# નવયુગ-કલબોની સ્થાપના કરો

બીરાદરો,

ગૂજરાતની મહેનતુ જનતામાં રાજકિય અને સામાજીક જાગૃતી આણવાના અમારા સતત યત્નો ઉપર ત્રણ વર્ષનો કાળ ચાદર ઓઢાડી ચાલી ગયો છે. આ અલ્પ કાળમાં કંગાલ કિસાનો અને શોષાતા શ્રમજીવી સમુદાયની ભાવનાઓને વ્યક્ત કરવાના, તેમના રાજકિય આંદોલનોમાં ચેતનાની ચીનગારી ચેતવવાના, તેમજ તેમના સંગ્રામોમાં માર્ગદર્શક થઇ પડવાના 'નવયુગ'ના યત્નોને મળેલા આવકારથી અમોને સંતોષ થયો છે.

પ્રત્યેક માસે લગભગ ૧૦૦૦૦ જેટલા ગુજરાતીઓ નવયુગનો પૈગામ સાંભળે છે. પણ ગુજરાતની વસ્તી સાથે સરખાવીયે તો આ પ્રમાણ અતી અલ્પ જ ગણાય. આવતું વર્ષ એ કસોટીનું વર્ષ છે. આ ક્ષણે હિંદમાં આઝાદી માટે ઉગ્ર તમન્ના પ્રગટી છે. સ્વાધીનતા માટે સર્વસ્વ હોમી દેવાના ઉજળા અભિલાષોએ ગુજરાતને ગૌરવ આપ્યું છે. તે ક્ષણે 'નવયુગ'ના પૈગામનું મહત્વ સૌથી વિશેષ છે.

તેથી જ નવયુગની ભાવનાઓ—આદર્શો—અને વિચારો ગુજરાતના પ્રત્યેક ગૂજરાતીને પહોંચે તેમ કરવાની પ્રત્યેકની ફરજ છે. આપણા આખરી આદર્શને સફળ કરવા માટે, આપણે વર્ષોથી સેવેલા સ્વપ્નને મૂર્તિમન્ત કરવા માટે એક પગલું આગળ મૂકવાની વેળા આ ક્ષણે આવી પહોંચી છે.

ત્યારે આ વર્ષે કઇ પ્રવૃત્તિમાં આપણું સર્વલક્ષ કેંદ્રિત કરીશું? આવતા ઝંઝાવાતમાં આપણી નજર ખડક સમી સ્થિર ઉભી રહે, રાજકિય વાતાવરણમાં પ્રસરતા ધુમ્મસમાં પણ આપણી દ્રષ્ટિ સત્ય જોઇ શકે તેને માટે આપણે કયું આંદોલન ઉપાડીશું?

આવું એક આંદોલન—આવી એક પ્રવૃત્તિ તે નવયુગ કલબની સ્થાપના છે. પ્રત્યેક શહેર કે ગામમાં—જ્યાં જ્યાં નવયુગનો વાંચક વસતો હોય ત્યાં તે **નવયુગ-કલબ** સ્થાપે. ઉદ્દામ વિચારો ધરાવનારાઓને એકત્ર કરે, સાથે મળીને ચર્ચા કરે, નવયુગમાં આવેલા લેખોની સમિક્ષા કરે, તેના વિચારોને સમજવાનો અને સમજાવવાનો યત્ન કરે, જે વિચારો—મુદ્દાઓ ન સમજાય તેને માટે તંત્રીને લખે. આમ વાચક વર્ગ સાથે સાનિધ્ય સ્થપાઇ શકે. આવી પ્રવૃત્તિ નવયુગનો પ્રત્યેક વાચક ઉપાડી લે. નવયુગ કલબ સ્થાપવા માટે ત્હમારા શહેરમાં નવયુગ વાંચનારાઓને એકત્ર કરો, ભેગા મળીને ચર્ચા કરો—એક શબ્દમાં કહીએ તો નવયુગના પ્રચારક બનો. કારણ કે નવયુગ એ આદર્શોનું માસિક છે. તે આનંદ આપવા માગતું નથી પણ ઇતિહાસ ઘડવા માંગે છે.

એટલે જ, જો ત્હમારૂં હૃદય ત્હમારા બીરાદરોની કંગાલ ગરીબાઇ જોઇ દાઝી ઉઠતું હોય, જો ત્હમારા શરીરમાં ખરી સ્વાધીનતાની રોશની ઝબુકતી હોય, જો ત્હમારામાં સીતમનો સામનો કરવાની તાકાત અને તમન્ના હોય તો—

ત્હમારા સ્થાનમાં 'નવયુગ-કલબ' જલ્દી સ્થાપો. એજ આ વર્ષનો મુદ્રાલેખ હો.

[signature]

તંત્રી—

# ગાંધીજીની વ્યુહરચના

## સત્યાગ્ર.
## સંગ્રામ
## એક

: લેખક :

'શાંતિ એ મ્હને સૌથી પ્રિય વસ્તુ છે, છતાં મ્હારા જીવનમાં સંગ્રામ અનિવાર્ય થઇ પડયો છે.' આવા શબ્દોમાં અત્યાર સુધી ઉપાડેલા અનેક આંદોલનો માટે મહાત્માજીએ ઉદ્‌ગાર કહાડયા હતા. ગૂજરાતના આ સમર્થ પુરૂષે દક્ષિણ આફ્રીકામાં, ચંપારણ્યમાં, ખેડામાં, બારડોલીમાં અને છેલ્લા વર્ષોથી સમગ્ર હિંદવ્યાપી રાજકીય સંગ્રામ ખેલ્યા છે. પ્રખર સામ્રાજ્યવાદી શોષણ સામે તેમણે આકરા જંગ માંડયા છે. તેમના એક શબ્દે સેંકડો યુવાનો જેલમાં ગયા છે. તેમની એક હાકલે હજારો વિરલાઓ શહેરની સગવડો મકીને ગામડાના રચનાત્મક કાર્યક્રમમાં–દટાઇ ગયા છે. તેમની એક આજ્ઞાએ મધ્યમવર્ગની સાનીનીઓ પરદેશી કાપડનું પીકેટીંગ માટે બહાર પડી છે. છતાં મહાત્માજીની પ્રવૃત્તિના પરીણામ આશાજનક નથી આવ્યાં. તેમના આદર્શો હજુ સિધ્ધ નથી થયા. સ્વાધીનતાનો સંગ્રામ હજુ તેમને તેમ જ ઉભો છે. તેથી જ મહાત્માજી સરકારતંત્ર સામેની વ્યુહરચનામાં કેમ નિષ્ફળ નિવડે છે તે સંબંધી ક્ષણ ભર વિચાર કરવો એ આ ક્ષણે અતી જરૂરનું છે.

અત્યારે સમગ્ર દેશ મહાસભા અને સરકારતંત્ર વચ્ચેની અથડામણથી ગાજી રહ્યો છે. અત્યારે તો પ્રત્યેક પ્રાંતમાંથી ધરપકડના સમાચારો આવે જ જાય છે. મહાત્માશ્રીની વ્યુહરચના અત્યારે બરાબર અમલમાં (In action) છે. તેના પ્રતિકાર તરીકે સરકારી દમનનીતિ પણ પૂરજોશમાં ચાલુ છે. વર્તમાનપત્રો પર આકરા અંકુશો મૂકવામાં આવ્યા છે. સારાયે વાતાવરણ ભયથી વ્યાપી ગયો છે. તેથી જ મહાત્માશ્રીના અહિંસક સંગ્રામની વ્યુહરચનાની તટસ્થ રીતે સમાલોચના કરવી એ આ ક્ષણે અતી કઠીન છે.

પણ મહાત્માજીના માર્ગને નિહાળવામાં એક બીજો ભય પણ અમારા શીર

# હની પદ્ધતિનું અવલોકન

પી. જે. ભટ

જેલ જવાથી કે કાયદાનો માત્ર સવિનય અનાદર કરવાથી સ્વરાજ્ય પ્રાપ્તિનો આદર્શ સિદ્ધ થઈ શકે કે કેમ તે એક મ્હોટી શંકાની વસ્તુ છે. આથી લેખક આલેખે છે કે મહાત્માજીની યુદ્ધકલા જરૂર સનસનાટી ઉપજાવી શકે છે પણ તેનું નક્કર પરિણામ શુન્યમાંજ આવે છે.

પર ઝઝુમતો ઉભો છે. આ ક્ષણે આઝાદીની ઉગ્ર તમન્નાથી પ્રેરાઇ સેંકડો યુવકો જેલને વધાવી રહેલ છે, સેંકડો સહર્ષ લાઠીચાર્જને સ્વીકારી લે છે અને તેથી એક જુદી જ—ભાવના જન્મ પામી છે. મહાત્માજીએ આપેલા કાર્યક્રમ પર અત્યારે શહાદતની ભાવના વીંટળાઇ છે. લોકસમાજમાં સામાન્ય માન્યતા એમ જ પ્રસરી છે કે મહાત્માજીની વિચારસરણી સાથે વિચારવિરોધ દર્શાવવો એ પણ મહા દેશદ્રોહ છે. કુરબાનીનો યજ્ઞ જ્યારે આરંભાયો હોય ત્યારે આ કુરબાનીની સફળતામાં શંકા લાવવી એ પણ એક મહા દોષ ન હોય તેમજ માનવામાં આવે છે. આવા વાતાવરણમાં પ્રામાણિક વિચારભેદને વ્યકત કરવાનું લગભગ અશક્ય બન્યું છે. છતાં પણ આ સર્વ પ્રકારની મુશ્કેલીઓની સારી કલ્પના હોવા છતાં, પણ મ્હને એમ લાગે છે કે આ કટોકટીના અવસરે મહેનતુ માનવતાનું દૃષ્ટિબિંદુ રજુ ન કરવું એ સમાજવાદના સિધ્ધાંતોનો દ્રોહ જ કરવા સમુ મનાય એટલે જ મહાત્માજીના વ્યકિતત્વ માટે, કે તેમના ઉજળા આત્મભોગ માટે અમોને સર્વમાન હોવા છતાં પણ તેમણે સરકાર સામે સંગ્રામ ખેલવામાં ગોઠવેલી વ્યુહરચનાને સમાજવાદી દૃષ્ટિબિંદુએ અવલોકવાનો આ ન્હાના લેખમાં યત્ન કરવામાં આવ્યો છે.

[૨]

**વર્ષોના** વહન સાથે મહાત્માજીની યુધ્ધકળાએ ધીમો પલટો લીધો છે. તેમની જીવનકથા પ્રમાણે સત્યાગ્રહ એ શબ્દ દક્ષિણ આફ્રીકાના સંગ્રામ વખતે શોધાયેલો. પણ આ વૃત્તિ કે પધ્ધતિ તો ત્યાર પહેલાં જ તેમણે અમલમાં મુકેલી. સત્ય દીસે તેને માટે આત્મબલીદાન આપીને પણ ઝુઝવું એવી તેની ઉંચ્ચ

ભાવના છે. આત્મસમર્પણ કરીને ઇષ્ટની સંધિ કરવી એ તેનો આશય છે. દધિચિ રૂષીની યશગાથા એ તેમની પ્રેરણાનાં મુળ છે. પુરાણની કથા છે કે દધિચિ રૂષીએ સાબરમતીના કાંઠે જ દેવોનું શ્રેય સાધવા આત્મત્યાગ કરેલો. અને તેથી જ આ નદીના કાંઠે આગળ જતાં મહાત્માજીએ પોતાનો આશ્રમ નાંખ્યો. કદાચ આ લોકવાર્તા સત્ય ન પણ હોય છતાં સ્વાત્મભોગના સદ્ગુણની દ્રષ્ટિએ મહાત્માજીનાં જીવનને દધિચિ રૂષીની સાથે જરૂર સરખાવી શકાય.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓને થતા અન્યાયો સામે ઝુઝવા માટે જે સંગ્રામ મંડાયો હતો તેનું સત્તાવાર વૃત્તાંત દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહના ઇતિહાસમાં અપાયેલું છે. બન્ને વિભાગો મહાત્માજીએ જ લખેલા છે, એટલે જ્યાં સુધી એ સંગ્રામને અમૂક વસ્તુઓ અસર કરે છે, ત્યાં સુધી સત્તાવાર વસ્તુઓ આ પુસ્તકમાંથી સાંપડી શકે છે.

પણ આ લેખમાળામાં આ પુસ્તકની સમિક્ષા કરવાનો મ્હારો ઉદ્દેશ નથી. મ્હારો આશય માત્ર દક્ષિણ આફ્રિકાની સંરકાર સામે મહાત્માશ્રીએ ઉભી કરેલી યુદ્ધકલા અવલોકવાનો જ છે. કારણ કે મહાત્માજીની યુધ્ધકલાએ સ્વરૂપો પલટ્યાં છે પણ મૂળ ભાવના સનાતન અને સ્થિર રહી છે.

દક્ષિણ આફ્રીકા એટલે શ્વેતસંસ્થાન. લોકવાયકા છે કે ગોરાઓ ત્યાં ગયા ન હતા ત્યારે પણ કાળા દેશીઓના વહાણો કેપટાઉનમાં લંગર નાંખતાં. પણ એ પૂર્વકાળની વાત થઇ. જ્યારે મહાત્માજી ત્યાં પહોંચ્યા ત્યારે શ્વેતસંસ્થાન સ્થપાઇ ચક્યું હતું. ઇંગ્લેંડના અધિરાજ્ય નીચે ન્હાનકડી પાર્લામેન્ટ શાસન ચલાવતી. તેમનું મુખ્ય હીન હતું વેપાર. તેમ ઇંગ્લેંડમાં વસ્તી વિપૂલ બનવાથી કેટલાક સાહસિકો દક્ષિણ આફ્રિકામાં આવી વસ્યા. અને દેશ પર રાજકિય અધિકાર સ્થાપ્યો.

આ વસ્તુ તે પ્રદેશની હબસી જનતાને અણગમતી હોય જ. દક્ષિણ આફ્રિકાના મળ વતનીઓના પ્રાથમિક હક્કોને દૂર હડસેલીને જ ગોરાઓએ રાજ્ય સ્થાપ્યું હતું. એટલું જ નહીં પણ ગોરા વસાહતોએ સ્થાપેલા આ સ્વાધીન સંસ્થાનમાં કાળા હબસીઓનો એક પણ રાજકિય હક્ક ન હતો. ગુલામ કરતાં પણ તેમની દશા અતી બુરી હતી. અને તેથી જ સ્વાભાવિક રીતે જ હબસી જનતામાં ગોરા સંસ્થાન માટે ઉકળાટ હતો જ. આમ દક્ષિણ આફ્રિકાની ફળદ્રુપ ભૂમિમાં ત્રણ જુદા જુદા બળો પરસ્પર સત્તા માટે સ્પર્ધા ખેલી રહ્યાં હતાં. એક બળ તે ગોરા વસાહતોનું. તેની પીઠે ઇંગ્લીશ સરકારનું સૈન્યબળ હતું. પોલીસતંત્ર ગોરાઓને સ્વાધીન હતું. રાજ્યસત્તા તેમની પાસે હતી. રેલ્વે પર તેમનો અધિકાર હતો. આ પરિસ્થિતિમાં બીજા બળોની સરખામણી થઇ જ શકે તેમ ન હતી. હિંદીઓ પાસે હક્ક જેવું કંઇ ન હતું. કાળા હબસીઓને તો વિદેશી સંસ્કૃતિની સ્થાપના એ જ એક વિચિત્ર વસ્તુ હતી. તેઓ તેને સમજી શકતાં ન હતાં. માત્ર એક વસ્તુ તેઓ અનુભવથી ઓળખતાં, અને તે ગુલામી! છતાં તેઓ પણ કંઇક સમજવા લાગ્યા હતાં અને જો કે તેમની રાજકિય જાગૃતિએ ખાસ સ્વરૂપ નહોતું લીધું છતાં તેઓ જ ખરેખરા કચરાયેલા હતાં. દક્ષીણ આફ્રીકામાં ઉત્પન્ન થતી સંપત્તિના તેઓ જ ખરા ઉત્પાદક હતાં.

પણ હિંદીઓ! તેમને તો હિંદી સંસ્કૃતિ વારસામાં મળી હતી. દક્ષિણ આફ્રિકાનાં રસકસ લુંટવાને તેઓ ત્યાં ઉતર્યાં હતા. ગોરા વસાહતોના જેવા જ

તેમના આશય હતા. તેઓ મુજે વેપારી એટલે દક્ષિણ આફ્રીકાની ભુમી પર વેપાર કરતાં ગોરાં વસાહતોના તે મુખ્ય હરીફ હતા. ફરક માત્ર એટલો જ હતો કે ગોરા વેપારીઓની પીઠે રાજ્યબળ હતું. ત્યારે હિંદીઓ એકલા, અટુલા, અસહાય થઇને મદદ માટે દીલ્હી તરફ દ્રષ્ટિ કરતા.

દક્ષિણ આફ્રિકાના પ્રશ્નનું આ સ્વરૂપ હતું. આજે તે પર વર્ષો વીતી ગયાં છે. તેના પર કેટલાય પુસ્તકો લખાયાં છે. તેના પર કેટલુંય વિવેચન કરવામાં આવ્યું છે. એટલેજ એ ઘટનાને તેનાં સત્ય સ્વરૂપમાં સમજવી શક્ય બની છે.

**આ** દ્રષ્ટિએ અવલોકતાં જણાશે કે હિંદી વેપારીઓ કંઇ મહેનતુ માનવતાના વર્ગના ન હતા. તેઓની માત્ર એક જ ફરીયાદ હતી કે તેમને વેપારના માર્ગમાં પારાવાર વિઘ્નો મૂકવામાં આવે છે. આમ વેપાર દ્વારા ગરીબ હબસીઓનું રકત ચુસવાની પ્રવૃત્તિમાં તેમને ગોરાઓ જેટલી સગવડો નહોતી. સરખી તક નહોતી. આ જ તેમની મુખ્ય ફરીયાદની આ મુળ ભુમીકા.

પણ આ સ્થળે મહાત્માજી સંપત્તિને સર્જનારી હબસી જનતાને વીસરી ગયા. તેમણે તો હિંદીઓનો પક્ષ લીધો. પ્રશ્નને હિંદીઓની દ્રષ્ટિએ નિહાળ્યો. વેપારીઓને સહન કરવા પડતા અન્યાયો એ તેમણે લક્ષબિંદુ કર્યું અને પછી સંગ્રામ આરંભ્યો.

હવે વ્યુહરચનાની દ્રષ્ટિએ આ ઘટનાને અવલોકીએ તો જણાશે કે પ્રથમ તો લક્ષબિંદુને આટલું ન્હાનું લક્ષબિંદુ આપવામાં, શ્વેત શોષણ સામે આંખમિંચામણાં કરવામાં અને કાળા હબસીઓની ઉન્હી વરાળનો ઉપયોગને કરવામાં મહાત્માજીએ ભુલ કરી હતી.

પણ મહાત્માજીની યુદ્ધકલાની આ લાક્ષણિકતા છે. તેમનું લક્ષબિંદુ સચોટ, સીધું, અને એકદમ ન્હાનું હોય છે. ક્ષેત્ર સંકુચીત કરવાની વૃત્તિ શરૂઆતથી જ પ્રબળ છે. આ અનિચ્છનીય વૃત્તિ મહાસભાને વારસામાં મળી છે. સમાજવાદી દ્રષ્ટિબિંદુએ વ્યાપક લક્ષબિંદુ લઇને સમુહના વિશાળ ભાગને સંગ્રામમાં યોજવો જોઇએ. આધુનિક યુરોપી સમાજવાદી સંગ્રામોનું આ એક ખાસ લક્ષ હોય છે. કારણ કે આખરી લક્ષ જનતાની નજર સમક્ષ રાખવાથી જ ઉત્સાહનાં પરનો સક્રિય ઉપયોગ થઇ શકે છે. રાષ્ટ્રજાગૃતિ જ્યારે જાગે છે ત્યારે પ્રચંડ નદીના પુરની માફક રેલાય છે. આ રાષ્ટ્રશકિતને જો આખરી આદર્શ ઉપર જ કેંદ્રીત કરવામાં આવે તો જ ચેતનાનો ઝરો ચિરંજીવ રહે.

**આ**મ લડતના ક્ષેત્રને સંકુચીત બનાવવાથી હિંદી ગીરમીટીયા વર્ગ લડતથી અળગો રહ્યો. શ્વેત શોષણને નષ્ટ કરવા ઇચ્છતા કાળા હબસીઓ આઘા ઉભા રહ્યા. એટલું જ નહીં પણ તેમના સહકાર વિના શરૂ થયેલી લડત જલ્દી સફળ પણ ન જ થઇ શકી. એક વખત ન્યુકેસલના ગીરમીટીયાઓએ વેપારીઓની લડતને સાથ આપવા હડતાલ પાડી હતી પણ તેમનાં આ પગલાંને અનિચ્છનીય ગણવામાં આવ્યું હતું એટલું જ નહીં પણ હડતાલ પાછી ખેંચી લેવડાવી લેવામાં મહાત્માશ્રીએ સહાય આપી હતી. સંભવ છે કે શ્વેત શોષણનો નાશ કરવાને માટે જ જો મહાત્માજીએ જોરદાર હાકલ કરી હોત, તો અત્યારની આફ્રીકાની પરિસ્થિતિ જરૂર જ જુદી હોત. પણ તેમ કરવાને બદલે મહાત્માજીએ માત્ર હિંદી વેપારીઓને સહન કરવા પડતાં કેટલાંક કષ્ટો ઉપર સમગ્ર સંગ્રામ આરંભ્યો. પરીણામે ૧૫ વર્ષના સતત સંગ્રામ

પછી રાજકિય જાગૃતિનાં પુર પાછાં ઓસરી ગયાં.

**કા**યદાનો સવિનય અનાદર એ તેમની સંગ્રામ પદ્ધતિનું લાક્ષણિક અંગ મનાય છે. કાયદાનો અહિંસક અવરોધ એ તેમની પ્રત્યેક લડતની ભુમિકા બને છે તેમની હાકલને આધારે હજારો યુવાનો સેંકડો મધ્યમવર્ગની સ્ત્રીઓ પણ સ્વાભાવિક શરમનો ત્યાગ કરીને જેલમાં પહોંચી ગઇ. અને સંજોગો જરા સાનુકુળ બનતાં અળખામણા કાયદાઓ રદ કરાવવામાં મહાત્માશ્રી સફળ થયા.

**જે**લયાત્રા એ મહાત્માજીની સંગ્રામ પધ્ધતિની બીજી મૂખ્ય ભૂમિકા છે. આ અમોઘ મનાતા શસ્ત્ર માટે તેઓ કહે છે કે નિર્દોષ વ્યકિતની જેલયાત્રાથી પ્રજા ઉપર ત્રણ પ્રકારે અસર ઉપજે છે. પ્રથમ તો જેલયાત્રાથી સરકારતંત્રને આર્થિક ખર્ચમાં ઉતરવું પડે છે. જેમ વધુ વ્યકિતઓ જેલમાં જઇ બેસે તેમ વધુ ને વધુ ખર્ચ સરકારને આવે. આ પ્રકારે સરકારતંત્ર પર પરોક્ષ રીતે આર્થિક દબાણ લાવીને આદર્શ સિધ્ધ કરવો સહેલો બને છે. એટલું જ નહી પણ જેલયાત્રાથી પ્રજામાં પણ સારો પ્રચાર થાય છે. સમુહના માનસ પર આ ઉજળા આત્મબલિદાનથી કંઇક ઔર અસર અનુભવી શકાય છે. સત્યાગ્રહીઓની ગણત્રી પ્રમાણે એક વ્યકિતની જેલયાત્રાથી સમગ્ર કુટુંબકબીલામાં, તેમજ તેના વગવસીલામાં ઉંડી અસર થાય છે. અને તેટલા પુરતી લડત વ્યાપક બને છે. તેમ જ ત્રીજું કારણ દર્શાવતાં ગાંધીવાદીઓ કહે છે કે જેલ જવાથી અને એવા સીતમો સહન કરવાથી અમુક કાળ જતાં શત્રુપક્ષના હૃદય પર પણ અસર થવાની જ. તેમના પત્થર જેવાં હૃદય ઓગળીને પાણી જેવાં પોચાં થઇ જવાનાં. તેઓ એમ ખરેખર માને છે કે શત્રુપક્ષને પણ હૃદય છે. અને આપણા સ્વાત્મભોગથી તેના દીલની અશુધ્ધતાઓ ધોવી શકય છે.

ત્યારે સ્વાભાવિક સવાલ થાય છે કે જેલો ભરી દેવાથી, તેમજ યુવાન જનતાને કારાગૃહના સીતમો સહન કરવા મોકલી આપવાથી સરકાર નમી પડશે ખરી? જે સરકારે મહાન યુધ્ધ પજવાડે લાખ્ખોની પલટનોને કેદીઓ તરીકે નિભાવ્યા તે સરકાર સેંકડો યુવાનોની જેલજાત્રાથી ગભરાઇ જશે ખરી? જે સરકારતંત્ર સૈન્ય પજવાડે ખર્ચ કરવાને ૫૫ કરોડનો ધુમાડો પ્રત્યેક વર્ષે કરી શકે છે તે સરકાર હજારો કેદીઓના આગમનથી તુટી પડશે ખરી?

પ્રથમ આર્થિક બાજુની વસ્તુ લઇએ. અલબત દરેક કેદી દીઠ સરકારતંત્રને સરાસરી પંદર રૂપીયાનું ખર્ચ કરવું પડે છે. આ હિસાબે કદાચ લાખેક માણસ જેલમાં જાય તો પણ ૧૮૯ કરોડ રૂપીઆની આવકવાળી સરકારને કંઇ ખાસ ત્રાસ સહન ન કરવો પડે. એટલું જ નહીં પણ જ્યારે એક બાજુ કરવેરા પેટે સરકારની તીજોરીમાં નાણું જમા થતું જતું હોય ત્યારે પીકેટીંગ કે મીઠાના કાયદાનો ભંગ કરીને જેલમાં જવાથી સરકારની આવક અટકવાની નથી.

જે સરકારતંત્ર લોઇડ બેરેજ જેવી યોજનામાં ૪૪ કરોડ જેટલું ધન વેડફી શકે, જે એકએના ખાડામાં કરોડો રૂપીયા હોમી શકે તે સરકારતંત્ર જેલો ભરી દેવાથી તૂટી પડે તે શત્રુપક્ષની આર્થિક સ્થિતિના આછા માપ કહાડવા બરાબર છે એટલું જ નહીં પણ સરકાર સંરક્ષે છે સંપત્તિવાનોના હિતને. જ્યારે કટોકટીનો અવસર આવે ત્યારે સરકારને મદદ કરવા ધનવાનો તેના ભંડારોને ખૂલ્લા મૂકી દેશેજ.

જેલોમાં લાખ્ખો લોકો જઇને વસે તો પણ તેમને નિભાવી શકાય એટલું ધન સરકારને સહેલાઇથી સાંપડી શકશે. સંભવ છે કે દક્ષિણ આફ્રિકાનો પ્રત્યેક વેપારી, પ્રત્યેક હિંદી જેલમાં જઇ બેઠો હોત તો છેક છેલ્લી ક્ષણે ગોરા વેપારીઓ પોતાના ધનભંડારો જરૂર જ ખુલ્લા મુકી દેત. કારણ કે સરકારતંત્ર તેમના હક્કો માટે લઢી રહ્યું હતું. વસ્તુતઃ સરકારતંત્ર એ ગોરા વસાહતોનું જ હતું. એટલે એ શાસનને અવિચળ રાખવા માટે આર્થિક આત્મભોગ આપનારાઓની ઓછપ દક્ષિણ આફ્રિકાની સરકારને પડત એમ માનવું એ મ્હારી દ્રષ્ટિએ તો જરાયે સ્વાભાવિક નથી.

તેમ જ બીજું પરોક્ષ પરિણામ લઇએ. પ્રચારકામ! આ દીશામાં પણ અનુભવ કંઇક જૂદો જ ઇતિહાસ શીખવે છે. પ્રચાર માટે પ્રચારકની જરૂર પડે છે. સમુહ અમૂક સમય સુધી અન્યાય સામે ઉકળે છે પણ તેનો ઉકળાટ કંઇ પણ દ્રશ્ય પરિણામ સાધી શકવા અસમર્થ નિવડે છે ત્યારે તેને સહન કરવાની ટેવ પડે છે. છેલ્લા દશ વર્ષનો ઇતિહાસ આપણને એક જ સુત્ર શિખવે છે કે નેતાગણ પકડાઇ જતાં લડત મોળી પડતી ચાલી છે. અને આખરે ઓસરી પણ ગઇ છે. સમુહ માનસનો આ સિધ્ધાંત છે. તેમાં સમુહનો દોષ નથી. પણ મહાત્માજી અને તેમના અનુયાયીઓ એમ જ માને છે કે નેતાગણના જેલમાં જવાથી સમુહમાં વધુ જોમ આવશે. પણ આ જોમ કંઇ જ આવતું નથી. સામયિક ઉભરો જરૂર જ આવે છે. હડતાલો પડે છે. પણ તેથી કંઇ જેલમાં જવાની તમન્ના વધતી નથી. આ સત્યની પ્રતિતિ તો સાંપ્રત સમયનો ઇતિહાસ પણ દર્શાવી આપે છે. મહાત્માજીને જેલમાં ગયે બે મહીના વીતી ગયા છે છતાં ચળવળે લીધેલો ઓટ ચોખ્ખો દીશી ઉઠે છે. આ તો સામાન્ય નેતાગણની વસ્તુ થઇ. પણ સામાન્ય માનવ જ્યારે જેલમાં જાય છે ત્યારે તો પ્રચારનો ઉદ્દેશ પણ ઓસરી જાય છે.

હવે ત્રીજો ઉદ્દેશ લઇએ. આત્મ સમર્પણ કરવાથી હૃદય પલટો થશે એ પ્રકારની માન્યતા છે. ભલે સંતો અને મહંતો આદેશે પણ મ્હને તો એ જરા પણ માન્ય નથી. સરકારતંત્ર એક સંસ્થા છે. અમૂક વર્ગના આર્થિક હિત સાચવવાને તે ઉભી કરવામાં આવી હોય છે. કોઇ પણ પ્રદેશના સરકારતંત્રને હૃદય જેવી વસ્તુ જ કોઇએ જોઇ નથી અને સાંભળી નથી. મહાત્માજીએ પણ અનેક વાર સાંપ્રત સરકારને નોકરશાહી તરીકે ઓળખાવી છે. તો આવી સંસ્થામાં હૃદય હોવાની કલ્પના જ નકામી છે. સરકારતંત્ર એ પાશવબળની નરી સંસ્થા છે. નોકરશાહી ટકે છે માત્ર પાશવબળ વડે.

સરકારતંત્રમાં હૃદય હોવાની કલ્પનામાં માત્ર મધ્યકાલિન મુર્ખાઓ જ માની શકે. જ્યારે રાજ્યનીતિ એક રાજાના હાથમાં હતી ત્યારે કદાચ હૃદયપલટો જરાક શક્ય હોય પણ આજે તો મધ્યકાલિન યુગ પણ ઓસરી ગયો છે. ઉમરાવશાહીના અધિકાર પણ આઘા ખસ્યા છે. આધુનિક યુગમાં તો મુડીવાદે સત્તાના અંકુશ નાખ્યા છે. સાંપ્રત સંસ્કૃતિ એ મુડીવાદી સંસ્કૃતિ છે એ સત્ય બરાબર જાણીતું હોવા છતાં પણ આધુનિક નોકરશાહીમાં હૃદય હોવાની માન્યતા ધરાવવી એ તદ્દન તર્કહીન છે.

ત્યારે આપણે જોઇ શકીયે છીયે કે જેલયાત્રા કરવાથી, કારાગૃહની દીવાલો પાછળ પુરાઇને સીતમોને સહન કરવાથી ધારેલો આદેશ જરાય પાર પડી શકે તેમ નથી. આપણે તો નોકરશાહીને સ્થાને લોકશાસન સ્થાપવું છે. એમ કરવાના અનેક માર્ગો છે. પણ જ્યાં સુધી જેલયાત્રાની વ્યુહરચનાને લાગે વળગે છે ત્યાં સુધી એમ જરૂર જ કહી શકાય કે આ પદ્ધતિ આપણો ઉદ્દેશ જરાયે પાર પાડી શકે તેમ નથી.

—અપૂર્ણ—

# લાલ રશીયાની પરદે-

છેલ્લા તેર વર્ષમાં સોવીયેટની પરદેશનીતિએ કેટલાય પલટા લીધા છે. લેખક આ અજબ ગણાતા પ્રદેશની પરદેશનીતિની સામાન્ય સમીક્ષા કરે છે. આ લેખાંકમાં લેખક સોવીયેટની પરદેશનીતિના કેટલાક મુળ સિદ્ધાંતોની ચર્ચા કરે છે.

યુરોપની પશ્ચિમે પથરાયેલા સોવીયેટ પ્રદેશની પરદેશનીતિના તે વળી અવલોકન શાં? જે પ્રદેશ હિંદથી લગભગ ૨૦૦૦૦ માઇલ જેટલો દૂર હોય, જેની સીમા અને આ પ્રદેશની સરહદ વચ્ચે કેટલાય સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્યો આવેલાં હોય તે પ્રદેશની પરદેશનીતિને સાથે હિંદને શું સંબંધ હોઇ શકે? આવી કલ્પનાઓ, આવા પ્રશ્નો સહજ અને સ્વાભાવિક છે. છતાં તે પ્રદેશનો એલચી હિંદમાં ન હોવા છતાં પણ સોવીયેટ સરકારની પરદેશનીતિ હિંદના રાજકારણ પર પહેલેથીજ અસર કરતી રહી છે. એટલુંજ નહીં પણ રશીયાની રાજ્યનીતી સમગ્ર જગત ઉપર અસર કરે છે. કારણ કે રશીયા એ આજે પોતાની સીમાઓને સંરક્ષતું મુડીવાદી પ્રજાસત્તાક નથી, પણ નવી સમાજવાદી સંસ્કૃતિના ચણતરનું તે એક મૂખ્ય મથક છે. સમગ્ર સૃષ્ટિના શોષિતો અને ત્રાસીતો આજે સોવીયેટ પર મીટ માંડે છે. તેમને સહન કરવા પડતા અકથ્ય દુઃખના ઉકેલમાર્ગ તેમને અહીં મળે છે. અહીંજ શ્રમજીવીની સ્વાધીનતા (Proletarian Democracy) ઇતિહાસની એરણ ઉપર કસાઇ રહી છે. અહીંજ સ્વપ્નદ્રષ્ટા મનાતા કાર્લ માર્કસના સિધ્ધાંતોને ભૌતિક સ્વરૂપ મળી રહ્યું છે. તેથીજ રશીયાની પરદેશનીતિને જગત સુક્ષ્મતાથી અવલોકી રહ્યું છે.

ઇતિહાસની એ વિલક્ષણતા છે કે છેલ્લા મહાયુધ્ધ પહેલાં પણ વિશ્વના સામ્રાજ્યવાદીઓ રશીયાના ઝારથી ડરતા. કારણ કે ઝારની પાસે લાખ્ખોનું લશ્કર હતું. ગોળીઓના વર્ષાદમાં સામા ધસી જાય તેવી કોસેક પલટનો હતી. પૃથ્વીના ⅙ પ્રદેશ પર ઝારનો ડંકો વાગતો. આધુનિક ફીનલેન્ડ, પોલેન્ડ, એસથેરીયા એ ઝારના લોખંડી અમલ નીચે ત્રાસ અનુભવી રહ્યાં હતાં. તે સમયે ઝારના શબ્દથી ઇંગ્લાંડમાં સળવળાટ થતો. ફ્રાંસ ઉંચુ નીચુ થઇ જતું. જર્મનીમાં પડઘો પડતો. તે વખતે રશીયા એ એક મહાસત્તા મનાતું. તેની મિત્રતા માટે લંડનના એલચીઓ તલસતા. પેરીસના પ્રતિનિધિઓ ભેટ સોગાદો ધરતા, એટલુંજ નહીં પણ ઇગ્લેંડે રશીયાને પોતાના પક્ષમાં રાખવા માટે રાજ્ય કુટુંબમાં સંબંધ પણ રાખેલો. આમ વિદેશી સરકારો રશીયાનો

# -શનીતિ—એક અભ્યાસ

—: લેખક :—
'સર્ચલાઇટ'

સાથ ઇચ્છતા અને આ સર્વ પ્રયત્નોને પરિણામે મહાયુધ્ધમાં રશીયા મિત્ર-રાજ્યોની પડખે ઉભું રહ્યું હતું. ..

## વિપ્લવ પછી

**પ**ણ પછી તો રશીયાની મહાસત્તા પર વિપ્લવે પગલાં મૂકયાં. નકશામાં જ્યાં ત્રણ શબ્દો લખાતા ત્યાં હવે ચાર લખાવા લાગ્યા. રશીયા વીસરાઇ ગયું અને તેને સ્થાને શબ્દો ઝળકયા—યુ. એસ. એસ. આર. નવસર્જનનો શબ્દ સંભળાયો લસ્કરો પલટયાં...મોસ્કોમાં લાલ વાવટો રાજ્યમહાલ ઉપર ચઢયો. અને ચીચેરીને જાહેર કર્યું કે સ્વરક્ષણ કરતાં ભલે હમો હોમાઇ જઇએ પણ અન્ય રાષ્ટ્ર ઉપર કદીયે અમો અધિકાર નહીં ભોગવીયે... ...પોલેન્ડ સ્વતંત્ર બન્યુ. ફીનલેન્ડમાં મુડી-વાદી પ્રજાસત્તાક સ્થપાયું. અને બેસએ-રીયા રૂમાનીયાએ પચાવી પાડયું.

છતાં સામ્રાજ્યવાદીઓ સોવીયેટથી ખૂબ ડરે છે. મહેનતુ માનવનાના પરિશ્રમ પર જીવનારાઓ સોવીયેટના શબ્દથી કંપે છે. યુરોપના કેટલાય સામ્રાજ્યવાદીઓને ઉંઘમાં સામ્યવાદીઓનું સ્વપ્ન સફાળા જાગૃત કરે છે. ઇંગ્લેંડ, ફ્રાંસ, સ્પેન, ઇટાલી, એ બધાં આજે રશીયાથી ડરે છે. ઝારશાહી કરતાં આધુનિક રશીયા તેમને ખુબ ગભરાવી રહ્યું છે. તેનું કારણ એ નથી કે રશીયા પાસે લાખ્ખોનું લાલ લસ્કર છે. કે કોસાક પલટનો છે. પણ તેનું પ્રચંડપ્રચારકામ છે. સોવીયેટ પ્રચાર કળા સામ્રાજ્યવાદીઓના મૂળ સુધી પહોંચે છે. અને તેથી જ સોવીયેટના પરદેશખા-તાની સાથે થયેલા પ્રત્યેક કોલકરારમાં પ્રચાર પર પ્રતિબંધ મૂકવાની એક કલમ હંમેશા મૂકવામાં આવી છે.

આમ મહાયુધ્ધ પહેલાં ને પછી સામ્રા-જ્યવાદીઓ હમેશા રશીયાથી ખૂબ ડરતા. આજે પણ સામ્રાજ્યવાદીઓ રશીયાથી ખુબ ડરી રહ્યા છે. પહેલાં તેના સૈનિક બળથી ડરતા. આજે તેના પ્રચારથી તેઓ. થરથરે છે.

[ ૨ ]

**સો**વીયેટની પરદેશનીતિની ત્યારે લાક્ષ-ણિકતા કઇ? પાડોશીઓ સાથે શાંતિ રાખવી એ તેનો મૂખ્ય સિધ્ધાંત કિમે છે. આથી જ સોવીયેટ સત્તાધીશોએ રૂશીયાની સરહદે આવેલા સઘળાં રાજ્યો સાથે ૧૯૨૮ માં અરસ્પરસ આક્રમણ ન કરવાના કોલકરાર કર્યા હતા. જ્યારે યુરો-પના મહારાજ્યો લોકાર્નોમાં શાંતિવાદ પર શાબ્દિક પુષ્પો ચઢાવતાં હતાં ત્યારે પ્રત્યેક પાડોશી રાજ્ય સાથે અરસ્પરસ આક્રમણ ન કરવાના કોલકરાર કરીને શાંતિવાદની સાચી સાબીતી માત્ર રશીયાએ જ આપી હતી. રાજ્ય મુત્સદ્દીગીરીની આવી સચોટ સફળતા માટે સામ્રાજ્યવાદી વર્તમાન-

પત્રોને પણ વખાણ કરવાં પડયાં હતાં. ૧૯૨૮–૨૯માં થયેલા કોલકરારોને 'પૂર્વ લોકાર્નો' (Eastern Locarno) તરીકે ઓળખવવામાં આવ્યા હતા. આમ વિશ્વની મહેનતુ માનવતા સમક્ષ સામ્રાજ્યવાદીઓને ઉઘાડા પાડવામાં રશીયાએ સાધેલું સાફલ્ય જોઇને તટસ્થ મનાતાં પત્રોને પણ સોવીયેટ કૌશલ્યને સ્વિકારવું પડયું હતું.

'અરસ્પરસ આક્રમણ નહીં કરવાના કોલકરાર'ને આટલું મહત્વ આપવામાં આવે છે તેનાં અનેક કારણો છે પ્રથમ તો રશીયાની સરહદ ઉપર સઘળાં મુડીવાદી પ્રજાસત્તાક રાજ્યો વસેલાં છે. આ રાજ્યોની સીમાઓનો વિસ્તાર અતી ન્હાનો છે. આ રાજ્યો રશીયાથી સ્વાભાવિક રીતેજ ડરે છે. જેમ ઝારે તેમના ઉપર આક્રમણ કરીને તેમની સ્વાધીનતા હરી લીધી હતી, તેવીજ રીતે લાલ રશીયા કરે તો ! આ બીક તેમને વારસામાં મળી છે. તેમજ તેઓ બધાજ મુડીવાદી પ્રજાસત્તાક રાજ્યતંત્રો હોવાથી સોવીયેટ સરકાર સામે સ્વાભાવિક શત્રુવટ રાખે છે. આ પરિસ્થિતિમાં પોલેંડ, લીટાવીયા, લીથુનીયા, અને અન્ય રાજ્યો તે મહાસત્તાઓની રાજરમતનું શેત્રંજ બની જાય છે. પોલેન્ડ દ્વારા સોવીયેટ સીમામાં આક્રમણ કરવાની યોજનાઓ ફ્રાંસે રચી હતી. ગ્રેટબ્રિટન અફ્ઘાનિસ્તાનનો ઉપયોગ કરવા યત્ન કરે છે જ્યારે અમેરિકા અને અન્ય મહારાજ્યો સાયબીરીયાની સીમા ઉપર નજર નાંખે છે.

આમ રશીયાની સીમા પર આવેલા પ્રદેશો એ પ્રચંડ કાવાદાવાનું સ્થળ બન્યા છે. આથીજ અરસ્પરસ આક્રમણ ન કરવાના કોલકરારનું ખુબ મહત્વ છે. આ કોલકરારો સરહદના રાજ્યોમાં વસીને સોવીયેટ સામે ખટપટ કરવાના હલકાં કાર્યને અઘરૂં બનાવે છે.

એટલે અંશે શત્રુપક્ષ પર સોવીયેટે વિજય મેળવ્યો છે. અહીં જ આ કોલકરારોનું મહત્વ છે. આ કોલકરારોથી સોવીયેટે પોતાની સીમાઓ નિર્ભય કરી છે. એટલું જ નહિ પણ સોવીયેટે હવે સરહદથી પણ આઘાં ઉભેલા જગતના મહારાજ્યો સાથે અરસપરસ આક્રમણ ન કરવાના કોલકરાર કરવાનો યત્ન કર્યો છે. ૧૯૩૧ના ઓકટોબરમાં ફ્રાંસ સાથે થયેલા આવા કરારથી સોવીયેટના મુત્સદ્દીઓએ તેમના સામ્રાજ્યવાદ સામેના સંગ્રામમાં બીજો વિજય મેળવ્યો છે.

## [૩]

**આ** ઉપરાંત સોવીયેટ શાશન કરનારાઓ પોતાની પરદેશખાતાની નીતિમાં એક અમોઘ આર્થિક બળનો ઉપયોગ કરી શકે છે. રશીયામાં સમાજવાદી પદ્ધતિ પ્રમાણે વિદેશ સાથે વહેપાર કરવાનો સર્વ હક્ક રાજ્ય હસ્તક છે. આ હક્ક તે તેમનું મ્હોટું હથિયાર છે. રશીયાના જરૂરીઆતો પુરતાં ઓર્ડરો કયા દેશમાં મૂકવા તે પરદેશ ખાતાની ઓફીસ નક્કી કરી શકે છે. અને કરોડો રૂબલના વેપારની નદીના નીર તેઓ ધારે તેમ વાળી શકતા હોવાથી અનેકવાર તેઓ મહારાજ્યો ઉપર ધારી અસર નીપજાવી શકે છે.

એક ઉદાહરણ લઇએ. અમેરીકન સરકારતંત્રે સોવીયેટ રાજ્યતંત્રનો હજુ સ્વિકાર નથી કર્યો. મુડીવાદી રાજ્યોએ પણ તેનો સ્વિકાર કરતાં આનાકાની કરેલી પણ આ

વેપારના આયુધ વડે તેઓ આખરે પોતાની મુરાદમાં સફળ થયેલા. આ સંબંધમાં ઇંગ્લાંડ સાથે રશીયાનો રાજકિય વહેપાર બહુ અનુરૂપ છે. ૧૯૨૪માં રશીયા સાથે રાજ્યસંબંધ ચાલુ થયો. પણ ૧૯૨૬ માં આ સંબંધ તૂટી ગયો તરતજ ઇંગ્લેંડ સાથેનો રશીયન વેપાર પણ ધીમે ધીમે ઘટાડવામાં આવ્યો અને વેપાર જર્મની અને અન્ય દેશોમાં જવા લાગ્યો. આખરે ગ્રેટબ્રિટનને પણ વેપારને લીધેજ નમતું આપવાની ફરજ પડી. પરીણામે ૧૯૩૦ માં રશીયા સાથે રાજ્યસંબંધ પાછો ચાલુ થયો.

અત્યારે પણ અમેરિકાના મ્હોટા વેપારીઓ ક્યારનીય બૂમ મારી રહ્યા છે કે સોવીયેટ સાથે રાજ્યસંબંધ બંધાવોજ જોઇએ, -કારણકે રશીયા હવે મૂખ્યત્વે વેપાર યુરોપમાંજ કરે છે. આ પરિસ્થિતિનું એક પરિણામ એ આવે છે કે સોવીયેટ સાથેના રાજ્યસંબંધમાં આ આર્થિક આયુધ બહુજ કુશળતાથી વાપરવાથી સોવીયેટના સંચાલકો સારી રીતે પોતાની યોજનાઓમાં ફાવી શકે છે.

આ આર્થિક આયુધ જેટલી કુશળતા પુર્વક સોવીયેટના સંચાલકો વાપરી શકે છે તેટલું કોઇ પણ રાષ્ટ્ર નથી કરી શકતું. આ દ્રષ્ટિએ સોવીયેટના મુત્સદ્દીઓનું બળ વધુ હોય છે. અને તેમની વાટાઘાટ સીધી અને સચોટ બને છે. તેની અસર પણ તેટલીજ કાતીલ થાય છે. એટલેજ અત્યારે યુરોપના મુડીવાદી રાજ્યોને આ સમાજવાદી શાશનનો સ્વિકાર કરવો પડ્યો છે. જો કે આ મહારાજ્યોના સામ્રાજ્યવાદીઓને રશીયા તરફ પૂર્ણ તિરસ્કાર છે છતાં પણ આ આર્થિક આયુધજ તેમને સોવીયેટનો સ્વિકાર કરવાની ફરજ પાડે છે.

અને આ આર્થિક તત્વનું બળ પણ કંઇ ન્હાનું સુનું નથી. અબજો રૂબલનો વેપાર પ્રત્યેક વર્ષે ખેલાય છે. આ વેપારને છોડી દેવા કયો મુડીવાદી પ્રદેશ પ્રેરાય?

અને સોવીયેટના મુત્સદ્દીઓ વારંવાર વેપારની દીશાઓ બદલે છે. અને આ પ્રમાણે તેઓ સામ્યવાદીઓ વચ્ચે પણ વૈમનસ્ય ઉત્પન્ન કરાવી શકે છે.

## [૪]

આક્રમણની અનિચ્છા એ સોવીયેટની પરદેશનીતિનું એક ખાસ લક્ષબિંદુ હોવાથી, તેઓ કોઇ પણ પ્રદેશો સાથે જાગેલા વિગ્રહમાં પક્ષ લેતા નથી. હમણાં ચાલતા જાપાનીસ અને ચીનના સંગ્રામમાં-તેઓએ "તટસ્થવૃત્તિ" જાળવી છે કારણ કે તેઓ માને છે કે જ્યારે મુડીવાદીઓ ભાડુતી સૈન્યો વડે પરસ્પર સામનો કરે. અને સંહારશકિતનાં માપ કહાડવા બેસે ત્યારે સમાજવાદી સંસ્કૃતિને તે સાથે કંઇજ લાગતું વળગતું હોવું ન જોઇએ. ધારો કે મ્હારા બે શત્રુઓ લડતા હોય તો હું તો તેમને બંન્નેને લઢવા દઇને નબળાજ બનવા દઉં. હું શા માટે સહાય આપું? સોવીયેટનીતિ આ પ્રકારની છે. સોવીયેટ માને છે કે "જગતનો મુડીવાદ એ તેનો પકકો દુશ્મન છે. અને તેથી તેને ઉથલાવવા મદદ કરવી તેજ સોવીયેટની નીતિ માનવામાં આવે છે. આથીજ તેમણે ચીનમાં જ્યારે સામ્રાજ્યશાહી વિરૂદ્ધ ખેડુતોએ, કામદારોએ, અને વિદ્યાર્થીઓએ

જંગ માંડયો હતો ત્યારે તેઓએ ચીનને એકધારી સહાય આપી હતી. પણ આથી આગળ એક પણ પગલું ભરવા તેઓ તત્પર નથી. આમ સોવીયેટની પરદેશ સાથેની નીતિનું આ એક ત્રીજું લાક્ષણિક અંગ છે. જ્યારે જ્યારે સામ્રાજ્યવાદીઓ અરસ્પરસ સ્પર્ધા કરે છે કે તલ્વાર ખખડાવે છે ત્યારે સોવીયેટ નિર્લેપ તટસ્થતા જાળવે છે.

કોઇ પણ પ્રકારની ગુપ્ત સંધી નહી કરવી જોઇએ એ પ્રકારનો મૂળગત સિદ્ધાંત સામ્યવાદીઓનો છે. આ સિદ્ધાંતને અનુલક્ષીને જ તેઓ પરદેશખાતા સાથે કોલકરારો કરે છે. જ્યારે અન્ય દેશો અરસ્પરસ ગુપ્ત સંધીઓ કરીને લોકની જાણ વગર અનેકવાર સમગ્ર પ્રજાને પારાવાર નૂકસાન કરે છે પણ સોવીયેટ પ્રજાતંત્રનો આ એક મૂખ્ય સિદ્ધાંત છે. ગુપ્તસંધીને તેઓ ધૃણાજનક ગણે છે. એટલું જ નહીં પણ તેઓએ માજી ઝારની સરકારોએ કરેલી ગુપ્ત સંધીઓ પ્રકાશમાં મૂકી છે.

આ સિદ્ધાંતને તેઓ ચુસ્તપણે વળગી રહ્યા છે. છેલ્લા ૧૩ વર્ષથી સોવીયેટના શાસનમાં એક પણ પ્રસંગ એવો ન હતો કે જ્યારે પ્રજાની જાણ વગર પરદેશખાતાની ઓફીસે કંઇ પણ પગલું ભર્યું હોય અત્યાર સુધી સોવીયેટ સરકારે જેટલા કોલકરાર કર્યા છે તે સર્વ પ્રજાની સંમતિ સુચવતી સોવીયેટ પરિષદના ઠરાવોને અનુલક્ષીને જ કરવામાં આવ્યા છે.

સોવીયેટની પરદેશખાતાની નીતિના આ મૂળ સિધ્ધાંતો છે. તે સિધ્ધાંતો પ્રમાણે જ તેઓ કામ કરે છે. —અપુર્ણ.

આ લેખ લખવામાં નીચેના પુસ્તકોની સહાય લેવામાં આવી છે.

૧ Soviet in Foreign Affairs. Vol I & II (By Louie Fischer)

૨ My Seven Years in Soviet Russia. (By Paul Shaffer)

૩ My Life. (By Leo Trotsky)

# "દરિદ્રિ"

હતી હાં મધ્યરાત્રિ ને, ના કો જન ત્યાં દીસે;
ગરીબ એ ઝુંપડી મધ્યે, દરિદ્રિ એક શું વસે.

નાના એવા ગરીબ ગૃહમાં, ના દીસે કોઈ અન્ય,
વૃદ્ધા માતા વળી યુવક આ, ત્યાં રહેતાં અનન્ય;
રાત્રિના તે ગહન સમયે, દીપ ઝાંખો બળે છે,
મૃત્યુશૈય્યા પર યુવક ઓ, હાય દુઃખે જ્વળે છે?... ૧

ના વસ્ત્રો છે શરીર પર ત્યાં, હાં પીડા છે ક્ષુધાની,
વીતે દિવસો અનશન અરે, ના કૃપા ત્યાં વિધાની!
કિંતુ માતા હૃદય મૂંઝતે, હસ્ત માથે મૂકે ત્યાં,
આછું શીકકું મૃદુ હૃદયનું, હાસ્ય યુવક હસે ત્યાં... ૨

ધીમે ધીમે હૃદય થડકે, સૂચવે વસ્ત્ર આછું,
આવી પાસે ક્ષણ ક્ષણ મહિં, મૃત્યુ શું જાય પાછું?
ઇચ્છે છે એ સ્વમુખ થકી, બોલવા એક ઉકિત,
અર્ધ ખોલે અધર પણ ત્યાં, ના દીસે એય શકિત... ૩

ધીમે ધીમે હૃદય ધબકી, પ્રાણ જાએ પ્રસારી,
પાંખો શું એ હૃદય પરથી, હાય! સૌ સ્નેહ વિસારી.
આત્મા સાથે અવનિ પરથી, દીપ તૂંયે બૂઝાશે?
ઘોરાઘોર ગૃહ મહિં અરે, વૃદ્ધ માતા મૂંઝાશે!... ૪

પાસમાં બળતો દીવો, બૂઝતો તત્ક્ષણે અરે!
અંધકાર થયો ઘોર, સર્વત્ર અવનિ પરે.

ગજાનન ભ. જોશી.



# કામદારવર્ગની કડવીમીઠી

: લેખક :

'મજુર'

સૃષ્ટિ ઉપર શ્રમ કરતાં માનવ ક્યારે શીખ્યો તે તો પુરાતત્વની કથા છે. વૃક્ષ વાટીકાઓમાં વિહરતાં વિહરતાં ફલ તોડવાને માટે પણ શ્રમની જરૂર પડે છે. એ સત્ય માનવને ક્યારે સમજાયું તે કદીયે નહીં જણાય. આજે એ ઇતિહાસ પર કાળની અભેદ્ય દીવાલ ઉભી થઇ ગઇ છે. આ યુગમાં માનવનો પૂર્વકાલિન કૃષિશ્રમ કલ્પનાની વસ્તુ છે. એ કલ્પના આજે કરો તો આજે એ સૃષ્ટિ ખડી કરી શકો.

પણ પૃથ્વી પર વસતા એક માનવ તરીકે હું જ્યારે મ્હારી ટુંકી નજર શહેરની સીમાઓ ઉપર ફેંકું છું, ત્યારે કંઇક જુદુંજ દ્રશ્ય આંખની કણીમાં અથડાય છે. તાડની ઉંચાઇનો ગર્વ ઉતારી નાખે તેવી કારખાનાની ધોળી, પીળી, અને લાલ ચીમનીઓ પેલા પરેલ લત્તામાં યંત્રવાદની પ્રતિત આપતી ઉભી છે.

શહેરના સંપત્તિવાન લત્તામાં આવેલા એકાદ ઉંચા આવાસમાંથી દ્રષ્ટિ દોટ કહાડે તો યંત્રવાદના આવાગમનનું ગમે તેવા અધ્યાત્મવાદીને પણ ભાન કરાવે. સૃષ્ટિનો ભોગ મોહ સમજનારા મહંતોથી પણ આ દીસતા સત્યની અવગણના થઇ શકે તેમ નથી.

પરેલ ! પરેલ ! મુંબાઇ શહેરના શ્રમજીવીઓનું તે જીવન્ત નર્ક છે. સમગ્ર દેશને કાપડ પહેરાવનારા આ કામદારોનાં શરીર તાઢથી ધ્રુજી રહ્યાં છે. સવારના ૬ વાગે કાળ વીસલ વાગતાં ૧૫૦૦૦૦ શરીરો સાંચાઓ ઉપર કામ કરવા લાગે છે. સ્ત્રીઓ પુરૂષો અને બાળકો યંત્રનું સતત સંચાલન જુએ છે. એક નજર

તેઓ યંત્ર ઉપર કામ કરે છે. જરા બેદરકારી થઇ કે યંત્રમાં શરીરનો કોઇ ભાગ પ્રવેશે જ. પરેલ પર સંધ્યા જ્યારે અંધકાર ઓરાઢે છે ત્યારે લગભગ સોએક કામદારોએ તો જરૂર જ શરીરનું એકાદ અંગ ગુમાવ્યું હોય છે. પરેલની ઇસ્પિતાળના ચોપડે નામો નોંધાય છે. અનુભવ લેવા આવેલા ડોક્ટરો પણ કહે 'ઠીક,' કેસો આવ્યા !

આ લત્તામાં કોઇ જતું નથી ! ત્યાં વસે છે માત્ર શ્રમજીવીઓ જ. અને પછી શ્રમજીવીઓની જરૂરીઆતો પુરી પાડવાના નામ નીચે રક્તચુસના દાણાદારો, અનાજ વાળાઓ, અને શાહુકારો.

વાચક સમુહ ! સંભવ છે કે તેં પણ આ લત્તો કદીયે નહીં જોયો હોય ! સંભવ છે કે કદીયે ત્યાંના જીવન વિશે ત્હને કલ્પના પણ નહીં આવી હોય.

પણ આજે હું ત્હમને ત્યાં લઇ જવા માગું છું. આજે ત્હમને તેના જીવનના કેટલાક પ્રદેશો બતાવવા ઇચ્છું છું. અહીં ગરાબાઇ દેખાશે. દુર્ગંધ મારતી ગટરો દેખાશે. પ્રકાશહીન રસ્તામાં ત્હને ઠોકરો વાગશે. છતાં પણ આજ સ્થળે કામદાર વર્ગની નવી સંસ્કૃતિની સ્થાપના માટેની ઉગ્ર તમન્ના ત્હારા હૃદયના તારને ઝણઝણાવી મુકશે. મુડીવાદે સૃષ્ટિ ઉપર પાથરેલી ભયંકર જાળને છીન્નભિન્ન કરવાની વૃત્તિ દેખાશે. ઉદ્યોગવાદના અનિષ્ટો કેમ દુર થઇ શકે તેવા વિચાર કરનારાઓ ત્હને અહીં મળશે. એટલુંજ નહીં પણ આવતી કાલના અગ્રણી વર્ગની ઝાંખી તેની આત્મશ્રદ્ધા, તેની તત્પરતા એ સર્વ અનુભવવાનું સાંપડશે. ચાલો ત્યારે પ્રસ્થાન કરીયે.

. . .

કારમા કારાગૃહની ઉંચ્ચાઇને પણ કોરે મૂકે તેવી ઉંચી દીવાલો એ મીલના મ્હોટા કંપાઉંડોની છે. લાખ્ખો શરીરો વર્ષો સુધી વાપરી શકે તેટલું કાપડ એક દીવસમાં ઉત્પન્ન કરી શકે તેવાં યંત્રો અહીં ગોઠવાયાં છે. અહીં રૂનાં ગુંચળામાંથી મલમલ જેવું ઝીણું કાપડ વણાય છે. શરીરની આ પ્રાથમીક જરૂરીઆતને પુરી પાડવાને માટે પ્રચંડ યંત્રો માનવે સર્જ્યાં છે. ઉંચે નજર નાખો તો ચામડાના પટ્ટા કેટલાય ચક્રો ચલાવી રહ્યા છે; નીચે નજર નાંખો કે કેટલીય શાળો પર કાપડ વણાઇ રહ્યું છે,

અને મીલમાં કદાચ ચોગરદમ ફરો, ઉપર જાવ કે નીચે આવો તો કામદાર વર્ગનાં જીવન્ત શરીરો ત્હમારી દ્રષ્ટિ મર્યાદામાં તરવરે.

આ મીલના વાતાવરણમાં માત્ર બે શબ્દો ગુંજે છે. શેઠ અને મજુર. ત્હમારી આંખથી જે અદ્રશ્ય રીતે વિશાળ યંત્રોની મદદ વડે ઉત્પન્ન થતાં અપાર ઉત્પાદન પર એક વ્યક્તિના માલિકિ અજબ પરીણામો આણી રહી છે. તેની મિલ્કત પ્રત્યેક પળે વધી રહી છે. પ્રત્યેક સંચો તેના આર્થિક ધનમાં વધારો કરી રહ્યો છે. પ્રત્યેક દીવસની સંધ્યાએ લાખ્ખો વાર કાપડ તેના ખજાનામાં પડતું જાય છે.

છતાં આ જાદુગર અહીં નથી. મીલમાં તો તે કદી આવતો પણ નથી. સંચાઓ તેણે જોયાય નથી. ઉત્પન્ન થયેલો માલ તેણે નિહાળ્યો નથી. છતાં પ્રત્યેક પળે ટેલીફોન વડે પોતાની વધતી દૌલતની માહીતી મેળવી શકે છે. આટલા વાર વણાયું...આટલા વાર ગોદામમાં મૂકાયું...આટલું દુકાનો પર ગયું...તરત જ ટેલીફોન દીશા બદલે,

સંપત્તિનો આ સ્વામીનાથ મનાતો માનવ પરેલમાં નથી રહેતો. એ અળખામણા દૃશ્ય નજરે ન પડે માટે તે ખાસ સંભાળ રાખે છે. તે પરેલ આવવાથી પણ ડરે. રખેને તેના હૃદયમાં સ્વભાવજન્ય વસેલી દયાવૃતિ સતેજ થઇ જાય. અને કંઇક સંપત્તિ દાન તરીકે 'વેડફાઇ' જાય?

અને તે શા માટે આવે? તેના નફાનો હિસાબ રાખનારા શિક્ષિતો સસ્તા પડયા છે. *આંગુલના ચમકારા સમી ઇજ્જતથી કામ* લેનારા જોબરો તૈયાર છે.

ગમે તેવી ગરીબી જોવા છતાં જેના હૃદયનો એક પણ તાર ન ઝણઝણી શકે તેવા પત્થર હૃદયના કારકુનોની પણ સારી સંખ્યા મળી શકે છે. ત્યાર પછી પેલા મુડીના જાદુગરને પરેલ આવવાની જરાયે જરૂર પડતી નથી!

અહીં ત્હમો—આ મીલના ચોગાનમાં ઉભા રહો તો—ત્હમને ખાત્રી થશે કે જગતમાં સર્વ વસ્તુઓ સર્જાય છે માનવશ્રમ વડે. આ પ્રચંડ કારખાનાની દીવાલો કામદારોએ બાંધી હતી. પેલી મ્હોટી ચીમની પણ કામદારોએ જ બનાવી હતી. અહીં ઉભા રહો અને ક્ષણભર વિચાર કરો તો—

કોઇ સ્થળે કામદારોએ લોખંડ જમીનમાંથી ખોદયું હતું...બીજા કામદારોએ તેને શુદ્ધ કર્યું. ત્રીજી કક્ષાના કામદારોએ તેનાં યંત્ર બનાવ્યાં. રેલ્વે અને સ્ટીમરના કામદારોએ અહીં આણ્યું. કામદારોએ તે ગોઠવ્યું અને આજે કામદારો તેના પર કાપડ વણી રહ્યા છે. છતાં લોખંડનાં ઉત્પાદનથી માંડીને કાપડ વણતા બધા જ કામદારો મુડીવાદની શોષણનીતિ નીચે ખૂબ શોષાઇ રહ્યા છે.

યંત્ર સાથેના આટલા પરિચય પછી આપણને કામદાર સમુહ ઉપર યંત્રવાદે કરેલી કાળી અસર વિશે વિચાર કરવા ક્ષણભર પ્રેરણા મળે. પણ મીલમાં સદાયે સળગતી ભઠ્ઠી વાતાવરણમાં ઉષ્માનો ઉમેરો કરી રહી છે. મગજ ગુંગળાતું લાગે છે. વિચારબળ તુટતું લાગે છે. ચાલો ત્યારે આ મીલના કંપાઉંડમાંથી ન્હાસી જઇને બહાર ચોગાનમાં આવીયે!

*અહીં વૃધ્ધ કામદારો જીવન વીતાવતા* બેઠા છે. કામ કરવાની શકિત ગુમાવી બેઠેલા બીચારાઓ આ વૃક્ષછાયામાં બેસીને જીવન ગુજારો કરે છે. પોતાની સ્ત્રી, પુત્ર, પુત્રીઓ પાસેની મીલમાં કામ કરવા ગયાં છે. સાંજ પડે તેઓ બહાર નીકળે ત્યારે સાથ આપવા તેઓ વખત ગુજારે છે. ચાલો આપણે તેમાંના એક સાથે જરા વાત કરવાનો યત્ન કરીયે.

તેમની વાર્તાઓ પરેલના વાતાવરણમાં જ જીવે છે. 'મ્હારા વખતમાં માત્ર પાંચ જ મીલ હતી. આજે ૧૨૦ છે. પહેલાં અમો માત્ર ૮૦૦૦ જેટલા જીવ હતા. આજે 'લાખો'માં તેની ગણના થાય છે. આવા શબ્દો ત્હમારા કાને અથડાય.

તેની અનુભવકથામાંથી જો શિખવા યત્ન કરશો તો ત્હમને સમજાશે કે જેમ જેમ યંત્રવાદ વધતો જાય છે તેમ તેમ કામદારોની સંખ્યા વધતી જ જાય છે. તેઓ કહેશે કે એક વર્ગ તરીકે તેમની સંખ્યા સર્વ કરતાં મ્હોટી છે. મુંબાઇ શહેરમાં અત્યારે કામદારોની સંખ્યા લગભગ ૬ લાખની છે. શહેરોની વસ્તીનો વિશાળ સમુદાય કામદારોનો જ છે.



# દુનીયાની

સમુદ્રના શ્રમજીવીની એક રોમાંચક કથા.



અમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# દીવાલ પાછળ

—: લેખક :—
જીતુભાઇ પ્ર. મહેતા

—મૌલિક વાર્તા—

દિવસની કત્લ થઇ! આસમાનમાં ખુની રંગો ઉડી રહ્યા—અને દરીયાનાં પાણી પણ એ રંગો ઝીલી અવસાન પામેલા દિવસ માટે દીલસોજી દાખવી રહ્યાં—પછી તો નીશા શોકનાં કાળાં વસ્ત્રો ધરી ધરતી પર પગલીઓ પાડવા લાગી...જગત આખું ની...ના સ્પર્શથી પોઢી ગયું પણ દરીયાના પાણીને તો વીસામો નજ મળતો—સવારથી રાત સુધી એનાં હૈયાંને હાંફવાનું જ રહેતું—રોષે ભરાઇ કાળી ભેખડને એ થપાટ પણ ચોડી દેતાં........અને સફરખાનોને સીધો રાહ બતાવતી પેલી ટમટમતી દીવાદાંડીને પણ ઝાલક લગાવવામાં તે કાબેલ હતાં...... દીવાદાંડીના પ્રકાશને લીધે સ્થલાંતર કરતાં પંખીઓ એ તરફ પાગલ માફક ખેંચાતાં અને દીવા સામે પટકીઓ ખાઇ જાન ખત્મ કરતાં......................

સલીમને તો જ્યાં કાન માંડે ત્યાંથી નીશ્વાસ સંભળાતા—વર્ષોથી એ દીવાદાંડીને સાચવી રહ્યો હતો...દુનીઆથી એ સાવ કપાઇ ગયો હતો—દીવાદાંડીની એકલવાયી જીંદગીએ એના કપાળને કરચલીઓ બક્ષી હતી...સલીમ ૭ ચોપડી ભણેલો હતો... જુવાની મહાણવાની એને મુરાદ હતી. જીવનની થોડી ક્ષણો યાદગાર બનાવવા માટે એણે તડફડીયાં પણ મારેલાં પણ એનો બાપ એકાએક મરણ પામ્યો અને વારસામાં એ દેવું પાછળ મુકી ગયો—બે બહેન અને માતાને નભાવવાનું કામ સલીમના શીરે તોળાયું—પહેલાં તો સલીમને એવી ખાત્રી હતી કે ક્યાંક ને ક્યાંક નોકરી મળી રહેશે એટલે બેકારીના ભયાનક રીતાની એને બીલકુલ પીછાન નહોતી—જેટલી

હતી તેટલી લાગવગ લગાડી એણે નોકરી માટે ખુબ જહેમત ઉઠાવી–પણ સુરજ આથમતાં એનો એ પ્રશ્ન એને મુંઝવી મારતો. "આજનો દીન ખાલી ગયો..." આમ દીવસ પછી દીવસ વીતવા લાગ્યા. સલીમની મા એક જ વાત સંભળાવતી– "આપણી પડતી ન બેઠી હોત તો તો તારા બાપ જ શીદ ઓચીંતા ચાલ્યા જાત–" છતાં પણ સલીમે હીંમત રાખી અને રોટી મેળવવા માટે સારાયે શહેરને પગતળેથી કાઢી નાખ્યું..."સાહેબ, હું છઠ્ઠી ચોપડી સુધી ભણ્યો છું. સારૂં લખી વાંચી જાણું........" પણ એનું પુરૂં વાકય સાંભળવા પણ કોઇ તૈયાર નહોતું...... પછી એક દીવસે સલીમને કાને ઝબાન અથડાણી. "દીવાદાંડી સાંચવવાનું–બતી ચેતાવવાનું કામ તું કરીશ?–સખ્ત આકરૂં કામ...તારી જેવો ભણેલો ગણેલો"...... સલીમને તો તુરત એક જ ચીજ દેખાણી–રોટી–પોર્ટ ઓફીસરના એકયેએક શબ્દમાંથી એને સંભળાયું–"રોટી, રોટી,"–સલીમના મગજમાં ચપોચપ ચીત્ર ખડાં થયાં–બ્હેનોની સામે ભાણું નંખાયું. માના હાથમાં પીરસવાની થાળી......પલવારમાં આ દ્રશ્યોએ સ્વરૂપ લીધું...સલીમે પોર્ટ ઓફીસરને જવાબ આપી દીધો.

"ઘોર ખોદવાની નોકરી કરવાને હું તૈયાર છું...એટલે દીવાંદાડીની નોકરી પણ હું લઇ લઉં છું"......અને સલીમ ત્યારથી દરીયાઇ કબરમાં પુરાયો–ખોટી સફરે ચડેલ જહાજને ખરો માર્ગ બતાવવા એ બત્તી ચેતાવતો અને એની છીંદગીનું જહાજ તો ખરાબે જ ચડી જતુ ...જમીન પરના એના ભુતકાળને.બાઝવા એ મહેનત કરતો પણ એ સ્મરણો ઇનામ તરીકે એને માત્ર નીશ્વાસ જ આપતાં–દીવસો વીત્યા–મહીનાઓ સરી ગયા–વર્ષોએ મજલ કરી પણ સલીમે કાળની કીતાબમાં એના એ અક્ષરો પાડયા. એણે દીવાદાંડીની નોકરી ચાલુ જ રાખી! ઉપરી અમલદારોએ વીસમી સદીની જાણ કરવા માટે તેને દુરબીન પણ આપ્યું હતું, "જહાજોની તારે આંહી બેઠાં ભાળ રાખવાની છે, આ દુરબીન કામ લાગશે–"

* * *

સલીમે પસાર થતી સ્ટીમર પર દુરબીન માંડયું–અને એના ગોળ પ્રદેશમાં એ રમી રહ્યો–લેન્સના ચકદામાં એક જુવાન છોકરીનો ચહેરો ઝબકી ઉઠયો–માત્ર એક ક્ષણ માટે–સલીમ એક ક્ષણમાં જ જુવાન બની ગયો......એણે દુરબીનને ફેરવી ફેરવીને ફેરવ્યું પણ પેલા ચહેરાનો ચમકાર ઝીલાયો નહી–ડેક ઉપરની 'રોકીંગ' ખુરશી પર બેસી ચોપડી વાંચતા ઇનસાનો એણે દેખ્યા...ચા અને બીજાં પીણાંનો સ્વાદ લેતા મુસાફરો એના ગોળ પ્રદેશમાં ઝડપાયા–પણ પેલો ચહેરો તો ગુમ થઇ ગયો......સલીમની નસમાં લોહી ઉછળવા લાગ્યું...એના મગજ પર ધબકારા થવા લાગ્યા–આજે એની શારીરીક ભુખ જાગી......વર્ષોના એકલવાયા છવન પછી એ એકાએક પ્રગટી ઉઠી અને સલીમની તંદુરસ્તી સાથે એ તુફાન કરવા લાગી!.........ફરી એણે દુરબીન માંડયું. "ડેક પર લટાર લેતાં યુગલો–હસતા ચહેરા–સફરની મોજ મ્હાણતાં માનવીઓ–જલદ પીણાના ગ્લાસને ત્રે પર લઇ જતો બોય'–જેઓ પર છવન હસ્યું હતું તે બધાંને એણે નીહાળ્યાં. પણ વો સુરત કયાંય સરકી ગઇ હતી.

સલીમે થાકીને આસમાન તરફ મીટ માંડી. ત્યાં એને સારસ જોડલાંની હારની હાર દેખાણી! અને પોતાનું એકલાપણું એને સાલવા લાગ્યું–પેલી સ્ટીમર તો દુર ને દુર જવા લાગી, અને આખરે અદ્રશ્ય થઇ! પણ શારીરીક ઝણઝણાટીએ સલીમને ખુબ રંજાડયો.........................

* * *

"લે! આ તારો મહીના દીવસનો ખોરાક!" સલીમના કાને અથડાયું...જ્યારે જ્યારે સલીમને કોઇપણ માનવીનો સંગાથ મળતો ત્યારે એ સાતમું સ્વર્ગ અનુભવતો–

"તારી બ્હેને તારી પસંદગીની આ ખાવાની વાનગી મોકલી છે...."

"બધાં ખુશ છે ને?" આ ઉપરાંત સલીમે એક સાથે ઘણા સવાલો પુછવા માંડયાં.

"શહેરના બીજા શા ખબર છે?"

"તમારી જીભ કેમ થાકતીજ નથી?" પેલા શખ્શે જરા અકળાઇને જાહેર કર્યું!

"મારે કોની સાથે વાત કરવી? આ બત્તી હારે? મોજાં હારે? આજે તું આવ્યો છે ત્યારે આટલું બોલું છું...કેમ આપણા પોર્ટ–અફસર શું કરે છે?"

"ખબર નથી, એ તો ૭ મહીનાની ચડતા પગારે રજા લઇ વીલાત ગયા છે... શું એમણે શહેરમાં બંગલો બાંધ્યો છે! દર શનીવારે મેળાવડો થાય છે!

બાકી તો તને ખબર છે ને કે મારા ભાઇને જેલમાં પુરવામાં આવ્યો છે!"

"શા માટે?" સલીમ બોલ્યો.

"જાણે એમ બન્યું કે બંદરનો ખર્ચો કમી કરવા માટે બધા કામદારોની રોજમાં ચાર આનાનો ઘટાડો કરવામાં આવ્યો–આમે યે આખા દી'ના ૭ આના મળતા હતા અને એ પણ જ્યારે ઝુંટવી લેવાની વાત થઇ ત્યારે મારા ભાઇએ ખોંખારો ખાધો......સલીમ મને એ બધું અત્યારે નજર આગળ તરી આવે છે. મારા ભાઇની આંખ લાલઘુમ બની ગઇ! એના હોઠ ધ્રુજવા લાગ્યા–અને એ બરાડી ઉઠયો, મજુરી અમે કરીએ છીએ એટલે અમે જ ભુખે નહીં મરીએ! ભાઇએ તો બધા મજુરોને ચડાવ્યા અને મામલો તુફાને ચડયો પણ આપણા ઉપરીએ અજબ ચાતુરી વાપરી! એણે મજુરોને ઘેર બોલાવ્યા અને મારો ભાઇ કેવો લબાડ આદમી છે, કેવો દારૂડીઓ છે એ બધું મજુરોને સમજાવ્યું અને સખ્ત ડારો દીધો કે, ખબરદાર, જો કોઇ જરા યે ટકટક કરશે તો એને સાબદો નોકરીમાંથી હાંકી કાઢવામાં આવશે. મજુરો આ બાજી ના સમજ્યા...તેઓ બધા કામ પર ચડી ગયા પણ મારા ભાઇને બોલાવી ચાબખે ચાબખે મારવામાં આવ્યો–એની ચામડી પર મારથી ચાઠાં પડયાં અને એને જેલમાં નાંખી દીધો..." થોડી વાર એણે વીસામો લીધો પછી ચલાવ્યું "અને હું આજે નોકરી છોડી શકું તેમ નથી. મારી ભાભી, એનાં છોકરાં, મારી બાયડી–એ બધાંનું શું થાય?........"

સલીમ બધી હકીકત સાંભળી રહ્યો. જનસંઘ માટેનો જુસ્સો એની નસેનસમાં ઘુમવા લાગ્યો......કામદારોનું વર્ગીય અજ્ઞાન એને સાલવા લાગ્યું......

* * *

"ઠીક ત્યારે......રજા લઉં!"

'રજા લઉં" પાછળ સલીમને સંભળાયું 'તમને દરીયાઇ ઘોરમાં એકલો મુકતો જાઉં"...એટલે ફરી સલીમ શાંતીનો સાથી બન્યો અને સાગર ઘુઘવાટ કરી રહ્યો–

દીવાદાંડી ટમટમ ઝણુકવા લાગી.........

...પછી તો મહીનાઓ વીત્યા અને એક દીવસે આકાશ ફુંફાડા મારવા લાગ્યું. સાગરના પાણીએ પણ એ સામે બાથ ભીડી અને બંને વચ્ચે ભીષણ સંગ્રામ જામ્યો, મોટી મોટી માછલીઓ પણ વમળમાં ગુંચવાણી અને કંઇકના છુતા બોલી ગયા. સમમમમ......વાવાઝોડાંએ રૂદ્ર સ્વરૂપ ધારણ કર્યું......સમમમમ વાતાવરણે વાજાં વગાડયાં–આસમાનમાંથી પડઘમ ગાજવા લાગ્યાં. અનરાધાર વરસાદ શરૂ થયો અને સલીમે બત્તી ચેતાવી–હજી તો દીવસ હતો છતાં એના પ્રકાશમાં પાણી કુદદી ફરતાં દેખાયાં.........

સલીમ બેસી રહ્યો. એકાએક એની નઝર એક જહાજ પર પડી. જહાજને ગળી જવાની તૈયારીઓ થઇ રહી!...એ તણાતું તણાતું દીવાદાંડી તરફ ઘસડાતું હતું. સલીમે ઉંડી બુમ સાંભળી! અને એ સડસડાટ નીચે ઉતરી ગયો–દોરડું હાથમાં લઇ એ બહાર પડયો અને પેલા જહાજને બચાવવા એ આગળ ધસ્યો...

"કાસમ, તું કયાંથી?" સલીમ ચોંકી ગયો.

કાસમના હોશકોશ ઉડી ગયા હતા–પાણીના ગુસ્સાને ઓરવી સલીમે કાસમનું બાવડું ઝાલ્યું અને મહામહેનતે કાસમને દીવાદાંડીમાં આણ્યો. સલીમે સગડી ચેતાવી અને કાસમને સાનમાં લાવવા એ જે પ્રયાસ કર્યો...આખરે કાસમ શુધ્ધીમાં આવ્યો–અને તરત જ એ બબડયો–

"તારી બ્હેન...જહાજમાં હતી...એ કયાં ગઇ"...સલીમને ચાબખો વાગ્યો.

એક ક્ષણ સુધી તો સલીમે બેશુધ્ધી અનુભવી પણ એ કુદીને નીચે ઉતર્યો અને પાણીમાં ઝંપલાવ્યું...તુફાન જરા શમ્યું હતું...સલીમ હાંફતો હાંફતો બ્હેનની શોધમાં તરે જ જતો હતો–પણ એની બ્હેન ન જડી!......કલાકો વીત્યા–તુફાન શાન્ત પડયું...અભ્રોની હાર છુટી પડવા લાગી...પણ બ્હેન એને ન જડી......તે દીવાદાંડીએ પાછો ફર્યો......કાસમ નીચે આવ્યો..."અમે નીકળ્યાં ત્યારે તુફાનનું નામનીશાન નહોતું–થોડાં વાદળાં હતાં... બ્હેન તારૂં નામ જપતી હતી...વર્ષોથી તમે મળ્યાં ન્હોતાં ને?"

સલીમને કાંઇ સંભળાયું નહીં...કાંઇ સમજાયું નહી......એ અવાક બની ગયો હતો, ત્યાં એની આંખો કુદી, કોઇ આકાર તણાતો હતો......સલીમે પાણીમાં ઝંપલાવ્યું––અને આખરે બ્હેનને શોધી...

"સલીમ–નાહક આ સગડી જલાવે છે, હવે કાંઇ વળે તેમ નથી. બ્હેનના મૃત દેહને હવે તો ઠેકાણે પાડીએ..." સલીમે સુફેદ ચાદર બ્હેનના શબપર ઓઢાડી... દરીયાના પાણી નીશ્વાસ નાખી રહ્યાં હતાં... ......અને દીવાદાંડી ટમટમ ઝણુકી ઉઠી.



# શાંઘાઇ



શાંઘાઇની મ્હાની હોટલ



ટુંક સમય પહેલાંજ જે શહેરની સીમાઓમાં જાપાનીસ લશકર ધસ્યું હતું, મધ્ય રાત્રીએ મશીનગનોએ મારો ચલાવ્યો હતો, ૪૮ કલાક સુધી આકાશમાંથી બોંબ વર્ષાવવામાં આવ્યાં હતાં અને દરીયાઇ જહાજોમાં તોપોએ જીવ દાખવ્યો હતો અને એ સર્વ બન્યું હતું 'જાપાનીસ રાષ્ટ્રવાસીઓના રક્ષણ'ને નામે. તે શહેરનું વર્ણન અહીં અપાય છે!



ચીનના પુર્વ કિનારે પથરાયેલા કેટલાક બંદરોમાં સર્વોત્તમ શાંઘાઇ મનાય છે. યાંગપુ નદીના નીર શાંઘાઇના મહત્વને ખુબ વધારી રહ્યાં છે. પ્રખ્યાત વુસંગના કિલ્લાઓથી તે માત્ર ૧૨ માઇલ દુર છે.

શાંઘાઇ એટલે પુર્વ ચીનના વેપારનું મુખ્ય મથક. આંતરરાષ્ટ્રીય માલદારો ત્યાં મ્હોટા કારખાના સ્થાપી બેઠા છે. લગભગ ૧૦૦૦૦૦૦ શરીરો આ શહેરને પોતાનું સમજે છે. એટલુંજ નહીં પણ વિદેશીઓની વસ્તી પણ આ શહેરમાં મ્હોટા પ્રમાણમાં છે. પ્રત્યેક પ્રજાના પ્રતિનિધિઓ અહીં વસે છે એટલું જ નહીં પણ ફ્રેંચ, જાપાન, અને ઇંગ્લેંડના ત્યાં ખાસ લકકો પણ છે અને તેમનો અલાયદો વિસ્તાર એ શાંઘાઇની વિશિષ્ટતા છે.

શહેરના સર્વ રસ્તાઓ સારી રીતે કોરાયેલા છે શહેરના મુખ્ય ત્રણ વિભાગ છે. પ્રથમ તો આંતરરાષ્ટ્રીય વિસ્તાર, બીજું ફ્રેંચ ટાઉન, અને સૌથી મ્હોટું ચાઇન ટાઉન. છેલ્લો વિસ્તાર એ સૌથી મ્હોટો વિસ્તાર છે.

શાંઘાઇમાં જોવા લાયક સ્થળો ત્રણ. નાનકિંગરોડ, બંડ અને બબલીંગરોડ. પાંચ વાગ્યાનો ટંકારવ થાય કે બંડને

# — બોંબનો મારો ચલાવ્યા પહેલાં —

માર્ગો સહેલગાહ સારૂ ગાડીઓની હાર-માળા દૃષ્ટિએ પડે. શાંઘાઇ શહેરના મનોરમ્ય સ્થળોમાં બંડ એ મુખ્ય છે. અને તેથી જ સંધ્યાકાળે આ વિસ્તારમાં સારી ગીરદી જામે છે.

શહેરની લાક્ષણિકતા તરીકે તો આંતરરાષ્ટ્રીય વિસ્તાર છે. આ વિસ્તાર વિદેશીઓના હસ્તક છે. તેમાં ચીનના કાયદાઓ ચાલતા નથી. ચીનના ધારાને તેટલી ભુમી પર માન નથી. એટલું જ નહીં પણ આ વિસ્તારમાં પોલીસતંત્ર પણ વિદેશીઓના હાથમાં છે.

આ વિસ્તારમાં વિદેશીઓના સંસ્થાન છે. મુખ્ય સંસ્થાન ઇંગ્લીશ, ફ્રેંચ, અને જાપાનીસ છે, આ ત્રણે સંસ્થાનો એક બીજાની લગોલગ આવેલા છે એટલે-દરેક દરેક પ્રદેશની જુદી જુદી પોલીસો ત્યાં દેખાય છે.

આંતરરાષ્ટ્રીય વિસ્તારનો મ્યુનીસીપલ વહીવટ પણ ચીનના હાથમાં નથી. એટલું જ નહીં પણ આ વિસ્તારમાં આવેલા બાગો, પાર્કો અને ફરવા જવાના સ્થળોમાં પહેલાં ચીનાઓને આવવાની પણ મનાઇ હતી.

તેની આજુબાજુ ચીનાઇ શહેર વસ્યું છે. અહીંયા ચીની પ્રજાએ ન્હાનાં ન્હાનાં ગામડાં સ્થાપ્યાં છે. અને શ્રીમંત ચીનાઓ તો આંતરરાષ્ટ્રીય વિસ્તારની બાજુમાં જ રહે છે. ગરીબ ચીનાઓ દુર ઝુંપડા જેવા ઘરોમાં વસે છે.



શાંઘાઇનું રમણીય સ્થળ—બંડ

# — બોંબ ફેંકયા પછી —

શાંઘાઈના રસ્તાઓ સુંદર અને યુરોપી ઢબ ઉપર છે. આ રસ્તાઓની બન્ને બાજુએ દુકાનોની હારમાળા હોય છે આ દુકાનો પર ચીની લીપીમાં લખાયેલા સાઇનબોર્ડ દ્રષ્ટિએ પડે. આ સાઇનબોર્ડ છાપરાથી લટકતાં હોય છે એટલે લગભગ ઉભાં હોય છે.

શાંઘાઈથી લગભગ ૨ માઇલના વિસ્તાર પર ચાપે નામનું પરૂં આવેલું છે. આ ચાપે મુખ્યત્વે ચીનાઓનું સંસ્થાન છે. આ સંસ્થાનમાં રાષ્ટ્રિય સરકારના પ્રતિનિધિઓ અને સરકારતંત્રના સત્તાધીશો રહે છે.

રાજકિય દ્રષ્ટિએ શાંઘાઈ એ અતી અગત્યનું સ્થળ ગણાય છે. યાંગત્સે નદીનું મુખ પણ ત્યાં જ છે. ચીનના આ ધોરી જળમાર્ગ ઉપર વસેલા આ સુંદર બંદરના સ્વામિત્વમાં સમગ્ર દક્ષિણ ચીનની સત્તાનો સંકેત છે. તેમજ શાંઘાઇ એ મુખ્ય બંદર હોવાથી ચીનમાં વપરાતો માલ અહીંજ ઉતરે છે. એટલે જકાતના પૈસા પણ અહીંજ મળે છે. એટલે જે સત્તાના હાથમાં શાંઘાઇ બંદર આવે તે સત્તાની આર્થિક મુસ્કેલી તો જગાતી સોર્સમાંથીજ નિકળી જઇ શકે છે.

પણ શાંઘાઇ શહેરમાં ચીનાઓને આંખની કણી માફક ખુંચતો વિભાગ તે આંતરરાષ્ટ્રીય વિસ્તાર છે. ચીનાઓ આ વિભાગ તરફ અતિ તિરસ્કારપુર્વક નજરે જુવે છે, ચીનની લશ્કરી અસહાયતાનો લાભ લઇને પરદેશીઓએ શાંઘાઇ શહેરના આ વિભાગની માલિકિ પચાવી પાડી છે. બળજબરીથી ચીનાઓએ શહેરનો આ સુંદર ભાગ પરદેશીઓ માટે કાઢી આપવો પડ્યો છે, અને તેથીજ આંતરરાષ્ટ્રિય વિસ્તારને નાબુદ કરવા માટે ચીનાઓએ અનેક વાર યત્ન કર્યો છે.



જાપાની વિમાનો શાંઘાઇ પર બોંબ નાંખી રહ્યાં છે



નાનકીંગ રોડ—શાંઘાઇનો વેપારી વિભાગ

આંતરરાષ્ટ્રિય વિસ્તાર આથી જ ચીનાઓને ખૂબ ખુંચે છે. આ વિસ્તારમાં વિદેશીઓને મળેલા ખાસ હકકો અને તેમનું વર્તન ચીનના સ્વમાનને અતિ હીનપદ ભાસે છે.

પણ સાંપ્રત ચીન–જાપાન અથડામણમાં જાપાનીસ સામ્રાજ્યવાદે તોડેલા આંતરરાષ્ટ્રિય કાનુનોને અળગા કરીને શેપે પર ચલાવેલો બોંબનો મારો એ સર્વ વસ્તુઓ કેટલાય કાળ સુધી ચીનની રાષ્ટ્રિય જનતાના સ્મૃતિપટ પર જળવાઇ રહેશે એ નિર્વિવાદ છે.

પણ આ વિસ્તારનો દુરૂપયોગ કેટલી હદ સુધી થઇ શકે છે તેની કલ્પના સાંપ્રત ચીન–જાપાન અથડામણમાંથી મળી શકે છે. આ યુદ્ધમાં જાપાનીઓએ પોતાના સંસ્થાનોમાં જાપાનીઝ લશ્કર જરા પણ ભય વગર ઉતારી શકતાં હતાં. કારણ કે સંધી પ્રમાણે ચીનનો લશ્કરી તોપો આંતર રાષ્ટ્રિય વિસ્તાર તરફ વાળી શકાય તેમ નહોતી. આમ દરેક પ્રજાના એલચીએ વિરોધ જાહેર કર્યો હતો છતાં પણ આંતરરાષ્ટ્રિય વિભાગનો જાપાનીઓએ લશ્કરી આક્રમણમાં ખૂબ ઉપયોગ કર્યો હતો.

## [ ૨ ]

જ્યારે વર્ષની શરૂઆત થઇ ત્યારે શાંઘાઇમાં વસતા પ્રત્યેકને એમ જ લાગતું હતું કે મંચુરીયામાં સ્વામિત્વ સ્થાપ્યા પછી જાપાન શાંત પડી જશે. નાનકિંગમાં રાષ્ટ્રીય સરકારે રાજીનામું આપ્યું હતું. અને ચાંગ–કૈ–શેકને સ્થાન ભ્રષ્ટ કરીને ઉદ્દામવાદીઓ આગળ વધ્યા હતા. તેમના હાથમાં રાજ્યસત્તાનાં સુત્રો આવ્યાં હતાં. જાપાન તરફ આ સમુદાયની તીવ્ર વિરોધની સૌને માહીતી હતી. છતાં પણ વાતાવરણમાં શાંતી હતી. આખરે તોફાન પહેલાની શાંતી સમી આ શાંતિ નીવડી.



શાંઘાઇમાં વસતા ચીનાઓ—જુની પ્રણાલિકાના પુજારીઓ

## મધ્ય રાત્રીએ

એકાએક તોપો ગડગડી. મશીનગનમાંથી આગ વરસવા લાગી. સંહાર શરૂ થયો. યુરોપના દેશોને પણ પળવાર લાગ્યું કે યુધ્ધના તણખા અર્ધ પૃથ્વીને ઓળંગીને ત્યાં પણ પડશે. જાપાને ચીનને અલ્ટીમેટમ આપ્યું. અને આ અલ્ટીમેટમ આપતી વખતે જાપાને જાહેર કર્યું હતું કે—

> જાપાનની શહેનશાહ સામે વર્તમાનપત્રોમાં પ્રગટ થયેલા લેખો માટે જાહેર દીલગીરી
>
> ચીનમાં જાપાન વિરૂધ્ધ સ્થપાયેલાં મંડળોને અસરકારક રીતે બરખાસ્ત કરવાં.
>
> જાપાનનો બહિષ્કાર બંધ પાડવો.

શાંઘાઇના મેયરને આ અલ્ટીમેટમ પહોંચાડવામાં આવ્યું. કલાકો વીત્યા. નાનકિંગ અને શાંઘાઇ વચ્ચે સંદેશાઓ શરૂ થયા...આ સંદેશા આખેરી ઉકેલ પર પહોંચે ત્યાર પહેલાં તો યાંગત્સે નદીના મુખમાં જાપાની લડાયક જહાંજોએ લંગર નાખ્યા......શાંઘાઇના એક ચીનના પરા શેપેમાં જાપાનીઝ લશ્કર ઉતર્યું.

એ દીવસ વીત્યા શાંઘાઇના મેયરે જવાબ પાઠવ્યો કે જાપાનની માંગણી સ્વિકારવાને તે તૈયાર છે. અને ત્યાર પછી શું બન્યું તે સામ્રાજ્યવાદી 'ટાઇમ્સ' નીચે પ્રમાણે જણાવે છે.

> 'તેણે (જાપાનીસ સેનાપતિએ) સાંભળ્યું હતું કે શેપેમાં ૩૦૦૦ જેટલા ચીનાઇ સૈનિકોએ પ્રવેશ કર્યો હતો. અને તેણે નિર્ણય કર્યો કે શેપેમાંથી ચીનાઇ સૈનિકોને હાંકી કહાડવા જોઇએ. તે પ્રમાણે ૨૮ મી તારીખે મધ્યરાત્રીએ જાપાની ખલાસી લશ્કરને મોટર લોરીમાં શેપેમાં રવાના કરવામાં આવ્યું. આ લશ્કર ચીનાઇ સૈન્ય સાથે અથડાયું. આથી જાપાની લશ્કરે મદદ માટે માંગણી કરી, આથી

**તેજ રાતના** વિમાનો ઉપડયાં. અને ચીનવાસીઓના ઘરો ઉપર બોંબનો મારો વરસાવ્યો. સવારના પણ આ અકાશમાર્ગમાંથી ઉતરતા વિનાશક બોંબો આવતા જ હતા. ચીનાઇ શહેરના ઘર ઉપર અફળાતા અને ભયંકર અવાજ સાથે ચારે દીશામાં તેની રજકણો ઉડતી. એમ અંદાજ રાખવામાં આવે છે કે સેંકડો નિર્દોષ ચીનાઓના શબ શેરીઓમાં પડયા હોવાં જોઇએ.'

પણ આ તો સામ્રાજ્યવાદી નજરે લખાયેલું વૃતાંત છે. ચીનની કથા હજુ સુધી કોઇએ સાંભળી નથી. માત્ર તેના કરૂણ પડઘા છીનીવામાં પડયા છે.

ત્યાર પછી શાંઘાઇના મેયરે આંતર-રાષ્ટ્રીય વિસ્તારમાં વસતા વિદેશી એલચી-



આકાશમાંથી આવતા બોંબ આગ સળગાવે છે

ઓને જાપાની આક્રમણને અટકાવવાને વિનવ્યા. લંડન અને વોશીંગટન વચ્ચે તાર ઝણઝણ્યા. અમેરીકાથી સમાચાર આવ્યા કે એક ઉગ્ર શબ્દોમાં લખાયેલી વિરોધની યાદી ટોકીઓ તરફ જવા નીકળી ચુકી છે. કંઇક આનાકાની સાથે ઇંગ્લેંડ જોડાયું. ટોકીઓ પર અસર થઇ. 'થંભી જાવ'નો આદેશ બહાર પડયો અને તહકુબી જાહેર થઇ.

રહીને તેઓએ આક્રમણને અટકાવવા માટે યત્ન કર્યો. પણ જાપાનની ઉંચી યુધ્ધ સામગ્રી આગળ ચીનના બહાદુર લશ્કરનું કંઇ જ ચાલ્યું નહીં. ત્યારે જાપાને શા માટે આક્રમણ કર્યું ? એ સ્વાભાવિક પ્રશ્નનો જવાબ આપતાં 'યોર્કશાયર પોસ્ટ' લખે છે કે–

'ચીનની પ્રજાએ જાહેર કરેલો બહિષ્કાર એટલો તો અસરકારક



શાંઘાઇમાં સામનો કરતું ચીનું લશ્કર

જાપાનીઓ જરા કાળજીવાળા છે. તેઓ જાણે છે કે આંતર-રાષ્ટ્રીય વિસ્તારમાં સત્તાવાન્ મહારાજ્યોના પ્રદેશો આવેલા છે. અને તેથી તેમના વિરોધને અવગણવાનું જરાયે શક્ય નથી.

પણ આ તહકુબી લાંબો કાળ ટકી નથી. ત્યાર પછી તો ચીનાઓએ જબરદસ્ત વિરોધ કર્યો. બળતા ઘરોની ઓથે

હતો કે જાપાનને તેનો સામનો કર્યા શિવાય અન્ય માર્ગજ રહ્યો ન હતો. તેમજ જો એક વખત તેઓ ચીનના બહિષ્કારને તોડી નાખે તો પછી મંચુરીયામાં આગળ વધતાં તેમને કોઇ અટકાવી શકે એમ ન હતું.'

અન્ય મહારાજ્યોએ લીધેલી લગભગ તટસ્થ વૃત્તિ માટે 'ડેઇલી એક્ષપ્રેસ'માં અતિ ચોંકાવનારા વર્તમાન પ્રગટ થયા હતા, આ પત્રે જાહેર કર્યું હતું કે

> 'ફ્રાંચ અને જાપાને એક ગુપ્ત સંધી કરી છે. આ સંધી અનુસાર ફ્રાંસ મંચુરીયામાં અને શાંઘાઇમાં જાપાની નીતિને ટેકો આપે છે અને યુરોપમાં ફ્રાંસની નીતિને જાપાનીઓ ટેકો આપે છે. આમ અરસપરસ સહાય આપવાના છુપા કોલકરારો જ યુરોપી સત્તાની તટસ્થ વૃત્તિ માટે જવાબદાર છે.'

અને આ સનસનાટીભર્યા સમાચાર વિશે ફ્રાંસની સરકારે કંઇ રદીયો નથી આપ્યો તેથી જણાય છે કે ફ્રાંસ અને જાપાન વચ્ચે છુપા કરાર હોવા જ જોઇએ. સંભવ છે કે આવા છુપા કોલકરાર ગ્રેટબ્રિટન સાથે પણ હોય. મુડીવાદી રાજ્યોની પરદેશનીતિમાં આવી પ્રથા કંઇ અસામાન્ય નથી. પણ ગ્રેટબ્રિટન સાથે છુપા કરાર છે કે નહીં તેની કંઇ ખાસ માહીતી નથી. પણ જ્યારે કામદાર પક્ષના નેતા લેન્સબરીએ લંડનની આમની સભામાં જાપાની સરકારે શાંઘાઇમાં કરેલા આક્રમણ ઉપર જ્યારે કડક શબ્દો ઉચ્ચાર્યા હતા ત્યારે સ્પીકરે તરત જ ઉભા થઇને જણાવ્યું કે—

> 'આમની સભાના માનવંત સભ્યે યાદ રાખવું જોઇએ કે જાપાન એ આપણા મિત્રરાજ્યોમાંનું એક છે'

આમ જ્યારે મહારાજ્યો શાંઘાઇ સંહાર ઉપર તટસ્થ વૃત્તિ જાળવવાનો ડોળ કરે છે ત્યારે સોવીયેટ રશીયાનું મુખપત્ર 'પ્રવદા' આક્ષેપ કરે છે કે

> 'ચીનના પ્રત્યઘાતી નેતાઓ જેવા કે ચાંગ-કૈ-શેક અને તેના સાથીઓએ જાપાન સામે જંગ માંડીને વિપ્લવી લશ્કરનો સંહાર કરવાનું જ મલીન કાવતરૂં યોજ્યું હતું.'

આમ શાંઘાઇમાં ચીનાઓના શોણીત છંટાયાં. કયા મુદ્દાથી તે તો ભાવી ઇતિહાસકાર જ કદાચ કહેશે. અત્યારે તો સમગ્ર પ્રશ્ન ઉપર ગાઢું ધુમ્મસ છવાયું છે, માત્ર ઘરબાર વિહોણા થઇ ગયેલા ચીનાઓની કારમી ચીચીયારીઓ સેન્સરની દીવાલ ભેદીને પણ કદી કદી આપણા કાને અથડાય છે.

# ઘોર કલંક

કોણ પેલો જાય વે'તો ગંદકી બોજો
ભુખ્યો ફરી બેસું અજીઠું અન્નને ખાતો
પંથે જતાં 'અડશો નહિ' એ શબ્દ ઉચ્ચારે
તોય સ્પર્શિ જાય કો તો ગાળને રહેતો. ૧

જે માનવોને રાખવા ચોકખો થતો મેલો
રે તે જ માનવ હાથથી એ તો બન્યો હલકો
એણે ધર્યો જનદેહ કિન્તુ જીંદગી એની
ભુંડી ગણી પશુ પંખાથી એ ક્ષુદ્ર કિડાની. ૨

એને કંઇ ના સ્થાન આ માનવ સમાજોમાં
એના વિના ચાલી શકે માનવ સમાજો ના
તેથી બિછાવી જાળ આ હિન્દુ-સમાજે શી
ચાર બિછાવી ધર્મની ઉપર થકી ધોળી. ૩

મૃગજળ બતાવ્યાં ભવ્ય મોટી ભાવનાઓનાં
આદર્શ ચિતર્યાં ઉચ્ચ એ આકાશ શા ઉંડા
જગપ્રેમ તેમ દયા તણી ગાઇ ઘણી ગાથા
ને દીધી પરલોકના સુખ સ્વર્ગની આશા. ૪

સરળ ભાવિ ઉરની નિર્દોષ શ્રધ્ધાને
આડ પંથે દોરવી સૌ સ્વાર્થ સાધુએ
ને લઇ અજ્ઞાનના અંધારનો સાથ
સમાજ-બલિને કાજ જકડયાં મૂક એ મેઢાં. ૫

ધર્મની 'અભેદ્ય' ઉંડી છાંયની નીચે
લાંબા સમયથી ચાલતી રૂઢી તણા જોરે
જાહેરમાં આજે ય આ પાશવપ્રથા ચાલે
રે માનવો ભૂલી ગયાં મનુભાવને દીસે. ૬

બતલાવશો કો દેશ એવો જ્યાં સિતમ આવો?
પોપી રહ્યા વર્ષો થકી જ્યાં ન્યાય ને ધર્મો
હિણ ગુલામી ને અધોગતિ જાતિ બંધુની
જેહને કાજે—દીધેલાં સર્વ છે દ્વારો. ૭

ત્રીભુવન બી. પટેલ.

# મ્હેમાનદારી

મી

જ

જ

ની

—: લેખક :—
—જી. પ્ર. મહેતા—

**શ્રી.** ઋતુભાઈનું સાથેનું લખાણ ગુજરાતી ભાષામાં સાહિત્યનું એક નવીન સ્વરૂપ રજુ કરે છે; એટલે જ આ નાનકડાં લખાણ સાથે આ લાંબી પ્રસ્તાવના જોડું છું. ઈંગ્રેજીમાં જેને Light–modern essay–હળવો નિબંધ કહે છે, તેને ગુજરાતી ભાષામાં, આટલી સફળ રીતે કદાચ પહેલી જ વખત અવતાર આપ્યો છે. ગુજરાતીમાં આવા કોઈ કોઈ પ્રયત્નો પહેલાં થયા છે એમ મારા ધ્યાનમાં છે; પણ તે બહુ સફળ થયા હોય એવો મને ખ્યાલ નથી. આ એક નવીન સાહિત્ય સ્વરૂપ છે એટલે તેનાથી અનભિજ્ઞ ગુજરાતી વાંચકોને તેની ટુંકી ઓળખાણ કરાવવા માગું છું.

ઈંગ્રેજીમાં હળવો નિબંધ ભારી લોકઆદરને પાત્ર થઈ પડ્યો છે. ઉત્પાદક બળોની વિશેષતાને લઈને પ્રતિદિન અસ્તીત્વમાં આવી રહેલી સામાજીક ઘટનાઓ–Social phenomena ના આઘાત અને પરંપરાથી ઉતરી આવેલા સંસ્કારોથી ઓતપ્રોત થએલાં માનસના તેની સામેના પ્રત્યાઘાતનાં પ્રતિબિંબ રૂપ આ સાહિત્ય સ્વરૂપ છે. સામાજીક મનોધર્મ–mood–નો એ શબ્દદેહ છે. આ કારણથી જ હળવો નિબંધ વાંચનારને પોતાના અથવા પોતાના કોઈ સ્વજનના અનુભવને તેમાં વાચા સાંપડી હોય એમ લાગે છે. હળવા નિબંધની લોકપ્રિયતાનું આ કારણ છે.

હળવો નિબંધ, તેના સ્વભાવથી જ ટુંકો હોય છે; એટલે હઝારો વ્યવસાયોની ધમાલમાં પરોવાઈ રહેલી સાહિત્ય શોખીન જનતા જે ટુંકું વાચન માગે છે, તે એ પુરૂં પાડે છે. કર્તવ્ય વ્યગ્ર બનેલી જનતા પ્રત્યે લેખકનો એ વિવેક છે.

અત્યારની જનતા, તંગ ભાવના–intense emotion–નો અનુભવ તો કરે છે, પણ તે ભાવના મધ્યયુગના નિરાંતમય વખતમાં અનુભવાતી તેવી ચીરસ્થાયી નથી હોતી. આ કારણથી જ આજના જમાનામાં સુન્દર ધ્વનિકાવ્યો નથી રચાતાં. જનતા તેમાં રાચી પણ શકતી નથી. છતાં એ તંગ ભાવનાના ઝબકારા માનવ જીવનમાં આજે પણ જીવતા છે જ. મુર્છા પામતા તંબુરના સ્વર જેવી ટુંકી પણ રસપુર્ણ હૃદયંગમ ભાવનાની ભુખ આજના હૃદયમાં છે. માનવ હૃદયની એ સનાતન ભુખ હળવો નિબંધ પુરી પાડે છે. જેમ ધ્વનિકાવ્યમાં

એક જ વિચારના સંગીતમય આરોહ અવરોહ થાય છે. તેમ હળવા નિબંધમાં એક જ મનોધર્મ–mood–ના આરોહ અવરોહ થાય છે.

પોતાના છુટા છવાયા અનુભવોને, શરીર કે મનની પ્રવૃત્તિઓને–કોઇ વ્યાપક સત્યની સાથે ઘટાવી જોવાની ઇચ્છા બુધ્ધિવાળા માણસને વખતોવખત થાય છે. માણસની આ સુજનજુની ઇચ્છામાંથી જુદી જુદી તત્વપધ્ધતિઓનો જન્મ થયો છે. આજે એ અનેક તત્વ પધ્ધતિઓ એક બીજા તરફ કુતરાંઓની શાકક ડાચીઆં કરે છે. આથી આજનો બુધ્ધિશાળી માણસ તે બધી તરફ શંકાની નજરે જુએ છે. અને છતાં તત્વજ્ઞાનની જરૂરીઆતથી તે પર રહી શકતો નથી. હળવો નિબંધ પોતાના દેહમાં, તત્વપુર્ણ વિચારના સ્ફુલીંગો છુટાછવાયા વેરીને, આજના માનવીની એ જરૂરીઆત પુરી પાડે છે.

હળવા નિબંધમાં, વર્ણન અને સંવાદને સ્થાન છે, એટલે ટુંકી વાર્તા કે ચમકતા સંવાદો વાંચવાની માણસની ઇચ્છાને તે સંતોષી શકે છે, આ રીતે હળવો નિબંધ સાહિત્યનાં જુદાં જુદાં લોકભોગ્ય સ્વરૂપોના સુન્દર સમવાય રૂપ છે. પણ આ કારણથી જ તેનું બંધારણ એટલું નાજુક હોય છે કે સમતોલપણાંની ઘણી જ બારીક સમજ જેનામાં ન હોય એવા લેખકના હાથમાં તે વેડફાઇ જાય છે. પણ અનેક પ્રકારનાં સાહિત્યસ્વરૂપોનો પોતામાં સમાવેશ કરતો હોઇ હળવો નિબંધ કુદરતી રીતે લોકવ્યાપક-democratic-છે.

હળવા નિબંધના લખનારની રસવૃત્તિ લોકોત્તર હોય છે, પણ તેની સહાનુભૂતિ જનતાવ્યાપી હોય છે. આ કારણથી સમભાવના એ હળવા નિબંધનું નિયામક તત્વ છે. અને હળવો નિબંધ અંગત હોય છે. વાંચકને તે બિરાદર ગણીને સ્પર્શે છે. પણ હળવા નિબંધનો લેખક મીઠો છતાં મોંઘો મહેમાન છે. આંખના પલકારામાં તે વાંચકનો મિત્ર બની, તેની સાથે એક સીગારેટ ફુંકી, હસ્તધુનન કરી સ્મિતપૂર્ણ પણ વિષાદમય ચહેરે છુટો પડે છે. હળવો નિબંધ પાંચ મીનીટમાં વંચાય રહે છે પણ એટલા વખતમાં ગમ્મે તેટલાં વ્યગ્ર (distracted) મન અને હૃદયને હળવાં કરી મીઠા વિષાદથી ભરી દે છે. એની અસ્થિરતા flippancy જ એની મોહકતા છે. હળવા નિબંધનો લેખક મીજાજની મહેમાનદારી–pampering the mood–કરે છે અને તેથી જ તે મીજાજની લહાણુ વાંચકને આપી શકે છે.

જ્યુભાઇના સાથેના નિબંધમાં ઉત્તમ પ્રકારના ઇંગ્રેજી હળવા નિબંધનાં લક્ષણો દ્રષ્ટિગોચર થાય છે. એમાં રંગ, સુવાસ, ડોલન અને વિચાર ગુંજન છે. એક પ્રસંગથી બીજા પ્રસંગ પર અને એક દ્રશ્ય પરથી બીજા દ્રશ્ય પર એ કુંદાય છે. ચિત્રપટની છાતી પરથી પ્રતિબિંબચિત્રો પસાર થાય તેના કરતાં વધારે ઝડપથી એમાં દ્રશ્યો બદલાય છે. અને છતાં દરેક દ્રશ્ય પોતાનું વિચારવાતાવરણ પછવાડે મૂકતું જાય છે. ભાવનાને વધારે પડતી તંગ થતી અટકાવવા માટે લેખક ભાવના વિપર્યય bathos નો બહુ જ સફળ ઉપયોગ કરે છે. છતાં આવી રીતે ચંદરવા જેવા બની ગએલાં ભાવનાં, દ્રશ્ય અને પ્રસંગ સમુહની પછવાડે એક જ સ્થાયિ મનોધર્મ–mood છે, વર્ષાઋતુના

અંતમાં અને શરદની શરૂઆતમાં, આકાશમાં કાળી, આછી કાળી, ઘેરી સફેદ, અને શુધ્ધ સફેદ વાદળીઓમાંથી ચન્દ્રમા પસાર થતાં જે એક પ્રકારનું ગંભીર પણ સ્પૃહણીય આશામય વાતાવરણ પ્રસરી રહે છે તેવો સ્પૃહણીય વિશાદ આખા નિબંધની પછવાડે છુપાએલો છે.

છતુભાઇના આ અંગત નિબંધ પર અંગત રીતેજ આટલી પ્રસ્તાવના લખી છે. સાહિત્યકોવિદો આને પોતાનાં અપમાનરૂપ ન ગણે અને સામાન્ય વાંચક એને મિત્રપ્રસંશા કે આત્મશ્લાઘા ન ગણે એમ માગી લઉં છું. તેના પર યોગ્ય લાગે તેવી ટીકા સહુ કોઇ કરે પણ તેને વગર વિચાર્યે ફેંકી ન દે. ટુંકામાં સાહિત્યરસિક જનતાનું ધ્યાન તેના તરફ ખેંચાય એમ હું જરૂર ઇચ્છું છું.

ર. વિ. મહેતા.

∴ ∴ ∴

આરા પરામાં 'ગુલમોર' રંગીન કાવ્ય સરજી રહ્યા છે. વનસ્પતીની રસવૃત્તી વસંત રૂતુમાંજ પ્રગટ થાય છે પણ આ 'ગુલમોર' તો રસીકવૃતીનો ગુલાપ લાગે છે. એક પણ લીલા પાન વીનાજ, એ રાતી ખુમારી દાખવે છે. 'શકરખોરા' નામનાં નાનાં પંખીઓ આ ઝાડનાં ફુલોનાં જામનાં જામ પીએ છે. મારી નાની બારીમાંથી આ બધી ક્રીડા દેખાય છે પણ મને એ જોવાને વખત જ ક્યાં મળે છે? સવારે ઉઠી, પેટમાં જે તે ખોરાક નાખી ટ્રેન પકડી મારે ઓફીસમાં હાજર થવું પડે છે–ઘરની બહાર કુદરતની સુરત ઝબકયા કરે છે પણ એ ઝીલવા જતાં કાને અવાજ અથડાય છે–"ઓફીસમાં જવાનું મોડું થશે...જમી લો" પછી ગુલમોરના રંગો ક્યાંયે ઉડી જાય છે. વસંત રૂતુની સુગંધ ક્યાંયે લોપ થઇ જાય છે અને માનવોથી લદાએલી લોકલ ટ્રેનમાં પરસેવાની વાસ મારા નાકે અથડાય છે અને મારૂં જીવન ઘરેડમાં પ્રવેશ કરે છે. પછી કામેથી પાછા ફરીને બહારના સૌંદર્યને સમજવાનો મને જરાએ ઉત્સાહ રહેતો નથી...અને રાતના? માંડ ઉંઘ આવતી હોય ત્યાં ચાલીના પાડોશીને ઘેર કોઇ છોકરૂં એકાએક મીજાજ ખોઇ હૈયાફાટ રૂદન આદરે છે. કદાચ માતાની અશક્તીને લઇને એને ધાવણ મળતું નથી એટલે એ રૂએ છે અને એ માંડ જંપે ત્યાં કોઇ બૈરીને તામસી મગજનો પ્રસાદ આપતો કોઇ 'પતીદેવ' હોકારા સંભળાવે છે, અને ઘરના કામથી શોષાઇ ગયેલ 'પત્ની' નાં આછાં ડુસ્કાં કાને અથડાય છે...ચાર દીવાલની અંદર કેટલીક વાર જે બીના બને છે એ તો એમાં રહેનારજ જાણે. આ દીવાલની અંદરજ કેટલીએ સ્ત્રીઓનાં સ્વપ્નાં સ્વરૂપ લીધા વીના સરી ગયાં હશે, કેટલાયે પુરૂષોની ભ્રમણાની કારમી કત્લ આંહીજ થઇ હશે... અને જ્યારે જ્યારે એવા પડઘા કાનના પડદા પર પડે છે ત્યારે મારા જેવાની ઉંઘ સાબદી ઉડી જાય છે. અને જગત સામે તીરસ્કાર વરસાવતો હું ઓરડામાં આમથી તેમ હરૂંફરૂં છું–થાકીને ફાનસની ચાવી ચડાવી હું વાટને ઉપર લઉં છું અને ઓશીકે ફાનસ રાખી કોઇ લેખક પર–પુસ્તક પર–મહેરબાની ઉતારૂં છું. પણ એ લેખકને પણ આવે કવખતે ખલેલ પહોંચતી હોય તેવું લાગે છે. અને એ કોઠુંજ આપતો નથી. પહેલાં ત્રીસ પાના સુધી એ વર્ણનજ ફેંકે જાય છે, આવે વખતે તો કોઇ નાયક અથવા માનવી આપત્તીમાં આવી પડ્યો હોય એવો કીસ્સો

મને વાંચવો ગમે–એના પ્રત્યે મારી સહાનુભૂતી દાખવવાનો તો સંતોષ મળે! એટલે પછી કોઈ ' થ્રીલર ' પર નજર ફેરવું છું પણ ત્યાં તો પહેલેથી જ મને ભેદ સમજાઈ જાય છે. (મારી બુધ્ધી આ માટે જવાબદાર છે) એટલે ફરી ફાનસને બુઝાવી હું બારી આગળ ઉભો રહું છું, ત્યારે મારા દોસ્તના શબ્દ બરાબર યાદ આવે છે.

"આ રૂમ એટલો નાનો છે કે લાગણીને રસ્તો આપવાનું અહીં શક્ય નથી." આ સત્યનો પરચો હું બરોબર અનુભવું છું. એક સાથે બે ચાર રૂમ હોય તો એક રૂમના બારણાં ફાડી બીજામાં દાખલ થઈએ, વળી ત્યાં ન ફાવ્યું તો અગાશીમાં જઈ પગને વેતા મૂકીએ અને આ રીતે લાગણીને રસ્તો આપીએ.........પણ મારી નહેનાનમાં તો એક જ રૂમ છે. અને એમાંયે વળી ભરચક સામાન ઠાલવવામાં આવ્યો છે......એટલે એ નજરે ચડતાં વ્યવહારની વ્યથા લાગુ પડી જાય છે–આ વીષમ સ્થીતીમાંથી ઉગારવા કાળા આસમાનના તારાઓ પલકારા કરી મને આકર્ષવા મહેનત કરે છે, કલ્પનાની પાંખ પર બેસી હું વીહાર કરૂં ત્યાં તો જાળીમનો ખડખડાટ થાય છે, અને પેલો રાતનો રાજા ઉંદર બહાર પડે છે. એને હાંફી કાઢતાં એક ડબ્બો ઠેબે ચડે છે અને એમાંનો લોટ ધરતીપર ઢળે છે. લોટના દેખાવ માત્રથી મારી કલ્પનાની પાંખોને વાસ્તવીકતાની કાતર લાગે છે... કયાં રાતની શાયરી અને કયાં આ પેટનો સંગાથી લોટ! પેલા ખડખડાટથી થાકીને નીંદ્રાને ખોળે પોઢતી પત્ની ઝબકી જાગી જાય છે અને વ્યવહારના ઉંબરામાં દાખલ થઈ એ બધું ઠીકઠાક કરે છે.........

રાત્રીના પહોર વધતા જાય છે. અને અંધકારમાંથી ગળાઈ છેલ્લી લોકલ ટ્રેનની વ્હીસલ વાતાવરણમાં ગુંથાઈ રહે છે. છેલ્લી લોકલ!!! મારા જેવા રખડુની એ પ્રીય સંગાથી છે. મને એ છેલ્લી ટ્રેનમાં અમુક પ્રકારની છટા દેખાય છે. એ નીશાચર ટ્રેન પ્રત્યે ઘણાને મમતા હોય છે. કેટલીક જીંદગીઓને એ સીધો સ્પર્શ કરે છે. એ જ્યારે અદ્રશ્ય થઈ જાય છે ત્યારે એને ખોનારાઓના નાભીમાંથી ઉંડો નીશ્વાસ નીકળી પડે છે. છેલ્લી ટ્રેન ખોયા પછી પરામાં કેમ પહોંચવું?......અને આ 'ટ્રેન'માં બેસનારાઓ પણ કેવા હોય છે? અત્યારે ઘરમાં બેઠાં જ મારા સ્મરણમાં સળવળાટ થાય છે...અને મારી રૂમની આસપાસના અંધારાંથી મારા અનુભવનો અવાજ આવે છે. "આ ટ્રેન સારીએ રાત ચાલ્યા જ કરતી હોત તો!" ઘરના 'હવાવા'થી કંટાળેલા આદમીની મહત્વાકાંક્ષા બહાર આવે છે......ટ્રેનમાં બીજા કોઈ શખ્સની આંખ શરાબના નશાથી ઘેરાણી દેખાય છે. એ આંખમાંથી ઉંડું દર્દ બહાર ઝરી આવે છે. જીંદગીના બદસુરત લીસોટા ભુંસાડવા એ આંખોવાળો માનવી જલદ પીણાને પેટમાં ઠાલવે છે અને બીજા દીનની પ્રભાતે એને ધનામમાં પશ્ચાતાપ સાંપડે છે, બીજા દીનની પ્રભાતે એઆરામીની 'ડીસીપેશન'ની છાપ એના ચહેરાને વીચીત્ર બનાવે છે......છેલ્લી ટ્રેન???...પણ જવા દો એ વાત! મારી દુઃખદ રાત્રીની મેં વધુ પડતી વાત કરી નાખી!......પણ દરેકના જીવનમાં એવી પણ એક રાત્રી આવે છે કે જે મીઠાં શમણાંની ઝાલક મારે છે. એની યાદ માત્રથી મીઠાં દર્દ ઉભાં થાય છે. એના મોહક વીષાદમાં મન રાચવા માંડે છે–વીષાદનો ઉલ્લાસ અજબ વસ્તુ છે. માનવીને એ વસ્તુના સ્પર્શ માત્રથી જંપ વળે છે. ઉલ્લાસ એ તો કેદ કરેલો વીષાદ છે...પણ તમને હું એ વમળમાં લેવા માગતો નથી...મારી અશાંત રાત્રીનો અંત આખરે આવ્યો, પેલો સ્મૃતીના કુકુસલા બોલાવતો 'કુકરે...કુ' મારે કાને પડ્યો અને નીદ્રાએ મને ઓઢણું બક્ષ્યું.

# આ યુગના સંગ્રામો !



આવા વિમાનો શહેરો પર આગ વર્ષાવશે

૧૯૨૮ની એ સાલ હતી. ઓગસ્ટ મહીનાની એ ૧૩ મી તારીખ હતી. લંડન શહેર પર પ્રભાતનો પ્રકાશ પથરાતો હતો. શહેરના શોરબકોરને શરૂ થવાને હજુ થોડી ક્ષણો બાકી હતી.

એટલામાં તો શત્રુદળના ૭૫ વીમાન આવ્યાં. પ્રત્યેકની પાસે ૫૦૦ બોંબ હતા. અને તેમણે લંડન શહેર પર પ્રચંડ હુમલો શરૂ કર્યો.

લંડન શહેરના સત્તાધીશોએ સામા ૭૫ વિમાન કહાડયાં. વિમાન વિનાશક તોપનો ઉપયોગ કર્યો. બલુનો છોડયાં. બંદુકો તાકી. પણ લંડનની મુખ્ય મુખ્ય જગ્યાઓ ઉપર બોંબ ફેંકીને વિમાનો વિદાય થઇ શકયાં. શત્રુપક્ષના એક પણ વિમાનને જરા પણ નુકસાન કરવાને બચાવ સૈન્ય નિષ્ફળ નીવડયું. સરકારના ૭૫ વીમાન નીચે ઉતરી પડયાં. વિમાન વિનાશક તોપો પૃથ્વી સામુ જોવા લાગી અને કપાળે હાથ મુકીને હવાઇ લશ્કરના વડાઓના મગજમાં કલ્પના પસાર થઇ ગઇ કે 'જો ખરેખરા શત્રુઓ ચઢી આવે તો લંડન જરૂર ખેદાન મેદાન થઇ જાય.'

## વિમાનોની સંહારશક્તિ

આ આખું નાટક એ કૃત્રિમ યુદ્ધનો એક ભાગ હતો. કલ્પના કરો. આ તો ૭૫ જેટલાં જ વિમાનો હતાં. પણ લગભગ ૫૦૦ જેટલાં વિમાનો વેગથી શહેર પર ઉતરી પડે અને તત્કાળ બોંબનો મારો ચલાવે તો પછી કોણ બચવા પામે ? સંહારનું સત્ર આરંભાય અને સ્ત્રીઓ, પુરૂષો, અને બાલકો તો મરી જ જાય એટલું જ નહીં પણ લંડનમાં વસતા

# તોપ અને બંદુકને બદલે

## બોંબ,

: લેખક :
એસ. ચે.

## ઝેરી વાયુ, અને

## જંતુઓનો ઉપયોગ.

ઘોડાઓ, કુકડાઓ, મરઘાઓ, ઘેટાઓ, વિગેરે પણ સ્વધામ પહોંચી જાય. આ કલ્પનાએ તો હવાઇ ખાતાના અમલદારોના કપાળમાં કરચલીઓ પાડી દીધી.

લશ્કરી વિમાનો અને યાંત્રિક યુધ્ધ-કળામાં અપાર પરિવર્તન થઇ રહ્યું છે. આ પરિવર્તન હવે છેલ્લી કક્ષાઓ ઉપર આવતું જાય છે. આજે ફ્રાંસ પાસે ૪૦૦૦ જેટલાં વિમાન છે. બીજા દેશો પણ વિમાન સંખ્યામાં આગળ છે. અને સાથે



લશકરી વિમાન

સાથે જ વિમાન હવે એવાં બનતાં જાય છે કે વિમાનવિનાશક તોપનો ગોળો તેને સ્પર્શી પણ ન શકે. એટલું જ નહીં પણ તેને બુલેટ પ્રુફ બનાવવામાં અને આકાશમાં દીસે નહીં તેવા આકારનાં વિમાનો બનાવવાના અખતરામાં પણ અદ્દભુત વિજય મળતો જાય છે.

## ઝેરી ગેસ

પણ આ વાત આટલેથી અટકતી નથી. હવે એ પ્રકારના ઝેરી ગેસો શોધવામાં આવ્યા છે કે જેની સામે કોઇ પણ પ્રકારનો બુરખો કામ આવી શકે તેમ નથી. અત્યારે લશ્કરી અમલદારો પણ એક વસ્તુ સ્વિકારે છે, કે આ ઝેરી ગેસ સામે કંઇ પણ થઇ શકે તેમ નથી. તેઓ અસહાય બનીને આલેખે છે કે આ ઝેરી ગેસ એટલો બધો પ્રબળ છે કે તેની સામે ગમે તેવા બુરખાઓ કંઇ કામ નહીં કરી શકે. પ્રથમ તો આ ગેસથી જરા ચરચરાટ થાય છે. પછી કેટલીક વારે આ ચરચરાટથી એવી ઇચ્છા ઉત્પન્ન થાય કે આ બુરખો કહાડી નાંખીયે તો ઠીક. અને તરત જ જેવો સૈનિક બુરખો ઉતારીને એક શ્વાસ લે કે તરત જ તેના શરીરની ચેતના ચાલી જાય. આવા ઝેરી ગેસો સામે એક પણ ઉપાય નથી. પ્રત્યેક દેશોમાં પારાવાર પ્રમાણમાં આ ઝેરી ગેસો ઉત્પન્ન થઇ રહ્યા છે. અને છતાં જીનીવામાં શસ્ત્રબંધીની પરિષદમાં આ પ્રાણઘાતક પ્રયોગો સામે એક શબ્દ પણ ઉચ્ચારવામાં આવતો નથી.

આંખને આંજી નાખે તેટલી ઝડપથી યુદ્ધકળા આગળ વધી રહી છે. ભયંકરમાં ભયંકર શસ્ત્રો શોધાઇ રહ્યાં છે. વીજળીવેગે જતી લશ્કરી મોટરો, દાનવી ઝડપે ગોળા ફેંકતી તોપો, અને હવે રોબોટ એરોપ્લેનોએ એવા તો ભયંકર યુદ્ધ રાક્ષસને જન્મ આપ્યો છે કે આ રાક્ષસ કઇ ક્ષણે સમગ્ર પૃથ્વીનો કોળીયો કરી જશે તે વિશે કલ્પના જ કરવી અશક્ય છે.

## દર્દના જંતુઓનો ઉપયોગ

આને માનવ કલ્પી શકે તેના કરતાં વધુ ભયંકર આયુધો યોજાઇ રહ્યાં છે. હવે સંગ્રામનાં શસ્ત્રને વેગળાં ખસેડીને દર્દ મોકલવાના અખતરા અજમાવવામાં આવે છે. પ્લેગ, કોલેરા, મેલેરીયા જેવી પ્રાણઘાતક પીડાઓને ઉત્પન્ન કરનારાં જંતુઓને શત્રુના પ્રદેશમાં છોડવામાં આવે છે. અને પછી ઉપદ્રવદ્વારા શત્રુના માનવ શરીરોનો સંહાર કરીને વિજય મેળવવાના મલીન મનોરથોને મુર્તીમંત કરવાના યત્નો થઇ રહ્યા છે.

આગ અને દર્દનો ઉપયોગ પણ પુરતા પ્રમાણમાં થઇ રહ્યા છે. હમણાં જ શાંઘાઇ પાસે થયેલા યુધ્ધમાં આગનો સારો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઝેપે શહેર ઉપર બોંબ વર્ષાવીને જાપાને શહેરીઓની કત્લેઆમ જ ચલાવી હતી.

* * *

## આગામી યુદ્ધની એક કલ્પના

...લડાઇ શરૂ થઇ. અરે માત્ર અલ્ટીમેટમ અપાયાં. અને શત્રુના પ્રદેશના લગભગ ૧૦૦૦ જેટલા કુશળ વિમાનીઓ પેલા વિમાનોમાં કુદકો મારે...ઘર્‌ર્‌ર્‌ કરતાં વિમાનો આકાશે ચઢે અને પછી શહેરો પર ઘડીયાળની નીયમીતતાથી ધ્રુમ ધ્રુમ કરતાં પ્રચંડ ધડાકા સાથે બોંબ વર્ષે. તહમારા બચાવ પક્ષના વિમાનોમાં પેટ્રોલ નાંખો ત્યાર પહેલાં તો વિમાનો શહેરની સીમાઓ

ઉપર હાહાકાર મચાવી મુકે. ત્હમારી વિમાનવિનાશક તોપમાંથી પહેલો ગોળો છુટે ત્હાર પહેલાં તો આર્યોએ સ્થાપેલી સંસ્કૃતિના તુકડા થઇ જાય. રામ અને કૃષ્ણ જેવા મહાન દેવોથી રક્ષાતી સંસ્કૃતિના ભુક્કા બોલી જાય. અને કદાચ ઉંચુ જુવો તો ઘડીમ થઇને પડતો ગોળો ત્હમારા શરીર અને આત્માની કરચો કરી નાંખે.

સપાટાબંધ શહેરો નકશા પરથી ભુંસાતાં જાય. મુંબાઇ, સુરત, અમદાવાદ અદ્રશ્ય થઇ જાય. એક પ્રાણી પણ જીવતું નહીં રહે. જેઓ બોંબથી બચી જાય તેમને ઝેરી ગેસ મારી નાંખશે. જેઓ ગેસથી કદાચ બચી જાય તો ઝેરી જંતુઓથી તેમનું શરીર શોષાઇ જવાનું. અરે! ચમત્કારિક શક્તિવાળા સંતો પણ ઝેરી ગેસના એક જ શ્વાસે પૃથ્વી પર ચત્તાપાટ પડી જવાના!

* * *

## આવતી કાલે—

અત્યારે પ્રત્યેક પ્રજા પાસે આવાં પ્રબળ સાધનો છે. અને જ્યારે યુદ્ધ જાગે ત્યારે આ સાધનોનો ઉપયોગ કરતાં તેમને અટકાવી શકાય એ અશક્ય છે. શસ્ત્રબંધીની ગમે તેટલી પરિષદો ભરાય, જીનીવામાં શાંતિવાદના જોઇએ તેટલા નાટકો ભજવાય, પણ જ્યારે યુધ્ધ જાગે અને તોપો ગડગડે ત્યારે પોતાની પાસે જેટલાં અસરકારક સાધન હોય તેટલાં સાધન તેઓ જરૂર જ વાપરવાના. અને આ સર્વે સાધનોમાં વિમાનો જેવું અસરકારક સાધન એક પણ નથી. પેટ્રોલની શક્તિથી આકાશમાં ઉડતા આ ન્હાના દાનવો એટલા તો અલ્પ સમયમાં દુઃખનો દાવાનળ સર્જી શકે છે કે અત્યારની યુધ્ધકળામાં તો તેનું સ્થાન અપ્રતિમ છે.

અત્યારે એક સબમરીન બાંધવી હોય તો ૫૦૦૦૦૦૦ ડોલર એટલે લગભગ ૧૨૫૦૦૦૦૦૦ રૂપીયાનો ખર્ચ થાય. પણ લશ્કરી વિમાનનું ખર્ચ તો માત્ર ૧૨૦૦૦ રૂપીયા જ આવે. વળી સબમરીનમાં લગભગ ૩૦ જેટલા ખલાસીઓની જરૂર પડે છે. છતાં પણ સબમરીનમાંથી છુટતી ટોરપેડો સીધી છુટતી નથી. અનેકવાર બેટલશીપને નીચે બેસાડવાને સબમરીન નિષ્ફળ પણ નિવડે. પણ એરોપ્લેનો તો ધાર્યું કરે. આકાશમાં ઉંચે રહીને બેટલશીપ પર બોંબનો મારો ચલાવી શકે, જો કે તે બેટલશીપને તળીયે તો ન જ પહોંચાડે છતાં પણ તે જરૂર જ બેટલશીપને ખુબ નુકસાન કરી શકે.

ટુંકામાં જોઇએ તો જણાશે કે સંહારનાં સઘળાં સાધનોમાં અત્યારે સૌથી અસરકારક એરોપ્લેન છે. આ સાધન ત્રણે માર્ગો પર કામ કરી શકે છે. જ્યારે બેટલશીપ, સૈન્ય, કે સબમરીન માત્ર એક જ દીશામાં શત્રુપક્ષનો સંહાર કરી શકે છે. એરોપ્લેનનાં યંત્રો બનાવવાં સહેલાં છે. ખર્ચ ઓછું અને તે સાથે તેની કાર્યશક્તિ સરખાવીયે તો અત્યાર સુધીમાં શોધાયેલા સઘળાં સાધનો કરતાં તેનું મહત્વ ખુબ જ વધી જાય.

## બચાવ પણ શક્ય નથી

અને એક બીજો મુદ્દ: કહું! અત્યાર સુધીનાં યુદ્ધનાં સાધનો સામે બચાવ કરવો અશક્ય ન હતો. આગળ ધસતા સૈન્યને કિલ્લો બાંધીને સ્તંભાવી

શકો. ત્હમો તોપના મારાને અટકાવી શકો. સમુદ્રમાં માઇનસ નાંખીને સબમરીનને પ્રસ્થાન કરતાં રોકી શકો. પણ એરોપ્લેન સામે તો એક પણ ઉપાય કામ આવી શકે તેમ નથી. ત્હમો કદાચ નામર્દની માફક ઘરમાં બેસી રહો તો છાપરૂં તોડીને બોંબ ત્હમારા શરીર પર ઉતરશે. ત્હમો મર્દ બનીને રસ્તામાં બહાર પડો તો રસ્તાની ગટરોમાં ત્હમારૂં શબ આથડશે.

*  *  *

ત્યારે શું થઇ શકે? અસહાય બનીને હું આકાશ સામે નજર ફેંકું છું. આ યુગનાં યુધ્ધોની કલ્પનાથી જ મ્હારૂં મગજ ભમવા લાગે છે. બહાદુર પુરૂષ હોવાથી હું ટાંકામાં સંતાઇ જવાની સુચનાને માન્ય કરી શકું તેમ નથી. તેમજ કુશળ એન્જીનીયર હોવાથી વિમાનવિનાશક તોપના સાફલ્યમાં મ્હને શ્રદ્ધા નથી. સ્ત્રી સન્માનની ભાવનાનો હું પુજક હોવાથી હું મ્હારા પોતાના દેહ કરતાં મ્હારી પત્નિના દેહનું રક્ષણ કરવાની ફરજ સમજું છું. એટલે જ આ એરોપ્લેનનો પ્રશ્ન મ્હારા મગજને મુંગળાવી રહ્યો છે.

## સંસ્કૃતિના સંહારનો માર્ગ

ત્યારે મ્હારી દ્રષ્ટિ મ્હારા ટેબલ પર પડેલા પુસ્તક પર પડે છે. અરે આ ઉપાય તો સહેલો અને સરળ છે! આખરે લશ્કરી સેનાપતિઓએ માર્ગ કહાડયો! ઠીક. જો શત્રુ હજાર વિમાનો લઇને સામો ધસી આવે તો આપણે દોઢ હજાર વિમાનો લઇને શત્રુના શહેરો તરફ વેગથી દોટ મુકવી. સંભવ છે કે રસ્તામાં બન્ને વિમાની સેનાનો ભેટો થઇ જાય પણ એ સંભાવના માટે ઝાઝો વિચાર કરવાની જરૂર નથી. કારણ કે શત્રુના વિમાનો બોંબ ફેંકવાની તમન્નામાં આકાશીવાતાવરણની વિશાળતાનો લાભ લઇને તેઓ જરૂર જ આગળ વધી શકવાના. એટલે પછી માત્ર થોડીક ક્ષણો પછી જ્યારે વિમાનો દીલ્હી અને કલકત્તા ઉપર ગર્જના કરશે ત્યાર પહેલાં તો કાબુલ ઉપર હિંદનાં વિમાનો કાતિલ બોંબ ફેંકીને અફઘાન સંસ્કૃતિનો અંત આણી રહ્યાં હશે!

આમ પરસ્પર સંહારના સત્રની કલ્પના કરતાં જ મ્હારા હૃદયના ધબકારા મંદ પડતા ભાસે છે. મ્હારા આવતા જન્મની કેટલીક કલ્પનાઓ મગજ પર ધસી આવી છે. માનવ તરીકે પાછો અવતરીશ કે કેમ તેની અળખામણી શંકા જ્ઞાનતંતુઓના વહનમાં વેગ આણી રહી છે. ગમે તેમ પણ મ્હારી સામે પડેલાં લશ્કરી સાધનો વર્ણવતાં પુસ્તકોના પાનાઓ ઉપર દ્રષ્ટિ કરવાની મ્હારી હિંમત તો છેક જ તુટી ગઇ છે.

......અને મ્હારા મગજ પર કલ્પનાનો વંટોળીયો વીંટળાઇ વળ્યો છે. મ્હારી નજર સમક્ષ હું જાપાન અને અમેરીકાને સંગ્રામમાં ઉતરતા જોઇ શકું છું. બન્ને દેશોના વિમાનીઓ પેસીફીક મહાસાગરના પટ પર વેગથી આગળ વધી રહ્યા છે: અરે માત્ર બે દીવસમાં અમેરીકન વિમાનીઓ જાપાનના શહેરોના રામ રમાડી રહ્યા છે. તેવી જ રીતે વહેંતીયા જાપાનીઓનાં વીમાનો પણ અમેરીકન શહેરો પર આફત ઉતારે છે. ન્યુયોર્કનો નાશ મ્હારી નજર સામે ખડો થાય છે. ટટાર ઉભેલાં ૮૦ માળનાં મકાનો બોંબના મારા નીચે વાંકા વળી જાય છે. અરે પેલા સ્વતંત્રતાના જગવિખ્યાત પુતળાનું માથું રસ્તામાં રગદોળાય છે!

...અને આ યુધ્ધ હવે ખત્મ થવાની અણી ઉપર છે. અમેરીકામાં સુલેહનો સફેદ વાવટો ચઢાવવા માટે કોઇ માનવ શરીરજ નથી. તેવીજ રીતે જાપાનમાં પણ યુદ્ધનો ધ્વજ ઉતારવાને માટે કોઇ પ્રાણવંત દેહ નથી. વિજય નક્કી કરવાને માટે હવે એકજ માર્ગ રહ્યો છે. અને તે વિમાનીઓની સંખ્યા ગણવાનો.

...છીનીવાએ કમીશન બેસાડયું છે વિજય નક્કી કરવા માટે. અમેરીકાના વિમાનીઓની સંખ્યા વિશાળ દીસે છે. એટલે છીનીવા જાહેર કરે છે કે અમેરીકાએ વિજય મેળવ્યો છે.

પણ ઝેરી ગેસની અસર હું વધતી જોઉં છું. જપાનની સીમાઓ મુકીને તે ચીનમાં પણ ફરી વળ્યો છે. શાંઘાઇ શહેર સુનું થઇ પડયું છે. ત્યારે વિજયી વિમાનીઓ પાસીફિક ઓળંગીને સ્વદેશ જતા દેખાય છે. ઝેરી ગેસના પ્રતાપથી શબનાં રસીયાં ગીધડાંઓ પણ ખત્મ થઇ ગયાં હોવાથી તેઓ પણ વિજયી વિમાનીઓને સાથ આપવા અશક્ત છે.

...અને મ્હારા સ્વપ્નમાથી હું જાગ્રુત થાઉં છું. ત્યારે મ્હારી નજર પાસે પડેલા વર્તમાનપત્ર પર પડે છે. છીનીવાની શસ્ત્રબંધી પરિષદના મ્હોટાં વૃતાંતો તેમાં છાપવામાં આવ્યા છે. હેન્ડરસનના શબ્દો વાતાવરણમાં વીંઝાઇ રહ્યા છે. પણ હું જોઉં છું કે વિમાની લશ્કર ઘટાડવાને માટે તો ત્યાં એક પણ શબ્દ પણ નથી...આ સૌથી વિનાશક વિમાન વિશે ત્યાં કાનમાં કોઇ વાત પણ કરતું નથી!

# આઝાદ દેશના જેલખાના

## રશીયાની સાંપ્રત શિક્ષાપદ્ધતિ

:લેખક:
'પ્રવાસી'

રશીયાની ન્યાયપધ્ધતિમાં પરિવર્તનની શરૂઆત તો છેક ગઇ સદીમાં થયેલી. ઝારના અમલમાં જ મધ્યકાલિન જુની જંગલી પ્રથાને અળગી કરીને આધુનિક ન્યાયના સિધ્ધાંતોને અનુરૂપ બનાવવાનો અખતરો થયેલો. જ્યુરીની પ્રથા ત્યારે દાખલ કરવામાં આવી. ત્યાર પછી તો વર્ષો વીત્યાં. અને ધીમે ધીમે ૧૯૦૩ માં આખો ફોજદારી કાયદો રચવામાં આવ્યો. અને ૧૯૧૮ માં આ કાયદાને ઉખેડી નાખીને સમાજવાદી સરકારે નવો ફોજદારી કાયદો જગતને આપ્યો. આ તેનો ટુંક ઇતિહાસ.

પણ આ વર્ષોમાં તો આંતરવિગ્રહની આગ સોવીયેટમાં ભભુકી રહી હતી. ત્યારે તો સામ્યવાદીઓ અને પ્રત્યાઘાતીઓ તલવાર ખખડાવતા. ત્યારે તો મોસ્કોના મેદાનોમાં ગોળીઓની રમઝટ ઉડતી. માજી ઝારના અનુયાયીઓ સત્તામાં પાછા આવવા માટે અનેક કાવતરા કરતા. સંપત્તિવાનોના ભાડુતીઓ વિપ્લવી સરકારને ઉખેડી નાખવા માટે ખૂબ યત્ન કરતા. આ વર્ષોમાં વિપ્લવી સરકારે વિપ્લવી કોર્ટો સ્થાપી હતી. તેમની પાસે ધારા ધોરણ જેવું કંઇજ ન હતું. માત્ર વિપ્લવી દ્રષ્ટિબિંદુ એ જ તેમની પાસે શીક્ષા કરવાને માત્ર ધોરણ હતું.

પણ સમાજવાદી સરકારની સ્થાપના થયા પછી ૧૯૨૨ માં સોવીયેટ પધ્ધતિને અનુરૂપ ધારાઓ ઘડવામાં આવ્યા અને ૧૯૨૪ માં આ ધારાઓને રૂશીયન પ્રજાની ખાસ બેઠકમાં સંમતી મળી. અને ત્યારથી તે અત્યાર સુધી સોવીયેટ ધારાનો એકધારો અમલ રશીયામાં થઇ રહ્યો છે.

સોવીયેટ સીમામાં સાત પ્રજાસત્તાક રાજ્યો સમાયેલાં છે. આમાં સૌથી મ્હોટું



જેલો અંદર થતી કુસરતનું એક દશ્ય

રશીયાનું પ્રજાસતાક તંત્ર છે. આ પ્રત્યેક પ્રજાસતાક પ્રદેશને પોતાના કાયદાઓ છે. અને ૧૯૨૬ માં રશીયાના ફોજદારી કાયદાને પગલે પગલે પ્રત્યેક પ્રજાસતાક તંત્રે પોતાના ફોજદારી ધારાઓ રચીને સમાજવાદી દ્રષ્ટિબિંદુએ ગુન્હેગારોને શિક્ષા આપવાની પ્રણાલિકામાં જરૂર પુરતો ફેરફાર કરી લીધો છે.

યુરોપિય પધ્ધતિ માને છે કે દરેક વ્યકિત પોતાના વર્તન માટે જવાબદાર છે. યુરોપની ન્યાયપધ્ધતિ સ્વિકારી લે છે કે પ્રત્યેક વ્યકિતને માનસિક સ્વતંત્રતા છે. અમુક કાર્ય કરવું કે ન કરવું તે વ્યકિતની મરજીની વસ્તુ છે અને તેમ છતાં જો તે 'ગુન્હો' ગણાતું કાર્ય કરે તો પછી તેના ફળ ભોગવવાને માટે, તેની શીક્ષા સહન કરવા માટે તેને તત્પર રહેવુંજ જોઇએ. યુરોપીય પધ્ધતીનું આ તર્કશાસ્ત્ર છે. તેઓ વ્યકિતને સર્વ રીતે સ્વતંત્ર કલ્પે છે. આ કલ્પનાના આધારે મુડીવાદી ફોજદારી કાયદાની કલમો ઘડાઇ છે.

પણ સોવીયેટ દ્રષ્ટિબિંદુએ તો મુડીવાદના માર્ગથી અળગા ખસીને વૈજ્ઞાનિક દ્રષ્ટિબિંદુએ ગુન્હાની પધ્ધતીને અવલોકવાનો યત્ન કર્યો છે. તેઓ માને છે 'સ્વતંત્ર મરજી' જેવી વસ્તુ જ જગતમાં નથી. માનવ એ તેના આજુબાજુના સંજોગોનું પરિણામ છે. એમ માનીને જ તેઓ નવા ધારાઓ રચવા માગે છે. તેઓ કહે છે કે.

> અમુક પ્રકારના વર્તન માટે શિક્ષા હોઇ શકે એ વસ્તુ જ અતિ ઘૃણાજનક છે. 'શિક્ષા' એ શબ્દને કાયદાની પોથીમાંથી ભુસી નાંખવો જોઇએ. આ શબ્દને બદલે સમા

જના બચાવના પગલાં એ શબ્દો તેમણે યોજ્યા છે. વળી સોવીયેટના ધારાશાસ્ત્રીઓએ જાહેર કર્યું છે કે ગુન્હાભર્યું વર્તન તે સામાજીક જીવનને લાગેલા સડા રૂપ છે. આથી તેના મુળ દર્દની ચોક્કસ ચિકિત્સા કરીને જ ઔષધ આપવું જોઇએ. દંડ, શારીરિક શિક્ષા, કે માનવ સમુહને હિણપદ આપનારા તત્વોને સોવીયેટના ધારાવિશારદોએ વિદાય આપી છે.

સોવીયેટ સતા સામે જો કોઇ કાવતરૂં કરવાનો યત્ન કરે કે ઉથલાવી પાડવાનો યત્ન આદરે તો તે વર્તન અતિ ગંભીર અને 'સમાજને ભયરૂપ' માનવામાં આવે છે. પણ આ પ્રકારના વર્તનમાં પણ કેટલાક અપવાદ રહ્યા છે. આ અપવાદો એવા પ્રકારના છે કે દોષિતને ખાસ સહન કરવું ન પણ પડે. ઉદાહરણ તરીકે લઇએ તો શિક્ષાના માપ જ સોવીયેટમાં નથી. સંભવ છે કે જ્યારે આરોપીને ન્યાયની અદાલત સમક્ષ ઉભો કરવામાં આવે ત્યારે તેનું વર્તન સોવીયેટને ભયરૂપ મટી પણ ગયું હોય. આવા કેસોમાં ન્યાયાધીશોને આરોપીને મુક્ત કરવાની પુર્ણ સત્તા આપવામાં આવી છે. ન્યાયાધીશો માત્ર એક જ વસ્તુ પર લક્ષ આપે છે અને તે એ છે કે 'તે ક્ષણે આરોપીનું વર્તન સોવીયેટને ભયરૂપ છે કે કેમ ?

સોવીયેટ ધારાપોથી એટલે પ્રત્યેક ક્ષણે પરિવર્તન પામતા કાયદાઓ. સોવીયેટ કોર્ટો એટલે સમાજ શિક્ષણની સંસ્થાઓ. સોવીયેટ જેલો એટલે માનસિક ઇસ્પિતાલો ! આવા શબ્દોમાં અમેરીકન પ્રવાસીએ રશીયાની શીક્ષાનીતિને વર્ણવી હતી. અને ખરેખર આધુનિક યુગમાં જીવતો પુરૂપ રશીયાની જેલમાં જઇને જુવે તો સંભવ છે કે તેની નજરમાં અથડાતા દ્રશ્યને સત્ય ન પણ માને. તેની આંખે દીસતા દ્રશ્યને સ્વિકારવાને અચકાય.

ફાંસીની સજાએ તો ક્યારનીય વિદાય લીધી છે. છેલ્લા દશ વર્ષમાં ભાગ્યે જ કોઇ વ્યક્તિ ફાંસીના માંચડે ઉભી હોય. અલબત્ત, સોવીયેટ સરકાર સામે કાવતરૂં કરતાં કે વિદેશીઓની સંપત્તિની લાલચથી લોભાઇને સોવીયેટ સેવકોના જાન લેવાનું કાવતરૂં કરતી વ્યક્તિઓનાં શરીર જરૂર ગોળીથી વીંધી નાંખવામાં આવે છે. પણ સામાન્ય સંજોગોમાં માનવહત્યાને સોવીયેટ શાશને સીમામાંથી દેશપાર કરી છે. ખુનને બદલે ખુનની ઝેરીલી નીતિ મુડીવાદને જ મુબારક હો! દાંતને બદલે દાંત લેવાની વૃત્તિ આધુનિક સંપત્તિશાહીને જ મુબારક હો! આ શબ્દોમાં સોવીયેટની નવી પધ્ધતિનું તત્વ સમાયેલું છે. ઝેર આધાં ખસ્યાં છે. વેર અળગાં ગયાં છે. અને શિક્ષામાં માત્ર શારીરિક સંતાપની પ્રથાને ઉખેડી નાંખવામાં આવી છે.

આજે રશીયામાં જેલો જેવી વસ્તુજ નથી. ચાર દીવાલોથી ઘેરાયેલાં કોઇ મકાન આગળ આવીને ઉભા રહો અને લોખંડનો દરવાજો જુવો તો કદાચ ત્હમો તેને જેલ ગણો. પણ આંધળાને પણ ઉકલી શકે એવા અક્ષરોમાં આવા મકાન પર આલેખવામાં આવ્યું છે કે 'માનવ સુધારણાની છાવણીઓ'. ખુલ્લા દરવાજાની અંદર ત્હમારી દ્રષ્ટિ દોટ કહાડે તો અહીં કોઇ 'શિક્ષા' સહન કરતું નહીં દેખાય. અહીં કામદારો જોવાના જડશે. અહીં તેઓ 'સુધરી' રહ્યા છે. તેમના જીવનના માર્ગો તે બદલી રહ્યા છે.

ત્યારે સ્વાભાવિક રીતે જ ત્હમારા મગજમાં સવાલ ઉપસ્થિત થતો હશે કે રશીયાના કામદારોના રાજ્યમાં શિક્ષા જેવી-

વસ્તુ છે કે નહીં ? ત્હમો કુદરતી રીતેજ પ્રશ્ન પુછશો કે શું રશીયામાં બધાં દેવના સંતાનો બની ગયા છે કે ત્યાં 'ગુન્હો' ગણી શકાય તેવું વર્તન થતું જ નથી ? અલબત્ત રશીયા પણ અત્યારે સંક્રાંતિ કાળમાંથી પસાર થઇ રહ્યું છે. સામ્યવાદ તરફ તે ડગલાં મુકી રહ્યું છે. તે સમયમાં બધા જ રશીયનો એકદમ સુધરી જાય એવાં સ્વપ્નાં સોવીયેટ સંચાલકોને સેવવાં ક્ષણભર પણ પાલવે તેમ નથી. તેથી જ તેઓએ શિક્ષાના ત્રણ પ્રકાર પાડયા છે.

પ્રથમ તો જે વર્ગ સોવીયેટ સત્તાને ઉથલાવી પાડવાનો યત્ન કરે તેને તેઓ 'શ્રમજીવી સમુહના શત્રુ તરીકે જાહેર કરે છે.' આ જાહેરાત થયા પછી આ વ્યક્તિને સોવીયેટની સીમામાંથી દેશપાર કરવામાં આવે. પણ આ શિક્ષા ભાગ્યે જ અમલમાં મુકાય છે. તેઓ સારી રીતે સમજે છે કે વ્યક્તિને દેશપાર કરવાથી કંઇ જ અર્થ સરતો નથી. તેથી તેઓ કાંઇ સુધરવાના નથી. આથી આ પ્રથમ કોટીની શિક્ષા રશીયાની સીમામાં ભાગ્યે જ અમલમાં આવે છે.

બીજી કોટીની સજા પણ આર્થિક છે. આવી વ્યકિતઓને ઔદ્યોગિક ક્ષેત્રોમાં કામ કરવાની મનાઇ કરવામાં આવે છે. ઔદ્યોગિક કામ મેળવવાનો તેમનો હક્ક ઝુંટવી લેવામાં આવે છે અને તેથી આવી વ્યક્તિઓને શહેરનો વસવાટ વેગળો કરીને જાહેર જીવનથી વેગળા ગામડામાં જઇ સ્થાયી બનવાની ફરજ પડે. પણ આ શિક્ષાનો અમલ જો કે સામાન્ય છે. છતાં તેઓ આ શિક્ષાનો આકરો અમલ નથી કરતાં. અનેકવાર અમુક કાળ પસાર થઇ જતાં આ હક્ક આપોઆપ વ્યકિતને પાછો મળી જાય છે.

ત્રીજી શિક્ષા તે 'ફરજીઆત કામ' છે પણ સાથે સાથે આ શબ્દોની સાથે જ એક વાક્ય ઉમેરવામાં આવ્યું છે. આ વાક્ય અતી ઉપયોગનું છે કારણ કે તેમાં તો સોવીયેટ પદ્ધતિનું તત્વ સમાયેલું છે, આ શબ્દો તે આ રહ્યા 'વ્યકિતનું સ્વાતંત્ર્ય વેડફી નાખ્યા વગર' ફરજીઆત કામની શિક્ષા કરવાની છુટ ન્યાયાધીશોને આપવામાં આવી છે. આમ સજા ભોગવતી હોવા છતાં પણ વ્યકિત પોતાનું સ્વાતંત્ર્ય સાચવી શકે છે. તેને પોતાના ઘરનો ત્યાગ નથી કરવો પડતો. તેને પોતાની સ્ત્રી અને બ્રાહ્મચર્યાથી વિમુખ થવું નથી પડતું. તે પોતાના મિત્રોનું સાનિધ્ય સાચવી શકે છે. આરોપી પોતાના પ્રિયજનની પાસે રહી શકે છે.

સોવીયેટ પ્રજાતંત્રના આ ફોજદારી કાયદાની પોથી પર શબ્દો પાડેલા છે કે આ ધારાઓ 'કામચલાઉ' છે. આ શબ્દોમાં સોવીયેટ સંચાલકોનો અજેય આશાવાદ જણાઇ આવે છે, તેઓ માને છે કે કામદાર સમુહની સરમુખત્યારી અમુક કાળ માટે છે. જેમ જેમ સમાજ વર્ગવીહીન બનતો જાય છે. જેમ જેમ સમાજમાંથી સીતમગાર સંપત્તિવાનનાં મુળ પણ સાફ થતાં જાય છે તેમ તેમ સામ્યવાદી સમાજરચનાનાં મુળ ઉડાં ઉતરતાં જાય છે. અને પછી જ્યારે સામ્યવાદી સમાજરચના સ્થપાશે ત્યારે?...

ન્યાયાધીશો નહીં રહે...કોર્ટો નહીં રહે...કાયદાઓ નહીં રહે...અને સાથે સાથે માનવ સુધારણા માટે ઉભા કરવામાં આવેલા શ્રમજીવીઓના કેમ્પ પણ નહીં રહે.

હવે ગુન્હાઓ અને તેની શિક્ષાઓ ઉપર આવીએ. હું પ્રથમ જ લખી ગયો છું કે સોવીયેટના ધારા ઘડનારાઓએ ગુન્હા જેવા શબ્દને જ તેમની ધારાપોથીમાંથી અળગો કર્યો છે. તેઓ આવા વર્તનને 'ઉલંઘન'

(Transgression) એ શબ્દથી સંબોધે છે. આ શબ્દ સાથે આરોપ કે ગુન્હાની ભાવના સંકળાયેલી નહીં હોવાથી સોવીયેટ ધારાપોથીમાં આ શબ્દ યોજવામાં આવ્યો છે. આવા ઉલંઘનો માટે કેટલીક શિક્ષાઓ નક્કી કરવામાં આવે છે. ત્યાર પહેલાં ચાલો, આ ઉલંઘનોના વર્ગીકરણ પર એક ઉડતી નજર નાંખી લઈએ.

(૧) પ્રથમ તો રાજ્યતંત્ર સામેના ઉલંઘનો (૨) પ્રધાનમંડળ સામે (૩) અમલદારોના ઉલ્લંઘનો–(૪) આર્થીક (૫) અન્ય વ્યકિતના જીવન, તાકાત તંદુરસ્તી સામેનું વર્તન. (૬) 'મીલકત' સામેનાં ઉલંઘનો (૭) લોક સંરક્ષણ સામેનું વર્તન. (૮) લશ્કરી નિયમનનો ભંગ. (૯) અનિચ્છનીય સમાજની પ્રણાલિકાઓને પોષવાનો (૧૦) ધર્મ અને રાજ્યતંત્રને અળગા પાડનારા કાનુનનો ભંગ.

આ ન્હાનકડા વર્ગીકરણમાં માત્ર પ્રથમ પ્રકાર 'ઉલંઘનો' સામે જ પ્રથમ કોટીની શિક્ષા ફરમાવવાની સત્તા ન્યાયાધીશોને અપાઇ છે. બાકીના ગુન્હાઓ માટે તો તદ્દન નજીવી અને ન્હાની ન્હાની સજાઓ રાખવામાં આવી છે. આ સજાઓની હદ પણ આંકેલી છે. અને અમુક અંશ સુધી જ સજા થઇ શકે તે પ્રમાણે નક્કી કરવામાં આવ્યું છે.

ચોરી કરવી કે એવા પ્રકારના ગુન્હાઓ માટે ચાર માસ કે પાંચ માસની 'ફરજીયાત કામ'ની સજા તો વધુ પડતી જ ગણાય છે. ત્યાં સુધીમાં તો આરોપીને સુધરવાની સંપુર્ણ તક મળે છે એટલે પુરતી શિક્ષાની જરૂર પણ રહેતી નથી. આવા કેસોમાં શિક્ષા ઘટાડવાનો હક્ક માધવ સુધારણા કેમ્પના વડાને હોય છે અને આ હક્કનો છુટથી ઉપયોગ થઇ રહ્યો છે.

ખુનને માટે માત્ર ૧૦ વર્ષના એકાંત જીવનની સજા હોય છે. એકાંત જીવન એટલે હીંદની જેલોમાં 'એકાંત કોટડી'નું જીવન નહીં ! પણ શહેરના સંસર્ગથી દૂર માત્ર વસવાટ. આમાં પણ જો મરણ પામેલા માનવીઓએ આક્રમણનું ખાસ કારણ આપ્યું હોય તો સજા તેથી પણ ઘટાડીને માત્ર પાંચ વર્ષની થઇ જાય. આમ ખુનને બદલે ફાંસી આપવાની ત્રાસજનક જંગલી પ્રથાને અળગી કરીને આધુનિક ન્યાયપધ્ધતિને અપનાવવામાં સમાજવાદી સરકારે સમગ્ર વિશ્વ સમક્ષ એ નવો આદર્શ મુકયો છે. આજે સમાજવાદી સરકારે સ્થાપેલા નવા આદર્શોની વ્યવહારિકતાની એરણ પર કસોટી થઇ રહી છે.

## [ ૨ ]

સોવીયેટનાં કારાગૃહો વિશે અનેક અક્ષરો લખાયા છે. લગભગ પ્રત્યેક પ્રવાસીએ સોવીયેટ સીમાનાં કારાગૃહોને નરી આંખે નિહાળ્યાં છે. અમેરીકન અભ્યાસકો કે ખાસ સહેલગાહે ફરવા નીસરેલા સહેલાણીઓએ અનુભવ પોથીમાં કારાગૃહ વિશે કંઇક શબ્દો જરૂર ટપકાવ્યા છે. કારણ કે સોવીયેટ શાશનનાં કારાગૃહ સમગ્ર જગતમાં તદ્દન નવી જ ઢબનાં અને શિક્ષાપધ્ધતિમાં નવી જ દીશા ઉઘાડનારાં છે. એટલે જ રશીયાના કારાગૃહો તરફ સમસ્ત સૃષ્ટિના પ્રવાસી આકર્ષાય છે.

મોસ્કોના કોઇ માર્ગદર્શકને ત્હમો સાથે લઇ જાવ તો તે 'ટાવરીશ' ત્હમને જેલ પાસે જરૂર લઇ જાય. આ ટાવરીશ ત્હમને બીજા ટાવરીશને સોંપે. રૂશીયામાં 'બન્ધુ' ને માટે ટાવરીશ શબ્દ વપરાય છે. આ શબ્દ એટલી બધી વાર ત્હમારા કર્ણપટ પર અથડાય કે ક્ષણવાર ત્હમોને



જેલજીવનનું બીજું દ્રશ્ય

એમ જ લાગે કે ત્હમે કંઇક નવીન દુનીયામાં વીહાર કરી રહ્યા છો. અને ખરેખર! વર્તમાન રશીયા એ નવી દુનીયા છે!

કલ્પી શકો છો કે કોઇ દેશમાં જેલર કેદીઓથી ચુંટાએલો હોય? અહીં ટાવરીશ જેલરની વરણી થાય છે. એટલું જ નહીં પણ જેલ પર સત્તા ચલાવનારી સમિતિ પણ કેદીઓની કમીટી હોય છે. આમ જેલ પર જે કારોબાર ચાલે છે તેમાં કેદીઓનો અવાજ પુરેપુરો છે. આ જ સોવીયેટ પધ્ધતિની લાક્ષણિકતા છે. મુડીવાદી જગતમાં કેદીઓને કોઇ સડેલ મકાનમાં ઢોર માફક પુરવામાં આવે છે. અહીં શ્રમજીવીઓના જગતમાં કેદીઓ જ પોતાના વસવાટનું મકાન કેવું હોવું જોઇએ તેનો નિર્ણય કરી નાંખે છે.

આ ઉપરાંત કેદીઓનાં કપડાં પણ સામાન્ય શ્રમજીવીઓના જેવાં જ હોય છે. મુડીવાદી જગત વ્યક્તિપર વેરની લાગણી રાખીને તેને અમુક પ્રકારનાં કપડાં પહેરવાની ફરજ પાડે છે. પણ અહીં તો જેલર અને કેદીઓના પોષાક વચ્ચે કંઇ જ ફરક નથી હોતો. જેલની અંદર તેઓ કેદી છે એમ જરાય માલમ નહીં પડે. ત્હમોને તો એમ જ લાગે કે તેઓ સામાન્ય શહેરીઓ છે.

પણ અહીં સખ્ત નિયમન હોય છે. પણ આપ મેળે સ્થાપેલું નિયમન બરાબર પળાય છે. અહીં ધાકથી તેમની પાસે કામ કરાવવામાં નથી આવતું કે દંડાના જોરથી તેમની પાસે કામ લેવામાં નથી આવતું. ડબલ ફેટરસ કે શિક્ષાની ધાક વડે અહીં કેદીઓ કામ નથી કરતા. પણ અહીં તો કેદીઓ જે કામ કરતા હોય તે કામ જ તેને સોંપીને કામ લેવામાં આવે છે. આ એક બીજી લાક્ષણિકતા છે. મુડીવાદી જગતમાં કેદીઓની કક્ષાનો વિચાર કર્યા વગર પથરા ભાંગવાનું કે લોટ દળવાનું કામ લેવામાં

આવે છે. ત્યારે સોવીયેટ શાશનમાં વ્યકિતની કેળવણી, વ્યકિતની આવડત એ સર્વે લક્ષમાં લઇને તેનીજ પંસદગીનું કામ સોંપવામાં આવે છે.

આ ઉપરાંત મુડીવાદી જગતની જેલો જોઇએ તો જણાશે કે વ્યકિતના વ્યકિતત્વને હીણું પાડવાનો, તેના સ્વમાનની ભાવનાને ભાંગીને ભુકકો કરી નાંખવાનો, ખરાબ ખોરાક આપીને તેની શારીરિક શકિતને નાશ કરવાનો માર્ગ હાલની જેલોમાં લેવાઇ રહ્યો છે. તેથી તદ્દન ભીન્ન રીતે માનવના વ્યકિતત્વને ખીલવવાનો, તેના સ્વમાનની ભાવનાને વિકસાવવાનો અને તંદુરસ્ત વાતાવરણમાં તેને રાખીને તેના માનસ પર ઉતરેલી અવળી અસરને નાબુદ કરવાનો માર્ગ રશીયામાં લેવાય છે.

તેમજ રશીયાની જેલોમાં કામદારને બહારના જેટલી જ રોજી આપવામાં આવે છે. એક કામદાર બહાર જેટલું મેળવે તેટલું જ જેલની અંદર મેળવે છે. અને તેટલામાંજ તેને શરીરને ટકાવવું પડે છે. આમ દશ દશ કલાક કામ કરાવીને એક પાઇ પણ ન પરખાવવાનો મુડીવાદી માર્ગોને બદલે સમાજવાદી સરકાર નવા માર્ગો લઇ રહી છે. તેઓ કેદીને સામાન્ય કામદારની માફક જ ગણે છે. તેઓ તેને પુરતી રોજી આપવા બંધાયેલા છે. આ રોજીમાંથી કામદાર પોતાનો નિભાવ કરે છે.

આ ઉપરાંત કેદીઓને દર અઠવાડીએ એક દીવસ પોતાના ઘેર જવાની રજા મળે છે. કેટલાક પ્રજાસત્તાકમાં આ રજા પંદર દીવસે એકવાર મળે છે. પણ આ રજાના દીવસે કેદી કોઇ પણ પ્રકારના શરમ કે સંકોચ વગર પોતાને ઘેર જઇ શકે છે. પોતાના મિત્રો સાથે આનંદ માણી શકે છે. પોતાના સગાઓને મળી શકે છે પોતાના પત્નિ સાથે સુખેથી રહી શકે છે. પોતાની બાળકોને મળી શકે છે. આ પ્રકારની સગવડ કોઇપણ પ્રદેશમાં નહિં જડે. કારણ કે આ પ્રકારની સગવડ આપવાથી કેદીઓની મનોદશા બહુ જલ્દીથી સુધરી જાય છે. પોતાની પત્નિના વિયોગનું એક આંસુ માનવના હ્રદયની લાગણીના તારને ઝણઝણાવી મુકવા સમર્થ છે. પોતાના બાલકની આંખની અમી ગમે તેવા હીણ મનુષ્યને પણ એકદમ સુધારી શકે છે અને અહીં જ સોવીયેટ સત્તાધીશો માનવ લાગણીને કેટલી હદ સુધી સમજી શકવા તત્પર થયા છે. તેનો કંઇક ખ્યાલ આવી શકે છે.

આમ જ્યારે સોવીયેટ જેલ નિહાળતા હ્મો માત્ર આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયેલા હોવ ત્યારે હ્મારે કાને શબ્દો અથડાય 'ટાવરીશ ગવર્નર'. મુડીવાદી મનોદશાથી ટેવાયલા હોવાથી હ્મોને કદાચ એમ કલ્પના થાય કે આ પ્રમાણે સંબોધવાથી તે ગુસ્સે થઇ જશે. પણ એવી કલ્પના કરશો ના. કારણ કે અહીં તો સમાજવાદી સંસ્કૃતિ સ્થપાઇ છે. અહીં શ્રમજીવીઓ શાશન કરે છે. અહીં ખરેખર આમવર્ગે ખરી આઝાદી મેળવી છે.

રશીયાના કારાગૃહોનું આ એક ઉડતું અવલોકન છે. કેટલીક ન્હાની બાબતોને અળગી કરવામાં આવી છે છતાં રશીયાના આધુનિક કારાગૃહોની કલ્પના આશા છે કે ઉપલા વૃતાંતમાંથી ઠીક ઠીક આવી રહેશે.

અનેકો એક ભુલ કરે છે. બધા એમ જ કલ્પી લે છે કે સોવીયેટ સીમામાં સમાજવાદે પુરૂં પ્રભુત્વ સ્થાપ્યું છે. પણ તેમ નથી. હમણાં તો શ્રમજીવી સમુહની માત્ર સરમુખત્યારી છે. માત્ર તેઓ સમાજવાદ તરફ વળવા માટે ખૂબ યત્ન કરી રહ્યા છે. અને પ્રત્યેક દીવસ જ્યારે આથમે છે. ત્યારે રશીયા તેના આદર્શની વધુ નજીક આવેલું હોય છે જ.

# કાશ્મીરનો-

## -કમનશીબ કિસ્સો


રાજા હરિસીંગ

છેલ્લા આઠ માસમાં કાશ્મીરમાં જે રમખાણો થયાં તેનાં મુળ કારણો અને તેની પછવાડે રહેલી અસરો પરથી લેખક પડદો ઉંચકે છે.

: લેખક :

રવીશંકર વી. મહેતા

બી. એ.

વર્ષા રૂતુના અંતમાં આકાશ નીર્મલ હોય અને તેમાં એકાદ રડીખડી પણ જોરદાર વાદળી ચડી આવી ઘડીભરને માટે પ્રચંડ તોફાન મચાવી અનંતતામાં ઉડી જાય, તેમ હીન્દનાં વ્યાપક રાજકારણના આકાશમાં કાશ્મીર ઉપર એક તોફાની વાદળી ચડી આવી. ખુન, આગ અને કોમીઝેરનો વરસાદ ઘડીભરને માટે વરસાવ્યો, અને આજે પાછી કયાંયે ઉડી ગઇ છે—લોકો એ બનાવોને લગભગ ભુલી જવા માંડયા છે.

કાશ્મીરનાં રમખાણોનો ઇતીહાસ ટુંકો પણ ઘણો જ બોધદાયક છે. ગયા જુન માસમાં એક નહી પરખાએલો ધર્મઝનુની મુસલમાન કાશ્મીરની હદમાં આવ્યો, મુસ્લીમોને રાજ્યની વીરૂધ્ધ ઉશ્કેરવા માંડયા. રાજ્યે તેને ગીરફતાર કર્યો, અને ત્યારથી રમખાણોની શરૂઆત થઇ એમ તપાસપંચના અહેવાલો કહે છે. પણ દારૂથી ભરેલા આખા ભંડારમાં પ્રચંડ આગ ચેતી ઉઠવા માટે દીવાસળી તો માત્ર એક આકસ્મીક



કાશ્મીરના નવા વડા પ્રધાન
**'લેફ્ટેનન્ટ કરનલ કુાલવીન'**

કારણ છે, તેમ પેલો ધર્મઘેલો કે સ્વાર્થી માણસ તો માત્ર તાત્કાલીક કારણરૂપ હતો. કાશ્મીર રાજ્યની મર્યાદામાં આમ પ્રજાના અસંતોષનો દારૂ તો ઘણાએ વખતથી ભર્યો હતો.

મુડીવાદને આજે મરણ ઓસાર લાગ્યો છે. ત્યારે તેના આંતરીક વીરોધોનાં અનીષ્ટ પરીણામો જગતની ખુબ જ નજરે પડયાં છે. જગતમાં દાણાના કોઠારો ફાટી જાય છે. ત્યારે કરોડો માણસો ભુખે મરે છે, રૂની ગાંસડીઓ સાંચવી ન શકાતાં જલાવી દેવી પડે છે, ત્યારે કરોડો ગરીબોને પોતાની એબ ઢાંકવાનાં ચીથરાંના વાખા પડે છે. કોફી અને રબ્બર અગ્ની કે દરીઆને ખોળે હોમાય છે. પણ આ સ્થીતી એકલા મુડીવાદની નથી. દરબારશાહીના જમાનામાં પણ આમ પ્રજાની એ જ હાલત હતી. પણ ત્યારે શોષણ કરનાર વર્ગ પ્રમાણમાં નાનો હતો એટલે ગરીબાઇ મોટા ભાગમાં વેંચાઇ જતી. પણ કાશ્મીરમાં તો વીસમી સદીના મુડીવાદી જમાનામાં પણ રાજશાહી પ્રવર્તે છે. એટલે એ બે કાલાતીત સંસ્થાઓનાં પાપ ત્યાં ભેગાં થયાં છે. કોઇ વ્યક્તીનો એમાં દોશ નથી. પણ એ પાપને પરીણામે રાજ્યની મોટા ભાગની પ્રજા ભુખ ભેગી થઇ ગઇ છે. હીન્દી આમવર્ગના બ્રહ્મરાક્ષસ સમા નાણાં ધીરનારાઓ અને દયાજનક ઉપજીવીઓ સમા જમીનદારોનો ત્રાસ સામાન્ય જનતાની કંગાલ્યત ઉપર કળશ ચડાવે છે. હજારો માઇલના પ્રવાસેથી આવનાર મુસાફરને કાશ્મીર પૃથ્વી પરનાં નંદનવનનું ભાન કરાવે છે. લાલા રૂખનો એ દેશ છે. કુદરતે પોતાનાં યૌવનના અલંકાર ઉતારી ત્યાં જ ઠાલવ્યા છે; પણ ત્યાંની કાયમી વસતીને તો એ દોજખ જેવું અકારૂં લાગે છે. સૌન્દર્યશ્રીનાં શ્રૃંગાર તીલક સમી ગણાતી કાશ્મીરી આમ વર્ગની કામીનીઓને પોતાનાં સૌન્દર્યનાં સૌભાગ્ય અનુભવવાની એક પળની પણ ફુરસદ નથી. જમીનમાં ફળદ્રુપતા છે પણ તે રાજ્ય માટે, પ્રજા માટે નહી, સુખાકારી આબોહવાને લીધે શરીરમાં જોમ–શ્રમશક્તી–છે, પણ તે જમીનદારો અને શરાફો માટે, જમીન અને માનવોમાં સૌન્દર્ય છે પણ તે માલદારો અને મુસાફરો માટે, આમ પ્રજા–શ્રમજીવીઓ માટે તો છે અવીરત એકધારૂં કામ અને સનાતન ભુખમરો.

આવા એ કાશ્મીરમાં એકાએક વીપ્લવની પ્રચંડ આગ ફાટી નીકળી. પેલા રાજદ્રોહીને પકડીને જેલમાં પુરવામાં



હુલ્લડથી તારાજ થયેલા શ્રીનગરના કેટલાક લત્તાઓ

આવ્યો. લોકો એ તેને છોડાવવા તોફાન કર્યું. લાઠી, કુહાડા અને ગોળીઓ સામસામાં ઉછળ્યાં, તારનાં દોરડાં કપાયાં, અનેક નીર્દોષોના જાનની ખુવારી થઇ, થોડા વખતને માટે આર્થીક અસંતોષ અને ધર્મઝનુનની ચીનગારીથી ચેતી ઉઠેલી પ્રજાએ રાજનાં હથીઆરી ધાડાં સામે મચક ન આપી. રાજ્યના અમલદારોએ તોફાન શમાવવામાં સમયસુચકતા કે કાર્યદક્ષતા ન જ બતાવ્યાં. અને બીજી તરફથી આખા દેશ અને ખાસ કરીને પંજાબના મુસ્લીમ પત્રકારોએ કાશ્મીરની વિરૂદ્ધ જુદું, અને ઝેરી પ્રચારકાર્ય શરૂ કર્યું. પરિણામે કાશ્મીર રાજ્યે શૌર્ય વિસારી ડહાપણ-સ્વીકર્યું અને ૨૬ મી ઓગસ્ટે રાજ્ય અને પ્રજા વચ્ચે સન્ધી થઇ. રાજ્યે પ્રજાની જે મુશ્કેલીઓ હોય તે દુર કરવાની તત્પરતા રાખવી. પ્રજાપક્ષ–મુસ્લીમપક્ષ તરફથી પોતાની માગણીઓ રજુ થઇ. માગણીઓ બહુ જ વ્યાપક હતી, તેમાં કેટલીક તદ્દન બેવકુફાઇ ભરેલી હતી, (જેવી કે રાજ્યમાં નોકરી રાખવા માટે હિંદુ ગ્રેજ્યુએટ કરતાં મુસ્લીમ મેટ્રીકને વધારે પસંદગી આપવી વગેરે) રાજ્ય તે સ્વીકારી શકશે કે કેમ એ વિશે ઘણાને શંકા ઉપજી પણ મહારાજાએ તો તે સ્વીકારી લીધી અને તે બાબતમાં ઘટતું કરવા માટે પુરતી તપાસ ચલાવી રીપોર્ટ કરવા માટે ગ્લાન્સી કમીશનની નિમણુક કરી. એ કમીશનનો કેટલાક હિંદુ જમીનદારોએ અને તેમના ઉપજીવીઓએ બહિષ્કાર કરવાનો નિર્ધાર કર્યો, કારણ કે મુસ્લીમોની માગણીઓ જ એવી જાતની હતી કે તેથી જમીનદારોના અનિયંત્રિત સ્વાર્થને વાંધો આવ્યા વિના ન જ રહે. પણ એ પ્રકરણ જરાએ આગળ ધપે ત્યાં તો વાતો ઉડવા માંડી કે રાજ્યે સુલેહના કરારોનો ભંગ કર્યો છે. અને સપ્ટેમ્બર માસમાં તોફાનોની પાછી શરૂઆત થઇ.

આ બીજાં તોફાનો બહુ ભયંકર નીવડયાં. સંખ્યાબંધ નિર્દોષ હિંદુઓના

જાનની ખુવારી થઇ, તેમનાં માલમિલ્કત લુંટાયાં અને ઘરો બાળી દેવાયાં. જાન્યુઆરીનાં એ તોફાનોમાં હજારો હિંદુઓને ઘરબાર છોડી નાસી જવું પડયું, અને મીરપુર અને બીજાં સલામત શહેરોનાં આર્ય મંદીરો અને ગુરૂદ્વારાઓમાં કે પર્વતો અને જંગલોમાં આશ્રય લેવો પડયો. જેલમ નદીથી ૨૫ માઇલ દુર મીરપુર, મીરપુરથી ૫૦ માઇલ કોટલીથી ૨૬ માઇલ દુર પંચ. આ એંશી માઇલનો વિસ્તાર ખુન, ચોરી, લુંટ અને આગનો ભોગ બની ગયો. એ આખા વિસ્તારમાં એક ગામડું પણ એવું નથી રહ્યું જે મુસ્લીમોની ગાંડાઇનો ભોગ ન બન્યું હોય. દસ દિવસ સુધી જાણે એ આખા વિસ્તાર પર મુસ્લીમ ગુંડાઓએ આણ વર્તાવી. દસથી બાર હજાર માણસો નિરાધાર થઇ પડયાં અને કુલ નકુશાનીની સંખ્યા લાખોમાં ગણી શકાય તેમ છે. તોફાનોનું આખું વર્ણન બહુજ ચોંકાવનારૂં નિવડે તેમ છે. પણ જ્યારે એ ઘટના બની જ ચુકી છે ત્યારે તેના પર આંસુ સારવાને બદલે, તેના કારણો અને પરિણામોનો વિચાર કરવો એ જ વધારે પ્રાસંગિક છે.

આ બનાવોને લગતી તપાસ કરવાને નીમાએલી મીડલ્ટન સમીતિનો અહેવાલ ઘણો જ ધ્યાન ખેંચનારો છે. તેમાં બે મુખ્ય વસ્તુઓ ખાસ સ્પષ્ટ કરવામાં આવી છે. એક એ કે તોફાનો હિંદુઓની વિરૂદ્ધ નહિં, પણ રાજ્યની વિરૂદ્ધ જ હતાં; અને તે ઉશ્કેરવામાં બહારનાં માણસોનો હાથ હતો. એ બહારની અસરો કઇ હતી તે સંબંધી સ્પષ્ટ રૂપે કંઇ જણાયું નથી એટલે આજુબાજુના સંયોગો ઉપરથી અનુમાન જ દોરવું રહ્યું. પંજાબના મુસ્લીમ મંડળોમાં કાશ્મીર રાજ્યની વિરૂદ્ધનું પ્રચારકાર્ય બહુ જ વ્યવસ્થિત રીતે ચાલતું હતું એ તો જાણીતી વાત છે. ધર્મઝનુની અહરારોના જથ્થાઓ તૈયાર કરી, તેમને માટે નાણાં વગેરેની વ્યવસ્થા કરી, તેમને કાશ્મીર પર ચડાઇ કરવા મોકલવાનું કામ ઘણી જ કુશળતાપુર્વક ચલાવવામાં આવતું હતું. અને આખા હિંદમાંથી કોઇ રડયાખડયા અપવાદ સિવાય, એક હિંદુ રાજ્ય સામે વિના કારણ જગાવવામાં આવતાં એ બંડ સામે, એક પણ મુસ્લીમ આગેવાને વિરૂદ્ધનો સુર ઉચ્ચાર્યો નહિ. ઉલ્ટાનું તોફાનો શમાવવા કાશ્મીર રાજ્યે બહાર પાડેલા ઓર્ડીનન્સોનો સઘળી જગ્યાના મુસ્લીમોએ વિરોધ કરવા માંડયો. અખીલ હિંદ કાશ્મીર દિવસ ઉજવાયો અને કાશ્મીરના મુસ્લીમોને મદદ કરવાનાં ફંડની પ્રવૃત્તિ પણ શરૂ થઇ. કાશ્મીર રાજ્ય સામેની મુસ્લીમોની આ પ્રગટ દુશ્મની માટે એક જ હેતુ કલ્પવામાં આવે છે, અને તે એ કે કાશ્મીરની ઉપર અફઘાનીસ્તાન છે, બાજુમાં મુખત્વે મુસ્લીમ વસ્તીવાળા સરહદના પ્રાંતો છે; નીચે પંજાબમાં મુસ્લીમ વસ્તીનું મોટું પ્રમાણ છે; અને વધારામાં સિંધ નોખું પડાવવાની પ્રવૃત્તિ ચાલુ છે. એ બધી ચાલબાજીની પછવાડે ઉત્તર હિંદ અને મધ્ય એશીઆની સંધી પર બળવાના મુસ્લીમ રાજ્યોની હારમાળા ઉભી કરી પાન–ઇસ્લામવાદનો ફેલાવો કરવાની મુસ્લીમોની નેમ છે. આ નેમનો કોઇ પણ મુસ્લીમ નેતાએ ઇન્કાર કર્યો નથી. એટલે મૌનને હા ગણી લેવામાં અડચણ નથી.

પણ વધારે ચોંકાવનારી એક વાત તો એ છે કે કાશ્મીરના તોફાનોની શરૂઆત થતાં ખુદ સીમલામાં, વડી ધારાસભાના

કેટલાક મુસ્લીમ સભ્યોને હાથે અખીલ હિંદ કાશ્મીર સંઘની સ્થાપના થઇ અને. તેણે કાશ્મીરની બાબતમાં અસામાન્ય રસ લેવા માંડયો. બીજી તરફથી બાબત બહુ આગળ વધી ગઇ ત્યાં સુધી પંજાબ કે હિંદી સરકારે કાશ્મીર વિદ્ધરૂની હિંદી મુસ્લીમોની પ્રવૃત્તિ પર અંકુશ મુકવાની દરકાર ન જ કરી. તે સાથે જ હિન્દનાં કેટલાંક એંગ્લો ઇન્ડીઅનપત્રોમાં અને વિલાયતનાં પત્રોમાં એવી મતલબનાં લખાણો આવવા લાગ્યાં કે કાશ્મીરના રાજ્યવંશમાં મહાન ફેરફાર થવાની આવશ્યકતા છે, અને તેમ થયા સિવાય કાશ્મીર અને હિંદના મુસ્લીમો કદિ જંપ વાળીને બેસનાર નથી. સરકાર તરફથી આવી અફવાઓનો પણ ઇન્કાર કરવામાં આવ્યો નહિ. પરિણામે કેટલાક જાહેર માણસોને એવી શંકા જવા લાગી કે સરહદના પ્રાંતો પર બળવાન મુસ્લીમ રાજ્ય, હિંદના રાજકીય અસંતોષને દાબી દેવા માટે અને સ્થાપિત બ્રીટીશ હિતોનાં ભાવિ રક્ષણ માટે, ઘણી અગત્ય ધરાવે છે એવું માનનારા કેટલાક વિલાયતી સજ્જનો અને એમને પગે ચાલનારા કેટલાક નાના સરકારી અમલદારોની આડકતરી અસર છે.

એ માન્યતા હાલ તુરત તો ખોટી પડી છે, અને કાશ્મીરમાં રાજ્યપરિવર્તન થવા નથી પામ્યું. હજારો હિંદુઓ ઘરબાર, અન્નવસ્ત્ર, અને રોજીનાં સાધન વિનાનાં થઇ પડયાં છે. એમને મદદ આપવાની રાજ્યની ફરજ તો છે જ અને તેઓ વહેલાં મોડાં ઠેકાણે પણ પડી જશે. પણ અપાર નુકશાનોનાં જન્મદાતા એ તોફાનો ફરીથી ઉભાં થવા ન પામે તે માટે રાજ્યે ચાંપતા ઉપાયો લેવા ઘટે છે. બ્રીટીશહિંદમાં જે કોમીવાદ અત્યારે પ્રસરી રહ્યો છે, તે તો દિવસે દિવસે વધારે હડખાયો બનવાનો છે, એમ આસપાસના સંયોગો જોતાં સ્પષ્ટ જણાય છે. પણ કાશ્મીરના મુસ્લીમો તેનો ભોગ ન બને એની રાજ્યે ખાસ કાળજી રાખવાની છે. કાશ્મીરના ગરીબ અને અજ્ઞાન મુસ્લીમો સ્વાર્થી કોમવાદીઓની પ્રપંચલીલાનો ભોગ બન્યા, અને એનમુન એવકુફાઇ તેમને હાથે બનવા પામી. તેનું કારણ તેમના આર્થિક અસંતોષમાં રહેલું છે. કાશ્મીરની ૯૦ ટકા વસ્તી મુસ્લીમોની છે. રાજ્ય, જમીનદાર અને શરાફોનાં ત્રિવિધ શોષણના તેઓ ભોગ બન્યા છે. તે શોષણમાંથી તેમને મુક્ત કરી તેમણે રજુ કરેલી બધી વ્યાજબી માગણીઓ સંતોષવી, એમાં જ રાજ્યની અને નાની હિંદુ કોમની સલામતિ રહેલી છે. રાજવાદ અને મુડીવાદનાં આકાશ પર પ્રલયનાં જે વાદળો ઘેરાવા લાગ્યાં છે, તેનો આ રમખાણો આછો પરિચય આપે છે. જો બની શકે તો રાજ્ય તેમાંથી બોધ લે.




**'આ** જ કેમ ચાલે છે?'

ફીરોજશાહ અને પેસ્તનજી આથડી પડયા.

'અરે કાગળ લખવાનો રહી જ ગયો' ——ગોવારી સ્ટેશનના પાટીયાના દરવાજા પર બેસતા ટીકીટ કલેક્ટરના કર્ણપટ પર આવા શબ્દો વારંવાર અથડાતા. પ્રત્યેક પંદર મીનીટે ગાડીઓ આવતી, ઉતારૂઓ ઉતરતા. અને હવે ટીકીટ કલેક્લટર પણ આવા શબ્દોથી ટેવાઇ ગયેલો જ હતો.

તેના માનસનું એક જ લક્ષબિંદુ હતું. અને તે ઉતારૂઓની ટીકીટો. પ્રત્યેક ઉતારૂ તરફ જ્યારે તે જોતો ત્યારે ઉતારૂઓ પણ તેની આંખની માંગણી સમજી જઇને ટીકીટ કે પાસ બતાવી પસાર થતાં.

ગોવારીના સ્ટેશન પર આમેય અદ્‌ભૂત શાંતિ છે. નિર્જન ટેકરા તેની આજુબાજુ ઉભા છે. અને તેથી વાતાવરણમાં સ્વાભાવિક નિર્જનતાનું જોર જામે છે.

વીજળીક સીગનલમાં રોશની ઝબુકી. લીલા કાચમાંથી પ્રકાશ ફેંકાયો અને આગગાડી ઉપડી ગઇ. ઉતારૂઓની હારમાળા દરવાજો વટાવીને અદ્રશ્ય થવા લાગી. અને સ્ટેશનમાં પાછી નિઃશબ્દ શાંતી છવાતી ચાલી.

સંધ્યાનો આછો અંધકાર ગોવારી સ્ટેશન પર ઉતરતો હતો. અને ધીમે ધીમે દૂરની વસ્તુઓ દ્રષ્ટિમર્યાદામાંથી દૂર ખસવા લાગી આવા વાતાવરણમાં તે ન્હાનાં સ્ટુલ પર બેસીને ઉતારૂઓ, આગગાડી અને ટીકીટોની પ્રતિક્ષા કરતો તે બેઠો હતો

—: લેખક :—
પી. જે. ભટ

આગગાડી એ તેનાં દ્રષ્ટિમર્યાદામાં સતત આવતી વસ્તુ હતી. ધીમે ધીમે

# ટીકીટ કલેકટર

મોલિક નવલિકા

આ તત્વ તેના જીવનમાં ઉંડુ ઉતર્યું હતું. તેના સમગ્ર વ્યવસાયમાં સ્ટેશનના વાતાવરણે એટલી ઉંડી અસર કરી હતી કે આ પ્રકારનું જીવન તેને તદ્દન સ્વાભાવિક લાગવા માંડયું હતું.

આગગાડીઓ આવતી. ઉતારૂઓ ઉતરતા. તે જ દરવાજામાંથી પસાર થતાં. કંઇક શબ્દો તેના કાને અથડાતા. કેટલાક ત્યાં સુધી પહોંચતા પણ નહીં અને આખરે સ્વાભાવિક શાંતિ પાછી પથરાતી. તેને લાગતું કે એક ગાડી ગઇ.

[૨]

પણ જીવન એમ શાંતિથી પસાર થાય તેમ ન હતું. ગોવારી સ્ટેશનથી થોડે દુર તેલની ટાંકીઓ આવી હતી. પરદેશી કંપનીઓએ પેટ્રોલ અને કેરોસીનના



મ્હોટાં કુંડ બનાવ્યા ન હોય, તેમ લાખ્ખો ગેલન એક સાથે રાખી શકે તેવડી ટાંકીઓ બાંધી હતી. બંદરના ઉછળતા નીર પર એક દ્રષ્ટિ કરો ત્યાં તો ત્હમોને સાતેક જેટલી ન્હાની મ્હોટી તેલની ટાંકીઓ દેખાય જ. આ ટાંકીઓ ઉપર લગભગ ૩૦૦૦ જેટલા કામદારો કામ કરે છે. સ્ટીમરથી તેલ ટાંકીમાં જાય અને ટાંકીમાંથી પેટ્રોલ વેગનમાં પડે ત્યારે માનવ શરીરની મહેનતની જરૂર માલદારોને પડે છે. અને શ્રમ કરીને મહાપરાણે પેટીયું કાઢતાં કામદારોનાં કંગાળ જીવન પણ આ ટાંકીઓ સાથે જ સંકળાયેલાં છે. શ્રીમંતોની મોટરમાં ચેતન આપતા પેટ્રોલની ટાંકી પર કામ કરતા કંગાળ કામદારોના ઉન્હા નિશ્વાસો વાતાવરણમાં કદી કદી ઘુમરી ખાય છે.

આવો એક સમય હતો. ટાંકી પર કામ કરતાં શ્રમજીવીઓના પગાર ઘટાડવાની વાતો હવામાં ફેલાતી. ગોવારી સ્ટેશનના પોરટરો પણ તે જાણતા પણ ટીકીટ કલેક્ટર તો શ્રમજીવીઓના જીવનથી અલગ રહેવામાં–દુરથી જોયા કરવામાં જ સાફલ્ય માણતો. આ મધ્યમવર્ગી માનવના હૃદયમાં ટીકીટ, ઉતારૂઓ, અને આગગાડી એ શિવાય અન્ય કંઇ વસ્તુજ ન હતી. તેનું ચિંતન, મનન, એ સર્વ આ વસ્તુમાં જ સમાઇ જતું.

'સાહેબ, આ ટાંકીઓ કદી જોઇ છે? પોરટરે પ્રશ્ન કર્યો.

'ના.'

ટુંકા ઉત્તરે પોરટરને જરા વિમાસણમાં મુકયો. પણ પોરટર આમ જલ્દીથી નિરાશ થાય તેમ ન હતો.

'ત્યાં લગભગ ૩૦૦૦ જીવ કામ કરે છે. સવારથી સાંજ! સાહેબ, સવારથી સાંજ! ખાસ ભાર મુકીને પોરટરે શબ્દો ઉચ્ચાર્યા.

'હશે.!'

'સાહેબ એ કામદારોને તો બહુ જ ઓછી મજુરી! દી આથમે માંડ આઠ આના દેખે!

ટીકીટ કલેક્ટરની નજર સ્ટેશનના પતરાઓ તરફ દોડવા લાગી.

'કહે છે કે કંપની સાથે કંઇક ઝગડો જામ્યો છે!' પોરટરે અધીરાઇથી કહ્યું, પણ ટીકીટ કલેક્ટર ઉપર આ વાતની જરાય અસર થઇ નહીં. 'હશે' એ શબ્દ ઉચ્ચારીને તેણે સીગારેટ સળગાવી.

પોરટરે ટીકીટ કલેક્ટર પર એક તિક્ષ્ણ દ્રષ્ટિ ફેંકી. તેના કામદાર હૃદયને ઓછી જ ખબર હતી કે ટીકીટ કલેક્ટરને માત્ર પરવા હતી પગારની, ને આંકાક્ષાઓ હતી સ્ટેશનમાસ્તર બનવાની, અને આદર્શ હતા સદ્‌ગૃહસ્થ તરીકે ગણાવાનો.

આગગાડીનો સડસડાટ સંભળાયો અને થોડીક ક્ષણ પછી તે પણ સમી ગયો. માત્ર ટીકીટ કલેક્ટર ટીકીટો લઇને તેની ઓફીસ તરફ ગયો.

[ ૩ ]

'આજે કયાં જઇશું?'
'કામ તો છે નહીં?'
'સભા કયારે છે?'
'કોણ આવનાર છે?'

ઉષાનાં અજવાળાં આવતાની સાથે ગોવારી સ્ટેશન પર આગગાડીઓ કેટલાક કામદારોને ઠાલવીને ઉપાડી ગઇ. અને ટીકીટ કલેક્ટરના કર્ણપટ પર ઉપલા

શબ્દો અથડાયા. કામદારો ઓછાજ મુંગા મુગા ચાલવાના હતા. ટીકીટ કલેક્ટર પાસેથી પસાર થતી વેળા થતી વાતચીતેમાંથી ઉપલા શબ્દો વાતાવરણમાં વીંઝાતા.

સ્ટેશનના પોરટર બીરાદરોને તો પરિસ્થિતિની પુરી માહીતી હતી. તેઓ કંપની સાથે થયેલા ઝગડા વિશે જાણતા હતા. તેઓએ કામદાર વર્ગના પેટીયા પર કાપ મુકવાની ડીરેક્ટરોની બુરી દાનત વિશે સાંભળ્યું હતું. આખરે કામદારોની હડતાળ શરૂ થઇ છે તે પણ તેમને ખબર હતી.

પણ ટીકીટ કલેક્ટરની દુનીયામાં આ નવો દેખાવ હતો. કામદારોની ન્હાની સંખ્યાએ તેને મગજમાં વિચાર આણ્યો જે ગાડી લગભગ ૧૦૦૦ જેટલા કામદારો હાલવે તેમાં માંડ સો પણ કામદારો ન હતાં તે વસ્તુએ તેનામા વિસ્યતા આણી. ઓછી ટીકીટો હાથમાં પડતાં તેને અકથ્ય અકળામણ થવા લાગી. પોરટર પર આખરે દ્રષ્ટિ પડી. જીજ્ઞાસાવૃતિએ જોર પકડ્યું.

'આમ કેમ ?'

'સાહેબ, હડતાલ પડી છે !'

'એટલે ?'

'હડતાલ પડી છે' જવાબમાં તદ્દન શાંતિ હતી.

'કામદારોએ પાડી ?'

'હા'

'ત્યારે એ લોકો કામ પર નહીં જાય ?'

'ના'

ટીકીટ કલેક્ટરના બેપરવાહ માનસમાં કંઇ સનસનાટી થઇ. તેના મધ્યમવર્ગી માનસમાં કામદાર વર્ગના આ આયુગની કંઇ કલ્પનાજ ન હતી. એટલે હડતાલનો શબ્દ સાંભળીજ તેનામાં કંઇક અવનવી લાગણીઓ ઉત્પન્ન થઇ.

'ઠીક ત્યારે આજે વધુ ઉતારૂઓ નહી આવે. ચાલો જરા કામ ઓછું થયું. ટીકીટ પણ કેટલી ગણવી પડતી હતી ? મુર્ખાઓ પાસ પણ બરાબર બતાવતા ન હતા!' ટીકીટ કલેક્ટરને પોતાની દ્રષ્ટિએજ આ ઘટનાને અવલોકી.

'પણ સાહેબ, આ તો હડતાલ છે, હડતાલ ! કામદારો કંઇ જેવાતેવા છે ? ભલે તેઓ ભુખે મરતા હોય પણ તેમનું બળ મ્હોટું હો' પોરટરે ઝબાન ફેંકી.

'હશે !' જવાબમા બેપરવાઇ હતી.

'સાહેબ ગઇ હડતાલ વખતે તમે તો અહીં નો'તા પણ કામદારોએ જબરૂં ધીંગાણું મચાવ્યું હતું. છરીઓ ઉછળી હતી. અને...'

ટીકીટ કલેક્ટરને હવે એકદમ રસ આવ્યો.

કંઇક રગદોળાયા. લોટી છંટાયું. અને લોકો આ તરફ ધસ્યા ! તમારો આગલો ટીકીટ કલેક્ટર જરા મીજાસી હતો. દરવાજા પર ટીકીટ માંગી કે લાકડી ઉછળી અને ધબ દઇને તેના ટોપચાં પર પડી...

ટીકીટ કલેક્ટરના કપાળે પરસેવો થતો લાગ્યો.

'અને ?'

'સાહેબ, તે સાત દીવસ સુધી ઇસ્પીતાલમાં રહ્યો. અને તે વખતે તો કામદારોનું શું બળ હતું ! સાહેબ, આખરે તે ફાવ્યા પણ ખરા !'

'એમ ?'

'હા'

'આજ કંઇ કામદારો દેખાયા નહી"

'ના પણ તેઓ તો હવે થોડા દીવસમાં આવશે. જંગ જામવા દો'

ટીકીટ કલેક્ટરે સ્ટેશન તરફ નજર નાંખી. તેની કલ્પનાશકિત એકાએક જાગ્રત થઇ. પણે પ્રચંડ ટાંકીઓ દ્રષ્ટિમર્યાદામાં ઉભરતી હતી. તેની કલ્પનાઓએ ધસમસાણ મચાવ્યું. તેના કલ્પનાપ્રદેશમાં કામદારો દેખાયા...તરત જ લોક ભેગા થતાં લાગ્યાં...કંઇક કજીઓ જામતો લાગ્યો...લાકડીઓ ઉછળતી દેખાઇ...અને પછી? તેની કલ્પનાનો આવેગ એકદમ ઉછળ્યો અને સાથે જ તેને લાગ્યું કે કામદારો તેની તરફ ધસી આવે છે! આ મધ્યમવર્ગી માનવને બીક લાગી.

કામદારો એક સાથે એકત્ર મળીને કંપનીના સત્તાધીશોનો સામનો કરે એ વસ્તુ જ તેને અસ્વાભાવિક લાગતી. છતાં જે તેને અસ્વાભાવિક લાગતું તે તેની નજર સામે પ્રત્યક્ષ ઉભું હતું.

'હડતાલ જબરી પડી છે!' ટીકીટ કલેક્ટરે ઉદ્ગાર કહાડયા.

'હા, સાહેબ' પોર્ટરે જવાબ વાળ્યો.

'કેમ હડતાલ પડી?'

'કહે છે કે કંપનીના સતાધીશોએ હાલની આર્થિક મંદીનું ઓથું લઇને જાહેર કર્યું છે કે દરેક કામદારની રોજી પર પંદર ટકાનો કાપ મૂકવામાં આવશે. કામદારોએ પહેલાં તો વિનંતી કરી જોઇ, પણ જ્યારે આજીજીઓને લાત લગાવવામાં આવી, ત્યારે આખરે કામદારોએ આ હથિયાર ઉગામ્યું!'

'એમ કે?'

'એટલું જ નહીં', પણ કાલે રઘો કહેતો હતો કે સાહેબો હવે નીચે ઉતરવા લાગ્યા છે. કાલે કામદાર-મંડળના પ્રમુખને મળવા માટે સાહેબોએ બોલાવ્યા હતા?'

હડતાલની આ અસર જોઇને ટીકીટ કલેક્ટરને જરા નવાઇ લાગી.

'સાહેબ, રઘો કહેતો હતો કે જો તેઓ સાત દીવસ સુધી વધુ ટકી રહે તો શ્રીમંતોને પેટ્રોલ લેવા સીવરી આવવું પડે.'

'એમ કે?'

'અરે કેટલાકને પેટ્રોલ લેતાં તો મેં જાતે જોયા હતાં!'

'ખરેખર!'

'સાહેબ, એ કામદારોની વાત જ જવાદો જો આપણે પણ એટલા જોરદાર હોઇએ તો એજન્ટની મગદુર નથી કે કરકસરની કુહાડી ચલાવી શકે!'

## [૪]

ઉષાના આછા અજવાળાં સ્ટેશન પર ઉતરતા હતાં. પ્રભાતનો પ્રકાશ પથરાતો હતો. સીગનલોમાં હજુ વીજળીક રોશની ઝળકતી. આગગાડીઓમાં હજુ દીવા જીવાની દાખવતા.

પણ ગોવારી સ્ટેશને આ પ્રત્યેક પ્રભાતે મળતી માનવમેદની આજે નહતી. આગગાડીઓ આવતી અને જતી પણ ભાગ્યે તેમાંથી કોઇ ઉતરતું. ટાંકીઓ તરફ જતા રસ્તાઓ તદ્દન સુના થઇ પડયા હતા.

આઘેથી અવલોકનારને કંઇ પણ અસ્વાભાવિક જેવું ન લાગે છતાં આજે સ્ટીમરમાંથી તે ટાંકીઓમાં એક પણ ગેલન પેટ્રોલ ટાંકીમાં જતું નહતું અને ટાંકીમાંથી એક પણ ગેલન શહેરમાં જતું નહતું.

સીવરીનાં યંત્રો આળસ ખાતાં પડયાં હતાં. માનવશરીરોથી ઉભરાતા આ સ્થાનનાં વાતાવરણમાં ચિત્રવિચિત્ર અવાજો જ્યાં ગાજી રહેતા ત્યાં અત્યારે એક શબ્દ પણ સંભળાતો નહતો. માત્ર કંપનીઓએ

રોંએસો ચોકીદારોની ધીમી વાતચીતથી જ નિરવ શાંતિનો ક્યારેક ભંગ થતો.

અને આ અનુપમ સામનાને નિહાળતી કેટલીય આગગાડીઓ ત્યાંથી પસાર થતી. ઉતારૂઓ કોઇ કોઇ વાર તે તરફ દ્રષ્ટિ દોડાવતાં, પણ હડતાલની તેમને જરાયે પ્રતિતિ નહોતી થતી. તેઓ કદી પણ નહોતા સમજી શકતા કે સામે દેખાય છે એ ટાંકીઓના પ્રદેશમાં આજે પ્રચંડ હડતાલ ચાલે છે.

કામદારોની બીકને લીધે કે આવા સામુદાયિક સામનાનું સાહસ જોઇને ટીકીટ કલેકટરની દ્રષ્ટિ વારંવાર ત્યાં ફરતી. તે દીશા તરફ ટીકીટ કલેકટરથી જોવાઇ જવાતું. અને કંઇક અવનવું દીસતું તો તે તરત જ પોરટરને બતાવતો.

આવું કંઇક તેણે જોયું. અને પોરટરને પુછ્યું.

'અરે, પણે લાંબી હારમાળા કોની દેખાય છે?'

'સાહેબ તે કામદારો છે!'

'આમ કેમ?'

'તેઓ સરઘસમાં આવ્યા છે અને માલિકોના નિર્ણય સામે વિરોધ દર્શાવવા તથા બીજા કામદારોની સહાનભુતિ મેળવવા માટે તેઓએ દેખાવો કર્યા છે.

'એમ કે?'

'અને પેલી લાલ ધજા ફરકે છે તે તેમનો વાવટો.'

હવામાં ફરફરતા લાલ વાવટા તરફ ટીકીટ કલેકટરે ક્ષણવાર મીટ માંડી.

ધીમે ધીમે સરઘસનો કોલાહલ સંભળાવા લાગ્યો. ધીમે ધીમે સુત્રો દેખાવા લાગ્યાં. ધીમે ધીમે સરઘસનાં ગીત પણ સંભળાવા લાગ્યાં.

સરઘસ ગોવારી સ્ટેશનની બાજુએથી પસાર થયું. સરઘસની મોખરે લાલ વાવટો ફરફરતો હતો. પછવાડે મ્હોટાં સુત્રો ઉપર લખ્યું હતું કે 'કામદાર વર્ગની જય હો.'

આ શબ્દોએ ટીકીટ કલેકટરના માનસમાં ઝણઝણાટી ફેલાવી દીધી. તેનું હૃદય જોરથી થડકવા લાગ્યું અને ત્યાં જોરથી સુત્રો સંભળાયાં કે

કામદારવર્ગનો વિજય હો
કામદારવર્ગનો વિજય હો
કામદારવર્ગનો વિજય હો

છેલ્લા સુત્રોએ ટીકીટ કલેકટરના માનસ પર અસર ઉપજાવવા માંડી. તેના મગજના તાર ઝણઝણી ઉઠયા. તેનાં વિચારો તરંગે ચડયા. તેણે વાતાવરણમા 'કામદાર વર્ગની જય હો. એવા પડઘા સાંભળ્યા.

'કામદાર વર્ગ!'—તેના વિચારપ્રદેશ પર કેળવણીએ પાથરેલા વાદળાં વિખરાવા લાગ્યાં. શ્રમ કરતી જનતા વચ્ચેનો ભેદ તુટતો લાગ્યો. જન્મથી માનસ સાથે જકડાયેલા આવરણને ભેદીને પહેલવારમાં તેને સત્ય સમજાયું કે **'તે પણ કામદાર છે.'**

આ સત્યનું ભાન થતાં જ ટીકીટ કલેકટરમાં પ્રચંડ પરિવર્તને પગલાં મૂકયાં. વર્ગીય વિચારસરણી વેગળી ખસવા લાગી. મધ્યમ વર્ગીય માનસના તુકડા થઇ ગયાં. પોતાના બંધનોને અળગાં કરીને કામદાર વર્ગની પડખે ઉભા રહેવાને—કામદાર વર્ગના જીવનને પોતાના જીવનમાં ઉતારવા માટે આ માનવ તત્પર થયો.

અને કંઇક જુદા જ ભાવથી કંઇક જુદી જ ભાવનાથી જતા સરઘસ તરફ ટીકીટ કલેકટર જોઇ રહ્યો. ધીમે ધીમે

શબ્દો સંભળાતા બંધ થયા. સુત્રો પણ દેખાવા બંધ થઇ ગયાં. વાવટો પણ દ્રષ્ટિમર્યાદામાંથી દૂર ખસ્યો. ગોવારી સ્ટેશન પર માત્ર ટીકીટ કલેકટર અને પોરટર આવતી આગગાડીની પ્રતિક્ષા કરતા ઉભા.

[ ૫ ]

પેલા પ્રસંગને મહીનાઓ વીતી ગયા. ટીકીટ કલેકટરે આ કાળમાં અભ્યાસ આદર્યો હતો. કામદારવર્ગે સર્જેલા તત્વજ્ઞાનને સમજવા તેણે ખાસ શ્રમ કર્યો હતો. સમાજવાદના સિધ્ધાંતોના પુસ્તકો વાંચ્યા હતાં. અને નવરાશના સમયમાં રેલ્વેના કામદારોનું સંગઠન કરવા માટે તે યત્ન કરતો.

અત્યાર સુધી તેની દ્રષ્ટિમર્યાદામાં માત્ર સ્ટેશન, ટીકીટ, ઉતારૂઓ અને પગાર એ મૂખ્ય વસ્તુ હતી. પણ હવે તો તે પલટાઇ ગયો હતો. કામદાર વર્ગનું સંગઠન, આખરી સંગ્રામ, અને પીડીતોના શોક અને સંતાપનો નાશ કરવા માટે મુડીવાદનો નાશ કરવાની તમન્ના તેનામાં જાગી હતી. શોષાતા કામદાર સમુહની આર્થિક ગુલામીનો નાશ કરી નાંખીને સમાજવાદના સિધ્ધાંતોને મતિમંત કરવાને માટે સમાજવાદી સંસ્કૃતિ સ્થાપવા માટે તેણે આદર્શો બાંધ્યા હતા. જેમ જેમ તે વધુ અભ્યાસ કરતો ગયો તેમ તેમ તેની ખાત્રી થઇ ગઇ હતી કે વિશ્વમાં વ્યાપી વસેલા મુડીવાદનો નાશ કરવાનો એક જ માર્ગ સમાજવાદના તત્વજ્ઞાનમાં રહેલો છે.

અને સમાજવાદે તેને શિખવ્યું હતું કે આધુનિક સમાજરચનાને પલટાવવા માટે પ્રચંડ બળની જરૂર છે. આ બળ તે સમાજનો કામદારવર્ગજ આપી શકે તેમ છે. તેથી કામદારોનું સંગઠન એ અનિવાર્ય વસ્તુ છે.

અને સમાજવાદના શિક્ષણ પ્રમાણે કામદારોનું સંગઠન કરવાનું કામ તેણે શરૂ કર્યું. જ્યારે જ્યારે નવરાશ મળતી ત્યારે ત્યારે રેલ્વેના કામદારોમાં તે ભળી જતો. તેણે તેના સ્ટાફમાં બીરાદરીની ભાવના કેળવી હતી. અને તેથી આખી લાઇન પર ટીકીટ કલેક્ટર જાણીતો થઇ ગયો હતો. આવતા જતા ગેંગમેન, કેબીનમેન અને સાંધાવાળાઓ પાંચ મીનીટ ગોવારી પર ઉતરી પડતા. ગાર્ડો, ડ્રાઇવરો, અને અન્ય ટીકીટ કલેકટરો પણ અનેક વખત સલાહ અને શિખામણ માટે ગોવારીની મુલાકાત લેતા.

અને આ સંઘઠન પ્રવૃત્તિનાં શુભ પરિણામ ધીમે ધીમે દેખાવા લાગ્યા. મજૂર મંડળમાં તેની યોગ્યતા જોઇને કામદારોએ તેને મંત્રી બનાવ્યો. કામદારો જો કે તેના પર વિશ્વાસ રાખતા પણ સાથે સાથે તેના પર જરા ચોકી પણ રાખતા.

[ ૬ ]

આખરે રેલ્વેના મજૂર મંડળો પર પણ એ કાળી આફત ઉતરી હતી. વિશ્વવ્યાપી મંદીનું ઓથું લઇને કંપનીઓએ જાહેર કર્યું હતું કે લગભગ ૧૨૦૦૦ જેટલા કામદારોને રજા આપવામાં આવશે. અને વડામથકમાંથી હુકમ છુટતાં જ સ્થાનિક સત્તાધીશોએ તેનો આકરો અમલ કર્યો. કેટલાય કામદારોને રજા આપવામાં આવી. બચરવાલ કામદારોને રસ્તામાં રખડતા કરી દેવામાં આવ્યા.

'બિરાદર, હડતાળ પાડયા શિવાય એક પણ આરો નથી.'

'કેમ સાહેબ ?'

'દરરોજ કેટલાંય કુટુંબ રસ્તા પર ફેંકાય છે. કેટલાંય બાલકો આજે અકાળ અવસાન પામી રહ્યાં છે. કેટલીય સ્ત્રીઓ આજે ઘર બ્હાર ભૂખે મરતી બેઠી છે, અરે કામદારોને આજે ખાવા માટે પુરતું અન્ન પણ નથી. આ દશામાં હવે શું થાય ?

'બિરાદરી જ્યારે બતાવીશું ત્યારે તેમને ખબર પડશે !

ટીકીટ કલેકટર પોરટર સાથે વાત કરી રહ્યા હતો. પણ આવી વાર્તાઓ હવે સામાન્ય થઇ પડી હતી. સમગ્ર રેલ્વે લાઇન પર વિરોધનો વંટોળ્યો વાયો હતો. પ્રત્યેક સ્ટેશને કામદારોનું સંઘટન થઇ રહ્યું હતું.

કેબીનમેનો, ગેંગમેનો, સાંધાવાળાઓ તરત જ જોડાઇ ગયા. મજુર મંડળના સભ્યોની સંખ્યા લાખ્ખોમાં રમવા લાગી. પ્રત્યેક પ્રત્યેક સ્ટશન પર મજુર મંડળની શાખા ઉઘાડવામાં આવી. અને કામદારોના સંઘટનનું કામ જોરથી ચાલવા માંડયું.

આખરે અલ્ટીમેટમ અપાયું. ૧૨૦૦૦ બીરાદરોને કામ પર પાછા લેવાને કંપનીને કહેવામાં આવ્યું. અને જો આઠ દીવસમાં કંપનીના સત્તાધિશો મજુર મંડળની માંગણી ન સ્વિકારે તો હડતાલ પડશે એવી ચોખ્ખી ધમકી પણ સાથે અપાઇ હતી, આઠ દીવસ પસાર થઇ ગયા.

## [ ૭ ]

ઉષા જ્યારે ઉગી ત્યારે રેલ્વે લાઇન સુની-પડી હતી. આગગાડીઓ અટકી ગઇ હતી. સીંગનલોનું સંચાલન સ્તંભી ગયું હતું. પ્લેટફોર્મ પરથી ટીકીટ કલેકટરો અદ્દશ્ય થઇ ગયા હતા આખી રેલ્વે લાઇન પર કોઇ દ્રષ્ટિએ પડતું નહીં.

સુનાં સ્ટેશનો–એથી પણ વધુ સુનાં વર્કશોપ, એ રેલ્વે લાઇનના વાતાવરણમાં લાક્ષણિક અંગ બની ગયાં. હડતાલ તો આગળને આગળ ચાલી.

સત્તાધીશોએ હડતાલ તોડવા માટે ખૂબ યત્ન કર્યો. પગારની લાલચો અપાઇ. ભાડુતી કામદારો રોકવાનો યત્ન કર્યો.

પણ કામદારો અણનમ ઉભા. તેમનો વાવટો ફરકતો રહ્યો જ. સત્તાવાળાઓએ અનેક યત્નો કરી જોયા. પણ તેઓ નિષ્ફળ જ નિવડયા.

આખરે મહીનાઓ સુધી સંકટ સહન કરીને, ક્ષુધાના સંતાપને પી જઇને કામદારો ફાવ્યા.

* * *

અને ગોવારી સ્ટેશન પર ઉષાનાં આછાં અજવાળાં ઉતરતાં હતાં. પણ આજે ત્યાં શાંતિ ન હતી. ત્યાં જબરો કોલાહલ જામ્યો હતો. વિજય મળવાથી કામદારોએ આનંદનું સરઘસ કહાડવાનો નિરધાર કર્યો હતો.

વ્યવસ્થિત રીતે કામદારો ગોઠવાઇ ગયા અને સરઘસની શરૂઆત થઇ. ટીકીટ કલેકટરના હાથમાં વાવટો ફરકતો હતો. અને તેની પછવાડે બે કામદારો સુત્ર લઇને ઉભા હતા. તેમાં લાલ અક્ષરે લખ્યું હતું કે

'જગતના કામદારો એકત્ર હો'

# આજનું આયર્લૅન્ડ

: લેખક :

**ભદ્રકુમાર યાજ્ઞીક**

**શહાદતની** તમન્નાએ ઘેલા બનેલા આયર્લાંડના નૌજવાનોનો હૃદયનાથ એમન ડી. વેલેરા આયર્લાંડના પ્રમુખની ખુરશીએ પસંદ થવાના સમાચારો પછી આયર્લાંડ અને ઇંગ્લાંડના સંબંધોની નવેસરથી સુધારણા થવાના સંયોગો ઉપસ્થીત થયા છે.



દ વેલેરા—જેમને વિજય મળ્યો છે.

દ વેલેરા આજના આયર્લાંડને આઝાદ જોવા મથતો મહાન સ્વપ્નદ્રષ્ટા છે! નૌજવાનીના શણગાર સજતાં સજતાં એણે સેવેલાં સ્વપ્નાંને મુર્તીમંત કરવાની એની દાઝ આખાય જગતમાં જાણીતી છે.. એ સામાન્ય રાજદ્વારી પુરૂષ નથી, પરંતુ કટ્ટર રાષ્ટ્રવાદી લડવૈયો છે.

## દ. વેલેરાનો વિરોધ

ઇંગ્લાંડની નાગચુડમાંથી મુકત થવાના મનોરથો પાર પાડવા માટે આઇરીશ નૌજવાનોએ બલિદાનની વેદી પર જે મહામોલાં બળિદાનો અર્પ્યાં હતાં, એનો જોટો જગતના રાજકીય ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. ‘સીન ફી’ પક્ષના મરણીયા આગેવાનોએ ઇંગ્લાંડનાં ગુલામી-ખત ફગાવી દેવા માટે કરેલા યત્નોને પરિણામે સને ૧૯૨૧ માં આયર્લાંડ અને ઇંગ્લાંડ વચ્ચે સંધીનું તહનામું થવા પામ્યું. બ્રીટીશ સામ્રાજ્યના એક સંસ્થાન તરીકે આયર્લાંડનો ઇંગ્લાંડે સ્વિકાર કર્યો. એ પછીના અગીઆર વર્ષોમાં આયર્લાંડમાં

આંતરવિગ્રહના ભડકા વારંવાર દેખાયા છે, મહાયુધ્ધને ટાંકણે આઇરીશ નૌજવાનોએ ટીપેરીના મથકેથી ઇંગ્લાંડની શહેનશાહતની સત્તા નાબુદ કરવાના ભગીરથ યત્નો કર્યા હતા. પરંતુ એ વિપુલ સત્તાશાળી સામ્રાજ્યના સંરક્ષકોએ અનેક પ્રકારોએ આયર્લાંડમાં પુનઃ શાંતીનું વાતાવરણ પ્રસરાવ્યું હતું. ડાનશીન, ગ્રિફીથ, કોલીન્સ, અને ડી. વેલેરા સાથે સને ૧૯૨૧ માં ના. ઇંગ્લાંડના વડા પ્રધાન લોઇડ જ્યોર્જે સમાધાનીના સંદેશા ચલાવ્યા હતા. કઇ શરતોએ સમાધાની કરવી તે બાબતમાં આયર્લાંડના રાજપ્રકરણી નેતાઓમાં ગંભીર મતભેદો હતા, ગ્રીફીથ અને કોલીન્સે આયર્લાંડના પ્રતિનિધીઓ તરીકે સંધીના કરારનામા ઉપર સહીઓ કરી હતી. સને ૧૯૨૧ માં કરારનામા પરની સહીઓ થતી વખતની ડી. વેલેરાની વલણ માટે ઇતિહાસકારોમાં બે પ્રકારનાં મંતવ્યો છે. એક પક્ષ એમ પ્રતિપાદન કરે છે કે, ડી. વેલેરાની સંપુર્ણ સંમતિ અને સહાનુભુતિથી જ કરારનામા ઉપર સહીઓ થઇ હતી, જ્યારે બીજો પક્ષ ઉપરોક્ત મંતવ્યનો ઇન્કાર કરે છે. સને ૧૯૨૧ માં ડી. વેલેરાની નીતી ગમે તે પ્રકારની હોય, તેની આયર્લાંડના વર્તમાન ઇતિહાસને બહુ જરૂર નથી, પરંતુ આજે ડી. વેલેરાએ પ્રમુખપદે આવ્યા પછી જે પ્રકારનાં પગલાં ભરવા માંડયાં છે, તે પરથી અનુમાન કરવાને કારણ મળે છે કે, ઇંગ્લાંડ સાથેના કરારોમાં ડી. વેલેરાની સંપુર્ણ સંમતી નહી હોય! સામ્રાજ્ય સાથેના કોઇ પણ પ્રકારના ફરજીયાત સંબંધોનો ડી. વેલેરાએ સતત વિરોધ કર્યો છે. આયર્લાંડ પર કોઇ પણ રાષ્ટ્ર યા સામ્રાજ્યની સત્તાની સાંકળ ન હોવી જોઇએ, એ પ્રકારની ડી. વેલેરાની માન્યતાના અનેકવાર પડઘા પડયા હતા. સંસ્થાનવાસીઓની મરજી શિવાય સામ્રાજ્ય સત્તા ન ચલાવી શકે એમ ડી. વેલેરાએ લોઇડ જ્યોર્જને પણ એકવાર લખી જણાવ્યું હતું.

લોઇડ જ્યોર્જને પત્ર લખતાં ડી. વેલેરાએ એકવાર સ્પષ્ટ જણાવ્યું હતું કે, "સને ૧૯૧૮ માં મારી સાથેના પત્રવહેવારમાં તમે જણાવ્યું હતું કે શાસીતોની સંમતી હોય તો જ તેમના ઉપર શાસન થઇ શકે. એ સાંસ્થાનિક કરારોનો પાયો હોવો જોઇએ. અને તે પ્રમાણે અમે એ સિંધ્ધાંતો સારી રીતે સમજ્યા છીએ, તે મુજબ જે રાષ્ટ્રોને તેમની ઇચ્છાથી સામ્રાજ્ય સાથે જોડવામાં આવ્યા છે, તેઓને સામ્રાજ્યની નાગચુડમાંથી છુટવાનો હક્ક છે.'

આમ જાહેર અને ખાનગી જીવનમાં જે બાબતનો ડી. વેલેરાએ વિરોધ કર્યો છે, તે વિરોધના પરિણામે ડી. વેલેરાને ઘણું સહન કરવું પડયું છે; અને પુર્ણ આઝાદીનાં સ્વપ્નાં પાર પાડતાં આય-



કોસગ્રેવ-જેમના પક્ષની હાર થઇ છે.

ર્લાંડના ઇતિહાસનું નવું પ્રકરણ રચાય તો નવાઇ નહીં.

**આ**યર્લાંડ અને ઇંગ્લાંડના લોહીઆળ લગ્નની સામે સને ૧૯૧૪ માં જેહાદ આદરનારા નૌજવાનોની હરોળમાં એનું અગ્રસ્થાન હતું. બળવાખોર આઇરીશ નૌજવાનો સાથે હાથ મીલાવી મોતની મીજમાની માણવાનો એને અવસર મળેલો, અદાલતે ડી. વેલેરાને એક વાર ફાંસીની સજા ફરમાવી હતી. એ પછી બીજાઓ સાથે એને મુકતી મળેલી, અને એ પછી ડી. વેલેરાએ રાજકારણના ક્ષેત્રમાં ઝુકાવી અનહદ લોકપ્રીયતા મેળવી છે. આયર્લાંડ અને ઇંગ્લાંડના અત્યારના સંબંધો પર સને ૧૯૨૧ માં બન્ને પક્ષોની સહીઓ થયા પછી કેટલાક સુધારાઓ મળ્યા હતા. ડી. વેલેરાના શબ્દોમાં જણાવીએ તો "આજે આયર્લાંડ જે સ્થીતી ભોગવે છે, તે પુર્ણ સ્વતંત્રતા નહી પરંતુ સ્વતંત્રતાના એક અંગ સમાન છે, આયર્લાંડના ખજાનામાંથી હજી દર વર્ષે ત્રીસ લાખ પાંઉડની રકમ ઇંગ્લાંડને ચરણે ધરવી પડે છે."

## કાર્યક્રમની રૂપરેખા

**આ**યર્લાંડના પ્રમુખ તરીકેની હરીફાઇ સમયે પ્રમુખપદના આસન માટે કોસગ્રેવ અને ડી. વેલેરાનાં નામ બહાર પડયા પછી આઇરીશ પ્રજાજનોએ વધુમતીથી ડી. વેલેરાને એ આસને સ્થાપ્યા છે. પ્રમુખપદે આવીને ડી. વેલેરા શું કરશે, એ ચુંટણીની હરીફાઇ દરમ્યાન એણે જાહેર કરેલા નિવેદન પરથી સમજી શકાય છે. ડી. વેલેરાના કાર્યક્રમની રૂપરેખા પરથી સમજાય છે કે ઇંગ્લાંડ અને આયર્લાંડ સંબંધી બન્ને પક્ષોએ સ્વીકારાયલા સંધીપત્રમાંથી કેટલીક બાબતો રદ કરવા કરાવવાના એ યત્નો કરે છે. એણે પ્રગટ કરેલા નીવેદનમાં ત્રણ અગત્યની બાબતો છે.

૧ આયર્લાંડની તીજોરીમાંથી દર વર્ષ ઇંગ્લાંડને આપવી પડતી ત્રીસ લાખ પાઉંડની રકમ આપની તે બંધ કરશે.

૨ તાજ તરફથી વફાદારીના સોગંદ લેવાની પ્રથા અટકાવશે.

૩ આયર્લાંડનાં ઉત્તર અને દક્ષીણ વીભાગો પાછા મેળવવાના શાંતીના માર્ગે યત્નો કરશે,

આ ત્રણ બાબતો ઉપરાંત બીજા નાના કેટલાક સુધારાઓ અમલમાં મુકવાની તક ડી. વેલેરાને સાંપડી છે, એ સંબંધે એ કંઇ પણ પગલાં ભરે તે પ્રસંગે માત્ર ઇંગ્લાંડ કે આયર્લાંડનાજ નહી પરંતુ આખાય વીશ્વના રાજકારણ પર એની અસર થવાનો સંભવ છે.

## ડી. વેલેરાનું પૂર્વજીવન

**આ**યર્લાંડના પ્રજાજનોમાં અતી માન પામેલા ડી. વેલેરાના જીવન પર ઉડતી નજર અત્રે અસ્થાને નહીં ગણાય. સને ૧૮૮૨ માં ન્યુયોર્ક ખાતે સ્પેનીશ પીતા અને આઇરીશ માતાના ઝુંપડામાં એનો જન્મ થયો હતો. એ પછીનું બાલ્યજીવન આયર્લાંડમાં પસાર થયું હતું. આયર્લાંડને ગામેગામ જ્યારે આઝાદીના આતશના તણખા ભભુકી રહ્યા હતા, ડેનબ્રીન અને કોલીન્સની બળવાખોર પાર્ટીઓ ઇંગ્લાંડ સામે મરણીયા મોરચા માંડી રહી હતી, એ કટોકટીની પળોએ ડી. વેલેરાના અંતરમાં દેશભકતીના

[અનુસંધાન પૃષ્ઠ ૮૧]

# સંતતિનિયમન

: લેખક :
બી. જી. ખરાડી
બી. એસ. સી.

લેખકે આ અભ્યાસપુર્ણ લેખમાં માનવસમાજને અતિ ઉપયોગી વિજ્ઞાન ઉપર અજ્ઞાનજન્ય દલીલોનો જવાબ આપ્યો છે. લેખક કહે છે કે આ વિજ્ઞાનના સતત પ્રચારના અને તેના સાધનોના વપરાશમાં મહેનતુ માનવતાનું હિત સમાયલું છે—તંત્રી.

જગતમાં "સંતતિ–નિયમન" ના જેટલા દુશ્મનો છે એટલા એક પણ વિષયના નહિ હોય એમ કહેવામાં જરાય અતિશયોકિત નથી. કેટલાક સ્ત્રીપુરૂષો એવા પણ છે કે જે સંતતિ–નિયમનમાં સંપુર્ણપણે માનતા હોય, પોતાના જીવનમાં એને ઉતારવાની ઇચ્છાવાળા હોય છતાંય બહારથી એના વિરોધી હોવાનો ડોળ કરે. આવા દંભનું કારણ માત્ર બીક સિવાય બીજું કંઇ નથી. જગતનો મોટો ભાગ જેની પ્રત્યે વિરોધ દર્શાવે એની તરફેણમાં કેમ બોલાય? આવી જાતના બીકણોને બાદ કરીએ તો પણ બાકી રહેલા નીખાલસ વિરોધીઓની સંખ્યા પણ ઘણી જ મોટી છે. જો સંતતિ નિયમનનો સાચો અર્થ શો છે એ બરાબર લક્ષ્યમાં રાખીને એના ઉપર વિચાર અથવા ચર્ચા કરવામાં આવે તો જરૂર એ વિષય તરફ અત્યારે જેટલું દુર્લક્ષ બતાવવામાં આવે છે એનો મોટો ભાગ નાશ પામે.

## અજ્ઞાનજન્ય વિરોધ

સંતતિ–નિયમનનો અર્થ લોકો સમજતા નથી એમ કહેવામાં એમના પ્રત્યે અન્યાય તો થાય છે જ. પણ એ શબ્દનો ખોટો અર્થ કરનારની સંખ્યા લગભગ એના વિરોધીઓની કુલ સંખ્યાના અર્ધા ભાગ કરતાં વધારે છે. આ રીતે શબ્દનો ખોટો અર્થ, જો દુર થઇ શકે તો જ આવા મહત્વના વિષય પાછળ લોકો પોતાની શકિતનો ઉપયોગ કરતા થઇ જાય.

બાળકો પેદા કરવાં જ નહિ એવો સંતતિ–નિયમનનો જરાયે અર્થ નથી, પણ જ્યાં સુધી એમનું ભરણપોષણ કરવાની, સારો વિદ્યાભ્યાસ કરાવવાની અને જીવનની બીજી જરૂરીઆતો અને મોજમજાહો પુરી પાડવાની માતપિતાની

સ્થિતિ ન હોય ત્યાં સુધી બાળકો પેદા ન કરવાં એવો એનો અર્થ છે. આર્થિક સ્થિતિ સારી હોય છતાંય બીજા કેટલાક સંજોગોમાં બાળકો પેદા કરવાનું મુલતવી રાખવાનું અથવા તદ્દન બંધ કરવાનું જરૂરી થઇ પડે છે. એટલે કે વ્યક્તિની ઇચ્છા અને અનુકુળતા પ્રમાણે જ સંતાનો પેદા કરવાં એનું નામ જ સંતતિ-નિયમન.

## સંતતિ ક્યારે ન હોવી જોઇએ!

કેવળ સંતતિ પેદા કરવા માટે જ સહવાસ કરનાર સ્ત્રી-પુરૂષો અપવાદ રૂપ હોય છે. આવા અપવાદોને બાદ કરતાં બાકી રહેલા સ્ત્રી-પુરૂષો માટે સહવાસની પાછળ બે ઉદ્દેશો રહેલા હોય છે. એક તો વંશવૃદ્ધિ અને બીજો આનંદ. એમને માટે આનંદ એ મુખ્ય વસ્તુ હોય છે અને વંશવૃધ્ધિ ગૌણ વસ્તુ છે. આ બે ઉદ્દેશો એક બીજાને બીલકુલ સંબંધ ન હોવા છતાંય હંમેશાં સંકળાયેલા હોય છે. એ બેને છુટા પાડવા એ પણ સંતતિ-નિયમનના પ્રણેતાઓનો એક આદર્શ છે. આ આદર્શનો સ્વિકાર ન કરી શકીએ તો પણ નીચેના પ્રસંગોએ સંતતિ-નિયમનના પાલનની જરૂરીઆત ન સ્વીકારનાર વ્યક્તિ મુર્ખજ મનાવી જોઇએ.

૧. બીજી બધી જાતની અનુકુળતા હોવા છતાં પણ વધારેમાં વધારે છ છોકરાંઓ હયાત હોય.

૨. એક પછી એક રહેતા ગર્ભ વચ્ચેનો સમય ઓછામાં ઓછા બે વર્ષો કરતાં ઓછો હોય.

૩. પ્રસવવેદના સહન ન કરી શકાય એવી સ્ત્રીની શારીરિક તંદુરસ્તી હોય.

૪. વંશપરંપરાથી ઉતરી આવતા કોઇપણ વ્યાધીથી સ્ત્રી અગર પુરૂષનું શરીર પીડાતું હોય.

૫. બાળકોનું ભરણ-પોષણ, કેળવણી અને વિકાસના સાધનોનો અભાવ હોય.

૬. નવા બાળકના જન્મથી હયાત બાળકોના સુખ-સાધનોમાં કાપકુપ કરવી પડે તેમ હોય.

૭. લગ્ન પછીના તરતના બે ત્રણ વર્ષ.

૮. પતી-પત્ની વચ્ચે પ્રેમ ન હોય.

૯. બધી અનુકુળતાઓ હોવા છતાં પણ બાળકોની ઇચ્છાનો જ અભાવ હોય.

ઉપલા પ્રસંગોમાં બ્રહ્મચર્યનું પાલન સાધારણ માણસોથી થવું તદ્દન અસંભવીત છે એટલે એને વિષે કંઇ પણ બોલવું એ શકિત અને સમયનો દુરૂપયોગ કરવા બરાબર છે. આખી દુનીઆમાં જેટલા મહાન માનસશાસ્ત્રીઓ સંતતિ-નિયમનના હિમાયતીઓ છે એ બધાનો મત એવો છે કે આવા પ્રસંગોએ ગર્ભને અટકાવવા માટે કૃત્રિમ સાધનોનો ઉપયોગ કરવો. એટલે સંતતિ-નિયમનના કોઇ પણ લખાણમાં આ કૃત્રિમ સાધનોને પ્રધાનપદ આપવું જ જોઇએ.

## અનુભવ વગરના અભીપ્રાયો

આ કૃત્રિમ સાધનો વિષે કેટલીક સત્ય હકીકત આ છે. એક પણ દેશ એવો નથી કે જ્યાં આવા સાધનોનો એક યા બીજા સ્વરૂપમાં ઉપયોગ ન થતો હોય. દિવસે દિવસે એનો ઉપયોગ વધતો જાય છે. જે લોકો એને વિષે કંઇપણ નથી જાણતા, પણ એની હયાતી વિષે કંઇક સાંભળ્યું હોય એવા

લોકો એનું જ્ઞાન મેળવવા માટે ખરેખર તલસી રહ્યા હોય છે. એ સાધનોના પ્રચાર વિરૂધ્ધ ગમે એવા સખત કાયદાઓ રાજ્ય તરફથી ઘડવામાં આવે તો પણ એનો પ્રચાર બીલકુલ અટકશે નહિ કારણ કે કેટલીક દરરોજના ઉપયોગની વસ્તુઓનો પણ એ સાધનો તરીકે ઉપયોગ થઇ શકે છે, સારા સાધનોનાં જ્ઞાનના અભાવે લોકો ગમે એવા લેભાગુ સાધનો વાપરે છે અને છેવટે એમાં નિષ્ફળ જતાં બધાં સાધનોની વિરૂધ્ધ મત ફેલાવે છે. જે જે લોકોએ સારામાં સારા સાધનોનો ઉપયોગ કર્યો છે એ લોકોનાં સુખમાં ખરેખર વધારો થયો છે; અને સંતતિ-નિયમનના વિરોધીઓ જાણીને ખુશી થશે કે જે સાધનોનો ઉપયોગ સંતતિ-નિયમનના શુધ્ધ હેતુથી કરવામાં આવે છે એનો દુરૂપયોગ થવો કેટલાક પ્રસંગમાં અસંભવીત છે,

## અને તેનો ઉપાય

આવી જાતની વસ્તુસ્થિતિમાં એક જ માત્ર ઉપાય છે, અને તે એ કે લોકોને એ સાધનોનો પુરેપુરો પરીચય કરાવવો. ગર્ભ અટકાવવા માટે અત્યારે જેટલાં સાધનો વપરાય છે. એમાંથી પણ જેણે ન જોયું હોય કે વાપર્યું હોય એ એવી દલીલ કરે છે કે એ સાધનો વાપરવામાં બહુ મુશ્કેલી પડે છે અને એના ઉપયોગમાં પુરેપુરી સલામતી નથી હોતી. આવા લોકોએ સમજવું જોઇએ કે જે વસ્તુનું એમને જ્ઞાન નથી એના વિષે એમણે કાંઇપણ મત ઉચ્ચારવો ન જોઇએ. એમને એક જ વિનંતી છે કે ગમે તે. એક સારા સાધનનો ઉપયોગ કરી જોવો. એક વખત એનો ઉપયોગ કર્યા પછી એમને કબુલ કરવું જ પડશે કે દાંત સાફ કરવામાં અગર વાળ ઓળવામાં જેટલી માથાફોડ રહેલી છે એટલી પણ આ સાધનોના વપરાશમાં નથી. વળી એક પણ સાધન એવું નથી કે જે સ્ત્રી યા પુરૂષની તંદુરસ્તીને ખરાબ કરે. [વાંચકો ધ્યાનમાં રાખે કે અહિં વિજ્ઞાનીઓએ શોધી કહાડેલા સાધનોનો જ ઉલ્લેખ કરવામાં આવ્યો છે.]

અલબત એક પણ સાધન એવું નથી કે જે ગર્ભ અટકાવવા માટે સંપુર્ણ વિશ્વાસ સાથે વાપરી શકાય. સારામાં સારૂં સાધન ૯૯ વખત સફળ થાય અને એક વખત નિષ્ફળ પણ જાય, પણ એટલા જ ખાતર એનો વિરોધ કરવો એ બુધ્ધિશૂન્ય ગણાય. ૯૯ દરદીઓને સાજા કરે અને એકને ન કરી શકે એવી દવાનો ઉપયોગ ન કરવો એવી જાતની દલીલ જેટલી હાસ્યજનક છે એવી જ ઉપલી દલીલ છે. છતાંય જે લોકોએ આ વિષયનો પુરેપુરો ઉપયોગ કર્યો છે અને એમાં શોધખોળ કરી છે એમનો અભિપ્રાય એવો છે કે જ્યારે જ્યારે સાધનો નિષ્ફળ જાય છે ત્યારે ત્યારે એ સાધનોનો વાંક નથી હોતો પણ એને વાપરનારાઓનો જ વાંક હોય છે. વળી જ્યાં જ્યાં એક સાધન નિષ્ફળ નીવડે છે ત્યાં ત્યાં બીજું સાધન સફળ નીવડે છે. અને કેટલાક દાખલાઓમાં બે જાતના સાધનો એકી વખત વાપરવાથી સો ટકા પરિણામ આવે છે.

## સાધનોની કીંમત

જે જે સાધનો અત્યારે વપરાય છે તે તે સાધનોના ઉપયોગમાં બીલકુલ તકલીફ નથી પડતી, જેને માટે જરાય દરકાર કરવી નથી પડતી અને

જેને માટે બીલકુલ ખર્ચ નથી થતો એમ કહેવાનો મ્હારો આશય નથી ચાંપ દબાવીને જેમ વીજળીની બત્તી થઇ શકે છે તેમ આ સાધનોની બાબતમાં નથી. સ્ત્રી અને પુરૂષ બંનેને પોતપોતાની જનનેંદ્રિયોનું સાધારણ જ્ઞાન અને બાળકોની ઉત્પત્તિના સિધ્ધાંતોની ખબર જ્યાં સુધી ન હોય ત્યાંસુધી સફળતાપૂર્વક એનો ઉપયોગ થઇ શકે નહિ. એટલે આ બે વસ્તુઓનું પ્રાથમિક જ્ઞાન તદ્દન આવશ્યક છે. બીજી વાત એ છે કે આ સાધનો વાપરનારમાં ધીરજ હોવી જોઇએ. કોઇ પણ વખત બીલકુલ ગફલતમાં ન રહેવું જોઇએ. જો સ્ત્રી અથવા પુરૂષ એ બેમાંથી એક બેદરકાર રહે તો બીજાએ પુરેપુરી કાળજી રાખવી જોઇએ. દરેક સંભોગ વખતે સાધનોનો ઉપયોગ કરવો જોઇએ એટલું જ નહિ પણ એ સાધનોને ઉપયોગ પહેલાં અને પછી બરાબર સાચવવા જોઇએ. વપરાશને લીધે અગર પડી રહેવાથી જરાપણ ખરાબ થાય તો તરત બદલાવી નાખવાં જોઇએ. હવે પ્રશ્ન રહ્યો કીંમતનો. અલબત્ત અત્યારે જે સાધનો વેચાય છે એ ખુબ જ મોંઘાં ગણાય. ગરીબ માણસો એનો ઉપયોગ કરી શકે એટલા સસ્તાં એ નથી હોતાં, અને જે સાધનો ગરીબ માણસો વાપરી શકે એ એટલા બધા ભરોસાલાયક નથી હોતાં. આનું કારણ એ સાધનો બનાવવાની મુશ્કેલીમાં અથવા તો જે વસ્તુમાંથી એ બનાવવામાં આવે છે એ વસ્તુની કીંમતમાં રહેલું છે ખરી રીતે તો એને બનાવનાર અને વેચનાર લગભગ બસો બસો ટકા જેટલો નફો મેળવે છે. ખરૂં કારણ એ છે કે સમાજ અને રાજ્ય એ બંને એનો વિરોધ કરે છે હિંદુસ્થાન જેવા દેશમાં કે જ્યાં સમાજની બીક લાગતી હોય અને પશ્ચિમમાં કેટલાક દેશોમાં કે જ્યાં રાજ્યના કાયદાઓ આડે આવતા હોય, ત્યાં એ સાધનો ચોરી છુપીથી અને જાણે કાંઇ ભયંકર ગુન્હો કરતા હોય એવી રીતે લોકોને મેળવવાં પડે છે. આ વસ્તુસ્થિતિનો લાભ એને બનાવનાર અને વેચનાર પુરેપુરો ઉઠાવે છે. જો સમાજ અને રાજ્ય વિરોધ ન કરે તો એ અત્યારે જે કીંમતે મળે છે એના કરતાં કેટલીય ઓછી કીંમતે મળે.

## કેટલાક લાભ

આમ છતાં આ સાધનોના વપરાશમાં ઉપર કહેલી જે મુશ્કેલીઓ રહેલી છે તે બધી એનો ઉપયોગ ન કરવાથી જે ભયંકર દુઃખો સહન કરવાં પડે છે એની આગળ કાંઇ વિસાતમાં નથી. છોકરાંઓ વધી પડવાથી કુટુંબમાં જેટલું સહન કરવું પડે છે એટલું બીજી એકેય વસ્તુથી નથી કરવું પડતું. જે સ્ત્રીને દર વર્ષે અથવા સવાવર્ષે એક પછી એક છ સાત વખત સુવાવડ આવે અને કમનસીબે બધાં છોકરાંઓ જીવે તો એ સ્ત્રીને એ બધા વર્ષોમાં એક રાત પણ નીરાંતે ઉંઘવાનું ન મળે. સ્ત્રીને પ્રસવને લઇને ગર્ભાશય, યોની, અને એમને લગતા સ્નાયુઓને પહોંચતું નુકસાન, છોકરાંઓનો કંકાસ અને ભુખમરાને લીધે થતી મન ઉપર ખરાબ અસર, અને પુરૂષને કમાવવાની ચીંતા, એ બધું જોતાં મધ્યમ વર્ગ અને પૈસાદાર વર્ગને એ મોંઘાં સાધનોનો ઉપયોગ પરિણામે ફાયદાકારક (આર્થીક દૃષ્ટિએ પણ) નીવડે છે. જગતમાં એક પણ વસ્તુ છે કે જે દરેક રીતે સુગમ હોય? છતાંય વિજ્ઞાની-

એની શોધખોળને પરિણામે આ સાધનો સંપુર્ણતા મેળવશે એ વિષે જરાપણ શંકા નથી.

## સંતતિ-નિયમન અને વંધ્યત્વ

આર્થીક સ્થિતિ સારી ન હોવાથી અથવા બીજા કોઇપણ કારણથી, થોડા વર્ષો સુધી એ સાધનોનો ઉપયોગ કરવો પડે તો એનાથી વંધ્યત્વ ઉત્પન્ન થતું નથી. એવા હજારો દાખલાઓ નોંધાયલા છે કે જે આ માન્યતાને ખોટી પાડે છે. એ સાધનોનો ઉપયોગ બંધ કર્યા પછી જો સ્ત્રી અને પુરૂપ બંને પહેલેથી જ ફળદ્રુપ હોય અને સ્ત્રીની ઉંમર મ્હોટી ન થઇ ગઇ હોય તો જરૂર એ સ્ત્રીને ગર્ભ રહેશે જ.

દરેક દેશનો 'પ્રખર રાષ્ટ્રવાદીઓ'નો વર્ગ સંતતિ-નિયમન સ્હામે એવી દલીલ કરે છે કે એ વિજ્ઞાનના પ્રચારથી પ્રજાની સંખ્યા ઓછી થઇ જાય છે અને પરિણામે એ દેશ પોતાનું રક્ષણ કરવાને અસમર્થ બને છે. આ કારણને લીધે રાષ્ટ્રવાદી વર્ગ કૃત્રિમ સાધનોનો ઉપયોગ કાયદાઓથી અટકાવવા ખુબ મથે છે, પણ ઉપર જોયું તેમ કાયદાથી કંઇ વળવાનું નથી. કાયદાથી ખરાબ પરિણામ એ આવે છે કે પૈસાદાર, અને કેળવાયેલ વર્ગ આ સાધનોનો લાભ ગમે તે રીતે ઉઠાવીને જન્મ પ્રમાણ ઘટાડે છે જ્યારે ગરીબ અને અજ્ઞાન લોકો જન્મ પ્રમાણ વધારે છે. ઉંદરની માફક જન્મેલા અને ઉછરેલા લોકો પોતાના દેશનું રક્ષણ કેટલું સરસ કરે ?

# આ

યંત્ર સંસ્કૃતિના આ યુગમાં ખાદીના ઉત્પાદનમાં પરાણે પ્રાણવાયુ પુરવાના યત્નો તરફ આંગળી ચીંધી લેખક તેની નિરર્થકતા આ ન્હાનકડા લેખમાં સાબીત કરે છે.

અખીલ હીંદ કાતણ સંઘ તરફથી પ્રસીધ્ધ થયેલા સતાવાર આંકડાઓ આ પ્રમાણે છે.

## ખાદીનું ઉત્પન્ન

| ૧૯૨૯–૩૦ | ૧૯૩૦–૩૧ |
|---|---|
| [ ચોરસ વાર ] | |
| ૧,૧૬,૭૬,૯૩૦ | ૧,૩૯,૦૦,૩૬૦ |

આ આંકડા પુરવાર કરે છે કે એક વર્ષમાં ખાદીનો વધારો લગભગ ૨૨ લાખ વાર જેટલો થયો છે. એ કાપડના ઉત્પાદનના અને વેચાણનાં આર્થીક આંકડા આ પ્રમાણે અપાયા છે.

| | ઉત્પાદન | વેચાણ |
|---|---|---|
| | ૧૯૨૯–૩૦ | ૧૯૨૯–૩૦ |
| | રૂ. ૫૮,૯૧,૬૧૦ | રૂ. ૬૬,૧૯,૮૬૯ |
| | ૧૯૩૦–૩૧ | ૧૯૩૦–૩૧ |
| | રૂ. ૫૭,૮૧,૯૫૨ | રૂ. ૬૫,૮૧,૦૪૬ |

એટલે ઉત્પાદન કરતા વેચાણ વધુ છે. એનો અર્થ એટલો થયો કે જુની પડી રહેલી ખાદીને શ્રી. વલ્લભભાઇ અને બીજા નેતાઓની લાગવગ તેમજ આગ્રહભરી વીનતીઓથી લોકોને ગળે ઓળઘવામાં આવે છે પરંતુ ૧૯૨૯–૩૦ કરતા જ્યારે ૧૯૩૦–૩૧ માં ઉત્પાદનમા ત્રણ લાખ રૂપીઆનો વધારો થયો છે, ત્યારે વેચાણમાં ૧૯૩૦–૩૧ મા ૧૯૨૯–૩૦ કરતા લગભગ એક લાખ રૂપીઆનો ઘટાડો થયો છે. કદાચ યુધ્ધવીરામના સમયની અસર ચરખાસંઘના ખાદીના વેચાણ પર થઇ હશે!

લેખક : સીતારામ જે. શર્મા

# દી

'ચરખા ભક્તોની સારી યે મનોદશા એટલી તો જુનવાણી અને અંધશ્રદ્ધાળુ છે કે તેઓ પ્રગતિને બદલે પડતીના અવળે માર્ગે જઇ રહ્યા છે એ તેઓ સમજી પણ શકતા નથી.'

## ચરખાસંઘની નીષ્ફળતા

હીંદુસ્થાનમાં પરદેશથી આવતું કાપડ ઓછામાં ઓછું ૬૭ થી ૬૮ કરોડ રૂપીઆની કીંમત જેટલું થવા જાય છે. તેની સાથે ચરખાસંઘનું ૫૬ લાખનું ઉત્પન્ન કે ૬૬ લાખનું વેચાણ સરખાવીએ તો ચરખાસંઘ પરદેશમાં જતા પ્રત્યેક ૧૦૦ રૂપીએ માત્ર એક રૂપીઆની ખાદી ઉત્પન્ન કરે છે. અને હીંદમાં પરદેશથી આવતું કુલ કાપડ ૧૭,૨૮૦ લાખવાર જેટલું થાય છે, તેની સાથે ચરખાસંઘ તરફથી ઉત્પન્ન થતી ૧૩૮ લાખ વાર જેટલી ખાદી સરખાવીએ તો આ દેશમાં પરદેશથી આવતા પ્રત્યેક ૧૨૫ વાર જેટલા કાપડની સામે ચરખાસંઘ માત્ર એકવાર ખાદી ઉત્પન્ન કરે છે. પરંતુ હીંદમાં હાથશાળો પર તૈયાર થતું કાપડ (જેમાં મીલોનું જ સુતર વપરાય છે) અને હીંદી મીલોનું કાપડ ઉમેરીએ તો સાગયે હીંદમાં દર વર્ષે ૫૦૮૬૦ લાખ વાર કાપડનો વપરાશ છે. તેની સાથે જો ચરખાસંઘનું ખાદીનું પ્રમાણ કાઢીએ તો હીંદમાં વપરાતા પ્રત્યેક ૩૬૩ વાર કાપડે ખાદી કેવળ ૧ વાર જેટલી જ તૈયાર થાય છે! એટલે જો ખાદીથી હીંદને ઢાંકવું હોય તો એના અત્યારના ઉત્પાદનમાં ૩૬૩ ગણો વધારો થવો જોઇએ. પરંતુ ૧૯૩૦–૩૧ ના લડતના વર્ષમાં ખાદીના ઉત્પન્નમાં માત્ર ૨૨ લાખ વાર જેટલો વધારો થઇ શક્યો છે, તે જોતાં તો બીજાં

એંકડો વર્ષે ખાદીથી હીંદને જોઇતું કાપડ પુરૂં પાડી શકે! ...

**પરંતુ** ખાદીભકતો એવો દાવો કરે છે કે માત્ર દશ જ વર્ષમાં અમે જે પ્રગતી કરી છે તે ઓછી નથી. આ પ્રગતીની વાત એ બીજું કંઇ જ નહીં પણ નર્યો દંભ છે. કેમકે તેની પાછળ રોકાયલી તેમજ વપરાયલી લાખોની રકમ. તે કામ પાછળ રોકાયલાં હીંદના સારામાં સારાં ભેજાં અને તેની પાછળ બરબાદ થયેલી માનવશકતી એ બધાનો અંદાજ કાઢીએ, તેમજ ખાદીને 'ધર્મ' મનાવી તેની ખોટના ખાડા પુરવા વારંવાર જનતાને માથે ખાદી ખરીદવાનો નંખાયલો મોંઘરમનો 'ટેક્ષ' એ બધાનો હીસાબ કરવા બેસીએ તો ચરખાસંઘના કામથી હીંદને આર્થીક દ્રષ્ટીએ ભયંકર ગેરલાભ જ થયો છે એમ કહ્યા સીવાય ન જ રહેવાય. તેની સરખામણી માટે હીંદ મીલ ઉદ્યોગના થોડાક જ આંકડાં પુરતા થઇ પડશે. જે અમદાવાદમાં ચરખાસંઘની મધ્યસ્થ કચેરી છે, તે જ અમદાવાદની મીલોએ માત્ર એક જ દશકામાં ૨૩ નવી મીલો ઉભી કરી છે. ૭ લાખ જેટલી ત્રાકો વધારી છે અને ૧૭ હજાર શાળો નવી ઉમેરી છે, એટલા જ વખતમાં મુંબાઇમાં ૧૩ ટકા જેટલી ત્રાકો અને ૨૦ ટકાથી પણ વીશેષ શાળો વધી છે. અત્યારે એકલા અમદાવાદમાં જ ૧૭,૦૦,૦૦૦ ત્રાકો અને ૪૦,૦૦૦ શાળો મીલો ચલાવે છે અને મુંબઇની મીલોમાં ૭૬,૦૦૦ શાળો ચાલે છે, ત્યારે ચરખાસંઘે પુરા એક લાખ પણ કાંતનારા અને અડધા લાખ વણકરો ઉભા કર્યાં નથી. તેમ છતાં ખાદીની હીમાયત કરનારા આ દેશની વસતીમાં ૯૦ ટકા જેટલી જનતાને એ જ રસ્તે મદદ કરી તેમનો આર્થીક ઉધ્ધાર કરવાનાં સ્વપ્નાં સેવે છે! એટલું જ નહીં પણ તેમની એવી પણ મહેચ્છા છે કે, હીંદ સંપુર્ણ સ્વરાજ મેળવશે, ત્યારે પણ હીંદ હંમેશને માટે ખેતીવાડી પર જીવનારો જ દેશ રહેશે, એટલે ખાદી હીંદના ખેડુતોને માટે જરૂરની વસ્તુ તરીકે જીવશે. ખાદીપત્રીકાના શબ્દોમાં કહીએ તો—

> "જો સ્વરાજને મહારાણીની ઉપમાં ...આપીએ તો ખેતી અને ખાદી એ એ તેની મુખ્ય સખીઓ હશે."

## આવું સ્વરાજ શું કામનું?

**આ**નો અર્થ તો એટલો જ થયો કે, હીંદ સંપુર્ણ સ્વરાજ જ ભોગવશે ત્યારે પણ હીંદમાં ઉદ્યોગવાદ ખીલી શકશે નહી, ત્યારે પણ હીંદના કરોડો ખેડુતો લાખો વર્ષ પહેલાંના લાકડાના હળની મદદથી ખેતી કરશે, ત્યારે પણ તેમને પોતાનો ભુખમરો અને બેકારી ઓછાં કરવા લાખો વર્ષો પહેલાં ચાલતા ચરખાની ઉપર વધારાની મજુરી કરવી પડશે! જો એ વાત સાચી હોય તો સ્વરાજથી હીંદની આર્થિક દુર્દશા ઓછી થશે એમ કહેનારા ખોટા જ ગણાવા જોઇએ. અને જો સ્વરાજમાં પણ આજના જ જેવું અર્થશાસ્ત્ર, આજના જ જેવી હાથમજુરી, આજના જ જેવી બેકારી અને ભુખમરો કાયમ રહેવાનાં હોય તો એવા સ્વરાજ માટે ભોગ આપવો કે લડત કરવી તે નકામું જ છે.

## સર વીશ્વેશ્વરઇયાનો મુદ્દો

**મદ્રાસમાં** અખીલ ભારત સ્વદેશી પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે સર એમ. વીશ્વેશ્વરઇયાએ ખાદી માટે ઉચ્ચારેલાં

વચનોથી 'ખાદી પત્રીકા' ખુશ થઇ જાય છે અને સર વીશ્વેશ્વરઇયાને ખાદીનું અર્થશાસ્ત્ર સમજતાં દશ વર્ષ લાગ્યાં, છતાં છેવટે તે એટલુંએ સમજ્યા તેથી સંતોષ જાહેર કરે છે. પરંતુ સર વીશ્વેશ્વરઇયા શું કહે છે તે જાણવા જેવું છે. એમણે કહ્યું હતું કેઃ

"એ વાતને ઝાઝો વખત નથી થયો જ્યારે હું પણ જે બીજાઓ માને છે તેમની માફક એવું માનતો હતો કે, જ્યારે યંત્રથી આટલું બધું સસ્તું કામ કરી શકાય છે તેવે વખતે હાથ કાંતણ અને હાથ-વણાટશંકતી વેડફી નાંખવા જેવું થઇ પડે છે. અને તે કામ પાછળ જે શકતી ખર્ચાય તેને વીશેષ લાભ-દાયક રીતે બીજી દીશામાં વાપરી શકાય તેમ છે. પરંતુ **દેશની હાલની દશામાં** જનતામાં ભારે બેકારી પ્રવર્તે છે, અને એ **બેકારી દુર કરવા માટે જ્યારે એકપણ સંસ્થા છે નહીં** ત્યારે ખાદીની ચળવળ ઉપયોગી થઇ પડે છે એવું પ્રત્યેક ડાહ્યા માણસે સ્વીકારવું જોઇએ."

અહીં શ્રી વીશ્વેશ્વરઇયાનાં ઉપર કાળા અક્ષરે છાપેલાં વચનો ધ્યાનમાં રાખવા જેવાં છે. પહેલાં તો તે દેશની હાલ ભયંકર બેકારીની વાત કરે છે અને તે બેકારી દુર કરવા માટે એક પણ સંસ્થા નથી, તેથી જ તેમણે ખાદીને કામચલાઉ કામ તરીકે ઉપયોગી માની છે. પરંતુ ચુસ્ત ખાદી-ભકતો તો સ્વરાજ્યના યુગમાં પણ ખાદીની અનીવાર્યતાની વાતો કરે છે. એટલે જેમને ખાદીનું અર્થશાસ્ત્ર સમજતા થયાનું ગણી ચુસ્ત ખાદીભકતો મલકાય છે, તેમના શબ્દો જો બરાબર સમજાય તો તેમાં ખાદીભકતોએ આશ્વાસન લેવા જેવું કશું પણ નથી. અથવા તો ખાદીનું અર્થશાસ્ત્ર જનતાને અતી ઉપયોગી છે અને તેથી સ્વરાજના યુગમાં પણ તે અનીવાર્ય થઇ પડશે એમ માની લેવાનું પણ કશુંજ કારણ નથી.

## ખેતી અને ખાદી :

**ચરખાભકતોની** સારીયે મનોદશા જોઇએ તો તે એટલી જુનવાણી અને અંધશ્રધ્ધાળુ છે કે, તેઓ પોતાની રીતોથી દેશને પ્રગતીને બદલે પડતીના અવળે રસ્તે લઇ જઇ રહ્યા છે એ તેમનાથી સમજી પણ શકાતું નથી. જો તેમ ન હોત તો સ્વરાજમાં પણ આજની જ રીતે ખેતી ચાલુ રાખવાની અને ચરખો ચાલુ રાખવાની વાતો તેમણે કરી ન જ હોત. અલબત્ત, સ્વરાજનું તંત્ર ખેતી કરનારાઓ અને મજુરી પર જીવનારાઓના જ લાભ માટે ચલાવવામાં આવે એ ખાદીભકતોની વાત સાથે આ દેશના ૯૯ ટકા લોકો મળતા થશે. કેમકે હીંદની વસતીનો લગભગ ૯૯ ટકા જેટલો વર્ગ ખેડુતોનો અને કામદારોનો છે. પરંતુ હીંદ ભુતકાળમાં એકલી ખેતી પર જીવનારો દેશ નહોતો, તેમ ભવીષ્યમાં પણ તે એકલી ખેતી પર જીવનારો દેશ રહેવાનો નથી. આજે આપણે અબજો રૂપીઆનો તૈયાર માલ પરદેશથી મંગાવીએ છીએ, ને વિદેશમાં તો આપણે કાચો માલજ મોકલાવીએ છીએ પરંતુ પાંત્રીસ કરોડ માણસની માલ ખરીદવાની શકતીવાળો અને અનેક જાતનો કાચો માલ પકાવવાની કુદરતી અનુકુળતાવાળો દેશ સ્વરાજમાં પણ જો હાલના હળ અને ખાદીના ટુક-

ડાઓની પાંછળ જ પોતાની શક્તી વેડફી નાખશે એમ માનવામાં આવે તો પછી એવી માન્યતાવાળાઓને જગતના વીકાસક્રમનું અને માનવની મહેચ્છાનું ભાન જ નથી એમ કહેવું જોઇએ. આવા માણસો પોતે ખાદીનું અર્થશાસ્ત્ર સારી રીતે સમજવાનો સંતોષ માની, અવળા અર્થશાસ્ત્ર અને વીકાસક્રમના અજ્ઞાન પર બીજાઓની દયા ખાવા નીકળી તેમની પોતાની દશા કેટલી બધી દયા ખાવા જેવી છે, એ તો અર્થશાસ્ત્રનો કક્કો જાણનાર પણ કહી શકે તેમ છે.

## આવતી કાલે—

એટલે ખાદીભક્તોના અવળા અર્થશાસ્ત્રમાં ભુલાં પડેલાં ભાઇ બહેનોને એ અંધશ્રધ્ધા છોડી આવતી કાલની ઉજવલતા પારખી લેવાની ભલામણ કરવાની જરૂર છે. એ જરૂર આજે એટલા માટે ઉપયોગી છે કે તેઓ ખોટા વીચારોમાં ફસી અવળે માર્ગે પોતાની શક્તી વેડફી નાખવા તત્પર ન બને. હીંદની આવતી કાલ ઉજળી છે. કમીમાં કમી જાપાન અને બ્રટન કરતાં હીંદની ઉજવળતા જરાયે ઝાંખી તો નથી જ. હીંદમાં જોઇએ તેટલા જળધોધ અને નકામું વહી જતું પાણી છે. તેમાંથી જોઇએ તેટલી વિજળીની શક્તી ઉત્પન્ન કરી શકાય તેમ છે. હીંદના ભુગર્ભમાં અનેક પ્રકારની મુલ્યવાન ધાતુઓ રહેલી છે, તેમાંથી યંત્રો બનાવવાનાં અને તેને વેગ આપવાનાં જોઇએ તેટલાં સાધનો સાંપડી શકે તેમ છે. હીંદમાં અનેક પહાડો અને જંગલો છે, તેમાં જોઇએ તેટલું લાકડું અને ઔષધ ભરેલાં છે, હીંદને પુષ્કળ બંદરો છે, હીંદનાં ખેતરોને રસાળ બનાવી નવી યંત્રસામગ્રીથી તેમાં જોઇએ તેટલો પાક ઉત્પન્ન થઇ શકે તેમ છે. હીંદમાં પશુધન હજીયે સચવાઇ રહ્યું છે. માત્ર તેના ઉછેરમાં નવા જ્ઞાનની જરૂર છે અને આ બધાથી વીશેષ તો હીંદમાં જોઇએ તેટલી માનવશક્તી છે. જેની પાસે આટલી સામગ્રી અને આટલાં સાધનો હોય તે દેશનો સ્વરાજ્ય પછી પણ ભવીષ્યકાળ ઉજ્વળ ન થઇ શકે તો પછી જગતનો વીકાસવાદ જ અટકી જાય.

## વીકાસવાદના શત્રુઓ

**પરંતુ** જેઓ હાલના ખાદીના અવળા અર્થશાસ્ત્ર ઉપર બધો આધાર રાખે છે તેઓ વીકાસવાદના શત્રુઓ છે. કેમકે તેમના અર્થશાસ્ત્રમાં યુગબળને પારખવાનો અભાવ છે, યંત્રયુગની ચોખ્ખી અવગણના છે. આવતી કાલનું હીંદ એ અર્થશાસ્ત્રને કે એ જુનવાણી મનોદશાને માનવાનો નથી, કેમકે તેમાં સારાયે હીંદનો નાશ નીર્માયલો છે. સ્વતંત્ર હીંદ સારી રીતે જીવવા માગે છે, નાશને માર્ગે જવા માટે તેને સ્વરાજ જોઇતું નથી. એટલે જ ખાદીભક્તોની આટલી મથામણ છતાં હીંદ એમના અર્થશાસ્ત્રનો સ્વીકાર કરવાની આજે પણ ના પાડે છે. પરંતુ પોતે જગત આગળ એક નવો જ પ્રયોગ રજુ કરે છે એવા અહંભાવમાંથી જન્મેલી જીદ ખાદીધારીઓ છોડી શકતા નથી, અને તેથી જ તેઓ પોતાની હાર સ્વીકારવાની ના પાડે છે. [પ્રજામિત્ર-કેસરી[

# ઢોર હરાયા!

વ્હાણું વાતાં શોધે દાના, નીકળે લઈને ઝોળી!
રોજ ઉઠીને પ્રાતઃકાળે તારા નામની હોળી!
ઓ બાવા!
ઢોર હરાયા!!

પાપી મુખડે પરમાત્માનાં પ્રભાતિયાં ગાવા!
અફીણ તમાકુ ગાંજો તારે હરદમ ઉડાવા!
ઓ બાવા!
ઢોર હરાયા!!

મહેનત કરનારા ના પામે, પેટ પુરૂં ખાવા!
એકે એકે રોજે તારે માલમલીદા ખાવા!
ઓ બાવા!
ઢોર હરાયા!!

ભક્ત બની ભરમાવે ભોળાં, લઈ કરમાં માળા!
કથા કથે ત્યાં કરતો ચાળા કર્મ મહા કાળાં!
ઓ બાવા!
ઢોર હરાયા!!

જાલીમ તારી જમાત મોટી, મોટા તારા દાવા!
તારે પગલે પગલે પડતો ધગધગતો લાવા!
ઓ બાવા!
ઢોર હરાયા!!

પડઘા પડતા સ્વતંત્રતાના વાગે મીઠા પાવા!
તો યે સમજે ના તું બાવા પત્થર કયમ આવા?!
ઓ બાવા!
ઢોર હરાયા!!

ચિનુભાઇ ઠાકર.

# જૂના વિચારોને—દફનાવી ચીનની—નવ—પ્રજા—

# ચીનવાસીઓની શારી-

આજે ચીનમાં આઝાદીની આગ સળગી રહી છે. એ જ ચીનના નવજવાન નાગરિકો—બાલકો અને બાલિકાઓ પોતાના શરીરનો વિકાસ કેવી રીતે સાધે છે એ આજના જુવાનોને જાણવા જેવું છે. છેલ્લા બે દાયકા દરમિયાન ચીનમાં ઘણા ફેરફાર થઇ ગયા છે જુનવાણી વિચારોને દફનાવી દેવા ચીનવાસીઓએ કમર કસી છે અલબત, હજી પણ ઘણા જુના વિચારવાળા ચીનાઇ શહેરીઓ છે કે જે પોતાની બાલિકાઓના પગના વિકાસને રુંગળાની મારી, પગને ઠુંઠા બનાવવા લોખંડી પાટા બાંધે છે આવી જાતની જુના વિચારવાળી મનોદશાવાળા માબાપો તેમના બાલકોને જુના વિચારનો વારસો આપવા મહેનત કરી તેમનો જીવન વિકાસ અટકાવી રાખે છે. પણ હવે આવા માબાપો ઓછી સંખ્યામાં સાંપડે છે. પરંતુ હમણા છેલ્લા કેટલાક વર્ષો દરમિયાન ચીનમાં ઉગ્ર આંદોલનોને સ્થાન મળ્યું છે. ચીન હવે પ્રગતિ તરફ વળ્યું છે.

યુગ યુગથી ચાલતો આવેલો કન્ફ્યુશીઅસનો ધર્મ એ જ ચીનવાસીનું સર્વત્ર ગણાતું. એના કાયદા પાળનાર બાલક-બાલિકાઓ પુણ્ય મેળવતાં એમ કહેવાતું- "પોતાની ફરજ સમજનારી છોકરી અગર તો સ્ત્રીએ હમેશ ગંભીરતાથી બેઠી રહેવું, ટટ્ટાર કેળની માફક ઉભા રહેવું, શાન્તિથી સુઇ રહેવું, જ્યારે ખુશીમાં હોય ત્યારે હસવું નહિ અને ગુસ્સામાં હોય ત્યારે ખીજાઇને બુમ મારવી નહિ"

ચુપચાપ બેઠી રહેવાથી છોકરીનો શારીરિક અને માનસિક વિકાસ અટકી જાય છે એનાં અંગો ખીલતાં મટી ઠુંઠા બનતા જાય છે. પલાંઠીવાળી બેસી રહેવાથી એના પગના સ્નાયુને કોઇ પણ જાતની હલનચલનની ક્રિયાનો લાભ મળતો નથી એના હાથ તો એના ખોળામાં જ તપ કરતી સાધવીની મીસાલ રહેતા હોવાથી તે સ્નાયુઓને પણ અકડાઇ જવું પડે છે.

: લેખક :

## —સ્વાસ્થ્ય, શક્તિ અને સૌન્દર્ય સાધે છે.

# —રિક વિકાસની સાધના

તે ટટ્ટાર ઉભી રહેતી ત્યારે એના બદનના બીજા ભાગોને અડકાઇ જવું પડતું, ચાલતી ત્યારે વાંસડા જેમ ચાલતી હોવાથી અંગમાધુર્યને હીણાઇ જવું પડતું.

જ્યારે તે સુતી તે વખતે તે એકદમ ચીત્તીપાટ નહિ પણ ધનુષ્યના વળાંકની માફક કોકડું વળીને સુતી. જો ટટ્ટાર સુવે તો તે બાલિકા નથી અને પુરૂષ છે એવું માનવામાં આવે: કારણ કે કોકડું વળીને સુવું એ નમ્રતા બતાવે છે. અને નમ્રતા એ સ્ત્રીનો પ્રધાન ગુણ છે.

આ ઉપરથી એટલું તો સહમજી શકાય છે કે ચીનાઇ બાલક–બાલિકાઓનાં જીવન એક દીશા તરફ વળાંક ખાઇ જુના વિચારના વહાણમાં સફર કરી રહ્યાં હતાં.

શ્રી : બકુલેશ

ત્હેમની શ્વાસ લેવાની પધ્ધતિને પણ તેમનાં શાસ્ત્રમાં જણાવ્યા પ્રમાણે અમલમાં મુકતા. ત્યારે આ બાલકોને કેવી જાતની કસરતનો આશ્રય લેવો પડતો?

તેઓના જીવનમાં કસરત જેવું હોય તો આટલું જ: છોકરાઓ પતંગ ઉડાવીને આનંદ મ્હાણતા. અને કોકવાર તેઓ છોકરીઓને પતંગની દોર પકડવા આપતા. કોઇને પણ દોડવા કે કુદવાની ટેવ ન્હોતી. દોડવું, કુદવું, નાચવું, નિરંકુશ આનંદ મ્હાણવો એ વિચાર સરખો બાલકોને સ્ફુરતો ન્હોતો. છોકરાઓ તો છોકરી જેવા જ હતા.

આવી જ જાતની દીનચર્યા યુગોથી ચાલી આવતી. સમાજના કેટલાક જુનવાણી વિચારો વિકાસ પર તલવારની ધારની ગરજ સારતા. એનું પરિણામ એ આવ્યું કે મર્દાનગી, શૌર્ય અને શારીરિક ભભકના વિચારોનું નામ પણ ન્હોતું.

આથી તે "પ્રજા" તરીકે આલમની તવારીખમાં કેવી રીતે આગળ આવી શકે? યુધ્ધ, દુષ્કાળ, અથવા પ્રલયના પુરના ધસારા તો દૈવી કોપ થયો હોય એમ ધારવામાં આવતા.

**પરન્તુ** જ્યારે મંચુવંશના પતનનો આરંભ થયો ત્યારથી એ બધી રીતીઓ બદલાઇ ગઇ. એક જબર પલટો થયો. દર વર્ષે પલટા પર પલટા શરૂ થયા. આજે ચીનમાં જાગ્રતિના જુવાળ મંડાયા

છે. ચીન આઝાદી માટે કમર કસીને પોતાના ખરા હક્કોને સ્હમજતાં શીખ્યું છે. ચીનમાં આજે ઘેર ઘેર અંગબળના વિકાસની વાતો થાય છે. એનું કારણ માત્ર એ જ કે પડોશીઓની ધમકી સહી લેવાની સહનશકિત ત્હેમનામાં નથી, તેમ છતાંયે પડોશની તાબેદારી ઉઠાવવાનો નામર્દાઇભર્યો જુસ્સો ત્હેમનામાં નથી. ત્હેમને તો આઝાદી જોઇએ છે. આઝાદીના મયદાનમાં કોઇની પરવાહ કર્યા વિના અયશ આરામ કરવો છે.

અમેરિકાની ફીઝીકલ કલચર લીગમાં ચીનાઇ વિદ્યાર્થીઓ કેળવણી લઇ પોતના વતનમાં પાછા ફરે છે ત્યારે અમેરિકન પધ્ધતિ અનુસાર તે પોતાના દેશના જવાનોને, જવાન યુવતીઓને તૈયાર કરવા માટે કમર કસે છે. અમેરિકામાં શારીરિક વિકાસની કેળવણી લઇ ચીનાઇ વિદ્યાર્થી પોતાના સમાજને શરીરમાં પહેલવાની બનાવવા માટે તૈયાર થાય છે.

આજે દરેક ચીનાઇ જીલ્લામાં શારીરિક કેળવણી આપવા વ્યાયામશાળાઓ છે. દરેક સ્થળે અમેરિકન રમતો દાખલ કરવામાં આવી છે. આગળ તો આ રમતો માત્ર છોકરાઓ માટે જ ગણાતી પણ હવે આ રમતનો લાભ સ્ત્રી અને પુરૂષ એકસરખો લઇ શકે છે. કારણ કે પગના વિકાસના મૃત્યુ જેવી પગને બાંધી દેવાની રીતનો હવે નાશ થયો છે, હવે પગનો વિકાસ અટકાવવામાં આવતો નથી. પગને બાંધવાનો રિવાજ કેટલો ભયંકર છે! આજે કેટલીક જૂના જમાનાની સ્ત્રીઓને ચાલવામાં ઘણીજ અડચણ પડે છે. તેઓ ઉંચી એડીના બુટ પહેરે છે. અને પગની આંગળીઓનો વિકાસ અટકાવવા બુટમાં કાપુસને ઠાંસીને ભરવામાં આવે છે. પરન્તુ હવે આ દુઃખભરી પ્રથાનો નાશ થયો હોવાથી સ્ત્રીઓ પણ રમતગમતમાં ભાગ લઇ શકે છે.

જુના જમાનામાં ચીનની સ્ત્રીઓ પોતાની છાતી એટલી જોરથી બાંધતી કે તેમને છાતી જેવું કૈં હોય જ નહિ એમ ભાસતું. છાતી-સ્તનને બતાવવા એ તો નમ્રતાથી વિરૂધ્ધ જાય છે એમ તેઓની માન્યતા હતી. આજે છાતી અને પગને જકડીને બાંધવાની કુપ્રથાનો નાશ થયો છે. ચીનની નવયૌવના પોતાના શરીરના માધુર્યને, વિકાસને સ્હમજતાં શીખી છે. શારીરિક વિકાસ અને અંગલાલિત્યનું રહસ્ય હવે તે બરાબર સ્હમજી શકે છે. આજે ચીનના સમાજમાં ક્રાન્તિની જ્વાલા સળગે છે અને એ જ્વાલાએ જુનવાણી પ્રથા અને વિચારોને બાળીને ખાક કરી નાખ્યા છે. આજની ચીનાઇ છોકરી સ્હમજે છે કે ગાલની રતાશ અને મુખની સુરખી માટે ચીનાઇ દવાની જરૂર નથી પરન્તુ અંગકસરત અને નવીન અમેરિકન રમતોની જરૂર છે.

આજની હજારો ચીનાઇ નાઝનીનોના અંગલાલિત્ય અને શારીરિક ખીલવણી માટે અમેરિકાને માન ઘટે છે. ચીનના ઘણાય વિદ્યાર્થીઓ અમેરિકા જઇ શારીરિક કેળવણીના પાઠ લઇ આવ્યા છે. અમેરિકન કસરતો, જુની વ્યાયામ, "જયુછુત્સુ"ના પ્રયોગો, ક્રીકેટ, બેડમીંટન, ટેનીસ, વીગેરે જાતની રમતો શરીરના પ્રત્યેક સ્નાયુને વિકાસમાં મદદ કરે છે આજે ઘણીયે ચીનાઇ બાલાઓ, સ્ત્રીઓ અમેરિકામાં શિક્ષણ લઇ રહી છે. આજના ચીનના નવયુવાનો ખીલતા ગુલાબ મિસાલ ગુલાબી થતા જાય છે.

પેકીંગ યુનિવર્સિટી; પેકીંગ એકેડીમી, યેન ચીન્ગ યુનિવર્સિટી અને ચીંગ હુવા કોલેજ જે બધી પેકીંગમાં જ આવેલી છે તે સર્વમાં તેના વિદ્યાર્થીઓ માટે અમેરિકાની દરેકે દરેક રમત અને વ્યાયામ દાખલ કરવામાં આવી છે. અમેરિકાની નિશાળોમાં જેટલી રમતગમતો છે તે ચીનના આ વિદ્યાલયોમાં નજરે પડે છે. પુરૂષો માટે બેઇઝ બોલ, બાસ્કેટ બોલ, ફુટ બોલ, હેન્ડ બોલ, વીગેરે રમતો ખુલ્લી હોય છે. ચીનની સ્ત્રીશક્તિ હવે આવી રમતોમાં રસ લેતી થઇ છે.

શાંઘાઇમાં આવેલી સેંટ જહોન્સ કોલેજના વિદ્યાર્થીઓ માટે અમેરિકાની માફક દરેક જાતની રમતગમત રાખવામાં આવી છે. પેકીંગમાં ઇન્ટરનેશનલ ટેનીસ કલબ છે તે શીયાળામાં સ્કેટીંગ રીંક બની જાય છે. ચીનાઓ કુદરતી ટેનીસ રમનારાઓ છે. અને ઘણા તો ટેનીસ કોર્ટમાં ઘણી જ સરળ રીતે ખેલે છે.

ગહુડ લી એંગ નામની એક નવજુવાન છોકરી ટેનીસમાં ચેમ્પીઅન છે. નવજુવાન છોકરાની માફક તે "બોબ્ડ" બાલ રાખે છે. પુરૂષોમાં એસ. પી. ચેન્હ પેકીંગમાં સહુથી પહેલે નબંર આવે છે. ૧૯૨૫ માં ત્હેને ચેમ્પીઅનશીપ માટે "કપ" મળ્યો હતો. તે સારા કુટુમ્બનો નબીરો છે અને પોતે સારી પ્રેક્ટીસ કરતો દાક્તર છે. તે ઓક્સફર્ડ યુનિવર્સિટીનો ગ્રેડયુએટ છે.

૧૯૨૬ માં, ચીને બે જુવાનોને અમેરિકામાં "સ્પોર્ટ"–રમત ગમતનું શિક્ષણ લેવા માટે મોકલ્યા. તેમાંના એક મી. ત્સુ બે વર્ષ સુધી અમેરિકામાં રહીને "સ્પોર્ટ" ના દરેક વિભાગના જાણીતા બની ગયા. અને ઘણી જાતની રમતોનું શાસ્ત્રીય જ્ઞાન લઇ તે ચીન પાછા આવ્યા. એણે ચીન આવીને પોતાના ચીનાઇ બિરાદરોને અમેરિકન રમતગમતનું શિક્ષણ આપવા માંડયું. ચીનના નવજુવાન છોકરા છોકરીઓમાં "સ્પોર્ટ સ્પીરીટ" આવે એવી ત્હેની ઇચ્છા હતી. મી. ત્સુ બાહોશ તરવૈયા, નૃત્ય કરનાર, ટેનીસ રમનાર, બેઇઝ બોલ અને ગોલ્ફ રમનાર હતા. એણે દરેક જાતની રમતનો સારો અનુભવ લીધો હતો. એની ઇચ્છા ચીનના જુવાનોને કેળવવાની હતી. ત્હેણે એવી જાતની કેળવણી આપી આજના ચીનના છોકરાઓને જુસ્સેદાર "મર્દ" બનાવ્યા.

પછી તો ચીન દરેક જાતની રમતગમતમાં ભાગ લેવા માંડયું. એને દરેક પશ્ચિમની રમતમાં રસ પડતો લાગ્યો. ચીનની વસ્તીમાં શારીરિક વિકાસ માટે સમાજમાં અનેક મંડળો સ્થપાવા લાગ્યાં.

આગળના જમાનામાં ચીનાઇ છોકરી પોતાના હોઠને રાતી રાણ જેવા બનાવવા માટે "રૂઝ"–લાલી વાપરતી. કારણ કે ત્હેની માને તેમ કરવું જોઇતું ! એ એક રીવાજ થઇ ગયો હતો. જ્યારે આજના યુગમાં આજની છોકરી સમાજમાં સન્માન પામવા, રમતગમતમાં આગળ પડતો ભાગ લેવા સાથે ત્હેમના હોઠ અને એવી બીજી બાબતોમાં રસ લ્યે છે. "ગોલ્ફ" રમતી વેળા નવીન સ્ટાઇલના આજનો જમાનાનાં વસ્ત્રો પહેરી જ્યારે ચાઇનીઝ નાઝનીનો નજરે પડે છે ત્યારે તે મર્દને મહાત કરતી મહિલાઓ જેવી દેખાય છે. જુના જમાનાની વેદિયા ઢોર જેવી રીતનો આજે નાશ થયો છે. જુના જમાનાની ચાઇનીઝ સ્ત્રી કદાપિ પણ એક પરૂપ સાંભળે તેમ હસતી નહિ કારણ કે

એ એક જાતનું પાપ હતું. આજે ચીનની મોહલા મરજી મુજબ મુક્તહાસ્ય માણી શકે છે.

આગળના જમાનામાં જો કોઇ ચીનાઇ સ્ત્રીને બહાર જવું હોય તો તેને પાલખીમાં બેસીને જવું પડતું. પાલખી ઉપર પડદા રાખવામાં આવતા હતા જેથી તેનું સૌન્દર્ય રસ્તે ચાલતા લોકો જોઇ શકે નહિ. પણ આજે એ પ્રથા નાબુદ થઇ છે. આજની ચીનાઇ સ્ત્રી મરજી મુજબ મુક્ત વિહાર માણી શકે છે. આજે તે ઘોડા પર સ્વારી કરીને મન ચાહે ત્યાં ફરવા જઇ શકે છે. તે "મહાન્ દિવાલ" અને "પશ્ચિમની દિવાલ"ના દ્રશ્યો જોવા માટે એકલી અગર પોતાની સાહેલીઓ સાથે નીકળી પડે છે. કોઇની પરવાહ રાખ્યા વિના, "રાઇડીંગ સુટ" બ્રીચીઝમાં સજ્જ થઇ એ કુદરતમાં સમ્પુર્ણ વિહાર કરી શકે છે.

પીટાહોમાં એક સ્નાનગૃહ છે–ત્યાં નગરના નરનારીઓ તરવાની કસરત કરે છે. ખાસ કરીને પરદેશીઓ માટે આ ઘણું પ્રિય સ્થાન છે. પરદેશીઓ તો એક જ "બેથીંગ સુટ" સ્નાન માટેના વસ્ત્રોમાં કોઇ પણ જાતની શરમ વગર ન્હાવા કુદી પડે છે. ચીનાઇ સ્ત્રી પુરૂષોને આ જોતાં પહેલાં તો આ ન ગમ્યું; પણ રમત-ગમતના સ્હમજનારાઓએ આનું સમ્પુર્ણ અનુકરણું કર્યું. એક વખત તો ચીનાઇ બાલિકા પોતાના ભાવી ભરથારને જોતાં પણ શરમાઇ જતી. અરે! જો તે ઓરડામાં આવ્યો હોય તો તેને મળ્યા વગર જ ને બહાર ઉભી રહેતી. આજે તેવું નથી. આજે સમાનતાને સાંકળથી સમાજમાં એક જાતનો ઉલ્લાસ આવ્યો છે.

જુના વિચારવાળું ચીન તો એમ જ સ્હમજતું કે હવે તો ચીનની બાલિકાઓ વિનાશપંથે પ્રયાણ કરતી હતી. પરન્તુ ચીનના નેતાઓ એ વાતને ખાસ ધ્યાનમાં નહિ લેતાં નથી રોશનીને આવવા દીધી. સમાજમાં સ્ત્રી અને પુરૂષ વિચારની આપ લે કરી શકે છે.

પેકીંગ હોટેલમાં પરદેશી 'ડાન્સ' નૃત્ય જોનાર એક જુના વિચારવાળાને જોતાં લાગી આવ્યું કે આજનો જમાનો ખુબ જ આગળ વધી ગયો છે. આજનું ચીન આલમની "સ્પોર્ટ" માં ઉભું રહે છે–સામનો કરવાની તક પણ તે મેળવી શકે છે. અમેરિકનો માને છે એ "સ્પોર્ટ સ્પીરીટ" ની પ્રેરણા તેઓએ અમેરિકામાંથી પીધી છે?



# આજનું આયર્લેન્ડ

[પાના ૬૪ નું ચાલુ]

અંકુરો રોપાયા હતા. સને ૧૯૨૧ માં આયર્લાંડ અને ઇંગ્લાંડ વચ્ચેના કરારનામા પર આયર્લાંડને નામે ગ્રીફીથ અને કોલીન્સે કરેલા હસ્તાક્ષરોનો એણે સબળ વીરોધ કર્યા પછી એની કીર્તીની ફોરમ ચોમેર પ્રસરવા પામી હતી. તે પછી આઇરીશ બળવાખોરોમાં ફાંસી પામેલાઓમાં ડી. વેલેરા પણ હતા. ફાંસી પામનારાઓને મુક્તી મળ્યા પછી એણે રાજકારણના મોખરે ખડા રહી આઇરીશ જનતાના રાજદ્વારી વીચારો કેળવવાની અને એક અને અખંડ આઝાદ આયર્લાંડની ઇમારતનાં સર્જનની તૈયારીઓ શરૂ કરી.

## મતભેદ અને આંતરવીગ્રહ

ડી. વેલેરા રાજદ્વારી નેતાને યોગ્ય અનેક શકતીઓ ધરાવે છે. એના અનુયાયીઓ અને આમવર્ગ પર એના વીચારો અને કાર્યની અપ્રતીમ પ્રતીભા છે, પરંતુ એંગ્લોઆઇરીશ સંધી વખતે પાઉંડ, શીલીંગના રેશીયા બાબતના મતભેદે ગ્રીફીથ અને ડી. વેલેરાના પક્ષો વચ્ચે ગંભીર મતભેદ ઉપસ્થીત કર્યો હતો. બન્ને મજબુત સંઘો વચ્ચેના રાજકીય મતભેદોના પરીણામે આયર્લાંડમાં આંતરવીગ્રહની આગ ભભુકી ઉઠવાના પરીણામે ડી. વેલેરાના રાજકીય કૌશલ્ય માટે ઘણાને શંકા ઉપસ્થીત થઇ હતી. અમેરીકાના પ્રેસીડેન્ટ વીલ્સનના અનેક ગુણો અને શકતીઓના સબળ પ્રતીબીંબ સમાન ડી. વેલેરાએ આજે એના કૌશલ્ય અને પ્રતીભાથી સર્વને ચકીત કરી નાખ્યા છે.

## શાંતીનો આરાધક

શાંતીની આરાધના એ ડી. વેલેરાનો મહાન સદ્‌ગુણ છે. કોઇ પણ ભોગે આયર્લાંડના રાજકારણમાં મતભેદ વગરનું અને શાંત વાતાવરણ–કે જે કોઇ પણ રાષ્ટ્રના નવવીધાન માટે આવશ્યક છે. તે સર્જવાની ડી. વેલેરાને ખુબ મહેચ્છા છે. પરંતુ આયર્લાંડ અને ઇંગ્લાંડ વચ્ચે થએલા સંધીપત્રકની અગતયની કલમો રદ કરાવવાના એના પ્રયત્નો એ શાંતી અને સહાનુભુતીથી કયા માર્ગોએ પાર પાડશે એ અત્યારે સૌને માટે આશ્ચર્યનો વીષય છે. લવાદ નીમીને આ પ્રશ્નનો નીર્ણય કરવા કરાવવાની એની ઇચ્છા છે. આમ એક વારનો ગણીતશાસ્ત્રનો અધ્યાપક આજે એના દેશનાં નવસર્જન કરવા બહાર પડે છે, અને આયર્લાંડના સર્વ હીતો લક્ષમાં રાખીને એ એનું જીવનકાર્ય સારામાં સારી રીતે કેમ પાર પાડે છે, એ ઇતીહાસના અભ્યાસીઓ માટે ઘણુંજ મહત્વનું ગણાશે. ડી. વેલેરાની સામેનાં વીરોધી બળો પણ આયર્લાંડમાં અસ્તીત્વ ધરાવે છે. ઇંગ્લાંડની મક્કમતા અને આયર્લાંડના વિરોધી બળો તેમજ આંતરરાષ્ટ્રીય ઉથલપાથલના વીકટ સમયે ડી. વેલેરા એના જીવનના મહત્વના પ્રકરણની શરૂઆત કરે છે.

આયર્લાંડને સ્વતંત્ર અને સ્વમાનભરી મહાન શકતી સમાન બનાવવાનાં એનાં જીવનકાર્ય સામે અનેક મુશ્કેલીઓ ખડી છે. છતાંય સોખંડી ઇચ્છાશકતી અને અદ્‌ભુત કાર્યદક્ષતા ધરાવતા આઇરીશ આગેવાન ડી. વેલેરાએ મક્કમતાથી એનું કાર્ય શરૂ કર્યું છે.

## પ્રમુખ થયા પછી—

જીવનભર જે આદર્શ માટે ડી. વેલેરાએ સાધના કરી છે તે આદર્શોને સિધ્ધ કરવા માટે એણે જોખમ ભરપુર ફરમાનોનો અમલ શરૂ કરી દીધો છે, આયર્લાંડના પ્રમુખના આસને બિરાજતાં તરત જ તેણે બ્રીટીશ તાજ પ્રત્યેના વફાદારીના ફરજીયાત સોગંદનામાની વીધીમાં પોતાની ઇચ્છા મુજબનો ફેરફાર કર્યો છે. ઇંગ્લાંડના રાજપ્રકરણી આગેવાનોમાં ડી. વેલેરાના આ કાર્યથી ભારે ખળભળાટ મચ્યો છે! બ્રીટીશ તાજ પ્રત્યેના વફાદારીના સોગંદ રદ કરવાના ડી. વેલેરાનું નિવેદન ઇંગ્લાંડની સરકારને અપાઇ ચુકયું છે. ઇંગ્લાંડના સરકારપક્ષ તરફથી મી૦ નેવેલ ચેમ્બરલેને આ સંબંધી ચોંકાવનારો ખુલાસો તાજેતરમાં આપતાં જણાવ્યું છે કે: "આયર્લાંડની સરકારે લીધેલા પગલાં સંબંધે કોઇપણ પ્રકારની જાણ ઇંગ્લાંડની સરકારને કરવામાં આવી નથી, અને એંગ્લો–આયરીશ કરારનામાની કલમોનો ભંગ થવા જેવું થશે, તો તે સંજોગોમાં બન્ને દેશોની સરકારો વચ્ચે કડવાશ અને ગંભીર પ્રકારના મતભેદો ઉપસ્થિતિ થવા પામશે."

એંગ્લો–આયરીશ કરારનામા ઉપર જે સરકારે એકવાર ગમે તે સંજોગોમાં પોતાની સંમતી આપી છે, તે જ સરકારના પ્રમુખ આજે અગીઆર વર્ષ પછી સત્તા પર આવતાં કરારનામાની કલમોનો ઇન્કાર કરતાં પગલાં ભરે તો કરારનામા પર સહીઓ કરનારા બન્ને દેશો વચ્ચે કડવાશ ઉપસ્થિત થાય એ ચોક્કસ છે. આયર્લાંડના કાયદામાંનું 'પબ્લીક સેફટી બીલ' પણ ડી. વેલરાએ રદ કર્યું છે, આમ આયર્લાંડના ઇતિહાસમાં અગત્યનો ફેરફાર થાય છે, એ ચોક્કસ છે. આ પગલાંનો પડઘો કયા સ્વરૂપમાં જગત સમક્ષ રજુ થશે તે સર્વ માટે વિચારણાનો મુદ્દો છે.

## બીનજરૂરી સોગંદનામું

સોગંદનામાની ફરજીયાત રીત આયર્લાંડના લોકો બીનજરૂરી લેખે છે એમ ડી. વેલેરાએ આયર્લાંડની સરકારના વડા તરીકે બ્રીટીશ સત્તાધારીઓને પરખાવી દીધું છે, જ્યારે એંગ્લો–આઇરીશ કરારમાં મહત્વનો ભાગ ભજવનાર લોઇડ જ્યોર્જ અને મર્હુમ લોર્ડ બર્કનહેડ બ્રીટીશ તાજ પ્રત્યેના વફાદારીના સોગંદને ખુબ મહત્વ આપી રહ્યા છે. વફાદારીના સોગંદની બાબતમાં બ્રીટનના મુત્સદ્દીઓ એકમત જણાય છે, અને બ્રીટીશ સામ્રાજ્યના સંસ્થાનોના સેક્રેટરીએ આયર્લાંડની પરીસ્થીતીની ગંભીરતાનું સ્પષ્ટ સુચન કર્યું છે. આ કટોકટીનો પ્રસંગ આગળ વધે એવા સંજોગો વધતા જ જાય છે.

## વિગ્રહનાં વાદળ

શહેનશાહે આઇરીશ સરકાર પર મોકલાવેલા ખરીતામાં સ્પષ્ટ જણાવાયું છે કે, 'એંગ્લો–આઇરીશ કરારનામાના ભંગને પરીણામે વિગ્રહનાં વાદળ જામશે.' ના. શહેનશાહના આ કથનને પુષ્ટી આપતો ખુલાસો તાજેતરમાંજ આમની સભામાં સંસ્થાનોના સેક્રેટરીએ કર્યો છે. આમ ઇંગલાંડે મોકલેલાં યુધ્ધનાં આડકતરાં કહેણનો ડી. વેલેરા કેવા પ્રકારનો જવાબ વાળશે, તે ઉપરજ આખાય મામલાનું ભાવી લટકી રહ્યું છે. ડી. વેલેરાએ સત્તાના આસન પર આવ્યા પછી તરતજ ઇંગ્લાંડની શહેનશાહતને કરારભંગનું કહેણ મોકલવા જેવું કર્યું છે. વફાદારીના સોગંદનામાની અનાવશ્યકતા સુચવતો પત્ર બ્રીટનના મંત્રીમંડળને પહોંચે તે સાથેજ દર વર્ષે ભરાતી ત્રીસ લાખ પાઉંડની રકમ આયર્લેન્ડ નહી ભરી શકે, એ પ્રકારનાં સ્પષ્ટ વચનો ડી. વેલેરાએ ઉચ્ચાર્યા છે. ના. શહેનશાહ અને એમના પ્રધાનમંડળમાં તેમજ આખાય ઇંગ્લાંડમાં ડી. વેલેરાની આ પ્રકારની વલણથી ભારે ખળભળાટ મચવા પામ્યો છે, અને ઇંગ્લાંડની શહેનશાહતની સલાહને ડી. વેલેરા માન નહી આપે તો એંગ્લો–આઇરીશ કરારનામાંનાં કાગળીયાંના ટુકડા થવા સાથે વિગ્રહની રણભેરી બજે તો નવાઇ નહી.

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## હંગેરીનું લશ્કરી ખર્ચ

જીનીવામાં શસ્ત્રબંધીની પરિષદ્ ભરાઇ રહી છે. એટલું જ નહી પણ પ્રત્યેક પ્રદેશના પ્રતિનિધિઓએ ત્યાં બેસીને શાંતિવાદ તરફ શાબ્દિક સહાનુભુતી દર્શાવી છે ત્યારે મધ્ય યુરોપના એક ન્હાનકડાં સ્વતંત્ર પ્રજાસત્તાક તંત્ર લશ્કરી સરંજામ પાછળ આજ વર્ષમાં કેટલું વધુ ખર્ચે છે તેનો ખ્યાલ નીચલી હકીકત પરથી આવી શકશે.

> આખા હંગેરીમાં રાજ્યની નાણાં સંબંધી કથળી ગયેલી સ્થિતિ સંબંધી ખુબ ચર્ચા આ માસમાં (ડીસેમ્બર) ચાલી. ૧૯૩૦-૩૧ ના વર્ષના અડધા ભાગ માટે બજેટ ઉપરાંત વધારાની ખર્ચની માગણીઓ ઉપર સુપ્રીમ કંટ્રોલ બ્યુરોએ બહાર પાડેલો રીપોર્ટ બતાવે છે કે કાઉન્ટ બેથલેનના પ્રધાન મંડળે પારાવાર ખર્ચ કરી નાંખ્યો હતો. આ વસ્તુ તો બધા જ જાણતા હતા પણ જે વસ્તુ બહુ ઓછા જાણતા હતા તે વસ્તુ આ હતી કે દરેક પ્રધાને બજેટમાં દર્શાવેલી આર્થિક સીમાને ઉલ્લંઘીને વધુ ખર્ચ કરી નાખ્યું હતું. ઉદાહરણ તરીકે સ્વરક્ષણ ખાતાના પ્રધાને ૧૩૫૫૪૭૫૦ ડોલર માત્ર લશ્કરી સરંજામ પછવાડે જ વાપર્યા હતા. યુધ્ધખાતાના પ્રધાને ૨૬૭૫૯૭૦ ડોલર અંદાજ કરતાં વધુ વાપર્યા હતા. કેળવણીખાતાના પ્રધાને 'યુવાનોને લશ્કરી તાલીમ' આપવાને બહાને ૨૪૪૮૬૦ ડોલર વધુ વાપર્યા હતા. આ પૈસાથી વિશ્વવિદ્યાલયમાં તાલીમ લેતા વિદ્યાર્થીઓને ખાસ યુધ્ધકલાની તાલીમ અપાઇ હતી.

(વરસેલ્સની સંધીના પ્રતાપે હંગેરીએ ન્હાનું પ્રજાસત્તાક તંત્ર છે તેની ચારે બાજુએ ન્હાના ન્હાના પ્રજાસત્તાક રાજ્યો આવેલાં છે. અને આક્રમણ કરવાની જરાય ઇચ્છા ન થાય તેવો પ્રદેશ હોય તો તે હંગેરી છે.)

## ચીનનો બહિષ્કાર જંગ

જાપાની માલના ઉગ્ર બહિષ્કારની કાતિલ અસર પર નોંધ લખતાં અમેરીકાનું અગ્રણી અખબાર 'રીપબ્લીક' તેના ફેબ્રુઆરી તા. ૧૭ મીના અંકમાં નીચે પ્રમાણે લખે છે.

> શાંઘાઇમાં જાપાની વેપારી મંડળના વડાએ પ્રસિદ્ધ કરેલા નિવેદનમાંથી ચીનના બહિષ્કારના બળનો કંઇક ખ્યાલ આવી શકે છે. હમણાં ચીન અને જાપાન વચ્ચે અથડામણ શરૂ




જાપાનીસ બહિષ્કાર પર એક કટાક્ષચીત્ર

થઇ ત્યાર પહેલાં ૮૦૦૦૦૦ ટન જેટલો જાપાની માલ ચીનના બંદરોમાં એમ ને એમ પડયો હતો. આ બધો માલ ચીની વેપારીઓએ મંગાવ્યો હતો પણ બહિષ્કાર જાહેર થતાં માલ લેવાની ના પાડી હતી.........કેટલીક વખત ચીની બેંક આવો માલ ઉપાડવા માટે નાણા આપવાનું પણ ના પાડતી. મોકલાયેલા અને ન મોકલાયેલા માલ પર જાપાનીઓને સહન કરવા પડતા નુકસાનના આંકડા કઢાડીયે તો લગભગ ૯.. કરોડ ડોલરનું સીધું નુકસાન જાપાનને થયું. ચીની બંદરોમાં પડેલો જાપાની માલ નીચે પ્રમાણે ધારવામાં આવે છે. ૪૦૦૦૦૦૦ ડોલરની રૂની ગાંસડીઓ, ૨૨૫૦૦૦ ડોલરની ખાંડ. ૧૦૦૦૦૦૦ ડોલરના કાગળો. ૧૭૫૦૦૦૦ ડોલરના દરીયાઇ માલ.. જાપાની વહાણવટાને થયેલું નુકશાન લગભગ ૧૭૦૦૦૦૦૦ ડોલર ધારવામાં આવે છે. બહિષ્કારે જાપાની વેપાર ઉપર આથી દશ ગણી અસર કરી છે......પણ ચીનના પુરૂષો, સ્ત્રીઓ, અને બાળકોની 'કત્લેઆમ' ચલાવીને મિત્રતાભર્યો વેપારી સંબંધ કેવી રીતે બંધાઇ શકશે તે સમજાઇ શકે તેમ નથી'

## શસ્ત્રબંધી અને રશીયા

જ્યારે શાંઘાઇમાં મશીનગનોના ટટ્ ટટ્ અવાજો વાતાવરણમાં ઘુમરી ખાતા હતા ત્યારે જીનીવામાં લડાયક શસ્ત્રો પર અકુંશ મુકવાની પરિષદ ભરાઇ હતી. આ પરિષદમાં રશીયાના પ્રતિનિધિ લીટવીનોફે પ્રત્યેક પ્રકારના શસ્ત્રોને નિર્મુળ કરવાની દરખાસ્ત રજુ કરી હતી. આ દરખાસ્ત પર ટીકા કરતાં આ આગેવાન અખબાર તા.૧૭ મી ફેબ્રુઆરી ૧૯૩૨ ના અંકમાં લખે છે કે—

'આ રશીયનોને શસ્ત્રબંધીની પરિષદમાં આવવાની અને પછી જગતવ્યાપી પ્રમાણમાં સૈન્યને વિખેરી નાંખવાની દરખાસ્ત રજુ કરીને મહારાજ્યોને અમુઝવવાની ટેવ જ પડી છે! તેમની દરખાસ્તની અશક્યતા જાહેર કરીને બીજા મહારાજ્યો એમ જ સમજાવવા યત્ન કરે છે કે રશીયા તો ઉડાવે છે. પણ જે ટીકા રશીયનો સામે થઇ શકે તે ટીકા ખરેખર તો ફ્રાંસ સામે જ કરવી જોઇએ. હમણાં જ ફ્રાંસે દરખાસ્ત મુકી છે કે પ્રત્

## કેટલાક કટાક્ષચીત્રો—

હીંદી રાજકારણ જર્મનીની દ્રષ્ટીએ



'બ્રીટીશ સીંહ દાંત બતાવે છે.'

## યુરોપમાં—



જ્યારે મુત્સદ્દીઓ આખડે—



ત્યારે સંગ્રામ ક્ષેત્ર પર સૈનિકો આથડે—



—ત્યારે કેટલાકના ઘરનો આનંદ ભાંગે!




—અને આખરે સંગ્રામના ખર્ચથી રાષ્ટ્ર ભાંગે.

## અને હીંદમાં—

धमनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत [illegible] आणंदजी चावडा
तरफथी [illegible] सप्रेम भेट.



(૧) સરકાર અને ગાંધી આખડ્યા.



(૨) ત્યારે જેલો ઉભરાઈ.



(૩) અનેકોના ઘરના આનંદ નાશ પામ્યા.




(૪) છેવટે તહકુબી થઈ.



જ્યારે પતીદેવ ઘેર આવ્યા ત્યારે—

(પ્રજામીત્ર–કેસરી)

સંઘે સર્વના કરતાં સર્વોપરી સૈન્ય રાખવું. આ વિચાર કંઇ આજનો નથી. 'વિશ્વ પોલીસ'ની સંસ્થાના જેવો જ આ વિચાર છે. ફ્રાંસ સારી રીતે સમજે છે કે આ સુચના પ્રજાસંઘ જરાય સ્વિકારી શકે તેમ નથી! શસ્ત્રો પર કોઇ પણ પ્રકારનો અંકુશ મુકવાની અનિચ્છાને તેઓ આ પ્રકારના બુરખા નીચે છુપાવવા માગે છે .............. પણ આ માર્ગમાં ફ્રાંસ સૌથી વધુ વિઘ્નો ઉભાં કરે છે. ફ્રાંસે પ્રજાસંઘનો ઉપયોગ હમેશાં પોતાના સ્વાર્થ પુરતો જ કર્યો છે...ફ્રાંસની દરખાસ્તો બતાવી આપે છે કે જીનીવા પરિષદમાં એક ટકો પણ સફળ થાય તેવો સંભવ અતી ઓછો છે

## બેકારી અને મુસોલીનીવાદ

ઇટાલી જેવા ફેસીસ્ટ પ્રદેશમાં બેકારીના ઓળા ઉતર્યા છે. આ બતાવી આપે છે કે સાંપ્રત મુડીવાદી સંસ્કૃતીના મુળમાંજ સડો લાગ્યો છે. કોઇપણ પ્રકારનો ઉપાય તેના પ્રાણહીન થતાં શરીરમાં ચેતના આપી શકે તેમ નથી. એટલું જ નહીં પણ ફેસીઝમ એ પણ આધુનીક આર્થીક દર્દનો ઉકેલ નથી. 'કરન્ટ હીસ્ટરી' નામના સત્તાવાર ગણાતા માસીક પત્રના આંતર રાષ્ટ્રીય વીખ્યાતી પામેલા ઇતીહાસકાર વીલીયમ ઇ. લીંગેલબાચ લખે છે કે–

> બેકારી સામે ફેસીસ્ટોએ ઉપાડેલી લડતે ખુબ ધ્યાન ખેંચ્યું છે. ડીસેમ્બરથી બેકારીના આંકડા વધતા જ જાય છે. અત્યારે આ અભાગણી સંખ્યા ૧૦૦૦૦૦૦ જેટલી થઇ છે. ઇટાલીઅન ઇતીહાસમાં આ સંખ્યા સૌથી મ્હોટી છે. આમાં ૭૫૦૦૦૦ પુરૂષો હતો અને ૨૨૩૦૦૦ સ્ત્રીઓ હતી.
>
> ઇટાલીઅન સરકારતંત્ર બેકારોને મદદ આપવાની પધ્ધતીમાં માનતું નથી. એટલે સરકાર તરફ રાહત માટે બેકારો દ્રષ્ટી દોડાવી શકે તેમ નથી. માત્ર આ વીશાળ સંખ્યામાંથી ૨૫૦૦૦૦ જેટલી ન્હાનકડી સંખ્યા પાસે જ બેકારીનો વીમો હોવાથી કંઇક મદદની જોગવાઇ છે. તેથી આમ લગભગ ૭૫૦૦૦૦ વર્ગને ખાનગી દાનવૃત્તી કે જાહેરખાતાએ ઉભા કરેલા મોટા સદાવૃતની સહાય જ લેવી પડે છે કે શરીર ટકાવવા માટે તેઓને બાંધકામ વીગેરેમાં કામ કરવું પડે છે.

આમ મુસોલીનીના માર્ગમાં બેકારીનો જરાયે ઉકેલ નથી! એ તો ઉપલા વીધાનમાંથી જ સાબીત થશે. કેટલાક આધુનીક આર્થીક મુસ્કેલીઓના માર્ગ મુસોલીની સમી સરમુખત્યારીમાં જુએ છે. તેમણે ઉપલા શબ્દો અતી ધ્યાનપુર્વક વાંચવાની જરૂર છે.

જ્યારે બેકારીનો દાવાનળ ઇટાલીની જનતામાં ક્ષુધાની વહની સળગાવી રહ્યો છે ત્યારે ઇન્ટર નેશનલ પ્રેસમાં નીચેની બીના પ્રગટ થઇ છે.

> 'છેલ્લા વીસ મહીનામાં ઇટાલીએ ૨૮ સબમરીનો બાંધી છે. અને હવે બે ક્રુઇઝર બંધાય છે. આ ક્રુઇઝરો પુરી થશે કે તરત જ વધુ સબમરીનો બાંધવાનો કાર્યક્રમ હાથ ધરવામાં આવશે.'

અને એક સબમરીન બનાવવાનો ખર્ચ માત્ર ૧૨૫૦૦૦૦૦૦૦ રૂપીયા જેટલો થાય છે!

## જકાત અને વ્યાપાર

ગ્રેટબ્રીટને જકાતનીતી સ્વીકારી છે. લગભગ બે શતક સુધી સ્વતંત્ર વ્યાપાર પધ્ધતીને અપનાવીને હવે બ્રીટને જકાતનીતી જાહેર કરી છે ત્યારે 'નેશન'ના ફેબ્રુઆરી ૨૪ મીના અંકમાં પ્રસીધ્ધ થયેલી નીચેની નોંધ બહુ રસીક છે.

'બ્રીટીશ માલ જ ખરીદો, એ સુત્રના જોરદાર ઉચ્ચારમાં અને જકાતનીતી માટે બતાવાયેલા અતી ઉત્સાહમાં ઇંગ્લેંડના સરકારતંત્રે પ્રખ્યાત અર્થવીશારદોની સલાહને અવગણી છે, 'ન્યુયોર્ક ટાઇમ્સ'માં ફરડીનાન્ડ કુહન જુનીયર જણાવે છે પ્રત્યેક પ્રખ્યાત અર્થવીશારદે બ્રીટીશ સરકારની જકાતનીતીને સામે પોતાનો અભીપ્રાય જાહેર કર્યો છે.




જકાતની સાંકળથી જકડાયેલો જગતનો વેપાર

બાસ્લેસલાહકારક સમીતીમાંનો વીખ્યાત બ્રીટીશ પ્રતીનીધી સર વોલ્ટર લેટને ટીકા કરી હતી કે જગતને સર્વનાશ તરફ લઇ જતા જકાત સંગ્રામમાં બ્રીટન કંઇપણ પ્રકારના પ્રશ્ચાતાપ વગર હાથમાં તલવાર લઇને ઝંપલાવે છે. ઇંગ્લેંડની બેંકનો આર્થીક સલાહકાર સર હેનરી કલેએ જાહેર કર્યું છે કે જકાતનીતીથી બ્રીટનની વેપારની સમતુલના જરાયે નહી સુધરે. ફ્રાંસીસ હર્સ્ટ અને પ્રોફેસર ટી. ઇ. ગ્રેગોરીએ નવી જકાતનીતી સામે શબ્દો ફેંકયા છે. અને મી૦ કેન્સ જેઓ સોનાના ચલણ વખતે તાત્કાલીક જગાતનીતીને સુચવતાં તેમણે જાહેર કર્યું છે કે સોનાનું ચલણ રદ થવાથી હવે જગાતનીતી વ્યાજબી ઠરી શકતી નથી. આમ અર્થવીશારદ ગણાતી પ્રત્યેક વ્યકતીની સલાહને તદ્દન અવગણવામાં જ આવી છે પણ અમેરીકન પ્રમુખે પણ આમ જ નહોતું કર્યું?

## દ વલેરાનો જેલ 'રેકર્ડ'

આયરીશ પ્રજાસત્તાક પક્ષના વડા દ વેલેરાના જીવનનો પુર્વ ઇતીહાસ અતી જાણવા જેવો છે. 'લીટરરી ડાયજેસ્ટ'ના ૫ મી માર્ચના અંકમાં તે સંબંધી કેટલુંક રસીક વૃતાંત આવેલું છે તેમનો એક પેરેગ્રાફ અહીં ઉતારી લઇએ છીએ.

એક વખતે ફાંસીની સજા થયેલી. ત્યાર પછી આ સજામાં ઘટાડો કરીને જન્મટીપની સજા થયેલી. ૧૯૧૭ ની સામાન્ય મુકતીમાં તે જેલ બહાર આવ્યા. ૧૯૧૮ માં તે પાછા પકડાયા. આ વખતે તે ઇંગ્લાંડમાં પકડાયેલા. ત્યાંથી અતી રોમાંચક રીતે અમેરીકા ન્હાસી છુટયા. અને ત્યાર પછી કેટલાય વર્ષે આયર્લેન્ડમાં પગ મુકયો.

# તાકાત અને તંદુરસ્તી




## દુધ અને તેનાં તત્વો

ગૂજરાતે એવા કેટલાય તપસ્વિઓની કથા સાંભળી છે કે જેમણે જીવનભર આહાર તરીકે માત્ર દુધ જ લીધું હોય. અત્યારે પણ સામાન્ય ત્યાગી તરીકે પંકાયેલા પુરૂષો 'દુધભેર' રહે છે. એટલે અન્નના આહારમાં સમાયેલા સર્વે તત્વોનું દુધમાં અસ્તિત્વ છે એમ ગૂજરાત સ્વાનુભવથી શિખ્યું છે.

પણ દુધભેર રહેવાના અસામાન્ય અનુભવને ક્ષણભર વેગળા કરીયે તો પણ ગૂજરાતીના ભોજનમાં કે વાળુમાં દૂધ બહુ અગત્યનું મનાયું છે. દુધના વાડકાએ અનેક ગૂજરાતીના વાળુમાં પોષકતત્વો પૂર્યાં છે. આ ઉપરાંત દુધમાંથી મલાઇ કાઢીને મીઠાઇ બનાવવામાં પણ સુરતના કંદોઇઓ મલક મશહુર બન્યા છે. એટલે દુધ—ખાસ કરીને ચોખ્ખા દુધનું મહત્વ ગૂજરાતીને ગળે તરત જ ઉતરી જાય છે.

### દુધનાં તત્વો

ખાસ કરીને આ શ્વેત દીસતા પ્રવાહીને તમો જરા ધ્યાનથી જોશો તો તમોને તેની સપાટી પર તેલી પદાર્થ તરતો માલમ પડશે. આ પદાર્થ એ બીજું કંઇ નહીં પણ દુધની ચરબી (Fat) છે. અને આ ચરબીનું પ્રવાહી મિશ્રણ (Emulsion) તે આપણું દુધ છે. પણ આ ઉપરાંત દુધમાં બીજાં પણ તત્વો રહ્યાં છે. આ તત્વો તે અનુક્રમે પ્રોટેઇન (Protain) અને કારબોહાઇડ્રેટ (Carbohydrate) જલ, મીઠાના જેવા ક્ષાર, અને વીટામીન અ, બ, અને ક છે. આમ સર્વ જાતનાં પોષક તત્વો દુધમાં સમાયેલાં હોવાથી જ સંતો દુધભેર રહી શકે છે, જીવી શકે છે. અને શરીર ટકાવી શકે છે.

અલબત ઉપલા પ્રમાણમાં કોઇ કોઇ સ્થળે ફેર હોય છે. ગાયના દુધ કરતાં ભેંશના દુધમાં ચરબી વધારે હોય છે. એટલું જ નહીં પણ યુરોપ બાજુના પ્રાણીઓના દુધમાં ચરબીનું પ્રમાણ આ પ્રદેશના ઢોરના કરતાં ખુબ વિશેષ હોય છે. પણ આ અસામાન્ય અપવાદોને બાજુએ રાખીયે તો દુધમાં સમાયેલા તત્વોનું પ્રમાણ એકધારૂં અને એક સરખું છે. તેથી જ પૃથ્વીના પ્રત્યેક વિભાગમાં દુધની સ્વચ્છતા માટે આટલો ઉહાપોહ થયો છે. એટલું જ નહીં પણ તેમાં થતી અશુદ્ધિઓને અટકાવા માટે ખાસ કાળજી લેવામાં આવે છે.

યુરોપમાં તો હવે મ્હોટાં મ્હોટાં ડેરીફાર્મ સ્થપાયાં છે. સેંકડો ઢોરો અહીં વૈજ્ઞાનિક ઢબે રાખવામાં આવે છે. અમેરીકામાં ભેંશના દુધ કરતાં ગાયોના દુધને ખાસ મહત્વ મળે છે. તેમના વિરાટ ડેરીફાર્મમાં મુખત્વે ગાયોને જ રાખવામાં આવે છે. અહીં તો દુધ પણ યંત્ર દ્વારા કાઢવામાં આવે છે અને તે પછી નળ વાટે એક મ્હોટા પીપમાં એકત્ર

થાય છે અને પછી યંત્રની મદદથી સ્વચ્છ બાટલીમાં ભરાય છે અને એ પ્રમાણે બાટલી દ્વારા દુધ પ્રત્યેક ઘેર પહોંચાડવામાં આવે છે. આમ દુધને કોઇ પણ પ્રકારે હાથનો સંસર્ગ ન થાય તેજ અમેરીકન પદ્ધતિની ખાસ વિશિષ્ટતા છે. દુધ કાઢવાની ક્રિયાથી માંડીને વ્યક્તિને ઘેર દુધ પહોંચી જાય ત્યાં સુધીમાં માણસનો હાથ જરા પણ ન અડકે તેની ખાસ કાળજી લેવાય છે. અને તે દ્રષ્ટિએ યંત્રો યોજાયાં છે.

પણ હિંદમાં તો જુદી પદ્ધતિ છે. અહીં ગામડામાં તો ભેંશ કે ગાયોનું દુધ દોહીને મ્હોટા તામડામાં ભરી રાખીને પછી વહેંચવા આવે છે. શહેરમાં તો પરામાં ગવાલીઓ ભેંશોના મ્હોટા તબેલાઓ રાખે છે અને ત્યાંથી દુધ લઇને સવારની પહેલી લોકલોમાં શહેરમાં આવે છે. અને શહેરને દુધ પુરું પાડવામાં આવે છે. ઉપલી આછી સરખામણીમાંથી આપણા પ્રદેશની પદ્ધતિમાં સમાયેલી અનહદ અસ્વચ્છતા અતિ વિચારને પાત્ર છે. દોહન કરતી વેળા કે શહેરમાં લાવતી વેળા તેને ખુલ્લું રાખવામાં આવે છે અને તેથી જ જંતુઓને પ્રવેશ કરવાની તક પામે છે. જંતુઓ પ્રવેશ થતાં જ ઉપદ્રવની શરૂઆત થાય છે. અને તેથીજ આપણા પ્રદેશની દુધ પુરૂ પાડવાની અનારોગ્ય પદ્ધતી કેટલાય ક્રુર અને અકાળ મૃત્યુ માટે સીધી જવાબદાર છે. દુધ દ્વારા આ દેશોમાં કેટલાય વ્યાધીઓ પ્રસરે છે અને તેથીજ દુધની સર્વલક્ષી સ્વચ્છતા એ સમાજની પ્રાથમિક જરૂરીયાત થઇ પડે છે.

## સામાન્ય અશુદ્ધિઓ

**સામાન્ય** રીતે દુધનો ભાવ સારો આવે તો તેમાં પાણી નાખીને "વધારે" બનાવવાનો અખતરો મુંબાઇ શહેરમાં ભૈયાઓ સારી પેઠે અજમાવે છે. પાણી નાખવાની પ્રથા તો હવે સૂજનજૂની બનતી જાય છે અને તેથી દુધમાંથી તત્વ કાઢી લેવાની નવી નવી તરકીબો દુધવાળાઓ અજમાવ્યા જાય છે. મુંબાઇ ઇલાકાની સરકારે દુધની સ્વચ્છતાને માટે કેટલાક કાયદાઓ કર્યા છે અને ખાસ કરીને દુધમાં રસાયણિક તત્વ જેવાં કે ફોરમેલીન, એસીડ બોરીક વિગેરે નાંખવામાં આવે તો તે ગંભીર ગુન્હો મનાવવામાં આવે છે.

આમ અશુદ્ધિઓ બે પ્રકારની છે. એક તત્વોની કૃતિમ ઊણપ. જેમકે તર કાઢી લેવી, મલાઇ ખેંચી લેવા. વધુ પાણી નાંખવું, ચરબી ખેંચી લેવી. આ બધા પહેલાં વિભાગમાં સમાઇ જાય. બીજા વિભાગમાં દુધને સાચવવાને અને તાજુ રાખવા માટે કેટલીક વાર એસીડ બોરીક જેવા રસાયણિક તત્વો ઉમેરવામાં આવે છે આ તત્વોની અસરથી દુધ તાજું રહી શકે છે (અમુક કલાકો સુધી જ) પણ તે શરીરને અતિ હાનિકર્તા હોવાથી સરકારે તેના ઉપર આકરાં બંધન નાંખ્યાં છે. પણ આ સર્વ કાયદાની સુંગાલની જરાયે પરવા કર્યા વગર અનેક દુધવાળાઓ હજુ પણ આ અનિચ્છનીય પ્રવૃત્તિ ચાલુ રાખી રહ્યા છે.

ત્યારે દુધ વિશે કેટલીક સામાન્ય સુચનાઓની જરૂર છે. પ્રથમ તો દુધને ગરમ કર્યા વગર કોઇ દીવસ પીવું જોઇએ નહીં. તેમજ દુધ બગડી ગયા પછી તેનો ઉપયોગ કદાયે કરવો જોઇએ નહીં. નીચેના નીયમો જો યાદ રાખશો તો ત્હમોને ખૂબ જ ફાયદો થશે.

૧ દુધમાં આંગળી બોળતા ના.

૨ ઠંડું દુધ કદી પીતા ના.

૩ દુધ ઉઘાડું રાખતા ના.

૪ અશુદ્ધ દુધ કદી લેતા ના.

૫ વાંતુંમાં દુધ વિશે ભૂલતા ના.

કેટલાક સામાન્ય સવાલ કરે છે કે જેમ દરેક આહારની વસ્તુ પર મર્યાદાનાં બંધન છે તેવાં દુધ પર છે કે નહીં? આ સીધા સવાલનો એક જ જવાબ છે 'ત્હમારાથી દુધ પીવાય તેટલું પીઓ. તે ત્હમોને જરાય હાની નહીં કરે!

# નવયુગનો નારી વિભાગ



એપ્રીલ '૩૨

પત્ની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સા[illegible] ભેટ.

તંત્રી:
કુમારી અચુબહેન લોટવાળા

લગાડવામા નથી આવતો ? ઘણાએ ડાક્ટરો નર્સોની સાથે મિત્રતા રાખે છે તથા નર્સોને ફરવા લઇ જાય છે તેને કેમ અટકાવવામા નથી આવતા ? ગુજરાત સ્ત્રીની વિરૂધ્ધ છે માટેજ તેને કડી અને આમા પક્ષને એમને એમ જવા દઇ તેને ઉત્તેજન આપવુ કે ડાક્ટરો મફત નામ કરે છે એટલે તેમને પુર્ણ સ્વતંત્રતા આપવી અને બીચારી નર્સો પોતાના નીર્વાહ માટે ગુનામ થઇને રહે છે તેનેજ પીડવી એવો શુ ડીન સાહેબનો અભિપ્રાય છે ? મુડીવાદી સમાજરચનામા તો આવોજ અન્યાય થવાનો છતાયે રામીમા કમી જો કાયદો કાઢવો તો પુરૂષ અને સ્ત્રીને, માલેક અને નોકરને બન્નેને લાગુ પડે એવો રાખવો જોઇએ આવો એકતરફી કાયદો કાઢી શા માટે સ્ત્રીઓ પ્રત્યે થતા અન્યાયોમા વધારો કરવામા આવે છે તે સમજાતુ નથી

આવી જાતનો કાયદો ન જોઇએ એવો અભિપ્રાય દર્શાવતો ઠરાવ ડો વિએગસ મુબાઇની કોરપોરેશન આગળે લાવ્યા હતા, પણ સ્ત્રી સ્વતંત્રતાની અર્થ ગણના કરનાર મુડીવાદીઓ તેની વિરૂદ્ધ પડયા અને ઠરાવ ઉડી ગયો કોરપોરેશનના સભ્યોની સ્ત્રીઓ પ્રત્યે કઇ જાતની મનો દશા છે એ થોડા વખત પર ડો મીસીસ સુખથનકર સ્ત્રીઓને માટે અમુક જગ્યાએ કોરપોરેશનમા અનામત રાખવી એવી જે દરખાસ્ત લાવ્યા હતા તે ઉડાવી દઇ તેમણે બતાવી દીધીજ હતી, એટલે તેમની પાસેથી આથી વધુ સારાની આશા તો રાખી નજ શકાય સ્ત્રીઓ મોટા પ્રમાણમા કોરપોરેશનમા આવશે ત્યારેજ આ મનો દશા તેઓ ફેરવી શકશે નર્સો માટે આવો આપખુ ફતવો કાઢવા સામે પ્રત્યેક સ્ત્રી સસ્થા પોકાર કરશે એવી અમને આશા છે

---

# એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે છતા વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

---

## નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

### નર્સોને અન્યાય

"બાઇની કીંગ એડવર્ડ" મેમોરીઅલ હોસ્પીતાલમાં જ રહેનારી નર્સોને ત્યાં આવતા વિદ્યાર્થીઓ સાથે અને ડાક્ટરો સાથે તેમના કામના શિવાયના વખતમાં બોલવાની અને તેમની સાથે બહાર જવાની ડૉ. જીવરાજ મહેતાએ મનાઇ કરી છે. આ હુકમ ગેરવ્યાજબી અને સ્વતંત્રતાના જમાનાને ન છાજે તેવો છે. વિલાયતમાં જસ્ટીસ મેકકારડીએ પરણેલી સ્ત્રીને પણ પોતાની મરજી પડે તો તેના પતિને છોડી જવાની છુટ છે એવો ચુકાદો હમણાં એક કેસમાં આપ્યો છે. આમ જ્યારે ઇંગ્લંડમાં સ્ત્રીની સ્વતંત્રતાની આવી ભારે કીંમત અંકાય છે ત્યારે હીંદમાં શિક્ષીત અને કમાતી સ્ત્રીઓની સ્વતંત્રતા પર પણ કાપ મુકવામાં આવ્યો છે!

ડૉ. જીવરાજ મહેતા જેવા પ્રૌઢ અને ઠરેલ માણસ કોઇ પણ જાતના ગંભીર કારણ વગર આવું પગલું ભરે નહિ એ અમે જાણીએ છીએ, છતાં આ હુકમની સખ્તાઇ કંઇ ઓછી નથી એમ પણ અમારે કહેવું જોઇએ. એક અથવા બે નર્સોના ગુન્હા માટે બધી નર્સોનો આ પ્રકારે દંડ કરવો એ ન્યાયી કૃતવો ન કહેવાય, જે નર્સ કોઇ પણ જાતનું ઉછાંછળું પગલું ભરે તેને ભારે દંડ કરવા સામે અમને વાંધો નથી, પણ બીજી નિર્દોષ નર્સોને આ હુકમને લીધે ખમવું પડે તેની સામે અમારો સખત વિરોધ છે.

આવા પ્રગતિના જમાનામાં વ્યકિતગત સ્વતંત્રતા છુંટવી લેવાનો અપમાનકારક હુકમ કોઇ સાંખી શકે નહિ. કામ વખતે કોઇ મજાહ કરવા ચાલી જાય અને પોતાની ફરજ અદા કરવામાં ચુકે તો જરૂર નિયમનની ખાતર તેને શિક્ષા થવી જોઇએ પણ કામ શિવાયના વખતમાં કોલેજના મકાનની બહાર જઇને આનંદ કરતાં અટકાવવાની કોઇને સત્તા નથી. આઠ કલાકની નોકરી બજાવ્યા પછી તેણે કોની સાથે જવું અને કોની સાથે વાત કરવી એ સૌ કોઇની મુનસફીની વાત છે. કાલે ઉઠીને તો એક સંસ્થાનો અધિકારી એવો ફતવો બહાર પાડે કે અમુક માણસની સાથેની મિત્રતા તમારે તોડી નાખવી પડશે, નહિ તો તમને નોકરીમાંથી બરતરફ કરવામાં આવશે. તો કઇ સ્વમાની સ્ત્રી આ હુકમનો અનાદર કર્યા વગર રહેશે?

આ કૉલેજના ડીન તેમની કૉલેજના વિદ્યાર્થીઓ અને ડાક્ટરો સાથે ફરવાની નર્સોને મના કરશે પણ બહાર કોઇ બીજા સાથે ફરવાથી પણ નીંદાનું કારણ ઉભું થશે તો તેને કેમ અટકાવી શકશે? શા માટે ઓનરરી ડાક્ટરોને પણ આ કાયદો

લગાડવામા નથી આવતો? ઘણાએ ડાકટરો નર્સોની સાથે મિત્રતા રાખે છે તથા નર્સોને ફરવા લઇ જાય છે-તેને કેમ અટકાવવામાં નથી આવતા? શું કુદરત સ્ત્રીની વિરૂધ્ધ છે માટેજ તેને દંડવી અને સામા પક્ષને એમને એમ જવા દઇ તેને ઉત્તેજન આપવુ? કે ડાકટરો ફક્ત કામ કરે છે એટલે તેમને પુર્ણ સ્વતત્રતા આપવી અને બીચારી નર્સો પોતાના નીર્વાહ માટે ગુલામ થઇને રહે છે તેને જ પીડવી એવો શું ડીન સાહેબનો અભિપ્રાય છે? મુડીવાદી સમાજરચનામા તો આવોજ અન્યાય થવાનો છતાંયે કમીમા કમી જો કાયદો કાઢવો તો પુરૂષ અને સ્ત્રીને, માલેક અને નોકરને બન્નેને લાગુ પડે એવો કાઢવો જોઇએ આવો એકતરફી કાયદો કાઢી શા માટે સ્ત્રીઓ પ્રત્યે થતા અન્યાયોના વધારો કરવામા આવે છે તે સમજાતુ નથી

આવી જાતનો કાયદો ન જોઇએ એવો અભિપ્રાય દર્શાવતો ઠરાવ ડો. વિઍગસ મુંબાઇની કોરપોરેશન આગળ લાવ્યાં હતા, પણ સ્ત્રી સ્વતંત્રતાની અવગણના કરનાર મુડીવાદીઓ તેની વિરૂદ્ધ પડયા અને ઠરાવ ઉડી ગયો. કોરપોરેશનનો સભ્યોની સ્ત્રીઓ પ્રત્યે કઇ જાતની મનોદશા છે એ થોડા વખત પર ડો. મીમીસ સુખથનકર સ્ત્રીઓને માટે અમુક જગ્યાઓ કોરપોરેશનમાં અનામત રાખવી એવી જે દરખાસ્ત લાવ્યાં હતાં તે ઉડાવી દઇ તેમણે બતાવી દીધીજ હતી, એટલે તેમની પાસેથી આથી વધુ સારાની આશા તો રાખી નજ શકાય. સ્ત્રીઓ મોટા પ્રમાણમાં કોરપોરેશનમાં આવશે ત્યારે જ આ મનોદશા તેઓ ફેરવી શકશે નર્સો માટે આવો આપખુદ ફતવો કાઢવા સામે પ્રત્યેક સ્ત્રી સંસ્થા પોકાર કરશે એવી અમને આશા છે

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વર્તમાનમાં કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

---

# પા...કી...ટ...ચો...ર !

: લેખિકા :

કુમારી બચુબ્હેન

પકડો! પકડો!

એવી બુમો એકાએક ભુલેશ્વરના એક મંદીર આગળ સંભળાવા લાગી. એક ચીંથરેહાલ અને કુંહો માણસ છલંગ મારી મંદીરના દરવાજાની બહાર પડયો કે તરત લોકો તેને પકડવાને તેની પુંઠે પડયા. તે માણસે મંદીરમાં જતી એક બાઇના હાથમાંથી તેની પૈસાની પાકીટ ઝુંટવી લીધી તેથી આટલો બધો કોલાહલ ત્યાં મચી રહ્યો હતો. લોકોમાંથી એક માણસે તેને તરત જ ઓચીંમાંથી પકડયો. અને પછી તો ટોળાની સાથે લોકોએ તેને મેથીપાક આપવો શરૂ કર્યો. કારણ કે ગરીબને માટે ક્યાં કાયદા ઘડાયા છે? કાયદા તો પૈસાદારો અને સામાન્ય વર્ગના માણસોને રાહત આપવા માટે ઘડાયા છે. આટલી નાની ચોરી તો શું પણ લાખો રૂપીઆના ઘોટાળા કરનારા ઓળીસરોને કે કલાર્કને હાથ લગાડવાનો પણ શેઠીઆઓને અધિકાર નથી. એક તમાચો મારવાની શેઠ ધૃષ્ટતા કરે તો ચોરી કરનાર સખ્સ તેની સામે દાવો માંડે પણ ગરીબ પાસે પૈસા ક્યાંથી હોય કે તેની સામે હાથ ઉગામનારની શુદ્ધ ઠેકાણે લાવે? અને એને મારનારાઓમાંથી કેટલા એનાથીએ વિશેષ ખરાબ કામ કરનારા હશે? પણ સમુહના માનસનું એક ઘડતર જ કરવામાં આવ્યું છે. મુડીમંડિત સમાજ રચનાની એ ખુબી છે!

તેને મારી રહ્યા પછી વળી તેને પોલીસને સ્વાધીન કરવામાં આવ્યો! એ બીચારો જામીનગીરી આપી શકે એવી સ્થિતિમાં ન હોવાથી તેને પોલીસ ચોકીમાં રહેવું પડયું.

આ ચોરીની વાત બીજે દીવસે એક વર્તમાનપત્રમાં પ્રગટ થઇ.

આ વાત વાંચતાં જ, છુટેલા કેદીઓને રાહત આપનારા મંડળના મંત્રિ નવીનને એવો માણસ કયા સંજોગોમાં ચોરી કરવા પ્રેરાયો એ જાણવાની જીજ્ઞાસા થઇ. તેથી તે પોલીસ સ્ટેશને ગયો અને કેદીના ઘેરનું સીરનામું ત્યાંથી મેળવી લીધું.

તે માણસની ઓરડી પાસે નવીન આવ્યો ત્યારે એને કંપારી છુટી. એ ઓરડી એવા ખુણામાં અને ગંદી જગ્યાએ હતી કે નવીનને ત્યાં ઉભું રહેવું ભારે પડયું. ઓરડી એટલી નીચી હતી કે ઉઠતાં ઉપર માથું ભટકાય, એટલી અંધારી હતી કે ચાલતાં ઠોકર લાગે.

નવીને બહાર ઉભા રહી બુમ મારી. "અંદર કોણ છે?"

તરત જ એક બાઇ બહાર આવી. તેની મુખમુદ્રા ઉપર ગભરાટની છાયા તરવરતી હતી, અને બહુ દુઃખી હોય એવો તેનો આવીર્ભાવ હતો.

નવીને કહ્યું "બાઇ તમે ગભરાઓ નહિ, હું તમારા વરને મળવા આવ્યો છું."

તેના શાંત્વનભર્યા વચનોથી બાઇને ખાત્રી થઇ કે ઘરના માલીક તરફથી મોકલાએલો આ જમદુત નથી પણ કોઇ ગરીબની દાઝ જાણનાર દયાનો દેવ છે. એટલે તેણે શાંતિથી પણ શોકાતુર હૃદયે જવાબ આપ્યો, "એ તો ચોરીના ગુન્હાસર ગઇ કાલે પકડાયા છે. અમારા પર જાણે ઓછી આફત હતી તે આમ તેમાં વધારો થયો. એ મહીનાનું ભાડું ચડી જવાથી ઘરધણીએ અમને ખાલી કરી જવા કહ્યું છે. આવતી કાલે છેલ્લો દીવસ છે અને એ તો જેલમાં ગયા હવે મારે મારાં છોકરાંઓને લઇને ક્યાં જવું તે વિચારથી હું બેબાકળી બની છું." છેલ્લું વાકય બોલતાં તો તે રડી ઉઠી.

નવીને તેને આશ્વાસન આપતાં કહ્યું: "બેન, ગભરાવ નહિ હું તને મદદ કરીશ."

જવાબમાં પેલી બાઇ તેના પ્રત્યે એક ઉપકારની દ્રષ્ટિ નાંખ્યા શિવાય કંઇ બોલી શકી નહિ.

## [૨]

નવીન પોલીસ ચોકી પર ગયો. પેલાને જામીન પર છોડાવી પોતાને ઘેર લઇ ગયો. ત્યાં જઇ તેણે તેને વિના સંકોચે ચોરી કરવાનું કારણ જણાવવાનું કહ્યું.

હતાશ હૃદયે રાવજીએ પોતાની વિતી કહેવાનું શરૂ કર્યું, "હું રેલ્વેની વર્કશોપમાં કામ કરતો હતો. આજથી છ મહીના ઉપર એક સાંજે હું ઘેરે આવવા વર્કશોપમાંથી નીકળ્યો. થોડે ગયો અને રસ્તો ઓળંગવાનો મેં પ્રયત્ન કર્યો, પણ બીજી બાજુ પહોંચું તે પહેલાં તો હું એક પુરજોશથી આવતી મોટરનો ભોગ થઇ પડયો. મારા હાથ ઉપરથી મોટર પસાર થઇ અને એક કારમી ચીસ સાથે હું બેભાન થઇ ગયો. હું ભાનમાં આવ્યો ત્યારે મને પોતાને હસ્પીતાલમાં જોઇ મને અકસ્માતનો ખ્યાલ આવ્યો અને અકસ્માત શી રીતે બન્યો તે મારા ખ્યાનમાં આવી ગયું. હું રસ્તો ઓળંગતો હતો તે વખતે ટ્રામ ઉભી હતી અને બીજી થી એટલે ખોટી બાજુથી એ મોટર આવવાથી મોટર સાથે અથડાઇ હું પડી ગયો, પરીણામે મોટર મારા હાથ પરથી પસાર થઇ ગઇ."

રાવજીએ જરા થાક ખાઇ આગળ ચલાવ્યું: "મને અત્યંત દુઃખ થતું હતું છતાં એ બાબતમાં કંઇ કરવાનો મેં સંકલ્પ કર્યો. હસ્પીતાલના સીપાઇને મારા ઘરનું સીરનામું આપી અકસ્માતની ખબર મારી પત્નીને પહોંચાડવાનું મેં કહ્યું, અને ડાકટર પાસેથી મોટરના માલીકનું નામ મેં જાણી લીધું."

પોતાની આફતની શરૂઆતનો તેને ખ્યાલ આવતાં તેની આંખમાં ઝળઝળીઆં આવ્યાં, પણ નવીનના સહાનુભુતિભર્યા વર્તનથી તેને હીંમત આવી અને તેણે બોલવા માડયું "અરધા કલાકમાં મારી પત્નિ આવી પહોંચી. મારી સ્થિતિ જોતાં જ જાણે તેના પર વિજળી પડી હોય તેમ એકાએક મારા ખાટલા પર માથું નાંખી ખુબ રડી. "મોટરના માલીક સામે ફરીયાદ માંડી આપણે નુકશાનીના પૈસા

માંગશું" એ શબ્દો શિવાયતેના આશ્વાસન આપવા મારા જેવા રંક પાસે બીજું શું હોય? "આ બાબતમાં તું આપણા મિત્રોની સલાહ લઇ આવ" એ શબ્દો બોલતાં મારામાં આશાનો સંચાર થયો.

મારા માથા પર વ્હાલસોયો હાથ ફેરવી મારી પત્ની મારા મિત્રોની સલાહ લેવા ગઇ. પરંતુ તે આવી ત્યારે તેને શોકાતુર વદને પાછી ફરતી જોઇ મારી આશા પર હંડુ પાણી રેડાયું. તે પણ એટલી હતાશ થઇ ગઇ હતી કે એક શબ્દ પણ ઉચ્ચારી શકી નહિ. કેટલીક મીનીટ એમ ને એમ પસાર થયા પછી મારી સઘળી હીંમત ભેગી કરી મેં પુછ્યું: "કેમ આપણો કેસ લુલો છે?"

"ના," ભગ્નહૃદયે મારી પત્નીએ જવાબ આપ્યો "પણ ધનીક મોટરવાળાની સામે લડવાનું આપણું ગજું નહિ એમ મને બધાએ કહ્યું."

આ સુચના સાંભળતાં જ મારામાં વેરનો અગ્નિ ભભુકી ઉઠયો. પણ આ દુની-આમાં ગરીબનું કોઇ જ નથી એમ મનમાં ને મનમાં બોલીને હું શાંત પડી રહ્યો.

[૩]

હાથનું હાડકું ભાંગી ગએલું હોવાથી હસ્પીતાલમાં તે કાપી નાખવામાં આવ્યો કેટલાક દિવસો પછી મને ત્યાંથી રજા મળી એટલે નોકરીની શોધમાં નીકળ્યો. મારો હાથ કપાએલો હોવાથી મારા કારખાનામાં ફરીથી રાખવાની મને ના પાડી. કેટલાએ દીવસ નોકરીની શોધમાં રખડયો પણ ખોડા માણસને કોણ નોકરીએ રાખે? મારી પત્ની મજુરી કરી થોડું કમાતી હતી પણ તે તો પંદર દીવસમાં ખલાસ થઇ જતું અને બીજા પંદર દીવસ કરજ કરી જેમ તેમ અમે ચલાવતાં.

"એ પણ મારા ક્રુર ભાગ્યથી સહન ન થયું," રાવજી બોલતાં બોલતાં આવે-શમાં આવી ગયો. તેને શાંત પાડતાં નવીને કહ્યું: "તું આટલો બધો દુઃખી શા માટે થાય છે? હું તને મોટરના માલીક પાસે નુકસાની અપાવવામાં મદદ કરીશ."

રાવજીએ આગળ ચલાવ્યું: "આઠ દીવસ પર મનુષ્યના અવતારમાં રાક્ષસ એવા, મ્હારા લેણદાર મારવાડીએ આવી, જો અમે તેનું કરજ ન ભરી દઇએ તો ઘર-માંથી જે કંઇ મળે તે ઉંચકી જવાનું જણાવ્યું. મારી પત્ની તો આ ધડાકો સાંભળી સ્તબ્ધ થઇ ગઇ. એ નરપીશાચ પાસે થોડા કલાક થોભી જવાની મેં યાચના કરી."

"હું મ્હારા માણસને લઇને સાંજના આવું છું. જો પૈસા નહિ આપો તો બરાબર તમારી ખબર લઇશ" એવી ધમકી આપી તે ત્યાંથી વિદાય થયો.

"બે કલાક સુધી રડતે હૃદયે અમે બહુ વિચાર કર્યો, પણ પૈસા આપી દીધા શિવાય એકે રસ્તો અમારે માટે ન હતો. સાંજે પૈસા આપી દીધા પછી 'આવતી કાલે મ્હારાં બચ્ચાંને શું ખવડાવીશ?' એ વિચારથી મ્હારી પત્ની ગાંડા જેવી થઇ ગઇ. મેં તેને શાંત પાડી એક યુક્તિ સુઝાડી. તેની પાસે ચાંદીનું એક ઘરેણું હતું તે વેચી નાંખવાનું મેં કહ્યું. આ સાંભળી એનું એકનું એક ઘરેણું વેચી નાંખવાનો વખત આવ્યો એ વિચા-રથી એને સખત આઘાત થયો, પણ

એના વ્હાલસોયાં બાળકો આગળ તેની શી વીસાત હતી !

ઘરેણું વેચી થોડા દીવસ ચલાવ્યું પણ ફાટેલાં કપડાંને થીગડાં મ્હારીને કેટલા દીવસ ચલાવી શકાય ? અમારી લાંઘણનો પહેલો દીવસ અમે જેમ તેમ પસાર કર્યો. બીજા દીવસે છોકરાંઓ માટે પણ એક દાણો સરખોએ ન રહ્યો. બપોર પડતાં તો છોકરાઓએ કકળાટ કરી મુકયો. તેટલું દુઃખ ઓછું હોય તેમ ઘરવાળાએ ચડેલા ભાડા માટે નોટીશ આપી, ઘરમાંથી કાઢી મુકવાની ધમકી આપી.

આમ છતાં એ દીવસ તો મારી પત્નીએ ધીરજ રાખી હતી પણ ત્રીજે દીવસે ભુખનો માર્યો માગે નાનો છોકરો બેભાન થયો એ જોઇ એ વાઘણની માફક વીફરી બોલવા લાગી: "તમને નોકરી ન મળે તો ભીખ માગો. તમારે લીધે મારાં બાળકો અકાળે કરમાઇ જશે. જાઓ અને પૈસા લઇઆવો. જો પૈસા લીધા વગર પાછા ફરશો તો હું તમારી સાથે વાત પણ નહિ કરૂં."

"હું જાણુતો હતો કે એ દુઃખના આવેશમાં આ બધું બોલી ગઇ, પણ મને એના શબ્દો બાણ જેવા લાગ્યા. પૈસા લીધા વગર ઘરમાં નહિ આવવાનો મેં નિર્ણય કર્યો."

"આખો દીવસ કંઇ કામની શોધમાં રખડયો પણ કંઇ કામ ન મળ્યું. એક તો ત્રણ દીવસની લાંઘણ અને સવારથી એકસરખો તડકામાં રખડતો હતો તેમજ સવારના બનાવની યાદે મને ઉશ્કેરી મુકયો, ઉન્મદી બનાવ્યો. ગાંડા હાથીની માફક હું મંદીરમાં ઘુસ્યો અને જે કંઇ હાથ લાગે તેના પર ત્રાપ મારવા ગયો. ત્યાં દર્શન કરતી એક બાઇના હાથમાં પૈસાનું પાકીટ જોઇ મ્હારૂં મન લલચાયું. મેં ત્રાપ મારી પાકીટ ઝુંટવી લીધું, પણ એટલામાં પેલી બાઇએ બુમ પાડી અને લોકોએ મને પકડયો. એના પછી શું બન્યું તે તમે જાણો છો."

આટલું બોલી તેનું હૈયું ભરાઇ આવવાથી તે નાનાં બચ્ચાંની માફક રડયો, નવીને તેને શાંત કરી તેને પાંચ રૂપીઆ આપ્યા અને કહ્યું કે, "મને પેલા શેઠનું નામ આપ કે જેથી હું કાલે ને કાલે તેના ઉપર કેસ માંડવાની ગોઠવણ કરૂં. તને કેસ છતાવી આપવા માટે હું બનતો પ્રયત્ન કરીશ.'

રાવજીએ એકદમ ઉલ્લાસમાં આવી કહ્યું, "એ શેઠનું નામ રાયચંદ. એ જેલમાંથી છુટેલા માણસોને રાહત આપનારા મંડળના પ્રમુખ છે."

"શું, એ કોણ ?" નવીન આશ્ચર્યચકીત વદને તેને નીહાળી રહ્યો.

"એ મંડળના પ્રમુખ રાયચંદ હીરાચંદની મોટર નીચે મને અકસ્માત થયો હતો. મને બદલો અપાવશોને?" રાવજીએ અધીરા થઇ પુછ્યું.

આ વાક્ય સાંભળી નવીન હીમ જેવો ઠંડો થઇ ગયો.



> ગયા અંકમાં શ્રીમતી સવિતા બ્હેનના લેખ પર ચર્ચા કરતાં શ્રીમતી તરૂલતા બ્હેન કહે છે કે શારદા એક્ટનો માત્ર અમલ થયે અનિચ્છનીય જાતિય સહવાસ અટકશે નહીં. પણ તેમ કરવા માટે તો જાતિય તત્વોનું વૈજ્ઞાનિક શિક્ષણ અપાવું જોઈએ—તંત્રી.

# શારદા એક્ટ અને જાતિય શિક્ષણ

: લેખિકા :

**શ્રીમતી તરૂલતા. ૫.**

શારદા એક્ટના શબ્દોચ્ચારથી લગ્નવય ઉપર પરોક્ષ અંકુશ મુકવાના અખતરાઓ માનવસ્મૃતિ પટ પર સજીવ સ્વરૂપ લે છે. સૃષ્ટિના સર્જનકાળથી તે અત્યાર સુધીનો ઇતિહાસ તપાસીએ તો માલમ પડશે કે પુર્વકાલમાં અને જાગીરદારશાહીના યુગમાં પણ માનવે લગ્નવય ઉપર અંકુશ મુકવાના સફળ અને નિષ્ફળ અખતરાઓ અજમાવ્યા છે. અને મુડીવાદી સંસ્કૃતિએ તો આ અખતરાઓ ઉપર આદર્શતત્વની ચાદર ઓઢાડી છે એટલે જ લગ્નવયનો નિર્ણય કરવા માટે અત્યાર પહેલાં ખુબ લખાયું છે.

નવયુગના ગયા અંકમાં (માર્ચ) શ્રીમતી સવિતા બ્હેને આપણી આંખ આગળ થઇ રહેલાં બાળલગ્નો તરફ આંગળી ચિંધી, જાહેર કર્યું હતું કે શારદા એક્ટના કડક અનુપાલનમાં જ આ પરિસ્થિતિનો ઉકેલ

છે. આ લેખીકા બ્હેને નિર્દેશ કર્યું હતું કે આવા 'અપુર્ણ' 'પોચા' ધારાઓને પણ અમલમા મુકવામાં સરકાર ઉદાસીનવૃત્તિ દાખવે છે. અને પછી તેમણે ઉપસંહાર કરતાં આલેખ્યું હતું કે—

'લગ્નવય કેટલું હોવું જોઇએ એ પ્રશ્નનો નિર્ણય કરવા માટે કુશળ વૈજ્ઞાનિકોનું કમીશન બેસાડીને, એ જે વયમર્યાદા સુચવે તે વયમર્યાદા અનુસાર શારદા એક્ટમાં સુધારો કરીને આધુનિક અંકુશને ઉગ્ર બનાવવો જોઇએ.'

હું શરૂઆતમાં જ સૂચવવા ઇચ્છું છું શારદા એક્ટના અમલ સામે કે તેનો ઉગ્ર અમલ થવો જોઇએ એવી અભ્યર્થના સામે મારે એક શબ્દ પણ ઉચ્ચારવાનો નથી. તેમજ બાળલગ્નો ઉપર પ્રતિબંધ મુકવાના સાધનોમાં શારદા એક્ટના મહત્વને ઓછું સુચવવાનો મ્હારો આશય નથી. હું માત્ર આ ન્હાનકડા લેખમાં એક જુદા જ દ્રષ્ટિબિંદુએ લગ્નવય ઉપર અંકુશ મુકવાના અખતરાને અવલોકવા ઇચ્છું છું. આવા આદર્શવાળા ધારાઓનું મહત્વ સ્વિકારીને પણ સમાજ જીવનની અંદર થઇ રહેલા પ્રચંડ પરિવર્તનના તત્વોને અનુલક્ષીને હું આવા ધારાઓની ઉપયોગીતાને ચર્ચવા ઇચ્છું છે. કારણ કે શારદા એક્ટનો અખતરો સમાજ ઉપર જ થઇ રહ્યો છે. હું માનું છું કે **તેનો આશય શુભ છે પણ માર્ગ મધ્યકાલિન છે.**

## [૨]

**લગ્ન!** આ શબ્દ સંભળાતાં જ માનવમગજમાં કંઇક કલ્પનાઓ છવતી થાય છે, ક્ષણભર તેની આંખો આગળ યુવાન અને યુવતિઓના જોડલાંએ ખડાં થાય છે અને અદશ્ય થાય છે. એ તદ્દન સ્વાભાવિક જ છે. છેક સર્જનકાળથી તે અત્યાર સુધીમાં યૌવન અને લગ્નની ભાવના સાથે જ સંકળાએલી છે. આર્યોના યુગમાં જરા ડોકીયું કરીયે કે ખીણ અને ટેકરીઓમાં વસતા અનાર્યોના જીવન વિશે વિચાર કરીયે, કે આફ્રીકન હબસી પ્રજાની જીવનપ્રણાલી ઉપર એક દ્રષ્ટિપાત કરીયે તો પણ જણાશે કે યૌવન પ્રાપ્ત થતાં લગ્ન કરવું એ તો જગતનો અણલખ્યો કાનુન મનાયો છે. વિશ્વની પ્રત્યેક પ્રજાઓમાં આ ધારાનું અક્ષરે અક્ષર અનુપાલન જોઇ શકાય છે આથી જ લગ્ન એ તો પ્રત્યેક વ્યકિતના જીવનમાં એક અનિવાર્ય ઘટના થઇ પડી છે.

પ્રત્યેકના જીવનમાં લગ્નની ઘટના હવે સ્વાભાવિક ક્રમ થઇ પડી છે. અને ખાસ કરીને યૌવન પ્રાપ્ત થતાં વ્યકિતએ લગ્નગાંઠથી જોડાવું જ જોઇએ એ ભાવના હવે માનવજીવનમાં ખુબ ઉંડી ઉતરી ગઇ છે.

અને તેથી જ લગ્ન અને વયમર્યાદાના પ્રશ્ને અતિ ગંભીર સ્વરૂપ લીધું છે, વ્યકિતને કયારે યૌવન પ્રાપ્ત થાય છે અને કયારે તેણે લગ્ન કરવું એ જાતિ સુધારણાના વિજ્ઞાનનો પ્રશ્ન છે. આ વિજ્ઞાનના અધિષ્ઠાતાઓએ આ વિષય ઉપરે અનેકવાર કલમ કસી છે. જાતિય જ્ઞાનના વિશારદોએ સેંકડો શબ્દો વેર્યા છે. અને પરિણામે લગ્ન ઉપર અત્યારે એટલું બધું સાહિત્ય લખાયું છે કે હવે આ વિષય ઉપર કંઇ પણ લખવું તે જાણે અતી ચર્ચાઇ ગએલા વિષયને પાછો હાથમાં જ ઉપાડતાં હોઇએ એવી અળખામણી ભાવના સહેજે ઉત્પન્ન થાય છે.

સૃષ્ટિના પ્રત્યેક પ્રદેશોમાં વયમર્યાદાના અંકુશો મુકવામાં આવ્યા છે. અને આવે છે.જાતિય વિનાશના બહાના નીચે પ્રત્યેક પ્રદેશની સરકારો કાયદાઓ કરીને જાતિ સુધારણાની દ્રષ્ટિએ કંઇક પગલાં લેવાનો યત્ન કરે છે. સ્વેચ્છાચાર અને સ્વચ્છંદથી જાતિય વિનાશ ન થઇ જાય એવા વિચારોથી પ્રેરાઇને સુધરેલા પ્રદેશોમાં સીધા અને પરોક્ષ અંકુશ હોવા જ જોઇએ એ પ્રકારની ભાવના ફેલાઇ છે. અને તે અનુસાર હિંદમાં પણ શારદા એક્ટ ધારાપોથીમાં પ્રવેશ કરવા પામ્યો છે. પણ વિદેશી સરકારની ઉદાસીન વૃત્તિને તેનું અનુપાલન એટલા તો ઓછા પ્રમાણમાં થઇ રહ્યું છે કે શારદા એક્ટ માત્ર એક શોભાનો ધારો થઇ પડયો છે.

[૩]

પણ શારદા એક્ટનો શું અર્થ છે? સામાન્ય માનવ પણ સમજી શકશે કે અનિષ્ટ જાતિય સહવાસ પર અંકુશ મુકવાનો આ એક માર્ગ છે. ન્હાની વયના કિશોર અને કિશોરીઓના લગ્નસંબંધ ઉપર પ્રતિબંધ મુકી શારદા એક્ટ આખરે તો ન્હાની વયમા થતા જાતિય સહવાસ ઉપર અંકુશ મુકવા માગે છે. આ તેનો આશય છે અને તેજ તેનો અર્થ છે.

શારદા એક્ટના આ સુંદર આદર્શથી કોઇ અજ્ઞાત નથી. દરેક પ્રદેશમાં આવા ધારાઓ અસ્તિત્વ ધરાવે છે કારણ કે જાતિ સંરક્ષણની દ્રષ્ટિએ, જાતિય ઉત્કર્ષની દ્રષ્ટિએ પુખ્ત વય થતાં પહેલાં જાતિય વિલાસ સમાજને અહિતકર છે. માનવ જીવન પર તે અવળી અસર ઉપજાવે છે. વ્યક્તિના જીવનમાં તે ઉલ્લાસ લુંટી લે છે. અને આવી પ્રજાઓ માત્ર નિર્વીર્ય, નિષ્પ્રાણ અને મુરત વ્યક્તિઓનું સંગ્રહસ્થાન બની જાય છે.

ન્હાની વયના લગ્નવિલાસના અનિષ્ટ વિશે બે અભિપ્રાય હોઇ શકે જ નહીં છતાંપણ શારદા એક્ટનું અસ્તિત્વ આવા પ્રકારના અનિચ્છનીય જાતિય સહવાસને અટકાવવાને સમર્થ છે ખરૂં? આપણી આંખો આગળ આ પ્રશ્ન અથડાય છે કે લગ્નવય અટકાવવાને માટે રજુ થયેલા ધારાઓ તેમના આશયને સફળ કરે છે ખરા? લગ્નવય ઉપર અંકુશ મુકવાથી આવા અનિષ્ટ સમાગમોને અટકાવવા શક્ય છે ખરા?

આપણે ઇચ્છીયે કે ન ઇચ્છીયે છતાં આ પ્રશ્નો તેમના પુર્ણ બળ સાથે આપણા મગજ પર અથડાય છે. આ પ્રશ્નો ત્હમે અવગણી શકતા નથી. ઇતિહાસ ત્હમારી સામે છે. ભુતકાલના અખતરાઓની તવારીખ ત્હમારા કબાટોમાં છે. એટલું જ નહીં પણ યુરોપ પણ આવા અખતરાઓને અળગા કરીને કંઇક અન્ય માર્ગ લેવા તત્પર બન્યું છે.

[૪]

કારણ કે આધુનિક સંસ્કૃતિએ માનવજીવનની દીશા બદલી છે. આધુનિક યંત્રસંસ્કૃતિના સ્પર્શ માત્રથી સ્ત્રીજીવનમાં નવી તમન્નાઓ પ્રગટાવી છે. નવી ભાવનાઓ જન્મી છે. અને સાથે જ નવી વિચારસરણી જાગૃત થઇ છે. યુરોપીય જીવનમાં ભાવના જાગતી જાય છે કે 'સ્ત્રીઓ પોતાનાં શરીરની સ્વામી છે. અને

તેથી આ શરીરનો કેવી રીતે ઉપયોગ કરવો તે તેમની સરમુખત્યારીની વસ્તુ છે.'

પણ આ વાતને જરા અળગી કરીએ.

અને ત્યાંથી આગળ વધીએ તો ત્હમો જોઇ શકશો કે સાંપ્રત સંસ્કૃતિના સ્પર્શ માત્રથી જ કુટુંબ ભાવનાના કકડા થઇ રહ્યા છે. મધ્યયુગની નૈતિભાવના, મધ્ય યુગની સંયુકત કુટુંબની ભાવના, મધ્ય યુગના જાતિય સહવાસ પરત્વેની પ્રણાલિકાઓ પલટો લેવા લાગી છે. આપણા સમાજજીવનની અંદર થઇ રહેલાં પ્રચંડ પરિવર્તનની આ લાક્ષણિકતા છે.

તેમજ હવે સ્ત્રી અને પુરૂષ વચ્ચે સહચાર અને સમાગમ વધતા જાય છે. શાળાઓમાં તેઓ એક સાથે શીખે છે. કોલેજોમાં તેઓ એક સાથે રમે છે. અને અત્યારે જીવનની કેટલીય દીશાઓમાં સ્ત્રીઓ અને પુરૂષો એક સાથેજ કામ કરે છે.

આમ થવાથી હવે યુવાન અને યુવતીઓ એક બીજાના સાનિધ્યમાં આવતા જાય છે. તેમને તેમ કરતાં ત્હમો નહીં જ અટકાવી શકો. અને જ્યારે આવાં સાનિધ્ય ઉપર આદર્શ તત્વની ભાવના વિંટળાઇ વળી હોય ત્યારે ત્હમો સાનિધ્યમાંથી સહજ ઉપજતા જાતિય સહવાસ તરફ ત્હમો આંખ મીંચામણા ન જ કરી શકો,

અને અત્યારે યુરોપની શું દશા છે? બધા જ સ્વિકારે છે કે જાતિય સહવાસ અને વ્યક્તિ વચ્ચે બંધાયેલી લગ્નની વાડ ક્યારનીય તુટી ગઇ છે. અત્યારે માત્ર રહ્યાં છે આ તુટેલી વાડનાં કંઇક અવશેષો.

હિંદમાં પણ એજ દશા છે. લગ્નની વાડ આ પ્રદેશમાં કોઇક કોઇક સ્થળેજ અખંડીત રહેલી છે.

વર્તમાન પરિસ્થિતિએ નવા પ્રશ્નોને જન્મ આપ્યો છે. વર્તમાન શિક્ષણે નવી સમસ્યાઓ ઉભી કરી છે. યંત્ર સંસ્કૃતિએ નવા સવાલો સર્જ્યા છે.

આ સવાલ તે એ છે કે અનિચ્છનીય જાતિય સહવાસને અટકાવવાને માટે લગ્નનું સાધન નિષ્ફળ નિવડયું છે, પુરાણી લગ્નભાવનામાં પ્રાણ રેડીને આ આશય સફળતા સાધી શકાય તેમ નથી.

તેથી જ લગ્નની વય નિર્દેશ કરનારા ધારાઓનું મહત્વ આ યુગમાં અતિ અલ્પ છે. શારદા એકટનું સ્થાન આ દ્રષ્ટિએ અવલોકીએ તો તદ્દન નજીવું છે!

## [૫]

ત્યારે આ પરિસ્થિતિનો શું માર્ગ છે? પ્રથમ તો લગ્ન સાધનની અસર ઓગળી જતાં હવે બીજી દીશા તરફ દ્રષ્ટિ કરવી પડશે. આ દીશા તે વ્યકતિનું શિક્ષણ.

પ્રત્યેક વ્યકિત અક્ષરજ્ઞાન લે છે. આપણે તેને સારી રીતે ખાતા, પીતા, શિખવાડીયે છીએ. તંદુરસ્તીના નિયમો શિખવાડીયે છીયે. તો પછી શા માટે આપણે તેને તંદુરસ્ત રીતે જીવતાં ન શિખવવું?

શિક્ષણ એ માનવની મનોદશાના ઘડતરનું સ્થાન છે. અને અહીં ત્હમો જાતિય વિજ્ઞાન વિશે વૈજ્ઞાનિક જ્ઞાન આપીને અનિચ્છનીય જાતિય સહવાસથી ઉપજતાં અનિષ્ટ વિશે જરૂર સુંદર શિક્ષણ આપી શકો.

અને જો આ શિક્ષણ અપાય તો પછી માનવજાતિ ખરેખર ગંભીર વિચાર કરતી થઇ જશે. અત્યારે તો આ વિષય ઉપર અસભ્યતાના આવરણો પાથરવામાં આવ્યાં

છે. અત્યારે તો આ વિજ્ઞાન ઉપર 'ચુપકીદી'નું સફળ હથિયાર ઉગામવામાં આવ્યું છે. પણ જેઓ માનતા હોય કે કોઇપણ પ્રજા અનિચ્છનીય જાતિય સહવાસના 'દર્દ'થી હીણાય છે તેમણે આજે નહીં તો આવતી કાલે આ સવાલના મુળને સ્પર્શવું જ પડશે.

અને જ્યારે સમાજમાં તંદુરસ્તીના શિક્ષણ સાથે જાતિ સુધારણાનું વિજ્ઞાન શિખવવામાં આવશે ત્યારે જ આપણા સમાજમાં વ્યાપી વળેલાં કેટલાક અનિષ્ટો દૂર થશે.

અલબત, હિંદમાં બાળલગ્નો પ્રચંડ પ્રમાણમાં થઇ રહ્યા છે. અને સંભવ છે કે શારદા એકટ જેવા ધારાઓ આવા લગ્નો પર કંઇક અંકુશ મુકશે. પણ જ્યાં સુધી જાતિય વિજ્ઞાન સંબંધી તંદુરસ્ત માહીતી પ્રત્યેક બાલકને કે બાલિકાને ન હોય ત્યાં સુધી લ[illegible] ઉપર આ પ્રમાણે અંકુશ મુકવાના તરા જરૂર નિષ્ફળ નિવડવાનાંજ.

યુરોપ અને અમેરીકા આજે આ લઇ રહ્યા છે. એક શતકના અનુભવે શિખવ્યું છે કે જાતિય તત્વને બનાવવાનો, પ્રજાના દેહને સુંદર સશક્ત કરવાનો, તેનો સર્વ અંગી [illegible] સાધવાનો માર્ગ માત્ર તેના શિક્ષણમાં અને તેથી જ યુરોપના અગ્રણી પ્ર[illegible] જાતિય જ્ઞાનનાં શિક્ષણને પણ મહત્વ મળ્યું છે.

હિંદ પણ જો આગળ વધવું તો યુરોપના માર્ગે આગળ વધવું [illegible] પ્રચંડ પ્રચાર કામ કરવું પડશે ત[illegible] શારદા એકટનો મુળ હેતુ સફળ થ[illegible]



# જાપાનની-લગ્નપ્રણાલી: યોમેરી

જાપાનની જુવતીઓ કેમ પરણે છે?

: લેખિકા :
શ્રી. મધુલતા

## [ અમારો જાપાનનો પત્ર ]

ટોકીયો, તા. ૨૪:૨:૩૨

પ્રિય.........

જાપાનના પ્રદેશોમાં જાણવા જેવું ઘણું છે. આજકાલ જાપાનનો પ્રવાસ આરંભ્યો છે. ટોકીયો શહેરમાં એશીયાટીક સ્ત્રીત્વમાં પ્રગટેલો નવીન જુસ્સો જોઇ શકાય છે. આ પ્રદેશ વિશે ઘણું જ લખવાનું મન થાય છે અને એવી કેટલીય વસ્તુઓ છે કે અનુકરણીય નથી પણ જાણવા યોગ્ય તો જરૂર છે. તેથીજ જાપાનની લગ્નપ્રણાલી—યોમેરીની ક્રીયાનું વર્ણન લખી મોકલ્યું છે આશા છે કે તેમાં ત્હને રસ પડશે.........

**જાપાનની** લગ્નપ્રણાલીને 'યોમેરી' કહેવામાં આવે છે. કારણ કે આ પ્રસંગે કન્યા પતિને ઘેર પધારે છે. એ માત્ર હસ્તમેળાપની ક્રિયા નથી. પણ હિંદમાં લગ્ન પછવાડે થતી સર્વ ધાર્મિક ક્રિયાઓ આ યોમેરીની ક્રિયામાં સમાવી દેવામાં આવી છે.

આ યોમેરીની ક્રીયા લગભગ દીવસના અવસાને શરૂ થાય છે. મ્હોટા મ્હોટા શહેરોમાં તો સવારે અને સાંજે પણ થાય છે. પણ હિંદમા જેમ લગ્નવિધિને ધાર્મિક મહત્વ હોય છે તેવી રીતે યોમેરીની ક્રીયાને ધાર્મિક મહત્વ નથી. જો કે ઘણી વાર શીંટોના દેવાલયોમાં આ ક્રીયા કરવામાં આવે છે છતાં પણ જ્યાં સુધી સમાજ જીવનને આ ક્રીયા લાગુ પડે છે ત્યાં સુધીમાં તો આ ક્રિયાને જરાયે ધાર્મિક સંબંધ નથી.

યોમેરી શરૂ થાય એટલે કન્યાના માતા પિતા અને સગાસંબંધીઓ વરને ઘેર કન્યાને લઇ જાય. કન્યાના પોશાકમાં સજ્જ થઇને, અને મસ્તક ઉપર ત્રીકો-

ણાકાર શ્વેત મુગટ પહેરીને બાળા પધારે છે. (હિંદમાં લગ્ન પ્રસંગે હિંદુ સ્ત્રીઓ મોડ ઘાલે છે તેવો જ આ હોય છે) તેને ત્યાંનાં લોકો 'સુનો કકુશી' કહે છે. જો કે જાપાનના શહેરોમાં આ પોશાકમાં ઘણું પરિવર્તન કરવામાં આવ્યું છે છતાં જાપાનના ગામડાઓમાં આ પ્રખ્યાત હજુ પણ ચાલે છે.

પછી મંડપમાં કન્યા અને વર સામસામા બેસે છે ત્યાં કન્યા અને વરના માતપિતા જ ઉભા રહે છે. બીજા બધા વિદાય થાય છે ત્યાર પછી ત્યાં એક સુંદર ચાંદીના ટાટમાં ત્રણ ચાંદીની પવાલીઓ લાવવામાં આવે છે. આ પવાલીમાં ચોખાનો દારૂ રેડવામાં આવે. અને વર અને કન્યા પ્રત્યેક પવાલીથી વારાફરતી પી જાય. આ પવાલી વડે ચોખાનો દારૂ પીવાઇ જાય કે લગ્ન જાહેર કરવામાં આવે. આ ક્રિયાને જાપાની ભાષામાં સાવ સનકુડો કહે છે.

ત્યાર પછી મ્હોટી મીજબાની શરૂ થાય કન્યા પોતાનો પોશાક બદલે અને મીજબાનીમાં ભાગ લેવાને તત્પર થાય.

ત્યાર પછી વર અને કન્યાના સગા સંબંધી અને વાલેશ્રીઓ સામસામા બેસે. અને પછી સામસામું ચોખાનો દારૂ પીએ. એટલે પરસ્પર ઓળખાય. આ પ્રસંગ પછી વર અને કન્યાના સગાસંબંધીઓ એકમેકની ઓળખાણ કરે છે.

ત્યાર પછી બીજી મીજબાની અપાય અને કન્યાને બીજાં કુટુંબો સાથે ઓળખાણ કરાવવામાં આવે.

## સેરોગીરી

જાપાનમાં મધુરાત્રીની પ્રથા પશ્ચિમ સાથેના સંસર્ગથી આવી છે. પણ ત્યાર પહેલાં એક ત્રીજી પ્રથા હતી. આ પ્રથા તે 'સેરોગીરી.' આ પ્રથા હજુ પણ જાપાનના ગામડામાં સારી રીતે પળાય છે એટલું જ નહીં પણ શહેરોના સામાન્ય કુટુંબોમાં સેરોગીરીની પ્રથાને પહેલાના જેટલું જ મહત્વ છે.

આ પ્રથા પ્રમાણે વરકન્યા સગાં સંબંધીઓને ઘેર જાય અને ત્યાં નવી ઓળખાણો કરે. નવા સંબંધો બાંધે. અને એ પ્રમાણે કન્યા વરના સર્વે સગાંવહાલાંને મળી શકે. આ અરસપરસ ઓળખાણમાંથી કન્યાને વરના સગાંવહાલાંની ખબર પડે છે. એટલું જ નહીં પણ અનેક નવા સંબંધો તે બાંધે છે.

ત્યાર પછી ત્રીજે દીવસે કન્યા પોતાના ઘેર પાછી ફરે. આ વખતે વરના કેટલાક સંબંધીજનો પણ સાથે જ પાછા ફરે, આ વખતે તેની સાથે વર પાછો ફરતો નથી. આ ટાંકણે જુવાન નવવધુ પોતાની સખીઓથી વીંટળાઇ વડે. અને આ ટાંકણે ન્હાના મ્હોટા વર્તમાન પછીથી વિગતથી ચર્ચાય. બાળા પોતાના નવા ગૃહના પ્રથમ અનુભવો વર્ણવે અને આ બાજુ આમ આખો દીવસ આનંદ અને ગોષ્ટિમાં પસાર થઇ જાય.

ત્યાર પછી કન્યાને માટે યોગ્ય ભેટ સોગાદો લઇને વર કન્યાને ઘેર આવે. આ વખતે કન્યાનાં સગાંસબંધીઓ માટે પણ કેટલીય ભેટની વસ્તુઓ આવેલી જ હોય. અને એ પ્રમાણે ભેટની આપ લે ચાલ્યા કરે.

આ પછી વરની ઓળખાણ કરાવવા માટે કન્યાને ઘેર મ્હોટી મીજબાની આપવામાં આવે. આ મીજબાનીના પ્રસંગે વરને કન્યાના સગાસંબંધીઓ ઓળખે અને વર તેમને ઓળખે.

ત્યાર પછી વરકન્યા એ ગાત્રી કન્યાના વરમા જ નીતારે અને ત્યાર પછી બીજા દીવસે સવારે ધામધુમથી વરકન્યા વિદાય થાય

આમ 'સરોગીરી'ની પ્રણાલી પુરી થાય અને લગ્ન પ્રસગ પુરો થાય

પણ આધુનિક જાપાનમા સરોગીરીની પ્રણાલી તૂટતી જાય છે અનેકવાર વર કન્યાના મુરતો વચ્ચે એટલુ તો અતર આવેલુ હોય છે કે સરોગારી ઉજવવુ અનાવશ્ય થઇ પડે છે

આમ જાપાનની લગ્નવીધી પુરી થાય છે જાપાનીઓ પ્રજાના જુદા જુદા વિભાગમા આ વીધી જુદી જુદી રીતે ઉજવવામા આવે છે પણ હિદી માનસને જે વસ્તુ અતિ લાક્ષણિક લાગે તે વસ્તુ તે એ છે કે આખાયે લગ્નવીધીમા ધર્મને જરા પણ સ્થાન નથી જ્યારે આખા જગતમા લગ્નવીધી અમુક ધાર્મિક દેવને પ્રત્યક્ષ રાખીને કરવામા આવે છે ત્યારે જાપાનીઓ આ લગ્નવીધીમા ધર્મને અદર આણવાને પણ ના પાડે છે

હિદુ અગ્નિદેવ સમક્ષ પોતાના લગ્નના કરાર કરે છે ખ્રીસ્તી પોતાના પાદરી સમક્ષ પ્રતિજ્ઞા કરે છે ઇસ્લામી મસ્જીદમા નિકાહ કરે છે અને પારસીઓ અગીઆરીનો આશ્રય લે છે પણ જાપાનીઓ લગ્નવીધી પોતાના જ ઘરમા બેસીને કોઇ પણ પ્રકારના ધર્મના મહત્વ વગર માત્ર ત્રણ રકેબી પવાલીમાથી ચોખાનો દારૂ પીને કરાર કરી નાખે છે

આ જાપાનની લગ્નપ્રથા છે. જાપાની જીવનના અન્ય પ્રસગો વળી પછી જરૂર લખીશ

લી

# પ્રગતિના પંથે

લેખીકા:
શ્રી. સાવતાગૌરી વ્યાસ

## ઇંગ્લાંડના સ્ત્રીત્વે સાધેલી વીશાળ પ્રગતીનું એક ઉડતું અવલોકન

'સ્ત્રીઓએ બડબડાટ કે વાતો કરવા ટોળે ન મળવું. પુરુષોને આજ્ઞા આપવામાં આવે છે કે તેમણે પોતાની સ્ત્રીઓને ઘરમાં રાખવી.'

આજથી ૪૦૦ વર્ષ પહેલા ઇંગ્લાંડની આમની સભાએ સ્ત્રીઓની સભા સામે આવા શબ્દોમાં ધારો પસાર કર્યો હતો. તે વખતે યંત્રવાદ પ્રગટ્યો પણ ન હતો. એ જમાનામાં સ્ત્રીઓ ઘરમાં બેસીને ઘેટાનું ઉન કાંતતી. પુરુષો ખેતર પર કામ કરતા. વહાણવટું તે ઇંગ્લાંડનો મુખ્ય ઉદ્યોગ હતો.

આવા સમયમાં ઇંગ્લેંડમાં આમની સભાએ ઉપલા શબ્દોમા ધારો પસાર કરીને સ્ત્રીત્વની સર્વલક્ષી સ્વાધીનતાની નમ્ર માગણી સામે લોખંડી મુક્કો ઉગામ્યો હતો.

પણ આજના ઇંગ્લાંડમાં ! તમોએ નજરે નીહાળેલું દ્રશ્ય સત્ય નહી લાગે. તમારી આંખોએ જોયેલું દ્રશ્ય સ્વિકારવાની તમારી બુધ્ધિ ના પાડે. સ્ત્રીત્વે પ્રગતિના પ્રચંડ અંતર વીંટાવ્યાં છે. અને ૧૯૩૧માં સ્ત્રીત્વ પુરૂષની પ્રત્યેક રીતે સરખી બન્યું છે. રાજકિય દીશામાં તેને મત આપવાનો અધિકાર મળ્યો છે. આર્થિક ક્ષેત્રમાં તેણે અમાપ પ્રગતિ સાધી છે. અને વ્યક્તિગત જીવનમાં પણ ઇંગ્લેંડના સ્ત્રીત્વે અજબ કુદકા માર્યાં છે.

કેટલાય કાળ પછી અને કેટલાય કટ્ટર સંગ્રામ પછી ઇંગ્લેંડની સ્ત્રીજાતિ પુરૂષ વર્ગ સાથે સરખાપણું મેળવવામાં સફળ થઇ છે. અલબત્ત હજુ પણ આર્થિક આધિનતા પહેલાના જેટલી જ પ્રબળ અને પ્રચંડ છે છતાં આ એક તત્વ શિવાય ઇંગ્લેંડનું સ્ત્રીત્વ પુરુષો જેટલા જ હક્ક ધરાવે છે.

### યંત્ર સાથેનો સંસર્ગ

ઇંગ્લાંડની ખાણોમાં, તેમજ ત્યાંની લોખંડની ધગધગતી ફેક્ટરીઓમાં સ્ત્રીઓ અને પુરુષો સાથે જ કામ કરે છે. કાળા કારખાનાઓમાં પુરુષો અને સ્ત્રીઓ દીવસભર મજુરી કરે છે. આ

મ્હેનતુ માનવતાના વિશાળ સમુદાયમાં સ્ત્રીત્વને પુરતો અવકાશ મળી રહે છે. જો કે આ સ્થળોમાં પણ મુડીવાદી મનોદશા પ્રમાણે સ્ત્રીઓને હંમેશા ઓછી મજુરી આપવામાં આવે છે, અને કઠણ કામ કરાવતાં છતાં સ્ત્રીત્વના નાજુક શરીરનું બહાનુ કાઢીને રાતદીન રકત ચુસતા શેઠીઆઓ ઓછી મજુરી આપવામાં સહજ સફળ થયા છે એમ સ્વિકારવું જ પડશે.

આમ શ્રમજીવી સમુદાયમાં ઇંગ્લેંડના સ્ત્રીત્વે કંઇક આર્થિક આધીનતા મેળવી છે. અનેકવાર તેઓએ પોતાના કુટુંબનુ પોષણ કરવાને માટે. પણ કામ કરવા જવાની ફરજ પડે છે. પુરૂષોની કંગાળ આવકથી કુટુંબનું પોષણ કરવું અશકય હોવાથી જ તેમને કામ કરવાની સ્વાભાવિક ફરજ પડે છે. આમ આર્થિક સ્વતંત્રતા એ મરજીયાત વસ્તુ નથી પણ ફરજીયાત વસ્તુ છે. શ્રમ કરવાનો હક્ક તો સાંપ્રતકાળથી સ્ત્રીત્વને મળ્યો છે કારણ કે મુડીવાદીઓને પુરૂષ કરતાં સ્ત્રીઓને ઓછી મજુરી આપવી પડે છે.

પણ મુડીવાદી જગતમાં ઇંગ્લાંડનાં સ્ત્રીત્વે પણ પ્રગતિ કરી છે. કેટલીય મ્હોટી મ્હોટી જગ્યાઓ ઉપર સ્ત્રીઓની નિમણુંકો થઇ છે અને સરકારના મ્હોટા ખાતાઓ શિવાય જવાબદારીની જગ્યાઓ મેળવવામાં ઇંગ્લાંડનુ બુધ્ધિમાન સ્ત્રીત્વ સફળ થયું છે.

## શેર બઝારમાં—

હમો કદાચ નહીં સ્વીકારો પણ લંડનના શેરબઝારમાં બે સ્ત્રીઓ પાસે દલાલી કરવાનું કાર્ડ છે. તેમના નામ છે મીસ મેરીયન ફ્રેંચ અને મીસ મોડ સી. બન્ટન. આ સ્ત્રી દલાલોને સુંદર ઓફીસો છે. હાથ નીચે લગભગ દશ જેટલા તો કારકુનો છે અને એડીનબુરો અને એબરડીનમાં આ પેઢીઓની શાખાઓ છે.

અને છતાં મેરીયન ફ્રેંચ અને મોડ બન્ટર એ પ્રખ્યાત પેઢીના સ્થાપકો છે. અત્યારે તેમણે આ ધંધામાં તેમના નામ પછવાડે પ્રતિષ્ઠાનું વર્તુલ ઉભું કર્યું છે. આ વર્તુલ પ્રત્યેક દીવસે મ્હોટું બનતું જાય છે.

## વિમામાં—

ઇંગ્લેંડનો બીજો મુડીવાદી ઉદ્યોગ વિમો છે. આ વિમાઓના ઉદ્યોગમાં સ્ત્રીત્વે સારૂં સ્થાન મેળવ્યું છે. મીસ ફ્રેંચ આ ધંધા માટે લખે છે કે સ્ત્રીત્વે આ ધંધાને માનવસ્પર્શ આપ્યો છે. સ્ત્રીઓના આગમને વિમાના ઉદ્યોગને યંત્રવત બનતો અટકાવ્યો છે અને તેમાં જ સ્ત્રીઓનું મહત્વ સમાયેલું છે.'

વિમાના વ્યવહારમાં જરૂર પડતી કાળજી ઇંગ્લેંડનાં સ્ત્રીત્વે તરત જ અપનાવી છે. આ ધંધામાં જરૂર પડતું ગણીત પણ તેઓએ ત્વરાથી શીખી લીધું છે. અને અત્યારે આ ઉદ્યોગમાં મ્હોટી જવાબદારીની જગ્યાઓ ઉપર સ્ત્રીઓ નીમાય છે.

અત્યારે વિમાની એક ઓફીસ તો સ્ત્રીઓ જ ચલાવે છે. આ કંપનીનું નામ ડોરોથી આ પેઢીના સ્થાપક અને સંચાલક સ્ત્રીઓ જ છે.

અને અત્યારે ઇંગ્લેંડની પ્રત્યેક વીમા ઓફીસમાં સ્ત્રીઓને ત્હમો જોઇ શકશો. ઓફીસવ્યવસ્થાથી ત્હમારી આંખ ટેવાયેલી હોય તો ત્હમો જોઇ શકશો કે

મેનેજરથી માંડીને ન્હાની કે મ્હોટી જવાબદારીની જગ્યાએ મેળવવામાં સ્રીત્વ સરળ થયું છે.

## વકીલ તરીકે—

આ વિમાની ઓફીસો વેગળી કરીને હવે અદાલતના ઉંબરા ઉપર આવીયે. લંડનની ન્યાયાધીશીએ આમે અતી જોવાલાયક હોય છે. પણ હવે તો વીગ પહેરેલા ન્યાયાધીશો સમક્ષ શાંત, સ્પષ્ટ, અને તીણા અવાજમાં આરોપીના બચાવ માટે કોઇ આંગ્લ અબળા દલીલ કરી રહી હોય ત્યારે કોર્ટમાં એકદમ નિઃશબ્દ વાતાવરણ જામે છે. આ નિરવ શાંતિમાં દલીલોના ઘોષ વહે છે આવા દ્રશ્યો તો હવે વારંવાર જોવાનાં સાંપડે છે.

ઇંગ્લેંડની અદાલતોમાં સ્રીઓએ વકિલાત ઉપર પણ એટલી જ દક્ષતાથી પોતાનું પ્રભુત્વ સ્થાપ્યું છે. અત્યાર સુધીનો ઇતિહાસ બતાવે છે કે સ્રી વકિલોની દલીલશકિત, તેનું વાક પાટવ, એ સર્વ પુરૂષ વકિલો જેવા જ હોય છે. અને તેથી ન્હાની કે મ્હોટી સઘળી અદાલતોમાં સ્રીઓ પ્રખ્યાતી પામી છે.

## વેપારી પેઢીઓમાં—

અદાલતથી નજર ઉઠાવીને ત્હમો પાસે વસેલી પેઢીઓ ઉપર ફેંકો તો હિસાબી ખાતામા પણ સ્રીઓને જોશો. મ્હોટા મ્હોટા લેજરો ઉપર કામ કરતાં જ્યારે સુકુમાર મનાતી સ્રીઓને જોશો ત્યારે ત્હમો કદાચ દીંગ બની જશો. પણ વેપારી પેઢીઓ કંઇ પુરૂષોનો ઇજારો નથી. હવે તો સ્રીઓ પણ પોતાની જ વેપારી પેઢીઓ ચલાવે છે. લંડનના રાજમાર્ગ ઉપર ત્હમો કોઇ દીવસ રખડવા જાવ તો મીસ એમ. એમ. હોમરશોમની પેઢીનું પાટીયું ત્હમારી નજરમાં જરૂર અથડાય. આવી પેઢીઓ માંચેસ્ટરમાં, તેમજ શેફીલ્ડમાં છે. અને તેઓએ સારી પ્રગતિ કરી છે એ તો નિર્વીવાદ છે.

## જાહેરખબરના ધંધામાં—

આ ઉપરાંત એક બીજા તદ્દન નવાજ ધંધામાં સ્રીઓએ કુદરતી સાફલ્ય સાધ્યું છે. આ ઉદ્યોગ તે જાહેરખબર ખાતાનો. અત્યારે લંડનમ જાહેરખબર કરવાને સ્થપાએલી સંસ્થાએ લગભગ સ્રીઓના હાથમાં છે. મીસીસ મેરી હોલીડે, મીસ સાંગસ્ટર, વિગેરે સ્રીઓ તો આ ધંધામાં અતિ વિખ્યાત બની છે. ઇંગ્લાંડમાં ખરીદનાર વર્ગ લગભગ સ્રીઓ હોવાથી, તેમને શું ગમશે એ વસ્તુ સ્રીઓ સહજ સમજી શકે છે અને તેથી જ તેઓ જે જાહેરખબર આપે છે તેવા માલનો જોરદાર ઉપાડ થાય છે

ઇંગ્લાંડની વેપારી આલમ જાણે છે કે સ્રીઓને આ કલા સહજ પ્રાપ્ત થઇ છે અને તેથી પ્રત્યેક વેપારી પેઢી ત્હેના જાહેરખબર ખાતાના સુત્રો સ્રીત્વને સોંપે છે.

## ડોકટર તરીકે—

તેમજ માનવ શરીરપીડાને નિર્મુળ કરવાના પવિત્ર ધંધામાં પણ સ્રીત્વ સારો ભાગ ભજવે છે. સ્રી ડોકટરો તો હવે પ્રત્યેક દેશમાં દેખાય છે એટલે આ સંબંધી કંઇ ખાસ ઉલ્લેખ કરવાની આવશ્યકતા નથી. છતાં પણ જગતમાં પુરૂષ ડોકટરોની સરખામણીમાં સ્રી ડોકટરોનો સમુહ ખરેજ વિશાળ અને ગણના યોગ્ય છે.

## એન્જીનીયરો તરીકે—

અને અત્યાર સુધી એક લાઇનના દ્વાર તેમને માટે બંધ મનાતાં. પણ મીસ હાસ્લેટે એક પ્રચંડ મુક્કો મારીને આ બારણા ઉઘડાવી નાંખ્યા. અત્યારે પ્રત્યેક વિશ્વવિદ્યાલયની ઇંજીનીયરના વિભાગમાં સ્ત્રીત્વને સ્થાન મળ્યું છે અને મળે છે. અને હવે એંજીનીયરો તરીકે સ્ત્રીઓએ પગલાં મુકવા માંડયા છે. અત્યાર સુધીમાં ઇંગ્લાંડમાં કેટલાય કુશળ સ્ત્રી ઇંજનેરોએ પોતાના નામને ઉજ્જવળ બનાવ્યું છે. અને હવે સરકારી ખાતાઓમાં કે રેલ્વેના વર્કશોપમાં મ્હોટા પ્લાન પર આંકડા ગોઠવતી અબળાઓ જોઇ શકાય છે.

આમ મીકેનીક તરીકે, ડોકટર તરીકે, વકિલ તરીકે, કે વેપારી તરીકે સ્ત્રીઓએ પોતાનું કૌશલ્ય જગતને જાહેર કર્યું છે. ઇંગ્લેંડનું સ્ત્રીત્વ એ મુડીવાદી જગતમાં આદર્શ મનાય છે કારણ કે એક શ્રમજીવી તરીકે સ્ત્રીત્વે સારૂં કામ કરી બતાવ્યું છે.

## ગયા મહાયુદ્ધની યાદ

અને આ ઉજ્જવલ પરિણામ લાવવા માટે સ્ત્રીત્વની મહાન સુસંગઠીત ચળવળ જ જવાબદાર છે. છેલ્લા પચાસ વર્ષથી સ્ત્રીઓએ પોતાના જન્મસિધ્ધ હક્કો મેળવવા માટે જબરી જેહાદ ઉપાડી હતી. આ જેહાદને પરીણામે તેમને કેટલાક હક્ક મળ્યા. પણ તેમની કુશળતા દર્શાવવાની સરસ તક તો મહાયુધ્ધ વખતે મળી આ વખતે ઇંગ્લેંડનો પુરૂષવર્ગ લડાઇના મેદાન પર ગયો હતો. આ સમયે ટીકીટ કલેકટરથી માંડીને ન્હાના મ્હોટાં દરેક કામ કરવાને સ્ત્રીઓને તક મળી હતી. અને આ અનાયાસે મળેલી તકનો પુરો લાભ ઇંગ્લેંડના સ્ત્રીત્વે ઉપાડયો હતો.

જો કે સોવીયેટના સ્ત્રીત્વની સરખામણીમાં ઇંગ્લેંડનું સ્ત્રીત્વ ઘણું જ પછાત મનાય. કારણ કે રશીયાની સ્ત્રીઓએ તો સર્વલક્ષી સ્વાધીનતા મેળવી છે, છતાં પણ મુડીવાદી જગતમાં પણ સ્ત્રીઓ કેટલો વિકાસ સાધી શકે તેની કંઇક કલ્પના આ લેખ ઉપરથી આવી શકે છે.

સૌને માટે..............
............તાકત–તાઝગીથી ભરપૂર

લજ્જતદાર

# ઝંડુ દ્રાક્ષાસવ

વિનાવિલંબે વાપરવા માંડો

ખાસ સ્ત્રીઓને માટે..............
........તનદુરસ્તી–તાકતથી ભરપૂર

પ્રદરાદિ રોગોનો
અકસીર ઇલાજ

# ઝંડુ અશોકારિષ્ટ

દરેક ઘરમાં હોવો જોઇએ

**ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કર્સ લી૦–મુંબઇ નં. ૧૪**

મુંબઇની દુકાનઃ જુની ભાટિયા મહાજનવાડી, કાલબાદેવી રોડ

આયુર્વેદિક દવાઓનું સૂચીપત્ર આજેજ મંગાવો

# સ્ત્રીઓના હક્ક!

## કેટલા? અને કેવા?

ઇંગ્લાંડના અતિ પ્રતિષ્ઠિત અખબાર 'ન્યુસ ક્રોનીકલે' ગયા માસમાં સ્ત્રી જગતમાં અતી રસપ્રદ થઇ પડે તેવી પ્રશ્નોત્તરી પ્રસિદ્ધ કરી હતી. આ પ્રશ્નો ઇંગ્લાંડના વિખ્યાત શહેરીઓને મોકલવામાં આવ્યા હતા અને તેના જવાબો ક્રમવાર છાપવામાં આવ્યા હતાં. આ બધી પ્રશ્નોત્તરીમાં મી. રોબર્ટ લીન્ડ અને તેમના પત્નિના પ્રત્યુતરો સ્ત્રીત્વની આધુનિક ભાવનાનો પડઘો પાડનારા હોવાથી તેનો સરળ અનુવાદ આપવાનું અમે ઉચીત ધાર્યું છે. આશા છે કે ગુજરાતની સ્ત્રીજનતા પણ આ પ્રશ્નમાલાના જવાબોમાં સમાયેલા વિચારો ઉપર ગંભીરાઇથી વિચાર કરશે.

### પતિની દ્રષ્ટિએ

**પ્રશ્ન પહેલો—**

તમારી પત્નિ જ્યારે અસુખી હોય ત્યારે તમોને છોડી જવાનો હક્ક તે ધરાવે છે એ વિચાર તમોને માન્ય છે? તેમજ તે પોતાનો રાજકીયપક્ષ પસંદ કરી શકે, પોતાનો ધર્મ પસંદ કરી શકે તેમજ પોતાનું કામ પસંદ કરી લે તેમાં તમો સંમત છો?

**પ્રત્યુત્તર—**

જો મ્હારી પત્નિ મ્હને ત્યજી દે તો હું માનું કે હું એટલી હદ સુધી બગડી ગયો છું કે કોઇ પણ પત્નિ એવા પતિ સાથે નજ વસી શકે. કે પછી

[વધુ માટે જુઓ સામેનો પેજ કોલમ ૧ લી]

### પત્નીની દ્રષ્ટીએ

**પ્રશ્ન પહેલો—**

તમો માનો છો કે સ્ત્રીઓને સર્વ પ્રકારની છુટ હોવી જોઇએ?

**પ્રત્યુત્તર—**

સ્ત્રી સર્વ રીતે સ્વતંત્ર હોવી જ જોઇએ પણ આ દીશામાં એક ભાગીદારી સંસ્થામાં જેમ વ્યક્તિ વર્તે તે પ્રકારનું વર્તન સ્ત્રીઓનું હોવું જોઇએ. ખાસ કરીને કોઇ નવું કામ શરૂ કરતાં પહેલાં સામાન્ય સભ્યતાની ખાતર પણ તેણે તેના જોડીદારને પુછવું તો જોઇએ જ!

પણ એક પતિ જ્યારે માર્ગેટ જવા નીકળે ત્યારે તેણે મેકઝીમ જવા માટે ખાસ આગ્રહ કરવો જોઇએ નહીં.

[વધુ માટે જુઓ સામેનો પેજ કોલમ ૨ જી]

## પત્નીની દ્રષ્ટીએ

મ્હારી પત્નિ એવી મુર્ખ બની ગઇ છે કે કોઇ પણ પ્રકારના પતિ સાથે રહીજ ન શકે. બન્ને રીતે મ્હને લાગે છે કે તેની પત્નિ સાથે વધુ વખત દંપતિજીવન ગાળવું એ લગભગ અશક્ય છે.

પણ હું માનું છું કે સ્ત્રીએ આવું પગલું ભરતાં પહેલાં પોતાના બાલક તેમજ પતિનો સહેજ વિચાર કરવો જોઇએ. તેમના ભાવીનો વિચાર કર્યા વગર પોતાના સુખના માટે જ ગૃહ ત્યજી દેવામાં આવે એવી ભાવનામાં હું માનતો નથી.

સ્ત્રીઓને પોતાનો ધર્મ, ધંધો, કે પક્ષ પસંદ કરવાનો હક્ક તો સ્વાભાવિક છે. અને તેમાંજ બન્નેનું શ્રેય સમાયેલું છે. પણ પતિ અને પત્નિ જુદા જુદા રાજકીય પક્ષના હોય તો એક સાથે સહુકાઇપુર્વક કેમ વસી શકે તેની કલ્પનાજ કરવી કઠણ છે. ટોરી પતિને બોલ્શેવિક પત્નિ હોય તો ઘરમાં કેટલી શાંતિ જળવાઇ રહે તેની સહજ કલ્પના થઇ શકે તેમ છે. પણ આ ત્રણે દીશાઓમાં પતિ જો પોતાનું દ્રષ્ટિબિંદુ સ્ત્રી ઉપર ઠસાવવાજ માગે તો સ્થિતિ અતિ ગંભીર બનવાની. તેથી કંઇજ સુંદર પરિણામ લાવવું અશક્ય છે.

### પ્રશ્ન બીજો—

તમો માનો છો કે ત્હમારી ઇચ્છાની વિરૂધ્ધ પણ તેને પુરૂપ મિત્રો પસંદ કરવાનો હક્ક છે?

અને ત્હમો માનો છો કે જો ત્હમારા વિચારો જુદા હોય તો

[વધુ માટે જુઓ પાના ૧૧૮ની ૧લી કોલમ]

## પત્નીની દ્રષ્ટીએ

પણ કેટલીક વસ્તુઓમાં તો તેની સલાહને અવગણવામાં જરાય વાંધો નથી. એક ઉદાહરણ લઇએ. જ્યારે ઘરને ફરીથી શણગારવું હોય ત્યારે પતિદેવો હંમેશાં ન, કહેવાના. પણ આવા પ્રસંગે તેમની સલાહ માનવાને બદલે અવગણવી એજ વધુ ઉચીત છે.

### પ્રશ્ન બીજો

ત્હમો માનો છો કે ત્હમારા પતિને ત્હમારી મરજી કે સંમતિની પરવાહ કર્યા વગર તેના સ્ત્રીમિત્રોને પસંદ કરવાનો અધિકાર છે? એટલુંજ નહીં પણ ત્હમને જણાવ્યા વગર તેના સ્ત્રીમિત્રોને થીએટરોમાં, સીનેમામાં કે હોટેલોમાં લઇ જવાનો હક્ક છે?

### પ્રત્યુત્તર

જ્યારે પતિ સ્ત્રીઓને પસંદ કરવા માંડે અને તેમને બહાર લઇ જાય ત્યારે યાદ રાખો કે પત્નિ અને પતિ વચ્ચેનો પ્રેમસંબંધ પુરો થઇ ગયો છે. સંભવ છે કે સ્ત્રી અદેખાઇથી પ્રેરાઇને સ્ત્રીમિત્રો તરફ ઘૃણા બતાવે. અથવા તો સહન કરે. પણ પ્રત્યેક બાબતમાં સ્ત્રી અને પુરૂપ વચ્ચેનો દંપતિસંબંધ તુટી પડવાની તૈયારીઓ કરશે.

મારા અભિપ્રાય પ્રમાણે આ વસ્તુથી આપણે તદ્દન અજાણ હોવાનો ડોળ કરીએ તેજ વધુ ઉત્તમ પરિણામ લાવશે. પતિ આખરે કંટાળીને પાછો ફરશે. કેટલીક

[વધુ માટે જુઓ પાના ૧૧૮ની ૨જી કોલમ]

## પતીની દ્રષ્ટીએ

તેણીએ ત્હમારા વિચારોને જ આધીન થવું જોઇએ ?

**પ્રત્યુત્તર—**

દરેક સ્ત્રીને ગમે તે કોટીના મિત્રો પસંદ કરવાનો સહજ અધિકાર છે. પણ જે લગ્ન સુખી નીવડયું હોય તે લગ્નમાં આવું બનવું અસંભવીત છે. પણ આજે અમુક પુરૂષ મિત્રોની પસંદગીમાં મતભેદ પડે તો યાદ રાખો કે બહુ ટુંક સમયમાં પણ તેમની વચ્ચે પરસ્પર મતભેદ જરૂર જામશે.

મિત્રોની પસંદગીમાં પતિની આજ્ઞાનું પાલન કરવાના સવાલમાં હું કહીશ કે જો સ્ત્રી મુર્ખ હશે તો તેથી અવળું વર્તન કરશે. પણ જો ડાહી હશે તો તે પોતાના પતિનું દ્રષ્ટિબીંદુ સમજી શકશે.

**પ્રશ્ન ત્રીજો—**

ત્હમો માનો છો કે ત્હમારા ઘરમાં સઘળી સત્તા ત્હમારા હાથમાં જ હોવી જોઇએ? કેટલું ખર્ચવું, પત્નિના પોશાક પાછળ કેટલું વાપરવું, એ સર્વ પુરૂષની સરમુખત્યારી પર જ અવલંબવું જોઇએ?

**પ્રત્યુત્તર—**

હું માનું છું કે મ્હારા પોતાના ઘરમાં તો હું કદી પણ સત્તાધીશ નહી થઇ શકું. ઘરખર્ચ કેમ ચાલે છે તેનું મ્હને જરા પણ ભાન નથી. ઘરખર્ચની બાબતમાં તો હું સ્ત્રીજાતિને સરમુખત્યારી આપતાં ન અચકાઉં. હું માત્ર બેંકના પૈસા જમા હોય તેના કરતાં ખર્ચ વધુ ન થાય તેટલા પુરતી જરૂર કાળજી રાખું,

## પત્નીની દ્રષ્ટીએ

વાર પતિ આવા અનિચ્છનીય માર્ગો પર હોય છતાં પણ પતિના સુખને ખાતર સ્ત્રીત્વ પોતાના સુખનો ભોગ આપી દે છે.

અથવા આવી ક્ષણોએ પત્નિએ પણ પતિ તરફ પોતાની લાગણી ગુમાવી દીધી છે. પરીણામે સ્ત્રીઓ અને પુરૂષો ઘરને રગશીયા ગાડાની માફક આગળ ચલાવે જાય છે.

**પ્રશ્ન—**

ત્હમો માનો છો કે ઘરમાં ત્હમારા પતિની સરમુખત્યારી હોવી જોઇએ અને ત્હમારે તેના નિર્ણયોને માન આપવું જોઇએ ?

**પ્રત્યુત્તર**

ઘરમાં કોણ સરમુખત્યાર થવું જોઇએ એ સવાલની બાબત પર મારો અભિપ્રાય એ છે કે પ્રત્યેક સ્ત્રી પોતાના ઘરમાં ઢીંગલી જેવી થવા માગે છે, પણ કમનશીબે પુરૂષો ઢીંગલા થવાનું વધુ પસંદ કરે છે.

# ઉન્હા આંસુ!

કચ્છી જનતા ઉપર ગુજરતા સીતમોના કેટલાક બનાવો

ગુજરાતના નવપલ્લવીત પ્રદેશમાં સમાજના અકથ્ય સીતમોથી ત્રાસીને કેટલીય બાળાઓએ–કેટલીય નવયૌવનાઓએ પોતાનાં શરીરની આહુતી આપી દીધી હશે, કેટલીય સાસુઓના મ્હેણાંનું તીક્ષ્ણ ઝેરથી ધીમું મૃત્યુ પામી હશે! અત્યાર સુધી કેટલીય પ્રમદાઓએ કુવો સેવ્યો છે, રેટવનો આશ્રય લીધો છે. છતાં પણ સમાજ આવા પ્રસંગો ઉપર તદ્દન તટસ્થ વૃત્તિ જાળવે છે. એ ખરેખર અતિ શરમજનક છે. આવો એક દાખલો હમણાં દેવપુરમાં, (કચ્છ) બન્યો છે.

એ ફાગણ મહિનાના શુકલપક્ષની બિહામણી રાત હતી. એ રાતના કચ્છ દેવપુરના ચાલુ પાણી પીવાના કુવામાં એક અનાથ અબળાનો ભોગ લેવાયો, એ ભોગની હકીકત હૃદયભેદક છે. એ અનાથ બાઇને તેના સાસરીઆમાં સ્થાન જ ન હતું. એનાં પતિએ એને બીજી બીજી સાથે લગ્ન કર્યા. શોકય ઘરમાં આવી અને એ અબળાના દુઃખના દિવસોની શરૂઆત થઇ.

## સીતમની શરૂઆત

એ બાઇને એકે સાથે ચારથી છ ઉપવાસો થવા લાગ્યા અને પારણામાં મેથી-પાક તથા અસહ્ય માર મારવામાં આવતો, પરંતુ એ બધું મુંગે મોઢે સહન કર્યું. પરંતુ આથીએ ન ધરાતાં એની સાસુએ એને એક દિવસ મુઢ માર માર્યો.

## આપઘાત?

આ બનાવ બન્યા પછી બે દિવસ સુધી સર્વત્ર શાંતિ હતી. પરંતુ ત્રીજે દીવસે પાણી પીવાના કુવામાંથી ગંધ નીકળવા લાગી. પાણી ભરનાર બૈરાંઓએ કુવામાં ડોકીઆં કર્યા. પરંતુ એ અંધારા કુવામાં કશું પણ નજરે ન પડયું. ગામમાં ખબર વીજળી વેગે ફેલાયા કે કુવામાં કંઇક છે. તપાસ થઇ અને થોડીવારે બહાર જણાવવામાં આવ્યું કે પાણીમાં મુડદું તરે છે. મુડદાંને રબારીઓની મદદથી બહાર કાઢવામાં આવ્યું આ વખતે તેની સ્થિતી ઘણીજ ખરાબ હતી. ત્યાર પછી લાશને ઓળખવામાં આવી અને તે શા ભીમશી જેઠાની ઘરવાળી છે એવું જણાવવામાં આવ્યું. ત્રણ વાગે લાશને કુવામાંથી બહાર કાઢવામાં આવી, પરંતુ લાશ પાસે માત્ર બેજ જણ હાજર હતા. ચાર થયા, પાંચ થયા. પરંતુ કોઇ આવ્યું નહિં. ઘણી રાહ જોઇ પણ

તેમના કુટુંબીઓમાંથી કોઇએ મોં સરખું પણ ફેરવ્યું નહિ. છેવટે રાતના અગીઆર વાગે ગામમાંથી બીજા ચાર સારા માણસો આવ્યા અને તેઓ ૭ જણા મળી રાતના ત્રણ વાગે લાશને બાળીને ઘરે આવ્યા. આવી રીતે એ નિર્દોષ જીવના દેહનો અગ્નિ સંસ્કાર કરવા માટે પણ વ્યકિતઓનો તોટો પડયો !

## ખરેખર ભયંકર !

આ બાઇના મરણ વિશે ભિન્ન ભિન્ન તરેહની અફવાઓ ફેલાઇ રહી છે પરંતુ સત્ય તો પ્રભુ જાણે. એ બાઇને એના મૃત્યુ અગાઉ ચારથી ૭ દીવસ સુધી ઉપવાસી રાખવામાં આવી હતી. અને ત્યારબાદ અડતાલીશ કલાક સુધી એ બાઇ ગુમ થઇ ગઇ હતી, જેની ખબર પણ કોઇએ પુછી નહતી. કુટુંબીઓએ ઘરમાંથી એક માણસ ઓછો થઇ જવા છતાં પણ કયાં તપાસ ન કરી હતી. એ બાઇ અડતાલીશ કલાક પાણીમાં પડી હતી તે છતાં કોઇને ખબર જ ન રહી. એ આખા ગામે એના મૃત શરીરવાળું પાણી પીધા કર્યું. એ બાઇને કુવામાં બળજબરીથી નાખવામાં આવી છે એવું કહેવાય છે. કારણ કે જ્યારે એની લાશ પાણીની બહાર કાઢવામાં આવી હતી ત્યારે લાશની સ્થિતી ઘણીજ ખરાબ હતી.

ગમે તેમ હોય છતાં પણ બાઇનો મૃત્યું ઘણીજ ભયાનક રીતે થયું છે. છે કોઇ દુઃખીઆનો બેલી ? કચ્છનું પોલીસખાતું આવી નિર્દોષ અબળાઓ ઉપર ઘાતકી પ્રહારો કરનારને ઠેકાણે લાવવા તપાસ કરશે કે ?

'સત્ય પ્રકાશ' તા. ૨૭ મી માર્ચ ૧૯૩૨

આવી ઘટનાઓ આજે પણ શકય હોય તે ગુજરાતના યૌવનને શરમ લગાડનારૂં છે. વીસમી સદીમાં એક સાસુના ગીતમથી પ્રેરાઇને અબળાને આત્મઘાત કરવો પડે એ ઘટનાજ અતી કંપાવનારી છે. આશા રાખી શકાય કે આ પ્રસંગ હજુ પણ જુનવાણીમાં માનતા પામર વ્યક્તિઓની આંખો ખોલશે.





# ગૂજરાતની માતાઓને-

: લેખીકા :

સુહાસીની

## માતાઓને

**યાદ** રાખો કે માતૃપદ એ કુદરતી બક્ષીસ છે. માનવહૃદયના પ્રત્યેક તારને તે ઝણઝણાવી મૂકે છે. સૃષ્ટિમાં સદ્ગુણ સમાન ગણાતા પ્રત્યેક ગુણ માતામાં આપોઆપ પ્રગટે છે. અનુકંપા, સ્નેહ, અને સુખનુ તે સ્થાન બને છે.

જો ત્હમો પણ એક માતા હો, જો ત્હમારે ખોળે કોઇ ભુલકું રમતું હોય, જો ત્હમારી આંગળી ઝાલીને કોઇ ન્હાનકડું બાળ ચાલતો હોય તો આટલી સુચનાઓ પર અવશ્ય ધ્યાન આપજો.

**પ્રથમ** તો બાળક પર કદી ક્રોધ કરતા નહીં. ક્રોધ કરવાથી બાળક કદી પણ સુધરતું નથી પણ નઠોર બને છે. ખીજવવાથી કુમળી વયના કિશોરો તેમ કરવાથી સુધરવાને બદલે ઉલટા બગડે છે.

યાદ રાખો કે જો ત્હમો ખીજવાશો તો બાળક અને ત્હમારી વચ્ચે એક દીવાલ ઉભી થશે. જે દીવાલ વર્ષોની સાથે મ્હોટી બનતી જશે.

બાળક ઉપર ક્રોધ કરશો તો તે ત્હમારાથી સંતાડતા શિખશે. એક વખત લાગણીને વશ થઇને ત્હમો ગુસ્સો કરશો તો બાળક તે જ વસ્તુઓ ગુપ્ત રીતે કરવા પ્રેરાશે.

તેમજ ગુસ્સો કરવાથી બાળકના માનસ પર અવળી અસર થાય છે. બાળકનું હૃદય તો લજ્જામણીના છોડ જેવું હોય છે. અડકો કે કરમાઇ જાય.

તેથી જ જો ત્હમો ત્હમારા બાળકનુ સારૂં ભાવી ઇચ્છતા હોય તો ત્હમારે તેમને ધમકાવવા જોઇએ નહીં બાળકના માનસને તેથી અપાર નુકસાન થાય છે. તેની બુદ્ધિ ખીલતી અટકી જાય છે. તેની મનોદશા અવળે માર્ગે ઉતરી જાય છે.

માટે જ ત્હમારા બાળકના આનંદને અમર રાખવા માટે, તેના કલ્લોલને કાયમ રાખવા માટે, ત્હમારે બાળકની સાથે

એક માતા તરીકે જ વર્તવું જોઇએ અને યાદ રાખો કે માતાઓ તો સ્નેહની સજીવ મૂર્તિઓ છે

## ન્હાના બાળક માટે

યુરોપનો પ્રખ્યાત ડૉકટરો એક મતે અભિપ્રાય આપે છે કે ન્હાના બાળકના ઘણા ખરા વ્યાધીઓ અયોગ્ય સ્તનપાન કરવાથીં ઉત્પન્ન થાય છે ઉપના શબ્દો સાવ સાચા છે

સ્તનપાનમા એનેક દોષો રહી જાય છે અનેકવાર વધુ પડતુ સ્તનપાન કરાવામા આવે છે

પરિણામે જો બાળકને વધુ ધવડાવવામા આવે તો 'ગાગરડી જેવુ પેટ' થતું જાય છે તેના ગાત્રો ઢીલા બનતા જાય છે તેતું શરીર સુકાતુ જાય છે આખોતુ તેજ અદશ્ય થતુ લાગે છે

ઓછુ ધવડાવવથી પણ આવાજ પરિણામ આવે છે દૂમ'ળતા ઘરઘાલે છે શરીર સુકાતા લાગે છે છાતી હાડપિંજરના માળા સમી બનતી જાય છે

ત્યારે શું ઉપાય છે?

અનેક વૈજ્ઞાનિકોઓએ આ સામાન્ય છતા અતિ ગંભીર દીસતી મુશ્કેલીઓનો ઉકેલ આણવા યત્ન કર્યો છે કેટલાય ડૉકટરોએ આ વિષય મ્હોટા મ્હોટા પુસ્તકો ઉપર લખ્યાં છે, આહાર ઉપર નિષ્ણાત મનાતા માનવીઓએ આ વિષય ઉપર ખૂબ લખી નાખ્યું છે એક રીતે કહીયે તો આ સામાન્ય વિષય પર એટલુ બધુ લખાયુ છે કે તે ઉપર અસ્પષ્ટતાનું વાતાવરણ પથરાયું છે.

આ ચર્ચા કરતાં મ્હને મ્હારો એક અનુભવ યાદ આવે છે

મ્હારા મિત્રના આઠ માસના બાળકને લઇને મુંબાઇના પ્રખ્યા ડૉ ને ત્યા સલાહ લેવા જવુ પડેલુ.

ડૉકટરે ખુબ તપાસીને કહ્યુ કે આ બાળકના શરીરમા જરાયે રોગ નથી. માત્ર તેને વધુ ધવડાધવામા આવે છે?

'કેમ કરીયે?' એવો માતાએ સ્વાભાવિક સવાલ પુછયો

'કમ?' ડૉકટરે કહ્યુ 'ત્હમો ધારો તો તે ત્હમારા હાથમા જ છે પ્રથમ તો ત્હમો યાદ રાખો કે જ્યારે બાળક રડે ત્યારે ધવડાવવાની પ્રથા ખોટી અને અનિષ્ટ છે

બાળક રડે ત્યારે એમ ન જ માની લેવું જોઇએ કે બાળકને ભુખ લાગી છે મરછર પણ કરડયુ હોય!

અને ડૉકટરે ઉમેયુ' કે જો ચાર ચાર કલાકને અંતે ધવડાવવાનુ ચાલુ રાખો તો ત્હમારો બાળક તદ્દન સુધરી જશે

આવા અનુભવ તો કેટલીય વ્યક્તી ઓને થાય છે પણ તે ઉપર ધ્યાન આપવામા નથી આવતુ ડાક્ટરના આદેશ ઉપર ખાસ ધ્યાન આપીને બાળકને અમુક નિયમિત અંતથી ધવડાવવુ જોઇએ

તો જ ત્હમારૂ બાળક તાકા. અને શક્તિવંત બનશે એટલુ પણ ઉપાયથી ન થઇ શકે?





વર્ષ: ચોથું. -મે: ૧૯૩૨- અંક: બીજો.

# હાકલ

દુનીયાના દ્વાર પર પરિવર્તન ટકોરા મારી રહ્યું છે. ત્હમારી આળસે તેને બહાર ઉભા રહેવું પડયું છે અને છતાં ત્હમો હજુ શતકોથી સુઇ રહ્યા છો?

ઇતિહાસ અવાજ આપે છે. કાળની કીતાબ બોલે છે કે આ સદી તે આમવર્ગની સદી છે.

સૃષ્ટિને સંકળી રહેલી મુડીવાદી સાંકળના અંકોડા શિથિલ બન્યા છે. પણ આ જંજીરો આપમેળે તુટશે નહીં. ત્હમોને જકડી રહેલી જંજીરોને તોડવાને માટે ત્હમારે જ છીણી લેવી પડશે.

માનવતાને ત્રાજવે મુડીવાદી પદ્ધતિ નિરર્થક નિવડી છે. સૃષ્ટિની મહેનતુ માનવતાની આઝાદીનો શબ્દ સંભળાઇ રહ્યો છે. તેઓએ યુગોથી થયેલા અન્યાયને ભુંસી નાખવાનો ભગીરથ યત્ન આદર્યો છે.

ત્યારે કયાં સુધી? વર્તમાનની આ હાકલ છે.

# અરાજક-

: લેખક :

**એસ. ચે.**

અરાજકતાવાદ! અંધેર! આ શબ્દો વાતાવરણમાં વીંઝાતાં જ માનવ મગજમાં કલ્પનાઓનો વંટોળીયો થાય છે! કેટલીય ઇષ્ટ અને અનિષ્ટ કલ્પનાઓ વેગથી ધસી આવે છે. આંખ આગળથી સરકારતંત્રના સીધા પ્રતિનિધિઓ–પોલીસ અને મેજીસ્ટ્રેટો અદૃશ્ય થાય છે...ક્ષણભર કાળાગૃહો ઓસરી જાય છે...ક્ષણભર ત્હમો સરકારહીન સમાજમાં આનંદ કરી રહ્યા છો. અને પછી ઉંડા ઉંડા નિશ્વાસ સાથ ત્હમો કહેશો કે સરકારહીન સમાજરચના શક્ય છે ખરી?

અને આ પ્રશ્નનો ઉત્તર આપવા ત્હમે પળવાર સ્તંભી જાવ ત્યાં તો સાંપ્રત સરકારતંત્ર ત્હમારી જીવનપ્રણાલી ઉપર કેવી અસર કરે છે તેની વિચારમાળા જરૂર શરૂ થાય છે. આવા વિચાર કરતો હું મ્હારા જીવન પર એક ઉડતી નિગાહ નાંખવા પ્રેરાઉં છું, અને મ્હારા જીવનના પાનાઓના અક્ષરો ઉકેલવા યત્ન કરૂં છું ત્યાં તો–

હું જોઇ શકું છું કે સરકારતંત્ર મ્હને ખાવાનું આપતી નથી. મ્હારા નાગા શરીરને ઢાંકવાને માટે એક ઇંચ કાપડ આપતી નથી. મ્હારા ક્ષુધાના સંતાપને ટાળવાને માટે અનાજનો એક કણ આપતી નથી. મ્હારા રહેવાને માટે તે ઘર બાંધતી નથી. આમ મ્હારા જીવનની પ્રાથમિક જરૂરીઆતોની દૃષ્ટિએ તો સરકારતંત્ર મ્હને સીધી કે પરોક્ષ કંઇ જ સહાય આપતી નથી. જ્યારે હું દર્દથી પીડાઉં છું ત્યારે મ્હને પોલીસમેન કરતાં ડાક્તર વધુ યાદ આવે છે. અને છતાં...

સરકારતંત્ર તેના અસ્તિત્વ માટે મ્હારી પાસેથી અકલ્પનીય કર લે છે. મ્હારા ખેતરમાં જેટલું અનાજ પાકે છે તે વેચાય કે નહીં છતાં ત્હેનો તલાટી મ્હારા આંગણે આવીને મહેસુલની ઉઘરાણી કરે છે. મ્હારા ખેતરના પાકતા પાક ઉપર જાલીમ જમીનદાર અડધો ભાગ લઇ જાય છે. અને એ પણ કદાચ સહન કરી શકાયે પણ...

આજનું સરકારતંત્ર તો જાણે હું એક બેજવાબદાર બાળક હોઉં તેમ મ્હને કહે છે કે ત્હમારે આમ બેસવું, આમ ખાવું,

# –તાવાદના

# આદર્શો

આમ ચાલવું, આમ બોલવું. એટલું જ નહીં પણ મ્હારા જીવનના કેટલાય સામાન્ય પ્રસંગોમાં તો તે છેક સામે આવીને ઉભી રહે છે. ખાસ કરીને ગ્રીષ્મઋતુમાં સીમમાં આંબાની શાખો ખાવાને મ્હને વૃત્તિ થાય કે તરત જ મ્હને સરકાર કહે છે કે ત્હમે તેમ કરશો ના! અને કદાચ આ આજ્ઞાનો અનાદર કરૂં તો મ્હને જેલમાં પુરે છે. સરકારો શું નથી કરતી? મ્હારા જીવનને અમુક જ રીતે જીવવાની તે ફરજ પાડે છે. અમુક જ વિચારો સ્વિકારવાની તે આજ્ઞા કરે છે અને સમાજના સિતમોને સહન કરવાના આદેશ આપે છે...

અને કદાચ સરકારતંત્રના જેવા વિચારો મ્હને અસત્ય લાગે અને હું એમ કહું કે સરકારની નીતિ ખરાબ છે કે તેને ઉથલાવી પાડવી જોઇએ તો તરત જ રાજદ્રોહનો આરોપ મ્હારા ઉપર મુકાતો હું કલ્પી શકું છું. અને કદાચ કંટાળીને દેશમાંથી ન્હાસી જવાનો યત્ન કરૂં તો સરહદ ઉપર ઉભેલા સૈનિકને મ્હારા શરીરને ગોળાથી વીંધી નાંખવાના સીધા હુકમો અપાયા છે.

અને હું જીવું છું પણ શા માટે? સવારથી તે છેક રાત સુધી હું શ્રમ કરૂં છું છતાં મ્હારા બાળકો ભૂખથી રડે છે. મ્હોટો કોદાળો લઇને ખેતર પર જ્યારે શ્રમ કરૂં છું ત્યારે મ્હારી ઘરવાળી મ્હને રોટલો આપવા ખેતરમાં આવે છે. ત્યારે તેના પગરખાં વગરના પગ જોઇને મ્હારી આંખમાં આંસુનું બીંદુ આવે છે. અને આ બીંદુ સુકાય ત્યાર પહેલાં તો મ્હારી ઘરવાળી મ્હને કહે કે આજે 'વાણીયાનો માણસ આવ્યો હતો' કે 'હિરાનાં લગ્ન ઓણુ સાલ કરવાં જ જોઇએ.' આ પ્રશ્નો મ્હારા વિચારપ્રદેશમાં ઘુમરી ખાવા લાગે કે આથમતો આફતાબ મ્હને ઘાસની મ્હોટી ભારી માથે મુકીને ઘેર જવાની આજ્ઞા આપી રહે છે.

અને મધ્યરાત્રીએ મ્હારા ઘરમાં પ્રવર્તતી અનહદ આર્થિક ગરીબાઇથી પ્રેરાઇને પેલા વાણીયાનું ઘર ફાડવાનું મ્હને મન થાય છે. ત્યારે સરકારનો કાયદો યાદ આવે છે...મ્હારા જેવા મજુરોમાં ઉંડી ઉતરેલી ગરીબાઇને દૂર કરવાને માટે કંઇક સક્રિય પગલાં લેવાને બદલે તેઓ

સદાવ્રત સ્થાપે છે. જાહેર કામ ઉઘાડે છે અને કેટલાકને પેટીયાં આપે છે. પણ આ સર્વ મ્હારા આપેલા 'કર'માંથી જ થાય છે. કેવી વ્યવસ્થા! કેવું સરકારતંત્ર!

મ્હારી ગરીબાઇ માટે મ્હારે જ કર આપવા. અને તેમાંથી જેલ, કોર્ટ, મેજીસ્ટ્રેટ અને કાયદાની ચુંગાલ સ્થાપવી. શા માટે? કે કદાચ ગરીબાઇથી કંટાળીને હું 'ગુન્હો' કરવાનો વિચાર કરૂં તો મ્હને પકડવામાં આવે, મ્હને વિધિસર શિક્ષા કરવામાં આવે અને પછી થોડાક મહીના કે વર્ષના શારીરિક સંતાપ સહન કર્યા પછી પાછો ગરીબાઇની ઉંડી ખીણમાં બીજા ગુન્હાઓ કરવા માટે ધકેલી દેવામાં આવે.

આ આપણું સરકારતંત્ર છે! કેટલું મુર્ખ અને કેટલું વ્યવસ્થાહીન! નથી તેનો હેતુ કે નથી તેની કાર્યસાધકતા. આજની સંસ્કૃતિ એ આ સંસ્કૃતિ છે. સાંપ્રત સંસ્કૃતિએ આ સર્વ ઉપર સ્વાભાવિકતાની ચાદર ઓઢાડી છે. ધર્મે તેને પવિત્ર મનાવી છે. અને પુરોહીતો કહે છે કે સાંપ્રત સંસ્કૃતિ ઉપર ઇશ્વરી આશીર્વાદ ઉતર્યા છે. આ પરિસ્થિતિમાં ત્હમો અને હું સંસ્કૃતિનાં આ આધુનિક અસ્તિત્વ માટે સીધા જવાબદાર નથી?

પણ ત્હમો કહેશો કે 'કાયદો અને વ્યવસ્થા' તો જાળવાવી જોઇએ ને? આ વસ્તુ ઉપર હું જરા વધુ વિચાર કરૂં છું ત્યારે મ્હારા મગજ ઉપર બીજા વિચારો અથડાય છે. આવતી આગગાડી સામે હું કુદી પડતો નથી, કે દોડતી મોટરકાર સાથે હું આથડી પડતો નથી. શા માટે? કારણ કે હું મ્હારા શરીરની દરકાર રાખું છું એટલું જ નહીં પણ કદાચ મ્હારૂં ધ્યાન કોઇ બીજા સ્થાન પર હોય તો મોટર ડ્રાઇવર તેની મોટરને રોકવાને યત્ન કરે છે. કારણ કે માનવ શરીરની અણમુલી કિંમતનું ત્હેમને સહેજે ભાન હોય છે. અલબત્ત સરકારતંત્ર ત્હેમને તેમ કહેવા નથી આવતું!

* * * *

ત્યારે મ્હારા વિચારો હવે દીશા બદલે છે. મ્હારી તો ખાત્રી થઇ ગઇ છે કે સરકારતંત્ર મહેનતુ માનવતાની દ્રષ્ટિએ જરાયે હિતકારક નથી. આ વર્ગના વિકાસમાં કે આ વર્ગના ઉત્થાનમાં સરકારતંત્ર જરાયે સહાય આપતું નથી. ઉલટું આ વર્ગ ઉપર તો તે ઉગ્ર અધિકાર રાખે છે. તેમના આંદોલનો ઉપર તે આકરા અંકુશ મુકે છે. તેમની ચળવળો ઉપર તે કડક નિયમનો મુકે છે. અને અનેકવાર તેમની ઉપર પોલીસની લાઠી કે દંડુકાનો વરસાદ પણ વરસે છે.

જ્યારે જ્યારે આમવર્ગ કંઇક આંદોલન ઉપાડે છે ત્યારે ત્યારે સરકારતંત્ર તેનો તિવ્ર વિરોધ કરે છે એ મ્હારા સ્મરણ બહાર નથી. તેમજ જ્યારે જ્યારે સાંપ્રત સરકારતંત્રની મરજી વિરૂધ્ધ કંઇ પણ લખાય છે ત્યારે લેખકની સારી 'ખબર' લેવાય છે એ પણ મ્હારી દૃષ્ટિ બહાર નથી. છતાં પણ સરકારતંત્રની બીનજરૂરીઆત વિશે—તેની બીન ઉપયોગીતા વિશે કેટલાય વિચારો મ્હારા મગજમાં ઘોળાયા કરે છે. આ સર્વ જોતાં મ્હને જણાય છે કે સરકારતંત્ર એ મુડીવાદીઓનું સરકારતંત્ર છે.

પણ આવતી કાલે એ ઉથલી પડે તો? આવતી કાલે સરકાર અદશ્ય થાય તો? પોલીસ અને કોર્ટ ભૂતકાલના ભુગર્ભમાં વીલીન થઇ જાય તો?

તો હું ખાત્રી આપું છું કે આપણે કંઇજ ખોવાનું નથી. જગતમાં જે શ્રમ

ફરીને જીવે છે તેને જરા પણ ગુમાવવાનું નથી. જગતના ખેડુતો, જગતના કામદારો, જગતના શોષાતા શ્રમજીવી સમુદાયને અને મહેનત કરનાર મધ્યમવર્ગને પણ અરાજકતાવાદમાં કંઇ જ ગુમાવવાનું નથી. ઉલટું તેમને તો સર્વસ્વ મળવાનું છે. તેઓ તો સૃષ્ટિની સંપત્તિના ભોક્તા બનવાના છે.

અને શી રીતે? આપણે યાદ રાખીએ કે પ્રત્યેક વ્યક્તિ માનવ છે. તેને માનવને અનુરૂપ લાગણી છે. તે એક સામાજીક Unit છે. સાથે મળીને કામ કરવું, અરસ્પરસની જરૂરીઆતો ઉત્પન્ન કરીને ભેગા વસવું એ માનવ સૃષ્ટિની શરૂઆતથી જ શિખ્યો છે. આ વૃત્તિ અને આ વેગને આગળ વિકસવા દો અને ત્હમો જોઇ શકશો કે સરકારતંત્રની જરા પણ મદદ વગર ત્હમારી સંસ્કૃતિ ખીલતા કમળની માફક પરાગ પાથરશે.

ત્હમારી જીંદગી ઉપર જરા નઝર કરો અને ત્હમો જોઇ શકશો કે પરસ્પર સહકારની ભાવના એ ત્હમારી વૃત્તિઓની લાક્ષણિકતા છે. ત્હમો આજે ત્હમારા એકલા માટે નથી જીવતા. ત્હમો ત્હમારા કુટુંબ માટે જીવો છે અરાજકતાવાદ— વૈજ્ઞાનિક અરાજકતાવાદ શિખવે છે કે આ વૃત્તિનાં વર્તુલ મ્હોટાં બનાવીને ત્હમો સમાજ માટે જીવો.

આજે આપણા ઉપર અન્યના અધિકાર છે. તેની મરજીની તાબેદારી કરવા માટે કેટલાક રૂપીયા દર માસે આપણા સામે ફેંકે છે અને તેથી જ વૈજ્ઞાનિક અરાજકતાના સિધ્ધાંતો જોરથી જગતને જાહેર કરે છે કે તેની સંસ્કૃતિમાં સૌ મરજીયાત સહકાર આપશે. આ યુગની માફક પેટને ખાતર ફરજીયાત કામ કરવાની જરૂર નહીં પડે.

અને જ્યારે માત્ર પેટના ખાતર રાત દીવસનો શ્રમ અદૃશ્ય થશે, જ્યારે ત્હમારા શરીરમાં ચેતના ટકાવવા માટે ત્હમોને અપ્રિય હોય તેવું કામ કરવાનો યુગ અદૃશ્ય થશે, ત્યારે માનવજીવન તેના ખરાં સ્વરૂપમાં વિકાસશે. ત્યારે જ માનવ ખરેખર જીવશે. ત્યારે જ તેની સર્વ શક્તિઓને બહાર આવવાની તક મળશે.

અને આ કાળ બહુ દૂર નથી. સમગ્ર જગતમાં વૈજ્ઞાનિક અરાજકતાવાદના વિચારો વેગથી વિસ્તરતા જાય છે. સમુદ્રના પટ ઓળંગીને તેઓ એશીયા અને આફ્રીકાના મહાન પ્રદેશોમાં પણ ફરી વળ્યા છે. આજનો આમવર્ગ આ દીવસ માટે અત્યારે અતિ ઉત્સુકતાથી રાહ જોઇ રહ્યો છે. અને જ્યારે તે આવશે ત્યારે—

જગત ઉપર મહેનતુ માનવતાના શબ્દ સંભળાશે. ત્યારે સમાજશરીરમાં પેસી ગયેલા પરજીવી જંતુઓ સાફ થઇ જશે. ત્યારે સૃષ્ટિ ખરેખર સુંદર બનશે!



# ગાંધીજીનું યુદ્ધ

: લેખક :

કાયદાનો સવિનય અનાદર! એ ગાંધીજીની યુદ્ધકલાની બીજી લાક્ષણીકતા છે! દક્ષિણ આફ્રિકામાં, કે ચંપારણ્યમાં, ખેડામાં કે બારડોલીમાં કાયદાના સવિનય ભંગના અખતરાને અજમાવીને ગાંધીજી અતિ પ્રસિધ્ધિ પામ્યા છે. સરકારતંત્રના સામે થવાની તેમની આ તરકીબે સમગ્ર વિશ્વનું લક્ષ ખેંચ્યું છે. મહાત્માશ્રીએ સૂચવેલા આ અમોઘ મનાતા માર્ગ તરફ સહાનુભુતિથી અવલોકનારાઓ અને પ્રશંશા કરનારાઓ સેંકડોની સંખ્યામાં છે. દૂર દૂર યુરોપમાં પણ કાયદાનો અનાદર કરીને અનિષ્ટને દૂર કરવાના યત્ન કરવાના આદેશોને ખુબ આવકાર અપાયો છે. હીંદમાં અને ખાસ કરીને ગુજરાતમાં તો આ હાકલે લાખ્ખો નવજુવાનોના દીલને ઉંડા આકર્ષી લીધા છે. તેથી જ તેમના એક આદેશે સરકાર સ્થાપીત કાયદાઓનો સવિનય અનાદર કરવા માટે સેંકડો ખેડુતો જંગમાં ઝુકાવે છે. બારડોલી અને બોરસદમાં થયેલા આ અખતરાઓ સમગ્ર હિંદનાં સ્વાધીનતાના સંગ્રામમાં અમર રહેવા સર્જાયલા છે. સંભવ છે કે આ અખતરાઓથી સ્વરાજ્ય ન પણ મળે પણ જ્યારે હિંદની સ્વાધીનતાનો ઇતિહાસ લખાશે ત્યારે તેના કેટલાંક પાનાંઓ ઉપર અખતરાઓનો જરૂર ઉલ્લેખ થશે.




—બરલીન ટાબલાટ

**ગાંધીજી લંડનમાં કે જેલમાં એકુસરખુંજ જીવન ગાળે છે.**

મહાત્માશ્રી આ અમોઘ અને અજેય મનાતા આયુધને બહુ જ સંકુચીત રીતે વાપરે છે. છેલ્લા દશ વર્ષનો અનુભવ એક જ વસ્તુ શિખવે છે કે મહાત્માશ્રી સરકારતંત્ર અને તેના ધારાઓ એ બેને ભીન્નભીન્ન વસ્તુઓ માનતા લાગે છે. તેથી આ સુંદર દીસતા શસ્ત્રને માત્ર સરકારે કરેલા કેટલાક

# કાયદાના સવિનય અનાદર કરવાના કાર્યક્રમથી સ્વરાજ્ય પ્રાપ્તી શકય છે ખરી?

## - કલા

પી. જે. ભટ

'કાળા' કાયદાઓને રદ કરાવવા પુરતું જ વાપરવામાં આવે છે. દક્ષિણ આફ્રિકામાં રંગભેદના કેટલાક કાળા કાયદાઓ દૂર કરવા માટે જ આંદોલન ઉપાડયાં હતાં. ૧૯૨૦ માં રોલેટ એકટ રદ કરાવવા માટે જ મહાન ચળવળને મહાત્માશ્રીએ નેતૃત્વ આપ્યું હતું. ૧૯૨૯ અને ૧૯૩૦ માં પણ મીઠાનો કાયદો રદ કરવાની માગણી ન સંતોષાતાં જ મીઠાના કાયદાભંગની લડત શરૂ થઇ હતી.

આમ સરકારે જાહેર કરેલા કેટલાક ઓળખ્યામણા કાયદાઓને કાયદાપોથીમાંથી ભુંસી નાખવા માટે જ મહાન આંદોલનો ઉપાડવામાં આવ્યાં. આવા કાયદાઓ રદ થતાં કે તેમાં થોડા સુધારા થતાં તરત જ આ આંદોલનોને સંકેલી લેવામાં આવ્યાં. આ મહાત્માજીની યુધ્ધકલા છે.

[ ૨ ]

"ધારાઓ તો સરકારના અસ્તિત્વની સીધી સાબીતી છે. તેનું અનુપાલન સરકારની ધાકની આકરી સાબીતી છે અને તેનું આપખુદ સર્જન આપણી ગુલામીની સીધી નીશાની છે' આ શબ્દોમાં ગાંધીવાદ કાયદાના સવિનય અનાદરની વ્યુહરચનાનો બચાવ કરે છે. આથી જ સરકારે રચેલા અન્યાયી કાયદાઓનો ભંગ કરવાથી, તેનું અનુપાલન ન કરવાથી તેમજ તે સર્વ કાયદાઓનો જાહેર રીતે ભંગ કરવાથી ગુલામીની જંજીરો તુટી રહી છે, એવી ભાવનાઓથી પ્રેરાઇને સેંકડો જુવાન શરીરો આજે જેલની દીવાલ પાછળ પુરાયા છે આવી ભાવનાથી આકર્ષાઇને. આજે કેટલીય મધ્યમવર્ગની નવયૌવનાઓ જેલનાં સીતમ સહન કરી રહી છે. એટલું જ નહીં પણ બારડોલી અને બોરસદના બહાદુર ખેડુતો પોતાના સર્વસ્વનો આત્મભોગ આપવા તત્પર થયા છે. એક રીતે આલેખીએ તો ગુજરાતમાં હોમાઇ જવાની તમન્ના જાગી છે. પણ ત્યારે આ માર્ગે—કાયદાનો માત્ર સવિનય અનાદર કરવાથી સાચી સ્વાધીનતાનો આપણો આદર્શ નજીક આવે છે ખરો? વીસ વર્ષના સતત

અનુભવ પછી અત્યારે આપણે પાછળ દ્રષ્ટિ નાંખી આપણા વિજય માટે પુછી શકીયે ખરા? અત્યારે સમગ્ર દેશભરમાં કાયદાના ભંગનું મોજું ફરી વળ્યું છે ત્યારે આપણું આ અજેય મનાતું આયુધ કેટલે અંશે સાફલ્ય સાધી શક્યું છે તે ઉપર વિચાર કરી શકીએ ખરા?

[૩]

પ્રથમ તો સરકાર અને તેના ધારાઓનું સત્વ શ્રમજીવી સમુદાયનું શોષણ છે. આ શોષણને એકધારૂં, સતત, અને વિરોધશુન્ય રાખવાનો ધારાઓનો એક માત્ર હેતુ છે. આજે સમાજ તરફ દ્રષ્ટિ દોડાવો અને ત્હમો જોઇ શકશો કે સઘળા ધારાઓ એ માત્ર સામ્રાજ્યવાદના શોષણને સ્થિર અને અવિચલ રાખવા માટે જ યોજાયા છે અને આ વસ્તુ કંઇ નવી નથી. પ્રત્યેક યુગના શાસકોએ પોતાની સત્તાને અવિચલ અને સ્થિર રાખવા માટે આ માર્ગ યોજ્યો છે. રોમનોએ ગુલામોની ગુલામી ચિરંજીવ રાખવા સારૂ જ કાયદાઓનું કારસ્થાન રચ્યું હતું. આર્યોએ શુદ્રોની સામે આકરા બંધનો મુકયાં હતાં. અને અત્યારે મુડીવાદ આમવર્ગના શોષણને વિરોધશુન્ય બનાવવા માટે જ ધારાઓ સ્થાપે છે અને સમાજ ઉપર તે ઠોકી બેસાડે છે. ઇંગ્લેંડ-ફ્રાંસ, જર્મની, અને અમેરિકામાં કાયદાપોથીમાં પડેલા ધારાઓનો એક માત્ર હેતુ વર્ગીય શોષણ—જે ગરીબાઇ, દુઃખ, સંતાપ અને શોકને જન્માવે છે. તેને રાખવાનો જ સ્થાઇ છે.

આમ સરકારતંત્રે સ્થાપેલા કાયદાઓમાં ન્યાયી અને અન્યાયી એવા ભેદ પાડવા નકામા છે. અત્યારે કાયદાપોથીમાં એવો કોઇ પણ કાયદો નથી કે જે મહેનતુ માનવતાની દ્રષ્ટિએ વ્યાજબી કહી શકાય. અત્યારે કોઇ પણ પ્રદેશની ધારાપોથીમાં એવો એક પણ ધારો નથી કે જે ન્યાયી ગણી શકાય. આ યુગનો શ્રમ કરતો મજુર કે ખેડુત માને છે કે મુડીવાદી શોષણપધ્ધતિ એ સૌથી મ્હોટો અન્યાય છે. આ દ્રષ્ટિએ જે ધારાઓ આવા શોષણને સંરક્ષી રહ્યા હોય, જે ધારાઓ આ શોષણને સાશ્વત સ્વરૂપ આપવા મથતા હોય તે ન્યાયી કેમ હોઇ શકે?

આમ જો ધારાઓ ન્યાયી કે અન્યાયી હોય નહીં તો પછી અમુક ધારાઓ રદ કરવા માટે જ જેહાદ પોકારવી, તેવા ધારાઓ સામે સમુહને સંગ્રામમાં ઉતારવો, એટલું જ નહી પણ શોષણને સ્થિર રાખતા ધારાઓનો ભંગ કરવાને બદલે નજીવા ધારાઓ ઉપર સમુહનું લક્ષ કેંદ્રિત કરવું એ સર્વ વસ્તુઓ સાફલ્યને સાધવાને માટે સાવ અસમર્થ છે. જે આદર્શ માટે આપણે યુધ્ધ ખેલી રહ્યા છીએ તે આદર્શને મેળવવા માટે આ માર્ગ તદ્દન નકામો અને બુધ્ધિશુન્ય છે.

ગાંધીવાદ શીખવે છે કે ધારાઓના ભંગ કરવાથી, તેમ જ સમુહમાનસમાં અળખામણા થઇ પડેલા ધારાઓનો ભંગ કરવાથી રાજકિય જાગૃતી જલ્દી લાવી શકાય છે. પણ આપણે જે ઇચ્છીયે છીયે તે ઉત્સાહના ઉભરા નહીં પણ શોષણનો નાશ કરવાની તીવ્ર તમન્ના. આપણે જે માંગીયે છીયે તે માત્ર અળખામણા ધારાઓ સામે પ્રજાપોકાર નહીં પણ ધારાઓનું સત્વ મીટાવી દેવા માટે આમવર્ગનું આક્રમણ. આ માપથી આ આખા પ્રોગ્રામને

અનુભવ પછી અત્યારે આપણે પાછી દ્રષ્ટિ નાંખી આપણા વિજય માટે પુછી શકીયે ખરા ? અત્યારે સમગ્ર દેશભરમાં કાયદાના ભંગનું મોજું ફરી વળ્યું છે ત્યારે આપણું આ અજેય મનાતું આયુધ કેટલે અંશે સાફલ્ય સાધી શક્યું છે તે ઉપર વિચાર કરી શકીએ ખરા ?

## [૨]

પ્રથમ તો સરકાર અને તેના ધારાઓનું સત્વ શ્રમજીવી સમુદાયનું શોષણ છે. આ શોષણને એકધારૂં, સતત, અને વિરોધશુન્ય રાખવાનો ધારાઓનો એક માત્ર હેતુ છે. આજે સમાજ તરફ દ્રષ્ટિ દોડાવો અને તમે જોઇ શકશો કે સઘળા ધારાઓ એ માત્ર સામ્રાજ્યવાદના શોષણને સ્થિર અને અવિચલ રાખવા માટે જ યોજાયા છે અને આ વસ્તુ કંઇ નવી નથી. પ્રત્યેક યુગના શાસકોએ પોતાની સત્તાને અવિચલ અને સ્થિર રાખવા માટે આ માર્ગ યોજ્યો છે. રોમનોએ ગુલામોની ગુલામી ચિરંજીવ રાખવા સારૂ જ કાયદાઓનું કારસ્થાન રચ્યું હતું. આર્યોએ શુદ્રોની સામે આકરા બંધનો મુક્યાં હતાં. અને અત્યારે મુડીવાદ આમવર્ગના શોષણને વિરોધશુન્ય બનાવવા માટે જ ધારાઓ સ્થાપે છે અને સમાજ ઉપર તે ઠોકી બેસાડે છે. ઇંગ્લેંડ-ફ્રાંચ, જર્મની, અને અમેરિકામાં કાયદા-પોથીમાં પડેલા ધારાઓનો એક માત્ર હેતુ વર્ગીય શોષણ—જે ગરીબાઇ, દુઃખ, સંતાપ અને શોકને જન્માવે છે. તેને રાખવાનો જ સ્થાઇ છે.

આમ સરકારતંત્રે સ્થાપેલા કાયદાઓમાં ન્યાયી અને અન્યાયી એવા ભેદ પાડવા નકામા છે. અત્યારે કાયદાપોથીમાં એવો કોઇ પણ કાયદો નથી કે જે મહેનતુ માનવતાની દ્રષ્ટિએ વ્યાજબી કહી શકાય. અત્યારે કોઇ પણ પ્રદેશની ધારાપોથીમાં એવો એક પણ ધારો નથી કે જે ન્યાયી ગણી શકાય. આ યુગનો શ્રમ કરતો મજુર કે ખેડુત માને છે કે મુડીવાદી શોષણપધ્ધતિ એ સૌથી મ્હોટો અન્યાય છે. આ દ્રષ્ટિએ જે ધારાઓ આવા શોષણને સંરક્ષી રહ્યા હોય, જે ધારાઓ આ શોષણને સાશ્વત સ્વરૂપ આપવા મથતા હોય તે ન્યાયી કેમ હોઇ શકે ?

આમ જે ધારાઓ ન્યાયી કે અન્યાયી હોય નહીં તો પછી અમુક ધારાઓ રદ કરવા માટે જ જેહાદ પોકારવી, તેવા ધારાઓ સામે સમુહને સંગ્રામમાં ઉતારવો, એટલું જ નહી પણ શોષણને સ્થિર રાખતા ધારાઓનો ભંગ કરવાને બદલે નજીવા ધારાઓ ઉપર સમુહનું લક્ષ કેંદ્રિત કરવું એ સર્વ વસ્તુઓ સાફલ્યને સાધવાને માટે સાવ અસમર્થ છે. જે આદર્શ માટે આપણે યુધ્ધ ખેલી રહ્યા છીએ તે આદર્શને મેળવવા માટે આ માર્ગ તદન નકામો અને બુધ્ધિશુન્ય છે.

ગાંધીવાદ શીખવે છે કે ધારાઓના ભંગ કરવાથી, તેમ જ સમુહમાનસમાં અળખામણા થઇ પડેલા ધારાઓનો ભંગ કરવાથી રાજકિય જાગૃતી જલ્દી લાવી શકાય છે. પણ આપણે જે ઇચ્છીયે છીયે તે ઉત્સાહના ઉભરા નહીં પણ શોષણનો નાશ કરવાની તીવ્ર તમન્ના. આપણે જે માંગીયે છીયે તે માત્ર અળખામણા ધારાઓ સામે પ્રજાપોકાર નહીં પણ ધારાઓનું સત્વ મીટાવી દેવા માટે આમવર્ગનું આક્રમણ. આ માપથી આ આખા પ્રોગ્રામને

આપીએ, તેમ જ આ દ્રષ્ટિએ ગાંધીજીના આ અમોઘ મનાતા આયુધને અવલોકીએ તો તેની નરી નિષ્ફળતા આંખ સામે આવીને ઉભી રહે છે.

પ્રથમ તો માત્ર ધારાઓના ભંગ કરવાથી સામ્રાજ્યવાદનું શોષણ અટકતું નથી. માત્ર તેથી એક જ વસ્તુ ઉત્પન્ન થાય છે અને તે એ છે કે લાખો જેટલી વ્યક્તિઓ જેલની યાતનાઓ સહન કરે છે પણ તેથી કંઇ શોષણ અટકશે નહીં. આ અટકાવવા માટે તો બીજો માર્ગ લેવો પડશે. આ માર્ગ છે જનતાના વ્યવસ્થિત સંગઠનનો.

ધારાઓના ભંગ-ખાસ કરીને મીઠાના કાયદાઓ કે મેજીસ્ટ્રેટના ફરમાનોનો ભંગ માત્ર દેખાવ રૂપ છે. તેમની એ શિવાય અન્ય કંઇ કિંમત નથી. અને મ્હને લાગે છે કે મહાત્માજીનો પણ મુળ આશય એ શિવાય બીજો નથી. સાગરનું પાણી આણી સગડી ઉપર મીઠું પકાવવામાં સામ્રાજ્યવાદનું શોષણ શી રીતે અટકે છે તે જરા પણ સમજાતું નથી. અને છતાં પણ જેઓ એમ માનતા જ હોય કે ધારાભંગ કરવાથી સરકારતંત્રનું શોષણ સ્તંભી જાય છે તેઓ તો કલ્પનાના સ્વર્ગમાં જ વસે છે એમ ચોક્કસ કહી શકાય.

[૪]

સામ્રાજ્યવાદ શોષે છે બે પ્રકારે. પ્રથમ તો હિંદમાં રોકેલી મુડીના વ્યાજ પેટે અને બીજું બ્રીટીશ માલના વેચાણમાંથી ઉપજતા નફા પેટે. અત્યારે લગભગ બ્રીટનના ૧૨૦૦ કરોડ પાઉન્ડ હિંદના ઉદ્યોગમાં રોકાયેલા છે. આ ધન તેમ જ બ્રીટીશ માલના વેચાણમાંથી લગભગ ૮૦ કરોડ રૂપીઆ સીધા શોષણ તરીકે લંડનના ધનિકોની તીજોરીને તર કરવા માટે ચાલી જાય છે. આ ક્રૂર અને ભયંકર શોષણ અટકાવવા માટે કાયદાનો માત્ર સવિનય અનાદર શી રીતે સમર્થ છે તે સમજવું જ અશક્ય છે.

આ પ્રશ્નનો જવાબ આપતાં ગાંધીવાદીઓ કહે છે કે 'હમો તો સરકારતંત્રને જ નાબુદ કરવા માટે—આ નોકરશાહીને જડમુળથી ઉખેડી નાખવા માટે ઇચ્છીયે છીયે.' પણ મીઠાના કાયદાભંગ કે જંગલના કાયદાનો ભંગ આ આદર્શને પાર પાડવા માટે શી રીતે સમર્થ છે. રાજકારણનો સામાન્ય અભ્યાસી પણ સમજી શકશે કે રાજ્યતંત્રો બદલાયાં છે રાજ્યવિપ્લવ વડે. આલમનો ઇતિહાસ શિખવે છે કે સત્તાવાન વર્ગો ઉથલી પડયા છે પ્રચંડ પરિવર્તનના બળ પર. સ્પેન, ફ્રાંસ, જર્મની અને રશીયાનો ઇતિહાસ આ સીધ્ધાંત સત્ય પોકારી રહ્યો છે. ત્યારે શું આવા કાયદાભંગની પ્રવૃત્તિ, વિપ્લવી પ્રવૃત્તિ જેટલી જોરદાર પ્રવૃત્તિ છે? તેનામાં સામ્રાજ્યવાદને ઉથલાવી પાડવાનું સામર્થ્ય છે?

આમ મહાત્માશ્રીની યુધ્ધકલાની આ બીજી લાક્ષણીકતાની આ મુળ નબળાઇ છે. તેમાં સમુહ ભાગ લઇ શકે છે પણ તેમાં સામ્રાજ્યવાદ સામે આક્રમણ નથી. એમાં જોરદાર જંગ જામે છે પણ તેથી સામ્રાજ્યવાદી દુર્ગની દીવાલોની એક ઈંટ પણ ખસતી નથી. કાયદાનો સવિનય અનાદર માત્ર ગુસ્સાનું પ્રદર્શન બની જાય છે. સરકારના કેટલાક અળખામણા ધારાઓ સામે તે માત્ર સમુહવિરોધ જેવું બની જાય છે.

કાયદાનો સવિનય અનાદર આમ સાંપ્રત શોષણને ઉખેડી શકે તેમ નથી પણ તેનો અર્થ એ નથી કે હું મોડરેટ પક્ષના માત્ર બંધારણીય વિરોધની જ હીમાયત કરૂં છું એ કલ્પના પણ મ્હારા મગજમાં નથી. લીબરલોની માફક બંધારણીય વિરોધ કે ધારાસભામાં કંઇક શોરબકોર કરવાની પ્રથાનું મહત્વ અત્યારે તો ક્યારનુંય ઓસરી ગયું છે. ગઇ સદીમાં અતિ મહત્વવાળી મનાતી આ પધ્ધતિ હવે કોઇ ક્ષણભર સ્વીકારવા પણ તત્પર નથી. અને તેથી કોઇ પણ પ્રકારનો લાભ સરે તેમ નથી.

અત્યારે તો **સમાજવાદની ભુમીકા** ઉપર સમુહ સંગઠન થવું જરૂરનું છે. અને તેથી જ ગાંધીજીની યુધ્ધકલા ઉપર આટલો ઉહાપોહ અગત્યનો છે કાયદાનો ભંગ કરીને કાયદાઓને રદ કરાવવાનો માર્ગ સરકારતંત્રના સીધા શોષણને રોકવાને અસમર્થ છે અને તેથી જ આ માર્ગને અળગો કરીને પ્રત્યેક વિચારવંત પ્રગતિમાન ગુજરાતીની ફરજ સમુહને **સમાજવાદના સિદ્ધાંતો પ્રમાણે સંગઠન કરવાની છે.** મહાત્માજીનો આ માર્ગ યશસ્વી નીકળે એવી એક પણ આશા નથી. પણ એટલા માટે જ નહીં પણ રાજકિય વિજ્ઞાનની વિરૂધ્ધ હોવા માટે પણ આ માર્ગને આપણે અળગો કરવાની આવશ્યકતા છે.

# ગુલામોનો પ્રેમ?

## રોમન સંસ્કૃતિના સમયની એક રોમાંચક કથા

: અનુવાદક :

ખત્રી અહમદ ફકીરમોહમ્મદ

ઇસ્લામી બિરાદર ખત્રી અહમદ ફકીરમોહમ્મદની આ નવલિકા પ્રસિદ્ધ કરતાં અમોને આનંદ થાય છે. સાહિત્ય તેમ જ વસ્તુ સંકલનાની દ્રષ્ટિએ વાર્તામાં રહેલી ઉણપોનું અમોને સારી રીતે જ્ઞાન છે, છતાં આ યુવાન ઇસ્લામી લેખકના આ પ્રથમ પ્રયાસને ગુજરાતની રાજકિય જનતા સમક્ષ મુકયો છે. આશા છે તેમાં સમાયેલી ભાવના વાચકસમુહ પીછાંની શકશે—તંત્રી.

સંધ્યાનો સમય હતો. હું મ્હારી ઓરડીમાં બેઠો હતો, એટલામાં બોલેસ હાંફળો ફાંફળો મ્હારી પાસે દોડતો આવ્યો, અને બોલ્યો: "રૂમાસ, જુલિયાના સાથે ત્હારાં લગ્ન ન થઇ શકે!"

આ અચાનક ખબર સાંભળી મ્હારા હ્રદયને સખ્ત આંચકો લાગ્યો. મેં વ્યાકુળતાથી પુછયું "શા માટે?"

આ પ્રશ્નથી બોલેસનો ચ્હેરો ફીક્કો પડી ગયો, તેણે કહ્યું: "એક જબરજસ્ત રૂકાવટ વચ્ચે નડી છે."

હું વધુ ને વધુ વિહ્વળ બનતો ગયો, ફરી મેં પુછયું: "એવી તે શું રૂકાવટ નડી છે?"

"હું નથી જણાવી શકતો, હું અત્યાર સુધી જેને રહસ્યજ સમજતો હતો, પણ

દોસ્ત! હવે એ જાહેર થઇ ગયું છે." ઓલેસ ચુપ થઇ ગયો, વળી કંઇ યાદ આવ્યું હોય તેમ બોલ્યો: "રૂમાસ, ત્હમો મ્હારા મિત્ર છો, મ્હારે ત્હમારી સાથે ઘણો જ ગાઢ મિત્રસંબંધ છે. અને હવે 'મિત્રધર્મ' બજાવવાનો ખરો સમય આવી લાગ્યો છે, પણ હું કંઇ કરી શકું તેમ નથી.

હું ઓલેસના ઉપલા શબ્દો સાંભળી વિચારોના વમળમાં ગોથાં ખાવા લાગ્યો. ઓલેસે વળી પાછું શરૂ કર્યું: "હું જાણું છું કે જુલિયાના સાથે ત્હને ઘણો જ પ્રેમ છે અને તેણી પણ ત્હને ચાહે છે. આહ! હું કેટલો ભાગ્યહીન છું કે ત્હમો બેઉને વિખુટા પાડી રહ્યો છું, પરંતુ રૂમાસ! મ્હારી લાચારી જુઓ, જો રોમન કાનુન આડો ન અવતે તો હું તમને કદીયે આ શબ્દો ન કહેત."

હું જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ મ્હારી સ્થિતિ બદલાતી ચાલી, મ્હારા વિચારોનો વેગ સ્તંભી ગયો......જીભ બોલતાં અચકાવા લાગી, હું ઓલેસ સામું એકીટસે જોવા લાગ્યો, અને બોલ્યો: "ઓલેસ! મ્હારૂં જીવન ત્હમારા હાથમાં છે, મ્હને નિરાશ ન કરો."

ઓલેસના વદન ઉપર જરા ગંભીરાઇ છવાણી. આંખો જરા ઉંડી ઉતરી. તેના શબ્દોમાં જરા સ્પષ્ટતા આવી અને પછી બહુ જ ધીમા શબ્દોએ તેણે કહ્યું:

"રૂમાસ, **તું રોમન નથી.** ત્હારા રક્તમાં રોમન રક્ત નથી વહેતું. ત્હારા શરીરમાં ઇટાલીયન તત્વ નથી. તું એક ગુલામપુત્ર છે!"

"હું?"

"હા રૂમાસ. તું એક ગુલામપુત્ર છે. ગ્રીસર તરફ વહાણ હંકારતાં એક ગુલામસ્ત્રીએ ત્હને જન્મ આપ્યો હતો..." ઓલેસની આંખો વધુ ઉંડી ઉતરી. ભુતકાળના પડછાયાને અવાજમાં ઉતારવાનો તેનો પ્રયાસ દેખાઇ આવતો.

"રૂમાસ!" શબ્દ સંભળાયો. "હવે જુલિયાને વિસરી જા! આ મહામદેનતે સાચવેલો સંકેત જાહેર થઇ ગયો છે. અને કદી કો ગુલામ રોમન અબળાને પરણી શકે—અરે પ્રેમ પણ કરી શકે?

"સીઝરનો ધારો છે કે ગુલામો સાથે સ્નેહ કરવો એ પાગન દેવ સામે પાપ કરવા બરાબર છે, જુલિયાને એ વાતની જાણ નથી. હજુ તે ત્હને રોમન જ સમજે છે પણ જ્યારે સત્ય માલમ પડી આવશે જ્યારે ત્હારા ગુલામ શરીર વિશે ત્હેને ભાન થશે ત્યારે સ્નેહ સુકાઇ જશે અને પ્રેમ પણ ઓગળી જશે.

ઓલેસના શબ્દો બાણની માફક મ્હારા હૃદયને વીંધી રહ્યાં હતાં. ક્ષણવાર હું સજીવ છું કે કેમ તેની જ મ્હને શંકા થઇ! મ્હેં મ્હારા અંગને ચુંટી ખણી જોઇ. ખરેખર! મ્હારા શરીરમાં ચેતના તો હતી જ. ઓલેસ, મ્હારી સમક્ષ જ ઉભો હતો.

"ત્યારે ખરેખર હું એક ગુલામ છું?"

"અલબત્ત" ઓલેસના શબ્દોમાં સ્વાભાવિક ગર્વ હતો.

* * *

રૂમાસ ત્રીસ વર્ષનો દેખાવડો. મજબુત બાંધાનો એક રૂપવાન યુવક હતો, એક વખત તે દેવળમાં બંદગી કરવા માટે ગયો, ત્યાં તેની નજર એક લલના પર પડી અને તેની ઉપર તે મોહી પડયો. જ્યારે બંદગી ખતમ થઇ ત્યારે દેવળની બહાર આવીને ઉભો અને પેલી લલના સાથે તેણે પહેલી મુલાકાત કરી,

તેનું નામ જુલિયાના હતું. જુલિયાના પણ રૂમાસને જોઇને તેની તરફ આકર્ષાવા લાગી. આમ પહેલી મુલાકાતે બેઉ એક બીજાના પ્રેમમાં પડયા.

રૂમાસ એલેસને સારી રીતે ઓળખતો હતો, એલેસ તેનો મિત્ર હતો, પણ કોઇ વખત એવો પ્રસંગ બન્યો ન હતો જે રૂમાસ એલેસના ઘેરે ગયો હોય અથવા જુલિયાનાને મળ્યો હોય.

જુલિયાના રૂમાસને પોતાને ઘેરે લઇ ગઇ, જુલિયાના સાથે એલેસે રૂમાસને આવતો જોઇ ઘણો જ ખુશ થયો અને તેણે રૂમાસને સારો આવકાર આપ્યો. ત્યાર પછી ઘણેક વખતે રૂમાસ જુલિયાનાના ઘેરે જતો અને જુલિયાના રૂમાસને ત્યાં આવતી. આમ આ બેઉ પ્રેમમાં પડ્યાં અને તે પ્રેમ એટલે સુધી વધ્યો કે રૂમાસને જુલિયાના વગર ચાલતું નહિં અને જુલિયાનાને રૂમાસ વગર ચાલતું નહિં.

* * *

પણ ભાવિની લીલા ન્યારી જ હોય છે, એલેસને ન્હોતી ખબર કે જે હમે તે જુલિયાનાને રૂમાસને સોંપવાનો એકરાર કરી રહ્યો છે, જે હાથે તે જુલિયાનાને રૂમાસના દસ્તમાં સોંપી રહ્યો છે, તે જ એલેસ એક દિવસ રૂમાસના હાથમાંથી જુલિયાનાને પાછી લઇ લેવાનો આગ્રહ કરશે. અને એ દિવસ તે આજનો જ હતો, જે આપણે ઉપર જોઇ ગયા છીએ.

આજે સવારે જુલિયાના રૂમાસને ઘેરે આવી, તેના ચહેરાનું તેજ હણાઇ ગયું હતું, ચક્ષુઓ લાલઘુમ બન્યાં હતાં, રૂમાસને પોતાની પ્રિયાની આવી દશા જોઇ ઘણું જ લાગી આવ્યું. તે જુલિયાના પાસે જઇ બેઠો, તેણે પ્રેમાવેશમાં આવી જુલિયાને છાતી સરસી ચાંપી, જુલિયાના ચક્ષુએથી અશ્રુઓ વહેતાં હતાં, આ દ્રશ્ય જોઇ રૂમાસનું કાળજું ચિરાઇ જવા લાગ્યું. તેણે ગદ્ગદિત સાદે કહ્યું, "જુલિયાના! આ શું થવા બેઠું છે? શું તું મારાથી ફરી ગઇ? કે હું બદલી ગયો?" જુલિયાના! જુલિયાના! શું મ્હારા પિતા ગુલામ કોટીના હોવાથી હું ત્હારા સ્નેહને લાયક નથી? શું મ્હારી માતાનો વર્ણ શ્યામ હોવાથી હું રોમન સુંદરીના પ્રેમ માટે નાલાયક છું?"

"શું સમાજનો રીતસ છે! જુલિયાના, શુ ત્હારી આ રોમન સંસ્કૃતી ખાતર—આ ગુલામોના મહેનત પર જીવનાર સંસ્કૃતિને ખાતર તું મ્હારો ત્યાગ કરીશ?"

"જુલિયાના, ના કહે અને મ્હારા હૃદયને સંતોષ થાય."

પણ જુલિયાના આખરે તો રોમન સંતાન હતું. તેનામાં પોતાનું રોમન ગૌરવ ઉભરાઇ આવ્યું.

"રૂમાસ! ત્હમે મ્હને છેતરી છે. ત્હમે ગુલામ હોવા છતાં મ્હને પ્રલોભાવી છે...ત્હમોને હું પરણું?-કેમ કરું? તદ્દન અશક્ય?"

"જાવ" દરવાજા તરફ આંગળી ચીંધી જુલિયાનાએ શબ્દ કર્યો. "ત્હમો પધારો—એ ત્હમારો રસ્તો છે, ત્હમો કદીયે મ્હારી કલ્પના ના કરતા."

"પણ જુલિયાના, ત્હારા વગર હું જીવી જ કેવી રીતે શકીશ?"

રૂમાસના આ શબ્દોએ જુલિયાના પર સારી અસર કરી, તેના ચ્હેરા પર સ્પષ્ટ શોકચિન્હ દ્રષ્ટિગોચર થવા લાગ્યા, એટલે રૂમાસે કહ્યું: "પ્રિયે! મ્હારો વિચાર છે કે આપણે એક કોશીશ કરીએ અને બન્ને. દુઃખદરીથી અળગા થઇએ.

જુલિયાના માથું ધુણાવતાં બોલી: "મ્હારી ઇચ્છા નથી. પણ એક ઉપાય છે, જો પુરોહીત યુનુસ ત્હમને રોમન તરીકે જાહેર કરે તો મુશ્કેલી ટળી જાય."

"ચાલો ત્યારે હમણાં જ ત્યાં ચાલીએ." રૂમાસે કહ્યું.

"ચાલો, પ્રભુ કરે ને એના દિલમાં દયા આવે." જુલિયાનાએ વળતરમાં જવાબ વાળ્યો.

* * *

રૂમાસ અને જુલિયાના યુનુસના ઘેરે પહોંચ્યા, તેમણે પોતાની સ્થિતિ કહી સંભળાવી. યુનુસે શાંત, ધીર, ગંભીર મુખમુદ્રાએ તેમની હકીકત સાંભળી, રૂમાસના હૃદયમાં આશાનો ઉદય થયો, તેણે જાણ્યું કે યુનુસ તેમને મદદ કરશે એટલે તે બોલ્યો: "યુનુસ! મ્હને ઘણી જ આશા છે કે ત્હમો જુલિયાના પ્રત્યેનો મ્હારો સ્નેહ જોઇ એ કાર્ય કરી આપશો."

યુનુસ અદેખાઇની આગમાં બળી રહ્યો હતો. તે કર્કશ સ્વરે બોલ્યો : "જુલિયાના! શુધ્ધિમાં આવ. મ્હારા હૃદય પર ત્હારા હાથ જોડવાની કે આંસુઓ સારવાથી કંઇએ અસર થનારી નથી અને સારી રીતે કાન ઉઘાડીને સાંભળ, કે રોમની સીમામાં કોઇ રોમન અબળા ગુલામ સાથે સ્નેહ કે લગ્ન ન જ કરી શકે!"

રૂમાસને યુનુસના આ શબ્દોથી ઘણું જ લાગી આવ્યું. હવે તેને સમજાયું કે આ નિષ્ઠુર ઘાતકી માનવીને વિનવવું એ સદંતર મુર્ખાઇ છે એટલે તેણે જુલિયાનાને સંબોધીને કહ્યું: "જુલિયાના! હું ત્હારાથી આજે વિખુટો પડું છું."

જુલિયાના ફાટી આંખે રૂમાસને જોવા લાગી, તેનો અશ્રુપ્રવાહ થંભી ગયો, ચક્ષુઓ શુષ્ક થઇ ગયાં, અને એક જડ મુર્તિ સમ અવાચક બની તે રૂમાસ સામે જોઇ રહી, રૂમાસે ચાલવાની ઇશારત કરી, અને બેઉ યુનુસના ઘેરેથી નિકળી જુલિયાનાને ઘેરે આવ્યાં.

"હૃદયેશ્વરી! છેવટના પ્રણામ, જીવન પર્યંત ત્હારો પ્રેમ અને ત્હારી વફાદારી મ્હારા હૃદયપટ પર અમર થઇ રહેશે, હું જાણું છું કે તું મુજને પ્રાણ કરતાં પણ અધિક ચાહે છે કદાચ રોમન સંસ્કૃતીનો પ્રશ્ન ન હોત તો હું ત્હને કદીયે ન ત્યજતે. હવે હું આ શહેર મુકી ચાલ્યો જાઉં છું. મ્હારા માટે અહિં રહેવું ઘણું જ કઠિન છે, મધુરી જુલિયાના! મ્હને વિસરી જજે, મ્હારૂં સ્મરણ કરતી નહિં."

રૂમાસ બોલતો હતો પણ બોલી શકાતું નહિ. તેનો કંઠ રૂંધાઇ ગયો હતો, પોતાની માશુકને હંમેશને માટે ત્યજતો રૂમાસ જુલિયાનાને ધારી ધારીને પોતાની તૃષાતુર નયનોની તૃષાને દર્શનના અમૃત રસથી છીપવી રહ્યો હતો, પ્રેમીઓ આજે વિખુટા પડતા હતા, બેઉની આંખો હમણાં જગતમાં અંધારૂં જ દેખતી હતી, અને અશ્રુઓનો તો જાણે પ્રલયકાળ! અને એ પ્રલયમાં દેખાતું ફક્ત જીવન કર્તવ્ય એટલે ગુલામીનો નાશ! અને શોષાતા જીવને પીડીત માનવનો ઉધ્ધાર એમની નજર આગળ નવીન દુનિયા ખડી કરતું, નિઃસહાયોને સહાય કરવી એમને મન એ ચમયે એક રમત જ થઇ પડી.

રૂમાસ જુસ્સામાં આવી બોલ્યો: "વ્હાલી જુલિયાના! કોઇને માટે પોતાના જીવનને નિર્માણ કરી દેવું એ જ જીવન સાર્થક કરેલું કહેવાય! પ્રીયે! હું જાઉં છું: અંતિમ પ્રણાય!"

રૂમાસ આટલું બોલી ચાલ્યો ગયો, જુલિયાના અશ્રુ સારતી પોતાના વ્હાલમને ત્યાં સુધી નિહાળતી ઉભી જ્યાં સુધી રૂમાસ એની દ્રષ્ટિમર્યાદાથી અલોપ ન થયો.

# મહેનતુ માનવતાનું મહાપર્વ—મે દીન

: લેખક :

'મજુર'

## પહેલી મે

પૃથ્વી પર ત્રીસમી એપ્રીલની રાત્રીના અંધારાં ઓસર્યાં પણ નથી હોતાં ત્યાર પહેલાં તો પ્રત્યેક શહેરના આમવર્ગના લત્તાઓમાંથી અવાજ ઉઠે છે 'જગતના કામદારો એક થઇ જાવ.' આ અવાજ એટલો તો પ્રચંડ હોય છે, અને તેના પડઘા એટલા તો વિશાળ હોય છે કે સમગ્ર જગતને જાણ થાય છે કે પહેલી મે એ મહેનતુ માનવતાનો દીવસ છે. આ દીવસે સૃષ્ટિના શ્રમજીવીઓ તેમની ભાવના, આંકાક્ષા, અભિલાષા જગતને જાહેર કરે છે. વિશ્વમાં વસતી વ્યક્તિઓને કામદારવર્ગની બિરાદરીનું તેઓ ભાન કરાવે છે. સમગ્ર સૃષ્ટિમાં કામદારવર્ગ આ દીવસે પોતાના આંદોલનોના માપ કહાડે છે, અને તેમાંજ મે દીનનું મહત્વ રહેલું છે.

યુરોપના પ્રદેશમાં મે દીન તો મ્હોટા ઉત્સવનો દીન મનાય છે. તે દીવસે કામદારવર્ગનાં સરઘસો સારા યે શહેરમાં ફરે છે. ગામેગામ જઇને તેઓ તેમના આદેશો સમજાવે છે એટલું જ નહીં પણ આંતરરાષ્ટ્રીય મુડીવાદનો નાશ કરવાને માટે કામદાર વર્ગના આંતરરાષ્ટ્રીય આંદોલનોની જરૂર વિશે તેઓ જોરદાર પ્રચાર કરે છે આ દીવસે સભાઓ, સરઘસો અને દેખાવો તો પારાવાર પ્રમાણમાં થાય છે. શક્ય હોય ત્યાં કામદારો હડતાલ પાડે છે અને એથી પણ વધુ તો પોલીસતંત્ર કામદાર સમુહની સાભાઓમાં કંઇ દખલગીરી કરે તો ક્વચીત ક્વચીત ભીષણજંગ પણ જામે છે. થોડું રક્ત પણ છંટાય.

પણ રશીયામાં તો પહેલી મેનો દીવસ અતિ ઉત્સાહ અને આનંદથી ઉજવાય છે: સ્પેનીશ સરકારે પહેલી મે દીનને જાહેર ઉત્સવ તરીકે જાહેર કર્યો છે. ઇંગ્લાંડમાં પણ કામદાર વર્ગના સંપુર્ણ ટેકાથી આ દેખાવો થાય છે. બર્લીન અને પેરીસમાં તો સંપત્તિવાનો લશ્કર બોલાવીને આશ્રય શોધે છે. હિંદમાં પણ કેટલાય વર્ષોથી આ

ઉત્સવ ઉજવાઇ રહ્યો છે અને મુંબાઇ, કલકત્તા અને અન્ય ઉદ્યોગી શહેરોમાં મે દીન અતિ સુંદર રીતે ઉજવાય છે. હમણાં છેલ્લા બે વર્ષથી હિંદના કામદાર વર્ગના આંદોલનોનો પારો નીચે ઉતરતો ગયો છે અને તેથી મે દીનની ઉજવણીનો વેગ નીચે ઉતરી ગયો છે. છતાં ગઇ સાલ એટલે ૧૯૩૧ માં અમદાવાદમાં પહેલી જ વાર મે દીન ઉજવવામાં આવ્યો હતો. આ દીનની ઉજવણી આમ હિંદમાં પણ વ્યાપક સ્વરૂપ લેતી જાય છે.

## ઉત્સવનો ઇતિહાસ

મે દીનનો ઉત્સવ બહુ જુનો છે. એ રોમન-કાળથી ચાલ્યો આવે છે. બ્રીટન, ફ્રાન્સ, જર્મની વગેરે દેશોમાં આ ઉત્સવ કેટલીય સદીઓ થયાં પળાતો આવ્યો છે. વચમાં જરૂર એનો પ્રચાર ઓછો થઇ ગયો હતો, પણ હવે ફરીથી એ વધારે પ્રચારમાં આવવા માંડ્યો છે.

પહેલાના વખતમાં આ ઉત્સવ દરમીયાન ખુબ નાચ-ગાન થતાં હતાં. ઘણા આદમી ખેતરોમાંથી જાતજાતનાં ફુલો લાવતા હતા અને ખુબ બની-ઠનીને અહીંથી તહીં ફરતા હતા. પછી બધાં એકઠાં થઇ ગામની સૌથી સુંદર બાલીકાને ચુંટીને "મહારાણી" બનાવતાં હતાં અને એને "મે મહીનાની મહારાણી" ના નામથી બોલાવતા. અને વધારામાં એને એ દીવસની પ્રમુખ ગણતાં હતાં. ઘોડાગાડીઓ ખુબ ફુલ અને રંગ-બેરંગ કપડાંથી શણગારવામાં આવતી હતી. જે જગાએ બેસીને લોકો ગામનો વહીવટ કરતા હોય, રમતા હોય, નાચતા હોય ત્યાં આગળ એક મોટો મજબુત વાંસ દાટવામાં આવતો હતો. એ વાંસને છેડે બાંધેલી રંગ-બેરંગી પચાસેક ધજાઓ જમીન પર લટકતી રહેતી હતી. એમાંથી એક એક ધજાને પકડીને બધાં મે-પોલ-સોન્ગ (મધુ-દંડ-ગીત) ગોળ ગોળ ઘુમતાં ગાતાં હતાં. કોઇ આમ જાય તો કોઇ તેમ જાય. કપડાંની ધજામાં ઉપર ગાંઠ પડી જતાં એ લોક એને છુટી કરતાં હતાં. મે-વાંસની આજુબાજુ ચક્કર મારતા છોકરા હજુ પણ કોઇ કોઇ ઠેકાણે માલમ પડે છે. ઘોડા પણ કોઇ કોઇ ઠેકાણે રંગબેરંગી કપડાંથી શણગારાયેલા નજરે ચઢે છે અને 'મેની મહારાણી'ની ચુંટણી પણ થાય છે. એવા અવસરો પર શહેરના રહેવાવાળા હાથમાં ફુલોની ડાળી લઇને પોતાને ગામ જતા માલમ પડે છે.

## અને આજે—

કામદારો જાહેર કરે છે કે જગત ઉપર પ્રવર્તી રહેલા ક્રૂર શોષણનો સામનો કરવા તેમજ મહેનતુ માનવતાના રક્તને ચુસી લેતા શેઠીયા સમુદાયની સમાજ-રચનાનો નાશ કરી નાંખવા માટે આપણે તત્પર થવાનું છે. પહેલી મેને દીવસે કામદારવર્ગ જગતને કહે છે કે અત્યારે ભલે નામની સ્વતંત્રતા હો, ભલે નકશામાં તમારા પ્રદેશ ઉપર સ્વાધીન તંત્ર જેવા શબ્દો લખાયા હોય પણ જ્યાં સુધી પૃથ્વીના પટ ઉપર મહેનત કરતા મજુરો અને ખેડુતો તેમના શ્રમનું ફળ ન મેળવે ત્યાં સુધી તેઓ આર્થિક રીતે આધીન છે.

પ્રત્યેક પ્રદેશમાં પ્રવર્તતી અનહદ આર્થિક ગરીબાઇ તરફ આંગળી ચીંધીને કામદારો કહે છે કે આપણે સૃષ્ટિની દૌલત ઉત્પન્ન કરીયે છીયે છતાં આપણે કંગાળ ઇન્સાનોના જેવું જીવન ગુજારીયે છીયે કારણ કે આપણે મહામહેનતે ઉત્પન્ન

કરેલું આર્થિક ધન આ માલિક સમુદાય સ્વાહા કરી જાય છે. તેઓ જાહેર કરે છે કે આપણી ગરીબાઇનું મુળ કારણ મુડીવાદી સમાજરચનામાં સમાયેલું છે. આધુનિક સમાજરચના એકપક્ષી અને અન્યાયી છે. અને તેથી આ સમાજરચતાનો ધ્વંસ કરી નાંખીને તેને સ્થાને સમાજવાદી સંસ્કૃતિનું ચણતર કરવું જોઇએ.

## કામદારોનો આદેશ

પ્રત્યેક દેશમાં પ્રવર્તતી ભયંકર બેકારી તરફ આંગળી ચીંધીને કામદારવર્ગ કહે છે કે બેકારી એ મુડીવાદી સમાજરચનાનું અનિવાર્ય પરિણામ છે. જેમ જેમ નવાં યંત્રો શોધાતાં જાય છે, તેમ તેમ બેકારી વધતી જ જાય છે કારણ કે યંત્રો અત્યારે માલિકના અધિકારમાં હોવાથી તેઓ નવાં યંત્રોનો ઉપયોગ માત્ર કામદારોની સંખ્યા કમી કરવામાં જ કરે છે. અત્યારે નવી નવી શોધખોળો થઇ રહી છે. અત્યારે શ્રમ બચાવે તેવાં નવાં નવાં યંત્રો યોજાઇ રહ્યાં છે, પણ મુડીવાદી સમાજરચના હોવાથી અત્યારે નવાં યંત્રો માત્ર બેકારીના આંકડા ઉંચા ચઢાવવામાં જ ઉપયોગી થઇ રહ્યાં છે. કારણ કે જ્યાં પાંચ કામદારોની જરૂર પડતી ત્યાં હવે નવાં યંત્રોની મદદથી માત્ર બે જ કામદારોની જરૂર પડે છે. આમ ત્રણ કામદારને અનિવાર્ય રીતે રસ્તામાં રખડવું પડે છે. કામદારો આ દીવસે જાહેર કરે છે કે જ્યારે સમાજવાદની સ્થાપના થશે ત્યારે કામ કરવાના કલાકોનો ઘટાડો કરવામાં આવશે. પણ માણસને રજા નહીં અપાય. આમ બેકારીનો રચનાત્મક ઉકેલ દર્શાવીને પહેલી મેને દીવસે કામદારો મુડીવાદી પધ્ધતિને તોડી પાડવાની અગત્ય ફરીથી એકવાર જાહેર કરે છે.

## યંત્રનો સંસર્ગ

જો આપણે દુનીયાના જુદા જુદા દેશોની તરફ ધ્યાનપુર્વક જોઇશું તો દરેક દેશના જીવન-નીર્વાહના ધોરણમાં કેટલો ફેરફાર છે એ આપણે જોઇ શકીશું. એનું કારણ એ હોય છે કે જુદી જુદી આર્થિક પદ્ધતિ એ દેશમાં ચાલુ હોય છે. દાખલા તરીકે હિન્દુસ્થાન અને ચીન લઇએ: આ દેશોમાં મજુરોના જીવન-નિર્વાહનું ધોરણ બહુ જ નીચા દરજ્જાનું છે, મધ્ય-યુરોપ અને પુર્વ-યુરોપના ખેડુત અને મજુરો ઉપલા બે દેશ કરતાં વધારે સારી રીતે રહે છે. અને બ્રીટન-નીવાસીઓના જીવન-નિર્વાહનું ધોરણ એનાથી પણ ઉંચું છે. પણ અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોના કેટલાક ભાગમાં તો દુનીયાના અન્ય ભાગોના કરતાં સર્વથી ઉંચી જાતના જીવન-નિર્વાહનું ધોરણ છે. એ દેશમાં જો કે જીવન-નિર્વાહનું ધોરણ ઉંચી જાતનું છે છતાં પણ બહુ માણસને ત્યાં બેકાર બેસી રહેવું પડે છે. શ્રમજીવીને એ વાતની ખાત્રી નથી હોતી કે તેને કામ મળી જ જશે અને એથી એને પોતાના ભવિષ્યના વિષયમાં બરાબર ચિંતાગ્રસ્ત રહેવું પડે છે.

જ્યાં યંત્રની સર્વથી વધારે મદદ લેવામાં આવે છે એ અમેરિકામાં પણ આ વખતે એક કરોડ જેટલા મજુરો બેકાર છે. આથી ખુલ્લું જણાય છે કે આ પદ્ધતિમાં કહો ન કહો તો પણ કંઇક બગાડ છે જ.

ઇંગ્લંડમાં પણ એ જ હાલત છે. ૧૯૨૬ ની હડતાળના અંતમાં ખાણોમાં કામ કરતાં મજુરોના વીષયમાં જે ફેંસલો થયો હતો તેને આર્થિક બેવકુફી જ ગણી શકાય. એમાં પગાર ઘટાડવામાં આવ્યા

હતા અને કામના કલાક વધારવામાં આવ્યા હતા. પરિણામ એ આવ્યું કે જેટલા કોયલા કાઢવા માટે ૧૧,૦૦,૦૦૦ આદમી ૭ લાકક કામ કરતા હતા, એટલાજ કોયલા કાઢવા માટે ૯,૫૦,૦૦૦ આદમી ૮ કલાક કામ કરીને કાઢવા લાગ્યા. પરિણામે, ૧,૫૦,૦૦૦ મજુર બેકાર બની બેઠાં અને સરકારને અનેક ઉપાયોથી એમના તથા એમનાં કુટુંબના પાલન–પોષણ માટે મદદ આપવાનું માથે પડયું. પણ સરકાર આર્થિક અડચણોને લઇને જોઇએ તેવી મદદ કરી શકતી નથી. અને એથી સાધારણ રીતે ધર્માદા ફંડોમાંથી સહાયતા કરવાની જરૂર પડે છે. આનાથી વધારે બેવકુફી કઇ હોઇ શકે?

## હાકલ

**આ**મ પહેલી મેને દીવસે કામદારવર્ગ જગત સમક્ષ પોતાનું તત્વજ્ઞાન રજુ કરે છે. બિરાદરીનો શંખનાદ કરે છે. મુડીવાદને તોડવાનું બ્યુગલ વગાડે છે

'જગતના કામદારો એક થઇ જાવ' એ તેનું સુત્ર છે. સંપ એ તેહેનો પાયો છે. સંગઠન એ તેમની આશા છે. પ્રચાર એ તેમનું આયુધ છે.

પહેલી મેને દીવસે જગતનો કામદારવર્ગ શાશીતો અને શોષીતોને પડખે ઉભા રહેવાનો કોલ આપે છે. તેઓ એશીયાની પરતંત્ર પ્રજાઓની સ્વાધીનતાના સંગ્રામમાં, આફ્રીકન હબસીઓ કે ઓસ્ટ્રેલીયાના લાલ વતનીઓના સ્વાતંત્ર જંગમાં તેઓ એકદીલી બતાવે છે. આમ પહેલી મેનો દીવસ જગતમાં સઘળા શોષીતો માટે આશાનો દીન છે.

પહેલી મેને દીવસે થતા દેખાવો આર્થિક અને રાજકિય સ્વાધીનતા માટે ઝુઝતા કામદારવર્ગના બળનો કંઇક અંદાજ આપે છે. જેમ જેમ આ દેખાવો વધુ જોરદાર થાય છે તેમ તેમ સ્વાધીનતા નજીક આવતી જાય છે. અને તેમ તેમ ગુલામીનાં બંધનો તૂટતાં જાય છે. આ દ્રષ્ટિએ પહેલી મે એ આવતી કાલની અર્થસુચક આગાહી છે.

આજે પૃથ્વીના પ્રત્યેક પ્રદેશમાં આમવર્ગના ઉગ્ર આંદોલનો ઉછળી રહ્યાં છે. મુડીવાદ અને શ્રમજીવી સમુદાયે આખરી જંગ માંડયો છે. આ જંગ અનિવાર્ય છે. સમાજની અંદર જ આ આંતરકલહ વણાઇ ગયો છે. આ કલહ જ્યાં સુધી મુડીવાદ ટકશે ત્યાં સુધી ચાલુ જ રહેશે. આ આંતરકલહમાંથી સીતમગાર મુડીવાદને તોડવાની તમન્ના જાગે છે અને આ તમન્ના પહેલી મેને દીવસે મુર્તિમન્ત સ્વરૂપ લે છે.

ત્યારે પહેલી મેનો દીવસ આમ અનેક દ્રષ્ટિએ અતિ મહત્વપુર્ણ છે. મહેનતુ માનવતાને માટે તો એ એક મહાપર્વ છે.

# નવો આદેશ

પ્રકૃતિના પુજક માનવિ પંથ જાતા
"કેવું સુરમ્ય સ્થળ આ !" વદી સ્થંભતા ત્યાં
એ સ્થાનને નિજ ક્રિડાંગણ યોગ્ય લેખી
સૌ દાખવી કુદરતે અદ્‌ભુત લીલા.

વાસી તહિં સરળ શાંતિ સદાય કાળે
કોલાહલો જગતના કદિ ત્યાં ન આવે.
સૌન્દર્ય ભવ્ય, પ્રણયાર્દ્ર રહી પ્રસારી
લાગે અનિલ લહરી શિળી મંદ વાતી.

આકાશની ઉંડઇ માપતી કાળજુની
સામે ઉભી ગભીર પર્વત માળ ઘેરી
ને આ નદી વિમળ વારિ ભરી વહેતી
ઢાંકી દઇ મલિનતા તળના ઉંડાણે.

રેતી અને પડી શિલા છુટી આસપાસ
ક્રિડાકુટીર બની એ જળજંતુ કાજ
શિલા શું આથડી તરંગ રમે સ્વછંદે
બુદ્‌બુદ્ તણું જગત તેથી રચાય રંગે.

કિન્તુ રચી મનુજના ઉરમાંહિ સ્વાર્થે
શંકા, કુભેદ તણી કોટડીઓ કળાએ
આ ઉપરે દીસતું અદ્‌ભુત સ્થાન સ્હેજે
રોકી ન દાબી શકતું નિજ પ્રેરણાએ.

બંધુત્વ કે જગતપ્રેમની ભાવના ના
સ્થાપી શકે કદિ ન ભાવ સમાનતાના
પોષાય આળસુ તણી ઉલટી મઝાઓ
શીતો જડે જકડવા નવી દીન ઉરો.

'શાને જવું ફરજ ત્યાગી તહિં અનર્થે'
જો હોય સ્હેજ મનુભાવ વસેલ ઉરે–
પુકાર ઓ અસહાય અનાથ કેરા–
ને મુક દર્દ અતિશે શ્રમ બોજ વ્હેતા–

ક્ષુધા થકી પડતી આર્તવ ચીસ તીણી–
દારિદ્રમાં દટઇ ઓ જનતા સડે શા–
બુઝાવવા દરદ એ સહુ સાથ દેજે
ને એ પથે જીવનનાં તુજ જોમ વ્હેજે.

ત્રીભુવન બી. પટેલ.

એક નાટક

પાત્રોઃ-

**મયાચંદ:** યશવંતનો પ્રથમનો શેઠ. ગરીબોને મદદ કરવાનો આડંબર કરનાર શ્રીમંત.

**જોહરા:** ગાયીકા.

આ શીવાય બીજા કેટલાક માણસો.



# શાંતિની-

પ્રવેશ પહેલો

## પાત્રો

**યશવંત, યમુના, બાળકો અને પાછળથી મયાચંદ શેઠ.**

**સ્થળ:** નદિ કિનારે ઝુંપડું.

[ઝુંપડાના બારણા આગળ યશવંત વિચારગ્રસ્ત બની આંટા મારી રહ્યો છે. આથમતા સૂર્યનાં ઝાંખાં કીર્ણો પામે વ્હેતી નદિના અગાધ જળમાં સરી જવા અશકત નિવડતાં ધીમે ધીમે અદશ્ય થાય છે. સંધ્યાની શીતલતાનો આસ્વાદ લેતાં માનવવૃંદ સરિતાની ઝીણી રેતીમાં ફરી રહ્યાં છે.]

**યશવંત**-[આથમતા સૂર્ય તરફ નજર કરી] બીજા દિવસની રાત પણ પડવા આવી. દુનિયામાં મ્હારા જેવા કેટલાય આવા નિઃશ્વાસ નાખી દિવસો પુરા કરતા હશે! આટલા આટલા પ્રયાસો કરવા છતાં પણ જ્યારે કોઇ પણ કાર્યમાં સફળતા ન મળે ત્યારે એમાં કોનો દોષ?

[ઝુંપડાના અંદરના ભાગમાં બાળકોના રડવાનો અવાજ સંભળાય છે.]

અને આ કુમળાં બાળકોનો અન્ન માટેનો ટળવળાટ ક્યાં સુધી જોઇ શકાશે?

:લેખક:
ચન્દ્રકાંત પાઠક



પાત્રો:-

**યશવંત:** સુશિક્ષીત યુવક: બેકાર બનતાં હોડી ચલાવવાનો ધંધો કરે છે.

**યમુના:** યશવંતની સ્નેહાળ પત્ની.

તે શીવાય, બાળકો.

# -શોધમાં

[યમુના પ્રવેશે છે.]

**યમુના:**–આમ હતાશ થયે શું વળવાનું છે. એ દિવસો પણ ચાલ્યા જશે. બાળકોની ત્હમારે ચીંતા કરવી નહિ. ત્હેમને તો હું સ્હમજાવી લઇશ.

**યશવંત:**–[નિસાસો નાખી] તું ક્યાં સુધી સ્હમજાવશે યમુના. એ દિવસ પુરા થયા. કાલે ત્રીજા દિવસનો સૂર્ય ઉગશે છતાં આપણી સ્થીતિમાં કાંઇ ફેરફાર થાય એમ મ્હને તો જણાતું નથી.

**યમુના:**–[પાસે જઇને] હવે બેસો આમ. ચીંતામાં ને ચીંતામાં ઘેલા થઇ જશો. કાલની વાત કાલે છે.

[ખાટલો ખેંચી લાવે છે અને બંને સાથે બેસે છે.]

**યશવંત:**–યમુના, ત્હને ખબર છે કે આ બાળકોની ચીસો સાંભળી મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. નોકરીમાં વારંવાર બેકારીનો અનુભવ થતાં સ્વાશ્રયી બની આ હોડી ચલાવવાનો ધંધો શરૂ કર્યો. પરન્તુ ત્હેમાં પણ આગળ તો પૈસાની જ વાત આવી.

**યમુના:**–એ તો છે જ પૈસા વિના તો શું થઇ શકે ? પણ જેમ નોકરી મુકી દિધી તેમ હમણાં તુર્તને માટે આ ધંધો પણ મુકી દઇએ તો શું: બીજા ધંધામાંથી પૈસા એકઠા કરી પાછા આપણે આ ધંધો જ ચલાવીશું.

**યશવંત:**–કેટલાય ઓળખીતાઓને ત્યાં ગયો પણ કોઇએ મદદ આપવા હા પાડી

નહીં. આપણા જુના શેઠને ત્યાં ગયો અને નવી હોડી ખરીદવા જેટલી મદદ માગી ત્યારે ત્હેમણે તો નાણાં પેટે સીધી દાગિનાની જ માગણી કરી.

**યમુના:**–અત્યારે એ જાતનો વ્યવહાર જ થઇ ગયો છે. સારા સારા આબરૂદારોને પણ કોઇ દાગિના શીવાય પૈસા ધીરતું નથી તો આપણને તો કોણ જ ધીરે?

**યશવંત:**–[ગુસ્સાથી] એ વ્યવહારનો નાશ થવો જ જોઇએ. શું ગરીબ એ બધા ચોર અને શ્રીમંતો એટલે સત્ય અને ન્યાયનાં પુતળાં કેમ?

**યમુના:**–સમાજે એ ભેદ જન્માવ્યો છે એમાં આપણો ગુસ્સો શું કામ આવે!

**યશવંત:**–એ સમાજ; અન્યાયભર્યા સમાજમાંથી ક્યારે એ ભેદભાવ ટળી જશે?

**યમુના:**–એ ભેદભાવ ટળવાની રાહ જોનારને માટે તો ઉંડા નિઃશ્વાસ અને આંસુનાં બીંદુ શીવાય બીજું કાંઇ મળવાનું નથી: પરન્તુ એ ભેદભાવ ટાળવા માટે આગળ વધનારને ઉલ્લાસ અને સાચા જીવનનો અનુભવ મળનાર છે.

**યશવંત:**–મ્હને તો એ બધી કલ્પનાસૃષ્ટિ જણાય છે. જગતનું અસ્તિત્વ ચાલુ રહેશે ત્યાં સુધી શ્રીમંતોની એડી નીચે ગરીબો કચડાવાના જ.

**યમુના:**–ત્હમારા જેવા જુવાનો જ્યાં સુધી આવા નિરાશાના ઉદ્‌ગારો કહાડયા જશે ત્યાં સુધી જગતના રંક વર્ગને માટે સહન કર્યા શીવાય બીજો માર્ગ રહેવાનો નથી. આવેલો પ્રસંગ કષ્ટનો હોવા છતાં પણ સંપુર્ણ આનંદમાં વીતાવી દેનાર વ્યકતી જ સમાજનું કાંઇ શ્રેય કરી શકે છે.

[યમુના યશવંત સ્હામું જોઇ રહે છે, ઝુંપડામાંથી બે બાળકો આવે છે: એને યમુના પોતાના ખોળામાં લે છે.]

**યશવંત:**–[બાળકો સ્હામે જોઇ] આ બિચારાંને નથી પહેરવાને કપડાં કે નથી ખાવાને અન્ન!

**યમુના:**–આવા કરૂણ અને નિરાશાભર્યા શબ્દો મ્હારે નથી સાંભળવા. કાલથી આપણે મ્હેનત કરવા જઇશું અને લાકડાંની ભારી લાવી ગુજરાન ચલાવીશું. થોડા પૈસા થશે એટલે મ્હારી પાસેની ચીજો સાથે ફરીથી હોડી લાવી આપણી રોજી ચાલુ કરીશું એમાં આટલા ચીંતાતુર થવાનું શું કારણ!

**યશવંત:**–યમુના ત્હારી આટલી હીમ્મત અને આટલું આશ્વાસન ન હોય તો ખરેખર મ્હારાથી કાંઇ જ ન થઇ શકે, ત્હારા કહ્યા પ્રમાણે કાલથી જ એ કામ ઉપાડી લઇશ: ત્હારે આવવાની જરૂર નથી. હું એકલો બસ છું.

**યમુના:**–પણ હું એકલી બેસી રહી શું કરીશ: જંગલમાં ત્હમને મદદ કરીશ અને બાળકોને સાચવીશ.

**યશવંત:**–[શાન્ત થઇને] જેવી ત્હારી ઇચ્છા.

[બાળકો યમુનાના ખોળામાં ઉંઘી જાય છે ત્હેને અંદર સુવાડવા જાય છે: બીજાને લઇ યશવંત ઝુંપડા તરફ જાય છે એટલામાં પાછવાડે મયાચંદ શેઠનો અવાજ આવે છે]

**મયાચંદ:**–કેમ અલ્યા યશવંત, પછી જણાયો જ નહિં. આજે આખો દિવસ રાહ જોઇ.

**યશવંત:**–આવો શેઠ: ત્હમારા તરફથી જવાબ મલી ગયો પછી આવવાની શું જરૂર.

**મયાચંદ:**–એ તો વ્હેવારનાં કામ છે એવા જવાબો ચોક્કસ ગણાતા હશે કે વળી હું જરા વિચારમાં હતો એટલે ત્હને ના પાડી દીધી. પણ ત્હને તે કાંઇ ના પડાય. જોઇએ તો લઇ જજે પૈસા ત્હને આપેલા ક્યાં જવાના છે.

[યશવંતના કહ્યા શીવાય જ આવીને ખાટલામાં બેસે છે.]

**યશવંત:**–પણ શેઠ ત્હમે કહી તે શરત તો મ્હારાથી કબુલ કરી શકાય તેમ નથી. મ્હારામાં વિશ્વાસ હોય તો પૈસા ધીરો મહેનત કરીને પુરા કરી આપીશ.

**મયાચંદ:**–તે કોણ ના પાડે છે. આ તો ત્હારા લાભની વાત છે. રકમ પડી હોય તો આપણે બન્નેને ચીંતા નહીં. પૈસા ભરવાની ત્હને કાળજી રહે અને મ્હારે રકમ જલદી વસુલ થાય.

[યમુના બ્હાર આવે છે]

**યમુના:**–ઉધરાણીની ઉતાવળ નહીં ચાલે. જો એ શરતે આપવા માગતા હોતો સ્હવારે આવશે.

**મયાચંદ:**–અરે ! ઉધરાણીની વાત તો શું પણ અહીં આવીશ સરખોય નહીં. યશવંત મ્હારો જુનો નોકર એટલે આવું છું નહિં તો મ્હારે જાતે આટલી કાળજી રાખવાની શું જરૂર. જ્હેને પૈસાની ગરજ હોય તે આવે.

**યશવંત:**–તે માટે ત્હમારો આભાર. ઠીક ત્યારે કાલે સાંજના હું આવીશ.

**મયાચંદ:**–જ્યારે આવવું હોય ત્યારે આવજે ત્હારે માટે આપણે ત્યાં કોઇ જાતનો વાંધો નથી.

[મયાચંદ ઉઠે છે અને જતાં જતાં યમુના તરફ નજર નાંખે છે. ચન્દ્રનાં આછા અજવાળામાં યમુનાથી તેના મનોભાવ છાના રહેતા નથી.]

**યમુના:**–આ સ્વાર્થી માણસ પાસેથી પૈસા લેવાની મ્હારી ઇચ્છા થતી નથી. આપણે તો જાતે મ્હેનત કરીને જ પૈસા પેદા કરીશું.

**યશવંત:**–(વિચારમાં). કાલની વાત કાલે છે.

[બન્ને ઝુંપડામાં જાય છે–પડદો પડે છે]

## પ્રવેશ બીજો

### પાત્રો

જોહરા, મયાચંદ શેઠ તથા બીજા શોખીનો.

**સ્થળ:** જોહરાનું મકાન.

[પ્રખ્યાત ગાનારી જોહરાના ખંડમાં સંગિતના મીઠા સરોદાથી વાતાવરણ ગાજી રહ્યું છે. વચ્ચે વચ્ચે પ્યાલીઓનો રંગ પણ જામે છે.]

**જોહરા:**–અજી, એક જામ લીજીએ.

[મયાચંદના ખોળામાં બેસી શરાબની પ્યાલી ધરે છે.]

**મયાચંદ:**–ના ના ભાઇ, આપણું એ કામ નહીં.

**જોહરા:**–અરે ! કુછ ઐસા હોતા હૈ. જરા લીજીએ તો દેખીએ જનાબ.

[પ્યાલી મોં પાસે લાવે છે. મયાચંદ તેહેનાં નખરાથી અંજાઇ પ્યાલી ખાલી કરે છે.]

**જોહરા:**–દેખો અબ કૈસા રંગ આયા. એક ઔર લીજીએ. એ તો ખાલી શરબત હૈ.

નહીં. આપણા જુના શેઠને ત્યાં ગયો અને નવી હોડી ખરીદવા જેટલી મદદ માગી ત્યારે ત્હેમણે તો નાણાં પેટે સીધી દાગિનાની જ માગણી કરી.

**યમુના:**–અત્યારે એ જાતનો વ્યવહાર જ થઇ ગયો છે. સારા સારા આબરૂદારોને પણ કોઇ દાગિના શીવાય પૈસા ધીરતું નથી તો આપણને તો કોણ જ ધીરે?

**યશવંત:**–[ગુસ્સાથી] એ વ્યવહારનો નાશ થવો જ જોઇએ. શું ગરીબ એ બધા ચોર અને શ્રીમંતો એટલે સત્ય અને ન્યાયનાં પુતળાં કેમ?

**યમુના:**–સમાજે એ ભેદ જન્માવ્યો છે એમાં આપણો ગુસ્સો શું કામ આવે!

**યશવંત:**–એ સમાજ; અન્યાયભર્યા સમાજમાંથી ક્યારે એ ભેદભાવ ટળી જશે?

**યમુના:**–એ ભેદભાવ ટળવાની રાહ જોનારને માટે તો ઉંડા નિઃશ્વાસ અને આંસુનાં બીંદુ શીવાય બીજું કાંઇ મળવાનું નથીઃ પરન્તુ એ ભેદભાવ ટાળવા માટે આગળ વધનારને ઉલ્લાસ અને સાચા જીવનનો અનુભવ મળનાર છે.

**યશવંત:**–મ્હને તો એ બધી કલ્પનાસૃષ્ટિ જણાય છે. જગતનું અસ્તિત્વ ચાલુ રહેશે ત્યાં સુધી શ્રીમંતોની એડી નીચે ગરીબો કચ્ચડાવાના જ.

**યમુના:**–ત્હમારા જેવા જુવાનો જ્યાં સુધી આવા નિરાશાના ઉદ્દગારો કહાડયા જશે ત્યાં સુધી જગતના રંક વર્ગને માટે સહન કર્યા શીવાય બીજો માર્ગ રહેવાનો નથી. આવેલો પ્રસંગ કષ્ટનો હોવા છતાં પણ સંપુર્ણ આનંદમાં વીતાવી દેનાર વ્યક્તી જ સમાજનું કાંઇ શ્રેય કરી શકે છે.

[યમુના યશવંત રહામું જોઇ રહે છે, ઝુંપડામાંથી બે બાળકો આવે છેઃ એને યમુના પોતાના ખોળામાં લે છે.]

**યશવંત:**–[બાળકો રહામે જોઇ] આ બિચારાંને નથી પહેરવાને કપડાં કે નથી ખાવાને અન્ન!

**યમુના:**–આવા કરૂણ અને નિરાશાભર્યા શબ્દો મ્હારે નથી સાંભળવા. કાલથી આપણે મ્હેનત કરવા જઇશું અને લાકડાંની ભારી લાવી ગુજરાન ચલાવીશું. થોડા પૈસા થશે એટલે મ્હારી પાસેની ચીજો સાથે ફરીથી હોડી લાવી આપણી રોજી ચાલુ કરીશું એમાં આટલા ચીંતાતુર થવાનું શું કારણ!

**યશવંત:**–યમુના ત્હારી આટલી હીમ્મત અને આટલું આશ્વાસન ન હોય તો ખરેખર મ્હારાથી કાંઇ જ ન થઇ શકે, ત્હારા કહ્યા પ્રમાણે કાલથી જ એ કામ ઉપાડી લઇશઃ ત્હારે આવવાની જરૂર નથી. હું એકલો બસ છું.

**યમુના:**–પણ હું એકલી બેસી રહી શું કરીશઃ જંગલમાં ત્હમને મદદ કરીશ અને બાળકોને સાચવીશ.

**યશવંત:**–[શાન્ત થઇને] જેવી ત્હારી ઇચ્છા.

[બાળકો યમુનાના ખોળામાં ઉંઘી જાય છે ત્હેને અંદર સુવાડવા જાય છેઃ બીજાને લઇ યશવંત ઝુંપડા તરફ જાય છે એટલામાં પાછવાડે મયાચંદ શેઠનો અવાજ આવે છે]

**મયાચંદ:**–કેમ અલ્યા યશવંત, પછી જણાયો જ નહિં. આજે આખો દિવસ રાહ જોઇ.

**યશવંત:**–આવો શેઠઃ ત્હમારા તરફથી જવાબ મલી ગયો પછી આવવાની શું જરૂર.

[એક ઝાડ નીચે બેસે છે. યશવંત બાળકને ચુમે છે. બન્ને છોકરાં છુટથી રમે છે.]

**યમુના:**–પેલા સ્વાર્થી વાણીઆના પૈસા લીધા હોત તો કેટલી ચીંતા રહેત. પંદર દિવસ થઇ ગયા પણ આપણને જરા સરખીય મુસ્કેલી પડે છે ?

**યશવંત:**–એ બધો ત્હારોજ ઉપકાર યમુના, ખરેખર, સ્ત્રીઓની સહનશકતી અજબ હોય છે. જેટલા પ્રમાણમાં ત્હેમનામાં વાત્સલ્ય ભાવના હોય છે તેટલા જ પ્રમાણમાં સહન કરવાની શકતી પણ સમાયલી હોય છે. સ્નેહસુધાએ પુરૂષોનાં ઉદ્દીગ્ન ચીત્તની શાન્તી માટે જો સ્ત્રી જાતિનાં સૃજન ન થયાં હોત તો ખરેખર સકલવિશ્વમાં લાલિત્ય જેવી કોઇ વસ્તુ ન જણાત.

[યશવંતનાં આભારભીનાં નયનો યમુના તરફ ઢળે છે]

**યમુના:**–મ્હારે એ પ્રસંશાનાં ભાષણો નથી સાંભળવાં. અમે તો અબળા.

[યશવંત સ્હામે જોઇ કટાક્ષમાં હસે છે]

**યશવંત:**–એ એક જ શબ્દમાં સ્ત્રીજાતિની સઘળી મહાનતાનો ખ્યાલ આવી જાય છે. પુરાણા રીવાજોને વળગી રહી પુરૂષો સ્ત્રીજાતિ પર પોતાનો અધિકાર બજાવ્યા જાય છે અને ત્હેની વાત્સલ્ય ભાવનાને નબળાઇમાં આલેખી પોતાની સર્વ સત્તા સ્થપાયલી માને છે, પરન્તુ એ માન્યતા બાંધવામાં ત્હેમની ગંભિર ભુલ રહેલી છે. જ્યાં સુધી સમાનતા નહીં જળવાય ત્યાં સુધી સમાજની પ્રગતિ અશક્ય છે.

**યમુના:**–એ પુરૂષોએ સ્હમજવાનું છે: સમાજના આધુનિક તંત્રનો નાશ કરી ત્હેની પુનરરચનાની જરૂર સત્વર રહેલી છે અને જો તે તરફ અસારનો જુવાન વર્ગ ગતિ નહીં કરે તો ત્હેનાં માઠાં પરીણામ ત્હેમને જ ભાગવવાં પડશે. અને અસાર જે સ્થીતિ છે ત્હેથી પણ વધુ ભયંકર સ્થીતિનો અનુભવ થશે.

**યશવંત:**–અત્યારે તો આપણા આ કામ તરફ લોકો હસે છે. સમાજમાં આંટલો આડંબર છે.

**યમુના:**–એક વખત આપણે પણ ગરિબોને મજુરી કરતાં જોઇ એવી રીતે જ હસતા હતા પરન્તુ જ્યારે બેકારીની ભયંકરતા જણાવા લાગી અને દુનિયાંના અભિપ્રાયથી પર જવાની સંયોગવશાત ફરજ પડી ત્યારે હવે એ વસ્તુ આપણને સહજ લાગે છે. વખત એવો આવશે કે દરેકને સ્વાશ્રયી બનવાની ફરજ પડશે.

**યશવંત:**–અને ત્યારે જ સાથે રહી કામ કરવાની વૃત્તી કેળવાશે. માણસ માણસ વચ્ચે હરીફાઇની ભાવના ચાલી જશે અને સંપીને કામ કરવાની નીતી સ્વીકારાશે ત્યારે કોઇ જાતનો ભેદ રહેશે નહિં અને શ્રીમંત નામ જેવો કોઇ વર્ગ નહીં રહેતાં માણસ માત્ર પોતાનું જીવન આનંદથી વિતાવશે.

**યમુના:**–આ વિચારો થોડા દિવસ પહેલાં કયાં ચાલ્યા ગયા હતા ?

**યશવંત:**–ખરેખર ત્યારે હું મુંઝાઇ ગયો હતો. હવે મને જણાય છે કે ગમે તે કામ કરવા તરફથી શરમની જે ખોટી જાળ અત્યારના સમાજમાં બીછાવાયેલી છે તે ભેદી નાખવી જોઇએ. અને કેળવાયલા જુવાનોને બેકારીમાંથી પીડાતા અટકાવવા ત્હેમને પોતાના અનુભવો જણાવવા જોઇએ.

**યમુના:**–આધુનિક સમાજ વ્યવસ્થામાં તો એ જ ઉત્તમ માર્ગ રહેલો છે.

[બાળકો પાણી પિવાની માંગણી કરતાં બન્ને ઉઠે છે અને પોતાના ઝુંપડાના માર્ગ તરફ વળે છે]

**યશવંતઃ**–યમુના હવે તો આપણે થોડા વખતમાં હોડીનો ધંધો ચાલુ કરી શકીશું એટલે તારે માટે આ મુસ્કેલી નહીં રહે.

**યમુનાઃ**–મ્હારો વિચાર પણ ત્હમારી પાસે એ ધંધો શીખી લેવાનો છે એટલે ત્હમને મદદ રૂપ થઇ શકાય.

[ન્હાનો રસ્તો વિતાવી તેઓ મોટી સડક પર આવે છેઃ જ્યાં મોટરની દોડાદોડી ચાલુ હોય છે]

**યશવંતઃ**–આ લોકો કેટલી બેદરકારીથી મોટર દોડાવ્યા જાય છેઃ ત્હેમને પગે ચાલનારની જરા પણ દરકાર લાગતી નથી. કાલે જ આ જગ્યાએ એક બીચારા......

[યશવંત આગળ બોલતો અટકી જાય છે. પાછળ કરૂણ ચીસ સંભળાય છે અને જુવે છે તો યમુના બેભાન હાલતમાં જણાય છેઃ મોટર સડસડાટ ચાલી જાય છેઃ મયાચંદ શેઠની મોટરમાં યમુના આવી જાય છે અને ત્યાં જ મરણ પામે છે.]

**યમુનાને અકસ્માત !**

[પાસે બેસી જાય છેઃ દુર ઉછળીને પડેલા બાળકને પાસે લે છે ત્હેની આંખમાં આંસુ જણાય છેઃ લોકો એકઠા થઇ જાય છે]

**લોકોઃ**–એ તો પેલા મયાચંદની મોટર. દયાના પુતળાં બનવાનો ડોળ કરનાર જરા ઉભો પણ રહ્યો! બીચારાનાં ન્હાનાં છોકરાં રખડી ગયાં !

[યશવંત દિવાના જેવો બની યમુનાનું માથું ખોળામાં લઇ બેસી રહે છે. લોકો સ્હમજાવે છેઃ ટોળાંમાંથી ત્હેના ઓળખીતા બ્હાર આવી ત્હેને સ્હમજાવી શાન્ત પાડે છે અને યમુનાના શબને લઇ ઝુંપડા તરફ જાય છે. યશવંત પુતળા માફક પાછા જાય છે]

[પડદો પડે છે]

**પ્રવેશ ચોથો**

## પાત્રો

**યશવંત** અને પાછળથી **મયાચંદ.**

**સ્થળઃ** યશવંતનું ઝુંપડું.

[દિવાના જેવી હાલતમાં યશવંત ફાટેલાં તુટેલાં કપડામાં ઉભેલો જણાય છે. બાળકોને ત્હેની બ્હેન લઇ ગઇ હોય છે.]

**યશવંતઃ**–યમુના ગઇ! બાળકો ગયાં! શ્રીમંતોને ગરિબોના પ્રેમની પણ ઇર્ષ્યા આવે છે! મ્હારી યમુના ત્હેમણે ઝુંટવી લીધી! ક્યાં હશે? ક્યારે મળશે? ઓ! શાન્તી! શાન્તી! ક્યાં છે એ દિવ્ય શાન્તી!

[મયાચંદ શેઠ આવતા જણાય છે]

આવ્યો! મ્હારી યમુનાને મ્હારાથી જુદી કરનાર એ નરપી...આવ્યો.

[ત્હેના તરફ ધસે છે]

**મયાચંદઃ**–યશવંત, દિવાનો ન થા. જરા શાન્ત થા.

[યશવંતના ચ્હેરા પર વીકટ હાસ્ય તરે છે]



# કામદારવર્ગની કડવીમીઠી

: લેખક :
'મજીર'

લેખાંક
: બીજો :

ગયા અંકમાં લેખકે પરેલ લત્તામાં શોષણના સીતમથી કચરાતા કામદારવર્ગની જીવનપ્રણાલી વિશે કંઇક ખ્યાલ આપ્યો હતો. આ લેખમાં લેખક તેમની લાક્ષણિક શૈલીમાં સંધ્યાના અંધકાર સાથે કામદાર લત્તામાં શરૂ થતા જીવનની રસપુર્ણ કથા આલેખે છે. આશા છે કે વાચક સમુદાયને તે અતિ રસપ્રદ થઇ પડશે—તંત્રી.

સંધ્યાકાળની વીસલેનો તીણો સુર સંભળાઇ રહ્યો છે. કામદારોના મુખ પર સ્મિત ફરકે છે. આરામ અને આશાયેશનો કાળ આમંત્રી રહ્યો છે. પરેલનાં નિર્જન જણાતા રસ્તાઓ ઉપર એકાએક માનવસરીતા પ્રગટે છે. માનવ! માનવ! માનવ! રસ્તામાં ને શેરીઓમાં! માનવ શબ્દનો પ્રચંડ ગણગણાટ તમારા કર્ણપટ પર અથડાઇ રહ્યો છે.

**અને** આ માનવસમુહના મહાસાગર ઉપર ક્ષણવાર ત્હમો મીટ માંડો છો. આંખના પડદા પર કેટલીય સ્ત્રીઓ અને બાળકોની છાયાઓ અથડાયી રહી છે. 'કામદાર વર્ગ'ના આ વિશાળ ટોળામાં ચાલતી અબળાઓ અને બાળકોના વય પણ ત્હમો કહી શકશો. ૧૨ વર્ષથીયે ઓછી ઉમ્મરના દીસતાં ન્હાનકડાં બાળો આજે મીલોમાં શ્રમ કરી રહ્યાં છે. ન્હાની ન્હાની સ્ત્રીઓ પણ ફેકટરીઓમાં પરસેવો પાડી રહી છે. આ અસ્વાભાવિક દૃશ્યથી અળગાં થવા માટે દ્રષ્ટિ આમતેમ દોટ કહાડે તો પણ દરેક દીશામાં કામદાર સ્ત્રીઓ અને બાલકો ત્હમારી દ્રષ્ટિમર્યાદામાં તરવરે. અને ત્હમો જરા મધ્યમવર્ગના માનવ હશો તો યંત્રસંસ્કૃતિ સામે એક ઉન્હો નિશ્વાસ નાંખીને ત્હમો શાંત બની જશો.

**ય**ંત્રસંસ્કૃતિના સંસર્ગનું આ પ્રથમ પરિણામ. યંત્રોના આગમને પ્રત્યેક કામને સરળ બનાવ્યું. જ્યાં પહેલાં સશક્ત શરીરની જરૂર પડતી ત્યાં કામદાર સ્ત્રીના કોમળ મનાતા હાથ આજે ફરી રહ્યા છે. પરિણામે યંત્રના માલિકો ઓછી મજુરીથી પ્રેરાઇને પુરૂષો કરતાં આવા કામ સ્ત્રીઓને સોંપવાને આતુર હોય છે, આમ શેઠ સાહેબોને સ્ત્રીઓ અને બાલકો સસ્તા સાંપડતાં હોવાથી જેટલી શક્ય હોય તેટલી મ્હોટી સંખ્યામાં તેમને કામ સોંપાય છે.

**અને** પરેલની શાકમારકેટ, ધન્યમારકેટ, અને શરાબમારકેટમાં જીવ દેખાય છે. અંધારી કોટડીઓમાં ધાસતેલના ડબ્બાઓમાં જુવાની જાગે છે. તેનો આછો પ્રકાશ ગંદી કોટડીઓમાં અજવાળાં આપે છે. કામદાર કુંટુંબ ભોજનની તૈયારી કરે છે. અને તેથીય ઓછા પ્રકાશમાં કામદાર કુટુંબ સુવાની તજવીજ કરે છે. ગ્રીષ્મ ઋતુમાં તો રસ્તાના ફુટપાથો પર લાઇનોની લાઇનો ખડકાય છે ત્યારે ચોમાસાના ચાર માસમાં કોઇ ગંદા આવાસના એકાદ ખુણામાં પડી રહીને તેમને સવારની વીસલની વાટ જોવી પડે છે.

પણ આજ તો ઉનાળાનો 'ઉજળો' દીવસ હોવાથી ફુટપાથ પર કામળા પથરાવાની શરૂઆત થઇ છે. કોઇ કોઇ જગ્યાએ કામદારો ભજન ગાઇને સમાજ રચનાએ સર્જેલા સંતાપને ભુલવાની કોશીશ કરે છે ત્યારે દશ કલાકના એકધારા શ્રમને ભુલવા માટે કેટલાય શરાબની પ્યાલીઓ ચઢાવવા મશગુલ બને છે.

પણ આ અંધારામાં અને ખરાબ રસ્તામાં ઠોકરો ખાવાની ત્હમારી હિંમત હોય તો ત્હમો અહીં કેટલાય કામદારોને અંદર અંદર નવી સમાજરચનાને સર્જવાના ઉદ્દેશોથી પ્રેરાઇને તેમના બિરાદરોને રાજકિય જાગૃતિનાં જોમ આપતા જોઇ શકશો. આશા અને ઉત્સાહના સંદેશને આપતા જોશો. આદર્શ માટે આત્મબલિદાન આપવાના ઉજળા આદેશોને પ્રસારતા નિહાળશો.

[૨]

**પણ આપણે તો** કામદાર વર્ગના જીવન જોવા નીકળ્યાં છીએ એટલે જીજ્ઞાસાએ જાગૃત કરેલો પ્રથમ પ્રશ્ન તેમને મળતી કંગાળ રોજી ઉપર આવીને અટકે છે. આ સંવાલ ત્યાંજ સ્તંભી જાય છે. રૂપીયા પંદર જેટલો માંડ માંડ પગાર મેળવતા કામદારોની આ આર્થિક કમાણી ઉપર આપમેળે આપણી આંખ ઠરે છે...

કોઇ કામદારને સહજ ઉભો રાખીને સવાલ કરીએ કે ત્હેને શા બદલ પૈસા મળે છે? ત્યારે તે જરૂર જવાબ આપશે કે હું આટલા કલાક સુધી યંત્ર ચલાવું છું તેના! આમ મજુરમાં યંત્ર ચલાવવાની રહેલી શક્તિના વેચાણ બદલ તે દીન આથમે દાઢીયાં દેખે છે. આ શક્તિ તે દીવસના દશ કલાક વેચે છે. કેટલીક વાર તે વધુ કલાક વેચે છે એટલે વધુ પૈસા મળે છે. પણ સરવાળે કામદારોને **પૈસા મળે છે તેમની શક્તિ વેચવા બદલ.**

આ તાકાતને વેચવા બદલ કામદારને કંઇક પૈસા મળે છે તેને લોકો 'રોજી' કહે છે. આ પૈસાનો દર ત્રીસ દીવસે સરવાળો કરીયે તો મહાપરાણે ૨૫ રૂપીયા થાય. ત્યારે ત્હમારા મગજમાં સ્વાભાવિક સવાલ જોરથી અથડાય છે કે કામદારો સારો દીવસ શ્રમ કરે છે છતાં આટલું ઓછું કેમ કમાય છે?

ત્હમારી પાસે ઉભેલા કોઇ કંગાલ કામદાર તરફ ત્હમારી દ્રષ્ટિ પડે, અને ત્હમો પ્રશ્ન કરો તો તે કહેશે કે પેટીયું કહાડવા પુરતું જ શેઠ કામદારને આપે છે. શરીરમાં ચેતના ટકી શકે એટલું જ આપવાનો તેનો ધારો છે. પહેલાં ગુલામોને ખોરાક આપવો પડતો અને આજે તેઓ માત્ર ખોરાકના કંઇક પૈસા આપે છે. અને તેનો સાથી ત્હમને કહેશે કે 'એટલું જ નહીં પણ અમો મજુરો એક વર્ગ તરીકે જીવીએ, અમારા કુંટુંબને સાચવી શકીએ અને અમો મરી જઇએ ત્યારે અમારી જગ્યા લેવા માટે અમો સંતાનોની સારી સંખ્યા મુકતાં જઇએ' તેટલી જોગવાઇ માલદાર જરૂર કરી જાય છે.

આ શબ્દો કર્ણ પર અથડાય કે વિશ્વવિદ્યાલયમાં મુડીવાદના અધ્યાપકોએ શિખવેલા વિચારો જોરથી મગજમાં ઘુમરી ખાવા લાગે છે...ત્હમો ક્ષણભર કંગાલ મજુરનું કથન સ્વિકારો પણ નહીં!' પણ એ સાવ સાચું છે. કામદારવર્ગને આજે ભુખમરાથી અદ્રશ્ય ન થઇ જાય એટલું જ નહીં પણ ટકી રહે તેટલા પુરતી જ રોજી તેને સાંજ પડે સાંપડે છે.

**પ્ર**ત્યેક મુડીવાદી ઉત્પાદનનાં યંત્રો વસાવે છે, ત્યારે તે સાથે જ ઘસારા ફંડની જોગવાઇ જરૂર કરતો જાય છે, કારણ કે કેટલાક વર્ષોના સતત ઉપયોગથી યંત્રો ઘસાઇ જઇ, નકામા નીવડે છે. અને તેને બદલાવવાં પડે છે. તેવી જ રીતે યંત્રો ચલાવવાને માટે તે મજુરને કામ પર રોકે છે ત્યારે તેના મલીન હ્રદયને સારી રીતે ખબર હોય છે કે એક દીવસ આ કામદાર મરી જશે અને તેની જગ્યાએ તેને બીજા કામદારને લાવવો પડશે. અને તેથી જ કામદારવર્ગ સનાતન જીવન્ત રહે તે જોવાને તેને ફરજ પડે છે. એથી જ મુડીવાદી મજુરવર્ગને જ્યારે રોજી આપે છે ત્યારે મજુરનું જીવનખર્ચ ઉપરાંત તે અને તેનાં છોકરાં પણ જીવી શકે તેવી જોગવાઇ હોય છે જ. આ મજુરીનું બંધારણ છે. કામદાર હો કે ગમે તે હો પણ જગતભરમાં શ્રમ કરતા શ્રમજીવીઓને મળતી કંગાળ રોજીનો આ સંકેત છે.

અને મજુરી વધુ ન માગી શકાય એટલા માટે સંપત્તિવાનો ભુખમરાનું ભયંકર વાતાવરણ ઉત્પન્ન કરી રહ્યા છે. તેઓ મજુરોનું જીવનપ્રમાણ જરા પણ ઉંચે ન જાય તેની ખાસ સંભાળ લે છે. કારણ કે કામદારવર્ગને વધુ મજુરી આપવી પડે તો તેમના નફાનો પારો તેથી નીચે જાય

[ અનુસંધાન પૃષ્ઠ ૪૯ ]

# લાલ રશીયાની પરદે-

ગયા અંકમાં લેખકે સોવીયેટ સરકારની
ઉલ્લેખ કર્યો હતો. આ અંકમાં સોવી-
થયેલા પ્રયત્નોનો ઉલ્લેખ કરીને સોવી-
ગીરીને આપણી આંખ આગળ જીવતી
અને સોવીયેટ સરકાર વચ્ચેના સંબંધ

લેખાંક : :લેખક:

સોવીયેટ તંત્રને સંગ્રામમાં સંડોવવાને માટે અત્યાર પહેલાં અનેકવાર યત્નો થયા છે. જ્યાં જ્યાં સોવીયેટ સીમા મુડીવાદી જગતને સ્પર્શે છે ત્યાં ત્યાં લશ્કરોના સરંજામ, સૈન્યની કવાયત, હવાઇ હુમલાની તૈયારીઓ અને દરીયાઇ સૈન્યની તાલીમ અપાય છે. ઉદાહરણ તરીકે સોવીયેટની વિશાળ સીમાને સ્પર્શતા પ્રત્યેક રાજ્યના લશ્કરી ખર્ચમાં ઇંગ્લેંડ, ફ્રાંસ, જર્મની અને ઇટાલીએ આર્થિક સહાય આપી છે. અફઘાનિસ્તાનમાં માત્ર ત્રણ વર્ષ પહેલાં ફ્રાંસે ૫૦૦૦ રાયફલ ભેટ ધરી હતી. ત્યારે ઇંગ્લેંડે તેને અન્ય લશ્કરી સરંજામ આપ્યો હતો. ઇતિહાસની કિતાબ ઉપર નોંધાયેલા આ બનાવો માત્ર એક વસ્તુ જ સુચવે છે કે સામ્રાજ્યવાદીઓ કોઇ પણ તરકીબથી મક્કમતાપુર્વક સોવીયેટ સાથે સંગ્રામમાં ઉતરવા ઇચ્છે છે.

ઇતિહાસની એ વિલક્ષણતા છે કે જ્યારે સમગ્ર સામ્રાજ્યવાદી જગત સોવીયેટ સરકાર સાથે યુદ્ધ ઇચ્છી રહ્યું છે ત્યારે સોવીયેટ સરકાર જગતમાં શાંતિની જોરદાર હાકલ કરી રહ્યું છે. એટલું જ નહીં પણ અત્યાર સુધી સામ્રાજ્યવાદીઓએ કરેલા

# -શનીતિ—એક અભ્યાસ

પરદેશનીતિના પ્રાથમિક સિદ્ધાંતોનો
ચેટ સરકારતંત્રને સંગ્રામમાં સંડોવવાના
ચેટના સંચાલકોની અપુર્વ રાજ્યમુત્સદ્દી-
કરી છે. તેમ જ સામ્યવાદી ઇંટરનેશનલ
ઉપર લેખક પ્રકાશ ફેંકે છે—તંત્રી.

'સર્ચલાઇટ' : બીજો

અનેક યત્નોને નિષ્ફળ બનાવ્યા છે. કેટલીય વાર સોવીયેટને યુદ્ધમાં સંડોવવા માટે સામ્રાજ્યવાદીઓએ યત્ન કર્યા છે પણ સોવીયેટના ચાલાક પ્રધાનોએ મુડીવાદી જગતે કરેલા કાળાં કાવતરાંનો ભાંગીને ભુકકો કરી નાંખ્યો છે.

[ ૨ ]

**આવો એક પ્રયત્ન**

૧૯૨૬ માં ઇંગ્લાંડમાં થયેલો. ૧૯૨૬ નું વર્ષ હતું. પાર્લામેંટમાં કોન્ઝરવેટીવ પક્ષ સત્તામાં હતો. પાર્લામેન્ટમાં વિશાળ બહુમતી તેની પડખે હતી. ઓસ્ટીન ચેમ્બરલેન પરદેશખાતાનો સચીવ હતો. સર જોનસન હીક્સ નામનો સોવીયેટ વિરોધી સચીવ ગૃહમંત્રી તરીકે હતો.

એકાએક અંધારી રાત્રે ટેલીફોનના તાર ઝણઝણ્યા. અને સોવીયેટનાં મુખ્ય વેપારી મથક 'આરકોસ લીમીટેડ' ઉપર પોલીસના ધાડાં ઉપડયાં. ટન્ ટન્ ટન્ કરતી પોલીસકારો ઉતરવા લાગી. કોઇને ખબર પડે ત્યાર પહેલાં તો આરકોસ લીમીટડનો કબજો લેવાયો. દીવાલો તોડવામાં આવી. દસ્તાવેજો કબજે કરવામાં

આવ્યા. અને એક અઠવાડીયામાં સોવીયેટ એલચી રેકોવસ્કિને લંડન છોડી દેવાની આજ્ઞા આપવામાં આવી.

આ વખતે પણ સમગ્ર જગત જોઇ રહ્યું હતું કે ઇંગ્લેંડે યુદ્ધ સળગે એવો જોરદાર તણખો નાંખ્યો હતો. પણ અહીં પણ ચીચેરીનની ચાલાકીએ ચેંબરલેનની આખીયે યોજના ઉંધી વાળી નાખી. મોસ્કો આ અપમાનનો ઘુંટડો સામાન્ય રીતે પી ગયું. એટલું જ નહીં પણ જાણે કંઇ જ બન્યું જ ન હોય તેમ લંડનથી એલચીને બોલાવી લીધો. માત્ર વિદેશ સાથે વહેપાર કરતાં સરકારી ખાતાએ વેપારની દીશા બદલી. લંડનને બદલે બરલીન તરફ માર્ગ બદલાયો.

આમ સોવીયેટના સંચાલકોની કુનેહબાજીથી યુદ્ધ શરૂ થતાં અટકી ગયું. આમ સામ્રાજ્યવાદીઓનો ગોઝારો યત્ન તદ્દન નિષ્ફળ નિવડયો અને સોવીયેટના સંચાલકો વિજય પામ્યા.

[૩]

## આવું એક દાવનું

૧૯૨૮ માં થયું હતું. ચાઇનીઝ ઇસ્ટર્ન રેલ્વે પર અત્યારે અડધો ચીનનો અને અડધો રશીઆનો અધિકાર છે. પહેલાં એ આખી રેલ્વે પર રશીયાની સત્તા ચાલતી. પણ રશીયામાં વિપ્લવ થયા પછી લેનીન અને તેના સાથીઓને લાગ્યું કે ઝારે જોર જુલ્મથી પડાવેલી ચીનની ઇસ્ટર્ન રેલ્વે પર અધિકાર કાયમ રાખવો એ વિપ્લવના ઉદ્દેશો સામે નરી કૃતઘ્નતા જ મનાય. આથી તેમણે ચીનની રેલ્વે ચીનને પાછી સોંપી. માત્ર અડધો રાજ્યવહીવટ રાખ્યો. અને તે પણ ૨૫ વર્ષ માટે જ. રશીયાએ આમ આવી વિશાળ રેલ્વે ચીનની નવી પ્રજાસત્તાકને સોંપી દીધી.

પણ નવી વિપ્લવી સરકારના નેતાઓ ૧૯૨૮ માં પેકીંગમાં વિજય મેળવ્યા પછી ફરી બેઠા. તેમણે બળવાનો દ્રોહ કર્યો. જે કામદારો અને કિસાનોની મદદથી વિપ્લવ સફળ થયો હતો તે જ કામદારો અને કિસાનોને કચરી નાંખવા માટે પ્રતિ વિપ્લવી સરકારે સૈન્યો મોકલ્યાં. આ નેતાઓ તે ચીનના મુડીવાદી વર્ગના હતા. શાંઘાઇના સંપત્તિવાનોના હાથમાં તે રમતા હતા અને તેથી જ તેમની આર્થિક સહાય ઉપર નિર્ભર રહીને તેઓએ સોવીયેટ સરકાર સાથે રાજકિય સંબંધ કાપ્યો હતો.

રાજકિય સંબંધ કપાયા પછી માત્ર થોડાક જ મહીનામાં ચીનની મુડીવાદી સરકારે ચીનની ઇસ્ટર્ન રેલ્વે પરના રશીયન ગાર્ડ તેમજ ટ્રાફીક મેનેજર તેમજ રશીયન સત્તાવાળાઓની એકાએક ધરપકડ કરી હતી. આટલેથી સંતોષ ન પામતાં આખી ચીનની ઇસ્ટર્ન રેલ્વે તેમણે પચાવી પાડી હતી.

આ પગલું એટલું તો ગંભીર હતું અને એટલું તો અપમાનજનક હતું કે જો રશીયાને સ્થાને ઇંગ્લેંડ કે ફ્રાંસ હોત તો નાનકીંગ નગર ઉપર જરૂર તોપો ગડગડી હોત. જરૂર ચીનના શહેરો ઉપર ત્રાસજનક બોંબનો વર્ષાદ વરસત અને કાળી કત્લેઆમ થાત. વસ્તુતઃ જાપાનની શિખવણીથી જ ચીનના મનસ્વી માંધાતાએ આવું પગલું ભર્યું હતું. સંભવ છે કે ચીનની ભુમિનો રસકસ લુંટી લેતા અન્ય સામ્રાજ્યવાદીઓએ પરોક્ષ સંમતી પણ આપી હોય. આમ વિદેશીઓના બળ ઉપર મુસ્તાક બનીને ચીનની મુડીવાદી

સરકારે સોવીયેટતંત્રને આક્રમણનું સુંદર કારણ આપ્યું.

પણ સોવીયેટનાં ચબરાક સંચાલકોની ખામોશ અને દીર્ઘદ્રષ્ટિથી આ બનાવે જગદ્વ્યાપી યુદ્ધ ન સળગાવ્યું. તણખો ત્યાંજ ઠરી ગયો. સોવીયેટે જગતને જણાવી દીધું કે તેમનો દારૂગોળો એવી અસંરક્ષિત સ્થિતિમાં નથી રાખવામાં આવતો કે ક્ષણમાં સળગી ઉઠે. સોવીયેટના સંચાલકો ચીનના મુડીવાદી માંધાતાઓની પછવાડે ઉભેલા સામ્રાજ્યવાદીઓને જોઇ શકતા. તેઓની એક્ષ રે જેવી આંખો ચીનની ઇસ્ટર્ન રેલ્વે પરના આક્રમણમાં સામ્રાજ્યવાદીઓએ ગોઠવેલો પ્રપંચ જોઇ શકતી હતી. એટલે જીનીવાને અપીલ કર્યા વગર તેઓએ આર્થિક દબાણનો વેગ વધાર્યો. આ દબાણ સાથે સૈન્યની ટુકડીઓ ફરવા માંડી. અને પરિણામે ચીનના મુડીવાદીઓને પાછા પગલાં મુકવાં પડયાં અને ઇસ્ટર્ન રેલ્વેનો અડધો વહીવટ આવી રીતે પાછો સોંપાઇ ગયો.

આમ ૧૯૨૮ માં સોવીયેટતંત્રને સંગ્રામમાં ઉતારવાનો કાળો યત્ન નિષ્ફળ નિવડયો. અને સામ્રાજ્યવાદીઓ હાથ ઘસતા રહી ગયા.

[૪]

ઇતિહાસની એ વિલક્ષણતા છે કે સોવીયેટ પ્રદેશ સામે રચાયેલા કાવત્રામાં અને કેટલાક પ્રપંચોમાં અફઘાનિસ્તાન અને ચીને ખૂબ ભાગ ભજવ્યો છે. આ દેશોને સ્વાભાવિક શત્રુવટ નહીં હોવા છતાં પણ વિદેશી સામ્રાજ્યવાદીઓની શિખવણીથી તેઓએ રશીયા વિરૂદ્ધ ખેલાતા કાવતરાંને માટે તેમના દેશોનો ઉપયોગ થવા દીધો છે. અને ખાસ કરીને ચીનમાં તો આવા યત્નો અનેક બન્યા છે.

આવો એક બનાવ અત્યારે યાદ આવે છે. પેકીંગ ત્યારે ચીનનું પાટનગર હતું. સર્વ દેશના એલચીઓની ઓફીસ પેકીંગમાં હતી. અને તે પ્રમાણે સોવીયેટના એલચીનું વડુ મથક પણ પેકીંગમાં જ હતું.

હવે આંતર-રાષ્ટ્રિય કાનુનો પ્રમાણે એલચીનું મથક તેમજ તેની સાથે સંકળાયેલી સર્વ વ્યક્તિઓને તે દેશનો કાયદો લાગુ પડતો નથી. તેમ જ તેમની ધરપકડ પણ કરી શકાય નહીં. આ કાનુનનો ભંગ કરીને ચીનની સરકારે પેકીંગના એલચીખાતા ઉપર દરોડો પાડીને એલચી અને ત્હેની પત્નીને અટકમાં લીધાં હતાં. લગભગ એક દીવસ સુધી આખી ઓફીસમાંનું સઘળું ફરનીચર અને કાગળીઆઓ રદ્દેફદ્દે કરવામાં આવ્યાં હતાં. અને કેટલાક અગત્યના કાગળીયાઓ જપ્ત કરી લેવામાં આવ્યાં હતાં.

આંતર-રાષ્ટ્રિય કાનુનનો આ ખુલ્લો અનાદર, સામાન્ય સભ્યતાનો આ ખુલ્લો ભંગ, તેમજ ચીનના પોલીસતંત્રનું મનસ્વી આક્રમણ, એલચીને અટકમાં લેવાનું પગલું આ સર્વ સામાન્ય સામ્રાજ્યવાદી સાથે યુદ્ધ જગાવવા માટે પુરતાં છે. સંભવ છે કે યુરોપના કોઇ પાટનગરમાં આવું મનસ્વી આક્રમણ થયું હોત તો તેનો જવાબ તેમને તોપ અને રાયફલથી મળત. પણ સોવીયેટના સંચાલકો આમ સહેલાઇથી ઉશ્કેરાઇ જાય તેવા ન હતા. તેઓએ શાંત મગજ રાખી આખી

પરિસ્થિતિનું અવલોકન કર્યું અને અતી અંકુશ જાળવી તેઓએ રાજકિય રીતે શકય હતાં તેટલાં પગલાં લીધાં.

આમ પાટનગર પેકીંગમાં એલચીખાતા પર થયેલા મનસ્વી આક્રમણમાં સામ્રાજ્યવાદીઓનો હેતુ નિષ્ફળ નીવડયો. ચીનની પ્રતિષ્ઠા તૂટી ગઇ અને રાજકિય સંબંધ ઉપર કાપ મુકાયો.

ઉપલા પ્રસંગો તો સોવીયેટ સરકારને યુદ્ધમાં આમંત્રનારા હતા. પ્રત્યેક પ્રસંગ બરાબર યોગ્ય સમયે જ યોજવામાં આવ્યો હતો. અને પ્રત્યેક પ્રસંગે સોવીયેટના સંચાલકોનું ધૈર્ય, કુનેહબાજી, સુંદર મુત્સદ્દીગીરી અને અપુર્વ દીર્ઘદષ્ટિ આ સર્વથી વિરોધીઓના હાથ નીચે પડયા. પણ તેથી સામ્રાજ્યવાદીઓ કંઇ હતાશ થયા નથી. તેમને મળેલી નિષ્ફળતાથી તેઓ છેક નાહિંમત થયા નહીં તેઓ સોવીયેટને સંગ્રામમાં ઉતારવાને માટે અવિરત અને સતત કાવાદાવા કરી રહ્યા છે. સોવીયેટ સામે આક્રમણ એ તેનો પ્રાથમિક ઉદ્દેશ છે અને આ આદર્શ સિદ્ધ કરવાને માટે, આ હેતુ પાર પાડવાને માટે દરરોજ નવા નવા દાવ રાજકિય શેત્રંજ ઉપર ખેલતા જાય છે.

[૫]

સોવીયેટ સામે આ સીધા આક્રમણને અળગા કરીયે તો પણ પરોક્ષ આક્રમણો પણ પાર વીનાનાં થયાં છે. આમ સોવીયેટ સીમામાં પાકતા ટીમ્બર ઉપર અન્યાયી અંકુશ મુકીને અમેરિકાએ આર્થિક હુમલો કર્યો હતો. ફરજીયાત મજુરીના ઓથા નીચે કેનેડાએ પણ રશીયાથી આવતા માલ પર પ્રતિબંધ મુકયો હતો અને એટલુંજ નહીં પણ આર્થિક બજારમાં સોવીયેટતંત્રના સંપુર્ણ બહિષ્કારની સાંકળ સર્જવા માટે ઇંગ્લેંડ અને અમેરિકાના મુડીવાદી માંધાતાઓએ સતત યત્ન કર્યો હતો પણ પરદેશનીતિના અવલોકન સાથે આ વસ્તુને સીધી રીતે સંસર્ગ નહીં હોવાથી અત્યારે તે વસ્તુ આપણે અળગી કરીયે છીયે.

પણ લાલ રશીયાની પરદેશનીતિ ઉપર એક બીજી સંસ્થા પણ ખૂબ અસર કરે છે. આ સંસ્થા તે સામ્યવાદી ઇંટરનેશનલ. આ સંસ્થા વિશ્વમાં વિપ્લવી આંદોલનો ઉપર દેખરેખ રાખે છે, આર્થિક સહાય આપે છે અને અનેકવાર દીશાસુચન કરે છે. સામ્રાજ્યવાદીએ આક્ષેપ કરે છે કે સામ્યવાદી ઇંટરનેશનલ પ્રત્યેક દેશમાં વિપ્લવી સાહિત્યનો પ્રચાર કરે છે. વિપ્લવી આંદોલનો ઉપાડે છે અને વિપ્લવી માર્ગે સાંપ્રત સરકારતંત્રોને ઉથલાવી પાડવાના અખતરા કરે છે. આ સંસ્થાનું મુખ્ય મથક મોસ્કોમાં છે. અને રશીયન રાજ્યતંત્રના અગ્રણીઓ આ સંસ્થાઓમાં ઉંચા અધિકારો ઉપર છે. આમ હોવાથી સામ્રાજ્યવાદી સરકારો કહે છે કે 'એક બાજુથી અમોને ઉખેડી નાંખવાના' આંદોલનોની સીધી સરદારી લો અને બીજી બાજુથી ત્હમો અમારી સાથે 'મિત્રતાભર્યો સંબંધ શી રીતે રાખી શકો?'

સામ્રાજ્યવાદીઓ સાથે મિત્રતા બાંધવાના, અને તેમ જ તેની સાથે આર્થિક કોલકરાર કરવાના તેમ જ સંધીઓ કરવાના સોવીયેટતંત્રના યત્નો અને સામ્યવાદી ઇંટરનેશનલના પ્રત્યેક દેશમાં વિપ્લવી આંદોલનોને સહાય કરવાના યત્નો વચ્ચે

ઘણી જ ગેરસમજુતી આપમેળે સંકળાયેલી છે. અનેક જણને એ અજાયબીભર્યું લાગે છે કે સામ્યવાદી ઇંટરનેશનલ મુડીવાદને ખત્મ કરવાની મ્હોટી હાકલ કરે છે ત્યારે સોવીયેટ સરકારતંત્રના સંચાલકો સામ્રાજ્યવાદીઓ સાથે સુલેહના સંદેશાઓ પાઠવે છે. લાલ રશીયાની પરદેશનીતિની આ વિચક્ષણતા છે. ટુંકમાં કહીયે તો સોવીયેટના આ બે સ્વરૂપો છે. બન્ને એક સાથેજ અને અરસ્પરસ સંકળાયેલાં છે. અને લાલ રશીયા પોતાની પરદેશનીતિ સામ્યવાદી ઇંટરનેશનલની નીતિને અવલંબીનેજ ગ્રહણ કરે છે. એક રીતે આલેખીયે તો જગતના સામ્રાજ્યવાદીઓ એકત્ર મળીને આક્રમણ ન કરે તેટલા માટે સોવીયેટ સરકારતંત્ર મિત્રતાભર્યો સંબંધ બાંધે છે. આમ સામ્યવાદી ઇંટરનેશનલે મેળવેલા પ્રથમ વિજય–**સોવીયેટ**ને સંરક્ષાન માટે આ માર્ગની જરૂર પડે છે.

આમ અંદરખાનેથી–ગુપ્ત રીતે સામ્યવાદી ઇંટરનેશનલ અનેક દેશોમાં વિપ્લવો ચળવળો માટે જવાબદાર હોય છે ત્યારે સોવીયેટ એલચીઓ તેજ સરકારતંત્ર સાથે આક્રમણ ન કરવાના અરસ્પરસ કોલકરાર કરી રહ્યા હોય છે.

પણ આ કોલકરારની કાગળ જેટલી પણ કિંમત નથી એ વસ્તુ સોવીયેટના મુત્સદ્દીઓ કે સામ્રાજ્યવાદના મુત્સદ્દીઓથી જરાયે ગુપ્ત નથી. પ્રત્યેક રાજપુરૂષ અરસ્પરસને સારી રીતે ઓળખે છે એટલે સોવીયેટની પરદેશનીતિના આ પ્રસંગોની સ્થાયી કિંમત અતી અલ્પ છે.

—અપુર્ણ—



# ....આ –

: લેખક :
પી. જે. ભટ

આરણ્યમાં ગડગડાટ કરતી ગાડી પસાર થઇ ગઇ. સુના પાટા પર પૈડાનો સ્પર્શ થતાં જ વિચિત્ર અવાજ ઉત્પન્ન થતો અને આઘેથી સાંધાવાળાઓ સમજતા કે પુના મેલ આવી રહ્યો છે.

અંધારી રાત્રિ અને એથી ય ગાઢું વન છતાં આગગાડીની ચીલઝડપમાં ઉતારૂઓને વિશ્વાસ હતો. તેઓને ખાત્રી હતી કે આગગાડીનો એંજીન ડ્રાઇવર જરૂર જાગતો જ હશે.

અને પચાસ માઇલના વેગ આપતા એંજીનમાં ડ્રાઇવર અને તેનો સાથી આગવાળો એંજીનના જુદા જુદા વિભાગ ઉપર તીક્ષ્ણ નજર રાખી રહ્યા હતા.

સ્ટીમોમીટરના કાંટાના સંચાલન પર એંજીનીયરની આંખ ચોંટી રહેતી. ત્યારે આગવાળો બોયલરની ગરમી તપાસતો.

'કોલસા નાંખ! કોલસા! જોતો નથી તેને ભુખ લાગી છે?' એંજીનીયરે ત્રાડ નાંખી.

તરત જ પાવડી અને શોલ કામે વળગ્યાં. ઝપાઝપ કોલસા બોયલરના મોંમાં પડવા લાગ્યા. સ્ટીમનો પારો ઉંચે ચઢવા લાગ્યો. 'બસ કર!' એંજીનીયરે આજ્ઞા આપી.

માનવશરીરે છુટકારાનો દમ ખેંચ્યો.

* * *

એ આગવાળો હતો. આજથી દશ વર્ષ થયાં આ આગવાળો એંજીનમાં કોલસા પુરતો હતો. તેના જીવનમાં એંજીન ઉંડું ઉતર્યું હતું. જીવનવ્યવસાયમાં એંજીન અને કોલસા જ મુખ્ય ભાગ ભજવતાં. દીવસની કાર્યપ્રણાલીમાં એંજીન અને કોલસા સાથે જ તેનો સંસર્ગ રહેતો. આગવાળાને લાગતું કે એંજીન જો ન હોત, આગગાડી જો ન હોત, તો તેનાથી અન્ય રીતે જીવી શકાત કે કેમ? આ ભાવના તેનામાં ઉંડી ઉતરી હતી.

ટુંકી વાર્તા

અને હવે તો વર્ષોના સતત શ્રમથી તેની માન્યતા બંધાઇ ગઇ હતી કે તેના જીવનનો એક માત્ર હેતુ એંજીનમાં કોલસા પુરવાનો જ છે. ખરેખર આ કાર્ય માટે જ તે જન્મ્યો છે અને તે જીવ્યો છે.

આવા વાતાવરણમાં જીવતા આગવાળાને ખરેખર લાગી ગયું હતું કે તેના જીવનનો એક માત્ર હેતુ---તેના જીવનનું એક માત્ર કર્તવ્ય એંજીનમાં કોલસા પુરવા પુરતું જ હતું.

# -ગ...વા...ળો........

ઘેર જતો ત્યારે ત્હેની પત્ની અને બાળકો મળતાં. પણ તેઓ પણ એંજીન ઉપર કામ કરવાને જ ઉત્તેજતાં. કારણ કે તેમાં તો કુટુંબની રોટી મળતી. મંદીરમાં પણ જતો ત્યારે પ્રભુના પગ પાસે મુકવાના પૈસા માટે પણ પગારદીન યાદ આવતો.

એંજીનીયરના સંસર્ગે પણ આ ભાવના દ્રઢ કરી હતી. જ્યારે એંજીન આરામ લેતું ત્યારે ઇંજનેરના ખાણાને માટે ટીફીન કેરીઅર આવતું. ત્યારે તેને માટે તો એક ન્હાનકડો ડબ્બો જ ઉઘડતો.




આગવાળો અને તેના સાથી વાતોએ વળગ્યા [જુઓ પાનું ૪૭]

અને વર્ષોના સહવાસે તેની ખાત્રી થઇ ગઇ હતી કે તે માત્ર કોલસા પુરવાને જ લાયક છે.

આ ભાવના ઉંડે ઉતરતાં તેની પ્રગતિ સ્તંભી ગઇ હતી. તેની વિચારશકિતનાં વહેણુ અટકી ગયાં હતાં. તેનું બુદ્ધિતત્વ એકદમ આછું બનવા માંડયું હતું.

પરીણામે આગવાળામાં આગળ વધવાની તમન્ના ઓસરી ગઇ હતી. ફીટર બનવાની કે એંજીનીયર થવાની શકયતાઓને અભાવે અભિલાષાઓ જન્મતી જ ન હતી. તેથી તેના જીવનમાં માત્ર એંજીનમાં કોલસા પુરવાના કાર્યક્રમ શિવાય અન્ય કંઇજ ન હતું.

* * *

'કહે છે કે હવે આપણને રજા આપવાની છે'

'હેં ?' આગવાળાએ ઉત્સુકતાથી પ્રશ્ન કર્યો.

'હા, ખરેખર !'

'ત્હને કયાંથી ખબર ?'

'હું આજે 'લોકો,' (*Locomotive* department )માં ગયો હતાં ત્યાં સમાચાર સાંભળ્યા !

'પણુ મ્હારૂં એંજીન તો હમણાં 'લાઇન' પર મુકયું છે'

અરે ! હવે તો વીજળીની ગાડીઓ આવવાની છે !

'એટલે ?'

'એંજીન વિનાજ આ ગાડીઓ દોડશે. ટ્રામની માફક વીજળીક પ્રવાહ મેળવીને વીજળીક ગાડીઓ ધમ્ ધમ્ કુદકા મારશે !

'ખરેખર !'

'હા' 'લોકોમાં' આગવાળાઓ વાતો કરતા હતા કે લગભગ સો જેટલાને તો તરતજ રજા આપવામાં આવશે અને બીજાઓને કોઇ બીજી લાઇન ઉપર મોકલશે.'

'પણુ આ ગાડીઓ શું ખોટી હતી ? આગવાળાએ ઉકળીને જવાબ આપ્યો.

'તે તો તેમને ખબર ! પણુ એક વાત ચોક્કસ છે કે તેઓ વીજળીની ગાડીઓ લાવનાર છે !'

'લાવવા દો !' બીજાએ વચ્ચેથી ઉમેર્યું.

'આવશે ત્યારે જોઇ લેવાશે !'

'પણુ આપણે ઘેર બેસીશું તેનું કેમ ?' આગવાળાએ ઇંતેજારી બતાવી.

'પણુ શું થઇ શકે ?'

'મજુર મહાજન પણુ નથી કે જે આપણા માટે લઢી શકે ?'

'પણુ ભલા, વીજળીક ગાડી એંજીન વગર ચાલી જ કેમ શકે ?'

'કેમ શકે ? અરે મુર્ખા, એમાં એંજીન તો હોય પણુ જ્યાં વરાળની જરૂર પડે છે ત્યાં વીજળી કામ કરશે.'

'ત્યારે તો ઇજનેરની જરૂર તો જરૂર પડશે જ !'

'અરે એ બધાની જરૂર પડશે. માત્ર આગવાળાની જરૂર નહીં રહે.'

'એટલે આપણે ઘેર બેસવાનું એમ જ ને !'

* * * *

વીકટોરીયા સ્ટેશનના એક પ્લેટફોર્મ પર કંઇક મેદની જામી હતી. થોડીક ક્ષણુમાં એક વ્યકિત આવી. બધાએ તેનો આદરસત્કાર કર્યો. આ વ્યકિતએ જવાબમાં એક ટુંકુ ભાષણુ કર્યું. પરસ્પર અભિનંદનની આપ લે થઇ. એક બટન પર તેનો હાથ પડયો અને વીજળીક આગગાડી શરૂ થઇ.

યંત્રવિજ્ઞાનથી તદ્દન અજ્ઞાન એવા ગવર્નરે સીમલાની શીતલ હવામાં વસતા એજન્ટને અભિનંદન આપ્યાં. બન્નેએ યાંત્રિક વિકાસની યશોગાથા ગાઇ. કોઇએ ઝડપના વખાણ કર્યાં તો કોઇએ સગવડનાં વખાણ કર્યાં.

અને આ અદ્ભુત પ્રયોગથી, આ નવા અખતરાથી કંપનીને લગભગ ૧૮૦૦૦ રૂપીયાની બચત થશે કારણ કે હવે એંજીનની જરૂર નહીં રહે.!

અને ગવર્નરે એંજટની કળા, ધીરજ, કૌશલ્ય, મહેનત, ખંત, ઉત્સાહ, અભિલાષ, આદર્શભાવના અને એ સર્વ શક્તિઓ ઉપરાંત ખર્ચ ઘટાડવાની વૃત્તિ માટે બે સારા શબ્દો ઉચ્ચાર્યા.

પત્રકારોના પેડીયાદાસોએ સાંજના વર્તમાનપત્રોમાં મ્હોટા અક્ષરોએ લખ્યું કે 'નવો યુગ શરૂ થાય છે. રેલ્વેના જ્વલંત ઇતિહાસમા નવું પાનું ઉમેરાય છે. રેલ્વેની પ્રગતિમાન તવારીખમાં નવું પ્રકરણ શરૂ થાય છે...

અને બોરીબંદરથી ગોવારી સુધી પહેલી વીજળીક ગાડીએ પ્રસ્થાન કર્યું.

ત્યારે સંધ્યાકાળે લગભગ સો જેટલા આગવાળાઓના ઘરમાં બેકારીની બીક જન્મી હતી.

* * *

આસ્તે આસ્તે આગવાળાઓને નોટીસો મળતી હતી કે 'તેમની નોકરીની કંપનીને જરૂર નથી. કોઇને મહીનાને અંતે તો કોઇને બે મહીનાને અંતે પણ નોકરી ઉપરથી દૂર હઠવાનું હતું. આપણા આગવાળાનો વારો પણ આખરે આવ્યો. એજંટના આદમીએ આવી એક લાલ ફરફરીયું આગવાળાને આપ્યું.

એ લાલ ફરફરીયું તે આગવાળાને મળેલી નોટીસ હતી. મહીના પછી નોકરીમાંથી છુટા થવાની તેમાં આજ્ઞા હતી. રેલ્વેનો એજંટ કહેતો હતો કે, ત્હમારા કુટુંબનું ગમે તેમ થાવ, ત્હમે રસ્તામાં રઝળો કે શેરીમાં સુઇ રહો, પણ ત્હમારી નોકરીની હવે અમને પરવા નથી. અમારી વીજળીની ગાડીઓ હવે આવી છે. તેમાં આગ પુરવાની જરૂર નથી. તેમાં વરાળની વીસલ નથી. હમારી ગાડી હવે ચાલે છે માત્ર એક માણસ વડે.

આગવાળાના હાથમાં ફરફરીયું પડતાં કેટલાય વિચારો વેગથી ધસી ગયા. કેટલીય કલ્પનાઓ તેના માનસમાં વેગથી રમવા લાગી. તેના શરીરમાં સનસનાટી પ્રસરી ગઇ.

ક્યાં જઇશ?
શું કરીશ?
કેમ પુરું થશે?

આગવાળાના માનસમાં આ પ્રશ્નો ખૂબ ઘોળાયા કરતાં હતાં. આવતા મહીનાની આખરે શું થશે તેની કલ્પનાઓ દોટ મુકવા લાગી. એક મહીના પછીનું જીવન તેની આંખ આગળ રમવા લાગ્યું. ક્ષણભર કલ્પના થઇ કે તેને ઘરની બહાર નીકળવું પડશે—બાળક વર્ગને અન્નના વાખા પડશે. સ્ત્રીના શરીરમાં રક્ત ચુસાઇ જશે.

સીગનલ મળી ગયું. એંજીન આગગાડી લઇને ઉપડયું. અને યંત્રવત્ બોઇલરની ભુખ ભાંગવા માટે આગવાળો કોલસા નાંખવા લાગ્યો.

* * *

એક મહીનો તો ક્ષણવારમાં વીતી ગયો એંજીન આરામ લેવા 'શેડ'માં પહોંચી ગયું. અને આગવાળો નોકરી વગરનો બનીને આમતેમ ભમવા લાગ્યો.

તેની આંખ સામે વીજળીક. ગાડીઓ સડસડાટ ચાલી જતી હતી. તેની નજર નીચે વીજળીક ગાડીઓ માઇલોના કુદકા મારતી હતી. સ્ટેશનોથી સ્ટેશન સુધી ફલાંગો ભરતી ગાડીને તે કેટલાય શ્રાપ આપ્યા શિવાય તે શું કરી શકે તેમ હતો?

બહુજ થોડી ક્ષણમાં તેને સત્ય સમજાઇ ગયું કે માત્ર ગાળો દેવાથી કે શ્રાપ વરસાવવાથી કંઇ પેટ ભરાતું નથી. તેને માટે તો શ્રમની જરૂર પડે છે.

સવાર પછી સાંઝ પડતી. અને સાંઝ પછી રાત્રી આવતી. અને રાત્રી પછી સવાર પડતું.

આગવાળો અન્ય કામની શોધમાં આથડતો હતો. તે પરેલ જઇ આવ્યો. માટુંગામાં તજવીજ કરી. પણ સર્વ જગ્યાએથી માત્ર નાજ સંભળાતી.

કંપનીના એજંટોએ આગવાળાઓને અન્ય સ્થળે કામે લગાડવાની તજવીજ કરી જ ન હતી. મીલમાં પણ કંઇ કામ મળી શકયું નહીં. દહાડાઓ તો પાણીની માફક વહેવા લાગ્યા અને એ ઉપરાંત કંઇ બચાવેલું જે ધન હતું તે પણ ઓસરી જવા માંડયું. કામદારો પાસે બેન્કની બેલન્સ જેવું તો હોય જ શું એટલે ધીમે ધીમે મારવાડી અને પઠાણના ઉંબરા આગવાળાએ ઘસવા માંડયા.

કામ! કામ! કામ! પણ આજે આગવાળા પાસે કામ ન હતું.

ઘરમાં ભુખમરાએ તેને વિક્રાળ બનાવ્યો હતો. દરરોજ રખડવાથી તેની વિચારશકિત વિલિન થઇ ગઇ હતી. એટલુંજ નહી પણ તાડી અને શરાબ એ પણ આગવાળાના જીવનક્રમમાં સ્વભાવિક થઇ પડયાં હતાં.

અને તેને એક વિચાર સુઝયો. અને તેના મુખ ઉપર આનંદની ભાવના જામી. તેના હોઠ પહેલીવાર આનંદથી ઉઘડયા. જગ્યા પાછી મેળવવાનો કે એવો જ કંઇક માર્ગ તેને હાથ લાગી ગયો હતો તે કુદયો.

* * *

રેડ આગળ વેગથી વીજળીક ગાડી પસાર થઇ રહી હતી. સીગનલની લીલી રોશની એંજીનીયરને અણુઅટકયે આગળ જવાની આજ્ઞા આપી રહી હતી અને તેથી પણ વધુ એંજીનીયરને અલ્પ સમયમાં પ્રવાસ પુરો કરવાની અભિલાષા હતી. એટલે આજે ખરેખર વીજળીની ગાડી વીજળીક વેગથી દોટ મુકી રહી હતી.

કંપનીના સત્તાધીશો વીજળીક ગાડીના વેગના અખતરા કરી રહ્યા હતા. અંતરનાં માપ ઓછાં કરવાની અભિલાષાએ તેઓ ઘડીયાળ લઇને માઇલોના માપ લેતા હતા. સમય સાથે તેમણે શરત મારી હતી.

અને વેગથી એક પછી એક ગાડીઓ જતી. સ્ટેશન સત્તાધીશો કહેતા કે જ્યાં સ્ટીમટ્રેનને જતાં ૩૩ મીનીટ લાગતી ત્યાં વીજળીક ગાડી માત્ર ૨૧ મીનીટમાં પહોંચી જશે.'

અને અખતરાઓ પુરા થઇ ગયા. નવું ટાઇમટેબલ સ્ટેશનની દીવાલ ઉપર મુકાયું. લોકો ટોળે મળ્યાં. નવું ટાઇમટેબલ જોઇને આનંદનારા અનેક હતાં.

અને ત્યાં એક જણ આવ્યો. લાંબા ટાઇમટેબલ ઉપર એક નિગાહ નાંખી અને એક ઉન્હા નિશ્વાસ સાથે તે ચાલ્યો ગયો.

આ આપણો આગવાળો હતો.

* * *

ભયંકર કાવત્રું!
ધૃણાજનક યત્ન!
ત્રાસજનક કૃત્ય!

આવા શબ્દોમાં કલ્યાણ નજીક પાવર-હાઉસ પર બનેલા એક ગંભીર બનાવ વિશે સવારના છાપાઓએ છાપ્યું હતું. કલ્યાણ નજીક આવેલા વીજળીક પાવર-હાઉસને તોડી પાડવાને, શકય બને તો ઉરાડી નાંખવાને અને તે દ્વારા વીજળીક આગગાડીઓને સ્તંભાવી દેવાનો અખતરો અજમાવવામાં આવ્યો હતો. આ અખતરાની આગેવાની–આ યત્નનું નેતૃત્વ આગવાળાએ લીધું હતું. તેની સરદારી નીચે કલ્યાણ પાવરહાઉસને તોડી પાડવાને માટે તેઓ તત્પર થયા હતા. સામાન્ય બુદ્ધિના આ કામદારો માનતા કે જો પાવરહાઉસ તોડી પાડવામાં આવે તો વીજળીક ગાડીઓ બંધ થઇ જાય. તો રેલ્વે કંપનીને ફરીથી એંજીનનો આશ્રય લેવો પડે. અને તેમ થાય તો તેમને નોકરી પાછી મળે.

પણ કંપનીના એજન્ટોએ સારી કાળજી લીધી હતી. પાવરહાઉસ આવા યત્નોથી ઉડી જાય એ શકયજ ન હતું. એટલે આવો યત્ન કરવામાં આગવાળા અને તેના સાથીઓ તરત જ પકડાઇ ગયા. વીધીસર તેમના ઉપર કામ ચલાવવામાં આવ્યું. અને નામદાર ન્યાયાધીશે શકય હોય તેટલી ગંભીરતા લાવીને જાહેર કર્યું કે–

"ત્હમોએ વીજળીક પાવરહાઉસ તોડી પાડવાનો નીચ ધૃણાજનક યત્ન કર્યો છે. એટલું જ નહીં પણ ત્હમો અને ત્હમારા સાથીઓએ જે હીણુ કામ કર્યું છે તે જોતાં ત્હમોને પાંચ વર્ષની સખ્ત કેદની શિક્ષા આશા છે કે કાયદાના હેતુને સિદ્ધ કરવા માટે પુરતી થઇ રહેશે."

ચુકાદો અપાઇ ગયો. સરકારી વકિલના મુખ પર સ્મિત ફરકયું. માત્ર કોર્ટના એક ખુણામાં બેઠેલી આગવાળાની પત્ની અને બાળકોના આક્રંદ જોનારાના દીલમાં ક્ષણભરની દયા ઉત્પન્ન કરતાં.

## જેલમાં—

'કેટલું ખરાબ કામ!' આગવાળાએ કામળો પાથરતાં કહ્યું.

'કેમ?'

'આજ તો ચક્કી હતી!'

'એટલું જ!'

'કેમ?'

'હવે સુઇ જવું નથી?'

'ના.'

'હું જરા વાંચીશ.'

'ત્યારે ત્હમને લખતા આવડે છે?'

'હા'

'ત્યારે મ્હને એક કાગળ લખી આપશો?'

'કોને?'

'મ્હારી બૈરીને'

'જરૂર'

જેલમાં એક જ કોટડીમાં આગવાળા સાથે પુરાયેલા સાથીએ પણ કામળો પાથર્યો. ગજવામાંથી કાગળ પેન્સીલ કહાડયાં. અને આગવાળાએ એક ટુંકો કાગળ પોતાની પત્નિને લખાવ્યો. અને બન્ને જણ વાતોએ વળગ્યા. આગવાળાએ પોતાનો ટુંકો ઇતીહાસ કહ્યો, અને સાથીએ તેને સમજાવ્યું કે કામદારોમાં રાજકિય જાગૃતિના આંદોલનો ઉપાડવા માટે તેમને સજા થઇ છે.

'પણ ત્હમારે તેમ તો નહોતું કરવું જોઇતું. ત્હમો જાણો છો કે યંત્રવાદ આગળ ને આગળ વધી રહ્યો છે. પણે મીલ જુવો. ત્યાં પહેલાં એક વણકર એક શાળ ચલાવતો. આજે નવા યંત્રોની મદદથી એક કામદાર ચાર શાળ ચલાવી રહ્યો છે" સાથીએ સમજાવવાની શરૂઆત કરી.

'એટલે ત્રણ કામદારો બેકાર બને!'

'અલબત્ત. પણ જ્યારે ઉદ્યોગવાદ વિકાસ પામતો હોય છે, જ્યારે નવા કારખાના ઉઘાડવામાં આવે છે, ત્યારે આ બેકારી દેખાતી નથી. ત્યારે તો કામદારને ઝટ કામ મળી રહે છે પણ જ્યારે ઉદ્યોગવાદનો વિકાસ અશક્ય બને છે, જ્યારે નવા કારખાના સ્થાપવાને બદલે વર્તમાન કારખાનાને કેમ નિભાવવાં એ જ પ્રશ્ન ઉત્પન્ન થાય છે ત્યારે યાંત્રિક પ્રગતિથી ઉપજતી બેકારી ખરેખર બીહામણી બને છે...

'એટલે જો હિંદમાં નવી લાઇનો નંખાઇ હોત તો મ્હને કદાચ કામ જડી રહેત. એમ જ ત્હમારૂં કેવું છે ના? આગવાળાએ વચ્ચેથી પ્રશ્ન કર્યો.

'અલબત્ત, પણ અત્યારે આધુનિક સમાજરચનાના વતુંલમાં ઉદ્યોગવાદ તેની છેલ્લી કક્ષાએ પહોંચી ગયો છે. એટલે વધુ ખીલવણી–વધુ વિકાસ શકય નથી એટલે જ ત્હમોને કામ ન જડયું.

ત્યારે શું થઇ શકે? બેકારીનો માર્ગ તો કાઢવો જ રહ્યો' આગવાળાએ ઇંતેજારી બતાવી.

'માર્ગ એક જ છે. અને તે એ છે કે વર્તમાન મુડીવાદનો નાશ કરવાનો. જ્યારે મુડીવાદને મારી નાંખીશું ત્યારે જ આપણી બેકારી, આપણી ક્ષુધા, આપણા સંતાપ એ સર્વ દૂર થશે.'

'પણ મારવો કેવી રીતે?'

'જુઓ આ પુસ્તક. તેના ઉપર શું લખ્યું છે?'

'મ્હને વાંચતાં કયાં આવડે છે?'

'હ્યો ત્યારે હું વાચું. એના ઉપર લખ્યું છે કે–

'જગતના કામદારો એક થઇ જાવ.'

## કામદારવર્ગની કડવીમીઠી

[ પાના ૩૫ નું ચાલુ ]

છે. આ પરિસ્થિતિમાં કામદાર સમુહને કંગાલ રાખવાની આધુનિક સમાજ રચનાના અગ્રણી મનાતા મનસ્વી મુડીવાદીઓને જરૂર પડે છે અને તેથી તેમનું એકધારૂં શોષણ સ્થિર રાખવા માટે આવા ઉપાયો તેમને અજમાવવા પડે છે.

[ ૩ ]

પણ કંગાળ શેઠના અળખામણા પ્રશ્નને ક્ષણભર વેગળો કરીએ તો ત્હમો જોઇ શકશો કે કામદાર કુટુંબ ક્યારનું ય તૂટી ગયું છે. આજે સ્ત્રી આર્થિક રીતે સ્વાધીન નથી બની. પણ પતિની કંગાળ મજુરીમાં ઉમેરો કરવા માટે ફેક્ટરીની ચક્કીમાં તેને પીસાવું પડે છે.

આજે સ્ત્રી ઉપર આમ બે પ્રકારની ફરજો મુડીવાદી સંસ્કૃતિએ લાદી છે. પ્રથમ તો ગૃહકામની, અને બીજું ફેક્ટરીમાં શ્રમ કરવાની અને તેથી જ આ યુગનું કામદાર સ્ત્રીઓનું શોષણ તો નર્યું ભયાનક મનાવવામાં આવે છે.

પણે તેનો બાળક રોટલી માટે 'બા' 'બા' કરી રહ્યો છે. પણે તેનો પતિ થાકી જઇને આરામ લેતો પડ્યો છે. અને અહીં કામદાર સ્ત્રીઓને ગમે કે ન ગમે છતાં પણ પતિદેવ માટે ભાણું તૈયાર કરવું પડે છે. આ ફરજમાંથી પરવારે કે ઘરનાં કપડાં ધોવાનાં, કે વાસણ માંજવા માટે તત્પર થવાનું તેના નશીબમાં સર્જાયેલું છે. અને આટલો ત્રાસ પુરતો ન હોય તેમ સવારના પહોરમાં તેના દુધમલ બાલકને પાડોશણને સોંપીને તેને અળગા થવું પડે છે.

જૂના કાળમાં એટલે ગુલામી યુગમાં તો ગુલામ બાળક જ્યારે પુખ્ત ઉમ્મરનો બનતો ત્યારે માલીકો તેને વેચી નાંખતા. પણ આજે તો મુડીવાદી સંસ્કૃતિએ તેમાં સુધારો કર્યો છે. અને આજે માતાની છાતી ઉપર ધાવતાં દુધમલ બાળુડાંને પહેલે માસેથી જ ફરજીયાત વિખુટાં પાડવામાં આવે છે. [ સમાપ્ત ]

# ................સમાજવાદનું

સમાજવાદ એ શું વસ્તુ છે, તેના સિદ્ધાંતો કેવા છે અને કયા છે તે વિશે અભ્યાસપુર્ણ ચર્ચા લેખક નીચેના લેખાંકમાં કરે છે.

**આ**ખા હીંદના શ્રમજીવીઓને સંગઠીત કરવા અને એમનામાં પોતાના રાજકિય ને આર્થિક અધિકારોનું ભાન જગાડી વર્ગવીહિન સમાજરચના સ્થાપવા સારૂ સમાજવાદી રાજદ્વારીપક્ષ (સોશીઆલીસ્ટ પાર્ટી) સ્થાપવાનો સમય ક્યારનો આવી પહોંચ્યો છે. જ્યાં સુધી કામદારો અને કૃષીકારોને આર્થિક લડત દ્વારા રાજકિય ક્ષેત્રમાં દોરી જનાર સમાજવાદી પક્ષ હૈયાત ન હોય ત્યાં સુધી એકલી ટ્રેડ યુનીઅન પ્રવૃતિ એટલે કે મજુરમહાજનની ચળવળથી શ્રમજીવીઓનું માતબર હિત સાધી શકાય નહીં. મુડીવાદ એના ઉત્કર્ષના કાળમાં અવશ્ય કામદારોને ઠીક ઠીક પગારો, રહેવાનાં કંઇક અંશે સ્વચ્છ ઘરો, તબીબી સગવડ, બેકારીનો વીમો, રમત ગમતના થોડાં સાધનો અને એવી બીજી અલ્પ સગવડો આપી શકે છે. પરિણામે મુડીવાદના સધ્ધર સમયમાં ટ્રેડ યુનીયનની આર્થિક લડત જરૂર શ્રમજીવીઓને લાભદાયક નીવડે છે. કામના કલાકોમાં ઘટાડો, બાલમજુરોની ચુસણક્રિયા પર અંકુશ, ખાણોમાં મહીલા મજુરો રોકવાની અટકાયત અને એવી કેટલીક સામાન્ય બાબતો કામદારો એ ચળવળથી મેળવી લે છે. પણ એથી કંઇ મહેનત ઉપર મુસ્તાક રહેતી માનવતાને સ્વરાજ્ય સાંપડતું નથી કે નથી સમાજવાદી રચનાની સ્થાપના સંભવતી. આખાયે માનવસમાજમાંથી મુડીવાદની મલીન શોષણનીતી મીટાવવી હોય અને ઉત્પાદનનાં સાધનોની સામુદાયીક માલીકી ઉભી કરી વર્ગહિન વ્યવસ્થા ખડી કરવી હોય તો શ્રમજીવીઓને એ ધ્યેય પર લઇ જનાર રાજદ્વારી સમાજવાદી પક્ષની અનિવાર્ય જરૂરત છે.

**માન**વસમાજ મુખ્યત્વે બે ભાગમાં વહેંચાયલો છે. આમાં એક વીભાગ શોષક એટલે કે ઉત્પાદનનાં સાધનો પર અડ્ડો જમાવી પગારદાર મજુરીદ્વારા અંગત નફો નીચોવનારાઓનો છે; અને બીજો ભાગ

લેખક : છેલશંકર દ. વ્યાસ

# તત્વજ્ઞાન........................

**સાંપ્રત સમાજરચનામાં ચાલી રહેલું મહેનતુ માનવતાના શોષણ તરફ આંગળી ચીંધી લેખક મુડીવાદી પદ્ધતિથી ઉપજતા અનર્થો વર્ણવે છે.**

આ પુંજીવાદીઓના લાગણીહિન ચક્રમાં પીસાતા, કચડાતા, રીબાતા શોષીતોનો છે. આ બે વર્ગોની વચ્ચે મધ્યમવર્ગના નામે ખપતો જબ્બર 'માનવસમુદાય ઝોલાં ખાય છે. મધ્યમવર્ગ એ કોઇ જાતનો વર્ગ લેખાય નહી, કેમકે એનામાં નથી હોતી મુડીવાદની સંપુર્ણ મનોદશા કે નથી પ્રકટતી શોષીતોની વેદનામય સભાન વિચારસરણી. જે કાળે જે વર્ગ સત્તાસાન હોય તે કાળે તે વર્ગ તરફ મધ્યમોનો મેળો ઢળતો રહે છે. એમ છતાં એક વાત ચોક્કસ છે કે શોષક અને શોષીત વર્ગ વચ્ચે મુડીવાદના મુલભૂત આંતર વીરોધોના પ્રતાપે જે નીરંતર સંગ્રામ ચાલ્યા કરે છે તે વચલા ગાળાના માનવસમુહને વધારે ને વધારે શોષીતોના સમુદાય ભણી ખેંચી જાય છે. જ્યાં સુધી મુડીવાદ સત્તાના આસને મંડીત છે ત્યાં સુધી મધ્યમવર્ગનું માનસ એને આશ્રયે સુખ શોધવા તત્પર રહે એ સ્વાભાવીક છે, પણ આ બધું મુડીવાદના મધ્યાહનકાળ માટે જ સંભવીત છે. જેમ જેમ પ્રારંભના સમયમાં મુડીવાદ વધતી ગતીએ ખીલતો જાય છે તેમ તેમ તે એક બાજુ નાના મુડીદારો, અલ્પ કંપનીઓ, હાથકારીગરો અને વચગાળાના વેપારીઓને શ્રમજીવીની કક્ષામાં લાવી મુકે છે, અને બીજી પાસ મુડીવાદની મહેર ઉપર જીવનાર મહેતાજીઓ, કલાર્કો, ડૉકટરો, પ્રોફેસરો, આડતીઆઓ વગેરે મધ્યમવર્ગી માણસોની સંખ્યામાં પણ ભરતી લાવે છે. અમુક માણસો સમાજની મુડી પોતાના હાથમાં કેન્દ્રીત કરીને કાચો માલ જબ્બર જથ્થામાં ખરીદે છે અને તેમાંથી ઉત્પન્ન કરેલી જણસો બજારમાં નાનાં મુડીવાદી કારખાનાના માલ માટે હરીફાઇ અશકય બનાવે છે. કાચા માલનાં ક્ષેત્રો અને ક્રય વીક્રયનાં મથકો મોટા મુડીદારો સર કરે છે તેથી જ નાના મુડીદારોને કાં તો ખતમ થઇ જવાનો અથવા તો જંગી કારખાનાંઓને

## મુડીવાદમાં—



—કામદારો સારો દીવસ શ્રમ કરે છે છતાં—



—તેઓ ગરીબી ભોગવે છે—




—અને અનેકવાર કામ વગરના થઇ બેકાર બનીને રસ્તામાં રઝળવું પડે છે.

## ત્યારે સમાજવાદમાં—




—કામદારો પોતાના શ્રમનું
ફળ મેળવે છે—




—અને છતાં બેકારી જેવી
વસ્તુજ કોઇ જાણતું નથી—



—અને બાળકો મીલની કાળી
મજુરી કરવાને બદલે કુદરતમાં
ઉલ્લાસ મેળવે છે.

આંગણે નોકર બની રહેવાનો જ માર્ગ મોકળો રહે છે. અને પછી મહાન મુડીવાદની અંદર અંદરની હરીફાઇ અને નફા માટે જ માંડેલા અવ્યવસ્થીત ઉત્પાદનને લીધે મુડીવાદનો સંધ્યાકાળ શરૂ થતાં જ મધ્યમવર્ગને માટે એના તંત્રમાં ઓછું સ્થાન રહે છે, શોષીતોની સાથે એમને બેકારીના કરાળ જડબામાં હોમાવું પડે છે, અને એ ઐતિહાસીક પરિસ્થિતિમાંથી જ જાગૃત શ્રમજીવીઓનું સંઘબળ વધે છે. જે મુડીવાદ પહેલાં મધ્યમ વર્ગને અમુક અંશે આરામમાં રાખી શકતો અને મજુરો પ્રત્યે ઉદારતા દાખવી શકતો એ જ મુડીવાદ આફતની વેળાએ ઉદારતાનો બુરખો દુર ફગાવી એના નગ્ન વીકાળ રૂપમાં કુચ કરે છે અને એની સામે સ્વાધીકાર માટે લડત કરનાર કે પગારવધારા માટે આજીજી મુકનાર મહેનતજીવીઓને દળી નાખે છે. ઉત્કર્ષના અરસામાં તો એને અમાપ નફો મળતો હોવાથી મજુરોની હડતાળ અને મધ્યમવર્ગનો અસહકાર પોસાય નહીં, તેથી, બીજું કંઇ નહીં તો નફો ચાલુ રાખવા માટે જ, તે કામદારોની ચળવળ આગળ કંઇક નમતું મુકે છે અને જંગી અવશેષમુલ્ય જતું કરવાને બદલે એમાંથી એકાદ ટુકડો ફેંકી શ્રમજીવીઓનો અસંતોષ હળવો બનાવવાનું પસંદ કરે છે. પણ અધઃપાતના અવસરે એ જ મુડીવાદ પોતાની પ્રતિનીધી રાજસત્તાની મદદ લઇ શ્રમજીવીઓની નાનીસુની આર્થિક અધિકારની ચળવળોને ય ચગદી નાખવા બહાર પડે છે. આંતરવીરોધો, અવ્યવસ્થીત ઉત્પાદનપધ્ધતી અને અંદર અંદરની હરીફાઇથી મુડીવાદના માલનું બજાર ટુંકું થાય અને જણસોના ભાવ ખાડે ઉતરે કે તુરત જ મુડીવાદ શ્રમજીવીઓને વધારે સગવડ આપવી બંધ કરે છે, એટલું જ નહીં પણ અગાઉ આપેલી અલ્પ સગવડોને ય તે વીના સંકોચે પાછી ખેંચી લે છે.

## [૨]

જ્યારે આ પરિસ્થિતિ ઉભી થાય છે, ત્યારે એકલા આર્થિક હિત ઉપર નિર્ભર રહેતી મજુર મહાજનોની પ્રવૃતી શ્રમજીવીઓ માટે નીરર્થક નીવડે છે. અલબત્ત, આવે પ્રસંગે મહેનતુ માનવતાને દાવાનળની કોટી પર પહોંચતી અવરોધવા સારૂ મુડીવાદ પોતાના ઉદ્યોગોનું પુનર્વિધાન (રેશનલાઇઝેશન) અને સમીકરણ કરી મુળ સ્થિતિએ પહોંચવા પ્રયાસ કરે છે અને તેમાં તેને સફળતા પણ સાંપડે છે. શ્રમજીવીઓમાં આર્થિક અને રાજકિયવર્ગભાન જાગતું અટકાવવા તે પુનર્વ્યવસ્થાને અંતે વળી પાછા ઉદારતાના ટુકડા ફેંકે છે. એમ છતાં આંતરવીરોધોને લીધે મુડીવાદને વારંવાર આફતમાં અથડાવુ પડે છે, અને એમ કરતાં એક સમય એવો આવે છે કે જ્યારે પુનર્વિધાન અને સમીકરણ એના માટે અશક્ય બને છે. આ સમયે શોષીતોએ શું કરવું જોઇએ છે? રાજકારણથી વેગળે ન્હાસતા મજુર મહાજનો આ અણીની વેળાએ માત્ર સમાધાન, મંત્રણા અને સામુદાયીક સાટાંથી શું મુડીવાદના જ હાથે ઉદ્યોગરચના અને સમાજવ્યવસ્થામાં એવું પરિવર્તન કરાવી શકશે કે જેનાથી શોષણક્રિયા અને અવશેષમુલ્યનો અંત આવશે અને સઘળું ઉત્પાદન સમાજની

સાચી જરૂરતોને અનુરૂપ બની રહેશે ? આનો જવાબ 'નકાર'થી જ આપવાનો રહે છે. અને અણીના એ અવસરે સંપતીના સર્જકો–મજુરો અને કૃષીકારો–રાજતંત્ર હાથ ધરવાને નાલાયક કે અશક્ત હોય તો ? તો એમને ફરી ફરીને એક નાનકડા શોષકવર્ગના હાથે રીબાવાનુંજ રહે છે. એટલે, મુડીવાદના આંતરવીરોધોને વેગવંત બનાવવા અને શ્રમજીવીઓને મુડીવાદી આફતને વખતે રાજવ્યવસ્થાની સુત્રધારી લેવા માટે તૈયાર અને તાલીમબધ્ધ રાખવા રાજદ્વારી સમાજવાદી પક્ષ સ્થાપવાની આવશ્યકતા છે.

મુડીવાદની મંદીમાં શ્રમજીવીઓ મગતરાની માફક હોમાય, બેકાર બને, ભુખે મરે અને એ રીતે શ્રમજીવી માનવશક્તિનો ક્ષય થતાં વળી પાછો મુડીવાદ સીંહાસને ચઢી એનાં એ કારસ્થાનો પુનઃ આદરે એવી વસ્તુસ્થિતિ કેમ નીભાવી લેવાય ? એથી તો આખા માનવસમુદાયને અન્યાય થાય છે. સમાજના નેવું ટકા જેટલા જબ્બર વીભાગને આમ અવ્યવસ્થીત અને અનુદ્યત રાખવાથી સમાજવાદ કેવળ ખ્વાબનો જ વીષય બની રહેશે, અને વીકાસ ને ઉત્ક્રાન્તીના માર્ગે વર્ગહિન રચના સર્જવી અસંભવીત બનશે.

[૩]

**આ** પ્રકારની અ-બળખામણી દશાથી સમાજને દુર રાખવા અને સારાયે સમુહના સમાન ઉત્કર્ષને ઉભો કરવા સમાજવાદી રાજકિયપક્ષનું વ્યવસ્થીત ને સક્રીય અસ્તીત્વ આવશ્યક છે. શ્રમજીવીઓને મજુર–મહાજન–વાદના કેવળ આર્થિક કાર્ય ઉપરાંત રાજકિય તંત્રની તાલીમ આપવાની જરૂરત છે. એ તાલીમ મજુરમહાજનની નેતાઓ આપી શકવાના નથી કેમકે એમને આર્થિક ચળવળ ઉપરાંત રાજકારણ જોડે લાગતુંવળગતું નથી. રાજકિય શિક્ષણ અને રાજસત્તાનાં સુત્રોનું સંચાલન શ્રમજીવીઓ ત્યારે જ શીખે કે જ્યારે જબ્બર સંખ્યામાં તેઓ બહુમતવાદી રાજકિય સંસ્થાઓમાં જઇ એના તંત્રમાં રસ લે અને તેને મજુરવાદ માટે અનુકુળ બનાવે. આ વીધી અમુક સમય પર્યન્ત ચાલ્યા પછી જ્યારે મુડીવાદ ઉપર અસહ્ય મંદીની આફત ખડકાય ત્યારે તુરત જ શ્રમજીવીઓનું બહુમત પ્રતિનિધિત્વ રાજસત્તાની લગામ હાથ ધરી લે તો સર્વ શોષણના અંત અને વર્ગહિન સમાજવાદી વ્યવસ્થાના સર્જન માટે માર્ગ અતીશય સરળ બની જાય.

**સમાજવાદી પક્ષ** સ્થાપવાનું કાર્ય એ કોઇ ધાર્મીક, આધ્યાત્મીક ને આકસ્મીક અખતરા જેવું નથી. અમુક સામયીક વસ્તુસ્થિતિને વટાવી લેવા સારૂ આ પક્ષ ઉભો કરવો જોઇએ એમ પણ નથી. ફાલતું પ્રયોગ તરીકે એની અજમાયશ ન જ થઇ શકે. સમાજવાદી દળની કાર્યપધ્ધતી અને રાજનીતીને ક્ષણીક બનાવો જોડે બહુ નીસ્બત નથી. એ પક્ષનું અસ્તીત્વ તો અત્યાર સુધીના સામાજીક ને ઐતિહાસીક વિકાસના નીર્ણીત સીધ્ધાન્તો ઉપર ખડું રહે છે. સમાજવાદ એ તો વીશીષ્ટ પ્રકારનું વિજ્ઞાન છે, સામુદાયીક જીવનની નક્કર સ્થિતિનું એ દર્શન છે. એની ઉત્પત્તી અને પ્રગતી વર્ગીયહિતોની અથડામણીને સમજવામાં અને સમજીને

તેમાં શોષીત સમુદાયની પડખે અડગ ઉભા રહેવામાં સમાયલી છે. સમાજજીવનની આ નક્કર સ્થિતિમાં જ સમાજવાદી પક્ષને રચ્યાપચ્યા રહેવાનું હોવાથી એ પક્ષ હંમેશાં સક્રિય અને સાવધાન રહેશે અને કેવળ તરંગી ને વાંઝીયા હઠવાદને પોતાથી વેગળો રાખશે. સમુહપ્રવૃત્તીઓ અને સ્થિત્યંતરોના સાચા અનુભવમાંથી એ પક્ષ જન્મ પામતો હોવાથી એ જ પ્રવૃત્તીઓને સમાજવાદના ધ્યેય પર લઇ જવા સારૂ તે નક્કર કાર્યપધ્ધતી આપી શકશે અને જેમ જેમ વર્ગીય અથડામણીની અને અન્ય સામાજીક સમસ્યાઓ ઉપસ્થીત થતી જશે તેમ તેમ તેનો ઉકેલ ઐતિહાસીક અનુભવથી કરી આપશે.

[સમાજવાદી પક્ષની નીતી અને કાર્યપધ્ધતીનું સવીસ્તર નીવેદન આવતા અંકમાં આપવામાં આવશે.]

# મૉસ્કો

## ના

# યોગાનમાં

: લખનાર :



**પ્યા**રા બિરાદરો,

હું 'રેડ–સ્કવેર'માંથી અહીં હમણાં જ ઘેર આવ્યો છું. "ઑક્ટોબર ક્રાન્તિ"ની ચૌદમી સંવત્સરીના મહોત્સવના દિનના ઓજ આફતાબની સંકેલાતી રોશની સાથે શમતાં જાય છે.

કારણ સોવિયેટ યુનિયનના કામદાર બિરાદરોના જીગરની ભિતરમાં આ દિવસને '૭ મી નવેમ્બર' તરીકે નથી ગણવામાં આવતો મગર ત્હેમના જીગરમાં ઉંડે ઉંડે પચીશમી ઓક્ટોબર જ ઘર કરી રહેલ છે.

લેનીનગ્રાડના મ્હોટા રસ્તાને "ઓક્ટોબરની ૨૫ મી સ્ટ્રીટ" એવું નામ આપવામાં આવ્યું છે.

ન્હાના ન્હાના બાળકો અને બેબીઓ જ્યાં સુધી સમજણા અને રશીયાના દરેક કારણમાં માથું મારવાની જીજ્ઞાસાવાળાં ન થાય ત્યાં સુધી ત્હેમને "ઓક્ટોબરીસ્ટ" કહેવામાં આવે છે.

# ક્રાન્તિ ના મહોત્સવ

—અઝીઝ બેગ

જ્યાં જુઓ ત્યાં આજે લાલ વાવટાએ. ઉપર સુફેદ રંગના મ્હોટા હર્ફો દેખાય છે કે: "સારી દુનીયાનો ઓક્ટોબર ઝીન્દાબાદ!" જર્મન ભાષામાં, અંગ્રેજીમાં, રશીયનમ અને બીજી ઘણી ભાષાઓમાં: આવી વાવટાઓની હાર આકાશમાં ફરફરી રહી હોય છે. મ્હોટી મ્હોટી બિલ્ડીંગો ઉપર રાતા રંગના વાવટાઓનો ધોધ વહ્યા જતો હોય છે. મ્હોટી ઇમારતોની બારીઓમાંથી આનંદ અને ખૂશહાલીભર્યો આવાઝ આવે છે: "હુર્રરરાહ! સારી આલમની ઓક્ટોબરની ખુશહાલીમાં! હુર્રરરાહ!"

## સોવિયટની રણભેરી

કામદારોને તો જાણે 'ઓક્ટોબર' એટલે ખુશહાલી! એ તો ત્હેમના મજદૂરજીવનની ઉષા છે—મજદૂરજીંદગીનો ક્રાન્તિનો દિન છે! એ તો સોવિયટસંઘના જયનાદની રણભેરી છે.

ગઇ કાલે તો સારા દેશમાં ધૂમ મચી રહી હતી. વાવટા ફરકાવવા માટે લોકો નીસરણીઓ લઇ ધમાલ કરી રહ્યા હતા.

ગઇ કાલે સ્હાંજે ગાઢ ધુમ્મસમાંથી હું મ્હારી હોટેલમાં ગયો. જાણે જુની ચાઇનીઝ દિવાલ સુફેદાઇમાં સરકી જતી હોય ને! રસ્તાને પેલે પાર શું છે એ તો ભાગ્યે જ દેખાતું. લોકો રસ્તાને સાફ કરતા હતા. રસ્તાને સ્વચ્છ બનાવવા માટે પાણી વડે ધોઇ રહ્યા હતા.

હંમેશા જે ગલીઓ આદમીઓની મેદનીથી ઘેરાયલી રહેતી તે ગલીઓમાં માણસથી ઉભી શકાતું નહોતું એટલી ગીરદી જામી હતી. મોટરકારો પણ એટલી બધી હતી કે તેમાં જાણે આદમીઓ રખે કચરાઇ જશે એવો ભય લાગતો. પણ દરેકના ચ્હેરા ઉપર બાખુશીની ભભક, દિલની શાદીમા દેખાતી.

સારીયે હવામાં મીજલસની મીજબાનીની મીઠી ખુશ્બુ તરબતર થઇ રહી હતી. લોકો ખુશહાલીથી ઘેલાતૂર બની ગયા હોયને એમ લાગતું! નવેમ્બરની ૭ મી અને ૮ મીના દિવસોએ કૈં પણ કામ કરવું નહિ; છતાંયે પુરો પગાર મળવાનો હતો. કામદારોના ચ્હેરા ઉપર બાખુશીનો નાચ દેખાતો. ફુટપાથ ઉપર ઇન્સાનોની મેદની ઉભરાઇ જતી હતી. નવજવાન જોડકાંઓ 'આશક અને માશુક,' ત્હેમના સારા અને સ્વચ્છ મગર અર્થસૂચક વસ્ત્રો પહેરીને ચાલતાં હતાં. ત્હેમને લાગતું કે ઝારના જમાનામાં પહેરેલી દરસેદાર ટોપીઓ, બુટસ અને ફીનખાબના બદનો પહેરીને જાણે તેઓ ઝાર પાસે ધંધાના ખાસ હકકો માટે ડેપ્યુટેશન લઇ જતા હોયને. ડ્રાઇવરો અકસ્માતમાંથી બચવા માટે નર્વસ થઇ જતા એટલી ગીર્દી હતી.

આ બધા ઝાકઝમાકની નીચે કૈં ગયબી તત્વ ચમકાર મારી રહ્યું હતું. આ બધું કેવી રીતે આવ્યું ?

## આફતાબ ઉગ્યો ત્યારે

**આ**જે સ્હવારે બામદાદમાં અમે ૭ વાગ્યે ઉઠયા અને તરત જ કપડાં પહેરી તૈયાર થયા. સાત વાગ્યે નાસ્તો લેવાનો હતો. આઠ વાગ્યે તો જે રસ્તા ઉપર થઇને અમારે આગળ વધવાનું હતું તે તો બંધ થઇ જવાના હતા.

બરાબર સાડાસાત વાગ્યા અને અમે 'રેડ સ્કવેર' તરફ કુચ કરવા માટે તૈયાર થઇ ઉભા. ચાર ચારની ટુકડી કરવામાં આવી હતી. અમારા ભોમીઆએ અમને ચેતવણી આપી કે "આમાંથી છૂટા નહિ થતા કારણ કે ત્હમારી પાસે જૂદા જૂદા પાસ નથી એટલે ત્હમને પકડવામાં આવે તો નવાઇ નહિ; અને ત્હમે રશીયન ભાષા નથી બોલતા, એટલે બધી ભાંજગડ થાય, એ વળી નકામી મુસ્કેલી થશે."

સ્નેપશોટસ લેવાની—કેમેરા વાપરવાની મનાઇ હતી. એ શા માટે? મ્હને સ્હમજાતું નથી. પણ મ્હેં છાપાના રીપોર્ટરોને લખતા જોયા તો ખરા! કેટલાકો ગેઝેટની ફીલ્મો પણ ઉતારતા લાગ્યા.

અને આખરે અમે આગળ વધ્યા. એક જર્મન ટોળું અમારી પાસેથી હોંપપૂર્વક ગાતું ગાતું પસાર થઇ ગયું.

"બિરાદરો! ત્હમે યે ગીત ગાવા માંડોને! અમેરિકન ગીત ગાવ!" એક રશિયને અમ્હને આવેશમાં પુકારીને કહ્યું.

## "તસ્વીરે રેડ સ્કવેર"

'રેડ સ્કવેર' એક જબ્બરજસ્ત સ્થળ છે. વિશાળ ચોગાનમાં મ્હોટા લશ્કરની 'પરેડ' થાય એવું લાગે! પણ હવે ખાસ 'પરેડ' માટેનું સ્થાન નથી. વર્ષો પહેલાં અહીં જ તાર્તારો અને મસ્કોવાઇટસની સાથે મયદાને જંગ જામતા. જાહેર જનતાને માટે એ વિશાળ ચોગાન 'કત્લગાહ' તરીકે વાપરવામાં આવ્યું. અને આથી એને બીજી કેથેરાઇનના જમાનાથી ગુણ પ્રમાણે નામ આપવામાં આવ્યું—'રેડ-સ્કવેર' 'લાલ ચોગાન'. કારણ કે ત્યાં રાતા ખૂનની નદીઓ વહેવા પામી હતી.

દરેક સ્થળે સીપાહીઓ દેખાતા. લેનીનના વિશાળ મોઝોલીઅમની સ્હામે જોવા આવીને ખડા રહ્યા કે અમ્હારી નઝર લશ્કરી વિભાગોની ભૂમિતિની આકૃતિના સિધ્ધાંત મુજબની ગોઠવણી પર પડી. એ સ્કવેરની આસપાસ રાતા રંગનું મજબૂત દોરડું આસપાસના ચોદીશના રસ્તાઓને અટકાવવા પ્રયત્ન કરતું. એની અંદર અમુક ફીટને અંતરે પુર વસ્ત્રોમાં સજ્જ થઇને સોલ્જરો ઉભેલા દેખાય છે. બરાબર લેનીનની આરામગાહ-કબ્રની સ્હામે જ ઉભા રહેવાનું ખુશકિસ્મત મ્હારે નશીબ થયું હતું.

તે ઘેરા ભુરા અને રાતા રંગના આરસમાંથી સર્જાયેલું સ્થાન છે. અને ત્હેનાં આરસનાં પગથિયાં બાંધવામાં આવેલાં છે અને અહિં ભાષણ કરનાર માટેની ખાસ જગ્યા બનાવવામાં આવી હોય છે.

## ઘેરી ધુમ્મસમાંથી

**મગર** આ બામદાદમાં એટલી બધી ઘેરી ધૂમ્મસ હતી. કે અમને સીપાહીઓ શિવાય બીજું કૈં દેખાતું ન્હોતું. અને ત્હેમાંથી ક્રેમલીનનો ઘંટનાદ સંભળાયો. સત્તરમી સદીમાં એક કિલ્લામાં લટકાવેલો એ ઘંટો પા, પા કલાકને અંતરે આવાઝ કરતો. આઠ વાગ્યા અને એનો રણકો અમે સાંભળ્યો.

આ આવાઝે રશિયનમાં એકથી સો સુધી ઝીણો નાદ કર્યો. અને પછી થોડીવાર બાદ ફરી એકથી સો સુધીનો આવાઝ કર્યો. પાસે ઉભેલા સીપાહીએ અમને સ્હમજાવ્યું કે સ્પીકર 'રેડીઓ'ને તપાસી રહ્યો હતો. ત્હેણે જાહેર કર્યું કે જે કાર્યક્રમ નવ વાગ્યાનું ગોઠવવામાં આવ્યું હતું ત્હેને દશ વાગ્યા પર મુકવામાં આવે છે કારણ કે ધૂમ્મસ ખુબ હતી.

સીપાહીઓની લાઇન પછી લાઇન એ સ્કવેરમાં કુચ કરવા લાગી. મ્હેં ત્હમને કહ્યું કે નહિ કે ત્હેમના કોટ ખાખી રંગના છે?—ત્હેમના કોટ ઘેરા ભુરા રંગના છે. અમારી સ્હામે ઉભેલા સીપાહીઓએ ઝાંખા લીલા રંગની લશ્કરી ટોપીઓ પહેરી હતી. ધૂમ્મસ ધીમે ધીમે સાફ થવા લાગી. અને ચમકતા બેયોનેટો ઝગમગી રહેલાં અમ્હેં જોયાં.

એવી એક ક્ષણ આવી કે જ્યારે અમ્હેં આરસને જોઇ શકતા. 'ક્રેમલીન વોલ'ના મીનારોની આછી રેખાઓ! જે મીનારાઓ ૧૪૮૫ માં આઇવન ધી ટેરીબલે ફરી ચણ્યા હતા. અહા! મોસ્કો કેટલી જૂની યાદોથી તરબતર થાય છે!

## જોશે તઆજુબ

**અ**ને ત્યાં ઘોડાની ખરીઓનો આવાઝ આવ્યો. અને 'રેડ આર્મી' રાતા લશ્કરનો અધિષ્ઠાતા શો સીપાહસાલાર વોરોશીલોવ ત્યાં આવ્યો. સઘળાએ ત્હેને

બાખુશીના આવાઝથી વધાવી લીધો. સારાયે 'રેડ સ્વેકર'માં એની ખુશહાલીની બૂમ પ્રસરી રહી.

અને મીલીટરી બેન્ડે દિલની સીતારીના તાર ઝણઝણાવી નાખે એવી રીતે 'ઇન્ટર-નેશનલ'નું કામદાર બિરાદરોની જાગ્રતિનું ગીત ગાયું.

લેનીનના મોઝોલીઅમની જમણી બાજુના ખુણામાં સ્ટેલીન અને કાલીનીન ઉભા રહ્યા અને એ જ પ્રમાણે ડાબી બાજુએ 'રાતા લશ્કર'ના અને દરીયાઇ લશ્કરના અમલદારો, સીપાહસાલારો ઉભા રહ્યા. લેનીનની અયશગાહની બન્ને બાજુએ સારી યે આલમમાંથી આવેલા ડેલીગેટોના સમુહો બીરાજ્યા હતા.

વોરોશીલોવ ઉભો થઇ, ડાબી બાજુ-ના અમલદારોની હરોલમાં સામેલ થયો. અને ત્હેના લબોમાંથી ભાષણના જોરદાર લબ્જો સરવા લાગ્યા. સર્વત્ર શાન્તિ વ્યાપી હતી. હજારો ઇન્સાનોના દિલ અને ચશ્મનૂર ત્હેની તરફ ઢળેલાં હતાં.

સીપાહીઓની ચશ્મોમાં કંઇક તાજુબ જોશ દેખાતો હતો!

## વિદ્યાર્થી અને મજદુર—લશ્કરમાં

દરેક જવાન ખેડુત અગર તો મજ-દૂર બિરાદરે એક વર્ષ સુધી તો રાતા લશ્કરમાં સેવા કરવીજ; શિવાય કે તે કોઇ ઇન્સ્ટીટયુટમાં વિદ્યાર્થી હોય અને ખાસ ઉપયોગી કામ કરતો હોય! અને આ વિદ્યાર્થીઓ અને કામદારોએ ઓછામાં ઓછા ૭ માસ સુધી તો લશ્કરમાં નોકરી કરવી જ. પછી જો તેણે લશ્કરી અભ્યા-સનો કોર્સ લીધો હોય તો ઠીક છે!

જ્યારે તે લશ્કરી થાણામાં—બરાકમાં હોય ત્યારે રાતા લશ્કરનો જવાન નિશા-ળમાં જાય છે. પાછો જ્યારે ઘેર આવે છે ત્યારે તેના મગજમાં સામાજીક પ્રશ્નો, રાજ્યકારણની સમજણ અને સામાન્ય કેળવણીના ન્હાના મ્હોટા પ્રશ્નોની પરંપરા ફરી રહી હોય છે. તે તૈયાર થઇ ગયો હોય છે.

જેવી લશ્કરી વ્યવસ્થા અહિં છે તેવી સારી આલમમાં કોઇપણ ઠેકાણે નથી. સર્વોત્તમ સગવડ અને જ્ઞાન આદમી માટે ખુલ્લાં છે. 'રેડ આર્મી'નો સીપાહી હરએક વાતે સુખી હોય છે. સોવીયટ યુનિયનને તદ્દન વાકીફ હોય છે કે આ જ જવાનોના દિલમાં સારી આલમ જો દુશ્મનાવટ કરે તો ત્હેનો સામનો કરવાની જબરજસ્ત ધગશ છે. આ જવાનો રશિયાની અનેરી આશા છે.

—ને, વોરોશીલોવનું ભાષણ ખતમ થયું. ત્યાર પછી ઉત્સવની શરૂઆત થઇ. બેન્ડ વાગતું હતું અને 'પરેડ' શરૂ થઇ 'રેડસ્કવેર' જીવન્ત થઇ ગયું હતું. રાતા વાવટા ફરફરતા હતા.

બડા રૂવાબમાં નવજવાન સૈનિકો નિશ્ચ-યાત્મક 'કલીન કટ' અને જોરમંદ દસ્સેદાર લાગતા. અને અનન્ત સરઘસમાં પોતાનો ફાળો આપતા હતા. દરેકનાં વસ્ત્રો એક સરખાંજ હતાં. શિવાય કે લશ્કરની ટુકડીના નંબર પ્રમાણે કોટના કોલરના રંગ જૂદા પડતા. કેટલાકોએ રાતાં, કાળાં, નારંગી અને બ્લ્યુ રંગના કોલરો પહેર્યા હતાં. દરેક ટોપી ઉપર તેજ રંગનો "તારો" કરવામાં આવ્યો હતો અને ત્હેમાં 'હથોડો અને દાંતરડું'ની નિશાની દીપી ઉઠતી હતી.

દરિયાઇ લશ્કરી સૈનિકો આવવા લાગ્યા. પીત્તળના ઝગારા મારતાં બટન અને 'નેવી બ્લ્યુ' રંગના વસ્ત્રોમાં સજ્જ

થઇ કુચ કરતા હતા. આકાશગામી યોદ્ધાઓ ચામડાંના વસ્ત્રોમાં સજ્જ થયેલા દેખાતા હતા. પોલીસમેનો લીલા કપડાંમાં સશસ્ત્ર સજ્જ થયેલા માલુમ પડતા હતા.

## કુતરાઓ પણ !

ત્યાર પછી કુતરાઓ ! કુતરાઓનું મ્હોટું સરઘસ નીકળ્યું. મોખરે સેંટ બર્નાડ આવતા હતા. અદાથી આગળ વધતા હતા. ત્હેમની પાછળ જર્મન ભરવાડો આવતા હતા ત્હેમના શરીર ઉપર મયદાનેજંગના વસ્ત્રોની સજાવટ ઝગારા મારી રહી હતી.

ન્હાના ન્હાના બાલક બાલિકાઓ અને નૌજવાન છોકરા છોકરીઓ ખભે બંદુક લઇને એક બીજાની પાસે ખડા રહીને હારબંધ, લસ્કરની માફક પસાર થવા લાગ્યા. છોકરીઓને માટે ટોપી હતી; શાલ અને રાતા રૂમાલોથી એ દીપી નીકળતી. ત્હેમના 'સ્કર્ટ' અને જાકીટ ભાગ્યે જ એક જ રંગના દેખાતા, તેમના મોજા જૂદા જૂદા રંગનાં હતાં.

પેલાં ન્હાનાં ભૂલકાંઓ કેટલી ધગશથી કુચ કરી રહ્યાં હતાં ! તેમને બંદુક કેમ વાપરવી, ગોળીબાર કેવી રીતે કરવા તેની ખાસ કેળવણી આપવામાં આવી છે. જ્યારે દેશને યુધ્ધ વડે દેશનું સંરક્ષણ કરવું પડે ત્યારે તેઓ હથીયાર લઇને મયદાનેજંગમાં પડવા તૈયાર જ હોય ! થોડાંક વર્ષોમાં જ આ સ્ત્રી અને પુરૂષો જબરજસ્ત લડવૈયા બની જશે.

## વિવિધ સૈન્ય

એક કલાક અને વીશ મીનીટમાં તો આ લોકો અમારી પાસેથી પસાર થઇ ગયા. પાછળ સ્કવેરમાં ત્રણ ટુકડીઓ ખડી હતી. એ લોકોએ રંગરંગનાં કપડાં પહેર્યાં હતાં. લીલી ટોપીવાળી ટુકડી 'ડીફેન્ડર ઓફ ધી ખોર્ડર લાઇન' હતી. અને પાયદળની ટુકડીએ ખુલ્લા આસમાની રંગનાં વસ્ત્રો પહેર્યાં હતાં.

પાછળથી 'બાઇસીકલ' પર બેસીને કેટલીક ટુકડીઓ નીકળી. ત્હેની પાછળ મોટર ટ્રકોમાં સોલ્જરો ભરાઇને નીકળ્યા. તેમની પાસે દરેક જાતના લસ્કરી ઓજારો હતાં. પાછળથી મોટરસાઇકલની ટુકડી આવી ! જાણે સરકાર કહેતી હોયને કે "જૂઓ અમારે ત્યાં કેટલી વિવિધતાભરી સૈન્યરચના છે ! હજી ટુકડીઓ આવતી જ જાય છે ! જૂઓ !"

પછીથી કામદાર બિરાદરો આવ્યા. જૂદા જૂદા પ્રાન્તની જૂદી જૂદી ફેક્ટરીઓના વર્ગોમાં તેમને વ્હેંચવામાં આવ્યા હતા. તેમની પાસે રાતા ઝંડા હતા.

## નવયુગની પ્રજા

કલાકોના કલાકો સુધી સલામી વાળતો હોય, સલામ કરતો હોય એ પ્રમાણે સ્ટેલીન ઉભો હતો. ત્હેણે ધુળમાંથી આંખો બચાવવા માટે ચશ્મા પહેર્યાં હતા. ત્હેના ચ્હેરા ઉપર નિશ્ચયાત્મકતા, દૃઢ કર્તવ્યશીલતા અને એક પ્રકારનું ગૌરવ બડા રૂવાબથી ઝળકી રહ્યાં હતાં.

પાછળથી ફરી લસ્કરી 'આગેકદમ' કરતી છોકરી છોકરાની એક ટુકડી પસાર થઇ ગઇ. ત્હેમના દરેકના ચ્હેરા ઉપર આજના આદર્શની સ્પષ્ટ છાયા દેખાતી હતી. કર્તવ્યથી તવાઇ તવાઇને કુંદન બનેલી મનોદશાના ઉજવળ ચમકાર ત્હેમના ચ્હેરા પર તરવરતા હતા.

મ્હેં આ સર્વ પુરા સાત કલાક સુધી તરસ્યાં નયને નીરખ્યા કર્યું. આજથી

૧૪ વર્ષ પહેલાં અહિં ખુનની નદીઓ વહેતી હતી. આજે ૧૪ વર્ષ પછી ૨૫ મી ઓક્ટોબરે કામદારો અને કિસાનોએ સામ્યવાદી પક્ષના નેતૃત્વ નીચે પ્રાન્તિક કેરેન્સ્કી સરકારને ઉલ્ટાવી નાખી.

૧૪ વર્ષ પહેલાં ઉજ્વલ જીવનના મંડાણુ થઇ ચુકયાં હતાં. આજે ત્હેનો મહોત્સવ ઉજવાય છે! લેનીને રાહની રોશની બતાવી હતી. અને લોકોનાં ચક્ષુઓ ખોલ્યાં હતાં.

"સારા મુલ્કમાં શાન્તિ વ્યાપો—

"કિસાનોને ત્હેમની જમીં આપી દો.

"મજદૂર બિરાદરો ઉત્પાદન ઉપર કાબુ રાખશે.

"સર્વ સત્તાઓ સોવિયટને સ્વાધીન છે

સોળસો લાખ લોકો ઉપર કમ્યુનિસ્ટ પક્ષે અધિકાર જમાવ્યો છે.

આજે આ દેશ પ્રગતિને પંથે કુચ કદમ કરી રહ્યો છે. એના પથમાં ઘણીયે મુશ્કેલીઓ આવે છે ત્હેને ફગાવી દઇને તે આગળ વધતો જાય છે. આજે આ મુલ્કે સારીયે દુનિયાની આંખો પોતાની તરફ ખેંચી છે.

તેઓ જરૂર પુરતું રાખે છે. બાકીની વસ્તુઓને નિકાશ કરે છે. પોતાના ઉદ્યોગ ધંધાને પુરબહારમાં ખીલવવા માગે છે. એ વડે દૌલત કમાઇ વધુ મહાન અખતરા કરીને રશિયામાં નવું જીવન લાવવા માગે છે.



જનરલ હીડનબર્ગ

# જર્મની કઇ તરફ?

જર્મન પ્રજાના આંદોલનોનું અવલોકન.

નાઝીસ પક્ષ સામે આક્રમણનો મુળ અર્થ.



નાઝીસ નેતા હીટલર



સામ્યવાદી નેતા હેર થાલમેન

પ્રમુખપદની વરણીમાં નિર્ણયાત્મક વિજય મેળવ્યા પછી લોકપ્રિય મનાતા માજી સેનાપતિ જનરલ વોન હીડનબર્ગે નાઝીસ નેતા હેર હીટલેર અને તેના પક્ષ સામે લાલ આંખે કામ લેવા માંડયું છે. પ્રમુખપદની ચુંટણીનું પરિણામ જાહેર થયે પુરા ૪૮ કલાક પણ વીત્યા ન હતા ત્યાર પહેલાં તો નાઝીસ પક્ષની અર્ધ લશ્કરી સંસ્થા "Storm Petrols" ઉપર પોલીસનો દંડુકો જોરથી ઉગામવામાં આવ્યો. હીડનબર્ગે જર્મન પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે મળેલી ખાસ સત્તાને આધારે એક વટહુકમ બહાર પાડી, આ અર્ધ લશ્કરી સંસ્થાને કાયદાની બહાર કાઢી. અને સાથે જ સંસ્થાને વિખેરી નાંખવાની, હથિયારો જપ્ત કરવાની, અને સંસ્થાઓ ઉપર સરકારી સીલ લગાવવાની આકરી આજ્ઞાઓ અપાઇ ગઇ. સારાયે જર્મનીમાં નાઝીસ પક્ષની અર્ધ લશ્કરી સંસ્થાઓ સામે સરકારતંત્રનું બળ સામટું

ઉગામવામાં આવ્યું. બર્લીન અને અન્ય પાટનગરોમાં તો પોલીસતંત્રે નાઝીસ લસ્કરને વિખેરી નાખ્યાં, તેમજ તેની સંસ્થાઓને સીલ કરી અને હીડનબર્ગના નાઝીસ સામેના આક્રમણનો પ્રથમ અંક પુરો થયો.

આગને આમંત્રતી આ ડીક્રીઓ જોતાં, આંતરવિગ્રહના દારૂગોળા ઉપર ચીનગારી જેવી આ આજ્ઞાઓ અવલોકતાં, જર્મનીના નાઝીસ પક્ષના નેતૃત્વ નીચે કંઇક પ્રખર આંદોલન, કંઇ સક્રિય વિરોધ થશે એવી સ્વાભાવિક આશા રાખવાને સારૂં સ્થાન હતું. પણ થોડા દિવસનો ઇતિહાસ બતાવી આપે છે કે હીડનબર્ગનાં આ આક્રમણ સામે હેર હીટલેરે શાબ્દિક વિરોધ પણ નથી કર્યો. જર્મનીમાં બનતા બનાવો ઉપર જરા ઉંડુ લક્ષ આપશો તો ત્હમે જોઇ શકશો કે આવા અસરકારક વિરોધને બદલે નાઝીસ પક્ષના નેતાએ આ આજ્ઞાઓને શિરોવંદ્ય ગણીને સ્વિકારી છે, એટલું જ નહિ પણ તેનો અમલ કરવાને સાનુકુળતાઓ આપી છે. ત્યારે આ યોજનાપુર્ણ દીસતા આક્રમણનો શું ભેદ છે? શા માટે નાઝી પક્ષની અર્ધ લશ્કરી સંસ્થા સામે સરકારબળ ઉગામવામાં આવ્યું છે? અને એ સર્વ ઉપરાંત જર્મનીના સંપત્તિવાન શાશકો આમ આક્રમણ કરીને કયો હેતુ પાર પાડવા ઇચ્છે છે? ચાલો ત્યારે તેનો વિચાર કરીએ.

## [૨]

**જર્મન રાજકારણને** વૈજ્ઞાનિક વર્ગીય દ્રષ્ટિબિંદુએ નીહાળીએ તો આપણે જોઇ શકીશું કે જર્મનરાજકારણ ઉપર અત્યારે વિદેશી સંપત્તિવાનોનું સીધું પ્રભુત્વ છે. અમેરિકા, ફ્રાંસ અને ઇંગ્લેંડની મુડીએ જર્મનીમાં વર્ષોથી અડ્ડો નાંખ્યા છે, એટલું જ નહીં પણ અત્યારે જર્મન પ્રજાસત્તાકતંત્ર નામની જ સ્વાધીનતા ભોગવી રહ્યું છે. તેની પ્રત્યેક નીતિ, તેનું પ્રત્યેક પગલું લેવાય છે એક આદર્શથી–વિદેશી સંપત્તિનું સંરક્ષણ. જર્મન પ્રજાસત્તાકનો પ્રમુખ, વડો પ્રધાન ડો. બ્રુનીંગ, કે જર્મન બેંકનો સરનશીન ડો. લ્યુથર એ સર્વ વિદેશી સંપત્તિવાનોના માત્ર પ્રતિનિધિઓ જેવા છે. અનેકો આ વિધાનને નહીં સ્વીકારે. પણ આપણે યાદ રાખીયે કે આ યુગ તો સામ્રાજ્યવાદનો યુગ છે. જે વર્ગની પાસે ધનસંપત્તિ હોય તેનું જ શાસન અવિરત ચાલી રહ્યું છે. આ સત્ય સ્વીકારીએ તો માલુમ પડશે કેઅત્યારે જર્મન પ્રદેશમાં લગભગ ૮૨ ટકા જેટલી સંપત્તિ વિદેશી બેંકોના માર્ગે જર્મનીમાં આવી વસી છે. અને તેથી જ જર્મન રાજકારણ ઉપર વિદેશી સંપત્તિવાનોનું જોર જામ્યું છે. અને એટલું જ નહીં પણ વિદેશી સંપત્તિવાનો અને જર્મનીનો મુડીવાદ બે ભેગા મળી એકત્ર બનીને જર્મનીના આમવર્ગને ખુબ નીચોવી રહ્યા છે એ સત્ય કંઇ નવયુગના વાચકસમુદાયથી અજાણ્યું નથી. આ સ્થિતિમાં હેર હીટલેર, હેર બ્રુનીંગ, અને સેનાપતિ જનરલ વોન હીડનબર્ગ એક જ કક્ષાની વ્યક્તિઓ છે. તેમાંથી પ્રત્યેકજણ જર્મન મુડીવાદના હિત માટે રક્તનું છેલ્લું બિંદુ હોમી દેવાને પણ તત્પર છે. ડો. બ્રુનીંગ અને સેનાપતિ જનરલ વોન હીડનબર્ગ અને હેર હીટલેર વચ્ચે માત્ર મુડીવાદના રક્ષણના કાર્યક્રમ પુરતો જ મતભેદ છે.

એટલું જ નહીં પણ હેર હીટલેર જે સરમુખત્યારીની ઉપાસના કરે છે તેની સરમુખત્યારી સેનાપતિ હીડનબર્ગે ક્યારનીય સ્થાપી દીધી છે. અસાધારણ સંજોગોમાં ઉપયોગ કરવા માટે મળેલી ખાસ સત્તાને આધારે વટહુકમો એક પછી એક બહાર પડતા જ જાય છે. અત્યારે જર્મની ઉપર ઓર્ડીનન્સોથી રાજ્ય ચાલી રહ્યું છે. બજેટ જેવી બાબતો પણ પ્રમુખ સત્તાની રૂએ પસાર કરી જાય છે. એટલે જર્મની અત્યારે પ્રજાસત્તાકની ઉષ્મામાં ઉછરી રહ્યું છે એમ કોઇ માને તો તે માત્ર કલ્પનામાં જ વિહાર કરી રહ્યો છે. અત્યારે જર્મની તો પ્રજાસત્તાકની ઉષ્માને બદલે લોખંડી સરમુખત્યારીના સીતમ અનુભવી રહ્યું છે.

આ દ્રષ્ટિએ અવલોકીએ તો જર્મન સામ્રાજ્યવાદની સ્હાડ સેવનારા, હેર હીટલેર અને હેર હીડનબર્ગ વચ્ચે કંઇક જ ફરક નથી. તેઓ એક જ વર્ગના હીત માટે યત્ન કરે છે છતાં જર્મન પ્રજાસત્તાકના પ્રમુખપદેથી નાઝીનોના હેર હીટલેરની અર્ધ લશ્કરી ટુકડીઓને દાબી દેવાની, તેને વીખેરી નાંખવાની અને આવી સંસ્થાઓ ઉપર સરકારી સીલ લગાવવાની હીંડનબર્ગે આપેલી આજ્ઞાનો શું અર્થ છે? જો આપણે એમ માનીયે કે જર્મનીના સંપત્તિવાનોનું જ ત્યાં જોર ચાલે છે તો પછી હેર હીટલેર જેવા મુડીવાદના ઉત્સાહી અગ્રણીની સંસ્થાઓ ઉપર સરકારતંત્રનું આવું આકરૂં દમન શા માટે? જો આપણું પૃથક્કરણ અને અન્વેષણ સાચું હોય, તો પછી જર્મન સરકારે નાઝી પક્ષ સામે શરૂ કરેલા આ છેલ્લા આક્રમણનો શું આશય છે?

[૩]

આ યાદ હશે કે નાઝી પક્ષની સાથે સાથે જર્મનીમાં સામ્યવાદી પક્ષ પણ અસ્તિત્વ ધરાવે છે. આ પક્ષના અગ્રણીને છેલ્લી ચુંટણીમાં ૫૦ લાખ મતો મળ્યા છે. આ પક્ષ જગતમાં સૌથી સુસંગઠિત અને વ્યવસ્થાપુર્ણ મનાય છે. આ પક્ષ પાસે પોતાના વર્તમાનપત્રો છે. લાખ્ખોની સંખ્યામાં તેના સભ્યો છે. શહેરે શહેરે તેની શાખાઓ છે. આ પક્ષ સમાજરચનાને ઉથલાવી પાડવાના આદર્શ જાહેર કરે છે. સામ્રાજ્યવાદને ભુંસી નાંખવાની હાકલ કરે છે. અને તેથી જ જર્મન મુડીવાદને તે ખરેખર ભયરૂપ સમાન છે.

આ પક્ષની એક અર્ધ લશ્કરી સંસ્થા છે. તેને જગત ઓળખે છે 'રેડફ્રંટ ફાઇટર'ના ઉપનામથી. આ સંસ્થામાં જોડાયેલા સભ્યો લશ્કરી તાલીમ લઇ રહ્યા છે. અને તેથી જ સામ્યવાદીઓની લશ્કરી સંસ્થા ઉપર ખરેખરૂં આક્રમણ કરવા માટે અત્યારે જર્મન સંપત્તિવાનોના એજન્ટ હીડનબર્ગ નાઝીસ પક્ષની લશ્કરી સંસ્થા ઉપર અભાશી આક્રમણ કરી રહ્યો છે. અને સામ્યવાદી બળ ઉપર ભુમિકા તૈયાર થઇ રહી છે.

અપુર્વ કુશળતાથી હીંડનબર્ગે સામ્યવાદીઓના દળ સામે ખરેખરૂં આક્રમણ કરવાની યોજના કરી છે. જર્મન મુડીવાદનો આજ મુળ આશય છે. નાઝી લશ્કર તો સ્ટેટના લશ્કરના માત્ર વધારા

[અનુસંધાન પૃષ્ઠ ૭૯]

# જેક લંડનની જીવ-

કાળને કાંઠે બેસી ભૂતકાળના ગાન સાંભળવાનું કોને ગમતું નથી? યૌવનની યાદથી કોનું હૈયું હલમલી જતું નથી?......હું નજર કરૂં છું ત્યાં મારાં જીવન પ્રકરણ મારી સામે એક પછી એક ખડાં થાય છે. એ અક્ષરોમાંથી ઘણા અવાજો મારા કાનમાં ગુંજી રહે છે...... મેં પોતે પરસેવો પાડી શ્રમજીવીઓની દુનીઆમાં ડોકીયું કર્યું છે. આમવર્ગની આફતોના સપાટામાંથી હું બચવા પામ્યો નથી. મુડીવાદના છાકટાપણાની ઝાલક કોને નથી લાગતી? આપણી સમાજને બદસુરત બનાવનાર એ મુડીવાદને મેં ભયાનક રૂપમાં નીહાળ્યો છે. જેનાં જીવનના પગલે પગલે રાહ જોતાં અંધારાં ઉભાં છે એ મહેનતુજીવીઓના ઉકળાટને મેં અનુભવ્યો છે. એ જુસ્સો આજે તો જુવાળે ચડયો છે. સંપત્તિમાનવર્ગના નાશની નોબત એમાંથી સાફ સંભળાઇ રહી છે... મેં પોતે અતિ આકરૂં જીવન ગુજાર્યું છે અને એ અંગેના કીસ્સાઓ હું તમને જાણવા લખું છું.

૧૮૭૬ ની સાલમાં મારો જન્મ થયો. મારી જન્મભૂમી સાનફ્રાન્સીસ્કો...પંદરમે વર્ષે તો હું પુરૂષોની હારમાં ખપવા લાગ્યો. મારા બચપણના દિવસો મને બરોબર યાદ છે. આજે હું ઓછો ગંભીર છું. ઝીંદગીના પલટાતા દીદાર મેં દેખ્યા છે. નાનપણમાં મને ગંભીર બનવું બહુ ગમતું. જુવાનીના દીવસો કોને યાદ આવતા નથી? તે વખતે

❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖

**ઇંગ્લીશ સાહિત્યમાં જેક લંડનનું નામ અતી જાણીતું છે. તેની વિપ્લવી વાર્તાઓ અનેક ભાષામાં ભાષાંતર થઇ છે. કેટલીક વાર્તાઓ 'નવયુગ'માં પણ પુર્વે અપાઇ છે. આ દૃષ્ટિએ આ કામદાર સાહિત્યકની જીવન કથા આશા છે કે આ ક્ષણે અતી રસપુર્ણ થઇ પડશે—તંત્રી.**

❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖❖

હું લહેરીલાલા માફક ભટકતો. કોઇ વાતની જોખમદારી મારે શીરે નહોતી. પણ જેમ જેમ વર્ષો વિતતાં ગયાં તેમ તેમ જીવનની વાસ્તવિકતા મારી સામે ધુરકવા લાગી.

મને એવું સ્મરણમાં નથી કે કોઇએ મને ભણાવ્યો હોય! જો કે એટલું હું જાણું છું કે પાંચમે વર્ષે હું લખી વાંચી શકતો. પછી તો મેં આલામેડની નિશાળમાં બેસવા માંડયું અને અઢારમે વર્ષે "રેંચ બોય" તરીકે તનતોડ મહેનત કરવા લાગ્યો. સાનમેટીઓ એ મારી બીજી નિશાળ હતી પણ અહીં પદ્ધતિસર અભ્યાસ કરવાનો મોકો સાંપડયો નહિં,

...નકથા

ઉદ્દામ વિચારક પોતાની આપવીતી વર્ણવે છે.



જેક લંડન

કારણ અમારો માસ્તર ઘણીવાર પીધેલી હાલતમાં ક્લાસમાં આવતો અને રમખાણ ઉભું થતું. એટલે મને કોઇ બિરાદરોની દોસ્તીનો લાભ મળ્યો નહિં. મારા દાદા એક લેખક હતા. અને તેઓ બાઇબલના કિસ્સાઓ કાને અથડાવવામાં કાબેલ હતા. મારામાં જ્યારથી અક્કલે સંચાર કર્યો ત્યારથી મને બીજા લોકોના અજ્ઞાનનું ભાન થયું. નવ વર્ષની વયે મેં વોશીંગ્ટન ઇરવીનની "આલંબ્રા" વાંચી હતી. પણ એમાંથી કાંઇ સમજ્યો નહોતો. મને એવો ખ્યાલ આવ્યો કે જેઓ ગામડામાં વસે છે તેઓને આવાં પુસ્તકો ઉકેલતાં ન આવડે!

અગીયાર વરસનો હું થાઉં એ પહેલાં મેં 'રેંચ'ને સલામ કર્યા અને ઓકલેંડના દીદાર દેખ્યા. અહીં જાહેર પુસ્તકાલયનો મેં ખૂબ જ ઉપયોગ કર્યો. જેમ જેમ હું જગતને જાણવા લાગ્યો તેમ તેમ વિષાદના સુરો મારા કાનને અથડાવા લાગ્યા. આ વખતે હું મારૂં ગુજરાન છાપાં વેચીને ચલાવતો. સોળ વર્ષ સુધી

મેં ખૂબ અસ્થિરતા અનુભવી–ઘડીકમાં કામ કરૂં અને વળી પાછો એને લાત લગાવી નિશાળમાં જોડાઉં! આ રીતે મારૂં જીવનનાવ જેમ તેમ કરી આગળ ચાલવા લાગ્યું. પછીથી તો સાહસના શોખે મને દીવાનો બનાવ્યો. એના નશામાં મેં ઘર છોડયું. હું ભાગી ન ગયો પણ "ઓયેસ્ટર" નામની દરીયાઇ વાનગી પકડનારા ચાંચીયા સાથે મેં હાથ મીલાવ્યો. આજે આવા ચાંચીઆઓ હસ્તી ધરાવતા નથી. આ ધંધા પછી મેં ખલાસીનો ધંધો ઉપાડી લીધો. અને તે પછી માછલીઓ ઉપર જાપ્તો રાખવાનું મને કામ મળ્યું.

**મા**છી પકડવાના કાયદાઓનું કોઇ ઉલ્લંઘન કરે તો એને ગીરફતાર કરવાની મને પરવાનગી આપવામાં આવી હતી. આ કામ ખૂબ આકરૂં હતું. કારણ કે મારે કેટલાક દાદાઓના પરીચયમાં પરાણે આવવું પડતું એ વખતે ચીનાઓ, ગ્રીક અને ઇટાલીયનો ગેરકાયદેસર મચ્છીઓ પકડવામાં મગરૂરી માનતા અને આવા તોફાની લોકો સામે મારે મચક આપવી પડતી. મારી પહેલાં ચોકી ભરનારા ઘણાએ આ ફરજ બજાવતાં દેહનાં દાન આપ્યાં હતાં એટલે જીગર રાખ્યા સીવાય આ કામ બને તેમ નહોતું. મને ખાસ હથીઆર આપવામાં આવતું નહોતું પણ મને જરા પણ ભારે લાગતું નહોતું. આ રીતે જોખમ ભરેલી ફરજ બજાવવામાં મને મઝા આવી. આખરે મેં આ નોકરી પણ ફગાવી દીધી અને 'સીલ' નામના પ્રાણી પકડવા માટે જે કાફલો જાપાન જતો હતો તેમાં સામેલ થયો અને અંતે અમે બેહરીન સાગર પર આવી પહોંચ્યા.

સાત વર્ષ મેં સીલ પાછળ વખત વીતાવ્યો અને ફરી પાછો કેલીફોર્નીયા ભણી પાછો વળ્યો. અહીં આવ્યા પછી મેં છપન જાતના ધંધા કરી જોયા. શણના કારખાનામાં મજુરી આદરી.

સવારના ૭ વાગે કારખાનાનું ભુંગળું વાગતું. આંખો ચોળી પરસેવો પાડવા હું પહોંચી જતો અને આ કારખાનામાં રાતના સાત સુધી મજુરી કરતો. મને આ જીવનનો કંટાળો આવ્યો અને ફરી દરીયા ઓળંગવાની યોજના ઘડવા લાગ્યો. પણ આ વખતે એમાં ફાવ્યો નહિં. મારા નિશાળના દિવસોમાં મેં કલમ ચલાવી હતી. અને તેની સાધારણ તારીફ થઇ હતી. હું કારખાનામાં મજુરી કરતો ત્યાં પણ મેં કલમનો ત્યાગ કર્યો નહિં. દિવસના તેર કલાક તો આ કુહું કારખાનું મારી પાસેથી આંચકી લેતું છતાં તે વખતે હું જુવાન હતો, શરીરમાં જોમ હતું, ઉત્સાહ હતો એટલે મારી જાત માટે હું થોડો વખત રાખતો. આ વખતે સાનફ્રાન્સીસ્કોના "કોલ" નામના પત્રે અચ્છા વર્ણન ભરેલા લેખ માટે ઇનામ જાહેર કર્યું હતું. મારી માતાએ આ ક્ષેત્રમાં કલમ અજમાવવ માટે પાનો ચડાવ્યો અને મેં પણ ઝુકાવ્યું. "જાપાનના સાગર ઉપર તોફાન" એ લેખના મથાળાથી મેં લખવું શરૂ કર્યું.

**હું** રાતના કલમ ભીની કરતો અને બે હઝાર શબ્દો કાગળ પર પાડ્યા પછી જ નિંદ્રાને બોલાવતો. બીજી રાત્રે પણ મેં બે હઝાર શબ્દો પાડયા, લખાણ આટલું લાંબુ હતું પણ મને ખબર હતી કે એના ઉપર કાપકુપ ચલાવી સુંદર ભાગ જ રહેવા દેવો.

સવારના પાંચ વાગ્યાથી તો મારે કારખાનું ભોગવવુંજ જોઇએ. એટલે

ઉજાગર આકરા લાગ્યા તો ખરા! મેં લેખને બરોબર કાપી કાપીને જોઇએ તેટલો બનાવ્યો......અને પહેલું ઇનામ જીતનાર તરીકે મ્હારૂં નામ બહાર પડ્યું. આ સફળતાને લઇને મારૂં મન લેખક બનવા લલચાયું પણ એ માટે હું હજુ જલદ હતો. મેં બીજા લેખો "કોલ" માટે મોકલ્યા પણ તે આબાદ પાછા પોસ્ટમાં આવ્યા.

યુનાઇટેડ સ્ટેટસના બધા ભાગોમાં હું ભટકવા લાગ્યો. કેલીફોર્નીયાથી બોસ્ટન વચ્ચે મેં પાયદલ મુસાફરી કરી. છેવટે હું પેસીફીક મહાસાગરના કિનારે આવી પહોંચ્યો—આહીંઆ મારી ઉપર આફતના ઓળા ઉતરવા લાગ્યા. પણ મને આવી પરિસ્થિતિ પછાડી શક્તિ નહોતી–પારાવાર મુસ્કેલીઓ સામે હું મચક આપી શકતો. જીંદગીએ મારી અચ્છી બરદાસ કરી નહોતી. પહેલેથી જ મારા માર્ગમાં વીઘ્નો આવતાં. પેસીફીક ઉપરના એક ગામડામાં મને રખડુપણા માટે ગીરફતાર કરવામાં આવ્યો. મારા રખડુ સ્વભાવને લઇને સારીયે આલમનો મીજાજ જોવાની મને તક મળી. મેં તડકા અને છાયાંનો અનુભવ લીધો. દિવસ અને રાત્રીની હવા મેં મારા બદનને ભેટવા દીધી હતી. પણ આ રખડુપણાએ મને એક અચ્છી ભેટ આપી..સમાજવાદની. બસ ત્યારથી જ હું સમાજવાદી બની ગયો.

પહેલેથી જ મને મજુરીની મહત્તા માટે અસર થઇ હતી. શ્રમજીવીઓને જોઇ મારી છાતી ફુલતી. તે વખતે મેં કાર્લાઇલ કે કોપકીનના પુસ્તકોનાં પાનાં ઉથલાવ્યાં નહોતાં છતાં મજુરી માટે મેં સ્તોત્ર રચવા માંડયા. **મારે મન મજુરી એ સર્વસ્વ હતું. કામમાં જ મેં મોક્ષ ભાળયો, પરિશ્રમમાં જ મેં નવીન પ્રકાશ અનુભવ્યો. પરસેવાના એક ટીપાંની કિંમત મને મોતી કરતાં ઘણી વધારે હતી. મારા પોતાનું અભીમાન પણ મારી મજુરી ઉપર જ હતું.** એની પર મદાર બાંધી હું મર્દાનગીનો પરીચય કરાવવા ધારતો હતો. હું પરિશ્રમનો આબાદ ગુલામ હતો. મુડીવાદીઓ જે રીતે શ્રમજીવીઓને ચુસે છે અને શ્રમજીવીઓને જેવું કામ કરવું પડે છે તેવું જ કામ હું કરતો. પશ્ચીમના તુફાની પ્રદેશમાંથી હુ પસાર થયો હતો. જ્યાં જોખમ એ બીજી જીંદગી ગણાય છે, જ્યાં સાહસનો સહવાસ રહેવાય છે. જ્યાં જીંદગી અને મોત વચ્ચોવચ્ચ ઉભા રહેવાનો મોકો સાંપડે છે એવા પશ્ચિમ દેશના મેં દીદાર દેખ્યા છે. ઉપરાંત મેં ઉદ્યોગોના થાણાં હોય એવા નગરની ગલ્લીએ ગલ્લી અનુભવી છે. પેટનો ખાડે પુરવા માટે પસીનો પાડતા મહેનતજીવીઓના આકરા જીવન કીસ્સાથી હું અજાણ્યો નથી. મુડીવાદની હડમાં હેરાનપરેશાન થતા આ ઇનસાનોના બેહાલ મેં મારી બે આંખે જોયા છે. નાભીમાંથી બહાર નીકળતા નીશ્વાસ મેં સાંભળ્યા છે.

**બસ** જ્યારથી મેં આ દ્રશ્યો જોવા માંડ્યાં ત્યારથી જીવન વીષેના મારા વિચારોમાં પરિવર્તન થયું. સંસારને હું નવા જ ખુણાથી નિરખવા લાગ્યો. સામાજીક ભઠ્ઠીમાં ખુવાર થતા, જલી જતા કામદારોએ મારાં પડળ ખોલી નાંખ્યાં. ત્યારથી મને એમ થઇ ગયું કે મારે હવે ઝાઝો પરીશ્રમ ઉઠાવવો નહીં. દેહને નીચોવી બીજાને દાન કરવાની રીત મને ઝેરની જેમ સાલવા લાગી. જ્યાં સુધી ફરજ પડે નહીં ત્યાં સુધી આવી આકરી

નોકરી ન કરવાનો મેં નીશ્ચય કર્યો. બરોબર મારા ઓગણીસમાં વર્ષે મેં ઓકલેંડમાં ફરી પગ મુકયો અને આંહીની હાઇસ્કુલના દીદાર દેખવા હું ઉપડયો. આ હાઇસ્કુલ તરફથી એક અઠવાડીક પ્રગટ થતું હતું. આ વીકલી માટે મેં કલમને કુચકદમ કરવાનો હુકમ આપ્યો. કલમ અલબત્ત ચાલી નીકળી. મારા રખડુ અનુભવોને મેં તરેહતરેહની વાર્તાઓમાં ઉતાર્યા. કલ્પનાપ્રદેશમાં ઉડી તેનો આશ્રય લઇ હું આ અંક માટે નવલીકા લખતો. આમ લખીને મેં આહીં એક વર્ષ વિતાવ્યું! આ ઉપરાંત હું હોસ્ટેલના 'જેનીટર' તરીકે પણ કામ કરતો હતો અને તેમ કરવામાં જીવન નિભાવતો. પણ આંહી મને વધુ પડતી તકલીફ પડવા લાગી અને આખરે આ નોકરીને લાત મારી હું છુટો થઇ ગયો.

મને બધા "સમાજવાદી લડકા' તરીકે પીછાનતા. મારા સામાજીક ઉચ્ચારણોથી હું જાણીતો થયો હતો. અને ઘણાઓનું ધ્યાન ખેંચી શકયો હતો. સમાજવાદનો રીકકો મારા ઉપર લાગી શકયો હતો એટલે એકવાર હું રસ્તા પર *બ્યાન ચલાવતો* હતો તેવામાં મને ગીરફતાર કરવામાં આવ્યો. પછીથી હું અભ્યાસ કરવામાં ગુંથાયો. ત્રણ માસ સુધી મેં સતત વાંચ્યા જ કર્યું અને તે પછી કેલીફોર્નીયાની યુનીવર્સીટીમાં હું દાખલ થયો. યુનીવર્સીટીમાંથી મને સર્ટીફીકેટ મળે એ દિન જોવાની મારી ઉમેદ હતી. એટલે એ આશાને મેં સેવ્યા જ કરી. અને સાથેસાથ ધોબીની દુકાનમાં કામ કરવા લાગ્યો. આ સમયે પણ મેં લખવાનું છોડી દીધું નહોતું, કલમને હું નીરાંતે બેસવા દેતો નહી. આ વખતે પરિશ્રમ ઉઠાવતાં મને રીતસર મજા પડી, હું કપડાં ઉપર ઇસ્ત્રી મારતો અને જરાક વખત ફાજે પડે એટલે કાંઇક ને કાંઇક ઘસડી નાંખતો, કેટલીકવાર નિદ્રા મારાં પોપચામાં ઘુસી ઘેન ચડાવતી તે વખત કલમ હાથમાં રહી જતી અને નિદ્રાના ખોળે હું ઝુકી પડતો.

આખરે એ ધોબીની દુકાનને પણ મેં રજાના સલામ ભર્યા અને લખીનેજ મારો ગુજારો કરવા લાગ્યો. આમ કરતાં ત્રણ વર્ષ વહી ગયાં અને મેં કલમને ફંગાવી દીધી. મને એમ થઇ ગયું કે લેખક તરીકે હું સદા નિષ્ફળ નીવડવાનો! એટલેજ મેં કલોન ડાઇક તરફ મારૂં સુકાન ફેરવ્યું એમ આશા રાખીને કે સોનાના સહવાસમાં મારો ઉદ્ધાર થશે. કલોન ડાઇકમાં મેં બાર માસ કાઢયા પણ ત્યારબાદ આંહી રોગચાળો ફાટી નીકળ્યો. એટલે આ જગ્યા છોડવાની મને ફરજ પડી. ૧,૯૦૦ માઇલની લાંબી દરયાઇ મજલ અમે ઉઘાડાં જહાજથી કાપી આ યાદગાર મુસાફરીની નોંધ મેં ટપકાવી લીધી હતી. બસ કલોન ડાઇકમાંજ મેં મારી જાતને ઓળખી, તેને શોધી કાઢી. આંહી કોઇ વાતચીત કરતું નથી. બધા મનન કરે છે. અહીં જ ખરી દ્રષ્ટિ સાંપડવાનો સંભવ છે—મારી બાબતમાં તો જરૂર એમ જ બન્યું.

હું જ્યારે કલોન ડાઇકમાં હતો ત્યારે મારા પીતાનું અવસાન થયું અને સારાયે કુટુંબનો બોજો મારા શીરે આવી પડયો. કેલીફોર્નીયાનો એ વખત બુરો હતો—મને કોઇ જગ્યાએ કામ મળ્યું નહી. હું જ્યારે નોકરી માટે ભટકતો હતો, ધક્કા ખાતો હતો, ત્યારે મેં "ડાઉન ધી રીવર" લખી હતી જેને પ્રગટ કર-

નારાઓએ પાછી ધકેલી દીધી હતી–છાપ્યા વીના. આ ઉપરાંત બીજાં લખાણો પણ કાગળ પર પાડયાં હતાં. તેનો પણ સ્વિકાર થવા પામ્યો નહોતો. આ બધા ફટકા છતાં હું લખ્યે જતો. મને તાજું લખવાનું જડી રહેતું. તે વખતે મને જરા સરખો યે ખ્યાલ નહોતો કે તંત્રી એ કેવું પ્રાણી હોય છે! આખરે મારા પ્રયાસને જવાબ મળ્યો. કેલીફોર્નીયાના એક માસીકે મારી વાર્તા સ્વિકારી અને તે બદલ મને પાંચ ડોલર આપવામાં આવ્યા. આ પછી "બ્લેક કેટ" તરફથી નવલીકા માટે મને ચાળીસ ડોલર આપવાની વાત થઇ. આમ સાહિત્યક્ષેત્રમાં મારી કદર થવા લાગી.

મારૂં પહેલું પુસ્તક ૧૯૦૦ માં બહાર પડયું. મને કોઇ વર્તમાનપત્રની ઓફીસમાં જરૂર રાખી લેત પણ મને આ છાપલેખ-મશીન જેવી નોકરીનો કંટાળો હતો. જ્યારે હું માસીકમાં કામ કરવા લાગ્યો ત્યારથી જ મેં વર્તમાનપત્રને કાંઇક ફાળો આપવા માંડયો.

હું નિયમીત કામમાં માનું છું. પ્રેરણા પીને લખવાની રાહ જોવાનો મને શોખ નથી. મારા મિજાજને વિષાદ સાથે ખૂબ ખૂબ દોસ્તી છે. હું પાંચ કલાકથી વધારે સુઇ શકતો નથી. મને રમતગમતનો ખુબ શોખ છે. બોક્ષીંગ, પટ્ટાબાજી, તરવાનું, ઘોડેસ્વારી, નૌકાવિહાર, અને પતંગબાજી–આ રમતો મને પ્યારી છે. હું શહેરમાં ઉછર્યો છું. પણ નગરના હૃદયમાં મને વસવાનું પસંદ નથી. મને નગરની નજદીક રહેવામાં મોજ આવે છે.

લેખક તરીકે મારી ઉપર સહુથી વધુ અસર કરનાર કાર્લ માર્કસ છે. મને સ્પેનસર વાંચવો પણ ગમે છે. બાળપણના મારા દુખા દિવસોમાં જો મને તક મળી હોત તો હું સંગીત શીખત. મારાં બધાં પુસ્તકોમાં "લીગ ઓફ ધી ઓલ્ડમેન" મારૂં પ્રીય છે. બીજા લોકો મારી આ પસંદગી ઉપર ખફા થઇ જાય, કારણ કે તેઓને ઝલકદાર વસ્તુઓ વાંચવી ગમે છે. પણ મેં તો અંધકારના આભ હેઠળ બાળપણની ઝીંદગી ગુજારી છે એટલે એ દ્રસ્ય મને વધુ આકર્ષક લાગે છે.

## :નવયુગના ગ્રાહકોને ભેટ:

**નવયુગના** ગ્રાહકો, જેમનાં લવાજમ વસુલ થઇ ગયાં હશે તેમને બે પુસ્તકો ભેટ તરીકે આપવાનાં છે. તે ઉપરાંત ગ્રાહકોને બીજા લાભ આપવાની યોજનાનો વિચાર થઇ રહ્યો છે. વ્યવસ્થાપક

**નવયુગ.**



હીંદના બંધારણની સમુહતંત્રની યોજ-
ઠરાવ હીંદી નરેંદ્રમંડળે કર્યો છે. પરંતુ
કરતાં કરારનામાનું નામ ઘટે છે. આપ-
હીતની ખાત્રી મળે તોજ રાજાઓ સમુહ
છે. આ પ્રકારની જાહેરાત પાછળનું

દીલ્હી ખાતે મળેલ નરેંદ્રમંડળની બેઠકમાં પસાર થએલા ઠરાવો પરથી સમજાય છે કે, હિંદનાં હિત હૈડે રાખીને જીવવાનો દંભ કરનારા રાજામહારાજાઓની જમાતે હિંદ માટે સુચવાયલા સમુહતંત્ર સંઘ (Federation)માં જોડાવાની કબુલાત આપી છે. નરેંદ્રમંડળે પસાર કરેલો ઠરાવ દેશભક્તિના પ્રતીક સમાન છે, એમ રાજાઓનું કહેવું છે, એટલું જ નહી પરંતુ ફેડરેશનમાં જોડાવાનો સ્વિકાર કરીને મહારાજાઓ પોતે મહાન આત્મત્યાગ કરે છે એ પ્રકારનો ભ્રમ ફેલાવવાનું તેઓએ શરૂ કર્યું છે. નરેંદ્રમંડળમાં વિરાજતા મહારાજાઓએ સંયુક્તતંત્રમાં જોડાવાનો ઠરાવ કર્યો છે, પરંતુ એ ઠરાવ સાથે જે પેટા ઠરાવો જોડાયા છે, તે જોતાં કોઇ પણ તટસ્થ વિચારકને સમજાશે કે, જમાનાના ખાધેલા રાજામહારાજાઓની સ્વાર્થી હરોલ પાસેથી કોઇ પણ પ્રકારનો ત્યાગ કે દેશસેવાની આશા રાખવી એ વ્યર્થ છે. નરેંદ્રમંડળના મોવડીઓએ પસાર કરેલો ઠરાવ ભારોભાર દેશદ્રોહ અને સ્વાર્થલીલાનાં પ્રદર્શન સમાન છે. આપખુદોની જમાતના એ સંરક્ષકોને મન એમની અબાધ્ય સત્તા, અને એ સત્તાના કાંગરાઓ સલામત રાખવાની શરતોવાળાં સંધીપત્રો અને સનદોનાં કરારનામાંનો અમલ એ અતી મહત્વની બીના છે. રાજસ્થાનોની ભુતાવળોમાં જળતી આઠ કરોડ રાજસ્થાની પ્રજાનું

# દેશી રાજાઓ

ગમે તે થાય તેની પરવા કર્યા વીના ભુખ્યા-વરૂઓની માફક હરપળે પોતાની પ્રજાને ફાડી ખાવા જેટલા ક્રૂર માનસવાળા મહારાજાઓ કેટલા સ્વાર્થાંધ અને દેશદ્રોહી છે, એ નરેંદ્રમંડળની બેઠકે સંયુકતતંત્ર સંઘને લગતા પસાર કરેલાં ઠરાવનો અર્થ સમજવાથી સમજાશે. નરેન્દ્રમંડળે પસાર કરેલો ઠરાવ એક પ્રકારનું કરાર-

: લેખક :
ભદ્રકુમાર યાજ્ઞીક

નામાં સામેલ થવાની સંમતી દર્શાવતો તે ઠરાવ એવા પ્રકારનો છે કે જેને ઠરાવ ખુદ રાજાઓની સત્તા અબાધીત રહે એ તંત્રમાં જોડાશે એમ તેઓએ જાહેર કર્યું માનસ નીચેના લેખમાં લેખક રજુ કરે છે.



નામુંજ છે, જો 'આમ કરશો તો ફેડરેશનમાં જોડાઇશું' આવા પ્રકારના કરારનામાને ઠરાવ નહી પણ કરારનામું નામજ ઉચીત છે.

નરેંદ્રમંડળે પસાર કરેલો ઠરાવ નીચે મુજબ છે.

"નીચેની શરતો માન્ય રખાવવાની જવાબદારી 'તાજ'ની સત્તા સ્વિકારશે,

# અને સમુહતંત્ર

એવી ખાત્રી સાથે આ ચેમ્બર અખીલ હીંદ સમુહતંત્ર સંઘ (ઓલ-ઇન્ડીયા ફેડરેશન)માં સામેલ થશે એમ જાહેર કરે છે. એ શરતો નીચે મુજબ છે.

(૧) બંધારણમાં જરૂરની સલામતીઓનો સ્વિકાર કરવામાં આવશે.

(૨) સંધીપત્રકો, સનદો, અને એ પ્રકારનાં કરારનામામાં સ્વિકારાયલા અને એમાંથી ઉદ્‌ભવતા હકકો નવા બંધારણમાં અભંગ રહેશે.

(૩) રાજ્યોના આંતર વ્યવહારની સ્વતંત્રતા અને રાજ્યો પરની સત્તા અત્યારે છે તેમજ રહેશે, અને તે સત્તાને માન આપવાનું આવસ્યક રહેશે, અને 'તાજ' અને રાજ્યો વચ્ચેનાં સંબંધો હાલ છે તેમાં કોઇ પ્રકારનું પરિવર્તન નહી થઇ શકે.

ઉપરોકત શરતોના સ્વિકાર અર્થેના ઘટીત યત્નો કરવા માટે ચેમ્બરના પ્રતિનિધિઓને તે સંબંધી વાટાઘાટ કરવાની સત્તા આપવામાં આવે છે, રાજાઓની સભા સમક્ષ રજુ થએલી રૂપરેખા મુજબ પ્રવૃતી કરવાની અને નવા બંધારણની કલમોનો ઝીણવટથી અભ્યાસ કરવા, અને ચેમ્બર તેમજ જુદાં જુદાં રાજ્યો તરફથી ફેડરેશનમાં જોડાવાની આખરી ખાત્રી આપવામાં આવે તે પહેલાં રીતસરનું બીલ તૈયાર કરવાની સત્તા ચેમ્બરના નીમેલા પ્રતિનિધિઓને આપવામાં આવે છે."

—રાજાઓના—
—દાવાદાવા—

રાજાઓની ચેમ્બરે પસાર કરેલો આ ઠરાવ શરતી કરારનામા સમાન છે. સલામતીઓ સ્વિકારવામાં આવે, તાજ સાથેના સંબંધો કાયમ રહેવાની ખાત્રી આપવામાં આવે અને સંધીપત્રો અને કરારનામાની શરતોના પાલનની પુરી ખાત્રી આપવામાં આવે તો રાજાઓ ફેડરેશનમાં જોડાશે એમ ઠરાવનો અર્થ છે.

**'તાજ'** સાથેના સંબંધો જાળવવાની રાજવીઓની માગણી સાથે જ સનંદો અને સંધીપત્રકોની શરતો સાચવવાની માગણી સંકળાયલી છે. બટલર કમીટી સમક્ષ રાજાઓએ રજુ કરેલા વીસ્તૃત નીવેદન પત્રમાં પણ રાજાઓએ એમની એકની એક સનાતન માંગણી રજુ કરી છે, રાજાઓ સાથે ઇસ્ટ ઇંડીયા કંપનીએ કરેલા કોલ-કરારો અને સંધીપત્રકોમાં એક મહત્વની શરત છે, તે એ છે કે, "રાજ્યો અને રાજાઓના હકકો અને સત્તા પરના સાર્વભૌમત્વના જે હકકો બ્રીટીશ તાજ ભોગવે છે, તે હકકો યા સત્તા બીજી કોઇ પણ સત્તાને રાજાઓની સંમતી વીના સુપ્રત થઇ શકશે નહી." આજે પણ રાજાઓની ફેડરેશન સંબંધી સંમતી માગવામાં સંધીપત્રકોમાં સ્વિકારાયલું ઉપરનું બંધન કારણભુત છે. સાર્વભૌમ સત્તાના હકકો 'તાજ'માં અધીવેષ્ઠીત રહે, એ પ્રકારની રાજાઓની માગણી એક પ્રકારે હાસ્યાસ્પદ છે. આજે જેમ 'તાજ'ના પ્રતિનિધિ વાઇસરોય છે, તેમ ફેડરલ બંધારણમાં પણ 'તાજ'નું સીધું પ્રતિનિધિત્વ ધરાવનાર 'સેક્રેટરી ઓફ સ્ટેટ'નું અસ્તીત્વ રાજાઓ ઇચ્છે છે. તાજના સાર્વભૌમત્વનો સ્વિકારઃ અને સંયુકતતંત્રની સત્તાનો સ્વિકારઃ એ બન્ને વસ્તુઓ અરસ્પરસથી વિરોધી છે. એટલું જ નહી પરંતુ બંધારણની દ્રષ્ટિએ વિરોધાભાસ રજુ કરે છે. સંસ્થાનીક સ્વરાજ્યની વ્યાખ્યા મુજબ સંસ્થાન પરની સર્વોપરી સત્તા સાર્વભૌમ સત્તા હોય છે, પરંતુ એ સત્તાને સંસ્થાનોનાં આંતરવહીવટમાં કે બીજી બાબતોમાં કોઇ પણ પ્રકારની દરમ્યાનગીરી કરવાનો હક્ક નથી. સાર્વભૌમ સત્તા અને સંસ્થાનોની સરકારનો સંબંધ નામનોજ છે. દાખલા તરીકે અત્યારે બ્રીટીશ તાજના સાર્વભૌમત્વમાં કેનેડા, ઓસ્ટ્રેલીયા, ન્યુઝીલેંડ, દક્ષીણ આફ્રીકા વગેરે સંસ્થાનો છે, અને એ પ્રત્યેક સંસ્થાનોનો સંસ્થાનોની ધારાસભાઓએ ચુંટી કાઢેલાં અધ્યક્ષ જ વહીવટ ચલાવે છે. સંસ્થાનોના અધ્યક્ષ અને બ્રીટનનાં સંસ્થાનમંત્રીનો સીધો સંબંધ હોય છે. 'તાજ'ના યા બ્રીટનનાં માનનીય પ્રતિનિધિ તરીકે સંસ્થાનમંત્રીનો પ્રત્યેક સંસ્થાનો સ્વિકાર કરે છે, પરંતુ સંસ્થાનમંત્રી તેની મર્યાદા ભુલીને સંસ્થાનોના આંતરવહીવટમાં દરમ્યાનગીરી કરવાનો કે એવો જ કોઇ યત્ન કરે ત્યારે બન્ને સત્તાઓ વચ્ચે ગંભીર અથડામણ ઉપસ્થીત થાય એ ચોકકસ છે. જેમ સંસ્થાનમંત્રીની સત્તા તેમજ સંસ્થાન અને તાજની સત્તા અને સંબંધો સંબંધે સમજવાનું છે. આ સંજોગોમાં ફેડરલ સરકારના એક અંગ તરીકે ગણાતાં દેશી રાજ્યો ફેડરલ સરકાર શીવાય અન્ય સત્તાની દરમ્યાનગીરીને આમંત્રણ કરે તો ફેડરેશનનો અર્થજ કયાં સરે છે? એટલું જ નહી પરંતુ ફેડરલ તંત્રના મુળભુત સીદ્ધાંતોનો પણ તેમાં સ્પષ્ટ ભંગ છે, રાજાઓ ફેડરેશનમાં જોડાય તેનો આ રીતે કંઇજ અર્થ નથી.

ફેડરલ તંત્રમાં સર્વોપરી સત્તા 'તાજ' યા બ્રીટનની સત્તા નામની જ ગણાય છે. પરંતુ વહીવટી બાબતોમાં અને સંસ્થાનની આંતરવ્યવસ્થા અને બીજી બાબતોમાં સંસ્થાનની વડી સત્તા જ જવાબદાર હોય છે, એટલું જ નહીં પરંતુ બ્રીટનની નામની જ સત્તા સાચવી રહેલ સંસ્થાનોની સરકારના આંતરવહીવટ અને એવી મહત્વની બાબતોમાં તાજ યાતો સાર્વભૌમ સત્તા કોઇ પણ પ્રકારની દરમ્યાનગીરી કરે તે વખતે બંને પક્ષો વચ્ચે વૈમનસ્યનું વાતાવરણ ઉપસ્થીત થાય એ દેખીતું છે. ફેડરલ સરકારની વડી સત્તાનો અસ્વિકાર કરીને બ્રીટનની સાર્વભૌમ સત્તાની દરમ્યાનગીરીને આમંત્રણ કરવાનું દેશી રાજાઓનું પગલું બ્રીટીશ હીંદના ફેડરલતંત્રના સંચાલકો અને એ પ્રકારના બંધારણ પર પોતાનો મત આપનારાઓ અસ્વિકાર જ કરશે એ સ્પષ્ટ છે. રાજાઓને 'તાજ' સાથે જ સંબંધ કાયમ રાખવો હોય એટલુંજ નહી પરંતુ પોતાના આંતરવહીવટ અને અન્ય બાબતોમાં સંપુર્ણ સ્વતંત્રતા ભોગવવી હોય, અને રાજસ્થાનોની પ્રજાને કોઇપણ પ્રકારનો મતાધીકાર કે અન્ય સુધારા ન આપવા હોય તો ફેડરેશનની યોજનામાં રાજાઓનું સામેલ થવાનું નકામું જ છે. રાજાઓ પોતાની અને પોતાનાં રાજ્યોની સલામતી અર્થે અગત્યની શરતો સ્વિકારાવવા માગે છે, એટલું જ નહી પરંતુ નરેંદ્ર મંડળની બેઠકે પસાર કરેલો ઠરાવ સ્પષ્ટ રીતે એમ જાહેર કરે છે કે **'સલામતી'ઓનો સ્વિકાર કરવામાં આવશે તોજ રાજાઓ ફેડરેશનમાં જોડાશે.**

રાજાઓ કયા પ્રકારની સલામતીઓ માગે છે, તે તેઓએ હજી જાહેર કર્યું નથી. રાજવીઓના તાજ સાથેના સંબંધો અભંગ રહેવાની, સંધીપત્રકો અને કરારનામાંના હક્કો કાયમ રાખવાની, અને રાજ્યોની આંતરવ્યવસ્થામાં કોઇ પણ પ્રકારની દરમ્યાનગીરી ન કરવાની મુખ્ય ખાત્રીઓ ઉપરાંત બીજી ખાસ '**સલામતીઓ**' કે જેનો રાજવીપક્ષે હજી સ્ફોટ કર્યો નથી, તે સલામતીઓની ખાત્રી બ્રીટીશ સરકાર આપે તો રાજવીઓ ફેડરલ યોજનામાં જોડાય, રાજવીઓની ચેમ્બરે પસાર કરેલો ઠરાવ રાજ્યોના આંતરવહીવટની દરમ્યાનગીરી સામે વિરોધ દર્શાવે છે. રાજાઓ આ વસ્તુ રજુ કરતાં ભીંત ભુલ્યા છે. સાર્વભૌમ સતાની સીધી પરવાનગી વીના પણ હિંદના રાજાઓના આંતર વહીવટમાં દરમ્યાનગીરી કરવાની જ્યારે જ્યારે હિંદના વડાને જરૂર પડી છે, ત્યારે ત્યારે હીંદના વાઇસરોયે દરમ્યાનગીરી કરી છે. એટલુંજ નહી પરંતુ રાજ્યો ખાલસા કર્યાના અને નાલાયક રાજાઓને પદભ્રષ્ટ કરવા જેવા ગંભીર પ્રસંગોમાં પણ રાજાઓ જેને વફાદાર રહેવાનો દાવો કરે છે, અને પોતાનો સીધો સંબંધ 'તાજ' સાથે હોવાની વીગતો રજુ કરે છે, તે સર્વોપરી સત્તાની સંમતી વીના જ વાઇસરોયે પોતાને યોગ્ય લાગે તેવાં પગલાં ભર્યાં છે. મણીપુરની રીયાસત ખાલસા કરતી વખતે, અને નભાના રાજાને પદભ્રષ્ટ કરતી વખતે તે વખતના વાઇસરોયે બ્રીટનના પ્રધાનમંડળની સંમતી લીધી નહી હોય એ સ્પષ્ટ જ છે. તેમજ રાજવીઓના અગ્રણી ના૦ નીઝામ સરકારે બ્રીટીશ સત્તાના સમાન દરજ્જાના હોવાનો દાવો સને ૧૯૨૫ માં કર્યો હતો. ત્યારે લોર્ડ રીડીંગે ના૦ નીઝા-

મના મંતવ્યના ચુરેચુરા કરી નાખતો જવાબ પરખાવ્યો હતો. સને ૧૯૨૫ માં લોર્ડ રીડીંગે ઇંદોર નરેશને ગાદી છોડવાની સ્થિતિમાં મુકી દીધા હતા, એટલુંજ નહી પરંતુ હીંદના કોઇ પણ વાઇસરોયે દેશી રાજાઓના આંતરવહીવટમાં માથું ન મારવાની ખાત્રી આપી જ નથી. આ સંબંધી સરકારનું વલણ કેવું છે, તે લોર્ડ રીડીંગે ના. નીઝામને આપેલા જવાબ પરથી સમજાય છે.

સમાનતાના હકકનો દાવો કરતા ના. નીઝામને લોર્ડ રીડીંગે જણાવ્યું હતું કે: "હીંદમાં બ્રીટીશ સત્તા સર્વોપરી છે. એ સત્તા સાથે કોઇ પણ દેશી રાજાને સમાનતાના ધોરણે વાટાઘાટ ચલાવવાનો હકક નથી."

નરેંદ્રમંડળના ઠરાવ મુજબ રાજાઓ જે પ્રકારના હકકો અને સ્વતંત્રતા ભોગવવા ચાહે છે તે પ્રકારની સ્વતંત્રતા કે હક્ક તેમને બ્રીટીશ અમલ નીચે નથી એ ઉપરના દાખલાઓથી પુરવાર થાય છે ઉપરાંત તાજની સાર્વભૌમ સત્તા સાથેના સંબંધોની અભંગતા સાચવવાની તેમની શરત ફેડરેશનના મુળભુત સિધ્ધાંતોની વિરોધી છે. આ સંજોગોમાં નરેન્દ્ર મંડળની શરતોના અવિસ્કાર કરવામાં જ હિંદનું હિત સમાએલ છે. રાજાઓ જે શરતોએ ફેડરેશનમાં જોડાવા માગે છે તે શરતોથી બ્રીટીશ હિંદની સામાન્ય જનતાને કંઇપણ લાભ થનાર નથી, તેમજ રાજસ્થાનોની પ્રજાને પણ કંઇ લાભ થનાર નથી. રાજાઓએ રજુ કરેલો ફેડરેશનનો શરતી સ્વિકાર કરવામાં આવે તો ફેડરલતંત્રના સંચાલકોને વધુ મુશ્કેલીમાં ઉતરવું પડે એટલું જ નહી પરંતુ રાજાઓની આપખુદ સત્તામાં ઘણો વધારો થવા પામે. નરેન્દ્ર મંડળના ઠરાવમાં જાહેર થએલી મુખ્ય ત્રણ શરતો ઉપરાંત બીજી 'સલામતીઓ'-ની પણ રાજાઓને જરૂર છે. આમ રાજાની મંડળની એકપક્ષી અને સ્વાર્થી માંગણી સ્વિકારતા પહેલાં બ્રીટીશ હિંદના રાજનીતિજ્ઞોએ ખુબ જ વિચાર કરવાની જરૂર છે.



# જર્મની કઇ તરફ?

[પાના ૬૭ નું ચાલુ]

સમુ છે. તેને વિખેરી નાંખવાની હીંડનબર્ગને જરાયે જરૂર કયાં હતી? જેમ જર્મની સંપત્તિવાનો રાજ્યના લશ્કર ઉપર આધાર રાખી શકે છે તેમજ ફેસીસ્ટ પક્ષ આજે જર્મન મુડીવાદનો જોરદાર પક્ષ હોવાથી મુડીવાદીઓને નાઝી પક્ષથી ડરવાનું જરાયે કારણ નથી.

તેમજ જર્મન સરકારનો એક પરોક્ષ આશય નાઝીસ નેતા હેર હીટલેરને સહાય કરવાનો છે. આ ક્ષણે જોરશોરથી બોલતો હેર હીટલેર સત્તાના સુત્રો હાથમાં લેવાને જરાયે તૈયાર નથી. કારણ કે અત્યારે સત્તા પર આવે તો તે આપેલા વચન જરાયે પાળી શકે તેમ નથી. તેથી તેના પક્ષના દબાણને લઇનેજ પ્રમુખ પદની ખુરશી માટે હીટલેરે ઉમેદવારી નોંધાવી હતી. પણ ચુંટણીમાં અનિવાર્ય નિષ્ફળતા મળતાં કુદરતી રીતે જ હીટલરના અનુયાયીઓ હવે બંધારણીય માર્ગેથી અળગ ખસીને બંડ કરીને સત્તાના સ્થાન પર આવવાની હાકલ કરે. આવા અનુયાયીઓની સંખ્યા કંઇ અલ્પ ન હતી. આવી આશા રાખવી એ સાવ સ્વાભાવિક છે અને તેથી જ નાઝી પક્ષના આવા ઉદ્દામ વિભાગને કચરી નાંખવામાં હીંડનબર્ગે હીટલરને પરોક્ષ સહાય આપી છે.

[૪]

**આમ જર્મનીના માંધાતા** મુડીવાદીઓએ સામ્યવાદી પક્ષ સામે હથીયાર ઉગામવામાં, નાઝીસપક્ષને પ્રજાપ્રિય બનાવામાં, તેમજ હેર હીટલરના માર્ગને સરળ કરી આપવામાં બહુ જ ચાલાકીથી રાજરમત ખેલી છે. જર્મનીના કુશળ ખેલાડીઓએ આખા જગતને આંજી નાખે તેવી નાટકીય ઢબે નાઝીસ પક્ષ પર સામાન્ય હુમલો કરીને એક સાથે અનેક હેતુઓ સિદ્ધ કર્યા છે.

પણ સમાજસત્તાવાદ અત્યારે નાઝીસ પક્ષ કે સામ્યવાદી પક્ષને ગેરકાયદેસર જાહેર કરે કે તેમનાં આંદોલનોને ગુપ્તતાની ચાદર ઓઢવાની ફરજ પાડે તેથી કંઇ જર્મન પ્રદેશ ઉપર ઉતરેલી કાળી આર્થિક આફત જરાયે ઓછી થતી નથી. જે બેકારી, જે ભયંકર ભુખમરો આજે આંદોલનોને જન્મ આપી રહ્યો છે તે જ્યાં સુધી નાશ નહીં થાય ત્યાં સુધી આવાં ઉગ્ર આંદોલનો દમનનો દુંડુકો ચલાવે ઓસરી જશે નહીં. લોકજાગૃતિના પુરને અટકાવવાને કરેલા એવા પ્રયાસો નિષ્ફળ નીવડયા છે. ઇતિહાસ આજે આ મુર્ખાઇઓની તવારીખ રજુ કરતો ઉભો છે. છતાં પણ કોઇ પણ વર્ગ સંગ્રામ વગર કંઇ પણ આપી દે છે? જર્મન મુડીવાદ-પોતાના અસ્તિત્વ માટે તેના છેક છેલ્લા બિંદુ સુધી લડશે. પણ આજે આર્થિક આફતે તેની શક્તિ હણી લીધી છે અને તેથી જ જર્મનીના શ્રમજીવીઓ સામાજીક પરિવર્તન માટે આ ક્ષણ સુંદર ગણે છે.

—નવયુગ કાર્યાલય

# ખાદી — અને — કેટલીક દલીલો—

દિવસના ચાર કલાક ચરખો ચલાવતાં પણ માણસનું પેટીયું પણ નીકળી શકે એમ નથી એવું લેખક સાબીત કરે છે.

: લેખક :
'અભ્યાસી'

આર્થિક અધોગતિએ પહોંચેલા અને શારીરિક અને માનસિક દુર્બળતાથી પીડાતા સમાજને ૩ આનાની કમાઇ માટે ૧૨ કલાક સતત કાંતવાનું કહેવું એના જેવું ઘાતકી કામ બીજું કાંઇ નથી. ૩૮ દિવસ સુધી દરરોજના બાર કલાક કામ કરે ત્યારે ચરખાની કિંમત વાળી શકાય અને ત્યાર પછીથી દરરોજના ત્રણ આના લેખે કમાણી કરી શકાય. મુડીવાદીઓના કર્મના ભોગ બની ગરીબાઇમાં સડતા મનુષ્યને આમ દરરોજ બાર કલાક સતત કામ કરી માત્ર ત્રણ આના કમાવા કહેવું એ તો મનુષ્યની ગરીબાઇ પર હસવા જેવું છે. આવા મૃત્યુને જલદી આમંત્રણ આપતા ઘાતકી અને હૃદયદ્રાવક ઉપાયો એ ચરખાનો માર્ગ છે. ગરીબાઇથી પીડાતા માણસને બાર કલાક કામ કરવા કહેવું એ કરતાં તો તેમને તેમની ચાલુ સ્થિતિમાં રાખવા એ વધુ ઉચિત છે. દરેક શાળામાં ચરખા દાખલ કરવાની સુચના કેવળ હાસ્યજનક જ નહિ પરંતુ અપમાનકારક છે. ગાંધીજીની આ ગણત્રી નોંધવાલાયક છે. જો દરેક વિદ્યાર્થી દરરોજ ચાર કલાક કાંતે તો એક મહિનામાં રૂ. ૧–૧૦–૦ કમાય અને એ રીતે એક કલાસના ત્રીસ છોકરાઓ માસિક રૂપીઆ ૪૮–૧૨–૦ કમાય." પરંતુ એ કરતાં એક બીજી ગણત્રી અમને વધુ સારી દીસે છે. જો દરેક માણસ દરરોજ ૧૨ કલાક કાંતે તો દરરોજના ત્રણ આના લેખે ૩૦ કરોડ હીંદીઓ મહિનામાં ૧૬૮૭૫૦૦૦૦૦ રૂપીઆ કમાય એટલે હિંદની વાર્ષિક આવક રૂપીઆ ૨૦૨૫૦૦૦૦૦૦૦ થાય. અને એ આવકથી જરૂર હિંદીઓ સ્વર્ગીય સુખ અનુભવી શકે.

# આર્થિક ઉત્કર્ષ

—ચરખાસંઘની—
—સચોટ સમીક્ષા—

# અને તેના જવાબો

દરરોજ દશ કલાક કામ કરતાં શ્રમજીવીને ચરખો ચલાવવાનું કહેવું એ નરી નિર્દયતા છે એમ લેખકની માન્યતા છે.

## મહાત્માશ્રીની દલીલો

ઉપર કહેવાએલો લેખ ગાંધીજીએ ૧૯૨૧ ના ફેબ્રુઆરીમાં પ્રગટ કર્યો હતો. એ લેખ પર કેટલીએ ચર્ચા થઇ છતાં પણ ગાંધીજી આશાવાદી રહ્યા છે, એ કરૂણાજનક છે અને એથી સ્પષ્ટ થાય છે કે ચરખાની કાર્યસાધ્યતામાં રહેલી ખામી ગાંધીજી સમજી શકતા નથી. ૧૯૨૧ ના જુલાઇ તા૦ ૬ ઠ્ઠીના "યંગ ઇન્ડીઆ"માં ગાંધીજીએ લખ્યું છે કે "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ. વરસાદ માટે કોઇ જાહેર ખાતાની જરૂર નથી, દેખરેખની પણ જરૂર નથી અને કર પણ આપવો પડતો નથી. વરસાદ એની મેળે વરસે છે તેવી જ રીતે ચરખો પણ સહેલામાં સહેલી રીતે દેશના ધનની ઝુંપડીએ ઝુંપડીએ વહેંચણી કરી શકે એમ છે. પારકાના પરસેવાથી કમાતા માણસોને દરરોજની ત્રણ આનાની કમાઇ જુજ લાગશે પરંતુ તેઓને ખબર નથી કે આવા કરોડોની સમયે કેટલાકને ત્રણ આનાની પણ દરરોજની કમાણી થતી નથી. પોતપોતાની કમાઇના દૃષ્ટિબિંદુથી જ ચરખાની કીમત કરવાની નથી પરંતુ ચરખો એ રાષ્ટ્રના ઉધ્ધારનું એક બળ છે. સ્વરાજ્ય માટે આર્થિક સ્વતંત્રતા આવશ્યક છે અને એ આર્થિક સ્વતંત્રતા માટે બ્રીટીશ કાપડનો બહિષ્કાર કરવો જોઇએ. પરંતુ જ્યાં સુધી દેશને પુરૂં પાડી શકાય એટલું કાપડ આપણે ઉત્પન્ન કરી ન શકીએ ત્યાં સુધી એ બહિષ્કાર થઇ શકે એમ નથી. એ કાપડ પુરૂં પાડવા માટે મીલ પુરતી નથી. એ માટે ચરખાની જરૂર છે. જો દરેક જણ ઝીણું મીલનું કાપડ ખરીદ

તો તેનો ભાવ વધે અને ગરીબ માણસો તે વાપરી શકે નહિ.

વળી હિંદુસ્તાનની આબોહવા માટે ખાદી એ ખાસ ઉપયોગી છે. એ ખાદીની સુંવાળાશ આગળ ઝીણી મલમલ રદ છે. શીઆળામાં ગરમ કપડાં કરતાં ખાદી વધુ ઉપયોગી છે. વળી હિંદુસ્તાનની આબોહવા એવી છે કે કપડા વારંવાર ધોવાં જોઇએ અને ફક્ત ખાદી જ વારંવાર ધોઇ શકાય. ખાદી એ દેશનો એક વખતનો પહેરવેશ હતો. અસલના પટેલો અને મુખીઓ ખાદીમાં કેટલા ભવ્ય દેખાતા એની દરેક જણ કલ્પના કરી શકે એમ છે. તે જમાનામાં મીઠા સિવાય ભાગ્યે જ બીજી કોઇ ચીજ એક ગામથી બીજે ગામ લઇ જવી પડતી. અને એ જ ખરૂં સ્વરાજ્ય. શું આપણે એટલા શોખીન થઇ ગયા છીએ કે સ્વરાજ્ય ખાતર આપણા એ શોખનો આપણે ભોગ ન આપી શકીએ ?"

## અને તેનો જવાબ

આ લેખમાં મુખ્યત્વે ચાર દલીલો સમાએલી છે.

(૧) ચરખા અને મેધની સરખામણી.

(૨) ચરખાથી થતી ધનની વ્હેંચણી.

(૩) ચરખાથી બનતું કાપડ દેશ માટે પુરતું છે.

(૪) ખાદીની પ્રશંસા.

પહેલી દલીલ દર્શાવે છે કે ગાંધીજી કવિ થઇ ગયા છે અને એમની સરખામણી કેવળ ભાવનાશાળી જ છે. ચરખાથી દ્રવ્યની સરખી વ્હેંચણી થઇ શકે એ વાત ખરી છે. પરંતુ ચરખો 'જીવનનું' ધોરણ ઉચ્ચ બનાવવાને બદલે નીચે ઉતારે છે. આપણે પૌરાણિક સ્થિતિ પર પહોંચવા ઇચ્છતા નથી. વ્યવસ્થિત ઉત્પાદન અને વહેંચણીથી યંત્રની મદદથી પણ દ્રવ્યની સરખી વહેંચણી થઇ શકે એમ છે.

ગાંધીજીના ભગીરથ પ્રયત્નો અને મુડીવાદીઓનો ટેકો છતાં ૧૯૨૯-૩૦ માં ખાદીના ઉત્પાદનમાં ફક્ત '૧૧૩' લાખ વારનો જ વધારો થયો છે. આપણો હાલનો વપરાશ ૫૧૦૦૦ વાર ખાદીનો છે. ખાદી અને બીજા કાપડનું પરિમાણ $\frac{1}{૨૫૦}$ છે. એટલે ખાદીનું ઉત્પાદન દેશને માટે પુરતું નથી.

જાડી ખરબચડી ખાદીની ઝીણા મીલના કાપડ સાથે સરખામણી કરવાનો નિંદ્ય પ્રયત્ન કરવો યોગ્ય નથી. અલબત્ત કોઇક હોશિઆર કાંતનાર સારી ખાદી બનાવી શકે એ ખરૂં પણ સાધરણ ખાદી તો જેટલી બની શકે એટલી ખરબચડી હોય છે એટલે એક બે અપવાદો પરથી સામાન્ય ધોરણ બાંધવું એ અનુચિત છે.

ગાંધીજી મનુષ્યની ચતુરાઇ વિષે જે શંકા ધરાવે છે એ વિચારવા જેવી છે. પરમકૃપાળુ પરમેશ્વર પોતાની મરજી મુજબ પક્ષપાતીપણે કુદરતી બક્ષીસ વ્હેંચે છે અને એ અસમાન વ્હેંચણીથી મનુષ્યોને પારાવાર દુઃખના ભોગી બનાવ્યા છે. એક બાજુએ અતિશય વરસાદથી લોકોના જાનમાલની ખુવારી કેટલીય વાર થઇ છે અને ભવિષ્યમાં થશે, જ્યારે બીજી બાજુએ વરસાદના અભાવે ભુખ ને તરસના ભોગ બનેલ લાખો લોકોના જાન ગયા છે. આ અદશ્ય અને અવ્યક્ત પરમેશ્વરના તરંગ પર કાબુ મેળવવા માટે મનુષ્યે સતત પ્રયત્નો કર્યા છે, અને એ રીતે

જીવનની આવશ્યકતાઓની સમાન વ્હેંચણી દ્વારા અવર્ણનીય સુખ મેળવ્યું છે. ગંભીર રોગથી પીડાતા ગાંધીજીને મૃત્યુના મુખમાંથી ઉગારનાર માનવશક્તિની કાર્યદક્ષતા વિષે શંકા લાવી શકાય જ કેમ? અને એ કાર્યદક્ષતાના મળ જન્મરૂપ વૈજ્ઞાનિક શોધને આંખુએ મૂકી ચરખાને ચાલુ કરવો એ મનુષ્યની ચતુરાઇ ઠોકરે મારવા બરાબર છે.

## ચરખાની શક્તિ કેટલી?

ગાંધીજીને પ્રિય એવા ચરખાની શક્તિનો અંદાજ કાઢવો આવશ્યક છે. એમણે તા. ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૨૦ ના "યંગ ઇન્ડીઆ"માં લખ્યું છે કે–

"પટના અને બીહારની ૩૩૬૪૪૨૦ માણસોની વસ્તીમાંથી ૩૩૦૪૨૬ માણસો દરરોજ સાંજે થોડા કલાક કાંતે છે અને એ રીતે દરેક માણસ વાર્ષિક રૂા. ૭–૨–૮ નું સુતર બનાવે છે એટલે કુલ્લે એક વર્ષમાં રૂપીઓ ૨૩૬૭૨૭૭ નું સુતર બનાવે છે. એ સુતર માટે વપરાતા રૂની કીંમત રૂા. ૧૨૮૬૨૭૨ થાય છે એટલે વાર્ષિક નફો રૂા. ૪૦૮૧૦૦૫ મળે છે. દરરોજ સાંજે નિયમિત ત્રણચાર કલાક કાંતનારને આ વાર્ષિક કમાણી રૂા. ૩–૪–૦ ની થાય છે.

૨૦૬૯૯૦૦ માણસોની વસ્તીવાળા ભાગલપુર જીલ્લામાં ૭૬૦૦૦૦ સ્ત્રીઓ દરરોજ કાંતી આખા વર્ષમાં રૂા. ૪–૮–૦ કમાય છે.

એજ રીતે દીનાજપુર જીલ્લામાં જ્યાં નવરાશના વખતમાં સ્ત્રીઓ ફક્ત કાંતવાનોજ ઉદ્યોગ કરે છે ત્યાં દરેક સ્ત્રી દરરોજ સાંજે નિયમિત કાંતીને વાર્ષિક રૂા. ૩ ની કમાણી કરે છે. ગાંધીજી પોતે કબુલ કરે છે તેમ ચરખા વડે દરેક સ્ત્રી વાર્ષિક રૂા. ૨ થી ૩ સુધી કમાય શકે છે અને ઉપરના ઉદાહરણો ચરખાની શક્તિનો ખ્યાલ ઘણી સારી રીતે આપે છે.

આ બધા ઉદાહરણો અને આંકડાઓ છતાં ગાંધીજી ૧૯૩૧ માં ચરખાની હીમાયત કરે એ કમનસીબની વાત છે. દુરથી પાણી ભરી લાવવાં, રસોઇ કરવી, બચ્ચાંઓની સંભાળ લેવી, છાણાં થાપવાં વગેરે ઘરગથુ કામથી કંટાળેલી ખેડુતની સ્ત્રીને કલાક બે કલાકના ફુરસદના વખતે પણ વિશ્રામને બદલે ચરખો ચલાવવા સલાહ આપવી એ અમાનુષી છે. આખો દિવસ કામ કરી ગુલામી જીંદગી ભોગવવા કરતાં તો એ સ્ત્રીઓને આપઘાત કરવા કહેવું વધુ સારૂં છે. રૂપીઆ ૪૫ ની વાર્ષિક કમાણીમાં ૨–૪ રૂપીઆનો વધારો કરવા માટે ચરખા સાથે જીવન યુદ્ધ કરવું એ તદ્દન નકામું છે. અમે પુછીએ છીએ કે ઘરેઘરના છાપરા પર ઉભા રહી, દેશના આર્થિક સુધારા માટે ચરખા ચલાવવાની જરૂર છે એમ જાહેર કરતા ગાંધીજી અને તેમના અનુયાયીઓના હૃદય પત્થરનાં ઘડાયાં છે કે શું? જ્યારે આખું જગત પારકાના પરસેવા પર જીવી તાગડધીન્ના કરતા ઇજારદારોનો નાશ કરવાના મજુરવર્ગના જીવનમાં રસ રેડવા મથે ત્યારે આપણાં નેતાઓ દેશમાં એકસ્વરી ચરખાની હીમાયત કરે છે. એવી દીલસોજી દાખવવી એ કરતાં મુંગા બેસવું એ વધુ સારૂં છે. દેશનું દળદર ફીટાડવા માટે કમાણીમાં ૩–૪ આનાનો વધારો પુરતો નથી. તે માટે તો કમાણીમાં ૩–૪ ગણો વધારો કરવાની જરૂર છે.

ગાંધીજીએ કોંગ્રેસ જોડયા પછી જે "અખિલ ભારત ચરખા સંઘ"ની સ્થાપના કરી તે સંઘના કામનું સરવાયું કાઢતાં પહેલાં એ સંઘની સ્થાપના વિષે થોડુંક લખીએ તો તે અસ્થાને ન જ ગણાય.

## મહાત્મા અને મહાસભા

**૧૯૨૦ માં** મહાસભામાં જોડાયા પછી ગાંધીજીએ પોતાના વિચારો જનતામાં રેડવા પ્રયત્નો આદર્યા છે અને તેમાં ફત્તેહ પણ મળી છે. લો. તીલકના મૃત્યુ પછી પોતાના સદ્વર્તનના જ બળથી એમણે મહાસભાની લગામ પોતાના હાથમાં લીધી છે અને એ રીતે ચરખાને અગ્રસ્થાન આપ્યું છે. વિજ્ઞાન અને મનોભાવ વચ્ચે ઝોલાંખાતા દેશના જોમને ગાંધીજીએ પોતાના અજોડ વિજય થી ચરખા તરફ દોરવી વિજ્ઞાન વિરૂદ્ધ વ્યવસ્થિત વિગ્રહ શરૂ કર્યો છે. એ દેશની કમનસીબી છે. અને એ વિગ્રહને અંતે "અખિલ ભારત ચરખા સંઘ" ની સ્થાપના થઇ.

કેટલાંક વર્ષો સુધી હીંદી મહાસભાએ સ્થાપેલ "અખિલ ભારત ખાદી સંઘ" દ્વારા ગામડાંમાં ખાદી પ્રચારકાર્ય થયા પછી તા. ૨૩ મી સપ્ટેંબર ૧૯૨૫ માં ગાંધીજીની આગેવાની હેઠળ મુડીવાદીઓ અને અમીર વર્ગની બનેલ "અખિલ ભારત ચરખા સંઘ"ની સ્થાપના થઇ. એ સંસ્થાની સ્થાપના પછી સને ૧૯૨૫ માં થએલ સુધારા સાથના કેટલાક મુખ્ય કાનુનો નીચે મુજબ છે.

૧. ખાદી અને ચરખાની ખીલવણીની ખાસ અગત્યતા હોવાથી અને રાજનીતિથી વેગળી એવી સ્થાયી સંસ્થાની સ્થાપના વિના એ ખીલવણી અશકય છે એમ માલમ પડવાથી મહાસભાની પરવાનગીથી મહાસભાના મુખ્ય અંગ તરીકે અને છતાં પણ મહાસભાથી સ્વતંત્ર એવા "અખિલ ભારત ચરખા સંઘ"ની સ્થાપના કરવામાં આવી છે.

૧૨ મહાસભાના સભ્યો થવા માટે "અખિલ ભારત ચરખા સંઘ" પર મોકલાએલા બધા સુતરની વિગતવાર યાદી રાખવા માટે મધ્યસ્થ ઓફિસ એક ખાતાવહી રાખશે.

૧૩ સંઘના સભ્યેના બે વિભાગ છે.

૧ હંમેશા ખાદી વાપરનાર અને દર મહિને ખજાનચી અથવા બીજા કોઇ એજન્ટને સારી રીતે વાળેલું, એક સરખું એક હજાર વાર સુતર જાતે કાંતી મુફત કરનાર ૧૮ વર્ષની ઉપરના કોઇ પણ સખ્સ અ વર્ગના સભાસદ થઇ શકશે.

૨ હંમેશા ખાદી વાપરનાર અને વાર્ષિક સારી રીતે વાળેલું, એક સરખું બે હજાર વાર સુતર જાતે કાંતી મુફત કરનાર ૧૮ વર્ષની ઉપરના કોઇ પણ સખ્સ બ વર્ગ । સભાસદ થઇ શકશે.

૧૪ મહાસભાના સભ્ય થવા માટે સંઘને આપવામાં આવેલું સુતર સંઘના સભ્ય થવા માટે આપેલું પણ ગણાશે.

૧૫ ખાદી અને ચરખાનું પ્રચારકાર્ય કરવું એ દરેક સભ્યની ફરજ ગણાશે.

૨૧ લાગલાગટ છ માસ સુધી સુતર ન પહોંચાડનારને સભ્યોની ટીપમાંથી બાતલ કરવામાં આવશે.

આ નિયમો ઉપર ટીકા કરવાની જરૂર છે ખરી?

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## એક સરખામણી

સૃષ્ટિમાં સૌથી ધનવાન મનાતા અમેરિકામાં બેકારીનો દાવાનળ ક્ષુધાના અંગાર વેરી રહ્યો છે. આ સંબંધી બીજી એપ્રીલનું 'લીટરરી ડાયજેસ્ટ' એક લેખમાં નીચેની અગત્યની હકિકત આપે છે.

"અમેરિકાના સૌથી સંપત્તિવાન મનાતા પ્રાંત પેનીસેલવીયાના અધિષ્ઠાતાએ જગતને જાહેર કર્યું કે તે પ્રદેશમાં ભુખમરાએ ઘર ઘાલ્યું છે. બીજા ૩૯ ગવર્નરો તેમના પ્રાંતમાં ભુખમરાનો સાફ ઇન્કાર કરે છે ત્યારે પેનસેલવીયાના ગવર્નર ક્ષુધાર્તોનું કાળું ચિત્ર આલમની નજર સામે ઉભું કરે છે. ગવર્નર પીંચોટ કહે છે કે 'ભુખમરાનું અમોને ભાન છે પણ માત્ર અમો તેની ગણત્રી કરતા નથી. લગભગ ૧૦૦૦૦૦૦ જેટલા માનવસમુહ પાસે નોકરી નથી. આવો વિશાળ સમુહ અન્યને આશરે જીવનગુજારો કરી રહ્યા છે. ફીલાડેલ્ફીઆમાં પ્રત્યેક બેકાર કુટુંબને દરેક અઠવાડીયે ૪.૩૮ ડોલર મદદ તરીકે મળે છે. પણ આ સ્થિતિ તો ભુખમરાનું બીજું નામ જ કહેવાય. બીજા પ્રાંતોમાં તો આટલી ન્હાની મદદ આપવાની પણ આનાકાની કરવામાં આવે છે.

"આ વર્ષમાં પુરતાં પોષણ વિના ઉછરતા બાળકોની સંખ્યા લગભગ ૩૦ ટકા વધી ગઇ છે. કોલસાની ખાણોમાં કામ કરતા કામદારોની સ્થિતિ તો ખરેખર ભયંકર બનતી જાય છે."

"છતાં મધ્યસ્થ સરકારતંત્રના સ્થાન પર ચીટકી પડેલા પ્રજાસત્તાકવાદીઓએ બેકારોને રાહત આપવાની ના સુણાવી છે ત્યારે પૈસાદારોને મદદ કરવા માટે ૨૦૦૦,૦૦૦,૦૦૦ ડોલર પાર્લામેન્ટે વેચી નાંખ્યા છે. તેઓએ માનવજીવન કરતાં ધનને વધુ મહત્વ આપ્યું છે તે કોઇ પણ રીતે વ્યાજબી ઠરી શકતું નથી..."

## ત્યારે રશીયામાં

'ઇવનીંગ ન્યુસ' જેવા સીધા સામ્રાજ્યવાદી પત્રમાં રશીયાની વર્તમાન વ્યવસ્થા અને સામાજીક સ્થિતિ ઉપર પ્રગટ થયેલા લેખમાંથી નીચેનું અવતરણ સરખાવવું રસિક થઈ પડશે.

"...અહીં કોઇ ભીખ માંગતું નથી. અહીં કોઇ બેકાર નથી. ભાડું ન આપવા માટે કોઇને ઘર બ્હાર

## કેટલાક કટાક્ષચીત્રો—




મરતા મુડીવાદને ફેસીઝમનું ઈંજેકશન આપીને જીવાડવાનો યત્ન કરવામાં આવે છે.

—ન્યુ માસીસ (અમેરીકા)



યુરોપીય સંસ્કૃતિ ઉપર બેકારીનો શયતાન ઉતર્યો છે. પણ કામદારો કહે છે કે બેકારી એ મુડીવાદી પદ્ધતિનું પરિણામ છે.

બનવાના કિસ્સા નથી કે કોઇને રસ્તામાં રઝળતું જોશો નહીં. તેમજ અહીં મોજશોખ નથી, કે એશઆરામની મીજલસો નથી.

પણ અહીં પ્રત્યેક વ્યક્તિ અસંતોષી છે. જેઓ સામ્યવાદી પક્ષ બહાર છે તેઓ મુસ્કેલીઓ સામે વરાળ કાઢે છે, ત્યારે સામ્યવાદીઓ પાંચ વર્ષની યોજનાને સિદ્ધ કરવાની આડે આવતી અડચણો સામે ઉકળાટ જાહેર કરે છે. પણ બધા જ કામ કરી રહ્યા છે. બધા એમ માની રહ્યા છે કે આપણે અમુક આદર્શ તરફ વેગથી જઇ રહ્યા છીયે. અને આ સ્વપ્નમાં તેઓ આનંદ પામે છે.

## હિંદનું સોનું !

'કરન્ટ હીસ્ટરી' નામના અમેરીકાના અગ્રણી અખબારમાં બ્રીટનની આર્થિક નીતિ ઉપર એક અભ્યાસપુર્ણ લેખમાં કોલંબીયા વિશ્વવિદ્યાલયના ઇતિહાસના અધ્યાપક જે. બાર્ટલેટ નીચે પ્રમાણે લખે છે—

> "... છતાં એક વસ્તુ તો સર્વમાન્ય હતી કે કોઇ પણ પ્રકારના હોહા વગર ચાલી રહેલી એક પ્રવૃત્તિએ સ્ટરલીંગ ઉપર અજબ અસર કરી હતી. આ પ્રવૃત્તિ તે હિંદમાંથી સંઘરેલા 'સોનાનો નીકાશ' હતી. આ સોનું લંડનમાં આવતું. અને સ્ટરલીંગના સોનાની સદ્ધરતાને મજબુત બનાવ્યા પછી તે સોનું ફ્રાંસ અને યુરોપમાં વેચવામાં આવતું. આ પ્રમાણે ફ્રાંસના દેવાને વાળી દેવામાં આવ્યું.......એમ અંદાજ રાખવામાં આવે છે કે લગભગ ૧૮૫૦૦૦૦૦૦ ડોલરનું સોનું હિંદમાંથી લંડન તરફ પ્રયાણ કરી ગયું છે......

## આયર્લેન્ડ

આયરીશ રાજકારણમાં પ્રજાસત્તાકવાદી મનાતા દ વલેરાનો ઝળકતો વિજય થયા પછી વિશ્વના પ્રત્યેક અખબારમાં તેની પ્રશંસા આવી છે. આ ઘટના ઉપર અમેરિકન અખબાર 'ન્યુ રીપબ્લીક' નીચે પ્રમાણે લખે છે.

> "......આયર્લેન્ડમાં દ વલેરાનો વિજય તત્કાળ ત્રણ મુદ્દાઓ ઉભા કરે છે. પ્રથમ તો રાજા તરફ વફાદારીની પ્રતિજ્ઞા, આયર્લેન્ડની લેંડ એન્યુઇટી બંધ કરવાનો પ્રશ્ન,




લઘુમતી ઉપર સવાર થયેલા ડી. વેલેરા બ્રીટીશરો સાથે શું સંગ્રામ કરશે?

અને ત્રીજું 'અલસ્ટર.' આ ત્રણેમાં અલસ્ટરનો પ્રશ્ન ગંભીર છે.

ગ્રેટબ્રીટને વેસ્ટમીનીસ્ટરના કાયદા પ્રમાણે જાહેર કર્યું છે કે જો કોઇ સંસ્થાન સામ્રાજ્યમાંથી મુક્ત થવાની અભિલાષા રાખતું હોય તો તેને અટકાવવાનો કોઇ ઉપાય નથી. આ આયર્લેન્ડને બરાબર લાગુ પડે છે. દ વલેરાને કાં તો વફાદારીના સોગંનામાને રદ કરવાને સંમતી આપવી કે આયર્લેન્ડમાં લશ્કર ઉતારવું રહ્યું......

...જમીન ભરણાની બાબતમાં પણ આ જ સિદ્ધાંત લાગુ પડે છે તેઓ તો યુદ્ધના દેવાં જેવાં છે.....અલસ્ટર બાબત પણ ગંભીર છે છતાં નિરાશ થવાનું કંઇ કારણ નથી. કારણ કે જ્યારે અલસ્ટરવાસીઓ જોશે કે તેમને બ્રીટન તરફથી કંઇ સહાય મળી શકે તેમ નથી ત્યારે તેઓ પોતાની નીતિ બદલશે. તેમ જ આયર્લેન્ડ પણ પહેલાના કરતાં હવે વધુ સમાધાનભર્યું બનશે. ગમે તેમ પણ દક્ષિણ અને ઉત્તર આયર્લેન્ડ કોઇ પરોક્ષ જનની સહાય વગર જ પરસ્પર સમજુતીનો માર્ગ લે તે વધુ ઇચ્છવા યોગ્ય છે.

## સોવીયેટ-જાપાન અથડામણ ?

મંચુરીયામાં સત્તા જમાવી બેઠેલા જાપાનના મનસ્વી આક્રમણના આશયો માટે અત્યાર પહેલાં ખુબ લખાયું છે. કેટલાકો એમ માને છે કે જાપાન આ રસાળ પ્રદેશને જાપાનના સામ્રાજ્યમાં ઉમેરી દેવા માગે છે. કેટલાક એમ માને છે કે મંચુરીયા પર સ્વામિત્વ સ્થાપ્યા પછી જાપાન ચીન પર સત્તા મેળવવા માગે છે ત્યારે અમેરીકાનું 'ન્યુ માસીસ' પત્ર લખે છે કે:—

> મંચુરીયામાં જાપાનીઓનું આક્રમણ માત્ર ચીનની પ્રજા સામે જ ઉપાડવામાં નથી આવ્યું. પણ સોવીયેટ સરકાર સામે સામ્રાજ્યવાદી સંગ્રામની જગતવ્યાપી થઇ રહેલી તૈયારીઓનો તે એક ભાગ છે. ઉત્તર મંચુરીયામાં સ્વામિત્વ સ્થાપ્યા પછી પુર્વના સાયબીરીયામાં આક્રમણ કરવા માટે અનુકુળ ભુમીકા તૈયાર કરવાનો આશય છે. સોવીયેટ યુનીયનની પશ્ચિમે ફ્રાંસ અને ઇંગ્લેંડે કેટલાય 'બફર' (Buffer) સ્ટેટ ઉભાં કર્યાં છે. તે જ પ્રમાણે પુર્વ વિભાગમાં જાપાન આવતા સંગ્રામને



રશીયા મંચુરીયા તરફ મીટ માંડી રહ્યું છે




જાપાને મંચુરીયામાં આગ સળગાવી છે પણ તેમાંથી યુદ્ધનો દાનવ ઉભો થયો છે.

કરે છે. જાપાનના બેંકરો અને સેનાપતિઓ સોવીયેટ યુનીયન સામે આક્રમણની યોજનાઓ ખુલ્લી રીતે જાહેર કરે છે અને ચીનના અમેરિકન પત્રકારો કહે છે કે વસંત ઋતુમાં જાપાનીઓ સોવીયેટ બંદર સાખાલીન ઉપર આક્રમણ કરીને વલાડા વોસ્ટોક અગત્યના પ્રાંત પચાવી પાડવાનો હેતુ છે.

પણ આ તો જાપાનના સામ્રાજ્યવાદીઓના આશયો છે. પણ જાપાની કામદારો અને જાપાની ખેડુતોના આશય તેથી જુદા છે. આજે ચીનના કામદારો અને ખેડુતોને ગોળાથી વિંધી રહેલી એક જ સંપત્તિશાહીના તેઓ ભોગ બન્યા છે...

જાપાની જનતાની ખરી લાગણી તો ટોકીયોમાં સંગ્રામ વિરૂદ્ધ કરવામાં આવેલા દેખાવો પરથી જણાઇ આવે છે.

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.



# નવું-સાહિત્ય

## ચિતાના અંગારા

લેખક. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક 'સૌરાષ્ટ્ર'. રાણપુર. ખંડ બીજો મુલ્ય ચાર આના.

ગુજરાતના સમર્થ લેખક ઝવેરચંદ મેઘાણીની બીજી ચાર મૌલિક વાર્તાઓ અને એક અનુવાદ બીજા ખંડ તરીકે પ્રસિદ્ધ પામે છે. આ રસભરી વાર્તાઓ પુર્વે અન્ય પત્રોમાં પસિદ્ધ થઇ ગઇ છે. વાચક જનતામાં આ વાર્તાઓનો ન્હાનકડો પહેલો ગુચ્છ ખૂબ આવકાર પામ્યો છે એટલે એ જ ઢબ ઉપર લખાયેલી આ બીજી વાર્તાઓ પણ લોકપ્રિય નિવડશે એવી ખાત્રી રાખી શકાય.

પ્રત્યેક વાર્તાઓ સમાજજીવનને સ્પર્શતી છે. શ્રી. મેઘાણીએ તેમની લાક્ષણિક શૈલીમાં આ સર્વ પ્રસંગોને આબેહુબ ઉતાર્યા છે. આથી વસ્તુની આસપાસ લાગણીનું સામ્રાજ્ય જામ્યું છે અને તેથી વાર્તાઓ અતિ રસપ્રદ બની છે.

પ્રત્યેક નવલિકા સારી રીતે ગુંથાઇ છે. ગેટઅપ અને ગોઠવણી આકર્ષક છે. આશા રાખી શકાય કે ગુજરાતની પ્રજા આ બીજા ખંડને પણ પહેલાની માફક જ અપનાવી લે.

## સંતતિનિયમન

લેખક, ડૉ. અ. હ. પટેલ. ડી. પી. એચ. ડી. ટી. એમ. (ઇંગ્લેંડ) એમ. બી.બી. એસ. (બોમ્બે) હેલ્થ ઓફીસર સુરત મ્યુનીસીપાલીટી. સુરત. મુલ્ય રૂ. ૧–૮–૦.

જે વિષય ઉપર શબ્દો વેરવા એ સાક્ષરી આલમમાં અશિષ્ટ સમજવામાં આવે છે, તે વિષય--સંતતિ નિયમન ઉપર વૈજ્ઞાનિક ચર્ચા કરનારૂં પુસ્તક પ્રસિદ્ધ કરીને અમૃતલાલ હ. પટેલે અતિ પ્રશંશનિય હિંમત અને આદર્શ ભક્તિ દાખવ્યા છે. જાતિય તત્વ ઉપર અશ્લીલતાની ચાદર ઓઢાઢીને ધુમનારા સમાજમાં, લેખકે એક સળગતા પ્રશ્નનો વૈજ્ઞાનિક ઉકેલ દર્શાવીને ગુજરાતની મહેનતુ માનવતાની સારી સેવા કરી છે. એટલું જ નહીં પણ ગુજરાતી સાહિત્યની એક

,ઉણપને અનેક અંશે દુર કરવામાં લેખક સફળ થાય છે.

સંતતિનિયમન ઉપર વૈજ્ઞાનિક ચર્ચા કરવાના યત્નને આ યુગમાં ધૃણાજનક ગણવામાં આવે છે. યુરોપ અને અમેરિકાના સુસંસ્કૃત મનાતા દેશોમાં પણ સંતતિનિયમનના વિજ્ઞાન ઉપર આકારા અંકુશો મુકવામાં આવ્યા છે. ઇટાલીમાં તો રાજ્યસત્તાએ તેને અમાન્ય કર્યું છે. અમેરિકામાં કોમસ્ટોકના કાળા કાયદાઓ આ વિજ્ઞાનના પ્રચારની આડે બંધ બનીને ઉભા છે. ઇંગ્લાંડમાં પણ અતિ અલ્પ પ્રમાણમાં સંતતિનિયમનના પ્રચારને સાનુકુળતાઓ સાંપડે છે ત્યારે હિંદમાં તો સંતતિનિયમનના માત્ર શબ્દોચ્ચારથી સભ્ય કહેવાતો સમાજ ચમકે છે. આમ સંતતિનિયમનના વિજ્ઞાન ઉપર વહેમના જાડા થર બાઝયા છે. આ વહેમના થરને નિર્મુળ કરવાને માટે, તેના ઉપર સમાજ અને અંધશ્રદ્ધાએ ઉપજાવેલા આકરાં બંધનો તોડી પાડવાને માટે વ્યવસ્થિત યત્ન અને સુંદર વૈજ્ઞાનિક સાહિત્યની જરૂર છે. આ વૈજ્ઞાનિક સાહિત્યની ઉણપ આ પુસ્તક પુરૂં પાડે છે એ જોતાં ગુજરાતની સીમાઓમાં સંતતિનિયમનનો પ્રચાર ઠીક ઠીક પ્રમાણમાં થશે એવી સહજ આશા રાખવાનું પ્રલોભન થઇ જાય છે.

હવે પુસ્તક ઉપર આવીયે. લગભગ ૩૪ જેટલાં પ્રકરણોમાં સમગ્ર વિષયને પહેંચી નાંખવામાં આવ્યો છે. અને પહેલેથી ત્રીસ સુધીના પ્રકરણમાં સંતતિનિયમન ઉપર વૈજ્ઞાનિક ચર્ચા કરવામાં આવી છે. આ પ્રકરણમાં સંતતિનિયમનના વિરોધીઓની દલીલોના ટુકડા કરવામાં આવ્યા છે અને પ્રત્યેક દ્રષ્ટિબિંદુથી સંતતિનિયમનના પ્રશ્નને છણવામાં આવ્યો છે.

આર્થિક સ્થિતિને અનુલક્ષીનેજ સંતતિ ઉત્પન્ન કરવી એ પ્રકારના વિચારો હવે સમાજની સપાટી પર રહેવાને બદલે ત્હેના હૃદય સુધી પહોંચ્યા છે. એ વસ્તુ સંતતિનિયમનના વિજ્ઞાનમાં લોકસમુહના વધતા રસમાંથી જોઇ શકાય છે. પણ આ દ્રષ્ટિએ આધારભુત પુસ્તકની ઉણપ પ્રત્યેકને સાલતી. અત્યાર પહેલાં સંતતિનિયમન ઉપર શ્રી. મોડક અને શ્રી. ફડકેએ માત્ર ન્હાની પુસ્તિકાઓ બહાર પાડી હતી. તેમજ શ્રી. માણેકલાલ વકિલે પણ હમણાંજ એક ન્હાનું પુસ્તક બહાર પાડયું છે. આ ઉપરાંત ગુજરાતીમાં ડો. પી. જે. ભટે લખેલા લેખો અવારનવાર 'હિંદુસ્તાન' પત્રમાં પ્રસિદ્ધ થયા હતા. આ સર્વમાં સંતતિનિયમનના સાધનોની માહીતી બહુ જ અલ્પ પ્રમાણમાં છે. અને તેથીજ સંતતિનિયમનના સાધનોને આટલી સરળ રીતે અને આટલા સાફલ્યથી રજુ કરવા બદ્દલ લેખક જરૂર જ અભિનંદન લઇ શકે.

પુસ્તકનાં પહેલાં પ્રકરણોને હજુ વધુ વિસ્તૃત કરવાની જરૂર છે. સંતતિનિયમન સામે એટલું બધું લખાતું જાય છે કે તેના આદેશને અસરકારક રીતે રજુ કરવાને માટે પ્રત્યેક મુદ્દા ઉપર વિગતવાર ચર્ચા કરવાની જરૂર હતી. પ્રત્યેક દ્રષ્ટિબિંદુએ સંતતિનિયમનના તત્વજ્ઞાનને સમજાવવાની અને તેનો આદેશ અન્ય પાસે સ્વિકાર કરાવવાની અગત્ય છે અને એથી જ જ્યારે બીજી આવૃતિ પ્રસિદ્ધ થાય ત્યારે તેનાં આગલાં પ્રકરણોને વિવેચનપુર્ણ બનાવવામાં એવી અમારી નમ્ર સુચના છે.

પુસ્તકના ૧૦૮ પાનાં અને કેટલાંય ચિત્રો જોતાં મુલ્ય યોગ્ય છે. આથીજ અમો પ્રત્યેક વાંચકને આ પુસ્તક વસાવવાની આગ્રહભરી અરજ કરીએ છીયે—**તંત્રી**

## એક લાખનું ઇનામ અને બીજી વાતો

લેખક અને પ્રકાશકઃ નર્મદાશંકર વ. દ્વીવેદી, મળવાનું ઠેકાણુંઃ ગણેશ. હ. શુકલ, ૧૧૪, ગીરગામ બેકરોડ, મુંબઇ, કીંમત આઠ આના.

ગુજરાતમાં ડીટેકટીવ વાર્તાઓનો સંચય વધતો જાય છે. પણ તેની સાથે ક્રમનશીબે વાર્તાઓની કલા અને ગુણોની અંદર જોઇએ તેવો વધારો થતો જણાતો નથી, એટલું જ નહી પણ એ તરફ જોઇએ તેટલું લક્ષ અપાતું નથી. આ વાસ્તવીકતાથી પુસ્તકના લેખક પરિચીત હોય કે ન હોય, પણ એક વાત તો ચોક્કસ છે કે આ વાર્તાઓની અંદર ડીટેકટીવ સાહીત્યના પ્રાણરૂપ મનાતાં Grip અને Sensationalism નો સદંતર અભાવ છે. બાકી સામાન્ય વાર્તાની દૃષ્ટિએ જોતાં છએ વાર્તાઓ સામાન્ય પ્રકારની છે. એમાંની પહેલી પાંચ તો બીજી ભાષાઓમાંથી ભાષાંતર કરેલી છે. એમ લેખક એકરાર કરે છે છતાં કબુલ કરવું જોઇએ કે અમને એ ભાષાંતરીયા નથી લાગતી. લેખકે ભાષાંતરના ક્ષેત્રમાં સફળતા મેળવી છે. પરંતુ તેમની છેલ્લી મૌલીક વાર્તામાં તેમને જોઇએ તેટલી સફળતા નથી મળી શકી.

બાકી ટ્રેનમાં સમય પસાર કરવાને માટે આવી વાર્તાઓ ઉત્તમ સાધન રૂપ નીવડે છે, અને લેખક જો હળવા સાહિત્યમાં અભીવૃદ્ધિ કરવાનેજ ઇચ્છા રાખતા હશે તો તેમાં તેઓ જરૂર સફળ નીવડશે. હું આશા રાખું છું કે પુસ્તકની કીંમત ધ્યાનમાં લેતાં શ્રી. નર્મદાશંકરનું પુસ્તક સામાન્ય જનસમાજમાં જરૂર વેચાઇ જશે.

—'વૈરાગી'

## 'હિન્દનો હુંકાર'

સંપાદકઃ શ્રી. ભટ્ટશંકર મંછારામ ભટ્ટ. પ્રકાશકઃ સ્વદેશ કાર્યાલય. સાઉથ નેપીઅરરોડ કરાંચીઃ (મુલ્ય ૦–૧૪–૦)

શરૂઆતમાં સંપાદક લખે છે કે 'ભીખ માગવાની પદ્ધતિ ગાંધીજીએ હિંદ પાસે ભુલાવી ત્યારથી હિંદ ભીખારી મટી હુંકારી બન્યું...' ઇ. આ વિષય અમ્હે સ્હમજી શકતા નથી કે ગાંધીજીએ હિન્દને ભીખારીમાંથી હુંકારી કેવી રીતે બનાવ્યું? હજી હિન્દમાં આર્થિક આંધીના ઝંઝાવાતમાં હિન્દના કરોડો મજદૂરો–ઓરતો, મર્દો અને બચ્ચાંઓ ભુખના ભડાકા સહી સહીને મોતનો આશરો લ્યે છે. તેવા વખતમાં ગાંધીજીએ પોતાની સ્વતંત્ર થવા માટેની 'યુદ્ધકલા' ની લાક્ષણિક નીત વડે હિન્દને ભીખારીમાંથી કેવી રીતે હુંકારી બનાવ્યું છે, એ સ્હમજાતું નથી.

ઘણીયે ગોળમેજી પરિષદો ભરાઇ અને ઘણીએ વાર ગાંધીજીએ ત્યાં હાજરી આપી તેથી હિન્દને શું મળ્યું તે તો મુલ્ક મશહુર વાત છે. છેલ્લીવાર જ્યારે ગાંધીજી ત્યાં ગયા ત્યારે ત્યાંના ત્હેમના ભાષણોનો, તેમની જીવનચર્યા વિગેરેનો આ પુસ્તકમાં સુંદર શૈલિમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પુસ્તકની છપાઇ સાદી અને સુન્દર છે. —અકુલેશ



# નવચેતનનો
# નારી વિભાગ

મે '૩૨

તંત્રી :

કુમારી બચુબહેન લોટવાલા

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## આત્મઘાતી ચુકાદો

સમાજ સુધારાના અને ખાસ કરીને સ્ત્રીઓની ઉન્નતિના પ્રશ્નોમાં રસ લેનાર જનતા માટે એક ચોંકાવનારો પ્રસંગ હમણાં બંગાલમાં બનવા પામ્યો છે. બંગાલના એક ગામડામાં એક બાપ પોતાની દિકરીને બહુ નાની ઉમરે પરણાવી દેવાને તૈયાર થયો, છોકરીના મામાએ શારદા એક્ટ અનુસાર એ લગ્ન સામે મનાઇ હુકમ મેળવ્યો. છતાં બાપે તો છોકરીને પરણાવી જ દીધી, એટલે બાપને સીવીલ જેલની સજા થઇ. છોકરીના બાપના વકીલો મુકદ્દમો હાઇકોર્ટ સમક્ષ લઇ ગયા, અને હાઇકોર્ટના ના૦ જજોએ સીવીલ જેલની સજા ઉડાવી દીધી. વિગતવાર માહિતીને અભાવે, કયા ખાસ મુદ્દાસર, કલકત્તાના એ વિદ્વાન જજોએ એ સજા રદ કરી તે સમજાતું નથી. પણ જો ન્યુસ એજન્સીઓના જણાવવા પ્રમાણે ના. જજોએ ખુદ શારદા એક્ટને હિન્દી ધારાસભાના અધિકારની બહારનો ઠરાવ્યો હોય, તો સમાજસુધારાની દ્રષ્ટિએ તેનું પરિણામ ઘણું જ ખરાબ આવશે એ દેખીતું છે. અજ્ઞાન માણસો, શારદા એક્ટનો ભંગ કરીને પણ પોતાનાં બાળકોને નાની ઉમરે પરણાવી દેવાની લાલચ રોકી શકતાં નથી. એવાંઓને માટે કલકત્તા હાઇકોર્ટનો એ ચુકાદો આશીર્વાદ સમાન થઇ પડશે.

મુકદ્દમો ચાલતો હતો ત્યારે બચાવ પક્ષ તરફથી એવી દલીલ કરવામાં આવી હતી કે હિન્દના વહિવટને લગતા બ્રીટીશ પાર્લામેન્ટે ૧૭૮૦ અને ૧૭૯૧ માં પસાર કરેલા કાયદા અનુસાર કુટુમ્બના પિતાઓ અને માલિકોને કુટુમ્બનાં માણસોને લગતી કોઇ પણ પ્રકારની વ્યવસ્થા કરવાનો અધિકાર છે. જો ના. જજોએ એ દલીલનો સ્વીકાર કર્યો હોય તો સમાજસુધારાને લગતા આજ સુધીમાં જે જે કાયદાઓ પસાર થયા છે તે બધા રદ બાતલ થાય, અને બાપને પોતાની દીકરીને દુધપીતી કરવાનો, દેવીને ભોગ ધરાવાનો કે સતી કરવાનો અધિકાર પ્રાપ્ત થાય. પણ એ બાબતોમાં બાપની સત્તા કોઇપણ અદાલત સ્વીકારતી નથી. વળી ૧૮૬૦ પછીથી જ પાર્લામેન્ટે પસાર કરેલા કાયદાઓ જ હિન્દી ધારાસભાને બંધનરૂપ છે, તે પહેલાંના નહિ. આ રીતે ધારાસભાની સત્તાને લગતું ના. જજોનું ઉપર જણાવ્યું તેવું વિધાન હોય તો તે ટકી શકતું નથી. આમ મુકદ્દમાનો મુદ્દો જરા ગુંચવાડાભર્યો છે ખરો, પણ સમાજસુધારાનાં અને ખાસ કરીને સ્ત્રીઓના શારીરિક અને માનસિક વિકાસનાં દ્રષ્ટિબિન્દુથી એ પ્રશ્ન એટલો મહત્વનો છે કે જાહેર ગુસ્સાવાળાં માણસોએ તે પહેલી તકે ઉપાડી લેવો ઘટે છે.

# લગ્નબંધન?

## પતિ અને પત્નિ વચ્ચે કેવો અને કેટલો સહકાર હોય?

લંડનના એક સામાજીક ઝઘડા પર ત્યાંના ન્યાયમુર્તિ મેકકાર્ડીએ આપેલા ફેંસલાના સંબંધમાં બહેન ઉષા પોતાના વિચારો પ્રગટ કરે છે.

: લેખિકા :

ઉષા

[૧]

લંડનમાં થોડાં વખત પર જસ્ટીસ મેકકારડીએ એક ચકચારભર્યા સામાજિક કેસમાં બહુ અગત્યનો ચુકાદો આપ્યો હતો. મી૦ પ્લેસ નામના ગાંધીની પત્નીને એક ડોકટર સાથે મિત્રાચારી થઇ. એ મૈત્રીને અંગે બંને જણુ રોજ મળવા લાગ્યાં અને છુટથી હરવા ફરવા લાગ્યાં. થોડા વખત પછી પેલા ગાંધીને તેમની હીલચાલ નહીં ગમવાથી તેણે પોતાની પત્નીને ડોકટર સાથેની મૈત્રી તોડી નાંખવાનું કહ્યું, અને જો તે તેમ ન કરે તો મીસીસ પ્લેસના કહેવા મુજબ તેને મારી નાંખવાની પણુ તેણે ધમકી આપી. આ ધમકીથી ગભરાઇ જઇને મીસીસ પ્લેસે ડૉ. સીયરલેસને (તેના મિત્રને) ટેલીફોન કરી આ વાત જણાવી એટલે ડોકટર ત્યાં આવી મીસીસ પ્લેસને પોતાને ઘેર લઇ ગયો.

મી૦ પ્લેસે પોતાની પત્નીને ભગાડી જવાના આરોપસર ડોકટર સીયરલેસ પર ફરીવાદી માંડી. આ કેસમાં જસ્ટીસ મેકકારડીએ એવો ચુકાદો આપ્યો કે "ઇંગ્લન્ડની સ્ત્રીઓનાં જીવનમાં એવી ક્રાંતિ થઇ છે કે તેમની સ્વતંત્રતાની આડે કોઇ આવી શકે નહિ, પરણેલી સ્ત્રી

પણ ઇચ્છે તો પોતાના પતિનો ત્યાગ કરી જ્યાં જવું હોય ત્યાં જઇ શકે અને તેને ફાવે તેની સાથે તે મિત્રાચારી રાખી શકે, તેમાં આડખીલી નાંખવાનું તે સાંખી શકે જ નહિ."

આ ચુકાદાથી સ્ત્રીની સ્વતંત્રતા પર સીક્કો મરાય છે એ વાત ખરી પરંતુ લગ્નમાં રહેલી મૈત્રીની ઉચ્ચ ભાવના તેથી નષ્ટ થાય છે એ તો સ્વીકારવું જ પડશે. પરિણીત જીંદગીમાં યે સ્ત્રી પર હકુમત ચલાવવાનો પુરૂષોને અધિકાર નથી પણ સ્નેહ સાંકળથી જકડી રાખી બીજા પ્રત્યે એ પાત્ર ઢળી ન જાય એવી ઉમેદ તો તેમને હોય જ. એવું મીઠું બંધન તેનું જ નામ લગ્ન. આવો આદર્શ પરિણીત જીંદગીમાં અરસ્પરસ રાખવાથી જ લગ્નની સાફલ્યતા સિદ્ધ થાય છે. એક બીજાને સમજ્યા પછી બીજાની ઇચ્છા પ્રમાણે ચાલવું એ બંધન જો ભારે લાગતું હોય તો બહેતર છે કે લગ્નગાંઠથી જોડાવું નહિ. જો આટલું યે બંધન ન હોય તો મિત્રતામાં અને લગ્નમાં ફેર શો?

જ્યાં સાચો પ્રેમ હોય ત્યાં ત્રીજા પ્રત્યે આકર્ષણ સંભવે જ નહિ: જ્યાં પ્રેમ હોય ત્યાં સત્તાને સ્થાન ન હોય. એક માણસ સત્તાના દોરથી નહિ પણ "મારી ઇચ્છા છે કે તમે અમુક માણસ સાથે દોસ્તી ન રાખો" એવા સક્કમ શબ્દોમાં જણાવે તો સામું માણસ પછી ભલે તે સ્ત્રી હોય યા પુરૂષ હોય પણ તેમ કરવાની તેની પવિત્ર ફરજ છે. લગ્ન એટલે અન્યોન્યનો આત્મભોગ. એ આત્મભોગ આપવાની તાકાત ન હોય તો લગ્ન ન કરવાં. પણ લગ્ન થયા પછી સ્વચ્છંદપણે વર્તવું એ ઇચ્છવાજોગ નથી. લગ્ન કરનારે તો લગ્નની પવિત્રતા અવશ્ય જાળવવી જોઇએ. સૌહાર્દ લગ્ન [companionate marriage] માં આવો વાંધો ન હોઇ શકે પણ પરણેલાં સ્ત્રી પુરૂષ ફાવે તેવું જીવન ગાળે તો પછી તેમની વચ્ચે પ્રેમ જેવું કંઇ રહે જ નહિ. આનો અર્થ એમ નથી કે પરણેલાં સ્ત્રી પુરૂષો નિર્દોષ મિત્રાચારી પણ ન કરી શકે. છતાં તેવી મૈત્રી માટે એમાંથી એકને પણ શંકાનું કારણ મળે તો, પોતાની ઇચ્છા અમલમાં મુકાવવાનો તેમને બન્નેને સરખો હક છે. એ જો તેમને [પતિને કે પત્નીને] અશક્ય લાગે તો છુટાછેડા કરી નાખવા એ જ રસ્તો તેમને માટે શ્રેયસ્કર છે. પરિણીત જીવનમાં ત્રીજાની ડખલગીરી અસહ્ય હોય છે, અને એવી રીતે સ્વતંત્રતાને નામે ગમે તે ચાલવા દઇ પોતાની જીંદગીમાં દુઃખ વ્હોરી લેવું તેના કરતાં છુટાછેડા કરવા, એ હજાર દરજ્જે સારૂં છે.

કોઇપણ માણસને બીજાની વ્યકિતગત સ્વતંત્રતા દબાવી દેવાનો અધિકાર નથી પણ સ્વતંત્રતા જો સ્વચ્છંદાઇનું રૂપ પકડે તો તેનો તોડ થવો જોઇએ. લગ્ન એટલે સુખદુઃખમાં સાથીપણું. એટલું તો જસ્ટીસ મેક્કારડી જેવા આજન્મ કુંવારા અને સ્વતંત્રતાના પ્રખર હીમાયતી પણ કબુલ કરશે કે પરણેલી જીંદગીમાં પુરૂષ યા સ્ત્રી પોતા પ્રત્યે બેદરકારી સેવી અન્યની મિત્રાચારી સાધે તો તેને એ જીવન પર કંટાળો જ છુટે. તેમજ કુદરતી રીતે જ ગમે તેવા બહોળા વિચારો ધરાવનાર માણસો પણ 'પોતાના માણસ'ને આખો વખત બીજાના સહવાસમાં જતું જોઇ નહિ શકે.

[૨]

# બીજા દ્રષ્ટિબિંદુએ

**લ**ગ્નનું બંધન હોય તો તે સ્ત્રી તેમજ પુરૂષ બન્નેને સમાન અસર કરે તેટલા માટે સ્ત્રીએ એકપક્ષી બંધન સ્વીકારવાની કંઇ જરૂર નથી.

**લ**ગ્નથી સ્ત્રી જાતિ પતિ નામના પુરૂષના બંધનમાં જકડાય છે, તેથી તેની ઇચ્છા વિરૂધ્ધ સ્ત્રીએ કંઈ કરવું જોઇએ નહિં. એ સિદ્ધાંત શું સાચો છે?

: લેખિકા :

કુમારી જયવતી દેસાઇ

**મિ**સ્ટર પ્લેસ નામના એક વિલાયતી ગાંધીએ થોડાક વખત પહેલાં પોતાની પત્નીને નસાડી જવાના આરોપસર એક જાણીતા અંગ્રેજ દાકતર ઉપર ફરિયાદ કરી હતી. તે મુકદ્દમામાં ન્યાયમુર્તિ મેકાર્ડીએ બ્રિટિશ સ્ત્રીઓના દરજ્જા સંબંધમાં જે વિચારો જાહેર કર્યા છે તે ખાસ મનન કરવા જેવા છે.

મિસીસ પ્લેસ લગ્ન પછી એક વખત માંદી પડી ત્યારે પેલો દાકતર તેની દવા કરતો હતો ત્યારથી બન્નેની વચ્ચે પરિચય થયો. બન્ને એક બીજા માટે શોખ ધરાવતાં અને અઠવાડીઆમાં એકાદ બે દિવસ સાથે ઘોડેસ્વારી કરતાં તેમજ સારી સારી હોટેલોમાં સહભોજન કરતાં. આ પ્રકાર અનેક વર્ષો સુધી ચાલ્યો, પણ મિસ્ટર પ્લેસે વાંધો લીધો નહિં, અને છેક હમણાંજ વાંધો લીધો. પેલા દાકતરનું કહેવું એવું હતું કે માસીસ પ્લેસની અને તેની વચ્ચે નિર્મળ મૈત્રી છે. તે મૈત્રી એના વરના ના કહેવાથી તોડવા તે તૈયાર નથી. પણ મિસ્ટર પ્લેસે તો પોતાની સ્ત્રીને એક રાત્રે મારી નાખવાની ધમકી આપી, એટલે તે બાઇ પોતાના એક મિત્રને ત્યાં ચાલી ગઇ અને મદદ માટે દાકતરને ટેલીફોન કર્યો. દાકતર ત્યાં ગયો, મિસીસ પ્લેસને સમજાવીને તે એને એના વરના ઘેર લઇ ગયો, પણ મિસ્ટર પ્લેસ બહુ ઉશ્કેરાઇ ગયો હતો. તેણે દ્વંદ્વયુદ્ધની માગણી કરી અને દાકતરે દ્વંદમાં તેને પટકી નાખ્યો. મિસીસ પ્લેસને એવો ભય લાગેલો કે તેનો દારૂડીઓ પતિ એને મારી નાખશે, એટલે દાકતર તેને પોતાને ઘેર લઇ ગયો.

અદાલતમાં પણ દાકતરે કહ્યું હતું કે, હજી યે મિસીસ પ્લેસ મને જ્યાં સુધી એને ત્યાં જવાની ના નહિં પાડે ત્યાં સુધી હું એની દોસ્તી સાચવી રાખીશ.

આ મુકદ્દમામાં ધ્યાનમાં રાખવા જેવું એ છે કે, તેમના આટલા વર્ષોના સહવાસમાં તેમને પરસ્પર ગાઢ સંબંધ હતો

કે તેમની વચ્ચે પ્રેમભર્યા પત્રોનો વ્યવહાર થયો હતો એવું ફરિયાદી બતાવી શક્યો નહોતો. ત્યારે ફરિયાદી દારૂડીઓ અને ક્રૂર હતો તેવું બચાવપક્ષે પુરવાર કર્યું હતું.

એ બધી વિગતો ઘણી મહત્ત્વની નથી. મુખ્ય મુદ્દો એ છે કે, એક પરિણિત સ્ત્રી બીજા પુરૂષ સાથે તેના પતિની નામરજી હોવા છતાં યે મૈત્રી રાખી શકે કે કેમ?

અને જસ્ટીસ મેક્કાર્ડીએ તે માટે એવો મત આપ્યો છે કે:

બ્રિટિશ સ્ત્રીએ અત્યારે જે દરજ્જો મેળવ્યો છે, તેથી તે તેના પતિની ગુલામડી નહિં પણ સ્વતંત્ર વ્યક્તિત્વ ધરાવતી મનુષ્ય છે. તેથી તેને પોતાની મરજીથી કોઇપણ માણસ સાથે મૈત્રી કેળવવાનો અધિકાર છે. તેની ઇચ્છા હોય ત્યારે તે પોતાના પતિના ઘેરથી બહાર જઇ શકે છે. તેને માતા બનવું કે નહિં તેનો પણ તે નિર્ણય કરવાને હક્કદાર છે. માતા બનવું હોય તો કેટલાં બાળકોની માતા બનવું તે ઠરાવવાનો ય તેને સ્વતંત્ર અધિકાર છે, તેમાં એનો પતિ પોતાની સત્તાથી એને રોકી શકે નહિં. એટલું જ નહિં પણ મિસીસ પ્લેસને દાક્તર પોતાને ઘેર લઇ ગયો, તેવા પ્રસંગે એકાદ માણસ 'અમુક જણ મારા કુતરાને લઇ ગયો કે મારા રસોઇઆને નસાડી ગયો' કહીને ફરિયાદ કરે તેવી રીતે 'આ માણસ મારી સ્ત્રીને ભગાડી ગયો' તેની ફરિયાદ કરી શકે નહિં. કેમકે બ્રિટિશ સ્ત્રી ઉપર એનો પતિ એવા માલિકી હક્કની છાપ મારી શકે તે યુગ હવે રહ્યો નથી.

ફરિયાદ પક્ષની એવી દલીલ હતી કે, જો પ્રત્યેક પરિણિત સ્ત્રીને આવી છુટ મળે તો પછી સમાજનું બંધારણ કે વ્યવસ્થા ટકી શકે નહિં, અને બ્રિટિશ સમાજવ્યવસ્થાનું સત્યાનાશ નીકળી જાય.

આવો ભય બ્રિટિશપત્રોમાં આ સંબંધમાં ચાલેલી ચર્ચાઓમાં પણ ઘણાં સ્ત્રી પુરૂષોએ બતાવ્યો છે. તો પછી આપણા જેવા સમાજમાં જ્યાં ખરી કે ખોટી રીતે લગ્નને 'સંસ્કાર' માનવામાં આવે છે, અને પુરૂષો સ્ત્રી જાતિને 'જંગમ મિલ્કત' માને છે; ત્યાં તો ન્યાયમુર્તિ મેક્કાર્ડીના વિચારો ઝીલનારાં ઓછામાં ઓછાં નીકળે તેમાં કશી યે નવાઇ નથી.

## [ ૨ ]

**પરંતુ** આ પ્રશ્નને સ્ત્રી સ્વાતંત્ર્યના એક જ દષ્ટિબિંદુથી જોવાની જરૂર છે.

વિલાયતમાં તો સ્ત્રીને તેમજ પુરૂષને છુટાછેડાની માગણી કરવાનો અધિકાર છે. પતિ કે પત્ની જો પરસ્પરને દગો દ્યે, પરસ્ત્રી કે પરપુરૂષ સાથે વ્યભિચાર કરે તો તે ફોજદારી ગુન્હો ગણાય છે, અને તે કારણે પતિને કે પત્નીને લગ્નવિચ્છેદની માગણી કરવાની સગવડ કાયદો આપે છે.

પરંતુ હિંદુ સમાજમાં તો પુરૂષો એકપક્ષી તમામ સગવડો અને છુટ ભોગવે છે. તે લગ્નવિચ્છેદના ભય વિના એક જીવતી સ્ત્રી પર બીજી, ત્રીજી કે તેથી યે વિશેષ સ્ત્રીઓ કરી શકે છે, તે જેટલી વખતે વિધુર થાય તેટલી વખત પુનર્લગ્ન કરવાની સ્વતંત્રતા ભોગવે છે, પોતાની સ્ત્રીના પ્રેમને લાત મારીને તે સમાજમાંથી કે વેશ્યાવાડાઓમાંથી ઉપવસ્ત્રો શોધી, સાચવી અને નિભાવી શકે છે. એથી પણ

"પણ આમ કેમ? તેના વદન પર હર્ષનાં કશાંય ચિન્હ કેમ નથી દેખાતાં? તેના પગમાં ઉત્સાહનું જોમ કેમ નથી? એ આટલા શોકાતુર કેમ છે? એમનાં પગ આમ ઢીલા કેમ પડે છે?"

સરોજ વિચારમાં પડી ગઇ.

એટલામાં જ ભગવાનદાસ શોકાતુર ચ્હેરે, ભારે હૈયે અને ભાંગે પગે જીવતા મુર્દા જેવો બારણામાં પ્રવેશ્યો. તેને જોતાં જ સરોજનાં હોશકોશ ઉડી ગયા!

"આવ્યા?" હૈયાના ભાવ મનમાં જ દબાવી રાખી, સરોજે મોંઢા પર હસવાનો દેખાવ આણીને પતિને આવકાર આપ્યો.

પણ ભગવાનદાસે વળતો જવાબ ન આપ્યો. જવાબ આપવાની ઇચ્છા છતાં એટલી તાકાત તેનામાં નહોતી, એ સ્પષ્ટ જણાતું હતું.

"અફસોસ" કહેતો ભગવાનદાસ મેલી થઇ ગયેલી 'ડેકચેર'માં એકાએક પટકાઇ પડ્યો.

'કેમ આજે કંઇ જીવને નિરાંત નથી?' સરોજે ધીરેથી પુછ્યું. તે કંઇક માઠા બનાવને કલ્પી જ ગઇ હતી,

"જીવને તો કંઇ થયું નથી." રડી જતો હોય તેવે સ્વરે તે બોલતો હતો.

"તારી બધ્ધી યોજના ધૂળમાં મળી ગઇ. તેં કરેલી આવી સરસ આગતાસ્વાગતાનો એ કઠોર હૈયાના શેઠે ઉલટો અનર્થ કર્યો.'

"એટલે?" સરોજ ચમકી.

"પગાર વધારવાની વાત તો બાજુએ રહી પણ તેણે તો કહ્યું કે 'મને ખબર નહોતી કે તમારામાં મુકેલા વિશ્વાસનો તમે આવો ભંગ કરશો, સર્પ થઇ મને જ ડંખશો. તમારે દાદમાં રહેવાને પૈસા જોઇતા હતા તો મારી પાસે માંગી લેવા હતા પણ ચોરી છુપીથી પૈસા તફડાવી આવી રીતે ચમન શા માટે ઉડાવો છો?

'આવો અણધાર્યો આક્ષેપ મુકાવાથી મારા દિલને ભારે આઘાત થઇ ગયો, તેથી મારૂં દિલ કંપવા લાગ્યું, મને ચક્કર આવે તેમ થયું. પરંતુ તેને એ પત્થર હૈયાના માણસે ઉલટી દ્દષ્ટિએ જોયું. તેણે મને મૂંઝાતો જોઇ, મારી ચોરી પકડાઇ જવાથી હું ગભરાઇ ગયો છું એમ માનીને આગળ ચલાવ્યું: 'આવી બેઇમાનીથી પૈસા મારો છો અને હજી તો પગાર વધારવાની માંગણી કરો છો? ગઇ કાલે તમારૂં શણગારેલું ઘર જોતાં જ મને વહેમ તો પડ્યો જ હતો કે પચાસ રૂપરડીમાં આવી સાહ્યબી તમે માણી જ કેમ શકો? જમવાની સામગ્રી પણ એક ઉમરાવને ત્યાં હોય એવી બધી! તમારી આ અપ્રામાણીકતા અને ચોરદાનતને માટે ખરી રીતે તો તમને પોલીસમાં જ આપવા જોઇએ, પરંતુ હું તમારા જેવો થતો નથી એટલે એટલો કડક નહિ થતાં માત્ર તમને નોકરીમાંથી જ બરતરફ કરીને તમારી પર દયા બતાવું છું. મેં એને આજીજી કરીને કહ્યું: "સાહેબ હું તદ્દન નીર્દોષ છું જોઇએ તો ચોપડાઓ તપાસી તમારી ખાત્રી કરો."

પણ ગરીબ નોકરોની વાત શ્રીમંત શેઠીઓ સાંભળે તો એની શેઠાઇ જ લાજે ને?

"બસ, મારી તમામ ખાત્રી થઇ ચુકી છે." એટલું કહીને તે ત્યાંથી ચાલી ગયો."

આટલું કહેતાં કહેતામાં તો ભગવાનદાસની આંખમાં ઝળઝળીઆં આવ્યાં.

તે જોઇ સરોજના હૈયામાંય નોકરી જવાની વાતથી હોળી સળગતી હોવા છતાં, તેણે પતિને આશ્વાસન આપવાનો પ્રયત્ન કર્યો.

"કંઇ નહિં, આપણે તો નોકરી જ કરવી છે ને, એક નહિં તો બીજી જોઇ લેવાશે. તમે આમ અકળાવ નહિં."

"સરોજ" ભગવાનદાસે રડમસ સ્વરે કહ્યું: "પ્રમાણીકપણે નોકરી કરીને જો આપણે જરા સારી રીતે રહેતાં હોઇએ તો યે એ સ્વાર્થી રાક્ષસો આપણું સુખ સહન કરી શકતા નથી. એ જ મને તો વિશેષ લાગે છે. આટલા આટલા દિવસ મેં એને માટે કેટલું વેઠ્યું? તેનો આખરે આ જ બદલો?"

"હશે, જે જે આવી પડે તે સહી લેવું."

"પણ સરોજ, હાલની બેકારીના સમયમાં હું નોકરી ક્યાંથી મેળવીશ, હવે આપણે શું કરીશું?" ભગવાનદાસે નિશ્વાસ મુકીને કહ્યું.

"હવે આપણે શું કરીશું?" પતિના પ્રશ્નનો એ પડઘો સરોજના માથામાં ઘુમવા લાગ્યો, એની આંખ આગળ અંધારાં તરવરવા લાગ્યાં, પગ નીચેથી પૃથ્વી સરવા લાગી. બેકારીના ભયાનક રાક્ષસની કલ્પનાથી, એ બિચારીને ચક્કર આવી ગયાં, તે એકાએક અવાચક બની ગઇ અને ધરણી પર ઢળી પડી. "આ તે શેઠ કે શયતાન?" ઢળી પડતી સરોજના છેલ્લા શબ્દો સંભળાયા.

"અરે, અરે, આ શું થયું?"

એમ કહેતો ભગવાનદાસ, મુર્દા જેવી મુર્છીત થઇ પડેલી પત્નીને મદદ કરવા ઉભો થઇ તેની તરફ દોડ્યો.

# ચીનનું જાગૃત સ્ત્રીત્વ

: લેખિકા :
ચંદ્રીકાબહેન દ.
ઓનરસીયર

છેલ્લા થોડા વર્ષોમાં ચીનનાં સ્ત્રીત્વે પ્રગતિના કેટલાય કુદકા માર્યા છે. મધ્યકાલિન પ્રણાલિકાની પુજારી હોવાનો દાવો કરતી ચીનની સ્ત્રીઓએ સાંપ્રત સમયના સંદેશને જીવનમાં ઉંડો ઉતાર્યો છે. યુરોપને ક્ષણભર વિચારમુગ્ધ કરી શકે તેવી પ્રગતિ ચીનના સ્ત્રીત્વે અતિ અલ્પકાળમાં સાધીને એશીયાના ઇતિહાસને ઉજળો બનાવ્યો છે.

અત્યારના અમોઘ વિકાસને માપવાને ભુતકાળ તરફ એક દ્રષ્ટિ કરવી જરૂરની છે. પહેલાં સાસુના સીતમથી અનેક કુમળી કન્યાઓ આપઘાતનો આશ્રય લેવો પડતો. અનેક ન્હાનકડી અબળાઓ સંયુક્ત કુંટુંબના સંતાપથી અકળાઇને કુવામાં કે નદીમાં ઝંપલાવતી. અત્યારે જે પ્રકારની દુઃખદ ભાવના કેટલાય હિંદુકુંટુંબોમાં વીંટળાઇ વળી છે તે ભાવના ચીનના કુંટુંબોને પણ સાંકળતી.

ત્યારે નવવધુઓના પૈસાથી વેચાણ થતાં. શ્રીમંતો ખુબસુરત છોકરીઓ ખરીદ કરી શકતા. અને આવા પ્રકારની સમાજ-વ્યવસ્થામાંથી આખરે સાંપ્રત ચીનની સ્ત્રીશક્તિ ઉભી થઇ.

ચીનનું સ્ત્રીત્વ પ્રત્યેક દીશામાં પરાધીન હતું. આર્થિક દ્રષ્ટિએ પુરૂષોના પૈસા ઉપર તેઓ પેટગુજારો કરતાં. રાજકિય રીતે મતાધિકારનું તો નામ જ સાંભળાતું ન હતું -અને સામાજીક દ્રષ્ટિએ સંયુક્ત કુંટુંબના સીતમો અજ્ઞાન અબળાઓના જીવનમાં દુઃખનાં ઝાડ ઉગાડતા.

પણ ચીનનું સ્ત્રીત્વ આજે મુક્તિ પામ્યું છે. સ્વાધીનતાનો રોમાંચક અનુભવ સ્ત્રીત્વે મેળવ્યો છે. અને હવે જે પ્રગતિને સાધતાં યુરોપની સ્ત્રીઓએ સૈકાઓ સુધી જહેમત ઉઠાવી છે, તે પ્રગતિ તેઓએ માત્ર પાંચ વર્ષના ટુંકા કાળમાં શકય કરી બતાવી છે.

૧૯૨૪ નું એ વર્ષ હતું. મોસ્કોનો સંદેશ ચીનના ગામડે ગામડે પહોંચ્યો હતો. દક્ષિણમાં કેંટન સરકારે વિપ્લવની જોરદાર હાકલ કરી હતી. મધ્યકાલિન જમીનદારશાહી સામે જંગ જમાવવાની તૈયારીઓ થઇ હતી. અને ચીનના ઉગતા ઉદ્યોગવાદીઓએ વિપ્લવની હાકલ કરી હતી. અને સમુહના બળ સાથે લશ્કરવાદીઓનો સામનો કરવામાં આવ્યો.

અને વિપ્લવની ઝાલર વાગવા માંડી. તેના અવાજે અનેક જણને જાગૃત કર્યા. શતકોથી ઉંઘતો શ્રમજીવી વર્ગ જાગ્યો અને તેમને ખાત્રી થઇ કે ચીનનો સ્વાધીન સંગ્રામ સ્ત્રીત્વના સહકાર વિના સફળ કરવો અશકય છે.

આ સત્ય સમજાઇ જતા જ ચીનની વિપ્લવી સરકારે નવા આદેશો બહાર પાડયા. ચીનની સ્ત્રીઓને સમાનતા આપનારો આદેશ બહાર પડયો. અને 'છોક-

રીઓને જ્ઞાન આપો' એ સુત્ર પ્રત્યેક ચીની કુંટુંબને આપવામાં આવ્યું. અને પછી તરત જ ચીનની શાળાઓ વીદ્યાર્થિનીઓથી ઉભરાવા લાગી. પ્રત્યેક શાળામાં બાલિકાઓ અક્ષરજ્ઞાન લેવા લાગી. અને આ ઉત્સાહ એટલો તો વધી ગયો કે રાષ્ટ્રીય સરકારે સ્થપેલી શાળાઓ અપુરતી જણાઇ. કેળવણીનાં નવાં ધામ ઉઘાડવામાં આવ્યાં. પણ તે પણ ઓછાં પડયાં. કંઇક અજબ ઉત્સાહ અને અવર્ણનીય આનંદથી ચીનનું સ્ત્રીત્વ શતકોની નીદ્રામાંથી ઉઠતું હતું.

અને પછી એક પછી એક પ્રગતિના પગલાં મુકાયાં. મોસ્કોનો આદર્શ નજર સમક્ષ રાખીને સ્ત્રીત્વે રાજકારણમાં ઝંપલાવ્યું: શેરીએ શેરીએ ચીનની યુવાન અબળાઓ પુરૂષોને સ્વાધીનતાના સંગ્રામમાં ખંપી જવા માટે આમંત્રણ આપવા લાગી. એટલું જ નહીં પણ કેટલાં ય સરઘસો અને દેખાવોનાં નેતૃત્વમાં ચીનની અબળાઓ આગળ પડતો ભાગ લેવા માંડી.

**જેમ** જેમ ચીનની અબળાઓ આઝાદીના જંગમાં આગળ પડતો ભાગ લેતી ગઇ તેમ તેમ તેમના ઉપર લદાયેલા સામાજીક બંધનો અળગા થતાં ગયાં. લગ્નબંધનની ભયાનક બેડને ભાંગી નાંખવામાં આવી. લગ્નવિચ્છેદનો હક્ક આપવામાં આવ્યો અને પુનર્લગ્નનો હક્ક સ્વિકારવામાં આવ્યો. એટલું જ નહીં પણ સ્ત્રીઓને મિલ્કતમાં પણ સરખો હક્ક મળ્યો. અને છોકરીને પણ પિતા તરફથી મળનારા વારસામાં હક્ક છે એ સિદ્ધાંતને સ્વિકારવામાં આવ્યો. આ હકકો મળતાં જ ચીનની પ્રજાએ સ્ત્રીજનતાને યુરોપી સ્ત્રીત્વની કક્ષામાં મુકી. સ્ત્રીઓ સામાજીક રીતે સ્વતંત્ર બની.

**પહેલાં** ચીનની સભ્ય સ્ત્રીઓ રસ્તા ઉપર આવતાં પણ શરમાતી. પોતાની કાયાને પોતાની મકાનની ઉંચી દીવાલો નીચે પુરી રાખવામાં તેઓ શોભા સમજતી. આ પરિસ્થિતિમાં આજે ચીનની સ્ત્રીઓએ સાધેલી પ્રગતિ નીહાળીયે તો અનેક જણ માત્ર અજાયબજ થશે. આજે ચીનની સ્ત્રીશક્તિઓ રસ્તાઓ ઉપર છુટથી ફરે છે, સભાઓમાં હાજરી આપે છે, અને અનેકવાર સ્થાનિક અને પ્રાંતિક રાજકિય પ્રવૃત્તિમાં તેઓ અગ્રણીપદ લે છે.

**આ** ચીનનું આધુનિક સ્ત્રીત્વ છે. મોસ્કોના આદર્શ એ તેમની ચળવળોનું મધ્યબિંદુ છે. મેડમ સુન-યાટ-સેનના નેતૃત્વ નીચે ચીનની સ્ત્રીઓ નવા વિચારો ઝીલી રહી છે, નવા આદર્શો અપનાવી રહી છે અને સંસ્કૃતિને મુર્તિમન્ત કરવામાં સીધો ફાળો આપી રહી છે.

# ગુજરાતની

## બાળકને ચોરી કરવાની

અનેકવાર ન્હાની વયના બાળકો અન્યની વસ્તુ ઉપાડી લાવે છે કે ઘરની વસ્તુઓ બહાર લઇ જાય છે. કોઇ જ્યારે જોતું ન હોય ત્યારે અન્યની વસ્તુને ગજવામાં મુકી દેવાની વૃત્તિ અનેક બાળકોમાં આપમેળે જાગે છે.

સંભવ છે કે ન્હાનપણમાં બાળકને માત્ર ખાવાની વસ્તુઓ જ ચોરવાની ટેવ પડે છે. ખારેક, સાકરીયા ચણા કે એવી જ વસ્તુઓમાં બાળક જીવ પરોવે છે. પણ ધીમે ધીમે બાળક પુખ્ત ઉમ્મરનું થતાં પાકીટમાંના પૈસાને પગ આવવા માંડે છે...શેરીમાં બોરવાળાની ટોપલીમાં બોર વેચાય છે અને બાળપણના મિત્રોની મીજલસ જામે છે.

ત્યારે બાળક શા માટે આવી અળખામણી તસ્કરવૃત્તિ દાખવે છે? શું તે તેનો સ્વભાવજન્ય ગુણ છે? શું તે તેની કુદરતી વૃત્તિ છે? ગુજરાતની કેટલીય માતાઓ કપાળે હાથ દેઇને, ઉના નિશ્વાસ નાંખીને વિજ્ઞાનને સવાલ કરી રહી છે કે બાળકની આ અકુદરતી વૃત્તિ સામે કંઇ ઉપાય જ નથી? ગુજરાતના ગામડામાં અને શહેરમાં આ પ્રશ્ન સ્વાભાવિક થઇ પડયો છે કે બાલકની આ અનિચ્છનીય વૃતિ સામે શું કંઇ માર્ગ જ નથી?

અને ખરેખર તેમ નથી. બાળકની આ ટેવ, આ વૃતિ, કે આ અનિચ્છનીય પ્રવૃતિને અટકાવવી, તેને અંકુશમાં રાખવી. અને તેને નિર્મુળ કરવાની શક્તિ વિજ્ઞાન ધરાવે છે. ત્હમારામાં ધીરજ, ખંત અને સાચી સુધારક વૃતિ હશે તો ગમે તેવા બાળકના જીવનની આ બાજુ સુધારવા ત્હમો સમર્થ થશોજ.

પ્રથમ તો એક વસ્તુ હરહમેશ યાદ રાખો કે શિક્ષા કરવાથી બાળક જરાયે સુધરતું નથી. ઉલટું તે નઠોર બને છે. ચોરી કરનાર બાળકને ગમે તેવી શારીરિક યાતના આપો પણ તે થોડા દીવસો પછી જરૂર ચોરી કરશે જ. તક મળતાં તેનો હાથ જરૂર કોઇના ગજવા ઉપર પડવાનોજ.

તેથી પ્રથમ તો ત્હમારે બાળકને ચોરી કરતાં પકડાય તો તેને શિક્ષા કરવાની પદ્ધતિને અળગી કરવી પડશે. સદીઓથી ત્હમારા માનસમાં શિક્ષાવૃત્તિએ જડ ઘાલ્યું છે. આ ત્હમારે તોડી પાડવી જોઇશે. બાળક ચોરી કરીને આવે કે ચોરી કરતાં પકડાય તો પણ ત્હમારે તેને એક પણ ઉંચો શબ્દ ન કહેવો જોઇએ.

કારણ કે માતપિતા તો બાળકને માટે સ્નેહનું અણમોલું સ્થાન છે. બાળક માતપિતમાં પોતાની નિર્ભયતા પીછાને છે. માતાનો ખોળો અને પિતાની સ્નેહાળ આંખ એ જ બાળકનું સર્વસ્વ છે.

એને એક વખત ત્હમો ઉંચે સાદે શિક્ષાયુક્ત શબ્દો કહીને જગતમાં અટુલો કરી મુકો, એક વખત તેને પિતાની સ્નેહાળ અમીથી અળગો કરો કે યાદ રાખો કે ત્હમોએ બાળકને સુધાર્યું નથી પણ ગુમાવ્યું છે.

# માતાઓને—

: લેખીકા :
સુહાસીની



## ટેવ હોય તો—

. ત્યારે શું કરવું ?

પ્રથમ તો ન્હાનપણથીજ બાળકને કંઇની જરૂર ન પડે તેમ લક્ષ આપવું જોઇએ. બાળકને જે પસંદ હોય તે વસ્તુ તેના સાનિધ્યમાં જ હોવી જોઇએ. પ્રત્યેક વસ્તુ જેની બાલકને જરૂર પડે છે તે વસ્તુ તેને તરત જ મળે તેવી ગોઠવણ કરવી જરૂરની છે. સ્વાભાવિક રીતે બાળકો ગળી વસ્તુઓ તરફ વધુ આકર્ષાય છે. આ સ્વાભાવજન્ય આકર્ષણ અનિચ્છનીય આવેગને જન્મ ન આપે તે માટે બાલકની આ સ્વાભાવિક માંગણીને સંતોષવા માટે માતપિતાએ પુરતી વ્યવસ્થા કરવી જોઇએ.

અને એટલું જ નહીં પણ ચોરી કરવાની ઇચ્છા જ નિમુંળ થઇ જાય તેટલા માટે બાળકના માનસ ઉપર ચિવટથી નજર રાખવી જોઇએ. બાળકમાં આ વૃત્તિ દેખાય કે તરત જ તેને સ્નેહમુદ્રાથી સમજાવવું જોઇએ. કે આ અયોગ્ય અને અનિચ્છનીય છે. બાળકને ત્હમો સ્નેહથી સમજાવશો તો જરૂર તેની અસર કાયમી અને મજબુત બનશે.

ઇતિહાસ શિખવે છે કે સ્નેહપદ્ધતિ એકલી જ સફળ નિવડી છે. આ દ્રષ્ટિએ ત્હમારે તેને શિખવવું જોઇએ કે અન્યની વસ્તુઓને અડકવું કે ઉપયોગમાં લેવાની ઇચ્છા કરવી એ દુર્ગુણ છે. અને ત્હમો આ સલાહમાં સ્નેહ અને અનુકંપા ઠાલવશો તો ત્હમારૂં બાળક તત્કાળ ત્હમારો ઉપદેશ ગ્રહણ કરી લેશે.

આમેય બાળક માતપિતાને મનગમતું કામ કરવા તત્પર હોય છે. આમેય શિશુઓ તેમના જન્મદાતાના સ્નેહને માટે કેટલુંય કરવા હરહમેશ તત્પર છે. અને તેથી આવા બાળકો તરફ ત્હમો માત્ર નાખુશીનો શબ્દ ઉચ્ચારશો તો પણ તે ત્હમોને રાજી રાખવા માટે એવું વર્તન ફરીથી નહીં કરે.

સ્નેહ એ પ્રત્યેક સુધારણાનો સંકેત છે એ વસ્તુ આપણે સર્વ યાદ રાખીયે તો ? પૃથ્વી પર સ્વર્ગ સ્થાપવું બહુ અઘરૂં નહીં થઇ પડે !

# જેકોર ડોશી

:લેખક:
મસ્ત ફકીર

## ગામની ચોવટ કરનારને ચરણે...

આ એક નવો નુસ્ખો મેં શોધી કાઢ્યો છે. વાચકોમાંથી કોઇને તે અજમાવવો હોય તો તેમ કરવાની છુટ છે. માત્ર વિનંતી એટલી કે અજમાવનાર તેમાં ફત્તેહમંદ થાય તો તેણે મારા પર મુબારકબાદીનો પત્ર પાઠવવો.

મારાં ગામમાં સૌથી વધુ અવાજ કરનારૂં માનવપ્રાણી હોય તો તે જેકોરડોશી હતાં! સ્હવારમાં વહેલાં ઉઠે ત્યારથી રાતના અગીઆર, બાર વાગે સુએ ત્યાં સુધી જેકોરડોશીનાં મ્હોડાંની ડાબડી ચાલુ વાગ વાગ કરતી હતી. જેકોરડોશીની જીભ બહુ લાંબી. અને એક વખત એમનું મ્હોં ઉઘડે એટલે જાણે પાણી ફુટતી હોય એવી ઝડપથી તેમના હોઠમાંથી શબ્દોનો પ્રવાહ વહ્યાજ કરતો હતો. હંમેશની ટેવથી જ એનાં ઘરનાં માણસો જેકોર ડોશીનો આ સ્વભાવ નિભાવ્યે જતાં હતાં, જેમ રેલ્વેલાઇન નજીક રહેનાર તેમ જ કોઇ મીલના મશીનરૂમમાં કામ કરનાર માણસને રેલ્વે કે યંત્રોના ઘોંઘાટની ટેવ પડી જાય છે, તેમ જેકોરડોશીનાં આડપાડોસીઓને પણ એ બુઢ્ઢીના લવારાનો મ્હાવરો પડી ગયો હતો.

જેકોરડોશી હતાં ધર્મી અને શ્રદ્ધાળુ. અગીઆરસ એક ટાણાં કરતાં. ચૈત્ર મહિનામાં અને શ્રાવણ મહિનામાં નદીએ ન્હાવા જતાં. હરહંમેશ સ્હવારે અને સાંજે અમારા ગામમાં આવેલાં એકનાં એક વૈશ્નવમંદીરમાં દેવદર્શને જતાં, ગામમાં કોઇને ત્યાં સત્યનારાયણની કથા હોય અને ગામમાં બહારગામથી સાધુ, બાવા કે ફકીરો આવ્યા હોય અને ગામના ચોરામાં ધામો નાખ્યો હોય તો તેમની સૌથી પહેલી ખબર જેકોરડોશી લેતાં.

આમ ઉપર જણાવી એ બધી એમની ખાસિયતો ધ્યાનમાં લઇએ તો જેકોરડોશીમાં વાંધો કહાડવા જેવું કંઇ નહોતું, પણ મને અને ગામના મારા જેવા કેટલાક બીજાઓને જેકોરડોશીના સ્વભાવની એક બાજુ નહોતી ગમતી અને તે તેમની આખા ગામની ચોવટ કરવાની.

દેવદર્શને જતાં હોય કે બજારમાં કંઇ ચીજ વસ્તુ લેવા ગયાં હોય કે ગામની ભાગોળે ભરવાડને ત્યાં દુધ લેવા ગયાં હોય ત્યાં જેકોરડોશીને કોઇ મળે તો તેની આગળ તેઓ આખા ગામનું પુરાણ ઉઘાડતાં.

ડોશીનો ટાંટીઓ તેના ઘરમાં ટકતો જ નહિ. ડોશીને ચાર છોકરા હતા. ચારે પરણેલા હતા. જેકોરડોશીની વહુઓ ઘરકામ ઉપાડી લેતી, અને બાઇજી ઘરમાં રહેશે તો આખો દિવસ ટકટક કરી માથું ખાઇ જશે એ ભયથી ડોશીની વહુઓ

તેમને બહાર ફરવાને ઉત્તેજન આપતી અને જેકોરડોશીના સદ્દગત પતિ રામશંકર શુકલ ગામમાં સારી પ્રતિષ્ઠા મેળવી ગએલા હોવાથી જેકોરમાજીને ગામમાં દરેકે દરેક સારાં કુટુંબમાં સન્માન મળતું.

મારે ત્યાં પણ ઘણીવાર સ્હવારના પહોરમાં જેકોરડોશી ધામો નાંખતાં.

હું ચાહ પીને ઓશરીમાં બેઠો બેઠો તુરતની ટપાલમાં આવેલું છાપું વાંચતો હોઉં ત્યાં ડોશી આવી ચડે અને કોઇની પણ રાહ જોયા વગર માચી કે ખાટલો કે છેવટે ગુણીયું ઓશરી પર પોતાની મેળે પાથરી પોતાની વાત શરૂ કરે.

"દીકરા લલ્લુ, દર્શને ગઇતી, ઘણા દિવસથી જીવ વળગી રયો તો, તે આજ આ બાજુ નીકળી ને થયું કે લલ્લુને મળતી આવું, તારી મા કમળા ને મારે બહુ બ્હેનપણાં હતાં. બેટા હમણાં તું કાંઇક લેવાઇ ગયો લાગે છે અને આ મુછ કોને આપી? કાકા તો સાજા નરવા છે ને?

"માજી કાકા તો એ રાતી રાણ જેવા બેઠા. એમને નખમાંય રોગ નથી, બાકી હું હાથે હજામત કરૂં છું. અને મુછો કહાડી નાંખવી એ તો આજ કાલની ફેશન છે. 'મુંબઇમાં એને કલીન શેવ કહે છે.' હું જવાબ આપું. પછી જેકોર ડોશીની વાતુ ઉપડે તો ગામમાં ફલાણાં કુટુંબમાં શું થાય છે, અને નગરશેઠના ઘરમાં સાસુ વહુ કેમ એક બીજાનાં છાજીયાં લે છે એ વાત સાંભળવાની મળે.

અને ડોશી ગયા પછી એ કલાક રહીને હું ગામની બજારમાં જાઉં તો મને ખબર પડે કે મારી મુછોની વાત જેકોરડોશીએ આખા ગામમાં કરી હતી, અને તે પણ સંજોગ અને સ્થળ જોઇને મીઠું મરચું ભભરાવીને.

પહેલાં પહેલાં તો ડોશીની આ કુથલી કરવાની ખાસીયતથી હું બહુ અકળાતો. મારાં ઘરનાં માણસોને ડોશી જોડે જરીકે સંબંધ નહી રાખવા મેં તાકીદ કરેલી. હું પણ જેકોરડોશી મારે ત્યાં આવે ત્યારે ઠંડો ઠંડો અને મોળો મોળો આવકાર આપતો. પણ તેમના પ્રત્યેના આવા અનાદરનું પરીણામ ધારવા કરતાં ઉલટું આવ્યું. મારા તરફથી ઠંડો આવકાર મળતાં ડોશીએ મારી અને મારા ઘરની ફાવે તેમ નિંદા કરવા માંડી. અને મારા ઘરમાં બનતા નજીવા બનાવો જેકોરડોશીને મ્હોડે તાજી ખબરોના રૂપમાં ગામમાં પ્રચાર પામવા લાગ્યા.

એક દિવસ વિચાર કરતાં મને લાગ્યું કે મારા અનાદર કે ગુસ્સાથી જેકોરડોશી કંઇ સુધરી જવાનાં નથી. તેમની યાદશકિત અને કલ્પનાશકિત બંન્ને તિવ્ર હતાં, તેને ખોરાક આપવાની જરૂર હતી. અને ડોશીની કુથલી કરવાની અને ગામની ચોવટ કરવાની ટેવને યોગ્ય બાજુ વાળી તેમને પ્રચારકાર્યના રૂપમાં ફેરવી નાખી શકાય.

બસ એ દિવસથી જેકોરડોશીને હું જીવતું છાપું સમજવા લાગ્યો તેમના પ્રત્યેની મારી વલણ મેં સદંતર ફેરવી નાંખી. તેમને હું માન આપવા લાગ્યો. અને જે વાતો કે પ્રસંગો ગામમાં પ્રચાર પામે તો મને નુકશાનને બદલે લાભ વધારે થાય એ જ તેમની આગળ રજુ કરવા લાગ્યો.

એક દિવસે જેકોરડોશીના દેખતાં મેં મારો ઘરેણાનો દાબડો કહાડયો, અને ઘરનાં માણસો જોડે વધુ ઘરેણાં ઘડાવવાની વાત છેડી. જેકોરડોશી તે વખતે ત્યાં હાજર હતાં, તેમને એ વાત ખાનગી રાખવા વિનંતી કરી.

ડોશીએ તો ગામમાં મારા બીજાં સગાંઓ અને પિત્રાઇઓમાં મારાં ઘરેણાની વાત કરી. મારે એ જ જોઇતું હતું. મારા વૈભવ અને શ્રીમંતાઇની વાત એમને કાને નાંખી એ મારાં સગાંઓને હું અદેખાઇમાં બાળવા માંગતો હતો.

મુંબઇથી જે છાપાંઓ આવે તે હું જેકોરડોશી આગળ વાંચી બતાવતો. અને ધીરજથી અને સંભાળપુર્વક કોંગ્રેસ શું છે? સરકાર કેવી છે? સ્વદેશી શું? વગેરે વાતો એ ડોશીને સમજાવી મેં તેમને પાક્કાં નેશનાલીસ્ટ બનાવી મુક્યાં, અને પછી તો જેકોર-ડોશી દેશની રાજદ્વારી ચળવળમાં પોતે જાતે રસ લેવા લાગ્યાં, અને ટપાલ વખતે મુંબઇનાં છાપાંની ખબર સાંભળવા નિયમીત મારે ઘેર આવવા લાગ્યાં અને કોઇ મોટો નેતા પકડાવાની ખબર પડતાં ગામની બજારમાં જઇ હડતાળ પડાવતાં.

મારે ત્યાં સત્યનારાયણની કથા કરી હોય અને મારે આખાં ગામમાં મારી વાહવાહ બોલાવવી હોય તો હું એકલો જેકોરડોશીનાં કુટુંબને જ જમવાનું નોતરું દઇ આવતો અને પછી જોઇ લ્યો! ગામમાં મારી જાહેરાત! સંભાળ એટલી લેવાની કે ડોશીને કહેવું કે કોઇને કંઇ કહેતાં નહી. ના પાડીએ એ વાત ડોશી જરૂર કરવાનાં. એમની આ ખાસીયત સમજી હંમેશાં કામ લેવું જોઇએ.

મારી તો ખાતરી થઇ છે કે લોકોની નીંદા કરવામાં મઝા માનનારાં અને ગામની ચોવટ કરનારાં સારાં પ્રચારકો બની શકે છે.

# સ્ત્રીઓ -અને સરખા હક્ક!

: લેખિકા :
'કલ્પનાકુમારી'

સ્ત્રીઓએ શી રીતે ઓળખાવું? પતિના નામથી કે પિતાના નામથી? લેખિકા બ્હેન કહે છે કે સ્ત્રીઓએ પોતાની માતાના નામથીજ ઓળખાવું જોઈએ. કારણ કે તે પીતા કરતાં માતાનું સેવન અતી મહત્વનું અને મોટું છે.

ગયા વર્ષની લડત દરમ્યાન સ્ત્રીઓએ મોટી સંખ્યામાં બ્હાર આવીને જે અનન્ય ભાગ ભજવ્યો અને આ વર્ષે પણ ભજવી રહી છે. તેનાં યશોગાન ચારે તરફથી સંભળાઇ રહ્યાં છે. હીંદી સ્ત્રીઓના અપુર્વ આત્મભોગ માટે સ્ત્રી સમાજ સગર્વ અભિમાન દાખવે એ સમજી શકાય તેમ છે. વાસ્તવીક રીતે કહીએ તો ગયા યુધ્ધનો ખરો જશ દેશ સેવીકા સંઘ અને વાનર સેનાઓને જ ઘટે છે. પરંતુ એ આખીએ ઘટના માટે ગર્વ લેતા પુરૂષ વર્ગને જોવામાં આવે છે ત્યારે ખરેખર નવાઇ લાગ્યા સિવાય રહેતી નથી. પુરૂષગણ તરફથી સ્ત્રીવર્ગનાં જ્યારે ભારોભાર વખાણ થાય છે ત્યારે બીજી સ્ત્રીઓની માફક હું તેમાં આનંદ અનુભવી શકતી નથી. ઉલ્ટું બીજી સ્ત્રીઓ આવી નાની શી પ્રશંસાઓથી કેમ ફુલાઇ જતી હશે તેની જ મને તો નવાઇ લાગે છે, એનું કારણ મને તો એ લાગે છે કે આજે સૈકાઓથી પુરૂષવર્ગની ગુલામી ભોગવતી સ્ત્રીઓનું સ્વમાન પુરેપુરૂં જાગ્રત થયું નથી. અને પુરૂષે રચેલી અન્યાયી સમાજરચના અને તેને અંગે સ્ત્રીવર્ગને સહેવી પડેલી અપમાનોની પરંપરાથી સ્ત્રીમાનસ એટલું બધું તેજોભંગ (Inferiority complex) અનુભવી રહ્યું છે કે પુરૂષવર્ગની નાની મહેરબાનીને તે મ્હાન બક્ષીસ અને ઉદારતાની અવધી તરીકે ગણવાને તૈયાર થઇ જાય છે. હીંદી સ્ત્રીઓની આ પ્રકારની માનસિક દશાનો મુકાબલો આપણા વિનીતો અગર રાજા મહારાજાઓ સાથે કરી શકાય. જેમ વિનીતો અને રાજસ્થાનો સરકારની મહેરબાની વિના પોતાના સલામત અસ્તિત્વની કલ્પના કરી શકતા નથી તેમ આપણી સ્ત્રીઓ પુરૂષવર્ગની મહેરબાની વિના પોતાના અસ્તિત્વનો વિચાર કરી શકતી નથી.

સમાન હક્ક અને સંપુર્ણ સ્વતંત્રતાની ભાવનાની દ્રષ્ટિએ ઉપરનો વિચાર ઘણો જ વિઘાતક અને વખોડવા યોગ્ય છે. આ ભાવના જો ચાલુ રહે તો હિંદી સ્ત્રીઓની સમાન હકકની લડત ઝાંઝવાના જળ જેવી બની રહેશે. એટલે સ્ત્રી ચળવળની અગ્રણીઓએ આ ભાવના સામે અવાજ ઉઠાવવાની જરૂર છે. હીંદની સામાન્ય સ્ત્રીજનતા નિરક્ષર અને અભણ હોવાને લીધે પોતાના હિત અને હકકો સમજી શકે તેમ નથી પરંતુ સમાન હક્કના ઉપાસકોની ફરજ છે કે તેમણે આ દિશા ઉપર પોતાના જ વર્ગની ભાવિ ઉન્નતિ માટે ખુબ ચોકીદારી કરવી જોઇએ. આ ચોકીદારીની ચોક્કસ રૂપરેખા આ સ્થળે દોરી શકાય તેમ નથી પરંતુ એટલી સુચના હું કરી શકું છું કે શિક્ષીત સ્ત્રીઓ જેઓ આજે સમાજમાં અગ્રસ્થાન ભોગવે છે તેમણે (Equality leagues) સમાનતા પ્રચારક સંઘની સ્થાપના કરવી જોઇએ. અને તેની અનેક શાખાઓ મારફતે સ્ત્રીઓને પુરૂષો જેટલા જ સમાન હક્કનો અધિકાર છે તેનું જ્ઞાન અપાવું જોઇએ.

કેટલાક પુરૂષો એવી દલીલ કરે છે કે કરાંચીના હક્કનામાના ઠરાવમાં સ્ત્રીઓના સમાન હક્કના અધિકારનો સ્વીકાર કરવામાં આવ્યો છે. પુરંતુ આ જવાબ બ્રીટીશ પ્રધાન મંડળના જવાબ જેવો લાગે છે. કાગળના દસ્તાવેજ ઉપરના સ્વીકાર–વચનથી કે એક સરોજીની નાયડુ કે કમળાદેવી ચટ્ટોપાધ્યાયને કોંગ્રેસ કેબીનેટમાં અગર બીજે ઓધો મળ્યાથી હિંદુસ્તાનની ૧૩ થી ૧૪ કરોડ સ્ત્રીઓને સમાન હક્ક મળી ગયા એમ ગણી શકાય નહિ. જેમ બ્રીટીશ સરકાર એકાદ મહારાજાને લીગ ઓફ નેશન્સમાં પ્રતિનીધિ નીમીને ત્રીસ કરોડની હીંદી પ્રજાને સમાન ગણવાનો દંભ કરી શકે છે તેવા જ પ્રકારનો આ પણ એક દંભ માત્ર છે. સ્ત્રીઓએ ચોખ્ખા શબ્દોમાં અને નિડરપણે જાહેર કરવું જોઇએ કે, ભાવી રાજ્યતંત્રના પ્રધાનમંડળમાં બે, ચાર કે દસ, પંદર સ્ત્રીઓને દફતરો સાચવવાનાં મળે તેથી સ્ત્રીઓની અસંખ્ય વિટંબણાઓ દુર થવાની નથી. પુરૂષોની પ્રશંસાથી પણ આ પ્રશ્નનું નિરાકરણ થવાનું નથી અને સ્ત્રીઓએ આવી પ્રશંસાથી ફુલાયા વિના વર્ગભાવના કેળવીને સ્ત્રીસમાજનું પાકું સંગઠન કરવું પડશે અને મનુના કાળથી આવેલી એકપક્ષી અને અન્યાયી સમાજરચનાને જમીનદોસ્ત કરવી પડશે. તે સિવાય ગામડાના ભીતરોમાં અને જનાનખાનાની પત્થરીઆ દીવાલોમાં પુરાયલી અને પુરૂષોને ફુરસદે રમવાના રમકડાં જેવી દશા ભોગવી રહેલી હજારો હીંદી સ્ત્રીઓ સાચી સ્વતંત્રતાનો પ્રકાશ જોઇ શકવાની નથી અને આવી સ્ત્રીઓની સંખ્યા હિંદુસ્તાનમાં કાંઇ નાનીસુની નથી અને તેમના ઉધ્ધારમાં જ સ્ત્રી ચળવળની સફળતા કે નીષ્ફળતાનો આંક અંકાવાનો છે. બાકી મુંબાઇ, સુરત કે અમદાવાદ જેવાં શહેરોમાં તો સ્ત્રીઓ હરવાફરવાની સ્વતંત્રતા ભોગવે છે પરંતુ તે ઉપરથી હીંદી સ્ત્રીઓ સ્વતંત્ર છે એમ કહેવાની ધૃષ્ટતા કોઇ કરી શકે નહિ. રાજ્યકારણમાં જેમ આપણે સંપુર્ણ સ્વતંત્રતાની હક્ક તરીકે યુદ્ધઘોષણા કરીએ છીએ તેજ પ્રમાણે સ્ત્રીઓએ પણ પોતાની ચળવળની યુદ્ધઘોષણા "સંપુર્ણ સ્વતંત્રતા"થી પોકારવી જોઇએ. અને જ્યારે હીંદની સ્ત્રીઓ આ પ્રમાણેની ઘોષણા કરશે ત્યારે થોડાક અપ

વાદ સિવાય પુરૂષવર્ગનો મોટો ભાગ એ ચળવળને પોતાના હક્ક ઉપર આક્રમણ થતું ગણીને તેનો વિરોધ કરશે અને જેઓ આજે સ્ત્રીઓના બલિદાન અને સ્વાર્થભોગ ઉપર ગોઠવાયેલા બની જાય છે તેઓ જ તે વખતે ઝનુનથી પોકારી ઉઠશે કે "આવું તે કંઇ થતું હશે?". જ્યારે વર્ગહિતની અથડામણ થાય છે અને સત્તાવાન વર્ગના હાથમાંથી આધિપત્ય સરતું જણાય છે, ત્યારે હંમેશાં આ પ્રમાણે જ બને છે. અત્યારે એવી સ્થિતિ આવી નથી એટલે જ સ્ત્રીઓ તરફ પુરૂષવર્ગની સહાનુભુતિના સાગર ઉછળી રહ્યા છે. પરંતુ એ કેવળ વિજાતીય લાગણીના ઉભરા છે અને ખરૂં આક્રમણ શરૂ થતાં તે અદ્રશ્ય થવાને સર્જાયા છે. કારણ કે સત્તાની વહેંચણી વખતે લાગણીને ઠેકાણે વર્ગહિત અને સ્વાર્થભાવના અગ્રસ્થાન લે છે એના અનેક દાખલાઓ અત્યારે પણ બને છે. અને બની રહ્યા છે. વડી ધારાસભામાં કે જ્યાં બુદ્ધિશાળી અને શિક્ષીત પુરૂષો બીરાજે છે ત્યાં શારદાબીલ અને સંમતિવયની ચર્ચા વખતે ઘણો સખ્ત વિરોધ થયો હતો અને સંમતિવયને માટે હીંદની અનેક સ્ત્રીસંસ્થાઓએ ૧૮ અને ૨૧ વર્ષની વયની ભલામણ કરવા છતાં તેનો અનાદર કરીને ૧૬ વર્ષની મર્યાદા રાખવામાં આવી છે. એટલું જ નહિ પણ આજે સ્ત્રીઓને હરવાફરવાની જે સ્વતંત્રતા ગાંધીયુગમાં મળી છે તેની સામે પણ ઘણા પુરૂષોને બડબડાટ કરતાં મેં સાંભળ્યા છે. અને લગ્નવિચ્છેદ, વારસા હક્ક અને આર્થીક છુટાપણાંની ચર્ચા કરનાર સ્ત્રીઓ તરફ તિરસ્કાર અને કુશંકાની નજરે જોવામાં આવે છે; અને ભોગ જોગે જો કોઇબહાદુર સ્ત્રી એમ જાહેર કરે કે પોતે પોતાના પિતા કે પતિના નામના પુછડાંથી ઓળખાવાને બદલે હવેથી પોતાની માતાના નામથી ઓળખાવાનું પસંદ કરશે તો આખો સમાજ તેની સામે ખળભળી ઉઠશે. વાસ્તવીક રીતે સ્ત્રીઓ આ રીતે ઓળખાવાનું પસંદ કરે તેમાં જરાએ વાંધા ભરેલું નથી. સૈકાઓથી પુરૂષોએ સ્ત્રીઓને જ અન્યાય કર્યો છે તેના વિરોધ તરીકે કોઇપણ સ્ત્રીએ શા માટે પિતા કે પતિના નામથી ઓળખાવું જોઇએ ? અને કોઇ સ્ત્રી માતાના નામથી ઓળખાય તો તેમાં પિતા કે પતિની આબરૂનું છોગું કયાં નીચું થઇ જાય છે કે પુરૂષોએ તેનો વિરોધ કરવો જોઇએ ? માતાનું સ્થાન જો આપણે પિતાના જેટલું જ ઉંચું અને પુજ્ય ગણતા હોઇએ તો તેના જ નામથી સ્ત્રીઓ ઓળખાય તેમાં ખોટું પણ શું છે ? શાસ્ત્રકારોએ તો માતાનું સ્થાન વધારે મહાન ગણ્યું છે પરંતુ એ કેવળ પુસ્તકોમાં જ ! કોઇ સ્ત્રી એ પ્રમાણે આચાર કરીને માતાના નામથી ઓળખાવાનો અખતરો શરૂ કરે પછી જોઇ લ્યો શું થાય છે? સમાજ તો બાજુએ રહ્યો પરંતુ પહેલાં તો તેનો પિતા જ તેને અને તેની માતાને અલ્ટીમેટમ આપી દેશે. અને તેનો પતિ તો કદાચ તેને પીએર જ વળાવી દે. અને તે જો પરણી ન હોય તો તેને તે શરતે પરણવાને કેટલા યુવક તૈયાર થાય એ સવાલ અનિશ્ચિત છે,

આમ સ્ત્રીઓને કયા નામથી ઓળખાવું, એની પણ છુટ નથી અને પિતા અને પતિને નામે જ ઓળખાવું જોઇએ એ પ્રથાનું રહસ્ય શું ? એનું એક જ રહસ્ય છે. આજની પુરૂષરચિત સમાજરચનામાં પુરૂષની જ તાબેદારી ભોગવતી આવેલી સ્ત્રી એ તાબેદારીની સ્થિતિ

છોડીને તેને સ્થાને સમાનતાને આસને બેસે એ પુરૂષોના આધિપત્ય ભોગવનારો સ્વભાવ સાંખી શકે તેમ નથી. બાકી માતાના નામથી સ્ત્રીઓ ઓળખાવાનું શરૂ કરે તેથી કાંઇ સમાજમાં ધરતીકંપ થવાનો નથી એ તો કેવળ સ્વાભાવીક અને કોઇ પણ દ્રષ્ટિએ યોગ્ય માગણી છે. પુત્ર પિતાને નામે ઓળખાય તો પુત્રી માતાને નામે શા માટે નહિ? આ માગણી ઘણી જ તર્કયુક્ત છે. પણ આપણો પુરૂષવર્ગ આવી માગણી સ્વીકારે એવો સંભવ લાગે છે ખરો? આ તો પુરૂષવર્ગની આધિપત્ય ભાવનાનું પારખું છે અને એ ભાવના દુર કરવામાં જ સ્ત્રીઓનો સાચો ઉધ્ધાર અને સાચી સ્વતંત્રતા સમાઇ છે.

પ્રેમી સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા

તરફથી સવિનય સપ્રેમ ભેટ.



વર્ષ: ચોથું. — જુન: ૧૯૩૨ — અંક: ત્રીજો.

# માનવતાના મિત્રોને

જીવનના પ્રત્યેક અંગમાં, જીવનની પ્રત્યેક દીશામાં, શોષીતોનો સંગ્રામ એકધારો અને અવિરત ચાલી રહ્યો છે. આર્થિક શોષણના સંહાર માટે—મહેનતુ માનવતાને કચડી રહેલી ક્રુર મુડીવાદી પદ્ધતિને નીમુંળ કરવાને માટે, પૃથ્વીના પ્રત્યેક વિભાગમાં આ સંગ્રામ અણુઅટક્યો—અણુથંભ્યો આગળ વધી રહ્યો છે.

પણ કેટલાકો આ સંગ્રામથી અળગા રહેવામાં સાર્થકતા સમજે છે. જાણ્યા છતાં તેથી દુર રહે છે. જાતે શોષાતાં છતાં—જાતે કચડાતાં છતાં, પછડાયેલાઓની પડખે ઉભા રહેવામાં તેઓ આનાકાની કરે છે, તેઓ માને છે કે તેઓ તટસ્થ છે. વિજયના ફળ મેળવવાની મહત્વાકાંક્ષા છતાં સંગ્રામના ઘા ઝીલવામાં તેઓ નિર્બળતા દાખવે છે.

ઉજળી આર્થિક સ્થિતિ, એ ભોજનની સંપુર્ણ ખાત્રી, એ સર્વ આવી નિર્બળ વૃત્તિની જન્મદાતા છે. માનવ જ્યારે પેટપુર ભોજન પામતો હોય ત્યારે તેને કડકી ભાખરીની શું પડી હોય? પણ જે ભુખ્યો છે તે તો તેનું મહત્વ સારી રીતે સમજે છે.

તેથી જ આ 'સજ્જન' સમુહ એમ માનતો હોય કે તે મહેનતુ માનવતાનો મિત્ર છે; તો તેઓ પોતાનેજ છેતરી રહ્યા છે. મહેનતુ માનવતાના મિત્રો ક્ષુધાર્તોના ટોળામાં સાંપડે છે, નહીં કે સજ્જનોના શંભુ મેળામાંથી.

આજે તટસ્થવૃત્તિને સ્થાન નથી. સૃષ્ટિના શ્રમજીવીઓ કહે છે કે જેઓ તેમની સાથે નથી તેઓ તેમની સામા છે.

# જાપાનની

: લેખક :
શ્રી. આર. બી.



જ્યારે બહિષ્કારની જોરદાર ચળવળથી ચીન અને જાપાન વચ્ચે રાજકીય અને આર્થિક અથડામણ ઉભી થઇ છે ત્યારે જાપાની મજુર આંદોલનોનો કંઇક અંદાજ આપવે—તેના બળના કંઇક માપ કાઢવાં તે આ ક્ષણે અતિ યોગ્ય જ મનાશે. પ્રથમ તો જાપાનીઓનું જીવનધોરણ અતિ ઉંચું છે. ચીનાઓ સાથેની સરખામણીમાં તેઓ સારૂં જીવન ગાળે છે પણ ચીનના બજારમાં જાપાનીઝ વ્યાપારને ટકાવવા માટે તેમજ અન્ય હરિફોની હરિફાઇમાં ટકી રહેવા માટે જાપાની માલિકોએ મજુરોના પગાર ઉપર કારમા કાપ મુકવાનો માર્ગ લીધો છે. પરિણામે જાપાની મજુરો અને જાપાની માલદારો વચ્ચે ઇતિહાસમાં પુર્વે કદી નહીં આલેખાયેલી એવી પ્રચંડ અથડામણ ઉભી થઇ છે.

મહાયુદ્ધ પહેલાં જાપાની મજુર ચળવળની શરૂઆત થઇ હતી. પણ તેની પ્રગતિ એટલી ધીમી હતી કે લઢાઇ પહેલાં તો ભાગ્યેજ ૧૦૦ જેટલા મજુરસંઘો સ્થપાયેલા હશે. પણ ત્યાર પછી મજુર સંઘો ખુબ વેગથી વધ્યા. અને અત્યારે તેમની સંખ્યા લગભગ સાતસોની હશે. આ મજુરસંઘોના સભ્યોની સંખ્યા ૩૫૦૦૦૦ જેટલી છે. આમાંથી સ્ત્રીસભ્યો

# મજૂર ચળવળ

ની સંખ્યા લગભગ ૧૫૦૦૦ હશે. અહીં માત્ર સરકારને ચોપડે નોંધાયેલા મજુર-સંઘોમાં જોડાયેલા સભ્યોની હકીકત જ નોંધવામાં આવી છે, પણ જાપાનની કામદાર જનતાના આંકડા નીચે પ્રમાણે મુકવામાં આવે છે.

| | |
|---|---|
| ફેક્ટરીના કામદારો | ૨૦ લાખ |
| ખાણના કામદારો | ૨૫ લાખ |
| રેલ્વે કામદાર | ૫ લાખ |
| જુદા જુદા ધંધાના કામદારો | ૨૦ લાખ |
| બધા મળીને | ૪૭૦૦૦૦૦ |

આવડી સંખ્યા હજુ મજુરસંઘોના વર્તુલની બહાર ઉભી છે. મજુર સંગઠનનો મંત્ર તેમના સુધી નથી પહોંચ્યો. તેઓમાંથી ઘણા રજીસ્ટર્ડ ટ્રેડ યુનિયનના સભ્ય પણ નથી. છતાં પણ યંત્ર, વહાણવટી, રસાયણી કારખાનામાં કામ કરતા શ્રમજીવીઓને સારી રોજી મળતી હોવાથી એમણે મુડીવાદીઓના આર્થિક આક્રમણ સામે સખત સામનો કર્યો.

## [૨]

હિંદમાં જેઓ ટ્રેડ યુનિયન ચળવળ ચલાવી રહ્યા છે તેઓને જાપાનની મજુર ચળવળનો ઉદ્દભવ અને વિકાસનો ઇતિહાસ જાણવો હિતકારક થઇ પડશે. જાપાનમાં વિદેશી સામ્રાજ્યવાદનું શોષણ નથી. પણ અહીં કે અન્ય સંસ્થાનોની મારફ્ જાપાનીસ સંપત્તિદ્વારા શ્રમજીવીઓનું થઇ રહેલું શોષણ એટલું જ નિર્દય અને ઘાતકી છે. મહાયુદ્ધ દરમિયાન જાપાનની ઉદ્યોગપ્રવૃત્તિને વિસ્મયજનક જેમ મળતાં કામદારો અને માલિકો વચ્ચેની અથડામણો વધું આકરી બની. આ અથડામણોના પરિણામે ૧૯૧૮ માં જાપાનની સરકારને મજુર ચળવળને અંકુશમાં રાખવા માટે એક ખાસ કાયદો કરવાની જરૂર લાગી. શરૂઆતમાં સત્તાના સુકાનધારીઓ મજુર ચળવળના કુદરતી વિકાસ તરફ લાલ આંખ નહોતા રાખતા. પણ જ્યારે તેઓએ જોયું કે



મજુર ચળવળ તો વર્ગીય ભાવના જગાવી રહી છે કે તરત જ તેઓએ તેના ઉપર અંકુશ મુકવાનો નીરધાર કર્યો અને પરિણામે મજુરસંઘની પ્રવૃત્તિ ઉપર મર્યાદાઓ મુકતો કાયદો જાહેર કરવામાં આવ્યો.

આ ધારા સાથે કેટલોક ઇતિહાસ પણ સંકળાયેલો છે. પ્રથમ તો આ કાયદો જાપાની સરકારતંત્રના સ્વદેશખાતાની ઓફીસે તૈયાર કર્યો અને પછી તે સરકારતંત્રના સચીવોને સોંપાયો. પણ આ કાયદો ત્યાં જ પડી રહ્યો. એથી આગળ તેણે જરાયે પ્રગતિ ન કરી.

૧૯૨૯ માં વ્યકિતગત મતાધિકાર આપવાથી કામદાર પક્ષના બળ ઉપર મીનસીટો પક્ષ સત્તા પર આવ્યો. આ પક્ષે કામદારોની સહાનુભુતી સાચવવાના એક માત્ર ઉદ્દેશથી કામદાર વર્ગની જીવનપ્રણાલી વિશે નિવેદન રજુ કરવા માટે એક કમીશન નીમ્યું. આ કમીશનને મજુરસંઘોને લગતો ધારો સોંપાયો. આ કમીશને ધારાનો અભ્યાસ કરીને કેટલાક સુધારા વધારા સાથે આ ધારો સરકારને સોંપ્યો અને સરકારતંત્રને આ ધારાને પસાર કરવાને માટે સુચના કરી.

આ ધારા પ્રમાણે જાપાનના મજુરોને નીચેના હકકો મળનાર હતા. પ્રથમ તો એકત્ર મળીને સંપ કરવાનો અધિકાર. બીજું જ્યારે સંપ ચાલતો હોય ત્યારે સંપમાં ભાગ લેવા બદલ કોઇ પણ કામદારને રજા ન આપી શકાય. અને મજુર મહાજનના નેતાઓ કે કાર્યકર્તાઓને સંઘપ્રવૃત્તિને સહાય આપવા બદલ નોકરી ઉપરથી ન ખસેડી શકાય.

આ ધારો યુરોપના અન્ય ધારાઓની સરખામણીમાં ઘણો જ ઉતરતો હોવા છતાં પણ તેની સામે મુડીવાદીઓએ વિરોધનાં પ્રચંડ આંદોલનો ઉપાડયાં. મુડીવાદી માંધાતાઓએ હમેશની માફક તેને 'વિપ્લવી' પ્રવૃત્તિના વિભાગરૂપ વર્ણવ્યો. ત્યારે કામદાર વર્તુલોમાં આવા નિષ્પ્રાણ ધારાથી કોઇના મ્હોં પર સ્મિત સરખું પણ ફરક્યું નહીં.

આવો નિસ્તેજ ધારો આખરે જાપાની પાર્લામેન્ટમાં મહા પરાણે પસાર થયો. પણ ઉમરાવોની સભામાં આ ધારો સંમતિ માટે રજુ થયો કે તે તરત જ એક જ સપાટે ધારાને ઉરાડી દેવામાં આવ્યો.

આમ જાપાનના અંતિમ મુડીવાદી માંધાતાઓ આર્થિક બળને એકત્ર કરીને આ સુધારાવાદી ધારાને કાયદાપોથી પર ચઢતો અટકાવવામાં સફળ થયા. આ વિરોધની સારી સરદારી જાપાનીસ ચેંબર ઓફ કોમર્સે લીધી હતી. અને તેઓ આખરે કાયદાને કચરી નાંખવાના ઉદ્દેશમાં વિજય પામ્યા હતા.

## [૩]

'અરે, આવો ધારો ઉદ્યોગને ખેદાન મેદાન કરી નાંખશે, ઉગતા ઉદ્યોગને તોડી પાડશે, કામદાર અને માલિક વચ્ચે કજીઆ વધારશે!' આવા મુદ્દાઓથી જાપાની માલદારશાહીએ આ કાયદાનો આકરો વિરોધ કર્યો. તેઓ કહેતા કે કામદારોને આવા હકકો આપશો તો તે ચઢી વાગશે એટલું જ નહીં પણ તેઓ જ સત્તાના સરમુખત્યાર થઇ પડશે. મુડીવાદીઓએ ધારા સામે શરૂ કરેલા બડબડાટમાંથી નીચેના મુદ્દાઓ તારવવા શકય છે. તેઓ કહેતા કે નીચે જણાવેલા મુદ્દાઓ વાંધાજનક છે.

(૧) મજુરોના સંઘોનો એક માત્ર ઉદ્દેશ મજુરવર્ગની જીવનસુધારણા જ હોવો જોઇએ.
(૨) ઉદ્યોગ કે યંત્રાલયોમાં કામદારોના મંડળનો સ્વિકાર અને હડતાલ પાડવાનો હક્ક.
(૩) મજુરમહાજનના સભ્ય થવાની યોગ્યતાઓ.
(૪) ઔદ્યોગિક ઝગડામાં નુકસાન માટે જવાબદારી.
(૫) મજુરસંઘોએ માત્ર આર્થિકનીતિ જ અખત્યાર કરવી જોઇએ. તેમણે રાજકીય ચળવળમાં ભાગ ન લેવો જોઇએ.
(૬) ધમકી અને બળજબરી ઉપર અંકુશ.

આ મુદ્દાઓ ઉપર જાપાની પાર્લામેન્ટમાં જોશભેર ચર્ચા ચાલી હતી. પ્રત્યેક વિભાગે સુચનાઓ અને પ્રતિસુચનાઓ કરી હતી.

## [૪]

**સારી** આલમના સરકારતંત્રો તટસ્થવૃત્તિનો દંભ કરે છે અને જાપાની સરકાર આમાં જરાયે અપવાદરૂપ નથી. કામદારોમાં અસંતોષે સળગાવેલી આગના ભડકા દેખાવા લાગ્યા અને જોરદાર હડતાલોનો જંગ જામવા લાગ્યો. પરિણામે સરકારે ૧૯૩૧ માં મજુર મંડળનો ધારો જાહેર કર્યો. આ ધારો મજુરવર્ગના મવાળ રાજકીય પક્ષે ઘડી આપ્યો હતો. તેમ છતાં પણ જ્યારે પાર્લામેન્ટ સમક્ષ આ બીલ રજુ થયું, એટલે વધુમતિના અભાવે આ ધારાને ત્યાં જ આરામ લેવો પડયો.

જો કે આ ધારો મવાળ પક્ષના તેમ જ અન્ય સુધારકવાદી મજુરસંઘોના નેતાઓએ ઘડયો હતો છતાં તે ઘણો પ્રગતિકારક હતો. આ પ્રગતિકારક બીલ મુડીવાદીઓ પસાર કરવા ના જ પાડે તેમાં અસ્વાભાવિકતા જેવું જરા પણ નથી. આ રહી તેમાંની એક કલમઃ—

> કલહના મુદ્દાના પ્રશ્ન ઉપર વિજય મેળવવા માટે સાહિત્ય વહેંચવા બદલ, પીકેટીંગ કરવા બદલ, બહિષ્કાર કરવા બદલ, કે દેખાવો કરવા બદલ, કોઇ પણ કામદાર કાર્યકર્તાને કંઇ પણ શિક્ષા થઇ શકે નહીં.

તેમ જ જ્યારે મજુરસંઘ સાથે માલિકોએ કરાર કર્યા હોય ત્યારે માલિક અને કામદાર વચ્ચે વ્યક્તિગત કરાર અર્થશુન્ય બને.

જ્યારે મજુરસંઘ અને માલિકગણ વચ્ચે કરાર અસ્તિત્વમાં હોય ત્યારે પોલીસ અમલદાર કોઇ પણ કામદારસભાને વિખેરી શકે નહીં. આવો વિખરાઇ જવાનો હુકમ કોર્ટ જ આપી શકે. જ્યારે કામદાર કલહ ચાલતો હોય ત્યારે કોઇ પણ સભા વીખેરી નાંખવી, કે કામદારોને મંડળમાં જોડાતાં અટકાવવા, કે મંડળમાંથી તેમને છુટા પડવાની માંગણી કરવાના પોલીસ અમલદારના કૃત્યને શિક્ષાયોગ્ય સમજવામાં આવશે.

આ આટલા શબ્દોનો અર્થ એ છે કે કામદારોને એકત્ર મળીને સંપ પુકારવાનો, સર્વેએ એકત્ર મળીને માલિક સમુદાયનો સામનો કરવાનો અને સમુહપ્રમાણ ઉપર આર્થિક લડત કરવાનો અધિકાર શ્રમજી-

વીઓને સાંપડે છે. અને આથી જ મુડીવાદીઓ કામદારોથી વિરૂદ્ધ પડયા. કારણ કે તેમના હિત તેથી તદ્દન જૂદાં જ છે.

જો કે સરકારતંત્ર મજુરસંઘના કાયદા ઉપર સહાનુભુતિના બે આંસુ પાડતી હતી તો પણ જેમ જેમ આર્થિક મંદી નીચે ઉતરતી ગઇ તેમ તેમ સરકારતંત્રની વૃત્તિ પલટાતી ગઇ. અત્યારે તો પ્રચંડ ત્રાસનીતિને પ્રતાપે કામદારવર્ગનો અસંતોષ સપાટીની નીચે ગયો છે પણ થોડા જ—બહુ જ અલ્પ સમયમાં તે પુરતા પ્રમાણમાં ફાટી નીકળવાનો સારો સંભવ છે.

## [૫]

જાપાનની મજુર ચળવળમાંથી હિંદી ચળવળને ખૂબ શીખવાનું છે. તેમના ન્યાયી અને વ્યાજબી હક્કો મેળવવામાં તેમને મળેલી નિષ્ફળતાના ઇતિહાસમાંથી પણ કેટલાક અક્ષરેઃ આપણે વિચારવા જેવા છે. અત્યારે આપણે એકત્ર બનીને ઉભા રહેવાનું છે. આપણા દુશ્મનોને સામ્રાજ્યવાદની સહાય છે ત્યારે નજીવા વિચારભેદને મહત્ત્વ આપવાનું મુકી દઇને આપણે એકધારી પ્રગતિ કરવાની આવશ્યકતા છે. સંખ્યાબળ અને ન્યાય આપણી પડખે છે. હવે માત્ર સંગઠનની જરૂર છે. કારણ કે સંગઠન શિવાય સાફલ્ય અશકય છે. માત્ર આર્થિક સ્થિતિ સુધારવાની પ્રવૃત્તિ ચાલશે નહીં આપણે તો રાજકીય અને આર્થિક મુક્તિ વાંછીએ છીએ. જો રાજકીય અધિકાર નહીં સાંપડે તો જે કંઇ આર્થિક લાભ આપણને મળશે તે વધુ કરવેરા મારફત પાછો લઇ લેવાશે. તેમજ જીવનની જરૂરીઆતો મોંઘી કરીને મળેલો લાભ લુંટી લેવામાં આવશે.

હિંદમાં કામદારો કંઇ એકલા લઢી શકે તેમ નથી. તેમને મધ્યમવર્ગનો સહકાર જરૂર જોઇશે. તેમની સ્થિતિ પણ બહુ કરૂણાજનક છે એટલે તેઓ પણ જરૂર પડખે ઉભા રહેશે. દેશના સઘળા શોષિતો વચ્ચે એકતા આણવાનું કાર્ય સમાજવાદી પક્ષ જ કરી શકે. ત્યારે સમાજવાદી પક્ષ સ્થાપવા આગળ વધો.



# પ્રભાતની વીસલ



## [સાંપ્રત રશીયાનું લોકગીત]

પ્રભાતની વીસલ વાગે છે. પણ તે ગુલામીનું આમંત્રણ નથી પણ ઉગમકાળનું ઘેરૂં ગુંજન છે.

એક કાળમાં, અંધકાર ઓસર્યાં પહેલાં જુદી જુદી ફેક્ટરીઓમાં સૌ કામ પર શામેલ થતાં.

પણ હવે સમગ્ર શ્રમજીવીઓ સારૂ આઠ વાગે વીસલ વાગે છે.

અને એકજ ક્ષણમાં અમો કામ ઉપર અઢી જઇએ છીએ,
એકજ ક્ષણે લાખ્ખો માનવો હથોડા ઉપર હાથ મુકે છે:
અને એકજ સાથે હમારા હથોડા એરણ ઉપર ગર્જે છે.

વીસલ આજે શેના ગીત ગાય છે? પ્રત્યેક પ્રભાતે તે એકતાનો અવાજ ફૂંકે છે.

* * * * * *

# ગાંધીજીની-

લેખાંક :

**ધારાસભાનો બહિષ્કાર એ મહાત્માજીનું ત્રીજું સુત્ર છે. અસહકારના જન્મદાતા મહર્ષિની આજ્ઞાને અનુસરીને અનેકોએ આ સંસ્થાનો ત્યાગ કર્યો છે પણ તેથી રાષ્ટ્રને હિત થયું છે કે અહિત તે વિશે લેખક ચર્ચા કરે છે.**

: લેખક

**રાજ્યતંત્રે સ્થાપેલી** સંસ્થાઓનો બહિષ્કાર એ મહાત્માજીની યુદ્ધ-કલાનું ચોથું લક્ષણ છે. 'અસહકાર'ના જન્મદાતા, મહર્ષિ ગાંધીજીએ સરકારે સ્થાપેલી કોર્ટો–કોલેજો અને ધારાસભા-ઓને જડમુળથી ઉખેડી નાંખવાની આજ્ઞા આપી હતી. સરકાર સ્થાપીત ધારા-સભાઓનો આકરો અસહકાર કરવાની હાકલ મહાત્માજીના પ્રોગ્રામનું મુખ્ય લક્ષણ હતું આ સુત્રને અનુસરીને અનેક મહાસભાવાદીઓ ધારાસભાની સુંવાળી સોડ મુકીને પીકેટીંગની પ્રવૃત્તિ કરવા બહાર પડતા હતા.

આવો અસહકાર–આવો બહિષ્કાર કંઇ સાંપ્રત સમયની શોધ નથી. ઇજીપ્તમાં, પેલેસ્ટાઇનમાં અને એશીયાના અન્ય દેશો-માં આવા રાજકિય અસહકારના કેટલાય દાખલા છે. પણ હિંદના રાજકિય ક્ષેત્રમાં આ અતિ પ્રભાવશાળી મનાતા શસ્ત્રનો સામુદાયિક પ્રમાણ ઉપર ઉપયોગ કર્યો હોય તો તે મહાત્મા ગાંધીજીએ કર્યો છે. સામ્રાજ્યવાદ સામે તેમની આભાસી અથડામણમાં સમુહજાગૃતિ આણવા માટે મહાત્માજીએ આ માર્ગ યોજ્યો છે અને તેઓ તેમની યોજનામાં સફળ થયા છે.

**મહાત્માજીએ** અત્યાર પહેલાંનાં અનેક જાહેર ઉચ્ચારણોમાં ધારાસભા સાથે અસહકારમાં પોતાની અવિચલ શ્રદ્ધા વ્યક્ત કરી છે. નવજીવન અને યંગઇન્ડીયાની ફાઇલો ઉપર ઉડતું અવલોકન કરીયે તો પણ જણાશે કે ધારાસભાના બહિષ્કારને વ્યાજબી ઠરાવવા માટે દલીલોનો ધોધ વહાવ્યો છે. મહાત્માશ્રીએ આ માર્ગ ઉપર એટલું બધું લખ્યું છે કે અત્યારે

# યુદ્ધકલા

લેખક કહે છે કે સરકાર સ્થાપીત સંસ્થાઓની બહિષ્કાર પુરવાથી સરકારતંત્ર તુટી શકે તેમ નથી પણ તેથી તો વીનીતોની મદદથી સરકારતંત્રને ચલાવવામાં સામ્રાજ્યવાદને સરળતા સાંપડે છે.

પી. જે. ભટ્ટ : ત્રીજો

તેમની આ લાક્ષણિક યુદ્ધકલાને સમજવી, આ યોજનાની સમીક્ષા કરવી, અને બ્રિટીશ સામ્રાજ્યવાદને નિર્મુળ કરવાની દ્રષ્ટિએ આ યોજના કેટલી અનુગમ્ય છે તે સંબંધી ઉંડો વિચાર કરવો શકય બન્યો છે.

આજે આ અખતરાઓ ઉપર દશ વર્ષનો કાળ વિજળીના વેગે વહી ગયો છે. આ અખતરાઓના સાફલ્યની સમીક્ષા કરતો સમય કંઇ નવાં સત્યો હિંદને ચરણે મુકી રહ્યો છે. મહાત્માજીના આ અખતરાથી થયેલું હીત અને અહીત બન્ને સપાટી પર આવ્યાં છે અને તેથી જ આ ક્ષણે ધારાસભાના બહિષ્કારના કાર્યક્રમની ઉંડી સમીક્ષા કરવાનો–તેનું પૃથક્કરણ કરવાનો અને તેની રાજકિય અસર નિહાળવાનો આ યત્ન વાંચક સમુદાયને અતિ રસપ્રદ થઇ પડશે.

[ ૨ ]

**ધારાસભાના** બહિષ્કાર ઉપર દલીલો કરતા ગાંધીવાદીઓ કહે છે કે ધારાસભા તો સરકાર સ્થાપીત સંસ્થાઓ છે. તેનું ઘડતર જ એવા પ્રકારનું છે કે ત્યાં પ્રજાનો અવાજ પહોંચવો મુશ્કેલ છે. પ્રત્યેક દેશની પાર્લામેન્ટ અને હિંદની ધારાસભા વચ્ચે આકાશ પાતાળનું અંતર છે. બીજા દેશોમાં તો વ્યક્તિગત મતાધિકાર છે જ્યારે હિંદની વડી ધારાસભામાં પ્રતિનિધિને માટે મત આપવાની લાયકાત સંપત્તિ અને શિક્ષણ ઉપર રચાયેલી છે. આમ મતદાર વર્ગની સંખ્યા એટલી તો

ન્દ્રની છે કે જનસમુહનો ત્યાં અવાજ પહોંચાડવાનું કાર્ય અતિ મુશ્કેલ છે. આ પરિસ્થિતિમાં સરકારી સભ્યોથી ભરચક ભરેલી આ ધારાસભામાં જવાથી કંઇ જ અર્થ સરે તેમ નથી તેમ જ સરકાર-તંત્રના પ્રજાવિરોધી ધારાઓને અટકાવવાનું પણ શકય નથી. આ પરિસ્થિતિમાં ધારાસભામાં જવાથી કંઇ અર્થ સરતો નથી. આમ જણાવી તેઓ આનંદપુર્વક ઉચ્ચારે છે કે આ માર્ગે વ્યક્તિની શક્તિઓ માત્ર વેડફાઇ જાય છે એટલે જ બહિષ્કાર જરૂરનો છે.

ધારાસભાના બહિષ્કારને વ્યાજબી ઠરાવતી દલીલોનો સાર ઉપલા શબ્દોમાં સમાઇ જાય છે. પણ આ મુખ્ય દલીલોને અળગી કરીને અનેકવાર ગ્રામ્યસંગઠનના પ્રશ્નને વધુ મહત્વ આપીને જણાવવામાં આવે છે કે આ યુગમાં તો ધારાસભામા જઇને ખાલી શબ્દો દ્વારા સંગ્રામ ખેલવો તેના કરતાં ગ્રામ્યસંગઠનનું કાર્ય અતી મહત્ત્વનું છે એટલું જ નહીં પણ માત્ર 'દલીલોથી તે સ્વરાજ્ય સાંપડવાનું છે?' એમ કટાક્ષ કરીને ગાંધીવાદીઓ આહ્લાદનો અવાજ ફેંકે છે.

[ ૩ ]

**ધારાસભાના બહિષ્કાર** માટે રજુ થયેલી ઉપલી દલીલોમાં કંઇ સત્વ નથી એમ તો નથી જ. મહાત્માજીએ સુચવેલી દલીલો ઉપર ગંભીર વિચાર કરીયે તો તેમાં ઘણું તથ્ય છે. એમ છતાં પણ રાજકિય વિજ્ઞાનની દ્રષ્ટિએ જોતાં ધારાસભાના બહિષ્કારની હાકલમાં ગંભીર અતિરેક થઇ જવા પામ્યો છે. એટલું જ નહીં પણ ધારાસભાનો અસરકારક બહિષ્કાર કરીને વિનીતો અને સરકારના ખાંધીઆઓને સત્તાના સ્થાન પર પહોંચવાનો માર્ગ સરળ કરી આપવામાં આપણે એક ગંભીર ભુલ જ નથી કરી? અનુભવનો ઇતિહાસ શીખવે છે કે સરકાર વિનીતોના સહકારથી સરકારતંત્ર સહેલાઇથી ચલાવી શકી છે. ધારાસભાના બહિષ્કારના પ્રોગ્રામના પ્રતાપે કોઇ પણ પ્રકારની તકલીફ વગર મવાલ મનોદશાના મોવડીઓ ધારાસભાનાં આસનો ઉપર અડો જમાવી બેઠા છે.

આ વિનીતોની કારકીર્દી ઉપર એક ઉડતી નજર કરશો તો તમે સ્વીકારશો કે તેમણે આ સંસ્થાઓમાં જઇને દેશ કરતાં પોતાના સ્વાર્થની જ વધુ સેવા કરી છે. આ મવાલ માનવોનું એક માત્ર લક્ષ્યબિંદુ સરકારી હોદ્દાઓ અને ઇલ્કાબો છે. આવી દેશવિરોધી વ્યક્તિઓને ધારાસભામાં જવાની સરળતા કરી આપવામાં તેમના માર્ગમાં એક પણ અંતરાય ન મુકવામાં, તેમ જ તેમના સામે જોશભેર આંદોલન ન ઉપાડવામાં, ગાંધીજીના તત્વજ્ઞાને ભારે ભુલ નથી કરી?

વિનીતવાદ–મવાલપક્ષને નિર્મુળ કરવા માટે, તેની વિઘાતક વિચારસરણીને જડમુળથી ઉખેડી નાંખવા માટે, તેમજ જનસમુહ ઉપરથી તેમની અસર ઓસરાવી દેવા માટે તેમની સામે પ્રત્યેક ક્ષેત્રમાં જંગ આરંભવાની જરૂર હતી અને છે. સ્થાનિક મ્યુનીસીપલ તંત્રથી માંડીને વડી ધારાસભા સુધીના પ્રત્યેક વિભાગમાં વિનીતોને ઉખેડી પાડવા માટે આપણે અણનમ સંગ્રામ આરંભવો જોઇએ. અને બીજા કોઇ કારણ માટે ન હોય તો પણ સરકારને દેશને નામે સહાય કરના આ સજ્જનોને સ્થાનભ્રષ્ટ કરવા માટે ધારાસભાના બહિષ્કારનો કાર્યક્રમ રાષ્ટ્રહિતની દ્રષ્ટિએ તદ્દન અર્થશુન્ય છે.

[ ૪ ]

ધારાસભા તો પ્રચારની મ્હોટી પડમ છે એ સુત્ર આ ક્ષણે યાદ રાખવાની ઘણી જરૂર છે. ધારાસભામાં ચુંટાયેલા સભ્યોને 'રાજદ્રોહ'ની કલમની પરવા કર્યા વગર સરકારતંત્રના પ્રત્યેક કાર્યની તીખી ટીકા કરવાનો હક્ક છે. આ હક્ક પ્રમાણે ધારાસભાના પ્રજાપક્ષના સભ્યોએ સરકારતંત્રના મનસ્વી કાર્યોની અનેકવાર સારી 'ખબર' લીધી છે એટલું જ નહીં પણ સ્વરાજ્ય પક્ષે વડી ધારાસભામાં પ્રજાપક્ષ તરફથી ચલાવેલી સુંદર લડતની સ્મૃતિ હજુ તો સ્મરણ પર તાજી જ છે. પંડીત મોતીલાલજીના નેતૃત્વ નીચે સ્વરાજ્ય પક્ષ ધારાસભાઓમાં સુંદર સંગ્રામ આરંભીને સમગ્ર હિંદનું લક્ષ કેંદ્રીત કરવામાં સફળ થયો હતો.

યુરોપના પ્રત્યેક દેશોમાં પાર્લામેન્ટ છે. આ પાર્લામેન્ટમાં પ્રત્યેક રાજકિય પક્ષ પોતાના પ્રતિનિધિને મોકલે છે અને આ માર્ગે આ પક્ષનું દ્રષ્ટિબિંદુ પ્રજાસમુહને જાહેર કરી શકાય છે.

આમ માત્ર રાજકિય પક્ષના પ્રચારના દ્રષ્ટિબિંદુથી જોઇએ તો પણ ધારાસભામાં પોતાના પ્રતિનિધિઓ મોકલવાનો કાર્યક્રમ અતિ અગત્યનો છે. વડી ધારાસભા આગળ દેશને લગતા પ્રત્યેક પ્રશ્નો આવે છે અને આ પ્રશ્નો ઉપર પક્ષનું દ્રષ્ટિબિંદુ રજુ કરવાને માટે ધારાસભા એક અસરકારક સાધન છે.

[ ૫ ]

પણ આ દલીલ ઉપરાંત એક અન્ય વસ્તુ ધારાસભાના બહિષ્કારની નિષ્ફળતા પોકારતી આપણી સામે ઉભી છે. આ વસ્તુ તે સમુહનું રાજકિય શિક્ષણ ધારાસભા એ સરકારતંત્રનું ધારાતંત્ર છે. આ તંત્રનો નાશ કરવા માટે તથા તેના દંભ ખુલ્લા કરવા માટે રાજકિય પક્ષના પ્રતિનિધિની ત્યાં જરૂર છે. આ દ્રષ્ટિએ જ યુરોપના ધારાસભાના ઢોંગમાં નહીં માનનારાઓ પાર્લામેન્ટની ચુંટણીમાં ભાગ લે છે. એ દ્રષ્ટિએ જ જર્મન પાર્લામેન્ટમાં નાઝીઝ અને કોમ્યુનીસ્ટ ચુંટાવા માટે બહાર પડે છે. ત્યારે હિંદની વડી ધારાસભામાં પણ પ્રજામતનો અવાજ પહોંચાડવા માટે, પ્રજાપક્ષનું દ્રષ્ટિબિંદુ રજુ કરવા માટે તેમ જ શકય હોય ત્યાં સુધી સરકારતંત્રને બંધારણીય રીતે મુશ્કેલીમાં મુકવા માટે ધારાસભાના બહિષ્કારના કાર્યક્રમને અળગો કરવાની જરૂર છે. આ કાર્યક્રમથી લાભ એક પણ નથી. અર્થ કંઇ સરતો નથી. માત્ર આપણે પ્રચાર અને સમુહના રાજકિય શિક્ષણની તક ખોઇએ છીએ. મહાસભાના કાર્યકર્તાઓએ જાણી જોઇને સરકારતંત્રના આ રાજકિય તંત્રથી અળગા રહેવામાં હિંદની રાજકિય પ્રગતિના માર્ગમાં પથરાઓ વેર્યા છે.

પણ મહાત્મજીની તો આ યુદ્ધકળા છે. તેઓ રાજકિય પ્રવૃત્તિ કે પ્રગતિ કરતાં સમુહના કલ્પનાપ્રદેશમાં કયો માર્ગ વધુ આકર્ષક લાગશે તેનો જ વિચાર કરે છે. મહાત્માજી રાજકિય પ્રગતિને બદલે જનસમૂહના જોરદાર દેખાવો રજુ કરે છે. સક્રિય સાધનાને અળગી કરીને અનુયાયીઓનાં સંખ્યાબળ ઉપર જ એક લક્ષ આપીને અસહકારની હાકલ વાતાવરણમાં વીંઝે છે.

આ અસહકારથી ધારાસભાના આ રાજકિય સ્વરૂપ વિશે જનસમુહમાં ઠીક પ્રચાર થાય છે પણ તેથી કંઇ રાજકિય જાગૃતિ જન્મતી નથી. સરકારતંત્રે સ્થાપેલા પ્રજાપ્રતિનિધિ સભાના સ્વાંગ લોક સમક્ષ કંઇક ખુલ્લા પડે છે પણ તેનું પરિણામ રાજકિય સંગઠનમાં પરિણમતું નથી; અને રાજકિય સંગઠન વગર, જોરદાર રાજકિય પક્ષ વગર સરકારતંત્રને ખુલ્લું પાડવું એ કંઇ સહેલી વસ્તુ છે?

અલબત્ત આ માર્ગે સમુહમાં ક્ષણજીવી ઉત્સાહ આણી શકાય છે પણ આ ઉત્સાહના વહેણને કાયમ બનાવવાનો આ માર્ગ નથી. આ માર્ગના અનુકરણથી તો રાજકિય જાગૃતિનો વેગ સ્તંભી જાય છે. ત્યાં જ સ્થિર થઇ જાય છે આગળ વધતો અટકી જાય છે.



હરબીનમાં જાપાની લશ્કર દાખલ થાય છે—

# મંચુરીયા

:લેખક:

ઉત્તર મંચુરીયા ! શાંઘાઇમાં તોપ અને બંદુકના બળે સ્વામિત્વ સ્થાપ્યા પછી, તેમજ બહિષ્કારજંગની ચળવળને અસરકારક રીતે અંકુશમાં આણ્યા પછી, લગભગ ૩૦૦૦૦ જેટલા જાપાની સૈનિકો મંચુરીયામાં 'લુંટારૂઓ' સામે આક્રમણ કરવાના ઓથા નીચે ઉત્તર મંચુરીયા તરફ પ્રયાણ કરી ગયા છે. ચીનના રાષ્ટ્રવાદી સૈન્યને શાંઘાઇમાં શિકસ્ત આપીને જાપાને પોતાની આંખ મંચુરીયા ઉપર પાછી સ્થિર કરી છે. સમગ્ર મંચુરીયાને જાપાની સામ્રાજ્યવાદની લોખંડી એડી નીચે લાવવાના અધુરા રહેલા કાર્યને સમાપ્ત કરવાને જાપાની શહેનશાહતના સૈનીકો મંચુરીયામાં કુચ-કદમ કરી રહ્યા છે. અને એક પછી એક શહેરો ઉપર મંચુરીયાના નામધારી પ્રજાસત્તાકનો વાવટો ઉડતો કરીને જાપાની સામ્રાજ્યવાદ કેટલાય વર્ષોથી સેવેલા સ્વપ્નને મુર્તિમંત થતું જોઇ શકે છે.

એક બાજુ આમ જાપાનીસ સામ્રાજ્યવાદ પોતાના આદર્શોની સિદ્ધિ માટે સપાટાબંધ પગલાં ભરી રહ્યો છે, ત્યારે મંચુરીયામાં સામ્રાજ્યવાદી આક્રમણો સામે પ્રજાઆંદોલનો ઉપડ્યાં છે. આઝાદપ્રેમી બહાદુર વતનીઓએ આ પાંચ માસમાં



—અમેરિકામાં જાપાનનો બહિષ્કાર કરવા માટે દેખાવો થાય છે.

# -નો મામલો

'સર્ચલાઇટ'

સત્તાવાર રીતે એ વખત 'બળવો' કર્યો છે. પણ આ બળવાને અસરકારક રીતે ઉખેડી નાંખીને, જાપાની સામ્રાજ્યવાદે મંચુપ્રજા ઉપર આપણી આંખ સામે નામનું સરકારતંત્ર સ્થાપ્યું છે. અને હવે તે જગતને જાહેર કરે છે કે 'મંચુરીયામાં તો પ્રજાસત્તાક તંત્ર સ્થપાયું છે!'

પ્રજાના આત્મનિર્ણયના હક્કને મનસ્વીપણે કચરી નાંખીને, માત્ર શસ્ત્રબળથી સ્વામિત્વ સ્થાપ્યા પછી પ્રજાતંત્રની આભાસી ઇંદ્રજાલ ઉભી કરવી એ વસ્તુ આજે સારાયે જગતની ક્રુર મશ્કરી સમાન નથી દીસતી? ઇતિહાસનો સામાન્ય અભ્યાસી પણ આ સત્ય સ્વિકારશે કે મંચુરીયામાં પ્રજાસત્તાકની સ્થાપનાની ઘટના એ પ્રજાસ્વાતંત્ર્યના પવિત્ર સિદ્ધાંતનું સીધું ઉલ્લંઘન જ છે.

પણ ઉત્તર મંચુરીયા તો સળગતો તણખો છે અહીં રશીયાની અસર છે. અહીં ચીનની ઇસ્ટર્ન રેલ્વે છે આ રેલ્વે પર ચીન અને રશીયાની સંયુક્ત માલિકિ છે. લગભગ અર્ધ વહીવટ રશીયન સરકારના હાથમાં છે. આ પ્રદેશમાં સરકારતંત્રનાં દ્દીન સંકળાયેલાં છે. વિશાળ પ્રાંત સાયબીરીયાનું આખું ઉત્પન્ન આ રેલ્વે દ્વારા જળમાર્ગને જુએ છે તેમજ રશીયાની સીમા ઉત્તર મંચુરીયાને સ્પર્શે

છે. અને તેથી જ ઉત્તર મંચુરીયામાં જાપાની આક્રમણ ઉપર રશીયા બહુ જ ઉંડી તપાસ રાખી રહ્યું છે. જે કોઇ વર્તમાન ઘટનાઓ ઉપર નજર નાંખે છે તે તો જોઇ શકે છે કે ઉત્તર મંચુરીયા તરફ આગળ વધવામાં, તેમજ ચીનની ઇસ્ટર્ન રેલ્વે ઉપર પરોક્ષ અધિકાર મેળવવામાં જાપાની સામ્રાજ્યવાદ સોવીયેટ રશીયા સાથે અથડામણમાં ઉતરવાના પ્રસંગો શોધી રહ્યો છે. સંભવ છે કે સોવીયેટ રશીયા પોતાની વૃત્તિઓ ઉપર અંકુશ રાખીને જાપાની સામ્રાજ્યવાદને યુદ્ધની તક નહીં આપે. પણ જો જાપાની સામ્રાજ્યવાદીઓની આ આક્રમણની નીતિ ઉપર અંકુશ નહી મુકાય તો ભયાનક અને ભીષણ વિશ્વવ્યાપી યુદ્ધ ઉભું થવાનો સંભવ ખરેખર નજીક છે-અતી કરૂણાજનક રીતે નજીક છે.

## [૨]

**જાપાનીઓ** તેમના વાવટાને અન્ય દેશો ઉપર ઉડતો કરવાની એક સળંગ યોજનાના એક વિભાગ તરીકે પોતાની લશ્કરી પ્રવૃત્તિઓ આગળ વધારી રહ્યા છે. છેલ્લાં પાંચ માસમાં બનેલી ઘટનાઓ ઉપર નજર ફેંકશો તો જણાશે કે પહેલેથી નક્કી કરી રાખેલી યોજના પ્રમાણે જ જાપાની લશ્કર મંચુરીયામાં આગ વર્ષાવી રહ્યું છે. આ ભયંકર યોજના ૧૯૨૭ ના વર્ષમાં ઘડાઇ હતી. જાપાની પરદેશખાતાની ઓફીસમાં તે જન્મી હતી. તેનો નિર્માતા હતો બેરન ટનાકા. લગભગ ૬ વર્ષ પહેલાં પરદેશખાતાંના પ્રધાન તરીકે પંકાયેલા આ પ્રખર સામ્રાજ્યવાદીએ જાપાની શહેનશાહને એક ગુપ્ત નિવેદન આપ્યું હતું આ નિવેદન સોવીયેટ સરકારે પ્રસિદ્ધ કર્યું છે અને અત્યાર સુધીમાં તેનો ઇન્કાર કરવામાં નથી આવ્યો તે આપમેળે સિદ્ધ કરે છે કે તે સત્તાવાર છે. આ યોજનામાં—

> મંચુરીયા ઉપર આક્રમણ કરી, આ રસકસથી ઉભરાતી ભુમી ઉપર જાપાનીઓનું સ્વામિત્વ સ્થાપ્યા પછી સોવીયેટ સરકાર સામે અથડામણના ભોગે પણ મોંગોલીયા ઉપર જાપાની સામ્રાજ્યવાદનો વાવટો ફરકાવવાની રૂપરેખાઓ દોરવામાં આવી હતી.
>
> આમ ઉત્તર ચીનમાં જાપાની સત્તાની સ્થાપના કર્યા પછી ચીનના સમગ્ર પ્રદેશ ઉપર સામ્રાજ્યવાદનો વાવટો ફરકાવવાની યોજના પણ સાથે સાથે જ રજુ કરી છે.
>
> સાઇબીરીયા, ચીન, મોંગોલિયા, મંચુરીયા ઉપર જાપાની અધિકાર જમાવીને જગત જીતવાના મહત્વાકાંક્ષી કોડ બેરન ટનાકાએ આ ગુપ્ત નિવેદનમાં વર્ણવ્યા છે.

આ નિવેદન ઉપર એક ઉડતું અવલોકન કરીશે તો પણ ખાત્રી થશે કે જાપાની સામ્રાજ્યવાદના મનોરથો સોવીયેટ સાથે સંગ્રામમાં ઉતરવાના છે. ખાત્રીદાયક સાબીતી ઉપરાંત છેલ્લા પાંચ માસમાં એવા કેટલાય બનાવો બન્યા છે કે જે જાપાનના આશયો ઉપર સારું અજવાળું પાડે છે. આ બનાવોમાંથી કેટલાક અગત્યના બનાવોની જ નોંધ અત્રે લઇ શકાય તેમ છે.

(૧) ચીનની ઇસ્ટર્ન રેલ્વે [જેના ઉપર રશીયનોની સંયુક્ત માલિકિ છે] તે રેલ્વે ઉપર જાપાનીઓએ આક્રમણ કર્યું છે. રેલ્વેના રક્ષણના ઓથાં નીચે હરબીનથી લાડીવોસ્ટોક સુધી જાપાનીઓએ પોતાનું લશ્કર ખડક્યું છે. આ રેલ્વે સાથે જાપાનને કંઇજ લાગતું વળગતું ન હોવા છતાં તેના વહીવટમાં જાપાનીઓએ હાથ નાંખીને રશીયાના હક્કની ચોખ્ખી અવગણના જ કરી છે.

(૨) તેમજ મંચુરીયામાં વસતા સોવીયેટ વિરોધી શ્વેત રશીયનોની સહાય લઇને સોવીયેટની સીમા ઉપર તેઓ ચળવળ કરી રહ્યા છે. હમણાંજ એક લશ્કરી ટ્રેનને ઉરાડી મુકવા માટે જાપાનીઓએ સોવીયેટ રશીયાને જવાબદાર ગણ્યું છે. ત્યારે આ કાવતરૂં શ્વેત રશીયનોએ કર્યું હતું એમ સાબીત થયું છે.

(૩) તેમજ મંચુરીયા અને કોરીયામાં 'લુંટારૂઓના ત્રાસને ઓછા કરવાના ઓથા નીચે' જાપાને મંચુરીયામાં લગભગ ૩૦૦૦૦ નું વિશાળ સૈન્ય મોકલ્યું છે. તેમજ કોરીયામાં જાપાનના લશ્કરની ભરતી થઇ રહી છે.

(૪) હરબીન જે સોવીયેટ વર્તુલનું શહેર મનાય છે તેના ઉપર જાપાનીઓએ આક્રમણ કરીને અધિકાર મેળવ્યો છે.

(૫) સોવીયેટ સીમા ઉપર વિમાનો મોકલવામાં આવે છે. આવા એક વિમાનાન તો સોવીયેટના વિમાનોએ ભાંગીને ભુક્કા કરી નાંખ્યા હતાં.

તેમજ મંચુરીયાની સીમામાં જાપાની સૈન્યની વધતી સંખ્યા અને લશ્કરી કવાયતો એક જ અર્થસુચક આગાહી આપે છે કે સોવીયેટ રશીયાના પ્રજાસત્તાક તંત્ર સાથે તલ્વાર ખેલવાની તમન્ના જાપાનમાં જાગી છે. અને કેમ ન હોય? વિશાળ સાયબીરીયા અને ઉત્તર મંચુરીયામાં અણખેડાયલાં–અણવિકસાયેલાં ખનીજ દ્રવ્યો એટલાં તો બેસુમાર છે કે માત્ર પાંચ વર્ષના કાળમાં જાપાન જગતની મહાસત્તા બની શકે. તેઓનું તે સ્વપ્ન છે. મંચુરીયા અને મોંગોલીયા અને શક્ય બને તો સાયબીરીયાની ઔદ્યોગિક ખીલવણી કરીને જાપાની સંપત્તિના રોકાણ માટે સાનુકુળ ભુમીકા ઉત્પન્ન કરી, જગતના ચોકમાં જાપાનના સામ્રાજ્યવાદનો વિજયડંકો વગાડવો એ તેમનો આદર્શ છે. તેથી જ જાપાનની લોલુપતાભરી નજર શીતળ સાયબીરીયા તરફ દોટ કહાડે છે, પણ તેમના આદર્શને મુર્તિમંત કરવા માટે મંચુપ્રજાની સ્વાધીનતા પર ભલે છીણી ફરે, પણ સામ્રાજ્યવાદને તેની શી પડી છે? જાપાનને સોવીયેટ તરફ આક્રમણ કરવાની પ્રેરણાનું એક બીજું મુળ ચીનની જનતા ઉપર સામ્યવાદી તત્વજ્ઞાનની લાગવગ અને અસરના વધવામાં રહેલું છે. સાંપ્રત ઇતિહાસ શિખવે છે કે દક્ષિણ અને મધ્યચીનમાં સોવીયેટ સરકારતંત્રની સીધી અને પરોક્ષ અસર બહુ ઉંડી ઉતરતી જાય છે. 'કરન્ટહીસ્ટરી' નામના અગ્રણી અખબાર પ્રમાણે તો મધ્યચીનમાં સોવીયેટ સરકારતંત્રો સ્થપાઇ ચુક્યાં છે. આવા સરકારતંત્રો જો આગળ વધે તો ચીનમાંથી પણ જાપાનને ઉચાળા ભરવા પડે એ ચોક્કસ છે.

આમ ચીનમાં અસ્તિત્વ ધરાવતાં જાપાની હીતના સંરક્ષણ કરવા માટે પણ સોવીયેટ રશીયા સામે લશ્કરી પ્રસ્થાન કરવાનું જાપાનને જરૂરી ભાસે છે. જાપાની સામ્રાજ્યે રોકેલી સંપત્તિને સંરક્ષવાનો આ શિવાય અન્ય માર્ગ જાપાનને સુઝી

શકે તેમ જ નથી. તેમ જ જાપાન સારી રીતે સમજે છે કે અ ત્યારે ચીનમાં આર્થિક શોષણ ચલાવી રહેલા પ્રત્યેક સામ્રાજ્યવાદી-ઓને સોવીયેટ રશીયા આંખની કણી માફક ખુંચે છે. અને તેથી જાપાન કદાચ સોવીયેટ રશીયા સામે જંગ માંડે તો પ્રત્યેક સામ્રાજ્યવાદી લશ્કરો જાપાનની કુમકે આવે એ તો સુર્ય જેટલું સ્પષ્ટ છે.

આ તકનો લાભ લઇને મંચુરીયામાં જાપાની અસરને મજબુત બનાવવા માટે તે સોવીયેટ સામે જંગ આરંભે તો કોઇ નવાઇ નહીં પામે. પાશવબળના મુકાબલે સાર્વભૌમત્વનાં માપ કઢાવવાની મહાત્વાકાંક્ષા જાપાનના સામ્રાજ્યવાદમાં કંઇ આજ જન્મી નથી. બેરન ટનાકાનું ગુપ્ત નિવેદન આ આખીયે યોજના ઉપર પુરતો પ્રકાશ પાડે છે.



સોવીયેટ યુનીયન સામે સંગ્રામ કરવા સામ્રાજ્યવાદીઓ પ્રપંચ કરી રહ્યા છે એમ વકતા કહી રહ્યો છે. એની પછવાડેનું પોસ્ટર જુવો. તેમાં લખ્યું છે કે **'સોવીયેટ યુનીયન પરથી હાથ ઉઠાવી લો.'**

ત્યારે જાપાન કઇ તરફ જઇ રહ્યું છે? ટોકીયોમાં કામદારવર્ગના સંગ્રામ વિરોધી દેખાવોને કચરી નાંખીને, શાંઘાઇમાં બેયોનેટની અણીએ સંધી સ્વિકારાવીને આજે જાપાન સોવીયેટ રશીયાને સંગ્રામમાં મુકાબલો કરવાની હાકલ કરી રહ્યું છે. પણ સોવીયેટ સંગ્રામ કરશે ખરૂં?

[3]

મુડીવાદી જગત મંચુરીયામાં ચાલી રહેલા લશ્કરી આક્રમણને અટકાવવાની પ્રજાસંઘની નિષ્ફળતાને નિર્બળતા તરીકે વર્ણવી, ચાલી રહેલા માનવસંહારની સઘળી જવાબદારી આ સંસ્થા ઉપર ઢોળી પાડવાનો દેખાવ કરે છે. એ. જી. ગાર્ડીનરથી માંડીને આલ્બર્ટ શો જેવા રાજકારણના અભ્યાસીઓ પ્રજાસંઘની દીસતી નિર્માલ્યતા માટે આકરાં વિશેષણો વાપરીને આત્મસંતોષ માને છે. 'જાપાન સંધીઓનો ભંગ કરી રહ્યું છે...' કેલોગ કરારના કટકા થઇ રહ્યા છે......નવ સત્તાની સંધીની અવગણના થઇ રહી છે એવી ચીસો પ્રત્યેક સામ્રાજ્યવાદી લેખકની કલમમાંથી સંભળાય છે. અમેરિકાના મુડીવાદી પત્રકારો તો જાપાનના આક્રમણ સામે કકરાણ મચાવી રહ્યા છે, અને એ જ ક્ષણે બીજી બાજુથી તેજ અમેરિકાના સંપત્તિવાનો જાપાન અને ચીનને સંગ્રામ સારૂ દારૂગોળો વેચી રહ્યા છે.

ત્યારે પ્રજાસંઘ ખરેખર નિર્માલ્ય છે? ખરેખર તાકાતશુન્ય છે? પણ તેમ માનવાને એક પણ પ્રમાણ નથી. મંચુરીયાને અંગે બહાર પડેલા રાજકિય દસ્તાવેજો ઉપરથી જોઇ શકાય છે કે મંચુરીયાના આક્રમણ - માટે જાપાને મહારાજ્યોની સંમતી અગાઉથી મેળવેલી હતી. પ્રજાસંઘમાં પણ બ્રીટન અને જાપાન



સોવીયેટ યુનીયન સામે સંગ્રામ નહીં કરવાની સાફ ચેતવણી આપતાં સરઘસો. [પહેલી મેને દીવસે આ ફોટો લેવાયો હતો.]

અરસપરસ મિત્રોની માફક વર્ત્યા છે. જ્યારે ફ્રાંસ અને જાપાન વચ્ચે એક ગુપ્ત સંધી છે, એમ ખુલ્લું કહેવાય છે. આ ગુપ્ત સંધીને અંગે ફ્રાંસે જાપાનને કોરો ચેક લખી આપ્યો છે ત્યારે બ્રીટન માત્ર દાંભિક વિરોધની યાદીઓ પાઠવી જગતને છેતરવાનો યત્ન કરે છે. એક રીતે આલેખીયે તો યુરોપીય સરકારોની સીધી સંમતીથીજ જાપાન ચીનમાં આગળ આક્રમણ કરી રહ્યું છે. જો આ મહારાજ્યો ખરેખર યુદ્ધ અટકાવવા ઇચ્છતા હોત, જો તેઓ ખરેખર સંધીઓને અભંગ જાળવવા ઇચ્છતા હોત તો ફ્રાંસ, અમેરિકા, અને ઇગ્લેંડના એકત્ર બળ સામે કે એકત્ર માંગણીથી વિરૂદ્ધ વર્તન જાપાન કદી કરી શકત જ નહીં. પણ આપણે શું જોઇ રહ્યા છીયે? જાપાની આક્રમણનો વિરોધ કરવાને લીધે બ્રીટીશ અને ફ્રેંચ વર્તમાનપત્રોના અગ્રણીઓ તો જાપાનની નીતિને વ્યાજબી ઠરાવવા યત્ન કરે છે. 'ચીનમાં તો સરકારતંત્ર જેવું કંઇ છે જ નહીં'...ચીનમાં તો લુંટારૂઓનું સામ્રાજ્ય ચાલે છે...' આવા આવા આક્ષેપો કરીને જાપાનીસ આક્રમણને જરૂરી મનાવવા માટે સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોએ અનેકવાર યત્નો નથી કર્યા? લંડનના 'ટાઇમ્સે' અને પેરીસના 'લ ટેમ્પસ' નામના અગ્રણી પત્રોએ જાપાનની નીતિને જાહેર રીતે ટેકો આપ્યો છે. આ સર્વનો સરવાળો મુકીયે અને અનુમાન તારવવા યત્ન કરીયે તો જણાશે કે જાપાનની નીતિ તરફ યુરો

પનાં મહારાજ્યોની સીધી સંમતી છે. યુરોપના મહારાજ્યોને આ વસ્તુ તરફ જરાયે અણગમો નથી. માત્ર પેટમાં દુઃખતું હતું એક અમેરિકાને. કારણ કે અમેરિકાના વેપારને જાપાની આક્રમણથી ખુબ નુકસાન આવતું હતું, અને હજુ વધુ આવવા સંભવ છે.

આમ પ્રજાસંઘ નિર્માલ્ય છે એવો પ્રચાર જનતાની આંખમાં ધૂળ નાંખવા માટેજ યોજાયો છે. **પ્રજાસંઘ નિર્માલ્ય નથી–નિર્બળ નથી.** પ્રજાસંઘ તો સામ્રાજ્યવાદીઓને એકત્ર કરનારી સંસ્થા છે. **માત્ર આજે તો જગતની મહેનતુ માનવતાને છેતરવા માટે જ તેણે નિર્માલ્યતાનો બુરખો ઓઢયો છે.**

[૪]

"અમને બીજાના દેશની કશી જરૂરત નથી પણ અમો અમારી મુલ્કની જમીનનો એક ઇંચ સરખો પણ આપવા માંગતા નથી–આ શબ્દોમાં સોવીયેટ સરકારના અગ્રણી અખબાર 'ઇવેસ્ટીયા'એ જાપાનના આગળ વધતાં આક્રમણ સામે સાવચેતીનો શબ્દ સંભળાવ્યો છે.

સ્ટેલીને પણ એવા જ શબ્દોમાં જાપાનને સંભળાવી દીધું છે કે સોવીયેટ ભુમી ઉપર જે ક્ષણે જાપાની સૈનિક પગ મુકશે તે ક્ષણે જગતવ્યાપી સંગ્રામ શરૂ થશે. સોવીયેટના પરદેશખાતાના પ્રધાન લીટવીનોફે પણ આજ સુરમાં જાપાનની મલીન મહત્વાકાંક્ષાઓ સામે ગંભીર ચેતવણીના સુર ઉચ્ચાર્યા હતા. અને બીજા પરદેશમંત્રી કારખાને પણ જાપાની એલચીને સ્પષ્ટ સવાલો પુછીને આ આક્રમણના આશય સંબંધી ચોખવટ કરવાની વિનંતી કરી હતી. આ વિનંતીના પરિણામે જાપાને શાંતિની નીતિને શાબ્દિક વંદના આપીને હમેશની માફક ઉડાવનારા જવાબો આપ્યા છે.

જાપાનનો જવાબ વિશ્વાસજનક નહીં હોવાથી સોવીયેટની સીમા ઉપર લાલ લશ્કરને તૈયાર રાખવામાં આવ્યું છે. આ લશ્કરે સારી તાલીમ લીધેલી છે. જનરલ ગેલન તેનો સેનાપતિ છે. અને કદાચ સંગ્રામ જાગે તો જાપાની લશ્કરને વિપ્લવી લાલ લશ્કરનો સામનો કરવો પડશે. અને આ સામનો કંઇ સામાન્ય નહીં જ થાય.

એટલું જ નહીં પણ સોવીયેટ સાથે સંગ્રામ શરૂ થાય કે તરત જ સમગ્ર જગતમાં જરૂર એટલું તો પ્રચંડ આંદોલન થાય તેમ છે કે સામ્રાજ્યવાદીઓ તેથી ખુબ ડરે છે. પ્રત્યેક દેશમાં સોવીયેટ શાશનને વખાણનારાઓ, તેના આદર્શોને માનનારાઓ પડયા છે અને ગયા મે મહીનાની પહેલી તારીખે લંડનમાં, પેરીસમાં, બરલીનમાં, ન્યુયોર્કમાં અને મુંબાઇમાં પણ જાપાનીસ એલચીખાતા સામે થયેલા દેખાવો ઉપરથી જોઇ શકાય છે કે સોવીયેટના મિત્રો સમગ્ર પૃથ્વીના પ્રત્યેક વિભાગમાં છે.

આ પરિસ્થિતિમાં જાપાની સામ્રાજ્યવાદ સોવીયેટ સામે જંગમાં ઉતરશે ? કે ઉત્તર મંચુરીયા ઉપર સંપુર્ણ સ્વામિત્વથી સંતોષ માનશે? સમગ્ર સામ્રાજ્યવાદનું ભાવી અત્યારે જાપાનના નિર્ણય ઉપર અવલંબે છે. કારણ કે ભાવી યુદ્ધ સામ્રાજ્યવાદ સામે પ્રત્યેક દેશમાં આંતરવિગ્રહની ચીનગારી સમું થઇ પડે તેમ છે.

# રસ્તાનો રાજા

ટુંકી વાર્તા

: લેખક :

જીતુભાઇ પ્રં. મહેતા

'શોરી, આમ આવ' કપુરચંદ મીલ્સના સેક્રેટરીએ શીશકારો કરી, આંગળી ઉંચી કરી પોતાની ઓફીસ તરફ પગને વેતા મુક્યા! શોરી તેની પાછળ પાછળ ચાલવા માંડયો......ઓફીસ ચોકીદારોએ સેક્રેટરીને સલામ કરી......શોરીએ વડા ચોકીદાર તરફ આંખ મારી અને તે ઓફીસની અંદર દાખલ થયો.

સેક્રેટરીએ ઝુલા ખુરશી પર પોતાનું અંગ ઢાળવ્યું! ઘંટડી મારી તેણે પેલા ચોકીદાર પઠાણને બોલાવ્યો. "તુમ ઇધર ખડા રહો"—શોરીને કાંઇ ખબર જ પડી નહીં કે શા માટે તેને બોલાવવામાં આવ્યો છે.

સેક્રેટરીએ શરૂ કર્યું—"શોરી તને ફોરમેન બનાવ્યો તે આ માટે?? માલીકનું જ નખ્ખોદ વાળવા તૈયાર થયો છે? તને ખબર છે કે કામદારોને રોજી અમે આપીએ છીએ......તારૂં તુફાન........"

શોરી ટટ્ટાર બન્યો! એની આંખ સતેજ બની! ઠંડે કલેજે એણે જવાબ વાળ્યો—"સેક્રેટરીસાબ! તમે આ બોયલર નાખ્યું ત્યારથીજ કામદારોમાં અસંતોષ જાગ્યો છે. તમે ચૌદ ચૌદ કલાક કામ લો છો! કારખાનાના કાયદાઓને અભરાઇએ મુકી તમે ફાવે તેમ દમામ દાખવો છો... પછી મારી પર શીદ ગરમ થાવ છો! અને હું ભણેલો છું, કામદારસંઘનો સભ્ય બન્યો છું, કામદારો પાસે હું ચોપડીમાંથી વાંચી સંભળાવું છું એ બધું જો તમને આડે..."

"બસ કર! કાલથી તારે કારખાનામાં પગ મુકવાનો નથી!" પઠાણ સામું જોઇ સેક્રેટરીએ ઝબાન ફેંકી—"પઠાણ! શોરીકુ નીકાલ દીયા હય! દરવાજામેં ઉસકુ મત આને દો—"

શોરીની તબીયત ગઇ! છેલ્લાં સાત વર્ષથી એણે એકધારૂં કામ આપ્યું હતું! એની બ્હેન દેશમાં મરી ગઇ છતાં એણે રજા માગી નહોતી!

"બરતરફી?"???

"ઠીક ત્યારે સલામ" શોરીએ રજા લીધી! ત્યાં તો મીલના માલેક કપુરચંદ દેખા દીધા—શોરી એની પાસે ધસી ગયો.

"તમારા સેક્રેટરી મને નોકરીમાંથી કાઢી મુકે છે. મારી વર્ષોની નોકરી તમે નજરમાં લેવા માગતા નથી?"—કપુરચંદના મોં પર તિરસ્કાર ફુટ્યો!

"ચાલ હટ! કારખાનામાં તેં ઝેર રેડયું છે! બીચારા ભોળા મજુરોને વધુ રોજી માટે, હડતાળ માટે તેં ઉશ્કેર્યા છે! ચાલ્યો જા! અમારા જેવા શેઠ ના હોત તો તમને કોણ તમારો બાપ રોટી આપવાનો હતો?"........

શોરી બધું સાંભળી રહ્યો! આ શેઠ માટે પોતાના પાડેલ પરસેવા તરફ એને તિરસ્કાર આવ્યો.

"કપુરચંદશેઠ હવે તો મળીએ ત્યારે......" શોરી વાકય પુરૂં કરે તે પહેલાં તેને પહાણે બહાર હાંકી કાઢયો!......

શોરી મીલની બહાર નીકળ્યો. એની નઝર શેઠની ચમકતી રોલ્સ મોટર પર પડી! ત્યાંથી પસાર થઇ એ પાનની દુકાન પાસે આવ્યો પણ પાન માગવાનું એ ભુલી ગયો. આગળ ને આગળ એ ચાલતો ગયો...રસ્તા પરના દીવા અંધારાને હાંકી કાઢવાની લડત જગાવી રહ્યા હતા. કોઇ ઇસ્કી ગળામાંથી ગઝલ છટકાવી રહ્યો હતો. આખરે શોરી પોતાની ઓરડી પાસે આવી પહોંચ્યો. બેકાર તરીકે એ અંદર દાખલ થયો! તે રાતે એને ઉંઘજ આવી નહિં.

* * *

"કોણ છે એ?" અંધકારમાંથી સોંસરવો એ સવાલ બહાર આવ્યો!

"રસ્તાનો રાજા"—જવાબ મળ્યો... સર્પની માફક ટોર્ચનો લીંટો સળવળ્યો!

"આજનો દી' ખાલી ગયો. ધારી જગ્યાએ છાપો થઇ શકયો નહિ!" શાગીર્દનો નીરાશાવાદ કકળી ઉઠયો.

"ફીકર નહિં! પરાંના શેઠ આજે બેટી ગયા. પછી એમને એમ જવા દેવાય ખરા! દાદરા ઉપર જ મેં એ સજ્જનને દાબ્બી દીધા અને તરત જ તેમના રેશમી ઝાકીટમાંથી આ પર્સ નીકળી આવી"... રસ્તાના રાજાએ પર્સ ખોલી અને નોટોના ચોડા દેખાયા!...એક નોટ બોલી ઉઠી— "મુન્નીબાઇ, મારો સ્પર્શ ઇચ્છે છે? તો એક ઘાયલ ચીજ સંભળાવ!"

બીજો લીલો કકડો બોલી ઉઠયો.

"એલા લાંચીઆઓ! મારી દોસ્તી સાધવી છે? તો પેલા કામદાર આગેવાનોને ખત્મ કરો......"

ત્રીજી નોટે સળવળાટ કરી કંઠ કાઢયો— "કામદારો! તમે ભલે અમારૂં સર્જન કરતા હો પણ અમને તો શેઠના સુંવાળા ગજવામાં પોઢવું ગમે છે......".

રાતના રાજાએ નોટોને મચરડી ગજવામાં ખોસી દીધી—અને એક ઝીણી સીટી બજાવી—એટલે રસ્તો જીવતો થયો—ટોળી આવી પહોંચી—અને બધા જમવા બેઠા! શહેરના એક ઉજડ રસ્તામાં આ ખાણું ઉડી રહ્યું! ત્યાં પોલીસની સીટીનો અવાજ આવ્યો એટલે ચીલઝડપથી બધા છુટા પડી ગયા. રાતના રાજાની શાન્તિ એની એ હતી. એની ભમર જરા ફરકી! સીફતથી એ ગલ્લીમાં સરી ગયો......

* * *

આંહી ચંદ્રને ઝીલનારી ચકોરી નહોતી. રેશમી વાદળામાંથી અજવાળાં ભાગતાં હતાં......ચાંદની આ રસ્તા પર નીતરાતાં મલીન બની જતી હતી, ચીબરીના સુર સુદૃઢ રજનીને બીહામણી ઝાલક મારી રહ્યા હતા. દૂર દૂર ચંદ્ર સામુ મુખ રાખી કુતરૂં લાંબુ રૂદન કરી રહ્યું હતું. રસ્તો સુમસામ હતો. એને આંગણે શહેર મલકી રહ્યું હતું—પણ એ તો ઉજ્જડ રહેતો! જ્યારે રસ્તાનો રાજા એના પર

પગ મુકતો ત્યારે જ એ રસ્તો શ્વાસ લેતો ! એના પથ્થરો પર ત્યારેજ ખોરાકનાં વધેલા ટુકડા છંટકાતા ! કોઇકવાર શરાબનાં ટીપાં પણ એને ચાખવાનાં મળતાં ! એની છાતી પર એક ખંડીએર પણ થનગની રહેતું ! પવન જ્યારે ખંડીએરના ખપાટીઆં પર પછડાતો ત્યારે રસ્તો રણકો કાઢતો......

રસ્તાનો રાજા એના રસાલા સહિત આંહી આવી પહોંચ્યો ! આજે પ્રમાણમાં તેઓ આંહી વ્હેલા આવ્યા હતા...... આજે કોઇક નવી ગલ્લીને અજમાવી જોવાની યોજના ચર્ચાતી હતી. ટોળી કુંડાળું વળી બેઠી હતી અને વચ્ચમાં પેલો રાજા જામ્યો હતો. બધાનાં માથાં લગભગ ભટકાય તે રીતે-પાસે આવી તેઓ ગુફતેગો કરતા હતા—અન્તે ટોળી ટટ્ટાર થઇ અને રાજા પાછળ બધા ચાલી નીકળ્યા.........તે વખતે પણ પેલું કુતરૂં હૈયાફાટ રૂદન ઠાલી રહ્યું હતું ! ચીબરી પણ ગળાને આરામ આપતી નહોતી !...

ટોળી આગળ ને આગળ કુચ કરવા લાગી .....અને ધીરે ધીરે બધા વીખરાવા લાગ્યા......રસ્તાના રાજાએ પેલી ધારેલ ગલ્લીમાં થાણું નાખ્યું !......

દૂર મોટરનું ટાયર ફાટી પડયું હોય તેવો ધડાકો થયો. રાજા એક બાજુ લપાઇ ગયો. ગલ્લીને એ અવાજે અડકી રહ્યા હતા.

"હવે ક્યાં દૂર છે ? આપણે ચાલીનેજ ઘેર પહોંચી જઇએ ! મોટરના 'પંકચર'ને ઠીક થતાં વાર લાગશે-" કપુરચંદ શેઠ બોલી ઉઠયા ! તેમના સેક્રેટરીએ એ વાત કબુલ રાખી ! તેઓ ગલ્લીને કાપવા લાગ્યા......ત્યાં તો કપુરચંદ શેઠના સ્વચ્છ કોલર પર એ જલ્લાદ હાથે પકડ લીધી !

સેક્રેટરીની જીભ તાળવે ચોંટી ગઇ.

"કોણ શોરી ?......"

"નારે ! રસ્તાનો રાજા"......સાફ જવાબ મળ્યો ! સેક્રેટરીને પણ શોરીએ સંકજામાં લીધો ! "આપની મુલાકાત ધારી નહોતી !......ચાલો ગજવાં ખાલી કરી દો !"

કપુરચંદ ખંચાયા પણ તેનું ગળું એટલું ભીંસાયું કે તરતજ હાથ ગજવામાં ગયો !

"તમે તો મારા જ ધંધાદારી છો અને ડરો છો શા માટે ?" શોરીએ નોટોના ચોડાને ખીસ્સામાં પધરાવ્યા.

"સેક્રેટરી સાહેબ ! આજે પકાણુ વિના કેમ બહાર નીકળ્યા ? તમારાં હીરાના બટન જરા આપી દેજો ને !"......રસ્તાના રાજાનો પડયો બોલ ઉપાડવો પડ્યો !... શેઠ અને શોરી મળ્યા...બન્ને ઉઠાવગીર ! બન્નેનો એક જ ધંધો ! ફક્ત પ્રકારમાં ફરક !......

રસ્તાના રાજાના હાથમાં હીરા ઝબકી રહ્યા—"ઠીક ત્યારે ! સલામ" એટલું શોરી બોલતો હતો ત્યાં પોલીસની ટુકડીએ દેખા દીધા ! કપુરચંદના મોટર ડ્રાઇવરે દૂરથી મામલો જોઇ નજદીકના પોલીસને માહીતી આપી દીધી હતી !......શોરીનો મીજાજ એવો ને એવો જ ઠંડો હતો. એની ભમર જરા ખેંચાણી-સીફતથી એ સટકી જતો હતો પણ પોલીસની એક ગોળીએ એને વીંધ્યો...રસ્તાના રાજાના શાગીર્દો આવી પહોંચ્યા અને ધમાલ પછી તેઓએ રાજાના દેહને ઉંચકી ચાલતી પકડી !......પોલીસને થાપ આપી શાગીર્દોએ ઘાયલ રાજાને એના રહેઠાણ પર આણ્યો-પેલા રસ્તા પર ! સાડાપાંચ ફુટના પત્થરના પલંગ પર એને સુવાડયો ! શોરીએ આંખ ઉઘાડી ! એની શાન્તિ અજબ હતી. એની ભમર જરા ચડેલી હતી.

એક શબ્દ પણ બોલ્યા વિના એ મૃત્યુ પામ્યો ! ચંદ્રમા ફરી વાદળ પાછળ છુપાયો ! રસ્તા પર પ્રકાશના ગલ પડવા માંડયા......કુતરૂં ફરી રોવા માંડયું !

સારોયે રસ્તો સુમસામ બની ગયો.

# ...................સમાજવાદનું

સમાજવાદ એ શું વસ્તુ છે, તેના સિદ્ધાંતો કેવા છે અને કયા છે તે વિશે અભ્યાસપુર્ણ ચર્ચા લેખક નીચેના લેખાંકમાં કરે છે.

લેખાંક :

**સમાજના** વર્ગીકરણને અનુસરીને જ મીલ્કતદારીના સંબંધો અને રાજતંત્રનાં સ્વરૂપો નભી રહે છે. જે સમયે જે પધ્ધતિ કે વ્યવસ્થાથી સંપતિનું સર્જન થાય છે એ વ્યવસ્થા જ રાજસત્તાના પ્રધાનપદે બેસે છે. પ્રત્યેક યુગમાં એ યુગને અનુરૂપ સામાજીક ચળવળો જાગે છે. આ પ્રવૃત્તિઓમાં દરેક વર્ગની બીજા ઉપર પ્રભુત્વ મેળવવાની અને પોતાને બંધબેસતી રચના સ્થાપવાની નેમ હોય છે. એ પ્રવૃત્તિઓ વર્ગીય હિતની અથડામણી અને ગુંએશની પ્રતિનિધિ બની રહે છે. એમાંથી ઉત્પાદનપધ્ધતિમાં પરિવર્તન પોષાય છે, વારંવાર નવા ફેરફારો જન્મ પામે છે, અને પ્રત્યેક પરિવર્તનની જોડે અભીનવ વર્ગવિરોધો ઉભા થાય છે. જેમ જેમ એક વર્ગને ઉથલાવી અન્ય વર્ગ સત્તાનાં આસન સર કરતો જાય છે તેમ તેમ એ સત્તાશીલ બનતા વર્ગના આદર્શ, આચરણ અને પ્રણાલીકા પ્રમાણે રાજકિય અને આર્થિક...સંસ્થાઓનું રૂપાન્તર થાય છે. આવા વર્ગવિગ્રહની ભીતરમાંથી જ આધુનીક મુડીવાદી સમાજરચના ઉત્થાન પામી છે. પ્રાથમીક વ્યકિતવાદી કુટુંબલક્ષી માનવમાંથી વર્ગીકરણની વિધિએ ટોળીઓની વ્યવસ્થા કરી, ટોળીરૂપ સમાજનું વ્યવસ્થિત વર્ગીકરણ જમીનદારી ને રાજશાહી પદ્ધતિમાં થયું, એ પધ્ધતિને ઉથલાવી મુડીવાદી સમાજરચના અસ્તિત્વમાં આવી, અને તેનું સ્થાન રશીઆમાં હવે સંક્રાન્તી કાળમાંથી પસાર થતા શ્રમજીવીસત્તાક સમાજ દે ઝડપ્યું છે. આમ વર્ગવિગ્રહના અવિરત વ્યાપારમાં સામાજીક પરિવર્તનો થયા જ કરે છે, અને એ સતત વીધિમાંથી એક સમય એવો આવશે કે જ્યારે આખા જગતમાં માનવોને સમાનજીવનની સામુદાયીક સગવડો અર્પતો સમાજવાદ ચિરંજીવ બની રહેશે.

લેખક : છેલશંકર દ. વ્યાસ

# તત્વજ્ઞાન..........................

સાંપ્રત સમાજરચનામાં ચાલી રહેલું મહેનતુ માનવતાના શોષણ તરફ આંગળી ચીંધી લેખક મુડીવાદી પદ્ધતિથી ઉપજતા અનર્થો વર્ણવે છે.

: બીજો

મુડીવાદી સમાજવ્યવસ્થામાં વર્ગવિરોધનું મુખ્ય સ્વરૂપ પગારદાર મજુરો અને એમને ખાનગી નફા માટે ભાડે રાખનાર પુંજીદારો વચ્ચેનો વિગ્રહ છે. જેમની પાસે પોતાની શ્રમશકિતનો ઉપયોગ-કરવા માટે સાધન, સામગ્રી અને ક્ષેત્ર નથી એમણે મજુરીના બજારમાં એ શકિતનું વેચાણ કરવું જ રહ્યું. જેઓની કને ક્રય, વિક્રય ને વિનીમય તેમજ ઉત્પાદનનાં સાધનો પર અંકુશ અગર સત્તા છે તેઓ શ્રમજીવીઓની મહેનતશકિતને ખરીદી લઇ એ કામદારોના પગાર ઉપરાંત જેટલી કીંમત ઉત્પન્ન માલની ઉપજે છે તેટલો નફો ખીસ્સામાં જ મુકે છે. મુડીદારો મજુરોને પગાર આપવામાં, કાચો માલ ખરીદવામાં, યંત્રો સ્થાપવામાં, કારખાનાં ખડાં કરવામાં અને તેમાં તૈયાર માલ બનાવવામાં જે કાંઇ દામ ખરચે તેથી વિશેષ મુલ્ય તેઓ બજારમાં એ માલના વિક્રયમાંથી ઉપજાવે છે. આ બે વસ્તુસ્થિતિઓની વચ્ચે જે તફાવત રહે તેને સમાજવાદી પરિભાષામાં અવશેષ મુલ્ય (Surplus Value) કહે છે. વસ્તુતઃ આ અવશેષ મુલ્ય અથવા નફો મજુરોની શ્રમશક્તિનું રૂપાન્તર જ છે. કામદારોની મહેનતમાંથી જ એ ઉત્પન્ન થાય છે અને કામદારોના કંગાલ કલેવરોમાંથી ચુસાઇને જ એ ધીંગા ધનપતિઓની તીજોરીમાં જમા થાય છે. આર્થિક મંદીના સમયમાં તાલેવરોને નફો ઓછો મળે અથવા તો એમને કદાપી નફાને બદલે નુકશાનું પણ સહેવું પડે તેથી આ મુડીવાદી શોષણ-પદ્ધતિની ભયાનકતા જરાયે ઓછી થતી નથી, પણ ઉલટી અધીક વેગવંત બને છે. શ્રમજીવીઓ જે શક્તિ ખર્ચે એના કરતાં અનેક ગણું ઓછું વેતન એમને ઉદ્યોગપતિઓ આપે છે, એટલે બહુ

## મુડીવાદમાં—



—કામદારો કરોડો વાર
કાપડ ઉત્પન્ન કરે છે
છતાં તેમના શરીર
અડધાં ઉઘાડાં રહે છે-



—અને વિશાળ સમુહ
ગરીબાઇમાં સડે છે
ત્યારે ન્હાનકડી સંખ્યા
સંપતિના સુખ માણે
છે—



—અને રસ્તાનાં ફુટપાથ
પર સુઇ રહીને રાત
ગુજારતાં શ્રમજીવી-
ઓના દૃશ્ય સ્વાભા-
વિક થઇ પડયા છે.

## ત્યારે સમાજવાદમાં—



—રાષ્ટ્રની જરૂરીઆતને અનુલક્ષીને ઉદ્યોગ ચાલતો હોવાથી પ્રત્યેકના શરીર ઢંકાય છે—



—સમાજમાંથી ગરીબાઇ અને શ્રીમંતાઇ અદ્રશ્ય થાય છે અને—



—રસ્તાના ફુટપાથને બદલે પોતાના ઘરમાં જ આરામથી શ્રમજીવીઓ આરામ લે છે.

ભાગે જંગી નફા રૂપે અને કવચિત અવ્યવસ્થિત ઉત્પાદનના કારણે ક્ષણીક ખોટ રૂપે પણ કામદારોના કાળજામાંથી અવશેષ મુલ્ય તો ચુસાયા જ કરે છે. એટલે નફાનો સામયીક અભાવ મુડીવાદી વ્યવસ્થાને જરા પણ ઓછી 'મુડીવાદી' બનાવતો નથી. એથી ઉલટું આર્થિક આવરણો અને બજારૂ આફતોની વચ્ચે ઉદ્યોગના અધિષ્ઠાતાઓ મજુરી બચાવનાર યંત્રો આરોપી, ખર્ચમાં કાપકુપ કરી, કામદારોના પગારોને પાંગળા બનાવી, મજુરોની સંખ્યામાં ઓટ આણી, અનેક ગણી ભયંકર, વીકરાળ ને અમાનુષી રીતીઓથી અવશેષ મુલ્યનો આંકડો સ્થિર રાખવા કાવત્રાં રચે છે.

**પગાર**દાર શ્રમજીવીઓ અને એમને દ્રવ્યના દાવપેચથી ગુલામ બનાવનાર ધનાઢયોનો સંબંધ આધુનીક સમાજ વ્યવસ્થામાં તો પરસ્પરાવલંબી છે. એટલે કે મુડીદારો કામદારોને કારખાનાઓમાં રોકીને જ નફો નીપજાવી શકે છે, ત્યારે મહેનત પરાયણ માનવોને એ પગારદાર મજુરીમાંથી જ આજીવીકા સાંપડી શકે છે. કમીશન એજન્ટો, મધ્યમ વ્યાપારીઓ અને આડતીઆઓ તરીકે કામ કરનાર મધ્યમવર્તી માનવસમુહ તો મુડીવાદી પધ્ધતિની માલની ઉત્પાદનવિધીમાં અતિશય ગૌણ છે. મુડીવાદનું મુખ્ય લક્ષણ ભાડુતી કામદારોને રોકી, ઓછી કીંમતે માલ નીપજાવી, બહુ ભાગે અધિક કીંમતે વેચવામાં રહેલું છે. આ આખીયે વિધિમાં શ્રમજીવીઓ અને માલીકો એ બે વર્ગોની પ્રવૃતી જ પ્રધાન છે. અલબત્ત, મુડીવાદને મદદ માટે મધ્યવર્તી માણસોની જરૂરત પડે છે, પણ એ આવશ્યકતા ગૌણ છે. મુડીવાદી જેમ જેમ ઝડપી ગતીએ આગળ ધપે છે, તેમ તેમ તે 'ત્રસ્ટો, સીન્ડીકેટો, કારટેલો અને કમ્બાઇનો' રચીને મધ્યમ વર્ગની નફાની ભાગીદારીને ભુંસી નાખવા મથે છે. એમ કરવામાં અવશ્ય મુડીવાદ પોતાના નાશનાં જ બીજ રોપે છે પણ પ્રસ્તુત વાત એટલી જ છે કે મુડીવાદી વ્યવસ્થામાં આર્થિક સંબંધ મુખ્યત્વે શ્રમજીવી અને મીલકતદાર માલેક વર્ગની વચ્ચે જ સ્થાપીત છે. આ બન્ને વર્ગોનો વ્યવહાર એકબીજાના આધારરૂપ હોવા છતાં, એમનાં મુળગત હિતો અન્યોન્યથી વિરૂધ્ધ છે. એકના ભોગે જ બીજાનું હિત વિકસી શકે છે. કામદારોના પગાર અને મુડીવાદીઓના અવશેષ મુલ્યરૂપે ઉત્પાદનના બે વિભાગો પડતા હોવાથી એકની વધઘટ અન્યના ઉપર તેથી ઉલટી અસર મુકેવા વિના ઉપજાવી શકાય જ નહી. એટલે જો કામદારોની સ્થિતિ સુધારવી હોય, એમને સંપત્તિના સૃષ્ટાઓ તરીકે એમની મહેનતનાં ફળોના સામુદાયીક ભોક્તા બનાવવા હોય તો માલેકોના અવશેષ મુલ્યનો અંત લાવ્યા સીવાય છુટકો જ નથી. આ સર્વ સંયોગો મજુર મહાજનની ચળવળ, કામના કલાકો ઉપર અથડામણી, બેકારી અને એવી બીજી ઘટનાઓને ઉદ્યોગક્ષેત્રમાં ઉભી કરે છે. આગળ જતાં તે બન્ને પક્ષો રાજકિય ઝુંબેશના સ્વાંગ સજે છે અને તેમાંથી આ કે તે પક્ષનો જય અગર પરાજય જન્મે છે.

**મુડીવાદની** પ્રાથમીક દશામાં જ્યાં જ્યાં માલનું ઉત્પાદન સાદાં અને અલ્પખર્ચી સાધનોથી થઇ શકે છે ત્યાં ત્યાં મુડીવાદીઓની વ્યક્તિગત માલેકી પણ કામદારોને પ્રમાણમાં ગણનાયોગ્ય છુટછાટ અને સ્વતંત્રતા આપી

શકે છે. અથવા ખરૂં કહીએ તો આરંભકાળમાં મુડીવાદી તંત્રનો પંજો અલ્પ અને અવ્યવસ્થિત હોવાથી અકસ્માત જ શ્રમજીવીઓ થોડી ઘણી અનુકુળતા માણી શકે છે. પરંતુ અત્યારની રાક્ષસી વીરાટ મુડીવાદી વ્યવસ્થામાં જર, જમીન, યંત્રો, મકાનો અને માલ જબ્બર પ્રમાણમાં વપરાતાં હોવાથી ખાનગી અથવા વ્યક્તિગત માલેકીમાં, અમુક ગણતર માણસોનું પ્રભુત્વ મોટી સંખ્યા ધરાવનાર શ્રમજીવીઓનાં જીવન અને જેહમત પર સ્થાપવાથીજ બધો વ્યવહાર શક્ય બને છે. સામુદાયીક ગંજાવર ઉત્પાદનમાં મુડીવાદી તંત્ર કામદારોને માનવ ગણી શકતું જ નથી, કેમકે પુર્વરચીત નક્કર વ્યવસ્થા પ્રમાણે જ કામદારોના હાથે માલનો નિશ્ચીત જથ્થો એને જન્માવવાનો હોય છે. તેમ આ તંત્રમાં માલેકોની વ્યક્તિગત લાગણીઓને ય સ્થાન નથી, કારણ કે માલેકો અને કામદારો કદી સીધા અંગત સંબંધમાં આવતા જ નથી. કંપનીઓ; ત્રસ્ટો, સીન્ડીકેટો વગેરે અમુક માણસોની માર્ફત જ અફર ગોઠવણ મુજર કામદારોને રાખવા, પોષવા અને અંતે ફેરફાર કરી ફેંકી દેવાનું કામ કરાવે છે, એટલે જીવદયા કે આદર્તાની ભાવના એ તંત્રમાં આડે આવી શકતી નથી. એમ છતાં કોઇ એકલવાયો માલેક પોતાના મજુરો માટે નવીન ને ઉદાર ધોરણ અખત્યાર કરવા મથે તો તેની અસર અન્ય કારખાનાંઓના મજુરોમાં પ્રસરતી ટાળવા સારૂ જંગી કંપનીઓ એક સાથે મળીને એકલવાયા ઉદ્યોગપતિને સંયુક્ત હરીફાઇથી જમીનદોસ્ત કરે છે. પરિણામે મુડીવાદી પડયંત્રમાં શ્રમજીવીઓને સ્વતંત્રતા, શીક્ષણ, સંસ્કાર, સુખ અને સમૃદ્ધીનાં માત્ર સ્વપ્નો સેવવાનાં રહે છે. પ્રભુ પ્રાર્થના, ધર્મકાર્ય, નીતિસેવન, સસનારાયણની કથાઓ, મંત્રજાપ, અને જાત્રાઓથી એમને આ લોકમાં સુખ-સગવડો સાપડતાં નથી, કે નથી મળતી મુક્તજીવનની તકો માત્ર માલેકોને ચરણે આજીજીઓ ધરવાથી. એ તો જ્યારે તમામ ઉદ્યોગો પર આખા સમાજની સંયુક્ત માલેકી સ્થપાય, અને અત્યારે સમુહની જે દૌલત મુડીદારોની મર્યાદીત સંખ્યાના સ્વામીત્વ નીચે છે તેને મુક્ત કરી સામાજીક માલેકીના ઉદ્યોગોની અંદર સુવ્યવસ્થિત રીતે પાથરવામાં આવે અને પછી એ ઉદ્યોગોમાંથી આખા માનવસમુદાયને આવશ્યક હોય એવો માલ સમાજની જરૂરતોને લક્ષ્યમાં લઇ નીપજાવામાં આવે ત્યારે જ જનસંઘને સાચી સ્વતંત્રતા અને વિકાસની વિશાળ તકો મળી શકે. આ વસ્તુસ્થિતિ લાવવા સારૂ મુડીવાદી વર્ગની સ્થાપીત સત્તાનો વીલય કરવો જ જોઇએ. જ્યાં સુધી એમની સર્વોપરીસત્તા હૈયાત છે ત્યાં સુધી તેઓ પ્રચલીત વ્યવસ્થાના સઘળા લાભો અભંગ નીભાવવા સારૂ ભીષણ પ્રયાસો, જુલ્મો, કત્લેઆમો અને કાળા કહેરો કરવાનાજ. શ્રમજીવીઓ ઉત્પાદનના સાધનોને સામુદાયીક માલેકી નીચે લાવવા જે કંઇ ઝુંબેશ કરે તેની સામે આ અવશેષ મુલ્યના ભુખ્યા શ્રીમાનો જરૂર જંગ આદરવાના. એટલે અંતે તો શ્રમજીવીઓ, કામદારો અને કૃષીકારો—ના આર્થિક હિત પર મદાર બાંધતી એ આખીયે ચળવળ ખાનગી મીલ્કત અને રાજકિય સત્તાનો કબજો લેનાર ઝુંબેશનું રૂપ લીધા શીવાય રહેવાની નથી.

**સમાજવાદનાં** આંદોલનો અને એની વ્યવસ્થિત ચળવળ, ઉપર નિર્દેશેલા વર્ગ-વિરોધમાંથી જ ઉઠે છે, આગળ વધે છે અને નવીન સમાજરચનામાં પરિણમે છે. એકલા શ્રમજીવીઓ, માત્ર એમની મજુરી કરવાની શકિતથી જ સમાજવાદને લાવી શકતા નથી. એ પ્રવૃતી તો, જે કામદારોમાં વર્ગીય ભાન જાગૃત થયું હોય, જેઓ મુડીવાદની આર્થિક ઘટમાળ અને ઉત્પાદનની ગોઠવણી બરાબર સમજતા હોય અને જેમની રગેરગમાં સકળ જનતાને શોષણનીતીના સીતમમાંથી છોડાવવાની ને સંપત્તિના સર્જકોને ખરી સ્વતંત્રતામાં વિહરાવવાની તમન્ના ધબકતી હોય, એવા શ્રમજીવીઓના હાથે જ પ્રગતી કરી શકે. વર્ગહિતનું આર્થિક અને રાજકિય ભાન એ સમાજવાદની લડતનું મંડાણ છે, એના વિના કામદારો એક ડગલું પણ આગળ ચાલી શકે નહીં. સમાજવાદની ચળવળનું સૌથી પહેલું ધ્યેય સ્વાર્થી, વ્યકિતવાદી, નફાખુસ, શોષણજીવી મુડીવાદી વર્ગની સત્તા લોપવાનું હોવું જોઇએ અને અંતીમ લક્ષ્ય, મુડીવાદના વીલયને અંતે સામુદાયીક માલેકી અને પછી રાજસત્તાહીન સ્વાયત્ત સમાજવ્યવસ્થા સ્થાપવાનું રહેવું જોઇએ. આ ચળવળમાં શ્રમજીવી શોષીતો ઉપરાંત અન્ય વર્ગના માણસો પણ પોતાના સ્વાર્થી અને જુલ્મગાર વર્ગબંધો છોડીને ભળી શકે છે. આવા 'નીર્વર્ગ' બનેલા સભ્યો સમાજવાદની લડતને અવશ્ય મદદ-રૂપ નીવડી શકે. એમ છતાં આખીયે પ્રવૃત્તીનું સુકાન અને તેની કુશળ દોરવણી તો સભાન શ્રમજીવીઓના બનેલા સમાજવાદી રાજકિય પક્ષના હાથમાં જ રહેવી જોઇએ. એ પક્ષનું સભ્યત્વ, તેનો કાર્યક્રમ, તેનું પ્રચારકાર્ય, તેની પ્રવૃત્તીનો વિસ્તાર એ બધું મુખ્યત્વે શ્રમજીવીઓની વચ્ચે હોઇ શકે.

શ્રમજીવીઓનો સમુદાય પોતાની બહુમતી દ્વારા રાજસત્તાની લગામો હાથ ધરીને મુડીવાદી સરમુખત્યારીનો લોપ કરે અને સમાજવાદનું સર્જન લાવે, તો પણ તે નવીન શોષક ને સત્તાશોખીન વર્ગ તો ન જ બની શકે-અને એવી સ્થિતિમાં રચ્યાપચ્યા રહેવાની તેની નેમ પણ નથી. પોતાના સમુહજીવન ઉપરથી મુડીવાદની ધુસરી ફગાવી દેવાની અને શ્રમજીવીઓની સ્વતંત્રતા સર્જવાની વિધિમાં જ એ વર્ગ સર્વ પ્રકારના વર્ગીય શાસનનો અંત આણશે અને વર્ગહિન સમાજવ્યવસ્થા આંગણે ઉતારશે. એના ઉદ્દેશો જનસમુહના સર્વસામાન્ય કલ્યાણથી વિરૂધ્ધ નથી. શ્રમજીવીઓનો બનેલો સમાજવાદી પક્ષ જો કોઇથી વિરૂધ્ધ કે પ્રતિપક્ષી હોય તો તે જે વર્ગ અન્ય વર્ગોને ચુસી ચુસીને લાભ લુંટે છે તેની સામે જ છે.

[ સમાજવાદી પક્ષની નીતી અને કાર્યપધ્ધતીનું સવીસ્તર નીવેદન આવતા અંકમાં આપવામાં આવશે. ]



# નાસ પૂજારી

નાસ પુજારી દંભ તજી, તુજ ખુલ્યાં પાપ પાખંડ
દેવને નામે દેહ વધારી, માથે મ્હોતના મૃત્યુદંડ
નાસ પુજારી દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

વર્ષ વીત્યાં પગથાર ધસ્યાં, ત્હોયે ફળી ના મારી આશ
શ્રદ્ધાના અટળ કિલ્લા તુટયા તુટયા અચળ વિશ્વાસ
ત્હારા પાપના લાગ્યા પાસ
નાસ પુજારી ! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

કણ કણ માગી ચરણે ચાંપ્યુ, હું દેહના તાપ્યો તાપ
સુખશૈયામાં પોઢયો ત્હારાં પુણ્ય પ્રગટયાં પાપ
ભોળી જનતાના લાગ્યા શ્રાપ
નાસ પુજારી! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

વ્રત તપ મારે દેહ દમવા, જમવા ત્હારે થાળો
શ્રદ્ધાઘેલી શ્યામા સંગે, રમે કાંન રૂપાળો
વિલાસી આંખતણો ચમકારે
નાસ પુજારી! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

મ્હેલોને મંદિર મનાવે, પ્રભુને પત્થર ગણતો
ધર્મને નામે ધતીંગ આદરી, શ્રદ્ધાળુને ઠગતો
ડંકો દીક્ દીક્માં બજવતો
નાસ પુજારી! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

ટુકડા વીણ ટળવળતી માતા, તું વસ્ત્ર જરીના ધરતો
અન્નવીણ અથડાતો ત્હારે છપ્પનભોગ ધરાતો
મ્હારે અન્ન વીના અપવાસો
નાસ પુજારી ! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

જોગી વિજોગી તપસ્યા તપે, ત્હારે વાયુ વીંઝણુ ઢારો
અનાથ જ્યાં આંસુડાં ઢાળે, ત્હારી સેવામાં સ્ત્રી સરદારો
પાપવૃત્તિને પુજનારો
નાસ પુજારી ! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય.

પોલ ખુલ્યા પાખંડ ખુલ્યા, ત્હારી છાની શોધી લુંટો
'નવયુગ'ની નવજનતા જાગી, નીશ્ચે કાળ ત્હારો ખુટયો
પ્રપંચી પાપનો ઘટ ફુટયો
નાસ પુજારી ! દંભ તજી
તુજ આથમ્યાં સુખ સામ્રાજ્ય,

શાન્તિકુમાર પંડ્યા.

—એકુ—
—નવલિકા—

ધમ્ ધમ્ ધમ્ યંત્ર ચાલી રહ્યું હતું. શાળોમાં જતાં શટલનો ખટ્ ખટ્ અવાજ પ્રત્યેક પળે વણાયેલા કાપડમાં વધારો કરી રહ્યો છે. આપમેળે ચાલતી શાળ ઉપર ધ્યાન આપતો વણકાર ઉભો હતો. તાર તૂટતા તો તે તરત જ સાંધી દેતો. અને કદાચ ભુલ થઇ જાય તો એટલું કાપડ તેના માથે પડતું. મુડીવાદીઓ કહેતા કે એ પદ્ધતિથી તો કામદારોને કાળજી રહે છે. પણ આ પદ્ધતિથી તો કામદારોના ગજવામાંથી મહીને કેટલાંક કાવડીયાં અદ્રશ્ય થઇ જતાં.

શાળમાં શટલનો અવાજ જરા જોરમાં આવવા લાગ્યો. એકાએક યંત્રનો વેગ વધી ગયો. વણકર ચમકયો. તરત જ શાળને બંધ કરી અને મીકેનીકને બોલાવ્યો.

'એય એય, ત્હારો સંચો તો જો!' મીલના વણાટખાતામાં થતા વિચિત્ર શોરબકોર વચ્ચે જોબરની જીભનો અવાજ સંભળાયો ખટ્ ખટ્ વચ્ચેનું અંતર ઓસરી ગયું હતું. શાળમાં આકસ્મિક રીતે વેગ વધી ગયો હતો.

વણકરનો હાથ હેંડલ ઉપર ગયો અને શાળનો સંચો તદ્દન સ્તંભી જ ગયો.

શાળના સંચાને સુધારવા માટે મીકેનીકને પેગામ પહોંચાડવામાં આવ્યો. ક્ષણવારમાં શાળ ઉપર સપાટાબંધ એક વ્યક્તિની આંખો ફરવા લાગી. અને આખરે દર્દ પારખીને દાક્તરને ઉલ્લાસ આવે તે પ્રમાણે મીકેનીકના મુખ પર ઉલ્લાસનાં બિંદુઓ ચમકવા લાગ્યાં. આખરે અતિ આનંદપુર્વક તેણે શબ્દ ઉચ્ચાર્યો કે 'શાળને છેક અંદરથી સાફ કરવી પડશે. બ્રેક બગડી ગઇ છે.'

'કેટલા કલાક લાગશે?'

'લગભગ ચાર કલાક.'

'ત્યારે તો મ્હારે બે રૂપીયાની ઉઠી!'

'કેવી રીતે?'

'કેમ ત્હમે કયાં જીવો છો? એટલીય ખબર નથી કે વણકરને કાપડ જેટલું ઉત્પન્ન થાય તેટલા પ્રમાણમાં જ દોઢીઆં મળે છે?'

'ત્યારે તો હું 'ઝપાટો' કરીશ!'

મીકેનીકના શબ્દોમાં સહાનુભુતીનો સ્વર હતો.



# મી...કે-



'ત્યારે મીકેનીક, આ સંચાઓ દરરોજ બગડે છે તેનાં કરતાં ત્હમો એક સુંદર યંત્ર શોધી કહાડો તો?'

'શું?'

'હું એમ કહું છું કે ત્હમો કંઇ નવી શાળની શોધ કરો તો કેવી મઝા આવે?'

'હું શોધી કહાડું? એ તો ઇજનેરનું કામ.'

'અરે ભાઇ, ઇજનેર ને બીજનેર ત્હમો ધારો તો ત્હમેય કરી શકો!'

'પણ આ શાળો શું ખોટી ચાલે છે?'

—: લેખક :—
પી. જે. ભટ



# —ની...ક



'અરે દર ત્રણ દિવસે સંચો બંધ પડી જાય છે ને? ભાઇ સાહેબ, ત્હમો તો મહીને સો રૂપીયાની કરકડતી નોટ જુવો છો પણ અમારા પાંત્રીસ રૂપડીના પગારમાં જો સંચો બે દીવસ બંધ રહે તો ઘર પર ટાંચ આવે ટાંચ!'

'મીકેનીક, એવું યંત્ર શોધી કહાડો કે જે કદી બગડે જ નહી' જોબરે વચ્ચેથી જ નાંખ્યું.

મીકેનીકે જવાબમાં મૌન જ ધારણ કર્યું—થોડી વધુ ક્ષણો વીતી ગઇ. અને સંચો સાફ થઇ ગયો. શાળ પાછી શરૂ થઇ.

હાથમાં ઓજારની પેટી સાથે મીકેનીકે ચાલતી પકડી. પણ તે પહેલાંનો મીકેનીક ન હતો. કંઇક જુદા જ વિચારો અત્યારે તેનાં મગજમાં જન્મી ચુકયા હતા.

* * *

વણકરના વચનથી તેના માનસમાં તુફાન જાગ્યું હતું. તેની દ્રષ્ટિ કલ્પનાના આકાશમાં દુર દુર દોડતી હતી. તેની નજર સામે કેટલુંય યાંત્રિક પરિવર્તન પસાર થઇ ગયું. પળમાં ગામડી શાળા પર નજર ચોંટી, બીજી જ પળે અઢારમી સદીની શાળ ઉપર આંખો ઠરી...તરત જ આધુનિક યાંત્રિક શાળ ઉપર કલ્પના રમવા લાગી...

'અરે ભાણું કયારનુંય પડયું છે ને અહીં તો ત્હમો બેસી રહ્યા છો?' પત્નિના શબ્દે વિચારમાળાને ત્યાં જ તોડી પાડી.'

'અરે આજે જમવા વિચાર નથી!'

'કેમ?'

જવાબમાં મીકેનીકે જણાવ્યું કે તે નવી શાળ શોધવા માટે તત્પર થયો છે.

'અરે, સીધા સીધા કામ કરો કામ! એવી પંચાતમાં પડશો તો સુખનો રોટલો પણ ખોઇ બેસશો.'

'મુર્ખી', હું એવું તો સુંદર યંત્ર શોધી કહાડીશ કે આજે જેવું સન્માન અમેરિકન શોધકની પત્નિઓને મળે છે તેવું જ ત્હને મળશે.'

'ઓ હો હો! અમે તો અમારૂં ફોડી લઇશું સમજ્યા. પણ ધારો કે ત્હમો શોધ કરશો તો પણ ત્હમો તો ગરીબ છો એટલે કોઇ ભાવ પણ નહીં પુછે ભાવ!'

સુંદર ભાવીના શબ્દચિત્રો પત્નિના સંશયને નિર્મુળ કરવાને અસમર્થ નિવડયાં. મીકેનીકે વાળુ કર્યું. એક બે ચોપડાં ઉઘાડયાં. અને તેણે કામ શરૂ કર્યું.

* * *

કંઇક કંઇક સાંભળ્યું છે. પણ અત્યારે તો વાત કરવા જેટલી વેળા નથી.' અને ક્ષણભર નવો વિચાર સ્ફુર્યો હોય તેમ મીકેનીકને ઉદ્દેશીને તેમણે કહ્યું કેઃ–

'જુવો ત્હમારી શોધની વાત કોઇને કરતા ના હો. હું ત્હમને બોલાવા મોકલીશ.

કંઇક આશા અને કંઇક નિરાશામાં મીકેનીકે પાછા પગલાં મુકયાં. શેઠના શબ્દોના અનેક અનેક અર્થ કર્યા. મુળ અર્થ તો પ્રત્યેકને માટે કોયડા સમાન જ રહ્યો.

મીકે-

* *

'એણે શું શે' ન્દલે આવો ફેર- એં ...જ ઉત્પન્ન નહીં થાય, 'સા... વિભાગને આ પ્રમાણે ગોઠવતા તાર સીધા અને સરળ આવ્યા કરશે. અને વળી આ ભાગને આવી રીતે મુકવાથી......'

મીકનીકનો શબ્દપ્રવાહ એકધારો આગળ વધી રહ્યો હતો. અન્ય વણકરોને તે શાળનું મહત્વ સમજાવતો હતો.

કામદારો કેટલાક ધ્યાનથી સાંભળતા હતા. સમજ તો બહુ ઓછાને જ પડતી હતી. છતાં યંત્રમાં થયેલી પ્રગતિથી તેઓને સહજ આનંદ થયો હતો.

અને પછી–કોઇએ મીકેનીકના સતત શ્રમનાં વખાણ કર્યાં, કોઇએ ધૈર્યનાં વખાણ કર્યાં ત્યારે કેટલાકે યાંત્રિક વિકાસથી પોતાનો આનંદ વ્યકત કર્યો.

તરત જ મીકેનીકે ઘરનો માર્ગ લીધો– પતિપત્નિ વાતોએ વળગ્યાં. આજ તો ઉલ્લાસનો દિવસ હતો. આજે જીવનનો એક ન્હાનો આદર્શ પરીપુર્ણ થયો હતો.

'જો, આખરે હું સફળ થયો,' બડાશ મારતાં મીકેનીકે કહ્યું. 'અને ત્હને કલ્પના

મીકેનીકના મુખ પર સ્મીત ફરકયું.

'લાવો જો ત્હમારાં કાગળીયાં'

મીકેનીકે નવી શાળનો પ્લાન આપ્યો.

શેઠે જરા આમતેમ જોયું. આડાને ઉભા લીટાને સમજવાને જરા યત્ન કર્યો. આકૃતિઓને ઓળખવામાં કંઇક તકલીફ લાગી.

'જુવો મી. મીકેનીક,' આખરે શેઠનો સ્વર, યાદ રાખો આજે નવો યુગ શરૂ થાય છે...મ્હારી શાળ પરેલના કામદારો માટે નવી દીશા ઉઘાડે છે. અને પછી બધાં કારખાનામાં મીકેનીકે શોધેલી શાળ વપરાશે–નવા યંત્રો ગોઠવાશે–શાળો બનાવતા ઉદ્યોગો તેની સુચના અનુસાર શાળો બનાવશે" એ સર્વ કહ્યું.

મીકેનીક સુંદર ભાવીનો વિચાર કરતાં મસ્ત બની ગયો હતો.

* * *

એક દિવસ થઇ ગયો. બે દિવસ પસાર થઇ ગયા. અઠવાડીયું અદૃશ્ય થઇ ગયું, પણ મીકેનીકની શોધ હજુ કાગળ ઉપર જ રહી.

'કેમ ત્હમો બડાઇ હાંકતા હતાને કે આ શોધથી તો પરેલમાં સુવર્ણયુગ ઉતરશે' પત્નિએ ટોણો મારતાં ઝબાન ફેંકી.

મીકેનીકે ઉત્તરમાં મૌન જ રાખ્યું.

'જુવો, તમો કોઇ શાળામાં શીખ્યાં નથી. ત્હમારા નામ પછવાડે કોઇ ડીગ્રી નથી. ત્હમારા સ્થાન પછવાડે કોઇ મોભ્ભો નથી. એટલે ત્હમારો કોઇ ભાવ પુછતું નથી. ત્હમારા એન્જીનીયરે એક નાનકડો સુધારો સુચવ્યો હતો તેમાં તો તેનું નામ છાપે ચઢી ગયું હતું એમ ત્હમો નહોતા કહેતા?'



'એટલે, ત્હમારે આ શોધ મ્હારા હરીફને સોંપીને મ્હને 'ડુબાડવો છે' એવી જ ત્હમારી મરજી છે ને? આ શોધ મ્હારા સામાવાળાને બતાવી ત્હમારે મ્હારી મીલને સુવાડવાની ઇચ્છા છે એમ જ ને? પૈસા જોઇતા હોય તો પૈસા લો, પણ ત્હમારી શોધ મ્હને સોંપી દો.'

મીકેનીકને શું જવાબ આપવો તે સમજ પડી નહીં. શેઠે ચેક બુક કાઢી ઉપર દશ હજારના આંકડા પાડયા.

શોધનું સાટું ક્ષણમાં થઇ ગયું. અને શેઠે તીજોરી ઉઘાડી અને પ્લાનને ત્યાં મુકયો.

'આ અમલમાં કયારે આવશે?'

'અમલમાં?' શેઠે દાંત કચકચાવ્યા.

'હા સાહેબ'

'કેમ ત્હમોને 'ચેક' પુરતો ન પડયો?'

'એ તો આપની મહેરબાની. પણ—'

'જુવો'—શેઠે સાફ સંભળાવતા હોય તેમ મ્હોટેથી કહ્યું 'જયારે આ યંત્રો ઘસાઇ જશે ત્યારે ત્હમારી શાળનો વિચાર થશે. સમજ્યા! આ યંત્રો પછવાડે મેં લાખ્ખો રૂપીયાનો ખુરદો કર્યો છે. તે કંઇ મફતનો નથી. ત્યાં સુધી'...શેઠની વાણીમાં વિજયનો સુર હતો.

'ત્યાં સુધી ત્હમારી આ નવી શોધ— મ્હારી તીજોરીના તળીયામાં સડયા કરશે!'



# મરજીયાત

## સમાજવાદી -

[યુજેનીક સોસા-

"સારા વિચારો અને સારા સિધ્ધાંતો ઘણીવાર તેમના અનુયાયીઓની અતિશયતાને લીધે પ્રજામાં અળખામણા બને છે. જ્યારે કોઇ સિદ્ધાંત ઉપર સૃષ્ટિના સર્વ દુઃખના નાશ કરવાની શક્તિનું આરોપણ કરવામાં આવે છે ત્યારે અંતીમ વિચારકો પણ ચમકે છે. તેજ સિદ્ધાંત એક મહાસત્ય છે તેવો દાવો કરનારાઓ નકામો પણ ઉગ્ર વિરોધ આમંત્રી લે છે. આવો એક સિદ્ધાંત તે સંતતિનિયમન છે."

ઘણા ઉગ્ર વિચારકો સંતતિનિયમનના વિજ્ઞાનની સાથે ઘણે અંશે સંમત છે. પણ જ્યારે એમ કહેવાનો યત્ન કરવામાં આવે કે જગતમાં ચાલતી ગરીબાઇ, વધેલી વસ્તી, બેકારી વગેરે સર્વ માટે આ સુવર્ણ ઉપાય છે ત્યારે સમાજવાદીઓ પણ ચમકી ઉઠે છે. જ્યારે સંતતિનિયમનના વિચારકો એમ આલેખે છે કે પૃથ્વીમાં પ્રવર્તતી ગરીબાઇ આ સાધનના અનુપાલનથી નાશ કરવી શક્ય છે. ત્યારે અમો સમાજવાદીઓ એ સામે અમારી અસંમતીનો વાવટો દેખાડવા ઇચ્છીએ છીએ.

અમારા મંતવ્ય પ્રમાણે સામાજીક અને વ્યક્તિતી ગરીબાઇનાં મુળ અયોગ્ય આર્થિક સમાજરચનામાં રહેલાં છે. સમાજવાદના મંતવ્ય પ્રમાણે હાલની અનેક રીતે અયોગ્ય પ્રમાણે ચાલતી સમાજવ્યવસ્થામાં ગરીબાઇનો જન્મ થયો છે. અને આ ગરીબાઇ, આ આર્થિક અવદશાને દુર કરવાને માટે સમાજ પરિવર્તનનો એવો પ્રચંડ અગ્નિ સળગાવવો પડશે કે જેમાં હાલના આમવર્ગની ગરીબાઇ ભસ્મ થઇ જશે.

સમાજની અયોગ્ય રચનાથી ઉપજતી પરિસ્થિતિનું આ સીધું નીરૂપણ છે. તેથી પ્રજામાં પ્રબળ આંદોલનો પ્રગટયાં છે. આમવર્ગની ઉત્ક્રાન્તી માટે પ્રબળ ચળવળો શરૂ થઇ છે ત્યારે 'ગરીબ લોકો જો સતંતિનિયમનના સાધનોનો ઉપયોગ કરે તો સૃષ્ટિની સકળ આપત્તીઓનો અંત આવી જશે' એમ માનવા દેવાને અમો જરા પણ તૈયાર નથી. જ્યારે સંતતિનિયમન માટે આ પ્રકારનો દાવો કરવામાં આવે ત્યારે તે સામે અમારો વિરોધ કરવાની અમને અનીચ્છનીય ફરજ પડે છે.

સંતતિનિયમન જો કે ઘણું જ અગત્યનું અને મહાન વિજ્ઞાન છે, જો કે કોઇ પણ કુટુંબને પોતાના આર્થિક વર્તુલમાં રાખનાર વસ્તુ તરીકે તે અનુપમ છે, જો કે કોઇ પણ મુડીવાદી સમાજમાં મધ્યમ વર્ગને માટે તે ઘણું જ જરૂરનું અને અપ્રતીમ સાધન છે છતાં સમાજપરિવર્તન અને શ્રમજીવીઓના

– દ્રષ્ટિબિંદુએ

# સંતતિ

ઇટી તરફથી]

રાજ્ય સ્થાપવાના સ્વપ્ન ધરાવતો સમાજ્વાદ પ્રજાના પ્રચંડ આંદોલનોને મળેલા ઉગ્ર વિજયને જ ગરીબાઇના નાશની દીશામાં પ્રથમ પગલું ગણે છે.

મ્હારા મત પ્રમાણે યુરોપ અને અમેરિકાની વસ્તી એટલી વિશાળ થઇ હોય એ જ માની શકાય તેમ નથી. જો કે ઇંગ્લન્ડમાં બેકારી એટલી તો ગંભીર થઇ પડી છે, કે હાલની સરકારનું સમગ્ર ધ્યાન એ ઉપર રોકાઇ રહ્યું છે.

વસ્તીનું પ્રમાણ તો વધતું જ જાય છે અને કુદરત જોઇ લેશે એમ માનવાની મુર્ખતા આપણે કરી શકીએ તેમ નથી. વસ્તીના વધેલા પ્રમાણની અસર ખોરાક ઉપર સ્પષ્ટ દીસે છે. અનાજની ખપતી વધતી જાય છે અને ઉત્પન્ન અને ઉપયોગના આંકડાઓ ફરતા જાય છે. કેટલાક પ્રદેશો માટે તો વસ્તીનો પ્રશ્ન ઘણોજ વિચારણીય બની ગયો છે. જો કે આ પરિસ્થિતિથી ચમકવાની કંઇ જ જરૂર નથી. કે ભાવીને કાળું ચિતરવાની પણ કંઇ અગત્ય નથી. કારણ કે સમાજના એંશી ટકા જેટલા વિભાગને તો હાલ પણ કટકા રોટલાથી જ સંતોષ માનવો પડે છે પણ પ્રજોત્પન્નના પ્રશ્ન ઉપર માનવ નિસહાયતા સ્વીકારી લેવાને બદલે યોજનામય વિજ્ઞાનની હએ સંતતિ ઉત્પન્ન કરવામાં આપણી સમક્ષ પડેલા ઉગ્ર પ્રશ્નોનો કંઇક અંશે નીકાલ આવી શકશે એવી આશા ઉદ્દભવે છે.

હાલ તો સંતતિનિયમનનું વિજ્ઞાન પણ શ્રીમંત વર્ગ માટે તો તદન સહજ બની ગયું છે. હાલ આ વિજ્ઞાનનાં પુસ્તકો અને તેનાં સાધનોની કીંમત એટલી તો આકરી છે કે સમાજના ગરીબ કામદાર અને ખેડુતોને તે મળવું ઘણુંજ કઠીન છે. હાલ સંતતિનિયમનનાં વિજ્ઞાનની સૌથી વિશેષ જરૂર જો હોય તો તે ગરીબ લોકોને છે એમ સર્વ કોઇ કબુલ કરશેજ. મોટરમાં મ્હાલતાં વિલાસી સુકીતારોને આ વિજ્ઞાનની કંઇ જ જરૂર નથી એમ લખીએ તો પણ કંઇ જ અયોગ્ય ગણાય નહિં. જેની પાસે પ્રજાને પાળવાને અને કેળવણી આપવા માટે પુરતું ધન છે તે શા માટે સંતતિનિયમનના વિજ્ઞાનનો ઉપયોગ કરે? જે વિશાળ કુટુંબને પોષવાને સમર્થ હોય તેઓને માટે તંદુરસ્તી અને શારીરિક કારણો શીવાય સંતતિનિયમનના વિજ્ઞાનના જ્ઞાનની કશીજ કિંમત નથી. છતાં તેઓને તો સર્વ રીતે આ જ્ઞાન સહજતાથી મળે છે, ડોકટરો પણ તેમની સેવામાં હાજર હોય છે. આ સાધનોનો ઉપયોગ કેમ કરવો તે કળા શીખવતાં અનેક દવાખાના (Clinic) સદાયે શ્રીમંતો માટે ઉઘાડાં છે.

પણ ગરીબ લોકો જો સંતતિનિયમન આદરે તો તેમને મળતાં સસ્તા નોકરો, કામદારો, અને મુડીવાદની લઢાઇમાં હોમાવાને માટે મળતા સૈનિકો કયાંથી મળે એ શંકાથી આ વિજ્ઞાન અને તેના સાધનોની કિંમત એટલી સખત રાખવામાં આવી છે કે કેમ, તે તો લેખક કહી શકે તેમ નથી પણ પરિણામ એ જ આવ્યું છે કે ગરીબ જનસમુદાયને માટે આ વિચારોને અમલમાં મુકવા એ અશકય બન્યું છે,

પણ ભુતકાળમાં વસ્તીવિકાસને અંકુશવાના કુદરતી સાધનો જેવા કે દુષ્કાળ, રોગ, લઢાઇ, ગર્ભપાત અને બાળહત્યાના કારમાં સાધનો કરતાં હાલનું સંતતિનિયમનનું વિજ્ઞાન અનેક દરજ્જે સૌથી ઉત્તમ છે એમાં તો જરા પણ શંકા નથી. માલથસના સિદ્ધાંતો પણ અસત્ય છે અથવ ઉપજાવી કહાડેલા છે એમ કહેવાની હિંમત તો કોઇની પણ નથી, આ ભયંકર ભુખમરાના પ્રશ્નનો કંઇક ઉકેલ પણ આ વિજ્ઞાન આણી શકે છે એટલું અભિનંદનીય નથી.

સંતતિનિયમનનો ધાર્મિક દ્રષ્ટિએ વિરોધ કરનારાઓ પણ પ્રજાઉત્પન્નની અંકુશવાની જરૂરત તો દર્શાવે છે જ. આ ધાર્મીક દ્રષ્ટિએ પ્રજાઉત્પન્નની ચર્ચા કરનારાઓ આ પ્રશ્નના ઉકેલમાં બ્રહ્મચર્ય પાળવાનું સ્પષ્ટપણે આલેખે છે, પોતાની કુદરતી વૃત્તીને અકુદરતી રીતે અંકુશીને સંતતિના ઉત્પન્નને અટકાવવાથી કુટુંબમાં સુંદરતા કે સૌમ્યતા શી રીતે પ્રસરી શકે એ માનવું પણ અઘરૂં છે.

આ વિજ્ઞાનના વિરોધકોએ સાહિત્ય અને વિજ્ઞાનની સામે જો પ્રચંડ પ્રચારકાર્ય કર્યું ન હોત તો આ વિજ્ઞાન વીશ્વના શ્રમજીવીઓ માટે કયારનુંય સુલભ બન્યું હોત. હાલ જો કામદારો, ખેડુતો, મધ્યમ વર્ગના મનુષ્યોને આ વિજ્ઞાન જાણવાનું મળતું નથી તો તેનું કારણ તો આ વીરોધતાનું સતત પ્રચારકાર્ય છે.

પણ હિંદમાં પણ હવે આ વિજ્ઞાનનો વિકાસ બહુ વેગથી થઇ રહ્યો છે જે દર્શાવી આપે છે કે સમાજમાં હવે જવાબદારીનું ભાન દિવસે દિવસે વધતું જાય છે. આવતો યુગ તે સંતતિનિયમનનો યુગ છે. જર્મનીમાં તો કેટલીક આગેવાન નવા વિચારની શાળાઓમાં તો આ વિજ્ઞાનને એક શીખવવાનો વિષય બનાવવામાં આવ્યો છે. આમ હાલ જે પ્રગતી થઇ રહી છે તેના માપ કહાડવા પણ અઘરાં છે.

આમ સમાજવાદની દ્રષ્ટિએ આ વિજ્ઞાન કુટુંબને આર્થિક આવકના પ્રમાણમાં સંકુચીત રાખવાનું સુંદર સાધન છે અને તે દ્રષ્ટિએ પણ આ વિજ્ઞાનનું અનુપાલન પણ અભીનંદનીય છે. સંતતિનિયમનના પુજકો પણ બાલકવીહાણા સમાજના સ્વપ્ન નથી ધરાવતાં. તેઓ તો ફકત એટલુંજ કહે છે કે **જો ત્હમારા આવતા બાળકને સારી રીતે પોષવાની ત્હેને કેળણી આપવાની, ત્હમારી અશકિત્ત હોય તો તે પરિસ્થિતિમાં પ્રજા ઉત્પન્ન કરવાનો ત્હમારો જરા પણ હક નથી. આ પરિસ્થિતિનો આ એક માત્ર ઉકેલ છે.**



# સ્નેહમુગ્ધ

પુષ્પો પાસે મદ ભ્રમર તું, ગુંજતો કેવું મીઠું,
હેતાળ હૈયું તુજ તરફ કૈં, પુષ્પનું ત્યાં નમન્તું;
કો આવીને ક્ષણ ક્ષણ મહીં, ઉડતો આમ તેમ,
આનંદે શું હૃદય ધબકે, પેખતાં સ્નેહધામ.........૧.

બેસી પુષ્પે હૃદય અધીરે, અર્પતો સ્નેહગોષ્ટિ,
અર્પે પુષ્પ સુરભી તુજને, વર્ષતી પ્રેમવૃષ્ટિ;
ધીમે ધીમે અનીલ અભથી, વાય ત્યાં શું અકેલો,
ના ધારે તે તુજ હૃદયમાં, પ્રેમથી ત્યાં છકેલો...૨.

નાની બાળા કુમળી વયની, આવતી પાસ ધીમે,
ચુંટી લેવા મધુર ફુલડું, દેવને અર્પવાને;
ના દીસે છે જરીય ક્રુરતા, બાલિકાના જ હૈયે,
કિંતુ ત્હારૂં મૃદુ હૃદય એ, હાય! ત્યાં તો ઘવાયે !.........૩.

કેવું મીઠું મધુર ગુંજન, હા, હતું એક દિન,
આજે ના એ સમય વળી હાં, તું દીસે આમ દીન;
ના સ્વર્ગે કો તુજ સમ અરે, સ્નેહથી મુગ્ધ છેક,
જેથી દેવો તુજ હૃદયને, શોષતા આમ છેક ?...૪.

શું દેવો આ કલિયુગ મહીં, ક્રૂરતાથી ભરેલા,
ના પુજું હું મુજ હૃદયથી, દેવ જે સ્વાર્થઘેલા;
ના ધારે તે હૃદય પટમાં, શુદ્ધ આ પ્રેમ ત્હારો,
કે ખીજે છે અવનિ પર હાં, દેખતાં પ્રેમ ન્યારો.........૫.

સ્નેહની મસ્તીમાં ઘેલા, રહેવા જન જો ચહે,
ક્રૂરી દૈવ અરે અંતે, સ્નેહ ના જનનો સહે.

ગજાનન ભ. જોષી.

# સુંવાળો

એકવીશ

લેખક : છેલશંકર દ. વ્યાસ

## અનુભવ ૧

[આત્મસુખને સંતોષવામાંજ—તેમજ પોતાના સુખની
ઇંગ્લીશમાં Epicurian ફીલ્સુફી કહે છે. આ
બને છે. 'સુખ' એ સર્વ પ્રવૃત્તિઓનુ કેંદ્ર બને છે.
સ્થાપેલા બંધનો તેઓને બાંધતા નથી. સાંપ્રત

આવી વિચારસરણી અને સાંપ્રત સમયમાં શ્રમ-
વચ્ચે મુળગત ફરક છે. ઉપલી વિચારસરણી
નવી નીતિભાવના વૈજ્ઞાનિક જાતિય જીવન સર્જે
પ્રતિનિધિત્વ ધરાવતી હોવાથી એક

[ત્રણ વર્ષો પહેલાં પ્રજામિત્ર—કેસરીની
સાથે રતિશાસ્ત્રની ચર્ચા કરતો હું બેઠો
દજી, ધીરજરામ વ્યાસ, જયંતકુમાર ભટ્ટ
પોતાના જ્ઞાન અને અનુભવના ઉભરા ઠલવી
Company' શબ્દનો ઉચ્ચાર કર્યો. એનો
અંતે એક ભાઇને 'સુંવાળો સહચાર'
સ્થાન' ઓફીસમાં વારંવાર વપરાય છે.
સહચાર'ના શિર્ષક હેઠળ નવલિકાઓની

ભર ઉન્હાળાના તાપથી જ્યારે આખું મુંબઇ સુંવાળા સજ્જનોના વસવાટ માટે નાલાયક બન્યું ત્યારે હું જુહુના સાગરતટે થીઓસોફીકલ કોલોનીમાં રહેવા ગયો. મેડમ બ્લેવેટ્સ્કીની બ્રહ્મવિદ્યા જોડે મને જરાયે નિસ્બત નહોતી, છતાં એક સુભગ પ્રભાતે હું થીઓસોફીકલ સોસાયટીનો સભ્ય બન્યો અને પરિણામે એ અગમ્ય બ્રહ્મવિદ્યાના દરીઆઇ સંસ્થાનમાં મને સસ્તે ભાડે બેઠા ઘાટનો બંગલો મળી ગયો. અહીં તરેહ તરેહનાં સુવાળાં માનવોનો મેળો જામ્યો હતો. કોઇ 'કોટેજ'માં આધેડ ઉમ્મરનો બેરિસ્ટર ને તેની જુવાન સ્ત્રી સાગરજલથી ઠરેલા સમીરની લહરો માણતાં, કોઇ કુટિરો સોલીસીટરો અને એમનાં સ્વજનોના કિલકિલાટથી ગાજી ઉઠતી, તો કોઇ બંગલાઓમાં નિરૂદ્યમી શ્રીમંતો એમની જાડી સ્ત્રીઓ જોડે આરામ લેતા. કોલોનીની પેલી મેર તાડીના પારવા જંગલ વચ્ચે દરીઆની કિનારને લગભગ અડેલીને ઉભેલી તંબુઓની કતાર યુરપીઅન, પારસી, હિંદુ સહેલાણીઓ અને સુન્દરીઓના આનંદગુંજનથી બેહિસ્તની ગલીઓ જેવી લાગતી.

જુહુનો વિશાળ સમુદ્રતટ એ એવું ખુશનુમા ને આહ્લાદક સ્થળ છે કે જેને રસિક આંખ, રમતીઆળ સ્વભાવ અને રંગીલુ હૃદય હોય એને ત્યાંના એક જ અઠવાડીઆના નિવાસમાં મનપસંદ સુન્દરીનો સહચાર જડયા વિના રહે નહીં.

અનુભવો

તંત્રી: 'સન્ડે-એડવોકેટ'

# સહચાર

## જુહુની 'વીજળી'

દ્રષ્ટિએ સકળ સૃષ્ટિને અવલોકવાની વિચારસરણીને વિચારસરણી પ્રમાણે 'આનંદ' જીવનનો આદર્શ સમાજની મર્યાદાઓ તેઓ સ્વીકારતા નથી. ધર્મ નીતિભાવના તેમને સ્પર્શી શકતી નથી.

જીવીઓના તત્વજ્ઞાને સર્જેલી નવી નીતિભાવના માત્ર અરાજક જાતીયવિલાસને ઉત્તેજે છે, ત્યારે છે. આ વાર્તા Epicurian શીલ્સુરીનું સંપુર્ણ વાનગી તરિકે અત્રે રજુ થાય છે...તંત્રી]

ઓફીસમાં, તેના બળવાખોર લેખક મંડળ હતો. જીતુભાઇ મહેતા, ચતુર્ભુજ આણું- અને બીજા કેટલાક ઉગતા સાહિત્યકારો રહ્યા હતા. એ વેળા કોઇએ 'Soft ગુજરાતી પર્યાય શોધવાની ગડમથલ ચાલી. સુઝ્યો. ત્યારથી એ શબ્દ-પ્રયોગ 'હિન્દુ- એને હવે રૂઢ બનાવવા સારૂ 'સુંવાળા માલા લખવી શરૂ કરી છે...લેખક]

માત્ર પ્રતિપ્રભાતે સ્નાનનો સ્વાંગ સજી ધુધવતા જલધિમાં ઝંપલાવવાની, એરો- પ્લેનમાં આરામપુર્વક ઉડ્ડયન કરવાની અને બંગલા કે તંબુમાં ઓળખીતાં નર- નારીઓને મિજબાની આપવાની સાધન- સંપત્તિ જોઇએ. આદમી પાસે આટલું હોય, દેહનું સામાન્ય સૌન્દર્ય હોય, નિગાહમાં મસ્તી હોય અને વાતચીતની છટા હોય તો અહીં સુંવાળો સહચાર રહેલાઇથી મળી શકે છે.

પરણેલી પત્ની એ એક પ્રકારની આફત છે એમ સમજી મેં વગર વિવાહે વિવાહ કરતાંયે અધિક વૈવિ- ધ્યવાળી ને વિલાસમય જીન્દગી ગાળવાનો નિશ્ચય કર્યો હતો. લગ્નબંધન મારા સ્વભાવને અતિશય સાલતું એટલે મુક્તવિહારનો માર્ગ મેં આનંદપ્રાપ્તિ સારૂ સ્વીકાર્યો હતો. દર સાલ ઉન્હાળાની રજા હું જુહુ ઉપર વટાવતો અને એ દરમીઆન કાં તો કોઇ તંબુમાં, અથવા તો થીઓસોફીકલ કોલોનીમાં અગર તો સ્નાનની શોખીન સુન્દરીઓના જુથમાં મને સુંવાળો સહચાર મળી જ રહેતો. ઘણીયે રાતો મેં સાગરના મોજાંથી ધોવાયલા સ્વચ્છ રેતીના પટ ઉપર તાડનાં વૃક્ષોની ઓથે કંઇક હૃદયેશ્વરીઓની સંગાથે ગાળી હતી. અલ્પ મુદ્દતના એ પ્રણયમાંથી જીવનની અનેરી પળો સર્જાઇ હતી. રશીઆમાં જેને 'સહચાર લગ્ન' અથવા 'કમ્પેનીઅનેટ મેરેજ' કહે છે એ સ્થિતિનો સાક્ષાત્કાર ઉદારતાથી મેં કર્યો હતો.....

અને છતાં સુંવાળા સહચાર માટે હૃદયનો તલસાટ અમર ને અખૂટ હતો.

****

ચૈત્ર મહીનો લગભગ વીતી ગયો. અનંત જલભંડારમાંથી માર્તંડના જલદ મરીચિઓએ ચુસી ચુસીને એકઠું કરેલું વારિ આકાશમાં વરાળના જંગી જૂથ રૂપે ઘૂમવા લાગ્યું. અભ્રોથી ઘડી ઢંકાયલો, ઘડી અલિપ્ત ને ઉઘાડો સૂર્ય છેક વરસોવા સુધી રેતીના સપાટ મેદાન ઉપર તેજ અને છાયાની શરત રોજ રોજ ખેલાવી રહ્યો. તાપથી પાતળી બનેલી હવા પ્રચંડ ગતિમાન્ વાયુમાં પલટાઇને તાડનાં જૂથોને ઝાપટવા માંડી. પવનના એ પ્રહારોમાંથી તાલપત્રો સોંસરૂં વેણુસંગીત વહેતું.મસ્તીએ ચઢેલા 'માતરિશ્વા'ના પ્રત્યેક ફુંફાડામાં મોહક બંસીનાદ સંભળાતો.

અને જ્યારે સાન્તાક્રુઝની સુંદરીઓ પ્રતિ સાંઝે એમનાં સ્વજનો જોડે જુહુ ઉપર સહેલગાહે આવતી ત્યારે જાણે કે મસ્ત વાયુ એમનાં ઝુલતાં વસ્ત્રોને ખેંચી નિર્વ્યાજ સૌન્દર્યની ભાવના વાતાવરણમાં ભરવા માંડતો. માનવોએ સર્જેલા કૃત્રિમ શણગારો અને જુઠાં આચ્છાદનોની તે સીધા સ્પર્શથી વિડંબના કરતો.

જુહુ ઉપર જલસીકરથી વાતાવરણ સ્નિગ્ધ હતું. મોજાની અનન્ત હારમાળા સાથે લપેટાઇને વહ્યો આવતો વાયુ એના શીતલ આલિંગનથી મગજને ઠંડો કેફ ચઢાવતો. વાદળામાંથી ચળાઇને નીચે ઉતરતાં સુર્યરશ્મિઓ સઘળી તીખાશ પરવારી તાડના જંગલમાં અપોલ કાવ્ય વેરી જતાં. ખરો બપોર હતો છતાં આફતાબ આકરો નહોતો. મુંબઇમાં અસહ્ય ઉકળાટ હતો ત્યારે અહીં ઠંડાઇ અને શાંતિ હતી.

હું આરામખુરસીમાં પડયો પડયો ઓટો વેનીંજરનું 'સેક્સ એન્ડ કેરેક્ટર' વાંચી રહ્યો હતો. ટેબલ પર અર્ધ વાંચેલું 'વ્હાય વી મીસબીહેઇવ' અધખુલ્લું પડયું હતું. વેનીંજરના વાચન સાથે વિચારસૃષ્ટિમાં વાત્સાયનના કામસુત્રનાં ભણકારા વાગી રહ્યા હતા. મેઘદર્શનથી સુખી જનોનું ચિત્ત પણ વિહ્વળ બને છે તો જેની પ્રણયિની દૂર દેશે હોય તેની શી દશા થાય એ કાલિદાસપ્રેર્યો ખ્યાલ મગજમાં ઉઠી ઉઠીને અદ્રશ્ય થતો. સુંવાળા સહચારનાં સ્વપ્નો મારા જ કમ્પાઉન્ડમાં ઉભેલા બાજુના બંગલાનાં સુનાં દ્વાર અને 'ટુ બી લેટ'નું પાટીઉં જોઇ સરી જતાં. આ ઉન્હાળે કોઇ અવળો ગ્રહ મને નડયો હશે એટલે આખા થીઓસોફીકલ કોલોનીમાં સૌન્દર્યનો પડછાયો પણ દેખાતો નહોતો. ગ્રીષ્મઋતુ ગાળવા આવેલાં કુટુંબોમાં સ્ત્રીઓ હતી, યુવતીઓ હતી, સન્નારીઓ હતી, પણ સુન્દરીઓ નહોતી. કોણજાણે કેમ પણ આ વેળા રેતી પર રઝળતી. રોજ સ્હવારે સાગરસ્નાન કરતી કે તંબુઓમાં ટહુકાર કરતી આંગ્લ ને એંગ્લો–ઇન્ડીઅન છોકરીઓનો સાથ મેં સેવ્યો જ નહોતો. એમના અતિપરિચયથી કદાચ મને અવજ્ઞા ઉપજી હશે, એમની બેશરમ છુટ ને ખુલ્લી તોછડાઇ ઉપર કાં તો મને નિર્વેદ વ્યાપ્યો હશે, અથવા તો સૌન્દર્યની મારી ભાવનાએ અચાનક પલટો લીધો હશે–એ ગમે તેમ હોય પણ મારા જુહુનિવાસના પહેલા પંદર દિવસે મેં વીતરાગ અવસ્થામાં ગાળ્યા હતા. પણ અંતરનાં ઉંડાણમાં જડાઇ રહેલી સૌન્દર્યની–સુંવાળા સહચારની–તલપ એમ

છીપે તેવી નહોતી. પુસ્તકોમાંથી આશ્વાસન લેવાના મારા તમામ પ્રયાસો વ્યર્થ નીવડયા હતા, અને ઉડી જતા ચૈત્ર માસની છેલ્લી છેલ્લી ખુશનુમા રાત્રિઓ મેં બાજુના સુના બંગલાનાં બંધ બારણા પર નિશ્વાસ નાખીને વીતાવી હતી.

આજે મારા કાનમાં એક એક તાડનું ઝાડ વહી ગએલા આનંદની યાદ સંભળાવતું, જુહુની એકેએક કોતર ભુતકાળના અનેક મધુર અનુભવોની અબોલ વાત અથડાવતી અને દ્રષ્ટિ સમીપ પડેલા સોફાને આરામખુરસીઓ અત્યાર સુધીના અનેકવિધ મીઠા સહચારને મુર્તિમંત બનાવતાં. છતાં જુહુમાં તબિયતને પ્રફુલ્લ કરે એવું સૌન્દર્યદર્શન હજુ સુધી થયું નહોતું. અનુભવો બધા અધુરા લાગતા. જેમાં ચિરકાળ લીન થઇ જવાની ઝંખના જાગે એવો સહચાર કેવળ કલ્પનાની કથા બની રહ્યો હતો.

***

**બપોરના બાર** વાગ્યા. કુદરત ઉપર માનવના વિજયનું અટ્ટહાસ્ય સંભળાવતું છેલ્લું એરપ્લેન જુહુના એરોડ્રોમના વિશાળ મેદાનમાં ઉતર્યું. ઘડીભર નિર્વાત બનેલા વાતાવરણમાં દૂર દૂરથી મોટરનું ભુંગળું સંભળાયું. અનેકવાર આવા અવાજો પર કાન માંડી હું બાજુના બંગલા માટે કોઇ ઉન્હાળુ ભાડુતના આવવાની રાહ જોતો, અને દરેક વખતે મોટરને સામેના રસ્તા પરથી પસાર થતી જોઇ માથે હાથ મુકતો. મોટરના આ વેળાના હોર્ન ઉપર ખ્યાલ નહીં દોડાવવાનો નિશ્ચય કરી મેં રામાને હાંક મારી અને રસોડામાં ભટ પાસે થાળી પીરસાવવા હુકમ આપ્યો. ભાણું તૈયાર થતાં ભુખ મીટાવવા હું અંદર ગયો અને ટેબલ પર પહેલો જ કોળીઓ ભરવા જતો હતો એટલામાં સડસડાટ કરતી મોટર હોર્નના અવાઝ સાથે મારા કમ્પાઉન્ડના દરવાજા આગળ આવી પહોંચી. આટઆટલા દિવસોની નિરાશા પછી આજે મેં મોટરને ઉવેખવાનો જ નિશ્ચય કર્યો. મનને આગન્તુકોના ખ્યાલથી અલિપ્ત રાખી જમવાનું શરૂ કર્યું.

મોટરમાંથી સામાન ટપોટપ નીચે ઉતરતો હોય એવો અવાઝ મારા કાન પર અથડાયો. નોકરને આદેશ ફરમાવતો કર્કશ સુર મેં કડવું મન કરીને સાંભળ્યોઃ—

"સામેના 'ડુ બી લેટ 'વાળા બંગલામાં સરસામાન મુકી દે."

સામાન ખસેડવાની ધમાલ વચ્ચે ફરી એક વાર એ મર્દનો ઘોઘરો સુર આવ્યો.

"કેમ રજની! બંગલો તો સરસ છે. બાજુના બંગલામાં કોણ રહેતું હશે.!"

રજની! એ નામ સાંભળી હું ચમકયો. આવા મોહક નામવાળી સ્ત્રી ખરેખર સુન્દર હશે કે નહીં તે કલ્પના હું ઘડું તે પહેલાં તો રજનીનો કંઠ, જાણે કે ચોમેર સંગીતની હલક પાથરતો હોય તેમ, સંભળાયો.

"ઓહો! બંગલો 'ડીસેન્ટ' છે, ફાંકડો છે, પણ પડોશી સોગીઓ હશે તો બધી મજા મારી જશે."

રજનીનો સ્વર કોઇ ઝરણાના મંજુલ ગીત જેવો હતો. એમાં કુમાશ, સંસ્કારિતા ને મીઠાશ છલોછલ ભરી હતી. પણ મને ઘણીવાર એવા અનુભવો થયા હતા કે સ્વરની સુન્દરતા ઉપરથી દેહલાલિત્યનું બાંધેલું અનુમાન અવળું ઠરતું, અને કોઇ વાર કદ્રુપ કે બદસુરત સ્ત્રીઓનો કંઠ એટલો આકર્ષક લાગતો કે આંખો

મીઠી એમની ગુંજતી વાતો સાંભળવા સ્પૃહા જન્મતી. એટલે મુખારવિન્દ નિહાળી નિરાશા અનુભવવા કરતાં મેં રજનીના મધુર સુરનું જાદુ માણવાનું જ પસંદ કર્યું.

અને બીજી જ પળે રજનીનું મુક્તહાસ્ય સંભળાયું,

"અહીં કોઇ ગૃહસ્થ બિચારા એકલા જ રહેતા દેખાય છે. ઘરમાં સ્ત્રી હોવાની એક પણ નિશાની નથી. વારૂ ! કંઇ નહીં, એમના એકાન્તવાસની તકલીફ આપણે ઓછી કરીશું–જો એમનામાં કંઇ વીત્ત હશે તો જ."

ફરી વખત રજનીના નિર્બંધ હાસ્યથી વાતાવરણ સભર બની રહ્યું.

મારા માટે આટલું બસ હતું, છ થી વધારે હતું. પ્રત્યેક સ્ત્રી પ્રત્યે બેદરકારી બતાવતો છતાં એની ઝીણામાં ઝીણી ગતિ ને ઉર્મિ ઉપર હંમેશ સાવધ નજર રાખતો હું ધીરજને લાત લગાવી ટેબલ પરથી ઉઠયો અને ગેલેરીમાં આવી ઉભો રહ્યો.

મારી સામે મેં જે દશ્ય જોયું તેથી હું સ્તબ્ધ બની ગયો. મારા હાથ એંઠા અને મેલા હતા તેનું લગીરે ભાન મને રહ્યું નહીં. આશ્ચર્ય અને તારીફની ઉછળતી લાગણી વચ્ચે મેં કઠેડા ઉપર હાથ મુકયા અને સામે નજર નાખી, તો એક રૂપાળા ભાસતા કદાવર પુરૂષના હાથમાં હાથ મીલાવી મલપતી ચાલે આવતી સુકુમાર, તેજસ્વી, ઝલકદાર સૌન્દર્યવાળી સ્ત્રી દીઠી.

જીવનભરમાં કોઇ પણ સ્ત્રીને જોઇ હું સ્તબ્ધ થયો નહોતો. જુહુના પ્રદેશમાં સુંવાળા સહચારની અમાપ સેવના કર્યા છતાં કોઇ સુન્દરીએ મને આંઝયો નહોતો. સૌન્દર્યને ચરણે વિવશતા અનુભવવાનો બનાવ મારા માટે કદિ બન્યો નહોતો. આજે પહેલી જ વાર મને વિહ્વલતાનો ભાસ થયો. અસ્થિર મનોદશામાં મારાથી ખોંખારો ખવાઇ ગયો...અને તુરતજ રજનીએ ઉંચી આંખો કરી મારી સામે જોયું.

એક જ પળ, એક જ ક્ષણ, બહુ જ થોડીવાર એની દ્રષ્ટિ મારા ઉપર સ્થિર બની. મારી નજર તેનાં ચમકાર કરતાં, હસુહસુ થતાં નયનો પર જામી રહી. એ પળવારમાં જાણે કે હજારો વાતો હું બોલી ગયો. મારો તલસાટ એ કળી ગઇ હોય તેમ અભિમાનથી આંખો બાજુ પર વાળી તે જોડેના પુરૂષ સાથે જરા ઉતાવળે બાજુના બંગલાની ગેલેરી પર ચાલી ગઇ. પણ એની ગતિમાં ડોલન હતું, મસ્તી સ્પષ્ટ હતી, સગર્વ મરોડનો આવિર્ભાવ હતો.

તેની ઝુલતી સુકુમાર કાયાની મોહક રચના હું પાછળથી નિરખી રહ્યો. ગરદનમાં કોઇ અજબ છટા હતી. તેના દેહ જોડે નિ:સંકોચ મસ્તી ખેલતા ને મારા દિલમાં ઇર્ષ્યા જગાવતા પવને તેના ઘાટીલા માથા પરથી ઓઢણું ઉતારી છેક કટિપ્રાંતે ફરકતું કર્યું હતું. છેલ્લામાં છેલ્લી ઢબના કટવાળા સફેત રેશમી બ્લાઉઝમાંથી સરકી રહેલા તેના બે સુરેખ હાથ પર સુંવાળા ચામડીમાં આછો સુનેરી ને આછો ગુલાબી રંગ ઝળકી રહ્યો હતો. જરા બહાર પડતા નિતંબ પર ચોંટી રહેલી સાડીને બે ચપળ પગ વચ્ચે ધકેલી એ આખાએ પ્રદેશની અજોડ સપ્રમાણતાને નખરાંબાજ વાયુ વ્યક્ત કરી રહ્યો. કોઇ પણ જોનારને તાઝગી આપે એવું, રસિક નિરીક્ષકને કેફ ચઢાવે તેવું, સૌન્દર્યના ઉપાસકને લીન કરનારૂં એ રૂપ હતું. મારી આંખો અનિમિષ એ રજનીના અંગેઅંગ ઉપર ફરી રહી.

મારા તરફ વાંસો ટેકવી, વસ્ત્રો સાથે વાયુને હરામખોરી ખેલવાની સંપુર્ણ પરવાનગી આપી, રજની ગેલેરીને અઢેલી ઉભી રહી.

પેલા પુરૂષે કંઇ ચિંતામાં ને કંઇક બેદરકારીથી પુછ્યું.

"રજની, રસોઇની શી વ્યવસ્થા કરશું?"

તુરત જ વિદ્યુત્ પેઠે મને વિચાર સ્ફુર્યો ને હું મારા બંગલાનાં પગથીઆં ઉતરવા લાગ્યો. રજનીને આ ઘડીએ જ મારે ત્યાં જમવાનું આમંત્રણ આપવાની આ તક હતી.

પણ ક્રૂર રજનીએ એ તક વેડરી નાખી. તે બોલી,

"અત્યારે તો ભાથું ખાઇ ચલાવી લઇશું. સાંઝ સુધીમાં સાન્તાક્રુઝમાંથી સાધનો મંગાવી, સાંઝે રસોઇની ગોઠવણ કરશું."

છેલ્લું પગથીઉં ઉતરતાં ઉતરતાં મેં નિશ્વાસ નાખ્યો. છતાં સુન્દરીઓના સાન્નિધ્યમાં રહેવાની ટેવ મારી મદદે આવી, એટલે હું એકદમ જ્યાં રજની તેના પુરૂપ સાથે હતી ત્યાં દોડી ગયો અને કશા જ શિષ્ટાચાર વિના બોલી નાખ્યું.

"કેમ બિરાદર! આજે મારે ઘેર જ જમવાનું રાખો તો શું ખોટું છે? બહાર ગામથી આવો છો એટલે ભાથું પણ ગઇ કાલનું હશે, અને અત્યારે રસોઇ કરતાં આ બ્હેનને તકલીફ્ પડશે. મારી પાસે 'કુક' છે, એટલે હમણાં જ બધું તૈયાર થઇ જશે."

"પણ તમને ઓળખાણ પિછાન વિના કેમ તકલીફ આપી શકાય?" પેલાએ કહ્યું.

"તમે હવે પાડોશી થયા છો એટલે આજે જમવાથી જ આપણે પિછાન બાંધીએ...અને હવે તો સાંઝે પણ રજની બ્હેનને તકલીફ ઉઠાવવા નહીં દઉં. તમે બન્ને અને તમારા માણસોએ આજે બેઉ વખત મારી સાથે જ જમવાનું છે."

રજની મારી ધૃષ્ટતા એકી ટશે નિહાળી રહી હતી. મારા શબ્દેશબ્દ અને પ્રત્યેક ભાવનો તે અભ્યાસ કરતી હતી.

પેલા માણસે તેની સામે જોઇ કહ્યું,

"કેમ રજની! શો વિચાર છે?"

"O! That's alright, we accept his invitation" શીઘ્ર નિશ્ચયથી રજનીએ જવાબ આપ્યો અને મારા તરફ જોઇ, જરા મસ્તક નમાવી, સ્મિત કર્યું. એ સ્મિતમાં વીજળીનો ચમકાર હતો. મને તે ત્વરિત નજરે માપવા લાગી. મારા હાથ પર દ્રષ્ટિ પડતાં જ તે જરા ટોળમાં બોલી.

"ઓહો! તમે જમવામાં છરીકાંટાં નથી વાપરતા?"

હું જરા ઝંખવાણો પડી ગયો. હાથ સંકોરતાં મેં ખુલાસો કર્યો,

"આજે જરા ઉતાવળ હતી એટલે એમ જ ભાણા પર બેસી ગયો."

"શું, ઓફિસમાં જવું હતું?" રજનીએ જાણે કે ઉલટ તપાસ આદરી.

"ના, એમ તો નહીં, પ..અ..અ..ણ"

હું કારણની શોધ કરવા લાગ્યો.

"વારૂ, કંઇ નહીં, ચાલો તમે ઓફિસે કે નોકરી પર નહીં જતા હો તો અમને જુહુમાં કાયમ 'કંપની' મળશે? કેમ રશ્મિ," તેણે પેલા પુરૂષ તરફ ફરી પુછ્યું, "He will be a pleasant company."

"Most willingly, madam, I am at your service." મેં

પણ વણનોતર્યા પ્રવેશની તક લેવા માંડી. રજની અને રશ્મિને મારી સંગતિ ગમે કે ના ગમે તોયે રજનીએ આટલો શિષ્ટાચાર કર્યો એ મારા માટે પરિચય વધારવાનું પુરતું સાધન હતું.

રજની–રશ્મિને પાછળ પાછળ આવવાનું કહી હું આગળ ચાલ્યો અને મારા રસોઇયાને ચાર પાંચ માણસો માટે તાબડતોબ રસોઇ કરવા મેં ફરમાવ્યું. પરોણાને 'પાર્લર'માં સોફા પર બેસારી મેં હાથ મ્હોં ધોયાં, અને પછી એમની સામે આરામખુરસીમાં લંબાવી હું રજની પર વિજય મેળવવાનો પ્રયાસ કરતો પડ્યો.

પતિ અને પત્ની બન્ને સાથે જ હોય ત્યારે પતિને અલ્પતા અનુભવાવવાથી પત્નીને જીતી શકાય છે એવો મારો અનુભવ હતો, એટલે મી૦ રશ્મિ જોડે મેં વાતો ચલાવી.

"આપ ક્યાંથી આવો છો ?

"વડોદરાથી"

"હં...ત્યાં તો હમણાં ધારાસભાનો બહિષ્કાર કરવાની ચળવળ ચાલી રહી છે. એ પ્રવૃત્તિ વાજબી જ છે. દેશી રાજ્યોમાં આ ધારાસભાઓ બ્રીટીશહિન્દ કરતાં યે ઉતરતી હોય છે. એમાં વિતંડાવાદ કર્યાથી પ્રજાને શો લાભ છે?"

"પણ પ્રજા અમુક અંશે કેળવાય છે, શબ્દાયમાન બને છે અને થોડો ઘણો લાભ પણ પામે છે. એનો ઉપયોગ કરવો શું ખોટો છે?"

"આપ રાજ્યના અમલદાર છો?" મેં તેના પર છાપ પાડવા તુક્કો ઉડાવ્યો.

"ના, હું તો વકીલ છું."

"એ તો વધારે સારૂં. તમારી જોડે દલીલમાં ઉતરવાની મજા પડશે... જુઓને, હું આવા અધુરીઆ સુધારામાં નથી માનતો. આ યુગમાં હિન્દમાં દેશી રાજાઓ એ કાલવ્યતિક્રમ છે–Anachronism છે. એમની સંસ્થા ભુંસી નાખ્યે જ છુટકો છે. એ કંઇ ધારાસભા માર્ફત બનવાનું નથી. ખેડુતો અને આમ વર્ગને એમના આર્થિક હિત માટે સંગઠિત કરી એ ચળવળને શહેરોના શ્રમજીઓની પરિવર્તનકારક પ્રવૃત્તિઓ સાથે જોડી દેવાય અને જ્યારે બ્રીટીશહિંદમાં સમાજવાદની સ્થાપના કરવાનો સમય આવે ત્યારે સાથે સાથે રાજસંસ્થાનો નાશ રાજ્યસ્થાની પ્રજા કરે એ પ્રકારનો કાર્યક્રમ જોઇએ."

"પણ ત્યારની વાત ત્યારે, અત્યારે તો થોડા ઘણા સુધારાનો લાભ શા સારૂ ન લેવો?"

"ના, તમે ભુલો છો," આરામખુરસીમાં ટટ્ટાર થઇ, ટીપાઇ પર મુક્કી પછાડી મેં કહ્યું, "આભાસી સુધારાથી પ્રજા ભરમાય છે. આપણે તો અંતિમ પ્રહાર માટે એને તૈયાર ને તાલીમબદ્ધ રાખવી જોઇએ."

"ઠીક ઠીક," રશ્મિએ કંટાળો દર્શાવતાં કહ્યું, "અત્યારે કયાં એ માથાઝીક કરવાની જરૂર છે."

પહેલા પ્રહારમાં રશ્મિ હાર્યો, કંટાળ્યો, એટલે મેં બીજો અખતરો શરૂ કર્યો.

"જુઓને, રશ્મિભાઇ! આપણો આખો સમાજ પુનર્વિધાન માગી લે છે. જેટલું આપણું દર્દ આકરૂં છે, એટલા જ આકરા ઉપાયો યોજવા રહ્યા." અને રજની તરફ

નજર ફેરવી મેં ઉમેર્યું, "આપણા મહિલાસમાજની શી દશા છે? સ્ત્રીને પુરૂષ પસંદ પડે કે ન પડે તોયે એકવાર એને પરણ્યા પછી તેની સાથે બંધાઇ રહેવું એ ક્યાંનો ન્યાય છે? છુટાછેડાનો હક્ક નહીં, પતિની મીલ્કતમાં ભાગ નહીં, સ્વભાવો સામસામા અથડાય તોયે સાથે રહેવું પડે, પુરૂષ પત્નીના મિત્રોની ઇર્ષ્યા કરે, આજીવિકા માટે સ્ત્રીએ પરૂષને અધીન રહેવું પડે–આ બધો ઓછો જુલ્મ છે? સારૂં છે કે તમારા વડોદરા રાજ્યમાં ફારગતિનો કાયદો છે, નહિંતર..."

"પણ અમે વડોદરાની બહાર પરણ્યાં છીએ," રજનીએ ખુલાસો કર્યો.

"તેથી શું થયું?" મેં કહ્યું, "૭ માસ વડોદરામાં પતિપત્ની રહે તો છુટાછેડાના કાયદાનો લાભ ઉઠાવી શકે છે. અને એવા પાંચ પચીશ દાખલા બેસાર્યા વિના પુરૂષોની જમાત પાધરી નહીં થાય."

"પણ સ્ત્રીઓ સઘળી શિક્ષિત જોઇએ ને? નહિંતર હિંમત કેમ ચાલે?" રજનીએ મુશ્કેલી બતાવી.

મને વિજય હાથવેંત દૂર લાગ્યો. ઉત્સાહમાં આવી મેં આગળ ચલાવ્યું,

"શિક્ષણથી જ હિંમત આવે છે એવું કંઇ નથી. ટપોટપ પચાસેક દાખલા બેસાડી દીધા હોય તો દરેક સ્ત્રીને પોતાના અધિકારનું ભાન જાગે અને પુરૂષને એની જવાબદારી સ્હમજાય."

"પણ લગ્નનો સાણસો જ ગળામાં શા માટે પહેરવો જોઇએ? વિવાહ વિના જ મરજી પડે એટલો સહવાસ સ્ત્રીપુરૂષ સેવે અને ઇચ્છા થયે અલગ પડે એવી ગોઠવણ હોય તો શું ખોટું છે?" રજનીએ નવીન દિશા દાખવી.

"વાહ! એ તો સૌથી સરસ. રશીઆમાં સહવાસ લગ્ન એટલે કે મરજીઆત સહચારની છુટ છે. એ સ્થિતિમાં જ ખરી સ્વતંત્રતા અને સ્ત્રીપુરૂષના વિકાસની સંભાવના છે. તમે રશીઆનું નવીન સાહિત્ય વાંચ્યુ લાગે છે."

"બહુ તો નહીં. પાંચ સાત પુસ્તકો વાંચ્યાં છે."

"રામાનોફનું Without Cherry Blosoom તો વાંચ્યું જ હશે."

"ના, એનું નામ સાંભળ્યું છે, પણ વાંચવું રહી ગયું છે. હમણાં તો 'Woman in Soviet Russia' વાંચું છું."

"તમને વિશેષ વાંચવાની લગની હશે તો હું તમને સંખ્યાબંધ પુસ્તકો આપીશ. મારી કને રશીઆને લગતાં છેલ્લામાં છેલ્લાં પ્રકાશનો આવે છે."

રશ્મિને બગાસાં આવવા લાગ્યાં. છતાં વાતમાં રસ પડે છે એમ બતાવવા તે વચ્ચેજ બોલ્યો.

"મને લાગે છે કે રશીઆની પ્રથા અહીં દાખલ કરવામાં આવે તો આપણા ગૃહજીવનની મધુરતા પરવારી જાય. હું સ્ત્રીના 'નેશનલાઇઝેશન'થી વિરૂદ્ધ છું."

રશ્મિને પાછો પાડવાની આ સૌથી સારી તક હતી. મેં તાબડતોબ તેનો ઉપયોગ કર્યો.

"તમને મુડીવાદી છાપાંઓની ભુરકી લાગી છે. રશીઆના વિરોધી દેશોએ નવીન રશીઅન સમાજરચનાને

ખરાબ દેખાડવા સ્ત્રીઓના 'નેશન-લાઇઝેશન'નું તૂત હંકાવ્યું છે. ખરૂં જોતાં સ્ત્રીપુરૂષોને ત્યાં જાતીય સ્વતંત્રતા છે, એટલે તેઓ વ્યક્તિગત વિહાર કરી શકે છે અને મિત્રો તરિકે જોડે રહી પતિપત્નીનું જીવન ભોગવી શકે છે. નેશનલાઇઝેશનનો તો અતિશય અવળો અર્થ મુડીવાદી અખબારો કરે છે. કેમ જાણે રશીઆમાં દરેક સ્ત્રી આખા પુરૂષસમાજના દૈહિક ઉપયોગમાં આવતી હોય એવું ચિત્ર છાપાંઓ રજુ કરે છે. વસ્તુતઃ રશીઆમાં એવું કંઇજ નથી. સ્ત્રીપુરૂષો વચ્ચેના જુદા ભેદ ત્યાં ભુંસાઇ ગયા છે. સહચાર લગ્ન રજીસ્ટર થાય છે અને તેમાંથી સ્ત્રી કે પુરૂષની મરજી પડે ત્યારે તેને ફારગતિ મળે છે. સ્ત્રી આર્થિક દ્રષ્ટિએ સ્વતંત્ર છે એટલે સહચાર માટેની ચુંટણી હંમેશાં ઉત્તમ થઇ શકે છે. પછી છુટાછેડા માટે અલ્પ કારણ રહે છે. આજે આખી દુનીઆમાં રશીઆ જ એવો દેશ છે કે જ્યાં ફારગતિની મનપસંદ સગવડો હોવા છતાં ઓછામાં ઓછા છુટાછેડા થાય છે."

રજનીને આ વાતમાં વિશેષ ને વિશેષ રસ પડતો હતો. જો રામાએ આટલી વારે જમવા ઉઠવાની બૂમ ના મારી હોત તો હું મારૂં ભાષણ લંબાવે રાખત.

***

ગોળ ટેબલ ઉપર અમે ત્રણે જમવા બેઠાં. ધીમે ધીમે આહાર લેતાં ત્રણેએ જગત સમસ્તની વાતો ડહોળી. આટલી ટુંકી ચર્ચામાંયે રજની મારી અસર નીચે આવી હતી, છતાં એનો ગર્વ અખંડ હતો. તેની એકેએક વાતમાંથી શ્રેષ્ઠતાસંભ્રમ નીતરતો. મારા ચમચામાંથી ક્યારેક કોઇ ચીજ ટેબલ પર પડી જતી ત્યારે તે મ્હોં બગાડતી. સ્વચ્છતા માટે તેની ચાવળાઇ ખરેખર અજોડ હતી. તેની વેધક નજર મારા ઓરડાની અવ્યવસ્થાને વારંવાર માપતી, તો પણ તેના વલણમાં તિરસ્કાર કે અણગમો નહોતો. મારૂં લક્ષ્ય તેના તસતસતા અવયવો ઉપર જ જામી રહેતું. જ્યારે જ્યારે તે વક્ષઃસ્થલ ઉપર સાડીને સરકવા દઇ ઇચ્છાપૂર્વક અંગને સંકોરતી ત્યારે મારા હૃદયમાં ઝણઝણાટ ઉઠતો. ગળા પાસેના બ્લાઉઝના ત્રિકોણ કટની અણી જ્યાં ચંપાવર્ણા હૈયા પર કટારની પેઠે ઝુલી રહેતી ત્યાં પીનથી ચોઢેલા ચંપાના એક જ પુષ્પનું અહોભાગ્ય મારા અંતરમાં મધુર સ્પર્શનાં સ્વપ્નો જગાવતું. ક્ષણે ક્ષણે તેની કાયાના આલિંગન માટે મારી તમન્ના તીવ્ર બનતી. એને અડકી લેવા માટે હું હરેક પળે બહાનું જ શોધી રહ્યો હતો.

એટલામાં રશ્મિએ મને પુછ્યું.

"તમે પ્રો. કર્વેના કેસમાં ઇન્દ્રવદન મહેતાએ આપેલું જજમેન્ટ વાંચ્યુ? મને એ કર્વે કોઇ ભેજાગેપ આદમી લાગે છે. પરણેલી સ્ત્રી બીજા માણસ જોડે વ્યભિચાર કરે તેમાં એ મૂર્ખને કશી હરકતજ દેખાતી નથી!"

"મી૰ રશ્મિ," મને બીજી તક મળતાં જ મેં તે ઝડપી, "તમારી અને પ્રોફેસરની દ્રષ્ટિમાં ફેર છે તમે પરણેલા માણસ તરિકે એક માલેકની નજરે આખું એ પ્રકરણ નીહાળો છો. ઇન્દ્રવદન મહેતાની પણ

એજ દ્રષ્ટિ છે, પણ પ્રોફેસરે તેના લેખમાં શરીરશાસ્ત્ર અને રતિશાસ્ત્રના વૈજ્ઞાનિક અભ્યાસી તરિકે જ ચર્ચા કરી હતી."

"પણ એવી ચર્ચાથી સમાજ અવળે માર્ગે દોરાય તેનું શું?"

"એ પણ તમારો ભ્રમ છે. સમાજમાં છૂપા વ્યભિચારો તો ચાલે જ છે. વૈવિધ્ય સહુ સ્ત્રી-પુરૂષોને જોઇએ છે. કોઇ તે મેળવી શકે છે અને ન મેળવી શકનાર નીતિના ઇજારદાર બનવાનો દંભ ખેલે છે...અને તંદુરસ્તીના ધોરણે પણ અમુક અંશે જાતીય વહેવારમાં વૈવિધ્ય જરૂરી જ છે."

"ત્યારે તમે કર્વેના મતને મળતા થાઓ છો?" રશ્મિએ અજાયબ ભાવે પુછ્યું.

"હા, એ વસ્તુને 'સાયન્ટીફીક' નજરે જોનાર દરેક સ્ત્રી પુરૂષ એજ મત બાંધી શકે...કેમ રજની બ્હેન, તમે શું માનો છો?" નફટાઇનું એક વિશેષ પગલું મેં ભરી લીધું.

"મેં એ વિષય ઉપર વિચાર કર્યો નથી અને કરવા માગતી નથી," રજનીએ રશ્મિ સામે જોઇ હસતાં હસતાં કહ્યું.

"તમને તરતાં સારૂં આવડતું હશે," મેં રશ્મિની વધતી જતી અસ્વસ્થતા ટાળવા વાત બદલાવી.

"હા, સાધારણ આવડે છે," રશ્મિના ચહેરા પર અણગમો સ્પષ્ટ હતો.

"અને રજની બ્હેન, તમને?"

મારા આ પ્રશ્ન પછી રશ્મિ કંઇક કરડાઇથી મારી સામે જોઇ રહ્યો. એની ઉપેક્ષા કરી રજનીના મુખ પર નજર ઠેરવી મેં જવાબ માટે આતુરતા બતાવી.

"બહુ જ ઓછું આવડે છે," રજનીએ વાત પતાવવા પ્રયાસ કર્યો. પણ હું એમ સ્હેલાઇથી ઉખડું એવો મારો સ્વભાવ નહોતો. મારા અનેક અનુભવોએ મને શીખવ્યું હતું કે ઘણીવાર ધૃષ્ટતા વિજય પામે છે. એટલે રશ્મિના કંટાળાની અંશભાર તમા કર્યા વિના મેં કહ્યું,

"કંઇ હરકત નહીં, એક અઠવાડીઆમાં તમે કાબેલ તરવૈયાં બની જશો. ચાલો, આવતી કાલથી જ રશ્મિભાઇ હું અને તમે રોજ સ્હવારે જોડે જ ન્હાવા જઇશું... કેમ રશ્મિભાઇ, તમને આ પ્રોગ્રામ ઠીક લાગે છે ને?"

રશ્મિ ઉતાવળે ઉતાવળે ખાવાનું ખતમ કરવામાં રોકાઇ રહ્યો હતો. તેને આ વાતમાં રસ ન હોય તેમ તેણે નીચું ઘાલીને જ જવાબ આપ્યો,

"ઠીક છે, જોઇશું."

"તમારી પાસે બેધીંગ સુટસ તો હશે જ. ન હોય તો મારી કને હમણાં નવા જ..." હું આગળ ધપ્યો.

"No Thank you. અમારી પાસે છે," રશ્મિ આકળો બની ગયો.

"પણ રજની બ્હેન માટે?" મેં વાતને પકડી રાખી. રશ્મિ જવાબ આપ્યા વિના હાથ ધોવા ઉભો થયો અને વોટર કલોઝેટ તરફ ગયો.

રજની આ ટીખળ નીહાળી છુપું હસી રહી હતી. તે પણ ઉભી થવા ગઇ.

પણ મેં મારા હાથમાંથી છાશનું ટંબલર ઇરાદાપૂર્વક ટેબલ પર પડવા દીધું.

ખરાબ દેખાડવા સ્ત્રીઓના 'નેશન-લાઇઝેશન'નું તૂત ઉંડાવ્યું છે. ખરૂં જોતાં સ્ત્રીપુરૂષોને ત્યાં જાતીય સ્વતંત્રતા છે, એટલે તેઓ વ્યક્તિગત વિહાર કરી શકે છે અને મિત્રો તરિકે જોડે રહી પતિપત્નીનું જીવન ભોગવી શકે છે. નેશનલાઇઝેશનનો તો અતિશય અવળો અર્થ મુડીવાદી અખબારો કરે છે. કેમ જાણે રશીઆમાં દરેક સ્ત્રી આખા પુરૂષસમાજના દૈહિક ઉપયોગમાં આવતી હોય એવું ચિત્ર છાપાંઓ રજુ કરે છે. વસ્તુતઃ રશીઆમાં એવું કંઇજ નથી. સ્ત્રીપુરૂષો વચ્ચેના જુદા ભેદ ત્યાં ભુંસાઇ ગયા છે. સહચાર લગ્ન રજીસ્ટર થાય છે અને તેમાંથી સ્ત્રી કે પુરૂષની મરજી પડે ત્યારે તેને ફારગતિ મળે છે. સ્ત્રી આર્થિક દ્રષ્ટિએ સ્વતંત્ર છે એટલે સહચાર માટેની ચુંટણી હંમેશાં ઉત્તમ થઇ શકે છે. પછી છુટાછેડા માટે અલ્પ કારણ રહે છે. આજે આખી દુનીઆમાં રશીઆજ એવો દેશ છે કે જ્યાં ફારગતિની મનપસંદ સગવડો હોવા છતાં ઓછામાં ઓછા છુટાછેડા થાય છે."

રજનીને આ વાતમાં વિશેષ ને વિશેષ રસ પડતો હતો. જો રામાએ આટલી વારે જમવા ઉઠવાની બૂમ ના મારી હોત તો હું મારૂં ભાષણ લંબાવે રાખત.

***

ગોળ ટેબલ ઉપર અમે ત્રણે જમવા બેઠાં. ધીમે ધીમે આહાર લેતાં ત્રણેએ જગત સમસ્તની વાતો ડહોળી. આટલી ટુંકી ચર્ચામાંયે રજની મારી અસર નીચે આવી હતી, છતાં એનો ગર્વ અખંડ હતો. તેની એકેએક વાતમાંથી શ્રેષ્ઠતાસંભ્રમ નીતરતો. મારા ચમચામાંથી કયારેક કોઇ ચીજ ટેબલ પર પડી જતી ત્યારે તે મ્હોં બગાડતી. સ્વચ્છતા માટે તેની ચાવળાઇ ખરેખર અજોડ હતી. તેની વેધક નજર મારા ઓરડાની અવ્યવસ્થાને વારંવાર માપતી, તો પણ તેના વલણમાં તિરસ્કાર કે અણગમો નહોતો. મારૂં લક્ષ્ય તેના તસતસતા અવયવો ઉપર જ જામી રહેતું. જ્યારે જ્યારે તે વક્ષઃસ્થલ ઉપર સાડીને સરકવા દઇ ઇચ્છાપૂર્વક અંગને સંકોરતી ત્યારે મારા હૃદયમાં ઝણઝણાટ ઉઠતો. ગળા પાસેના બ્લાઉઝના ત્રિકોણ કટની અણી જ્યાં ચંપાવર્ણા હૈયા પર કટારની પેઠે ઝુલી રહેતી ત્યાં પીનથી ચોઢેલા ચંપાના એક જ પુષ્પનું અહોભાગ્ય મારા અંતરમાં મધુર સ્પર્શનાં સ્વપ્નો જગાવતું. ક્ષણે ક્ષણે તેની કાયાના આલિંગન માટે મારી તમન્ના તીવ્ર બનતી. એને અડકી લેવા માટે હું હરેક પળે બહાનું જ શોધી રહ્યો હતો.

એટલામાં રશ્મિએ મને પુછ્યું.

"તમે પ્રો. કર્વેના કેસમાં ઇન્દ્રવદન મહેતાએ આપેલું જજમેન્ટ વાંચ્યુ ? મને એ કર્વે કોઇ ભેજાગેપ આદમી લાગે છે. પરણેલી સ્ત્રી બીજા માણસ જોડે વ્યભિચાર કરે તેમાં એ મૂર્ખને કશી હરકતજ દેખાતી નથી !"

"મી૦ રશ્મિ," મને બીજી તક મળતાં જ મેં તે ઝડપી, "તમારી અને પ્રોફેસરની દ્રષ્ટિમાં ફેર છે તમે પરણેલા માણસ તરિકે એક માલેકની નજરે આખું એ પ્રકરણ નીહાળો છો. ઇન્દ્રવદન મહેતાની પણ

એજ દ્રષ્ટિ છે, પણ પ્રોફેસરે તેના લેખમાં શરીરશાસ્ત્ર અને રતિશાસ્ત્રના વૈજ્ઞાનિક અભ્યાસી તરિકે જ ચર્ચા કરી હતી."

"પણ એવી ચર્ચાથી સમાજ અવળે માર્ગે દોરાય તેનું શું ?"

"એ પણ તમારો ભ્રમ છે. સમાજમાં છૂપા વ્યભિચારો તો ચાલે જ છે. વૈવિધ્ય સહુ સ્ત્રી-પુરૂષોને જોઇએ છે. કોઇ તે મેળવી શકે છે અને ન મેળવી શકનાર નીતિના ઇજારદાર બનવાનો દંભ ખેલે છે...અને તંદુરસ્તીના ધોરણે પણ અમુક અંશે જાતીય વહેવારમાં વૈવિધ્ય જરૂરી જ છે."

"ત્યારે તમે કર્વેના મતને મળતા થાઓ છો?" રશ્મિએ અજાયબ ભાવે પુછ્યું.

"હા, એ વસ્તુને 'સાયન્ટીફીક' નજરે જોનાર દરેક સ્ત્રી પુરૂષ એજ મત બાંધી શકે...કેમ રજની બ્હેન, તમે શું માનો છો ?" નફટાઇનું એક વિશેષ પગલું મેં ભરી લીધું.

"મેં એ વિષય ઉપર વિચાર કર્યો નથી અને કરવા માગતી નથી," રજનીએ રશ્મિ સામે જોઇ હસતાં હસતાં કહ્યું.

"તમને તરતાં સારૂં આવડતું હશે," મેં રશ્મિની વધતી જતી અસ્વસ્થતા ટાળવા વાત બદલાવી.

"હા, સાધારણ આવડે છે," રશ્મિના ચહેરા પર અણગમો સ્પષ્ટ હતો.

"અને રજની બ્હેન, તમને ?"

મારા આ પ્રશ્ન પછી રશ્મિ કંઇક કરડાકીથી મારી સામે જોઇ રહ્યો. એની ઉપેક્ષા કરી રજનીના મુખ પર નજર ઠેરવી મેં જવાબ માટે આતુરતા બતાવી.

"બહુ જ ઓછું આવડે છે," રજનીએ વાત પતાવવા પ્રયાસ કર્યો. પણ હું એમ સ્હેલાઇથી ઉખડું એવો મારો સ્વભાવ નહોતો. મારા અનેક અનુભવોએ મને શીખવ્યું હતું કે ઘણીવાર ધૃષ્ટતા વિજય પામે છે. એટલે રશ્મિના કંટાળાની અંશભાર તમા કર્યા વિના મેં કહ્યું,

"કંઇ હરકત નહીં, એક અઠવાડીઆમાં તમે કાબેલ તરવૈયા બની જશો. ચાલો, આવતી કાલથી જ રશ્મિભાઇ હું અને તમે રોજ સ્હવારે જોડે જ ન્હાવા જઇશું... કેમ રશ્મિભાઇ, તમને આ પ્રોગ્રામ ઠીક લાગે છે ને?"

રશ્મિ ઉતાવળે ઉતાવળે ખાવાનું ખતમ કરવામાં રોકાઇ રહ્યો હતો. તેને આ વાતમાં રસ ન હોય તેમ તેણે નીચું ઘાલીને જ જવાબ આપ્યો,

"ઠીક છે, જોઇશું."

"તમારી પાસે બેધીંગ સુટસ તો હશે જ. ન હોય તો મારી કને હમણાં નવા જ..." હું આગળ ધપ્યો.

"No Thank you. અમારી પાસે છે," રશ્મિ આકળો બની ગયો.

"પણ રજની બ્હેન માટે ?" મેં વાતને પકડી રાખી. રશ્મિ જવાબ આપ્યા વિના હાથ ધોવા ઉભો થયો અને વોટર કલોઝેટ તરફ ગયો.

રજની આ ટીખળ નીહાળી છુપું હસી રહી હતી. તે પણ ઉભી થવા ગઇ.

પણ મેં મારા હાથમાંથી છાશનું ટંબલર ઇરાદાપૂર્વક ટેબલ પર પડવા દીધું.

તેના છાંટા રજનીના હાથ અને મ્હોં પર ઉડયા.

'ઓહ' કરીને તે ખુરસી પર પાછી બેસી ગઇ. રશ્મિએ પાછું વાળી જોયું. રજનીના ગુલાબી ગાલ અને કપાળ પર સફેદ રજકણો કમલની પાંખડીઓ પર ઝાકળનાં બિન્દુ શોભે તેમ વિલસી રહ્યાં.

અને પળની યે તક ગુમાવ્યા વિના હું ઉભો થયો.

"Oh! Sorry!" કહી મેં રશ્મિની જ નજર સામે વિના વિલંબે રજનીનો સુંવાળો હાથ મારા હાથમાં લઇ નેપકીનથી લુછવા માંડયો.

રશ્મિએ હાંફળા ફાંફળા બરાડા પાડવા માંડયા,

"Never mind, never mind, don't trouble yourself."

પણ મેં તો તેના હાથ છોડી કપાળ અને ગાલનો પ્રદેશ સર કર્યો અને એક હાથ તેના ડાબા કપોલ પર ટેકવી તેજસ્વી ભાલ અને જમણા ગાલ ઉપરથી ડાઘ લુછવાનું શરૂ કર્યું.

રશ્મિની આંખમાંથી અંગારા ઝરી રહ્યા, છતાં મેં તો સુંવાળા સ્પર્શનો આનન્દ સંપૂર્ણ રીતે અનુભવી લીધો. રજનીના મૃણાલ જેવા હાથ અને રેશમી કપોલને એક પળવાર દાબી, હું દૂર ખસી ગયો.

અને રજનીએ ખુરસી પરથી ઉઠતાં ઉઠતાં મારો આભાર માની કહ્યું,

"તમે બહુ તકલીફ ઉઠાવી હો!"

એ પાંચ શબ્દોમાં, સ્પર્શ અને પ્રત્યુત્તરની બે પળોમાં મને ભાવી મઝેદારીનો ઇતિહાસ ઉકેલાતો લાગ્યો.

પરંતુ રશ્મિના ચહેરા ઉપર વિષાદ અને ગુસ્સાની મિશ્ર લાગણીઓ ચમકી રહી. તે અચણુચ બોલી ઉઠયો,

"ચાલો, રજની! આપણે આપણા બંગલામાં જઇએ. સાંઝે આ ગૃહસ્થને આપણે તકલીફ નહીં આપીએ?"

રશ્મિનું દર્દ હું સંપુર્ણપણે સમજી ગયો, એ બિચારાની મને દયા આવી. ચાલી જતી રજનીને હું વહેલી સ્હવારે સ્વપ્નમાં સરી જતી અપ્સરા જેવી નિરખી રહ્યો.

પોતાના બંગલાની પગથાર ચઢતાં ચઢતાં રજનીએ જરા પાછું વાળી મારા પર તીરછી નજર નાંખી લીધી અને પછી ટટ્ટાર બની તે સગર્વ ગતિએ ઓરડામાં ચાલી ગઇ. એની વીજળીના ઝબકાર જેવી નજર મારા હ્રદયમાં લપેટાઇ રહી.

***

સાંઝે જ્યારે સાન્તાક્રુઝ અને વીલેપાર્લેની ગુર્જરાતણોના મીઠા આક્રમણથી જુહુની રેતી ચંપાઇ રહી, ત્યારે હું સમુદ્રના પટ પર ફરવા નીકળ્યો. બંગલાનું કમ્પાઉન્ડ છોડી હું રેતીની કિનાર પાસે પહોંચ્યો ત્યારે રજની અને રશ્મિને મેં એમના બારણા બહાર નીકળતાં જોયાં, પણ તેમના માટે નહિં થોભતાં હું ઉતાવળે પટ પર ચાલી ગયો. રજની રેતી ઉપર ફરવા આવશે જ તેની ખાત્રીમાં હું સ્વસ્થ હતો.

સોએક કદમ આગળ જઇ હું સાગર ઉપરની દ્રષ્ટિમર્યાદા પર ડુબવા માટે લટકી રહેલા લાલ સુર્યનું બિમ્બ નિરખી રહ્યો. એ અંગાર-ગોળામાંથી રજનીનું વદન હાસ્ય વેરતું લાગ્યું. ઉછળતા પાણીની સપાટી પર પથરાયલા સુનેરી રંગમાં ઠામ ઠામ રજનીનું હાસ્ય રમી રહ્યું. શ્વાસ લેતાં મોજાંનાં નાનાં શૃંગો રજનીના ઉર્મિતરંગ વક્ષઃસ્થળનું રૂપ

ધરી રહ્યાં. જળમાં ગરક થતા આફતાબ સાથે હું કલ્પનાસૃષ્ટિમાં ગરકાવ થયો.

કેટલીવાર હું એ મનોરાજ્યમાં વિહાર કરતો ઉભો રહ્યો! સંધ્યાની સુરખી ઉડી ગઇ અને ગર્જના કરતું એરપ્લેન સાગરના ઉદરને જાણે કે અડકતું અડકતું પણ જરા ઉંચે ઉડતું મારી પાસેથી જ પસાર થયું ત્યારે મારી સમાધિ તુટી.

રજની ચાલી ગઇ હશે! મને કેમ બોલાવ્યો નહીં હોય? એ વિચારે હું પાછો ફર્યો. બંગલા પર આવ્યો ત્યારે રજનીનો નોકર તેની પગથાર પર બગાસાં ખાતો હતો. મેં એને પુછ્યું.

"કેમ શેઠ ક્યાં ગયા છે?"

"શેઠાણી સાથે મુંબઇ," એ જવાબ સાંભળીને હું થંભી ગયો.

"પાછા ક્યારે આવશે?"

"રાતે દશ વાગે."

આવતી કાલની યોજનાઓ ઘડતો હું સોફા પર પડયો. અત્યારે રસોઇ નહીં કરવાનું રામાને કહી હું હેવલોક એલીસનું ચોથું પુસ્તક વાંચવામાં ગુંથાયો.

દશ વાગ્યા સુધીમાં દશ વાર ઓરડાની બહાર આવી મેં રજનીની માર્ગપ્રતીક્ષા કરી. અગીઆર વાગ્યા પણ કોઇ આવ્યું નહીં.

અંતે થાકીને હું પથારીમાં પડયો. રજનીનો મિલાપ એ સ્વપ્ન જ હતું કે સત્ય હતું, સુંવાળા સહચારની ઝંખનાને અનન્ય સંતોષ આપે એવી એ સુન્દરી આટલી નજદીક આવ્યા પછી કોઇ અગમ્ય સ્થળે સરકી તો નહીં જાય તેની ચિન્તામાં મારી આંખ મળી ગઇ.

***

સ્હવારે બાલસૂર્યનાં કોમળ કિરણોએ મારી આંખો ઉપર તરવરાટ આણ્યો ત્યારે હું જાગ્યો, અને ગેલેરીમાં આવી જોઉં છું તો બેઇધીંગ સુટમાં સજ્જ થએલી રજનીનો એક હાથ ગળામાં લગાવી, પોતાનો હાથ એની કટિ પર લપેટી રશ્મિ સાગરમાં શરીરની ગરમી ઉતારવા બંગલાની બહાર જઇ રહ્યો હતો.

રજની આ વેળા જેટલી સુન્દર ભાસતી હતી એટલી ઉન્માદક સુન્દરતા મેં જીવનભરમાં કદિ જોઇ નહોતી. યૌવનની મસ્તીએ ચડેલી હરિણીની પેઠે તેના પગ અજબ ચાપલ્યથી ધરતી પરથી સરકતા હતા. એની જાંઘમાં યુગયુગનાં જાદુ ભર્યાં હતાં. પુરૂષત્વને ઉશ્કેરે એવાં એનાં સુરેખ અંગો તસતસતા બેઇધીંગ સુટને તોડી બહાર ધસી જવા જાણે કે તલસી રહ્યાં હતાં. મસ્તક પર લપેટાઇ રહેલી રબ્બરની ટોપી અને નિતંબ વચ્ચે થઇને લટકતી સુટની પુછડી તેને 'મરમેઇડ' ની અદા અર્પતી. જલદેવીનો સ્વાંગ એણે ખાસ તૈયાર કરાવ્યો હોય એમ ભાસતું. એની બગલમાં લપાઇ રહેલું સી-બેટ કોઇ પણ મર્દને ઇર્ષ્યા ઉપજાવતું.

બીલકુલ વિલંબ વિના મેં મ્હોં ધોઇ, મારો બેઇધીંગ સુટ શરીર પર ચડાવી લીધો અને રજની-રશ્મિ સાગરના જલ સુધી પહોંચે તે પહેલાં હું દોટ મુકી એમની સાથે જોડાઇ ગયો.

"ગુડ મોર્નીંગ મી૦ રશ્મિ-હાઉ ડુ યુ ડુ રજની બ્હેન?" પાછળથી જ મેં પડકાર આપ્યો.

બંનેએ પાછું વાળી જોયું. રશ્મિ ખસીયાણો પડી ગયો. રજનીએ સલામી વાળતાં કહ્યું, "હલ્લો, ઇઝ ઇટ યુ?"

તેના છાંટા રજનીના હાથ અને મ્હોં પર ઉડયા.

'ઓહ' કરીને તે ખુરસી પર પાછી બેસી ગઇ. રશ્મિએ પાછું વાળી જોયું. રજનીના ગુલાબી ગાલ અને કપાળ પર સફેદ રજકણો કમલની પાંખડીઓ પર ઝાકળનાં બિન્દુ શોભે તેમ વિલસી રહ્યાં.

અને પળની યે તક ગુમાવ્યા વિના હું ઉભો થયો.

"Oh! Sorry!" કહી મેં રશ્મિની જ નજરે સામે વિના વિલંબે રજનીનો સુંવાળો હાથ મારા હાથમાં લઇ નેપકીનથી લુછવા માંડયો.

રશ્મિએ હાંફળા ફાંફળા બરાડા પાડવા માંડયા,

"Never mind, never mind, don't trouble yourself."

પણ મેં તો તેના હાથ છોડી કપાળ અને ગાલનો પ્રદેશ સર કર્યો અને એક હાથ તેના ડાબા કપોલ પર ટેકવી તેજસ્વી ભાલ અને જમણા ગાલ ઉપરથી ડાઘ લુછવાનું શરૂ કર્યું.

રશ્મિની આંખમાંથી અંગારા ઝરી રહ્યા, છતાં મેં તો સુંવાળા સ્પર્શનો આનન્દ સંપૂર્ણ રીતે અનુભવી લીધો. રજનીના મૃણાલ જેવા હાથ અને રેશમી કપોલને એક પળવાર દાબી, હું દૂર ખસી ગયો.

અને રજનીએ ખુરસી પરથી ઉઠતાં ઉઠતાં મારો આભાર માની કહ્યું,

"તમે બહુ તકલીફ ઉઠાવી હો!"

એ પાંચ શબ્દોમાં, સ્પર્શ અને પ્રત્યુત્તરની બે પળોમાં મને ભાવી મઝેદારીનો ઇતિહાસ ઉકેલાતો લાગ્યો.

પરંતુ રશ્મિના ચહેરા ઉપર વિષાદ અને ગુસ્સાની મિશ્ર લાગણીઓ ચમકી રહી. તે અચણુચ બોલી ઉઠયો,

"ચાલો, રજની! આપણે આપણા બંગલામાં જઇએ. સાંઝે આ ગૃહસ્થને આપણે તકલીફ નહીં આપીએ?"

રશ્મિનું દર્દ હું સંપુર્ણપણે સમજી ગયો, એ બિચારાની મને દયા આવી. ચાલી જતી રજનીને હું વહેલી સ્હવારે સ્વપ્નમાં સરી જતી અપ્સરા જેવી નિરખી રહ્યો.

પોતાના બંગલાની પગથાર ચઢતાં ચઢતાં રજનીએ જરા પાછું વાળી મારા પર તીરછી નજર નાંખી લીધી અને પછી ટટ્ટાર બની તે સગર્વ ગતિએ ઓરડામાં ચાલી ગઇ. એની વીજળીના ઝબકાર જેવી નજર મારા હૃદયમાં લપેટાઇ રહી.

***

**સાંઝે** જ્યારે સાન્તાક્રુઝ અને વીલેપાર્લેની ગુર્જરાતણોના મીઠા આક્રમણથી જુહુની રેતી ચંપાઇ રહી, ત્યારે હું સમુદ્રના પટ પર ફરવા નીકળ્યો. બંગલાનું કમ્પાઉન્ડ છોડી હું રેતીની કિનાર પાસે પહોંચ્યો ત્યારે રજની અને રશ્મિને મેં એમના બારણા બહાર નીકળતાં જોયાં, પણ તેમના માટે નહિં થોભતાં હું ઉતાવળે પટ પર ચાલી ગયો. રજની રેતી ઉપર ફરવા આવશે જ તેની ખાત્રીમાં હું સ્વસ્થ હતો.

સોએક કદમ આગળ જઇ હું સાગર ઉપરની દ્રષ્ટિમર્યાદા પર ડુબવા માટે લટકી રહેલા લાલ સુંર્યનું બિમ્બ નિરખી રહ્યો. એ અંગાર-ગોળામાંથી રજનીનું વદન હાસ્ય વેરતું લાગ્યું. ઉછળતા પાણીની સપાટી પર પથરાયલા સુનેરી રંગમાં ઠામ ઠામ રજનીનું હાસ્ય રમી રહ્યું. શ્વાસ લેતાં મોજાંનાં નાનાં શૃંગો રજનીના ઉર્મિતરંગ વક્ષઃસ્થળનું રૂપ

રશ્મિના પગ રજનીના કંઠમાં અટવાતા જોયા અને રશ્મિ ઉંધે માથે પાણીમાં ઉતરી ગયો. રજની ખડખડાટ અટ્ટહાસ્ય કરતી ઉભી રહી. બે ચાર ઘુંટડા ખારૂં પાણી ગળી રશ્મિ જ્યારે મ્હોં ખંખેરતો સપાટી પર આવ્યો ત્યારે રજનીએ તેના ગાલ પર નરમાશથી હાથ ફેરવી કહ્યું,

"અરેરે! તમે પાણી પી ગયા, ચાલો થયું, બદહજમી મટી જશે."

"હવે જા, ગંદી!" રશ્મિએ ચીડાઈને કહ્યું, "મારી જોડે આવું તોફાન કરીશ નહીં."

"જેવી આપની આજ્ઞા," કહી રજનીએ બીજી ડુબકી મારી.

રશ્મિ ગભરાયો. એણે એકદમ કિનારા તરફ પાણીના તળીઆમાં પગ ભરાવી ભરાવી તરવા માંડ્યું. તેનું મુખ કિનારા પ્રત્યે હતું.

મને લાગ્યું કે રજની ફરી રશ્મિના શરીર નીચે પાણીમાંથી ઉભી થશે. પણ મારી અજાયબી વચ્ચે મારા પગ ઉપર મને પાણીમાં સુંવાળું શરીર અથડાતું જણાયું. હું નીચે વળ્યો, પાણીમાં ડુબ્યો અને પગ આગળ આવી રહેલી રજનીને છાતી સરસી ચાંપી, આશ્લેષમાં લઈને જ તેની જોડાજોડ ઉભો થયો.

હજુ રશ્મિ કિનારા તરફ ગતિ કરે જતો હતો. અમારાથી પંદર વીશ ફીટ તે દૂર નીકળી ગયો હતો. તે પાછું વાળી જુએ તે પહેલાં મેં મારા હાથમાં સરી પડેલી એક જ પળનો ઉદ્ધાર ઉપયોગ કરી લેવાનો નિશ્ચય કર્યો.

રજનીનાં અંગ સાથે અંગ જોડી, છાતીએ છાતી મીલાવી, ગાઢ આલિંગન લઈ, હોઠ પર હોઠ ભીડી મેં સ્નિગ્ધ ચુંબન આપ્યું. એ બોસાનો અવાજ દરીઆના ગર્જનમાં ભળી ગયો. રજની વિવશ બની ગઈ. આંખો મીચી તેણે મારા આલિંગનમાં માથું ઢાળી દીધું.

મેં તેના રેશમી ગાલ પર હાથ ફેરવતાં કહ્યું,

"વ્હાલી! સ્વસ્થ થઈ જા, રશ્મિ જોઈ જશે, આપણે છુટાં પડી જવું જોઈએ."

"મારા રમણ!" તે હળવે સ્વરે ટહુકી, "આ એક પળ માટે જીવન-સર્વસ્વનાં દાન પણ અધુરાં છે. હું થાકી છું મને આરામ લેવા દો."

પણ મને રશ્મિનો ભય હતો. તે પચીશ ફીટ દુર પાણીમાં થોભ્યો. મેં રજનીને દૂર હડસેલી દીધી. રશ્મિએ પાછા ફરી જોયું તો રજની તેને તાળી પાડી ટોળમાં પોતાની કને બોલાવી રહી હતી.

રશ્મિએ રોષમાં બુમ મારી,

"ચાલ, બહાર નીકળ હવે."

તુરત જ રજની પાણી નીચે સંતાઈ ગઈ. રશ્મિએ દાંત કચકચાવી બરાડવા માંડ્યું.

રજની કયાં નીકળે છે તેની નજર રાખતો હું ઉભો રહ્યો. પણ એટલામાં તો મારા પગ નીચેથી રેતી ધસારાબંધ સરકવા માંડી. છાતી સુધીનાં પાણીમાંથી હું નાક સુધીનાં ઉંડાણમાં ઉતરી ગયો. મેં રેતીમાં પગ ભરાવવા અને કિનારા તરફ ધસવા પ્રયાસ કર્યો પણ હું બે ડગલાં આગળ જતાં ત્રણ ડગલાં પાછળ ખેંચાવા લાગ્યો. મારા દિલમાં ફાળ પડી. મેં ચીસ નાખી,

"રજની! રજની!"

અને રજની મારાથી પંદર ફીટ દૂર ઉંડા પાણી ઉપર કિલકિલાટ કરતી નીકળી. મેં ફરી ચીસ નાખી,

"રજની! એકદમ કિનારા તરફ ધસારો કર. આપણે અવળી વહેળમાં આવી પહોંચ્યા છીએ."

રજનીનો પ્રફુલ્લ ચહેરો પલટાતો લાગ્યો. તેણે જોશભેર મારી નજદીક આવવા તરવા માંડયું, પણ તેના તમામ જોશને ઝેર કરી નાખતા પ્રવાહે એને એક તસુભારે આગળ આવવા દીધી નહીં.

હું પણ આગળ જવાના પ્રયાસમાં પાછળ હટતો હતો. રજનીનો તરફડાટ જોઇ મારા હૈયામાં જાળ થતી હતી... રશ્મિ હજુ રીસમાં ને રીસમાં બૂમ બરાડા પાડતો હતો. તેને મેં પડકાર્યો,

"નાલાયક માણસ, રજની પ્રવાહમાં સપડાઇ ગઇ છે. એને બચાવવા પાછો આવ."

"હેં! હેં!" રશ્મિનો સાદ ફાટી ગયો. ને બીજી જ પળે રજનીની નિરાધાર ચીસ સંભળાઇ, "બચાવો બચાવો, હું ડુબી જાઉં છું."

સલામતી શોધવાનો આ સમય નહોતો. જેના સ્પર્શ, જેના આલિંગન, જેના નિરંતર સહચાર માટે હું તલસી રહ્યો હતો, એ સુન્દરીને બચાવતાં જીન્દગી ફના થાય તોયે શું? એક જ પળમાં નિશ્ચય કરવાનો હતો. જલધિના ઉંડાણમાં નિમિષમાત્રમાં ઝંપલાવવાનું હતું. એક છેલ્લી નજર મેં રશ્મિ ઉપર નાખી લીધી. એ તો કાયરની મિસાલ કિનારા તરફ ન્હાસી રહ્યો હતો. જીવલેણ વહેળ કદાચ એને પકડી પાડે એ ભયથી ધ્રુજતો તે પાણીમાં ફાળ ભરી કાંઠા ભણી ધસી રહ્યો હતો.

"હટ! બાયલા, કાયર, કુત્તા!" મારા મ્હોંમાંથી ઉદ્‌ગારો સરી પડયા, અને એ જ ક્ષણે મેં પાણીમાં ડુબકી મારી પ્રચંડ વેગે સાગરને તળીએ ઉંડાણમાં આક્રમણ કર્યું.

અર્ધી મીનીટમાં તો હું રજની પાસે પહોંચી ગયો. તળીઆમાં પગ ભરાવી મેં ઉંચે હડસેલો માર્યો કે તરત જ મોજાં સાથે અથડાતી રજની મારા બે હાથમાં આવી રહી. પગના જોશથી તરતાં તરતાં મેં કહ્યું,

"Rajni dear, don't you lose your spirit. હું હમણાં જ તને કિનારે લઇ જઇશ."

"ઓહ ડીઅર! હું થાકી ગઇ છું," તેણે હાંફતાં હાંફતાં નિ:સહાયતા બતાવી.

તે સીમેંટને મરણીઆ પક્કડથી વળગી રહી હતી. એ જ પાટીયાનો થોડો એવો આધાર મેં રજનીના વાંસા ઉપર મારો હાથ વીંટાળીને લીધો, અને બીજા હાથથી ને પગના તમામ જોશથી અવળી વહેળને કાપવા ભીષણ પ્રયાસ આદર્યો. રજનીને મેં આયાસ ઉઠાવવા ના કહી, છતાં તેણે છેલ્લો પ્રયાસ કરવા માંડયો. અમારા બન્નેનાં સંયુક્ત બળથી પાટીઆ સાથે અમે આગળ ધપતાં અને તુરત જ પાછળ ખસતાં. ઘડીમાં મોજાંની ટોચે ઉછળી અમે કિનારા પરના છુટા છવાયા લોકોની નજરે ચઢતાં ત્યારે લોકોનો ઉશ્કેરાટ દેખાતો અને પાછાં કોઇ મોજાં નીચે ગરક થઇ તળીએ પટકાતાં ત્યારે મોતનો અંધકાર અમને આવરી લેતો. છતાં પાણીમાંથી મસ્તક બહાર નીકળતાં જ હું રજનીને ઝડપી શબ્દે આશ્વાસન આપતો. એ જ્યારે છેક થાકી, હાથ કે પગ ચલાવવાની તેનામાં તાકાત ન રહી ત્યારે મેં તેને જોશ કરવું બંધ રાખવા આગ્રહ કર્યો. પરવશ બની એણે પ્રયાસો મુકી દીધા, અને મોજાં સામે

દ્વંદ્વયુદ્ધ ખેલવાનું કામ મારી પાસે જ રહ્યું. બધું બળ એકઠું કરી, દાંત ભીડી મેં પાણી ઉપર હાથ પગના પ્રહારો આદર્યા. પાટીઆ સાથે અમે પાંચ ફીટ આગળ આવ્યાં. હજુ પગ તળીએ અડકી શકતા નહોતા, પાણી ઉંડું હતું, પ્રવાહનું જોશ પ્રચંડ હતું, તો પણ રજનીને મેં દિલાસો દીધો.

"વ્હાલી! કાં તો હું તને બચાવીશ અને નહિં તો આપણે બન્ને આ જળશય્યામાં જ છેલ્લો સહચાર સેવશું."

ગજા ઉપરાંત બળ કરવાથી મારૂં માથું ભમતું હતું. રજનીની આંખો બંધ હતી. તે કંઇ જ હલતી ચલતી કે બોલતી નહોતી. મેં તેના વદન પર દ્રષ્ટિ ફેરવી બુમ મારી,

"રજની, રજની."

કશો જ જવાબ મળ્યો નહીં. તે બેહોશ બની ગઇ હતી. મને વધારે ફાળ પડી. છતાં મેં વીફરેલા સાગરપ્રવાહ સામે જીવનમરણનો જંગ મચાવ્યો.

આંખો મીચી, રજનીને પાટીઆ ઉપર એક હાથની બાથમાં લપેટી મેં કોઇ ઉન્મત્ત માણસની જેમ હોકારા કરતાં મોજાં કાપવા માંડયા. મારા પગ પકડી દરીઓ મને પાછો ખેંચવા અથાક મહેનત કરી રહ્યો હતો છતાં રજનીની પ્રેરણા મને એ રાક્ષસના ઝડબામાંથી આગળ ને આગળ ધપાવતી હતી. પાંચ ફીટ, દશ ફીટ, અગીઆર ફીટ, બાર, તેર...પંદર, કોણ જાણે કેટલીવારે ગળાસમાં પાણીમાં હું પહોંચ્યો. મારા પગ રેતીને અડકયા. મેં ટટાર ઉભા રહેવા પ્રયાસ કર્યો, પણ મને કિનારા પરના ઝાડ, માણસો, નજદીકનું પાણી અને બેહોશ રજની સર્વ ચક્કર ફરતાં લાગ્યાં. હું પાણીમાં ડુબતો હોઉં એમ જણાયું. મારા હાથમાં કંઇક કઠણ લાંબી વસ્તુ આવી. થોડે દૂર માણસોનો ઉંડો ઉંડો શોર થતો હોય એમ સંભળાયું. મેં અર્ધ બેભાન અવસ્થામાં રજનીને મારા પડખામાં દાબી લીધી, સીબેટ મને સરકી જતું લાગ્યું. કોઇ વસ્તુને મેં બીજે હાથે પકડી હતી છતાં હું જાણે કે પાણીમાં ઉંડો ને ઉંડો ઘસડાવા લાગ્યો. વિચિત્ર અવાજો મારા કાનમાં અથડાયા. એ સુરો પળ વારમાં શમી ગયા અને પછી સર્વત્ર સુનકાર–અંધકાર પ્રસરી રહ્યો.

શું થયું, હું કયાં ગયો, કોણે મને સાગરની બહાર કાઢયો તેની મને કંઇ જ ખબર નહોતી, પણ મેં આંખો ખોલી ત્યારે હું એક ઓરડામાં બીછાના પર પડયો હતો. બીજા બીછાનામાં નિશ્ચેતન સૌન્દર્યની પ્રતિમા સમી રજની સુતી હતી. તેની પાસે ડોકટર બેઠો હતો.

હું બેબાકળો પથારીમાંથી કુદ્યો અને 'રજની રજની' કરતો રજનીના બીછાના પાસે પહોંચ્યો.

ડોકટરે મને ફરમાવ્યું, "તમે આરામ લો."

મેં કહ્યું, "કંઇ જ જરૂર નથી. મને આરામ મળી ગયો. I am alright."

બાજુમાં રશ્મિ બેઠો હતો. તેણે મારા ખભા પર હાથ મુકી આર્દ્ર સ્વરે કહ્યું.

"ભાઇ! તમારો આભાર જેટલો માનું તેટલો ઓછો છે. જીન્દગીને ભોગે તમે રજનીને બચાવી છે. છેલ્લી ઘડીએ અમે ફેંકેલું દોરડું પકડી તમે અજબ બહાદુરી દાખવી. દોસ્ત! મારી અલડાઇ માટે માફી આપશોને?"

"રશ્મિભાઇ!" મેં વિજયી છટાથી જવાબ આપ્યો, "ચાલો ગઇ ગુજરી ભુલી જાઓ. આપણે બન્ને રજનીની સારવારમાં લાગી જઇએ."

કલાકવારમાં રજનીને સંજ્ઞા આવી. તેની પહેલી નજર રશ્મિ પર ઠરી. તુરત જ તે આંખો મીચી ગઇ. રશ્મિ તેના ગાલ પર હાથ ફેરવતો ગળગળે અવાજે બોલ્યો,

"ડાર્લીંગ, હવે તો સારૂં છે ને?"

રજનીએ ફરી વખત આંખો ખોલી. આ વેળા એની દ્રષ્ટિ મારા પર સ્થિર હતી.

તે મંદ મંદ હસી. જે ઓષ્ઠ ઉપર સાગરનાં મોજાંની ઓથે મારૂં ગાઢ ચુંબન જામ્યું હતું ત્યાં ફરકી રહેલું સ્મિત મને અલૌકિક ભાસ્યું.

***

રવિવારની સાંઝ હતી. મુંબઇથી જુહુનાં કિનારે આવેલી સૌન્દર્યની ભરતી સાગરતટને, તાડોના જુથને અને એરોડ્રોમના આંગણાને અપ્સરાઓનું ઉદ્યાન બનાવતી હતી.

સ્નાનના અકસ્માત પછી રશ્મિએ મને પ્રિય મિત્ર કર્યો હતો. રજનીને તે રહવાર સાંઝ મારી સાથે ફરવા આવવા દેતો. મોડી રાત સુધી હું અનેકવાર એ દંપતી જોડે બેસી ટોળટપ્પાં ફેંકતો. ઘણીએ વાર તેમનો હું પરોણો બન્યો હતો. રજની વારંવાર સાન્તાક્રુઝમાં જતી અને કંઇક સ્ત્રીઓ જોડે બ્હેનપણાં કરી તેમને થીઓસોફીકલ કોલોનીમાં ચાનાસ્તો લેવા ખેંચી લાવતી. કોઇ કોઇવાર તે સમુદ્રસ્નાન અને તરવાના લાભ ઉપર સાન્તાક્રુઝની સખીઓને પ્રવચનો આપતી અને પછી બ્હેનપણીઓને સાથમાં લઇ મને ન્હાવા નિમંત્રણ દેતી. રજનીના આદેશે હું ખાર, વિલે પાર્લે અને સાન્તાક્રુઝથી આવતી ગુજરાતણોને તરતાં શીખવતો. અનાયાસે જ મને આમ રોજ વૈવિધ્યવંતી મિત્રતા મળી રહેતી.

આજે બપોર પછી રશ્મિ મુંબઇ ગયો હતો. દિવસ આથમે તે પાછો આવવાનો હતો. દરમીઆન મને એક ટીખળ સુઝયું. રજનીને મેં લલચાવી,

"જો રજની! આજથી હું તને વીજળી કહેવાનો છું. તું બોલે છે, ચાલે છે, તીરછી નજરે જુએ છે અને દરીઆમાં તરે છે ત્યારે તારી અદા આકાશની વીજળી જેવી લાગે છે. તારામાં ચપળતા પણ વીજળી જેવી જ છે. પણ વીજળી અદ્ધર હવામાં વિહરે છે ત્યારે તું જમીન પર ટાંટીઆ ઘસડે છે."

રજની તુફાની નજરે મારી સામે જોઇ રહી.

"તમે આ આલંકારિક ભાષા જવા દો. હવામાં ચમત્કાર કરવો હોય તો સાધન કયાં નથી? એરોડ્રોમ પાસે જ છે."

"શાબાશ," મેં રજનીની પીઠ થાબડી, "તું સામાનું મન કળી જવામાં જબરી કુશળ છે."

રજનીને બંગલામાં નોકર જોડે મુકી હું એરોડ્રોમ પર દોડયો. તમામ પાઇલોટ મારા દોસ્ત બની ગયા હતા. એમનામાંથી એક તબીયતદાર જવાનને બોલાવી મેં સાંઝને માટે હમણાંજ આવેલું સાઉન્ડપ્રુફ બેઠકવાળું એરપ્લેન રીઝર્વ કરાવ્યું, અને પાંચથી ૭ સુધીના વાયુવિહારના કાર્યક્રમની એને સુચના આપી.

બંગલા પર હું પાછો ગયો ત્યારે રજની વીજળી જેવાં ચમકતાં સફેદ રેશમી વસ્ત્રો

પહેરી તૈયાર ઉભી હતી. મને જોતાં જ તે બોલી; "ચાલો, એરપ્લેનમાં હમણાં જ ઉડીએ."

"પણ હજુ કલાકની વાર છે. જરા દરીઆ કિનારે ફરીને જઇશુ."

ઠંડી હવા આરોગી અમે પાછાં ફર્યાં ત્યારે પોણા પાંચ થયા હતા. એરોડ્રોમ પાસે જઇ અમે અમારૂં વિમાન તપાસ્યું. પાઇલોટને બોલાવી મેં કાનમાં કહ્યું,

'દોસ્ત, થોડાં હવાઇ 'સોમરસોલ્ટ' થવા દેજે."

"સું કહોચ," પારસી ભાષામાં એણે અજાયબી બતાવી. 'એવન બાનુ ગાભરી જશે."

'તેની તારે શી પંચાત છે. દોઢ ડહાપણ જવા દઇ હું કહું તેમ કર." મેં રૂવાબ છાંટયો.

"વારૂ સા'બ! બીરાજો કેની," પારસી પાઇલોટે મને અને રજનીને સલામ ભરી રસ્તો ચીંધ્યો.

રજની એરોપ્લેનને અડકી રહેલી સીડી પરથી સીટમાં કુદી, તેની બાજુમાં હું જંમ્પ્યો, અને પાઇલોટે મશીનને ગતિમાં મુક્યું. એરોપ્લેનના નાક ઉપરનો પંખો સરસરાટ કરવા માંડયો, એન્જીનમાંથી આસપાસ સંભળાતો પ્રચંડ ઘરઘરાટ ઉઠયો. અને મેદાનમાં એક ફર્લાંગ સુધી વિમાન મોટરની પેઠે દોડયું. બીજી જ પળે તે સમળી મિસાલ જમીનથી અદ્ધર ઉંચકાયું. પાંચ ફીટ, દશ ફીટ, પચીશ ફીટ, ત્રીશ ફીટ; જોતજોતામાં સો ફીટ ઉંચે ચઢી એણે તાડીનાં જૂથ ઉપર મઝલ માંડી. રજની મારા પડખામાં સરકી, હું તેની હુંફમાં લપાયો. એક બાજાના હાથ અન્યોન્યની કટિને વીંટળાઇ રહ્યા. ગાલ સાથે ગાલ ચાંપી રજનીએ સરી જતા વારિતરંગો જેવા શબ્દો કાઢયા,

"પ્રિય! હું વીજળી બની રહું એ તમને બહુ ગમે છે?"

"હાસ્તો ડાર્લીંગ! અને મને ગગનગામી મેઘ બનવું રૂચે છે."

"ત્યારે તો મેઘને વીજળી લપેટાઇ રહેવી જોઇએ."

"મેઘ હોય તો જ વીજળી ચમકે અને મેઘમાં જ તે લીન થાય."

"હું યે તમારામાં અત્યારે લીન જ છું ને?" રજની થડકતે હૈયે બોલી.

એ હૈયા ઉપર મેં હાથ લગાડયો. તેમાંથી ત્વરિત ધબકારા ઉઠતા હતા. વિમાન ઉંચું ને ઉંચું ચઢતું હતું. નીચેનાં તાલવૃક્ષો વામન બની રહ્યાં હતાં. વીલેપાર્લે અને સાંતાક્રુઝનાં મકાનો કુબાના દિદાર ધરતાં. તાલવન છોડી સાગર પર ઉંચે સરકતા એરપ્લેનમાંથી નીચે જોતાં તમામ જલભંડાર શાંત દેખાતો. મોટાં મોટાં મોજાં સરિતાની વાયુપ્રેરિત કોમળ લહરીઓ જેવાં ભાસતાં. પટ ઉપરનાં સ્ત્રી પુરૂષો વહેંતીયાં જણાતાં. ઉંચે આકાશમાં ઝુમી રહેલાં વાદળાં નજદીક ને નજદીક આવતાં હોય એમ લાગતું. વાદળાં જોઇ રજનીથી બોલી જવાયું,

"આપણે આ અભ્રોની પેલી મેર છુપાઇ જઇએ તો કેવું સારૂં?"

તેની કલ્પનાને મુર્ત કરવા મેં કહ્યું,

"આપણે વાદળાં ઉપર સ્વારી કરવા જ જઇએ છીએ. ત્રણેક હજાર ફીટ ઉંચે આવી પહોંચ્યા છીએ. બસો ચારસો ફીટ વધુ જઇશું તો વાદળાં પણ આપણી નીચે દેખાશે."

"આ અનુભવ અજબ છે, અનેરો છે." તે બોલી ઉઠી.

પાઇલોટે યંત્રને જોશભેર ગતિ આપી. ત્રણ મીનીટમાં અમે વાદળાં વીંધી ઉપર

ચઢી ગયાં.....અને પછી મુંબઇ તરફ વિમાન કલાકના સો માઇલની ઝડપે ઉડવા માંડયું.

સાન્તાક્રુઝ પસાર થયું; ખાર ગયું, બાંદરા વટાવ્યું. અનન્ત સાગર ઉપર વાતાવરણમાં સફર કરતું જહાજ એક પછી એક પરૂં વટાવી વર્લી પર આવ્યું. કવચિત વાદળાં અમારી નીચેની સૃષ્ટિને ઢાંકી દેતાં તો કોઇ વાર અભ્રથી અલગ રહેલી જગ્યામાંથી અલ્પ ભાસતી મુંબઇનાં દર્શન થતાં. મલબાર હીલ નાનકડી ટેકરી જેવી દેખાતી. મહાલક્ષ્મીના આકાશ આગળથી સારી મુંબઇ કોઇ જંગી કાગળ પર દોરેલા નકશા જેવી લાગતી.

છેક કોલાબાના દરીઆને આંટો લઇ અમે પાછાં ફર્યાં. ગેઇટ વે ઓફ ઇન્ડીઆની ઉપર સાડાત્રણ હજાર ફીટ ઉંચે એરપ્લેન ઘડીભર થોભ્યું. તાજમહાલ હોટેલ અને રાજાબાઇ ટાવર ત્યાંથી ટચુકડાં દેખાતાં. એપોલોના બંદરમાં ઉભેલી સ્ટીમરો ન્હાનકડી હોડીઓ જેવી લાગતી. ટ્રામો અને ઇલેકટ્રીક ટ્રેઇનો ચોમાસાની ઇયળો પેઠે દોડતી. એનો અવાજ અમને સ્પર્શી શકતો નહીં.

એપોલો પરથી અમે પાર્લે તરફથી પાછી પાંખો પ્રસારી અને બધું મળી પોણા કલાકમાં તો પાછા એરોડ્રોમ પર ઉડી રહ્યાં. અમારી નીચે બીજાં અનેક વિમાનો ઉડતાં હતાં. રજની મને આલિંગન આપી સુંવાળી વાતો કરતી હતી.

એટલામાં એરપ્લેન પડખાભર નમ્યું. રજની કંઇક ભયમાં ને કંઇક કુતુહલમાં મને બાઝી પડી. વિમાન વધારે નમ્યું–ઉંધું વળતું હોય એમ લાગ્યું. રજનીએ ચીસ નાખી. તેને પડખામાં દાબી લઇ મેં કહ્યું.

"ગભરા નહીં, એ તો સોમર સોલ્ટ..." વાકય પુરૂં થતાં પહેલાં એરોપ્લેને એકદમ ગુલાંટ ખાધી. હું રજની સમેત સીટમાં ચોંટી રહ્યો. એક જ ગુલાંટમાં વિમાન પાંચસો ફીટ નીચે આવી રહ્યું. ફરી ઉંચે ચઢી તેણે એક સાથે ચાર ગુંલાટ લીધી અને જોતજોતામાં તે હજાર ફીટ નીચે આવ્યું. રજની ગભરાવા લાગી. તેમ તેમ તેને હું ચુંબન આપી મારા અંગ સાથે ચાંપતો ગયો.

અઢી હજાર ફીટ ઉંચે પાઇલોટે ગુલાંટોની પરંપરા આદરી. વિમાન ઉંચે ચઢે ને ઉંધું વળી નીચે આવે, પાછું ચઢે ને પાછું ગડથોલીઉં ખાય એમ હવામાં સરકસના કસરતબાજ છોકરાના જેવા ખેલ ખેલાઇ રહ્યા. જ્યારે જ્યારે જહાજ સ્થિર થતું ત્યારે ત્યારે હું રજનીનું ધ્યાન ધરતી પર ઉભેલા માનવ સમુહના ઉંચા જડાઇ રહેલાં ડાચા તરફ ખેંચતો અને રજની ભયમાં યે આનંદ અનુભવતી.

દોઢ બે હજાર ફીટ ઉંચે ઉડતાં વિમાનોની લગોલગ અમે આવી પહોંચ્યાં. ફરી એકવાર પાઇલોટે ગુલાંટ લીધી, અને અમારી ભયભીત અવસ્થા વચ્ચે વિમાન સીધું થતાં થતાં નીચેના વિમાન સાથે અથડાયું. અમને જંગી ઝટકો લાગ્યો. બીજી જ પળે ભયાનક કડાકો થયો. એંજીનમાંથી આગનો ભડકો વછુટયો. પાઇલોટે ત્રાડ પાડી,

"પેરેશુટ–પેરેશુટ–તમારી સીટ નીચેથી પેરેશુટ લઇ લો."

રજની બ્હાવરી બની ચીસાચીસ કરતી હતી. તેને મજબુત પકડી રાખી મેં પેરેશુટના દાંડા સાથે તેના હાથ જકડી લીધા અને તેની ના છતાંયે તેને મેં સીટમાંથી ઉંચકી ખાલી હવામાં હડસેલી દીધી.

તુરત જ બીજી પેરેશુટ લઇ મેં બે હજાર ફીટની ઉંચાઇએથી નીચે કુદકો માર્યો. મારી હારોહાર પાઇલોટ પણ છત્રી સહીત કુદી પડયો. પાંચ દશ સેકન્ડમાં તો અમારી ત્રણેની છત્રીઓ ઉઘડી ગઇ.

છત્રી ખુલતાં જ રજનીનો અમાપ ભય દુર થયો હોય એમ મને લાગ્યું, કેમકે તેણે ચીસો પાડવી બંધ કરી દીધી.

હવામાં તરતાં તરતાં અમે ત્રણે જણ આરામથી નીચે ઉતર્યાં. ત્યાર પહેલાં તો અમારૂં વિમાન ભડકો થઇ નીચે પટકાયું હતું અને તેમાંથી ધુમાડાના ગોટેગોટા નીકળી રહ્યા હતા.

અમને સહીસલામત નીચે ઉતરતા જોઇ લોકોમાં જબ્બર કોલાહલ મચી રહ્યો, મુંબઇમાં પેરેશુટ પકડી વિમાનમાંથી કુદવાનો આ પહેલો જ પ્રયોગ હતો. એટલે અમે જ્યારે એરોડ્રોમથી થોડે દુર વગર ઇજાએ જમીન પર કોઇ પંખીની જેમ ઉતરી પડયાં અને પેરેશુટ સંકેલી ચાલતાં થયાં ત્યારે મેદાનમાં જમા થએલાં પચરંગી સ્ત્રી પુરૂષો અમને મુખ વકાસી જોઇ રહ્યાં.

હું એક મીનીટની યે રાહ જોય વિના રજનીનો હાથ મારા હાથમાં જોડી ઉતાવળે ઉતાવળે મોટરમાં બેસી કોલોની તરફ રવાના થયો.

બંગલા પર આવી રજનીએ શ્વાસ ખાધો. આજના ઉશ્કેરનારા અનુભવથી તેનું મગજ ભમી ગયું હતું. આંખો મીચી તે આરામ ખુરસીમાં થોડીવાર લંબાઇ રહી. ત્રણ ચાર મિનીટમાં એકદમ ઝબકીને તે ઉભી થઇ અને મને ઠપકો આપતી હોય તેમ કહેવા લાગી,

"તમે નફટ માણસ છો, નિર્દય છો, તમારી જોડે હું આજથી નહીં આવું. રશ્મિને આવવા દો, હું તમારી સામે ફરીઆદ નોંધાવવાની છું."

"મેં શું ખોટું કર્યું છે?" તેના ખભા પર હાથ ફેરવી મેં કહ્યું, "વીજળી અને મેઘ એક બીજા જોડે મસ્તી ખેલે ત્યારે ગર્જના અને ગડગડાટ થવાં જ જોઇએ ને?"

"પણ આ તો ખાલી ગડગડાટ છે. વરસવું હજુ બાકી છે," વીજળીએ આંખનો ચમકાર કરી ટોળ કરી.

"હા, વર્ષા વિના ઉકળાટ અને આગ નહીં શમે," મેં તેનું સુચન મંજુર રાખ્યું, "માટે આજે આ પુર્ણિમાની રઢીયાળી રાતે જ વરસી લઇએ."

રજની નીચું જોઇ રહી. તેના વદન ઉપર શરમાળ સ્મિત તરવરી રહ્યું.

બરાબર દિન ડુબ્યો ત્યારે મુંબઇથી આવેલો અમારા કોલોનીનો એક નિવાસી રશ્મિની ચીઠ્ઠી લાવ્યો. તેમાં રશ્મિને સંદેશ હતો કે હું ખાસ કામે રોકાયલો હોવાથી રાતે બાર વાગે બંગલે આવીશ.

એ ચિઠ્ઠી વાંચી હું કુદ્યો. રજનીના હાથમાં તે મુકી, તેના કપોલ પર અંગુલિ લગાડી મેં કહ્યું,

"રસતર્પણનો અવસર આવી પહોંચ્યો, રજની!"

રજની કંઇ જ બોલ્યા વિના, નિમીલીત નેત્રે પોતાના વક્ષસ્ પર મારો જમણો હાથ દબાવી લાંબી વાર સુધી પડી રહી.

***

**અને જ્યારે** રાતના દશ વાગે જુહુના રેતીપટ ઉપર સહેલાણીઓની અવરજવર બંધ થઇ, ને તાલવનમાં છુટી છવાઇ મોટરોમાં પ્રેમીઓ અન્યોન્યના

આલિંગનમાં ભીડાવા લાગ્યાં ત્યારે સાલસ ચાલતી રજનીને બાજુમાં લપેટી હું વરસોવાની દિશામાં ભીની રેતી પર ચાલી નીકળ્યો.

જીવનની એ અણમોલ પળ હતી. સૌન્દર્યની ઉપાસનાની તે પરમ અવસ્થા હતી. સુંવાળા સહચારની એ પરાકાષ્ઠા હતી.

પાર્લેની પેલીમેર સાગરતટે જ્યાં રૂપેરી અંબર પહેરી 'રજતી' નિર્જનતામાં વિલસી રહી હતી ત્યાં સુગંધી રેતીમાં રજનીને ખોળામાં લઇ હું બેઠો.

હીમાંશુ એનાં શીત રશ્મિઓ સૃષ્ટિ પર વેરતો હતો. ઉદધિના ઉછળતા ઉદર પર જ્યોત્સનાનો ઝગઝગાટ મનમાં અગમ્ય ઉર્મિઓ પ્રેરતો. પાણીના પ્રાન્તભાગે ભીની રહેતી રેતીમાં નક્ષત્રોનાં પ્રતિબિંબ કો મધુર લાગણીની જેમ ચમકી ઉઠતાં. ચંદ્રિકાના મધુપાનથી મત્ત બનેલો સાગર પ્રણયનું ઘેરૂં ગાન ગર્જતો.

રજની વિવશ બની મારા ખોળામાં ઢળી રહી. બન્ને હાથ તેણે રેતી પર પાથરી દીધા. એનું વક્ષઃસ્થળ મારા મુખ સામે અકથ્ય ઉર્મિઓથી ઉછળી રહ્યું. ખોળામાંથી મસ્તક નીચે નમાવી, રેતીમાં છુટા કેશ રાખી તેણે આખીયે કમનીય કાયા મારા પગ પર વિસ્તારી દીધી.

અને અર્ણવને ખોળે બે તલસતા દેહનું રસાળ સંયોજન નીરખવા ચંદ્ર અને તારા આકાશે થંભી રહ્યા.

# સંસ્કૃતિના સંગ્રામકાળમાં—

આધુનિક સમાજજીવનમાં સંસ્કૃતિઓ વચ્ચે સતત ચાલતી અથડામણો તરફ આંગળી ચીંધી, લેખક નવીન સંસ્કૃતિની સ્થાપનાની ભુમિકા ચર્ચે છે—તંત્રી.


: લેખક :
ભાવચંદ માવજી વડેરા


## મૂર્તિનાશની મનોદશા

આપણે અત્યારે સંસ્કૃતિઓના સંગ્રામ કાળમાં જીવીએ છીએ. આપણી પ્રજાકિય મિલ્કત સમી–આપણી સંસ્કૃતિ આજના વૈજ્ઞાનિક યુગમાં આપણને વિજય અપાવી શકતી નથી. એટલે એના તરફ આપણો રોષ વધતો જાય છે; બીજી બાજુ વિજય મેળવનાર પ્રજાની ઝપાટાબંધ વિકસતી જતી વિધવિધ જીવનકલાની પાસે પ્રજાને પોતાનું સમૃદ્ધ માનસ અત્યારે નિરર્થક લાગે છે. નવું સમાજશાસ્ત્ર રચાતું હોય તેટલા જોરથી આપણે રૂઢ નીતિનો સામનો કરી રહ્યા છીએ; આપણને ચારિત્ર્યનો ઢોંગ, સભ્યતાની મર્યાદા, સંયમ અને આપણી મહેચ્છા પરનાં બંધનો ગમતાં નથી. આપણે સ્વેચ્છાવિહાર માગીએ છીએ. ઘણાયે જમાનાથી આપણે પડયા રહીને આપણી પોતાની વ્યક્તિગત વાસનાઓને અંદર ને અંદર ગુંગળાવી નાખી હોય. અને તે આજ પુર્ણ જોસથી બ્હાર આવતી હોય તેમ લાગે છે.

આપણે લગ્નની પ્રતિષ્ઠા સ્વીકારી નથી શકતા; સ્ત્રીપુરૂષનાં આકર્ષણોની મહાન મર્યાદા સમું સતીત્વ અને એક પત્નીવ્રત આપણને જડ લાગે છે; પ્રમાણીકતામાં નિર્બળતા જોઇએ છીએ; કેટલાક અવગુણોના આચરણ ન કરવામાં આપણી કાયરતા જણાય છે. કોઇને યે ખાતર કશો ય ભોગ આપવામાં નિર્બળ માનસ જણાય છે, અને સમાજને ખાતર પોતાના જીવનનો ભોગ આપવામાં ખોટી ખુશામતપાત્રનો ભોગ થઇ જવા જેવી મિથ્યાભીમાની ભાવના જ હોય એમ લાગે છે.

આ સિવાય કેટલાયે સદ્દગુણો પર આપણે આમ નહિ તો બીજી રીતે તિવ્ર પ્રકાશ ફેંકયો છે. સાથે સાથે આપણે મુર્તીઓ ભાંગવાનું શરૂ કર્યું છે. આપણી પવિત્ર ગણાતી માન્યતાઓને માનવ જીવનની શુદ્ર નબળાઇ પર મુકી દીધી છે. આપણા આદર્શ ગણાતા માનવ ઇતિહાસને અત્યારથી યે વધુ અંધકારયુગના સર્જન સમો ગણતા અચકાતા નથી. મહાન ગણાતી વિભુતીઓનાં ચારિત્ર્યના સાચા યા ખોટા પણ વેધક

પૃથક્કરણથી તેમનામાં ઉંડે ઉંડે રહેલી નિર્બળ માનવવાસના શોધી કહાડી આપણે રાચીએ છીએ; કારણ કે આજે આપણને આપણી સ્વતૃપ્તિ સિવાય બીજું કંઇ પણ ભવ્ય કે પવિત્ર હોય એમ માનવાનું ગમતું નથી. એટલે એ સ્વતૃપ્તિની માનુષી નિર્બળતા સર્વ સ્થળે હતી. એમ સાબીત કરવા જેવો બીજો આનંદ શો હોઇ શકે?

એ સિવાય આપણી વ્યવસ્થાના ન્યાય સિદ્ધાંતમાં પણ ફેર પડતો જાય છે. આજે પિતાની મીલ્કત પર પુત્રનો હક્ક. એ માત્ર ધીમી ગતિવાળા કાયદાના શસ્ત્રબળ પર નભી રહેલા વ્યવસ્થાતંત્રનો નમુનો જ ગણાય છે. આજે પૈસામાંથી પૈસા પેદા કરતા, અને પછી સુંવાળા બિછાનામાં આળોટતા ધનીકોની એમની મીલ્કત પરની માલીકી આપણને ખુંચે છે. આજે સ્ત્રીનાં જીવનની મર્યાદાઓ અને એની સ્વાધીનતા પરનાં આર્થીક તેમજ સાંસારીક બંધનો સામે આપણે બળવો જગાવવાની વાત કરવા સુધી આવી પહોંચ્યા છીએ. આજે સંતતિ ઉત્પન્ન ન થવા દેવામાં નિપુણતા મનાય છે; અને *પુત્રને માટે તલસ્યા કરતાં વૃદ્ધોની માન્યતા* હાસ્યજનક લાગે છે.

## આજની સમાજ-પ્રવૃત્તિ

**આ**જે સમાજની ભીતિ અણઘટતી ગણાય છે. સૌને પોતપોતાને ગમે એવું જીવન જીવવાના કોડ જાગ્યા છે. અને કયારેય કોઇ વચ્ચે આવે.–પછી શરીરના બળથી કે સમાજના બળથી–રાજ્યને આધારે કે સભ્યતાને આધારે–પ્રભુને નામે કે ન્યાયને નામે–પણ તે ગમતું નથી. જાહેર જીવનનો લોભ આપણને લાગ્યો છે; તે વાત ખરી છે. પણ તેમાંયે ઉંડે ઉંડે સ્વજીવનની વિકાસલક્ષી દૃષ્ટિ રહી છે. જાહેર જીવનમાં પણ કેરીઅરનો સવાલ આવી ગયો છે;–અને એમ તો સમાજને જે વસ્તુની જરૂરીઆત હોય તેને–ખાનગી કેરીઅરનો વિષય બનાવી તેમાંથી અર્થલાભ કે પ્રતિષ્ઠાલાભ કરવો એ તો સમાજશાસ્ત્રનો ઘણોજ જુનો સિદ્ધાંત છે. એ દૃષ્ટિએ સરસ કપડાં કે જોડા સીવીને તેના પ્રમાણમાં મજુરી મેળવતો દરજી કે મોચી; અને જાહેર જીવનમાં પડી, લોકોની ખુશામત કરી, લોકોના અમુક સામુદાયીક હિત માટે પ્રયાસ કરી પ્રતિષ્ઠા અને પ્રશંસા મેળવતો જાહેર લોકસેવક એ બેમાં કશોય ફેર નથી–જાહેર જીવન જીવવાની પ્રત્યેક માણસની આવી આકાંક્ષા–એ જરા સ્હેજ ઉંડાણમાં ઉતર્યા પછી આપણને સમાજલક્ષી એટલે કે સમાજનાં હિત ખાતરની આકાંક્ષા છે એમ જરાયે લાગતું નથી. એ પણ ખાવાની, સુંદર કપડાં પ્હેરવાની, સુંદર સ્ત્રી પરણવાની. ખાનગી વાસના જેવી એક છે.

## એ માનસ એટલે?

**આ** વ્યકિતજીવનનો આટલો મોહ શાને આભારી છે? શા માટે આપણને સમાજના હિત ખાતર યોજાએલા અને વ્યવસ્થા ખાતર અનિવાર્ય એવા નિયમો ગમતા નથી? શા માટે આવું અસંયમી, ગેરકાયદેસર માનસ સર્વત્ર વ્યાપ્ત થઇ રહ્યું છે? ગમે તેવી ગંભીર, પવિત્ર, અને મહત્ત્વની બાબતમાં જરાક અટકચાળો કરી હાસ્ય કરવાની કે જરાક બેજવાબદારીભર્યા વર્તનથી રમી નાખવાની વૃત્તિ કેમ સુલભ થઇ પડી છે? શાંત ચિત્તે જાણે જરાય વેદ-

ના ન ભોગવતા હોય તેમ, જાણે આવતી કાલની તારીખનો નિર્ણય કરવા બેઠા હોઇએ તેમ આપણે ઇશ્વરનાં અસ્તિત્વ વિષે વાતો કરી રહ્યા છીએ. પત્નીને કાગળ લખવો- અને જગતમાં ન્યાય નથી, નિયમ નથી, મારે માનવથી પર એવી કોઇ સત્તા નથી. એમ સાબીત કરતો લેખ લખવો-એ. બંન્ને સમાન કક્ષામાં આવી ગયા છે. ચીન જાપાનની લડાઇ અને પાછળના પાના પર આવેલી જાહેરાત બંન્ને એક જ સરખી મ્હેનતથી આપણે વાંચી શકીએ છીએ. નીતિનો વિનાશ,- ચારિત્ર્યની નિર્બળતા,-અને ધર્મક્રિયા તથા મંદિરનો વિધ્વંસ. એ તો આવતી કાલે કયાં કપડાં પ્હેરવાં તેના નિર્ણય કરવા કરતાં પણ સ્હેલા થઇ પડયા છે! એટલુંજ નહિં પણ કપડાં પર ડાઘ લાગતાં જે મનોવ્યથા થાય છે તેનો દસમો ભાગ પણ આ વસ્તુઓ જીવનમાંથી અને ઇતિહાસમાંથી સદાકાળ ચાલી જતી હોય તોપણ નથી થતો. આ વસ્તુઓ એટલે જેને માટે સેંકડો, હજારો, લાખો માણસોએ પ્યારી જાન ફના કરી છે.

આ પણનેયે ફના થતાં આવડે છે. આપણને પણ એ હોંશ છે. પણ શાને માટે? સુંદર જીંદગી માટે. આવતી કાલની જીંદગીની પાંચ ક્ષણો આલ્હાદ ભરી પસાર થાય એ માટે તનતોડ મહેનત કરી શકીએ છીએ; જીવનનો ઉલ્લાસને આપણે નિઃસંકોચ જીવન ધ્યેય તરીકે સ્વીકારી લીધેલ છે. જીવવાનો અને ભોગવવાનો આપણો પ્રાથમીક હક્ક આપણને એટલો બધો પ્રિય થઇ પડયો છે, કે એ હક્કની વચ્ચે કોઇ આવવા માગે તો આપણે સીધી રીતે જ ના સુણાવી દઇએ છીએ.

## સંસ્કૃતિના સંગ્રામકાળમાં

આ બધું એ બને છે, બન્યું છે, કારણ કે આપણે સંસ્કૃતિના સંગ્રામ કાળમાં વસીએ છીએ. સમાજનાં બંધનો વિકસીત થતાં થતાં સમસ્ત માનવજાતિની મર્યાદા સુધી પહોંચી ગયા છે; જ્ઞાતિ, પ્રાન્તીયતા, સ્વદેશ અને સ્વજાતિના વર્તુલો ઝાંખા લાગે છે, અને માનવજાતિનું મહાન વર્તુલ બુદ્ધિપુર્વક સમજાય તેવી મનોદશા ઉપજાવવામાં વિજ્ઞાને અજબ સહાય કરી છે. પરસ્પર વ્યવહાર અને ત્વરીત ગતીમાન યંત્રકલાથી ઉદ્યોગના વિકાસને માલની આયાત નિકાસનાં વિસ્તૃત ક્ષેત્રથી આપણે માનવજાતિને આપણી કલ્પનામાં સમાવતાં શીખ્યા છીએ. સમકાલીન પ્રજાઓના જીવન આચરણના અભ્યાસથી, સમગ્ર જાતિ ઇતિહાસના એકત્ર અધ્યયનથી, સર્વ મનુષ્ય સામાન્ય અનેક વિદ્યા જેવી કે સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, જાતિયશાસ્ત્ર વિ.ના શિક્ષણથી આપણને માનવ માનવ વચ્ચેનો સંબંધ બીજા બધાય કૃત્રિમ અને ટુંકી નજરના સંબંધ કરતાં વધુ કુદરતી લાગે છે. આથી ટુંકા વર્તુલોને લક્ષ્યમાં લઇને રચાયેલું નીતિશાસ્ત્ર અને ટુંકા વર્તુલની ઇતિહાસ મુર્તીઓ આજે ક્ષુદ્ર અને નિરર્થક લાગે છે; જયારે સમસ્ત માનવજાતિને સ્પર્શે, તેવું પ્રબળ નીતિશાસ્ત્ર હજુ રચાયું નથી, આખા માનવ જાતને સમાવી લે તેવી વ્યવસ્થા જન્મી નથી. અધુરા લાગતા વર્તુલોની નીતિમત્તા આપણને ઓછી અને નકામી લાગે છે. સંપુર્ણ વર્તુલની નીતિ હજુ રચાઇ નથીઃ—

# ભૌતિકવાદનો વિજય

—ખેડુત દેશમાં—
—ડી કી ઉ—

: લેખક :
—પ્રાલીટેરીઅન—

સોવીયેટના સંગ્રહસ્થાનોમાં અનેક મહંતોના શબોને સાચવી રાખવામાં આવ્યાં છે. રસાયણીક ક્રીયાથી આ સાચવણી સાધવામાં આવી છે એ ખુલાસો સાથોસાથ આપવામાં આવેલો હોય છે. મહંતોના શબોના સંગાથમાંજ ગધેડાંઓ, કુતરાંઓ, મરઘાંના શબોને એજ ક્રીયાથી મુકવામાં આવેલાં હોય છે. આ બન્ને નીચે લખવામાં આવેલું હોય છે કે સંતોના શબ અને જાનવરોનાં શબને રસાયણો દ્વારાજ વર્ષો સુધી સાચવવામા આવ્યાં છે. તેમાં ચમત્કાર જેવું કાંઇજ નથી.

'આઘા ખસો અમ દેશમાંથી ઓ જુની ધાર્મિક માન્યતાઓ! ઓ કાષ્ટ અને માટીનાં પુતળાંઓ, ઓ દેવો અને ડાકણો!' આ સુત્રમાં આજનું રશીઆ ઇશ્વરવાદ સામે જેહાદ પોકારી રહ્યું છે. તેને આજે પુજા કરવાના કોડ નથી, સુવર્ણ ઘુમ્મટથી શોભતા દેવળોથી શહેરને દેદીપ્યમાન કરવાના શોખ નથી, પવિત્ર વેદી સમક્ષ પરણવાના ઉલ્લાસ નથી. આમ શતકોથી સમાજ શરીર ઉપર પથરાયેલા ધાર્મિક આવરણને ખંખેરી નાંખીને રશીયા આજે ભૌતિકવાદનો વિજયડંકો વગાડતું ઉભું થાય છે.

રશીયા એટલે ખેડુદેશ. કરોડોની સંખ્યામાં રમતી આ ખેડુસંખ્યાને ધર્મચુડમાંથી મુક્ત કરવાના પ્રયત્નો, કામદારવર્ગના ભૌતિકવાદને ફેલાવવાના અસિમ યત્નો, વિદ્યાર્થીગણમાં ધર્મઝેરને નિર્મુળ કરવાના અખતરાઓએ અત્યારે રશીયાના આધુનિક જીવનમાં એક સુંદર પ્રકરણ ઉમેર્યું છે. અત્યારનો અનુભવ એ સુંદર ભાવી માટે અતિ આશાજનક છે. ત્યારે ચાલો તેમની પ્રવૃત્તિઓ ઉપર ઉડતી નજર કરીયે.

## જ્ઞાન સાથે ગમત

રશીયાના કેળવણીકારોએ કેટલીક રમતો યોજી છે. આ રમતો એવા પ્રકારે ગોઠવવામાં આવી છે કે જેથી માણસ ધર્મ માટે કેટલું જાણે છે તે જણાઇ આવે. આવી ઇશ્વરવાદને નિર્મુળ કરવા માટે યોજાયેલી રમતો રશીયામાં ખુબ લોકપ્રિય થઇ પડી છે. જેમ સામાન્ય રમતોમાં અમુક ધ્યેય હોય છે તેમ આવી રમતોમાં ઇશ્વરવાદ વિરૂદ્ધના જ્ઞાનને આદર્શ માનવામાં આવે છે અને તેથી જેમ જેમ રમત જામતી જાય છે તેમ તેમ માનવજ્ઞાનમાં ઠીક ઠીક વધારો થતો જાય છે.



બાળકોમાં આ શિક્ષક નાસ્તિકતા પ્રેરી રહ્યા છે

તેમજ નીશાન તાકવાની રમતમાં પણ ભૌતિકવાદને ખૂબ ઉંડે ઉતારવામાં આવ્યો છે. આ રમતમાં કુંડાળા હોય છે. આ કુંડાળા કાળા રંગના હોય છે અને વચ્ચે જ્ઞાનના ધોળાં કુંડાળા હોય છે. આ ધોળા કુંડાળામાં—કે વર્તુલમાં નીશાન તાકવાની રમત રમવામાં આવે છે અને જે વ્યકિત સૌથી વધુ નિશાન તાકે તેને ઇનામ કે એવું કંઇક આપવામાં આવે છે. પ્રત્યેક શ્વેત વર્તુલને અમુક સીમા ચિહ્ન ગણવામાં આવે છે જેવાં કે વનસ્પતિવિજ્ઞાન કે ખગોળવિજ્ઞાન વિગેરે.

## નાટકોમાં

**ના**ટકની ભુમિકાઓમાં બધા જ પાત્રો નિરિશ્વરવાદી હોય છે. તેમાં જે વાર્તાલાપ થાય છે તેમાં પણ ઇશ્વરવાદ સામે શબ્દો વિંઝવામાં આવે છે. વહેમ સામે કટાક્ષોથી તો આખું નાટક છલોછલ ભર્યું હોય છે. આમ નાટકો દ્વારા ઇશ્વરવાદને નિર્મુળ કરવાને માટે અખતરાઓ ઠીક ઠીક અજમાવવામાં આવે છે.

એટલું જ નહીં પણ નાટકનો પડદો પડે કે તરત જ કેટલાક ઉત્સાહી જુવાનીયાઓ લોકોને એકત્ર કરીને ઇશ્વરવાદ સામે જબરૂં પ્રચારકામ શરૂ કરે, કોઇ પુછે કે 'ન્યુટનનો સિદ્ધાંત કયા વર્ષમાં શોધાયો? તો વળી કોઇ ડાર્વીન એટલે શું?' એવો સવાલ સંભળાવે. આમ લોક જ્યારે એકત્ર મળે ત્યારે ત્યાં પણ ભૌતિકવાદની ડીનડીન વગાડવાનું આ સામ્યવાદી જુવાનો જરાપણ ચુકતા નથી.

સીનેમામાં પણ આ જ અનુભવ મેળવવાનું અનેકના નશીબમાં સર્જાયું હોય છે. ઇશ્વરવિરોધી જુવાનો પ્રત્યેક સ્થળે પ્રવેશી જઇને ઇશ્વરવાદે કરેલા અનર્થોનું લંબાણુ વિવેચન પ્રેક્ષક ગણો ઉપર ઠોકી બેસાડે છે.

## શહેરોમાં

ઈશ્વરવિરોધી-ચળવળનું મુખ્ય ધામ શહેર છે. આ શહેરોમાં કેટલીય સંસ્થાઓ ઈશ્વરવિરોધી આંદોલનો ઉપાડે છે. આવી એક મુખ્ય સંસ્થાનું નામ છે 'ઈશ્વરહીનોની સંસ્થા' (Society of the Godless) આ સંસ્થામાં લગભગ ૪૦ લાખ જેટલા તો સભ્યો છે. આ સભ્યોના વાર્ષિક ભરણામાંથી સંસ્થાનું કામકાજ ચાલે છે. સમગ્ર રશીયાના પ્રત્યેક પ્રાંતમાં આ સંસ્થાના મથકો સ્થપાયેલાં છે. આ સંસ્થાઓ આખા પ્રાંતમાં ઈશ્વરવાદને નીર્મુળ કરવાને યોજાયેલા આંદોલનો ઉપર ચીવટભરી ચોકસાઈ રાખે છે. સાહિત્ય બહાર પાડે છે—પુસ્તિકાઓ પ્રસિદ્ધ કરે છે અને ભાષણો ગોઠવે છે આમ આ સંસ્થા અતિ વ્યવસ્થિત રીતે એકધારૂં સતત અને સુંદર કામ આપી રહી છે અને તેના અમર્યાદીત યત્નોના પરિણામે અત્યારે લાખોની સંખ્યા ભૌતિકવાદનો વૈજ્ઞાનિક ઝંડો ઉંચે આકાશમાં ફરકાવી રહ્યાં છે. એટલું જ નહીં પણ અતિ અલ્પ સમયમાં તેમણે સાધેલી અમાપ પ્રગતિ, અચુક કાર્યસિદ્ધ મુડીવાદી જગતમાં નિરિશ્વરવાદીઓની ન્હાનકડી પ્રગતિ સરખામણીમાં અતી અપુર્વ લાગે છે.

આ સંસ્થાને સરકારતંત્ર સાથે સીધો કે પરોક્ષ સંબંધ નથી છતાં સરકારતંત્ર આ સંસ્થાની પ્રવૃત્તિઓને પોષવાને પોતાની ફરજ સમજે છે. આ સંસ્થાને પ્રત્યેક પ્રકારની સગવડ આપવાની, તેમના કાર્યને સરળ કરી આપવાની આજ્ઞા પ્રત્યેક સોવીયેટ અમલદારને અપાઈ છે. એટલું જ નહીં પણ ઘણીવાર આર્થિક સહાય પણ રાજ્ય ખજાનામાંથી આપે છે. આમ સરકારતંત્ર સાથે સીધો સંબંધ નહીં હોવા છતાં, તેમજ સરકારતંત્રનો આશ્રય નહીં હોવા છતાં પણ આ સંસ્થાએ ખુબ પ્રગતિ કરી છે. તેની પ્રવૃત્તિઓને હમેશા અભિનંદનીય અને અનુકરણીય માનવામાં આવે છે અને સોવીયેટ પક્ષનાં વર્તમાન પત્રોમાં આ સંસ્થાની પ્રવૃત્તિઓને પુરતાં પ્રમાણમાં પ્રસિદ્ધિ આપવામાં આવે છે. આ સંસ્થાના આંદોલનો ઉપર વખાણનો વર્ષાદ વરસાવવા સોવીયેટ પત્રોના તંત્રીઓ શબ્દોની સ્પર્ધા આરંભે છે અને ઉત્સાહ અને પ્રેરણાનું સારૂં સીંચન કરીને તેને વેગ આપવાને તેમનાથી બનતો યત્ન કરી રહ્યાં છે. આમ ઈશ્વરહીનોની સંસ્થા અત્યારે તો સોવીયેટ સરકારતંત્રમાં વીજળીક વેગથી આગળ વધી રહી છે.

## ગામડાઓમાં

જ્યાં જ્યાં શક્ય હોય છે ત્યાં ઈશ્વરહીનોની સંસ્થાઓ સ્થપાય છે. આ સંસ્થાઓ અનેકવાર રેડીયોનો ઉપયોગ કરે છે. રશીયામાં પ્રત્યેક ગામમાં રેડીયો હોય છે. આ રેડીયો એ પ્રચારની મ્હોટી પડઘમ છે. અને સાંજે સુર્ય અવસાન પામવાની તૈયારીઓ કરતો હોય ત્યારે ઈશ્વરવાદ સામે રેડીયો ઝલક મારે છે, વાતાવરણમાં વિજ્ઞાનના વિજયનો નાદ શરૂ થાય છે. સૃષ્ટિના સર્જનવિજ્ઞાનનું સંગીત સંભળાય છે. વહેમના થર સામે વેધક શબ્દો ફેંકાય છે અને ગામડાના કિસાનોના ઘરમાં આમ વૈજ્ઞાનિક ભૌતિકવાદ પ્રવેશ કરે છે.

પ્રત્યેક દેશના ખેડુત પ્રમાણે રશીયાનો ખેડુત પણ પ્રણાલિકાનો પ્રખર પુજારી હતો અને રહ્યો છે. આજે તો સમાજ-

વાદની સંસ્કૃતિ સ્થાપના ઉપર ૧૩ વર્ષનો કાળ વહી ગયો છે અને આ અલ્પ સમયમાં રશીયાના ખેડુતોએ સાધેલી સુંદર પ્રગતિ જોતાં વૈજ્ઞાનિક ભૌતિકવાદ માટે ભુમિકા તૈયાર થઇ ગઇ છે અને હવે ખેડુતો કોઇપણ પ્રકારના કચવાટ વગર આ જુવાન ઇશ્વરવિરોધીઓના અવાજને સન્માને છે.

આમ ગામડાઓમાં પણ યાંત્રિક પરિવર્તન પ્રવેશતાં ધર્મ અને અંધશ્રદ્ધા અળગા ખસતાં જાય છે અને રશીયાનો ખેડુ–વૈજ્ઞાનિક પ્રકાશમાં નવો ઉલ્લાસ અનુભવી રહ્યો છે.

## ધર્મ વિરૂદ્ધના સંગ્રહસ્થાનો

મોસ્કો અને ક્રેવ જેવા મશહુર શહેરોમાં ત્હમો પ્રવાસ કરતા હોવ તો ત્હમારી ગાડી એક મ્હોટા દેવળ સામે આવીને જરૂર ઉભી રહે. દેવળની બાહ્ય ભવ્યતા જ પ્રવાસી ઉપર અજબ છાપ પાડવાને પુરતી છે. આ આકાશ સાથે વાતો કરનારાં ઉંચા દેવળોના પહેલે પગથીએ પગ મુકો કે તરત જ ત્હમારો ભોમીયો કહે કે 'આ દેવળ નથી પણ હવે ધર્મ વિરૂદ્ધ સંગ્રહસ્થાન છે. પહેલાં તો તે સેંટ કેથરાઇનનું દેવળ હતું, પહેલાં ત્યાં વહેમનાં ગંધાતાં વારી પીવાડવામાં આવતાં. આજે આ સ્થળમાં વિજ્ઞાનનાં સ્વચ્છ જળ પીવાનાં પ્રવાસીને સાંપડે છે.

આ સંગ્રહસ્થાનોના ચાર વિભાગ છે. એક વિભાગમાં કુદરતી વિજ્ઞાન શિખવતાં સાધનો મુકવામાં આવ્યાં છે. બીજા વિભાગમાં પ્રાણીવિજ્ઞાનની સર્વ માહીતીઓ સમજાવવામાં આપી છે. ત્રીજા વિભાગમાં માનવવિજ્ઞાનની માહીતી આપવામાં આવી છે. આમ જયારે કોઇ મુલાકાત લેનાર પગ મુકે કે તરત જ કુદરતી વિજ્ઞાનની સર્વ માહીતી મળે. એટલું જ નહીં પણ પૃથ્વી ઉપર ચૈતનતત્વ કેમ ઉત્પન્ન થયું. તેની માહીતી પણ આપોઆપ મળી જાય.

આ વિભાગોમાં ફરતાં ફરતાં માનવનાં માનસમાં વિજ્ઞાનતત્વ પ્રવેશ કરવા માંડે. ત્યાં તે ચોથા વિભાગમાં જાય આ વિભાગમાં રશીયન પાદરીઓએ પોલીસ સાથે મળીને કરેલા કાવાદાવાના પુરાવાઓ મુકવામાં આવ્યા છે. પાદરીઓએ લખેલા ખાનગી દસ્તાવેજો અને રાજ્ય પ્રપંચમાં લીધેલો ભાગ એ સર્વની સાબીતી આપતી ગુપ્ત વસ્તુઓને આ સંગ્રહસ્થાનમાં જાહેર રીતે મુકવામાં આવી છે. આ ક્રૂર ધૃણાજનક હત્યારા કર્મોની હકીકત એટલી તો આવેશયુક્ત રીતે ગોઠવવામાં આવી છે કે રશીયાના પાદરીધર્મ સામે પ્રત્યેક વ્યકિતને ક્રોધ થયા વગર ન રહે. રશીયામાં કોસાક સવારોએ કરેલી ક્રૂર કત્લેઆમોમાં પાદરીઓએ આપેલી સહાયની સચોટ સાબીતીઓ સામાન્ય હૃદયના માનવનાં દીલ થડકાવવાને પુરતી છે. પોલીસખાતા સાથે મળીને પાદરીઓએ પોતાની સત્તા જમાવવા માટે કરેલા ક્ષુલ્લક યત્નો જોતાં પ્રત્યેક પ્રવાસીને રૂશીયાના પુરાણા પાદરી સમુદાય સામે ધિક્કાર જન્મ્યા વગર નહીં રહે. આવાં સંગ્રહસ્થાનો અત્યારે તો પ્રત્યેક શહેરમાં છે અને લાખ્ખો લોકો આ સંગ્રહસ્થાનની મુલાકાત લઇને વૈજ્ઞાનિક પ્રકાશ પામે છે અને વહેમના વાદળામાંથી તેઓ મુકિત પામે છે. અત્યારે રશીયામાં ધર્મ વિરોધી પ્રવૃત્તિઓમાં આવાં સંગ્રહસ્થાનો સારી અસર ઉપજાવી રહ્યાં છે. એટલું જ નહીં પણ તેઓ જ પ્રચારના ધરખમ સાધનો છે.

આવાં સંગ્રહસ્થાનોમાં અનેક મહંતોના શબને સાચવી રાખવામાં આવે છે. આ 'શબને' અમુક રસાયણિક ક્રિયાથી' સાચવી રાખવામાં આવ્યાં છે એવો ખુલાસો સાથે જ અપાય છે. તેમજ તેની બાજુમાં જ ગધેડાં, કુતરાંઓ, અને મરઘાઓના શબને પણ એવી જ ક્રિયાથી સાચવી રાખવામાં આવે છે. આ બંને નીચે લખ્યું હોય છે કે સંતોના શરીર, કે કુતરાંના શરીરને રસાયણો દ્વારા વર્ષો સુધી સાચવવા શક્ય છે તેમાં ચમત્કાર જેવું કંઇ જ નથી.

બાલકો અને ખેડુતો આવા સંગ્રહસ્થાનોની મુલાકાત લે તે માટે ખાસ સમુદાયો ગોઠવવામાં આવે છે અને સામુદાયિક પ્રમાણ ઉપર સંગ્રહસ્થાનનો લાભ લેવાની વૃત્તિ ખીલવવામાં આવે છે અને આલેખવાની ભાગ્યેજ જરૂર છે કે ઇશ્વરહીનોની સંસ્થાના કાબુ તળે જ આવાં સંગ્રહસ્થાનો ચાલે છે અને વિકાસ પામે છે. સોવીયેટ રશીયાના સંચાલકો અને ત્યાં સુધી જુના દેવળો કે મઠોમાં જ આવાં સંગ્રહસ્થાનો સ્થાપે છે અને તે રીતે આવા પુરાણા મકાનોનો સુંદર ઉપયોગ થઇ રહ્યો છે.

પણ સોવીયેટ રશીયાના સંચાલકો એક સત્ય સારી રીતે સમજે છે કે શ્રમથી કંટાળેલો માનવ ઉલ્લાસનો અતિરેક કરવા માટે સ્થાન શોધે છે. જુના કાળમાં ધાર્મિક ઉત્સવો દ્વારા માનવની ઉલ્લાસભુખ સંતોષાતી. આ ઉલ્લાસભુખ કુદરતી અને સનાતન છે અને તેને સંતોષવા માટે લોક સરકારે ઉત્સવો સ્થાપ્યા છે. વિપ્લવનો ઉત્સવ, મે દીન, વિગેરે રાષ્ટ્રિય ઉત્સવોમાં હવે સોવીયેટ ઉલ્લાસ શોધે છે. લાલ ચોગાનમાં તે બળવાના ગીત ગાઇને આનંદભુખ ભાંગે છે. આજે ધાર્મિક ઉત્સવની જગ્યાએ લોકઉત્સવો જનતામાં અતી અજબ ઉલ્લાસ રેડી રહ્યા છે.

આમ સોવીયેટ રશીયા ધર્મ સામે યુદ્ધ ખેલી રહ્યું છે, ઇશ્વરહીનોની સંસ્થા ઇશ્વરની કલ્પનાને દેશવટો આપવા માટે અથાગ શ્રમ લઇ રહી છે.

# ચરખાચક્ર—અ

## ખાદી—સ-દ્રષ્ટિ-

મહાત્માશ્રીની અતિ પ્રિય વસ્તુ મનાતી ખાદી વાપરવાથી બ્રિટનનું આર્થિક તંત્ર જરાયે તુટશે નહીં એમ લેખક આલેખીને—

: લેખક :

ચરખાના માહાત્મ્ય વિષે ગાંધીજીનાં ઘણાંયે ભાષણો સાંભળ્યાં છે, ઘણાંયે લખાણો વાંચ્યાં છે–તેમની સાથે ઘણીયે વાર–ખાસ કરીને યરોડા જેલની અદ્‌ભુત શાંતિમાં ઘણીયે વાતો કરી છે. પણ યુરોપમાં લગભગ એક વરસ ગાળ્યા પછી ગયે પહેલી ઓક્ટોબરને તેમને જન્મ-દિવસે ગીલ્ડ હાઉસમાં જે મેળાવડો કરવામાં આવ્યો હતો તેમાં તેમના જ શ્રીમુખેથી ફરીવાર રેંટીયાનું પ્રવચન મેં સાંભળ્યું, ત્યારે કુદરતી રીતે મારા મનમાં નવા જામતા સમાજવાદના સિદ્ધાંતોની દ્રષ્ટિથી તે વિષે કંઇક નવી વિચારસરણી સ્ફુરવા માંડી, તે અત્રે મારા ગુજરાતી ભાઇ બ્હેનોની સેવામાં શુદ્ધ બુદ્ધિથી રજુ કરૂં છું.

### કંગાળ લોકોને

ગાંધીજીની મુખ્ય દલીલ એ હોય છે કે આપણા દેશોમાં ભુખે મરતા કરોડો માણસોની મુખ્ય જરૂરીયાત બે હોય છે. (૧) અનાજ (૨) કપડાં. આમાંથી પુરતું અનાજ તો આપણા દેશમાં પાકે છે. પણ પુરતું કપડું થતું નથી. હાલની મીલોની ઉત્પતિથી આપણી કરોડોની વસ્તિનાં અંગ ઢાંકી શકાતાં નથી. તેથી જો આપણા દેશમાં જ જોઇતું બધું કાપડ ઉપજાવી શકાય તો ગરીબોની ગરજ ટળે. ને જે કરોડોવાર કપડાની હજી તૂટ પડે છે તે એકાએક ઉપરાઉપરી મીલો વસાવી ઉપજાવી શકાય નહિ તેથી તેની ખોટ પુરવાનો એક જ રસ્તો રહે છે–ને તે દેશની લાખો–કરોડો ઝુંપડીઓમાં સોંઘા, સસ્તા ને સહેલાઇથી આપણે ત્યાં બનાવી શકાય તેવા રેંટીયાથી જોઇતું સુતર કાંતીને જોઇતું કાપડ બનાવવાનો. આમ જો કરોડોવાર કાપડ આપણે ત્યાં જ બનતા કાચા રૂમાંથી બનાવી શકાય તો આપણા ગરીબ લોકોની કપડાંની ભુખ ભાંગે ને તેથી તેમના સુખ અને આરોગ્યની વૃદ્ધી થાય.

# ને ——— સ્વરાજ્ય

## -માજવાદના -બિંદુએ

—ચરખાના કાર્યક્રમ ઉપર અતિરેક કરવામાં ગંભીર રાજકિય ભુલ થઇ છે એમ આલેખે છે અને તેની નીરૂપયોગીતા જાહેર કરે છે.

ઈંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

### નવી વિચારસરણી

આ દલીલની સામે નીચેની વિચારસરણી કુદરતી રીતે સ્ફુરે છેઃ—

(૧) આપણી મીલો પુરૂં કાપડ ઉપજાવતી નથી તેથી શું આપણાં બજારોમાં કાપડની અછત રહે છે? નહી જ. મંચેસ્ટર ને જાપાનથી કરોડો રૂપીયાનું કાપડ તો સીંચાયા જ કરે છે. પરદેશથી થતી આ આયાતનાં આર્થિક અને રાજકિય પરિણામો હું હાંની પછી તપાસીશું. હાલ તો મુદ્દાની વાત એ છે કે દેશમાં કપડાની કંઇ ખોટ નથી. વળી તે કપડું દેશી મીલો કરતાં વધારે મોંઘું પડે છે એમ પણ ન કહી શકાય. બલ્કે પરદેશી કાપડ પર ઘણી સખત જકાત હોવા છતાં તે ઘણું ખરૂં દેશી કાપડ કરતાં થોડું કે વધારે સોંઘું મળે છે. ને આમ ધોધમાર સોંઘું કાપડ આખા દેશનાં બજારોમાં મળે છે છતાં આપણા કરોડો માણસો તે કેમ લઇ શકતા નથી? શું તેઓ તે કાપડને પરદેશી ગણીને ખરીદતા નથી! નહીં જ. તેઓ તે ખરીદી શકતા નથી કારણ કે તેમની પાસે ખરીદવાને પુરતાં નાણાં નથી. પણ જો નાણાંને અભાવે આપણા ગરીબો મીલનું કે પરદેશી કાપડ ખરીદી શકતા નથી તો પછી તેઓ હાથે કાંતેલી ને વણેલી ખાદી પણ કેવી રીતે ખરીદી શકશે? ને શીઆળાની ટાઢથી કે ચોમાસાની હેલીથી પોતાનાં ચીમળાએલાં અંગનું રક્ષણ કેમ કરી શકશે?

(૨) વળી જો હાથની ખાદી થોડીઘણી પણ મીલના કે પરદેશી કાપડથી સોંઘી પડતી હોય તો તો તે ગરીબવર્ગને ખરેખર આશીર્વાદ સમાન થઇ પડે. પણ અત્યાર સુધીનો આપણો અનુભવ શું બતાવે છે? એ જ કે હાથની ખાદી કરતાં વધારે રળીયામણું ને સફાઇદાર મીલોનું કાપડ વધારે સોંઘું મળે છે. આશરે ૧૦ વરસ સુધી ખાદીના અખતરા આખા દેશમાં સુનંદા

માણસોની મારફત કરવામાં આવ્યા છે છતાં ખાદી સંચાના કાપડ કરતાં સોંઘી વેચાઇ શકતી નથી. એટલું જ નહી, પણ ભવિષ્યમાં વધારે સોંઘી થવાનો સંભવ પણ નથી. ઉલટું એ પણ ચોક્કસ છે કે મીલને મુકાબલે હાથની ખાદી વધારે મોંઘી જ છે—ને ભવિષ્યમાં પણ રહેશે જ, ને જો આપણો ગરીબવર્ગ સાંચાનું સોંઘું કાપડ ખરીદી શકતો નથી તો પછી તે દેખીતી રીતે હાથની મોંઘી ખાદી કદી પણ ન જ લઇ શકે. બલ્કે તેમને તો ખાદી રેશમી કે કસમી કાપડ જેવી મોંઘી જ લાગે—તે તેમને ખાદી પહેરવાનો ગમે તેટલો શોખ પણ થાય, તોયે નાણાંને અભાવે ખરેખરો ગરીબ ને ભુખે મરતો વર્ગ તો કદાપી ખાદીથી પોતાનાં ધ્રુજતાં અંગ ઢાંકી શકે જ નહીં.

## હાથકંતામણ અને હાથવણાટ

(૩) પણ ગાંધીજી કહે છે કે સર્વે પોતાને માટે જોઇતું કાપડ હાથે કાંતીને વણાવી કે વણી લે તો તેમને ઘણું સોંઘું પડે. પણ પોતાનું સુતર કાંતવા માટે પોતાનું રૂ જોઇએ. તે રૂ હીંદુસ્થાનમાં બધા નહીં પણ ચોક્કસ ભાગમાં જ પાકે છે. વળી એકંદર જ્યાં રૂની ખેતી હોય છે ત્યાં પાસેજ જીન-પ્રેસનાં તો કારખાનાં પણ હોય છે—ને રૂના ભાવ પણ ગઇ સાલ સુધી સારા આવતા હતા (ને ગઇ સાલની આખરમાં ગગડયા પછી હમણાં કંઇ સુધરવા લાગ્યા છે) તેથી રૂની સારી ખેતીના મુલકમાં ખરેખરી ભયંકર ગરીબાઇ જોવામાં આવતી નથી. તેથી આવા બારડોલી, ખેડા જેવા ને બીજા ભાગના પ્રમાણમાં સારી સ્થિતિના ખેડુતો ગાંધીજીનાં વચન પર શ્રદ્ધા મુકીને પોતાના રૂમાંથી થોડી ખાદી ઉત્પન્ન કરે તેથી કાંઇ જ ફલીત થતું નથી. જે ખેડુતો પોતાનું રૂ ઉપજાવીને વેચી શકે તેમને ખરેખરા ગરીબ ગણાય જ નહીં. બીજા કોઇ વેપારીઓની માફક તેઓ દેવામાં ડુબેલા પણ હોય તેથી પણ કંઇ જ ફલીત થતું નથી. વળી તેઓ કોઇ આર્થિક નિયમને નહી પણ માત્ર અંતરની શ્રદ્ધાને અનુસરીને ગમે તે કરે તે જુદી વાત છે. બાકી રાંમેશરાના જેવા કોઇ અ-શ્રદ્ધાળુ લોકોમાં કેવળ અર્થશાસ્ત્રના ધોરણસર રૂની ભરપુર ખેતી છતાં પણ રેંટીયાનો અખતરો ભરછક પૈસા ખર્ચીને કરવામાં આવ્યો છે ત્યાં તે ઘણુંખરું નિષ્ફળ જ થયો છે.

## કોણ કાંતવાની મજુરી કરે છે?

(૪) આપણે પોતાનું રૂ ઉગાડનારને પ્રમાણમાં શ્રીમાન કે સમૃદ્ધીમાન ગણીને બાદ કરીએ, એટલે કુદરતી રીતે કોંગ્રેસના ખાદી મંડળ કે બીજા કોઇ એવા મંડળ કે વ્યક્તિ પાસેથી રૂ કે પુણી લઇને છ કે આઠ આને રતલ સુતર કાંતી આપનારા ખરેખર ગરીબ વર્ગ પર આપણે નજર ફેરવી પડે છે. દિવસના ૭ પૈસા કે બે આનાની રોજીથી કામ કરનાર સ્ત્રી પુરૂષોને ખરેખરા ગરીબ-કે કંગાલ ગણવા જ જોઇએ. આવા માણસોને પોતાનું રૂ ન હોય-ઘણુંખરું તેમની જમીન પણ ન હોય-જમીન હોય તે ઘણી થોડી કે ખરાબ હોય. તેઓ ઘણે ભાગે પારકી જમીન ખેડનારા કે મજુરો જ હોઇને ખેતીની મોસમ ન હોય ત્યારે ખરેખરી કકડતી ભુખને હારવાને ન ચાલ્યે જ ચરખાની આવી છેક સોંઘી મજુરી તેઓ કરે.

## મોંઘી ખાદી

છતાં કોણ માની શકે કે આવા જે આશરે ૬૦,૦૦૦ માણસો ગાંધીજીના વચન

મુજબ આખા દેશમાં દશ વરસના પ્રચાર પછી-ને લાખો બલ્કે ક્રોડો રૂપીયાનો ખર્ચ જાતજાતના ઉંધા અખતરામાં કર્યા પછી-ચરખાની મજુરી કરે છે. તેઓ તેમના જ કાંતેલા સુતરમાંથી બનતી ખાદી થોડી કે ઘણી પણ વેચાતી લઇ શકે? આખી દુનીઆનો મજુરોનો અનુભવ પુરવાર કરે છે કે સારી ને મોંઘી ચીજો ઉપજાવનાર માણસોને તે ભોગવવાનું સાધન હોતું નથી. એકથી બે આનાની રોજીથી મરી મરીને આઠ દસ કલાક કાંતનાર ગરીબ માણસોને તો ખરૂં જોતાં તો મીલોના કે કોઇપણ કારખાનાના મજુરોની માફક હાલ દુનીયાં-ભરમાં પ્રવર્તતા મુડીવાદના ગુલામની (Wage-Slaves) જ હારમાં મુકવા જોઇએ. બીજા કોઇ મજુરોના કરતાં તેમની દશા વધારે દયાજનક ગણવી જોઇએ. કારણ કે તેમના જેવો મજુરીનો કંગાલ દર દુનીયામાં કોઇ ઠેકાણે સાંભળ્યો નથી.

## ક્રૂર મશ્કરી

તેથી આવા કંગાળ લોકોને ખાદી લેવાનું કહેવું એ તેમની ક્રૂર મશ્કરી કરવા જેવું છે. તેમની ગુલામ જેવી જુજ રોજીમાંથી જેમ તેઓ સોંઘામાં સોંઘી બંટી-બાવટા જેવું સોધું ધાન લઇ શકે તેમ તેઓ તો દેશી કે પરદેશી મીલનું સોંઘું કાપડ લઇ-ને જ તેમના નબળાં અંગને ઢાંકી શકે, ને તેથી જ ગામડાંમાં આવા સોંઘા દરે કંતાવેલી ખાદી નાનાં મોટાં શહેરમાં વેચવાને માટે જાત જાતનાં સપ્તાહો ઉજવવાં પડે છે-ને સુનંદા જુવાનોને ને કોંગ્રેસના આગેવાનોને પણ પૈસાવાળાઓને માથે ખાદી વેચવાને ફેરી કરવા નીકળવું પડે છે.

## મીથ્યા ભ્રમ

આ ઉપરથી એટલું તો ચોખ્ખું દેખાય છે કે દેશમાં કાપડની અછત ટાળવાને, ટાઢે મરતાં કરોડોના નાગાં અંગ ઢાંકવાને જ હાથે કાંતી વણીને ખાદી જ ઉપજાવવાનો ધર્મ તો કેવળ મીથ્યા ભ્રમરૂપ સમજાય છે. જેમ દેશમાં ભરપુર અનાજ પાકવા છતાં કરોડો ભુખે મરે છે તેમ દેશમાં હાલના કરતાં ગમે તેટલું વધારે કાપડ નીપજશે કે બ્હારથી આવશે તો પણ કરોડો માણસો કાપડને અભાવે રીબાશે જ. કરોડોને માટે વધારે અનાજ કે વધારે કાપડની જરૂર નથી. તેમને ખરી જરૂર વધારે નાણાંની છે,-વધારે સારી રોજી ને ધંધાની જરૂર છે. તે જરૂર ચરખાથી કે પછી બીજી રોજીથી વધારેમાં વધારે સંગીન ને વ્યવહારીક રીતે પુરી પાડો,-તો તે ગરીબોને તો સરખું જ છે.

ગાંધીજીને ને તેમના ચુસ્ત ભકતોને માલમ થાય જે હીંદમાં ને આખી દુનીયાભરમાં કરોડો માણસો અનાજ ને કાપડને માટે ટળવળતા હોવા છતાં ઉત્તર અને દક્ષીણ અમેરિકામાં લાખો ટન કોફી, રૂ ને ઘઉં સળગાવી દેવામાં આવ્યાં છે કે જમીનમાં ભેળી દેવામાં આવ્યાં છે. (જો કે માત્ર યુનાઇટેડ સ્ટેટસમાં આજે આશરે એક કરોડ માણસો બેકાર હોવાથી ધર્માદા ઉપર જીવે છે અને ચીનમાં કરોડો માણસો વાવાઝોડાને લીધે ઘરબાર વીનાના થઇગયાં છે.) આમાં ખરૂં કારણ હીંદમાં કે બીજા કોઇ દેશમાં અનાજ કે કાપડની તંગીનું નથી પણ મુડીવાદની ચાલુ રાક્ષસી પ્રથા જ છે. ને જ્યાં સુધી તે પ્રથા ચાલુ રહેશે ત્યાં સુધી હીન્દમાં કરોડો રૂપીયાનું વધારે કાપડ સાંચા-કામથી કે રેંટીયાથી ઉપજાવીશું તો પણ ગરીબો તો હાથ ઘસતા જ રહેશે ને ગોદામો

ને દુકાનો કાપડના ઢગથી ભરચક ભરાયા કરશે.

## બીજા રાજકિય મુદ્દા

હવે બીજા રાજકિય મુદ્દા ઉપર આવીએ. ગાંધીજીએ ખાદીનો પ્રચાર કરતાં શરૂઆતથી જ બે જાતની દલીલો રજુ કરી છે, એક હળવી ને ઠંડી–બીજી ગરમ અને કડક; ને જો કે લંડનમાં તો દરીદ્રનારાયણની હળવી ને સાત્વીક દલીલ જ તેઓ રજુ કર્યે જાય છે, તો પણ તેમના મનમાં ઉંડે ઉંડે બીજી ગરમ દલીલ તો રહેલી જ છે. તે એ છે કે અંગ્રેજો કાપડનો વેપાર કરતા આપણા દેશમાં રાજ જમાવી બેઠા તેથી તેમનો પગ કાઢવાનો પણ ખરેખરો ઇલાજ તેમના–ને તમામ પરદેશી કાપડના બહિષ્કારમાં જ રહેલો છે: ને આવો બહિષ્કાર કરવાને જોઇતું કાપડ સાંચાકામથી ઉપજાવતાં તો કદાચ ઘણા દશકા વીતી જાય તેથી તેનો ખરેખરો ઇલાજ દેશમાં સહેલાઇથી ઉપજાવી શકાય એવા સાદા સરળ ને સસ્તા રેંટીયામાં જ રહેલો છે.

ખરેખર આ દલીલ જો વાસ્તવીક ને વ્યવહારીક હોય તો બીજા બધા વાંધા બાજુએ મુકીને સર્વે દેશાભીમાની સ્ત્રીપુરૂષોએ તેને સફળ કરવાને કટીબદ્ધ થવું જ જોઇએ. ને એ પણ ચોક્કસ છે કે અત્યાર સુધીમાં રેંટીયાનો થોડોઘણો પણ પ્રચાર થયો છે તે આવી સમજથી પ્રેરાયેલા દેશાભીમાની સ્ત્રી પુરૂષોએ જ કરેલો છે. રાજકિય ચળવળના કારમા સમયમાં જ લાખો દેશાભીમાની માણસોએ ઘણા પૈસાને ભોગે ખાદીને ઉત્તેજન આપીને જ તેની ઉત્પત્તિના કારભારને ટેકો આપ્યો છે.

## બ્રીટીશ સત્તાને સખ્ત ફટકો

પણ ખરેખરી સ્થિતિ શી છે? આ સંબંધમાં વીવરણ કરતાં સેંકડોવાર ગાંધીજીએ આપણા મગજ પર ઠસાવ્યું છે કે ૬૦ કરોડનું પરદેશી કાપડ દર સાલ આપણા કંગાળ દેશમાં આયાત થાય છે ને તેથી જો આટલા કાપડની ભુખ આપણે ખાદીથી ટાળીએ તો આપણે તેટલા પૈસા આપણા દેશમાં રાખીએ અને વળી બ્રીટીશ વેપારને ને તેથી બ્રીટીશ રાજસત્તાને સખતમાં સખત ફટકો લગાવીએ.

આમાંથી રાજકિય દલીલ પહેલી લઇએ. પ્રથમ તો યાદ રાખવું જોઇએ કે બ્રીટનના સમગ્ર વેપાર ઉદ્યોગમાં લેંકેશાયરનો ઉદ્યોગ તો કાનખજુરાના એક પગ જેવો છે. વળી તે માંચેસ્ટર લેંકેશાયરના એક નાના જીલ્લામાં એકત્રીત થયેલો છે. બ્રીટનની આયાત નીકાસના કુલ આંકડા કરોડોની નહી પણ અબજોની સંખ્યામાં જાય છે. વળી જે દેશ બે ત્રણ અબજ રૂપીઆ પોતાના કેળવણીખાતા પર ને ગરીબ લોકોને 'ડોલ' વગેરે મદદ આપવામાં ખરચે છે તેને ૬૦ કરોડનું નુકશાન પહોંચાડીને મ્હાત કરવાનો વિચાર છેક જ હાસ્યજનક છે.

## સાઠ કરોડ કે દસ કરોડ!

પણ વધારે વિચાર કરતાં તો માલમ પડે છે કે, આપણે ૬૦ કરોડનું પુરેપુરું કાપડ બાતલ કરી મુકીએ તો પણ તેટલા કરોડનું નુકશાન ઇંગ્લંડને અર્થાત તેના કારખાનાવાળાને થાય એમ નથી. આપણે જેવો બ્રીટીશ કાપડનો બોયકોટ જાહેર કરીએ કે તુરત જ બ્રીટીશ મીલમાલીકો અમેરિકાનું રૂ લેવાનું બંધ કરે એટલે ૬૦ માંથી લગભગ ૩૦ કરોડ તો તે સહેલાઇથી રૂમાંથી

બચાવી લે. પછી બાકી રહેલા ૩૦ કરોડ-માંથી ૧૦ કરોડનો કામદારોનો પગાર બચી જાય ને આશરે ૧૦ કરોડ વહાણવટાના ને દલાલી વીમા વગેરેનાં ખર્ચમાં બચાવી લે, એટલે ખરૂં જોતાં મોટા મીલવાળાઓને તો નફાના પડતા ૧૦ કરોડનું જ નુકશાન થાય ! તો શું થોડા માલીકોને આટલું નુકશાન થવાથી બ્રીટીશ સલ્તનત ડોલી જશે ને બ્રીટીશ સરકાર આપણે શરણે આવશે ?

## એક નહીં તો બીજે માર્ગે

છતાં ખરૂં જોતાં બ્રીટીશ મીલવાળાઓને તેમજ વહાણની ને વીમાની કંપનીઓને આટલું પણ નુકશાન આથી થતું નથી. કારણ કે અત્યાર સુધીનો અનુભવ સાક્ષી પુરે છે. કે બોયકોટ કરતી વખતે ચરખાનો ને ખાદીનો ગમે તેટલો પોકાર કરવામાં આવે છે, પણ નફાની ખરેખરી મલાઇ તો આપણા દેશી મીલમાલીકો જ તારવે છે. ને તેથી તેઓ આવા સમયમાં ઉત્તેજન પામીને નવી મીલો વસાવે છે ને પરિણામે કાપડ ન મળવાથી નુકશાન પામનારા ઇંગ્રેજ વેપારીઓ પાસેથી જ આવા કારખાના માટે સાંચા કામ મોંઘા જથ્થામાં ખરીદે છે. એટલે તેમને, વહાણવાળાઓને ને વીમા કંપનીઓને વળી નવી રોજી જાગે છે. એટલે પરિણામે તો આ ૧૦-૨૦ કરોડનું નુકશાન પણ એકંદરે ફગી થઇ જાય છે.

## મુર્ખાઇની પરીસીમા

એક વાત વધારે. ખરી મુદ્દાની વાત તો એ છે કે હીંદમાં જે અબજો રૂપીયા લોન, રેલ્વે ને બીજા ધંધા રોજગારમાં અંગ્રેજ પ્રજાએ રોકેલા છે તેમાંથી આશરે અઢી અબજ રૂપીઆ માત્ર વ્યાજ નફામાં તેઓ દર સાલ આપણી મજુરીમાંથી મેળવે છે ખરેખરી સોનાની નદી તો આ રીતે હીંદમાંથી વીલાયત તરફ વહે છે. આ નદીનો ધોધ કાયમ રહેશે ત્યાં સુધી અંગ્રેજો કંઠે પ્રાણ આવે ત્યાં સુધી હીંદુસ્તાન છોડે એમ નથી. પણ આ ગણત્રી પ્રમાણે તો ૧૦ કરોડની રકમ નજીવી લાગે છે. ને તેથી પહેલાં અજ્ઞાનમાં આપણે ગમે તેમ ધાર્યું હોય પણ આજની તારીખે અંગ્રેજ કાપડના બહિષ્કારને સ્વરાજ પ્રાપ્તીનો મુખ્ય મંત્ર બનાવવો એ તો મુર્ખાઇની પરીસીમા જ ગણાય.

## રોજીનો માર્ગ

છેવટે ગાંધીજી પુછશે કે ત્યારે આપણા કરોડો બેકાર અને ભુખે મરતા માણસોને માટે રેંટીયા સીવાય કંઇ રોજી સુચવી શકાય એમ છે ? અર્થાત રેંટીયો બીજી ગમે તે ગરજ સારે કે નહી, પણ કરોડો માણસની ગરીબાઇના નિવારણ માટે તો તે કામદુધા સમાન છે જ.

હવે જો વધારે કપડું પેદા કરવાની જરૂરીઆતની ને અંગ્રેજોને શરણે લાવવાની દલીલોનાં જાળાં આપણા મગજમાંથી પ્રથમ સાફ કરીએ તો પછી કરોડો બેકાર ને નિરાધાર માણસોને પાળવાની આ દયાધર્મની જ દલીલ રહે છે. જુના વખતમાં ગરીબો ને સાધુસંતો માટે મંદીરમાં ભેટ ધરતા, સદાવ્રત બાંધતા—નવા જમાનામાં યુરોપમાં મુક્તીફોજની ને બીજી હજાર જાતની સંસ્થાઓ ગરીબોનો ભુખમરો ટાળવાને સસ્તી મજુરી આપે છે, કે એમ ને એમ કંઇ જીવારો આપે છે તેમ ખાદી મંડળ પણ ધનાઢ્યો ને મધ્યમવર્ગ પાસેથી નાણાંની ભેટ લઇને કે તેમની દયાની—કે દેશભક્તિની લાગણી ઉશ્કેરીને તેમને ખાદી વેચીને નાણાં

ભેગાં કરીને ૬૦,૦૦૦ સ્ત્રી પુરૂષોને ઘર બેઠે રોજના ૭ આઠ પૈસાની રોજી આપે છે એ દયાધર્મનો ઘણો સંગીન ને વ્યવહારીક માર્ગ ગણી શકાય.

## કશો સંબંધ નથી

પણ આ દ્રષ્ટિએ દયાધર્મને માત્ર ખાદી સાથે જ કંઇ વાસ્તવીક કે તાત્વીક સંબંધ નથી. જો કંઇ બીજું આવું કામ આપી શકાતું હોય તો આપીને પણ એટલા કે વધારે માણસોને જીવારો આપી શકાય. આવાં ધર્માદા કામ પણ યુરોપમાં જોવામાં આવે છે. બીજા દેશો પણ ઝુંપડીઓમાં જુના જમાનાના કારીગરો ને સ્ત્રીઓ ગરમ કાપડ કે કંઇ કળાના નમુના બનાવવાનું કામ કરે છે તેને વેચવાને શ્રીમંત સ્ત્રીઓ બ્હાર પડે છે ને સારી સ્થિતિના માણસો તેને ખરીદીને થોડા ઘણા માણસોની ગરીબાઇનું નિવારણ કરવામાં સહાય આપે છે. છતાં આવા કામને કોઇ રાજકિય કે રાષ્ટ્રિય સ્વરૂપ આપતું નથી. તેને સર્વ ચોખ્ખું ધર્માદા કે અર્ધ—ધર્માદા કામ ગણે છે—ને, તે ધોરણસર યથાશક્તિ ઉંચા ને મધ્યમવર્ગના માણસો તેમાં મદદ કરે છે. અને ખાદીના કામને આ ધોરણસર મુકવામાં આવ્યું હોત તો મારી ખાત્રી છે કે કોંગ્રેસથી જુદા રાજકિય વિચાર ધરાવનાર હિંદના ઘણાય શ્રીમંતો, રાજરજવાડાઓ અને બીજાઓએ તેમાં ઘણી સંગીન મદદ આપી હોત ને તેથી ગરીબાઇના નિવારણનું વહેવારૂ કામ વધારે આગળ વધી શકયું હોત.

## સ્ફુરતા સવાલો

પણ આ રીતે વિચાર કરતાં સવાલ એ ઉત્પન્ન થાય છે કે આવું કામ પરદુઃખભંજન દયાળુ માણસોને ગમે તેટલે અંશે કરવા લાયક હોય પણ કોંગ્રેસ જેવા રાજકિય મંડળે તે હાથમાં લેવું જોઇએ ખરૂં ? ને તેથી વળી બીજો સવાલ એ સ્ફુરે છે કે કોંગ્રેસ જેવી ખરેખર રાજકિય હકકની ચર્ચા કરનાર સંસ્થાએ આપણા દેશની દારૂણ ગરીબાઇનો સવાલ કેવી રીતે હાથ ધરવો જોઇએ ?

આ સવાલનો જવાબ મુખ્યત્વે કરીને એ રીતે આપી શકાય. જેઓ જમાનાઓથી ચાલતી આવેલી ચઢતા ઉતરતા વર્ગની—ધનીક ને ગરીબ વર્ગની જમીનદાર ને ખેડુતની—મીલમાલીક ને મજુરની—શેઠ ને ચાકરની—અર્થાત મુડીવાદની પ્રથાને શુદ્ધ બુદ્ધિ માને છે તેમને માટે તો તે મુડીવાદના રક્ષણ અર્થે ગરીબોનું બને તેટલું રક્ષણ કરવાને માટે ખાદી જેવાં ધર્માદા કામ કરવાનો જ ધર્મ પ્રાપ્ત થાય છે. ને ગાંધીજી પોતે કબુલ કરે કે નહીં પણ તેઓ જુની આર્થિક પ્રણાલીકામાં માનનાર હોવાથી જુના જમાનાથી ઉતરી આવેલા પાદરીઓ, ધર્મગુરૂઓ ને સાધુસંતોની માફક તેમનું દીલ તો મુડીવાદની સેવામાં જ ઝુકે છે. તથી તેમને તો આ બધા વીરોધી વર્ગો વચ્ચે ન્યાય ને ધર્મના ધોરણસર સમાધાન કરવામાં, પૈસા વાળા પાસે ઝોળી ફેરવીને જે ભઉળ મળે તે ખાદી જેવા દયાધર્મના કામમાં વહેંચવામાં જ સંતોષ જણાય તે યોગ્ય જ છે.

## શરમ ભરેલો માર્ગ

પણ જેઓ આથી તદન વીરોધી—અર્થાત્ સમાજવાદની નવી ભાવનાને ખરા દીલથી ને સ્પષ્ટ બુદ્ધિથી સેવે છે તેમને આવો ધર્માદા કામનો માર્ગ—તત્કાળ ગમે તેટલો ઉપયોગી ને લાભદાયક પણ જણાય તો પણ તેમને માટે તો હાનીકારક ને શરમભરેલો જ લાગે. કારણ કે તેમના સિદ્ધાંત મુજબ તો બધી

ગરીબાઇ ને કંગાલીયતનું મુળ દરેક દેશમાં મુઠીભર માણસોના હાથમાં જમીન તેમજ ઉત્પત્તિ ને સમૃદ્ધીનાં સાધનો એકત્રીત થયેલાં છે તે જ છે. બલ્કે તેઓ તો એમ માને છે કે જેમ જુના વખતમાં અમુક પાવરધા માણસો બીજા લડવૈયાઓને હરાવીને પશુબળથી અમુક જમીન પચાવી પડ્યા હતા–અને આવા જમીનદારોમાંથી જે વધારે બળીઓ થયો તે રાજ્ય પચાવી પડયો હતો–અર્થાત તેમણે તો પશુબળની સત્તાથી જ જમીન જાગીર પચાવીને બીજા હજારો–લાંખો માણસોને પોતાના ગુલામો બનાવી પોતાની જમીન ખેડવાને ફરજ પાડી છે. તેજ પ્રમાણે હાલના શ્રીમંતો અને નાણાંવટીઓ પણ ગરીબવ-ર્ગને સીધી કે આડકતરી રીતે લુંટીને જ ખાણો, કારખાનાં ને એવાં બીજાં તમામ ઉત્પત્તિનાં સાધનોના માલીક બન્યા ને તેઓ પણ આ સત્તાના બળે બીજા બેહાલ માણ-સોને ફાવે તેટલી રોજી આપીને પોતાનાં કારખાનામાં ગુલામીની નોકરી કરવાની ફરજ પાડે છે. વળી સમાજવાદીઓની એ પણ ખાત્રી છે કે આ પ્રથા જ્યાં સુધી ચાલુ રહેશે ત્યાં સુધી બીજા કંઇ પણ સુધારા થશે તે મડદા પર શણગાર રૂપજ રહેશે. ને હવે તો મુડીવાદનો કોટ ચારે તરફ તુટવા માંડ્યો છે તેવે વખતે તો ગરીબોના ખરે-ખરા વીરોધી, સમાજશ્રીમંતો પાસેથી થોડાઘણાં ધર્માદા નાણાં ભેગાં કરીને જે સંસ્થાઓ કે માણસો તે ગરીબોમાં એક કે બીજે હીસાબે વહેંચશે તેઓ ખરૂં જોતાં તો તેમની સામે બળવો કરીને પોતાનું કાયમનું હિત સાધવાના સાચા માર્ગમાંથી મજુરો ને કામદારોને ચલીત કરીને–અથવા તો ચલીત થવાને લલચાવીને મુડીવાદના સીપાઇઓની જ ગરજ સારશે.

## મુક્તીફોજ વીષે મતભેદ

મુક્તીફોજ જેવી ધર્માદા સંસ્થાઓ વીષે આવો મતભેદ યુરોપના આગળ વધેલા દેશોમાં ખુલ્લી રીતે પ્રકટ થાય છે. મોટા અમીર ઉમરાવો, ધનીકો, નેમી વેપારીઓ આવી સંસ્થાઓને ઉત્સાહથી અપનાવીને ભરપુર મદદ આપ્યે જાય છે. કારણ કે તેમની દ્રષ્ટિથી ચપટી ચપટી ચોખા ભુખાવળા લોકોમાં વહેંચે તો જ તેઓ પણ પોતાની ગરીબાઇ સહન કરી શકે–ને મોટાઓના મહેલ ને કારખાનાં ને દુકાનો પર હલ્લો કરતાં અટકી જાય. ત્યારે બીજી પાસ સાચા સમાજવાદીઓ તો ઉઘાડેછોક નેધંન લોકોને સમજાવે છે કે મોટા-ઓના ભયંકર ધનસંચયમાંજ ને જમીન, કારખાનાંની માલીકીમાંજ તેમના ભુખ-મરાનું કારણ સમાએલું છે ને તેથી ડગલે ને પગલે તે વર્ગોની સામે ને તેમના સર્વના રક્ષકરૂપ સરકારીતંત્ર સામે લડત ચલાવીને તેમના કુદરતી હક્ક હાંસલ કરવામ તેમનું ખરેખરૂં શ્રેય સમાયેલું છે.

હવે આ વિચારસરણી આપણા દેશમાં લાગુ પાડીયે તો જણાશે કે રેંટીઆ, ખાદી જેવું દયાધર્મનું કામ તો કહેવાતા સમાજ-સેવકો–પણ ખરૂં જોતાં મુડીવાદના પગાર-દાર કે બીનપગારદાર સંરક્ષકો જમાનાઓથી એક કે બીજી રીતે કરતા આવ્યા છે ને કરવાના જ. વીલાયતમાં તો સરકાર પોતે જ સર્વે બેકાર માણસોને દર અઠવાડીએ ઠીક ઠીક ડોલ આપે છે. ત બંધ કરે તો લુંટ-ફાટ જાગે ને બંડ થાય. આપણે ત્યાં પણ કારમો દુકાળ પડે છે ત્યારે પરદેશી સરકાર પણ આઠ દશ પૈસાનો રોજ આપીને તળાવ ખોદાવવાનાં કામ કાઢે છે.

## સમાજવાદી સેવકોનું કામ

પણ નિર્ધન વર્ગના સાચા સમાજવાદી ને દેશાભીમાની સેવકોનું આ કામ નથી. તેમણે તો ગામગામડે ફરીને લોકોને તેમની ગરીબાઇનું ખરૂં કારણ–તેમની નિર્ધનતાનું સાચું મુળ સમજાવવું જોઇએ–તેમના કુદરતી હક્કનું તેમને ભાન કરાવવું જોઇએ. જમીનદારો ને વ્યાજખાઉ નાણાવટીઓ તેમને કેમ લુંટે છે–ને સૌથી વધારે તો સરકાર ભારે કર નાખીને તેમનું લોહી કેમ ચૂસે છે–તે જ બરાબર તેમને સમજાવવું જોઇએ. વળી તેમને સંઘબળનું ભાન કરાવવું જોઇએ. તેમની સામુદાયીક હીલચાલ જગાવવી જોઇએ. પણ તે દહીંદૂધીયા નીતિથી નહિં પણ સરકાર ને રાજામહારાજા, જમીનદારો ને નાણાવટીઓ સામે તેમના સાચા હક્કોનું તેમને ભાન કરાવીને જ. પણ હાલમાં કોંગ્રેસની નીતિ તો આ બધી મુદ્દાની વાતોને ભુંસી વાળીને પરદેશી સરકારની સામે એકતરફી ને પોકળ લડત કરવાની છે. ને તે સારૂ નિર્ધનવર્ગના ખરેખરા શત્રુ સમાન ધનીકવર્ગની સાથે "રાષ્ટ્રિય ઐક્ય" સાધવાની છે. ને તેથી ગરીબોનું સાચું શ્રેય કરવાને બદલે તેના શત્રુઓની પાસેથી ચપટી ચપટી ઉઘરાવીને ભુખે મરતાને પૈ, પૈસો વહેંચવાની નીતિ તે અનુસરે છે.

રખેને કોઇ મારી સુચનાને અવ્યવહારીક ગણીને હસી કાઢે તે માટે એક બે દાખલા આપીશ. ગઇ સાલ જ્યારે લડત પુરજોશમાં ચાલી હતી ત્યારે પોતાની કુદરતી બુદ્ધિને અનુસરીને મધ્યપ્રાંતના કેટલાક ભાગમાં ખેડુતોએ શાહુકારો સામે ચળવળ શરૂ કરી હતી–પછી ભલે તેમણે અજ્ઞાનથી ભુલાવામાં પડીને ન કરવાનાં કામ કર્યાં હોય, પણ એટલું તો ચોક્કસ છે કે ખેડુતોની આવી ચળવળને જો વ્યવસ્થિત સ્વરૂપ આખા દેશમાં ગામગામડે આપી શકાય તો શાહુકારોના વ્યાજમાંથી જ કરોડો રૂપીયાનો ફાયદો ને તે ધર્માદા તરીકે નહી પણ સાચા હક્ક તરીકે–મેળવી શકાય. તેથી કોંગ્રેસ નહીં તો દેશમાં ઠેર ઠેર જાગતી નવજુવાનોની સંસ્થાઓ આવા લડાયક ધોરણસર ખેડુતોનું સંગઠન કરવા માંડશે?

તે જ પ્રમાણે લડત ચલાવીને નાના મોટા જમીનદારોની સાંથમાં પણ એકંદરે કરોડો રૂપીઆનો કાપ મુકીને ભુખે મરતા કંગાલ ખેડુતોનું ભલું કરી શકાય. કોંગ્રેસ જેવી રાજકિય સંસ્થાનું ખરૂં કામ તો આ છે. પણ મહાસભા ગરીબોના આ વીરોધીઓ પાસેથી ધર્માદા ફાળા ઉઘરાવીને ગરીબોમાં વહેંચવામાં તો તે દરીદ્રનારાયણની સેવા કરવાને બદલે તેની હાંસી જ કરે છે. તેને દાઝ્યા ઉપર ડામ આપે છે એમ ચોક્કસ પુરવાર થાય છે.

# કલા અને કલાકાર

—પ્રોલીટેરીઅન—

આજના આલમના ચિત્રકારોમાં મેક્સીકન કલાકાર ડીએગો રીવેરાનું નામ ઉંચી હારમાં આવે તેમ છે. ડીએગોના "ફ્રેસકો"માં જે તાઝગી માલુમ પડે છે એ બીજા કલાકારોમાં ભાગ્યે જ હોય છે. જો કે ડીએગોની પીંછી જોઇએ તેટલી ઇલમબાજ નથી. પણ એની વસ્તુની પસંદગી મૌલીક હોય છે. ડીએગોના 'ફ્રેસકો'માં મેક્સીકન ચળવાની છાપ સાફ દેખાઇ આવે છે. અને એટલે જ તે કલા આકર્ષક બનવા પામી છે. આજની સમાજના ખુણેખુણામાં ભરછક થએલ વર્ગવિગ્રહનો સ્પર્શ ડીએગોને થયો છે એટલે એની કલામાં જે જોર દેખાય છે એ આપણને છક કરી નાખે તેવું છે. ડીએ-ગોના હાથમાંથી જે 'ફ્રેસકો' સર્જાય છે તેમાંથી અમુક પ્રકારની ઝબાન સંભ-ળાય છે–વસ્તુને વાચા સાંપડે છે અને આપણા મગજમાં રીતસર વાર્તા ખડી થાય છે. એટલે ડીએગોને પ્રેરણા આપ-નાર મેક્સીનો કામદાર વર્ગ છે–એ કામદારની આસપાસ વસ્તુ ઉભી કરી ડીએગો હાથ અજમાવે છે. પરિણામે કલાનું કલેવર ખડું થાય છે. એ જ કામ-દારની કહાણી કલાકારને હેતુ બક્ષે છે, અને હેતુ વીનાની કલા હોતી જ નથીને! મુડીવાદીઓએ કલાકારને ખરીદી 'કલા ખાતર કલા'નું વાહીયાત સુત્ર બહાર પાડયું છે.–જેઓ આજના જમાનાને પીછાને છે, જેમો આધુનીક સમાજ-રચનાથી વાકેફ છે તે બધા એમ કબુલ કરશે કે કલા એ તો હંમેશાં આસપાસના વાતાવરણની છાંય ઝીલે છે. જે વર્ગના હાથમાં કલા જાય છે તે વર્ગનું પ્રતિબીંબ એ દાખવે છે. એટલે આજે એમ પુરવાર કરવાની જરૂર રહેતી નથી કે કલા અને જીવન સાવ જુદાં છે.

## પડળ ખુલ્યાં

આર્થિક, સામાજીક અને રાજદ્વારી ઘર્ષણોના પ્રતિબીંબ કલા ઝીલી લે છે. ચળવાના ઝંઝાવાતને લીધે હાથી દાંતના મીનારાઓ કયાંયે અલોપ થઇ ગયા છે! કવિઓ અને ચિત્રકારો આજે છડેધાડ તરેહ તરેહની રાજદ્વારી છાવણીનો આ-શ્રય લે છે, ગઇ કાલે જેઓ એવી ઝબાન ફેંકતા હતા કે ગમે તેવી ઉથલપાથલ જગત પર આવે પણ કલા તો છે એની એ જ રહેવાની છે. એજ ઝબાનદારીઓ આજે અર્થશાસ્ત્ર અને કલાનો સંબંધ પરાણે સમજી ગયા છે. પણ ડીએગો તો બરોબર જ જાણે છે કે કલા શું છે! ડીએગોને મેક-સીકાના વિપ્લવે સાફ બતાવી આપ્યું છે

કે આજના સામાજીક ઘર્ષણના વમળમાં 'નિષ્પક્ષપાતી' રહેવું એ પણ કોઇની બાજુ લીધા બરોબર જ છે. ડીએગોની જુની અને નવી કલાકૃતીઓથી આપણને એ કલાકારની ઉત્ક્રાંતી દેખાઇ આવે છે. એની પહેલાંની કૃતીઓ પર નઝર ફેરવીએ, જ્યારે ડીએગોને વીપ્લવની ઝાલક ન હોતી લાગી ત્યારે એ યુરોપમાં રહ્યો હતો. એ કૃતીઓમાં નહોતું જોમ, નહોતો ઉદ્દેશ, નહોતી મૌલીકતા, નહોતી જીવન્ત છાપ– પણ જ્યારે ડીએગોને વિપ્લવે ઝાલક મારી ત્યારે એનાં પડળ ખુલી ગયાં અને એના મગજમાં નવીન વસ્તુ રાચવા લાગી. આ વેળાએ ડીએગો મેકસીકોમાં જ વસ્યો હતો અને યુરોપને તીલાંજલી આપી એ બળવામાં સામેલ થયો હતો............પણ આજે ફરી એ જ ડીએગો ફરી બેઠો છે અને મુડીવાદી છાવણીમાં એણે આશ્રય શોધ્યો છે. ડીએગો મધ્યમવર્ગમાંથી આવેલો છે એટલે આજે એ વર્ગને પ્રકાશ આપી રહ્યો છે. આ વર્ગ આજે મેકસીકોમાં વિપ્લવ વીઘાતક પાત્ર ભજવી રહ્યો છે.

## ઉંચ સ્થાન

અને મેકસીકોમાં હજુ ઘણા અભણ ઇંડીયનો માલુમ પડે છે એટલે આંહી પુસ્તકો કરતાં ચિત્ર દ્વારા વધુ પ્રચારકાર્ય થઇ શકે છે. આ ઇંડીયનોને પગમાં પહેરવા માટે બુટ હોતા નથી, તેની તહેનાતમાં જમીન હોતી નથી છતાં આ ઇંડીયનબચ્ચાની પાસે રંગબેરંગી ચિત્રો ઘણું ખરૂં હોય છે. એટલે આંહીના ઇંડીયનો કલાપ્રીય હોય છે. આંહીઆં ચિત્રકાર પાદરી જેવું સ્થાન ભોગવે છે. અને એ કલાકાર દેશનેતા પણ બની જાય કે એના વિચારો પ્રજા ઝીલી લે છે. એના ધોરણથી જીવનને આંકવા પ્રજા મથી રહે છે, એના બોલનું વર્જન પડે છે, જ્યારે કલાકારનું ધ્યાન પૈસાની કોથળી પર જાય છે, જ્યારે મુડીવાદીઓ એને સ્પર્શે છે ત્યારે નવીન રંગો જામે છે. મેકસીકોના જમીનદારોની સરમુખત્યારી હેઠળ કલાકારોને પણ અમુક વસ્તુ જ હાથે ધરવી પડી! પરીણામે મેકસીકોના કામદાર અને ખેડુત વર્ગની છાંય સરખી પણ કલામાંથી સરકી ગઇ!–મેકસીકોના જમીનના થરેથરને પરસેવાથી પલાળી દેનાર ખેડુતો હતા અને એ ખેડુતોના પસીનાથી પૈસા મેળવી મેકસીકોના જમીનદારો યુરોપની સહેલગાહ મ્હાણતા અને તેઓ યુરોપના પાટનગરનીસંસ્કૃતી ઝીલવા લાગ્યા. આવા જમીનદારોના સ્પર્શથી ચીત્રકાર 'વળગાડ જીવન'ના કીસ્સા કેનવાસપર ઉતારવા માંડ્યો. પારીસની બેલેટ નર્તકીના મુલાયમ દેહો એ પીંછીથી દીપાવવા લાગ્યો. પણ પછી તો જમાનો પલટાયો.

## અજબ પલટો

મેકસીકોના કામદારો અને કીસાનો રાઇફલો સહીત રાજદ્વારી મેદાનમાં બહાર પડયા. અને આંહીના ચિત્રકારોએ આ પડઘો બરોબર ઝીલી લીધો. કેનવાસ પર કામદાર અને ખેડુતોના માંસલ દેહ ઝબકયા- આ વિપ્લવ વેળાએ ડીએગો મેકસીકોમાં મોજુદ નહોતો. એ તો યુરોપમાં કલાનો અભ્યાસ કરી રહ્યો હતો. ફ્રેંચ કલાકારોના જુસ્સાને ડીએગો ત્યાં જ ઝીલી શકયો. અલબત્ત તે વખતે ડીએગોની કલા તરી આવે તેવી નહોતી. એમાં કુશળતા હતી પણ જોમ નહોતું. મુડદાલ જીવનકીસ્સાઓને એ ચિતરતો પણ જ્યારે ડીએગો

મેક્સીકો પાછો ફર્યો અને જ્યારે બળવાના અંગારાથી એ ચંપાયો ત્યારે એ સાવ જ પલટાઇ ગયો. એની કલાનાં સ્વરૂપોએ પણ અજબ પલટો લીધો. એમાં જુસ્સો, જોમ, જીવન્ત તત્વ સાફ દેખાવાં લાગ્યાં. ત્યારથી ડીએગોના 'ફ્રેસકો', નવીન દુનીઆની કલાના નાદર નમુના બની રહ્યા! મેક્સીકનોનાં માનસ પણ 'નવીન રીતે જ જગતના બનાવને જોતાં શીખ્યાં. એ ધગધગતા વિચારો આગળ મુડીવાદી શીક્ષણ ક્યાંય ઓગળી ગયું!

## વીપ્લવ અને કલા

મેક્સીકોના કામદાર અને ખેડુતના બળવા સાથે આંહીંના 'ફ્રેસકો'ને એકદમ સીધો સંબંધ છે, અને 'ડીએગો'ના હાથથી આવા ઘણા 'ફ્રેસકો' સરજાયા છે—બળવાની ઝાળ લાગ્યા પછી ડીએગોએ વસ્તુ અને ખોળીયુ બરોબર સાધ્યાં—આ 'ફ્રેસકો'માં ચળકતી ચામડીના મેક્સીકન વણકરોના જીવનપ્રકરણ આલેખવામાં આવ્યાં છે. રંગીન ફુલોના થાળને માથે ઉપાડી જતી તંદુરસ્ત કામ કરતી સ્ત્રીઓ આ 'ફ્રેસકો'માંથી મલકયા કરે છે. કોલસાની ખાણમાંથી મુડદેહાલ સ્તિથિમાં બહાર આવતો કામદાર અને ખાણની ચોકી કરતો—રાઇફલ સહીતનો પહેરેગીર અહીં દેખા દે છે. કોયળાનો અનહદ બોજો ઉઠાવતો મજુર લથડીયાં લેતો જાય છે અને મેનેજરને આ માણસ સામે તિરસ્કાર આવે છે. તે મજુર તરફ બંદુક તાકે છે. આ બધાં દ્રશ્યો 'ફ્રસકો'એ અપનાવ્યાં છે એ ઉપરથી સાફ સમજી શકાશે કે કલા અને આસપાસના વાતાવરણને કેવી મિત્રાચારી છે! એટલે વિપ્લવે કલાકારનો હાથ ઝાલ્યો છે. એને શોધી કાઢયો છે અને કલાકારને વિપ્લવ જડી આવ્યો છે. ૧૯૨૯ની સાલની એ વાત છે. ત્યાં સુધી ડીએગો વિપ્લવવાદી કલાકાર હતો. તે વેળા કેટલાક સુધારાવાદીઓ સામ્યવાદ સાથે છેડ કરી રહ્યા હતા. અને આ છેડથી કામદારો અને ખેડુતો ભોળવાઇ ગયા!—ખેતીવાડી ખાતાના પ્રધાન માંટ ગોચેઝે સામ્યવાદ તરફ સહાનુભુતી દાખવી હતી એટલે કામદારો અને ખેડુતો એના રાહે ચાલવા લાગ્યા. અને એજ અરસામાં જનરલ એસકોબારના નેતૃત્વ હેઠળ બળવો ચેતાવવામાં આવ્યો અને પરિણામે દેવળ અને જમીનદારો ફરી સત્તાના સીંહાસન પર જામી ગયા. આ વિજય અપાવનાર આંહીની કોમ્યુનીસ્ટ પાર્ટી હતી. એ પાર્ટી સુધારકોના હાથમાં આબાદ બની ગઇ, મેકસીકોની સરકારે જ્યાંસુધી એસકોબાર બળવાની આગ હતી ત્યાં સુધી સામ્યવાદીઓની પીઠ થાબડયા કરી પણ જ્યારે કેટલાક કોમ્યુનીસ્ટો લાલ વાવટા સહીત વિપ્લવ વીઘાતક તત્વને ઉખેડી નાખવા બહાર પડયા ત્યારે મેકસીકોની સરકારે આ કોમ્યુનીસ્ટો સામે ગોળીબાર કર્યો, અને કતલ ચલાવી.

## ભાવનાભ્રષ્ટ

પછી તો મેકસીકોની સરકાર અને કોમ્યુનીસ્ટો વચ્ચે રકઝક ચાલ્યા કરતી. આ વખતે પણ ડીએગો કોમ્યુનીસ્ટ પાર્ટીનો સભ્ય હતો તે છતાં તેણે સરકારી નોકરીનો સ્વીકાર કર્યો. ત્યાર પછીથી ડીએગોની કલા જ ફેરવાઇ ગઇ! મહેનતુજીવીઓના કીસ્સા એના ભેજામાંથી અદ્રશ્ય થવા લાગ્યા. કામદારવર્ગનું જોમ, એ વર્ગનો ઇલમ ડીએગો પાસેથી રજા લેવા લાગ્યો. એના વલણમાં પુરેપુરો પલટો આવ્યો. બસ ત્યારથી એનું પતન થયું. આ હકીકત સાફ બોલી ઉઠે છે કે વર્ગીયવાતાવરણની અસર જીવનના દરેક દરેક અંગમાં ઘુસી જાય છે અને વસ્તુને જે વર્ગનો સ્પર્શ થાય છે એજ વર્ગનું પ્રતીબીંબ એ ઝીલે છે,

# ઇશ્વર ક્યાં છે?

પૃથ્વીનું પ્રાકટ્ય ઇશ્વરે કર્યું છે એમ મનાય છે પણ ચાર્વાક ઋષી એમ કહે છે કે—

—સૃષ્ટીનું સૃજન એ કંઇ ઇશ્વરી કૃત્ય નથી પણ હજુ અણઉકેલ્યો એક કોયડો જ છે.

## ચાર્વાક ઉવાચ :—

જગત અનાદિ અનંત છે. તેનો બનાવનાર ઇશ્વર નથી. આટલા ઉપરથી કોઇએ ઇશ્વર નામની વ્યક્તિ કે વસ્તુ હૈયાત છે અને તે નિર્લેપ દશા, ઉદાસીન દશા કે નિર્વિકાર દશા અનુભવી રહેલ છે એવું માની લેવાની લેશ પણ ભુલ કરવી નહિ. ઇશ્વર નામનો કોઇ પદાર્થ છે જ નહિ. ઇશ્વરને આજ સુધીમાં કોઇએ પ્રત્યક્ષ જોએલ નથી. તેમ જ ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં કોઇ પ્રમાણ પણ મળી આવતું નથી. કુદરતના નિયમાનુસાર જગદ્વ્યવહાર સ્વયંમેવ ચાલ્યા કરે છે. ઇશ્વરને માન્યું રાખવાથી ઇશ્વરની ઉત્પત્તિના ઉંડાણમાં વિના કારણે ઉતરવું પડે તેમ છે. આવા નિષ્પ્રયોજન ઉંડાણમાં ઉતરવાથી બુદ્ધી અને સમયનો વૃથા વ્યય કરવા ઉપરાંત વિશેષ ફળ મળી શકતું નથી. જગત જાતે અપૌરૂષેય છે. ઇશ્વરની

: લેખક :

ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી

## 'ઇશ્વર નથીજ.'

કલ્પના ભુત પ્રેતાદિકના જેટલી જ નિરર્થક છે. લોકોને ઠગવાની ખાતર પ્રાચીન કાળના પાખંડીઓએ 'ઇશ્વર' શબ્દની કલ્પના કરી છે, અને એવા કલ્પિત 'ઇશ્વર'ની વાણી તરીકે વેદનો પ્રચાર કરેલ છે. વેદને રચવાની ઇશ્વરને શા માટે જરૂર પડી? વેદમાં રૂષિઓ અને નદીઓનાં નામો આવે છે. યજ્ઞ યાગાદિક ક્રિયાઓ અને છંદરૂપ ગાયનો પણ વેદમાં ગુંથેલ છે. ઇશ્વરને સર્વશક્તિમાન અને સર્વજ્ઞ રૂપે ઓળખાવીને એવા ઇશ્વરને પોતાનો મહિમા વધારવાની ખાતર અને જગદ્વ્યવહાર નિભાવવાની ખાતર વેદની રચના કરવી પડી એમ સુચન કરેલ છે એ પરસ્પર વિરોધવાળું નથી લાગતું? સ્પષ્ટ સમજી શકાય તેવું છે કે વેદોની રચના કોઇ પુરૂષે વ્યવસ્થાપુર્વક કરેલી છે.

"नास्तिको वेद निंदकः" વેદની નિંદા કરે તે નાસ્તિક. વેદને પ્રમાણભુત અને ઇશ્વરી વાણી તરીકે માન આપે તે આસ્તિક. વેદમાં ઇશ્વર નામનું ભુત ઘુસાડવામાં આવ્યું છે. ષડંગ, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનીષદ્ વગેરેની રચના કેવલ 'ઇશ્વર' શબ્દના સંસ્કારો ભોળી જનતાના હૃદયપટમાં કાયમને માટે ઠસાવવા માટે જ કરેલી છે. રામાયણ અને મહાભારતમાં તો આગળ વધીને ઇશ્વરાવતારની કલ્પનાઓ ભારે ખુબીથી કરવામાં આવી છે. આ સઘળું જગતમાં ઇશ્વરના નામના સંસ્કારો દ્રઢ કરાવવા માટે જ કરવામાં આવ્યું છે.

હરકોઇ પ્રકારના સંસ્કારો દ્રઢ કરાવવાથી જે માનવને જેવા સંસ્કારો દ્રઢ થાય છે તેવું જ તે ચોકસ માની લે છે. પ્રત્યક્ષ પ્રમાણની પેઠે નીઃસંદેહપણે સ્વીકારી લે છે. પછી તે સંસ્કારો ભલે ગમે તેવા જુઠાણા ભરેલાં હોય કે ભુલોની પરંપરાથી ભરપુર હોય.

પોતાના સ્વાર્થની ખાતર, પોતાની પુજા અને પ્રતિષ્ઠા જમાવવા માટે ભોળાં દિલનાં માનવોને પોતાના પગનાં તળીઆં પાસે શિર ઝુકાવતાં કરવા માટે અને તેવાં ભોળાં માનવો પાસેથી નિરાંતે–વિના પરિશ્રમે જોઇએ તે કરતાં વધારે આજીવીકાનાં સાધનો સંપ્રાપ્ત કરવાના હેતુથી જનતાને અજ્ઞાયખીમાં ડુબાડી દેવાની ખાતર, મોટા મોટા રાજા મહારાજાઓને પણ હથિઆરો દૂર મુકી પગમાં પડતા આવવાની ખાતર અને એવાં બીજાં અનેક કારણોથી મહાબુદ્ધિશાળી બ્રાહ્મણોએ 'ઇશ્વર' શબ્દની કલ્પના કરી છે. સુર્ય અને ચંદ્રને ઇશ્વરની આંખો તરીકે ગોઠવી કાઢ્યા છે. આ પ્રમાણે ઇશ્વર નામના શબ્દની અને વસ્તુની કેવળ કલ્પનામય ઉત્પત્તિ કરવામાં આવી છે. જે દિવસે 'ઇશ્વર' શબ્દની કલ્પનામય ઉત્પત્તિ કરી તે જ દિવસે આત્મા, જીવ, પુનર્જન્મ, ભુત, પ્રેત અને પિશાચ, સ્વર્ગ અને નરક, પાપ ને પુણ્ય વગેરે શબ્દોની સાથે સાથે રચના કરી અને ઇશ્વરની સાથે એમનો પણ પ્રચાર શરૂ કર્યો. એકલા ઇશ્વરના પ્રચારથી કે તેવા એકલા સંસ્કારોથી સંપુર્ણ ફત્તેહ થઇ શકે જ નહિ. તેની સાથે પાપપુણ્ય, સ્વર્ગનરક, પુનર્જન્મ, ભુતપ્રેત, મંત્રતંત્ર, વગેરે પાખંડો ચલાવવાં જ જોઇએ. એ સઘળી કલ્પનાના સંસ્કારોની જમાવટ થાય તો જ 'ઇશ્વર' શબ્દની સાર્થકતા થાય. તો જ પુનર્જન્મમાંથી, ભુત પ્રેતાદિકના વળગાડના ઢોંગમાંથી, પાપપુણ્યની જાળમાંથી, ભોળાં માનવોને છોડાવવાની લાંબી આશામાં નાંખી વંશપરંપરાના ગુલામો બનાવી શકાય. આ સઘળું જગતમાં દ્રઢ કરાવવા વાસ્તે જ પ્રથમ વેદોની રચના કરી. વેદો તો ઢોંગી લોકોના હિસાબના ચોપડા છે. ઉઘરાણીની નોંધ બુક છે. દુનીયામાં પ્રવર્તેલા પાખંડની પ્રથમ પોથી છે.

વેદમાં ઇશ્વર અને બીજા કલ્પિત દેવોની સ્તુતિઓ જોવામાં આવે છે. આવી સ્તુતિઓથી ભોળા લોકોને ઇશ્વર અને દેવોના કલ્પીત નામોથી હાથ જોડતા કરી દીધા છે. સાથે સાથે પુર્વકાલના બ્રાહ્મણોએ તે કલ્પનામાં પોતાની ગુરૂસ્થાને પ્રતિષ્ઠા કરાવીને ગુરૂ કને એટલે એવા પાખંડીઓએ પોતાની સન્મુખ હાથ જોડાવવાના સંસ્કારો પણ શરૂ કરાવ્યા. તેવા ઢોંગી લોકોએ આગળ વધીને ગુરૂ મારફતે જ, ગુરૂદ્વારા જ, ગુરૂગમથી જ ઇશ્વરને ઓળખી શકાય છે, ઇશ્વરને

મળી શકાય છે એવી કલ્પના દ્રઢ કરાવી. આથી ભોળા લોકોમાં સ્વાર્થસાધુ ઢોંગી લોકો દેવો અને ઇશ્વર કરતાં પણ આગળ વધ્યા. આ રીતે તેવા ઢોંગીઓએ પોતાનો મહિમા 'ઇશ્વર' નામના કલ્પિત ઓથ હેઠળ વિશ્વમાં ખુબ ખુબ વધારી દીધો.

નાના પ્રકારના સ્વાર્થપરાયણ મુત્સદ્દી ગુરૂ થઇ એઠેલા પાખંડીઓએ ગુરૂપદની વેતરણ ઇશ્વરના ઓઠા હેઠળ પોતા પુરતી જ નથી રાખી પણ વંશપરંપરા તેમના વંશ વારસોનું પુજનીકપણું અને ગુરૂપદ કાયમ રાખવા માટે જ વેદોની રચના કરેલી છે. વેદોનું પઠનપાઠન પણ ગુરૂ મારફતે જ થઇ શકે. વેદ ઇશ્વરરૂપ છે. વેદ તો ઇશ્વરનો શ્વાસ છે. વેદ તો અક્ષરબ્રહ્મ કે શબ્દબ્રહ્મ છે. વેદ અને ઇશ્વરમાં કાંઇ ભેદ નથી. વેદને ઇશ્વરે રચ્યા છે. વેદમાં ઇશ્વરનું પ્રતિપાદન છે. આ સઘળા કારણોથી વેદ ઇશ્વર રૂપ છે. એવો ઉપદેશ, સ્વાર્થી બ્રાહ્મણોએ ઇશ્વરનું બનાવટી અસ્તિત્વ સાબિત કરવા વાસ્તે લોકોમાં ફેલાવ્યો છે, વેદમાં આ લોકની ભાષા છે. વેદમાં આ લોકના પદાર્થોનાં નામો છે. વેદમાં આ લોકનાં સ્થળો અને માનવોનાં નામો છે. વેદ વાંચનારાઓ પૈકી કોઇએ ઇશ્વરને પ્રત્યક્ષ જોયો હોય એવી સાબિતીનો સદંતર અભાવ છે. વેદ વાંચનારાઓ પૈકીની કોઇ પણ વ્યક્તિ ઇશ્વરને પ્રત્યક્ષ બતાવવા માટે તદ્દન અશક્ત છે માટે વેદ મારફતે ઇશ્વરનું પ્રતિપાદન કરવાનો એમનો પ્રયાસ કેવલ નિષ્ફળ છે. ખરૂં જોતાં તો ઇશ્વર જ નથી. વેદોને કોઇ ઇશ્વરે રચેલા નથી, વેદ પોતે ઇશ્વરરૂપ નથી. વેદ વાંચનારાઓએ પોતાનું ગુરૂપદ સાબીત કરવા માટે જ ઇશ્વર નામનું તુત ઉભું કરીને વેદરૂપી ખાતાવહીમાં પોતાની મેળે જ ખતવી દીધું છે. એ બનાવટી ખાતાવહી ભોળાં લોકોને બતાવીને વેદમાં ઇશ્વરનું નીરૂપણ છે માટે ઇશ્વરને માનો એવા સંસ્કારો પાડયા છે અને વગર વિચાર્યે ભોળા લોકોએ તે સ્વીકાર્યા છે.

આજે જગતનો મોટો ભાગ આંખો મીંચીને જુદા જુદા રૂપમાં ઇશ્વરનો સ્વીકાર કરે છે. ઘણા માણસો આવી રીતે 'ઇશ્વર'નો સ્વીકાર કરે છે માટે તે વસ્તુ સાચી જ છે એવું માની લેવા માટે કાંઇપણ કારણ કે પ્રત્યક્ષ પ્રમાણ હૈયાતીમાં નથી. આવા ભુત પ્રેતાદીના જુઠાણા ભરેલા સંસ્કારો આખી આલમમાં ચાલે છે: ઇશ્વર નહી હોવાથી ઇશ્વરાવતારોનાં જુઠાણા સંબંધે કાંઇ કહેવાનું રહેતું નથી. કેટલાક સ્વાર્થસાધુઓ ભોળા લોકોને સમજાવે છે કે ઇશ્વર ગુપ્ત રહે છે. ઇશ્વરને ગુપ્ત રહેવાનું કારણ શું? ઇશ્વર ગુપ્ત રહે છે તે વાત કોણે અને શી રીતે જાણી? તેમાં પ્રમાણ શું છે? ઇશ્વરને કોનો ભય છે. કે કોનાથી શરમાય છે કે જેથી તે ગુપ્ત રહે છે? ઇશ્વર ક્યારથી ગુપ્ત રહેવા લાગ્યો? ઇશ્વર નિરાકાર છે કે સાકાર? સાકાર હોય તો તેના હાથ પગ કેવડા છે? એ હાથ પગ કોણે રચ્યા? તેવો ઇશ્વર કઇ જગાએ પગ મુકીને કયા પ્રદેશમાં વિચરે છે? તેના હાથપગનું પ્રયોજન શું છે? તેની મુર્તિ કેવડી છે? કોણે જોઇ? પ્રમાણ શું? હમણાં તે શા માટે કોઇની નજરે નથી આવતો? સાકાર વસ્તુ તો દેખાવી જ જોઇએ. સાકારની કોઇક દિવસે પણ ઉત્પત્તિ થવી જ જોઇએ તો ઇશ્વની ઉત્પત્તિ ક્યારથી થઇ? ક્યાંથી થઇ? જો ઇશ્વર નિરાકાર હોય તો નિરાકાર વસ્તુનાં

હૈયાતી શી રીતે નક્કી થઇ શકે? નિરાકાર વસ્તુમાં કર્તુત્વ અને સર્વજ્ઞતા શી રીતે સંભવે? નિરાકાર ઇશ્વરમાં જ્ઞાન અને બુદ્ધીનો સંભવ જ ક્યાંથી હોય? કદી પણું ન જોઇ શકાય તેવી નિરાકાર વસ્તુનું અસ્તિત્વ છે એવું પ્રથમ કોણે અને ક્યાં જોયું અને નક્કી કર્યું? એ સઘળાની નજરે શા માટે નથી આવતો? પક્ષપાત રાખવાનું કારણ શું? ભક્તિ કરવાથી ઇશ્વર પ્રસન્ન થતો હોય તે શું ઇશ્વરને ખુશામત પસંદ છે? શું ઇશ્વર પોતે સરજેલાં પ્રાણીઓને સદા

મારે ગુલામી દશામાં નમતાં ભજતાં રાખવાને ઇંતેજાર છે ?

આ સઘળી પ્રશ્નાવલીનો સરવાળો એટલો જ નીકળે છે કે ઇશ્વર નથી જ. ઇશ્વર નામનું તુત ઉભું કરીને ઇશ્વરના ભય તળે મુકીને આખા વિશ્વને પાખંડીઓએ પરતંત્ર બનાવ્યું છે. માનવજાતી બીજી અનેક પરતંત્રતામાંથી નીકળવાને શક્તિમાન થાય છે પણ જેની ત્રણે કાળમાં હૈયાતી જ નથી એવા કલ્પિત ઇશ્વરની ભયરૂપ પરતંત્રતામાંથી નીકળવાને કોઇ સમર્થ નથી.

હે ભોળા લોકો તમે જાતે તમારી આંખ ઉઘાડો, અને જરા બુદ્ધિપુર્વક તપાસો એથી તમોને સ્પષ્ટ સમજાશે કે ઇશ્વર નામની કોઇ વસ્તુ હૈયાતીમાં આવી જ નથી. ઇશ્વર નથી જ.

# વિશ્વના વર્તમાન પત્રોમાંથી

## અમેરિકન આંખોએ

હિંદમાં પ્રવર્તતી ઉગ્ર દમન-નીતિનો ઉલ્લેખ કરતાં અમેરિકાનું પ્રતિષ્ઠિત અખબાર 'નેશન' ૪ થી મેના અંકમાં આલેખે છે કેઃ—

> "બ્રીટીશ ઓફીસર વર્ગના અનેક સખ્યારાઓ છતાં હિંદમાં બધું શાંત તો નથી જ. સ્વરાજ્ય મેળવવાની હિંદની અભિલાષા જરાય તુટી નથી. સ્વાધીનતાની ધગશ હજુ વધુ ને વધુ ઉંડી ઉતરતી જાય છે. જે તત્વોએ ગયા વખતની દમન-નીતિને સખ્ત હાર આપી. તે જ તત્વો આ વખતે વધુ વેગથી કામ કરી રહ્યાં છે. નવા દીલ્હીમાં તાજેતરમાં જ ૬૫૦ માણસની તેમ જ હિંદના કેટલા વિખ્યાત રાષ્ટ્રવાદીની થયેલી ધરપકડો બતાવી આપે છે કે હિંદના વતનીઓમાં આઝાદી મેળવવા માટે ઉગ્ર તમન્ના જન્મી છે...ઓર્ડીનન્સોએ માત્ર આ તમન્નાને મજબુત બનાવી છે અને માર, કારાગૃહ અને એવી શિક્ષાઓ સામે બેપરવાઇને જન્મ આપ્યો છે. પકડાયેલા રાષ્ટ્રવાદીઓની સંખ્યા ૫૦૦૦૦ ઉપર ક્યારનીય પહોંચી ગઇ છે. અને વેગથી આંકડો ૬૦૦૦૦ ઉપર આવતો જાય છે. હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસની અનુમતી વગર કોઇ પણ પ્રકારનું કાયમી સફળ સમાધાન થઇ શકે તે માત્ર સામ્રાજ્યવાદથી તરબોળ થયેલી વ્યક્તિ જ માની શકે. પ્રતિબંધીત સભાઓમાં હાજરી આપવા તેમજ પરિણામની પુરેપુરી કલ્પના હોવા છતાં પણ તેની પરવા કર્યા વગર જે હિંમતથી માઇલોની મુસાફરી લોક ઉપાડે તે હિંમત જેલ કે લાઠીથી તુટશે નહીં, હિંદની સ્વતંત્રાની લડત આગળ ધપી રહી છે, ત્યારે સત્તાધીશોમાં નબળાઇના ચિન્હ દરેક ક્ષણે દશ્ય બનતાં જાય છે."

## 'ઓર્ડીનન્સો કાઢી નાંખો'

મીદનાપુરમાં થયેલા અત્યાચાર ઉપર અગ્રલેખ લખતાં વિલાયતનું અઠવાડીક અખબાર 'સ્પેક્ટર' ૭ મી મેના અંકમાં ઓર્ડીનન્સની નીતિ સામે શબ્દ ફેંકે છે—

> "મીદનાપુરના અત્યાચારનું અતિ હીણુ પરિણામ તો એ છે કે હિંદમાં સર્વત્ર અમલમાં મુકાયેલા ઓર્ડીનન્સોને વ્યાજબી ઠરાવવા માટે આવાં કૃત્યો ટાંકવામાં આવે છે.

તેટલી મળી આવે છે. 'રીન્ગ્સ ઓફ રીન્ગ્સ'માં મેના અંકમાં 'મુર્ખ યુગ' ના શિર્ષક નીચે ક્રોધની આગ વર્ષાવતા મી. ઇરવીંગ એચ લેનનો લેખ વિચારણીય કરતા હાસ્યાસ્પદ વધુ છે નીચેનો એક ફકરો તેની સારી પ્રતિતિ આપશે.

"સ્ત્રીઓ પણ પલટાઇ ગઇ છે. હું જ્યારે સ્ત્રીઓને પોકારો પાડતી સાંભળું છું ત્યારે તેમના તરફ મ્હને ધિક્કાર થાય છે. તેઓ આપણને સંભળાવવા માગે છે. પુરાણી મર્યાદાઓને તેઓ મશ્કરીમાં જ ઉડાવે છે......

બાળકો પણ પલટાયાં છે. ઉતાવળીયા ડહાપણથી તેઓ છલોછલ ભરાયેલાં હોય છે. મગજને પુરું કેળવ્યા વગર બુદ્ધિને ખીલવવાનો યત્ન 'અધુરાં' જન્માવે છે ......રેડીયોની ઓરડી તો જેરૂસલેમની રડતી દીવાલ જેવી છે. સ્ત્રીઓ જેવા અવાજવાળા પુરૂષો પ્રેમના ક્રુસકાં ખાય છે ગાંડા જેવા માનવીઓનો વાણીપ્રવાહ ઘર કે નાટકને આંગણે ફેલાઇ રહ્યો છે. જુવાનીનું સ્વચ્છ અને પારદર્શક ઝરણું અત્યારે કાદવથી ગંદુ બન્યું છે. પ્રેમ અને જાતીયત્વને આટલી જાહેરાતની જરૂર છે કે કેમ તે જોઇને જ હું અજબ પામું છું !

# સાભાર સ્વિકાર

[illegible] પુસ્તકો અવલોકન માટે મળ્યાં છે. આવતા અંકમાં તેમનાં અવલોકનો પ્રગટ થશે.

| [illegible] | લેખક | મુલ્ય |
| --- | --- | --- |
| [illegible] | રમણલાલ વસંતલાલ દેશાઇ | ૨-૮-૦ |
| [illegible] | પ્રેમચંદજી | ૧-૮-૦ |
| [illegible] | ફુલછાબ કાર્યાલય | ૦-૬-૦ |
| [illegible] | રામજી હંસરાજ | વિના મુલ્ય |
| [illegible] | રામજી હંસરાજ | વિના મુલ્ય |
| [illegible] | અંબાલાલ નૃ. શાહ | ૧-૮-૦ |
| [illegible] | રામજી હંસરાજ | વિના મુલ્ય |

# નારી વિભાગ

— જુન ૧૯૩૨ —





તંત્રી :

કુમારી મધુબ્હેન કોટવાલા

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી--

## બાળમજુરીની નિર્દય પ્રથા

દર વર્ષે મજુર પરિષદો જીનીવામાં ભરાય છે અને કહેવાતા મજુર પક્ષના પ્રતિનિધીઓ હીંદુસ્થાનને પૈસે મજુરોના હક્કોને માટે લડવા જાય છે, છતાં અત્યાર સુધી તેમના હીતના કાંઇ પણ હક્કો સંપાદન કર્યા હોય એમ અમે માનતા નથી. દિવાન ચમનલાલ સિવાય આ પ્રતિનિધીઓમાંના કોઇને હૈયે, મજુરો માટે દાઝ હોય એને માટે અમને શંકા છે. જો તેમ હોત તો એ પ્રતિનિધીઓએ બાળમજુરી જેમ બને તેમ ઓછી કરાવવાનો પ્રયત્ન કર્યો હોત. હીંદુસ્થાનમાં ગરીબાઇ ઘણી છે એટલે એક જ ફટકે એ નાબુદ ન કરી શકાય પણ મજુરી માટે યોગ્ય ઉમર ૧૪ વરસની બહુ સહેલાઇથી નક્કી કરી શકાત. કારણ કે બીજા દેશો માટે તેમ થયું પણ છે. દીલગીરીની વાત તો એ છે કે ૧૪ વરસની ઉમ્મર નક્કી કરવાનો પ્રશ્ન આવ્યો ત્યારે આપણા જ લોકો વિરૂદ્ધ થયા અને ૧૪ ને બદલે ૧૦ વરસ નક્કી કરાવ્યાં. હીન્દના મજુર લોકોની આર્થિક સ્થિતિ એટલી ખરાબ થતી જાય છે કે માબાપ પોતાના ૬, ૭ વરસનાં છોકરાંઓને પણ કામે લગાડી દે છે. કામે લગાડી દે છે એટલું જ નહિ પણ નજીવી રકમે વેચી પણ દે છે. મુડીદારો આવી ગુલામી ખરીદ કરવામાં જરાએ પાછી પાની કરતા નથી. રાક્ષસી મુડીદારોનાં પાષાણ હૃદયમાં દયાનો છાંટોએ હોય તો તેમને ખરીદ ન કરતાં મજુરી કરાવી પૈસા આપે પણ તેમને તો ગરીબોના લોહી ચુસી તેમના હક્કના પૈસે એશઆરામ ભોગવવો હોય એટલે મહેરબાની શા માટે કરે? શેઠીઆઓ બે કલાક કામ કરે તો થાકી જાય પણ આ કુમળી વયના બાળકો પાસે ૧૫ કલાક કામ કરાવતાં જે લોકો અચકાતા નથી. નાના બાળકો પાસે મજુરી કરાવવાનું એ લોકો બહુ પસંદ કરે છે કારણ કે તેમને નજીવી મજુરી આપવી પડે. થોડા પૈસામાં વધારે કામ લેવાતું હોય તો ચુસણીઆ ધનીકો ચુકે ખરા? પછી ભલેને તે અથાગ કામના બોજાને લીધે બાળકો અકાળે મરણ પામે! આવા અમાનુષી અત્યાચારમાંથી છુટવાનો મજુર વર્ગ માટે એક જ ઉપાય છે અને તે સમાજવાદ. જ્યાં સુધી આધુનીક સમાજરચનામાં ફેરફાર નહિં થાય ત્યાં સુધી મુડીવાદીઓની શુદ્ધ ઠેકાણે નહિ આવે.

## સંગઠીત બનો

મુડીવાદના શોષણમાંથી છુટવાને મજુર વર્ગે પોતાનું સંગઠન કરી, આખા હીંદુસ્થાનમાં પોતાના મંડળો સ્થાપી ફક્ત પોતાના જ માણસોને જીનીવા મોકલવા

જોઇએ. જેથી પન્મુખમ ચેટી અને મિત્રા જેવા, મજુર વર્ગના પ્રતિનીધીને નામે મજુરોનાજ હીત વેચનારાઓને જતા અટકાવી શકાય. આવા પ્રતિનીધીઓથી મજુરોનું હીત સધાય કે સ્વાર્થી મુડી-દારો તરફથી રાહત મળે એ આશા તો ઝાંઝવાના જળ જેવી છે. મજુરો પોતાનો ઉત્કર્ષ પોતાને હાથે જ કરી શકશે. મંડળો સ્થપાયા પછી અંદર અંદરની લડતને પ્રાધાન્ય ન મળે તે માટે મજુર વર્ગે બહુ સાવચેત રહેવાનું છે. રાષ્ટ્રીય નેતાઓને ગાળો દઇને કે પોતા સાથે મતભેદ ધરાવતા મંડળો સાથે તડફડ કરી છુટા થઇ જવામાં, હાલ કેટલાક હયાતી ધરાવતાં મજુર મંડળોના નેતાઓ હાલની સમાજરચનામાં ક્રાંતિ કરવાની આશા સેવતા હોય, તો તેમને નીરાશાજ મળશે એવો અમારો મક્કમ અભિપ્રાય છે. માટે બધા મંડળોને એકત્ર કરી ઝુંબેશ ઉઠાવવામાંજ મજુર વર્ગનો ઉદ્ધાર છે.

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

---

# બ્હીકણ મનોદશા

## હીંદુ કુટુંબનો મહારોગ

### સ્ત્રીઓએ આત્મસંરક્ષણ માટે શું કરવું?

: લેખક :
શ્રી. હરિલાલ ભરૂચા

હીંદુ સ્ત્રીઓની અનેકવિધ પ્રવૃત્તિઓમાં આત્મરક્ષા (Self-defence) ના સવાલે હજુ સુધી છેક જ નજીવું ધ્યાન ખેંચ્યું છે એ ઘણું જ નવાઇ ભરેલું છે. આત્મરક્ષણનો પ્રશ્ન એ સ્ત્રી અગર પુરૂષ દરેક વ્યક્તિને માટે પ્રથમ મહત્વનો છે અને જ્યારે આપણે તોફાની વાતાવરણમાંથી અવારનવાર પસાર થવું પડે છે ત્યારે આ પ્રશ્નનું મહત્વ અનેક ઘણું વધે છે. પરંતુ આ પ્રશ્ન વિષે કેવળ ભાષણો કે લેખો દ્વારા લાંબી ચોડી ચર્ચા કરીને જ બેસી રહેવામાં આવે તેનો કાંઇ જ અર્થ નથી. આ આખોએ પ્રશ્ન જેટલો ગંભીર છે એટલી જ ગંભીરતાથી તેના ઉપાયો શોધી કાઢવાની જરૂર છે.

હીંદુ સ્ત્રીઓને માટે આ સવાલ વધારે અગત્યનો એટલા માટે બને છે કે દરેક દરેક બનાવમાં હીંદુ સ્ત્રીને જ સહન કરવાનાં દ્રષ્ટાંતો દરરોજ વર્તમાનપત્રોમાં વાંચવામાં આવે છે. દસમાંથી નવ બનાવો એવા હોય છે કે જેમાં હીંદુ સ્ત્રી જ બદમાસોની હરામખોરીની ભોગ બનેલી હોય છે. બદમાસી કરનાર હીંદુ હરામખોર હોય, મુસ્લીમ મવાલી હોય, ગોરો સોલ્જર હોય કે પછી આસામમાં ચાના બગીચાનો માલીક હોય છતાં એ સૌના શિકાર બનવાનું દુર્ભાગ્ય તો હીંદુ સ્ત્રીને જ નસીબે લખાયલું હોય છે. હીંદુ કોમની વિશાળતા અને નિર્ધનતા એ આવા બનાવનાં કારણો હશે પરંતુ તે એકલાં કારણો તો નથી જ. આના સિવાય બીજાં પણ અનેક કારણો છે કે જેને લીધે આ જ કોમની સ્ત્રીને શિકારીઓના ભોગ બનવું પડે છે. અને આવા શરમ ભરેલા બનાવો દૂર દૂર ગામડાઓમાં બને છે એમ કાંઇ નથી. ખરી રીતે જો આવા બનાવોનું વર્ગીકરણ કરવામાં આવે તો ગામડા કરતાં મુંબાઇ, કલકત્તા, મદ્રાસ, કરાંચી અને રંગુન જેવા ગીચ વસ્તીવાળા અને પંચરંગી શહેરોમાં જ તેનું પ્રમાણ વધારે જોવામાં આવશે. અને ગરીબ વર્ગની સ્ત્રીઓ ઉપર જ શીકારીઓ પોતાનો પંજો નાખે છે એવું પણ નથી કેટલાએ બનાવો ખુદ મુંબાઇમાં જ એવા

નોંધાઇ ચુકયા છે કે જેમાં સારા અને પ્રતિષ્ઠીત હીંદુ કુટુંબની કન્યાઓ અને સ્ત્રીઓ ઉપર બદમાસોએ પોતાની નજર ફેંકી છે. પ્રશ્ન એ થાય છે કે પારસી, યુરોપીઅન, યહુદી, મુસ્લીમ કે બીજી કોઇ કોમની સ્ત્રી નહિ અને હીંદુ લલના જ કેમ મવાલીઓનો સોંઘો શિકાર બની જાય છે? આ પ્રશ્નનો જવાબ ઘણાઓ ઘણી રીતે આપશે પરંતુ જે હરામખોરો હીંદુ સ્ત્રી ઉપર જ પોતાનો હાથ ઉપાડવાની હીંમત કરે છે. તેને હીસાબે તો એકજ કારણુ હોય છે અને તે એ કે હીંદુ સ્ત્રી બીજી કોઇપણુ કોમની સ્ત્રી કરતાં વધારે નિબળ અને બીકણુ છે. આત્મરક્ષાનો સવાલ તો બાજુએ રહ્યો પરંતુ સ્વાભાવીક ફુંફાડો કે કરડી આંખ કરવાની પણુ તેને ટેવ નથી. અને ટેવ ન હોય તો તાકાત તો હોય જ કયાંથી? શેરીઓમાં શીકાર શોધતો મવાલી આપણે ધારીએ છીએ તે કરતાં માનવસ્વભાવ (Psychology) નો વધારે બારીક અભ્યાસી હોય છે. આ વિષયમાં તેનુ જ્ઞાન ભલભલા માનસશાસ્ત્રીઓ કરતાં ચઢીઆતું હોય છે. ઘણા અનુભવોને અંતે તેણે અનુમાન દોર્યું છે અને ઘણે અંશે સાચું અનુમાન દોર્યું છે કે બીજી કોઇ પણ કોમની લલના કરતાં હીંદુ કોમની સ્ત્રીનો શિકાર કરવામાં ઓછામાં ઓછું સાહસ અને વધારેમાં વધારે સલામતી અને ફત્તેહ સમાયાં છે. તેને વધારેમાં એમ પણ ખબર છે કે હીંદુ પુરૂષો પાણીપોચા છે. ટંટાથી બ્હીનારા છે અને ટંટો કરનારથી તો વધારે બ્હીનારા છે એટલે કદાચ ટંટો જાગે તો પણુ તે એકલો પહોંચી વળી સલામતીથી છટકી જઇ શકે તેમ છે. પારસી કે યુરોપીઅન સ્ત્રીનો શિકાર કરવા જનાર બદમાસને પોતાની સલામતી વિષે જ સ્વાભાવિક ડર હોય છે અને જ્યાં સલામતીનો ડર હોય ત્યાં સાહસની વૃત્તિ સંતાઇ જાય છે.

હીંદુ સ્ત્રી આમ દરેક પ્રસંગે શિકાર બને છે તેનું મુખ્ય કારણુ ત્હેનું બ્હીકણુપણું છે. તેને એક નહિ પણુ અનેક બ્હીકો હોય છે. તેને અડકયા આભડવાની બ્હીક હોય છે, ધક્કામુક્કીની બ્હીક હોય છે, લુંટાવા બ્હીક હોય છે—શીયળ અને સંપત્તિ બન્ને. **આમ જન્મથી જ અનેક તરેહની બ્હીકોથી ઘેરાયલી, બ્હીકમાં જ ઉછરેલી, બ્હીકનું જ વાતાવરણુ ચારે બાજુએ જોતી અને બ્હીકથી બચવા માગતી બિચારી હીંદુ અબળા આ બધી જ બ્હીકના મોંમાં જઇને પડે છે.**

આખી પરિસ્થિતિ ઘણી દુખદાયક છે. પરંતુ એને આપણા સામાજીક રિવાજો સાથે ઘણો નિકટ સંબંધ હોવાથી અને એક રીતે તેમાંથી જ તે જન્મ પામેલી હોવાથી તેનું નિવારણુ ઘણા જ મજબુત હાથે કરવાની જરૂર છે. જે સામાન્ય બ્હીક હીંદુ સ્ત્રીને હોય છે તે પારસી, યુરોપીઅન કે બીજી કોઇપણુ કોમની સ્ત્રીને હોય છે જ. પણુ તે સ્ત્રીએ જ્યારે નિર્ભયતા કેળવી બ્હીકને દાબી છે ત્યારે હિંદુ સ્ત્રીએ બ્હીકને કેળવીને જીવનમાં તેની બરદાસ્ત કરી છે. હીંદુ સ્ત્રી ઉપર હુમલો કરનાર આ નબળાઇ બરાબર પીછાને છે અને તેથી જ હીંદુ સ્ત્રી આવાઓને હાથે સહેલમાં સપાટે ચડે છે એટલે પહેલું કામ હીંદુ સ્ત્રીની બ્હીકણુ મનોદશા બદલવાનું છે. અને આ કામ જેટલું દેખાય છે તેટલું સ્હેલું નથી. એ કામમાં અનેક કાર્યકર્તાઓના વ્યવસ્થીત સહકારની જરૂર છે.

આપણા દરેકે દરેક હીંદુ કુટુંબમાં વાતાવરણ જ બ્હીકણીઆ બનાવી મુકવામાં આવ્યું છે તેને દુર કરવાનું વિકટ કામ પણ આ પ્રશ્નમાં સમાઇ જાય છે. જરા કડક શબ્દોમાં કહીએ તો **બ્હીકણપણું એ હીંદુ કુટુંબનો ભયંકર રોગ છે.** અને એ રોગ નાબુદ ન થાય ત્યાં સુધી હજારો કે લાખો ચોકીદારો આપણી રક્ષા કરી શકે તેમ નથી. **આત્મરક્ષણ એ તો દરેક વ્યક્તિનો માનવધર્મ છે.** પરરક્ષણ એ નિર્બળતાની નિશાની અને શરમ છે, આજકાલ શ્રીમંતાઇની ગંધ ખૂબ જણાને લાગે છે અને ગમે છે. એને લીધે શ્રીમંત કુટુંબની સ્ત્રીની સંગાથે (પાડોસીને ઘેર જવું હોય તો પણ) ઘાટી કે ભૈયો જાય છે. આમાં સલામતીની ભાવના જોવામાં આવે છે. જો કે અત્યારે તો કેવળ શ્રીમંતાઇનો દેખાવ કરવા માટે જ મોટે ભાગે જોવામાં આવે છે. આવી રીતે રક્ષકને મોકલનાર અને સાથે લઇ જનાર સ્ત્રી એમ સમજે છે કે તેનાથી તે સુરક્ષીત છે, (શ્રીમંત પારસી કે શ્રીમંત યુરોપીઅન કુટુંબમાં આ રિવાજ નથી એ ધ્યાન રાખવાનું છે) પરંતુ આવા રક્ષણ નીચે સ્ત્રીને મોકલનાર તેની નિર્બલતાનું ઉઘાડું પ્રદર્શન કરે છે, તે બીજાઓને જાણે અજાણે જાહેર કરે છે કે હીંદુ સ્ત્રી એકલી સલામત નથી અને હીંદુ સ્ત્રીની બ્હીક ભાગવાને બદલે વધારે મજબુત બને છે. તેના મગજમાં એનો જ ભ્રમ ઘર કરે છે કે તેનો બચાવ કરવાની ફરજ કે ચિંતા તેની નથી પણ કોઇ બીજાની છે. જે શ્રીમંત કુટુંબોએ આ રિવાજ દાખલ કર્યો છે તેમણે દર્દ કરતાં ઉપાય વડે વધારે નુકસાન પહોંચાડ્યું છે. આ બધા ઉપરથી જણાશે કે આવા ઉપાયથી આ પ્રશ્નનો ઉકેલ આવી શકે તેમ નથી. બ્હીકણપણાનો રોગ દુર કરવા માટે તાત્કાલીક ઉપાય તો સ્ત્રીઓમાં શારીરીક તાલીમનો રસ ઉત્પન્ન કરવાનો છે. દુનીઆના દરેક સુધરેલા દેશોમાં સ્ત્રીઓને આવી તાલીમ આપવાના અનેક વર્ગો ખોલાયા છે અને અનેક સ્ત્રી કાર્યકરો બ્હાર પડી છે આપણે ત્યાં હજુ સ્ત્રીઓમાંથી આ પ્રવૃત્તિ તરફ કોઇનું ધ્યાન ખેંચાયું નથી. હિંદુસ્તાની સેવાદલે સ્ત્રી શાખાઓ ઉઘાડી છે પરંતુ જ્યાં સુધી કોઇ જાણીતી સ્ત્રી આને પોતાનું ધ્યેય ન બનાવે ત્યાં સુધી આ દિશામાં સંગીન પરિણામ આવી શકે નહિ.

બીજી સામાન્ય બાબતોમાં નીચેની સુચનાઓ પણ ઉપયોગી થઇ પડશે.

(૧) હીંદુ સ્ત્રીએ વેવલાપણું છોડવું જોઇએ.
(૨) ધર્માંધતાને તિલાંજલી આપવી.
(૩) બાલકોને બ્હીવરાવવાની ટેવ હરગીઝ છોડી દેવી.
(૪) બ્હીક નસાડે અને શુરાતન ચઢાવે એવાં પુસ્તકો વાંચવાં.
(૫) પોતાનાં બાળકોને શારીરીક તાલીમખાનામાં જવા ફરજ પાડવી.
(૬) સ્વતંત્ર મીજાજ ખીલવવાની ટેવ રાખવી.
(૭) ચાલતી વખતે ગભરાટ નહિં પણ ગંભીરતા અને દમામ રાખવાની જરૂર.
(૮) નીચી નહિં પણ ઉંચી અને ચારે તરફ ફરતી નજરે ચાલવું.
(૯) સ્ત્રીઓને માટે શારીરીક તાલીમના વર્ગો શેરીએ શેરીએ ખોલવાની જરૂર.

આ સુચનાઓ ઘણીજ પ્રાથમીક છે અને કેટલાકને તે નાની અને નજીવી લાગશે પરંતુ આપણે ભુલી જવાનું નથી કે નાની વસ્તુઓ જ જીવનમાં મોટો ભાગ ભજવે છે અને હીંદુ સંસારમાં તો ઘણી નાની નાની બેદરકારીઓએ જ મોટો ઘાણ કાઢ્યો છે.



# અકસ્માત

## કામદાર જીવનની કરૂણ કથા.

:લેખિકા:
કુમારી બચુબહેન લોટવાળા

"રમેશ, આજ તો તારા હર્ષનો પાર જ નથી ને શું ? રમા ભાભીને મળવાના સ્વપ્નાંએ તને ઉન્માદ બનાવ્યો હોય એમ લાગે છે. જોજે કયાંક થાણે જવાનો વારો ન આવે." આ શબ્દો મુંબઇમાં તોપખાનાના દરિયા કિનારાના બેન્ચ પર બેઠેલા ત્રણ સખ્સોમાંના એકે ઉચ્ચાર્યા.

"તને એ લાગણીના ઝણઝણાટનો ખ્યાલ કયાંથી આવે ? પરણ્યા પછીનાં પ્રથમ મીલન માટે નવીન યુગલો કેવી કેવી અભિલાષાઓ સેવે છે એ તો એ જીવનમાં કુમકુમ પગલાં માંડનાર જ માત્ર સમજી શકે." રમેશે પોતાનો બચાવ કર્યો.

"બેસ બેસ, જાણે મોટો કવી થઇ ગયો! આટલા દિવસ સુધી આ બધી રસીકતા કયાં છુપાઇ ગઇ હતી ? તારા મુખારવિંદ પર આવા હાવભાવ તો કદીએ જોવામાં નથી આવ્યા !" રમેશના બીજા મિત્ર રજનીએ ટકોર કરી.

"તમારી તો મશ્કરી જ પુરી નહિં થાય. ચાલો અગીઆર વાગ્યા મારે તો સવારે થોડું 'પેકીંગ' કરી રમા માટે સુંદર ભેટ લેવા જવું છે;" રમેશે ઉઠીને જવા માટે ઉતાવળ કરી.

રમેશ પંદર દિવસ માટે પોતાને વતન જવાનો હતો એટલે પોતાના બે દોસ્તો રજની અને રમાકાન્ત સાથે ફરવા નીકળ્યો હતો. લગ્ન પછી તેની પત્નિ પહેલી જ વાર પોતાને ઘેર આવવાની હતી એટલે રમેશના દીલમાં કંઇક અનેરા

આનંદની છોળો ઉછળી રહી હતી. એ ઉર્મીઓને અતિ પ્રયત્ન છતાં પણ તે છુપાવી શકયો નહિં.

ત્યાંથી બસમાં બેસી ત્રણે જણા ગ્રાંટ રોડ પરની પનાલાલ ટેરેસની પોતાની ઓરડીએ આવી પહોંચ્યા. ત્રણે જણ વિકટોરીઆ મીલમાં સાથે જ કામ કરતા હોવાથી તેમના વચ્ચે સારી મૈત્રી જામી હતી એટલે તેમણે એક રૂમમાં સાથે જ રહેવાનું રાખ્યું હતું.

[૨]

રમેશ નાનો હતો ત્યારે જ તેના પિતા સ્વર્ગવાસી થએલા હોવાથી રમેશને મોટો કરવાની અને કેળવવાની ગંભીર જોખમદારી તેની માતા પર આવી પડી હતી. પહેલેથી સાધારણ સ્થિતિ, એટલે રમેશને ભણાવતાં તેની માને ઘણીએ મુશ્કેલી નડી, છતાં હીંમત રાખી તેને અંગ્રેજી પાંચમા ધોરણ સુધી ભણાવ્યો. એને વધારે ભણાવવાની હોંશ છતાં પ્રતિકુળ સંજોગોને લીધે તેમ કરી શકે તેમ ન હતું. ભરૂચ કરતાં કમાવાનો અવકાશ મુંબઇમાં વધારે છે એમ ધારી એને મુંબઇ મોકલ્યો. અઢવાડીયું સુધી એણે નોકરી મેળવવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં એ નીષ્ફળ નીવડયો. છેવટે એની મા પોતાની બેનપણી મારફતે ખુબ આજીજી પછી, એને મીલમાં નોકરી અપાવી શકી.

થોડા મહીના બાદ રમેશનાં લગ્ન થયાં બરાબર ૭ મહીના કમાઇ પૈસા ભેગા કર્યા પછી જ રમાને ઘેરે બોલાવવાનો તેણે નીશ્ચય કર્યો હતો અને તે તેણે પાળ્યો એ ખરો. ૭ મહીના પછી માતાને લખી પોતાના પત્નિને તેણે પોતાને ઘેર ભરૂચ બોલાવી હતી.

ઘેર ગયા પછી ત્રણે મિત્રો પથારીમાં પડયા. રજની અને રમાકાન્ત તો સુઇ ગયા પણ રમેશ વિચારવમળમાં ગુંથા એલો હોવાથી તેને નીદ્રા ન આવી. આખરે મહા પ્રયત્ન પછી નીદ્રાદેવી પ્રસન્ન થઇ ખરી.

[૩]

પ્રાતઃકાળની ઠંડી લહરી વાતાવરણને શીતળ બનાવી રહી હતી. પક્ષીઓના કીલરવથી વ્હેલા ઉઠનારા ઉઠી ગયા હતા. ચારે તરફ પ્રભાતની શાંતિ છવાએલી હતી છતાં રમેશ સફાળો ઉઠયો કારણ એને તો ઉંઘમાં એ અશાંતિ હતી. વિચારોની પરંપરાને અંતે અવનવી આશાઓ બાંધતો રમેશ નીત્યક્રમમાં રોકાયો. પોતાના મિત્રો ઉઠે તે પહેલાં તો તે તૈયાર થઇ ગયો. આ જોઇને તેના ટીખળી દોસ્તોએ પાળી મશ્કરી શરૂ કરી.

રમેશ! છેક બપોરે જવું છે તેમાં આટલી ધમાલ શું કરે છે? રમા ભાભી કંઇ ભરૂચથી નાશી જવાનાં નથી. તારાં મનની લગામ જરા તો કાબુમાં રાખ. રમાકાન્ત ચગ્યો.

ભાઇ મારૂં મન તો કાબુમાં જ છે. મારે બહુ કામ છે. એટલે હું આટલો વ્હેલો ઉઠયો. રમેશે પોતાના હૃદયના ઉત્સાહને છુપાવતાં કહ્યું.

"દોસ્ત, શા માટે તારા હૃદયમન્થનને છુપાવવાનો પ્રયત્ન કરે છે? તારા મુખા-

રવિંદ ઉપરથી તારામાં આવેલી મસ્તી હું પીછાની શકું છું. જેમ સુર્યના તેજને કોઇપણ પ્રકારનું ઢાંકણુ અટકાવી શકતું નથી તેમ દીલના ભાવને મુખ પર તરતાં પણ કોઇ અટકાવી શકતું નથી." રજનીએ સત્ય પરખાવી દીધું.

"બસ. હવે આવી મશ્કરીનાં વધુ બાણુ મારી મારૂં હૃદય વિંધી ન નાખો." રમેશે શરમીંદા થઇ કહ્યું.

મિત્રો સાથે ચાપાણી પી રમેશ ખરીદી કરવા નીકળ્યો. જોઇતું કરતું લઇ રમા માટે એક ઉમદા ભેટ લીધી, ઘેરે આવી મિત્રોને બતાવતાં તે પોતાના હર્ષાશ્રુને ખાળી શકયો નહિ. બપોર પડતાં તેણે તૈયાર થવા માંડયું. આજે તો એણે ફાંકડા બનવાનો વિચાર જ કર્યો હતો એટલે સુરવાળ પહેરી અને ગુલાબી રંગનો ફેંટો પહેર્યો, એના પર શોભે એવો જ કોટ પહેર્યો અને સેંટથી મઘમઘતો રેશમી રૂમાલ લીધો નીકળતાં પહેલાં પોતે સુંદર લાગે છે કે નહિ તે જોવા માટે તેણે દસ વખત આયનામાં જોયું. રમાએ જો કે અંગ્રેજી અભ્યાસ કર્યો ન હતો પણ ગુજરાતી સાત ચોપડીઓ તે શીખી હતી. એને વાંચવાનો તો એટલો શોખ હતો કે, સરસ્વતીચંદ્ર જેવાં અનેક પુસ્તકો વાંચી એણે સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. રમા બહુ ચકોર છે એ રમેશે સાંભળ્યું હોવાથી એ આટલો બધો રોમાંચ અનુભવી રહ્યો હતો.

તૈયાર થઇ જતાં જતાં જોબરને મળવા મીલમાં ગયો.

રમેશ હોંશીઆર, ખંતીલો અને બહુ નીમકહલાલ હોવાથી જોબરનો માનીતો હતો. તેણે રમેશને શુભેચ્છાઓ સાથે વિદાય આપી પણ એક મીનીટમાં જ એને કંઇ યાદ આવતાં તેણે રમેશને કહ્યું: "તું અહિં આવ્યો છો તો મશીનનો આ પટ્ટો નીકળી ગયો છે તે જરા બેસાડતો જાને." આ બાબતમાં રમેશ કુશળ હોવાથી જોબર હંમેશ એને જ આ કામ સોંપતો.

રમેશે કામ હાથમાં લીધું પણ ઘેર જવાની હોંશમાં પોતાનો ફેંટો કાઢવાનું તે ભુલી ગયો જેવો તે પટ્ટો ચઢાવવા ગયો તેવો તરતજ ફેંટાનો લટકતો ભાગ મશીનમાં ભરાઇ ગયો તે સાથે જ રમેશ પણ તણાયો અને જોતજોતામાં તેના અવયવો છુંદાઇ, કચડાઇ ગયા.

જરાક બેદરકારી થઇ તેટલામાં તો કાળમુખા મશીને તેનો ભોગ લીધો. જોબર તો આ અણધાર્યું ભયંકર દ્રશ્ય જોઇ સ્તબ્ધ થઇ ગયો. "હાય હું જ એનો ખુની બન્યો. એની નીરાધાર માતા અને એની આશાભરેલી પત્નિને હું શું જવાબ આપીશ! પોતાની પત્નિને ભેટવાને બદલે તે મૃત્યુને ભેટયો એ મારો જ વાંક ને." આટલું બોલી જોબર ટેબલ પર માથું મુકી અશ્રુપાત કરવા લાગ્યો. તે પોતાનું ભાન જ ભુલી ગયો હતો એટલે આ અકસ્માતની કોઇને ખબર પણ ન આપી. પણ પોતાના મિત્રને વાર લાગી એટલે રજની તેની ખબર કાઢવા આવ્યો, એટલામાં જ એની નજર દુર પડેલા અને છુંદાઇ ગએલા રમેશના શબ પર પડી. એણે બેફામ થઇ જોબરને ઢંઢોળી નાખ્યો. અને રમેશના મૃત્યુનું કારણ પુછ્યું. જોબરે જે બન્યું હતું તે રડતાં રડતાં કહ્યું.

હતાશ હૃદયે બહાર આવી રજનીએ આ કરપીણ બનાવની ખબર રમાકાન્તને આપી. એ પણ એ કરૂણ હકીકત સાંભળીને દીગમુઢ બની ગયો. પણ અંતે બન્ને જણાએ હીંમત કરી તેની માતાને એ હૃદયદ્રાવક સમાચાર તારથી મોકલ્યા.

[૪]

રાત્રી થતાં ભરૂચના રમેશના મકાનમાં પતિની રાહ જોતી રમાનું મન પણ વ્યાકુળ થયું. પોતાના પતિને વ્હાલસોયો આવકાર આપવા તે ઉલ્લાસમાં ને ઉલ્લાસમાં ઝરૂખામાં આવી. નવવધુની માફક આનંદના આંદોલનોનો આસ્વાદ લેતી એ અટારીએ વાટ જોતી ઉભી. એક પળ એને એક કલાક જેટલી લાગવા માંડી. પોતાના પતિના મીલન વખતે શું શું કરવું તેની અનેક મધુર કલ્પનાઓ તેણે રચી રાખી હતી. કંઇક કંઇ અનેરી આશાઓ સેવતી, પતિના આગમન માટે રમા અધીરી બની હતી. છતાં રમેશના આગમનનો વખત વિતી જવાથી કોઇ અમંગળ શંકાએ તેના હૃદયમાં સંચાર કર્યો. કેમ જાણે તેના દુઃખની આગાહી થતી હોય તેમ એકદમ તેના મનમાં ગ્લાની છવાઇ ગઇ. એકદમ પોતાની સાસુ પાસે તે દોડી ગઇ અને પ્રથમ પ્રસંગ હોવાથી કંઇક આમન્યા રાખવા છતાં રમેશને આવતાં મોડું થયું તે માટે ચિંતા જતાવવા લાગી.

સાસુએ જવાબ આપ્યો: "દીકરા ગભરાય છે શું ? ગાડી મોડી થઇ હશે." બીચારી કમભાગી માતાને ક્યાં ખબર હતી કે તેનો પુત્ર તો હમેશને માટે તેનાથી વિખુટો થઇ ગયો હતો. છતાં રમાને ચેન ન પડતાં તે પાછી અટારીએ આવી, પણ એટલામાં પોતાના પ્રાણનાથને બદલે તારવાળાને આવતાં તેણે જોયો. એના શંકાશીલ બનેલા મનમાં વધુ વહેમ દાખલ થયો, તે ગભરાઇ એના હાંજાજ ગગડી ગયાં. ધ્રુજતે પગે એણે બહાર આવી તાર લીધો. સાસુના હાથમાં તાર મુકતાં એ પણ ચમકી અને પડોશીને ત્યાં તાર વંચાવવા દોડી, તારમાં લખ્યું હતું: 'અકસ્માત થવાથી રમેશનું અવસાન થયું છે.' 'રજની'

સાસુને છાતીફાટ રડતી સાંભળી રમાની અમંગળ શંકા ખરી પડયાની તેની ખાત્રી થઇ. પડોશીએ ખબર આપતાં જ તેને એવો સખ્ત આઘાત થયો કે તે બેભાન થઇ ધરણી પર ઢળી પડી. રમાની આશાની વેલ ઉગતાંજ કરમાઇ ગઇ અને બીચારીની અભિલાષાઓથી ભરેલી જીંદગી આમ પળવારમાંજ ફના થઇ ગઇ.

# કેણે વેડી?

(ઢાળ. આભમાં આવડા આશ દીવા.........)

મારી રસકસથી ઉભરાતી, કે વાડીયુ કેણે વેડી રે લોલ,
મારી લચકે લુમી બાગો ઉજ્જડ આજે કેણે કીધી રે લોલ:

ભર ઉનાળા વેઠતા, વરસે મેઘલ ધાર
ધુમ ધખા ધરતી તપે, ધગધગતા અંગાર
મારી લીલીને લચકન્તી કે વાડીયુ કેણે લુંટી રે લોલ,
મારી દહીં દુધની કરનારી, ભેંશોને આજ કેણે દુઝી રે લોલ:

મુધા ધોરી જોતર્યા, સાંતી આઠે પ્હોર
કાંધ ગ્રહી હળ ખેડતા, શીણ વળે પીઠ શોળ
મારી વાડીયુના ખેડનારા ગોરી જાયા ભુખે મરે રે લોલ,
મારી વાડીયુના વેડનારા લુંટારૂં મ્હેલે રમે રે લોલ.

કુવા કાંઠા ગોચરા, સુના પનિહારી ઘાટ
ખેડુત ત્હારાં ખોરડાં સુસી માંડયા હાટ
ખેતર ખેડી ખેડીને પુર્યાં, વેપારી વ્યાજે ભર્યાં રે લોલ,
ખાધાં પીધાં બાળીને દીધાં, દવાના ડુંગર દીઠાં રે લોલ.

શાન્તિકુમાર પંડયા.

ટ્રેડ યુનિયનના કાર્યક્રમની અને ત્હેની ચળવળની દરેકે દરેક વ્યવસ્થા બરાબર સુન્દર રીતે છેવટ સુધી જાળવી રાખે છે. તેમ કરવામાં 'ટ્રેડ ડીસ્પ્યુટ એક્ટ'ને જરા પણ આંચ ના આવે એ પ્રમાણે તેઓ પોતાનું પ્રચારકાર્ય સારી રીતે ચાલુ કરે છે. તેમનું પીકેટીંગ પુરેપુરૂં સચ્ચોટ હોય છે અને કારખાનાની મજદૂર મહિલાઓના સંઘની વ્યવસ્થા ઘણી જ સારી રીતે ગોજવામાં આવે છે.

દરેક પ્રભાતના પહોરથી માંડીને રાત્રિના મોડા વખત સુધી પીકેટીંગ કરતી મજદૂર મહિલા, દર બે બે કલાકે પોતાના સ્થાન બદલીને, મીલો ઉપર સખ્ત ચોકી પહેરો રાખે છે. ત્હાંજે આ મજદૂર બાળાઓ સમુહના આકારમાં ભેગી થઇને સમુહની આજ્ઞાને અવગણીને કામ પર જતી સ્ત્રીઓને ત્હેમની ફર્જ સ્હમજાવે છે.

જ્યારે 'લીસ્ટર'ની 'સૌન્દર્યરાજ્ઞિ' મનાતી સ્ત્રી કામ પર ચઢી ત્યારે આ શ્રમજીવી મહિલાઓએ સમુદાયમાં મળીને સરઘસ કહાડીને જે જે ફોટોગ્રાફરને ત્યાં અને જે જે સ્થળે એ 'સૌન્દર્યરાજ્ઞિ'ની તસ્વીરો હતી તે સ્થળેથી તેની તસ્વીરો કઢાવી નાંખી.

લીસ્ટરશાયરમાં ત્યાંના મીલ કામદારો અને બીજા શ્રમજીવી બિરાદરો તરફથી આ વુલ્ઝી મજદૂર મહિલાઓને પુરો ટેકો અને સહાનુભુતિ આપવામાં આવે છે. એમાં રસ લેતી પ્રજા તરફથી પણ સંપુર્ણ માન અને લાગણીભર્યો ટેકો મળે છે. 'વુલ્ઝી' મીલોની માફક બીજા કારખાનામાં કામ કરવાનો હુકમ જાહેર કરવામાં આવે અને ત્હેની જાણ થતાંની સાથે મશીનો બંધ કરવામાં આવે છે અને કામદાર મહિલાઓ આ નીતિનો સામનો કરવા તત્પર થાય છે.

આ મજદૂરીનું પ્રમાણ ઓછામાં ઓછું હોય છે! એમાંથી એક મીનીટ જેટલી પણ મજદૂરી કરનાર શ્રમજીવીને ફુરસદ મળતી નથી. એટલે "૬૦ બી" એટલે એક પુરા કલાકની મહેનત તરિકે ઓળખાય છે.

ગમે તેવી રીતે કામદારોએ આટલું કામ તો આપવું જ જોઇએ. આનાથી ઓછું કામ નહિ ચાલે. '૬૦'બી'ની ઉપર કામ કરનારને એટલે માનવશક્તિ ઉપરનું કામ કરનારને ૭૫ ટકા 'બોનસ'નો લાભ આપવામાં આવે છે. મુડીવાદીની નીતિની આ એક ભયંકર શોષણનીતિનું રહસ્ય સ્પષ્ટ સ્હમજી શકાય છે. બાકીનું ૨૫ ટકાનું 'બોનસ' ખાતાના ઉપરી, વડા અગર ફોરમેનને આપવામાં આવે છે.

માનવ જાતના શારીરિક બળનો પુરેપુરો તો શું પણ ત્હેને નીચોવી લેવાનો આવી જાતનો રીવાજ એ એક મુડીમહેશોની ભયંકર ઇંદ્રજાળ છે. આ 'બેડો' પદ્ધતિની ભયંકર ચક્કીમાં પીલાઇ જતી ઇંગ્લેંડની કેટલીએ મજદૂર મહિલાઓએ શારીરિક શકિતઓની હદ ઓળંગી પોતાના પ્રાણ ખોયા છે. કામ કરવાની ક્ષણેક્ષણ ઉપર સીતમભરી આંખ નઝર કરી રહી હોય છે: 'વુલ્ઝી' કામદારોએ આ પદ્ધતિની બાર માસ સુધી તો 'ટ્રાયલ' આપી. અને અનુભવે સિદ્ધ કરી આપ્યું છે કે દિનપ્રતિદિન આ પદ્ધતિની જરૂરિયાતો પુરી પાડવી એ માનવીની શારીરિક શકિતની સીમા બહાર છે.

'બેડો' પદ્ધતિના પગાર આ પ્રમાણે હોય છે. બીનકેળવાયેલ કામદારને ૩૫ શિલિંગ, કેળવાયેલ કામદારને ૩૬ શિલિંગ, અને 'હુશિયાર' કામદારને, જે આશ્રમજીવી સ્ત્રીઓ જ હોય છે, ત્હેમને દર અઠવાડિયે બે પાઉન્ડ આપવામાં આવે છે.

# પતિતા.

## પાત્રો:—

### અવિનાશ, પ્રતાપરાય, નિલચન, મહેપ

પ્રવેશ ૧ લો.

[બંગલાના કંપાઉંડમાં અવિનાશ તથા ત્હેનો મીત્ર મહેપ પ્રભાતના શીતલ પવનનો ઉપભોગ કરતા ફરી રહ્યા છે.]

**મહેપ:**–અવિનાશ, તું આવો તે ક્યાં સુધી રહીશ?

**અવિનાશ:**–કેમ ભાઇ, મ્હારામાં ત્હેં એવી શું નવિનતા જોઇ કે ટીકાનો પ્રસંગ મળ્યો.

**મહેપ:**–ત્હારામાં એક નહિ પરન્તુ અનેક નવીનતા છે. અને ત્હેને નવીનત કહેવા કરતાં વિચિત્રતા કહેવી એ વધારે યોગ્ય છે.

**અવિનાશ:**–[હસતાં હસતાં] ઠીક ભાઇ હશે પણ ખરી, વારૂ એક તો ગણી બતાવ.

**મહેપ:**–[ઉભો રહીને] પ્રથમ તો એ જ કે તું શ્રીમંતનો પુત્ર હોવા છતાં જરા પણ શોખીન નથી, રસિક નથી કે વિલાસી નથી.

**અવિનાશ:**–આ શ્રીમંતાઇનાં લક્ષણો હશે કેમ?

**મહેપ:**–અલબત્ત શ્રીમંતના પુત્રો જ્યારે જીવનની મઝા નહીં ભોગવે ત્યારે પછી ત્હેની સંપત્તીનો બીજો ઉપયોગ શું થવાનો?

**અવિનાશ:**–ઉપયોગનો માર્ગ તે ઉત્તમ બતાવ્યો. હવે બીજી વિચિત્રતાઓ ગણાવતો જા.

**મહેપ:**–બીજી ત્હારામાં મહાનમાં મહાન એ ખામી રહેલી છે કે આખો દિવસ પિતાના કારખાનામાં તું ગદ્ધામજુરી કર્યા કરે છે. ગમે તેવો તો પણ તું શેઠનો છોકરો એટલે શેઠ જ. ત્હારા પ્રતાપે હજારો માણસો રોજી મેળવે અને તું પણ ત્હેમની સાથે મજુરી કર્યા કરે એ ત્હારૂં ભૂષણ ન કહેવાય. ત્હારે તો રીતસર રહેવું જોઇએ.

**અવિનાશ:**–[સસ્મિત] રીતસર એટલે શું?

**મહેપ:**–કેવો વિચિત્ર સવાલ પુછે છે? રીતસર એટલે સાંજના બને તો એક કે અર્ધો કલાક કારખાને કારમાં જઇ આવવું. મેનેજર કે બીજા નોકરોને જરા સુકકો દમ દેવો, કામ બરાબર નથી થતું જણાવી પગાર કાપવાની કે કામ પરથી ઉતારી મુકવાની ધમકી આપવી. શ્રીમંતાઇનો આ પ્રમાણે સદુપયોગ થાય, સ્હમજ્યો.

**અવિનાશ:**–મહેપ, હવે તો ખરેખર શેઠને ભલામણ કરી હું ત્હને જ મેનેજર બનાવવાનો છું. પછીથી હું જોઉં છું કે તું કેવી વ્યવસ્થા રાખે છે.

મહેષ:-[આનંદથી] ત્હારા કરતાં ઘણી જ સરસ. શક્તિ શું છે કે કોઇ માણસ પાસે આવી શકે. આ તો કામદારોને ત્હેં એટલાં મ્હોંડે ચ્હડાવ્યાં છે કે અવિનાશ બાબુનું નામ દેઇ દેઇને એક જાતની ધમાલે મચાવી મુકે છેઃ ત્હારે ત્હેમની સાથ વાત જ શા માટે કરવી જોઇએ?

અવિનાશ:-કેમ નહીં? કારખાનામાં કામ કરતો એક મજુર, ભુખથી પીડાઇ પારકાની દયા પર જીવતો એક ભીખારી અને મહાલયોમાં વસતો એક શ્રીમંત એ ત્રણેય વ્યક્તિમાં કાંઇ ફરક રહેલો છે? મજુર મજુરી કરે છે ત્યારે એક માણસ ત્હેને એ શ્રમની કીંમત આપે છે ત્હેમાં એ કોઇપણ પ્રકારે ઉપકાર કરી રહ્યો હોય એવી મ્હારી માન્યતા તો નથી જ. વળી અત્યારે તો એમ જ બને છે કે મજુરીના પ્રમાણમાં એ આખો દિવસ શ્રમ કરનારને નજીવો જ બદલો મળે છે.

મહેષ:-આ જ ત્હારી વિચિત્રતા છે ને! મજુરી કરવી પડે એટલી જ ત્હેની કક્ષા નીચી. એની સાથે શ્રીમંતોથી બોલાય કે બેસાય જ કેમ?

અવિનાશ:-ભાઇ, ત્હારી તુલા બીન્ને હશે. મ્હારી ગણનામાં તો ત્હારા કરતાં પણ એક મજુર કે રંક માણસ મ્હારા હૃદયમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે; સ્વાશ્રયથી મ્હેનત કરીને મેળવેલા અન્નથી તેઓ પોતાનો સમય સંતોષથી વિતાવે છે ત્યારે પારકાની કમાણી પર વિલાસો ભોગવતા શ્રીમંતો જીવનભર અસંતોષની આગમાં જ જલતા હોય છે. કરોડોની સંપત્તી પણ ત્હેમના આરામનું સાધન બનતી નથી.

મહેષ:-ત્યાં જ આપણો મતભેદ છે.

અવિનાશ:-અને આપણો એ મતભેદ સદાયને માટે ચાલ્યા જ કરવાનો. મહેષ, ત્હને જે વસ્તુમાં આનંદ થાય છે ત્હેના તરફ મ્હને સાચે જ ઘૃણા ઉપજે છે. તું જ્હેને તિરસ્કારે છે ત્હેને હું ચ્હાઉં છું અને ત્હારા પ્રિય વિષયો મ્હારા હૃદયમાં કંપનો અનુભવ કરાવે છે.

મહેષ:-આ તો આપણો વર્ષોનો અનુભવ છે. હું માનતો હતો કે આટલા આટલા પ્રખર પ્રચાર પછી પણ ત્હારા વિચારો ફરશે પરન્તુ ત્હેમાં તો તું પ્રથમ જ જેટલો અવિચળ છે એ જાણી મ્હને આશ્ચર્ય થાય છે.

અવિનાશ:-અને મહેષ, સાથે સાથે એ પણ તું જાણી લેજે કે મ્હારા એ વિચારો ગમે તે સંજોગોમાં એટલા જ અચળ રહેવાના. સંપત્તીની મ્હને પરવાહ નથી. માનનો મ્હને મોહ નથી અને સમાજની મ્હને પરવા નથી.

[બન્ને મિત્રો ફરતા ફરતા દરવાજા પાસે આવીને ઉભા રહે છે. પ્રભાતની શીતળતા અનુભવવા બ્હાર નીકળી પડેલા સાધન સંપન્ન નાગરીકોની કારો પગે ચાલનારાઓની દરકાર કર્યા શીવાય પસાર થયા જાય છે.]

અવિનાશ:-મહેષ, ચાલ જરા આગળ વધીએ ત્હને ખ્યાલ તો આવે કે શ્રીમંતોની લક્ષ્મીના ઉત્પાદકો અત્યારમાં ક્યારનાય કામ પર રવાના થાય છે.

[મહેષની ઇચ્છા ન હોવા છતાં પણ તે સાથે ચાલે છે]

મહેષ:-અવિનાશ, એ તો ચાલતી આવેલી પ્રથા છે. ગરીબો હોય તે મજુરી કરે જ એમાં ત્હને નવીનતા શું જણાય છે?

**અવિનાશ:**-મ્હને તો માત્ર એજ નવિનતા જણાય છે કે ત્હેમને 'ગરીબ' શા માટે કહેવા? હાથે મ્હેનત કરે છે અને ત્હેના બદલામાં અમુક રકમ મેળવે છે. પછીથી ત્હેમના પર દયાની ભાવનાથી કેમ જોવું જોઇએ? સમાન દષ્ટિ શા માટે ન રાખવી જોઇએ?

[બન્ને વાતચીત કરતા કરતા જરા આગળ નીકળી જાય છે. ત્યાં દુર એક આંધળો ભીખારી રસ્તો ઓળંગવા માટે કયારનો ય રોકાયલો હોય છે પરંતુ મોટરોની દોડાદોડીમાં ત્હેનાથી જઇ શકાતું નથી. અવિનાશની નજર તે તરફ પડે છે.]

**મહેષ:**-જો પાછી શરૂઆત થઇ. એ ઘણોય ચાલ્યો જશે. આખો દિવસ કોણ ત્હેને દોરવા જવાનો હતો?

**અવિનાશ:**-પણ અત્યારે જરા રસ્તે પાડી દેવામાં આપણને શ્રમ શું પડી જવાનો હતો. ત્હારે ન આવવું હોય તો અહીં ઉભો રહે હું હમણાં જ આવું છું.

[અવિનાશ જાય છે ત્હેની પાછળ મહેષ પણ ધીમે ધીમે જાય છે.]

**મહેષ:**-[સ્વગત] ખરેખર અવિનાશ એક આદર્શ યુવક છે. શ્રીમંતોના પુત્રો જો આટલી ઉચ્ચ ભાવના કેળવે તો સાચેજ હિંદનું દારીદ્ર નષ્ટ થાય અને ત્હેના ગૌરવની ધ્વજા વિશ્વમાં ફરકે.

[મહેષની વિચારમાળા તુટે છે. સામેથી ચીસ સંભળાય છે. અવિનાશના જતા પહેલાં તો એ આંધળો ભીખારી સાયકલના ધક્કામાં આવતાં જમીન પર પટકાઇ જાય છે: માથામાં પત્થર વાગતાં લોહી નીકળે છે. આ પ્રસંગ જોતાં મહેષ પણ ત્વરાથી ત્યાં જઇ પહોંચે છે.]

**મહેષ:**-વધારે ઇજા તો નથી થઇને?

**અવિનાશ:**-[તપાસીને] નારે ના, ધક્કો તો સ્હેજ લાગ્યો છે. પરન્તુ અશક્તિ હોવાથી બેભાન બની ગયો છે. ચાલ જરા પાસેના મકાનમાં લઇ જઇ ઘા ધોઇ નાખીએ એટલે કાંઇક ભાન આવશે ખરૂં.

[બંને ત્હેને ઉંચકીને પાસેના મકાન આગળ લઇ જાય છે. ત્યાં તો દરવાજામાં જ ત્હેમને રોકવામાં આવે છે.]

**રસ્તે જનાર:**-અરે! ભાઇ, આને કયાં લઇ જાઓ છો. આ તો મંદિર છે ત્હેમાં આ અસ્પૃસ્યને દાખલ કરતાં જરા શરમાતા નથી. જરા ધર્મને તો વિચાર કરો.

[માણસો એકઠાં થતાં કોલાહલ વધી પડે છે. મંદિરનો પુજારી બ્હાર આવે છે.]

**પુજારી:**-મંદિરમાં અપવિત્રતા! દૂર જાઓ. મોટા દયાના ભંડાર ન જોયા હોય તો. એવા ઘણાય ભીખારડા રખડી મરે છે. આ કાંઇ ધર્મશાળા નથી. અંત્યજને સ્પર્શ કરતાં જરા શરમ પણ નથી આવતી.

**અવિનાશ:**-અરે ભાઇ, એ બીચારાને લોહી કેટલું નિકળે છે તે તો જુઓ. જરા પાણી છાંટીશું એટલે ભાન આવશે અને ચાલ્યો જશે એમાં મંદિરમાં કેટલી અપવિત્રતા પેસી જવાની છે!

**પુજારી:**-અરે! જોયો મોટો ઉપદેશક! ચાલ ઉઠાવે છે કે નહિ!

[પુજારી આવેશમાં અવિનાશને ધક્કો મારે છે તે જોઇ મહેષનો મીજાજ જાય છે. ટોળામાંના કેટ

લાક જુવાનીયાઓ પણ ઉશ્કેરાઇ જાય છે પરન્તુ એટલામાં ટાળામાંથી એક સુન્દર યુવતી આવે છે અને મહેષને શાન્ત પાડે છે.]

**યુવતિ:**–[મહેષને] ભાઇ, ગુસ્સે ન થાઓ. અત્યારે તો પ્રથમ કાર્ય આ વૃદ્ધને બચાવવાનું છે. સ્હામે જ મ્હારૂં મકાન છે ત્યાં એને લઇ ચાલો અને સારવાર કરો પછી જે કાંઇ કરવું હોય તે કરજો. આ તો પવિત્રતાના ઇજારદારો છે. ત્યાં અપવિત્ર વાતાવરણ ન સંભવાય.!

[અવિનાશ યંત્રવત્ તે યુવતિની પાછળ જાય છે. આ યુવતિ તરફ લોકો કુતુહલ વૃત્તિથી જોતા હોવાથી મહેષ શંકાશીલ થતો પાછળ પાછળ જાય છે, મકાનના ચોકમાં ભીખારીને સુવાડી પેલી યુવતિ જ સારવારમાં રોકાય છે.]

**અવિનાશ:**–[મહેષને] ધર્મનાં સ્થાનો કેટલા ખુલ્લા અનાચારો કરે છે ત્હેનો સત્કાર કરવામાં આવે છે અને એક અનાથના સ્પર્શ માત્રથી ત્હેની પવિત્રતા હરાઇ જાય છે!

**મહેષ:**–આધુનિક સમાજરચનામાં એવાં તો કેટલાય આંડબરો રચાયલા છે.

[યુવતિની સારવારથી થોડી જ મીનીટમાં ભીખારીને ભાન આવે છે. તે ઉઠીને જવા જાય છે પરન્તુ પેલી યુવતી ત્હેને ત્યાં જ રહેવા જણાવે છે અને ખાવાનું આપે છેઃ અવિનાશ તથા મહેષ જવાની તૈયારી કરે છે]

**અવિનાશ:**–ગરીબો પ્રત્યે આટલી સહાનુભુતિ દર્શાવવા માટે ત્હમારો આભાર. પરન્તુ ત્હમને હરકત ન હોય તો ત્હમારૂં નામ જણાવશો?

**યુવતી:**—[સસ્મીત] મ્હારૂં નામ નીલયન.

[અવિનાશ વિદાય માગી મંદ પગલે જાય છે. ત્હેના હૃદયમાં માત્ર નીલયનનો જ પડઘો પડી રહે છે]

**પ્રવેશ ૨ જો.**

## પાત્રોઃ–

**નીલીયન, પ્રતાપરાય** અને પાછળથી **અવિનાશ** તથા **મહેષ.**

[સંગીત કલામાં વિખ્યાત બની રહેલી નીલયનના સૌન્દર્યલુબ્ધો સેંકડો શ્રીમાનો ત્હેનાં ચર્ણોમાં પોતાના શીર ઝુકાવે છે; પરન્તુ ત્હેનું હૃદય અનેરા આદર્શોથી ભરેલું છે. પ્રથમ પ્રવેશમાં બનેલા બનાવને કેટલાક માસ વીતી જાય છે અને અવિનાશ તથા નીલયનનાં હૃદયો એકતા સાધે છે.]

**નીલયન:**–[સ્વગત] અવિનાશના હૃદયમાં સ્થાન મેળવવાનો સુખદ પ્રસંગ કેવી રીતે પ્રાપ્ત થશે, જગત મ્હને કલંકિની માને છે. પતિતાના નામથી શીષ્ઠ સમાજ મ્હારા તરફ ધૃણાની નજરથી જુવે છે.

[ખંડમાં આમતેમ ફરતી નીલયન દિવાલ પરનો ન્હાનકડો ફોટો હાથમાં લઇ ઝુલા પર બેસે છે.]

શું ગણિકા જીવનમાં પત્નિપદના લ્હાવ લુંટવાના અવસરો સદાય દુરજ રહેવાના! સેંકડો શ્રીમાનો ખાનગીમાં જ્યાં દાસ અને છે ત્હેની કદર કે કીંમત બ્હાર સમાજમાં તિરસ્કૃત હોય છે! શું અવિનાશ મ્હારી ઇચ્છા પુર્ણ કરશે!

[વિચારગ્રસ્ત સ્થિતિમાં અવિનાશના ફોટા સ્હામે જોઇ રહે છે: એટલામાં પ્રતાપરાય આવે છે: નીલચન થી તે અજાણ હોય છે.]

**પ્રતાપ:**–નીલચન, આટલી ધ્યાનમગ્ન શામાં બની છે?

[નીલચન ચમકી જાય છે. ફોટાને આસ્તેથી છુપાવી આવકાર આપે છે]

મુગ્ધાના મુગ્ધ ભાવો અત્યારે વિકાસની સંપુર્ણ કક્ષાએ પહોંચેલા જણાય છે. નીલચન ત્હારી મોહક......

**નીલચન:**–[વચ્ચેથી અટકાવી] બસ કરો રાયસાહેબ, ત્હમારી પ્રસંશાની અંજલી મ્હારે ન જોઇએ. કંઇપણ ખબર શીવાય ઉપર આવવામાં વિવેકબુદ્ધિનો અભાવ જણાય છે.

**પ્રતાપ:**–નીલચન, ત્હારા દર્શનની આતુરતા એટલી તીવ્ર બને છે કે મ્હને સ્થળ કે સમયનું ભાન રહેતું નથી અને...

**નીલચન:**–જવા દો, ત્હમારી વાકપટુતા રાયસાહેબ, ત્હમે જે વસ્તુની ઇચ્છાથી આટલી અભ્યર્થના કરો છો, પ્રસંશા કરો છો અને મ્હારા એક એક શબ્દે લક્ષ્મીની સરિતા વહાવો છો તે વસ્તુની આશા રાખવામાં ત્હમારો પ્રમાદ છે.

**પ્રતાપ:**–[સાશ્ચર્ય] એક વેશ્યાના મુખમાંથી આ શબ્દો?

**નીલચન:**–હા, હું વેશ્યા છું, સમાજની નજરે પાતકી છું પરન્તુ આખરે હું એક નારિ હોવાથી મ્હારામાં નારિ હૃદય છે. એ હૃદય સાર્વજનિક સંતોષ માટે વાપરવાની મ્હારી ઇચ્છા નથી.

**પ્રતાપ:**–એટલે?

**નીલચન:**–ગુસ્સે ન થતા રાયસાહેબ, પત્નીપદની મ્હને તમન્ના છે. બોલો ત્હમારાથી મ્હારી એ માગણીનો સ્વીકાર થશે?

**પ્રતાપ:**–[વિચારમાં પડી જાય છે] પરન્તુ, ત્હને અત્યારે શું કમીના છે?

**નીલચન:**–અત્યારે એક જ કમીના છે અને તે પતિ પ્રેમની. ત્હેની મહોબ્બત મીઠી છે, ત્હેનો સ્નેહ અલૌકિક છે. બોલો ત્હમે શું કહો છો?

**પ્રતાપ:**–નીલચન, દુરાગ્રહી ન થા. સમાજમાં મ્હારા સ્થાનનો વિચાર કર. આ પગલું લેતાં મ્હારા તરફ સઘળા તિરસ્કારની નજરથી જુવે. અને મ્હારી કીર્તિને કલંક લાગે.

**નીલચન:**–તો સીધાવો. કૃપા કરી હવે વારંવાર મ્હને ન સતાવશો. હું તો એને હૃદય અર્પણ કરવા ઇચ્છું છું કે જે સમાજમાં મ્હારા સમાન પતિતાઓનો સ્વીકાર કરી પવિત્ર થવાની આતુરતા ધરાવતો હોય. લક્ષ્મીની મ્હને પરવા નથી. વિલાસોમાં પૈસાનો છુટે હાથે વ્યય કરનાર તથા જાહેરમાં ગરીબનો હાથ પકડતાં અપવિત્ર થઇ જનાર શ્રીમંતોની મ્હને દરકાર નથી.

**પ્રતાપ:**–નીલચન. આ ત્હારો ભ્રમ છે. તું દિવાની છે. ત્હારાં આ સ્વપ્ન આ જીવનકાળમાં કદાપિ સીદ્ધ થવાનાં નથી. સમાજનો ખોફ વ્હોરવા કોણ તૈયાર થશે?

**નીલચન:**–એ મ્હારે વિચારવાનું છે. તૈયાર થશે કે નહિ ત્હેની શંકા કરવાની

જરૂર નથી. જુઓ મ્હારા સમી પતિતાઓનો ઉદ્ધારક આ ઉપકારી યુવાન.

[નીલયન અવિનાશનો ફોટો બતાવે છે: પ્રતાપ તે જોઇ ચકિત થાય છે: ત્યાંથી તુર્તજ રવાના થાય છે]

**પ્રતાપ:**-[જતાં જતાં] હું પણ જોઉં છું કે ત્હારો ઉદ્ધારક કેટલા પ્રમાણમાં સફળ થાય છે. [જાય છે]

**નીલયન:**-[ફોટો જોઇ] અવિનાશનું મધુર સ્મીત મ્હને દિવાની બનાવે છે. ત્હેના એક એક શબ્દે હું અમૃતનું પાન કરૂં છું. એના સહવાસમાં મ્હારા જીવનની અધમતા વીસરી જવાય છે:

[ઉભી થાય છે અને ફોટાને દિવાલે ટાંગી ચિત્રવત્ ત્યાં જ થોભી જાય છે]

અવિનાશને મ્હારે માટે કેટલું સહન કરવું પડશે?

[પાછળથી અવિનાશ આવીને ઉભો રહે છે]

**અવિનાશ:**-અને નીલયનના સહચારમાં અવિનાશનાં સર્વ કષ્ટ સહજ બની જશે.

[નીલયન પાછળ જાય છે: બંન્ને પ્રેમીઓ પરસ્પરને સત્કારે છે અને ઝુલા પર બેસે છે]

**નીલયન:**-અવિનાશ, રાયસાહેબ, મ્હને ખરીદવા આવ્યા હતા.

[રાયસાહેબનું નામ સાંભળી અવિનાશ વિચારમાં પડી જાય છે]

**અવિનાશ:**-પણ ત્હેં શું ઉત્તર આપ્યો?

**નીલયન:**-મ્હેં તો મ્હારા પ્રિય અવિનાશની પ્રતિમા બતાવી અને ચાલ્યા જવાનું કહ્યું.

**અવિનાશ:**-નીલયન તું જાણે છે કે એ રાયસાહેબ તે કોણ છે?

**નીલયન:**-ના. ગમે તે હોય તેથી મ્હારે શું?

**અવિનાશ:**-તેઓ મ્હારા પિતા થાય છે.

[નીલયનનો સઘળો આનંદ ઉડી જાય છે, તે ઉભી થઇ જાય છે અને અવિનાશની માફી માગવા નીચી નમે છે: અવિનાશ રોકે છે]

**નીલયન:**-માફ કરો અવિનાશ, સમાજની અપરાધીની એક ક્ષુદ્ર વેસ્યા માટે ત્હમારા આખા જીવનને વ્યર્થ ન બનાવો.

**અવિનાશ:**-[ત્હેને પાસે ખેંચીને] નીલયન, વેશ્યાગૃહો બંધ કરાવવા, ત્હેમનો ઉદ્ધાર કરવો તથા ત્હેમને સન્માર્ગે દોરવા સમાજના પ્રતિષ્ઠિત કહેવાતા આગેવાનો ઉપાયો સુચવે છે. અને પરિણામે ત્હેમનું એ કાર્ય એ અનાથોની ક્રૂર મશ્કરી સમાન થઇ પડે છે. મ્હારી ઇચ્છા ત્હેમને યોગ્ય દિશાનું સુચન કરાવવાની છે. સમાજને સુધારવાની જો ઇચ્છા હોય, ત્હેની અધોગતિ થતી અટકાવવી હોય તથા ત્હેનાથી બહિષ્કૃત થયેલી વ્યક્તીઓને સાચો જ આશ્રય આપવાની ઇચ્છા હોય તો શું કરવાની હાલમાં જરૂર છે ત્હેનું ઉદાહરણ હું બેસાડવા માગું છું.

**નીલયન:**-પણ ત્હમારી શું સ્થિતિ થશે. એક વેશ્યાને સ્વીકારતાં સમાજ ત્હમને શું કરશે?

**અવિનાશ:**-ખાનગીમાં એ જ વેશ્યાનાં ચરણોમાં શીર ઝુકાવનાર બ્હારથી પવિત્રતાનો આડંબર કરી સમાજની પવિત્રતા રક્ષી ત્હેને પુનિત રાખવાના બ્હાના નીચે જગતને છેતરે છે ત્હેવા સમાજમાં માન

ભોગવવા કરતાં પતિતાઓના સંપર્કમાં રહી, પવિત્રતાના નવાં સર્જનો રચવામાં જ જીવનની સફળતા રહેલી છે. ચાલ નીલયન અત્યારે જ હું કાયદેસર ત્હારા હૃદયનો અધિકારી થાઉં છું.' અને પછી પિતાને મળવા માટે જઈએ.

[અવિનાશ ઉભો થાય છે. અને નીલયનને પોતાની સાથે ચાલવા જણાવે છે]

**નીલયન :**–અવિનાશ, મ્હારી ખાતર આટલો ભોગ ન આપો. અમને અનાથને તો પતિતા તરીકે જ સંબોધાવા દો. ભલે સમાજને તેથી સંતોષ અને આનંદ થાય.

**અવિનાશ :**–પરન્તુ મ્હારે તો સંતપ્ત હૃદયોને વિકસાવવાં છે. દાવાનળમાં સુંદર ઉપવનો સર્જાવવાં છે અને જીવનભર પ્રેમ માટે તલસતી હજારો અને લાખો રમણીઓનાં હૃદયોમાં પ્રણય સરિતાનાં વહન કરાવવાં છે. ચાલ, નીલયન વિલંબ ન કર.

[મહેપ પ્રવેશે છે: નીલયન ઉભી થાય છે]

**મહેપ :**–કેમ ભાઇ, શું ત્વરામાં છે કાંઇ? કેમ કોઇ રંકની મદદે જવાનું છે કે શું?

**અવિનાશ :**–મહેપ, નીલયનને હું આજે મ્હારી બનાવું છું. તું પણ ઠીક થયું આવી લાગ્યો, ચાલ હવે ઉતાવળ કર.

**મહેપ :**–પણ રાયસાહેબની પરવાનગી લીધી?

**અવિનાશ :**–રાયસાહેબને તો આપણે સન્જોડે જ મલીશું. તું હવે ડાહ્યો થયા શીવાય ચાલ. નીલયન, શંકા કરવી છોડી દઇ મ્હારી સાથે આવવા તૈયાર થા.

[નીલયન અંદરના ખંડમાં સાડી બદલવા જાય છે:]

**મહેપ :**–અવિનાશ, આટલી બધી હીંમત પછી શું થશે ત્હેનો ખ્યાલ કાંઇ કર્યો?

**અવિનાશ :**–પિતાની એકપણ પાઇ મ્હારે નથી જોઇતી મહેપ, તું પણ યાદ રાખજે કે ત્હારે પણ મ્હારે જ પંથે પળવાનું છે.

પ્રવેશ ૩ જો

## પાત્રો:

પ્રતાપરાય, અવિનાશ, નીલયન અને મહેપ

[ચિંતાગ્રસ્ત પ્રતાપરાય પોતાના દિવાનખાનામાં આમતેમ ફરી રહ્યા છે. ચ્હેરા પર આવેશ અને અપમાનની છાયા સ્પષ્ટ તરતી જણાય છે].

**પ્રતાપ :**–મ્હારા સમાન સત્તાધારીનું અપમાન! એને ખબર નથી કે એવાં અવિચારી પગલાં માટે શું સહન કરવું પડશે. અવિનાશ પણ શીમાં વીનાતનો જાય છે. ચાલ એને તો હમણાં જ જરા ઠેકાણે કરૂં.

[ અવિનાશને ક્રોધમાં ને ક્રોધમાં બોલાવે છે : ત્યાં અવિનાશ નીલયન સાથે પ્રવેશી વંદન કરે છે ].

**પ્રતાપ:**–[ગુસ્સાથી] અવિનાશ આ શું કરે છે? ત્હારા કુટુંબનો જરા પણ ખ્યાલ આવે છે કે નહીં આવી રસ્તાની રઝળતી છોકરી સાથે ફરવામાં જરા શરમ પણ નથી આવતી !

**અવિનાશ:**–શરમના સ્વાંગને મ્હેં આજથી ત્યજી દીધો છે. આજથી નીલયન પરકીય નહીં પરન્તુ સ્વજન બની છે.

**પ્રતાપ:**–એટલે? તું શું કહે છે?
[મહેપ પ્રવેશે છે]

**મહેપ:**–કહેવાની આવશ્યકતા રહેતી નથી. ઉભયના ગળામાં શોભી રહેલા પુષ્પહારોથી આપ સ્હેજે જાણી શકશો કે એ મૃદુ તારથી પરસ્પરનાં જીવન આજથી જોડાયાં છે. એ સંયોજનમાં વિક્ષેપ પાડનારના સર્વ પ્રયાસો નિષ્ફળ જશે. નીલયન અવિનાશની બની છે.

**પ્રતાપ:**–[સાશ્ચર્ય] હેં ! લગ્ન કર્યાં ?

**મહેપ:**–આશ્ચર્ય પામવા જેવું એમાં શું છે? સમાજનો એક વર્ગ લક્ષ્મીના બળથી દુનિયાની દૃષ્ટિને છેતરી પડદા પાછળ સેંકડો અનાથ બાળાઓનાં જીવનનો નાશ કરી રહ્યો છે. ત્હેને ખુલ્લા પાડી પ્રકટ રીતે રક્ષણ આપવાનો આ શુભ પ્રયાસ છે એમાં ત્હમારે ગુસ્સો ક કાંઇ સ્થાન રહેતું નથી. વળી આવ પ્રસંગે તો ત્હમારે આ નવયુગલ ને શીપ આપવી જોઇએ.

**પ્રતાપ:**–સમાજની કલંકિની ર નારી સાથે લગ્ન ! અવિનાશ સ્વેચ્છાપુર્વક જ ત્હારી અવનતી નિ છે: તું અત્યારે જ મ્હારા મકાન ચાલ્યો જા.

**અવિનાશ:**–કલંકિનીઓનાં કલંક આભુષણ રૂપ જણાય છે અને પા ઓનો સહચાર પાપના પુંજમાં ભાવના પ્રગટાવે છે. અત્યારનો સ અધોગતિ તરફ વહ્યો જાય છે સન્માર્ગસ્થ કરવામાં ભલે મ્હારા સેંકડો યુવાનોનું બલિદાન ત્હેનાથી શોક કરવા જેવું કાંઇ ત્હમારી લક્ષ્મીની લાલસા મ્હને ભલે ત્હમે ત્હેનો ઉપભોગ કરો, યાદ રાખજો કે એ સમય સત્વર આ કે જ્યારે આધુનીક સમાજરચના વિચ્છીન્ન થઇ જશે અને લક્ષ્મીપતિ પોતાની લક્ષ્મી વ્યર્થ ભારરૂપ જા પિતાજી જાઉં છું.

[નીલયનને સાથે લઇ અવિ ચાલ્યો જાય છે: પાછળ મહેપ જાય છે. પ્રતાપરાય અ નજરે પાછળ જોઇ રહે છે. પડે છે ].



અમારો આવતો અંક **નવયુગ**

# રશિયા અંક

તરીકે

**બહાર પડશે.**

સારા મુલકના માનવ
સમુદાયને પોતાના
પ્રથમ પ્રયોગથી છક
કરી નાખનાર

## સોવિયટ

હવે
પાંચ વર્ષની
બીજી યોજના પર
દ્રષ્ટિપાત કરે છે.

## સોવિયટ

ના

સ્ત્રીઓ, બાલકો, શ્રમદારો,
કિસાનો, કારીગરો, કલાકારો

**વિકાસ, પ્રગતિ**

અને

**અભ્યુદય**

તરફ કેવી રીતે કુચ કરે છે
તેના જ્વલંત લેખો

## રશિયા

આજે

**સારી આલમના મજદુરોની**
**મુક્તિ માટે મથી રહ્યું છે**

તેજ

## મુલ્કની

**માતબર ભાવી તૈયારીઓ**

ત્હમને

**અમારા ખાસ**

**રશિયા અંકમાં**

**વિસ્તૃત રીતે મળશે.**

સારા ગુજરાતના માસિકોમાં
નવયુગ
મોખરે ભોગવે છે
એના લેખકોની તેજસ્વી
કલમે લખાયેલ
રશિયાના નવા
રંગોને જીવન્ત શબ્દદેહમાં
નીરખવા આવતો
અંક ખરીદો.

## ---અમારા---રશિયા અંકમાં વાંચો---

ઉપરાન્ત ચાલુ લેખમાળાઓ ઇત્યાદી આવશે જ.



વર્ષ: ચોથું. — જુલાઇ: ૧૯૩૨ — અંક: ચોથો.

# યુદ્ધના તણખા

**સંગ્રામ** એ પ્રત્યેક વર્ગીય સમાજરચનાનું એક અનિવાર્ય પરિણામ છે. તલવારથી મુકાબલો કરવાની પદ્ધતિ તો પુરાતન છે. માત્ર આધુનિક મુડીવાદી સંસ્કૃતિએ તેમાં સુધારો કર્યો છે. તલવારને બદલે હાલ તેમણે યાંત્રિક રાક્ષસો ઉભા કર્યા છે. ક્ષણ માત્રમાં સેંકડો જણનો સંહાર કરી શકે તેવાં આયુધો તેમણે યોજ્યાં છે.

**પહેલાં** સંગ્રામભુમી પર સૈનિકો બળનાં માપ કહાડતા. આજ તો મધ્યરાત્રીએ શહેરો ઉપર બોંબ વરસે છે. સ્રીઓ, બાળકો, પુરૂષો કાળયજ્ઞમાં હોમાઇ જાય છે. આગ અને મૃત્યુ આકાશથી વર્ષે છે. સંગ્રામમાં તમે હોવ કે ન હોવ પણ ત્હમો તેથી છટકી શકતા નથી.

**આવો** એક વિશ્વસંગ્રામ શરૂ થવાની ક્ષણો ગણાઇ રહી છે. એશીયાના એક વિભાગમાં યુદ્ધની ચીનગારી ઉડી છે. આમવર્ગની નવી સંસ્કૃતિ, નવી ભાવનાઓ, નવી સમાજરચના સ્થાપવા મથતા સમાજવાદી પ્રજાસત્તાકો સામે મુડીવાદી જગત યુદ્ધમાં ઉતરવાના હેતુથી પ્રપંચજાળ પાથરી રહ્યું છે.

**ઇતિહાસ** પાછો રચાય છે. ફ્રાંસના વિપ્લવને સંરક્ષવા માટે, તેની ભાવનાને મુર્તિમંત કરવા માટે ફ્રાંસના લાડીજાયાઓ રણસંગ્રામે ચઢયા હતા. આજે સોવીયેટના શહેરીઓ રશીયન રાજ્યવિપ્લવને સંરક્ષવાને માટે રાયફલ ઉપાડવા તૈયાર છે.

ત્યારે ત્હમો શું કરશો? સમાજવાદી સંસ્કૃતિ પૃથ્વીની પ્રત્યેક પ્રગતિમાન વ્યકિત સમક્ષ આ પ્રશ્ન મુકી રહી છે. તેના પ્રત્યુત્તર ઉપર આમવર્ગનું ભાવી અવલંબે છે.

# આદર્શોની

: લેખક :

[૧]

અમારામાંથી કેટલાક મ્હને આદર્શ-વાદી કહે છે. કોઇ મ્હને Utopian કહે છે. અધિરાઇથી ત્હમો મ્હને સ્વપ્નપ્રેમી કહો છો. અને ત્હમો બધાં એમ તો જરૂર જ માનો છો કે હું સૌથી વધુ વ્યવહારશુન્ય છું.

અમારી વ્યવહારશુન્યતા ઉપર એ શબ્દો બોલી ત્હમો અમોને અવગણતા નથી એ ચોક્કસ છે ! મ્હારા વિચારો સામે, તેમાં સમાયેલી અશકયતાઓ સામે, તેમાં રહેલા ગુર્ખાઇ ભરેલા તત્વો વિષે ત્હમારા ભાડુતીઓએ કેટલાંય પુસ્તકો લખ્યાં છે. સમાજવાદી સંસ્કૃતિ જરાયે શકય નથી એમ જોરશોરથી પોકારતાં કેટલાંય પુસ્તકો હું ત્હમને ગણાવી શકું છું. પણ નજર નાખો. પોલીસતંત્ર અમોને વીણી વીણીને પકડી રહ્યું છે. સમાજના 'સજ્જનો' અમોને 'અવળે માર્ગે વળી ગયેલા' કહીને વખોડે છે, એટલું જ નહીં પણ સાંપ્રત સમાજરચના અમારા વિચારો આગળ ન પ્રસરે તેટલા માટે સારી સંભાળ અને સાવચેતી નથી રાખતી?

અને હવે અમો ત્હમોને પુછી શકીયે છીયે કે આટલી સંભાળ આટલી સાવચેતી, આટલું સામું સાહિત્ય, એ સર્વ છતાં પ્રત્યેક વર્ષે અમારી સંખ્યા વધી કેમ રહી છે? અમારી સામે ઉગ્ર દમન-નીતિનું આયુધ વપરાતું હોવા છતાં, અમારા જેવા 'વ્યવહારશુન્યો'ને કારાગૃહમાં ધકેલતા છતાં, યુવાનો, કામદાર અને ખેડુતવર્ગની પ્રાણવાન વ્યક્તિઓ અમારા સંઘમાં કેમ આવી રહી છે? સમાજનો શાશકસમુદાય પણ જોઇ શકે છે કે સેંકડો અમારા વાવટા નીચે આવતા જાય છે. લાખ્ખો અમારા માર્ગમાં ભળતા જાય છે. અમો આગળ ધપી રહ્યા છીએ. સાંપ્રત સંસ્કૃતિના પૂજકો પાછા પડી રહ્યા છે.

શી રીતે? કારણ કે પ્રજાસમુહને લાગે છે કે સાંપ્રત સંસ્કૃતિના આદર્શો, ભાવનાઓ અને સિદ્ધાંતોની સરખામણીમાં નવા આદર્શો, નવી ભાવનાઓ અને નવા સિદ્ધાંતો વધુ હિતકર, વધુ ફળદાયી, વધુ પ્રગતિમાન છે. આમ સમાજનાં માનસમાં આદર્શોની અથડામણ ચાલી રહી છે. પલટાતી જતી આર્થિક સ્થિતિએ નવા આદર્શોને જન્મ આપ્યો છે. અને નવા આદર્શો જનતાને ખુબ આકર્ષી રહ્યા છે. અને ધીમે ધીમે પણ મક્કમતાથી જનતાના માનસમાં નવા આદર્શો ઉંડા ઉતરતા જાય છે.

# અથડામણ

એસ. ચે.

૨ ]

પણ આ આદર્શોની અથડામણના પ્રશ્ન મ્હને જીવનની બીજી બાજુ જોવા તરફ ફરજ પાડે છે. મ્હારી કલ્પનાશક્તિને પાંખ આવે છે. ફ્રેંચ અને અમેરિકાના વિપ્લવો મ્હારી આંખ સામે ઉભાં થાય છે. સાંપ્રત સ્પેનનો રાજ્યવિપ્લવ પણ નજર સામે આવે છે આમ જગતની કેટલીય ક્રાંતિઓ મ્હારી નજર આગળથી આવીને પાછી અદ્રશ્ય થઇ જાય છે. સામાન્ય રીતે આ ક્રાંતિઓએ આપેલા આદર્શો ઉપર મ્હારી આંખ ઠરે છે. પહાડોના પ્રદેશ અફઘાનિસ્તાનમાં કે સુંદર સરોવરોથી રમણીય બનેલા ઇરાનમાં મુડીવાદને હું પગલાં મુકતો જોઇ શકું છું. સાથે સાથે જમીનની ગુલામીમાંથી મુકત થતા ખેડુતોને જોઇને હૃદયમાં સ્વાભાવિક આનંદ ઉત્પન્ન થાય છે. જમીનના લાખ્ખો ગુલામો (Serfs) આજે મુકત થયા છે. હાથઉદ્યોગને બદલે યંત્રો વિજળિક વેગથી ઔદ્યોગિક ઉત્પન્ન વધારી રહ્યાં છે. વણઝારને બદલે આગગાડીઓ કલાકોમાં સેંકડો માઇલના કુદકા મારે છે.

સાંપ્રત મુડીવાદનો આ સંદેશ છે વ્યકિતસ્વાતંત્ર્ય, વાણીસ્વાતંત્ર્ય અને વર્તનસ્વાતંત્ર્યની ભુમીકા ઉપર રચાયેલી આ સંસ્કૃતિ એશીયામાં પગ મુકતી જાય છે. રાજ્યતંત્રના પણ પલટા થવા લાગે છે. પ્રજામતના અવાજને માન આપવા માટે પાર્લામેન્ટ રચાય છે અને પછી આધુનિક સંસ્કૃતિના પુજકો વર્તમાન સમાજવ્યવસ્થા સામે આંગળી ચિંધીને જાહેર કરે છે કે જુઓ! હાલની સમાજરચના કેટલી સુંદર છે!'

મુડીવાદી પ્રચારકો મ્હારી આસપાસ ફરી વળ્યા છે. દરરોજ ઢીમઢીમ વગાડીને તેઓ મ્હારા સમક્ષ સાંપ્રત સમાજરચનાના આદર્શોનાં સુંદર દીસતાં તત્વો મુકી રહ્યા છે. અને છતાં મ્હને લાગે છે કે આ વિચારો—આ ભાવનાઓ માનવને હીતકર નથી. પ્રભાતમાં મુડીવાદી વર્તમાનપત્ર મ્હને ઔદ્યોગિક પ્રગતિના આંકડાઓ આપે છે. બપોરે મુડીવાદની પદ્ધતિ ઉપર ચાલતા કેટલાંક કાર્યો મ્હારા અનુભવમાં અથડાય છે, અને સંધ્યાકાળ પડતાં સુધીમાં તો જીવનના કેટલાય વ્યવસાયમાં મુડીવાદી ભાવનાએ આણેલાં પરિણામોને જોવાનું સહજ બને છે.

અને છતાં મ્હને લાગે છે કે આ આદર્શો, આ ભાવનાઓ માનવસમુહને હિતકર નથી. પાદરી અને પુરોહીતનો સતત પ્રચાર છતાં પણ મ્હને લાગે છે કે આ

ભાવનાઓ અનુકરણીય નથી. અને તેથી જ મ્હારા આ દીસતા અણગમાની લાગણીનું પૃથક્કરણ કરવા સ્વાભાવિક રીતે જ પ્રેરાઉં છું. મ્હારા માનસમાં સનાતન સવાલ ઉભો થાય છે કે હાલની સમાજરચનાના સિદ્ધાંતોથી હું અસંતુષ્ટ કેમ છું? શા માટે હું વ્યવહારશુન્ય મનાતા આદર્શવાદીઓના સંઘમાં ભળ્યો છું?

[ ૩ ]

**ઉપલા સવાલ સા**થે જ મ્હારા જીવન પર મ્હારી નઝર ઠરે છે. શાળાએ મ્હને સાંપ્રત સમાજરચનાનું શિક્ષણ આપ્યું છે. ધર્મે પણ 'અમર રહો આ મુડીવાદી સંસ્થા'નાં સુત્રો ગાયાં છે. આમ શિક્ષણ અને સંસ્કારની દ્રષ્ટિએ તો હું સાંપ્રત સમાજરચનાનો અહંગ પુજારી જ હોવો જ જોઇએ. ત્યારે સ્વાભાવિક સવાલ થાય છે કે મેં 'બળવાખોર' બનવાનો માર્ગ કેમ પસંદ કર્યો?

અને તેનાં કારણો હું કહીશ! જરા જીવન ઉપર ત્હમે નજર કરો અને ત્હમે પણ બળવાખોર બનવા લલચાશો. જરા કારખાનાઓ ઉપર નિગાહ કરો અને ત્હમે સાંપ્રત સમાજરચના સામે બંડ પુકારશો. જરા ખેડુતો ઉપર દ્રષ્ટિ ફેંકો અને ત્હમે જમીનદારવર્ગના વ્યાજખીપણા વિશે વિચાર કરતા થઇ જશો. અને જ્યારે વધુ વિચાર કરીને સાંપ્રત સમાજરચનામાં ૮૦ ટકા જેટલા સમુદાયનું રકતશોષણ ત્હમે સમજશો ત્યારે ત્હમે પણ અમારા વાવટા નીચે આવીને ઉભા રહેશો.

આજે ત્હમે સ્વાધીન છો? જરાય નહીં. હિંદની વાત તો જવા દો. અહીં તો અન્ય પ્રજાના ચોખ્ખા અધિકાર છે. અહીં તો પરદેશીઓનાં રાજ્ય છે. પણ ઇંગ્લાંડનું જ ઉદાહરણ લોને! આજે ઇંગ્લીશ માનવ શું સાચું સ્વાતંત્ર્ય ભોગવે છે? આજે શું તે રાજકિય અને આર્થિક દ્રષ્ટિએ ખરેખર સ્વતંત્ર છે? જરાય નહીં! આજે સમાજમાં શ્રમ કરતા સમુદાયમાંથી કોઇ સ્વતંત્ર નથી. કારણ? ઇંગ્લાંડનું વર્ગીય શાશનતંત્ર તેમના અધિકારો કચરી રહ્યું છે. મુડીવાદ કહે છે કે પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર છે! અને સકલાતવાળાને હિંદ આવવાને પાસપોર્ટ આપવાની ના પાડવામાં આવે છે. ઇંગ્લંડમાં વાણીસ્વાતંત્ર્ય છે અને ડેઇલી વર્કરના તંત્રીને 'વાંધાભર્યા લખાણ' માટે આઠ મહીનાની સજા થાય છે. ઇંગ્લેંડમાં વર્તન સ્વાતંત્ર્ય છે છતાં કામદારોની સામાન્ય હડતાલને 'ગેરકાયદેસર' જાહેર કરવામાં આવી છે.

જર્મનીની દશા જુવો. પાર્લામેન્ટ હોવા છતાં પ્રમુખના વટહુકમથી રાજ્યકારભાર ચાલી રહ્યો છે. આપખુદ રાજાની માફક ઓર્ડીનન્સથી અમલ કરવામાં આવે છે. મુડીવાદ કહે છે કે અમોએ વ્યક્તિને સંરક્ષણ આપ્યું છે, અને છતાં લીંડબર્ગના બાળકના ખૂનીનો પત્તો જ લાગતો નથી! મુડીવાદી સંસ્કૃતિ કહે છે કે અમોએ સરકારતંત્રમાંથી લાંચ અને રૂસ્વતને અળગા કર્યા છે, અને અમેરિકામાં પ્રમુખથી માંડીને પોલીસ કોન્સ્ટેબલ સુધીના અમલદારોને 'ગેંગસ્ટર'ના પગાર મળે છે.

છતાં મુડીવાદી સંસ્કૃતિ કહે છે કે અમોએ ખુડુતોને જમીનની ગુલામીમાંથી મુક્ત કર્યા છે અને તેઓએ તેમને રોજીના ગુલામ બનાવ્યા છે. અત્યાર સુધીમાં રોજી અને ભુખમરો એ બન્ને પરસ્પર વીરોધી મનાતા આજે મુડીવાદે ભુખમરાની રોજીને (starvation wages) જન્મ આપ્યો છે.

**આ** મુડીવાદના આદર્શો છે. ત્હમો કહેશો કે ત્હમો એક જ દ્રષ્ટિબિંદુએ જૂવો છો. ચાલો બીજી રીતે જોવાનો યત્ન કરીએ.

મુડીવાદે જગતને શું આપ્યું? નવી ઉદ્યોગપદ્ધતિ, નવી ઉત્પાદનપદ્ધતિ. આ પદ્ધતિની જરૂરીઆતોને પોષવા માટે ખેડુતોને જમીનની ગુલામીમાંથી મુકત કરવામાં આવ્યા. કે જેથી તેઓ કારખાનાના ગુલામ બની શકે. તેણે ઉત્પાદન વધાર્યું—વસ્તુઓ વધારી પણ તે નફાને વાસ્તે. તેણે શિક્ષણ આપ્યું કે જેથી યંત્રો ઉપર માનવ કામ કરી શકે. ઉંચ શિક્ષણની વ્યવસ્થા કરી કે જેથી તેના નફાનો હિસાબ રાખનારા શિક્ષિતો સસ્તા સાંપડી શકે.

અને કાળા આફ્રીકનને પુછો કે યુરોપીય મુડીવાદીએ ત્હને શું આપ્યું? પીળા ચીનાઇને પુછો કે યુરોપની મુડીવાદી સંસ્કૃતિએ ત્હને શું આપ્યું? એશીયાની પરાધીન પ્રજાને પુછો કે યુરોપની મુડીવાદી સંસ્કૃતિએ ત્હમોને શું આપ્યું?

આ રંગીન પ્રજાઓ સામ્રાજ્યવાદનો ઇતિહાસ કહેશે. કત્લ અને બોંબની કથા કહેશે. ચાબુક અને હંટરના અનુભવ આલેખશે. એશીયા અને આફ્રિકાની આધીન પ્રજા માટે તો યુરોપની મુડીવાદી સંસ્કૃતિ એક શ્રાપ સમાન થઇ પડી છે. કારણ કે સામ્રાજ્યવાદ એ મુડીવાદનું અનિવાર્ય પરિણામ છે!

અને આપણી આંખ સામે જાપાને મંચુરીયા ઉપર આર્થિક અને રાજકિય કાબુ ધરાવ્યો છે. શેપે ઉપર બોંબનો મારો વર્ષાવીને આખું ગામ તારાજ કર્યું છે. રાષ્ટ્રની સ્વતંત્રતાની ઉદ્ઘોષણા કરનાર મુડીવાદે કેટલાય કરોડ શરીરોને ગુલામ બનાવ્યાં છે.

જ્યારે રસ્તામાં કામ આપો, કામ આપો, એ શબ્દ પોકારતા ક્ષુધાર્તોના ટોળાંને જોઉં છું ત્યારે મ્હને ખરેખર લાગે છે કે જે સંસ્કૃતિ સમાજને સંકળતી વ્યક્તિઓ માટે કામની જોગવાઇ પણ ન કરી શકે, જે સંસ્કૃતિની છત્ર છાયામાં લાખ્ખો શરીરોને પેટમાં અન્નનો કણ નાંખ્યા વગર સુઇ જવું પડે, તે સંસ્કૃતિને એક ક્ષણ પણ જીવવાનો શું અધિકાર છે? જ્યારે કરોડો શરીરો ક્ષુધાના સંતાપથી શેકાઇ રહ્યા હોય ત્યારે સાંપ્રત સમાજરચનાને એક પળવાર પણ વધુ જીવવાનો શું હક્ક છે?



**ત**થીજ અમો આ સંસ્કૃતિ સામે બંડ પુકારીએ છીએ. તેથી જ અમો આ સંસ્કૃતિને નિર્મુળ કરવા માટે તત્પર થયા છીએ. અને ત્હમો સ્વાભાવિક પુછશો કે ત્હમો કઇ સંસ્કૃતિ સ્થાપવા ઇચ્છો છો તો હું કહીશ કે—

અમો સમાજવાદી સંસ્કૃતિ સ્થાપવાનો આદર્શ ધરાવીએ છીએ, આ સંસ્કૃતિમાં કોઇ કોઇનું શોષણ નથી. અત્યારનું રશીયા જુવો. જ્યારે સમગ્ર મુડીવાદી જગત ઔદ્યોગિક બેકારીથી ખળભળી રહ્યું છે ત્યારે સોવીયેટ રશીયામાં બેકારી એ શબ્દ કોઇ જાણતું નથી. એ એક જ વસ્તુ અમારા આદર્શોની મહાનતા સાબીત કરવા માટે પુરતી નથી?

અને એશીયાઇ તુર્કસ્થાનના તુર્કોને પુછો, રશીયાઇ અફઘાનિસ્તાનના અફઘાનોને પુછો, કે જ્યોર્જીયાના જ્યોર્જીયનને પુછો કે સમાજવાદી સંસ્કૃતિએ ત્હમોને શું આપ્યું છે? યુક્રેઇનના ખેડુતોને પુછો કે સમાજવાદી સંસ્કૃતિએ ત્હમોને શું આપ્યું છે? તેઓ બધાં ત્હમોને કહેશે કે આકરા કર અદ્રશ્ય થયા છે. પોલીસજુલ્મ તો કોઇ જાણતું જ નથી. પ્રત્યેક બાળક, યુવાન, કે વૃદ્ધને અક્ષરજ્ઞાન મળ્યું છે એટલું જ નહીં પણ આર્થિક અને રાજકિય રીતે ખરેખર સ્વતંત્ર બન્યાં છે.

આ સમાજવાદનો સંદેશ છે. અરાજકતાવાદ—એ તો તેનું આખરી પરિણામ છે. પણ ત્હમો જ કહો ને, કે બે પ્રકારના આદર્શો તમારી સમક્ષ મુકવામાં આવે તો તમે કયા આદર્શો પસંદ કરશો? સાચી સ્વાધીનતાના કે પરોક્ષ ગુલામીના?



જનરલ બ્લુચેર
સોવીયેટની પુર્વ સરહદના લશ્કરી સેનાપતી

# સો-

ઉપલા શબ્દોમાં જાપાનના વડા વઝીરે જાપાનની શાંત નીતિની જગતને પાછી પ્રતિતિ આપી છે. એટલું જ નહીં પણ આવા શાબ્દિક સધ્યારાઓથી સોવીયેટ રશીયાને જાપાન ઉપર વિશ્વાસ મુકવાનું જણાવીને વીસકાઉન્ટ સેરો એ ક્ષણભર તો રૂસો-જાપાની વિગ્રહનાં વાદળાં આઘાં ખસેડયાં છે. છતાં જાપાન કેટલું શાંતિપ્રિય છે, કેટલું વચનપ્રિય છે, અને કોલકરારો કેટલા પાળે છે તે વસ્તુ આપણાથી અજાણી નથી: છેલ્લા આઠ માસના ઇતિહાસે જાપાનની

"અમો આશા રાખીયે છીયે કે સોવીયેટ સરકારતંત્ર અમારા ઉપર વધુ વિશ્વાસ મુકે. અને તેની પુર્વ સરહદ ઉપર થઇ રહેલી સૈન્યની ભરતી ઉપર અંકુશ મુકે, અને અમો જાહેર કરીયે છીયે કે મંચુરીયાને જાપાની સામ્રાજ્યમાં સંકળી દેવાનો અમારો જરાય ઇરાદો નથી."

વીસકાઉન્ટ સેરો
(૨-૬-૩૨.)

# રૂસો-જાપાની અ વિષે આધારભૂ

# -વીયેટની સરહદ પર

સામ્રાજ્યવાદી નીતિને ખુલ્લી પાડી છે. જે સત્તાને મંચુરીયા ઉપર લશ્કરી આક્રમણ કરતાં શરમ ન આવી, જે સત્તાને શેપે ઉપર બોંબનો મારો ચલાવતાં સંકોચ ન થયો તે સત્તા સોવીયેટ સામે આક્રમણ નહીં કરે તેની શી ખાત્રી? જ્યારે જાપાની હીતનો પ્રશ્ન આવે છે ત્યારે શાંતની નીતિ આઘી ખસે છે. ત્યારે પાશવબળનો માર્ગ લેવાય છે. અને સાઇબીરીયાના પુર્વ પ્રાંતમાં જાપાનીઓ ઇચ્છે તેવાં તત્વો કેટલાંય છે. એટલે જ જાપાની વડા વઝીરના શબ્દો

## થડાસણ ત હકીકત



જનરલ હોન્જ
જાપાનનો મંચુરીયાના લશ્કરનો સેનાપતી

ઉપર કેટલો વિશ્વાસ મુકી શકાય તેની કલ્પના સારી રીતે થઇ શકે તેમ છે,

આટલું જ નહીં પણ જ્યારે હાલના પરદેશખાતાના પ્રધાન કેનકીચી યોશીઝાવા પોતાનું ખાતું સંભાળવા માટે મોસ્કોદ્વારા ટોકીયો ગયા હતા ત્યારે મોસ્કોમાં તેમની સમક્ષ રશીયાના પરદેશખાતાના પ્રધાન લીટવીનોફે તેમને 'પરસ્પર આક્રમણ નહીં કરવાના કોલકરાર' ઉપર સંમતી આપવાને સુચવ્યું હતું. કેલોગ કરાર જેવા આ કોલકરારો ઉપર જાપાને સહી કરવાની સ્પષ્ટ ના પાડી હતી. જો જાપાનને આક્રમણ કરવાની ઇચ્છા જ ન હોત તો શા માટે આ કોલકરાર ઉપર સંમતી નહીં આપી? જો અત્યારે પણ ખાલી શાબ્દિક ખાત્રીઓ આપવાને બદલે વીસકાઉન્ટ સેટોએ આવા પરસ્પર આક્રમણ ન કરવાના કોલકરાર ઉપર સહી કરવાની તત્પરતા દર્શાવી હોત તો જાપાનના શબ્દનું જરૂર વજન પડત.

પણ શાંતિ એ જાપાનનો મુદ્રાલેખ નથી. બની શકે તો મંચુરીયા મોંગોલીયા અને પુર્વ સાઇબીરીયા ઉપર અધિકાર જમાવવાના તેના આદર્શો છે. તેના નામચીન મુત્સદ્દી બેરન નાકાએ શહેનશાહને કરેલા ગુપ્ત નીવેદનમાં જ જણાવવામાં આવ્યું છે કેઃ—

"જો ચીન ઇસ્ટર્ન રેલ્વે જે હાલ સોવીયેટની માલીકીની છે, તે જો આ પ્રદેશમાં ખીલવવામાં આવે તો પછી આપણી નીતિને સખ્ત ફટકો લાગે. **આથી બહુ જ નજદીકના ભાવીમાં સોવીયેટ સામે સંગ્રામમાં ઉતરવું પડશે** અને પછી જે પાઠ આપણે ગયી રૂસો જાપાની સંગ્રામમાં ભજવ્યો તેજ પાઠ આપણે ફરીથી ભજવવો પડશે. આથી ચીનની ઇસ્ટર્ન રેલ્વે આપણી બનશે. અને જેમ આપણે ડૈરેન લીધું તેમ આપણે કીરીન લઇ લેશું."

આ ઉપરાંત એક બીજી વસ્તુ પણ જાપાનીઓને આકર્ષી રહી છે. આ તે પુર્વ સાઇબીરીયાના માછલાનો ઉદ્યોગ. આ પાણીમાં સાલમન નામની માછલી થાય છે. અને અત્યારે સોવીયેટ સરકારના આંકડા પ્રમાણે આ ઉદ્યોગના ૫૮ ટકા જાપાનીઓના હાથમાં છે. ત્યારે માત્ર ૪૨ ટકા જ સોવીયેટ સંસ્થાઓના હાથમાં છે, આ માછલાંનો ઉદ્યોગ પહેલાં જાપાનીઓના હાથમાં જ હતો. અને હવે સોવીયેટ રશીયા ધીમે ધીમે જાપાનીઓને તેમાંથી કુણી મારીને હડસેલી રહ્યું છે. આથી માછલાના ઉદ્યોગપતિએ ટોકીયામાં આંદોલન ઉભું કર્યું છે કે આ માછલાનાં ઉદ્યોગના પ્રશ્નમાં જાપાને સખ્ત નીતિ જાહેર કરવાની જરૂર છે. આમ માછલાનો ઉદ્યોગ, પુર્વ સાઇબીરીયાના ખનીજ દ્રવ્યો, અને જંગલ અત્યારે જાપાનને ખુબ આકર્ષી રહ્યાં છે.

## [૨]

## સોવીયેટની પુર્વ

નીતિ હમેશા જાપાનની આક્રમણની નીતિને અનુલક્ષીને રચવામાં આવી છે. સ્ટેલીનના શબ્દોમાં આ નીતિ રજુ કરીયે તો: "અમો વિદેશી જમીનનો એક ગજ માત્ર પણ ઇચ્છતા નથી, પણ અમારી જમીનનો એક તસુ માત્ર પણ અમો નહીં આપીયે.'

આ શબ્દોને પુર્વ સાઇબીરીયાની સરહદ ઉપર બનેલા બનાવો સાથે સરખાવીયે તો જણાશે કે જ્યાં સુધી સોવીયેટ રશીયાની સરહદ ઉપર આક્રમણ કરવામાં નહીં આવે ત્યાં સુધી સોવીયેટ રશીયા સંગ્રામમાં નહીંજ ઉતરે. એટલે સંભવ છે કે ચીનની ઇસ્ટર્ન રેલ્વે પણ તેઓ આપી દે, સંભવ છે કે તેઓ ઉત્તર મંચુરીયામાં સોવીયેટ સરકારને મળેલા ખાસ હક્કો જતા કરે, સંભવ છે કે તેઓ હરબીન અને અન્ય શહેરોમાં સ્થાપેલા ઔદ્યોગિક કેંદ્રો પણ જતા કરીને શાંતિ જાળવે. યુદ્ધ કરતાં આ સંભાવના વધુ શકય છે. કારણુ કે સોવીયેટ રશીયાને અત્યારે પ્રમાણિકપણે સંગ્રામમાં ઉતરવાની ઇચ્છા નથી.

આ વૃત્તિના કારણો અનેક છે. પ્રથમ તો સોવીયેટ રશીયા અત્યારે પાંચ વર્ષની યોજના ઉપર એકાગ્ર થઇ રહ્યું છે. ૧૯૩૨ નું વર્ષ એ પાંચ વર્ષની યોજનાનું છેલ્લું વર્ષ છે. અને તનતોડ જહેમત અને અપુર્વ આત્મભોગથી સાધેલી ઔદ્યોગિક પ્રગતિને માત્ર પ્રતિષ્ઠાની ની ખાતર યુદ્ધયજ્ઞમાં હોમી દેવા તેઓ નથી માગતા. અત્યારે રશીયાએ છેલ્લાં ચાર વર્ષમાં ઘડીયાળની નીયમીતતાથી પ્રચંડ યોજનાપુર્ણ કરી છે. અત્યારે સોવીયેટ રશીયામાં વિજળીક બળ, યાંત્રિક બળ, તેમજ ઔદ્યોગિક ઉત્પન્ન વેગથી વધી રહ્યું છે. આ યોજનાની સફળતાથી પ્રોત્સાહન પામીને તેઓએ બીજા પાંચ વર્ષની યોજના રચી છે. અને આ પ્રમાણે ૧૯૩૭ સુધીમાં તેઓ શ્રમજીવી સમુદાયને યોજનાનાં સુતીંમંત ફળ દેખાડવાની મહત્વાકાંક્ષા ધરાવે છે. આવા સમયમાં સોવીયેટ રશીયા સ્વાભાવિક રીતે જ શાંતિની નીતિ ધારણ કરે.

તેમજ સોવીયેટ રશીયાને ખાત્રી છે કે જ્યારે પુર્વ સરહદ ઉપર તલ્વાર ખખડશે કે વરત જ રશીયાની પશ્ચિમની સરહદ ઉપર પણ જરૂર આક્રમણ થશે. પોલેન્ડ દ્વારા ફ્રેંચ સામ્રાજ્યવાદ રશીયા ઉપર સૈન્ય મોકલવા તત્પર છે. એટલુંજ નહીં પણ જાપાન જો સંગ્રામમાં ઉતરે તો તેની પછવાડે બધા જ મુડીવાદી રાષ્ટ્રો ભેગાં મળે તે ચોક્કસ છે. આથી જ સોવીયેટ રશીયાના સંચાલકો એમ માને છે કે તેની પુર્વ સરહદ ઉપર જે ક્ષણે યુદ્ધનો તણખો ઝરશે, તે જ ક્ષણે વિશ્વવ્યાપી યુદ્ધની આગ સળગી ઉઠશે.

આ ઉપરાંત લશ્કરી દ્રષ્ટિએ પણ સાઇબીરીયાના પ્રાંતમાં યુદ્ધ કરવાનું મોસ્કોને મનપસંદ પડે તેમ નથી. ૧૯૦૪-૧૯૦૫ માં રૂસો-જાપાની વિગ્રહમાં જે ભૌગોલિક તત્વોએ જાપાનને વિજય અપાવ્યો, તે તત્વો હજુ જેમનાં તેમ છે. સાઇબીરીયાની પુર્વ સરહદ મોસ્કોથી ૪૫૦૦ માઇલ દુર છે. શિયાળાના બરફમાં આગગાડીનો માર્ગ રૂંધાઇ જાય છે, સૌથી ઝડપવાળી આગગાડીને પણ મોસ્કોથી વ્લાડીવોસ્ટોક પહોંચતાં પુરા સાત દીવસ લાગે છે. આ વિભાગમાં એક જ લાઇન હોવાથી, માલ તેમજ માણસોની લાવજાવમાં પણ રશીયાને ભારે થઇ પડે તેમ છે. તેમજ જો એક સાથે પોલેન્ડ સાથે લઢાઇ જાગે તો રશીયાને બન્ને સરહદનો બચાવ કરવાનું કામ એકી સાથે જરૂર મુસ્કેલ થઇ પડે. આમ પુર્વ સાઇબીરીયાની ભૌગોલિક સ્થિતિ પણ તેમને નિષ્પક્ષ રહેવાની પરોક્ષ ફરજ પાડે છે.

**પણ** જાપાનને તો પ્રત્યેક વસ્તુ અનુકુળ છે. કોરીયામાં જાપાનીઓનું સારૂં લશ્કર તત્પર છે. તેમજ હવે તો ઉત્તર મંચુરીયામાં પણ જાપાની લશ્કર જોરદાર જંગ મચાવવા માટે તૈયાર છે. એટલું જ નહીં પણ લગભગ ૨૪ કલાકમાં જાપાન પોતાનું સમગ્ર સૈન્ય મંચુરીયામાં ઉતારી શકે તેમ છે. આમ ભૌગોલિક દ્રષ્ટિએ સોવીયેટ કરતાં જાપાનને ઘણાં તત્વો અનુકુળ છે.

**પણ** જાપાન જાણે છે કે અત્યારનું સોવીયેટ રશીયા એ કંઇ પૂર્વના જેવું રશીયા નથી. પહેલાના સમયનું રશીયા અને આધુનિક રશીયા વચ્ચે આસ્માન જમીનનું અંતર છે. પહેલાનું રશીયા નિર્બળ હતું. અત્યારનું રશીયા સશક્ત છે. પહેલાના રશીયામાં લડાયક શક્તિ બહુ ઓછી હતી. આધુનિક રશીયાએ પોતેજ લશ્કરી વિમાનો, અને લશ્કરી સરંજામ બહાર પાડતી ફેકટરીઓ સ્થાપી છે. પહેલાના રશીયાની લડાયક પદ્ધતિ મધ્યકાલિન હતી. હાલનું રશીયા છેક સાંપ્રત સાધનોથી યુદ્ધ કરવાની કળા જાણે છે. એ સર્વ ઉપરાંત, ધ્યાન ખેંચે તેવો તફાવત તો એ છે કે ઝારના લશ્કરો ભાડુતી હતાં. અત્યારના લાલ લશ્કરો એ વિપ્લવ માટે માથું મુકનારા યુવાનોનાં બનેલાં છે. અને જાપાનને સોવીયેટ રશીયાના સૈન્યબળની સારી પ્રતિતિ છે.

તેમજ જાપાન જાણે છે કે સોવીયેટ સાથે સંગ્રામ એક બે માસ સુધી નહીં પણ વર્ષો સુધી ચાલશે. એટલું જ નહીં પણ આ સંગ્રામમાં ચીનનું રાષ્ટ્રિયત્વ પાછું જાગૃત થાય તો સાઇબીરીયા લેવા જતાં મંચુરીયા પણ ગુમાવી દેવું પડે એવી બીક અત્યારે તો ઉભી થઇ છે. આ પ્રશ્નો ઉપર નિષ્ણાત મનાતા વિવેચકો એમ માને છે કે, જો સોવીયેટ સાથે જાપાન સંગ્રામમાં ઉતરે તો જાપાન તેમજ અન્ય દેશોમાં પણ સોવીયેટના એટલા બધા મિત્રો છે કે તેમને ઘણો મ્હોટો સામનો કરવો પડશે. આમ ચીનના નવ વિપ્લવની બીકથી પણ જાપાને અત્યારે પોતાનાં હથીયાર જરા નીચાં નમાવવાનો દેખાવ ધારણ કર્યો છે.

પણ જાપાની સામ્રાજ્યવાદ પોતાની નીતિ એકદમ મુકી દેશે એવી આશા રાખવી અશકય છે. પહેલેથી તૈયાર થયેલી યોજના પ્રમાણે તેઓએ મંચુરીયા ઉપર સ્વામિત્વ મેળવ્યું છે. હવે તેઓ પોતાની નજર મોંગોલિયા તરફ જરૂર દોડાવશે. અને ત્યાં તેઓ સોવીયેટ સાથે અથડામણમાં આવે તેમ છે. એટલે કે આજે કે આવતી કાલે જાપાની સામ્રાજ્યવાદની નીતિ ઉત્તર સાઇબીરીયા તરફ કે પશ્ચિમમાં મોંગોલિયા તરફ આગળ વધશે તો તેમને સોવીયેટ સરકાર સાથે યુદ્ધમાં ઉતર્યા વિના બીજો માર્ગ જ નથી.'.

આમ જાપાન અત્યારે પોતાની બાજી ગોઠવી રહ્યું છે. રૂસો-જાપાનીસ અથડામણ અનિવાર્ય છે એમ તો સ્વિકારવું જ પડશે. અને આ અથડામણ થાય તો અમેરિકા સોવીયેટની પડખે ઉભા રહેવાને બદલે જાપાનને સહાય કરે તેવો સંભવ છે. કારણ કે અમેરિકન વેપારને માટે તો સોવીયેટ રશીયા અને જાપાન બન્ને પ્રતિસ્પર્ધી છે. અને તેથી સોવીયેટ રશીયા અને જાપાન પરસ્પર આથડીને નબળા પડે તેવી અમેરિકન સરકારતંત્રની મુરાદ છે.

જાપાનની નીતિ ખુલ્લી સામ્રાજ્યવાદી છે. પોતાના શહેરીઓના રક્ષણના ઓથા નીચે મંચુરીયામાં લશ્કરની ભરતી થઇ રહી છે. અને જાપાનના વડા વઝીર સોવીયેટ રશીયાને તેની સરહદ ઉપર લશ્કર ભેગું ન કરવાની સલાહ આપે છે ત્યારે જાપાન ઉત્તર મંચુરીયામાં 'સૈનિક લુંટારૂઓ' સામે આક્રમણ કરવા માટે લશ્કરો પાઠવે છે.

[૪]

પણ સોવીયેટ રશીયા લડાઇ માટે તત્પર નથી એમ કોઇ સામ્રાજ્યવાદીની કલ્પના હોય તો તે મ્હોટી ભુલ જ કરે છે. અત્યારે સોવીયેટ રશીયાની પ્રત્યેક જુવાન વ્યકિતને લશ્કરી તાલીમ અપાય છે. અઢાર વર્ષથી ઉપરના પ્રત્યેકે એક વર્ષ તો લશ્કરી તાલીમ લેવી પડે છે. ઉપરાંત પ્રત્યેક વિભાગમાં મુડીવાદના આક્રમણ સામે તત્પર રહેવાનો, અને મુડીવાદ અને સમાજવાદી સંસ્કૃતિ વચ્ચેની અથડામણોની અનિવાર્યતા સુચવતા વિચારોનો જોરથી પ્રચાર કરવામાં આવે છે.

સામ્યવાદી મનોદશામાં શાંતિવાદ એ શબ્દ જ નથી. તેઓ યુદ્ધનીતિને જરાયે ધિક્કારતા નથી. તેઓને સામ્રાજ્યવાદીઓ તેમજ મુડીવાદીઓ સામે યુદ્ધ કરવાનો જરાય સંકોચ નથી. તેઓ તો આવા યુદ્ધને અનિવાર્ય માને છે. આથી તેઓ પ્રત્યેક યુવાન શહેરીને લશ્કરી શિક્ષણ મેળવવાનું પ્રોત્સાહન આપી રહ્યા છે.

ઉપરાંત સોવીયેટ રશીઆમાં લશ્કરી તાલીમની કલબો સ્થાપવામાં આવી છે. આ કલબોમાં લોકો અતિ ઉત્સાહથી તાલીમ લઇ રહ્યા છે અને આમ સોવીયેટ રશીયા લશ્કરી દ્રષ્ટિએ તૈયાર થઇ રહ્યું છે.

સોવીયેટ રશીયાને સામ્રાજ્યવાદીઓની યુદ્ધનીતિ વિશે જરા યે શંકા નથી. તેથી તો તેઓ હમ્મેશા તત્પર રહે છે. અને રશીયન પ્રજાને તત્પર રહેવાનું શીખવે છે. આ તેનો આદર્શ છે.

હાલ તો જાપાને સોવીયેટ રશીયા સામેના સંગ્રામને ક્ષણભર મુલત્વી રાખ્યો છે. વીસકાઉંટ સેટોના શબ્દોનું એ રહસ્ય છે. સંભવ છે કે ચીનનો સતત વિપ્લવ તુટી જાય કે જર્મનીમાં સામ્યવાદી બળ કચરાઇ જાય ત્યાં સુધી જાપાન રાહ જોવાનું વધુ પસંદ પણ કરે.

લેખાંક: છેલ્લો

# કાર્યક્રમ

પી. જે. ભટ




સમાપ્ત થાય છે. છેલ્લા ચાર માસમાં હલિની ઉપયોગીતા ચર્ચવાનો આ સંભવ છે કે કોઇ કોઇ સ્થળે મ્હારા બન્યા હોય, કોઈ કોઇ સ્થળે ભાવના સુધી આ વિચારોને શકય હોય કરવાનો યત્ન કર્યો છે.

'આંધળી ભક્તિ'ને જન્મ આપે છે. સાથે સાથે ઇશ્વર અને ધર્મને પણ છે ત્યારે આ 'આંધળી ભક્તિ'નો આવુંજ કંઇક આપણે આપણી નજર અનુકરણ પ્રગતિને ઘાતક છે. તેથીજ રાજકિય વિજ્ઞાનના આગળવિકાસ માટે કરવામાં—ગાંધીવાદે શિખવેલા સિદ્ધાં- વવામાં આવા લેખો જો સહાયકર્તા શ્રમ સફળ થયો છે—**પી. જે. ભટ**

પ્રદેશ સાથે સંકળાયેલું છે. તેમના વેપાર માટે જ તેઓ અહીં સત્તા જમાવી બેઠા છે. આ વેપાર તૂટી પડે—આ વેપારનો વિનાશ થઇ જાય તો તો તેઓ આપમેળે વિદાય થઇ જાય." આવા શબ્દોમાં દલીલોનો ધોધ વર્ષાવતા ગાંધીવાદીઓ બહિષ્કારની હાકલને વ્યાજબી ઠરાવવા યત્ન કરે છે. એટલુંજ નહીં પણ ઉપલી દલીલોના આશ્રય ઉપર બ્રિટીશ માલના બહિષ્કારનાં સુત્રો તેઓ બહાર પાડે છે. તેમના કથન પ્રમાણે બ્રિટિશ માલનો સંપુર્ણ બહિષ્કાર કરવામાં આવે તો તેથી ઇંગ્લેંડનું વેપારતંત્ર તદ્દન સ્તંભી જાય. આવો પ્રચંડ આર્થિક ઉલ્કાપાત થાય તો ઇંગ્લેંડને સાચી સ્વાધીનતા હિંદને સુપ્રત કર્યા શીવાય બીજો એક પણ માર્ગ નહીં રહે.

બહિષ્કારની પ્રવૃત્તિ કંઇ સાંપ્રત સમયની યોજના નથી. છેલ્લા કેટલાય વર્ષોથી શોષીત પ્રજાઓએ આ આર્થિક આયુધ કંઇક સફળતાથી ઉગામ્યું છે. ઇજીપ્તમાં પણ બહિષ્કારની ચળવળ ઠીક ઠીક આગળ વધી હતી. હિંદમાં તો આ આંદોલન એટલી બધી વાર ઉપાડવામાં આવ્યું છે કે નવજુવાનોને તો તે વર્ષોજુનું લાગે છે. એશીયાના અન્ય પરાધીન દેશોનો ઇતિહાસ શીખવે છે કે જાપાન સામે કોરીયનોએ આ આયુધ ઉગામ્યું હતું; તેમજ ચીનમાં ચાલેલા અસરકારક બહિષ્કાર જંગથી જામેલી ચીન જાપાન અથડામણનો ઇતિહાસ તો તદ્દન સાંપ્રત છે.

હિંદમાં બહિષ્કારની ચળવળ–ખાસ કરીને વિદેશી કાપડના બહિષ્કારની ચળવળ ખુબ જોશથી આગળ ધપી રહી છે. છેલ્લા દશ વર્ષમાં બ્રિટનમાંથી હિંદ તરફ આવતી વસ્તુઓ ઉપર સીધા અને પરોક્ષ અંકુશ મુકવાના અનેક યત્નો આ પહેલાં થયા છે. મહાસભાએ તો વિદેશી કાપડને પાપસમ ગણાવીને, તેને અડકવાની પણ ના પાડી છે. પણ આ પ્રવૃત્તિ શા માટે? તો ગાંધીવાદીઓ તરત જ જવાબ આપશે કે બ્રિટિશ સામ્રાજ્યવાદ ઉથલાવી પાડવા માટે. એક રીતે આલેખીયે તો મહાસભાનો આદર્શ રાજકિય છે. સાધન આર્થિક છે.

[૩]

પણ સિદ્ધાંતોની દ્રષ્ટિએ જે સુંદર લાગે છે, માત્ર દલીલની દ્રષ્ટિએ જે યોજના અજેય જણાય છે; જે એકદમ બુધ્ધિગમ્ય દીસે છે તે–બ્રિટિશ માલના બહિષ્કારની યોજના અનુભવની એરણ ઉપર મુકતાં તદન નિર્બળ નથી લાગતી? સાફલ્યની કસોટી ઉપર આ આયુધ અફળ નથી, નીવડયું? વ્યવહારીકતાના ત્રાજવે બહિષ્કારનું અમોઘ મનાતું અસ્ત્ર અર્થશૂન્ય નથી લાગતું?

શી રીતે?

પ્રથમ તો બહિષ્કારની ભૂમીકા એટલી તો વિશાળ છે કે એકત્ર સંયુક્ત અને સુસંગઠીત કાર્ય અશક્ય છે. ને બહિષ્કાર કોણ કરે? જવાબ મળશે કે જનતા. અને આ જનતામાં એટલા બધા વિભાગો અને પેટા વિભાગો છે કે તેમના 'મરજીયાત વર્તન' ઉપર આધાર રાખીને સાચી સ્વાધીનતા માટે સંગ્રામ માંડવો તે જનતાનાં રાજકિય માનસનાં વધુ પડતાં માપ મ્હાડવા બરાબર છે. કલ્પના કરો કે લગભગ ૩૫ કરોડ શરીરો એક સાથે આ હાકલની પડખે ચડશે એવી કલ્પના મુર્ખાઓ જ ધરાવી શકે. શ્રીમંતો, સુખી મધ્યમવર્ગ, અરે વિદેશી માલના વહેપાર ઉપર જ પેટગુજારો કરતો વર્ગ એટલો વિશાળ છે કે બહિષ્કારની હાકલ સફળ થાય એવા સંજોગો બહુ અલ્પ બની જાય છે. આ જોતાં બહિષ્કારની અસરનું વર્તુલ બહુ ન્હાનું બની જાય છે. પ્રથમ તો સુંદર કપડાના શોખીન સમુદાયને બાદ કરીયે તો પણ બહિષ્કારની હાકલની કુમકે ચડે એવી વ્યક્તિઓની સંખ્યા અલ્પ છે.

રાજકારણનો સામાન્ય અભ્યાસ પણ શીખવે છે કે દરેક સરકારતંત્ર પોતાને સહાય આપનારો એક વર્ગ ઉભો કરે છે. આ તેનું સામાજીક આધારબિંદુ કહેવાય છે. (Social Basis) તેવી જ રીતે ઇંગ્લેંડે પણ હિંદમાં એક વર્ગ એવો ઉભો કર્યો છે કે તેનાં હિત અને વિકાસ ઇંગ્લાંડના આર્થિક અધિકાર ઉપર અવલંબે છે. સમગ્ર મુડીવાદી સંપ્રદાય એ અત્યારે બ્રિટિશ સામ્રાજ્યવાદનું સામાજીક આધારબિંદુ છે. જાગીરદારશાહી પણ બ્રિટિશ સામ્રાજ્યવાદની સોડ સેવવામાં સાર્થકતા સમજે છે. આમ આ બે મહાન વિભાગ તો બ્રિટિશ સામ્રાજ્યની પડખે ઉભા રહેવામાં સાર્થકતા સમજે છે. આ દ્રષ્ટિએ તેઓ બ્રિટિશ માલના બહિષ્કારની ચળવળને સાથ આપે એ અશક્ય છે.

હવે બાકી રહ્યા બે મહાન વર્ગ. મધ્યમવર્ગ અને આમવર્ગ. આ બે કચડાતા વર્ગમાં આમવર્ગના પ્રશ્નને પહેલો છણીશું. એ તો હવે ડીમડીમ વગાડીને જાહેર કરવામાં આવ્યું છે કે હિંદનો આમવર્ગ બે આના જેટલું જ આર્થિક ધન દી આયમે દેખે છે. સારો દીવસ શ્રમ કરવા છતાં પણ તેઓ અત્યારે એટલાં તો ગરીબ છે કે તેઓ પુરતું ભોજન પણ પામી સકતાં નથી. ત્યારે કપડાની તો શું વાત જ કરવી ?

આવો ગરીબ વર્ગ બજારમાં જે કાપડ સસ્તું અને સારૂં મળશે તે જરૂર ખરીદશે. કારણ કે તેનો પ્રશ્ન **'ઓછામાં ઓછા પૈસા વડે વધુમાં વધુ કાપડ'** કેમ લેવું તે હોય છે. આ વૃત્તિ તેને ઉંડી ઉતારવી પડે છે. પાસે પડેલા થોડા પૈસામાંથી જ્યારે કાપડ લેવાનો પ્રસંગ ઉભો થાય ત્યારે સસ્તા અને સારા કાપડ તરફ જ આપણી આંખ ઠરે છે. સ્વાનુભવના આ અક્ષરો છે. જેઓ પ્રમાણિક છે તેઓ તે કબુલ કરશે.

વેપારી બજારમાં જે કાપડ સસ્તુ વેચાય તે જ આમવર્ગ ઉપાડશે એ નિયમ કંઇ કોઇ નથી જાણતું તેમ નથી. અર્થશાસ્ત્રના આ લોખંડી કાનુનની પ્રત્યેકને ખબર છે. મુડીવાદી આર્થિક પધ્ધતિ તેના ઉપર ઉભી થઇ છે. અને મુડીવાદી સમાજરચનાની ઉંડે ઉતરેલો આ કાળો કાનુન છે.

ત્યારે જ્યાં સુધી બ્રિટિશ માલના સ્થાને અન્ય વસ્તુઓ સોંઘી વેચવી અશક્ય હોય ત્યાં સુધી આમવર્ગ આ મરજીયાત નૈતીક બંધન પાળે તે અશકય છે. મહાસભા પણ આ વસ્તુ કબુલ કરે છે અને તેથી તો તેઓ પીકેટીંગની પવૃત્તિ કરે છે. સ્ત્રી સમુદાયને દુકાન સમક્ષ સમજાવવા ઉભાં રાખીને વાપરનાર સમુહને 'શરમાવવાનો' યત્ન કરવાના અખતરાઓ આપમેળે સબીત કરે છે કે કોઇ પણ પ્રકારના સીધા કે આડકતરાં દબાણ વગર બહિષ્કાર પવૃત્તિ જરા પણ ચાલી શકે તેમ નથી. આ સત્ય તો હવે પ્રત્યેક વ્યક્તિ સ્વિકારે છે અને તેથી તેની સામે આંખમીંચામણા કરવામાં આપણે માત્ર આત્મવંચના જ કરી રહ્યા છીયે.

ત્યારે રહ્યા માત્ર મધ્યમવર્ગના કેટલાક માનવો. સ્વદેશપ્રીતિ માટે પસંદગી કરવાના પ્રશ્ન ઉપર આ વર્ગ જરૂર જોરદાર રીતે બાંગ મારી શકે છે. અનુભવનો ઇતિહાસ શીખવે છે કે આ પ્રવૃત્તિ માત્ર મધ્યમવર્ગના માનવોમાં જ પ્રસરી છે. એટલું જ નહીં પણ આધુનિક પ્રવૃત્તિનો

ઇતિહાસ પણ એક જ સૂત્ર ઉચ્ચારે છે કે બહિષ્કાર પ્રવૃત્તિ મધ્યમ વર્ગના માનવ સમુહમાં જ અતિ પ્રિય થઇ પડી છે. આ વર્ગ પાસે સારી શી સંપત્તિ છે. અને તેથી જ તેઓને સ્વદેશી અને વિદેશી વચ્ચે ભેદ પાડીને પસંદગીનો હક્ક વાપરવાને માટે તેઓ તૈયાર રહી શકે છે.

આમ બહિષ્કારપ્રવૃત્તિને જોર આપી શકે, અપનાવી શકે, તેને અમલમાં મુકી શકે એવી માનવસમુહની સંખ્યા અલ્પ છે. તેનું સામાજીક આધારબિંદુ (Social Basis) એટલું તો સાંકડું છે કે આવી પ્રવૃત્તિથી સામ્રાજ્યવાદ ઉખડી પડે તે સાવ અશક્ય છે.

[૪]

**પ**ણ એથી પણ એક બીજું મહાન કારણ તો બ્રિટિશ મુડીનું આ પ્રદેશમાં રોકાણ છે. લગભગ ૧૦૦૦,૦૦૦૦૦૦ પાઉન્ડની રકમ હિંદના ઉદ્યોગોમાં રોકાઇ છે. પ્રખ્યાત અર્થવિશારદ કે. ટી. શાહના અંદાજ પ્રમાણે હિંદના ઔદ્યોગિક ધનના ૮૫ ટકા જેટલું ધન વિદેશના ધનિકોની સંપત્તિ છે. આ આંકડાઓનો ઇતિહાસ નાગું સત્ય શીખવે છે કે બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો એ ખુલ્લો દંભ છે. કારણ કે સ્વદેશી તરીકે ખપતી મુડી ઘણે ભાગે પરદેશી સંપત્તિ હોય છે. આ જોતાં બ્રિટિશ માલ અને સ્વદેશી માલ હવે અરસપરસ એટલો તો વણાઇ ગયો છે કે બ્રિટિશ માલનો બહિષ્કાર કરીને ઇંગ્લાંડને આર્થિક નૂકસાન પહોંચાડવાનો અખતરો તદ્દન નિરાશાજનક અને રાજકિય દ્રષ્ટિએ અર્થશૂન્ય છે.



જર્મનીના ઔદ્યોગિકપ્રદેશમાં ઉજવાતા 'પહેલી મે'ના મહોત્સવની કહાણી

# અમ્મા

: લેખક :

શ્રી. બકુલેશ

જર્મનીના રૂહર પ્રગણાના એક ન્હાના શહેરમાં મંજદુરોના મહોલ્લામાં આવેલી કાળની કોટડીઓના જુથ્થમાં ચાર કાળી દીવાલો વચ્ચે ગ્લુકસમાન રહેતો હતો. જ્યાં હમેશા એક જાતની સનાતન કાળી રોશની ફેલાઇ રહેતી હતી એવી એની કોટડીમાં એક ખુણે એની બુઝર્ગ અમ્મા ત્હેને માટે માટીના વાસણમાં ખાણું પકાવતી: ત્યાં ઉજાસ, હવા અને સ્વચ્છતા નાજ આવી શકે એવી રીતે સમાજરચનાએ ખાસ બંદોબસ્ત કર્યો હોયને એમ લાગતું. ગ્લુકસમાન રૂહરની એક મીલમાં મજદૂર તરિકે કામ કરતો હતો.

ગ્લુકસમાન મજદૂર બિરાદર હતો. ભયંકર આવાઝ કરતાં મ્હોટાં મ્હોટાં પોલાદી મશીનો સાથે એ બિરાદરી સાધવા પ્રયત્ન કરતો. આસ્માનના તારા જેવી એની મીલમાં જ બળતી અસંખ્ય ચીરાગોની ઝાંખી રોશનીમાં એને મીલમાં રાતપાળી અને દિવસપાળી કામ કરી પોતાના શરીર પરથી પરસેવો પાડવાની ટેવ હતી.

તે દિવસ કૈં ઔર કિસમનો હતો. સારાય શહેરના મજદૂર બિરાદરોએ બડા બડા પગાર ખાનાર મીલના હોદ્દેદારોનો તથા મ્હોટા મ્હોટા માલેતુજાર શેઠ શાહુકારોનો સામનો કરવાની બડી મીજલસ ભરી હતી.

તેમાં ગ્લુકસમાન પણ શામેલ હતો. શ્રમજીવી બિરાદરોનું જબરજસ્ત સરઘસ કહાડવાની એક તરકીબ તેણે આગળથીજ પોતાના મજદૂર બિરાદરોના મંડળ સમક્ષ રજુ કરી હતી. એને માલુમ હતું કે સારાયે બાર માસમાં એક દિન એવો આવે છે કે જે દિને સારી આલમની મજદૂરની તાકાત સંગઠનના સ્વરૂપો લઇ પોતાના જીગરનાં પ્રદર્શન કરવા બહાર પડે છે.. મુડીમંડિત શેઠીઆઓ જેઓ મંનિવરકત પીને પોતાની પ્રગતિને પોષી રહ્યા છે એમને બતાવી આપવું કે એ બધું હવે થોડાક દિવસ માટેજ છે અને સારી આલમમાં શ્રમજીવી બિરાદરોનો જ વિજય છે, એ એના મનની એક મુરાદ હતી.

"ગ્લુકસ! બેટા!" ત્હેની વૃદ્ધ અમ્માએ એના બેટાની આંખો તરફ તાકીને જોતાં પુછ્યું, "તું હવે શું કરવાનો વિચાર કરી રહ્યો છે?"

શોષાયલા રક્તહીન ગળામાં પુરતું બળ ન્હોતું, પણ એ ગળામાંથી 'નથી આવાઝ'ની ભાવનાનો એક જોરદાર પડઘો હતો.

"અમ્મા! સામના શિવાય આપણા મજદૂરોને ઔર શું હોય?" ઝુકસમાને સળગતા અંગારની મિસાલ ધૂંધવાઇ જતાં કહ્યું.

"પણ બેટા! ત્હમારા આગળ તાકાત છે–શરીરની. પણ ધનવાન લોકો ત્હમારી એ તાકાત ખરીદી લેશે તો?........."
ઝુકસમાનની અમ્મા એક વૃધ્ધા હતી: ત્હેણે આ દુનિયાના સુખદુઃખના વાયરા સહન કર્યાં હતા: ત્હેણે જીવનની કડવી મીઠી દીઠી હતી: ત્હેણે આલમના અવનવા રંગો જોયા હતા.

"મજદૂરોમાં જોરમંદ જાગૃતિ આવી છે! અમ્મા! ધનવાન લોકો અમારા કામદારોના હૈયાં ખરીદી નહિ શકે, બા!" બેટાએ જવાબ વાળ્યો.

"ત્યારે?" ઇન્તેજારીથી અમ્માએ સવાલ કર્યો.

"પહેલી તારીખ..."

"હેં?..."

"મે મહિનાની પહેલી તારીખ: અમારા મજદૂરોના મંડળના વડા મંત્રીએ એવો ઠરાવ કર્યો છે કે તે દિવસ એક જબરજસ્ત સરઘસ કહાડવું."

"પણ ભાઇ, ત્હારામાં આ બધું ક્યાંથી આવ્યું? પહેલાં તો આ બધું ત્હને સ્વપ્નામાં યે દેખાતું ન હતું. આજે શું ત્હારી માફક બધા મજદૂરોના દિલમાં આવી અંગાર સળગી રહી છે?" અમ્માએ કુતુહલતાથી પુછ્યું

"હા; અમ્મા! આજે દરેક મજદૂરના હૈયે હોળી સળગે છે. અમ્હારી મીલનાં માલેકો, બડા બડા શેઠીઆઓ પોતાના શોખની ખાતર હજારોનો ધુમાડો કરી નાખે છે જ્યારે ત્હને કે મ્હારા જેવા મજદૂરને ખાવાના સાંસાં પડે છે, એ કેવી રીતે સહ્યું જાય?"

"બેટા! તું સરઘસને મોખરે રહીશ તો......" અમ્માએ થરથરતા આવાઝે પુછ્યું.

"...તો શું? ફત્તેહ અમ્હારી છે. બધાય કામદાર બિરાદરોની ફત્તેહ એટલે મ્હારા જીવનનો આનંદ!" ઝુકસે ઉત્સાહભર્યા આવાઝમાં જવાબ વાળ્યો.

## [૨]

આજ દિવસની સ્હાંજ હતી. મીલના મજદૂરોએ સખ્ત હડતાળ પાડી હતી. શ્રમજીવી બિરાદરોના ટોળે ટોળાં શહેરના વિશાળ પથ ઉપર નઝરે પડતા હતા.

આકાશમાં લોહીના રંગની ટશરો ફૂટી હતી. જાણે એ જ મજુરો અને શ્રમજીવીઓના દળનો એક અપુર્વ અને મહાન જયધ્વજ હોયને એવી રીતે રાતા રંગના આસ્માનમાં અપુર્વ ઝંડો ફરફરી રહ્યો હતો.

અને તે જ વેળા એક અંધારી ચાલીમાં આવેલી ઓરડીના ઉંબરામાં અમ્મા બેઠી હતી: ત્હેને વિચાર આવતા હતા.

"ઝુકસ આવ્યો નહિ!"

"થાલ! કંઈ ખબર?" ત્હેણે એક પડોશીને પુછ્યું.

"હડતાળ........"

"ઝુકસ આવ્યો?"

"હજી દેખાયો નથી..."

"કંઈ ખબર?"

"ખાસ કૈં સાંભળ્યું નથી."

"ધીંગાણું થયું છે?"

"કોણ જાણે?"

પણ એટલીવારમાં એ અંધારાઘેર્યાં વાતાવરણમાં બીડી પીતો, કાળાં અને મેલાં અને અર્ધફાટેલાં પણ સારી રીતે પહેરેલા કપડાવાળો રૃષ્ટપુષ્ટ કાયાનો, પણ જેને જમાનાનો કાળ ભરખી લેવા માગતો હોય એવા મ્હેરાવાળો જુવાન જર્મન કામદાર ત્યાં આવ્યો.

અમ્માએ તે તરફ નજર ફેરવી. એના મ્હેરા ઉપર પ્રફુલ્લતા આવી અને ચાલી ગઇ. મજદૂરની એ ચાલીના ખુણામાં તમરાં બોલતાં હતાં.

"બેટા ગ્રુકસમાન! આવ્યો!...શું ખબર?"

"બધું નક્કી છે..." ગ્રુકસમાને જવાબ વાળ્યો.

"તારીખ પહેલી કયારે છે?"

"આવતી કાલે જ."

"તું તો જવાનો ને?..."

"હા; અમ્મા! હું તો સરઘસને મોખરે ચાલીશ. મજદૂરના પ્રાણ જેવો લાલ ઝંડો મ્હારા હાથમાં હશે!"

"પણ તું પકડાઇશ તો?"

'તો ડરવાનું શું છે?"

અમ્માની ઉંડી આંખોને ખુણે આંસુ ભરાઇ આવ્યાં. સુકાઇ ગયેલા વૃદ્ધ મ્હેરામાં કરૂણાનાં ઘેરાં પ્રતિબિમ્બો ચમકતાં હતાં. એ મ્હેરા ઉપરની ખાસ શીક્કાશ એની વિશિષ્ટતા હોય એમ લાગતું.

ગ્રુકસમાને અમ્માનો હાથ પોતાના હાથમાં લીધો. એ ચેતનાભર્યો હતો—પણ... ત્હેને પંપાળતાં ગ્રુકસે કહ્યું,

"અમ્મા! મ્હારી અમ્મા!"

અમ્માથી કશું ય બોલી શકાયું નહિ. એના હૃદયમાં કૈં પીગળતું હોય એમ ત્હેને લાગ્યું.

"અમ્મા, મ્હારે એ કામ તો જરૂર કરવું જ પડશે. મ્હેં ત્હને બધી વાત ગઇ કાલે સ્હમજાવી છે ને? એમાં જ મજદૂરની આઝાદી સમાઇ છે." ગ્રુકસે ધીરે પણ દૃઢ આવાજે કહ્યું, "બા! ત્હારા મ્હોં ઉપર કચવાટ શા માટે છે? આપણા જર્મનોની અમ્માઓ તો પોતાના હક્કને માટે પોતાના દીકરાને કાળના મ્હોંમાં નાખી દેતી, એ વાત તો ત્હેં જ મ્હને ન્હાનપણમાં નથી શીખવી શું?"

અમ્માની આંખમાંથી આંસુ વહેતાં અટકી ગયાં હતાં. એ એના દીકરાથી આંસુ છુપાવવા માગતી હતી. તે દૂર ચાલી ગઇ હૃદયનો ભાર હલકો કરી આવી.

"બેટા! મ્હને દુઃખ નથી થતું. પણ એટલું જ લાગે છે કે આ લાખોની મેદનીમાં તું હતો ન હતો થઇ જઇશ. પોલીસ ત્હારી ઉપર લાઠી ચલાવશે...... અને......"

અમ્માની શીક્કા ચમકાર મારતી આંખોએ ગ્રુકસના હૃદયમાં સોંસરૂં જોયું.

"અમ્મા! ત્હારી વાત ઠીક છે. એ લાઠી વડે જ શ્રમજીવીઓ આઝાદ થશે..."

અમ્માએ આંખમાંથી આંસુ લુછી નાખ્યાં. ત્હેણે કહ્યું, "કોણ જાણે સ્ત્રી લોકોને રડવાનું ગમે છે. જ્યારે દુઃખ આવે ત્યારે પણ રડે છે: સુખ વખતે પણ રડે છે!"

"બેટા, ભલે તું મોખરે રહેજે."

"ભાઇ! આજે કઇ તારીખ?"

"શામ! આજે શું પહેલી તારીખ છે?"

"મેક્સ! આજે કે સરઘસ નીકળવાનું છે?"

"બિરાદરો! આજે આપણે સાથે જ રહીશું!"

"થાલમાન! આજે મેની પહેલી તારીખ!"

"મજદૂરોની પુરબહારમાં ફત્તેહ છે..."

"સ્માઇલ્સ! આમીન કહે!...આજના દિનથી મજદૂરોની આવતી કાલો ખુશહાલ બનશે!"

"બિરાદર! આમીન!"

મજદૂરોની ચાલીઓમાં, કાળાં કાળાં ઘોર રહેઠાણોની અંદર આવી વાતો થતી હતી. મજદૂરોની મહેફીલો જામતી.

આજે 'પહેલી મે' હતી.

બહારના મ્હોટા ચોગાનમાં હજારો મજદૂર બિરાદરો જમા થઇ ગયા.

લોકોમાં ખુબ ધૂમ મચી રહી હતી. મજદૂરોના ટોળામાં ઉશ્કેરાટ ફેલાયો હતો. ચોતરફ. અંગાર સળગતો હોયને અને રીફ પવનની જ રાહ જોતો હોયને એવી રીતે વાતાવરણ સળગી રહ્યું હતું.

ગ્લુકસમાન એ ટોળામાં આગળ પડતો ભાગ લેતો હતો. એક મ્હોટા પડી ગયેલા મકાનના પત્થર પર ચ્હડી એણે મ્હોટા આવાજે કહેવા માંડયું.

"બિરાદરો! પહેલાં બોલો કે આપણે જ આ જબરજસ્ત બિલ્ડીંગો, આરામ કરવાની ઇમારતો તૈયાર કરી છે. એના આપણે પોતે જ માલેકો છીએ પણ આપણને એ વાપરવાનો જરાયે હક્ક નથી. શા માટે નથી? હવે એ વખત આવી પહોંચ્યો છે. ઘોર અંધારા જેવું, મીલની ચીમનીના કાળા ધૂમાડા જેવું આપણું જીવન આપણને ત્હેનો સામનો કરવા પડકાર નથી કરતું શું?"

એની વાણીમાં તેજની ઝલક હતી આવેશભર્યો ઉત્સાહ હતો સળગતા અંગારની ચીંગારી હતી.

"બિરાદરો! આપણે માણસો છીએ? આપણા સારૂ ન્યાય નથી."

લોકોના ટોળામાં ભારે ઉશ્કેરાહટ ફેલાતી હતી. હાહાકારના ગંજાવર આવાઝમાંથી ગ્લુકસમાનનું સ્વાગત થઇ રહ્યું હતું.

"આપણો એ જ નિશ્ચય કે આપણો 'લાલ ઝંડો'–આપણી મજદૂરોની આઝાદીનો ઝંડો આજે હાથમાં લીધો છે." ત્હેણે પોતાના હાથમાં રહેલો એક મ્હોટો ઝંડો આકાશમાં ઉંચે ફરકાવ્યો. ટોળામાં મજદૂર આદમીઓ પણ હતા અને ઔરતો પણ હતી. ટોળામાંથી ગ્લુકસમાનની અમ્મા એને શોધતી શોધતી એની પાસે આવી હતી. ઝંડાના બાંબુને ઘણા મજદૂરોએ હાથ લગાડયો હતો તેમાં અમ્મા પણ હતી.

"મજદૂર ઝિન્દાબાદ!" ગ્લુકસે ગર્જના કરીને બૂમ મારી. હજારો શ્રમજીવીઓએ આવાઝ ઝીલી લીધો: વિશાળ માનવમેદનીમાં એ આવાઝ ગુંજી રહ્યો.

"આપણા મજદૂર બિરાદરોનો ઝંડો ઝિન્દાબાદ!"

ફરી એકવાર વાતાવરણ ગરમાગરમ બની ગયું.

"સારી આલમના મજદૂરો ઝિન્દાબાદ!"

"સારી આલમના મજદૂરો એકત્ર થાવ!"

મજદૂરોની એ સભામાં વ્યવસ્થા ન્હોતી. છતાંયે એક પ્રકારની કુદરતી વ્યવસ્થા સ્થપાઇ ગઇ હતી. મજદૂરોએ ગ્લુકસમાનના અવાજને ઝીલ્યો હતો; તેમની આંખોમાંથી આવેશના તણખા ઝરતા હતા.

"શેઠીઆઓ! હવે સાવધ રહેજો!"

"એ મીજાજ! એ રૂવાબ! એ મીજાદરાજી!"

"હવે તો મજદૂરોનું રાજ્ય થશે!"

"મજદૂર ઝિંદાબાદ!"

વાતાવરણ સળગી રહ્યું હતું. મજદૂર બિરાદરો અંદર અંદર આવી વાતો કરી રહ્યા હતા.

પણ એટલીવારમાં,

"ઓહ! પોલીસ......"

"પોલીસ આવી!"

એક ન્હાનકડી ગલીમાંથી પોલીસની એક ટુકડી ત્યાં આવી પહોંચી.

પોલીસના વડાએ બૂમ મારી,

"વિખરી જાવ ..."

"આ બધી ધમાલ શાની છે?"

"ચ...લા...વ... અહીંથી ચાલ્યા જાવ!"

લોકોને એની દરકાર ન્હોતી. પોલીસની ટુકડી પાસે લાકીઓ હતી. પોલીસના વડા આગળ રીવોલ્વર હતી.

ગ્લુકસમાન ફરી બોલ્યો,

"પ્યારા બિરાદરો! આપણો નિશ્ચય અડગ છે. 'મજદૂર ઝંડા ઝિન્દાબાદ'..."

માનવ મેદની ગર્જી ઉઠી,

"ઝંડા ઝિન્દાબાદ!"

"મજદૂર ઝિન્દાબાદ!"

"મજદૂર ઝિન્દાબાદ!"

વાતાવરણમાં અવાજનો ગજબ રણકો પથરાઇ રહ્યો.

પણ એટલામાં તો ત્યાં વૃદ્ધ અમ્મા આગળ ધસી આવી. ત્હેની આંખમાં આંસુ હતાં. એના પગ ધ્રુજી રહ્યા હતા. ત્હેણે થડકતે હૈયે, થડકતે હાથે ગ્લુકસનો હાથ પકડી લીધો. દિલને દૃઢ કરી ત્હેણે પોતાના બુઢ્ઢા ગળામાંથી બૂમ મારી:

"છોકરાઓ! જુવાનિયાંઓ! પોલીસ ભલે આવી. ત્હમે અડગ રહેશો..."

અમ્માનો અવાજ ફાટી ગયો. ગ્લુકસના હૃદયમાં એવડો ઉત્સાહ ધસી રહ્યો હતો:

"બિરાદરો! પ્યારા ભાઇઓ! હટશો મા! આપણે હજી સરઘસ કહાડવું છે! આપણા માર્ગમાં અનેક મુશ્કેલીઓ નડશે. પણ પછી આપણા મજદૂરોની આઝાદીનો આફતાબ ઉગશે. આ મીલની ચીમનીઓમાંથી જે ધૂમાડા નીકળે છે એ આપણા લોકોની ઉત્સાહશક્તિના ધૂમાડા છે. આપણું જીવન આ મીલના માલેકો ધૂમાડા માફક બનાવી નાખે છે."

ક્ષણ પર્યન્ત તે વિશાળ મજદૂર સમુદાયને જોઇ રહ્યો અને પછી ત્હેણે જોરથી બૂમ મારી.

"પહેલી મે ઝિન્દાબાદ!"

વાતાવરણમાં ધૂમ મચી ગઇ. "પહેલી મે ઝિન્દાબાદ!"

ગ્લુકસે ઝંડો ફરકાવ્યો. માનવમેદનીમાં ગણગણાટ ચાલુજ હતો.

લોકો સરઘસના આકારમાં એ ઝંડા તરફ આગળ વધતા હતા.

લોકો ગીતો ગાતા હતા. જયનાદ પોકારતા હતાં. પુરાણી સંસ્કૃતિના નિર્માલ્ય અને પોચાં ગીતો ત્યાં ન્હોતાં સંભળાતાં.

અંધકારમાં નિર્જન પથ પર દુઃખના અસહ્ય બોજાથી દબાયેલા, ક્ષુધાને લીધે લથડીયાં ખાતાં ક્ષુધાર્તો, બ્હીકથી જેનાં

ચ્હેરા લેવાઇ ગયા હોય એવાઓ, સત્તાધીશ અમલદારના ગરમ મીજાજના ગંદા આવાઝો સાંભળી ભયભિત બનેલા લોકોમાં આજ જાગૃતિ આવી હતી.

"પોલીસ!"

"પોલીસ આવી! ભાઇ!"

"બાબા! સમાલના! પુલીસ આઇ!"

"ઓહ! આ મ્હોટો સાર્જન્ટ પણ આવી ગયો."

"અરે! પોલીસો..."

"જોયું ને? એ લોકો આપણને ધમકી આપી રહ્યા છે."

ટોળામાં ફરી આવાઝનો ગડબડાટ શરૂ થયો; પાછળથી પોલીસનો આવાઝ આવ્યો,

"વિખરી જાવ!"

લોકોમાં ગંભીર કોલાહલ થયો. પણ એટલી વારમાં ગ્લુકસમાને ગર્જના કરી.

"ચાલો, આગળ વધો......"

"મજદૂર ઝિન્દાબાદ!"

લોકો સરઘસના આકારમાં ઘેરાયાં.

"આગળ વધો!"

"આગળ વધો!"

અને તેઓ આગળ ચાલ્યા. વાતાવરણ ગંભીર થતું હતું. કોલાહલ તેટલો જ હતો. 'ઝંડો' ફરફરાટ કરતો હવામાં ઉડી રહ્યો હતો.

જે રસ્તા ઉપરથી સરઘસ નીકળવાનું હતું તે રસ્તો પોલીસોએ રોકી લીધો હતો.

આગળ વધતા મજદૂર સમુદાયને જોઇ પોલીસ ઓફીસરે બૂમ મારી:

"વિખરી જાવ......આગળ વધવાની મનાઇ છે!"

ગ્લુકસમાન સૌથી મોખરે ચાલતો હતો. એના હાથમાં 'ઝંડા'ની દાંડી હતી.

"ત્હેની પાસેથી ઝંડો લઇ લ્યો! પકડો..." પોલીસના વડાએ હુકમ આપ્યો.

ત્રણેક પોલીસ આગળ વધ્યા. તેઓ ઝંડાને ઝડપી લેવા ધસ્યા. પણ ગ્લુકસમાનના હાથમાંથી ખેંચવાની કોશીષ કરતાં ત્હેણે બૂમ મારી,

"મુકી ધો..."

લાલ ઝંડો હવામાં ફરફરી રહ્યો હતો.

ઓફીસરે પગ ઠોકીને બૂમ મારી:

"પકડો ત્હેને!"

સીપાહીઓએ એ ઝંડો ખેંચી લેવા ગ્લુકસના હાથને મરડી નાખ્યો. ઝંડો પોલીસના હાથમાં આવ્યો. પોલીસના ટોળામાં એ અદ્રશ્ય થતો લાગ્યો.

"અમ્મા! હું જાઉં છું! અમ્મા!" એક આવાઝ આવ્યો.

[૫]

**મ**જદૂરોના વિશાળ ટોળામાં કોલાહલ મચ્યો. ચોતરફ 'હાહા'ના આવાઝ આવતા હતા. પણ ગ્લુકસ ક્યાં?

પણ એટલામાં આવાઝ આવ્યો:

"બિરાદરો! નિરાશ ના થતા!"

"મજદૂર ઝિન્દાબાદ!"

ઓટલા ઉપર ઉભી થતી વૃદ્ધ અમ્માએ ત્હેના એકના એક બેટા ગ્લુકસમાનની ક્રાન્તિની ક્રાન્તિથી ઝળકતો ચ્હેરો જોયો. તે બોલી ઉઠી:

"ભાઇઓ!" લોકોએ અમ્માની સ્હામું પ્રેમ, આદર અને માનથી જોયું, "ભાઇઓ! 'મજદૂરોનો ઝંડો' અમર રહેશે. મોખરે આવો. તે કેટલાને પકડશે?" અને તે વૃદ્ધ અમ્માએ પોતાની લાલ બ્લાઉઝના એક ભાગને ચીરીને, એક લાકડીના છેડા

ઉપર 'લાલ ટુકડા'ને બાંધ્યો અને હવામાં ફરી એ 'ઝંડો' ફરફરાવ્યો :

"મજદૂર ઝિન્દાબાદ !"

સારીયે મજદૂર મેદનીએ બૂમ મારી:

"મજદૂર ઝિન્દાબાદ !"

ઘણા જવાનો મોખરે આવવા લાગ્યા. 'અમ્મા ! એ ઝંડો મ્હને આપો !" ના પોકાર થયા.

"વાહ ! અમ્મા તો કમાલ કરે છે. એ બુઢ્ઢી નથી ! જવાન છે...એની આંખો-માંથી આગ ઝરે છે !"

"જૂઓને......એનો જૂસ્સો !"

ચોતરફથી અમ્માને વિષે વાતો થવા લાગી.

અમ્માએ ઝંડો ફરફરાવી બૂમ મારી :

"સારી આલમના મજદૂરો એકઠા થાવ!"

પણ એટલીવારમાં અમલદારી હુકમ થયો. એ વૃદ્ધ અમ્મા મોખરે હતી. ત્હેના ઓબ્ડ કરેલા ભુરા સફેદ વાળોને જર્મનીનો પવન હવામાં રમાડી રહ્યો હતો. શ્રમજીવીજીવ-નની એક સળગતી મશાલ જેવી એ અમ્મા અડગ, ગૌરવશીલ મુખે ખડી હતી. એ વૃદ્ધહાયમાં વાવટો હતો.

"એ ઝુંટવી લ્યો !"

અમ્માએ એનો સામનો કર્યો.

"અરે ! વિખરી જાવ !" પોલીસ અમ-લદારે બૂમ મારી.

મજદૂરો હઠયા નહિ.

"વિખરી જાવ ! નહિતર.........!"

"બુઢ્ઢી...ઝંડો લાવ!..." ઝંડો અડગ ઉડી રહ્યો.

અને એક ફટકો અમ્મા ઉપર પડયો. અમ્મા એકદમ જમીન ઉપર પડે તે પહેલાં પાસેના મજદૂરે ત્હેને ઝીલી લીધી.

મજદૂરોનું ટોળું ઉશ્કેરાયલું. પોલી-સના ટોળા તરફ ધસ્યું.

"અમ્મા !..."

"અમ્મા !..."

* * *

એ મ્હોટા રસ્તાના ખુણામાં વર્તમાન પત્રનો એક જર્મન જુવાન રીપોર્ટર આ બનાવની નોંધ લેતો હતો.

—ખતમ—

મુળ લેખક:—મેકસીમ ગોર્કી )

# દમનનીતિ — અને સરકાર તંત્રના—

છેલ્લા છ માસમાં સરકારતંત્રે શરૂ કરેલી ઉગ્ર દમનનીતિ સામે મહાસભાએ કરેલા સામનાનું એક ઉડતું અવલોકન.

: લેખક :

મહાસભા અને સરકાર વચ્ચે રાજકિય અથડામણ શરૂ થયે, આ અહિંસક 'સંગ્રામ'ના મંડાણ થયે લગભગ અર્ધું વર્ષ તો વીતી ગયું છે : તેમ જ કડક મનાતા વટહુકમ—ઓર્ડીનન્સોની કાયદેસર અમલની અવધ પણ આવી પહોંચી છે. સામાન્ય ક્રમ પ્રમાણે જુલાઇ માસના પહેલા સપ્તાહમાં જ લગભગ બાર જેટલા ઓર્ડીનન્સો તો આપમેળે અદૃશ્ય થાય છે. આ ૭ માસ દરમીયાન વડી ધારાસભાની એક બેઠક પણ પુરી થઇ ગઇ છે. અને આ બેઠકમાં આ ઓર્ડીનન્સોને કાયદાનું કાયમી સ્વરૂપ આપવાનો સરકારે યત્ન નથી કર્યો. એ વસ્તુ બતાવી આપે છે કે સરકારે આ ઓર્ડીનન્સો પુરા થયા પછી શું કરવું એ વિષે બહુ વિચાર નથી કર્યો.

આ ૭ માસના ટુંકા કાળમાં સરકારે ચલાવેલી દમનનીતિને આધારે લગભગ ૬૦૦૦૦ જેટલી વ્યક્તિઓ કારાગૃહની કારમી દીવાલો પાછળ પુરાયેલી છે. અનેક વ્યક્તિઓ બબ્બે વર્ષની સજા પામીને જેલમાં જીવન ગુજારી રહી છે. એટલું જ નહિં પણ મહાસભાએ ગુપ્ત રીતે તેની ચળવળને આગળ ધપાવવા યત્ન કર્યો છે. બારડોલી, બોરસદ, અને યુકતપ્રાંતમાં નાકર જંગની શરૂઆત કરવા માટે યત્ન કર્યો છે અને અત્યારે એવી પરિસ્થિતિ ઉભી થઇ છે કે જુલાઇ માસમાં સરકારતંત્ર કઇ નીતિ અખ્ત્યાર કરશે તે માટે અનેક અટકળો ખુલ્લી ચર્ચાઇ રહી છે. કેટલાક રાષ્ટ્રવાદી વર્તમાનપત્રોએ સરકારતંત્રને સમાધાનનો માર્ગ લેવાને માટે કેટલીય વાર સીધી સુચનાઓ કરી છે.

આવા વાતાવરણમાં—રાજકિય સંગ્રામની અચોક્કસ ક્ષણોમાં દમનનીતિ અને મહાસભાની અથડામણની સમીક્ષા કરીને કેટલાંક અનુમાન પર આવવાનો આ યત્ન આશા છે કે અસ્થાને નહીં મનાય.

# ને——મહાસભા

## - અંતિમ પગલાં

**લેખક કહે છે કે દમનનીતિએ રાજકીય પ્રગતિ અટકાવી છે. પણ એથી તો મહાસભાના કાર્યક્રમ ઉપર શહાદતની ભાવના વીંટળાઈ છે અને નૈતિક દ્રષ્ટિએ મહાસભાએ ઘણું મેળવ્યું છે.**

શ્રી અભ્યાસી

[૨]

પ્રત્યેક સરકારતંત્ર જ્યારે જ્યારે પોતાના વિરોધીઓને ચળવળ કરતાં જુવે છે ત્યારે દમનનીતિનું આખરી આયુધ ઉગામે છે. પ્રત્યેક સરકારતંત્રની પ્રાથમિક ફરજ સ્વરક્ષામાં સમાઇ જાય છે. અને સ્વરક્ષણના દ્રષ્ટિબિંદુએ, કત્લ, ગોળીબાર, કેદખાના એ સર્વ વ્યાજબી ઠરી શકે છે. સારી આલમના સરકારતંત્રોએ વિપ્લવી વાતાવરણમાં પોતાના વિરોધીઓ ઉપર ગોળીઓ છોડી છે, આકાશેથી બોંબ વર્ષાવ્યા છે, અને અનેક બુદ્ધિમાન મનાતા માનવોને દેશવટો દીધો છે.

અસામાન્ય સમયને વેગળો કરીયે તો સામાન્ય સમયમાં પણ સરકારતંત્ર તેના વિરોધીઓ ઉપર ચાંપતી નજર રાખે છે. પ્રથમ તો સામાન્ય કાયદામાં પણ રાજદ્રોહની સુંદર કલમ માત્ર સ્વરક્ષણના દ્રષ્ટિબિંદુએ જ યોજાયેલી છે. સામાન્ય સમયમાં પણ સરકારતંત્ર સામે કોઇ બંધારણીય પગલું ભરે તો પણ તેને અનેક પ્રકારે ત્રાસ આપવાનાં અખતરા કંઇ પ્રજાથી અજાણ્યા નથી. આપણે રાજકિય વિજ્ઞાનનું પ્રથમ સુત્ર યાદ રાખીયે કે પ્રત્યેક સરકારતંત્ર—પછી તે મુડીવાદીઓનું હો કે કામદારોનું હો, પણ પોતાના વિરોધીઓ સામે દમનનીતિ એકધારી, સતત અને અચળ ચલાવ્યાજ જાય છે. માત્ર ફરક એટલો છે કે મુડીવાદી રાજ્યો પ્રજાની વધુમતીની રાજકિય જાગૃતિ સામે દમનનીતિ ચલાવે છે ત્યારે કામદારોના શાસનમાં વધુમતી પરજીવી લુંટારૂ મુડીવાદી તત્વો સામે એકધારી મક્કમ વલણ લે છે. આમ સામાન્ય સમયમાં પણ દમનનીતિ તો ચાલુ જ હોય છે. માત્ર તેનો

વેગ ધીમો હોય છે. એક યુરોપના પ્રસિદ્ધ લેખકે લખ્યું છે કેઃ–

> 'સ્વાધીનતાનો સંગ્રામ સદાય, સતત, અને અણઅટકયો સંગ્રામ છે. આજે પણ તે આપણા સમાજની અંદર ચાલી રહ્યો છે. જેમ જેમ આ સંગ્રામનો વેગ વધતો જાય છે, જેમ જેમ તેનું બળ વધતું જાય છે. તેમ તેમ તેને તોડી પાડવાના આતતાયીઓના યત્નો પણ વધુ મક્કમ અને વધુ ઉગ્ર બનતા જાય છે.'

કેટલાક ગાંડાઓ કહે છે કે 'દમનનીતિથી લોકવર્ગની લડવાની તમન્ના વધે છે.' માત્ર મુર્ખાઓજ આ સિદ્ધાંતમાં માની શકે. દમનનીતિ કદી પણ તદ્દન નિષ્ફળ નીવડતી જ નથી. દમનનીતિ હંમેશાં સ્વાધીનતાના વહેણ સામે પત્થરની દીવાલ બનીને ઉભી રહે છે. રાજકિય જાગૃતિના વહેણને તેઓ ક્ષણભર તો જરૂર સ્થંભાવી દે છે. હિંદના છેલ્લા દશ વર્ષનો ઇતિહાસ તપાસો અને ત્હમને આ સત્યની ખાત્રી થશે. ૧૯૨૯–૧૯૩૦–૧૯૩૧ ના ઇતિહાસ ઉપર નજર કરો. ગઇ લડતમાં બારડોલીમાં એક પાઇ જેટલું પણ જમીન મહેસુલ જમા નહોતું થયું. આ સંગ્રામમાં બારડોલીનું જમીન મહેસુલ લગભગ ભરાઇ ચુકયું છે. ગઇ લડતમાં લગભગ લાખ જેટલા જેલમાં ગયા હતા. આ વખતનો આંકડો સીત્તેર હજારમાં રમે છે અને છતાં કહેવું કે દમનનીતિ સફળ નથી થઇ એ માત્ર આત્મવંચના છે! જેઓને આંખે જોવા છતાં સત્ય સ્વિકારવાની હિંમત નથી તેઓ જ દમનનીતિ નિષ્ફળ નીવડી છે એમ માની શકે!

હિંદી કાયદામાં મળેલી સત્તાને આધારે વટ હુકમો બહાર પાડીને 'સરકારે વર્તમાનપત્રોની, સંસ્થાઓની, તેમજ એવી જ રાજકિય પ્રવૃત્તિની સ્વતંત્રતા તદ્દન છીનવી લીધી છે. સરકારનાં પગલાં તરફ અણગમો બતાવવાની પણ સખ્ત ના પાડવામાં આવી છે. એક જ સપાટે પીકેટીંગ અને પ્રભાતફેરીઓને બંધ કરવામાં આવી છે. કોંગ્રેસના મકાનો જપ્ત કરવામાં આવ્યાં છે. જમીન મહેસુલ નહી ભરનારા ખેડુતોના ખેતરો જપ્ત કરીને મામુલી કિંમતે વેચી નાંખવામાં આવ્યાં છે. દમનનીતિનો કોરડો ચારે બાજુએ જોરથી વિંઝાઇ રહ્યો છે. માત્ર દેખાવ કરવા માટે ૬ માસની સખ્ત શિક્ષાઓ કરવામાં આવી છે, અને પોલીસ સ્ટેશન પર હાજરી નહીં આપવાના 'નજીવા' ગુન્હાના ઓથે મહાસભાના નેતાઓને બબ્બે વર્ષની સખ્ત સજા કરવામાં આવી છે. દમનનીતિએ મહાસભાના સામાન્ય અધિવેશનને પણ અશકય બનાવ્યું છે અને બ્રિટીશ માલના બહિષ્કારની ચળવળને પણ ગેરકાયદેસર ઠરાવી છે. આમ ૧૯૩૦–૩૧ ના વર્ષોની દમનનીતિ સાથે સરખાવતાં આ ક્ષણે સરકારે વધુ ઉગ્ર નીતિ અખત્યાર કરી છે, એટલું જ નહીં પણ એક રીતે કહીયે તો સરકારે તેને 'પૂર્ણસ્વરૂપ' આપ્યું છે. કોઇ પણ પ્રકારનું કામ ચલાવ્યા શિવાય બબ્બે માસ સુધી વ્યક્તિને પોલીસ અટકમાં રાખવાની સત્તા, વર્તમાનપત્રો ઉપર આકરો અંકુશ, વ્યક્તિના વર્તન ઉપર સીધાં અને પરોક્ષ બંધનો એ સર્વ વસ્તુઓનો સરવાળો કરીયે તો આધુનિક દમનનીતિનાં પગલાં શાસકવર્ગનાં 'અંતીમ પગલાં' સમાન જ ગણી શકાય.

આ ઉગ્ર દમનનીતિ, આ અર્ધ લશ્કરી પગલાંઓ, આ પ્રચંડ આક્રમણ એક જ અનુમાન પર આવવાની ફરજ પાડે છે કે સીમલામાં વસતા સામ્રાજ્યવાદીઓએ મહાસભાના રાજકિય બળને તદ્દન નિર્મુળ કરી નાંખવાનો મનસુબો કર્યો છે. હિંદની ભૂમિ ઉપરથી મહાસભાની ચળવળને તદ્દન ઉખેડી નાંખવાનો તેઓએ નિરધાર કર્યો ન હોય તેવી મક્કમતાથી તેઓએ મહાસભાની ચળવળ સામે ઉગ્ર પગલાં લીધાં છે.

[૩]

ત્યારે સ્વાભાવિક સવાલ ઉપસ્થિત થાય છે કે શા માટે સરકારતંત્રે મહાસભા સામે આવાં ઉગ્ર પગલાં લીધાં છે? ત્યારે સ્વાભાવિક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે મહાસભાનો પ્રોગ્રામ ખરેખર એટલો બધો અસરકારક છે કે જેથી સરકારતંત્રને આવાં સખ્ત પગલાં લેવાની જરૂર પડી છે? ત્યારે એક સીધો પ્રશ્ન આપણી સમક્ષ ઉભો થાય છે કે સરકારે શા માટે આવી ઉગ્ર દમનનીતિ મહાસભાના આંદોલનો સામે ઉપાડી છે?

કારણ કે વર્તમાન પરિસ્થિતિ એવી છે કે કોઇ પણ પ્રકારની સમુહ ચળવળ પલવાર હિંદવ્યાપી બની શકે છે. ખેડુતોની તો તદ્દન ખાનાખરાબી થઇ પડી છે. કામદારો ઉપર રોજીમાં કાપ મુકવાની તૈયારીઓ શરૂ થઇ ચુકી છે. વિશ્વવ્યાપી આર્થિક મંદીના શ્રાપથી હિંદને તો ખૂબ જ સહન કરવું પડ્યું છે. આપણે જરા યાદ રાખીયે તો સમજી શકીશું કે અનાજના ભાવ બેસી જવાથી તેમ જ પ્રત્યેક વસ્તુના ભાવ નીચે ઉતરવાથી ખેડુતોને પોતાની પાસે કંઇ રહ્યું જ ન હતું. આ પરિસ્થિતિમાં ખેડુતો એટલા તો ચુસાયા હતા કે મહાસભાની પ્રવૃત્તિને જો આગળ ધપવા દેવામાં આવી હોત, તો સંભવ છે કે સમગ્ર હિંદના ખેડુતોએ ના-કર જંગની ચળવળ ઉપાડી લીધી હોત. એટલું જ નહીં પણ મહાસભાના માર્ગથી અળગા થઇને પણ ખેડુતોએ સરકારતંત્ર સામે સંગ્રામ માંડ્યો હોત. આમજનતાનો આર્થિક સંતાપ પ્રચંડ રાજકિય ચળવળમાં ન પરિણમે એ દ્રષ્ટિબિંદુએ જ મહાસભાના સંગ્રામ ઉપર સરકારતંત્રે પોતાની સખ્ત નીતિ શરૂ કરી છે.

૧૯૩૧ ની શરૂઆતમાં સંજોગો કયા હતા? વર્તુલ પરિષદના પરિણામથી સૌ કોઇ નિરાશ થયા હતા. સામ્રાજ્યવાદ કંઇ પણ ખરી સત્તા નહીં મુકી દે એ વસ્તુ પ્રત્યેકને દેખાતી હતી. લંડનમાં મળેલી નિષ્ફળતાથી મહાસભાના વર્તુલમાં એક પ્રકારની ગમગીની છવાઇ હતી.

બીજી બાજુ કથળતી જતી આર્થિક સ્થિતિએ રાજકિય ઉષ્મા જન્માવી હતી. આમવર્ગ પોતાના ઉપર ઉતરેલી કાળી આર્થિક આફત માટે સરકારતંત્રને જવાબદાર ગણી રહ્યો હતો.

અને આ સમુહ ઉપર મહાસભાનો નેતાગણ કંઇ પણ અંકુશ રાખી શકે એ અશકય હતું. આ વસ્તુની સરકારતંત્રને પણ સારી રીતે ખબર હતી.

અને આજે 'સંગ્રામ' શરૂ થયે અધુ વર્ષ તો વીતી ગયું છે. આ અડધા વર્ષનો અલ્પકાળ સમીક્ષા માટે પુરતો ન પણ ગણાય. છતાં કોંગ્રેસના કાર્યક્રમના માપથી વર્તમાન આંદોલનો ઉપર એક ઝીણી નજર નાંખીયે તો જણાશે કે યુક્ત પ્રાંતમાં ના–સાંથ સામનો લગભગ નિર્મુળ થઇ ગયો છે. બારડોલી અને બોરસદ પણ દમનનીતિના ઉગ્ર તાપ નીચે અકળાઇ રહ્યા છે. જો સરકારી આંકડાઓ સાચા હોય તો લગભગ જમીન મહેસુલ તો ઘણું જ ભરાઇ ગયું છે. આ આંકડાઓ બતાવી આપે છે કે મહાસભાના કાર્યક્રમની મુખ્ય ભુમિકા ઉપર તો સરકાર તંત્રે સફળ ઘા કર્યો છે.

પણ દમનનીતિ છતાં પણ મહાસભાની સંસ્થા પ્રત્યે, તેના કાર્યક્રમ પ્રત્યે પ્રજામાં વિશ્વાસ અચળ રહ્યો છે એમ તો સ્વિકારવું જ પડશે. અત્યારે તો આ કાર્યક્રમ ઉપર શહાદતની ભાવના વીંટળાઇ વળી છે. એટલું જ નહીં પણ મહાસભાવાદીઓના ઉજળા આત્મભોગ અને તેમણે સહન કરેલા સંકટોથી જનતા ઉપર ઉંડી અસર થઇ છે.

આમ છેલ્લા છ માસમાં મહાસભાએ નૈતિક દ્રષ્ટિએ ઘણું મેળવ્યું છે. પણ નૈતિક સહકાર આદર્શ પ્રાપ્તિ માટે કંઇ અર્થ સારી શકે તેમ નથી. કે નક્કર રાજકિય લાભ પણ મેળવી શકે તેમ નથી.

મહાસભા અને સરકારતંત્ર વચ્ચે ચાલેલી સતત અથડામણની આ ટુંકી સમીક્ષા છે. દમનનીતિથી કોઇ રાજ્યતંત્ર લાંબુ ટકી શકે તેમ નથી. આજે કે આવતી કાલે સીમલાના સત્તાધીશોને નીચે ઉતરવા શિવાય માર્ગ નથી. ત્યારે પ્રશ્ન એ રહે છે કે સીમલાનું સરકારતંત્ર પોતાની નીતિ કયારે પલટશે?

# મોરોક્કો

## કાળા માનવીની વિતકકથા

મોરોક્કો! જેની કલા હજુ પણ જગતમાં સર્વોત્તમ મનાય છે. જેની સંસ્કૃતિ હજુ પણ વિશ્વમાં અનુકરણીય મનાય છે, જે પ્રદેશની જાતિમાં આઝાદીની ધગશ હજુ પ્રજ્વળી રહી છે. તે પ્રદેશ અત્યારે ફ્રેંચ સામ્રાજ્યવાદના સંકજામાં સપડાયેલો છે. આફ્રીકાના ઉત્તરે આવેલા આ રસાળ પ્રદેશ ઉપર ફ્રેંચ અને સ્પેનના સંયુકત અધિકાર છે.

આખુંયે આફ્રીકા એક અથવા બીજી શ્વેત પ્રજાના સામ્રાજ્યવાદ નીચે શોષાઇ રહ્યું છે. ફ્રાંસ, જર્મની, ઇટાલી, સ્પેન, બેલજીયમ, અને ઇંગ્લેંડ ત્યાં શતકોથી બંદુકના બળ પર અધિકાર જમાવ્યો છે.

સામ્રાજ્યવાદે ૧૯ મી સદીના અંત ભાગમાં અને વીસમી સદીની શરૂઆતમાં આફ્રીકાના વતનીઓ ઉપર રાજકિય અને આર્થિક અધિકાર સ્થાપવામાં ખૂબ લક્ષ આપ્યું છે. પ્રત્યેક સામ્રાજ્યવાદી જાતિના કાબેલ મુત્સદીઓએ લગભગ એક જ પદ્ધતિએ કામ લીધું છે. આલમની આંખ આગળ જાપાને મંચુરીયા ઉપર આર્થિક અધિકાર જમાવ્યો છે. તે જ પ્રમાણે વીસમી સદીની શરૂઆતમાં ફ્રેંચો મોરોક્કો ઉપર પોતાનો અધિકાર વિસ્તારી રહ્યા હતા.



મોરોક્કોનો દેશ

[ ૨ ]

૧૮૯૮ નું વર્ષ હતું. ફ્રાંસના પ્રધાન મંડળમાં દ્‌ કલાસે નામનો મહત્વાકાંક્ષી પ્રધાન પરદેશખાતાના સુત્રો સંભાળતો હતો. આ પ્રધાનમાં ફ્રાંસની સત્તા ફેલાવવાની અજબ તમન્ના હતી. ૧૮૯૯ની સાલમાં બ્રીટીશો અને બોર વચ્ચે યુદ્ધના તણખા ઝર્યા. અને ૧૯૦૦ માં શહેનશાહ સાતમા એડવર્ડનું રાજ્યરોહણ થયું.

પણ આ ત્રણ વર્ષના કાળમાં ફ્રાંસે 'કંઇક કરી બતાવવાનો' નિર્ણય કરી નાખ્યો હતો. વાત એમ બની હતી કે નાઇલ નદીની ખીણમાંથી બ્રીટીશરોને ખસેડવાના યત્નમાં ૧૮૯૮ માં ફ્રાંસને જબરી હાર મળી હતી. લઢાઇની ધમકીથી ગભરાઇને કરનલ મારચંડ પાછો ચાલ્યો આવ્યો હતો. અને આથી ફ્રાંસનું રાષ્ટ્રિયત્વ હીણાયું હતું એમ પ્રધાનો ફ્રાંસને શિખવતાં.

પણ મુળ વસ્તુ એ ન હતી. મેરોક્કોની દક્ષિણે આવેલા આલ્જીરીયા ઉપર અધિકાર સ્થાપ્યા પછી, ફ્રાંસને ભુમધ્ય સમુદ્રમાં સત્તા જમાવવા માટે મેરોક્કોની જરૂર હતી. અને ફ્રાંસે આ દીશામાં ખૂબ યત્નો પણ કર્યા હતા. પણ જર્મની અને બ્રીટને ફ્રાંસની યોજનાને સફળ થતી અટકાવી હતી.

મેરોક્કોમાં સુંદર ખનીજ દ્રવ્યો છે. ખેતીવાડી પણ સરસ થાય છે. મેરોક્કન ઘોડાઓ પુલ્ક મશહુર છે. અને આ પ્રદેશ એટલો તો રસાળ છે કે ફ્રેંચ સામ્રાજ્યવાદીઓની લોલુપતાભરી નઝર મેરોક્કો ઉપર કેટલાય વર્ષથી સ્થિર બની હતી.

અને જ્યારે બોર યુદ્ધ જાગ્યું ત્યારે ફ્રેંચ સામ્રાજ્યવાદીઓને લાગ્યું કે 'મેરોક્કો' ને પચાવી પાડવાની સુંદર તક આવી પહોંચી છે. પણ આ વખતે બે મ્હોટાં વિઘ્ન હતાં. એક ઇટાલી અને બીજું સ્પેન. બન્ને દેશોના લુંટારૂ સામ્રાજ્યવાદીઓ આફ્રીકાના રસકસની લુંટમાં ભાગ માંગતા હતા અને બન્ને દેશોને સંતોષ્યા શિવાય ફ્રાંસથી મેરોક્કો લઇ શકાય એમ હતું જ નહીં.

એ સર્વ ઉપરાંત 'બળવાન જર્મની'નો ડોળો પણ મેરોક્કો ઉપર ચોંટેલોજ હતો.

છતાં મેરોક્કો ઉપર અત્યારે ફ્રેંચ વાવટો ફરકે છે. મોરોક્કોના રસકસ પેરીસ તરફ પહોંચે છે. અને પ્રજાસ્વાતંત્ર્યની ઉદ્‌ઘોષણા કરનાર રાષ્ટ્ર શરીરો ઉપર ગુલામીની સાંકળ જડી છે. આધુનિક રાજ્ય મુત્સદ્દીગીરીમાં આ ઘટના અતિ 'કૌશલ્યપૂર્ણ' આલેખવામાં આવે છે. એ કેમ બન્યું તે જોઇએ.

[ ૩ ]

**પ્રથમ તો ઇટાલીને** ટ્રીપોલી ઉપર અધિકાર સ્થાપવાની અનુમતી આપીને એક 'કંટક' દૂર કરવામાં આવ્યું. વળતરમાં ઇટાલીએ મેરોક્કોમાં ફ્રેંચ યોજનાને આગળ વધારવાની અનુમતી આપી. હવે રહ્યું સ્પેન, જર્મની અને બ્રીટન.

૧૯૦૧ માં દ્‌ કલાસે સ્પેનને એવી સુચના કરી કે મેરોક્કો આપણે વહેંચી લેવું અને પછી બન્નેએ ભેગા મળીને જર્મનીને ખાતરી આપી કે મેરોક્કોમાં ચાલતા જર્મન વહેપારના સંબંધમાં એક પણ વિક્ષેપ કરવામાં નહીં આવે.

પણ બ્રીટનને આ બાજીની કંઇક ખબર પડી ગઇ અને સ્પેન દ્વારા બ્રીટને મેરોક્કો ઉપર ફ્રેંચ અધિકાર સ્થાપવાની યોજનાને નિષ્ફળ બનાવી.

આમ દ્‌ કલાસેનો યત્ન તદ્દન નિષ્ફળ નિવડયો.

[૪]

**પણ બોઅર યુદ્ધમાં** બ્રિટને વિજય મેળવ્યા પછી આખા યુરોપમાં તેઓ અપ્રિય થઇ પડયા હતા. તેમજ જર્મન વર્તમાનપત્રોએ જર્મન સરકારની સુચનાથી બ્રીટીશ નીતિની સખ્ત ઝાટકણી કહાડી હતી.

અને જર્મન વહેપારે બ્રીટીશ વહેપારમાં હરીફાઇ આરંભવાથી તેમ જ જર્મન નૌકાબળ જોરદાર થતું હોવાથી બ્રીટન અને જર્મનો વચ્ચે કડવાશનું કારણ કયારનુંય ઉભું થઇ ગયું હતું. આ કડવાશ પ્રત્યેક દિવસે વધતી જતી હતી. જર્મનોનું જોર જામતું જતું હતું.

આ પરીસ્થિતિમાં ઇંગ્લાંડના મુત્સદ્દીઓ માનતા કે ફ્રેંચ સામ્રાજ્યવાદ સાથે મિત્રતા સ્થાપ્યા વગર જર્મનોના સર્વલક્ષી આક્રમણ સામે ટકી શકાશે નહીં. આવી મિત્રતા સ્થાપવા માટે, તેમ જ તેને માટે અનુકુળ વાતાવરણ ઉત્પન્ન કરવા માટે શહેનશાહ એડવર્ડ પોતે પેરીસમાં પધાર્યા. તેમનું અપુર્વ સ્વાગત થયું. ફ્રાંસ–ઇંગ્લાંડ ઐકય (Entente)નો પાયો નંખાયો.

પણ સાથે જ મોરોક્કોના ભાવીનો નિર્ણય થઇ ગયો. જેઓ જાણતા હતા તેઓએ ખાનગીમાં જાહેર કર્યું કે 'મોરોક્કો ફ્રેંચોને મળી ચુકયું'!

[૫]

**આમ ફ્રાંસે બ્રીટનની** સંમતી મેળવ્યા પછી મોરોક્કો મેળવવાનો યત્ન ૬ કલાકે આરંભ્યો. યોજના ઘડાઇ ગઇ. લશ્કરે આક્રમણની શરૂઆત કરી નાંખી.

આલ્જીરીયાની સરહદ ઉપર 'ધાડપાડુઓ અને બહારવટીયાને' દાબી દેવાના બ્હાના નીચે લશ્કરે મોરોક્કોમાં પ્રસ્થાન કર્યું [જાપાન પણ આ જ કારણ સર મંચુરીયામાં લશ્કર મોકલી રહ્યું છે.] આ લશ્કરે કેટલાક મથકોનો કબજો લીધો.

મોરોક્કોના સુલ્તાને વિરોધ કર્યો અને પેરીસમાં એક મીસન મોકલ્યું.

એટલામાં ટાંજીરમાં એક ફ્રેંચનું ખુન થયું. રાજ્યરમત આગળ વધવા માંડી. ૧૯૦૧ માં પેરીસમાં મોરોક્કોના મુસ્લીમ રાજવી સાથે સંધી થઇ. આ સંધીમાં મોરોક્કોની સ્વાધીનતા સ્વિકારવાની શરત હતી.

આમ જ્યારે પેરીસમાં સુલેહ-સંધીની શરતો ઘડાતી હતી ત્યારે ફ્રાંસ મોરોક્કોની વહેંચણી સંબંધી વાટાઘાટ ચલાવી રહ્યું હતું.

[૬]

**મોરોક્કોનો મુસ્લીમ** રાજવી અબદુલ અઝીઝ એક ઉડાઉ રાજવી હતો. આ રાજવીને ફ્રાંસની એક બેંકે ૩૮૦૦૦૦ પાઉંડ ધીર્યા અને આ પ્રમાણે ૧૯૦૨ માં આર્થિક આક્રમણની શરૂઆત થઇ.

પણ બ્રીટનને આ આર્થિક લેવડદેવડની ખબર પડી ગઇ. મોરોક્કોના સુલતાનને એથી પણ વધુ રકમ આપવાની માગણી બ્રીટીશ પેઢીએ કરી આ માંગણી સ્વિકારાઇ નહીં પણ સ્પેન દ્વારા બ્રીટીશરોએ ખુબ દબાણ કર્યું અને ફ્રાંસની પ્રગતિ ત્યાં જ સ્તંભી ગઇ.

આ વખતે-એટલે ૧૯૦૪ માં ફ્રાંસે બ્રીટન અને સ્પેન સાથે કોલકરારો કર્યા. આ કોલકરારોમાં ગુપ્ત કલમો પણ ઉમેરવામાં આવી હતી. આ કોલકરારો બહારથી શાંતી સુચવતા હતા છતાં અંદરથી મોરોકકોની સ્વાધીનતાનો નાશ કરવાનું કાળું કાવત્રું હતું.

આમ ૧૯૦૪ માં રાજકિય મુત્સદીઓએ ફ્રેંચને મોરોકકો લેવાનો માર્ગ મોકળો કરી આપ્યો. સ્પેન અને બ્રીટનના પ્રતિનિધિઓની સીધી સંમતી દ્વારા આક્રમણ શરૂ થયું.*

૧૯૦૭ માં મોરોક્કોનું પહેલું શહેર ફ્રેંચોએ કબજે કર્યું, તેનું નામ છે ઉજદા. ફ્રેંચ વ્યક્તિના ખૂનના ઓથા નીચે આ કૃત્ય કરવામાં આવ્યું હતું. તેઓએ શહેરને ખાલી કરવાનું વચન આપ્યું પણ તેઓ ત્યાંથી ખસ્યા નહીં. મી૦ પીંચોન [ફ્રાંસનો પરદેશખાતાનો મંત્રી] કહેતો 'પાટનગર ફેઝ લેવાનો અમારો જરાય ઇરાદો નથી.

૧૯૦૭ ની સપ્ટેમ્બરમાં કેસાબ્લાકામાં રેલ્વે બાંધતા ફ્રેંચોએ જાણી જોઇને એક કબ્રસ્તાનને ઉખેડી નાંખીને પાટા નાંખવાનો પ્રયત્ન કર્યો. પરિણામે મોરોક્કન અને ફ્રેંચ કામદારો વચ્ચે કલહ થયો. આ કલહમાં કેટલાક ફ્રેંચો કપાઇ ગયા.

પરિણામે ફ્રેંચોએ કેસાબ્લાકા ઉપર તોપો ચલાવી અને હજારોની કતલ કરી. આ વખતે બ્રીટન આ આક્રમણ સામે વિરોધ કરવાનું વીસરી ગયું ન હતું. [મંચુરીયાના બનાવો સાથે સરખાવો.]

પછી ફ્રેંચોના લશ્કરે કેસાબ્લાકાનો કબજો લીધો. ત્યાર પછી રાબટ પડયું. અને ધીમે ધીમે સ્વાઇબાના પ્રાંત ઉપર ફ્રેંચ વાવટો ફરકતો થઇ ગયો.

ત્રણ વર્ષ સુધી ફ્રેંચોના લશ્કરે કાળો કેર વર્તાવ્યો, અને છતાં આ લશ્કરી આક્રમણના ખર્ચના પૈસા મારોક્કન રાજવી પાસે માંગવામાં આવ્યા. તે માત્ર ૨૪૦૦૦૦૦ પાઉંડ હતા.

આ વખતે મોરોકકોમાં આંતરવિગ્રહ જાગ્યો. મોરોકન લોકોએ બળવો કરીને સુલતાન અહમદ અઝીઝને ઉઠાડી મુકયો. અને તેના ભાઇ મુલાઇ હાફીદને બેસાડયો.

આ હાફીદને ફ્રાંસે બીજી લોન લેવાની ફ્રાંસે ફરજ પાડી. આ લોનમાં પહેલાના સુલતાને લીધેલી રકમ અંદર સમાવી દેવામાં આવી હતી.

આ રકમ મેળવવા માટે મોરોકન સુલતાનની આવક ફ્રેંચોએ કબજામાં લીધી. એટલું જ નહી પણ આ એગ્રીમેંટ ઉપર સંમતીનો શબ્દ આપવા માટે ફ્રેંચોએ ખુબ દબાણ કર્યું.

હાફીદે ના પાડી એટલે તરત જ અલ્ટીમેટમ અપાયું ફ્રેંચોના લશ્કરી બળ આગળ તેનું કંઇ વળ્યું નહીં. અને આખરે તેને નમી જવું પડયું.

આ રકમનું વ્યાજ આપવા માટે ફ્રેંચોએ સુલતાનને કર વધારવા કહ્યું. સુલતાન પાસે બીજો માર્ગ જ ન હતો. અને કર વધાર્યા.

પરિણામ શું આવશે તેની કલ્પના ફ્રેંચ સંચાલકોને સારી રીતે હતી. મોરોક્કનોએ બળવો કર્યો. ફેઝ શહેરને ઘેરો ઘાલ્યો.

પેરીસના વર્તમાનપત્રોએ વ્યવસ્થિત પ્રચાર કર્યો કે યુરોપીય શહેરીઓની જીંદગી જોખમમાં છે. કોઇ પણ ભોગે ફ્રાંસે આ શહેરીઓની સહીસલામતી જાળવવી જ જોઇએ.

ફેઝથી માત્ર થોડા માઇલ પર જ ૩૦૦૦૦ ફ્રેંચ સૈનિકોની લશ્કરી પડધમ જોરથી વાગી રહી હતી. ફેઝ સર કરવાના હુકમો લશ્કરને મળી ગયા હતા.

શહેર પર તોપોના લાલચોળ ગોળા વરસવા લાગ્યા. શહેરીઓ આમતેમ ભાગવા લાગ્યા. કેટલાયનાં શબ રસ્તામાં રઝળ્યાં.

અને ફેઝ શહેર પર ફ્રેંચનો ત્રીરંગી વાવટો ફરકયો અને હજુ સુધી ફરકે છે.

---

* મંચુરીયાની બાબતમાં પણ એમ જ સત્તાવાર રીતે કહેવામાં આવે છે કે જાપાનના વ્યવસ્થિત આક્રમણ પાછવાડે ફ્રાંસ અને બ્રીટનની સંમતી છે.-તંત્રી

# જયવંતું હો! યૌવન જોમ!

ઘોર ઘટા શ્યામલ વાદળની ભેદી ઉગ્યા નવયુગ ભાણુ,
જડતા ને કાયરતા ફેડી ભારતભરમાં પ્રગટયા પ્રાણુ; ૧

આનંદો! ઓ ભારતી જન,
રાષ્ટ્રવિધાતા થઇ પ્રસન્ન.

વેઠ જુલમ કર ભારે ભરીને ખેડુત નાખે ઉંડી હાય,
રાજ્ય-અધિકારીના ત્રાસે જીભ ન ઉપડે કંપે કાય; ૨

એ દિવસો જો ચાલ્યા જાય,
નવચેતનના વા ફુંકાય.

ગયા દિવસ યાચી લેવાના કે વિનવતા પડતા પાય,
સ્વમાનની ઝળહળતી જ્યોતિ જેવો નવજુવાન જણાય. ૩

કદી ન વાંછે નિજ ઉર મ્હાંય,
જુલ્મગારના છત્ર ન છાંય.

હોમાવા હૈયું તલસે છે કુરબાનીના જાગ્યા કોડ,
રણઘેલા રણક્ષેત્ર વિચરતા મૃત્યુ સાથે ખેલે હોડ; ૪

લજ્જાનો ઉતારી મોડ,
મહિલા ઘુમે જોડાજોડ.

અણનમ શીર ગૌરવભર રાખે આંખેથી વરસે અંગાર,
આફતના પહાડો તુટે પણ તુટે નવ જેનો નિરધાર; ૫

વાણીના કરતો ટંકાર,
સ્વતંત્રતાના ખોલે દ્વાર.

ભવ્ય લલાટ ભલુ ભામંડળ ચેતન ટપકે રોમેરોમ,
મુક્તિમંત્ર અહોનિશ જપતો ધસતો રણશુરો યાહોમ; ૬

શક્તિ નાચે આંતરે-વ્યોમ,
જયવંતું હો! યૌવન જોમ.

—દિગંબર

# 'એક ગુલામ



—ટું કી—
—ન વ લિ કા—

સંધ્યાના અંધકાર શહેર પર ઉતરતા હતા. દિવસનું અવસાન થયું હતું. કારખાનાની વ્હીસલો વાગતી હતી. સમગ્ર કામદાર લત્તામાં આરામનો કાળ પગલાં મુકતો હતો.

આજે વિઠુ જલ્દીથી સુઇ ગયો. સવારથી તેણે કંઇ ખાધું ન હતું. તેનું મ્હોઢું પણ ફીક્કું પડી ગયું હતું. બપોરની ભાખરી પણ વિઠુ પાછી લાવ્યો હતો. તેની પત્નિને આથી ચિંતા થતી. તેણે કહ્યું કે તેને આજે પેટમાં શુળ ઉપડયું હતું.

વિઠુને બે બાલકો હતાં. બન્ને નાના છતાં ઘરનાં કામકાજ ઉપર તેઓ નજર રાખતાં. પહેલા બાલકનું નામ હતું. સુખદેવ અને બીજાનું નામ હતું બાલકૃષ્ણ.

સુખદેવ જરા પાતળો, ઉંચો, અને તેની આઠ વર્ષની ઉમ્મરના પ્રમાણમાં મ્હોટો દેખાતો હતો. જ્યારે બાલકૃષ્ણનું શરીર ઘાટીલું હતું.

બન્ને બાળકો મ્યુનીસીપાલીટીની મફત નિશાળના માસ્તરે આપેલા પાઠો ગોખવામાં પ્રવૃત્ત થઇ ગયાં હતાં.

ખૂણામાં ઘાસતેલના કોડીયામાંથી ઓરડીમાં પ્રકાશ પડતો હતો. અને એ અજવાળે બાળકો અક્ષરો ઉકેલવાનો યત્ન કરતાં.

ક્ષણવારમાં ચોખા રંધાઇ ગયા. માએ છોકરાંઓને બૂમ મારી. થાળીઓ પીરસાઇ ગઇ.

છોકરાંઓએ ટપોટપ જમી લીધું. માએ વિઠુને માટે એક પ્યાલો ચ્હા કરીને ઉપર ગઇ. ઘાસતેલના દાબડા નજીક પાછા બાલકોએ પાઠ ગોખવા શરૂ કર્યા. પિતાની માંદગી વિશે બાલકોને કંઇ ખાસ લાગતું ન હતું. આવી માંદગીનો અનુભવ તો તેમને સામાન્ય હતો. તેઓ માનતાં કે કાલે સવારે મટી જશે.

## [ ૨ ]

"પેટમાં દુઃખે છે?" અવાજમાં મૃદુતા હતી

'બહુ જ.'

કયા ભાગમાં?'

'ડાબા પડખામાં.'

'અરે! રે! પણ કેમ દુઃખવા આવ્યું?'

'કોને ખબર! પણ સાંજે સંચો ચલાવતાં એકદમ શુળ ઉપડયું. હું તો બેસી જ ગયો.' અવાજમાં અસત્ય જણાઇ આવતું.

'ખરેખર?'

'ઓ રે!'. વિઠુએ પેટમાં કળતર થતી હોવાથી બૂમ મારી.

# ઓછો થયો'

—: લેખક :—
—પી. જે. ભટ—

'કંઇક ટપાટપી તો નથી થઇને?'

'ના ના.'

પત્નિએ પાણી ગરમ કર્યું. ઘાસતેલના શીસામાં પાણી નાખ્યું. અને બાટલી પેટ પર મુકી. શેકથી જરા આરામ થયો. વિઠુને કંઇક સ્વસ્થતા આવી.

'દાકતર કયાંથી લાવીશું?' પત્નિએ પ્રશ્ન કર્યો.

'દવાખાને જઇએ ત્યારે!'

પણ છોકરાંનું શું?'

'કાલ સવારે જઇશું. રાતના દુઃખ શમી જશે અને કાલ વધારે થશે તો પછી દવાખાનું તો છે જને!' વિઠુએ ઉકેલ કહાડયો. પત્નિને પણ જરા શાંતિ થઇ.

'બા, અમો સુઇ જઇએ છીએ' સુખદેવનો અવાજ આવ્યો.

'સારૂં.' માતાએ સંમતી આપી. ગોદડીઓ પથરાઇ ગઇ. થોડી ક્ષણોમાં બાળકો ઘસઘસાટ ઉંઘવા લાગ્યાં.

કામદારગૃહમાં પાછું શાંતિનું જોર જામ્યું. આઘે ટાવરમાંથી ટકોરા સંભળાયા.

'નવ વાગ્યા!' પત્નિએ પતિ સામું જોઇને શબ્દ ઉચ્ચાર્યો.

'ત્યારે તું સુઇજા!' વિઠુએ આશ્વાસન આપ્યું.

ઘાસતેલના કોડીયાનો દીવો ઓલવાયો. વિઠુએ શેક કરવા માંડયો. રસ્તાના ગેસ લાઇટનાં અજવાળાં કંઇક કંઇક ઉતરતાં હતાં.

રસ્તાના દીવાનો પ્રકાશ ઘરમાં કંઇક અજવાળું આપી રહ્યો હતો. અને એ આછાં અજવાળામાં વિઠુ પોતાના પેટ પર ગરમ પાણીની બાટલી ફેરવી રહ્યો હતો. પણ પીડા ઓછી નહોતી થતી. કોણ જાણે કેમ પણ વિઠુને પણ લાગી ગયું હતું કે આ પીડા બહુ ઉંડી છે.

'અરે! રે!' વીઠુએ ઉન્હો નિશ્વાસ મુકયો.

'દાકતરને પણ કયાંથી બોલાવીયે? પાછી તેની ફી!' પત્નિના શબ્દોમાં નિરાશા હતી.

'અરે ભગવાન, અમે ગરીબ કેમ જન્મ્યા?' વિઠુનો અવાજ સંભળાયો.

પત્નિની આંખમાં એક આંસુ આવ્યું વાતાવરણ વધુ ગમગીન બન્યું. આજુબાજુના લત્તામાં પણ વાત પ્રસરી ગઇ કે વિઠુ આજે સખત માંદો પડયો છે.

અને રાત્રી એમ પસાર થઇ ગઇ.

[૩]

પ્રભાતનો પ્રકાશ પરેલ પર પથરાયો. કામદારોને આમંત્રતી કારખાનાની કાળ ચીસો વાતાવરણમાં દુર દુર સંભળાવા લાગી. 'ચાલો ચાલો, કામ પર ચાલો,' એ તેની હાકલ હતી.

મીલની બીજી વીસલ વાગી. સંચાઓ સજીવ બન્યા. એક સાથે લાખ્ખો હાથ હેંડલ ઉપર ફર્યા. એક સામટું સેંકડો વાર કાપડ વણાયું.

પણ વિઠ્ઠલનો સંચો ખાલી હતો. સુપરવાઇઝરની આંખ ફરી. જોબરને જરા ચિંતા થઇ.

'આ સંચો ખાલી કેમ છે?' સુપરવાઇઝરે સવાલ કર્યો.

'માણુસ નથી આવ્યો.'

'કેમ ! માંદો છે ?'

'ના સાહેબ, પણ હું જાણતો નથી કે કેમ નથી આવ્યો !'

'જુઓ. સંચો બંધ પડી રહે એ ન પાલવે, સમજ્યા, તરત જ બીજો માણસ મુકો.'

'સાહેબ, મ્હારી પાસે માણસો નથી !'

'તો નવા રાખો, પણ સંચો બંધ...'

'સાહેબ, મ્હને ખબર છે પણ આ માણુસ તો હંમેશાં ગેરહાજર રહે છે !'

જોબરને લાગ્યું કે આખરે વિઠુને કઢાવી મુકવાની તક આવી પહોંચી છે.

'ખરેખર !'

'હા, સાહેબ, એને રજા આપી દેવાની જરૂર છે ! બહુ મીજાસી છે ! વળી તેણે જ આપણા ખાતામાં હડતાળ પડાવી હતી.'

જોબરે વરાળ કાઢતાં કહ્યું 'અને સાહેબ, કાલે તો તેણે મ્હારી સાથે મારામારી કરી હતી.'

'હેં ?'

'હા, સાહેબ'

'અને મ્હારાથી તેના પેટ પર જરા મુકકો વાગી ગયો હતો.

'આવા માણસો ન જ જોઇએ' સુપરવાઇઝરે શબ્દ ઉચાર્યો.'

'સાહેબ, તેને રજા આપી દો તો ઠીક !'

'હા, બરાબર છે ! સાલાને રજા જ આપી દો' સુપરવાઇઝરે સંમતીનો સ્વર ઉચ્ચાર્યો. અને સંધ્યાકાળ પડતાં પહેલાં વિઠ્ઠલના સંચા ઉપર કામ કરવા માટે બીજો માણસ નીમાઇ પણ ચુકવાની વાત ચાલી.

[૪]

"સાહેબ, હું ખરૂં કહું છું કે જોબરે જ વિઠુના ઉપર હુમલો કર્યો હતો !" સોનામહોરના કામદારે મજુરસંઘના મંત્રીને કહ્યું. 'જૂઓ, વાત એમ બની કે અમોને ઉંચા કાઉન્ટનાં સુતર ઉપર આ જ પગારે કામ કરવાને જોબરે કહ્યું. પણ વિઠુએ વાંધો લીધો. તેણે અમને એકત્ર કર્યા. 'અને અમો મજુર મહાજનમાં આજે ફરીઆદ નોંધાવવા માટે આવનાર હતા. પણ કાલે બોલાચાલી થયેલી. તેમાં વિઠુ અને જોબર આથડી પડેલા. આ અથડામણીમાં જોબરે વિઠુને પેટ પર જોરથી મુકકો માર્યો એટલે તે ત્યાં જ તમર ખાઇને પડી ગયો. કંઇક કળ વળતાં ઘેર ગયો...

"અને આજે તે આવ્યો નથી એટલે એ બ્હાનાસર જોબરે તેને નોકરી પરથી કઢાવી મુકયો." મજુરસંઘના મંત્રીને ફરીયાદ કરતાં કામદારે પોતાની વાત પુરી કરી. મંત્રીના કપાળે જરા કરચલીઓ પડી.

'પણ વિઠુને આજે કેમ છે?' મંત્રીએ ચિંતાજનક સ્વરે પુછ્યું.

"સાહેબ, તેની તો અમને ખબર નથી. આજે આવ્યો નથી. એટલે શું જાણીયે ?'

'ત્યારે તો ચાલો વિઠુની ખબર કાઢીયે !

[૫]

પણ તેઓ સર્વ મોડા હતા વિઠુનો નાશ અનિવાર્ય હતો. પથારી ઉપર વિઠુ છેલ્લો શ્વાસ લઇ રહ્યો હતો. તેની પાસે બેઠેલી પત્નિ તેની છેલ્લી ક્ષણોમાં પણ આરામ આપવાને માટે યત્ન કરી રહી હતી.

દૂર ગોદડા ઉપર બેઠેલાં બે બાળકો આ ઘટનાને સમજવાને યત્ન કરતાં. તેઓ જાણતાં કે માંદગી સામાન્ય છે. પણ મૃત્યુની તેમને ક્યાંથી કલ્પના હોય!

અને આખરે બારણામાં દીસતા મૃત્યુએ વિઠુના શરીરને સ્પર્શ કર્યો...... ધીમે ધીમે શરીરને ગોદમાં લીધું....અને ક્ષણવારમાં મૃત્યુએ તેને અંતીમ આલીંગન આપ્યું.

અને બારણા ઉપર ટક્ ટક્ના ટકોરા સંભળાયા.

* * *

મજુર મહાજનની ઓફીસની કાઠી ઉપર વાવટો અડધો ઉતારવામાં આવ્યો. વિઠુના શબ ઉપર વિશાળ કામદાર વાવટો તેમણે ઓઢાડ્યો. એ વાવટાની આસપાસ કામદારોએ લાલ ફુલો વેર્યાં.

શબને અગ્નિદાહ આપવા માટે કામદારો એકત્ર મળ્યા. ધીમે ધીમે ગુલાલ છંટાયું. ધીમે ધીમે લાલ રંગ મૃતદેહના શરીર પર છવાઇ રહ્યો. કેટલાકની આંખમાં આંસુ હતાં, કેટલાક ગમગીન હતા. નિરાશાનું વાતાવરણ જામતું જતું હતું.

ધીમે ધીમે કામદારો ગોઠવાયા. મજુર મહાજને નિર્ણય કર્યો હતો કે વિઠુને ભવ્ય અંતીમ માન આપવું.

થોડી ક્ષણોમાં વાવટા ફરક્યા. સરઘસ ગોઠવાયું. શબને છેલ્લા સંસ્કાર આપવાને માટે સૌ કોઇ નિકળ્યાં. સરઘસ ધીમેથી આગળ વધ્યું. રસ્તા પર જનારાઓની કુતુહલવૃત્તિ રોકવી અશક્ય હતી. કેટલાક સવાલ કરતાં અર્ધા જવાબો મળતા.

સોનામહોર મીલના દરવાજા આગળ સરઘસ સ્તંભ્યું. કામદાર અગ્રણીએ સમયોચિત ભાષણ આપ્યું. મુડીવાદના નાશના પોકાર કર્યા અને સરઘસ આગળ ચાલ્યું.

* * *

'એય, કોણ મરી ગયું?' મેનેજરે કારકુન સામું જોઇને સવાલ કર્યો.

'સાહેબ, આપણી મીલનો વિઠુ કામદાર!

"ચાલો, એક ગુલામ ઓછો થયો!"

મેનેજરના મુખમાંથી ઉદ્દગાર બહાર પડ્યા.

કારકુને દાંત કચકચાવ્યા! એ શિવાય તે બીજું શું કરી શકે તેમ હતો?



# ................સમાજવાદનું

સુડીવાદ હંમેશા વ્યક્તિલક્ષી હોવાથી, લેખક સુચવે છે કે આ સમાજરચનામાં અહીં તહીં સુધારો કરવાથી સામાન્ય આમવર્ગની વ્યક્તિની દશા જરાયે સુધરી શકે તેમ નથી.

લેખાંક :

લેખક :

સુડીવાદ જેમ જેમ વિકાસ પામે છે તેમ તેમ તે માનવસમુહનાં સામાન્ય હીત સંભાળવા માટે નાલાયક બનતો જાય છે. જીવન કે પ્રકૃતીની કૃતેહનું માપ સમુદાયની માનસીક શક્તિથી કાઢવાને બદલે એક માત્ર 'અર્થ'ના ધોરણે એ અખીલ જગતને અવલોકે છે. વ્યક્તિઓ અને સંસ્થાઓને અન્યોન્ય સામે સ્પર્ધામાં ખડાં કરી કુટુંબ અને સમાજને તે હિન અવસ્થામાં ઉતારે છે, કલા અને આરામના સાધનોને સોદાગરીમાં સપડાવે છે, જાહેર નાણાંના વહીવટને દુરૂપયોગથી કલંકીત કરે છે અને ન્યાય ઉપર વર્ગીય સ્વાર્થનો ખીલ્લો ચોટે છે. વર્તમાનપત્રો ને મુદ્રણાલયોમાં તે જુઠાણાના પ્રચાર માટે પૈસા વેરે છે, પત્રકારો અને લેખકોને પગાર ને શીરપાવથી ખરીદી લે છે, વાણીસ્વાતંત્ર્ય પર અંકુશ આરોપે છે, સકળ સમુદાયના સામાજીક હકકોને એડી નીચે ચગદે છે, અને શ્રમજીવીઓની જાગૃતી સંહારવા સારૂ સમાજના સડેલા થરમાં રહેતાં બદમાશ મંડળોની જોડે સહીયારૂં કરે છે. બહુમતવાદમાં માનતી સંસ્થાઓમાં ચુંટણીની વેળાએ તે અપ્રમાણીકતા આચરી પોતાના જ માણસોને તેમાં મોકલવા માટે મતોની ખરીદી કરે છે. જાહેર જીવનનાં એકેએક અંગમાં તે સ્વાર્થની આરાધના સારૂ અનેક બદીઓ, લાંચરૂશ્વતો અને વ્યભીચારોની દુર્ગંધ ફેલાવે છે. પોતાના અવશેષમુલ્યમાં એને ઉણપ દેખાય છે ત્યારે તે સશસ્ત્ર સામ્રજયવાદી વીગ્રહોને યોજે છે અને એની આપમતલબની મહા ભઠ્ઠીમાં લાખો નીરપરાધીઓનું રૂધીર રેડતાં એ અંશ માત્ર આંચકો ખાતો નથી.

ઉત્પાદનની પધ્ધતી તરીકે ય મુડીવાદી વ્યવસ્થા ધીટકારને પાત્ર સીધ્ધ થઇ ચુકી છે. નાનકડા વર્ગને માટે જ જંગી નફો નીતારતી એ અવળી ગોઠવણ સર્વ સંપત્તિનું સર્જન કરતા શ્રમજીવીઓને કેવળ આજીવીકા મેળવવા જેટલોયે અવકાશ આપતી નથી. યંત્રના

# તત્વજ્ઞાન......................

વર્ગવિગ્રહ એ સૃજનજનો અને સનાતન છે એમ આલેખીને લેખક જણાવે છે કે સમાજવાદના સિદ્ધાંત અનુસાર સમાજરચના સ્થાપવા માટે પ્રબળ રાજકિય આંદોલન ઉત્પન્ન કરવાં જોઇએ.

છેલશંકર દ. વ્યાસ

: છેલ્લો

પ્રત્યેક સુધારા વધારા સાથે તે લાખો કામદારોને, એમની ઇચ્છા વીરૂધ્ધ આળસ, નિષ્ક્રિયતા અને તંગીના તાબેદાર બનાવે છે. મુડીવાદના નફાની ઉંચે ચઢતી ઇમારતની જોડાજોડ જ બેકારોની સંખ્યા આગળ વધે છે. થોડે થોડે અંતરે મુડીવાદની આ આખીયે વ્યવસ્થા ઉત્પાદનના અતીરેકથી આફતમાં ઝંપલાવે છે, એ વેળાએ બેકારોની સેનામાં ભયાનક જુવાળ ચઢે છે. મંદીના વાદળ નીચે વેદના અનુભવતો મુડીવાદ આ પ્રસંગે શ્રમજીવીઓના પગાર ઉપર વરૂની પેઠે આક્રમણ કરે છે, એથી કામદારોની અગાઉ એકઠી થએલી ન્હાનકડી બચતો ચવાઇ જાય છે, એમ છતાં આફતને અંતે તો મુડીવાદ અધીક ઉંચા નફા સાથે અટ્ટહાસ્ય કરતો બહાર નીકળે છે.

મુડીવાદની એ સ્વભાવગત ખામી જ છે કે તેના તંત્ર નીચે માલનું ઉત્પાદન ખાનગી નફા માટે જ થઇ શકે. ઉદ્યોગોનું પુનર્વિધાન જેમ જેમ છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે કરવામાં આવે તેમ તેમ મુડીવાદના ઘોર અનીષ્ટો વીશેષ આકરાં બને છે. પ્રગતીના એક એક પગલાંની સાથે એ મન્ત પુંજીવાદની મજુરો ઉપરની ચુસણક્રિયા અધીક કરપીણ રૂપ ધરે છે. એટલે એને સંસ્કારી અને અનીષ્ટ તત્વ ઓછું કરવાનો પ્રયાસ જ વ્યર્થ છે. એમાં સુધારો સંભવીત નથી. એનાં અનીષ્ટો મીટાવવા માટે તો એ આખીયે વ્યવસ્થાને ઉથલાવી તેના સ્થાને છેક જ નીરાળી ને સમાજવાદીરચના સ્થાપવી જોઇએ. મુડીવાદી વ્યવસ્થામાં મલમપટા અને ઔષધ છેક જ નીરર્થક છે, એનો મૌલીક લય એ જ તેનાં દુષણોનો દુરસ્ત ઉપાય છે.

સમાજવાદી પક્ષ મુડીવાદના સ્વયં વીનાશની વાટ જોઇ નિષ્ક્રિય બેસી શકે નહીં. મુડીવાદના મુળગત, આંતરવીરોધોથી અવશ્ય મુડીવાદ આફતમાં આવે છે, પણ એ આફતનો લાભ લઇ સમાજવાદી સમુહ એને ઉખેડી નાંખે નહી ત્યાં સુધી તે ફરી ફરીને 'સ્ટ્રીકર્સ'ની જેમ

પોતાની જ મંદીની રાખમાંથી અભીનવ બળે ઉત્થાન પામે છે. તેમ મુડીવાદનો વીલય કરવા માત્રથી સમાજવાદ ઉગે છે એમ પણ નથી. સમાજવાદી પક્ષની પ્રવૃતી કેવળ નીષેધાત્મક કે એકલી વીધેયાત્મક નથી. એમાં નીષેધ અને વીધેય (**Negative and Positive**) બન્નેનો સંયોગ રહેલો છે એટલે કે એ પ્રવૃતી જેટલી સંહારપરાયણ છે એટલી જ સર્જનશીલ છે. જ્યાં સુધી સમાજવાદના વીધાન માટે શ્રમજીવી સમુહના બળોને વ્યવસ્થીત, શીક્ષીત અને તાલીમબાજ બનાવ્યાં ન હોય, ત્યાં સુધી મુડીવાદ સાથે સશસ્ત્ર બળવો જગાવવાથી પરિણામ વીપરીત જ આવવાનું અને એ સર્વ પ્રયાસને અન્તે વળી પાછું મુડીવાદનું વિજયી તંત્ર સ્થપાવાનું. એટલે જ સમાજવાદી પક્ષની સહુથી પહેલી ફરજ એ છે કે મુડીવાદી રચનાના ગર્ભમાં જ એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવી જોઇએ છે કે જેના પ્રતાપે એ મુડીવાદ નીર્બળ બને અને પછી સમાજવાદના ધોરણે સહકારી સમાજવ્યવસ્થા સર્જાય.

**સમાજવાદી** પક્ષ અને સામ્યવાદી પક્ષની નીતી ને માન્યતામાં એક ખાસ તફાવત છે. સામ્યવાદીઓ માને છે કે કામદારોની આર્થિક સ્થિતિમાં થોડો ઘણો સુધારો થવાથી તેઓ સંતુષ્ટ બની વર્ગવીગ્રહનું આવશ્યક ભાન વીસારે મુકે છે અને તેથી મુડીવાદને મજબુતી સાંપડે છે, ત્યારે સમાજવાદીઓનો સંઘ શ્રમજીવીઓની અવસ્થા સુધરે તેમાં તેમની પ્રગતીનું રૂંધન જોતો નથી. કામદારો દીવસે દીવસે દુરવસ્થામાં જકડાઇને આખરે જીવ પર આવી જાય અને ઉશ્કેરાટની ટોચે પહોંચી દુઃખમાં સીઝાઇ સીઝાઇ અચાનક બળવો જગાવે એમ સમાજવાદી પક્ષ ઇચ્છતો નથી. આવા અચણુચ ઉઠી નીકળતા દાવાનળમાં ઘણીવાર કામદારોને, એમની અવ્યવસ્થીતતાના કારણે, એવો આકરો પરાજય મળે છે કે એ અનુભવ પછી તેમના પર નીરાશાના થર પથરાય છે અને આખીયે ચળવળમાં બેદરકારી, વીષાદ ને અનવસ્થા ઉભાં થાય છે. પ્રથમ તો શ્રમજીવીઓમાં અધીક ઉંચા જીવન માટે આકાંક્ષા પ્રકટાવવી ઘટે છે. તેઓ સંયુકત હિત માટે સંપુર્ણ સમજપુર્વક ચળવળ ચલાવતા થાય એ સ્થિતિ પ્રથમ લાવવી જોઇએ છે. એમની આર્થિક સ્થિતિ, મજુર મહાજનની પ્રવૃત્તીઓ દ્વારા, જેટલી સુધારી શકાય તેટલી સમજ એમનામાં વીશેષ ઉપજાવી શકાય. કામદાર સમુહની સન્તાનો વીકાસ એકલી એની સંખ્યા પર નીર્ભર નથી (મુડીવાદના વીકાસની હારોહાર મજુરોની સંખ્યા તો વધતી જ જાય છે), પણ એ સમુહના જીવનને ઉંચુ ચઢાવવા અને તેને સંસ્કારથી રંગવામાં વીકાસની શકયતા વીશેષ રહેલી છે. એનામાં સ્વભાન અને શ્રધ્ધા જાગે ત્યારે જ એ પ્રગતીના રાહ પર કુચ કરી શકે. એટલે કોઇ પણ પ્રવૃતી માર્ફત એની સ્થિતિમાં જે કંઇ સુધારો થતો હોય તે અવશ્ય આદરણીય છે. એ સુધારાનો ઉપયોગ કરી, તેમાંથી વર્ગભાન કેળવી, શ્રમજીવીઓ આગળ ડગલું ભરે એમ સમાજવાદી પક્ષ ચાહે છે.

**શ્રમજીવીઓની** પ્રવૃતી વીગ્રહાત્મક રહેવાની છે, એટલે એ વીગ્રહ કયું સ્વરૂપ ધારણ કરે તેનો વિચાર કરી લેવો ઘટે છે. જ્યાં સુધી કામદારો પરીપુર્ણ વર્ગભાન કેળવી,

સત્તાનાં સુત્રો હાથ ધરવાને લાયક ન થાય ત્યાં સુધી એમનો વીગ્રહ મુખ્ય ગણુ સ્વરૂપે વ્યકત થવો જોઇએ. તે સ્વરૂપો આ પ્રમાણે છે (૧) મજુર મહાજનની પ્રવૃત્તી એટલે કે કારખાના અને ખેતીના મજુરોની આર્થિક હાલત સુધારવા માટે મજુરસંઘોની રચના અને તેની માર્ફત સામુદાયીક સાટાં, પગાર વધારો, ઝઘડાનો નીકાલ, નુકશાનીના દાવા વગેરેની ગોઠવણ (૨) શ્રમજીવીઓનો રાજકિય સમાજવાદી પક્ષ—જે પક્ષ રાજસત્તાની બહુમતવાદી સંસ્થાઓને સર કરી એની દ્વારા મહેનતુ માનવતાને વધારે ને વધારે સત્તાવંત બનાવવા પ્રયાસ કરે. (૩) શ્રમજીવીઓની સહકારી ચળવળ. કામદાર ચળવળનાં આ ત્રણે સ્વરૂપો અથવા વીભાગો એકથી એક છુટા રહીને શ્રમજીવીઓનું બહુ કલ્યાણ કરી શકે નહીં, એ સર્વને અન્યોન્ય સાથે સાંકળવામાં અને એકની મદદ બીજા માટે પ્રાપ્ય બનાવી સર્વને એકસુરીલા બનાવવામાં જ સમાજવાદના આગમનની સંભાવના છે.

મજુર મહાજનોનું મુખ્ય કામ કામદારોના પગારો વધારવાનું, કામના કલાકો ઘટાડવાનું અને એકંદર કામને માટેની પરિસ્થિતિ સુધારવાનું છે. એ પ્રવૃત્તી, ઉદ્યોગના ક્ષેત્રમાં જ માલેકો અને મજુરો વચ્ચેના સીધા વીગ્રહની પ્રેરક છે. આ ધ્યેયની સીધ્ધી માટે મજુરમહાજનોએ તમામ જાતના કામદારોને, એમના રાજકિય વિચારો લક્ષ્યમાં લીધા વીના, સંઘોરૂપે વ્યવસ્થીત કરવા જોઇએ.

ઉપર પ્રમાણે સર્વ કામદારોના સંઘો, રચવાનું કામ શ્રમજીવીઓનો રાજકિય પક્ષ હાથ ધરી શકે નહીં અથવા તો પોતાની પક્ષવ્યવસ્થામાં તમામ પ્રકારના કામદારોને મેળવી શકે નહીં, છતાં સંઘરચનામાં સહાનુભુતી અને મદદ તો અવશ્ય આપી શકે.

**એમ છતાં** પોતાના રોજંદા આર્થિક વીગ્રહમાંયે મજુર મહાજનો રાજકારણને સદંતર ઉવેખી શકે નહીં. મુડીવાદીઓની જોડે ઉત્પાદનની વહેંચણી, નફા અને પગાર રૂપે કરવામાં જો મહાજનો રાજકારણને છેક જ અભરાઇ પર આરોપે તો મુડીવાદીઓ એમને જોતજોતામાં દળી નાખે, કેમકે મજુર ચળવળને લગતા તમામ કાયદાઓનો વહીવટ, તેનું અર્થવીધાન (ઇન્ટર પ્રીટેશન) અને તેનું ઘડતર મુડીવાદીઓએ પોતાના જ હાથમાં રાખેલ છે. એ ક્ષેત્રમાં મજુર મહાજનો નીષ્ક્રીય રહે તો શ્રમજીવીઓના મર્યાદીત હિત માટે રચાયલા કાયદાઓ શ્રમજીવીઓની જ સામે ઉપયોગમાં આવવા લાગે અને પછી મજુર મહાજનની ચળવળનો કંઇ જ અર્થ રહે નહી. પણ આ રાજપ્રકરણી ક્ષેત્ર સર્વાંશે મહાજનો સંભાળી શકે નહી, એમને રોજંદા વીગ્રહમાંથી રાજકિય લડત માટે અવકાશ પણ મળી શકે નહી. એટલે જ એમના હકકો રક્ષવા માટે રાજકિય સમાજવાદી પક્ષની જરૂરત છે. આ રાજકિય સમાજવાદી પક્ષની મુખ્ય પ્રવૃત્તી ધારામંડળોમાં રહીને શ્રમજીવીઓનું હિત રક્ષવાની હોઇ શકે અને ગૌણ પ્રવૃત્તી મહાજનોની રચનામાં મદદ પુરવાની બની રહે. એકલા મજુર મહાજનોની ચળવળ શ્રમજીવીઓના મુડીવાદને હાથે થતા શોષણને મર્યાદીત બનાવી શકે પણ એ શોષણનો સદંતર નાશ કરી શકે નહી. સમાજનું મૌલીક પુનર્વિધાન કરવું એ કાર્ય તો મુળમાં જ રાજકિય

છે અને તેની સીધ્ધી સ્વતંત્ર સમાજવાદી મજુરપક્ષ જ કરી શકે. આ પક્ષની પ્રવૃતીઓથી જેમ જેમ મજુર સમુદાય વર્ગીય સમસ્યાઓ સમજતો જાય તેમ આખાએ સમુહમાં ઔદ્યોગીક ને આર્થિક ચળવળ સાથે રાજકારણ લેવાતુ જાય અને એ રીતે આર્થિક સુધારણાની સાથોસાથ રાજકિય સ્વતંત્રતા માટે અવકાશ ઉભો થતો જાય. સમાજવાદ તરફ પ્રગતી કરવાનો આ સુતરો રસ્તો છે.

એટલે સમાજવાદી રાજકિય પક્ષનું અંતીમ ધ્યેય રાજકિય ઝુંબેશ વાટે વર્ગવીહિન સમાજરચના સ્થાપવાનું હોવા છતાં, એના કાર્યક્રમમાં કામદારોની તાત્કાળીક જરૂરતો અને માગણીઓ પુરી પાડવાના કાર્યને અવસ્ય સ્થાન હોવું જ જોઇએ. કેમકે એ જરૂરતોના સંતોષથીજ શ્રમજીવી સમુદાય સુવ્યવસ્થીત અને સબળ બને છે.

**આ**ખીયે મજુર ચળવળ, અને તેનું સર્વશ્રેષ્ટ સ્વરૂપ સમાજવાદ તેની પધ્ધતીમાં ને નેમમાં બહુમતવાદી છે. ભવીષ્યમાં વર્ગહિન સમાજ એને રચવાનો છે, અને એ સમાજ પોતે જ ગણ સત્તાક (Democratic) રહેવાનો છે. આ ધ્યેયની સીધ્ધી સરમુખત્યારીની પધ્ધતીથી કરી શકાય નહીં—કરવી યોગ્ય નથી. કોઇ પણ સમુદાય ઉપર રાજકિય સ્વતંત્રતા કે આર્થીક આઝાદી એની ઇચ્છા વીરૂધ્ધ આરોપવાનો કંઇ જ અર્થ નથી: સમુહની મુક્તી સમુ[illegible] સહકારથી ગેળ[illegible] સંઘ શ્રમજી[illegible]રે એણે [illegible] સુધરે તેમાં તેમની પ્રગ[illegible]સ્વાપર [illegible]ન જોતો નથી. કામદારો દીવસે દીવ[illegible] દુરવસ્થામાં જકડાઇને આખરે છવ પ[illegible] આવી જાય અને ઉશ્કેરાટની ટોચે પહોં[illegible]તાક જોઇએ.

**મુ**ડીવાદની મર્યાદા રાષ્ટ્રીય સીમાઓથી બંધાએલી નથી. એ મુડીવાદ તો ભૌગોલીક સીમાઓને ભેદી દેશ દેશાંતરમાં પ્રસરે છે અને પ્રત્યેક સ્થળે એક જ ધોરણે એક જ પ્રકારની પધ્ધતીથી અડ્ડો જમાવી આગળ ધપે છે. જેમ મુડીવાદ સર્વવ્યાપી છે, તેમ શ્રમજીવીઓની સમાજવાદી ચળવળ પણ કોઇ એકદેશીય ચળવળ નથી. સ્વરાષ્ટ્રીય મુડીવાદ સામે એને જેટલી અથડામણી છે, એટલોજ સંબંધ તેને અન્ય રાષ્ટ્રોની કામદાર ચળવળ જોડે છે. સમાજવાદી લડત આંતરરાષ્ટ્રીય છે. એટલે દરેક દેશના સમાજવાદી પક્ષની ફરજ બીજા તમામ રાષ્ટ્રોના સમાજવાદી પક્ષો જોડે સહકાર કરી, મુડીમંડીત સામ્રાજ્યવાદનો વ્યવસ્થીત સામનો કરવાની છે લશ્કરવાદ સામે, સંહારના સાધનો ઘડાતાં અટકાવવા માટે, સશસ્ત્ર લડાઇઓ બંધ કરાવવા સારૂ, આંતરરાષ્ટ્રીય બંધુત્વ બાંધવા કાજે, અને શ્રમજીવીઓના હક્કો ઉપરનાં આક્રમણોને નીવારવાના હેતુથી આ પક્ષોએ ખભેખભા લગાવી મહેનતુ માનવતાને જાગ્રત કરવી ઘટે છે.

આ દષ્ટીએ હીંદનો સમાજવાદી પક્ષ શ્રમજીવી સમુહનું એક અંગ અને 'સમાજવાદી આંતરરાષ્ટ્રીય' સંસ્થાનો વીભાગ બની રહેશે. બીજા દેશોમાં જે સમાજવાદ હૈયાત હોય અથવા તો જેની સ્થાપના માટે ઝુંબેશ ચાલતી હોય તે સમાજવાદથી અલગ તરેહના સમાજવાદને આ પક્ષ ઓળખી શકે જ નહીં; કેમ કે સર્વ સ્થળે સમાજવાદના સીધ્ધાંતો એક જ છે, અને સમાજવાદની આખી લડત એક જ પ્રકારના સંયોગો અને આર્થિક સંબંધોમાંથી ઉભી થાય છે.

# સજ્જન થવાનાં માઠાં ફળ



[ નવી વાંચનમાળાનો એક પાઠ ]

: લેખક :
જીતુભાઇ પ્ર. મહેતા

માણસ સાવ કમઅક્કલ નીવડે તો આપણે તરત જ એને "સારા માણસ" નું બીરૂદ આપી દઇએ છીએ. "એકંદરે માણસ સારો" એ વાકય કાને અથડાઇ જાય એટલે તરત જ સમજી લેવાનું કે "શકિત વીનાનો શખ્સ"...... મહાત્મા ગાંધીના સિદ્ધાન્તોની વિરૂદ્ધ જઇને પણ આપણી અક્કલ એને 'અસ્પૃશ્ય' તરીકે અલગ જ રહેવા દે! વળી કોઇનો અવાજ કાનના પડદા પર ટકોરા મારી જણાવે કે આ ભાઇ ગુજરાતના કવિ છે, તેમણે ઘરની બારીમાં બેસી ગુલાબની પાંખડી પર પંદર કાવ્યો લખ્યાં છે, 'અનેકને ન્યુમોનીઆ' નાં ઇનામ આપતી ટાઢી ગોળ ચંદ્રિકાના મલકારા કલમમાં ઝીલ્યા છે...ત્યારે એ કવિને ફેરન ઓળખી લેવો કે મગજના ખરાબે ચડેલ એ ઇનસાન છે. સાત્વીકતા અને પવિત્રતાની ઝબાન સાંભળો તો જરૂર નક્કી કરી નાખજો કે એ તીવીંયં મનુષ્ય છે...............પણ જ્યારે કોઇના મુખના દરવાજામાંથી 'સજ્જન' શબ્દ બહાર પડે ત્યારે સમજી લેજો કે એ કમનસીબ માનવી છે......

સજ્જનતા નભાવવા માટે સૌની પહેલાં તો માથા પર ટુંકા વાળની જરૂર પડે છે. ઉપરાંત ભાવશુન્ય–Vacant–ચહેરો એનો પ્રધાનસુર છે. કંટાળો ઉપજાવે તેવાં સ્વચ્છ કપડાં એ એનું એક લક્ષણ છે. હરઘડીએ 'પ્લીઝ' શબ્દ કાઢવાની ધીરજ અને હિંમત સજ્જનતામાં પ્રાણ પુરે છે......આમાંનું એક પણ તત્વ ધરાવવાની મારામાં તાકાત નથી છતાં પણ થોડી જ ક્ષણો સુધી મારે 'ગૃહસ્થ' કેમ બનવું પડયું એ દર્દનાક કીસ્સો તમને કહી સંભળાવું!

...પરાનાં "તાજમહાલ હેર કટીંગ સલુન"માં હું બીરાજ્યો! રોટલા જેવી વાસ મારતા સાબુના થરના થર મારા ગાલ અને દાઢી પર જામી ગયા હતા. એ સાબુનાં ફીણો એટલાં બરછટ હતાં કે મારે ખુરશી પરના એક શહીદનું પાત્ર ભજવવાનો મોકો આવ્યો!......આખરે 'શેવીંગ'ના અંક પર પડદો પડયો અને વાળ કાપવાના દૃશ્ય પર પડદો ઉઘડયો. 'તાજમહાલ' સલુનમાં પહેલાં શેવીંગ કરવામાં આવે છે અને ટીશીના વાળ બરોબર કરવાના પ્રયાસને અંતે વાળ કાપવાની ક્રિયા ચાલુ થાય છે...એ ભાગના આ અતિ કરૂણ અંકનો અંત જણાવું... મારા મોટા વાળ સાવ ટુંકા થઇ ગયા... મસ્તક પર એ બાલની જ ટોપી લગાડી હોય તેવા મારા દીદાર થયા...પછી ન્હાઇ ધોઇને "રામભરોસે લોંડ્રી'માંથી ધોવાએલ કપડાં મેં પહેરી લીધાં.........કંટાળો ઉપજાવે તેવાં એ સ્વચ્છ કપડાં હતાં. એ ધોબીનો ગુન્હો હતો......અને હું બહાર નીકળ્યો ત્યારે મારા પેટમાં કાંઇ પડયું નહોતું એટલે મારો ચહેરો દીન લાગતો હતો......આમ સજ્જનનાનાં ઘણાખરાં લક્ષણો મારી આસપાસ વીંટળાયાં...... એ જ કમનસીબ હાલતમાં હું બહાર પડયો......થોડે દુર ગયો ત્યાં કેટલાક 'કોમરેડો' મળ્યા......સામ્યવાદના આ શોખીનોએ તરત જ મને શીરપાવ આપ્યો. જોયો આ "બુરઝવા?"......આગળ હું સાંખી ગયો કારણ કે એ માટે હું જવાબદાર નહોતો.

...પછી હું ટ્રેનમાં બેઠો. એક ફાંકડી છોકરી તરફ નયન છટકાવી મેં સૌંદર્યને સલામ કરી પણ મારા નિર્દોષ દેખાવથી એ છોકરીને ખુબ માઠું લાગ્યું. મને એ નિર્દોષ 'દેખાવ' બીજાનો આપેલો હતો એટલે મારો શો દોષ?...બોરીબંદર સ્ટેશને ઉતરી હું 'કેપીટોલ' સીનેમા તરફ ધસ્યો. ટીકીટ ઓફીસ આગળ ચીકાર માણસો જમા થયાં હતાં...પણ એ ટોળામાં યે હું મારા સજ્જનં 'દીદાર' છુપાવી શકયો નહિ. એટલે જ મને કહેવામાં આવ્યું— "જરા અમારી સાત ટીકીટ લઇ આપજો ને"...આખરે બારણાં ખુલ્યાં અને અમે અંદર ઘુસ્યા......થોડી જ ક્ષણો પછી મારી પાસે એક પુખ્ત ઉમ્મરની સ્ત્રી આવી...હું ગભરાયો..."તમારી સીટ જરા મને આપશો? તમે મારી સીટ લઇ શકો છો"...અને મને થાંભલા પાછળની 'સીટ' સાંપડી! અને અનેક યાતનાઓમાંથી પસાર થઇ હું રાત્રે ઘેર આવ્યો પછી તરત જ મેં મારાં વિચિત્ર કપડાં બદલ્યાં. માથું સાબુથી ધોઇ નાખ્યું અને ઝુલ્ફાં આઝાદ બની પવન સાથે મોજ કરવા લાગ્યાં...સજ્જન થયો મારે મારા કેવા હાલ થયા એનો વિચાર કરતો હું ફરવા માટે બહાર પડયો.

નિશા રાણીની સવારી નીકળતી હતી વાદળાંની કાળી અંબાડી પર આજે એ શોભતી હતી. હજારો તારકો એનાં સ્વાગત કરી રહ્યા હતા, ચાંદો એની છડી પોકારી રહ્યો હતો અને મારા પગ આગળ ને આગળ ધસે જ જતા હતા. કામદારોની ચાલી પાસે એ અટકી પડયા... ઉંડા રૂદનના અવાજો મારા કાને અથડાયા ...હું ચાલીની અંદર દાખલ થયો.

"યાર, હમીદકુ ભારી ચોટ લગી હય" હમીદ અઢાર વરસનો યુવાન હતો. અમે દોસ્ત હતા...હમીદની ખોલીમાં હું દોડી ગયો...હમીદ મલીન પથારી પર પડયો હતો. એ શુદ્ધિમાં નહોતો. એની મા ડુસકાં ભરતી

હતી...હું એના બીછાના પાસે બેસી ગયો. સાત વરસના મારા કારખાનાના જીવને મને આવાં દ્રશ્યો દેખાડયાં હતાં......

"સવારે સાવ સાજો સારો ગયો હતો" માતાની આંખનાં આંસુ બોલી ઉઠયાં.

"ડાક્ટર કયારે આવશે?" માએ સવાલ કર્યો. ચાલીના કામદારો આખરે ડાકટર સહિત આવી પહોંચ્યા...હમીદની માતાના દીલમાં આશાનું કીરણ પ્રગટયું...ડાકટરે હૃદય તપાસવા માંડયું. થોડી ક્ષણો પછી ડોકટરે જાહેર કર્યું......

"હૃદય હમણાં જ બંધ પડયું..."

"ડાકટર સાબ, સારૂં થશેને?" માનો આશાવાદ મરે તેમ નહોતો. પણ બીજી જ પળે તે સમજી ગઇ! હમીદ એ જ હાલતમાં પડયો હતો...ચાલ આખી જીવતી થઇ હતી. બધા જ કામદારોનો માનો જાણ્યો મૃત્યુ પામ્યો હોય તેવો શોક ફેલાઇ રહ્યો...હમીદની બુઢી મા આસપાસ કેટલાએ શ્રમજીવીઓ ફરી વળ્યા. કામદારોની આ કંગાલ કોટડીઓ મારૂં સ્થાન હતી. સમુહ સાથેની એ શામેલગીરી જ મને જીવનજોમ બક્ષતી-મેં આખી રાત આ ચાલીમાં જ પસાર કરી! પણ ભળકડાની બ્હીસલે કામદારોને ચાબખો માર્યો. બધા જાગી ગયા...જગતે પ્રવૃત્તિ શરૂ કરી... અને હું મારે રાહે ચાલતો થયો.

અત્યારે–ઉગતા પ્રભાતની–કુદરતની તાઝગી પણ હું સહન કરી શકયો નહિ...એ તાઝગી અમુક લોકો જ મ્હાણતા હતા. અને જગતનો અઠાણું ટકા વર્ગ તો એ ઉગતું પ્રભાત કારખાનાના અંધકારમાં જ ગુજારતો હતો......બીજી 'બ્હીસલ' થઇ–મને એમાં હમીદની માનાં ડુસકાં સંભળાતાં હતાં.

---

# એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

---

# ૯ અસુખી લગ્નોની-

ધર્મ, જાતિય અજ્ઞાન અને જાતિય અસમાનતા સમાજના પ્રવર્તતા અસુખી લગ્નો માટે જવાબદાર છે એમ લેખકનું માનવું છે અને તેથી આ તત્વોની કડક ટીકા કરે છે.



: લેખક :

આ લેખમાં આપણે દુઃખી લગ્નોનાં કેટલાંક કારણોની સમીક્ષા કરીશું. સમાજમાં પ્રવર્તેલી લગ્નસંસ્થા ભલે પછી તે કોઇ કોમની યા જાતની હોય. તેની સામે આજે લગભગ દરેક સમજુ માણસ ઉગ્ર અસંતોષની નજરે જુએ છે. એક યા બીજા કારણોને લઇને દરેક સમાજની લગ્નસંસ્થામાં અહિં તહિં ફેરફારો સુચવી કેટલાકો તેને સુધારવા સતત પ્રયાસ કરે છે, કેટલાકો એ સંસ્થામાં મુલગત પરિવર્તન કરવાની તરફેણ કરે છે. આવી તરફેણ કરનારાઓમાં જ્યોર્જ રાયલીસ્કોટ પણ એક છે. તેઓ દુઃખી લગ્નોનાં કારણોની સમાલોચના કરીને છેવટે લગ્નસંબંધ કેવો હોવો જોઇએ તેનું તેમના એ અદ્વિતીય પુસ્તકમાં વિવેચન કરે છે.

દુઃખી લગ્નોનાં અનેક કારણોમાંના ખાસ કારણોની સમાજશાસ્ત્રની દ્રષ્ટિએ સમાલોચના કરતાં મી. જ્યોર્જ રાયલી સ્કોટ લખે છે કે "ક્રીશ્ચીયન ધર્મ, સમાજમાં પ્રવર્તતા દુઃખી લગ્નો માટે મોટે ભાગે જવાબદાર છે. કોઇ પણ બીજા કારણ કરતાં એ ધર્મે મુર્ખાઇ ભરેલાં ફરમાનો અને આદેશોથી તથા જનતામાં કેવળ અંધશ્રદ્ધા ઉપજાવીને, પુરૂષ તથા સ્ત્રી વચ્ચેના લગ્નસંબંધનું વધારેમાં વધારે અસુખ ઉત્પન્ન કર્યું છે." મી. જ્યોર્જનું આ મંતવ્ય જેટલું ક્રીશ્ચીયન ધર્મ માટે સાચું છે તેટલું જ તે જગતના બીજા ધર્મો માટે પણ સાચું છે. પૃથ્વીના પટ ઉપર પ્રવર્તતા દરેક ધર્મોએ નીતિને નામે જનતામાં જાતિયજ્ઞાનનો પ્રચાર અટકાવ્યો છે એટલું જ નહિં પણ તેને બિભત્સ અને પાપમય ગણ્યો છે. જાતિયજ્ઞાનની અજ્ઞાનતાને લઇને ઘણા કેસોમાં પુરૂષ તેની સ્ત્રીની વિલાસવૃત્તિ પુરેપુરી સંતોષી શકતો નથી અથવા તો સ્ત્રી પણ તેના પતિને પુરેપુરો સંતોષ આપી શકતી નથી. અને એ અસંતોષમાંથી ઘણાએ દાખલાઓ બન્યા છે કે જેમાં એક અથવા બીજાપક્ષે લગ્નગ્રંથી તોડી નાખી છે અથવા તો વ્યભિચારનો રસ્તો લીધો છે. મી. જ્યોર્જ કહે છે કે આ ઉપરથી

# એક સમીક્ષા

દંપતિ જીવનમાં સામાન્ય થઇ પડેલા કલહના મુળ કારણોની લેખક આ લેખમાં અતિ અભ્યાસજન્ય સમિક્ષા કરીને ભાવી લગ્નોનું ભાવનાભર્યું ચિત્ર આ લેખમાં દોરે છે.




રમણીક વી. મહેતા

બી. એસ સી., એલ. એલ. બી.


એમ સમજવાનું નથી કે દરેક પરણીત દંપતિએ લગ્ન થતાં સાથે તેમની સાથે એકએક કામસુત્રનું પુસ્તક રાખવું. પરંતુ તેઓ એવો તો ખાસ અભિપ્રાય ધરાવે છે કે લગ્નમાં જોડાતા યુગલે સંભોગ ક્રિયાનાં સામાન્ય જ્ઞાન કરતાં થોડું ઘણું વધારે જ્ઞાન તો રાખવું જ જોઇએ.

જાતિયજ્ઞાનની અજ્ઞાનતાને લઇને બીજી પણ કેટલીક વીઘાતક અસરો સીધી અને આડકતરી રીતે લગ્ન ઉપર થઇ છે અને થાય છે આપણામાં એક નિયમ સર્વ સામાન્ય થઇ પડયો છે અને તે એ કે જે વસ્તુનો પ્રતિબંધ કરવામાં આવે તે વસ્તુ ખાસ કરીને જનતાના મોટા વર્ગનું ધ્યાન ખેંચનારી થઇ પડે છે એટલું જ નહિં પણ તેનો પ્રત્યાઘાત એટલો બધો થાય છે કે તે સારા ને બદલે વધારે માઠા ફળમાં પરિણમે છે. જાતિયજ્ઞાન ઉપર ધર્મોએ પ્રતિબંધો મુકયા અને તેનું પરિણામ એ આવ્યું કે બિભત્સ સાહિત્ય અને ચિત્રોનો ખૂબ પ્રચાર થયો, છુપી રીતે સ્ત્રી પુરૂષોનાં ગુપ્ત અંગો નિરખવાની વૃત્તિ કેળવાઇ. અને એવાં અનેક કલુષીત માનસના પ્રસંગો ઉભા થાય છે. અને આખરે આવા કલુષીત માનસને પરિણામે કેટલાંયે સ્ત્રી પુરૂષોમાં વિલાસ વૃત્તિનો અતિરેક ઉદ્‌ભવે છે અને કેટલાંય સ્ત્રી પુરૂષો આડે રસ્તે જઇને અનેક રોગોના ભોગ બને છે. દુઃખી લગ્નોમાં જાતિય અજ્ઞાનતા એક પ્રકરણનો ઉમેરો કરે છે.

પણ મી. જ્યોર્જના ક્રીશ્ચીયન ધર્મ ઉપરના પ્રહાર અહીંથી જ અટકતા નથી. તેઓ કહે છે કે એક બાજુ ધર્મે જાતિય અજ્ઞાનતાને પોષી છે અને તેથી કરીને અનેક જાતના દુઃખી પ્રસંગો પેદા કર્યા છે. સાથે જ તેણે (ધર્મે) એ દુઃખી લગ્નોનો અંત આણવા ઉપર આકરા પ્રતિબંધો મુકયા છે, જો કે એ આકરા પ્રતિબંધો હવે કાયદાની મદદથી તુટવા લાગ્યા છે અને ઘણા આગળ વધેલા દેશોમાં તો સામાજીક અભીપ્રાય લગ્નસંબંધ એક સાદા કરારની માફક સ્વેચ્છાએ તોડી શકાવો જોઇએ એવો

કેળવાય છે. પરંતુ લગ્નસંબંધ કેવો હોવો જોઇએ અને તેનાં શાં કારણો છે તે આપણે આગળ ઉપર યોગ્ય જગ્યાએ જોઇશું. હજુ તો આપણે ધર્મે જાતિય સંબંધ તરફ કેવું વલણ લીધું છે અને તેથી કરીને લગ્નસંસ્થા ઉપર તેણે શી અસર કરી છે તે જોઇશું.

મી૦ જ્યોર્જ એક બીજી દલીલ કરે છે અને તેમાં પણ તેઓ ધર્મની ઘણી સખત ઝાટકણી કાઢે છે. તેઓ લખે છે કે ક્રીશ્ચીયન ધર્મે પુરૂષોની અને ખાસ કરીને વિલાસના કીડાઓની અને વ્યભિચારને જીવનનો પરમ ઉદ્દેશ ગણનારાઓની ઘણીજ તરફદારી કરી છે. તેમની અતિશય કામવાસના માટે તેણે એ પ્રકૃતિના માણસોને લાયસન્સ આપ્યું છે કારણ કે તેમની આ નિર્દયતા સામે અસહાય એવી બાળાઓનો ભોગ મેળવવાનું તેમને માટે ધર્મે ઘણું સ્હેલું કરી મુક્યું છે. જાતજાતના અંકુશો મુકીને લગ્નને લગભગ રદ્દ નહિં કરી શકાય એવો કરાર બનાવ્યો તેથી પણ સંતોષ નહિં માનતાં ધર્મે લગ્નની બહારના જાતિસંબંધને પાપમય ગણીને તિરસ્કારી કાઢયો છે. અને તેમ કરીને ગમે તેવા કામી પુરૂષને લગ્નનો આશરો લેવાની ફરજ પાડી છે. ધર્મના પેલા કહેવાતા રખેવાળો લગ્નથી બંધાયલા પુરૂષની તે અતિશય કામવાસનાના સંતોષથી થતી સ્ત્રી ઉપરની ક્રુરતા સામે એક ઉચ્ચાર પણ કાઢતા જણાતા નથી. વળી એ ધર્માચાર્યોમાંનો મોટો ભાગ સંતતિનિયમનને પણ વખોડી કાઢે છે. બર્ટ્રાન્ડ રસેલ તેમના "હું શું માનું છું" (What I believe) નામના તેમના પુસ્તકમાં એક ઠેકાણે મી. જ્યોર્જ રાયલીસ્કોટના આ મંતવ્યને ટેકો આપે છે. તેઓ પણ જણાવે છે કે "ધર્માચાર્યો નીતિના શિક્ષકો તરીકે એ રીતે નિષ્ફળ નિવડયા છે. તેઓ નુકસાન નહિં કરતાં કૃત્યોને વખાડે છે અને નુકસાન કરતાં કૃત્યો તરફ સ્હેજ પણ વિરોધ દાખવતા નથી......ઉપરાછાપરી સંતતિ આવવાના કારણે એક સ્ત્રી મૃત્યુ પામે ત્યાં સુધીની ધણીની ક્રુરતા તરફ એક પણ ધર્માચાર્ય વિરોધનો સુર કાઢતો જણાતો નથી. એક ધર્માચાર્યને હું ઓળખતો હતો. તેની સ્ત્રીને નવ વર્ષમાં નવ બાળકો જન્મેલાં. દાક્તરોએ તેને કહેલું કે જો તેણીને હવે એક વધારે બાળક જન્માવવું પડશે તો તેણી ખચીત મૃત્યુ પામશે. બીજે જ વર્ષે તેણીએ એક વધુ બાળકને જન્મ આપ્યો અને દાક્તરોની વાણી ખરી પડી. કોઇએ પણ આ જાતની ક્રુરતાને નીંદી નહિં. પેલો ધર્માચાર્ય થોડા વખત પછી બીજી પરણ્યો. આમ જ્યાં સુધી ધર્મને નામે ક્રુરતાભર્યાં કૃત્યોને મારી અપાય અને નિર્દોષ આનંદને પાપમય ગણાય ત્યાં સુધી ધર્મ એ નીતિનો રક્ષક ને બદલે ભક્ષક બને છે:"

[૨]

**આ** વસ્તુ હમેશાં પુરૂષો માટે જ ખરી છે એમ પણ નથી. જેમ પુરૂષવર્ગમાં કામના કીડાઓ હોય છે તેમ સ્ત્રીવર્ગમાં પણ હોય છે. મી. જ્યોર્જ કહે છે કે આવી વૃત્તિવાળી સ્ત્રીઓએ લગ્નસંબંધથી નહિં જોડાવું જોઇએ. તેમણે તો તેમનો કામાગ્ની લગ્નની બહાર બુઝવી તેમનું જીવન નિભાવવું જોઇએ. મી. જ્યોર્જનું આ નિવેદન પ્રથમ દૃષ્ટિએ ઘણું જ ખરાબ લાગશે પરંતુ તે સમાજ અને

વ્યક્તિગત કલ્યાણ માટે શ્રેયસ્કર છે. પુરૂષ કરતાં સ્ત્રીની આ વૃત્તિ દશગણી ખરાબ છે. પુરૂષની ગમે તેટલી લાલસા પણ એક વખત સંતોષાઇ જાય છે પણ સ્ત્રીઓના દાખલાઓમાં તેમ થતું નથી. આવી સ્ત્રીઓ કે પુરૂષો સાથેનો સંસાર અનિવાર્ય દુઃખી જ નિવડે.

ત્રીજ રીતે કેટલાંયે લગ્નો જાતિય વિપરીતતાને લઇને પણ દુઃખી નિવડે છે. લગ્નમંથીથી જોડાવાને એક વખત અધીરી બનેલી યુવતી લગ્ન થયા પછી થોડા જ વખતમાં તેના પતિના સતત સહચારમાં આવ્યા પછી તેની વિચિત્ર ટેવો અને રીતભાતથી એટલી કંટાળી જાય છે કે જો કાયદો મના ન કરતો હોય તો તે તેના ધણીથી તરત જ દૂર ભાગી જાય. અને એક યુવાન પણ તેની પત્નિની રીતભાત જોઇને તેટલો જ નિરાશ બને છે. એવા સંજોગોમાં તેને તેની પત્નિનો સહચાર ન ગમતો હોય છતાં તેણીના જીવન નિર્વાહનો બોજો ક્રમને પણ ઉપાડવો પડે છે. વળી જ્યાં સ્ત્રી તથા પુરૂષ વચ્ચેની વયમાં ઘણો તફાવત હોય છે ત્યાં પણ સુખ અશક્ય છે.

દુઃખી લગ્નોનાં આવાં બીજાં પણ કેટલાંક કારણોનો નિર્દેશ કરીને મી० જ્યોર્જ લગ્નસંસ્થાના ભાવિ ઉપર નજર કરે છે વર્તમાન લગ્નસંસ્થા કેટલી ખરાબ રીતે ડહોળાઇ ગઇ છે તે આપણે ઉપર જોઇ ગયા. ધર્મ જ આને માટે મોટે ભાગે જવાબદાર છે. તે જનસમાજના મોટા ભાગથી ન બની શકે તેવીજ વસ્તુ કરવાનો આદેશ આપે છે. એક બાજુ તે એક વસ્તુને ધિક્કારે છે અને બીજી બાજુ તે વસ્તુને ઉત્તેજન મળે એવા નિયમો અને આદેશો આપે છે. અનેક પત્નિ કરવાની પ્રથાને તે એક બાજુથી ઝાટકે છે (હિંદુ અને મુસલમાન ધર્મ સિવાય) અને બીજી તરફ અનેક સ્ત્રીગમનની વૃત્તિને તે આડકતરૂં પોષણ આપે છે; સંતતિનિયમન અને અપકવ ગર્ભપાતને ધિક્કારે છે અને લગ્નની બહારની સંતતિની અવગણના કરે છે. પરંતુ ધર્મની સત્તાનો દોર હવે ધીરેધીરે હળવો થતો જાય છે. નવયુગનાં આંદોલનો સામે તે ટક્કર દ્દઢતાથી ઝીલે છે ખરો પણ એક હારતા યોદ્ધાની માફક તેને યુગબળનાં ઉત્સાહી અને પ્રચંડ આંદોલનો આગળ બહાદુરીથી પાછા હઠવું પડે છે. ધાર્મિક ક્રિયા અને ધર્માચાર્યોના આશીર્વાદો સિવાયનાં લગ્નો દિનપ્રતિદિન વધતાં જાય છે અને ધર્માચાર્યો પણ એ યુગબળને પિછાનીને અહીંતહીં છુટછાટ આપે જાય છે. આમ ધર્મસત્તાના દોરની પડતી સાથે, સ્ત્રી સમાજની સ્વતંત્રતા તરફની કુચકદમે અને સંતતિનિયમનના ફેલાતા જ્ઞાને, ધર્મના સિદ્ધાંતો અને આદેશો ઉપર રચાયલી લગ્નસંસ્થાના મુળમાં કારી ઘા કરવા શરૂ કરી દીધા છે. જુની વસ્તુસ્થીતિને જમીનદોસ્ત કરીને તેની જગ્યા ઉપર જાતજાતના સુધારાવધારા આ નવી બદલાયલી પરીસ્થીતિએ આણ્યા છે. યુગબળનું એ અનિવાર્ય પરિણામ છે. પરંતુ લગ્નસંસ્થા હજુ તેની આદર્શ સ્થીતિએ પહોંચી નથી, હજી તે વર્તમાન યુગના સંજોગો અને પરીસ્થીતિને પુગતી અનુકુળ થઇ નથી.

અપુર્ણ.

# રશીયાના ઓતપ્રોત સોવીયેટની બાળયોજના

:અનુવાદક:

**સો**વીયેટ રશીયામાં બાલકોને પણ આપવામાં આવે છે. તેમના પાઠય હોય છે. આવી એક 'પ્રાગમર'નો થયેલો. તેનું નામ છે

**પ**હેલા જ પ્રકરણમાં મુડીવાદી જવાદી યોજનાપુર્ણ ઉત્પાદન આખુંય પ્રકરણ એટલું તો રસિક સમક્ષ રજુ કરવાના વિચારને અમે અનુવાદ અત્રે પ્રસિદ્ધ

**પાંચ વર્ષની યોજના** કંઇ એક કારખાનાની ખીલવણીની યોજના નથી પણ ૨૪૦૦ કારખાનાની ખીલવણી તેમાં સમાયેલી છે. તેમ જ પુસ્તકાલય, શાળાઓ, સામુદાયિક ફાર્મો, સરકારી ફાર્મો, ખાણો, રેલ્વેઓ, વહાણો, પુલો, વીજળીક બળના મથકો અને શહેરોની ખીલવણી પણ આ પ્રચંડ યોજનામાં ગુંથી દેવામાં આવી છે. એક કે બે વ્યકિતઓ નહીં પણ હજારો સુશિક્ષીત વ્યકિતઓએ આ મહાન યોજનાના ઘડતરમાં ભાગ લીધો છે. આખાયે દેશની પુનર્રચના કરવાની આ યોજના છે. અને લાખ્ખો શ્રમજીવીઓ નવું રશીયા સર્જવા માટે તત્પર બન્યા છે.

ઇતિહાસે આવી યોજના કદી જોઇ નથી. આ દેશના કરતાં અમેરિકામાં ઘણીય મ્હોટી ફેક્ટરીઓ છે. અમેરિકાના યંત્રાલયોમાં એક મીનીટમાં ચાર મોટર બને છે, એક દીવસમાં આખો પુલ બાંધી શકે છે, લગભગ દશ લાખ ટ્રેકટરો જમીન ખેડે છે, અને તેમના ૬૦ માળના મકાનો આકાશ સાથે વાતો કરે છે. અમેરિકનો તેમના યંત્રો માટે,–તેમના કારખાનાઓ માટે સ્વાભાવિક મગરૂરી દાખવે છે.

# બાળશિક્ષણમાં થયેલી પ્રચારકલા

પ્રવાસી

પાંચ વર્ષની યોજનાની માહીતી પુસ્તકો આ યોજનાથી છલોછલ ભરેલા ઇંગ્લીશ અનુવાદ વર્ષ પહેલાં પ્રસિદ્ધ 'Moscow has a plan.'

અરાજક ઉત્પાદન પદ્ધતિ અને સમા- પદ્ધતિની એક સમતુલના છે. એ છે કે તેને અમારા વાચક સમુદાય રોકી શક્યા નહીં. તેનો અક્ષરશ કરવામાં આવે છે.

પણ કેવી રીતે આ કારખાનાઓ કામ કરે છે? અમુક સામાન્ય યોજનાને અનુલક્ષીને? ના. તેમ નથી. કોઇ પણ પ્રકારની યોજના વગર જ તેઓ કામ કરી રહ્યા છે.

યોજનાશૂન્ય ઉત્પાદન પદ્ધતિમાં—

મી. ફોકસને પૈસા મળ્યા. ધારો કે ૧૦૦૦૦ પાઉન્ડ. પણ પૈસા આળસુ પડયા રહે! મી. ફોકસ વર્તમાનપત્રો ઉપર નજર નાંખે છે. પોતાના મિત્રોને મળે છે. સવારથી સાંજ સુધી તેના એજન્ટો શહેરમાં ઘુમી વળે છે. મી. ફોકસના પૈસા કયાં રોકવા તે માટે તપાસ ચાલે છે.

આખરે ધંધો જડયો. હેટ! એજંટો કહે છે કે હેટ ખપે છે! અને માણસ પૈસાદાર બને છે. માટે હેટ બનાવવાનો ઉદ્યોગ સ્થાપો!

પણ તેજ વખતે મી૦ પોકસ, મી૦ ક્રોકસ અને મી૦ નોકસને આજ વિચાર સુઝે છે. તેઓ બધા જ એક સાથે હેટ ફેકટરીઓ બાંધવા બહાર પડે છે.

૭ મહીનામાં નવી હેટ ફેકટરીઓ સ્થપાય જાય છે. દુકાનોમાં છેક છત સુધી હેટો ખડકાય છે. પ્રત્યેક 'સ્ટોર'માં ટોપીઓ ઉભરાય છે. પ્રત્યેક જગ્યાએ પોસ્ટરો મુકયાં છે કે 'હેટ ખરીદો'. જાહેર ખબરોમાં પણ આ જ વસ્તુ આંખને ચાકીે છે. હેટ! હેટ! હેટ! અને ખપે તેન કરતાં વધુ ટોપીઓ બને છે. વેચાય કે ન વેચાય પણ હેટ બનાવવાનું કામ તો ચાલુ જ રહે છે.

અને હવે એવું કંઇક બને છે કે જેની મી૦ ફોકસ, કે મી૦ પોકસ, કે મી૦ ક્રોકસ કે નોકસને કલ્પના જ ન હતી પ્રજા હેટ લેવાનું મુલત્વી રાખે છે. આથી મી૦ નોકસ હેટના ભાવમાં બે આના ઘટાડો કરે છે. મી૦ પોકસ ત્રણ આના ઘટાડે છે. અને મી૦ ફોકસ ખોટ ખાઇને વેચે છે.

છતાં વેપાર દરરોજ બગડતો જ જાય છે પ્રત્યેક વર્તમાનપત્રમાં જાહેર ખબર દેખાય છે કેઃ-



હજારો કામદારોને ઘેર બેકારી અવતરે છે. નવાં મશીનો કાટ ખાઇ જાય છે. મકાનોને ખંડીયેર તરીકે વેચી મારવામાં આવે છે.

એકાદ વર્ષ પસાર થાય છે. ફ્રોકસ, કોકસ, પોકસ, નોકસને ત્યાંથી લીધેલ ટોપીઓ જુની થઇ જાય છે. જાહેર પ્રજા એકવાર ફરીથી ટોપીઓ લેવાનું શરૂ કરે છે. ટોપીઓની દુકાનોમાંથી ચપોચપ માલ ઉપડવા લાગે છે.

અને હવે મી. ફ્રોકસને બદલે ડુડલ હેટનું કારખાનું કાઢવા માટે યત્ન આરંભે છે. મી. પુડલ અને મી. નુડલને આ જ વિચાર સુઝે છે. અને જુની ઘટમાળ પાછી શરૂ થાય છે.

અને જે અનુભવ હેટના કારખાનામાં આપણે જોઇએ છીએ તે જ અનુભવ અન્ય વસ્તુઓના કારખાનામાં પણ દેખાય છે. ખાંડ, લોઢું, કોલસો, પેરેફીન એ સર્વ ધંધામાં આ જ અનુભવ પાછો સાંપડે છે. ફેક્ટરીઓ સ્થપાઇ છે અને તૂટે છે. આ ઉપરથી કોઇ એમ જ માની લે લોકોએ બુદ્ધીતત્વને દેશવટો આપ્યો છે.

## ગાંડો મુલક

૧૯૨૦ ની પહેલી સપટેમ્બરે ભારખાનાના ત્રીસ ડબ્બાઓ લઇને એક ગાડી વોશીંગટનથી ઉપડી. રોડવાનમાં ઠાંસી ઠાંસીને તરબુચો ભર્યાં હતાં. તરબુચો પાકાં અને સ્વાદીષ્ટ હતાં. બજારમાં તેની એક શિલીંગ કિંમત ગણાય. ઉત્તર તરફ આગગાડીએ દોટ મુકી.

પોટમેક નદીની એક ખીણ પાસે આગગાડી ઉભી રહી. કામદારો નીચે ઉતર્યા. એક રોડવાન પાસે કામદારો ભેગા મળ્યા.

અને નદીમાં તરબુચનો પડવાનો અવાજ આવ્યો. એક...બે...ત્રણ...અને બે મીનીટમાં રોડવાનના તરબુચો પોટમાક નદીના જળમાં નાચવા લાગ્યાં. એક પછી એક અને બધા રોડવાન ખાલી થયાં. નદીમાં તરબુચોની રેલમછેલ જામી. કેટલાંક પડતાની સાથે તુટી ગયાં. કેટલાંક પ્રવાહમાં અદ્રશ્ય થઇ ગયાં. એક સામટો તરબુચો આઘેથી લીલા તરાપા સમાં દેખાવા લાગ્યાં.

કલાકમાં તો બધાં તરબુચ નદીને તળીયે જઇ ચુકયાં. આગગાડીની તીણી વીસલ વાતાવરણમાં ઘુમવા લાગી. કામદારો ભારખાનામાં ચઢી બેઠા. અને આગગાડી ઉપડી ગઇ.

આ વાર્તા કંઇ ઉપજાવી કહાડી નથી. જેને આ કથા સત્ય ન લાગતી હોય તે સ્ટુઆર્ટ ચેઝ નામના જાણીતા ઉદ્દામ અમેરિકને લખેલી ચોપડી 'Tragedy of waste' જુવે. (પાનુ ૧૦૨). ત્યાં ત્હમો આ તરબુચની ઘટનાને પુર્ણ રૂપમાં આલેખાયેલી જોશો.

આ ચોપડીમાં આવી વસ્તુનાશના કેટલાય દાખલાઓ છે.

'૧૯૨૦ માં દક્ષિણ ઇલીનોઇઝની ખીણોમાં અને નદીઓમાં હજારો ગેલન દુધ ઢોળી દેવામાં આવ્યું હતું.'

'૧૯૨૧ ના ઓકટોબરમાં જાહેર રસ્તાઓ ઉપર મ્હોટા પોસ્ટરો મુકીને ખેડુતોને સલાહ આપવામાં આવી હતી કે તમારે કોલસાને બદલે ધાન્ય બાળવું.'

'૧૯૨૪ ના જુનની ૨૪ મી તારીખે 'ન્યુયોક' વાલ્ડે' જણાવ્યું હતું કે 'આજે કાકડીના હજારો પેકેટનો નાશ કરવામાં આવ્યો હતો.

અને હમણાનાંજ અમેરિકન અખબારો સંદેશ મોકલે છે કે '૧૯૨૧ ની માફક પશ્ચિમના પ્રાંતોમાં કોલસાને બદલે ધાન્ય બાળવામાં આવે છે.

કપાસનાં ખેતરોમાં કપાસનો નાશ કરે તેવાં જન્તુઓ જાણી જોઇને ખીલવવામાં આવે છે. મોટરકારના બનાવનાર મોટરો ભાંગી રહ્યા છે. અને સ્ટીમરો બનાવનારાઓ મોટરબોટનો નાશ કરી રહ્યા છે.

આનો શું અર્થ છે? શું લોક ગાંડા બની ગયા છે? શા માટે આજે ધાન્ય, મોટર, સ્ટીમર, દુધનો નાશ કરવામાં આવે છે? આથી કોને સંતોષ થાય છે? કોણ કરે છે અને શા માટે?

કારણ કે મી. ફોકસોને અને મી. પોકસોને તેથી વધુ નફો મળે છે. અનાજના ભાવ વધારવાને મી. ફોકસ લાખ્ખો ટન અનાજ સળગાવી મુકે છે. મી. પોકસ દુધનો ભાવ ઉંચો રાખવાને માટે કેટલાક ગેલન દુધ નદીમાં પધરાવે છે અને ન્યુયોર્કનાં નિશાળો તપાસનારા ડોકટરો કહે છે કે તે શહેરમાં દર પાંચ બાળકે એક બાળક પોષણતત્વોને અભાવે નિર્બળ છે.

જે દેશમાં લાખ્ખો મશીનો છે, માલથી ઉભરાતી દુકાનો છે, ત્યાં ધાન્યને બાળવાના કામમાં લેવાય છે. ત્યાં દુધ નદીમાં ઢોળવામાં આવે છે, ત્યાં લાખો વ્યક્તિઓને સાંજે રોટલો પણ જોવા મળતો નથી.

અમેરિકનો અતી મગરૂરીથી કહે છે કે 'પ્રત્યેક અમેરિકન પાસે ૨૩૦ યાંત્રિક ગુલામો છે' માત્ર યાંત્રિક શક્તિનો સરવાળો કાઢીને અમેરિકન વસ્તી સાથે મુકાબલો કરીયે તો આ વિધાન સાચું છે. જો તેમ છે તો પછી શા માટે સેંકડો અમેરિકનોને જીવનની સામાન્ય જરૂરીઆતો પણ મળતી નથી?

કારણ કે આ બધા યાંત્રિક ગુલામો, આ બધાં સુંદર મકાનો બધા અમેરિકન પાસે નથી પણ બહુ ઓછા પાસે છે. એક ફોર્ડ પાસે અમેરિકામાં ૬૦ મોટરનાં કારખાનાં છે અને ૨૮ અન્ય દેશોમાં છે. તેની પાસે પોતાની જ રેલ્વે છે, પોતાનાં જ વહાણો છે, પોતાનીજ ખાણો છે, પોતાનાંજ જંગલો છે અને પોતાની નદીઓ છે! જો ફોર્ડના કારખાનામાં કામ કરનારા કામદારોને એકત્ર કરવામાં આવે તો તેઓ ૩૦ લાખ થાય. એટલે મોસ્કો અને અડધું લેનીનગ્રેડ એક માણસ માટે પરસેવો પાડે છે.

કારણ કે એક માણસની માલિકિ યંત્રો ઉપર છે એટલે લાખ્ખો લોકોએ તેના માટે કામ કરવું જ રહ્યું.

## રશીયા અને અમેરિકા.

પ્રત્યેક અમેરિકન પાસે ૨૩૦ યાંત્રિક ગુલામો છે ત્યારે સોવીયેટ શ્રમજીવી પાસે માત્ર વીસ જેટલા જ છે.

પણ અહીં આ યાંત્રિક ગુલામો મી૰ ફોકસ કે મી૰ પોકસના નથી. તેઓ તો

કામદારવર્ગના છે. અને આખી પરીસ્થિતિ પલટાઇ જાય છે. કામદારો મોટરનો નાશ નથી કરવા માંગતા કે ધાન્યને બાળવા પણ નથી ઇચ્છતા. કારણ કે તેઓ માને છે કે આ વસ્તુઓ માનવ મહેનતનું સ્વરૂપ છે. તેઓ જાણે છે કે જો મોટર બનાવવી હોય તો કોઇએ તેને બનાવવી પડશે. તો પછી મહેનત અને સમયને શા માટે બરબાદ કરવા?

> આપણે ત્યાં યોજના છે. અમેરિકામાં યોજના વિના તેઓ ઉત્પન્ન કરી રહ્યા છે. આપણે ત્યાં ધાન્ય વાવવાના આંદોલનો છે. અમેરિકામાં પાકનો નાશ કરવામાં આવે છે. આપણે ઉત્પાદનને વધારીયે છીયે. અમેરિકામાં તેઓ ઉત્પાદન ઘટાડતા જાય છે અને બેકારી વધારતા જાય છે. આપણે જેની જરૂર છે તેને જ બનાવીયે છીયે. અમેરિકામાં હજારો ફેકટરીઓ કાચો માલ વાપરીને બીન જરૂરી વસ્તુઓનો ઢગ ખડો કરે છે.

સ્ટુઆર્ટ ચેઝ લખે છે કે: "આપણે જે ચિજો વાપરતા નથી, જે ચિજો હવે જુની મનાય છે, જે ચિજો આપણે મિત્રોને આપી દઇએ છીયે અને જેની તેમને જરૂર નથી, આ સર્વ વસ્તુઓ આપણે નદી કે દરીયાના પ્રવાહમાં ડુબાવી દઇએ છીએ. લાખ્ખો ટન લોખંડનો ઉપયોગ આપણે નકાની ચિજો બનાવવામાં કરીયે છીયે કે જે થોડા જ દિવસોમાં કચરાની ટોપલીઓમાં જઇ પડે છે. આ આપણું અર્થશાસ્ત્ર છે."

જાહેરખબર પાછળ પણ કેટલાય પૈસા વેડફાય છે? અમેરિકન વર્તમાનપત્રોમાં એક જ દિવસે, પ્રસિદ્ધ થતી જાહેરખબર વાંચવાનો યત્ન કરવામાં આવે તો પુરાં પાંચસો વર્ષ લાગે. જાહેરખબરના ઝળકતા પાટીયા પર ત્હમારી નજર પડે એટલા માટે તો રસ્તા ઉપર મુકવામાં આવ્યાં છે. જંગલમાં જાવ તો ત્યાં પણ ત્હમારી આંખે પાટીયું દેખાય છે કે 'સ્મીથની જ ટુથ પેસ્ટ' ખરીદો. સાંજે બાગમાં ફરવા જાવ કે ત્હમારી નજર સામે કોઇની જાહેરખબર જરૂર અથડાય સાંજના અને રાતના તો ઇલેકટ્રીક દીવાઓથી ઝગમઝતી જાહેરખબરો શહેરની શોભા મનાય છે.

લોકોને ખરીદવાની ફરજ પાડવા માટે લાખ્ખો ટન વસ્તુઓ આમ જાહેરખબરના માર્ગે વેડફાઇ જાય છે. લોકોને આકર્ષવા માટે 'માનવ મહેનત અને માનવશક્તિનો કેટલોય વ્યય થઇ રહ્યો છે.

અને આમ બને છે કારણ કે યાંત્રિક ગુલામો આજે મી. ફોકસ અને મી. પોકસની મીલકત છે અને જ્યાં સુધી નફો મળે ત્યાં સુધી આ વ્યક્તિઓને માલની જરાય પરવા પડી નથી.

શા માટે મી. ફોકસ હેટ ફેકટરી સ્થાપે છે? શું તેઓ ખરેખર હેટ બનાવવા ચાહે છે? જરાય નહીં. તેઓ તો ધન મેળવવા માટે કારખાનું કાઢે છે. તેમને મન પ્રત્યેક કારખાનું એ પૈસા મેળવવાનું કારખાનું છે. નફાની ફેકટરી છે.

અને મી. ફોકસ અને મી. પોકસને મન કામદાર એ માનવ નથી પણ નફો સર્જવાનું સાધન છે. તેઓ ખુબ પૈસા ખર્ચીને આણેલા યંત્રોની સંભાળ રાખે છે. પણ માનવ શરીરની કિંમત તેમને કંઇ નથી. તેની તો તેઓ ગણના જ કરતા નથી.

સ્ટુઆર્ટ ચેઝ લખે છે કે ૪૦ વર્ષની ઉમ્મરમાં તો અમેરિકન કામદાર વૃદ્ધ મનાય છે. આ ઉમરે અમેરિકન કામદારને ફેકટરીમાંથી રજા આપવામાં આવે છે.

અમેરિકામાં યંત્રો કામદાર વર્ગને મદદ કરતા નથી. તેઓ તેમના મિત્રો નથી પણ ઉલટાં શત્રુ સમાં છે. પ્રત્યેક નવું યંત્ર શોધાય છે અને સેંકડો કામદારો રસ્તા પર રઝળે છે. નવી શોધ થાય છે અને લાખ્ખો કામદારો બેકાર બને છે.

એક અમેરિકન લેખક કહે છે કે 'યંત્રો જન્મે છે અને વધે છે. પ્રત્યેક દિવસે તેઓ વધતાંજ જાય છે પણ હવે તેઓ જંગલી જાનવરો માફક આપણી આજુબાજુ ફરી વળ્યાં છે. અને આપણે તેમની સત્તા નીચે મુકાઇ ગયા છીએ.'

આપણે યંત્રો બાંધીએ છીયે કે જેથી ગરીબાઇનો નાશ થઇ જાય. કે જેથી ગંદકાઇ, માંદગી, બેકારી, ખૂબ પરીશ્રમ વગેરે વસ્તુઓ અદ્રશ્ય થઇ જાય. જેથી કરીને જીવન બુદ્ધિયુક્ત અને ન્યાયપુર્ણ બને. આપણે ફેકટરીઓ બાંધીએ છીએ કે જેથી આપણને જેટલા બની શકે તેટલા યાંત્રિક મદદગારો મળે. આ યાંત્રિક મદદગારો આપણા સર્વેના કામમાં આવે તેટલા માટે આપણે યંત્રો બનાવી રહ્યા છીએ. આપણે આપણા દેશમાં ઇતિહાસે કદી નહીં સાંભળેલી 'સમાજવાદી સંસ્કૃતિ' ચણીએ છીએ.



# ધર્મગુરૂઓ.

: લેખક :

ધુળ ફુંખ ખેરનાર

આપણા સમાજને અધોગતિએ પ્હોંચાડનાર આપણા ધર્મ-ગુરુઓ છે. ધર્મ બ્હાને તેઓ ઘેર ઘેર જે ત્રાસ ને કેર વર્તાવે છે તે અવર્ણનીય છે. વગર મહેનતે પારકે પૈસે તાગડધિન્ના કરનારા આ ધર્મગુરૂઓ સમાજને ભારરૂપ છે. તેઓને પરમાત્માના અંશ તરીકે આલેખવામાં આવે છે, તેઓ જે કહે એ જ સત્ય એટલું જ નહીં પણ તેઓના બોલની વિરુદ્ધ જવું કે ટીકા સરખી પણ કરવી એ પાપ મનાય છે; અને વિશેષમાં, તેઓની વિરુદ્ધ વર્તનારને તુચ્છકારી કાઢવામાં આવે છે. તેઓ પૈકી કેટલાક ખુદ પોતાની જાતને ભાવિક ભકતો તરફથી "ભગવાન" કહેવડાવવાનો ફાંકો રાખે છે. આવા પ્રકારના ધર્મગુરુઓની સત્તા જોહુકમી ને આપખુદી નથી?

રાજ્યતંત્રના સાચા સલાહકાર ને રાજ્યતંત્રના પ્રધાન તરીકે તેઓએ સતત 'સેવા' કરી છે. પરરાજ્ય સાથે પોતાના રાજ્યના વિસ્તાર અને વિસ્મૃદ્ધિ કાજે સંધિ અને વિગ્રહનો અમલ કરવા તેઓ દુત ને એલચીનું કાર્ય પણ કરતા અચકાતા નહીં. મઠ, પાઠશાળા, ને વિદ્યાલય દ્વારા આચાર્ય તરીકે અસંખ્ય વિદ્યાર્થીઓને પોતાની દેખરેખ ને સંભાળ નીચે વિદ્યા સંપાદન કરાવવા શિક્ષક અને વાલીની 'ફરજ' બજાવનારા આ 'પ્રભુના એજંટો' પુજાતા પણ ખરા. ફિલ્સુફી, તત્વજ્ઞાન ને ધર્મના પ્રચારકાર્યમાં તેઓ નવી નવી શોધ કર્યા કરતા હતા. જ્યારે જ્યારે રાજાના દરબારમાં વિદ્વાનોની પરિષદ ભરાય ત્યારે ત્યારે વાદવિવાદ ને સંવાદમાં તેઓ ઉત્સાહથી

# અમારી ભૂમી પરથી અળગા બેસો

અગ્રગણ્ય પાઠ ભજવતા. આયુર્વેદના નિયમિત અધ્યયનને અંગે તેઓ અસાધ્ય રોગોના રામબાણ ઇલાજ જાણતા હતા અને વૈદ્યકશાસ્ત્રમાં પણ તેઓ પ્રવીણ હતા. આ પ્રમાણે રાજયતંત્રની સાથે ધર્મગુરૂઓનો ગાઢ સંબંધ હતો એટલે રાજાઓ કરતાં પણ રાજ્યમાં તેઓની સત્તા વધારે પ્રબળ ને મહત્વની હતી; તેથી ઘણી વખત ધર્મગુરૂઓના જોહુકમી અમલમાં રાજાઓ નામનાજ રાજા કહેવાતા હતા.

યુગે યુગે નવીન સુધારા થતા જાય છે, અને પુર્વે પછાત ગણાતા દેશો હાલ પ્રગતિને અનુસરી સમૃદ્ધિમય બનતા જાય છે ત્યારે આપણે પુરાતન કાળની આપણી ઉત્કૃષ્ટ કાર્કીર્દીનું ફક્ત સ્મરણ કર્યા કરવું એ આળસ, નબળાઇ ને અજ્ઞાનપણું દર્શાવે છે. એક સમયે સારાયે યુરોપખંડમાં ધર્મગુરૂઓની એકહથ્થુ, આપખુદી ને જોહુકમી સત્તા પ્રચલિત હતી. રોમ સામ્રાજ્યથી માંડી લગભગ ૧૯ મા સૈકા સુધી રોમના પોપની સત્તા યુરોપખંડમાં ખૂણે ખૂણે પ્રસરાયેલી હતી. જેમ જેમ પ્રજાસત્તાક રાજ્યના ડંકા વાગતા ગયા તેમ તેમ પોપની સત્તા શીથીલ થવા માંડી. ઇંગ્લેન્ડમાંથી સને ૧૪૩૩ માં હેન્રી આઠમાએ પોપની સત્તાને પાણીચું આપ્યું. ૧૭૮૯ ની ફ્રાન્સની મહાન રાજક્રાંતિએ પોપની સત્તાને ઉથલાવી પાડવાને જે બીજ રોપ્યાં એના ઉંડા મુળ યુરોપના બીજા દેશોમાં ધીરેધીરે ઉતરવા માંડયાં, અને ૧૯૧૮ માં ઝારના પતન પછી રશિઆએ બોલ્શેવિઝમની સ્થાપના કરી ધર્મગુરૂઓને સદાને માટે તિલાંજલી આપી. સને ૧૯૩૧ માં રાજાની સત્તા સામે બંડ ઉઠાવી રાજા અને જેસ્યુસીટસ ધર્મગુરૂઓને સ્પેનમાંથી નહાસી છુટવાની ફરજ પાડી; આ પ્રમાણે, હાલમાં, આખાયે યુરોપ ખંડમાં એકે એવો દેશ નથી કે જ્યાં ધર્મગુરૂઓની અસલની જોહુકમી, એકહથ્થુ ને આપખુદી સત્તા રાજ્યતંત્ર સાથે જોડાયેલી હોય કે સામાજિક બંધારણમાં ઉપરીપણું કેળવતી હોય.

પરતંત્ર હિન્દમાં, પરદેશી નોકરશાહીમાં સરખામણીમાં આપણા ધર્મગુરૂઓની સત્તા અત્યંત પ્રબળ છે, અને તેઓની હાકલ ઘેર ઘેર પ્રસરાયેલી હોય છે. કહેવાતા આપણા કેટલાક ધર્મગુરૂઓના અનુયાયીમાં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે પ્રમાણમાં હોય છે. પુરૂષો પૈકી પણ વૃદ્ધ ને વાનપ્રસ્થ ભોગવનારાઓની સંખ્યાજ વધુ હોય છે. વળી સ્ત્રીઓ પૈકી

વિધવા સ્ત્રીઓની સંખ્યા સૌથી વધારે હોય છે. "સાપ ગયા ને લીસોટા રહ્યા" ની કહેવત મુજબ આપણા કેટલાક ધર્મ-ગુરૂઓમાં નથી પુરાતનની ફિલસુફી, નથી કાયદાનું કે તત્વવિદ્યાનું જ્ઞાન, કે નથી સામાન્ય વિદ્વત્તા; હવે તો ગાગરભટ્ટ બની કથા લલકારવામાં, રામલીલાની ભવાઇ ભજવવામાં, નાટકી કીર્તન કરવામાં, અને બનાવટી આખ્યાન આપવામાં એમની હોંશિઆરી ને બાહોશપણું સર્જેલાં છે. જેમને આસને બેસે એમના અતિશયોક્તિથી ગુણ ગાવામાં એમનું જ્ઞાન સમાયેલું હોય છે. એમની જીવ્હામાંથી સદાને માટે મધુ શબ્દો જ બ્હાર નીકળી આવે છે. કારણ કે સામા માણસના ખોટા વખાણ કરવાનો જાણે તેમણે ઇજારો લીધો હોય છે. એવું કહેવામાં આવે છે કે કહેવાતા આપણા ધર્મગુરુઓ પૈકી કેટલાક કુકર્મના કાળા માર્ગે નિર્દોષ અબળાઓને દોરે છે. એવા કેટલાક દંભી ને દુષ્ટ ધર્મગુરુઓથી ચેતતા રહી, તેઓનું સદાને માટે નિકન્દન કરવા સમજુ સ્ત્રી પુરૂષોએ તત્પર થવું જોઇએ એટલું જ નહીં પણ નિર્દોષ સ્ત્રીઓને એમના ક્રુર ને કુકર્મી પંજામાંથી ઉગારવી જોઇએ. એવું સાંભળવામાં આવે છે કે કાળા ચાંલ્લાવાળા કેટલાક ધર્મગુરુઓ યોગ સાધનાનો ખોટો ઢોંગ કરી મેલી વિદ્યાનો દુરુપયોગ કરી અણસમજુ સ્ત્રી–પુરૂષોને લૂંટી ખોટે માર્ગે દોરે છે. કેટલાક કુટુંબમાં અમુક ચોક્કસ ધર્મગુરૂને "ગુરૂ" તરીકે માનવાની ને પુજવાની પ્રથા પ્રચલિત છે ત્યાં એવા "ગુરૂ"નું ધાર્યું જ થાય છે: વગર કારણે વગર કામે અવારનવાર ઘરમાં મ્હેમાન થઇ ગુંદરની માફક ચોંટી રહે છે, અને કુટુંબને ભારરૂપ બને છે. જે કુટુંબમાં સ્ત્રીઓની સંખ્યા વધુ હોય ત્યાં એવા "ગુરૂ"નો સંઘરવા ઉચિત નથી. એવા "ગુરૂ"ઓનો સમાજમાંથી જડમુળથી નાશ થાય તો જ સૌથી લાભકારક છે.

**ધ**ર્મને નામે કેટલાક ધર્મગુરૂઓનો પરિચય અને સંગ કરવો કેવળ મુર્ખાઇ ભરેલું છે કારણ કે આધુનિક જમાનામાં દરેક પ્રકારના સાહિત્યનાં પુસ્તકો થોડી કિંમતમાં સ્હેલાઇથી મળી શકે છે; એટલે જેણે ધર્મનું જ જ્ઞાન સંપાદન કરવું હોય તેણે ધાર્મિક પુસ્તકો જાતે વાંચી લેવા અગર તો કોઇ સગા–સંબંધી કે સ્નેહી પાસે વંચાવી ને સાંભળવા વધારે સલાહ ભરેલું છે. આ પ્રમાણે વાપરેલો પૈસો ને પસાર કરેલો સમય કેટલાક દંભી ને કુકર્મી ધર્મગુરૂઓની પાછળ બગડેલા વખત અને ખર્ચેલા ધન કરતાં હજાર દરજ્જે ઉત્તમ છે.

**જ્યા**રે હિન્દ દિવસે દિવસે વધારે ને વધારે બેકાર અને ગરીબ થતું જાય છે, જ્યારે દુનિયાના કોઇ પણ દેશ કરતાં તે સૌથી વધારે કંગાળ છે, જ્યારે હિન્દમાં કારખાનાના મજુરો દુનિઆના કોઇ પણ કારખાનાના મજુરો કરતાં વધારે મજુરી કરે છે ને પ્રમાણમાં સૌથી ઓછી રોજી મેળવે છે, જ્યારે હિન્દનો ખેડુત જગતના કોઇ પણ ખેડુત કરતાં વધારે મહેનતુ ને કાબેલ છે છતાં પ્રમાણમાં સૌથી ગરીબ છે એટલું જ નહીં પણ અહોનિશ કામ ને મહેનત કર્યાં છતાં સદાને માટે દેવામાં ગરકાવ થએલો હોય છે ત્યારે આપણા કેટલાક ધર્મગુરૂઓ ફક્ત એકની એક જુની પુરાણી કથા કે આખ્યાન કહી કે દરેક વિષયની કચુમ્બર કરી શ્રોતાજનોને કોઇ પણ ઉપાયે ખુશ કરવાનો ધ્યેય રાખી, પ્રવચન આપી, કે કશું જ ના કરી, વગર મહેનતે ને વગર મજુરીએ પારકાને પૈસે તાગડધિન્ના કરી મોજમઝાહ ઉડાવે છે અને સમાજને ભારરૂપ રહે છે. જ્યાં સુધી આપણે આપણા કેટલાક ધર્મગુરૂઓના કુકર્મી આચરણ, અયોગ્ય વર્તન, ને અણઘટતી વર્તણૂક સામે તેમજ તેઓની પરજીવી (parasite) ખુશામતીઆ ને ગુંદરીઆ જીંદગી સામે બંડ ઉઠાવીશું નહીં ત્યાં સુધી નિર્દોષ સ્ત્રીપુરૂષોનું જીવન વધારે દુઃખી થશે, આપણો સમાજ વધારે ને વધારે અધોગતિએ પ્હોંચશે, અને આપણો દેશ વધારે ને વધારે પછાત રહેશે.

# જાતિસુધારણા....

## શા માટે અને શી રીતે?

### સમાજના શરીરને શશક્ત રાખવાનો ત્હેમોએ કદીયે વિચાર કર્યો છે?

: લેખક :

આર. જી. ખરાડી

લેખક કહે છે કે સમાજમાં શક્તિહીન અને સંસ્કારવિહોણી વ્યક્તિઓને ન ઉત્પન્ન કરવાની ફરજ પાડવી જોઇએ.

માબાપના કેટલાક ગુણદોષ બાળકોને વારસામાં મળે છે, આ ગુણદોષમાં શરીર અને મન બંનેનો સમાવેશ થાય છે. શારીરિક બળ અને તંદુરસ્તી, ચામડી, વાળ અને આંખ વિ. નો રંગ, કેટલાક રોગો જેવા કે (Epilepsy, Feeblemindedness) દમ વિગેરે માબાપ તરફથી બાળકોને મળે છે. તેવી જ રીતે બુદ્ધિ, નીતિ-અનીતિ વિષેના આદર્શો, માનસિક બળ અથવા તો નબળાઇ અને કેટલાક વ્હેમો પણ વારસામાં ઉતરી આવે છે, આમાંના કેટલાક ગુણદોષ મા તરફથી અને કેટલાક બાપ તરફથી આવે છે. ગુણદોષ વારસામાં મળે છે એનો અર્થ એવો છે કે જે બીજમાંથી (Spermatozoon અને ovum) બાળકની ઉત્પત્તિ થાય છે એ બીજમાં જ ગુણદોષનાં મુળ રોપાયેલાં હોય છે. દાખલા તરીકે જન્મ વખતનો બાળકની આંખનો કાળો અથવા ભુરો રંગ; બરછટ, સુંવાળા કે ગુંચળાવાળા વાળ. આ સિવાય બીજા કેટલાક ગુણદોષ એવા હોય છે કે જે ખરી રીતે વારસામાં ન મળ્યા હોવા છતાં ઉપર ઉપરથી જોનારને એમ લાગે છે કે એ ગુણદોષ વારસામાં જ મળ્યા હશે. દાખલા તરીકે દારૂ પીવાની ટેવ, દારૂડીઆ બાપનો છોકરો દારૂડીઓ થાય છે એનું કારણ વારસો નહિ પણ જન્મ્યા પછીનું બાળકનું આજુબાજુનું વાતાવરણ. દારૂ પીવાની ટેવવાળો મજુર ઓછું કમાનાર, બુદ્ધિહિન, દુષ્ટ સહવાસવાળો અને ગંદકીમાં રહેવાનું પસંદ કરનાર હોય છે. આવા વાતાવરણમાં ઉછરનાર બાળકને દારૂ પીવાની ટેવ પડે એ તદ્દન સ્વાભાવિક છે.

આ રીતે માબાપનાં ગુણદોષ બાળકોમાં ઉતરી આવવાના બે કારણો છે. એક તો વારસો અને બીજું વાતાવરણ. વારસામાં મળેલ ગુણદોષ એવા પ્રકારના હોય છે કે એક પછી એક એમ દરેક પેઢીમાં એ દેખાય અથવા તો ન પણ દેખાય. કેટલાક એવા હોય છે કે ફક્ત છોકરામાં જ ઉતરી આવે અને કેટલાક એવા હોય છે કે છોકરીમાં જ ઉતરી આવે. જેમકે માતાના સુંવાળા વાળ -અને સૌંદર્ય પૌત્રી કે પ્રપૌત્રીમાં જણાય અને બાપની મર્દાનગી પુત્ર કે પ્રપૌત્રમાં જણાય. વારસામાં ઉતરી આવતા ગુણદોષ ઉપર આપણો કાબુ હોતો નથી. છતાંય આ વિષયમાં વિજ્ઞાને એટલી બધી પ્રગતી કરી છે કે જો આપણને અમુક સ્ત્રી અને પુરૂષને... પેઢીના ઇતિહાસનું બરાબર જ્ઞાન ... એ બંનેથી ઉત્પન્ન થતા બાળ... પ્રકારના થશે એ ચોક્કસપણે કહી ... એટલે કે આપણે જેવા પ્રકારના બ... ઉત્પન્ન કરવા માગતા હોઇએ એવા ... રના સ્ત્રી-પુરૂષની પસંદગી કરવી ... જન્મ પછીનું વાતાવરણ પણ એને... કુળ બનાવવું જોઇએ.

આ રીતે વારસો અને વાતાવર... બંનેના નિયમોનો અભ્યાસ કરીને મ... પ્રાણીઓનું દરેક પ્રકારનું સુખ વધાર... જે વિદ્યા તેને Eugenics કહે... આવે છે. પ્રસ્તુત લેખનો હેતુ Eugen... ની દ્રષ્ટિએ સંતતિ–નીયમનને ચર્ચવાનો...

[ २ ]

**જાતિ** સુધારણાનો ઉપર કહ્યો તે હેતુ પાર પાડવા માટે બે વસ્તુની જરૂર છે. એક તો એ કે તંદુરસ્તી વગરના, બુદ્ધિહિન, વારસામાં ઉતરી આવતા રોગોથી પીડાતા, અધમવૃત્તિવાળા, ખુનામરકી કરનાર અને અપંગ મનુષ્યોની સંખ્યામાં ઘટાડો કરવો અને ધીમે ધીમે એનો તદ્દન નાશ કરવો. બીજું એ કે તંદુરસ્ત, બળવાન, બુદ્ધિશાળી, સુખસાધનોને પેદા કરવાની શકિતવાળા, સાહસિક અને નીતિ અને ચારિત્રવાળા મનુષ્યોની સંખ્યામાં વધારો કરવો અને છેવટે આવા જ મનુષ્યો આ પૃથ્વી ઉપર વસે એમ કરવું. હાલની સામાજીક પરિસ્થીતીનું સાધારણ અવલોકન કરીશું તો માલુમ પડશે કે બુદ્ધિહિન, ઓછું કમાનાર, બહેરા, લુલા, દારૂડીઆ અને હિંમત વગરના લોકોની સંખ્યા અને કુટુંબો ઘણા જ મોટા પ્રમાણમાં હોય છે. જ્યારે એથી ઉલટું બુદ્ધિ- સંખ્યા અને કુટુંબોનું પ્રમાણ ઘણું ઓછું છે.

પ્રસ્તુત લેખનો હેતુ જાતીસુધારણા... દ્રષ્ટિએ સંતતિ–નીયમનને ચર્ચવા... હોવાથી સારા માણસોની સંખ્યામાં ... રીતે વધારો કરવો એ કહેવું એ અસ્થા... નહીં ગણાય. ખરાબ માણસોની સંખ્યામ... ઘટાડો થવાથી મનુષ્યસુખ વધે ... એ વિષે શંકા નથી. જાતિસુધારણાન... હિમાયતીઓએ મનુષ્યસુખ વધારવાના ઘણ... માર્ગો બતાવ્યા છે, જેમાં ખરાબ માણ... સોની સંખ્યામાં ઘટાડો કરવો એ પણ એક માર્ગ છે.

આ ઘટાડો કેવળ સંતતિ–નીયમનથી જ થઇ શકે. સંતતિ–નીયમનનો પ્રચાર બે રીતે કરી શકાય. એક મરજીયાત રીતે અને બીજી ફરજીયાત રીતે. ફરજીયાત રીતે પળાવવામાં આવતા સંતતિ–નીયમન વિષે આગળ ઉપર કહીશું. મરજીયાત રીતે એનો પ્રચાર કઇ રીતે થાય એનો વિચાર પ્રથમ કરીએ.

જો કોઇ પણ મનુષ્યને પરણવાની ના પાડવી અથવા તો જો તે પરણે તો બાળકો બીલકુલ પેદા ન કરવું કહેવું એ જરા વધારે પડતું ગણાય. પરણવું નહિ અથવા પરણ્યા પછી બાળકો ન પેદા કરવા એ ખરેખર મહાન અને ઉમદા ભોગ કહેવાય, અને એ ભોગમાં જ મનુષ્યસુખનું મુળ રહેલું છે. એ સ્ત્રી-પુરૂષના બાળકો ન પેદા કરવાથી સમાજનું હીત વધતું હોય તો એ એમની ફરજ છે કે માતૃ પિતૃત્વનો સ્વીકાર ન કરવો.

આવું-પરિણામ કઇ રીતે લાવવું ?

વસ્તી હદ ઉપરાંત વધી જતી અટકાવવાના જુદી જુદી જાતના ઉપાયો દરેક દેશ અને કાળમાં પ્રચલીત હોવા જોઇએ. આ પૃથ્વી ઉપરનાં દરેક જાતનાં પ્રાણીઓ એટલી બધી મોટી સંખ્યામાં બચ્ચાંઓ પેદા કરે છે કે જો એ બધાંય જીવે તો એમની સંખ્યા એકદમ વધી જાય. આ વાત મનુષ્યોને પણ, જો તેઓ કુદરતને જ વળગી રહે તો, એક સરખી રીતે લાગુ પડે છે. પણ કેટલાક દેશોના વસ્તીપત્રક તપાસીશું તો માલમ પડશે કે છેલ્લા કેટલાય વર્ષોમાં ન તો વસ્તી વધી છે કે ન ઘટી છે. આનું કારણ એ કે એવા દેશોમાં મરણ પ્રમાણ મોટા પ્રમાણમાં હોય છે. દેશ દેશ વચ્ચેના યુધ્ધો, દુકાળ, રોગ અને બાળવધ એ વસ્તીના વિકાસ ઉપર અંકુશ મુકનારા તત્વો માની શકાય.

આ જમાનામાં યુદ્ધને તો આપણે ધીક્કારીએ છીએ. સદ્‌ભાગ્યે બાળવધની વિરૂદ્ધ અને બાળકોની દરકાર રાખવાની તરફેણમાં બોલવાની પણ જરૂર નથી. બંને જાતી અને ઉમ્મરના મનુષ્યોને થતા રોગો અટકાવવાના અને મટાડવાના ઉપાયો પણ સફળતાપુર્વક યોજવામાં આવે છે. રેલ્વે ટ્રેઇન, સ્ટીમર વિ. વ્યવહારને લઇને દુકાળને પણ પહોંચી વળાય છે. એટલે કે પહેલાના જમાનામાં જે જે જંગલી કારણોને લઇને વસ્તી ઘટી જતી અથવા તો એક સરખી રહેતી તે તે કારણોને દુર કરવા આપણે ઘણે અંશે સફળ નીવડયા છીએ. ત્યારે જો આ કારણો તદ્દન નાબુદ થઇ જાય તો વસ્તી એટલી બધી વધી જાય કે લોકોને પુરતું ખાવાનું, રહેવાનું અને વિકાસનાં પુરતાં સાધનો ન મળે. જો અમર્યાદિત રીતે વસ્તી વધી જાય તો શરૂઆતમાં બેકારી જણાય અને પછી ધીમે ધીમે ગરીબાઇ અને રોગ પેદા થઇ છેવટે સાચેસાચો ભુખમરો પેદા થાય. જો આપણા ભાગ્યમાં આમ ન થવા દેવું હોય તો વસ્તી ન વધવા દેવાના તાત્કાલીક ઉપાયો યોજવા જોઇએ.

દરેક જુદા જુદા કુટુંબનો વિચાર કરતાં પણ જણાય છે કે તે બહુ મોટું ન હોવું જોઇએ. સૌથી પહેલાં માની તંદુરસ્તીનો વિચાર કરવો જોઇએ. માની ખાતર અને થનાર બાળકોની ખાતર માને ટુંકા ટુંકા અંતરે પ્રસવ કોઇ પણ રીતે ન થવા દેવો જોઇએ છેવટે અમુક ધોરણ પ્રમાણે ઉછેરી શકાય તે કરતાં વધારે બાળકો માબાપે કદાપિ પેદા ન કરવાં જોઇએ; અને આ ધોરણ કેળવણી અને વિકાસની બાબતમાં માબાપના ધોરણ કરતાં કોઇ પણ રીતે ઉતરતું ન હોવું જોઇએ. કુટુંબ કેટલું મોટું હોવું જોઇએ એનો આગળથી વિચાર કરી રાખીએ તો over-crowded ઘરમાંથી નીપજતા દુઃખ,

ઉતરવાની જરૂર નથી. આ વિષે એટલું જણાવવું બસ થશે કે સ્ત્રી અથવા પુરૂષને Sterilise કરવાથી એની તંદુરસ્તીને કોઇ જાતનો વાંધો આવતો નથી, એટલું જ નહિ પણ એનાથી કેટલાકને ખરેખર ફાયદો થાય છે. સ્ત્રી અથવા પુરૂષને ઓપરેશન કરીને Sterilise કરી શકાય છે. તે સિવાય 'એકસ રે' વિગેરેની Treatment બહુ સંતોષકારક નથી હોતી. પુરૂષને sterilise કરવા માટે જે ઓપરેશન કરવું પડે છે તે એટલું બધું સ્હેલું છે કે અંગ્રેજીમાં તો એને Office operation કહે છે. સ્ત્રીને Sterilise કરવા માટેનું ઓપરેશન સાધારણ રીતે અઘરૂં હોય છે પણ એમાં ભયભરેલું કંઇ નથી હોતું. Sterilisation એવાં સ્ત્રી-પુરૂષોમાં કરવું જોઇએ કે જે બાળકો પેદા કરવા માટે આખી જીંદગી સુધી નાલાયક રહે; કારણ કે એક વખત Sterilise કર્યા પછી સ્ત્રી યા પુરૂષ બાળકો ઉત્પન્ન કરવાની શકિત આખી જીંદગી માટે ગુમાવે છે. પુરૂષને શરીર અને મન સારા હોય તો સ્ત્રીને Sterilise કરવી વધારે સલાહ ભરેલું છે કારણ કે એવો પુરૂષ જો બીજી કોઇ સારી સ્ત્રીને પરણે તો એને બાળકો થઇ શકે.

# ઓ ટા વા!

## એટલે હિંદને વધુ નીચોવવાનો નવો દાવ

લેખક :
ર. વિ. મહેતા

વડી ધારાસભાની બેઠકની પુર્ણાહુતિનો વખત લગભગ આવી પહોંચ્યો હતો, અને કામકાજ ઘણું બાકી હતું. એવે વખતે ચોથી એપ્રીલની રૂડી સવારે સર જ્યોર્જ રેઇનીએ જાહેરાત કરી કે આવતા જુલાઇ માસના મધ્ય ભાગમાં ઓટાવા ખાતે બ્રીટીશ સામ્રાજ્યનાં સંસ્થાનોની એક પરિષદ મળવાની છે અને તેમાં સંસ્થાનોની નિકાસ વિશે પરસ્પરની પસંદગીના પ્રશ્નો પર નિર્ણયો થવાના છે. એ પરિષદ માટે હિન્દી સરકાર તરફથી હિન્દી હાઇ કમીશ્નરના દરજ્જા પરથી તાજેતરમાં જ નિવૃત્ત થએલા સર અતુલ ચેટર્જી, શેઠ અબ્દુલા હારૂન, શ્રી. ષણ્મુખમ ચેટી અને સર જ્યોર્જ રેઇની પ્રતિનીધિઓ તરીકે નિમાયા છે, અને મં. લીન્ડસે એ પ્રતિનીધિ મંડળના મંત્રી તરીકે કામ કરશે. વડી ધારાસભાના સભ્યો તો એ અણચિંતવી જાહેરાતથી ડઘાઇ જ ગયા; પણ તેમાંના વધારે સમય સુચક સભ્યોને સરકાર કઇ ગતમાં રમતી હતી તેની ઝાંખી થઇ ગઇ અને તરત જ તેમના તરફથી પરિષદની કાર્યવાહી, પ્રતિનીધિ મંડળની યોગ્યતા, તેમની કાર્યપદ્ધતિ અને તેમણે સ્વીકારેલા નિર્ણયો બંધનકર્તા થશે કે કેમ એ વિશેના પ્રશ્નોની ઝડીઓ વરસી. સર જ્યોર્જ રેઇનીએ પ્રતિનીધિ મંડળની જાહેરાત કરતાં અમુક પ્રશ્નો ઉઠશે જ એવી આશા રાખેલી પણ આટલા બધા પ્રશ્નોની આશા કાંચ નહિ રાખી હોય એટલે પ્રતિનીધિ મંડળો બધાં સંસ્થાનોમાં ત્યાંની સરકારો તરફથી જ નિમાયાં છે, અને પ્રતિનીધિ મંડળ જે નિર્ણયો સ્વીકારશે તે વડી ધારાસભાની સંમતિ વિના હિન્દને બંધનકર્તા નહિ થાય એવી ખાત્રી આપી બીજું સંકેલ્યું. પરંતુ ધારાસભાની બેઠકના અંત ભાગમાં આમ અચાનક રીતે કરાએલી એ જાહેરાતે હિન્દની સામાન્ય અને ખાસ કરીને વેપારી જનતાના મનમાં ઓટાવા પરિષદ સંબંધે સરકારની દાનત વિશે બમણી શંકા ઉત્પન્ન કરી અને બીજે દિવસથી થોડાં એંગ્લો ઇન્ડીઅન છાપાંઓને બાદ કરતાં આખા દેશનાં વર્તમાનપત્રોએ સરકારનાં એ પગલાં સામે હોહા કરી મુકી.

લોકોના મગજમાં ઉત્પન્ન થએલી આ સાચી ખોટી શંકાઓ પર ટંડું પાણી રેડવાના ઇરાદાથી હિન્દી સરકારના વેપાર ખાતાં તરફથી તા૦ ૬ એપ્રીલના રોજ એ વિષયને લગતું હિન્દી વેપારી મંડળો જોગું એક નિવેદન બહાર પાડવામાં આવ્યું. તેમાં હિન્દી સરકારે ઓટાવા પરિષદમાં ભાગ લેવાનું શા માટે નક્કી કર્યું તે જેમ તેમ સમજાવવામાં આવ્યું હતું. તેમાં

જણાવાયું હતું કે અત્યાર સુધી હિન્દી સરકાર જે આયાત જકાત નાખતી તે ફક્ત પોતાની કમાણી માટે. અત્યાર આગમચ ફક્ત સ્વદેશી લોખંડ અને કાપડ ઉદ્યોગને રક્ષણ આપવાના હેતુથી બ્રીટન વિરૂદ્ધ પરદેશોની સામે પસંદગી ભરી જકાત નાખવામાં આવી હતી. પણ હવે સ્થિતિ બદલાઇ હતી. બ્રીટનમાં પસાર કરવામાં આવેલા "ઇમ્પોર્ટ ડયુટીઝ એક્ટ" પ્રમાણે બ્રીટનમાં થતી બધી પરદેશી આયાત પર દસ ટકાની જકાત નાખવામાં આવી હતી, પણ તે જગાતમાંથી વધુ આઠ માસને માટે સામ્રાજ્યનાં સંસ્થાનો અને હિન્દને બાકાત રાખવામાં આવ્યાં હતાં. તે દરમ્યાન ઓટાવા ખાતે પરસ્પરની પસંદગી ભરી જકાતનાં ધોરણ નક્કી કરવા માટે પરિષદ મળવાની હતી. તેમાં જો હિન્દ ભાગ ન લે તો બ્રીટીશ સરકાર પોતાને ફાવે તેવી જકાત હિન્દી માલ પર ઠોકી બેસારશે એવી ગર્ભિત ધમકી પણ અપાઇ હતી. આ કારણથી હિન્દી સરકારે પ્રતિનિધિ મંડળ નીમી દીધું હતું. એ પ્રતિનિધિ મંડળનાં ખાસ ધ્યાન માટે કોઇ બાબત ખાસ લાવવી હોય તો તે પહેલી મે પહેલાં જણાવી દેવાને માટે પણ જુદાં જુદાં વેપારી મંડળોને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

પરંતુ સરકારની એ યાદીએ હિંદી વેપારીઓના વિરોધના સમસમતા અંગારા પર ઘી રેડવાનું કામ કર્યું. તરત જ જુદાં જુદાં વેપારી મંડળો તરફથી સરકારનાં એ પગલાં સામે વિરોધનું પ્રચંડ વાવાઝોડું ઉઠ્યું. મુંબઇમાં લગભગ એ જ અરસામાં "ઇન્ડીઅન ચેમ્બર ઓફ કોમર્સ"ની સભા ભરાઇ હતી તેમાં મી૦ મનુ સુબેદારે શાહિ પસંદગીના વિચાર સામે જ પડકાર કર્યો અને તે પછી તો બંગાલ, દક્ષિણ, બર્મા અને જુદા જુદા પ્રાન્તોની વેપારી ચેમ્બરો ઉપરાંત હિન્દી વ્યાપારી મહામંડળ અને હિન્દી રેલ્વેમેન્સ ફીડરેશન તરફથી વિરોધના પ્રબળ પોકારો ઉઠાવવામાં આવ્યા. બીજા શબ્દોમાં કહીએ તો આખા હિન્દમાં પ્રતિનીધિ મંડળના સભ્યો સિવાય એક પણ વેપારી સંસ્થા, એક પણ વ્યક્તિ એવી નથી કે જેણે ઓટાવા પરિષદમાં ભાગ લેવા બાબે શંકા અને ભયની અને નાપસંદગીની લાગણી ન બતાવી હોય. એ બધાએ પક્ષોના વિચારો અને દલીલોનું પ્રથક્કરણ કરવાનું અહિં શકય નથી. પણ નીચેની દલીલોમાં તે સહુનો વાસ્તવિક રીતે સમાવેશ થઇ જાય છે.

પ્રથમ તો સહુ કોઇને પ્રતિનીધિમંડળની નીમણુક સામે વાંધો છે. બધા સંસ્થાનોનાં પ્રતિનીધિમંડળો ત્યાંની સરકારોએ જ નીમ્યાં છે એવી સર જ્યોર્જ રેઇનીની દલીલ સામે એવો જવાબ છે કે એ બધી સરકારો પ્રજાની બરાબર પ્રતિનીધિ અને પ્રજાને જવાબદાર છે. ત્યારે હિન્દી સરકારનું તેમ નથી. વળી જે સજ્જનોને ચુંટવામાં આવ્યા છે તેઓ હિન્દી વેપારીહિતોને નામે બોલવાને માટે જરૂરી અનુભવ, લાયકાત કે પ્રતિનીધિત્વ ધરાવતા નથી અને તે ઉપરાંત તેઓ સ્વતંત્ર નથી તેમને હિન્દી સરકારની ભલામણો અનુસાર જ વર્તવાનું છે.

રજુ કરાએલા વાંધાનો બીજો મુદ્દો એ હતો કે જ્યારે બીજા સંસ્થાનો સ્વતંત્ર છે ત્યારે હિન્દ પરતંત્ર છે. હિન્દની સરકાર પ્રજાને જવાબદાર નથી અને તેથી નક્કી કરાએલી પરિસ્થિતિમાં હિન્દને લાભ થાય એવા નાણાંનીતિને લગતા ફેરફારો કરવાનું પ્રજાને માટે શકય નથી. આ અગત્યના મુદ્દામાંથી એ ફલીત થાય છે

કે જ્યાં સુધી હિન્દનો પરદેશો સાથેનો સબંધ અને હિન્દી નાણાંનીતિ હિન્દીઓના હાથમાં ન આવે ત્યાં સુધી સ્વતંત્ર બ્રીટન અને સંસ્થાનો સાથે વેપારી પસંદગીના સંબંધમાં ઉતરવાનું હિન્દને માટે બહુ જ જોખમકારક છે. ઉપરાંત હિન્દ બંધારણીય સુધારાઓને ઉંબરે અત્યારે ઉભું છે એવે વખતે ઓટાવા પરિષદમાં અત્યારની સરકારની સંમતિથી થએલા નિર્ણયો ભાવિ સરકારના હાથ બાંધી લે એ કોઇ પણ રીતે ઇચ્છવા યોગ્ય નથી. આ બધી રાજકિય અડચણો છે.

પરંતુ એ બન્ને વાંધાઓ કરતાં આર્થિક અડચણો સહુથી મહત્વની છે. વેપારી મંડળોના આર્થિક વાંધાનો સાર એટલામાં જ સમાઇ જાય છે કે હિન્દ મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે અને તેની નિકાશનો ૭૦ ટકા જેટલો ભાગ કાચા માલનો છે. બીજી તરફ હિન્દની આયાતનો ૭૦ ટકા જેટલો ભાગ તૈયાર થએલા માલનો છે. કાચા માલ માટેની માંગ તો ચારે તરફથી થાય છે ત્યારે તૈયાર માલનો કોઇ ભાવ પુછતું નથી. વળી બીજા દેશોની અપેક્ષાએ બ્રીટનના તૈયાર માલના ભાવ વધારે હોય છે; અને હિન્દી કાચા માલની માંગ બ્રીટન અથવા સામ્રાજ્યના સંસ્થાનો કરતાં પરદેશોમાંથી અત્યારે વધવા લાગી છે. આ કારણથી બ્રીટન સાથે પસંદગીના વેપારમાં ઉતરવાથી ગુમાવવાનું તો હિન્દને જ રહે. વળી સામ્રાજ્ય સાથે પસંદગીભર્યા વેપારમાં જોડાવાથી હિન્દના પરદેશો સાથેના વેપારી સંબધો ખરાબ થયા વિના ન રહે અને તેથી પણ તેને પરિણામે વધારે ખમવાનું જ રહે. આવા આર્થિક મંદીના વખતમાં વેપારના ચાલુ ધોરીઆઓને બંધ પાડી નવા શરૂ કરવાનું હિન્દને માટે જોખમકારક છે. એ બધાં કારણસર નવા ચીલા પાડવાનું તે હરંગીજ પસંદ ન જ કરે.

આ દલીલની યથાર્થતા પુરવાર કરવા માટે હિન્દી વેપારની આયાત નિકાસની વસ્તુઓ અને તેનાં આંકડાઓનું જરા ઉંડતું અવલોકન કરી જવું લાભદાયક થઇ પડશે. નીચેના આંકડાઓ પોતાની મેળે જ બોલે છે.

બ્રીટનમાંથી આયાત.

લડાઇ પહેલાં........................૬૨ ટકા
૧૯૨૯-૩૦........................૪૨ ટકા
૧૯૩૦-૩૧........................૩૭ ટકા

સામ્રાજ્યમાંથી આયાત.

લડાઇ પહેલાં........................૬૯ ટકા
૧૯૨૯-૩૦........................૫૧ ટકા
૧૯૩૦-૩૧........................૪૬ ટકા

પરદેશોમાંથી આયાત.

લડાઇ પહેલાં........................૨૦ ટકા
૧૯૨૯-૩૦........................૪૮ ટકા
૧૯૩૦-૩૧........................૫૩ ટકા

બ્રીટન ખાતે નિકાસ.

લડાઇ પહેલાં........................૨૫ ટકા
૧૯૨૯-૩૦........................૨૧ ટકા
૧૯૩૦-૩૧........................૨૪ ટકા

પરદેશો ખાતે નિકાશ.

લડાઇ પહેલાં........................૫૮ ટકા
૧૯૨૯-૩૦........................૬૪ ટકા
૧૯૩૦-૩૧........................૬૦ ટકા

ઉપરના આંકડાઓ શ્રી. નલીની રંજન સરકારે રજુ કરેલા છે. તે સાથે લંડનનાં "ધી ઇન્ડીઅન રિવ્યુ" એ રજુ કરેલા આંકડા સરખાવવા જેવા છે. એ પત્રની ગણત્રી અનુસાર "વેપારી આંકડાઓની તપાસ કરી જોતાં જણાશે કે બ્રીટીશ સામ્રાજ્ય અને હિન્દ વચ્ચેનો વેપાર ઘટતો જાય છે. લડાઇની પહેલાં સામ્રાજ્યમાંથી હિન્દી આયાતનો ૬૦ ટકા માલ આવતો. ૧૯૨૯ માં તે ૫૨ ટકા ઉપર આવી ઉભો અને ૩૦-૩૧ માં તો

૪૬ ટકા પર આવી ગયો છે. અને લડાઇ પહેલાં હિન્દ પોતાની નિકાસના ૪૧ ટકા સામ્રાજ્યમાં મોકલતું. ૧૯૨૯-૩૯ માં તો ૩૬ ટકા અને ૩૦-૩૧ માં ૩૯ ટકા પર આવી ઉભું છે.

આ ઉપરથી એક વસ્તુ સ્પષ્ટ થશે કે હિન્દનો સામ્રાજ્ય સાથેનો વેપાર ઘટવા પર છે ત્યારે પરદેશો સાથેનો આયાત નિકાસનો વેપાર વધવા પર છે. આનો સીધો અર્થ એટલો જ છે કે પસંદગીના ધોરણથી હિન્દને સામ્રાજ્ય સાથે બાંધવું એટલે તેને ગળે આર્થિક ફાંસી દેવી, અનેક રીતે શોષાઇ રહેલાં હિન્દને વધુ ચુસવાની નવી પદ્ધતિઓ જ ઓટાવા ખાતે શોધવાની છે એ આમાંથી ફલીત થાય છે.

સામ્રાજ્યનાં બીજાં સંસ્થાનો તો સ્વતંત્ર છે. કેનેડા, અમેરિકા સાથેના પોતાના સબંધને આંચ આવે એવી એક પણ દરખાસ્ત સ્વીકારશે નહિ. અને ઓસ્ટ્રેલીઆ પણ પોતાના બધા જ ઘઉં સામ્રાજ્ય ખાઇ શકે તેમ ન હોવાથી તે પણ પોતાને ગેરલાભ થાય એવી જાતની પસંગીની પંચાતમાં પડશે નહિ. આયર્લેન્ડનો મામલો ચકડોળે ચડયો છે. અને સાઉથ આફ્રીકામાંથી કાંઇ ફુંકીને ભુકડો ભરાય તેવું છે નહિ. એટલે ફક્ત હિન્દની ગરદને જ વળગવાનું બ્રીટન માટે રહ્યું.

અને સહુથી છેલ્લે ઓટાવા પરિષદની બાબતમાં જે એક વધુ ભ્રમણા મુખ્ય પ્રધાન રામ્સે મેકડોનાલ્ડ અને બીજા બ્રીટીશ મુત્સદીઓએ ફેલાવવા પ્રયત્નો કર્યો છે તે દૂર કરવાનું રહ્યું. તેઓ જગતને એવું સમજાવવા પ્રયત્ન કરે છે કે જગતમાં વેપારી સ્થીરતા આણવાના માર્ગમાં ઓટાવા પ્રથમ પગથીઉં છે. જગતને માર્ગદર્શક બનવા માટે જ એ પરિષદ યેજવામાં આવી છે. કોઇ પણ અક્કલવાળો માણસ સમજી શકશે કે એ નરી ગપ્પ છે. સાચી વાત તો તેથી ઉલ્ટી જ છે. અત્યારે જ્યારે દુનીઆના દરેક દેશો ઉંચી જકાતી દિવાલો ચણી બીજા દેશોના માલને પોતાને ત્યાં પ્રવેશ કરતો ખાળી રહ્યા છે ત્યારે બ્રીટીશ સામ્રાજ્ય એક અકુદરતી અને નવો જ આર્થિક ધન ઉભો કરી જગતવ્યાપારની ગુંચવણમાં વધારો કરવાને જ પ્રયત્ન કરી રહેલ છે. મુખ્ય ઉદ્દેશ તો ફક્ત બ્રીટન્ના તદ્દન હાલહવાલ બની ગએલા વેપારને પસંદગીનાં ઇન્જેકશન આપીને પગભર કરવાનો છે. એક તરફથી વેપારની સરળતાના માર્ગો શોધી કાઢવા પોતાને આંગણે જગતની સર્વ સત્તાઓની પરિષદ બોલાવવાનો ડોળ કરવો અને બીજી તરફથી એ પરિષદના નિર્ણયોને નીરર્થક બનાવવા સામ્રાજ્યની પસંદગીભરી વેપારપદ્ધતિની યોજનાઓ ઘડવી એ છળ તો સામ, દામ, દંડ કે ભેદ કોઇપણ ઉપાયે બીજી પ્રજાઓનાં અને પોતાના શ્રમજીવી વર્ગનાં શોષણ કરી તેની આમદાની પર અમનચમન ઉડાવનાર મુત્સદીઓને જ શોભે. જગતનાં દ્રષ્ટિબિન્દુથી ઓટાવા ઝાંઝવાના જળ જેવી છે; સામ્રાજ્યનાં દ્રષ્ટિબિન્દુથી જગતના ખરાબે ચડી ગએલા વેપારને માટે એક વધુ ખડક ઉભો કરવા સરખી છે; હિન્દનાં દ્રષ્ટિબિન્દુથી તે સોનેરી જાળ જેવી છે.

---

# ચીનનું મજુર ગીત



મોટીબહેન કાપડ વણે, ને નાનો ભાઇ અમારા પેટપૂર અન્ન માટે એ કાપડ વેચે. મોટીબહેન કાપડ વણે, ને નાનો ભાઇ એ વેચે. નાનો ભાઇ ફાટલાં-તૂટલાં કપડાં પહેરે, એને એક કટકો ય થીંગડું મારવા ન મળે.

મોટીબહેને વણેલું કાપડ ખરીદે કોણ? પેલા શ્રીમન્તો? પરદેશી સુંવાળું કાપડ મૂકી હાથવણાટનું સ્વદેશી ને ખરબચડું એ લક્ષ્મીના લાડીલાઓને ક્યાંથી ગમે?

હાથવણાટ કોઇને ન ગમે, ને ભાઇ-બહેન ભૂખે મરે. તમે વાવો, હું વણું,ને ઓલ્યો નળીયાં બનાવે!

આઠ કલાક કામ, આઠ કલાક આરામ, આઠ કલાક અભ્યાસ. મહેનત કરનારે ય માણસ તો ખરા જ ના? એય માણસની જેમ જીવવા માગે જ ને?

વાંચતાં શીખો, પુસ્તકો વાંચો. મજુર કંઇ મૂર્ખ નથી. વાંચો અને શીખો!

આઠ કલાક કામ, આઠ કલાક આરામ, આઠ કલાક અભ્યાસ! મજુર માણસો છે, ને માણસ માફક વિચાર કરવા તો માગે જ ને?

સૂરજ ઉગેથી સૂરજ આથમ્યા પછી પણ, ચૌદ, ચૌદ, કલાક! ચૌદ ચૌદ કલાક!

ઘડપણ આવે, ને બાજરી ખૂટે, ને ટાંટીઆ તૂટે તોય ચૌદ કલાકનાં મહેનતાણાં!

બેડીયું તોડી નાખો, મજુરો! મુડીવાદને મૃત્યુચક્કીમાં પીસી નાખો. સંસ્કૃતિ એટલે શું? એને ધૂળમાં મેળવી દો! 'શ્રીમન્ત' નામના રાક્ષસોને નાબુદ કરો. પછી 'ગરીબ' કોણ? પછી 'શ્રીમન્ત' કોણ?

એકહથ્થુ દોલતને દફનાવી દો! બધાય માણસ છે. બધાય સરખા!

બહાદૂર થાઓ, બળવાન બનો, રાતી આંખોના મર્દ બનો.*

—શંકરજતી ગોસાઇ.

* એક અંગ્રેજી વર્તમાનપત્ર પરથી.

અનેક ફીલ્મોમાં 'અચ્છુ' કામ આપ્યુ છે. પાંચમાં ચિત્રમાં હાથીઓનાં ટોળાં (પાળેલા) ગામનો નાશ કરવાને માટે દોડી રહ્યાં છે અને તેમની પાછળ પાછળ ટોકી કેમેરા દોટ મુકી રહ્યા છે અને તેમના સંચાલનને 'સીન'માં ઝડપી રહ્યા છે. ત્યારે છેલ્લા ચિત્રમાં ત્હમો જુવો છો કે તરાપા ઉપર બેસીને ફીલ્મકાર પ્રાણીઓમાં ખળભળાટ મચાવવા માટે બંદુકનો ખાલી અવાજ આપે છે. અવાજથી પ્રાણીઓ ઉશ્કેરાઇને બહાર આવે છે કે ટોકી કેમેરા તેમને તરત જ ઝડપી લે છે.

આમ પાળેલાં પ્રાણીઓ ત્હમારી આંખ સામે આબાદ જંગલનો સીન રજુ કરે છે.

થઇ જશે ત્યારે ઉત્સવોની જરૂર પડશે કે?.........

વાંચક ખીરાદરના આ પ્રશ્નને અમોએ ઉપર રજુ કર્યો છે. 'ભૌતિકવાદનો વિજય' નામના લેખમાંથી ઉપલું અવતરણ છે. અને એ અવતરણમાં લેખકે સિદ્ધાંતિક વિરોધ ( Ideological contradiction ) દર્શાવવાનો યત્ન કર્યો છે. જવાબમાં આમ લખી શકાય.

ઉલ્લાસની ઇચ્છા, અને ઉલ્લાસનો અનુભવ એ સર્વ વ્યક્તિના જ્ઞાનતંતુઓની ક્રિયા છે. માનવને ઉલ્લાસ જડે છે કેટલાય માર્ગોએ. કેટલાકોને અમુક પ્રવૃત્તિ કરવામાં જ ઉલ્લાસ મળી રહે છે. કેટલાકો કાર્ય કરવાંમા જ ઉલ્લાસ માણે છે. કેટલાકને વાંચનમાં ઉલ્લાસ સાંપડે છે. કેટલાકો નાટક કે સીનેમામાં ઉલ્લાસ મેળવે છે. આમ ઉલ્લાસ એ 'એક અનુભવ' (Experience) છે. જે ચિત્રપટથી એક જણને આનંદ પડે તે જ ચિત્રપટમાં અન્યને કંટાળો પણ આવે. આમ ઉલ્લાસ એ વસ્તુ માત્ર વ્યક્તિના માનસની વસ્તુ છે.

પણ માનવમાં ઉલ્લાસની ભુખ કુદરતી અને સનાતન છે. એ સિદ્ધાંત સાચો છે. માનવ શ્રમમાં જ ઉલ્લાસ મેળવે છે. પણ તેના અનુભવોમાં ફેર પડે છે. આમ 'અમુક પ્રકારનો શ્રમ કરવાની' તેની ઇચ્છા તદ્દન સ્વાભાવિક અને કુદરતી છે. અને તેથી જ માત્ર શ્રમનું પ્રત્યાઘાત (Reaction) છે તેમ આલેખવું અસત્ય છે. કારણ કે જો તેમ જ હોત તો એક પ્રકારના શ્રમથી કંટાળીને માનવ બીજા પ્રકારનો શ્રમ શરૂ કરત નહિં. દાખલા તરીકે ઓફીસના કામથી કંટાળેલી વ્યક્તિ બગીચામાં ફરવા જવાનો શ્રમ કરે નહીં.

હવે બીજા મુદ્દા ઉપર આવીયે. માનવ જ્યારે યંત્રોની મદદથી અમુક પ્રકારના શ્રમને અદશ્ય કરી શકશે પણ તેથી તે બીજા પ્રકારનો શ્રમ નહીં કરે તેમ હરતું નથી. જ્યારે 'દરરોજની રોટલી' મેળવવાને માટે દશ દશ કલાકનાં કામ અદશ્ય થશે ત્યારે માનવ પોતાની શક્તિઓ સંસ્કૃતિને સમૃદ્ધ કરવામાં વાપરશે. તે સુંદર ચિત્રો દોરશે, સુંદર પુસ્તકો લખશે, સુંદર આવાસોની યોજનાઓ કરશે, નવા યંત્રો શોધશે અને માનવજીવનમાં આમ ઉલ્લાસ વધશે અને ઘટશે નહીં. અને ઉલ્લાસનું અસ્તિત્વ જ તેમને વધુ ઉલ્લાસ મેળવવા માટે શ્રમ કરવાની પ્રેરણા આપશે.

—પ્રોલીટેરીયન.

∴

## સુંવાળો સહચાર

આ વાર્તાએ ગુજરાતભરમાં ખૂબ સનસનાટી ફેલાવી છે. અનેકોએ આ લેખના ઉપર લખાયેલા આમુખ વાંચ્યા વગર જ અમારા ઉપર તીખી ટીકાનો વર્ષાદ વરસાવ્યો છે એટલે કોઇ પણ પ્રકારની ક્ષમાયાચના વગર જ આ આમુખ અહીં રજુ કરીયે છીયે.

"આત્મસુખને સંતોષવામાં જ—તેમજ પોતાના સુખની દ્રષ્ટિએ સકળ સૃષ્ટિને અવલોકવાની વિચારસરણીને ઇંગ્લીશમાં Epicurian ફીલસુફી કહે છે. આ વિચારસરણી પ્રમાણે 'આનંદ' જીવનનો આદર્શ બને છે. 'સુખ' એ સર્વ પ્રવૃત્તિઓનું કેંદ્ર બને છે. સમાજની મર્યાદાઓ તેઓ સ્વીકારતા નથી. ધર્મે સ્થાપેલાં બંધનો તેઓને બાંધતા નથી. સાંપ્રત નીતિભાવના તેમને સ્પર્શી શકતી નથી.

આવી વિચારસરણી અને સાંપ્રત સમયમાં શ્રમજીવીઓના તત્વજ્ઞાને સર્જેલી નવી નીતિભાવના વચ્ચે મુળગત ફરક છે. ઉપલી વિચારસરણી માત્ર અરાજક જાતીયવિલાસને ઉત્તેજે છે, ત્યારે નવી નીતિભાવના વૈજ્ઞાનિક જાતિય જીવન સર્જે છે. આ વાર્તા Epicurian ફીલસુફીનું સંપુર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી હોવાથી એક વાનગી તરિકે અત્રે રજુ થાય છે...તંત્રી"

અને એ સાથે અમો લેખકનું આ પરત્વે નીવેદન રજુ કરીયે છીયે.

તંત્રીશ્રી 'નવયુગ'

આપના ગતાંકમાં પ્રસિદ્ધ થએલી મારી "સુંવાળો સહચાર" નવલિકાએ જેમ નીતિના ઇજારદારોને ભડકાવ્યા છે તેમ વાચકજનતામાં કેટલીક ગેરસમજુત પણ ઉભી કરી છે.

જેમને એ વાર્તામાં અશ્લીલતા કે નાગાઇ દેખાય છે તેમને તો મારે કંઇ જ જવાબ આપવાનો નથી; પણ જેઓને વાર્તાના પ્રસંગોમાં લેખક તરિકેના મારા વિચારો જ મુર્ત થએલા લાગે છે તેમને મારે એટલું જ કહેવાનું છે કે એ આખીયે કથા કલ્પિત છે અને મુડીવાદી સમાજરચનામાં પ્રસરી રહેલી જાતીય વ્યવહારની અવ્યવસ્થા ઉપર કટાક્ષરૂપ છે. આખીયે વાર્તા પહેલા પુરૂષમાં લખેલી હોવાથી કોઇ વાચકોને એવો ભ્રમ થતો હશે કે લેખક પોતે જાતીય વ્યવહારની અવ્યવસ્થાનો હીમાયતી છે, પણ એ ભ્રમ અસ્થાને છે. આપણા સમાજમાં એવા કેટલાયે માણસો છે કે જેઓ રશીઆની સમાજરચના ઉપર જાતીય જીવનની નિરંકુશતાનો આક્ષેપ મુકી પોતે જ પોતાના વ્યવહારોમાં એવી નિરંકુશતામાં મ્હાલે છે. એવાઓને ખુલ્લા પાડવા સારૂ જ 'સુંવાળો સહચાર' લખાએલી છે. વાર્તા વાંચતાં જો એવી સમજણ ઉપજતી હોય કે રશીઆમાં લગ્નવ્યવસ્થા જેવી કોઇ વસ્તુ જ નથી, તો તે પણ ગેરવાજબી છે, કેમકે રશીઆમાં પરણેલી સ્ત્રી ગમે તે માણસ સાથે મુક્ત સહચાર માણી શકે એવી છુટ નથી. ત્યાં સહેલાઇથી ફારગતિ મળે છે અને ફારગતિ મળ્યા પછી જ સ્ત્રી કે પુરૂષ અન્ય વિજાતીય વ્યક્તિ સાથે જોડાઇ શકે છે. જાતીય વ્યવહારની નિરંકુશતાને બદલે રશીઆમાં અતિશય વ્યવસ્થિત, નિયમિત અને વૈજ્ઞાનિક જાતીય જીવન સ્ત્રીપુરૂષો જીવે છે. પણ મુડીવાદીઓ તેને 'નેશનલાઇઝેશન ઓફ વીમેન' કહી ગેરસમજ ફેલાવે છે. આ મુડીવાદી મનોદશાનું મુર્ત સ્વરૂપ અને તેની જાતીય નિરંકુશતા 'સુંવાળા સહચાર'માં દ્રષ્ટાન્ત રૂપે મેં રજુ કર્યાં છે. તેમાં વર્ણવેલી સ્થિતિ આદર્શ નથી, પણ અયોગ્ય છે. તેમાં લેખકની સંમતિ નથી પણ કટાક્ષમય વિરોધ છે.

એ વાર્તાને ખુલ્લી, અશ્લીલ કે નગ્ન કહેનારાઓ કલાપી, કાન્ત, મણિલાલ નથુભાઇ, ગોવર્ધનરામ, કનૈયાલાલ મુનશી, બટુ ઉમરવાડીઆ, મેઘાણી અને બીજા અનેક લેખકોની કૃતિઓમાં સ્થળે સ્થળે ઉભરાતા 'ખુલ્લાપણા' સામે ભાગ્યે જ વિરોધ લે છે. માત્ર 'સુંવાળો સહચાર' પહેલા પુરૂષમાં લખાએલ છે એ ઘટના જ એમને ભડકાવે છે, પણ એમણે સમજવું જોઇએ કે કલ્પિત નવલકથામાં આવતો 'હું' એ લેખક જ હોય છે અથવા તો એના વચનો અને આચરણોમાં લેખકની સંમતિ જ હોય છે એમ હોતું નથી.

'સુંવાળો સહચાર' માટે આટલો ખુલાસો કરવો પડે છે—અને એ પછી પણ એ વાર્તામાળાની સમાપ્તિ 'પહેલા અનુભવ' સાથે જ કરવી પડે છે–એ ગુજરાતી વાચકોના સામાન્ય બુદ્ધિદારિદ્રયની નિશાની છે.

—છેલશંકર વ્યાસ.

# તાકાત અને તંદુરસ્તી

—લેખક:—
—ડાકટર—

## નાગાં શરીરો!

હિંદમાં તો નાગડા બાવાનો એક આખો સંપ્રદાય છે. કહે છે કે આ બાવાઓ કોઇ પણ પ્રકારનું વસ્ત્ર કે ઉપવસ્ત્ર પરિધાન કર્યા વગર આલમમાં રખડે છે. હિમાલયના કેટલાક ગાઢા જંગલોમાં તેઓ વસે છે અને કવચીત્ કવચીત્ તેઓ બહાર આવીને જગતને તેમની જંગલી સંસ્કૃતિની પ્રતિતિ કરાવે છે.



પણ અત્યારના સુસંસ્કૃત મનાતા પ્રદેશોમાં અગ્રણી શારીરિક કસરતબાજોમાં એક નવો વિચાર તેમને જોરથી આકર્ષી રહ્યો છે. આ નવા વિચારે હવે તો સંપ્રદાયનું સ્વરૂપ લીધું છે અને તેથી તેના પાટનગરોમાં નાગાઓનાં મંડળ Nudo oult

## શરીર અને વસ્ત્રો

સ્થપાયાં છે. માનવે કેટલાં અને કેવાં કપડાં પહેરવાં તે પ્રશ્ન ઉપર ખુબ ચર્ચા ચાલી છે.

એક કાળ એવો હતો કે માનવ જ્યારે વસ્ત્રહીન દશામાં ફરવામાં આનંદ માણતો તેના શરીર પર વસ્ત્ર તો શું પણ ઝાડની છાલ પણ ન હતી.

ત્યાર પછીના યુગમાં ઝાડની છાલો વડે શરીર ઢંકાવા લાગ્યાં. માનવ શરીરનું સંરક્ષણ કરવા માટે કે તેને શોભા આપવા માટે પછી ચામડાના આવરણો રચાય અને કોઇ સુભગ ક્ષણે કાપડનાં કપડાંની શોધ થઇ.

પણ ત્યાર પછીના યુગમાં તો શરીરના પ્રત્યેક ભાગને ઢાંકવાની, પ્રત્યેક અંગ ઉપર કાપડનો પોશાક અપનાવવાની પ્રણાલિકા,

થઇ. ખૂબ કપડાં પહેરો એ તેનું સુત્ર બની ગયું. અને જેમ માનવ શરીર પર વધુ કપડાં તેમ તેની પ્રતિભા અને પ્રતિષ્ઠા વધુ મનાવા લાગી.

પણ આજે આપણા સમક્ષ પ્રશ્ન અથડાય છે કે માનવે કેટલાં અને કેવાં કપડાં પહેરવાં? યુરોપના તંદુરસ્તીના અગ્રણીઓ એકદમ ઓછાં કપડાં પહેરવાની હાકલ કરી રહ્યા છે. અમેરિકાના પ્રખ્યાત બરનાર્ડ મેકફેડન 'ફીઝીકલ કલ્ચર'ના એપ્રીલ અંકમાં આલેખે છે કે-

આલમના પ્રત્યેક ભાગમાં નગ્ન સંપ્રદાય તરફ આ ક્ષણે ખુબ લક્ષ ખેંચાઇ રહ્યું છે.

'શરીરની તાકાતને વધારવાના આ અસાધારણ પ્રયોગમાં જર્મનો મોખરે છે. ત્યાં આવી કેટલીય કલબ છે અને આ કલબો ત્યાં ફાયદેમંદ છે.

'વસ્ત્રો પહેરવાં એ માનવદેવની વસ્તુ છે. કેટલાં અને કેવાં તે માનવની સ્વભાવજન્ય પ્રણાલિકાઓને અનુલક્ષીને કરવામાં આવે છે. જંગલમાં વસતા માનવમગજમાં કલ્પના પણ નથી આવતી કે સામી વ્યક્તિનું શરીર નાગું કેમ છે?'

પહેલાના સમય સાથે સરખાવીયે તો આપણે પોશાકમાં ઘણો જ ઘટાડો કરતા જઇએ છીયે એ દીસી આવશે. પહેલાના વખતમાં મોભાદાર અંગરખાને બદલે હવે ઉઘાડા કોલરવાળાં ખમીસ શેરીએ શેરીએ નથી દેખાતાં?

સંભવ છે કે જો આ વૃત્તિ વધુ ને વધુ વિકાસ પામતી જશે તો માનવ માત્ર શોભાને ખાતર જ કપડાં પહેરતો અટકી જશે.

અત્યારે જો આપણા વડીલો સમક્ષ કોઇ નાગા ફરવાના, જેવા જન્મ્યા તેવા રખડવાના આદર્શ વિશે વાતચીત કરે-અરે માત્ર શબ્દ ઉચ્ચારે તો પણ તેમના નાકના ટેરવાં ઉંચે ચઢી જવા સંભવ છે. નગ્નદશામાં ફરવાના સિધ્ધાંતથી તો સંભવ છે કે તેમને આઘાત લાગશે.

આ સર્વ ચર્ચાનું સત્વ એ છે કે પોશાક એ પ્રકારનો હોવો જોઇએ કે જેથી શરીર હવા અને સુર્ય પ્રકાશ વચ્ચે સંસર્ગ જળવાઇ શકે.

સુર્ય પ્રકાશ શરીરને ખુબ જ ફાયદાકારક છે. શરીરને ત્વચા દ્વારા સુર્ય પ્રકાશ જેટલો વધુ ઝીલાય તેટલો વધુ હિતકારક હોવાથી નગ્નસંપ્રદાયમાં માનનારાઓ કહે છે કે શરીર પર કોઇ પણ પ્રકારનો પોશાક પહેરવો અનિષ્ટ છે.

પણ તેનો અર્થ એ નથી કે સારોય સમય વસ્ત્રહીન દશામાં જ રખડવું. આ શબ્દોનો એટલો જ અર્થ છે કે દીવસના બે કે ત્રણ કલાક સુધી નગ્ન થઇને કે બહુ જ ઓછા કપડાથી "સૂર્ય સ્નાન" (Sun bath) લીધું હોય તો શરીરની ચેતનામાં જોમ આવે છે. તેથી તાજગી આવે છે. શરીરમાં પ્રાણ પ્રગટે છે. ઉત્સાહ અને જોમ દેખા દે છે.

નગ્નસંપ્રદાયનો આ હેતુ છે. તેનો આ આશય છે. તેઓ માને છે કે જગતમાં જન્મ્યા તેવા જ ફરવાનો કુદરતી આદેશ છે. પોશાક એ કૃત્રિમ છે.

પણ તેમના એ અંતીમ વિચારોને અળગા કરીને આપણે એમાંથી સાર ગ્રહણ કરીને શરીર પર બીનજરૂરી કપડાં ન પહેરવાં તે સારી રીતે માલમ પડી શકે તેમ છે.

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## શાંઘાઈની 'શાંતિ'

શાંઘાઈ પર ખૂનખાર અને ભયાનક ઓંબના વર્ષાદ પછી સ્થપાયેલી લશ્કરી શાંતિની શરતો અતી જાણવા યોગ્ય છે. 'લીટરરી ડાયજેસ્ટના ૨૪ મીના અંકમાં આ શરતો આપેલી છે. જેનો અનુવાદ અહીં પ્રસિદ્ધ થાય છે.

૧ યુદ્ધનીતિ ઉપર તરત જ અંકુશ.

૨ ચીનવાસીઓ પોતાનાં હાલનાં લશ્કરી સ્થાનો ઉપર જ રહેશે.

૩ જાપાનીઓ આંતરરાષ્ટ્રિય વિભાગમાં પાછા જશે. માત્ર લશ્કરની કેટલીક ટુકડીઓ જ નજીકના વિભાગમાં રાખવામાં આવશે.

૪ ગ્રેટબ્રીટન, ફ્રાંસ, ઇટાલી, અમેરિકા, ચીન અને જાપાનના બબ્બે પ્રતિનિધિઓનું બનેલું પ્રધાનમંડળ જાપાનના લશ્કરમાંથી ચીનને પાછી સત્તાની સોંપણીના કાર્ય ઉપર તપાસ રાખશે.

૫ જે દિવસે આ સંધી ઉપર સહી થશે તે દિવસથી આ સંધી અમલમાં આવશે.

શાંઘાઇમાં થયેલી શરતો પ્રમાણે સમગ્ર શાંઘાઇ શહેર આંતરરાષ્ટ્રિય વિસ્તાર સમું બની જાય છે એ વસ્તુ ઉપર ખાસ નિર્દેશ કરવાની ભાગ્યે જ જરૂર છે. આ સંધી પ્રમાણે ચીનનું લશ્કર જે હાલ શાંઘાઇથી વીસ માઇલ દુર છે તેને ત્યાં જ રહેવું પડશે. એટલે સમગ્ર શાંઘાઇ શહેરને ચીનની સત્તા નીચેથી ખેંચી લેવાની રાજ્યરમત આમ સફળ થાય છે.

આ ઉપરાંત આર્થિક બહિષ્કારનીસંસ્થાઓને કચડી નાંખવા માટે જાપાન સફળ થયું છે. બહિષ્કારના સુત્ર પોકારનારને માટે, તેમ જ તેનો રાજકિય ઉપયોગ



યુદ્ધ સમયનો સામનો કરવા માટે આથી વધુ અસરકારક બેટની જરૂર નથી લાગતી?

કરવાની આંકાક્ષા ધરાવનારાઓ માટે 'શાંઘાઇ' એ એક અતિ મનનીય ઘટના છે એ ચોક્કસ છે.

## શાંઘાઈનો સંહાર

શેપૈના સંહાર પછી હવે તેને માટે થયેલા જંગીમ ખર્ચના આંકડાઓ બહાર આવતા જાય છે. લગભગ ૪૦૦૦૦૦૦૦૦, ડૉલર એટલે લગભગ ૧૦૦૦૦૦૦૦૦૦ રૂપીયા (આંકડામાં મુકીએ તો એક અબજ રૂપીયા) નો ધુમાડો થઇ ગયો છે. અને લગભગ ૧૮૦૦૦૦ કુંટુંબોને શોષવુ પડયું છે અને ૮૦૮૦ ચીન સૈનીકો મરણ પામ્યા છે.

> લગભગ ૭૮૩૦૦૦૦૦ ડોલરની કિંમતનાં તો માત્ર મકાનો નાશ પામ્યાં છે. ૨૧૬૦૦૦૦૦ ડોલરની કિંમતનાં યંત્રો નાશ પામ્યાં છે. અને બેકાર બનેલાની સંખ્યા લગભગ ૨૫૦૦૦૦ છે.
>
> લગભગ ૪૫૦૦૦૦૦, ડોલરની શાળાઓની મિલકતનું નુકસાન કરવામાં આવ્યું છે. રેલ્વે પર લગભગ ૫૪૦૦૦૦૦ નો ખાડો પડયો છે.

અને આ બધું શાને માટે ? કારણ કે જાપાનના માલનો ચિનવાસીઓએ બહિષ્કાર કર્યો હતો તેને માટે !

## રશીયામાં જ્યુ કોમની સ્થિતિ

સમગ્ર વિશ્વમાં જો કોઇ પણ પ્રજાને કોઇ પણ દેશ ન હોય તો તે જ્યુ કોમ છે. જગતના પ્રત્યેક વિભાગમાં આ જાતિ પથરાયેલી છે. અને ધીરધારનો ધંધો કરતી હોવાથી પ્રજાસમુદાયમાં તે અતિ અપ્રિય મનાય છે. જેમ મારવાડી કોમ તરફ પ્રગતિમાન લોકોને સ્વાભાવિક ધિક્કાર હોય છે તેવી જ રીતે વ્યાજના માર્ગે ખૂબ ધન મેળવતાં જ્યુ કોમના ગ્રહસ્થો તરફ યુરોપના લોકોને સ્વાભાવિક અનાદર તો હોયજ. આવી સ્થિતિ પહેલાં રશીયામાં પણ હતી. પણ રશીયામાં થઇ રહેલા રાજ્યપરિવર્તન પછી જ્યુ કોમની સ્થિતિમાં ખૂબ ફરક પડી ગયો છે. આથી 'નેશન'ના તા. ૨૫ મીના અંકમાં લુઇ ફીશરના અભ્યાસપુર્ણ લેખમાંથી નીચલું અવતરણ ઉતારી લઇએ છીયે :—

—મુખ્ય હકિકત એ છે કે સોવીયેટ ઉદ્યોગમાં ૩૦૦,૦૦૦ જેટલા જ્યુ હાલ કામ કરી રહ્યા છે. ત્યાર પછી તો ફેકટરીઓમાં કેટલાય જ્યુ ગયાં છે. એક સમયની લેવડદેવડ કરનારી જાતિ હવે મશીન ઉપર, ખાણ ઉપર, ટ્રેક્ટર ઉપર, શ્રમ માણી રહી છે. અક્ષરજ્ઞાનના ઉપાસકો હવે શહેરોને સર્જનારા બન્યા છે. વિપ્લવના શરૂઆતના કાળમાં રાષ્ટ્રના આગ્રણી પદે કેટલાક અતિ બુદ્ધિમાન જ્યુ હતા પણ બીજી કક્ષાના આર્થિક કામો ઉપર જ્યુ કોમની સંખ્યા અતિ અલ્પ હતી. પણ અત્યારે જ્યુ કોમ મ્હોટા સ્ટેટ ફાર્મ ચલાવે છે, તેલને સુધારવાની ફેક્ટરીઓનું દીશાસુચન તેમના હાથમાં હોય છે, આગગાડીઓ ચલાવે છે. રસ્તાઓ બાંધે છે, અને ઉદ્યોગો ઉપર દેખરેખ રાખે છે...જ્યુ ઇજનેરો, જ્યુ મીકેનીકો, જ્યુ નિષ્ણાતો હજારોની સંખ્યામાં સોવીયેટ વિશ્વવિદ્યાલય તરફથી બહાર પડતા જાય છે.

## જાપાન કયાં જઇ રહ્યું છે ?

જાપાનમાં વડા પ્રધાન ઇનકાઇનું ખૂન થયું. ત્યાર પછી જાપાનમાંથી પાર્લામેન્ટનું પ્રતિનિધિત્વ તદ્દન ઓસરી ગયું છે એટલું જ નહી પણ જાપાન 'સરકાર-

## કેટલાક કટાક્ષચીત્રો—



ડૉક્ટરઃ (જાપાનીસ સૈનિકને) રસ્તામાં રખડતા ચીનાઈ [શહેરીને ઈજા] થઈ છે?

સૈનિકઃ—ના રે! સાહેબ, આ લીટન કમીશન અતિશય ખાવાના રોગથી પીડાય છે.

[ચીનના વર્તમાનપત્રો આંકડાઓ આપી આલેખે છે કે લીટન કમીશન ૧૨ દીવસમાં ૬૦ વાર મીજબાનીમાં જમ્યા હતાં.]



શાંતિનું પક્ષી—
પણ હું ઉતરૂં ક્યાં?



મહાસંગ્રામ પછી માત્ર પ્રજાસંઘના સંયોજક જીવતા રહ્યાં છે અને તેઓએ લડાઇ જાહેર થઇ છે કે કેમ તે જોવા માટે ૫૯૮ મું કમીશન નીમ્યું છે.

તંત્રે ફેસીઝમનો સ્વાંગ સજ્યો છે. આ ઘટના ઉપર ટીકા કરતાં અમેરિકન અખબાર 'ન્યુ રીપબ્લીક' તેના ૨૫ મીના અંકમાં આલેખે છે કે:—

ખૂનામરકીને માર્ગે ફેસીઝમ જાપાનમાં પગલાં મુકતું જાય છે. પ્રધાન ઇનુકાઇનું ખૂન કરનાર હિચકારા યુવાનોની પછવાડે કોનું આધારબળ હતું, અથવા તેમના ઉદ્દેશો કયા હતા તે વસ્તુને વેગળી કરીયે તો પણ આ ઘટનાથી લશ્કરી સત્તાવાળાઓને લાભ થશે એમાં શંકા નથી. લશ્કરે ચોખ્ખા શબ્દોમાં સંભળાવી દીધું છે કે નવું સરકારતંત્ર એક પક્ષનું; કે એક વર્ગનું ન હોવું જોઇએ. આનો અર્થ એ થાય છે પ્રજાપ્રતિનિધિત્વના રહ્યાસહ્યાં અવશેષ પણ લુપ્ત થાય છે. ઇનુકાઇને બદલે સુઝુકીને પ્રમુખ બનાવવાની મુળ યોજનાનો જો અમલ કરવામાં આવે તો પણ પરિસ્થિતિમાં કંઇ ખાસ ફેર પડે તેમ નથી કારણ કે સુઝુકી ફેસીઝમ તરફ ખાસ વલણ દર્શાવે છે. ઇનુકી કરતાં વધુ ઉદારમતવાદી મુત્સદ્દીઓને આગલા ખુનોએ અળગા કર્યા છે. એમ પણ હોય કે પૂર્વમાં સામ્રાજ્યવાદી નીતિને અમલમાં મુકવાથી, તેમજ વિશ્વવ્યાપી આર્થિક મંદીની અસરથી, તેમજ સરકારતંત્રમાં લાંચ અને રૂશ્વતનું જોર જામવાથી લોકમત આધુનિક સરકારતંત્ર સામે પડે. પણ લશ્કરના સુત્રધારો સત્તામાં આવ્યા છે એ વસ્તુ સમસ્ત જગતની શાંતિ માટે તેમજ જાપાની પ્રજાની આંતરિક શાંતી માટે અતિ જોખમકર્તા છે. અત્યારે તો એમજ દીસે છે કે રશીયા ઉપર આક્રમણ કરવાનું સાહસિક પગલું લેવા તે પ્રેરાશે ત્યારે પશ્ચિમમાં તેને મદદ કરે એવી કોઇ યુરોપીય સત્તા વિચારહીન હશે? આના ઉપર જાપાનની સ્થિતિ અવલંબે છે, એટલું જ નહીં પણ વિશ્વસંગ્રામ અને વિશ્વવિપ્લવની સંભાવિતતાઓ પણ તેમના ઉપર જ અવલંબે છે.





# નવું–સાહિત્ય

## ઝાકળ

લેખક: રમણલાલ વસંતલાલ દેશાઇ. પ્રકાશક: સ્વસ્તિક કાર્યાલય. મુલ્ય: રૂ. ૨–૮–૦

હોસ પાઇપથી પાણી ઉડાડી વનસ્પતિપર બિન્દુઓના છંટકાવ થવા દો એટલે 'ઝાકળ' ની નકલ સરજી શકાશે. અલબત્ત એ આખી અદા બીલકુલ કૃત્રીમ છે...અને એ જ રીતે શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઇએ કૃત્રીમતાને બાઝી પંદર વાર્તાઓનો ગ્રંથ "સરજ્યો" છે......એમાં વાસ્તવીકતા જવલે જ ડોકીયું કહે છે. કુદરત મહામહેનતે મલકારા કેંકે છે......એ પાછળ 'પ્રયાસ' દેખાઇ આવે છે.

એક બે માંદલાંઓના નીવીર્ય પ્રેમની નોંધ આસપાસ ટુંકી વાર્તાઓની વાડ ચણવી એ આજના ચોંકેલા જમાનામાં અજુગતું અને વાહીઆત લાગ્યા વિના રહેતું નથી. જેઓ સશક્ત છે, જીવનં જીવવાને લાયક છે તેવાં કેટલાંય મનુષ્યો પર મુડીવાદે માંદગી બાંઝાવી છે. તેઓને પ્રેમની પ્યાલીઓ પીવાનો અવસર સાંપડતો જ નથી. 'ઝાકળ' નામની વાર્તામાં એક સ્ત્રી માત્ર 'પ્રેમ'થી જ પીડાય છે. એ પીડાથી લેખક પણ પીડાયા છે. જગતના અનેક માનવીઓ જ્યારે ભુખમરાથી મરે છે, દુઃખી થાય છે, ત્યારે 'પ્રેમની પીડાંનુ' ચિત્ર ખડું કરવું એ આજની વિષમ પરીસ્થીતિની મશ્કરી કરવા બરોબર છે. 'પ્રેમ'ની વીરૂદ્ધ હું નથી. પણ માત્ર એક છોકરી એના ધારેલ પુરૂષને લગ્નની વીંટીમાં કેદ ન કરી શકે અને પરિણામે ખુબ હેરાન થાય એવા કીસ્સા આજે આપણને હચમચાવી શકતા નથી. પ્રેમ એટલે શરીરની ભુખ ભાંગતું તત્વ! દરેક તંદુરસ્ત જણમાં આ ભુખ જાગે છે. એ ભુખ એક કે બીજી રીતે સંતોષ શોધી લે છે......પણ ઝાકળની નાયિકાને પુરૂષ 'ઝાકળ' જેવો લાગે છે, એટલે 'દેખાવડી ઉપમા'માં ગોંધાઇ જઇ એ સ્ત્રી માત્ર નિશ્વાસ નાખે છે...અને વાર્તાનો અંત આવે છે...હવે એક બે વ્યક્તિના જ રોગી પ્રેમનો કીસ્સો આપણને કઇ રીતે સ્પર્શ કરી શકે?......

શ્રી. રમણલાલની કલમમાં સહેલાઇ છે પણ જોર નથી. એક અફસર તરીકે જ

તેઓ ગામડામાં હર્યાફર્યા હોય તેવું પાનાં-ઓમાંથી સાફ દેખાઇ આવે છે. જ્યારે જ્યારે લેખકે 'રમુજ'ને બાઝવા પ્રયાસ કર્યો છે ત્યારે ત્યારે તેઓએ જબ્બર છક્કડ ખાધી છે. એ રમુજથી ઘણા ધવાયા હશે. વાચકોને હાસ્ય પર વૈરાગ આવી જાય એવો ઇરાદો લેખકનો નથી ને?

બાકી તો જેઓને 'પાજેલી' વસ્તુનો જરા પણ શોખ હશે. તેને આ વાર્તાઓ ગમી જશે. છપામણી અને પુસ્તકનો ઉઠાવ ખરેખર સારાં છે.

'પ્રોલીટેરીયન.'

## કાઠિઆવાડની કાળરાત્રિ

લેખકઃ સામળદાસ ગાંધી. પ્રકાશકઃ સામળદાસ લક્ષ્મીદાસ ગાંધી. કિશોર પ્રકાશન મંદીર, દીનકર ભુવન, ખાર. મુલ્યઃ ૬ આના. પ્રથમ આવૃતિ.

ભુતકાળ ઉપર ભવ્યતાની ચાદર ઓરાઢીને મધ્યકાલીન યુગને આદર્શ મનાવી, તેનું સ્મરણ રૂદન કરીને, તેમજ વર્તમાન જાગૃતિને અંજલી આપવી, એ પ્રણાલિકા કંઇ નવી નથી. આવી પ્રણાલિકાને પગલે પગલે રચાયેલા આ પુસ્તકના શરૂઆતના પ્રકરણોમાં કાઠિઆવાડનો ઇતિહાસ, તેમાં સમાયેલા દેશી રાજ્યોની માહીતી, બ્રીટીશ સત્તાનો પ્રારંભકાળ, એ સર્વ વસ્તુઓની રસિક રૂપરેખા કર્તાએ આપી છે. ભાષા સુંદર છે. શબ્દોમાં ઝમક છે. અને પુસ્તક વાંચવાને ગમે તેવું છે.

હવે પુસ્તક ઉપર આવીએ. આ પુસ્તક ઇતિહાસ નથી. તેમજ મધ્યકાલિન યુગની સમાજરચના કે અર્થવ્યવસ્થા સંબંધી આધારભુત હકિકત નથી. તેમજ વર્તમાન રાજકિય જાગૃતિનું તેમાં પૃથક્કરણ નથી. આમ આ પુસ્તકની ભૂમિકા જ શું છે તે જ સ્પષ્ટ નથી. કલ્પનાને પાંખ આપીને, સુંદર શબ્દોમાં ભુતકાળને ચિતરીને કર્તાએ, સૌરાષ્ટ્રની કાળરાત્રીના સજીવ ચિત્રની છાયા માત્ર આપણી સામે રજુ કરવાનો લેખકે યત્ન કર્યો છે.

પુસ્તકના આખરી પ્રકરણોમાં રાજકિય જાગૃતિનું સ્વરૂપ, તેનું જન્મસ્થાન, તેના સામાજીક આધારતત્વો (Social Basis) અને તેથી ઉપજતું તેનું રાજકિય સ્વરૂપ સમજાવવાને બદલે લેખક આપણી સમક્ષ કંઇક અગમ્ય, કંઇક અકથ્ય, કંઇક અવર્ણનીય કારણોથી પુનરૂત્થાન પગલાં મુકતું ન હોય તેમ બતાવવા યત્ન કરે છે. અને જે પુસ્તકમાં આપણે નરેંદ્રશાહીનો નાશ કરવાની તમન્ના જડવી જોઇએ ત્યાં જ્યારે લેખકને રાજામંડળને સલાહના બે શબ્દો (પાનુ ૯૬) સંભળાવતો જોઇએ ત્યારે ખરેખર નિરાશા થાય છે.

પ.

## આપણા ઉંબરમાં

સંપાદકઃ ઝવેરચંદ મેઘાણી. પ્રકાશકઃ કુલછાબ કાર્યાલય. મુલ્યઃ ચાર આના.

સમાજજીવનને સ્પર્શીને આમવર્ગની ઉંડી લાગણીને નરી સ્વાભાવિકતામાં રજુ કરવાનું સહજ સાફલ્ય શ્રી. મેઘાણીએ સાધ્યું છે. આ સંગ્રહમાં સાત વાર્તાઓ છે. પ્રત્યેક વાર્તાઓ રસપુર્ણ અને શ્રી. મેઘાણીની લાક્ષણિક શૈલીમાં લખાઇ છે. પુસ્તકનું કદ જોતાં, તેમ જ તેમાં સમાયેલું સાહિત્ય જોતાં કિંમત

ગોગ્ય છે. આશા છે કે આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રસિધ્ધ કરવાની તક પ્રકાશકો જલ્દી મેળવે ! ૫.

## વર્તમાન યુગના બહારવટીયા

પ્રકાશક : ફુલછાબ કાર્યાલય. કિંમત ૬ આના.

ફુલછાબમાં પ્રસિદ્ધ થઇ ગયેલા આ જીવનવૃતાંતો પાછા પુસ્તકકારે પ્રસિદ્ધ થાય છે. વૃતાંતો અતિ રસિક છે. સુંદર રસ પડે તેવી ભાષા છે. સમાજના બંધનોથી ત્રાસી જઇને, વ્યકિતગત ઉકેલ શોધનાર આ બહાદુર માણસોનું શૌર્ય પ્રશંશા માગી લે છે. પુસ્તકની છપાઇ સારી છે. અને ગેટઅપ આકર્ષક છે.

## પ્રેમચંદજીની વાતો

લેખક : શ્રી. પ્રેમચંદજી. પ્રકાશક : સ્વસ્તિક ગ્રંથમાળા કાર્યાલય. ૧૧૬, પ્રીન્સેસ સ્ટ્રીટ, કેશવબાગ, મુંબાઇ. મુલ્ય : ૧–૮–૦

સામાજીક જીવનની ભમિકા ઉપર રચાયેલી નવ વાર્તાઓનો સંગ્રહ અહીં પ્રસિદ્ધ થાય છે. આ અનુવાદમાં પ્રેમચંદજીની કળા કયાં સુધી અભંગ જળવાઇ રહી છે એ અમારાથી કહી શકાય એમ નથી. છતાં વાર્તાઓ રસપૂર્ણ રહી છે અને વાંચકને આનંદ આપે તેમ છે તેમાં તો શંકાજ નથી.

સમાજની અંદર વણાઇ ગયેલા કેટલાક અનિષ્ટ રીવાજોને તેના મુળ રૂપમાં રજુ કરવાની કલામાં પ્રેમચંદજીએ સહજ સાફલ્ય સાધ્યું છે અને પાત્રાલેખન અને વસ્તુનું આયોજન પણ સુંદર છે. અને તેથી આવી વાર્તાઓના ગુચ્છને ગુજરાતીમાં પ્રસિદ્ધ કરવા બદલ સ્વસ્તિક ગ્રંથમાળા જરૂર જ અભિનંદન લઇ શકે. વાર્તાઓની સાથે અનુરૂપ ચિત્રો હોત અને કિંમત જરા ઓછી હોત તો સંગ્રહ વધુ લોકભોગ્ય બનત એમ માની શકાય. આશા છે કે અન્ય આવૃત્તિ પ્રસિદ્ધ કરતી વખતે આ સુચનાઓ ધ્યાનમાં લેવાય.

## હૃદય જ્વાલા

લેખક–પ્રકાશકઃ શ્રી. અંબાલાલ ન. શાહ. લગડીવાળાનો બંગલો. ઘાટકોપર (થાણા) કિંમત રૂ. ૧–૮–૦

આ નવલકથાનું પુંઠા પરનું ચિત્ર જોતાં જ લાગી આવ્યું કે પુંઠા પર એકેલી સ્ત્રીના હૃદયમાં અદીઠ જ્વાલા સળગ્યા કરે છે–મ્હેં એની ઉપર આંગળી ફેરવી જોઇ, સારૂં થયુ કે કશા જ ભય વિના મ્હેં કવ્હર ફેરવ્યું અને અંદરની જ્વાલાશિખાઓ નજરે પડી. ગમે તેમ પણ આ પુસ્તકને વાંચવા માટે મ્હારે ' ફાયર પ્રુફ' સોલ્યુશનની સહાય લેવી પડી.

લેખકે વાચકની બંડખોર વૃત્તિને વાસ્તવિક આવકાર આપવા સુંદર પ્રયત્ન કર્યો હોય એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. આ સામાજિક નવલકથામાં આજના હિન્દુ સમાજની જે રૂઢીચુસ્ત અવદશા માલુમ પડે છે તેનું ચિત્ર ખડું કરવામાં આવ્યું છે. આજના નવયુવાનની નવયુગની ભાવનાને કચડી નાખવા ડોસલાસમાજે જે કરૂણ પ્રયત્ન કર્યો છે એના પડઘા આમાં સંભળાય છે. શશિનાથ સન્યાસ સેવવાનાં સોણલાં સેવે છેઃ આજના નવજ્વાનને

છાજે તેનાથી વિરૂદ્ધ વિચારસરણીથી હું જુદો પડું છું. લીલાને પરણાવવાનો ત્હેનો વિચાર શા માટે તે મંથનમાં મુકે છે? જગતથી દૂર દૂર રહી 'અગમ્ય' વિચારોના ધુમ્મસ જેવા વાતાવરણમાં રહી તે શા માટે પોતાને યુવાન કહેવડાવતો હશે, એ મ્હને સ્હમજાતું નથી. પણ, પાછળથી જ્યારે તે વેશ્યાની પુત્રિ છે એમ માલુમ પડે છે અને સુધીર ત્હેનો ત્યાગ કરે છે ત્યારે એ લીલાને પરણવા તૈયાર થાય છે એ ઇચ્છવા જોગ છે, એમાં લેખકે કલાચાતુર્ય દાખવ્યું છે.

આ પુસ્તક 'સુધારક' દૃષ્ટિએ લખાયું હોય એમ લાગે છે. કલા એટલે પ્રચારકાર્ય એ સિદ્ધાન્ત આમાં સચવાયો છે, પણ લેખકની કલા ઉપર અગમ્યતાના આછા રંગની છાયા દેખાઇ આવે છે, છતાંયે લેખકની શૈલિની સરળતામાં વાંચનારની સ્હામે અન્તે સાફ સાફ સ્ફુટીકરણ રજુ કરવામાં, આજના સમાજમાં પ્રકટેલા નવયુગના દાવાનળની કિંચિત જ્વાલાને સુંદર રીતે દેખાડવામાં લેખકે સફળતા તરફ આવેગથી ધસવા પ્રયત્ન કર્યો છે. કવ્હરચિત્ર આકર્ષક છે. પુસ્તકના કદ અને વસ્તુના પ્રમાણમાં રૂ. ૧-૪-૦ નું મુલ્ય જરાયે મોંઘું ના કહેવાય.

—બકુલેશ.

## સુંદર સંતતિ અને તેનું નિયમન

લેખકઃ માણેકલાલ વકિલ.
પ્રકાશકઃ માણેકલાલ વકિલ,
૫૫, ગીરગામ રોડ, મુંબાઇ
નં. ૪. મુલ્યઃ ૮ આના.

નવયુગ માસિકમાં પૂર્વે પ્રસિદ્ધ થઇ ગયેલી આ લેખમાળા પુસ્તકકારે બહાર પાડવામાં આવી છે. આ લેખમાળામાં સમાયેલી સચોટ દલીલો, અને વૈજ્ઞાનિક વિવેચન, તેમજ સાધનોની સરળ સમજણ આપતું આ પુસ્તક અત્યારના સમયમાં અતી ઉપયોગી થઇ પડવા સર્જાયેલું છે. સંતતિનિયમન ઉપર અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલા પુસ્કોમાં આ ન્હાનું પુસ્તક સુંદર ઉમેરો કરે છે. અને આવું સહજ સાફલ્ય મેળવવા માટે અમો શ્રી માણેકલાલ વકિલને અભિનંદન આપીયે છીયે.

પુસ્તકના પહેલા ભાગમાં સંતતિનિયમનની જરૂરીઆતની દલીલો રજુ કરવામાં આવી છે. જાતિસુધારણાની દ્રષ્ટિએ લેખકે આખો પ્રશ્ન ચર્ચ્યો છે. અને અંતભાગમાં લેખકે સંતતિનિયમનના સાધનોની માહીતી, તેમજ તેને કેવી રીતે વાપરવાં એ સંબંધી અતી ઉપયોગી માહીતી પુરી પાડી છે.

લેખકે સંતતિનિયમનના સાધનોની સમજણ આપનાં અન્ય અર્થશુન્ય થઇ પડેલી પદ્ધતિઓનો જરા પણ ઉલ્લેખ નહીં કરવા અતી યોગ્ય કર્યું છે. માત્ર સચોટ અને અત્યાર સુધી સફળ થયેલા સાધનની જ માહીતી આપીને લેખકે વાંચક સમુદાયનો સારો શ્રમ બચાવ્યો છે.

યુજેનીક સોસાઇટીના આશરા નીચે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. જાતિ સુધારણા સંબંધી જ્ઞાન ફેલાવવા પ્રયત્ન કરી રહેલી આ સંસ્થા આવા પુસ્તકો વધુ પ્રમાણમાં પ્રસિદ્ધ કરે તેવી ઇચ્છા વ્યક્ત કરવી એ આશા છે કે અસ્થાને નહી જ મનાય.

વિ. પુસ્તકમાં સમાયેલા કેટલાંય ચિત્રો જોતાં અને ઉપર દ્વિરંગી ચિત્ર જોતાં પુસ્તકનું મુલ્ય યોગ્યજ છે. અને જાતિ-

સુધારણાં અને સંતતિનિયમનના સિદ્ધાંતમાં શ્રદ્ધા ધરાવતાં દરેક દંપતિ આ પુસ્તક વાંચે તેવી અમારી વિનંતી છે.

## ગૃહદીપિકા

લેખકો: વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ. અને સૌ. પ્રેમલીલા મહેતા. પ્રકાશકઃ બેચર મેઘજી એન્ડ સન્સ. રાજકોટ. પુસ્તક પહેલું અને બીજું કિંમત અનુક્રમે ૫ આના અને બાર આના.

ગુજરાતના સ્ત્રીત્વના જીવનને અનુલક્ષીને રચાયેલા પુસ્તકોની ન્હાનકડી સંખ્યામાં આ પુસ્તક એક સુંદર ઉમેરો કરે છે. પુસ્તકના પહેલા ભાગમાં ઘર અને તેની વ્યવસ્થા, આપણું શરીર અને તેની સંભાળ, ઘરમાં મંદવાડ અને અકસ્માત એ વિષય ઉપર વિચારપૂર્ણ અને સુચનાપુર્ણ લેખો લખવામાં આવ્યા છે. બીજું પુસ્તક માધ્યમિક શાળાઓની બાળાઓને માટે લખવામાં આવેલું હોવાથી પહેલા પુસ્તકના વિષયો ફરીથી લખવામાં આવ્યા છે. બાળસંભાળનું પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે. આ બન્ને પુસ્તકો અતિ ઉપયોગી છે અને શાળામાં ભણતાં હોય કે ન હોય છતાં પ્રત્યેક યુવાન ગુજરાતણને આ પુસ્તકનું મનન કરવાની અમો સુચના કરીયે છીયે.

## કૌન કૈસે જિતા હય ?

સંપાદક : જે. બુખારી. પ્રકાશન સંસ્થા : મજુરપક્ષ પબ્લિસીટી કમીટી. ચાલ નં. ૬, બદલુપુરા, ભાયખલા, મુંબઇ. મુલ્ય: ચાર આના.

સૌથી પહેલાં અમને ઉપલા નામનો ખુલાસો કરવાની જરૂર છે કે આ નામ કઇ ભાષામાં છે? ઉપલા વાકયનો અર્થ શો થાય છે ? ઉપલા શબ્દો ઉર્દુ ભાષાના છે. એનો અર્થ "કોણ કેવી રીતે જીવન વ્યતિત કરે છે ?" એવો થાય છે.

ઉપલું પુસ્તક અમારી દ્રષ્ટિએ ઉર્દુ સાહિત્યની દુનિયામાં 'નવી ભાત પાડનારૂં' અને પહેલું જ છે. જેમાં મુડી અને મજુરી વચ્ચેના ઘર્ષણની સમતુલના કરી મજુરપક્ષના સંચાલકોએ સમાજવાદના તત્વજ્ઞાનની ભુમિકા રચી મજુર જનતાને પોતાની ખરી સ્થિતિનું ભાન કરાવવા દાખલાઓ, દલીલો અને હિસાબોની ગણત્રીઓ કરી જાગૃતિ લાવવા જે શ્રમ ખેડયો છે તે ખરેખર પ્રશંસનીય છે, મુડીવાદી સંસ્કૃતિથી મજુરોને વેઠવા પડતા અસહ્ય ત્રાસની ઝાંખી કરાવવામાં તેમણે કંઇએ કચાશ રાખી હોય એમ દેખાતું નથી. મુડીવાદી વર્ગવિગ્રહનાં અનર્થો વર્ણવી તેને ઉખેડી, મજુરોને સંગઠીત કરવાની હાકલ પુસ્તકમાં જોઇ શકાય છે.અને આ નોકરીરૂપી ગુલામી જંજીરોનું નિરાકરણ પણ એમાં કરવામાં આવ્યું છે. એ વધુ મહત્વની વસ્તુ ગણાય.

અમો મજુરપક્ષના સંચાલકોને આવું પુસ્તક પ્રગટ કરવા બદલ અભિનંદન આપીએ છીએ. અને આશા રાખીએ છીએ કે આવાં પુસ્તકો વારંવાર પ્રગટ કરી પ્રચારકાર્ય ચાલુ રાખે. છેવટમાં વધુ ન લખતાં અમો અમારા ઉર્દુ ભાષાના અભ્યાસીઓ અને ઉર્દુ સાહિત્યના વાંચનારાઓને આ સરળ અને સહેલી ભાષામાં લખાયલું પુસ્તક પહેલી તકે વાંચી જવા ભલામણ કરીએ છીએ.

—ખત્રી અહમદ

## 'આંખ ઉઘાડો' અને ભાન ભૂલ્યો વાણીયો

લેખકઃ રામજી હંસરાજ. પ્રકાશકઃ રામજી હંસરાજ. મુલ્ય કંઈ નથી.

સ્વદેશીના પ્રચાર અર્થે બહાર પાડેલી આ ન્હાની ચોપડીઓ અત્યારના યુગમાં અનેકને આકર્ષક લાગશે.

## ભુંગોળ

પુસ્તક ચોથું. પ્રકાશકઃ એચર મેઘજી એન્ડ સન્સ. રાજકોટ. કિંમત એક રૂપીયો.

માધ્યમિક શાળામાં શિખતા વિદ્યાર્થીઓ માટે શ્રી. પોપટલાલ જેચંદ અંબાણીએ આ પુસ્તક યોજ્યું છે. ભાષા સરળ છે અને વિદ્યાર્થીઓને ગમે તેવી છે.

## શ્રી દક્ષિણામૂર્તિ ભુવન—

અહેવાલ ૧૯૩૧

બાલશિક્ષણમાં મોંટેસરી પદ્ધતિનો ઉપયોગ કરી, વૈજ્ઞાનિક બાળશિક્ષણની પહેલ કરનાર આ સંસ્થાએ તેના બાવીસ વર્ષના જીવનમાં ગુજરાતની સારી સેવા કરી છે. આ અહેવાલમાં સંસ્થાની પ્રત્યેક પ્રવૃત્તિઓની રૂપરેખાઓ આપવામાં આવી છે. તેની પ્રવૃત્તિઓ પ્રત્યેક વર્ષે વિકાસ પામી રહી છે. આ વર્ષે 'અક્ષરજ્ઞાન' આપવાની યોજના પ્રવૃત્તિની શરૂઆત વર્ણવવામાં આવી છે અંતભાગમાં સંસ્થાની પ્રત્યેક પ્રવૃત્તિની વિગતવાર માહીતી છે. જે ગુજરાતીઓ પાસે ધન છે, અને તેનો સદુપયોગ કરવાની ભાવના છે તેઓ આ સંસ્થાને જરૂર સહાય આપે.



# નારી વિભાગ

— જુલાઇ ૧૯૩૨ —






તંત્રી :

કુમારી અનુબહેન લોટવાલા

# નારીવિભાગની નોંધોઃ તંત્રીસ્થાનેથી—

## સ્ત્રીઓ અને મતાધીકાર

લોધીઅન સમિતિનો રીપોર્ટ બહાર પડી ચુક્યો છે અને તેમાં પુખ્ત ઉમ્મરનાં સ્ત્રીપુરૂષોને સાર્વત્રિક મતાધિકાર આપવાની લોકોની માંગણીને ઠોકરે મારવાની તેના સભ્યોએ ધૃષ્ટતા કરી છે તે માટે સર્વેએ વિરોધ દર્શાવવો જોઇએ છે. હિંદની સ્ત્રીઓએ વિલાયતની સ્ત્રીઓની માફક ૨૧ વરસની સ્ત્રીઓને મતાધિકાર આપવાનો એકે અવાજે પોકાર કર્યો હતો, પણ તે આપવાનું તો બાજુએ રહ્યું, પરંતુ પુરૂષોના જેટલું મતપ્રમાણ પણ તેમને આપવામાં નથી આવ્યું. સ્ત્રીઓમાં આટલી બધી જાગૃતિ આવ્યા પછી પણ આમ સ્ત્રી અને પુરૂષના હક્કમાં ભેદભાવ ગણવામાં આવે એ અન્યાય નહિ તો બીજું શું?

લોધીઅન સમિતિને વડા પ્રધાને લખી મોકલ્યું હતું કે સ્ત્રીઓને સારા પ્રમાણમાં મતાધિકાર મળવો જોઇએ. તેમ સમિતિના સભ્યો પણ એ જ અભિપ્રાયના હતા. સ્ત્રીઓની લાયકાત પુરવાર કરવા એ જ પુરતું છે. છતાં સ્ત્રીઓને શા માટે પુરૂષોના જેટલા જ હક્કોથી વંચીત રાખવી જોઇએ? તે માટે તેમણે એક કારણ એ આપ્યું છે કે, પુરૂષોના જેટલો જ મતાધિકાર આપવાથી તેમને મત આપવા માટે ગોઠવણ કરી આપવામાં બહુ મુશ્કેલી નડશે! આવી દલીલથી તેમણે પોતાનો લુલો બચાવ કર્યો છે. મોટે ભાગે સ્ત્રીઓ પોતાને માટે જુદી ગોઠવણ કરવાની તરફેણમાં નથી. સરખા હક્ક જોઇતા હોય તો સ્ત્રીઓએ પોતાનો રસ્તો કાઢી લેવો જોઇએ. પરદાનશીન સ્ત્રીઓ માટે જુદી ગોઠવણ કરવા સામે પણ અમારો સખત વિરોધ છે. તેમને માટે જુદી સગવડ કરી શા માટે પરદાને ઉત્તેજન આપવું જોઇએ? જુદી સગવડો રખાવી હીંદી સ્ત્રીઓ હજી પછાત છે એવું બીજા દેશની સ્ત્રીઓને શા માટે બતાવવું જોઇએ? જુના વિચારવાળાના તરંગો પોષવા માટે શા માટે બીજાએ સહન કરવું? અમે પરદાનશીન સ્ત્રીઓને એક જ પ્રશ્ન પુછીએ છીએ કે ધારાસભામાં બેસતી વખતે શું બુરખો પહેરીને બેસવાનો તમારો વિચાર છે? તો પછી તમે એવી એ માંગણી કેમ નથી કરતાં કે ધારાસભામાં સ્ત્રીઓ માટે એક એવો ભાગ રાખવો જ્યાં સ્ત્રીઓ જ બેસે અને ત્યાં વાદવીવાદ ચલાવી પોતાનો અભિપ્રાય પુરૂષોને મોકલી આપે!

સ્ત્રીઓના મતાધિકાર માટે અખીલ ભારત સ્ત્રી સંઘે જે મત દર્શાવ્યો હતો તેની સાથે અમે સંમત થઇએ છીએ. જે પુરૂષને મીલ્કતના ધોરણસર મત હોય તેની સ્ત્રીને પણ મત આપવાનો હક્ક આપવો એવો જે અભિપ્રાય રીપોર્ટમાં દર્શાવવામાં આવ્યો છે, તેની સાથે અમે સંમત થઇ શકતાં નથી. સ્વતંત્રતાના

આ જમાનામાં સ્ત્રીઓ પુરૂષોના પર આધાર રાખવા નથી માંગતી કે તેમની મહેરબાનીની પણ આકાંક્ષા નથી રાખતી તેમને તો તેમની લાયકાત પ્રમાણે હકકો જોઇએ છે.

અક્ષરજ્ઞાન જે સ્ત્રીને હોય તેને મત આપવાનો હક્ક આપવામાં આવ્યો છે એ સારી વાત છે પણ હીંદુસ્થાનમાં ફક્ત ૨ ટકા જ સ્ત્રીઓ કેળવાએલી છે. એટલે એ પ્રમાણ તો સાગરમાં બીંદુ જેવું છે. આ સંબંધમાં મિ. મહમદ યાકુબે જે મતભેદ પત્રિકા લખી છે તેને માટે અમને બહુ દીલગીરી થાય છે. તેમણે જણાવ્યું છે કે સ્ત્રીઓને પુરૂષોના શીક્ષણના ધોરણના પ્રમાણમાં મત આપવાનો હક્ક અપાશે તો નામની કેળવણી લીધેલી સ્ત્રીઓ તેમની સાથે બુદ્ધિનો કેવો ઉપયોગ કરી શકશે? અમે અહિં એમને એટલું જણાવા માંગીએ છીએ કે મિ. મહમદ સાહેબ પોતાની વડી ધારાસભાની ચુંટણી વખતે ફકત ભણેલાઓના જ મતો મેળવતા હશે અને બાકીના બધાઓને ના પાડતા હશે કેમ?

વળી મતાધિકારને યોગ્ય પુરૂષોની સ્ત્રીઓને મત મળે તો મુસ્લીમ સ્ત્રીઓના પ્રમાણમાં હીંદુ સ્ત્રીઓનું પ્રમાણ વધી જાય એવી મહમદ સાહેબને બીક હોય એમ લાગે છે; એમ હોય તો તો પછી હીંદીઓએ જીંદગી સુધી પુખ્ત ઉમરના સ્ત્રીપુરૂષોને મતાધિકાર મળે એવી માંગણી નહિ કરી પછાત જ રહેવું જોઇએ. કારણ કે મુસલમાનો કરતાં હીંદુઓની વસ્તી ઘણી છે. અને તેમનું કેળવણીનું પ્રમાણ પણ વિશેષ છે.

તેમણે પોતાની કોમની સ્ત્રીઓને અલગ ચુંટણીમાં પોતાની સાથે જ રાખવાની માંગણી કરી છે જ્યારે મુસ્લીમ સ્ત્રીઓએ પોતે કોઇ પણ જાતના કોમી ભેદ રાખવાની ના પાડી છે. એટલે અમને આશા છે કે કોઇપણ મુસ્લીમ સ્ત્રી મિ. મહમદ યાકુબની આ સુચના સ્વીકારવા તૈયાર નહિ થાય. અમે એ પણ ઇચ્છીએ છીએ કે સ્ત્રીઓને લગતી ઉપર જણાવેલી સુચનાઓને બદલે પુખ્ત ઉમરની દરેક સ્ત્રીને મત આપવાનો હક્ક મળે જેથી ધારાસભામાં સ્ત્રીઓ માટે જગ્યા અનામત રાખવાનો પ્રશ્ન ઉપસ્થીત જ ન થાય. અત્યારે જણાતી તમામ પ્રકારની ગુંચવણો દુર કરવાનો એ જ માત્ર એકલો ઉપાય છે.

# શારદા એક્ટ

—: લેખક :—
—શ્રી. વિશાલાક્ષી—

## દક્ષીણમાં થઈ રહેલું સુંદર કાર્ય

'સ્ત્રી ધર્મ'ના જુન અંકમાં શારદા એક્ટ કમીટીએ કરેલા કાર્યનો નીચે પ્રમાણે શ્રીમતી જી. વીશાલાક્ષી ઉલ્લેખ કરે છે, સ્ત્રીઓના મંડળના તેઓ માનનીય મંત્રી છે. અને અખીલ હિંદ સ્ત્રીઓની સંસ્થાના તે સભ્ય છે.

"સ્ત્રીધર્મના ૧૯૩૦ ના જાન્યુઆરીના અંકમાં શારદા એક્ટના પિતા શ્રી. હરબિલાસ શારદાએ જાહેર પ્રજાએ આ ધારાને સમાજજીવનમાં વણી દેવાની, અને તેને એક પ્રણાલી સમ બનાવવાની અપીલ કરી હતી. તેમણે ખાસ કરીને સ્ત્રીસમુદાયને વિનંતી કરી હતી. જે સ્ત્રીઓ આ પવૃત્તિને અપનાવી શકે તેમ છે, અને જેનો આત્મા સાંપ્રત સ્થિતિથી કકળી ઉઠે છે, તેઓ બાળલગ્ન નિષેધક ધારાને જન્મ આપનાર મુળ પવૃત્તિને તેના પુર્ણ ધ્યેય પર પહોંચાડવાના કાર્યને જીવનધ્યેય બનાવે એવો તેમણે ખાસ આગ્રહ કર્યો હતો. પણ જેટલા જુસ્સાથી આ ધારાની માંગણી કરવામાં આવી હતી, તેટલી જ ઉદાસીનતાથી આ ધારાને સ્વિકારવામાં આવ્યો છે. જ્યારે આ ધારો ધારાસભામાં હતો ત્યારે આખું રાષ્ટ્ર ખળભળી ઉઠયું હતું. કેટલાક તેનો વિરોધ કરતા ત્યારે કેટલાક તેને આવકાર આપતા. અત્યારે વિરોધ કરનારાઓ તેને અવગણી રહ્યાં છે. અને શાંતિથી બાળલગ્નો કરે જાય છે. ત્યારે સહકાર આપનારાઓ તેની જરાય પરવા કરતા નથી.

સામાજીક સુધારાઓ સમાજે જ અનુસરાવવા જોઇએ. બાળલગ્નો રાષ્ટ્રનું ચેતન હણી નાખે છે. પુખ્ત વય થતાં પહેલાં કુંટુંબની જવાબદારી લેવાનું વ્યક્તિઓ માટે આમ અયોગ્ય છે. તેમને જીવન એ શું વસ્તુ છે એ જોઇ શકે ત્યાર પહેલાં ગ્રહસ્થાઇના પાઠ શીખવા પડે છે...તેથી જ આપણા રાષ્ટ્રની પ્રભુતા પાછી મેળવવા માટે આપણે આપણી જીવનપ્રણાલીમાં પરિવર્તન કરવાની જરૂર છે.

કમનશીબે આ ધારો પસાર થયો કે તરત જ સમગ્ર દેશ રાજકિય આંદોલનોથી ખળભળી ઉઠયો. પ્રચંડ રાષ્ટ્રિય આંદોલનોમાં સર્વની શક્તિઓ વપરાઇ ગઇ. શારદા એક્ટને યોગ્ય વાતાવરણ જ ત્યાં ન હતું. આને માટે તો શાંત વાતાવરણની જરૂર છે. પણ અખીલ હિંદ સ્ત્રીઓની સંસ્થાએ સ્ત્રીજનતાને અપીલ કરવી ચાલુ રાખી. માતપિતાઓને શિક્ષણ આપીને, અને બાળલગ્નો બંધ કરાવીને શક્ય હોય ત્યાં સુધી આ ધારાના સિદ્ધાંતોને અમલમાં મુકવા માટે આ સંસ્થાએ સ્ત્રીઓને ખાસ આગ્રહ કર્યો હતો.

પણ દક્ષિણહિંદમાં શારદા એક્ટ સામે ખુબ વિરોધ થાય છે. શ્રી હરવિલાસ શારદાએ આ વસ્તુ ઉપર આંગળી ચિંધી જ હતી. આમ અમો જ્યારે બાળલગ્નો અટકાવવાના કાર્યમાં જરા ઉદાસીન હતાં, ત્યારે દક્ષિણહિંદના જૂના વિચારવાળાઓએ શારદા એક્ટની અસરને નાબુદ કરવા માટે પ્રચાર કામ શરૂ કર્યું".

તેથી દક્ષિણહિંદમાં સ્ત્રીઓની સંસ્થાએ ઉગ્ર પ્રચાર કરવાનો નિર્ણય કર્યો. પ્રથમ તો આ વિષય ઉપર પુસ્તીકા લખવાની જરૂર જણાઇ. લગ્નવય શા માટે વધારવી જોઇએ, તેથી હિત શું છે, તેમ જ શારદા એક્ટને શા માટે અપનાવવો જોઇએ તે સંબંધી સરળ માહીતી આપતી પુસ્તીકા સ્ત્રીધર્મના ૧૯૩૧ ના નવેમ્બરથી જાન્યુઆરીના અંકમાં છાપવામાં આવી હતી. પુસ્તક લોકભોગ્ય બની શકે તે દ્રષ્ટિએ જ લખવામાં આવ્યું હતું. પછી માર્ચ માસમાં ચાર સ્ત્રીસભ્યો સાથે શારદા કમીટી સ્થપાઇ હતી રીટાયર થયેલા બે વકિલોએ આ સમિતિના સલાહકાર થવાનું કબુલ્યું. અને અત્યારે પણ તેઓ સમિતિ માટે શ્રમ લઇ રહ્યા છે. આ સમિતિ અખીલ હિંદ સ્ત્રી પરિષદની મદ્રાસની શાખાના નેતૃત્વ નીચે કામ કરે છે અને સહાય મેળવે છે.

એપ્રીલમાં સમિતિએ કામ શરૂ કર્યું. અને પહેલા ૬ અઠવાડીયાના અનુભવ અત્રે રજુ કરવાનું અમોને ઉચીત લાગ્યું છે. અમોએ કાર્યને બે વિભાગમાં વહેંચી નાંખ્યું પ્રથમ તો લગ્નવયને વધારવા માટે પ્રજામત જાગૃત કરવાનું કાર્ય અને બીજુ શારદા એક્ટે બાંધેલી લગ્નની વયમર્યાદાઓનો ભંગ કરીને થતાં લગ્નો અટકાવવાનું. નિરક્ષર અને પછાત પ્રજામાં ખાસ કરીને, કોર્ટમાં ફરીયાદ ન કરવાનો અમોએ નિર્ણય કર્યો હતો. આ આદર્શો સાથે અમોએ કાર્યક્રમની રૂપરેખાઓ દોરી. આ સમિતિને સહકાર આપવા માટે તેમજ તેના તરફ સહાનુભુતી બતાવવા માટે વર્તમાનપત્રોમાં પ્રચાર કામ થઇ રહ્યું છે.

આ માટે અમોએ પ્રચારકાર્ય શરૂ કર્યું. પ્રથમ તો પ્રતિજ્ઞાપત્રો તૈયાર કર્યાં. આ પ્રતિજ્ઞાપત્રમાં એમ આલેખવામા આવ્યું હતું કે સહી કરનાર પોતાના પુત્ર કે પુત્રીને ન્હાની વયમાં નહીં પરણાવે, તેમજ વયમર્યાદા વધારવા માટે પ્રયાસ કરશે. તેમજ શારદા એક્ટે સ્થાપેલી મર્યાદાઓનો ભંગ કરીને થઇ રહેલાં લગ્નોની ખબર આપશે.

પ્રત્યેક પ્રાંતિક શાખાઓને આવી સમિતિઓ સ્થાપવાની સુચના આપવામાં આવી હતી. તેમના તરફથી ઉત્સાહભર્યો આવકાર મળ્યો છે.

આમ જ્યારે જ્યારે બાળવયના લગ્નની અમોને ખબર મળતી કે તરત જ અમો પુત્ર કે પુત્રીના માતપિતાઓ પાસે પહોંચી જતાં. અને બને ત્યાં સુધી વયમર્યાદાને અનુલક્ષીને બાળકો મ્હોટા થાય ત્યાં સુધી લગ્ન મુલત્વી રાખવાનો આગ્રહ કરતા...ત્રણ લગ્નો તો કોર્ટનો આશ્રય લઇને અટકાવવાં પડેલાં. આમાં એક લગ્ન હતું વૈશ્યકોમનું. આ કેસથી અમને ખુબ જાહેરાત મળી, અને અમારૂં માનવું છે કે આ કેસમાં અમોને મળેલા સાફલ્યથી અમારાથી જાણ બહાર કેટલાં ય લગ્નો મુલત્વી રહ્યાં હશે......

...અમારો અનુભવ છે કે શારદા એક્ટના ધારાથી છટકવાને માટે કેટલાકો દેશી રાજ્યની સરહદમાં કે ફ્રેંચ સરહદમાં જઇને લગ્ન કરે છે. પણ તેઓએ જાણવું જોઇએ કે તેઓ બ્રીટીશ પ્રજા હોવાથી તેઓ શારદા એક્ટમાંથી છટકી શકતા નથી તેઓને હજુ પણ દંડની સજા કે કેદખાનાની સજા આપી શકાય તેમ છે...

પછીથી શ્રીમતી વિશાલાક્ષી કાર્યમાં પડતી અગવડો ઉપર ધ્યાન ખેંચે છે. પ્રથમ તો માતપિતાઓ આ વસ્તુ ઉપર નિર્ણયબદ્ધ બની બેઠા હોય છે. તેમને ખબર પડે ત્યાર પહેલા લગ્નને લઇને કેટલો ય ખર્ચ કરી નાંખ્યો હોય છે. તેમજ અનેકવાર આ પુરુષો ઉપર પોતાની લાગવગનો ઉપયોગ કરવા દેવા માટે શહેરીઓ સ્પષ્ટ ના પાડે છે.

# મુક્તિનો માર્ગ: સામાજિક વિપ્લવ

**સ્વા**ર્થી પુરુષસમાજને હાથે કચડાતા અને વિના કારણે માન-હાની સહતા સ્રીસમુદાયે સાચી મુક્તિ મેળવવી હોય તો અન્યાય કરનારાઓ સામે અસંતોષ કેળવી વિપ્લવની આગ સળગાવવી જ પડશે. તેમને મુક્તિના કિનારા ત્યારે જ લાધશે.

:લેખક:
સમાજસુધારક

"જર, જમીન અને જોરૂ,
એ ત્રણ કજીયાનાં છોરૂ"

એ કહેવત ગુજરાતમાં જ નહિં પણ સમસ્ત હિંદમાં અનેક સદીઓથી ચાલુ છે.

જુદા જુદા દેશનાં કહેવતસંગ્રહો ઉથલાવવામાં આવે તો કદાચ જુની વ્યવસ્થાનું પાલન કરી રહેલા તમામ દેશ વાસીઓના કહેવતસંગ્રહમાંથી એ જ મતલબનાં કહેવત જડી આવ્યા વિના ન જ રહે.

આ કહેવતો બીજું કંઇ જ નહિં પણ જનતાના માનસનો જ પ્રતિધ્વનિ છે.

આજે ય ગુજરાતમાં સંખ્યાબંધ માણસો અનેક પ્રસંગે ગંભીર મુખાકૃતિ સાથે વદે છે:

"જર જમીન ને જોરૂ,
એ ત્રણ કજીયાનાં છોરૂ"

અને નવાઇની વાત તો એ છે કે ખુદ સ્રીઓ, ગરીબો અને ખેડુતો તેમજ સમાજ-સુધારકો ય એ કહેવતની સામે કશો જ વિરોધ બતાવતાં નથી.

યુગપલટાની સાથે ભાષા પર, શબ્દકોષ પર અને કહેવતસંગ્રહ પર અસર થવી જ જોઇએ.

કેમકે શબ્દોના સંગ્રહમાં અને કહેવતોના કોષમાં જુના નવાનો સંમેળો ચાલુ જ રહ્યો હોય છે, તેની પર જાણે યુગપલટાની અસર કેમ થતી જ ન હોય તેમ.

પરંતુ જેમ ભૂતકાળની અનેક વ્યાખ્યાઓ, અનેક કલ્પનાઓ, અનેક મનોરથો, અનેક વ્યવસ્થાઓ નિરૂપયોગી મનાતાં તેને ફગાવી દેવાની જરૂર છે. તેમ આપણા કહેવતસંગ્રહમાંથી પણ એવા જુના કચરાને શોધી કાઢીને ફગાવી દેવાની જરૂર છે.

'સ્રીની બુદ્ધિ પાનીએ,' 'બુધે નાર પાંશરી,' એવાં એવાં સ્રી સમુદાયની માન-હાનિ કરનારાં, પુરૂષોની આપખુદ માલિકીની ભાવનામાંથી સર્જાયલાં કહેવતોને લોકભાષામાંથી દૂર કરવાં જ જોઇએ. તે વિના સ્રીજાતિનાં સન્માનની ખીલતી ભાવના પર પ્રહાર થવાનો અને પુરૂષોના માથામાં મિથ્યાભિમાન ચાલુ રહેવાનું.

**આ** કહેવતોનો ય ઇતિહાસ જાણવા જેવો છે. તેમાં ભૂતકાલિન મનુષ્યોની ભૂલ ભરેલી અને વહેમી વાતાવરણે રંગાયલીજ વિચારશ્રેણી તરી રહેલી છે, પરંતુ

બંધમાં આજ સુધી કોઇએ ગંભીર ભાવે વિચાર જ કર્યો નથી.

જેમકે જેઓ 'સંપત્તિને, સ્ત્રીને અને જમીનને કજીયાનાં મિત્રો માને છે, તેઓ કદી પણ એ વિચાર કરવા થોભે છે ખરાં કે, ખરી રીતે તો પુરૂષજાતિની એ ત્રણે પરના વ્યક્તિગત માલિકીહકની રાક્ષસી મહત્વાકાંક્ષાએ જ આજસુધી જગતમાં યુધ્ધો સળગાવ્યાં છે અને હજી પણ તેને લીધે જ યુધ્ધોની હોળીઓનો અગ્નિ હમેશને માટે હોલવાઇ ગયો નથી.

જર અને જમીનના પ્રશ્નની અહિં ખાસ ચર્ચાની જરૂર નથી. અહિં તો માત્ર જાતિનો જ પ્રશ્ન વિચારવાનો છે, એટલે એ એક જ પ્રશ્નની મીમાંસા કરીશું:

આદી યુગથી માંડીને આજ સુધીનો ઇતિહાસ ફેંદી વળો અને પ્રત્યેક સ્થળેથી એ જ હકીકત મળશે કે જો સ્ત્રીજાતિને પોતાની માલિકી અને કબજાની જંગમ મિલ્કત માનીને પુરૂષજાતિએ તેનો પોતાના સ્વાર્થની રમતના સોગઠા તરીકે ઉપયોગ કર્યો ન હોત, સ્ત્રીશક્તિને માનવ-જાતિના એક સ્વતંત્ર ઘટક તરીકે માની તેના વ્યક્તિત્વનો નૈસર્ગિક વિકાસ થવા દીધો હોત તો સ્ત્રીઓને લીધે જગતમાં કલહ કંકાસ થાય છે. એવો મિથ્યા આરોપ તેમને શીરે મુકાયો ન હોત.

પરંતુ દરેક યુગમાં સત્તાવાન, બળ-વાન અને સ્વાર્થી સમુહે પોતાની ક્ષુદ્ર લાલસાઓને ઢાંકવા એવા જ અવળા માર્ગ લીધા છે.

પ્રકૃતિએ પુરૂષને પહેલવહેલો લાલ-ચમાં ફસાવ્યો એમ કહેનારાઓ પુરૂષનાં પોષ્યાં વિકારી ભાવથી ભારે થઇ ગયાં હતાં એ વાતનો વિચાર કરવાનું કેમ વીસરી જાય છે?

આવી જ ભૂલો દરેક બાબતમાં આજ સુધી થતી જ આવી છે. પુરૂષોએ પોતાના અભિમાનને પોષવા સ્ત્રીજાતિને અજ્ઞાન, નિર્બલ અને દબાયલી રાખી, તેની પાસે વ્યભિચાર કરાવ્યા છે, તેનાં લીલાંઉ કર્યાં છે, તેનો જુગારમાં હાર જીતના સોદા તરીકે ઉપયોગ કર્યો છે. પુરૂષોએ ખુબ-સુરત સ્ત્રીઓને જોઇ તેમની પર પોતાની માલિકીની છાપ મારવા યુધ્ધો કરી અનેક નિર્દોષ મનુષ્યોના જાન હણ્યા છે અને તેમનાં માલ મિલ્કતની ખુવારી કરી છે. અને છતાં હજી એ જ મનુષ્યોની સાથે સાથે સ્ત્રીઓ યુધ્ધાં કહ્યા કરે છે કે:

જર, જમીન અને જોરૂ,
એ ત્રણ કજીયાનાં છોરૂ!

સ્ત્રીજાતિને આથી માત્ર અન્યાય જ થતો નથી, પરંતુ તેમની ભયંકર માનહાનિ થાય છે, તેમને શીરે ખોટું કલંક મુકાય છે. તે માટે ખાસ કરીને સ્ત્રી સમુદાયે તો એવાં કહેવતોની સામે જેહાદ જગાવવાની જરૂર છે.

સમાજ એક તરફથી સ્ત્રીઓને પરાધીન બનાવવાની રૂઢીને વળગી રહેવાનો દંભ કરે છે, બીજી તરફથી એ જ સમાજના નેતાઓ પોતાની વાસનાની તૃપ્તિ માટે સ્ત્રીજાતિને રૂઢીઓની સામે હુમલો કરી સ્વાધીન બનવાના બોધ સાથે તેમની છુપી મૈત્રીઓ શોધે છે. આ માટે ફરજિયાત વૈધવ્ય, કન્યાવિક્રય, બહુપત્નીવાદ અને કુલીનશાહીની રૂઢીઓને તેઓ હૃદયપૂર્વક ટેકો આપે છે. કેમકે એ બધી કુરૂઢીઓ જ તેમની વાસનાતૃપ્તિનાં સાધનો મેળવી આપવામાં મદદગાર બને છે. આમ પુરૂષ-જાતિ હંમેશાં બેવડી અને દંભી બાજી ખેલે છે, વ્યવસ્થાપૂર્વક અજ્ઞાન, નિર્બલ અને આર્થિક સાધન વિનાની બનાવેલી

સ્ત્રીઓને ફસાવતી વખતે તેઓ રૂઢીને લાત મારવાની વાત કરે છે, પરંતુ જ્યાં પોતાનાં છુપાં કર્મની જવાબદારી લેવાનો પ્રસંગ આવે, ત્યાં રૂઢીરક્ષક બની, સ્ત્રીને ફસાવે છે!

આ દાનવી લીલાનું ચક્ર નિરંતર ચાલુ જ છે.

ન્યાત પરેલો અને સમાજનેતાઓ અંદર અંદરનાં વેર લેવાની લઢાઈઓમાં પણ સ્ત્રીજાતિને જ રમતના પ્યાદા તરીકે માનીને બધી બાજીઓ ગોઠવે છે.

તેમ કરતાં તેઓ સ્ત્રી પર ગમે તેવા આક્ષેપ કરતાં કે તે નિર્દોષ હોવા છતાં તેને દોષિત તરીકે ઠોકી બેસાડતાં જરા પણ ડરતા નથી. ત્યારે તેમનો ધર્મ, તેમની નીતિ કે તેમની રૂઢીપ્રિયતા કશું જ તેમની આડે આવતું નથી. પેલી બાળવાર્તામાંનાં બાળકોની માફક કેવળ પોતાની રમુજ ખાતર પણ સ્ત્રીઓરૂપી દેડકાંને પત્થર મારતાં તેઓ સહેજ પણ પાછી પાની કરતા નથી. તેમ કરતાં એમની મર્દાઈને જરા ઝાંખ પણ લાગતી નથી.

હમણાં જ ગુજરાતના એક ગામમાં કિસ્સો બન્યો છે. એક જ ન્યાતના, સરખા જ રૂઢીરક્ષક અને એક જ પ્રકારની જીર્ણ મનોદશાવાળા બે ટોળામાં કોણ વધારે ખાનદાન અને કોનું કુટુંબ વિશેષ કુલીન એની લડત શરૂ થઇ. જેઓ પોતાના ગામમાં પોતાના નાનકડા કુટુંબને વિશેષ ખાનદાન માનતા હતા તેમનામાંનો એક સામા પક્ષમાં ગયો. તેના એ ગુન્હા માટે પેલા ખાનદાનોએ વિચાર કર્યો, અને એક કિસ્સો ગોઠવી કાઢયો: પેલાના ઘરમાં એક વિધવા બહેન હતી તે વિધર્મીની સાથે વ્યભિચાર કરે છે અને તેની સાથે નાસી ગઇ છે એવી વાત જાહેર કરી અને પછી તો ડરથી પેલાએ ખાનદાનોને દંડ આપી તેમના પક્ષમાં જવાનું કબુલ કર્યું એટલે સામા પક્ષવાળા તેની પર સ્વાર થયાં. પેલા ખાનદાન કહેવાતાઓએ જે દલીલ આગળ ધરી હતી તે જ દલીલ તેમણે પણ પકડી, અને પોતાની ન્યાતના બીજા ગામવાળાઓ પાસે દાદ માગી. અહિં પુરૂષોનાં અભિમાન અથડાયાં. પેલા કહેવાતા ખાનદાન ટોળાએ ખુલ્લી નફટાઇથી કહ્યું કે: "વિધવા બહેનના વિધર્મી સાથેના વ્યભિચારની અને તેની સાથે નાશી જવાની વાત અમે કરેલી ખરી, પણ તે તો અમારા ખાનગી કલહને માટે જ. એ બાબત ખરી રીતે બની જ નહોતી." બીજો પક્ષ એ પુરવાર કરવા માગે છે કે 'ખરી રીતે એ ઘટના બની જ હતી.' અને હવે તો 'બે પક્ષમાંથી કોણ ખરો?' એ વાતે એટલું ઉગ્રરૂપ પકડયું છે, તેમ જ અંગત સ્વાર્થ સાચવવાની રૂઢીરક્ષકોની બાજીએ એવા પક્ષો પાડયા છે કે, વખતે હજારો માણસોની સંખ્યાવાળી ન્યાતમાં તડાં પડશે, તેના ટુકડા થશે કે અદાલતોમાં અથવા ન્યાતનાં પંચોમાં યુધ્ધોના પડકાર થશે! એવો ભય છે.

આપણે એની સાથે કશી જ પંચાત નથી. જે જોવાનું છે તે એ કે, પુરૂષો પોતાની પામરતાની પર પિછોડો ઓઢવા, પોતાની વૈરવૃત્તિઓને શાંત કરવા હજી સ્ત્રીજાતિની પરાધીનતાનો અને સમાજે તેને માટે ઉભા કરેલા પ્રતિકૂળ સંજોગોનો લાભ ઉઠાવવા માટે કેવા ભયંકર કાવાદાવા કરે છે?

**આવી** લડાઇઓમાં પ્રત્યેક વખતે પેલી સ્ત્રીનું નામ ગવાય જ. જાણે એને માટે જ પુરૂષો લડાઇની પંચાતમાં પડયા હોય તેવો આડંબર કરવામાં આવે, અને પછી પ્રત્યેક વખતે બધા જ સાંભળનારા ભારેખમ મુદ્રા કરીને કહે :

"ભાઇ, જર, જમીન અને જોરૂં, એ ત્રણ (તો) કજીયાનાં બેરૂજ ગણાય છે, એમ કહેનારે ખોટું કહ્યું નથી."

પરાધીનોને કચડનારાઓ હમેશાં ગુન્હેગાર પણ પોતે અને ન્યાયાધિશ પણ પોતે બને છે, અને તે દશામાં જો કચડાયલા પરાધિનવર્ગે ન્યાય મેળવવો હોય તો તેણે પોતાને થતા અન્યાયનું ભાન પોતાના સમુહને કરાવી, તેથી ઉપજતા અસંતોષદ્વારા કચડાયલા અને આત્મભાન મેળવતા વર્ગનું સંગઠન જમાવી, પોતાને અન્યાય કરનારા વર્ગની સામે વિપ્લવ જગાવવો જ પડે છે.

પુરૂષોને હાથે નાની નાની બાબતોમાં અન્યાય ખમતા સ્ત્રી સમુદાયને માટે પણ મુક્તિનો એ જ માર્ગ છે.

# જેલના સળીયા પાછળથી–

**રા**જકીય આંદોલનોએ અત્યાર સુધી સ્ત્રીત્વને અંગે સંકળાયેલા કેટલાય પ્રશ્નોને સપાટી ઉપર આણ્યા છે. આમાંનો એક પ્રશ્ન સ્ત્રીકેદીઓની કરૂણ દશા છે.

પ્રત્યેક વર્ષે સેંકડો સ્ત્રીકેદીઓને કારાગૃહની અંદર ધકેલી દેવામાં આવે છે. મારામારી, ખુન, ચોરી વિગેરે આરોપસર આ સ્ત્રીઓને સજા થાય છે. સામાન્ય ગુન્હેગારની માફક ન્યાયાધીશ તેમને સજા સંભળાવે છે. સામાન્ય ગુન્હેગાર માફક તેઓ જેલમાં જાય છે. સજા પુરી થતાં તેઓ બહાર આવે છે.

અત્યાર સુધીમાં કેદીઓની કેટલીય હકીકત રજુ કરવામાં આવી છે. કેટલીય કમીટીઓએ જેલમાં કેદીઓને સહન કરવા પડતાં કષ્ટ તરફ આંગળી ચિંધી છે. છતાં સ્ત્રી કેદીઓની ખાસ અવદશા માટે તેમ જ તેમને સહન કરવા પડતાં સંકટો માટે જાહેરપ્રજામત માં કોઇએ શબ્દ ઉચ્ચાર્યો નથી. કે કોઇએ આ સીતમને હળવો કરવા માટે પગલાં ભર્યાં નથી.

પ્રત્યેક વર્ષે સ્ત્રીકેદીઓની સંખ્યા વધતી જાય છે. સરકારી આંકડાઓ પ્રમાણે મુંબાઇ ઇલાકામાં ૧૯૨૯ માં ૧૭ થી ૨૧ વર્ષની સ્ત્રીકેદીઓ ૭૪ હતી. ૧૯૩૦ માં તે વધીને ૧૧૪ થઇ છે. આ તો જુવાન વયની સ્ત્રીઓની સંખ્યા છે. સામાન્ય સ્ત્રીઓની સંખ્યા પણ ૫૦૦ થી વધુ થઇ ગઇ છે.

અને આવડી વિશાળ સંખ્યા અત્યારે અતિશય ત્રાસ અને દર્દ વચ્ચે જીવન વ્યતિત કરી રહી છે, સંભવ છે કે જો આ પરિસ્થિતિનો જલદીથી ઉકેલ નહીં લાવવામાં આવે, જો સ્ત્રીઓને આ 'જીવન્ત નર્ક'માંથી ઉગારવાનો કંઇ યત્ન નહીં કરવામાં આવે તો તેમની સ્થિતિ વધુ ને વધુ ખરાબ થતી જવાની.

[૨]

"અમારી સાથે 'ક' વર્ગમાં મુકાયેલી સ્ત્રીકેદીઓના દુઃખ" શ્રી. વલ્લભભાઇ પટેલનાં પુત્રી શ્રીમતી મણીબ્હેન આલેખે છે કે "અત્યંત પજવણીમાં સમાઇ જાય છે. અપમાન અને ત્રાસ તો અતિશય હોય છે. જેને અત્યંત પાશવી કે એવું નામ ન આપી શકાય પણ આ સ્ત્રીઓ તરફ દર્શાવાતી વર્તણુંકનો સરવાળો મુકીએ તો જણાશે કે આ વર્તણુંક અતિશય ત્રાસજનક છે. ખુલ્લી રીતે સ્ત્રીઓના વ્યક્તિત્વ ને હણી નાંખવાને માટે આ પદ્ધતિ યોજાયેલી છે...

હમણાં જ રાજકિય ગુન્હાસર જેલ જઇ આવેલાં મણીબેને પોતાના અનુભવો પ્રસિદ્ધ કરીને જેલમાં સ્ત્રીજીવન તરફ ચલાવવામાં આવતી વર્તણુંક તરફ ધ્યાન ખેંચ્યું છે. પણ આ સંબંધી વ્યવસ્થિત પ્રચારકાર્ય અને આંદોલન ઉપાડવું જોઇએ. માત્ર અનુભવને આલમની આંખ આગળ મુકવાથી ન્યાય મળતો નથી. પણ સ્ત્રીત્વને માટે તેમના પ્રાથમિક હક્ક જેવી વસ્તુઓ મેળવવા માટે પણ પ્રચંડ આંદોલન ઉપાડવામાં આવે તો જ આદર્શ પ્રાપ્ત થઇ શકે.

જેલમાં સ્ત્રીઓને સહન કરવાં પડતાં કષ્ટો ઉપર એક ઉડતું અવલોકન કરીએ તો પણ નીચેના મુદ્દાઓ નજર સામે આવે છે.

(૧) પુરતાં વસ્ત્રોનો અભાવ.

(૨) ખોરાકમાં કનડગત.

(૩) સ્નાન કરવાની સગવડની તાણ.

(૪) ઔદ્યોગિક શિક્ષણની ઉણપ.

(૫) અતિશય કામ.

હવે આ તો સામાન્ય ફરીયાદોની કથા થઇ. આ ઉપરાંત ન્હાના ન્હાના અપમાનો, મેટ્રનનો ત્રાસ, અને ખરાબ આબોહવાને સાથે મુકીએ ત્યારે સ્ત્રીકેદીઓની દશા કેવી હોઇ શકે તેની કલ્પના થઇ શકે છે.

કપડાંની બાબતમાં શ્રી. મણીબ્હેન પોતાના અનુભવવૃતાંતમાં લખે છે કે 'જેવી સ્ત્રી જેલમાં જાય છે કે તરત જ તેના શરીર ઉપરથી સર્વ કપડાં ઉતારી લઇને એક ખરબચડો સાલ્લો અને એક ચોળી પહેરવા માટે આપવામાં આવે છે.' આટલા કપડાં સ્ત્રીત્વને શી રીતે પુરતાં થઇ શકે તેની કલ્પના વાચકસમુદાય સારી રીતે કરી શકે છે. આ કપડાં એટલાં તો ઓછાં છે કે સવારે સ્નાન કરતી વખતે કપડાં બદલવાને બદલે અનેકવાર સ્ત્રીઓને નગ્ન જ સ્નાન કરવું પડે છે. આ કપડાં પણ એટલાં મેલાં હોય છે અને તેને ધોવાને માટે અપાતો સાબુ એટલો તો ઓછો હોય છે કે સ્વચ્છતા કે સુઘડતા જાળવવાનું તદ્દન અશક્ય બને છે. જ્યારે કપડાં ધોવાને માટે સાબુ આપવાની સાફ ના પાડવામાં આવે ત્યારે શરીરને સ્વચ્છ રાખવા માટે તો સાબુ અપાય જ કેવી રીતે?

અને જે સ્ત્રીઓ પોતાને ઘેરથી સાબુ મંગાવે છે તે સ્ત્રીઓને અનેકવાર સાબુ આપવામાં પણ નથી આવતો.

એટલું જ નહીં પણ વાળમાં નાંખવાનું તેલ વગેરે વસ્તુઓ પણ ઘેરથી જ મંગાવવી પડે છે. અને આ વસ્તુઓ સ્ત્રીઓને કેટલી જરૂરની છે તે ઉપર વધુ વિવેચન કરવાની જરૂર છે જ નહી.

## [૩]

ત્યારે શું થઇ શકે? હાલની યુગભાવના માગી લે છે કે સ્ત્રીત્વને સઘળે સ્થળે ન્યાય મળવો જોઇએ. તેમના પ્રાથમિક હક્કો ઉપર આ માંગણીઓ રચાયેલી છે અને તેથી જેલના સત્તાધીશોને આ માંગણી સંતોષવાની ફરજ પડે તેવી પ્રવૃતી માટે સહકાર આપવાની પ્રત્યેકની ફરજ છે.

જેલમાં સ્ત્રીઓને ત્રાસ પડે છે એ સત્ય તો બધા જ જાણે છે. સત્તાધીશો પણ એ વસ્તુ સમજે છે. અને સરકારતંત્ર પણ એ વસ્તુનો સ્વીકાર કરે છે.

એટલે સ્ત્રીત્વના માટે આ પ્રાથમિક હક્કો મેળવવાની લડત માત્ર સત્તાધીશોની નજરે લાવવાથી નહીં બની શકે. તેઓ તો અનેકવાર કબુલ કરે છે. એટલે માત્ર મેમોરેંડમ કે નિવેદન મોકલવાથી સ્ત્રીઓની આ લડતમાં જરાય સફળતા મળે તેમ નથી.

તેને માટે તો જેલ મેન્યુઅલમાં ખાસ સુધારો કરવો જોઇએ. આ મેન્યુઅલમાં સ્ત્રીત્વને માનવ સરખી વર્તણુંક મળે તેવી ચોકસાઇવાળા નિયમો દાખલ કરવા જોઇએ. આ નિયમો–અને કલમો ખાસ મુકાય તો જ જેલસત્તાધીશો સ્ત્રીઓ તરફ કંઇક માનવતાભરી વર્તણુંક દાખવશે.

આમ કરવા માટે બે માર્ગ છે. એક તો ધારાસભા દ્વારા, અને બીજો જાહેર પ્રજામત દ્વારા.

આ પ્રશ્ન ઉપર આ બન્ને માર્ગોનું એકીકરણ થઇ શકે તેમ છે. ધારાસભા દ્વારા જેલ મેન્યુઅલમાં સ્ત્રીકેદીઓને લગતા કાનુનમાં ફેરફાર કરવા માટે પ્રાન્તપક્ષના

સભ્યોએ બીલ રજુ કરવું જોઇએ. અને આ બીલને ટેકો આપવાને માટે વર્તમાનપત્રોમાં વ્યવસ્થિત ચળવળ ચલાવવી જોઇએ.

આમ થશે તો વર્ષદિવસમાં સ્ત્રીઓ તરફ કંઇ સારૂં વર્તન થવાની આશા રાખી શકાય. જે બ્હેન રાજકીય કારણોએ જેલમાં જઇ આવી છે, તેઓ તેમને સહન કરવી પડેલી મુશ્કેલીઓ ઉપર વરાળ કાઢવાને બદલે આવા કંઇક રચનાત્મક કાર્ય ઉપર પ્રવૃત્તિ ઉપાડે તો યોગ્ય જ મનાશે.



કુમારી ભીકુ બાટલવાલા
જેઓ બેરીસ્ટરની પરીક્ષામાં પસાર
થયાં છે.

# પ્રગતિના-



શ્રીમતી થાબીબા મેગ્રાચી ગોડર
નીલગીરી જીલ્લા બોર્ડનાં ચુંટાયલાં
બાનુ સભ્ય.



કુમારી લીલા દત્તાત્રેય જોગલેકર
જેમને મેટ્રીકની પરીક્ષામાં ચેરશીલ્ડ
ઇનામ મળ્યું છે.

હિંદની સ્ત્રી જનતા વિજળીક વેગથી
ઉંચા સ્થાનો ઉપર ઓગો નીમાતી
તેઓ સફળ થાય છે. તે આમ સ્ત્રી-
ફોટાઓ પ્રત્યેક માસે રજુ કરવાનો
આશા છે કે વાચક સમુદાય

## -પંથ પર



કુમારી ટીન કુકા
જેઓ વીલાયતમાં બેરીસ્ટરની પરીક્ષામાં પસાર થયાં છે.



શ્રીમતી નયસમ સરવનમુત્તુ
જેઓ સીલોનની ધારાસભાનાં સભ્ય તરીકે ચુંટાયાં છે.



કુમારી વીજયા દત્તારામ નલવાલીકર
જેમને મુંબઇ વીદ્યાપીઠની મેટ્રીક પરીક્ષામાં બીજી જગન્નાથ સ્કોલરશીપ મળી છે.

સર્વલક્ષી પ્રગતિ સાધી રહી છે. ઉંચા જાય છે. ઉંચી મનાતી પરીક્ષાઓમાં જનતાનું ગૌરવ વધારનારી બ્હેનોના હવેથી અમોએ નિરધાર કર્યો છે. અમને સહકાર આપશે-તંત્રી.

# રશીયાનું સાંપ્રત

## સોવિયેટનું સ્ત્રીત્વ

જેમ જેમ પાંચ વર્ષની યોજના આગળ વધી રહી છે તેમ તેમ અહીં જીવનપ્રણાલીમાં સ્ત્રીત્વનું મહત્વ નજર સામે ખડું થતું જાય છે. પાંચ વર્ષની પ્રચંડ યોજના ઉપર ચાર વર્ષનો મહત્વપુર્ણ કાળ તો ક્યારનોય ઓસરી ગયો છે. સ્ત્રીઓએ પુરૂષના મુકાબલે સમાનતા સાધી છે. તેમને આર્થિક અને રાજકીય જીવનમાં સ્વાધીનતા સાંપડી છે. અને સ્ત્રીત્વને નવી જવાબદારીનું સારૂં ભાન છે એવાં પ્રમાણો જોઇએ તેટલાં જડી શકે તેમ છે. તેમનો અતુલ ઉત્સાહ, અભંગ શક્તિ અને કામ કરવાની તમન્નાએ ઇતિહાસમાં અજોડ એવી આ યોજનાની સફળતા માટે સારી ખાત્રી આપી છે.

આજે સોવિયેટનું સ્ત્રીત્વ કારખાનામાં કામ કરવા ઉતર્યું છે. શિક્ષણ માટે શાળાઓ ખુલ્લી છે. આજે તેઓ ઇજનેર, મીકેનીક કે નિષ્ણાત થઇ શકે છે. પરિષદોમાં તેઓ ભાષણો વધાવે છે. ઉગ્ર કામ કરી શકવાની શક્તિ બતાવતી સંસ્થાઓમાં તે સક્રિય ભાગ લે છે. ઉદ્યોગમાં સુધારા સુચવવા માટે તેઓ ઇનામ

> **સ્ત્રી**ઓ માત્ર સામાન્ય કામ માન્યતા જાણી જોઇને પુરૂષોએ અઘરૂં અને ભારેમાં ભારે કામ સ્ત્રીત્વે સાબીત કરી આપ્યું છે પ્રત્યેક રીતે સમાન અને

જીતે છે. આમ સમાજવાદને મતિમંત કરવાના ધ્યેયમાં તેઓ એક ખરેખરાં ઉપયોગી અંગો થઇ પડયાં છે.

ઉદ્યોગખાતાના વડા મી૦ બરનેરે એક મુલાકાતમાં જણાવ્યું હતું કે સોવિયેટના સ્ત્રીત્વમાં ખૂબ જ પરિવર્તન જોઇ શકાય છે. તેમના જીવનમાં થયેલાં જબરા પરિવર્તન ઉપર આંખ ઠરે છે. રસોડાની ગુલામ અબળા સરખા હક્ક ધરાવતી સોવિયેટ નાગરિક બની છે. આજે તે પણ સાત કલાક કામ કરે છે.

ઔદ્યોગિક ક્ષેત્રમાં સ્ત્રીઓને સરખા હક્ક છે. સોવિયેટ ઉદ્યોગોમાં તેમને સરખું કામ અને સરખો પગાર મળે છે. તેથી તેઓ કંઇ પુરૂષ કામદારોના

# સ્ત્રીત્વ

કરી શકે છે એવી
પ્રસારી છે. અધરામાં
કરીને રશીયાના સાંપ્રત
કે તેઓ પુરૂષોથી
સરખી છે—તંત્રી.




: લેખિકા :

ચંદ્રીકાબ્હેન દ. ઓવરસીયર


'હરિફ નથી. મુડીવાદી જગતમાં કામદાર વર્ગની રોજીને નીચા ધોરણ ઉપર લાવવા માટે સ્ત્રીત્વનો ઉપયોગ થાય છે પણ સોવિયેટ સરકારતંત્રમાં તો સ્ત્રીઓ અને પુરૂષો પરસ્પર હરિફ મટી જઇને ઉદ્યોગોના એક આંતરિક વિભાગ બની જાય છે.

તેમ જ મુડીવાદી જગત સાથે સરખાવતાં સોવિયેટની ઉદ્યોગપદ્ધતિમાં એક બીજી પણ લાક્ષણિક વસ્તુ છે. તે એ છે કે મુડીવાદી જગતમાં કામદારોના જાતીય તત્વ અને ચામડીના રંગ ઉપર મજુરી નક્કી કરવામાં આવે છે પણ અહીં તો માત્ર, કામ ઉપર જ મજુરી નક્કી થાય છે.

## સ્ત્રીત્વનો ઉત્સાહ

શા માટે સ્ત્રીઓ ઉદ્યોગોમાં આગળ આવવા તલસી રહી છે? કારણ કે સોવિયેટ રશિયા એ કામદારોનો દેશ છે. અને પ્રત્યેક જણ સમાજવાદના ચણતરમાં ભાગ લે એવી ત્યાં આશા રાખવામાં આવે છે.

તત્પર થાય. અત્યારે આવું શિક્ષણ આપતી માત્ર બે જ સંસ્થાઓ છે. આ સંસ્થાઓ તે પુનાનું સેવાસદન, અને કલકત્તાનું વિદ્યાસાગર વાણીભુવન. આ બંને સંસ્થાઓ આ દીશામાં સારૂં કાર્ય કરી રહી છે. પણ જ્યારે હિંદના વિશાળ ક્ષેત્રફળ સાથે આ બે વસ્તુઓને સરખાવીયે ત્યારે જણાશે કે આ સંસ્થાઓ જેવી સેંકડો સંસ્થાઓ સ્થપાય તો પણ આપણા પ્રશ્નનો ઉકેલ કરવાને માટે પુરતી ન જ થઇ પડે. આથી જ સર્વેએ આ સ્ત્રીત્વ તરફ તેમની સ્વાભાવિક સહાનુભૂતિને મૂર્તિમંત સ્વરૂપ આપવા માટે પ્રત્યેક પ્રાંતમાં આવી સંસ્થાઓ સ્થાપવી જોઇએ.

જો આ સ્વપ્ન સાચું પડે તો? આપણા બાલવર્ગને કઠોર, નિસ્તેજ, દુર્બળ, માસ્તરોના ત્રસ્યથી બચાવી શકાય. બાળકેળવણીમાં સ્નેહ અને સૌહાર્દ મુકી શકાય. શાળા એ સુંદર કેળવણીનું સ્થાન બની શકે.

અત્યારે સંસ્કૃતિમાં પ્રગતિમાન ગણાતા દેશોમાં બાલકેળવણીનું કામ સ્ત્રીઓ જ કરે છે. આ કામ હિંદમાં પણ સ્ત્રીઓને જ સોંપાય તો હિંદના સ્ત્રીત્વને માટે આર્થિક રીતે સ્વતંત્ર બનવાની સુંદર તક આપોઆપ પ્રાપ્ત થાય. એમ થતાં તે સમાજની ભાવનાઓ ઉપર પણ તેની અસર બહુ ઉંડી થવાની જ. એટલું જ નહીં પણ પ્રગતિમાન સુધારાઓ માટે ત્યારે ખરેખર પાયો નંખાવાનો જ.

આમ હિંદની વિધવાઓ માટે રચનાત્મક કાર્યક્રમ મુકી શકાય. અત્યારે હિંદમાં સ્ત્રી શીક્ષકોની ઓછપ તો પડે છે. તેથી આ સમયમાં આ દીશામાં એકધારી પ્રવૃત્તિ આદરવાની જરૂર છે.

## [૩]

ત્રીજો, માર્ગ અને સૌથી સુંદર માર્ગ તો વિધવાઓ માટે પુનર્લગ્નો છે. આ માર્ગે તેઓ અનેક પ્રશ્નો ઉકેલી શકે છે. પ્રથમ તો તેઓ આર્થિક જીવનમાં ઉપયોગી થઇ પડે છે. સામાજીક દ્રષ્ટિએ તેઓ આગળ વધે છે. અને દંપતિજીવનના ઉલ્લાસ અનુભવી શકે છે.

પુનર્લગ્ન એ પ્રથા કંઇ અનીતિમય નથી. તે તો સ્ત્રીત્વનો પ્રાથમિક હક્ક છે. લગ્ન એ મૈત્રી છે. મૈત્રી તૂટે ત્યારે બીજી વ્યક્તિ સાથે મૈત્રી બાંધવાનો પ્રાથમિક હક્ક જેટલો પુરૂષોનો છે તેટલો જ સ્ત્રીત્વનો છે.

તેથી જ જે સૌભાગ્યવિહોણી સ્ત્રીઓ પુનર્લગ્ન કરે છે તે પોતાનો પ્રાથમિક હક્ક મેળવે છે. એટલું જ નહીં પણ સેંકડો સ્ત્રીઓ માટે તેઓ ધ્રુવતારક સમી બની રહે છે.

આમ પુનર્લગ્નનો માર્ગ સીધો અને સરળ છે. અત્યારના યુગમાં આ જ માર્ગ વૈજ્ઞાનિક અને બુદ્ધિયુક્ત છે અને તેના અનુસરણમાં જ વ્યક્તિ તેમ જ સમાજનું હીત સંરક્ષાયેલું છે.

પણ જે સ્ત્રીઓ આજન્મ અવિવાહીત દશામાં રહેવા ઇચ્છતી હોય, જેમને લગ્ન બંધનમાં જોડાવાની જરૂર ન લાગતી હોય, જેમને જીવનમાં સમાજ માટે કંઇક સારૂં કાર્ય કરી જવાની વૃત્તિ હોય, તેવી સ્ત્રીઓ બાલકોને અક્ષરજ્ઞાન આપવાનું કાર્ય અપનાવે તો સારૂં જ ગણાશે. એટલું જ નહીં પણ હિંદમાં આવા સ્વાર્થહીન સ્ત્રી શિક્ષકો કેળવણીની કક્ષામાં જરૂર પ્રાણ પુરી શકશે.

# સ્ત્રીઓને કેટલા હક્ક મળશે?



[લોધીઅન રીપોર્ટમાંથી]



"બીજી એક મુશ્કેલી સ્ત્રી મતદારો માટે જુદી ગોઠવણ રાખવાની છે. દરેક ઠેકાણે આ જાતની ખાસ ગોઠવણની કમીટીને અરજ કરવામાં આવી છે. એટલે સ્ત્રીઓની તમામ વસ્તીની ચુંટણી માટે સ્ત્રીઓને જોઇતા સ્ટાફ મેળવવાનું કમીટીના મત મુજબ બીલકુલ અશકય જેવું જ છે. એ જ રીતે પ્રાંતિક કૌન્સીલો અને વડી ધારાસભાની ચુંટણીઓ એક જ દિવસે રાખવાના સંબંધમાં પણ ગુંચવાડો ઉભો થાય છે. વળી સંપુર્ણ 'વ્યક્તિગત મતાધિકાર'નો અમલ થતાં ૧૩૦૦૦૦૦૦૦ મતદારો કે જેઓ બે જુદી જુદી જગ્યાઓ માટે મતાધિકાર ધરાવતા હશે તેઓની ચુંટણી માટે એકજ વખતે ગોઠવણો કરવી પડશે. કમીટીએ છેવટે આ સવાલના સંબંધમાં એવી ટીકા કરી છે કે દરેક પ્રાંતિક સરકારો અને પ્રાંતિક કમિટિઓએ વ્યક્તિ મતાધિકારના અમલને રાજ્યકારોબારની નજરે અશક્ય જાહેર કીધો છે એટલુંજ નહીં પણ કુલ્લે વસ્તીના ૨૦ ટકા કરતાં ઓછી સંખ્યાને મતાધીકારનો હક આપવાનું જણાવ્યું છે'....

## યોજનાના અંગો

**કમીટીએ રજુ કરેલી** યોજનાપ્રમાણે મદ્રાસમાં સ્ત્રીઓ કરતાં પુરૂષ મતદારોની સંખ્યા ૧૦ ગણી અને આસામમાં ૧૪૪ ગણી રહેશે. વડા પ્રધાને તથા રા. ટે. કોન્ફરન્સની ફ્રેન્ચાઇઝ કમીટીએ ખાસ તાકીદ કરી હતી કે મતદારોની સંખ્યામાં મરદો અને ઓરતોની સંખ્યામાં ફેરફાર બને તેટલો ઓછો રાખવો. સ્ત્રીઓનાં મંડળના પ્રતિનીધીઓએ તો સ્ત્રીઓ માટે પુખ્ત વયના મતાધીકારના સરખા જ હક માગ્યા હતા, પણ જો સ્ત્રીઓ અને પુરૂષોની સંખ્યા બરાબર કરવા જઇએ તો મતની લાયકાત તદ્દન અસરખી થઇ પડે છે. હમણાં ઘણાંજ ઓછાં બાનુઓને મતાધિકાર હોવાથી તેઓ મત આપવા જવા માટે પરવા કરતા નથી, પણ જો તેઓની સંખ્યા મતપત્રક ઉપર સારી સરખી નોંધવામાં આવે તો ઉમેદવારોને તેઓના લાભો પુછવા કે સંભાળવા પડે. તેથી સ્ત્રીઓને કેળવણી અને મીલકતના બાબમાં સરખી લાયકાત આપવા ઉપરાંત તેઓની સંખ્યા પણ ૧/૫ જેટલી સુચવ-

વામાં આવી છે મદ્રાસમાં ૧/૪ બાનુ મતદારો હશે અને બીહારમાં ૧/૯ હશે. બાનુઓ માટે મતાધીકારની લાયકાતમાં **સાધારણ કેળવણી** એક અને બીજી લાયકાત એ હશે કે ધારાસભા માટે મત આપી શકે એવા મીલકત ધરાવનારની તે પત્ની હોવી જોઇએ. મધ્ય પ્રાંતોમાં આ પાછલી લાયકાત માટે ખાસ ભલામણ કલવામાં આવી છે. ધણીની મીલકત પર મતાધીકાર આપવો એ હિતકર નથી પણ જેઓ તેવી રીતે મતાધીકાર મેળવવા ના પાડશે તેઓ તેઓની કેળવણીની લાયકાત પર મેળવી શકશે. હવે જે બાનુઓ ધારાસભામાં જવા માંગતાં હશે તેઓ માટે ચાર રીત સુચવવામાં આવે છે. એક કો-ઓપશનની; બીજી કેળવાયલી સ્ત્રીઓના મંડળો માટે બેઠકો અનામત રાખવાની, ત્રીજી સામાન્ય સ્ત્રીપુરૂષોની એકત્ર ચુંટણીમાં બાનુ ઉમેદવારોમાં જેઓએ સૌથી વધુ મત મેળવ્યાં હશે (એટલે કે પુરૂષોની હરીફાઇમાં ચુંટાઇ નહી શકી હશે) તેઓને બાનુઓ માટેની અનામત બેઠકોમાંથી ખાલી રહેલી હોય તે બેઠકો આપવામાં આવે, અને ચોથી રીત એ કે ચોક્કસ વીસ્તારોમાં બાનુઓ માટે ખાસ મતદાર મંડળો સ્થાપવામાં આવે કે જ્યાંના મતદારો એક મત સામાન્ય ચુંટણીના ઉમેદવારને અને એક બાનુ ઉમેદવારને આપે. કમીટી આ છેલ્લી રીતને પસંદ કરે છે.

## સ્ત્રીઓ માટે મત નોંધાવવાની ખાસ ગોઠવણ

તેઓ કેટલી બેઠકો અનામત રાખવી જોઇએ તે સંબંધી નક્કીપણે ભલામણ કરતા નથી, કેમકે કોમી સવાલના ફડચા ઉપર એનો આધાર રહેલો છે. પણ તેઓ એવો મત ધરાવે છે કે પહેલાં દશ વરસ દરમ્યાન અનામત કીધેલી જગ્યાઓનું પ્રમાણ કુલ્લે સંખ્યાનાં ૨ અને ૫ ટકા જેટલું હોવું જોઇએ. સ્ત્રીઓ માટે મત નોંધાવવા માટેની ખાસ ગોઠવણો સંબંધી ઇસારો કરતાં કમીટી તેમની સમક્ષ રજુ થયેલી જુદી જુદી રીતો સંબંધી વર્ણન કરી એવો અભીપ્રાય આપે છે કે ઘણી જગ્યાઓએ સ્ત્રીઓ માટે પોલીંગ બુથ ઉપર જવા વાસ્તે ઓછામાં ઓછો એક અલાયદો દરવાજો અને એક સ્ત્રી મદદનીશની ગોઠવણ રાખવાની જરૂર છે.

# ગૃહિણી જીવનનો આદર્શ

:લેખિકા: તરૂલતા

મ્હારા ટેબલ ઉપર પડેલાં બે પુસ્તકો મ્હારી કલ્પનાને પાંખ આપી રહ્યાં છે. મ્હારી સમક્ષ અવલોકન માટે આવેલાં આ પુસ્તકો અનેક વિચારોને જન્મ આપી રહ્યાં છે. વાતાવરણને વાચા પ્રગટે છે. સાંપ્રત સ્ત્રીત્વ આદર્શ માગે છે. અને ઇતિહાસ અવાજ આપે છે કે આ સંક્રાંતિન. યુગમાં સર્વને કયો આદર્શ સર્વમાન્ય થઇ શકે? કયો આદર્શ સ્ત્રીત્વની સર્વ આકાંક્ષાઓ, મહેચ્છાઓ, અને ભાવનાઓને મુર્તિમંત કરી શકે?

આ પુસ્તકો તે ગૃહદીપિકા. આ બન્ને પુસ્તકો 'ગૃહિણિ' ના આદર્શને અનુલક્ષીને યોજવામાં આવ્યાં છે. ઘરની ચાર દીવાલો વચ્ચે વસીને એક સ્ત્રી પતિની આદર્શ 'ગુલામ' શી રીતે બની શકે તેવી સુચનાઓ તેમાં ઠાંસી ઠાંસીને ભરવામાં આવી છે.

ત્યારે સ્વાભાવિક સવાલ થાય છે કે ગુજરાતના સાંપ્રત સ્ત્રીત્વ સમક્ષ માત્ર ગૃહિણિપદનો આદર્શ રજુ કરવો એ સાંપ્રત યુગભાવનાને અનુરૂપ છે? એક આદર્શ 'પતિ અને માતા' બનવામાં જ સ્ત્રીત્વનું જીવન સાફલ્ય સમાઇ જાય છે? ચાર દીવાલો વચ્ચે વસીને, બાળકોની સંભાળ રાખવામાં જ સ્ત્રીત્વનું જીવનકર્તવ્ય સમાપ્ત થઇ જાય છે?

ગુજરાતનું સ્ત્રીત્વ આજે આલમના ચોગાનમાં ઉતરવા માટે તલસી રહ્યું છે. તેનામાં જીવનના સર્વ અંગોમાં પુરૂષોની સરખા બનવાની, એટલું જ નહીં પણ તેમનાથી પણ સર્વોપરી બનવાની આંકાક્ષાઓ ઉદ્દભવી છે. રાજકિય સંગ્રામ કે સમાજપરિવર્તન સર્જતા આંદોલનોમાં અગ્રણીપદે આવવાની તેમનામાં તમન્ના જાગી છે. રાષ્ટ્રીય ચળવળમાં સ્ત્રીઓએ આપેલો સાથ, બેધડક થઇ રહેલાં આંતરપ્રાંતિય લગ્નો, મહીલા મંડળોની વધી રહેલી સંખ્યા, કન્યાકેળવણીનો ઉંચો જતો આંકડો એ સર્વ વસ્તુઓ સ્ત્રીત્વમાં પ્રગટેલા નવા વિચારોની સીધી સાબીતી છે. યુગબળ આગળ મધ્યકાલિન બંધનોના કકડા થતા જાય છે. સાંપ્રત પુનર્ઉત્થાનના વેગ સમક્ષ યુગજૂની મર્યાદાઓ અદ્રસ્ય થતી જાય છે. સાંપ્રત સ્ત્રીત્વ ગૃહિણિનાં મધ્યકાલિન આદર્શના બંધનને સ્વિકારવા જરાય તૈયાર નથી એ સત્ય કંઇ કોઇથી અજાણ્યું છે?

એશીયાના જાગૃત સ્ત્રીત્વે પ્રગતિની હાકલ પાડી છે. આ હાકલ આજે ગુજરાતની સ્ત્રીઓએ નથી ઝીલી એમ તો ન જ કહી શકાય. પ્રત્યેક ક્ષણે પ્રગતિ થઇ રહી છે. ઓરડીમાં પુરાયેલું સ્ત્રીત્વ આઝાદીના જંગમાં ભાગ લેવા માટે રસ્તામાં ઉતર્યું છે. ત્યારે ગૃહિણિના આદર્શો રજુ કરવા એ માત્ર મધ્યકાલિન મનોદશાની પ્રતિતિ કરાવવા જેવું નથી?

ગૃહિણિનો આદર્શ પ્રત્યાઘાતની પરાકાષ્ટા છે. પુર્વકાલિન રામસિતાની ગાથાનું તે માત્ર આંધળું અનુકરણ છે. રૂઢી અને સંપ્રદાયે શિખવેલા સિદ્ધાંતોની તે માત્ર પુજા છે.

સ્ત્રીએ માત્ર આદર્શ પત્નિ અને માતાઓ બનીને જ સંતોષ માનવો જોઇએ એ શબ્દો આજ કોણ પોકારે છે? સમાજના વર્તમાનપત્રો ઉપર જરા આંખ માંડો અને તમે જોશો કે જુના વિચારવાળાઓ, અને રૂઢીદાસો જ આ આદર્શના પરમ ઉપાસકો છે. સ્ત્રીત્વની અપુર્વ પ્રગતિના જ્વલંત પરિણામો જોઇને ત્રાસનારાઓ જ સ્ત્રીઓને ગૃહિણિ પદ પર એક લક્ષ આપવાનો આગ્રહ કરે છે એટલું જ નહીં પણ પત્નિમાં સહચારીણીને બદલે 'ગુલામ' શોધનારા પુરૂષો જ આવા આદર્શ માટે ઉત્સાહ દાખવે છે.

અને ગૃહિણીપદના આદર્શ સાંપ્રત સ્ત્રીત્વને શા માટે અમાન્ય છે? કારણ કે વિજ્ઞાન શિખવે છે કે સ્ત્રીઓ અને પુરૂષોની શક્તિઓ એકસરખી છે. અનુભવ આલેખે છે કે સ્ત્રીઓને જો તક મળે તો જે કામ પુરૂષો કરી શકે છે તે જ કામ સ્ત્રીઓ પણ કરી શકે તેમ છે. સોવીયેટ રશીયાના સ્ત્રીત્વે સાબીત કરી આપ્યું છે, ઉદ્યોગમાં તો શું પણ રણસંગ્રામ ઉપર સ્ત્રીઓ રાયફલ ઉપાડી શકે છે અને પુરૂષોના જેટલી જ સચોટતાથી ગોળીઓ વર્ષાવી શકે છે. ગયા મહાયુદ્ધમાં પ્રત્યેક દેશમાં સ્ત્રીઓએ બતાવેલી કાર્યદક્ષતા હજુ તાજી જ છે.

આમ સાંપ્રત યુગ અવાજ આપે છે કે સ્ત્રીઓ અને પુરૂષો એકસરખાં–સરખી શક્તિવાળાં એક સરખા દક્ષતાવાળા માનવ પ્રાણીઓ છે. એટલું જ નહીં પણ જ્યારે સ્ત્રીત્વ ઔદ્યોગિક ક્ષેત્રમાં માનવની સાથે સાથે યંત્ર સંભાળશે ત્યારે જ સ્ત્રીઓ સાચી રીતે પુરૂષોની 'સહચારીણી' બનશે.

આથી જ સ્ત્રીત્વ આજે જીવનના પ્રત્યેક અંગમાં નવા ક્ષેત્રો શોધી રહ્યું છે. આથી જ સાંપ્રત સ્ત્રીત્વ નવા વિચારોને અમલમાં મુકવાને માટે, નવી ભાવનાઓને મુર્તિમંત કરવા માટે, નવા આદર્શોને અનુસરવા માટે આગળ વધી રહ્યું છે.

અને જ્યારે વિજ્ઞાન શિખવે કે જનતાનો લગભગ અર્ધોઅર્ધ ભાગ પુરૂષોના જેવું જ કામ આપી શકે છે. પુરૂષોના જેવી જ બુદ્ધિમતા દાખવી શકે છે, ત્યારે આ અર્ધા ભાગને ઘરની દીવાલોની અંદર સડવા દેવો, તેની શક્તિઓને રાંધવાના અને બાળસંભાળના સામાન્ય કામમાં વેડફી નાંખવી, એ વસ્તુ આજે કોણ પસંદ કરશે? જ્યારે અનુભવ ઉપરથી જોઇ શકાય કે સ્ત્રીત્વ સરખી રીતે પુરૂષોની સ્પર્ધા કરી શકે છે. ત્યારે આ શક્તિઓને કરમાઇ જવા દેવાના આદર્શો કોણ સ્વિકારશે?

જેઓ આજે ગૃહિણિપદના આદર્શો ઉપર શબ્દો વેરે છે. જેઓ તેને સદ્ગ્રહસ્થાઇનાં ચિહ્ન તરીકે વર્ણવે છે તેઓ સાંપ્રત સમાજરચનાને સમજતા જ નથી. યંત્રસંસ્કૃતિએ ગૃહિણિના આદર્શ ક્યારનાય તોડી નાંખ્યા છે. કારખાનાની સંસ્કૃતિએ કુંટુંબસંસ્થાને ક્યારનીય સુવાડી દીધી છે. આજે પ્રત્યેક શહેરમાં કે ગામડામાં પતિની અલ્પ આવકને વધારવા માટે પત્નિને કારખાનાની કાળી મજુરી કરવી પડે છે. એકલા મુંબાઇમાં જ સ્ત્રીકામદારોની સંખ્યા લગભગ ૪૦૦૦૦ છે. અને પ્રત્યેક શહેર કે ગામડાની આ દશા છે. ખેડુતની સ્ત્રીઓ ખેતર ઉપર શ્રમ કરે છે. કામદાર સ્ત્રીઓ કારખાનામાં જાય છે. આમ ગૃહિણિના આદર્શ સમાજમાં આમવર્ગ માટે તો ક્યારનાય અદ્રશ્ય થઇ ગયા છે. અને છતાં જ્યારે આંખે પાટા બાંધનારા કેટલાકો ગૃહિણિજીવનના આદર્શની ડીમડીમ વગાડ્યા કરે ત્યારે તે હાસ્યમય દીસે છે.

ગૃહિણિજીવનના આદર્શ–આમ સાંપ્રત યુગની દ્રષ્ટિએ–વૈજ્ઞાનિક દ્રષ્ટિએ એટલું જ નહીં પણ ન્યાયની દ્રષ્ટિએ પણ અહિતકર છે. લાખ્ખો શરીરની શક્તિઓનો તેમાં સંહાર સમાયેલો છે. પ્રગતિનો તે ઉલટો શબ્દ છે.

નવયુગ

પોતાની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

અમેરિકાના ઉદ્દામ વિચારક



અપ્ટન સિંક્લેર

જેમના જીવનવૃત્તાન્તનાં કેટલાંક સંસ્મરણો પૃષ્ઠ ૫૫ પર પ્રગટ થયાં છે.



વર્ષ: ચોથું    અંક: પાંચમો

# કોના સારૂ?

છેક સનાતન કાળથી સૃષ્ટિએ સરજેલા કે સંસ્કૃતિએ સ્થાપેલાં સુખનાં સાધનો ઉપર સમાજની એક અલ્પ સંખ્યાએ પોતાનું સ્વામિત્વ મનાવ્યું છે. પ્રત્યેક યુગમાં આ પ્રથા કાયમ રહી છે. અત્યારના આરામ અને આશાયેશનાં સ્થળો, સાંપ્રત ઉદ્યાનો, આધુનિક સીનેમા અને નાટકો એ સર્વના ઉપભોગ ઉપર આ અલ્પ સંખ્યાનો અણલિખિત અદ્રશ્ય ઇજારો છે.

અહોનિશ શ્રમ કરીને નીચોવાતા આમવર્ગ માટે આજે આરામની એક પણ ક્ષણ નથી, આશાયેશની વેળા નથી, સુખ ભોગવવાને માટે સ્થાન સરખું નથી.

છતાં આ નિર્ધનો નિરૂત્સાહ નથી, તેઓ યંત્ર સમા ભાવનાશુન્ય નથી. આજે જગતમાં પછડાયેલાઓ અને કચરાયેલાઓ આશાભંગ કે નિરાશ નથી.

કારણ કે પૃથ્વી પર શ્રમનું સ્વરૂપ પલટાતાં—યંત્ર ઉપર કામ કરતાં તેઓએ કંઇક અવનવું અનુભવ્યું છે. તેઓએ કંઇક નવું જ જાણ્યું છે. તેમને સમજાયું છે કે—
"તેઓ જગતને માટે નથી પણ જગત તેમને માટે છે."

તેમનાં આશાભર્યાં આંદોલનોનો આ સંકેત છે. તેમની પ્રગતિનો આ મંત્ર છે.



હિંદમંત્રી સર સેમ્યુઅલ હોર

# નીતિ -

બહુ ાઇટ હોલના વટહુકમ સમા હિંદમંત્રીના એક નિવેદનથી હિંદના રાજકારણના શાંત દીસતાં જળ પાછાં ખળભળી ઉઠયાં છે. આ નિવેદનની નીતિ ઉપર સ્પષ્ટપણે સંભળાતો નાપસંદગીનો શબ્દ વાતાવરણમાં અફળાઇ રહ્યો છે. કેપ કોમોરીનથી કાસ્મીર સુધી, અને કરાંચીથી કલકત્તા સુધી પ્રત્યેક સ્થળે વિરોધનો વંટોળ વાવા લાગ્યો છે. અને સરકારની સોડ સેવનારા ઉદાર મતવાદીઓએ પણ આ નવી લપડાક પડતાં ગળામાં ગણગણવાની શરૂઆત કરી દીધી છે. સરકારે નીતિ બદલી છે. વર્તુલ પરિષદને વેગળી કરી છે. અને સાયમન ટીમના રીપોર્ટ પ્રમાણે સત્વશુન્ય સુધારા આપવાની ઇચ્છા બ્રીટીશ સામ્રાજ્યવાદે પાછી વ્યકત કરી છે. હિંદીઓ સ્વિકારે કે ન સ્વિકારે પણ આ અર્થહીન નવીન રાજ્યબંધારણને હિંદને માથે ઠોકી બેસાડવાનો બ્રીટીશ સરકારે મક્કમ નિર્ણય કર્યો છે એમ માનવાને આપણી પાસે પુરતાં કારણો છે. આખરે નિર્ણય લેવાઇ ચુકયો છે. અને તેની સાથે જ આવતા વર્ષોના અથડામણભર્યા ઇતિહાસની શરૂઆત થઇ ચુકી છે.

મોંટેગ્યુ-ચેમ્સફર્ડના નિષ્પ્રાણ સુધારાઓની સીધી નિષ્ફળતાનો અનુભવ એક કોરે મુકીને, તેમ જ ગયા રાજ્યબંધારણને નષ્ટ કરવાના સ્વરાજ્ય પક્ષના સતત યત્નોના અળખામણા સંસ્મરણોને ક્ષણવાર વિસરી જઇને, બ્રીટીશ સરકારતંત્રે એકવાર ફરીથી

‘નવા—



શ્રી સત્યે

# —પલટો



વાઇસરોય લોર્ડ વીલીંગ્ડન

અત્યારથી અપ્રીય થઇ પડેલા, અને સર્વ પક્ષોએ અર્થહીન જાહેર કરેલા આ સત્વ શુન્ય સુધારાઓને હિંદમાં પાછા દાખલ કરવાના નિર્ણયને જાહેર કર્યો છે. અને સાથે સાથે હિંદી પ્રજાની સતત અને પ્રખર અથડામણને આપમેળે આમંત્રી છે. એટલું જ નહીં પણ વર્તુલ પરિષદની પદ્ધતિને વેગળી કરીને નામશેષ સહકારવાદીઓને પણ પોતાની સોડમાંથી આઘા કર્યા છે.

**ત્યારે** શું બ્રીટીશ પ્રધાનમંડળ એમ માને છે કે અત્યારની હિંદની રાજકિય પરિસ્થિતિમાં લગભગ પાંચવર્ષ સુધી તો. મહાસભાના સહકાર વગર રાજયતંત્ર ચલાવવું સરળ અને સહજ છે? હિંદમંત્રી સર સેમ્યુઅલ હોરના નિવેદનનો શું આ અર્થ છે? શા માટે આજે ઉદાર મતવાદીઓને પણ સરકારતંત્રની સોડમાંથી વેગળા કરવામાં આવે છે? એક વાકયમાં આપણે સવાલ કરીયે કે શા માટે વર્તુલ પરિષદની નીતિનો સરકારતંત્રે એક જ સપાટે ત્યાગ કર્યો છે? આ સવાલના જવાબ રૂપે આ ન્હાનકડો લેખ લખાયો છે. આશા છે કે 'નવયુગ' ના વાંચક સમુદાયને તેમાં રસ પડશે.

**'—અસહકારીઓ!'**



શ્રી જયકર

[૨]

**ઇંગ્લાંડની** છેલ્લી સામાન્ય ચુંટણીમાં રાષ્ટ્રિય સરકારતંત્ર સત્તાના સ્થાન પર આવ્યા બાદ, અને નવા પ્રધાનમંડળના ૧૨ સભ્યોમાંથી આઠ

## હિંદમંત્રીની નવી નીતિ સામે. ઉદારમત -


સર પી. ઠાકુરદાસ

સભ્યો કોન્ઝરવેટીવ પક્ષમાંથી નિમાયા પછી એમ આમાન્ય આશા રાખવામાં આવી હતી કે હિંદની નીતિમાં પણ કોન્ઝરવેટીવ પક્ષે લીધેલાં વલણને વધુ વજન મળશે. જ્યારે હિંદના મંત્રી તરીકે સર સેમ્યુઅલ હોરની નીમણુંક થઇ ત્યારથી જ હિંદની નીતિ ઉપર કોન્ઝરવેટીવ પક્ષની સીલ મારવામાં આવી હતી. અને આ છેલ્લા મહીનાનો અનુભવ શિખવે છે કે આ અનુમાન સાચું પડ્યું છે. ઇંગ્લાંડમાં રાષ્ટ્રિય સરકારના પ્રારંભ પછી મજુરપક્ષે શરૂ કરેલી વાટાઘાટાની નીતિને તિલાંજલી આપવાના નિર્ણયને અમલમાં મુકાતો જોઇ શકાય છે.


રંગાસ્વામી આયંગર

આ સંજોગોમાં બીજી વતુંલ પરિષદ એકત્ર મળી તે વસ્તુ જ અતી અસ્વાભાવિક હતી. પણ મહાસભાના પ્રતિનિધિઓના સહકારની એક જ આશા ઉપર વતુંલ પરિષદને જીવતી રાખવામાં આવી હતી.

આજે તો સમગ્ર રાજકિય સ્થિતિ પલટાઇ ગઇ છે. આજે ૬ માસની ઉગ્ર દમનનીતિ પછી સરકારતંત્ર એમ માને છે કે મહાસભાની પવૃત્તિ તો નષ્ટ થઇ ગઇ છે. રાજકિય આંદોલનો ઓસરી ગયાં છે. સ્વાધિનતા મેળવવાની ધગશ ધીમી પડી ગઇ છે. હાલની પ્રવર્તતી રાજકિય પરિસ્થિતિનું સરકારની દ્રષ્ટિએ આ પૃથક્કરણ છે.

તેથી જ તેઓએ ઓર્ડીનન્સના આકરા અમલને દેશવ્યાપી બનાવવાને બદલે અમુક પ્રાંતોને જ લાગુ પાડયો છે. તેથી જ તેઓએ ખાસ સત્તાનો આધાર હોવા છતાં હજુ અર્ધ રાષ્ટ્રિય મનાતા વર્તમાનપત્રો સામે આકરાં પગલાં નથી લીધાં. તેથી જ તેઓ મહાસભા સાથે મંત્રણા ચલાવવાની ચોખ્ખી ના પાડે છે. એક રીતે કહીયે તો સરકાર એમ માને છે કે સરકાર–મહાસભાની અથડામણમાં સરકાર તંત્રને સીધો વિજય મળ્યો છે. તેથી જ તેઓ રાજકિય કેદીઓની મુક્તિ ઉપર આટલા મક્કમ રહ્યા છે. સામ્રાજ્યવાદ માને છે કે આજે તેઓ વધુ બળવાન છે.


સર કા. જહાંગીર

## —વાદીઓએ અસહકારની ધમકી આપી છે.



શ્રી ફીરોજ શેઠના

તેમનું પૃથક્કરણ સાચું છે? ખાત્રીથી કહી શકાય કે તેમનું આ પૃથક્કરણ જરાયે સાચું નથી. જો કે રાજકિય આંદોલનોને કડક હાથે દાબી દેવામાં આવ્યાં છે, જો કે યુક્તપ્રાંતની નાસાંયની ચળવળ પણ કચડાઇ ગઇ છે, છતાં મહાસભાની ચળવળ મરી ગઇ છે કે તેનો ઓક સદાને માટે સ્તંભા ગયો છે એમ નજ માની શકાય. સમગ્ર દેશમાંથી દરરોજ ધરપકડના સમાચારો ચાલ્યા જ આવે છે. પ્રત્યેક દિવસની ઉપા ઉગ ં જ સમગ્ર દેશમાંથી સેંકડો [illegible]જણના જેલયાત્રાનાસમાચાર વાંચવાનાસાંપડેછે. આ સર્વ જોતાં તેમજ હમણાં જ ભરાયલી પ્રાંતિક પરિષદો જોતાં મહાસભાની ચળવળ હજુયે જીવન્ત છે એમ તો આંધળાને પણ સ્વિકારવું પડશે.



શ્રી જીન્હા



શ્રી ગીરી

**વળી** અત્યારે જે એક પ્રકારની ઉદાસીનતા મહાસભાના આંદોલનોને અંગે દેખાય છે તેનું કારણ એ છે કે લોકવર્ગને એમ લાગવા માંડયું છે કે આ સાધનો દ્વારા સ્વરાજ્ય મળે તેવો સંભવ નથી. કઇ ક્ષણે મહાસભાના



શ્રી શાસ્ત્રી

નેતાઓ જેલની પાછળ પાછળ રહીને સમાધાન કરવા હા પાડે તેવો ભરોસો નહીં હોવાથી જ સમુહ અત્યારે આવા આંદોલનોથી અળગો ખસતો જાય છે. મહાસભાનામાર્ગમાં તેની શ્રદ્ધા તુટતી જાય છે પણ એનો અર્થ એ નથી કે તેઓ આશા ભંગ બની બેઠા છે. તેમની નિરાશા સાથે રાજકિય આંદોલનોને સર્જતી આર્થિક પરિસ્થિતિ હજુ એમ ને એમ ઉભી છે. સમુહના સંતાપ હજુ જરાયે શમ્યા નથી. લોકવર્ગને સહન કરવા પડતાં કષ્ટો જરા જેટલાંય ઓછાં થયાં નથી.

[3]

**પણ** એક પગલું આગળ મુકીને આપણે પ્રશ્ન પુછી શકીયે કે બ્રિટન શી રીતે પોતાના આર્થિક હિત સંરક્ષી શકશે? જ્યારે સમગ્ર દેશ રાજકિય આંદોલનોથી ખળભળી રહ્યો હોય, જ્યારે રાષ્ટ્રિય પક્ષ સાથે સતત અથડામણોના પડઘા ચારે કોર સંભળાતા હોય, ત્યારે બ્રિટિશ વેપાર શી રીતે આગળ ધપી શકશે? આ દૃષ્ટિએ પણ બ્રિટનના સચી-



અસંતોષી એન. એમ. જોષી

વોએ પુરતો વિચાર કરી નાંખ્યો લાગે છે. કેનેડાના પાટનગર ઓટાવામાં શાહિ-પરીષદ મળનાર છે. આ પરીષદમાં સામ્રાજ્યની અંદર સ્વતંત્ર વ્યાપાર પદ્ધતિની યોજના રજુ થનાર છે. સંભવ છે કે બ્રિટનના લાભની આ સીધી યોજનાને સંસ્થાનો ના પણ સ્વિકારે. એટલે જ તેઓએ તેના બદલામાં શાહીપસંદગીના સિદ્ધાંતને આગળ ધર્યો છે. સામાન્ય શબ્દોના આ સિદ્ધાંતને રજુ કરીયે તો જણાશે કે સંસ્થાનોમાં આવતા માલને સામ્રાજ્ય અને બીનસામ્રાજ્યમાં બનતા માલ તરીકે વિભકત કરી નાંખીને, બીન સામ્રાજ્યમાં બનતા માલ ઉપર એટલી તો મ્હોટી જકાત નાંખવી કે જેથી સામ્રાજ્યમાં બનતો માલજ બજારમાં ખપી શકે. જ્યાં સુધી હિંદને આ સુંદર મનાતો સિદ્ધાંત લાગુ પડે છે ત્યાં સુધી તો એમ જ કહી શકાય કે અત્યારે ઇંગ્લાંડ શિવાયના અન્ય દેશોમાંથી આવતા માલને એટલે ઇંગ્લાંડમાં બનેલો જ માલ હિંદના બજારમાં ખપાવવાનો આ નવો તુરખો છે. એટલે જો ઓટાવામાં સામ્રાજ્યવાદીઓ શાહિપસંદગીનો સિદ્ધાંત સ્વિકારવવામાં સફળ થાય તો આવતા વર્ષોમાં હિંદી બજારોમાંથી બીજા સામ્રાજ્યવારી વહેપારીઓને જરૂર વિદાય લેવી પડે. આમ હિંદને ભોગે બ્રિટનને વધુ માલદાર બનાવવાની આ માતબર યોજના ઓટાવામાં પસાર કરી જવાની તેઓને ખાત્રી છે. અને એટલું જ નહીં પણ હાલની સ્થાનિક વડી ધારાસભામાં સરકારની બહુમતીનો લાભ લઇને આ વર્ષમાં જ શાહીપસંદગીના સવાલને તેઓ પસાર કરાવી દેશે. આમ આ માર્ગે તેઓએ પોતાનું આર્થિક પ્રભુત્વ કાયમ કરવાનો માર્ગ શોધ્યો છે. અને સંભવ છે કે જો તેમની યોજના સફળ થાય તો માત્ર આર્થિક કાનુનોના બળથી હિંદનો વહેપાર જરૂર વિલાયતના માર્ગે વળે.

આમ આર્થિક પ્રભુત્વને ચિરંજીવ રાખવાને માટે યોજના કરીને તેઓએ રાજકિય દિશામાં આ પગલું ભર્યું છે. તેઓ જાણે છે કે બહિષ્કારની ચળવળને નૈતિક આધાર જોઇએ તેટલો છે છતાં પણ તે અસરકારક રીતે વ્યવસ્થિત થઇ શકે તેમ છે જ નહીં. અને તેથી જ તેઓ આ દીશામાં આવો મક્કમ નિર્ણય લેવાને માટે પ્રેરાયા છે એમ અનુમાન કરવું તદ્દન અસ્થાને નહીં મનાય.

[૪]

નીતિપલટાની ઔદ્યોગિક મંદીઉપર શું અસર થશે? આ દ્રષ્ટિએ આ પ્રશ્નને જોઇયે તો જણાશે કે હિંદના આમવર્ગની ખરીદવાની શકિત વધારવા માટે, તેમ જ કાચા માલનો ભાવ જગ-

તના બજારમાં વધારવા માટે હિંદી સરકારે કંઇજ નથી કર્યું. સેંટ્રલ બેંકિંગ કમિટીની ભલામણોને પણ અમલમાં મુકવા માટે સરકારે કંઇજ યત્નો નથી કર્યા. આમ આ કમીટીની ભલામણોને અભરાઇ ઉપર ચઢાવીને, તેમજ વીટલી, કામદાર કમીશનની ભલામણોને પણ કચરાની ટોપલીમાં ફેંકી દઇને સરકારતંત્રે નીચોવાતા આમવર્ગની સ્થિતિ તેમ ને તેમ રાખી છે. આમવર્ગની જાગૃતિના ધોધ સામે બંધ બાંધવા માટે સામ્રાજ્યવાદને જમીનદારોની સહાય જરૂરની લાગી છે. એટલે જમીનદારોના ભોગે ખેડુતોને રાહત આપવાની યોજના સીમલાનું સરકારતંત્ર આ ક્ષણે ન જ સ્વિકારે એ સમજી શકાય તેવું છે. અને તેથી જ આપણે જોઇએ છીયે કે રાજકિય નીતિપલટા છતાં આર્થિક નીતિ હજુ તેમ ને તેમ અકબંધ અને કાયમ રહી છે. રાજકિય ઉષ્માને જન્માવનારાં મુળ કારણોનો જરાય ઉકેલ નથી કર્યો. તેઓએ અંગાર સળગતો રાખ્યો છે. માત્ર તેના ઉપર ઢાંકણું ઓરાઢયું છે.

ઇતિહાસની આ વિલક્ષણતા છે. રાજકિય વિશાળ શીખવે છે કે આર્થિક નીતિનો પલટો રાજકિય દ્રષ્ટિબિંદુમાં પરિવર્તન આણે છે. આજે આપણે હિંદમાં જોઇ રહ્યા છીએ કે આર્થિક નીતિ એક સરખી રહી છે છતાં રાજકિય નીતિએ પલટો લીધો છે.

એમ આશા રાખવામાં આવતી હતી કે સરકર જમીનદારોના ભોગે ખેડુતોને કંઇક રાહત આપવાનો યત્ન કરશે. પણ રાજકિય પરિસ્થિતિએ સામ્રાજ્યવાદને જમીનદાર, મુડીવાદ, અને રાજાઓની સહાય લેવાની ફરજ પાડી છે એટલે આમવર્ગની નીચોવણીને વધુ અખર બનાવીને સાંપ્રત પરિસ્થિતિમાં ચિરંજીવ રહેવાનો માર્ગ તેઓએ લીધો છે.

## [ ૫ ]

**આમ આ નીતિપલટાનું** રહસ્ય છે. બ્રિટિશ વહેપાર અને આર્થિકહીતને શાહીપસંદગી દ્વારા સંરક્ષવાની યોજના કરીને તેઓએ હંદને જરૂરી રાજકિય સુધારાઓ આપવાની વાત વેગળી કરી છે. પણ સરકારતંત્ર એક વસ્તુ યાદ રાખે કે પ્રત્યેક ક્ષણે પ્રજામતની માગણી વધુ મક્કમ બનતી જાય છે. આજે જેનાથી સંતોષ મળી શકે તેમ છે તે વસ્તુ આવતી કાલે અપાય તો નહીં ચાલે. મુંબાઇના નામચીન માજી હોમ મેમ્બર સર અર્નેસ્ટ હોટસને ૨૭ મી મે ૧૯૩૨ ના દિવસે લંડનમાં ભાષણ આપતાં કહ્યું હતું કે

"...સમય હવે બદલાઇ ગયો છે. ૧૯૩૦ માં વધુમતીને જે વસ્તુ સંતોષ આપી શકત તે આજે કોઇને સંતોષી શકે તેમ નથી. તેથી મુંબાઇમાં સારી લાગણી પાછી સ્થાપવા માટે આર્થિક ક્ષેત્રમાં હિંદના આદર્શોને સહાનુભુતિવાળી નીતિ અખત્યાર કરવી જોઇએ અને ભ્રામક 'સલામતિ' ઓ ઉપર ખુબ નિર્દેશ કરીને છંછેડવાની નીતિ વેગળી કરવી જોઇએ એવો મ્હારો અભિપ્રાય છે."

સામ્રાજ્યવાદીઓ કોઇ કોઇ વાર તો જરૂર સાચું બોલી જાય છે! સર સેમ્યુઅલ આનો શું જવાબ આપશે?



**શ્રી. ચિંતામણી**

તેમને પણ નવી નીતિ પસંદ નથી પડી

# અહિં અને ત્યાં-

[ ભારત અને રશિયાની વર્તમાન સ્થિતિની એક સરખામણી ]

અજ્ઞાન વ્હેમ તિમિરે અટવાઇ મુંગી
જ્યારે નિરક્ષર બધી જનતા અહિં છે,
ત્યાં જ્ઞાન તેજ ભરતું સુપ્રભાત ઉગી
સારી પ્રજા મહિં પુરે નવપ્રાણ આજે.

ત્યાંના ધની, ગરીબના વિપજન્ય વર્ગો
આજે વધી રહી પ્રજા તહિં સામ્યભાવી
ત્યારે અહિં કૃત્રિમ રંક ધની વિભાગો
સ્થંભાવતા પ્રગતિ વિગ્રહને જગાવી.

પ્રત્યેક જીવન તણા સુર મેળવેલી
બંધુત્વના વિરલ ભાવ વહાવતી ત્યાં
વાગે સિતાર સુમધુ જનસંઘ કેરી
રેલાવતી રસિક ગીત સમાનતાનાં

ધર્માંધતા ઝનુનના અતિ ચેપી રોગે
જ્યારે હણાય અહિં જીંદગીઓ અકાળે
બુઝાવી ત્યાં કુટીલ ધર્મની કાળજ્વાળા
પ્રવૃત્તિને પથ ઉડે જનતા પ્રવાસે.

આર્થિક શોષણ કળા તણી જાળ માંહિ
રૂંધાય અંહિ શ્રમી માનવ જીંદગાની
અંકાય મુલ્ય શ્રમનાં મનુભાવથી ત્યાં
વિકાસ જીવન કરે ભરી વેગ વ્હેતાં.

મુક્તિહવા પ્રસરી ત્યાં મન મોદ દેતી
ને એ સમાજ જીવને મધુગંધ વ્હેતી
ઉત્કર્ષના તહિં અખંડ ઉડે ફુવારા
જેને બધી ચકિત જોતી રહી વસુધા.

ત્રિભુવન પટેલ.



મેકડોનાલ્ડ

# લૉસનના રંગો

**વ**રસેલ્સની સંધીથીએ વધુ મહત્વની સંધી ઉપર લોસેનમાં નવમી જુલાઇએ સંમતીનો સ્વર ઉચ્ચારવામાં આવ્યો હતો. વરસેલ્સ એ પૃથ્વીની પૂનર્વહેંચણી હતી. લોસેન એ આગામી વિશ્વવ્યાપી સંગ્રામ માટે પહેલું પગથીયું છે. આથી જ વરસેલ્સની સંધી કરતાં લોસેનના કોલકરારનું મહત્વ વધુ છે.

ત્રણ અઠવાડીયા સુધી સતત શ્રમ કરીને, આખરે બ્રિટીશ સલ્તનતના મજૂર સામ્રાજ્યવાદી મેકડોનાલ્ડે યુદ્ધદંડની આકરી સમસ્યા ઉપર યુરોપીરાજ્યોને એકત્ર કર્યાં છે. અત્યારે જર્મન પ્રજા પાસે પ્રત્યેક વર્ષે મહાપરાણે ઓકાવવામાં આવતા યુદ્ધદંડને આખરે રદ કરીને વરસેલ્સની સંધીએ પ્રવર્તાવેલા એક અમાનુષી અન્યાયને ઇતિહાસના પાનાંઓ ઉપરથી ભુંસી નાંખવામાં આવ્યો છે. સાથે જ નવા રાજકીય જોડાણો, નવા રાજકીય પ્રપંચો, નવી સ્પર્ધા, અને નવી વ્યુહરચના જન્માવવામાં આવી છે. મેકડોનાલ્ડે સાચું જ કહ્યું હતું કે,

> "આપણા કામથી ઇતિહાસનું એક પ્રકરણ પુરું થતું નથી, પણ નવું પુસ્તક શરૂ થાય છે......
>
> ...આ કોલકરાર ઉપર આજે અહીં સહીઓ થઇ છે તે કોલકરારનો પ્રત્યુત્તર અન્ય જગ્યાએથી મળવો જોઇએ." (૯-૭-૩૨)

કોઇ કોઇ વાર સામ્રાજ્યવાદીઓથી પણ સત્ય વચન ઉચ્ચારાઇ જાય છે. લોસેન પરિષદ ખરેખર રીતે ઇતિહાસમાં નવું પ્રકરણ શરૂ કરે છે. લોસેન પરિષદનું તેમાંજ મહત્વ સમાએલું છે.

[ ૨ ]

**લગભગ** ત્રણ વર્ષના સમયથી ફ્રાંસ અને ઇંગ્લાંડના મુડીવાદી માંધાતાઓ એક સ્વપ્ન ધરાવી રહ્યા છે. આ સ્વપ્ન તે યુરોપ પર પ્રવર્તતા અમેરિકાના આર્થિક અધિકારનો નાશ કરવાનું. આ માટે ફ્રાંસના બાહોશ મનાતા બ્રિઆંએ 'United state of Europe' ની યોજના રજુ કરી હતી. આ જ આદર્શથી યંગ કમીશનની સ્થાપના થઇ



ફ્રાંસના વડા પ્રધાન
હેરીયટ

હતી. અને આ જ આદર્શથી ફ્રાંસે મધ્યયુરોપમાં પુષ્કળ નાણાં વેર્યાં હતાં. ઓસ્ટ્રીયા, ઝેકોસ્લોવકીયા, યુગોસ્લાવીયા એ સર્વ ન્હાના દેશોને બહારથી આર્થિક સહાય વડે ઉભા રાખવામાં આવ્યા હતા. ફ્રાંસે આ આદર્શને સિદ્ધ કરવા માટે પ્રજાસંઘ દ્વારા કેટલીએ વાર યત્નો કર્યા હતા. પણ આ યત્નો અત્યાર સુધી નિષ્ફળ નિવડયા હતા. આજે ત્રણ વર્ષને અંતે લોસેનમાં યુરોપને એકત્ર કરવાનો ફ્રાંસનો આદર્શ સફળ થાય છે. લોસેન પરિષદે યુદ્ધદંડના ઓથા નીચે જર્મની અને ઇટાલીને પોતાના પક્ષમાં લીધા છે. અને આમ અમેરિકા સામે મોરચા માંડવાની સારી શરૂઆત સાથે જ અમલમાં મુકવામાં આવી છે.

આ વસ્તુ સારી રીતે સમજવા માટે યુદ્ધદંડના ઇતિહાસ ઉપર નજર નાંખવાની જરૂર છે. ૧૯૧૮ માં વરસેલ્સની સંધી થઇ, ત્યારે ઇંગ્લેંડે જર્મનીના સંસ્થાનો ઉપર કાબુ મેળવી લઇને પોતાની સલ્તનત સાથે મેળવી લીધાં છે. માત્ર તુર્કી સલ્તનતનો સીરીયા પ્રાંત ફ્રાંસને મળ્યો. ઉપરાંત ફ્રાંસની જમીન પર યુધ્ધો ખેલાયાં હોવાથી ઘણીખરી જમીન ખેદાન મેદાન થઇ ગઇ હતી. કેટલાંય ગામડાઓનો નાશ થઇ ગયો હતો. આ સર્વનું વળતર આપવા માટે એવો નિર્ણય કરવામાં આવ્યો હતો કે જર્મનીએ મિત્રરાજ્યોને આ જમીનને પાછી સારી અને વસવાયોગ્ય બનાવવા માટે તેમજ થયેલા આર્થિક ખર્ચનો કંઇક બદલો વાળવા માટે 'દંડ' આપવો. આ દંડની રકમ પહેલાં તો અબજો માર્કના આંકડામાં રમતી હતી. પણ પહેલાંના ત્રણ વર્ષમાં જ જણાઇ ગયું કે જર્મની આવડી મ્હોટી રકમ આપી શકે એવી આશા રાખવી અશક્ય છે.


જર્મનીના વડા પ્રધાન
હેર વોન પેપેન

પણ તે દરમીયાન એક બીજી વસ્તુ બની. આ વસ્તુ તે જર્મનીને અમેરિકાની આર્થિક સહાય હતી. પરિણામ એ આવ્યું કે અમેરિકાના આર્થિક બળને પ્રતાપે જર્મન માલ જગતના બજારમાં બ્રિટનની હરીફાઇ કરવા લાગ્યો. નવા સાધનો અને જર્મન કામગીરીથી આ માલ બ્રિટન કરતાં સસ્તો વેચવાનું શક્ય હોવાથી, બ્રિટનના વેપારને નુકસાન થવા લાગ્યું અને આથી જ બ્રિટને જર્મની ઉપર યુદ્ધદંડને ઓછો કરવાની ચળવળ કરી. અને તેથી જ ડોઝ કમીશન ૧૯૨૧ માં નીમાયું. આ કમીશને યુદ્ધદંડની રકમ ઓછી કરી નાંખી. પણ તેમ છતાં પણ તે એટલી તો હતી જ કે જેથી જર્મની ઉપર અમેરિકાનું આર્થિક પ્રભુત્વ કાયમ રહે. આ વર્ષો દરમીયાન અમેરિકાએ યુદ્ધ સમયમાં આપેલી લોનો સંબંધી ચોખવટ થતી જતી હતી. અને આ વાટાઘાટને પરિણામે ઇટલીએ લીધેલી આર્થિક લોનોમાં લગભગ ૬૬ ટકાનો ઘટાડો કરવામાં આવ્યો, બ્રિટનના દેવામાં પણ ઘટાડો કરવામાં આવ્યો. એટલું જ નહીં પણ ફ્રાંસને પણ આર્થિક લાભ આપવામાં આવ્યો.

સાથે સાથે જ યુદ્ધદંડ ને હળવો કરવાની જરૂરીઆત મિત્રરાજ્યોને લાગતી જ હતી.



જર્મનીના પરદેશખાતાના મંત્રી
બેરન વોન ન્યુરેથ

આથી ૧૯૨૬માં તેઓએ યંગ કમીશન નીમ્યું. અને ૧૯૨૭ થી યંગયોજના પ્રમાણે નાણાં આપવાનું નક્કી થયું. પરિણામે એ આવ્યું કે જે પૈસા યુદ્ધદંડ પેટે મિત્રરાજ્યોને મળતા હતા તે પૈસા યુદ્ધદેવાં પેટે અમેરિકને મળવા લાગ્યા. પણ જર્મનીની આર્થિક સ્થિતિ અતિ ખરાબ હોવાને લઇને અમેરિકા તરફથી ડોલર જર્મનીને મળતા. ત્યાં તેઓ રૂપ પલટીને માર્ક બની જતાં. ત્યાંથી તેઓ પેરીસ, લંડન, અને રોમ તરફ જતાં, અને ત્યાં પાછા સ્વરૂપ પલટીને અમેરિકા પાછાં આવતાં. આમ પ્રત્યેક વર્ષે થતું. અને ડોલરની આ પરકમ્મા યુરોપ ઉપર અમેરિકન સામ્રાજ્યવાદને વધુ કાયમી સ્વરૂપ આપતી ગઇ.

આથી જ લંડનમાં પહેલાં સુચના વાતાવરણમાં રમતી મુકવામાં આવી કે જો અમેરિકા યુધ્ધઋણને રદ કરે તો તેઓ યુધ્ધદંડને રદ કરવાને તૈયાર છે. ત્રણ વર્ષ પહેલાં રજુ થયેલી આ સુચનાને કોઇએ ગણકારી પણ નહોતી. અમેરિકાએ મક્કમ વલણ લીધી હતી કે યુદ્ધના દેવાં સાથે યુદ્ધદંડને કંઇજ સંબંધ નથી. યુદ્ધદંડ મિત્રરાજ્યોને મળે કે ન મળે છતાં યુદ્ધ પેટે થયેલું દેવું તો આપવું જ જોઇએ.

એક વખત વચ્ચે એવી સુચના કરવામાં આવી હતી કે અમેરિકાએ જ યુદ્ધના દેવાં પેટે જર્મન પાસેથી સીધો દંડ વસુલ કરી લેવો. પણ તરત જ અમેરિકાએ એ સુચનાને એવા જોરથી ફેંકી દીધી હતી કે હજુ સુધી તે પાછી ઉઠી શકી જ નથી.

આમ મિત્રરાજ્યો જર્મન ઉપર અમેરિકાનું આર્થિક અધિરાજ્ય વિસ્તરે તેનાથી તદ્દન વિરૂદ્ધ હતાં. તેઓ કોઇ પણ પ્રકારે ડોલરદેવનું સ્વામિત્વ તોડી પાડવા માંગતાં હતાં. આ તેમનો મુળ આશય હતો. એટલે જ ફ્રેંચ સચીવ બ્રિઆંએ United states of Europe ની યોજના રચી હતી, એથી જ ઇંગ્લેંડે પ્રજાસંઘને આટલી માતબર સહાય આપી હતી.

## [૩]

**પણ વિશ્વવ્યાપી** આર્થિક મંદીએ સર્વની ગણત્રીઓને ફેરવી નાંખી. જ્વાળામુખીમાંથી લાવા વરસે તેમ બેકારીનો દાવાનળ યુરોપને ઘેરી વળ્યો. ૨૬ મુડીવાદી દેશોમાં બેકારીના આંકડા ૨૬૦ લાખ ઉપર પહોંચ્યા. આબાદીના શિખર સમા મનાતા અમેરિકામાં એક કરોડ જેટલા માનવવર્ગને ઘેર ક્ષુધાના સંતાપ સળગ્યા. આખા જગતમાં આમવર્ગ આર્થિક આફતથી પછડાવા લાગ્યો. જર્મનીમાં આ આફત સોંસરી ઉંડી ઉતરી ગઇ. ઔદ્યોગિક અને ખેતીવાડી ઉત્પન્નના ભાવ સીધા નીચા ઉતરવા લાગ્યા. કોઇ કહેતું કે જગતને 'અતિ ઉત્પાદનના શ્રાપ' લાગ્યા છે. કોઇ કહેતું કે 'સોનાનો ભાવ નીચો' ઉતરી ગયો છે. કોઇ કહેતું કે આર્થિક આંધીનું મુળ આંધળી જકાતનીતિમાં છે. પણ એ સર્વ પૃથક્કરણો ખોટાં પડયાં. જકાતનીતિ ચાલુ રહી મુડીવાદી ઉપાયો અફળ નિવડયા.



ઇંગ્લાંડના પરદેશખાતાના પ્રધાન
**સર જોન સાયમન**
(તેમણે પરિષદમાં ખુબ ભાગ ભજવ્યો છે.)

પણ સાથે સાથે જ અકળાતા આમવર્ગની મુડીવાદનો નાશ કરવાની તમન્ના જ લક્ષ રૂપ લેવા લાગી. જર્મનીમાં તો વિપ્લવી પક્ષો એ જોરદાર સામનો માંડયો. પ્રત્યેક દેશમાં ક્ષુધા ના સંતાપ સામે આંદોલનો ઉપડયાં. Work or Wages એ સુત્ર નીચે આંતરરાષ્ટ્રીય પ્રમાણ ઉપર આંદોલનો શરૂ થયાં.

આ પરિસ્થિતિમાં જર્મનીને આર્થિક રાહત આપવાની જરૂરીઆત અમેરિકાને લાગી અને તેથી જ કંઇક અંશે જર્મનીને પોતાના પક્ષમાં રાખવાને માટે પહેલી જુન

સલ્તનત દિવસે સાર હુવર 'Moratorium'
તુર્કી સલ્તનત માં આવી. આ જાહે-
મળ્યો. ઉપરાંત એ હતી કે જો
યુધ્ધો ખેલાયાં હોવા રકમ એક વર્ષ
ખેદાન મેદાન થઇ ! યુધ્ધના દેવાં
ગામડાઓનો નાશ થઇ લત્વી રાખશે.
આ સર્વનું વળતર કે યુધ્ધ-
એવો નિર્ણય કરવામાં આવ્યો છે.
જર્મનીએ મિત્રરાજ્યોને આ
પાછી સારી અને વસવાયોગ્ય બ-
માટે તેમજ થયેલા આર્થિક ખર્ચનો ક
બદલો વાળવા માટે 'દંડ' આપવો. ર
દંડની રકમ પહેલાં તો અબજો માર્ક-
આંકડામાં રમતી હતી. પણ પહેલાંના
ત્રણ વર્ષમાં જ જણાઇ ગયું કે જર્મની

પ્રકરણના અમલનો અંત આણીને યુદ્ધ-દંડનો આખરી ઉકેલ આણ્યો છે.

"પણ આ યુધ્ધદંડના કરારમાં એક અતી અગત્યની કલમ ઉમેરવામાં આવી છે કે જ્યાં સુધી યુધ્ધનાં દેવાં ઉપર અમેરિકાની વલણ સ્પષ્ટ ન થાય ત્યાં સુધી આ કોલકરાર પ્રત્યેક દેશની પાર્લામેન્ટ સમક્ષ આખરી ઉકેલ માટે મુકી શકાય નહીં."

આમ યુધ્ધદંડ રદ કરવાની કે ચાલુ રાખવાની સર્વ જવાબદારી પરોક્ષ રીતે અમેરિકા ઉપર ફેંકીને નિવૃત્ત થયેલા યુરોપીઅન સચીવો એવી ખાત્રી રાખે છે કે એકત્ર યુરોપની સામે અમેરિકાથી ટકી શકાશેજ નહીં. અમેરિકા આ યુધ્ધના દેવાંને વસુલ કરવા માટે રણે ચડે એવી આશા રાખવાને માટે એક પણ કારણ નથી. એટલે યુધ્ધનાં દેવાં ઉપર કંઇક સમાધાન કરવાનો પ્રયત્ન કરવોજ પડશે.

પણ તેથી પણ વિશેષ તો એ છે કે આ રાજ્યો એકત્ર મળીને અમેરિકાના માલ સામે જગાત નાંખવા કે યુરોપના બજાર-માંથી અમેરિકન માલને અટકાવવા માટે કે અમેરિકન મુડી યુરોપમાં રોકાતી અટકાવવા માટે યત્ન કરશે. એટલું જ નહીં પણ જો અમેરિકા પણ આ જોડાણમાં જોડાય તો સોવીયેટ યુનીયન સામે વિગ્રહની તૈયારીઓ જોરથી જામશે.

[ ૫ ]

**બ્રિ**ટીશ બાજીગરોની આ રાજરમતથી ડોલરદેવ સાવ અજાણ તો નથીજ અમેરિકાને મુળથીં જ લોસેન પરિષદ ઉપર શંકાની નજર હતી. અને જયારે યુદ્ધદંડ અને યુદ્ધનાં દેવાંની સમસ્યાને સંકલી દેવાની બ્રિટીશ સૂચના

અમેરિકાની નજર પર આવી કે તરત જ અમેરિકન સરકારતંત્રે લોસેન પરિષદની મંત્રણામાં ભાગ નહીં લેવાનો નિર્ણય કર્યો.

પણ અમેરિકાના માંધાતાઓના આ મનસ્વી વર્તાવની લેશ માત્ર પણ પરવા કર્યા વગર ફ્રાંસ અને ઇંગ્લાંડના પ્રતિનિધિઓ આગળ કામ કરવા મંડયા, અને લોસેન પરિષદ સફળ થશે એવી પ્રતિતિ થવા માંડી ત્યારે અમેરિકાના અજબ મુત્સદ્દીઓએ તરત જ બીજો દાવ શરૂ કર્યો.

એટલાંટિકની પેલી પારથી અમેરિકન પ્રમુખ હુવરે હવામાં શબ્દ ઉચ્ચાર્યા કે યુરોપના મિત્રરાજ્યો તેમના લડાયક બળ ઉપર કાપ મુકવા તત્પર હોય તો જ અમેરિકા યુધ્ધનાં દેવાંના પ્રશ્ન પર 'વિચાર' કરશે. આમ યુધ્ધનાં દેવાંની અટપટી સમસ્યાને શસ્ત્રબંધી સાથે સંકળી દઇને અમેરિકાએ લોસેનની મંત્રણાને અર્થશુન્ય બનાવવા યત્ન કર્યો. અમેરિકનો એમ માને છે કે અમેરિકાએ સુચવેલી શસ્ત્રબંધી યુરોપ સ્વીકારવા ના જ પાડશે, કારણ કે જો તેમ કરે તો સમુદ્ર અને હવા ઉપર અમેરિકાનું પ્રભુત્વ કાયમ રહે. એટલે અમેરિકાએ રાજકારણના સુંદર ખેલાડી તરીકે આ પ્રશ્નને શસ્ત્રબંધી સાથે સંકળી દઇને એક સાથે કેટલાય ઉદ્દેશો પાર પાડયા છે.

હવે જો યુરોપીરાજ્યો શસ્ત્રબળ ઘટાડવાની ના પાડે, તો લોસેન પરિષદની નિષ્ફળતાની જવાબદારી તેમના શિર પર આવશે. પણ એ સર્વ છતાં એમ ખાત્રીપુર્વક કહી શકાય કે યુરોપીરાજ્યો શસ્ત્રબળ ઘટાડવાની દરખાસ્તમાં કંઇક સમાધાન કરીને આખરે માર્ગ કહાડશે અને યુદ્ધઋણ પર આખરી પડદો પાડશે.

લોસેનના આ રંગો છે. પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે લોસેન પછી? યુરોપનું આર્થિક પુનરુત્થાન શું શકય છે? લોસેનની રાહતથી યુરોપનો સુદીવાદ પાછો પગભર થઇ શકે તેમ છે? આ દીશામાં વિચાર કરીયે તો જણાશે કે યુરોપની આર્થિક આબાદી પાછી આવે એવી અત્યારે એક પણ આશા નથી. ગયા જુન માસથી હુવર મોરેટોરીયમ અમલમાં છે. ત્યારથી યુરોપે અમેરિકાને એક રાતી પાઇ પણ આપી નથી. છતાં યુરોપની સ્થિતિ જરા યે સુધરી નથી. કારણ કે પ્રત્યેક રાજ્યે પોતાની સીમાની આસપાસ અભેદ્ય જકાતી દીવાલો રચી છે. આ દીવાલો નાબુદ ન થાય ત્યાં સુધી યુરોપનો આંતરરાષ્ટ્રિય વહેપાર પાછો વધે એવી આશા રાખવી અશકય છે. તેથી જ લોસેનની રાહત યુરોપનો આર્થિક ઉદ્ધાર કરવા સાવ અસમર્થ છે. એ વસ્તુ તો સૂર્ય જેટલી સ્પષ્ટ છે.



ઇટાલીના પરદેશખાતાના પ્રધાન
**સીનોર ગ્રાંડી**

તેમજ જર્મન રાજકારણની દ્રષ્ટિએ લોસેનની રાહતને તપાસીએ તો જણાશે કે જર્મનીએ માગ્યું હતું તેટલું આપવામાં આવ્યું છે. યુદ્ધદંડ રદ થતાં, તેમજ વરસેલ્સની સંધીમાં યુદ્ધદોષને લગતી કલમ રદ થતાં જર્મનીની રાજકિય માંગણી સંતોષાઇ છે. સંભવ છે કે આવતી ચુંટણીમાં હિટલર પક્ષને આથી સહન કરવું પડશે કારણ કે તેમનો રાજકિય પોગ્રામ આમ આપમેળે અદ્દશ્ય થતાં તેઓની પછવાડે ઉભેલું રાજકિય બળ પણ તૂટી પડશે. એટલે આવતી ચુંટણીના ફેસીસ્ટ પક્ષની ઝળકતી ફત્તેહની આશાઓ રખાતી હતી તે આશા માટે હવે બહુ કારણ નથી.

આમ લોસેન પરિષદ અકેય વિંટંબણાઓને વિતાવીને સફળ થઇ છે. પણ આ સાફલ્યે નવા જોડાણને જન્મ આપ્યો છે. અમેરિકા સામું આ જોડાણ રચાયું છે. સંભવ છે કે જો અમેરિકા યુરોપના એકત્ર સામનાનો પ્રાતકાર કરવો પડતો મુકે, અને યુરોપને સાથ આપે તો સોવીયેટ રશીયા સામે રણજંગ જામશે એમ ખાત્રીથી આલેખી શકાય.

# ટ્રીપોલી: કાળાં માન-

લેખાંક: બીજો

આફ્રીકાની ઉત્તરે આવેલા સુંદર પ્રદેશ ટ્રીપોલી ઉપર અત્યારે ઇટાલીઅન વાવટા ફરકે છે. આ પ્રદેશનો રોમાંચક ઇતિહાસ સ્વાતંત્ર્ય માટે અણનમ લડતથી ઝળોહળ ભરેલો છે. અને તેથી જ આ સુંદર પ્રદેશ ઉપર ઇટાલીઅન સામ્રાજ્યવાદનો પંજો કેવી રીતે પ્રસર્યો તેની રસપુર્ણ કથા આશા છે કે અતિ રસિક થઇ પડશે.

સોળમી સદીનો ઇતિહાસ ઉઘાડો અને તૂર્કીસલ્તનતના એક વિભાગ તરીકે ટ્રીપોલી ત્હમને દેખાશે, કોન્સ્ટેન્ટીનોપલમાં મુખ્ય મથકમાંથી ગવરનરો આવતા અને ટ્રીપોલી ઉપર અધિકાર ભોગવતી તૂર્કીસલ્તનતનું સૈન્ય ટ્રીપોલીના કિનારાનું સંરક્ષણ કરતું. અને તેથી તૂર્કીસલ્તનતમાંથી તેને પચાવી પાડવા માટે ઇટાલીને કેટલાય કાવાદાવા કરવા પડયા. અને અત્યારે પણ ટ્રીપોલી ઉપર પોતાના અધિકારને અવિચળ રાખવાને માટે ઇટલીને કેટલીય રાજ્યખટપટ કરવી જ પડે છે.

ટ્રીપોલી ઉત્તર આફ્રીકામાં અગત્યનું સ્થાન ભોગવે છે, ૪૦૬૦૦૦ ચોરસ માઇલના ક્ષેત્રફળવાળા આ મુલ્કમાંથી ઉન, ચામડા, હાથીદાંત, પીછાં, નીકાશ થાય છે. ટ્રીપોલીમાં શેતરંજીઓ સારી બને છે. અને લગભગ ૧૦૦૦૦૦૦ જેટલાં શરીર ટ્રીપોલીને જન્મભુમી તરીકે ઓળખાવે છે. આ સમગ્ર પ્રદેશ હવે ઇટાલીઅન સંસ્થાન તરીકે ઓળખાય છે. અને લાખો ઇટાલીઅનોએ ટ્રીપોલીને કાયમનું નિવાસસ્થાન બનાવ્યું છે. અત્યારે ઇટાલીની વધેલી પ્રજા ટ્રીપોલી તરફજ આકર્ષાય છે અને ઇટાલીઅન સામ્રાજ્યનો તે સૌથી અગત્યનો ભાગ છે.



ટ્રીપોલીનો દેશ

# -વીની એક વિતકકથા

## [૨]

સેનુસી નામના પેગમ્બર મનાતા માનવે ટ્રીપોલીમાં સંપ્રદાય ચલાવ્યો હતો. આ સંપ્રદાયના અનુસરણ કરનારાઓ યુરોપીય સંસ્કૃતિના કટ્ટર-વિરોધી હતા. તેઓ તેને સ્પર્શ કરવા પણ નહોતા માગતા. પરિણામે જ્યાં જ્યાં યુરોપીય સંસ્કૃતિ આગળ વધતી ત્યાં ત્યાંથી તેઓ અળગા ખસતા. આમ મોરોક્કોમાં ફ્રેંચ સંસ્કૃતિનાં પગલાં સાથે કેટલાક સેનુસી પંથના અનુયાયીઓ ત્યાંથી ખસીને ટ્રીપોલીમાં આવીને વસ્યા હતા પણ તેમને ક્યાં ખબર હતી કે ઇટાલીઅન સામ્રાજ્યવાદની લોલુપતાભરી નજર ટ્રીપોલી ઉપર ક્યારની ય પડી હતી!

૧૮૭૮ ના વર્ષમાં બરલીનમાં એક રાજકિય પરિષદ ભરાઇ હતી. વસ્તુ એમ બની હતી કે તૂર્કી અને રશીયા વચ્ચે સંધી થઇ હતી. આ સંધીમાં રશીયાએ જરા આક્રમણભર્યો ભાગ લીધો હતો. ઝારની દાનત કોન્સ્ટેન્ટીનોપલ પડાવી લેવાની હતી. ઇંગ્લેંડને તેની સખત બીક હતી. અને તેથી તેણે યુદ્ધ કરવાની ધમકી આપીને આ સંધીની કલમને સુધારવા માટે ખાસ આગ્રહ કર્યો હતો અને તેથી બરલીનમાં આ રાજકિય પરિષદ ભરવામાં આવી હતી.

આમ જ્યારે તૂર્કી અને રશીયા સંધી માટે વાટાઘાટ કરી રહ્યાં હતાં ત્યારે બન્ને રાજ્યો એકી સાથે ઇંગ્લાંડ સાથે ગુપ્ત કોલકરાર કરવાનો યત્ન કરી રહ્યાં હતાં. આ ગુપ્ત કોલકરારને પ્રતાપે તૂર્કીએ સાયપ્રસ ટાપુ ઇંગ્લેંડને સ્વાધીન કર્યો. અને વળતરમાં તૂર્કીસલ્તનતની સીમાઓને અબાધીત રાખવાની ખાત્રી ઇંગ્લેંડે આપી. આ વખતે વડા વજીર તરીકે ડીસરાઇલી હતો. અને લોર્ડ સેલીસબરી બરલીન પરિષદમાં બ્રીટનના પ્રતિનિધિ તરીકે વિરાજ્યા હતા.

આ પરીષદમાં ઇટાલીએ પણ ભાગ લીધો હતો. તેનો આશય ઇંગ્લેંડ અને ફ્રાંસની મૈત્રી મેળવી પોતાનું પ્રભુત્વ સ્થાપવું હતું. પણ આ આશા વ્યર્થ નીવડી. ઇંગ્લેંડના પ્રતિનિધિઓએ ઇટાલીને જરાય દાદ ન આપી. માત્ર લોર્ડ સેલસબરીએ એક વખત વાતચીતમાં ઉલ્લેખ કર્યો હતો કે "જો અમારા સાયપ્રસના સ્વામિત્વથી ઇટાલીની આંતરડામાં દુઃખ થતું હોય તો તે ટ્રીપોલી લઇ શકે છે." આ શબ્દોએ ઇટાલીના પ્રતિનિધિઓમાં આશા આણી. પણ વડાપ્રધાન ડીસરાઇલી આગળ દાદ ન મળતાં નિરાશ થઇને ઇટાલીના પ્રતિનિધિએ રોમનો રસ્તો લીધો.

આમ ટ્રીપોલી ઉપર ઇટાલીઅન અધિકારનું બીજ બરલીનમાં રોપાયું. રોપનાર બ્રીટન હતું. અને આ બીજ પછીના ત્રીસ વર્ષોમાં ફાલ્યું. અને છેવટે ૧૯૧૨ માં ટ્રીપોલી ઉપર ઇટાલીઅન વાવટો ફરકયો. વચ્ચેના ૩૪ વર્ષોનો ઇતિહાસ કતલથી કાળો બન્યો છે. ટ્રીપોલી ઉપર ઇટાલીઅન અધિકાર એ આધુનિક યુગમાં હજુ અણધોવાયેલું કલંક છે.

[૩]

આપણે જોઇ ગયા કે ટ્રીપોલી એ તૂર્કસલ્તનતનો એક ભાગ હતો. આથી તૂર્ક પાસેથી ટ્રીપોલી લીધા શીવાય ઇટાલી પાસે બીજો માર્ગ ન હતો. અને તૂર્કીસલ્તનત સાથે ખુલ્લા સંગ્રામમાં ઉતરવાની શકિત ઇટાલી પાસે ન હતી. તેમજ તૂર્કસ્તાનની પછવાડે ઇંગ્લેંડ અને ફ્રાંસના બળ હતાં. તેમજ ઉત્તર-આફ્રીકા ઉપર ફ્રાંસ, સ્પેન, અને જરમનીની પણ આંખ હતી જ. આ પરિસ્થિતિમાં ખુલ્લા સંગ્રામને બદલે કુટીલ રાજ્યનીતિનો માર્ગ ઇટાલીએ પસંદ કર્યો અને ધીમે ધીમે આ આદર્શને અનુલક્ષીને રોમમાં યોજનાઓ થવા માંડી. ટ્રીપોલીને લક્ષબિંદુ બનાવીને રોમની પરદેશનીતિ દાવ ખેલવા યત્ન કરતી.

રાજ્યનીતિના ઘા ધીમા પણ મક્કમ હોય છે. તલ્વાર કરતાં તેનું બળ અતિ ઘણું હોય છે. અને સાથે સાથે જયારે તેની સાથે તલ્વારના બળને મિશ્ર કરવામાં આવે છે ત્યારે તેનાં પરિણામ સચોટ બને છે.

૧૮૮૭ ની સાલમાં લોર્ડ સેલ્સબરી ઉપર ઇટાલીઅન એલચીએ એક નિવેદન પાઠવ્યું. આ નિવેદનમાં કાઉન્ટ કોરટીએ બ્રીટન પાસેથી એવું અભયવચન માગ્યું હતું કે ટ્રીપોલી કે સાયરેનકામાં ઇટાલી આગળ વધે તો બ્રીટને સહકાર આપવો. પણ ખંધા લોર્ડ સેલ્સબરીએ નિવેદનનો મુળ અર્થ ક્ષણવારમાં સમજી જઇને આવા પ્રકારનું અભયવચન આપવાની અનિચ્છા દર્શાવી. આમ લગભગ સાત વર્ષનો સતત યત્ન એળે ગયો. છતાં ઇટાલી હિંમત હાર્યું નહિં. તેને તક જોઇતી હતી. અને આ તક ૧૯૦૧ માં તેને મળી.

આ સાલમાં મોરોક્કો ઉપર અધિકાર મેળવવાની ફ્રાંસની યોજના સફળ થતી હતી. અને આથી મોરોક્કો લેવામાં ઇટાલી તરફથી કંઇ અગવડ ઉભી ન થાય તેટલા માટે દ કલાસે (જેને આપણે ગયા પ્રકરણમાં સારી રીતે ઓળખીયે છીયે-) એ ઇટાલીને ટ્રીપોલી ઉપર અધિકાર સ્થાપવાની પરોક્ષ સંમતી આપી હતી. ઇટાલીએ આ પ્રલોભન તરત જ સ્વિકારી લીધું. અને મોરોક્કોની સ્વાધીન પ્રજાને ગુલામ બનાવવાના ફ્રાંસના સામ્રાજ્યવાદીઓના યત્નોમાં આડે નહીં આવવાનું કબુલ કર્યું.

આ પ્રમાણે ઓસ્ટ્રીયા સાથે એક ગુપ્ત સંધી કરવામાં આવી અને આ સંધીને આધારે વડા પ્રધાન એસ પોસેટીએ ૧૯૦૨ ની ૩૦ મી જાનેવારીએ જાહેર કર્યું કે ટ્રીપોલી અને સીરેનેકામાં ઓસ્ટ્રીયાના હકકો નહીં જેવા જ હોવાથી, ઇટાલી જો પોતાના હક્ક અને હીતને સંરક્ષવાને માટે જરૂરી પગલાં લે તો તેઓ વચ્ચે પડશે નહીં.

હવે તો ટ્રીપોલીનું ફળ તાજું અને તૈયાર થઇ ગયું હતું. માત્ર રશીયાની બીક હતી અને રશીયા જો

ઇટાલી સાથે સહકાર આપે તો ? ઇટાલીના રાજ્યમુત્સદ્દીઓને ગલગલીયાં થવા માંડયાં. રાજ્યખટપટ જોરથી જામવા માંડી. ૧૯૦૯ ની ૨૪ મી ઓકટોબરે ઝાર અને ઇટાલીના રાજાએ એક ગુપ્ત સંધી કરી. આ સંધીમાં એમ સ્પષ્ટ લખવામાં આવ્યું હતું કે–રશીયન સ્ટ્રેઇટના પ્રશ્નમાં અને સીરીન અને ટ્રીપોલીમાં ઇટાલીઅન હીતની બાબતમાં બન્ને રાજ્યો પરસ્પર અવિરોધી વર્તણુંક અખત્યાર કરશે. આ સંધી તે ટ્રીપોલી લેવાની યોજનાની છેલ્લી તૈયારી હતી.

## [૪]

તૈયારીઓ થઇ ચુકી. યુરોપીય રાષ્ટ્રો વચ્ચેથી અળગાં ખસ્યાં. પણ હજુ એક વસ્તુ રહી ગઇ હતી. આ વસ્તુ તે આર્થિક આક્રમણ.

મોરોકકોના પતનમાં બેંક દ ફ્રાંસે અતી અગત્યનો ભાગ ભજવ્યો હતો. ટ્રીપોલીની બાબતમાં 'બેંકો ડી રોમાંએ' એવો જ અગત્યનો ભાગ ભજવ્યો છે.

આ બેંકે ટ્રીપોલીમાં એસ્પાર્ટ નામના ઘાસના ઉદ્યોગોને નાણાંની સહાય આપી. એક સ્ટીમ બોટ સરવીસ કહાડી. તેલ અને સાબુનાં કારખાનાં કહાડયાં.

ઇટાલીના વર્તમાનપત્રોમાં ટ્રીપોલીના સુંદર વર્ણનો આવવા લાગ્યાં. ત્યાંનાં દ્રશ્યો, ત્યાંનાં ખનીજ દ્રવ્યો, વિગેરેની રસપુર્ણ માહીતી ઇટાલી પત્રના પાને પાને ઉભરાવા લાગી.

રોમમાં સ્વદેશભકિતના પુરને છુટાં મુકવામાં આવ્યાં. શેરીએ શેરીએ પોસ્ટરો મુકાયાં "જે રાષ્ટ્ર જગતમાં સંસ્કૃતિ ફેલાવી શકે છે તે જ રાષ્ટ્ર મહાન છે."

અને છેલ્લો અંક શરૂ થયો! ઇટાલીના પરદેશખાતાના મંત્રીએ જાહેરાત આપી કે–

> આપણી નીતિ અન્ય મહારાજ્યોની માફક તૂર્ક સલ્તનતની સીમાઓને અબાધીત રાખવાની ભુમીકા ઉપર રચાઇ છે.

જુલાઇમાં લશ્કરી કોન્ટ્રેકરો સપાટાબંધ કામ કરવા લાગ્યા. ઓગસ્ટ અને સપ્ટેમ્બરના મહીના એ લશ્કરી તૈયારીઓના મહીના હતા. ઓકટોબરની ૨૬મી તારીખે ટ્રીપોલી ઉપરથી અધિકાર ઉઠાવી લેવાને તૂર્કને અલ્ટીમેટમ અપવામાં આવ્યું. ૨૯ મીએ જવાબ મળ્યો. આ જવાબમાં માનપુર્વક ના પાડવામાં આવી. ૩૦ મી તારીખે ઇટાલીએ તલવારનો મુકાબલો કરવાનું આવાહન પાઠવ્યું.

લડાઇ જાહેર થઇ.

## [૫]

યુદ્ધ જાહેર થયું. અને ૨૫૦૦૦ જેટલા જુવાન શરીરો ઇટાલીના વાવટા સાથે ટ્રીપોલીમાં ઉતર્યાં, ત્યાર પછીનો ઇતિહાસ તો કત્લ અને ત્રાસનો ઇતિહાસ છે.

ટ્રીપોલીની સરહદ પર એક સુંદર હરીયાળી ભુમી છે. મેકીયા તેનું નામ છે. આ જગ્યા ઉપર ધનવાન આરબોના નિવાસસ્થાન હતાં. સુંદર માંડવાઓ અને લીલાંછમ ખેતરો ઉપરથી આ જગ્યાની રમણીયતા ઝળકી ઉઠતી.

અને ઇટાલીઅન લશ્કર આ સ્થળેથી આગળ વધ્યું. પણ તેઓ સપડાઇ ગયા. આગળથી તૂર્ક લોકોએ હુમલો કર્યો. પાછળથી આરબો ઉલટયા. પરિણામે ગંભીર

ખાનાખરાબી પછી ઇટાલીઅનો પાછળ હઠયા.

પણ આ કૃત્ય માટે બીજે દિવસે ઇટાલીઅને કત્લેઆમ જાહેર કરી. ત્રણ દિવસમાં ૪૦૦૦ સ્ત્રીઓ, પુરૂષો અને બાળકોની એકધારી કત્લ કરવામાં આવી. જ્યાં જ્યાં તેઓ દેખાયા ત્યાં ત્યાં તેઓની કત્લ કરવામાં આવી. બાગમાં, મસ્જીદમાં, ઘરોમાં, શેરીઓમાં જ્યાં જ્યાં આરબ દેખાયો કે તેને ખતમ કરી નાંખવાનું એકધારૂં કાર્ય ચાલ્યું.

આ કાર્ય એટલું તો સાફલ્યથી કરવામાં આવ્યું હતું કે ઇટાલીઅન લશ્કરી સત્તાધીશોને આ વાત જગતમાં ન પ્રસરી જાય તેટલા માટે કડક સાધનો લેવાં પડેલાં.

ફ્રાંસ, જર્મની, ઇંગ્લાંડના વર્તમાનપત્રોએ મેકીયાના કત્લેઆમના ધૃણાજનક ચિત્રો પ્રગટ કર્યાં. વિદેશી પત્રકારોએ જોરદાર ભાષામાં ઇટાલીઅનોના આ અપકૃત્યને શક્ય હોય તેટલી જોરદાર ભાષામાં રજુ કર્યાં.

લંડનના 'ટાઇમ્સ' પત્રને પણ સાવધાનીથી ઇટાલીઅનોના આ કાર્ય સામે અણગમો બતાવવો પડયો હતો. પેરીસ અને બરલીનના વર્તમાનપત્રો તો ઇટાલીઅનોએ કરેલી કાળી કત્લ ઉપર શોકપુર્ણ શબ્દો વરસાવતાં.

આખરે ઇટાલીએ યુરોપના રાજ્યોને ખાનગી વિરોધ પાઠવ્યો. પરિણામે પત્રકારોને પાછા આવવાની ફરજ પાડવામાં આવી અને સામ્રાજ્યવાદી પત્રકારોએ ઇટાલીના આ કાળા કૃત્ય ઉપર ઢાંકપીછોડો કરવા માટે ટ્રીપોલી તરફ પ્રયાણ કર્યું.

પણ ઇટાલીવન પત્ર 'સ્ટેમ્પા'એ જ આ ભયાનક અને ઘોર કૃત્ય ઉપરથી પડદો ઉચક્યો. 'ફીગેરો' નામના વર્તમાનપત્રે કડક ટીકાનો વર્ષાદ વરસાવ્યો. અને લંડનમાં મે કલગ નામના પત્રકારે 'કત્લ કરીને શાંતિ' (Pacification by Depopulation) સ્થાપવાના માર્ગ ઉપર જાહેર ભાષણ આપી, ઇટાલીઅન સરકાર તંત્રનાં દુષ્કૃત્યો જગત સમક્ષ મુક્યાં હતાં.

પણ ઇટાલીઅનોને જગતના પ્રજામતની પરવા ન હતી. તેણે તો બોંબ અને બંદુકને માર્ગે અધિકાર મેળવવાનો માર્ગ લીધો હતો. એક વર્ષ સુધી આ યુદ્ધ ચાલ્યું અને ૧૯૧૨ ની ઓકટોબરની આઠમી તારીખે **ઉચીની** સંધીમાં ટ્રીપોલીમાંથી તૂર્કી લશ્કર ખસેડી લેવાનું તૂર્કી-સલ્તનતે કબુલ કર્યું.

આ વખતે માત્ર ૬ માઇલ સુધી ઇટાલીની હદ હતી. આ પછી ૧૯૧૩ માં સેનુસીઓ સાથે ખુબ ખૂનખાર જંગ મચાવીને ઇટાલીએ આગળ વધવાનો યત્ન કર્યો હતો.

આ લઢાઇમાં માત્ર ૪૦ લાખ પાઉંડનો ખર્ચ ઇટાલીને થયો હતો. અને એ બધું કોને માટે?

અત્યારે ઇટાલી અને સેનસુઓ સતત અથડામણમાં આવી રહ્યા છે. આજે મુસોલીની હવે ટ્રીપોલી ઉપરથી અલ્જીરીયા ઉપર નજર નાંખી રહ્યો છે.



# મૂર્ખા ત્યાં જો




: મુળ લેખક :

જ્યોર્જ બર્નાર્ડ શો

: અનુવાદક :

ઇબ્રાહીમ હાજી મહંમદ મીસ્રી

હલ્લો, અમેરિકા! હલ્લો, અમેરિકાના દોસ્તો! એક મોહનાની વાત પર તમે મારા રશિયા સંબંધી વિચારો વિષે જે માંહોમાંહે વાતો કરતા હતા, તે તદ્દન બનાવટી હતી. તેથી તમોએ મારા છેલ્લામાં છેલ્લા વિચારો સાંભળ્યા હશે, તો તેમ કહેવા ભાગ્યે જ હિંમત કરી શકશો રશિયા આપણી ઉપર હસી રહ્યું છે. રશિયાએ આપણને બેવકુફ બનાવ્યા છે, શરમમાં નાખી દીધા છે અને આપણને પારાવાર હાર આપી છે. આપણે તેના નિરિશ્વરવાદ માટે તેને ઠપકો આપ્યો; પણ હવે રશિયા ઉપર જ્ઞાનની રોશની પથરાય છે.

આપણા વેપારી માણસો આપણા ત્રણ લાખ કામદારો માટે ધંધો શોધી શકતા નથી. અને આપણા બેઉ પક્ષના રાજનીતિજ્ઞો ભુખે મરતા માણસો માટે તેમના માથાં ભાંગવા સિવાય કંઇ કરી શકતા નથી. આપણો ખેતીવાડીનો ઉદ્યોગ નાશ પામ્યો છે કેમકે ધનનો વ્યય અને ઉપજની વહેંચણી કરતાં આપણને આવડતી નથી.

ત્યારે રશિયા જુઓ! ત્યાં એક પણ બેકાર નહિ મળે. ત્યાં વૈજ્ઞાનિક ખેતીવાડીથી ત્રેવડો પાક ઉતરે છે, દિન પર દિન કારખાનાંઓ વધતાં જાય છે, અને તેના કાબેલ રાજકર્તાઓ રશિયાને સુધરેલા દેશોમાંના સર્વોત્તમ બનાવ્યો છે.

રશિયનો આપણને કહી રહ્યા છે: "મુર્ખાઓ, અમે જેમ કરીએ છીએ તેમ તમે કેમ કરતા નથી? તમે તમારા લોકોને ન તો ધંધો અપાવી શકો છો અને ન તો તેમનું સારી રીતે ભરણપોષણ કરી શકો છો. વળી તમે તમારા શહેરીઓને

ખૂન અને ચોરીથી બચાવી શકતા નથી; તેમ જ તમારા સૈન્યની ટુકડીઓની સંખ્યાનું પ્રમાણ પણ ઘટાડી શકતા નથી. તમે તેઓને અમારી પાસે મોકલી આપો, જેથી તમને ચિન્તા જેવું નહિ રહે. કેમકે રશિયામાં તેઓ આપોઆપ સુધરી જશે."

બિરાદરો, તમે કાં મુંઝાવો છો ? મારે તમને આશ્વાસન રૂપી બે શબ્દો કહેવાની જરૂર છે. આજે રશિયા અનેક વિચિત્ર કામો કરી રહ્યું છે તે વિષેનું સુચન પચાસ વરસ પુર્વે અમેરિકનોએ કર્યું હતું.

હું યુવાન હતો ત્યારે હેન્રી જ્યોર્જ નામના અમેરિકને મારી આંખો ઉઘાડી. તેની સલાહને અનુસરી મેં જર્મન યહુદી કાર્લ માર્કસના સિદ્ધાંતોનો અભ્યાસ કરવા માંડયો. જેથી મારી આંખો વધારે ઉઘડી, અને મુડીવાદી પદ્ધતિથી સંસ્કૃતિને કેટલું બધું જબરજસ્ત નુકસાન પહોંચવાનો સંભવ છે, તે મને બરાબર સમજાયું.

૧૯૧૪ માં સામ્રાજ્યવાદીઓએ આપણને યુદ્ધમાં દાખલ કરી દીધા. તમે યુદ્ધથી દુર રહેવાની કોશેશ કરી. પરંતુ તમને બળજોરીથી શામેલ કરવામાં આવ્યા. એ માનવસંહારના બીપણ યુધ્ધે યુરોપના ત્રણ રાષ્ટ્રો નાશ પામ્યા અને રશીયાને શાહીખંડમાંથી એક સ્વતંત્ર ખંડ બનાવી દીધું.

બાકી રશિયામાં કોમ્યુનીઝમ દાખલ કરવાની બધી જોખમદારી તમારા ઉપર નથી રહેતી. પરંતુ એ જોખમદારીનો ભાગ તમે મારી સાથે પડાવો છો. કેમકે, ૧૯૧૪ માં મેં જાહેર કર્યું હતું કે બેઉ પક્ષના લડવૈયાઓ જો સાદી સમજ પણ ધરાવતા હશે, તો તેઓ આ કાપાકાપીનો વિચાર છોડી દઇ, પોતાને ધંધે વળગી જશે. પરંતુ તમારામાંના ઘણાખરા સજ્જનો મારા ઉપર ગુસ્સે થઇ ગયા હતા. કેમકે તમે તેને રાષ્ટ્રપ્રેમ અને કીર્તિ ગણતા હતા!

આવા વિચારથી બ્રિટિશ, જર્મન, ઇટાલીઅન, ફ્રેન્ચ, ઓસ્ટ્રીન અને અમેરિકન લડવૈયાઓએ પણ તેમાં ભાગ લીધો હતો.

પરંતુ ૧૯૧૭ માં એક અજાયબ બનાવ બન્યો. રશિયન સિપાઇઓને સત્ય સમજાયું તેઓ સીધા ઘેર આવ્યા. કામદારો અને સિપાઇઓની ટુકડીઓ બનાવી તેમને 'સોવીએટસ' નામ આપ્યું. અને 'સઘળી સત્તા સોવીએટસને સોંપો." એવી ગુલબાંગો ઉડાવી. ઝારની સીતમગર સરકાર પાનના ઘરની માફક તુટી પડી; પરંતુ સોવીએટ નેતાઓ વગર સામાજિક બંધારણ કે એવું બીજું કંઇ કરી શકે તેવી સ્થિતિમાં નહોતા. આ વખતે લેનીન અને તેના મિત્રોએ યુનિયન ઓફ સોસ્યાલીસ્ટ સોવિયેટ રીપબ્લીકસની સ્થાપના કરી.

રશિયનો પરદેશી સહેલાણીઓનો સારો સત્કાર કરે છે. ત્યાં કોઇ અમેરિકન સહેલાણી જઇ પહોંચે તો તેઓ તેને ખર્ચાળ જીવન ગાળતાં અટકાવતા નથી. ઉલ્ટાં, એ લોકો તેની દયા ખાય છે. આ લોકોને તમારા જેટલી ચિન્તાઓ, જંજાળો અને લફરાં હોતાં નથી. એ લોકોની સાથે તમે નિખાલસ દિલથી વર્તો તો તેઓ પોતાની જીવનકથાઓ તમારી આગળ ખુશીથી કહેવા માંડે છે.

પરંતુ તમારે એક વાત યાદ રાખવી જોઇએ. તે એ કે રશિયામાં જવા અગાઉ તમારે વૈજ્ઞાનિક પદ્ધતિએ માનવસ્વભાવનો અભ્યાસ કરવો જોઇએ. જે સહેલું કામ નથી. એ જ કારણને લીધે રશિયનોથી અમેરિકનો ભિન્ન છે. ખાસ કરીને

રશિયનો અને અમેરિકનોનાં અંતઃકરણ વચ્ચે ઝાઝો ફરક માલુમ પડે છે.

દાખલા તરીકે: સો ટકા અમેરિકનને રશિયા તેના કુદરતી ખજાનાને લીધે પૈસા કમાવા માટે સારો દેશ લાગ્યા વગર નહિ રહે. પગાર ઓછો અને નફો વધારે. એટલે તેની દાનત બગડ્યા વગર રહી શકે જ નહિ. જનતાની પાછળ સારો જેવો પૈસો ખર્ચવાથી શો લાભ? 'જનતા જહાનમમાં જાય,'' મરણ પામેલા એક અમેરિકન ખજાનચીના આ શબ્દો છે. લોકો પોતાની પાછળ જોઇને નાણું કમાય છે અને નહિ કે જનતાની પાછળ જોઇને.

તમે જો આ પદ્ધતિએ રશિયામાં કામ કરો તો જલદી શ્રીમંત થઇ જાઓ. પરંતુ આ વાત જો ઇન્કમટેક્ષનાં સત્તાવાળાઓને કાને જાય તો તેઓ "ઓગપુ" નામક જાસુસી પોલીસને તમારી કામ કરવાની પદ્ધતિ ઉપર ધ્યાન રાખવાનું કહેશે. એક પ્રતિનિધિ તમારા ખભા ઉપર પોતાનો હાથ થાબડશે અને તમને એ ફોજની ઓફીસમાં લઇ જશે. ત્યાં તમારે તમારા ધંધાની પદ્ધતિ સવિસ્તર સમજાવવી પડે અને જીંદગી વિષે તમારા સામાન્ય વિચારો કેવા છે, તે દર્શાવવા પડે. તમે તમારા ધંધા સંબંધી અમેરિકન ફિલસુફી હાંકવા માંડશો તો તે તમને હાંકવા દેશે. તમને કાંઇ પણ ઠપકો નહિ મળે તેમ કોઇ તમારા ઉપર જબરદસ્તી પણ નહિ કરશે. તમે જે કહેવાનું હોય તે કહી રહેશો, કે સમજો તમે બીજી દુનિયામાં ચાલ્યા! જો હોય તો! અને બીજી દુનિયા નહિ હોય તો સમજો તમારૂં અસ્તિત્વ નાશ પામ્યું; અને તમારા સગાવહાલાંઓને ખબર આપવામાં આવશે કે તેમને કાંઇ ચિન્તા કરવી નહિ કેમકે તમે પાછા ઘેરે નથી જવાના.

દરેક માણસે પોતાનું અસ્તિત્વ સાબીત કરવું જોઇએ એ વાત દરેક રશિયન સારી પેઠે જાણે છે. રશિયન કોમ્યુનિઝમની મહાન ફત્તેહનો આ એક ખાનગી ભાગ છે.

**રશિયામાં તમે** મગજનું સમતોલપણું ગુમાવી બેસો તો તે માટે અમે જે રીતે ગુનેહગારોને સજા કરીએ છીએ તેથી તમારે ડરવું નહિ. જો તમે કોઇનું કુદરતી રીતે અને પ્રામાણિકપણે ખૂન કરો તો તેઓ તમને ફાંસીને માંચડે નહિ ચડાવી દે, તેમ વિજળીની ખુરસી ઉપર જીવતા ભુંજી પણ નહિ નાખે. તમને ચાર પાંચ વરસ સુધી સાદી સજા ભોગવવા મોકલશે. રશિયનો પોતાના કેદીઓ સાથે ઘાતકી વર્તન ચલાવતા નથી.

આ બધું પહેલાં તમને વિચિત્ર જેવું લાગશે, પરંતુ એક વખત તમને કોમ્યુનિઝમનો ખ્યાલ આવી જાય તો તમે સોવિયેટનું દૃષ્ટિબિન્દુ સમજી શકશો. તેમજ એ દૃષ્ટિબિન્દુથી ચીકાગો કે પીટસબર્ગ કે ડેટ્રોઇટમાં કામ કરવાથી તેની કેવી અસર થઇ શકે, તેનો વિચાર કરવા માંડશો.

બાકી તમે રશિયાને સ્વર્ગ તો નહિ કલ્પી શકો. કેમકે રશિયામાં ઝારશાહીએ વારસામાં આપેલા અતિશય કંગાળીઅત, અજ્ઞાન અને ગંદકી એકદમ સાફ કરી નાખવાં એ કોઇપણ સરકાર માટે કઠિન કામ છે.

તમે રશિયાની ગંદકી શોધવા જાઓ તે અગાઉ તમારે આંગણે પડેલી ગંદકી જુઓ. તમારે ત્યાંનો ભુખમરો એ કુદરતી ભુખમરો નથી પરંતુ તે અંધેર કારોબારનું પરિણામ છે.

રશિયનો જે કંઇ કરી શકે તે તમે પણ કરી શકો. તમને તે કદાચ અશક્ય લાગે; છતાં તમે એમ કરી શકો. હાલમાં, તમે બાસ્ટીલના જૂના કેદી સમાન છો.

કદાચ તમે પણ જીવનની છેલ્લી ઘડીઓ સુધી અમેરિકામાં શોષાયા કરશો. પરંતુ હું ધારૂં છું કે તમારા દીકરાઓ તમારા કરતાં વધુ ડાહ્યા થશે; અને સંસ્કૃતિની મહાન રમતમાં કોઇપણ રશિયનથી ઓછા નહિ ઉતરશે.

# હવે તો જગત્‌વ્યાપી-

આલમની આંખ સામે ઉભી થયેલી એકારીની ભયંકર ભુતાવળ જોઇને તેમજ પૃથ્વીના પટ પર પથરાયેલા શોષણના સીતમોને જોઇને મ્હને હવે લાગે છે કે જગત્‌વ્યાપી મહાસંગ્રામની હવે તો ખરેખર જરૂર છે! ભાવી યુદ્ધના ભણકારા અત્યાર પહેલાં કેટલીક વાર આપણા કાન ઉપર અથડાયા છે કે હવે તો એમ જ લાગે છે કે આવું એક બીજું યુદ્ધ સાચું સ્વરૂપ લે તો સારૂં! પ્રત્યેક દિવસે વર્તમાનપત્રોનાં પાનાં પર એક નજર નાંખતાં જ ભાવી યુદ્ધને માટે થતી કાળી તૈયારીઓની કથાઓ આપણી આંખ સામે અથડાય છે. પ્રત્યેક દેશના લશ્કરી ખર્ચના આંકડાઓ વધતા જોઇ શકાય છે. દરીયાઇ લશ્કર, હવાઇ લશ્કર એ સર્વ વધી રહ્યું છે. પ્રત્યેક ક્ષણે રસાયણીક યુદ્ધની તૈયારીઓ વર્ણવીને શાંતિવાદીઓ સંગ્રામને અટકાવવા માટે અનિવાર્ય ધમપછાડા કરી રહ્યા છે. મોરક્કોમાં તો ગેસમારક ખુલ્લા વેચવામાં આવે છે. સારૂં યે જગત સંગ્રામ માટે ખરેખર તત્પર બનતું જાય છે! ત્યારે નાહક શાંતિવાદીઓનો આ ગણગણાટ શાને માટે? તેનો શો અર્થ? હું તો કહીશ કે ભલે સંગ્રામ થાય! સંગ્રામમાં જ આપણી પ્રવર્તતી આર્થિક ખાનાખરાબીનો ઉકેલ છે. હું સાચું કહું છું. પણ ત્હમે તે નહીં માનો. તેની મને પરવા નથી.

સંગ્રામ જાગે તો હિંદના વેપારીઓને કેવો સરસ તડકો પડે તે વસ્તુ અહીં કથાક્ષમય રીતે આલેખાઇ છે.

: લેખક :

૨]

આ ઉપાય ઉપર મ્હને ગંભીર વિચારો આવવા લાગે છે. સામે સંધ્યાનો સૂર્ય સમુદ્રના જળની અંદર ડુબી જવાની તૈયારી કરે છે. આકાશમાં લાલ રંગ છવાયો છે. અને તેથી જ મ્હારી કલ્પનાને વેગ મળે છે. સંગ્રામનાં સંભારણાં તાજાં થાય છે. અને આવતી કાલે સંગ્રામ થાય તો? આ પ્રશ્ને મ્હારા વિચારોને વમળમાં નાંખ્યા છે. પણ આ પ્રશ્ન ધાર્યા જેટલો જરા પણ મુશ્કેલ નથી. પ્રથમ તો સંગ્રામ માટે બે પક્ષ જોઇએ: આલમના નકશા ઉપર નજર કરૂં છું તો મ્હને તરત જ જણાય છે કે સોવીયેટ રશીયા અને યુરોપ ગમે તે ક્ષણે આથડી પડે એમ છે. અને ધારો કે સોવીયેટ રશીયા સામે યુરોપ યુદ્ધમાં ઉતરે તો?

ત્હમે સવાલ કરશો કે સોવીયેટ રશીયાએ યુરોપનું શું બગાડયું છે? પણ આ

# -જંગની ખરેખર જરૂર છે!

**વેપાર વધે, બેકારી ઘટે અને હિંદના શેઠીઆઓ માલદાર બને એમ આલેખી લેખક સંગ્રામથી થતા રાજકીય લાભ ઉપર કટાક્ષવેણ ફેંકે છે.**

**એસ. એ.**

સવાલ જ અસ્થાને છે. સોવીયેટ રશીયાએ ઇંગ્લાંડનું દેવું હજુ નથી આપ્યું. આથી તો લોર્ડ...જેમની પાસે રશીયન બોંડ હતા તેમને સદાવ્રતની સહાય લેવી પડે છે! આ શું ઓછું કારણ છે? અને બીજું રશીયાએ ફ્રાંસના પૈસાદારોનું દેવું પણ નથી આપ્યું. આ કંઇ ઓછું પાપ છે? ગમે તેમ પણ મુડીવાદી સંસ્કૃતિમાં પૈસાની લેવડદેવડ ખૂબ 'પવિત્ર' મનાવવામાં આવે છે. હમણાં જ આયર્લેન્ડે ઇંગ્લાંડની વાર્ષિક ખંડણી નથી આપી, તેથી જાલીમ જગાત નાંખવામાં આવી છે. છેલ્લા ૧૪ વર્ષ સુધી સોવીયેટ માલની સામે જકાત નાંખીને આ પૈસા કેમ નથી મેળવવામાં આવ્યા તે જ એક કોયડો છે. પૈસા પ્રાપ્ત કરવાનું આ એક માત્ર સાધન હજુ સુધી કેમ નથી વાપરવામાં આવ્યું તે જ એક પ્રશ્ન છે!

અને ત્હમે કદાચ નહીં જાણતા હો તો એક બીજું કારણ પણ સોવીયેટ રશીયા સામે ઉભું છે. આ કારણ તે એ છે કે સોવીયેટ રશીયા યુરોપના માલને બદલે અમેરિકાના માલને વધુ ખરીદે છે. એટલે જ્યાં સુધી યુરોપનો માલ ન લે ત્યાં સુધી યુરોપ પગભર થઇ શકે નહીં. અને યુરોપ જ્યાં સુધી આર્થિક રીતે આબાદ થાય નહીં ત્યાં સુધી ઇંગ્લેંડ હિંદ ઉપરનો પોતાનો આર્થિક કાબુ હળવો કરી શકે તેમ નથી.

આમ સોવીયેટ સાથે હિંદના રાજકારણને પણ સંબંધ છે. પ્રથમ તો યુરોપ જો સોવીયેટ રશીયા સામે લડાઇ જાહેર કરે તો હિંદના બજારમાં સારો ઉછાળો આવે. ત્હમો જાણો છો કે રૂના ભાવ ૧૬૫ થી ચઢીને ૮૦૦ જાય. કારણ કે લઢાઇમાં તોપો ફોડવાને માટે રૂની સારી જરૂર પડે છે. આમ આપણા કંગાલ થઇ ગયેલા રૂના વેપારીઓના ઘરમાં પાછી રોલ્સ રોઇસ કાર ફરતી થાય. અલબત્ત તેનો થોડો ભાગ આપણા ખેડુતોને પણ મળશે.

પછી તાતા સ્ટીલની કંપનીને લોખંડ ઉપર રક્ષણ માગવાની જરૂર નહીં રહે! કારણ કે કરકીમાં ધમધોકાર ચાલતી રાઇફલ ફેકટરીમાં 'ડબલ શીફ્ટ' થી કામ લેવું પડશે. પરિણામે જમશેદપુરમાં પાકતા લોખંડનો સારો ઉપાડ થશે. તેમજ તોપો બનાવવાને માટે લોખંડ ઠીક ઠીક વપરાશે. વળી સંભવ છે કે ઇંગ્લાંડમાં ઉત્પન્ન થતું લોઢું ઇંગ્લાંડમાં જ વપ-

રાતાં હિંદને જરૂરી લોખંડ જમશેદપુરમાંથી મળી રહેશે. પરિણામ એ આવશે કે લોખંડના ભાવમાં સહેજે ૧૦૦ ટકાનો વધારો થશે. એટલે તેના શેરોના ભાવમાં સારો ઉછાળો આવશે. આ ઉછાળો આવતાં જ તેઓ પણ 'ડબલ શીફ્ટ'થી કામ કરશે અને આમ જમશેદપુરમાં વધી પડેલા કામદારોને રોજી મળતી ચાલુ થઇ જશે.

મમાંથી સાંપડે એમ છે. પ્રથમ તો સરકારને સાત સાત ટકાની વોર લોન કઢાવવી પડશે. એટલે બેંકોને થનાર ખૂબ નફામાંથી કારકુનોને એક પગાર જરૂર બોનસ મળશે. વર્તમાનપત્રોની પણ સારી ખરીદી થશે એટલે તંત્રીઓને અને મ્હારા જેવા લેખકોને પણ પરોક્ષ લાભ થવાનો સારો સંભવ છે.

અને ધારો કે એક વર્ષ લડાઇ ચાલે



'એક લડાઇ જાગવા દે, અને મ્હારી મીઠ્ઠી ત્હને હીરાથી જડી દઇશ'
—ન્યુ માસીસ. (અમેરીકા)

તેમજ મુંબાઇની મીલોનાં કાપડનો પણ સૈનીકોના યુનીફોર્મની જરૂર પડતાં સારી રીતે ઉઠાવ થશે, અને આથી મુંબાઇની મીલો તરત જ ડબલ જોરથી કામ કરવા માંડશે. અનાજના ભાવ પણ ઉંચા જશે, એટલે દાણાબંદરના વહેપારીઓ પણ કંઇક 'ખાટશે.'

આ ઉપરાંત બીજા અનેક લાભ સંગ્રા-

તો હિંદનો સંપુર્ણ સહકાર મેળવવા માટે મહાત્મા ગાંધીજીને જરૂર મુક્ત કરવામાં આવે. લોર્ડ ચેમ્સફર્ડે ૧૯૧૫ માં જેવો દરબાર ભર્યો હતો તેવો દરબાર લોર્ડ વિલીંગ્ડન પણ ભરે. અને આ દરબારમાં લોર્ડ વિલીંગ્ડનના વચન ઉપર વિશ્વાસ મુકીને મહાત્મા ગાંધીજી સહકારની સંમતી આપે અને પછી નવજીવ-

નમાં એક લેખ આપણને વાંચવાનો મળે. તેમાં લખ્યું હોય કે—

"આપણો આદર્શ તો સંસ્થાનિક સ્વરાજનો છે. સામ્રાજ્યની અંદર રહીને શકય હોય તો આપણે સ્વતંત્રતા મેળવવાનો આપણો નિરધાર છે. એટલે, જ્યારે સામ્રાજ્ય ઉપર સંકટ આવી પડયું હોય ત્યારે તેમાં સામ્રાજ્યની પડખે ઉભા રહેવામાં જ હિંદનું ગૌરવ છે. હિંદની મિત્રતાની આ કસોટી છે. લોર્ડ વિલીંગ્ડનને હું તો વચન આપી ચુકયો છું. એટલે મારે તો પાળવું જ રહ્યું. અત્યારે હું તો માનું છું કે સામ્રાજ્યને સહાય ન આપીએ તો જગત આગળ આપણે સ્વાર્થી જ કહેવાઇએ. મારે મન તો હું સ્વાર્થી ગણાઉં તેના કરતાં યુદ્ધના મેદાનમાં ખપી જવાનું વધુ પસંદ કરૂં વિગેરે વિગેરે...

વળી વડા પ્રધાન યુદ્ધને અંતે જરૂર સંસ્થાનીક સ્વરાજ્ય આપવાનું વચન આપે. એટલું જ નહીં પણ સામ્રાજ્યવાદ તરફ હિંદના રાજવીઓને પુર્ણ વફાદારી બતાવવા માટે એક સુંદર તક સાંપડે અને આ વફાદારીના વળતરમાં હિંદને નવા સુધારાઓ પણ મળે. આ સર્વ લાભ કંઇ અર્થશુન્ય નથી!

## [ ૩ ]

આવું યુદ્ધ સંભવ છે કે બે વર્ષ તો જરૂર ચાલે આ સમયમાં આપણા વેપારી સમુદાયને સારો લાભ થાય. મુંબાઇનો વહેપાર પાછો ખીલે. અને હિંદના ઉદ્યોગો જોરદાર રીતે ચાલે.

સાથે જ પૈસાની પ્રાપ્તિ થતાં આપણા શેઠીઆઓ નવી મશીનરી માટે ઓર્ડરો આપી મુકે અને ૧૯૩૫ ની આખરમાં તો કેટલીય ફેકટરીઓ સ્થપાઇ જાય. આપણા દેશના કામદારોનું દુઃખ જોઇને દરરોજ સુકાઇ જતા શેઠીઆઓના બદનમાં પાછું લોહી વહેવા માંડે. અને આ સમયમાં હવા ફેર કરવા માટે યુરોપની જરૂર નહીં પડે. [ જો કે મ્હારો મિત્ર તો આ શબ્દો વાંચીને એમ જ કહેતો હતો કે સમુદ્રની મુસાફરી જોખમકારક હોવાથી જ આપણા માલદારો યુરોપની સફર મુલત્વી રાખશે. ] પણ ગમે તેમ પણ એટલું ધન તેઓ અહીં નાખશે!

આમ ૧૯૩૪ ના અંતમાં આબાદીના યુગને પગલાં મુકતો જોઇશું. હવે તો યુદ્ધ પણ લાંબુ ચાલ્યું હશે. અને સોવીયેટ સૈન્યનો સામનો પણ જો જોરદાર હશે તો આપણાં સૈન્યો આગળ વધવાને બદલે જોરદાર સામનો કરશે. પછી તો સંભવ છે કે અમેરિકા પણ આપણી સાથે જોડાશે. અને સંભવ છે કે ૧૯૩૫ ના વર્ષમાં રશીયા હારી જાય તો વરસેલ્સને બદલે વોરશોમાં (પોલેન્ડનું પાટનગર) સંધી કરવા માટે પરિષદ મળે.

આ વોરશોની સંધી ઉપર હિંદના પ્રતિનિધીને સહી કરવાનું માન પણ મળે. પણ ત્યાર પછી?

આ સવાલથી મ્હને વધું વિમાસણ થાય છે. સંધી થાય તો હિંદ ઉપર તો અચાનક આર્થિક અને રાજકીય આફત આવી પડે. કારણ કે વહેપારનો માર્ગ ખુલ્લો થતાં પરદેશીઓ પાછા આવીને આપણા દેશમાં સસ્તે ભાવે માલ વેચે. અરે! એ કલ્પના જ કરવી જવા દો! પણ અત્યારે મ્હને ઉકેલ જડયો છે. આ પ્રશ્ન લડાઇથી શ્રીમંત બનવાની આશા રાખતા એક શ્રી. કાકુરદાસ આગળ મુકતાં તેમણે જણાવ્યું હતુ કે–

"જુવો મીસ્ટર, લડાઇ પુરી થશે તો સાથે જ આમની સભામાં હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય આપવાનું બીલ લાવવાનું અપાએલું વચન પાળવાનું મહાત્માશ્રી યાદ આપશે. અને જો અનુભવ પ્રમાણે આ વચન નહીં પળાય તો હિંદી મહાસભા હવે બ્રિટીશ માલના બહિષ્કારને બદલે સંપુર્ણ વિદેશી માલના બહિષ્કારની હાકલ આપશે. અને જો સંસ્થાનિક સ્વરાજ્ય આપી દે તો પછી વિદેશીઓના માલ સામે આકરી જકાત નાંખીને આપણે એમના માલને બજારમાં ખપતો અટકાવીશું."

# ..................લાગણીનાં

: લેખક :
યુરી-ઓલેશા

**દયાનું કુસુમ, મગરૂરીનું જંતુ, અદેખાઇનો સાપ—આ બધી જીવાતોથી આવતી કાલના યુવાનોએ પર રહેવું જોઈએ.**

ઇવાનને દસ દિવસ સુધી કાળી કોટડીમાં પુરવામાં આવ્યો હતો. જ્યારે ઇવાનને છોડી મુકવામાં આવ્યો ત્યારે એના સાથીઓએ આંખ મારીને કહ્યું.

“કેમ, તને તો તારા ભાઇએ જ પકડાવ્યોને'! એણે જ તારી પ્રવૃત્તીની બાતમી આપી દીધી અને પોલીસ તને લઇ ગઇ.”

ઇવાન ધગધગી ગયો, એની આંખમાં લાલ ટસ્યા આવી ગયા. બરાડો નાખી તે બોલી ઉઠયો.

“બીલકુલ જુઠ્ઠી વાત! કોઇ કમબખ્તે વણી કાઢેલી! મારી પર તો કેટલાએ વખતથી પોલીસની આંખ હતી જ! આવી અફવા તો જગત ઘડાયું ત્યારથી ચાલી આવી છે. એ પણ એક પ્રકારનું સર્જન છે ને! એવા ગપ્પા ઉડાડવામાં યે બુધ્ધિનો જરૂર ખપ પડે છે–પણ આવાં ગપ્પાનાં સર્જન પણ આજે મોતને બીછાને સુતાં છે. એટલે મારા ભાઇએ જ મને પકડાવ્યો એ સોલાનો શહીદ ભલે હું થયો–તમે બધા મને એ રીતે મહત્વ તો આપો છો!”

ઇવાન ટીખળી હતો. એ કદી સીધું બોલતો જ નહીં. મનુષ્યોની લાગણીની મશ્કરી કરવામાં એ શુરો હતો.

શા માટે એને દસ દિવસની કેદ મળી હતી?...

ઇવાને વધુ પડતી બડાશ મારી હતી. માજીસ્ટ્રેટે તેને સવાલ કર્યો.

“તમે તમારી જાતને મહારાજા તરીકે ઓળખાવો છો?”

ઇવાને તરતજ જવાબ આપ્યો:

“હા–લાગણીનો હું મહારાજા છું.”

માજીસ્ટ્રેટે જરા તપીને પુછ્યું:

“એટલે, તમે શું કહેવા માગો છો?”

“એ જ કે હું ઘણાંઓના આંખના પડદા ખોલી નાખવા માગું છું. બીજાનાં એ પડળ કેમ ખોલાવવાં તેની મને જાણ છે.” ઇવાને જવાબ પરખાવ્યો.

“લોકોનાં પડળ શા માટે ખુલવાં જોઇએ?”

“એ લોકોને એમ ખ્યાલ આવવો જ જોઇએ કે તેઓના બાર વાગી ગયા છે.”

“એવા લોકો તે કોણ છે?” માજીસ્ટ્રેટે ચાલુ જ રાખ્યું.

“જેને તમો 'નીબળ' કહો છો તે બધા પરવાનગી આપો તો હું આ વાતની વિગતથી ચોખવટ કરી બતાવું”–ઇવાનની જીભ ચાલી.

# કાવતરાં........

—ટૂંકી વાર્તા—
—શ્રમજીવીઓના જગતમાં—

"ચલાવો"—માજીસ્ત્રેટે ધીરજ બતાવી. ઇવાને ખોંખારો ખાઇઆગળ ચલાવ્યું.

"મનુષ્યોની પોચી લાગણીઓ! હવે છેલ્લું નૃત્ય જ કરી રહેલ છે. એના દિવસો વહી ગયા લાગે છે. દયા, પોચાપણું, મગરૂરી, અદેખાઇ, પ્રેમ એ બધા અંગેની ઉર્મીઓ આથમવા લાગી છે. જુના વખતમાં આ ઉર્મીઓ મનુષ્યને ગુલામ બનાવી દેતી! આવી નપુંસક લાગણીઓથી જ માનવ જીવનજંગમાં ઝુકાવતો. અને દીન બની જતો. પગલે પગલે એના દીલમાંથી નીશ્વાસ નીકળી જતો—પણ એ નીશ્વાસ પોતાની જાતના સંતોષ પુરતો જ હતો—આજે જગતમાં સમાજવાદ પગલાં પાડી રહ્યો છે. સમાજવાદના સ્પર્શ માત્રથી માણસ બીજો જ બની જશે. એનું માનસ નવીન પલટો લેશે. જે કોમ્યુનીસ્ટને અદેખાઇનો સાપ ડંશી શકે એવા કોમ્યુનીસ્ટને જરૂર ગુન્હેગાર ઠરાવવો જોઇએ એટલુંજ નહીં પણ એની પર કામ ચલાવવું જોઇએ. અને જે કોમ્યુનીસ્ટ એકદમ પોચો બની સમતોલપણું ગુમાવી બેસે, લાગણીનો ગુલામ બની જાય તે પણ શીક્ષાને પાત્ર બની રહેવો જોઇએ. દયાનું ફુલ, મગરૂરીનું જંતુ, અદેખાઇનો સાપ—આ બધી જીવાતો નવજુવાનમાં ન જ પેસવી જોઇએ.

આપણે એ જાણવું જોઇએ કે જે કોમ્યુનીસ્ટ આપઘાત કરી કબરમાં સુવે છે,

---

જેઓ આપઘાત કરી કબરમાં સુવે છે, તે કબર પર બુલબુલ ગાન છોડે તો પથ્થર મારી એ બુલબુલને હાંકી કાઢવું જોઇએ.

---

તે કબર આપણાં કુસુમોને લાયક નથી. એની પર બુલબુલ બેસી ગાન છોડે તો એ બુલબુલને પથરો મારી ઉડાડી દેવું જોઇએ. એ કબર પર તો લ્યાનત વરસાવવી ઘટે, કારણ નવો પુરૂષ સમજે છે કે આપઘાત એ તો નામર્દોનું હથીયાર છે. જુના વખતથી કહેવાતું આવ્યું છે કે "ઇજ્જત ખાતર આપઘાત પણ કરી શકાય!" આ સુત્ર આજે ગળે ઉતરે તેવું નથી. એટલે નવો પુરૂષ ભુતકાળના કવિઓએ રચેલી દુનીઆ તરફ ધીક્કાર સેવે છે. કલમમાંથી લાગણીઓનાં ઝરણ વહાવી માનવ જાતને ગુલામ બનાવનાર જરી પુરાણા કલાકારો પ્રત્યે મનુષ્યને ઘૃણાજ છુટવી જોઇએ......

હવે સમજ્યા મારી વાત? મારે લાગણીઓનાં પુતળાંઓનું એક નાટક ઉભું કરવું છે...એ નટો બોલવા માંડશે. આહાહા! કેવી ભવ્ય એ લાગણીઓ! શી એ ભાવનાની ભરતી! માશુક ખાતર માથું આપવું, સ્વદેશાભિમાન

માટે દેહનાં દાન આપવાં એ ભાવના શું કમી છે?"......

ઇવાન એક શ્વાસે બોલ્યો જતો હતો. થોડી ક્ષણો અટકી તેણે ફરી ચલાવ્યું:

"વીજળીનો બલ્બ એકાએક બળી જાય ત્યારે આપણે તરત જ કહી નાખીએ છીએ. "જલી ગયો—નકામો થઇ ગયો" પણ આ જ બલ્બને જરાક હલાવવાથી થોડીવાર માટે તેમાં જીવ આવશે—અને થોડી જ ક્ષણો ચમકી એ ઓલવાઇ જશે. દીવાની અંદર જ ભંગાણ પડવાને લીધે આમ બને છે. અને જરા ટકોરો મારવાથી આ જ દીવો ક્ષણીક જીવન ફરી જીવી જાય છે પણ અંધકાર લાવવા માટે જ એ ઝબકારો થઇ જાય છે. પછી તો ગમે તેટલી છેડ કરો તો યે બલ્બમાંથી પ્રકાશ બ્હાર પડતો નથી. એ 'ઝબકારો' નજરને અસર કરી જાય છે—બસ એ જ 'ઝબકારો' હું નરો દ્વારા જગાવવા માગું છું અને પેલા બલ્બની માફક એ જુની ભાવનાઓ થોડી જ વાર ચમકી આખરે અંધકારમાં લય થઇ જવાની—એનો ચીતાર રજુ કરવાનો મારો ઇરાદો છે. ભુતકાળના એ નાટક પર હવે તો પડદો પડવા લાગ્યો છે, અને એ પહેલાં કેટલાંક 'પાત્રો' આપણી સમક્ષ ખડાં થઇ આખરી ગીત અપાણને સંભળાવે એ જ મારી ઇચ્છા છે પ્રેક્ષકો અને નરો વચ્ચેનું પાત્ર હું ભજવવા ધારૂં છું. હું પોતે જ કોરસ ગવડાવીશ અને સૌથી છેલે જ હું એ રંગભુમીની રજા લઇશ. આ રીતે હું જનતાંનાં નવીન રીતે પડળ ખોલી નાખવા ધારૂં છું. એક નાઞનીન ની માળા ફેરવતો પેલો આશક, સ્વાર્થ ખાતર સીતમ વેરતો પેલો શખ્સ, દેશને વેચતો પેલો શરમબાજ, રાજાઓના પગ ચાટતો પેલો ખુશામતી ઓ,—આ બધાં પાત્રોને છેલ્લી વાર જ પુરદમામથી રંગભુમી પર ચમકવાદો. એ નાયક નાયીકાઓના દીદાર આખરના છે......

અને આજે સોવીયેટમાં હું શું જોઉં છું? મને ઉપર જણાવ્યા પ્રમાણેનો કોઇ નાયક જડતો નથી. સોવીયેટની શેરીએ શેરી જોઇ, રસ્તે રસ્તા વટાવ્યા પણ એ શખ્સો નજરે ન જ પડયા. કોઇ કુદરત પ્રેમી પતંગીઆ પાછળ પડે તેમ હસતા ચહેરાઓ પાછળ હું પડયો—મેં ઘણા રાગડા તાણી જાહેર કર્યું—"ઉભા રહો! ઉભા રહો"—પણ એવાં "હાસ્ય મોં પર રાખતું" કોઇ માનવી થંભી ગયું નહી. કયાં ગઇ એ ભુતકાળની લાગણીઓ? સ્મીતનાં ફુદડાંઓ કયાં ઉડી ગયાં? લાગણીનાં એ પુતળાં કયાં ન્હાસી ગયાં?

સોવીયેટમાં આ પ્રકારનાં માનવો મળતાં નથી એટલે જ મારે નાટક લખી એવાં પાત્રો રંગભુમી પર ઉભાં કરવાં છે. અને એ પણ એક જ વખત માટે—છેલ્લી વાર માટે.

# તલાટી તું પાછો જા!

વેરથી મારાં પ્રાણ હરાય ને, સાથી મારાં નીર્બળ થાય,
લીલી કચુંબર વાડી મારી, સૂરજ તડકે બળી જાય;
ને અમલ તારો આ
તલાટી તું પાછો જા!

મ્હારે કોસ છે વહેવાં ને, ક્યારડે પાણીડાં પાવાં,
ઓ રે તલાટી! મુકને માઝી, અમલ આવા શાં?
ન દયાનું ચિન્હ આ
તલાટી તું પાછો જા!

ઢેફાં સાથે જીવન અફાળું, અર્ધી મારી આરોગનાર,
દિન ને રાત પરિશ્રમ લેતો, ન તેનો જરી તને વિચાર;
ઓ તું જોને જરા
તલાટી તું પાછો જા!

ધૂપ ધર્યો પરસેવો ઉતારી, પ્રેમે નિપજાવું ધાન,
જગમાં જેનું જીવન લેશ, કરાવું અમૃત પાન;
અરે તું બેશરમા?
તલાટી તું પાછો જા!

લોહીનું પાણી થાય મારૂં, (ને) અમલ તારો ઉભરાય,
જગને મારી કિંમત નહિં, ક્યાંથી મારો ઉદ્ધાર થાય?
ખરી તો મારી પુજા
તલાટી તું પાછો જા! *

**ન્હાનાલાલ હ. જોષી**

---

* શ્રી કૃષ્ણલાલ ધરાણી કૃત "પુજારી તું પાછો જા"નું પ્રતિકાવ્ય.



સીઆમનો પ્રજાધીપક રાજવી

**તા. ૨૪મી જુન !!**

સીયામના સુંદર પ્રદેશ ઉપર ઉષાનાં અજવાળાં ઉતર્યાં. પ્રકાશ પથરાયો. રાજ્યમહેલમાં વસતા રાજકુમારોએ આળસ મરડીને આંખ ઉઘાડી ત્યારે તેમને કડવું સત્ય સમજાયું કે તેમની સત્તા તેમના શરીર ઉપર પણ ચાલતી ન હતી.

એક જ રાત્રીમાં પ્રજાવિપ્લવે સાફલ્ય સાધ્યું હતું. રાજકુટુંબને કેદ કરવામાં આવ્યું હતું. રાજા પ્રજાધિપકને પ્રજાની આજ્ઞા પહોંચાડવામાં આવી કે તેના આપખુદ અધિકારવાળી રાજ્યસંસ્થા આજથી અદૃશ્ય થઇ ગઇ છે.

આલમના નકશા ઉપરથી ઇતિહાસે એક આપખુદ નરેંદ્રશાહીના રાજ્યને ભુંસી નાંખ્યું.

# સીઆમ-

પ્રજાસ્વાતંત્ર્યની ઉષા પ્રગટી, સૈનીકોએ સાથ આપ્યો. નાવિકોએ પ્રજાસ્વાતંત્ર્યનો નિનાદ કર્યો. લોકોએ આપખુદ રાજાના અધિકારના અંતને વધાવી લીધો.

પૂર્વના આ પ્રદેશમાં આઝાદીની ભાવના આખરે મૂર્તિમંત બની. રાજ્યવિપ્લવ સફળ થયો. પચીસમી જુને રાજાએ પ્રજાના પ્રતિનિધિઓને સત્તા સોંપવાનુ કબુલ કર્યું. અને એક બંધારણીય રાજા તરીકે રહેવાને તે સંમત થયો.

પણ બેંકોકમાં બનેલા માત્ર બે દિવસના બનાવોએ સમગ્ર જગતને ક્ષણભર મુગ્ધ કરી નાંખ્યું છે. બેંકોકનો બળવો એટલો તો અચાનક હતો કે જ્યારે જર્મનીના વર્તમાનપત્રોમાં આ પરિવર્તનની પહેલી ખબર પ્રસિદ્ધ થઇ ત્યારે યુરોપ ચમકી ગયું હતું. હિંદમાં તો આઝાદ સીયામ માટે આનંદના ઉદ્‌ગારો હતા.

સીયામના સુંદર પ્રદેશનો ઇતિહાસ આ ક્ષણે અતિ રસિક થઇ પડશે. કમનશીબે સીયામના આ બળવાના નેતાઓ કે તેમનો કાર્યક્રમ અત્યારે આપણી સમક્ષ નથી એટલે આ વિપ્લવનું સ્વરૂપ તેમજ ઔદ્યોગિક

# -ની સફળ રાજ્યક્રાંતિ

પરિવર્તનની વિપ્લવ પર અસર વિશે કલ્પના કરવી અશક્ય છે. અત્યારે જે વસ્તુઓ આપણને સાંપડી છે તે ઉપરથી એક જ અનુમાન પર આવી શકાય એમ છે કે સીયામના ઉગતા ઉદ્યોગપતિઓ લશ્કરીઓના સેનાપતિઓની સહાય વડે રાજતંત્રને ઉથલાવી પાડવાના કાર્યક્રમમાં સફળ થયા છે. પ્રત્યેક સરકારતંત્રનું બળ તેના સૈન્યમાં છે. પણ જ્યારે સૈન્ય જ ફરી જાય ત્યારે શાશક સમુદાય નિરાશ બને છે. બેંગકોકમાં બનેલો બળવો આ સિદ્ધાંત પાછો સ્થાપિત કરે છે કે જ્યાં સુધી સૈન્યતંત્ર બળવાખોરની સહાયમાં આવે નહીં ત્યાં સુધી બળવો સફળ થવો અશક્ય છે.

પણ એ વસ્તુ જરા અળગી કરીયે. અને સીયામના બનેલા બનાવોને આઝાદીનાં આંદોલનોના એક વિજય તરીકે સમજવાનો યત્ન કરીયે તો પણ સીયામનો વિપ્લવ અતિ અર્થસુચક છે. એશીયાના આમવર્ગમાં આઝાદી માટે ઉભી થયેલી ઉગ્ર ધગશની તે સીધી સાબીતી છે. સીયામ એ એક શબ્દમાં આલેખીયે તો કાળશબ્દ છે.



સીઆમની પ્રજાધીપક રાણી




સીયામનો નકશો

બહાર બંદુકના ખાલી અવાજો કરીને તેમને જગાડવામાં આવ્યા. પણ તેઓ જરા પણ વિરોધ કરી શકે ત્યાર પહેલાં તો તેઓની ધરપકડ કરવામાં આવી.

એક પછી એક ચારે પ્રધાનોને રાજ્યસિંહાસનવાળા ઓરડામાં લાવવામાં આવ્યા. તેમની આજુબાજુ સખ્ત બંદોબસ્ત મુકીને બળવાના આગેવાનોએ હવે રાજા તરફ નજર નાંખી.

તેજ રાતના ચાર વાગે લશ્કરી મનવારે હુવાહીન તરફ પ્રયાણ આદર્યું. ત્યાં રાજાના મકાન ઉપર ઘેરો ઘાલવામાં આવ્યો અને પ્રજાના પ્રતિનિધિ તરીકે ત્રણ અમલદારો અંદર ગયા. આ અમલદારોએ રાજાને સલામી આપી અને એક અરજી આપી: આ અરજીમાં આલેખવામાં આવ્યું હતું કે-

આધુનિક રાજ્યવહીવટથી પ્રજામાં અતિ અસંતોષ પ્રસર્યો છે, માટે આ પધ્ધતિ બદલીને લોકહસ્તક પાર્લામેન્ટરી પધ્ધતી શરૂ કરો. આ નવી પાર્લામેન્ટરી પધ્ધતિમાં તમો ઇચ્છો તો રાજા તરીકે રહી શકો છો. આ પ્રજાની માંગણી છે. આ મેળવવા માટે પ્રજાના પ્રતિનિધિઓ તરીકે અમો અહિં આવ્યા છીએ.

## બળવાની બીના

તા૦ ૨૩ મી જુને રાજા પ્રજાધિપક દરીયા કિનારે વસેલા હુવાહીન શહેરમાં સહેલગાહે ગયા હતા. બેંકોકમાં રાજ્યકર્તાઓ આરામથી પોતાના મહેલમાં સુઇ રહ્યા હતા. કહે છે કે જ્યારે રાત્રિના બાર વાગે લશ્કરની ટુકડીઓ તેમના આવાસની આજુબાજુ ચુપચાપ ફરી વળી ત્યારે તેઓ ઘસઘસાટ ઉંઘતા હતા.

સીઆમમાં આવી મુર્તિઆને



દેવ તરીકે માનવામાં આવે છે.

અરજી આપ્યા પછી અમલદારોએ રાજાને ઉદ્દેશીને કહ્યું કે 'સમગ્ર રાજ્યતંત્ર અત્યારે અમારા હાથમાં છે. જો તમો નહીં સ્વિકારો તો કોઇ બીજાની વરણી કરી અમો રાજ્ય ચલાવીશું.'' અને પછી બેંકોકમાં જે હકિકત બની હતી તેનું ટુંકાણમાં નિવેદન આપ્યું.

ક્ષણભરમાં રાજાએ વિચાર કરી લીધો. આ પરિસ્થીતિમાં વિરોધ કરવો અર્થહીન હતો. રાજાએ તરત જ સંમતી આપી.

## બળવાનાં બીજ

સીયામના બળવામાં આર્થિક અવદશાએ સારોભાગ ભજવ્યો લાગે છે. ગયા મે માસમાં સીયામની સરકારે પાઉન્ડ સાથે ચલણ જોડી દીધું ને સોનાનું ચલણ જતું કર્યું તેથી ચોખાની ખેતી કરતા ખેડુતોની હાલત બેહાલ બની ગઇ. તેમની હાલત સુધરશે એવી આશા રહેતી હતી. પણ તે હાલત સુધરી નહી. સીયામની સરકારની આથી મુંઝવણ વધી પડી ને પરદેશના સલાહકારોને બોલાવી એ હાલત કેમ સુધરે તે વીષે તપાસ કરવાનું જણાવવામાં આવ્યું. ૧૯૩૧ના એપ્રીલ માસમાં રાજાના સાવકા ભાઇ રાજકુમાર ચંદાબુરીનું અવસાન થયું હતું; એ રાજકુમાર નાણાં અને વેપારખાતાનો પ્રધાન હતો. તેનો લાંબો અને પાકો અનુભવ આર્થિક હાલત હળવી કરવામાં કામ લાગી શકત,

બંગાળના અખાતની બીજી બાજુ સીયામનો આ નાનકડો દેશ ઇન્ડોચાયના ને મલાયા પેનીન્સુલાના પ્રદેશમાં ગણવામાં આવે છે. તેની આજુબાજુ કોમ્બોડીઆ, કોચીન, ચાય નાના ડુંગરા, ચીન, બમીંઝ શન રાજ્યો વગેરે આવેલાં છે. ત્યાં લોખંડ, પીત્તળ ને સોનાની પણ ખાણો છે; તેના દક્ષીણના ને પૂર્વના પ્રદેશમાં હાથીઓની વસ્તી પણ ઘણી છે તેઓ ઘણા હુશીઆર હાથીઓ હોયછે. ત્યાં ચાઇના સીલ્કનો, ચા,



સીયામની એક ગુલામ સુંદરી.

અફીણ, પીત્તળ, હરણના શીંગડા વગેરેનો મોટા પ્રમાણમાં વેપાર થાય છે. પૂર્વના વિસ્તારમાં ખાંડ, તમાકુ, રૂ, લોખંડ, ગંધક, મીઠું, વગેરેનો પાક કરવામાં આવે છે.

પણ વાંચકોને તો એ બધાં કરતાં ત્યાંના રાજા વીષે કે તેના તંત્ર વીષે જાણવું વધારે રસદાયક થઇ પડશે. ત્યાં રાજા હોય છે ને તે પાંચ પ્રધાનોનું મંડળ નીમી રાજ્યનો વહીવટ ચલાવે છે. લડાઇખાતું, પરદેશખાતું, ખેતીવાડીખાતું, ન્યાયખાતું ને રાજવહીવટખાતું એમ પાંચ ખાતાઓના પ્રધાન નીમવામાં આવે છે. તે ઉપરાંત તેની રાજસભામાં બીજા ત્રીસ સભ્યો હોય છે. તે રાજમહેલમાં રહે છે.

આખો દેશ ૪૧ પ્રાંતમાં વ્હેંચાયો છે ને તેમાં લાઓસ અને મલાયા સ્ટેટસ કે કામ્બોડીયન પ્રાંતનો સમાવેશ થતો નથી. એ બધાં પ્રાંતોમાં રાજાના સુબાઓ હોય છે, પણ તે બધાની સત્તા એક સરખી હોતી નથી. ગામડામાં મુખી હોય છે ને તે ગામનો વહીવટ કરે છે તેને કામનન કે નાખોન કહેવામાં આવે છે.



બેંગકોકનું બુદ્ધ મંદિર

## સીયામના કાયદાઓ

સીયામના કાયદાઓ બહુ જુના હોય છે ને ત્યાં નૈતીક કે સામાજીક રીતરીવાજો ઘણે ભાગે હીંદી રીવાજોને મળતા આવે છે. શહેરીઓના હકકો કે ગુન્હાને લગતી સજાઓમાં મોટે ભાગે ચીનાઇ પ્રજાની અસર થયલી માલમ પડે છે. કેટલાક કાયદાઓ સદીઓ થયાં ચાલ્યા આવે છે. વારસા હક્ક, લગ્ન ને શીક્ષણની પદ્ધતિ,

વડીલોની સત્તા, ચલણ, ગુલામીની પદ્ધતિ વગેરે પ્રાચીનકાળની જે છે તેની તે જ હજી રહી છે, મતલબ કે તેમાં ફેરફાર થયો હોય તો પણ તે ઝાઝો નથી થયો.

ત્યાં કોઇ ગુન્હો કરે તો તેને માટે તેના ઘરનાં માણસ કે પાડોશીઓ પણ જોખમદાર ગણાય છે. મીલ્કતના ઝઘડામાં મીલ્કત જપ્ત થાય તો તે રાજાને જાય છે; ધાર્મિક મીલ્કત ધર્માચાર્યને જાય છે.

## ગુલામીની પ્રથા

ત્યાં ગુલામીની પ્રથા લાંબા કાળથી ચાલી આવે છે ને દેવાંના બંધનને લીધે એ પ્રથા હજી પણ થોડીઘણી ચાલુ રહી છે. કોઇ માણસ દેવું કરી પૈસા મેળવે તો તે લેણદારને પોતાની જાત, સ્ત્રી કે છોકરી, ભાણેજ કે ભત્રીજા વેચે છે; ને જ્યારે તેને તેના પૈસા ભરપાઇ કરી આપે ત્યારે જ તે સ્વતંત્ર બની શકે છે. હાલના રાજાએ આ પ્રથાનો નાશ કરવા માટે ઘણો તનતોડ પ્રયાસ કર્યો છે.



બેંગકોકનું વિશ્વવિદ્યાલય

સીયામનું પાટનગર બેંકોક છે ને તેની સ્થાપના બર્મીઝોએ ૧૭૮૨ માં કરી હતી. તે પહેલાં અયુથીઆ—જેને હવે ક્રુગકરાઓ કહેવામાં આવે છે તે ૧૩૫૧ માં સ્થપાયું હતું પણ તેને બર્મીઝોએ બાળી નાંખી બેંકોકને પાટનગર બનાવ્યું હતું.

## પ્રાચીન ઇતિહાસ

“સાજમ” નામના મલાયા શબ્દ પરથી સીયામ શબ્દ અપભ્રંશ રૂપે આવે છે; તેનો અર્થ ‘પીળા’ એવો થાય છે. પણ, સીયામીઓ અને શાન પ્રજા બન્ને પોતાને ‘થાઇ’ એટલે કે ‘સ્વતંત્ર’ કહેવડાવે છે.



**સીઆમમાં સોપારી સારી પાકે છે. સોપારી અને પાન ચાવવાની ત્યાં પ્રથા પડી છે.**

મુળ સીયામીઓ તો ૧૩૪૧ માં ઉત્તર બાજુથી ઉતરી આવ્યા; અને હાલના દેશના ઉત્તરના કીનારા પરના અખાત પાસે લોહોહ લોકો જોડે આવી રહ્યા. એ લોહોહ તે હાલના શાન લોકો છે એટલે તે એ પ્રજા જુના વખતથી જોડાયલી છે. વળી, ઉ તરથી ઉતરી આવેલા આ લોકોમાં કેટલાક ઇન્ડો–ચાઇનામાં ગયા ને કેમ્બો-ડીયામાં જઇને પણ વસ્યા. ત્યાં લેપોંગનું શહેર તેમણે ૫૬૫ માં વસાવ્યું હતું. ત્યાં સીયામીઓ કેમ્બોડીયન પ્રજા હેઠળ ગુલામ દશામાં હતી, તેમને રાજા ફ્રા રૂઆંગે છોડાવ્યા અને મે–નમ નદીના ઉપલા કાંઠા પર તેઓ જઇ વસ્યા. એ અરસામાં ત્યાં બુદ્ધ ધર્મની અસર જબરી થઇ, જો કે તે પહેલાં હિંદી સંસ્કૃતીની જબરી અસર ત્યાં હતી,- જેના રહ્યાસહ્યા અવશેષો હજી પણ છે.

જેમ જેમ જમાનો વ્હેતો ગયો તેમ તેમ તેનાં પાટનગરો બદલાતાં ગયાં. ફીટસાલોક, સકોથાઇ અને સાંગકાલોક એ પાટનગરો થયાં ને પછી નાખોનસાથન અને કામ-ફેંગ થયાં. પછી આટુથીઆ નગર પાટ-નગર થયું. જે લગભગ એક સદી સુધી રહ્યું. ૧૨૮૪ માં સુકોથાઇમાં લખાયલો શીલાલેખ એમ જણાવે છે કે રાજા રામ-કામ હેન્ગનું રાજ મેકોંગથી પેચાબુરીના મોટા પ્રદેશ પર ને વળી સીયામ અખાતથી લીગોર સુધી ચાલતું હતું. પણ મલા-યાનો ઇતિહાસ એમ કહે છે કે સૌથી પહેલું મલાયા સંસ્થાન સીંગાપુરમાં થયું તે પહેલાં સીયામીઓ ત્યાં પહોંચી ગયા હતા. એટલે કે ૧૧૬૦ માં સીયામીઓ ત્યાં હતા. સીયામીઓના વડવા તે પહેલાં, મેનમ નદીના પશ્ચીમ પ્રદેશ બાજુ હતા. પણ ૧૩૫૧ માં જ્યારે ફ્રાયા ઉથોંગ રાજા તરીકે આવ્યો ત્યારે તેઓ કામફેંગથી ચાલી આન્ગ તરફ ઉતરી પડયા હતા; ત્યાં તેમની પાંચ પેઢીઓ થઇ હતી. ત્યાંથી તેમને કાઢી મુકવામાં આવ્યા ત્યારે તેઓ આયુથીઆમાં જઇને વસ્યા હતા.

પછી સીયામી રાજાની સત્તા બળવાન થઇ ને મોલમેન, ટેવોય, ટેન્સરીમ ને આખું મલાયા પેનીન્સુલા—એની સત્તા હેઠળ આવ્યાં. લગભગ ૧૩૪૦ ના અરસામાં કેમ્બોડીઆ પર સીયામીઓએ ચઢાઇ કરી અને ત્યાંથી આંગકોર કબજામાં લઇને ૯૦,૦૦૦ ગુલામોને પકડી તેઓ પાછા ફર્યા.

કેમ્બોડીયા જોડેની લડાઇ તો ૪૦૦ વર્ષ સુધી ચાલ્યા કરતી; વારંવાર એ બે દેશ વચ્ચે ઝઘડા થતા પણ છેવટે કેમ્બોડીયાનો પરાજય થયો ને તે સીયામની સત્તા હેઠળ આવ્યું. ૧૫ ને ૧૬ મી સદીમાં સીયામ પર બર્માની પ્રજાએ પણ વારંવાર હલ્લા કર્યા હતા. કેમકે આયુથીઆની દોલત પર તેમનો ડોળો હતો, પણ બર્મી પ્રજા સફળ ન્હોતી થઇ કેમકે સીયામને પોર્ચુગીઝો ૧૫૫૫ ની સાલ સુધી મદદ કરતા હતા.

પછી, થોડા વર્ષ બાદ સુવિખ્યાત રાષ્ટ્રિય વીજેતા ફ્રાનારેટ તખ્તા પર આવ્યો ને તેણે લાઓસ અને કામ્બોડીયા પર વધુ સત્તા જમાવીને પેગુ પર ચઢાઇ કરી, ફ્રા જીત્યો નહી, પણ તેના વંશજોએ પેગુ સર કર્યું. પણ ૧૮ મી સદીમાં બર્મામાં આંતરવિગ્રહ ફાટી નીકળ્યો હતો એટલે તે વખતે સીયામ પર ચઢાઇ થઇ. અને સીયામીઓના હાથમાંથી, ૧૭૬૭ ની સાલમાં આયુથીઆ ગયું. તે પાટનગરને બાળીને નાશ કરવામાં આવ્યો.

## પરદેશ સાથે સંબંધ

ફ્રાન્સ અને સીયામ વચ્ચે ૧૫૮૦ ની સાલથી સંબંધ બંધાયો. તે વખતે સીયામમાં ફ્રા નારાયણ રાજ કરતો હતો. તેણે પોતાના પ્રધાનની સલાહ માન્ય રાખીને ૧૪ મા લુઇને મળવા માટે એક એલચી મોકલ્યો હતો. તેની વળતી મુલાકાત ફ્રેંચ એલચીએ લીધી અને સીયામના રાજાને ખ્રીસ્તી ધર્મમાં વટલાવવાની ચળવળ કરી; પાછળથી ફ્રાંસે સીયામમાં સત્તા સ્થાપવાનો પ્રયાસ કર્યો ને પરિણામે ફાઉલકનનું અવસાન થયું. ને ફ્રાંસ સાથે સીયામનો



બીજું બુદ્ધ મંદિર—પાસે રાજમહેલ છે.



સીઆમના બાલકોને પ્રાણીઓ બહુ પ્રીય હોય છે.

બધો સંબંધ બંધ થઇ ગયો; વળી રસદાયક વાત તો એ છે કે તે પછી ૧૫૯૬ થી ૧૬૩૨ સુધી સીયામ અને ફ્રાંસ વચ્ચે વેપારી સંબંધો વધી પડયા અને ઘણા જાપાનીઓ સીયામમાં ઉતરી પડયા; તેઓ લશ્કરમાં નોકરી લેતા. તેમની દોસ્તી વધવા માંડી તેથી વેરની જ્વાળા ભભુકી ઉઠી ને પરિણામે તેમની જબરી કતલ થઇ: જે જાપાનીઓ જીવ્યા તેમને તેમના વતન મોકલી દેવામાં આવ્યા. આમ જાપાન જોડે પણ સીઆમે બગાડયું; પણ સદ્‌ભાગ્યે તેની સાથેનો, ને બીજા પરદેશો સાથેનો વેપાર તો ચાલુ જ રહ્યો. ૧૭૪૫ પછી ચીન અને ડચ વેપારીઓ ને કોઇવાર અંગ્રેજ વેપારીઓ પણ ત્યાં આવતા.

## સેનાપતીનું સાહસ

તે પછી મહાન સેનાપતિ ફાયા તળસીએ બાકી રહેલા લશ્કરના માણસોને ભેગાં કરીને પાછી સત્તા જમાવીને બેંકોકને પાટનગર કર્યું; એ પાટનગર આજ સુધી કાયમ રહ્યું છે. એ સેનાપતિ પાછળથી ગાંડો થઇ ગયો હતો એટલે તેને ફાંસીને માંચડે ચઢાવવામાં આવ્યો; તેના પછી ફાયા ચકરી રાજા થઇ બેઠો અને તેનો વંશ આજ પણ ચાલે છે. એના અમલ દરમ્યાન ટેનસીરીમ પર હલ્લો લઇ જવામાં આવ્યો હતો. ૧૫૨૮ ની સાલમાં ટેવોય પર તેમણે બોમ્બનો મારો ચલાવ્યો હતો; ટેવોય બર્માના કબજામાં હતું પણ બર્માને ને ઇંગ્લાંડને તે વખતે ઝઘડો ચાલતો હતો તેનો લાભ લઇને તેઓએ કાંઠાના બીજા નગરો પર બોમ્બમારો ચલાવ્યો હતો. ચીનમાંથી



બીજું બાલક ખીલાડી સાથે રમે છે

વારંવાર ચઢાઈઓ થતી હતી અને કેટલેક ઠેકાણે તેમણે સત્તા પણ જમાવી હતી. પરંતુ તેમની સત્તાની અવગણના હવે સીયામની પ્રજા કરે છે. છેલ્લો રાજા ફ્રા પરમેન્દ્ર મહા મોંગ કુટ બહુ અચ્છો રાજા હતો; ને તે સુધારક પણ હતો. વિજ્ઞાનનો અઠંગ અભ્યાસી હતો. એક દિવસ સૂર્યગ્રહણનું નીરીક્ષણ કરવા જતાં તે મરણ પામ્યો હતો. તેનો શત્રુ ચાઉડા બહુ ઘાતકી ને જુલ્મી ગણાતો હતો, જો કે તે રમત ગમતોનો શોખીન છતાં વ્યભીચારી કહેવાતો હતો; પણ કદાચ ફ્રેન્ચ મીશનરીઓએ પણ તેને વીષે આ ખોટી વાતો ફેલાવી હોય.

યુરોપીયન પ્રજામાંથી પોર્ચુગીઝોએ સીયામ સાથે ૧૫૧૧ માં પહેલો સંબંધ બાંધ્યો પછી ૧૭ મી સદીમાં ડચ આવ્યા; ને તે સદીમાં અંગ્રેજ વેપારી પણ ત્યાં ઉતરી પડયા. સીયામમાં અંગ્રેજો નોકરી કરતા એટલે અદેખાઈથી ઇસ્ટ ઇંડીઆ કંપનીએ સીયામીઓ પર હુમલો કર્યો એટલે મારગુઇમાં ૧૬૮૭ ની સાલમાં અંગ્રેજોની કતલ થઈ; મદ્રાસના ગવર્નરે



સીઆમનો શ્રમજીવી

૧૭૧૯ માં એવી જ રીતે પાછો હુમલો કર્યો હતો. તે પછી બે દેશ વચ્ચેનો વેપાર બંધ થયો. ૧૭૮૬ માં અંગ્રેજોએ પીનાંગ કબજે કર્યું. અને ૧૯ મી સદીમાં તેમણે ત્યાં વેપાર વધારી મુકયો હતો. ૧૮૫૬ માં સર જે. બાઉનીંગે સીયામ સાથે કરેલા કરાર પછી અંગ્રેજોને ને સીયામોને સારું બને છે. સીયામમાં સીયામીઓ ને ચીનાઓ મળીને લગભગ એક કરોડ કરતાં વધારે વસ્તી છે.



# નિરક્ષરતા ! અમારા



દશ વર્ષના ટુંકા
યામાં એવી તો
થઇ છે કે અત્યારે
એવો આદમી શોધો



: લેખક :

પ્રવાસી

'જુ ઓ પેલું દેખાય છે તે વરૂની ગુફા છે'– મોસ્કોના મહાન વિશ્વવિદ્યાલય સમક્ષથી પસાર થતાં ઝારશાહીના સીધા પ્રતિનિધિ નીકોલસ પહેલાએ બરાડ નાંખી. તેના સાથીઓ સહેજ ચમકયા. કેટલાકના મનમાં અમંગળ આશાઓ જન્મી. અને જ્યારે આ ઝાર રાજ્યગાદી ઉપર આવ્યો ત્યારે તરત જ તેણે વિશ્વવિદ્યાલયમાં અપાતા તત્વજ્ઞાનના શિક્ષણ ઉપર આકરો પ્રતિબંધ મુકીને શિક્ષણ વિરોધી નીતિની સારી સાબીતી આપી.

મોસ્કોના મહેલોમાં વિલાસ માણતા અને ખેડુતના શ્રમ ઉપર મુસ્તાક બનીને ફરનારા ઝાર કે ઉમરાવવર્ગને સમુહના શિક્ષણ માટે જરાય પરવા પડી ન હતી. તેઓ તો એમજ માનતા કે સમાજમાં

---

છેલ્લા ૧૪ વર્ષમાં રશીયાના રા-
ક્ષરતા નાબુદ કરી છે. એટલુંજ નહીં
ઢબ પર મુકી છે. આથીજ ગુજરાતના
ચેટ શિક્ષણપદ્ધતિનું દ્રષ્ટિબિંદુ સમ-

લેખક પહેલા લેખમાં કેળવણીના
સ્થિતિ તરફ ધ્યાન ખેંચીને સાંપ્રત
કરે છે. લેખ આધારભુત પુસ્તક

---

# દેશમાંથી આવી બસ!'

કાળમાં રશી-
સુંદર પ્રગતિ
અભણ હોય
તોય નહીં જડે.





જ્યારે શિક્ષણ પ્રસરશે ત્યારે તેમની સૈકાઓથી સ્થપાયેલી સરમુખત્યારીનો અંત આવી જશે. આ બીકથી પ્રેરાઇને તેઓ શિક્ષણ પ્રવૃત્તિનો એક સરખો વિરોધ કરતા.



જયતંત્રે પોતાની સીમામાંથી નિર-
પણ સમગ્ર શિક્ષણ પ્રદ્ધતિને આધુનિક
વિદ્યાર્થીઓ અને કેળવણીકારોને સોવી-
જાય તે દ્રષ્ટિએ આ લેખ લખાયો છે.

ક્ષેત્રમાં ઝારના સમયમાં પ્રવર્તતી
સમયમાં સાધેલી પ્રગતિની સમતુલના
ઉપરથી લખાયો છે—**તંત્રી.**



પણ વર્ષોના એક સરખા વહન સાથે સામાન્ય શાળાઓ સ્થપાઇ. વચ્ચે વચ્ચે કેટલાક વર્ષોમાં શાળાઓની પ્રવૃત્તિને સરકારી ઉત્તેજન મળતું. પણ થોડા સમયમાં પાછી લાલ આંખ શાળાઓ અને મહાવિદ્યાલયો ઉપર ફરતી. મોસ્કોની કૉલેજમાં વિદ્યાર્થીઓ ઉપર નજર રાખવા માટે છુપી પોલીસના માણસો ફરતાં. વિદ્યાર્થીને રાજકારણને સ્પર્શ કરવાની ખાસ મના હતી. રાજકિય પરિષદમાં હાજરી આપવાના કૃત્ય બદલ તેમને શાળામાંથી હાંકી કઢાડવામાં આવતા. અનેકવાર પિતાનાં રાજકીય કૃત્યોને પરિણામે બાળ-

કને માટે શાળાના દ્વાર બંધ થતાં. અને-કવાર રાજકિય પ્રવૃત્તિના કંઇક શંશય માત્રથી શિક્ષકો ઉપર દમનનીતિની રોટી અફળાતી. ચારે બાજુ ત્રાસ અને જુલ્મનું વાતાવરણ હતું. આ વાતાવરણ વચ્ચે અને સરકારતંત્રની સાવકી મા સમી વર્તણુંક સાથે ૧૯૧૭માં જ્યારે ક્રાંતિ થઇ ત્યારે નિરક્ષરતાનું પ્રમાણ લગભગ ૯૨ ટકા હતું. એ જોઇને કોઇને નવાઇ નહીં લાગે.

તે સમયની શાળાઓમાં પણ ઝારશાહી પ્રત્યે પૂર્ણ વફાદારીનાં સુત્રો જ શિખવ-વામાં આવતાં. છેક ન્હાનપણથી બાળકને એમ સમજાવવામાં આવતું કે ઝારશાહીની સેવા એ જ દેશ સેવા છે.

## ૧૯૦૫ પછી—

**૧૯૦૫ના વિપ્લવના** એક યત્ન પછી રશીયાનાં શાળાશિક્ષણમાં કંઇ પ્રગતિનું જેમ આવ્યું હતું. આ કાળમાં વધુ શાળાઓ સ્થપાઇ હતી. પણ આ શાળાઓ પણ માત્ર ઉમરાવવર્ગના અને મુડીવાદી-ઓના બાલકો માટે જ હતી. તેમાં ગરીબ ખેડુતના છોકરાને તો પ્રવેશવાનો જરાય હક્ક ન હતો. અને આમ સમાજના ઉપલા થરમાંથી જ આવતા વિદ્યાર્થીઓને શિક્ષણ મેળવવાની સામાન્ય તક સાંપ-ડતી. મેડમ ક્રુપસકાયાના શબ્દોમાં—

"જાહેર શાળા પોલીસ, પૈસા-દાર અને પાદરીની સખ્ત દેખરેખ નીચે હતી. શિક્ષક ઉપર પણ ચીવ-ટભરી નજર રાખવમાં આવતી. શાળાના સમયમાં પ્રાર્થના અને ધાર્મિક શિક્ષણ જ મ્હોટે ભાગે અપાતું. સામાનમાં મહંતોની મુર્તિ-ઓ જ મુખ્ય હતી. અંધશ્રદ્ધાથી ઉભરાતી વાંચનમાળાઓ હતી. સત્તા-ધીશોને અનુકુળ ઇતિહાસ લખાતો હતો. જીવનના સત્વો ઉપર વિવે-ચન કરવાની મના હતી. કુદરતના અભ્યાસ કરનાર ઉપર શંકાઓ લાવ-વામાં આવતી"

અને આ શબ્દો નીચે સમાયેલા સત્યનો ઇન્કાર કરવામાં નથી આવ્યો. ઉલટાં પત્યેક પરદેશી પ્રવાસીએ પોતાના અનુ-ભવો લખતા રશીયાની પછાત શિક્ષણ પ્રથા ઉપર આકરી ટીકાઓ કરી હતી. અને તેથી જ જ્યારે ક્રાંતિ થઇ, ત્યારે લોક-સમુહમાં પ્રસરેલી અક્ષમ્ય નિરક્ષરતા જોઇ ક્રાંતિકારી પક્ષને સહજ આશ્ચર્ય ઉપજું થયું હતું. પણ આવા પ્રચંડ કાર્ય છતાં પણ સોવીયેટના સંચાલકોએ છેલ્લા દશ વર્ષમાં સોવીયેટની સીમામાંથી નિરક્ષરતા નાબુદ કરી છે. એ એક જ વસ્તુ તેમના સતત શ્રમની ઉજ્જવલતા દર્શાવવા માટે પુરતી છે.

## [૨]

**સો**વીયેટના શિક્ષણની ત્યારે ભૂમિકા શું છે? કયા આદર્શોથી આ શિક્ષણ અપાય છે? કયા સિદ્ધાંતોને આધારે આ શિક્ષણ અપાય છે. અને મુડીવાદી જગતમાં પ્રવર્તતી શિક્ષણપ્રણાલીની દ્રષ્ટિએ આ શિક્ષણમાં શું તફાવત છે?

આ વિશે સોવીયેટ શાળાના પ્રાણ સમા મનાતા મેડમ ક્રુપસકાયાએ ૧૯૨૦ માં કહ્યું હતું કે—

વિદ્યાર્થીઓ જાહેર જીવન, અને કુદરતની સાથે સંકળાયેલી ઘટનામાં ઉત્સાહભર્યો રસ લે તેવી વૃત્તિઓ

શાળાએ બાળકોમાં ખીલવવી જોઇએ. તેમજ બાળકની જીજ્ઞાસાવૃત્તિએ સર્જેલા સવાલોનો વૈજ્ઞાનિક જવાબ પુસ્તકોમાંથી બાળકોને શોધતાં શાળાએ શિખવવું જોઇએ. ત્રીજું એકત્ર મળીને અભ્યાસ કરવાની ટેવ શાળાએ પાડવી જોઇએ.

આ ઉપરાંત સંસ્કૃત સમાજમાં તેઓ ભવિષ્યમાં સારો ભાગ લઇ શકે તે દ્રષ્ટિએ અમુક પ્રકારનું જ્ઞાન અને કાર્યપદ્ધતિ શાળાએ તેના વિદ્યાર્થીગણને આપવી જોઇએ. આ જ્ઞાન એવું હોવું જોઇએ કે તેમના આત્મશિક્ષણના વિકાસમાં મદદ-રૂપ થઇ પડે.

આ શબ્દો ઉપર જરા ધ્યાનપુર્વક વિચાર કરશો તો જણાશે કે સોવીયેટની શિક્ષણપદ્ધતિ બાળકની સર્વ શકિતઓ ખીલવવાનો, તેને આપમેળે વિકસાવવાનો આદર્શ ધરાવે છે. બાળકની શકિતઓને આગળ વધવાની તક આપવામાં, તેમજ બાળકમાં આપમેળે આગળ વધવાની આંકાક્ષા ઉત્પન્ન કરવામાં સોવીયેટ શિક્ષણ પદ્ધતિનો સંકેત સમાઇ જાય છે.

મુડીવાદી જગતમાં શાળાઓ માત્ર અક્ષરજ્ઞાન આપીને પોતાના કાર્યને પુરૂં થયેલું માને છે. હિંદમાં કે યુરોપમાં શાળાનું શિક્ષણ એટલે માત્ર અક્ષરજ્ઞાન જ હોય છે. પણ સમાજવાદની શિક્ષણ-પ્રણાલીમાં આટલો ભેદ હોય છે. અહીં પ્રત્યેક બાળકને જાહેર જીવનમાં ભાગ લેવાની ફરજ પાડવામાં આવે છે તેને શરૂઆતથી જ સમાજવાદી જીવન જેવું જીવવાની ટેવ પાડવામાં આવે છે. તેની આજુબાજુની સઘળી વસ્તુઓ વિશે તેને પૂર્ણ માહીતી હોય એમ આશા રાખવામાં આવે છે. ગામની પોસ્ટ ઓફીસ, તાર ઓફીસ, ટેલીફોન, મ્યુનીસીપાલીટી, તેમજ અન્ય વસ્તુઓ વિશે તેને સારી સમજણ હોય એવો આદર્શ ધરાવવામાં આવે છે અને આ સંસ્થાઓના ઉપયોગ વિશે તેમ જ તેની કાર્યપદ્ધતિ વિશે બાળકને શરૂઆતથી જ શિક્ષણ આપીને તેને એક સુંદર નાગરિક બનાવવાના આદર્શો સોવીયેટના સંચાલકોએ તેના વિશાળ શિક્ષકવર્ગને શિખવ્યા છે.

શાળાઓમાં શિક્ષણની પદ્ધતિ પણ છેક સાંપ્રત છે. મોન્ટેસરી પદ્ધતિ હાલ યુરોપમાં બહુ ઓછી શાળામાં ચાલે છે પણ સોવીયેટની પ્રત્યેક શાળામાં અક્ષરજ્ઞાન પણ આ જ ઢબથી અપાય રહ્યું છે. માધ્યમિક શાળાઓમાં શિક્ષણપદ્ધતિ પણ બહુધા ડોલ્ટન પ્લાનની માફક જ હોય છે અને બાળકો એકત્ર મળીને આપમેળે અભ્યાસ કરે તેવી વૃત્તિઓ સ્વાભાવિક રીતે ખીલવવાને માટે તેઓ આતુર હોય છે.

## [૩]

મોસ્કોથી માત્ર સો માઇલના અંતર ઉપર વૉલૉસ્ટ નામની જગ્યા આવે છે. આ જગ્યામાં એક બાળકોનું સંસ્થાન વસ્યું છે. આ સંસ્થાનમાં એક માધ્યમિક શાળા, એક સંગીત વિભાગ, એક સંગ્રહસ્થાન, એક પુસ્તકાલય છે. આ સંસ્થાનમાં ૧૩ પ્રાથમિક શાળાઓ છે. ૭ કીંડરગાર્ટન છે. અને એક જુદી માધ્યમિક શાળા છે. લગભગ ૩૫ જેટલા ગામડાઓમાં જ્ઞાનનો પ્રકાશ પાથરવા આ

'બાળસંસ્થાન કામ કરી રહ્યું છે. તેના નેતાનું નામ શાટસ્કિ. વિપ્લવ પહેલાં પણ આ માનવે પોતાનું જીવન શિક્ષણને સમર્પણ કર્યું હતું. અને અત્યારે તેના જીવનઆદર્શને મુર્તિમંત કરવા માટે તેને એક સુંદર તક સાંપડી છે.

આ બાળસંસ્થાનમાં મુખ્યત્વે બાળકોની સ્વશિક્ષણની વૃત્તિને ખીલવવામાં આવે છે. પણ તે સાથે જ તેમની કોઇ પણ શકિત અણખીલેલી ન રહે તે માટે સાંપ્રત વૈજ્ઞાનિક શિક્ષણપદ્ધતિએ ગોજેલા સર્વ તત્વો મુકવામાં આવે છે.

પણ આ સંસ્થાનો માત્ર અક્ષરજ્ઞાન આપતાં સંસ્થાનોજ નથી. તે તો તેથી પણ વધુ છે. આજુબાજુના ગામડાઓના જીવનમાં તેઓ આગેવાનીભર્યો ભાગ લે છે. એક વખત બરફ વરસનો હતો. ત્યારે કેટલાંક પ્રાણીઓનાં શબ બહાર આવ્યાં. તરત જ વિદ્યાર્થીઓએ તેના ઉપર અભ્યાસ આદર્યો. અને પરિણામે વસંત ઋતુમાં પ્રગટતા ઉપદ્રવો અને આ પ્રાણીઓના શબ સાથે સંકળાયેલો સંબંધ નજર સમક્ષ પડયો. આ મુળ કારણનું ભાન થતાંજ વૉલૉસ્ટની આજુબાજુ વસતા ગામવાસીઓ હવે કોઇ પ્રાણીનું શબ રખડતું દેખાય છે કે તરત જ તેને દૂર કરીને ઠેકાણે પાડે છે.

બીજો અનુભવ પણ એટલો જ રસિક છે. એક ટેકરીના ખેતર ઉપર પાક પ્રત્યેક વર્ષે ઓછો ઉતરે છે એમ જણાયું. તરત જ માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓની મદદ લેવામાં આવી. આ વિદ્યાર્થીઓએ કારણ સમજવાનો યત્ન કર્યો. અને આખરે તેમની વિનંતીથી મોસ્કોથી ખેતીવાડીનો ખાસ નિરિક્ષક તપાસ કરવા પણ આવી ગયો. આમ સોવીયેટની કેળવણીમાં તેઓ તરત જ શિક્ષણને સમાજજીવન સાથે સાંકળી દે છે. અને તેથી બાળકોમાં ભણવાની ખૂબ હોંશ વધે છે.

ગ્રામ્યશિક્ષણ અત્યારે કેટલું બધું વધી ગયું છે તેનું માપ અત્યારે તો કાઢવું અશક્ય છે. 'ખેડુત ગેઝેટ' નામના વર્તમાનપત્રનો ફેલાવો ૫૦૦૦૦ માંથી ૧૦૦૦૦૦ સુધી પહોંચ્યો છે તે જ વસ્તુ રશીયાના ગામડામાં નિરક્ષરતા નાબુદ કરવાના યત્નોમાં મળેલા સુંદર સાફલ્યની સારી પ્રતિતિ આપે છે.

## [૪]

સોવીયેટ શાળાઓ મુડીવાદી જગતમાં કંઇક અનોખી ભાત પાડે છે. આપણે જોઇએ છીયે કે અહીં પ્રાથમિક અને માધ્યમિક એમ શિક્ષણ આપતી શાળાઓના બે વિભાગ છે. સોવીયેટ રશીયામાં આવી શાળાઓ એક જ છે. આવી શાળાઓને 'સંયુક્ત કરેલી શ્રમજીવી શાળા' (Unified labour School) એવું નામ આપવામાં આવે છે. આ શાળામાં બાળક આઠ વર્ષે દાખલ થાય છે. અને છેક ૧૮ વર્ષ સુધી શિક્ષણ લે છે. આ શિક્ષણ સમાપ્ત થયા પછી તરત જ તેઓ વિશ્વવિદ્યાલયની કેળવણી લેવાને માટે લાયક બને છે.

આ શાળામાં પ્રત્યેક પ્રકારની શક્તિઓ ખીલે તે દષ્ટિએ અક્ષરજ્ઞાન આપવામાં આવે છે. વિદ્યાર્થીસમુદાયનાં જીવનને તરત જ જાહેરજીવન સાથે સાંકળી દેવામાં આવે છે આમ આવી સંયુક્ત શાળાનાં શિક્ષણ તેમને આગળ વધવા

માટે, એટલું જ નહીં પણ પુખ્ત વયનાં થતાં સોવીયેટ શહેરી તરીકે આગળ પડતો ભાગ લઇ શકે તે દ્રષ્ટિએ આંખો કોર્સ યોજવામાં આવ્યો છે. અહીં તેઓ જીવનને તેના ખરા સ્વરૂપમાં જોવાને માટે, તેના આંતરિક વિરોધો ને તેનાં સત્ય સમજવા માટે પ્રયત્ન કરે છે અને તેથી જ આવી શાળાઓનુ શિક્ષણ સોવીયેટ રશીયામાં અપુર્વ મનાય છે.

આ શાળામાંથી બહાર પડે કે વિદ્યાર્થી પોતાને મનપસંદ પ્રવૃત્તિમાં જોડાઇ શકે છે. આ ઉદ્દેશને પરિણામે અત્યારે સેંકડો વિશ્વવિદ્યાલયો ઉઘાડવામાં આવ્યાં છે. આ વિશ્વવિદ્યાલયમાં પ્રત્યેક પ્રકારનું શિક્ષણ અપાય છે.

હાલમાં પાંચ વર્ષની યોજનાને અંગે, ઔદ્યોગિક ક્ષેત્રમાં ઉપયોગી થઇ પડે તેવું જ્ઞાન આપતી સેંકડો શાળાઓ ઉઘાડવામાં આવે છે. આ શાળાઓને Technicum કહેવામાં આવે છે. આવી શાળાઓનો કોર્સ લગભગ ત્રણથી ચાર વર્ષનો હોય છે.

આવી શાળાઓમાં અપાતા શિક્ષણમાં નવી ભાવનાઓ ભરપુર દીસે છે. તેઓએ સમગ્ર શિક્ષણક્રમને ફેરવી નાંખ્યો છે. અને વિશ્વવિદ્યાલયમાં પણ એકત્ર-અભ્યાસ (Gromp-Study) અને આત્મ-શિક્ષણ (Self Study) ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે.

રશીયાંના પ્રત્યેક પાટનગરમાં હવે વિશ્વ-વિદ્યાલયો સ્થપાયાં છે. આ વિદ્યાલયોમાં ઉચ્ચ શિક્ષણ આપવાની વ્યવસ્થા થઇ છે અને આ વિશ્વવિદ્યાલયોની સંખ્યા પ્રત્યેક વર્ષે વધી રહી છે. આ ઉપરાંત શોધ-ખોળને અંગે સ્થપાયેલી સંસ્થાઓ પણ પુષ્કળ છે. જ્યાં પહેલાં માત્ર ૩ સંસ્થાઓ હતી ત્યાં અત્યારે ૩૮ છે (૧૯૨૮ ના આંકડાઓ),

## વ્યક્તિ શિક્ષણ

પણ આ દીશામાં સોવીયેટના સામ્ય-વાદી પક્ષે સાધેલું સાફલ્ય જરૂર અજવાળી ઉત્પન્ન કરનારૂં છે. ઝારશાહીમાં લગભગ ૯૨ ટકા સમુદાય તદ્દન નિરક્ષર હતો. આ સમુદાયની નિરક્ષરતા નાબુદ કરવા માટે તેઓએ લગભગ ૪૯૮૦૪ (૧૯૨૬ ના આંકડા) વ્યક્તિને શિક્ષણ આપતી શાળાઓ સ્થાપી હતી. આ શાળામાં નિરક્ષર ગામવાસીઓ અક્ષરજ્ઞાન લેવા આવતાં અને આવી શાળાઓના સતત પ્રયત્નને પરિણામે આજે સોવીયેટ રશીયામાં એવી કોઇ વ્યક્તિ નથી કે જેને અક્ષરો ઉકેલતાં ન આવડતા હોય. આજે દશ દશ વર્ષના સતત પ્રયત્નોને પરિણામે નિરક્ષરતાને નાબુદ કરવાને માટે તેઓ સફળ થયા છે.

## લશ્કરમાં શિક્ષણ-

મુડીવાદી જગતમાં લશ્કરોને જેમ બને તેમ અજ્ઞાન અને આજ્ઞાંકિત રાખવાનો યત્ન કરવામાં આવે છે. પણ સોવીયેટ રશીયામાં તેથી તદ્દન ઉલટું છે. અહીં પ્રત્યેક સૈનીકને યુદ્ધકળા શિખવવામાં આવે છે એટલું જ નહીં પણ તેની સાથે સાથે તેને સારૂં શિક્ષણ આપવામાં આવે છે. લશ્કરમાં આ ઉદ્દેશને સફળ કરવા માટે શાળાઓ ઉઘાડવામાં આવી છે. અને હવે તો લશ્કરમાં દાખલ થતાં પહેલાં પ્રત્યેકને અક્ષરજ્ઞાન હોવું જ જોઇએ એ જાતનો આકરો પ્રતિબંધ મુકવામાં આવ્યો છે. અને આ સાલમાં (૧૯૩૧) તેઓએ સમગ્ર લશ્કરને માધ્યમિક શાળાની કેળવણી પામેલી વ્યક્તિઓના લશ્કર સમુ બનવ્યું છે.

આર્થિકતંત્ર–

૧૯૨૩–૨૪ની સાલથી રશીયાના અંદાજપત્રકના બન્ને પાસા બરાબર રાખવામાં આવે છે. તેમજ પ્રત્યેક સંસ્થાન તેમ જ પ્રત્યેક પ્રાંતને પોતાનું વિશિષ્ઠ અંદાજપત્રક હોય છે.

અત્યાર સુધીમાં ૨૯૦૦૦૦૦૦૦ રૂબલ પ્રત્યેક વર્ષે કેળવણી પાછળ ખર્ચાય છે. કેળવણી પાછળ થતા ખર્ચમાં લગભગ અડધું ખર્ચ રાજ્ય તીજોરીમાંથી આવે છે. અને લગભગ ૪૬ ટકા સ્થાનિક કરો નાંખીને ઉઘરાવવામાં આવે છે. સ્થાનિક આવકના લગભગ ૪૦ ટકા માત્ર કેળવણી વઘવાડે જ ખર્ચવામાં આવે છે.

આ ઉપરાંત એક બીજા પ્રશ્ન ઉપર પણ લક્ષ આપવાની જરૂર છે. રશીયામાં લગભગ ૧૫૦ જેટલી ભાષાઓ બોલાય છે અને પ્રત્યેક ભાષાને પોતાનુ અનોખું સાહિત્ય અને સંસ્કૃતિ છે. આ સાહિત્ય અને સસ્કૃતિને સંરક્ષવાને બદલે, કે તેને વિકસાવવાને બદલે ઝારના સમયમાં બધે જ રશીયન ભાષા ઠોકી બેસાડવાનો યત્ન કરવામાં આવ્યો. રશીયન ભાષાનું શિક્ષણ એ જ રાજ્યતંત્ર સ્વિકારતું. પણ સોવીયેટે એ આખી પદ્ધતિને નિર્મુળ કરી છે. પ્રત્યેક સંસ્થાનને પોતાની ભાષાને ખીલવવાનો, તથા તે સંસ્થાનમાં પ્રચલીત ભાષામાંજ સરકારી કામો કરવાના આદર્શોનો અમલ કરવામાં આવ્યો છે. આ આદર્શના પરિણામે અત્યારે આ બધી ભાષાઓનું સાહિત્ય પરસ્પરની કૃતિઓમાં પ્રેરણા પામીને આગળ વધતું જાય છે અને સમૃદ્ધિવંત થતું જાય છે. અત્યારે પ્રત્યેક સંસ્થાન પોતાની વિશિષ્ઠ ભાષાના વિશ્વવિદ્યાલયો સ્થાપવા માટે સારી પ્રવૃત્તિ કરી રહ્યું છે. અને થોડા સમયમાં જ રશીયાની લોકભાષાઓ સમૃદ્ધીવાન બનેલી જગત જોઇ શકશે.

આ સોવીયેટના શ્રમજીવી સમુદાયે કેળવણીની દીશામાં કરેલી પ્રગતિનું એક ઉડતું અવલોકન છે. આ પ્રગતિની આછી રૂપરેખાઓ આપવાનો યત્ન કરવામાં આવ્યો છે તેણે સાધેલી સર્વલક્ષી પ્રગતિની કંઇક ઝાંખી કરાવવાનો યત્ન આ પાનાઓમાં કરવામાં આવ્યો છે. જેઓને આ સંબંધમાં રસ છે, જેઓ શિક્ષણપ્રવૃત્તિમાં જીવનકર્તવ્ય સમજે છે. તેઓને આ લેખમાં કંઇક રસભર્યું મળી રહેશે તો લેખકને પોતાનો શ્રમ સફળ થયેલો લાગશે. આંકડાઓ અને વિગતો આધારભુત પુસ્તકમાંથી લેવામાં આવ્યાં છે.

આ સંબંધી અમો નીચેના પુસ્તકો વાંચવાની ભલામણ કરીયે છીએ The New Education in the Soviet Republic. લેખક આલબર્ટ. પી. પીંકેવીસ. મોસ્કોના વિશ્વવિદ્યાલયના પ્રમુખ. પ્રકાશક જોન. ડે કંપની, ન્યુયોર્ક. The New schools of New Russia. લેખક. લુશી વીલસન. વાનગાર્ડ સીરીઝ. School Teachers and Scholars of Soviet Russia લેખક. W. T Goode.



# ઘણાં માનો એક



[ એક ટુંકી વાર્તા ]





હું કશેક રોડ પરથી મારી ગાડી પસાર થઇ રહી હતી. ક્લીક, ક્લીક, ક્લીક, બેડીનો ખણખણાટ થયો અને અમસ્તી જ મેં એ દિશામાં નજર ફેંકી. પાછળથી પડછંદ લાગતા એક જુવાનને પોલીસ લોકઅપ તરફ લઇ જતી હતી. આકાર પરથી જુવાન મને પરિચિત લગ્યો. "સબુર" મેં ગાડીવાળાને હાકલ કરી.

ગાડી ઉભી રહી અને ઉતરી હું લોકઅપ ભણી ચાલવા લાગ્યો. લગોલગ આવતાં પોલીસે મને ઓળખ્યો અને સલામ કરી.

કોણ છે એ? મેં પુછ્યું.

"બડા આઝાદ આદમી હે સા'બ" પોલીસે જવાબ આપ્યો.

અમારા સવાલ જવાબની દરકાર કર્યા વિના બંધવો નીચી ડોક નાખી લોકઅપમાં દાખલ થયો. અંદર જઇ પાછો ફર્યો અને મેં તેને બરાબર ઓળખ્યો.

"કોણ એહમદ...?" મેં આશ્ચર્યમાં પુછ્યું.

"હા" કંઇક નિર્વેદ અને કંઇક શરમીંદાપણે તેણે ટુંકો જવાબ આપ્યો.

"પણ એહમદભીન, તું અહિં, આ સ્થિતિમાં?" મેં સવાલ કર્યો.

"હા" ફરીથી તેણે ટુંકોજ જવાબ આપ્યો. અને જરા તીરસ્કારભર્યું હસ્યો.

એહમદભીનમાં આ વર્તનની મેં આશા નહોતી રાખી. એ પહેલાંનો એહમદ નહોતો. તેનાં ગૌરવવંતાં મોઢાંની તાજી ગુલાબી ચામડી ઝાંખી અને પીળી પડી ગઇ હતી અને તેના પર જમીનમાંથી ઉધાઇના નાના રાફડા ઉખળે એવા ખીલનાં અને બીજાં શાનાંક ચાંદાં હતાં.

"આણે શું ગુન્હો કર્યો છે? કેસ ક્યારે ચાલવાનો છે?" મેં ઉતાવળમાં પોલીસને પુછ્યું.

"ખુન કર્યું છે. કેસ ચાલી ગયો" પોલીસે મને જવાબ આપ્યો.

"સજા?"

"જન્મ દેશનિકાલ"

"હેં?" હું એહમદ તરફ ફર્યો.

"હા" ફરીથી જવાબ મળ્યો. તેણે ફરીથી પોતાની ડોક નીચે નાખી દીધી હતી.

"એહમદ તારે કંઇ કહેવું છે, તારી માને કંઇ..."

"ના" ઉતાવળો જવાબ આપ્યો.



: લેખક :
રવિશંકર વી. મહેતા

"ઠીક ત્યારે" કહી હું ચાલતો થયો. થોડાં ડગલાં હું ચાલ્યો ત્યાં પોલીસે મને પાછો બોલાવ્યો.

"સા'બ" આને કંઇ કહેવું છે."

"કેમ એહમદ?" મેં પાછા ફરી પુછ્યું.

"મારી માને આ વાતની ખબર પડવા દેશો નહિ."

"બીજું કાંઇ?"

"ના"

"ઠીક. સાહેબજી ત્યારે"

"સાહેબજી"

## [૨]

એહમદ મારો જુનો ઓળખીતો હતો. તેની આ દશાએ મારા મગજમાં તરવરી રહેલા જગતના રાજકારણના વિચારોને નસાડી મુક્યા. ગાડીમાં આવી હું બેઠો. પણ મારૂં મગજ શુન્ય બની ગયું હતું. ગાડીનું આગલુ પૈંડું ફરતું હતું તે પર મારી નજર ઠરી રહી. તે પૈડું જાણે કે રેલ્વે ગાડીનાં પૈડાં રૂપે મને દેખાવા લાગ્યું.

*　　*　　*

વંથળીનાં નાનાં સ્ટેશન પર વરાળ અને ધુમાડાના ગોટા કાઢતી ટ્રેઇન આવી પહોંચી: એન્જીન પ્લેટફોર્મની બહાર નીકળી ગયું. એન્જીનની બન્ને બાજુએ રૂનાં ખેતરો હતાં. અને ડ્રાઇવર એન્જીનનાં પગથીઆં પર બેસી કપાસ વિણતી કોળણો અને સીપારણોનાં જોબન આંખથી પીવા લાગ્યો. ગાર્ડ ઉતરીને ચા પીવા માટે સામે આવેલી સ્ટેશન માસ્તરની નાની કોટડીઓ તરફ ચાલ્યો ગયો. પ્લેટફોર્મ પર બહુ માણસો નહોતાં, પણ જે થોડાં ઘણાં હતાં તે ખીચોખીચ ભરેલા ડબ્બાઓમાં બેસવાનું અસહ્ય બતાવવાને પુરતાં હતાં. કાઠીઆવાડનાં આવાં ગામડાંઓમાં બારમી સદીની ખેડુત સંસ્કૃતિ અને વીસમી સદીની યાંત્રિક સંસ્કૃતિનું સરસ મિશ્રણ થાય છે; અને તેનાથી ઉત્પન્ન થતું વાતાવરણ માણસનાં દીલને આળું અને કલ્પનાશીલ બનાવી મુકે છે. બાર વાગ્યાના કઠોર બનતા જતા તડકામાં હું, ટ્રેઇન કેટકેટલાં સ્નેહાળ હૃદયોને ભેગાં કરવામાં અને વિખુટ પાડવામાં મદદરૂપ થાય છે એ વિચાર કરતો હતો ત્યાં પછવાડેથી અવાજ આવ્યો

"કેમ, સાહેબ!"

હું પછવાડે ફર્યો અને જોઉં છું તો એહમદભીન.

"કેમ એહમદભીન, ક્યાં બહારગામ જાય છે?" મેં પુછ્યું.

"હા, મુંબાઇ" તેણે કહ્યું. એહમદ દેખીતી રીતે જ અસ્વસ્થ હતો.

"ચાલો સારૂં થયું. હું પણ મુંબાઇ જ જાઉં છું. સાથે મજા પડશે" મેં કહ્યું.

"ખુદા તમને સલામત રાખે, સાબ" એહમદની માએ કહ્યું. "છોકરો અજાણ્યો છે તે ક્યાં જાત? હવે તમે છો એટલે એ દિ તમારી સાથે પડયો રહેશે. પછી તો નોકરી ગોતી લેશે" એટલું બોલતાં તેની આંખમાં આંસુ આવી ગયાં. તેની સાથે એહમદની બાર તેર વર્ષની ન્હાની બેન અને તેના છ સાત વર્ષના નાના ભાઇની આંખમાં પણ આંસુ આવ્યાં.

"હોય, દિકરા તો કમાવા પરદેશ જાય જ ને?" તેણે આંસુ લુછતાં કહ્યું. "પણ મારી નજરથી એને કોઇ દિ' આઘો કર્યો નથી ને એટલે..." વાક્ય અધુરૂં

રહ્યું. પુત્ર વિયોગના આવેગને તે ન રોકી શકી અને તે વધારે રડી પડી. બે છોકરાંઓ પણ રડવા માંડયાં. એહમદે સજળ આંખે નાના ભાઇને પોતાની પાસે લીધો. "જો નઝર, હવે માને તું હેરાન કરજે માં હો !" તેણે કહ્યું અને તેનો અવાજ પણ આંસુથી રૂંધાઇ ગયો. આરબના છોકરા ગોરા હોય છે ત્યારે તેનાં રૂપ આગળ સુન્દરીઓ પણ લાજે. ચોવીસ વરસના એહમદ અને નાના છોકરાનાં મોઢાં આવેશથી અને તડકાથી ગુલાબી સુરેખ ધારણ કરી રહ્યાં હતાં. બન્નેના ચહેરા પર ખુલતાં ગુલાબની તાઝગી હતી. બન્નેને જોઇ . કોણ જાણે શા કારણથી પણ ચકલીના પોટા મને યાદ આવ્યા.

કુટુમ્બવત્સલતાનાં આવાં દૃશ્યો મને વિહ્વલ બનાવી મુકે છે. એટલે મેં મોઢું ફેરવી લીધું. એક પ્રયત્ન કરી મારામાં આવતા એ ભાવનાના ઉછાળાને મેં રોકયો. અને પાછું મોઢું ફરવી મેં કહ્યું.

"જુઓ હસિના મા, ઘરનો ખુણો ઝાલી બેસી રહે તે તો દિકરીઓ જ. દિકરા તો દુનીઆ ખુંદીને કમાય તેમાં જ તેની મરદાઇ. તમારા બાપદાદા અરબસ્તાન દોડી અહિં આવ્યા હશે ત્યારે ?"

આ વાકયની તેમના પર સારી અસર થઇ. તેઓ સમજયાં કે કેમ તે તો કોણ જાણે પણ અમે ગાડીમાં ગોઠવાઇ ગયા ત્યાં સુધી તેઓએ સારી હીમત રાખી. એહમદે ભાઇ અને બેનને એકેક આનો હાથમાં આપ્યો. મા અને બેને એહમદના ઓવારણાં લીધાં.

એહમદની મા તેની સાથે વાત કરી શકે તેમ હતું નહિ. એટલે તેણે તો મને જ ભલામણ કરવા માંડી અને એહમદ પોતાનો આવેગ છુપાવવા સામાન ગોઠવવાની પ્રવૃત્તિમાં પડયો.

ખેતરમાં કામ કરતાં મુજીઓ પોતાના ભોલાચા સમેટી દૂર આવેલાં વાડીનાં ઝાડ નીચે બપોરા કરવા ચાલી ગયાં અને ગાર્ડને કંઇ કામ કરવાનું રહ્યું નહિ, એટલે તેણે સીસોટી વગાડી. દૂર ઉડી ગયેલ માળાને બોલાવવા કોઇ પંખેરૂં સીટી મારે એવી એન્જીને વીસલ કરી અને વિયોગીનાં દીલની આહ જેવી વરાળ કાઢી ગાડી ઉપડી. ત્રણ નિરાધાર પ્રાણીઓ બપોરના ધીખતા તડકાની પરવા કર્યા વિના હૈયાંસુનાં બની ઉભાં રહ્યાં. એક બાળકથી વધારે અવશ પડછંદ જુવાન બારીમાંથી ડોકું કાઢી કયાં સુધી ઉભો રહ્યો. જેણે લાંબા વખતનો પરિચય સાધ્યો હોય તેને જ ખબર પડે કે જનની અને જન્મભુમિ બન્નેના વિયોગ એટલું જ દોહ્યલા છે.

## [૩]

એહમદ મારો જૂનો ગોઠીઓ હતો. મુસાફરી દરમ્યાન વાતચિત કરતાં જ મને ખબર પડી કે એહમદનો બાપ ચારેક મહિના પર ગુજરી ગયો હતો અને તેથી જ મા, બેન અને નાનાભાઇને છોડી એ ત્રણ પ્રાણીનાં પેટ પુરવા એણે મુંબઇની વાટ લીધી હતી. મેં એ પણ જાણ્યું કે તેણે આવું તાજું અને સ્નાયુબદ્ધ શરીર જાર બાજરીના રોટલા, ચટણી અને છાશની મદદથી જ મેળવ્યું હતું. ગામના જુવાનો સાથે અખાડામાં ખૂનખચ્ચર કુસ્તીઓ લડવામાં એને ઓવરીન કે વિંકારનીસના ખોરાકની જરૂર નહોતી પડી.

ત્રણ દિવસ એહમદ મારે ઘેર રહ્યો. સવારના જમી તે ગામમાં ધંધો શોધવા

બીજે દિવસે સાંજે એહમદ પાછો આવ્યો.

"કેમ, નોકરી ન મળી?" મેં પુછ્યું.

"નોકરી તો છે," તેણે કચવાતાં કહ્યું, પણ મારાથી તે થાય નહિ."

"કેમ?"

"ત્યાં તો મોટી હડતાલ પડી છે. અને હડતાલીઆઓ મને કહેવા માંડયાકે અમારા પેટ પર પાટુ મારવા તું જાય છે?"

"પછી?"

"હું તો પાછો ચાલ્યો આવ્યો."

ભુખમરાના આ શાગીર્દોના સમભાવ પર હું ઘડીભર વિચાર કરી રહ્યો,

"ઠીક છે" મેં કહ્યું.

તે પછી તે ત્રણ માહના બેકાર રહ્યો. મારે ત્યાં તે કોઇક જ વખત જમવા આવતો. હોટલમાંથી રોટલી અને તરકારી લઇ એક વખત તે ખાઇ લેતો અને ફુટપાથ પર સુઇ રહેતો.

એક સાંજે તે ખૂબ જ હરખાતો મારે ત્યાં આવ્યો.

"મને તો બહુ સારી નોકરી મળી ગઇ" તેણે કહ્યું.

"એમ, કયાં?"

"મઝગામ પર એક નુરમામદ લાકડાવાળા છે. તેની લાકડાં વેરવાની મીલ પર. સાઠ રૂપીઆ પગાર. શેઠ બહુ સારા માણસ છે."

"બહુ સારૂં થયું."

[૪]

તે પછી તે એક જ વખતે ત્રીસ રૂપીઆ પોતાની માને મોકલવા માટે આપવા આવ્યો હતો. ત્યારથી આઠ મહીને મેં એને છેલ્લો જેલમાં જ જોયો. વચમાં જે બન્યું તે એના એક શાગીર્દ પાસેથી જ મેં સાંભળ્યું હતું.

એહમદનો લાકડાવાળો શેઠ દાદો હતો. નાયટ કલબો, રાંડો અને શરાબખાનાંઓનો તે મુરબ્બી હતો. એહમદને તેણે નોકરીમાં તેનું શરીર અને હિમ્મત જોઇને જ રાખ્યો હતો. એહમદને તેણે પોતાની સાથે પોતાના અંગરક્ષક તરીકે ફેરવવા માંડયો. મોટરમાં રાતભર ફરવું. ગાણાંના જલસા સાંભળવા અને દિવસના સુઇ રહેવું અને પગાર ઉપરાંત શેઠ પાસેથી બક્ષીસ મળે તે જુદી. એહમદને એ ધંધો બહુ આકર્ષક લાગ્યો.

એક દિવસ ફોરાસ રોડમાં મીની નામની પંજાબણને ત્યાં એ શેઠ સાથે ગયો હતો. માથું દુખતું હતું તે બહાને શેઠે તેને બીરનો એક ગ્લાસ પીવરાવ્યો. મીનીના આગ્રહથી બીજો પીધો. નશો તેને માટે વધારે હતો. રાતના બે વાગ્યા એટલે બાજુના પાયખાનામાં તે પેસાબ કરવા ગયો. પાછળથી મીની અને શેઠે બારણાં વાસી દીધાં. એહમદ વિચારમાં પડી ઉભો રહ્યો. તેનું મગજ ભમતું હતું. બાજુની ખોલીમાંથી નીકળી મીનીએ રાખેલી છોકરી ચંપાએ ઇશારત કરી.

"અહિં આવો શેઠ," તેણે કહ્યું.

"પણ મારે તો મારા શેઠ સાથે જવાનું છે" એહમદને જલ્દી પોતાની ખોલી ભેગું થવું હતું.

"શેઠ, આજ નહિં જાય" ચંપાએ જરા નખરાં કરતાં કહ્યું.

"ત્યારે?" એહમદે મુંઝાતાં કહ્યું.

"અહિ બેસો, આ મારી રૂમ છે".

એહમદ અંદર જઇ બેઠો. ચંપા હસતી હસતી તેની પાસે બેઠી. વિવિધ પ્રકારના માણસો સાથે પરિચયમાં આવનાર આ છોકરી સમજી ગઇ હતી કે એહમદને હજુ શહેરનાં એ નર્કાગારનો જરાએ અનુભવ નહોતો. ચંપા પણ ખુબ જ પીધેલી હતી તેણે એહમદનો હાથ દાબ્યો. એહમદે તે તરછોડી કાઢયો. એહમદનાં જ્વલંત યૌવને ચંપાને મુગ્ધ કરી હતી. પણ તે છેલ્લાં ત્રણ વર્ષના અનુભવમાં કાબેલ વેશ્યા બની ગઇ હતી. તેણે બાજી પલટી.

"તમે કાઠીઆવાડના છો?" તેણે હસતાં હસતાં પુછ્યું.

"હા કેમ?"

"હું પણ કાઠીઆવાડી જ છું."

"એમ?"

"હા."

"કેવી છો જાતે?"

"કોળણ છું. ઝાલણસરની છું. અમે ઉમેણમાં તળીઆં તરબુચના વાડા કરતાં" ચંપાની જીભ ખુલી હતી.

"ત્યારે અહિં શા માટે આવી, આ ધંધામાં?"

"મારા નસીબે. મારે આમાંથી છુટવું છે. પણ કોઇ ઉપાય નથી."

"એહમદ મુંગો રહ્યો. ચંપા તેના સામું જોઇ રહી." કેમ શું વિચાર કરો છો?" તેણે પુછ્યું.

"કંઇ નહિ. મારૂં માથું ભમે છે. ચંપા મારે એક બહેન છે. હવે તે તારા જેવડી થઇ હશે."

"એમ? પણ જો એહમદ એને કોઇ આવી દશામાં લઇ આવે તો?" ચંપાએ સવાલ કર્યો. પીધેલી હાલત અને એહમદની હાજરીએ ચંપામાં કંઇક નવો જ ફેરફાર કર્યો હતો.

"તો," એહમદ ઉભો થઇ ગયો. "હું એ લાવનારને જાનથી મારી નાખું."

"બસ ત્યારે, મને અહિંથી છોડાવને! આ તો જીવતું દોજખ છે. એહમદ તું અહિં શા માટે આવ્યો?" ચંપાએ ઉકળીને કહ્યું.

"હા, એ ઠીક છે." એહમદે માથું બે હાથ વચ્ચે પકડી કહ્યું. "પણ હું તને છોડાવું શી રીતે?

"એમાં શું?" ચંપાએ કહ્યું. "તું મને પરણી જા. મને તારી સ્ત્રી કરીને રાખ, એહમદ આજે હું જુવાન છું. મારામાં બધું છે. મને કોઇનું ઘર માંડીને રહેવાનો શોખ છે. જો આમ ને આમ ચાર વર્ષ રહી તો હું સ્ત્રી મટી ચુડેલ બની જઇશ. એહમદ, તું અહિં એકલો હઇશ. તું ક્યાં જમતો હઇશ, તારૂં ઘર કોણ સાફસુફ રાખતું હશે?"

"ઠીક છે, હું જોઇશ" એહમદે જવાબ આપ્યો.

"ઠીક છે નહિ એહમદ, મને વચન દે. મારે માથે અહિં શું ગુજરે છે તેની તને ખબર છે? ખુદાને ખાતર, તારી બેનને યાદ કરીને મને વચન દે" ચંપાએ આજીજી કરતાં કહ્યું. તેની આંખમાં ખરેખર આંસુ આવી ગયાં હતાં.

"હા વચન જા" એહમદે ઉશ્કેરાટમાં કહ્યું.

"બસ એહમદ" ચંપા ઉભી થઇ તેની ડોકે વળગી પડી એહમદ છુટો થવા ગયો. "નહિ, નહિ," ચંપા હરખમાં ગાંડી થઇ ગએલી લાગી. "જો હવેથી હું "તારી ઓરત છું, વહુ છું, બાયડી છું. તું મારો ખાવીંદ છો, ધણી છો, ખુદા છો"

"બસ બસ" કહી એહમદે તેને અળગી કરી.

ચંપાએ પલંગ નીચે પડેલો બીરનો બાટલો ઉપાડયો., ખોલ્યો. એહમદ જોઇ રહ્યો. "શા માટે?" તેણે પુછયું.

"જો એહમદ આજ મારી અહિંની છેલ્લી રાત છે. આ દારૂનો પણ છેલ્લો ગ્લાસ પી લઉં. અને તું પણ પી. કાલથી આપણે એ બંધ છે" કહી તેણે ગ્લાસ ભરવા માંડયો.

* * *

સવારે શેઠ ઉઠયા તે પહેલાં એહમદ ચાલીમાં આંટા મારતો હતો. "કેમ" શેઠે કહ્યું "દોસ્ત ચંપાની સાથે લહેર તો પડીને?" શેઠ લથડતા અવાજે બોલ્યા. એહમદે નાક પર આંગળી મુકી. શેઠ અને એહમદ ચાલવા લાગ્યા. જાતીય સુખના પ્રથમ અનુભવથી તેનું રૂપ ઔર મોહક બન્યું હતું. પંજાબણ મીની તેની સામે હવસભરી આંખોએ જોઇ રહી.

બીજી રાતે બે વાગ્યા અને એહમદ પોતાની ખોલી પરથી ઉઠયો. ચંપાને લેવા તે અધીરો થયો હતો. મીનીની મેડી પર આવતાં તેના પગ થંભ્યા. દિવા બળતા હતા. પણ બધું સુમસામ હતું. મીની સુવાની તૈયારી કરી રહી હતી. એહમદ ઉપર ચઢયો અને બારણું ઠોકયું. મીનીએ તે ખોલ્યું. મીની એકલી જ હતી. કોઇ નાદાર આશકે તેને દારૂ પાયો હતો પણ પછી પૈસાના અભાવે જતો રહ્યો હતો.

એહમદને જોતાં જેમ કોઇ વાઘણ શીકારને જોતાં જીભ ચાટવા લાગે તેમ હવસથી તે ખળભળી ઉઠી.

"આવો, આવો, શેઠ! તેણે કહ્યું. કેમ આજે લાકડાવાળા શેઠ નથી આવ્યા?"

"ના" એહમદે જવાબ આપ્યો. હું એકલો જ આવ્યો છું. ચંપાને લેવા આવ્યો છું.

"કેમ?"

"તે મારી ઓરત થવાની છે.

"અરે જોઉં ચંપાને લઇ જવાવાળાની સુરત" મીનીએ મજાક કરી.

"હા, હું જરૂર લઇ જવાનો છું. જોઉં છું કે મને કોણ અટકાવે છે."

"તેમના અવાજ સાંભળી ચંપા આવી"

"હા, મીની હું તેની સાથે જવાની છું. મને નહિ જવા દે તો હું અહિંથી પડીને મરી જઇશ" ચંપાએ નિશ્ચિતપણે જાહેર કર્યું.

ચંપાએ આ પહેલાં ત્રણેક વખત આત્મઘાત કરવાને પ્રયત્ન કરેલો. પણ ફાવી નહોતી. પણ મીનીને તેની કાયમી બીક હતી. તે પાપ જાય તો તેની પરવા નહિ એમ તેને લાગ્યું, એટલે તેણે વાત બદલી.

"હા, ભલે. પણ મારા ત્રણસો રૂપીઆ તેની પાસે લેણા છે. તે આપીને લઇ જા" મીનીએ કહ્યું.

"શાના?" એહમદે પુછયું.

"શાના? મેં એને વેચાતી લીધી તેના દોઢસો અને આ લુગડાં ઘરેણાંના દોઢસો" મીનીએ હિસાબ આપ્યો.

અને હું અહિં દરરોજ પંદર પંદર મરદો......"ચંપા વચ્ચે જ બોલી.

"ચુપ" મીનીએ દમ છાંટયો. ચંપા ચુપ થઇ ગઇ. મીનીનો ધાક તેના પર ગજબ હતો.

"મારી પાસે તો એક પાઇએ નથી."

"તો એક રસ્તો છે" મીનીએ ખંધાઇથી કહ્યું.

"શો?" એહમદે આશાભર્યા અવાજે પુછયું.

મીનીએ તેના કાનમાં કંઇ કહ્યું.

"ન બને" એહમદે જવાબ આપ્યો.

"હા, હા, એહમદ, હા પાડી દે, ખુદાની ખાતર હા પાડી દે" ચંપાએ આજીજી કરી.

"પણ તું સમજતી નથી' એહમદે કહ્યું.

"હું સમજું છું" ચંપાએ કહ્યું.

"એમાં શું છે?" મીનીએ તેને પટાવવા માંડયો." બેસ તો ખરો, આપણે એ વિશે વાત કરીએ."

આહમદ બેઠો અને ચંપા ચાલી ગઇ.

મીનીએ અનેક વાતો કરવા માંડી અને સાથે શરાબના એક પછી એક ગ્લાસ તેને આપવા માંડયા. એહમદે એક રાત માટે મીની જે કહે તે કરવા કબુલ કર્યું હતું.

દોઢેક કલાક થઇ. એહમદ નશામાં ભાનસાન ગુમાવી બેઠો. મીની એહમદના ખોળામાં આવી બેઠી.

બારણું બંધ કરવાનું તે ભુલી ગઇ હતી. બારણું ઉઘડયું. નશામાં ચકચુર નુરમહમદ શેઠ આવ્યા. સાથે મુકવા આવેલા પીધેલા મવાલીઓ દાખલ થયા.

મીની અને એહમદને જોઇ શેઠ ચમકયા. "આ શું," તેણે બરાડો પાડયો.

એકદમ મીની ઉઠીને શેઠને ગળે વળગી પડી. "શેઠ," તે રોવા લાગી. "આ તે તમારો માણસ કે દુશ્મન? તમારી ગેરહાજરીમાં આવી મારા પર જાસ્તી ગુજારવા તૈયાર થયો!

"કમજાત!" પીધેલા એહમદે બરાડો પાડયો.

"એય છોકરા દેખતા હે કયા મારો; સાલેકો" શેઠે હુકમ આપ્યો.

પીધેલા મવાલીઓ એહમદ પર તુટી પડયા. છરીના એક ઘા કર્યા. લોહી દેખ્યું ને આરબબચ્ચો ચમકયો, તેણે એક મવાલીના હાથમાંથી છરી લીધી. શેઠ તેનો હાથ પકડવા દોડયા. એહમદે ઘા કર્યો. શેઠની ગરદન કપાઇ. તે ભોંય પર તૂટી પડયો.મીની અને તેનાં માણસોએ બુમરાણ મચાવ્યું. એહમદ નાસવા જતાં દાદર પર આવી ચુકેલી પોલીસે તેને પકડયો.

* * *

જેલમાં એહમદને મળ્યા પછી, દસમે દિવસે મારા ઓળખીતા પોલીસે આવી ખબર આપી કે તેને આન્દામાન મોકલવાનો હતો. બીજે દિવસે બપોરની ગાડી વખતે હું સ્ટેશને ગયો.

એહમદની સામે મેં જોયું. "એહમદ તારી મા, બેન, વગેરેને કંઇ કહેવરાવવું છે?" આખરે મેં પૂછ્યું.

"ના?" તેણે ટુંકો જ જવાબ આપ્યો.

ટ્રેનની વીસલ થઇ. "ખુદા તારી સંભાળ રાખશે" મેં તેને કહ્યું. તેની વાત સાંભળ્યા પછી મને તેને માટે ભાવ થયો હતો.

"કયાં છે ખુદા?" તેણે તીરસ્કારથી કહ્યું.

એહમદની સાથે બીજા ત્રણ જુવાનો બેઠા હતા. પણ એવા તો બીજા ઘણાએ નિર્દોષ જુવાનોને આજે સમાજ ખરાબાની ભેખડે ચડાવી દે છે.

પાંચ વર્ષની વાત પરતું વંથળીનાં સ્ટેશન પરનું દૃશ્ય મારી નજર સામે ખડું થયું. પૈડાંઓ ફરી ફરતાં દેખાયાં જી. આઇ. પી.નાં એન્જીનનાં મોટાં પૈડાં અને પેલાં નાનાં પૈડાંઓ વચ્ચે હિન્દના આમવર્ગની જુવાની દળાઇ જતી મને લાગી.



# અપ્ટન સિન્કલેર



સમય આલમ સંપત્તિની શોધમાં પડી હતી. ન્યુયોર્કના રસ્તાઓમાં ડોલરો કાંકરાની માફક મળતા હતા, પ્રત્યેક કામગારને પોતાને ઘેર મોટર વસાવવાની અભિલાષા હતી, ત્યારે મુડીવાદના ક્રૂર શોષણ સામે એક અમેરિકને શબ્દ ઉઠાવ્યો. કારખાનામાં પીલાતા માનવયંત્રોની પડખે આ રિકન યુવાન આવીને ઉભો. સત્તાવાન વર્ગ-સમુદાયમાં ભળવાને તેને તક હતી. સાહિત્યકોની સૃષ્ટિમાં પ્રથમ પંક્તિમાં આવી શકાય તેવી તેની પાસે કલમ હતી. પણ એ સર્વને વેગળાં કરીને આ યુવાન શોષાતા સમુદાયની પડખે ચઢયો. આ યુવાન તે અપ્ટન સિંકલર.

'જીમી હીગીન્સ' નામની નવલકથા લખીને કામદારોની કરૂણ કથા તેણે શબ્દોમાં મુકી. 'જંગલ'માં તેણે કતલખાનાની કાળી હકીકતો આલેખી. 'બ્રાસ ચેક'માં પત્રકારીત્વ ઉપર મુડીવાદીઓએ પ્રસારેલો પંજો આલમની આંખ સામે ધર્યો. 'બોસ્ટન'માં સેકકો વેંઝીટીની કથા ગુંથી. આમ લગભગ ૪૦ પુસ્તકોમાં આમવર્ગને સહન કરવાં પડતાં કેટલાંય કષ્ટોને જબાન આપી તેમને બોલતાં કર્યાં.

અમેરિકાના સમાજવાદી બળનું પ્રેરણાતંત્ર અપ્ટન સિંકલરની નવલકથાઓ. પ્રત્યેક દેશમાં ભાષાંતર થવા લાગી છે. કેટલાક નાટકના અનુવાદ પણ ગુજરાતીમાં ઉતરવા લાગ્યા છે. જો શક્ય હશે તો તેમના કોઇ ન્હાના નાટકનો અનુવાદ 'નવયુગ' ના પાનાઓ ઉપર થોડા સમયમાં રજુ કરવાનો મ્હારો નિર્ધાર છે.

અપ્ટન સિંકલરે છેક છેલ્લાં પોતાની જીવનકથાનાં સંસ્મરણો લખ્યાં છે. આ પુસ્તક તે 'American Out Post' આ પુસ્તકમાંથી બે ત્રણ પ્રસંગો વીણીને અહીં મુકયા છે. પહેલો પ્રસંગ 'જંગલ' પુસ્તક પ્રસિદ્ધ કરતાં નડેલી અપ્રતિમ મુસ્કેલીઓનો લીધો છે. બીજામાં લગ્ન વિશે હકિકત લીધી છે.



## કેટલાંક સંસ્મરણો



આજે અમેરિકન આલમમાં અપ્ટન સિંકલર એ સમાજવાદી સાહિત્યનું બીજું નામ થઇ પડયું છે. તેમણે તેમના જીવનમાં સમાજવાદના પ્રચારને ગુંથી દીધો છે. નવલકથાઓ અને વાર્તાઓ રૂપે તે પ્રચાર કરે છે. પરિણામે આજ તેઓ પ્રચાર કરી શકયા છે. એટલું જ નહીં

પણ અમેરિકન આલમમાં એક સારા ઉદ્દામ લેખક તરીકે સન્માન પામ્યા છે. તેથી તેમની જીવનકથાના અત્રે મુકેલા કેટલાક પ્રસંગો અતિ રસિક થઇ પડશે. પહેલો પ્રસંગ તેમના પુસ્તક પ્રકાશનમાં પડેલી મુશ્કેલીઓ સુચવતો પસંદ કર્યો છે. કારણ કે તેમનું આ પુસ્તક અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોમાં સૌથી સારૂં મનાય છે! પણ આ પ્રસંગ તેમને જ કહેવા દઇએ.

## [ ૨ ]

જંગલ'નાં પહેલાં પ્રકરણો મેકમીલન કંપનીના જ્યોર્જ પી. બ્રેટે વાંચેલાં. તેમના પર આ પુસ્તકની સારી અસર થઇ. આથી તો તેમણે ૫૦૦ ડોલરની રકમ આગળથી આપી. પણ પછી તો મ્હારી પાસે પૈસા ખુટયા. મ્હારી ઇચ્છા છતાં ચીકાગો જઇ શકાય તેમ હતું જ નહીં. અને વધુમાં મ્હારી તંદુરસ્તી તુટી ગઇ એટલે પાછલાં પ્રકરણો સારાં ન લખાયાં. મ્હારાથી જે બન્યું તે મેં કર્યું. મ્હારા પુસ્તકના અંત ભાગ ઉપર આકરી ટીકા કરનારાઓએ તેને હસ્તલીખીત દશામાં વાંચ્યું હોત તો તેમને સાચી ખબર પડત. અમેરિકાના બધા પ્રશ્નોના ઉકેલ કરવાની ઘેલછામાં હું આખરે અટવાઇ પડયો...આ પ્રકરણોને વિવેચકની એરણ ઉપર મુકવા મેં નિર્ણય કર્યો. કહેવાની ભાંગ્યે જ જરૂર છે કે આ નિર્ણય મારી સામે જ આવ્યો. એક વખત સાંજના 'અપીલ' નામના વિખ્યાત માસિકના તંત્રી મ્હારે ત્યાં આવ્યા હતાં. તેમની સમક્ષ આ પ્રકરણો મેં વાંચી બતાવ્યાં. વાંચતા વાંચતાં ચોપડી ઉંચી કરી મેં શ્રોતા ઉપર એક નજર નાખી તો હું હેબતાઇ જ ગયો. તેઓ ઘસઘસાટ ઉંઘતા હતા! પણ છતાં હું નમ્રભાવે ચોપડી કલાકેક સુધી વાંચતો જ ગયો. જેથી તે તંત્રીને 'પકડાઇ' જવાનો પ્રસંગ ઉભો ન થાય!

**પછી** તો મી. બ્રેટે મુલાકાત માટે ન્યુયોર્ક આવવાનું આમંત્રણ આપ્યું. મુલાકાત દરમીયાન આ મહાશયે સાફ શબ્દોમાં સંભળાવી દીધું કે 'જંગલ'માં અમુક પ્રકારના સુધારા કરવામાં આવશે તો જ તેઓ પ્રસિદ્ધ કરશે. અમેરિકન કતલખાનાની કાળી બાજુ જે વિભાગમાં રજુ થઇ હતી તે ભાગ તેમને વાંધાજનક જણાયો. બહુ જ નરમાશથી અને મીઠાશથી મી. બ્રેટે 'લોહી અને આંસુ'ના અનુભવોને વાર્તામાંથી ઉખેડી નાંખવાની વાત કરી. પણ જ્યારે તેમને મ્હારી આનાકાનીનો અનુભવ થયો ત્યારે તેમણે સલાહના શબ્દ ફેંકયા. 'ત્હમારી ચોપડીઓ વેચાય છે એના કરતાં ત્રણું ગણી વેચી શકાય. પણ ત્હમારે પેલા ભાગને તદ્દન કાઢી નાંખવો જોઇએ, સમજ્યા!' પણ મ્હારા મગજમાં અમેરિકન સંસ્કૃતિને તેના નગ્ન સ્વરૂપમાં રજુ કરવાની તે સમયે તમન્ના હતી. મેં સીધી ના સંભળાવી. બ્રેટે પુસ્તક પ્રસિદ્ધ ન કરવાનો નિરધાર જાહેર કર્યો.

પછી તો એક પ્રકાશક સંસ્થા પાસેથી બીજી પાસે હું પહોંચ્યો. પ્રત્યેકે 'જંગલ'ને વાંચીને સીધું જ મ્હને પાછું સોંપ્યું. કેટલીક વાર તો આ પુસ્તક વાંચવાની તસ્દી લીધા વગર જ મ્હને પાછું મળતું. આખરે અમેરિકાના પુસ્તક પ્રગટ કરનારાઓએ 'જંગલ' પ્રસિધ્ધ કરવાની ના પાડી. લીંકોન સ્ટેફેન્સને મેં મ્હારૂં દર્દ

કર્યું. પણ આ અનુભવી માણસે પણ સલાહ આપી 'સાચું હોય તો પણ લોકોમાં અણગમો ઉપજાવે તેવું લખવું તદ્દન નકામું છે!'

**પણ** મ્હને તો 'જંગલ' પુસ્તકને જેવું મેં લખ્યુ હતું તેવું જ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા હતી. આથી સ્વતંત્ર રીતે જ 'જંગલ'ને પ્રસિદ્ધ કરવાનો મે નિર્ણય કર્યો. પણ પૈસા કયાંથી કાઢવા? આ દીશામાં 'અપીલ'ના તંત્રીએ મ્હને સહાય આપી આ પત્રમાં પુસ્તક પ્રસિદ્ધ કરવાનો મ્હારો નિરધાર મેં પ્રજાને જાહેર કર્યો. પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મને નડેલી મુશ્કેલીઓ વર્ણવી. એક લંડને* આ પુસ્તકના પ્રકાશન માટે ભાવના ભરપુર મેનીફેસ્ટો લખ્યો. આ અમેરિકાના સમાજવાદીઓને આ પ્રસિદ્ધ કરવા માટે તેમણે પ્રેરણા આપી. મેં આગળથી ખરીદે તેને એક ડોલર અને વીસ સેન્ટમાં આ પુસ્તક આપવાની જાહેરાત આપી. વિનંતિનો ધાર્યા કરતાં સારો જવાબ મળ્યો, લગભગ ૪૦૦૦ ડોલર મ્હારા હાથમાં આવી પડયા અને જંગલને પ્રસિદ્ધ કરવા માટે મેં પ્રેસની શોધ આદરી. ન્યુ યોર્કના એક સામાન્ય પ્રેસમાં 'જંગલ' બીબામાં ગોઠવાવા લાગ્યું.

## [૩]

**પુસ્તક** પ્રકાશનના ક્ષેત્રમાં અમેરિકન પદ્ધતિમાં ખાસ વિશિષ્ટતાઓ છે. પુસ્તક છપાઇ છતાં તેનાં વેચાણની વ્યવસ્થા માટે ત્હમારે કંપનીનો આશ્રય લેવો પડે, આથી હું પણ આવી એક સારી ગણાતી કંપનીમાં જઇ પહોંચ્યો. તેનુ નામ હતું ડબલડે પેજ અને કંપની.

પેજ પોતે બહુ ભલા. તેઓ માનતા કે જેવા પોતે ભલા છે. તેવું જ જગત પણ ભલું છે. જાતે ખૂબ દયાળુ અને આ સુંદર સૃષ્ટિમાં કોઇને પણ નુકસાન ન થાય તેવા હેતુથી પ્રેરાઇને 'ટ્રીબ્યુન' પત્રના વડા તંત્રી જેમ્સ કોલેને પુસ્તકના મુદ્દો અવલોકન માટે મોકલ્યાં. આ મહાશયે થોડા દિવસમાં ૩૨ પાનાનો રીપોર્ટ મોકલ્યો. તેઓ કહેતા કે તેમના એક નિષ્પક્ષ રીપોર્ટરે આ પુસ્તક ઉપર અવલોકન આપ્યું છે. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે અવલોકન મ્હારા સામે જ લખાયું હતું. બે કલાક બેસીને મેં મી. પેજને સમજાવવા યત્ન કર્યો. આખરે કંપની આ અવલોકનની સ્વતંત્ર તપાસ કરવા તત્પર થઇ. એક જુવાન વકિલને રોકવામાં આવ્યો. આ વકિલને શરૂઆતમાં જ એક માણસ મળ્યો. ચોપડી બાંધનારી બીજી કંપનીનો પ્રકાશનખાતાનો તે એજન્ટ હતો. એણે કબુલ કર્યું કે જેમ્સ કેલીને માટે તેણે જ અવલોકન લખી નાંખ્યું હતું.

અને આમ ૧૯૦૬ માં 'જંગલ' પ્રસિદ્ધ થયું......

### લગ્ન

"સંગીત સમારંભમા અને શયનગૃહનાં ફારસોમાં મશ્કરીની મુખ્ય ભૂમીકા લગ્નની સંસ્થા હોય છે. એમ જ માની લેવામાં આવે છે કે લગ્નમાં દંપતિ યુગલ અસરખાં અને અસમાન જ હોવાં જોઇએ.

---

* આ ઉદ્દામ લેખકની જીવનકથા નવયુગના મેના અંકમાં આપવામાં આવી હતી.
—તંત્રી.

તેઓએ પછી અરસપરસ કલહ આદરવો જોઇએ અને અંતમાં છબરડો વાળવો જોઇએ. પણ હું માનું છું કે વૈજ્ઞાનિક રીતે લગ્નનો અભ્યાસ થઇ શકે અને કલામય રીતે દંપતી જીવન માણી શકાય. પ્રત્યેક કુદરતી વિજ્ઞાનની માફક લગ્નસંસ્થાને પણ તેના વિશિષ્ઠ માનસિક, નૈતિક, અને આર્થિક કાનુનો છે. અને હું માનું છું કે પ્રત્યેક માધ્યમિક શાળામાં ભવિષ્યમાં તે શિખવાશે. દરમીયાન આ વસ્તુની વ્યવહારિક બાજુ જાણ્યા વગર લગ્ન કરવાથી શું બને છે તેનો કિસ્સો અહીં રજુ કરૂં છું.

'Love's Pilgrimage' માં આ વસ્તુ મેં ગુંથી છે....કથાને માટે આપણે ઉપનામ યોજીયે. ખ્રીસ્તી પુરાણોમાં કોરીડોન અને થીરસીસની વાર્તા છે...જીવનકથાના આ ભાગ માટે આપણે આ નામો રાખીશું.

કોરીડોન અને થીરસીસના લગ્ન દયાજનક અજ્ઞાનથી છલોછલ હતાં. બન્ને જણને બહુ જ ઓછું શિખવવામાં આવ્યું હતું અને જે શિખવવામાં આવ્યું હતું તે ઘણુંખરૂં ખોટું હતું. શહેરના ભટકનારાઓની પુત્રી તરીકે કોરીડોને જીવન ગાળ્યું હતું. તેના પિતા પહેલાં એક ન્યુસ રીપોર્ટર હતા પછી કોર્ટના કારકુન બન્યા. વીસ વર્ષના જીવનમાં તેને એક જ બાલિકાની દોસ્તી હતી. તે પણ ક્ષય રોગથી મરવા પડી હતી. પણ થીરસીસને તો કોરીડોન ઉપરાંત એક બીજી છોકરી સાથે, પણ મિત્રતા હતી.

* * *

કોરીડોન અને થીરસીસ વચ્ચે જામેલી મિત્રતાનું કારણ એ હતું કે અમારા નિવાસસ્થાન એક બીજાની નજીક હતાં. થીરસીસ તે વખતે એક અપ્રખ્યાત નવલકથા લખી રહ્યા હતો. આ લખેલી કોપીઓ કોઇ વાંચનાર તો જોઇએ. તે આવીને લઇ જતી. અને જ્યારે તેણે વાંચ્યું ત્યારે તેને ખબર પડી કે આ અહંભાવી આત્મલક્ષી ધિક્કાર પ્રેરક યુવાન એક સ્વપ્નદ્રષ્ટા હતો અને એક સુંદર પ્રેમકથાનું સર્જન કરી રહ્યો હતો. તે આવીને કહેતી કે 'અહો! આ તો ખૂબ સરસ છે!' પછી શું બન્યું તે તો આપમેળે જ સમજાશે. સાહિત્યની લાગણીઓએ સ્વરૂપ બદલ્યાં એકલા કવીને આધાર અને સાથી સાંપડયો."

આ લગ્ન ૧૧ વર્ષ સુધી ટક્યાં હતાં. પછી પત્ની સાથે છુટાછેડા લીધા હતા. અને બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું.

હવે તેના પિતાના જીવનનો એક પ્રસંગ લઇએ.

## [૪]

"મ્હારા ગરીબ પિતાશ્રીમાં યુવકને શિક્ષણ આપવાની શક્તિ ન હતી. દરેક વર્ષે દારૂની લત્ત તેમને જીવતા ખાઇ રહી હતી. કેટલાય દિવસ સુધી તે દેખાય જ નહીં અને આખરે મ્હારે તેમને શોધી લાવવા પડે. શહેરના કોઇ પીઠામાં આ સજ્જન પુરૂષ પેગ પર પેગ ચઢાવતા જ હોય. આખરે જ્યારે હું તેમને શોધી કહાડું ત્યારે શાબ્દિક યુદ્ધ શરૂ થાય. દલીલો, વિનંતી અને ધમકીઓથી હું તેમને ન્હવરાવી દઉં. હું તેમને મહાપરાણે શેરીમાં લઇ જાઉં. પણ બીજું પીઠું આવતાં જ પાછી એ તકરાર શરૂ થાય. 'દીકરા, એક જ પેગ લેવા દે!

જોતે મ્હને કેટલું દર્દ થાય છે! એક પેગ વગર મ્હારાથી ઘેર નહીં અવાય!" દયામણા શબ્દોથી તેઓ આજીજીઓ કરે. પણ તેની પરવા કર્યા વગર હું તેમને ઘેર લઇ આવતો.

ઘેર લાવીને તેમને હું પથારીમાં સુવાડતો. બ્હાર નાસી ન જાય તે બીકે હું પાટલુન સંતાડતો. મ્હારી માતા એકાદ કડક કોફીનો પ્યાલો બનાવતી. તેમજ કોઇ કોઇ વાર મસાલાનો ઉકાળો બનાવતી. તે સમયમાં લાખ્ખો અમેરિકન-માતાઓની આ જ હાલત હતી. દારૂના પેગને પાછો લાવવા મથતા માનવીઓને સમજ પડતી નથી કે અમેરિકન સ્ત્રીત્વ શા માટે દારૂ સામે આટલું ઉગ્ર છે. પણ હું ખાત્રી આપું છું કે જ્યાં સુધી જીવનની આવી સ્મૃતિ તેમનામાં ટકશે ત્યાં સુધી તેઓ લાખ્ખોની સંખ્યામાં જઇને મદ્ય પાન સામે વિરોધ નોંધાવીને મદ્યપાનની તરફેણ કરનારાના દીલ તોડી નાંખશે! જે ક્ષણથી અમેરિકન સ્ત્રીત્વને મત આપવાનો હક્ક મળ્યો તેંજ ક્ષણથી મદ્યપાનનો સવાલ સદાને માટે ઉકલી ગયો છે.

પછી પછીથી સ્થિતિ બગડતી ચાલી. પહેલાંની જગ્યાઓએ જવાને બદલે પિતાશ્રીએ આઘેનાં પીઠાં પકડવા માંડયાં. શહેરમાં તો મિત્રોની સમક્ષ દારૂ ઢીંચતાં તેમને શરમ આવતી. એટલે તેઓ આગળ જતા. દૂર દૂર તેઓ દારૂની દુકાનની સોડ શોધતા. આખરે તેમને કલાકોની શોધખોળ પછી શોધવા પડતા. ઘણી વખત પાસેના શહેરના કોઇ પીઠામાં એકાદ ખુરશી ઉપર પડેલા હું શોધી કહાડતો, કે ટેબલ પર હાથ પકડીને માથું મુકીને સુઇ રહેલા તેઓ સાંપડતા. એક વખત તો તેમને ગટરમાં ચત્તાપાટ પડેલા મેં જોયેલા. તે સમયમાં આવાં દ્રશ્યો અસામાન્ય ન હતાં.

પણ હવે હું તેમને ઘેર લઇ જવાને બદલે સીધો જ દવાખાનામાં લઇ જતો. કારણ કે ઘરમાં તેમને નિયમનમાં રાખવા અશક્ય હતા. સેન્ટ વીન્સેટની ઇસ્પીતાલમાં ૨૫ ડોલર આપીને તેમને રાખતો...... એકાદ અઠવાડીયું રહીને તેઓ બહાર પડતા. પછી એકાદ અઠવાડીયું પશ્ચાતાપ કરતા. રડી પડતા દારૂ નહીં પીવાની પ્રતિજ્ઞા કરતા. વેપારધંધો શરૂ કરતા... પણ તે સર્વ થોડા સમયને માટે જ—

# આરામખુરશીનો-

'આખરે પ્રયોગ સફળ તો થયો!' પ્રોફેસરે આનંદ સાથે અવાજ કર્યો. તેના પડઘા પ્રયોગશાળામાં પડયા. વિદ્યાર્થીઓ એકદમ પ્રોફેસરની આજુબાજુ વિંટળાઇ વળ્યા.

'આનંદો ઓ વિદ્યાર્થીગણ, આજે આપણે પ્રાણવાયુના પરમાણુનું વજન કહાડવા શકિતમાન થયા છીએ. કેટલાય વર્ષોનો આદર્શ આજે પાર ઉતર્યો છે. સતત શ્રમનું સફળ પરિણામ આખરે આવ્યું છે. આનંદો! આનંદો! ઓ વિદ્યાર્થીઓ, ચાલો એવાં જ બીજાં કામ ઉપાડીયે. એક સીધ્ધી મેળવ્યા પછી બીજી સીધ્ધીની ઉપાસના આરંભીયે!' પ્રોફેસરની વાક્ધારા વહી રહી. વિદ્યાર્થીઓમાં ઉત્સાહ પ્રેરતી–નવી આશાઓ જન્માવતી–નવા આદર્શો સ્થાપતી પ્રોફેસરની વાક્ધારા આગળ ને આગળ વધી. પ્રોફેસરે પ્રાણવાયુના પરમાણુનું વજન લેવાનો પ્રયોગ વર્ણવ્યો. અત્યાર સુધીમાં પડેલા મુશ્કેલીઓનું વર્ણન કર્યું. અને આખરે અચાનક સાફલ્ય શી રીતે મળ્યું હતું તેનો વિગતવાર અહેવાલ કહ્યો.

વિદ્યાર્થીઓમાંના કેટલાકને રસ પડતો. કેટલાકને કંટાળો આવતો. પણ અપુર્વ શાંતિથી બધા સાંભળતા. માત્ર શેરીઓમાંથી પસાર થતી ટ્રામનો ટંકારવ પ્રોફેસરના શબ્દો સાંભળવામાં કંઇક ખલેલ પહોંચાડતો.

પ્રોફેસર તો એકદમ આનંદમાં આવી ગયા હતા. પ્રાણવાયુના પરમાણુના વજનની શોધથી તેમને વૈજ્ઞાનિકોની દુનીયામાં વધુ માન મળશે એ આશાથી તેઓ ઉન્મત્ત બન્યા હતા.

પ્રોફેસર પોતે હતા મહાવૈજ્ઞાનિક. શકય એટલી વૈજ્ઞાનિક ડીગ્રીઓ તેમના નામ પછવાડે લટકતી હતી. સમાજમાં તેમને સન્માન મળતું. વિશ્વવિદ્યાલયમાં તેઓ અતિ પ્રિય ગણાતા. તેમની પ્રયોગશાળા અનેક વિદ્યાર્થીઓ માટે આદર્શ મેળવવાનું ધામ હતું. અહીં પ્રોફેસરને અહોનીશ શ્રમ કરતા જોઇને તેમને પણ ઉત્સાહ આવતો.

આ સુંદર શોધને સારૂં પ્રોફેસરને માન આપવાનો વિદ્યાર્થીઓએ નિરધાર કર્યો. પહેલી મેને દિવસે વિશ્વવિદ્યાલયના વિશાળ ચોગાનમાં મ્હોટો મહોત્સવ કરીને પ્રોફેસરને મહાસન્માન આપવાનો નિર્ણય જાહેર થતાંજ પ્રોફેસરને વધુ આનંદ થયો. આખરે તેમને લાગ્યું કે તેમના જીવનની ધન્યક્ષણ આવી પહોંચી છે!

# -આશક




## ૨ સન્માનની તૈયારીઓ

પહેલી મેની ઉષા પ્રગટે ત્યાર પહેલાં લગભગ હજાર જેટલા પ્રેક્ષકો બેસી શકે તેવો સુંદર શમીઆનો તૈયાર કરવામાં વિદ્યાર્થીઓ રોકાયા હતા. આખા ચોગાનને વિવિધ વાવટાઓથી શણગારવામાં આવ્યું હતું. શમીઆનામાં વૈજ્ઞાનિકોની સુંદર છબીઓ મુકવામાં આવી હતી. બાજુમાં પ્રયોગશાળામાં પ્રોફેસરે કરેલી શોધને સમજાવવાને ૧૦ જેટલા અધ્યાપકો સ્વયંસેવકનું કામ કરવાના હતા.

વિશ્વવિદ્યાલયમાં વાત ચાલતી કે ગવર્નર જાતે જ પ્રયોગ જોવા પધારનાર છે અને તેમને હાથે જ પ્રોફેસરને સન્માન અપાનાર છે.

વિપીન પણ વિદ્યાર્થીઓમાનો એક હતો. આખી રાત્રિ બેસી તેણે વ્યવસ્થા કરી હતી. સમારંભમાં ક્યારે કોણે બોલવું તે પણ નક્કી થઇ ગયું હતું. ગવર્નર વિજ્ઞાનથી સાવ અજાણ હોવાથી તેમનું ભાષણ વિશ્વવિદ્યાલયના ચેન્સેલરે જ લખી નાંખ્યું હતું. ગવર્નર તે વાંચી ગયા હતા અને સંમતી આપી દીધી હતી.

પહેલી મે આખરે આવી પહોંચી. વિશ્વવિદ્યાલયના મકાન પર આકાશથી રોશની ઉતરી. વિદ્યાર્થીઓ જાગ્રત જ હતા. સમારંભની સર્વ તૈયારીઓ શરૂ થઇ ચુકી. પ્રત્યેક ક્ષણ જતી હતી તેમ તેમ સમારંભની વેળા નજીક આવતી જતી હતી.

વિપીનનો ઉત્સાહ તો અમાપ હતો. એક વખત તેને પણ આ જ પ્રકારનું સન્માન મળશે. એ ભાવના તેને ઉત્તેજી રહી હતી.

બધી વ્યવસ્થા પરીપુર્ણ થઇ ચુકી. પ્રેક્ષકોની મોટરોએ પણ રસ્તામાં સાદ પાડવાનું શરૂ કર્યું હતું.

## ૩ સરઘસનો સામનો

'આ બાજુ નહીં', આ બાજુ નહીં', બીજે રસ્તેથી જાવ !' ક્ષુધાર્તોના સરઘસને ઉદ્દેશીને પોલીસ અમલદાર બોલ્યો.

'શા માટે ?'

"મ્હારો હુકમ છે ! ત્હમે પુછનાર કોણ ?"

"હું આ સરઘસનો નેતા છું મ્હારી દોરવણી નીચે આ બેકારો સરકારની કચેરી સુધી જનાર છે અને ત્યાં જઇને અમો દેખાવ કરવા માંગીયે છીયે ! "

'એમ નહીં બને, બીજે રસ્તેથી જાવ. આજે અહીં ગવર્નર આવે છે : મ્હને

હુકમ છે કે ત્હમોને આ રસ્તા ઉપર ન આવવા દેવા!'

"ગવર્નર અહીં આવે છે? ઓહો! તો તો ઘણું જ સારૂં. અમો અહીં જ દેખાવ કરીશું!

'હું ત્હમને તેમ કરવા નહીં દઉં! હું પોલીસ છું મ્હારો હુકમ ત્હમારે માનવો જ પડશે!'

'ત્હમારો હુકમ?'

'અલબત્ત!'

'પણ અહીં ગવર્નર કેમ આવે છે વારૂ?'

'તેની મ્હને શી ખબર!'

'ક્યારે આવશે?'

'૮-૩૦ વાગે'

'પાછા ક્યારે જશે?'

'૮-૪૫ કલાકે'

'અરે, ત્હમે જાણતા નથી?' નેતાના સાથીએ વચ્ચે ઉમેર્યું. આ યુનીવર્સીટીના કોઇ પ્રોફેસરે પ્રાણવાયુના પરમાણુનું વજન શોધી કહાડ્યું છે એટલે એ વૈજ્ઞાનિકને માન આપવા માટે ગવર્નર પધારવાના છે!

'ત્યારે તો આપણે વિશ્વવિદ્યાલય પર જ જઇએ! એમને પણ ખબર પડે કે શહેરમાંથી સેંકડો જણને માટે રોટલી સુકાઇ ગઇ છે!'

'પણ હું નહીં જ જવા દઉં!' પોલીસ અમલદારે વચ્ચેથી જ કહ્યું.

"ત્હમારી શક્તિ હોય તો અટકાવો!" સાથીએ મક્કમપણે જવાબ દીધો.

"ત્યારે ત્હમારે અહીં અથડામણ ઉભી કરવી છે એમ જ ત્હમો ઇચ્છો છો ને?" પોલીસ અમલદારે દમ મારવા માંડ્યો.

"જૂવો મીસ્ટર, અમો બધા બેકારો છીયે. અમારે તો ઘેર ખાવાને અન્ન નથી. એટલે ભુખથી મરી જઇશું તેના કરતાં આવી અથડામણમાં મરી જઇશું તો અમારા રક્તનું કંઇક સાર્થક થશે!'

સરઘસના નેતાનો આ મક્કમ નિર્ણય સાંભળતાં પોલીસ અમલદારે બીજી કળ અજમાવવાનો વિચાર કર્યો:

'પણ જુવો, ત્હમો તો ભણેલા લાગો છો. અહીં આપણા એક પ્રોફેસરને માન આપવામાં આવે છે. આપણા પ્રદેશના એક મહાવૈજ્ઞાનિકને માન આપવાના પ્રસંગે ત્હમો આવી અથડામણ ઉભી કરો એ જરાય ઠીક ન ગણાય! આવે પ્રસંગે ત્હમારા ઉપર લાઠી ચલાવતાં મ્હને પણ સંકોચ થાય!'

શબ્દોમાં જોઇએ તેટલી મીઠાશ હતી.

'મીસ્ટર, ત્હમારે સંકોચ પામવાની જરાય જરૂર નથી, જે મહાવૈજ્ઞાનિકને એટલી પણ ખબર નથી કે પહેલી મે એ સારાયે જગતના શ્રમજીવીઓના આંદોલનોનો દિન છે તે મહાવૈજ્ઞાનિકને માન મળે કે ન મળે તે સાથે અમારે જરાય સંબંધ નથી. જો તેનામાં અને તેના વિદ્યાર્થીઓમાં માનવતા હશે. જગતમાં પછડાયેલાઓ પ્રત્યે સાચી અનુકંપા હશે, તો તેઓ પણ અમારી સાથે આવશે-તો તેઓ પણ અમોને મળશે—.

'પણ એ તો ઠીક પણ ત્હમો ગવર્નર આવી જાય તે પહેલાં શાંતિથી પસાર થઇ જાવ તો હું ત્હમને જવા દઇશ!' પોલીસ અમલદારે સમાધાન સુચવ્યું.

"'હવે અમો કચેરીએ કંઇ જવાના નથી!' ગવર્નર અહીં જ આવનાર છે એટલે અહીં જ પહેલાં દેખાવો કરીને પછી જ સેક્રેટરીએટ ઉપર જઇશું!'

'એટલે ત્હમારે નથી માનવું એમ ને?'

'ત્હમો જે અર્થ કરો તે!'

ઇન્સ્પેક્ટરે સીટી વગાડી.

## ૪ વિદ્યાલયની બાલકનીમાંથી

'અરે આ શબ્દ શેનો સંભળાય છે?' વિપીને અન્ય વિદ્યાર્થીઓને કહ્યું.

'કામ આપો કે ખાવાનું આપો'

'જગતના કામદારો એક હો જાવ'

'જગતના જાલીમોનો નાશ થઇ જાવ!'

આકાશમાં પડઘા પડયા. રસ્તામાંથી સંભળાતા અવાજો જોરદાર બનતા ગયા. વિદ્યાર્થીઓ તરત જ વરંડામાં દોડયા, ત્યારે તેઓએ કંઇક જુદું જ દૃશ્ય જોયું.

'અરે આ પોલીસો શાના?'

'ગવર્નરના રક્ષણ માટે આવ્યા હશે!'

'અરે પેલું તો સરઘસ છે!'

'શેનું છે રે? બીજા તરફ ફરીને તેણે પુછ્યું.

'ખબર પડતી નથી પણ પહેલાં સુત્ર ઉપર લખ્યું છે કે "કામ આપો કે ખાવાનું આપો."

હા! હા! મ્હારાથી પણ વંચાય છે. જુવો બીજું સુત્ર. તેમાં લખ્યું છે કે 'બેકારી એ મુડીવાદનું પરિણામ છે' બીજાએ ત્રીજું સુત્ર વાંચવાનો યત્ન કર્યો.

'ત્રીજામાં તો લખ્યું છે કે 'જગતના શ્રમજીવીઓ એકત્ર થઇ જાવ!'

'આ બધું શું છે?' વિપીને પ્રશ્ન કર્યો.

'કંઇ સમજ પડતી નથી!' અસહાય બનીને એક જણે ઉત્તર આપ્યો.

'અરે આ કોઇ સરઘસવાળો અંદર ઘુસી ગયો છે તેને પુછીયે'

'તડ્ તડ્ તડ્' રસ્તામાં લાઠીનું સંગીત શરૂ થયું હતું.

'અરે પણ પોલીસો સરઘસ ઉપર દોડે છે.' અરે જુવો જુવો! સરઘસવાળાઓ ઉપર લાઠીઓ વિંઝાય છે!' વિપીને બરાડા પાડયા., 'ચાલો ચાલો આપણે જઇએ!'

સરઘસ તરફ વિપીને દોટ મુકી.

"અરે કયાં જાય છે? અરે, ત્હારે તો ગવર્નરનો સત્કાર કરવાનો છે, એ વિપીન, વિપીન!" સત્કાર સમિતિના મંત્રીએ બુમો પાડવા માંડી.

પણ વિપીન જોરથી સરઘસની દીશામાં જઇ રહ્યો હતો.

'શું કરીશું?'

'કેમ થશે?'

'અરે તેને વાગશે તો?'

વિદ્યાર્થીઓમાં પ્રશ્નો થઇ રહ્યાં પણ કોઇ સરઘસ તરફ ગયું નહીં. તેઓ તો ત્યાંજ ઉભા રહ્યા.

વિપીન તો સરઘસના સ્થળ ઉપર જઇ રહ્યો. પોલીસનું કાંડું વિપીનના જોરદાર હાથમાં ઝલાઇ ગયું.

'કેમ મારે છે?'

વિપીનનો સુંદર પોશાક જોઇને કોન્સ્ટેબલ જરા સ્તંભી ગયો.

'ચાલ, દૂર હટ્' કોન્સ્ટેબલે બુમ મારી.

'પણ કેમ મારે છે એ તો કહે!' વિપીને જોરથી હાથ પકડયો.

'પેલા ઇન્સ્પેકટરને પુછ, હું તો તેનો હુકમ બજાવું છું!'

વિપીન ઇન્સ્પેકટર પાસે પહોંચ્યો.

'કેમ લાઠી ચલાવો છો? જાણતા નથી કે અત્યારે અહીં મહાવૈજ્ઞાનિક...ને માન આપવા માટે ગવર્નર અવવાના છે!'

'તેથી જ તેમને વિખેરવા પડે છે!' પ્રત્યુત્તરમાં બેપરવાઇ જણાઇ આવતી હતી.

'પણ એ લોકો કોણ છે?'

'એ તો બેકારો છે! કામ નહીં મળતું હોવાથી તેઓ દેખાવ કરવા આવ્યા છે.'

'કામ મળતું નથી?'

"હા, હા! તેમને કામ મળતું નથી! ત્હમે કોલેજમાં પાછા જાવ પાછા. હમણાં

ગવર્નર આવી પહોંચશે. જાવ! જાવ! હું મારી ફરજ બજાવી લઇશ. કોઇ ભુખ્યાનું મ્હોઢું ત્હમારે ત્યાં નહીં જોવું પડે!' પોલીસ અમલદારના અવાજમાં કટાક્ષ હતો.

'પણ...પણ...'

'હવે, જવા દો મીસ્ટર, આવી ફરજ તો અમારે દરરોજ બજાવવી પડે છે. એમાં કંઇ નવાઇ પામવા જેવું નથી. જાવ! જાવ! ગવરનર્નું આગમન સુચવતી સીટી સંભળાય છે!'

વીલે મ્હોઢે વિપીન પાછો ફર્યો. પોલીસોએ સરઘસને વિખેરી નાંખ્યું. ગવર્નર આવ્યા. વિપીને સત્કાર કર્યો. ગવર્નરે મહાવૈજ્ઞાનિકને મહાસન્માન આપ્યું. પ્રેક્ષકો નાસ્તો લઇને વિદાય થયાં.

અને ટાવરમાં દશના ટકોરા થયા.

## ૫ પ્રોફેસરની દ્રષ્ટિએ

'સાહેબ, કાલે બેકારોનું મ્હોટું સરઘસ આવ્યું હતું!'

'ખરેખર!' પ્રોફેસરે પ્રશ્ન કર્યો.

'હા, સાહેબ!' પણ મ્હને વિચાર થાય છે કે એમને કામ કેમ મળતું નથી!'

'કામ મળતું નથી?'

'હા સાહેબ!'

'એવું તે શક્ય છે?'

'સાહેબ, સાવ સાચી વાત છે!'

'કામ ન મળે?' પ્રોફેસરના કપાળ ઉપર કરચલી પડી. 'એ શું વસ્તુ છે? મેં તો હજુ સુધી કોઇ જગ્યાએ હજુ સુધી વાંચ્યું નથી.'

પણ સાહેબ, સવારે લગભગ બે હજાર બેકારો અહીં આવ્યા હતા તે મેં મ્હારી નરી આંખે જોયું છે!'

'બેકારી! એ શબ્દ મને સમજાતો નથી! એ શું છે વારૂ?'

'સાહેબ, એ તો મ્હને ખબર નથી, પણ તેમના એક સુત્રમાં લખ્યું હતું કે બેકારી એ મુડીવાદનું અનિવાર્ય પરિણામ છે!'

'મુડીવાદ! એ વળી શું વસ્તુ છે?'

'તેય મ્હને ખબર નથી.'

'ત્યારે જવા દો. આપણું જગત તો વિજ્ઞાન છે. આપણે આપણા ક્ષેત્રમા જ સારા.'

'પણ સાહેબ, તેમના ઉપર પોલીસે લાઠીઓ ચલાવી હતી!'

'એ બધું આપણે જાણવાની કે જોવાની જરૂર નથી. આપણે ભલા અને વિજ્ઞાન ભલું. વારૂ, ગઇ કાલના પ્રયોગમાં તેં Sulphuric acid નાં કેટલાં ટીપાં નાંખ્યાં હતાં?'

પ્રોફેસરની વર્તમાન જગત ઉપર ઉદાસીનતા જોઇને વિપીનને તિરસ્કાર ઉપજ્યો.

વિપીને બેકાર યુનીયનની ઓફીસ મહાપરાણે શોધી કહાડી, આ ઓફીસમાં તે બેકારીની સમસ્યા સમજવા આવ્યો હતો.

દિવસો વીતી ગયા વિપીને અભ્યાસને અળગો કરીને બેકારીના ઉકેલને જીવનનો પ્રશ્ન બનાવ્યો. પણ આ પ્રશ્નના ઉકેલમાં તે રાજકારણમાં ઘસડાયો હતે.

એક દિવસ તેણે વર્તમાનપત્રમાં વાંચ્યું કે મહાવૈજ્ઞાનિક...ને નવી શોધ માટે ગવર્નર પાછા સન્માન આપવા જનાર છે. આ હકિકત વાંચી તેને કંઇક ક્ષોભ થયો. તરત જ કલમ લીધી. એક કાગળ પર લખ્યું કે

Arm chair genius who can contemplate,
The speed of light and weigh the distant Stars
Is blind to brutal structure of the state
And ghastly shadows of the Starving Mass.

[પ્રકાશનો વેગ માપતા અને દૂરના તારાઓનું વજન કરતા આરામ ખુરશીના મહાવૈજ્ઞાનિકોને રાજ્યતંત્રની ક્રુર કાર્યપધ્ધતિ કે ભુખે મરતી જનતાના ભયાનક પડછાયા જરાયદેખાતા નથી.]

વિપીને પરબીડીયું લીધું. ઉપર પ્રોફેસરનું સરનામું લખ્યું. કાગળને અંતે લખ્યું કે 'ત્હમારા શિષ્ય તરફની ન્હાનકડી ભેટ.'




**પહેલી** મેના જેવા જ મહત્વનો દિવસ પહેલી ઓગસ્ટનો છે. પહેલી મે મજૂર જનતાની રાજકિય જાગૃતિનો મહોત્સવ છે. પહેલી ઓગષ્ટ સારાયે જગતના શાંતિવાદીઓની યુદ્ધનીતિ સામે હાકલ છે.—સખ્ત શબ્દોમાં પડકાર છે.

એ તો હવે ખુલ્લી વાત છે કે સામ્રાજ્યવાદી ઉત્પાદન પદ્ધતિ અનિવાર્યરીતે સંગ્રામ તરફ આપણને ઘસડી જાય છે. વ્યાપારી સ્પર્ધા જગતના બજારોમાં એકહથ્થુ ઇજારો સ્થાપવાની તમન્ના, સમુદ્રના જળ ઉપર સ્વામિત્વને સાચવી રાખવાની આકાંક્ષા, તેમ જ આર્થિક હીતની અથડામણ અત્યારે તો સંગ્રામને અનિવાર્ય બનાવી રહ્યાં છે. કઇ ક્ષણે સમગ્ર જગતમાં યુદ્ધનો દાવાનળ પાછો નહીં પ્રગટે તેની જરાએ ખાત્રી નથી. તેથી જ સામ્રાજ્યવાદીઓના હીન ગુપ્ત સંગ્રામને માટે થઇ રહેલા યત્નોને ઉઘાડા પાડવા માટે જગતના શાંતિવાદીઓ—સૃષ્ટિના સંગ્રામ વિરોધીઓ પહેલી ઓગસ્ટે શેરીઓમાં ઉતરે છે. તેઓ સામ્રાજ્યવાદીઓની સંગ્રામનીતિ ખુલ્લી પાડે છે. તે સામે વિરોધ જાહેર કરે છે. એટલું જ નહીં પણ જગતના સરકારતંત્રોને પરોક્ષ ચેતવણી પણ સંભળાવે છે.

**પહેલી** ઓગસ્ટનું આ મહત્વ છે. સામ્રાજ્યવાદ પ્રત્યેક ક્ષણે શસ્ત્રો સજી રહ્યો છે. પ્રત્યેક દેશના સરકારતંત્રો લડાયક આયુધો ઉમેરી રહ્યા છે. વર્તમાનપત્રો ઉપર એક ઉડતી નજર નાંખીયે તો પણ જણાશે કે સંગ્રામને સારૂ આયુધો સર્જતા કારખાનાઓ રાત્રી દિવસ ચાલી રહ્યાં છે. આર્થિક મંદીની અસર આ ઉદ્યોગને જરાએ પહોંચી નથી. ઉલ્ટાં ઇંગ્લાંડમાં, ફ્રાંસમાં, તેમજ મધ્ય યુરોપમાં લડાયક વસ્તુઓ સર્જતા કારખાનાઓ ધમધોકાર ચાલી રહ્યાં છે. પ્રત્યેક દેશના લશ્કરી બજેટ મ્હોટા થતાં જાય છે. કરોડો રૂપીયા અત્યારે સૈન્યોને નિભાવવા પાછળ ખર્ચાઇ રહ્યાં છે. એકલા હિંદમાં પણ દર વર્ષે ૫૫ કરોડ રૂપીયા સૈન્યના ખર્ચના ઓથે ખર્ચી નાંખવામાં આવે છે. આ સર્વ શાને માટે?

**યુરોપમાં** તો એક કહેવત પડી છે. 'શાંતિ માટે શસ્ત્રો સજો'—Arm for Peace. અત્યારે Armed Peace એ સ્વપ્ન નથી પણ સત્ય વસ્તુ છે. યુરોપના પ્રત્યેક રાજ્ય પાસે અત્યારે એટલાં તો લડાયક સાધનો વધી ગયાં છે કે તેમને પણ લડાયક બળ કમી કરવાની જરૂરીઆત લાગી છે. આથી તો શસ્ત્રબંધીની પરિષદ ભરાય છે.

પણ સંગ્રામ એ મુડીવાદી ઉત્પાદન પધ્ધતિનું અનિવાર્ય પરિણામ છે. આજે તેઓ યોજના વગર ઉત્પાદન વધારી રહ્યા છે. આ બધા માલને ખપાવવા માટે તેમને બજારો જોઇએ છીએ. આટલા માટે તેઓ સામ્રાજ્યો સ્થાપે છે, પણ સામ્રાજ્યો કંઇ એમને એમ સ્થપાતાં નથી. તેને માટે તો તલ્વારથી મુકાબલો કરવો પડે છે. અત્યારના જગતના નકશા ઉપર એક નજર નાંખો અને ત્હમે જોઇ શકશો કે સમગ્ર પૃથ્વી અત્યારે સામ્રાજ્યવાદીઓમાં વહેંચાઇ ગયેલી છે. (આમાં માત્ર એક અપવાદ છે. અને તે સોવીયેટ યુનીયન) અને જ્યારે શાંતિમય સાધનો દ્વારા પૃથ્વીની પુનર્વહેંચણી અશક્ય બને છે ત્યારે તેઓ રાયફલની રમઝટ બોલાવે છે. આકાશેથી બોંબ વર્ષાવે છે. પૃથ્વી ઉપર સંહારનું સત્ર આરંભાય છે.

હમણાં જ આપણી નજર સામે મંચુરીયામાં લશ્કરી બળ વડે જાપાને પોતાની સત્તા સ્થાપી છે. શા માટે? કારણ કે મંચુરીયામાં જાપાને જંગી દોલત રોકી છે. આ પ્રદેશના રસકસ ઉપર અધિકાર જમાવવા માટે, તેમજ આ ખનીજ દ્રવ્યો ઉપર પોતાની માલિકિ સ્થાપવા માટે જાપાને આ પગલાં લીધાં છે. ચીનની દક્ષિણે આવેલા યુનાન પ્રાંતમાં પણ ફ્રાંસ આવાં પગલાં ભરશે એમ રાજકારણનો પ્રત્યેક અભ્યાસી કહે છે. શા માટે? કારણ કે ફ્રાંસનું આર્થિક હીત યુનાનમાં ચીનાઇ હીત ॥ આડે આવે છે.

આમ થોડા મુડીવાદીઓના નફા માટે, અલ્પ સંખ્યાના ઉદ્યોગપતિઓના લાભ માટે યુધ્ધો મંડાય છે. આ યુધ્ધો હવે સામાન્ય બન્યાં છે. અને સંભવ છે કે જો આ નીતિ ઉપર અંકુશ મુકવામાં નહીં આવે તો કઇ ક્ષણે નવો સંગ્રામ શરૂ નહીં થાય તેની કલ્પના કરવી કઠણ છે.

ગયા મહાયુદ્ધનો અનુભવ શીખવે છે કે સામ્રાજ્યવાદીઓ એકવાર સંગ્રામ શરૂ કરીને તેને પુર્ણ કરવા માટે કેટલાય અસત્યોનો પ્રચાર કરે છે. પોતાની સાંકડી સ્વાર્થવૃત્તિને સંતોષવા તેઓ રાષ્ટ્રના નવજુવાન શરીરોને સંગ્રામભુમીમાં હોમી દે છે. આવો અનુભવ પાછો ન મળે તેટલા માટે સમુહે ચેતતા રહેવાની જરૂર છે. તેથી જ પહેલી ઓગસ્ટને દિવસે શેરીઓમાં,સરઘસો દ્વારા સરકા-તંત્રોની ગુપ્ત લશ્કરી તૈયારીઓને ખુલ્લી પાડવા માટે શાંતિવાદીઓ જાહેર પડે છે.

અત્યારનો સંગ્રામ એ મધ્યકાલીન મુકાબલો નથી. પણ સર્વનાશ છે. તેથી જ જેઓ માનવ જીવનની સાચી કિંમત સમજે છે, તેઓ સર્વની ફરજ છે કે પહેલી આગસ્ટને દિવસે રસ્તામાં સરઘસ કહાડીને સંગ્રામનીતિનો વિરોધ કરે જેઓમાં અનુકંપા હજુ જીવન્ત છે, જેમને માનવશરીરના મોંઘા મુલ્યની સમજણ છે, તેઓ સર્વની આ દીને આગળ પડતો ભાગ લેવાની સાચી ફરજ છે.

# ખેડુતો અને ખાદી

: લેખક

શ્રી 'અભ્યાસી'

**ખા**દી માટે દલીલોનો ધોધ વર્ષાવતા ઉત્સાહી પ્રચારકો અનેકવાર એમ આલેખે છે કે હિંદમાં વસતા ખેડુતોને લગભગ આઠ માસ તો આળસુ બનીને બેસી રહેવું પડે છે! તેઓ કહે છે કે વર્ષના આ સમયમાં ખેડુતો પાસે કંઇ જ કામ નથી. અને તેથી આ સમય વ્યર્થ ગુમાવવાને બદલે તેઓ ખાદીના ઉત્પાદનમાં સમય ગાળે તો તેમને આર્થિક લાભ થાય. આમ ખાદીને એક વધારાનો ઉદ્યોગ–Supplementing Industry–તરીકે સ્વીકારવાનો, તેમજ અપનાવવાનો આગ્રહ કરવામાં આવે છે.

આ દૃષ્ટિએ ખાદીના પ્રશ્ન ઉપર વર્ષો સુધી કામ કરીને મોહનષ્ટ થયેલા શ્રી અનીલ બરણ રોયે તેમના અપુર્વ પુસ્તક 'ખાદીની કસોટી'માં ૧૯ મા પાના ઉપર જણાવેલા વિચારો આશા છે કે રસિક થઇ પડશે. આ રહ્યા તે શબ્દો.

"ખાદી સામે જે સ્પષ્ટ હકીકતો મેં વ્યવસ્થાપુર્વક એકઠી કરી છે તેને, ખાદીના વિરોધીઓની એ સામાન્ય દલીલો છે, એમ કહી એ ખાદીવાદીએ કોરે મુકી દીધી છે. અને પોતાના ખાદીનાં તુત માટે એ ભાઇએ તદ્દન નવી દલીલો અને હકિકતો રજુ કરવા પ્રયત્ન કર્યો છે! એ ભાઇ કહે છે કે: "હિંદના લોકોનો મોટો ભાગ ખેતીમાં કામ કરે છે અને તેઓને માત્ર ૭ મહીના સુધી ખેતરમાં કામ કરવું પડે છે વગેરે." છેક કંટાળો આવે એવી રીતે કરવામાં આવતી આ દલીલ તદ્દન ભુલ ભરેલી છે. પહેલી વાત તો એ છે કે હિંદમાં કંઇ બધી જ જગ્યાએ ખેડુતોને કેટલાક મહીના આળસમાં ગાળવા પડતા નથી, બીજું એ છે કે ખેતીમાં જોઇએ તેવા સુધારા કરવામાં આવ્યા નથી. તેથીજ ખેડુતોને આખા વખત પુરતું કામ મળતું નથી.

તેમના પર નવું કામ લાદવાને બદલે તેઓ પોતાનું કામ જ વધારે સારી રીતે કરે એવી તેમને કેળવણી આપવી જોઇએ. સારાં બી અને ઓજારોની પસંદગી, ખાતરની જાળવણી, પેદાશ તથા વેચાણની સહકારી મંડળીઓની સ્થાપના વગેરેને લગતા સાદા સુધારા કરી તથા સાદાં સાધનોનો ઉપયોગ કરી, ખેડુતો કાંતવામાંથી મેળવવાની આશા રાખે તે કરતાં વધુ ફાયદો મેળવશે. રેંટિયાના સાવ નિરર્થક કાર્યક્રમ પાછળ જે પ્રમાણો

કરવામાં આવે છે, તેવા પ્રયાસો દ્વારાજ આવા સુધારા કરવા માટે આપણે ખેડુતોને કેળવી તેમનું સંગઠન કરી શકીશું."

અને કદાચ દલીલની ખાતર સ્વીકારી લઇએ કે ખેડુત વર્ષના અમુક સમયમાં નિરૂદ્યમી રહે છે તો પણ ખેતીને અંગે એવા કેટલાય ઉદ્યોગો છે કે જેમાં ખેડુત ઉત્સાહભર્યો ભાગ લઇ શકે. ખેતીની સાથે સાથે જ ઢોરઉછેરનો પ્રશ્ન સંકળાયેલો છે. ગુજરાતમાં તો ઢોર-ઉછેર એ સામુદાયિક ધંધો નથી પણ પ્રત્યેક ખેડુતને ઘેર ભેંશ કે બળદ તો જરૂર હોય છે. તેથી જો આ ધંધાને ખીલવવામાં આવે એટલું જ નહીં પણ બળદ તેમજ બીજા પ્રાણીઓની ઓલાદ સુધારવા માટે પ્રયત્ન કરવામાં આવે તો પણ ખેડુતની આર્થિક સ્થીતિ સારી રીતે સુધરી શકે તેમ છે.

અત્યારના યુગમાં ભેંશો ઓછું દુધ આપે છે એ વસ્તુ હવે સર્વમાન્ય છે. તો ગુજરાતના મુખ્ય ગામમાં ડેરીફાર્મ સ્થાપવામાં આવે અને વધુ દુધ આપનારી ભેંશોના ઉત્પાદન ઉપર લક્ષ આપવામાં આવે તો ખેડુતની ગરીબાઇનો ઉકેલ કરવો એ કંઇ મુશ્કેલ કાર્ય નથી.

વળી ફળઉછેરનો ધંધો તો ગુજરાતે લગભગ જોયો જ નથી. અત્યારે પણ અમદાવાદના બજારમાં મહારાષ્ટ્રમાંથી ફળ આવે છે. આમ જો ફળઉછેરનો ધંધો પણ ખીલવવામાં આવે તો ખેડુતોની સ્થીતિ સુધરી શકે તેમ છે. પણ આ દિશામાં કામ કરવાને બદલે, તેમજ ખેતીની પ્રદ્ધતિને સુધારવાને બદલે માત્ર રેંટીયાની ડીમડીમ વગાડયા કરવાથી ખેડુતોની સ્થિતિ સુધરવાની નથી. તેને માટે તો ત્હમારે રચનાત્મક કાર્ય ઉપાડી લેવું જોઇએ.

આજ આખી આલમમાં યાંત્રિક ખેતીની પદ્ધતિ તેઓ અપનાવી રહ્યા છે. અમેરિકાની આર્થિક આબાદીનો આ સંકેત છે. તેઓ ત્યાં યંત્રની મદદથી વરસમાં ત્રણ ત્રણ વાર પાક ઉતારે છે. તો જે વસ્તુ અમેરિકા, રશીયા, તૂર્કસ્તાન વિગેરેમાં શકય હોય તે વસ્તુ અહિં શકય ન હોય એ સંભવી શકતું નથી. આ વસ્તુ અહિં પણ શકય છે. અહિં પણ ટ્રેકટર દ્વારા ખેતીવાડી કરવાની જરૂર છે. કારણ કે તેમ કરવામાં આવશે તો જ પાકો સારા ઉપજશે.

ત્હમારે સાચો સુધારો કરવો છે? તો ત્હમારે ઢોરઉછેર, ડેરી, મરઘાં, બતકોનો ઉછેર, ફળ ને ફુલની ખેતી અને એવા બીજા ધંધા ખીલવવા તરફ એકલક્ષ આપવું જોઇએ. આ બધાથી આપણા ખેડુતો અજાણ નથી. પણ તેમનામાં ભયંકર મંદતા તથા નિરાધારિતા ઘુસી જવાથી તેઓએ અસલ કળા અને જોસ ગુમાવ્યાં છે. એ કળા અને એ જોસ સજીવન કરવા હાલના યુગ પ્રમાણે યંત્રોનો ઉપયોગ કરવો જોઇએ. આ રીતે આપણા લોકોની દુર્દશામાં સાચો સુધારો થઇ શકે!

આપણા ખેડુતો પર રેંટીયો લાદી દેવાના પ્રયત્નો કરવાને બદલે ખેતીમાં જ કેવા સુધારાઓ થઇ શકે તે પહેલાં આપણે તપાસવું જોઇએ. અલબત્ત એ વસ્તુ સાચી છે કે એક ક્ષણમાં આપણા વિશાળ દેશમાં અર્વાચીન યાંત્રિક પદ્ધતિ શરૂ કરવી શકય નથી. પણ જો તે દીશામાં આપણે શ્રમ કરવાની શરૂઆત કરીએ તો જરૂર આપણે સફળ થઇશુ.

# આર્થિક સ્થિતિને અનુલક્ષીને જ

# સંતતિ ઉત્પન્ન કરવાની જરૂર

: લેખક :
ડૉ. અમૃતલાલ હ. પટેલ
ડી. પી. એચ.
હેલ્થ ઓફીસર, સુરત.

દરેક દેશને પોતાની ઉન્નતિ માટે બળવાન, બુદ્ધિશાળી અને ભણેલા યુવકોની જરૂર હોય છે તે વાત સર્વ કોઇ સ્વીકારે છે. સંતતિનિયમનની આધુનિક હીલચાલ આ જરૂરીયાત કેટલે અંશે પૂરી પાડે છે તે બતાવવા આ લેખમાં યત્ન કરવામાં આવશે.

જન્મ મરણના આંકડાના અભ્યાસીઓ અનુભવ અને શોધખોળના પરિણામે કહે છે કે દરેક દેશમાં ધનવાન કરતાં ગરીબવર્ગમાં જન્મ તેમ જ મરણ પ્રમાણ બહુ જ વધારે હોય છે. આપણા દેશમાં એક કહેવત છે કે જ્યાં ખાવાનું હોય ત્યાં ખાનાર નથી અને જ્યાં બહુ ખાનાર હોય ત્યાં ખાવાનું નથી.

હવે આપણે ગરીબવર્ગમાં જન્મ અને મરણ પ્રમાણ વધારે હોવાનાં કારણો તપાસીએ. કેટલાક લોકોની એવી માન્યતા છે કે ગરીબવર્ગને પોતાની જોખમદારીનું ઓછું ભાન છે તેને લીધે તે વર્ગમાં જન્મપ્રમાણ વધારે છે. આ માન્યતા સાચી નથી. ગરીબ લોકોને જીંદગીની ઝાડમારીનું એટલું તિવ્ર ભાન હોય છે કે જો તેમનાથી બની શકે તો તેઓ કદાપિ પોતાની સાંસારીક જોખમદારી વધારે જ નહિં. વળી તેઓ એવા સંયોગોમાં રહે છે અને તેમને એટલી બધી શારીરિક મહેનત કરવી પડે છે કે સાધારણ રીતે તેમની કામવૃત્તિને વધારે પડતું ઉત્તેજન મળતું નથી. આ ઉપરથી જોઇ શકાશે કે ગરીબાઇ તેજ જન્મપ્રમાણ વધારે હોવાનું સીધું કે સ્પષ્ટ કારણ નથી. ગરીબવર્ગમાં બાળકોનું જન્મપ્રમાણ વધારે હોવાનાં કારણો વિષે હજી બરાબર શોધખોળ થઇ નથી. જન્મપ્રમાણ વધવાને માટે ધન, ખોરાકનો પ્રકાર, માનસિક સ્થીતિ, આસપાસનું વાતાવરણ, શારીરિક સ્થીતિ, કેળવણી અને પોતાની જોખમદારીનું ભાન ઇત્યાદિ અનેક કારણો હોઇ શકે. આમાંથી કયું કારણ વધારે સબળ છે તે ચોકસ જણાયું નથી. માટે આ વાત આપણે બાજુ પર મુકશું. પરંતુ આ ઉપરથી એટલું તો ચોકસ કહી શકાય કે ગરીબવર્ગમાં જન્મપ્રમાણ વધારે હોવા માટે, તે લોકો પર બીનજોખમદારીનો ગંભીર આરોપ મુકવો તે, તેમને અન્યાય કરવા જેવું છે.

ધનવાન અને કેળવાએલ વર્ગમાં જન્મપ્રમાણ શા કારણથી બહુ ઓછું છે તે પણ નક્કી કરવું મુશ્કેલ છે અને

ધનવાન અને કેળવાએલ વર્ગને પોતાની જોખમદારીનું બહુ ભાન છે માટે જ તેમનામાં જન્મપ્રમાણ ઓછું છે તેમ કહેવું તે તેમની તરફ પક્ષપાત બતાવવા જેવું છે.

પરંતુ આપણે બંને વર્ગના ગુણ દોષ જોયા વગર તે એ વર્ગમાં બાળકોનું જન્મ-પ્રમાણ વધારે અને ઓછું છે તેનાથી દેશને શું ફાયદા અને નુકસાન છે તે જોવાની જરૂર છે.

ગરીબ કુટુંબમાં બાળકોને ઉછેરવા માટે પુરતી સગવડ હોતી નથી. ગરીબ કુટુંબને, પાલક, મહામહેનતે મજુરી કરી, પોતાના કુટુંબનું પોષણ કરે છે. તેવી સ્થીતિમાં તેને ત્યાં જ્યારે એક પછી એક બાળકનો વધારો થતો જાય છે ત્યારે કુટુંબ પર આર્થિક બોજો વધે છે, બાળકના ઉછેર પર પુરતું ધ્યાન આપી શકાતું નથી, તેની માંદગી સમયે યોગ્ય માવજત અને દવા આપી શકાતી નથી. આ કારણોને લીધે બાળક નાનપણથી જ રોગગ્રસ્ત રહી તેવી જ દશામાં મરવા પામે છે અથવા મોટું થાય છે. તે કેળવણી બરાબર લઇ શક્તું નથી. તેને યોગ્ય કેળવણી આપવા માટે તેના પિતા પાસે પુરતું ધન પણ હોતું નથી. આવા સંયોગોમાં ગરીબવર્ગના ઘણા બુદ્ધીશાળી અને ચાલાક બાળકો પણ સંયોગોના અભાવને લીધે આગળ વધી શકતા નથી. અને તેમની બુદ્ધિ અને ચાલાકીનો લાભ દેશને મળી શકતો નથી. અપવાદ રૂપે આવું બાળક પણ ભવિષ્યમાં મહાન પુરૂષ બને છે. પરંતુ સાધારણ રીતે તો ગરીબના બાળકના કીસ્મતમાં ગરીબાઇ, દુઃખ, ભુખમરો અને ગુલામી જ લખાયલી હોય છે.

આ ઉપરથી આપણે એટલા નિર્ણય પર તો આવી શકીએ કે દેશના ગરીબવર્ગમાં જેમ વધારે પ્રજા ઉપજ થાય તેમ દેશને ગેરફાયદો છે. એ વાત પણ ખરી છે કે ગરીબોમાં જન્મપ્રમાણ વધુ રહેવાથી મુડીવાદીઓને બહુ ફાયદો થાય છે. તેમને પોતાના કારખાનાઓ માટે મજુરવર્ગ સસ્તા દરે મળે છે,

અર્થશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અને સુસંતતિશાસ્ત્રની દૃષ્ટિએ જોઇએ તો બાળકની સંભાળ, જે કુટુંબમાં આદર્શ રીતે લઇ શકાય તેવા કુટુંબમાં બાળક જન્મે તો બાળક એક આદર્શ શહેરી બને અને દેશને લાભકર્તા નિવડે.

હાલના સંયોગોમાં આપણે, ધનવાન અને કેળવાએલ વર્ગને વધારે પ્રમાણમાં સંતાન ઉત્પન્ન કરવાની ફરજ પાડી શકીએ નહિં વળી કાયદો તેમ કરવાની કોઇને સત્તા આપતો નથી. વળી ધનવાન અને કેળવાયેલ વર્ગમાં જન્મપ્રમાણ ઓછું હોવાના કારણોની શોધખોળ થાય નહિ અને તે કારણો દૂર કરવા માટે યોગ્ય ઇલાજો શોધાય નહિ ત્યાં સુધી આ દીશામાં કોઇપણ પગલાં લેવાં નકામાં છે. આટલા માટે દેશની પ્રજા સુધારવાનો આપણી પાસે એક જ ઇલાજ છે અને તે એ કે ગરીબ વર્ગમાં જન્મ-પ્રમાણ ઘટાડવું. આ કાર્ય માટે સંતતિ-નિયમનનું જ્ઞાન આપણને બહુ મદદ કરે છે. જો ગરીબવર્ગમાં સંતતિનિયમનના જ્ઞાનનો ફેલાવો થાય તો તેમનામાં જન્મ-પ્રમાણ ઘટે અને તેને લીધે મરણપ્રમાણ આપોઆપ ઘટે.

પશ્ચિમના દેશોમાં મજુરવર્ગમાં સંતતિ-નિયમનનું જ્ઞાન આપવા માટે સંસ્થાઓ ખોલવામાં આવી છે અને તે દ્વારા સંતતિ-

નિયમન માટેનાં સાધનો અને તે સંબંધી પુસ્તકો સસ્તી કીંમતે વેચવામાં આવે છે.

પશ્ચિમના દેશોમાં લગભગ ઘણુખરા દેશોમાં પ્રાથમિક કેળવણી ફરજીઆત હોવાથી તે દેશની મજુરમાતાઓ આપણા દેશની મજુરમાતાઓ કરતાં વધારે બુદ્ધિશાળી અને વિચારવંત હોઇ તેઓ સંતતિનિયમન માટેની સંસ્થાનો સારો લાભ લઇ શકે. આપણા દેશમાં ગરીબવર્ગમાં સંતતિનિયમનનું જ્ઞાન ફેલાવવામાં વધારે મુશ્કેલી નડે ખરી. પરંતુ તેથી નિરાશ થવાતું નથી. આપણા કારખાનાંઓને અંગે જો ઇસ્પીતાલો, અને મજુરહિતની સંસ્થાઓ યોગ્ય પ્રમાણમાં ખોલવામાં આવે અને ત્યાં જ જો સંતતિનિયમનના સાધનોનો ઉપયોગ નિષ્ણાત ડોકટરો અને નર્સો દ્વારા આપવામાં આવે તો આ કાર્ય તદ્દન સહેલું થઇ પડે.

સંતતિનિયમન માટે વપરાતી ડચ અને રેમ્સસ પેસરી ઉપરાંત, સંતતિનિયમનના એવા બીજા ઘણા ઉપાયો છે કે જેનો ઉપયોગ યુરોપમાં ફત્તેહમંદ રીતે કરવામાં આવે છે.

પ્રજાનો જે વર્ગ મહિનામાં એક વખત પણ ડોકટરોની સીધી દેખરેખ નીચે આવી શકે છે તેમને માટે પ્રજા ઉત્પત્તિ નિયમિત પ્રમાણમાં કરવી તે વાત હવે યુરોપમાં તદ્દન સહેલી થઇ પડી છે.

આ દેશમાં પણ જો આ જ પધ્ધતિએ કામ લેવામાં આવે તો તેનું પરિણામ બહુ જ સારૂં આવે.

આપણા દેશમાં અત્યારે ધનવાન, કેળવાએલ અને ગરીબવર્ગમાં બાળકોના જન્મપ્રમાણનું સમતોલપણું નથી અને તેને લીધે દેશમાં ગરીબાઇ, અજ્ઞાન અને અનીતિ વધતી જાય છે. જો ગરીબવર્ગમાં યોગ્ય પ્રમાણમાં સંતતિનિયમન થાય તો તેમના બાળકો પણ દેશના અન્ય બાળકોની સાથે યોગ્ય હરીફાઇ કરી શકે અને દેશને એકંદર ફાયદો થાય.

# મહાત્મા ગાંધી-

: લેખક: ઇન્દુલાલ

[ મહાત્માજીના ૧૯૨૨ ના આંદોલનોમાં તેમની સાથે
કનૈયાલાલ યાજ્ઞિકે હવે એ અનુભવોના સંસ્મરણોને
માંજ હિંદુસ્થાન પત્ર તરફથી પ્રસિધ્ધ થનાર છે. અસ-
આવ્યો છે. 'નવયુગ'ના વાચકો માટે આ અપ્રસિધ્ધ

તે પછી જો બ્રિટીશ સરકાર ખીલાફતના પ્રશ્નમાં પ્રજાની માગણીને માન્ય ન રાખે તો તેની સામે લડત આપવાને માટે ક્યા પ્રકારનો જુસ્સાદાર કાર્યક્રમ હાથ ધરવો તેને વિશે પરિષદમાં ચર્ચા ચાલી. સ્વદેશીની પ્રતિજ્ઞા લેવાની અને પરદેશી માલનો બહિષ્કાર કરવાની સલાહ હિન્દુ અને મુસ્લીમોને આપતાં તો પરિષદને મુશ્કેલી પડે તેમ નહોતું જ. પણ મૌલાના હઝરત મોહાની કે જેઓ સારા ઉર્દુ શાયર અને રાજકિય કાર્યકર્તા છે તેમણે જૂદોજ સુર કાઢ્યો. તેમનો આશય એવો હતો કે જો સરકાર ખીલાફતના પ્રશ્નમાં ન્યાય ન આપે તો બ્રીટીશ સલ્તનત પર વેર લેવાનો હતો. એટલે તેણે તો બની શકે તેટલા પુરતો બ્રીટીશ માલનો બહિષ્કાર કરવાનો ઠરાવ જ આણ્યો. એટલે ફરીને એકવાર બંગાળ અને દક્ષિણ વચ્ચે બોયકોટના સિદ્ધાંત બાબે જે તકરાર હતી તે ઉપર આવી, હઝરત મોહાનીની બધા બ્રીટીશ માલના બહિષ્કારની દરખાસ્ત અને ખાસ સ્વદેશીને ઉત્તેજન આપવાના ઉદ્દેશથી પરદેશી માલના અને ખાસ કરીને કાપડના બહિષ્કારની ગાંધીજીની દરખાસ્ત એ ચર્ચાનાં જન્મદાતા નિવડ્યાં. આ બાબતમાં ગાંધીજીની દલીલો તો ખુબ જ જાણીતી થઇ ગઇ છે. એમને બ્રીટીશ લોકોની શોષણ પ્રથા સામે વાંધો હતો. પણ છતાં એ બ્રીટીશ માલના બહિષ્કારને તો બહાલી ન જ આપે કારણ કે એમાં બ્રીટીશ લોકો પ્રત્યેનો દ્વૈષ એમને દેખાતો. અમને તો લડાઇનાં સાધનો પણ પવિત્ર જોઇએ, અને એવાં સાધનોમાં દ્વૈષનો દોષ ન જ હોવો જોઇએ કારણ કે એ તો એક પ્રકારની હિંસા છે. પણ એ

# -જીના સહવાસમાં

કનૈયાલાલ યાજ્ઞિક

રહીને કામ કરનાર ગુજરાતના કાબેલ પત્રકાર ઇન્દુલાલ
પુસ્તકાકારે લખવા માંડયા છે. આ પુસ્તક ટુંક સમય-
હકારની ઉત્પત્તિ વેળાના સમયને આ પ્રકરણમાં ચર્ચવામાં
પુસ્તકનું એક પ્રકરણ અહીં રજુ કરવામાં આવ્યું છે—તંત્રી.]

આધ્યાત્મિક દલીલથી સંતોષ નહિ થવાથી ગાંધીજીએ એવો મુદ્દો ફેંકયો કે બ્રિટીશ માલની યોજના અવ્યવહારૂ અને બીન અસરકારક છે.

ગાંધીજી લખે છે, "મારાં ભાષણે શ્રોતાઓ પર બહુ ભારી અસર કરી, મંચ ઉપર બેઠેલા માણસો તે ખુબ જ ધ્યાનપુર્વક સાંભળતા હતા અને એક પછી એક વકતાએ ઉભા થઇને મારા વિચારોને ટેકો આપ્યો. નેતાઓ જોઇ શકયા કે બ્રિટીશ માલના બહિષ્કારથી કંઇ માતબર પરિણામ નહિ આવે એટલું જ નહિ, પણ જો ઠરાવ મંજુર થશે તો દુનીઆમાં તેમની હાંસી થશે. એ આખીએ સભામાં એવો કોઇ માણસ ભાગ્યે જ હતો કે જેનાં શરીર પર કોઇ પણ પ્રકારની બ્રીટીશ બનાવટની વસ્તુ ન હતી. એટલે હાજર રહેલાઓમાંના ઘણાખરા એ વસ્તુ જોઇ શક્યા કે જે લોકો એ ઠરાવને ટેકો આપશે તેઓ પણ એ ઠરાવ પ્રમાણે વરતી શકે તેમ નહોતું."

૧૯૩૦–૩૧ ની સાલમાં બહિષ્કાર પ્રવૃતિ શું કરી શકી હતી તેનો જેને ખ્યાલ હશે તે લોકોના ઉપર ગાંધીજીના એ દલીલમાં કેટલું વજુદ હતું તે સમજી લેવાનું છોડું છું. છતાંએ ગાંધીજી જેલમાં ગયા પછી જુવાન નેતાએ તો બ્રિટીશ માલનો બહિષ્કારનો મંત્રજ ફુંકયો અને તે એટલે સુધી કે બ્રિટીશ સિવાય બીજા દેશોમાં બનેલો માલ વાપરવો હોય તો ઠીક પણ બ્રિટીશ માલ તો નજ વાપરવો, અને અત્યારે તો એ ઐતિહાસિક સત્ય છે કે મહાસભાના સ્વયંસેવકો, દેશ સેવિકાઓ અને વાનરોની મદદથી

અમલમાં મેલાએલાં બ્રિટીશ કાપડ અને બીજા માલના બહિષ્કારે બ્રિટીશ આયાત પર એટલો જાલીમ ફટકો લગાવ્યો કે બ્રીટીશ સરકારનાં હાંજાં પણ ગગડી ગયાં અને કંઇક અંશે એને લીધે જ ગાંધીજીને છુટા કરી તેની સાથે વાટાઘાટ કરવાની સરકારને ફરજ પડી.

ખીલાફતના પ્રશ્નનું ગમે તે થાય તો પણ સ્વદેશીના પ્રચારનો ઠરાવ તો અમલમાં લાવવાનો જ હતો, પણ એટલેથી ગાંધીજીને સંતોષ થાય તેમ નહોતું એટલે જો સરકાર મુસ્લીમ લોકોની વ્યાજબી માગણીઓને ન સંતોષે તો 'અસહકાર' ની લડાયક પદ્ધતિ અમલમાં મુકવાની જાહેરાત ગાંધીજીએ આ પરિષદમાં પહેલી જ વારને માટે કરી. ગાંધીજી લખે છે, "એ રીતને અસહકારને નામે ઓળખાવી. 'અસહકાર' શબ્દનો ઉપયોગ મેં અહિ પહેલી જ વાર કર્યો. જ્યારે મૌલાના હઝરત મોહાની ભાષણ કરતા હતા ત્યારે મને વિચાર આવ્યો કે જો સશસ્ત્ર બળવો કરવાનું અશક્ય અથવા ઇચ્છવાયોગ્ય ન હોય તો જ્યાં સુધી સરકારની સાથે અનેક બાબતોમાં સહકાર કરતા હોઇએ ત્યાં સુધી બીજું કાંઇ પણ અસરકારક પગલું લેવું અશક્ય છે. એટલે મને તો એમજ જણાયું કે સરકારનો સામનો કરવાનો સહુથી સરસ માર્ગ તો એ જ છે કે તેની સાથે સહકાર કરતા બંધ પડવું. આ રીતે મને 'અસહકાર' શબ્દ મળ્યો." પણ સાથે એ પણ ઉમેરવું જરૂરી છે કે અગાઉ જેમ સત્યાગ્રહની બાબતમાં તેમ આ બાબતમાં પણ ગાંધીજીને અસહકારના સંપુર્ણ સ્વરૂપનો ખ્યાલ નહોતો જ એમ ગાંધીજી પોતે કબુલ કરે છે અને એ વખતે તો સરકારી માન અને ખીતાબો અને સરકારી નોકરીઓ છોડી દેવી એટલો જ વિચાર એમને આવ્યો હતો.

**પરિષદમાં** ગાયને બચાવવા સબંધીના પ્રશ્નનો પણ વિચાર કરવાનો હતો. ધર્મઘેલા હિન્દુઓને પોતાના પક્ષમાં આણવાને માટે મુસ્લીમ નેતાઓએ આ લાલચ ઉભી કરી હતી. એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે ગાંધીજીએ હિન્દમાં પગ મુક્યો ત્યારથી આ બાબતમાં તેણે પોતાનું દીલ દોડાવ્યું હતું. એ પણ યાદ હશે કે ગૌવધ અટકાવવાને માટે ગાંધીજીએ અલિભાઇઓ સાથે અંગત અને રાજકિય સંબંધ બાંધ્યા હતા. એટલે ગાયનાં રક્ષણને લગતી કેટલીક શરતો મુસ્લીમ નેતાઓ પાસેથી મેળવી હિન્દુ અને પ્રજાકિય નેતાઓને ખીલાફતનાં પ્રશ્નમાં ભાગ લેવાને લલચાવવાનો ગાંધીજીનો આશય હોય એ તો દેખીતું જ છે.

**પણ ગાંધીજીએ** પોતાનું કામ ઘણી જ ચાલાકીથી લીધું. પોતાને પરિષદનું જે આમંત્રણપત્ર મળ્યું હતું તેના જવાબમાં પણ તેમણે જણાવ્યું હતું કે "ખીલાફત અને ગૌવધ નીવારણના પ્રશ્નોને એક સાથે મેળવી દેવા જોઇએ નહિ તેમજ તેમને એક સાટાંના રૂપમાં પણ ન ગણવા જોઇએ, પરંતુ બન્નેને છુટા છુટા હાથ ધરવા અને તેમની યોગ્યતા પ્રમાણે જ તેમને મહત્વ આપવું."

એ પ્રશ્ન પર જ્યારે ચર્ચા ચાલી ત્યારે તેણે વખતે સ્પષ્ટતાપૂર્વક વાત કરી. ગાંધીજી લખે છે, "મેં એવી દલીલ કરી કે હું માનું છું તેમ ખીલાફતનો પ્રશ્ન જો સાચો અને ન્યાયપૂર્વકનો હોય અને, જો સરકારે ભારે અન્યાય કર્યો હોય, તો હિન્દુઓએ મુસ્લીમોની માગણીઓમાં તેમની બાજુમાં ઉભું રહેવું જોઇએ. એવે વખતે ગૌરક્ષણના પ્રશ્નને વચમાં લાવવો એ એમને છાજે નહિ, તેવી જ રીતે હિન્દુઓના સહકારની કીમત તરીકે ગૌવધને મુસ્લીમો જતો કરે એ પણ અણછાજતું જ ગણાય."

અને પછી ગાંધીજીએ કુનેહપૂર્વક ઉમેર્યું, 'પણ જો મુસ્લીમો પોતાની સ્વેચ્છાથી ગાવધ અટકાવે અને એ રીતે પોતાના દેશબંધુ હિન્દુઓની ધાર્મિક લાગણીને માન આપે તો એ ઘણું જ શોભાસ્પદ ગણાય." આવી મિત્રાચારીભરી વલણ અમલમાં આવતાં વાર ન લાગી પોતાની ચેતવણી છતાં મૌલાના અબ્દુલબારીએ જણાવ્યું કે, "હિન્દુઓ આપણને મદદ કરે ન કરે પણ મુસ્લીમાએ હિન્દુઓના દેશબંધુઓ તરીકે તેમની લાગણીનો વિચાર કરીને ગૌવધ અટકાવવો જ જોઇએ." અને છતાં ખુદ ગાંધીજી પણ આજે કબુલ કરશે કે જો ગાંધીજી અને બીજા નેતાઓની ખીલાફતના પ્રશ્નમાં મદદ કરવાની તૈયારી જોઇને મૌલાના બારીનું દીલ ન પીગળ્યું હોત તો તે આવી જાતની વિજ્ઞપ્તી કદિ કરત નહિ.

**આ રીતે આ પરિષદમાંથી** અસહકારના યુગની શરૂઆત થઇ અને તે ૧૯૨૦ થી ૨૨ સુધી બહુ જ કુશળતાપૂર્વક ચાલી. તેમાંથી હિન્દુ-મુસ્લીમ સહકાર અને સંપના યુગની બહુ જ થોડા વખતને માટે-શરૂઆત થઇ. પરંતુ એ ઘડી ભરને માટે પણ ભુલાવું જોઇતું નથી કે હિન્દને આ બધી અધુરી કૃત્તેહને માટે ભારી કીમ્મત ભરવી પડી છે. ઇતિહાસમાં કદાચ પહેલી જ વખતને માટે એક આખી પ્રજાકિય લડત ધર્મના અથવા અમુક પક્ષના ધાર્મિક વહેમ પર રચાઇ. અને પરિણામે રાજકિય ક્ષેત્રમાં ઘુસી જવાને માટે એક બાજુ મૌલાના, મૌલવીઓ અને ઉલેમાઓને અને બીજી બાજુ સાધુ-સંત અને સન્યાસીઓને તક મલી ગઇ. પરિણામે ધાર્મિક દલીલો અને ધર્મશાસ્ત્રના આધારોએ રાજકિય કુનેહ અને બુદ્ધિપૂર્વકની દલીલોનું સ્થાન લીધું-રાજકિય ભાષણોનાં દરેક બીજા વાક્યે રામ અને કૃષ્ણ, અલ્લાહ અને કુરાનના આધારો ટંકાવા લાગ્યા. 'લોકોનાં ટોળાંઓને હિન્દુ અને મુસ્લીમો તરીકે અને નહિ કે પહેલાં થતું તેમ હિન્દીઓ તરીકે સંબોધાવા લાગ્યા એક બીજાથી જુદા અને ઘણી વખત તો પરસ્પર વિરોધી એવી ધાર્મિક ભાવનાઓનો અસહકારના સમર્થનમાં ઉપયોગ થવા લાગ્યો—ટુંકામાં જે નવો કાર્યક્રમ બુદ્ધિપૂર્વકની દલીલો અને રાજકિય કુનેહને બદલે ધાર્મિક માન્યતા અને ભાવનાપૂર્ણ ઉત્સાહપૂર્વક અમલમાં મુકવાનો હતો તેમાં લોકોને આંખો વિંચીને મેળવવા માટે જુનવાણી ધાર્મિક વહેમો અને મૂર્ખાઇભરી લાગણીઓનાં પર વહેવા લાગ્યાં.

# વિજ્ઞાન ક્ષેત્રમાં—

## કારબનમાંથી

કુદરતના પગલે પગલે કારબનમાંથી હિરા બનાવવામાં કોલંબીયાના વિશ્વવિદ્યાલયના પ્રોફેસર ડો. સલ્ક એક મેકી સફળ થયા છે.

તેમની પદ્ધતિ નિચે પ્રમાણે છે. વિજળીક ભઠ્ઠીમાં તેઓ પ્રવાહી લોખંડ રેડે છે. આ પ્રવાહી લોખંડમાં તેઓ કારબન, સીલીકોન, અને ફોસ્ફરસ નાંખે છે.

પછી સર્વને પુષ્કળ તાપ આપવામાં આવે છે. એકદમ ઉગ્ર ગરમી આપ્યા પછી તેઓ તેમાં પાકાં લોખંડ (Steel)

પહેલા ચિત્રમાં કોલસા, લોખંડ, સીલીકન વગેરે દેખાય છે જેમાંથી હીરા બને છે. બીજામાં પ્રોફેસર આ વસ્તુઓને, વિજળીક ભઠ્ઠીમાં મુકતાં જણાય છે. ત્રીજા ચિત્રમાં હિરાનો ઉપયોગ ચિત્રકારોને પણ પડે છે તે દર્શાવવામાં આવ્યું છે.




## સફળ પ્રયોગ!



ના કાચલાં નાંખે છે. આ કાચલાંમાં પેલા તત્વો પ્રવેશે છે આમ પ્રવાહી લોખંડની અંદર પુષ્કળ Pressure રજુ થાય છે

પછી આ કાચલાને ઠરવા દેવામાં આવે છે. ઠરી ગયા પછી એસીડની મદદથી તેને ઉખાડવામાં આવે છે. એસીડ લોખંડ, ફાસ્ફરસ અને સીલીકોનને સાફ કરીને ચોખ્ખો શુદ્ધ હીરો તમારા હાથમાં મુકે છે.

ડૉ. મેકીની શોધથી હિરાના ઉપયોગમાં વિપ્લવી પરિવર્તન થશે તેવી માન્યતા રાખવામાં આવે છે.

—પોપ્યુલર સાયન્સ જુલાઇ અંક.





મથાળા ચિત્રમાં તમને હીરાનો ઢગ દેખાય છે. બીજા ચિત્રમાં પ્રોફેસર પ્રયોગ કરી રહ્યાં છે. નીચલા બે ચિત્રો હિરાનો ઉપયોગ બતાવે છે. પત્થર કાપવા માટે વપરાતા યંત્રોમાં હિરાની જરૂર પડે છે!

# તાકાત અને તંદુરસ્તી

## મેલેરીયા

લેખક:— ડાક્ટર—

તાઢીયો તાવ—એ તો પ્રત્યેક ગુજરાતીને હવે ઠીક ઠીક માલમ છે. તાવથી ધ્રુજતા કેટલાંય શરીરોએ એ રીતમગાર વેદનાનો અનુભવ મેળવ્યો છે. પ્રત્યેક વર્ષે ચોમાસાની ઋતુમાં ગુજરાતના ગામડામાં તાઢીયા તાવનું જોર સારા પ્રમાણમાં દીસે છે. હોસ્પિતાલના આંકડાઓ ઉંચા ચઢતા જાય છે. મૃત્યુપ્રમાણ જો કે અતિ અલ્પ છે પણ પ્રત્યેક વર્ષે ગુજરાતને આ એક જ ઉપદ્રવથી કરોડ રૂપીયાનું નુકસાન સહેજમાં થતું હોવું જોઇએ. ૧૯૩૦ના વર્ષના સરકારી આંકડાઓ પ્રમાણે એકલા ગુજરાતમાં ૩૨૩૯૨ વ્યક્તિઓ માત્ર મેલેરીયાના તાવથી મરણ પામી હતી.

ગુજરાતના કેટલાંય ગામડામાં અત્યારે સરકારનો કે ખાનગી ડાક્તર શોધ્યો જડે તેમ નથી. તેથી જ એકલા મેલેરીયા જેવા દર્દથી ગુજરાતને પ્રત્યેક વર્ષે થઇ રહેલા આર્થિક નુકસાનનો અંદાજ કાઢવો લગભગ અશક્ય છે.

મેલેરીયાને નાબુદ કરવો—તેને ગુજરાતની સીમાઓમાંથી દૂર કરવાનું કાર્ય, આપણે ધારીયે તે અતિ સરળ છે.

યાદ રાખો કે મેલેરીયા પ્રસરે છે બે પ્રકારે. પ્રથમ મેલેરીયાનો ભોગ થઇ પડેલા માનવ 'મુકત' વિસ્તારમાં જાય, ત્યાં તેને મચ્છર કરડે એટલે માણસના રક્તમાં રહેલાં મેલેરીયાનાં જંતુ મચ્છરના દેહમાં જાય. ત્યાં તેઓ ફાલે. નવાં સ્વરૂપો લે. અને જ્યારે આ મચ્છર બીજા માણસને કરડે ત્યારે તેના લોહીમાં થોડા જંતુ રેડતું જાય.

આમ માણસમાંથી મચ્છરમાં—અને મચ્છરમાંથી માણસમાં, મેલેરીયાના જંતુઓ ભમ્યા કરે છે. અને પરિણામે તાઢીયો તાવ આવે છે.

આમ જો માણસોને મેલેરીયામુક્ત કરી શકાય, કે મચ્છરોનો નાશ કરી શકાય, અથવા આપણે મચ્છરોથી અળગા રહીએ તો પછી મેલેરીયા થવો અશક્ય છે.

મેલેરીયાને અટકાવવા માટે યોજાયેલા સાધનોનો આ મુળ સંકેત છે.

ત્યારે પ્રથમ વસ્તુ લઇએ. મચ્છરથી મુક્ત થવા માટે તમે નીચે પ્રમાણે કરશો તો જરૂર સફળ થઇ શકશો.

મચ્છરોનું જન્મસ્થાન ન્હાના ન્હાના ખાબોચીયાં છે. તેનું નિવાસસ્થાન અણવપરાતા કુવાઓ અને તળાવો છે. એટલે જો આપણે ખાબોચીયાંને નાબુદ કરીએ, આપણે કુવાઓની સંભાળ રાખીએ, આપણે તળાવોને સ્વચ્છ રાખવાની મહેનત કરીએ તો પછી મેલેરીયાને પ્રસરાવતાં મચ્છરો ઉત્પન્ન થવાં અશક્ય છે.

તેથી જ પ્રત્યેક પ્રત્યેક ગામમાં મચ્છરો સામે જેહાદ શરૂ કરવા, તેમ જ મેલેરીયાને નાબુદ કરવાં, માટે ખાબોચીયાંને

તત્કાળ બંધ કરવા જોઇએ. કુવાઓ સ્વચ્છ રાખવા જોઇએ. અને તળાવો ઉપર મચ્છર ઉત્પન્ન ન થાય તેવી વ્યવસ્થા રાખવી જોઇએ.

પ્રત્યેક ગામમાં હવે ન્હાની ન્હાની શાળાઓ તો સ્થપાઇ છે. તો પછી શિક્ષકો અને વિદ્યાર્થીઓ આ કામ ન ઉપાડી શકે? તેઓ નિર્ણય કરે તો માત્ર એ જ દિવસમાં ગામના ખાબોચીયાં દૂર કરી શકે અને ગંદા પાણીના જમા થવાના સઘળાં સ્થળોને નાબુદ કરી શકે.

પણ આ તો એક વસ્તુ થઇ આવા સ્થળોએ મચ્છરો હોય તો શું કરવું?

પ્રથમ તો આવા તળાવ કે કુવાની સપાટી ઉપર એક ઔંસ જેટલું કેરોસીન રેડવાથી મચ્છરોનાં ઇંડા સાફ થઇ જશે. સદ્‌ભાગ્યે મચ્છરોનાં ઇંડાં જળસપાટી ઉપર જ તરે છે. એટલે કેરોસીનનો સ્પર્શ થતાં જ તેઓ સ્વર્ગે સિધાવી જાય છે.

જ્યાં પ્રકાશ અને પવન આવે છે ત્યાં ત્યાં મચ્છરો ટકી શકતાં નથી. માટે તમારા ઘરમાં પવન અને પ્રકાશને આવવાને માટે સગવડ આપો.

બીજું મચ્છરદાનીનો ઉપયોગ કરો. કેટલાક અખતરાઓ પછી કલકત્તાની 'ટ્રોપીકલ ડીસીઝ' ની શાળાના વડા અધિકારી સર આર. રોઝે આખરે જાહેર કર્યું છે કે મચ્છરોને અટકાવવા માટે મચ્છરદાની એ જ સૌથી સસ્તો સરળ માર્ગ છે.

અત્યારની સાંપ્રત શોધખોળ વચ્ચે તો મચ્છરના દંશથી બચવા માટે મચ્છરદાનીનો ઉપયોગ એ એક જ સૌથી મ્હોટો ઉપાય છે.

એટલું જ નહીં પણ મેલેરીયાના વિસ્તારમાં તમો વસતાં હોવ, તો કોઇ પણ ક્ષણે તમો મેલેરીયાના ભોગ થઇ પડો એવો સંભવ અતી મ્હોટો છે. માટે જ પુર આવે ત્યાર પહેલાં પાળ બાંધવાની માફક જો શરૂઆતથી જ થોડું થોડું કવીનીન લેવાની ટેવ પાડતા જઇએ તો મેલેરીયાના ઉગ્ર ઉપદ્રવથી આપણાથી બચી શકાય.

બિહાર અને ઓરીસામાં તો કવીનીન દરરોજ લેવાની જરૂર મ્હોટી છે. પણ ગુજરાતના કેટલાંક ગામડાંઓ પણ આ પ્રવૃત્તિ ઉપાડી લે તો પછી મેલેરીયામુક્ત બનતાં આ પ્રદેશને બહુ વખત નહીં લાગે.

આમ ગામમાંથી ખાબોચીયાં, અણવપરાતા કુવા કે તળાવો સાફ કરવાથી, તેમ જ મચ્છરના દંશમાંથી બચવા માટે પ્રકાશમાન અને હવા ઉજાસવાળા ઘરોમાં વસવાથી તેમ જ મચ્છરદાનીનો ઉપયોગ કરવાથી તેમજ સાથે સાથે જ થોડું થોડું કવીનીન લેવાથી ગુજરાતને અમુક વર્ષોના અંતરમાં જરૂર મેલેરીયામુક્ત બનાવી શકાય.

પ્રત્યેક વર્ષ સરકાર તરફથી મેલેરીયાના ઉપદ્રવ સામે પ્રખર આંદોલનો ઉપાડવામાં આવે છે. પણ આ આંદોલનોમાં પ્રાણ નથી હોતો. સરકારી કાર્યોની માફક તેનું વહન અને કામ ધીમું હોય છે. આથી જ આવા આંદોલનોને સમાજજીવન સાથે સ્પર્શતા બનાવવાં માટે શાળાના શિક્ષકો, સ્થાનિક ડોકટરો, તેમ જ ગામની ઉત્સાહી વ્યક્તિઓને એકત્ર બનાવીને આ યોજના પાર ઉતારવી જોઇએ.

યુરોપ માંથી તો મેલેરીયા અદ્રશ્ય થવા લાગ્યો છે શહેરોમાં ગટરસીસ્ટમ થતાં મેલેરીયાએ ત્યાંથી પીછેહઠ માંડી છે. પણ ગામડામાં હજુ પણ તેનું અધિરજ્ય પહેલાની માફક જ પુર દોરથી ચાલે છે. એટલે જ હવે આને માટે ઉગ્ર પગલાં ભરવાની જરૂર છે આને માટે વ્યવસ્થિત યોજના કરવાની અગત્ય છે. અને ધીમે અને મક્કમપણે આપણે આગળ વધીએ તો સાફલ્ય મેળવવું એ આપણે માટે અતિ સહજ વસ્તુ છે.

# ચર્ચાના ચોગાનમાં—

નવયુગમાં પ્રસિદ્ધ થતા કેટલાય લેખો એવા હોય છે કે જેને સમજવાને માટે વાંચક બીરાદરોને ભારે શ્રમ લેવા પડે છે. તેથી કેટલાક સિદ્ધાંતવિષયક લેખો એમ અણવંચાયા જ રહે છે. એટલું જ નહીં પણ અનેક જણ વાંચે છે તેમને તેમના સિદ્ધાંતોના સત્યપણા વિશેની ખાત્રી નથી થતી. આવા વાંચકો કોક જ વાર તેમની મુશ્કેલીનો ઉકેલ કરવાને માટે તંત્રી ઉપર કાગળ લખે છે અથવા લેખક પાસેથી જવાબ મેળવવાની આશા રાખે છે.

પણ આ પદ્ધતિ અતિ અનિચ્છનીય છે. કોઇએ લખ્યું છે માટે સ્વિકારી લેવાની વૃત્તિ એ અતી શોકજનક છે. આ વૃત્તિને નિમૂળ કરવાને માટે, તેમજ નવયુગના પ્રસિદ્ધ થતા લેખો ઉપર ચર્ચા શરૂ કરવા માટે આ અંકથી આ કોલમ શરૂ થાય છે. આશા છે કે નવયુગનો પ્રત્યેક વાંચક, પ્રસિદ્ધ થયેલા લેખોની બુદ્ધિયુકત ચર્ચા શરૂ કરે. અમો આ પ્રયત્નમાં સર્વ વાંચક બીરાદરોનો સહકાર માંગી લઇએ છીએ. આ સાથે અત્યાર સુધીમાં મળેલા પત્રોમાંથી એક પત્ર અને તેનો પ્રત્યુતર રજુ થાય છે—તંત્રી.

## ઇશ્વર કયાં છે?

ચાર્વાક ઋષિએ રચેલી સંહીતાનો ગુજરાતી અનુવાદ ગોકલદાસ નાનજીભાઇ ગાંધી કરી રહ્યા છે. સંહીતા ક્રમે ક્રમે આ માસિકમાં પ્રસિદ્ધ થાય છે. તેમાં ચાર્વાક ઋષિએ રજુ કરેલી દલીલોનો જવાબ વાળવા માટે 'આર્ય પ્રકાશ' માં કોઇ બ્રહ્માનંદ સ્વામીએ કલમ ચલાવી છે. પણ ઇશ્વરની મદદે જઇ પહોંચેલા આ સ્વામીજીની દલીલો કેટલી બાલીશ છે તે દર્શાવતો શ્રી ગોકલદાસ ગાંધીનો જવાબ અમને પ્રસિદ્ધ કરવાને માટે મળ્યો છે. સ્થળને અભાવે શ્રી ગોકલદાસ ગાંધીએ આપેલા જવાબનો ટુંક સાર જ પ્રસિદ્ધ કરવાનું ઉચીત લાગ્યું છે.—તંત્રી.

બ્રહ્માનંદ સ્વામીએ ઇશ્વરનું અસ્તિત્વ અનુમાનથી સાબીત કરવાનો યત્ન કર્યો છે. પણ જો જગતનો સૃષ્ટા ઇશ્વર છે તો ઇશ્વરનો સૃષ્ટા કોણ એ પ્રશ્ન હજુ અણઉકેલ્યો જ રહેલો છે.

બ્રહ્માનંદ સ્વામી લખે છે કે 'ઇશ્વર, અને જીવ એ સ્વભાવથી અનાદિ છે' પણ જો ઇશ્વર અને જીવ બન્ને

અનાદિ હોય તો ઇશ્વર જીવનો સૃષ્ટા નથી. તો પછી જીવનો 'કર્મ'ફલદાતા' બનવાની પ્રવૃત્તિ ઇશ્વરના હાથમાં કયારથી જઇ પડી? તેમજ જીવ પ્રભુની આજ્ઞામાં કયારથી આવવા લાગ્યો અને શા માટે તેની આજ્ઞા પાળે છે?

**બ્રહ્માનંદ** સ્વામી લખે છે કે 'જીવ અપરિણામી અને અવિકારી છે' તો પછી ચેતનનું જન્મસ્થાન શું? શરીર શેના માટે? માનવજન્મ માટે સ્ત્રી અને પુરૂષના 'સાહચર્ય'ની જરૂર શા માટે?

**બ્રહ્માનંદ સ્વામી** લખે છે કે "ચાર્વાક ઋષિ (!) અગ્નિ, જળ, તેજ, વાયુ, અને આકાશ પંચ ભૂતોના યોગથી ચેતન વ્યક્તિની ઉત્પત્તિ માને છે,—આ વિષે એમ સૂચના કરી શકાય કે બ્રહ્માનંદ સ્વામી ચાર્વાક ઋષિએ લખેલા પુસ્તકોનો અભ્યાસ કરી ચાર્વાક ઋષિ માત્ર ચાર ભૂતોમાં જ માનતા હતા.

**બ્રહ્માનંદ સ્વામી** જગતમાં પ્રવર્તતી અરાજકતાને 'વ્યવસ્થા' તરીકે વર્ણવીને તેનો નિયામક ઇશ્વર છે એમ બતાવે છે પણ આપણા સમાજમાં કેટલી સુંદર વ્યવસ્થા છે તે તો પ્રત્યેકને સારી રીતે ખબર છે! ઇશ્વરની મદદે દોડનારાઓ સાંપ્રત લુંટારી મુડીવાદી સમાજરચનાને 'ઇશ્વરી વ્યવસ્થા' તરીકે ઓળખવાને બદલે બુદ્ધિને કંઇક અન્ય દીશા તરફ દોડાવે તો ઠીક.

અને પાર્લામેન્ટ આપણે નરી આંખે નિહાળ્યાં નથી છતાં તેનું અસ્તિત્વ છે એ પ્રકારની ઉપમા લઇને ઇશ્વરનું અસ્તિત્વ સિધ્ધ કરવા મથતા શ્રી બ્રહ્માનંદજીને અનુવાદકારે સીધો જ પ્રશ્ન કર્યો છે કે,

"સ્વામીજી, આપે લંડન શહેર કે પાર્લામેન્ટ ન જોયાં હોય તો પૈસા ખરચીને વિના વિલંબે ત્યાં જઇ શકો છો. એટલું જ નહીં પણ ત્હમો આ જ દેહે પાછા આવીને ત્હમારા અનુભવ ત્હમો કહી શકો છો. આવા અનેક માણસોએ લંડનને પોતાની આંખોએ જોયું છે પણ ત્હમે શું આ જ દેહે ઇશ્વર પાસે જઇને પાછા આવી શકો છો? કોઇ ઇશ્વર પાસે જઇ આવ્યાની ખાત્રી આપી શકે છે?

અને સ્વામી બ્રહ્માનંદજીએ ગીતા વગેરે પુસ્તકોમાંથી ઉછીના લીધેલા શ્લોકોનો ઉલ્લેખ કરીને અનુવાદકાર નીચે પ્રમાણે તેનાં જવાબની સમાપ્તી કરે છે.

> કલ્પિત ઇશ્વરના બ્હાના હેઠળ જે જે પાખંડી ધર્માચાર્યો થયા તેમણે જુના ઝગડાઓ પતાવવાનો ઢોંગ કરીને પુજાવાની લાલસાથી નવા ઝગડાઓ ઉભા કરેલા છે. અખો કહે છે કે:—

પડદર્શનના જુજવા મતા,<br>
માંહોમાંહે ખાધી ખતા;<br>
એકનું થાપ્યું બીજો હણે,<br>
અન્યથી આપને અધિકો ગણે,<br>
અખો કહે અંધારો કુવો,<br>
ઝગડો પતાવી કોઇ ના મુવો.

તા. ૧૫—૭—૩૨ રાજકોટ.

**ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી.**

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## આ શાંતિવાદીઓ જુઓ !

સમગ્ર યુરોપમાં શાંતિનો સૌથી વધુ દંભ કરતું હોય તો બ્રિટિશ સામ્રાજ્ય છે. જીનીવામાં શસ્ત્રબંધીની પરિષદના પ્રમુખસ્થાને નામચીન હેંડરસન બેઠા છે. જીનીવામાં બ્રિટનના પ્રતિનિધિઓ શાંતિવાદની વાતો કર્યા કરે છે. પણ સત્ય હકિકત નીચેના અવતરણથી સમજાશે. અમેરિકન અખબાર 'નેશન' તેના ૨૯ મી જુનના અંકમાં લખે છે કે—

> 'પાર્લામેન્ટમાં બ્રિટિશ સરકારતંત્રને સવાલ કરતાં તેઓએ સ્વિકાર્યું કે જ્યારે તેમના પ્રતિનિધિઓ જીનીવામાં યુદ્ધને અટકાવવાને માટે શૌર્યપુર્ણ યત્ન કરી રહ્યા હતા ત્યારે તેઓ ચીન અને જાપાનને લડાયક સરંજામ વેચી રહ્યા હતા. તે ૭ માસમાં ૧૨૩૦૦૦ પાઉન્ડનો લડાયક સરંજામ જાપાનને વેચવામાં આવ્યો હતો. તે જ સમયમાં ૩૧૦૦૦ પાઉંડનો લડાયક સરંજામ ચીનને વેચવામાં આવ્યો હતો. લડાયક સરંજામ વેચનારી કંપનીના નામ આપવાની પ્રધાનમંડળે ના પાડી હતી.
>
> ૧૫ મી જુને પ્રજાસંઘ તરફથી પ્રસિદ્ધ થયેલા 'રીપોર્ટ'માં આલેખવામાં આવ્યું છે કે ૧૯૩૧ના વર્ષમા લશ્કરી સરંજામ વેચવાના ઉદ્યોગમાં બ્રિટન આગળ પડતું હતું, પરદેશ મોકલાતાં લશ્કરી આયુધોમાં બ્રિટનનો ભાગ ૩૦ ટકા હતો ફ્રાંસનો ફાળો ૧૩ ટકા હતો. ત્યારે અમેરિકાનો ફાળો ૧૦ ટકા હતો.

## જર્મની કઈ તરફ ?

છેલ્લા દિવસોમાં જર્મનીમાં સીધી સરમુખત્યારી સ્થપાઇ છે. તે દ્રષ્ટિએ 'નેશન' નામના અમેરીકન અઠવાડિકમાં મી૦ જોન ઇલીયન "બ્રુનીંગને કેવી રીતે ઉથલાવી પાડવામાં આવ્યા ?" એ વિષય ઉપર અભ્યાસજન્ય વિચારો જાહેર કરે છે. તેનો છેલ્લો પેરેગ્રાફ જર્મનીના રાજકારણનો પવન કઇ દીશામાં વળશે તે ઉપર પ્રકાશ પાડતો હોવાથી અત્રે આપીયે છીયે–

> 'શલૈશર ટોળીના વિચારો અને યોજનાઓ અત્યારે તો ગુપ્તતાના આવરણમાં ઢંકાયેલા છે. હિટલરવાદીઓ એમ કહે છે કે અમુક સમય પુરતું જ આ સરકારતંત્ર છે. કારણ કે ચુંટણીમાં તેઓ ચુંટાઇ આવશે એવો સંભવ હોવાથી સરકારતંત્ર તેમને પાછું સોંપવું પડશે.

પણ વિશ્વાસલાયક સ્થળેથી એમ ખબર મળે છે કે શલૈશરે એમ કહ્યું હતું કે આવતા ચાર વર્ષને માટે તો તેઓનું પ્રધાનમંડળ જ બરાબર છે. તેમજ લંડનના માજી એલચી બેરન વોન ન્યુરેથ જેવી વ્યક્તિઓ, આવા સમયપુરતા જ

સરકારતંત્રમાં જોડાઇને પોતાનું ભાવી ફેંકી દે. એવી આશા રખાય એમ નથી. શલેશરે એક કે બે યોજનાઓ ધારી રાખી હશે. સંભવ છે કે સામાન્ય ચુંટણી પછી શલેશર પ્રધાનમંડળમાં એક બે જગ્યાઓ આપીને કે પ્રુશીયાની કમીશ્નરશીપ આપીને નાઝીઓને સંતોષે અને તેના વળતરમાં લશ્કરવાદ અને જમીનદાર વર્ગની સત્તાના રથને પુછડે હીટલરને ખેંચાવું પડે. પણ જર્મન ચુંટણીમાં હીટલર અને હુગેનબર્ગના રાષ્ટ્રિય સમાજવાદીઓ વિજય પામે તેના ઉપર ઉપલી સંભાવના રચાયેલી છે. પણ સામાન્ય રીતે લાગે છે કે તેઓ નહીં જીતે. જો તેમ નહીં બને તો લશ્કરના બળ વડે સરમુખત્યારી સ્થાપવાનો તે પ્રયત્ન કરશે.

## યુદ્ધભય!

યુદ્ધભય ઉપર અતિ અભ્યાસપુર્ણ લેખ લખતાં 'ન્યુ રીપબ્લીક' નામનું પત્ર નીચે પ્રમાણે તેના ૨૯ મી જુનના અંકમાં આલેખે છે.

> જુનના આ અઠવાડીયે—આવતે મહીને, જેમ યુદ્ધની આશા રખાતી હતી તેમ હવે લાગતું નથી. મંચુરીયાની દીશામાં જાપાને સખ્ત જાપ્તાનીતિ મુકી છે. એટલે સોવીયેટ યુનીયનની દીશામાં તેમણે કેટલી ભયકારક પ્રગતિ કરી છે તે કહી શકાય તેમ નથી. એમ લાગે છે કે આગળ વધતાં પહેલાં તેઓએ જીતેલા દેશમાં હરીહામ પડવા માટે તેમજ ઉનાળા સુધી રાહ જોવાને માટે મક્કમ નિર્ણય કર્યો છે પશ્ચિમમાં પોલેંડે રશીયા સાથે પરસ્પર આક્રમણ ન કરવાની સંધી માટે મંત્રણા શરૂ કરી છે. એમ લાગે છે કે પહેલાંની માફક આ પણ આપત્તિકાળ ચાલ્યો જશે. છેલ્લી વરસેલ્સની સંધી પછી યુદ્ધ અટકાવવાને માટે જુદી જુદી પદ્ધતિઓ ઉત્પન્ન કરવામાં આવી છે. પણ જ્યારે આંતરરાષ્ટ્રિય સહકાર તંત્ર તૂટતાં જાય છે, આંતરરાષ્ટ્રિય જોડાણ ભાંગતા જાય છે ત્યારે આંતરરાષ્ટ્રિય શાંતિવાદના આંદોલનોએ પણ પોતાની નાદારી સ્વિકારવી જોઇએ. કેટલાય સમયથી આ સંસ્થા આપત્તિકાળના સમયના માત્ર પ્રશ્નને અભરાઇ ઉપર ચઢાવવાનું કામ કરી રહી છે. પણ જે વસ્તુઓ આ આપત્તિકાળ ઉભો કરે છે તે વસ્તુઓનો ઉકેલ સુચવતી નથી. સંભવ છે કે જ્યારે આભ ફાટશે ત્યારે તે વસ્તુ વિસંબજનક પદ્ધતિને લીધે વધુ જબ્બર હશે.

## ચીકાગોના ચોર

ઇંગ્લેંડથી પ્રત્યેક અઠવાડીયે પ્રસિદ્ધ થતાં ઉદારમતવાદી 'મેંચેસ્ટર ગાર્ડીયન' નો ન્યુયોર્કનો ખબરપત્રી ચીકાગોમાં અડ્ડો જમાવી બેઠેલા બદમાશોનાં કાળાં કામ ઉપર પ્રકાશ પાડે છે. અમેરિકા જેવા સુસંસ્કૃત મનાતા દેશોમાં બદમાશો વ્યવસ્થિત રીતે કેવો કેર વર્તાવી શકે છે તેની આછી રૂપરેખા નીચે જડશે—

> 'સરકારપક્ષના સાક્ષીઓને બદમાશો ખત્મ કરી નાંખશે એવી બીકથી પ્રખ્યાત બદમાશ સામેનો કેસ ચીકાગોના ન્યાયાધીશે રદ કરી નાંખ્યો છે. આ ઘટનાથી અમેરિ-

કાનો જાહેર-પ્રજામત ખૂબ ખળભળી ઉઠયો છે.-ચીકાગોના જાહેર શત્રુઓની નામાવલીમાં બિરાજતા 'ટેની' જીઓ મેકગેટગાન સામે આ કેસ ચલાવવામાં આવ્યો હતો. એક ઉપર મશીનગન સાથે ધસારો કરવાનો તેમના ઉપર આરોપ હતો. કેટલાય સાક્ષીઓએ તેની ઓળખ આપી હતી આખરે તેના ઉપર કામ ચલાવવામાં આવ્યું, પણ જ્યુરીએ તેને નિર્દોષ જાહેર કર્યો. આથી ન્યાયાધીશે તેનો કેસ ફરીથી ચલાવવાની આજ્ઞા આપી, પણ જ્યારે આ મુકદ્દમો ફરીથી શરૂ થયો ત્યારે સરકારપક્ષના વકીલે બહુ જ ગંભીરતાથી કહ્યું કે 'સાહેબ, સરકારપક્ષના સાક્ષીઓને ચીકાગોની હોટેલમાં સંતાડીને રાખવામાં આવ્યા છે! તેમનું ખૂન કરવાની ધમકી મેકગેટગાનના સાથીઓએ આપી છે. અને સંભવ છે કે જો આ કેસ ફરીથી ચાલશે તો તેઓની જીંદગી જોખમમાં આવી પડશે માટે આ કેસ પાછો ખેંચી લેવાની પરવાનગી આપવી.' ન્યાયાધીશે જણાવ્યું કે 'ચીકાગોનું પોલીસખાતું તેમને રક્ષણ નહીં આપી શકે?' સરકાર પક્ષના વકીલે તરત જ જવાબ વાળ્યો-'સાહેબ જ્યારે તેમની સામે મશીનગન ધરાવામાં આવે ત્યારે તેઓ રક્ષણની ખાત્રી આપવા અસમર્થ છે!'

ન્યાયાધીશે કેસ પાછો ખેંચી લેવાની પરવાનગી આપી. પ્રખ્યાત બદમાશ 'નિર્દોષ' ઠરીને કોર્ટમાંથી દાંત કચકચાવતો ચાલી ગયો.

અમેરિકન પત્રો કહે છે કે આ પ્રસંગ ઉપરથી જણાય છે કે ચીકાગોમાં કાયદો અને વ્યવસ્થાનું તંત્ર છેક તૂટી પડયું છે. એલ કેપોનેને કારગૃહમાં ધકેલ્યા પછી એમ આશા રાખવામાં આવી હતી કે બદમાશોનું રાજ્ય તૂટી પડશે. પણ એ આશા નિષ્ફળ નીવડી છે. અત્યારે પ્રત્યેક અમેરિકન શહેરમાં બદમાશો મજબુતાઈ થીપોતાનો અડ્ડો જમાવી બેઠા છે. અને સાક્ષીઓના ખૂન થશે એ બીકે અત્યાર પહેલા કેટલાય કેસો કાઢી નાંખવા પડયા છે.

## 'તુર્કી' પ્રજાસંઘમાં ભળ્યું!'

**આ**ખરે તુર્કી પ્રજાસંઘના સભ્ય થવાનું પસંદ કરે છે એ જોઈને યુરોપના સામ્રાજ્યવાદીઓ ખૂબ ખુશી થયા છે. ઇંગ્લેંડનું 'માંચેસ્ટર ગાર્ડીયન' એ વિષય ઉપર નોંધ લેતાં લખે છે કે–

> તુર્કીને પ્રજાસંઘના સભ્ય તરીકે સુચવવાની દરખાસ્ત તેના જૂના શત્રુ ગ્રીસે કરી છે. જૂની શત્રુવટ ખીલવવાને બદલે આજે તૂર્કીમાં રાજ્ય કરનારાઓ પોતાના દેશના હીતો સૌથી આગળ મૂકે છે....... મુસ્તફા કમાલ પાશાએ ગ્રીસ સાથેના ચર્ચાસ્પદ મુદ્દાની ચોખવટ ઝડપમાં કરી નાંખી છે, ફ્રાંસ સાથે સીરીયામાં ચોખવટ કરી છે અને ઇંગ્લાંડ સાથે ઇરાકમાં ચોખવટ કરી છે. ગ્રીસ, ઇટાલી અને ફ્રાંસ સાથે મિત્રતાના કોલકરાર કર્યા છે. તેમના સ્વાતંત્ર્ય સંગ્રામમાં અગત્યની મદદ કરનાર રશીયા સાથે તૂર્કીનો સંબંધ સૌથી

સારો છે. પણ તેઓ રશીયાની માફક પ્રજાસંઘ સામે વિરોધી વલણ નથી દાખવતા!

પ્રજાસંઘે મંચુરીયામાં જાપાની આક્રમણને અટકાવવાને માટે લીધેલાં પગલાં (!) એટલાં તો અસરકારક હતાં કે પ્રજાસંઘમાં હવે કોઇને પણ વિશ્વાસ રહ્યો નથી! એ વસ્તુ ઉપર લક્ષ ખેંચવાની ભાગ્યે જ જરૂર છે!

## સીઆમનો વિપ્લવ અમેરિકન આંખોએ

સીઆમમાં થયેલા સફળ વિપ્લવની તવારીખ આ અંકમાં અન્ય સ્થળે અપાઇ છે. પણ અમેરિકન ઉદ્દામ મતવાદી મનાતાઓ આ ઘટનાને કેવી રીતે અવલોકે છે તે દર્શાવવા માટે નેશન પત્રના ૬-૭-૩૨ ના અંકમાં તંત્રીસ્થાનેથી લખાયેલી નીચેની નોંધ પ્રગટ કરીયે છીયે.

> આલમના નકશા ઉપર આપખુદ રાજાનો રહી ગયેલો એક ડાઘો– સીયામમાં આખરે રાજ્યક્રાંતિ થઇ છે. ઘણી જ ચોકસાઇથી, કુશળતાથી અને ભલાઇથી લોકપક્ષે ઉમરાવોના પ્રધાનમંડળને અટકમાં લીધું છે. રાજાએ પણ કોઇ પણ પ્રકારનો વિરોધ કર્યા વગર બંધારણીય રાજા તરીકે રહેવાનું કબુલ કર્યું છે. કેટલાક પરસ્પર વિરોધો પણ અહીં રજુ કરવા જોઇએ. લોકપક્ષમાં જુવાન અમલદારો અને મધ્યમવર્ગના લશ્કરી અફસરો છે. જેને માટે લોકપક્ષે વિપ્લવ કર્યો, તે લોકોએ બળવામાં ભાગ લીધો જ નથી. અંતમાં હેરોલ્ડ ટ્રીબ્યુનના ખબરપત્રી લખે છે કે "વર્તમાનપત્રો ઉપર સખ્ત અંકુશ છતાં નવી સરકાર પ્રત્યેક બાબત ઉપર સ્પષ્ટ ટીકાને આવકાર આપે છે" ગમે તેમ પણ પરિવર્તનથી બધા પ્રસન્ન થયા હોય તેમ લાગે છે.

## અતિ ઉત્પાદનના શ્રાપ

'Socialist Standard' એ બ્રિટનના સમાજવાદીઓનું પત્ર છે. આ પત્ર હમેશાં રાજકિય અને આર્થિક ઘટનાઓને સમાજવાદી દ્રષ્ટિબિંદુથી અવલોકે છે. તેના લેખો અતી રસિક હોય છે. આ પત્રના છેલ્લા જુલાઇ અંકમાં '*મુડીવાદીઓ કદી શીખતા જ નથી*' એ નામના લેખમાં સમાજમાં ચાલી રહેલાં યોજનાશુન્ય ઉત્પાદન ઉપર કડક ટીકા કરવામાં આવી છે. આ રહ્યા તે શબ્દો–

> વધુ કામદારો અને તફાવતી મશીનરીના પ્રશ્ન એકલાજ મુડીવાદીઓને મુંઝવતા નથી પણ કુદરતે ઉપજાવેલા સુંદર પાકના પરિણામોથી બચવા માટે તેઓ યત્ન કરી રહ્યા છે. અમેરિકામાં ઘઉંનાં ખેતરોને પડતર રાખવામાં આવ્યાં છે. કપાસનું વાવેતર કમી કરવામાં આવ્યું છે. બ્રાઝીલમાં કોફીને બાળવામાં આવે છે. તેલના કુવાને બંધ કરવામાં આવ્યા છે. અને ક્યુબામાં શેરડીને અણકપાયેલી દશામાંજ પડી રહેવા દેવામાં આવી છે. નાઇટ્રેટના ઉત્પન્નને ઘટાડવામાં આવે છે......પ્રત્યેક પ્રકારના કાચા માલના ઉત્પન્નને ઘટાડવામાં આવ્યું છે........



# નવું-સાહિત્ય

## કાચાં ફળ

લેખક: જેઠાલાલ ત્રીવેદી પ્રકાશક: ઇશ્વરલાલ મોહનલાલ ત્રીવેદી, શુધ્ધ ખાદી ભંડાર, વડોદરા. મુલ્ય: આઠ આના.

ગુજરાતના વાર્તાસાહિત્યમાં કાચાં ફળનું નવું પુસ્તક એક સુંદર ઉમેરો કરે છે. પણ નવી ભાત પાડતું નથી. ભાઇશ્રી જેઠાલાલ ત્રીવેદીએ જુને ચીલે ચાલીને સામાજીક દુઃખો ઉપર તેમની વાર્તાઓ દ્વારા બે આંસુઓ પાડયાં છે નવાં આંદોલનોએ ઉપજાવેલા નવા ભાવોને ઝીલવાનો તેમાં પ્રયાસ નથી. વાર્તાઓ રસિક છે. વાંચવાની ગમે તેમ છે. પણ લેખક ભાવીમાં વાર્તા લખવા બેસે ત્યારે સમયના પલટાતા ચિત્રપટ તરફ નજર રાખે તો ઠીક જ ગણાશે.

## અરક્ષણીયા

અનુવાદક: કિસનસિંહ ચાવડા. પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર. ઝવેરીવાડ, અમદાવાદ. મુલ્ય: છ આના.

હાલમાં બંગાળી સાહિત્યના પ્રમથ લેખકોની સાહિત્યકૃતિઓ ગુજરાતિ ભાષામાં ઉતરવા લાગી છે, મહાવિધાનને પગલે પગલે શ્રી. શરતબાબુની અરક્ષણિયાની કથા શ્રી. કિસનસિંહ ચાવડાએ ગુજરાતની આલમ સમક્ષ મુકી છે. હિંદુ સમાજની વ્યવસ્થા પ્રત્યેક પ્રાંતમાં લગભગ સરખી હોવાથી વાર્તાની વસ્તુ સહજ લાગે છે. અનુવાદ સફળ થયો છે.

## કલ્પનાનાં પ્રતિબિંબ

લેખક: ચીનુ શુકલ. પ્રકાશક નવયુગ પુસ્તક ભંડાર. ઝવેરીવાડ. અમદાવાદ. મુલ્ય ૦-૮-૦.

રા. ચીનુ શુકલે લખેલી સાત વાર્તાઓનો આ સમુચ્ચાય છે. લેખકે સાહિત્યમાં હમણાં જ પ્રવેશ કર્યો હોવાથી 'પ્રતિબીંબો' ખરેખર કળાનાં પ્રતિછાયા રૂપ જ રહ્યાં છે. આશા છે કે લેખક ભાવીમાં ગુજરાતને આથી યે ઉચ્ચતર સાહિત્ય આપશે.

વાર્તાઓની વસ્તુ સામાજીક છે. આ-યોજન સરસ છે. અને યત્ન એકંદરે સફળ છે.

## હજરત મહુમદ પયગમ્બર સાહેબ

પ્રયોજક: ઇમામ અબદુલકાદર બાવઝીર. પ્રકાશક. નવયુગ પુસ્તક ભંડાર, ઝવેરવાડ અમદાવાદ આવૃતિ પહેલી. મુલ્ય ૦–૬–૦

મુસ્લીમ ધર્મપ્રવર્તક પયગમ્બર સાહેબના જીવન ઉપર આ પુસ્તક સારો પ્રકાશ પાડે છે. અત્યાર સુધીના પેગમ્બર સાહેબના જીવન ચરીત્રોમાં આ નવું પુસ્તક એક સુંદર ઉમેરો કરે છે. ભાષા સરળ છે. અને પુસ્તકનાં ૧૦૬ જેટલાં પાનાંઓ જોતાં મુલ્ય તદ્દન યોગ્ય છે. આશા છે કે ગુજરાત આવાં પુસ્તકો અપનાવી લેશે.

## હૃદયમંથન

રશીયન વાર્તાકાર ચેખાવની વાતો. અનુવાદક શિવશંકર પ્રાણશંકર શુકલ. પ્રકાશક: નવયુગ પુસ્તક ભંડાર. ઝવેરીવાડ. અમદાવાદ મુલ્ય દશ આના. પ્રથમ આવૃતી.

વિપ્લવ પહેલાંના સમર્થ લેખક ચેખાવની વાર્તાઓ કરતાં તેનાં નાટકો આલમની પ્રશંશા વધુ પામ્યાં છે. આથી જ તેમના કોઇ અપ્રતિમ નાટકદ્વારા ચેખાવની કલાને ગુજરાતી સાહિત્યમાં ઉતારવાનો યત્ન થયો હોત તો વધુ યોગ્ય મનાત. આ સમુચ્ચયમાં લગભગ સોળ જેટલી વાર્તાઓનો સંગ્રહ છે. ચેખાવની આ ઉત્તમ કલાકૃતિઓ છે કે કેમ તે તો કહી શકાય તેમ નથી પણ અનુવાદ એકંદરે સફળ થયો છે. જો કે કેટલેય સ્થળે ભાવ સંદિગ્ધ છે. 'ચોર' વાળી વાર્તા અમને સૌથી વધુ ગમી છે.

આશા છે કે લેખક ચેખાવનાં કોઇ કલાપૂર્ણ નાટકનો અનુવાદ ગુજરાતી સાહિત્યને આપશે તો યોગ્ય જ ગણાશે. વાર્તાસંગ્રહ સાથે ચેખાવની કલા ઉપર શ્રી. રામનારાયણ પાઠકનો અભ્યાસપૂર્ણ લેખ પણ પ્રસ્તાવનારૂપે રજુ થયો છે.

## મદયએશીયામાં બોલ્શેવિક

પ્રયોજક મહાશંકર ઇંદ્રજી દવે. પ્રકાશક નવયુગ પુસ્તક ભંડાર અમદાવાદ. મુલ્ય ૦–૬–૦ પ્રથમ આવૃતિ.

હું માનું છું કે સોવીયેટ યુનીયને એશીયાની ભૂમી ઉપર સાધેલા સાફલ્યને ગુજરાતી ભાષામાં વર્ણવતું આ પહેલું પુસ્તક છે. આ સંબંધી ઇંગ્લીશ ભાષામાં જોઇએ તેટલું સાહિત્ય જમા થયું છે. ખાસ કરીને Red Star in Samarkand નામના પુસ્તક ઉપરથી મધ્ય એશીયામાં બોલ્શેવિકમાં પ્રગટ થયેલી વસ્તુ રચાઇ છે. માત્ર ૭૮ પાનાંની આ ન્હાની ચોપડીમાં મધ્યએશીયામાં બોલ્શેવિકોએ મુર્તિમંત કરેલા આદર્શો તેનાં પુર્ણ સ્વરૂપમાં રજુ કરવા શકય નથી. છતાં તેની સુંદર રૂપ રેખાઓ લેખકે આપી છે.

યાદ રાખીએ કે મધ્યએશીયા એકવાર ઝારની જુલ્મી સલ્તનત નીચે શોષાઇ

રહ્યું હતું. તેની પ્રજાને તદ્દન નિરક્ષર રાખવામાં આવી હતી. ઉત્પન્ન થતો સર્વ માલ મોસ્કો તરફ પ્રયાણ કરી જતો. પરિણામ એ આવતું કે મધ્ય-એશીયાની કંગાલીયત ઉપર રશીયાના જમીનદારો જહાંગીરી ચલાવતા. આજે એ વસ્તુ અદ્રશ્ય થઇ ગઇ છે. જુલ્મી જહાંગીરીને બદલે આજે મધ્ય યુરોપમાં પ્રજાસત્તાક સોવીયેટ તંત્રો સ્થપાયાં છે, રાજ્યનો અધિકાર ખેડુતો અને કામદારોના હાથમાં ગયો છે. પરિણામે આજે જોઇ શકાય છે કે દશ વર્ષના ટુંકા કાળમાં મધ્યએશીયાની અભણ ગણાતી પ્રજાઓની નિરક્ષરતા નાબુદ થઇ છે. તેઓનું શોષણ બંધ પડયું છે. આજે મધ્યએશીયામાં બોલ્શેવિકોની આર્થિક સહાયથી ટ્રેકટરો દ્વારા ખેતીવાડી થઇ રહી છે. અને ટેશકંદ જેનું નામ પણ જગતના નકશા ઉપર ન હતું ત્યાં આજે પુર્વના પ્રદેશનું પ્રખ્યાત વિશ્વવિદ્યાલય છે.

**પ્રોલીટેરીયન,**

## કાકી

સ્રીશક્તિ ગ્રંથમાળાનું બીજું પુસ્તક. પ્રકાશક ગાંડિવ સાહિત્ય મંદિર સુરત. મુલ્ય ત્રણ આના

ચાર વાર્તાઓના સંગ્રહના આ ન્હાનાં પુસ્તકને સ્રીશક્તિ ગ્રંથમાળાના બીજા પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. વાર્તાઓ મુખ્યત્વે અનુવાદીત છે. પહેલી વાર્તા કાકી બંગાળીના મશહુર લેખક શરતચંદ્રની કૃતિનો સીધો અનુવાદ છે. એકંદરે અનુવાદ સફળ થયો છે. આશા છે કે ગાંડિવ સાહિત્ય મંદીર આવાં પુસ્તકો ભવિષ્યમાં પ્રગટ કરવાનું ચાલુ રાખે.

## અસે કાં?

સંપાદક: એન. એન. દેસાઇ. પ્રકાશક: કામદાર વાંગમય પ્રચારક મંડળ. જાફરાબાદ બિલ્ડીંગ લાલબાગ. મુંબાઇ. મુલ્ય ૩ આના. ભાષા મરાઠી. પહેલી આવૃતિ.

રશીયામાં લખાયેલા 'Red corner' નાં આગલાં પ્રકરણોનો આ અનુવાદ છે. અનુવાદ સરસ થયો છે. અંદર ચિત્રો પણ સરસ મુકવામાં આવ્યાં છે. અને એકંદરે પુસ્તક આકર્ષક છે. સાંપ્રત મુડીવાદી સમાજમાં થઇ રહેલા શોષણ ઉપર આ પુસ્તક પ્રકાશ પાડે છે. પ્રત્યેક કામદારે તે વાંચવું જોઇએ. આશા છે કે કામદાર વાંગમય પ્રચારક મંડળ અન્ય ભાષાઓમાં પણ આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું કામ ઉપાડી લે.

## અફલાતુન આશક

સંપાદક: નજુમી પ્રકાશક: 'મોજ મજાહ' મુલ્ય રૂપીયા બે.

'મોજ મજાહ' નાં ભેટનાં પુસ્તક રૂપે આ પુસ્તક અપાયું છે. ફ્રેંચ લેખક ગાય-દ-મોપાંસાની એક પ્રખ્યાત વાર્તાનો આ અનુવાદ છે.

## વંધ્યા

લેખક: છગનલાલ કલ્યાણરાય મૈત્રી. પ્રકાશક: ગાંડીવ સાહિત્ય મંદીર, ૮૧, કેળાં પીઠ, સુરત. કીં. ૪ આના.

ગાંડીવ સાહિત્ય મંદિરે સ્રીશક્તિ ગ્રંથમાળાનો પહેલો મણકો બહાર પાડી તેને વંધ્યાનું નામ આપ્યું છે. આખી વસ્તુ-બંગાળી ઉપરથી યોજવામાં આવી છે. એની અંદરે આપણા ઘરસંસારના વડીલોની મનોદશા અને પાડોશીઓના નીંદાખોર સ્વભાવને તેમજ વાર્તામાં આવતા અન્ય પાત્રોને તેમના મુળ સ્વરૂપમાં આલેખવાનો લેખકે સારો શ્રમ ખેડયો છે. એકંદરે વાર્તા સારી છે. અને અંતમાં વંધ્યાની સંધ્યા થતી જોઇ સવિતા માટે કોઇપણ વાંચકની લાગણી ઉછાળા માર્યા વગર રહે નહિં. ભાષા સાવ સહેલી છે. દરેક સ્ત્રી પુરૂષે એને વાંચવી ઘટે.

# નવયુગનો નારી વિભાગ

— ઑગસ્ટ ૧૯૩૨ —



તંત્રી :

કુમારી બચુબહેન લોટવાલા

# નારીવિભાગની નોંધો:

તંત્રીસ્થાનેથી —

## કર્વે યુનીવરસીટી

છેલ્લાં ૧૬ વર્ષ થયાં સર વિઠ્ઠલદાસની મદદથી સ્થપાયેલી અને કર્વે યુનીવર્સીટીના નામે ઓળખાતી સ્ત્રીઓની સંસ્થાના સંબંધમાં છેલ્લાં બે મહીનાથી ભારે ચકચાર ચાલી રહી છે. યુનીવર્સીટીના સંચાલકોએ ટ્રસ્ટની કલમોનો ભંગ કર્યો હોવાથી લેડી પ્રેમલીલા વિઠ્ઠલદાસે દર વર્ષે અપાતી ૫૨૫૦૦ રૂપીઆની રકમ બંધ કરવાની નોટીસ આપી દીધી છે. આ નોટીસથી સ્ત્રી કેળવણી ભયમાં આવી પડવાનો ઉહાપોહ યુનીવર્સીટીના સંચાલકોએ કર્યો છે પણ "હવેથી અમે શરતોનું બરોબર પાલન કરીશું" એવો એક પણ હરફ હજી સુધી તેમણે ઉચ્ચાર્યો નથી એ ખરેખર શોચનીય છે. આ જ પુરવાર કરે છે કે તેમનામાં પ્રાંતીકભાવનાએ કેટલાં ઉંડાં મુળ કર્યાં છે.

સર વીઠ્ઠલદાસે આપેલા પંદર લાખ રૂપીઆના આ દાનની મુખ્ય શરતો એ હતી કે ટ્રસ્ટમાં અપાએલા રૂપીઆ જેટલી જ રકમ સંચાલકોએ એકઠી કરવી અને અખીલ હીંદની સ્ત્રીઓ યુનીવર્સીટીમાં શિક્ષણ લઇ શકે તેવી વ્યવસ્થા કરવી. પણ આ બન્નેમાંથી એક પણ શરત તેમણે અમલમાં મુકી નથી. ૫૨૫૦૦ રૂપીઆ જે વ્યાજરૂપે આવે તેટલી જ રકમ દર વરસે ભેગી કરવાને બદલે તેઓ ફક્ત ૧૭૫૦૦ રૂપીઆ ભેગા કરતા હતા અને જે પંદર લાખનો ફાળો કરવાનો છે તેને બદલે અત્યાર સુધીમાં તેમણે માત્ર પાંચ લાખ રૂપીઆ જ એકઠા કર્યા છે. વળી આટલો મોટું ખર્ચ રાખવા છતાં અને યુનીવર્સીટીની સ્થાપનાને ૧૬ વર્ષ પુરાં થયાં છતાં ફક્ત ૭૬ ગ્રેજ્યુએટો તેઓ તૈયાર કરી શક્યા એ શું ઓછા આશ્ચર્યની વાત છે? આ ૭૬ માંથી પણ મોટે ભાગે તો મહારાષ્ટ્રીય વિદ્યાર્થીનીઓ છે અને બાકીની ગુજરાતી છે. એટલે આ બે પ્રાંતો શિવાય હિંદના બીજા કોઇ પ્રાંતની સ્ત્રીઓને આ ગંજાવર અને ઉદાર સખાવતનો લાભ નથી મળતો એ દીવા જેવું ઉઘાડું છે. વર્ષે દિવસે ખર્ચાતી રૂ. ૭૦ હજાર જેટલી મોટી રકમમાં જો ફક્ત પાંચ જ સ્ત્રીઓ તૈયાર થતી હોય તો બહેતર છે કે સર વિઠ્ઠલદાસના ફંડના ટ્રસ્ટીઓ ટ્રસ્ટના મુખ્ય મુદ્દા પ્રમાણે મુંબઇમાં અખિલ ભારત સ્ત્રી યુનીવર્સીટી સ્થાપીત કરે અને તેની બરાબર વ્યવસ્થા કરી કોઇ પણ જાતના ભેદભાવ વિના મોટા પ્રમાણમાં ગ્રેજ્યુએટ બ્હેનો તૈયાર કરે. આ આદર્શ નજર સમક્ષ રાખીને કામ કરવાથી જ કર્વે યુનીવર્સીટીના સંચાલકોની આંખ બરાબર ઉઘડશે અને પોતાના પ્રત્યાઘાતી વર્તન માટે તેમને પસ્તાવો પણ થશે. આવી સંકુચીત ભાવનાને દાબી દેવાના ઉદ્દેશથી લેડી પ્રેમલીલાએ જે હીંમતભર્યું પગલું ભર્યું

છે તેને માટે અમે તેમને ખરા અંતઃકરણપુર્વક ધન્યવાદ આપીએ છીએ.

વળી સંસ્થાના સંચાલનમાં સંચાલકોની સંખ્યા ગુજરાતી અને દક્ષીણીઓની બન્નેની સરખી હોવી જોઇએ એવી દાતાની શરત હોવા છતાં દક્ષિણીઓને જ વધારે પ્રમાણમાં ઘુસાડવામાં આવ્યા છે! સર વિઠલદાસ પોતે ગુજરાતી હોવા છતાં ગુજરાતીઓનું પ્રમાણ વધારે રાખવાની તેમણે ઇચ્છા દર્શાવી ન હતી, ત્યારે યુનીવર્સીટીના સંચાલકોએ તેમની આ ઉદારતાનો લાભ લઇ મોટા પ્રમાણમાં દક્ષિણીઓને ઘુસાડી દીધા એ પણ ધ્યાનમાં લેવા જેવું છે. અધ્યાપકોનું પ્રમાણ પણ એ જ રીતે દક્ષિણીઓનું જ વધારે છે. ફકત આ જ સખાવતના કામમાં નહિ પણ આવી જાતની દરેક સખાવતમાં દક્ષિણીઓએ આવું જ વર્તન ચલાવ્યું છે. ભુલેચુકે કોઇ દક્ષિણી કંઇ સખાવત કરે તો ભાગ્યે જ કોઇ બીજા પ્રાંતનાઓને તેનો લાભ મળે છે કારણ કે તેમની મનોદશા જ એટલી સંકુચિત છે. આથી સાંકડા પ્રાંતભેદને તોડવા માટે લેડી પ્રેમલીલાએ જે પગલું ભર્યું છે તે તદન વ્યાજબી છે. અને સંસ્થાના કામમાં યોગ્ય સુધારા થાય એવી ખાત્રી ન મળે ત્યાં સુધી તેઓ જરા પણ નમતું ન આપે એવી અમારી તેમને ભલામણ છે. સ્ત્રીકેળવણી માટે નાણાંની ઘણી જ જરૂર છે ત્યારે આટલી મોટી રકમમાંથી જો સમસ્ત હીંદની બ્હેનોને તેનો લાભ મળી શકતો હોય તો શા માટે પ્રાંતીક લાભ માટે વલખાં મારનારને નમતું આપી ઉત્તેજન આપવું? મુંબઇમાં જ યુનીવર્સીટી સ્થાપી લેડી પ્રેમીલીલા સ્કુલ ખોલે એ જ અભીલાષા સેવીએ છીએ. મહારાષ્ટ્રીય, જનતાને અમારી એ અરજ છે કે પ્રાંતિક મનોદશાને જડમુળથી નાબુદ કરો જેથી હીંદુસ્થાનની અધોગતીનું આ મુખ્ય કારણ કેટલેક અંશે દૂર કરવામાં તમારો ફાળો આપી શકો.

---

# કુલીનશાહીની હોળી

[ ટુંકી વાર્તા ]

કુલીનશાહીના કાળા કેરમાં કચડાયલી સ્રીશકિત જ્યારે જાગૃત થાય ત્યારે શું કરી શકે છે, તે આ વાર્તાની નાયિકા સરોજ બતાવી આપે છે.

: લેખિકા :

બચુબહેન [1]

" સરલાબેન, તમને મારા પર જરાએ દયા નથી આવતી? હું તમારા બન્ને માટે આટલી આટલી જહેમત ઉઠાવું છું છતાં એક મમતાભર્યો શબ્દ બોલવાની પણ તમારામાં ઉદારતા નથી?" સરોજે આજીજીભર્યા શબ્દો ઉચ્ચાર્યા.

" બેસ, બેસ, મોટી ઉદારતાની મુર્તિ ન જોઇ હોય તો! શું અમે ઘાતકી છીએ એમ તું કહેવા માંગે છે?" સરલા ત્રાડુકી ઉઠી.

" નારે, એવો વિચાર તો સ્વપ્ને એ કરૂં તો હું જીવતી રહી શકું કે કેમ એ પણ મને શંકા છે. હું તો ફક્ત મારા પ્રત્યે તમે રહેમની નજરે જુઓ, મારી સ્થિતિનો વિચાર કરો અને મારા દિલના ભાવ બરાબર સમજો એટલું જ ઇચ્છું છું," સરોજ હિંમત ભેગી કરી બ્હીતાં બ્હીતાં બોલી.

"એટલે શું તું એમ કહેવા માંગે છે કે અમે બેવકુફ છીએ; કેમ કંઇ મગજમાં બહુ પવન ભરાયો છે? જરા છુટ આપી એટલે આટલી ઉદ્ધતાઇથી વાત કરે છે, કેમ?" સરલાએ હણુંકો કર્યો.

"સરલાબેન આમાં ગેરસમજ થાય છે. તમે પણ એક સ્ત્રી છો એ ભુલી ન જતાં. અને સ્ત્રી હોવા છતાં તમે બીજી સ્ત્રીનું હૃદય પણ નથી ઓળખી શકતાં? જીવનની મોજ માણવાની તમન્ના તમારામાં છે, તો મારામાં તે કેમ ન હોય? તમારી અભિલાષાઓ પોષવાની તમને તક અને અનુકુળતા સાંપડયાં છે, તમારા પ્રેમમંદીરના દેવને આરાધવાને તમે ભાગ્યશાળી થયાં છો, જ્યારે મને પણ તમારા જેટલો જ હક્ક હોવા છતાં, મેં પણ 'એમને' મારા પ્રેમમંદીરના દેવ માન્યા છતાં, બદલામાં મને જુતીઆં જ મળે છે! બ્હેન તમારા સુખમાં હું પણ ભાગીદાર છું એ તમે કેમ ભુલી જાઓ છો? ઘરનો બધો ભાર હું વહન કરૂં છું. તમારા બન્નેની સગવડ અને એશઆરામ માટે હું મારી જાત કુરબાન કરૂં છું છતાં તમો મારી પ્રત્યે એક કુતરા કરતાં યે

ખરાબ વર્તન ચલાવો છો; તેથી મને કેટલું દુઃખ થાય છે તેનો કદીએ તમે વિચાર કર્યો છે? તમે એક સ્ત્રી થઇને તમારી બેનના દુઃખનું નીવારણ કરવાને બદલે મને ત્રાસ આપવામાં 'એમની' સાથે સામેલ થાઓ છો. બહેન એટલું તો વિચારો કે તમે જો મારી સ્થિતિમાં હો તો તમને આથી કેટલું દુઃખ થાય? તમારા હૃદયને તેથી કેવો આઘાત પહોંચે તેનો તો ખ્યાલ કરો?" -સરોજે આમ પોતાનું હૃદય ખાલી કર્યું, ત્યારે અતિ કષ્ટે સંઘરી રાખેલા તેના હૈયામાંથી ય કરૂણતા અશ્રુરૂપે નીતરવા લાગી હતી. આથી સરલાને કંઇક અસર થઇ હોય એમ લાગ્યું, છતાં પણ એક શબ્દ સુદ્ધાં બોલ્યા વિના તે બીજા ખંડમાં ચાલી ગઇ!

[ ૨ ]

કોર્ટના ચુકાદા પછી સરોજ પોતાના પતિને ઘેર પાછી રહેવા આવી હતી. સરોજ પાટીદાર જ્ઞાતિની હતી. તે સોળ વર્ષની થઇ ત્યારે તેના બાપે તેને એક કુળવાન અને શિક્ષીત છોકરા સાથે પરણાવી. ગુજરાતમાં ચાલતા રૂઢીના સામ્રાજ્યના કાયદા પ્રમાણે એ લગ્નસંબંધ થયેલો હોઇ, નિયમ પ્રમાણે પરણનાર જોડાંએ એક બીજાને જોયાં પણ ન હતાં.

સરોજનું વાન સહેજ શ્યામળું હતું. એટલે શ્વસુરગૃહે આવતાં જ કુલીનશાહીની ખુમારીવાળા ભણેલા પતિને તે અકારી થઇ પડી. એક મહીનો તેણે જેમ તેમ કાઢયો, પતિ તરફનાં અપમાન અને માર તેણે મુંગે મ્હોંડે સહન કર્યા, પણ પછી તો તેના પતિએ એ બિચારી નિર્દોષ કિશોરીને વિના વાંકે પીયેર ધકેલી દીધી.

સરોજ શ્યામળી હતી. પણ સંસ્કારી હતી. તેણે ગુજરાતીનો બહુ સારો અભ્યાસ કર્યો હતો અને જ્ઞાન સંપાદન કરવાની ધગશને અંગે તેણે સારાં સારાં પુસ્તકોનું વાંચન ચાલુ રાખ્યું હતું. ભાવિ જીવન માટે તેણે હૈયામાં કેટલાંયે શમણાં ભરી રાખ્યાં હતાં. પણ એના પતિને તેના ગુણ જોવાની ક્યાં ઇચ્છા હતી? તેને તો રૂપનો મોહ હતો. એની કુલીનતાએ તેનામાંથી સારાસાર પારખવાની વિવેકબુદ્ધિનો નાશ કરી નાખ્યો હતો. પોતાની ન્યાતમાં લગ્નની વેદી આગળ હોમવા માટે જોઇએ તેટલી પુત્રીઓ કાઢી આપનારા કન્યાઓના મુર્ખા પિતાઓ પડયા હતા, એનું તેને ભાન હતું. એ ભાને જ તેને ભાનભુલો બનાવ્યો હતો. તેની જુવાની કે શિક્ષણે તેને પહુ સાથે રૂપીઆની મળતી સગવડનો મન્કાર કરવા જેટલું નૈતિકબળ, આપી શક્યાં નહોતાં.

કુલીન પાટીદાર ભાઇ એટલે એક ખાસડું ગયું તો બીજું લાવતાં કેટલી વાર! એ જ સુરેશના મગજની ખુમારી હતી. અને બે મહીનામાં તો પોતાની મનપસંદ ખુબસુરત છોકરી સરલા સાથે તેનાં લગ્ન પણ થઇ ગયાં. એની કુળખુમારીને આ રીતે ઉત્તેજન મળ્યું!

એ લગ્નને બે વરસ થવા આવ્યાં ત્યારે સરોજના બાપે કેટલાક સુધારક જુવાનોના આગ્રહથી પુત્રીના ભરણપોષણ માટે દાવો કર્યો કેમકે કુલીનો પત્નિઓનો ત્યાગ કરવામાં ગૌરવ માને છે, તેના ભરણપોષણ જેટલો યે બોજો ઉપાડવામાં નહિં. એ દાવામાં સફળતા સાંપડતાં પાછળથી, સરોજ પાસે તેની ન્યાતના સુધારક-નૌજુવાનોએ રાહવાટના હક્કનો દાવો કરાવ્યો, અને તેનો કરૂણ કિસ્સો

સાંભળી અદાલતે તેની માગણી મંજુર કરી અને સરોજને પોતાની સાથે રાખવાનો સુરેશને અદાલતે હુકમ કર્યો. ત્યારથી વણપૂછ્યે સુરેશે સરોજને પોતાની સાથે રાખી હતી. તેને સંસારના ચક્રમાં પીલવા-ખૂંદવા.

[ ૩ ]

**સ**રોજ અને સરલા સાથે ઉપરની વાતચીત થઇ તે પછી બે મહીના વળી કંઇક ઠીક ચાલ્યું, પણ હિંદુ સમાજમાં શોકયમાં અને ઘરની નોકરડીમાં ફેર શું? પાછા પહેલાના જેટલા જ સીતમો પતિ-પત્ની તેના પર ગુજારવા લાગ્યાં. તેમના પડતા બોલો ઝીલવા છતાં જો જરા પણ કોઇ વખત કામમાં ઢીલ થતી તો સુરેશ મારથી જ વાત કરતો. સરલા પણ એને બીચારીને પુરતું ખાવાનું એ આપતી નહિં આટલું છતાં સરોજના દિલમાં પતિ માટે બહુ પ્રેમ અને શ્રદ્ધા હતાં. તેથી ગમે તેમ કરીને પણ એને સુખી જોવો તેને તે પોતાની ફરજ સમજતી હતી. પણ ધીરજની યે હદ હોય ને? કયાં સુધી માણસ જુલ્મો ખમ્યાં કરે? સરલાના અતિશય કઠોર વર્તનથી ધીમે ધીમે તેમની પ્રત્યે એને અણગમો છુટયો અને પછી તો કુદરતના કાનુન પ્રમાણે તેના હૈયામાં ક્રોધની ચીનગારીઓ ચમકવા લાગી.

'આ જ મારા દુઃખનું કારણ છે. શા માટે મારે એનું સહન કરવું?' એ જ વિચારો પછી એના મગજમાં ઘોળાવા લાગ્યા.

એક દિવસ કંઇક નજીવા કારણસર સરલાએ તેનું અપમાન કર્યું. અને ચીનગારીએ ભડકાનું સ્વરૂપ પકડયું.

તે એકદમ ચીડાઇને બોલી: "બસ હવે તમારો એક શબ્દ પણ હું સાંભળવાની નથી. સરલાબહેન માત્ર 'એમને' જ ખાતર મેં તમારૂં બહુ કર્યું અને બહુ સાંભળ્યું, હવે હું વધુ સહન કરવા નથી માગતી."

એટલાથી તો જાણે પોતાના પર એકાએક દુઃખનું વાદળ તુટી પડયું હોય તેમ સરલાએ રડી રડીને આંખો સુજાવી અને ગ્રેજ્યુએટ સુરેશ સાંજે ઓફીસમાંથી ઘેર આવતાં તેણે જબરો ઢોંગ આદર્યો! મીઠું મરચું ભભરાવી એણે બધી હકીકત એને કહી અને છેવટમાં ઉમેર્યું કે, "હું કંઇ એનાં આવાં મહેણાં સાંખવા અહિં આવી નથી. હવે તો કાં તો એ નહિ અને કાં તો હું નહિ. માત્ર તમે શું કરો છો એ જ મારે જોવું છે, નહિં તો પછી હું મારાથી થશે તે કરી લઇશ"

નવીની એ ધમકીભરી ભંભેરણીની ધારી અસર થઇ, સુરેશે એકદમ વિકાળ સ્વરૂપ ધારણ કરી સરોજને કશો પણ ખુલાસો પુછ્યા વગર કુટવા જ માંડી. એટલેથી એને સંતોષ ન થયો એટલે તેણે કહ્યું. "આજથી હવે રાતના તું વરંડામાં સુજે મારા ઘરમાં તારો પગ નહિં જોઇએ."

સરોજ એકદમ ગભરાઇ ગઇ. તેણે કાલાવાલા કરતાં રડી કકળીને કહ્યું, "રાતના હું એકલી વરંડામાં કેવી રીતે સુઇ શકીશ? ગમે તેમ પણ મારૂં ઓતું ખોળાઉં..."

"તારૂં, ફાવે તે થાય તેની મને દરકાર નથી. તને ઘરમાં રાખી એટલે તું આજે સાપણની માફક સામી થાય છે નહિં?" સુરેશે પોતાની મલીનતાનું દીગ્દર્શન કરાવતાં કુલીન પતિશાહીનું પુરેપુરૂં પ્રદર્શન કર્યું.

છતાંયે સ્ત્રી સ્વભાવે જ શાંતિ અને સમાધાનની ધાત્રી છે. એ નિખાલસ છે, મમતાળુ છે, દયાળુ છે, કષ્ટસહન એ તેનો સ્વભાવ થઇ પડ્યો છે, છતાં પડકાર થતાં સામે થવાની જેમ એનામાં તાકાત છે, તેમ શાંતિની સ્થાપના કરવાનાં સામર્થ્ય પણ એનામાં સાંગોપાંગ છે.

પુરૂષસમાજ એમનામાં ઉતાવળે અવિશ્વાસ ન મુકે, એમના કામનો ઉપહાસ કરી તેને તોડી પાડવામાં શક્તિ ન ખર્ચે તો જે વીરાંગનાઓ પતિ–પુત્રોને રણવાટે વળાવવા તૈયાર થઇ શકે છે, તે જ સ્ત્રીઓ વિશ્વશાંતિ માટે એ જ પતિ–પુત્રોને યુદ્ધે ચડતાં અટકાવવાનીયે તાકાત ધરાવે છે.

[૩]

એ તાકાતની અજમાયશ આજે બર્લિનમાં થઇ રહી છે.

બર્લિનના પુરૂષોએ વિશ્વમાં એક વખતે યુદ્ધની ઉદ્‌ઘોષણાઓ કરી હતી. હવે બર્લિનની સ્ત્રીઓ વિશ્વભરમાં શાંતિ સ્થાપવાની ઉદ્‌ઘોષણાઓ કરતી થઇ છે.

કેવુ ભવ્ય, ઉન્નત અને ઉજમાળું એ પરિવર્તન? જરૂર પડશે તો યુદ્ધના દેવોને વારવા તેઓ વિગ્રહકચેરીઓ આગળ જઇને વિનવણીઓ કરશે, તેમ છતાં યુદ્ધ-ભુખ્યાઓ વાર્યા નહિં વળે તો નૌજવાનોને અને શ્રમજીવીઓને તેઓ રણસામગ્રી બનાવતાં અટકાવવાના આગ્રહ કરશે. પેલા રાષ્ટ્રસંઘની કચેરી સામે જઇને પણ તેઓ પ્રચાર કરી જનતાને જાગૃત કરવાના પ્રયત્ન આરંભશે.

'યુદ્ધનો ત્યાગ' એ જ માત્ર એમની ઘોષણા હશે. સ્ત્રીની હઠને વખાણવાનો દાવો કરનારાઓએ તો તેમની નિંદા જ કરી છે. પણ વિશ્વમાં શાંતિ ફેલાવવાની હઠ સ્ત્રીઓ પકડશે તો તેમને રૂશ્વતથી ફોડી શકાશે નહિં, હોદ્દાઓથી લલચાવી શકાશે નહિં. એ તો મરશે તોયે પોતાનું ધાર્યું પાર પાડયા વિના નહિં જ રહે.

[૪]

**માર્થા** ગ્રોવીન લીચટર્નર બર્લિનની કવિયત્રી છે. ગયા મે મહિનાના આરંભમાં તેને લાગ્યું કે, સ્ત્રીઓએ વિશ્વશાંતિના કાર્ય માટે જાગૃત થવું જ જોઇએ. તુરત જ તેણે એ કામ માટે આવતા ૭ મહિના સુધીમાં કેવી રીતે કાર્ય કરવું તેની યોજના ઘડી કાઢી. અને તેના નિવાસસ્થાનમાં ટક ટક કરતાં ટાઇપરાઇટરો પર એ સંદેશાઓ જૂદી જૂદી સ્ત્રીઓ પર મોકલવાની તૈયારી માટે, ગોરી લલનાઓની કોમળ કરાંગુલિઓ દોડવા લાગી. અને મે મહિનાના છેલ્લા અઠવાડિઆના આરંભમાં તો વિશ્વશાંતિની સ્ત્રીઓની ચળવળ [World Peace Movement of Woman]નો આરંભ પણ થઇ ચુકયો.

અને પછી તો માર્થાના મકાનમાંથી અનેક સ્ત્રીઓ પર અંગત કાગળો છૂટયા. તેમાં લખ્યું હતું:

"શાંતિ અને નિશસ્ત્રીકરણની બાબતમાં જગતની સંસ્થાઓ તેમ જ સરકારો નિષ્ફળ નિવડી છે. એટલે આપણે કંઇક કરવું જ જોઇએ. દરેક ધર્મ એક મુખેથી બીજે મુખે ગયેલી વાતોથી જ ફેલાયો છે.

તમે પણ તે રીતે આ વાત અંગત રીતે જ તમારા મિત્રોમાં, સ્નેહીઓમાં અને પડોશીઓમાં ફેલાવજો."

"પુરૂષો શાંતિની સ્થાપનાના કાર્યમાં નિષ્ફળ નિવડયા છે. પણ સ્ત્રીઓ નવા માર્ગ અજમાવતાં સદાય નિડર હોય છે, કેમકે એને ભુતકાળનાં કશાંયે વળગણ હોતાં નથી. પુરૂષો ચર્ચા અને વાતો જ કર્યા કરે છે, ત્યારે સ્ત્રીઓ કામ કરી બનાવવાની સગવડ ધરાવે છે."

"જગતભરની સ્ત્રીઓ યુદ્ધને ખરાબ ગણે છે. યુદ્ધભયથી ભયભિત વાતાવરણથી જે બ્હેનો દૂર વસે છે. તેમને એ કાળાં વાદળ કેમ ઘેરાય છે તેની ઓછી ખબર હશે, છેલ્લા યુદ્ધને પુરાં થયે ૧૪ વર્ષ થયાં, છતાં તે યુદ્ધ કદી અટકયું નથી. જગતે ન જોયેલી એવી જાલીમ શરતોવાળી સંધીથી છેલ્લી યાદવીની ઇતિશ્રી થઇ, ત્યારથી જ જૂના શત્રુઓ શત્રુ જ રહ્યા છે, અને તેમની વચ્ચે યુરોપમાં વધુ ઘાતક રીતનાં યુધ્ધો ચાલુ જ રહ્યાં છે. પરસ્પર તરફ વેરની લાગણીઓ અને ધિક્કારની ધૂણીઓ ધીખી રહી છે, અને વાતાવરણમાં એવી સામગ્રીઓ એકઠી થઇ રહી છે કે, જો થોડા જ મહિનાઓમાં તેને માટે સતત શ્રમ લેવામાં નહિં આવે તો, જગતે કદી ન જોયેલી ને ન જાણેલી એવી ભીષણ સંહાર કરનારી યાદવી શરૂ થશે. અને રાસાયણિક સાધનોથી લશ્કરો સિવાયનાં માણસોનો ય સામટો સંહાર થઇ જાય એવા વિગ્રહની વાતો કરવી તે પણ મુર્ખતા છે. મરવું કોઇને પ્રિય નથી. છતાં જો નવા યુદ્ધની હોળી સળગે તો તેમાં સમસ્ત વિશ્વ સળગી મરે તેમ છે. એ વાત પણ સહુ કોઇ સ્વીકારે છે. છતાંયે હથિયારો ઓછાં કરવા માટે મળતી પરિષદોના પ્રતિનિધિઓ આત્મસંરક્ષણનો હક્ક જતો કેમ કરાય? કહીને તેમ કરી શકતા નથી—પણ તેઓ પછી કોનું સંરક્ષણ કરવાના હતા?

"સુલેહની વાતો સહુ કરે છે. બધા પ્રેમની ગુફતેગુ કરે છે. છતાં બહેરા કાનોને ય ફાડી નાખે તે રીતે યુદ્ધ હમેશને માટે અટકાવવાની માતબર માગણીઓ કોઇ કરતું નથી. હું યુદ્ધથી ડરૂં છું. તેમાંથી બચવા સાત સાગર તરીને પેલે પાર જવા તૈયાર છું. મારા પતિને હું યુદ્ધમાં મોકલી શકું તેમ નથી. કેમકે યુદ્ધ એ બીજું કંઇ જ નહિં પણ માનવકુળનો સામટો સંહાર કરવાની એક રીત છે. અને જો મને જીવવાની ઇચ્છા હોય તો બીજા કોઇ માણસનો સંહાર કરવાનો મને શું હક્ક છે એ વાત મારાથી સમજી શકાતી નથી.

"આ ચળવળના પ્રારંભનાં આ મુખ્ય કારણો છે. શાંતિની સ્થાપના કોઇ પણ ભોગે થવી જ જોઇએ. માણસ ઇચ્છે ત્યારે ચમત્કાર જેવાં કાર્યો કરી બતાવે છે અને જો સ્ત્રીઓ પણ વિશ્વશાંતિ માટે મક્કમ બનશે તો એવો જ ચમત્કાર કરી બતાવશે. એમાં સહેજ પણ શંકા નથી. શાંતિની વાતો સહુ કોઇ કરે છે, પણ હથિયારો ઓછાં કરવાં ઘણાઓને પરવડતાં નથી. શાંતિની બધી વાતો યુદ્ધવિરામ દિને ભાષણો કરવામાં જ પુરી થાય છે. એથી શાંતિ આવતી નથી. એટલે આપણે જે માર્ગે શાંતિ સ્થપાય તેવા અચુક માર્ગ લેવા તત્પર બન્યાં છીએ.

"તમે પ્રતિજ્ઞાપત્ર વાંચજો. તમે જો તેને જીવનમાં ઉતારી શકો તેમ ન હોય તો આજે જ તેની પર સહી કરવાની કંઇ જરૂર નથી. મારી ખાત્રી છે કે એક દિવસે તમે પણ એની પર સહી કરવા તૈયાર થવાનાં જ છો. એને માટે જેઓ

ખરેખરાં આતુર હોય તેવાંની જ સહીઓ અમારે જોઇએ છે. અમારે ખોટા અર્થમાં જેને ઝનુની કહે છે, તેવા ઝનુનની યે આ કામમાં જરૂર નથી. બહુ ખોલાખોલ કરી કામ કશુંયે ન કરે તેવું પણ અમારે કંઇ જોઇતું નથી. પરંતુ અમારે ધરમુળથી ફેરફાર કરવાની ભાવના તેના સારા અર્થમાં ખીલવનારાં જોઇએ છે. અમે બુદ્ધિમાં, નૈતિક ભાવનામાં અને આવેગમાં માનીએ છીએ. એ બધાંઓનો અમારા કામમાં અમને સાથ જોઇએ છે. જે બહેનો આ ચળવળમાં ભળે તેઓ યુધ્ધાવેગની સાફક જ શાંતિના આવેગને આકર્ષક બનાવવા મથે એટલી અમારી તેમને ભલામણ છે."

આ બહેનની સાથે જેમને પત્રવ્યવહાર કરવો હોય તેમણે નીચેના શિરનામે લખવું.

Martha Provine-Leach Turner
Motzstrasse 6-Barlin
Germany

(૫]

માર્થા ટર્નરે આ ચળવળ માટે તૈયાર કરેલી પ્રતિજ્ઞાઓના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છેઃ—

"એવી માન્યતા સાથે અમે આ ચળવળમાં જોડાયાં છીએ કે, વિશ્વમાં શાંતિ આવવી જોઇએ. અને તે હમણાં જ આવવી જોઇએ. અમે અમારા માણસોને વઢાઇ મરતા ખૂબ જ જોયા છે. તેથી અમે ખાસ કરીને અમારા દેશમાં અને સામાન્ય રીતે સમસ્ત વિશ્વમાં સંપુર્ણ નિશસ્ત્રીકરણ હમણાં જ જોવા માગીએ છીએ. પછી ભલેને તે માર્ગમાં કહેવાતી ગમે તેવી આડખિલીઓ ઉભી હોય."

"શાંતિના કાર્ય માટે અમે જાતે અને સામુદાયિક રીતે કામ કરવા પ્રતિજ્ઞાબદ્ધ થઇએ છીએ."

તે માટે અમે જાતે ઓછામાં ઓછાં દશ સભ્યો બનાવીશું. અમે જે સંસ્થાઓમાં જોડાયલાં હોઇશું, તે સંસ્થાઓ હમણાં જ સંપુર્ણ નિશસ્ત્રીકરણને અપનાવે અને યુદ્ધની સામે ખડાં રહે તે માટે મથીશું, મિત્રોને તેમ જ સભ્યોને નિરંતર અમે આ માટે તૈયાર કરીશું, યુદ્ધ એ ખરાબ ચીજ છે એવું અમારાં સંતાનોને શીખવીશું, અને યુદ્ધમાં જોડાવાનો ઇન્કાર કરવા જેટલાં તેમને હિંમતવાન બનાવીશું. અમે અહિંસાનું જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પાલન કરીશું અને યુધ્ધ જાગે તો તેને અટકાવવા અમે તત્પર બનીશું. શાંતિ અને નિશસ્ત્રીકરણની અમે અમારા મુત્સદીઓ પાસે સામુદાયિક માગણી કરીશું, અને આપભોગની સાથે અમે શાંતિ માટે મન, વચન અને કર્મથી કાર્ય કરીશું. આ અમારી લડત છે.

તે માટે સમસ્ત વિશ્વની સ્ત્રીઓને પ્રતિજ્ઞાપત્રો અને કાગળો લખવા, જેમને આ કામમાં રસ હોય તેવા તમામ મિત્રો પર પણ એ પત્રો મોકલવા, તેની સાથે નવા સભ્યો માટેનાં ફોર્મ્સ મોકલવાં, એ રીતે મળેલાં ફોર્મ્સ ચળવળના મુખ્ય મથકે રવાના કરવાં, દરેક સ્ત્રીસભ્યે નાના ગામમાંથી દર મહિને અને મોટાં શહેરોમાં દર અઠવાડીએ નવાં નામ મેળવવાં, એ રીતે સભ્ય બનેલી સ્ત્રીઓએ આ કામને આગળ ધપાવવાની ચર્ચા અને યોજના માટે સભાઓ ભરવી, એ તેના કામના પ્રકાર છે.

આ માટે વ્યવહારૂ ધોરણે કામ કરવાની કેટલીક સૂચનાઓ અપાઇ છે. તે આ રહી :

પ્રત્યેક વાચનાલયના લાયબ્રેરીઅનને શાંતિને લગતાં પુસ્તકો અલગ છાજલી પર રાખવાની ભલામણ કરવી; સ્ત્રીઓની સંસ્થાઓ ઉપરાંત તમે બીજી જે સંસ્થાઓમાં જોડાયલાં હો, તેમાં શાંતિ માટેના કાર્યના શિક્ષણ વર્ગો ચલાવવાનો આગ્રહ કરવો, એ માટે સારા વક્તાને શોધી જાહેર સભાઓ ગોઠવવી, જવાનીઆઓને આ કામમાં રસ લેતા કરવા, યુદ્ધ વિરૂદ્ધનાં સીનેમાચિત્રો જોવાની ચળવળ ચલાવવી, જો કોઇ નાટકની કલબ સાથે ઓળખાણ હોય તો તેને શાંતિ માટેનાં નાટકો ભજવવાની સુચનાઓ કરવી, એ માટે સરઘસો ગોઠવવાં, બાલવાર્તાઓના વર્ગો શરૂ કરવા, તહેવારોના દિવસોમાં તેની ચળવળ ચલાવી જનતાની આંખ સામે એ લક્ષ્ય રહે તેમ કરવું, આપણે ભગીરથ કામ ઉપાડયું છે એ કદીએ ન ભુલવું.

આ ચળવળ તરફ આપણી બહેનોએ ખાસ લક્ષ આપવાની જરૂર છે. કેમકે જો જગત નિશસ્ત્રી નહિં બને તો તેનો નાશ છે. અને એને નાશના માર્ગે જતું બચાવી લેવું તે સ્ત્રીઓનું કામ છે. કેમકે સ્ત્રી જનની છે, ધાત્રી છે. રચનાત્મક કાર્ય એનું પોતાનું છે.

શંકાશીલ પુરૂષોને માટે પણ સ્ત્રીઓ આ કાર્ય કરીને જ યોગ્ય જવાબ તૈયાર કરી શકશે, એ ભુલવું જોઇતું નથી.

# પ્રગતિના-



મીસીસ કેર વીલ્સન
કેનેડાની પાર્લામેન્ટના પહેલા સભ્ય.



કુમારી મુળુર કે. નગરશેઠ
જેમણે મદ્રાસની બી. એની પરીક્ષા પહેલે નંબરે પસાર કરી છે અને હવે વધુ અભ્યાસ માટે ઓક્ષફર્ડ જાય છે.



મીસ નાનસી આદમ્સ
મજુરપક્ષના સ્ત્રી ઓફીસર. જેઓ ૩૦ લાખ સ્ત્રીકામદારોને વ્યવસ્થીત કરવા સ્કોટલેંડ ગયાં છે.

હિંદની સ્ત્રી જનતા વિજળીક વેગથી ઉંચા સ્થાનો ઉપર સ્ત્રીઓ નીમાતી તેઓ સફળ થાય છે. તે આમ સ્ત્રી-ફોટાઓ પ્રત્યેક માસે રજુ કરવાનો આશા છે કે વાચક સમુદાય

## -પંથ પર



શ્રીમતી સૌદામીની દેવી
બરહામપુરના પહેલા સ્ત્રીમેજીસ્ટ્રેટ.



નવાબજાદી કે. મોલાબક્ષ
જેઓ પંજાબ હેલ્થ સ્કુલના સુપ્રીન્ટેન્ડન્ટ નીમાયા છે.



શ્રીમતી વી. સંકુશંખલ
મેડીકલ અભ્યાસ માટે વિલાયત જાય છે.

સર્વલક્ષી પ્રગતિ સાધી રહી છે. ઉંચા જાય છે. ઉંચી મનાતી પરીક્ષાઓમાં જનતાનું ગૌરવ વધારનારી બ્હેનોના હવેથી અમોએ નિરધાર કર્યો છે. અમને સહકાર આપશે—તંત્રી.

# ફીલીપાઈનનું સ્ત્રીત્વ

: લેખિકા :

મધુકાંતા મ.

જ્યારથી અમેરિકાની સરકારે આ વર્ષમાં ફીલીપાઈનને સ્વતંત્રતા આપવાનો ધારો પસાર કર્યો ત્યારથી અમેરિકન પત્રોમાં ફીલીપનો વિશે—તેમના સમાજ વિશે, તેમની રાજદ્વારી લાયકાત વીશે, તેમજ તેમના જીવન અંગે સંકળાયેલી કેટલી ય બાબતો ઉપર ખૂબ લખાયું છે. છતાં ફીલીપાઇનના સ્ત્રીત્વ વીશે બહુ જ ઓછા શબ્દો બીબામાં ગોઠવાયાં છે. એટલે એ વીશે કંઇક લખવું આશા છે કે આ ક્ષણે અતી રસિક થઈ પડશે.

મનીલા કે ડેવુઇ બુલીવાર્ડમાં રહેતી ફીલીપાઇન સ્ત્રીઓ ઉપરથી ફીલીપાઇનના સ્ત્રીત્વ વિશે કલ્પના કરવાની નથી. તે તો માત્ર એક વિભાગ છે. ફીલીપાઇનનું ખરૂં સ્ત્રીત્વ તો ત્યાંના જંગલોમાં—ત્યાંના ગામડાઓમાં—નદીને કાંઠે વસતા ન્હાના ન્હાના શહેરોમાં જોવાનું જડશે. ત્યાં અર્ધાં નાગાં શરીરો—અરણ્યના આશ્રયમાં જીવન માણતાં, તેમજ કુદરતને ખોળે ઉલ્લાસ શોધતાં ત્હમોને સાંપડશે.

ફીલીપાઇન્સની દક્ષિણે એક રમણીય પ્રાંત આવ્યો છે. આ દેશનું નામ છે સુલુ. અહીં એક સુલ્તાનની આણ વર્તે છે. આ સુલ્તાન નામનો જ રાજવી છે. ખરેખરી સત્તા તો અમેરિકન સરકારતંત્ર પાસે છે. અહીંના બન્દરમાં ત્હમો નીકળો તો ત્હમારા સામે અવલોકીને આંખના અંગાર વર્ષાવતી યુવતીને જોશો ત્યારે ત્હમો ફીલીપાઇનનાં આઝાદી ઇચ્છતાં ગૌરવભર્યાં સ્ત્રીત્વને સમજશો.

તાડ અને ખજુરીઓના હરીયાળાં વનથીમાં મહાલતી ફીલીપાઇનની નવી સ્ત્રીઓ આ ન્હાનકડા ટાપુમાં ચાલી રહેલા સ્વાધિનતાના સંગ્રામ પછવાડે એક પ્રખર બળ છે. તેઓના આધારબળ ઉપર આ આંદોલનો ટકી રહ્યાં છે.

મનીલામાં સ્વતંત્રતાને માટે શરૂ થયેલાં આંદોલનો ઉપર એક પ્રેક્ષક તરીકે ત્હમે દ્રષ્ટિપાત કરશો તો પણ ત્હમારી ખાત્રી થશે કે આધુનિક સ્વાતંત્ર્યસંગ્રામમાં ફીલીપાઇનનું સ્ત્રીત્વ સારો ફાળો આપી રહ્યું છે, 'આઝાદ હો, ફીલીપાઇન' આ શબ્દો જ્યારે વાતાવરણમાં ગુંજે છે ત્યારે પ્રત્યેક અમેરિકન પ્રેક્ષકના હૃદયમાં અમંગળ શંકાઓ ઉત્પન્ન કરે છે. આ અવાજો પોકારવામાં ફીલીપાઇનના સ્ત્રીત્વનો મુખ્ય ફાળો હોય છે.

તેમની અસરનું માપ જોવા માટે આ ટાપુઓમાં બનેલા બનાવો ઉપર એક ઉડતું દીગ્દર્શન કરી લઇએ! આ વર્ષમાં સાન થોમસ વિશ્વવિદ્યાલ યેપેંતાનાં બારણાં ફીલીપાઇનના સ્ત્રીત્વ માટે ખુલ્લાં મુકયાં. આ સંસ્થા મુળ તો સ્પેનીશોએ સ્થાપી હતી. પણ પછીથી અમેરિકન અધિકાર નીચે આવી હતી. એટલું જ નહીં પણ સ્વાતંત્ર્ય માટે આવેલા પ્રતિનિધિમંડળના એક સભ્ય ડો. મેરીયા પાઝ મેન્ડેઝાઉઝાન અત્યારે ફીલીપાઇનમાં

વિશ્વવિદ્યાલયમાં ભણતી બાળાઓની સંસ્થાના પ્રમુખ છે! તેઓ પોતે સ્ત્રીત્વના મ્હોટા નેતા છે. સ્થાનિક ધારાસભા સમક્ષ સ્ત્રીઓને મતાધિકાર આપવાનો પ્રશ્ન હજુ ઉભો જ છે.

અત્યારે ફીલીપાઇનના સ્ત્રીત્વને જે સ્વાતંત્ર્ય છે તે પહેલાં ન હતું. પહેલાં આ સ્ત્રીત્વને ઘરની ચાર દીવાલો વચ્ચે સમગ્ર જીવન વ્યતિત કરવાની ફરજ પાડવામાં આવતી. ઘરથી બહાર નીકળવાનો તેમને અધિકાર ન હતો. આવી સ્થિતિમાં ફીલીપાઇનનું સ્ત્રીત્વ સમાજ અને ધર્મની મર્યાદાઓ વચ્ચે માત્ર જકડાઇ રહ્યું હતું.

આ સમયમાં સારો યે દિવસ શ્રમ, અને માતૃપદ, એ જ વ્યવસાય ફીલીપાઇનની સ્ત્રીત્વને માટે સર્જાયેલો હતો. કેળવણી તો આનંદની એક વસ્તુ મનાતી. અક્ષરજ્ઞાન લેવાનો અધિકાર માત્ર પુરૂષોનો જ મનાતો. પોતાને ઘેર પણ ભણવાને માટે તેને મના કરવામાં આવી હતી. એટલું જ નહીં પણ લગ્ન પણ માતપિતાની સંમતીથી જ કરવામાં આવતાં.

જ્યારથી અમેરિકન સરકારતંત્રે શાળાઓ સ્થાપી છે, અને જ્યારથી ફરજીયાત કેળવણીની પ્રથા દાખલ થઇ છે ત્યારથી સ્ત્રીઓમાં રાજકિય જાગૃતિનો જન્મ થયો છે. અને જેમ જેમ કેળવણી વધુ ને વધુ ઉંડી ઉતરતી જાય છે. તેમ તેમ આઝાદ બનવાની ધગશ ઉંડાં મુળ નાંખતી જાય છે.

ફીલીપાઇન્સના એક વખતના ગવર્નર જનરલ કેમેરનિ ફોરબસના વખતમાં સ્ત્રીશિક્ષણે સારી પ્રગતિ કરી. તેમના સમયમાં કેટલીય શાળાઓ સ્થપાઇ. અને દૂર દૂરની સ્ત્રીઓ શહેરમાં શીખવા આવી. તેમને માટે સારા વસ્તીગૃહો બાંધવામાં આવ્યાં. આ ગવર્નર જનરલના વખતમાં કેળવણી ખૂબ આગળ વધી.

ઉત્તરથી દક્ષિણ સુધી અત્યારે ત્હમો રખડો અને ફીલીપાઇન્સના નવા સ્ત્રીત્વનું પ્રતિનિધિત્વ ધરાવતી કોઇ સ્ત્રીને ત્હમો મળવા ઇચ્છો તો તરત જ મીસીસ સોફીયા રેયસ તરફ આંગળી ફરે. ત્રીસ વર્ષ પહેલાં આ સ્ત્રી સાવ નિરક્ષર હતી. આજે તે અમેરિકન ભાષા ઉપર સુંદર પ્રભુત્વ ધરાવે છે.

તેણે સ્પેનીશના શિક્ષક તરીકે જાહેર જીવનની શરૂઆત કરી. થોડા સમયમાં જ તેનો ઉત્સાહ જોતા જ તેને મનીલાના વિશ્વવિદ્યાલય ઉપર મુકવામાં આવી.

મનીલામાં ચમકતા નેત્રવાળી આ શ્યામા ઉપર અમેરિકનોની ઉદાર નજર પડી. અને દેશના સ્ત્રીત્વની સાથે સંકળાયેલા સવાલો ઉપર તેના અભિપ્રાયને વજન મળવા લાગ્યું. અહીં તેને વિશ્વવિદ્યાલયમાં સ્પેનીશ ભાષા શિખવતા અધ્યાપક જેઇમ ડી વેર્યાની ઓળખાણ થઇ. પછી તેઓએ લગ્ન કર્યું. ૧૯૧૪ માં પ્રોફેસરની અમેરિકામાં નીમણુંક થઇ ત્યારે તે ત્યાં વસવા ગઇ. તેણે વોશીંગ્ટનમાં આમ સાત વર્ષ પસાર કર્યાં.

મીસીસ ડે વેર્યા આમ સમગ્ર ફીલીપાઇનની સ્ત્રીઓ માટે એક આદર્શ હતી. સ્ત્રીઓ હજુ પણ કહે છે કે 'તેમના જીવને હમારા ઉપર સારી અસર કરી છે. જ્યારે અમો વર્તમાનપત્રોમાં મીસીસ ડી વેર્યાના પ્રેરણાત્મક ભાષણો વાંચતા ત્યારે અમારામાં અચાનક હિંમત આવતી. ત્યારે શેરીનો શબ્દ અમારા હૃદયને અથડાતો. ત્યારે કુદરતને ખોળે રમવાનાં આમંત્રણનો અવાજ અમે અનુભવતા.'

"—તેથી જ અમો બહાર પડવા તત્પર થયાં. તેને પગલે પગલે અમો શાળાઓમાં ગયાં. અને આજે ત્હમો જોઇ શકો છો કે હવે લગભગ સ્વતંત્રતાની સમીપ અમારી કુચ આવી પહોંચી છે.

અને ખરેખર તેમ છે. ફીલીપાઇનની સ્ત્રીઓ અત્યારે પ્રત્યેક ધંધામાં આગળ પડતી છે. જે શાળામાં પહેલાં એક પણ વિદ્યાર્થીની ન હતી ત્યાં આજે સેંકડોની સંખ્યા શિક્ષણ લે છે. જ્યાં પહેલાં સ્ત્રીઓ ઘરની બહાર જવામાં લાજમ સમજતી ત્યાં આજે તેઓ પ્રત્યેક ધંધાનાં આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે. અત્યારે કોઇ પણ ઉદ્યોગ લો અને તેમાં ત્હમો સ્ત્રીઓને જોઇ શકશો.

આજે ફીલીપાઇનમાં સ્ત્રીઓ દાક્તર છે–વકીલ છે અને એંન્જીનીઅરીંગ લાઇનમાં પણ સ્ત્રીઓએ સારી પ્રગતિ સાધી છે. એટલું જ નહીં પણ અત્યારે ફીલીપાઇન્સની ઓફીસમાં ટાઇપીસ્ટથી માંડીને મેનેજર સુધીની જવાબદારીવાળી જગ્યાઓ પણ સ્ત્રીત્વને સોંપવામાં આવે છે. એ એક જ વસ્તુ તેમણે વીસ વર્ષના ટુંકા સમયમાં સાધેલી અમાપ પ્રગતિનો સારો ખ્યાલ આપે છે.

તેઓએ અત્યારે તો ઇંગ્લીશ પોશાકને અપનાવ્યો છે. આ પોશાક પહેરીને તેઓ ટેનીસ વગેરે રમતો છુટથી રમે છે. એટલું જ નહીં પણ અત્યારે પ્રત્યેક ક્ષેત્રમાં તેઓ આગળ પડતો ભાગ લઇ રહ્યાં છે.

ફીલીપાઇન્સમાં સ્ત્રીત્વ આમ ચારે બાજુથી પ્રગતિ કરી રહ્યું છે. અમેરિકન અધિકાર નીચે તેમને આગળ વધવાની કંઇક તક સાંપડી છે. અને એમ કહેવું જ પડશે કે આ તકનો તેમણે પુરતો ઉપયોગ કર્યો છે. ફીલીપાઇન્સની સ્ત્રીઓએ યુરોપીય તત્વને અપનાવ્યું છે છતાં હજુ પણ તેઓ ફીલીપાઇન રહ્યાં છે. તેઓએ રાષ્ટ્રપ્રેમને તેમના જીવન સાથે વણી દીધો છે અને આઝાદી માટે શરૂ થયેલા આંદોલનોમાં મોખરે રહે છે.

યુરોપીય શિક્ષણમાંથી તેઓએ લોકશાસનની પ્રેરણા લીધી છે અને તેથી જ પ્રજાસ્વાતંત્ર્યની જયઘોષણા કરનાર અમેરિકન રાષ્ટ્રને ઉદ્દેશીને આ લલનાઓ કહે છે કે

"ફીલીપાઇન ભલે ન્હાનો સરખો દેશ હોય, છતાં અમારા ઉપર એક ક્ષણ પણ રાજ્ય કરવાનો ત્હમારો અધિકાર નથી. અમો આઝાદી માગીયે છીયે અને તે અમે મેળવીશું જ !"

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

# ચીનની શ્રમજીવી સ્ત્રીઓની

## દર્દનાક

## કથા

લેખક :— —બી. ટી. આશર

ચીનની મજુરણો તથા ખેડુત સ્ત્રીઓનો બહુ મોટો ભાગ અજ્ઞાન છે. ચીનાઇ મજુરોનાં બાળકોને શાળામાં જવાની તક ભાગ્યે જ મળે છે. પાંચથી ૭ વર્ષની કુમળી વયમાં જ તેઓ ૧૩–૧૪ કલાક કારખાનાંઓમાં ગાળે છે. પુરતી ઉંઘ પણ તેમના નશીબમાં હોતી નથી. આથી ચીનાઇ મજુરણોને બીલકુલ શિક્ષણ મળતું નથી. તેઓ માત્ર એક જ વસ્તુ જાણે છે અને તે અહોનીશ શ્રમ. 'વિસામો' એ વસ્તુને તો તેઓ સમજતી જ નથી.

આટલું પુરું ન હોય તેમ જુના રીતરિવાજો અને નીતિબંધનો તેમને કચડી રહ્યાં છે. તેઓ તરફ ઘાતકી વર્તણ લેવામાં આવે છે.

અત્યારના કાયદાની દૃષ્ટિએ રાષ્ટ્રિય સરકાર નીચેની ચીનની સ્ત્રીમજુરને મત આપવાનો, પતિની મિલ્કતમાં ભાગ મેળવવાનો કે મિલ્કત ધરાવવાનો બીલકુલ હક્ક નથી.

કુટુંબમાં પણ તેને સમાન હક્ક મળતા નથી. હિંદની માફક લગ્નની પસંદગી માતપિતા કરે છે, પોતાના ભાવી ભરથારને પસંદ કરવાનો હક્ક પણ યુવાન સ્ત્રીઓને નથી. લગ્નવિચ્છેદની પ્રથા નહિ હોવાથી સ્ત્રીને આખો જન્મારો નિરક્ષર પતિની તહેનાતમાં જ વિતાવવો પડે છે અને કદાચ કોઇ સ્ત્રી આફતથી અકળાઇને ગૃહત્યાગ કરી જાય તો કાયદો તેને ગોળીથી વીંધી નાખે છે.

સામાન્ય ક્રમમાં પણ ન્યાયાધીશો પુરૂષોના પક્ષમાં જ કામ કરે છે. જો સ્ત્રી વિશ્વાસઘાત કરે તો તેને જેલનાં દુઃખ સહન કરવાં પડે પણ જો પતિના ક્રૂર મારથી સ્ત્રી મરી જાય તો તે પુરૂષને કંઇ જ શિક્ષા નથી થતી.

રાષ્ટ્રિય સરકારે આવી ભયંકર અને ઘાતકી સામાજીક પ્રથાઓને નાબુદ કરવા માટે હાલમાં ધારાઓ ઘડયા છે પણ તેનો અમલ ભાગ્યે જ કરવામાં આવે છે. જગતની આંખમાં ધુળ નાંખવા માટે રાષ્ટ્રિય સરકાર પોતાની ધારાપોથી પર આવા ધારાઓ રાખે છે પણ તેનો અમલ ભાગ્યે જ કરે છે.

**રાષ્ટ્રિય ચીનમાં** બાળલગ્નની પ્રથા છે. કુમળી કન્યાઓ જ્યારથી સાસરે જાય છે ત્યારથી તેમનું જીવન કંગાલ બનતું જાય છે. સ્ત્રી હો કે પુરૂષ, વૃદ્ધ હો વા યુવાન દરેક તેણીને ગુલામડી લેખે છે. લગ્ન થયા પછી કન્યા પતિની તથા સાસુની ગુલામ બને છે. બધું ઘરકામ તેણીને જ કરવું પડે છે.

પતિના મૃત્યુ બાદ તેણીને ફરજીયાત વૈધવ્ય પાળવું જોઇએ અથવા તો તેણીના કુટુંબીઓ વેચે તો વ્હેચાવું જોઇએ.

ચીનના કેટલાએ પ્રાંતોમાં કન્યાઓના નાનપણથી પગ બાંધવામાં આવે છે આથી તેઓ મુસ્કેલીથી ચાલી શકે છે. મધ્ય અને પશ્ચિમ ચીનની દરેક સ્ત્રીમજુરે આવી જ રીતે પગ ગુમાવ્યા છે. લગ્નની પસંદગીમાં નાના પગો જરૂરીઆતના ગણવામાં આવે છે.

કન્યાઓની છાતી પણ બાંધવામાં આવતી હોઇ છાતી પરના દબાણથી કેટલીક વાર તેઓ રોગિષ્ઠ પણ બને છે.

રાષ્ટ્રિય ચીનની લાખો સ્ત્રીમજુરણોની સંસ્કારિક અને આર્થિક સ્થીતિ તદ્દન ખરાબ છે. આર્થિકઆફતને અંગે કારખાનાંઓ બંધ થતાં હોઇ બેકારીનો બાહુ ફાટી નીકળ્યો છે. શાંગાહીમાં ૧૦૬ રેશમી વણાટની મીલો હોવા છતાં માત્ર ૬ મીલ જ હાલ ચાલુ છે. આ મીલો પણ અઠવાડિઆમાં ત્રણ દિવસ જ ચાલુ રહે છે, આમ રેશમની મીલ દિન પ્રતિદિન પાયમાલ થઇ નાદારીમાં જાય છે. આજ સુધીમાં લગભગ ૭૦ મીલો આમ નાદાર બની છે. ઉસી શહેરમાં ૭૦ મીલમાંથી ૪૦ મીલો બંધ છે.

પગાર–કાપ કરીને અને કામના કલાક વધારીને મુડીવાદીઓએ મજદૂરોના જીવન પુરતા પગારમાં પણ કાપ મુક્યો છે.

સ્ત્રીઓ અને ૧૫ વર્ષ ઉપરની છોકરીઓને રજા આપી તેઓની જગ્યા નાની વયની ઉમેદવારોથી પુરવામાં આવે છે.

માણસોને રજા આપી બહુ જ નજીવા પગારે તેઓની જગ્યા સ્ત્રીઓને આપવામાં આવે છે.

બુદ્ધિશાળી સ્ત્રીમજુરને હાંકી કાઢી ખર્ચ ઓછો કરવા માટે તેમની જગ્યાઓ ગામડાંની ક્ષુધાપીડિત ખેડુત સ્ત્રીઓથી ભરવામાં આવે છે.

રાષ્ટ્રિય ચીનમાં આશરે એક કરોડ મજુર બેકાર છે. હજુ પણ દિવસોદિવસ કારખાનાંઓ બંધ થતાં હોઇ બેકારી વધતી જાય છે.

શાંગાહીમાં રહેતી ૧,૨૦,૦૦૦ સ્ત્રી મજુરોનો ૯૦ ટકા ભાગ તદ્દન બેકાર છે. તેઓની દશા ભયંકર છે. રાજ્ય તરફથી કંઇપણ મદદ ન મળવાથી આ અનાથ સ્ત્રીઓ ભૂખના દુઃખે રસ્તા પર લથડીયાં ખાતી મરી જાય છે. શાંગાહી ટાઇમ્સ જણાવે છે કે ૧૯૩૦ માં શાંગાહીમાં ૩૦,૦૦૦ અને હોંગકોંગમાં ૧૮,૦૦૦ બેકારોની લાશો રસ્તા પરથી મળી આવી હતી. આમાંનો મોટો ભાગ સ્ત્રીઓનો હતો.

પણ સવાલ ઉપસ્થિત થાય છે કે આટલા બધા બેકાર એક ખેતીપ્રધાન દેશમાં હોઇ શકે? આ બધાં બેકાર માણસો ક્યાંથી ચાલ્યાં આવે છે?

ચીનના શેંસી અને શાંસી પ્રાંતમાં ખેડુતો અતિ દુર્બળ બની ગયા છે. પોતાને ખાવા પુરતું અનાજ પણ તેઓ પાસે નથી કામ મળશે એવી આશાએ તેઓ આવા ઉદ્યોગિક શહેરોમાં આવે છે પણ અહિંઆ

રોજી ન મળવાથી ભૂખના દુઃખે મૃત્યુ શરણ થાય છે.

ઉપરના પ્રાંતોમાં એટલો ભુખમરો ચાલી રહ્યો છે કે લોકો પોતાના મુએલાં સગાંનું માંસ ખાય છે.

ત્યાંની સ્ત્રીઓ પોતાનાં બાળક ભુખના દુઃખે મૃત્યુ ન પામે એટલા માટે તેઓના જન્મ થતાં જ તેમને જળમાં સમાધિ કરાવી દે છે.

ચીનના ખેડુતો જમીનદારોના જુલ્મોથી તદ્દન કંગાલીઅત હાલત ગુજારે છે ત્યારે તેઓની સ્ત્રીઓની તો શી દશા?

અગાઉ જણાવ્યા મુજબ તેણીનું જીવન એક ગુલામડી જેવું જ છે. ૧૫–૧૬ કલાકની તેણીની અનિવાર્ય મહેનત અને તેનો બદલો શું? બદલામાં પતિ તથા તેના કુંટુબીઓ તરફથી થતો અનહદ ત્રાસ. તેણીને પેટપુરતું અન્ન પણ આપવામાં આવતું નથી.

[૩]

એ રીતે ચાબુક લગાવી તેણીને 'શીખામણ' દેવાનો હક્ક દરેક ધણીને છે. સંકટ સમયે તે તેણીને વેચી પણ શકે છે. નવા કાયદાનુસાર આ રીત નાબુદ કરવામાં આવી પણ હજી તે ચાલ ગામડાઓમાં ચાલુ છે.

ઉત્તર ચીનમાં સ્ત્રીઓનાં બજાર ભરાય છે. આ સ્ત્રીઓને કારખાનાંવાળાઓ, વેશ્યાગૃહવાળાઓ અને ધનિક લોકો ખરીદ કરે છે. આ ધંધામાંથી પણ રાજ્ય સારી સરખી આવક પેદા કરે છે.

આમ સ્ત્રીઓને ભાર વહનાર પશુ સરખી ગુલામડી ગણવામાં આવે છે.

મુડીવાદના આ જુલ્મોથી ત્રાસીને સ્ત્રી-મજુરો ૧૯૨૦ થી કામદાર ચળવળમાં ભાગ લેતી આવી છે.

૧૯૨૫–૨૭ના હડતાલરૂપી દાવાનળમાં તેઓએ પુષ્કળ ફાળો આપ્યો હતો. શાંગાહી અને કેન્ટોનના બળવામાં તેઓએ સરસ કામ બજાવ્યું હતું: ખેડુત ચળવળમાં પણ આગળ આવી તેઓએ જમીન કબજે કરી હતી.

૧૯૨૯ માં બળવો શાંત થયા પછી પડેલી દરેક હડતાળોમાં સ્ત્રીઓ અગ્રેસર ભાગ ભજવતી આવી છે. ૧૯૩૦ માં પડેલી કેટલીક હડતાળો તો સ્ત્રીઓએ ચલાવેલી હતી. શાંગાહીમાં પડેલી હડતાળના થોડા આંકડા નીચે મુજબ છે.

| | હડતાળ | હડતાળ પર ગએલી સ્ત્રીઓ |
|---|---|---|
| ઓગસ્ટ ૧૯૩૦ | ,, ૧૩ | ૫,૩૦૦ |
| સપ્ટેંબર ૧૯૩૦ | ,, ૧૮ | ૨૨,૫૦૦ |
| નવેંબર ૧૯૩૦ | ,, ૨૬ | ૨૩,૬૦૦ |

પગાર વધુ મેળવવાને અને કામના કલાક ઓછા કરવાને મન્ચુરીઆના એન્ટન્ગ શહેરમાં ૧૫,૦૦૦ સ્ત્રીઓએ કામ બંધ પાડયું હતું.

પણ આવી નાની હડતાળોથી કંઇ જ સફળતા ન મળવાથી સાર્વત્રિક–હડતાળ પાડવામાં આવી. આની શરૂઆત એક સ્ત્રી મજુરે બીજા મજુરોને ઓજારો મુકી દેવાનું જણાવી કરી હતી.

સરકાર આ હડતાળથી ગભરાઇ. જે ૧૫ ટકા પગાર કાપ કરવાનું જાહેર થયું હતું તે આથી બંધ કરવામાં આવ્યું અને મજુરોની બીજી માંગણીઓ પણ આપવાનું વચન અપાયું.

**પણ આ તો માત્ર** સરકારે હડતાળ તોડી પડાવવા માટે જ વચન આપ્યું હતું. કઇ રાષ્ટ્રિય સરકાર આવાં વચન પાળે છે? મુડીવાદીઓની તરફેણમાં કઇ સરકાર જતી નથી? આથી વચન મુજબ કામ લેવામાં ન આવતાં કામદારોએ બીજી સાર્વત્રિક હડતાળ પોકારી.

આથી હારીને સરકારે ૧૯૩૧ માં નવો ઔદ્યોગિક કાયદો પસાર કરાવવાનું જણાવ્યું.

આ કાયદામાં સ્ત્રીઓ માટે રાતપાળી બંધ કરાવવાની, પ્રસુતિ વખતે ભર પગારે રજા આપવાની અને તેઓને માટે આઠ કલાકનો દિવસ મુકરર કરવાની કલમો ટાંકવામાં આવી હતી.

આ કાયદો ક્યારે અમલમાં મુકવો તે નક્કી કરવા એક સમીતિ નીમવામાં આવી હતી.

આ તપાસ પછી રાષ્ટ્રિય સરકારે બહાર પાડયું છે કે રાતપાળી અને કલાક સંબંધી કલમો બે વરસ સુધી અમલમાં મુકાશે નહિ. અમને શંકા રહે છે કે બાકીની કલમો પણ રાષ્ટ્રિય સરકાર અમલમાં મુકવાની નથી.

આમ આર્થિક દુર્દશાથી ચીનની સ્ત્રીઓનાં આકસ્મિક મૃત્યુ નિપજતાં જાય છે. ચીનની સ્ત્રીઓને ગુલામડી લેખવામાં આવે છે અને તેમને બહુ જ ઓછા પગારે રોકી મુડીવાદીઓ પોતાની સંપત્તિ વધારી રહ્યા છે. પોતાનાં પર આ અસહ્ય બોજો લાદનાર મુડીવાદ પર આજે તો ચીનની સ્ત્રીમજુરો આક્રમણ કરી રહી છે અને આ આક્રમણમાં તેઓ સફળ થાય તેમ દરેક સ્વાતંત્ર્યવાદીએ ઇચ્છવું જોઇએ.

## વાચક બિરાદરોને–

**'નવયુગ'**નો ઓગસ્ટ અંક 'રશીયા નંબર' તરીકે બહાર પાડવાનો અમારો નિર્ધાર હતો. તેથી આ અંકને સામાન્ય ક્રમમાં પ્રસિદ્ધ થયેલો જોઇને વાંચક બિરાદરોને જરા અજાયબી થશે. તેથી જ કેટલોક ખુલાસો કરવો ઉચીત છે.

પ્રથમ તો દેશમાં પ્રવર્તતી અસામાન્ય રાજકિય પરિસ્થિતિ તેમ જ આકરા ઓર્ડીનન્સોની પુનર્સ્થાપના થવાથી સ્વતંત્ર પત્રકારિત્વ લગભગ અશકય બન્યું છે. એટલે રશીયા અંક સાથે સંકળાયેલી અનેક બાબતોનો ઉલ્લેખ કરતાં ઓર્ડીનન્સની મર્યાદાઓ આડી આવે છે. આમ માત્ર સામાન્ય સત્યશુન્ય અંક કહાડવા કરતાં અત્યારના સમયમાં આવો અંક પ્રસિદ્ધ ન જ કરવાનું સંચાલકોને યોગ્ય લાગ્યું છે. અંતમાં ટુંક સમયમાં અમોને આવો અંક પ્રસિદ્ધ કરવાની તક મળે એવા અમારા આશાવાદમાં વાચક બિરાદરો સાથ આપશે.

તંત્રી–**પી. જે. ભટ.**

# સ્ત્રીત્વના નગ્ન ચિત્રો

## તે સામે પગલાં લેવાની જરૂર.

: લેખક :
શંકરજતી ગોસાંઇ

આજનો જમાનો પ્રગતિશાળી છે. પળે પળે, જીવનમાં ને જગતમાં, પ્રગતિ પોતાની વિશાળ પાંખ પ્રસરાવી રહી છે. કેટલાક સુધરેલા દેશોમાં સ્ત્રીઓ સમાન હક્ક ભોગવતી થઇ ગઇ છે. અન્ય દેશમાંનો પુરૂષવર્ગ એ હક્કો આપશે ત્યારની વાત ત્યારે, પરન્તુ સ્ત્રીત્વ ઉપર ગુજારવામાં આવતા અત્યાચારો અને અન્યાયો દૂર થવાની અત્યંત આવશ્યકતા છે.

હિન્દમાંની વેશ્યાઓની વિશાળ સંખ્યા હિન્દના પુરૂષસમુહનાં અવનત માનસની પ્રતીતી આપે છે. પરન્તુ પુરૂષજાતિની એ હલકી મનોદશા ક્યાં સુધી પ્રવર્તે છે. અને સ્ત્રીત્વના તે અંકુરો છે તે સ્ત્રીત્વને કેવી હલકી રીતે અપમાને છે તે બતાવવાનો પ્રસ્તુત લેખનો ઉદ્દેશ છે.

બાળક જગતનો પ્રથમ પ્રકાશ જુએ છે ત્યારે તે નગ્નાવસ્થામાં હોય છે. અને બાલક જ્યાં સુધી જગતથી અજ્ઞાત હોય છે ત્યાં સુધી જ નગ્નાવસ્થા ચાલુ રહે છે. બાલક જ્યારે અજ્ઞાન મટી સજ્ઞાન બને છે ત્યાર પછી તે એ અવસ્થામાં રહી શકતું નથી. આજનો જમાનો સભ્યતાનો છે.

આજના યુગમાં સભ્યતાના પ્રખર હિમાયતી પુરૂષો પણ પોતાનું પુરૂષત્વ એક પળ પણ વિસરતા નથી. પોતે પુરૂષ છે એ જ્ઞાન તેમને પ્રતિપળે હોય છેજ. અને આવા પુરૂષત્વના પ્રતિનિધિઓ પોતાના પુરૂષ તરીકેના અધિકારોનો દુરૂપયોગ કરતાં સભ્યતા તેમને સ્પર્શી પણ શકતી નથી. એક બાજુ તેઓ સ્ત્રીઓને સમાન હક્ક આપવા ઉપર દબાણ કરે છે. પરન્તુ બીજી બાજુ તેઓ સ્ત્રીઓનું-સ્ત્રીઓના સ્ત્રીત્વનું અર્ધનગ્ન ને નગ્નચિત્રોનાં પ્રદર્શન કરી હડહડતું અપમાન કરવા ચુકતા નથી!

અભણ લોકો સ્ત્રીઓનાં નગ્નચિત્રો જ્યાં ત્યાં મુકી તે સ્હામે લાલસાભરી આંખો દિવસમાં કેટલીય વાર માંડે છે. સ્ત્રીઓનાં જુદા જુદા અવયવોવાળાં ચિત્રો હોટલોમાં લોકોનું આકર્ષણ કરવા માટે રાખવામાં આવે છે. પાનની દુકાનોમાં માંડેલાં આવાં ચિત્રો સ્હામે વિકારી દ્રષ્ટિથી જોઇ કેટલાય પુરૂષત્વના અભિમાનીઓ ખુશ થાય છે.

અભણ લોકો અભણ રીતે સ્ત્રીત્વને અપમાને છે ત્યારે શિષ્ટ ગણાતો શિક્ષિતવર્ગ શિક્ષિત રીતે સ્ત્રીત્વને અપમાને છે. સ્ત્રીસ્વાતંત્ર્યના હિમાયતી તરીકે જનતામાં પંકાતા સદ્ગૃહસ્થો (!) પોતાનાં દિવાનખાનાં અર્ધનગ્ન કે પુર્ણનગ્ન સ્ત્રીઓનાં ચિત્રોથી શણગારવામાં સભ્યતા સમાયેલી માને છે. આવા સદ્ગૃહસ્થોથી પણ આગળ વધેલા શિક્ષિતોનાં નગ્નચિત્રોનાં પ્રદર્શન કરવાનાં સાધનો છેલ્લામાં છેલ્લી ઢબનાં છે. અનેક પુસ્તકોમાં વિષયને વ્યભિચારની ઉંડી ખીણ તરફ ધકેલી દે તેવાં ચિત્રો પુસ્તકકર્તાઓ આપે છે,

અને તેથી પુસ્તકનું આકર્ષણ વધી, પુસ્તકો સારી સંખ્યામાં ખપે છે એમ તેઓનું માનવું છે. આ પુસ્તકો વાંચનારા શિક્ષિતો હોય છે અને આવી રીતે તેઓ સ્ત્રીઓના ઘોર અપમાનમાં અપરોક્ષ ફાળો આપે છે. આજકાલ કેટલાંક માસિકો અથવા અઠવાડિકોનાં પૃષ્ઠો પણ સ્ત્રીત્વને ઉતારી પાડવાનાં ચિત્રો વડે સુશોભિત (!) બનાવવામાં આવે છે. અને એ ચિત્રો ચિતરનારા અને પ્રકાશન કરનારા શિક્ષિતો હીંદ સ્ત્રીજાતિનું અને તેના સ્ત્રીત્વનું ઘોર અપમાન કરે છે.

સ્ત્રીત્વની જાહેર અવગણના આજકાલનાં ચિત્રપટો કરી રહ્યાં છે. નીતિના માર્ગથી ચ્યુત કરે એવાં ચિત્રપટો આજકાલ પડદા પર ચમકતાં દેખાય છે. 'સેન્સોર'ની તીક્ષ્ણ આંખમાંથી રાજદ્રોહ વિશેનું એક પણ દૃશ્ય કે વાક્ય છટકી શકતું નથી. છતાં કોણ જાણે તેમની તીક્ષ્ણ દૃષ્ટિમાંથી સ્ત્રીજાતનું અપમાન કરનારાં સ્ત્રીઓનાં નગ્નદૃશ્યો શી રીતે છટકી શકે છે તે સ્હમજી શકાતું નથી. આવાં દૃશ્યોવાળાં ચિત્રપટો અભણ ને શિક્ષિતો ઉભય જુએ છે, છતાં નગ્નદૃશ્યો ઉતારવાની પ્રથા સ્હામે કોઇ શિક્ષિત પોકાર ઉઠાવતો નથી એ જ પુરૂષવર્ગની સ્ત્રીત્વને અપમાનવાની મનોવૃત્તિ ઉઘાડી પાડે છે.

આવાં સ્ત્રીઓનાં ઉઘાડાં અંગોવાળાં અને પુર્ણનગ્ન ચિત્રો નીતિનાં બન્ધનો શિથિલ કરી માણસને વ્યભિચારને પન્થે દોરે છે.

**આવાં નગ્નચિત્રોનાં** પ્રદર્શન શા માટે કરવામાં આવે છે એવું જો કોઇ પુછનાર નીકળે તો જવાબ આપવામાં આવે છે કે સ્ત્રીઓનાં નૈસર્ગિક સૌંદર્યની એ પુજા છે, ને એ સુન્દરતાને સંપુર્ણ સ્વરૂપમાં જોવી એ નિસર્ગનાં રચના સૌન્દર્યની સાચી કદર છે. આવો જવાબ આપનારા એટલું પણ ભૂલી જાય છે કે પુરૂષ અને સ્ત્રી ઉભય એક જ સમર્થ શક્તિનાં પ્રતિનિધિ હોવા છતાં કેવળ સ્ત્રીઓનાં જ નગ્નઅંગોનાં પ્રદર્શન શા માટે? પુરૂષોમાં પણ સુન્દરતા છે, પુરૂષત્વને છાજે એવી સુન્દરતા સંપુર્ણ નગ્નસ્વરૂપમાં શા માટે નથી પ્રદર્શિત કરતા?

આવાં નગ્નચિત્રોમાં સ્ત્રીઓની આંખમાં કેવળ વિકાર જ ભરેલો હોય છે. એ વિકારભરી આંખો જ સ્ત્રીસુન્દરતાની પ્રતિનિધિ છે? સ્ત્રીઓની આંખમાં નર્યો વિલાસ ને વિકાર રેડી ચિત્રકારો સ્ત્રીને કેવળ કામી જ ઠરાવવા મથે છે.

કેવળ સ્ત્રીઓનાં જ નગ્નચિત્રોને જાહેરમાં મુકી પુરૂષવર્ગ આજે સ્ત્રીત્વનું-એટલે માતૃત્વનું અસહ્ય અપમાન કરી રહ્યો છે.

આજના અગ્રણીઓનું અને ખાસ કરીને હિન્દ સમસ્તની સ્ત્રીસંસ્થાઓનું કર્તવ્ય છે કે તેઓએ આ વિષય પરત્વે આખા જનસમાજનું ધ્યાન ખેંચી તે નાબુદ કરી સ્ત્રીત્વનું આવું હડહડતું ઘોર અપમાન થતું અટકાવવું જોઇએ.

વિદેશી નગ્નચિત્રોનું પણ જડમુળ કાઢી નાખવું જોઇએ.

**ચિત્રકારો સ્ત્રીઓનાં** આવાં ચિત્રો ન દોરે, પુસ્તકકર્તાઓ પુસ્તકોમાં એવાં ચિત્રો ન છાપે. લેખકો, સંપાદકો, અને પ્રકાશકો આવાં અશ્લીલ પ્રકાશનો બંધ કરી દે, અને આવી નીતિ સ્હામે પોતાનાં પત્રોમાં વિરોધ દર્શાવે.

છતાં પણ સ્ત્રીઓનું આવી રીતનું અપમાન ચાલુ જ રહે તો પ્રત્યેક સ્વાભિમાની સ્ત્રી જ્યાં જ્યાં આવાં સ્ત્રીત્વને અપમા-

નિત કરનારાં ચિત્રો જુએ ત્યાં ત્યાં તે બાળી નાંખે.

સ્ત્રીઓનું આ બાબત તરફ હજી લક્ષ દોરાયું નથી. તેઓએ સુશિક્ષિત કહેવડાવનારા પુરૂષવર્ગ તરફથી થતું આવું ઘોર અપમાન સહન કરવું એ કેવળ નિર્બળતા કહેવાય. સાંપ્રત સ્ત્રીત્વ જ્યારે પ્રગતિના પંથે કુચ કરી નવી ભાવનાઓ ઝીલી તેને જીવનમાં મુર્તિમંત કરવા મથે છે ત્યારે એ આવું અમાનુષી અપમાન સહન ન જ કરી શકે.

સ્ત્રીજાતિની આ ભયંકર ને અસહ્ય માનહાનિ છે, ને તે માટે સ્ત્રીસમુદાયે એની સ્હામે જેહાદ જગાવવાની જરૂર છે.

---

ચીનના પ્રજાસત્તાકના માજી પ્રમુખ.



ડૉ. સુન-યાટ-સેન

[એમની જીવનકથા માટે જુઓ પાનું ૬૩]





# જાતિ અને વર્ગ

આલમના ઇતિહાસકારોએ અક્ષમ્ય અસત્ય આલેખ્યું હોય તો તે જાતિતત્વનું અસ્તિત્વ છે. પીળાં અને ઘઉંવર્ણા, કાળાં અને ગોરાં, આમ શરીરત્વચાના રંગ પર માનવજાતિનું વર્ગીકરણ કરીને ઇતિહાસની ઘટનાઓને ખોટી રીતે વર્ણવી છે.

આજે ઘઉંવર્ણા હિંદી શ્રીમંત પાસે પેન્સની ભીખ માગતા શ્વેતરંગી ભિખારીને સંકોચ નથી થતો. લંડનના રસ્તા પર જ્યારે શ્યામવર્ણા શ્રીમંતો નીકળે છે ત્યારે તેમની દયા વૃત્તિ ઉત્તજતા આંગલભિખારીઓ કરૂણાજનક રીતે તેમની સમક્ષ ઉભા રહે છે. જ્યારે યુરોપના શ્વેતરંગીઓ એશીયનોના હાથ નીચે કામ કરીને પેટીયું કાઢી રહ્યા છે ત્યારે જાતીતત્વ (Racial Complex) આપમેળે તૂટી પડે છે. ઇતિહાસકારે કલ્પેલી આ આખી ઇંદ્રજાળ આપમેળે તૂટી પડે છે.

આમ શરીરના વર્ણ ઉપર માનવજાતિનું વર્ગીકરણ કરવું એ માત્ર મૂર્ખાઇ છે. ધાર્મિક વર્ગીકરણ માત્ર ધતીંગ છે. સાચું વર્ગીકરણ આર્થિક છે. આલમની માનવજાતિ આજે વહેંચાયેલી છે બે મહાન વર્ગમાં—એક સંપત્તિના સર્જકોમાં અને બીજી સંપત્તિના સ્વામીનાથોમાં.

# આર્થિક—ઉદ્યાપનનો શાહી ઉકેલ

# ઓટાવા

ઓટાવાને આંગણે એકત્ર મળેલા સામ્રાજ્યના મુત્સદ્દીઓ સાફલ્યનો સ્વાંગ સજીને પોતપોતાને દેશ સીધાવી ગયા છે. ઓટાવાખાતે મળેલી આ ઐતિહાસિક આર્થિક પરિષદમાં હિંદના નામે સરકારે નિમેલા પ્રતિનિધિઓએ કરેલા જકાતીકરારો જ આપણને સૌથી અગત્યના છે, કારણ કે આ અર્થવિશારદોના આંકડા પ્રમાણે શાહીપસંદગીથી લગભગ નવ કરોડ રૂપીઆનો બ્રિટીશ માલ હિંદને ગળે બંધાશે અથવા સીધા શબ્દોમાં મુકીએ તો લગભગ ૧૦ કરોડ રૂપીયા બ્રિટીશ માલના બદલામાં ઇંગ્લાંડ તરફ પ્રસ્થાન કરી જશે. એટલે હિંદને કેવો સુંદર લાભ થશે તે તો સારી રીતે કલ્પી શકાય તેમ છે. આ આર્થિકભોગના બદલામાં ઇંગ્લાંડ



જ્યાં પરિષદ ભરાઇ હતી......

જકાતી કરારથી બ્રિટન અને હિંદ વચ્ચે ચાલતા વેપાર ઉપર ગંભીર અસર થનાર છે. અ- હિંદનો કેટલો વધુ માલ ખરીદશે તે એક શંકા જેવી વસ્તુ છે. એટલે જ ઓટાવા પરિષદની અસર હિંદના વેપાર ઉપર તેમજ આર્થિકતંત્ર ઉપર વ્યાપક અને

ઉંડી થશે. અત્યારે પણ ઇંગ્લાંડ પાસેથી હિંદ વેચે છે તેના કરતાં વધુ ખરીદે છે એટલે આ નવી રકમથી હિંદને તો પારાવાર નૂકશાન જ સહન કરવાનું છે.

અત્યારે તો શાહીપસંદગીના સિદ્ધાંત ઉપર હિંદને નામે સહી કરી આવેલા સર અતુલ ચેટરજી અને બીજા સભ્યો ઓટાવાના સાફલ્ય પર પ્રશંશાનાં પુષ્પો ચઢાવવા મંડી પડયા છે. પણ આ સુંદર શબ્દો નીચે છુપાયેલા હિંદના કાતીલ શોષણ ઉપર એક દ્રષ્ટિ કરવાની જરૂર છે. ઓટાવા સફળ થયું છે પણ બ્રિટીશ દ્રષ્ટિએ. હિંદને માટે તો એક નવી આર્થિક સાંકળ ત્યાં રચાઇ છે.



**બ્રીટનનો બાજીગર**

મી. સ્ટેન્લી બાલ્ડવીન

[૨]

**છેલ્લા ત્રણ વર્ષથી** બ્રિટનનો માલ વિશ્વના બજારમાં ખપી શકતો નથી એ વસ્તુ તો સર્વ કોઇ સ્વીકારે છે. પ્રત્યેક સંસ્થાનમાં ઉદ્યોગવાદનો જન્મ થતાં, તેમજ યુરોપના અન્ય દેશો પણ ઔદ્યોગિક હરિફાઇમાં ઉતરતાં બ્રિટનના માલની કિંમત ઘટવા લાગી છે. રશીયામાં શ્રમજીવીઓની સરમુખત્યારી સ્થપાતાં બ્રિટનના ઉદ્યોગોનું એક મ્હોટું બજાર અદ્રશ્ય થયું. જર્મનીના ઔદ્યોગિક પુનર્વિધાન સાથે વિશ્વના બજારોમાં જર્મનીની કાતીલ હરીફાઇ શરૂ થઇ, ગયા વિશ્વયુદ્ધનો લાભ લઇને અમેરિકન ઉદ્યોગવાદે ચીન, હિંદ, જાવા, સુમાત્રા, અને આફ્રીકાના બજારો હસ્તગત કરી લીધાં હતાં. તદ્દન આધુનિક યંત્રોની મદદથી અમેરિકાના આર્થિકઅધિષ્ઠાતાઓ બ્રિટનના યુદ્ધથી પછડાયેલા ઉદ્યોગપતિઓને પરાજ્ય કરવામાં કયારનાય સફળ થયા હતા. પરિણામ એ આવ્યું છે કે ૧૯૧૮ થી તે અત્યાર સુધી બ્રિટનના વિદેશો સાથેના વહેપારમાં ઝોક આવ્યો છે. પ્રત્યેક વરસે વહેપાર ઘટયો છે. અને આર્થિક આપદ્દકાળ (Crises) ની શરૂઆત થતાં બ્રિટીશ વહેપાર છેક નીચી કક્ષાએ નમી પડયો હતો.



મુખ્ય હિન્દપ્રતિનિધિ
**સર અતુલ ચેટરજી**

પણ બ્રિટનના મદાંધ સામ્રાજ્યવાદીઓને આ ઘટતા વહેપારની તમન્ના ન હતી. શરૂઆતથી જ ઇંગ્લાંડ જેટલો માલ વિદેશ મોકલતું તેના કરતાં વધુ માલ ખરીદતું. આમ થવાથી વહેપારની લાવ-

જાવમાં જે ખોટ જણાતી તે અન્ય દેશમાં રોકાયેલી સંપત્તિના સુંદર વ્યાજમાંથી મળી રહેતી. પણ આર્થિક મંદીના આગમન સાથે આ વ્યાજની રકમ એકદમ ઘટી ગઇ. આંકડામાં મુકીએ તો આ વસ્તુ સારી રીતે સમજાશે.

| વર્ષ | સંપત્તિનું વ્યાજ | |
|---|---|---|
| ૧૯૨૯ | ૩૫૦ | લાખ પાઉંડ |
| ૧૯૩૦ | ૧૩૦ | લાખ પાઉંડ |
| ૧૯૩૧ | ૩ | લાખ પાઉંડ |

આમ વિદેશમાં રોકાયેલી સંપત્તિ ઉપર આપમેળે મળતી વ્યાજની રકમ લગભગ અદ્રશ્ય થવાથી લંડનની બેંકમાંથી પરદેશીઓના સોનાએ કુચકદમ શરૂ કરી. આ અટકાવવા માટે ઇંગ્લેંડને સોનાનું ચલણ રદ કરવું પડયું.

પણ ઇંગ્લાંડના બાહોશ બાજીગરોએ વિશ્વના બજારમાં પહેલાંની માફક પ્રભુત્વ મેળવવા માટે પાછો યત્ન આરંભ્યો. આ આ દિશામાં તેઓએ વહેપારના આયાત અને નિકાશના પાસાં વચ્ચે સમતુલના સ્થાપવા ભગીરથ પ્રયત્નો આરંભ્યા. આ સમયે બે માર્ગ તેમની સમક્ષ હતા. આયાત ઉપર અંકુશ મુકવો અને નિકાશ વધારવી. આયાત ઉપર અંકુશ મુકવા માટે તેઓએ બે શતકથી અનુસરેલો સ્વતંત્ર વ્યાપારનો (Free trade) નો સિદ્ધાંત એક ક્ષણમાં ફેંકી દીધો. એક માસની અંદર જકાતનીતિની જોરદાર પડધમ વાગવા માંડી. વિલાયતના સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોએ ચીચીઆરી પાડવા માંડી, 'જકાત નાંખો' 'જકાત નાંખો' દેશભરમાં જકાતની તરફેણમાં વાતાવરણ ઉત્પન્ન કરવામાં આવ્યું. અને જકાતનીતિ શરૂ થઇ. આથી આયાત ઉપર કેટલો અંકુશ પડયો તેના આંકડા હસ્તગત નથી પણ સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે જકાતનીતિથી માત્ર જરૂરી વસ્તુઓના ભાવ ઘટયા છે. પણ એકલી આયાત ઉપર અંકુશ મુકે પાલવે તેમ ન હતું એટલે પછી નિકાશ વધારવા માટે પ્રયત્ન કરવાનો પ્રારંભ થયો. વિશ્વના બજારોના આધુનિક યંત્રોની મદદથી હરીફાઇ કરનારાં વિદેશીઓ સામે ટકી શકાય તેમ હતું જ નહીં. એટલે પછી તેઓએ શાહીપસંદગીના વિચારને અમલમાં મુકાવવા માટે ધમપછાડા શરૂ કર્યા. તેમાં તેઓ સફળ થયા છે. બ્રિટીશ સામ્રાજ્યવાદીઓની આ વિજયક્ષણ છે. આ શાહીપસંદગીના સવાલ ઉપર સંસ્થાનોની સંમતી મેળવીને અમેરિકન ઉદ્યોગવાદ સામે, તેમણે સફળ ઘા કર્યો છે.

શાહીપસંદગીના સિદ્ધાન્તને વ્યવહારિક દ્રષ્ટિએ જોઇએ તો જણાશે કે દરેક સંસ્થાને આયાત થતી વસ્તુઓના બે વિભાગ પાડી નાંખવા. આમાં સામ્રાજ્યમાંથી થતી આયાતને બીનસામ્રાજ્યના માલ કરતાં વધુ પસંદગી આપવી અર્થાત્ કે બીનસામ્રાજ્યી માલ ઉપર વધુ જકાત નાંખવી અને સામ્રાજ્ય [જેમાં મુખ્યત્વે ઇંગ્લીશ માલ જ સમાઇ જાય છે] માં બનતા માલ ઉપર દેશના ઉદ્યોગને અહિત ન થાય તેવી જકાત નાંખવી. હિંદને તો શાહીપસંદગીનો અનુભવ છેલ્લા બે વર્ષથી થઇ ચુકયો છે. અત્યારે હિંદમાં આયાત થતા કાપડ ઉપર જાપાન ૨૦ ટકા જકાત આપે છે ત્યારે લેંકેશાયર માત્ર ૧૫ ટકા જકાત આપે છે. એટલે માત્ર ગ્રેટબ્રિટનનો માલ આ પસંદગીના ધોરણથી વધુ ખપે એ યોજના જ શાહીપસંદગીના સુંદર નામ નીચે છુપાઇ છે. એ તેનો આશય છે અને એ જ તેનો અર્થ છે.

ઓટાવા સફળ થયું છે તેમ નિષ્ફળ પણ નિવડયું છે. બ્રિટને ધારેલો આશય હવામાંજ રહી જવા પામ્યો છે. કારણ કે નિકાશ વધારવા માટે શાહીપસંદગીથી એક વધુ સુંદર માર્ગ સંસ્થાનોની સંમતી મેળવવામાં નિષ્ફળ નિવડયો છે. આ માર્ગ તે સામ્રાજ્યમાં સ્વતંત્ર વહેપાર. [Empire Free trade] લોર્ડ બ્રિવર બ્રુકે આ યોજનાને સારી જાહેરાત આપી છે. આ સિદ્ધાંતના સ્વીકારમાં ઇંગ્લીશ વહેપારનું પ્રભુત્વ સમાયેલું છે. પણ સંસ્થાનોના ઉદ્યોગપતિઓ આ નીતિને સ્વીકારવા કબુલ થાય એ અશકય છે. પ્રત્યેક સંસ્થાન પોતાના ઉદ્યોગને વિકસાવવા માંગે છે. એટલે બ્રિટનના બાહોશ મુત્સદ્દીઓને આ દિશામાં મળેલી નિષ્ફળતા કંઇ ગુપ્ત રહી શકતી નથી. ઓટાવા તરફ પ્રસ્થાન કરતી વખતે જ બ્રિટિશનીતિના સાચા સુત્રધાર બાલ્ડવીને જાહેર કર્યું હતું કે—



બ્રિટનના પ્રતિનિધિઓ આર્થિક મંત્રણા ચલાવે છે

"સામ્રાજ્યની અંદર પરસ્પર સ્વતંત્ર વ્યાપાર, કે વધુ વ્યાપાર કરવાની, અથવા આ આદર્શને નજીક લાવવાની વ્યાવહારિક નીતિને થી. પ્રતિનિધિઓ ઓટાવામાં અનુસરશે. તેમ જ અન્ય દેશો સામે જકાતી દીવાલને ઉંચી લઇ જવાની વૃત્તિ આ વર્ષોમાં સંસ્થાનોમાં દેખાય છે, તેથી જ ઓટાવામાં બ્રિટન એકત્ર થયેલા મુત્સદ્દીઓને સવાલ સંભળાવશે કે તેમના તેમજ બ્રિટનના હિતની દૃષ્ટિએ સંસ્થાનોના ઔદ્યોગિક વિકાસનો વેગ વધુ છે કે કેમ તેનો વિચાર કરવો જરૂરી નથી?

આમ જે નીતિ બ્રિટન અનુસરવા માગે છે તે નીતિ સંસ્થાનોની જરૂરીઆતથી તદ્દન જુદી છે સામ્રાજ્યમાં સ્વતંત્ર વ્યાપાર ક્યારે સંભવે કે જ્યારે સામ્રાજ્યના સંસ્થાનો એક જ અંગના જુદા જુદા વિભાગો હોય. આજે સામ્રાજ્ય એકત્ર નથી. એક અંગ નથી. પ્રત્યેક સંસ્થાન ઔદ્યોગિક વિકાસના માર્ગે આગળ વધી રહ્યું છે. એટલે સ્વતંત્ર વ્યાપારની નીતિ સંસ્થાનો કદી પણ સ્વીકારે એ અશક્ય છે. હિંદ પણ તે સ્વીકારી શકે તેમ નથી. હિંદના સાચા પ્રતિનિધિઓ કદાચ ઓટાવા ગયા હોત તો શાહીપસંદગીના સવાલ ઉપર પણ તે સ્પષ્ટ ના સંભળાવત. પણ સરકારના ખાંધીયા સમા આ સજ્જનોથી તેમ કરવું શકય ન હતું. છતાં પણ સામ્રાજ્યમાં સ્વતંત્ર વ્યાપારની નીતિને તેઓએ નાકબુલી છે તે બતાવી આપે છે કે આ નીતિ કેટલી અગ્રાહ્ય અને સંસ્થાનોના ઉદ્યોગોની હિતવિરોધક છે.

આમ બ્રિટન પોતાના મુળ મનોરથોમાં નિષ્ફળ નિવડયું છે. આજે ગ્રેટબ્રિટનના પ્રતિનિધિઓ સાચી નિષ્ફળતા ઢાંકવા માટે શાહીપસંદગી ઉપર જોરશોરથી ચર્ચા ચલાવી રહ્યા છે. પણ તેથી કંઇ બ્રિટિશ વેપારને પાછું પ્રભુત્વ નથી મળતું એ વસ્તુ તો પ્રસંશાના બુરખા નીચેથી પણ સાફ સાફ જણાઇ આવે છે.

[ ૪ ]

**પ**ણ ઓટાવામાં શાહીપસંદગીના સ્વીકારથી હિંદના કયા કયા ઉદ્યોગો ઉપર અસર થશે તેમજ કયા કયા માર્ગે હિંદની દોલત લંડન તરફ પ્રસ્થાન કરશે એ વિશે વિચારવું આ ક્ષણે અતિ રસિક થઇ પડશે.

વિદેશીઓ સાથેના વહેપારમાં ઇંગ્લાંડનો ફાળો ૬૩ ટકા હતો. સામ્રાજ્યમાં બનતા માલની સાથેનો વહેપાર પણ તેટલો જ અગત્યનો હતો. લગભગ બધો વ્યાપાર આશરે ૭૦ ટકા હતો. પણ લઢાઇ પછી હિંદના ઉદ્યોગવાદના વિકાસ સાથે આ વહેપાર ઘટતો ચાલ્યો છે. હાલ સામ્રાજ્ય સાથેનો વહેપાર ઘટીને ૪૫ ટકા થઇ ગયો છે અને બ્રિટિશ સાથેનો વહેપાર એથી પણ નીચે ઉતરી જઇને ૩૬ ટકા થઇ ગયો છે: એટલે શાહીપસંદગીની અસર કેટલી ઉંડી અને વ્યાપક થશે તેની સારી કલ્પના આપણને આવી શકશે. એટલું જ નહીં પણ નીચેના આંકડાઓ ઉપરથી જોઇ શકાશે કે પ્રત્યેક બજારમાં અન્ય વિદેશીઓએ બ્રિટનનો પરાજય કર્યો છે અને તેમનો ફાળો ઘટી ગયો છે.

| વસ્તુઓ | કુલ આયાત | બ્રિટનમાંથી આયાત. |
|---|---|---|
| | (લાખની રકમમાં) | (લાખના આંકડામા) |
| બુટ અને શુઝ | રૂ. ૬૫ | ૭ |
| દવા | ૨૫૭ | ૫૫ |
| ડ્રગ્ઝ | ૧૯૧ | ૪૮ |
| કટલરી હાર્ડવેર | ૨૮૨ | ૯૬ |
| વિજળીક વસ્તુઓ | ૨૨૩ | ૧૧૫ |
| રંગ | ૧૮૯ | ૪૩ |
| કાચ | ૧૨૨ | ૧૩ |
| યંત્રો | ૧૦.૯૨ | ૭.૭૩ |

| | | |
|---|---|---|
| લોખંડ | ૫૩૫ | ૨૩૨ |
| બીજી ધાતુઓ | ૧૦૬ | ૨૬ |
| કાગળ | ૨૨૪ | ૩૬ |
| મોટરકાર | ૨૧૯ | ૬૮ |
| કાપડ | ૧૯.૧૫ | ૯૨૦ |
| સાબુ | ૮૯ | ૭૫ |

આ આંકડાઓ બતાવી આપે છે કે હિંદને જરૂરી વસ્તુઓનો વિશાળ ભાગ તો અમેરિકા, જાપાન, અને જર્મનમાંથી આવે છે. જેમ જેમ ઉદ્યોગવાદ વધતો જાય છે તેમ તેમ વિદેશી વસ્તુઓની ખપત ઘટતી જાય છે. એટલું જ નહીં પણ નજદીકના ભવિષ્યમાં વિદેશી સાથે વહેપાર અદૃશ્ય થશે એવો સંભવ છે. તેમ જ અમેરિકનો તેમ જ જાપાની હરીફાઇ સામે માત્ર દશ ટકા રક્ષણ આપવાથી બ્રિટનમાંથી આયાત થતી વસ્તુઓ ઉપર વધુ અસર થાય એમ માની શકાય તેમ નથી. અત્યારે બીજી વસ્તુઓ બાજુ પર મુકીએ તો સંભવ છે કે બ્રીટનના આયાત થતા માલમાં નીચેની વસ્તુઓમાં વધારો થશે. કેટલો વધારો થશે એનો અંદાજ પ્રો. રાવના લેખમાંથી લેવામાં આવ્યો છે.

(લાખની રકમમાં)

| | |
|---|---|
| ખોરાક, પીણાં અને તમાકુ | ૧૫૦ |
| દારૂગોળો | ૧૨૦ |
| કટલરી | ૫૦ |
| વીજળીક વસ્તુઓ | ૧૦૦ |
| યંત્રો | ૨૫૦ |
| ત્રાંબુ | ૧૦૦ |
| મોટરકાર | ૧૦૦ |

આ ધારેલા અંદાજને સરવાળે લગભગ નવ કરોડ રૂપીયાની આયાત બ્રિટનમાંથી થશે. આમ બ્રિટનને થનારો લાભ તો ચોકકસ અને સ્પષ્ટ છે પણ હિંદને તો માત્ર શાહીપસંદગીના બદલામાં વધુ દામ જ આપવાં પડશે.

શાહીપસંદગીના સિદ્ધાંતનું આ મહત્વ છે. હિંદી વડી ધારાસભામાં તો સરકાર તંત્રના હાજીહા કરનારાઓ જ હવે રહ્યા હોવાથી હિંદના હીતવિરોધી આ કરારોને તો તેઓ તરત જ સંમતી આપી દેશે એટલે આ દિશામાં તો કંઇ પણ થાય એ આશા રાખવી અશકય છે. એટલે હિંદની વર્તમાન સ્થીતિમાં તો આ અરણ્ય-રૂદન સનું છે. જ્યાં સુધી હિંદની નીતિ વિદેશી સંપત્તિવાનોના હીતને અનુલક્ષીને જ યોજવામાં આવશે ત્યાં સુધી હિંદના ઉદ્યોગવાદીઓ કે હિંદની જનતા ગમે તેટલા પોકારો કરશે તો પણ તેનું કંઇ જ પરિણામ આવશે નહીં.



ઓટાવા પરિષદ આવા દારદમામથી ખુલ્લી મુકવામાં આવી હતી



# જર્મનીમાં રાજ-

પ્રજાસત્તાકના પ્રમુખ

જનરલ હીંડનબર્ગ

: લેખક :

લૉસેન પરિષદમાં આકરા યુદ્ધદંડ ઉપર આખરી પડદો પડતાં એવી સહજ આશા જન્મી હતી કે જર્મન પ્રજાસત્તાકના પાર્લામેન્ટમાં ઉદ્દામ પક્ષોને સારી જેવડી સંખ્યા નહીં મળે. કંઇક અંશે અનુભવી મુત્સદ્દીગીરીએ ઉચ્ચારેલાં આ અનુમાનો સાચાં પડયાં છે. જર્મન પાર્લામેન્ટમાં ઉદ્દામ પક્ષોનું જોર વધ્યું છે. છતાં તેઓ સત્તામાં આવે તેવો સંભવ અતી અલ્પ છે.

તા. ૩૧ મી જુલાઇએ સમગ્ર દેશભરમાં થયેલી સામાન્ય ચુંટણીએ બતાવી આપ્યું છે કે જર્મનીમાં નાઝીપક્ષનું જોર જામતું જાય છે. સામ્યવાદીઓએ પણ સારી પ્રગતી દેખાડી છે. સમાજવાદી પક્ષનું જોર પણ લગભગ સરખું રહ્યું છે અને પહેલાંની માફક સત્તાની સમતુલના જાળવવાનું સામર્થ્ય મધ્યસ્થ પક્ષનાં હાથમાં જઇ પડયું છે. નવી ચુંટણીમાં નાઝીપક્ષના લગભગ બસોંવીસ જેટલા સભ્યો ચુંટાઇને આવ્યા છે. ત્યારે સામ્યવાદીઓનું સંખ્યાબળ ૮૯ છે. સમાજવાદી સભ્યોની સંખ્યા ૧૩૬ થી ઘટીને ૧૩૩ થઇ છે ત્યારે બીજા રાજકીય પક્ષો તો લગભગ ધોવાઇ ગયા છે.

પણ જર્મન પ્રજાસત્તાકમાં નામનું જ અધિરાજ્ય ભોગવતી જર્મન પાર્લામેન્ટમાં એક પણ પક્ષની ચોકખી વધુમતી નથી સ્થપાઇ. પરિણામે બે કે ત્રણ રાજકીય પક્ષોને જોડાઇ જઇને સંયુકત પ્રધાનમંડળને રચવું પડશે અથવા તો પાર્લામેન્ટને બરખાસ્ત કરવી પડશે. આવા સંજોગો વચ્ચે જર્મન પાર્લામેન્ટની ઐતિહાસિક બેઠક ટુંક સમયમાં જ મળનાર છે. **સંભવ છે કે જર્મન ઇતિહાસમાં આ બેઠક અંતિમ જ થશે.**

[ ૨ ]

**જર્મન પ્રજાસત્તાકના** આંદોલનોનો ક્રમ એટલા વેગથી પલટા લઇ રહ્યો છે કે કયો પક્ષના હાથમાં સરકારતંત્રનું સુકાન જઇ પડશે તેમ આલેખવું અતિ

# -કીય ઝંઝાવાત



જર્મનમુડીનો પ્રતિનિધિ
**નાઝી નેતા હેર હીટલેર**

'સર્ચલાઇટ'

અચોક્કસ છે. આટલા અંતરથી જર્મન રાજકારણને સર્જતા બળોનો સુંદર ખ્યાલ ધરાવવો અશક્ય છે. સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયેલા વર્તમાનમાંથી જર્મન પ્રજાસત્તાક સામે ધુરકી રહેલા અનિષ્ટ બળનો ખરેખરો ભય સમજવો મુસ્કેલ છે. સામ્રાજ્યવાદની સંમતીથી પ્રસિદ્ધ થતા સમાચારોમાંથી સત્ય તારવવું કઠીન છે. છતાં આ સર્વમાંથી એક વસ્તુ તો જરૂર સ્પષ્ટ થાય છે કે જર્મન પ્રજાસત્તાકમાં સરમુખત્યારી સ્થાપવા મથતા હેર હીટલરના પક્ષને સારૂં સાફલ્ય નથી સાંપડયું.

આર્થિક દ્રષ્ટિએ આ પ્રશ્નનો વિચાર કરીશું તો જર્મન રાજકારણને સમજવું સહેલું બને છે. જર્મનીમાં પરદેશી સંપત્તિવાનોએ પોતાની સંપત્તિ ખડકી છે. ખાસ કરીને અમેરિકાએ તો એટલી બધી સંપત્તિ રોકી છે કે અર્થવિશારદોની ભાષામાં જર્મનીને American Colony ગણવામાં આવે છે. અત્યારે બહુ જ અલ્પ અંદાજ મકાયે તો પણ જર્મનીના ઉદ્યોગમાં લગભગ ૬૫ ટકા જેટલો ઉદ્યોગ અમેરિકન અધિકાર નીચે છે. આ ઉદ્યોગમાંથી નીતરતો નફો ન્યુયોર્ક જાય છે.

પણ અમેરિકન અધિરાજકો સંપત્તિના બળ ઉપર સરમુખત્યાર બનીને માત્ર ફરતા નથી. તેઓ જર્મન મુડીવાદીઓ એકત્ર બનીને ઉથલાવી ન પાડે તેટલા માટે સતત યત્નો કરે છે. આમ તેમણે તેમના અધિરાજ્યને અવિચલ બનાવવા માટે મધ્યસ્થ પક્ષ સ્થાપ્યો છે. આ મધ્યસ્થ પક્ષના નેતાઓ વિદેશી સંપત્તિવાનોના સીધા પ્રતિનિધિઓ જેવા છે. અને છેલ્લા દશ વર્ષથી મધ્યસ્થ પક્ષના હાથમાં સરકારતંત્રનું સુકાન સોંપાયું છે.

આ ઉપરાંત જર્મન મુડીવાદીઓના બે પક્ષો છે. એક નાઝી પક્ષ અને બીજો સમાજવાદીઓનો પક્ષ. આ બન્ને પક્ષો જર્મન મુડીવાદની આશાઓ, ઇચ્છાઓ, અને આદેશો રજુ કરી રહ્યા છે. જર્મનીને જ્યારે શ્રમજીવીઓ સાથે ઝગડો થાય છે, ત્યારે સમાજવાદી પક્ષદ્વારા સમાધાન કરી

લે છે. પણ જર્મન રાષ્ટ્રમાં તેમનું પ્રભુત્વ પાછું સ્થાપવા માટે તેમણે બીજો પક્ષ સ્થાપ્યો છે. આ પક્ષ તે નાઝી પક્ષ.

નાઝી પક્ષ એટલે પ્રખર રાષ્ટ્રવાદીઓનો શંભુમેળો. મધ્યમવર્ગની રાષ્ટ્રભાવનાનો ઉપયોગ કરી આ પક્ષે પોતાનું બળ ટુંક સમયમાં ખૂબ જ વધારી દીધું છે, એટલું જ નહીં પણ તેમણે બને ત્યાં સુધી શ્રમજીવીઓને પણ દેશપ્રેમના ખોટા દંભ નીચે ફસાવવાનો નિષ્ફળ યત્ન કર્યો છે. નાઝી પક્ષે ધુમકેતુ સમી ઝડપથી પ્રગતિ કરી બતાવી છે. પણ આ પક્ષમાં મધ્યમ વર્ગનાં મનુષ્યો જ મુખ્યત્વે હોવાથી તેનું રાજકિય બળ નહીં જેવું જ દીસે છે.

આમ રાજકિય પક્ષના સામાજીક આધારબિંદુને સમજ્યા પછી જર્મન રાજકારણના રંગને સમજવા સરળ બને છે. અત્યારની ચુંટણી બતાવે છે કે વિદેશી સંપત્તિવાનોના પક્ષને (મધ્યસ્થ પક્ષને) વિજય મળ્યો છે. એટલે જ્યાં સુધી આ પાર્લામેન્ટ ચાલે ત્યાં સુધી તો વિદેશી સંપત્તિવાનોએ રોકેલી સંપત્તિને જરાય આંચ નહીં આવે -તેની ખાત્રી રાખી છેકાશ.

[3]

એક બાજુ આમવર્ગમાં ક્ષુધાના સંતાપ સળગી રહ્યા હોય, બીજી બાજુ મધ્યમવર્ગ બેકારીની ભયંકર ભૂતાવળમાં ભરખાઇ રહ્યો હોય ત્યારે જર્મન રાજકારણી સમુદ્રનાં મોજાં મ્હોટાં ઉછળે તેમાં કંઇ નવાઇ છે? ૪૦ લાખ જેટલાં શરીરો સરકારે સ્થાપેલાં સદાવ્રત ઉપર જીવતાં હોય ત્યારે જર્મનરાજકારણમાં ઇંગ્લાંડ કે ફ્રાંસમાં પ્રવર્તતી રાજકિય શાંતિની આશા રાખવી અશકય છે. એટલે જ જર્મનસંપત્તિવાનોને માટે આ પ્રશ્ન અતી અકળાવનારો અને મુંઝવનારો થઇ પડયો છે.



વિદેશી સંપત્તિનો પ્રતિનિધિ
**મધ્યસ્થ પક્ષનો નેતા ડો. બ્રુનીંગ**

શાંત દીસતી સપાટી નીચે સળગી રહેલા અસંતોષના જ્વાલામૂખીને અંકુશમાં રાખવાને માટે જર્મન મુડીવાદીઓ અનેક ઉપાયો અજમાવી રહ્યા છે. તેઓએ જર્મનીના મધ્યમવર્ગની રાષ્ટ્રિય ભાવનાને અંકુશમાં રાખવાને, તેમજ તેમને સામ્યવાદી પક્ષમાં ભળતો અટકાવવાને માટે નાઝીપક્ષની સ્થાપના કરી છે. તેમજ ૭ સાત જેટલા રાજકિય પક્ષો ઉભા કરીને અપુર્વ ગુંચવાડો ઉભો કર્યો છે.

જ્યારે આર્થિક આપદ્દકાળની વિનાશક અસરથી મુડીવાદીઓ નિર્બળ બની ગયા છે. ત્યારે તેઓ સૌથી પ્રથમ પોતાના અસ્તિત્વને ટકાવવા માટે પોતાના પક્ષના

ભાગ પાડી નાંખીને જુદા જુદા કાર્યક્રમના ઝંઝાવાતમાં પ્રજાના આમવર્ગને ધકેલી દે છે.

મુડીવાદની રાજકિય પધ્ધતિનો આ સંકેત છે. જર્મનમુડીવાદીઓએ આધુનિક સ્થિતિને એમ ને એમ રાખવા માટે જુદા જુદા પક્ષો સ્થાપ્યા છે. આનું અનિવાર્ય પરિણામ એ આવે છે કે એક પણ પક્ષને વધુમતી મળતી નથી. અને આથી સંયુક્ત પ્રધાનમંડળ સ્થપાય છે. આ પ્રધાનમંડળો માત્ર સમય ગાળે છે.

આ કળા જર્મનમુડીવાદીઓ સારી રીતે અજમાવી રહ્યા છે. ગઇ ચુંટણી વખતે લગભગ ૨૪ જેટલા મુડીવાદી પક્ષો જુદા જુદા પ્રોગ્રામ સાથે મેદાને પડ્યા હતાં. પણ આ પક્ષો અત્યારે તો પાછા એકત્ર બનતા જાય છે. લોસેંન પરિષદની સાફલ્યતાના પરિણામે જર્મનમુડીવાદીઓમાં નવી આશા જન્મી છે. તેઓને લાગે છે કે લોખંડી સરમુખત્યારી સ્થાપવાથી તેઓ પોતાનું આયુષ્ય લંબાવી શકશે.

જર્મનીમાં મુડીવાદીઓ સીધી સરમુખત્યારી સ્થાપવા માટે ઇચ્છા ધરાવે એ સમજી શકાય તેમ છે. પણ આવી સરમુખત્યારી સ્થાપવી એ સહેલી વસ્તુ નથી ! મુડીવાદીઓને પણ શકય હોય ત્યાં સુધી પ્રજાસત્તાકનો બુરખો ઓઢીને જ શાશન કરવાનું વધુ પસંદ કરે છે. એક દિવસ પ્રજાસત્તાક દ્વારા સરકારતંત્રનું સુકાન તેમના હાથમાં આવશે. એ પ્રકારની ભ્રમણા ફેલાવવી શકય બને છે. આથી જ આમવર્ગ મુડીવાદી આર્થિક પદ્ધતિનો નાશ કરવાને બદલે પાર્લામેન્ટ તરફ નજર રાખ્યા કરે છે. આમ એક બાજુ સુસજ્જીત થઇને મુડીવાદ શાશન કરે છે. ત્યારે આમવર્ગ અસહાય બનીને પાર્લામેન્ટ ઉપર નજર



જર્મનીનો સ્વયંસ્થાપીત સરમુખત્યાર

**હેર વોન પપેન**

નાંખીને મીતમને સહન કરે છે. એટલે શકય હોય ત્યાં સુધી સંપત્તિના બળ ઉપર નાચતો સમુદાય પ્રજાસત્તાકનો બુરખો ઓઢવાનું વધુ પસંદ કરે છે.

પણ જ્યારે આમવર્ગના બળનું જોર જામે છે, અને અસંતોષના અંગારા ભયંકર દાવાનળ સળગવે છે ત્યારે યુદ્ધ કે લશ્કરી સરમુખત્યારી એ એજ માર્ગો મુડીવાદીઓ સમક્ષ રહે છે. જર્મનીમાં આ બન્ને થઇ રહ્યું છે. એક બાજુથી જર્મની યુદ્ધને માટે અવનવી યુકિતઓ શોધી રહ્યું છે. ત્યારે બીજી બાજુથી લશ્કરી સરમુખત્યારી સ્થાપવા યત્નો થઇ રહ્યા છે.

જર્મનીના મુડીવાદીઓએ આવો એક અખતરો જૂલાઇની ૨૧ મી તારીખે કર્યો. પુશીયાની પાર્લામેન્ટને વિખેરી નાંખીને ત્યાં લશ્કરી અમલની સીધી સ્થાપના કરવામાં આવી. બર્લીન શહેરને લશ્કરી

અમલ તળે મૂકવામા આવ્યું. જર્મન ઇતિહાસમાં બર્લીન શહેરને આવો અનુભવ પહેલો જ હતો. પણ પ્રજાસત્તાકના આદર્શોને માત્ર અંજલી અર્પનારા મુડીવાદી પક્ષોએ આ સરમુખત્યારીનો સામનો કરવાનાં કંઇ જ પગલાં ન ભર્યાં. સમાજવાદી પક્ષે પણ ૩૧ મી તારીખે થનાર સામાન્ય ચુંટણી તરફ નજર રાખવાની સુચના આપી. માત્ર કોમ્યુનીસ્ટ પક્ષે સામાન્ય હડતાલથી સરમુખત્યારીનો સામનો કરવાના સુત્રો બહાર પાડયાં. પણ સામ્યવાદી પક્ષના મુખ્ય પત્રને પાંચ દિવસ સુધી બંધ પાડવાની આજ્ઞાઓ મળી.

આમ પ્રુશીયામાં લશ્કરી સરમુખત્યારી સ્થાપવાનો અખતરો–એક પ્રયોગમાં મુડીવાદીઓને લાગ્યું કે લશ્કરી સરમુખત્યારી સ્થાપતાં સામ્યવાદી પક્ષ એ એક જ એવો પક્ષ છે કે જે લોકસ્વાતંત્ર્યને માટે અણનમ લડત લડશે. અને તેથી જ આ પક્ષને કચરી નાંખવા માટે તેમ જ આમવર્ગના આ સંગઠન સામે પગલાં લેવા માટે જર્મન મુડીવાદીઓએ અત્યારે તો લશ્કરી સરમુખત્યારી ઉઠાવી લીધી છે.

[૪]

**૩૦ મી ઓગસ્ટ.** આ દિવસે જર્મન પાર્લામેન્ટનું ભાવી નક્કી થશે. અત્યારની પરિસ્થિતિમાં એક પણ પક્ષ પાસે એટલી વધુમતી નથી કે પ્રધાનમંડળ સ્થાપી શકે. એટલે જો પેપેનના મનસ્વી પ્રધાનમંડળને પાડી નાખવાનો પ્રયત્ન કરવામાં આવશે તો જર્મનીની પાર્લામેન્ટ અશક્ય બનશે.

આ સ્થિતિમાં સંભવ છે કે પાર્લામેન્ટ વિખેરી નાંખવામાં આવે અને બીજા બે માસ સુધી પેપેનની લશ્કરી સરમુખત્યારી કાયદાપુર્વક કાયમ રહે. આમ લશ્કરી સરમુખત્યારીની જર્મન પ્રજાને ટેવ પાડીને કઇ ક્ષણે જર્મન મુડીવાદીઓ નાઝીઓને સત્તાના સુકાન સોંપી દેશે તેની કલ્પના કરવી અશક્ય છે.



કામદારવર્ગનો પ્રતિનિધિ
સામ્યવાદી પક્ષનો નેતા
**હેર થાલમેન**

પણ લશ્કરી સરમુખત્યારી સ્થપાય કે પાર્લામેન્ટ ચાલુ રહે, પણ જ્યાં સુધી જર્મન જનતાને સહન કરવાં પડતાં કષ્ટનો ઉકેલ નહીં આવે ત્યાં સુધી આવી સરમુખત્યારી પણ ઝાઝો સમય ટકી રહેશે નહી. જર્મનીને રાજ્યવિપ્લવ ક્ષીતીજમાં દેખાઇ રહ્યો છે. તેનો પ્રચંડ અવાજ પ્રત્યેકને સંભળાય છે એટલે જ જર્મન મુડીવાદીઓ આત્મરક્ષણના અંતીમ પગલાં લઇ રહ્યાં છે.



# ડૉ. સુન યાટ સેન

# ચીનનો વિપ્લવી વીર

ચીનની ક્રાંતિના પિતા મનાતા આ મહામાનવ ડૉ. સુન-યાટ-સેનની જીવનકથા અનેક રોમાંચક સાહસોથી છલોછલ છે. અહીં તો માત્ર તેમના જીવનની ટૂંક રૂપરેખાજ આપવામાં આવી છે અને ચીનના વિપ્લવમાં તેમના શિક્ષણના મહત્વની સમિક્ષા કરવાનો યત્ન કર્યો છે.

: લેખક :

શ્રી અભ્યાસી

ચીનના પ્રજાસત્તાકના પિતા ગણાતા ડૉ. સુનયાટ-સેનની જીવનકથા એટલે પ્રજાવિપ્લવના આદર્શને ખોળે પોતાનું જીવન સમર્પી દેનાર વ્યક્તિની એક રોમાંચક કહાણી. મૃત્યુ તેના માથા ઉપર ભમતું જ રહેતું. તેના શિર માટે લગભગ દશ લાખ પાઉન્ડનાં ઇનામ જાહેર થયાં હતાં. લંડનમાં તેનું અપહરણ કરવામાં આવ્યું હતું. આમ અનેક વાર માત્ર અકસ્માતથી જ તેમનું શરીર ક્રૂર કાવાદાવાઓ છતાં ટકી શક્યું હતું.

કારણ કે ડૉ. સુન-યાટ-સેનની વિચારસરણીમાં ચીનની જનતાએ મુક્તિનો શબ્દ સાંભળ્યો હતો. મંચુવંશના વ્યવસ્થાશુન્ય જૂલ્મી રાજ્યતંત્ર નીચે કચરાતા માનવસમુહની મુક્તિ માટે થઇ રહેલી મથામણમાં તેમના શબ્દોમાં આમવર્ગની અભિલાષાનો પ્રતિધ્વની હતો. જાપાન

સાથેના વિગ્રહમાં ભયંકર પરાજય પછી ચીનાઇ જનતામાં પેઢીંગના ઉમરાવશાહી સરકારતંત્રને ઉખેડી નાંખવાની ઉગ્ર તમન્ના જન્મી હતી. આ તમન્ના ડૉ. સુનયાટ-સેનના પ્રોગ્રામમાં નવો માર્ગ જોતી હતી. તેની દ્વારા ચીનનાં ક્રાંતિકારી બળો એકત્ર બન્યાં. આગળ વધ્યાં.

[ ૨ ]

**૧૮૬૬ માં ૧૨ મી** નવેમ્બરે ક્વાટુંગ પ્રાંતમાં સીઆગ-શાનના તાલુકામાં ત્સુઇ-હેંગ નામના ગામડામાં ચીનનો આ મહામાનવ જન્મ્યો હતો. ગરીબ ગામડીયા સન-ટાઉ-ચુઆનનો તે બીજો પુત્ર હતો. તેના પિતાએ ખ્રિસ્તી ધર્મ અપનાવ્યો હતો. પણ પાળતા નહીં. તેઓ ખ્રીસ્તી હોવા છતાં ગામડાના સ્થાનિક દેવોને પુજા અર્ચા કરતા. આમ તેમનું ખ્રીસ્તી તત્વ માત્ર નામનું હતું.

સાત વર્ષની વયે આ બાળકે કાકાની એક સંધ્યકાળની શાળામાં પગ મુકયો. ત્યાં તેણે સાહિત્યના ગ્રંથો એમ ને એમ શીખવાડવાની પ્રથા સામે બંડ જગાવ્યું. શિક્ષકને એટલા તો પ્રશ્નો પુછતો કે શિક્ષકને તેના આ શિષ્યથી ખૂબ કંટાળો આવ્યો. દિવસમાં તો પિતાને ખેતર ઉપર કામ કરવામાં સહાય આપવી પડતી. એટલે દિવસની શાળામાં જવું અશકય હતું. અને સંધ્યાકાળની શાળા પણ તેને પસંદ પડતી નહોતી. આ વખતે તેના એક ક્રાંતિકારી કાકાનો સંસર્ગ મળ્યો. અને આ સમયે તેના માનસમાં ક્રાંતિકારી મનોભાવનાનું બીજ રોપાયું.

**પ**રિણામે ઘરમાં જ સુનકલહનું કારણ થઇ પડયો. ચીનના રીવાજ પ્રમાણે છોકરીના પગ ન્હાના બનાવવા માટે બાંધવામાં આવતા. જ્યારે તેની બ્હેનના પગ બાંધવાનો વારો આવ્યો ત્યારે તેણે કકરાણ મચાવી મુકયું, ખૂબ પણ તેનું કંઇ વળ્યું નહીં. આથી કંટાળીને હોનોલુલુમાં પોતાના મ્હોટા ભાઇની પાસે રહેવા તે ચાલી ગયો.

હોનોલુલુમાં પાંચ વર્ષ તો પળવારમાં વહી ગયાં. અહીં તેણે ઇંગ્લીશ ભાષા ઉપર કાબુ મેળવી લીધો. આ સમયમાં તેણે એટલી તો સરસ પ્રગતિ કરી બતાવી કે હવાઇના રાજાએ તેને એક ખાસ ઇનામ આપ્યું હતું. પણ તેના મ્હોટા ભાઇને લાગ્યું કે છોકરો હવે તો 'વંઠી જવા' લાગ્યો છે એટલે તરત જ તેને સ્વદેશ પાછો ધકેલી દેવામાં આવ્યો. પણ ગામડામાં પગ મુકતાં તેણે ખેડુત તરીકે વસવાને બદલે પ્રજાસ્વાતંત્ર્યના વિચારો ખેડુતોને જણાવવા માંડયા. એટલું જ નહીં પણ ગામલોકોની માનીતી લાકડાની મુર્તિને તોડી નાંખી. આથી ગામમાં એટલો બધો ખળભળાટ મચી ગયો કે તના માતપિતાને સુનને હોંગકોંગ મોકલવાની ફરજ પડી

[ ૩ ]

**હોંગકોંગ**માં કવીન્સ કોલેજમાં શિક્ષણને સમાપ્ત કરીને લશ્કરી વિદ્યાલયનાં બારણાં યુવાન સુને ખખડાવ્યાં. પણ લાગવગ વગરનો આ યુવાન શાળાના બારણાંની અંદર પણ ન જઇ શકયો. ત્યાંથી અથડાતો નૌકાશાળા સમીપ આવ્યો. પણ ત્યાં પણ તેજ અનુભવ. ત્યાર પછી દાકતરી કોલેજમાં દાખલ થયો સને ૧૮૯૨ માં દાકતર તરીકે બહાર પડયો.

આ અરસામાં તેનું લગ્ન થયું હતું. પણ આ લગ્ન છેક જ અસુખી નીવડયું હતું. ડૉ. સુનને આ સ્ત્રી પ્રત્યે ખાસ પ્રેમ

જેવું ન હતું. તેમ જ સ્ત્રી પણ ડૉ. સુન-યાટ-સેનને જીવનમાં સાથ આપી શકી નહીં. તે જૂના વિચારવાળી હતી. એટલે પરિણામે ડૉ. સુનનું ગૃહજીવન કંકાસથી કલુષિત બન્યું હતું.

આ લગ્ન છેક ૧૯૧૫ સુધી ટકયા હતાં. અને ત્યાર પછી પોતાની પ્રથમ પતિન સાથે છુટાછેડા લઇ તેઓ મીસ સુંગ સાથે લગ્નગ્રંથીથી જોડાયા હતા. મીસ સુંગ પોતે અતિ પ્રભાવશાળી અને વિદુષી સ્ત્રી હતાં અને તેમણે પોતાના પતિના જીવનઆદર્શોને જીવનમાં ઉતારવાને માટે આખો સમય યત્ન કર્યો હતો. પરિણામે અત્યારે મેડમ સુન-યાટ-સેન ચીનમાં ડૉ. સુનના વિચારોના જીવન્ત પ્રતિનિધિ તરીકે સન્માન પામે છે.

કેન્ટનની દાક્તરી શાળામાં શીખતા ચીનના આ ભાવી મહાન પુરૂષે 'ગુપ્ત સંસ્થાઓ' સાથે દોસ્તી બાંધી હતી. ચીનના ઉપર એકચક્રે અધિકાર ભોગવતા મંચુ મહારાજાઓના શાસનને ઉથલાવી પાડવાનો એક માત્ર હેતુ આ સંસ્થાઓનો હતો. ડૉ. સુને તેમાં પ્રાણ પુર્યો, અને સુત્ર શીખવ્યું કે " દૈવી હકકો સનાતન ચાલતા નથી.'

૧૮૯૪માં ક્રાંતિકારી બળનો પ્રચાર કરવા માટે તેણે હવાઇમાં પગલાં મુકયાં. તે સમયે માત્ર તેની યોજનાને સાથ આપનાર દશ જણ જ નિકળ્યા. અને તેમાં બે જ જણ તેની સાથે કેંટન પાછા આવ્યા

મંચુ રાજ્ય સામે પ્રસરેલી અસંતોષની જ્વાળાઓનો પહેલો ભડકો ૧૮૯૫ માં દેખાયો. આ સાલમાં મંચુ અધિરાજ્યને ઉથલાવી પાડવા માટે કેંટનમાં એક ન્હાનકડો યત્ન થયો. આ છમકલાનો નેતા ડૉ. સુન-યાટ-સેન હતો.

હવાઇથી બે જ જણનો સહકાર મેળવીને તેણે ખેતીવાડીની એક નિર્દોષ દીસતી સંસ્થા સ્થાપી. આ સંસ્થાના આશ્રય નીચે તેણે ખેડુતોને આક્રમણ કરવા માટે ઉશ્કેર્યા.

હોંગકોંગમાં એક વેપારી પેઢીના નામથી પ્રચારમથક ઉભું કર્યું આ મથકમાંથી જનતામાં પ્રચાર કરવામાં આવ્યો.

આખરે તૈયારીઓ થઇ ચુકી. બળવાની તારીખ પણ નક્કી થઇ. વિદેશીઓની સહાયથી રાયફલો પણ લાવવામાં આવી. અને ખેડુતોએ બળવાને માટે શસ્ત્રો સજવાં શરૂ કર્યાં.

પણ ૧૮૯૫ ની નવમી સપ્ટેમ્બરે ૫૦૦ રાયફલનું છુપું બંડલ પકડાઇ ગયું. તરત જ સુનની ધરપકડ થઇ. અને ફાંસીનું દોરડું તેને ગળે લટકાવવામાં આવ્યું. સરકારે અચાનક હુમલો કર્યો. ડૉ. સુન-યાટ-સેન સંસ્થાને વિખેરી નાખી હોંગકોંગ નાશી ગયા.

આ વખતે ચીનની સરકારે ડૉ. સુન-યાટ-સેનને જીવતા કે મરેલા પકડી આપે તેને ૨૦૦૦૦૦ ટેલનું ઇનામ આપવાનું જાહેર કર્યું હતું.

[૪]

**સદીના અંતકાળ**માં ડૉ. સુન પાછા હોંગકોંગ આવ્યા. યુરોપની મુલાકાતે તેમણે જોયું હતું કે પ્રજાસ્વાતંત્ર્યના આદર્શો આમવર્ગના આર્થિક ઉદ્ધાર વગર માત્ર પોકળ શબ્દો છે. જ્યાં સુધી જનતાની ભૂખ ભાંગવાનો યત્ન કરવામાં ન આવે ત્યાં સુધી આગળ વધવું અશકય છે. તેથી જ ચીનના વિપ્લવને વિચારબળ અર્પનારા ત્રણ સિદ્ધાંતોમાં આમવર્ગના આર્થિક ઉદ્ધાર ઉપર ખૂબ ભાર મુકવામાં

આવ્યો છે. જનતાનું જીવન (People's Livelihood) ઉપર ડૉ સુને ખૂબ જ ભાર મૂક્યો છે.

આ વિશ્વયાત્રાનો એક કડવો અનુભવ લંડનમાં થયેલો. ચીની એલચીના માણસો બદમાશોની મદદથી ડૉ. સુન ને ઉઠાવી ગયા હતા. ૧૨ દિવસ સુધી ચીનાઇ એલચીખાનામાં તેમને કેદ રાખવામાં આવ્યા હતા. આ વખતે તેમના માજી શિક્ષક ડૉ. જેમ્સની મદદથી તેઓ છુટા થઇ શકયા હતા.

બરાબર ૧૯૦૦ ની સાલમાં જાપાનની ભૂમી ઉપર પાછો પગ મૂકયો. અને યોકોહામાને મૂખ્ય મથક બનાવી વિપ્લવી પ્રવૃત્તિની શરૂઆત કરી. આ વખતે જાપાની સરકારે ચીનના વિપ્લવને મદદ કરવાની ઇચ્છા બતાવી હતી. આ પ્રલોભનથી લોભાઇ જઇને ડૉ. સુને જાપાની સરકારની સીધી સહાયથી વિપ્લવી પ્રવૃત્તિ કરવા માંડી. કેંટનમાં વિપ્લવનો વા ફુંકાવા લાગ્યો. જાપાનીઓ આ વાને પંખો નાંખી રહ્યા હતા.

ચીનમાં ચારે તરફ અસંતોષ જામ્યો હતો. કિસાનો અને કામદારો સરકારતંત્ર સામે ઉકળી રહ્યા હતા શાસનને મીટાવી દેવાની તમન્ના તેમને લાગી જ હતી અને તેથી જ ડૉ. સુન-યાટ-સેનની ૧૯૦૦ ની ક્રાંતિની મર્યાદાઓ ૧૮૯૫ થી ઘણી મ્હોટી હતી.

કેંટનમાં ગુપ્ત રીતે હથીઆરો લાવવામાં આવ્યાં હતાં. એટલું જ નહીં પણ બળવાની તારીખ પણ લગભગ નક્કી થઇ ચુકી હતી. પણ તેટલામાં જાપાની સરકારતંત્રમાંના પ્રધાનમંડળમાં પલટો થયો. નવા વડા પ્રધાન ઇટાએ ચીનના સ્વાધીનતાના સંગ્રામમાં સહાય આપવા ના પાડી. જાપાનીઓ જોઇ શકતા હતા કે જો એકવાર ચીનનો આમવર્ગ મંચુના સડેલ સરકારતંત્રને જમીનદોસ્ત કરશે તો પછી તેઓ વિદેશીઓનાં હીતને પણ સમુળગાં ઉઠાવી નાખશે. એ જ નીતિપલટાનું રહસ્ય હતું, પણ આથી ડૉ. સુનનો બીજો યત્ન નિષ્ફળ નિવડયો. ડૉ. સુન-યાટ-સેનના સહાયકો નિરાશ થઇને પાછા ફર્યા. શી-ચેન-યુને વોઇસરોય ઉપર બોંબ નાંખવા બદલ ફાંસીની સજા થઇ! આ વખતે જાપાની સલાહકાર યામાડાને પણ પકડવામાં આવ્યો હતો. અને ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો.

આમ ૧૯૦૦નો વિપ્લવનો બીજો યત્ન નિષ્ફળ નિવડયો.

[ ૫ ]

ડૉ. સુન-યાટ-સેનની જીવનકથા આ સમય પછી ચીનના વિપ્લવ સાથે એટલી તો વણાઇ ગઇ છે કે તેને વર્ણવવા ચીનના વિપ્લવનો જય અને પરાજયનો ઇતિહાસ જ આલેખવો પડે છે. હજુ પણ ચીનનો વિપ્લવ સમાપ્ત થયો નથી. હજુ પણ ડૉ. સુન-યાટ-સેનનો પડછાયો ચીનની પ્રજામાં આશાના અંકુર રોપી રહ્યો છે. અને સંભવ છે કે જ્યારે ચીનનો વિપ્લવ સફળ થશે ત્યારે જ ડૉ. સુન-યાટ-સેનના વિચારબળની ગહનતા તેમજ મર્યાદાઓ સમજવી સરળ થઇ પડશે.

સમાજવાદી વિચારસરણીથી ડૉ. સુનનાં જીવનનાં માપ કહાડીયે કે (Marxist) મનોદશાથી તેના જીવન ઉપર નજર નાંખીયે તો જણાશે કે ડૉ. સુન પ્રામાણિક વિપ્લવી હતા. છતાં સમાજરચનાની સત્તાનાં આધારબળોને તે સમજી શકયા જ નહીં. વિપ્લ-

[ અનુસંધાન પૃષ્ઠ ૮૧ ]

# પટેલશાહી

[ ૧ ]

ઓ રૂઢીવાદ! રૂઢીવાદ
પટેલશાહી–શાહીવાદ
નવયુગના નવયુવક સામે
હવે ઉતરશે ત્હારો નાદ.

ઓ રૂઢીવાદ! રૂઢીવાદ!
પટેલશાહી – શાહીવાદ!

[ ૨ ]

ત્હારી સત્તા ને મહત્તામાં
કીધા ત્હેં કૈં ઘોર અન્યાય
ઓ! કચરાતા કંઇક જુવાનો
આજે માગે સાચો ન્યાય.

ઓ રૂઢીવાદ! રૂઢીવાદ!
પટેલશાહી – શાહીવાદ!

[ ૩ ]

જુલ્મી જાલીમ શા જુલ્માટો
રૂધીરતૃષા પણ ન છીપાય
કુમળાં ફુલ બળે પાવકમાં
ત્હોયે ન હૈયે સંતોષાય.

ઓ! રૂઢીવાદ! રૂઢીવાદ!
પટેલશાહી – શાહીવાદ!

[ ૪ ]

રૂઢીવાદના રક્ષક થઇને
સત્તાનાં સ્થાપ્યાં સામ્રાજ્ય
નિજ સત્તામાં ભાન ભુલીને
કંઇક જનોના લીધા પ્રાણ.

ઓ રૂઢીવાદ! રૂઢીવાદ!
પટેલશાહી – શાહીવાદ!

[ ૫ ]

જ્ઞાતિ દેવ સમા સન્માની
દીધાં ઝાઝાં આદરમાન
મટયા દેવ કાં દાનવ પ્રગટયા
માનવનાં લીધાં બલિદાન.

ઓ રૂઢીવાદ! રૂઢીવાદ!
પટેલશાહી – શાહીવાદ!

[ ૬ ]

જગજુના રિવાજ જલાવા
જાગો વિરલા નવજુવાન
એ નિષ્ઠુર જડ તંત્ર તોડવા
જાન કરો કુરબાન યુવાન.

ઓ રૂઢીવાદ! રૂઢીવાદ!
પટેલશાહી – શાહીવાદ!

શાન્તિકુમાર પંડ્યા

# કોમી- એક ઇન્દ્રજાળ

ડૉ. મુંજે

જેમણે હિન્દી મહાસભા માટે લંડનમાં ચળવળ ચલાવી હતી.

: લેખક :

પંજાબમાં મુસ્લીમ-રાજ્ય સ્થપાશે એવી ખૂમ મારનારાઓ તેમજ કોમીરાજ્યના બાહુને ઉભો કરનારા હલકટ કોમીવાદીઓએ આજે સારાયે દેશમાં ખૂબ ઉહાપોહ આદર્યો છે. ધારાસભામાં કોમી વધુ મતી ઉપર ગુલબાંગો ઉડાવનારા આ સજ્જનોએ ખૂબ શોરબકોર મચાવ્યો છે. આ સ્વાર્થાંધ કોમીવાદીઓ આરોપ કરી રહ્યા છે કે અમૂક પ્રાંતોની ધારાસભામાં મુસ્લીમ કોમની વધુમતી સ્થપાતાં હિંદુ કોમના હીતને હાની થશે. ત્યારે બીજી બાજુથી મુસ્લીમ કોમના કહેવાતા નેતાઓ મધ્યપ્રાંત, મદ્રાસ, અને મુંબાઇ ઇલાકાની ધારાસભામાં હિંદુ બહુમતી તરફ આંગળી ચિંધી, આ પ્રાંતોની ધારાસભામાં તેમની કોમ માટે ખાસ હકકો માગી રહ્યા છે. આ મલીન કોમીવાદીઓ પ્રત્યેક સ્થળે કોમીરાજ્યનો ભય ઉભો કરી નિરક્ષર જનતાને અવળે

મધ્યસ્થ કે પ્રાંતિક કર્યાં શિવાય આપેલા સત્તાહીન ધારાસભાઓ-બોમાં ખુરશીઓ શો-

હિંદની સમક્ષ રજુ કર્યું છે. મુસ્લીમો તેમને લાભ થયો છે તો તે નરી હોય કે તેમને અન્યાય થયો છે તો ધારાસભા પાસે સાચી સત્તા જ ન

તેટલી જગ્યાઓ મળે

કોઇ પણ પ્રદેશમાં કોમી મતાધિકાર માં વ્યકિતગત મતાધિકારથી વરણી થાય પાયો છે. એટલેજ જ્યાં સુધી વ્ય-મંડળ ન સ્થપાય ત્યાં સુધી હિંદનો

કોમી નિર્ણય હિંદની સ્વાધીનતાને માર્ગે દોરી જાય છે. હિંદની રાષ્ટ્રિય મારે છે તેથી જ આ ક્ષણે કોમી ઇંદ્ર-રચેલી આ ભુલભુલામણીને ભાંગી

આદર્શ ઉપર અત્યારે તો એક

# –ચુકાદો

શ્રી 'અભ્યાસી'



શ્રી. મહમદઅલી ઝીન્હા
જેમના ચૌદ મુદ્દામાંથી લગભગ
સ્વીકારવામાં આવ્યા છે.

જવાબદારીના સાચા પ્રશ્નનો ઉકેલ
કોમી નિર્ણયનો કંઇ જ અર્થ નથી.
માં તેમ જ સત્તાવિહોણા પ્રધાનમંડ-
ભાવવાનું આ પ્રલોભન વિદેશીઓએ
એમ માનતા હોય કે કોમી ચુકાદાથી
મુર્ખતા છે. હિંદુઓ એમ માનતા
તે પણ તેટલી જ મુર્ખતા છે. જે
હોય તે ધારાસભામાં હમોને ગમે
તેનો કંઇ જ અર્થ નથી.

નથી. પ્રત્યેક પ્રજાસત્તાકની પાર્લામેન્ટ-
છે. વ્યકિતગત મતાધિકાર એ તેનો
કિતગત મતાધિકાર અને મિશ્ર મતદાર
સ્વરાજ્યનો પ્રશ્ન એમ ને એમ રહે છે.

માટે યત્ન કરનારા બળોને અવળે
ચળવળ ઉપર એક કાતીલ ફટકો
બલથી દોરવાઈ ન જતાં વિદેશીઓએ
નાંખવી જોઇએ. હિંદના સ્વરાજ્યના
લક્ષ આપવું જોઇએ–તંત્રી.

રસ્તે દોરી રહ્યા છે. એટલું જ નહીં પણ
રાજકીય પ્રગતિને સ્તંભાવી રહ્યા છે.
હિંદના આદર્શપ્રાપ્તિના માર્ગમાં તેઓ
પથરા મુકી રહ્યા છે.

## કોમ ક્યાં છે ?

પણ હિંદુ, મુસ્લીમ, શિખ અને ક્રિશ્ચી-
યન કોમના મહારથીઓને પુછવામાં આવે
કે હમારી કોમના પૈસાદારો, માલિકો કે
જમીનદારો તેજ કોમના કારકુન, કામદાર
કે કિસાન ઉપર કેટલી રહેમ રાખે છે?
પ્રાતઃકાળે ગીતાનો પાઠ કરી જઇને કપા-
ળમાં તિલક તાણનારા હિંદુ શેઠીઆઓ
હિંદુ કામદારોને મુસ્લીમ કામદાર કરતાં
જરાયે વધુ પગાર આપે છે કે જરાય
ઓછું કામ લે છે? જરાય નહીં. તેમજ



સ્વયંસ્થાપીત ન્યાયાધીશ

**રામસે મેકડોનાલ્ડ**

કુરાન પુસ્તકનો પ્રત્યેક દિવસે અભ્યાસ કરનારા મુસ્લીમ માલેકો પોતાના કારખાનામાં કે ઓફીસમાં મુસ્લીમ કામગાર કે કારકુનને જરાય વધુ પગાર આપતા નથી. કે જરાય ઓછું કામ લેતા નથી. કોમી તત્વની બાંગ પુકારનારાઓ આજે કોમના ગરીબોની કેટલી પરવા કરે છે? આજે રસ્તામાં હિંદુ ભીખારી હિંદુ શેઠીયાને મળે તો 'કેમ બિરાદર' કહી ભેટતો નથી. પણ સામેથી મુસ્લીમ શેઠીયો મળે તો રસ્તામાં જરૂર જ હાથ મીલાવવાની તક ચુકે નહીં.

ત્હમો કહેશો કે ધાર્મિક માન્યતાઓના બંધનથી આ સર્વ બંધાયેલા છે. પણ આ જવાબથી જરાય છેતરાવાનું નથી! હમે પુછીશું કે શા માટે હિંદુ અને મુસ્લીમ શ્રીમંતો પોતાના ઉદ્યોગમાં, પોતાના જીવનમાં, પોતાના વ્યવસાયોમાં આ સુંદર ધાર્મિક બંધનને વિસરી જાય છે? શા માટે તે પોતાના જેવી જ ધાર્મિક માન્યતા ધરાવનાર કિસાન પાસેથી ઓછી સાથ નથી લેતા?

વળી આજે આપણા જીવન ઉપર એક દ્રષ્ટિ નાંખશો તો પણ ત્હમારી ખાત્રી થશે કે આજકાલ પ્રત્યેક કોમના શ્રીમંતો પરસ્પર સહચાર અને બંધુભાવ રાખે છે. પ્રત્યેક કોમના મધ્યમવર્ગના માણસો અરસ્પરસ મુલાકાતો આપે છે. જ્યારે બન્ને કોમના શ્રમજીવીઓ બિરાદરી અનુભવી રહ્યા છે. તેઓ સાથે આર્થિક સંગ્રામ ખેલે છે. તેઓ સાથે હડતાલ પાડે છે. તેઓ એક સાથે કામ કરે છે.

આમ ત્હમો જોઇ શકશો કે ધાર્મિક વિચારથી બંધનથી બંધાયેલા શ્રીમંતો જુદી રીતે વર્તે છે તેમજ શ્રમજીવીઓ જુદી રીતે વર્તે છે. જ્યારે હડતાલ કે નાસાંથ જંગ જામે છે ત્યારે તેઓઆ 'ધાર્મિક વિચારથી બંધાયેલા' એક કોમના શ્રીમંતો અન્ય કોમના શ્રીમંતો કે જાગીરદારો સાથે એકસંમત થાય છે. ત્યારે તેઓ 'ધાર્મિક વિચારના સરખાપણાએ ઉપજાવેલો કોમી ભેદ દુર કરે છે. એટલુંજ નહીં પણ કિસાનો કે કામદારોના સમુહમાં પોતાના કોમીભાઇઓ હોવા છતાં પણ તેમની સામે લડે છે. ત્યારે કોમીવાદ જેવી વસ્તુ કયાં રહી છે?

આમ કોમીભાવના મુળથી જ અસત્ય છે! કોમીભાવના એ અકુદરતી પ્રક્ષિપ્ત (Implanted) વસ્તુ છે. અમુક સ્વાર્થાંધ નેતાઓની એ કલ્પનાસૃષ્ટિ છે. પ્રપંચબાજીઓની એ પ્રપંચજાળ છે. હિંદના રાષ્ટ્રિયત્વના વિરોધીઓનું એક હલકટ કારસ્થાન છે.

પણ કોમીવાદ આમ ખોટી રીતે ઉભો કરીને હવે પ્રત્યેક કોમના નેતા-

ઓએ એક બીજી ઇંદ્રજાળ ઉભી કરી છે. આ વસ્તુ તે કોમી પ્રતિનીધિત્વની. કોમીવાદના આ ખેરખાંઓ એમ જણાવવા મથી રહ્યા છે કે ધારાસભાના હાથમાં સરકારતંત્ર છે અને જો ધારાસભામાં કોમી બહુમતી હોય તો સરકારતંત્ર પણ તેમના સ્વામિત્વમાં સીધું આવી જાય! ઓગણીસમી સદીમાં આવી કોઇ માન્યતા કોઇએ રજુ કરી હોત તો તે કદાચ મનાત પણ ખરી. પણ આજે જ્યારે પાર્લામેન્ટ અને ધારાસભાના દંભ ખુલ્લા થયા છે, આજ જ્યારે પ્રજાસત્તાક ભાવનાના આ તત્વોની કેટલી કિંમત છે તેની પ્રજાને સારી પ્રતિતિ થઇ ગઇ છે ત્યારે એમ કહેવું કે ધારાસભામાં અમુક કોમની બહુમતી સ્થપાય તો તેઓના હાથમાં સરકારતંત્ર આવશે એ ખરે જ હાસ્યાસ્પદ છે! પ્રત્યેક પ્રદેશનું સરકારતંત્ર અમુક વર્ગના હિતનું રક્ષણ કરે છે એ સત્ય સ્પષ્ટપણે જોઇ શકાય તેમ છે. છતાં પણ એમ આલેખવું કે ધારાસભામાં કોમી બહુમતીથી સારૂંય યંત્ર કોમને આધીન થઇ જશે એમ માનવું એ નરી મુર્ખતા છે!

આમ પંજાબની ધારાસભામાં ૧૦૨ સભ્યોમાંથી ૧૦૦ સભ્યો મુસ્લીમ કોમના આવે તો મુસ્લીમ કોમના નશીબ ઉઘડી જાય એમ માનવું એ નર્યું. અજ્ઞાન છે. તેમ જ મધ્યપ્રાંતમાં હિંદુ બહુમતી મળતાં હિંદુ ખેડુતોને કર નહીં આપવા પડે કે ઓછા આપવા પડે તે વિશે કલ્પના કરવી પણ અયોગ્ય છે. કોઇ પણ સરકારતંત્ર આમ કોમને આધીન થવું નથી. અને થશે નહીં કારણ કે કોમ જેવી વસ્તુ જ જગતમાં નથી.

આમ કોમી બહુમતીનો પ્રથમ બાહુ ઉભો કરીને આ કોમીવાદીઓએ એક બીજો ભ્રામક દાવ ખેલ્યો છે. આ દાવ તે એ છે કે તેમણે એમ ઠસાવવાનો યત્ન કર્યો છે કે **ધારાસભાની કોમી બહુ-**મતી ઉપર તેમનું હિત અવલંબે છે. પણ

## સાચું સમાધાન શી રીતે?



હિંદુ-મુસ્લિમ કોમદારો એકત્ર મળીને આર્થિક સંગ્રામ કરી રહ્યાં છે તેનું એક દ્રશ્ય.

આજે જ્યારે લોધીયન રિપોર્ટ પ્રમાણે પણ સમુહના માત્ર વીસ ટકા સમુદાયને જ મત આપવાનો અધિકાર હોય ત્યારે જનતાને એમ કહેવું કે ત્હમારાં હીત ધારાસભામાં ત્હમારી કોમની બહુમતીથી જ સચવાશે એ ખુલ્લી છેતરપીંડી નથી તો અન્ય શું છે? આજે જે જનતાને ધારાસભામાં બેસવાનો તો શું પણ ધારાસભાના સભ્યને માટે જનારાઓને મત આપવાનો પણ અધિકાર નથી તેવા લોકોને એમ કહેવું કે આ ધારાસભામાં જો ત્હમારી કોમની બહુમતી નહીં હોય તો ત્હમારાં 'હીત' નહીં જળવાય એ સીધી આત્નવંચના જ નથી?

છતાં આજે હિંદમાં આ દશ્ય આપણે જોઇ રહ્યા છીએ. પંજાબની મુસ્લીમ અને શિખ જનતા કે જેમને મત આપવાનો અધિકાર પણ નથી તેમને કહેવામાં આવે છે કે 'તલ્વાર લો! લઢાઇ કરો.' શા માટે? કારણ કે શીખોને ૩૩ ટકા જેટલી જગ્યા' મળી નથી. આ ગાંડાઇ, આ મૂર્ખતા, આ ભયંકર મનોદશાનો આજે વ્યવસ્થિત રીતે પ્રચાર કરવામાં આવે છે. વર્તમાનપત્રો આજે ભ્રામક કોમી હિતનો બાહુ ઉભો કરીને અવળે માર્ગે દોરી રહ્યાં છે. એટલેથી સંતોષ ન માનતાં આજે હિંદના કેટલાક ભાગોમાં આંતરવિગ્રહ સળગાવવાનો પ્રયત્ન કરવાના તેઓ યત્ન કરી રહ્યાં છે.

## સાચું સમાધાન

આજે કોમ કોમની જનતાએ તો ક્યારનુંય સમાધાન કરી લીધું છે. બારડોલીમાં અને સંયુક્ત પ્રાંતમાં અને બંગાળમાં હિંદુ અને મુસ્લીમ કિસાનોએ સાથે ઉભા રહીને જંગ કર્યો છે. સમગ્ર હિંદમાં હિંદુ અને મુસ્લીમ કામદાર બિરાદરોએ સાથે ઉભા રહીને આર્થિક સંગ્રામ કર્યો છે. આમ પ્રત્યેક આર્થિક અથડામણમાં હિંદુ અને મુસ્લીમ બિરાદરોએ સાથ આપીને બતાવી આપ્યું છે કે કોમી સમાધાન કેવી રીતે થઇ શકે?

# બેકારોનું ગીત.

ધરતીના પટે ઢગલે ઢગલા,
કંઇ દીન બેકારોના દર્દ વહે;
એની આંખડીથી ઉન્હા અશ્રુ ઝરે:
માગે કામ છતાંય મળે નહિ એને મુડીવાદના ચક્ર તળે;
ત્યારે હાય ! રે હાય ! બેકારોની આંખના અંગારા તને નહિ બાળે ?

એક બાજુથી અન્નના ડુંગર બને,
તાકે તાકા વસ્ત્રોના ઢગલા રમે;
મનમાનતુ મોટા શ્રીમંત જમે:
અહીં તહીં રખડતાં બેકારો જ્યારે અન્ન વિના પુરા દેહ દમે;
ત્યારે હાય ! રે હાય ! બેકારોની આંખમાં આંસુડા તને શેણે ગમે ?

કંઇ બાળ ધનિકોના કેલી કરે,
ઘોડાગાડી, મોટરોમાં હોંસે ફરે;
અંગે ઝીણા મુલાયમ વસ્ત્ર ધરે:
ભૂખ્યા તરસ્યા બેકારોના બાળકો જ્યારે વસ્ત્ર વિહોણા નગ્ન ફરે;
ત્યારે હાય ! રે હાય ! બેકારોના દુઃખડાં અંતર વિષે નહિં રહેજ ધરે ?

દેવ મંદિરોમાં અન્નકુટ પૂરે,
કંઇ પાર વિનાના પકવાન્ન કરે;
નિર્જીવ મૂર્તિઓને ઘણા ભોગ ધરે:
બટકું રોટી અગર પૂરા ધાન્ય વિના બેહાલ બેકારોને સાંસા પડે,
ત્યારે હાય ! રે હાય ! મિષ્ટાન્ન પુરીમાં શાંતિ મધુરી કયાંથી જડે ?

અવિધા 'કુલપ્રિય'

# કાંગો : કાળા માન-

લેખાંક : ત્રીજો

'રબ્બર! ત્હારું બીજું નામ મોત છે!' ઉન્હા નિશ્વાસ સાથે અત્યારે પણ આફ્રીકાનો કાળો માનવ આ શબ્દો ઉચ્ચારે છે. મોરોક્કોથી પણ વધુ ભયંકર, ટ્રીપોલીથી પણ વધુ શ્યામ—બેલ્જીયમ કાંગોની આ કથા છે. આ પ્રદેશમાં યુરોપી સંસ્કૃતિએ ઉપજાવેલા જુલ્મોની સરખામણીમ મોરોક્કોમાં ફ્રેંચ સામ્રાજ્યવાદે પ્રવર્તાવેલાં કાળાં કૃત્યો ઝાંખાં પડી જાય છે. પૃથ્વીના પટ પર એવો કોઇ પ્રદેશ નથી કે જેણે આટલા જુલ્મો, આટલો ત્રાસ અને આવી ગુલામી ભોગવી હોય! આ તો દર્દ અને આંસુની એક લાંબી કથા છે.

આફ્રીકાના નકશા ઉપર નજર કરશો ત્યારે મધ્યરેખાની આસપાસ આવેલા આ સુંદર પ્રદેશ ઉપર શબ્દો આલેખાયેલા વાંચશો કે બેલ્જીયમ કાંગો પાસેના પ્રદેશ ઉપર નજર નાંખશો તો જણાશે કે તેની સાનિધ્યમાં જ ફ્રેંચ કાંગો આવેલું છે. આ બન્ને પ્રદેશની વચ્ચે કાંગો સરિતા જળ ઉછાળતી ચાલી જાય છે. ગંગા જેવી આ મહાનદીમાં સ્ટીમરો પણ સહેલાઇથી જઇ શકે છે. ૩૦૦૦ માઇલ તે લાંબી છે અને તેના પાણીથી ૧૫૦૦૦૦૦ ચોરસ માઇલ ફળદ્રુપ બન્યા છે. આ નદીની આજુબાજુ ગાઢાં વન ઉગ્યાં છે. અને આ વનમાં કુદરતે રબ્બરનાં વૃક્ષ ઉગાડયાં છે.

બેલ્જીયમ કાંગો—આ મહાનદીની દક્ષિણે વિસ્તરે છે, અત્યારે તેનું ક્ષેત્રફળ ૯૦૯·૫૪ ક્ષેત્રફળ છે. લગભગ ૧૧૦૦૦૦૦૦ જેટલાં કાળાં શરીરો આ પ્રદેશમાં વસે છે. ત્યારે શ્વેતદેવોની સંખ્યા તો માત્ર ૮૨૨૧ છે, તેના મુખ્ય શહેરો છે. બોમા, લીઓ પોલ્ડવીલા અને સ્ટેનલેવીલા. આ પ્રદેશમાં હબસીઓ હાથીદાંત અને



કાંગોનો દેશ

# -વીની એક વિતકકથા

રબ્બરનો ન્હાનો વહેપાર ચલાવતા. તેઓ તેમની જંગલી બોટમાં કાંગો નદીમાં ઘુમતા. પાક પણ સારો થતો. અને આફ્રીકાના જંગલોમાં કવચીત કવચીત શરૂ થતા જાતીય વિગ્રહ શિવાય કાંગો પ્રદેશ ઉપર કુદરતની પૂર્ણ કૃપા હતી. આ પ્રદેશમાં તે સમયે ગયેલા પ્રવાસીઓ આલેખે છે કે લોકો સામાન્ય રીતે સુખી દીસતાં. ધાન્ય પણ સારા પ્રમાણમાં પાકતું અને આ પ્રદેશમાં મ્હોટાં જંગલો હોવાને લીધે આ પ્રદેશનું ઝાઝું જ્ઞાન યુરોપને પહોંચ્યું ન હતું. ૧૮૮૪ ની સાલમાં આફ્રીકાની આ હરીયાળી ભૂમી ઉપર બેલ્જીયમના રાજાની નજર પડી.

તે સમયમાં આફ્રીકા તો કુદરતી દ્રવ્યોનો અણલુંટાયેલો ખજાનો હતો, એટલે યુરોપી ગીધડાંઓની લાલસાભરી નજર ત્યાં પડતી તેવી જ ત્યાં ચોંટી જતી. ઓગણીસમી સદીના ઇતિહાસના પાને પાને આફ્રીકાને લુંટવા માટે શરૂ થયેલી યુરોપીય સ્પર્ધા વર્ણવવામાં આવી છે, યુરોપના એક ન્હાના પ્રદેશ—એક સામાન્ય દેશ બેલ્જીયમે (માત્ર ૧૧૭૭૪ ચોરસ માઇલ છે). ૯૦૯૬૫૪ ચોરસ માઇલનાં ક્ષેત્રફળવાળા પ્રદેશ ઉપર સ્વામિત્વ સ્થાપવા માટે લીધેલાં પગલાંઓ વિષે અત્યારે પણ વાંચીએ છીયે ત્યારે ફ્રાંસ અને ઇંગ્લાંડ આ મુલક કેમ ન પચાવી પાડયો તે વિચારતાં સહજ અજાયબી લાગે છે. પછી અનેક કાવાદાવાને અંતે ગ્રેટબ્રિટન, ફ્રાંસ, જર્મની અને ઇટાલીની સીધી સંમતીથી ૧૮૯૧ માં આ પ્રદેશને બેલ્જીયમના સરકારતંત્રના સીધા સંરક્ષણ નીચે મૂકવામાં આવ્યો. ત્યાર પછી રાજા લિઓપાલ્ડે પોતાને આ પ્રદેશનો શહેનશાહ મનાવ્યો. બેલ્જીયમની પાર્લામેન્ટે સંમતી આપી. આમ બેલ્જીયમનો બંધારણીય રાજા કોંગોનો શહેનશાહ બન્યો. અને તેની સાથે જ કોંગોમાં રબ્બરના સીતમ શરૂ થયા. અલબત્ત તેનું એક બીજું નામ પણ હતું. આ નામ તે 'આફ્રીકન વતનીઓનો નૈતિક અને આર્થિક ઉદ્ધાર.'

૧૮૯૧ થી ૧૯૧૨ સુધી કોંગોમાં બેલ્જીયમના રાજ્યતંત્રનો એક જ ઉદ્દેશ હતો. કોંગોની કુદરતી દોલતને જેટલી લુંટાય તેટલી લુંટવાની તેમને તે સમયે તમન્ના હતી. બેલ્જીયમના સંપત્તિના સ્વામીનાથોની સંપત્તિ કુદકે અને ભુસકે વધવા લાગી. આ દેશને નીચોવવાની યોજના બ્રુસલ્સમાં ઘડાતી અને કોંગોમાં તે અમલમાં મૂકાતી! ૧૮૯૮ માં આ યોજનાનાં ઉપયોગી તત્વોની બેલ્જીયમ સરકારને ખબર હતી. એટલું જ નહીં પણ સંમતી પણ હતી. પણ પાર્લામેન્ટમાં જ્યારે 'રબ્બરના સીતમ' માટે સવાલ પુછાતો ત્યારે પ્રધાનો આ યોજનાના સિદ્ધાંતનો બચાવ કરતા.

પણ તેથી ઉપજતી 'આંસુ અને દર્દ'ના અનુભવોને સ્વીકારવાની ના પાડતા. અને જ્યારે સીતમ સામે પોકારના પડઘા યુરોપના અન્ય પાટનગરોમાં પડયા ત્યારે બેલ્જીયન સરકારે સ્પષ્ટ સંભળાવી દીધું કે બેલ્જીયન કોંગોમાં તો રાજાની સર્વોપરી સત્તા છે એટલે એના ઉપર બેલ્જીયમની પાર્લામેન્ટનો અધિકાર નથી એટલે આ સિતમોની ચર્ચા બેલ્જીયમની પાર્લામેન્ટમાં થઇ શકે જ 'નહીં' ! આ ખુલાસા પછી બેલ્જીયમને જવાબદાર ગણી શકાય કે કેમ તે પ્રશ્ન રહ્યો જ નહીં.

કોંગો પ્રદેશને નિચોવવા માટ રચાયલી યોજના બહુ સાદી, સીધી અને સરળ હતી. પ્રથમ તો આપમેળે શહેનશાહ થયેલા રાજવી લીઓપાલ્ડે એક આજ્ઞાપત્રિકામાં જાહેર કર્યું કે કોંગો પ્રદેશમાં આવેલી જમીન એ રાજ્યની છે. માટે તેના ઉપયોગ બદલ પ્રત્યેક કોંગોવાસીએ કર આપવા જોઇએ! આમ સત્તાના એક જ સપાટે કોંગોનિવાસીને નિર્ધન કરી નાંખવામાં આવ્યા.

પણ આ નીતિને અમલમાં મુકતાં વર્ષો લાગ્યાં. એક જ ઝટકે આ નીતિને અમલમાં આણવી અશકય હતી. ઉપરાંત કોંગોનિવાસી યુરોપીઅનો સાથે વહેપાર કરતાં, બેલ્જીયમથી આ કેમ સહન થાય? બ્રુસેલ્સથી એક બીજો હુકમ બહાર પડયો કે કોંગોના કાળા વતનીઓએ વેપાર કરવો નહીં. તેમજ કોઇ યુરોપીય પેઢીએ ત્યાં વેપારવણજ માટે વ્યવહાર કરવો નહીં.

ત્યાર પછી રાજ્યકરના નામે રબ્બર અને હાથીદાંત લેવાતું શરૂ થયું. આ પ્રથામાં એવું ઠરાવવામાં આવ્યું કે જે અમલદાર નેટીવ પાસેથી ઓછા પૈસામાં વધુ રબ્બર લઇ શકે તેને ખાસ બોનસ આપવું. આમ અમલદારોને પણ માનવના ક્રુર શોષણમાં ભાગીદાર બનાવવામાં આવ્યા. બે પાઉન્ડ રબ્બર ઉપર ચાર સેન્ટટાઇન કમીશન મળતું.. પણ જેમ જેમ રબ્બર વધુ મળતું તેમ તેમ અમલદારને વધુ કમીશન આપવામાં આવતું.

પણ કોંગોનિવાસીઓ સાથેની નીતિ પ્રત્યેક રીતે પૂર્ણ હતી. શતકોથી સ્વતંત્ર રહેલી આ જાતિને ગુલામ કરવાનો અખતરો કંઇ સાવ સહેલો ન હતો. આથી બેલ્જીયમે ૫૦૦૦ સૈનિકોવાળું નેટીવ લશ્કર ઉભું કર્યું. આ કાળા 'સૈનિક'ને રાયફલ અને કારતુસ આપીને ગામડામાં મોકલવામાં આવતો. તેને જેને મારી નાંખવો હોય તેને મારી નાંખવાની છુટ હતી. અહીં પણ સૈનિકને કહેવામાં આવ્યું હતું કે જેમ જેમ રબ્બર વધુ મળશે તેમ તેમ તેને ખૂન અને બળાત્કાર કરવાની છુટ વધુ આપવામાં આવશે.

આ ઉપરાંત તેઓએ એક બીજી સંસ્થા શરૂ કરી હતી. આ સંસ્થા તે માનવં અવેજ (Hostage). જે કોંગોનિવાસી કર નહોતા આપતા તેમની સ્ત્રીઓને તેમ જ તેમના બાલકોને કેદ કરવામાં આવતાં અને જ્યાં સુધી અમુક પાઉન્ડ રબ્બર ન આપવામાં આવે ત્યાં સુધી તેમના ઉપર ત્રાસ ગુજારવામાં આવતો. પરિણામ એ આવ્યું કે બેયોનેટની અણી ઉપર રબ્બર એકઠું કરવામાં આવ્યું. કોંગોનિવાસીને પોતાને જરૂરી અનાજ પકવવાની પણ છૂટ આપવામાં આવતી ન હતી. પરિણામે લાખ્ખો જણ તો આમ બેલ્જીયમના સંપત્તિવાનોની સંપત્તિ માટે ક્ષુધાના સંતાપથી જ મરી ગયાં કોંગોનિવાસીના ક્રુર શોષણના સંચાઓ ગોઠવવામાં આવ્યા. તેનો ઉત્પાદક ખરે જ

કોઇ બુદ્ધિશાળી હોવો જોઇએ. મધ્ય આફ્રિકામાં આમ 'નૈતિક અને આર્થિક ઉદ્ધાર' કરવાના યત્નો થતા હતા. લાખ્ખોના શબ ઉપર યુરોપી સંસ્કૃતિના પાયા રચાઇ રહ્યા હતા.

પણ આ શોકકથા આટલેથી અટકતી નથી. વતનીઓના વેપાર કરવાના જન્મ-સ્થાપિત હક્ક ઉપર તરાપ મારવાથી કચવાટ ખૂબ વધી ગયો હતો. અસંતોષની આગ સળગી ઉઠી હતી. અને તેનો પહેલો ભડકો ૧૮૮૪ માં થયો. આ ભડકાએ ક્ષણવારમાં ઉગ્ર સ્વરૂપ લીધું સીતમનો સામનો કરવા માટે કોંગોનો પ્રત્યેક જુવાન તેનો જંગલી ભાલો લઇને મેદાને પડયો.

પણ તેનો જવાબ આપવા માટે બેલ્જીયન લશકરનાં ધાડાં કોંગોમાં ઉતારવામાં આવ્યાં, સામાન્ય કત્લેઆમનું કામ શરૂ થયું. આ લશ્કરે વર્તાવેલા કાળા કેરની કથાના તો કેટલાંય પુસ્તકો લખાય તેમ છે–અને લખાયાં છે. આ સંગ્રામ લગભગ વીશ વર્ષ ચાલ્યો અને એ સમયમાં આ પ્રદેશમાં એક જ શબ્દ સંભળાતો રબ્બર! રબ્બર! ગમે તેમ કરો પણ રબ્બર લાવો!

બેલ્જીયમના રાજા લીઓપોલ્ડના સૈનીકો વતનીઓના ગામ પર ધસારો લઇ જતા. બાળકો અને સ્ત્રીઓને પકડવામાં આવતાં. તેમને કેદ કરવામાં આવતાં અને રબ્બરના અમુક પાઉન્ડ આપે ત્યારે જ તેમને છોડવામાં આવતાં. હતી. બીજી પદ્ધતિ પણ તેટલી જ સરળ આ તો એક પદ્ધતિ હતી. સૈનિકોને છુટ આપવામાં આવી હતી કે જે કોઇ ગામડીયા રબ્બર આપવાની આનાકાની કરે કે તરત જ તેમના શરીરને ગોળીઓથી વીંધી નાંખવાં. આ દીશામાં જેટલા વધુ શરીરોને સૈનીક મારતો તેટલા વધુ પૈસા તેને મળતા. સંખ્યા બતાવવા માટે આ પ્રદેશને સુધારવા માટે બહાર પડેલા સજ્જનોએ એવું ઠરાવ્યું હતું કે સૈનિક જ્યારે કોઇને મારી નાંખે ત્યારે તેના હાથ સાથે કાપી લાવે. આમ હાથ ગણીને સૈનિકને પગાર આપવાની પદ્ધતિ માટે બેલ્જીયમના વર્તમાન પુરૂષો શું કહેશે?

આ વૃત્તાંત સાચો ન લાગતો હોય તો અમેરિકન મીશનરી મી. કલાર્કના નીચેના શબ્દો વાંચો અને ત્હમારી ખાત્રી થશે.

તેમને (સૈનિકોને) સંહારેલા શરીરોના

> હાથ સાથે જોઇને મ્હારૂં લોહી ધીજી જાય છે. આ હાથોમાં જ્યારે હું કેટલાક કુમળા હાથો જોઉં છું ત્યારે મ્હારી આંખે અંધારાં આવે છે...આ પ્રદેશમાં રબ્બરે સેંકડો જણના પ્રાણ લીધા છે. અને જે દસ્યો મેં જોયાં છે, અને જો કે નાશીતોને સહાય આપવાને હું અસમર્થ છું છતાં પણ તે એવાં છે કે એ દસ્યો જોયા તેના કરતાં મ્હારા જીવનમાં પ્રાણ જ નહોત તો વધુ યોગ્ય થાત. રબ્બરનો વ્યાપાર કાળા માનવોના લોહીથી તરબોળ થયો છે. જો કોંગોનિવાસીઓ ઉભા થાય અને ઉત્તર કોંગોમાં વસતા સર્વ ગોરાઓનો સંહાર કરે તો પણ તેમનું ખાતું ઉધાર રહે.

માનવસંહાર તો ત્યાં રમતની વસ્તુ હતી. કાળા માનવના શરીરની કોઇને પડી ન હતી. પ્રત્યેક ગોરા વેપારીઓ રીવોલ્વર રાખીને ફરતા. એક વેપારીએ પોતે ઘેર કાગળ લખેલો તેમાં બડાશ હાંકી હતી કે તેણે એકલે હાથે ૧૫૦ જણને 'સ્વર્ગે'!'

મોકલ્યાં હતાં અને ૬૦ સ્ત્રીઓના શરીરમાં લોખંડના ખીલા ભોંકવામાં આવ્યા હતા.

એકલા રબ્બરના કરમાંથી બેલ્જીયમના ૩૧૦૯૧૨૦ પાઉન્ડની ચોખ્ખી આવક થતી. હાથીદાંતની વસ્તુ તો જુદી. ઉપરાંત રબ્બર કંપનીના નફાની તો વાત જ શી કરવી? એક જ દાખલો લઇએ. ૬૨૮૦ પાઉન્ડની મુડીથી ઉભી થયેલી કંપનીએ ૭૨૦૦૦૦ પાઉન્ડનો નફો ૬ વર્ષમાં દેખાડયો હતો!

**માનવસંહાર**ની કલ્પના માટે વસ્તી-ગણત્રીના આંકડા લેવા યોગ્ય જ ગણાશે. પ્રવાસી સ્ટેન્લીના લખવા પ્રમાણે આ પ્રદેશની કુલ વસ્તી ૪ કરોડ હોવી જોઇએ પણ એ આંકડાને આપણે સાચો ન માનીએ અને બીજા પ્રવાસીઓએ કહેલ ૩ કરોડ પણ ન લઇએ અને માત્ર બે કરોડનો અંદાજ મુકીએ અને આધુનિક વસ્તિના માત્ર ૮૫ લાખના આંકડા ઉપર આંખને સ્તંભાવીએ તો જણાશે કે છેલ્લાં વીશ વર્ષમાં લગભગ ૧ કરોડ જેટલાં શરીરો રબ્બરના સીતમનો ભોગ થઇ પડયાં છે. એ યાદ રાખવું જોઇએ કે ગયા મહાયુદ્ધમાં પણ આવડી મ્હોટી સંખ્યા કોઇ પણ એક રાષ્ટ્રે ગુમાવી નથી! **પણ એ તો 'નૈતિક અને આર્થિક ઉદ્ધાર' માટે આફ્રીકાની એક માનવ અંજલી છે!**



# "લાલ લશ્કર"

આધુનિક સામાજીક તંત્ર અને દેશના રાજકારણથી સૈન્યને અલગ ન જ પાડી શકાય! કારણ કે રાજ્યના તંત્રનો એ એક ભાગ છે. અને રાજકારણનું એ શસ્ત્ર છે. પણ તમામ રાજકારણ વર્ગીય રાજકારણ છે. અને દરેક રાજ્ય વર્ગીય રાજ્ય છે. એટલે જ દરેક લશ્કર એ વર્ગીય લશ્કર છે. વર્ગ વિનાનું લશ્કર હોઇ શકે જ નહિં.

ત્યારે શું રશીઆનું લાલ લશ્કર પણ વર્ગીય લશ્કર છે? સોવીયેટ યુનીયનમાં જે શાસન ચલાવે છે તે વર્ગનો આ લશ્કર પર કાબુ છે?

બેશક! લાલ લશ્કર પણ વર્ગીય લશ્કર જ છે. શ્રમજીવીઓની સરમુખત્યારી હેઠળના જ એ ફરમાન ઉઠાવે છે. સોવીયેટનું આ લાલ લશ્કર કામદારોના રાજ્યનું રક્ષણ કરે છે. અને જગતના વિપ્લવવિઘાતી તત્વના હુમલાઓની સામે એ ચોવીસે કલાક ખડું રહે છે. આલમના મુડીવાદીઓ સમાજવાદી તંત્રને તોડી નાખવા ખોંખારો મારે તો આ લાલ લશ્કર તેવાની સામે બાથ ભીડવા તૈયાર રહે છે.

શ્રમજીવી વર્ગ એક જ એવો વર્ગ છે કે જે પોતાની સરકારના વર્ગીય રંગોની જાણ જગતને સાફ રીતે કરાવે છે. લાલ લશ્કર પોતાની નેમ છુપાવતું નથી કારણ કે કામદાર-વર્ગ સિવાયનું હિત એને કોઇ હોતું જ નથી.



—: લેખક :
"પ્રોલીટેરીઅન"

**જ્યારે** મુડીવાદી દેશોમાં જુદી જ હાલત પ્રવર્તે છે. આવા દેશોમાં જુજ સંખ્યાવાળા મુડીવાદીઓ જ સારાએ સૈન્યને પોતાની હથેલીમાં નચાવે છે, અને જબ્બર સંખ્યા સામે થોડા જ મુડીવાદીઓ આ લશ્કરરૂપી હથીયાર અજમાવે છે–આ કારણોને લઇને જ મુડીવાદીઓ પોતાના લશ્કરનાં વર્ગીય રંગો બીજાને જાણવા દેતા નથી, કારણ કે તે સંઘમાંથી તૈયાર થએલ લશ્કરને એમ જ કહેવું પડે કે "અમારી થેલી માટે લડો! રણસંગ્રામ પર તમારાં લોહીનાં છાંટણાં છંટાવા દો! અમારા નફા માટે એ શોણીત ઉડે છે! તમારા વર્ગીય ભાઇઓની સામે થઇને જ મુડીવાદી સત્તાનું રક્ષણ કરો!" આ સાચી વાત મુડીવાદીઓ કઇ રીતે જાહેર કરી શકે? એટલે જ મુડીવાદીઓ મોતના ડાચામાં ધસી જતા સૈનીકોની પીઠ થાબડી જાહેર કરે છે. "રાષ્ટ્રિય સ્વતંત્રતા ખાતર"–"માતૃભૂમિ ખાતર"–લોકશાસન ખાતર મરી ફીટો'–મુડીવાદીઓ ઘણુંખરૂં પછાત વર્ગમાંથી માણસો ઉંચકી લડવૈયા બનાવે છે કારણ કે આવો વર્ગ સુશીક્ષીત હોતો નથી એટલે એવા પર અજ્ઞાનના વાઘા સહેલાઇથી ઓઢાડી શકાય છે.



**લાલ લશ્કરનો સૈનિક**

જેના બળ ઉપર રશીયા આજે જીવી રહ્યું છે.

લાલ લશ્કર ખેડુતો અને કામદારોનું બનેલું હોય છે. માલીકો અને નીરઉદ્યમીઓને આ લશ્કરમાં લેવામાં આવતા નથી. આ સૈન્યનો મોટો ભાગ ખેડુતોનો છે. પણ જેમ જેમ ઉદ્યોગવાદ પ્રગતિ કરતો જાય છે, અને શ્રમજીવી પગભર થતો જાય છે. તેમ તેમ લશ્કરની ભરતીમાં પણ ફરક પડતો જાય છે. ૧૯૨૭ ની સાલમાં નીચે પ્રમાણેનો લાલ લશ્કરનો આંકડો હતો.

૨૩.૮ ટકા ઉદ્યોગવાદી અને ખેડુતો.

૬૩.૪ ટકા કીસાનો

૧૨.૬ ઓફીસના નોકરીઆતો.

અને ૧૯૩૧ ની સાલના આંકડાઓ નીચે પ્રમાણે છે.

૩૧ ટકા

૬૩ ,,

૬ ,,

**આ** વાત સમજતાં એ ભુલાવું ન જોઇએ કે રશીઆના ઘણાખરા ખેડુતો સામુદાયિક ખેતરોના સભ્યો હોય છે. સામુદાયિક ખેતીની યોજનાના ફાયદા આ ખેડુતોએ નજરે નીહાળ્યા છે. એ પછી જ તેઓએ એ યોજનામાં સાથ આપેલ છે. આ કીસાનોને ખાત્રી થઇ ગઇ છે કે સમાજવાદ દ્વારા જ માનુષી જીવન

ગાળવું શક્ય છે. વિપ્લવ દરમ્યાન આ ખેડુતોએ જંગમાં ઝુકાવ્યું હતું. એ એજ આશયથી કે જો કામદાર અને ખેડુતની સરમુખત્યારી ખેંચાઇ જશે તો ફરી મુડીવાદનો ડંકો વાગશે અને ફરી જમીનદારો સત્તાના સિંહાસન પર બેસી ફીસાનોનું કાળું શોષણ આદરી દેશે. આજનો રશીઅન ખેડુત સમાજવાદ ખાતર દેહનાં દાન આપવા તૈયાર થાય તેમ છે. અને આને લઇનેજ લાલ લશ્કર ઘણું મજબુત બાંધાતું ઘડાયું છે.

અત્યારના લાલ લશ્કરના જે સેનાપતિઓ છે તેઓએ સવિનય વિગ્રહ વેળાએ શસ્ત્રો ખણખણાવ્યાં હતાં અને શ્રમજીવી બળવા માટેની તેઓની મમતા પણ તેઓએ વર્તનથી પુરવાર કરી બતાવી હતી.

આ સેનાપતિઓનો અડધો કરતાં વધુ ભાગ કોમ્યુનીસ્ટ પાર્ટીના સભ્ય તરીકે હોંકારા કરે છે. લાલ લશ્કરમાં આવી જગ્યાઓ દિન પ્રતિદિન ભરાતી જાય છે. ૧૯૩૧ માં લાલ સેનાપતિઓની સંખ્યાના ટકા નીચે પ્રમાણે હતા.

- ૩૦.૩ ટકા ઔદ્યોગીક અને ખેતીનું કામ કરતા શ્રમજીવીઓ
- ૩૦.૭ ,, ફીસાનો
- ૩૩.૧ ,, ઓફીસ નોકરીઆતો.
- ૬૦.૮ ,, કોલેજમાંથી બહાર પડેલા શ્રમજીવીઓના યુવાનો.

લાલ લશ્કરમાં દરેક હોદ્દાની જગ્યા માટે ખાસ કરીને કામદાર અથવા ખેડુતને પસંદ કરવામાં આવે છે.

**આ** લશ્કરનો વડો વોરોશીલોફ જે બળવાખોર લશ્કરી કૌન્સીલનો પણ પ્રમુખ છે તે લુગાન્સ્કમ. ધાતુઓ પકાવનારો કામદાર હતો. લાલ કેવલરી સેનાપતિ બુડેની એક કંગાલ ફીસાન હતો. દૂર દૂરના પૂર્વના લાલ લશ્કરનો સેનાપતિ બ્લુશેર પણ કામદાર વર્ગમાંથી જ આવેલો છે.

આ સૈન્યની દરેક ટુકડીમાં કોમ્યુનીસ્ટ પાર્ટી અને તરૂણ સામ્યવાદી મંડળ ઉભા કરવામાં આવેલાં હોય છે જે દ્વારા સૈનિકોને આધુનિક રાજકારણથી વાકેફ રાખવામાં આવે છે અને સામાન્ય જ્ઞાન પણ આપવામાં આવે છે.

**મુ**ડીવાદીઓ સૈન્યને પણ સુરંગની માફકજ અલગ સાંચવી રાખે છે અને જનસંઘનો એને સ્પર્શ ન થાય એની ખાસ સંભાળ લે છે એટલેજ તેઓ લશ્કરનું થાણું શહેરથી દૂર દૂર નખાવે છે. નૌકાસૈન્યને પણ દરીઆ પર થરકી રહેતી



લાલ લશ્કરના સૈનિકો મશીનગન સાથે તાલીમ લઇ રહ્યાં છે.

સ્ટીમરમાં જ કાયમ માટે સંઘરી રાખે છે. અને આ થાણાની તુરંગ મીસાલ દરકાર લેવામાં આવે છે. દરેક સૈનીકના કાગળ પર પણ મુડીવાદના સેનાપતિઓ નજર રાખે છે. અને સૈનિક કયાં કયાં વર્તમાનપત્રો વાંચે છે એની પણ તપાસ રાખે છે.

"લશ્કરે રાજકારણમાં માથું મારવું નહિ" એ સુત્ર મુડીવાદીઓએ એટલા માટે મોંએ રાખ્યું છે કે સૈનિકો કામદાર મંડળમાં કોઇ પણ જાતનો ભાગ લઇ શકે નહિં. મડીવાદી દેશોમાં, સૈનિકો અને નાવિકોને ચુંટણીમાં મત આપવાનો હક્ક રહેતો નથી. ઓસ્ટ્રીઆ અને ઇંગ્લાંડમાં આવા મત આપવાનો તેઓને હક્ક છે પણ એ તો નાટક પુરતા જ દેખાવનો છે કારણ કે તેઓને કોઇ સભામાં ભાગ લેવા દેવામાં આવતો ન હોવાથી તેઓને રાજકારણના પ્રશ્નોની જરાએ માહીતી હોતી નથી.

**જયા**રે રશીઆનું લશ્કર જનસમુહના સંગાથમાં જ ખોંખારા ખાય છે. લાલ સૈન્યનો સૈનિક સેનાપતિને "કોમરેડ" કહી શકે છે. આ બીરાદરી માત્ર જીભની જ હોતી નથી પણ તેઓ વચ્ચે એક જાતનું પ્રબળ જોડાણ હોય છે; અને એ જ આવા શબ્દો ઉચ્ચારાવે છે. બીજું એ પણ કારણ છે કે આ બન્ને જણા એક જ ઉદ્દેશ માટે હથીયાર હાથે ધરે છે. પેલો સેનાપતિ છે એનું એ જ કારણ કે એને લશ્કરી અનુભવ છે અને એનામાં એ માટેની શકિત છે વારસાથી એને "સેનાપતિ" નો ખીલ્લો મળી જતો નથી.

લાલ લશ્કરનો લડવૈયો હરઘડીએ અફસરને જોતાં સલામ ખેંચતો નથી. અલબત્ત શીસ્ત પાળવામાં લાલ લશ્કર જરાએ ઓછું ઉતરે તેવું નથી.

**જી**નીવામાં જ્યારે શસ્ત્રબંધીની પરિષદ ભરાણી ત્યારે સોવીયેટે પોતાની યોજના જીનીવાના દ્વારે ખખડાવી હતી પણ એનું પરિણામ શૂન્યમાં આવ્યું ! મુડીવાદી દેશો શાન્તિની સુંવાળી વાર્તાની ભલેને ઝડીઓ વરસાવે પણ એ જ ઝમાન શસ્ત્રોની સજાવટ કરવા માટે બહાર પડે છે એટલે શાન્તિની ઝાલર બજાવવા માટે કોણ ઉત્સુક છે એ તો સમજી શકાય તેવી વાત છે. લશ્કરવાદ અને મુડીવાદ જોડીઆ છે; તેઓને એકબીજા વિના ચાલી જ શકતું નથી. એટલે જ્યારે મુડીવાદ જગતમાંથી મરી જાય ત્યારેજ લશ્કરવાદનું મૃત્યુ શકય બને !

ઝારના લશ્કરની એડીઓ જ્યારે ભૂતકાળના રશીઆ પર પછડાતી હતી ત્યારના બધા સૈનિકો ભણેલાગણેલા નહોતા. ઘણાઓને વાંચતાં કે લખતાં આવડતું નહોતું ! જ્યારે લાલ લશ્કરનો એકેએક જણ સુશીક્ષીત હોય છે. ૧૯૩૦ ના લાલ લશ્કરના આંકડા પર નજર કરીએ! આ સાલમાં ૩,૦૦૦ જણા લાલ લશ્કરમાંથી પસાર થઇ ઉંચી કક્ષાની સીવીલીઅન પરીક્ષામાં સફળ થયા હતા.

**માર્કસ**ના સીદ્ધાંતો અને લેનીનના વિચારોથી લાલ લશ્કરને વાકેફ રાખવામાં આવે છે. આજે મુડીવાદ ગુંગળાવા માંડયો છે અને ડુબી જતો માણસ જેમ તરણા ઉપર નજર દોડાવે તે જ રીતે આ "વાદ" લડાઇ ઉપર આંખ બીછાવી રહ્યો છે. એની હાલત એટલી કપરી બની છે, એટલી હદે પહોંચી ગઇ છે કે ગમે તેટલાં જોખમા માટે એ તૈયાર થએલ છે. રણશીંગા ફુંકાવવા પાછળ તેઓનો હેતુ છે.

આજે લાલ લશ્કર એક જ સુત્ર કાને અથડાવે છે.

"અમારે લડાઇ જોઇતી નથી પણ લડાઇ માટે અમે તૈયાર છીએ."

:લેખક: એસ. જે. ગોદીવાલા

જેના શ્રમજીવીઓના આંદોલનો ઉપર જગત વિપ્લવનું ભાવી અવલંબે છે.

# યુરોપનું હૃદય બર્લીન

બર્લીન એટલે યુરોપનું હૃદય. આ પાટનગર ને યુરોપના અન્ય પાટનગરો વચ્ચે ચાલતી આગગાડીઓની આવજાવ, ત્યાંનું સુંદર સુરમ્ય સ્ટેશન, અને આનંદથી ઉછળી રહેલી માનવમેદની આ સર્વ જર્મન પ્રજાની લાક્ષણિકતા છે. જુવાન જર્મન માટે બર્લીન એ આશા અને આદર્શ છે.



ગયા મહાયુદ્ધમાં રણસંગ્રામોની વિનાશક અસરથી બચવા પામેલું આ મોહક શહેર પ્રવાસીને આકર્ષી શકે એવા અનેક આકર્ષણોથી ઉભરાય છે. બર્લીન એ તેમનું મોક્ષધામ છે. અહીં જર્મન સરકારતંત્રનું બર્લીન-નું મથક આવેલું છે. પાર્લામેન્ટ પર અધિરાજ્ય ભોગવતો જનરલ વોન હીંડનબર્ગ અહીં વસે છે. રાજકિય પક્ષોની જોરદાર અથડામણથી જગજાહેર બનેલી જર્મન પાર્લામેન્ટનું મકાન—જેને જર્મનો રીશટાગ કહે છે તે પણ આ શહેરમાં છે.

આ પાટનગરમાં ત્હમો પ્રવાસી તરીકે જરા રખડો ત્યારે જ ત્હમોને જર્મન જનતાના હૃદયની સાચી પ્રતિતિ થાય. જર્મનો અતિ હસમુખા, વિચારવંત, અને કુશાગ્ર હોય છે. જ્યાં જુવો ત્યાં હાસ્યની છોળો ઉડી રહી હોય. ભયંકર ગરીબાઇ અને અકથ્ય સંકડામણો—ની ઝીંક વચ્ચે વસીને પણ જીવનના

આનંદ માણવાની જર્મનોને ટેવ પડી છે.

પણ અહીં રાજકિય વિચારો બહુ ઉંડા ઉતર્યા છે. એક રીતે આલેખીયે તો તેમના જીવનમાં વણાઇ ગયા છે. આવો એક રસિક અનુભવ હું ત્હમને કહીશ.

બરલીનના કુરફ્ન સ્ટેનડહેમમાં એક હોટલમાં હું નાસ્તો લઇ રહ્યો હતો. આ વખતે બે ત્રણ જર્મન જુવાનો મ્હારી આજુબાજુથી પસાર થયા. થોડી ક્ષણ પછી તેઓ મ્હારા તરફ ટીકી ટીકીને જોવા લાગ્યા. હું પણ જરા વિમાસણમાં પડયો. ત્રણચાર મીનીટ થઇ ગઇ. અને યુવાનોની સંખ્યા ત્રણથી બનીને પાંચની થઇ. તેઓ બધા જ મ્હારી સામું તાકી તાકીને જોવા લાગ્યા. તેમની આ સતત નઝરથી હું કંટાળ્યો. પણ જેવો હું ઉઠવા ગયો કે તરત જ આ પાંચે યુવાનો મ્હને ઘેરી વળ્યા એક જણનો હાથ રીવોલ્વર. પર ગયો. હું તો તદ્દન દીગ્મૂઢ જ થઇ ગયો!

મેં ભાંગી તૂટી જર્મન ભાષામાં સવાલ કર્યો 'ભાઇ છે શું?' તરત જ જવાબ મળ્યો 'નેકટાઇ પરની પીન આપી દો.' 'કેમ વારૂ?' આ પ્રશ્નના જવાબમાં પેલાએ રીવોલ્વર ધરી. મેં કહ્યું કે આ દશ માર્કની પીનમાં શું જીવ પરોવો છો? રીવોલ્વરના બારથી ચારપાંચ હજાર માર્ક મેળવો ત્યારે ખરા? પેલાઓનો મીજાસ ગયો. 'હમે કંઇ લુંટારા નથી. ત્હમો નાઝી છો! એટલે જ ત્હમારી પીન લઇ લેવી છે! ત્હમો અમારા કટ્ટા દુશ્મન છો!'

'પણ હું નાઝી નથી! આ પીન તો માત્ર શોખની ખાતર પહેરૂં છું. જોઇતી હોય તો લઇ લો!'

આ જવાબથી તેમને સંતોષ થયો તેમણે મ્હને પીન પાછી સોંપી અને કહ્યું કે આવી પીન સાથે આ લત્તામાં હવે ફરતા નહીં આ તો સામ્યવાદીઓનો લત્તો છે.

પછી જ મ્હને ખબર પડી કે મ્હારી પીન ઉપર સ્વસ્તિકાનું નીશાન હોવાને લીધે જ ઉપલો પ્રસંગ બનવા પામ્યો હતો. બરલીનમાં અત્યારે એવી સ્થીતિ પ્રવર્તે છે કે નાઝીઓથી સામ્યવાદીઓના લત્તામાં ન જવાય. અને સામ્યવાદીઓથી નાઝીઓના લત્તામાં ન જવાય.

## [ ૨ ]

બરલીનમાં પ્રવાસીને આકર્ષે એવું એક બીજું સ્થળ છે. આ તે 'ફાધર લેન્ડ હાઉસ' આ એક સંગ્રહસ્થાન જેવું છે. પ્રત્યેક દેશને લગતાં ત્યાં જૂદા જૂદા ઓરડાઓ છે. આ ઓરડાઓમાં તે દેશની વિશિષ્ટતાઓ મૂકવામાં આવી છે.

અરેબીયન રૂમમાં દાખલ થાવ નહી, તે પહેલાં જ લાલ રંગનો કમાનવાળો દરવાજો અને બારણાં; અને તેનાં ઉપર સોનેરી રંગની કીનારો, અને વચમાં અરબી ભાષામાં લખેલા કુરાનના હરફો: અંદર જાવ તો એક શુદ્ધ અરબી પોશાકમાં સજ્જ થયેલો, લાલ તુર્કી ટોપી પહેરેલો વેઇટર તમને આવકાર આપશે. એ આછા અજવાળાવાળી ઓરડીઓ, ન્હાના ન્હાના બાંકો અને બેઠા ઘાટના ગોળ ટેબલો, અને તેની ઉપર ગોઠવાયલા લાંબી નળીયોવાળા મોગલશાહી હુક્કાં; એ સર્વે જોઇ પ્રેક્ષકને પોતે જાગૃત અવસ્થામાં છે કે નહિ તેની ખાત્રી કરવી પડે!

ત્યાંથી નીકળી બોહીમીયન રૂમમાં જવાય. જાણે મુંબાઇના પરામાં, એક

તાડીના પીઠા આગળ કોઇ ખજુરીના ઝાડની શીતળ છાયા નીચે બેઠા ન હોઇએ, એવા જ ખ્યાલ આવે: ફક્ત તાડીને બદલે પીણુ નીકળતો તાજો બીર પીવા મળે, અને પેલા સુકલકડા દુબળા નોકરને બદલે, એક સુંદર બોહીમીયન કુમારી તેના નાજુક હસ્તે તમને બીરનો પ્યાલો ભરી આપે!

ત્યારી પછી બાવેરીયન, સ્પેનીશ, વીયેનીઝ વીગેરે જાતજાતના દેશોના રીત રીવાજ પ્રમાણે શણગારેલા ઓરડાઓ આવે, પણ તેમાંનાં ફક્ત એનું જ હું વર્ણન કરીશ.

Wild West Bar એટલે કે પશ્ચીમ અમેરિકામાંના જંગલનો દેખાવ આપે, એવા ઓરડો. ગમે એવા ગંભીર પુરૂષ યા સ્ત્રી આ ઓરડામાં જાય તો સગીતની ધુનમાં જરૂર જ નાચવા લાગે. અમેરિકાના હબસીઓનો 'ઝાઝ, સેકસોફોન' વીગેરે ઉપરનો કાબુ જોઇ, પ્રેક્ષક જરૂર જ આંગળા કરડે. ઝાઝના જેવું લહેજતદાર, તીખી તમતમતી ચટણીના જેવું સંગીત સાંભળી કોઇ પણ વૃદ્ધ પુરૂષને પણ જુવાનીનું શુરાતન આવી જાય!

ત્યાંથી સામેના ઓરડામાં પુષ્કળ અજવાળાએ મ્હારૂં ધ્યાન ખેંચ્યું. આ ઓરડાનું નામ Rhine Valley Room થોડોક સમય ન થયો, એટલામાં તો સુર્ય વાદળા પાછળ ઢંકાતો ન હોય એમ ભાસ થયો. આકાશમાં ગર્જના થવા લાગી, વીજળી ચમકારા કરવા લાગી, અને ધીમે ધીમે મેઘરાજાની સ્વારી આવી પ્હોંચી. ઝરમર ઝરમર વરસવાથી સંતોષ ન થયો હોય કે શું? પણ થોડા જ સમયમાં વરસાદના રેલા ચાલવા માંડયા. મેઘરાજાએ તો જાણે ત્રાસ વરસાવ્યો: વર્ખતના બ્હેલા સાથે કડાકા ઓછા થવા લાગ્યા, વીજળીના ચમકારા બંધ થઇ ગયા. અને આકાશ નીર્મળ થતું લાગ્યું. થોડીક પળમાં તો સુર્ય પોતાના કીરણો પૂરજોશમાં પ્રસરાવી રહ્યો. આ બધું સ્વપ્ન કે સત્ય? જર્મન ભેજાંની કરામત! જાણે



બર્લીનનો જાહેર રસ્તો

આબેહુબ બનાવ બન્યો ન હોય તે પ્રમાણે જ આ સીન પસાર થઇ ગયો. સર્વ પ્રેક્ષકો આનંદમાં આવી જઇ તાળીઓ પાડવા લાગ્યા. મધુર સંગીત શરૂ થયું; આનંદની લ્હેરો ફરફરવા લાગી:

આ સર્વ મજાહ એક માર્ક જેવી નજીવી કિંમતમાં જોવાની મળે. અને પાંચમાર્ક ખરચનારને તો દરેક ઓરડામાં જુદા જુદા દેશની જુદી જુદી વાનગીઓનો સ્વાદ ચાખવા મળે, ત્યાંના રહેવાના standard ના પ્રમાણમાં એ કાંઇ વધુ ન જ કહેવાય !

આમ જર્મનીનું પાટનગર છે. એક બાજુ જર્મન પ્રજાને અભિમાન ઉપજાવે તેવા વિશ્વવિદ્યાલયોની લાંબી હારમાળા આવેલી છે. બીજી બાજુ કામદાર લત્તામાં બેકારીના કરૂણ દસ્યો સાથે જ નજરે પડે છે.

સરકારી સદાવ્રતની સહાય લેવા માટે જ્યારે જુવાન અને વૃદ્ધ જર્મનોની લાઇન જોઇએ છીયે ત્યારે ખરેખર કરૂણાજનક છે. પણ જર્મન કામદારો આજે નિરૂત્સાહ નથી કે આશાભંગ નથી. તેઓ માને છે કે તેમનો મુક્તિકાળ નજીક છે. એ આશામાં તેઓ જીવી રહ્યા છે.


જર્મનના માજી કૈસરનું નિવાસસ્થાન

## [ ૩ ]

**પ્રવાસીની** નજરે કદી નહીં પડતા એવા કેટલાક લત્તાઓ બર્લીનમાં છે. યુરોપ કે અમેરિકાના માલેતુજાર મુસાફરો કદી ય આ સ્થળોની મુલાકાત નથી લેતાં! કદી ય કલ્પના હોય કે ગરીબ જર્મની જોવાની ત્હમારી ઝંખના હોય તો સ્લેશર નામના સ્ટેશન પર જાવ. આ સ્થળ એ બર્લીનના વિશાળ નગરનો બદસુરત વિભાગ છે. આલીશાન મકાનો કે ઝગઝગતી વિજળીની રોશની જોવાની ત્હમને ત્યાં નહીં મળે! મ્હોટા મંઝીલો નહીં દેખાય. સ્વચ્છ રસ્તાઓ પણ ત્યાં

નહીં દેખાય. આ બર્લીનનો કામદારોનો વિશાળ વિભાગ છે.

એક આંકડાશાસ્ત્રીને વિચાર આવ્યો કે અહીં બધા સામ્યવાદીઓ જ કેમ વસે છે? તેને સહજ કલ્પના થઇ કે આ વિભાગમાં સામ્યવાદનું જોર કઇ વસ્તુને આભારી છે. અને તેથી તેણે તેનાં માપ કહાડયાં. આર્થિક પરિસ્થિતિના અભ્યાસ તરફ તેણે વળવા માંડયું!

અને તેના સંશોધનના પરિણામે તેને જણાવ્યું કે તેણે જોયેલા ૩૧૦ કુટુંબોમાંથી માત્ર કુટુંબના વડીલ વર્ગની અર્ધ સંખ્યાને જ નોકરી હતી. આમાંના કેટલાંક તો અમુક કલાકોજ કામ કરીને જીવનનિર્વાહ કરતાં. કેટલાંક તો વર્ષો સુધી ધંધા વગર રખડતાં હતાં. કેટલાંક તો છેક ૭ વર્ષથી બેકાર બનેલાં હતાં.

પેલા ઘર તરફ એક દ્રિષ્ટ કરો એટલે જણાશે કે એક ઓરડામાં સાત સાત માણસ સુવે છે! આ ઉપરાંત ઘણાં કુટુંબો ૨ માર્કના ભાડાથી કોઇ છોકરાને સાથે સુવા દે છે. બધા મળીને ૯૦૦૦૦ જેટલી ઓરડીઓમાં સ્નાન મારેની ઓરડીઓ માત્ર ૨૫૩ છે.

જર્મનીની અપાર કંગાલીઅતના કેટલાક નમુના આ રહ્યા. જર્મન કામદારોના જીવન એટલે ગરીબાઇનું જીવન્ત સ્વરૂપ. તેમના રહેવાના મકાનો, તેમના વસવાના સ્થાન, તેમના ભોજન, અને તેમનું કામ ત્હેમે નરી આંખે નિહાળો તો ત્હમારા હ્રદયના કટકા થઇ પડશે. અમેરિકાના કામદારો તો એથી પણ વધુ ખરાબ દશામાં વસે છે. અને આંકડાની અથડામણમાં ન પડીયે તો પણ તેમની હીન દશાનાં અનેક પ્રમાણો આંખોને મળી રહે છે. બર્લીન શહેરની જેવી દશા છે, તેવી જ દશા જર્મનીના અન્ય શહેરોની છે. રાહીનલેન્ડના મુખ્ય શહેરો પર પણ કંગાલીઅત તેના કારમાં પગલાં મુકી રહી છે. એટલું જ નહીં પણ સમગ્ર જર્મનીની અત્યારે આ જ દશા છે!

---

## નવયુગના ગ્રાહકોને

ગુજરાતના કાબેલ કલાધર શ્રી. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકનું અજોડ નાટક 'આશા નિરાશા-' ભેટનાં પુસ્તક તરીકે આ મહિને પ્રસિદ્ધ થઈ ચુકયું છે.

આથી પ્રત્યેક ગ્રાહકે, તેને વેળાસર મેળવી લેવાની વિનંતી છે.

—મેનેજર.

# પ્રેરણાના-

## —: એકાંકી -:

### પાત્રો

મહાઅમાત્ય
મહેસુલી અમલદારો
સ્વામિજી
ઉમેશ

### પ્રવેશ પહેલો

[સરિતાને તીરે એક સુરમ્ય સ્થળ ઉપર સ્વામીની એક મઢુલી જણાય છે. આ મઢુલીના આગલા ભાગમાં કેળનાં ઝાડો આવેલાં છે. આ ઝાડોની પાસે જ એક ઉંચું આસન બનાવેલું છે. આ આસન ઉપર સન્યાસી મહારાજ બેસે છે અને અનુયાયીઓને બોધ આપે છે. પડદો ઉપડતાં સન્યાસી મહારાજ આસન ઉપર બેઠા હોય છે. પાસે જ એક લાકડી ઉપર અનેક અનુયાયીઓ બેઠાં છે. થોડે દૂર ભાવિકજનો બેઠા છે. સ્વામીએ શરીર ઉપર મ્હોટી ચાદર ઓઢી છે. અનુયાયીઓએ સાદાં વસ્ત્રો પહેર્યાં છે. ભાવિકજનો શહેરમાંથી આવેલા મધ્યમવર્ગના માનવો છે અને તેથી તેમણે સામાન્ય શહેરીઓનો પોશાક પહેર્યો છે.]

**ઉમેશ**–સ્વામીજી ! આજે મહાઅમાત્ય ત્હમને મુલાકાત આપનાર છે એ તો યાદ હશે જ.

**સ્વામીજી**–યોગ્ય ! યોગ્ય ! મહાઅમાત્ય માટે તમારે ખાસ તૈયારી કરવી પડશે ! ત્હમે તેમને બેસવાને માટે પેલી આરામ ખુરશી લઇ આવો. સાથે અલ્પાહારને લગતી વ્યવસ્થા કરજો. સંભવ છે કે તેમની સાથે મ્હારે લાંબી મંત્રણા કરવી પડશે. કારણ કે પ્રશ્ન ઘણો જ ગુંચવણીભર્યો છે. મ્હને લાગે છે કે સહેજે ત્રણેક કલાક તો મંત્રણામાં વહી જશે.

**ઉમેશ**–વારૂ. સ્વામીજી અન્ય કંઇ આજ્ઞા ?

**સ્વામીજી**–આજ્ઞા ! આ શબ્દ અતી ખોટો છે. માનવ માનવ સંબંધમાં આજ્ઞાને સ્થાન ન હોય, પણ સુચનોને સ્થાન હોય. ઉમેશ, યાદ રાખો કે આપણે સૌ સરખાં છીયે, આપણે સૌ એક જ એવા મહાન પ્રભુના બાલકો.........

[રસ્તામાં મોટરનો અવાજ સંભળાય છે. સ્વામિજીનું વાક્ય અધુ-

: લેખક :

# —પાણી

—નાટક :—

### પાત્રો

રમેશ
કેવળરામ
વસુ
અને બીજા અનુયાયીઓ.

સ્થળ: સ્વામિજીની મઢુલી.

રૂં જ રહે છે. ઉમેશ મહાઅમાત્યને લેવા માટે આગળ વધે છે. સ્વામિજી પણ સ્વસ્થ બનીને મઢુલીમાં જાય છે. મોટરમાંથી ઉતરી મહાઅમાત્ય આવે છે. તેમની આંખો ક્ષણભર સ્વામિજીને શોધી રહે છે. આ જોઇને અનુયાયી કહે છે કે તેઓ મઢુલીમાં ગયા હશે. મહાઅમાત્ય પણ મઢુલીમાં જાય છે. દૂર એકઠેલા ભાવિકજનો 'સ્વામીજીની જય' પોકારે છે વચ્ચે વચ્ચે તેઓ મઢુલી તરફ તીક્ષ્ણ દ્દષ્ટિ ફેંકે છે.]

**ઉમેશ**—કેવળરામ, સ્વામિજી આજે કિસાનોના જમીનમહેસુલ સંબંધી મહાઅમાત્ય સાથે મંત્રણા ચલાવી રહ્યા છે પણ મ્હને નથી લાગતું કે તે સફળ થાય.

**કેવળરામ**—મ્હને પણ એમ લાગે છે. મહાઅમાત્ય મહાખંધા છે. સંભવ છે કે સ્વામિજી સમક્ષ મીઠું મીઠું બોલીને આ આર્થિક સંગ્રામનો અંત આણી નાંખશે.

**સુરેશ** [જુવાન અનુયાયી]—હું પણ એમ માનું છું. આજે સ્વામિજીની આજ્ઞા માનીને સેંકડો ખેડુતો પોતાના વ્હાલા વતન અને વસવાટ વેગળાં કરીને જંગલમાં વસ્યાં છે. પણ સ્વામિજી મહાકુશળ છે. મહાઅમાત્યના શબ્દો ઉપર વચન રાખીને બેસી રહે તેમ નથી.

**ઉમેશ**—સ્વામિજીને આવો અનુભવ તો અનેકવાર થયો છે એટલે આપણે એમ તો જરૂર જ માનવું પડશે કે આજે તેઓ જરૂર વધુ કાળજી રાખશે. શું સ્વામિજીનો સંતોષ! મંત્રણાના સમય પહેલાં પણ કેવી તેમની શાંતવૃત્તિ! અપણને હમણાં જ કેવો સુંદર સદ્બોધ આપ્યો હતો!

**સુરેશ**—સદ્બોધ! પણ ઉમેશ, મ્હને તો સ્વામિજીના તત્વજ્ઞાન વિશે શંકા થવા લાગી છે.

**ઉમેશ**—[મોઢું કટાણું કરે છે] એ તો અતી ખરાબ! સ્વામિજી શીખવે છે એ જ પરમ સત્ય છે. [પડદો પડે છે.]

પી. જે. ભટ

## પાત્રો

સ્વામિજી, અનુયાયીઓ, મહાઅમાત્ય અને બીજાઓ.

સ્થળ: મઢુલી.

**સ્વામિજી**–ઉમેશ, મહાઅમાત્યે મ્હને સુચના કરી છે કે મ્હારે જગતપર્યટને નિકળવું. આ ભૂમિનો સંદેશ સમગ્ર જગતમાં પાઠવવો. સંસ્કૃતિની સૌરભ વિશ્વમાં પ્રસરાવવી. આ દ્રષ્ટિએ મેં આજે વિચાર કરી લીધો છે. અને હું માનું છું કે મહાઅમાત્યની સુચના અતિ સ્વિકારવા યોગ્ય છે.

**ઉમેશ**–પણ સ્વામિજી, આર્થિક સંગ્રામનું શું?

**મહાઅમાત્ય**–તેમાં તો હાલ તહકુબી કરવામાં આવી છે. અને સ્વામિજીની ઇચ્છા અનુસાર કિસાનોને સહન કરવા પડતાં કષ્ટ જાણવાને માટે એક સમિતિ નિમાઇ છે.

[અનુયાયીઓ વિસ્મય બની જાય છે. તેઓ મહાઅમાત્ય સામે દ્રષ્ટિ નાંખે છે. ક્ષણમાં સ્વામિજી તરફ જુવે છે.]

**સ્વામિજી**–શત્રુ જ્યારે સફેદ વાવટો ચઢાવે ત્યારે સંધી ન કરવી એ કાયરતા મનાય. મહાઅમાત્ય સાથે મ્હારે મંત્રણા થઇ છે. આ તાલુકાના કિસાનોને સહન કરવા પડતાં કષ્ટો મહાઅમાત્યને મેં વર્ણવ્યા. તેમણે તે શાંતિથી સાંભળ્યાં. [મહાઅમાત્ય મલકાય છે] અને તે જાણવા માટે એક સમિતિ નીમી. આ સમીતિ જેમ સુચવશે તેમ સરકાર પગલાં લેશે.

**ઉમેશ**–પણ સ્વામિજી, આપ આ સમિતિમાં નહીં વિરાજો!

**સ્વામિજી**–આ તપાસ નિષ્પક્ષને જ સોંપવી જોઇએ. એટલે મેં મ્હારો હક્ક જતો કર્યો છે. ઉપરાંત વિદેશીઓના આમંત્રણો પણ હવે ખુબ જ થઇ પડ્યાં છે. તેમને પણ સંતોષવા જ જોઇએ ને!

[મહાઅમાત્ય જાય છે.]

**સુરેશ**–વારૂ સ્વામિજી? પણ જ્યારે અત્યારે અનેક ભાવીકજનો આપના મતને અનુસરીને સરકારતંત્ર સામે આંદોલનો ચલાવી રહ્યાં છે ત્યારે ત્હમારાથી વિદેશમાં કેમ જઇ શકાય?

**સ્વામિજી**–શહેરના આંદોલનો! એનો ઉત્પાદક હું ક્યાં છું! જે પરમકૃપાળુ પરમેશ્વર મ્હારી દ્વારા દબાયેલાઓને આશાનો સંદેશો આપે છે તે જ કૃપાળુ પ્રભુ......

**ઉમેશ**–[વચ્ચેથી અટકાવીને] સ્વામિજી એ તો ઠીક છે. પણ મહાઅમાત્યે ત્હમને બીજું શું કહ્યું?

**સ્વામિજી**–ઉમેશ, એ ગુઢ વિષય છે. તેમાં ચંચુપાત કરવો એ ત્હારા અધિકારથી પરની વસ્તુ છે. મહાઅમાત્ય છે તો મહાસજ્જન!

**ઉમેશ**–યોગ્ય સ્વામીજી. પણ આપ જ્યારે જાવ ત્યારે અમારે માટે શું આજ્ઞા આપી જશો?

**સ્વામિજી**–એ વસ્તુનું તેં ઠીક સ્મરણ કરાવ્યું. પ્રથમ તો હું મ્હારા સમગ્ર અનુયાયીઓને સંદેશ આપું છું કે તેઓએ આ વનની બહાર જવું નહીં. તેમ જ અધ્યાત્મવાદ શિવાયના અન્ય પુસ્તકો

વાંચવાં નહીં તેમજ જ્યારે પણ મનમાં ઉદ્વેગ થઇ આવે ત્યારે શબ્દ ઉચ્ચારવો પ્રેમ! અહિંસા! પ્રેમ! આ ત્રણ સુત્રો યાદ રાખજો. ઓ શિષ્યગણ, સંભારજો મ્હારી શાંતવૃત્તિને. સત્ય એકજ પ્રભુ છે. તેજ જીવનનું ખરૂં તત્વ છે. અને તેનોજ આખરે જય થાય છે.

[સ્વામિજી પ્રસ્થાન કરી જાય છે. શિષ્યો સ્વામિજીની આજ્ઞાને એક પાટીયા ઉપર લખે છે—

વનની બહાર નીકળશો નહીં.
અધ્યાત્મ શિવાય અન્ય કંઇ વાંચશો નહીં.
અને જ્યારે મનમાં અશાંતિ થાય ત્યારે શબ્દ ઉચ્ચારજો પ્રેમ! અહિંસા! પ્રેમ!

**પ્રવેશ ત્રીજો**

## પાત્રો

**મહેસુલી અમલદારો અને અનુયાયીઓ.**

**સ્થળ: મઢુલી.**

**અમલદાર**–આ જ સ્વામિજીનું મકાન છે કે?

**ઉમેશ**–મકાન નહીં, શ્રીયુત, આશ્રમ કહો.

**અમલદાર**–[જરા અકળાઇને ઘાંટો પાડે છે] આશ્રમ! પણ આ સાલનું જમીન મહેસૂલ કયાં છે?

**ઉમેશ**–આ તો ઘોર અન્યાય છે. ત્હમો જાણો છો કે સ્વામિજીની પાસે મહાઅમાત્ય પણ અનેકવાર આવે છે. છતાં ત્હમો અમારી સાથે આવી તોછડાઇથી જમીન મહેસુલ માંગો છો?

**અમલદાર**–[ગુસ્સે થઇને] સ્વામીજી કે બામીજી! સીધા સીધા જમીન મહેસુલ આપી દો નહીં તો હું જપ્તી લાવીશ. સમજ્યા મીસ્ટર! આ તો સરકારી વસ્તુ છે. ત્હમારે આંકણીની રકમ સામે વાંધો હોય તો અપીલ કરો.

**કેવળરામ**–ત્યારે શું ત્હમો એમ કહેવા માંગો છો કે બળપૂર્વક જમીન મહેસુલ લેશો?

**બીજો અમલદાર**–[જે અત્યાર સુધી શાંત ઉભો હતો] અરે બાવડા! વળી કેટલા દિવસથી જમીન ખેડે છે, વાવે છે, અને અનાજ ઉત્પન્ન કરે છે છતાં મહેસુલ આપવાની આનાકાની કરે છે? આ સોટી જોઇ છે કે? [સોટી હવામાં વીંઝે છે] શરીર પર આવા સાટકા પડશે ત્યારે જ ત્હને ખબર પડશે.

[ઉમેશ, સુરેશ અને કેવળરામ મસલત કરે છે. પછી તેઓ નિર્ણય કરે છે.]

**ઉમેશ**–સ્વામિ આવ્યા શિવાય મહેસુલ નહીં આપીયે.

**મહેસુલી અમલદારો**–એમ ત્યારે ત્હમારે મહેસુલ નથી આપવું એમ જ ને? પટાવાળા! મઢુલીની સર્વ ચીજો જપ્તીમાં લઇ લે.

[પટાવાળો મઢુલીની સર્વ ચીજો લઇ આવે છે. એક કોથળામાં મૂકે છે અને ઉપાડી જાય છે.]

**ઉમેશ**–[તેમને જતા જોઇને] કંઇ ફીકર નહીં! ઠીક બોલો બાંધવો. સ્વામિજીની જય!

[બીજાઓ સ્વામિજીનો જયઘોષ કરે છે]

**ઉમેશ**–જુવો બાંધવો, સ્વામીજી શીખવે છે કે કોઇના સામે માનસિક ધિક્કાર ધરાવવો એ પણ મહાપાપ છે. આ મહેસુલી અમલદારો આપણી વસ્તુઓ ઉપાડી ગયા છે. પણ આપણે તો તેમના તરફ [અવાજમાં જરા કૃત્રિમતા આવે છે.] પ્રેમ જ દર્શાવવો જોઇએ. બોલો બાંધવો, પ્રેમ! અહિંસા! પ્રેમ!

**કેવળરામ**–હું સુચવું છું કે અમલદારના વર્તનથી જેના હૃદયમાં તેઓને માટે ધિક્કાર ઉત્પન્ન થયો હોય તેઓ ત્રણ દિવસના અપવાસ કરીને શરીરને વિશુદ્ધ કરે.

## પ્રવેશ ચોથો

## પાત્રો.

**સ્વામીજી, ઉમેશ અને અન્ય અનુયાયીઓ.**

**સ્થળ: સ્વામીજીની મહુલીના ચોગાનમાં.**

**સ્વામિજી**–કેમ શિષ્યો, સુખી તો ખરાને? જગતપર્યટન કરી આવ્યો. ઠેકઠેકાણે ભાષણો આપ્યાં. અમેરિકાએ તો અપૂર્વ સત્કાર કર્યો. ચીનમાં મ્હારા વિચારોનો સૌથી વધુ જવાબ મળ્યો. જાપાને નવી સંસ્કૃતિની નાડ જોઇ. યુરોપ તો જડવાદી બન્યું છે એટલે ભારતવર્ષના નવ સંદેશને ઝીલવાની, તેમજ તેને સત્કારવાની તેનામાં તમન્ના ન હતી. અને પેલું રશીયા! ત્યાં તો મ્હને જવાની જ પરવાનગી ન મળે. ત્યાંના સરકારતંત્રના પ્રતિનિધિએ કહ્યું કે ત્યાં ઇશ્વરવિરોધી સંસ્થાઓ એટલી તો પ્રખર છે કે આવો કોઇ ઇશ્વરવિરોધી ત્હમોને શારીરિક નુકસાન કરી બેસે એવો સંભવ છે. પણ આખરે અમેરિકાને મેં સંદેશ પહોંચાડયો કે ત્હારી સંસ્કૃતિ મોહજાળ ઉપર રચાયેલી છે. એ શી, એ શી [illegible] મકાનની પછવાડે રહેલી માનવવેદી, આપ [illegible] મેં આંગળી ચિંધી, તેમ જ સો[illegible]ણા પ્રદેશના સુખી માણસનું ચિત્ર દોર્યું ત્યારે તાળીઓનો ગડગડાટ થઇ રહ્યો!

**અનુયાયી**–સ્વામિજીની જય! સ્વામિજીની જય!

**સ્વામિ**–આ જડવાદી લોકોને હું બચાવી શકયો. તેઓ અજ્ઞાન અને માયાની ઉંડી ખાઇમાં પડવાની અણી ઉપર હતાં. ત્યાંથી મેં તેમને ઉગાર્યાં. અને હવે જગત જોશે કે કઇ સંસ્કૃતિ સર્વોત્તમ છે. તેટલું જ નહીં, પણ જગત મિથ્યા છે. આત્મા અવીનાશી છે એટલું જ નહીં પણ સત્ય તે જ પ્રભુ છે. એ સુત્રો પશ્ચિમને આપ્યાં. આજે હું બી વાવી આવ્યો છું. આવતી કાલે તે ફાલશે અને સૃષ્ટિ ઉપર હિંદની સંસ્કૃતિની ફોરમ ફોરમશે!

**ઉમેશ**–સ્વામિજી! પણ અહીં એક અનિષ્ટ બન્યું હતું!

**સ્વામિ**–શું હતું વારૂ?

**ઉમેશ**–મહેસુલી અમલદારો આવી આપણી વસ્તુઓ ઉઠાવી ગયા!

**સ્વામિ**–પણ કોઇએ હિંસા તો નથી કરી?

**અનુયાયી**–ના સ્વામીજી! અમોએ અહિંસા બરાબર પાળી છે!

**સ્વામિ**–[પ્રસન્ન ભાવે] બરાબર, વારૂ બીજું શું થયું?

**ઉમેશ**–સ્વામીશ્રી, તે કહેતો હતો કે જો મહેસુલ નહીં આપવામાં આવે તો કારાગૃહમાં જવું પડશે!

**સ્વામિ**–તો પણ કંઇ નહીં આપણે તો જેલ અને મહેલ એ સરખી વસ્તુ છે માનવ સુખદુઃખ એ માત્ર શરીરના જ્ઞાનતંતુઓની ક્રિયા છે.

**સ્વામિજી**–જુવો, અમેરિકાના આમંત્રણને માન આપીને આજે હું ફરીથી સંસ્કૃતિની સૌરભ ફેલાવવા માટે, અને વાવેલા વૃક્ષને ઉછેરવા માટે ઉપડી જાઉં છું. આશા છે કે હવે તો હું બે કે ત્રણ વર્ષના સમય પછી આવીશ. ત્હમો મ્હારી ત્રણે આજ્ઞાઓ બરાબર પાળજો.

**અનુયાયી**–પણ મહેસુલી અમલદાર આવે ત્યારે?

**સ્વામિ**–[ઉતાવળમાં] આપી દેજો.

[જવા માંડે છે]

**અનુયાયી**–પણ આપે શહેરમાં જવાની ના પાડી છે. અને આપના ગમન બાદ અહીં કોઇ પણ આવતું નથી!

**સ્વામિ**–જે પરમકૃપાળુ પ્રભુ કીડીને કણ આપે છે અને હાથીને મણ આપે છે તે જ પરમકૃપાળુ પરમાત્મા...પણ લ્યો હવે હું જઇશ. સ્ટેશન પર વિદાયસમિતિ મ્હને માન આપવા માટે રાહ જોતી હશે!

[સ્વામીજી જાય છે.]

**પ્રવેશ પાંચમો**

## પાત્રો

**ઉમેશ, રમેશ, કેવળરામ અને અન્ય અનુયાયીઓ.**

**સ્થળ: તેજ મઢુલી.**

**ઉમેશ**–આજે આઠ માસ થઇ ગયા. વર્તમાન મળે છે કે સ્વામીને અમેરીકામાં પણ હવે માન મળતું નથી! એ જડવાદી લોકો! હિંદના આ અધ્યાત્મવાદીના ઓજસ શી રીતે સહન કરી શકે?

**બીજો અનુયાયી**–બરાબર કહ્યું! અમેરિકા જેવા સંપત્તિના મદથી છકી ગયેલા દેશમાં આપણા સ્વામીની પ્રતિભા કોઇ જ સહન ન કરી શકે!

**ત્રીજો અનુયાયી**–પણ એ સાચી વાત છે કે સ્વામીજીને અમેરિકામાં ધૂર્ત કહીને ધિક્કારવામાં આવ્યા છે!

**ચોથો અનુયાયી**–એવો સંભવ નથી. મેં સાંભળ્યું છે કે સ્વામીજીને દંભી કહેવામાં આવ્યા છે. પણ શહેરમાં જવાતું નથી. એટલે સાચા વર્તમાન મળતા નથી.

**પાંચમો અનુયાયી**–ત્યારે હું શહેરમાં જઉં?

**પહેલો અનુયાયી**–ના, ના, તેમ ન થઇ શકે! સ્વામીજીની ચોખ્ખી આજ્ઞા છે કે આપણા અનુયાયી ગણમાંથી કોઇએ શહેરમાં ન જવું.

**ત્રીજો અનુયાયી**–પણ સ્વામીજી કદાચ અકસ્માતથી મરી જાય તોય આપણને ખબર ન પડે!

**રમેશ**–પણ આઠ માસ થયા બહાર ગયા નથી અને ધાન્ય પણ ખુટી ગયું છે. શ્રીયુત, ખાઇશું શું?

**રમેશ**–પણ સ્વામિજીએ શિખવ્યું છે કે શહેરમાં જતાં નહીં. એનું કેમ થાય?

**ઉમેશ**–સત્ય! સત્ય! શહેરમાં જવાય નહીં.

**રમેશ**–પણ ત્યારે ખાઇશું શું?

**કેવળરામ**–આ તો અસહ્ય છે!

**ઉમેશ**–શહેરમાં જવાય નહીં, પુસ્તકો બીજા વંચાય નહીં. સ્વામિજીની આજ્ઞા. એનું ઉલંઘન કેમ થાય?

**રમેશ**–ત્હમારે પાળવી હોય તો પાળે બાકી હું તો શહેરમાં જઇશ!

**કેવળરામ**–હું પણ જઇશ.

**ઉમેશ**–સારૂં. ભલે તેમ કરો સ્વામિજી વિશે એટલી તો ચિંતા થાય છે કે તેમની આજ્ઞાનો એક વખત ભંગ કરીયે તો ખરાબ નહીં મનાય!

[ઉમેશ પણ શહેર તરફ પ્રસ્થાન કરે છે]

**પ્રવેશ છઠ્ઠો**

## પાત્રો

ઉમેશ, રમેશ અને કેવળરામ.

**સ્થળ: અનુયાયીઓની સભા.**

**રમેશ**–આ અહિંસાનું ગીત કયાં સુધી?

**કેવળરામ**–આ શહેરમાં ન જવાની વસ્તુ પણ અતી અન્યાયી છે!

**ઉમેશ**–ત્યારે કેમ કરીશું?

**રમેશ**–વિચાર કરો પણ માર્ગ ક્હાડો. સ્વામીની આજ્ઞામાં અને આજ્ઞામાં આપણે જીવન ગુમાવ્યું. અને તેથી શું પરીણામ આવ્યું? આપણે શું આગળ વધ્યા? અત્યારે શહેરમાં જઇએ તો ગઇ સદીના માનવ જેવા લાગીયે.

**કેવળરામ**–વાત તો સત્ય છે. આ સાધુએ આપણને છેતર્યા છે!

**રમેશ**–જહાનમમાં ગઇ ત્હમારી અહિંસા! કંઇ સક્રીય કામ કરો. આ સરીતાને તીરે તાબોટા પાડવાથી મ્હને તો જરાય આત્મજ્ઞાન થયું નહીં!

**કેવળરામ**–અને મ્હને પણ!

**રમેશ**–મ્હને શરૂઆતથી જ શંકા હતી કે સ્વામિએ સાધુતાનો માત્ર સ્વાંગ સજ્યો છે!

**ઉમેશ**–[ઉદ્વેગ પામી] અહિંસા! અહિંસા! અહિંસા!

**રમેશ**–ત્હારે અહીંસા બોલવું હોય એટલું બોલ! અમો તો આ સ્વામીના સિદ્ધાંતો ઉપર ગંભીર વિચાર કરવા ઇચ્છીયે છીયે!

**ઉમેશ**–તેનો મને જરાયે શોક નથી. બાંધવો, સ્વામીએ કહ્યું તે સાવ સત્ય છે. જેમને મહાજનો વંદે છે, જગતના રાજપુરૂષો જેમને જોવાને માટે તલસે છે તે મહાપુરૂષોના મહાપુરૂષ એવા સ્વામીજીના વિચારોની સત્યતા માટે શંકા જ કેમ લાવી શકાય?

**રમેશ**–કેમ નહીં?

**કેવળરામ**–સ્વામીજીએ કંઇ શિખવ્યું જ નથી! તેમણે તો ત્રણ ચીજ કહી છે અને તેનો અર્થ એ છે કે આપણા બુદ્ધિના બારણાને તાળું લગાડવામાં આવ્યું છે. બાકી શહેરના સંસર્ગ વિષે કેટલી જરૂર છે. તે કંઇ વિવાદની વસ્તુ છે.

[બધા વિચારમાં પડી જાય છે. આખરે રમેશને નવો વિચાર જડ્યો હાય તેમ બોલે છે.]

રમેશ—પ્રથમ તો આ દાતરડાં વડે આપણી આજુબાજુની જમીનનું ઉગેલું ઘાસ કાપી નાંખીએ એટલે રહેવાનું સારૂં થાય અને મચ્છર ન કરડે.

કેવળરામ—સુચના સારી છે. આપણે પાસેની એમ ને એમ પડેલી જમીનને ખેડાણના ઉપયોગમાં લઇએ.

રમેશ—પણ ઉમેશ, મ્હને તો લાગે છે કે આપણે જીવનપ્રણાલીમાં જ ફેરફાર કરવો જોઇએ. હું તો હવે આ આશ્રમમાં રહેવાને બદલે એક ન્હાનકડું ઘર બાંધીશ.

કેવળરામ—રમેશ, તેમાં હું જરૂર ત્હમને મદદ કરીશ.

રમેશ—[આનંદમાં આવી જઇને] ઘર બાંધીશું, જમીન વાવીશું, પાક વણીશું, શહેરમાં જઇશું અને સ્વામિ જ્યારે આવે ત્યારે બતાવીશું કે—

કેવળરામ—ઉમેશ એકલો જ ત્હેનો અનુયાયી છે!

[ઉમેશ શોકાતુર બની જાય છે. કેવળરામ હાથમાં દાતરડું લે છે, રમેશ હાથમાં હથોડી લે છે અને પ્રસ્થાન કરે છે.]

ઉમેશ—[એકલો] ભગવાન! ભગવાન! આજે હું શું જોઇ રહ્યો છું! સ્વામિજીના આશ્રમમાં જ જડવાદ વિજયપુર્વક પ્રવેશી રહ્યો છે!

### પ્રવેશ સાતમો

## પાત્રો

સ્વામિ, ઉમેશ, રમેશ અને વસુ.

**સ્થળ: મઢુલીની આગળ**

[એક વર્ષના અંતર પછી સ્વામિ પાછા પધારે છે, ત્યારે આશ્રમને બદલે એક સુંદર ગૃહ જોઇને વિસ્મય પામે છે. આશ્રમના સ્થળ ઉપર એક ન્હાનું સુંદર ઘર વનરાજીની શોભામાં અભિવૃદ્ધિ કરી રહ્યું છે. બાજુમાં ન્હાના ન્હાના ઝાડ ઉગાડવામાં આવ્યાં છે. પુષ્પના છોડવાઓ વ્યવસ્થિત ગોઠવવામાં આવ્યા છે.]

સ્વામિ—હું ક્યાં આવ્યો છું? મ્હારો આશ્રમ ક્યાં? હું ભુલો તો નથી પડયો?

[સામેથી ઉમેશ આવે છે. સ્વામિને જોતાં જ ચમકી ઉઠે છે. ત્વરીત ગતિએ સ્વામિ પાસે આવે છે.]

ઉમેશ—સ્વામિજી! સ્વામિજી! આમ આપ ગુપ્ત રીતે ક્યારે આવ્યા?

સ્વામિ—આજ પ્રાતઃકાળે આવ્યો. અને સ્ટેશન પર સત્કારવીધીની ધાંધલમાં ન પડવું પડે તેટલા માટે આગલા સ્ટેશનેથી ઉતરી હું સીધો ચાલ્યો આવ્યો.

ઉમેશ—ત્હમારા આગમનની પણ હમને ખબર ન પડી?

સ્વામિ—કંઇ નહીં, શિષ્ય, અહીં બધા કુશળ તો છે ને?

ઉમેશ—[મંદ સ્વરે] હા કુશળ તો છે પણ.........

[ઘર તરફ આંગળી ચીંધે છે]

સ્વામિ—ઓહો! ત્હમોએ આશ્રમનું ઘર બનાવી દીધું!

ઉમેશ—સ્વામિજી! હું તો હજુ આશ્રમમાં જ વસું છું. આ રમેશ અને વસુએ

અધ્યાત્મવાદને વિસરી જઇને ભૌતિકવાદની પુજા આરંભી છે.

[ઘરમાંથી રમેશ બહાર આવે છે, સ્વામિને જોતાં જ જરા ખંચકાય છે]

**રમેશ**–ઓહો! સ્વામિજી, ક્યારે પધાર્યા?

**સ્વામિ**–આજેજ! વારૂ કુશળ તો છોને?

**રમેશ**–હા જી.

**ઉમેશ**–રમેશને કંઇ સમજાવો તો ખરા?

**સ્વામિ**–સમજશે! સમજશે! અત્યારે ઉતાવળ નથી.

[વસુ જોડાય છે]

**વસુ**–[સ્વામિને જોઇને] ઓહો! સાધુ મહારાજ! ત્હમો તો અમેરિકામાં જઇને કંઇ કંઇ કહી આવ્યા?

**સ્વામિ**–અનુભવ સારો થયો. સંપત્તિના મદથી છકી ગયેલા સમાજમાં નવી સંસ્કૃતિની ફોરમ ફેલાવવી અશક્ય હતી.

**વસુ**–હશે સ્વામિજી. પણ ત્હમોને ખાત્રી થઇ છે ને—

**રમેશ**–[ઉપહાસ કરતાં] કે સમગ્ર પૃથ્વીમાં પરમેશ્વર હિંદમાં જ જન્મવાનું પસંદ કરે છે!

**ઉમેશ**–એમ મશ્કરી ના કરો. મ્હારા હૃદયને વેદના થાય છે!

**રમેશ**–જેઓ અંધશ્રદ્ધાથી પુજે છે તેમને તેમ જ થાય.

**સ્વામિ**–[જરા સ્વસ્થ થઇ] પણ આ બધું ઘર કેમ બાંધ્યું?

**રમેશ**–માનવશ્રમથી.

[સામે પડેલું દાતરડું બતાવે છે એની પાસે જ એક હથોડી પડી છે.

**વસુ**–જુવો, તે દેખાય છે તે અમારા પ્રેરણાના પાણી છે.

पत्नी स्व. [illegible] स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# ખાદી કેમ ખપતી નથી?

: લેખક :

" જીજ્ઞાસુ "

અનુભવની એરણ ઉપર એકવાર ફરીથી ખાદીની કસોટી થઇ છે. અને એકવાર ફરીથી આ મહાન અવૈજ્ઞાનિક, અર્થશુન્ય અખતરો નિષ્ફળ નિવડયો છે. ૧૯૨૧ માં મહાન અસહકારની ચળવળ વખતે ખાદીના ઉદ્યોગમાં એકદમ ઉછાળો આવ્યો. ત્યાર પછી રાજકીય ચળવળનો વેગ મંદ પડતાં તેમ જ મહાત્માશ્રીની સમુહ ઉપર સ્થપાયલી મોહક અસરની ઓટ આવતાં ખાદી પ્રવૃત્તિ કુદરતી મૃત્યુ પામી હતી. ખાદીને આ સમયમાં કૃતિમ ઉત્તેજન આપવાને માટે મહાસભાએ મતાધિકાર માટે હાથે કાંતાયેલું સુતર લેવાનો ઠરાવ કર્યો. આ નષ્ટ થતા ઉદ્યોગને સજીવન રાખવાને મહાત્માશ્રીએ મહાસભા દ્વારા એવો નિયમ કરાવ્યો કે પ્રત્યેક મહાસભાવાદીએ કોંગ્રેસનું કાર્ય કરતી વખતે ખાદીનો પોષાક પહેરવો. છતાં ખાદીનું ઉત્પાદન ઓછું થતું ચાલ્યું. અને ૧૯૨૯ માં તો તે અંતિમ શ્વાસ લેતું હતું.

પણ મહાસભાના રાજકીય પ્રોગ્રામની પુનર્સ્થાપના થતાં, તેમ જ સરકાર અને લોક વચ્ચેની અથડામણોનું સ્વરૂપ આકરૂં થતાં ખાદીનું ઉત્પાદન પાછું વધવા લાગ્યું. દેશભકતોએ આ સમયે આપમેળે રેંટીયો કાંતવાને બદલે આંધ્રમાં તૈયાર થતી ખાદી જ વાપરવાનો આગ્રહ કર્યો. ગુજરાતમાં ખાદીની સારી ખપત થઇ ગઇ. પણ ૧૯૨૯ માં શરૂ થયેલા રાજકીય સંગ્રામમાં ઓટ આવતાં, તેમ જ મહાત્મા સંગ્રામ કરવાને બદલે સહકાર આપવા માટે વિલાયત જતાં ખાદીની ખપતમાં પાછી ઓટ આવવા માંડી. આટલા માટે મહાત્માજીની ગેરહાજરી દરમીયાન 'પંદરલાખ રૂપીયાની ખાદી' ખપાવી દેવાની સરદાર વલ્લભભાઇએ હાકલ પાડી; અને આમ ફરીથી ખાદીના ઉદ્યોગને કૃત્રિમ ઉત્તેજન આપવાવાનો યત્ન કર્યો.

પણ મહાસભાના સહકારથી મશહુર બનેલી વર્તુલ પરિષદ પુરી થતાં, તેમ જ હાલના આઝાદીજંગની શરૂઆતમાં ખાદીની ખપતમાં પાછો ઉછાળો આવ્યો હતો. મહાસભાએ તો જાહેર કર્યું હતું કે સંગ્રામમાં સીધો ભાગ ન લઇ શકે. તેમ હોય તેમણે ખાદી અને બહિષ્કારનો કાર્યક્રમ અનુસરવો જોઇએ. છતાં પણ ખાદી ખપી શકતી નથી એ વસ્તુ આજે આપમેળે સિદ્ધ થાય છે. આ વિધાન કંઇ કલ્પનાનો તરંગ નથી કે અર્ધસત્ય નથી; પણ ખાદીના કાર્યક્રમમાં જીવન સમર્પનાર મદ્રાસના બાહોશ નેતા શ્રી. સી. રાજગોપાલાચારીએ આ વિધાન કર્યું છે.

'ફ્રી પ્રેસ જર્નલ' ના તા. ૧-૮-૩૨ ના અંકમાં લખતાં તેઓ આલેખે છે કે-

'જેલમાંથી બહાર આવતાં, હું સૌથી શોકભર્યું દૃશ્ય તો એ જોઉં છું કે દારૂની દુકાનોમાં ભીડ હોય છે. અને તેથી પણ વધુ કરૂણ તો એ છે કે અણવેચાયેલી ખાદી આટલા પ્રમાણમાં પડી રહી છે! પરિણામે ખાદી સેન્ટરોમાં સુતર અણવેચાયેલી દશામાં પડયું છે અને વ્યવસ્થાપકોને કાંતનારી સ્ત્રીઓને રૂ આપ્યા વગર પાછી કહાડવાની ફરજ પડે છે.

ખાદીના એક વખતના અથંગ વ્યવસ્થાપક, અને મદ્રાસમાં ખાદી ઉત્પાદનના ઉદ્યોગના પ્રાણ સમા સી. રાજગોપાલાચારીનું વિધાન ખરેખર કરૂણ છે! કરૂણ એટલા માટે નહીં કે ખાદી ખપી શકતી નથી. પણ હજુ પણ આ અવૈજ્ઞાનિક, સત્વશુન્ય ઉત્પાદન પદ્ધતિ ઉપરનો તેમનો મોહ નાશ પામતો નથી. ખાદી વાપરનારા ઘટતા જાય છે તે સત્ય તેમના મોહને નિવારવાને અસમર્થ છે. અણવેચાયેલી ખાદીના ઢગલા તેમના ખાદી પ્રત્યેના લાગણીભર્યા પ્રેમને ખસેડવાને અશક્તિમાન છે. કારણ કે ખાદી કેમ ખપતી નથી તેનું વૈજ્ઞાનિક પૃથક્કરણ કરવાને બદલે, તેમજ તેનું ખરૂં કારણ સમજવાને બદલે તેઓ હજુ પણ ખાદીને વધુ અપનાવવાનો તેમજ મીલનું કાપડ ન ખરીદવાનો આદેશ આપી રહ્યા છે. પણ એ સાવ સ્વાભાવિક છે!

છેલ્લા છ માસમાં જ્યારે ખાદીના ઉત્પાદનને આટલો પ્રચંડ ફટકો લાગ્યો છે ત્યારે મીલના ઉત્પાદનમાં સુંદર વધારો જોઇ શકાય છે. મુંબાઇમાં ઘણીખરી મીલો ડબલ શીફ્ટ કામ આપે છે. અમદાવાદમાં મીલો તો અત્યારે આંખો મીંચીને કામ કરી રહી છે કારણ કે મીલમાં ઉઠાવ સારો છે. આ વિધાન તો કોઇ જ નહીં અવગણી શકે. મીલના ઉત્પાદનમાં થયેલી પ્રગતિ અને ખાદીના ઉત્પાદનમાં આવેલી ઓટ ત્યારે કયા કારણોને આભારી છે? જ્યારે બધા જ સંજોગો ખાદીના વેચાણને માટે અનુકુળ હોય ત્યારે શી રીતે મીલના ઉત્પાદનના આંકડા ઉંચા ચઢતા જાય છે અને ખાદીના આંકડાઓ નીચે ઉતરતાં જાય છે?

કારણ સમજવું સાવ સરળ છે. મીલમાં ઉત્પન્ન થયેલો માલ વધુ સરસ અને **વધુ સસ્તો** છે. આ આર્થિક કારણ અત્યારે વધી રહેલા ઉત્પાદનનો મૂળ સંકેત છે. મીલ માલેકો સારા દિવસ જોઇ રહ્યા છે કારણ કે ખાદીની સરખામણીમાં તેમનો માલ સસ્તો છે અને લોકો તેથી તેને અપનાવે છે. બ્રિટિશ ચળવળના બહિષ્કારથી મીલના ઉદ્યોગને વેગ મળ્યો છે ત્યારે ખાદીના ઉદ્યોગને મળેલો સ્પષ્ટ ઝોક સી. રાજગોપાલાચારીના નીવેદનમાંથી નીતરે છે.

યંત્ર અને હાથઉદ્યોગ વચ્ચે જે સ્પર્ધા ચાલી રહી છે તેમાં યંત્રનો વિજય થયો છે. હાથઉદ્યોગની હાર થઇ છે. અધ્યાત્મવાદનું આધારબળ હોવા છતાં, તેમજ મહાત્મા જેવા ઇશ્વરી મનાતા મનુષ્યની સહાય હોવા છતાં આજે ખાદીનો ઉદ્યોગ ધીમે ધીમે ચેતનાશુન્ય થઇ રહ્યો છે. આવતા થોડા વર્ષોમાં આપણને તેને છેલ્લી અંજલી આપવાની એક તક પણ મળશે. અને કદાચ કોઇ સ્મરણસ્તંભ રચાય તો તેના ઉપર શબ્દ આલેખાયેલા જોઇશું કે

'જેને માટે મહાત્મા મથ્યા છતાં જે જીવી શકયો નહીં.'

# સામાજિક ક્રાંતિની જરૂર!

:લેખક:
ધુળ ખંખેરનાર

**દેશનાં સ્વાતંત્ર્યને** ઉજ્જવળ બનાવવા અને દુનિઆના અન્ય દેશોની પ્રગતિ ને ઉન્નતિ સાથે સ્પર્ધા કરવા માટે સામાજિક વિપ્લવની સવિશેષ જરૂર છે. ખાસ કરીને હિન્દુ સમાજમાં સામાજિક બંડ ઉઠાવવાની ખાસ આવશ્યકતા છે. રાજકિય સુધારા પ્રાપ્ત કરવા ચળવળ, ઝુંબેશ અને જંગ મચાવવામાં સામાજિક સુધારા માટે આંખ આડા કાન રાખવાની વૃત્તિ અત્યંત શોચનીય છે.

પરતંત્ર ને પછાત દેશને સ્વાતંત્ર્ય ને સમૃદ્ધિની ટોચે પ્હોંચવા રાજકિય ચળવળની ઝુંબેશ સાથે આર્થિક, ધાર્મિક અને સામાજિક બળવાની પણ જરૂર છે. રાજકિય સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી આર્થિક, ધાર્મિક અને સામાજિક સ્વતંત્રતા આપોઆપ મળી જશે એમ ધારી લેવું ભુલ ભરેલું છે. ભલે દેશને રાજકિય સ્વતંત્રતા મળે પણ જ્યાં સુધી મુડીવાળાઓ શ્રમજીવીઓને પુરતી આજિવિકા ના આપે અને કારખાનાનાં ધનાઢ્ય માલીકો રંક મજુરોના પરશેવાથી તરબોળ થયેલી મજુરીના બદલામાં આવશ્યક જરૂરીઆતો પણ ના પુરી પાડે, જ્યાં સુધી તવંગર આલેખાતા મોટા જાગીરદાર ને ઇનામદાર સુર્યોદયથી સુર્યાસ્ત સુધી હળ ખેંચી ખેંચીને ખેતર ખેડનારા ખેડુતના ભરણપોષણની જરૂરિઆતો પુરી ના પાડતાં એ બિચારાઓને અજ્ઞાન અને દેવામાં યાવદ્ચન્દ્ર દિવાકરૌ ડુબેલાં રાખે ત્યાં સુધી, એવી એક તરફી રાજકિય સ્વતંત્રતા દેશમાં માંહ્યોમાંહ્ય અંધેર, બંડ, હુલ્લડ ને આર્થિક વિપ્લવ કર્યા વગર રહેશે નહીં; એટલે જે પ્રમાણે રાજકિય સ્વતંત્રતાની લડત સાથે આર્થિક સ્વતંત્રતાની ઝુંબેશની આવશ્યકતા છે તે જ પ્રમાણે સાથે સાથે ધાર્મિક ને સામાજિક સુધારાની પણ જરૂરિઆત છે.

રાજકિય સુધારાને અંગે દેશને સ્વતંત્રતા મળે પણ જ્યાં સુધી ધર્મને ઓઠે બ્હાને કેટલાક દંભી ધર્મગુરૂઓ અને બગભગત પુજારીઓ અણસમજુ અને અજ્ઞાન લોકને ઉંધે માર્ગે દોરી, કુકર્મ અને અપવિત્ર જીવન ગુજારતાં શીખવી, અખિલ સમાજને અધોગતિએ પ્હોંચાડે છે. અને વધારામાં, એમની જ આપખુદી ધર્મસત્તા ગૃહે ગૃહે પ્રસરાવે છે, એટલે ધાર્મિક પરતંત્રતામાં જકડાયેલા અગણિત માનવ સમુહને એકતરફી રાજકિય સ્વતંત્રતા મળી કે ના મળી તે સરખું જ છે.

**રાજકિય પરતંત્રતાની** બેડી તોડવાની જેટલી જરૂરીઆત છે તેટલી જ બલ્કે તેથી વધારે, પુરાતન કાળથી ચાલુ રહેલા રૂઢીચુસ્ત ને દંભી રીવાજોની આપખુદ સત્તામાંથી વિમુક્ત થવાની હિન્દુ સમાજને સવિશેષ આવશ્યકતા છે. હિન્દુ

**સમાજમાં હાલના લગ્ન સૌથી ધિક્કારવા લાયક છે. હિન્દુ સમાજના અગણિત ન્હાના ન્હાના જ્ઞાતિના કુંડાળામાં પ્રેમ-લગ્ન, કે સમ્મતિ-લગ્ન કે સ્વતંત્ર પસંદગીથી થયેલાં લગ્ન મૃગજળ સમાન છે.** માનવ જીવનમાં સૌથી અઘરામાં અઘરો પ્રશ્ન ઉકેલવાનો હોય તો તે લગ્નનો પ્રશ્ન છે. લગ્નની સ્પષ્ટ વ્યાખ્યા ચોક્કસ શબ્દોમાં દર્શાવવી પણ એટલું જ કઠણ ને અઘરું છે. યુવક અને યુવતીના પરસ્પર હૃદય, લાગણી અને હેતને પ્રેમની અદ્‌ભુત સાંકળથી જોડનાર અને સંસારમાં જીવન પર્યંત સ્નેહી, ઉમંગી, ને નિમકહલાલ સાથી બનાવનાર લગ્ન છે; બાકી જુના રીત-રીવાજ અને રૂઢીના બંધનોથી કમને, જબરજસ્તીથી, ભારે પ્હેરામણીથી, કે અન્ય એવી યુક્તિ-પ્રયુક્તિ ન્યાતના અસંખ્ય ન્હાના ન્હાના "એકડામાં" કજોડાને હોમી દેનાર લગ્ન નથી, પણ લાલસા તૃપ્ત કરવાની અને કલેશને ઉત્પન્ન કરવાની અમાનુષી યોજના છે. કિશોર વયથી તે સમજુ વય સુધી કોઇ યુવક-યુવતી એક જ "માળા"માં કે એક જ ફળિઆમાં સાથે રમે, કુદે, ને સ્નેહા-ન્હોલનમાં હરીફરી એકમેકના હૃદય ને લાગણી ઓળખે ને પારખે, પણ જો તેઓ જુદી જુદી જ્ઞાતિના કુંડાળાના હોય તો એમના લગ્ન માટે એમના માબાપને અને વડીલોને "દેશ"માં જઇ કે એમના જ કુંડાળાની કોઇ અજાણી વ્યક્તિની શોધ ખોળ કરવી પડે!! જો એમ માનવામાં આવતું હોય કે હીન્દુ સમાજની ઉચ્ચ ને સુશિક્ષિત જ્ઞાતિમાં પ્રેમ-લગ્ન કે પરસ્પર સ્વતંત્ર પસંદગીથી લગ્ન થાય છે તો એવી ધારણા અસ્થાને છે, કારણ કે એવી જ્ઞાતિમાં મોટી ઉમરે લગ્ન થાય છે જે યોગ્ય છે, પણ હજી લગ્નની પસંદગી તો પુરાતન કાળથી ચાલી રહેલી જુની રૂઢી પ્રમાણે જ છે. **હીન્દુ સમાજના અગ્રેસર કહેવાતા સુધારકોએ લગ્ન સંબધી લેખો અને ભાષણો સિવાય વ્યવહારમાં કાંઇજ ફેરફાર કે સુધારા કર્યા નથી.** હાલમાં, કેટલાક સમયથી, કેટલીક જ્ઞાતિમાં, લગ્નની વિધિમાં, અહીંતહીં, કેટલાક સુધારા કરવામાં આવે છે, પણ એ કાંઇ રચનાત્મક સુધારા કહેવાય નહીં જ. **જ્યાં સુધી લગ્નની પસંદગીની બાબતમાં પરણનાર યુવક—યુવતીની સ્વતંત્ર મરજી પ્રમાણે લગ્ન થાય નહીં, ત્યાંસુધી લગ્નની લૌકિક વિધિમાં કરેલા કેટલાક સુધારા ફક્ત ઉપલકીયા ને ફેશન બતાવવા પુરતાં જ છે,** કારણ કે **લગ્નના વિષયમાં લગ્નની વિધિ કરતાં લગ્નની પસંદગી વધારે જરૂરી ને મહત્વની છે.**

ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરેલા સુશિક્ષિત ને શુશિલ યુવકોને જ્ઞાતિના રૂઢીચુસ્ત રીવાજો એમની મનપસંદની યુવતીને પત્ની બનાવવામાં બંધનરૂપ છે. માતા-પિતા કે વડીલે અગાઉથી પસંદ કરેલી ન્યાતના "એકડાની" યુવતી સાથે જીવન-ભરનો સંસાર ખેડવામાં યુવકની સમ્મતિ લેવામાં આવે છે, જ્યારે સામાન્ય રીતે, ઘણીખરી જ્ઞાતિમાં યુવકની એવી નામની અને ઉપલકીયા સમ્મતિ પણ લેવામાં આવતી નથી. હીન્દુ સમાજમાં વડીલ વર્ગની તેમાં ખાસ કરીને સ્ત્રી વડીલ વર્ગની સત્તા રશિઆના માજી ઝાર કરતાં પણ વધારે એકહથ્થુ, આપખુદી અને જોહુકમી હોય છે. **જ્યાંસુધી હીન્દુ**

**સમાજમાં સ્ત્રી-વડીલ વર્ગનું પરિવર્તન કરવામાં નહીં આવે ત્યાંસુધી હીન્દનું ભાવિ અંધકારમય જ રહેશે.** લગ્નની બાબતમાં, જ્યાં સુશિક્ષિત યુવક વર્ગને સહન કરવું પડે છે ત્યાં યુવતી વર્ગની સ્થિતિ કફોડી હોય એ સમજી લેવું અઘરું નથી. **હીન્દુ સમાજમાં, સ્ત્રીનું સ્થાન અત્યંત નીચું ગણવામાં આવે છે.** ઉચ્ચ ને કેળવાયેલી જ્ઞાતિઓમાં કદાચ તેઓને વધુ કેળવણી પ્રાપ્ત કરવાને સાધનોની તક પ્રાપ્ત થતી હશે, પરન્તુ, લગ્નની બાબતમાં એમની પરતંત્રતા જગજાહેર છે. કેટલીક જ્ઞાતિઓમાં એમની સમ્મતિ લેવાય છે ખરી, પણ, સામાન્ય રીતે, માતા-પિતા કે વડીલોએ કોઇ ચોક્કસ યુવકની અગાઉથી પસંદગી કરી હોય અને જ્યાં સુધી યુવતીની સમ્મતિ તેઓની સમ્મતિ પ્રમાણે જ હોય ત્યાં સુધીની જ એને સ્વતંત્રતા આપવામાં આવી હોય છે; બાકી, જ્યાં એનો મત તેઓની પસંદગીથી વિરૂદ્ધ હોય ત્યાં એ બિચારીના મતની કે વિચારની જરાયે ગણત્રી કે કીંમત કરવામાં આવતી નથી; એટલે, **લગ્નના વિષયમાં; હીન્દુ સમાજમાં; પરણનાર વ્યક્તિનું કશું જ ચાલતું નથી,** પણ, ઉલ્ટું, એમને પરણાવનાર વડીલ જેમાં ખાસ કરીને સ્ત્રી-વડીલ વર્ગનું જ વધારે ચાલે છે. **હીન્દુ સમાજમાં પરિણિત જીવન નસીબને આધારે ચાલે છે.** કોલેજમાં વિદ્યાભ્યાસ કરતી વખતે કુંવારા યુવક-યુવતીને આદર્શ, નેમ, ને ઉચ્ચ અભિલાષાના અનેક તર્ક-વિતર્કો આવ્યા જ કરે છે, પરન્તુ જ્યારે એવા ગગનચુંબી વિચારોને વ્યવહારમાં મુકવાનો સમય આવે છે, ત્યારે આજુ બાજુના સંજોગોમાં તેઓ એવા તો વિંટળાય જાય છે કે તેઓનાં અનેરા આદર્શશીલ સેવેલાં સ્વપ્નો સ્વપ્નો જ રહે છે. જુદા જુદા સામાજિક પ્રશ્નોમાં લગ્નનો વિષય સૌથી વધારે મહત્વનો અને જુમ્મેદારીવાળો છે જે નિર્વિવાદ છે, કારણ કે, ભવિષ્યની પ્રજાનો આધાર લગ્નથી જોડાયેલા યુગલ પર અવલંબી રહે છે. જો લગ્ન કજોડાથી થયેલાં હશે તે ઘેર ઘેર કલેશ કંકાશ ચાલ્યા કરશે એટલું જ નહીં, પરન્તુ એવા કજોડાવાળા લગ્નથી ઉત્પન્ન થયેલી પ્રજા નિર્માલ્ય ને દેશોદ્ધાર કરવાને બદલે દેશના ભારરૂપ નીવડશે; માટે, હિન્દુ સમાજમાં લગ્નની બાબતમાં જેમ બને તેમ જલ્દીથી પરિવર્તન કરવાની સવિશેષ આવશ્યકતા છે,

જે પ્રમાણે હાલમાં રાજકિય આઝાદીના જંગ મચાવવામાં આવે છે, તે પ્રમાણે સાથે સાથે આર્થિક, ધાર્મિક અને સામાજિક વિપ્લવની ઝુંબેશ કરવામાં આવે તો હીન્દુ સમાજ ઉપરાંત અખિલ ભારતવર્ષ પરતંત્રતાની ગુલામીમાંથી સદાને માટે ઝટ વિમુક્ત થશે એટલું જ નહીં પરન્તુ એવી સ્વતંત્રતા એકતરફી ને કામચલાઉ ના રહેતાં સાર્વજનિક ને ચિરકાળ સુધી કાયમ રહેશે.



# પ્રકૃતિ, પ્રભુ, માનવ

## વૈજ્ઞાનિક ભૌતિક-

માનવજીવનની આસપાસ જેમ કુદરતની ઘટનાઓ બને છે તેમ સામાજિક બનાવો પણ શું થાય છે. આ સર્વ ઘટનાઓ કોઇ અદૃશ્ય સત્તાના પ્રતાપે અનુભવાય છે એમ નથી. કુદરત અને માનવજીવનના વિક્ષોભ કોઇ અવ્યવસ્થિત, અગમ્ય ને આકસ્મિક વસ્તુ નથી પણ અવલોકનથી સમજી-સમજાવી શકાય તેવાં કારણોનો નક્કર પરિણામો છે. પ્રકૃતિના તાંડવનૃત્યમાં કે તેની સુંવાળી રમતમાં યે અમુક નિયમ હોય છે. દિવસ અને રાત એક બીજાની પાછળ ગતિ કરે છે, ઋતુ પછી ઋતુ નિયમિત રીતે વાતાવરણના પરિવર્તન સાથે આવે છે; વૃક્ષો વસંતમાં નવપલ્લવિત બની શિશિરમાં પાન ખેરે છે; તરેહવાર પંખીઓ એક દેશમાંથી અન્યમાં પર્યટણ કરે છે અને અમુક અંતરે સ્વદેશે પાછાં ફરે છે; માણસો ધાન્ય વાવી તેની લાણી કરે છે; કારખાનામાં હડતાળ પડે છે; મુડીવાદીઓ કામદારોને સત્તાના જુલ્મથી દાબે છે; કોઇ વાર અચાનક બળવો ફાટી નીકળતો દેખાય છે-આ સર્વ પ્રાકૃતિક અને સામાજિક ઘટનાઓની ભીતરમાં ચોક્કસ નિયામક બળ રહેલું છે. એ બળ શું છે, ક્યાંથી આવે છે, કેમ વ્યાપાર ખેલે છે અને કેવાં પરિણામો નીપજાવે છે, તે બધું જ જાણી શકાય તેમ છે. એમાં અગમ્યતા કે અજાયબી જેવું કંઇ જ નથી. નિયમને અનુસર્યા વિના કંઇ જ બનતું નથી. ધરતી ઉપર પડેલો દાણો માટી અને પાણીના મિશ્રણથી પોષણ પામી ઉગે છે અને વિકાસ પામી અનેક દાણા ઉપજાવે છે. ઘઉં કે બાજરો તેના બીજમાંથી જ જન્મે છે. ઇંડામાંથી ચણા ઉપજે અથવા આંબો ઇંડાં મુકે એમ કદિ બનતું નથી. ઘઉં અને બાજરાના મોલ ઓછું ઉત્પન્ન આપી સુકાઇ જાય અગર તો આંબો વાંઝીઓ રહે એ સંભવિત છે, પણ એમાં અગમ્યતા નથી.

લેખક: શ્રી છેલશંકર દ.



# અને સમાજવ્યવસ્થા

## -વાદની નજરે.

એ ફેરફારના સુરેખ કારણો અવલોકનથી ઓળખી શકાય છે. કુદરતના વિશાળ આંગણામાં તમામ સત્વો અને પ્રાકૃતિક પદાર્થો, પોતાના વ્યાપારમાં એક પ્રકારની ચોક્કસ સમતા દાખવે છે, એટલે કે કોઇ એક વિશિષ્ટ નિયમને અધીન બની પ્રવૃત્તિ કરે છે.

### નિયમનો નિર્દેશ

એજ રીતે સમાજજીવનમાં નિયમ અને સમતા હૈયાત છે. સમાજવ્યવસ્થાનાં સ્વરૂપો અને માનવસમુહની પ્રવૃત્તિઓ ગમે તેટલી વિષમ, વિવિધ અને સંમિશ્ર લાગે તો પણ તેની પાછળ અમુક નિયમનું બળ રહેલું હોય છે. મુડીવાદી સમાજરચનામાં ઘણીવાર આર્થિક આફતો, મંદીઓ, મહાઉથલપાથલો અને

વ્યાસ બી.એ.એલએલ.બી.,

રાજકીય વિપ્લવો ઉત્થાન પામે છે, તેમાં અકસ્માત કે અગમ્યતાનો જરાયે અંશ નથી, પણ એ સઘળાં આંદોલનોનાં ઉત્પાદક કારણો, એ કારણોની નિયમબદ્ધતા નિરખી શકાય છે. જ્યાં જ્યાં મુડીવાદનો જન્મ અને વિકાસ થાય છે ત્યાં ત્યાં દિવસે દિવસે વૃદ્ધિ પામતો કામદારવર્ગ અસ્તિત્વમાં આવે છે અને એ વર્ગના વધાર સાથે સમાજવાદનાં બળો ઉભાં થઇ કુચ કરે છે. ઉત્પાદનના આગળ ધપવા સાથે સમુહનો માનસિક વિકાસ વધે છે, વધારે ને વધારે સંખ્યામાં માણસો લખતા વાંચતા થાય છે. વિકસતા મુડીવાદમાં ઉત્પાદનનો અતિરેક અને માંહોમાંહેની હરિફાઇ થતાં થોડે થોડે અંતરે 'ક્રાઇસીસ' એટલે કે મંદીની ઉથલપાથલ ઉભી થાય છે અને તેને અન્તે વળી પાછી તેજી આવે છે. વિજ્ઞાનક્ષેત્રે નવી નવી શોધો થાય છે અને તેનો ઉપયોગ ઉદ્યોગાયંત્રમાં મળવાથી આખી સામુદાયિક જીવનપ્રથામાં પરિવર્તન પોષાય છે. ઉંડું અવલોકન આ તમામ ઘટનાઓનું કારણ નિર્દેશે છે અને તેની ભીતરમાં એક સ્પષ્ટ કુદરતી નિયમ અથવા કાયદો છતો કરે છે.

## કાર્યકારણની સમસ્યા

ઉપર પ્રમાણે સમાજ અને કુદરતની ઘટનાઓમાં એક પ્રકારનું સમાન નિયમન છે, તો એ નિયમસમાનતાની ઓળખ શી છે? તેની પિછાન કઇ રીતે કરી શકાય છે? આ પ્રશ્ન સ્હેજે ઉભો થાય છે. ઘડીઆળનો દાખલો લઇએ. એ ન્હાનકડા યંત્રનાં અંગોપાંગ તપાસતાં આપણને, ઘડીઆળ અમુક રીતે કેમ કામ કરે છે, તેની જાણ થાય છે. નિશ્ચિત યોજના પર ઘડીઆળ ઘડાયલું હોય છે. ચોક્કસ પરિણામ મેળવવા માટે જ પ્રત્યેક ચક્ર અને ખીલી તેમાં બેસાડેલાં હોય છે. હરેક ચક્ર ચોક્કસ રીતેજ તેમાં ગતિ કરે છે. એજ પ્રમાણે આ વિરાટ બ્રહ્માંડમાં ઝગમગતા ગ્રહો પોતાના નિશ્ચિત માર્ગમાં નિયમિત ગતિ કરે છે. ગ્રહો અને નક્ષત્રો કરતાં વિશેષ વિકાસ પામેલાં જીવનસ્વરૂપો–માનવજાતિ, પ્રાણીઓ, વનસ્પતિ વગેરે–વધારે સુક્ષ્મ વ્યાપાર કરી શકે છે. પ્રત્યેક પ્રાણીમાં રહેલી સર્જન–ખૂબી જોવા માટે, પ્રાણીની આંખ તપાસીએ તો માલુમ પડશે કે એ અવયવનું ઘડતર કરવામાં અને તેમાં હાવભાવ દર્શાવવાની શકિત મુકવામાં તેનાં ઘટક બળોની અતિશય ખુબી છે. એના ઘડતર પાછળ નિશ્ચિત યોજના જણાઇ રહે છે. કુદરતનું દરેક સત્વ એ યોજનાથી છવરાએલું લાગે છે. રાફડામાં રહેલી ઉધઇ આંખે ભાગ્યેજ જોઇ શકે છે, છતાં ઉંચી શ્રવણશકિત વડે તે જુદી જુદી દિશામાં ફરી શકે છે. માનવસમુદાય પણ એવાજ ચોક્કસ નિયમને અનુસરી, સમુહવાદના ધ્યેય તરફ કુચ કરી રહ્યો છે. એ ધ્યેય પ્રતિ ઇતિહાસ અવિરત ધપ્યો જાય છે. જો વસ્તુસ્થિતિ આમ છે તો બીજો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે કુદરત અને સમાજની ઘટનાઓ પાછળ વ્યાપાર કરતાં કારણ બલો વિશિષ્ટ હેતુને શું નહીં અનુસરતાં હોય? કાર્યકારણની સમીક્ષામાં કેટલાક અવળમતીઆ વિચારકો આ હેતુવાદને આગળ ધરે છે. કુદરતમાં અમુક ઘટનાઓ શા માટે એટલે કે કયા હેતુની સિદ્ધિ માટે બને છે, ઘણીવાર સાગર કે જ્વાલામુખીના તુફાનથી હજારો માણસોનો ને માલમીલ્કતોનો નાશ થાય છે તે શું માનવજાતના અન્યાયો સામેનો કુદરતનો ન્યાય નથી, એવા પ્રશ્નોમાંથી એ હેતુવાદનો જન્મ થાય છે. વિચારકોનો આ એક વર્ગ છે. બીજો વર્ગ હેતુવાદને કંઇજ સ્થાન આપતો નથી. એ તો પ્રત્યેક ઘટના કે વસ્તુસ્થિતિની તપાસ કરતી વેળા આ રીતેજ શરૂઆત કરે છે કે એ ઘટનાનું ચોક્કસ ઉત્પાદક કારણ છે. માનવતા સમુહવાદ ભણી કુચ કરે છે કેમકે મુડીવાદી સમાજરચનામાં વર્ગભાનવાળો શ્રમજીવી સમુદાય વધ્યો છે અને એ સમુદાય મુડીવાદી રચનાના સહાયક અંગ તરીકે ગોઠવી શકાય તેમ નથી–વિચારકોના બીજા વર્ગની આ સમજણ છે. ઉધઇને નબળી દર્શનશક્તિ અને જલદ શ્રવણશક્તિ છે, કારણ કે એ જંતુઓ ઉપર હજારો વર્ષોથી કુદરતી સંયોગો એવી જાતની ટેવ પાડતા આવ્યા છે. આ સંયોગોથી ઉધઇના બંધારણમાં જે જે ફેરફારો થતા ગયા તે વંશપરંપરાગત બન્યા. દિવસ પછી રાત અને રાત પછી દિવસ આવે છે તેનું કારણ એટલુંજ છે કે પૃથ્વી પોતાની ધરી પર ફરે છે અને અમુક કલાકો સુધી તેનું એક પાસું સુર્ય તરફ રહે છે અને બીજું પાસું સુર્ય ન દેખાય તેવી રીતે રહે છે અને ગતિ દરમીઆન

પાસાં બદલાતાં દિવસ અને રાત દેખાય છે. આ બધી ઘટનાઓ પરત્વે વાજબી પ્રશ્ન એક જ છે અને તે એ કે અમુક બનાવ બને છે તેનું ઉત્પાદક કારણ શું છે. તે બનાવ શા માટે, કયા હેતુની સાધના માટે બને છે તે પ્રશ્ન અસ્થાને છે. છતાં હેતુવાદના આધારે ઘણા વિચારકો ભ્રમમાં સપડે છે, એટલે એ હેતુવાદની નિરર્થકતા બતાવવાની જરૂરત છે.

## હેતુવાદ વ્યર્થ છે

જો કોઇ પણ ઘટનાની પાછળ હેતુ અથવા ધ્યેયની ધારણા કરવામાં આવે તો એ ધ્યેય કે હેતુ ઇરાદાપુર્વક રચનાર કોઇ વ્યક્તિ હોવી જોઇએ એમ અનુમાન કરવું રહ્યું. ધ્યેયનો સભાન વિચાર કરનાર વ્યક્તિ વિના ધ્યેય સંભવતું જ નથી. પત્થર પોતાના માટે કોઇ ધ્યેય મુકરર કરતો નથી. તેમ સુર્ય, ચંદ્ર કે બીજા ગ્રહો પણ પોતાની ગતિનો હેતુ વિચારતા નથી. હેતુ એ તો ભાવના છે અને હંમેશાં તેનો સંબંધ સજ્ઞાન, વિચારશીલ, ઇચ્છાવાળાં અને એ ઇચ્છાઓની સિદ્ધિ માટે પ્રયત્નશીલ રહેતાં જીવન્ત પ્રાણીઓ સાથે જ હોય છે. રસ્તાની બાજુપર પડેલા પત્થરને કંઇ હેતુ, કંઇક ધ્યેય, કોઇ ભાવના છે એમ જંગલી માણસો અને હિન્દના સનાતનીઓ સિવાય અન્ય કોઇ માનતું નથી. પત્થરમાં પ્રાણ કે આત્મા અગર દૈવત છે એવો વહેમ બુદ્ધિહીનો જ સેવે છે. જેમનાં ચિત્ત હેતુવાદથી ભ્રમિત થએલાં હોય છે તેમને રસ્તાનો પત્થર પણ સભાન માનવની પેઠે વ્યાપાર કરતો જણાય છે. એટલે તે પત્થરની પુજા કરી તેની 'માનતા', માને છે. આખા વિશ્વના સર્જન પાછળ કોઇ અજ્ઞાત સત્તાનો હેતુ જોનારાઓની મનોદશા પણ જંગલી માણસ જેવી છે.

## કારણવાદ વિ. હેતુવાદ

હેતુવાદના પ્રચારકો અને કારણવાદના ઉપદેશકોના પરસ્પર વિરોધનું મુળ સહેલાઇથી સમજી શકાય તેવું છે. જ્યારથી માનવસમાજ, શાસક અને શાસિત એમ વર્ગો વચ્ચે વહેંચાઇ રહ્યો છે ત્યારથી માણસો આખા વિશ્વને એ જ ધોરણે માપતા આવ્યા છે. જેમ પૃથ્વી ઉપર રાજાઓ, ન્યાયાધીશો, પોલીસઅધિકારીઓ અને જલ્લાદો શાસન ને દંડની પ્રવૃત્તિ કરે છે અને કાયદા ઘડે છે તેમ બ્રહ્માંડ ઉપર પણ દૈવી રાજા, દૈવી ન્યાયાધીશ અને તેના દંડનાયકો શાસન ચલાવે છે એવી માન્યતા પ્રચલિત છે. મહારાજા ઇશ્વર, તેનો ન્યાયાધિકારી યમ અને તેના પોલીસરૂપ યમદૂતો અદ્દશ્ય સ્થળે રહી સકળ પ્રાણીઓના પાપપુણ્યનો હિસાબ ચુકવે છે—કુદરતનાં તત્વો અને માનવપ્રયાસોની સફળતા કે નિષ્ફળતા પાછળ પણ એ જ અદ્દશ્ય સત્તાનો હાથ કલ્પાય છે. આમ આખો હેતુવાદ વહેમ, અજ્ઞાન અને ધર્મની ભુમિકા પર રચાએલો છે. મુળમાં એ આખી વિચારશ્રેણિ, માનવસમાજમાં પ્રસરેલી ગુલામી અને તે પ્રસારનાર શોષકવર્ગની પ્રવૃત્તિઓના બ્રહ્માંડ અને કુદરત પર કરવામાં આવેલા અધ્યાસરૂપ છે. એટલે કે જે સમજણ માણસે સર્જેલી વ્યવસ્થા પરત્વે હૈયાત છે તે જ સમજણ કુદરતની ઘટનાઓને લાગુ પાડવામાં આવે છે. એ વૈજ્ઞાનિક સમજણથી વિરૂદ્ધ છે અને કેવળ અંધશ્રદ્ધા ઉપર આધાર રાખે છે. હેતુવાદની વિચારસરણી સાથે દલીલ અને તર્કની મીઠાશ

ગમે તેટલી મેળવવામાં આવે તો પણ તે ધર્મગુરૂઓ અને પાદરીઓની અજ્ઞાન-જન્ય વિચારસૃષ્ટિ જ છે, તેનું જુઠ્ઠાણું સત્યમાં પલટી શકતું નથી.

## મૂલગત સ્વયંભૂ ધ્યેય?

આમ છતાં કેટલીક ઘટનાઓમાં હેતુ અને યોજના સ્પષ્ટ દેખાય છે તેનો શો ખુલાસો છે? દાખલા તરીકે સામાજિક પ્રગતિ, દેહનાં અંગોનું વિધાન, પ્રાણીશરીરની સંપુર્ણતા, માનવકાયાની સુરૂપતા વગેરેમાં હેતુ અને સુરેખ યોજના દેખાય છે તેનું શું? જો આની સમજણ માટે આપણે જંગલી હેતુવાદનો આશ્રય લઇ સર્વ સત્તામાન ઇશ્વરનો પ્રતાપ સ્વીકારીએ તો એ સમજણની બેવકુફી એકદમ ખુલ્લી પડી જશે. પણ હેતુવાદીઓ પોતાના તર્કને જરા આગળ વધારી, અહીંથી ઇશ્વરને અળગો કરે છે અને કુદરત તેમજ સમાજનાં તત્વોમાં હેતુસાધકતા લક્ષણરૂપ જ છે એમ દલીલ કરે છે. આ સિધ્ધાન્ત પ્રમાણે સમાજ-વ્યવસ્થામાં અને કુદરતના તત્વોમાં અમુક ગુણો અને ચોક્કસ ધ્યેય સ્વભાવરૂપે જ રહે છે. તેમાં અગમ્ય સત્તાનો હાથ નથી, પણ વિકાસક્રમના એકેએક અંગમાં રહેલું સ્વાભાવિક ધ્યેય જુદા જુદા બનાવો દ્વારા વ્યકત થાય છે એમ એ સિદ્ધાન્ત પ્રતિપાદન કરે છે. આ માન્યતા પણ જુઠ્ઠી છે; કારણ કે ધ્યેય નિશ્ચિત કરનાર વિના ધ્યેય સંભવતું નથી. જો વિચાર કરનાર વિના વિચાર અસ્તિત્વ ધરાવતો હોય તો જ હેતુ મુકરર કરનાર વિના હેતુ હોઇ શકે. વસ્તુતઃ લોકો જ્યારે ધ્યેયની વાતો કરે છે ત્યારે ઉંડે ઉંડે પણ એમના મનમાં એ ધ્યેય રચનાર કોઇ અજ્ઞાત બલની ઝાંખી થતી હોય છે. આ ઝાંખીમાં અને ભલા ને વૃદ્ધ ભાઇ ઇશ્વરની ઝાંખીમાં કંઇ જ તફાવત નથી. આમ હેતુવાદ ફરી ફરીને ધર્મવાદના વર્તુલમાં આવી રહે છે.

વિકાસક્રમમાં હેતુ આપોઆપ વ્યકત થાય છે એમ કહેવું પણ એટલું જ મિથ્યા છે. જો દરેક ઘટનામાં હેતુ હોય અને તે વિકાસ ક્રમથી સ્પષ્ટ થતો હોય તો જે વસ્તુઓ વિકસિત થવાને બદલે નષ્ટ બની છે તેનો શો ખુલાસો છે? અનેક વૃક્ષો, પ્રાણીઓ, ખગોળ પદાર્થો અને નિશ્ચેતન ચીજોનો નાશ થઇ ચુકયો છે. એ વસ્તુઓને વિકાસક્રમ સ્પર્શી શકયો નથી. પ્રાગૈતિહાસિક સમયનાં વિરાટ્ પ્રાણીપંખીઓ (પેગેસોર, દિનોસોરસ, ટેરોડેકટીલ વગેરે)ના અવશેષ પણ અત્યારે સાંપડતા નથી. એ જ રીતે માનવપ્રાણીઓની કેટલીક જાતિઓ પણ કાયમને માટે વિલીન થઇ છે. એક વાર અમેરિકામાં વસતી આઇનાક અને એઝટેક જાતિઓનો એક પણ માણસ અત્યારે હૈયાત નથી. એસીરીઆ અને બેબીલોનની સંસ્કૃતિ અદ્રશ્ય થઇ છે. પ્રાચીન ગ્રીક અને રોમન સમાજવ્યવસ્થાનું નામોનિશાન રહ્યું નથી. એમ છતાં પ્રાચીન સંસ્થાઓ, પદ્ધતિઓ અને પ્રાણીઓમાંથી અમુક જાતિઓ આજ સુધી હૈયાત રહી છે અને હજુ વિકસિત થતી જાય છે. પ્રગતિનો અર્થ એટલો જ છે કે હજારો વસ્તુઓમાંથી અમુકને જ અનુકુળ સંયોગો મળવાથી તે આગળ વધે છે. જો આ અનુકુળ પરિસ્થિતિને જ લક્ષમાં લઇએ તો દરેક ઘટનામાં આપણને હેતુ અને ઇરાદાપૂર્વકની યોજના દેખાય છે. પરંતુ હેતુવાદીઓ, ઢાલની બીજી બાજુ, નાશમાં લીન થએલી વસ્તુઓ, જોતા નથી. ખરી વાત એટલી જ છે કે

અસ્તિત્વ અને ઉત્ક્રાન્તિના નિભાવ માટે કેટલાક સંયોગો અનુકુળ હોય છે અને કેટલાક પ્રતિકુલ હોય છે, અને તે પ્રમાણે પોષક કે નાશક પરિણામ આવે છે. તેમાં અદૃશ્ય સત્તાનો હાથ નથી તેમ કોઇ અગમ્ય શક્તિનો હેતુ નથી કે નથી કોઇ મહાવ્યક્તિની યોજના. કાર્યકારણના સંબંધથી જ બધી ઘટનાઓ બને છે, નાશ પામે છે અથવા તો વિકસે છે.

## સમાજશાસ્ત્ર અને હેતુવાદ

નિશ્ચેતન કુદરત અને પ્રજ્ઞાહીન પ્રાણીઓની બાબતમાં હેતુવાદની અસત્યતા એકદમ સિદ્ધ થાય છે. પણ જ્યારે માણસ અને માનવસમાજ પ્રવૃત્તિ કરે છે ત્યારે તો હેતુ અને ધ્યેય સ્પષ્ટ દેખાય છે. રસ્તે પડેલા પત્થર કે જંગલમાં બરાડતા સિંહથી માણસ કંઇ અનેરૂં જ પ્રાણી છે. તે વિચારે છે, હેતુ રચે છે, ધ્યેય મુકરર કરે છે અને પછી જ પ્રવૃત્ત બને છે એ શું ખરૂં નથી? જો એ ખરૂં હોય તો માનવસમાજની પ્રગતિમાં અને સમાજશાસ્ત્રમાં હેતુવાદ સ્થાપિત ગણાવો જોઇએ. કાર્લ માકર્સ માનવવ્યવસ્થા અને પ્રકૃતિવ્યવસ્થા વચ્ચેનો તફાવત નીચે પ્રમાણે દર્શાવે છે –

> "વણકરની કલાને ઝાંખી પાડે એવો વ્યાપાર કરોળીઓ કરે છે. મધમાખી મધપુડો રચવામાં સારામાં સારા કડીઆને શરમાવી શકે છે. પણ ઉત્તમ કલાકાર જેવી માખી કરતાં નપેતર બાંધનાર કડીઓ એટલા માટે વિશિષ્ટ છે કે તે કંઇ પણ બાંધકામ કરતાં પહેલાં પોતાના મગજમાં આખુંએ ઘડતર કલ્પી લે છે. દરેક શ્રમક્રિયાને અન્તે માણસને જે પરિણામ સાંપડે છે તે અગાઉથી જ શ્રમ કરનારે તેના માનસપ્રદેશમાં મેળવી રાખેલું હોય છે. જે સાધનો ઉપર તે શ્રમ ઠાલવે છે તે સાધનોના રૂપમાં તે મહેનતથી ફેરફાર કરે છે એટલું જ નહીં, પણ તે કાર્યપદ્ધતિ માટે કાનુન મુકરર કરનાર હેતુને પણ નિરંતર નજર સમીપ રાખે છે. પોતાની ઇચ્છા અને ભાવનાને તે એ હેતુને અધીન બનાવી સઘળી પ્રવૃતિ કરે છે. આ અધીનતા ક્ષણિક નથી હોતી, પણ કારીગર તેના અંગની પ્રત્યેક ગતિ સાથે હરેક પળે હેતુની એકતાનતા સાધી રહ્યો હોય છે. ચોક્કસ હેતુ ઉપર પોતાની શારિરિક અને માનસિક શક્તિઓને તે કેન્દ્રિત કરતો હોય છે."

એટલે કે માણસની પ્રવૃત્તિ અને કુદરતની પ્રવૃત્તિમાં આટલો સ્પષ્ટ તફાવત છે કે કુદરતની પ્રવૃત્તિઓ અહેતુક છે, ત્યારે માણસની ક્રિયાઓ સહેતુક અને ધ્યેયશીલ છે. આ ઉપરથી જર્મન સમાજશાસ્ત્રી સ્ટેમલર કહે છે કે કુદરતી વિકાસક્રમ અને સામાજિક વિકાસક્રમ વચ્ચે ફરક છે-પ્રકૃતિશાસ્ત્રમાં સર્વ વસ્તુઓનો સંબંધ કાર્યકારણનો છે ત્યારે સમાજશાસ્ત્રમાં હેતુ પ્રધાનપદે છે.

## કુદરતનું અંગ માત્ર

પણ સ્ટેમલરની આ વિચારશ્રેણી જુઠી છે. ઘડીભર કબુલ રાખીએ કે માનવસમાજનું મૌલિક લક્ષણ એ છે કે માણસો એક બીજા સાથે ઇરાદાપુર્વક ચોક્કસ કાયદા કાનુનો ઘડીને જ સંબંધ બાંધે છે, તો પણ પ્રશ્ન એ ઉભો થાય છે કે લેવો એક

કાળે કે એક દેશે અમુક રીતે જ સંબંધો યોજે છે અને અન્ય કાળે અગર અલગ દેશે બીજી રીતે જ સામાજિક સંબંધોનું નિયમન કરે છે તેનું કારણ શું હોવું જોઇએ? એમ શા માટે બન્યું કે ૧૯૩૧ માં સ્પેનના રાજાને પદભ્રષ્ટ કરી લોકોએ પ્રજાતંત્ર સ્થાપ્યું, પણ ૧૯૩૨ માં સીઆમના રાજાને કેદ કરી પ્રજાએ તેને પાછો મુક્ત કર્યો અને બંધારણીય રાજત્વ ખડું કર્યું? અથવા તો ૧૯૧૯–૨૦ માં જર્મનીમાં મુડીવાદી પ્રજાતંત્રે સ્વતંત્ર બનવા મથતા શ્રમજીવીઓ પર ગોળીઓ છોડીને સામાજીક સંબંધોનું નિયમન કર્યું, પણ સોવીએટ પ્રજાસત્તાકે એ જ અરસામાં કામદારોના સ્વરાજ્યના વિરોધી વિપ્લવવિધાતકોને હણી સમાજવ્યવસ્થા જુદી જ રીતે મુકરર કરી તેનું કારણ શું? મુડીવાદી શાસનતંત્રો મુડીવાદીઓની સત્તા સમર્થવા સારૂ જ કાયદા ઘડે છે પણ શ્રમજીવીઓની સરમુખત્યારી મુડીવાદની સત્તા લોપવાનું ને કામદારવર્ગની સત્તા સ્થાપવાનું ધ્યેય મુકરર કરે છે. આનો ખુલાસો, "હેતુ જુદો જુદો છે" એમ કહેવાથી થઇ જતો નથી, પણ પરસ્પર વિરોધી પ્રવૃત્તિઓનું 'કારણ' સમજાવવાનું રહે છે. સત્તાપદે સ્થપાએલો મુડીવાદ, તેના જીવનના સંયોગોને લીધે એક વસ્તુ ચાહે છે ત્યારે વિજયી કામદારવાદ પોતાના જુદા જ સંયોગોના પ્રતાપે અન્ય વસ્તુ ઇચ્છે છે. માણસો ઇરાદાપુર્વક ધ્યેય નિશ્ચિત કરીને દરેક પ્રવૃત્તિનું નિયમન કરે તો પણ અમુક જાતની ઇચ્છાઓ કેમ ઉત્પન્ન થાય છે અને તેનાં પરિણામોનાં ઘટક કારણો શાં હોય છે તેની સમજુતી રજુ કરવી રહે છે. માનવસંબંધોના કાયદાકાનુનોમાં પણ કાર્યકારણનો જ સંબંધ હૈયાત છે. ચોક્કસ પરિણામોનો નિશ્ચય કરવામાં માણસોની શકિત અને ઇચ્છા નિમિત્ત કારણ છે પણ ખરૂં ઉપાદાન કારણ તો સંયોગબલ છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે પ્રકૃતિશાસ્ત્ર અને સમાજશાસ્ત્રને લગતા સંબંધનિયમોમાં જરા પણ તફાવત નથી, બન્ને પરત્વે કાર્યકારણનો નિયમ જ સર્વોપરિ છે. માણસજાત પોતે કુદરતના સત્વનો એક ભાગ છે. સામાન્ય પ્રાણીજાતિમાં માનવ વિશિષ્ટ જાતિ છે. એટલે માણસ અને માનવસમાજના સંબંધોનો નિયમ કુદરતની પ્રવૃત્તિઓના નિયમથી અલગ હોઇ શકે નહીં.

## કાર્ય–કારણનો અવિચળ કાયદો

આ કાયદનો જુદી જુદી વસ્તુસ્થિતિઓ વચ્ચેનો આવશ્યક, અનિવાર્ય, અફર અને સાર્વત્રિક સંબંધ છે. એ નિયમના અનેક દાખલા આપણી દ્રષ્ટિ સમક્ષ ક્ષણે ક્ષણે બની રહ્યા છે. કોઇ પણ પદાર્થમાં ગરમીનું પ્રમાણ વધે તો તેનું કદ ફુલે છે. પ્રવાહી પદાર્થોને પુરતી ઉષ્મા આપવામાં આવે તો તેનું રૂપાંતર વરાળમાં થાય છે. જો લોકોની જરૂરત ઉપરાંત ચલણી નોટો કાઢવામાં આવે તો એ નોટોની કિંમત રહેતી નથી. મુડીવાદના અસ્તિત્વની જોડાજોડ હરિફાઇ અને વિગ્રહની હૈયાતી રહેવાની જ. જો કોઇ દેશમાં જથ્થાબંધ ઉત્પાદનની હારોહાર અલ્પ ઉત્પાદનની પદ્ધતિ ચાલુ હોય તો પહેલી પધ્ધતિ બીજીને અવશ્ય હજમ કરી જવાની. શ્રમજીવીઓનો સમુદાય મુડીવાદ ઉપર આક્રમણ કરે તો મુડીવાદ પોતાના બચાવ માટે બધું જ બળ વાપર્યા વિના રહે નહીં. મજુરીનું ઉત્પાદનપ્રમાણ વધે તો માલની કિંમત ઘટવી જ જોઇએ.

માનવશરીરમાં વિષનો અમુક 'ડોઝ' દાખલ કરવામાં આવે તો એ સચેતન દેહ નિશ્ચેતન થવાનોજ. સંક્ષેપમાં જો ચોક્કસ વસ્તુસ્થિતિ કારણરૂપે વ્યાપાર કરતી હોય તો તેની સાથે સંબંધ ધરાવનાર પરિણામરૂપે અન્ય વસ્તુસ્થિતિનું અસ્તિત્વ હોવું જ જોઇએ. કાર્યકારણનો આ અટળ અને અવિચળ નિયમ છે. જ્યાં સુધી આ સંબંધનું સ્વરૂપ, બુદ્ધિ અને નિરીક્ષણથી મુકરર થાય નહીં, ત્યાં સુધી કુદરતી કે સામાજિક કોઇ પણ ઘટનાની સમજુતી સાંપડી શકે નહીં. એકવાર એ સંબંધનું પૃથક્કરણ કર્યા પછી, તેનો કાયદો આપોઆપ સમજાઇ જાય છે અને એજ સમજણ વૈજ્ઞાનિક છે. કુદરત અને સમાજરચના બન્નેમાં આ એક જ સમજુતી ખરી છે. તેને દેવતત્વ કે અગમ્ય ઇશ્વરી સત્તા કહી શકાય નહીં કેમકે એવી કોઇ સત્તા વસ્તુતઃ ક્યાંએ હૈયાત નથી. એ સમજણથી માણસ કુદરતના તેમજ સમાજના બળો ઉપર પોતાનો અંકુશ સ્થાપી શકે છે.

બન્યા છે અને બને છે. ઘણીએ વખત એવું બન્યું છે કે જેમણે તેમના જમાનાનાં બંધનો તોડીને નિર્બંધ પ્રેમની પુજા કરી છે તેઓ તે જમાનાના મહાપુરૂષો અને મહાન સ્ત્રીઓ હતાં. દેહલગ્ન આત્માનાં લગ્ન ઓછાં જ કરે છે. એક બીજા પ્રત્યે ઉપજતા સ્નેહને મનુષ્યકૃત કાયદાઓ કચરી શકતા નથી અને તેથી જ સ્નેહ વિનાનાં આજનાં દેહલગ્નો દુઃખી નિપજ્યાં છે અને નિપજે છે.

આ વિષમ સ્થીતિનો અંત આણવા માટે જાતજાતની યોજનાઓ સુધારકો તરફથી સુચવવામાં આવે છે. મી. જ્યોર્જ રાયલીસ્કોટ એક સાદી, સરળ અને બુદ્ધિમાં ઉતરે તેવી છુટાછેડાની પદ્ધતિ દાખલ કરવા માગે છે. અત્યાર સુધીના છુટાછેડાની પદ્ધતિની સમાલોચના કર્યા પછી તેઓ એ વિષય ઉપર પોતાનું દ્રષ્ટિબિંદુ રજુ કરે છે. તેઓ જણાવે છે કે છુટાછેડાની પ્રથા લગ્ન જેટલી જ જુની છે. પ્રાચીન અને જંગલી જાતોમાં તે સર્વ સામાન્ય થઇ પડી હતી. ધર્મયુગ પહેલાં લગ્નસંબંધ ઘણી સરળતાથી અને જલદીથી તોડી શકાતો હતો. પરંતુ પાછળથી તેનાં ઉપર અંકુશો મુકવા માંડયા. ઇ. સ. ૧૫૬૩ પહેલાં જ્યારે ઇંગ્લાંડની એક મોટી ધર્મસંસ્થા (ટ્રેન્ટની કાઉન્સીલ) તરફથી દરેક લગ્ન ધર્માચાર્યોની દેખરેખ હેઠળ કરવાં એવો આદેશ બહાર પડયો ત્યાર પહેલાં કોઇ પણ જાતની ધાર્મીકક્રિયાની જરૂર ન હતી. સ્ત્રી અને પુરૂષ કોઇપણ જાતની ધાર્મિક દખલગીરી વગર લગ્ન કરી શકતાં અને છુટાં પણ થઇ શકતાં.

પરંતુ ધર્માચાર્યોના હાથ હેઠળ લગ્નસંસ્થા આવવાથી બહારની દખલગીરીની શરૂઆત થઇ. રોમન કેથોલીકોએ લગ્નને હિંદુ ધર્મ માફક પવિત્ર સંસ્કાર ગણ્યું અને લગ્નગ્રંથીને અભંગ જાહેર કરી; પ્રોટેસ્ટંટોએ ફારગતી મેળવવાનું અતિ મુશ્કેલ અને ખર્ચાળ બનાવી લગ્નસંબંધને લગભગ અભંગ બનાવી મુકયો. આવી પરીસ્થીતિ લગભગ ૧૮૫૮ ની સાલ સુધી ટકી રહી. ૧૮૫૭ માં ઇંગ્લાંડમાં એક કાયદો પસાર થયો અને તેની રૂએ લગ્ન અને છુટાછેડા સંબંધની કોર્ટની સ્થાપના થઇ જેમાં ફારગતી મેળવવા વિગેરેનો ખર્ચ ઘણો ઓછો કરવામાં આવ્યો અને વ્યભિચાર, ક્રુરતા અને બીજાં કારણોના ભાવે ફારગતી મેળવી શકવાનું શકય બન્યું. આ કાયદામાં તે પછી ઘણા સુધારા વધારા થયા છે છતાં વ્યભિચારના કારણે ફારગતી મેળવવાની બાબતમાં કાંઇ મુલગત ફેરફાર થયો નથી. હા, એક મહત્વનો હક્ક થોડાં વર્ષો પહેલાં જ અપાયો છે અને તેથી કરીને વ્યભિચારના કારણે ફારગતી મેળવવાંમાં બન્ને જાતિ સમાન દરજ્જો ભોગવતી થઇ છે. ૧૯૨૩ માં જે કાયદો પસાર થયો તેણે ધણીના પરસ્ત્રીગમનના કૃત્યના કારણે તેની પરણીત સ્ત્રીને ફારગતી મેળવવાનો હક્ક આપ્યો છે. ૧૯૨૩ પહેલાં જ્યારે સ્ત્રીના ફક્ત વ્યભિચારના કૃત્ય માટે ધણી છુટાછેડા મેળવી શકતો ત્યારે સ્ત્રીઓને તે હક્ક નહિં હતો. વ્યભિચાર ઉપરાંત ધણી તેની સ્ત્રીને ત્યજી દે અથવા તેની સાથે ક્રુર અને જંગલી વર્તન ચલાવે તેવા સંજોગોમાં જ ફક્ત તે સ્ત્રી તેનો લગ્નબંધન તોડી શકતી. બીજા દેશો જેવા કે સ્વીડન, ચીન, અમેરિકા વિગેરેએ ફારગતી માટે ઘણાં કારણો કાયદાઓમાં દાખલ કર્યાં છે. અને સોવીયેટ રશીયા અને તાજેતરમાં જ સ્પેને તો ફારગતી કોઇપણ પક્ષના માગવાથી મળી શકે તેટલી સહેલી બનાવી મુકી છે.

અમુક જ સંજોગોમાં છુટાછેડા મળી શકવાના કારણે કોર્ટોમાં છુટાછેડા મેળવવાના જે કેસો આવે છે તેના ઘણા મોટા ભાગમાં ખરાં કારણો દર્શાવાતાં નથી. બન્ને વચ્ચે ઉંચા મન થવાના ખરાં કારણોને બદલે તેમને બહારની દુનીયાને દેખાડો કરવા માટે કાયદામાં માગેલાં કારણો આપવાં પડે છે. આમ કરવામાં એક પક્ષ બીજા પક્ષ ઉપર ખોટા આક્ષેપો મુકે છે અને તેમ કરીને ફારગતી મેળવે છે; ખરાં કારણોથી બહારની દુનીયા છેક અજ્ઞાત જ રહે છે અને આમ ફારગતી મેળવવામાં મુકાયલા અંકુશીનો હેતુ અફળ નિવડે છે.

લગભગ એક દશકા પહેલાં કાયદા અને ધર્મનું લગ્નસંબંધ અભંગ રાખવાનું વલણ, ફારગતી મેળવવામાં થતો અતિશય ખર્ચ અને સામાજીક બહિષ્કારની ધાક વિગેરેને લઇને ઘણી વખત ખરા કેસોમાં પણ ફારગતી મેળવાતી નહિં. પરંતુ છેલ્લા દશકામાં જુનાં સામાજીક બંધનોના બંધ એક પછી એક ઝપાટાબંધ તુટવા લાગ્યા છે. ધર્મની પડતી સાથે ફારગતી મેળવવી એ હલકું કૃત્ય ગણાતું બંધ થવા લાગ્યું છે; તેમજ કોર્ટોમાં જવાની અને વર્તમાનપત્રોમાં પોતાના ભવાડા થવાની ધાક વિગેરે પણ જતી રહેવા લાગી છે. પરિણામે ફારગતીની સંખ્યા દરેક યુરોપીયન દેશ અને અમેરિકામાં વધતી ચાલી છે. સ્વતંત્ર અમેરિકામાં દરેક છ લગ્નોએ એક લગ્નમાં ફારગતી મેળવાય છે અને આ પ્રમાણ પણ. મી. જ્યોર્જના કહેવા પ્રમાણે દરેક વર્ષે વધતું જાય છે. ફારગતીની આટલી મોટી સંખ્યા છતાં દુઃખી લગ્નોના એક ભાગની એ સંખ્યા પ્રતીતિ કરાવે છે. મી. જ્યોર્જના મંતવ્ય પ્રમાણે લગભગ ૯૦ ટકા લગ્નો લગ્ન થયા પછીના ત્રણ વર્ષોની અંદર દુઃખી નિવડે છે.

બીજું જે લગ્નો અભંગ રહ્યાં છે તે ઉપરથી તે લગ્નો સુખી છે એમ અનુમાન કરવું અયોગ્ય છે. છુટાછેડા મેળવવામાં કાયદાએ હજુ ઘણા અંકુશો મુકેલા છે. ઇંગ્લાંડમાં અત્યારે જો કે છુટાછેડા મેળવવાનો ખર્ચ અતિ કમતી થયો છે છતાં તે મેળવવાનું સહેલું થયું નથી. ઉપર જણાવ્યું છે તે પ્રમાણે વ્યભિચાર, ક્રુરતા, અકુદરતી જાતિય સંભોગ, બળાત્કાર સંભોગ વિગેરે ગુન્હાઓના કારણે જ ફારગતી મેળવી શકાય છે. આ કારણોના અભાવે–બન્ને પક્ષોની ગમે તેટલી મરજી છતાં–છુટાછેડા થઇ શકતા નથી. હા, ઘણીએ વખત એવું બને છે ખરૂં કે છુટાં થવા ઇચ્છતાં યુગલો કાયદામાં દર્શાવેલાં કારણો ન હોય છતાં છુટાછેડા મેળવવા ખાતર એકબીજા ઉપર તે કારણોનો ખોટો આક્ષેપ મુકીને ફારગતી મેળવે છે. પણ જો ફારગતી આપનાર કોર્ટને લાગે કે છુટાછેડા લેવા ખાતર જ પક્ષકારોએ ખોટાં કારણો રજુ કર્યાં છે તો તે સંજોગોમાં કોર્ટ છુટાછેડા આપી શકે નહિં. આમ એકમેકની મરજીએ લગ્ન સંબંધ તોડી શકાતો નથી.

મી૦ જ્યોર્જના મંતવ્ય પ્રમાણે તો જ્યાં લગ્ન એક કરાર છે ત્યાં તો જે પળે એકબીજા પ્રત્યે પ્રેમ નાબુદ થાય તે જ પળે લગ્નસંબંધ પણ તોડી નંખાવો જોઇએ. સંસારમાં દંભીઓનો પાઠ ભજવવો ન હોય તો તેઓ જણાવે છે કે "એકમેકની સંમતિએ ફારગતી મેળવવાના વિચારો કાંઇ નવા નથી. સંસ્કૃતિ જેટલા એ સજનજુના છે. ક્રીશ્ચીયન યુગ પહેલાં રોમનોએ એ વિચારો અપનાવ્યા હતા,

યાહુદીઓ અને હીબ્રુઓ પણ તેમજ કરતા હતા. ત્રણ સદીઓ પહેલાં મીલ્ટને પણ એ વિચારોની તરફદારી કીધી હતી. આજે સ્વીડનમાં એનો અમલ થઇ રહ્યો છે. સોવીયેટ રૂશીઆ એક ડગલું આગળ વધે છે અને બંનેમાંથી એક પક્ષની અરજે ફારગતી આપે છે.' તાજેતરમાં સ્પેને પણ સોવીયેટ રૂશીઆનું અનુકરણ કર્યું છે.

ફારગતી મેળવવાની આવી સ્હેલી રીત સામે રાજ્ય અને ધર્મને ગમે તેવાં ખરાં કારણો અગાઉ હશે પરંતુ અર્વાચીન યુગે પરિવર્તનનાં જે પુર આણ્યાં છે તે પુરમાં એ કારણો ઘસડાઇ ગયાં છે. બાલકોનાં હીત સાચવવા માટે અને કૌટુંબિક જીવનનો ધ્વંશ થતો અટકાવવા માટે જ ફારગતી સંબંધીના કાયદા કરવામાં આવેલા, પરંતુ આજે એ કાયદા લગભગ નકામા થઇ પડવા લાગ્યા છે. એક સૈકાથી પણ વધુ વખતથી મુડીવાદે કૌટુંબીક જીવનનો ધ્વંસ કરવાનું એકધારૂં ચાલુ રાખ્યું છે. જ્યારથી યંત્રવાદનો યુગ શરૂ થયો અને ગૃહઉદ્યોગો ગૃહની ચાર દિવાલો છોડી બહારના જંગી કારખાનાંઓમાં જઇ વસ્યા ત્યારથી આ કૌટુંબીક જીવનના નાશની શરૂઆત થઇ. અને વળી આ કારખાનાંઓમાં સ્ત્રી કામદારો પણ જેમ જેમ રોકાતી ગઇ તેમ તેમ કૌટુંબીક જીવન ઉપર સખત ફટકો પડવા લાગ્યો.

તે ઉપરાંત સંતતિનિયમનના વધતા જતા પ્રચારને લઇને અને પુરૂષ તથા સ્ત્રીની પ્રજાસર્જક શક્તિ ઘટતી જવાના કારણે ઘણાં યુગલો પ્રજા વિનાનાં રહે છે. આ વસ્તુસ્થિતિ ખરેખર ધ્યાનમાં રાખવા જેવી છે અને બર્ટાન્ડ રસેલ અને જડજ લીન્ડસે આવી વસ્તુસ્થિતિમાં લગ્નગ્રંથીથી બંધાયલા સ્ત્રી કે પુરૂષની મરજીએ લગ્ન સંબંધ જેટલો સહેલાયથી બંધાયો હોય છે. તેટલી જ સહેલાયથી તે તોડી શકાવો જોઇએ. એવા વિચારો ધરાવે છે. બર્ટ્રાન્ડ રસેલ વળી આગળ વધીને એમ પણ કહે છે કે ગાંડપણના દારૂ વિગેરેનું અતિશય સેવન કરનારાઓના, કેટલાક રોગોના અને મ્હોટા ગુન્હાઓના કેસોમાં પણ છુટાછેડા આવી જ સહેલાઇથી કોઇપણ એક પક્ષકારની મરજીએ અપાવા જોઇએ.

પરંતુ બાલકોવાળાં લગ્નોમાં જો આવી સહેલી રીતે ફારગતી આપવામાં આવે તો તે બાલકોનું શું થાય એ પ્રશ્ન વારંવાર પુછાયા કરે છે. મી. જ્યોર્જ આ પ્રશ્નનું નિરાકરણ કરે છે અને જણાવે છે કે અસહ્ય દુઃખ વેઠીને સ્ત્રી બાલકને જન્મ આપે છે અને દુનીયાનું અજવાળું દેખાડે છે તો પછી તે બાલક અગર બાલકો ઉપર તેણીનો પ્રથમ દાવો હોઇ શકે અને જો તેણીને તેનાં બાલકો પોતા પાસે રાખવાની ઇચ્છા હોય તો તેના ધણીએ તે બાલકોનાં ભરણપોષણનો સઘળો ખર્ચ બાલકો ઉમ્મર લાયક ન થાય ત્યાં સુધીનો આપવો જોઇએ એવો બંદોબસ્ત થવો જોઇએ. જો તેણીને બાલકો પોતા પાસે ન રાખવાં હોય તો ધણીને તે બાલકો રાખવાની છુટ રહેવી જોઇએ. અથવા તો બીજાના હાથે તેઓ સારી રીતે ઉછરે તેવો બંદોબસ્ત કરવાની તેની ઉપર ફરજ નાખવામાં આવવી જોઇએ.

અહીં વળી એક બીજો પ્રશ્ન ઉદ્દભવે છે અને તેનું પણ સાથે નિરાકરણ કરવું ઘટે છે. ઘણાઓ બાલકોનાં હીત બગડશે એ બ્હાને આવી સ્હેલી ફારગતીની રીત સામે સખત વિરોધ દર્શાવે છે. તેઓ દલીલ કરે છે કે માબાપની દરકાર, તેનો પ્રેમ, તેની દેખરેખ વિગેરે વિના બાલકો સ્વછંદી અને રખડુ થઇ જાય છે. આજના જમાનામાં કેટલાં બાલકો આ માબાપનાં પ્રેમ, દેખરેખ અને દરકાર હેઠળ ઉછરે છે? શ્રીમંતોનાં બાલકો નર્સો, ગવરનેસો અને શિક્ષકોના હાથ હેઠળ ઉછરે છે અને કેળવણી લે છે. તેમનાં પોતાનાં માબાપ કરતાં વધારે તેઓ આ બહારનાં માણસોનો સહચાર ભોગવે છે અને તેમની સાથે વધારે હળીમળી જાય છે. ગરીબોનાં બાલકોનું તો કહેવાનું રહેતું જ નથી.

# આવતી કાલની નોંધપોથીના કેટલાંક પાના

; લેખક : એસ. ચે.

કલ્પનાને પાંખ આપો અને પછી ભાવી તરફ એક ઉડ્ડયન મારો અને પછી ત્હમો અનુભવશો કે ત્હમારી નજર સમક્ષ વર્તમાન જગત એક ચિત્ર-પટના વેગથી પસાર થઇ રહ્યું છે! ક્ષણવારમાં ત્હમારી સામેથી સંગ્રામો પસાર થઇ જાય છે. પળવારમાં ત્હમો જગત-વિપ્લવના આહલાદ અનુભવો છો. કાળના અક્ષરો ત્હમને ઉકલે છે. નવી સંસ્કૃતિના પાયા જમીનની અંદર ઉતરતા જાય છે અને ત્હમોને ખૂબ આનંદ થાય છે.

આવો અનુભવ તો અનેકને થાય છે. પણ અન્ય પોતાની કથા આલેખે ત્યાર પહેલાં હું જ ત્હમને આવો એકાદ અનુભવ વર્ણવવાનું પગલું ભરૂં તો ત્હમો મ્હારા કાર્યને ધષ્ટતાભર્યું નહીં કહો એવી આશા રાખીને આ શબ્દો લખી રહ્યો છું. હું ખાત્રી આપું છું, કે તે વાંચતા ત્હમને કંટાળો તો નહીં જ આવે!

## ૧ ૯ ૩ ૫!

[૧૯૩૨ નો લેખક હવે આમવર્ગનો મહાન નેતા બન્યો છે એટલું જ નહીં પણ શહેરના રાજ્યકારોબારમાં સારો ભાગ લઇ રહ્યો છે. સંસ્થાનિક સરકાર-તંત્ર હોવાથી, તેમજ પ્રાંતિક સ્વાતંત્ર્ય મળવાથી લેખક હવે પ્રધાન થવાની અણી ઉપર છે. આ આ સમયની મ્હારી નોંધપોથી મેં લખી હોય તો તેનાં પાનાંઓ કંઇક આવાં હોય.]

### તા. ૨૪ મી જુન.

સવારે ઉઠીને 'હિંદમિત્ર' ઉઘાડ્યું તો મ્હારૂં મગજ જ ફરવા લાગ્યું! આ પત્રના વિશ્વાસપાત્ર ખબરપત્રીએ ખાસ લંડનથી સંદેશો પાઠવ્યો હતો કે નવા ગવર્નર જનરલ તરીકે કોઇ હિંદીની નિમણુંક થનાર છે. એ લખે છે કે તેને અતિ વિશ્વાસપાત્ર સ્થળેથી સાચી ખબર મળી છે કે હિંદના નવા ગવર્નર જનરલ તરીકે હિંદીને નિમવાનો મિ. સરકારે નિર્ધાર કર્યો છે. આ પત્રનો ખબરપત્રી તો એટલે સુધી કહે છે કે હિંદી સરકારે પ્રત્યેક પ્રાંતિક સરકારોને નામો સુચવવાની આજ્ઞા આપી દીધી છે. એટલે સંભવ છે કે મ્હારૂં નામ પણ કદાચ સુચવાશે. તેમ થાય તો ખૂબ મઝા આવે!

સુંદર પગાર, માનવંતું સ્થાન અને સીમલા !!!

'હિંદમિત્ર'ની સેવાઓ ઠીક છે. આ સુચના ખરી ન હોય તો પણ તેણે તેમજ કરવું જોઇએ!

### તા. ૨૫ મી જુન.

આજે શહેરમાં ખૂબ ખળભળાટ મચી ગયો છે. ગવર્નર જનરલનું માનવંતું પદ કોણ મેળવશે? એ વિશે આજે અનેક અટકળો ચાલી રહી છે. કોઇ કહે છે કે વડી ધારાસભાના પ્રમુખપદેથી સુંદર સેવાઓ બજાવી ગયેલા શ્રી. વિઠ્ઠલભાઇ પટેલને જ આ પદ મળશે. અર્ધસત્તાવાર સ્થળેથી ખબર મળે છે કે તેમણે તેમ થાય તો શું કરવું એ વિશે મહાત્માજીની સલાહ પુછાવી છે! આજે 'હિંદમિત્ર'નો સીમલાનો ખબરપત્રી પણ લખે છે કે સોમવારે મળેલી ગવર્નર જનરલની ખાસ કૌન્સીલમાં આ વાત ચર્ચાઇ હતી અને તેથી હિંદી સભ્યોના મ્હોં પર પણ આનંદ ઝળકયો હતો. તે જણાવે છે કે આ પછી બધા જ હિંદી સભ્યો સીનેમામાં ગયા હતા અને પ્રત્યેક એક એક બીરની બોટલ પેટમાં ઠાલવી હતી.

ગમે તેમ પણ મામલો આશાજનક દીસે છે!

### તા. ૨૬ મી જુન.

આજનો દિવસ સારો જણાતો નથી. 'હિંદમિત્ર'માં પણ નિરાશાના સૂર સંભળાય છે. હજુ મ્હારી જીવનની કારકીર્દી માટે સરકારનો પત્ર આવ્યો નથી તેથી સહેજ નિરાશા થાય છે. પણ મ્હારૂં જીવન કયાં ગુપ્ત છે? સરકાર C.I.D. મારફતે બધું જ જાણતી હશે. પણ આજે એક નવી સુચના જોઇ. કોઇ લેખક લખે છે કે મહાત્મા ગાંધીજીને જ ગવર્નર જનરલ નીમવા જોઇએ. મહાસભાના જુવાનીઆઓએ આ સુચના ઉપાડી લીધી છે. તેઓ કહે છે કે આ રીતે મહાત્માજીને રાજ્યકારભારમાંથી અળગા કરી શકાશે. પણ હું તેમ નથી માનતો. મહાત્માજી એમ કંઇ ખસે તેમ નથી!

પણ આજે હિંદમિત્રનો પ્રતિનિધિ પ્રત્યેક રાજપુરૂષને ત્યાં જઇ આવ્યો હતો. તે લખે છે કે દરેક જણ કહે છે કે આ વસ્તુની તેમને ખબર નથી. પણ તેઓ છુપાવતા હોવા જોઇએ. ખબર ન હોય એવું બનવું અસંભવિત છે.

પણ ગમે તેમ હોય, પણ આપણી તક આવે તેમ જણાતું નથી. કારણ કે હજુ સુધી કોઇએ આપણી પરવા કરી નથી.

### તા. ૨૭ મી જુન.

આજના સમાચાર ઘણાજ ગંભીર અને ભયપ્રદ છે. 'હિંદમિત્ર'નો સીમલાનો અખબારનવેશ લખે છે કે નરેંદ્ર મંડળના ચેન્સેલરે એવી હીલચાલ કરવા માંડી છે કે નવા વાઇસરોય તરીકે કોઇ હિંદી રાજાને નિમવો જોઇએ. તેઓ કેટલા ધૃષ્ટ છે! તેઓ કહે છે કે શહેનશાહના પ્રતિનિધિમાં રાજ્યરક્ત હોવું જોઇએ. શેરીના સામાન્ય આદમીઓને આ માનવંતું પદ આપવાને બદલે ના. નિઝામ સરકાર કે કાશ્મિરના મહારાજાને આ પદ અપાય તો બધાને સંતોષ થશે. તેમજ તેઓ કહે છે કે સામાન્ય રાજપુરૂષને ગવર્નર જનરલનું પદ આપવામાં આવશે તો તેઓ તે નહીં સ્વિકારે!

આને માટે જાહેર સભા ભરવાની જરૂર છે. આ ખાબોચીયા જેટલી જમીનના ગરાશીયાઓ હવે બહેંકવા માંડયા છે. તેમને શરૂઆતથીજ સીધા કરવા પડશે.

તેમને સરખી જવાબદારી આપવામાં આવે છે એ જ મ્હોટી ભૂલ છે. તેમનું તો નિકંદન જ કાઢવું જોઇએ! જુવો તો ખરા! તેમનો મીજાશ! 'હિંદી ક્રોનિકલે' આ સંબંધમાં સરસ અગ્રલેખ લખ્યો છે.

**તા. ૨૮ મી જુન.**

**આ**ખરે મ્હારી શંકાઓ સાચી પડી છે. કલકત્તાથી તાર આવ્યો છે કે મુસ્લીમ નેતા શ્રી. ગઝનવીએ નામદાર શહેનશાહથી માંડીને સેક્રેટરી ઓફ સ્ટેટના પટાવાળા સુધી પ્રત્યેકને તાર કર્યાં છે કે નવા ગવર્નર જનરલ તરીકે કોઇ મુસ્લીમ રાજપુરૂષની વરણી કરવી. ત્યારે હિંદી મહાસભામાં સરમુખત્યારી સ્થાપી બેઠેલા ડા. મુંજેએ તાર કરીને જણાવ્યું છે કે આ પદ માટે જો કોઇ સૌથી વધુ લાયક હોય તો તે પોતે જ છે.

* * *

**પહેલી જુલાઇ.**

**આ**ખરે આજે કંઇક નિર્ણય થાય એમ લાગે છે. મહાસભાના નેતાઓ કહે છે કે તેમના પક્ષમાંથી કોઇને આ સ્થાન પર નીમવો જોઇએ, ત્યારે લીબરલો કહે છે કે સરકારની કટોકટીની વેળામાં આપેલી સહાયના બદલારૂપે પહેલા હિંદી ગવર્નર જનરલનું સ્થાન તેમના પક્ષના કોઇ સભ્યને આપવું જોઇએ. જોઇએ કોણ નિમાય છે?

**તા. ૨ જી જુલાઇ.**

**વર્તમાનપત્રો** હિંદી ગવર્નર હિંદુ હોવા જોઇએ કે મુસ્લીમ, શીખ હોવા જોઇએ કે ક્રિશ્ચિયન, એ વીશે ચર્ચા ચલાવી રહ્યા છે. 'આક્રંદ' પત્ર એમ આલેખે છે કે ગવર્નર ખરેખર હિંદી હોવા જોઇએ. અને તેઓ અણીશુદ્ધ હિંદી રહેવા જોઇએ. 'ગર્જના' પત્રે એમ જાહેર કર્યું છે કે નવા ગવર્નર જનરલ આર્ય સંસ્કૃતિના સંરક્ષક હોવા જોઇએ.

પણ પ્રખર રાષ્ટ્રવાદી 'હિંદી ક્રોનીકલે' જાહેર કર્યું છે કે ગવર્નર જનરલ ગમે તે કોમના હોય છતાં તેમણે પોશાક તો હિંદી જ પહેરવો જોઇએ. અને આ સંબંધમાં તે સુચના કરે છે કે ગવર્નર જનરલે માથે પાઘડીને બદલે ફેંટો પહેરવો જોઇએ!

પુનાનાં પત્રો 'હિંદી ક્રોનીકલ'ની સુચનાનો સખ્ત વિરોધ કરે છે અને ગવર્નર જનરલના માથા ઉપર પાઘડી મુકવાની ભલામણ કરે છે ત્યારે કલકત્તાનાં પત્રો માથા ઉપર કંઇ જ ન મુકવાની સુચના કરે છે. વિઠ્ઠલભાઇ પટેલનો અભિપ્રાય પુછતાં તેમણે જણાવ્યું કે ગવર્નર જનરલે હિંદની શોભા આપે તેવી વીગ પહેરવી જોઇએ.

**તા. ૪ થી જુલાઇ.**

**બધા જ** નિરાશ થયા છે! બધા જ ગુસ્સે થયા છે. બધા જ ઉકળી રહ્યા છે. બધા જ આ અપમાનને અસહ્ય માને છે. આખરે વોઇસરોયની જગ્યા ઉપર લંડનના વાર્તા લેખક ડબલ્યુ. બી. ડોગબરી—હવે પછી લોર્ડ આમચેરની નિમણુંક થઇ છે. તેઓએ આપેલી ખાસ મુલાકાતમાં તેમણે જણાવ્યુ હતું કે હિંદીઓના વાર્તાસાહિત્યમાં તેઓ ખુબ રસ લે છે અને લેવાનું ચાલુ રાખશે.

# શેઠને શબ્દે—

: લેખક :
ચીનુભાઇ ઠાકુર

સાંતીડાં છોડીને ખેડુતો આડાઅવળા થયા. ફક્ત એક રબારી ભેંસોના કુંડાળા વચ્ચે ગોબાને ટેકે ઉભો રહી આઠને છાંયે પાવો બજાવતો હતો. સાવઝને પણ પડકાર દે તેવી ભેંસો પાવાના મધુર સંગીતમાં મુગ્ધ થઇ રૈકા રબારીના મોં સામું ક્ષણવાર જોઇ રહી. રૈકાનો નાનો ભાઇ વીરો બોલ્યો "અલ્યા રૈકા, હોંભળ્યું સે કે આ ચરો માના પટેલે રાખી લીધું સે." રૈકો પાવો બંધ કરી પાસે ઉભેલી પાડીને માથે હાથ ફેરવતાં બોલ્યો. "તે ઇમાં આપણે હું. ભલેને રાખ્યું." બેપરવાઇથી તે પાવો વગાડવા લાગ્યો. વીરાના મોં પર ચિંતાની વાદળી છવાઇ.

"પણ હવે આપણને અહીં ડોબાં ચરાવા નહીં દે તો?" વીરાની વાત સાંભળી પાવા પર નાચતી રૈકાની આંગળીઓ એકાએક સ્તંભી ગઇ. "પટેલના માથામાં ગજ ઘાલ્યા સે ને? આ ચરો તો ભામાશા શેઠે હૈકાઓ થયા ઢોરાં માટે અલાયદો કહાડયો સે. ઇમ માનો પટેલ કહે એટલે કાંય એના બાપનો થઇ ગ્યો?" રૈકાએ રાડ પાડી.

"કહે સે કે પટેલે ઉપરી સાહેબને લાંચ આપી કપટથી બધી ભોંય પાણીના મુલે મફત જેવી લખાવી લીધી છે!"

"અરે! ઇ પટલીયાના તો સંધાય કામાં કપટથી જ ભરેલાં છે!"

રબારીઓની વાતચીત આગળ વધી. ત્યાં તો ડાબા હાથમાં ઘોડીની લગામ રમાડતો ખુદ માનો પટેલ જ ત્યાં આવી પહોંચ્યો. "કેમ અલ્યા રૈકા, મજામાં ને?" રઇકો બેપરવા રહી ગોબાને ટેકે જ ઉભો રહ્યો. વીરો પટેલની નજીક આવી બોલ્યો. "આપની કીરપાથી બાપા!"

"અલ્યા હવે કાલથી ડોબાં ચરાવવા ન આવશો હોં! આ જમીન તો મેં વેચાણ રાખી લીધી છે." પટેલે શબ્દ સંભળાવ્યો.

રૈકો ઠંડે મીજાજે બોલ્યો, "આટલા વર્ષો પછી અમે કયાં જઇએ?"

"તારે ફાવે ત્યાં, કંઇ પારકી માલીકીમાં તો નહીં ચરાવે ને?"

## બીજે દીવસે

ગોચર નજીક આવતાં જ રૈકાએ કંઇક નવું દૃશ્ય જોયું. ચારે કોર કાંટાની વાડ ઉભી થઇ ગઇ હતી. રાતની રાતમાં જાદુની માફક એટલી લાંબી વાડ જમીનમાંથી જાણે ફુટી નીકળી હતી. વાડ જોઇને રૈકાની આંખ લાલઘુમ બની. ગોચરની જમીન પર વાડ જોતાં રઇકાની પાણીદાર ભેંસોનો પણ મીજાજ ગયો. માથું નીચું કરી સામટી વાડ તરફ ભેંસો ધસી ને શીંગડે ભેરવી ભેરવી ક્ષણવારમાં વાડને સમાપ્ત કરી નાંખી.

ભેંસોએ કરેલાં કૃત્યો જોઇ રૈકાના મનમાં જરા આનંદ વ્યાપ્યો. ત્યાં માનો પટેલ ઘોડી પર આવી પહોંચ્યો. પૈસા ખરચી રાતોરાત ઉભી કરાવેલી વાડને વેરણછેરણ જોઇ પટેલનું લોહી ઉકળી આવ્યું. "અલ્યા રૈકા તારા બાપની મતા છે કે? દોડયો દોડયો ડોબાં ચરાવવા આવ્યો છે? અહીં તો પૈસા પડશે. વરસે દા'ડે રૂપિયા દોઢસો. નહીં તો માલ હરામનો નથી આવતો. સમજ્યોને?"

"પટેલ લુલી હમી રાખીને વાત કરજો. નીકર ભોડું રંગી નાખ્યું હમજજો!

બાકી આ ચરો મુળ તો ભામાશા શેઠનો. એ દાતાર વાણિયે આ છુટો મુકેલો. એમાં સરકારનું શું . લાગે કે તમને વેચાણ દઇ દે?"

"એમ ત્યારે લે ચાખ મજા" કહી પટેલે હોકારો કર્યો.

## શેઠને શબ્દે

બાજુમાંથી પટેલનો હોકારો સંભળાતાંજ એક ભાડુતી પઠાણ ધસી આવ્યો. રૈકાના દેહ ઉપર તેણે ડાંગ મારવા યત્ન કર્યો.

પણ રૈકો સાવધ હતો. તરત જ ત્યાં દ્વંદ્વ જામ્યું. પઠાણ અને રૈકાએ બળનો મુકાબલો આરંભ્યો. ઘડીકમાં તેઓ નીચે પડતા ઘડીમાં રૈકો ઉભો થતો. ઘડીમાં પઠાણ ડાંગ વીંઝવા યત્ન કરતો.

આખરે પઠાણ કંટાળ્યો. કમર પરથી છરી કહાડી અને તરતજ રૈકાના દેહમાં ઘોંચી દીધી. ગોચરની ભૂમી ઉપર રક્ત રેડાયું. રૈકાનું શરીર ક્ષણમાં શબ બની ગયું. ચેતના ચાલી ગઇ.

માના પટેલને પણ એમ નહીં લાગેલું કે આ પરિણામ આવશે. રૈકાના ઉપર પડેલા ઘાથી પ્રથમ તો પટેલને બીક લાગી. ફાંસીનું લાકડું તેની નજર સામે દેખાયું. અને પટેલે પઠાણને પડતો મુકીને દોટ મુકી. પાછું પણ ન જોયું.

રૈકાને લોહી લુહાણ જોઇ વીરાની આંખે અંધારા આંવ્યાં. બીજા રબારીઓ પણ ત્યાં આવી પહોંચ્યા. રૈકાના શબને ખાટલે ઘાલી અને પઠાણને મુસ્કેટાટ બાંધી વીરો સીધો ફોજદાર પાસે પહોંચ્યો. ફોજદારે પઠાણને હાથકડી કરી પુરી દીધો. પછી વીરાને એકાંતમાં બોલાવી ફોજદારે ચા–પાણી માંગ્યાં. "વીરીયા, બોલ શું આપે છે?" વીરો આશ્ચર્ય પામી બોલ્યો "આપે હું?" ફોજદાર તરફથી જવાબ મળ્યો "ત્યારે ફોજદારી નોંધવા અહીં કોણ નવરૂં છે? છેવટે વીરા રબારીએ ફોજ-દારને રૂપીયા સો બક્ષીસ આપ્યા ત્યારે ફોજદારી નોંધાવામાં આવી.

તે પછી ફોજદાર બોલ્યો. "જા, હવે ડાકટરનું સર્ટિફિકેટ લખાવી લાવ."

ગામમાં ડાકટર નહોતો. એટલે પાંચ ગાઉ લાશને ઉપાડી રબારીઓ ડાકટરને ત્યાં પહોંચ્યા. અને આ ડાકટર પણ ફોજ-દારને આંટી મારે તેવો હતો. હક્કના રૂપિયા દસ લઇ સર્ટિફિકેટ લખી આપવા એણે ચોક્ખી ના પાડી. વીરાએ છેવટે કબુલ્યું 'ભલે સા'બ ભલે. તઇણ મણ ઘી દેહુ. પણ એવું લખી દેજો કે એ કમબખ્ત પટલીયાને ફાંસી મળે!"

લોહીમાં તરબોળ રબારીની લાશ આંખ સામે પડી હતી. કેસ સંગીન લખ્યા વિના ડાકટરનો છુટકો જ નહોતો છતાં પણ ત્રણ મણ ઘીના રૂપિયા સાઠ ટેબલ પર મુકાવ્યા પછી જ ડાકટરે સર્ટિફિકેટ લખી દીધું.

પટેલને બધી વાતની ખબર પડી એટલે રાતોરાત ફોજદારને ઘેર પહોંચ્યો અને રૂપિયા એક હજાર આપી ફોજદારનું મોં ભરી દીધું. પટેલને નામે સમન્સ કઢાવ્યા વિના તો ફોજદારનો છુટકો જ નહોતો પણ હાથકડી થાય તો પટેલની આબરૂ જાય એટલે માનભેર માના પટે-લને પોતાની સાથે તેડી ગયો. અને ફોજ-દારની અમીદ્રષ્ટિથી પટેલ જામીન પર છુટો થયો.

કોર્ટમાં કેસ ચાલ્યો. પઠાણે ચોક્ખુ કીધું કે "સાબ હમકુ પટેલને રકખાથા. હમેરા કોઇ કસુર નહીં હય" પણ માના પટેલના વકીલે એમ સાબીત કરી દીધું કે રૈકાના ખુનમાં માના પટેલનો જરા પણ હાથ હતો નહિં. અને કોર્ટે કહ્યું કે "માના પટેલ નિર્દોષ છે. પોતાના અંગત વેરને લીધે જ પઠાણે રૈકાનું ખુન કરેલું છે અને માત્ર પોતાના બચાવ માટે પટેલ જેવા આબરૂદાર ગૃહસ્થને પોતાના નીચ કૃત્યમાં સંડોવવા માંગે છે. માટે પઠાણને દેશનિકાલની સજા ફરમાવવામાં આવે છે!'

રૈકાનો કેસ લડવામાં વીરાની એકેએક ભેંસ વેચાઇ ગઇ. અને થોડા વખત પહેલાંનો તાલેવંત રબારી આજ છાલીયું છાશ માટે ઘરઘરનો ભીખારી બન્યો છે.

આજે પણ પટેલ ગામમાં ફરે છે. પટેલ પાછું વળી જોતો નથી એવી ખાત્રી કરીને પછી કોઇ કોઇ પાછળથી શબ્દ ઉચ્ચારે છે "રૈકાને મરાવનાર તે આ!"



# સંતતિનિયમન

## હિંદી વસ્તી ઉપર કેવી અસર થશે?


: લેખક :
ડૉ. અમૃતલાલ એચ. પટેલ
ડી. પી. એચ. (ઇંગ્લેંડ)
હેલ્થ ઓફીસર, સુરત.


હિંદુસ્તાનમાં ઘણ લોકોની એમ માન્યતા છે કે જો આપણા દેશમાં સંતતિનિયમનના જ્ઞાનનો ફેલાવો થાય તો દેશની વસ્તી ઘટી જશે અને એક સમય એવો આવશે કે હીંદી પ્રજાનું નામ નિશાન નહિં રહે. આ બીક તદ્દન અસ્થાને છે તે બતાવવાનો આ ન્હાનકડા લેખનો ઉદ્દેશ છે.

ઉપલક દૃષ્ટિએ જોનારને કદાચ એમ લાગે કે જેમ દેશનું જન્મપ્રમાણ વધારે તેમ વસ્તી વધતી જાય. પરંતુ બારીકાઇથી તપાસ કરીએ તો માલુમ પડશે કે દેશની વસ્તી વધારવાને માટે જન્મપ્રમાણ વધારવાની સાથે મરણપ્રમાણ ઘટાડવું પણ જરૂરી છે.

જુદા જુદા દેશના જન્મ અને મરણપ્રમાણના આંકડા અને તેને અંગે ઉપજેલ વધારા અને ઘટાડાનું પ્રમાણ આપણે જોઇશું તો માલુમ પડશે કે હિંદુસ્તાનનું જન્મપ્રમાણ પશ્ચિમના સઘળા દેશો કરતાં વધારે છે છતાં, આ દેશની વસ્તી, તે દેશોની વસ્તી, જેટલા મોટા પ્રમાણમાં વધે છે તેટલા મોટા પ્રમાણમાં વધતી નથી. આ પૂરવાર કરવા માટે નીચેના આંકડાઓ બસ થઇ પડશે.

સને ૧૯૨૦ ની સાલમાં જુદા જુદા દેશોનુ જન્મ મરણપ્રમાણ અને વસ્તીનો દર હજારે વધારો.

| દેશનું નામ | દર હજારે જન્મ પ્રમાણ | દર હજારે મરણ પ્રમાણ | દર હજારે વસ્તીનો વધારો |
|---|---|---|---|
| હોલેન્ડ | ૨૭.૮ | ૧૨.૮ | ૧૫ |
| જર્મની | ૨૯.૯ | ૧૬.૨ | ૧૩.૬ |
| ડેનમાર્ક | ૨૫.૮ | ૧૨.૯ | ૧૨.૯ |
| નોરવે | ૨૫.૯ | ૧૩.૨ | ૧૨.૭ |
| સ્વીડન | ૨૩.૮ | ૧૩.૮ | ૧૦ |
| ઇન્ગ્લેન્ડ | ૨૩.૧ | ૧૩.૭ | ૯.૪ |
| અમેરિકા | ૨૨ | ૧૪ | ૮ |
| સ્વીટઝર્લેન્ડ | ૨૨.૭ | ૧૪.૩ | ૮.૪ |
| હિંદુસ્તાન | ૩૨.૯ | ૩૦.૮ | ૨.૧ |

ઉપરના આંકડા પરથી જોઇ શકાશે કે હિંદુસ્તાન દેશમાં, દુનિયાના લગભગ બધા સુધરેલા દેશો કરતાં જન્મપ્રમાણ અત્યંત વધારે છે છતાં તેની વસ્તી દર વરસે દર હજારે ફક્ત બે જેટલી જ વધે છે.

જ્યારે હિંદુસ્તાનથી લગભગ ૨૫ ટકા જેટલા ઓછા જન્મપ્રમાણવાળા દેશોની વસ્તી હિંદુસ્તાન કરતાં, પ્રમાણમાં ચાર અથવા પાંચ ગણી વધારે વધે છે. આનું કારણ એ છે કે આ દેશમાં જન્મપ્રમાણની સાથે મરણપ્રમાણ પણ વધારે છે.

ઉપરના આંકડાઓ તપાસ્યા પછી, ઉપર જણાવેલા કયા કયા દેશોમાં સંતતિનિયમનના જ્ઞાનનો વધારે ફેલાવો છે તે જોઇશું. હિંદુસ્તાન સીવાયના ઉપર જણાવેલા બધા દેશોમાં સંતતિનિયમનના જ્ઞાનનો પ્રચાર ઘણા જ પ્રમાણમાં છે. ચોકસ સરખામણીને માટે આપણે હવે ખાસ દેશો કે જ્યાં સંતતિનિયમનના જ્ઞાનનો ખાસ વધારે પ્રમાણમાં ફેલાવો છે. તેમની સાથે હિંદુસ્તાનની સરખામણી કરશું.

હોલેન્ડ દેશમાં ઘણા વરસથી સંતતિનિયમન માટે ખાસ સંસ્થાઓ સ્થપાયલી છે અને તેમાં ત્યાંના લોકોને સંતતિનિયમનના સાધનોની બહુ સારી અને સગવડ ભરેલી રીતે માહિતી આપવામાં આવે છે. આ દેશનું જન્મપ્રમાણ, સંતતિનિયમનના જ્ઞાનનો છુટથી પ્રચાર હોવા છતાં, દર હજાર માણસે ૨૭.૮ જેટલું, છે અને મરણપ્રમાણ ફક્ત ૧૨.૮ જેટલું છે એટલે તે દેશને વસ્તીની વૃદ્ધિમાં ચોખ્ખો ફાયદો દર હજાર માણસે ૧૫ બાળકોનો છે. હિંદુસ્તાનમાં સંતતિનિયમનના જ્ઞાનનો પ્રચાર તદ્દન નજીવો છે ત્યાં જન્મપ્રમાણ દર હજાર માણસે ૩૨.૯ છે જ્યારે મરણ પ્રમાણ ૩૦.૮ જેટલું મોટું છે એટલે આ દેશને વસ્તીની વૃદ્ધિમાં ચોખ્ખો ફાયદો દર હજાર માણસે ફક્ત ૨.૧ બાળકોનો જ છે.

આં સીવાય નોરવે, સ્વીડન ઇંગ્લેન્ડ ઇત્યાદી દેશોમાં પણ સંતતિનિયમનના સાધનો અને પુસ્તકો વેચવાની મનાઇ નથી. અને ત્યાં જો કે રાજ્ય તરફથી સંતતિનિયમનના જ્ઞાનનો ફેલાવો કરવાની સંસ્થાઓ નથી પણ ખાનગી સંસ્થાઓ ઘણી છે તેથી તે દેશોમાં જન્મપ્રમાણ, હિંદુસ્તાનના જન્મપ્રમાણથી ફક્ત ૨૫ ટકા. ઓછું છે જ્યારે મરણપ્રમાણ પચાસ ટકાથી પણ ઓછું છે એટલે તે દેશોમાં પણ એકંદર વસ્તીનો વધારો હિંદુસ્તાન કરતાં ઘણો વધારે થાય છે.

આ ઉપરથી જોઇ શકાશે કે હિંદુસ્તાનમાં સંતતિનિયમન થતું નથી છતાં વસ્તીના વધારામાં તે બધા સુધરેલા દેશોથી પાછળ છે. ઇંગ્લેન્ડ, જર્મની, નોરવે ઇત્યાદી દેશોમાં વસ્તી જે પ્રમાણમાં દર વરસે વધતી જાય છે તેટલા પ્રમાણમાં આ દેશમાં વધતી નથી. આનું મુખ્ય કારણ વધારે પડતું મરણપ્રમાણ છે અને વધારે પડતું જન્મપ્રમાણ છે.

સાધારણ આર્થિક સ્થીતિવાળો પિતા, પોતાના બાળકોની જેટલી સંભાળ લઇ શકે તેના કરતાં પૈસાદાર પિતા, વધારે સારી રીતે લઇ શકે. ગરીબોમાં બાળકોનું મરણપ્રમાણ બહુ વધારે છે તેનું કારણ એ છે કે ગરીબ લોકો પોતાના બાળકોની સંભાળ બહુ સારી રીતે લઇ શકતા નથી. તેમની માંદગી અને ઉછેર પાછળ તેઓ જોઇએ તેટલા પૈસા ખરચી શકતા નથી આવા સંયોગોમાં તેમને જો ડઝનબંધ બાળકોની સંભાળ રાખવી પડે તો તેનું શું પરિણામ આવે તે સહજ જ સમજી શકાય તેમ છે.

હવે આપણે જન્મ અને મરણપ્રમાણની સાથે બાળકોના મરણને શો સંબંધ છે તે જોઇશું. આ જાણવા માટે જે દેશોમાં સંતતિનિયમન થાય છે તે

દેશોના જન્મ, મરણના આંકડા હિંદુસ્તાનના જન્મમરણના આંકડાઓ સાથે સરખાવીશું.

| દેશનું નામ | દર હજારે જન્મપ્રમાણ | દર હજારે મરણ પ્રમાણ | દર હજાર જન્મે એક વર્ષની અંદરના બાળકોનું મરણ પ્રમાણ. |
|---|---|---|---|
| હિંદુસ્તાન | ૩૮.૫ | ૩૪.૨ | ૩૦૦ |
| જર્મની | ૩૨.૩ | ૧૮.૩ | ૧૮૬ |
| ઇંગ્લેન્ડ | ૨૬.૮ | ૧૫.૧ | ૧૨૭ |
| ન્યુઝીલેન્ડ | ૨૬.૭ | ૯.૧ | ૬૪ |
| આસ્ટ્રેલીયા | ૨૬.૫ | ૧૧.૧ | ૮૭ |
| સ્કોટલેન્ડ | ૨૭.૯ | ૧૬.૩ | ૧૧૬ |

(આ આંકડાઓ સને ૧૯૦૨ થી ૧૯૧૧ સુધીના સરેરાશ છે.)

ઉપરના આંકડાઓ પરથી જોઇ શકાશે કે જેમ જન્મપ્રમાણ ઓછું તેમ બાળકોનું મરણપ્રમાણ પણ ઓછું છે. આ આંકડાઓ પર સંતતિનિયમનના પ્રચારની સીધી અને આડકતરી અસર છે.

હિંદુસ્તાનમાં જો સંતતિનિયમનનો પ્રચાર થાય તો દેશનું જન્મપ્રમાણ થોડું ઘટે પણ તેના કરતાં મરણપ્રમાણ બહુ જ વધારે ઘટે અને વસ્તીનો એકંદર વધારો થાય અને ભવિષ્યની પ્રજા વધારે મજબુત બુદ્ધિશાળી અને દેશને ઉપયોગી નિવડે તેવી થશે.

આપણે સાધારણ બુદ્ધિથી પણ જાણી શકીયે છીયે કે બાળકોના મોટા પ્રમાણના મરણથી, કુટુંબને આર્થિક નુકસાન ઘણુ જ થાય છે. બાળકની પાછળ ખરચેલા પૈસા નકામા જાય છે અને આવી રીતનો આ દેશને જે નકામો ખર્ચ થાય છે તેનો સરવાળો કરીયે તો તે લાખ્ખો ઉપર પહોંચે. દેશનું જન્મપ્રમાણ સ્હેજ ઘટશે તેની સાથે મરણપ્રમાણ વધારે ઘટશે તેથી પ્રજા વધારે તંદુરસ્ત બનશે. ગરીબાઇ ઓછી થશે, કેળવણીનો પ્રચાર વધશે. દરેક શહેરીની આવક વધશે, આયુષ્ય પણ વધશે અને બીજા દેશોની સાથે હરીફાઇમાં આપણો દેશ ટકી શકશે.

સંતતિનિયમનના જ્ઞાનના પ્રચારના વિરોધીઓ પ્રજાનો નાશ થવાની ખોટી બીક લોકોને બતાવે છે. આ બીક કેટલી અસ્થાને છે અને તે કેવળ ભ્રમણા જ છે તે ઉપરના આંકડાઓથી સાબીત થાય છે.

લોકોની તંદુરસ્તી સુધારવા પાછળ લાખ્ખો રૂપીઆ આ દેશમાં ખરચાતા હશે. આ દેશના લોકોની નબળી શારીરિક સ્થિતિને લીધે લાખ્ખો વૈદો, હકીમો અને ડોક્ટરોની જરૂર પડે છે. આ દેશના લોકોની કામ કરવાની શક્તિ બીજા દેશના લોકો કરતાં ઓછી છે. આ બધા કારણોને લઇને દેશને પારાવાર આર્થિક નુકસાન થાય છે તેમાંથી બચવા માટે કેટલાક ઉપયોગી અને વિશ્વાસપાત્ર ઉપાયોમાંનો એક ઉપાય તે "સંતતિનિયમન" છે.

# મઝદૂરોં-કે-મઝામીન*

## ભીખારી બન્યા!

ચો માસું બેસી ચુક્યું હતું. એટલે વૃષ્ટિ થાય જ ને! ત્યારે એ વૃષ્ટિમાં કેટલાકો આનંદ માને અને કેટલાકો એથી કંટાળે. એવું જ એક દ્રશ્ય પરેલ લત્તામાં આવેલી એક ગંદી બેઠી ચાલના કામદાર બિરાદરની ઓરડીનું હતું. તેનું નામ સખારામ!

સખારામ મીલની અંદર એક મજદૂર તરીકે કામ કરતો હતો. પણ કંઇક ગુન્હાસર તેના ઉપરીએ આજે દોઢ મહિનાથી તેને નોકરીપરથી બરતરફ કરી મૂકયો હતો. સખારામે નોકરી માટે અહિં તહિં ઘણાં યે ફાંફાં માર્યાં પણ એ બધું ફોકટ જ નિવડ્યું.

સખારામની ચિંતા દિવસે દિવસે વધવા લાગી. તેનાં બે બાળકો, એક બૈરી અને પોતે એમ ચાર માણુસનો બોજો એને માથે આવી પડયો. ઘરમાં બેઠાં બેઠાં પાસે થોડોક શ્રમ કરી કરીનેભેગો કરેલો પોતાની સ્ત્રીના શરીર પરનો દાગીનો તેણે વેચી ખાધો હતો અને હવે તો તેની પાસે એક ખોટી પાઇ પણ રહી ન હતી અને હોય પણ કયાંથી? શ્રમજીવી બિરાદરો સવારથી તે સાંજ સુધી મહેનત કરે અને એમની મહેનત ઉપર જીવનારા સજ્જન બનાતા શેઠીઆઓ મોજમજાહ માણી મહેલાતો બાંધી વર્ષ દિવસનું અનાજ ઘરમાં ભરી મૂકે ત્યારે મજૂર માટે તો માત્ર ટંક પુરતું એક ટીપરી કાં બે ટીપરી ધાન્ય જ!

તેણે ઉછીના પૈસા લેવાનો વિચાર કર્યો, પણ ઉછીના આપે કોણ? છેવટે તેને પઠાણ પાસેથી લેવાનો વિચાર સુઝયો અને તેણે એક પઠાણ પાસેથી રૂા. ૧૫) લીધા. પણ પઠાણ સાહેબે તો પંદરને બદલે રોકડા રૂા. બાર જ હાથમાં આપ્યા. સખારામે અજાયબ થઇ પૂછ્યું. "કાય પઠાણદાદા! હે બારા રૂપયે કસે?" "એ! કયા તુમાલા માહિતી નાય, હમ બ્યાજ પહેલા લેતા હય!" પઠાણભાઇએ પોતાની સુધરેલી મરાઠી ભાષામાં આંખો તાણી જવાબ આપ્યો. સખારામના હાથમાં પૈસા હતા તેને વારેવારે એમજ થતું કે આ પૈસા પાછા આપી દઉં. પણ બીજી જ પળે તેનો ભૂખનો વહેંતીયો દેવ-ઉદર તેને ભૂખમરાની બીકે ગભરાવી મૂકતો. છેવટે તેણે મનમાં સંકલ્પ કર્યો કે કાંઇ નહિં, જ્યારે નોકરી લાગી જશે ત્યારે એના પૈસા પાછા આપી દઇશ.

---

* મઝામીન એ ઉર્દુ શબ્દ છે અને તેનો અર્થ લેખ થાય છે. આ શબ્દ ગુજરાતી ભાષામાં વપરાય એ દૃષ્ટિએ આ પ્રયોગ અહીં યોજવામાં આવ્યો છે.

—તંત્રી

પૈસા લઇને સખારામ ઘેરે આવ્યો, પૈસા તેણે સ્ત્રીને આપ્યા, અને ચાર છ દિવસનું અનાજ ભરાવી લીધું. સખારામ પાછો નોકરીની શોધમાં નીકળ્યો, પણ કયાંય તેને સ્થાન જડયું નહિં તે પાછો ઘેરે ચાલ્યો આવ્યો. બીજા દિવસે પણ એમજ થયું. અને ત્રીજા દિવસે પણ તેમજ. ચિંતાથી સખારામનું મોઢું લેવાઇ ગયું. શરીરનું સંગ્રહી રાખેલું બળ તો તેણે મીલની નોકરીમાં નીચોવી કાઢયું હતું, ત્યાં પાછી બેકારીની ચિંતાએ તેને તાવમાં પટકી નાખ્યો.

બેડી ચાલ, સાંકડી ગલી, ગંધાતું વાતાવરણ ને વર્ષાઋતુએ ખાબોચીયાં પાણીથી ભરી મેલેરીઆના મચ્છરોને ઉત્પન્ન કરી મુકયાં હતાં. ચારે તરફ મચ્છરો ધનધનધનધન કરી રહ્યાં હતાં અને સપાટામાં આવનારનું કલ્યાણ કરી મુકતાં હતાં, તેમાંનો એક સખારામ પણ બન્યો.

સખારામ સખ્ત તાવમાં પડયો હતો, તેની સ્ત્રી ચિંતાગ્રસ્ત સ્તીતિમાં તેની માવજત માટે પાસે બેઠી હતી. જેમ તેમ કરીને સખારામ ડોકટરને ત્યાંથી દવા લાવી હમણાં જ સૂતો હતો, ત્યાં તો ઘરવાલાનો ભૈયો ભાડું ઉઘરાવવા આવી લાગ્યો. અને જોરથી ઘાંટો પાડી તેણે સખારામને બોલાવ્યો. પણ સખારામ તો તાવમાં પડયો હતો. તે જવાબ કયાંથી આપવાનો હતો? પણ તેની સ્ત્રી સમુએ તેને જવાબ આપ્યો અને આગ્રહ કરી કહ્યું: "ભૈયાજી! તુમ્હી દોન ચાર દિવસ રાહુત યા!" આટલું સાંભળતાં જ ભૈયાજીનો પિ-તો તપી ગયો, અને ગુસ્સામાં આવી બોલ્યો: "હમ કયા તુમ્હારા નૌકર હય! આજ આવ, કલ આવ, દુઇ મહિના ભયા, અભી હમકા ભાડા નાહિં દિયા ઔર અભિન કહત હય દુઇ ચાર દિન ઠહેર કર આવ! હમકા અભીન ભાડા ચાહીયે! નાહિં તો ઘર ખાલી કરો."

આ ગડબડ સાંભળતાં જ આસપાસના બીજા પાડોશીઓ આવી લાગ્યા તેમણે ભૈયાજીને સમજાવવાનો પ્રયાસ કર્યો પણ ભૈયાજી શાના સમજે? તે તો વધી વધીને બોલવા લાગ્યો: "હમકા ભાડા દિયો, ઔર નાહિં તો ઘર ખાલી કરો, હમ દૂસરા કુચ્છ નાહિં સમજીત હય, તુમ લોગન પર શેઠ લોગ મહેરબાની કરત હય ઔર તુમ લોગ ઉનકે ઘરમેં રહેકર ભાડા નાહિં દેત હો."

રસ્તામાં જુદું જ દશ્ય હતું. કામદારોની એક ન્હાની સભાને ઉદ્દેશીને એક કામદાર પુઢારી શબ્દો ફેંકી રહ્યો હતો કે– "શું આ ઘર ચણાતાં જેટલો પૈસો આની અંદર શેઠીયાઓએ રોકયો હતો તેટલો પૈસો એમણે ભાડામાંથી વસુલ નથી કર્યો? હવે શેઠ લોકોને આ ઘરનું ભાડું ખાવાનો શો હક્ક છે? હવે તો સુથાર, કડીઆ, બેગારી, વિગેરેનો હક્ક છે. જેમણે આ ઘર બાંધતાં પોતાના લોહીનું પાણી કર્યું હતું ત્યારે શેઠીઆઓએ તો ફક્ત એની અંદર મુડી જ રોકી હતી. તેમણે કેટલી ઇંટો ઉંચકી હતી જે પોતાનું સ્વામિત્વ ઘર ઉપર દાખવે છે?"

અવાઝના પડઘા પડયા. કોઇએ એ વાકયોને ઉત્તેજન આપવા હામ ભીડી નહિં. અને સૌ પોતપોતાને ઘેર સિધાવી ગયાં, અને ભૈયાજી પણ જતાં જતાં બોલી ગયા: "અબકી દફા હમકો ભાડા નાહિં મિલેગા તો ઘરકા સામાન હમ રસ્તેમેં ફેંક દેગા."

આ ગડબડ દરમિયાન સખારામ જાગી ઉઠયો હતો. પણ તેનામાં ચાલવાની કે

બોલવાની શક્તિ ન હતી. તેણે પોતાની સ્ત્રી સખુ પાસેથી બધી બાતમી મેળવી લીધી. પાછાં આંખે અંધારાં આવ્યાં. વિચારોનો વેગ એકદમ અટકી પડ્યો અને ધબકારા મારતું હૃદય બંધ પડી ગયું.

ઘરમાં રડારોળ થઇ રહી, આસપાસના લોકોએ આવી સખુને શાંત્વન આપ્યું, અને સખારામની અંતિમ ક્રિયા કરવામાં આવી. આ બનાવના બે ચાર દિવસ પછી પાછા ભૈયાજી આવી લાગ્યા. તેમને સખારામના મૃત્યુના સમાચાર મળતાં તેઓએ એકદમ ઘરમાં ઘુસી ઘરનો સામાન રસ્તા પર ફેંકી દીધો. અને એક ગરીબ કામદાર બિરાદરનો સર્વ નાશ મુડીવાદના એક ભાડુતી ભૈયાએ કર્યો. બાળકો રસ્તે નિરાધાર, નિરાશ્રીત થઇ રઝળવા લાગ્યાં.

કહે છે કે પોલીસે તેમના ઉપર રસ્તામાં રખડવાનો આરોપ મુકીને, માતા અને બાળકોને માટુંગાના ભીખારી કેમ્પમાં મોકલી આપ્યા છે'!!

ખત્રી અહમદ ફકીરમોહમ્મદ

# પૈસાદાર થવાના અણી ઉપર—

રસ્તાના ફુટપાથ પર તે બેઠો હતો. લોકો તેને શીવો મોચી કહેતા. કેટલાયને તેનાં નામની ખબર ન હતી પણ આમ દીઠે ઓળખતાં. એ લત્તામાં આવતાં મનુષ્યોનાં બૂટ તૂટી જતાં કે ચંપલોની પટીઓ ખસી પડતી ત્યારે તેઓ શીવા મોચી પાસે આવીને સંધાવી જતાં.

આમ કરીને તે જીવન ગુજારો કરતો. દરરોજ ત્યાં આવતો. લોકો જોતાં કે શીવો મોચી ત્યાં બેઠો છે. પણ એ ઉપરાંત વધુ ધ્યાન આપતાં નહીં!

પણ એક દિવસ શીવો મોચી એકદમ સરસ કપડામાં આવ્યો. આજે તેણે માથે સારૂં ફાળીયું બાંધ્યું હતું. શરીર ઉપર પણ સ્વચ્છ કપડાં પહેર્યાં હતાં. અને હાથમાં એક ન્હાનકડી લાકડી હતી.

આજે તે ત્યાં બેઠો નહીં, કે રસ્તાના ફુટપાથ પર પણ પોતાની વસ્તુઓ પાથરી નહીં.

'કેમ અલ્યા! આજે વરસગાંઠ છે કે શું?'

'ના, શેઠ, પણ મેં એક દુકાન કાઢી છે એટલે આપ જેવા શેઠીઆઓને કહેવા આવ્યો છું કે જ્યારે બૂટની જરૂર પડે ત્યારે સેવકની દુકાનને યાદ કરજો!'

'હેં અલ્યા! આટલા પૈસા ક્યાંથી મળ્યા?'

'મ્હારી કાકીનો વારસો આવ્યો એટલે મેં દુકાન ઉઘાડી!'

'કેમ ત્યાં ત્હને વધુ નફો મળશે?'

'નફો તો ઠીક જ ને!'

'કેવી રીતે?'

'જૂવો સાહેબ, એક મોચી રાખ્યો છે. તે દરરોજ એક બૂટ તો સહેજે તૈયાર કરશે! હવે એકાદ બૂટની કિંમત આવે રૂ. પાંચ. આમ મ્હને તો ખાસો ત્રણ રૂપીયાનો તડાકો પડે!

એમ જ છે કે?

'અને સાહેબ જેટલા વધુ કામદારો રાખીશ એટલો નફો વધારે' શેઠ જૂવો તો ખરા! પ્રભુ મહેર કરે તો થોડા દિવસમાં સારા દિવસ જોવાશે!

—મેઘજી

# તાકાત અને તંદુરસ્તી

લેખક:— —ડૉકટર—

## ચોમાસું

ચોમાસું એ દાકતરી સમુદાય માટે સારી સીઝન મનાય છે. લોકો કહે છે કે ચોમાસામાં દર્દના વા વાય છે અને ઘણા લોકો માંદગીના ભોગ થઇ પડે છે. કોઇને તાવ આવે છે. કોઇને સળેખમ થાય છે. કોઇનું અંગ અકડાઇ છે. કોઇનું શરીર શરદીથી સંકોચાઇ જાય છે તો કોઇ મેલેરીયાની તાઢથી ધ્રુજી ઉઠે છે. સામાન્ય રીતે એવા કોઇ નશીબવંતાઓ જ ચોમાસાની ખરાબ હવામાંથી બચવાને સશકત નીવડે છે.

આ સર્વ વસ્તુઓનો દોષ ચોમાસાની રૂતુ ઉપર ઢોળવામાં આવે છે. શરીરની પ્રકૃતિ બગડે, જરા અંગોમાં અસ્વસ્થતા ભાસે કે તરત જ હવા ઉપર સર્વ દોષ મૂકીને માનવ આત્મસંતોષ મેળવે છે. તેઓ તો એમ જ માને છે અને અન્યને ખાત્રીપૂર્વક મનાવવા મથે છે કે આ ઋતુમાં ઉપજતી વ્યાધીઓ માટે આબોહવા જવાબદાર છે.

પણ ચોમાસાની ઋતુમાં એવું કંઇ જ નથી કે જેથી માનવના શરીરને ઉન્હી આંચ આવે. યુરોપમાં તો બારે માસ વરસાદ વરસે છે છતાં ત્યાંની ઇસ્પીતાલો શરદીથી પીડાતા પુરૂષોથી નથી ઉભરાતી. હરહમેશ શીતળતાના વાતાવરણમાં વસતાં છતાં તેમના શરીરને કંઇ દર્દ થતું નથી. પણ યુરોપનો દાખલો શા સારૂ લઇએ ? હિંદમાં પણ એવા કેટલાંય સ્થળો છે કે જ્યાં આબોહવામાં શિતલતા સારૂંય વર્ષ પ્રસરે છે. છતાં ત્યાંની પ્રજા કંઇ રોગીષ્ટ રહેતી નથી. કોડાઇ કેનાલ જેવા સુરમ્ય સ્થળોમાં તો વર્ષાદ પણ ખૂબ વર્ષે છે છતાં ત્યાં રોગથી પ્રજા ઉભરાતી નથી.

સત્ય વસ્તુ એ છે કે ચોમાસાની ઋતુ બીજી બધી ઋતુઓ કરતાં વધુ સુખકારી, વધુ સરસ, વધુ આનંદજનક અને વધુ રમણીય છે. વર્ષાદની રૂતુ સારીયે સીઝનોમાં વધુ આહલાદભરી છે. વનશ્રીની શોભા, ધરતી ઉપર પથરાતી લીલી ચાદર, અને ઉપર ઉગતા રંગ બેરંગી પુષ્પો, અને જંગલી કુસુમોની ફોરમ દેહના દર્દને ઉત્પન્ન કરવાને બદલે તદ્દન નિર્મૂળ કરવાને શકિતમાન છે.

આથી જ ચોમાસાથી ડરવાની કંઇ જરૂર નથી. ઉલટા તેમાં વધુ આનંદ માણવાની તક મળે છે તે માટે ત્હમારી રહેણીકરણી, ત્હમારી ગૃહવ્યવસ્થા, ત્હમારા ભોજનમાં અનીયમતાપણું અને એ સાથે ત્હમારા જીવનમાં ઋતુ પ્રમાણે ફેરફાર કરવાનો અભાવ એ વસ્તુ જ મૂખ્ય છે.

ચોમાસું—શિયાળો—ઉનાળો આવે છે ને જાય છે. છતાં આપણી જીવનપ્રણાલી, આપણા ભોજનનો સમય, આપણા જીવનની અન્ય પ્રવૃત્તિઓ એક સરખી રહે

છે. તેમાં જરાયે ફેરફાર કરવામાં આવતો નથી. આ બતાવી આપે છે કે વાતાવરણમાં થઇ રહેલા પરિવર્તન સાથે આપણા જીવનની રહેણીકરણીમાં પરિવર્તન કરવાની જરૂર આપણને લાગી નથી.

ઋતુને અનુરૂપ જીવન હોવું જોઇએ એ સિદ્ધાંત શિખતાં ગુજરાતને હજુ કેટલાં વર્ષો જોઇશે?

વાતાવરણની પરવા કર્યા વગર, આપણી ઓફીસનો શ્રમ કરવાનો સમય, આપણા યંત્રાલયો, ફેકટરીઓ અને કારખાનાઓમાં કામ કરવાનો સમય આખું વર્ષ એક સરખો રહે છે! પરિણામ એ આવે છે કે આપણું શરીર યંત્રમય બની જાય છે. અને તેથી જ આપણા દેહમાં દર્દ પ્રવેશ કરે છે.

પણ જીવનક્રમની વાતને અળગી કરીએ અને માત્ર ભોજન પર આવીએ તો પણ આ જ વસ્તુ આપણી આંખ સામે અથડાય છે. સારું યે વર્ષ હિંદુ તો સવારના દાળ, ભાત, શાક, રોટલી જમે છે. મુસ્લીમ બિરાદરોના ભોજન વિષે તો મ્હને માહીતી નથી એટલે મ્હારાથી કહી શકાય તેમ નથી પણ મ્હને મળેલી ખબર જો સાચી હોય તો તેઓ પણ એક જ જાતનો ખોરાક હરહમેશ લીધા કરે છે. આમ ગમે તે ઋતુ ચાલતી હોય, છતાં તેની જરા પણ પરવા કર્યા વગર માનવ પોતાનું કામ કરે ને તંદુરસ્ત રહેવાની આશા રાખે એ નરી મુર્ખાઇ નથી?

યાદ રાખો કે ત્હમારા ભોજનક્રમમાં પણ ત્હમો ઋતુ પ્રમાણે ફેરફાર ન કરો, આ દીશામાં પણ ત્હમો ઋતુને અનુસાર ત્હમારૂં જીવન ન બનાવો તો તેનો કંઇ અર્થ નથી.

ભોજન, જીવનક્રમ ઉપરાંત સૌથી વધુ અગત્યની વસ્તુ તો આરોગ્ય માટે યોગ્ય શ્રમનો અભાવ છે. પ્રત્યેક ઋતુમાં ત્હમારે અંગ કસરત કરીને શરીર સ્વાસ્થ્ય જાળવવું જોઇએ. પણ ચોમાસામાં તો આ જરૂર ખાસ ઉભી થાય છે. અંગ કસરત વગર ત્હમારાથી આગળ વધાશે નહીં. તાકાત અને તંદુરસ્તીનો એ જ ખરો સંકેત છે. અને આથી જ ઋતુ પ્રમાણે ત્હમો ત્હમારા ગૃહની અંદર કસરત નહીં કરો તો તંદુરસ્ત શરીરની આશા રાખવાનો ત્હમારે હક્ક નથી.

ત્યારે ચોમાસાની ઋતુમાં માનવે શું કરવું જોઇએ? શરીર સ્વાસ્થ્યની દ્રષ્ટિએ કેવા પગલાં લીધાં હોય તો યોગ્ય મનાય?

આ દીશામાં નીચે પ્રમાણે થઇ શકે. પ્રથમ તો ચોમાસાની ઋતુમાં ત્હમારા આંગણામાં કે શેરીઓનાં ખાબોચીયામાં પાણી ભરાઇ રહેવાનો સંભવ હોવાથી, અને આ ખાબોચીયા જ મેલેરીયા જેવા જંતુઓને પ્રસરાવતા મચ્છરોનું જન્મસ્થાન હોવાથી, ત્હમારી પ્રથમ ફરજ તો એ છે કે ત્હમારે તરત જ આવા ખાબોચીયાંને કાઢી નાખવા. અને વરસાદના પાણીને વહી જવાનો માર્ગ મળે તેમ કરવું.

તેમજ ચોમાસાની ઋતુમાં બહાર ફરવા જવાનું કે બાગ કે નદી કાંઠે ફરવા જવાનું અશક્ય હોવાથી ત્હમારે ઘરની અંદર કસરત કરવી જોઇએ. આવી કસરતો અનેક છે. અને તેથી ત્હમો દરરોજ જે કસરત કરતા હોવ તેથી વધુ કરવી જોઇએ.

તો જ ત્હમો ચોમાસામાં તંદુરસ્ત શરીર સાચવી શકશો. તો જ ત્હમો ગમે તેવી હવામાં પણ સુંદર શરીર સ્વાસ્થ્ય સાચવી શકશો.



# વિશ્વ અને વિજ્ઞાન

બાળકો કરતાં વાંદરાઓનાં બચ્ચાંઓ વધુ હુશીયાર હોય છે!' આ શબ્દો કંઇ સામાન્ય માણસે ઉચ્ચાર્યા નથી. ફ્લોરીડાની વિશ્વવિખ્યાત પ્રયોગશાળામાં છેલ્લા નવ માસથી શ્રમ કરી રહેલા માનસવિશારદ ડૉક્ટર ડબલ્યુ. એન. કેલોગે પોતાના પ્રયોગોના અનુભવના પરિણામે ઉપલા શબ્દો અમેરિકન પત્રકારોને કહ્યા હતા.

પ્રોફેસરની પાસે સાડાસાત મહીનાનું શીંપાનીઝ નામના વાંદરનું બાળક હતું. આથી આ બાળક તેમજ પ્રોફેસરનાં પોતાના બાળક ઉપર પ્રયોગ કરવાની પ્રોફેસરને તક મળી હતી. આ બન્ને બાળકોને એકસરખી રીતે ઉછેરવામાં આવ્યાં. બન્નેને એકસરખાં રમકડાં, તેમજ એકસરખી અનુકૂળતા આપવામાં આવતી હતી. અને અનુભવથી પ્રોફેસર આલેખે છે કે પ્રત્યેક દીશામાં શીંપાનીઝના સંતાને સારી પ્રગતિ દેખાડી હતી.

પ્રયોગો પણ અતિ રસિક હતાં. એક વખત પ્રોફેસરે બન્ને બાળકોને સામાન્ય દોરીથી એવી રીતે બાંધ્યાં કે તેઓ ગાંઠ છોડી શકે. આ રમતમાં પણ શીંપાનીઝના સંતાને દોરીની ગાંઠ જલ્દીથી છોડી નાંખી. માનવબાળક પાછળ પડી ગયું!

## બાળકની બુદ્ધિમત્તા!

એક બીજો પ્રયોગ લઇએ. બન્ને બાળકોની આંખો ઉપર પાટા બાંધીને એક દશ

ફીટ લાંબી અને પહોળી ઓરડીમાં મૂકવામાં આવ્યાં. આ ઓરડીની બહાર ઉભા રહીને તેમને બોલાવવામાં આવ્યાં. ત્યારે શીંપાનીઝ બાળક પ્રથમ આવ્યું.

ડૉ. કેલોગ કહે છે કે શીંપાનીઝ વાંદરાની જાતિમાં આયુષ્યકાલ ટુંકો હોવાથી જ તેમની મગજશક્તિ આટલી જલ્દીથી ખીલે છે! અને તેથી જ તેઓ માનવબાળકો કરતાં વધુ જલ્દીથી શીખે છે. અને નવ માસના સતત અને શ્રમભર્યા પ્રયોગોએ પ્રોફેસરની માન્યતા સાચી પાડી છે. અત્યાર સુધીમાં થયેલા પ્રયોગોમાં બાળક કરતાં શીંપાનીઝે પ્રશંશનિય બુદ્ધિચાતુર્ય દાખવ્યું છે. પણ આ પ્રયોગો ઉપરથી સામાન્ય અનુમાન પર આવતાં પહેલાં બીજાં શીંપાનીઝ બાળકો ઉપર પ્રયોગ કરવાનો નિર્ધાર થયો અને તેથી જ કોન, ફ્લોરીડા, અને યેલમાં આ વાંદરાના બાળકો ઉપર વધુ પ્રયોગ કરવામાં આવ્યા હતા.

પ્રત્યેક બાળકને જુદી જુદી કસોટીઓમાંથી પસાર થવાનું હતું. ન્હાના બાળક સમક્ષ એક પોલી નળીમાં ખાવાનું મુકવામાં આવતું. સાથે જ ન્હાની લાકડી મુકવામાં આવતી. શીંપાનીઝનું સંતાન તરતજ લાકડી વડે ખોરાક કાઢી લેતું.

પછી ખોરાકને ઉંચે લટકાવવામાં આવતો. ત્યારે શીંપાનીઝ બુલકું પેટીઓ મુકી તેના ઉપર ઉભા રહીને ખોરાક મેળવવા શક્તિમાન થતું.

આવી પેટીઓના ઉપયોગમાં જ્યારે જુદા જુદા રંગની પેટીઓ મુકવામાં આવતી ત્યારે વાંદરબાળને જરા અડચણ પડતી. પણ બહુ જ અલ્પ સમયમાં એ રંગોને ઓળખવામાં પણ શક્તિમાન થયા હતાં. બીજાં પ્રાણીઓ રંગ ઓળખી કહાડવાની શકિત ધરાવતાં નથી. પણ શીંપાનીઝ ધરાવે છે.

પ્રયોગ કરતી વખતે ઓરડાની ઉપર વિશાળ છત બાંધવામાં આવે છે. આ છતમાં રહીને વૈજ્ઞાનિકો માનવબાળકો અને વાંદરાનાં બાળકોની પ્રવૃત્તિનું અવલોકન કરે છે અને આ પ્રમાણે કેટલાય કલાક સુધી બહુ જ ચીવટથી પ્રયોગ કર્યાં પછી તેઓ પરિણામના શબ્દદેહ સર્જે છે.



# ડૉ. સુન-યાટ-સેન

[ પાના ૧૬ નું ચાલુ ]

વનો શબ્દ સાંભળ્યો પણ આવતા સમયને ઓળખવાને અશક્ત હતા. પરિવર્તન માટે પ્રચંડ યત્નો કર્યા પણ પરિવર્તનના સ્વરૂપને સમજી શકયા નહીં. તેમનું આખું જીવન વિપ્લવી વર્તનથી છલોછલ ઉભરાતું છતાં ચીનમાં સનાતન ટકી શકે તેવું તેમણે કંઇ સમર્પ્યું નહીં.

આખા જીવનમાં વિપ્લવની સુંદર સેવા બજાવનાર આ અથંગ વિરે જ્યારે વિપ્લવ સફળ થયો ત્યારે નિરાશ થઇને નીવૃતિનો માર્ગ લીધો. ૧૯૧૦ માં જ્યારે ચીની શહેનશાહત પોતાના સડેલ તંત્રને ટકાવવાને નિષ્ફળ નીવડી એટલું જ નહીં પરંતુ પ્રચંડ કડાકા સાથે ઉથલી પડી ત્યારે પ્રજાસત્તાકના પવિત્ર આદર્શોને મૂર્તિમંત કરવાને બદલે ચીનના પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે શહેનશાહના છેલ્લા પ્રધાનની નિમણુંક કરી. ડૉ. સુન-યાટ-સેન જેવા અનુભવી યોદ્ધાએ જાણવું જોઇતું હતું કે શહેનશાહતના છેલ્લા સંરક્ષકને પ્રજાસત્તાકનો પ્રમુખ બનાવવાથી પ્રજાસત્તાક તંત્ર જરાય ચિંરજીવ થવાની આશા રાખી શકે નહીં.

જ્યારે મહાયુદ્ધ શરૂ થયુ અને ફ્રાંસના રણમેદાનો ઉપર સામ્રાજ્યવાદી ગીધડાંઓ બળનો મુકાબલો કરી રહ્યાં હતાં. ત્યારે ડૉ. સુન-યાટ-સેન એકત્ર એશીયાના સ્વપ્ન સાથે જાપાનની દોસ્તી બાંધી રહ્યા હતા. પણ વરસેલ્સની સંધીથી તેમની આંખો ઉઘડી ગઇ. મિત્રરાજ્યોને મદદ કરવાના બદલામાં જ્યારે શાટુંગનો સમગ્ર પ્રાંત જાપાનને સ્વાધીન કરવામાં આવ્યો ત્યારે ડૉ. સુનને પ્રતીતી થઇ કે જગતના સામ્રાજ્યવાદીઓ એક જ કક્ષાના છે અને ત્યારે જ તેમને સામ્રાજ્યવાદી અને સામ્રાજ્યવાદના વિરોધી આંદોલનોની સાચી મર્યાદાઓની સમજ પડી. ત્યારે જ તેમણે પોતાના અનુયાયીઓને સુત્ર શીખવ્યું કે ચીનમાં પ્રજાસત્તાકનો વિજય એટલે માત્ર લશ્કરશાહીના નાશ સાથે જ વિદેશી સામ્રાજ્યવાદનો પણ નિર્મૂળ કરવાનો યત્ન. આમ પ્રજાસત્તાકવાદી આંદોલનોની સાચી મર્યાદાઓ ત્યારે જ સમજાઇ.

ડૉ. સુન-યાટ-સેને પ્રજાસત્તાક આદર્શને પાર પાડવા માટે અણનમ યત્નો કર્યા છે. ત્યારે સ્વાભાવિક સવાલ ઉપસ્થિત થાય છે કે ડૉ. સુન એ મુડીવાદી ક્રાંતિકારી હતા કે શ્રમજીવી ક્રાંતિકારી હતા?

આ પ્રશ્નના જવાબમાં તેમણે રચેલા ત્રણ સિદ્ધાંતોની ચોપડી બતાવી શકાય. તેઓ પ્રજાસત્તાકમાં માનતા પણ મુડીવાદીઓનું નહીં! તેઓના પ્રોગ્રામમાં આમવર્ગના જીવનવ્યવહારની જરૂરીઆતો ઉપર ખૂબ ભાર મૂકયો છે. અને આ ત્રણે વસ્તુઓ એક સાથે રજુ કરવાની તેમની પદ્ધતિથી અત્યારે ડૉ. સુન-યાટ સેનના વિચારો ઉપર અસ્પષ્ટતાનું ઝાકળ છવાયું છે.

તેઓ વિપ્લવી હતા પણ મધ્યમવર્ગીય મનોદશાના વિપ્લવી હતા. તેઓ પરિવર્તન ઇચ્છતા પણ સર્વને સંતોષે તેવું. આ જ તેમની નિર્બળતા હતી.

ચીનની વિપ્લવી પ્રવૃત્તિ એટલે આંતર-વિગ્રહ. ૧૯૧૦માં મંચુ રાજ્યતંત્ર આપમેળે તુટી પડતાં, જૂદા જૂદા પ્રાંતના ગવર્નરો આપમેળે સ્વસ્થાપીત સરમુખત્યારો બની બેઠા. આ સરદારો પ્રજાસત્તાકની સર્વોપરીતા સ્વિકારતા. પરિણામે ૧૯૧૫માં કેંટનમાં પેકીંગના નામધારી પ્રજાસત્તાક સામે ડૉ. સુને શસ્ત્રો સજ્યાં. અને ત્યાર પછી ૧૯૧૮માં કેંટનમાં અને દક્ષિણમાં સાચાં પ્રજાસત્તાકની સ્થાપના થઇ.

ત્યાર પછી રશીયાની ક્રાંતિ થઇ. આ ક્રાંતિએ ચીનના ઇતિહાસ ઉપર સુંદર અસર ઉપજાવી છે. ૧૯૨૦ પછી કો-મીંગ-ટાંગ પક્ષનો સિતારો ચમકવા લાગ્યો. ૧૯૨૪ માં ડૉ સુન-યાટ-સેને રશીયાના ક્રાંતિકારી સભ્યોની સુચના અનુસાર પુનર્વ્યવસ્થા કરી. અને ચીનમાં પ્રજાસત્તાક તંત્રની સાચી સ્થાપના થતાં આપમેળે સત્તા સ્થાપી બેઠેલા સેનાપતિઓ સામે સંગ્રામ શરૂ કરવામાં આવ્યો.

આ સંગ્રામની શરૂઆતની ક્ષણોમાં ડૉ. સુન-યાટ-સેનનાં શરીરને મૃત્યુએ સ્પર્શ કર્યો. તેમણે અંતીમ સંદેશો આપતાં. વિદેશી સામ્રાજ્યવાદ સામે અણનમ યુધ્ધ કરવાની હાકલ કરી. ૧૯૨૫ ના માર્ચની ૧૨ મી તારીખે રાત્રીના ત્રણ વાગે ડૉ. સુન-યાટ- સેનની આંખો હંમેશને માટે મીંચાઇ.



# નવું–સાહિત્ય

## સળગતો સંસાર

લેખક: સીતારામ જે. શર્મા.
પ્રકાશક: પુંજાલાલ ભગવાનલાલ પારેખ.પાર્વતી ભુવન. વિલેપારલે.
મુલ્ય ત્રણ રૂપીઆ.

ગુજરાતના પ્રખર પત્રકાર તરીકે ખ્યાતી પામેલા શ્રી. સીતારામ જે. શર્માએ લખેલી આ વાર્તાઓના સમુચ્ચયને અમો સદર્પ આવકાર આપીયે છીયે. સામયિકો અને માસિકો પરત્વે લખાયેલું સાહિત્ય *બહુધા ક્ષણજીવી હોય છે.* અનેકવાર વાર્તાની વસ્તુ સમાજના સાંપ્રત આંદોલનોને અનુલક્ષીને યોજવામાં આવી હોય છે એટલે આ વાર્તાઓ અને અન્ય સાહિત્યકૃતિઓ કાળદોષથી પીડાય છે. છતાં હિંદની સમાજરચનાની પ્રખર રૂઢીચુસ્તતાને પ્રતાપે કહો કે હિંદની પ્રગતિની ધીમાશને લઇને કહો પણ હજુ પણ સમાજની દુઃખદ દશાનો અંત આવ્યો નથી. એટલે આ વાર્તાઓ સામાજીક ક્રાંતિ (Social Revolution) ના ઇતિહાસમાં જરૂર સ્થાન લે છે. અને લીધા કરશે.

બિરાદર શર્માએ આ વાર્તાઓમાં સમાજના–ખાસ કરીને હિંદુ સમાજના ઉપલા થરના સ્ત્રીત્વને સહન કરવા પડતા ભયંકર અન્યાયોને તેમની લાક્ષણિક છટાથી રજુ કર્યા છે. તેમણે જીવનને પ્રત્યેક દીશાથી ચર્ચ્યું છે. અને રૂઢીપૂજાના માનીતાઓને ન ગમે તેવા પણ વેધક વિચારોથી તેમની વાર્તાઓ ઉભરાય છે. સંભવ છે કે આ પુસ્તક સમાજના પ્રત્યાઘાતીઓમાં પસંદ નહીં પડે પણ તેમને માટે તે નથી લખાયું. તેમનો નાશ કરવા માટે લેખકે કલમ ઉપાડી છે, *એટલે જ અમો નિઃસંકોચે ગુજરાતની* યુવાન જનતાના આ પુસ્તકને અપનાવવાનો આગ્રહ કરીયે છીયે.

નવયુગ અને પ્રજામિત્ર કેસરીમાં પૂર્વ પ્રસિદ્ધ થઇ ગયેલી ૧૯ વાર્તાઓ આ સમુચ્ચયમાં સમાવવામાં આવી છે અનુક્રમે આ વાર્તાઓ સળગતો સંસાર, સંધ્યાનો વર, અનંતપુરમાં બળવો, બદનામી,દીવાનો, સ્નેહલગ્ન, ઇલકાબ, કલાનો શહીદ, મુડદામાંથી મર્દ, વસુમતિનું બંડ, સૌભાગ્યવતી વિધવા, સુધારક, એક ખરાબ જણ, નિરાધાર ગ્રેજ્યુએટ, કુલીનતાની ઘાણીમાં

વેરનો બદલો, રાજારામશાસ્ત્રીની મુંઝવણ, કુલીનશાહીના ખપ્પરમાં, મોતનો ચરખો, બીજીવારનાં લગ્ન, પ્રતિષ્ઠા, અને ભૂખનો ભોગ છે. આ વાર્તાઓની વસ્તુથી તો પ્રત્યેક જણ સારી રીતે માહીતગાર છે એટલે એ વિષય ઉપર વધુ લખવાને બદલે, સામાજીક ક્રાંતિભર્યા સાહિત્યની ચર્ચા કરવી જ યોગ્ય થઇ પડશે. પ્રત્યેક યુગમાં નવા વિચારો ધરાવનાર, અને તેને બેધડક જાહેર કરનાર વર્ગ અતી અલ્પ હોય છે. પણ સમાજના ખુણે ખુણે પણ આ સીતમનો સામનો કરવા માટે નવા યુવાનો તૈયાર થઇ રહ્યા છે. તેમનું બળ સુસંગઠીત થાય છે અને પરિણામે સમાજ-રચના બદલાય છે. આ ક્રમ સનાતન છે. પણ તે સાથે જ એ યાદ રાખવું જોઇએ કે પ્રત્યેક સમાજરચના તેના આર્થિક તત્વોને આધીન છે. પણ જ્યારે આર્થિક સંબંધો (Economical reletions) બદલાઇ જાય, જ્યારે નવા આર્થિક સંબંધો (જેવા કે માલેક અને શ્રમજીવી) ઉભા થાય ત્યારે નવી સમાજરચનાના બી નંખાય છે. ત્યારે સામાજીકક્રાંતિ થાય છે. પણ ત્યાર પહેલાં આર્થિકક્રાંતિ થાય છે. આ દ્રષ્ટિબિંદુ સ્વિકારીયે તો સમજાશે કે આધુનિક સામાજીક આંદોલનોની ભૂમિકા બદલાયેલા આર્થિક સંબંધો છે. રૂઢીપૂજકો આ વસ્તુ જોઇ શક્યા નથી. તેથી જ તેઓ સામાજીક ક્રાંતિકારી બળનો વિરોધ કરે છે. પણ નવા આર્થિક સંબંધો નવી સમાજ-વ્યવસ્થા માગી લે છે અને તેથી રૂઢી-પૂજકો ઇચ્છે કે ન ઇચ્છે છતાં આખરી વિજય આ વર્ગનો જ છે.

આથી જ સળગતો સંસાર એ સામાજીક ક્રાંતિકારીઓની મનોભાવના વ્યક્ત કરી રહ્યું છે. સમાજશરીરના સડી ગયેલા અને દુર્ગંધ મારતા વિભાગ તરફ આંગળી ચિંધી લેખક તેને કાપી નાંખવાની હીમાયત કરે છે. અને બતાવી આપે છે કે જ્યાં સુધી સમાજની શરીરરચનામાં જરૂરી પરિવર્તન નહીં થાય ત્યાં સુધી સહન કરવા પડતા ત્રાસને નીવારવા અશક્ય છે.

હવે આર્થિકક્રાંતિ ઉપર વધુ લક્ષ કેંદ્રિત કરવું જોઇએ. કે સામાજીકક્રાંતિ ઉપર એ એક વિવાદનીય પ્રશ્ન છે. પણ છતાં આવા સાહિત્યની જરૂર વિશે તો ભાગ્યે જ બે અભિપ્રાય હોઇ શકે. પ્રત્યેક પ્રકારના પરિવર્તનની જરૂર છે. અને તેથી જ આ પસ્તકનું મહત્વ પણ અતી મ્હોટું છે.

નિરાધાર ગ્રેજ્યુએટની વાર્તા ખરેખર સુંદર છે અને અમને તો સૌથી વધુ પસંદ પડી છે. ગુજરાતના ગ્રેજ્યુએટને પરીક્ષામાં પસાર થયા પછી સહન કરવી પડતી સ્થિતીનું આટલું આબેહુબ વર્ણન અમોએ અત્યાર સુધી એક પણ પુસ્તકમાં નથી જોયું.

આથી જ અમો લેખકને આ વાર્તાઓના પ્રકાશન માટે અમારા હાર્દિક અભિનંદન આપીયે છીયે. અને આશા રાખીયે છીયે કે ભવિષ્યમાં લેખક આવાં પુસ્તકો વધુ ને વધુ ગુજરાતના સાહિત્યને આપે.

**પી. જે. ભટ્ટ.**

## "કુમાર"-શતાન્ક :

તંત્રી : રવિશંકર રાવળ :

પ્રકાશક : કુમાર કાર્યાલય.

**સા**રાય ગુજરાતમાં માસિક પત્રોમાં 'પોતાની' 'કલા' વડે 'નવીન ભાત' પાડનાર આ માસિકની જોડ જડવી મુશ્કેલ છે. અલબત્ત, મુદ્રણકલાની સાથે સોથે

જે ગાઢ સ્વચ્છતા અને 'ટાઇપો'ની નવીનતા સમાયલી છે, એ જેઓ સ્હમજતા નથી એમ લાગે છે તેઓને કદાચ એ ફેર નજરે નહિ પડે. પણ એટલું કહેવું પડશે કે આવતી કાલના 'પ્રીન્ટર' કે કોઇ સ્વચ્છ છાપકામ કરનાર કલાકારનું તો માસિક છે જ!....

શતાંકના કવ્હર પરનું છાપકામ અદ્વિતીય છે. સારાય ગુજરાતના કાળા ભુખરા રંગના કવ્હર ઉપર પીળી અને લાલ શાહીનો સફળ રીતે ઉપયોગ કરનાર હોય તો 'કુમાર'જ છે. ગોઠવણી, સુશોભન કલા, ટાઇપોની નવીનતા અને અમુક જાતના 'વળાંક'નો ઝોક અને ત્હેની ખાસ આકર્ષક ખૂબીઓ સ્હમજાવનાર 'કુમાર' શિવાય આવું કોઇ માસિક સારાય ગુજરાતમાં છે જ નહિ.

'આવતી કાલના નાગરિકો' આ માસિક ઘડે છે કે કેમ, એ હું બરાબર કહી શકતો નથી; પરંતુ તે આજના અમુક વર્ગના જવાનો પર અસર કરી શકયું છે એટલું તો સ્વિકારવું જ પડશે. આવતી કાલની દુનિયાના દ્વારે જ્યારે સમાજવાદનાં તોરણ બંધાશે ત્યારે એ આવતી કાલનો જુવાન 'આ' 'સાહિત્ય' અને 'આ' 'કલા'ને કોણ જાણે કેવાં વિશેષણો લગાડશે! કુમારનો આ ૧૦૦ મો અંક 'કલા'નું જીવન્ત પ્રતિબિંબ જ છે. પણ એ કલા શામાંથી જન્મી છે? અમુક વ્યકિતઓને મળતી ફૂરસદમાંથી. મુઠ્ઠીભર માનવીઓ સમાજના હજારો-લાખો આદમીઓનું શોષણ કરી રહ્યા હોય અને તેના જ આધિપત્ય અને તેના જ વાતાવરણ નીચે 'આ' 'કલા' વિકાસ પામતી જાય છે.... એટલે કલાકારો મુડીવાદી મનોદશાનું પ્રતિબિંબ પાડે છે.

જે શ્રમજીવીઓ પરસેવો પાડી-સૌફ રોટીને માટે-જબરજસ્ત ઉત્પાદનો બજારમાં બહાર પાડે, તેની ઉપર આંગળીને વેઢે ગણાય એટલા લોકો પોતાની સત્તાનો કોરડો વીંઝે...એવા વાતાવરણમાંથી કવચિત્ જ વિપ્લવી 'કલા'નાં સર્જન થાય છે. અલબત્ત, અત્યારે તો જ્યાં જૂઓ ત્યાં સત્તાશાહી 'કલા' દેખાય છે...પણ 'કુમાર' જ્યારે 'સાચી કલા'-'સાત્વિક કલા' વિષે રસ લ્યે છે ત્યારે જ યાદ આપવાની જરૂર છે કે કલાકાર ઇચ્છે કે ન ઇચ્છે છતાં તે ઉપલા થરના માનસનો પડઘો પાડે છે.

કલા એટલે પ્રચારકાર્ય.....'જીવન-સંગીત' આપણને શું શીખવે છે?...... જ્યારે એક બાજુ માનવ 'રોટી'-'રોટી'નો આવાઝ કરી રહ્યો હોય! ત્યારે કલા માણવાની તેને તક પણ મળતી નથી. મશહુર કલાવિવેચક અપ્ટન સીંકલેર કહે છે કે......'Art is play, having for its purpose the development of human faculties and experiment with the possibilities of life'...અને કલાકાર વિષયક તે કહે છે કે: The Artist is a social product, his psychology and that of his art works being determined by the economic forces prevailing in his time... the established artist of any period is a man in sympathy with the ruling classes of that period, and voicing their interest and ideals......

અપ્ટન સીંકલેર યોગ્ય જ કહે છે. સારાય અંકમાં મુડીવાદના માનસને ઓપ આપે તેવી જ નીતની કલા પોતાનું નીરૂ-

પર્ણ કરતી હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે.

આવતી કાલના કલાકારને તો શ્રમજીવી સમુદાય પ્રેરણા પાશે. એને 'ચાંદ'...... 'કૌમુદી'...જેવાં ચિત્રો વિષે ખ્યાલ કરવાનો નહિ હોય. એ તો નવા ભાવીનું સર્જન કરતા શ્રમજીવીને પોતાની Theme બનાવશે. સારાય અંકમાં 'વ્યક્તિવાદ'નો જુવાળ ચઢેલો દેખાય છે. આવતી કાલના નાગરિકો વ્યક્તિવાદને દફનાવશે...જ્યારે આજનું આ માસિક 'વ્યક્તિવાદ'ને પોતે કેવી રીતે પોષે છે તે બતાવે છે.....પણ ચાલો, તેમની જ દષ્ટિએ જોતાં સર્વોત્તમ ચિત્ર સ્વ. જમુ સંપતનું 'મેઘદૂત'નું છે. આ ચિત્ર સર્વોત્તમ છે. એને પહેલું સ્થાન આપવું ઘટે. ત્યાર પછી 'ગંધર્વ કન્યા,' "આકાશીગાન" અને 'કુણાલ'...આટલા ચિત્રો સારાં છે. 'ક્રોધજવાલા'ને 'ક્રાન્તિ' નું નામ વધુ ઠીક લાગે છે.

પહેલે પાને 'સ્વપ્ન' જોતો કુમાર ખડો છે; ચિત્રભાવ સુન્દર છે....પણ સર્ચલાઇટની રોશની અહિં ક્યાંથી આવી?.... 'હંડકીવારી આંઇ' આ વાર્તામાં દરિયાની વાસ આવે છે. એટલે સચ્ચોટ છે. આપણે ત્યાં સાગરકથાઓ બહુ જુજ છે. એમાં આ વાર્તા તદ્દન નવીન શૈલિએ લખાયેલ છે, બાકીમાં અમુક ભાષાની ટેકનીક "ઠીક" છે. જોસેફ કૉનરેડની દરિયાઇ વાતો વાંચતાં આપણને તરત જ દરિયાના ખારા પાણીના પવન સ્પર્શવા માંડે છે. તેમ આ વાર્તામાં આવતાં પારિભાષિક શબ્દો બાદ કરીએ તો કેટલે અંશે લાગે છે?.... 'પરશુરામ'માં ધુમકેતુજીએ 'ઓટલો' કેમ વાપર્યો છે એ સ્હમજાતું નથી. 'રાકી' ફિલ્મનો લેખ ઘણો સરસ! શશિવદન મ્હેતાની નાટિકા સરસ છે. માનવ અને વાનર! પણ જાણવા જેવો છે. 'માડિજાયાં' નાટિકા યશવન્ત પંડયાનું નામ રાખે એવી છે. 'આદર્શ ગુજરાતી જુવાન કેવો હોવો જોઇએ?' એ તદ્દન "જોઇએ" તેના કલતાં ઉલ્ટું જ છે. અત્યાધાતી છે.

અન્તમાં 'કુમારની સુશોભિત વિશિષ્ટતાઓ પાછળ જે શ્રમ લેવાયો છે એ માટે એના તંત્રીને અભીનંદન ઘટે છે. બાકી 'કલા' તો સામુદાયિક જ હોવી ઘટે. એમાં "વડા વર્ગનો" પડઘો ના હોવો જોઇએ.

—અકુલેશ

# સાભાર સ્વિકાર

| | લેખક | મૂલ્ય |
|---|---|---|
| સિતમની ચક્કીમાં | ન્હાનુ ઠક્કર | ૦-૬-૦ |
| ગરીબની દુનીયા | જયંત ટાંક | ૦-૪-૦ |
| સત્યની શોધમાં | ઝવેરચંદ મેઘાણી | ૧-૦-૦ |

# નારીવિભાગની નોંધો: તંત્રીસ્થાનેથી—

## કોમી નિર્ણય

**આવી** જાતના કોમી ચુકાદાની હીંદે આશા રાખી જ હતી, એટલે તેથી કોઇને નીરાશ થવાની જરૂર નથી. સરકારની નીતિથી હિંદીઓ હવે ક્યાં અજાણ છે કે એ બાબત તેમને ખેદ થાય? પોતાને લાભદાયક એવા સુધારા હીંદીઓની મરજી વિરૂદ્ધ તેમની ઉપર ઠોકી બેસાડવામાં સરકાર બરાબર નીપુણ છે, અને તેમાં તેમને ફત્તેહ પણ મળે છે; કારણ કે અપમાન ખમીને રીઢા થઇ ગએલા તેમના ચીરસ્થાયી વિનિત મિત્રો હરેક પ્રસંગે તેમને પુરેપુરો સાથ આપે છે. દરેક પ્રસંગે આ લોકો જ હિંદના હીતની આડે આવ્યા છે એટલું જ નહિ પણ હીંદુસ્થાનની પ્રગતિને અટકાવવામાં પણ કારણભૂત થયા છે.

હજી પણ પોતાના પરતું આ કલંક ધોઇ નાંખવા માટે વિનિતોને આ સુંદર તક મળી છે. ગોળપરિષદની નાની બેઠક બોલાવવાની કબુલાત આપી કોમી ચુકાદા સામે થતો વિરોધ અટકાવવાની હોર સાહેબની આ બાજી છે. જો વિનિતોને આ ચુકાદા સામે ખરેખરો વાંધો હોય તો તેમના વાંધાના સમર્થનમાં જ્યાં સુધી તેમનો વાંધો દૂર ન થાય ત્યાં સુધી ગોળમેજી પરીષદમાં ભાગ લેવાની તેમણે ના પાડવી જોઇએ. પરંતુ ત્રીજી ગોળમેજીની મધલાળને લીધે તેમનું અત્યારનું વલણ જોતાં તેઓ તેમ કરે એવું લાગતું નથી. આ ચુકાદાથી હીંદુઓને અસંતોષ થયો છે એ તો દીવા જેવું ઉઘાડું છે ત્યારે આ જ મુખ્ય મુદ્દા પર રચાએલી મંત્રણામાં ભાગ લઇને ફાયદો શું? આટલેથી જ બેસી ન રહેતાં જ્યારે નવું બંધારણ હીંદીઓ પર લાદવામાં આવે ત્યારે જેમને તેનાથી અસંતોષ થયો હોય તેમણે તેમાં ભાગ લેવાની ના પાડવી જોઇએ.

દીલગીરીની વાત તો એ છે કે સ્ત્રીઓએ કોમી પ્રતિનીધીત્વ માટે ના પાડયા છતાં તેમને તેમાં સંડોવવામાં આવી છે. મુસ્લીમ સ્ત્રીઓની પોતાની જ ઇચ્છા વિરૂદ્ધ આમ કરવાને સરકારનો એક જ આશય હોઇ શકે અને તે એ કે સ્ત્રીઓ કે જે કોમી ભેદભાવથી પર છે તેમનામાં કોમી કંકાસનાં બીજ રોપવાનો. ભલે સરકારે આ જાતનું પ્રતિનીધીત્વ સ્ત્રીઓને આપ્યું પણ તેમાં તેમને નીરાશા મળશે એની અમને ખાત્રી છે. મુસ્લીમ સ્ત્રીઓ માટે આ ચુકાદાથી જગ્યા અનામત થઇ તેથી તેઓ ભોળવાઇ જશે એવી જો સરકારની માન્યતા હોય તો તેમાં તેમને સખત થાપ મળશે. મુસ્લીમ સ્ત્રીઓએ પોતાનો નીશ્ચય તેમના પોતાના પ્રતિનીધી દ્વારા ગોળમેજી પરીષદમાં જણાવી દીધો હતો એટલે કોઇ પણ સંજોગોમાં તેઓ પાછી નહિ હઠે. તેમને માટે મતઆપવાની અલાયદી ગોઠવણ કરવામાં આવનાર છે એટલે પરદાનશીન સ્ત્રીઓ પણ કઇ બ્હાનું કાઢી શકે તેમ નથી.

મહમદ યાકુબ જેવાઓની સલાહથી દોરવાઇ સરકારે આ પગલું ભર્યું છે એમાં જરાએ શંકાને સ્થાન નથી. **સ્ત્રીઓમાં જે રાષ્ટ્રીય ભાવના જાગી છે તે દબાવી દેવાના મુદ્દાથી જ કોમી પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું છે.** કારણ કે સરકાર જાણે છે કે આવી સ્ત્રીઓ પુરૂષો પર પુરતું દબાણ લાવી પોતાના પાસા ઉંધા કરાવશે.

મીસીસ સુબ્બાયને કહ્યું છે કે "આવી જાતની અનામત જગ્યાઓ અમને મળે તેના કરતાં અમને ન મળે એ વધારે ઇચ્છવાજોગ છે." એ તેમના મત સાથે અમે સંમત થઇએ છીએ અને બ્હેનોને અમારી આગ્રહભરી ભલામણ છે કે જો તેમની મરજી વિરૂદ્ધ આ ચુકાદો કાયમ રાખવામાં આવે તો તેમણે તેનો સ્વીકાર કરવો નહિ. જો તેમ થશે તો જુદાં મતદાર મંડળ માંગવામાં કોમી ભેદભાવને દૂર રાખવાનો તેમનો જે હેતુ હતો તે નીષ્ફળ જશે. એટલે સરકારે આ રીતે પાથરેલી જાળમાં ફસાતાં પહેલાં તેમણે પુખ્ત વિચાર કરવાની આવશ્યકતા છે. આ ચુકાદાના સ્વીકારની વિરૂદ્ધ પુરૂષોમાં પ્રચાર કાર્ય કરવાની જરૂર છે અને તેનું બીડું અખીલ ભારત સ્ત્રીસમાજ ઝડપી લેશે એવું અમે ઇચ્છીએ છીએ.

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી ખબરદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

---



# પોલી પ્રતિષ્ઠાનું પોકળ

—: ટુંકી વાર્તા :—

—: લેખિકા :—
બચુબહેન

શુશીલા સ્વતંત્ર વાતાવરણમાં ઉછરી હતી. સ્વભાવે માયાળુ હતી પણ દંભ અને અહંતાના રંગમાં પુરેપુરી રંગાએલી હતી. સમાજસેવાનો તેને પાસ લાગ્યો હતો. ચપળતાને લીધે અને પોતાનો રસ્તો કાઢી લેવાની કુનેહને લીધે તે એક સમાજસેવક તરીકે જાણીતી થઇ હતી.

છેલ્લા ચાર વર્ષથી તેણે મજુરવર્ગનો પ્રશ્ન હાથ ધર્યો હતો. મજુરવર્ગની રહેણીકરણી સુધરાવવી, તેમના હકકો અપાવવા અને સમાજરચનામાં બને તેટલી ક્રાંતિ કરાવવાની તેને ઉમેદ હતી. મજુરોની ચાલીઓમાં જાતે જઇ શુશીલા તેમને મદદ કરતી એટલું જ નહિ પણ તેમનું સંગઠન કરી તેમના હકકો સમજાવવાનો પ્રયત્ન કરતી.

હમણાં હમણાં તેની નિશાળની બ્હેનપણી મધુરીએ તેના કામમાં ભાગ લેવા માંડયો હતો એટલે તેના ઉત્સાહને પ્રોત્સાહન મળ્યું હતું.

મધુરીએ ગયા જુન મહીનામાં જ બી. એ. ની ડીગ્રી લીધી હતી. મધુરી બીનઅનુભવી હોવા છતાં એટલી ભલી અને સરળ હતી કે શુશીલાને તેની સાથે કામ કરવામાં બહુ મજાહ આવતી હતી. મધુરીને ચાલીએ ચાલીએ લઇ જઇ મજુરોની કંગાલ સ્થિતિનું તેણે ભાન કરાવ્યું હતું. તેમની દયાજનક સ્થિતિ જોઇ તેમનો ઉદ્ધાર કરવાને તે તત્પર થઇ હતી.

[૨]

નીયમાનુસાર એક દિવસ બપોરે જ્યારે તેઓ મજુરોની ચાલની મુલાકાતે ગયાં ત્યારે, તેમને નીચે જ ખબર પડી કે પહેલે માળે એક બુઢ્ઢો મરણ પથારીએ પડ્યો છે અને તેને મદદની જરૂર છે. તરત જ બન્ને જણાં તુટેલા દાદર પરથી ઉપર ગયાં.

સની ઓરડી સુધી પહોંચે
તેમને કમકમાટીભર્યા અનુ-
દાદરની સામે જ એક ઓર-
રૂના નીશામાં ચકચુર થએલો
માણસ પોતાની સ્ત્રીને ઝૂડતો
બીજી ઓરડીમાં ભૂખની
રી મારતું બાળક નજરે પડયું.
તો ઠેકાણે ઠેકાણે કચરો પડયો
થુંક, લીંટ અને નાના બાળકોનું
જયાં ત્યાં પડેલું તેમણે જોયું.
આ બધું નીહાળીને કંપારી
પણ મન પર તેણે સંયમ રાખ્યો.
માંદા માણસની ઓરડી ખોલતાં
બદબો અંદરથી નીકળી કે બન્ને
ને ઉલ્ટી થશે એમ લાગ્યું. ઓરડીમાં
રે તરફ અંધકાર પ્રસરેલો હતો પણ
રવાજામાંથી પડતા આછા પ્રકાશમાં
તેમને તરફડીઆં મારતો પેલો માણસ
જણાયો. એની બાજુમાં ઉલટી પડેલી
હતી અને બાજુમાં જ પાણીનું એક
ગંદુ વાસણ હતું.

આ બ્હેનોને જોતાં તેનામાં કંઇક આશાનો સંચાર થયો હોય તેમ તે ધીરે સાદે બોલ્યો. "બેનો મને આ દોઝખમાંથી બ્હાર લઇ જાઓ. મારૂં આ દુનીઆમાં કોઇ નથી. બૈરી અને છોકરો મને અહિંઆ અટુલો મુકી ચાલી નીકળ્યાં. એ તો આ પિશાચી વાતાવરણમાંથી છુટયાં. પણ મારૂં તો ન રહ્યું કોઇ વ્હાલું કે ન રહ્યા ખાવાના પૈસા. ગયા વરસ સુધી મેં મારા શેઠની નીમકહલાલીથી નોકરી કરી પણ માંદા પડતાં એ નિષ્ઠુર શેઠે મને કોઇ પણ જાતની મદદ વિના ખાલી દુનિયામાં ધકેલી દીધો. મારી ૨૦ વર્ષની નોકરીની તેણે જરા જેટલી કદરે ન કરી. તે દિવસનો હું માંદો છું. જેમ તેમ કરીને થોડાક પૈસા બચાવ્યા હતા તેથી થોડોક વખત ચાલ્યું. એક મહીનાથી તો મારા ભલા પાડોશીઓ પોતાની મુશ્કેલીનો ખ્યાલ કર્યા વગર મને થોડું થોડું આપતા હતા. બેનો, હવે તો તમે અહિંથી લઇ જશો તો હું તમારો અત્યંત આભાર માનીશ."

બન્ને જણીઓ શું કરવું તેનો વિચાર કરવા લાગી. એને તરત ત્યાંથી ખસેડવો જોઇએ એની તેમને ખાત્રી થઇ. વિચાર કરતાં શુશીલાને નીરાશ્રયીઓને માટે કાઢવામાં આવેલી એક સંસ્થા યાદ આવી અને તરત મધુરીને વાત કરી તે સંસ્થાની ઓફીસ તરફ રવાના થયાં. જતાં જતાં તેમણે પેલા ડોસાને આશ્વાસન આપ્યું.

સંસ્થાની ઓફીસમાંથી તેમને કહેવામાં આવ્યું કે સંસ્થાના પ્રમુખની પરવાનગી વગર અમારાથી કોઇને દાખલ કરી શકાય નહિ. એટલે પ્રમુખનું શીરનામું લઇ વગર વિલંબે તેઓ તેમને બંગલે ગયાં.

## [૩]

**બંગલા**ના આરસનાં પગથીઆં ચઢતાં જ મધુરીના મુખ પર દુઃખની છાયા તરવરી રહી. તેનાથી આવેશમાં એકદમ બોલી જવાયું. "કયાં આ ધનીક બાઇનો આલીશાન મહેલ અને કયાં પેલી માણસરૂપી જાનવરોને રહેવાની ચાલી?" શુશીલા તો ગંભીર થઇ તેની સામે જોઇ રહી પણ કંઇ બોલી નહિ, કારણ કે એ તો આવા અનેક અનુભવમાંથી પસાર થઇ ચુકી હતી.

શુશીલાએ પોતાનો કાર્ડ અંદર મોકલ્યો, પણ બાઇ બ્હાર જાય છે એટલે મળી

શકશે નહિ એવો ઉત્તર આવ્યો. શુશીલાએ લખી મોકલ્યું કે ઘણા જ અગત્યના કામસર તેઓ આવ્યાં છે અને એક માણસની જીંદગીનો સવાલ છે. છતાંએ શેઠાણી સાહેબનું મન પીગળ્યું નહિં. છતાં બન્ને જણીઓએ જીદ લીધી કે કોઇ હીસાબે અમે મળ્યા વગર જવાનાં નથી. આખરે જ્યોર્જેટનાં કપડામાં સજ્જ થએલી અને હીરા મોતીના દાગીનાથી મઢાએલી શેઠાણીએ ન છૂટકે તેમને દર્શન દીધાં!

શુશીલાએ તેને ટુંકામાં જ બધું કહી દીધું અને પરવાનગીની ચીઠ્ઠી માંગી. આ સાંભળી બાઇસાહેબ એકદમ ગુસ્સે થઇ ગયાં અને બોલ્યાં કે: "મારે તો હમણાં ગવર્નર સાહેબની પાર્ટીમાં જવું છે. એવા એક ભીખારડાને માટે ચીઠ્ઠી લખવાનો મને બીલકુલ વખત નથી."

મધુરી તો બીચારી આ ધડાકો સાંભળી આભી જ બની ગઇ અને એ શ્રીમંત બાઇની દાંભીકતા પર તેને તીરસ્કાર છુટયો. શુશીલાએ કાલાવાલા કર્યા ત્યારે તે સંસ્થાના સેક્રેટરી કે જે એક તેના જેવી પૈસાદાર સ્ત્રી જ હતી તેને મળવાનું કહીને તે રૂઆબભેર સડસડાટ અંદર ચાલી ગઇ.

સેક્રેટરી સાહેબને મળવાનું નક્કી કરી તેઓ બહાર પડયાં. ગાડીમાં બંને એટલાં ખીન્ન થઇને બેઠાં હતાં કે કોઇને કંઇ બોલવાનું સુઝયું નહિં આખરે મધુરીની ધીરજ ખુટી અને તે બોલી:

"સુશીલાબેન, પૈસાદારો આટલાં નિષ્ઠુર અને હલકટ હશે એનો મને આજે જ અનુભવ થયો. શું આ લોકો પોતાનું નામ બહાર લાવવાને આવી સંસ્થાઓના પ્રમુખ થતાં હશે? આટલી બધી દાંભીકતા! આટલો બધો પૈસાનો દોર! અને મોજમજાહનો આટલો બધો શોખ કે એક માણસની જીંદગી પણ તેની આગળ તેઓ તુચ્છ લેખે છે?"

"બેન એટલે જ હું કહું છું મનુષ્યજાતીનો ઉદ્ધાર સમાજવાદમાં [illegible] શુશીલાએ લાગ જોઇ સોગટી મારી.

"હું કયાં એની ના પાડું છું. [illegible] શુશીલાબેન, આજકાલ સમાજની ક્રાંતિ કરવાને નામે જેઓ અગ્રગણ્ય ભાગ લ[ઇ] રહ્યા છે તે બધા જ એ કામ ખરી લાગ[ણી]ણીથી કરે છે તે માનવાની હું ના પાડું છું તેમાંના કેટલાકમાં આ કારણને માટે જોઇએ આત્મભોગ આપવાની ધગશ નથી [ઉ]તાવળ તે નથી. મોટી નામના મેળવવા ? ફક્ત મોટી મોટી વાતો કરી મજુર સં[ઘ]માં ઓતપ્રોત થઇ ગયાનો જે ડોળ છે, છે તેમને માટે મને જરાએ માન નથી કંઇ પણ કામ હાથમાં લેતાં પહેલાં તો માટે ભોગ આપવાની પુર્ણ તૈયારી હોવી જોઇએ."

"મધુરીબેન તમારી આ માન્યતા ખોટી છે. એ થોડા જ વખતમાં હું તમને પુરવાર કરી આપીશ." એટલું જ શુશીલા બોલી.

તેટલામાં સેક્રેટરી સાહેબના ઘર આગળ ગાડી ઉભી રહી. બન્ને જલદી જલદી નીચે ઉતર્યાં. બંગલામાં ખબર કાઢતાં જ તેમને માલમ પડયું કે સેક્રેટરી સાહેબ બે દિવસથી બહારગામ ગયાં હતાં. એટલે બન્ને નીરાશ વદને પાછાં ફર્યાં.

છેવટે ડોસા પાસે એક માણસ રાખી તેને થોડાઘણા પૈસાની મદદ કરવાનું અંદર અંદર નક્કી કરી તેઓ ચાલી તરફ વળ્યાં. પરંતુ ઓરડી આગળ આવતાં જ તેમની અજાયબી વચ્ચે ડોસાને તેમણે મરેલો જોયો. એટલે તેના અગ્નિસંસ્કાર માટે પાડોશીને પૈસા આપી હતાશ હદયે મુડીવાદને શ્રાપ દેતાં તેઓ ઘર તરફ વળ્યાં.

મધુરી ફક્ત એટલું જ બોલી શકી: "હાય! આ ઉજળીયાત ગણાતા સમાજમાં મુડીવાદની વેદી પર આવાં કેટલાએ રંકોનાં બળીદાન લેવાતાં હશે!"

# સ્વતંત્રતાની પાંખે ઉડ-

## રાજકીય સ્વતંત્રતા જનતાનાં જુનાં રૂઢીબંધનોનો નાશ—

: લેખક :

રાજકારણી સ્વતંત્રતાની સામાન્ય રીતે માંનવજીવન પર અદ્દભૂત અસર થાય છે. એની સ્વયંભુશકિતઓના સર્વાંગી વિકાસમાં પછી બહારની કશી પણ આડખિલી રહેતી નથી. પરંતુ એ સ્વતંત્રતાની ખાસ અસર તો રૂઢીનાં જડ-બંધનોથી જકડાઇ રહેલા સ્ત્રીસમાજ પર જ સવિશેષ થાય છે.

**સ્પેન** એનું તાજું જ ઉદાહરણ છે.

યુગોના યુગોની રૂઢીબંધનોની બેડી-ઓથી જકડાઇ રહેલી, જીર્ણ માનસના જડ બોજા નીચે કચડાઇ રહેલી સ્પેનની સ્ત્રીશકિતને વર્તમાન પ્રજાતંત્રે સર્વાંગી સ્વતંત્રતા બક્ષી, તેના પ્રભાવથી ગઇ કાલનું મધ્યકાલીન મંદ અને ઉંઘણશી વાતાવર-ણથી ઘેરાયલું સ્પેન આજે અદ્રસ્ય થતું જાય છે. આજના સ્પેનનાં શહેરો જીવંત, ઉદ્યોગી, અને ચેતનવંતાં બની ગયાં છે.

સ્પેનનો એ પલટો ત્યાંની સ્ત્રીશકિતની જાગૃતિને આભારી છે અને એ જાગૃતિ વિપ્લવને આભારી છે.

=*=

**ધર્મઝનુનથી ઘેરાયેલા** મુર લોકોએ સ્પેનવાસીઓ પર વિજય મેળવી એ પ્રદેશ પર સત્તા જમાવી ત્યારથી ત્યાંની સ્ત્રી-શકિત રૂઢીના પાંજરે પૂરાઇ હતી. એ જંજીરો તેના નૈસર્ગિક વિકાસને રૂંધી રહી હતી, પરિણામે સ્પેનની પ્રેમદાઓ મધ્યકાલના સ્મારક સમી રહી હતી.

**પરંતુ** વિપ્લવ અને લોકશાસને સારા યે સ્પેનની સમાજવ્યવસ્થામાં ક્રાંતિ કરી નાખી છે. બળવા પહેલાના સ્પેનને જોઇ ગયેલા મુસાફરો આજના સ્પેનમાં થયેલા સામાજીક પલટાને જોઇને આશ્ચર્ય પામે છે. એ પલટો સ્પેનનો સાર્વત્રિક વિકાસ સાધવામાં સહાયભૂત થઇ પડયો છે. એ પલટાને લીધે રૂઢીનાં બંધનોમાંથી સ્ત્રી-શકિત સ્વતંત્ર થઇ છે. અને હવે તો સ્પે-નના કારખાના સમાબાસીલોનામાં, તેમ જ મુત્સદ્દી મંડળ અને મુલ્કી અમલદારોથી ઉભરાતા માદ્રીડમાં મધ્યમવર્ગની સ્ત્રીઓનો સમુહ સ્વતંત્ર રીતે હરતો ફરતો જોઇ શકાય છે. એક વખતે સ્પેનની સ્ત્રી સ્વ-તંત્ર રીતે બેંકમાં જઇને પોતાનું ખાતું ઉઘાડવા જેટલી યે છુટ મેળવી શકતી નહોતી, સમાજમાં તેનો દરજ્જો છેક જ ઉતરતો હતો, સમાજ અને ધર્મનાં રૂઢી-

# -તી સ્પેનની નૂતન સ્ત્રી

## —કરી યુગોથી દબાયલી સ્ત્રીઓને નવી શક્તિ આપે છે.

સીતારામ જે. શર્મા

બંધનો તેને ગુંગળાવી મારતાં હતાં, પરંતુ વિપ્લવ પછીના પલટાએ તેને ઉચ્ચ ભૂમિકાએ લાવી મૂકી છે. સમાજમાં તેનો દરજ્જો હવે માનપ્રદ છે. વડીલવાદ અને પાદરીવાદના અતિરેક ઓછા થઇ ગયા છે. સ્પેનની સ્ત્રીશકિતને આજે સ્વતંત્રતાની નવી પાંખો મળી છે, તેની મદદથી તે સ્વતંત્ર જીવનનાં ઉડ્ડયનોની મઝા મ્હાણી શકે છે.

=*=

જુનવાણી કાળ આથમે છે, નવા યુગની ઉષા પોતાની ગુલાબી સુરખીથી સ્પેનને નુતન તાઝગી બક્ષી રહી છે. સ્પેન આજે સંક્રાંતિ કાળમાંથી પસાર થઇ રહ્યો છે. તે બતાવતાં કેટલાંય આલ્હાદક અને મનોરમ દ્રશ્યો જોવા સાંપડે છે. જૂના રિવાજો નવાની સાથે ભળતા દેખાય છે અને તેમાંથી ઘણી વખત રમુજ પણ મળે છે.

માંદ્રીડની કોલેજોમાં સહશિક્ષણના સંસ્કાર પામતી નુતનયુગની ઝાલક ઝીલતી યુવતિઓ કોઇપણ જાતના ખોટા સંકોચ વિના પોતાના યુવકમિત્રો સાથે હોંશથી ભળે છે, હસે છે, કુદે છે, રમે છે, જમે છે; ત્યારે બીજે અનેક સ્થળે હજી એવાં કુટુંબો ય છે કે જેમની જુવાન છોકરીઓ પોતાના યુવકસ્નેહીઓ સાથે પોતાના ઓરડામાં છાનાં છાનાં રોમીયો અને જુલીએટનાં સંવનનનાં નાટકો ભજવે છે. ખાસ કરીને તો જે કુટુંબો નિયમિત દેવળોમાં જનાર હોય છે તેઓ હજી એમ જ માને છે કે છોકરા છોકરીનાં વાગ્દાન વહેલી ઉમ્મરે કરી, દાદાદાદીઓના જમાનામાં લગ્નેચ્છુઓને જેવી રીતે મળવા હળવા દેવામાં આવતાં હતાં તેજ રીત સમાજના સંરક્ષણ સારૂ સગવડ ભરેલી છે. તેવાં માબાપો હજી પોતાની કન્યાઓને પ્રણયીની સાથે સ્વતંત્ર સંબંધમાં આવવા દેતાં ડરે છે!

તેવા લોકો જ્યાં સુધી એક છોકરા સાથે છોકરીની વાગ્દાનવીધિ થઇ ન જાય ત્યાં સુધી ભાવી જમાઇને શ્વસુરપક્ષના કુટુંબમાં છૂટથી ભળવા દેતાં અચકાય છે. આવાં કુટુંબોની કન્યાઓના હાથના ઉમેદવારો હજીય પ્રણયીનીઓના મકાનની આસપાસ રખડે છે. અને તક મળતાં તેમની ભાવી જીવનસંગાથિનીઓ બારીઓમાં ડોકીયાં કરીને નેત્રમિલનની મોજ માણી લે છે. અને બારીનાં બારણાં

પર ટકોરા મારીને મૌન ભાષામાં હૈયાના અભિલાષ વ્યક્ત કરે છે.

**મહિનાઓ** સુધી આવી દશાનાં તપ તપ્યા પછી જ યુવતિઓને પોતાના મિત્ર સાથે ફરવાની છૂટ મળે છે, તે પણ માબાપની દેખરેખ નીચે જ. અને છેવટે કન્યાની માગણી માટે વરનો પિતા કન્યાના બાપ પાસે આવીને વિધિપૂર્વક વાતચિત કરે ત્યારે જ લગ્નનું સાટું નક્કી થાય છે. આવી રીતે મોટે ભાગે તો એવાં કુટુંબોમાં ચાલે છે કે જે કુટુંબ ગમે તેટલી ગરિબાઇ છતાં પોતાની પુત્રિઓને નોકરી કરવા જવા દેવામાં નાનમ માને છે.

**પરંતુ** હવે તો પિતાઓ પોતાની એ ખોટી મગરૂરી છોડતા જાય છે. અને પોતાની ટુંકી આવકમાં ઉમેરો કરવા માટે જુવાન પુત્રિઓને નોકરીઓ શોધવા શહેરમાં જવાની છૂટ આપે છે. અને શહેરમાં તેઓ સ્વતંત્રતાની અસરો ઝીલી લે છે.

=*=

**મધ્યમ વર્ગની કન્યાઓ** તો એ જૂની રૂઢીઓની સહેજ પણ પરવા કરતી જ નથી. તેઓ ઘોડેસ્વારી કરવા, તરવા, મોટરો દોડાવવા અને બીજી રમતગમતોમાં ભાગ લેવામાં એટલું સ્વતંત્ર વર્તન બનાવી રહી છે કે, થોડાં જ વર્ષો પૂર્વે તેઓ રૂઢીનાં સખ્ત બંધનોમાં જકડાઇ રહી હતી એવું કોઇ ભાગ્યે જ કલ્પી શકે. આમ છતાં યુરોપના અન્ય દેશોની યુવતિઓના જેટલી છૂટથી તેઓ યુવાનોની દોસ્તી બાંધતી નથી કે તેમના આલ્હાદ અને વિલાસનું રમકડું પણ તે બનતી નથી. યુરોપના બીજા દેશના છોકરાઓ એ આશાએ સ્પેનમાં આવે તો તેમાં નિષ્ફળ જ નિવડે છે. કેમકે બીજા છોકરાઓ સાથે રખડવાથી લગ્નપ્રસંગે તેની ઉતરતી ગણના થાય છે એવું સ્પેનની યુવતિઓ માને છે.

**પોતાની** જ્વાજલ્યમાન કાંતિને સાચવી રાખવા માટે સ્પેનની સ્ત્રીઓ ઘણી જ ખંત રાખે છે. એટલે પોતાના દાંત રખેને બગડી જાય તે ડરને લીધે તેઓ યુરોપની બીજી સ્ત્રીઓની માફક સીગરેટ ફુંકતી નથી કે ચોકલેટ અને એવી બીજી મિઠાઇઓ ખુબ ખાતી નથી. એટલું જ નહિં પણ તે અંબોડાની, ભ્રમરની, ચાલની, ટાપટીપ પણ ઘણી જ રાખે છે.

**પરંતુ** રૂઢીનાં જડબંધનોમાં યુગો સુધી દબાઇ રહેવાને કારણે તેમને પુરતા અભ્યાસની તેમજ જ્ઞાનપ્રાપ્તિની ઓછી તકો મળી છે, એટલે હજી તે વર્તમાન યુગના યુવકની મનવાંચ્છિત જીવનસંગાથિની થઇ શકતી નથી. તે માત્ર આદર્શ ગૃહિણી અને ઇચ્છવાયોગ્ય માતા જ બની શકે છે. પરંતુ હવે તો એ ખામીઓ દૂર કરવાના સબળ અને સતત પ્રયાસ થઇ રહ્યા છે, અને પાદરીઓ તરફથી ચાલતી શાળાઓમાં એક જ ઘાટનું શિક્ષણ મળતું તે સ્થિતિ હવે ત્યાં ઝડપથી અદૃશ્ય થતી જાય છે.

=*=

**નુતન સ્ત્રીના હૈયામાં** જ્ઞાનની ભૂખ જાગી છે. અને હવે તો સ્થાપત્ય, રસાયન, કાયદો, વૈદક એ પ્રત્યેક વિષયનાં શિક્ષણ સ્પેનની નુતન સ્ત્રી લઇ રહેલી છે. અને એ જાગૃતિની ઝાલક બીજા ક્ષેત્રોમાં યે ફરી વળી છે.

વિકટોરીઆ કેન્ટ કેદખાનાંની જુલમી પ્રથામાં સુધારા માટે મથી રહી છે. સીનોરા ઇઝાબેલ ડ પેલેન્સીઆ જે સ્પેનના કામદારોના સરકાર તરફના પ્રતિનિધિ તરીકે છીનીવા ગઇ હતી, તે કામદારોમાં જાગૃતિના જુવાળ ફેલાવી રહી છે. સીનોરા કલારા કેમ્પામોર સ્ત્રીઓ માટે રાજકિય વિચારો ચર્ચતી કલબ ચલાવે છે. એ કલબની સભ્યો સ્પેનમાં ફરીથી આલ્ફોન્જોના વંશજોને લાવવાની ભાવનાનો નાશ કરવાના કામમાં પ્રવૃત બની છે.

એક વખતે પાદરીઓ સ્ત્રીજાતિની જરાતરા જાગૃતિની યે સામે થતા, સ્ત્રીઓ રાજકારણમાં જરા જેટલું માથું મારે તો તેની સામે તેઓ પ્રચંડ કોલાહલ જગાડતા, પરંતુ હવે તો એમનો આધાર માત્ર મધ્યમવર્ગનાં માણસો પર જ અવલંબી રહેલો હોવાથી, તેઓ સ્ત્રીજાતિ રાજકારણમાં ભાગ લે તેને વખાણવા લાગ્યા છે.

આનંદાનીની ખુમારીવાળા અને ગર્ભશ્રીમંત કુટુંબની સ્ત્રીઓ, અલબત્ત પ્રગતિમાન વિચાર ધરાવતી સ્ત્રીઓનો સામનો કરવા ઉદ્યોગપતિઓની સ્ત્રીઓ સાથે બહેનપણાં બાંધી રહી છે; પરંતુ તેમાં તેઓ જરા પણ ફાવી શકવાની નથી. કેમકે નવા બંધારણથી ૨૩ વર્ષથી વધુ ઉમ્મરની પ્રત્યેક સ્ત્રીને મતાધિકાર સાંપડયો છે. એથી એકલા માંદ્રીડમાં જ લગભગ અઢીલાખ સ્ત્રીઓ મતાધિકાર માટે નોંધાઇ છે. એ સંખ્યા પુરૂષો કરતાં ય વિશેષ છે. તેમની આગળ પેલી મૂઠી-ભર શ્રીમંત અને ઉમરાવ વર્ગની સ્ત્રીઓ ફાવવાની નથી. આ નવા અધિકારે સ્પેનના ભાવીને પલટાવવાની સત્તા સ્ત્રીઓને સાંપડી છે, એટલે તેમને રાજી રાખવા દરેક રાજદ્વારી પક્ષવાળાઓ મથી રહ્યા છે.

સ્પેનના ઇતિહાસમાં આમ એ બનાવ પ્રથમ જ બને છે કે જ્યારે ત્યાંની સ્ત્રીઓ રાષ્ટ્રના મહાન પ્રશ્નોમાં રસ લેતી થઇ હોય, તેની ચર્ચા કરતી હોય અને તે માટે તેમનું સન્માન પણ થતું હોય.

=*=

સ્વાધીનતા ગુલામીનાં જડ બંધનો તોડી નાખે છે અને એ બંધનોમાં જકડાયલાં મુક્તિ મેળવતાં, તેમની શક્તિ અને પ્રજ્ઞાનો કેવો સ્વયંભુ અને સર્વાંગી વિકાસ થાય છે તેનો આ વધુ પુરાવો છે.

એટલે હિંદી સ્ત્રીઓની હાલની દશાને જોઇ સ્વરાજ માટે નિરાશ થનારાઓએ તો, તેમને હાલની દશામાંથી મુક્ત કરવા માટે પણ સ્વરાજની સત્વર પ્રાપ્તિ થાય તે માટે મથવા તત્પર થવું ઘટે છે.*

---

* અંગ્રેજીના આધારે.

# પ્રગતિના-



મીસ મૈત્રય બોસ એમ.બી.
જેમને આગળ અભ્યાસ કરવા મ્યુનીચ વિશ્વવિદ્યાલયની સ્કોલરશીપ મળી છે.



કુમારી સુરવીસીંધી
રંગુન વિદ્યાપીઠના વકીલની પરિક્ષા પસાર કરનાર પહેલાં બાનુ સભ્ય.



ડા. હાજલ મેકેરા
મુંબાઇના મ્યુનીસીપાલીટીના મેટરનીટી ઓફીસર. જેઓ લંડનની D.P.H. ની ડીગ્રી લઇને પાછા ફર્યા છે.

હિંદની સ્ત્રી જનતા વિજળીક વેગથી ઉંચા સ્થાનો ઉપર સ્ત્રીઓ નીમાતી તેઓ સફળ થાય છે. તે આમ સ્ત્રી- ફોટાઓ પ્રત્યેક માસે રજુ કરવાનો આશા છે કે વાચક સમુદાય

## -પંથ પર



મીસ કુમલાનુસેથી બી.એ.
લંડનની રોયલ જ્યોગ્રાફીકલ સોસાયટીના
ચુંટાયેલા પહેલાં બાનુ સભ્ય.



હરિસીંગ ગૌરના શિક્ષીત પુત્રી.



કુમારી પ્રાંજપે
જેઓ વિલાયતમાં સફળ અભ્યાસ કરીને
હિંદ પાછા ફર્યા છે.

સર્વલક્ષી પ્રગતિ સાધી રહી છે. ઉંચા જાય છે. ઉંચી મનાતી પરીક્ષાઓમાં જનતાનું ગૌરવ વધારનારી બ્હેનોના હવેથી અમોએ નિરધાર કર્યો. છે. અમને સહકાર આપશો—તંત્રી.

# સ્ત્રીત્વના આંદોલનો!

## તેણે શું માંગવું જોઇએ?

## સર્વોપરિતા કે સાચી સમાનતા?

યુરોપની સ્ત્રીત્વ ચળવળે મેળવેલા આદર્શો કયાં સુધી સફળ થયા છે અને અનુભવની કસોટી ઉપર ચઢાવતાં કયાં સુધી નિષ્ફળ નિવડયા છે તે ઉપર ચર્ચા કરતાં લેખીકા શ્રીમતી તરૂલતા સાથે સાથે સોવીયેટના સ્ત્રીત્વની ચળવળ ઉપર અંગુલી નિર્દેષ કરીને હિંદની ચળવળ ઉપર તેમના પોતાના વિચાર જાહેર કરે છે—**તંત્રી.**

'Equality to the man' આ પ્રકારના સંગ્રામસુત્ર સાથે યુરોપના પ્રત્યેક પાટનગરમાં સ્ત્રીઓ સરઘસો કહાડે છે–દેખાવો કરે છે અને એમ અનેક રીતે તેઓ જગતને જાહેર કરવા મથે છે કે પુરૂષો જેવા જ થવાના તેમના અભિલાષો છે. યુરોપની સ્ત્રીચળવળનાં (Feminist movement) આ જ સુત્રો છે. તે તેમનો આદર્શ છે. અને આ આદર્શપ્રાપ્તિ માટે થએલા પ્રખર આંદોલનોથી ઇતિહાસ ઉજળો બન્યો છે.

આ ચળવળ ઉપર એક નજર નાંખીએ તો નીચેના મુદ્દાઓ આપણી આંખ સામે અથડાય છે. સ્ત્રીત્વની માંગણીઓ ઉપર નજર કરીશું તો તેમની નીચેની માંગણીઓ સ્પષ્ટ જણાઇ આવશે.

૧ પુરૂષોના રાજકીય હક્ક જેટલા જ હક્ક સ્ત્રીત્વને હોવા જોઇએ.

૨ પુરૂષોને આર્થિક ક્ષેત્રમાં જેટલી તક મળતી હોય તેટલી તક સ્ત્રીઓને પણ મળવી જોઇએ.

૩ પુરૂષોને સમાજમાં જેવું સ્થાન હોય તેવું જ સ્થાન સ્ત્રીઓને મળવું જોઇએ.

આમ સાંપ્રત સ્થીતિમાં પુરૂષને જેટલા હક્ક, જેટલી તક, અને જેવું સ્થાન હોય તેટલા જ હક્ક, તેટલી જ તક અને તેવું જ સ્થાન મેળવવાની તમન્ના સ્ત્રીત્વમાં ઉભી થઇ છે. યુરોપની સ્ત્રીત્વની ચળવળનું આ ધ્યેય છે અને તે અર્થે તેમણે મ્હોટાં આંદોલનો ઉપાડયાં છે.

એટલે આપણે જોઇ શકીએ છીએ કે રાજકીય ક્ષેત્રમાં પહેલાં સમાન મતાધિકાર માટે સ્ત્રીઓએ માંગણી કરી. અને જ્યારે વ્યકિતગત મતાધિકારનો હક્ક મળ્યો

ત્યારથી તેમણે વ્યક્તિગત મતાધિકાર માટે માગણી કરી છે.

આર્થિક ક્ષેત્રમાં પુરૂષોના જેટલી જ તક સ્ત્રીત્વને આપવામાં આવે એવી માગણી રજુ થઇ છે. આ દિશામાં પણ યુરોપની સ્ત્રીઓએ સારી પ્રગતિ કરી છે. જવાબદારીવાળી જગાઓ ઉપર સ્ત્રીઓ નીમાઇ છે. કોર્ટમાં તેઓ વકિલાત કરે છે. ઇસ્પીતાલમાં તેઓ ઓપરેશન કરે છે અને પ્રત્યેક પ્રવૃત્તિમાં તેમને સ્થાન મળતું જાય છે. અત્યારે એવો કોઇ ઉદ્યોગ નથી કે જ્યાં સ્ત્રીત્વે આગળ પ્રવૃત્તિ ન કરી હોય.

આ ઉપરાંત સામાજીક ક્ષેત્રમાં પણ તેમને સ્થાન મળી ચુકયું છે. તેઓને પુરૂષોની સમાન ગણવામાં આવે છે અને એ પ્રમાણે જે આદર્શો માટે યુરોપે સ્ત્રીત્વના આંદોલનો ઉપાડયાં હતાં તે આદર્શો મેળવવામાં તેઓ સફળ થયાં છે.

છતાં પણ કહેવામાં આવે છે કે યુરોપની સ્ત્રીઓ સાચું સ્વાતંત્ર્ય નથી પામી! છતાં પણ એમ બેધડક આલેખવામાં આવે છે કે યુરોપનું સ્ત્રીત્વ પહેલાની માફક જ ગુલામ છે!

ત્યારે ખરેખર વિચાર કરવાનો પ્રસંગ ઉભો થાય છે. આ કથન શું સાચું છે? શું સ્ત્રીત્વના આંદોલનોએ મેળવેલો આદર્શ અનુભવની એરણ ઉપર નકામો નીવડયો છે? શું આ આદર્શોથી પણ કંઇક વધુ શકય છે? વ્યવહારમાં આ હકકો, આ સરખી તકો અને સમાન દરજ્જો એ સર્વ વસ્તુઓનો કંઇ જ અર્થ નથી? અને તેઓ કહે છે કે 'યુરોપનું સ્ત્રીત્વ હજુ પણ આધીન છે. યુરોપમાં સ્ત્રીઓને મતાધિકાર મળ્યો છે પણ રાજતંત્રમાં તેમનો અવાજ નથી' એમ કહીને આર્થિક ક્ષેત્રમાં અનુકુળતાઓ મળતી છતાં પણ આર્થિકતંત્ર ઉપર મુડીવાદીઓના અધિકાર સામે તેઓ આંગળી ચીંધે છે. તેઓ કહે છે કે હજુ સમાજનો વિશાળ સમુદાય આર્થિક આધીનતામાં કચરાઇ રહ્યો છે. એટલે સ્ત્રીઓ જો એમ માનતી હોય કે તેઓ સ્વતંત્ર છે તો તે તેઓનો મ્હોટો ભ્રમ છે.

## [ ૨ ]

તેઓ જણાવે છે કે સમાન મતાધિકાર હોવા છતાં અત્યારે પ્રજાસત્તાક તંત્રમાં આમવર્ગનો અવાજ જરાયે પહોંચતો નહીં હોવાથી આ મતાધિકાર માત્ર મોજશોખનું સાધન થઇ પડયું છે. અત્યારે ઇંગ્લેંડમાં મુડીવાદીઓનો રાજ્યકારભાર છે. એક વસ્તુ તો પ્રત્યેક જણને સારી રીતે જાણે છે કે પ્રત્યેક પ્રજાસત્તાક તંત્રમાં રાજ્યની ખરી સત્તા તો અલ્પસંખ્યાના મુડીવાદીઓના હાથમાં જ હોય છે. અને તેમના પક્ષને મત આપીને સ્ત્રીઓએ રાજતંત્રમાં અવાજ મેળવવાને બદલે પ્રત્યાઘાતીઓના હાથ વધુ મજબુત કર્યા છે.

સમાજનો અત્યારનો શાસકવર્ગ એક વસ્તુ તો સારી રીતે સમજે છે કે સ્ત્રીઓ હમેશા શાંતિપ્રિય હોય છે. પરિવર્તનના પડછંદા તેમને પસંદ પડતા નથી. આથી જ તેઓએ સ્ત્રીઓને મતાધિકાર આપવાની આનાકાની નથી કરી. કારણ કે આ મતસંખ્યા રૂઢીચુસ્ત પક્ષની બાજુમાં પડતી હોવાથી તેઓ પહેલાંના કરતાં વધુ મજબુત બન્યા છે. ઇંગ્લાંડમાં રાષ્ટ્રિય સરકારને પુરૂષોના પ્રમાણમાં સ્ત્રીઓએ વધુ મત આપ્યા છે. જર્મનીમાં પ્રમુખ હીંડનબર્ગની ચુંટણીમાં પણ સ્ત્રીઓની મતસંખ્યાએ સારો ભાગ ભજવ્યો છે. આમ આપણે જોઇએ છીએ કે જ્યાં જ્યાં

સ્ત્રીઓને મતાધિકાર મળ્યો છે ત્યાં ત્યાં રૂઢીચુસ્ત પક્ષને વધુ મદદ મળી છે. આ પક્ષ વધુ પગભર બન્યો છે. આમ સ્ત્રીઓના મતાધિકાર સાથે જે નવા યુગની આશાઓ સેવવામાં આવતી હતી તે નિષ્ફળ નીવડી છે. સ્ત્રીઓને સહન કરવી પડતી મુશ્કેલીઓ અને સંકટો હજુ તેમના તેમજ રહ્યાં છે.

તેમજ આર્થિક ક્ષેત્રમાં થઇ રહેલાં તેમના શોષણ ઉપર સમાનતાનો બુરખો ઓઢાઢવાથી તે કંઇ ઓછું અક્ષમ્ય થતું નથી. આજે સ્ત્રીઓને સમાન તક મળી છે પણ તે શ્રીમંત સ્ત્રીઓને માટે જ. સમાજનાં લગભગ ૮૦ ટકા જેટલાં સ્ત્રીશરીરોને તો સવાર પડે ફેક્ટરી કે ખેતર ઉપર કામે ચડવાનું હોય છે. એટલે તેઓ સ્વતંત્ર બન્યાં છે કે તેમને સરખી તક મળી છે એ પ્રકારના પોકારો એ નર્યા દંભ છે. અત્યારે ઇંગ્લાંડનું સ્ત્રીત્વ આર્થિક રીતે જરાયે સમાન નથી. એ વસ્તુ જવા દઇએ અને માત્ર રોજીના પ્રશ્ન ઉપર આવીએ તો પણ ત્હમો જોઇ શકશો કે સ્ત્રીકામદારોને પુરૂષોના જેવું જ કામ કરવા છતાં તેમને ઓછી મજુરીથી સંતોષ માનવો પડે છે. આ અનુભવ પ્રત્યેક દેશમાંના સ્ત્રીત્વને માટે સર્જાયો છે.

હવે સામાજીક ક્ષેત્રમાં દ્રષ્ટિપાત કરીએ. અહીં પણ એ જ કરૂણ કથા સાંભળવાની મળે છે. અત્યારે ઇંગ્લાંડનાં કુંટુંબો જુઓ. ત્યાં પતિ એ ઘરનો સ્વામીનાથ છે. અત્યારે ઇંગ્લીશ કુટુંબમાં પત્નીના હક્ક કશા ય નથી. હમણાં જ મીસીસ પ્લેસ નામની સ્ત્રીના ધણીએ કોર્ટમાં એવી ફરીયાદ નોંધાવી હતી કે તેની રજા વગર તે ડૉ. સીયરલેસને મળતી હતી. આ કેસમાં ચુકાદો આપતાં જસ્ટીસ મેકારડીએ જણાવ્યું કે 'સ્ત્રીઓ કંઇ ગુલામ નથી!' એમ સિદ્ધાંત સ્થાપીને મી. પ્લેસની અરજી રદ કરી હતી. પણ ઇંગ્લાંડની વરિષ્ટ કોર્ટે આ ચુકાદાને રદ કરીને ઇંગ્લાંડમાં સ્ત્રીઓના સામાન્ય હક્ક ઉપર પાછો અંકુશ મુક્યો છે. આમ ત્હમો જોઇ શકશો કે ઇંગ્લાંડના સ્ત્રીત્વ પાસે અત્યારે સાચા હક્ક જેવું કશું જ નથી: તેમને મતાધિકાર ભલે મળ્યો પણ તેથી શોષાતા સ્ત્રીત્વને જરા ય લાભ થયો નથી. આર્થિકક્ષેત્રમાં અનુકુળતાઓ સાંપડી છે પણ તેથી આર્થિકતંત્ર ઉપર તેમને કાબુ નથી મળ્યો. તેથી જ ઇંગ્લાંડની સ્ત્રીત્વની ચળવળ ભલે સફળ ગણાતી હોય છતાં વાસ્તવિક રીતે જોઇએ તો આટલા પ્રખર પરિશ્રમનું ફળ શુન્યમાં જ પરીણમ્યું છે.

આમ તેમનું કહેવું છે. અને એ સાચું નથી?

[૬]

**અ**ને તેઓ કહે છે કે સોવીયેટ રશીયાના સ્ત્રીત્વ તરફ એક નજર નાંખો અને સ્ત્રીત્વની ચળવળ કેવી હોવી જોઇએ અને કેવા આદર્શો પર રચાવી જોઇએ તેનું ત્હમને ભાન થશે. એક બાજુ મુડીવાદી જગતમાં સ્ત્રીઓની ગુલામીની સાંકળ ઉપર ભ્રામક સ્વતંત્રતાની ચાદર ઓઢાડેલી જુઓ છો ત્યારે સોવીયેટ રશીયામાં સ્ત્રીત્વની ગુલામીની સાંકળને ખરેખર ભાંગી ગયેલી જોશો. ત્યાં ખરેખરા આઝાદ સ્ત્રીત્વની કંઇક ઝાંખી થશે.

ત્યારે ઇંગ્લાંડના સ્ત્રીત્વ અને સોવીયેટ રશીયાના સ્ત્રીત્વના હક્કોની સરખામણી કરવી અતિ રસિક થઇ પડશે. સોવીયેટ રશીયામાં સ્ત્રીઓને—

—પુરૂષોના જેટલા જ રાજકીય હક્ક છે
—પુરૂષોના જેટલો જ પગાર મળે છે
—સામાજીક દરજ્જામાં પુરૂષોની સમાન છે

આમ સર્વપક્ષી સાચી સ્વાધીનતા સ્થાપવા માટે સમાજવાદી સંસ્કૃતિ ખરેખર મગરૂરી લઇ શકે. પણ ત્હમો કહેશો કે આ વસ્તુઓ તો ઇંગ્લાંડમાં પણ દેખાય છે. તો તેના વાસ્તવિક સ્વરૂપમાં અર્થશુન્ય નથી તેની શી ખાત્રી?

આ સવાલનો જવાબ આપવા માટે બહુ દૂર જવાની જરૂર નથી. સોવીએટ રશીયાના સ્ત્રીત્વ વિશે અત્યાર પહેલાં કેટલાંય પુસ્તક લખાયાં છે. એટલું જ નહીં પણ જગતની પ્રતિષ્ઠિત મનાતી સ્ત્રીઓએ રશીયામાં પ્રવર્તતી સ્થીતિ વીશે પોતાની અનુભવકથા આલેખી છે.

રશીયામાં શ્રમજીવીઓની સરમુખત્યારી હોવાથી ત્યાંના રાજ્યતંત્ર ઉપર સ્ત્રીત્વનો અવાજ પહોંચે છે. ત્યાંનું આર્થિક તંત્ર શ્રમજીવીઓને સ્વાધીન હોવાથી, આ વિભાગ ઉપર પણ સ્ત્રીત્વની અસર પહોંચે છે. અને સામાજીક્ ક્ષેત્રમાં તો તેઓ ખરેખર સમાન બની છે. રાજ્યક્રાંતિએ ભાવનામાં પલટો આણ્યો છે.

સમાજવાદી રશીયામાં સ્ત્રીત્વના સ્થાન સંબંધી 'ફીઝીકલ કલચર' માં પ્રસિદ્ધ થયેલા લિંકોન-સ્ટેફેન્સના લેખમાંથી નીચેનું અવતરણ આશા છે કે બસ થઇ પડશે.

> રશીયામાં સ્ત્રીત્વની ચળવળ અન્ય દેશની 'ફેમીનિસ્ટ ચળવળ' ની માફક સ્ત્રીઓની સર્વોપરીતા નથી ઇચ્છતી। પુરૂષોની સામે સ્ત્રીત્વને તેઓ મુકવા નથી માગતા. માત્ર સ્ત્રી છે એમ માનીને કોઇ મત માગે તો તેને નહીં મળે. માત્ર પોતાના જાતિય સ્વરૂપને આધારે કોઇ વ્યકિત સ્ત્રી સંપ્રદાયનો મત નહીં મેળવી શકે.

રશીયાના આઝાદ સ્ત્રીત્વનો મુળ સંકેત એ છે કે તેમણે આર્થિક રીતે આઝાદી મેળવી છે.

એટલે જ્યાં સુધી સ્ત્રીઓ આર્થિક રીતે સ્વતંત્ર ન બને, જ્યાં સુધી પુરૂષના માનસમાં પલટો ન આવે ત્યાં સુધી સ્ત્રીઓ સ્વતંત્ર થઇ ગણાય નહીં!

માટે જ હિંદમાં પણ જ્યારે સ્ત્રીત્વે સર્વલક્ષી આઝાદી માટે આંદોલનો ઉપાડયાં હોય ત્યારે આ વસ્તુ ખાસ યાદ રાખવાની જરૂર છે કારણ કે જે ભુલ યુરોપના સ્ત્રીત્વે કરી છે. તે ભુલ હિંદનું સ્ત્રીત્વ ન કરે એ જોવાનું કામ જાગૃત સ્ત્રીઓનું છે.

આથી જ અત્યારે સ્ત્રીત્વે સર્વ લક્ષ આર્થિક અને રાજકીય આદર્શ મેળવવા માટે પ્રખર પ્રયત્ન કરવા તરફ રાખવાની જરૂર છે.

સાથે જ પુરૂષોના માનસમાં ભાવનાપલટો આણવો જોઇએ. પણ જ્યાં સુધી વ્યક્તિલક્ષી સંસ્કૃતિ અણનમ ટકેલી છે, ત્યાં સુધી પુરૂષો સ્ત્રીઓને સમાન ગણવાની ભાવના કદી પણ સ્વીકારશે નહીં. ભલે તેઓ બહારથી સ્ત્રીસન્માનની વાતો કરે પણ વાસ્તવિક રીતે તેઓ પોતાનું અધિકારતંત્ર જરા ય અળગું નહીં કરે. આથી સ્ત્રીઓએ એકવાર સમજી લેવાની જરૂર છે કે સમાજવાદી સંસ્કૃતિ સ્થપાય તો જ તેઓ ખરેખરી રીતે આઝાદ બની શકશે. આથી જ તેમણે સાંપ્રત પક્ષપાતી એકલક્ષી સંસ્કૃતિને તોડવાને મથતાં બળોને સહાય આપવી જોઇએ. તેમાં જ સ્ત્રીત્વનો આખરી ઉત્કર્ષ રહેલો છે.

# ગુજરાતની ગૃહિણીઓને શિખામણના બે બોલ

## સોય જેવા બનો ——— કાતર જેવા નહિ





: લેખક :

શ્રી. મસ્ત ફકીર

રવા.
મળી છે -
દંભ છે. અને નિરીક્ષણ કર્યું છે કે ? લગ્નપ્રસંગ જેવો કોઇ આર્થિક રીતે જરા યે ..., ઘરનાં બેરાં- વસ્તુ જવા દઇએ અને મા... ગામથી પ્રશ્ન ઉપર આવીએ તો પણ ત્હમો ...વા શકશો કે સ્ત્રીકામદારોને પુરૂષોના જેવું જ કામ કરવા છતાં તેમને ઓછી મજુરીથી સંતોષ માનવો પડે છે. આ અનુભવ પ્રત્યેક દેશમાંના સ્ત્રીત્વને માટે સર્જાયો છે.

હવે સામાજીક ક્ષેત્રમાં દ્રષ્ટિપાત કરીએ. અહીં પણ એ જ કરૂણ કથા સાંભળવાની

છે, જ્યારે બીજીને ભૂમી પર શા માટે ફેંકવામાં આવતી હશે ? નાણાંની નજરે વસ્તુની કિંમત ગણીએ તો સોય કરતાં કાતરની કીંમત, ઘણી જ વધારે હોય છે. ત્યારે એકનું સન્માન અને બીજીની અવગણના શા સારૂ ? એક ચબરાક દરજીને આ પ્રશ્ન મેં પુછતાં તેણે જે પત્યુત્તર આપ્યો પર સાંભળીને હું તો છક્ક જ થઇ ગયો. તેણે

... કે કાતર તો કાપે છે. ભેગું હોય તેને નથી ? ... છે. એ આડી જાય તો વેતરી ... ...ને બગાડે છે. અલ- ... જુદું પાડવાની

[૬]

અને તેઓ કહે છે કે સોવીયેટ રશીયાના સ્ત્રીત્વ તરફ એક નજર નાંખો અને સ્ત્રીત્વની ચળવળ કેવી હોવી જોઇએ અને કેવા આદર્શો પર રચાવી જોઇએ તેનું ત્હમને ભાન થશે. એક બાજુ મુડીવાદી જગતમાં સ્ત્રીઓની ગુલામીની સાંકળ ઉપર ભ્રામક સ્વતંત્રતાની ચાદર ઓરાઢેલી જુઓ

છો ત્યારે સોવીયેટ રશીયેક તાકામાંથી ગુલામીની સાંકળને ખરેખર જરૂર ખરી, જોશો. ત્યાં ખરેખરા આઝાદ્ય આપવા કંઇક ઝાંખી થશે. ...રૂર પણ

ત્યારે ઇંગ્લાંડના સ્ત્રીત્વ આ... છળ કોઇ રશીયાના સ્ત્રીત્વના હકકોની ... જોઇએ. કરવી અતિ રસિક થઇ પડશે ...વાળા હાથથી રશીયામાં સ્ત્રીઓને-

કાતરનો ઉપયોગ થવો જોઇએ. જ્યારે સોય તો સારા કે નરસા કોઇના પણ હાથમાં જાય ત્યાં સાંધવાનું. એ જુદા કકડાને એકત્ર કરવાનું કામ કરે છે. સારા કુશળ હાથમાં સોય હોય તો સારૂં સંધાય, વસ્ત્રો સારાં શીવાય. ખબર ન પડે એ રીતે કુશળ દરજી સોયથી લુંગડાંમાં બખીઆ આપી વસ્ત્રોના બે કકડાને ભેગા કરવા છતાં એક અને અખંડ અને અભંગ વસ્ત્ર જાણે હોય એવું દેખાડી શકે. કાતર એકલી કાપનારી છે, જ્યારે સોય સાંધનારી છે એટલે એનું સન્માન છે, અને તે માટે અમે દરજીઓ સોયને અમારે માથે ચડાવીએ છીએ.

*　　*　　*

દરજીના આ ખુલાસાથી હું વિચારના વમળમાં પડી ગયો. જરા ઉંડો વિચાર કરતાં મને લાગ્યું કે માનવજીવનમાં જેઓ સાંધવાનું કાર્ય કરતાં હશે, તેને જનતા વધુ સન્માનતી હશે, અને જેઓ વિખુટા પાડવાનું, જુદા પ્રાડવાનું, વેતરવાનું કામ કરતાં હશે તેને લોકસમુહ ધિક્કારતો હશે.

કવિવર ટાગોર એક સ્થળે કહી ગયા છે કે હિંદના પ્રાચિન ઇતિહાસમાં ઘણા બુદ્ધિમાન પુરૂષો અને વીર યૌદ્ધાઓ થઇ ગયા હતા. પણ જે નરોએ હિંદની જુદી જુદી જાતોનું એકીકરણ કર્યું ! અંગ્રેજીમાં જેને ( Unification ) "યુનીફીકેશન" કહેવામાં આવે છે તે સાધ્યું હતું. તેવા વીર નરો અને યોદ્ધાઓને આ દેશની આર્યપ્રજાએ પોતાના અવતારી પુરૂષો તરીકે પુજ્યા હતા. અને હજી પણ પૂજે છે. ગૌતમબુધ્ધે સમસ્ત હિંદ તો શું પણ જગત આખામાં માનવતાભર્યો બુદ્ધધર્મ ફેલાવવાનો એ દેશ આપ્યો હતો. તેથી તે પોતે જ અવતારી પુરૂષ તરીકે પૂજાવા લાગ્યો હતો. ટાગોરના મંતવ્ય પ્રમાણે ઉત્તરહિંદમાં આવેલા અયોધ્યાના શ્રી રામચંદ્રજીએ ઉત્તરના આર્યો અને દક્ષીણના દ્રાવીડીઅને એ બે બળવાન પ્રજાને એક કરવા પ્રયાસ કર્યો હતો. વીર હનુમાન, વાલી, સુગ્રીવ એ પુછડાંવાળાં વાંદરાં નહોતાં. પણ દક્ષીણ હિંદના દ્રાવીડીઅન યોધ્ધાઓ હતા, અને આ દેશમાં મધ્ય એશીઆમાંથી આર્યન સંસ્કૃતિ પંજાબને રસ્તે થઇને ઉત્તરહિંદમાં ચારે બાજુ ફેલાઇ તાર પહેલાં દક્ષીણહિંદમાં દ્રેવીડીઅન જાત અને સંસ્કૃતિ મોજુદ હતી. રામે બધાને એક કરવાનો પ્રયાસ કર્યો અને એ પૂજાયા.

એ જ પ્રમાણે એમના જમાનામાં શ્રીકૃષ્ણ મહાન યોદ્ધા, શીલસુફ અને મુત્સદ્દી હતા. ન્યાયને માર્ગે ચાલી તેમણે પાંડવોનો પક્ષ લીધો અને સત્તાના મદમાં ઘેલા બનેલા કૌરવકુળનું નીકંદન કરાવ્યું, ઉપરાંત ગરીબ ભરવાડો, ખેડુતો, ગોવાળો, અને ગામડીઆઓની સાથે ફરી તેણે સામાન્ય જનતામાં ચેતનાના પ્રાણ પુર્યા હિંદમાં મહાન ચક્રવર્તી રાજાઓ થઇ ગયા છે. શાલીવાહન, અશોક, ચંદ્રગુપ્ત, વિક્રમ એવા ઘણા થઇ ગયા છે. પણ એ રાજવંશીઓ ઉંચ્ચાસને બિરાજી સામાન્ય જનતા પર તો માત્ર શાસન જ કરતા. એમની આસપાસ, એમનાં સાનિધ્યમાં જેમને જવાનો અધિકાર એવા એમના અધિકારીઓ અને મંડળેશ્વરો જ માત્ર જઇ શકતા. સામાન્ય ગરીબ લોકો તેમનો વૈભવ, ઐશ્વર્ય અને જાહોજલાલી જોઇ તેમનાથી ભડકતાં. દૂર દૂર ઉભાં રહી એમની સ્વારીનાં દર્શન કરતાં. પણ આર્યાવર્તના પ્રાચિન ઇતિહાસમાં પહેલી જ વાર યાદવકુળદીપક શ્રી કૃષ્ણચંદ્ર

રાજબીજ હોવા છતાં, સામાન્ય અને ગરીબ ગામડીઆઓ જોડે ઉછર્યા હતા. હું તો માનું છું કે કૃષ્ણ એ જમાનાના ગાંધી હતા. સામાન્ય ગોવાળોનાં જીવન જોડે પોતાનું જીવન ઓતપ્રોત કરી નાંખી એણે જનતાનાં દીલ જીતી લીધાં હતાં. અમારી, રાજાઓની સભાઓને એ ડોલાવી શકતા, પણ સામાન્ય જનસમુહમાં તેમણે એકીકરણ કરવાથી આજ પ્રજા એમને પૂજે છે. એ કૃષ્ણ કાતર ન્હોતા પણ સોય હતા.

ઇતિહાસનાં પાનાંઓ ઉથલાવતાં જોઇ શકાય એમ છે કે શાહીવાદી સત્તાઓ જુદી જુદી પ્રજાઓને પોતાના અંકુશમાં રાખવા માટે કાતરનું કામ બજાવે છે. દેશમાં કોમ કોમ વચ્ચે ભાગલા પડાવે, પોતાનો હેતુ સાધવા એક હોય તેને વિખુટું પાડતાં આડું વેતરી નાંખે, અને એ પણ એવું કે તેમાંથી એક રાષ્ટ્ર કે એક દેશરૂપી વસ્ત્ર કદી ન શીવી શકાય. અલબત પોતે જે પ્રજા પર શાસન કરતા હોય તેને વચન આપે કે તેમને લાયક બનાવી તેમને સ્વતંત્ર તંત્રનું વસ્ત્ર પહેરાવવાની તેમની અભિલાષા છે, પણ જાણી જોઇને આડું વેતરી લુગડું જ બગાડે ત્યાં મિથ્યા ભલી અભિલાષા પર કોણ વિશ્વાસ રાખે યારૂ.

* * *

આપણે જરા ફિલસુફીમાં ઘસડાઇ ગયા. હવે જરા સામાન્ય વાતો પર ઉતરીએ. દુનીઆમાં કેટલાંક માણસો સોય જેવાં આવે છે. કજીયો થતો હોય ત્યાં લડનારાઓને શાંત પાડી મામલો ઠંડો પાડે. નાતમાં પણ તડાં પડી ગયાં હોય તો પોતે વચમાં પડી નાતીલાઓ વચ્ચે સંપ કરાવે. કોઇના ઘરમાં કલેશ થયો હોય તો ત્યાં પોતે ઘરનાં દરેક માણસને શાંત્વન આપી કલેશને ટાળે છે. જ્યારે કેટલાંક માણસો કાતર જેવાં હોય છે. જ્યાં જ્યાં જાય ત્યાં કુસંપનાં બ્હી વાવે છે. એકબીજાને લડાવી મારે છે, અને ચાડીચુગલી કરી ઘરમાં, ગામમાં, ઓશીસમાં, નાત કે જમાતમાં માણસોનું અરસપરસ દીલ કેમ ઉઠી જાય અને કેમ કજીયા, કંકાસ અને મારામારી રૂપી હોળી સળગે એ એમની દાનત હોય છે. આવાં કાતર જેવાં માણસ ઘણાં ભયંકર હોય છે. પોતાની જાત માટે, અને પોતે જેની સાથે રહેતા હોય તેને માટે. અને તેથી જ આવાં કાતરીઆં માણસને જનતા ધીકકારે છે. આખા દેશોના દેશોને યુદ્ધની આગમાં હોમનારી મહાન કાતરવ્યકિતઓ જગતના ઇતિહાસની રંગભૂમિ પર નૃત્ય કરી ગઇ છે. પણ એમની મુરાદમાં એ ફાવ્યા પછી માનવસમાજ તરફથી શીરપાવમાં તો એવી વ્યકિતઓને ખાસડાં જ મળ્યાં હોય છે.

* * *

કેટલાંક બૈરાં પણ કાતર જેવાં હોય છે. એમની જીભ કાતરની માફક સડસડાટ ચાલે છે અને એ એમની જીભલીના પ્રતાપથી ઘણાં બિચારાં નિર્દોશોનાં ઘર ભંગાય છે. કાતર જેવી જીભવાળાં બૈરાં જીવતું નીંદાખાતું હોય છે. તેને આખા ગામની પંચાત હોય છે અને લોકો સુલેહ, સંપ, સંતોશ અને આનંદમાં રહે તે આ કાતર ફેશનનાં બૈરાંને પસંદ પડતું નથી. કાતર જેવાં બૈરાં બોલવામાં ગમે તેવું વેતરી નાંખે છે. માટે સમાજે આવી કાતરોથી ચેતવાની જરૂર છે.

સોય જેવી બ્હેનો હંમેશાં સાસુ વહુ વચ્ચે, ધણીધણીઆણી વચ્ચે સંપ અને સલાહ કરાવવામાં આનંદ લે છે. આવી સોય બ્હેનોને લોકો દેવી ગણી પૂજે છે.

# ઇરાનનું પ્રગતિમાન સ્ત્રીત્વ

: લેખક :
ઇબ્રાહીમ હાજી
મહુંમદ સીસી

ઇરાન દિન પર દિન પ્રગતિ કરી રહ્યું છે. ત્યાં નવા નવા કાયદાઓ અને સુધારાઓ દાખલ થતાં જાય છે. જેમાં સ્ત્રીઓ અને બાળકો સંબંધીનો નવો કાયદો ખાસ ધ્યાન ખેંચે છે..

આ કાયદાનું મહત્વ સમજવા આપણને ચૌદસો સદીઓ સુધી એટલે કે ઇસ્લામના સ્થાપનકાળથી તે આજ લગી સ્ત્રીઓ કેવું સ્થાન ધરાવતી હતી, એ જોવું જોઇએ. તેમને સામાજીક જીવનમાં ભાગ્યે જ તક આપવામાં આવતી અને હજી પણ તેમને અગાઉની જેમ જાહેરમાં પરદો રાખવો પડે છે. અગાઉ તેમનાં ભાઇ કે બાપ લગ્નો ગોઠવી આપતાં અને કેટલીક વાર તો તેમને તેની ખબર સરખીયે હોતી નહિ. આ પ્રમાણે સમ્મતિ વગરનાં લગ્નો સામાન્ય થઇ પડેલાં. પરંતુ હવે તેમાં થયેલા અદ્દભૂત ફેરફારથી ઇરાનની સલ્તનત ઉપર અસર થયા વગર રહેશે નહિ. થોડા વખતથી ઇરાનની પાર્લામેન્ટ, જે ત્યાં 'મજલિસ' ને નામે ઓળખાય છે તેમાં લગ્નના કાયદામાં યોગ્ય ફેરફાર કરાવનારૂં એક 'બીલ' દાખલ કરવામાં આવ્યું હતુ. આ બીલમાં લગ્ન માટેનું વય નવને બદલે સોળ વરસનું સુચવાયું હતું. આ કલમ ઉપર ખૂબ ચર્ચા થઇ હતી, કારણ કે તે ઇસ્લામી કાનૂનની વિરૂદ્ધ છે. આખરે તેમાં સહેજ ફેરફાર કરવામાં આવ્યો છે. છતાં એ કલમથી બાળલગ્ન સામે પ્રતિબંધ મૂકી શકાશે.

આ બીલમાંની બીજી કલમો પણ જાણવા જેવી છે. દાખલા તરીકે ભવિષ્યમાં કોઇ પુરૂષ બીજી સ્ત્રી સાથે પરણવા ચાહતો હોય, તો તેણે પોતાની પ્રથમ સ્ત્રીની હૈયાતી વિષે તેને (બીજીને) ખબર કરવી જોઇએ. જો તે એમ કરવા ભૂલી જાય, તો તેનું લગ્ન રદ થાય છે.

પરંતુ સૌથી સુંદર કલમ તો એ છે કે ભવિષ્યમાં છુટાછેડાના હક્કની હદ કેવલ ધણીના હાથમાં રહેશે નહિ, પરંતુ તે માટે સ્ત્રીની પણ સમ્મતિ લેવામાં આવશે. આ કલમની યોજના એવા શબ્દોમાં કરવામાં આવી છે કે તેથી સ્ત્રી અને પુરૂષને સરખાપણું મળશે. થોડા વરસ પૂર્વે આ વિષયનો ખ્યાલમાત્ર પણ હસી કહાડવામાં આવતો હતો અને તેની સાવ અવ્યવહારૂ યોજનામાં ગણના થતી હતી. પરંતુ એ જુનો જમાનો હવે ગયો છે.

પૌર્વાત્ય મુલ્કોમાં કાયદાને લોકો ઝડપથી અમલમાં મુકતા નથી. તેમ અહિં પણ તેનો અમલ ધીમે ધીમે થાય છે.

પર્શિયાવાસીઓએ બાળલગ્ન પ્રતિબંધના કાયદાને ખૂબ અપનાવી લીધો છે. એ કાયદો પસાર થાય, તેની અગાઉ અહિ તેનો અમલ કરવા અને કરાવવા મંડી પડયા છે. થોડા વખત ઉપર એક દસ વરસની વહુને સરઘસના આકારમાં તેના ધણીને ત્યાં મહોલ્લામાંથી લઇ જવામાં આવતી હતી, તે વખતે પોલીસે સરઘસને

અટકાવ્યું હતું. એટલું જ નહિ પણ છોકરી અને તેના માબાપને સત્તાવાળાઓને ત્યાં લઇ જવામાં આવ્યાં જ્યાં તેમને લગ્નક્રિયા કરવાની મનાઇ કરવામાં આવી.

ઇરાનમાં થયેલા સુધારાને અંગે ત્યાંના સ્થાનિક પત્રોએ પોતાના વિચારો પ્રદર્શીત કરવાની પરંપરા શરૂ કરી દીધી. નવીન વિચારોનાં પત્રોએ પણ નવીન સુધારાને આવકાર આપતાં પોતાની સહેજ નાખુશી તેમાં પ્રદર્શીત કરી હતી. ખુદ "ઇરાને આઝાદ" જેવા પત્રે પણ ભવિષ્યાલોકન કરતાં પવિત્ર કુરઆન એક સ્ત્રી જીવતી હોય તે વખતે બીજી સ્ત્રી કરવાનું ફરમાવે છે, એ સિદ્ધ કરી બતાવવા એક લાંબો લેખ ઘસડી કાઢયો. બીજા એક દૈનિકે લગ્નના કાયદા વિષે અગ્ર લેખ લખી બેધડક કહી નાખ્યું કે ઇસ્લામમાં દુનિયાની સર્વે ગુંચોનો ઉકેલ મળી આવે છે, ને તેના કાનૂનો કોઇ પણ પ્રજાની ઉન્નતિ અને સુખ માટે અપનાવવા જોગ છે, અને કોઇ પણ સ્ત્રી વ્યાજબી રીતે માગી શકે તે તેમાંથી મળી રહે છે! ખૂબીની વાત તો એ છે કે, એ જ પત્ર આગળ જતાં બીલ પસાર કરવા માટે સરકારે લીધેલી વલણ માટે તેને શાબાશી આપવા મંડી પડે છે. આ નવા કાયદાને ખુદ સ્ત્રીઓ તરફથી સુંદર આવકાર મળે, એ કુદરતી છે.

લગ્ન અને છુટાછેડા બાબતમાં અનુભવ પામેલી મારી એક વિદ્યાર્થીની મિત્ર થોડું કપર મને મળવા આવી હતી, તેણે મને કહ્યું: "આ નવા કાયદાથી મારા ઉપર જે સીતમો વીત્યા છે. તે બીજીઓ માટે વીતવા મુશ્કેલ છે. કેમકે બીજી છોકરીઓ માટેનું ભવિષ્ય ઉજળું છે. પહેલવી જેવો શાહ મેળવવા માટે આપણે ખુદાનો અહેસાન માનવો જોઇએ!"

આ બધા ફેરફારો શાથી થયા, એ સવાલ આપણે પુછી શકીએ. સૌથી અગત્યનું સેપાહબચ્ચામાંથી "શાહ" બનનાર પેલા અસાધારણ માણસ પહેલવીની સીધી અસર છે. બીજું પશ્ચિમ સાથેનો સંગવડભર્યો વહેવાર, સીનેમા અને ગ્રામોફોન મારફતે નવીન વિચારોનો પ્રચાર, નવી સ્કુલોની સંખ્યામાં થતી વૃદ્ધિ, એ બધું સુધારાને અસ્તિત્વમાં લાવવા માટે કારણભુત કહી શકાય.

અહિંની સ્કુલોના વિદ્યાર્થીઓ ઉપર દૃષ્ટિપાત કરો. રાષ્ટ્રના ઘડતરમાં તેઓ પોતાનો ફાળો આપી રહ્યા છે. ખરૂં છે કે અહિં સ્કુલો થોડી છે. ઇસ્ફહાનમાં છોકરીઓ માટે એક હાઇસ્કુલ છે અને બીજી ત્રણ સ્કુલો ઘણી દુર આવેલી છે. આ નજીવી દેખાતી થોડીક સ્કુલો પણ પર્શિયાની પુરાણી ભૂમિ ઉપર એક જોરાવર શક્તિ થઇ શકે, એવી અમને ખાત્રી છે.



વર્ષ : ચોથું | નવયુગ | અંક : સાતમો

# સ્વપ્નદ્રષ્ટાઓ !

ભાવીને મુર્તિમન્ત કરવા મથતા સમુદાય તરફ આંગળી ચિંધીને કેટલાકો કહે છે કે તેઓ તો આવતી કાલના સ્વપ્નદ્રષ્ટાઓ છે! વર્તમાન જગતમાં વ્યવહારકુશળ મનાતાઓ આવા યુવાનો તરફ ઘૃણાજનક દ્રષ્ટિ ફેંકીને અમરા પુરીના આશકો (Utopians) તરીકે તેમને ઓળખાવે છે.

પણ યુગે યુગે આવા અમરાપુરીના આશકો પાકયા છે. તેમના સ્વપ્નને તેમણે શબ્દદેહ આપ્યા છે. તેમની ભાવનાને કલમના કલેવરોમાં ગુંથી દીધી છે.

ઇતિહાસ સાક્ષી આપે છે કે આ 'સ્વપ્નદ્રષ્ટા'-ઓની ભાવનાઓ મુર્તિમન્ત બની છે. પ્રજાસત્તાકનું સ્વપ્ન અઢારમી સદીમાં સત્ય બન્યું. ૧૮૪૮ માં માર્કસે આગાહેલી 'શ્રમજીવીઓની સરમુખત્યારી' ૧૯૧૮ માં નક્કર સ્વરૂપ પામી.

કારણ કે આ સ્વપ્નદ્રષ્ટાઓ માત્ર ભાવીના સૌંદર્યમાં કલ્પનાના રંગો પુરતા નથી. તેઓ તો વર્તમાનને ફેરવવા મથે છે. સાંપ્રત સમાજરચનાને તેઓ મુક રીતે સ્વિકારતા નથી. પણ તેમાં તેઓ પરિવર્તન આણવા મથે છે. કારણ કે તેઓ ઇતિહાસની ભુમિકાને સાચી સમજ્યા છે. સંહાર અને સર્જનનો સંકેત તેમને જડયો છે અને તેથીજ તેઓ નવી સમાજરચનાને સર્જી રહેલા બળોને સાથ આપે છે.

આથી જ 'આવતી કાલના સ્વપ્નદ્રષ્ટાઓ' વર્તમાનના સાચા વ્યવહારકુશળ છે.



# પીસ્તોલનું-

## મંચુરિયા

### જ્યાં જાપાનીઓ રાઇફલથી રાજ્ય ચલાવી રહ્યા છે.

છેલ્લા એક વર્ષથી મંચુરીયાની રસકસથી ભરેલી ભૂમી ઉપર લશ્કરી સ્વામીત્વ સ્થાપીને, જાપાનની સામ્રાજયવાદી સરકાર જગતને મનાવવા મથે છે, કે મંચુરીયાની ભૂમી ઉપર મંચુકોનું પ્રજાસત્તાક તંત્ર ચાલે છે! છેલ્લા વર્તમાન પ્રમાણે મંચુકોરાજયના સ્વીકાર પહેલાં જાપાને તેની સાથે બે સંધીઓ કરી છે. આ સંધીઓને આધારે મંચુકોનાં આંતરિક અને બાહ્ય સંરક્ષણની જોખમદારી જાપાને સ્વીકારી છે. એટલે કે જાપાનનું સમગ્ર સૈન્યબળ અત્યારે મંચુકો રાજવીની પડખે મૂકાયું છે. આ સંધીદ્વારા જાપાની સૈન્યનો આંતરિક બળવાને દાબવાના કામમાં ઉપયોગ થશે. તેમજ કદાચ ચીનનું રાષ્ટ્રિય સૈન્ય મંચુરીયાના નામધારી મંચુકો રાજવી ઉપર લશ્કરી આક્રમણ કરે તો પણ જાપાની સૈન્ય તેનો સામનો કરશે. આમ પરદેશીઓની રાયફલના બળ ઉપર નભતા પ્રજાસત્તાકનાં મૂળ કેટલાં ઉંડાં હોય તેની કલ્પના સારી રીતે આવી શકે છે.

પણ મંચુકો પ્રજાસત્તાક ઇતિહાસનાં પાનાંઓમાં અનોખી ભાત નથી પાડતું. વસ્તુઃ સામ્રાજ્યવાદીઓની એ જરીપુરાણી તરકીબ છે. ૧૯૨૨ ના વર્ષમાં જ્યારે ફ્રાંસે અને ગ્રેટબ્રિટનના લશ્કરે જર્મનીના રહાઇન્ડલેન્ડનો કબજો લીધો ત્યારે પણ ફ્રાંસનાં મલીન મુત્સદ્દીઓએ

રહાઇન્ડલેંડમાં રીવોલ્વરના બળ ઉપર પ્રજાસત્તાક સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો. જર્મનીના સારા નશીબે આ પ્રયત્ન નિષ્ફળ નિવડયો. એટલું જ નહીં પણ ૧૯૨૮ માં ફ્રાંસને હીનભૂએ રૂહરમાંથી વિદાય લેવી પડી. આ કાળા કારસ્થાનને ઇતિહાસ 'Revolver Republic' ના નામથી ઓળખે છે. મંચુકો રાજ્યને યોગ્ય ઉપનામ આપવું હોય તો તેને 'Rifle Republic' નામ આપવું જોઇએ. જે અખતરો ફ્રાંસે રહાઇન્ડલેંડમાં કર્યો હતો તેજ ઢબ પર જાપાન મંચુરીયામાં પગલાં લઇ રહ્યું છે. અને સંભવ છે કે પાંચ વર્ષ પછી ફ્રાંસને રૂહરમાંથી ઉચાળા ભરવા પડયા તેમ જાપાનને

# પ્રજાસત્તાક

પણ મંચુરીયાની ભૂમી ઉપરથી ઉચાંતરી કરવી પડશે.

પણ અત્યારે તો જાપાને પોતાની સ્થીતિ સારી રીતે સુરક્ષિત કરી છે. મંચુકો રાજ્યના Defecto સ્વામી થઇ બેસીને પ્રજાસંઘને ખુલ્લી રીતે આવાહન આપી શકે તેમ છે. 'લુંટારૂઓ સામે આક્રમણ' કરવાના ઓથાં નીચે લગભગ ૫૦૦૦૦ જાપાની સૈનીકો મંચુરીયાની ભૂમી ઉપર ખડે પગે ઉભા છે અને ઝીનીવાના શાબ્દિક વિરોધથી આ સૈન્ય મંચુરીયામાંથી વિદાય લે તેમ બનવું અશક્ય છે!

મંચુરીયાની ભૂમી આમ અત્યારે તો જાપાનના સામ્રાજ્યવાદીઓના સંકજા નીચે સપડાઇ છે. તેમજ જાપાનીઓએ પણ મંચુરીયાના રસકસના શોષણની યોજના આગળ ધપાવવા માંડી છે. જાપાનીઓ એક વસ્તુ ખુલ્લી રીતે જણાવવા ઇચ્છે છે કે મંચુરીયાની ભૂમી ઉપરથી તેઓ ખસનાર નથી. ફ્રાંસ ભલે રહાઇન્ડલેંડમાં Revolver Republic સ્થાપવા નિષ્ફળ નિવડયું પણ જાપાન તો મંચુરીયામાં 'Rifle Republic' જરૂર જ મૂર્તિમંત કરશે. આ મક્કમ યોજના સાથે તેઓ આગળ વધે છે અને એક



અથવા બીજી રીતે તેમની સૈન્યબળની સરમુખત્યારીનાં બળ વધારી રહ્યા છે.

**પણ મંચુરીયા** તો જગતના જુદા જુદા સામ્રાજ્યવાદીઓની સંગ્રામભૂમિ છે. ઉત્તરમંચુરીયામાં રશીયનહિત અડે આવે છે. ચેંગચાવ શહેરમાં અમેરિકન સામ્રાજ્યવાદનાં હીત જાપાન સાથે અથડાઇ પડે છે. એટલું જ નહીં પણ થોડેજ દૂર આવેલા ટીનસ્ટીન શહેરમાં બ્રિટિશ મૂડી ભરચક રોકાયેલી છે. ૧૯૨૪ની સાલમાં




કરારોના કટકા કરી આગળ વધતો જાપાની સામ્રાજ્યવાદ.

અમેરિકનના દબાણથી નવ સત્તાઓની સંધી થઇ હતી. આ સંધી દ્વારા મંચુરીયાના શોષણને લુંટવાની સત્તાના સર્વ હક્ક નવે સત્તાઓને સોંપવામાં આવ્યા હતા. અત્યારે મંચુરીયાની ભૂમી ઉપર જાપાની આક્રમણથી આ નવ-સત્તાઓની સંધી અદ્રસ્ય થાય છે. સાથેજ કેલોગ કરારના ચીથરાં પણ હવામાં ઉડે છે. એટલુંજ નહીં પણ સંગ્રામ અટકાવવાની પ્રજાસંઘની પ્રતિષ્ઠા પણ હંમેશને માટે ઓસરી ગઇ છે.

જાપાનની સામ્રાજ્યવાદની નીતિ અત્યારે તો શોષણના સર્વ હક્ક પોતાને સ્વાધીન કરવાની છે. આ હક્ક રજીસ્ટર કરવાની પ્રજાસંઘને જાપાને સલાહ આપી છે. ઇટાલીઅન વિમાની પ્રધાન સીનર આલ્બાના શબ્દોમાં "ઇંગ્લેંડ અને ફ્રાંસ" ની આ લીમીટેડ કંપની [જીનીવા પ્રજા સંઘ] જાપાનના હક્કને રજીસ્ટર કરવા કબુલ, થાય તેવો સંભવ અતિ અલ્પ છે. લીટન કમીશનનો રીપોર્ટ આ માસની અધવચમાં પ્રજા સન્મુખ આવશે. પણ બ્રિટન અને ફ્રાંસની મંચુરીયાના પ્રશ્ન પર લીધેલી વલણ જોતાં સંભવ છે કે જાપાની આક્રમણને પરોક્ષ રીતે ન્યાજબી ઠરાવશે.

અત્યારની આ પરિસ્થીતિ છે. મંચુરીયામાં જાપાનીઓ અત્યારે તો પોતાની યોજનાઓ પાર પાડવા માટે આકાશ પાતાળ એક કરી રહ્યા છે એટલે મંચુરીયામાં સ્વામીત્વ સ્થાપ્યા પછી જાપાનીઓને ઉદ્યોગમાં કેટલો લાભ થશે એ અત્યારે તો આંકડામાં મૂકવું અશક્ય છે!

[૩]

**મંચુરીયા પછી મોંગોલીયા?** જગતના ઉદ્દામ વિચારકો અત્યારે જોરથી બૂમ પાડી રહ્યા છે. આંતરિક મોંગોલીયા ઉપર જાપાની સ્વામીત્વ જમાવવા માટે થોડા માસ પછી ત્યાં 'લુંટારાનો ઉપદ્રવ' શરૂ થશે એવી આગાહી અત્યાર આગમચ રાખવામાં આવે છે. મોંગોલીયા એ મંચુરીયા જેવો જ રસકસથી ભરેલો સુંદર પ્રદેશ છે. અને તેના ખનીજ દ્રવ્યો તેમજ કાચો માલ જાપાની ઉદ્યોગપતિઓને ખૂબ કામમાં આવી શકે તેમ છે. એટલેજ તેઓ મોંગોલીયા ઉપર નઝર નાંખી રહ્યા છે. અલબત મોંગોલીયન પ્રજાની સ્વાધીનતાનો પ્રશ્ન તો જાપાની સામ્રાજ્યવાદને જરાય સ્પર્શી શકતો નથી. જેમ ૮ કરોડ ચીનની રાજકીય સ્વતંત્રતાનો નાશ કરતાં જાપાનને જેમ જરાય સંકોચ ન થયો તેવી જ રીતે શુરવીર મોંગોલીયન પ્રજા ઉપર સામ્રાજ્યવાદના સીતમગાર કાળુને ઠોકી બેસાડતાં જાપાની સામ્રાજ્યવાદને જરાય સંકોચ થાય તેમ નથી. એમ થશે તો આઝાદ ચીન અને સ્વતંત્ર સોવીયેટ રશીયા વચ્ચે જાપાની સામ્રાજ્યવાદી ફાચર ઉભી કરવાનો ઇરાદો જાપાની સરકારતંત્રનો હોય તો કંઇ નવાઇ નથી!

આમ મોંગોલીયા એ આવતા માસની જાપાની આક્રમણની મૂખ્ય ભૂમીકા બનશે. સંભવ છે કે સોવીયેટથી સંરક્ષાયેલા Outer Mongolian Republic ને જાપાનીઓ સ્પર્શ નહીં કરે પણ Inner Mongolia નું ભાવી તો અત્યારે નિર્માય ચુકયું છે. એમ ખાત્રીપૂર્વક કહી શકાય.

[૪]

**મંચુરીયાના સળગતા સવાલ ઉપર** સોવીયેટના સંચાલકોએ અપૂર્વ તટસ્થ વૃત્તિ બતાવી છે. જ્યારથી જાપાની આક્રમણ શરૂ થયું ત્યારથી તે આ ક્ષણ સુધી

સોવીયેટના સુત્રધારોએ પ્રશંસનીય ધૈર્ય અને અદ્દભુત સહનશીલતા દાખવી છે. આવી વૃત્તિનું એક કારણ એ છે કે રશીયા અત્યારે પાંચ વર્ષની યોજના ઉપર સાફલ્યનો સુવર્ણ કલશ ચઢાવવા માટે ખૂબ આતુર બની બેઠું છે, એટલું જ નહીં પણ પહેલી ઔદ્યોગિક યોજનામાં સાફલ્ય મેળવ્યાથી તેમણે એવી બીજી પ્રચંડ યોજનાની ભુમિકા રચી છે. એટલે જ સોવીયેટ રશીયા અત્યારે ગમે તે ભોગે જાપાની સામ્રાજ્યવાદ સાથે શાંતિ જાળવવા ઇચ્છે છે. આ નીતિને અનુસરીને અત્યાર પહેલાં રશીયાએ મંચુરીયામાં પોતાનાં હિત જતાં કર્યાં છે.

જાપાની સરકાર આ વસ્તુ સારી રીતે સમજે છે. એટલે જ રશીયાની એકાગ્ર સ્થીતિનો લાભ લઇને તેમણે મંચુરીયા ઉપર હલ્લો કર્યો છે. આથી જ તેઓએ અમેરિકન સામ્રાજ્યવાદને પડકાર આપ્યો છે. તેથી જ તેમણે પ્રજાસંઘની પાઠવેલી વિરોધ ચાદીઓને કચરાની ટોપલીમાં ફેંકી દીધી છે. જાપાન સારી રીતે જાણે છે કે રશીયા અત્યારે યુદ્ધમાં ઉતરી શકે તેવી સ્થીતિમાં નથી. એટલે જ તેણે મંચુરીયામાં આવાં ઉગ્ર પગલાં ભર્યાં છે.

ઉપરાંત જાપાનીઓનો મૂળ હેતુ તો મંચુરીયા અને મોંગોલીયા ઉપર પોતાના અધિરાજ્ય સ્થાપીને પૂર્વ સાઇબીરીયાનો પ્રાંત મેળવવાનો છે. આ માછલીના વહેપારથી મશહુર બનેલો તેનો દરીયા કીનારો જાપાનના દીલમાં ખૂબ આકર્ષણ ઉત્પન્ન કરી રહ્યો છે. અત્યારે પણ આ કીનારા ઉપર થઇ રહેલા માછલાના વહેપારમાં લગભગ ૫૮ ટકા જેટલો વહેપાર જાપાનીઓના હાથમાં છે. એટલે જ પૂર્વ સાઇબીરીયાના પ્રાંત માટે તેઓ તલસી રહ્યા છે.

આ પ્રાંત ઉપર જો જાપાની વાવટાનું શાસન સ્થપાય તો પછી આ સમગ્ર માછલાનો ઉદ્યોગ તેમના હાથમાં હોય તેમ જોવાની તેમની તમન્ના છે.

આ ઉદ્દેશથી પ્રેરાઇને તેમણે મંચુરીયામાં લશ્કરી ભૂમીકા તૈયાર કરી છે અને સોવીયેટ સામે અંતિમ સામનો કરવાની એક માત્ર મુરાદ આ સામ્રાજ્યવાદીઓ સેવી રહ્યા છે. પણ સોવીયેટ ઉપર સામનો કરતાં પહેલાં જાપાન મંચુરીયામાં પોતાની સત્તાનાં મૂળ ઉંડા નાખવા ઇચ્છે છે અને કદાચ સોવીયેટ ઉપર આક્રમણ થાય તો મંચુરીયામાં પાછળથી લશ્કરના સંચાલનને ત્રાસ ન પડે તેવો તેનો ઉદ્દેશ છે. તેથી જ મંચુરીયામાં જાપાનવિરોધી તત્વોનો સમુળગો સંહાર કરવાનું કાર્ય તેમણે આરંભ્યું છે. અને તેને પરીપૂર્ણ કરવા માટે છેક છેલ્લી વૈજ્ઞાનિક ઢબથી તેઓ મંચુરીયામાં પોતાના અમલની સ્થાપના કરી રહ્યા છે.

## [૫]

ચીનની દ્રષ્ટિએ મંચુરીયાના પ્રશ્નનો વિચાર કરીએ તો જણાશે કે ચીને આ પ્રાંતને જાપાનીના હાથમાં આપમેળે આપ્યો છે. નાનકિંગની મુડીવાદી રાષ્ટ્રિય સરકારે સોવીયેટ રશીયા સામે અંતિમ આક્રમણમાં ભાગ લેવાના હેતુ પુરતો આ સમગ્ર પ્રાંત કોઇ પણ પ્રકારના વિરોધ શિવાય જાપાની સામ્રાજ્યવાદીઓને સ્વાધીન કર્યો છે. અનેકને આ સત્ય વધારા પડતું લાગશે. પણ અનુભ-

વના આધારે ઉચ્ચારાયેલા આ શબ્દો છે. જાપાની સરકારના સૈન્ય સામે ચીનની સરકારે એક પણ સૈન્ય નથી મોકલ્યું. મંચુરીયાના સ્થાનીક સૈન્યની કુમકમાં પણ એક પણ સૈન્ય નાનકિંગથી નથી નીકળ્યું. એટલું જ નહીં પણ જ્યારે નાનકીંગથી આઠ કલાકના અંતરે આવેલા શાંઘાઇ શહેર ઉપર જાપાની લશ્કરે બોંબ વર્ષાવ્યા ત્યારે પણ નાનકિંગના લશ્કરો નિસહાય શેપેનિવાસીઓને સહાય કરવાને બદલે નાનકિંગમાં જ પડી રહ્યાં હતાં. એટલે મુડીવાદી માંધાતાઓના ખુલ્લા દ્રોહથી જ આટલી સહેલાઇથી મંચુરીયાનો પ્રાંત જાપાનને મળ્યો.

પણ ચીન શા માટે મંચુરીયા જાપાનને સોંપી દેવા તત્પર છે? કારણ કે આંતરરાષ્ટ્રીય પ્રમાણ ઉપર યોજાયેલી સોવીયેટ સાથે યુદ્ધ કરવાની યોજનામાં ચીનની રાષ્ટ્રિય સરકાર પણ એક ભાગીદાર છે. આ સંયુક્ત કારસ્થાન વડે જ મંચુરીયાના આઠ કરોડ શરીરની રાજકીય સ્વાધીનતાનો સટ્ટો ખેલાયો છે.

જો કે ચીનને મંચુરીયાના મંચુકો પ્રજાસત્તાકની સ્થાપનાથી ખૂબ ખોવાનું છે. પ્રથમ તો મંચુરીયાના બંદરેથી ઉપજતી જગાત મહેસુલ ચીનને નહીં મળે. તેમજ મંચુરીયાની ખીલવણીમાંથી ઉપજતો નફો ચીનના મુડીવાદીઓને નહીં મળે. પણ નાનકિંગના મુડીવાદીઓને તેની કંઇ પડી નથી. અત્યારે તેઓ દક્ષિણચીનમાં ચીનાઇસોવીયેટના આક્રમણ નીચે મૃત્યુવેદના અનુભવી રહ્યાં છે, એટલે જ તેઓ પોતાના આમવર્ગના બંડ સામે ટકી રહેવા માટે વિદેશીઓનો સહકાર વાંછે છે. તેથી જ તેઓએ મંચુરીયાના પ્રશ્નમાં આવી દ્રોહનીતિ આદરી છે.

[૬]

પણ મંચુરીયાના ઉકળતા પ્રશ્ન ઉપર કંઇક અનુમાન બાંધવા પ્રયત્ન કરીએ તો? પ્રથમ તો જાપાન આ પ્રાંત પર પોતાનો લોખંડી કાબુ જરાય ઢીલો કરે એમ આશા રાખવી વ્યર્થ છે. તેમજ પ્રજાસંઘ જાપાનને મંચુરીયામાંથી વિદાય લેવાની ફરજ પાડી શકે તેમ માનવું અગમ્યતાની પરાકાષ્ટા છે. પ્રજાસંઘ પોતે જ જ્યારે આખા કારસ્થાનનું મધ્યબિંદુ હોય ત્યારે આવી સંસ્થા મંચુરીયનોની વારે ધાય એમ કલ્પના કરવી એ નિરર્થક કાળક્ષેપ છે. તેમજ ચીનના મુડીવાદી માંધાતાઓ મંચુરીયાની જાપાની નાગચુડને ભાંગવાનો એક પણ યત્ન કરે એ શકયતા જરાયે સંભવીત નથી. અત્યારે તો માત્ર મંચુરીયાની સ્વાધીનતાને માટે આશાનું એક જ કેંદ્ર હોય તો તે યાંગસ્ટે નદીને દક્ષિણે સ્થપાયેલું સોવીયેટ ચીન છે. આ વિપ્લવી પ્રજાસત્તાકની મર્યાદાઓ આગળ વધે અને તેની જવાલા સમગ્ર ચીનમાં વ્યાપી વળે તો જ મંચુરીયાના મામલાનું નિરાકરણ આવશે. તો જ જાપાનીઓ અળગા ખસશે. તો જ અમેરિકનો આઘા જશે!

સોવીયેટ ચીન સંબંધી અત્યારે તો એટલી થોડી માહિતી મળે છે કે તે સંબંધી વધુ ખાત્રીપૂર્વક ચર્ચા કરવી અશક્ય છે. પણ મુડીવાદી વર્તમાનપત્રો પણ સ્વીકારે છે કે લગભગ આઠ કરોડની વસ્તીવાળા પ્રદેશ ઉપર સોવીયેટચીનની સત્તા ચાલે છે ત્યારે ખરેખર મંચુરીયાના ભાવી માટે એમ જ લાગે છે કે સોવીયેટ ચીનના વિજયમાં જ મંચુરીયાની મુક્તિ છે.

# શાહી પસંદગીની-

## ઓટાવાના કરારો એટલે હિન્દને—

ઓટાવાના આર્થિક કરાર ઉપર સારા યે દેશમાં જબરો ઉહાપોહ જાગ્યો છે. અત્યાર સુધીમાં હિંદના અર્થશાસ્ત્ર સાથે સંબંધ ધરાવતા સજ્જનોએ આ કરારોને એકી અવાજે વખોડી કહાડયા છે. પ્રોફેસર સી. એન. વકીલ, અને સર



સર પુરૂસોત્તમદાસ ઠાકોરદાસ
જેમણે ઓટાવા કરારનો સખ્ત વિરોધ જાહેર કર્યો છે.

પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ, જેવાઓએ આ કરાર ઉપર શ્રાપના શબ્દો વરસાવ્યા છે. હિંદના અખબારો પર પણ ઉડતી નજર નાંખતા જણાય છે કે પ્રત્યેક રાષ્ટ્રવાદી પત્રે ઓટાવાના આર્થિક કરાર ઉપર નાપસંદગીના સખ્ત અક્ષરો અંકિત કર્યા છે. છતાં પણ નામદાર વોઇસરોયે વડી ધારાસભામાં ભાષણ આપતાં આ કરારો ઉપર પ્રશંશાના પુષ્પો વેરવાનો પ્રયત્ન કર્યો હતો. આ ખુલ્લાં હિંદ-વિરોધી આર્થિક કરારોનો બચાવ કરતાં આ વિદેશી સજ્જને ઉચ્ચાર્યું હતું કે— "હવે હું હીંદ અને બ્રિટિશ સામ્રાજ્યના સંબંધ વીષે કંઇક બોલું. ગયે મહીને ઓટાવામાં હિંદી પ્રતિનિધીએ હિંદ-બ્રિટન વચ્ચેના જગાતી કરાર પર જે સહી કરી છે તે એક અગત્યનો બનાવ લેખાય. જે સંજોગોને લીધે હીંદી સરકારે બ્રિટિશ સરકારના આમંત્રણનો સ્વીકાર કર્યો તે સંજોગો આપણા મનમાં તાજા જ છે. બ્રીટીશ સરકારે આંતરદેશીય સ્વતંત્ર વેપારવ્હેવારની જુની રીતને તીલાંજલી આપી પોતાના સામ્રાજ્યના દેશોને વધુ હક્ક આપવાની અથવા તો બીજા કરો લેવાની જે નવી રીતી અખત્યાર કીધી છે અને તેથી જે નવા સંજોગો ઉત્પન્ન થયા છે ત્હેને લીધે હિંદી સરકારને એક પ્રતિનિધિ મંડળ મોકલી આપવાનું આમંત્રણ કરવામાં આવેલું. મ્હારી હિંદી સરકારે તે આમંત્રણનો એક જ શરતે સ્વીકાર કીધો અને તે એ જ કે હિંદી જગાતોમાં મધ્યસ્થ વડી ધારાસભા ન કહે ત્યાં સુધી કશો યે ફેરફાર ન થઇ શકે. શરૂઆતમાં લંડનમાં અને પછી ઓટાવામાં જે ચર્ચા થઇ તે વખતે હિંદી સરકારના પ્રતિનિધી સર અતુલ ચેટરજીને અને તેમના સાથીઓને પુરું સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું હતું અને હવે એવું જ કરારનામું તૈયાર કરવામાં આવ્યું છે કે

જે સંપૂર્ણ રીતે હિંદ અને બ્રિટન બન્નેના હીતમાં જ હોય. તેમજ મધ્યસ્થ ધારાસભાને જે સ્વીકારવા ખુબ જ ભલામણ કરી શકાય તે ખરડાના ઊંડાણમાં આપણે હાલ નહીં ઉતરીએ."

સંભવ છે કે સાંપ્રત વડી ધારાસભામા સુંદર સયુંજીત પ્રજાપક્ષના અભાવે આ આર્થિક કરારોની ઉપર સંમતીની સીલ મેળવતાં સરકારને જરાએ મુસ્કેલી નહીં

પ્રત્યેકે આવા કરારના અનર્થો જોર-શોરથી જાહેર કર્યા છે. તેમ છતાં ધણ્ વડી ધારાસભા જો આ આર્થિક કરારને કાયમ કરે તો માત્ર ગા સરકારી સંસ્થા પછવાડે પ્રજાપક્ષનુ પીઠબળ કેટલું અલ્પ છે તેનું એક બીજું પ્રમાણ ઇતિહાસના પાનાંઓ ઉપર નોંધાશે.

# સોનેરી જળ

## - નીચોવવાને નવો માર્ગ






નડે. પણ આવા કરારો ઉપર વડી ધારાસભાની સંમતી મળે કે ન મળે છતાં એક વસ્તુ તો ચોક્કસ છે કે હિંદના પ્રજા-મતનો પડઘો પાડનાર!

હિન્દના હિત વિરોધી કરાર કરવામાં અગ્ર ભાગ લેનાર સર જ્યોર્જ સુશટરનું કાર્ટુન

[૨]

લગભગ દશ વર્ષથી બ્રિટનના ખજા-નચીઓ અને વહેપારના સુત્રસંચાલકોએ શાહીપસંદગીનાં સ્વપ્ન સેવ્યાં છે. જગતની વિશાળ ભૂમિની અંદર સ્વયં આધારબળવાળું સામ્રાજ્ય સ્થાપવાની તેઓને તમન્ના છે. આ ઉગ્ર ઇચ્છા અત્યારે તેમણે અમલમાં મુકી છે. અને જો

કે ઓટાવામાં બ્રિટિશ બાજીગરો સામ્રા-જ્યમાં સ્વતંત્ર વ્યાપારની સુંદર પદ્ધતિનો સ્વીકાર કરાવવામાં સફળ નથી થયા છતાં તેઓએ અત્યાર સુધીમાં મેળવેલું સાફલ્ય પણ ખરેખર આશાજનક છે. અતિ કુશ-ળતાથી અને મોહક સમજાવટથી તેમણે સંસ્થાનોને ગળે બ્રિટિશ માલ બઝાડયો

આ સવાલને બીજી દૃષ્ટિએ જોઇએ તો પણ જણાશે કે આ આર્થિક કરારનો સઘળો ભાર હિંદી ખેડુતોને ગળે જ પડશે. શાહીપસંદગીના સ્વીકારથી જરૂરીઆતની વસ્તુઓના ભાવ કૃત્રીમ રીતે ઉંચા જશે અન્ય હરીફોની હરીફાઇ જગાતનીતિથી દૂર કરતાં બ્રિટિશ માલ વેચતા વહેપારીઓ ઉંચે ભાવે આ માલ હિંદ ઉપર ઠોકી બેસાડશે. એટલે આ દૃષ્ટિબિંદુએ વિચાર કરીએ તો જણાશે કે હિંદની જનતાને જરૂરીઆતો માટે વધુ દામ આપવાં પડશે. આ એક પરોક્ષ કર નથી તો અન્ય શું છે?

હિંદના ખેડુતો આર્થિક મંદીથી ક્યારનાય ખુવાર થઇ ગયા છે. નિકાશના ભાવ બેસી જતાં હિંદના કૃષિકારને કંઠે પ્રાણ આવી ગયો છે. ખેતીવાડી કસહીન બનતાં કચડાયેલાં કિસાનો ઉપર આફતનો સાગર ઉલટ્યો છે. આવી કરૂણાજનક દશામાં શાહીપસંદગીનો સ્વીકાર કરીને હિંદી પ્રતિનિધીઓએ હિંદના વિશાળ સમુદાય ખેડુતની ખાનાખરાબીમાં માત્ર ઉમેરો કર્યો છે. તેમને રક્ષણ આપવાને બદલે તેમને વધુ નીચોવવાનો નવો માર્ગ અહીં ઘડાયો છે.

ઓટાવાનું આ લાક્ષણિક અંગ છે. હિંદના ખુવાર બનેલા ખેડુતોને વધુ ખુવાર કરવાની આ કાળી યોજના છે.

[૪]

**આ** ઉપરાંત એક અન્ય દૃષ્ટિબિંદુથી પણ આ કરારનું અવલોકન આ ક્ષણે અતિ અગત્યનું છે. હિંદ અને ઇંગ્લાંડ વચ્ચેનો વહેપાર અત્યારે પણ અતિ મ્હોટો છે. બ્રિટનના પાકા માલના ઢગલા અહીં ખડકાય છે. એટલે સીધી રીતે જ હીંદ ઉપર ઇંગ્લાંડનો આર્થિક અધિકાર સારી રીતે છે. આ આર્થિક અધિકારને કાયમ કરવા માટે તો તેઓએ વિવિધ આર્થિક કમીશનો નીમ્યાં છે. તેમના સામ્રાજ્યવાદની એ આર્થિક ભૂમિકા છે.

આ આર્થિક પ્રભુત્વને વધુ વિશાળ બનાવવા માટે શાહીપસંદગીનો સિદ્ધાંત સુંદર માર્ગ કરી આપે છે. આથી લગભગ ૨૮ કરોડ રૂપીયાનો વેપાર વધશે એટલે તેની સાથે જ ઇંગ્લાંડનું આર્થિક પ્રભુત્વ તેટલા પ્રમાણમાં વધશે.

આમ થવાથી...હિંદને તેના આર્થિક સંચાલન માટે લંડન ઉપર નજર રાખવી પડશે. અત્યારે પણ લંડનની લોમ્બાર્ડ સ્ટ્રીટ ઉપર હિંદના ખજાનચીને નજર રાખવી પડે છે. આમ ઓટાવાના આર્થિક કરો એ હિંદ ઉપર ઇંગ્લેંડના આર્થિક પ્રભુત્વનો એક સુંદર સ્તંભ બની જશે.

# "વિરાટ શકિત જાગી"

ઝાલર વાગી રે હો ઝાલર વાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે.

ઝાલર વાગી ને વિરાટ શકિત જાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે.

યુગયુગથી પરાધીન પીંજરે પૂરાયેલ
કાળે છંછેડેલી સિંહણ જાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે.
ઝાલર વાગી૦—

કાળનાં કરંડીયામાં વર્ષોથી છૂપાયેલ
વીષધરના વીષ સામે નાગણ જાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે
ઝાલર વાગી૦—

આજ લગી ગણાતા'તા ગૃહની ગુલામડી
સ્વાતંત્ર્ય શકિતની સાધના લાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે
ઝાલર વાગી૦—

સત્તાના શિખરેથી અબળા હડસેલી
ઉચ્ચ, આદર્શોની ભાવના જાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે
ઝાલર વાગી૦—

અબળા કહી પુરૂષે ગૃહમાં ગોંધીતી
પ્રબળાની વિશ્વમહીં હાકલ વાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે
ઝાલર વાગી૦—

સ્વાર્થી શયતાનના વિલાસ કેરી પૂતળી
પાપીને પ્રજાળવા રણચંડી જાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે
ઝાલર વાગી૦—

કુમળી કળીઓના ભક્ષક સમાજ પર
તણખા વરસાવતી સ્ત્રી શકિત જાગી
આજ નૂતન યુગ કેરી ઝાલર વાગી રે
ઝાલર વાગી૦—

શાન્તિકુમાર પંડ્યા.

## 'ભાંગી નાખો, તોડીને ભૂક્કા કરી નાંખો' 'યંત્રોના નાશ કરો.'

આવા શબ્દોના પોકાર સાથે પ્રત્યાઘાતીઓનું વિજયી સરઘસ શહેરમાં ઘુમતું હતું. વસ્તુ એમ બની હતી કે સામગ્ર દેશમાં પ્રત્યાઘાતીઓનો વિજય થયો હતો. 'પૂર્વકાળમાં પાછા ચાલો' એ પોકારે આ દેશની પ્રજાના આમવર્ગમાં સારૂં સ્થાન લીધું હતું. બધા જ તેની વાતો કરતાં. પત્રકારો પણ કહેતા કે 'આપણે ખૂબ આગળ વધી ગયા છીએ માટે થોડોક કાળ તો પૂર્વકાળ તરફ પ્રગતિ કરવાની જરૂર છે.'

શહેરમાં ચોગાને ચોગાને ભાષણો અપાઇ રહ્યાં હતાં. યુવાનવક્તાઓનો તો એક રહોરો પાક ઉતર્યો હતો. આ વક્તાએ પાસે એક જ સુત્ર હતું—સૃષ્ટિને સહન કરવાં પડતાં કષ્ટનો એક માત્ર ઉકેલ હતો અને તે 'પૂર્વકાળમાં પાછા ચાલો.'

બસ! આખરે આ ઉપાય હાથ આવ્યો હતો. બેકારીનાં દુઃખ માટે, અનાજના ભાવ બેસી જવાથી ઉભાં થયેલાં સંકટ માટે તેમજ કામદારોની રોજી ઉપર કાપ મુકવાથી ઉત્પન્ન થયેલા અસંતોષ માટે એક જ માર્ગ પ્રત્યેકને દેખાતો અને તે એ હતો કે જો પૂર્વકાળની પદ્ધતિઓ પાછી સ્થાપવામાં આવે તો સઘળાં સંકટોને તરત જ ઉકેલ આવી શકે.

અર્થશાસ્ત્રીઓ પણ કહેતા કે જગતને સોનાનું દર્દ થયું છે. આ દર્દના નાશ માટે તેઓએ સુચવ્યું હતું કે નાણાપદ્ધતિ રદ કરવી જોઇએ.

નાણાંવિશારદો કહે'તા કે કરન્સી પધ્ધતિ ખોટી છે માટે નોટની પ્રથા રદ કરીને સોનાના સિક્કા આપવા જોઇએ. ત્યારે કેટલાકો અન્ય ઉપાયો સુચવતા. આખરે પ્રત્યાઘાતીઓનું જોર જામ્યું હતું.

# પૂર્વકાળના-

પ્રત્યેક દિવસે શહેરના સત્તાધીશોની ચિંતા વધી રહી હતી. વિપ્લવની ભીતિ દ્રષ્ટિમર્યાદામાં દીસતી હતી. કેટલાક ખૂબ ખૂશી થતા. પણ સમાજના સત્તામાન વર્ગની ચિંતા વધી રહી હતી.

[ ૨ ]

**આખરે બળવો જાગ્યો.** સવારનો સૂર્ય ઉગતાં સત્તાવાન વર્ગે જોયું તો સમગ્ર શહેર બળવાખોરોના હાથમાં ચાલી ગયું હતું. બહુ જ કુશળતાથી રાતોરાત શહેર ઉપર બળવાખોરોએ સત્તા સ્થાપી દીધી હતી. સત્તાવાળાઓને નમતું આપ્યા શિવાય છુટકો જ ન હતો.

તેઓએ આખરે હા પાડી. બપોરના પ્રત્યાઘાતીઓનો વાવટો સરકારતંત્રની કચેરી ઉપર ઉડવા લાગ્યો.

નવી સરકારે સમગ્ર પ્રદેશ ઉપર પોતાનીસત્તા સ્થાપીને આખરે પોતાના પ્રત્યાઘાતી અમલની

લેખક
**પી. જે.**

શરૂઆત કરવાનો નિરધાર કર્યો. આ માટે પ્રધાનમંડળની સભા મળી. અને પહેલાં કઇ યંત્રોનો નાશ કરવો એ ઉપર ખૂબ ગરમાગરમ ચર્ચા ચાલી.

એક જણે સુચવ્યું કે 'આગગાડીઓનો એકદમ નાશ કરી નાંખવો જોઇએ. તેને સ્થાને વણઝારો સ્થાપવી જોઇએ. આમ થવાથી આપણે આપણા પ્રદેશમાં પેરી ગયેલું એક અનિષ્ટ જરૂર દુર કરવાને શકિતમાન નીવડીશું !

પ્રધાનમંડળના બીજા સભ્યે આ સભ્યની સુચનાનો સખ્ત વિરોધ કર્યો. શરૂઆતમાં આગગાડીથી થયેલા લાભો વર્ણવીને તેમ જ સરકારતંત્રે લશ્કરની આવજાવમાં તે અતિ અગત્યની છે. એમ મનાવીને સુચવ્યું કે આગગાડીઓમાં માત્ર મેલ અને એક્ષપ્રેસ રદ કરવી અને માત્ર અર્ધ-ભારખાનાવાળી ગાડીઓ દોડાવવી.

આ સુચના ઉપર નિષ્ણાતોની એક કમીટી નીમવામાં આવી અને તેનો રીપોર્ટ આવે એ ઉપર આ અગત્યના મુદ્દાની ચર્ચા મુલતવી રાખવામાં આવી.

## પૂજારીઓ

[૩]

**પણ** આ બાજુ લોકોમાં અસંતોષ વધતો જતો હતો. જો સરકારતંત્ર આમ નિષ્ણાતોની સમિતિ ઉપર આધાર રાખીને બેસી રહેશે તો તેઓ જ ઉથલી પડશે એવી બીક ઉભી થઇ હતી. એટલે ખૂબ જ અકળામણમાં તેઓએ તાકીદની સભા બોલાવી હતી.

આખરે આર્થિક પ્રશ્ન ઉપર નીમાયેલી સમિતિનો રીપોર્ટ આવ્યો. આ સમિતિએ વસ્તુનું ઉત્પાદન, તેની વહેંચણી અને બન્ને સાથે ચલણના સંકળાયેલા સંબંધ ઉપર લંબાણપૂર્વક રીપોર્ટ તૈયાર કર્યો હતો. આ જબરા થોથાના છેલ્લા પેરેગ્રાફમાં દેશના ચલણ માટે સમિતિએ સુચવેલા ઉપાયો આલેખતાં તેમણે લખ્યું હતું કે:—

'છેલ્લા કેટલાક વર્ષોથી આપણા દેશને સહન કરવાં પડતાં કષ્ટોનું મૂળ કારણ તો સોનાના ચલણમાં રહેલું છે. સોનાનું ઉત્પાદન વધતાં તેના ભાવ ઘટવા જોઇએ. પણ આજે ફ્રાંસ અને અમેરિકા સોનાના સંગ્રહની વૃત્તિને ઉત્તેજતા હોવાથી તેમ જ જગતમાં ઉત્પન્ન થતા સોનાનો ત્રણ ચતુર્થાંશ ભાગ પેરીસ અને ન્યુયોર્કની બેંકમાં જમે થતો હોવાથી અમો માનીએ છીએ કે સોનાનો ભાવ કૃતિમ રીતે ઉંચો રહે છે. અર્થાત આપણા દેશમાં ઉત્પન્ન થતા કાચા માલના ભાવ નીચે ઉતર્યા છે. માટે જ અમો સુચવીએ છીએ—

—: **ભટ.**

દેશમાં ચલણદ્વારા વિનીમય કરવાની પધ્ધતિ રદ કરીને વસ્તુવિનીમયની પદ્ધતિ શરૂ કરવી જોઇએ. કારણ કે તેમ થશે તો જ આ ચલણે ઉપજાવેલા અનર્થોમાંથી આપણે મુક્ત થઇશું!

આખરે નિષ્ણાતોની કમીટીએ સરસ માર્ગ સુચવ્યો હતો. અને તે પ્રધાનમંડળે મંજુર કર્યો. બીજે દીવસે હુકમ બહાર પાડયો કે–

આજથી આ પ્રદેશમાં ચલણની પદ્ધતિ રદ કરવામાં આવે છે. અને આથી પ્રત્યેક શહેરીને આજ્ઞા આપવામાં આવે છે હવેથી વસ્તુઓદ્વારા વિનીમય કરવો.

શહેરમાં ચોગાને ચોગાને જાહેર કરવામાં આવ્યું કે નાણાંદ્વારા વિનીમય કરવાની પદ્ધતિ રદ થઇ છે માટે પ્રત્યેક શહેરીએ હવે વસ્તુઓ દ્વારા જ વિનીમય કરવાનો છે.

[૪]

**આ હુકમનું પ્રથમ** પરિણામ એ આવ્યું કે બેંકમાં રોકેલી સંપત્તિનાં વ્યાજ ઉપર મોજશોખ કરનારાઓ એકદમ નિર્ધન થઇ ગયા. તેઓની પાસે બેંકબુક અને ચેકબુક શિવાય વિનીમય કરવાનું કંઇ સાધન ન હતું. એટલે આલીશાન મહેલાતોમાં વસતા શ્રીમંત સ્ત્રીપુરૂષોને માટે કઇ વસ્તુઓનો વિનીમય કરવો એ વસ્તુ અતિ મુંઝવનારી થઇ પડી. પણ ધીમે ધીમે તેમણે ફરનીચર વેચવા માટે બહાર કાઢયું. ધીમે ધીમે બંગલાની વસ્તુઓ અદ્દશ્ય થવા લાગી અને આમ જીવન ગુજારવા લાગ્યા.

* * *

'ત્હમારે ત્યાં કોઇ માંદુ છે?' ડોક્ટર જેવી દીસતી વ્યક્તિએ મોદીને સવાલ કર્યો.

'કેમ, ડોક્ટર?'

'ખાવા માટે કંઇક મેળવવું તો જોઇએ ને.'

પણ અહીં તો કોઇ જ માંદુ નથી.

'પણ ત્હમારે કોઇને Tonic ની જરૂર હોય તો હું આપી શકું એમ છું.'

'વારૂ, ડોક્ટર, એક ઇંજેકશનનાં શું લેશો?'

'બે મણ ઘઉં.'

'એટલા બધા તો ન હોય.'

'એ મ્હારો નિશ્ચિત ચાર્જ છે પણ ત્હમે દોઢ મણ આપજો.'

'સાહેબ એટલું તો મ્હારે ન પરવડે.'

'એથી નીચે મ્હારાથી જઇ શકાય તેમ નથી.'

'એ ઉકળાટ જવા દો. અને સવામણ ઘઉંએ ઇંજેકશન ઠરાવી દો!'

'ઠીક; ત્યારે લ્યો ચાલો.'

ડોક્ટરે પોતાની બેગ ઉઘાડી, સ્પીરીટનો સંચો કહાડયો. અને ઇંજેકશનનો સામાન કહાડયો. Sodium Cocodylate ની ન્હાની શીશી કહાડી. અને તેને ખાસ કરવત વડે કાપી નાખીને મોદીને એક ઇંજેકશન આપ્યું.

'જા રામલા! ડોકટરને ત્યાં સવા મણ ઘઉં નાંખી આવ!' મોદીએ નોકર સામી દ્રષ્ટિ નાંખી અને શબ્દ ફેંકયો.



ડી વેલેરા.

# એંગ્લો-
# ........................અથ-

લેખક :—

બ્રિટનના બાજીગરોને આયર્લેન્ડ પાસેથી ત્રીસ લાખ પાઉંડની ખંડણી વસુલ કરવાનો કંઈ પણ કાયદેસર હક્ક નથી, અને અમે બ્રિટનની કોઇ પણ એવા પ્રકારની માગણીને તાબે થઇશું નહિં. આ ભાવાર્થના શબ્દો આજે ડી. વેલેરા અને એના સાથીદારો ઉચ્ચારે છે. ત્યારે આ આખાય પ્રકરણની તટસ્થ દૃષ્ટિએ વિચારણા કરવી ઘટે છે. આંતરરાષ્ટ્રિય રાજકારણમાં બ્રિટન અને આયર્લેન્ડ વચ્ચે પડેલા આ મતભેદની ખૂબ કિંમ્મત છે, અને એ દૃષ્ટિએ બન્ને દેશોના રાજદ્વારીઓ વચ્ચેના સમાધાન માટે લવાદ નીમવાની સૂચનાનો ડી. વેલેરા સ્વીકાર કરે છે, પરંતુ લવાદના સભ્યોની પસંદગી માટે મતભેદો માલમ પડે છે. વફાદારીના સોગંદ અને દક્ષિણ આયર્લેન્ડને છુટા પાડવાના પ્રશ્નોનો હજી આખરી નિકાલ થયો નથી. પરંતુ બન્ને પક્ષોએ અખત્યાર કરેલી વલણ પરથી સમજી શકાય છે કે અત્યારે એ બે પ્રશ્નો બાજુએ મુકાયા છે. અને ખંડણીનો સવાલ પ્રથમ હાથ ધરાયો છે.

સને ૧૯૨૧ માં એંગ્લો આઇરીશ કરારનામા પર સહીઓ થયા પછી કોસગ્રેવની સરકારે જમીનદારો પાસેની જમીન વેચાતી લઇ તે આયર્લેન્ડના ખેડુતોને આપી હતી. તે જમીન ખરીદવા માટે લેવાયલી ગંજાવર રકમ પેટે આયર્લેન્ડ પાસેથી દર વર્ષે ત્રીસ લાખ પાઉંડની રકમો વસુલ લેવાના કરાર પર આયર્લેન્ડની સરકાર તરફથી કોસગ્રેવે સહી કરી હતી, અને તે કરારનામા મુજબ સને ૧૯૨૧ થી સને ૧૯૩૦ સુધી બ્રિટનને નિયમીત રીતે આ રકમ ભરપાઇ કરવામાં આવી હતી.

# આયરીશ ડામણ......



:- ભદ્રકુમાર યાજ્ઞિક.

ક્રોસગ્રેવ.

સને ૧૯૨૧ થી સને ૧૯૩૧ સુધી આઇરીશ ધારાસભાના પ્રમુખ તરીકેના ક્રોસગ્રેવના અમલ દરમ્યાન આ ગંજાવર રકમ માટે સરકારી યા બીનસરકારી મંડળોમાં કોઇ પણ પ્રકારની ચર્ચા કે વિરોધ થવા પામ્યો ન હતો; અને તેનું એક કારણ ક્રોસગ્રેવ અને એના સાથીદારોએ બ્રિટન સાથે ખંડણી સંબંધીના થયેલા કરારનામાને ગુપ્ત રાખ્યું હતું તે છે. સને ૧૯૨૧માં એંગ્લો–આઇરીશ સમાધાની પછી સને ૧૯૨૩ માં અને તે પછી સને ૧૯૨૬ માં ક્રોસગ્રેવે કરેલા કરારો ગુપ્ત રહેવાનું આજે ઘણું ગંભીર પરિણામ આવવા પામ્યું છે.

બ્રિટનને દર વર્ષે આપવાની ત્રીસ લાખ પાઉંડ જેટલી ગંજાવર રકમને લગતા કરારો ગુપ્ત રાખવા માટે ક્રોસગ્રેવ જવાબદાર છે અને આયર્લેન્ડના વર્તમાન અને ભાવિને અસર કરનારા ખંડણી સંબંધીના અગત્યના કરારનામાને 'ડેઇલ' સમક્ષ રજુ ન કરીને ક્રોસગ્રેવે જે ભૂલ કરી હતી, તેવી જ ભૂલ બ્રિટનના રાજદ્વારીઓએ કરી હતી. બ્રિટનની પાર્લામેન્ટમાં પણ આયર્લેન્ડ પાસેથી લેવાની રકમનો આંકડો જાહેર થયો હતો, પરંતુ કરારનામાનો ખરિતો રજુ કરાયો ન હતો. આજે આયર્લેન્ડની સરકારે બ્રિટનને ખંડણી ભરવાનો ઇન્કાર કર્યો ત્યારે જ સંસ્થાનોના મંત્રી મી. થોમસે આ કરારનામાનો ખરીતો પાર્લામેન્ટ સમક્ષ રજુ કર્યો. આમ બન્ને દેશોના રાજદ્વારીઓએ કરેલા ખાનગી કરારો અત્યાર સુધી ગુપ્ત રાખવાનું શું કારણ હશે તે કોઇથી કળી શકાતું નથી. ક્રોસગ્રેવે કબુલ કરેલા કરારો પર આયર્લેન્ડની 'ડેઇલ' નો સીકકો મરાયો હોત તો ડી.

વેલેરા આજે એ કરારનામાની શરતોનો ઇન્કાર ન કરત, એટલું જ નહિં પરંતુ બ્રિટન અને આયર્લેન્ડ વચ્ચેના વિખવાદનું મૂળ પણ ન રહેત. આ સંજોગોમાં ડી. વેલેરાએ ત્રીસ લાખ પાઉંડની રકમ ભરપાઇ કરવાનો ઇન્કાર કર્યો છે.




ડી વેલેરા-(બ્રીટનના સંસ્થાનમંત્રીને) 'આ કરારનામું નકામું છે.'

ડી. વેલેરાની દલીલો અને વિચારણા ઇન્સાફ અને બંધારણની દૃષ્ટિએ વ્યાજબી છે. એમ કોઇ પણ તટસ્થ વિચારક કહી શકે. કોસગ્રેવે જે કરારો કર્યા હતા તે 'ડેઇલ' માં પસાર કરાવ્યા ન હતા, એટલે ડેઇલે પસાર ન કર્યું હોય તેવું કરારનામું અને તેમાંની શરતો ડી. વેલેરા માન્ય રાખવાની સાફ ના પાડે છે, બ્રિટનના મુત્સદીઓ એ કરારોનો અમલ કરાવવા મથી રહ્યા છે. ડી. વેલેરા અને અત્યારની આઇરીશ સરકાર ત્રીસ લાખ પાઉંડની રકમ બ્રિટનને આપવાનો સ્પષ્ટ ઇન્કાર કર્યા પછી ઓટાવા ખાતે ચાલેલી મંત્રણાઓમાં બન્ને પક્ષોના સમાધાન માટે એક આંતરરાષ્ટ્રિય લવાદ નીમવાના સુચનની વિચારણા થઇ હતી. આ લવાદના સભ્યો કોની પસંદગીના હોવા જોઇએ તે. વિવાદાસ્પદ છે. બ્રિટનનું એમ કહેવું છે કે, લવાદના સભ્યોની પસંદગી સામ્રાજ્યનાં સંસ્થાનોના વતનીઓમાંથી થવી જોઇએ. અને લવાદનો નિર્ણય થાય ત્યાં સુધી ત્રીસ લાખ પાઉંડની રકમ આયર્લેન્ડની સરકારે ઇન્ટર નેશનલ બેંકમાં જમા રાખવી જોઇએ. લવાદ અને તે સંબંધીની શરતો માટે પણ ડી. વેલેરાને કેટલોક વાંધો છે.

લવાદના સભ્યોની પસંદગી સામ્રાજ્યનાં સંસ્થાનોમાંથી જ શા માટે થવી જોઇએ? જગતના બધા દેશોના રાજદ્વારીઓમાંથી શા માટે નહિ? ડી. વેલરાના આ પ્રશ્નનો જવાબ આપવાનો ભાંગ્યોતુટયો પ્રયત્ન બ્રિટનના રાજનીતિજ્ઞોએ કર્યો છે. ડી. વેલેરા મક્કમતાપૂર્વક જણ

છે કે, સામ્રાજ્યમાંથી નહિં પરંતુ દુનિઆના રાજદ્વારીઓમાંથી લવાદ બોર્ડના સભ્યોની પસંદગી થવી જોઇએ. સંભવ છે કે સામ્રાજ્યના રાજનીતિજ્ઞોમાંના કોઇ બ્રિટનની લાગવગથી પ્રેરાઇને આયર્લેન્ડને ગેરઇન્સાફ થાય તેવો નિર્ણય કરી નાખે. ડી. વેલેરાનો આ ભય સાવ પાયા વગરનો છે એમ કહી શકાય નહિ. બ્રિટન અને આયર્લેન્ડને લગતા આ પ્રશ્નમાં બન્ને દેશો પ્રતિપક્ષીઓના રૂપમાં છે, એટલે બન્ને દેશોને ઇન્સાફ મળે તે ખાતર ઇંગ્લાંડ અને આયર્લેન્ડના રાજનીતિજ્ઞોને લવાદબોર્ડમાં સામેલ કરવામાં ન આવે તે ઇષ્ટ છે. જો જગતના રાજદ્વારીઓમાંથી લવાદ નીમવામાં આવે તો સંભવ છે કે ડી. વેલેરા સર્વમાન્ય અને તટસ્થ સભ્યોનાં નામ સુચવે.

બ્રિટનની દ્રષ્ટિને બાજુએ રાખીએ તો ડી. વેલેરા લવાદ માટે અમેરિકાના પ્રેસીડેન્ટ હુવર, બર્નાડ શો, શ્રી. વિઠ્ઠલભાઇ પટેલ, ઇટાલીના ડીક્ટેટર મુસોલીની, વગેરેનાં નામો સુચવે. આ નામો બ્રિટનના મુત્સદ્દીઓને માફક ન આવે તેવાં છે, પરંતુ બ્રિટન સુચવે તે નામો ડી. વેલેરાને પણ પસંદ ન પડે તે સંભવીત છે. આમ લવાદના પ્રશ્ન ઉપર બન્ને દેશો સંમત થાય છે ત્યારે લવાદના સભ્યોની પસંદગી પરત્વે મતભેદો ઉભા થવા પામ્યા છે. ઉપરાંત લવાદનો નિર્ણય બન્ને દેશો માન્ય કરવાની મક્કમતા દર્શાવતા નથી. બ્રિટન અને આયર્લેન્ડના સત્તાવાળાઓનું એમ કહેવું છે કે લવાદનો જે નિર્ણય થાય તે બ્રીટનની પાર્લામેન્ટ અને આયર્લેન્ડની 'ડેઇલ'માં પસાર થયા પછી જ અમલમાં આવી શકે. લવાદના નિર્ણય બાબતની આ પદ્ધતિ દેખીતી રીતે જ અસંભવીત છે. એક દેશની ધારાસભા લવાદીનિર્ણય માન્ય કરવાનો નિર્ણય કરે, અને બીજા દેશની ધારાસભા અમાન્ય કરે તો લવાદના નિર્ણયની કંઇ જ કિંમત ન રહે એ સ્પષ્ટ છે, એટલે લવાદના સભ્યોની પસંદગી પર બન્ને દેશોની ધારાસભાની સંમતિ ઉપરાંત બન્ને દેશોની સરકારો લવાદીનિર્ણય માન્ય રાખવાનાં કરારનામા પર સહીઓ ન કરે ત્યાં સુધી આ બાબતનું આખરી સમાધાન થાય તેવો કોઇ પણ માર્ગ નથી. ડી. વેલેરાની સરકાર 'ડેઇલ' માં બહુમતીના બળે લવાદીનિર્ણયને માન્ય રાખવાની ખાત્રી આપી શકે તેમ છે, પરંતુ બ્રિટનના રાજનીતિજ્ઞો આવી કોઇ ખાત્રી આપી શકે તેવા સંજોગો ઘણા ઓછા છે. લવાદના નિર્ણયોના સ્વીકારની બન્ને દેશોની સરકારની ખાત્રી ન મળે ત્યાં સુધી લવાદનો કંઇ જ અર્થ નથી. આજે ઇન્સાફને ખાતર આયર્લેન્ડ લવાદ સ્વીકારવા તૈયાર છે. એટલું જ નહિં પરંતુ તે ચોક્કસ સમય સુધી ખંડણીની ત્રીસ લાખની રકમ ઇન્ટર નેશનલ બેંકમાં અનામત મૂકવા પણ તૈયાર હોય એમ ડી. વેલેરાના ભાષણ પરથી જણાય છે.

ઉપરના સંજોગોમાં આયર્લેન્ડ અને બ્રિટનના મતભેદોનું સમાધાન કઇ રીતે થશે તે સંબંધી કલ્પના કરવાનું આજે શકય નથી. પરંતુ એ તો ચોકકસ છે કે ખંડણી ભરપાઇ કરવાના સંબંધે ડી. વેલેરાએ અખત્યાર કરેલી વલણ બ્રિટનની વલણ કરતાં વધુ વ્યાજબી છે. અને બ્રિટનની ખંડણીની રકમની વાસ્તવિકતા અને તે વસુલ કરવાના હકકનું વ્યાજબીપણું સાબીત કરવાની પ્રથમ ફરજ બ્રિટનની છે. એટલે ડી. વેલેરા કરતાં બ્રિટને

પોતાની વલણ અને મક્કમતામાં ફેરફાર કરવો વ્યાજબી છે. સને ૧૯૨૩માં કોસગ્રેવના હસ્તે થએલા કરારનામાને અત્યાર સુધી ગુપ્ત રાખવામાં બ્રિટનનો અને બ્રિટનની છત્રછાયા નીચે પ્રમુખપદે દસ વર્ષ સુધી ટકી રહેલા કોસગ્રેવનો શું ઇરાદો હતો ? ત્રીસ લાખ પાઉંડની રકમ દર વર્ષે બ્રિટનને વધુ ધનવાન નહિ બનાવે, પરંતુ આયર્લેન્ડના ખજાનામાંથી એ રકમ જાય તો આયર્લેન્ડની નવરચના પાછળ ડી. વેલેરાએ ખર્ચવા ધારેલી રકમમાં ઘટાડો કરવો પડે, અને એ રીતે આયર્લેન્ડના હિતને નુકસાન પહોંચે. આયર્લેન્ડની નવરચનાની ખર્ચાળ યોજના ડી. વેલેરાએ તાજેતરમાં જ રજુ કરી છે.

**બ્રિટન લવાદની** બાબતમાં પડેલા મતભેદો દુર કરવાનું વાતાવરણ સર્જવામાં નિષ્ફળ નીવડશે તો ડી. વેલેરા અને એના સાથીઓ એ સંબંધી કંઇ પણ કરશે નહિ એ ચોક્કસ છે. અત્રે એક વસ્તુ યાદ રાખવાની જરૂર છે કે આયર્લેન્ડ અને બ્રિટન વચ્ચેના ખંડણીના આ ઝઘડામાં આયર્લેન્ડનો વિજય થાય તો પણ તેથી આયરિશ ખેડુતો કે જેમની પાસેથી મહેસુલની રકમ વસુલ કરવામાં આવે છે, તેઓને તો કોઇ પણ પ્રકારનો લાભ થાય તેમ નથી. કારણ કે બ્રિટનને આપવાની ખંડણીની ફાળે પડતી રકમ તો દર વર્ષની માફક ખેડુતો પાસેથી વસુલ થશે, માત્ર તે રકમ બ્રિટનની તિજોરીમાં ન જતાં આયર્લેન્ડની તિજોરીમાં જમા થશે, અને તેનો આયરિશ સરકારની ઇચ્છા મુજબ ઉપયોગ થશે. આયર્લેન્ડના પ્રમુખ ડી. વેલેરા એ રકમ પ્રજાહિતનાં કાર્યોમાં ખર્ચવા ધારે છે, ખંડણી સંબંધી બન્ને દેશોના મતભેદો ક્યારે અને કેવી રીતે દુર થવા પામશે તે કોઇથી કળી શકાય તેમ નથી.

# વેઠીઆંનો વિલાપ

[૧]

મૂખી ત્હારાં કુડાં કૃત્યો,
મૃત્યુનો ડર રાખ;
વેઠ્યો કેરા વારામાંથી
છુટી હવે તો આપ,
મૂખી! છુટી હવે તો આપ.

[૨]

દુઃખે અમારાં દિલ સુકાયાં,
કામે અમારાં શરીર;
લોહી અમારાં બાળી મૂક્યાં,
દયા ન લાવ્યો લગીર;
ત્હારા પાપનું ના મળે માપ,
મૂખી! છુટી હવે તો આપ.

[૩]

મુડદાં જેવાં છોકરાં જોને,
જોને માયુંના હાલ;
થાનેલાંનાં દુધ સુકાયાં
મૂખી! એ ત્હારે પ્રતાપ.
ત્હારા જુલ્મ: ન આડો આંક,
મૂખી! છુટી હવે તો આપ.

[૪]

ખોરી જાર તું આપે તેની
રાંધીએ ઘેરે ઘેંશ.
તહેવારે સારૂં ધાન ન ભાળ્યું,
ખાધી ઘેંશ ને ઘેંશ;
છુટી હવે તો આપ,
મૂખી! છુટી હવે તો આપ.

[૫]

કાયા તોડી અમે કામ કરીએ
તોય તું કાઢે ગાળ,
હવાલદાર ત્હારો હલકાં વેણે
બોલાવી મારે માર;
કહેને એ તે ક્યાંનો ન્યાય?
મૂખી! છુટી હવે તો આપ.

[૬]

ગોઝારો ત્હારો મનખ્ખો આખો,
કાઢીશ મૂખી! શું આમ?
કળકળતી આંતરડીઓનો
નિસાસો શે સ્હેવાય?
અમારાં કાળજાં તું ના કાપ,
મૂખી! છુટી હવે તો આપ.

[૭]

મૂખી! ત્હારાં કુડાં કૃત્યો;
મૃત્યુનો ડર રાખ,
વેઠ્યો કેરા વારામાંથી
છુટી હવે તો આપ;
મુખી!
મુખી! હવે તો છુટી આપ.

પ્રભાશંકર ત્રિવેદી

# આફ્રીકા

[લેખાંક ચોથો]

સિંહાવલોકન.

આફ્રીકાની કાળી પ્રજાઓનું આપણે અવલોકન આદર્યું છે. 'કાળી પ્રજાના સીતમ' (Black men's Burden) તેઓ સહે છે. ગોરી પ્રજાના આક્રમણ છતાં તેઓ હજુ ટકી શક્યા છે.... આફ્રીકાની ભૂમિ ઉપર સંસ્થાન વસાવવા માટે યુરોપી રાજ્યે કરેલા યત્નોનો ઇતિહાસ હબસીઓના લાલ લોહીથી લખાયો છે, છતાં આફ્રીકનો જીવ્યા છે સ્વેતસંસ્થાનનીવાસીઓ માટે તે પણ ઠીક જ થયું છે.

કાળા માનવીની વીતકકથા





આફ્રીકાની ભૂમી ઉપર રાજકીય સ્વા-મિત્વ સ્થાપવા માટે ગોરા દેવોએ આફ્રીકાના એક ખુણેથી બીજા ખુણા સુધી લોહીની નદીઓ રેલાવી છે. આફ્રીકનો તેની સામે થયા છે અને યુરોપીય શસ્ત્રપધ્ધતિની સંહારશકિત સામે પણ તેઓ જીવી શકયા છે.

ત્રણ શતકો સુધી ગોરાઓ આફ્રીકનોને પકડતા. તેમને દરિયાપારના દેશોમાં વેચતા. અકથ્ય જુલ્મ તેમના શરીર ઉપર વર્તાવવામાં આવતો. છતાં પણ આફ્રીકાના નિવાસીઓ વિદેશમાં પણ જીવી શકયા, વધ્યા અને આજે એક વિશાળ વિશ્વજાતિના અવિભાજ્ય અંગ તરીકે હજુ જીવે છે.

પણ જે વસ્તુનો ગુલામોના લોહી ઉપર વેપાર કરનારા વેપારીઓ નાશ ન કરી શકયા, જેને ફ્રેંચોની બંદુક અને બેલ્જીઅનોના હંટર ન નાશ કરી શકયા, જેનો સંહાર વિદેશથી આયાત થયેલા દર્દ દ્વારા ન થઇ શકયો, તે વસ્તુનો સંહાર આજે મુડીવાદની વૈજ્ઞાનિક શોષણપધ્ધતિ સફળ રીતે કરી રહી છે. આજે આ ક્રૂર સર્વવ્યાપી પધ્ધતિ ઉપર આફ્રીકનોનું જાતીતત્વ હણાઇ રહ્યું છે. મુડીવાદી પધ્ધતિ આગળ મધ્યકાલીન હંટર અને રાયફલના ત્રાસ તદ્દન ઝાંખા પડી જાય છે. જગતની જુલ્મી પધ્ધતિઓમાં મુડીવાદી પધ્ધતિ સૌથી સંપૂર્ણ અને સર્વલક્ષી છે. માનવને તે પ્રત્યેક દીશામાંથી પકડે છે.

આ શોષણપધ્ધતિ એકલા શરીરને સ્પર્શતી નથી. તે તેના સર્વ અંગોને શોષી નાખે છે. તેના માનસમાં ગુલામીને ચુમવાની તમન્ના ઉત્પન્ન કરે છે. તેના શરીરના સર્વ સુંદર તત્વોનો સંહાર કરે છે. મુડીવાદી શિક્ષણપધ્ધતિ માનવને માટે સોનેરી સાંકળ તૈયાર કરે છે. પણ લોખંડની જંજીરો કરતાં આ સાંકળના અંકોડાઓ વધુ મજબુત અને ત્રાસદાયક હોય છે.

યુરોપના અન્ય દેશોમાં તો સુંદર આબોહવાને લીધે મુડીવાદની શોષણ પધ્ધતિમાં પીસાતા છતાં શ્રમજીવી જરૂર પોતાનું જીવન જાળવી શકે છે. ઉપરાંત તેમના શરીરને આરામ અને આશાયેશ આપવાને માટે સીનેમા અને એવા આનંદ-ગૃહો ઉભાં કરવામાં આવ્યાં છે. સંધ્યા-કાળે સુંદર સ્નાનગૃહમાં તે પોતાનો શ્રમ નીતારી શકે છે. પણ ઉષ્ણ આફ્રીકાની આબોહવામાં બાર બાર કલાકના કામ જ્યારે તેના ઉપર ઠોકી બેસાડવામાં આવે, જ્યારે પોતાના આવાસથી આઘે આઘે ધરતીના ગર્ભમાં હંટરના સાટકાથી તેની પાસે કામ લેવામાં આવે, જ્યારે એક સરખું, અણુઅ-ટકયું કામ શરૂ કરવામાં આવે ત્યારે આ બિચારો આફ્રીકન તૂટી પડે છે......તેના દેહના કટકા થઇ જાય છે.

યુરોપમાં શ્રમજીવીઓને કંઇક સારા પગાર મળે છે પણ ઉષ્ણ વાતાવરણમાં વસતા આફ્રીકન શ્રમજીવી બિરાદરો તો મુડીવાદી શોષણપધ્ધતિ નીચે 'જીવતા ગુલામો' બની ગયા છે, તેઓ તેમના પોતા-ના જ ઘરમાં કેદી બન્યા છે.

આજે આ ક્રૂરતા અને જૂલ્મો સામે આફ્રીકન અસહાય બનીને ઉભો છે. અસરકારક વિરોધ કરવાની તેની સર્વ શક્તિ-ઓ હણાઇ ગઇ છે. રાયફલ અને રીવોલ્વર આગળ તેનો જંગલી ભાલો કંઇ કામ આવી શકે તેમ નથી. એરોપ્લેન સામે તેનું વેધક શસ્ત્રબાણ ક્ષણભર પણ ટકી શકે તેમ નથી. જેમ જેમ સંહારનાં સાધનો વૈજ્ઞા-નિક ઢબ ઉપર મૂકાતાં જાય છે, તેમ તેમ તેની તાકાત તૂટતી જાય છે. આજે એરો-પ્લેન, બોંબ, ગેસ, તોપ, એ સર્વ આગળ આફ્રીકન અસહાય બન્યો છે. વિદેશીઓ સામે ટક્કર ઝીલવાની તાકાત તેનામાંથી ઓસરી ગઇ છે.

ભૌગોલીક સ્થિતિનું સારૂં જ્ઞાન અને શૌર્યનાં સાધનો વડે વિજ્ઞાન સામે સામનો થઇ શકતો નથી. યુરોપીય-નોએ બાંધેલી આરમર કાર આગળ જંગલી આફ્રીકનનું શું જોર? અને તેથી જ આજે હતાશ બનીને આફ્રીકાનો કાળો માનવ મુડીવાદની પધ્ધતિએ ઉપજાવેલા અનર્થો સહન કરી રહ્યો છે. તેની મૂક ચીચીઆરીઓ કવચિત જ સંભળાય છે. તેના ઉન્હા નિશ્વાસ કોઇક જ હૃદયને સ્પર્શે છે!

ગોરા દેવોએ તો આફ્રીકનોને બંદુક ઝાલતાં પણ શીખવી છે. તેમણે લશ્કરી શિક્સ્ત શીખવીને આ સંહારના સાધ-નોનો કેમ ઉપયોગ કરવો તે પણ આફ્રીકનોને બતાવ્યું છે. આ માટે આગળ જતાં શ્વેતવાસીઓને ખૂબ શોષવું પડશે. પણ અત્યારે તો આ કાળો 'સોલ્જર' શ્વેતના જેટલી જ નિર્દયતાથી પોતાના જાતભાઇ-ઓને રેંસી નાખે છે. જો કે યુરોપીય-યુધ્ધમાં આ સૈનિકોનો ઉપયોગ કરવાનો પ્રતિબંધ છે છતાં ગયા મહાયુદ્ધમાં ફ્રાંસના લશ્કરોમાં કાળા સોલ્જરોની સંખ્યા સારી હતી. પણ ગરમ વાતાવરણમાં વસતા આ નીગ્રો વંશજોને યુરોપની શીતલતા સહન થતી નથી. એટલે તેઓને આબોહવાનું દર્દ લાગુ પડે છે. અને તેઓ જલ્દીથી ખતમ થઇ જાય છે.

આમ આફ્રીકા ઉપર ત્રિવિધ સીતમ ઉતર્યા છે. મુડીવાદી શોષણપદ્ધતિ સાંપ્રત લશ્કરવાદે ત્યાં અડ્ડો નાખ્યા છે. અને આ ભયંકર પદ્ધતિથી તેઓનો ધીમે

અદ્રસ્ય નાશ થઇ રહ્યોં છે. જો ગોરાઓ આ સામ્રાજ્યવાદની ભૂમિકાને અવિચલ રાખે અને કાળા વતનીઓને તે સ્વિકારવાની ફરજ પડે તો થોડા કાળ પછી આફ્રીકનો ઇતિહાસમાંથી અદ્રસ્ય થઇ જશે. જેમ અત્યારે લાલ હીંદીઓ, અમેરી-ડીયનો કરીબ વગેરે જાતિઓ જગતમાંથી ભુંસાઇ ગઇ તેવી જ રીતે આફ્રીકનો પણ ભુંસાઇ જશે. તેમ થશે તો જગતની માનવતાના તે ઇતિહાસમાં મ્હોટું કલંક જ ગણાશે.

[૩]

**આફ્રીકન પ્રજાના** શોષણ ઉપર લખાયેલા અનેક પુસ્તકોએ ગોરીજાતિ ઉપર આ ભયંકર જુલ્મો માટે જવાબદારી ઢોળી છે. લગભગ પ્રત્યેક લેખકે રંગભેદ ઉપર બે આંસુ પાડતાં સહન કરવા પડેલા અસહ્ય સીતમો માટે સમગ્ર ગોરીજાતિને દોષપાત્ર ઠરાવી છે. કાળા લેખકોએ પણ પોતાના ધિક્કારતી વૃત્તિને વેગ આપવા માટે ઇંગ્લાંડ, ફ્રાંસ, બેલ્જીયમ, તેમજ જર્મનીના રાષ્ટ્રોને જવાબદાર ગણ્યા છે. ઇંગ્લાંડના સામ્રાજ્યવાદી કવિઓએ 'White man's Burden' નાં ગીત ગાયાં છે. આમ આ પ્રશ્ન ઉપર એટલું તો સાહિત્ય સર્જાયું છે કે સામાન્ય વિવેચકને તો આફ્રીકાનો ઇતિહાસ એ જાતીય સંગ્રામ (Racial War) જેવો જ દેખાય. વસ્તુતઃ આફ્રીકાના અત્યાચારોને જાતીય સંગ્રામ તરીકે જ ચીતરવામાં આવ્યા છે અને તેથી પરિણામ એ આવ્યું છે કે જનતાના માનસમાં આ જાતીતત્વ (Racial Complex) બહુજ ઉંડો ઉતર્યો છે.

પણ સત્ય વસ્તુ શું છે? આજે આફ્રીકાના કાળા શોષણથી કોને લાભ થાય છે? આ સવાલ ઉપર વિચાર કરશો તો તમોને સમજાશે કે આફ્રીકામાં જાતીય સંગ્રામ નથી, પણ ભીષણ વર્ગસંગ્રામ (Class war) છે. અત્યારે પ્રવર્તતી અસહ્ય પરિસ્થિતિનું મૂળ કારણ અત્યારની મુડીવાદી પદ્ધતિ છે. આ પદ્ધતિના સંચામાં એકલા હબસીઓ કચરાય છે એટલું જ નહિં પણ સાથે સાથે ગોરા મજુરો, હિંદી શ્રમજીવીઓ એ સર્વ પીલાઇ રહ્યાં છે. આફ્રીકાની ફળદ્રુપ ભૂમિ ઉપર જાતિના રાજ્ય નથી, પ્રશ્ન કાળાં કે ગોરાંનો નથી, સવાલ સ્વામિત્વનો નથી, સમસ્યા રંગભેદની નથી. અત્યારે તો આફ્રીકાની ભૂમિમાં મુડીવાદી શોષણપદ્ધતિના દાવાનળ સળગે છે. અને આ દાવાનળથી ગોરા મજુરો, હિંદી કામદારો, અને હબસી ખેડુતોના શરીરો દાઝી ઉઠ્યાં છે.

પણ સંભવ છે કે કોલેજોમાં અર્ધકચરૂં જ્ઞાન પામેલાઓ આ વસ્તુ નહીં સ્વીકારે! કદાચ તમો પણ તે ના કબુલો પણ જ્યારે ટ્રાન્સવાલની સોનાની ખાણ ઉપર એક ઉડતી નજર નાખશો, કેન્યાની કપાસ પકવતી ભૂમી ઉપર એક દ્રષ્ટિપાત કરશો, તો તમો જરૂર મ્હારૂં વિધાન સ્વિકારશો અત્યારે ટ્રાન્સવાલમાં સોનાની ખાણ ઉપર સ્વામિત્વ ધરાવતી પેઢી પ્રત્યેક પ્રકારના શ્રમજીવીઓને રોકે છે. આ ખાણમાં યુવાન ગોરા કામદારો કામ કરે છે. આ જ ખાણમાં કાળા હિંદી 'ગીરમીટીયા, સોનું' ખોદે છે. તેમજ આ ખાણમાં હબસી મજુર પોતાની કોદાળીથી ભૂગર્ભ ગજવે છે! છતાં આ સર્વની સંપત્તિ અત્યારે જે પેઢીના હાથમાં છે. તે પેઢીના માલીકોની નામાવલીમાં એકલા યુરોપીઅનો જ નથી પણ હબસી ધનીકો પણ જડી આવશે. અત્યારે પ્રત્યેક

ઉદ્યોગના સુત્રો આમ સંપત્તિવાનોના હાથમાં પડયાં છે. અને આ સંપત્તિવાનોમાં ગોરા, કાળા અને હબસીઓ પણ હોય છે. એટલે મુડીવાદી શોષણપધ્ધતિમાં રંગભેદને તો જરા જેટલું પણ સ્થાન નથી.

બીજું ઉદાહરણ લઇએ અત્યારે આફ્રીકામાં—જો કોઇ યુરોપીય વેપારી હબસીશ્રીમંતને રસ્તામાં મળે તો જરૂર જ હાથ મીલાવે. પણ જો ગોરો કામદાર રસ્તામાં મળે તો તેની સાથે બોલવાને બદલે તેના પ્રત્યે આંખો કકડાવે! આ દ્રસ્ય તો આપણે મુંબાઇમાં પણ જોઇ રહ્યા છીએ.

આમ રંગભેદ એ માત્ર ઇંદ્રજાળ છે. અને તે વ્યવસ્થિત રીતે ઉભી કરવામાં આવી છે. સામ્રાજ્યવાદીઓએ પોતાના હીતને માટે આ ભેદ ઉભા કર્યા છે. કારણ કે તેથી ત્રણ સુંદર પરિણામો આવે છે. દાખલા તરીકે:—

૧. શ્રમજીવીઓના સમુદાયમાં રંગભેદ પર ભાગલા પડે છે. એટલે જો કાળા કામદારો હડતાલ પર જાય તો ગોરા કામદારો તેમની જગ્યા લઇ શકે.

૨. વિદેશોમાં આક્રમણ કરવાને જરૂરી યુવાનો યુરોપમાંથી મળી શકે.

૩. શ્રમજીવીઓની ચળવળ આ માર્ગે વળી જવાથી મુડીવાદ વધુ સુરક્ષિત બને.



## ત્હમને આ લેખમાળા ગમી?

મોરોક્કો, ટ્રીપોલી, અને કાંગોની દર્દભરી કથા આ માળામાં અંકિત થઇ છે પણ આ શોકકથા આટલેથી સમાપ્ત થતી નથી....આફ્રીકા ખંડ તો બહુ મ્હોટો છે.

એટલે જ આ લેખમાળા ચાલુ રાખવી કે કેમ તે પ્રશ્ન અમો વાંચક સમુદાય ઉપર મુકીએ છીએ. વધુમતીને પસંદ પડશે તો જ લેખમાળા ચાલુ રહેશે.

ત્હમે પણ ત્હમારો અભિપ્રાય આપો.

— તંત્રી

આવા ત્રણ ઉદ્દેશોથી આ રંગભેદની ઇંદ્રજાળ ઉત્પન્ન કરવામાં આવી છે. અને માનવ બુધ્ધિમતાની દારિદ્રતા કહો કે સામ્રાજ્યવાદીઓની પ્રચાર કરવાની અદ્દભૂત કલા કહો, પણ આ યોજના સુંદર સાફલ્ય પામી છે. અત્યાર સુધી અને હજુ પણ રંગભેદનું ભૂત અનેકોના મગજમાં ભમે છે. અને તેથી જ હબસીસાહિત્ય, અને કલામાં પણ જાતીવિરોધી લાગણીઓ જન્મી છે. આવી લાગણીઓ નીગ્રોસાહિત્યમાં ખૂબ ઉછળે છે. અને કંઇક અંશે આવી વિરોધી લાગણીઓ યુરોપીયસાહિત્યમાં પણ નઝરે ચઢે છે.

એક શતકથી આમ આપણે રંગદ્વેષથી ભૂલભૂલામણીમાં ગોથાં ખાઇએ છીએ. એટલે જ જ્યારે આફ્રીકાનો ઇતિહાસ આપણે વાંચીએ ત્યારે આ દ્રષ્ટિબિંદુ સારી રીતે સમજવાની જરૂર છે. યાદ રાખવું જોઇએ કે આફ્રીકન પ્રજાને સહન કરવા પડતા સીતમો મુડીવાદની શોષણપધ્ધતિમાંથી જન્મ્યા છે. અને તેથી જ આ સંસ્થા મીટાવવાથી જ આ જૂલ્મોનો નાશ થઇ શકે. સાંપ્રત હબસીપ્રશ્નનો આ એક માત્ર ઉકેલ છે. જ્યારે આફ્રીકન ભૂમિ ઉપરથી સીતમગાર મુડીવાદી શોષણપધ્ધતિ નાશ પામશે ત્યારે જ આફ્રીકાના પ્રશ્નનો ઉકેલ થશે.

# દમનનીતિ—નાં રંગ



તથી ઓડીનન્સનો અમલ અટકે એમ આશા રાખવી વ્યર્થ છે. વડીધારાસભા સંમતિ આપે કે ન આપે પણ આવતા વર્ષ સુધી દમનનીતિની તલ્વારને મ્યાન ન કરવાનો સરકારતંત્રનો

વડીધારાસભા સમક્ષ બોલતાં નામદાર હોઇ-સરોયે હીંદી જનતાને એક-વાર ફરીથી સંભળાવી દીધું છે કે જ્યાં સુધી મહાસભાની રાજકિય પ્રવૃત્તિ સદાને માટે સમાપ્ત ન થાય ત્યાં સુધી ઓડીનન્સનો અમલ અમર રહેશે. અર્થાત કે સરકારતંત્ર સામે થઇ રહેલાં આંદોલનો ઓસરી જાય નહીં ત્યાં સુધી દમનનીતિનો સાટકો વિં-ઝાયા જ કરશે. એથી આગળ વધીને સરકારે આ ક્ષણે લોકવર્ગ સામેની અથડામણમાં પોતાના સમગ્ર સાધનનો ઉપયોગ કરવાની ધમકી આપી છે! તેમજ વડીધારાસભામાં ઓડીનન્સની સત્તાઓને ધારાનું સ્વરૂપ બનાવવાની નિર્ધાર જાહેર કર્યો છે. સંભવ છે કે ઓડીનન્સના આકરા કાયદાઓ વડીધારા-સભાના સભ્યો ન પણ સ્વિકારે. પણ નિર્ધાર સ્પષ્ટ રીતે સમગ્ર ભાષણમાંથી નીકળે છે. તેજ તેનો પ્રધાનસુર છે.

હિંદનું રાજકારણ અત્યારે એવી ક્ષણો-માંથી પસાર થઇ રહ્યું છે કે અત્યારના રાજકિય પક્ષોના આંદોલનો ઉપર સમગ્ર દેશનું ભાવી અવલંબે છે.

એટલે જ આ ક્ષણે સરકાર–મહાસભા અથડામણનું એક અવલોકન કરવા યત્ન કરીયે, અને આ અથડામણથી ઉપજતી રાજકિય અસરનાં માપ કહાડવા યત્ન કરીયે તો આશા છે કે તે અસ્થાને નહીં મનાય.

## [ ૨ ]

**મહાસભા નિષ્ફળ** નીવડી છે એવા સુર હવે વાતાવરણમાં ગુંજવા લાગ્યા છે. કારણ કે મહાસભાના પ્રોગ્રામ ઉપર લોકસમુહ હવે ધ્યાન આપવા ના પાડે છે. બારડોલી અને બોરસદ તાલુકાએ જમીન મહેસુલ લગભગ ભરી દીધું છે. યુક્તપ્રાંતમાં નાસાંથની ચળવળ નાબુદ થઇ છે અને શહેરોમાં વિદેશી માલના બહિષ્કારની પ્રવૃત્તિ લગ-

ભગ ભાંગી પડી છે. તેમ જ રચનાત્મક વિભાગમાં ખાદીનું ઉત્પાદન ઘટતું જાય છે અને ઓર્ડીનન્સોના અમલ નીચે રાજકીય સંગઠનો લગભગ અશક્ય બન્યાં છે. એટલે મહાસભાની પ્રવૃત્તિઓમાં આવેલા ઝોક કંઇ અછુદીઠ રહી શકતો નથી. મહાસભાની પ્રવૃત્તિઓ લગભગ નરમ પડી ગઇ છે એ તો હવે સુર્ય જેવું સ્પષ્ટ છે. એટલે વોઇસરોયના મહાસભાની પ્રવૃત્તિ સંબંધે ઉચ્ચારેલા શબ્દો લગભગ સત્ય છે પણ મહાસભાની નૈતિક ફત્તેહ ઉપર વડા લાટે આંખમીંચામણાંજ કર્યાં છે. હિંદી પ્રજા અને સરકાર વચ્ચે ઓર્ડીનન્સોએ ઉંડી ખીણ ઉભી કરી છે. આમવર્ગમાં સરકારતંત્ર સામે રોષ પ્રગટયો છે. જેલત્રાસથી અનેક કુંટુંબોનાં હૃદય ઘવાયાં છે. એટલે સરકારતંત્ર જે એમ જ માનતું હોય કે મહાસભા સાથે અથડામણમાં તેમણે વિજય મેળવ્યો છે તો તેમની તે ભ્રમણા છે. સરકારે શાંતિ સ્થાપી છે. પણ તે સ્મશાનની શાંતિ છે.

## [ ૩ ]

**સરકારના સાફલ્યના** બે મુખ્ય કારણો તો આર્થિકઆપદ્ અને ખેડુતોની ખાનાખરાબી છે. અત્યારની આર્થિકઆપદ્‌નો ઉકેલ કે ખેડુતોને સહન કરવા પડતા કષ્ટનો ઉકેલ મહાસભાના પ્રોગ્રામમાં હોત તો જરૂર જ જનતા મહાસભાના વાવટા સાથે જેલમાં જાત. તો જરૂર જ મહાસભાના જયનાદ વચ્ચે લાઠીઓના ઘા ઝીલત. પણ જે સંસ્થા પ્રત્યેક ક્ષણે 'સમાધાન' કરવાની તમન્ના દર્શાવે, જે સંસ્થા સમય આવે કિસાનોને વિસરી જઇને સંસ્થાનિક સ્વરાજ્યના આદર્શ ઉપર વાદવિવાદ કરવા તત્પર બને, તે સંસ્થાએ લોક પાસેથી આધારબળ મેળવવાની આશા રાખવી અસ્થાને છે. યુકતપ્રાંતના કિસાનોને નાસાંથના જંગમાં જુકાવાની હાકલ કર્યા પછી સાથે જ જમીનદાર વર્ગને અભયવચન આપવામાં આવે ત્યારે ખેડુતો મહાસભાને કેટલો સાથ આપે તે સમજી શકાય તેમ છે. બારડોલીના કિસાનો માટે સીમલાની સફરો પછી સરકારી કમીટીની સ્થાપના મેળવવાથી આમવર્ગને શું સંતોષ થવાનો હતો? તેમ છતાં જનતાએ મહાસભાને સુંદર સાથ આપ્યો છે. અને મહાસભાના નેતૃત્વ નીચે કેટલાય સંકટ સહન કર્યા છે.

આ ઉપરાંત એક બીજી વસ્તુ પણ પ્રત્યેકે યાદ રાખવાની જરૂર છે. બહિષ્કાર એ બેધારૂં આયુધ છે. જેટલું તે વિદેશીઓને પીડે છે તેટલું જ તે હિંદી વેપારીઓને પણ નુકશાન કરે છે. આ વેપારીઓ કંઇ અગમ્ય કાળ સુધી નુકશાન ખમ્યા કરે એવો સંભવ રાખવો એ નરી મૂર્ખતા છે. માટે જ બહિષ્કારના બળ ઉપર જીવનારી મહાસભાનું જોર એક વર્ષના અલ્પકાળમાં તૂટી જવા પામ્યું છે. હીંદી વેપારીઓ આર્થિક નુકશાન લાંબો સમય સુધી સહન કરી શકે એમ છેજ નહીં. એટલે જ બહિષ્કારની પ્રવૃત્તિની ઝાઝી અસર નથી થઇ. હિંદી વેપારીઓ માનતા હતા કે બ્રિટનના નામચીન બનેલા સુત્રસંચાલકો બહિષ્કારની ધમકીથી ડરી જશે. તેઓની એવી કલ્પના હતી કે થોડા માસમાં સમાધાન થઇ જશે. પણ જ્યારે સમાધાનની આશા હવે ક્ષિતીજમાં અદૃસ્ય થતી જાય છે તેમ તેમ વેપારીઓની હીંમત અને ધૈર્યમાં પણ ઓટ આવવા લાગી છે.

મહાસભાની નિષ્ફળતાનાં આ મુળ કારણો છે. સુંદર રાજકિય અને આર્થિક પ્રોગ્રામનો અભાવ, તેમજ વેપારીઓનું અનિશ્ચિત પીઠબળ હાલની પરિસ્થિતિ માટે સીધાં જવાબદાર છે.

## [૪]

આમ પહેલી અથડામણમાં સરકાર વિજય મેળવવા શક્તિમાન બની છે. પણ સાથે સાથે તે નિર્બળ પણ બનતી ગઇ છે. ઓર્ડીનન્સનો અમલ લાંબો કાળ ટકતાં વડીધારાસભા, અને ધારાઓને માટે રહ્યું-સહ્યું માન પણ અદૃશ્ય થઇ ગયું છે. આ પરિસ્થિતિમાં જગતના કોઇ પણ પ્રકારના સરકારતંત્રો લાંબો સમય ન જ ચાલી શકે. માલ્ટાનો ઇતિહાસ પણ આ જ અનુભવ શિખવે છે. લોર્ડ સ્ટ્રીકલેન્ડે લગભગ બે વર્ષ સુધી ઓર્ડીનન્સોથી રાજ્ય કર્યું. આખરે અત્યારની ચુંટણીમાં લોર્ડ સ્ટ્રીકલેન્ડ ક્યાંય ઉખડી ગયો છે. તેમ જ ઇજીપ્તમાં પણ સીદકી પાશાને પાર્લામેન્ટમાં વધુમતી મેળવવા માટે લોકોના પ્રાથમિક હક્કો ઉપર તરાપ મારવી પડી છે. આમ જોરજુલ્મ અને દમનની નીતિ બહુ બહુ તો ક્ષણવાર સફળ થાય પણ તેથી કંઇ ચીરંજીવ શાંતિ સ્થપાતી નથી. એટલે જ હિંદમાં પણ લોર્ડ વીલીંગ્ડનની આ 'લાંબી લાકડી'ની નીતિ ચિરંજીવ શાંતિ જરાય નહીં સ્થાપી શકે. એટલું જ નહીં પણ હવે પછી સરકારતંત્રને આથી પણ વધુ આકરી અને વ્યાપક અથડામણ માટે તૈયાર રહેવું પડશે. એક રીતે કહીએ તો સરકારની હાલની સફળતામાં ભાવિ **વિગ્રહનાં બીજ રોપાલાં** છે આવતી કાલે તે ઉગશે. અને ફાલશે તે નક્કી છે.

## [૫]

**સમાધાન** કે ન સમાધાન. પણ મહાસભાની ચળવળ હવે અંતીમ ઝોક પર જઇ પહોંચી છે. એટલે જ હવે હિંદની ભાવી ચળવળ ઉપર કંઇક અનુમાન અને આગાહી કરવાની જરૂર છે. સરકારતંત્રે હિંદના ખેડુતોની દશા સુધારવા કંઇ જ નથી કર્યું. તેમ જ કામદારોની સ્થિતિ સુધારવા માટે પણ એક પણ પગલું નથી ભર્યું. પરિણામે દેશનો વિશાળ સમુદાય અત્યારે તો આર્થિક દાવાનળથી શેકાઇ રહ્યો છે. અને આવતાં વર્ષોમાં તેમનાં આર્થિકદુઃખમાં વૃદ્ધિ થતાં તેઓ રાજકિય આંદોલનોમાં જરૂર જોરદાર ભાગ લેશે જ. એટલે જ આવતા વર્ષોમાં ખેડુતોની જોરદાર ચળવળની ઉપેક્ષા રાખવી જોઇએ. હિંદના મુડીવાદી વર્ગે તો ૨૫ કરોડની લોન પાંચ કલાકમાં ભરી દઇને વિદેશીઓના ચરણ ચુમ્યા છે. પણ હિંદના કચડાતા કિસાનોમાં આ શોષણનો નાશ કરવાનો નિર્ધાર હોવાથી તેઓની ચળવળનાં વર્તુલ એટલાં તો વિશાળ બનશે કે ત્યારે જ બ્રિ. સામ્રાજ્યવાદ માટે ખરેખરો ભય ઉપસ્થિત થશે. હિંદના પરિવર્તનને ઇચ્છનારાં બળો જુદું નેતૃત્વ માગી રહ્યાં છે. આ નવું બળ તે કિસાનો અને કામદારો આપી શકશે.

સાંપ્રત ઇતિહાસમાં મહાસભાથી દૂર રહીને પણ કિસાનોએ પોતાની આર્થિક ચળવળ આગળ ચલાવવા યત્ન કર્યો છે. પણ આ આર્થિક આદર્શો તેમને રાજકારણમાં ઘસડી જાય છે. અને છેલ્લા દશ વર્ષના અનુભવે તેઓ જોઇ શક્યા છે કે જ્યાં સુધી સમાજ-વ્યવસ્થામાં મુલગત પરિવર્તન નહીં થાય ત્યાં સુધી તેમની દુઃખદ સ્થિતિ મીટાવવી અશક્ય છે. અનુભવની એરણ ઉપર તેઓ સમજી શક્યા છે કે જ્યાં સુધી જમીનદારશાહીના શોષણનો નાશ ન થાય, જ્યાં સુધી,

શાહુકારના આર્થિક સીતમો નિર્મુળ ન બને, જ્યાંસુધી જમીન મહેસુલમાં ધરખમ ઘટાડો ન થાય ત્યાં સુધી સાચી મુક્તિ અશક્ય છે. ત્યાં સુધી પ્રજાસ્વાતંત્ર્ય એ માત્ર શબ્દો છે. એટલે જ અત્યારે હિંદવ્યાપી સંગઠીત ચળવળને અભાવે તેઓ જમીનદારો અને શાહુકારો સામે વ્યક્તિગત હુમલાઓ કરે જાય છે. બંગાળમાં અને પંજાબમાં રાજ-કિય ધાડોની સંખ્યા અતિશય થઇ પડી છે. ના. વાઇસરોયને પણ આ સત્યની નોંધ લેવાની ફરજ પડી છે. આ વસ્તુ બતાવી આપે છે કે હિંદના રાજકારણી ક્ષિતિજમાં નવું બળ જન્મી ચુક્યું છે.

તેમ જ કામદારો પણ હવે સમજવા લાગ્યા છે કે તેમના આર્થિકહીનનો ઉકેલ હડતા-લનું આયુધ સજવામાં છે. હિંદની રેલ્વે ઉપર હડતાલ માટે મત મંગાતાં. લાખોની સંખ્યાએ હડતાલની તરફેણમાં મત આપ્યા હતા. અને સંભવ છે કે જમનાદાસ મ્હેતા જેવા મુડીવાદી નેતાઓનો આંતરીક દ્રોહ (Sabatage) ન હોત તો સંભવ છે કે અત્યાર પહેલાં આ હડતાલ ક્યારની ય શરૂ થઇ ચુકી હોત. એટલે હિંદના ૭૦ લાખ જેટલા કામદારો પણ હવે હડતાલ માટે તત્પર બન્યા છે. આમ હિંદના રાજકારણમાં કામ-દાર વર્ગનું બળ પણ કંઇક નવા જ શબ્દો અલેખશે એમ અત્યારથી લાગવા માંડ્યું છે, તેમજ મધ્યમવર્ગ પણ આર્થિક આફતને લીધે પ્રત્યેક દિવસે બેકારીની ભયંકર ચુડમાં ભીંસાતો જાય છે. લગભગ ૯૦ ટકા જેટલો સમુદાય તો હવે હાથથી મ્હોં પર આવી ગયો છે. તેમને ઘેર પણ ક્ષુધાના સંતાપ સળગ્યા છે. એટલે આ વિશાળ વર્ગ પણ હિંદના કામદારો-કિસાનોના સંગઠનમાં જોડાશે એવી જરૂર આગાહી કરી શકાય. મધ્યમવર્ગમાં પોતામાં નેતૃત્વની શકિત ન હોવાથી તે હંમેશ આગેવાન વર્ગની કુમક પર ઉભો રહે છે. અત્યાર સુધી તેણે મહાસભાના મુડીવાદીઓને સાથ આપ્યો છે. પણ જ્યારે કામદાર અને કિસાનોના આંદોલન ઉંચાં આવશે ત્યારે આ વર્ગ જરૂર જ શ્રમજીવીઓની પડખે જશે.

એટલે વર્ગભેદની એરણ ઉપર હિંદના રાજકારણી રંગના ભાગ પડતા જાય છે. કેમ્પ ખુલ્લા બનતા જાય છે. એક બાજુ સામ્રાજ્યવાદ, રાજાઓ, જાગીરદારો અને મુડીવાદીઓ એક કેમ્પમાં જશે ત્યારે બીજી બાજુ કિસાનો, કામદારો અને મધ્યમવર્ગના માનવો સામા કેમ્પમાં જશે. આ અથડા-મણ જ્યારે સક્રિય સ્વરૂપ લેશે ત્યારે જગત જોશે કે સ્વતંત્ર સંગ્રામ કેમ ખેલાય છે?



# દર્દતાંડવ

કેવાં કરાડ કકડે કંઇ વજ્ર ધાળ્યાં,
તૂટી પડે રૂદન છાવરી કૈં વિતાનો;
રેલ્યો જગે અમર એક અનંત શોક,
કંપી ઉઠયાં ભવન ચૌદ, ધ્રુજે ધરાંક.

ધ્રુજે સૂતાં ગરીબ બાલક અર્ધભૂખ્યાં,
કંથા તૂટી, ઉઘડી માતની કુખ પૂજ્ય.
અંધાર ધાઢ ધસતો દીગપાળ ટીંબે,
હે આત્મ ! સેજ તજી શું સમરે ચઢે ના?

દુષ્કાળ દંત પીસતો, વિફર્યાં જ વ્યાધિ,
ભૈરવ ભરે મનુજને નીજ ખપ્પરે હા !
આક્રંદ ઉર છલકી મળતાં વિભૂતે,
કિંવા ઉઠયો નહીં ભલા ! પ્રુલધાટ છાંડી?

વૈધવ્યનું પ્રખર તાંડવ દર્દનું ને
સંસાર વાટ વસમી વિધવા વટાવે;
કન્યા સુબાલ ઝકડે મુડદે, અભાગી !
કિંતુ ન કાં કલમ આ બનતી કટારી ?

મંદિર શોણિત થકી સજીયાં મજૂરે,
મ્હેલો રચ્યા ઘસી ઘસી નીજ હાડકાંઓ;
એ મ્હેલમંદિર વસ્યાં જીવડાં વિલાસી,
ચૂંથે અરે !. ગરીબનાં કંઇ રકતમાંસ.

ગોત્યા જડે ઉકરડે બડ રાજહંસો,
મોહિનીના કર પડયા કંઇ રાજવીઓ.
વેદી શહિદ ધૂપથી, વીરથી ધીકંતી,
ધીકી ઉઠે નહિ ખરે ! તુજ ખૂન શુષ્ક.

**જયારે વિરાટ વપુમાં વહતો વિષાદ**
**જીવંત માનવ બળી કરતો ઉજાસ.**

રણછોડભાઇ પ. પટેલ.

# બીજી યોજનાને આરે:

**પ્રથમ યોજનામાં મળેલી સફળતા પછી—**



બીજી યોજનાનો ઉત્પાદક.
**સ્ટેલીન.**

**પાં**ચ વર્ષની પ્રચંડ યોજનાના સાફલ્ય પછી સોવિયેટ રશીયા આજે એવી જ ગંભીર, એવી જ મહત્વપૂર્ણ, એવી જ અર્થયુકત નવી યોજનાને આરે ઉભું છે. મોસ્કોના અર્થવિશારદોએ ભાવી પ્રગતિને આંકડામાં કલ્પી છે. સમાજવિશારદોએ ઔદ્યોગિક પ્રગતિની સમાજશરીર ઉપર થતી અસર વિષે અનુમાન દોર્યાં છે. અને સમાજવાદના વિપ્લવી વાવટાધારીઓએ વિશ્વવિપ્લવને ત્રાજવે નવી યોજનાને જોખી જોઇ છે. આથીજ આલમનો આમવર્ગ સોવિયેટ યુનીયનના શ્રમજીવીઓના આ નવા વિચારયુકત અને વ્યવસ્થાપૂર્ણ સાહસને અભિનંદે છે.

મોસ્કો એ અત્યારના આમવર્ગ માટે નવી પ્રેરણાનું જન્મસ્થાન છે. અહીં તેમને આઝાદીના નવા વિચારો જડે છે. અહિં તેમને આદર્શપ્રાપ્તીની નવી નવી યુક્તિઓ મળે છે. માટે જ મોસ્કોમાં બહાર પડેલી બીજી પાંચ વર્ષની યોજના ઉપર હિંદના શ્રમજીવી સમુદાયનું લક્ષ પણ અત્યાર પહેલાં ખેંચાયું છે. પહેલી યોજનાના ક્રમમાં પણ હિંદે ખૂબ ખૂબ રસ લીધો છે અને અત્યારના અનુભવ ઉપરથી એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે બીજી પાંચ વર્ષની યોજના પણ પહેલાની માફક જ ચાર વર્ષમાં સંપૂર્ણ થશે. અને ૧૯૩૬ માં જ આપણે સમાજવાદની આ નવી યોજના સફળ થએલી જરૂર જોઇ શકીશું.

## ૨. રાજકીય મહત્વ

**સમગ્ર** વિશ્વ અત્યારે આર્થિકઆંધીમાં સપડાઇ ગયું છે. આર્થિકસીતમના સુસવતા વાયરાઓ ભલભલાના શરીરમાં થરથરાટી બોલાવી દે છે. ઉંચે વસતા અબજપતિઓ નીચે પછડાયા છે. શોષણને મૂક રીતે સહન કરતા આમવર્ગના શરીરોમાં હવે હાડકાના માળખાં રહ્યાં છે. આ પરિસ્થીતિની વચ્ચે

સોવિયેટ રશીયા ધ્રુવતારક સમું સ્થીર ઉભું છે. અત્યારના તોફાની વાતાવરણમાં આ એકજ એવો પ્રદેશ છે કે જેને બેકારીના સીતમો સહન કરવા પડતા નથી; જ્યાં ક્ષુધાર્તોનો શબ્દ સ્વપ્ને પણ સંભળાતો નથી.

આથી જ આ આર્થિક યોજનાનું રાજકીય મહત્વ કલ્પીએ તેના કરતાં અતિ ઘણું છે. મુડીવાદી આર્થિક-પદ્ધતિમાં સમાયેલી ત્રુટીઓ તેણે અજબ સાફલ્યથી જાહેર કરી બતાવી છે. જ્યારે ૨૬ મુડીવાદી દેશોમાં ૨૬૦ લાખ બેકાર-શરીરો અહોનિશ કામની શોધમાં શરીર સુકાવે છે. ત્યારે સોવિયેટ યુનીયનમાં પ્રત્યેક પાસે પુરતું કામ છે. આ એકજ વસ્તુમાં સમાજવાદનો બોલતો પ્રચાર સમાયેલો છે. આ ઘટનાએ મુડીવાદને તેના પોતાના જ ક્ષેત્રમાં સખ્ત શિકસ્ત ખવડાવી છે.

આમ આ આર્થિક યોજનાના પડઘા સોવિયેટ યુનીયનની સીમામાંથી બહાર પડવા સર્જાયેલા છે. કેટલાય દેશોના આમવર્ગને આમાંથી પ્રેરણા જડશે. કેટલાય માણસો આવું સુંદર સાફલ્ય દ્દષ્ટિએ ચડતાં સામ્યવાદના સંઘમાં ભળશે. દેશદેશનાં સરકારતંત્રો ભલે અનેક પ્રકારના પ્રતિબંધો મૂકે, સાહિત્ય ઉપર સેન્સરશીપ ગોઠવે, છતાં આ યોજનાનું સાફલ્ય એ એવી વસ્તુ છે કે જે મુડીવાદીઓની લશ્કરી દિવાલ ભેદીને પણ પીસાતા કામદારસમુહને આશાનો સંદેશ પહોંચાડી આવશે. પૃથ્વીના પ્રત્યેક ખુણામાં તે ઉત્સાહનાં છાંટણાં છાંટશે; આધીનતાના અભિલાષોમાં વેગ આણશે; જગતની સ્વાતંત્ર્યલક્ષી ચળવળોને જોરદાર બનાવશે.

આ સંજોગોમાં પહેલી પાંચ વર્ષની યોજનાનું સાફલ્ય અને બીજી પાંચ વર્ષની યોજનાનો આરંભ, એ બન્ને વસ્તુઓમાં સમાજવાદના સિદ્ધાંતનો સીધો વિજય થયો છે. ઔદ્યોગિક યોજનાના પહેલા સંગ્રામમાં મુડીવાદની નિશ્ચિત હાર થઇ છે.

### ૩. ઉંચા અભિલાષ

સોવિયેટ યુનીયનના સામ્યવાદી પક્ષે આ યોજનાને અપનાવતી વખતે નીચે પ્રમાણે પોતાનો નિર્ધાર જાહેર કર્યો હતો.

...બીજા પાંચ વર્ષની યોજનાનુ મૂખ્ય રાજકીય ધ્યેય તો મુડીવાદી અવશેષો અને સામાન્ય રીતે વર્ગોનું અસ્તિત્વ નાબુદ કરવાનું છે. સમાજમાં જે વસ્તુઓ વર્ગસ્વરૂપને જન્મ આપે છે તે વસ્તુઓનો નાશ કરવો, તેમ જ

સામ્યવાદના સીધ્ધાંતવેત્તા **બીરાદર બુખારીન.**



## રશિયાની કુચ કદમ

રાષ્ટ્રના આર્થિકજીવનમાં હજુ જીવન્ત રહેલાં મુડીવાદી તત્વોનો સંહાર કરવો...... એ આ યોજનાના લાક્ષણિક અંગો છે.

આ શબ્દો કોઇ સ્વપ્નદ્રષ્ટાના શબ્દો નથી પણ છેલ્લાં ૧૪ વર્ષમાં રશીયાની મહાન ભૂમીમાં અપૂર્વ સાફલ્ય મેળવનાર સમાજવાદી સંસ્કૃતિનાં સંસ્થાપકોના આ અભિલાષો છે. જગત તેમને માટે કહે છે કે તેઓ કુદી શકે એવડો જ કુદકો મારે છે. પહેલી પાંચ વર્ષની યોજનાનું સાફલ્ય બતાવે છે કે તેઓ સિદ્ધ ગણત્રીબાજ છે. એટલે જ ૧૯૩૬માં સમાજને એકજ વર્ગીય બનાવવાની સામ્યવાદી પક્ષની તમન્ના સિદ્ધ ન થાય તેવો એક પણ સંભવ નથી. ૧૯૩૬ સુધીમાં સમાજવાદી ઉત્પાદનપદ્ધતિ ઉપર થયેલું ઉત્પાદન એટલું તો વિશાળ હશે કે જે કંઇ મુડીવાદી અવશેષો સાંપ્રત રશીયન સમાજરચનામાં દેખાય છે તે સર્વ જરૂર અદ્રશ્ય થઇ જશે. અત્યારે દીસતી સર્વ મુડીવાદી પદ્ધતિઓ ભૂતકાળના ભૂગર્ભમાં સદાને માટે વિલીન થઇ જશે.

આમ સમાજમાંથી વર્ગ વિગ્રહનો અંત આવશે. લગભગ જાગીરદારશાહીના સમયથી ઇતિહાસને લોહીના રંગોથી રંગનાર વર્ગવિગ્રહ રશીયાની ભૂમી ઉપરથી અદ્રશ્ય થશે. તે ક્ષણ પછી સોવિયેટની સીમામાં શ્રમજીવી સમુદાય સમાજવાદી સંસ્કૃતિના થર એક પછી એક ચણતો જશે અને ત્યારે જ જગતની મુડીવાદી અને સમાજવાદી સંસ્કૃતિ પૃથ્વીના પ્રત્યાઘાતી બળોને સામો પડકાર આપવા શક્તિમાન થશે.

## જનતાની પ્રગતિ

કેટલાક આવા વિશાળ ઔદ્યોગિક વિકાસને માટે એમ માને છે કે તે તો મુડીવાદી જગતમાં પણ શક્ય બને તેવી વસ્તુ છે. અમેરિકા તરફ આંગળી ચીંધી આ વિવેચકો સવાલ કરે છે કે અમેરિકન ઉદ્યોગવાદની ચીલઝડપ પ્રગતિમાં અને સોવિયેટ યુનીયનની આ ધુમકેતુ સમી વેગવન્ત યોજનામાં શું ફરક છે? અને એટલેથી અટકવા વગર જગતના આ બુદ્ધિમતાનો બુરખો પહેરનારાઓ પુછે છે કે સોવિયેટ યુનીયન આવી ત્રણ ત્રણ યોજનાઓ પુરી કરી જાય તો પણ અમેરિકાથી તો તે પછવાડે જ રહેશે. આ સવાલનો જવાબ નીચે પ્રમાણે આપી શકાય. પ્રથમ તો મુડીવાદી પ્રદેશમાં ઔદ્યોગિક વિકાસ માત્ર એક ન્હાનકડા સમુદાયને જ લાભદાયી હોય છે. નફો એ તેનું લક્ષબિંદુ હોય છે. શોષણ એ તેની કાર્યપદ્ધતિ હોય છે. પરિણામે પ્રજાનો વિશાળ સમુદાય પીડાય છે અને એક ન્હાનકડો સમુદાય વ્યાજ અને ડીવીડન્ટની આવક ઉપર જીવે છે. એ વર્ગ સંપત્તિના બળ ઉપર સહેલગાહ માણે છે. આ મુડીવાદી દેશના ઔદ્યોગિક વિકાસનું સ્વરૂપ છે.

પણ સોવિયેટનો ઔદ્યોગિક વિકાસ સમગ્ર સમુહને હિતકર્તા છે. જરૂરીઆત એ તેનું લક્ષબિંદુ છે. માનવને શારીરિક શ્રમમાંથી મુક્ત કરવું એ કાર્યપદ્ધતિ છે. યાંત્રિક ઉત્પાદનથી જરૂરીઆતો પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થતાં માનવ વધુ સુખી બને છે. કામ કરવાના કલાકો ઘટે છે. આરામ અને આશાયેશનો સમય વધે છે અને સૌ સુખી બને છે.

સોવિયેટ યુનીયનનો ઔદ્યોગિક વિકાસ અને મુડીવાદી ઔદ્યોગિક વિકાસ

વચ્ચે આ મૂલગત ફરક છે. અહિં જ્યારે દશ દશ કલાકનું કામ લેવાય છે ત્યારે યોજનાના સાફલ્ય સાથે ત્યાં કામ કરવાના કલાક ઘટે છે. અત્યાર આગમચ તેમને માત્ર સાત જ કલાક કામ કરવું પડે છે. અને ભવિષ્યમાં તેઓ માત્ર ૬ જ કલાક કામ કરશે. આમ આપણી ઔદ્યોગિક પ્રગતિ સાથે અહીં આપણે વધુ ચુસાના જઇએ છીએ ત્યારે સમાજવાદી ઔદ્યોગિક પ્રગતિમાં શ્રમજીવીઓ વધુ સુખી બનતા જાય છે,

## ૪. આંકડાની આંખોએ

યંત્ર ઉત્પાદન ૧૯૩૨ ના પ્રમાણ કરતાં સાડાત્રણ ગણું કરવાનો મક્કમ નિર્ણય સામ્યવાદી પક્ષે પોતાના સત્તરમા અધિવેશનમાં જાહેર કર્યો છે. કારણ કે યાંત્રિકઉત્પાદનમાં યંત્ર એ ભૂમિકા છે. એટલે સોવિયેટ યુનીયનને જરૂરી યંત્રો ઉત્પન્ન કરવાને માટે યોગ્ય વ્યવસ્થા ન હોય તો સોવિયેટ રશીયા સ્વયં શક્તિશાળી બની ના શકે. એટલે જ તેઓએ સૌથી વધુ લક્ષ યંત્રના ઉત્પાદન ઉપર આપ્યું છે.

લોખંડનું ઉત્પાદન છેક ૨૨ મીલીયન ટન અંદાજવામાં આવ્યું છે. કારણ કે યંત્ર ઉત્પન્ન કરનારા ઉદ્યોગો, તેમજ રેલ્વે વગેરેમાં જરૂરી લોખંડને પહોંચી વળવા માટે આ આંકડો મૂકવામાં આવ્યો છે. આ યાંત્રિક વસ્તુઓને જરૂરી લોખંડને ઉત્પન્ન કરવાને હજુ પણ નવા યંત્રો સ્થપાશે અને છેક છેલ્લી ઢબથી લોખંડ ઉત્પન્ન કરવાને માટે પ્રયત્ન કરવામાં આવશે.

અનાજના ખેતરોમાં ઉપયોગી ખાતર વધારવાને માટે, નવા રસાયણિક ખાતરો ઉત્પન્ન કરવા માટે રસાયણિક ઉદ્યોગ ઉપર ખાસ લક્ષ આપવામાં આવશે. તેને માટે નવી ફેકટરી સ્થાપવામાં આવનાર છે.

રેલ્વેમાં ૩૦૦૦૦ કીલોમીટરની નવી રેલ્વેઓ નંખાશે. નવા પૂલો બાંધવામાં આવશે. વધુ જોરદાર એંજીનો લાઇન ઉપર મૂકવામાં આવશે. વિજળીક ગાડીઓની શરૂઆત કરવામાં આવશે. પ્રત્યેક પ્રાંતની ખીલવણીમાં સહાયભૂત થઇ પડે તેવી રીતે રેલ્વે ખીલવવામાં આવશે.

દરિયાઇ અને નદીના વહાણવટાની પુનઃરચના કરવામાં આવશે. અત્યારના જળમાર્ગોને સુધારવામાં આવશે. નદીના બંદરો અને દરિયાના બંદરો સુધારવામાં આવશે.

ખેતીવાડી ખાતામાં પણ ૧૩૦ મીલીયન ટન અનાજ વધુ ઉત્પન્ન કરવાનો ઇરાદો છે. અને આ રીતે સોવિયેટ રશીયામાં લોકસમુહને પડતી અનાજની ઓછપ ઓછી કરવાનો સામ્યવાદી પક્ષનો પ્રખર નિર્ધાર છે.

## ૪ લાક્ષણિક અંગો

પણ આ યોજનાનું લાક્ષણિક અંગ તો એ છે કે જનતાની જરૂરીઆતોને કેમ સહેલાઇથી પહોંચી વળાય તે જોવા માટે આ પ્રયત્ન થઇ રહ્યા છે. આ બીજી યોજનાનો આ પ્રધાનસુર છે. તેથી જ જ્યારે આ યોજનાઅમલમાં આવશે, એ જેમ જેમ સફળ થતી જશે તેમ તેમ લોકોને સુખનાં વધુ સાધનો મળતાં જશે. તેમને કપડાં તેમજ અન્ય જરૂરીઆતો પણ વધુ પ્રમાણમાં મળશે. અને તે રીતે તેઓ વધુ સુખી બનશે.

ટ્રોટસ્કી પક્ષનો એવો આક્ષેપ છે કે લોકસમુહની જરૂરીઆતો પુરી પાડવા ઉપર જ મૂખ્ય લક્ષ અપાવું જોઇએ. પણ આ પક્ષના સિદ્ધાંતવાદીઓએ સમજવું જોઇએ કે સોવિયેટ રશીયા મુડીવાદી આલમ વચ્ચે વસે છે. પહેલી તકે તેને આખું ને આખું ગળી જવા માટે સામ્રાજ્યવાદી સર્પો તૈયાર ઉભા છે. પણ આ સર્વ પ્રતિકુળ સંજોગોની વચ્ચે

સુખેથી જીવવું હોય તો રશીયાએ પોતાના ઉદ્યોગોને જરૂરી વસ્તુઓ પોતાના દેશમાં જ કરવી જોઈએ. બીજી પાંચ વર્ષની યોજનાનું આ લાક્ષણિક અંગ છે. આ યોજના લોકસમુહની જરૂરીઆતને પુરી પાડવા સાથે રશીયાને સ્વાશ્રયી બનાવવા-માગે છે. તેથી જ આ યોજના અત્યારે લોકમાં આટલો આદર પામી ચુકી છે. અને સંભવ છે કે જેમ જેમ આ યોજના આગળ વધતી જશે તેમ તેમ તેનું મહત્વ આપણી આંખ સામે ખડું થશે.

કેટલાકો કહે છે કે સોવિયેટ યુનીયન કયાં સુધી આવી યોજનાઓ કરે જશે? વિશ્વવિપ્લવના પૂજારીઓ કંઇક કટાણું મ્હોડું કરીને આ સવાલને છોડે છે. માત્ર તર્કની દૃષ્ટિએ સોવીયેટ યુનીયનની આ યોજના બુધ્ધિગમ્ય નથી દીસતી. પણ નરી વાસ્તવિકતામાં જીવવા માટે પ્રયત્ન કરીએ ત્યારે બીજી યોજનાના અપૂર્વ લાભ આપણે જોઇ શકીએ છીએ. અત્યાર આગમચ આપણે તેની પ્રચારક શક્તિ વિશે ઉલ્લેખ કર્યો છે. પણ આ ઉપરાંત એક બીજી વસ્તુ પણ અતી અગત્યની છે. અત્યાર સુધી રશીયા એ સામ્રાજ્યવાદીના શોષણનો એક સ્તંભ હતો. તેની અપાર ભૂમીમાં આ વિદેશીઓ સંપત્તિ રોકતા અને સંપત્તિ ઉપર સેંકડો ટકા નફો મેળવતા. આમ રશીયાની ભૂમી તો સામ્રાજ્યવાદીઓનો આહાર હતો. આજે ૧૪ વર્ષથી આ આહાર અટકી ગયો છે. અને જે દિવસે રશીયા સ્વાશ્રયી બનશે તે દિવસે સામ્રાજ્યવાદીઓના ભાણાનો મ્હોટો રોટલો અદશ્ય થઇ જશે. તે રીતે સામ્રાજ્યવાદ નબળો પડશે. તેની તાકાત તૂટી જશે. આમ એ એક આર્થિક ઘા છે અને જગત જાણે છે કે તલ્વારના ઘા કરતાં આર્થિક ઘાની વેદના ઉંડી હોય છે.

રશીયાની પાંચ વર્ષની યોજના આમ શાંત આક્રમણ છે. અને તેથી જ વિદેશીઓ ખૂબ કચવાય છે; ખૂબ ગણગણે છે અને તેથી જ તેઓ સોવિયેટ યુનીયનનો શબ્દ સાંભળતાં જ હોઠ પીસે છે.

## ૫. અનુમાન

ત્યારે ૧૯૩૬ સુધી આ યોજના આગળ જશે ખરી? અત્યારે તે કોણ કહી શકે? ઇતિહાસના ઝીણા નિરીક્ષકો બહુ બહુ તો એક વર્ષ આગળ જોઇ શકે છે એટલે અપૂર્વ ચોક્કસતાથી આગાહી કરવી અશકય છે. પણ અત્યારે જે આંતરરાષ્ટ્રિય રાજકારણના તરંગો ઉછળી રહ્યા છે તે જોતાં સંભવ છે કે સામ્રાજ્યવાદીઓ આ યોજનાને સફળ થતી અટકાવવા માટે આકાશ પાતાલ એક કરશે. અત્યાર પહેલાં ઇંગ્લેંડે સોવિયેટ યુનીયનને વધુ શાખ ન આપવાનો નિર્ણય આમની સભામાં જાહેર કર્યો છે. તેમજ પેરીસમાં ભરાયેલી 'તેલની પરીષદે રશીયન તેલનો બહિષ્કાર કરવા માટે યોજના રચી છે. સામ્રાજ્યવાદીઓની આંતરિક સ્પર્ધાને લઇને આ યોજના સફળ નથી થઇ પણ અત્યારે બનતા બનાવોનો સરવાળો મુકીને અનુમાન બાંધીએ તો આપણે જોઇ શકીશું કે રશીયન વેપારનો બહિષ્કાર કરવા માટે યત્ન થઇ રહ્યો છે. ઓટાવાના આર્થિક કરારો પણ સોવિયેટ યુનીયનની સામા ઘડવામાં આવ્યા છે. એટલે રશીયાને તો સામ્રાજ્યવાદીઓનો નક્કર સામનો કરવો પડશે એ ચોક્કસ છે.

ઉપરાંત સોવિયેટ યુનીયન સામે વિગ્રહનો સીધો ભય આ ક્ષણે ઉભો થયો છે. મંચુરીયામાં જાપાની સરકારનાં પગલાંએ પૂર્વના દેશોમાં પ્રચંડ ખળભળાટ મચાવ્યો છે. અને સંભવ છે કે સોવિયેટ યુનીયન સામે સંગ્રામમાં ઝંપલાવીને જાપાની સામ્રાજ્યવાદ આ મુશ્કેલીમાંથી માર્ગ મેળવવાનો પ્રયત્ન કરે. ગમે તેમ પણ સોવિયેટ યુનીયન સામે સંગ્રામ થાય તો તે પ્રદેશના સ્વાધીન શ્રમજીવીઓ જાપાનને તેમનાં કાંડાના બળ જરૂર બતાવી દેશે.

# ચારિત્ર્યના દંભ

લેખકઃ— બાવચંદ માવજી વડેરા

આજના અભ્યાસક્રમમાં ચારિત્ર્યના શિક્ષણને પણ સ્થાન આપવું જોઈએ. જ્યાં સુધી માણસના માહિતીજ્ઞાન, અક્ષરજ્ઞાન, અને બુદ્ધિવિકાસમાં એના જીવનને પવિત્ર બનાવે તેવું ચારિત્ર્યજ્ઞાન નથી ઉમેરાયું ત્યાં સુધી એ શિક્ષણ અને એ માણસ બન્ને અપૂર્ણ છે; એમ ઘણાં પૂર્ણ ગંભીરતાથી કહી રહ્યા છે. માણસ બનવાને જન્મેલાં શરીરોને તેના સ્વાભાવિક વિકાસથી વિકૃત કરી, પરાણે ગમે તે રીતે ગમે તેવાં બોધવચનના ઝેરી પાટોથી યંત્રો બનાવવાની યોજના ઘણાએ વિચારી રહ્યા હશે. પણ સાચી રીતે નીતિનું સમાજમાં અને ચારિત્ર્યનું જીવનમાં શું સ્થાન હોઇ શકે અને કેટલે અંશે માણસ પોતાની જીંદગીનો પવિત્ર ઉલ્લાસ આ એ જડ નિયમ રેખાઓ માટે આપી શકે તે વિષે કોઇ વિચારતું નથી.

ચારિત્ર્ય અને નીતિ એ ભિન્ન ભિન્ન વસ્તુ નથી. પણ એક જ વસ્તુને જુદા જુદા દૃષ્ટિબિંદુથી જોવાથી દેખાતાં બે સ્વરૂપો છે. જે જાતનાં ઘડતરને વ્યક્તિ દૃષ્ટિએ ચારિત્ર્ય ગણાય, તે જ ઘડતર સમાજની દૃષ્ટિએ નીતિ ગણાય. એ જ વસ્તુ સ્થાપીત રાજ્યસંસ્થાની દૃષ્ટિએ કાયદો ગણાય. અને સ્વતંત્ર ધર્મગ્રંથોની દૃષ્ટિએ સ્વર્ગનાં પગથીયાં ગણાય. મતલબ કે સમાજની શાંતીને ખાતર અને સમાજના સર્વ અંગોના જીવનને ખાતર આપણે અમુક રીતે વર્તવું એવો જે નિયમ તે નીતિ. આ નીતિ માણસને સ્વાભાવિક નથી હોતી. જો હોત તો તેને માટે માણસને શીખવવાનો કે તેના ભંગથી સજા કરવાનો ભય બતાવવાનો કંઇ અર્થ નથી. ખરી વાત તો એ છે કે માણસે ભલે સંઘ જમાવી ટોળાનું તત્ત્વજ્ઞાન સર્જાવ્યું હોય. પણ એની આંતરીક વૃત્તિઓ સર્વદા અને સર્વ સ્થળે એ તત્ત્વજ્ઞાનની સામે બળવો જગાવ્યા જ કરે છે. એ બળવાથી ઉપજતી શક્તિ નિરર્થક થાય અને એ નિરર્થક થવાથી ઉપજતી નિષ્ફળતાથી થતી વેદના શાંત બને માટે સમાજમાં સર્વત્ર નીતિ અને ચારિત્ર્યનું ઘેરૂં વાતાવરણ ઉપજાવવામાં આવ્યું છે. સીધી હરિફાઇમાં ન ટકી શકે તેવા કેટલાયે નિર્બળો સમાજમાં જીવે છે, અને એ નિર્બળો અવતરતા બંધ થ.ય અગર હરિફાઇને લાયક સબળ બને તેવી યોજના આજના સમાજશાસ્ત્રીને સુઝેલી નહિં હોવાથી તેણે એ નિર્બળ દેહની રક્ષા માટે સબળને મર્યાદામાં રહેવાની તાકીદ કરી છે. માનુષી નિર્બળતાની મનોદશા (Inferiority Complex) સહુને ભોગવવી પડતી હોવાથી સહુ આ નિર્બળને સંરક્ષણ આપતી નીતિમાં સામેલ થયા છે; અને પોતાના લાભને ખાતર આ નીતિ હોવાથી સહુથી પ્રથમ

નિબંળાએ તેનો આશ્રય લીધો છે. ઉપરાંત નીતિથી ઉપજતું માનવી જીવન પણ નિબંળાને માફક આવે છે, કારણ કે તેમાં પોતાની આકાંક્ષાઓ દબાવવી અને શક્તિને અવરોધવી એ બે મુખ્ય સિદ્ધાંતો આવેલા છે.

એક સમાજ વ્યવસ્થીત રીતે વ્યક્તિઓને પોતાનામાં સમાવી અમુક જાતની સમાન ઇચ્છા અને સમાન લાભહાનીવાળા માણસોનું જૂથ ઉભું કરે છે. એ સમાજ બીજાની સામે લડવામાં ભલે ગમે તેવી રીતે પોતાનાં હથિયાર, બળ ને યુક્તિ વાપરતો હોય, પણ એ જ રીત અંદર અંદર વાપરવા નથી દેતો. એથી એની આંતરીક શાંતી માટે નિયમો ઉદ્‌ભવે છે. અહીં સુધી અને એ નિયમો સહુ કોઇ પાળે ત્યાં સુધી કોઇ પણ બુદ્ધિમાન માણસ તેનો વિરોધ નથી કરવાનો. પણ જ્યારે એ નીતિના બંધનો પોતાની મર્યાદાની બ્હાર આવીને પણ માનવતૃષ્ણાને છુંદવાનો અબાધીત હક્ક ભોગવવા લાગે. તેમજ જીવનની બીજી સર્વ મહત્તા કરતાં પણ પોતાનું સ્થાન ઉંચું મનાવવા લાગે ત્યારે તેનો વિરોધ કરવાની ઉત્કંઠા–માત્ર ઉત્કંઠા જ નહિં પણ જીવનની દષ્ટિએ આવશ્યકતા ઉભી થાય છે.

એવું, બને છે કે આ નીતિ આરંભમાં તો બહુ જ શીથીલ હોય છે. એના તોડનારને કોઇ શિક્ષા કરી શકતું નથી. પણ ધીમે ધીમે જેમ જેમ વાતાવરણ જામતું જાય છે, તેમ તેમ લોકોની બહુસંખ્યાનો વિરોધ કરવામાં નીતિના વિરોધીને શારીરિક ઇજાનો ભય રહે છે. પણ ધીમે ધીમે એ ક્રમમાંથી પણ નીતિ પસાર થઇ જાય છે; ત્યારે એને સમાજનું વ્યવસ્થીત હીસાબળ રાજ્યસંસ્થા ઉપાડી લે છે. અને ન માનનારને વધુ ઓછી શિક્ષા કરી નીતિ પળાવે છે. હજુ યે આગળ આ ક્રમ વધે છે. નવી નીતિનું સર્જન થતું જ જાય છે; ત્યારે પ્રાથમીક, માધ્યમિક અને છેલ્લા ક્રમના જુદા જુદા નિયમોના પાલન માટે જુદું જુદું બળ ગોઠવવું પડે છે, તેમજ કેટલાક નિયમો સમાજ સાવચેત રહી પળાવી શકે તેવું અશક્ય હોવાથી લોકોની સ્વેચ્છા પર જ છોડી દેવા પડે છે. જેમ જેમ સમાજના સંઘટીત જીવનમાં નવી નવી પરિસ્થીતિ ઉભી થતી જાય છે, જેમ જેમ મનુષ્યત્વની વ્યાખ્યામાં સમુહગત ઉમેરો થતો જાય છે. તેમ તેમ નીતિમાં નવી નવી વસ્તુઓ ઉમેરાયા જ કરે છે. પ્રાથમીક જીવનને માટે જરૂર ગણાતી નીતિ જીવનક્રમ આગળ વધતાં નિરર્થક થતી જાય છે, અને તેને સ્થળે વધુ સંસ્કારી નિયમો આવતા જાય છે.

હજારો વર્ષ પહેલાં સ્ત્રી એ પુરૂષની જંગમમીલ્કત ગણાતી. એની લુંટફાટ થઇ શકતી. ચોરી થઇ શકતી. એ બક્ષીસમાં કે દાનમાં દેવાતી. પિતાની મિલ્કતનો વારસો લેતો પુત્ર એની સ્ત્રીઓનો પણ માલીક બનતો. અને સ્ત્રી આખી જીંદગીમાં ગમે ત્યાં દોરવાઇ શકતી. આમાંથી લગ્નની નીતિનો ઉદ્‌ભવ થયો. અને એક પુરૂષ સ્ત્રી સાથે જોડાતાં એ સ્ત્રીને બીજાએ રાખવી તે અધર્મ મનાયો. એટલે સુધી કે પુરૂષના મરણ પછી પણ સ્ત્રીએ કાં તો અરસીક જીવન ગાળવું, અને કાં તો એની સળગતી ચીતામાં ચડી જવું. એ પછી હજી નીતિ ફરી. અને સ્ત્રીઓને જીવનનાં–દાન દેવાના હોંસીલા સમાજે એના સ્વતંત્ર વ્યક્તિત્વનો સત્કાર કરવાનું વાતાવરણ ફેળવ્યું. ધીમે ધીમે સ્ત્રીને

પોતાના જીવનનાં લગ્ન સંબંધે છૂટ મળશે. અને વિધવાપુનર્લગ્ન અને છૂટા છેડા પ્રચલીત થઇ જશે આમ પ્રત્યેક વિગતવાર બનતું આવે છે. આથી એટલું સિદ્ધ થાય છે કે સામાજીક વ્યવસ્થામાં પડતા જતા ફેરફારોને પરિણામે નીતિ-ભાવના ફરતી જ જાય છે.

સમાજના વર્તુલ, અને સમાજના સંખ્યાબળમાં થતો વધારોઘટાડો આર્થિક દૃષ્ટિએ અવલંબી રહ્યો હોય છે. જો એક ટોળાના આર્થિક લાભો એક સરખા હોય, તે સ્વાભાવિક રીતે એક સમાજ તરીકે ગોઠવાઇ જાય છે. આ રીતે નીતિ તે સમાજની આર્થિક દશાના સ્વરૂપાંતર પર આધાર રાખતી એક સામાન્ય પદ્ધતિ જ છે, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. પ્રજાનું આર્થિક જીવન એ જ મુખ્યત્વે કરીને મહત્ત્વનું જીવન છે. અર્થશાસ્ત્રની દૃષ્ટિએ અમુક યુગ પુરતું સ્વપર્યાપ્ત જીવન ગાળતી કોઇ પ્રજાએ એ સિવાય બીજા પ્રકારના જીવનને મહત્ત્વ આપ્યું હોય, તે સંભવીત છે. અને પરિણામે જ્યાં સુધી આંતરરાષ્ટ્રિય સંબંધો નથી ઉપજતા ત્યાં સુધી સ્વ-સ્વાધીન જીવન ગાળનાર કોઇ પ્રજાએ અધ્યાત્મવાદના અખતરા ખૂબ ખૂબ અજમાવ્યા હોય, તે શકય છે. પણ એથી ઉપજતી આ જીવન પ્રત્યેની ઉદાસીનતા અને કલ્પનાના તત્ત્વજ્ઞાન—અગર તો એમાંથી ઉપજતી મૂર્તી અને સિદ્ધાંત માટે વ્યકિત સમર્પણની ભાવના—આર્થિક સંઘર્ષણમાં ઉલટી હરકતકર્તા થઇ પડે છે. જે પ્રજાએ ચારીત્ર્યને મહાન ધર્મ માન્યો હોય છે, જેણે ટુંકા ભૂવિભાગમાં અહિંસા રાખતા છતાં પ્રજા શાંતી કેળવી હોય છે, અને જેણે નીતિને જીવનનું ધ્યેયહતું સાધ્ય માની માનવબુદ્ધિ ઉગ્ર બની કલ્પી શકે તેવા વૈભવો તેની પાછળ ગોઠવ્યા હોય છે, તે પ્રજા એકાગ્ર બની લડી શકતી નથી. એટલું જ નહીં પણ જ્યારે સંગ્રામ ડોળા ઘુરકાવતો સામે આવે છે, ત્યારે પોતાની મૂર્તી અને સિદ્ધાંતની પોતે સ્થાપેલી મહત્તાને ભકિત-ભાવપૂર્વક વંદન કરતા, એ બંન્ને સાથે મળી વિનાશના વાદળ વેરી નાખે તેવું ઇચ્છવાની મૂર્ખાઇ કરે છે.

નીતિ અને સદાચારની આ મહત્તા આ રીતે પ્રજાઘાતક છે. એના સંપૂર્ણ પાલન માટે, એને જ સંપૂર્ણ જીવનહેતુ માનવાની જરૂરીઆત ઉત્પન્ન થાય છે. અને એ માનવાની સાથે એવો ઝેરી સંતોષ પ્રજામાં ફેલાઇ જાય છે કે પ્રજાકીય ઉત્થાન લગભગ દુર્લભ જ બની જાય. આપણે વ્હાલા જીવનનુ બલિદાન આપવું પડતું હોવાથી આપણા ચારિત્ર્ય અને નીતિને એ જીવનનાં ભોગ અને તાકાત કરતાં વધુ શક્તિશાળી અને પવિત્ર માનીએ છીએ અને જ્યારે આપણી પોતાની જ શક્તિથી અને આપણી જ વૈભવવાસનાની પ્રેરણાથી કોઇ વસ્તુ આપણે જીતવાની આવે છે, ત્યારે આપણા પોતાના જોસને બદલે આ નિષ્ફળ માન્યતાને મોકલીએ છીએ.

આ રીતે આજની નીતિભાવના સ્વાભાવિક નથી. એ ભાવના પાછળ સમાજની બહીક અને સૃષ્ટાના નિયમની કડકાઇ ગોઠવવામાં આવેલી છે. 'આપણું' જીવન એવી રીતે કેળવાતું હોય, આપણા સંસ્કાર એવી રીતે પડતા હોય કે આપણા સમાજને અનુકુળ જીવન આપણને સ્વાભાવિક જ ઉપજે તો એ વ્યક્તિની મહત્તા અને સમાજવ્યવસ્થાની સફળતા છે.

પણ અત્યારે તો સોટી અને નિરક્ષર શિક્ષકોથી ગોખાવતા આંકના હીસાબોની પેઠે ચારિત્ર્ય અને નીતિના નિયમો બ્હારથી ઘોંચવામાં આવતી દવાની પેઠે લેવા પડે છે. એવા ક્ષુદ્ર એ નિયમો બનાવી દેવાયા છે કે એની પાછળ તુરત જ એના ભંગની નાની મોટી સજાઓ ગોઠવી દેવાઇ છે. પ્રબળતાથી ઉછરતી જીવનકલા પોતાની રીતે જ સ્વયંનીતિના સુગમતા-વાળા ચોકઠામાં ગોઠવાઇ જાય તેવી સ્વાભાવિક યોજનાને બદલે, જેને જીવનન તત્વો સાથે સદાયે વિગ્રહ કરવો પડે તેવા પરદેશી સુત્રો નીતિ ને ચારિત્ર્ય તરીકે અપાય છે. દરેક સબળ માણસ પોતાના સ્વાભાવિક ઘડતર સાથે થતી આ દખલ-ગીરીની સામે મૂકવિરોધ ઉઠાવે છે. સમાજનું પરિબળ પારખી, સમાજની નજરે ન ચડાય તેવું હોય ત્યારે સદાચારનો ઝભ્ભો ઉતારી નાખી, સાચી જીંદગી માણી લ્યે છે. જેના જીવનતત્ત્વો નિર્બળ હોય છે, જેને પોતાની લાલસા ગણાય તેવું બહુ જ ઓછું અને નમ્ર હોય છે, તેને ત્યાં સદાચારના સુત્રો આવીને સામ્રાજ્ય જમાવી બેસી જાય છે. આ રીતે બનતું હોવાથી સૌ કોઇ મનમાં ભલાઇ અને સજ્જનતાની કિંમત સમજે છે.

આમાંથી પુરૂષપુંગલ તો કયારેક જ ઉપજે છે. કારણ કે પ્રતિભાની દૃષ્ટિએ મધ્યમવર્ગ તો સમાજ દેખે ત્યારે ફાવે તેમ વર્તવાની નફટાઇ કરી અટકી જાય છે. નિર્બળવર્ગ કબુલ કરે છે. પણ નીતિ પ્રત્યેની સહુથી સાચી માન્યતાને લીધે એની મહત્તા વધતી જ નથી. એટલે કાં તો નિર્બળ તરીકે નીતિના બંધનોને સુક્ષ્મમાં સુક્ષ્મ વીગતથી પાળી બતાવી તેનો સંપૂર્ણ વિજય દર્શાવનાર કોઇ પુરૂષ અ.ર તો નીતિનો શાસ્ત્રીય વિરોધ કરી નવનીતિના સર્જન માટેની બૂમ ઉઠાવનાર કોઇ પ્રબળ પુરૂષ, આ બેને જ મહાન બનવાની તક મળે છે. જો સ્વાભાવિક ઉપજતી જીવનઇચ્છાઓને વિકસવા દેવા છતાં માણસ નીતિની મર્યાદા સ્વાભાવિક રીતે સમજે તેમ જીવનમાંથી ચારિત્ર્ય આપોઆપ સ્ફુરવાની યોજના હોય તો જીવન અનેકગણું શુદ્ધ નિરાડંબરી અને સુખી બને.

આવી નિર્બળ નીતિથી કલ્પના અને ઉપજાવેલાં સ્વપ્નાં વધુ ને વધુ ગાઢ રંગોમાં ચિત્રાતાં જાય છે. નીતિના પાલકોને ભોગવવી પડતી વેદના, અગર તો વ્યવહારીક અવગણના તેમને અસંતોષી ન બનાવે માટે પ્રભુના ન્યાયની અને આવતા જન્મની વાતો વધુ ગાઢ રીતે, બુદ્ધિપૂર્વકના તર્કજ્ઞાનનો દુરૂપયોગ કરીને પણ ગોઠવ્યે જવી પડે છે. એ પ્રાથમીક તત્ત્વજ્ઞાન નવા નવા સ્વરૂપે ચિરંજીવ બનતું જાય છે. અને છેલ્લી છેક આધુનિક જીવનદશા પણ તેમાં સમાતી હોય તેવી રીતે એમાં ગોઠવેલા શબ્દોને નવા નવા અર્થથી નવાજવા પડે છે. પાપ-પુણ્ય સાચું-જુઠું, ન્યાય, અન્યાય વિગેરે ને નવી નવી રીતે દરરોજ આપણે સમજતા જઇએ છીએ. આજે સાચું મનાતું હોય તે કાલે ખોટું મનાય, આજે ન્યાય હોય તે કાલે અન્યાય થાય, અને આમ સમજવાને માટેનાં વાતાવરણ માટે કેટલાય પ્રયાસો કરવા પડે છે. એ વખતે એક બુદ્ધિમાનવર્ગ પણ જેને આપણે હંમેશા જુના વિચારનો ચુસ્ત સનાતની વર્ગ કહીને તરછોડીએ છીએ તે વર્ગ વિરોધ કરે છે. એને આપણે હસી કાઢીએ છીએ

# ખાદીની-

લેખકઃ—રવિશંકર

જે સામાજીક ઘટનાઓ અત્યારે આપણી વચ્ચે બની રહી છે તેનાં સ્વરૂપો કેવી રીતે બંધાય છે તે સમજાવવાને માટે આજ સુધીમાં મુખ્યત્વે બે પ્રકારની વિચારસરણીઓ પ્રચલીત થએલી છે. એક વિચારસરણી એમ કહે છે કે એ બધું માણસોની ઇચ્છા અને તેમના પ્રયત્નોથી થાય છે; બીજી એમ કહે છે કે સામાજીક ઘટનાઓના મૂળ હેતુરૂપે ઉત્પાદક બળોનો પ્રભાવ છે. માણસની ઇચ્છાશકિત એ સ્વરૂપો ઘડવામાં ફાળો આપે છે એ વાત ખરી. પણ તે ફાળો ઘણો નજીવો છે. આ બીજી વિચારપદ્ધતિ આખી દુનિઆમાં ધીમે ધીમે માન્ય થતી જાય છે. આપણી વચ્ચે બની રહેલા જુદા જુદા રાજકિય અને સામાજીક બનાવોનું પ્રથકરણ અમે હંમેશાં એ જ દ્રષ્ટિએ કરીએ છીએ. એ દ્રષ્ટિએ વિચાર કરતાં અમે હંમેશાં એમ કહેતા આવ્યા છીએ કે ખાદી એક કાલાતીત વસ્તુ છે. ઉત્પાદનપ્રથાનાં પ્રગતીમાન બળોએ એને કયારની દફનાવી દીધી છે. ગાંધીજીની રાહબરી નીચે, એમનાં પ્રત્યાઘાતી તત્વજ્ઞાન અનુસાર, ખાદીને પુનર્જીવન આપવાને પ્રયત્નો જ્યારે શરૂ થયા ત્યારે હાથકંતામણ અને હાથવણાટનું કપડું મરણ-ઓસર અનુભવી રહ્યું હતું. કારણ કે એ જાતની ઉત્પાદનપ્રથા સમકાલીન ઉત્પાદનનાં બળોની વીરોધી હતી. છતાં પ્રજાકીય લાગણીએ તો જુની પ્રથાને જાળવી રાખવા ભગીરથ પ્રયત્નો આદર્યા. એ મોટા પ્રયત્નોનું પરિણામ 'અખીલ ભારત ચરખા સંઘ'ના અહેવાલો રૂપે પ્રજા પાસે મોજુદ છે. એ અહેવાલો ખાદીનાં પુનર્જીવનની અશકયતા રજુ કરે છે: એટલું જ નહી, પણ ઉત્પાદક બળોના પ્રબળ પ્રવાહ સામે માનવઇચ્છાશકિતની નીર્માલ્યતા પણ સાબીત કરે છે.

"અખીલ ભારત ચરખા સંઘ" પોતાના અહેવાલમાં ફરીઆદ કરે છે કે ખાદીના ગંજના ગંજ અણવેચાયા પડયા છે; ખાદીની માંગણી ઘટી છે. પ્રજાકીય જાગૃતીના પૂર્ણ જુવાળના આ વખતમાં, મહાસભા જેવી વ્યાપક સંસ્થાના લગભગ બધાએ આગેવાનોની છત્રછાયા અને પ્રોત્સાહન નીચે ચાલી રહેલી એ સંસ્થાને

સામાન્ય સમજનો સાદ પોષણ થાય છે, તે વાતમાં માણસોને જે મળે છે તે અને તે આભાસ પણ ટકી શકતો સામેનાં યુધ્ધમાં પ્રત્યાઘાતી

ઉપર કહ્યો તેવો એકરાર કરવો પડે એ અર્થસુચક છે. ચરખાસંઘે, 'આગામી 'ગાંધી સપ્તાહ' દરમ્યાન એ વધી પડેલી ખાદીનું વેચાણ થઇ જાય એવી વ્યવસ્થા કરવાની સહુએ ખાદીપ્રેમી સજ્જનોને વિજ્ઞપ્તી કરી છે. એ યાદ હશે કે

# ઘેલછા

આવી જ જાતની વિજ્ઞપ્તી કરવાની ગયે વર્ષે પણ એ લોકોને ફરજ પડી હતી. અને એ વખતના રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ શ્રી. વલ્લભભાઇ પટેલ અને શ્રીમંત

## વી. મ્હેતા.

> ખાદીથી હજારો માણસોનું વજુદ નથી. તેમાં રોકાએલા પોષણનો આભાસ માત્ર છે. નથી. કારણકે પ્રગતિનાં બળો બળોનો પરાજય થાય છે જ.

મહાસભાવાદીઓમાં ખૂબ જ લાગવગ ધરાવનાર શ્રી. મણીલાલ કોઠારીના રાક્ષસી પ્રયત્નો અને પ્રચંડ પ્રચારકાર્ય છતાં એ લોકોએ વેંચવા ધારેલી પંદર લાખની ખાદીનું વેંચાણ સાત કે આઠ લાખ પર આવીને અટકી ગયું હતું. આ વખતે પણ એમ જ થવાનું એમ માનવામાં અડચણ નથી. માનવલાગણી જેટલા પ્રયત્નો કરી શકે એટલા બધા પ્રયત્નો ખાદીનાં ઉત્પતી અને વેંચાણ આગળ વધારવાને થયા છતાં પંદર માસના ગાળામાં ૭૨ કે ૭૩ લાખ રૂપીઆની જ ખાદી ઉત્પન્ન થાય અને એટલી ખાદીનાં વેચાણમાં પણ અનેક મુશ્કેલીઓ આવી નડે એ એક જ વસ્તુ ઉત્પાદકબળોના પ્રબળ પ્રવાહો સામે માનવલાગણીની–ઇચ્છાની ક્ષુદ્રતા સાબીત કરવાને બસ છે.

**સામાન્ય** જનતા હંમેશાં સોંઘામાં સોંઘે ભાવે અને સહુથી વધારે ટકાઉ–લાંબે ગાળે ફાયદાકારક લાગે એવી–વસ્તુઓ જ કે કાપડ ખરીદે, એ સામાન્ય નીયમને ઘડીભરને માટે બાજુ પર રાખતાં, અને મીલોમાં તૈયાર થયેલો માલ પોતાની સામે હાથે બનાવેલા માલને કિંમત અને ઉપયોગની દ્રષ્ટિએ હરીફાઇમાં ન જ ટકવા દે એ સત્યનો વિચાર પણ હાલ મુલતવી રાખતાં, તેમજ ઉત્પાદનકાર્યમાં મુડીવાદીઓને બેંકો, હુંડીયામણની કરામત વગેરેને લીધે મળતી માતબર મદદનો વિચાર ઘડીભરને માટે, દૂર રાખતાં, ખાદીનાં ઉત્પાદનમાં રોકાયેલ માણસોને પોતાનાં ગુજરાન પુરતી આવક મળી રહે કે કેમ-અને એ રીતે ખાદીનાં ઉત્પાદનનું કામ જારી રહી શકે કે કેમ એ વિચાર જરા કરી લેવા જેવો છે. અ: ભા.ર.સંઘનો અહેવાલ કહે છે કે કેટલા

પંદર માસ દરમ્યાન ઉત્પાદનકાર્યમાં ૭૦૦૦ ગામડાંઓ, ૨૦,૦૦,૦૦ કાંતનારાંઓ અને ૫૦૦૦ વણકરો સંડોવાએલા હતા, અને ખાદીનું કુલ વેચાણ ૯૦,-૯૪,૯૩૨ રૂપીઆનું થયું હતું: આમાંથી ચરખાસંઘની કચેરીઓ, ખાદીભંડારો, વગેરેનાં ખર્ચો, વેચનારાઓનાં વેતનો અથવા કમીશનો પેટે પાંચથી સાત લાખ બાદ કરતાં, અને રૂનાં મુલ્યરૂપે બીજી તેટલી રકમ બાદ કરતાં પાછળ ૭૫ લાખ રૂપીઆ બાકી રહે. એ ૭૫ લાખને બે લાખ અને પાંચ હઝાર માણસો વચ્ચે વહેંચી આપતાં, જણ દીઠ ૩૭ થી ૩૮ રૂપીઆની પેદાશ થાય. એ પેદાશ પંદર માસની છે એ સાથે સાથે સમજી લેવું આવશ્યક છે. આમાં વણકર અને કાંતનારની આવક વચ્ચે ઠીક ઠીક તફાવત હોય છે. એ તફાવત ધ્યાનમાં લેતાં સામાન્ય કાંતનારની માસીક આવક બે રૂપીઆ ઉપર આવી ઉભી રહે છે એવી આ જ પત્રની કટારોમાં થોડા વખત પહેલાં મી૰ ચીતલેએ રજુ કરેલી ગણત્રી તદ્દન વ્યાજબી ઠરે છે. ખાદીથી દરીદ્રનારાયણની સેવા કરવાની અને તેમને રોટલો પહોંચાડવાની વાત કરનાર માણસોને એમ પુછીએ કે એ નજીવી રકમ વર્તમાન સંયોગોમાં કોઇનું પુરૂં કરવાને બસ છે? આમ ઉત્પાદકોના હીસાબે પણ ખાદીની ઉત્પાદનપ્રથા પર કાળની ચોટ લાગી ચુકી છે.

આ કારણથી જ અમે કહેતા આવ્યા છીએ કે કુદરતના પ્રવાહોમાં સામે પુરે તરવાની આ ઘેલછા પ્રજાએ વહેલી તકે છોડી દેવાની જરૂર છે. કાળબળોની સામે બથોડાં લેનાર મોટા સામ્રાજ્યો અને સમાજો ઉડી ગયાં છે ત્યાં ગાંધીઓનું શું ગજું છે. પરંતુ આ વાત એટલેથી જ નથી અટકતી. આવી જાતનાં — પ્રત્યાઘાતી — અને કુદરતી બળોનાં વીરોધી કાર્યમાં - પોતાની - શક્તિ વેડફી નાખવાની જનતાને સલાહ આપનાર વ્યક્તિ—પછી તે ગાંધીજી હોય કે ગમે તે બીજો કોઇ હોય—જાણતાં કે અજાણતાં પ્રજાનો દ્રોહ કરી રહેલ છે અને તેથી વીશેષ કંઇ જ નહી તો પ્રજાના રાહબર તરીકેનાં પોતાનાં પદને માટે નાલાયક ઠરે છે. પરંતુ આ વસ્તુ સમજી લેવાને માટે જેટલી નેતાઓની જવાબદારી છે એટલી જ જવાબદારી સામાન્ય પ્રજાની પણ છે. પ્રજાના સમજુ વર્ગે હવે ખાદી વીશેની એ સામાન્ય સમજને કાયમને માટે લક્ષમાં રાખવાની ખાસ જરૂર છે. અને એ સમજી હીન્દનાં કરોડો ભુખે મરતાંઓ માટેની પોતાની ધગશને કંઇક વધારે ઉપયોગી દીશામાં વાળવાની જરૂર છે. પરંતુ એ વધારે કારગત પ્રયત્નો પોતાને લાધે તે પહેલાં પણ ગરીબોને રોટલો આપવાનું કામ જીવદયા મંડળોને સોંપી હિન્દનું અર્થતંત્ર પોતાના હાથમાં લેવાના એક જ ઉદ્દેશથી પ્રયત્નશીલ બની ખાદીઘેલછામાંથી રોકાઇ જવાનો નિર્ધાર કરી લેવો ઘટે છે.



# વિશ્વસામ્રાજ્ય
## સ્થાપવાના
## અમેરિકાના યત્નો.

લેખકઃ—
પી. એન. ગાંધી.

સમસ્ત સોવીયેટ યુનીયન જ્યારે સમાજવાદના સિદ્ધાંત અને તેની કાર્યદક્ષતા પર ઓવારી રહ્યું છે, ત્યારે યુરોપીય દેશો મુડીવાદની જંજીરમાં જકડાઇને અકથ્ય સીતમ અનુભવી રહ્યાં છે. અમેરિકા, ઇગ્લાંડ, ફ્રાન્સ અને જર્મની વીગેરે દેશોમાં મુડીવાદના સીતમો પ્રત્યેક ક્ષણે અસહ્ય બનતા જાય છે. દરેક દેશના સામ્રાજ્યવાદીઓ તલવારના બળે મુકાબલા કરવાની તમન્ના ધરાવે છે. મહાવિગ્રહ, કરપીણ ખુનામરકી અને ભીષણ ખુવારી એ સર્વ મુડીવાદના વિકાસનાં અનિવાર્ય પરિણામો છે. છતાં એ અતી શોકપ્રદ છે કે આલમનો આમવર્ગ મુડીવાદની આ લોહીની રમત સામે બેફામ બનીને હજુ ઉભો છે!

વિશ્વવિગ્રહની પૂર્ણાહુતી પછી જ્યારે યુરોપના દેશો પોતાના લગભગ નષ્ટપ્રાય થયેલા ઉદ્યોગને ખીલવવા માટે પ્રયાસ કરવા લાગ્યા હતા ત્યારે અમેરિકાના ઉદ્યોગો પુરજોસમાં કામ આપી રહ્યા હતા. પરંતુ થોડાજ સમયમાં યુરોપના ઉદ્યોગો પાછા પગભર બન્યા. જગતના ચોકમાં પાછી જીવલેણ સ્પર્ધા શરૂ થઇ. અમેરિકાએ Trusts and mergers ની પદ્ધતિ અપનાવીને જવાબ આપ્યો. જુદી જુદી કંપનીઓએ આ નવા અખતરાના તાત્કાલીક દેખાતા લાભો જોઇને તેમાં ઝંપલાવ્યું. અને ખેડુત અને કામદાર વર્ગના ભોગે મોટી મોટી નફાની રકમો પૈસાદાર લોકોના હાથમાં જવા લાગી. પરિણામ એ આવ્યું કે દરેક કંપનીનું વ્યક્તીગત્ સ્વાતંત્ર્ય લોપ થયું. બેન્કરોની સત્તા વધી અને તે જ બેન્કરો આડતીયાનો ધંધો કમી કરી ઉદ્યોગોના સુત્રસંચાલકો બન્યા. દેશનો પૈસો દેશાવર જવા લાગ્યો અને સામ્રાજ્ય સ્થાપવાની ધગશ વધવા લાગી. આમવર્ગમાં ક્ષુધાના સંતાપ સળગી રહ્યા અને મધ્યમવર્ગ બેકારીની ભયંકર ભૂતાવળમાં ભરખાવા લાગ્યો. ઔદ્યોગિક પુનરંચનાના આ કરૂણ પરિણામો ઇતિહાસના પાના પર ચઢવા લાગ્યાં.

રેલ્વે, તેલ, સ્ટીલ અને પેટ્રોલનાં ટ્રસ્ટો ઉભાં થયાં. દેશના પ્રાથમીક ઉદ્યોગો ઉપર મુડીવાદીઓનું અધિરાજ્ય સ્થપાયું. આમ વ્યક્તીગત્ કંપનીઓનો સમુહ કરવાથી હરિફાઇ દૂર કરી બને તેટલો કસ કાઢવાની અધીરાઇ અમેરિકામાં વધી.

પરંતુ આ સિદ્ધાંત ત્યારે જ સફલ બને કે જ્યારે દરેકેદરેક કંપની ટ્રસ્ટના મેમ્બર બની તેના ધારાધોરણ પ્રમાણે વર્તે અને સમગ્ર ઉદ્યોગની ઉત્પાદકશક્તિ [વિશ્વના પ્રમાણ ઉપર] ટ્રસ્ટને હસ્તક હોય. પરંતુ ભાગ્યે જ કોઇ પણ ટ્રસ્ટ ૪૦ ટકાથી વધારે પ્રમાણમાં ઉત્પાદક-શક્તિ ધરાવી શકે છે. જ્યારે ૬૦ ટકા બીજાના હાથમાં હોય ત્યારે સ્પર્ધા અદશ્ય થઇ છે એમ આલેખવું એ નરી મૂર્ખતા છે. તેમજ ધારો કે બધા એકત્ર મળે પરંતુ જ્યાં સુધી ઉદ્યોગની ચઢતી હોય અને નફો પુરતો મલતો હોય ત્યાં સુધી જ આ વ્યવસ્થા નભી શકે. નફાનું પ્રમાણ ઘટવા લાગે કે આ આખી ય યોજના તરતજ તૂટી પડે છે. એક વાત આપણે કબુલ કરવી પડશે કે આવી રીતે સામુહિક ઉત્પાદક પદ્ધતિથી અમુક ફાયદા થાય છે. ૧. મહેનતની ઉત્પાદનશક્તિમાં વૃધ્ધિ–લેવાણ વેચાણમાં ફાયદા, નવી શોધો, પેટન્ટથી થતા ફાયદા. સાથે સાથે તેના ગેરલાભ પણ વિચારવા જેવા છે. હરકોઇ ઉદ્યોગની ઉત્પાદકશક્તિ કયારે ઘટી પડશે તે કહી શકાતું નથી. ઉત્પાદક અને વેચાણનું પ્રમાણ સચવાતું નથી અને તેને અંગે બેકારી વધે છે અને આર્થિક મંદી પ્રસરે છે. તેમ છતાં ૧૯૨૩ થી ૨૯ માં અમેરિકામાં ટ્રસ્ટ અને મર્જરની પધ્ધતિ પ્રત્યેક વરસે વૃધ્ધિ જ પામતી ગઇ. પણ આઘાત જેટલો જ જબ્બર પ્રત્યાઘાત શરૂ થયો.

મુડીવાદનું અંતિમ ધ્યેય બીજાઓને લુંટી પોતાના ખીસ્સા તર કરવાનું હોય છે. સ્વાર્થબુધ્ધિ અને તેથી ઉદ્‌ભવતી આક્રમણવૃત્તિ એ તેના મુદ્રાલેખો છે. આ સિધ્ધાંતો પરિપૂર્ણ કરવા તેઓ વધારે ને વધારે મોટા પ્રમાણમાં ઉત્પન્ન કરતા જાય છે. અને તેટલા જ પ્રમાણમાં વસ્તુઓની ખપત નહી હોવાથી સારીયે આલમના બજારો સર કરવા બનતા પ્રયાસ કરે છે. પારકા બજારો પર સર્વોપરિ સત્તા ભોગવતાં પહેલાં તેમને પોતાની સંપત્તિ ત્યાં ખડકવી પડે છે. ૧૯૨૧ પછી અમેરિકાએ પોતાની એટલી બધી સંપત્તિ રોકી છે કે અર્થવિશારદોની ભાષામાં જર્મનીને American Colony લેખવામાં આવે છે. અલ્પમાં અલ્પ અંદાજ મૂકતાં ૬૫ ટકા જેટલો જર્મનઉદ્યોગ અમેરિકન સંપત્તિવાનોના હાથમાં છે. આ ઉદ્યોગમાંથી તફડાવેલ નફો ન્યુયોર્ક જાય છે. જર્મન મુડીવાદીઓ તેમને ઉથલાવી–નાખે તેટલા માટે પોતાના ખર્ચે મધ્યસ્થ પક્ષ ઉભો કર્યો છે. આમ સંપત્તિ દ્વારા પગપેસારો કરી રાષ્ટ્ર પ્રભુત્વ મેળવવા પ્રયત્નો આદરે છે. સામ્રાજ્યનાં સ્વપ્નાં સેવાય છે. સમગ્ર સામ્રાજ્યોના ઇતિહાસો ઉથલાવતાં આ જ તત્વ મળી આવે છે. ઇગ્લાંડ, ફ્રાન્સ, જર્મની અને અમેરિકા વીગેરે દેશોમાં પ્રથમ ઉદ્યોગો વધ્યા, વેપાર વધ્યા અને વેપારના ઓઠાં પાછળ ફાવ્યા ત્યાં રાષ્ટ્રસત્તા જમાવી. અમેરિકા પણ લીગ ઓફ નેશન્સ દ્વારા શાન્તિનાં સુરનાં બણગાં ફુંકે છે જ્યારે બીજી તરફ સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સેવે છે.

મહાયુદ્ધના પછીના ૧૪ વરસોમાં લંડનની બજારનું જગતના સર્વ બજારો ઉપર આધિપત્ય નરમ પડવા માંડયું અને લંડનને બદલે ન્યુયોર્ક કુબેરભંડારીઓનું સ્થાન બન્યું. આ ચૌદ વરસ દરમિયાન અમેરિકાના ધનકુબેરોએ પછાત અને ગરીબ દેશમાં લખલુંટ નાણું નાખી પગપેસારો કર્યો અને આમ

સામ્રાજ્યનાં મંડાણ થયાં. અમેરિકાએ દેશાવરમાં ૧૯૨૯ સુધી રોકેલ નાણાના આંકડા નીચે મુજબ છેઃ—

સાઉથ અમેરિકાઃ-૫૭૨૨૦ લાખ ડોલર. જેમાંથી ૧૪૦૦૦ લાખ મેકસીકોમાં. ત્યાં રેલ્વે, ખાણો અને પેટ્રોલના ટેન્કસ ચલાવવામાં ૧૦૦૦૦ લાખ ડોલર અમેરિકાએ ખર્ચ્યાં છે. અને તેનો નીતરતો નફો હાલ ન્યુયોર્ક મેળવે છે.

યુરોપઃ-૫૧૦૭૦ લાખ ડોલર. જેમાંથી ૨૫૦૦૦ લાખ યુરોપના ઉદ્યોગપતિઓને ધીર્યા છે અને ૬૨૯૦ લાખ પોતાના ઉદ્યોગોની બ્રાન્ચો પોષવામાં મોકલ્યા છે.

કેનેડાઃ-૪૩૮૯૦ લાખ. જેમાંથી ૫૪૦૦૦ લાખ પોતાના ઉદ્યોગોની બ્રાન્ચોમાં જ ખર્ચ્યા. આમ કરવાનું કારણ ત્યાંની હરિફાઇને હઠાવવાનું છે.

ઓસ્ટ્રેલીયા-એશીયા-આફ્રીકાઃ-૯૨૫૦ લાખ ડોલર.

આ ઉપરાંત ११०००० લાખ ડોલર યુદ્ધદંડના લેણા પેટે લખલુટ નાણું અમેરિકાને હાલ પોષી રહ્યું છે.

આમ આ વર્ષોમાં અમેરિકાએ દુનિયાના દેશોને લખલુંટ પૈસો ધીર્યે- અને જ્યારે સમગ્ર યુરોપના સામ્રાંજ્ય સ્વપ્નાં પરિપૂર્ણ થયાં છે. અગર નષ્ટ થયાં છે ત્યારે અમેરિકાને તેની મજાહ માણવાના મનોરથ થયા છે. ઇગ્લાંડ, ફ્રાંસ અને જર્મનીમાં આ ધંગશ ૧૮૭૫-૧૯૦૦ સુધી પૂરજોસમાં હતી ત્યારે અમેરિકા પોતાના આંતરદેશને ઉતીર્ણ કક્ષાએ લઇ જવામાં રોકાયું હતું. પરંતુ મલતી તકનો લાભ લેવા ચુકતું નહિ. મેકસીકોમાં રેલ્વે નાખી, પનામાકેનલ ખોદી વીગેરે. આ ધ્યેયનું ધ્યાન નજર સમક્ષ રાખીને જ વખતાનુસાર પોતાની વધતી સંપત્તિ દેશાવરમાં પણ ખડકતું. ૧૯૧૪ સુધીમાં ૨૦૦૦૦ લાખ ડોલર દેશાવરમાં મોકલ્યા હતા. ૧૯૦૯ માં ચીનને ફોલી ખાતી યુરોપની સત્તાઓને પોતાને ભાગ આપવા સુચવ્યું "Open door" પોલીસી પાછળ ચીનમાં પોતાની સત્તા જમાવવાની બાજી છે. દેશાવરખાતાના મંત્રી મી. સીમસને હમણાંજ યાદી બહાર પાડી છે કે open door policy ના ભંગથી અમેરિકાને વધારે આક્રમણ પદ્ધતિ ગ્રહણ કરવાની ફરજ પડશે અને પેસિફિક મહાસાગરમાં પોતાના હક્કો જાળવવા ખાતર નૈકાબળ વધારવું પડશે. આ એક પ્રકારનું આગાહી વિગ્રહનું એંધાણ છે. આમ એક બાજુથી અમેરિકા ચીનમાં લુંટણવૃત્તિનો હિસ્સો માગી રહ્યું છે ત્યારે દક્ષિણઅમેરિકામાં મનરો ડોકટ્રીનનાં ઓઠાં પાછળ બીજા દેશોને ત્યાં અટકાયત કરે છે.

ઔદ્યોગીક પરિપકવતાથી વેપારવૃત્તિ વધે છે અને દુનિયાના બજાર પર આક્રમણયોજના ઘડાય છે. commrce leads to war and wars lead to commrce નો એ મુડીવાદનો સિદ્ધાંત સત્ય છે. વેપારની હરિફાઇને અંગે જ લડાઇ થાય છે. જર્મન હરિફાઇ મહાન વિગ્રહનું ખાસ કારણ હતું. અત્યારે અમેરિકામાં તૈયાર માલ અપનાવવાની શકિત નથી. પ્રત્યેક ક્ષણે માલનો જથ્થો વધતો જાય છે. ૧૦૦૦૦૦૦૦ ટન લોઢાની દર વરસે નિકાસ થવી જોઇએ તેનો અત્યારે ૧/૫ ભાગ પણ જતો નથી. આવી જ સ્થિતિ બીજા ઉદ્યોગોની છે.

કારણ દરેક દેશ સ્વાશ્રયી બનવા પ્રયત્ન કરે છે અને જગાતની દિવાલો ઉભી કરી પોતાનો ઉદ્યોગ ખીલવે છે. તેમજ દરેક દેશ પોતાનો માલ ખપાવવા માગે ત્યારે હરિફાઇ વધે તે પણ સ્વાભાવિક છે. અમેરિકાની મહત્વાકાંક્ષા મોડી જાગવાથી દુનિયાના કોઇ પણ ભાગમાં તેને બીજા દેશો સાથે દાદાગીરી કરીનેજ માર્ગ કરવાનો રહ્યો. આ ગૌણ પ્રશ્ન તે બરાબર સમજતું હોવાથી પોતાના નૌકાબળમાં છેલ્લાં દશ વરસમાં અનહદ વધારો કર્યો છે, ચીનમાં પગપેસારો કરી બીજા દેશોને નસાડવાની બાજી રચાય છે, ફીલીપાઇન્સને સ્વતંત્રતા આપવાના બાના બતાવી શાંત રખાય છે.

આમ અમેરિકા અત્યારે સમગ્ર પૃથ્વી ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપવા માટે સતત યત્નો કરી રહ્યું છે. પણ તેની આ તમન્ના સફળ થાય ત્યાર પહેલાં જાપાન અને બ્રિટનના બળનો મુકાબલો કરવો પડશે. બ્રિટન આ ભય સારી રીતે સમજે છે. એટલે જ જાપાનની દોસ્તી જાળવવા માટે મંચુરીયાના પ્રશ્ન ઉપર તેણે જાપાનને સાથ આપ્યો છે.



# સોવિયેટ ચીન

લેખક :
બી. ટી. આશર

આજે પુરાણા ચીનમાંથી નવાં ચીનનો ઉત્કર્ષ થાય છે અને તે છે સોવિયેટ ચીન. ચીનના એકંદર વિસ્તારના છઠ્ઠા ભાગમાં સોવિયેટની સત્તા પ્રસરી છે. ત્યાંના જમીનદારો અને મુડીવાદીઓના અધિરાજ્યને ધૂળ ભેગાં કરી શ્રમજીવી વર્ગે પોતાની સરમુખત્યારી શરૂ કરી છે.

સૈકાઓથી ચીનની રાજકીય અને આર્થિક સત્તા લશ્કરવાદી જમીનદારોની ટોળકી પાસે રહેતી આવી છે. આ આપખુદો ખાસ પ્રાંતો પર શાશન કરે છે અને નાન્કીંગમાં આવેલ 'મધ્યસ્થ' સરકારની નામની હકુમત સ્વીકારે છે. ચીનનો વિસ્તાર બહુ જ હોવા છતાં ૮૦ ટકાથી પણ વધારે ખેડુતો જમીનવિહોણા છે. બહુ સારા વર્ષમાં પણ તેઓને ભૂખમરો સહન કરવો પડે છે.

[૨]

આમ સારાં બંધારણના અભાવે બીજી બળવાન સત્તાઓને ત્યાં પગપેસારો કરવાનું ફાવ્યું. બેયોનેટના બળે તેઓએ ચીન પાસે પોતાને મનગમતા કરારો કરાવી લીધા. આમ કરી તેઓએ પ્રાંતોના પ્રાંત વાસ્તવિક રીતે પોતાને તાબે કર્યા અને ચીનના શ્રમજીવી વર્ગને ઘણું સહેવું પડ્યું. જ્યારે ભૂખમરો અસહ્ય થવા લાગ્યો ત્યારે ઠેકઠેકાણે બળવો થવા લાગ્યો.

જાપાનીસ સુતરાઉ મીલના એક અમલદારે હડતાલના નેતાનું ખૂન કરવાથી તેની સામે રોષ પ્રદર્શિત કરવા વિદ્યાર્થીઓ તથા કામદારોનું સરઘસ ૧૯૨૫ ના મે માસની ૩૦ મીએ નીકળ્યું હતું. તેના પર એક બ્રિટિશ અમલદારના હુકમથી શાંગાહીની આંતરરાષ્ટ્રિય વસાહતની પોલીસે ગોળીબાર કર્યો હતો. આ બનાવથી શ્રમજીવીઓમાં એકાએક મુડીવાદીઓ સામે ઉગ્ર વિરોધ ફાટી નીકળ્યો. જ્યાં ત્યાં હડતાલ પર હડતાલ પડવા લાગી. આમાંથી ખાસ અગત્યની હડતાલ કેન્ટોન અને હોન્કોંગની છે જે લાગલગાટ પંદર માસ સુધી ચાલી હતી. આ સાથે જ ખેડુતોએ જમીનદારો સામે બળવો જગાવ્યો. ત્યારપછી તો હડતાલીયાઓએ શસ્ત્રાગારોમાં ધાડ લઇ જઇ હથિયારો એકત્ર કર્યાં. પહેલાં તો પરદેશી હરિફાઇથી સહન કરનાર રાષ્ટ્રિય મુડીવાદીઓએ ચીનની જનતાને આ લડતમાં સાથ આપ્યો. પણ જ્યારે તેઓને આ બળવામાં 'લાલ' તત્વનો આભાસ થયો ત્યારે તેઓએ પોતાના દેશી બંધુઓને દાબી દેવા માટે પરદેશી સરકારોનો આશ્રય લીધો. આ મુડીવાદીઓના નેતા ચાંગ-કી-શેકે ૧૯૨૭ ના એપ્રિલમાં પરદેશીઓની મદદથી પોતાની સરકાર નાન્કીંગમાં સ્થાપી. ૧૯૨૭ પછી નાન્કીંગની આ રાષ્ટ્રિય સરકારે હજારો શ્રમજીવીઓની કત્લે—આમ ચલાવી છે.

[ ૩ ]

પણ બળવો તો વધતો જતો હતો અને ૧૯૨૭ ના ડીસેંબરની ૧૧ મી એ કેન્ટોનમાં કોમ્યુનીસ્ટ પાર્ટીના નેતૃત્વ નીચે એક બળવાખોર સરકાર સ્થપાઇ. તેણે તરત જ કામના કલાક ઘટાડવાની અને દરેક ખેડુતને સ્વતંત્ર જમીન આપવાની પોતાની મુરાદ જાહેર કરી અને તેથી તેને જનતાનો ટેકો મળ્યો. પણ બીજા સાત્રાજ્યોની મદદ લઇ સેનાપતિચાંગ–કૈ–શેકે આ સરકારને ત્રણ દિવસમાં તોડી નાંખી અને જુલ્મી રાજ્યનો પાયો મંડાયો. પણ પાછળથી આ સરકાર નાન્કીંગ સરકાર સાથે લડવા લાગી. ત્યાંના રાષ્ટ્રવાદી કહેવાતા લોકોમાં પણ એકતા નથી અને દરેક પોતાનો લશ્કરી કાબુ રાખવા મથે છે. લશ્કર પર બહુજ ખર્ચ કરવો પડતો હોઇ આર્થિક મુંઝવણ દિવસાનુદિવસ વધતી જ જાય છે. પણ જ્યારે આમ મુડીવાદીઓની મુંઝવણ વધતી જાય છે ત્યારે ઐતિહાસીક અવનવા ક્રાંતિકારક બનાવ ત્યાં બનતા જાય છે. હડતાળનો પવન ચીનના ચારે ખુણામાં વાય રહ્યો છે. ચીનની કોમ્યુનીસ્ટ પાર્ટીના નેતૃત્વ નીચે આજે ચીનનો શ્રમજીવી મુડીવાદીઓ સામે ઝગડી રહ્યો છે.

આ ક્રાંતિકારી ચળવળ ખેડુતોમાં તો બહુ જ લોકપ્રિય થઇ પડી છે. જ્યાં ત્યાં ભૂખમરાને લઇને બળવાઓ થવા લાગ્યા. આ બધાથી શ્રમજીવીઓને વર્ગીયજ્ઞાન મળવા લાગ્યું. દક્ષિણ અને મધ્ય ચીનમાં ખેડુતોની ચળવળે ઉગ્ર સ્વરૂપ લીધું અને ત્યાં સોવિયેટની સ્થાપના થઇ. કેન્ટોનમાં મળેલી હાર પછી તરત જ કવાન્ટંગ અને ફુકીન પ્રાંતોમાં સોવિયેટ સ્થપાઇ હતી. જેની સત્તા વધતી ચાલી. ૧૯૩૦ ની શરૂઆતમાં તો તેના અમલ નીચે ૭ કરોડ માણસો હતાં.

આ સોવિયેટ સરકારને દબાવી દેવા માટે ઘણા દાવ રચાય છે. તેની સામે કેટલાએ હલ્લાઓ લઇ જવામાં આવ્યા છે પણ ચીનના લાલ લશ્કરે તેનો દર વખતે સરસ પ્રતિકાર આપ્યો છે. શત્રુઓની સેનામાં તેઓ ફિતુર ફેલાવી તેમના ઘણા સૈનિકોને પોતા તરફ દોરી લે છે. આ સોવિયેટને દાબી દેવાનાં રાષ્ટ્રિય સરકારના કાર્યમાં બહારનાં ઘણા સાત્રાજ્યોનો પુરતો હાથ છે. આ 'લાલ લશ્કર' વધતું જાય છે અને સોવિયેટ ચીનની ભૂમીકા મજબુત બનતી જાય છે. ૧૯૩૧ ના નવેંબરની ૭ મીએ ચીનની સોવિયેટ કોંગ્રેસનું પહેલું ઐતિહાસિક અધિવેશન ભરાયું. આજે સોવીયેટ ચીનનું ક્ષેત્રફળ ૩૩૦ હજાર ચોરસ માઇલ છે અને તેની વસ્તી ૯ કરોડ જેટલી છે.

હાલ ચીનના 'લાલ લશ્કર'ની સંખ્યા લગભગ ૧૫૦ હજારની છે. આ ઉપરાંત ચાઇનીસ સોવિયેટ પાસે ૬ લાખ 'રેડ ગાર્ડસ, ૧૦ લાખ 'યંગ રેડ ગાડર્સ' અને લાખો લશ્કરી ખેડુતો છે.

[ ૪ ]

જો કે ઔદ્યોગિક અને વ્યાપારિક ખીલવણીના અભાવે સોવિયેટ ચીનની વસ્તી ગરીબ છે પણ પ્રમાણમાં તે રાષ્ટ્રિય ચીન કરતાં વધારે સુખી છે. માલદાર ખેડુતો સામે ઉગ્ર લડત ચલાવ્યા બાદ જમીન ગરીબ ખેડુતો વચ્ચે વહેંચાઇ ગઇ છે. વળી મહેસુલનું પ્રમાણ પણ તદ્દન ઘટાડવામાં આવ્યું છે. ત્યાંના શ્રમજીવીઓને દિવસના ફક્ત આઠ કલાક જ કામ કર-

વાનું હોય છે. જ્યારે તેઓના પગારનું પ્રમાણ રાષ્ટ્રિય ચીનમાં મળતા પગાર કરતાં ૫૦ થી ૩૦૦ ટકા વધારે છે.

શાળાઓનું પ્રમાણ પણ વધતું જાય છે અને બાળ-મજુરીની બંધી હોવાથી હજારો કામદારપુત્રો શિક્ષણનો લાભ ઉઠાવી શકે છે. આ શિક્ષણ હિંદના શિક્ષણ પેઠે વકીલો, દાક્તરો, કે પંતુજી જ ઉત્પન્ન કરવા માટે નથી. દરેક યુવાનને ધંધાદારી શિક્ષણ અપાય છે.

હજારો લોકો ક્રાન્તિકારી સીનેમા, નાટકો વિગેરે જુએ છે અને ક્રાન્તિકારી સાહિત્ય ઠેકઠેકાણે વંચાય છે. આમ મળતા જતા જ્ઞાનથી દૈવી ચમત્કારમાં માનતા ખેડુતો નાસ્તિક થતા જાય છે અને કેટલાં એ મંદિરોને હવે લાયબ્રેરી, હોસ્પીટલ વિગેરેનું સ્થાન અપાઇ ચુક્યું છે.

સોવિયેટ ચીન સ્થપાવા પહેલાં સ્ત્રીઓને ગુલામગીરી ભોગવવી પડતી હતી પણ હવે તેઓ આર્થિક રીતે સ્વતંત્ર બની છે. આમાંની કેટલીક તો રાજ્યધારણમાં સારા હોદ્દાઓ ભોગવે છે અને ઘણી સ્ત્રીઓ કોમ્યુનીસ્ટ પાર્ટીની સભાસદ બની છે. વધુમાં હવે માતપિતાને ફાવે ત્યાં તેનાં લગ્ન થતાં નથી અને છુટાછેડાનો કાયદો નીકળ્યો હોઇ હવે સ્ત્રીઓ તે સંપૂર્ણ સ્વતંત્ર બની છે. અને યુવાનોમાં પણ પૂરઉત્સાહ વહન કરે છે અને તેઓ 'લાઇફ ગાર્ડસ' જેવું બીનપગારી કામ લઇ સોવિયેટનું રક્ષણ કરી રહ્યા છે. તેઓની વર્ગીયભાવના સાહિત્યની મદદથી દિવસાદિવસે વધતી જાય છે.

# મહાત્માજીની-

## પછવાડે સમાયેલું રાજકીય રહસ્ય

લેખકઃ—

એક સિદ્ધ નટની અદાથી મહત્માશ્રી રાજકારણી વ્યોમમાં સર્વનું લક્ષ એક જ ક્ષણમાં પોતા તરફ કેંદ્રિત કરી શકયા છે. સમગ્ર દેશભરમાં તેમની અનશનવ્રતની આકરી પ્રતિજ્ઞાથી જબરો ઉહાપોહ જાગ્યો છે. દલિતોને હિંદુ કોમમાં રાખવાનો તેમનો આ પ્રખર પ્રયત્ન જોતાં હિંદભરમાં પ્રચંડ આંદોલનો જામશે તે વસ્તુ નિર્વિવાદ છે. આ ભવ્ય પ્રતિજ્ઞાની પછવાડે મહાત્માશ્રીનું અપૂર્વ નિશ્ચયબળ વસેલું છે એટલે જ સમગ્ર રાષ્ટ્રભરમાં તેમના 'શરીર'ને સંરક્ષવાને માટે જબરાં આંદોલનો ઉપડયાં છે. સંભવ છે કે આ શબ્દો પ્રસિદ્ધ થાય ત્યારે એ ઐતિહાસિક ઘટના ઉપર દશ દિવસનો કાળ કુદકો મારીને ચાલ્યો ગયો હશે. એટલે આ ઘટનાને સર્જતી ભૂમિકાની ચર્ચા એ જ આ ક્ષણે સ્થાનયુકત મનાશે.

મહાત્માશ્રીએ ઉપવાસ આદર્યા છે. આ ઉપવાસની પછવાડે તેમનો 'ઉચ્ચ આશય' રહેલો મનાય છે. હિંદુ કોમના કકડા થતા અટકાવવાની ભાવના તેમાં છલોછલ ભરાઇ છે. કોમી મતદાર મંડળનું કાતીલ ઝેર નિર્મૂળ કરવાનો નિર્ધાર છે પણ તે હિંદુ કોમ માટે. આમ દલીતોને હિંદુ કોમમાં રાખવા માટે અપાયેલા કોમી નિર્ણયમાં ફેરફાર કરાવવા પુરતી મહાત્માશ્રીએ જીવનના અંત સુધી ઉપવાસ કરવાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી છે.

સિદ્ધાંતની ખાતર સ્વાત્મભોગ આપનારાઓથી આલમનો ઇતિહાસ ઉજળો બન્યો છે. દેશે દેશે આવા વીરલાઓ જન્મ્યા છે અને જગતની વર્તમાન પરિસ્થીતિમાં પ્રવર્તતા દુઃખના દાવાનળને ઓલવવાનો કંઇક યત્ન કર્યો છે. જગતની તવારીખમાં શહીદોની શહાદતે અજબ ભાગ ભજવ્યો છે. જ્યારે જ્યારે આલમનો આમવર્ગ નિરાશ અને નિસહાય બની જાય છે ત્યારે સ્વતંત્રતાનો કોઇ પૂજારી સિદ્ધાંતોની વેદી ઉપર પોતાના શરીરને હોમે છે. આયર્લેંડનો મેકસ્વીની, અને હિંદના જતીનદાસના ઉજળા આત્મભોગોની સ્મૃતી હજુ તો ભુંસાઇ નથી ત્યાં પ્રાણાંન્ત સુધી અપવાસ કરીને જીવનનો અંત લાવવાની મહાત્માજીની ગંભીર પ્રતિજ્ઞાએ અનેકોના દીલ મૂળથી હચમચાવ્યાં છે.

પણ લાગણીના ઉછાળાને ક્ષણભર વેગળા કરીએ, મહાત્માશ્રીના અજબ પ્રભાવની અસર ક્ષણભર ભૂલી જઇએ અને આ આખી ઘટના ઉપર શાંતપણે વિચાર કરીએ તો કંઇક જૂદા જ અનુમાનો ઉપર આવવાની સીધી ફરજ પડે છે. અત્યારે તો વર્તમાનપત્રો અને નેતાઓની દોડધામથી આખો દેશ ગાજી રહ્યો છે છતાં પણ એ જબરા જોરશોર છતાં આ આખી ઘટના ઉપર ગંભીર વિચાર કરીએ તો કંઇક જુદું જ આપણને જડે છે. આ શું છે? ચાલો તે જોઇએ.

# -મહાનપ્રતિજ્ઞા

## ઉપવાસની ઉંડી રાજકીય મીમાંસા

સર્ચલાઈટ.

[ ૨ ]

**અત્યારની ઘટનાને સૌથી સરસ રીતે** અને થોડા જ શબ્દોમાં મહાત્માના મુખપત્ર સમા 'ફ્રી પ્રેસ જર્નલે' લાક્ષણિક શૈલીમાં નીચે પ્રમાણે મૂકી છે.

> "ગાંધીજીને અપવાસ મૂકી દેવાનું સમજાવવું જોઇએ." આ ત્યારે જ થઇ શકે કે જ્યારે વડાપ્રધાન કોમી ચુકાદો સુધારવા તૈયાર થાય.
>
> જો હિંદુઓ અને દલીત વર્ગો અરસ્પરસ સમાધાન કરે તો જ વડા પ્રધાન કોમી ચુકાદો સુધારવા તત્પર થાય.
>
> (ફ્રી પ્રેસ જર્નલ તા. ૧૭-૯-૩૨.)

**આ** શબ્દો આખી ઘટના ઉપર પુરતો પ્રકાશ પાડે છે. જો હિંદુઓ **અને દલીત વર્ગના અગ્રેસરો પરસ્પર સમજીને સમાધાન કરી લે તો મહાત્માજી અપવાસને જતા કરશે.** આ તેનો હેતુ છે. આ સમાધાન થવું જ જોઇએ નહિંતર મહાત્માજી આ હેતુ માટે શહીદ બનશે. ત્યારે સવાલ ઉપસ્થિત થાય છે કે શા માટે મહાત્માશ્રીએ




આ મુદ્દાને તેમના ઉપવાસનો પ્રશ્ન બનાવ્યો? સમગ્ર કોમીનિર્ણયને અમાન્ય કરવાને બદલે શા માટે આવા ન્હાનકડા મુદ્દાને જીવનમૃત્યુનો મુદ્દો બનાવ્યો? આ સવાલ ઉપર ગંભીર વિચાર કરવાની જરૂર છે. જો મહાત્માશ્રીને શહીદ થવાની તમન્ના હતી, તો જરૂર તેઓ હિંદના આઝાદીના પ્રશ્નને મુખ્ય મુદ્દો બનાવીને પોતાનો દેહ હોમી શકત. ટેરેન્સ મેકસ્વીનીની માફક તેમણે તેમ કર્યું હોત તો તેમના આત્મયજ્ઞમાંથી આઝાદી માટે સંગ્રામ કરવાની ઇચ્છા પ્રગટત; સુતેલાં શરીરો ઉભાં થાત; તેમની ભસ્મમાંથી રાજકીય જાગૃતિના ઘોષ પ્રગટત; તેમની ખાખમાંથી આઝાદીની રોશની રેલાત. પણ તેમણે તેમ નથી કર્યું. જતીનદાસની માફક રાજકીય હક્કો માટે દેહના ઉજળા બલીદાન દીધાં હોત તો હિંદનાં મુડદાંઓમાં પણ ચેતન ચમકત.

શત્રુ સામે ધા કરતાં તેમનું શરીર રણમાં રગદોળાયું હોત તો તેમના રક્તમાંથી સ્વતંત્રતાની મૂર્તિ સર્જાત. ટેરન્સ મેકસ્વીનીના એક જ આત્મભોગે આયર્લેન્ડને ઉઠાડયું. ગાંધીજીના એવા એક જ આત્મબલીદાનથી હિંદ તો શું પણ એશીયાની પ્રજા જાગત. કારણ કે બલિદાન અને બલિદાન વચ્ચે પણ ફરક છે. આઝાદીના મુદ્દા ઉપર દેહને હોમવો અને કોમી ચુકાદામાં સુધારા કરાવવા માટે શરીરને સુકાવા દેવું એ વચ્ચે આસમાન જમીનનું અંતર છે. એકમાં ભવ્ય આદર્શને માટે ઉજળો આત્મભોગ છે, બીજામાં માત્ર વ્યક્તિનું ત્રાગું છે. અથવા તો આત્મભોગની ઉન્નત ભાવનાની કરૂણ મશ્કરી છે.

[ ૩ ]

**મહાસભાના દ્રષ્ટિબિંદુએ** પણ મહાત્માશ્રીનાં આ પગલાંને વિચારીએ તો એ જણાય છે કે તેમનું આ કાર્ય મહાસભાને પણ અતિ હીણપદ લગાડનારૂં છે. ૧૯૩૦ ની સાલ પછી મહાસભા માને છે કે હિંદીઓના આત્મનિર્ણયના હક્કમાં અથવા તો સ્વરાજ્યની સ્થાપનામાં. સ્વરાજ એટલે વિદેશી શોષણ પદ્ધતિનો નાશ. આ–પછી આપણને વર્તુલ પરિષદ સાથે કે કોમીચુકાદા સાથે જરાયે સંસર્ગ નથી. વડા પ્રધાનનો કોમીનિર્ણય આપવાનો અધિકાર કોંગ્રેસ સ્વીકારી શકે તેમ નથી. તેથી જ મહાસભાના સરમુખત્યાર સમા મહાત્માશ્રીએ તો કોમી ચુકાદાને જરા યે સ્પર્શ ન કરવાની સલાહ આપવી જોઇએ. તેને બદલે મહાત્માજીએ આ કોમીચુકાદો તો સ્વીકાર્ય થઇ ગયો હોય તેમ તેમણે આ નિર્ણયમાં માત્ર સુધારો જ સુચવ્યો છે. અને તે રીતે તેમણે મહાસભાના 'સંયુક્ત મતાધિકાર'ના તેમજ વ્યક્તિગત મતાધિકારના પ્રશ્નને આડકતરી રીતે દૂર ફેંકી દીધો છે.

જો મહાત્માશ્રીએ સંયુક્ત મતદારમંડળ અને વ્યક્તિગત મતાધિકાર માટે અપવાસ આદર્યા હોત તો તે મહાસભાના સિદ્ધાંતને અનુરૂપ મનાત. તો હું તેમને અભિનંદન આપત. તેમના બલિદાનથી [કારણકે એ પ્રશ્ન ઉપર સરકાર નમતું આપે એ અશકય છે.] મહાસભાની ચળવળને જોર મળત. તેથી મહાસભાએ સુચવેલા આદર્શો માટે પ્રાણ અર્પણ કરવાની તમન્ના ઉત્પન થાત. પણ એ વસ્તુને બાજુ ઉપર મૂકીને મહાત્માશ્રીએ તો મહાસભાના પ્રોગ્રામને પણ કચરાની પેટીમાં ફેંકી દીધો છે અને આવા ન્હાનકડા મુદ્દા ઉપર પ્રાણ ત્યાગ કરવાની ધમકી આપી છે.

[૪]

**શારીરિક આત્મબલિદાન** એ આત્મભોગની સૌથી ઉંચી કક્ષા છે. પૂરાણકાળની કથા છે કે દધિચિ રૂષીએ કોઇ અસુરને સંહારવા માટે આયુધ બનાવવા પોતાનાં અસ્થિ આપ્યાં. વર્તમાનકાળમાં પોતાના સિદ્ધાંતોને ખાતર દેહ આપનારા શહીદોની સંખ્યાથી ઇતિહાસ ઉજ્જવલ બન્યો છે. જતીનદાસ, ભગતસિંગ, એ સર્વ અરાજકતાવાદીઓએ પોતાના સિદ્ધાંત ખાતર સ્વાત્મભોગ આપ્યો છે. છતાં મહાત્માશ્રીના આત્મવિસર્જન અને ભગતસિંગના સિદ્ધાંત ખાતર સ્વાત્મભોગ વચ્ચે ખૂબ અંતર છે. પ્રથમમાં સરકાર સામે આક્રમણનો અભાવ છે. બીજામાં સરકારતંત્ર સામે સાવળો અને અફળાતી હુમલો છે.

**પણ** સરકારતંત્ર સામે આક્રમણ કરવામાં અપવાસ કરીને આત્મવિસર્જન એ માર્ગ હોઇ શકે ખરો? આ સવાલ ઉપર ગંભીર વિચાર કરવાની જરૂર છે. આવતી કાલે આપણે સર્વ અપવાસ આદરીએ કે પ્રાણાન્ત સુધી અનશનવ્રતની આકરી પ્રતિજ્ઞા લઇએ તો પણ સરકારતંત્ર આ દેશથી એક ઇંચ પણ આઘું ખસે તેમ નથી. જો આ માર્ગથી સ્વરાજ્ય મળતું હોત તો ટેરેન્સ મેકસ્વીનીના આત્મતર્પણમાંથી આયર્લેન્ડને ક્યારનીય આઝાદી મળી હોત. પણ વ્યવસ્થીત સરકારતંત્રનાં બળો સામે ઝુઝવામાં તેમ જ વિદેશી શોષણપદ્ધતિનો નાશ કરવાનાં આપણા પ્રયત્નમાં ઉપવાસનો માર્ગ જરાય કામ આવી શકે તેમ નથી. આથી જગતની કોઇ સરકાર ઉથલી પડી નથી. અને ઉથલી પડશે નહિં અને તેથી જ આવા માર્ગથી બ્રિ. સરકારતંત્ર ઉથલી પડે એવી આશા રાખવી અશક્ય છે.

**આમ** ઉપવાસનો માર્ગ એ રાજકીય આક્રમણ નથી. તેમજ વ્યુહરચનાની દ્રષ્ટિએ પણ તે અસરકારક આયુધ નથી. કારણ કે ઉપવાસથી ઉપજતા આંદોલનોને પહોંચીવળવા માટે સરકારતંત્રને પુરતો સમય મળી રહે છે. મહાત્માજી કદાચ આ ઉપવાસથી ખતમ થઇ જાય તો દેશભરમાં છુટાછવાયાં તોફાનો થાય. પણ સરકારતંત્ર તેને પહોંચી વળવા જરૂર સમર્થ થાય. કારણ કે ઉપવાસના પ્રારંભ અને શરીરના અંત વચ્ચે લગભગ બે માસ તો જરૂર જ વીતી જાય. એ સમયમાં સરકારતંત્ર જરૂર ધારેલી તૈયારીઓ કરી શકે. એટલે રાજકીય વ્યુહરચનાની દ્રષ્ટિએ ઉપવાસનો માર્ગ તદ્દન અવ્યવહારિક અને માત્ર બુદ્ધિશૂન્ય છે.

**છતાં** પણ એમ કહેવામાં આવે કે જનસમુહ સમક્ષ સરકારતંત્રના અન્યાયને નજર સામે લાવવાને માટે આવાં આત્મબલિદાન અગત્યનાં છે. આ સત્ય છે. પણ મહાત્માજીના અપવાસ સાથે તે લાગુ થઇ શકતું નથી. મહાત્માજીએ અત્યારે જો સ્વાધીનતા માટે જ ઉપવાસ આદર્યા હોત તો સંભવ છે. કે મહાસભાની ચળવળમાં નવું જોમ આવતાં મહાત્માજીનાં 'શરીર' ને સંરક્ષવાને માટે નવાં આંદોલનો ઉપડત. અને બે મહિનાના અવસરમાં તો આઝાદીસંગ્રામ આગળ ચાલત. પણ મહાત્માજીએ તો એવા મુદ્દા ઉપર ઉપવાસ આદર્યા છે કે જે સહેલાઇથી સફળ થવાનો સંભવ છે, જેના ઉપર માત્ર હિંદુ કોમનું જ લક્ષ કેંદ્રિત થઇ શકે તેમ છે અને જેમાં માત્ર રાષ્ટ્રના એક અલ્પ વિભાગને જ રસ પડે તેમ છે. એટલે આ દ્રષ્ટિએ પણ આ ઉપવાસનું મહત્ત્વ અતિ ગંભીર અને દેશવ્યાપી નજ ગણી શકાય. ચીનના ઇતિહાસના એક રસિક અને અતિ મહત્વની ઘટનાનો અત્રે ઉલ્લેખ કરીશું તો ઉપલું દ્રષ્ટિબિંદુ સરળતાથી સમજાશે. ૧૯૦૮ નાં વર્ષમાં ચીનના રાજકીય વાતાવરણમાં પ્રત્યાઘાતનાં બળો પ્રસરી ચુક્યાં હતાં. સમગ્ર દેશભરમાં એક પ્રકારનો નિરૂત્સાહ અને નિરાશા વ્યાપી વળ્યાં હતાં આ સમયે વાંગ-ચ઼ઇ-વાઇએ ચીનની પ્રજાને જગાડવા માટે શહેનશાહના પાટવીનું ખૂન કરવાનો નિર્ણય કર્યો. કમનશીબે અત્યાચાર સફળ થાય ત્યાર પહેલાં જ વાંગ-ચાઇ-વાઇ અને તેનો સાથી પકડાઇ ગયા. જ્યારે પોલીસના વડાએ પ્રશ્ન કર્યો ત્યારે તેમણે જણાવ્યું હતું કે "અત્યાર

સુધી ચીનની પ્રજાસ્વાતંત્ર્યની ભાવના અમે કાગળ ઉપર લખી છે. હું તેને હવે લોહીથી લખવા માગું છું."

આ એક જ ઘટનાએ ચીનની સુતેલી પ્રજામાં ચેતના ચમકાવી હતી. વાંગ-ચાઇ-વાઇના આત્મબલિદાનની તમન્નાથી મુર્દામાં પણ પ્રાણ પ્રગટ્યો હતો. અને ૧૯૧૦ માં પ્રજાવિપ્લવ સફળ થયો તેની પછવાડે વાંગ-ચાઇ-વાઇના આત્મબલિદાનની ભાવનાએ સારો ભાગ ભજવ્યો હતો. આવું જ જો મહાત્માજીએ આઝાદીના મુદ્દા ઉપર આત્મબલિદાન આપ્યું હોત તો જરૂર થાત.

હવે ઉપવાસ ઉપર આવીએ. સામાન્ય નિયમ પ્રમાણે વ્યવસ્થીત સરકારતંત્રો સામે વ્યવસ્થીત આક્રમણ કરવું જોઇએ. પણ ઉપવાસ કરવાથી સરકારતંત્ર શી રીતે નિર્બળ બને તે કલ્પનામાં ઉતરવું અશક્ય બને છે. કહેવામાં આવે છે કે આથી લોકલાગણી જાગૃત થશે પણ લોકલાગણીને વ્યવસ્થીત કાર્યક્રમમાં યોજવાથી જ ઇચ્છીત પરિણામ આણી શકાય. એમ માત્ર લોક લાગણીનો સાગર ઉછળે તો પણ સરકારતંત્રના ખડકમાંથી એક કાંકરી પણ ખરે તેમ નથી. બીજી દ્રષ્ટિએ વિચાર કરીએ. ઉપવાસ કરવાથી સામા પક્ષની માત્ર સંકટામણ વધે. છેવટે દયાભાવથી પ્રેરાઇને તે કબૂલ થાય. પણ તેથી કંઇ તેને ખાત્રી ન થાય. આવતી કાલે જો કોઇ એમ જાહેર કરે કે જ્યાંસુધી કામદારોને આઠ કલાક કામ કરવાનો પ્રબંધ ન કરવામાં આવે તો તે અપવાસ કરીને આત્મયજ્ઞ કરશે તો તમે બધા તેને ગાંડો જ કહો. તો તરત જ તમે પણ શીખામણ આપો કે આઠ કલાકના કામનો ધારો મેળવવા માટે તમારે મજૂરસંઘો સ્થાપવા જોઇએ. પણ જો તે તેની હઠ ચાલુ રાખે તો તમે એને સુખેથી મરવા દો. જગતની તવારીખ વાંચો અને જોશો કે સ્વતંત્રતાના નામ પર જેઓએ અપવાસો આદર્યા છે તે સર્વને સરકારતંત્રોએ મરવા જ દીધા છે. ટેરેન્સ મેકસ્વીની અને જતીનદાસનાં ઉજળાં આત્મબલિદાન આપણી નજર સમક્ષ છે. એટલે ઉપવાસનો માર્ગ એ માત્ર ત્રાગું છે. એ કાયરનો માર્ગ છે.

## [૫]

**પણ મહાત્માજીના** આ ત્રાગાં પછવાડે માત્ર વિકૃત જાતીયત્વ (Mesochatism) નથી વસ્યું. તેની પછવાડે તો ઉંડી રાજકીય રમત સમાયેલી છે. આ રમત શી છે તે સરકારતંત્ર સારી રીતે સમજે છે. અને તેથી જ તેના સાફલ્યને માટે સરકાર માર્ગ કરી આપે છે.

મહાત્માશ્રીની જીવનકથા જેણે બરાબર વાંચી છે, જેણે બરાબર જાણી છે તેઓ સમજી શકશે કે મહાત્માશ્રી રાજકીય ધડાકાઓ કરવામાં એક્કા છે. પણ પ્રત્યેક રાજકીય ધડાકાની પછવાડે મહાત્માશ્રીનો કંઇ કંઇ સ્વાર્થ હોય છે. આ સ્વાર્થ વ્યક્તિગત નહિં પણ વર્ગીય હોય છે. યરોડાની જેલમાંથી મહાત્માજીએ કરેલા આ છેલ્લા ધડાકામાં તેમના વ્યક્તિગત સ્વાર્થ જેવું તો જરા પણ નથી. કીર્તિની તેમને તમન્ના નથી. સ્વાધીનતાની ચળવળમાં વ્યક્તિ વર્તે છે વર્ગહિતની દૃષ્ટિએ. અને આ પગલામાં મહાત્માજીએ વર્ગહિતને આગળ મૂકીને પાછાં પગલાં મૂકવાની શરૂઆત કરી છે.

મહાત્માજી આજે જોઇ શકે છે કે ૧૯૩૧ ની ચળવળ લગભગ ખતમ થઇ ગઇ છે. આ ચળવળના બળ ઉપર હિંદની મહાસભા વધુ છુટછાટ, વધુ હક્ક કે વધુ સગવડો સરકારતંત્ર પાસેથી મેળવી શકે એવી આશા હવે અદ્રશ્ય થઇ ગઇ છે. એટલે જ તેઓ હવે ચળવળને સંકેલી લઇને સામ્રાજ્યવાદ સાથે સહકાર કરવાની ઇચ્છા ધરાવે છે. આ માટે તો તેઓએ અનુકુળ વાતાવરણ ઉત્પન્ન કરવા માટે આ છેલ્લો ધડાકો કર્યો છે. મારી તો માન્યતા છે કે મહાત્માશ્રીની આ ભીષ્મ પ્રતિજ્ઞાથી સમગ્ર દેશભરમાં પ્રજાલાગણીનો જમ્બર જુવાળ ચઢશે. આ જુવાળ સામે ટકી શકવાનું સામર્થ્ય ડૉ. આંબેડકરમાં હોય એમ માની શકવાની હું સ્પષ્ટ ના પાડું છું. અછુતોના પ્રતિનિધિ તરીકે સરકારી સીલ મેળવી ચુકેલા ડૉ. આંબેડકરથી પ્રજામતના ધોધ સામે ટકી શકાશે જ નહીં, મહાત્માના જીવનના પ્રશ્નને માટે હું ધારતો નથી કે આંબેડકર ભવિષ્યમાં આ સવાલ ફરીથી ઉપસ્થીત કરવાની છુટ સાથે નમતુ ન આપે. સરકારતંત્ર પણ આ બાબતમાં ડૉકટરની ઉપર દબાણ લાવશે. અને જો તેમ થાય તો આ 'ન્હાની જીત'ને મ્હોટું સ્વરૂપ આપી ચળવળને સંકેલી લેવાનો અખતરો કરવાનો મહાત્માશ્રીનો નિર્ધાર છે. ફ્રી પ્રેસ જર્નલે તો આજથી (૧૯-૯-૩૨) લડતને તહકુબ કરવાની ઘોષણા માંડી છે. અને થાકેલા દેશમાં આ ઘોષણા ઝીલાય તો નવાઇ નહિ થાય.

આમ આ ઉપવાસના રંગો છે. 'અંતરાત્માનો અવાજ ત્રીજી વર્તુલ પરિષદની જાહેરાત પછી જ કેમ આવ્યો તેનો ખુલાસો તો મહાત્માજી કરે ત્યારે જ જણાશે પણ જો આ પૃથક્કરણ સાચું હોય તો નવેમ્બરમાં મળનારી ત્રીજી પરિષદમાં લંડન જતા મહાત્માજીને વિદાય આપવાને મુંબાઇ શહેરને પાછી એક તક મળશે.

તા૦ ૨૦-૯-૩૨.



# શ્રેષ્ઠ કોણ? રામ કે રાવણ ?



લેખકઃ— શ્રી. સીતારામ જે. શર્મા

**જ્યાં** સુધી મનુષ્ય પોતાની બુદ્ધિનો ઉપયોગ કરતો ન થાય ત્યાં સુધી તેનું માનસ અનેક બાબતમાં ગુલામજ રહે છે. કેમકે તેને બીજાઓએ જે કંઇ મનાવ્યું હોય તેજ તે માનતો આવે છે.

આજનો નૌજવાન પોતાને ઘણી બાબતોમાં સ્વતંત્ર માને છે, છતાં શાંતિથી વિચાર કરીએ તો તરત જ જણાઇ આવશે કે બીજી અનેક બાબતમાં તે પણ બીજાઓના જેટલોજ રૂઢીનો ગુલામ છે.

દાખલા તરીકે તમે એની આગળ રામાયણની વાત કરો તો તે રામને સજ્જન તરીકે અને રાવણને દુર્જન તરીકે જ માનીને આગળ ચાલતો જણાશે. મહાભારતના યુગની ચર્ચા કરો તો એ જ રીતે તે પાંડવોને સારા માણસો અને કૌરવોને નઠારા માણસો તરીકે જ માનતો જણાશે.

તમે એને તેમ માની લેવાનાં કારણો પૂછશો તો તરત જ જોઇ શકાશે કે, તેણે એ સંબંધમાં સ્વતંત્ર વિચાર કદી પણ કર્યો નથી. પરંતુ પેઢી દર પેઢીથી જે માન્યતા ચાલી આવે છે, તેની છાપ તેના મગજ પર પડી છે, અને તેજ પ્રમાણે એની મનોદશા ઘડાઇ છે.

પોતાના બાપદાદાના જમાનામાં ચાલતી અનેક કુરૂઢીઓને તિરસ્કારતો નૌજવાન આ બાબતમાં એ જ કુરૂઢીઓનો વગર વિચારે પૂજક પ્રશંસક અને અનુયાયી બને છે. પરંતુ તે સંબંધમાં એણે વિચાર કરવા માટે પોતાની બુદ્ધિ કદી ચલાવી જ નથી. માટે જ તે અજાણતાં એ જૂના વિચારનો દાસ બની ગયો છે.

એ વાત આજના પ્રત્યેક નૌજવાનોએ ધ્યાનમાં લઇને એકેએક બાબતમાં પોતાની બુદ્ધિને વ્યાયામ કરવાની ટેવ પાડવી જરૂરની છે.

[ ૨ ]

**રા**મ અને રાવણમાં કોણ ચડે ? એ પ્રશ્ન એકસો સ્ત્રી પુરૂષોને પૂછશો તો કદાચ સો એ સો જણાં એમ જ કહેશે કે: "અલબત્ત, રામ જ ચડે."

"શા માટે ?" એવો બીજો

પ્રશ્ન તમે એમને પૂછો તો તે જ ઘડીએ જવાબ મળશે કે:

"રાવણ તો રાક્ષસ હતો અને રામ તો ઇશ્વરનો અવતાર હતા."

"તે માટે તમારી પાસે શું પ્રમાણો છે?" એમ તમે પૂછો એટલે ઉત્તર મળશેઃ "એમાં વળી પ્રમાણ શું જોઇએ? બાપ-દાદાઓથી એ વાત ચાલી આવી છે. એ તો છેક દ્વાપર યુગની વાત છે."

"પણ તમે રામ અને રાવણના ઉપલબ્ધ જીવન પ્રસંગો પરથી તે સંબંધમાં જાતે કદી વિચાર કરી જોયો છે ખરો?"

"એવા વિચાર તે કરવાના હોય?"

"ધારો કે તમને હું એમ કહું કે રામ કરતાં રાવણ વધારે સારો હતો. તો?"

"તો અમે ન માનીએ."

"કારણ."

"કારણબારણ કંઇ નહિં. તમે કંઇ દ્વાપર યુગના લોકથી ડાહ્યા નથી."

આમ રૂઢીની ગુલામી ન સમજાય તે રીતે બુદ્ધિ પર આવરણના થર બઝાડી દે છે.

[ ૩ ]

**શ્રી.** રામચંદ્ર અથવા આજની ગુજરાતી ઢબે કહીએ તો શ્રી. રામચંદ્ર દશરથ અયોદ્ધાકર ઇશ્વરના અવતાર હતા, એ વાત તો હવે ઘણા ઓછા બુદ્ધિવાળાઓ સિવાય કોઇ સ્વિકારતું નથી, છતાં તે વધારે સારા માણસ હતા એમ તો મૂર્ત્તિપૂજાના વિરોધી આર્યસમાજીઓ પણ ચૈત્ર સુદ નવમીનાં ભાષણોમાં ઉગ્ર સાદે કહે છે.

અને તે માટેની દલીલો તો એટલી જ જણાવે છે કે, તેમણે પિતાનું વચન પાળ્યું, ભરત તરફ બંધુભાવ બતાવ્યો, એક પત્નીવ્રત સાચવ્યું તેમજ પોતાની પ્રજાને સુખી કરી.

હવે આ બધાં વિશેષણોની મીમાંસા કરીએ તો એ લક્ષણો પુરૂષોત્તમ ગણાવા માટે પુરતાં નથી એમ જણાયા વિના નહિં જ રહે.

પિતાની આજ્ઞા પાળી એનો અર્થ એ જ કે, બાપે કૈકેયીને આપેલા વચનની વાત સાંભળી તેમણે રાજગાદીનો ત્યાગ કર્યો અને પછી ચૌદ વર્ષ વનમાં ગયા.

તે વખતે તેમણે બાપ સામે બંડ કર્યું નહિં એ એમની મોટાઇ. પરંતુ તે યુગમાં એવાં બંડ થતાં હતાં એનો કોઇ પુરાવો નથી. થતાં હતાં તો રામ માટે તાત્કાલિક એવું બંડ શકય હતું કે કેમ તે પણ કહી શકાય તેમ નથી.

રાજયુવરાજ તરફ અયોદ્ધાવાસીઓની મમતા હતી, પરંતુ દશરથની સામે રામ યુદ્ધ પોકારે તો તેને તેઓ સાથ આપત કે કેમ તે નક્કી કરી શકાય તેવાં કોઇ પણ સાધન ઉપલબ્ધ નથી.

રામ અયોદ્ધા છોડી ગયા અને કૈકેયીનો તેડાવ્યો ભરત મોસાળેથી આવીને રામને સરયુને કાંઠે મળ્યો, તે વખત એવો હતો કે ભરત તેણે જે પગલું ભર્યું તેથી જુદું પગલું ભરત તો તોફાન થવાનો વિશેષ સંભવ હતો.

પરંતુ તેથી તો રામ કરતાં ભરતનો ભોગ મોટો હતો એ પુરવાર થાય છે.

અને વિના કારણે લક્ષ્મણે રામનો વનવાસમાં સાથ સ્વીકાર્યો તે જોતાં લક્ષ્મ-

ણનો આપભોગ પણ રામ કરતાં ચડી જાય તેવો હતો,

એકપત્નીવ્રત માટે રામચંદ્રની પુષ્કળ પ્રશંસા થાય છે, પરંતુ રાવણની બહેનનું નાક કાપી નંખાવનાર અને ખુદ જાનકીનો જ ત્યાગ કરનાર રામ સ્ત્રીજાતિ તરફ કોઇ પણ જાતનું સન્માન ધરાવતા હતા, એમ કહેવું તે તો અંધશ્રદ્ધા સિવાય બીજું કંઇજ નથી.

રામરાજ્યની ગોળગોળ વાતો ઘણી કરવામાં આવે છે, પરંતુ એ રાજ્યની વ્યવસ્થા કેવી જાતની હતી, તે માટે કવિની કલ્પના સિવાય બીજાં કયાં સાધનો ઉપલબ્ધ છે? રામરાજ્યની સરખામણીમાં તે વખતે હિંદનાં બીજાં રાજ્યો કેવી રીતે ચાલતાં હતાં, તે માટે પણ કશાંજ સાધન મળી શકતાં નથી.

[ ૪ ]

**પ**રંતુ રામચંદ્રે પોતાના અંગતસ્વાર્થ માટે અંગદનો પક્ષ લઇ વાલીને દગાથી માર્યો એમાં કયું પુરૂષોત્તમપણું સમાયલું છે? ધર્મ અને નીતિના ઇજારદારો તેમાં રામનો કઇ રીતે બચાવ કરી શકે તેમ છે? સુપર્ણખાનું નાક કપાવવામાં પણ રામે ન્યાય, નીતિ કે ધર્મનું પાલન કઇ રીતે કરેલું ગણાય? એક અસહાય સ્ત્રીને બે પુરૂષો આ રીતે હેરાન કરે તો વર્તમાન યુગમાં તે માણસને દુષ્ટની જ ઉપમા મળે. રામને ઇશ્વરાવતાર કે પુરૂષોત્તમ કહીને વખાણતા પ્રશંસકો એનો બચાવ કેવી રીતે કરી શકશે?

રાવણ સાથેના યુદ્ધમાં પણ રામે અનેક જાતના દગા પ્રપંચનો આશરો નહોતો લીધો એમ કોઇ પણ તટસ્થ વિવેચકથી કહી શકાશે નહિં.

અને ધોબીની ટીકાથી સીતાને ગર્ભવતી હોવા છતાં ખુલાસાની પણ તક આપ્યા વિના, વન વગડામાં મોકલાવી દેનારનાં પત્નીવ્રતને શી રીતે વખાણી શકાય?

આ બધા પ્રસંગોને એક સાથે રાખીને જોઇએ તો રામમાં જે મહત્તાનું આરોપણ કરવામાં આવે છે, તેવી કશી યે મહત્તા જણાશે નહિ.

[પં]

**અ**ને જેને દુષ્ટ, રાક્ષસ કહીને નિંદવામાં આવે છે તે રાવણના જીવનને તટસ્થ નજરે નિહાળીએ તો એકંદરે રામ કરતાં તે વિશેષ બુદ્ધિમાન, વિશેષ શક્તિમાન તેમજ વિશેષ ન્યાયી જણાયા સિવાય નહિં જ રહે.

સીતાનું યુક્તિ અને સાહસથી હરણ કર્યું એ તેનો મોટામાં મોટો ગુન્હો. એમ આપણને કહેવામાં આવે છે, પરંતુ તે કાળમાં સ્ત્રીજાતિનું આ રીતે હરણ કરવું તેને અધર્મ કે અન્યાયી માનવામાં આવતું નહોતું, તે પ્રથા તો રામાયણ પછીના મહાભારતના સમય સુધી ચાલુ જ હતી. ખુદ અર્જુને કૃષ્ણની બહેનનું હરણ કર્યું હતું અને તે કામમાં કૃષ્ણે સુભદ્રાને બધી સગવડ કરી આપી હતી.

તે સિવાય રાવણનું ચારિત્ર્ય રામ કરતાં વિશેષ નિષ્કલંક હતું.

સીતાનું તેણે હરણ કર્યું, છતાં તેણે તેની નિરાધારીતાનો લાભ લઇને એનું શિયળ ન લુંટ્યું. પોતાની બહેનનું નાક કપાયાની ખબર મળવા છતાં, રાવણે સીતા તરફ એ વેરનો બદલો લેવાની ક્રૈણવૃત્તિ ન દાખવી. એ એક જ ઘટના રાવણના ઉદાત્ત જીવનની સાબિતી મારેબસ છે.

અને રાવણની લંકાનું રામાયણમાં જે વર્ણન છે તે જોતાં તો રાવણ વિજ્ઞાનના સાધનોનો શોધક અને કુદરતી તત્વોનો સ્વામી હતો એની રાજવ્યવસ્થા અયોધ્યાની રાજવ્યવસ્થા કરતાં વિશેષ સારી હતી અને તેની પ્રજા રામરાજ્યની પ્રજા કરતાં આર્થિક દ્રષ્ટિએ તેમજ શારીરિક દ્રષ્ટિએ વધુ સગવડ ભોગવનારી હતી. રાવણની રાજવ્યવસ્થા પણ આપખુદ નહોતી.

રામ અને રાવણના સમગ્ર જીવનનો તુલનાત્મક દ્રષ્ટિએ અભ્યાસ કરી જોતાં, તેથી જ કોઇપણ બુદ્ધિમાન માણસને કહ્યા સિવાય નહિં જ ચાલે કે રામ કરતાં રાવણ અનેક રીતે ચડીયાતો હતો.

તેમ છતાં માત્ર પરંપરાથી ચાલ્યા આવતા વિચારોના ગુલામ બની આજના નૌજવાનોય રામને શ્રેષ્ઠ અને રાવણને અધમ માને, એ એકલી નવાઇજ નહિં પણ અન્યાય નહિં તો બીજું શું છે?

[ ૬ ]

રાવણના પાત્રને હિંદુ જનતાએ અધમ કહીને હજારો વર્ષો થયાં જે અન્યાય કર્યો છે, તેનું કારણ તે દક્ષિણમાં વસનારી જાતિનો હતો તે જ છે.

ઉત્તરના લોકોએ દક્ષિણવાસીઓને અધમ મનાવ્યા હતા, કેમકે તેઓ વિજ્ઞાનવેત્તા, વિદ્વાન, શુરા લઢવૈયા અને તેમની આણ નહિં માનનારા હતા.

એટલે હવે રામયાણને બુદ્ધિની કસોટીએ ચડાવી રાવણને થયેલો અન્યાય દૂર કરવાની જરૂર છે.

આ માટે નૌજવાનો જોઇએ તો ચર્ચા મંડળીઓ ગોઠવે અને ઇતર કોમના તટસ્થ માણસને ન્યાયાસને બેસાડી રામ અને રાવણના મુકદ્દમાની ચર્ચા કરે અને છેવટે જે ફેંસલો આવે તે પ્રમાણે માનવા તૈયાર થાય.

આથી અત્યારે આપણને શું લાભ થશે? એવી મિથ્યા ચર્ચાઓ પાછળ નાહક શા માટે કીંમતી સમયને વેડફી નાંખવો? એવી દલીલ તેમની સામે થઇ શકે તેમ છે.

તેનો એટલો જ જવાબ છે કે: પરંપરાથી ચાલી આવતી માન્યતાઓનેજ ખરી તરીકે સ્વીકારી લેવાની માનસિક ગુલામી તોડવા માટે એ જરૂરી છે. એથી પ્રાચીનતાનાં અનેક જાળાં આપોઆપ તુટતાં જશે, અને તેથી બુદ્ધિવાદનો અસરકારક રીતે ફેલાવો થઇ શકશે.



# ઇશ્વરી ચમત્કારોનું ધતીંગ

: લેખક :

ગોકુલદાસ નાનજીભાઇ ગાંધી

ઇશ્વરનું અસ્તિત્વ કોઇ પણ રીતે સાબિત થઇ શક્યું નહિ ત્યારે ગમે તે પ્રકારે પણ ભોળા લોકોમાં ઇશ્વરનું બનાવટી અસ્તિત્વ કાયમને માટે ટકાવી રાખવા સારૂ સ્વાર્થસાધુ ઢોંગી લોકોએ ઇશ્વરી ચમત્કારોનું ધત્તીંગ ચલાવેલ છે. ઇશ્વર નથી, ઇશ્વર ઉત્પન્ન થયો નથી તેમજ ઇશ્વરાવતાર પણ નથી. આ સઘળું નથી. છતાં આખા જગતની આંખમાં ધોળે દહાડે ધુળ નાંખીને, ભોળી દુનિયાની આંખે પાટા બંધાવીને જે ઇશ્વરનું અસ્તિત્વ નથી તેવા ઇશ્વરની બનાવટી હૈયાતીના નામે સહી સીક્કા કરાવી લીધા છે. આવી આંધળી લેખીત કબુલતને ભોળી દુનિયા બરાબર વળગી રહી છે. આમાં કાંઇ બાકી હતું તે પ્રપંચી લોકોએ ઇશ્વરાવતારને નામે પુરૂં કરેલ છે. આથી આવા ઢોંગી લોકોને દુનિયાને ધુતવાનો માર્ગ સદાને માટે ખુલ્લો થયો છે. આટલું કરવા છતાં એ વ્યવહારકુશળ અને જમાનાના ખાધેલ પાખંડીઓને લાગી આવ્યું કે ભોળા લોકો પાસે ઇશ્વરના અસ્તિત્વની ટીપણી ખુબ વધારે ટીપાવવાની જરૂર છે. આવી મોટી ટીપણી ટીપાવવા માટે ઇશ્વરી ચમત્કારોનું ધત્તીંગ ચલાવવામાં આવ્યું છે. ઇશ્વર છે, ઇશ્વર અનાદિ છે, ઇશ્વર અસુરોનો સંહાર કરવા માટે અને બ્રાહ્મણાદિની પુજા પ્રતિષ્ઠા વધારવા માટે અવતાર ધારણ કરે છે અને એ જ ઇશ્વર પોતાના ભકતોને આશ્ચર્યજનક ચમત્કારો બતાવે છે. પોતાના ભકતોની હરેક મનોકામના પૂર્ણ કરે છે વગેરે મનગમતાં તુતો ચલાવીને અને તેના વેદો અને પુરાણોમાં ભોળાં લોકોની વંશપરંપરાની દીર્ઘ આસ્થા બેસાડીને આખી દુનિયાને પરતંત્ર બનાવી દીધી છે. લોકો ચમત્કારને વધારેમાં વધારે માને છે. આથી ચમત્કારનું ધત્તીંગ ચલાવ્યા પછી ઢોંગી લોકોનો ભોળી દુનિયાને ઠગવાનો માર્ગ સદાને માટે પુરેપુરો ખુલ્લો

થયો છે અને એટલો જ સરલ બન્યો છે. ખરૂં જોતાં ઇશ્વરે નથી, ઇશ્વરાવતારે નથી તેમજ ઇશ્વરી ચમત્કારો પણ નથી. ચમત્કાર જેવી કોઇ ચીજ નથી; જે ચીજ કે વસ્તુનું વાસ્તવ અસ્તિત્વ જ નથી એવી ચીજ કે વસ્તુનું તદ્દન ખોટેખોટું અસ્તિત્વ ઉભું કરીને ભોળા લોકોને એવા દઢ સંસ્કારોમાં ડુબાડી દીધા છે કે એવા લોકો ઇશ્વરી ચમત્કારોમાં વધારેમાં વધારે માને છે અને આસ્થા ધરાવે છે. દુનિયાની નજરમાં ડહાપણદાર જેવા દેખાતા પુરૂષો પણ પોતાનું ડહાપણ એક બાજુ મુકીને ઇશ્વરી ચમત્કારોમાં આંધળા ભીંત બને છે એ એક આપણા દેશના હતભાગ્યની મહા નીશાની રૂપ છે. ઢોંગી લોકોએ ઇશ્વરી ચમત્કારોનું ધતીંગ કાંઇ જેવું તેવું ચલાવેલ નથી. જ્યારે ઇશ્વરના અસ્તિત્વના સંબંધમાં કોઇ પણ પ્રત્યક્ષ પ્રમાણ હજુ થઇ શક્યું નહિ, કોઇ સાક્ષી મળી શકયો નહિ, ત્યારે એમણે ઇશ્વરનું અસ્તિત્વ ઇશ્વરી ચમત્કારોને પ્રમાભૂત બનાવીને સાબિત કરાવવાનો પ્રપંચાત્મક પાસો ફેંકયો. આ બનાવટી દાવ, ભોળી દુનિયામાં પોબાર રૂપે પડયો અને સ્વાર્થસાધુઓ ચમત્કારો મારફતે ઇશ્વરનું તૂત સાબિત કરાવવામાં ફતેહ પામ્યા. આ તૂતને આજે તો આખી દુનિયા વળગી રહી છે. પારકી બુદ્ધિ ઉપર અને પારકે શ્વાસે જીવનારી ભોળી દુનિયા આ રીતે આજે સંપુર્ણ પરતંત્રતાની બેડીમાં હાથે કરીને જકડાઇ રહી છે. એ પરતંત્રતાની બેડીઓ પેલા સ્વાર્થી, ઢોંગી લોકો વધારે ને વધારે મજબુત બનાવતા જાય છે.

**ચમત્કાર**ની બનાવટી વાતોને સારી રીતે માનીને ભોળાં લોકોનાં ડાચાં ફાટયાં રહે છે. ભોળાં લોકો પોતાને પડેલા પ્રપંચાત્મક સંસ્કારોને લીધે બોલી ઉઠે છે કે ફલાણા ભકતને ઇશ્વરે આવો ચમત્કાર બતાવ્યો; આવો પરચો પુર્યો. ઇશ્વર વગર આવો અલૌકિક ચમત્કાર કોણ બતાવે! જેનાં નશીબ ફુટી ગયાં હશે એ જ આવા સર્વશક્તિમાન ઇશ્વરને નહિ માને!!! ખરૂં જોતાં ભોળા લોકોનો કેવળ આ મિથ્યા પ્રલાપ છે. કેવળ ભ્રાંતિજન્ય કલ્પનામય વાતો છે. પાખંડી લોકોએ પાડી દીધેલા કપોલકલ્પિત સંસ્કારોનું ભ્રમણાત્મક પરિણામ છે. ખરૂં જોતાં તો કોઇ ઇશ્વરે નથી અને કોઇ ચમત્કારે નથી; તેમજ કોઇ પરચો પણ નથી. તમામ ધતીંગે ધતીંગ જ છે. બુદ્ધિપુર્વક સ્વતંત્રતાથી યોગ્ય વિચાર કરવામાં આવે તો આ સઘળું દીવા જેવું દેખાય. ભોળી દુનિયા તેમ કરવાને તૈયાર નથી. ભોળા લોકોને તો પાખંડીઓનાં રમકડાં બનીને ઇશ્વરી ચમત્કારોને નામે ઠગાયા જ કરવું છે.

ચમત્કાર નામની કોઇ પણ ચીજ નથી. ભેદી બનાવ તે ચમત્કાર. જેનું કારણ ન શોધી શકાય એવી ઘટના તે ચમત્કાર. બુદ્ધિ બહારની આકસ્મિત બનાવટ તે ચમત્કાર. જે રચના જોઇને બુદ્ધિ વ્યામોહ પામે તે ચમત્કાર. ચમત્કાર એટલે એક જાતની કળા. એવા અનેક બનાવો બને છે કે જેમાં ભોળા દિલના લોકો અચંબો પામી જાય છે ત્યારે કાંઇક ચમત્કાર થયો એમ કહેવાય છે. ઘણી વખત પાખંડી લોકો કોઇક એવી અજાયબી ભરી ગોઠવણ કરે છે કે તેનું ખરૂં કારણ ભોળાં લોકો શોધી શકતાં નથી. ત્યારે ચમત્કાર થયો એવું માની બેસે છે. કેવલ ભોળાં લોકોને ઠગવા માટે જ ચમત્કાર નામની ચીજને ઉપજાવી કાઢવામાં આવી છે. ભોળી દુનિયા ચમત્કારને બહુ બહુ પ્રકારે માને છે. ભોળાં લોકો કહે છે કે ચમત્કાર ત્યાં નમસ્કાર.

ઈશ્વર નામનું આખું કૌભાંડ ચમત્કાર રૂપી બનાવટી થાંભલા વડે જ ટકેલું છે. ભોળા લોકો તો કોઇ સંત મહંતની વાતો સાંભળીને પ્રથમ એક જ વાત પુછે છે કે એવા સંત મહાત્મા પાસે કાંઇ ચમત્કાર છે કે માત્ર ખાલી ભુખમરો વેઠે છે? ફલાણા મહાત્મા મોટા ચમત્કારી છે. એણે અમુક આંધળાને દેખતો કર્યો; અમુકને વાઇ આવતી હતી તે મટાડી દીધી, એક પાંગળો હતો એને પગ આવ્યા; એક મુંગાને બોલાવ્યો, નિર્ધનને ધનવાન બનાવ્યા, વાંઝીઆને પારણાં બંધાવ્યાં; પાંચ માણસ માટે તૈયાર કરેલી રસોઇમાં પાંચસે માણસો જમે છે અને પાછળથી પુષ્કળ પ્રસાદી વધી પડે છે. આકાશ સામે દૃષ્ટિ માંડતાંવેંત જ વરસાદની વૃષ્ટિ થઇ. લાકડાના સુકા ઠુંઠામાં લીલાછમ કોંટા ફુટયા. આવી આવી ચમત્કારની વાતો સંત મહંતને નામે ચલાવવામાં આવે છે. ખરી વાત તો એ છે કે આ તમામ કેવલ ગપ્પાં જ હોય છે. ઇશ્વરના ઓઠાં હેઠળ સંત મહંતો ભોળી દુનિયામાં પુજાય છે. પ્રથમ ઇશ્વર છે. એવું ભોળા લોકોને પકડાવીને પછીથી ઇશ્વર ચમત્કાર બતાવે છે એવું નાકું પકડાવે છે અને પાછળથી એવું જુઠાણું પ્રતિપાદન કરનારા ઢોંગી લોકો પોતાની પુજા પ્રતિષ્ઠા જમાવવા માટે એવું ધતીંગ ચલાવે છે કે જેના ઉપર ઇશ્વરની કૃપા ઉતરી હોય છે તેવા સંત મહંતો પણ ભારે ચમત્કારો કરી શકે છે. છેવટે આવી વાતો ફેલાવનારા ઢોંગી લોકો જ મોટા સંત મહંત છે અને મોટા ચમત્કારી મહાત્મા છે એવી વાતો પોતાના સાગ્રીતો મારફતે ફેલાવીને ભોળા લોકો પાસેથી ખુબ માનપાન, પુજા પ્રતિષ્ઠા મેળવે છે.

જેમ સંત મહંતને નામે ચમત્કારનું ધતીંગ ચલાવવામાં આવે છે તેમજ ઇશ્વરના નામે પણ મનમાનતાં ધતીંગો ચલાવે છે. જ્યાં ઇશ્વર જ નથી ત્યાં ના પણ કોણ પાડવા આવે કે મારે નામે તદ્દન ખોટેખોટાં ધતીંગો શા માટે ચલાવો છો? બનાવટી ઇશ્વર ઉભો કરીને સ્વકપોલકલ્પિત ગપ્પાં મારવામાં તો પાખંડી લોકો મણા જ શાની રાખે! થાંભલો ફાટયો ને નૃસિંહરૂપ ઇશ્વરાવતારે પોતાના ભકતોને ચતુર્ભુજ દર્શન દીધાં. ભગવાને ભાજીનું પાંદડુ ખાધું અને ત્રિલોકી તૃપ્ત થઇ. ભગવાનના ચરણની રજ ચડતાં જ શલ્યા પત્થરમાંથી અહલ્યા સ્ત્રી થઇ ગઇ. રાસમંડળમાં ભગવાને અનેક રૂપ ધારણ કર્યાં, ભગવાન અદૃશ્ય થઇ ગયા. ભગવાને બાળપણમાં આકાશમાંથી ચન્દ્રને પોતાની તરફ ખેંચ્યો અને આકાશમાંથી મોટા કડાકા થયા. આકાશમાંથી ચાંદો અને સુરજ ભગવાનનાં દર્શન કરવા આવ્યા અને ભારે પ્રકાશ છુટયો. ભગવાનની સવારી પધારી અને આકાશમાંથી દેવતાઓએ પુષ્પવૃષ્ટિ કરી. બાલ્યાવસ્થામાં ભગવાને અંગુઠો અડાડયો ત્યાં મેરૂ જેવો પર્વત ધ્રુજી ઉઠયો. આવાં આવાં અનેક પ્રતીંગો ભોળા લોકોને ચમત્કારને નામે ભમાવીને ઇશ્વરના નામથી ઠગવા માટે શાસ્ત્રોમાં મનસ્વી રીતે કલ્પના વડે લખી રાખેલાં છે. ઇશ્વર જેમ કલ્પિત છે. તેમજ ઇશ્વરના નામે ઉભાં કરેલાં શાસ્ત્રો પણ કપોલકલ્પિત છે. ઇશ્વરનાં નામથી તર્કટો ખેલવામાં પાખંડી લોકોએ ખામી જ રાખી નથી. શાસ્ત્રોમાં રૂષિમુનિઓને નામે પણ મનસ્વી કૌભાંડો ઉભાં કરવામાં આવ્યાં છે. અગસ્ત્ય રૂષિ એક અંજલિમાં આખો સમુદ્ર પી ગયા પછી એ રૂષિએ પેશાબ કર્યો અને તેથી સમુદ્ર ભરાઇ ગયો માટે સમુદ્રનું પાણી ખારૂં થયું. દુર્વાસા રૂષિ જમે છે છતાં ઉપવાસી છે. નારદ રૂષિ સદેહે સ્વર્ગમાં,

વૈકુંઠમાં અને કૈલાસપુરીમાં ગમન કરી શકે છે. આ સઘળાં કેવલ ગપ્પાં જ છે. ચમત્કારને નામે ભોળાં લોકોને મોહ પમાડનારી અનેક વાતો ચલાવવામાં આવી છે મહાત્માએ અમુક માંદા માણસ ઉપર હાથ ફેરવ્યો અને તે સાજો થઇ ગયો. ફુંક મારી અને દરદ દૂર થયું. મહાત્મા પધાર્યા અને આકાશમાંથી સોનામહોરોનો વરસાદ થયો તથા દેવદુંદભિ વાગ્યાં. દેવોએ ઉંચેથી જયઘોષ કર્યો. પાણીમાં પત્થર તરાવ્યા, અગ્નિ સળગતો સળગતો આવ્યો તેને પી ગયા. આવી અનેક વાતો ચમત્કારના રૂપમાં ફેલાવવામાં આવી છે. આવાં ધતીંગોમાં દિન પ્રતિદિન વધારો થયા જ કરે છે.

જડબુદ્ધ જીવોને પગનાં તળીઆં ચાટતાં કરવા માટે ઢોંગી લોકો શરૂઆતમાં તપ અને ત્યાગનું કૌભાંડ ઉભું કરે છે. જે ભોળાં લોકો તપ અને ત્યાગમાં ફસાતાં નથી તેવાઓને ફસાવવા માટે ચમત્કારનું પાખંડ રચવામાં આવ્યું છે. ભોળા લોકો ચમત્કારથી વધારેમાં વધારે ઠગાય છે. તપ, ત્યાગ અને ચમત્કારની પ્રપંચાત્મક ત્રિપુટીથી ભોળાં લોકો તો આધીન આધીન થઇ જાય છે.

હરકોઇ ધર્મ સ્થાપનારે ચમત્કારનો ઢોંગ તો કરવો જ જોઇએ. ચમત્કારના ભેદી ઢોંગ વગર દુનિયા ઠગાય નહિં. મદારી, ગોડીઆ અને જાદુગરોના હાથચાલાકીના ખેલોને દુનિયાના અણસમજુ લોકો સમજી શકતાં નથી અને આશ્ચર્ય પામે છે ત્યાં દુનિયાને ઘોળીને પી ગએલા પાખંડ અને પ્રપંચનાં પુતળાંઓ બુદ્ધિપૂર્વક ચમત્કારનો ઢોંગ ફેલાવે તેમાં કાંઇ આશ્ચર્યજનક નથી.

એક તો ગપ્પાં મારીને ચમત્કારની વાતો ફેલાવવામાં આવે છે. આવાં ગપ્પાંઓ શાસ્ત્રોમાં ખૂબ મારેલાં છે. બીજું બે ચાર ઢોંગી લોકોની ટોળી હાથચાલાકીથી બનાવટી ચમત્કારો ઉભા કરીને જનતાને ઠગી શકે છે. એક ઢોંગી પોતાને વાઇ આવે છે એવો ઢોંગ કરે ત્યારે બીજો ઢોંગી એના ઉપર હાથ ફેરવે છે એટલે પેલો વાઇવાળો ઢોંગી સાજો થઇને ચાલતો થઇ જાય કે વાતો ફેલાવો પામે કે અમુક મહાત્મા ભારે ચમત્કારી છે. આ સઘળું ઇશ્વરની બનાવટી સિદ્ધિ કરવા માટે છે. વાસ્તવ તો ઇશ્વરે નથી કે ઇશ્વરી ચમત્કારો પણ નથી.

ઢોંગી લોકોએ પોતાનો સ્વાર્થ સાધવ માટે શું શું નથી કર્યું? ઇશ્વર ઉભો કર્યો, ઇશ્વરાવતારનું કૌભાંડ ચલાવ્યું અને છેવટે ઇશ્વરી ચમત્કારોનું ધતીંગ હાંક્યું. ભોળી દુનિયાએ પોતાની અક્કલને બાજુ પર રાખીને આ સઘળું સાચું છે એમ માની લીધું. આથી ઢોંગી લોકો ફાવ્યા અને હંમેશને માટે પોતાની વંશપરંપરાની આજીવિકા વગર મહેનતે મેળવી લીધી. વાસ્તવિક રીતે તો ઇશ્વરે નથી અને ઇશ્વરી ચમત્કારો પણ નથી સઘળું કેવળ ધતીંગ જ છે.

ચમત્કાર અને પરચો માત્ર પર્યાય શબ્દો જ છે. ચમત્કારનો ઢોંગ દુનિયાને ગાઢ અંધકારમાં લઇ જાય છે. તદન પરતંત્ર બનાવે છે. લાખો અને કરોડો ભોળાં માનવો ચમત્કારને માને છે. ચમત્કાર અને ઇશ્વરની પછવાડે ઢોંગી લોકોનું મોટામાં મોટું પ્રચાર કામ શરૂ જ હોય છે. ઇશ્વર અને ચમત્કારની વિરૂદ્ધ પડનારને તો મોટામાં મોટો નાસ્તિક કહી દેવામાં આવે છે.

પરાયાં દુઃખો દૂર કરવા માટે તન, મન અને ધનથી મદદ કરવી એ જ મોટામાં મોટો અને સાચામાં સાચો ચમત્કાર છે. પોતાના અને પરાયાં દેહોનું સંરક્ષણ કરવું, પોતાનું જીવન સુખમય બનાવીને બીજાના જીવનને સુખમય બનાવવાના પ્રયાસો તે ખરા ચમત્કારો છે. પરતંત્રતામાંથી મુક્ત થવું તે મોટામાં મોટો ચમત્કાર છે. મનુષ્ય જાતિએ જીવન જીવવાનું શિખવું જોઇએ. સુખ અને સંતોષમય જીવન ગાળવામાં જ ખરી મજા છે, ખરો ચમત્કાર છે. જ્યાં સુધી જીવો ત્યાં સુધી સુખેથી જીવો એ એક જ મોટામાં મોટો ચમત્કાર છે. ઢોંગી લોકોએ કલ્પી કાઢેલો ઇશ્વર અને બનાવટી ઇશ્વરી ચમત્કારો તો કેવળ ધતીંગ છે, પરતંત્ર બનાવનાર છે, જડતા તરફ ઘસડી જનાર છે; માટે જ એ તો દુઃખનું કારણ છે.

ઇતિ શ્રી. ચાર્વાક દર્શન ચતુર્થોઽધ્યાય.

# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## સ્પેનીશ પ્રજાના હક્ક

**સ્પેનની પ્રજાને** માટે લોકમતથી ચુંટાયેલી પાર્લમિન્ટમાં પસાર થયેલા બંધારણમાં પ્રજાના પ્રાથમિક હક્કોનો ઉલ્લેખ છે. આ હકકો દર્શાવતી કલમો ૨૫ થી ૪૨ છે. આશા છે કે હિંદમાં જ્યારે સ્વતંત્રતાના ધ્યેય પર આંદોલનો ચાલી રહ્યાં છે, ત્યારે આ વસ્તુ અતિ રસિક થઇ પડશે.

> કલમ ૩૩. પ્રત્યેક વ્યક્તિને પોતાની પસંદગી પ્રમાણે ધંધો પસંદ કરવાનો હક્ક છે. ઉદ્યોગ અને વ્યાપારની સ્વતંત્રતા સ્વિકારવામાં આવે છે........
>
> કલમ ૩૪. પ્રત્યેક વ્યક્તિને પોતાના વિચારો જાહેર કરવાનો હક્ક છે, અને કોઇ પણ પ્રકારની અટકાયત વગર તેને પોતાના વિચારો ફેલાવવાનો હક્ક છે. સત્તાધીશ ન્યાયાધીશની સંમતી વિના કોઇ પણ પુસ્તક કે કોઇ પણ પ્રકાશન બંધ પાડી શકાશે નહીં. વરીષ્ઠ કોર્ટની આજ્ઞા વગર કોઇ પણ ન્યુસપેપર બંધ કરી શકાશે નહીં,
>
> કલમ ૩૬. ૨૩ વર્ષની ઉપરની દરેક વ્યક્તિને મત આપવાનો અધિકાર છે.
>
> કલમ ૩૮. શાંતિપૂર્વક સભા ભરવાનો હક્ક સ્વિકારવામાં આવે છે.
>
> કલમ ૩૯. પ્રત્યેક સ્પેનીઆર્ડને મંડળો સ્થાપવાનો હક્ક આપવામાં આવે છે.

આ ઉપરાંત સ્વતંત્ર પત્રવ્યવહારનો હક્ક પણ કલમોમાં સમાયેલો છે. તેમજ લગ્નની બાબતમાં પણ છુટાછેડાનો હક્ક સ્વિકારવામાં આવ્યો છે અને સ્ત્રીઓને સામાજીક દ્રષ્ટિએ સરખી કક્ષા ઉપર મૂકવામાં આવી છે.

## દક્ષિણ આફ્રીકામાં રંગભેદ

**આ** સળગતા સવાલે આજકાલ જગતનું ઠીક ઠીક ધ્યાન ખેંચ્યું છે. સાઉથ આફ્રીકાના ૫૦૦૦૦૦૦ કાળા લોકો, તેમજ ૨૦૦૦૦૦૦ હિંદીઓ ઉપર માત્ર ૨૦૦૦૦૦૦ યુરોપીયનોના હીતમાં સરકારતંત્ર ચાલી રહ્યું છે. કાળા હબસીઓને એક પછી એક અન્યાયો કરવામાં આવ્યા છે અને છેલ્લા પાંચ વર્ષમાં આફ્રીકાના મુળવતનીઓના હક્ક ઉપર એક પછી એક વ્યવસ્થિત આક્રમણ કરવામાં આવ્યું છે. તેમના દર્દની કથા સાંભળવાને કોઇને પડી નથી. નિરાધાર થઇ પડેલી આ નિરક્ષર પ્રજા પાસે જગતના ચોકમાં પોકાર કરવાનું કંઇ સાધન નથી. 'કરન્ટ હીસ્ટરી' નામના આગેવાન અમેરિકન અખબારમાં પ્રસિદ્ધ થયેલા લેખ પ્રમાણે— [નીચલું લખાણ સારરૂપ છે]

> જનરલ હર્ટ્ઝોગની સરકાર તરફથી કાળી પ્રજા ઉપર વ્યવસ્થીત આક્રમણ કરવામાં આવ્યું છે. તેમના ઉપર પાંચ પાઉન્ડનો ઝઝીઆ વેરો

નાંખવામાં આવ્યો છે. જમીનની માલીકી લગભગ પચાવી પાડવામાં આવી છે. અને નીગ્રો ખેડુતોને કાયદાની કરામતથી ખેતર ઉપર કામ કરનાર મજુરો જેવા કરવામાં આવ્યા છે. આ મજુરોને 'માસ્ટર અને નોકર'ના કાયદા પ્રમાણે કામ કરવું પડે છે. બાળકોને ફટકાની સજા કરવાની છુટ આપવામાં આવી છે.

કેટલાક ઉદ્યોગોમાં હબસી મજુરો રાખવાની મના કરવામાં આવી છે અને જીનીવાની મજુર પરીષદની ખુલ્લી અવગણના કરતો કાયદો ન્યાયખાતાના પ્રધાન મોં. પીરોલોને આણ્યો છે. એશીયાટીક અને આફ્રીકનોનાં હીતવિરોધી નીતિ, હાલની સરકારતંત્રની નીતિનો મૂખ્ય સૂર છે.

## જાપાનનો કાવ્યશોખ

જ્યોર્જ ફ્રેડરીકના અભ્યાસપૂર્ણ લેખમાં નીચલી હકીકત 'કરન્ટ હીસ્ટરી'માં પ્રસિદ્ધ થઇ છે.

> કુદરતના સૌંદર્યને લાગણીથી ઉછળતી ભાષામાં રજુ કરતું જાપાનનું કાવ્યસાહિત્ય છે. વાચક વર્ગના હૃદયના તાર ઝણઝણાવે એવું આ સાહિત્ય છે. તેના અંગે-અંગમાં કુદરતનો પ્રેમ છલોછલ ભર્યો છે. શરદ્ ઋતુના ખરતાં પાંદડાં, પુષ્પો, અને પક્ષીઓ; શ્વેત બરફથી આચ્છાદિત થયેલા પર્વતો, સમુદ્ર કિનારે સફરજનનું વૃક્ષ, અને સાગરની ક્ષીતીજમાં પ્રકાશના પૂંજ રેલાવતો સૂર્યોદય, જાપાની કાવ્યસાહિત્યના મૂખ્ય વિષયો છે. પ્રત્યેક વર્ષે શાહીપસંદગીના વિષય ઉપર કાવ્ય લખવાના આમંત્રણો સારા યે જાપાનને અપાય છે. આ સ્પર્ધામાં શહેનશાહના કુટુંબ પણ ભાગ લે છે. ગયે વર્ષે 'દેવળના આંગણામાં પથરાયેલા બરફ' ઉપર કાવ્યો મોકલવાનું જાહેર પ્રજાને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. લગભગ ૨૫૦૦૦ કાવ્યો આવ્યાં હતાં. આમાંથી સૌથી સુંદર પાંચ કાવ્યો શહેનશાહની સમીપ વાંચવામાં આવે છે.

## અમેરિકાના ભાવી પ્રમુખ વિષે-

અમેરિકામાં આવતા નવેમ્બરમાં પ્રમુખની ચુંટણી થનાર છે. આ પદને માટે રીપબ્લીકન પક્ષ તરફથી મી. હુવર ઉભા રહેનાર છે અને ડેમોક્રેટીક પક્ષ તરફથી મી૦ ફ્રાંકલીન ડી. રૂઝવેલ્ટની પસંદગી થઇ છે. સંભવ છે કે ડેમોક્રેટીક પક્ષની સુંદર બહુમતી જોતાં અમેરિકાના પ્રમુખપદ પર આવવામાં ગવર્નર રૂઝવેલ્ટ સફળ થાય. તેમના જીવનની રૂપરેખાઓ પ્રસિદ્ધ થઇ છે. અને તેથી આગેવાન અમેરિકન પત્રમાં જાણીતા જીવનકથાકાર કલાઉડે મૂર કયુસે રૂઝવેલ્ટના જીવન ઉપર પ્રકાશ પાડનારો સુંદર લેખ લખ્યો છે. તેમાંથી નીચેનું વૃત્તાંત ઉતારી લઇએ છીએ.

> 'અમેરિકાના પ્રમુખપદ માટે ડેમોક્રેટીક પક્ષ તરફથી ગવર્નર રૂઝવેલ્ટની પસંદગી થઇ છે. તેમને ૫૧ મું વર્ષ જાય છે, ૬ ફીટ અને બે ઇંચ ઉંચા છે. મજબુત છાતી અને બળવાન ગળું તેમને કુદરતી મળ્યું છે, ભુરા વાળ, આસમાની આંખો અને આકર્ષક હાસ્ય તેમના મુખ ઉપર રમી રહ્યું છે'...તેમની છટામાં અજબ આકર્ષણ છે એવું આલેખન જરાય અસત્ય નથી. સારા સ્વભાવના, અને શાંત વૃત્તિના છે......રાજકીય દ્રષ્ટિએ તેઓ ડેમોક્રેટ પક્ષના સિદ્ધાંતોમાં માને છે. સાદા શહેરીઓમાં તેમને મક્કમ વિશ્વાસ છે. હમણાં હમણાં તેઓ ઉદાર મતવાદ તરફ ઢળ્યા છે.

## સર એમ. વિશ્વેશ્વરાયા

# સંતતિ નિયમન



માટે

હિમાયત કરે છે

પૃથ્વીના પ્રત્યેક ભાગમાં સંતતિનિયમનનું વિજ્ઞાન જયઘોષ ગજાવતું આગળ વધે છે. રશીયામાં સંતતિ-નિયમનનું શિક્ષણ ખુલ્લી રીતે અપાય છે. ત્યાં ગર્ભપાત કરાવવાની ક્રીયા કાયદેસર ગણાય છે. સ્ત્રીઓને ક્યારે સંતતિ થવી જોઇએ અને કેટલી હોવી જોઇએ એ સ્ત્રીઓની મરજીની વસ્તુ બની છે.

વીયેનામાં પ્રત્યેક જાહેર મુત્રીમાં તેમ જ જાહેર સ્થળોમાં સંતતિ-નિયમનની માહીતી મ્હોટા અક્ષરોમાં મૂકાયેલી હોય છે. લંડનમાં તો વિશ્વવિખ્યાત બાનુ ડા. મેરી સ્ટોપસ પ્રખ્યાત Mothers Clinic ચલાવે છે. લીવરપૂલ, બર્મીંગહામ તેમજ માંચેસ્ટરમાં મ્યુનીસીપાલીટીઓ તરફથી સંતતિ-નિયમનનાં સલાહ-ગૃહો-(Clinic) સ્થપાયાં છે. જર્મનીમાં પણ જોરદાર પ્રવૃત્તિ શરૂ થઇ છે. અને સંભવ છે કે આ પ્રવૃત્તિ અમેરિકામાં પણ આગળ વધશે.

હિંદ તરફ જોતાં માયસોરમાં સંતતિ-નિયમનનાં સરકારી દવાખાનાં કાઢવામાં આવ્યાં છે. રાજ્યે આવાં ચાર સ્થળો ખુલ્લાં મૂક્યાં છે. આ ક્લીનીકની પ્રવૃત્તિ વિષે માહીતીપૂર્ણ રીપોર્ટ બહાર નહીં પડયો હોવાથી કેટલી પ્રગતિ થઇ છે તેની કલ્પના કરવી કઠણ છે.

મુંબાઇ, મદ્રાસ, કલકત્તા જેવાં સ્થળોમાં ડોકટરોએ ખાનગી ક્લીનીકો સ્થાપ્યાં છે. પણ લોકસમુહનો સારો સહકાર નહીં હોવાથી તેમજ ધર્મતત્વનું આ દેશમાં ઝાઝું જોર હોવાથી આ ક્લીનીકો આગળ વધી શક્યા નથી. કે પ્રગતિ બતાવી શક્યાં નથી.

છતાં હિંદની વસ્તી કુદકે અને ભુસકે વધતી જાય છે. એ સત્ય નરી આંખે જોવા છતાં અનેકો હજુ એ વસ્તુ ઉપર વિચાર કરવાનો કે આ નિરંકુશ પ્રજા-ઉત્પાદનને વૈજ્ઞાનિક ઢબે અટકાવવાનો વિચાર સ્ફુરતો નથી એ અતી શોકપ્રદ વસ્તુ છે.

હજુ પણ જેઓ સંતતિ-નિયમનના વિજ્ઞાનનો વિરોધ કરતાં હોય તેમને સર. એમ. વિશ્વેશ્વરાયાના અભિપ્રાયને વાંચવાની ભલામણ કરીયે છીએ. માયસોર વિશ્વ-

વિદ્યાલયના આશરા નીચે બોલતાં સર એમ. વિશ્વેશ્વરાયાએ જણાવ્યું હતું કે.

"આજે દેશમાં વસ્તી વધી રહી છે. ભૂખમરો અને બેકારી પણ ખૂબ વધ્યાં છે એટલે જ આપણે તેના ઉપર સંભાળપૂર્વક વિચાર ચલાવવાની જરૂર છે."

"બીજા દેશોમાં ઉદ્યોગો ખીલવાને લીધે ખેતી ઉપર જીવનારાઓ ઘટયા છે. જ્યારે હિંદમાં છેલ્લા વીસ વર્ષમાં ચાર કરોડનો વધારો આપણી વસ્તીમાં થયો છે."

...અત્યારની અલ્પ આવક અને ઓછી આવડતવાળી પરિસ્થિતિમાં ચીલઝડપ વધતી વસ્તી ઉપર અંકુશ મૂકવાની અગત્ય ઉપર મેં ક્યારનું ય ધ્યાન ખેંચ્યું છે. પરદેશ ગમન કે મોડા પરણવાથી વસ્તી ઘટે. પણ વધુ આધુનિક અને અસરકારક ઉપાય તો સંતતિનિયમન છે. હિંદનું જન્મપ્રમાણ અન્ય દેશો કરતાં વધ્યું છે. આપણે એવા અનેક માણસોને મળીયે છીયે કે જેઓને મ્હોટું કુંટુબ હોવાથી અનેક સગવડો ઉપર કાપ મૂકવો પડે છે. જાહેર સંસ્થાઓ દ્વારા વ્યક્તિગત કુંટુંબોને કહેવું જોઇએ કે સંતતિ ઉત્પાદન ઉપર અંકુશ મૂકવાની જરૂર છે, બધા જ સુધરેલા દેશોમાં સંતતિનિયમનનો પ્રચાર ચાલે છે. અને વિશાળ સમુદાય અનુસરે છે અને હિંદમાં પણ તે જાણીતું છે. જો વિશાળ પ્રમાણ ઉપર તેને અનુસરવામાં આવે તો વ્યક્તિગત કુંટુંબોમાં દુઃખો ઓછાં થશે અને જીવનનું પ્રમાણ ઉંચુ જશે.

સમાજનું હીત ઇચ્છતા પ્રત્યેક આ વિચાર ઉપર ઉંડો વિચાર કરવાની જરૂર છે. સંતતિનિયમનનું વિજ્ઞાન એ હવે સ્થાયી અને સિદ્ધ વસ્તુ બની છે. અને ઇતિહાસમાં તે જરૂર ટકી રહેશે.

સર વિશ્વેશ્વરાયાના આ શબ્દો ઉપર પ્રત્યેક હિંદીએ ઉંડો વિચાર કરવાની જરૂર છે. આપણા પ્રદેશમાં વસ્તી વધી રહી છે. આપણે સવાલ કરી શકીયે છીયે કે જ્યારે

હિંદમાં ચાર કરોડ જેટલી વ્યક્તિઓને બેકારીના શ્રાપ સહન કરવા પડતા હોય ત્યારે પ્રજોત્પાદન ઉપર અંકુશ મૂકવાની યોજના શું નીતિમય નથી?

---

## એક સુંદર સુચના.

સાહેબ,

સંતતિનિયમનના વિભાગમાં જો મ્હારી આ સુચનાને પ્રસિદ્ધિ આપશો તો હું આભારી થઇશ.

પ્રથમ તો આ દેશમાં સંતતિનિયમનના જ્ઞાનની જરૂર વિષે અત્યારે બે અભિપ્રાય હોઇ શકેજ નહીં. આથી હું એમ સુચવવા માગું છું કે જો હિંદની મ્યુનીસીપાલીટીઓ આ પ્રશ્નને ઉપાડી લે તો સંતતિનિયમનના સાધનોની વૈજ્ઞાનિક માહીતી મળી શકે.

આ અંગે મ્યુનીસીપાલીટીઓને અનેક અનુકુળતાઓ છે. પ્રત્યેક મ્યુનીસીપાલીટીને પોતાની હોસ્પીટલ હોય છે અને હોસ્પીટલમાં સંતતિનિયમનની માહીતી આપવા માટે સહેલાઇથી વ્યવસ્થા થઇ શકે.

તેમજ હોસ્પીટલના ડોક્ટર સમુદાયને સંતતિનિયમનનું વૈજ્ઞાનિક જ્ઞાન હોવાથી તેઓ જ આવી માહીતી આપવાને માટે કોથી વધુ લાયક છે.

તેમજ આવી વ્યવસ્થા અન્ય સંસ્થાએ ઉપાડી લે અને મ્યુનીસીપાલીટી આપે તેમાં ખર્ચનો અતી બચાવ થશે. આશા છે કે મ્હારી સુચના ત્હમોને જરૂર પસંદ પડશે

આપનો વિશ્વાસુ

**કીરીટ. મ.**

ભાઇશ્રી કીરીટની આ સુચનાને અમો સહર્ષ આવકાર આપીયે છીયે અને આશા છે કે ઇંગ્લેંડની મ્યુનીસીપાલીટીની માફક આ પ્રદેશની મ્યુનીસીપાલીટીઓ પણ સંતતિનિયમનનું જ્ઞાન આપતી Clinic સ્થાપીને જનતાને આ જ્ઞાન વૈજ્ઞાનિક રીતે મેળવવામાં મદદ કરશે.

# તાકાત અને તન્દુરસ્તી

: લેખક :
ડાકટર

## સીફીલીસ

**સીફીલીસ**! આ શબ્દ સાંભળતાં જ કાળજામાં કંપારી વછુટે છે. હૃદયના ધબકારાનો અવાજ વધે છે. શરીરમાં ધ્રુજારી થઇ જાય છે!

પૃથ્વીના પટ પર ભયંકરમાં ભયંકર અને દીર્ઘજીવીમાં દીર્ઘજીવી જો કોઇ વ્યાધી હોય તો સીફીલીસ છે. ક્ષયથી બીજે નંબરે આ દર્દ માનવસમૂહને પીડે છે.

આ દર્દને ઉત્પન્ન કરનારાં જંતુને સ્પીરોચીટા બેસીલસ કહેવાય છે. આ જંતુ ન્હાનાં પણ સર્પાકાર હોય છે. સીફીલીસથી પીડાતા માનવના લોહીમાં આ જંતુઓ સહેલાઇથી માલમ પડે છે.

આ દર્દ પૂર્વે હિંદમાં ન હતું. ઇતિહાસ પ્રમાણે ત્રણસો વર્ષ પહેલાં વલંદા ખલાસીઓએ આ દર્દને અહિં આણ્યું. તેમાંથી ચેપ વધ્યો. આજે હિંદમાં પ્રત્યેક શહેરમાં સેંકડો જણ આ દર્દથી પીડાઇ રહ્યા છે.

પણ આ દર્દને નિર્મૂળ કરવું જરાયે અશકય નથી. છેલ્લી વૈજ્ઞાનિક ઢબથી સારવાર કરવામાં આવે તો આ દર્દના દાનવને આ દેશના કિનારાથી દૂર કરવાનું કામ અતિ સરળ છે.

તેમજ દર્દથી પીડાતા માનવે પણ યાદ રાખવાની અગત્ય છે કે આ દર્દ અસાધ્ય નથી. જો વૈજ્ઞાનિક ઉપચારો આરંભવામાં આવે તો આ દર્દને મટાડવું એ સાવ સહેલી વસ્તુ છે.

આટલી પ્રસ્તાવના પછી આપણે દર્દ પર આવીએ. આ દર્દ ઉત્પન્ન થાય છે વ્યધીગ્રસ્ત શરીરોના જાતીય સહવાસથી. જો પુરૂષને આ દર્દ હોય અને જો તે સ્ત્રી સાથે સહવાસ કરે તો તે સ્ત્રીને આ દર્દ લાગુ પડે છે અને તેજ પ્રમાણે સ્ત્રીથી પુરૂષને પણ ચેપ લાગે છે. દર્દપ્રસારનો આ ધોરી માર્ગ છે. અન્ય રસ્તેથી પણ દર્દ પ્રસરે છે. જેમાં સીફીલીસના ચાંદાવાળા હોષ્ટ ઉપર ચુંબન કરવાથી, તેમ જ ટુવાલ વગેરે વાપરવાથી આ દર્દ આગળ વધે છે. પણ સેંકડે ૯૫ ટકા જેટલાં દર્દ ઉત્પન્ન થાય છે અને પ્રસરે છે પીડિત સ્ત્રી પુરૂષોના જાતીયસમાગમથી.

આ દર્દ એકવાર શરીરમાં પ્રવેશ કરે છે કે તેના જંતુઓ પહેલાં Lymphatics* વાટે અને પછી રકત વાટે આખા શરીરમાં

* આ શબ્દનો ગુજરાતી અર્થ અન્ય કોઇ વૈદ્યબંધુ જણાવશે તો લેખક આભારી થશે—તંત્રી.

જાય છે. તમે જાણો છો કે રક્ત આખા શરીરમાં પ્રસરે છે એટલે જ્યાં જ્યાં રક્ત જઇ શકે છે ત્યાં ત્યાં સીફીલીસને ઉત્પન્ન કરનારાં જંતુઓ જઇ શકે છે. અને તેથી આપણને પ્રત્યેક અંગમાં દર્દ માલમ પડે છે. જેમકે મગજનો સીફીલીસ, ફેફસાનો સીફીલીસ, તેમજ ચામડીનો સીફીલસ.

આ દર્દ વારસામાં ઉતરે છે એ સૌથી ભયંકર વસ્તુ છે. માતપિતાના દોષ બદલ નિર્દોષ બાલકને સહન કરવું પડે એના કરતાં વધુ અનિષ્ટ અન્ય શું હોઇ શકે?

પણ આ દર્દને મીટાવવું શકય છે એ વસ્તુ કોઇ ન વીસરે. દર્દથી પીડાતા માનવે અસહાય બનવાની, કે નિરાશ થવાની જરૂર નથી. આથી તેની જીંદગી નકામી નથી બનતી. અને જો તે ઇચ્છશે તો જરૂર તે પોતાની જીંદગી નવેસરથી શરૂ કરી શકશે.

આ દર્દને નિર્મૂળ કરવાના બે સાધનો છે. પ્રથમ તો આ રોગને પ્રસરતો અટકાવવો અને બીજું પીડાતા શરીરોને રોગમૂકત કરવાં. જો હિંદમાં બધાં જ શરીર રોગમૂકત બની જાય તો સીફીલીસ પ્રસરી શકે નહિં. આ સિદ્ધાંત ઉપર ફ્રાંસ અને વીયેનામાં વૈદ્યકિય સારવાર થાય છે. આ સાધનો આપણે અહીં ટુંકમાં જોઇ જઇએ.

પ્રથમ તો પ્રત્યેક રોગીએ આ રોગના નિષ્ણાત પાસે જઇને સારવાર મેળવવી જોઇએ. અને જ્યાં સુધી આ વ્યકિતના લોહીમાં જંતુશોધક પ્રયોગ 'wasserman Taste' નકારમાં ન આવે ત્યાં સુધી દવા ચાલુ રાખવી જોઇએ. તેમ કરવામાં આવે તો જ શરીર ભયમૂકત બને.

અલબત્ત દવા તથા વૈજ્ઞાનિક ઉપાયો અતિ કિંમતી છે અને સાધારણ માણસને આ પ્રકારની વૈજ્ઞાનિક સારવાર મેળવતાં અતિ મુશ્કેલી પડે છે છતાં પણ શકય બને ત્યાં સુધી વૈજ્ઞાનિક સારવાર કરવાના સ્થળોની જાણ મેળવીને તરત જ ઉપચાર શરૂ કરવો જોઇએ* કારણ કે આવા વૈજ્ઞાનિક ઉપચારોમાં જ તેમના બાકીના જીવનનું સુખ સમાયેલું છે.

હવે રોગમૂકત રહેવા માટે નીચેની સુચનાઓ ધ્યાનમાં રાખવાની જરૂર છે. પ્રથમ તો પીડિત શરીરોએ દર્દ નષ્ટ ન થાય ત્યાં સુધી જાતીયસહવાસને તીલાંજલી આપવી જોઇએ.

તેમજ પુરૂષોએ તેમ જ સ્ત્રીઓએ જાતીયસહવાસ પહેલાં અરસપરસ રોગ મૂકત છે કે તેની સંભાળ રાખવી જોઇએ.

તેમજ વેશ્યાઓ સામાન્ય રીતે આ દર્દથી પીડાતી હોવાથી તેમની સાથે જાતીયસમાગમમાં આવતાં પહેલાં પુરૂષે આવા રોગથી ઉપજતાં કરૂણ પરિણામોની કલ્પના કરવી જોઇએ. તેમજ જો તેનામાં આ પ્રલોભનને રોકવાની તાકાત ન હોય તો French Leather નો ઉપયોગ કરવાની જરૂર છે. આવું સાહીત્ય અલ્પ કિંમતે મળી શકતું હોવાથી અત્રે આલેખવું બીનજરૂરી છે.

તેમજ પ્રત્યેક આ રોગ થયા પછી લગભગ ત્રણ વર્ષ સુધી તો લગ્નનો વિચાર પણ કરવો ન જોઇએ. તેમાં જ તેમનું આખરી હિત છે. અલબત્ત જે માણસ આ દર્દથી તદન મૂકત થઇ ગયો હોય તેને જરાય વાંધો નથી.

---

*હમારી વિનંતિથી લેખકે આ પત્રના વાંચકો માટે આવાં સ્થળો તથા સેવાભાવી ડોકટરોની જાણ કોઇ પણ પ્રકારની ફી વગર પુરી પાડવાનું સ્વીકાર્યું છે. માહિતી મંગાવનારાઓએ

'ડોકટર'
C/o તંત્રી, નવયુગ
૨૧, દલાલ સ્ટ્રીટ, ફોટ, મુંબાઇ
એમ કરવું.



# નવું-સાહિત્ય

## રાજસ્થાનની રાજખટપટ.

લેખક: ધનશંકર હીરાશંકર ત્રીપાઠી. પ્રકાશક: વીસમી સદી કાર્યાલય, ૭૬ ટેમરીન્ડ લેન ફોટ મુંબઇ.મુલ્ય: પાંચ રૂપીયા:

**સરળ અને** શિષ્ઠ કોટીનું સાહિત્ય આપવા માટે પંકાયેલા સાપ્તાહિક 'વિસમી સદી' ના સંચાલકોએ આ વર્ષનાં ભેટ પુસ્તક તરીકે આ દળદાર ગ્રંથ વિના મૂલ્યે ગ્રાહકોને આપ્યો છે. અઢારમી સદીની અંદર આ વાર્તાની વસ્તુ રમે છે. વાર્તાની વસ્તુ ઐતિહાસીક છે. ભાષા અતિ સરળ અને લોકપ્રિય છે. અને આ પુસ્તક બહુ જ અલ્પ સમયમાં લોકપ્રિય થઇ પડશે એવી ખચીત જ આશા રાખી શકાય. આ વાર્તાની વસ્તુમાં ગુજરાતના યુવાન ચિત્રકાર કલાબ્ધીએ અનુરૂપ ચિત્રો દોર્યાં છે. એટલે પુસ્તક ખરેખર અતિ આકર્ષક બન્યું છે.

ઐતિહાસિક નવલકથાઓમાં બહુધા ઇતિહાસને પોતાની દ્રષ્ટિએ ચિતરવાની નબળાઇ નવલકથાકારમાં સામાન્ય હોય છે, તેથી જ આ નવલકથામાં કયાં સુધી ઐતિહાસીક સત્ય જળવાય રહ્યું છે તે તો કહી શકાય તેમ નથી, પણ લેખકે પ્રસ્તાવનામાં કરેલા નિર્દેષ પ્રમાણે જણાય છે કે પીંઢારાયુગમાં બનેલી બે ત્રણ ઐતિહાસિક ઘટનાઓને આ વાર્તામાં ગુંથવામાં આવી છે. અમો આશા રાખીયે છીયે કે ભાવીમાં પણ શ્રી. ધનશંકર હીરાશંકર ત્રીપાઠી આવા ગ્રંથો આપ્યા કરશે.

હવે પુસ્તક ઉપર આવીયે. પુસ્તકમાં વાર્તા ગુંથણીમાં રસની ઝમાવટ સારી થઇ છે પણ કોઇ કોઇ સ્થળે રજપુત-શૌર્યના પ્રસંગોના વર્ણનમાં અશકયતાની છાયા તરવરે છે. દાખલા તરીકે ત્રીજા પ્રકરણમાં 'અજાણ્યા કુમારને' પાટનગરમાં રાજા અને તેના સૈનિકો સમક્ષ રચાયેલા વધસ્તંભ આગળથી તેના સાથીઓ મૂકત કરાવી જાય છે. એ સામાન્ય બુદ્ધિથી પણ વિચારીયે તો આ ઘટના લેખકે જેમ વર્ણવી છે તેમ બનવી અશકય લાગે છે. આવું જ બીજા પ્રકરણોમાં બન્યું છે. કોઇ કોઇ સ્થળોએ વાર્તાએ કુદકા માર્યા છે. આ સર્વ ઐતિહાસિક નવલકથાની દ્રષ્ટિએ ઉણપો છે. પણ ભાષાની સરળત

અને એક પછી એક બનતા બનાવો વાંચકની કલ્પનાવૃત્તિને રમ્ય વિહાર આપે છે એટલે પુસ્તકનું વાંચન નિરસ નથી બનતું.

એકંદરે વાર્તા સફળ થઇ છે. અને આવો સુંદર ગ્રંથ વિનામૂલ્યે ગ્રાહકોને આપવા માટે અમો વિસમી સદીના સંચાલકોને અભિનંદન આપીયે છીયે.

## સત્યની શોધમાં

લેખકઃ ઝવેરચંદ મેઘાણી.
પ્રકાશકઃ ફુલછાબ કાર્યાલય
રાણપુર. મુલ્યઃ એક રૂપીયો.

**અપ્ટન સિંકુલેર** નામના અમેરિકાના ઉદ્દામ વિચારકની 'Samual the Seeker' નામની નવલકથાને આધારે આ પુસ્તક રચાયું છે. બીરાદર મેઘાણી અત્યાર પહેલાં એક સુંદર સમાજના જીવનસ્પર્શી સાહિત્યકાર તરીકે પ્રસિદ્ધી પામ્યા છે, એટલે એમની લાક્ષણિક કલા, મોહક ભાષા અને તેમનાં શબ્દરચનાનાં લાલિત્ય વિષે લખવાની જરાયે જરૂર નથી. આ પુસ્તકમાં પણ તેમણે અતી કૌશલ્યતાથી ઇંગ્લીશ વસ્તુને ગુજરાતીમાં ઉતારી છે. વાર્તાની ગુંથણી આ દેશને અનુકુળ કરવામાં તેઓ સારી રીતે સફળ થયા છે.

અપ્ટન સિંકલેરનો પરિચય ગુજરાતને કંઇક કંઇક તો છે જ. પણ તેના પુસ્તકોમાં તો આ પહેલું જ પુસ્તક ગુજરાતીમાં ઉતરે છે. આવાં પુસ્તકોનો વધુ ને વધુ અનુવાદ થતો જાય એવી અમારી અભિલાષાઓ સાથે અમો જરૂર આશા રાખીશું કે આવાં પુસ્તકોની સાથે અપ્ટન સિંકલેરે બોધેલા સિદ્ધાંતોની ટુંક સમીક્ષા પુસ્તકની પ્રસ્તાવના રૂપે આપી હોત તો પુસ્તકને સમજવામાં સરળતા સાંપડત.

પુસ્તકનું ગેટઅપ, અને મુદ્રણ સ્પષ્ટ અને ઉંચ કોટીનું છે. અને તેનું કદ જોતાં પુસ્તકનું મુલ્ય તદ્દન યથાર્થ છે. અંતમાં અમો પ્રત્યેક યુવાનને આ પુસ્તક વાંચવાની ખાસ વિનંતી કરીયે છીયે.

## સીતમની ચક્કીમાં

લેખક : ન્હાનુ ઠક્કર. પ્રકાશકઃ
નવયુગ પુસ્તક ભંડાર ઝવેરીવાડ. અમદાવાદ. મુલ્ય ૦-૬-૦.

**૧૯૨૯**ની રાષ્ટ્રિય ચળવળે ગુજરાતના યુવાનોના માનસ ઉપર સારી તેમજ નરસી અસર કરી છે. આઝાદી માટેની ઉગ્ર ધગશને માર્ગ મળતાં તેમનામાં સ્વાધીનતા માટે આત્મબલિદાન આપવાની ઉગ્ર તમન્ના જન્માવી છે. પણ મહાસભાના અસ્પષ્ટ રાજકિય પ્રોગ્રામને લીધે ગુજરાતના યુવાનોને રાજકિય દ્રષ્ટિબિંદુ નથી સમજાયું. આથી જ વિચારસંભ્રમ (Confusion of Thought) વાળા યુવાનો ગુજરાતમાં પગલે પગલે મળી આવે છે. આવા એક યુવાન લેખકે પોતાની મનોભાવનાને સીતમની ચક્કીમાં શબ્દદેહ આપ્યો છે.

એક જમીનદાર સરકારની જફાથી નિર્ધન બનતાં વેર લેવાની પ્રતિજ્ઞા કરે છે. આ પ્રતિજ્ઞાપાલનમાં તે બોંબ અને પિસ્તોલનો માર્ગ પકડે છે. આ માર્ગમાં તે નિષ્ફળ નીવડે છે. બસ! આટલી આ વાર્તાની વસ્તુ છે. તેની આજુબાજુ લેખકે પોતાની લાક્ષણિક શૈલીમાં જેલના સીતમને વર્ણવવાનો યત્ન કર્યો છે.

મુડીવાદ-જાગીરદારવાદ વગેરે પ્રશ્નો ઉપર અપરિપંકવ વિચારોનાં છાંટણાં કર્યાં છે. અને અંતમાં સ્વાભાવિક નિષ્ફળતાને આલેખી કથા સમાપ્ત કરી છે. કથા 'આપવીતી'ની છટામાં લખાઇ હોવાથી રસની જમાવટ ઠીક ઠીક થઇ છે. પણ અધુરાં વાક્યો, અને તેની નીચેથી નીતરતું લેખકનું ભાવનાબળ પુસ્તકમાં વિચારબળની ઉણપને ઠીક ઠીક ઢાંકી દે છે.

પુસ્તકનું કવરપેજ આકર્ષક છે. 'નવયુગ પુસ્તક ભંડારે' આવાં પુસ્તક પ્રસિધ્ધ કરીને યુવાન લેખકોની કલમને જાહેરમાં આણી છે. એ બદલ સંસ્થાને ધન્યવાદ ઘટે છે, ગુજરાતના અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયેલા ઉદ્દામ સાહિત્યમાં 'રીતમની ચક્કીમાં' નવી ભાત પાડે છે. પહેલી જ વાર ક્રાંતિકારી (Terrorist) યુવાનોના માનસની ચર્ચા કરે છે. એટલે જ અમો તેને સહર્ષ આવકાર આપીયે છીયે.

## ગરીબની દુનીયા

લેખક: જયંત ટાંક. પ્રકાશક. કિરીટ પ્રકાશન મંદિર. વાડીપુરા, રાજકોટ. મુલ્ય ચાર આના.

જયંત ટાંકે વિદ્યાર્થીકાળમાં લખેલી આ ૭ વાર્તાઓ મજદુરોની દુનીયામાં રમે છે. બધી વાર્તાઓની વસ્તુ શ્રમજીવીઓના જીવન ઉપર જ રચાયેલી છે. વાર્તાઓ એકંદરે સારી છે. આશા છે કે શ્રમજીવીઓને સહન કરવાં પડતાં કષ્ટો અને મુશ્કેલીઓ ઉપર આવી વાર્તાઓદ્વારા સહાનુભૂતીના બે આંસુ સારવાને બદલે શ્રી. જયંત ટાંક કંઇક સક્રિય વૈજ્ઞાનિક માર્ગ પણ વાર્તાની વસ્તુમાં ગુંથી દે. આજનો શ્રમજીવી દીશાસુચન ઇચ્છે છે.

## સાભાર સ્વિકાર.

| પુસ્તક. | પ્રકાશક. | મુલ્ય. |
|---|---|---|
| પેશાવરથી મોસ્કો. | ગાંડિવ સાહિત્ય મંદીર<br>સુરત. | ૧-૪-૦ |

# નવચેતનનો નારી વિભાગ

—ઓક્ટોબર ૧૯૩૨—





એમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત [illegible]
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

તંત્રી:
કુમારી બચુબહેન લોટવાલા

# નારીવિભાગની નોંધો:

તંત્રીસ્થાનેથી—

ગાંધીજીએ લીધેલી ભીષ્મપ્રતિજ્ઞાનું પરિણામ બહુ આનંદજનક આવ્યું. સેંકડો વરસોથી ખાડામાં ગબડાવી દીધેલા અસ્પૃશ્યોને અપનાવી લેવાનું જે સ્તુત્ય પગલું ગાંધીજીએ ભર્યું તે એકલા અસ્પૃશ્યોના નહિ પણ આખા હીંદુ સમાજના લાભનું પગલું છે. રૂઢીથી જકડાએલાઓનાં અંધકારનાં પડળ દૂર કરવામાં ગાંધીજી મોટે ભાગે ફળીભૂત થયા છે. ધર્મને નામે રૂઢીચુસ્તો અછુતો પ્રત્યે જે અન્યાયો કરી રહ્યા હતા અને તેમની ઉપર જુલ્મ વર્તાવી રહ્યા હતા તેનો ફડચો આટલા ટુંક સમયમાં મહાત્માજી શિવાય બીજું કોઇ લાવી શકે એમ ન હતું. અત્યારે તો દરેકના મોઢામાંથી એ જ શબ્દો સંભળાય છે કે વર્ષો સુધી સુધારકો ન કરી શકયા તે ગાંધીજીએ એક અઠવાડીયાનાં ટુંકા અરસામાં કરી બતાવ્યું.

હિંદુ જ્ઞાતિના ભાગલા પાડી નાંખી, તેને રાજકીય દ્રષ્ટિએ તદ્દન નીર્બળ બનાવી દેવાની સરકારની બાજી તદ્દન ઉંધી વળી ગઇ છે. આના અનિષ્ટ પરિણામથી ચેતો એ એક શુભ ચિન્હ છે._

સ્ત્રીઓએ પણ અસ્પૃશ્યોને અપનાવી લેવા માટે જે પ્રયાસો કર્યા છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. કારણ કે ધર્મનાં મૂળ સ્ત્રીઓમાં એટલાં ઉંડાં ઉતર્યાં છે કે એને એકદમ ઉખેડી નાખવાનું કામ બહુ મુસ્કેલ છે. જ્યાં અજ્ઞાનતાનું સામ્રાજ્ય હોય ત્યાં ખરૂં ખોટું સમજવાનો અવકાશ જ કયાંથી હોય? તેમાંએ વળી નાનપણમાં નીચઉંચ્ચતાના સંસ્કારની છાપ પડી હોય એટલે તેમનામાં સામુદાયિક ભ્રાતૃભાવ કયાંથી ઉદ્દ્ભવે? ભુલેચુકે અછુતને અડકી જવાય તો ઘેર જઇ સ્નાન કરનારી સ્ત્રી આજે પોતાના ધર્મના ધામમાં જ સાથે ઉભાં રહી પ્રાર્થના કરવાનું કબુલ કરે એટલું જ નહિ પણ અંધશ્રદ્ધાળુ બેનભાઇઓને સમજાવવાનું કામ ઉપાડી લે એ કંઇ ઓછા આનંદની વાત નથી.

પણ બ્હેનોએ આવા નજીવા કારણ માટે પોતાની શક્તિ વેડફી નાંખીને સંતોષ માનવો જોઇતો નથી. અછુતોને 'તો ત્યારે જ અપનાવ્યા કહેવાય કે જ્યારે રોટીવહેવાર જ નહિ, પણ બેટીવહેવાર પણ ચાલુ કરવામાં આવે. જો લાયક છોકરો કે છોકરી હોય તો હિંદુઓએ અછુતો સાથે લગ્નસંબંધ જોડતાં શા માટે ગભરાવું જોઇએ? સંજોગવશાત્ એ લોકો એ સ્થિતિમાં મુકાયા એમાં તેમનો શું દોષ? એ સ્થિતિ લાવનાર હિંદુસમાજ છે માટે બ્હેનો આ દિશામાં બહુ અસરકારક કામ કરી શકે.

અત્યાર સુધી નિશાળોમાં તેમને દાખલ કરવામાં નથી આવતા તો બ્હેનોએ તે માટે સખ્ત પ્રચાર અને પ્રયાસ કરવા

જોઇએ. શિક્ષણ એ જ તેમના ઉદ્ધારની ચાવી છે નહિં કે મંદીરપ્રવેશ. ધર્મનાં તો હવે ઉતરતાં પાણી છે એટલે શિક્ષણના પૂરમાં એને તણાતાં કેટલી વાર ?

બીજું એટલું જ અગત્યનું કામ એનોએ ગામડાઓમાં કરવાનું છે. કારણ કે જુના વિચારના ત્યાં અડ્ડો જમાવી બેઠા છે. અસ્પૃશ્યોનો પડછાયો પણ ત્યાં અસહ્ય છે ત્યાં જઇ ઉજળીયાત ગણાતા હિંદુઓની શુદ્ધ ઠેકાણે લાવવાની જરૂર છે. ગામડે ગામડે અસ્પૃશ્યતા નિવારણની મસાલ બેનો લઇ જશે ત્યારે જ તેમણે સંગીન કાર્ય કર્યું કહેવાશે.

અત્યાર સુધી તો હિંદુ લોકોએ ગાંધીજીને બહુ સારો સાથ આપ્યો છે. પણ હવે તે માટે વ્યવહારૂ કામ કરી બતાવવામાં જ તેમની કસોટી સમાએલી છે. અપવાસ આદરવાનો ગાંધીજીનો આશય હીંદુસમાજમાં ક્ષણીક આવેશનો ઉભરો લાવવાનો ન હતો પણ તેમનામાં ખરો હૃદયપલટો કરાવવાનો હતો એ દરેક હિંદુએ ધ્યાનમાં રાખવાનું છે. ગાંધીજીએ છેલ્લું નીવેદન બહાર પાડયું. એ જ એની પુરતી સાબિતી છે. ગાંધીજીને આંબેડકરને નામશેષ કરવા માટે ફરીથી એ ભીષ્મપ્રતિજ્ઞા લેવાની હિંદુઓ ફરજ ન પાડે એમ અમે ઇચ્છીએ છીએ. જમાનાના વેગ સાથે હીંદુ સમાજ પોતાની પ્રગતિ નહિં કરે તો કેમ ચાલશે ? પણ એટલું દરેક જણે ધ્યાનમાં રાખવાનું છે કે આ સામાજીક ઉન્નતિ સાધવા જતાં રાજકીય પ્રવૃત્તિ ખોરંબે ન પડે. આપણે તો આખા રાજકીય બંધારણ સામે મોરચા માંડવા પડશે.

અસ્પૃશ્યોને સામાજીક હકકો આપવા ઉપરાંત તેમના આર્થિક લાભ પજવાડે પણ જનતાએ પુરતું ધ્યાન આપવું પડશે. અને તે માટે તેમજ આંબેડકરને છેવટને સારૂ દફનાવી દેવા માટે રાજકીય સત્તાની ખાસ જરૂર છે. એટલે સમાજ સુધારાના જ કામ તરફ એકલું ધ્યાન આપવામાં આવે અને રાજકીય બાબત તરફ દુર્લક્ષ થાય તેમ ન થાય તે માટે સાવધાન રહેવાની અમારી સહુને નમ્ર ભલામણ છે.

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

# શિક્ષિત સમુદાયના જીવનને સ્પર્શતી નવલિકા.

# સ્ત્રી શક્તિ

: લેખિકા :

કુ. બચુબ્હેન લોટવાળા



ઘડીઆળમાં નવના ટકોરા થયા. તે સાથેજ જાણે પોતાના વિચારોને પ્રોત્સાહન મળ્યું હોય તેમ અંજની સફાળી ઉઠી અને જોરથી આંટા મારવા લાગી. અંતે કંઇક નિશ્ચય કરી નાંખ્યો હોય એમ તેની મુખમુદ્રા પરથી જણાતું હતું

તેણે વાંચવા એક ચોપડી હાથમાં લીધી પણ વ્યાકુળતાને લીધે એક શબ્દ પણ તે વાંચી શકી નહિ. તરત જ ઉઠી ગેલેરીમાં આવી પણ કોઇ નહિ જણાતાં ગુસ્સામાં પાછી ફરી. તે પોતાના પતિ અરૂણની વાટ જોતી હતી. દરરોજ એની વાટ જોવાના કાર્યથી તે એટલી કંટાળી ગઇ હતી કે તે ગુસ્સાથી બોલી ઉઠી, "શા માટે મારે આટલું સહન કરવું જોઇએ? એના પ્રત્યેના પ્રેમને લઇને મેં આટલો વખત આવું ચાલવા દીધું પણ હવે તો હું પણ રોકડું પરખાવી દઇશ. સ્ત્રીઓ ધીરજ રાખીને બધું સહન કરે છે એટલેજ પુરૂષો સ્ત્રીઓને દબાવ્યા કરે છે."

છેવટે સાડા દશને સુમારે બારણું ઠોકાયું. અંજનીએ દ્વાર ખોલી અરૂણને બહુ ઠંડો આવકાર આપ્યો. અરૂણ વસ્તુસ્થિતિ પારખી ગયો એટલે એક પણ શબ્દ ઉચ્ચાર્યા વગર પુરૂષોને જ સ્વાભાવિક એવી રીતે કપડાં બદલવા ચાલી ગયો.

જમી પરવારી બન્ને જણ દીવાનખાનમાં આવી બેઠાં. થોડી વાર તો બંને જણાએ મૌન સેવ્યું. પણ અંજનીએ આજે તો દિલનો તમામ ઉભરો ખાલી કરવાનો નિશ્ચય કર્યો હતો, એટલે ટકોર કરી વાત ઉપાડી: "કેમ સાંજ તો બહુ આનંદમાં પસાર કરી હશે? તમારા મનમાં તમારી પત્નીએ સન્યસ્ત લીધું હશે ખરૂં ને?"

"અંજની! આજે આમ ગુસ્સાથી મારી સાથે કેમ વાત કરે છે?" અરૂણે કંઇક અજાણ્યો બતાવવાના દેખાવ સાથે કહ્યું.

"ગુસ્સે થાય નહિં તો શું કરે. તમારા વર્તને મને તેમ કરવાની ફરજ પાડી છે.

તમારે રોજ સાંજે કલબમાં જવું સીનેમામાં જવું કે મિત્રો સાથે ફરવા જવું અને ઘરના માણસો પ્રત્યે બેદરકારી સેવવી એજ શું તમારી પરિણીત જીંદગીનો આશય છે? મારે રસોઇ કરીને રોજ રાતના નવ દસ વાગ્યા સુધી તમારે

માટે તપશ્ચર્યા કરવી કેમ? તમને શુ એમ લાગે છે કે હું જીવવગરની તમારી ઢીંગલી છું કે હૃદય વગરની અને અક્કલ વિનાની પાષાણ મૂર્તિ છું કે આમ તમારી જ એકપક્ષી સગવડનું એક સાધન બની રહું?" અંજનીએ એકદમ ધડાકો કર્યો.

"હું કયાં તને બહાર જવાની ના પાડું છું? શું તારી ખાતર મારે મોજ-મજાહને તીલાંજલી આપી ઘરમાં ભરાઇ રહેવું?" અરૂણના દિલમાં પતિવાદ ચમકયો અને તેણે રોકડું પરખાવી દીધું.

"આ તો ઘર છે. વીશી નથી. ફક્ત કામ પુરતું ઘરમાં રહી બાકીનો વખત બહાર ભટકયા કરવું એ પરિણીત જીંદગીનાં લક્ષણ નથી. પરણ્યાં એટલે આપણે એક બીજાનાં સહચારી થયાં. અનેરી મિત્રતાની ગાંઠથી બંધાયાં અને પરસ્પરને માટે આત્મત્યાગ કરવાના આદર્શરૂપી તાંતણાથી આપણાં જીવન વણાઇ ચુકયાં છે તો પછી મારા પ્રત્યેની આવી ઉદાસીનતા માટે તમે શું અપરાધી નથી? હું કંઇ તમને આનંદ લેતા અટકાવવા ઇચ્છતી નથી, પણ આવું એકલવાયું જીવન મને અકારૂં લાગે છે. આપણે સાથે બહાર જઇએ અગર નિરાંતે ઘેરે બેસી દરેક વિષયને લગતી ચોપડીઓ વાંચીએ અને બુદ્ધિશાળી વાર્તાલાપ કરીએ. તો વખતનો સદુપયોગ પણ થાય. આનો અર્થ કંઇ એમ નથી કે તમારે હમેશાં જ મારી સાથે ફરજીયાત વખત પસાર કરવો. તમે રોજ સાંજે બહાર જાઓ છો અને રાતના મોડે સુધી ઘેર નથી આવતાં તે સામે જ મારો વાંધો છે. જો મેં એમ કર્યું હોત તો બે દિવસમાં જ ઘરમાં કંકાસ શરૂ થયો હોત." અંજનીએ ધીરે ધીરે બધી વરાળ કાઢી.

"ઠીક હવેથી એ પ્રમાણે વર્તવાને હું પ્રયત્ન કરીશ" એવો લુલો જવાબ આપી અરૂણે શયનખંડ તરફ પ્રયાણ કર્યું.

## [ ૨ ]

અરૂણ ગ્રેજ્યુએટ હતો. એને સુશિક્ષિત છોકરી સાથે લગ્ન કરવાની ઇચ્છા હતી. પણ ન્યાતમાં એકે એવી છોકરી ન હોવાથી માબાપના દબાણ છતાં તેણે એક વર્ષ સુધી લગ્ન ન કર્યું. તે અરસામાં અંજની સાથે તેને ઓળખાણ થઇ. અંજની મેટ્રીક કલાસમાં હતી. ધીરે ધીરે બન્નેનો પરીચય વધતો ગયો અને છેવટે પ્રેમમાં પરીણમ્યો. અંજનિ મેટ્રીક થતાં જ બન્ને જુદી જ્ઞાતિના હોવા છતાં તેમણે લગ્ન કર્યાં: શરૂઆતમાં તો બધું ઠીક ઠીક ચાલ્યું. અરૂણ અંજની તરફ બહુ જ પ્રેમ બતાવતો અને તેને સાથે ને સાથે ફેરવતો પણ થોડા વખતમાં જ એના પ્રત્યે બેદરકારીભર્યું વર્તન ચલાવવા લાગ્યો. પુરૂષોનો એ સ્વભાવ જ છે. મિત્ર તરીકે તે જેટલા સાલસ, પ્રેમાળ, ભલા અને ઉદાર દેખાય છે, તેટલા જ પતિ થય પછી રહેતા નથી. અરૂણ એમાં અપવાદ ન હતો. તેથી જ અંજનીને છેવટે કંટાળીને તેને ઠપકો આપવો પડયો.

અરૂણ વીમા કંપનીમાં કામ કરતો. હતો તેને સારો પગાર મળતો હતો પણ સ્વચ્છંદી જીવનને લીધે તે બહુ ઓછું બચાવી શકતો. છતાં બહાર રખડવાની ટેવ પર તે અંકુશ મુકી શકતો નહોતો.

અંજનીએ ઠપકો આપ્યા પછી થોડો વખત વળી અરૂણ ઠીક ઠીક રીતે વર્ત્યો પણ ધીમે ધીમે વળી તે તેની અસલ ટેવો પર જતો ગયો. તે એટલે સુધી કે અંજની માંદી પડતી તો નોકર-ડીને સારવાર કરવાનું સોંપી બહાર જતો રહેતો. અંજનીને આથી બહુ દુઃખ થતું.

એક દિવસ એકલી પડેલી અંજની પોતાના જીવનના કોયડા ઉકેલવામાં મશ્ગુલ હતી. "અરૂણના અને મારાં પ્રેમલગ્ન થયાં તે પહેલાં તે મારી સાથે કેવી રીતે વર્તતો હતો? અને હવે તેની બેદરકારી માટે હું આટલી ફરિયાદ કરૂં છું તો એ અરૂણ પોતાનું વર્તન સુધારતો નથી તો મારે શા માટે શાંત બેસી રહી એને એની એ હદમાં ઉત્તેજન આપવું જોઇએ? આર્થિક સ્વતંત્રતાનું સાધન શોધી કહાડી હું પણ એની માફક બેપરવા થઇશ. હું મારા પગ પર ઉભી રહેતી થાઉં પછી થોડો કંઇ મને એ દબાવી શકે એમ છે! બસ હું પણ એને બતાવી દેવા માંગુ છું કે એના જેવા બેજીલા માણસને માટે મારૂં જીવન હું વેડફી નાંખવા નથી માંગતી," એટલું બોલી તેણે ગુસ્સામાં પોતાનો પગ અફાળ્યો.

એટલામાં જ બે માણસો અરૂણને સ્ટ્રેચ-રમાં નાખીને લઇ આવ્યા. અરૂણ તદ્દન બેભાનાવસ્થામાં હતો. અંજની તો ઓચીં-તો તેને એ દશામાં જોઇ ડઘાઇ જ ગઇ. તે પોતાના મનનું સમતોલપણું પાછું મેળવે તે પહેલાં તો પેલા બેમાંનો એક ડાકટરને લેવા દોડી ગયો. ડાકટરે આવી ચિકિત્સા કરી કહ્યું કે તેને બહુ નરમ પ્રકા-રનો અંગવાયુ થઇ ગયો છે. આમાંથી જરૂર તેમને સારૂં થશે પણ વાર લાગશે.

અંજનીએ પોતાના પતિની સુશ્રુષા કરવામાં જરા એ ખામી ન રાખી. ચોવીસ કલાકે અરૂણને ભાન આવ્યું. પત્નીની મમતાભરી માવજતને અંગે અરૂણને ધાર્યા કરતાં યે જલ્દી આરામ થવા લાગ્યો. પણ હાથપગ રહી ગયેલા હોવાથી લાંબો વખત વિજળી આપવી પડશે એવો અભિપ્રાય ડાકટરે આપ્યો. અને ગમે તે ખર્ચના ભોગે પણ તેમ કરવા તે તૈયાર થઇ.

આમ ને આમ લગભગ ત્રણ મહીના થઇ ગયા. બેન્કમાં જે થોડી ઘણી પુરાંત હતી તે ખલાસ થવા આવી. અરૂણને હજુ આરામ થયો નહોતો, છતાં અંજ-નીનો ધીરજનો અખુટ ખજાનો એમ જ રહ્યો. તેને અત્યારે પોતાની શક્તિ બતા-વવાની તક સાંપડી હતી. તે માટે કેટ-લોક વિચાર કરી તેણે પોતાની બ્હેન-પણીને મળવા બોલાવી અને તેને પોતાનો નિશ્ચય જણાવીને કહ્યું.

"બેની બેન, મને બે ત્રણ ટયુશન ન અપાવો? મારા અરૂણને હવે સારૂં છે એટલે બે ત્રણ કલાક હું કામ કરૂં તો એને હરકત નહિ પડે."

બેનીએ વિસ્મયતાથી પૂછ્યું, "બ્હેન, તમે કમાવા જશો તે અરૂણને ગમશે? આપણા સમાજમાં એ બધાં તમારૂં ટીખળ કરશે."

"તો શું હું સમાજની પરવા કરી મારી શક્તિને કટાવા દઇ મારા માંદગી ભોગવતા પતિને કરજનો ભાર વહોરવા દઉં? જો જરૂરીઆત વખતે સમાજની નાખુશીથી ડરી જઇને મારા શિક્ષણનો

મૂર્તિપૂજાના ભાવથી નહિ પણ શકિત-પૂજાના જૂના આદર્શોના અભ્યાસની ખંતથી એ ચિત્રો અને એ પ્રતિમાઓને નિહાળો—તેનો અભ્યાસ કરો અને પછી એનું તારતમ્ય તારવો.

કુકડો એટલે જાગૃતિસૂચક ચિહ્ન, સ્ત્રીશકિતનું એ વાહન છે. વાઘ અને સિંહ તે નર્યા સામર્થ્યના નમૂના. તે પણ સ્ત્રીશકિતનાં વાહન. મઘર એ જળના ભયને નહિ ગણકારનાર સમર્થ જળચર પ્રાણી છે. તે પણ સ્ત્રીશકિતનું વાહન છે.

એ સ્ત્રીશકિતનાં હથિયારો ય અજબ છે. ત્રિશુળ, ખડગ, ગદા અને પુસ્ત..એ બતાવે છે કે શારીરિક તેમજ માનસિક શકિતનો પૂર્ણ વિકાસ એ સ્ત્રીશકિતનો નૈસર્ગિક હકક છે.

તે નિર્બલની ઉપર તરાપ મારનારનો સંહાર કરે છે. કુદરતના વિકાસક્રમમાં વિરોધ કરનારાઓનાં માથાંની એ માળા પહેરે છે. માનવતાને સંપૂર્ણાંશે ખીલવા દેવાની તકોનો સામનો કરનારાઓનાં રકતથી તે પોતાનું ખપ્પર ભરે છે.

આવી આવી કલ્પનાઓ ચિતારાઓએ અને શિલ્પીઓએ કાગળો પર ને પત્થરોમાં ઉતારી છે.

એ ચિત્રકલા અને શિલ્પકલાની લીપીઓ ઉકેલવાનો પ્રયત્ન કરનારાઓ પારખી શકે છે કે:

શકિતનો મહોત્સવ એટલે તનબળ અને મનબળના વિકાસનો મહોત્સવ. એ બન્ને બળો નિર્બલોના સંરક્ષણ માટે વાપરવાનાં છે, તેજ રીતે વિકાસના નૈસર્ગિક ક્રમમાં વિઘ્ન નાખનારાઓને બુદ્ધિથી તેમ જ બળથી હઠાવીને પ્રગતિને પંથે કુચ ચાલુ રાખવા માટે પણ તેનો ઉપયોગ કરવાનો છે.

[૨]

**પ**રંતુ આપણે બીજી અનેક સારી વસ્તુઓની માફક શકિતના મહોત્સવની પિછાન પણ ગુમાવી છે.

બંગાળમાં આ મહોત્સવને 'માતૃપૂજા'ના મહોત્સવ તરીકે ઓળખવામાં આવે છે.

માતૃપૂજા એ પણ સ્ત્રીશકિતની પિછાન કરવાનીજ ભાવના નહિં તો બીજું શું?

પરંતુ મૂર્તિપૂજાએ આપણને પછાડયા, પ્રતિકોને પ્રતિમાઓ માની એ પ્રતિમાઓમાં દેવ દેવીઓની કલ્પના કરી, ત્યારથી આપણું પતન થયું.

પુરૂષ પત્થર અને પીત્તળની સ્ત્રીશકિતની પ્રતિમાઓને દેવી માની તેની આગળ મસ્તક નમાવી, તેના આશીર્વાદની ભ્રામક-ભાવનામાં એટલો ઘેલો બન્યો છે કે, પોતાના ઘરમાંની જીવતી, જાગતી સ્ત્રીશકિતના વિકાસની આડો ઉભો રહેતાં તે જરાય શરમાતો નથી. જીવંત સ્ત્રીશકિતને રૂઢીની સાંકળોથી જકડી, અજ્ઞાનતાના અંધારા કૂપમાં ગળા સુધી ડુબતી રાખી, લાતો અને ગાળોથી તેની પૂજા (!) કરવામાં તે મર્દાઇનું અભિમાન મ્હાણે છે!

અને છતાં પ્રતિવર્ષે હિંદુસમાજ નવરાત્ર અને વિજ્યાદશમીના ઉત્સવ ઉજવે છે.

આ ઉત્સવમાં અજ્ઞાનતા છે, દંભ છે, પ્રાણને છોડી પડછાયા પાછળ ભૂલા પડવાનાં એ ફાંફાં છે.

મૂળ ભાવનાની ઉપર વહેમ અને રૂઢીનાં પડનાં પડ ચડતાં ગયાં છે. એથી પ્રત્યેક ઉત્સવની માફક શકિતપૂજાના આ મહોત્સવને પણ હિંદુસમાજ ઉંધા ચશ્માથી જોવા ટેવાઇ ગયો છે.

જમાનો બદલાયો છે. માનવમાનસમાં પલટો થયો છે. દૃષ્ટિબિંદુના સાંકડા ભાવ ફેરવાતા જાય છે.

તો પછી શા માટે આ રાષ્ટ્રીય તહેવારોની ઉપર જામેલા અજ્ઞાનના થર ઉખેડી નાખવા તત્પર ન થવું ?

## [૩]

દુર્ભાગ્યે સ્ત્રીસમાજ પુરૂષરચિત જુઠી મનોદશાને સાચી માનીને પોતાનું અપમાન સાંખી લે છે. એટલુંજ નહિં, એ અપમાનમાં તે માન જોઇને રાચે છે.

અને સદીઓનાં પાપ ધોઇ નાખવા પુરૂષજાતિ તૈયાર થાય તેમ તો નથીજ.

તો શા માટે સ્ત્રીશકિત જાગૃત ન બને ?

સ્ત્રીઓ પોતાની શકિતને પિછાનતી થશે ત્યારે જ પુરૂષો તેમને સન્માનતાં શીખશે.

મહાલક્ષ્મી અને મહાસરસ્વતીને નામે પૂજાતી સ્ત્રીશકિતએ હવે તો મહાકાળીની મૂર્તિ બનવું જોઇશે. ત્યાં સુધી તેમની પ્રતિમા બનાવીને પૂજનારો, તેમના નામે ચલાવવામાં આવતાં યાત્રાસ્થળોની મુલાકાતો લેનારો, તેમની બાધા આખડીઓ લઇ તેમની પાસેથી ધન, ધરા, ધામ અને પુત્રોની આશા માટે યાચતો પુરૂષવર્ગ, જીવંત સ્ત્રીશકિતનો સ્વીકાર કરવા કદી પણ તત્પર બનવાનો નથી.

એટલે નવરાત્રિના રાસ રમતી સ્ત્રીઓએ વિચાર કરવો જોઇએ છે. તેમની એ રાસરમણા પુરૂષો માટે મનની મોઝ મેળવવાનું સાધન માત્ર થઇ પડી છે.

આજનો પુરૂષવર્ગ શકિતના વિકાસને ભૂલ્યો છે. તે માયકાંગલો બન્યો છે. અંધારી રાત્રિએ ઝાડનાં ખખડતાં પાંદડાંથી તે ડરે છે; અજવાળી રાત્રે વૃક્ષના કંપતા પડછાયાથી તે ગભરાય છે; તે પોતાનું કે પોતાનાંનું સંરક્ષણ કરવાની તાકાત ને તમન્ના ગુમાવી બેઠો છે.

માત્ર એનું જોર ચાલે છે ઘરની સ્ત્રી પર. એને ગુસ્સો ઠાલવવાનું અને હાથની ચળ ઉતારવાનું એક માત્ર સ્થાન 'અબળા' બનાવી રાખેલી 'ઘરવાળી'માં જ દેખાય છે.

કેમકે સ્ત્રી શકિત મટી અબળા બની છે. તે પોતાનું વ્યકિતત્વ ગુમાવીને પુરૂષને રાજી રાખનાર રમકડાની પુતળીઢીંગલી બની છે. પુરૂષના વંશનો વેલો વધતો રાખનારી સંતાનોત્પત્તિનું મુંગું યંત્ર બની છે.

સ્ત્રી જગજ્જનની છે, સ્ત્રી રણચંડિકા છે, તે રીઝીને લક્ષ્મી અને સરસ્વતીનાં દાન દઇ શકે છે અને ખીજે તો ગમે તેટલા રકતથીયે તેનું ખપ્પર અધુરૂં જ રહે છે. તે કમળપુષ્પની પાંદડીથીયે વિશેષ મુલાયમ છે અને વજ્રથી પણ વિશેષ કડક છે, એની એક આંખમાં અમૃત છે, બીજી આંખમાં સકળ વિશ્વને સળગાવી શકે તેટલો અગ્નિ છે.

પણ તે પોતાને ભૂલી ગઇ, તેથી સમાજ શકિતવિહોણો, ધનવિહોણો, વિદ્યાવિહોણો, નિરાધાર, ડરપોક અને નામર્દ બની ગયો છે.

એટલે જ સ્ત્રીના ઉત્થાનમાં સમાજનું ઉત્થાન છે, સ્ત્રીની સ્વાધીનતામાં સમાજની સ્વાધીનતા છે, સ્ત્રીના વિદ્યાભ્યાસંગમાં સમાજની શાળા વસેલી છે. એ વાત સ્ત્રીવર્ગે સમજવાની જરૂર છે. પોતાને માટે તેમજ સમાજને માટે પણ.

[૪]

નવરાત્રિના મહોત્સવને સ્ત્રીજાતિએ પોતાની શક્તિના વિકાસનો મહોત્સવ બનાવવો જોઇએ. તે ઘરમાંથી જાળાં ને કચરો ખંખેરી કાઢે છે. હવે સમાજમાં ભરાયલાં વહેમનાં જાળાં અને રૂઢીના કચરાને ખંખેરી કાઢવા તેણે તત્પર થવું જોઇએ છે,

રાષ્ટ્રીય લડતમાં ભાગ લેવામાં સ્ત્રીજાતિએ જેટલી તત્પરતા અને તાત્કાલિક નિર્ણયશક્તિ બતાવી આપ્યાં છે, તેટલીજ તત્પરતા અને તેવી જ નિર્ણયશક્તિ પોતાની પરાધીનતા ખંખેરી નાખવા માટે બતાવવાની હવે જરૂર છે.

'સમાજમાં સ્વરાજ' એ સ્ત્રીશક્તિનું સંગ્રામસુત્ર બને, 'ઘરની અને દેશની સ્વતંત્રતા' એ સ્ત્રીઓની ચળવળનો પ્રધાનસુર બને તો જ સ્ત્રીઓ રૂઢીનાં ગુલામી બંધનોમાંથી છુટી જાય.

તેમ નહિં બને ત્યાં સુધી રાષ્ટનું સ્વરાજ અધુરૂં જ રહેશે. રાષ્ટ્રીય સ્વરાજની લડતમાં ભાગ લેવો તે આડંબર જ લેખાશે. કેમકે જાતે પરાધીન હોય તે બીજાને સ્વાધીન બનાવવાની વાત કરે તે આડંબર જ છે.

રાષ્ટ્રની સ્વતંત્રતામાં સ્ત્રીઓની સ્વતંત્રતા સમાયલી છે એ માન્યતા ખોટી છે. કદાચ રાષ્ટ્રની સ્વતંત્રતાથી સ્ત્રીઓની પરાધીનતા વધે ય ખરી. કેમકે રૂઢીરક્ષકોનાં બળને તોડવામાં નહિં આવે તો એ ચેપી રોગ વધવાનો અને સ્વરાજમાં તે રોગને ફાલવા ફુલવાની કદાચ વિશેષ તક પણ મળી જાય.

માટે જ સ્ત્રીસમાજ પોતાની શક્તિને પિછાનવાનો નિર્ણય કરે, અને તે માટે સતત કાર્ય કરવાની યોજના નવરાત્રિથી આરંભે એ જરૂરનું જ નહિં પણ અનિવાર્ય છે.

# આંતરરાષ્ટ્રીય રાજકારણમાં

# સ્ત્રીઓનું સ્થાન



લેખીકા
**અ. સૌ. તરૂલતા**



[ઇતિહાસમાં પહેલીજવાર શસ્ત્રબંધીની પરિષદમાં સ્ત્રીઓને સ્થાન મળ્યું છે. જીનીવામાં શરૂ થયેલી આ પરિષદે એક અતિ ચર્ચાસ્પદ પ્રશ્નને જન્મ આપ્યો છે. આ સવાલ તે આ છે કે જગતના પ્રશ્નોમાં તેઓ કઇ વૃતિને અપનાવશે? અમેરિકાના સરકારતંત્રે નીમેલા સ્ત્રી પ્રતિનિધિ મેરી. ઇ. વુલેએ 'ન્યુયોર્ક ટાઇમ્સ'માં આ પ્રશ્નનો જવાબ આપ્યો છે. આ ન્હાનકડો લેખ આશા છે કે ગુજરાતની સ્ત્રીઓને માટે અતિ આશાજનક થઇ પડશે—તંત્રી]



આંતર-રાષ્ટ્રિય પ્રશ્નો માત્ર પુરૂષોની પ્રવૃતિની મર્યાદામાં જ સમાઇ જાય છે કે સ્ત્રીઓનાં કાર્યવર્તુલમાં તેમની ગણના થઇ શકે? અત્યારે વિશ્વના સ્ત્રીત્વને આ પ્રશ્નોના ઉકેલમાં કંઇ અવાજ છે? ભવિષ્યમાં તેઓ આ સમસ્યાઓના ઉકેલ ઉપર શી અસર પાડી શકશે?

આંતર—રાષ્ટ્રિય પ્રશ્નો ઉપર ભરાતી આંતર-રાષ્ટ્રિય પરિષદો જ્યારે આ ક્ષણે ભરાઇ રહી છે ત્યારે આ અને આવા કેટલાય પ્રશ્નો આપમેળે ઉપસ્થિત થાય છે. એક સમય આવશે કે જ્યારે આવો સવાલ કરનાર તરફ લોકો હસશે! પણ જ્યારે આંતર-રાષ્ટ્રિય સમસ્યાઓ સંગ્રામમાં પરીણમે છે, ત્યારે તેના અળખામણાં પરિણામો પુરૂષો તેમજ સ્ત્રીઓએ પણ સહન કરવા પડયા છે; છતાં અત્યારે આ પ્રશ્ન અતી ગંભીરાઇથી પુછાઇ રહ્યો છે.

અલબત, તેઓ રણસંગ્રામની આગલી હરોલમાં નથી ઝઝુમ્યાં. પણ તેઓ સ્વદેશમાં આગલી હરોલમાં જરૂર ઉભાં રહ્યાં છે. સંગ્રામની ક્ષણોમાં તેમણે સર્વ પ્રકારની અડચણો સહન કરી છે; મુશ્કેલીઓ ખમી છે, અને કદાચ શારીરિક વેદના સહનન કરી હોય છતાં અકથ્ય અકળામણોને પી જઇને તેઓએ જવાબદારી વાળી જગાઓ સંભાળી છે.

સંગ્રામ પછીના અનિવાર્ય સંતાપ પુરૂષો તેમજ સ્ત્રીઓ ઉપર સરખી રીતે ઉતર્યા છે. અને તેમાં સ્ત્રીઓને વધુ સહન કરવું પડયું છે. આજે પણ આ પરિણામો સ્ત્રીઓ સહન કરી રહી છે. મ્હારી તો ખાત્રી છે કે જો વૈજ્ઞાનિક

શોધખોળ ચલાવવામાં આવે તો એમ સહેલાઇથી સાબીત થઇ શકશે કે સ્ત્રીઓએ સંગ્રામની વેળાએ વધુ સહન કર્યું છે.

પાઉંડ, ફ્રાંક, અને માર્કના ભાવ ગગડી જતાં લાખ્ખો કુટુંબોની આવક ધોવાઇ ગઇ ત્યારે સ્ત્રીસમુદાયની શું દશા થઇ હશે? જ્યારે મુળ આવકના દશમા ભાગમાંથી કુંટુંબનું ખર્ચ ચલાવવું પડતું હશે, ત્યારે સ્ત્રીઓએ કેવી રીતે ખર્ચનાં પાસાં સરખાં કર્યાં હશે? આ વસ્તુ અતી વિચાર કરવા યોગ્ય છે. વિજયી તેમજ પરાજીત દેશોના સ્ત્રીત્વને સહન કરવા પડેલાં કષ્ટોનો સાચો ખ્યાલ અત્યારે કોઇને આવી શકે તેમ નથી.

એટલું જ નહીં પણ વિશાળ સમુદાયમાં તો સ્ત્રીત્વને કુંટુંબની આવક વધારવાને માટે કામ કરવાનું ચાલુ રાખવું પડેલું. ઓફીસો વાળવી, કપડાં ધોવાં, મોટર સાફ કરવી, વિગેરે વસ્તુઓ ઉપર તેમને ખૂબ ધ્યાન આપવું પડતું. એટલું જ નહીં પણ અત્યારના સમયમાં એવા લાખ્ખો કુંટુંબીઓ વસે છે કે જેમાં બેકાર પતિને કમાતી પત્નિ નિભાવે છે. એટલુંજ નહીં પણ કોઇ કોઇ સ્થળે સ્ત્રીની 'ન્હાનકડી આવક' પતિની કપાયેલી રોજી સાથે ભેગી મુકતાં અમુલ્ય થઇ પડે છે.

ત્યારે જગતની પલટાયેલી સ્થિતિ, તેના ગૃહજીવનનો નાશ, તેની આસપાસ પરિવર્તન પામેલું રાજકિય વાતાવરણ, આ સર્વને સ્ત્રીત્વને કંઇજ સંબંધ નથી? સહન કરવી પડતી પારાવાર મુસ્કેલીઓ પડતી હોય છતાં સ્ત્રીઓ આવા સામાજીક પ્રશ્નો પર ઉદાસીન રહે એ શું શકય છે? વિશ્વની સ્ત્રીઓએ આ સવાલનો જવાબ સ્પષ્ટતાથી આપ્યો છે.

જીનીવામાં ભરાયેલી આંતરરાષ્ટ્રિય પરિષદમાં ભાગ લીધા પછી સ્ત્રીઓ આ સીધા જવાબની મ્હને પ્રતિતિ થઇ છે. શસ્ત્રબંધીની મંત્રણામાં ભાગ લેતાં જગતની સ્ત્રીઓની સાચી માન્યતાનો મ્હને ઠીક ઠીક અનુભવ થઇ ગયો છે.

મ્હારા ઉપર જગતના પ્રત્યેક ખુણામાંથી સેંકડો પત્રો આવ્યા છે. લાખ્ખો અક્ષરો તારના ફોર્મમાં લખાયેલા મ્હને સાંપડયા છે. એકલા અમેરિકામાં જ નહીં પણ પ્રત્યેક જગ્યાએથી મ્હારા ઉપર પારાવાર વિનંતીઓ, સુચનાઓ, અને અભિલાષાનો વર્ષાદ વરસ્યો છે. સંસ્થાઓએ મ્હને સુચનાઓ મોકલી છે. તેમજ વ્યક્તિગત કાગળોમાં મળેલી સુચનાઓનો એક જ ધ્વની છે.

> "જગતની સ્ત્રીઓ કાયમી શાંતિ ઝંખે છે. યુદ્ધનીતિ તેમને તદ્દન નાપસંદ છે અને આ કાયમી શાંતિ માટે તેઓ મ્હોટામાં મ્હોટા ભોગ આપવા તત્પર છે."

જો જગતની સ્ત્રીઓને જાહેર આંતર રાષ્ટ્રિય સમસ્યાઓમાં આટલો રસ ન હોત તો મ્હારા ઉપર આટલા પત્રો આવત જ નહીં.

આજે આંતરરાષ્ટ્રિય પ્રશ્નોના ઉકેલમાં સ્ત્રીત્વને કંઇ અવાજ છે કે કેમ? આ દ્રષ્ટિબિંદુએ વિચાર કરશો તો ત્હમે જોશો કે અસત્તાવાર રીતે અત્યારે પણ તેઓ પોતાનો અવાજ આલમને સંભળાવે છે. શસ્ત્રબંધી માટે જો કોઇ પણ સંસ્થા આ શહેર [જીનીવા] માં વધુ પ્રયત્ન કરી રહી હોય તો તે આંતરરાષ્ટ્રિય સ્ત્રીઓનું સંગઠન છે. આ સંસ્થાએ શસ્ત્રબંધી માટે એક સમિતિ નીમી છે.

આ સમિતિમાં કામ કરતી વખતે વિશ્વનાં સ્ત્રીત્વના આ પ્રતિનિધિઓ તેમની કાર્ય-શક્તિની સાચી સાબીતી જગતને આપે છે.

આ પરિષદ સમક્ષ એક સામાન્ય સવાલ અનેકવાર મૂકવામાં આવે છે કે પુરૂષોની માફક સ્ત્રીઓમાં પણ રાજકિય મતભેદ છે કે કેમ? આ સવાલનો જવાબ જરૂર હકારમાંજ મળે. તેઓ પણ રાજકિય વિચારસરણીમાં જૂદા જૂદા વિચારો ધરાવે છે. છતાં આ સર્વ સભ્યોને એકત્ર બનાવવાના અમારા કાર્યમાં સ્ત્રીત્વના અમાપ સામર્થ્યનું કંઇક ભાન થાય છે.

સ્ત્રીઓનાં સામર્થ્યને જગતના સરકાર તંત્રોને પણ સ્વિકારવું પડયું છે. બ્રિટન, પોલાન્ડ, ઉરાગુવા, કેનેડા, અને અમેરિકાના પ્રતિનિધિઓ તરીકે સ્ત્રીઓને સ્થાન મળ્યું છે. આ વખતે એમ કહેવામાં આવતું હતું કે સ્ત્રીસભ્યોને સભ્યતા પુર્વક સન્માન મળશે. પણ સાથે જ સ્ત્રીસભ્યોને સભ્યતા પૂર્વક અવગણવામાં આવશે. પહેલું અનુમાન સાચું પડયું છે. પણ બીજું અનુમાન હજુ સુધી તો સાચું પડયું નથી. અને સાચું પડે એવો સંભવ અતી અલ્પ છે એમ હું ખાત્રી આપું છું.





**મીસ ભીખાજી પાલમકોટ**
લંડનની ગીનીટી કોલેજ ઓફ મ્યુઝીકના જીંદગી સુધીના એકેડેમીક સભ્ય તરીકે દાખલ થવામાં જેઓ પહેલાં જ પારસી બાનુ છે.

હિંદની સ્ત્રી જનતા વિજળીક વેગથી ઉંચા સ્થાનો ઉપર સ્ત્રીઓ નીમાતી તેઓ સફળ થાય છે. તે આમ સ્ત્રી- ફોટાઓ પ્રત્યેક માસે રજુ કરવાનો આશા છે કે વાચક સમુદાય

# પ્રગતિના-



આ વર્ષે ઉંચી કેળવણીની પરીક્ષામાં પસાર થયેલી વીદ્યાર્થીનીઓનો ફોટો.

મીસ મેરી જોન ટ્રીવેન્દ્રમના મહારાની મહાવિદ્યાયતની આ વિદ્યાર્થીની લંડનમાં A. R. C. S. નો અભ્યાસ સફળ કરી પાછી ફરી છે.



સર્વલક્ષી પ્રગતિ સાધી રહી છે. ઉંચા જાય છે. ઉંચી મનાતી પરીક્ષાઓમાં જનતાનું ગૌરવ વધારનારી બ્હેનોના હવેથી અમોએ નિરધાર કર્યો છે. અમને સહકાર આપશે—તંત્રી.

## -પંથ પર



મીસ કૃષ્ણા ખરે
કર્વે વીદ્યાપીઠનાં આ અભ્યાસીની વધુ અભ્યાસ કરવા ઇંગ્લાંડ ગયાં છે.

# અંધશ્રદ્ધાના અખાડા......

મલબાર હીલ્સની છાયા: ચોપાટીની રેતી પર થોડે થોડે અંતરે ઉભેલા નાના તંબુઓ: હિન્દુ નરનારીઓની ભારે ભીડ: બાવાઓના અણઘડ ભજનોના ઘેરા ને કર્કશ સૂરઃ સાંઝના સૂર્યને ભેટવા આકાશે ઉર્ધ્વન કરતા ધૂણીઓના ધુમાડાનાં પાતળાં જુથ: શ્રદ્ધાળુઓની મેદનીનો કોલાહલ: પહેલાં લગભગ નિર્જન લાગતા સમુદ્રતટ ઉપર ભાદ્રપદ માસમાં આ રોજ સાંઝનો ક્રમ હતો.

ચોપાટી ઉપર ધુણી ધખાવતા નાગા બાવાઓની જમાતની કાર્યવાહી અને સમાજની અંધશ્રદ્ધાળુ વ્યક્તિઓના વેવલાપણાનો તાદ્રશ્ય ચિતાર આપતાં લેખકે સમાજની સાંકડી મનોદશાવાળા તરફ મામીંક કટાક્ષ કર્યા છે. —તંત્રી

લેખક:—

છેલશંકર દ. વ્યાસ

નાશક–ત્રંબકના સિંહસ્થમેળામાંથી નિવૃત્ત થએલા દિગંબર સાધુઓ ત્રીશ ત્રીશ દિવસથી વીલ્સન કોલેજની સામે રેતીનો આખો યે પટ રોકીને પડ્યા હતા. હજાર બાવાઓ ત્રણ જમાતમાં વહેંચાઈ ગયા હતા. હંમેશ પોતાની જોડે ફેરવતા ઉચાળામાંથી એમણે નાના મોટા ખુંસો તંબુ ચોપાટી પર ખોડી દીધા હતા. પાંચ પાંચ સાધુઓના પ્રત્યેક મંડળની બાજુમાં એકેક તોતીંગ લાકડાની ધૂણી ધખતી હતી. કંઇક બાવાઓ તંબુની બહાર ખુલ્લી હવામાં આસન જમાવીને બેઠા હતા. બીજા કેટલાક રેતીમાં છત્રી ખોડી, તે પર કપડું ઢાંકી, 'એકાકી' તંબુનો આભાસ સર્જી, તે નીચે જામી ગયા હતા. તંબુઓની કતારોની આસપાસ સાંકડી કેડીઓ હતી તે પર થઇને દર્શનાતુરો જુદી જુદી રાવટી પર જતા.

ત્રણ મઠોના સાધુઓએ અહીં પડાવ નાખ્યો હતો. શૃંગેરી મઠના સાધુઓ એક ઉપનાયક નીચે ચોપાટી પર અધ્યાત્મવાદનો વ્યાપાર ચલાવી રહ્યા હતા. એમની સંખ્યા અલ્પ હતી, પણ તેઓ દેહપર ચીથરાનો ટુકડો યે ન લગાડવાનો નિર્ધાર કરી, સંપૂર્ણ 'દિગંબર' અવસ્થામાં બેઠા હતા, એટલે એમના પ્રત્યે શ્રદ્ધાળુઓનું આકર્ષણ ઉગ્ર હતું. ગોવર્ધન મઠનો આદેશ મસ્તક પર મુકતા સ્વામીઓમાં કેટલાક દિગંબર હતા અને બીજા બધા લંગોટધારી હતા. અયોધ્યાના અખાડામાંથી નાશક જઇ, સિંહસ્થને અન્તે મુંબઇ પર આક્રમણ કરનારા સન્તોની જમાત સહુથી મોટી હતી. એના છસો-એક 'સભ્યો' રેતીમાં રાવટીઓ નાખીને પડયા હતા. આમ એક હજાર નાગડાઓએ આખી ચોપાટીનો કબજો લઇ લીધો હતો.

પહેલે દિવસે તો આ પ્રભુના પ્રતિનિધિઓ ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહીં, પણ જેમ જેમ એમનું જૂથ વધતું ગયું તેમ તેમ એ 'ચમત્કારી' સંતજનો માટે મુંબઇનાં માણસો ચોપાટી પર ખેંચાવા લાગ્યાં.

એક દિવસ કોઇ એક બાવાએ રેતીમાં ત્રણ હાથ ઉંડો કુવો ખોદી, તેમાંથી મીઠું પાણી કાઢયું અને એ ઘટનાની ખબર આખા મુંબઇમાં વિદ્યુત્ વેગે પ્રસરી ગઇ, ત્યારથી ચોપાટી પર 'દિગંબરો'ના દર્શનાર્થે હજારો નરનારીઓની જમાવટ થવા લાગી. ધીમે ધીમે કરતાં અહીં નાશકને નાનકડો સિંહસ્થમેળો બની રહ્યો. સહવારે, બપોરે, સાંઝે, જ્યારે જુઓ ત્યારે સાધુઓના સાંનિધ્યમાં સ્ત્રીપુરૂષોની ગીર્દી મચી રહેતી. નાગડાઓ આ નરનારીઓને કંઇક 'ચમત્કારો'થી છક કરતા. એમની હાજરીથી રેતીનું ખારૂં પાણી મીઠું બની ગયું એમ સૌ માનતાં. બે ચાર શ્રદ્ધાહીનોએ રેતીમાં ખાડા ખોદી પાણી કાઢી જોયું તો તે ખારૂં લાગતાં લોકોને અવિચળ ખાત્રી સાંપડી હતી કે સાધુઓની "ની શક્તિ જ ખારાં નીરને પીવા લાયક પાણીમાં પલટી નાખતી.

પ્રતિસાંઝે, જેમ પગે ચાલીને હજારો હિન્દુ સ્ત્રીપુરૂષો અહીં યાત્રા કરતાં તેમ શ્રીમંત શેઠશેઠાણીઓ પણ પવિત્ર પુરૂષોના પૂજન અર્થે મોટરોમાં બેસી પધારતાં. પારસી બાનુઓ પણ 'અજબ શક્તિવાળા' અવધૂતોની સેવા માટે આ 'સંતસંસ્થાન'ની મુલાકાતે આવતી. સંસાર અને સાંસારિક સગવડોનો પરિત્યાગ કરી તપસ્વીઓએ મન, વચન અને કાયાના વૃત્તિવ્યાપારોને વશ બનાવી લીધા છે એમ સમજી શ્રદ્ધાવાનો એમની કને આશિર્વચન લેવા જમા થતા. ગ્રહદશાના નિવારણ માટે, અનિષ્ટના નિરસન અર્થે, કિસ્મતની કૃપા મેળવવા, ધંધામાં બરકત જાચવા, આત્માનો ઉદ્ધાર કરવા, શત્રુઓનો પરાજય સાધવા, દેહ અને માનસના વ્યાધિઓ વામવા, ભિન્ન ભિન્ન હેતુઓની સિદ્ધિ સંપાદન કરવા તરેહવાર માનવો ચોપાટીના નવીન તીર્થધામ પર એકત્રિત થતા.

અંધશ્રદ્ધા ને બુદ્ધિવિપર્યયનો આ લંબાએલો તમાશો નજરે નિહાળવા એક દિવસ હું સાધુસંસ્થાનમાં જઇ ચ્હડયો... સાંઝના ૭ વાગ્યા હતા. સંધ્યાનો સુનેરી પ્રકાશ આછાં વાદળાના પડદામાંથી ચળાઇને અહીં પથરાઇ રહ્યો હતો. મલબાર ટેકરીઓની શીતળ ઓથમાં આખી ચોપાટી સ્વપ્નસૃષ્ટિનું વાતાવરણ જમાવતી. અને રેતીપર ખડી રહેલી રાવટીઓ-

ની આસપાસ બાવાઓને નમન કરતાં નર-નારીઓના સમુદાય કોઇ કલ્પના-મહતું પ્રાચીનયુગી વાતાવરણ સર્જતાં.

લોકોની લગભગ અભેદ્ય મેદની રેતી-પટ ઉપર ખડકાઇ હતી. એક ખુણા ઉપર નાનકડી સભા જેવું દૃશ્ય હતું. હું ત્યાં ગયો. વચ્ચે ગોઠવેલા ટેબલ પર હસ્તપત્રિકાઓ પડી હતી. ટેબલની સમક્ષ ખાલી ચોક હતો, અને ચોકની ચોમેર બસોએક માણસો ઉભાં હતાં...હસ્તપત્રિકા લઇ મેં વાંચી. તેમાં લખ્યું હતું, "આજે પંડિત ...શ્રૃંગેરી મઠના મહંત...તરફથી વેદોપદેશ આપશે." થોડીવારમાં તો કેડ પર ફાળીઉં બાંધી પંડિતજી ત્યાં હાજર થયા. "ઓમ નમઃ શિવાય"નો ઉચ્ચાર કરી—જો કે વેદોને અને આ મંત્રોચ્ચારને શો સંબંધ છે તે હું સમજી શકયો નહીં—એમણે ઉદ્બોધન આદર્યું:

> "વેદ તમને સો વર્ષ જીવવાનો અધિકાર આપે છે, છતાં તમે વહેલા ગુજરી જાઓ છો. વેદ તમને તન્દુરસ્ત રહેવાનો માર્ગ દર્શાવે છે, પણ તમે નિવીર્ય બની રહો છો. વેદ તમને ધંધારોજગારમાં સફળ નીવડવા ફરમાવે છે. પરંતુ તમે નુકશાન વેઠો છો. વેદ તમને જીવનનો આનંદ માણવા કહે છે અને તમે દુઃખ અનુભવો છો. આનું કારણ, હે ઉપસ્થિત સજ્જનો! એટલું જ છે કે તમે વેદવાકયોનું આચરણ યોગ્ય રીતે કરતા નથી. જો તમે વૈદિક ધર્મનું અનુષ્ઠાન કરશો તો તમને ધંધારોજગારમાં લાભ પ્રાપ્ત થશે, તમે સો વર્ષનું આયુષ્ય ભોગવી શકશો, તમારા સર્વ મનોરથો સફળ બનશે અને સાચું સ્વરાજ્ય તમારે આંગણે ઉતરશે."

વૈદિક તત્વજ્ઞાન અને ક્રિયાકાંડનો આ નવીન અર્થ સાંભળી હું છક થયો અને વેદની ફીલ્સુફીનો મેં મારા થોડાઘણા અભ્યાસ પરથી બાંધેલો ખ્યાલ નષ્ટ થાય તે પહેલાં મેં એ અજબ સભામાંથી વિદાયગીરી લીધી. ખરેખર, શંકરાચાર્ય આ વેળા હાજર હોત તો પોતાના તાત્વિક સંપ્રદાયનો આવો ભયાનક વિપર્યાસ જોઇ થરથરી ઉઠત!

પણ શંકરાચાર્યના અનુયાયિઓમાં ખપતા આ નાગડા સાધુઓની નાગડદાઇના અને તે પર જામેલી લૌકિક અંધશ્રદ્ધાના બેનમૂન અખાડા તો હજુ મારે જોવાના બાકી હતા. જમા થએલા જનસમૂહની ગીદીને ચીરતો હું એક પછી એક રાવટીની મુલાકાત લેવા લાગ્યો.

એક બાજુ પર શ્રૃંગેરી મઠના અનુગામી દિગંબરો ચાર પાંચ નાના નાના તંબુઓ લગાવીને અડોલ આસને બેઠા હતા. એમને સ્ત્રીપુરૂષોનાં જંગી ટોળાંએ ઘેરી લીધા હતા.

અહીં જે પ્રયોગો મેં દીઠા તે ખરેખર માનવજાતિને લાંછન લગાડનારા હતા.

સ્ત્રી પુરૂષો વારા ફરતી આ સળંગ નિર્વસ્ત્ર ને નાગા સાધુઓને ચરણે નમન કરી પૈસા ધરતાં હતાં. બદલામાં બાવાઓ સ્ત્રીઓ તેમજ મર્દોના મસ્તક પર હાથ મૂકી આશિર્વાદ ઉચ્ચારતા ને શ્રદ્ધાળુઓના કપાળપર ધુણીની ભસ્મ લગાવતા. દિગંબરો પર અડગ શ્રદ્ધા વિશેષે કરીને સ્ત્રીઓને હતી એમ સ્પષ્ટ ભાસતું, કેમકે નગ્ન સાધુઓના ચરણસ્પર્શ કરનાર જૂથોમાં બહેનોની સંખ્યા

વધારે હતી. કેટલીક બાઈઓ માંદાસાઝા બાળકોને લઈ અહીં આવી હતી અને શિશુઓને છેક વસ્ત્રહીન સાધુઓના ખોળા પર અડકાડી, પોતે એમના પગ ઉપર હાથ મૂકી, કલ્યાણવચન વાંચ્છતી હતી. અમુક બ્હેનો દિગંબરો કને સંક્ષેપમાં સંસારકલહની કથનીઓ કહી પતિ સંગાથે પોતાનો મેળ ખાય એવી આશિષ માગતી. કેટલીક વંધ્યાઓ આ નાગડાઓની અલૌકિક શક્તિમાં શ્રદ્ધા રાખી, એમનો 'પવિત્ર' સ્પર્શ કરી, સંતાનોની માગણી કરતી, ત્યારે નિમીલીત નેત્રો ખોલી વીતરાગ સન્તો હસીને એ 'અબળાઓ'ના હાથમાં રાખની ચપટી મુકતા અને "સંતાન હો જાયગા! સન્તોકુ કુછ ખિલાવ ઔર સાધુસેવા કરો" એમ કહેતા. અહીં થોડી પારસી બ્હેનો પણ જરા દૂર ઉભી ઉભી સંત પુરૂષોને વંદન કરતી.

જ્યારે આ આખું યે બદનસીબ નાટક મને અસહ્ય લાગ્યું, ત્યારે મારાથી સહસા બોલી જવાયું:

"આ બદમાશોને સમાજમાં બદીઓ ઘુસાડવી બાકી હતી તે નાશકના મેળામાંથી અહીં આવીને એમણે અખાડા જમાવ્યા!"

તુરત જ મારા ઉપર એકસામટી પચાસ માણસોની દ્રષ્ટિ વળી. એમની આંખોમાં રોષ હતો ને હોઠ પર ક્રોધનો કંપ હતો. ધૂંધવતા અગ્નિમાં એક જ ફુંકની જરૂરત હતી. એ ફુંક એક માણસે મૂકી અને ભડકો સળગી ઉઠયો. એક સામટા આઠદશ અવાજોએ મારા કાન પર આક્રમણ કર્યું:

"મીસ્ટર! તમે નાલાયક લાગો છો. તમારે શ્રદ્ધા ન હોય તો અહીં આવવા માટે તમારા પર કોણ પાણો મૂકે છે?"

"પણ..." હું જવાબ આપવા ગયો. એટલામાં બીજા શ્રદ્ધાવાન સજ્જને મારા કોટનો કોલર પકડયો અને ધમકી આપી.

"છાનોમાનો ચાલ્યો જા અહીંથી, નહીંતર દૂસરી થઈ જશે. તારાથી આ અવધૂતોની ચમત્કારી શક્તિ સહી ના જતી હોય તો શા સારૂ અહીં આવે છે?"

એમ છતાં મેં હિંમત કરી,

"પણ આ બ્હેનોની શ્રદ્ધાનો ખોટો લાભ આ જોગટાઓ લે છે અને એ રીતે પૈસા પેદા કરે છે."

અને મારી અજાયબી વચ્ચે કાઠીઆવાડી જેવી જણાતી એક સ્ત્રીએ કટાક્ષ કર્યો,

"અમે અહીં આવીએ એમાં આ પીટયાનો કયો ગરાસ લૂંટાઈ જાય છે?"

અહીં વધારે સમય ઉભા રહેવું અને ચર્ચા આગળ ધપાવવી તેમાં જરૂર જોખમ હતું. એટલે શ્રદ્ધાળુઓની શ્રાપ-પરંપરા ઝીલતો હું ઝપાટાબંધ નાગડાઓની જમાતમાંથી બહાર નીકળી ગયો.

ચોપાટીના સમસ્ત વિસ્તાર ઉપર અવધૂતોના અડ્ડા હતા. એથી એકદમ દૂર થવું અશક્ય હતું. અને વળી તંબુએ તંબુએ કંઈ ને કંઈ નવીન તૂત જોવા મળતું હતું. એટલે સાધુઓ અને શ્રદ્ધાળુઓ વચ્ચે કલાક દોઢ કલાક ગાળવાનો મેં નિશ્ચય કર્યો. આપણાં સ્ત્રી પુરૂષોની મૂર્ખતા કેટલી હદે પહોંચી છે અને મુંબઈ જેવા સંસ્કૃત શહેરમાં યે ધર્મનાં ધતીંગો ને અધ્યાત્મવાદની બદીઓ કેમ પ્રસરી શકે છે તે જાણવા

હું બસો રાવટીઓની વચ્ચે ખૂબ ખૂબ ઘૂમ્યો. કોઇ સ્થળે દેવદેવલાંઓની ચિત્રવિચિત્ર મૂર્તિઓ સ્થાપીને સંતપુરૂષો ધર્મઘેલાં જનો પાસેથી પૈસા પડાવતા હતા. કોઇ ઠેકાણે જોગટાઓ એમની સંસ્કારહીન ભાષામાં રામાયણની ચોપાઇઓ લલકારી ભક્તભક્તાણીઓને "પરમાર્થ" કરવા પ્રેરતા હતા. ઘણી જગ્યાઓ પર સમાધિનો સ્વાંગ સજી 'યોગીઓ' ચક્ષુ બીડી ધ્યાનમગ્ન દેખાવે બેઠા હતા. કેટલીક મંડળીઓ વળી એકઠાં મળેલાં માણસોને ત્યાગવૃત્તિનો ઉપદેશ આપી પૈસાની ભેટો સ્વીકારતી હતી. અશ્રદ્ધા દાખવનાર માટે દરેક સ્થળે ભય હતો.

સાગરતટે રેતીમાં બાવાઓએ ગાળેલા કુવાઓમાંથી મેં પૈસા આપી પાણી પીધું. એ મીઠું જલ રાતોરાત સાધુઓ મ્યુનિસિપલ જાહેર નળોમાંથી ભરી લાવી કુવા માંહે મુકેલાં પીપોમાં નાખતા હશે એવી મેં સુચના કરી કે તુરત જ મારા પર ધર્માન્ધોની ટોળી તુટી પડી. અહીં પણ થોડાં અવર્ણ્ય ઉપનામો પામી હું આગળ વધ્યો.

ગોવર્ધન મઠના પચીશેક સાધુઓ જ્યાં ઝંડા ફરકાવી જામ્યા હતા ત્યાં હું ગયો. એમના મહન્તને ચરણે બે આના ધરી મેં પુછ્યું,

> "ગુરૂજી! આપ શૃંગેરી મઠ અને ગોવર્ધન મઠનાં મંતવ્યો વચ્ચેનો તફાવત સમજાવશો?"

ગુરૂજીએ જવાબ આપ્યો,

> "સીયારામ! સીયારામ! વો તકલીફમેં પડનેકી કયા જરૂરત હય? શ્રીરામજીકા ભજન કરો અરૂ સન્તનકી સેવા કરો."
>
> "પણ," મેં પુછ્યું, "આપના નાગા બાવાઓ શંકરાચાર્યના અનુયાયી ગણાય એ સાચું ને?"

મહન્તે હકાર ભણ્યો એટલે મેં વધુ સવાલ મુકયો,

> "ત્યારે તો આપ મોટા નાયક હોવાથી આપને ઉપનિષદ્ ઉપરના શાંકરભાષ્યનો ઉંડો અભ્યાસ હશે."
>
> "જરૂર, સહી" ગુરૂજી બોલ્યા, "ઉપનિષદ્ અરૂ ગીતા તો હમને બહોત તરહસેં પઢ લીયા હય."
>
> "તબ તો નચીકેતાકી આખ્યાયિકા સુનાઇએ." મેં કહ્યું.

મહન્ત વિચારમાં પડ્યા. એટલે મેં ફરી પુછ્યું:

> "ઇશાવાસ્ય ઉપનિષદ્‌ના પહેલા શ્લોકના ત્રીજા ચરણમાં 'તેન ત્યક્તેન ભુંજીથાઃ' લખ્યું છે તેનું રહસ્ય શું છે?"

એટલામાં તો મેદિનીમાંથી ત્રણ ચાર માણસો હાથમાં ડાયરી લઇ મહન્ત પાસે આવ્યા. મહન્તશ્રીએ મારો ત્યાગ કર્યો. અને પેલાઓને પુછ્યું,

> "કયા મંગતા હે તુમ લોક."
>
> "ગુરૂજી! તમે કાલે આપેલો આંક આબાદ ખરો પડયો. અમને સારી કમાણી થઇ." એમ કહી ચારે સટોડીઆઓએ બબ્બે રૂપીઆ મહન્તને ચરણે મુકયા. મહન્તે આશિર્વાદ આપી કહ્યું,
>
> "અચ્છા! આજ સત્તા લગાવ ફિર દેખો કે કયા હોતા હય?"

થોડી જ વારમાં બીજા ત્રણ ચાર માણસોએ આવી મહન્તને મ્હોકાણના ખબર આપ્યા,

> "મહાત્મા! તમે ત્રણ દિવસ પહેલાં આંક આપેલો તેનો અખતરો કરતાં તો અમે મરાઇ ગયા!"

ભવાં ચઢાવી મહન્ત બરાડયા,

> "કૈસે મૂર્ખ જન હો! હમ કયા સંસારી લોકકી નફા નુકશાનીકા હિસાબ રખને વાલા હય?"

ગોવર્ધન મઠના કહેવાતા મહન્તને એમના અજબ તત્ત્વજ્ઞાન સમેત ત્યાં છોડી મેં ત્રીજી જમાતમાં પ્રવેશ કર્યો.

ગોવર્ધન જમાત અને આ જમાતની સીમાઓના સંધિપ્રદેશ ઉપર વિશાળ તંબુઓમાં બે જંગી રસોડાં ચાલી રહ્યાં હતાં. બન્નેને બારણે જઇ મેં તપાસ કરી તો પાંચસો માણસોને પુરો પડે એટલો અનાજ, શાક અને દાળનો જથ્થો રાક્ષસી આકારનાં વાસણોમાં પાકતો જોયો.

રસોઇ પકવનાર બાવાઓને, આ ખોરાક કોણ પૂરો પાડે છે એમ વારંવાર પૂછતાં એક જ જવાબ મળ્યા કર્યો,

"સીયારામજી દેનેવાલા હે."

અનેક સાધુઓને ફરી ફરીને મેં પુછ્યું કે તમારો રોજનો ખર્ચ તમે કઇ રીતે કાઢો છો, તો કોઇએ ખરી વાત કહી જ નહીં. લોકોની મેદનીમાંથી કોઇ કોઇ માણસોએ મને માત્ર એટલું કહ્યું કે મુંબઇમાં આવા પરમ વિરકત પુરૂષોના પેટીઆંની ગોઠવણ કરનાર ગુપ્ત દાનેશ્વરો હેજુ મરી પુટયા નથી.

હજાર સાધુઓનો દૈનિક ખર્ચ જુમલે બારસો રૂપીઆ હશે. ત્રીશ ત્રીશ દિવસ સુધી આવડી રકમ દરરોજ એમને કોણ આપતું હશે એ સમસ્યા હું કોઇ રીતે ઉકેલી શકયો નહીં. જુદા જુદા યોગીઓને ચરણે શ્રદ્ધાળુ સ્ત્રીપુરૂષો રોજ પૈસો કે આનો ધરી સાંઝ સુધીમાં રૂપીઓરોડો પૂરો કરતાં એ રકમ તો બાવાજીઓ અનામત રાખતા. જે રસોડાં ચાલતાં હતાં એનો ખર્ચ બહારથી જ મળી રહેતો. વ્યકિતગત ભેટોનાં નાણાં આ ત્યાગી તપસ્વીઓ પોતાની કને જ રાખે છે કે મઠોના ભંડોળમાં મોકલી આપે છે તેનો જવાબ આપવાને કોઇ સાધુ તૈયાર નહોતો, પણ ઉલટા એવા પ્રશ્નના પ્રત્યુત્તરમાં બાવાઓ અને એમના મુંબઇગરા પૂજકો ડોળા ઘુરકાવતા એટલે આ વિષયનો ખુલાસો મારે તર્કથી જ શોધવો રહ્યો હતો.

પણ ઉદ્યમી માણસને માર્ગ મળી રહે છે એ ન્યાયે મારી યાત્રાનું શ્રેષ્ઠ પરિણામ મને તુરત જ સાંપડી ગયું.

જે ત્રીજી જમાતમાં મેં પ્રવેશ કર્યો હતો, તેનો નાયક મહન્ત થોડે જ દૂર બેઠો હતો. એની ચોગરદમ સ્ત્રીપુરૂષોનો સારો એવો સમુદાય એકઠો થયો હતો. એક બાજુ ભજનિકો કાનફાડ રાગડા તાણતા હતા, બીજી પાસ બાવાઓ બળતાં લાકડાંની પડોશમાં સમાધિનો આભાસ ગોઠવી 'ધ્યાનમગ્ન' જામ્યા હતા, અને ત્રીજી પાસ સ્હેજ ઉંચા આસને મહન્ત સગર્વ વલણ ધરી કેટલાંક નરનારીઓને રામાયણનો ઉપદેશ આપતો હતો.

કંઇક જાણવાનું મળશે એમ માની મેં પણ અહીં ધામો નાખ્યો. મહન્તની નિગાહમાં ચાર આના મુકી, અવનત શિરે મેં પ્રશ્ન ઉચ્ચાર્યો,

"ગુરૂજી! આપનું નામ શું?"

"મહન્ત અર્જુનદાસ ત્યાગી." ઉત્તર મળ્યો.

"આપ કયા મઠના છો?"

"અજોધા મઠમેંસેં હમ આ રહેં હે."

"આપની કેટલી મૂર્તિઓ ચોપાટી પર છે?"

"કમસેં કમ છસો મૂર્તિઓ હોગી."

"આ પડોશમાં રસોડું કોનું ચાલે છે?"

"હમેરી જમાતકા પાકખાના હય."

આ પ્રશ્નોત્તરી દરમીઆન, ત્યાં બેઠેલાં સ્ત્રી પુરૂષો મારા તરફ શંકાની નજરે જોઇ

રહ્યાં હતાં. પણ ગુરૂજીને પાંચ મિનીટ મારી જોડે રોકાયલા રાખવાને ચાર આનાનો સિક્કો શક્તિમાન હતો. એટલે મેં 'ધૃષ્ટતા' આગળ ચલાવી,

"આટલી જબ્બર જમાતનો ખર્ચ કોણ ઉઠાવે છે?"

"બહોત શેઠીઆ લોક ઔર શ્રદ્ધાળુ મૈયાં ઇધર આકે સબ બંદોબસ્ત દેખતે હય."

આ વાત જામતી હતી એવામાં એક મહેતાજીની સંગાથે કોઇ ભાટીઆ બાઇ અહીં આવી પહોંચ્યાં. એમના દેખાવ ઉપરથી તે શ્રીમંત લાગતાં હતાં. વેશ ઉપરથી વિધવા ભાસતાં હતાં.

તુરત જ મને પડતો મુકી મ્હંત અર્જુનદાસ ત્યાગીએ તે બ્હેન ઉપર નજર ફેરવી,

"ક્યા હૈ મૈયા?"

"પ્રભુ! કાલે અમારી સેવા સ્વીકારો," ભાટીઆ બાનુએ વિજ્ઞપ્તિ કરી.

સેવા લેખે એ બ્હેન આખી જમાતને ભોજન આપવા ઇંતેજાર હતાં, પણ ત્યાગી મહન્તે ઘેર જવાની અશક્તિ બતાવી, એટલે બાઇએ ચોપાટી ઉપર જ જમાતને 'બ્રહ્મભોજન' આપવાનું ઠરાવ્યું.

મહન્ત અર્જુનદાસ ત્યાગીએ ભાટીઆ બ્હેનના માણસને મિષ્ટાન્નની ચીજોની ટીપ આપવા માંડી. ભોજન સામગ્રીમાં ગાંજો, ચરસ, ભાંગ વગેરે વસ્તુઓનો ગુરૂએ સમાવેશ કરાવ્યો. આખો યે અડસટ્ટો રૂ. ૭૦૦) સાતસો પર પહોંચ્યો.

કામ આટોપી ભાટીઆ બાનુ ઉઠવાની તૈયારી કરવા લાગ્યાં એટલે મેં બે હાથ જોડી એમને કહ્યું,

"બ્હેન, આપને હરકત ના હોય તો આપનું નામ આપશો?"

"હા ભાઇ! મારૂં નામ....."એમણે કહ્યું.

એમનું મકાન ક્યાં છે, તેઓ જ્ઞાતે કેવાં છે, તેમની પેઢી કયા નામથી ચાલે છે એ બધું પુછી પુછીને હું તેમના પ્રત્યુત્તરો નોંધવા માંડ્યો.

પણ કમભાગ્યે અહીં પણ શ્રદ્ધાળુ જનોને મારા માટે સંદેહ ઉપજ્યો. એક ભક્તે મને પડકાર આપ્યો.

"એ મીસ્ટર, આ બધું શું કામ લખવા માંડયા છો?",

"અમસ્થુ જ" મેં કહ્યું.

"ના એમ નહીં ચાલે, અમે તમને એક અક્ષર લખવા નહીં દઇએ,"

કાપડ બજારમાં મહેતાજીનું કામ કરતો હોય એવા દિદારવાળા એક ગૃહસ્થે ધમકી આપી.

ભાટીઆ બાનુને પણ આથી શંકા પેઠી. એમણે મારા લેખનનો આગ્રહપૂર્વક આશય પૂછ્યો. ન છૂટકે મારે ખરી વાત કહેવી પડી,

"મારે આ સાધુ સંતોની અને અશ્રદ્ધાપ્રદર્શનોની વાતો છાપામાં આપવી છે"

આ સાંભળીને એ બાઇએ મને વિજ્ઞપ્તિ કરી,

"કૃપા કરીને મારૂં કે મારા મકાનનું નામ અખબારમાં આપશો નહીં"

મેં તેમને ખાત્રી દીધી કે હું તેમની ઇચ્છા મુજબ વર્તીશ.

બાટીઆ બાઇ ત્યાંથી રવાના થઇ. પણ હું તો બીજી હકીકતો નોંધતો બેસી રહ્યો.

એટલે, વળી સંદેહનું વાતાવરણ પ્રસર્યું અને એક ગુજરાતી ગૃહસ્થે બરાડો પાડી કહ્યું.

> "તું છાપાવાળો છે એ હું જાણું છું. પણ ખબરદાર આ હકીકતોનો કંઇ ગેરઉપયોગ કર્યો તો. તારે ખરી વાતોનું વર્ણન છાપવું હોય તો છાપજે, પણ જો કંઇ ટીકા કરી છે તો તારૂં નખોદ નીકળી જવાનું છે, એ યાદ રાખજે."

આ વિરોધી વલણનું સામુદાયિક વાવાઝોડું ઉડે તે પહેલાં હું ઉભો થયો, અને ઉતાવળે ચાલવા માંડ્યો.

જતાં જતાં મારા કાનમાં એ જ ગુજરાતી ગૃહસ્થના શબ્દો અથડાયા:

> "આવા વાહીઆત માણસોને કયાંથી ખબર પડે કે જે ચોપાટી ઉપર થોડા જ સમય પહેલાં સરકારની પોલીસ સત્યાગ્રહીઓ પર લાઠીચાર્જ કરતી ત્યાં આજે પ્રભુના ઓલીઆઓ આવી રહ્યા છે. સાચે જ હવે સ્વરાજ્ય નજદીક છે."

શરમ, ધૃણા, તિરસ્કાર અને હાસ્યના મિશ્ર ભાવો અનુભવતો હું નીચી મુંડીએ તંબુઓની કતાર અને શ્રદ્ધાળુ સ્ત્રીપુરૂષોની ગીર્દી વટાવી, ઉશ્કેરાએલા મગજ માટે તાઝગી મેળવવા હેન્ગીંગ ગાર્ડન ભણી દોડી ગયો.



શમશેરના બળ ઉપર કીર્તિ મેળવનાર

# ગૂલ ત્રણ હમીદ
# બહિશત મુસ્લીમ બેગમ
## સ્ત્રીઓની
### ટુંક પીછાન.

## ઉમ્માઇ અબ્બાન

"સ્ત્રી એ તો માનવતાની રક્ષક છે" આ શબ્દોમાં અપૂર્વ સત્ય સમાયેલું છે. જ્યારે પુરૂષોએ સ્ત્રીઓની કરેલી કનડગત અને આપેલા ત્રાસને ગણત્રીમાં લઇએ, તેમજ તેમના નાજુક શરીર બંધારણ, તેમની ભાવનાઓ, તેમની લાગણીઓ, તેમજ તેમના સ્વભાવની સ્વાભાવિક કોમળતા લક્ષમાં લઇએ તો જણાશે કે દેશના ઘડતરમાં સ્ત્રીઓએ સરખો ફાળો આપ્યો છે; અરે, અનેક પ્રસંગોમાં તેમણે પુરૂષો કરતાં અધિક કાર્ય કરી બતાવ્યું છે. આવા ઉજ્જવલ દાખલાઓથી ઇતિહાસ ઉભરાય છે. સંસારમાં સ્ત્રીઓને નામના મેળવવી સહજ નથી. છતાં સમાજે સ્થાપેલી અનેક અડચણોને આઘી ખસેડીને તેઓમાંની કેટલીક પ્રકાશમાં આવવા શકિતમાન થઇ છે. અપૂર્વ બુદ્ધિકૌશલ્યના બળ ઉપર તેઓએ કીર્તિ સંપાદન કરી છે.

મહમદ પેગંબર સાહેબનો જીવનદીપ ઓલવાયા પછી ઇસ્લામી દેશોમાં સર્વલક્ષી પરિવર્તનની શરૂઆત થઇ. ધર્મ, રાજકારણ, અને સમાજવ્યવસ્થા સંબંધી લોકમતમાં પલટો થવા લાગ્યો. ઇસ્લામના પ્રકાશ આગળ આરબભૂમિમાં નવું ચૈતન્ય ચમક્યું હતું. શતકોની જૂની સડેલી સમાજવ્યવસ્થાના ભાર નીચે કચડાતી આરબજનતાએ મુકિત મેળવી હતી. વિભકત બનેલા આરબો એક બન્યા હતા. ઇસ્લામીક તત્વજ્ઞાને આરબોને નવી બારાદરી શીખવી હતી. અને આ એકતાનાં મુળ ઉંડાં ઉતરતાં જગત જીતવાના કોડ ખલીફામાં ઉત્પન્ન થયાં. ચૈતન્યના સ્પર્શથી સ્ત્રીત્વના શરીરોમાં પણ સળવળાટ થયો. અને પ્રકાશનાં પગલાં પડયાં. પરિવર્તનના શંખનાદથી ઘરડાઓ, વૃધ્ધો, અને પ્રત્માઘાતીઓ થરથરી ઉઠયાં.

સત્ય અને ધર્મનાં ઝનુન સ્ત્રીઓને પણ અડકયાં. તેમને પણ પુરૂષોની સાથે સાથે સમરાંગણમાં મહાલવાના કોડ જાગ્યા.

અરબસ્તાનમાં તો સામાજીક પ્રથાએ સ્વીકાર્યું હતું કે સ્ત્રીઓ અને બાલકો રણક્ષેત્રમાં સાથે ઝઝુમી શકે. લડાઇના મેદાન ઉપર સ્ત્રીઓને રણગીતો ગાવાનું, ઘવાયેલાની માવજત કરવાનું, તેમજ કેદીઓ અને ઘોડાઓની સંભાળ રાખવાનું કામ સોંપાતું. ઇસ્લામના આગમન પછી આ પ્રથા કાયમ રહી. પેગમ્બર સાહેબે કરેલા સંગ્રામોમાં તેમની પત્નિ આયશાએ ઘવાયેલાને જળ આપ્યું હતું. આથી આવી ઉમદા પ્રથા આખા ઇસ્લામી દેશોમાં ચાલુ થઇ. અને ખલીફ ઓમરના સમયમાં તો સ્ત્રીઓ લડાઇના મેદાન ઉપર ઘવાયેલાઓને પાણી આપતી, ખોરાક તૈયાર કરતી, અને કબરો ખોદતી. તેમજ તેઓ રણમેદાનમાંથી જખ્મીઓને ઉંચકી લાવવાનું, તેમજ તેમ સંભાળ રાખવાનું ભગીરથ કાર્ય પણ તેમને જ સોંપાતું.

રણભૂમી ઉપર તેમણે દાખવેલા શૌર્યની અનેક સાચી કથાઓ ઇતિહાસનાં પાનાંઓ ઉપર અંકીત થયેલી છે. યરમુકના રણસંગ્રામો ઉપર સ્ત્રીઓએ બતાવેલી અજબ બહાદુરી ઉપર અત્યારે તો કેટલાં કાવ્યો રચાયાં છે. વસ્તુ એમ બની હતી કે રોમન અને ઇસ્લામ વચ્ચે જાગેલાં ગંભીર યુદ્ધમાં રોમનો અસરકારક આક્રમણથી મુસ્લીમ સૈનિકોની દીવાલ ભેદીને આગળ ધપતા હતા. તેઓ છેક સ્ત્રીઓના કેમ્પ સમીપ આવી પહોંચ્યા ત્યારે શૌર્યવાન સ્ત્રીઓએ શમશેર ઉગામીને રોમનોનો સામનો કર્યો. ન્હાસના લશ્કરમાં નવો પ્રાણ આવ્યો. અને તેઓએ રોમનોને પાછા હઠાવ્યા.

પ્રત્યેક દેશ આજે શૌર્યવાન સ્ત્રીઓને માટે મગરૂરી દાખવે છે. ફ્રાંસ જોન ઓફ આર્કની પૂજા કરે છે. ઇગ્લાંડ ફ્લોરેન્સ નાઇન્ટીંગેલને હજુ પણ યાદ કરે છે. હિંદના ઇતિહાસમાં પણ સ્ત્રીઓએ સારૂં સ્થાન સાચવ્યું છે. ઝાંસીની રાણી, અહલ્યાબાઇ, વિગેરે હિંદુ સ્ત્રીઓએ તેમજ ચાંદબીબી, નુરજહાન અને રઝીયા બેગમે બતાવેલા શૌર્યની કથાના ઉજળાં પાનાં અત્યારે પણ પ્રેરણા પાય છે. પણ આ ન્હાનકડા લેખમાં ઇતિહાસકારોની દ્રષ્ટિમાંથી સરી પડેલી ત્રણ મુસ્લીમ શૌર્યવંત સ્ત્રીઓની પીછાન આપવાનો અમારો ઇંતેકાબ છે.

## ગુલ બહીશત

એક વિજેતા તરીકે તેના સમયમાં અલાઉદ્દીન ખીલજીએ નામના મેળવી હતી. હિંદમાં મુસ્લીમ સામ્રાજ્ય તેણે વધાર્યું હતું. આ સમયનું ગુલ બહીશત ઝળકતું જવાહીર છે. એક દિવસ ભરદરબારમાં સ્વયં ખુશામત કરતાં ખીલજીએ કહ્યું કે કોઇનામાં ખીલજીના આક્રમણ સામે ટકી શકવાની તાકાત નથી. જેલોરના રાજાને આ વેણ હૃદય સોંસરાં વેધી ગયાં. તેણે તરત જ પડકાર કર્યો કે બળવાનમાં બળવાન સૈન્ય સામે જેલોરનો કીલ્લો ટકી રહેશે. ખીલજીને ગુસ્સો તો ચઢયો પણ તે સમય વર્તીને શાંત રહ્યો. ત્રણ મહીના પછી જેલોરના રાજાને પોતાના દેશમાં ગયા ત્યારે ગુલ બહીશતની સરદારી નીચે ખીલજીએ એક સેના જેલોરના કિલ્લાને સર કરવા મોકલી. ગુલ બહિશતે એટલી તો બહાદુરીથી આક્રમણ કર્યું કે ક્ષણભર જેલોરનો રાજા કનીરદેવ જોઇ જ રહ્યો. પણ

તાત્કાળ તે માંદી પડી અને મૃત્યુ પામી. અને કેટલાય કાળ પછી કલાઉદીન નામના સેનાપતિએ જેલોરના કીલ્લાને સર કર્યો.

## હમીદ બેગમ

જહાંગીર શહેનશાહના સમયમાં દોલતાબાદનો કીલ્લો નીઝામ ઉલમુલ્કના હાથમાં હતો. ત્યારે એબીસીનીયાનો વતની હમીદખાન તેનો પ્રધાન હતો અને હમીદ બેગમ તેની સ્ત્રી હતી. તેના પતિની માફક તેની લાગવગ પણ રાજવી ઉપર ખૂબ ચાલતી.

એમ બન્યું કે અદીલખાને એક મ્હોટું લશ્કર નીઝામ ઉલમુલ્ક સામે મોકલ્યું. રાજા આથી ગુંચવાયો. આથી હમીદ બેગમે સૈન્યની સરદારી લીધી અને અદીલખાનના લશ્કરનો પરાજય કરી વિજયની વરમાળ પહેરી દોલતાબાદમાં દાખલ થઇ.

## ઉમ્મઈ–અબ્બાન

સાહસ અને પ્રેમપ્રસંગોથી આ સ્ત્રીનું જીવન છલોછલ ભરેલું છે. છેક બાલ્યકાલથી તેણે સંગ્રામની કલામાં રસ લેવા માંડયો હતો. તેના પિતા તરફથી મળેલું શિક્ષણ અને તેના આસપાસના સંજોગોએ આ કલાને વિકસાવી.

દમાસ્કસના રાજવી થોમસ સાથેના સંગ્રામમાં તે અને તેના પતિ પણ હતા. રોમનોના એક તીરે તેના પતિનો પ્રાણ હર્યો. અને આ મહાન સ્ત્રીએ પોતાના પતિના શબ ઉપર ભીષ્મ પ્રતિજ્ઞા કરી કે "મ્હારા પતિના મૃત્યુનો બદલો લેવામાં હું મ્હારૂં જીવન સમર્પીશ." પ્રતિજ્ઞા પછી તરત જ તેણે સૈનિકના પોશાકમાં સજ્જ થઇને રોમનો સામે હુમલો કર્યો અને તેના એક તીરે થોમસની આંખ લીધી. શત્રુ પાછો હઠયો અને ઉમ્મઇ અબ્બાનનો જયઘોષ રણમેદાનમાં ગાજવા લાગ્યો.

પૂજ્યશ્રી સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે

શ્રી ફાર્બસ ગુજરાતી સભાને

શ્રીયુત દાદાભાઈ ભાગુભાઈ ચાવડા

તરફથી સવિનય સપ્રેમ ભેટ.

## જે પુસ્તકે યુરોપના હજારો નવજવાનોને.

અઢારમી સદીના ફ્રેંચ ભૌતિકવાદીઓ (Materialists)તે સમયના ફ્રેંચોના વિચારક્ષેત્ર ઉપર પ્રભુત્વ જમાવી બેઠેલા Infames [સામાજીક દર્દો] ના વિચારો સામે અણનમયુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે, સૌથી વધુ 'કુદરતી,' પ્રત્યેક અંગમાં સંપુર્ણ અને બધાજ અસ્તિત્વ ધરાવતા સમાજોને લાગુ પાડી શકાય, એટલું જ નહી, પણ માનવને સૌથી

આધુનિક સમયમાં અરાજકતાવાદે યુવાન પ્રજાનું ધ્યાન ખેંચ્યું છે. આ રાજકીય તત્વજ્ઞાનની ભુમિકા વિષે બહુ અલ્પ સાહિત્ય સર્જાયું છે. 'બોંબ અને પિસ્તોલ'ના માર્ગમાં રહેલી નિષ્ફળતાને પ્રત્યેક દ્રષ્ટિબિંદુથી ચર્ચતું સાહિત્ય ઉત્પન્ન કરવાની આ ક્ષણે સૌથી વધુ જરૂર છે. હિંદમાં કોઇ રાજકીય પંથ અથવા મહાસભાવાદીઓ બહાદુર અરાજકતાવાદીઓ પર ધિક્કારના શબ્દો વરસાવવા મંડી જાય પણ તેથી અરાજકતાવાદ મરશે નહિ.

# અરાજકતા

અમદાપુરીવાલા



લેનીનના વારસદારો





વર્ષ : ચોથું — અંક : આઠમો

# અશાંતિના એંધાણ

ચિનગારી પડે અને દારૂ સળગી ઉઠે એવી પરિસ્થિતિમાં જગત જીવે છે. શિયાળાની શરૂઆત સાથે માનવતાના સંતાપ કુદકે અને ભુસકે વધ્યા છે. વિશ્વના કરોડો શરીરો માટે ટાઢના સુસવતા વાયરાઓ વચ્ચે, દીલ થીજી જાય તેવી ઠંડીમાં ચેતનાની બત્તીને કેમ જીવતી રાખવી એ એક મહા પ્રશ્ન ઉભો થયો છે.

અકુથ્ય સંતાપની શરૂઆત થવા લાગી છે. રાજકારણનો ઇતિહાસ ઉચ્ચારે છે કે જ્યારે જીવન અસહ્ય બને છે ત્યારે જનતા સહન કરવાનું મૂકી દઇને સામનો કરે છે. ત્યારે સમાજ પલટો લે છે. વર્ગ સત્તાના તૂટીને ટુકડા થાય છે. અને નવી સંસ્કૃતિનો પાયો નંખાય છે.

આવી ક્ષણો નજીક આવતી જાય છે. પરિવર્તનના પડછંદાથી આકાશ ગુંજે છે. ક્ષીતીજમા આઝાદીનો રકતવર્ણો અરૂણ દીસે છે. સ્વતંત્રતાનાં સૂર્યને ઉગવાને માટે પરિસ્થિતિ સાનુકુળ બનતી જાય છે.

પણ મુડીવાદની સલ્તનતની નીશા કંઇ આપમેળે ઓસરતી નથી. તેને માટે તો સૃષ્ટિનાં શ્રમજીવીઓને એકત્ર પ્રયત્ન કરવાની જરૂર છે. પણ આ પ્રયત્ન કરવાની પ્રેરણા જીવનની સંકડામણમાંથી સાંપડે છે. તેથીજ શીયાળાની શરૂઆત સાથે અશાંતિનાં એંધાણ સ્પષ્ટ જોઇ શકાય છે. યુરોપમાં જર્મનવિપ્લવનુ સામ્યવાદીઓનું સ્વપ્ન આ શિયાળે સિધ્ધ થશે ખરૂં ?

જે પુસ્તકે યુરોપના હજારો નવજવાનોને-

આધુનિક સમયમાં

અરાજકતાવાદે યુવાન પ્રજાનું ખુબલક્ષ ખેંચ્યું છે. આ રાજકીય તત્વજ્ઞાનની ભુમિકા વિષે બહુ અલ્પ સાહિત્ય સર્જાયું છે. 'બોંબ અને પિસ્તોલ'ના માર્ગમાં રહેલી નિષ્ફળતાને પ્રત્યેક દૃષ્ટિકોણથી ચર્ચતું સાહિત્ય ઉત્પન્ન કરવાની આ ક્ષણે સૌથી વધુ જરૂર છે. હિંદમાં કોઇ રાજકીય ખૂન થતાંજ મહાસભાવાદીઓ બહાદુર અરાજકતાવાદી ઉપર ધિક્કારના શબ્દો વરસાવવા મંડી જાય છે, પણ તેથી અરાજકતાવાદ મરશે નહિ.

# અરાજકતાવાદ

અઢારમી સદીના ફ્રેંચ ભૌતિકવાદીઓ '(Materialists)તે સમયના ફ્રેંચોના વિચારક્ષેત્ર ઉપર પ્રભુત્વ જમાવી બેઠેલા Infames [સામાજીક દર્દો] ના વિચારો સામે અણનમયુદ્ધ કરી રહ્યા હતા, ત્યારે, સૌથી વધુ 'કુદરતી,' પ્રત્યેક અંશમાં સંપુર્ણ અને બધાજ અસ્તિત્વ ધરાવના સમાજોને લાગુ પાડી શકાય, એટલું જ નહી, પણ માનવને. સૌથી

# –અરાજકતાવાદને પંથે જતાં અટકાવ્યાં–

તેમને તો તેમના દ્રષ્ટિબિંદુમાં રહેલી ભુલ સમજાવવાની જરૂર છે, આ દ્રષ્ટિએ રશીયાના મહાન વિચારક જી. પ્લેકેનોફના વિશ્વવિખ્યાત પુસ્તક "અરાજકતાવાદ અને સમાજવાદ"નું ભાષાંતર અહિં રજુ કરવાનો અમોએ નિર્ધાર કર્યો છે. આ અનુવાદને શક્ય હોય તેટલો સરળ બનાવવાની કાળજી અનુવાદકારે લીધી છે, જે માટે અમો ત્હેમના આભારી થયા છીએ—

તંત્રી.

# અને સમાજવાદ

—દ્રષ્ટિબિંદુ

શોધવું છે કે જે કોઇ પણ સમયને અનુરૂપ થઇ પડે. તેની પૂર્ણતા એવી હોવી જોઇએ કે જેથી તેને સમય કે સ્થળનાં બંધન ન સ્પર્શી શકે. એક શબ્દમાં કહીયે તો તે સનાતન (Absolute) હોવું જોઇએ. આથી આપણે ઇતિહાસનું અન્વેષણ કરવા તરફ વળવું પડે છે કારણ કે ઇતિહાસમાં આવતી ઘટનાઓ સંજોગ, સ્થળ અને સમય ઉપર અવલંબતી હોય છે. પણ માનવ ઇતિહાસમાંથી આ ત્રણે વસ્તુથી અલીપ્ત એવી ઘટનાઓ મેળવવા જતાં આપણા ધારાતંત્રની શોધખોળમાં માર્ગ બતાવી શકે એવું શું રહ્યું છે? માનવતા અને માનવસ્વભાવ, જેનો ઇતિહાસ એ માત્ર આવિષ્કાર છે. ત્યારે અહિં સંપૂર્ણ ધારાતંત્રનું 'માપ' આપણને સાંપડે છે. માનવસ્વભાવ સાથે સૌથી ઉત્તમ એકતા સાંધી શકે તેવું ધારાતંત્ર તે જ સંપૂર્ણ ધારાતંત્ર! અલબત્ત, આમ છતાં પણ દલીલ કે સમજણની ઉણપને લીધે આપણે પૂર્ણ ધારાતંત્રનો કોયડો ઉકેલવા અસમર્થ નીવડીએ એ શક્ય છે. Errare Humanum-est. પણ આ કોયડો જરૂર ઉકેલી શકાય એ વસ્તુ અવિવાદનીય લાગે છે. માનવસ્વભાવનું ચોક્કસ સ્વરૂપ સમજ્યા પછી આપણે સંપૂર્ણ ધારાતંત્ર, સૌથી ઉત્તમ સામાજીક તંત્રનો ઉકેલ કરવા જરૂર શકિતમાન થઇએ.

**સા**માજીક વિજ્ઞાનમાં ફ્રેંચ ભૌતિકવાદીઓનું આ દ્રષ્ટિબિંદુ હતું. તેઓ કહેતા કે માણસ એ લાગણી અને તર્કશકિત ધરાવતું પ્રાણી છે. તે હંમેશાં દુઃખકારક લાગણીઓને અળગી કરે છે અને સુખજનક લાગણીઓને શોધે છે. કયું ઉપયોગી છે. અને કયું નુકસાનકારક છે તે

સમજવાને માટે તેની પાસે પુરતી બુદ્ધિ છે. એકવાર ત્હમો ઉપલા વિધાનો સ્વિકારો તો પછી ગણિતના દાખલા ઉપરથી ઉપજતાં ચોક્કસ, અવિવાદતીય અનુમાનોની માફક જ ત્હમો પણ સારી ભાવના અને પૂનઃ વિચાર કરવાની શકિતની મદદ વડે એવા જ અનુમાનો પર આવી શકો. આમ જ માનવ એ એક લાગણીવંત અને વિચારયુકત પ્રાણી છે એમ શરૂઆત કરીને કોન્ડોરસેટે તે ભૂમીકા ઉપરથી ઉપજતા એક પછી એક અનુમાનને આધારે તંદુરસ્ત નીતિના સિધ્ધાંતોને સર્જવાને માટે પ્રયત્ન કરવાનું માથે લીધું.

એમ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આમ કરવામાં કોન્ડોરસેટની ભૂલ થતી હતી. જો "તત્વવેત્તાઓ" આ દિશાના સંશોધનમાં અગત્યના બહુ જ ઓછા અવિવાદનીય અનુમાનો પર આવી શકયા તો તેનું કારણ એ હતું કે તેઓએ માનવ-સ્વભાવનું સિધ્ધાંત્તિક 'માપ' વેગળું કરીને મુડીવાદી આલમમાં જીવતી વ્યકિતના આદર્શ સ્વભાવ ઉપરજ તેમણે અનુમાનો રચ્યાં. આ માનવ તેના સામાજીક સંજોગોએ આંકી આપેલી ચોક્કસ ભાવના પ્રમાણે જે 'વિચાર' કરતો અને 'લાગણી' અનુભવતો. તે મુડીવાદી મીલ્કત, પ્રજાસત્તાક તંત્ર અને એવી વસ્તુઓના વ્યાજબીપણા વિશે મક્કમ માન્યતાઓ તેના સ્વભાવમાં વણાઇ ગઇ હતી. સલ રીતે જોતાં તો ફ્રેંચ તત્વવેત્તાઓ પ્રજાસત્તાકની આર્થિક અને રાજકીય જરૂરીઆતો હંમેશા નજરમાં રાખતા તે જ તેમનું ખરું માપ હતું. પણ તેઓ અજાણતા જ આ સિદ્ધાંતો લાગુ પાડતા અને કેટલોય સમય અગમ્યતામાં વિહાર કર્યા પછી જ તેઓ ત્યાં પહોંચતા.

તેમની સજ્ઞાન પધ્ધાંતથી માત્ર માનવ-સ્વભાવ ઉપર આદર્શ તત્વની ચાદર પથરાતી. અને આવા સ્વભાવ સાથે એકતા સ્થાપી શકે તેવી સામાજીક અને રાજકીય સંસ્થાઓને વિશે તેઓ અનુમાનો બાંધતા.

સમાજવાદીઓ પણ આજ પધ્ધતિનો ઉપયોગ કરતા. અઢારમી સદીનો મોરેલી "અંત વિનાના નકામા વાંધાઓને અળગા કરવા માટે" એક અવિવાદનીય સિધ્ધાંત સ્થાપે છે કે "નીતિની બાબતમાં કુદરત એક સતત, અને અપરિવર્તનીય છે... તેના ધારાઓ કદીય ચળતા નથી. પૂર્વકાલીન અને સાંપ્રત સમાજની નીતિભાવના વચ્ચે જે તફાવત માલમ પડે છે તેથી એમ ઠરતું નથી કે કુદરત પરિવર્તનીય છે. એથી માત્ર એટલું જ જણાય છે કે કેટલીક જાતિઓ કુદરતના કાનુનોથી આઘી ખસી છે. કેટલીક હજુ પણ તેને માત્ર પડેલી ટેવને લીધે સ્વીકારે છે, ત્યારે કેટલીક જાતીઓને કુદરતથી વિરોધી નહીં તેવા ચોક્કસ બુદ્ધિયુક્ત ધારાઓથી તાબે રાખવામાં આવી છે. એક શબ્દમાં આલેખીએ તો "માણસ સત્યને છોડી દે પણ સત્યનો કદી નાશ થઇ શકતો નથી." ફોરીયર માનવલાગણીઓના પૃથક્કરણ ઉપર આધાર રાખે છે. રોબર્ટ ઓવન માનવ ચારિત્ર્યના સર્જન ઉપર રચાયેલાં કેટલાંક અનુમાનોથી શરૂઆત કરે છે. સેંટ સાયમનને માનવતાની ઐતિહાસિક ઉત્ક્રાંતિનું ઊંડુ જ્ઞાન ધરાવવા છતાં પણ ઉત્ક્રાંતિના સિદ્ધાંતોને સમજાવવા માટે વારંવાર 'માનવસ્વભાવ'ની મદદ લેવી પડે છેઃ સેંટ સાયમનના અનુયાયીઓ કહેતા કે તેમનું તત્વજ્ઞાન 'માનવસ્વભાવ'ની નવીન સમજણ ઉપર રચાયેલું હતું. જૂદી જૂદી વિચારસરણીના સમાજવાદીઓ માનવ-સ્વભાવની જૂદી જૂદી સમજણના કારણ માટે ભલે તકરાર કરે પણ એક પણ

અપવાદ સિવાય સર્વની ખાત્રી થઇ ગઇ છે કે આ માનવસ્વભાવની સંતોષકારક સમજણ શીવાય સામાજીક વિજ્ઞાનની બીજી ભૂમીકા હોઇ શકે નહીં અને છે નહીં. આમાં તેઓ અઢારમી સદીના ભૌતિકવાદીઓ કરતાં જરા પણ જુદા નથી. સાંપ્રત સમાજ ઉપર ટીકાના તીર છોડતાં તેઓ હમેશ માનવસ્વભાવના માપને વારંવાર લાવે છે. અને પૂર્ણ ધારાતંત્રની શોધ કરવામાં અને તેવી જ રીતે સામાજીક તંત્રની શોધ કરવામાં તેઓ આ માપનો ઉપયોગ કરતા.

મોરેલી, ફેરીઅર, સેંટ સાયમન અને ઓવન એ સર્વને આપણે અમરાપૂરીના આશકો જેવા સમાજવાદીઓ કહીએ છીએ. આ સર્વના દ્રષ્ટિબિંદુમાં સામ્ય શું છે તે આપણે જોયું છે એટલે આવા અમરાપૂરીવાંચ્છુઓનું દ્રષ્ટિબિંદુ શું છે તેનો નિર્ણય થઇ શકે છે.

અમૂક સિદ્ધાંતથી જ શરૂઆત કરીને સંપૂર્ણ સામાજીક તંત્ર જે શોધે છે તે અમરાપૂરીવાંચ્છુ છે.

અમરાપૂરીવાંચ્છુઓને શરૂઆત માટે જે સિદ્ધાંત સહાયભૂત થયો હતો તે સિદ્ધાંત માનવસ્વભાવનો હતો. અલબત્ત બીજા એવા કેટલાક પણ છે કે આ સિદ્ધાંતમાંથી ઉભા થયેલા અન્ય સિધ્ધાંતો સાથે શરૂઆત કરવા પ્રયત્ન કરે છે. ઉદાહરણ તરીકે કોઇ આદર્શ સમાજવ્યવસ્થાની શોધની શરૂઆત માનવના જન્મસ્થાપીત હક્કના સિદ્ધાંતની શરૂઆત સાથે કરે. પણ તેના આખરી પૃથક્કરણમાં આ સિદ્ધાંતો માનવસ્વભાવના મૂળ સિદ્ધાંત ઉપર જ આધાર રાખે છે. એ તો ચોક્કસ છે.

સમાજવાદી ન હોય તે પણ અમરાપૂરીનો આશક (Utopian) હોઇ શકે તે પણ તેટલું જ ખુલ્લું છે. ગઇ સદીના ફ્રેંચ ભૌતિકવાદીઓની આ મુડીવાદી લાગણીઓ સંપૂર્ણ ધારાતંત્રની શોધમાં ખૂબ જ જણાય છે. પણ તેમની શોધખોળમાં અમરાપૂરીવાંછુના (Utopian) જેવું તેમનું દ્રષ્ટિબિંદુ જરા પણ નાશ પામતું નથી. આપણે જોયું છે કે વિપ્લવવાદી ફ્રેંચ મુડીવાદીના પ્રશંશકો હોલબાલ અથવા હેલવેશીયસની પદ્ધતિ તેમજ આ અમરાપૂરીના આશક સમાજવાદીઓની પદ્ધતિ જરા જેટલી પણ જૂદી ન હતી.

અરે એથી પણ વધુ ભાવીના સંગીત સામે કોઇને ઉંડો તિરસ્કાર હોય, અને કોઇની એમ ખાત્રી પણ થઇ ગઇ હોય કે જે સમાજરચનામાં તે જીવે છે તે સૌથી સારી શક્ય સમાજરચના છે છતાં પણ અમરાપૂરીવાંચ્છુઓ જે દ્રષ્ટિબિંદુથી નીહાળે તે જ દ્રષ્ટિબિંદુથી તેઓ પણ સમાજની વ્યવસ્થા તરફ જોઇ શકે.

આ અશક્ય લાગે છે. પણ આથી વધુ સારૂં સત્ય બીજુ છે નહિં. એક જ દાખલો લો.

૧૭૫૩ ની સાલમાં 'The Floating islands or the Basiliades of the Celebrated Pelpai, translates from Indian' નામનું મોરેલીનું પુસ્તક પ્રસિદ્ધ થયું. હવે Labibiliothique Impartiale માં લેખકના સમાજવાદી વિચારોનો અવલોકનકારે જે દલીલોથી સામનો કર્યો તે જૂવો.

—"આ જાતના સુંદર સ્વપ્ન અને તેના મૂર્તિમન્ત થવા વચ્ચે કેટલુંય અંતર છે એ દરેક જણ સારી પેઠે

જાણે છે. કારણ કે સિદ્ધાંત રચવામાં એક એવા માનવની કલ્પના કરે છે કે જે પ્રત્યેક પ્રકારની સમાજરચનાને શિરોવંદ્ય ગણે, અને ધારા ઘડનારના જેટલા જ ઉત્સાહથી આ સમાજવ્યવસ્થાને વધાવે; પણ જ્યારે આ રચનાને મૂર્તિમંત કરવા કોઇ પ્રયત્ન કરે ત્યારે તેને એવા માણસો સાથે કામ લેવું પડે છે કે જેઓ આળસુ, આશાકિંત, કે ઉગ્ર લાગણીને વશ બની બેઠેલાઓ હોય છે. માનવસ્વભાવને સરખાપણાની યોજના ખાસ અણગમતી લાગે છે; તેઓ જન્મ્યા છે કાં તો સ્વામી થવા કે કાં તો નોકર થવા. પણ વચગાળેની સ્થિતિ તેમને ભારરૂપ લાગે છે.

'માનવ જન્મે છે કાં તો સ્વામી થવા કે કાં તો નોકર બનવા.' આથી જ્યારે આપણી સમાજરચનામાં સ્વામીઓ અને શ્રમજીવીઓ જોઇએ ત્યારે આપણે અજબ થવાની જરૂર નથી. લાબીબ્લીઓથેક ઇમ્પારશીએલ જેવું પત્ર આ સામ્યવાદી સ્વપ્નનો અસ્વીકાર કરે તે બરાબર છે. પણ જે દ્રષ્ટિબિંદુથી તે જગતને જોતું હતું, તેજ માનવસ્વભાવનું દ્રષ્ટિબિંદુ અમરાપૂરીવાંછુ મોરેલીનું પણ હતું

આ અવલોકનકાર તેની દલીલોમાં અપ્રમાણિક હતો, કે સંપત્તિના સ્વામીનાથોના હિતની દ્રષ્ટિએ જ માનવસ્વભાવનું દ્રષ્ટિબિંદુ રજુ કરતો હતો એમ આલેખી શકાય નહીં. પણ મોરેલીના પુસ્તકના વિવેચનમાં પ્રમાણિકતાપૂર્વક કે દાંભિકતાપૂર્વક આ અવલોકનકારે તે સમયના લેખકોના એક સરખાં દ્રષ્ટિબિંદુની સહાય લીધી હતી. તેઓ બધા જ એક અથવા બીજા સ્વરૂપમાં માનવસ્વભાવનો આધાર ટાંકીને તેમની દલીલોનું સત્ય સમજાવવા યત્ન કરતા. માત્ર આમાં એક જ વર્ગ અપવાદ હતો. ભૂતકાળના જીવન્ત પડછાયા સમા પ્રત્યાઘાતીઓ જ હજુ પણ 'ઇશ્વરની ઇચ્છા'નો ઓથ લેતા.

માનવસ્વભાવની આવી સમજણ અઢારમી સદીથી ઓગણીસમી સદીને વારસામાં મળી છે. અમરાપુરીની ઇચ્છા ધરાવનારાઓ પાસે અન્ય કંઇ ન હતું. અહીં પણ એમ સહેલાઇથી સાબીત કરી શકાય એમ છે કે આ કંઇ અમરાપુરીના આશકોની વિચારસૃષ્ટિનું લક્ષણ નથી.

રેસ્ટોરેશન * ના સમયમાં પણ પ્રખ્યાત ફ્રેંચ ઇતિહાસકાર ગુઇઝોટ પોતાના ઐતિહાસિક અભ્યાસમાં કોઇ પણ દેશની રાજકીય સંસ્થા તે દેશની 'મીલ્કત'ની પરિસ્થિતિ ઉપર અવલંબે છે એવા અતિ ધ્યાન ખેંચનારા અનુમાન પર આવ્યો. ગઇ સદીના કરતાં આ ચોખ્ખી પ્રગતિ હતી. તે સમયમાં તેઓ માત્ર ધારાતંત્રના સર્જક ઉપર જ ચર્ચા ચલાવતા. પણ આ પછી સવાલ ઉભો થયો કે 'મીલ્કતની સ્થિતિ' કયા તત્વો ઉપર આધાર રાખતી હતી? ગુઇઝોટ આ સવાલનો જવાબ આપી શકતો નથી. જ્યારે તેને અતિ પ્રયત્ન કરતાં છતાં જવાબ માટે કંઇજ જડતું નથી ત્યારે તે પણ માનવસ્વભાવ પર ઉતરી પડે છે. ઓગસ્ટ થીઅરીની પણ આં જ દશા છે, અને તેણે પણ જો 'મિલ્કતની સ્થિતિ'નું ઐતિહાસિક અન્વેષણ કર્યું હોત તો તે પણ તેમજ કહેત. સામાજીક જીવનની સમજણમાં તે પોતાના ગુરૂ સેન્ટ સાયમન કરતાં એક ઇંચ પણ આગળ જઇ શક્યો નથી અને આપણે ઉપર જોયું છે કે સેન્ટ સાયમન માનવસ્વભાવના દ્રષ્ટિબિંદુને મક્કમ રીતે વળગી રહ્યાં હતાં.

* ફ્રાંસના ઇતિહાસમાં પ્રજાસત્તાકની સ્થાપના પછી પાછી રાજાશાહી સ્થપાયાનો કાળ.

આ સિદ્ધાંત કેટલો સાંકડો અને અપૂર્ણ છે અને જેઓએ તેને લાગુ પાડવા યત્ન કર્યો છે તે કેવા પરસ્પર વિરોધી વિચાર-સરણીમાં ગુંચવાઇ જાય છે. તે અપૂર્વ બુદ્ધિશાળી સેન્ટ સાયમન જેવા પ્રખર અભ્યાસીના દાખલામાંથી પ્રતીત થાય છે. અતી ખાત્રીપૂર્વક સેન્ટ સાયમન શબ્દ ઉચ્ચારે છે કે ભાવી એ છેલ્લા ક્રમનું બનેલું છે. આ ક્રમના પહેલા અંકોડા ભૂતકાળ છે. જ્યારે એક માણસ ક્રમના પહેલા અંકોડા પૂર્ણ રીતે સમજે તો તેના પછીના આવનાર ક્રમની સાચી આગાહી આપી શકાય. આ પ્રમાણે જો ભૂત કાળને અતી અભ્યાસપૂર્વક જો કોઇ આવ લોકે તો તેમાંથી જરૂર ભાવી કહી શકે.

આ એટલું તો સત્ય છે કે અત્યારે આપણને એમ લાગે છે કે જે માણસ ઐતિહાસિક ક્રમ આટલી સુંદર રીતે સમજી શકે તે માણસ શી રીતે અમરાપુરીના આશક તરીકે મનાય છે? પણ ત્હમે સેન્ટ સાયમનના ઐતિહાસિક વિચારો ઉપર જરા સુક્ષ્મતાથી જોશો તો જણાશે કે આપણે સેન્ટ સાયમનને તેમ આલેખવામાં ખરા છીએ. ભૂતકાળ ઉપરથી ભાવી કહી શકાય. કારણ કે નિશ્ચિત કાનુન પ્રમાણે ઐતિહાસિક ક્રમ આગળ વધે છે. પણ માનવજાતિને ગતિમાં મૂકનાર કયો કાનુન છે? એવા કયા કાનુનને આધારે ઐતિહાસિક ક્રમ ચાલે છે? એને આપણે કયાં શોધીએ?

તે શાનો બનેલો છે? અહિં સેન્ટ સાયમન તેમજ બીજાઓ અમરાપુરીના આશકોના દ્રષ્ટિબિંદુ તરફ પાછા પળે છે... માનવસ્વભાવ આથી જ તેનાં મંતવ્ય પ્રમાણે ફ્રેંચ વિપ્લવનું મૂખ્ય કારણ ફ્રેંચ પ્રજાના માનસમાં થયેલો પલટો છે. અને આથી જ તેને બુદ્ધિપૂર્વક દોરવાને માટે સમાજના આ પ્રચંડ આંદોલનોને રાજકીય સરીતામાં વાળી દેવાની જરૂર હતી. બીજા શબ્દોમાં કારખાનાવાળાઓ અને બુદ્ધીવાદીઓને નવી સામાજીક પરિસ્થિતિને અનુકુળ રાજકીય સંસ્થા સ્થાપવા માટે બોલાવવા જોઇતા હતા. આમ કરવામાં ન આવ્યું અને ક્રાંતિ જે આટલી સુંદર રીતે શરૂ થઇ તે અવળા માર્ગે ચઢી ગઇ. કાયદાશાસ્ત્રીઓ અને અધ્યાત્મવાદીઓ સ્થિતિ ઉપર સ્વામી બન્યા. આ ઐતિહાસિક સત્ય શી રીતે સમજાવવું? સેન્ટ સાયમન કહે છે કે એ તો માનવસ્વભાવની વસ્તુ છે એક સિદ્ધાંતથી બીજા સિદ્ધાંત ઉપર જતાં માનવ વચગાળેની સ્થિતિમાંથી પસાર થાય છે. સંસ્કૃતિની કુદરતી ખીલવણી માનવને જૂદી જૂદી રાજકીય સંસ્થાઓમાંથી પસાર થવાની ફરજ પાડે છે. અહીં આ ધારો બહુ જ ચોકકસ રીતે લાગુ પડે છે. એક સમાજવ્યવસ્થામાંથી બીજી સમાજવ્યવસ્થા તરફ લઇ જવાના એક માત્ર ઉદ્દેશથી વચગાળેની વર્ણસંકર સત્તા ઉત્પન્ન થાય છે. જે જરૂરીઆતે ઔદ્યોગિક ક્ષેત્રમ રી બળને બદલે રાજકીય બળ સ્થાપ્યું છે, જેણે વિચાર ક્ષેત્રમાં હેતુવાદને અળગો કરીને નવા અધ્યાત્મવાદને ઉભો કર્યો છે તેણે આ સત્તા ઉભી કરી હોવી જોઇએ.

આ ઉપરથી જણાશે કે સેન્ટ સાયમનના ઐતિહાસિક ક્રમથી કશું જ સમજાતું નથી. ઉલટું આ ક્રમને જ સમજાવવો પડે તેમ છે. અને આને માટે આપણે પાછા માનવસ્વભાવ તરફ વળવું પડે છે. ફ્રેંચ વિપ્લવ અમુક દીશામાં આગળ વધ્યો હતો. કારણ કે માનવસ્વભાવ તેમ હતો.

બેમાંથી એક વસ્તુ. કાં તો માનવસ્વભાવ જેમ મોરેલી કહે છે તેમ અપરિવર્તનીય છે. પણ જો તે સ્વીકારીયે તો ઇતિહાસમાં કશું જ સમજાઇ શકે તેમ

નથી. સમાજ અને માનવ વચ્ચેના સતત પલટાતા સંબંધો ઇતિહાસે બતાવ્યા છે. કાં તો માનવના સંજોગો પ્રમાણે માનવ-સ્વભાવ જુદા જુદા હોય છે. તો પછી ઐતિહાસિક ક્રમનું કારણ બનવાને બદલે તે પરિણામ બને છે ફ્રેંચ ભૌતિકવાદીઓ સારી રીતે જાણતા કે માનવ તેના સામાજીક સંજોગોએ સર્જેલું પ્રાણી છે. 'માનવ એ શિક્ષણે સર્જેલી વ્યક્તિ છે' એમ હેલવેશીયસ કહેતો. આથી કદાચ કોઇ ધારે કે હેલવેટીઅસે માનવ-સ્વભાવનું દ્રષ્ટિબિંદુ મૂકી દીધું હશે. સમાજવ્યવસ્થાથી અસર પામેલા માનવને આવું આવું શિક્ષણ પામેલા માનવ તરીકે ગણવાની તેણે વૃત્તિ બતાવી હશે! અને ખરેખર આ દીશામાં હેલવેટીઅસે કંઇક પ્રયત્ન જરૂર કર્યો છે. પણ તે, કે તેના સહયોગીઓ, કે પહેલા અર્ધના બીજા સમાજવાદીઓ, કે વૈજ્ઞાનિકો એ સામાજીક સંજોગોના ઉત્ક્રાંતિના અભ્યાસને આગળ વધારતું નવું દ્રષ્ટિબિંદુ શોધવામાં સફળ થયા નહીં. માનવના ઐતિહાસિક શિક્ષણનું કારણ, તેમજ કુદરતમાં બનતા બનાવોનું કારણ સમજવાના પ્રયત્નમાં જે નવા દ્રષ્ટિબિંદુની જરૂર હતી તે તેઓ ન જ શોધી શકયા. આથી તેઓ બધા જ માનવસ્વભાવ ઉપર પાછા વળતા. કારણ કે તેમની વૈજ્ઞાનિક શોધને માટે આ જ વસ્તુ ભુમિકા જેવી દેખાતી. પણ માનવ-સ્વભાવ જુદો જુદો હોવાને લીધે; તેની જુદી જુદી પરિસ્થિતિમાંથી તેઓ અનુમાનો દોરવાનો યત્ન કરતા અને આ સતત વિચાર અને ચિંતનના પરીણામથી ક્ષુદ્ર વસ્તુ બહાર પડી તે એ હતી કે "માનવ એ લાગણી અને બુદ્ધિયુક્ત પ્રાણી છે" આ શોધ અતી કીંમતી મનાઇ કારણ કે આ સિદ્ધાંત ઉપર નવી નવી કલ્પનાઓ અને ઇચ્છીત અનુમાનો ઉપજાવવાં શકય છે.

સંપૂર્ણ ધારાતંત્ર માટે શોધવાની કે સંપૂર્ણ સામાજીકતંત્ર માટે પ્રયત્ન કરવાની ગુઇઝોટને જરૂર ન હતી. તે વખતે અસ્તિત્વ ધરાવતી સમાજવ્યવસ્થાથી તે સંતુષ્ટ હતો. પણ અસંતોષ પામેલાઓ સામે આ સંસ્થાનો બચાવ કરવાને સૌથી અસરકારક દલીલ કરવામાં તે માનવસ્વભાવનું દ્રષ્ટિબિંદુ રજુ કરત. આજ દ્રષ્ટિબિંદુએ તે ફ્રેંચના પ્રજાસત્તાકની ભાવનાને સાચી ઠેરવવા પ્રયત્ન કરત. અસંતોષીઓ પણ આ જ દ્રષ્ટિબિંદુ લઇને તે સમયની સામાજીક વ્યવસ્થા ઉપર શ્રાપ વરસાવતા. આ સિદ્ધાંત મૂળથી જ શૂન્ય સમો હોવાથી પ્રત્યેક પ્રકારની કલ્પનાને વિકસાવવાને સ્થાન મળ્યું.

આ સુધારકોની વૈજ્ઞાનિક શોધખોળ ભુમિતિના એક પ્રશ્ન જેવી થઇ પડી. અમૂક પ્રકારના માનવસ્વભાવને અનુરૂપ સમાજવ્યવસ્થા બનાવો. આથી જ મોરેલી અતિ રોષપૂર્વક ફરીયાદ કરે છે કે "આપણા જૂના શિક્ષકો આવા સુંદર કોયડાનો ઉકેલ કરવા અસમર્થ નીવડયા. એવી સ્થિતિ શોધી કહાડવી જ જોઇએ કે જેથી દુષ્ટ, અનીતિમાન માનવ ઉદ્‌ભવે જ નહીં.

હવે આપણે આ અમરાપુરીવાંછુઓની વૈજ્ઞાનિક પદ્ધતિ શું હતી તે જોઇ છે. પણ આપણે તેમને છોડી દઇએ? ત્યાર પહેલા વાંચકવર્ગને યાદ આપવાની જરૂર છે કે જે પાતળા માનવસ્વભાવના સિદ્ધાંત ઉપર અમરાપુરીવાંછુઓ અપીલ કરે છે તે સિદ્ધાંત તે સમયના માનવનો આદર્શ સ્વભાવ શો હોઇ શકે તેના ઉપર રચાગો હતો. આથી જ તેમના શબ્દોમાં સામાજીક સ્થિતિનું ભાન અનિવાર્ય રીતે આવે છે. પણ અમરાપુરીવાંછુઓને તેની ખબર ન હતી. તેઓ આ સત્યને સિદ્ધાંતની પેલીપારથી જોતા. કારણ કે આ સિદ્ધાંત જેટલો પાતળો હતો તેમ પારદર્શક તો જરૂર ન જ હતો.

# કમલાકર

લેખક :—
પી. જે. ભટ

**પા**લગઢની પેલી પાર પથરાયેલા પહાડો વચ્ચે એક ન્હાનકડું ગામ વસી રહ્યું હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો. લોકોમાં વાત ચાલતી કે વિલાયતનો કોઇ સાહેબ દીવાસળીનું મ્હોટું કારખાનું કાઢવા માટે અઢળક ધન લઇને બે મહીનાથી તંબુ તાણીને પડયો હતો. નારગોલકર ડોકટરની જમીન પણ તેણે જ ખરીદી હતી. અને આ સાહેબના રહેઠાણ સમીપ પડેલાં મ્હોટાં મ્હોટાં લોખંડનાં ચક્રો પણ ગામલોકોએ જોયાં હતાં.

ગામ અને નવા બંધાતા કારખાના વચ્ચે લગભગ બે માઇલનું અંતર હતું. છતાં સાંજ પડે સીમમાંથી પાછા ફરતા ગામડીયાઓ કંઇક કુતુહલતાથી પ્રેરાઇને કારખાના તરફ નજર નાંખતા. તેમ જ ટેકરીની પેલી પાર સૂર્ય ડુબવાની તૈયારી કરતો હોય ત્યારે ગામનાં યુવાનોનાં મ્હોટાં મ્હોટાં જુથ પણ કારખાનું જોવા ટેકરી પર ચઢતાં; ત્યાં તેઓ આમતેમ ફરતા, મ્હોટાં મ્હોટાં યંત્રો ઉપર એક કુતુહલતાભરી નજર નાંખતા, અને તેના ચિત્રવિચિત્ર ચક્રોને સમજવાનો પ્રયત્ન કરતા અને આમ કારખાનું જોવાનો આત્મસંતોષ અનુભવી રાત્રીની શરૂઆત સાથે ગામમાં પાછા ફરતા.

આવા ગામડીયાઓનાં એક ટોળાં સાથે પાલગઢના સ્ટેશન ઉપર કામ કરતો રઘો કામદાર પણ આઠ દહાડે મળતી છુટીનો લાભ લઇને કારખાનું જોવા આવ્યો હતો. કંપનીમાં કામ કરતાં કરતાં ખડતલ બનેલું તેનું શરીર ઝપાટામાં ચોતરફ યંત્રો ઉપર એક ઉડતી નજર નાંખતા ઘુમી વળ્યું. તેની આંખમાંનાં અવનવા ઉલ્લાસ સાથે મીકેનીક તરફ તેણે સવાલ ફેંકયો......

'અહીં કેટલી મજુરી મળશે?'

''મ્હને શું ખબર?' જવાબમાં બેદરકારી જોઇ રઘો જરા ઝંખવાણો પડયો.

## એક મૌલિક નવલિકા

'પણ દી આથમે ૧૦ આના પણ દેખાડશે કે નહીં?'

'દશ આના?'

''કેમ ત્હમોને વધારે લાગે છે?'

''ના, ના, પણ ગામડામાં મજુરી સસ્તી મળવી જોઇએ!''

"પણ પાલગઢમાંય આઠ આનાનો રોજ અપાય છે !"

"એમ કે ?"

"તપાસ કરો એટલે ખબર પડશે."

રઘાએ કંઇક આત્મસંતોષ સાથે પાછાં પગલાં મૂકયાં. જેવો તે બહાર નીકળતો હતો એટલામાં 'રઘા' 'રઘા !' એવા શબ્દો સંભળાયા પાછળ જોયું તો સ્ટેશન માસ્તરનો મ્હોટો છોકરો કમલાકર રઘાને હાંક પાડી રહ્યો હતો.

"કેમ સાહેબ, જોયું'ને કારખાનું ?"

"ઠીક ઠીક છે."

"ચાલો ત્યારે હવે ઘેર જઇશું ?"

"જરૂર"

બન્નેએ પગ ઉપાડયા. જેવા તેઓ કંપાઉંડની બહાર પગ મૂકતા હતા કે ખુણામાં મુંબાઇથી ચીતરાવી આણેલા પાટીયા પર રઘાની નજર પડી.

"સાહેબ, શું લખ્યું છે પેલા પાટીયા પર?"

"મજુરો જોઇએ છે."

"કેટલી મજુરી ?"

"તેનો તો કંઇ ઉલ્લેખ નથી !"

## [૨]

**કમલાકર** મુંબાઇથી સેંટ ઝેવીઅર કોલેજમાં બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરતો કોલેજીયન હતો. ઉન્હાળાની રજા માણવા પોતાના પિતા પાસે આવ્યો હતો પણ તેણે ધાર્યા જેટલી મઝા સાંપડી નહીં. એકદમે શાંત વાતાવરણ, ટાઇમ ટેબલને જ અનુલક્ષીને આવતી આગગાડીઓ, તેમજ કુદરતી નિર્જનતા વચ્ચે તેને જરાય ગોઠયું નહીં. આથી જ્યારે તેણે જાણ્યું કે બે માઇલ પર દીવાસળીનું પ્રચંડ કારખાનું ઉભું થાય છે ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહી. આખરે એક સંધ્યાકાળ કંઇક જુદું જ જોવામાં જશે એ કલ્પનાથી તેને ખુબ આનંદ થયો.

પણ રઘાની બાબતમાં તો વસ્તુ બીજ જ હતી. દશ વર્ષથી કંપનીમાં કામ કરતાં તે કંઇ કંટાળી ગયો ન હતો. પણ રેલ્વે ઉપર પગાર ઘટાડવાની વાતો ચાલતી અને ૨૫ રૂપીયાના પગારમાં પાંચ રૂપીયા ઓછા થવાની વાત જ્યારે તેણે જાણી ત્યારથી તેના મનમાં ધ્રાસકો પડયો હતો. એટલે જો વધુ મજુરી મળે તો સ્થાન બદલવાના એક માત્ર ઉદ્દેશથી તે કારખાનું જોવા તરફ વળ્યો હતો.

પણ બન્ને જણ નિરાશ બન્યા હતા. રઘાને મજુરી કેટલી મળશે તે જણાયું નહીં અને કમલાકરને નવા યંત્રો જોવામાં ઝાઝો રસ પડયો નહીં. નિરાશ વદને બન્નેએ પાલગઢના સ્ટેશન ઉપર પગલાં મૂકયાં.

## [ ૩ ]

*"સાહેબ આજે જઇશું કે કારખાના ભણી ?"*

"એમાં તે શું જોવાનું છે ?"

'કહે છે કે કારખાનું તો હવે પુરેપુરું બંધાઇ ગયું છે અને પહેલી તારીખથી શરૂ થશે."

'ખરેખર ?'

'વાત સાંભળી છે !'

'ચાલો ત્યારે.'

રઘો અને કમલાકર બન્ને કારખાના તરફ ચાલ્યા.......થોડી મીનીટો વહેતા જળની માફક ભૂતકાળમાં સરી પડી

'પેંસુ' ન્હાનું સરખું ચોકી જેવું શું છે?'

'મજુર નોંધવાની ઓફીસ' પાટીયું વાંચી કમલાકરે જવાબ આપ્યો.

"ચાલો ત્યારે ત્યાં પહેલાં જઇએ!"

થોડી પળમાં તો તેઓ મજુર નોંધવાની ઓફીસ સમક્ષ આવી પહોંચ્યા. બારીના સળીયાને અઢેલીને કોઇ પાંડુ રોગથી પીડાતો હોય એવો પીળો પડી ગયેલો કારકુન બેઠો હતો. બહાર ગામડીયાઓનું ન્હાનું ટોળુ હતું.

'સાહેબ, જઇને પુછો તો ખરા કે અહીં કેટલી મજુરી મળે છે?'

કમલાકરે પાટીયા તરફ નજર નાંખી. જરા સંભાળપૂર્વક વાંચ્યું.

'દિવસના ચાર આના.'

'કેટલી?' ચોકકસ થવા ફરીથી સવાલ કર્યો.

'દિવસના ચાર આના.

'ઓરતને ત્રણ આના.'

'એટલા જ?'

'લખ્યું છે તે હું તો વાંચું છું!'

'સાહેબ આટલી ઓછી મજુરી કેમ?'

કમલાકર જરા ઝબકયો. આવો સવાલ હજુ સુધી કોઇએ તેને સંભળાવ્યો ન હતો. જવાબ શોધવા તેનું મગજ ખુબ મથવા લાગ્યું. ક્ષણભર તો સ્તબ્ધ બનીને ઉભો રહ્યો, રઘાએ પાછો સવાલ કર્યો—

'સાહેબ, આટલી ઓછી મજુરી કેમ?'

માથા ઉપર હથોડો પડે અને જેવો આઘાત લાગે તેવી દશા કમલાકરની થઇ રહી. આમ જોયું તેમ જોયું, જવાબ શોધવાને ઘણાએ યત્નો કર્યા પણ જવાબ જડયો નહીં, આખરે અજ્ઞાન પ્રદર્શન કરવાનો નિશ્ચય કર્યો. પણ અભ્યાસને, અભિમાને તેને તેમ કરતાં અટકાવ્યો.

## [૪]

**આ** ઘટના પછી કેટલાંય વર્ષ વીતી ગયાં. કમલાકર તો મુંબાઇના મોહક વાતાવરણમાં રઘાનો સવાલ કયારનો ય વિસરી ગયો હતો. પિતાશ્રીની સુંદર લાગવગને પ્રતાપે બેકારીનું દર્દ એક દિવસ પણ સહ્યા વગર સંયુક્ત પ્રાંતમાં નવા સ્થપાયેલા શેરડીના કારખાનામાં મેનેજર તરીકે તેની નીમણુંક થઇ ગઇ હતી. અને કમલાકરે તરત જ પોતાની જગ્યાનો ચાર્જ સંભાળી લીધો હતો.

આ નવી પરિસ્થિતિમાં તેને દરરોજ સેંકડો મજુરો સાથે કામ લેવાનું હતું. માલિક તરીકેની સર્વ સત્તાઓ કમલાકરના હાથમાં મૂકાઇ હતી. પણ અત્યાર સુધી તે અપ્રિય થઇ પડે તેવું, તેણે કંઇ જ કર્યું ન હતું. મજુરોમાં વાત ચાલતી કે 'મેનેજર સાહેબ છે તો ઠીક ઠીક.'

પગાર પણ કમલાકરને ખાસો ૮૦૦ રૂપીયા હતો. અને આથી કમલાકરને પણ લાગતું કે સાંપ્રત સમાજવ્યવસ્થા સામે ફરીયાદ કરી શકાય તેવું જરા પણ નથી. કમલાકરની ખાત્રી થઇ ગઇ હતી કે આધુનિક સમાજરચનામાં એક પણ દોષ નથી. આ જ શકય હોય તેવી સૌથી સારી સમાજરચના છે. આથી જ જયારે મજૂરપક્ષનાં ઉદ્દામ પત્રો કવચીત કવચીત તે જોતા ત્યારે તે મુછો ઉગામીને કહેતો કે અત્યારની સમાજવ્યવસ્થા શું ખોટી છે? સૌ સૌને શકિત અનુસાર જરૂર જ સાંપડે છે!

પણ તેની આ માન્યતા ઝાઝો કાળ ટકી નહીં. અર્ધવર્ષ બાદ ભરાયેલી ડીરેકટરોની પહેલી મીટીંગમાં જ કમલાકરના કામ પ્રત્યે સહેજસાજ અણગમાના સુર સંભળાવા લાગ્યા. કારખાનું બહુ જ ઓછા નફામાં કામ કરે છે એ

જોઇને કેટલાક ડીરેકટરોના પેટમાં દુઃખવા આવ્યું હતું. કમલાકરને પણ આ વસ્તુની ખબર ન હતી તેમ નહીં. આથી જ જ્યારે મેનેજીંગ ડીરેકટરે કમલાકરને કલકત્તા આવવાનું કહેણ મોકલ્યું ત્યારે આ આમંત્રણના અર્થની તેને કંઇક કલ્પના હતી. આથી જ જવાબ મનમાં વારંવાર ગોઠવીને જ કમલાકરે કલકત્તા તરફ - પ્રયાણ શરૂ કર્યું.

*  *  *

'જુવો મી. કમલાકર,' મેનેજીંગ ડીરેકટરે આંખ ઉપર ચશ્મા ચઢાવતાં કહ્યું 'ત્હમારૂં આ વર્ષનું કામ જરાયે સંતોષકારક નથી. કંપનીએ માત્ર વીસ ટકા જેટલો નફો કર્યો છે. પણ આટલા ઓછા નફામાંથી ડીરેકટરોનું કમીશન બાદ કરતાં શેરહોલ્ડરોને ભાગે કંઇ જ રહેતું નથી. સમજ્યા મીસ્ટર, આપણી કંપનીના શેરના ભાવો સાવ બેસી ગયા છે. એટલું જ નહીં પણ મ્હારા પોતાના શેરની બાબતમાં લગભગ ૨૫૦૦૦ ખોટ ખાવી પડી છે. આથી......

" પણ સાહેબ, આમાં હું દોષપાત્ર શી રીતે? કારખાનાએ તેના સંચાઓની શકયતા પ્રમાણે માલ ઉત્પન્ન કર્યો છે. જો વધારે માલ ઉત્પન્ન કરવો હોય તો નવા સંચાઓ આણો..." કમલાકરે "ગામઠી" અર્થશાસ્ત્ર સમજાવવા માંડયું.

"મીસ્ટર, એ કંઇ નથી. ખાંડની ઉત્પાદનનો ખર્ચ ઘટાડવો જ જોઇએ. જો આવતે વર્ષે કંપની ૫૦ ટકા નફો નહીં કરે તો અમો માર્યા જઇશું! સમજયા......"

" ૫૦ ટકા ? ભાવમાં ઉછાળો આવ્યા સિવાય આટલા ટકા નફો મેળવવો અશકય છે!"

" અશકય છે ? "

" હા સાહેબ. "

" જરા યે નહીં. આપણા કારખાનામાં કેટલાં માણસો કામ કરે છે ? "

" ૬૭૪૮. "

" બધો મળીને પગાર કેટલો વહેંચાય છે.

'લગભગ બે લાખ'

'તો વીસ ટકા કાપ મુકી દો. એટલે પ્રત્યેક માસે ૪૦૦૦૦ ની બચત થશે.'

'સાહેબ, એ સુચના કંઇક ઠીક છે ......પણ"

"પણ ને બણ, મી. કમલાકર, ત્હમો હજુ તાજા ભણેલા છો. જૂવો તમે ૭ મહીના સુધી ૨૫ ટકા પગાર ઓછો લેજો, એટલે એમ દેખાય કે ત્હમોએ પણ તેમના કરતાં વધુ આત્મભોગ આપ્યો છે. અને જુવો, મી. કમલાકર, ત્હમે ત્યાં જજો, એક સભા મેળવજો, હાલની આર્થિકમંદીની વાત કરજો, અને બધાએ કંપનીના લાભ માટે ભોગ આપવાની જરૂરીયાત ઉપર ભાર મુકજો પછી આ કાપ જાહેર કરજો. અને જુવો, ત્હમારા પગારમાં જે બસો રૂપીયાનો ઘટાડો થશે તે તો જુવોને સારો નફો થશે તો બોનસ આપીને પુરા કરી આપીશું. સમજ્યા ? જાવ અને ફતેહ કરો. આ તો ત્હમારા પિતા અને હું ખાસ મીત્રો છીએ એટલે સલાહના બે શબ્દ કહું છું. ત્હમારી જગ્યાએ જો બીજો હોત તો અમોએ કયારનુંય બારણું બતાવી દીધું હોત. હં...અને વાત યાદ રાખો...આવતે વર્ષે ગમે તે રસ્તે ૫૦ ટકા નફો થવો જ જોઇએ જાવ......"

સાહેબની શબ્દધારા અટકી. કમલાકર કંઇક વ્યગ્ર ચિન્તે બહાર પડયો.

*  *  *

શેરડીના કારખાનામાં કમલાકરે સાહેબની આજ્ઞાનો અક્ષરે અક્ષર અમલ

કરી બતાવ્યો હતો. છટાદાર વાણીમાં કારખાના માથે આવી પડેલી આપત્તિ તેણે વર્ણવી. આખરે કાપની વાત કરી અને જાહેર કર્યું કે જ્યાં સુધી કંપની પાછી પગભર થાય નહિં ત્યાં સુધી તે પોતે ૨૫ ટકા પગાર ઓછો લેશે.

યોજના આબાદ સફળ નીવડી. કામદારોને લાગ્યું કે ઘેર બેસવા કરતાં આવકમાં વીસ ટકાનો કાપ સહન કરવો વધુ સલાહ ભરેલું છે.

* * *

'એ પોરટર, સામાન કાઢ,' સેકન્ડ કલાસની એક બારીમાંથી અવાજ આવ્યો. પાલગઢ સ્ટેશન પહેલાંની માફક જ હજુ પણ ખુલ્લું જ હતું. સ્ટેશન માસ્તરની ઓરીસ અને તેની આજુબાજુ આવેલી બે ઓરડીઓ અને સાથે ત્રીજા વર્ગના ઉતારૂઓને બેસવા માટે વિશ્રાંતિસ્થાન એ સર્વ વર્ષો સુધી એમનાએમ રહ્યા હતાં.

"એય પોરટર, એય પોરટર," તરત જ રઘો દોડતો આવ્યો.

"કોણ કમલાકર સાહેબ?"

"કેમ રઘા, ઓળખ્યો નહીં?"

"સાહેબ, આમ કંઇ અચાનક"

"નક્કી ન હતું. પણ નાતાલની રજાઓ પડી એટલે વિચાર થયો કે ચાલ પાલગઢ જાઉં!"

"ઠીક કર્યું સાહેબ,"

"પેલું કારખાનું ચાલે છે કે?"

"દીવાસળીનું?"

કમલાકરે જવાબમાં માથું ધુણાવ્યું.

"ઠીક ઠીક ચાલે છે."

"ત્હને પેલો સવાલ યાદ આવે છે કે?"

"કયો સવાલ, સાહેબ,?" રઘાએ સામાન ઉતારતાં યાદ કરવા માંડ્યું.

"પેલો સવાલ...તેં મ્હને ન્હોતું પુછ્યું કે કામદારોને આટલો ઓછો પગાર, કેમ મળે છે?"

"હા...હા...યાદ આવ્યો."

"મ્હને તેનો જવાબ જડયો છે."

"સાહેબ તેનો જવાબ તો મ્હને પણ જડયો છે"

"હેં ખરેખર!"

"હા સાહેબ,"

"શું છે તે?"

"સાહેબ ક્ષણવાર ઉભા રહો."

કમલાકર તો આ પ્રકારના જવાબથી દીગ્મૂઢ બનીને ઉભો રહ્યો. શું જવાબ હશે તેની કલ્પનાઓ મગજમાં રમવા લાગી કરવા લાગ્યો. રઘાએ સપાટાબંધ સામાન ઉતારી નાંખ્યો. ગાડી ઉપડવાની તૈયારી થઇ. સીગ્નલ મળ્યું. વાતાવરણમાં એન્જીનનો તીણો સુર સંભળાયો.

"રઘા ગાડી તો ઉપડી!"

"સાહેબ પેલા રસ્તાની પેલી પાર જુવો, શું દેખાય છે?"

"કંઇ કંઇ ગોટા જેવું જણાય છે!"

"સાહેબ, કંઇ સંભળાય છે?"

"હા, હા. સંભળાય છે ખરૂં!"

"સાહેબ, દીવાસળીના કારખાનાના કામદારોના પગારમાં પાંચ ટકાનો કાપ મૂકવાનો હતો પણ તેમણે હડતાલ પાડીને સામનો કર્યો આથી કારખાનાના માલિકને નમવું પડયું છે અને કાપ પાછો ખેંચી લેવામાં આવ્યો છે. આ વિજયને ઉજવવા માટે આ સરઘસ અહીં આવ્યું છે. **સાહેબ આ મારો જવાબ છે.**"

કમલાકરની આંખો સરઘસ પર જ ચોંટી રહી.

# પપેનના પ્રધાન મંડળે ખેલેલા રાજકીય દાવપેચ પર પ્રકાશ

**આ**જ ત્યારે જર્મની એવી કટોકટીની ક્ષણોમાંથી પસાર થઇ રહ્યું છે કે કઇ ક્ષણે જર્મનીમાં શું બનશે તેની કલ્પના કરવી અશક્ય છે. જર્મન પાર્લામેન્ટની બેઠકને આપખુદ રીતે બરખાસ્ત કરીને તેમજ સરકાર તંત્રમાં અવિશ્વાસની દરખાસ્તને પ્રચંડ બહુમતી મળેલી હોવા છતાં પણ તેની અવગણના કરીને જર્મન સરકાર તંત્રના સંચાલકોએ પ્રજાસત્તાકની ભાવનાને ભાંગી નાંખી છે. પ્રમુખ હીડનબર્ગે રાજકીય નિષ્પક્ષપાત વેગળો કરીને પોતાની અસાધારણ સત્તાઓ પેપેનને સોંપી છે. અને આ યુગના આ પ્રપંચી પુરૂષે આ સત્તાઓનો એક માત્ર ઉપયોગ જર્મન પ્રજાતંત્રના પ્રાથમિક હકકો નો વ્યવસ્થિત ઉચ્છેદ કરવામાં કર્યો છે.

છેલ્લા બે માસમાં ૭૪ વગદાર વર્તમાનપત્રોના પ્રકાશનોને આપખુદ રીતે દિવસો સુધી બંધ કરવામાં આવ્યાં છે. સમાજવાદી પત્ર "વોરવાર્ટસ" જેને કૈસર પણ સ્પર્શી શક્યો ન હતો, તેવા પત્રને આઠ દિવસ સુધી પ્રકાશન બંધ રાખવાની ફરજ પાડી છે. નાઝી તેમજ સામ્યવાદી વર્તમાનપત્રો અનુક્રમે 'એનગ્રીફ' અને 'રોટેન ફારેન'ને પણ બંધ કરવામાં આવ્યાં છે. સામ્યવાદીઓનું છતે દિવસે ખુન કરનારા નાઝીઓને માફી અપાય છે.

# જર્મનીના રાજ-



આજે કૈસરનો યુવરાજ

રાજકીય સભાઓ ભરવાની મનાઇ કરવામાં આવી છે. અને આમ અનેક રીતે પ્રજાના વર્તન, વાણી, અને એકત્ર બનવાના જન્મસિદ્ધ હકકોને ઠોકરે મારવામાં આવ્યા છે. જર્મનીના લશ્કરવાદી

# -ડીય આંદોલનો



જર્મન પ્રધાન મંડળનો અગ્રણી
જનરલ સ્લેશર

સ્લેશરની આ પ્રપંચોની તેમજ આ સખ્તાઇની નીતિથી ફ્રાંસ અને ઇંગ્લાંડના સામ્રાજ્યવાદી વર્તુલોએ શાબાસી આપી છે. અને જેમ જેમ જર્મનીનો આ જંકરવાદ (ઉમરાશાવહીવાદ) પ્રજાસમુહને પીડવાના પગલાં લેતો જાય છે તેમ તેમ આંતર-રાષ્ટ્રિય રાજ-કારણમાં વધુ છુટ છાટ આપવાની વૃત્તિ લંડનઅને પેરીસના સામ્રાજ્યવાદીઓએ બતાવી છે.

આથી જ પરદેશીઓ પાસેથી પ્રેરણા લઇને જર્મનીના આ જંકરો કામદારવર્ગ સામે એક પછી એક આકરાં પગલાં લઇ રહ્યા છે. હમણાં જ તેઓએ એક નવી ઓરડીનન્સ સમી ડીક. બહાર પાડીને કામદારવર્ગની રોજીમાં પાંચટકાનો કાપ મુકયો છે. જર્મનીના ક્ષુધાથી ટળવળતા શ્રમવર્ગની રોટલી ઉપર આ એક છેલ્લું આક્રમણ છે. અત્યાર પહેલાં અનેકવાર સીધી રીતે કે પરોક્ષ રીતે કામદાર વર્ગના પગાર કપાયા છે. એટલું જ નહીં પણ જીવનની જરૂરી ચીજોના ભાવ વધતાં તેમને ખુબ શોષવું પડયું છે. છતાં મ્હોટા જાગી રદારોના પ્રતિનિધિએ સમા અત્યારના પ્રધાન મંડળે તેમના ઉપર પાછું આક્રમણ કર્યું છે. આ આક્રમણમાં કામદારો સાફલ્યથી માલિકોનો સામનો ન કરી શકે તેટલા માટે હડતાલના પ્રાથમિક હક્કને પણ 'ગેરકાયદેસર' જાહેર કરવામાં આવ્યો છે. આટલેથી પુરતું ન હોય તેમ ઔદ્યોગિક કલહમાં પેપેનના પ્રધાનમંડળે તરત જ પોલીસનું રક્ષણ શોધવાની મનગમતી સલાહ માલિકોને સંભળાવી છે.

જ્યારે આમ સારાયે જર્મનીમાં જોરદાર દમનનીતિની આલર વાગી રહી છે. છતાં પણ એક પણ મુડીવાદી પત્રે વિરોધનો સૂર પણ ઉચ્ચાર્યો નથી એ વસ્તુ શું અતી વિચારણીય નથી? જ્યારે પ્રજાસત્તાકના બંધારણની ખુલ્લી

અવગણના થઇ હોય, અસામાન્ય સંજોગોમાં પ્રમુખને અપાયલી અસાધારણ સત્તાઓનો પ્રજાને દમવામાં દુરૂપયોગ થઇ રહ્યો હોય ત્યારે પણ જર્મનીમાં આવા સરકારતંત્ર સામે વિરોધનો એક શબ્દ પણ ન ઉઠે, એક સસા પણ ન મળે તે અતી વિચિત્ર નથી લાગતું ? નાઝી અને સામ્યવાદી પત્રો શીવાય જર્મનીના કોઇ પણ જવાબદાર પત્રોએ કે પક્ષોએ સાંપ્રત સરકારતંત્ર સામે એક હરફ પણ ઉચ્ચાર્યો નથી. આ વસ્તુથી અમોને જરાયે નવાઇ નથી થઇ. અમો તો માનીએ છીએ કે પ્રત્યેક સરકારતંત્ર પરોક્ષ કે સીધી વર્ગીય સરમુખત્યારી જ હોય છે. જર્મનીનું સરકારતંત્ર આ સામાન્ય નિયમમાં જરા યે અપવાદરૂપ નથી. જર્મનીમાં પહેલાં પ્રજાસત્તાકનો બુરખો મૂકીને જંકરો રાજ્ય કરતા: આ બુરખો ધારણ કરવો તેઓને ફાવે તેમ નથી તેથી તેમણે ફેંકી દીધો છે. સાંપ્રત સરકારતંત્ર સામે વિરોધનો વંટોળીઓ ન જામવાનું આ એક મૂખ્ય કારણ છે. જર્મનીના જાહેર વર્તમાનપત્રો મુડીવાદનો પડતો બોલ ઝીલનારા છે. એટલે જ જ્યારે મુડીવાદીઓએ લોકતંત્રનો બુરખો ફેંકી દીધો ત્યારે તેઓએ સંમતિનું મૌન સેવ્યું છે.

[૨]

પણ આર્થિક મંદી, ભયંકર બેકારી, રીશ બેંકની અસધ્ધર સ્થિતિ, માર્કસના ચલણના અચોક્કસ ભાવ, આ સર્વ જોતાં આધુનિક અધિરાજ્કોને માટે અતી અળખામણા પ્રશ્નો ઉભા રહ્યા છે. જર્મન સરકારતંત્રની જવાબદારી આ પળે જરા પણ અદેખાઇ કરવા યોગ્ય નથી. પણ જર્મનીના ચુસ્ત મુડીવાદીઓ એમ આપમેળે સત્તાનાં સુત્રો સોંપી દે એવી માન્યતાને જરા યે અવકાશ નથી. જર્મનીનો અત્યારનો ઇતિહાસ શીખવે છે કે કોઇ પણ વર્ગને ઉથલાવી પાડયા વગર તે ઉથલી પડતો નથી, જર્મન મુડીવાદે પણ જ્યાં સુધી શ્રમજીવીઓ એકત્ર બનીને ઉથલાવી પાડે નહીં ત્યાં સુધી જીવવાનો અને શક્ય બને તો પાછું પોતાનું અધિરાજ્ય સ્થાપવાનો પ્રખર નિર્ણય કરી લીધો છે. આ નિર્ણયને પાર ઉતારવા માટે અત્યારે જર્મન મુડીવાદીઓ પાસે બે માર્ગ છે. અને આ બેમાંથી એક માર્ગ તેઓ અત્યારે અનુસરી રહ્યા છે.

આ કયા માર્ગો છે ? પ્રથમ તો સીધી સફેદ સરમુખત્યારી સ્થાપવાનો માર્ગ. અર્થાત કે પાર્લામેન્ટને ઉડાવી દઇને ઇટાલીના પગલે પગલે પક્ષરાજ્યની સ્થાપના કરવી. નાઝીનેતાના આ ઉદ્દેશો છે. હેર હીટલેરના આ આદર્શો છે. તે લોકતંત્રની સંસ્થાનું ખુન કરીને પોતાના પક્ષનું શાશન એટલે મુડીવાદીઓની સીધી સરમુખત્યારી. જર્મન મુડીવાદીઓ કાં તો હેર હીટલેરને સત્તાનાં સુત્રો આપી આ કટોકટીના કાળમાં ટકી શકવાનો યત્ન કરે, પણ આ માર્ગ લેવામાં સમાયેલું જોખમ પણ અતી ગંભીર છે. એક સામટો લોકતંત્રનો નાશ કરવાથી પ્રજાનો વિરોધ એકસામટો જ ભભુકી ઉઠે એવો સારો સંભવ છે. તેમજ નાઝી પક્ષને સત્તાની સોંપણી કરવા છતાં પણ આર્થિક આપદનો જરા યે ઉકેલ આવે તેમ નથી. ને આ પરિસ્થિતિમાં નાઝી પક્ષને સત્તા સોંપવામાં રહેલું જોખમ સહેલાઇથી સમજી શકાય તેમ છે. સંભવ છે કે નાઝી પક્ષ સત્તામાં

આવે છતાં પણ પ્રજાને આપેલાં વચન તેઓ ન જ પાળી શકે તો પણ લોક-લાગણીનો પ્રવાહ તેમના સામે ઉલટે. આવી બીકથી જ અત્યારે જર્મનીમાં લોખંડી શાસન સ્થાપવા મથતા સ્લેશરની ટોળી ખુલ્લી રીતે પાર્લામેન્ટની અવગણના કરવા નાખુશ છે.

બીજો માર્ગ પાર્લામેન્ટના જન્મસ્થાપીત હકકો ઝુંટવી લઇને આગળ જવાનો છે. અતી વિશ્વાસપાત્ર સ્થળેથી મળેલા વર્તમાન પ્રમાણે સ્લેશર ટોળીનો ઉદ્દેશ જર્મનીના પાર્લામેન્ટના હક્ક ઓછા કરીને તેમજ મતદાર મંડળોની પણ પૂતર્વ્યવસ્થા કરીને તેમજ ઉમરાવોની સભાની માફક સેનેટ સ્થાપીને તેઓ લોકતંત્રનો સ્વાંગ ટકાવી રાખવા માગે છે. તેમજ એમ કહેવામાં આવે છે કે તેઓ માજી કૈસરના પાટવી કુંવરને સત્તાના સ્થાન પર બેસાડીને રાજાશાહીને પાછી સજીવન કરવા માગે છે. અત્યારની પરિસ્થિતિમાં તો એવા જ અનુમાન પર આવવાની ફરજ પડે છે કે સ્લેશરની ટોળીનો આ ઉદ્દેશ હોઇ શકે પણ ખરો. અમેરિકન અખબારો જેવાં કે નેશન અને ન્યુ રીપબ્લિક આવી માન્યતાને ટેકો આપે છે. પણ આ માર્ગમાં પણ સ્લેશર ટોળીનો માર્ગ જરા યે સરળ નથી. પાર્લામેન્ટ બરખાસ્ત કરીને પાછી બોલાવવાનો અખતરો કંઇ અસામાન્ય સમય સુધી લંબાવી શકાય નહીં. નવેમ્બરની ૬ ઠી તારીખે થનારી ચુંટણીમાં પેપેનના પ્રધાનમંડળને સહકાર આપે એવી બહુમતીની આશા રાખવી સાવ અસ્થાને છે. એટલે સંભવ છે કે આ વખતે કર્યું તેમ તે વખતે પણ પાર્લામેન્ટ બરખાસ્ત કરીને બે મહીના સુધી 'કાયદેસર' જીવવાનો દાવો કરશે. પણ પ્રમુખ હીંડનબર્ગ પ્રત્યેકવાર પાર્લામેન્ટને બરખાસ્ત કરવાના હુકમના પુનરાવર્તનથી પોતાની રહીસહી પ્રતિષ્ઠા પણ ગુમાવી બેસશે. તેમજ લોક નીરાશાનાં પુર એક વખત છુટાં પડશે ત્યારે કયાં જઇને અટકશે તે કહેવું અશકય છે. આથી જ જર્મન મુડીવાદીઓ અતી કુશળતાથી બહુ જ ધીમે ધીમે પોતાના કારસ્થાનનાં સોગઠાં ગોઠવતા જાય છે.

[૩]

**પ**ણ પેપેનના સરકારતંત્રે તેની ટુંક કારકીર્દીમાં પ્રજાપ્રિય બનવાનો થોડો થોડો પ્રયાસ કર્યો છે લૅાસેનના કરારમાં પેપેને મકકમ વલણ લઇને કંઇક વિશ્વાસ સંપાદન કરવાનો યત્ન કર્યો છે ત્યારે યુવાન જર્મનીનું લક્ષ સરકારતંત્ર ઉપર કેંદ્રિત કરવા માટે પરદેશખાતાના સચીવ બેરન વૅાન ન્યુરેથાએ ફ્રાંસ સાથે સરખું શસ્ત્રબળ ધરાવવાની માંગણી કરી છે.

જયારે જર્મનીની આર્થિક સ્થિતિ ખરાબ હોય, માર્કના ભાવ બજારમાં અચોકકસ હોય, પરદેશીઓની લોન ઉપર બરલીનની વડી બેંક આધાર રાખતી હોય ત્યારે શસ્ત્રબળને સરખું કરવાની માંગણી પછવાડે સમાયેલો દંભ સારી રીતે સમજાય તેમ છે. એ વાત તો સ્વિકારવી જ જોઇએ કે જયારે જર્મનીને પોતાના બજેટની રકમને સરખી કરવા માટે બેકારોનાં પેટીયાં ઉપર વારંવાર કાપ મૂકવો પડે છે ત્યારે નજદીકના ભવિષ્યમાં શસ્ત્રસરંજામ પછવાડે તે વધુ ખર્ચ કરી શકે એમ કલ્પી શકાય તેમજ નથી.

ત્યારે બેરન વોન ન્યુરેથાના આ નવા ધડાકાનું શું રહસ્ય છે? આ દીશામાં વિચાર કરીએ તો જણાશે કે નાઝી પક્ષના પોગ્રામમાં રહેલા આ અંગનો અમલ કરવાનો દેખાવ કરીને આ રાજકીય પક્ષની અસરને ઓછી કરવાનો આ કૌશલ્યપૂર્ણ યત્ન છે, આવતી ચુંટણીમાં નાઝી પક્ષની મ્હોટી સંખ્યા ચુંટાઇને પાર્લામેન્ટમાં ન પ્રવેશી શકે તે માટે યોજાયેલું આ એક કારસ્થાન છે. સંભવ છે કે ફ્રાંસ અને ઇંગ્લાંડની આ પગલામાં અનુમતી હોવી જ જોઇએ. કારણ કે જર્મનીનું આર્થિક તંત્ર પેરીસ અને લંડનની બેંક ઉપર આધાર રાખતું હોવાથી તેઓ ધારે ત્યારે આપદ્ ઉભી કરી શકે છે. એટલે તેમની પૂર્ણ સંમતિ સીવાય જર્મનીનું પરદેશ-ખાતું શસ્ત્રબંધીની પરીષદમાં આવો દમામદાર દેખાવ કરી શકે એમ માની શકાય તેમ નથી. એટલે જ અમો કહીએ છીયે કે જર્મનીની યુવાન જનતામાં સરકારતંત્રને વધુ પ્રજાપ્રિય કરવાનો આ એક માત્ર રાજકીય દાવ છે.

પણ આવા ખાલી રાજકીય ધડાકા કરવાથી કે ઓરડીનન્સો સમી ડીક્રીઓ બહાર પાડવાથી આમવર્ગના આર્થિક સંતાપનો ઉકેલ થશે નહીં. શિયાળાની શરૂઆતે સાથે જર્મનીમાં કંઇક અસામાન્ય બનવા પામે તેવો પુરતો સંભવ છે. સંભવ છે કે જર્મનીનાં પ્રત્યેક ક્ષણે ઉદ્દામ બની રહેલાં બળો આગળ વધતાં જર્મનીના સરકારતંત્રમાં બહુ જ ઉદ્દામ ફેરફાર થાય.

# "ચૂસ્યાં મ્હારાં ખોરડાં"

ધરતીનાં મ્હારે બેસણાં, ત્હારે ઉંચા હિંડોળા ખાટ
ઝુંપડે ઝાંખા દીવડા, ત્હારે ઝુંમરનાં ઝળકાટ
ત્હારા ઉજળા ખૂની ઠાઠ
વ્યાપારી ! ચૂસ્યાં મ્હારાં ખોરડાં
ભૂંડા ! હાડ ચામ તો છોડ !

વનવગડા વિંધવા મ્હારે, ત્હારે મોટરકારે મ્હાલવાં
સુવુ પત્થર મીઢ પરે, ત્હારે ગાલ મશુરીયાં ઢાળવાં
લૂંટી બધુ લાવતાં
વ્યાપારી ! ચૂસ્યાં મ્હારાં ખોરડાં
ભૂંડા ! હાડ ચામ તો છોડ !

ઝુંપડી મ્હારે છાજની, ત્હારે મ્હેલ જરૂખા માળ
ભીંતડી માટી છાણની, ત્હારે પગથારે આરસોહાણ
વ્યાજનાં ભરાવ્યાં વ્હાણ
વ્યાપારી ! ચૂસ્યાં મ્હારાં ખોરડાં
ભૂંડા ! હાડ ચામ તો છોડ !

છાણ વાસીદાં ફીનવાં, ત્હારે જીવનના આરામ
પ્હોર દી ચઢે ઘોરવાં, મ્હારે કરવાં અઘરાં કામ
લૂંટી ભર્યાં દામ
વ્યાપારી ! ચૂસ્યા મ્હારાં ખોરડાં
ભૂંડા ! હાડ ચામ તો છોડ !

રાંધવી મ્હારે રાબડી, ત્હારે માલમલીદા માણવા
ભોંય પથારી ધૂળની, ત્હારે છત્ર પલંગે પોઢવાં
રંક મજુરી દાઢમાં
વ્યપારી ! ચૂસ્યાં મ્હારાં ખોરડાં
ભૂંડા ! હાડ ચામ તો છોડ !

કાળી મજુરી લોહીની, તું ફેંકે ઝેરી જાળ
ભૂખો મટાડવા ભોમ હું તોડું, ઉભો તું કાળ કરાળ
મારા રક્તનો ચૂસનાર
વ્યપારી ! ચૂસ્યાં મ્હારાં ખોરડાં
ભૂંડા ! હાડ ચામ તો છોડ !

શાન્તિકુમાર પંડ્યા.



# અને સમાજવ્યવસ્થા

– વિ૦ કારકંબલ.

બીજો

અન્ય તેનાં જેવું કે તેથી ઉલટું કરે છે, ત્રાજો તેનાથી એલાહેદું વર્તન સેવે છે, અને એ સર્વના આઘાત–પ્રત્યાઘાતમાંથી સામાજીક વસ્તુસ્થિતિ ખડી થાય છે. જુદી જુદી ઇચ્છાઓ અને પૃથક્ પૃથક્ પ્રવૃત્તિઓનું સામુદાયિક પરિણામ છેક જ દુર્મેળ અને અવ્યવસ્થિત આવવું જોઇએ. છતાં એ પરિણામ અમુક ગોઠવણવાળું જણાય છે તેનું કારણ શું? ખરી વાત એમ છે કે કુદરતની ઘટનાઓની પેઠે સામાજીક ઘટનાઓ પણ એકધારા ને અફર નિયમને વશ વર્તે છે. અને એ જ નિયમ આગળ તાબેદારી નોંધાવીને દરેક વ્યક્તિની "સ્વાધીન ઇચ્છા" આગળ ચાલે છે. સામાજીક સ્થિતિઓ કે સ્થિત્યંતરો માણસોની ઇચ્છાઓ અને પ્રવૃત્તિઓના પરિણામ રૂપ છે

વ્યાસ બી.એ.એલએલ.બી.,

તે ખરૂં છે. પણ એ ઇચ્છાઓ ને પ્રવૃત્તિઓ પોતે પણ ચોક્કસ નિયમથી જ દોરાય છે. જો આમ ના હોત અને દરેક માણસની સ્વાધીન ઇચ્છા સ્વાધીન પરિણામ લાવી શકતી હોત અને "મુક્ત માનસ" ઉપર કશાનો અંકુશ ના હોત તો સમાજીક વ્યવસ્થામાં કંઇ જ નિયમબદ્ધતા દેખાત નહીં.

## એ વિચારસરણીઓ

ત્યારે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે માણસને આ કે તે કાર્ય કરવાની અગર આમ કે તેમ અભિલાષ સેવવાની, અથવા તો અમુક અમુક વસ્તુઓ વચ્ચે પસંદગી કરવાની સ્વતંત્રતા નથી જ? પ્રવૃત્તિ, ઇચ્છા, લાલસા, મહત્વાકાંક્ષા વગેરેમાં જે સ્વાધીનતા દેખાય છે તે શું આભાસી છે? માણસ માત્ર પોતાની બહારનાં બળોથી આમતેમ હલનચલન કરતું પુતળું જ છે? દરેક માણસ મરજી મુજબ નિશ્ચય, પસંદગી અને પ્રવૃત્તિ કરી શકે છે એમ બોલાય છે એ જુઠું છે?

તત્વજ્ઞાનીઓ આ પ્રશ્નના બે ઉત્તરો આપે છે. એક પક્ષ એમ ઉચ્ચારે છે કે માણસની ઇચ્છા અથવા ભાવનાશક્તિ સ્વતંત્ર છે. બીજા પક્ષનો સિદ્ધાંત એવો છે કે માણસની ચિત્તવૃત્તિઓ પણ પરાધીન છે, ચોક્કસ કારકબલોને તાબે થઇ પ્રત્યેક વ્યક્તિના માનસને વ્યાપાર કરવો પડે છે. પહેલા પક્ષની વિચારસરણીને એટલે કે સ્વાધીન ભાવનાશક્તિના સિદ્ધાંતને અંગ્રેજીમાં Free will અથવા Indeterminism નો વાદ કહે છે. બીજા પક્ષનો સિદ્ધાન્ત—કારકબલવાદ Determinism કહેવાય છે. સંક્ષેપની ખાતર આપણે પહેલી માન્યતાને "સ્વાધીન માનસવાદ" અને બીજી વિચારસરણીને "કારકવાદ" તરિકે ઓળખશું. આ બેમાંથી કઇ વિચારપદ્ધતિ ખરી છે તેનો નિર્ણય કરીએ.

## સ્વાધીન માનસનો પરપોટો

**સ્વાધીન** માનસવાદ ખોટો છે એ સિદ્ધ કરવું સ્હેલ છે. સ્વતંત્ર ભાવનાશક્તિનો પરપોટો એકદમ ફોડી શકાય તેવો છે. પ્રથમ તો દરેક માનવ કુદરતનો એક ભાગ છે, એટલે કુદરતની પ્રવૃત્તિમાં જે નિયામક બલ છે એજ બલ માણસ માત્રની ઇચ્છાને અને પ્રવૃત્તિને પ્રેરે છે. આ બલમાં ઇશ્વરી તત્ત્વ જેવું કંઇજ નથી. એમાં અગમ્ય અલૌકિક સત્તાની ગંધ માત્ર નથી. માનવ માત્રના માનસનાં, તેની ચિત્તવૃત્તિઓનાં ઉત્પાદક કારણ છે. જેને માનસિક સ્વતંત્રતા અથવા સ્વાધીન ઇચ્છા કહેવામાં આવે છે એ ખરૂં જોતાં સ્વતંત્ર માનસ નથી, પણ સ્વાધીનતાની લાગણી અગર સ્વતંત્રતાનો આભાસ છે. ભર સભામાં વક્તા બોલતો હોય અને પછી થોડીવારે તેને પાણી પીવાની વૃત્તિ થાય ને તે પાણી પીએ તેમાં તેની ઇચ્છા સ્વાધીન નથી. અતિશય બોલબોલ કરવાથી તેનું ગળું સુકાવાથી તેને તરસ લાગે છે. જ્યારે તે પાણીનું પ્યાલું હાથમાં લે છે ત્યારે તેને એમ જ જણાય છે કે મેં પાણી પીવાનો સ્વતંત્ર નિશ્ચય કર્યો અને તેનો અમલ હું અનુભવી રહ્યો છું. ખરૂં જોતાં ભાષણની તકલીફથી તેનું ગળું સુકાયું, એ ગળામાં સોસ પડયો, પરિણામે તેને પાણી પીવાની ઇચ્છા પ્રકટી—આમ એના પાણી પીવાનો વ્યાપાર, તે માટેની ઇચ્છા અને તેના ઉત્પાદક કારણનો સંબંધ મુકરર કરી શકાય છે. આવી જ રીતે માણસની એકેએક ઇચ્છા માટે કારકવાદ ખુલાસો આપે છે. પ્રત્યેક સ્પૃહાનાં નિર્ણાયક બલો મુકરર કરી શકાય તેમ છે. જે અવળમતીઆઓને આત્માની અજબ શક્તિ અને માનવચૈતન્યનાં દૈવીપણાનું ધતીંગ આગળ ચલાવવાનું છે. તેઓ સ્વાધીન આત્મા અથવા સ્વતંત્ર માનસવાદનું નાકું છોડશે નહીં.

## કારક–નિર્ણાયક બલ અને સંયોગવાદ

**પણ** સુક્ષ્મ અવલોકન કરનારને માલુમ પડશે કે લોકો ડગલે ને પગલે સ્વાધીન માનસવાદનો નિષેધ કરી રહ્યા છે. જો ખરેખર માનવનું માનસ નિર્બંધ, નિરપેક્ષ ને સ્વતંત્ર હોય તો સામાજિક ઘટનાઓની આગાહી આપી શકાય જ નહીં. પણ જીવનમાં ઘણીએ વાર આપણે ઘણા સામાજિક બનાવો આગળથી જ કહી આપીએ છીએ. ડગલે ને પગલે આપણે ગણત્રી અગર અડસટ્ટા બાંધીએ છીએ. જો અભ્યાસપૂર્વક આ ગણત્રીઓ કરવામાં આવી હોય તો તે સાચી જ પડે છે. બજારે જનાર સટોડીઓ જાણતો જ હોય છે કે બજારમાં 'લીધા-દીધા' ના સોદામાં ખેંચતાણ થવાની જ છે,

દરેક વેચનાર ઉંચી કીંમત માંગવાનો છે, અને પ્રત્યેક લેનાર નીચી કિંમતે ખરીદ કરવા મથવાનો છે. બજારમાં સોદાગરો હાથપગ ખોડીને ઓપગાં જાનવરની જેમ ચાલશે એવી તેની ધારણા હોતી જ નથી. એમ છતાં એ જ સટોડીઓ જ્યારે સરકસનો ખેલ જોવા જાય છે ત્યારે જરૂર તે એમ ધારી લે છે કે 'જોકર' જાનવરની પેઠે ચાલશે અને વેપારીઓના સોદાને બદલે અહીં દોરડાં ઉપર સરકસના ખેલાડીઓ વાનરની પેઠે કુદાકુદ કરશે. બજારમાં અમુક વર્તન સેવતા ખેલાડીના ઇચ્છા અને પ્રવૃત્તિ જે પ્રકારનાં કારક ને નિર્ણાયક બલોને અધીન બને છે, તેનાથી જુદાં જ કારકબલો સરકસના 'જોકર'ની ઇચ્છા અને પ્રવૃત્તિનો નિર્ણય કરે છે. અમેરિકા અને લીવરપુલના રૂના ભાવો, આવતા પાકના અડસટ્ટા, વર્ષાઋતુની સ્થિતિ અને રાજદ્વારી ધાંધલ કે સ્થિરતાને લક્ષમાં લઇ વ્યપારીઓ ગણત્રીપૂર્વક સફળ સોદા કરે છે તે જો દરેક માણુની ઇચ્છા સ્વાધીન હોત તો કદિ બનત જ નહીં.

## કાર્યકારણનો સર્વોપરિ સંબંધ

બીજાં થોડાં દૃષ્ટાન્તો લક્ષમાં લઇએ. જો માણસની ઇચ્છાશક્તિ નિર્બંધ ને નિરપેક્ષ જ છે તો માણસને માદક પીણું પાયા પછી પહેલાંના કરતાં જુદી જ ભાવનાઓ કેમ સૂઝે છે? દારૂડીઆને પીધેલી હાલતમાં જે ઇચ્છાઓ પ્રકટે છે તે વગર પીધેલી હાલતમાં નથી ઉપજતી. મદિરાનું ઝેર તેની ચિત્તવૃત્તિઓને ચલાવી નાખે છે, તેથી તેને મુર્ખાઇભરી ઇચ્છાઓ થાય છે, અને તે ગાંડા માણસના જેવું આચરણ કરે છે. ગમે તેવો સંત પુરૂષ હોય અને તેની હોજરીમાં બ્રાન્ડીની બાટલી ઠાલવીએ તો તેની સન્તાઇ એકદમ વિદાયગિરી લેશે અને સન્ત એવાં અટકચાળાં કરવા માંડશે કે જેથી શયતાન પણ શરમાઇ જાય. ભાંગ પીને ઘણા સજ્જન માણસો મૂર્ખ બની ફરે છે. ધતુરા કે ચડસની સુંગી પીવાથી કંઇક બુધ્ધિમાનોના મગજ ફરી જાય છે. ઘણીવાર માંદગીને બીછાનેથી ઉઠેલા માણસની સ્વાધીન ઇચ્છા તેની તંદુરસ્ત હાલતમાં જે ઇચ્છા હતી તેના કરતાં જુદી જ હોય છે. તો પછી ઇચ્છાશકિત અગર માનસિક વ્યાપારની સ્વતંત્રતા જ ક્યાં રહી? કોઇ પુરૂષ કોઇ સ્ત્રીના પ્રેમમાં પડે છે તેમાં પણ તેની ઇચ્છાની સ્વતંત્રતા નથી. ઘણીવાર આપણને અમુક વ્યકિતના પ્રથમ દર્શને જ ઘણા ઉપજે છે એ ય સ્વાધીન માનસનો વ્યાપાર નથી. માણસની ઇચ્છાઓનો, એની ચિત્તવૃત્તિઓનો આધાર તેની શારીરિક અવસ્થા ઉપર અને તે જે સંયોગોની વચ્ચે વસતો હોય છે તેના ઉપર છે. આ સર્વમાં કુદરતની ઘટનાઓની પેઠે કારણ કાર્યોનો નિયમ જ નિર્ણાયક છે.

## વ્યક્તિગત વ્યાપારોનો સમુચ્ચય

સમાજમાં વ્યકિતગત ઘટનાઓ તેમજ સામુદાયિક ઘટનાઓ બને છે. સામુદાયિક ઘટનાઓ વ્યકિતગત ઘટનાઓનું પરિણામ માત્ર છે. વૈયકિતક એષણાઓ, ભાવો, વિભાવો, આશાઓ અને પ્રવૃત્તિઓનો સમુચ્ચય એટલે જ સામાજિક વ્યવસ્થા. આમાં જે કોઇ ભાવનાઓ કે પ્રવૃત્તિઓ પરસ્પરવિરોધી હોય છે તેનો સમન્વય કે સંહાર થવાથી વ્યવસ્થિત સામાજિક ઘટના ખડી થાય છે. બજારૂ જણસોના ભાવનો ઇતિહાસ તપાસીએ તો આ સત્યની ખાત્રી સાંપડશે. બજારમાં માલ વેચવા આવનારાઓ પાસે જણસો હોય છે, ખરીદવા આવનારાઓ

પાસે નાણાં હોય છે. દરેક વેચનાર અને ખરીદનાર ચોક્કસ ધ્યેય રાખે છે. દરેક બજારૂ માણસ નાણાં અને માલનો અડસટ્ટો કરે છે, વિચાર કરે છે, સાટાં કરે છે, સંદેશા ચલાવે છે અને બીજી અનેક પ્રવૃત્તિઓ આચરે છે. આ બધી ધાંધલના પરિપાકરૂપે બજારૂ ભાવ બહાર આવે છે. આ ભાવ કોઇ એક અથવા દરેક વ્યક્તિની સ્વતંત્ર ઇચ્છાનું ફળ નથી, પણ અનેક ઇચ્છાઓના વિગ્રહનું પરિણામ છે. સામુદાયિક રાજકીય સંબંધો અને ઘટનાઓમાં પણ આનો જ વિધિ ચાલે છે. વિપ્લવના સમયમાં અનેક માણસો પ્રવૃતિ કરે છે. કોઇનામાં બહુ ધગશ હોય છે, કોઇ ઓછી ઉદ્દામનાથી કામ કરે છે અને સમૂહ ઝનુનપૂર્વક આક્રમણ કરે છે. એમાંથી વિપ્લવનો વિજય ઉત્થાન પામે છે.

## અવ્યવસ્થિત સમાજ

વ્યક્તિગત ઇચ્છાઓ માંથી સામુદાયિક વ્યવસ્થા કેમ અને કેવી ઉત્પન્ન થાય છે તેના એ પ્રતીક દાખલા અભ્યાસ કરવા લાયક છે. અત્યારની મુડીવાદી સમાજવ્યવસ્થા જેમ વ્યક્તિઓની ઇચ્છાઓના વિગ્રહનું પરિણામ છે, તેથી જુદી જ રીતે સામ્યવાદી સમાજવ્યવસ્થા પણ વૈયક્તિક ભાવનાઓનું ફળ છે. પણ સામ્યવાદી વ્યવસ્થામાં વ્યક્તિગત ઇચ્છાઓનો સમુચ્ચય જે પરિણામ લાવે છે તે મુડીવાદી વ્યવસ્થામાં જુદી જુદી મનીષાઓની અથડામણીમાંથી નીપજતું નથી. મુડીવાદી સમાજ ઘણો ખરો અવ્યવસ્થિત અને આંતરવિરોધી છે. બજારમાં જણસોનો મુકરર ભાવ આ અવ્યવસ્થિત રચના નીચે દરેક વ્યક્તિની ઇચ્છાને અનુરૂપ હોતો નથી. ઘણા એ માણસો બજારભાવથી સાફ થઇ જાય છે, અને કેટલાકની તીજોરીઓ તર બને છે, કંઇક નાના વેપારીઓ, ખેડુતો, મધ્યમ વર્ગના માણસો અને આડતીઆઓનો આર્થિક નાશ થાય છે, અને મોટા મુડીવાદીઓ બજારના રાજા બની બેસે છે. એક બીજા જોડે જે વ્યવસ્થામાં માણસો હરીફાઇ કરતા હોય, સામાજિક રચનામાં જ્યાં સુયોજન ના હોય, તેમાં યે અલબત્ત અમુક નિર્ણાયક બલોના આધારે વ્યવસ્થિત દેખાતું પરિણામ આવે છે, પણ તે કદિ લોકોની ઇચ્છાને તે બર લાવતું નથી. આ સંબંધે કાર્લ માકર્સ લખે છે, "સામાજિક વ્યતિકરો (Social Phenomena) માનવ વ્યક્તિઓની ઇચ્છાઓ, લાગણીઓ અને જાગૃતિથી સ્વતંત્ર છે." આનો અર્થ એમ નથી થતો કે સામાજિક જીવનની ઘટનાએ. વ્યક્તિઓના ઇચ્છાપ્રદેશથી છેક જ અલગ રહીને આગળ ધપે છે, પણ સમજમાં અવ્યવસ્થા હોવાથી વ્યક્તિઓની ઇચ્છાઓને અનુકુળ સામાજિક ઘટનાઓ બનતી નથી. ઇચ્છાઓની અથડામણીમાંથી તે ઉત્થાન પામે છે. એટલે કે સામાજિક ઘટનાઓ વ્યક્તિઓની ઇચ્છાથી પર હોવા છતાં એ ઇચ્છા દ્વારા જ અસ્તિત્વમાં આવે છે.

આમ સુયોજન રહિત સમાજ પરત્વે નીચેના ત્રણ વિધાનો કરી શકાય છે.

(૧) સામાજિક વ્યતિકરોએ વ્યક્તિગત ઇચ્છાઓ, લાગણીઓ અને પ્રવૃત્તિઓની અથડામણીના સમુચ્ચયરૂપ પરિણામ છે.

(૨) સામાજિક વ્યતિકરો જુદી જુદી વ્યક્તિઓની ઇચ્છાઓનું ચોક્કસ સમયે નિયંત્રણ કરે છે

(૩) સામાજિક વ્યતિકરો વ્યક્તિઓની ઇચ્છાનું દર્શન નથી કરતા પણ બહુ ભાગે આ ઇચ્છાઓના પરસ્પર વિરોધનો પરિપાક હોય છે. વ્યક્તિની ઇચ્છા ઉપર આ વ્યતિકરો અંકુશ મૂકે છે અને તેથી વ્યક્તિને સામાજિક ઘટનાઓના દબાણને વશ બની વર્તન કરવું પડે છે.

# હડતાલ

## —એક ટુંકી વાર્તા—

રણછોડ એક મીલ મજુર હતો. પ્રભાતની કર્કશ વ્હીસલ થતાં જ સફાળો ઉઠી, એના એ ગંદા વસ્ત્રોમાં, અર્ધ નિદ્રીત અને અર્ધ જાગ્રતાવસ્થામાં લથડીયાં ખાતો, આંખો ચોળતો મીલ તરફ રવાના થતો. ભાસ્કરના પ્રથમ કીરણો અંધકાર ભેદી પૃથ્વી પર અજવાળાં પાથરે તે પહેલાં તે પોતાના હજારો કામદાર સાથીઓ સાથે કામે લાગી જતો. સાંચાઓનો અવિરત ખડખડાટ એ તો તેનું નિત્યનું જીવનસંગીત બની ગયું હતું. સારા દિવસની તનતોડ મહેનત પછી જ્યારે તે થાક, ભુખ અને મીલની ઝેરી હવાથી લગભગ બેહોશ જેવો બહાર નીકળતો ત્યારે તેને જેલમાંથી છુટયો હોય એટલો આનંદ થતો.

આજે મીલમાં ચારે તરફ એકજ વાત થતી હતી. વ્યાપાર રોજગારની મંદીને બ્હાને વણાટખાતાના ૨૫૦ કામદારોને રજા આપવાનું મીલના સત્તાવાળાઓએ જાહેર કર્યું હતું. સમાજવાદ અને વિશ્વબંધુત્વની ભાવનાથી પ્રેરાએલા કામદારો પોતાના સાથીઓ ઉપર આવેલા દુ:ખમાં ભાગ લેવા કટીબદ્ધ થયા. સાંજે કામદારોની પ્રચંડ સભા મળી. મજુર નેતાઓએ કામદારોને એકત્ર અને સંગઠીત બનવા હાકલ કરી. બરતરફ થયેલા કામદારોને પાછા નોકરી પર લેવામાં ન આવે ત્યાં સુધીમાં કોઇ પણ મજુરે મીલમાં ન જવું એવો ઠરાવ થયો. બીજે દિવસે મીલના તમામ દરવાજા ઉપર યુનીયનના પીકેટરો ગોઠવાઇ ગયા. એક પણ કામદાર કામે ન ગયો. હડતાળ શાંત અને સંપૂર્ણ બની.

[ ૨ ]

"આજકાલ કરતાં હડતાલને પંદર દિવસ પૂરા થયા. હવે આનો ક્યારે અંત આવશે?" રણછોડે પોતાના પીકેટીંગ કરતા સાથીને પુછ્યું.

"આપણા નેતાઓ વાટાઘાટ તો કરે છે. પણ મીલવાળા દાદ ક્યાં આપે છે!"

"પણ મીલમાલેકને તો રહેવાને બંગલા છે. ફરવાને મોટર છે. પાસે પુષ્કળ પૈસા છે. છતાં એ ગરીબ માણસોની રોટી શા માટે ઝુંટવી લેતા હશે?"

"એ સઘળું પણ આપણે જ પરસેવો ઉતારીને પેદા કર્યું છેને? શેઠ ક્યાં મહેનત કરવા ગયા હતા? તે તો

લેખક—અજીત મ. ઓઝા.

આપણા ચઢી ગયેલા પગાર આપવાની પણ ના પાડે છે."

"હવે તો ઘરમાં અનાજનો એક દાણો પણ નથી રહ્યો." રણછોડે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

હડતાળ લંબાતી ચાલી. સમાધાનીના કોઇ ચિન્હો નજરે ન પડતાં, બેકારી, ભૂખમરો, નિરાશા અને મૃત્યુ કામદારો તરફ દાંતીયાં કરવા લાગ્યાં. રણછોડ પોતાના ટુંકા પગારમાંથી તેની સ્ત્રી રાધા અને એક બાળકનું મહામહેનતે ગુજરાન ચલાવતો. હડતાળ પડવાથી તેની આવક તદ્દન બંધ થઇ ગઇ, ઘરમાં અનાજ ખુટી ગયું, અને કુટુંબને ખાવાના સાંસા પડવા લાગ્યાં. થોડા દિવસ ઉછીનું માગી લાવીને દેવું કરીને ચલાવ્યું, પણ સમય જતાં તે પણ બંધ થયું. હવે તેને કોઇ એક પાઇ પણ ન ધીરતું. યુનીયન તરફથી દર સવારે હડતાળીઆઓમાં ચોખા વહેંચાતા. તમાંથી ત્રણ શરીરનું ભાગ્યે જ પુરૂં થતું. ભાડાવાળો વારંવાર ઉઘરાણી કરતો, અને જો ભાડું ન ભરાય તો ઘર ખાલી કરાવવાની ધમકી આપતો. પરંતુ રણછોડ મજબુત મનનો અને દ્રઢ વિચારવાળો હતો. સંઘના ઐક્ય તથા ભ્રાતૃભાવ જાળવવા ગમે તેટલાં દુઃખો સહન કરવા તે તૈયાર હતો. તેનો ભોળો આત્મા ચોક્કસ માનતો કે આ વર્ગ-વિગ્રહમાં સત્ય મજુરોના પક્ષમાં હતું. અને અંતિમ વિજય તેમનોજ થવાનો.

પેટપૂરતું ખાવાનું ન મળે તો પણ રણછોડ પીકેટીંગ કરવા જતો, સભા અને સરઘસોમાં ભાગ લેતો, પોતાના કામદાર સાથીઓને મક્કમ રહેવા સમજાવતો, અને ભુખ તથા દુઃખથી ક્ષીણ થઇ ગએલા અવાજે 'લાલ વાવટાની જય પૂકારતો.

જાણે તેના સંયમ અને નિશ્ચયાત્મક બળની કસોટી થતી હોય તેમ તેનો એકનો એક પુત્ર માંદો પડયો બીમારી વધતી ગઇ, પતિ પત્નિ ગભરાઇ ગયાં. દાક્તરને બોલાવવાના પાસે પૈસા ન હતા. પુત્રનું જીવન તોળાઇ રહ્યું હતું. માતૃસ્નેહથી વિહ્વલ બનેલી રાધાએ ઘરના વાસણો વેચી બે રૂપીઆ મેળવ્યા, અને રણછોડને દાકતરને બોલાવવા મોકલ્યો.

દાકતરે છોકરાને તપાસી દવા લખી આપી. દર્દ ભયંકર હોવાનો મત આપ્યો. અને તાવ ઉતરતાં જ છોકરાને કોઇ સારી હવા પ્રકાશવાળી જગ્યાએ લઇ જઇ ધીરે ધીરે દુધ અને સાત્વિક ખોરાક આપવાની સલાહ આપી. શ્રીમંતાઇમાં મ્હાલતા દાકતરને ભાગ્યેજ ખ્યાલ આવ્યો કે, હવા પ્રકાશવાળી જગ્યા, દુધ અને સાત્વિક ખોરાકની સગવડ હોય તો તેમના આગમનની આવશ્કતા ન પડે. છોકરાની માંદગી હઠીલી નીવડી. રણછોડ અને રાધા દિવસ રાત જાગી સારવાર કરવા લાગ્યાં. પણ છોકરો તો મૃત્યુ તરફ જ ઘસડાતો ગયો. દસ દિવસની દારૂણ યતના ભોગવી દુઃખી માતાપિતાને આંસુ સારતાં મૂકી છેવટે બાળકે આ ફાની દુનીયાનો ત્યાગ કર્યો. રણછોડ તદ્દન જડભરત જેવો બની ગયો. રાધાએ હૃદયભેદક વિલાપ કર્યો રાક્ષસી હડતાળના ક્રૂર ખપ્પરમાં એ કુમળા ફુલનો ભોગ અપાઇ ચુકયો.

મીલમાં હજી સ્મશાન સમી શાંતિ હતી. દરવાજા ઉપર ચોકી કરતાં પીકેટરો અને આસપાસ રખડતા કોઇ રડયાખડયા એકાર મજુરો સિવાય આસપાસ બધુ તદ્દન વેરાન બની ગયું હતું. હડતાલ-નો અંત લાવવા સર્વ દિશામાંથી પ્રયાસો થઇ રહ્યા હતા, પણ હજી સુધી કાંઇ પરિણામ આવ્યું ન હતું. મીલ માલેક મક્કમ હતા, તેમજ કામદારો પણ નમતું આપવા તૈયાર ન હતા. મીલમાલેક સર પ્રતાપરાયને તો થોડાક લાખ રૂપી-આના નુકશાનનો જ પ્રશ્ન હતો. પણ હડ-તાળીઆને તો જીવન-મરણનો સોદો હતો. તેમનું અસ્તિત્વ ટકાવવા પૂરતાં સાધનો પણ ધીરેધીરે હરાઇ જતાં હતાં. અને ઘણા જીવ ઉપર આવી ગએલા કામદારો તો હડતાલનો સત્વર અંત ન આવે તો લૂંટફાટ ચલાવવાનો પોતાનો મત ખુલ્લો જાહેર કરતા:

સત્તાવાળાએ જાહેર કર્યું હતું કે આવતી કાલે પહેલી તારીખથી જે હડતા-ળીઆ કામ ઉપર હાજર નહિ થાય તેની જગ્યાએ કાયમી નવા માણસો રાખી લેવામાં આવશે. મજુરોમાં ગભરાટ ફેલા-યો. કોઇક પોચા મનના કામદારોએ તો કામ ઉપર હાજર થવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. આ નવી મુસ્કેલી માટે વિ-ચારણા કરવા યુનિયન તરફથી એક તાત્કાલિક સભા બોલાવવામાં આવી. નેતા-ઓએ મજુરોને એકત્ર અને મક્કમ રહેવા પડકાર કર્યો. લંબાણ ચર્ચાને અંતે બીજે દિવસે આ નવા માણસો (Blacklegs) ને દાખલ થતા અટકાવવા માટે સામુદાયિક પીકેટીંગ કરવાનું નક્કી થયું.

બીજે દિવસે સૂર્યોદય પહેલાં હડતાળી-આઓનું એક પ્રચંડ સરઘસ યુનિયનની ઓફીસ પાસેથી બહાર પડયું. દરેક કામદારનો ચ્હેરો ઉત્સાહ અને નિશ્ચયવંત હતો. સરઘસ મીલની દિશામાં કુચ કરતું ગાતું હતું:-

**એ સમર્થ આપણ સહુના,**
**પુર્વજના પિસણહાર,**
**ભુખ્યાં આપણ શિશુઓની,**
**રોટીના લુંટનાર,**
**એ જુગ જુગના જુલ્મોના**
**છેદન કાજે આજ પ્રયાણ:**

લાલ વાવટાની અને મજુર સંઘની જય પોકારતું સરઘસ મીલના દરવાજા આગળ શાંત ઉભું. એક માણસ પણ અંદર પ્રવેશી શકે તેટલી જગ્યા ન રહી. નવા માણસો ગભરાઇ ગયાં. શું કરવું તેની સુઝ ન પડતાં એક જગ્યાએ ટોળે મળી ઉભા રહ્યા. સામુદાયિક પીકેટીંગની ખબર પડતાં જ સામ્રાજ્યવાદના કાયદારક્ષકો સાર્જંટો અને પોલીસો જાહેર સુલેહશાંતિનું રક્ષણ કરવા મોટી સંખ્યામાં હાજર થયા. ટેલીફોન દ્વારા ખબર મળતાં સર પ્રતાપરાય પણ ભભકાબંધ મોટરમાં પધાર્યા. અને સત્તાવાદી અવાજે મજુરોને આઘા ખસી જવા હુકમ કર્યો. પોલીસ અને મીલમાલેકને જોતાં જ મજુરોએ સામ્યવાદી પોકારોથી મેદાન ગજાવી મૂકયું. લાલ વાવટાની જયના ગગનભેદી પોકારોથી મજુરોમાં નવું ચેતન રેડાયું. બધા પોતાની જગ્યાને વળગી રહ્યા. અને ગમે તે થાય પણ નમતું ન આપવાનો નિશ્ચય કરી શું બને છે તેની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

મજુરનેતાઓએ સર પ્રતાપરાયને તેઓનો ઉદ્દેશ સંભળાવ્યો. નવા માણુસોને દાખલ ન કરતાં હડતાળનું સમાધાન કરવાનું તે વચન ન આપે ત્યાં સુધી ત્યાંથી હડતાળીઆઓ નહિં ખસે તેમ સ્પષ્ટ કહી દીધું. પોલીસ અધિકારી, સર પ્રતાપરાય અને મજુરોના નેતાઓ ચર્ચા કરતા હતા. ત્યાં એકાએક હડતાળીઆઓની દિશામાંથી એક પત્થર આવ્યો. અને મોટરના આગળના કાચ સાથે અથડાઇ તેના ચુરેચુરા કરી નાખ્યા. થઇ ચુક્યું. પોલીસ અધિકારીની ખાત્રી થઇ ગઇ કે હડતાળીઆ તોફાને ચડયા છે. તેણે એકદમ ગોળી છોડી. તેઓને વીખેરી નાખવાનો હુકમ કર્યો. ધડ, ધડ, ગોળીઓ છુટવા લાગી. મજુરોમાં ભંગાણુ પડયું. તેઓ ચારે દિશામાં નાસવા લાગ્યા. કેટલા પડયા. કૈંક કચરાયા. કૈંક ઘવાયા. મીલનું ચોગાન રૂધીરથી રંગાઇ ગયું.

[૪]

**પરેલ હોસ્પીટલમાં** એક ખુણાના ખાટલા ઉપર છાતી ઉપર પાટો બાંધી રણછોડ પડયો હતો. તેને ફેફસામાં ગોળી વાગી હતી. તેની બાજુમાં કપાળે હાથ રાખી નિસ્તેજ ચ્હેરે રાધા બેઠી બેઠી રણછોડના શરીર ઉપર હાથ ફેરવતી હતી. રણછોડ બેભાન અવસ્થામાં બકતો હતો:

ભૂખ્યાં આપણુ શિશુઓની રોટીના
ઝુંટવનાર.........
ગાઓ બાળવાના ગાન.

"ખુલી હડતાળ ખુલી. રાધા, કાલે પગાર મળશે...... ભાડું ભરશું...... છોકરાની દવા કરશું.... જય. લાલ વાવટાની જય. ...રાધા. છોકરો જીવશે...જો જાગ્યો...

નર્સ વારંવાર ગરમી માપી જતી. તાવ વધતો હતો. શ્વાસોશ્વાસ પણ ધમણ માફક જોરથી ચાલતો હતો. દાકતરે આશા મૂકી દીધી હતી. રણછોડ થોડો વખત શાંત પડી રહેતો. પાછો ઝબકીને બેઠો થતો. ફાવે તેમ બકતો. વાસ ચડતાં પાછો શ્રમિત થઇ ખાટલામાં પછડાતો.

રાધા. મજુરોનો અચુક વિજય છે. જો. મીલ ચાલુ થઇ......ગરીબ બિચારી રાધા પતિને વારંવાર શાંત રહેવા વિનવતી. તેને ધીરેથી ખાટલામાં સુવારતી. અને તે શાંત પડતાં મનની વ્યથાને દાબી રાખી શુન્યવત્ તેના તરફ અનિમીષ નેત્રે જોયા કરતી. પુત્ર ચાલ્યો ગયો. પતિ જતો હતો. ભવિષ્ય ગાઢ અંધકારમય હતું.

સૂર્યાસ્ત થવાની તૈયારી હતી. આથમતા સૂર્યનાં લાલ કિરણો વાદળામાં થઇ ગમગીન પ્રકાશ ફેલાવતાં હતાં. દૂર દૂર હડતાળીઆઓનું સરઘસ ગાતું હતું:-

**હર સુર્યાસ્તે સુર્યાસ્તે**
**ઓરાં આવંત સુદામ**
**હર સંવત્સર વહી જાતે,**
**વહે જાલીમ દળની હામ,**

રણછોડ ઝબકીને જાગી ઉઠયો. "હા. હા. જરૂર વિપ્લવ થશે. મહાન વિપ્લવ થશે. મુડીવાદનો નાશ થશે. મજુરોનો વિજય થશે. જો......જો...રાધા...જો...ઓ...

રણછોડ ધબ દઇને નીચે પડયો. શ્વાસ ધીમે ધીમે બંધ થવા લાગ્યો. સવિતા નારાયણ પૃથ્વીની બીજી બાજુને પ્રકાશ આપવા અસ્તાચળે ઉતરી અસ્ત થયા. સાથોસાથ રણછોડનો જીવનદીપક પણ ઓલવાઇ ગયો. સ્થુળ શરીરને રડતી રાધા સમક્ષ મૂકી તેનો આત્મા પ્રયાણ કરી ગયો. મજુર અને મુડીવાદના મહાન વિગ્રહનો એ ભોગ બન્યો. શ્રમજીવીઓના સ્વાતંત્ર્ય યજ્ઞમાં એક વધુ બલી હોમાયો.

અને હડતાળ તો ચાલુ જ હતી.

# આયર્લૅન્ડનું સ્વંયસેવક દળ

**આયરીશ રીપબ્લીકન આરમી તરીકે ઓળખાતી સંસ્થાનો રોમાંચક ઇતિહાસ.**

લેખક :—

**રા. 'અભ્યાસી'**

**આ**ટલાંટિક મહાસાગરથી નિરંતર ધોવાતા આ સુંદર ટાપુ ઉપર જે ક્ષણથી યુનીયન જેક ફરકયો છે ત્યારથી જ આયર્લૅન્ડનો આઝાદીસંગ્રામ શરૂ થયો છે. બ્રિટિશરોના જોરદાર બાહુ સામે તેમણે કેટલીય વાર બળવો જગાવ્યો છે. મૃત્યુની જરા જેટલી પરવા કર્યા વગર તેઓએ ઇંગ્લેંડનાં લશ્કરી બળનો એકલે હાથે મુકાબલો કર્યો છે. કોઇ વાર ગુપ્ત રીતે તો કોઇ વાર ખુલ્લી રીતે આઝાદી માટે પ્રાણ પાથરનારા આ શહીદોએ 'આયર્લૅન્ડની સંસ્કૃતિ'ને એક અને અભેદ્ય રાખવા માટે અપાર યત્નો કર્યા છે. ગેલીક ભાષા જાળવવા માટે, તેમજ પુરાતન પ્રણાલિકાઓને સંરક્ષવા માટે આ જુવાનોએ જાનના જોખમે ઇતિહાસમાં અદ્‌ભૂત તરીકે પંકાયેલાં પરાક્રમો કર્યા છે. આ વિચારભૂમિ ઉપર સાંપ્રત આઇરીશ પ્રજાસત્તાકનું સૈન્ય ઉભું થયું છે. તેઓ બંદુકનાં બલ ઉપર બ્રિટિશરોનો સામનો કરે છે. આથી જ્યારે એંગ્લો–આઇરીશ અથડામણો અભૂતપૂર્વ સ્વરૂપ લેતી જાય છે. ત્યારે સ્વતંત્રતાના આ સૈનિકોનો ઇતિહાસ આશા છે કે અતિ રસિક થઇ પડશે.

૧૮૬૦ નું એ વર્ષ હતું. ત્યારે આયર્લૅન્ડના પાટનગર ડબ્લીનમાં ગુપ્ત રીતે આ સંસ્થા સ્થપાઇ. તેનું નામ હતું ફીએનાફેલ. આ ચળવળનું અંતીમ લક્ષ્ય હતું આયર્લૅન્ડની આઝાદી. શરૂઆતની ક્ષણોમાં આ ચળવળ ઠીક ઠીક ચાલી. પણ સંગ્રામના આત્મભોગથી ભરેલા માર્ગથી પ્રજાનાયકો જરા અળગા ખસ્યા. પાર્લામેન્ટરી વિરોધ પદ્ધતિનાં સ્વપ્ન તેમને સુંદર લાગ્યાં. તે વખતે તો આયરીશ પ્રતિનિધિઓ લંડનની પાર્લામેન્ટમાં બેસતા. તેથી જ પાર્લામેન્ટરી મોહજાળમાં સપડાઇ જઇ આ ભાન ભૂલેલાઓએ રાષ્ટ્રશક્તિને નપુંસક વિરોધનીતિમાં વેડફી નાંખી. આ[illegible]ની સભામાં પાર્નેલના પડકારો પ્રપંચનીતિથી શમાવી દેવામાં આવ્યા. લોકસમુહ પર પણ તેની

અસર થઇ. પરાધીનતાની સાંકળથી તેમનું શરીર ટેવાવા લાગ્યું. અને સને ૧૮૮૫ સુધીમાં પ્રજાસમુહની રાજકીય જાગૃતિનો પારો શૂન્ય પર પહોંચી ગયો. આમ ૨૫ વર્ષ પૂર્વે સ્થપાયેલી ફીએનાનું આંદોલન શહેરના કોઇ એકાંત ખૂણામાં ચાર પાંચ વિદ્યાર્થીઓની વાર્તાનો વિષય બન્યો હતો. લોકો તેને લગભગ ભૂલી ગયાં હતાં. અને આમ પહેલી પા સદી પસાર થઇ ગઇ.

પણ ૧૮૮૫ પછી આર્થિક બળોને પ્રતાપે રાજકીય જાગૃતી પાછી દેખાવા માંડી; યુરોપમાં પ્રગટેલી ઔદ્યોગિક ક્રાંતિએ આયર્લેન્ડના ઉગતા ઉદ્યોગપતિઓમાં નવી ભાવના જન્માવી હતી. તેઓ જોઇ શકતા હતા કે જ્યાં સુધી આયર્લેન્ડ ઉપરથી બ્રિટિશ સામ્રાજ્યવાદનો પંજો શીથીલ ન થાય ત્યાં સુધી આયર્લેન્ડનો ઔદ્યોગિક વિકાસ થવો અશક્ય છે. આથી જ તેમણે સ્વાધીનતાની ચળવળને પાછી જીવતી કરી. ડી. વેલેરા અને તેના સાથીઓ આ નવી ચળવળનું નેતૃત્વ લેવા તૈયાર જ હતા. ઇંગ્લાંડ અને આયર્લેન્ડ વચ્ચેની અથડામણની આ આર્થિક ભૂમિકા છે. આયર્લેન્ડનાં ઉદ્યોગપતિઓ એ ટાપુમાં ઉદ્યોગો વિકસાવીને ધનવાન બનવા ઇચ્છે છે; ઇંગ્લેન્ડ આયર્લેન્ડને હજુ પણ ખાધાખોરાકીની ચીજો પુરી પાડનારા એક સુંદર સાધન તરીકે કાયમી રાખવા ઇચ્છે છે. આ અથડામણોનો આ મુદ્દો છે.

સન ૧૮૯૮ ના વર્ષના આયરીશ વિપ્લવની શતાબ્દિ આયર્લેન્ડના શહેરે શહેરે ઉજવાઇ. સો વર્ષ પહેલાં કરેલા પ્રચંડ વિપ્લવનાં સંભારણાં ક્ષણવારમાં તાજાં થયાં. ગામડે ગામડે આઝાદીનાં આંદોલનો પાછાં ઉભાં થયાં. ઉદ્યોગપતિઓને પણ લાગ્યું કે આયર્લેન્ડની આઝાદી માટે નવી ચળવળ શરૂ કરવાની આ સોનેરી તક છે. અને અત્યારે ઓળખાતી ફીઆનાફેલ ચળવળનો પાયો ત્યારે નંખાયો.

ત્યારપછી ચળવળે વ્યવસ્થિત સ્વરૂપ લીધું. પ્રત્યેક શહેરમાં તેનાં મૂખ્ય મથકો નંખાયાં. અને ધીમે ધીમે પણ મક્કમપણે ફીઆના-ફેલે આગળ પ્રસ્થાન કર્યું.

૧૯૧૩ માં આ ચળવળનો પહેલો ભડકો દેખાયો. વસ્તુ એમ બની હતી કે દક્ષિણ આયર્લેન્ડની હોમરૂલ ચળવળનો લશ્કરી બળથી સામનો કરવા માટે અલ્સ્ટરવાસીઓ સૈનિકોને તાલીમ આપતા. તેથી જ આ આવતા ભયનો સામનો કરવા માટે ફીઆનાફેલે ખુલ્લી રીતે સ્વયંસેવક દળ સ્થાપ્યું. આ સંસ્થાના સભ્યોને લશ્કરી તાલીમ અપાતી અને ખુલ્લી રીતે તેઓ કુચ કરતા. આ સંસ્થા આગળ જતાં અર્ધ-લશ્કરી સંસ્થા બની. અને ત્યાર પછી આયર્લેન્ડના રીપબ્લીકન આર્મી તરીકે અત્યારે ઓળખાય છે.

પરિસ્થિતિ સાનુકુળ હોવાથી તેમ જ મહાયુદ્ધ તરત જ શરૂ થવાથી સ્વયંસેવક દળને તાલિમ ઝપાટાબંધ અપાવા લાગી. ઇંગ્લેન્ડ પણ તે ક્ષણે આ પ્રવૃત્તિનો અવરોધ ન કરી શક્યું. અલ્સ્ટરવાસીઓ પણ તેને ન અટકાવી શક્યા.

પણ મહાયુદ્ધની શરૂઆતને ટાંકણે આયર્લેન્ડના પ્રજાનાયકોએ બ્રિટિશ શહેનશાહતની પડખે ઉભા રહેવામાં અંતીમ લાભ જોયો. આથી જ હોમરૂલની ચળવળ સંકેલી લેવામાં આવી. યુનીયન જેકને માટે લડવા માટે આયરીશ જવાનોની પલ્ટન ફ્રાંસમાં ઉતરી.

**આ** સાથ અને સહકાર આપવાની નીતિ એકંદર પ્રિય તો ન જ થઇ પડી. આંદોલનોના યુવાન નેતાઓએ આ નીતિનો સતત સામનો કર્યો. પણ અસરકારક સામનો થઇ શકે ત્યાર પહેલાં રીઆના ફેલમાં આ નીતિ ઉપર ભાગલા પડી ગયા હતા. જુવાનવર્ગ પાસે પુરતું સંખ્યાબળ પણ ન હતું. અને આ તકનો લાભ લઇને ઇંગ્લીશ સરકારે આકરી દમનનીતિ શરૂ કરી. આ નીતિનો અવરોધ કરનારા યુ-વાનોને વીણી વીણીને પકડવામાં આવતા. તેમના મથકોનો કબજો લેવાતો, અને આ પ્રમાણે સહકારવાદીઓને સરકારે સહાય કરી.

પણ આકરી દમનનીતિથી આયર્લેન્ડના યુવાનો એકદમ સ્તંભી જાય તે અશક્ય હતું. તેમણે ગુપ્ત રીતે આંદોલનો ઉપા-ડયાં. આખા આયર્લેન્ડ ઉપર ગુપ્ત સમિતિઓની જાળ પાથરવામાં આવી. અને ૧૯૧૬ માં ઇસ્ટરના તહેવારોના એક સુંદર પ્રભાતે ડબ્લીનમાં પ્રજાસત્તાક રાજ્યની જાહેરાતના પોસ્ટરો ચોંટાડ-વામાં આવ્યાં.

**આ** એકાએક પ્રજાસત્તાકની જાહેરાતથી સરકારતંત્રમાં ખૂબ સનસનાટી ફેલાઇ ગઇ. ડબ્લીનના લશ્કરી અમલદારો ખૂબ ગભ-રાયા. સારૂંય શહેર બળવાખોરોના હાથમાં જઇ પડશે એવી ભીતી ઉપસ્થિત થઇ. પણ જર્મનીથી આવનારો લશ્કરી સરં-જામ વખતસર ન આવી પહોંચવાથી સ્થાનિક સત્તાવાળાઓ ખૂબ ખુવારી પછી પણ ડબ્લીન શહેરમાં બળવાખોરોનો પ-રાજય કરવા સફળ થયા. કામચલાઉ સરકારતંત્ર સ્થાપનારાઓને મૃત્યુની શીક્ષા અપાઇ. સેંકડો યુવાનોને કારાગૃ-હમાં મોકલવામાં આવ્યા.

પણ આ સમયે શહેનશાહતનું ભાવી ગેલ્રીસ અને વરડુનના રણમેદાનો ઉપર લટકતું હતું. આથી આયર્લેન્ડ સાથે સતત સંગ્રામમાં ઉતરવું એ બ્રિટિશ સામ્રાજ્યવાદને પોષાય તેમ હતું જ નહિં. એટલે જ એક વર્ષ પછી 'સામાન્ય મુક્તિ' આપી બધા યુવાનોને મૂક્ત કર્યા. આમ કરવામાં ઇંગ્લેંડનો એવો આશય હતો કે આયર્લેન્ડ શાંત બનશે. તેમ જ અમેરિકામાં વસતી આયરીશ પ્રજા પણ સંતોષાશે. આ વખતે લોર્ડ રીડીંગ અ-મેરિકન સરકારતંત્રને પોતાના પાશમાં લેવાને માટે કારસ્થાન રચી રહ્યા હતો. આથી જ આયરીશ પ્રજાની સહનુભૂતી મેળવવાને માટે ઇંગ્લેંડની સરકારે આ પગલું લીધું હતું.

**પણ** ઇંગ્લાંડના મુત્સદ્દીઓએ ગોઠવેલી રમત ધારી તેવી સફળ ના થઇ. મૂક્ત થયેલા યુવાનોએ શાંત બનવાને બદલે પાછી ચળવળ શરૂ કરી. ૧૯૧૮માં નવી ચુંટણી થઇ. આ ચુંટણીમાં આ યુવા-નોએ પ્રજાસત્તાકની જાહેરાતને મુખ્ય મુદ્દો બનાવ્યો. આ મુદ્દા ઉપર લગભગ બધા જ આયરીશ પ્રતિનિધિઓ ચુંટાયા. આમ આ સામાન્ય ચુંટણીએ જાહેર કર્યું હતું કે આયર્લેન્ડ ખરી આઝાદી માટે ખરેખર ઉત્સુક છે. આ ચુંટણીનું પરિણામ જાહેર થતાં સમગ્ર આયર્લે-ન્ડમાં આનંદ છવાઇ ગયો. પણ બ્રિટિશ બેયોનેટની સહાય ઉપર ઝુઝતા તેમજ સામ્રાજ્યવાદની ઓડ સેવતા આઇરીશો આથી ચમકયા. ઇંગ્લેંડની સરકારતંત્રે પણ પોતાનો સંકજો ચીરંજીવ બનાવવા માટે છેલ્લો યત્ન કર્યો.

**૧**૯૧૯ થી ૧૯૨૧ સુધી આયર્લેંડમાં ક્રૂરમાં ક્રૂર એવી દમનનીતિ શરૂ થઇ.

આખી ફીઆનાફેલ ચળવળ ગેરકાયદેસર થઇ. સ્વયંસેવકોએ ગુપ્ત રીતે તાલીમ લેવા માંડી. આ તાલીમ પછી તેઓએ અનેક રીતે પક્ષની પુનઃરચના કરી. અને દમનનીતિને હંફાવવાને માટે ખૂબ યત્નો કર્યાં. આ યત્નોને પરીણામે ૧૯૨૧ માં ઇંગ્લેંડને આખરે નમવું પડયું. બ્રિટિશ શહેનશાહતને સાથ આપે એવા મુડીવાદીઓનો પક્ષ ઉભો થયો. આખરે ઇંગ્લંડે સંધી કરી.

ફરેલી તહકુબી, ઇતિહાસમાં 'ફ્રીસ્ટેટ સંધી' તરીકે વિખ્યાત બની છે. આ સંધી તે આયર્લેંડના આઝાદી ઇચ્છનારા અલોનું ખુલ્લું અપમાન છે. છતાં સંખ્યાબળના પ્રતાપે કોસગ્રેવે લગભગ દશ વર્ષ પર્યંત આયર્લેન્ડ ઉપર લોખંડી અધિકાર રાખ્યો છે. આ દશ વર્ષ દરમીયાન આયર્લેન્ડના રીપબ્લીક આર્મીને ગુપ્તતા જાળવવાની જરૂર પડી છે. તેને પોતાના હથીઆરો સંતાડવાની ફરજ પડી છે. અને દારૂગોળાને સુરક્ષિત સ્થળોએ સંતાડવો પડયો છે. પણ ડ વલેરાનો ચુંટણીમાં વિજય થતાં આયર્લેન્ડનું આ રીપબ્લીકન સૈન્ય પાછું 'કાયદેસર' બન્યું છે, તેના સ્વયંસેવકો હવે ખુલ્લી રીતે કવાયત કરે છે, અને કોસગ્રેવ પક્ષના પત્રોનો આક્ષેપ સાચો હોય તો તેમને લશ્કરી સરંજામ પણ પુરો પાડવામાં આવે છે. આમ આયર્લેન્ડમાં રીપબ્લીકન સૈન્ય અત્યારે તો વ્યવસ્થિત થઇ રહ્યું છે. પણ આ રીપબ્લીકન સૈન્ય આગળ જતાં કયું સ્વરૂપ લેશે તેની કલ્પના કરવી કઠણ છે સામ્રાજ્યની અંદર રહેવાની ડ વેલેરાની વલણ જોતા ઇંગ્લેંડ સાથે સશસ્ત્ર સંગ્રામ થવો અશકય છે, ત્યારે આવતી કાલના આંતરવિગ્રહની પૂર્વ તૈયારી સમું એ નથી લાગતું ? હોય પણ ખરૂં.

મેકનીન



આયર્લેન્ડનો માજી ગવરનર જનરલ. જેમને ડી'વલેરા સાથે વિખવાદ થવાથી રાજીનામુ આપવું પડયું છે.

# મન મુંઝવતી દીવાળી

આ પાઢાના પ્રથમ દિવસે
નોકરી છુટી જતાં,
ને બેકારી ઘુઘુ ઘુઘવતી
આવીને ઉભી થાતાં;
મોટી, ભૈયા ઘરધણી તણા
આંકડા આવી ઉભા,
ગાત્રો સર્વે શીતળ થઇને
ધ્રુજતાં કંપતાંતાં.

કાઢયા ભૂંડા જેમ તેમ કરી
એકસો વીસ દા'ડા,
ખાધા ખત્તા અહિં તહીં બધે
નોકરી શોધવામાં;
લુખાં, સુકાં અહિં નવ મળે
ઢેબરાં ચાર પુરાં,
ફાટયાં, તૂટયાં ડિલ પર નહિં
ચીંથરાંયે અધૂરાં

ક્ષુધાર્તોનાં જીવન દહતી
દોડી આવી દીવાળી,
ના દીવાળી, અમ જીવનની
મેઘલી રાત કાળી;
નિરાશાની છવરઇ વળી
વાદળી ગાઢ કાળી,
ભૂંડી શાને મન મુંઝવતી
આંહિ આવી દીવાળી?

શોભે હર્મ્યે ધનિક જનના
દીપમાળા રૂપાળી,
ખેલે, ગેલે, હળીમળી ત્યહાં,
આવતાં તું દીવાળી;
શ્રીમંતોનાં દિલ નચવતી,
દિવ્ય શું તું દીવાળી?
ના ના એ તો ગરીબ જનનાં
રક્ત કેરી ઉજાણી!

સીતારામ જે. શર્મા.

# રશિયાની પાંચ વર્ષની-

પાંચ વર્ષની યોજનાની મુખ્ય ભૂમિકા સર્જાતું ત્રીજું વર્ષ પુરૂં થયું છે. આ યોજનાનું આ અંતિમ વર્ષ છે. સમાજવાદીઓના નવા ગણીત પ્રમાણે પાંચ વર્ષની યોજના ચાર વર્ષમાં પુરી કરવાનો તેઓએ નિર્ધાર કર્યો છે. અને તેથી જ સોવીયેટ યુનીયન માટે આ કાળ અતી કટોકટીનો અને મહત્વનો છે.

સાથે જ ઇતિહાસમાં અપૂર્વ એવી સમાજવાદી સંસ્થાનું ચણતર થાય છે. સક્રાંતિકાળ સમાપ્ત થાય છે. મુડીવાદી સંસ્કૃતિમાંથી નવી સંસ્કૃતિ સર્જાય છે. સમાજવાદી સંસ્કૃતિ પૃથ્વીના પટ પર પહેલીવાર મુડીવાદનાં રહ્યાંસહ્યાં અવશેષોનો પણ સંહાર કરીને સુદૃઢ બને છે.

## રશિયાની આગેકુચ

અને આ વિજયમાં આલમના આમવર્ગ માટે આશાનું એક સુંદર સ્વપ્ન છે. ૧૦ કરોડ-શરીરો શ્રમજીવીવર્ગના નેતૃત્વ નીચે સારાયે જગતને શીખવી રહ્યાં છે કે સમાજવાદી સંસ્કૃતિ આમ સ્થપાય છે! સૃષ્ટિમાં પછડાયેલાઓમાં 'તે' પ્રાણ પુરે છે. નિરૂત્સાહીઓમાં ઉત્સાહનો સંચાર કરે છે. અને જગતમાં આશા અને ઉલ્લાસનો સંદેશ સંભળાવે છે.

આ ત્રણ વર્ષમાં સાધેલી પ્રગતિના ઉડતાં અવલોકન પણ અત્યારે અધુરાં રહે એવો સંભવ છે, પ્રત્યેક ક્ષેત્રમાં વિજળીક વેગથી થઇ રહેલી પ્રગતિનો આંક કલ્પવો અશકય છે. તેમજ જે જે પ્રગતિ અત્યાર સુધીમાં થઇ છે તે જોતાં સંતોષનું સાચું કારણ પ્રાપ્ત થાય છે.

એકલા કોલસાના ઉદ્યોગમાં ફ્રાંસ કરતાં વધુ કોલસો રશીયાએ આ વર્ષમાં ઉત્પન્ન કર્યો છે, ૧૯૧૩ ના પ્રમાણ કરતાં લગભગ બે ગણો કોલસો આ વર્ષે ખાણમાંથી ખોદાયો છે. અને આ વર્ષને અંતે જર્મનીના કોલસાના ઉત્પાદનની સરખામણીમાં બરાબરી કરે તેટલો કોલસો ખોદનાર છે.

તેલની બાબતમાં ૧૯૧૩ ના પ્રમાણમાં લગભગ અઢીગણો વધારો જગતે જોયો છે. વેનઝુએલા કરતાં ૪૦ ટકા વધુ તેલ રશીયાના કુવામાંથી નીકળ્યું છે અને અમેરિકામાં તો કયારનીય ચર્ચા ચાલવા માંડી છે કે બહુ જ ટુંક સમયમાં સોવીયેટ તેલ સ્ટાંન્ડર્ડ ઓઇલ કંપની હસ્તક ઉત્પાદનની બરોબરી કરતું થઇ જશે.

ઔદ્યોગિક પ્રગતિ ઉપર ઉડતી નિગાહ

# -યોજનાનું ચોથું વર્ષ

લોખંડ તરફ લક્ષ આપતાં પણ યોજનાની ફતેહમંદ કુચ દૃષ્ટિએ પડે છે. આ વર્ષની આખરે ૯ મીલીયન ટનનો અંદાજ પાર પાડશે એવી આગાહી ખાત્રીપૂર્વક કરી શકાય તેમ છે. આને માટે ૨૪ જેટલી ભઠ્ઠીઓ સ્થાપવામાં આવી છે. ટુંકામાં કહીયે તો ત્રણ વર્ષના સતત પરિશ્રમ અને અકલ્પનીય આત્મભોગનું સુંદર પરિણામ આવતા વર્ષમાં જરૂર દેખાશે.

ત્રાંબાના ઉદ્યોગમાં પણ પ્રગતિ પ્રશંશનિય છે. મી. લેસ્લી ઉરકહાર્ટના એજન્ટોએ કરેલા વ્યવસ્થિત નૂકસાન છતાં પણ ૧૯૩૦ ની સાલમાં તેમણે ૧૯૧૩ નું પ્રમાણ તો ક્યારનું ય પ્રાપ્ત કર્યું છે. અને બહુ જ થોડા માસમાં ત્રાંબાના ઉત્પન્નનું પ્રમાણ પણ ઝડપભેર આગળ વધશે.

આ વર્ષની શરૂઆત સાથે એક સુંદર વસ્તુ તો એ છે કે સોવીયેટ યુનીયનના ઉદ્યોગો ચલાવવા માટે, યંત્રો ઉભાં કરવા માટે, તેમજ યંત્રો ચલાવવા માટે સોવીયેટ એંજીનીયરો પુરતા પ્રમાણમાં ઉત્પન્ન થયા છે. કોમરેડ સ્ટેલીને ટેકનીક ઉપર કાબુ ધરાવવાની કરેલી અપીલ સફળ થઇ છે. સેંકડો યુવાનોએ છેલ્લા ત્રણ વર્ષમાં 'ટેકનીક' ઉપર કાબુ મેળવી લીધો છે. વિદેશી યંત્રકળા તેઓ સમજી શકયા છે. અને એજ પ્રમાણે તેઓમાં આવા મહાન ઉદ્યોગો ચલાવવાની હિંમત ઉદ્‌ભવી છે' રશીયાના લાલ ઇંજનેર હવે હાસ્ય સાથે મશીનનો હેંડલ પકડે છે. પહેલાની ભીતી હવે અદૃશ્ય થઇ ગઇ છે. અને આત્મશ્રદ્ધા સાથે લાલ ઇજનેરો નવાં યંત્રો ઉપર અમેરિકન ઇજનેરોની જગ્યા લેતા જાય છે. આ વર્ષને અંતે પાંચ વર્ષની યોજના ઉપર કામ કરતા ઘણાખરા અમેરીકન ઇજનેરો વિદાય લેનાર છે પણ તેથી યાંત્રિક પ્રગતિના વેગમાં જરાય ધીમાશ પડનાર નથી. સોવીયેટ ઉદ્યોગો લાલ ઇંજનેરોની દોરવણી નીચે પહેલાની માફક જ આગળ વધશે. અને આ પ્રચંડ યોજના ચાર વર્ષને અંતે પુરી કરશે.

## આર્થિક પ્રગતિ

અને ખેતીવાડીના ઉદ્યોગો તરફ લક્ષ આપો. અહીં ૪૧૦૦૦ ટ્રેકટર દર વર્ષે ઉત્પન્ન થાય છે. અત્યારે ટ્રેકટર ઉત્પન્ન કરનારા પ્રદેશોમાં સોવીયેટ રશીયાનો નંબર બીજો છે. જે દેશમાં

**ત્રણ માસ પછી યોજના પૂરી થશે**

એક ટ્રેક્ટર પહેલાં નીપજતું ન હતું તે દેશે માત્ર ત્રણ વર્ષના ટુંકા કાળમાં દરેક વર્ષે ૪૧૦૦૦ ટ્રેક્ટર ઉભાં કરનારા કારખાનાને સુંદર રીતે ચલાવ્યું છે. અને ટ્રેક્ટરની બાબતમાં તો તેઓ રશીયાની જરૂરીઆતો પુરી પાડે છે એટલું જ નહીં પણ તેઓ તૂર્કીને પણ પુરાં પાડનારા છે. આ પ્રમાણે ઇતિહાસમાં પહેલીવાર સોવીયેટ રશીયા યાંત્રિક વસ્તુઓ પરદેશ મોકલવા શક્તિમાન થાય છે. આ પ્રગતિ કંઇ અસાધારણ નથી.

મોટર ઉદ્યોગમાં પણ સોવીયેટ રશીયાએ કરેલી પ્રગતિ અતિ સંતોષજનક છે. યુરોપમાં ફ્રાંસ, ઇંગ્લેંડ અને ઇટાલી પછી મોટરોના ઉત્પન્નના સંખ્યાબળમાં રશીયાનો નંબર ચોથો આવશે, અને આ વર્ષને અંતે મોટરોનું ઉત્પાદન એટલું તો વિશાળ બનશે કે સમગ્ર જગતમાં તેનું ઉત્પાદન બળ ત્રીજે નંબરે આવશે. જો કે નોવોનીઝનીગરોડમાંનું કારખાનું અવ્યવસ્થા અને કંઇક ઉત્પાદનની ઓછપ હોવાથી થોડો સમય બંધ કરવામાં આવ્યું હતું પણ હવે તેની પુનર્રચના સાથે આ કારખાનામાં મોટરો સપાટાબંધ તૈયાર થતી જાય છે અને પાંચ વર્ષની યોજનાનો અંદાજ જરૂર જ સફલ થશે એવી ખાત્રી આપી શકાય તેમ છે.

પણ આ વર્ષનો લાક્ષણિક વિજય તો વિજળીક બળના ઉત્પાદનમાં સમાયેલો છે. ૧૯૧૩ ના આંકડામાં અત્યારે પણ આ બળ પાંચગણું છે. પણ આ વર્ષે ડાનીપેર નદી પર બંધાતો બંધ જ્યારે પુરો થશે ત્યારે કરોડો યુનીટ બળ સહેજમાં સોવીયેટ યુનીયન મેળવી શકશે, ત્યારે આખાયે ઇલાકામાં તારના દોરડામાં શક્તિ ચમકશે. આ શક્તિ ઉદ્યોગોમાં વપરાશે એટલુંજ નહીં પણ સારુંયે ડાનીપેર પરગણું વિજળીક બળથી સર્વ પ્રકારની સગવડ પામશે. આ વર્ષના સાફલ્યનો આ સંકેત છે. વિજળીક બળ ઉપર ઇતિહાસમાં અસમાન્તર એવો વિજય ચાર વર્ષના ટુંકા કાળમાં મેળવીને સોવીયેટ રશીયાએ ખરેખર સુંદર સાફલ્ય મેળવ્યું છે.

આમ સર્વદેશીય પ્રગતિ એ આ વર્ષનું લાક્ષણિક અંગ છે. પાંચ વર્ષની યોજનાનું સાફલ્ય ચાર વર્ષમાં થવાથી નવી પાંચ વર્ષની યોજના ૧૯૩૩ ની પહેલી જાનેવારીથી શરૂ થશે. અને ૧૯૩૮ ની ૩૧ ડીસેમ્બરે પુરી થશે. સંભવ છે કે *આવી પ્રચંડ યોજના* પુરી થતાં બીજી પાંચ વર્ષની યોજના પણ ચાર વર્ષમાંજ પુરી થશે.

[૨]

પણ કેટલાક કહેશે કે આ તો માત્ર ઔદ્યોગિક વિકાસ છે. તેમાં સમાજવાદી સંસ્કૃતિ શી રીતે ગણાય છે? પણ સોવીયેટ રશીયાની ઔદ્યોગિક પ્રગતિ એ માત્ર ઔદ્યોગિક વિકાસ નથી. કારણ કે ઔદ્યોગિક ઉત્પન્ન સમગ્ર જનસમુદાયના જીવનને સુધારવા માટે વપરાય છે. જ્યારે મુડીવાદી ઔદ્યોગિક વિકાસમાં થોડા મુડીવાદીઓ લાખ્ખોના શોષણ ઉપર માલદાર બને છે ત્યારે સોવીયેટ રશીયામાં ઔદ્યોગિક વિકાસની સાથે જીવન ઉંચું ચઢતું જાય છે.

ઔદ્યોગિક વિકાસની સાથે રશીયાએ નિરક્ષરતાને તો તદ્દન ભૂંસી નાંખી છે. જીવનની જરૂરીઆતો પ્રત્યેક શ્રમજીવીને મળી શકે તેની વ્યવસ્થા થઇ છે. તેમને માટે આરામગૃહો અને આરામનાં સ્થાનો વધ્યાં છે. વૈદ્યકિય સારવારની સુંદર સગવડ થઇ છે. નવી રેલ્વેઓએ વ્યકિતઓના વ્યવહારને ઉત્તેજન આપ્યું છે. અભ્યાસના સાધનો સહજ બનાવવામાં આવ્યાં છે. એટલુંજ નહીં પણ લોકસમુહનો સરકારતંત્ર ઉપરનો કાબુ વધુ મજબુત બનાવવામાં આવ્યો છે.

જ્યાં પહેલાં ઝારના સગાંઓ ઉન્હાળામાં આરામ લેતાં ત્યાં હવે શ્રમજીવીઓ પોતાના દર્દોની વૈજ્ઞાનિક સારવાર પામી રહ્યાં છે. જ્યાં ભુખ અને સંતાપ હતાં ત્યાં આજે અન્ન અને આનંદ જડે છે. જ્યાં પહેલાં કોસાકના હંટર દેખાતા ત્યાં આજે લાલ સીપાઇ પણ નજરે પડતો નથી. કારણ કે રશીયાના કામદારોએ પોતાની સીમામાંથી બેકારીને તો હડસેલો મારી દૂર હાંકી કહાડી છે અને અત્યારે સોવીયેટ સીમામાં સર્વને જરૂરીઆત પુરતું જરૂર સાંપડે છે.

મુડીવાદી અને સમાજવાદી ઔદ્યોગિક વિકાસ વચ્ચે આ તફાવત છે. એકમાં નફાને અનુલક્ષીનેજ ઉત્પાદન વધારવામાં આવે છે. નફો અટકતાં જ કારખાનું બંધ કરવામાં આવે છે. પણ સમાજવાદી ઉત્પાદન પદ્ધતિમાં સમગ્ર શહેરીઓની જરૂરીઆતોને અનુલક્ષીને ઉત્પાદન થાય છે અને આમ વધુ ઉત્પાદન સાથે શહેરીઓને વધુ સાંપડે છે.

[3]

ત્યારે હમણાંજ પ્રસિધ્ધ થયેલી નવી ડીક્રીનો શો અર્થ છે? મુડીવાદી વર્તમાનપત્રો સોવીયેટ યોજનાની અહીંતહીંની ઓછપને શકય હોય તેટલા ખોટા શબ્દોમાં વર્ણવે છે. એકાદ અંગમાં સ્હેજ ઉણપ દેખાતાં આ સામ્રાજ્યવાદીઓ આનંદથી ચીચીઆરીઓ પાડે છે કે સોવીયેટ રશીયાની પાંચ વર્ષની યોજના સાવ નિષ્ફળ નીવડી છે! પણ સત્ય તેથી અતી વેગળું છે.

હમણાં ખેડુતોના ખાનગી ઉત્પાદન ઉપર મુકાયેલા અંકુશો જરૂર દૂર કરવામાં આવ્યા છે. કારણ કે સોવીયેટ યુનીયનને અનાજની વધુ જરૂર છે. વિશ્વવ્યાપી આર્થિક મંદીને લીધે અનાજના ભાવ ઘટયા છે. આથી વિદેશમાં કરેલી યાંત્રિક ખરીદીઓને નાણાં ભરપાય કરવા માટે તેઓને જગતના બજારમાં વધુ અનાજ વેચવું પડે છે. આથી અનાજની પડેલી ઓછપને દૂર કરવા માટે ખેડુતોનાં ખાનગી ઉત્પાદન ઉપર મુકાયેલા અંકુશો અળગા કરવામાં આવ્યા છે. પણ તે માત્ર આ વર્ષ પુરતાજ. આથી કોઇ એમ સમજે કે સામુદાયિક ખેતીવાડીની સુંદર પ્રગતિનો પારો પડવા માંડયો છે તો તે માત્ર સ્વપ્નસૃષ્ટિમાંજ જીવે છે.

સામુદાયિક ખેતીવાડીનો વેગ જરા પણ ધીમો પાડયા વગર ખેડુતોને પોતાના વ્યક્તિગત ઉત્પાદનનો હક્ક પાછો આપવામાં આવ્યો છે. એટલે આવતા વર્ષે ઉભી થનારી સ્વાભાવિક ઓછપ ઓસરી જતાં ખેડુતોને મળેલા આ હકકો પણ અદ્રશ્ય થઇ જશે.

આમ સોવીયેટ રશીયા અગાધ પ્રગતિ કરી રહ્યું છે. એક...બે...ત્રણ--અનેડીસેમ્બર માસની એકત્રીસમી તારીખે આ યોજના પુરી પણ થઇ જશે. સોવીયેટ રશીયા સામ્રાજ્યવાદીઓ વચ્ચે પણ પહેલી યોજના સફલ કરવા શક્તિમાન થયું છે તે એકજ વસ્તુ સોવીયેટ રશીયાના સાફલ્ય માટે પુરતી છે.

# ઓટાવાના-અમેરિકા સ્હામે—



## સોવિયેટ રશિયા સ્હામે આર્થિક સંગ્રામ

લેખક :—

**મ્હારી** નજર સામે પડેલા વર્તમાનપત્રોમાં ઓટાવાના કરારો ઉપર જબરો ઉહાપોહ જામ્યો જણાય છે. કેટલાકોએ આ કમનશીબ કરારોને હિંદના ઉદ્યોગોના દ્રષ્ટિબિંદુથી ધુતકાર્યા છે. કેટલાકે તેમને સંસ્થાનોના ભોગે માલદાર બનવાના બ્રિટનના મલીન યત્ન તરીકે આલેખ્યા છે. કેટલાકને આ કરારોમાં કોન્ઝરવેટીવ પક્ષની જકાતનીતિનું સાફલ્ય જણાયું છે, તેમજ કેટલાકને વીન્સેંટ ચર્ચીલનું 'સ્વાશ્રયી સામ્રાજ્ય'નું સ્વપ્ન સિધ્ધ થતું ભાસ્યું છે. ત્યારે કેટલાકે આ કરારો ઉપર પ્રશંશાનાં પુષ્પો વેર્યાં છે. આવા વાતાવરણમાં હું પણ આ આર્થિક કરારોનું કંઈક પૃથક્કરણ કરવા પ્રેરાઉં છું. અને મ્હારી ખાત્રી છે કે મ્હારા આ પ્રયત્નથી ત્હમોને પણ સંતોષ થશે. હું આ કરારો ઉપર વિરોધના ખાલી શબ્દો વેરવા નથી ઇચ્છતો કે તેમને તરછોડવા પણ નથી માગતો. હિંદની દ્રષ્ટિએ આ કરાર કેટલા હીતવિરોધી છે તે તો પ્રત્યેક વ્યાસપીઠ પરથી કહેવામાં આવ્યું છે. એટલે જ એ વસ્તુની ફરી એકવાર ચર્ચા કરવામાં વાચક બિરાદરોને રસ નહીં પડે. આથીજ આ લેખમાં કરારો આંતરરાષ્ટ્રિય આર્થિકમંદીની દ્રષ્ટિએ તેમ જ બ્રિટનના વેપારી હીતની દ્રષ્ટિએ કેટલા ઉપયોગી છે તેની જ ચર્ચા કરી છે. આ કરારો એક બાજુથી બ્રીટીશહીતને વધારે છે ત્યારે બીજી બાજુથી નવા વૈમનસ્ય ઉભાં કરે છે. નવા વિખવાદો જન્માવ્યા છે. અને એકંદરે આ કરારોએ વિશ્વની શાંતિને પાછી જોખમમાં મૂકી છે.

રશીયા, આરજેન્ટીના, અમેરિકા, આ ત્રણે દેશોના વેપારને ઓટાવાના કરારથી સજ્જડ ફટકો પડનાર છે. તેઓએ ક્યારનાય વિરોધના સુર ઉઠાવ્યા છે. અને તેથી જ વિશ્વશાંતિની દ્રષ્ટિએ પણ ઓટાવાના કરારોનું અન્વેષણ કરવું આ ક્ષણે મહત્વનું નથી એમ કોણ કહેશે?

[ ૨ ]

**ઓ**ટવાના કરારો મૂખ્યત્વે અમેરિકા અને સોવીયેટ રશીયાના વેપાર સામે યોજાયા છે એમ આલેખવામાં જરાય અસત્ય નથી. ત્હમો સવાલ કરશો

# -કોલકરાર
# —બ્રિટિશ આક્રમણ

## કેનડાને સંતોષવા બ્રિટને આપેલો ભોગ



"સર્ચલાઈટ"

વધુ કાતીલ બન તી જાય છે. એટલું જ નહીં પણ અત્યાર સુધી બ્રિટનના ખાસ બજારો સમાં સંસ્થાનોમાં પણ ડોલરદેવની ઝાલર જોરથી વાગવા માંડી છે. ઉદાહરણ તરીકે એકજ સંસ્થાન લઇએ.

કેનેડાના કૂલ ધનનો અંદાજ ૩૦૦૦૦ મીલીયન ડોલર અંકાય છે [ ૧૯૨૮ ના આંકડા ] અર્થશાસ્ત્ર વિશારદોના અભિપ્રાય પ્રમાણે આ વિશાળ ધનનો દશમો ભાગ અમેરિકન બેંકરોના અધિકાર નીચે જઇ પડયો છે ત્યારે માત્ર ૨૦૦૧ મીલીયન પાઉંડ જ લંડનનું સ્વામિત્વ સ્વિકારે છે. આમ વૉલસ્ટ્રીટના અદ્રશ્ય આર્થિક-સામ્રાજ્યની સીમા દરેક ક્ષણે વધુ વ્યાપક બની છે. ત્યારે બ્રિટનનું યુદ્ધ પૂર્વેનું પહેલું સ્થાન ક્યારનુંય અસ્ત થઇ ગયું છે. બ્રિટનના આ સૌથી મ્હોટા સંસ્થાનમાં અમેરિકાના મુડીવાદીઓએ કરેલો પગપેસારો બ્રિટનની દ્રષ્ટિએ અતી હાનીકારક છે. આ જ અરસામાં કેનેડામાં રોકાએલી બ્રિટીશ થાપણ ૭૭ ટકાથી ઘટીને ૩૭ ટકા બની છે ત્યારે અમેરિકન પુંજીનું રોકાણ ૧૭ થી ૫૭ ટકા જેટલું વધ્યું છે. આ પળે કેનેડા અને અમેરિકાના વહેપારના આંકડા જાણવા પણ અતી રસિક થઇ પડશે. કેનેડાના

કે શી રીતે? ચાલો ત્યારે તેનો જવાબ આપવા યત્ન કરીએ.

એ તો હવે સર્વમાન્ય વસ્તુ થઇ પડી છે કે છેલ્લા કેટલાંક વર્ષોથી અમેરિકાના આર્થિક અધિરાજકો વ્યવસ્થિત રીતે બ્રિટનના વેપારી પ્રભુત્વનો સામનો કરી રહ્યા છે. તેઓએ અતી મક્કમ રીતે બ્રિટનના પ્રત્યેક બજારોમાં પ્રવેશ કર્યો છે. જ્યાં જ્યાં પાઉંડનું વજન પડતું ત્યાં ત્યાં ડોલરદેવ પહોંચી ગયો છે. એટલું જ નહીં પણ મહાયુદ્ધમાં ઇંગ્લેંડને સહન કરવા પડેલા આર્થિક નુકસાનનો લાભ લઇને અમેરિકાના ઉદ્યોગપતિઓ પ્રત્યેક દીશામાં આગળ વધ્યા છે. સાંપ્રત મશીનરી, અને વિશાળ પ્રમાણમાં ઉત્પાદન કરવાની આધુનિક પદ્ધતિને અપનાવવાથી તેઓ સ્હેલાઇથી બ્રીટીશ વેપારીઓ સાથે જગતના ચોકમાં સ્પર્ધા કરી શકે છે. દરેક વર્ષે આ સ્પર્ધા વધુ ને

કૂલ વેપારના ૬૪ ટકા અમેરિકા સાથે થાય છે ત્યારે બ્રિટનનો વહેપાર ૨૧.૩ ટકાથી ઘટીને ૧૬.૩ ટકા ઉપર ગયો છે. આમ પ્રત્યેક રીતે કેનેડા ન્યુયોર્કની નજીક જતું જાય છે.

જે વસ્તુ કેનેડામાં બની છે તેજ વસ્તુ સાઉથ આફ્રીકા, ઑસ્ટ્રેલીયા અને હિંદમાં પણ બની છે. પ્રત્યેક પ્રદેશમાં અમેરિકન વહેપાર આગળ પગલાં મૂકતો ગયો છે. પ્રત્યેક બજારમાં ખૂલ્લી સ્પર્ધામાં બ્રિટીશરોનો સીધો પરાજય થયો છે. મોટર ઉદ્યોગમાં તો અમેરિકાનો લગભગ ઇજારો છે. વિશ્વના ફીલ્મઉદ્યોગમાં હોલીવુડ અગ્રસ્થાને છે. આમ જગતના ચોકમાં આ બે ઔદ્યોગિક હરીફોની સ્પર્ધા એટલી તો તીવ્ર બની છે કે તે સંગ્રામમાં પરીણમશે એવી બીતી રાજકારણના અવલાકનકારોને લાગવા માંડી છે. આ આર્થિક અથડામણોએ બન્ને દેશો વચ્ચે રાજકીય વિખવાદ ઠીક ઠીક જન્માવ્યો છે. અમેરિકાના આર્થિકતંત્રની સતત આબાદી, તેમજ પ્રત્યેક જગ્યાએ તેનું અણુસ્તંભ્યું આક્રમણ બ્રિટનના સામ્રાજ્યવાદીઓને ખૂબ સંતાપે છે. યુરોપ ઉપર અમેરિકાનું આર્થિક સામ્રાજ્ય તેમની આંખ સામે સ્થપાતું જાય છે. અમેરિકાએ પાઉંડને સોનાના ચલણ ઉપરથી આધા ખસવાની ફરજ પાડી છે. આથી આંતરરાષ્ટ્રિય લેનોની લેવડદેવડમાંથી બ્રિટનને ખસવાની ફરજ પડે છે. એટલુંજ નહીં પણ અત્યારના આકરા સંજોગોમાં અમેરિકન ડોલરજ સોનાના ચલણ ઉપર સ્થિર રહી શક્યો છે. એ વસ્તુ અમેરિકાના અતુલ આર્થિક બળની કંઇક ઝાંખી કરાવે છે.

આ પરિસ્થિતિમાં અમેરિકા અને બ્રિટનની વચ્ચે આર્થિક અથડામણ અનિવાર્ય બને છે. અને તેઓ પણ આ આક્રમણને મુંગું મુંગું સહન કરે તેમ નથી. ઇંગ્લેંડના અધિરાજકો પણ ઓછા કુશળ નથી. તેઓ પણ અમેરિકાના પગપેસારા સામે વ્યવસ્થિત પગલાં લઇ રહ્યા છે. આ અથડામણના ફળરૂપે શાહીપસંદગીનો સિધ્ધાંત જન્મ્યો છે. જ્યારે ખુલ્લા બજારમાં અમેરિકન સ્પર્ધા સામે ટકી શકવાને બ્રિટન અશક્ત છે ત્યારે શાહીપસંદગી દ્વારા તે પોતાનો માલ સંસ્થાનોમાં ખપાવવાની યોજના રચે છે.

આ યોજનાઓ લગભગ દસ વર્ષથી એક અથવા બીજા રૂપે ઇંગ્લેંડની આલમ સમક્ષ છે. તેનું પ્રથમ પગલું તો એ હતું કે ન્હાનકડા ટાપુમાં આયાત થતા કાચા માલ તેમજ ખાદ્યા ખોરાકીની ચીજો ઉપર જગાત નાંખવી પણ આમાં કંઇ અમેરિકાને ખાસ નુકશાન આવે એમ નથી કારણ કે ઇંગ્લેંડમાં અમેરિકન વહેપાર બહુ અલ્પ છે. તેથીજ બ્રિટને સંસ્થાનો સાથે ખાસ કરારો કરીને કાચા માલને પસંદગી આપવામાં શાહીબંધનો દર્શાવવાનો યત્ન કર્યો છે. પણ આ પસંદગીના બદલામાં બ્રિટને સંસ્થાનોમાં પોતાના પાકા માલ માટે પસંદગીની માંગણી કરી છે. અને મેળવી છે. ઓટાવાના આર્થિક કરારોનું આ મહત્વ છે,

આમ તેઓએ સંસ્થાનો પાસે શાહીપસંદગીનો સ્વિકાર કરાવીને અમેરિકન આક્રમણ સામે અસરકારક દીવાલ બાંધવા યત્ન કર્યો છે. પાર્લામેન્ટ સમક્ષ ભાષણ આપતાં સર નેવીલ ચેંબરલેને પણ આ સત્ય સ્વીકાર્યું છે. પણ આ સાથે જ એંગ્લો-અમેરિકન અથડામણના ઇતિહાસમાં નવું પ્રકરણ શરૂ થાય છે.

[૩]

પણ સંસ્થાનો પાસે શાહીપસંદગીના સિધ્ધાંતનો સ્વિકાર કરાવતાં બ્રિટને પોતાના એ મુખ્ય ગ્રાહકો અને બજારોનો ભોગ પણ આપવો પડયો છે. સંસ્થાનોના કાબેલ પ્રતિનિધિઓએ શાહીપસંદગીના સિધ્ધાંતનો સ્વિકાર કરતાં પહેલાં તેમના પ્રદેશમાં થતા કાચા માલ માટે અસરકારક પસંદગી મેળવી છે. આમ રશીયન લાકડુ સસ્તું મળતું હોય છતાં ઇંગ્લેંડે કેનેડાનું લાકડુંજ લેવું જોઇએ. તેમજ આરજેન્ટાઇનના ઘઉં સસ્તા મળતા હોય છતાં પણ ઇંગ્લેંડે ઓસ્ટ્રેલીયાના જ ઘઉં લેવા જોઇએ. એ પ્રકારનું પરીણામ ઓટાવાથી નીપજવા સંભવ છે. આમ સંસ્થાનોના માલને કૃત્રિમ પસંદગી મળતાં ઇંગ્લાંડના ઉદ્યોગોને મળનારાં કાચા માલનાં મૂલ્ય આપમેળે વધશે એટલુંજ નહીં પણ ઇંગ્લેંડને જરૂરી ખાધાખોરાકીની વસ્તુઓના ભાવ પણ ઉંચા જશે.

પણ આ સર્વનું અતી વ્યાપક પરીણામ તો રશીયન વેપાર પર આવશે. ઓટાવાના કરારો થયા પછી રશીયન લાકડું, તેલ, કે એવા અન્ય માલને પસંદગી આપી શકાય તેમ છે જ નહીં. એટલે જ સોવીયેટના સંચાલકો સાથે કરેલા વેપારી કોલકરારોને રદ કરવાની સરકારતંત્રને તેમ સીધી ફરજ પડી છે. પણ તેથી કંઇ ખરેખર આર્થિક લાભ થશે કે કેમ તે એક શંકાયુક્ત વસ્તુ છે,

આ આર્થિક કરારો રદ કરવાની નોટીસ પણ ઓક્ટોબરની સત્તરમી તારીખે અપાઇ ગઇ છે. પણ આ કરારો રદ થતાં જ ઇંગ્લાંડના યંત્રો ઉત્પન્ન કરનારા ઉદ્યોગોને તેમ જ એવા જ બીજા ઉદ્યોગોને કાતીલ ફટકો પડવા સરજાયેલો છે. રશીયાની સરકાર પદ્ધતિ પ્રમાણે વિદેશ સાથેનો વહેપાર સરકાર હસ્તક હોય છે, એટલે જો, બ્રિટન રશીયાનો માલ નહીં લે તો રશીયા ઇંગ્લેંડ પાસેથી માલ લઇ શકશે નહીં. આનું પરીણામ એ આવશે કે ઇંગ્લેંડમાં બેકારી વધશે અને રશીયન વેપાર ઉપર જીવનારા ઉદ્યોગો જરૂરજ ખતમ થઇ જશે.

પણ આર્થિક અથડામણો રાજકીય અથડામણને અનિવાર્ય બનાવે છે. બ્રિટનનું બજાર જતાં રશીયાને જર્મની અને ઇટાલી તરફ નજર રાખવી પડશે. તેમજ તેની સીમામાં ઉત્પન્ન થતા કાચા માલને યુરોપમાં ખપાવવા યત્ન કરવો પડશે આ પ્રવૃત્તિનું સીધું પરીણામ યુરોપમાં નવો જોડાણોનો જન્મ છે. ઓટાવાના કરારોના પરોક્ષ પરિણામ તરીકે સોવીયેટ-જર્મન મૈત્રી વધુ મજબુત બને તો હું નવાઇ નહીં પામું.

[૪]

ત્યારે ઓટાવાના આ આર્થિક કરારો ખરેખર સફલ થશે? ખરેખર બ્રિટનનો માલ વધુ વેચાશે? શાહીપસંદગીથી ઇંગ્લાંડની ગયેલી આબાદી પાછી આવશે? આ પ્રશ્નો અત્યારે પુછાઇ રહ્યા છે.

મ્હને તો એમ નથી લાગતું. પ્રથમ તો અમેરિકનો શાહીપસંદગીના સિદ્ધાંતને અનુરૂપ જગાતો છતાં પણ સંસ્થાનોમાં સ્પર્ધા કરવા માટે શક્તિમાન બનવાના જ. હિંદનો દાખલો લઇએ. જાપાની કાપડ સામે હિંદમાં લેંકેશાયરની સરખામણીમાં પાંચ ટકા વધુ જગાત હતી જ. તેમ છતાં જાપાની કાપડ હિંદમાં

આવતું અટકયું નથી. એટલું જ નહીં પણ હમણાંજ એનનું સોનાનું ચલણુ રદ થવાથી જાપાની માલને હિંદમાં ખડકાતો અટકાવવા માટે નવી પચાસ ટકાની જગાત નાંખવી પડી હતી. આમ જ્યારે હિંદમાં શાહીપસંદગીના સિદ્ધાંતનો અમલ છતાં પણ જાપાની આક્રમણ અટકાવવું શકય નથી બન્યું, ત્યારે સંસ્થાનોમાં અમેરિકાનું આર્થિક આક્રમણ અટકાવવું શી રીતે શકય બનશે. તે એક મહાપ્રશ્નજ છે.

તેમજ જગાતો નાંખવાથી માલના ભાવ કૃત્રીમ રીતે ઉંચા રાખવામાં આવે છે. પરીણામે લોકોની ખરીદવાની શકિત ખૂબ ઘટે છે આથી વસ્તુનો ઉપાડ ઓછો થાય છે. આમ એકંદરે નુકશાન જ થાય છે. આથી જ બ્રિટનનો માલ સંસ્થાનોના બજારોમાં અમેરિકન સ્પર્ધામાં અસરકારક રીતે ટકી શકે એમ માનવું અશકય છે. ઉલટાનું અમેરિકા પોતાના અતૂલ આર્થિક બળથી સસ્થાનોના ઉદ્યોગોને હસ્તગત કવા પ્રયત્ન કરશે. અને તે રીતે તેઓ આક્રમણનો સામનો કરશે.

પણ આવતા વર્ષે આમ અમેરિકન ઇંગ્લાંડ, તેમજ સોવીયેટ–ઇંગ્લાંડ અથડામણના પડઘાઓ દીગંતમાં જરૂર વાગશે આ અથડામણોમાંથી યુદ્ધના તણખા ઝરે તો પણ અશકય ન મનાવું જોઇએ.

[ ૫ ]

**જયાં** સુધી આ કરારો હિંદને લાગેવળગે છે ત્યાં સુધી તો તેઓ કેટલા હિંદના હીતના વિરોધી છે તે તો હવે હિંદી પ્રતિનિધિમંડળ સીવાયની સર્વ વ્યકિતઓ સ્વિકારે છે. વધુ માહીતી જોઇતી હોય તો હમણાં જ બહાર પડેલા ઓટાવા કરારને લગતી શ્રીયુત સી. એન. વકીલના આ પુસ્તિકા વાંચી લેવાની ભલામણ કરવામાં આવે છે.

પણ હિંદ તો પરાધીન દેશ છે. એટલે હિંદની વડી ધારાસભામાં લોકમતનો અવાજ પહોંચે એવો સંભવ અતી અલ્પ છે એટલે સરકારતંત્ર આવા હિંદના હીત વીરોધી ધારાઓને પસાર કરાવી જવામાં જરૂર સફળ થશે એમ માનવાને પુરતો સંભવ છે.

**આ** કરારો પસાર થાય કે ન થાય છતાં પણ આંતરરાષ્ટ્રિય રાજકારણ ઉપર તેની અસર વધુ ઉંડી અને વ્યાપક બનનાર છે. આ કરારોએ એંગ્લો-અમેરિકન વિખવાદને વધાર્યો છે. એંગ્લો-સોવીયેટ વેપારી સંબંધ તોડી નાંખ્યો છે, અને રાજકીય સંબંધ કડવો બનાવ્યો છે એટલે આર્થિક અથડામણો રાજકીય ક્ષેત્રમાં કેવું રૂપ લેશે તે સંબંધી અત્યારે તો માત્ર કલ્પનાઓ જ કરવાની છે. પણ જરૂર તે પ્રખર અને પ્રચંડ આર્થિક જંગમાં પરીણમે તો બ્રિટનને પોતાને જ પોતાના વર્તન માટે આભાર માનવો પડશે.



# વિજળીક બત્તી વિના

**સં**ધ્યાનું અવસાન થતું હતું. ચર્ચ-ગેટની રેતી પર સમુદ્રના મોજાંઓ અથડાઇને અવાજ કરતાં હતાં પણ આ અવાજનું ઘેરૂં સંગીત સાંભળવાની આજે મ્હને ફુરસદ ન હતી. ઉદધીના જલ ઉપર નાચતી અનીલ લહરીઓનો સુરમ્ય આ-હ્લાદ આજે મ્હને આનંદ આપતો ન હતો. પ્રકાશનો પુંજ તો ક્ષીતીજની પેલી પાર ક્યારનોય સમાઇ ગયો હતો. માત્ર તેનો પ્રકાશ અભ્રમાં છવાયેલા વાદળામાં કલામય રંગો પુરી રહ્યો હતો. પણ આ સર્વ આજ મ્હને જરા ય ગમતું ન હતું.

આજે વર્ષોમાં પહેલીવાર આ સુરમ્ય સ્થળ મ્હને આકરૂં લાગવા માંડયું. કેમ જાણે તેનું સૌન્દર્ય એકાએક સરી પડયું હોય તેવો જ ભાસ મ્હને થયો. પણ આ સર્વ લાગણીઓનું મૂળ કારણ તો જુદું જ હતું, શહેરમાં વાત ચાલતી હતી કે આજે રાત્રે વિજળીક પ્રકાશ શહેરને મળનાર જ નથી. સાંજનાં સમાચારીયામાં મેં પણ મ્હોટા અક્ષરોએ વાંચ્યું હતું કે માત્ર એક જ રાત્રી માટે શહેરની મનોહર મહેલાતોમાં વિજળીક રોશની નહીં ઝબુકે.

**આ**થી જ મ્હારી કલ્પના વંટોળે ચઢી હતી. મ્હારા કલ્પનાતટમાં હું જોઇ શકતો હતો કે રસ્તામાં પ્રકાશ પાથર-નારી દીપમાળાઓ આજે પહેલીજ વાર નહીં ઝગમગે. સાગરપર રોશની રેલાવ-નારી સર્ચ-લાઇટો આજે નહીં સળગે. આવાસોને ઉજાળનારી વિજળીક બત્તિઓ આજે નહીં ઝબુકે. આવી કલ્પનાઓના વેગથી મ્હારૂં મન અતીશય અકળાયું હતું. આ થી જ જ્યારે રેકલેમેશનની રેતી પાસે પસાર થતા રસ્તા




પર વ્યવસ્થિત રીતે રોપાયેલા દીવાઓમાં જરા ય પ્રાણ પ્રગટ્યો નહીં ત્યારે જ એકદમ ગૃહ ભણી જવા ઉતાવળાં પગલાં ભરવાની પ્રવૃત્તિ આદરવી પડી.

પણ અંધારામાં ને અંધારામાં રસ્તા પર આવેલા ટ્રામ સ્ટેશન પર જરા સ્તંભ્યો. ત્યાં ટ્રામનું નિશાન પણ ન હતું.

રાહ જોતાં જોતાં અનેક રાહદારીઓ થાકી ગયાં હતાં. પણ ટન્ ટન્ ટન કરતી ટ્રામનો ટંકારવ જરાયે કર્ણપટ પર અથડાતો ન હતો. આથી જ મ્હને જણાયું કે શહેરમાં ટ્રામવ્યવહાર તો સ્તંભી જ ગયો હતો. પણ કેટલીક વાર મોટરકારની આગલી લાઇટની રોશની રસ્તા પર પ્રકાશ ફેંકીને અદ્રશ્ય થઇ જતી ત્યારે જ આગળ ચાલતા રાહદારીઓના આકારો આંખની કીકીમાં અથડાતા. અને ઓળાઓ જેવા લાગતા તેઓ પળવારમાં પાછા અદ્રશ્ય થઇ જતા.

પણ કેટલાકોએ ટોર્ચલાઇટના પ્રકાશમાંથી રસ્તાઓમાં તેજનાં કુંડાળાં પાડવા માંડયાં હતાં. આવાં કુંડાળાંઓ કેટલીકવાર પરસ્પર અથડાતાં ત્યારે જ સામસામો માનવ જોઇ શકતો કે રસ્તામાં હજુ આવજાવ ચાલી રહી છે. પણ આ કુંડાળાંઓ પણ મ્હારા માર્ગમાંથી આઘાં ખસ્યાં હતાં. અને તેથી જ અંધારામાં અથડાતો હુ માત્ર એકલો એકલો માર્ગ કાપી રહ્યો હતો, ગુસ્સે થવાનો પણ અવકાશ ન હતો. આંખો ઉંચી કરીયે તો પણ કોઇ જુવે તેમ હતું. શબ્દોનો અવાજ કોઇ સાંભળનાર ન હતું.

આવા ગાઢ અંધકારમાં પ્રકાશવિહોણા આવાસો મહાકાયી રાક્ષસો સમા ડરાવતાં ઉભાં હતાં. પાંચ પાંચ માળનાં આ પ્રાસાદોએ પ્રચંડ બુરખો લઇને પોતાના સ્વરૂપને છુપાવ્યું હોય તેવી કંઇક પ્રતિતિ થતી હતી. આકાશ સાથે વાતો કરનારી મહાન મહેલાતો પણ પ્રકાશ વિના તારાના આછા આછા તેજમાં પોતાનું રૂપ ખોઇ બેઠી હતી.

આ સમયે જે મકાનોમાં આર્યસંસ્કૃતિના સાચા સંરક્ષકો હજુ પણ કેરોસીનનાં ફાનસો વાપરવાનો આગ્રહ કરીને વિજળીક બળ લેતા ન હતા તેઓના પ્રાણહીન ફાનસોનો આછો આછો પ્રકાશ રસ્તામાં પથરાતો. પણ આવા મકાનમાં બે વસ્તુઓ જળી રહી હતી. એક તો કેરોસીન, અને બીજું આખી રાત કેરોસીન બાળવું પડશે એમ માનીને તેમનું કંજુસ હૃદય બળી રહ્યું હતું. લગભગ બધા જ ન્હાના પ્રમાણમાં નાગી લુંટ કરનારા—ચોરો આ પ્રસંગનો સારો લાભ લેશે તેમ માનીને પોતાના બારણા બરાબર બંધ કરી દીવાને ઝીણો કરી સુઇ રહ્યા હતાં. એક બાજુ કેરોસીનમાં તેલ જલી રહ્યું હતું. બીજી બાજુ આ આર્યોનું હૃદય બળી રહ્યું હતું માત્ર હું જોઇ શકતો હતો કે તેલ વેચનારી વેપારી પેઢીઓનો નફો વધી રહ્યો હતો.

આ શહેરમાં વસતાં આજે અનેક વર્ષે આકાશ તરફ મારી નજર ગઇ. તારાઓનાં જુથ અતી પ્રામાણિકતા પૂર્વક સૃષ્ટિ ઉપર પ્રકાશ પાથરી રહ્યાં હતાં. કેટલા મૂર્ખ ! જગત કરોડો વર્ષથી વળતરમાં એક પાઇ પણ આપ્યા વગર તેમનો પ્રકાશ ઝીલે છે છતાં તેઓ એકત્ર મળતા નથી કે તેમની મજુરી માટે કંઇ કિંમત માગતા નથી! ખરેખર સૂર્ય, ચંદ્ર અને તારાઓ મુડીવાદી મનોદશાથી બરાબર સીંચાયા છે. યંત્રો માફક તેઓ કામ આપી રહ્યા છે. અને તે આપણને કેવું ગમે છે? એક દિવસ પણ તેઓ હડતાલ પાડે તો? અરે સમગ્ર સૃષ્ટિમાં પ્રકાશનું એક કિરણ ન દેખાય તો? પણ તેમનો 'કાર્લ' માર્કસ' હજુ સુધી જન્મ્યો લાગતો નથી!

અને આ વિચારો મ્હને પાછા મ્હારા અનુભવ તરફ દોરે છે. રસ્તામાં ઉપસી આવેલા પત્થરની ઠોકર મ્હને વાગી છે. છતાં અટકવાની મ્હારામાં હિંમત નથી. મ્હને ચચરાટ થાય છે. પણ કોઇ જગ્યાએ બેસવા જેટલો વખત નથી. જલ્દીથી ઘેર પહોંચવાની તમન્ના મ્હારા પગમાં જોર મૂકી રહી છે. મ્હને આગળ વધવાની ફરજ પડી રહી છે.

પણ હું ઘેર કેમ જાઉં છું? આજે વિજળીક પ્રકાશ નથી, મિણબત્તિ કે ફાનસ પણ ઘરમાં નથી. પણ ત્યારે શું કરૂં? સીનેમાના અંધારામાં શીલ્મનો પ્રકાશ આજે ચમકે એવો સંભવ જરા ય નથી તેમજ નાટકો પણ દેખાવ કરી શકે તેમ નથી. અંધારામાં રસ્તામાં રખડવું પણ કેટલું? માત્ર શેરીમાં આંટો માર્યા શિવાય મ્હારા માટે બીજો કોઇ માર્ગ નથી.

વિક્ટોરીયા ટરમીનસ પણ આજે શ્યામલ પડદો પાથરી ઉભું છે છતાં અંધારી ગાડીનો અનુભવ પણ અતી રોમાંચક છે, અને પરેલ તરફથી મ્હારી ગાડી પસાર થાય છે ત્યારે ડબલ શિફ્ટથી કામ કરતી મીલો તરફ નજર નાખું છું. મ્હારૂં મન મલકાય છે. આજે કેટલેય વર્ષે રાત્રીએ ચાલનારી મીલો બંધ છે, કેટલેય વર્ષે મીલોની રાતની શીફ્ટ અટકી છે. પણ સૌથી દયા તો મ્હને રાત્રે કામ કરનારા વર્તમાનપત્રોના ઉપતંત્રીઓની આવે છે. રાત્રિએ પરસ્તાન બનનાર લત્તાઓ પણ વેરાનજ હશે. આ સર્વ તકલીફોને માટે સુર્ય ચોવીસ કલાકજ ઉગતો હોત તો?

આજે જ્યારે હું વિચાર કરૂં છું કે આજે તો માત્ર વિજળીકબળનાં યંત્રો બગડયાં છે. પણ આવતી કાલે આ યંત્રો ચલાવનારા શ્રમજીવીઓ ના પાડે તો?

લેખક: પ્રોલીટેરીયન.



# સ્વાતંત્ર્યના અનામી શહીદોને

એક

# અંજલી

અકથ્ય આત્મભોગ પછી જ સફળ થયા છે. રશીયાની રાજક્રાંતિ પણ રશીયન યુવાનોના સશસ્ત્ર બળવા પછી જ શક્ય બની છે, છતાં આટલા ઉન્હા રક્ત તર્પણમાંથી પણ રાજ્યક્રાંતિ સફળ થઇ છે એ જ વસ્તુ અત્યારે તો આલમના કચડાતા આમવર્ગ માટે અતિ આનંદનો અવસર છે. આથી જ પૃથ્વીના પ્રત્યેક પ્રદેશમાં જાગૃત શ્રમજીવીઓનાં જૂથ નવેમ્બર સાતમીને વિશ્વના ઉત્સવ તરીકે ઉજવે છે.

સાતમી નવેમ્બર ! જગતના શ્રમજીવીએનો તે સામાન્ય ઉત્સવ છે. મે દિનના ઉત્સવ કરતા પણ આ દિવસનો ઉત્સવ વધુ મ્હોટો છે કારણ કે પહેલી મે તો મજૂરવર્ગના પ્રવૃત્તિને માપવાની વસ્તુ છે જ્યારે સાતમી નવેમ્બર તો મુડીવાદ ઉપર સમાજવાદી સંસ્કૃતિએ મેળવેલો પ્રથમ વિજય છે. આ વિજય પ્રાપ્ત કરતાં રશીયાના સેંકડો શ્રમજીવીઓએ ઉન્હાં રકતનાં બલિદાન આપ્યાં છે. લાખ્ખો વ્યકિતઓએ સાયબીરીયાની અસહ્ય શીતળતા સહન કરી છે આ વિજય માટે કેટલી ય આદર્શપ્રેમી વ્યકિતઓએ ભયંકર કારાગૃહો સહ્યાં છે. આ સર્વના સંભારણાં તાજાં કરવાનો અને આઝાદીના યુદ્ધમાં ખપી ગયેલા અનામી શહીદોને અંજલી આપવાનો આ દિન છે.

યુગપરિવર્તનનો ઈતિહાસ માનવશોણીત વડે લખાયો છે અને લખાશે. ફ્રાંસનો વિપ્લવ, સ્પેનનો વિપ્લવ, ચીનનો વિપ્લવ એ સર્વ ભયંકર અથડામણો

કારણ કે મુડીવાદી સંસ્થા ઉપર સમાજવાદનો તે મક્કમ વિજય છે. દશ કરોડ શરીરો તે દિવસે સાચી આઝાદી પામ્યાં છે. સોવીયેટની સીમામાં સાચી લોકસત્તા સ્થપાયી છે. સૃષ્ટિનો ⅙ ભાગ મુડીવાદની જંજીરોથી મુક્ત બન્યો છે. આમાં જ નવેમ્બર સાતમીના ઉત્સવનું મહત્વ સમાયેલું છે.

સોવીયેટના શ્રમજીવીઓ તો તેમના અસમાન્તર વિજય તરીકે આ દિનને ઉજવે છે. જેટલા ભભકાથી અને લશ્કરી દોરદમામથી અમેરિકામાં ૪ થી જુનનો સ્વાતંત્ર્ય દિન ઉજવાય છે તેવા જ વિશાળ પ્રમાણ ઉપર સોવીયેટ રશીયામાં આ દિવસે ઉત્સવ ઉજવાય છે. ક્રેમલીનના દરવાજા ઉપર લાલ લશ્કર શ્રમજીવીઓના વાવટાને સલામી આપે છે. પછી કામદારોના જબરાં જૂથ લાલ ચોગાનમાં

ક્રેમલીનના ટાવરના ટંકારવ સાથે 'આંતરરાષ્ટ્રિય' ગીત ગાય છે. અને પછી લેનીનના સ્મારક પાસેથી ચાર ચારની હારમાં શ્રમજીવીઓ, ખેડુતો, વિદ્યાર્થીઓ, ડોકટરો, ઇજનેરો અને અન્ય વ્યકિતઓ અંજલી આપે છે. રાત્રિના સમગ્ર મોસ્કો શહેર તેમજ સોવીયેટ રશીયાનાં અન્ય શહેરો રોશનીથી ઝળુકી ઉઠે છે. અને મધ્યરાત્રીના બારના ટકોરા સાથે સમગ્ર સોવીયેટ સીમા ઉપર 'આંતરરાષ્ટ્રિય'ના શબ્દો વાતાવરણમાં બ્રોડકાસ્ટ કરવામાં આવે છે. આમ અપૂર્વ આનંદના દિવસ તરીકે સોવીયેટ રશીયામાં નવેમ્બર સાતમી પુરી થાય છે.

તે દિવસે સોવીયેટ શહેરે શહેરે અને ગામડે ગામડે રાજ્યક્રાંતિનો સંદેશ પહોંચાડવામાં આવે છે. અધુરા રહેલા આદર્શો જલ્દીથી પુરા કરવાની પ્રેરણા આપવામાં આવે છે. મેળવેલા આદર્શોનો આંક લેવાય છે. આમ ઓક્ટોબરની સાતમી તારીખ સોવીયેટ રશીયા શ્રમજીવીઓ માટે તો વર્ષની પ્રગતિનાં માપ કાઢવાનો એક દિન છે. પ્રત્યેક વર્ષે સોવીયેટ રશીયાએ આગળ કુચ આદરી છે. અને આમ પંદરમી જયંતિ આજે ઉજવાય છે.

[ ૨ ]

**પ**ણ નવેમ્બર સાતમી તારીખનું આંતરરાષ્ટ્રિય મહત્વ પણ એટલું જ અગત્યનું છે. રશીયન રાજ્યવિપ્લવ એ સમગ્ર સૃષ્ટિના સમાજવાદીઓનો પહેલો વિજય છે. કારણ કે સમાજવાદી ચળવળ આંતરરાષ્ટ્રિય છે. પ્રત્યેક દેશમાં પ્રવર્તતી મુડીવાદી સંસ્થા સામે તેઓ વ્યવસ્થિત રીતે સંગ્રામ કરે છે. આ સંગ્રામમાં રશીયન વિભાગે મેળવેલું સાફલ્ય એ સૃષ્ટિના સમાજવાદી બળોનો પહેલો વિજય છે.

અત્યારે સોવીયેટ રશીયાનું અસ્તિત્વ અને તેની વિસ્મયજનક પ્રગતિ જગતના મુડીવાદીઓને સીધો જવાબ છે. સમાજવાદને સ્વપ્નદ્રષ્ટાઓની કલ્પનાઓ તરીકે ઓળખાવનારાઓ સોવીયેટ રશીયાની મક્કમ પ્રગતિથી ભોઠાં પડી ગયા છે. મુડીવાદીઓની સંસ્થાને સર્વોત્તમ ગણનારા સમુદાયને સમાજવાદે વ્યવહારિક જવાબ વાળ્યો છે. સોવીયેટ રશીયા આમ સમાજવાદના ક્ષેત્રમાં પહેલું સુત્ર છે.

**સો**વીયેટ રશીયાએ ૧૪ વર્ષ પુર કર્યાં છે. વિરોધી મુડીવાદી પ્રજાસત્તાકો વચ્ચે વસીને પણ સમાજવાદે અપૂર્વ સાફલ્ય સાધ્યું છે. આર્થિકમંદીના આ આપદ્‌કાળમાં બેકારીને નિર્મૂળ કરીને, તેમજ પાંચ વર્ષની પ્રચંડ યોજના લગભગ પાર ઉતારીને તેઓએ સમાજવાદી અર્થશાસ્ત્ર તેમજ સમાજવાદી સંસ્કૃતિનું સર્વોપરિતાપણું સાબીત કરી આપ્યું છે.

# નવેમ્બર ની સપ્તમી

પણ જેમ જેમ સમાજવાદી-સંસ્કૃતિ આગળ પગલાં ભરતી જાય છે, જેમ જેમ તેની પ્રચંડ પાંચ વર્ષની યોજના સફળ થતી જાય છે તેમ તેમ સોવીયેટ રશીયાનાં અસ્તિત્વથી અકળાયેલાં મુડીવાદી રાજ્યો સોવીયેટ સરકારતંત્ર સામે વિગ્રહની યોજનાઓ રચતા જાય છે. આર્થિક બહિષ્કાર, ઔદ્યોગિક પ્રગતિમાં સહકાર આપવાની સ્પષ્ટ ના, તેમજ તેના માલ પર મૂકાયલા પ્રતિબંધોથી ઇતિહાસ છલોછલ ઉભરાય છે. આમ જ્યારે સોવીયેટ રશીયા આગળ કુચ કરી રહ્યું છે ત્યારે મુડીવાદી પ્રજાસત્તાકો તેનો નાશ કરવાને માટે આકાશ પાતાળ એક કરી રહ્યાં છે.

આથી જ સોવીયેટ સરકારતંત્રના સાફલ્ય સાથે એ વસ્તુ યાદ રાખવાની જરૂર છે કે સોવીયેટ વિરૂદ્ધ જંગ પણ સમીપ આવતો જાય છે. આથી જ આ વર્ષ સંગ્રામ વગર પસાર થયું છે તેટલા માટે ખાસ આનંદનું કારણ છે.

આમ નવેમ્બર સાતમી તારીખ જગતના ઇતિહાસમાં આલમના આંદોલનોને પ્રેરણા માટે સૌથી પ્રચંડ સાધન છે.

---

# ટુંકી વાર્તા.

સોનાની સુંદર ખાણ હતી. સાંજ પડે કેટલાય શેર સોનું તેમાંથી ઉપજતું. આ સોનાને સંરક્ષવા માટે પત્થરની તીજોરી બાંધવામાં આવી હતી. તેની આજુબાજુ ખાસ પહેરગીરો ઉભા રહેતા. ભરેલી બંદુકો ખભે મુકીને તેઓ આમતેમ નજર રાખતા કે રખે આ પત્થરના મકાન ઉપર કોઇ આક્રમણ ન કરે!

ખાણની આગળ જ ગુજરાતથી આવેલો રઘો કામદાર અને તેની જીવી વહુ વસતાં હતાં. સવાર પડે તે જમીનની અંદર ઉતરતો. સાંજ પડે તે બહાર આવતો. વાળુ વખતે વાત નીકળી.

'જીવી, આજે મેં લગભગ પાશેર જેટલું સોનું ખોદ્યું હશે!'

'હેં'

'જરૂર!'

'તેના તો બહુ પૈસા આવે!'

'એટલા તો નહીં! પણ બીજાય કામ કરે છે ને!'

'પણ ત્હમારે તો ત્રાંબાના કાવડીયાં જ જોવાનાં મળે છે તેનું કેમ?'

'હું પણ તેનો જ વિચાર કરૂં છું!'

# સમયની રેતી પર પગલાં પાડનારાઓ—

વિશ્વના પત્રકારો જાણે છે કે ટ્રૉટસ્કિ એટલે લાલ સેનાધિપતિ. રાજ્યવિપ્લવ પછી રૂશીયાનો તે સંરક્ષક; પણ તેથી પણ વધુ ઉંચ્ચ ટ્રૉટસ્કિ–એટલે ત્રણ શબ્દમાં આલેખાએ તો જગતક્રાંતિનો આદર્શ પૂજક. લેનીન અને ટ્રૉટસ્કિ વિશ્વક્રાંતિના અઠંગ પૂજારી હતા. રૂશીયાના મહાન રાજ્યવિપ્લવને તેઓ માત્ર 'એક પગલુ'' ગણતા. ત્હેમનું જીવનધ્યેય હતું જગતવિપ્લવ. લેનીનનું સમગ્ર જીવન તે આદર્શસિદ્ધિ અર્થે વપરાયું. ટ્રૉટસ્કિ આજે તેના જીવનની પ્રત્યેક ક્ષણ વિશ્વવિપ્લવની સિદ્ધિ માટે યોજના કરવામાં અર્પે છે.

ઝારશાહીના જુલ્મી રાજ્યતંત્રનો નાશ કરવા માટે ટ્રૉટસ્કિએ એક કાવતરામાં ભાગ લીધો હતો. આ 'ભયંકર ગુન્હો' કરવા માટે ઝારશાહીએ તેને સાઇબીરીયાના શાંત પ્રદેશમાં જન્મભરની સજા ભોગવવા મોકલી આપ્યો. આ બરફથી આચ્છાદિત થયેલા અંધારા મુલકમાંથી એક ગામડીયાના ગાડામાં બેસી વીર નર ટ્રૉટસ્કિએ સાઇબીરીયાની સીમા ઓળંગી. પછીનું જીવન તો ગઇ કાલનું જીવન છે. રાજ્યક્રાંતિનો તે બીજો નેતા હતો. રાજ્યવિપ્લવ પછી પતિત મુડીવાદી સમાજરચનાને સ્થાને નવીન સિદ્ધાંતે ઉપર સ્થપાતી સમાજરચનાના ચણતરમાં ટ્રૉટસ્કિનો હીસ્સો અનુપમ છે. નવી સ્થપાયેલી સમાજરચનાને સંરક્ષવાને લાલ લશ્કરનો ઉદ્‌ભવ થયો. આ સૈન્યનો તે સેનાપતિ. આ સૈન્યની વીરતા વડે સમાજવાદી પ્રજાસત્તાકને કંઇક સ્થિરતા મળી. આ સ્થિરતામાં આમવર્ગના શાસન સ્થપાયાં.

(૧) લિયૉ ટ્રૉટસ્કિ
(૨) પાલ વેઇલન્ટ-કાઉટુરીઅર
(૩) પ્રો. એસ. વોરૉનોઇ
(૪) ફીલીપો ટુરાટી

ટ્રૉટસ્કિના વ્યકિતગત જીવન કરતાં ત્હેના જીવનસુત્રો ઇતિહાસને વધુ અગત્યનાં છે. મહામનુષ્યોની પૂજા કરતાં સિંદ્ધાંતોની પૂજા વધુ ઇષ્ટ છે. સિદ્ધાંતોની પ્રખરતા મનુષ્યને મહત્વના અર્પે છે. સિદ્ધાંતોના કડક અનુપાલનમાં વ્યકિતની મહત્તા સમાયેલી છે. તેથી જ ટ્રૉટસ્કિના જીવન કરતાં ત્હેના સિદ્ધાંતો-ત્હેના આદર્શો અને ત્હેનું જીવનધ્યેય જગતને જાણવા જરૂરનાં છે.

લેખક:–બી. ટી. આશર

ત્હેનો જીવન આદર્શ હતો જગતવિપ્લવ. પૃથ્વિના પ્રત્યેક પ્રદેશમાં શાસિતો અને શોષાતા જનસમાજની ક્રાન્તિની પછવાડે

ટ્રોટસ્કિનું બળ છે. સમસ્ત વિશ્વની મુડીવાદી સમાજરચનાને વિપ્લવની જ્વાળાઓમાં ભસ્મીભૂત કરવાના ત્હેના અભિલાષ છે. સમગ્ર વિશ્વ ઉપર સમાજવાદનાં શાસન સ્થાપવાના ત્હેના મનોરથ છે.

રૂશીયન રાજ્યવિપ્લવ તે આ વિભૂતિને મન આદર્શપ્રાપ્તિનું એક સાધન માત્ર છે. ટ્રોટસ્કિના મતંવ્ય પ્રમાણે રૂશીયાની સમાજવાદી સરકારનું એક માત્ર કર્તવ્ય આ વિશ્વવિપ્લવનાં આગમનની ગતિને વધારવાનું છે. હિંદ, ચીન, ઇજીપ્ત અને આફ્રીકાના આવતા રાજ્યવિપ્લવોની હારમાળામાં રૂશીયન રાજ્યવિપ્લવ એક માત્ર અંકોડો છે. આ 'ચોક્કસ' વિશ્વવિપ્લવને ઉત્પન્ન કરનારાં ઐતિહાસિક બળોને વધુ વેગ અને તેજ આપવા તે યત્ન કરે છે. આ યોજનાને સફળ કરવા માટે આજે તેનું જીવન છે; અને ત્હેનો આદર્શ છે કે સમસ્ત પૃથ્વિ ઉપર એક જ સમાજવાદી પ્રજાસત્તાક રાજ્યતંત્ર સ્થપાય. ત્હેના આદર્શમાં સમસ્ત વિશ્વ માટે એક જ પ્રજા અને એક જ રાજ્ય છે. આ પ્રજા તે માનવજાતિ. આ રાજ્ય તે આમવર્ગનાં શાસન.

ત્હેની એ પ્રખર માન્યતા છે કે વિશ્વવિપ્લવ વગર રશિયાની આધુનિક સરકારને પણ લાંબો સમય સુધી ટકવું અશક્ય છે. વિશ્વવિપ્લવ વગરનું સમાજવાદી સરકારનું જીવન 'લગભગ અશક્ય' તે માને છે. ત્હેના વિરોધીઓ ત્હેનામાં નિરાશાવાદનો આક્ષેપ કરે છે; પણ વિશ્વવિપ્લવ માટે ત્હેનો આશાવાદ સર્વથી ઉત્કૃષ્ટ છે.

વિશ્વવિપ્લવની પૂજા ત્હેની એટલી તો મહાન છે કે તે પક્ષત્યાગ કરવા પણ પ્રેરાયો. ગીનમાં હાલની સમાજવાદી સરકારે કરેલી કેટલીક ભૂલથી તેને એવી તો ચીડ ચડી કે તે સામે પ્રખર ચળવળ ચલાવવા માટે તેણે તૈયારી કરી. પક્ષ સત્તાધીશોની આંધળી રમત સામે તે સળગી ઉઠ્યો. તેણે પક્ષમાંજ બંડ ઉઠાવ્યું.

પ્રથમ કારોબારી કાઉન્સીલમાંથી, પછીથી સામ્યવાદી પક્ષમાંથી, પછીથી રશિયામાં તેને દેશવટો મળ્યો.

પક્ષનિયમનની આકરી સજા ભોગવતાં વિશ્વવિપ્લવનો તેનો આદર્શ જરાપણ નરમ ન પડયો. ઇતિહાસ સર્વથી ઉચ્ચ છે. ત્હેના વિરોધીઓએ ત્હેનું ન ગણકાર્યું, ત્હેની સલાહ ન માની. ઇતિહાસે બતાવ્યું કે તેઓ આંધળા હતા, ટ્રોટસ્કિ એકલો જ દેખતો હતો. ટ્રોટસ્કિની ટીકા ખરી પડી. ત્હેની ભવિષ્યવાણી સત્ય નીવડી.

ત્હેના વિરોધીઓ પણ આ ટીકા કબુલ કરે છે, તેનું સત્ય સ્વિકારે છે. પણ પક્ષના નિયમન ભંગનું પાપ ત્હેને પક્ષમાં પાછો આવતો અટકાવે છે.

કોન્સ્ટેન્ટીનોપલનાં એક પરાંમાં શાન્ત જીવન ગુજારતો મહાન નર ટ્રોટસ્કિ આજે પણ વિશ્વવિપ્લવનાં સ્વપ્ન સેવતો જીવન ગુજારે છે.

## પાલ વેઇલન્ટ કાઉટુરીઅર

## ફ્રેંચ સામ્યવાદીઓ.

**પાલ** વેઇલન્ટ, ફ્રેંચ રાજદ્વારીનો જન્મ ૧૮૯૨ ના જાન્યુઆરીમાં પારીસમાં થયો હતો. તેણે કાયદાશાસ્ત્રનો અભ્યાસ કરી ફ્રેંચ પાટનગરમાં વડી અદાલતમાં વકીલ તરીકે ધંધો ચાલુ કર્યો. તેણે લડાઇમાં જઇ એક શસ્ત્રસજ્જીત કારના

ઓફીસર તરીકે એવી બહાદુરીથી લડાઇ કરી હતી કે ગબ્બો વતન 'તેનું' નામ તે વતનના શુરવીર યોદ્ધા તરીકે બહાર આવ્યું હતું. બે વતન તે સંયુક્ત રીતે થયાં હતાં.

લડાઇના ખૂનખાર અનુભવે તેનું રાજદ્વારી દષ્ટિબિંદુ છોડાવ્યું અને તે એક સામ્યવાદી બન્યો. ૧૯૧૯ માં તેને પહેલીવાર મેઇન ડિપાર્ટમેંટની ચેંબરમાં સભ્ય તરીકે ચુંટવામાં આવ્યો અને ૧૯૨૪ માં તે ફરીથી ચુંટાયો. ૧૯૨૭ ના ફેબ્રુઆરી માસમાં બોલોગ્ના ખાતે મુસોલીનીના ખુનની કોશીશનો બચાવ કરવા માટે તેને ત્રણ માસની કેદની સજા થઇ હતી.

રાજદ્રોહની ઉશ્કેરણી કરવા બદલે તેને અને બીજા ચાર કોમ્યુનીસ્ટો જેમાં માર્સલ કાચીન પણ એક હતો તેઓને ઓક્ટોબર માસમાં લાંબા વખતનાં કેદખાનાની સજા થઇ પણ તેઓ પાર્લામેંટના સભ્ય હોઇ નવેંબર માસમાં તેઓને છોડી મુકવામાં આવ્યા હતા. સેશનની બેઠક સુધી તેઓ સહિસલામત હતા. આથી જ્યારે સેશન બંધ થઇ ત્યારે તેઓ ગુપ્ત રહ્યા અને ૧૯૨૮ ના જાન્યુઆરી માસમાં જ્યારે પાર્લામેંટ પાછી મળી ત્યારે તેઓ બહાર પડયા. આ વખતની બેઠકમાં સરકારે આ પાર્લામેંટના સભ્યોના હક પર ત્રાપ મારી અને જો સરકારમાં વિશ્વાસ હોય તો આ હક દૂર કરવા સૂચવ્યું. ૩૧૦ વિરૂદ્ધ ૨૨૭ મતે સરકારનો ઠરાવ પસાર થયો અને તેથી જ્યારે આ લોકો ચેંબરમાંથી બહાર પડયા ત્યારે તેઓને પકડવામાં આવ્યા.

વેઇલન્ટ એકલો રાજદ્વારી ચળવળખોર જ ન હોઇ એક લેખક પણ છે. તેણે લખેલાં પુસ્તકોમાં નીચેનાં પણ છે.

"લા વીસીઇ ડી બર્ગર," "અન પરમીસન ડી ડીટેન્ટ." "લેટર અ મે અમી' થડીન ડ્રેમ મેકેણે", "ફ્રેઇન રોગ", "છ્યુન સાન પેન."

## પ્રો. એસ. વોરોનોફ

## યૌવન પ્રાપ્તિનો શોધક.

સર્જન વોરોનોફ, યૌવન પ્રાપ્તિનો શોધક રશિયામાં જન્મ્યો હતો. પણ તેણે શિક્ષણ તથા શાસ્ત્રિય કેળવણી ફ્રાંસમાં લીધી હતી અને ત્યાંનો જ વતની બન્યો. તેણે ડોક્ટરની ડીગ્રી પારીસમાં જ લીધી અને તુરત જ ત્યાંની રશિયન હોસ્પીટલ અને લશ્કરી હોસ્પીટલનો મુખ્ય સર્જન બન્યો. વધુમાં તે ફ્રાંસની કોલેજના સરજરી અને 'પ્રક્ટીલ ડી હોટી એટ્યુડ' ના વનસ્પતિખાતાંનો ડાયરેક્ટર નીમાયો હતો.

પશુઓમાંથી રસી લઇને માણસોમાં મુકી તેમને પુનઃ યુવાન બનાવવાના તેના અખતરાથી તેનું નામ વિશ્વવિખ્યાત થયું. આનો પહેલો અનુભવ તેણે ૭૪ વર્ષના બુઢ્ઢા પર કર્યો. ચાલીસ મીનીટમાંજ તે માણસમાં ૪૫ વર્ષના મનુષ્ય જેટલી શારિરીક અને માનસીક શક્તિ આવી. આના પછી આ જાતના કેટલાએ અખતરાઓ વોરોનોફે કર્યા છે. તેને લાગ્યું કે ચીમ્પાઝી નામની વાંદરાની જાતની રસી માણસોને યુવાન બનાવવામાં ઉત્તમ છે, અને તેથી તેણે મેન્ટોન પાસે એક એકાંત સ્થળમાં આવા વાંદરાઓનો ઉછેર કરવા માંડયો અને ફ્રેંચ

સરકાર પાસેથી વચન મેળવ્યું કે સંસ્થાઓમાંથી આવા વાંદરાઓની નિકાશ કરવામાં આવશે નહિ; કારણ કે તેનો મનોરથ ૧૫ લાખ બુઢ્ઢાઓને યુવાન બનાવવાનો હોઇ ૧૫ તેને લાખ ચીમ્પાઝીની જરૂર હતી.

પોતાની પદ્ધતિ અને સ્ટેઇનેકની પદ્ધતિ વચ્ચેના ફેર વિષે બોલતા વોરોનોફે કહ્યું હતું કે "પ્રો. સ્ટેઇનેકની ઇચ્છા મનુષ્ય યંત્રને દુરસ્ત કરવાની છે જ્યારે મારી ઇચ્છા મનુષ્યમાં નવું તત્વ મુકવાની છે." ૧૯૨૭ ના સપ્ટેમ્બરની દશમી તારીખે બ્યુડાપેસ્ટ ખાતે ભાષણ કરતાં તેણે જણાવ્યું હતું કે "કોઇ પણ દિશામાં આશા સુચવતા બચ્ચાંઓ પર ઓપરેશન કરવાથી બુદ્ધિમાન પુરૂષોની નવી જાતિ ઉદ્‌ભવશે. અત્યાર સુધી કદિ સ્વપ્ને પણ નહિ આવેલ એવી પ્રગતિ આથી જરૂર સાધી શકાશે. જે માતા મને પોતાનું બાળક આવું ઓપરેશન કરવા આપશે તે નવી ઓલાદની સ્થાપક તરીકે ગણાશે. મને હુશિયાર બચ્ચાંઓ આપો અને હું બુદ્ધિમાનોની જાતિ ઉત્પન્ન કરીશ.

## ફીલીપો દુરાટી
### ઇટાલીઅન સમાજવાદી.

ફીલીપો દુરાટી ઇટાલીઅન સમાજવાદી નેતા ૧૮૫૭ ના નવેંબર માસમાં લોમ્બાર્ડો નામના ઉમરાવ કુટુંબમાં કોમો પાસેના કેન્સો ગામમાં જન્મ્યો હતો. જ્યારે ઇટાલીનું એકત્ર રાજ્ય થયું ત્યારે તેના બાપને પણ એક 'પરફેક્ટ' ની જગ્યા મળી હતી.

બોલોગ્નામાં કાયદાશાસ્ત્રનો અભ્યાસ કર્યા બાદ દુરાટી મીલાનની પ્રાંતિક ધારાસભાનો સભ્ય બન્યો પણ તુરતમાં જ તે સોશિઆલીસ્ટ પાર્ટીમાં દાખલ થયો. તે ચારિત્ર્યશીલ વિનીત હોઇ તે હિંસાને વખોડી કાઢતો અને આમ કરીને તેણે બાકુનીનના અહિંસાત્મક અરાજકતાવાદમાંથી ઇટાલીઅન સમાજવાદીઓનું ધ્યાન ખેંચી લઇ તેમનું રચનાત્મક રાજકીય કાર્ય કરવામાં લક્ષ દોર્યું. ૧૮૯૧ માં તેણે પોતાના જ તંત્રીપદ નીચે 'ક્રીટીકા સોશિએલ' નામનું માસિક કાઢયું અને ૧૯૦૩ સુધી પોતેજ તંત્રીપદ ભોગવ્યું. પાછળથી તેણે ધારાસભામાં સંગીન કામ કરવા પર ભાર મેલ્યો. તે પોતે ૧૮૯૫ થી આ સભાનો મીલાન પ્રાંત તરફથી ચુંટાયેલો સભ્ય હતો. પણ ૧૯૨૨ ના ઓકટોબરના અંતમાં મુસોલીનીની ફેસીસ્ટ ચળવળથી દુરાટી અને આખો સમાજવાદી પક્ષ અગત્યનું કાર્ય કરતાં અટકી ગયા.

૧૯૨૬ ના ડિસેંબર માસમાં તેણે ઇટાલીમાંથી નાસી જવાનો સાહસિક પ્રયત્ન કર્યો. તેમાં તેને ઇટાલીની ચારે દિશાએથી મિત્રોનો સહકાર મળ્યો. છુપા વેશમાં એક અઠવાડિયાં સુધી રાત્રિએ જ મુસાફરી કર્યા બાદ તે એક બંદરમાં આવી લાગ્યો. ત્યાં તેણે પોતાના છ દોસ્તોના આગમનની થોડા દિવસ રાહ જોઇ. દરમિયાન પોલીસ અને લશ્કરી ટુકડીઓ ખાસ કરીને આલ્પાઇનના પ્રદેશમાં તેને ઠાર મારવાનો હુકમ લઇને શોધતી હતી. આ પછી એક રાત્રે આ નાસનારાઓ એક ફ્રેન્ચ મોટર બોટનો આશ્રય લઇ નાસી છુટયા અને દરિયાના તોફાનનો લાભ લઇ આ લોકો ઇટાલીઅન સરકાર તરફની કંઇ પણ મુશ્કેલી ભોગવ્યા વિના લાંબી મુસાફરી કરી કોર્સીકા પહોંચ્યા. પારીસમાં આવ્યા બાદ તેણે કહ્યું

કે ઇટાલીના જીવનથી કંટાળીને મેં પર-દેશનો રસ્તો પકડયો છે. તેના કાગળો ફોડાના હતા. તેનું ઘર ફેસીસ્ટ જાસુસોનો માળો થઇ પડયું હતું. જ્યારે જ્યારે તે બહાર જતો ત્યારે ત્યારે પોલીસો તેનો પીછો લેતા. ઇટાલી છોડનારા બીનફેસીસ્ટો તરફના કડક કાયદાને તે સખ્ત ભાષામાં ધીક્કારતો.

૧૯૨૭ ના આગસ્ટમાં તે અને તેના સાથીઓ પર સેવોના ખાતે કામ ચલાવ-વામાં આવ્યું. તેના પર અને બીજા ત્રણ પર પાસપોર્ટ વિના રાજદ્વારી મતલબસર સ્વદેશ છોડવાનો આરોપ મુકાયો. તેના બે મિત્રો નામે પ્રો. રોઝેલી અને પેરીએ ઉદા-રતાથી પોતાની માથે સઘળો ભાર વહોરી લીધો અને જણાવ્યું કે ઇટાલીમાં તેની જીંદગી જોખમમાં હતી. ટુરાટી અને તેના બે સાથીઓને તેઓની ગેરહાજરીમાં દશ માસની સજા થઇ જ્યારે રોઝેલી, પેરી અને બીજા ત્રણને તેટલી જ સજા થઇ અને વધુમાં પાંચ વર્ષ માટે લીપારી ટાપુમાં માટે દેશવટો મળ્યો. આ દેશાગની સજા પોલીસ કમીશને તેઓની ધરપકડ કર્યા બાદ તુરતમાં જ એટલે કે આઠ મહિને કરી હતી.

નાસતી વખતે જ ટુરાટીની તબિયત નાદુરસ્ત હતી અને તે હૃદયના દર્દથી પીડાતો હતો. છતાં પણ તેને બહાર એક આરોગ્યસ્થાનમાં જવા માટે પાસપોર્ટ આપવાની ના સંભળાવવામાં આવી હતી. એ પણ યાદ દેવામાં આવે છે કે મુસો-લીની જ્યારે સમાજવાદી પક્ષમાં હતો ત્યારે પણ ટુરાટી સાથે દુશ્મનાવટ ધરા-વતો હતો; કારણ કે ટુરાટી મુસોલીનીની સખ્ત નીતિને નાપસંદ કરતો હતો.

---

## એક વિનંતિ.

ગુજરાતના લગભગ તમામ સાપ્તાહિકોને 'નવયુગ' મોકલવામા આવે છે. છતાં વળતરમા કેટલાક સાપ્તાહિકો અને માસિકો બરાબર આવતા નથી. તો સર્વ તંત્રી બિરાદરોને વિનંતી છે કે તેમના પત્ર બરાબર નીચેને સરનામે મોકલવા.

તંત્રી—'નવયુગ' ૨૧, દલાલ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.

## નવયુગનાં કટાક્ષ ચીત્રો




ડીવલેરાઃ–સરકસનો આ પ્રયોગ સહેલો લાગતો નથી.

## મુડીવાદમાં—



સમાજના વિશાળ સમુદાયના બાળકોને અભ્યાસ કરવાને બદલે મીલમાં કે ખેતર ઉપર શ્રમ કરવો પડે છે—



—અને મધ્યમવર્ગના જે કોઇ અભ્યાસ કરે છે તેઓ નોકરી માટે આમતેમ રખડે છે-



—અને કારકુની કરતાં કરતાં તેઓ સંતાપમાં સમગ્ર જીવન વ્યતિત કરે છે-

# સમાજવાદમાં–



પ્રત્યેક બાળકને પુખ્ત વય થતાં સુધા કેળવણી આપવામાં આવે છે—



—અને ત્યાર પછી રાષ્ટ્રના ઉદ્યોગોમાં તેમને તરતજ સ્થાન મળે તેવી વ્યવસ્થા હોય છે. સમાજવાદે બેકારીના શબ્દને શબ્દકોષમાંથી ભુંસી નાંખ્યો છે.



અને આથી જ જ્યારે સમાજવાદ સ્થપાશે ત્યારે આવાં સંતાપ વિહોણાં કુટુંબોની કલ્પના અમારા ચિત્રકારે દોરી છે.




મેકડોનાલ્ડ:-ઉતરી જા ! ઓ યુદ્ધના દાનવ આ શિશામાં ઉતરી જા.

# સોવિયેટ ચીનનું લાલ લશ્કર

સોવિયેટ ચીનનો ઉદય તેનાં લાલ લશ્કરની સ્થાપના અને તેના વિકાસ સાથે સંકળાએલો છે. લાલ લશ્કરના અસ્તિત્વ સિવાય પ્રવર્તતા અત્યાચારીના બળ સામે ઝુઝવાનું સાવ અશક્ય હતું અને જો આ સૈન્યોએ અનુપમ શૌર્ય, અપૂર્વ સિદ્ધાંતભક્તિ અને આદર્શ માટે ખપી જવાની તમન્ના ન દર્શાવી હોત તો અત્યારે ચીનની ભૂમિ પર સોવિયેટ ન સ્થપાયું હોત.

પહેલાં તો નાનાં નાનાં લશ્કરોએ સામ્યવાદી નેતૃત્વ નીચે શહેરોમાં દેખાવો કરવા માંડયા. ૧૯૨૭ ના ડિસેંબરમાં કેન્ટોનમાં સોવિયેટ સ્થાપવાના પ્રયત્નમાં નિષ્ફળતા મળતાં માઓ–શે–ડન્ગ અને ચેટો આસપાસના પહાડામાં નાસી ગયા. ત્યાં તેઓ ધીમે ધીમે આગળ વધ્યા, પોતાનું પક્ષબળ સ્થાપ્યું અને નવા સોવિયેટની સ્થાપના કરી. આજે માઓ અને ચુના લાલ લશ્કરો કીઆંગ્સી પ્રાંતમાં સારામાં સારા વ્યવસ્થિત અને નિયમનશીલ છે.

લખક:— પ્રવાસી

ત્યાર પછી તો ગેરીલા યુધ્ધ શરૂ થયું. આ બહાદુર નાના લશ્કરને મુડીવાદીઓના પ્રચંડ ભાડુતી સૈન્યો સાંસામનો કરવો પડતો. આથી જ્યારે જ્યારે મોટું લશ્કર આવતું ત્યારે તેઓ વિખેરાઇ જતા અને કાં તો છુપાઇ જતા.

પણ જ્યાં જ્યાં સોવિયેટો સ્થપાયાં ત્યાં ત્યાં જાગીરદારોની-જમીન જપ્ત કરીને ગરીબ ખેડુતોમાં વેંચવામાં આવી. દરેક જગ્યાએ જાગીરદારોના કરો, સાહુકારોનાં વ્યાજ અને જુલમની પદ્ધતિઓનો નાશ કરવામાં આવ્યો. આથી સોવિયેટની પછવાડે લોકબળ આવવા લાગ્યું; અને આથી જ જ્યારે જ્યારે ચીનના કુમીન્ટાંગના સૈન્યોએ સોવિયેટને ઉથલાવી દેવા પ્રયત્ન કર્યા ત્યારે લોકોએ તેમની સામે ટક્કર લીધી.

૧૯૨૯ માં લાલ લશ્કરો મોટાં બન્યાં. ચિંઆગ્સીમાં તેમની સંખ્યા પંદર હજારની ગણાવા લાગી અને હોનાનમાં ત્રીશ હજાર લાલ સૈનિકો નવા સોવિયેટનુ.

રક્ષણ કરતા હતા ત્યારે પેન્ટુહુઆમાં વીશ હજાર સૈનિકો લાલ વાવટા નીચે કુચ-કદમ કરતા હતા.

૧૯૩૧ માં લાલ લશ્કરોનાં આ સુંદર સાફલ્યથી વિદેશીઓના મનમાં કચવાટ ઉદ્‌ભવ્યો. આથી તેમને કચડી નાખવા માટે જ ત્રણ ત્રણ વાર કુમીન્ટાંગના ભાડુતી લશ્કરો કિંઆગ્સી પર ઉતર્યાં. આમાં વિદેશીઓએ ભરપૂર આર્થિક સહાય આપી હતી. ખેડુતો અને કામદારોના આ નવા સરકારતંત્રને કચડવા માટે વિદેશીઓએ ચાલીશ કરોડ ડૉલર કુમીન્ટાંગને આપ્યા હતા. જર્મન અમલદારોએ આખું આક્રમણ યોજ્યું હતું. તેમની સાથે સંહારનાં સઘળાં શસ્ત્રો હતાં. એરોપ્લેન, મશીનગન, ટેંક અને તોપો પૂરતા પ્રમાણમાં હતી, છતાં પણ આ આક્રમણો નિષ્ફળ નિવડયાં અને તેમનો લશ્કરી સરંજામ લાલ લશ્કરના હાથમાં જઇ પડયો.

આ મહાન વિજય પછી હુનાન, ઉપે, આન-હવાઇ અને ફુકીનની અંદર નવાં સોવિયેટોને સારો વિજય મળ્યો. આથી અત્યારે સોવિયેટ બળ સારી રીતે વિકાસ કરે છે અને પ્રત્યેક દિવસે તેમની સત્તાની મર્યાદા આગળ આગળ વધતી જાય છે.

કીયાંગ્સીનાં મૂખ્ય મથક નાન્ચાંગને ચાર લાલ લશ્કરો સંરક્ષે છે અને પ્રત્યેક દિવસે કુમીન્ટાંગના સૈનિકો પોતાનું લશ્કર ત્યજીને લાલ લશ્કરને આવી મળે છે. કોઇપણ કુમીન્ટાંગ સેનાપતિની અંદર ચીનના લાલ લશ્કર સામે ઝુઝવાની તાકાત નથી તેમ ઇચ્છા પણ નથી. કારણ કે ઘણા ખરા સેનાપતિઓની પલ્ટનો તરત જ બળવો કરે છે, પોતાનાં અમલદારોને કેદ પકડે છે અને કોઇ લાલ સૈનિકની રાઇફલની ગોળી તેના હૃદય સોંસરી પેસી જાય છે.

આમ દક્ષિણ ચીનમાં લાલ પડઘમની ગર્જના દિગન્તમાં ગાજી રહી છે. તેનો અવાજ ચીનની અસહાય માનવતામાં નવી આશાઓનો સંચાર કરે છે. તેનાં પગલે પગલે આ માનવો ઘણો આઝાદ પામે છે. મુડીવાદની આર્થીક સાંકળ એટલી તૂટે છે.



# ચર્ચાના ચોગાનમાં—

નવયુગમાં પ્રસિદ્ધ થતા કેટલાય લેખો એવા હોય છે કે જેને સમજવાને માટે વાંચક બીરાદરોને ભારે શ્રમ લેવો પડે છે. તેથી કેટલાક સિદ્ધાંતવિષયક લેખો એમ અણવંચાયા જ રહે છે. એટલું જ નહીં પણ અનેક જણ વાંચે છે તેમને તેમના સિદ્ધાંતોના સત્યપણા વિશેની ખાત્રી નથી થતી. આવા વાંચકો કોક જ વાર તેમની મુસ્કેલીનો ઉકેલ કરવાને માટે તંત્રી ઉપર કાગળ લખે છે અથવા લેખક પાસેથી જવાબ મેળવવાની આશા રાખે છે.

પણ આ પદ્ધતિ અતિ અનિચ્છનીય છે. કોઇએ લખ્યું છે માટે સ્વીકારી લેવાની વૃત્તિ એ અતિ શોકજનક છે. આ વૃત્તિને નિર્મૂળ કરવાને માટે, તેમજ નવયુગના પ્રસિદ્ધ થતા લેખો ઉપર ચર્ચા શરૂ કરવા માટે આ અંકથી આ કોલમ શરૂ થાય છે. આશા છે કે નવયુગનો પ્રત્યેક વાંચક, પ્રસિદ્ધ થયેલા લેખોની બુદ્ધિયુક્ત ચર્ચા શરૂ કરે. અમો આ પ્રયત્નમાં સર્વ વાંચક બીરાદરોનો સહકાર માંગી લઇએ છીએ. આ સાથે અત્યાર સુધીમાં મળેલા પત્રોમાંથી એક પત્ર અને તેનો પ્રત્યુતર રજુ થાય છે—**તંત્રી.**

**રા૦ તંત્રીશ્રી, નવયુગ, મુંબાઇ.**

નીચેના સવાલનો જવાબ આપ જાહેર રીતે આપશો તો હું આપનો અતિ આભારી થઇશ. આજકાલ ગુજરાતી સાહિત્યમાં Communism ને સમજવાના ત્રણ શબ્દો વપરાય છે સામ્યવાદ, સમાજવાદ, અને કૌમુદીકાર પ્રમાણે છેલ્લો શબ્દ 'મત્રીયારાવાદ' આ ત્રણે શબ્દોમાંથી Communism નું સાચું ભાષાંતર શું છે? કારણ કે આ ત્રણે શબ્દો અનેકવાર જૂદા જૂદા અર્થમાં વપરાય છે.

**શિશુવદન.**

[આ સવાલનું મહત્વ મોટું છે. Communism નું સાચું ગુજરાતી રૂપાંતર કમનશીબે કરવું જરાયે શક્ય નથી. પણ આ વિચારસરણીના પ્રણેતા કાર્લ માર્કસના કથન પ્રમાણે કોમ્યુનીસ્ટ સમાજની વ્યાખ્યા નીચે પ્રમાણે છે. From each, according to his abilities to each according to his needs, પ્રત્યેક વ્યક્તિ શક્તિ અનુસાર સમાજને આપે અને જરૂરીઆતો પુરતું મેળવે. આ ભાવનાને એક શબ્દમાં સમાવી શકે તેવો શબ્દ ગુજરાતી સાહિત્યમાં નથી, એ અતિ શોકપ્રદ છે. પણ કેટલાંક વર્ષોથી કોમ્યુનીઝમના ગુજરાતી ભાષાંતર તરીકે 'સામ્યવાદ' રૂઢ થતો જાય છે. ખાસ કરીને અમારાં સઘળાં પ્રકાશનોમાં આ શબ્દ અમોએ વાપર્યો છે. અને આથી જેમ અનેક શબ્દોના મૂળ અર્થ જુદા હોય છે છતાં રૂઢ થવાથી આ શબ્દોના અર્થ બદલાય છે તે પ્રમાણે સામ્યવાદ શબ્દ જ વાપરવો અમોને ઠીક

લાગે છે. કેટલાક કોમ્યુનીઝમ એ શબ્દ જ વાપરવાની સલાહ આપે છે. પણ આ શબ્દ આપણને એટલો તો વિદેશીય લાગે છે કે આપણા લોકસમાજમાં રૂઢ બનતાં તેને બહુ વખત લાગે. આથી જ અમોએ 'સામ્યવાદ' એ શબ્દનો વાપરવાનો નિર્ધાર કર્યો છે. સમાજવાદમાં ઉપર કહેલી ભાવના જરાયે મનોગમ્ય બનતી નથી. મઝીયારાવાદ તો તદ્દન હાસ્યસ્પદ જ લાગે છે. એટલે જ અમારી પસંદગી સામ્યવાદી શબ્દ ઉપર ઉતરી છે.

**સા**મ્યવાદ શબ્દ પહેલાં કોણે યોજ્યો એ માહિતી અત્યારે મળી શકે તેમ નથી. પણ કેટલાંક વર્ષથી આ શબ્દ છુટથી વપરાય છે એ ચોક્કસ છે. એટલેજ આ શબ્દને રૂઢ બનાવવાનો અમો પ્રત્યેકને આગ્રહ કરીએ છીએ. સામ્યવાદમાં કંઇક સરખાપણાની ભાવના છે. અને કોમ્યુનીઝમની અંતીમ સરખાપણાની ભાવનાને લક્ષમાં લઇએ તો જણાશે કે આ શબ્દ બીજા કરતાં વધુ બંધ બેસતો છે.

—તંત્રી ]

## 'નવયુગ-કલબ'

સાહેબ,

એપ્રીલ અંકમાં આપે 'નવયુગ કલબ' સ્થાપવાની એક સુંદર સુચના કરી હતી. પણ નવયુગના વાંચક સમુદાયમાંથી કે ઇએ આવી પ્રવૃત્તિ હજુ સુધી ઉપાડી દીસતી નથી. અથવા તો તેની જાણ નથી. અમો આવી એક કલબ સ્થાપવાની ઇચ્છા ધરાવતા હોવાથી આવી કલબોની વ્યવસ્થાને તેમજ કાર્યક્રમને લગતી સૂચનાઓ મોકલશો તો આભારી થઇશ.

લી. હમારો વિશ્વાસુ

**વિરંચીપ્રસાદ.**

['નવયુગ-કલબ' એ યુવાનોને માટે વિચાર વિનીમયનું સ્થાન થઇ પડે તેવી દ્રષ્ટિએ આ યોજના રજુ કરવામાં આવી હતી. નવયુગમાં પ્રત્યેક માસે પ્રસિદ્ધ થતા લેખો તેઓ એકત્ર મળીને વાંચે, તેમજ નવયુગે આદેશેલા સિદ્ધાંતોને વ્યવહારમાં મૂકવાનો યત્ન કરે એવી અભિલાષાઓથી આ આખી યોજના રજુ થઇ હતી. જ્યાં જ્યાં નવયુગનો સંદેશ પહોંચતો હોય ત્યાં ત્યાં નવયુગને મૂર્તિમંત કરવા મથતાં બળો એકત્ર થાય એવો એક માત્ર ઉદ્દેશથી જ અમોએ 'નવયુગ-કલબ'ની સ્થાપના માટે આગ્રહ કર્યો હતો. પણ અમોને જાહેર કરતાં અતિ શોક થાય છે કે અમારી આ યોજનાને અપનાવવાને માટે કે તે સંબંધી આંદોલન ઉપાડવા માટે હજુ સુધી ગુજરાતમાં યત્ન થયો નથી.

આપણી સામે પ્રત્યાઘાતના પહાડો ખડકાયા છે. રાજ્ય સત્તા આપણી સામે છે. સમાજનો શ્રીમંતવર્ગ આપણી સામે છે. જેની પાસે બે પૈસા ધન છે તેઓ આપણી સામે છે. આવા પ્રતિકૂળ વાતાવરણમાં સતત વસતાં સામાન્ય એમ પરિણામ આવે છે કે પ્રગતિમાન આંદોલનોમાં આપણે વિશ્વાસ ગુમાવી બેસીએ છીએ ને નિરુત્સાહી બની જઇએ છીએ. નિરાશા આપણને ઘેરી વળે છે. આવા પ્રબળ અને પ્રચંડ વિઘ્નો સામે ઝઝુમવાનું જોર આપણામાંથી તૂટતું લાગે છે. આવે વખતે સાથીની ઓડ આપણો ઉત્સાહ અભંગ રાખે છે. આપણા નિશ્ચયબળને મજબુત બનાવે છે. આપણામાં હિંમત આવે છે કે આપમેળે આમંત્રેલ આ સંગ્રામમાં આપણે એકલા નથી. અન્ય પણ સાથે છે.

નવયુગ-કલબનું આ મહત્વ છે. અમો ફરીથી પ્રત્યેક યુવાન વાચકને વિનંતી કરીએ છીએ કે હમારામાં પીડીતોને પડખે ચડવાની તમન્ના હોય, જો યુગજૂના અન્યાયો સામે ઝુઝવાની હમારામાં કંઇક પણ ભાવના હોય, તો હમો એકત્ર મળીને આંદોલનો ઉપાડો. નવયુગ-કલબની સ્થાપના એ તો માત્ર શરૂઆત છે. સમાજપરિવર્તન એ આપણો અંતિમ આદર્શ છે. આ આદર્શને પાર પાડવાને જરૂરી આંદોલનો માટે 'નવયુગ-કલબ' એ માત્ર શિક્ષણ સંસ્થા છે.

તંત્રી.

# વિશ્વ અને વિજ્ઞાન



બન્ને કિનારા ઉપર લટકા-વેલા તારના ઉપર ચાલતી મોટરકાર. પુડીંગ નદીની પર આ કાર વાપરવામાં આવે છે.



રબ્બરના પૈડાવાળી આગગાડીઓ હવે અમેરીકામાં સામાન્ય બનતી જાય છે.



—રસ્તો બાંધવા માટે ઝાડ ઉખે-ડવા માટે આવા પ્રકારના સ્ટીમ શોવેલ અમેરીકામાં વપરાય છે. આ સ્ટીમશોવેલો આખા ઝાડ એમ ને એમ ઉખેડી નાંખે છે. તેમજ જમીનપરતો ખાડો પણ બહુજ ઓછો પાડે છે.



છેલ્લી વૈજ્ઞાનિક શોધ પ્રમાણે ટેકો હવે ન્હાની ન્હાની ખાડીઓ કુદી શકે એવા બનાવવામાં આવ્યા છે.

—બીજા ચિત્રમાં ઝાડ ઉગાડવા માટે ભાંગેલા રબ્બરના ટાયરની વાડ બનાવવામાં આવી છે.

—ત્રીજા ચિત્રમાં ફાઉંટનપેન રબર આયોડીન સાથે રાખવાની વ્યવસ્થા કરવામાં આવી છે. ટુથપેસ્ટનું ઉપલું ઢાંકણુ ઉઘડી ન જાય તેટલા માટે તેના ઉપર સ્પ્રીંગવાળી ચાંપ લગાડવામાં આવે છે.

# ત્રીજો તમાશો

**ત્રીજી ગોળમેજીના આ અખતરો નિષ્ફળ નીવડવા જ સર્જાયો છે!**

ત્રીજી વર્તુલ પરિષદ પુરી થયે લગભગ આઠ માસ વીતી ગયા પછી સરકારતંત્રે ૩૫ કરોડના ૭૦ પ્રતિનિધિઓ સાથે ત્રીજી વર્તુલ પરિષદ ભરવાનાં આમંત્રણો આપ્યાં છે. નવેમ્બરની અર્ધમાં ભરાનારી આ ત્રીજી પરિષદની કાર્યપદ્ધતિમાં ફેરફાર કરવાની સરકારતંત્રને કંઇક ફરજ પડી છે. જો કે સરકારતંત્રને તો બીજી વર્તુલ પરિષદ આગળ જ પૂર્ણ વિરામ જાહેર કરવાનો ઇરાદો હતો, પણ લીબરલોના કચવાટથી આખરે તેમ ને ન્હાનકડી ત્રીજી વર્તુલ પરિષદ બોલાવવાની જરૂર પડી છે. આથી જ સરકારને ખર્ચે સરકારના નિમાયેલા પ્રતિનિધિઓ લંડનની શીતલ હવામાં પાર્લામેન્ટરી કાયદાને માટે જરૂરી એવા સુધારાવધારા સુચવવા માટે ઇંગ્લાંડની યાત્રાએ જનાર છે. બીજી વર્તુલ પરિષદમાં સ્વીકારાયેલા સિદ્ધાંતોમાં તો ફેરફાર કરવાના સર્વ હકકો તો સરકાર–સ્વાધીન જ હોવાથી માંયકાંગલા, પ્રાણ વિનાના આ પ્રતિનિધિઓ માત્ર શોભાના પુતળાંઓ સમા સેંટ જેમ્સ પેલેસની ખુરશીઓ જ શોભાવશે.

આ વર્તુલ પરિષદમાં જવાને અધીરા બનેલા ઉત્સાહીઓના નામો હવે આવવા માંડયાં છે. પણ રાજાઓ, જાગીરદારો અને ઉમરાવોના પ્રતિનિધિઓ સાથે ઉદારમતવાદી મુડીવાદીઓના પ્રતિનિધિઓ સમા સપ્રુ જયકરને પણ આમંત્રણ મળશે એ તો ચોક્કસ હતું જ.

આમ હિંદને મળનારા નવા સુધારાઓ ઉપર છેવટના રંગો પુરવાની ક્ષણો નજીક આવી પહોંચતી જાય છે. જે કંઇ સુધારાઓ આપવાના છે તે સુધારાઓ ઉપર છેવટનો નિર્ણય લેવાઇ ચુકયો છે. સાચીસત્તા હિંદી પ્રજાને આપવાનો તો સવાલ જ નથી. હિંદમાં પણ કોઇ તેમ માનતું નથી. માત્ર જે મળનાર છે તે તો થોડા થોડા સરકારતંત્રની કાર્યવાહીમાં સુધારાઓ–(Administrative Concessions).

[ ૨ ]

પણ આવા નામધારી સુધારાઓથી હિંદના કોઇ પણ રાજકીય પક્ષને તલ માત્ર પણ સંતોષ થાય એવી માન્યતા માટે એક પણ કારણ નથી. હિંદના જાગૃત બલો જે ઇચ્છે છે તે કંઇ આવા આભાસી સુધારાઓ નથી પણ સાચ્ચી નક્કર રાજકીય છુટછાટ છે. હિંદીઓના તો પ્રથમ આત્મનિર્ણયના હક્ક જ્યાં સુધી પ્રાપ્ત ન

થાય ત્યાં સુધી હિંદમાં એક એવો વર્ગ તો જરૂર જ રહેશે કે જે વર્ગ હિંદની સંપૂર્ણ સ્વતંત્રતા માટે જરૂરી આંદોલનો જારી રાખશે.

આમ જેઓ હિંદની સંપૂર્ણ આઝાદીના ધ્યેયને વરેલા છે તેઓને તો આ ત્રીજા તમાશામાં રતીપૂર પણ રસ નથી. આવા તમાશાઓ પરંપરા ચાલ્યા કરે છતાં તેઓ તો એમ જ કહેવાના કે સ્વરાજ્યનો સંગ્રામમાં આવી મસલતોથી કદિ વિજય મળતો નથી અને મળશે નહીં. તેઓ તો એવી જ પરીષદમાં ભાગ લેશે કે જ્યારે સાચી સત્તાઓ ખરેખર હિંદીઓના હાથમાં આવતી હોય. જ્યાં સુધી ઇંકવીલાબી માટે આંદોલનો ઉપાડનારાઓ જનતાનું સંગઠન કરે જ જશે. તેઓ કામદારો અને ખેડુતોના સંધબળ સ્થાપે જ જશે. અને તેઓ તો પોતાની તૈયારીઓ કરે જ જશે. આકરી દમનનીતિ છતાં, કે શહેરે શહેર અને ગામડે ગામડે લશ્કરો મૂકવામાં આવે છતાં પણ તેઓ પોતાના પ્રયત્નો ચાલુ રાખશે. એટલે જ જ્યાં સુધી હિંદમાં આ બળને લાગે વળગે છે, ત્યાં સુધી તો આ લંડનનો ત્રીજો તમાશો તેમને શાંત બનાવી શકે તેમ નથી કે તેમની સ્વાધીનતાની ઝંખનાને સંતોષી શકે તેમ નથી. આથી જ આવતા વર્ષોમાં આ સમુદાય [અને આ સમુદાય ખરેખર વિશાળ હશે] સાથે સતત અથડામણ ઉદ્‌ભવે તો કોઇ પણ રાજકારણનો ઝીણો નિરિક્ષક નવાઇ નહીં પામે.

[૩]

પણ હિંદના કમનશીબે સાચી સ્વાધીનતા માટે ધગશ ધરાવનારાઓની સંખ્યા અતિ અલ્પ છે. સારાયે દેશમાં આંગળીને વેઢે ગણાય એટલી જ વ્યકિતઓ સાચી રીતે વિદેશી શોષણ પદ્ધતિને નિર્મૂળ કરવા ઇચ્છે છે. આ વ્યકિતઓનું અલ્પ સંખ્યાબળ, અનિવાર્ય નિર્ધનતા, પ્રચારની પારાવાર મુસ્કેલીઓ અને હિંદના ઉદ્યોગપતિઓની માયકાંગલી મનોવૃત્તિ તેમના માર્ગના સાફલ્યની સામે બંધ બનીને ઉભા છે. હિંદના સ્વાતંત્ર્યપ્રેમીઓને માટે સઘળી પ્રતિકુળતાઓ ઉભી છે. સદાય દુષ્કાળ જેવી સ્થિતિ ધરાવતા આ પ્રદેશમાં યુવાનોમાં આવી પ્રતિકુળતાઓ સામે ઝુઝવાનું બળ હોવું લગભગ અશકય છે. છતાં પણ અત્યાર સુધી એકલે હાથે ઝઝુમીને તેઓએ પોતાની સ્વાધીનતાની ઝંખનાની સારી પ્રતિતિ આપી છે.

પણ હિંદમાં અત્યારે એવા પ્રત્યાઘાતીઓ પડયા છે કે તેઓ આ ત્રીજા તમાશામાં ભાગ લેવા માટે તલપાપડ થઇ રહ્યા છે. તેઓએ શકય હોય તેટલી લાગવગો લગાડીને લંડન જવાને માટે પ્રતિનિધિત્વ મેળવવા માટે પ્રયત્ન કર્યો છે. સરકારે નીમેલી આ સંસ્થામાં જવા માટે રાજા મહારાજાના પ્રધાનોથી માંડીને સર પુરૂષોત્તમદાસ જેવાઓએ વ્હાઇટ હોલ અને સીમલા સાથે સંદેશા ચલાવ્યા છે. છતાં પણ નામદાર શહેનશાહની સરકારે માત્ર કોમીવાદીઓને જ વધુ પસંદગી આપી, કેટલાંક તો અજાણ્યા નામોને આગળ આણી, ચિંતામણી જેવા લીબરલને પણ આમંત્રણ આપવાની ના પાડી છે. જો કે આવી પસંદગીથી રોષે ભરાવાનું એક પણ કારણ નથી. પણ અતિ હાસ્યજનક તો એ વસ્તુ છે કે જે પત્રો

સામાન્ય સમયમાં ચિંતામણી, શાસ્ત્રી, સપ્રુ, જયકરની ટીખળી કરવામાં, તેમજ તેમને દેશદ્રોહીઓ તરીકે ઓળખાવવામાં અગ્ર ભાલે લે તેજ પત્રો શાસ્ત્રી ઉપર સરકારની પસંદગી ન ઉતરવાથી નારાજ બન્યાં છે. ઉદાહરણ તરીકે સોમણારનું સ્થાનિક 'બોમ્બે ક્રોનીકલ' એક અગ્રલેખમાં નીચે પ્રમાણે પોતાનુ ડહાપણ પ્રદર્શીત કરે છે.

> "જેઓએ આ પરિષદ ઉપરથી મ્હોટી આશાઓ બાંધી છે તેઓએ યાદ રાખવું જોઇએ કે હિંદના લીબરલો, અને ખાસ કરીને પ્રામાણિક ઉદારમતવાદ માટે મક્કમ રીતે લઢનારા મી. ચીંતામણી જેવાઓની ખાસ અભ્યાસપૂર્વક અવગણના કરવામાં આવી છે......
>
> (તા. ૨૪-૧૦-૩૨)

મુંબાઇના અન્ય રાષ્ટ્રવાદી પત્રોએ પણ આ જ અભિપ્રાયનો પડઘો પાડયો છે. કોઇએ શ્રીમાન શાસ્ત્રીજીની ઓછપને અતિ શોકપ્રદ ગણી છે, ત્યારે કોઇએ બીજા ઉદારમતવાદીની જરૂરીઆતને જોરદાર શબ્દોમાં વર્ણવી છે. આ સર્વ ઉહાપોહનો સાર એ છે કે હિંદમાં લગભગ બધા જ પક્ષોએ આ ત્રીજા તમાશાને એક અથવા બીજી રીતે અનિવાર્ય ગણી સ્વીકારી લીધો છે. લગભગ બધા જ રાજકીય પક્ષોએ લંડન તરફ આંખ દોડાવવા માંડી છે, અને એટલું જ બસ ન હોય તેમ આવનારા સુધારાઓની રૂપરેખાની કલ્પનાઓ પણ કરવા મંડી પડયા છે.

## [ ૪ ]

આમ થવાનું કારણ કંઇ સાવ અજ્ઞેય નથી. હિંદમાં અત્યારે એક એવો વર્ગ છે કે જેનું અસ્તિત્વ સામ્રાજ્યવાદના અસ્તિત્વ ઉપર જ અવલંબે છે. જે વર્ગે ૨૪ કરોડ રૂપીયાની લોન માત્ર ચાર જ કલાકમાં સરકારતંત્રને સોંપી તે વર્ગનું સીધું હિત વિદેશી શોષણ પદ્ધતિને ટકાવવામાં રહેલું છે. તેમની સંપત્તિ, તેમને મળતું વ્યાજ, તેમના સ્થાપીત હિત એ સર્વ બ્રિટીશ અધિકાર ઉપર અવલંબે છે. આથીજ જ્યારે આ સાર્વભૌમત્વ સામે આંદોલનો ઉપાડવામાં આવે ત્યારે હિંદનો પુંજીદાર વર્ગ સામ્રાજ્યવાદનું પડખું શોધે છે. ત્યારે હિંદનો જમીનદારવર્ગ, તેમજ હિંદના મધ્યમવર્ગનો ઉપલો થર સામ્રાજ્યવાદને સહાય આપવા સ્પર્ધા કરે છે. કારણ કે આ સ્થાપીત વર્ગો સારી રીતે સમજે છે કે એકવાર પણ આ જોરદાર વિદેશી તત્વના આર્થિક અને રાજકીય અધિકારનો અસ્ત થતા તેઓ પણ સાથે જ ઉથલી પડવાના.

આથી જ આ સંપત્તિવાન સમુદાય સામ્રાજ્યવાદ ઉપર ઉતરેલી કાળી આફતમાં સહાય કરવાને માટે સદાય તત્પર છે. આથી જ દેશભરમાં આકરી દમનનીતિના ખપ્પરમાં કેટલાય પ્રાણવાન યુવાનો પ્રત્યેક દીને હોમાતા છતાં લંડનની સહેલગાહ માણતાં આ પ્રત્યાઘાતીઓને નથી થતો સંકોચ કે નથી આવતી શરમ. જ્યારે દેશના સઘળા રાજકીય બળોને ઓર્ડીનન્સની આકરી મર્યાદાઓવડે ગુંગળાવી નાંખવામાં આવતા હોય, જ્યારે વ્યક્તિનું સ્વાતંત્ર્ય પોલીસ અફસરની મહેરબાની ઉપર જ આધાર રાખતું હોય, જ્યારે બ્રિટિશ માલના બહિષ્કારની આર્થિક લડતને પણ "ગેરકાયદેસર" ગણવામાં આવતી હોય ત્યારે આ કોમીવાદીઓને લંડનના તમાશાના નિમંત્રણોને વધાવી લે

છે. આ વસ્તુ બતાવી આપે છે કે હિંદના પીઢ મનાતા પુરૂષોની માનસિક અધોગતિ કેટલી નીચી કક્ષાએ પહોંચી છે. પણ હિંદના એકજ વ્યવસ્થિત રાજકીય સંસ્થા હિંદની રાષ્ટ્રિય મહાસભાની સદંતર અવગણના કરીને, હિંદની યુવાન જનતાના ઉદ્દામ આંદોલનોની અસરને જરાય પરવા કર્યા વગર, સામ્રાજ્યવાદી સરકાર તંત્ર કોમીવાદીઓના સહકાર કરીને નવા બંધારણ ઉપર સંમતિની સીલ મેળવવા મથી રહ્યું છે. પણ આ નવું બંધારણ—ગમે તેવું હિંદના લાભમાં હોય છતાં પણ જ્યાં સુધી હિંદની લોકનિયુક્ત સભાએ તે નથી ઘડયું ત્યાં સુધી હિંદની વિશાળ પ્રજાને તો તે જરૂર અસ્વીકાર્ય રહેશે.

[ ૫ ]

**આમની** સભામાં ઓટાવાની ચર્ચામાં મી૦ એલ. એસ. એમરીએ કાચા માલની કિંમત જગતભરમાં વધારવાની હાકલ કરી હતી. આ હાકલ સાથે જ આ અર્થવિચારદે જણાવ્યું હતું કે—

> "હિંદ અને ઓસ્ટ્રેલીયા હજુ પણ ઉંડી ખીણની ધાર ઉપર ઉભાં છે. હિંદમાં કેવા પ્રકારનું સરકારતંત્ર સ્થપાશે એ વસ્તુ એટલી મહત્વની નથી પણ જ્યાં સુધી કાચા માલની કિંમત વધારવામાં નહીં આવે ત્યાં સુધી કોઇ પણ સરકારતંત્ર ટકી શકશે નહીં."

મી. એમરીના આ શબ્દોમાં સમાયેલો અર્થ એટલો તો ઉઘડ છે કે તેના ઉપર વધુ આલેખન કરવું તદ્દન બીનજરૂરી છે. હિંદની આર્થિક અવદશા અત્યારે એટલી તો ખરાબ બની છે કે એક વખત પણ ભોજન કેવી રીતે મેળવવું તે સમાજને માટે સીધો પ્રશ્ન બની ગયો છે. પ્રત્યેક માસે અનાજની કિંમત ઉતરતી ચાલી છે. ઘઉં, કપાસ, અને અન્ય અનાજના ભાવ પણ નીચે બેસી ગયા છે. આમ ખેડુત સમુદાયની સ્થિતિ બગડતી ગઇ છે. જમીન મહેસુલ મેળવવું શકય નથી એટલું જ નહીં પણ ઔદ્યોગિક ઉત્પાદન પણ વેચાઇ શકે તેમ નથી. ખેડુતોની ગરીબાઇ ઉદ્યોગો ઉપર સીધી અસર કરે છે. કારણ કે આ ઉદ્યોગોની ખપતનો મૂખ્ય આધાર ખેડુતોની ખરીદવાની શક્તિ ઉપર જ અવલંબે છે.

**અને** આ ખરીદવાની શક્તિ વધારવા માટે સરકારે કંઇ જ કર્યું નથી. છેલ્લાં બે વર્ષમાં આ આર્થિક સંતાપથી ઉપજેલી ઉષ્માને કચરી નાંખવા માટે તેઓએ બાચકા માર્યા છે પણ યોગ્ય ઉપાય અજમવવાની તેમની વૃત્તિ થતી નથી. અને નજદીકના ભવિષ્યમાં તેઓ ખેડુત સમુદાયની ખરીદ કરવાની શક્તિ વધારવા માટે કંઇ પણ પગલા ભરે એવો સંભવ ક્ષીતીજમાં જરાય દેખાતો નથી. ઉલટું સરકારે સોનાની નિકાશમાં આડકતરી સહાય આપીને આમવર્ગની ખરીદ કરવાની શક્તિ જે કંઇ ભંડોળમાં પડી હતી તે પણ ઘટાડી છે.

આમ ત્રીજો તમાશો નિષ્ફળ નિવડવા જરૂર જ સર્જાયો છે. ઇંગ્લેંડના અર્થવિશારદ જેવા કે મી. એમરી પણ એમ જ માને છે. જ્યાં સુધી હિંદની મૂળ આર્થિક ગરીબાઇ ઘટેલી ખરીદ કરવાની શક્તિ ના વધે ત્યાં સુધી કોઇ પણ પ્રકારના રાજકીય સુધારાઓ ઉદ્દામ આંદોલનોના ચઢતા જુવાળને રોકવા અસમર્થ છે.

# ખાદી સપ્તાહના ધતીંગ પર પ્રકાશ

## આ અખતરો હવે મૂકી દો

લેખકઃ— શ્રી. તેજ

અતિ ઉત્સાહ અને પ્રચંડ પ્રચારકામ સાથે ગાંધી સપ્તાહમાં ખાદી ખપાવવા માટે મહાસભાવાદીઓએ અપાર યત્નો કર્યાં છે. મધ્યમવર્ગની કેટલી ય સ્ત્રીઓએ બપોરની નવરાશમાં ઓફીસોમાં જઇ જઇને ખાદીની કુપનો ખપાવવાનો યત્ન કર્યો છે. સેંકડો વિદ્યાર્થીઓ ચાલે ચાલે અને ઘેરે ઘેરે ઘુમીને ખાદી વેચવા યત્ન કર્યો છે. આવાં અસમાન્તર યત્નો પછી પણ અખીલ ખાદી ચરખા સંઘના મંત્રીને શોકપૂર્વક સ્વિકારવું પડે છે કે ધાર્યા જેટલી ખાદી આટલો પ્રયત્ન છતાં પણ ખપી નથી. ત્રણ લાખની ખાદીના વેચાણને બદલે માત્ર એક લાખ નેવું હજારની ખાદી જ ખપી શકી છે! ખાદી ખપાવવાને માટે દેશનેતાઓ એક પછી એક અપીલો બહાર પાડે જ જાય છે. છતાં પણ ખાદીનું વેચાણ વધતું નથી. એ નક્કર સત્ય છે. રાષ્ટ્રિય મહાસભા જેવી સંસ્થાના સભ્યોની ખાદી વાપરવાની નૈતિક ફરજ છતાં પણ ખાદીનું ઉત્પાદન કે વેચાણ વધતું નથી. એ એક જીવન્ત સત્ય છે. છતાં આવા અનુભવના શબ્દમાંથી શિખવાને બદલે, કે ખાદીના પ્રોગ્રામની નરી નિષ્ફળતા ઉપર વિચાર કરવાને બદલે આપણા દેશનેતાઓ હજુ પણ ખાદીની પાછળ આંધળી ભક્તિથી ઉત્સાહ વેડફી રહ્યા છે, તે વસ્તુ ખરેખર કરુણાજનક જ મનાવી જોઇએ.

એક બાજુ જ્યારે વેચાણ વધારવાને માટે આટલા યત્નો અને અપીલો થાય છતાં ખાદી પડી રહે છે ત્યારે બીજી બાજુ હિંદની યાંત્રિક મીલો કોઇ પણ પ્રકારની વિશિષ્ટ જાહેરાત વગર પોતાના ઉત્પાદનના આંકડા વધારી રહી છે. હિંદની મીલોએ છેલ્લા ૭ માસમાં કરેલા કાપડનાં ઉત્પાદનના આંકડા ખરેખર અતિ રસિક છે. જાપાન અને લેંકેશાયરની સ્પર્ધામાં ટકી રહીને, તેમ જ કોઇ પણ પ્રકારની રાજકીય સંસ્થાની ખાસ સહાય વગર તેઓએ મીલ કાપડના ઉત્પાદનને વધાર્યું છે. અનેક મીલો ડબલ શીફ્ટથી કામ કરે છે. અને ગાંધીવાદીઓ નિશ્વાસ નાંખે ન નાંખે છતાં પણ હિંદમાં નવી મીલો ઝપાટાબંધ સ્થપાતી જાય છે. શા માટે આમ થઇ રહ્યું છે? શા માટે મીલકાપડ બજારમાં ચપોચપ ઉપડી જાય છે ત્યારે ખાદી હજુ પણ ખપતી નથી? આ સવાલ અતી વિચારણીય છે. એક તરફ યાંત્રિક ઉત્પાદન દ્વારા સુંવાળું અને સસ્તું કાપડ ઉત્પન્ન થઇ રહ્યું છે, ત્યારે બીજી બાજુ ખરબચડી અને મોંઘી ખાદીને ખપાવવા, માટે મહાસભાના નેતાઓને

તેમજ ઉપલા થરની સ્ત્રીઓને ઓફીસે ઓફીસે અપીલ કરવી પડે છે કારણ કે અર્થશાસ્ત્રના લોખંડી નિયમને અનુસરીને પ્રજાસમુહ તો મોંઘી વસ્તુ જ ખરીદે છે. મીલકાપડ સસ્તું હોવાથી જ મીલનો માલ ઝપાટાબંધ ઉપડી જાય છે. પણ ખાદી મોંઘી હોવાથી તે ખપતી નથી. અને ખપી શકશે નહીં.

**છતાં** આર્થિક દ્રષ્ટિએ આ અર્થશુન્ય અખતરો પરાણે લંબવવામાં આવે છે. છેલ્લા ૧૦ વર્ષથી આ સંતાનને જીવાડવા માટે ગાંધીજીએ અપાર યત્નો કર્યા છે. છતાં પણ મહાત્માજીનાં આ સંતાનમાં કદી લોહી આવ્યું જ નથી. સંભવ છે કે લોકસમુહની નીચોવણીમાંથી ઉત્પન્ન થયેલી આપખુદ રાજામહારાજાઓની મદદ આ છેલ્લો શ્વાસ લઇ રહેલી ખાદી સંસ્થાને ન મળી હોત તો મહાત્માજીનું આ બાળક ક્યારનું ય મરી ગયુ હોત.

ખાદીનાં તત્વજ્ઞાન સામે અત્યાર પહેલાં અનેક પુસ્તકો આલેખવામાં આવ્યાં છે. મહાત્માજી અને તેમના પટશિષ્યોની દલીલોને દરેક દ્રષ્ટિકોણથી આ પુસ્તકમાં ચર્ચવામાં આવી છે. છતાં આ દલીલો પર ફરીથી વિચાર કરીએ તો જણાશે કે ખાદી સામે આવા શબ્દો લખવામાં આપણે જરા ય ખોટું નથી કર્યું. પ્રત્યેક દ્રષ્ટિબિંદુથી હું જેમ જેમ વધુ વિચાર કરતો જાઉં છું તેમ તેમ મ્હારી તો ખાત્રી થતી જાય છે કે ખાદી સામે આથી પણ વધુ પ્રબળ આંદોલનો ઉપાડવાની અગત્ય છે.

કારણ કે ખાદીના અખતરામાં અકલ્પનીય આર્થિક નુકસાન છે એટલું જ નહીં પણ માનવશક્તિનો કરૂણાજનક વ્યય થાય છે. જો વિદ્યાર્થીઓની આવડી વિશાળ સંખ્યા, અને સુશિક્ષિત સ્ત્રીઓની આ શક્તિઓ રાજકીય સંગઠન સારૂ વપરાઇ હોત તો તેમાંથી મહાસભાની ચળવળ જરૂર જ વેગ પામત. પણ તેમ કરવાને બદલે આ શક્તિઓને ખાદી વેચવાના અફળદાયી કાર્યક્રમ પછવાડે વેડફી દેવામાં આવી છે. આ દ્રશ્ય ખરેખર અતિ કરૂણાજનક છે.

**આ** થી જ આ અખતરાને હમેશને માટે સંકેલી લેવાની જરૂર છે. આ આર્થિકદ્રષ્ટિએ અતિ નુકશાનકારક પ્રયોગ ઉપર આખરી પડદો પાડવાની જરૂર છે. આ રાજકીય દ્રષ્ટિએ અતિ કરૂણાજનક પ્રોગ્રામને સદાને માટે ભુંસી નાંખવાનો સમય આવી પહોંચ્યો છે.

હિંદી જનતાએ આટલા પ્રચાર છતાં પણ ખાદી નહીં ખરીદીને તેની સામે પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો છે. અને જે વસ્તુ જનતાના તરતના તેમજ અંતિમ હિતને અતિ નુકશાનકારક હોય તે વસ્તુને કૃત્રિમ રીતે જીવતી રાખવાનો યત્ન હીંદની નીચોવાતી માનવતા સામે એક ભયંકર પાપ સમાન જ મનાવું જોઇએ.

**ખાદી** પ્રવૃત્તિમાં હિંદના ખેડુતોની સ્થિતિ સુધારવાનો જો એક માત્ર આદર્શ હોય તો યાંત્રિક ખેતીની શરૂઆત કરવાનાં પગલાં લેવાવાં જોઇએ. જો ગરીબ ખેડુતની કંગાળ રોજીમાં કંઇક વધારો કરવાનો આશય હોય તો જમીન મહેસુલ ઓછી કરાવવા માટે કે શાહુકારના વ્યાજના સીતમમાંથી તેને ઉગારવા માટે આંદોલનો ઉપાડવાં જોઇએ. જો ખેડુતોને મળતી સામાન્ય નવરાશમાં તેમને માત્ર કામ આપવાનો જ આશય હોય તો તેમને ઢોરઉછેરનો ધંધો વૈજ્ઞાનિક ઢબ ઉપર શિખવવો જોઇએ. જો તેમને સ્વાશ્રયી બનાવવાનો જ નિર્ધાર હોય તો રેલ્વે, તાર, ટપાલ, અને સાંપ્રત સમાજે સ્થાપેલી વૈજ્ઞાનિક સગવડો ઉખેડી નાંખવી જોઇએ. એટલું ય જો ન થાય તો ગરીબોને નામે ખાદીનાં લીલામ બંધ કરવાં જોઇએ. જો જનતાનું સાચું હીત તમારે હૈડે હોય તો ગરીબ ખેડુતોની ગરીબી ટાળવાના આ માર્ગોને અનુસરો. એટલું જો ન થાય તો જનસેવાના દાંભિક નામથી પ્રજાને તેમજ ખેડુતોને છેતરવાનું હંમેશાને માટે બંધ કરો.

# ઉન્હાં આંસુ

## અતિ પ્રજાના સંતાપથી પીડાતી કેટલીક સ્ત્રીઓનાં કરૂણ પત્રો

ફરજીયાત માતૃત્વને ખાતર સ્ત્રી જાતિને પુરૂષવર્ગે કેવી ગુલામી અવસ્થામાં મૂકી છે તેનો પુરૂષોએ બારીકાઇથી અને તટસ્થ રીતે વિચાર કરવો ઘટે છે.

ગરીબ મજુરની અંધારી કોટડીમાં અથવા ધનવાન મનુષ્યોના આલિશાન ગૃહોની અંદર, પુરૂષોની જોહુકમી વિરૂદ્ધ સ્ત્રીજાતિનું જે કરૂણ રૂદન થાય છે તે પુરૂષજાતિએ ધ્યાનપૂર્વક સાંભળવાની દરકાર કરી નથી.

સંપાદક



ડૉ. અમૃતલાલ હ. પટેલ
ડી. પી. એચ. (લંડન)
હેલ્થ ઓફીસર, સુરત.

આ લેખમાં સ્ત્રીઓના પોતાના જ શબ્દોમાં ફરજીયાત માતૃત્વ વિરૂદ્ધના કેટલાક પત્રોના ઉતારા આપવામાં આવશે આ શબ્દો આપણને સ્ત્રીજાતિ પ્રત્યે થતા, પુરૂષજાતિના ઘોર અન્યાયનું ભાન બરાબર કરાવશે.

સ્ત્રીની મરજી વિરૂદ્ધ ઉત્પન્ન થતાં બાળકો, માતા, કુટુંબ અને સમાજને ભારરૂપ થઇ પડે છે. નીચે આપેલી, કેટલીક દુઃખી અને લાચાર સ્ત્રીઓની

કરૂણાજનક કથાઓ જ્યારે આપણે વાંચીશું ત્યારે આપણને આપણી જાતને અનેક સવાલો પુછવાનું મન થશે. આધુનિક લગ્નપદ્ધતિ, સામાજીક ધૃષ્ટતા, આપણા રીતરિવાજ, સ્ત્રીજાતિની કહેવાતી ફરજો, અને સ્ત્રીઓના કાર્યક્ષેત્ર વિષેની આપણી ટુંકી દ્રષ્ટિ અને તેને લીધે ઉત્પન્ન થયેલા આધુનિક કાયદા, લગ્નબંધનો અને ધાર્મિક પ્રથાઓ કદાચ સ્ત્રીજાતિના વિધ્વંસ અને તેમને જાનવરની પાયરીએ જ લાવી મુકવાને રચાયલાં હશે એમ તટસ્થ દૃષ્ટિએ જોનારને જરૂર લાગશે. અને આ સર્વનું પરિણામ મનુષ્યજાતિ, દુ:ખ, ભૂખ, રોગ, અને નિરાધારતાના રૂપમાં ભોગવી રહી છે તેમ સ્પષ્ટ જણાશે.

અબળાજાતિના આર્તનાદ સાંભળ્યા પછી આપણને જણાશે કે અનિયંત્રિત સંતાનવૃદ્ધિ માટે ધર્મગુરૂઓ અને મુડીવાદીની બૂમોની અંદર સ્વાર્થ અને દંભ સિવાય બીજું કાંઇ પણ રહસ્ય નથી.

દરેક વણનોતર્યું અને અણઇચ્છયું બાળક, સમાજને એક અથવા બીજી રીતે ભારરૂપ થઇ પડે છે અને ઇચ્છાપૂર્વક, યોગ્ય સમયે ઉત્પન્ન થયલું બાળક, સમાજને ઉન્નતિને માર્ગે લઇ જાય છે તે સહજ સમજી શકાય તેવી વાત છે. ઇચ્છાપૂર્વક અને યોગ્ય સમયને અંતરે જ બાળકો ઉત્પન્ન કરવાની સ્ત્રીજાતિની કુદરતી અને વ્યાજબી માંગણીને આપણે માન આપીએ અને તેની અગત્યતા સ્વીકારીયે તો આપણે સમાજના ઘણા વિકટ પ્રશ્નો અને કોયડાઓનો ઉકેલ સહેલાઇથી કરી શકીશું.

આ લેખમાં અવતરણ કરેલા પત્રના ઉતારાઓ સ્ત્રીજાતિના હૃદયનું ખરૂં ચિત્ર બતાવે છે. અજ્ઞાન માતા, પોતાની સાદી અને ગ્રામ્ય ભાષામાં પણ સચોટ રીતે પોતાના દુ:ખની કહાણીઓ રજુ કરે છે અને તેની અંદર સમાજના કહેવાતા શિષ્ટાચારની ક્રુરતા અને જુલમનું આબેહુબ વર્ણન આપે છે.

બીજું વધારાનું બાળક ઉત્પન્ન કરવું તેના કરતાં મરવું બહેતર છે તેમ માનનારી માતા વધારે સંતાન ઉત્પન્ન કરી જનસમાજને શું ફાયદો કરી આપવાની છે તેનો પુરૂષવર્ગે ખ્યાલ કર્યો છે? વારંવાર આવતી પ્રસુતિને લીધે માનસિક નબળાઇવાળી, દુ:ખી દિલની, ભયભિત અને અશકત માતાને પેટે ઉત્પન્ન થયલાં અને ભૂખે ટળવળતાં, અસંસ્કારી, કમજોર અને અભણ બાળકો સમાજનું શું ભલું કરી નાંખવાના છે તેનો વિચાર સમાજે કદાપી કર્યો છે?

મ્હારા ઉપર આવતા કેટલાય પત્રોમાંથી કેટલાક જ અહીં ઉતારવામાં આવ્યા છે.

## પત્ર પહેલો

“હું ચોવીસ વર્ષની વયમાં ૬ છોકરાંની માતા થઇ ચુકી છું. જેમાંનું એક બાળક મરી ગયું છે. મારો સૌથી મોટો પુત્ર નવ વર્ષનો જ છે અને સૌથી નાની છોકરી નવ માસની છે છતાં સાતમું સંતાન આવવાની ઇશ્વરકૃપા (?) મારા પર થઇ ચુકી લાગે છે! હું વારંવાર આવતી સુવાવડ અને દિનરાત, બાળકોની સંભાળ રાખવાને લીધે અત્યંત કમજોર, રોગગ્રસ્ત અને ચીડીયા સ્વભાવની થઇ ગઇ છું, હવે તો હું તોબા પોકારૂં છું. ભવિષ્યમાં મને

બિલકુલ-સંતાન ન થાય તેવો કોઇ ઉપાય બતાવવા કૃપા કરશો તો હું તમારો ઉપકાર જીંદગી સુધી નહિં વિસરૂં. મારા વહાલા પતિથી જેમ બને તેમ દૂર રહેવા હું યત્ન કરૂં છું પરંતુ મારી આ વર્તણુંક મારા સંસારમાં ક્લેષ અને દુઃખ ઉત્પન્ન કરે છે. શું કરવું તે મને સુજતું નથી. મારા પતિ પણ મને આ બલામાંથી બચાવવા બનતો યત્ન કરે છે તેથી તેમનો પણ હું વાંક કાઢી શકતી નથી. મારા પતિ એક પેઢીમાં કારકુન છે. તેમને મહિને સાઠ રૂપીઆ પગાર મળે છે. આટલા ટુંકા પગારમાં અને આજના મોંઘવારીના જમાનામાં સાત જીવનાં પેટ ભરવાં અને છોકરાંઓને યોગ્ય કેળવણી આપવી તે અસંભવિત છે. અમારે અત્યંત કરકસરથી રહેવું પડે છે. માંદગી વખતે, લાંબા સમયનો ભોગ આપી અને અપમાન સહન કરી, ધક્કામુક્કા ખાઇ, ધર્માદા દવાખાનેથી દવા લાવવી પડે છે. કારણ કે ડોકટરને આપવાના અમારી પાસે પૈસા નથી. કરકસરને ખાતર અમે બે નાની અંધારી કોટડીમાં ભોંયતળીયે રહીયે છીયે. રાંધવું અને ઘરકામ ઉપરાંત હું બાળકોનાં કપડાં પણ શીવું છું. મારા પતિ રાત્રે કંટાળી ઘેર આવી બાળકોના અભ્યાસ તરફ બની શકે તેટલું ધ્યાન આપે છે. ખાનગી માસ્તર રાખવા માટે અમારો હાથ પોંચતો નથી. આ દુઃખમાંથી ઉગરવાનો કાંઇ ઉપાય બતાવશો તો પ્રભુ તમારૂં ભલું કરશે."

વાંચક! આ દુઃખી સ્ત્રીને હજુ વધારે બાળક ઉત્પન્ન કરવાની સજા કરવી ઇષ્ટ છે? જો તે ઇષ્ટ નથી તો તેનો શકય અને વ્યવહારૂ ઉપાય શું છે? તેના અંતરના દયાજનક વિલાપથી તને ખાત્રી થશે જ કે સંતતિનિયમન માટેનો આદર્શ ઉપાય બ્રહ્મચર્ય આ દંપતિ માટે નકામો છે. તે ઉપાય અજમાવતાં, તે સ્ત્રીનું સાંસારિક સુખ અને દંપતિજીવન જોખમમાં આવી પડે તેમ છે.

વાંચક! યાદ રાખજે કે તારી સમક્ષ, આ દેશના મધ્યમ સ્થિતિના, સાધારણ કેળવણી પામેલા સામાન્ય દંપતિની સાંસારીક વિટંબણાનો આ પ્રશ્ન છે. તપોવનમાં ઉછરેલા, બ્રહ્મચર્યનું શિક્ષણ મેળવેલા અને વિદ્વાન દંપતિને સલાહ આપવાનો આ પ્રશ્ન નથી. શું આ દંપતિને અકુદરતી અને અશકય સંયમ પાળવાની સલાહ આપી આપણે સંતોષ માનશું અથવા તેમને તેમના કીસ્મત પર છોડી દઇ, તેમની સાંસારીક વિટંબણામાં વર્ષપ્રતિવર્ષ વધારો થવા દઇશું? આવા સંગોગોમાં શું આ દુઃખી અબળાને તેની ઇચ્છા મુજબ અને તેના બીજાં બાળકોના હિત ખાતર, ભવિષ્યમાં વધારે પ્રજા ઉત્પન્ન ન થાય તેટલા માટે વૈદક અને વિજ્ઞાનની મદદ આપવામાં આપણે પાપ અને અનીતિ માનશું?

### ત્રીજો પત્ર

હવે આપણે એક ધનવાન અને કેળવાયેલ પત્નીની શું કહાણી છે તે વાંચીશું.

"તમારો પત્ર આજ કેટલાયે વર્ષો પછી મળ્યો. આજથી દસ વર્ષ પર જ્યારે તમે અમારૂં શહેર છોડીને મુંબઇ ગયા ત્યારે મને ચાર બાળકો હતાં. હાલમાં બધા મળીને દસ છે. વધારામાં મારી એકલવાયાં વિધવા નણંદ પોતાનાં સાત બાળકો અમારી સંભાળમાં મૂકી દેવલોક પામ્યાં એટલે કુલ સત્તર છોકરાંઓની મારે સંભાળ રાખવી પડે



# ...હાસ્યનાં છાંટણાં...



પરાઓમાં વસવા જતાં કેટલીક નવી વ્યાખ્યાઓએ મ્હારો સ્પર્શ કર્યો છે. ઓરડીઓની શોધખોળમાં અનેકને ઉપયોગી નીવડશે એમ માનીને નીચે ટપકાવી લઉં છું.

ડબલ રૂમ, એટલે સીંગલ રૂમમાં પારટીશન.

બાથ રૂમ એટલે ઓરડીમાં નળ.

બાલ્કની, એટલે રસ્તા પર પડતી બારી આગળ અર્ધા ફુટનો કઠેરો.

ભુવન, એટલે મધ્યમ વર્ગના કુટુંબો માટે રહેવાની ચાલ.

*  *  *

પણ આ વ્યાખ્યાઓ મ્હને બીજી નવી વ્યાખાઓ ઉપર નજર નાંખવાનું સુચવે છે. આવી કેટલીક નવી વ્યાખાઓ ચર્ચામાં અતી ઉપયોગી નીવડી શકે તેમ હોવાથી અત્રે ઉતારી લઉં છું.

સામ્યવાદી—એટલે સામ્રાજ્યવાદ કરતાં પણ કાઉન્ટર રેવોલ્યુશનરીનો વધુ કટ્ટો શત્રુ.

કાઉન્ટર રેવોલ્યુશન—એટલે સામ્યવાદીઓના સિદ્ધાંત સાથે મળતા ન થવું તે.

સમાજવાદી—એટલે કંપનીનો મજુરનેતા માલીક.

લાદાઉ કાર્યક્રમ—એટલે સામ્રાજ્યવાદ સામે નહીં પણ અંદર અંદર ઝગડવાનો પ્રોગ્રામ.

*  *  *

પણ આજે તો પ્રત્યેક જગ્યાએ નવિનના પગલાં મૂકી રહી છે અને સાથે સાથે સાહિત્યમાં નવી નવી ઉપમાઓ દેખાતી જાય છે. કેટલાંક ઉદાહરણો—

'ને વીરતા વ્હેતી હતી નાએગરાના ધોધ શી'

—'પ્રણય કાવ્યો.'—

કુળવાનશાકીના કોરડાએ સેંકડો સામાન્ય ઘરની તીજોરીનાં તળીયાં સફાચટ કરી નાંખ્યાનું મેં ખુબ જ સાંભળ્યું છે.

સંસાર વિપ્લવ

*  *  *

કવિઓને જ્યારે કંઇ ન સુઝે ત્યારે—

( અંજની ગીત )

વિધ-વિધાતા આ શું કરતો ?<br>
જન્મ અપીને જન તું હરતો !<br>
જન્મ મરણથી નિશદીન કરતો<br>
રે દુઃખી દુઃખી. (૧)

ફુલડાં સૌ ઉદ્યાને ખીલતાં;
ખીલતા જન જે સાથ રમન્તાં
કિંતુ તે નિશ્ચે કરમાતાં–
સઘળું કરમાશે ? (૨)

આભે સુરજ ઉગે છે ઉંચે
કીરણ, સોનેરી અર્પે વિશ્વે;
કિંતુ તે નિશ્ચે આથમશે !
સઘળું આથમશે ? (૩)

**જમીયત. ગો. સેલત.**

'સાહિત્ય'

આવું લખીને સાહિત્યને મોકલી આપશે તો છપાવાનો સંભવ છે.

**આ**પણા અઠવાડીકોના અધિપતિઓનું આર્થિક જ્ઞાન કેટલું બધું ઉંડું સજન્ય હોય છે તેનો ઓટાવા પરિષદે સારો ખ્યાલ આપ્યો છે. દાખલા તરીકે આ રત્ન જુવો.

"...બીજી બાજુ કાપડના સંબંધમાં ઇંગ્લેંડને ખાસ્સો તડાકો પડનાર છે. હિંદમાંથી ઇંગ્લેંડ જતા કાપડ પર ૨૦ ટકા અને ઇંગ્લેંડમાંથી હિંદ આવતા કાપડ પર દશ ટકા જકાત હોવાથી **હિંદમાંથી ૧૮૯ લાખ પૈંડનું કાપડ ઇંગ્લેંડ જાય છે.** પણ ઇંગ્લાંડમાંથી ૪૬ કરોડ રૂપીયાનું કાપડ હિંદમાં આવે છે.

ગુજરાતી પંચ (૨૩–૧૦–૩૨)

* * *

**"સંસ્કારવાંછુનુ"** માસિક કૈમુદીના સપ્ટેમ્બરના અંકમાં નીચેનું કાવ્ય પ્રસિદ્ધ થયું છે.

તને સોઝતી જતી તું સભાઓ માંહે,
અને થાતી કતલ માહરા જીવન કેરીઃ
પરીલની આહથી બનેલી, અગ્નિ મૂર્તિ,
ન હદ આવી હજી માહરા મુહન કેરી.

વિજયરાય સંસ્કારવાંછુઓ તો સારા સારા સંસ્કારે શીખવી રહ્યા છે!

* * *

**આ**ને મનન કરતાં સાહિત્યસૃષ્ટિના કુશળ વિવેચક વિજયરાય મેકડોનાલ્ડે આપેલા કોમી નિર્ણય ઉપર કહે છે કે–

'હિંદપુત્રોએ લંડનમાં એકવાકયતા ન કરી તે તેમની ભૂલ હતી; તેમણે હિંદમાં આવ્યા પછી પણ એકવાકયતા ન કરી તે તેમની બીજી ભૂલ હતી. એક પ્રકારે આ એકવાકયતા થવી ગાંધીજી વગેરેના જેલમાં જવાથી સરળ થઇ હતી......

ખરેખર 'હિંદુ અને અસ્પૃશ્યો'ના સાથે એકવાકયતા આણવા માટે ગાંધીજીને મુક્ત કરીને સરકારે 'પહેલી ભૂલ' કરી છે અને હિંદુ–મુસ્લીમ એકતા માટે મહાત્માજીને મુક્ત કરવાના પ્રશ્નમાં નાઃ. વાઇસરોયે કૈમુદીનું આ મનન વાંચ્યાં પછી જ ગાંધીજીને મુકત કરીને 'બીજી ભુલ' કરવા માગતા નથી!

* * *

...**દા**ખલા તરીકે મહાત્મા ગાંધીજીએ ઇંગ્લેંડમાં જઇ અંગ્રેજોનું ભલું ઇચ્છયું, ઇજીપ્તમાં જઇ મીસરવાદીઓનું ભલું ઇચ્છયું. હિંદમાં રહી હીંદની દરેક કોમોનું ભલું ઇચ્છયું......

**સદાબહાર ઓકટોબર**

ભલું ઇચ્છવું એ કંઇ વિશિષ્ઠ કે આકરી પ્રવૃત્તિ નથી !



# સીફીલીસ
## ની
# સારવાર

—:o:—

લેખક—

'ડૉકટર'

આ દર્દ માટે ગયા અંકમાં પ્રસિદ્ધ થયેલા મ્હારા ન્હાનકડા લેખથી ખૂબ રસ ઉત્પન્ન થયો જણાય છે. અનેકાએ મ્હારા ઉપર પત્રો લખ્યા છે. અને પ્રત્યેક સારવાર માટે કંઇ ને કંઇ પુછ્યું છે. આથી જ ટુંકામાં આ દર્દની વૈજ્ઞાનિક સારવાર વિશે ઉલ્લેખ કરવાનો મ્હારો નિર્ધાર આશા છે કે અસ્થાને તો નહીંજ મનાય.

પ્રથમ તો આ દર્દથી ઉપજતી માનવપીડાઓની ત્રણ કક્ષાઓ છે. પ્રથમ કક્ષામાં જનનેંદ્રિય ઉપર માત્ર ચાંદી થાય છે. આ ચાંદીના ઉદ્ભવ પછી થોડા જ દિવસમાં કમ્મર ઉપર બદ થાય છે. બદ પાકે છે અને પરૂ પણ ભેગું થાય છે. ત્યાં સુધી દર્દ પહેલી કક્ષામાં મનાય છે.

બીજી કક્ષામાં સમગ્ર શરીર ઉપર લાલ રંગનાં ચાઠાં થાય છે. આ ચાઠાંઓ ગોળ થાય છે. અને આખા શરીર ઉપર ફુટી નીકળે છે.

ત્રીજી કક્ષામાં સીફીલીસના જંતુ શરીરના એકાદ અવયવોમાં જઇને તે અવયવનો સોજો ઉપજાવે છે. આ અવયવમાં બધાં અંગો સમાઇ જાય છે. મગજ ઉપર પણ અસર થઇ શકે છે. સાંધાઓ પણ અનેકવાર પકડાય છે. આપણા શરીરનો એવો કોઇ પણ ભાગ નથી કે જ્યાં આ જંતુઓ ન જઇ શકતાં હોય અને ન ગયાં હોય. કારણ કે આ જંતુઓ રક્ત અને લીફેટીકસ વાટે જ સમગ્ર શરીરમાં ઘુમે છે અને તેથીજ જ્યાં જ્યાં રકત ઘુમે છે ત્યાં ત્યાં સીફીલીસના જંતુ સહેલાઇથી જઇ શકે છે.

આમ આ ત્રણે કક્ષાઓની સાચી સમજણ અને તેનું સાચું નિદાન આ મહાદર્દની વૈજ્ઞાનિક સારવાર માટે અતી મહત્વપૂર્ણ છે. પ્રત્યેક કક્ષાને નિર્મૂળ કરવા માટે વિવિધ પ્રકારની સારવારપદ્ધતિઓ યોજવામાં આવી છે, અને જો વૈજ્ઞાનિક ઢબ ઉપર સારવાર થાય તો ગમે તે કક્ષાથી પીડાતા દર્દીને દુઃખમુક્ત કરવું જરાય અઘરૂં નથી. હવે કક્ષાવાર સારવાર પર આવીએ.

પહેલી કક્ષાના દરદીઓને સામાન્ય 'Calomel dusting'થી પણ આરામ થઇ જાય છે. ચાંદી સાફ થઇ જાય છે. અને જનનેંદ્રિય ઉપરથી સીફીલીસની સર્વ નીશાનીઓ અદ્રશ્ય થઇ જાય છે. પણ આથી એમ સમજવાનું નથી કે તે માનવ સાવ નિર્ભય બન્યો છે. આવી વ્યક્તિઓએ પણ કુશળ ડૉક્ટર પાસે જઇને કે હોસ્પીટલમાં જઇને તેની સંપૂર્ણ વૈજ્ઞાનિક સારવાર લેવાની ખાસ જરૂર છે.

બીજી અને ત્રીજી કક્ષાના દરદીઓને પણ ઇસ્પીતાલ કે ડૉક્ટરનો આશ્રય લેવાની અગત્ય ઉપર જેટલું વજન મૂકીએ તેટલું ઓછું મનાવું જોઇએ. એ યાદ રાખવું જોઇએ કે સામાન્ય દવાઓથી આરામ થઇ જાય છતાં શરીર સીફીલીસના જંતુઓથી મુક્ત થયું છે એમ મનાય નહી. માટે જ એક વખત પણ સીફીલીસનો સંસર્ગ થાય ત્યારે તેને જડમૂળથી ઉખેડી નાંખવા સુધી સારવાર ચાલુ રાખવી જોઇએ. આટલા માટે યુરોપમાં તો Lock Hospital સ્થપાઇ છે. જેથી દર્દી બરાબર રોગમુક્ત થાય ત્યારે જ તેને મુક્ત કરવામાં આવે છે.

## વાંચક બિરાદરોને—

આ વિભાગના તંત્રીશ્રીએ અમારી ખાસ વિનંતિથી વાંચકવર્ગના તંદુરસ્તીના પ્રશ્નો ઉપર સલાહ આપવાનું સ્વીકાર્યું છે. આશા છે કે વાંચક સમુદાય આ યોજનાનો સારો લાભ લેશે. સામાન્ય દર્દોના કુદરતી ઉકેલ વિશે જેમને ખાસ જાણવું હોય તેમણે 'ડૉક્ટર' C/o નવયુગ કાર્યાલય એ સરનામે પત્રવ્યવહાર કરવો.

તંત્રી—નવયુગ.

સારવારમાં Neo salverson ના ઇંજેકશનની સારવાર અતી મુખ્ય છે. લોકો જેને ૯૧૪ નંબરના ઇંજેકશનથી ઓળખે છે તે આ જ ઔષધ છે. આ ઇંજેકશનની દવા રસાયણિક તત્વોની બનેલી છે. તેની અંદર પારાથી માંડીને બીજી કેટલીય ધાતુઓના ક્ષારનું મિશ્રણ હોય છે. આ ઇંજેકશન લોહીની નસમાં લેવાનું હોય છે. આ ઇંજેકશનને માટે ડૉક્ટરો સામાન્ય રીતે રૂ. ૧૦ ચાર્જ કરે છે. પણ જાહેર ઇસ્પીતાલોમાં આ ઇંજેકશનો સાવ મફત અપાય છે. આવા લગભગ ૬ ઇંજેકશન લેવાં જોઇએ. ધીમે ધીમે સારવાર કરનારે છેક ન્હાના માપથી છેલ્લા માપ સુધીના ઇંજેકશન લેવાની અગત્ય છે.

લોકો જેને ૬૦૬ નંબરનું ઇંજેકશન કહે છે તે પણ આ જ છે. પણ તે અતી જૂની ઢબનું છે. તેના

**કુદરતી કાનુનો માનવ કરતા વધુ મક્કમ છે**

કરતાં ૬૧૪ નંબરનું ઈંજેક્શન વધુ સારૂં, વધુ અસરકારક, અને આપવામાં વધુ સહેલું છે. આ ઈંજેક્શન લેવામાં કશાયે જોખમ નથી. શરીરને તે નુકસાનકર્તા નથી. તેમજ તેની અસર અતી ઝડપી અને કાતીલ થાય છે.

આ ઉપરાંત લોકસમુહે જાણવાની જરૂર છે કે સીફીલીસની સારવાર પ્રત્યેક જાહેર ઇસ્પિતાલોમાં થાય છે. પણ જાહેર ઇસ્પિતાલોમાં દવાઓ માટે પુરતા ફંડનો અભાવ હોવાથી તેઓ ઇજેકશનની સારવાર આપવામાં આનાકાની કરે છે. પણ આવા દવાખાનાઓમાં પણ જો દરદી પોતે ઇંજેકશનની ટયુબ લઇ આવે તો તેઓ ખુશીથી આપે છે. આવી ટયુબની કિંમત સવા રૂપીયાની આસપાસ હોય છે આથી જ્યારે દરદીની આર્થિક સ્થિતિ ખાનગી ડોકટર પાસે સારવાર કરાવવા જેટલી સદ્ધર ન હોય ત્યારે તેઓએ ઇસ્પિતાલમાં આ માર્ગે ઇંજેકશનની સારવાર લેવી વધુ સલાહ ભરેલી છે.

આ ઉપરાંત પ્રત્યેક શહેરમાં Anti-Vevereal Clinics સ્થપાયાં છે. આ કલીનીકમાં પણ વૈજ્ઞાનિક સારવાર મફત થાય છે.

હવે અંતમાં સલાહનો એક શબ્દ સંભળાવવો આશા છે કે અસ્થાને નહીં મનાય. એ યાદ રાખવું જોઇએ કે સીફીલીસ એક વાર મટયા પછી ફરી પણ થાય છે. અર્થાત કે સીફીલીસવાળી સ્ત્રી કે પુરૂષ સાથેના જાતિય સહવાસથી આ દર્દ પાછું થઇ શકે છે આથી જ ત્હમારે યાદ રાખવું જોઇએ કે સીફીલીસ મટયા પછી ફરીથી આ ભયંકર દર્દના ત્હમો ભોગ ન થઇ પડો તે માટે ખાસ સંભાળ રાખવાની ફરજ પ્રત્યેક સ્ત્રી કે પુરૂષની છે.

# નવચેતનનો નારી વિભાગ

—નવેમ્બર ૧૯૩૨—



તંત્રી :

કુમારી બચુબહેન લોટવાળા

# નારીવિભાગની નોંધો:

તંત્રીસ્થાનેથી--

## નૂતન વર્ષના વિચારો:

કેટલાંએ નુતન વર્ષો આવ્યાં અને ગયાં પણ ન તો આપણે સામાજીક સુધારા કરી શકયા કે ન તો રાજકીય સ્વતંત્રતા સંપાદન કરી શકયા. એટલે નવા વર્ષે પરતંત્રતાની બેડી તોડવામાં સહુ કોઇ પોતાનો ફાળો આપે એજ અમારે ઇચ્છવાનું રહ્યું. હીંદુસ્થાન જેવા ગુલામ દેશે નવા વર્ષ માટે રાચવાનું ન હોય, પણ નુતન વર્ષની શુભ પ્રભાતે દેશને સ્વતંત્ર કરવાના આદર્શ પોષવાના અને તેને માટે પ્રતીજ્ઞા લેવાના કાર્યમાં દરેક વ્યક્તિએ પ્રવૃત્ત થવું જોઇએ. કોઇપણ જાતની પ્રવૃત્તિ તરફ ઉદાસીન વૃત્તિ સેવનાર સમાજને જ નહિ પણ દેશને પણ ભારરૂપ છે.

સામાજીક સુધારામાં આપણે બીજા દેશો કરતાં સો વરસ પછવાડે છીએ એ શું ઓછું શોચનીય છે? આપણે ત્યાં સ્ત્રી કેળવણી ૨ ટકા છે જ્યારે બીજા દરેક દેશમાં તેનું પ્રમાણ પુરૂષોના જેટલું જ છે. કેળવણી એ દરેક સુધારાની ચાવી છે, તો પછી દેશની અરધી પ્રજાના સુદીના ખજાના માટે એ ચાવીનો ઉપયોગ કર્યા વગર કેમ ચાલે? છતાં તેની પ્રગતી બહુ મંદ છે. સ્ત્રીઓને સામાજીક હક્કો પણ બહુ ઓછા પ્રમાણમાં આપવામાં આવ્યા છે. શહેરોને બાદ કરીએ તો સ્ત્રીઓ પ્રત્યેનું અમાનુષી વર્તન તો હજુ ચાલુ છે. શું આ બધું સુધારવાની આવશ્યકતા નથી? પણ એને માટે જે ખંત અને તમન્ના જોઇએ તે કોનામાં છે? ઘણાખરાનાં જીવન તો જાણે યંત્ર જેવાં થઇ ગયાં છે. તેઓ રૂઢીના રીવાજોથી એટલાં ટેવાઇ ગયાં હોય છે કે તેમનું જીવનચક્ર જે ગતિથી ફરતું હોય તેમાં જરાએ ફેરફાર કરવાની તેઓ દરકારે કરતાં નથી.

થોડી સ્ત્રીઓએ આઝાદીની લડતમાં ઝુકાવ્યું છે ખરૂં, પણ તેથી કંઇ સમસ્ત સ્ત્રીજાતિને સ્વતંત્રતા મળશે એમ કહી શકાય નહિ. એને માટે તો દરેકે પોતાનો ફાળો આપવો પડશે. જો દરેક સ્ત્રી નુતન વર્ષ નીમીત્તે સામાજીક યા રાજકીય ઉન્નતિમાં થોડો પણ ફાળો આપવાનો સંકલ્પ કરે તો તે અમૂલ્ય સેવા કરી શકશે. રાજકીય પ્રવૃત્તિમાં તો બહુ ઓછાં પડી શકે પણ સ્ત્રી કેળવણી, સમાજની બદીઓ અને સંકુચીત વીચારોનાં ખંડનસમા સામાજિક પ્રશ્નો જો સ્ત્રીઓ ઉપાડી લે તો કેવી સારી પ્રગતિ આપણે કરી શકીએ?

અનેક પ્રકારની ચુસણનીતિને અંગે અત્યારે દેશની આર્થીક પરિસ્થિતિ બહુ શોકજનક થઇ છે. એવે વખતે દીવાળીના માંગલીક પ્રસંગે પણ પૈસાનો વ્યય આપણે કરીએ તો દેશની પાયમાલી કરવામાં આપણે સાથ આપી રહ્યા છીએ એમ જ ગણાય.

માટે સ્વદેશીના શપથ લઇ દેશનો પૈસો દેશમાંજ રાખવો જોઇએ. અહિં વિદેશી માલ પુષ્કળ આવે છે એજ પુરવાર કરી આપે છે કે હજી આપણે સ્વદેશીને એક ધર્મ તરીકે નથી માન્યો. દેશની આર્થીક ઉન્નતિ પુરૂષો કરતાં સ્ત્રીઓ બરાબર સાધી શકે એટલે સ્વદેશીને સ્ત્રીઓ મહામંત્ર તરીકે ગણશે એમ માની દેશ આબાદ બને એજ ઇચ્છીએ છીએ.

*

**

## કોણ છે એ મીસ કોર્નેલીઆ?

લંડનની રોયલ એમ્પાયર સોસાઇટીમાં મીસ કોર્નેલીઆએ હીંદ વિરૂદ્ધ ભાષણ કરી હીંદનું ઘોર અપમાન કર્યું છે. વરસોથી વિલાયતમાં વસેલાં અને હીંદની હાલની રાષ્ટ્રીય પરીસ્થીતિથી તદ્દન અપરિચીત હોવા છતાં હીંદ માટે આવા નાલાયક શબ્દો ઉચ્ચારવા એ મીસ કોર્નેલીઆ જેવાં ખાનદાન કુટુંબનાં બાનુને ન છાજે તેવું છે. અંગ્રેજી નામથી પોતાને શોભાવતાં અને અંગ્રેજીમાંજ પોતાનું જીવન ઓતપ્રોત કરી નાંખનારને આવો અભખરો થાય એ બનવાજોગ છે. એવાં તો ખુદ હીંદુસ્થાનમાંએ ઘણા દેશદ્રોહી છે. એટલે એમને માટે દયાની લાગણીજ દર્શાવવી રહી. પણ સોસાઇટીમાં લાગવગ ધરાવતાં એક બાનુ રાજ્યકર્તાઓના દેશમાં પોતાનાં અવિચારી ભાષણોથી માઠી અસર નો કરી શકે ને? એ લોકો તો એનેજ હથીઆર બનાવી આપણને ઉતારી પાડવાનો પ્રયત્ન કરે.

એકલા હીંદમાંજ નહિ પણ આખી દુનીઆમાં જ્યારે હીંદી સ્ત્રીઓની સંસ્કૃતિની પ્રશંસા થઇ રહી છે, ત્યારે મીસ મેયોની ગરજ સારનારે આ કહેવાતાં હીંદી બાઇ તેને માટે કંઇક ગલીચ શબ્દો ઉચ્ચારી રહી છે. આવા આક્ષેપો અને પ્રહારથી જો મીસ કોર્નેલીઆને અંગ્રેજો પોતાનાં ગણશે એવી જો તેમને આશા હોય તો તેમાં તે નીરાશજ થશે. કારણ જે વ્યક્તિ પોતાના દેશને દગો દે છે તેનો સાચી સ્વાધીન મનોદશાવાળાં માણસ કદી પણ વિશ્વાસ કરતાં નથી.

વળી હીંદીઓ સ્વરાજ માટે લાયક છે કે નહિ તે બોલવાનો અધિકાર તેમને કોણે આપ્યો? છેલ્લાં બે વરસની હીંદીઓની કાર્યદક્ષતાનો લેશ માત્ર પણ તેમને ખ્યાલ હોત તો ઇચ્છા છતાં પણ છેક આટલું બીનજવાબદારીભર્યું ભાષણ કરવાની તેઓ હીંમત કરી શકત નહિ. રાજ્ય કરતી પ્રજાની વચમાં રહી પોતાનું વ્યક્તિત્વ ભુલી જનારને દેશને સ્વતંત્ર જોવાના આદર્શો ક્યાંથી હોય?

સ્ત્રીવર્ગ પ્રત્યેના તેમના અણછાજતા પ્રહારો માટે અખીલ હીંદ સ્ત્રી સંઘે વિરોધ દર્શાવવો જોઇએ. તેની સામે દરેક સમાજે પણ એવો પોકાર કરવો જોઇએ કે આવી મીસ મેયો ફરીથી પ્રલાપો કરવાનું ભુલી જાય. એને ચોખ્ખું પરખાવી દેવું જોઇએ કે તમે તમારી ગુલામી વૃત્તિથી મુક્ત થાઓ તો બસ, તમારે હીંદની ફીકર કરવાની જરૂર નથી. દેશના કટોકટીના પ્રસંગે દેશની સાથે રહીને અને દુઃખો સહીને હીંદી સ્ત્રીઓએ પોતાની સંસ્કૃતિને ઝળકાવી છે એનું ઉંઘમાં પડેલી મીસ કોર્નેલીઆને ભાન હોય એમ જણાતું નથી. એમનામાં જો વસ્તુસ્થિતિ પારખવાની શક્તિ ન હોય તો બહેતર છે કે એક દુશ્મનની ગરજ સારવાને બદલે મુંગાં બેસે.

पमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत [illegible] आणंदजी चावडा
तरफथी [illegible] प्रेम भेट.

# સ્ત્રીઓ અને પત્રકારિત્વ

લેખિકા :—
બચુબહેન લોટવાળા

પત્રકારિત્વ એક ઉમદા ધંધો છે. બુદ્ધિને વિકસાવવાનું અને કલમ-દ્વારા જનસેવા કરવાનું એ એક અમુલ્ય સાધન છે. ભાષણોની માફક સંકુચીત પ્રચારકાર્ય તેનાથી નથી થતું પણ દુનીઆના કોઇપણ ભાગમાં તેનો અવાજ પહોંચી શકે છે. એક પત્રકાર પોતાના વિચારોની છાપ બીજા ઉપર બહુ અસરકારક રીતે પાડી શકે છે. પણ અલબત્ત તેના પ્રમાણીકપણા માટે લોકોને વિશ્વાસ જોઇએ.

અત્યારે તો ઘણાખરા પત્રકારો સગવડતા અને સ્વાર્થ માટે જ એ ધંધો કરે છે. કેટલાકો તો પોતાના સિદ્ધાંતોને તીલાંજલી આપે છે અને લખવા કરતાં વર્તન તદ્દન જુદા જ પ્રકારનું રાખે છે. આવા માણસો જનસમુહ પર શી રીતે અસર કરી શકે? પ્રમાણીકતા એ જ પત્રકારનો મુદ્રાલેખ હોવો જોઇએ.

## તકને અભાવે

સ્ત્રીઓ આ ધંધામાં બહુ ઓછો રસ લે છે એ ખરેખર શોચનીય છે. યુરોપ જેવા આગળ વધેલા દેશમાં પણ પુરૂષોના પ્રમાણમાં બહુ થોડી સ્ત્રીઓ પત્રકાર તરીકે કામ કરે છે. તેથી તેમનામાં બુદ્ધિ નથી કે એ દીશામાં કામ કરવાની હુંશીઆરી નથી એમ તો કોઇ કહી શકે એમ નથી કારણ કે પત્રકાર તરીકે નહિ પણ લેખક તરીકે સ્ત્રીઓએ જગતના સાહિત્યમાં સુંદર ફાળો આપ્યો છે. પત્રકારિત્વ પરત્વે તેઓ ઉદાસીનતા સેવે છે એ ખરૂ છે પણ તેમને તે માટે જોઇતી તક જ આપવામાં નથી આવતી એટલે સ્ત્રીઓ પછાત રહે એમાં નવાઇ શી? સ્ત્રીઓને સરખા હકો આપનાર વિલાયત જેવા દેશમાં પણ સ્ત્રીઓને દૈનીકપત્રના તંત્રી તરીકે ભાગ્યે જ નીમવામાં આવે છે. એટલું જ નહિ પણ ઉપતંત્રી તરીકે પણ સ્ત્રીઓ બહુ ઓછા પ્રમાણમાં કામ કરે છે. આમ તકને અભાવે સ્ત્રીઓ પત્રકાર તરીકે જોઇએ તેવી કીર્તી સંપાદન કરી શકતી નથી. મોટા મોટા પત્રકારોનો અભિપ્રાય છે કે

સ્ત્રીઓ રીપોર્ટરો તરીકે 'બહુ સારૂં' કામ કરી શકે છે. સામા માણસનું દ્રષ્ટિબિન્દુ અને માનસશક્તિ જેટલી ત્વરાથી એક સ્ત્રી સમજી શકે છે તેટલી ત્વરાથી પુરૂષ સમજી શકતો નથી. ગમે તેટલી મુશ્કેલી હોય છતાં સ્ત્રી ખંતથી અને ઉત્સાહથી રીપોર્ટીંગનું કામ કરી શકે છે. કોઇનો 'ઇન્ટરવ્યુ' લેવો હોય તો સ્ત્રી બહુ સહેલાઇથી લઇ શકે છે કારણ કે સમજાવીને કામ કાઢી લેવાની કળા સ્ત્રીમાં બહુ વિકસેલી હોય છે. લોર્ડ લેવર હ્યુમે સ્ત્રીઓની રીપોર્ટીંગની નીપુણતા માટે ઘણી પ્રશંસા કરી છે. રીપોર્ટીંગના કાર્ય માટે તેમનો બહુ સારો અભીપ્રાય છે. તેમણે કહ્યું છે કે,

Reporting is a very responsible work and this is a point that is often overlooked, the reporter is the outside representative in many cases the only humanlink between the paper and the hundreds of thousands or millions as the case may be, who read it.

## કામની કસોટી

વિલાયતમાં આવા જવાબદારીભર્યા કામની કસોટીમાંથી પાર ઉતર્યા છતાં પ્રમાણમાં બહુ થોડી સ્ત્રીઓને તંત્રીખાતામાં રાખવામાં આવે છે, આવો અનુભવ મેળવ્યા પછી પણ જો સ્ત્રીઓને ઉચ્ચ હોદ્દા ન આપવામાં આવે તો તેમના પ્રત્યે અન્યાય નથી થતો તો બીજું શું? યુરોપમાં મોટા પ્રમાણમાં રીપોર્ટરો તરીકે સ્ત્રીઓ કામ કરે છે પણ એ સંકુચીત ક્ષેત્રમાંથી તેમને આગળ વધવાની તક ન આપવામાં આવે તો ફાયદો શું?

જો યુરોપમાં આ સ્થિતિ છે તો હિંદી સ્ત્રીઓને તંત્રીની ખુરશી મેળવવાનું માન તો ભાગ્યેજ મળે. રશીઆ શિવાય દુનીઆના કોઇ પણ ભાગમાં જઇએ તો માસીકોની સ્ત્રી તંત્રીઓ ઘણી મળી આવશે પણ દૈનીક પત્રની અધિષ્ટાત્રી તો બહુ ઓછી મળશે. સ્ત્રીઓ લેખકો તરીકે ફતેહમંદ થઇ છે તો તંત્રી તરીકે ઉજ્વલ કારકીર્દી કેમ ન સંપાદન કરી શકે? એક સ્ત્રી જો ઉપતંત્રીની પરીક્ષામાં નિષ્ફળ નીવડે તો સ્ત્રીઓ એ કામ માટે નાલાયક છે એવો સીક્કો બેસાડી દેવામાં આવે છે! પણ મોટા પ્રમાણમાં પુરૂષો નીષ્ફળ નીવડે છે તેનું શું?

હિંદુસ્તાનમાં તો સ્ત્રી લેખિકાઓ મેળવવી મુસ્કેલ પડે છે તો રીપોર્ટર અને તંત્રી તરીકે કામ કરવાની આશા તો તેમના તરફથી ક્યાંથીજ રાખી શકાય? લેખ લખી મોકલવાની શિક્ષિત સ્ત્રીઓને વારંવાર અરજ કરવા છતાં નીરાશાજ મળે છે. એનો મને અંગત અનુભવ મળ્યો છે. આનું કારણ ઉત્સાહના અભાવ શિવાય બીજું શું હોઇ શકે? કેટલીએ શિક્ષિત બ્હેનો એવી છે કે જો ધારે તો તેઓ ફાજલ વખતમાં લેખો લખી શકે પણ એ પ્રેરણાજ તેમનામાં સ્ફુરતી નથી. પત્રોમાં સ્ત્રીઓને લગતા કેટલાએ પ્રશ્નો ચર્ચવામાં આવે છે પણ મોટે ભાગે તે દરેક પુરૂષે લખેલા હોવાથી સ્ત્રીનું દ્રષ્ટિબિન્દુ રજુ થઇ શકતું નથી. એટલે સ્ત્રીઓ જો આ કામ ઉપાડી લે તો સ્ત્રીસમાજની તેઓ અમૂલ્ય સેવા બજાવી શકે એ નીઃસંદેહ વાત છે. સ્ત્રીઓ જો પત્રકારીત્વમાં જોડાય તો વખતનો સદુપયોગ કરી શકે એટલુંજ નહિ પણ પોતાને અને જનસમાજને પણ ઉપયોગી

થઇ પડે. સ્ત્રીઓ એ રસ્તે કમાઇ પણ શકે, પણ પુરૂષોની માફક આજીવિકાનું સાધન ન બનાવે એટલે એમને પોતાનું અંતઃકરણ વેચી બીજાના સુર પ્રમાણે નાચવાની જરૂર નહિ રહે. આને લીધે પણ સ્ત્રીઓએ આ કામમાં પડવાની ખાસ આવશ્યકતા છે.

## રશીઅન સ્ત્રીઓને પગલે

પત્રકારિત્વનું કામ શીખવા માટે સ્ત્રીઓ માટે વર્ગો ખોલવા જોઇએ અને શરૂઆત રીપોર્ટીંગથી કરવી જોઇએ, હીંદમાં ભાગ્યે કોઇ સ્ત્રી રીપોર્ટરનું કામ કરતી હશે. આ અનુભવ મેળવ્ય. પછી જો સ્ત્રીઓને તંત્રી કે ઉપતંત્રી તરીકે કામ કરવાની તક ન આપવામાં આવે તો તે સામે સ્ત્રીઓએ સખ્ત વિરોધ કરવો જોઇએ. સરખા હક્કોની વાતો કરનારને જોખમદારીભરી જગ્યા સ્ત્રીઓને આપ્યા વગર છુટકો નહીં થાય.

રશીઆમાં સ્ત્રીઓ મોટા પ્રમાણમાં રીપોર્ટરો તરીકે કામ કરે છે એટલું જ નહિ પણ મોટા મોટા છાપાઓનાં તંત્રી તરીકે પણ કામ કરે છે. હીંદી સ્ત્રીઓ આ દિશામાં રશીઅન સ્ત્રીઓને પગલે ચાલે એવી આશા રાખવી જરાએ વધુ પડતી નથી.

પત્ર એ એક સત્તા છે. એનો પ્રભાવ એટલો બધો છે કે એ સત્તા મોખરે નહિં તો બીજે નંબરે તો જરૂર આવે. એ સત્તા તો ભલભલા રાજ્યોને ય ઉથલાવી મારવા શકિતમાન છે. યુરોપના છેલ્લા યુદ્ધ વખતે વિલાયતમાં એસ્કવીથની સત્તાને ઉથલાવી નાંખનાર લોર્ડ નોર્થ કલીફનાં જ પત્રો હતાં. આ કારણને લીધે જ કોઇ પણ પ્રજાકીય ચળવળ વખતે સત્તાવાળાઓ તરફથી વર્તમાનપત્રોના હક્કો પર સૌથી પહેલી ત્રાપ મારવામાં આવે છે. પ્રચારકાર્ય કરવાનું એ સૌથી અગત્યનું સાધન છે. વકતાઓને પણ દીશાસુચન કરનાર અને તેમનાં વ્યાખ્યાનોનો કાગળની પીઠ પર દુનિયાભરમાં પ્રચાર કરનાર પણ વર્તમાનપત્રો જ છે. આવા એક અમૂલ્ય સાધનનો લાભ લેવાનું સ્ત્રીઓ ચુકે એ કેમ ચાલે? અન્યાયોના વાદળથી ઘેરાએલી સ્ત્રીઓને સારૂં તો એ વાદળોનો ઘેરાવો વિખેરવાનું આ એકનું એક સાધન છે એટલે તેનો જેટલો બને તેટલો ઉપયોગ તેમણે તો ખસુસ કરવો જોઇએ. પુરૂષોથી જ ચલાવાતાં અને પુરૂષોની જ પીરસેલી વાનગીવાળાં પત્રોમાં પુરૂષોના જુલ્મો સામે પોકાર કરતાં લખાણો પ્રગટ થવાની આશા રાખવી એ મિથ્યા શ્રમ છે. એ લોકો તો પોતાના પત્રોમાં સ્ત્રીઓ માટે ફેશનનું પાનું રાખી અગર સ્ત્રીઓને લગતા નજીવા પ્રશ્નો ચર્ચી તેમની દષ્ટિને ખરી વસ્તુથી અલગ રાખવાનો પ્રયત્ન કરે છે. સ્ત્રીઓ જો પત્રકાર તરીકે કામ કરતી થાય તો પોતાના હક્કોને લગતા સવાલો પર લખાણ કરી નકામા પ્રશ્નોને નદન ઢાંકી દઇ સ્ત્રીસમાજને સીધો રસ્તો બતાવી શકે.

હિંદની સ્ત્રીઓ એટલી બધી શરમાળ અને ઠંડા સ્વભાવની છે કે પુરૂષોની વચ્ચે કામ કરવાની તેઓ હીંમત કરી શકતી નથી. ઘેર બેસી માસીકો માટે લખવાનું હોય તો કેટલીક સ્ત્રીઓ કબુલ કરે છે પણ છાપખાનામાં જઇ પુરૂષોનાં ટોળાંની વચ્ચે કામ કરવાનું કે લોકોમાં ભટકી રીપોર્ટીંગ કરવાનું કામ ઉપાડી લેતાં તેઓ અચકાય છે.

## અનુભવનાં અજવાળાં

કેટલીકોને સંજોગો જ અનુકુળ હોતા નથી; ગૃહની જવાબદારીને લીધે આ દિશામાં કામ કરવાનો તેમને વિચાર પણ નથી આવતો. શ્રી. હંસાબ્હેન મ્હેતા જેવાં સુશિક્ષિત, જગતની મુસાફરી કરનાર, બુદ્ધિમાન લેખિકા પણ, ગૃહની જવાબદારીથી મુક્ત હતાં તો 'હિંદુસ્તાન' સાપ્તાહીકમાં પ્રો. ખુશાલ ટી. શાહ સાથે થોડો સમય કામ કરી શક્યાં. પણ જે સ્ત્રીઓ શિક્ષિકા તરીકે કામ કરે છે તે આ દીશામાં કામ કરવાને પ્રવૃત્ત કેમ ન થાય? સ્ત્રીઓના હક્કો માટે સ્ત્રીના દ્રષ્ટિબિંદુથી સ્ત્રી શિવાય બીજું કોણ પ્રચારકાર્ય કરી શકે? વર્તમાનપત્ર એ આપણામાં ભાવના રેડનાર, જ્ઞાનદીપ પ્રગટાવનાર અને આપણા વિચાર ઘડનાર એક શક્તિ છે. મહાત્માજીએ પોતાનાં 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ' એ બે વર્તમાનપત્રોદ્વારા જ કંઇક સુષુપ્ત આત્માઓને ચેતનવંતા કર્યાં છે એ ક્યાં કોઇથી અજાણ્યું છે.

પત્રકારિત્વમાં અનુભવની મોટી જરૂર છે. બહોળા વાંચનવાળા અને દરેક વિષયમાં ઉંડા ઉતરેલા તેમજ ગુંચવણભર્યા પ્રશ્નોનો તાત્કાલિક તોડ કાઢી શકે તેવા માણસો જ એમાં સ્હેલાઇથી ફત્તેહ મેળવી શકે છે. સ્ત્રીઓમાં તો શિક્ષણ જ ફક્ત બે ટકા છે અને વાંચન પણ બહુ ઓછું છે એટલે આ ધંધામાં પારંગત થવાને બહુ સમય જોઇશે. પત્રો વાંચવામાં એ હીંદી સ્ત્રીઓ હવે રસ લેતી થઇ છે. એવી જ રીતે સર્વાંગી સાહિત્યના વાંચનમાં ઉત્સાહ લેતી થાય એ બહુ ઇચ્છવા યોગ્ય છે.

પુરૂષોની વચ્ચે કામ કરવા માટે નીડરતાને પોષવી જોઇએ. સમાન હક્કો માટે લડનારને પોતાના હિતની આડે આવતી નબળાઇને તિલાંજલી આપવી જોઇએ. ઘરના સંકુચિત ક્ષેત્રમાંથી નીકળી બહારના બહોળા ક્ષેત્રમાં કામ કરવાની વૃત્તિ દરેક સ્ત્રીએ કેળવવી જોઇએ. રૂઢીના અભેદ્ય કિલ્લાને તોડવા વર્તમાનપત્રો એક તોપની ગરજ સારે છે તો એની મદદથી તે કિલ્લાના દરવાજા તોડી સમાજમાં સ્ત્રીઓએ પોતાનું સન્માનભર્યું સ્થાન પ્રાપ્ત કરવામાં ઢીલ શા માટે કરવી જોઇએ દરેક જાતના અંતરાયોને દૂર કરી પોતાની મેળે જ તક ઉભી કરી આ અમોઘ હથીઆરથી સજ્જ થઇ સ્ત્રીઓ માટે સમાજે ઉભાં કરેલાં રૂઢીબંધનો તોડવાનાં સ્ત્રીઓ જ પ્રયાસ કરશે એવી આશા નવા વર્ષના આરંભ સમયે રાખું છું.



# રણના રણકાર

( સ્વાતંત્ર્ય યુગનો ભાવનાશીલ રાસ )

( જોને, સખી ડોલરીયો કાલીંદીને કાંઠે...........એ રાહ )

હાંરે, સખી રણના રણકાર નાદ ઝીલી,
આનંદ કેરી છોળે રમોરે !
હાંરે, સખી યુગયુગના ભાવને જગાડી,
નવયુગ નાદ નૈનમ ભરોરે !

નવિન નાદ નવિન યુગ-ઉષા રણકારતા;
હાંરે ! એના નાદે ઉર પાંખડી શી ખીલી,
એ ઝીલી, આનંદ કેરી છોળે રમો રે !
શેષને જગાડતી ને પૃથ્વીને હલાવતી;
હાંરે ! એની બંસી સુણતાં સુરીલી,
એ ઝીલી, આનંદ કેરી છોળે રમોરે !
રક્તછોળે જોગણીનાં વૃંદ રમી રહ્યાં;
હાંરે એને ખોળે બંધન બેડી ઢીલી,
એ ઝીલી, આનંદ કેરી છોળે રમોરે !
રક્તછોળ માંહિ રક્ત થાહું ઉભેરતાં;
હાંરે ! સ્હેશે ભારત આનંદ કેરી હેલી,-
એ ઝીલી, આનંદ કેરી છોળે રમોરે !

વિડાદરા :

પ્રિયવદન બક્ષી.




# બૂઝાતો-

........[ એકાન્કી-

પાત્રો

ઈંદુરાય    કિરણ

સ્થળ: ઈંદુભવન.

( 'ઈંદુભવન'નું વિશાળ દીવાનખાનું જમીનથી છત સુધી વૈભવ વિલાસની સામગ્રીની સજાવટથી ભરચક છે. ઉત્તર દક્ષિણ દિશાની દિવાલનાં બારણાં બન્ને તરફના શયનખંડમાં પડે છે. પૂર્વ તરફના બારણામાંથી અંદરના ખંડમાં જવાય છે. પશ્ચિમ દિશામાં દીવાનખંડનું પ્રવેશદ્વાર છે. ચારે બારણાં આગળ મનોહર પર્દા લટકે છે. જમીન મોંઘા ગાલીચાથી ઢંકાઈ ગયેલી છે. વચ્ચે વિશાળ ટેબલ અને તેની આસપાસ સોફા, કોચ, ખુરશીઓ ગોઠવેલાં છે. દિવાલો પર જગતના મશહૂર ચિત્રકારોનાં ચિત્રો લટકે છે. ખુણાઓ પર કુશળ શિલ્પીઓની ઘડેલી પ્રતિમાઓ ગોઠવવામાં આવી છે.)

ઈંદુરાય: [ચાલીસ વર્ષની લગભગના, ચુસ્ત સનાતની

# આશાદીપ

– નાટક]........

લેખક: સીતારામ જે. શર્મા

પાત્રો

દાકતર શાંતિલાલ રમા

સમય: સવારનો.

ગણાતા, લક્ષાધિપતિ દક્ષિણ દિશાના બારણામાંથી દાકતર સાથે દિવાનખંડમાં આવતા દેખાય છે. તેમના વદન પર વિષાદની સ્પષ્ટ રેખાઓ તરવરે છે.] દાકતર, તમને કેમ લાગે છે?

**દાકતર** [ગંભીર ભાવે]: ઇંદુરાય શેઠ, લોહીનું દબાણ બહુ છે. ફિસ્કેરાટને લીધે તાવ હજી એકેક દિવસ ઘરે તેમ લાગતું નથી. એને ખુબ શાંતિની જરૂર છે.

**ઇંદુરાય** [બાજુના સોફા પર પછડાય છે. ચિંતાથી તેના કપાળ પર કરચલીઓ વળી છે, છતાં મક્કમતાથી હોઠ બિડાયલા છે]:

દાકતર, આ નવું તુત જ છે ને? આજકાલ લોકોને જાણે બીજું કંઇ કામ જ નથી. એટલે ધર્મિષ્ઠોને વટલાવવા બેઠા છે.

**દાકતર** [સમજાવતાં]: શેઠ, હાલ તુરત તમારે શાંત રાખવી જોઇએ. નહિં તો કેસ વધારે બગડશે.

**ઇંદુરાય** [ફિસ્કેરાઇને છતાં ધીમે સ્વરે]: આઠ વર્ષના છોકરાને આટલું બધું કયાંથી સુઝે? જરૂર એને બીજાઓએ ચડાવ્યો છે. નહિં તો મારી મેતરાણીના છોકરાને એ ઠેઠ પૂજાની ઓરડીમાં લઇ જાય...........

[શયનખંડમાંથી ઓ-ઓ-ની ચીસો ફડતાં ને એકદમ અટકી જાય છે.]

**રમા** [લગભગ દોડતી આવીને]: [દાકતર એકદમ ઉઠે છે, રમાની પાછળ ને અંદર જાય છે. ઇંદુરાય વિચાર નિમગ્ન બેસી રહે છે] દાકતર, દાકતર.........

**કિરણ** [ઇંદુરાય અને રમાનો એકનો એક પુત્ર, રેશમી ગાદલાંવાળા મોંઘામુલા પલંગમાં પડે પડે, બેભાન દશામાં બુમો મારે છે]: ઓ!–ઓ! –આ જુવો બાપાજીએ પેલા બિચારાઓને લાકડીથી મરાવ્યા–બિયા કેવા તડોતડ લાકડીઓ મારે છે–બિચારા, બિચારા એમને દર્શન શું કામ કરવા દેતા નથી?–રમા બ્હેન...!

**રમા** [ગમગીન. કિરણની પાસે આવી તેને મસ્તકે હાથ મુકી]:

કિરણ, બેટા, અહિં કોઇને મારતું નથી. બાપુ, તું સુઇ જા.

[કિરણ ભાન્તે દાક્તર સામે જુવે છે. દાક્તર તેને ઇશારતથી શાંતિ સાચવવાની ભલામણ કરે છે.]

**કિરણ** [વળી ચમકીને]: બાપુજીએ. પેલા બિચારા રતનાને કેવા ધક્કા મરાવ્યા ?–બા, આપણા ભગવાનનાં દર્શન કરવાથી તો એ પાવન થાત;–એ બિચારો કેવો રડતો હતો ?–ભયથી તે અંગલાનાં પગથીયાં પર પડી ગયો, એને વાગ્યું ને લોહી નીકળ્યું, છતાં બાપુજી એને કેવા ધમકાવતા હતા ?–બા, તેં પણ બાપુજીને કંઇ કહ્યું નહિ? ..."

**રમા:** [એની આંખોમાંથી આંસુ વહેતાં હોય છે, તે સાફ કરી]:

ભાઇ, આપણે તારા રતનને બોલાવીશું હોં, તું હમણાં સુઇ જા. દાક્તર કાકા તને ઉંઘી જવાનું કહે છે.

**કિરણ:** [બેફામ] : એમ, એમ, તું રતનને બોલાવીશ–બાપુજી તારી પર ગુસ્સે નહિં થાય? હું રતનને ઘેર ગયો ત્યારે એની બાએ મને ધમકાવ્યો નહોતો. પણ બાપુજીએ તો એને ધક્કે મરાવ્યો.–ના, ના, રમાબ્હેન તું એને અહિં બોલાવીશ નહિં, વળી બાપુજી ગુસ્સે થશે.–એમના ભગવાન અભડાશે ને આખું ઘર ધોવરાવશે......

**દાક્તર:** [નવો 'ડોઝ' તૈયાર કરી]: ભાઇ કિરણ, તું આ દવા પી લે. જો તને સારૂં થઇ જશે. તું હમણાં થોડી વાર ઉંઘી જા. પછી હું તારા રતનને અહીં લઇ આવીશ.

**કિરણ:** એમ, એમ, દાક્તરકાકા; ના, ના. પણ તમારી પર બાપુજી ગુસ્સે થશે. તમે એવું સાહસ ન કરતા.

**દાક્તર:**–[સમજાવટથી] તારા બાપુજીએ મને રજા આપી છે. લે આ દવા.

**કિરણ:** દવા પીઉં તો બાપુજી રતનાને મારી પાસે રમવા દેશે ?–લાવો, લાવો, –મારે રવિવારના સરઘસમાં જવાનું છે. હું હવે નહિં બોલું હો દાક્તર કાકા.

(તે દવા લઇને પીએ છે. થોડીવાર ભીષણ મૌન પથરાય છે.)

**રમા** [સચિંત–ધીરે સ્વરે]: દાક્તર, તમને કેમ લાગે છે?

**દાક્તર:** રમા બહેન, ખાસ ચિંતા જેવું નથી. પણ એ આમ વારંવાર ઉશ્કેરાઇ જાય છે ત્યાં સુધી જરા ગંભીર ખરૂં.

**રમા** [સજળ નયને]: દાક્તર, મારો એકનો એક કિરણ...

(તેનાથી રડી જવાય છે)

**દાક્તર:** રમાબ્હેન, આમ ન કરો. જરા તો હિંમત રાખો.

**રમા** [રડતાં રડતાં]: દાક્તર હિંમત શી રીતે રાખું? મારી જીવનજ્યોત બુઝાવા...[તે હોઠ કરડે છે. અમંગલ શબ્દોને હોઠ વચ્ચે દાબી રાખે છે]

**દાક્તર:** જુવો દવાની અસરથી એ જરા શાંત થાય છે.

**રમા:** દાક્તર, મને અમંગલના ભણકારા સંભળાય છે.

**દાક્તર:** ધીરજ રાખો બ્હેન. હમણાં એને સુવા દો. તમે ઘડીભર બહાર આવો. નર્સ અહિં બેઠી છે.

[બન્ને મંદ પગલે દિવાનખાનામાં આવે છે. ત્યાં ઇંદ્રરાય વાત કરતા સંભળાય છે]

**ઇંદ્રરાય:** નહિ, નહિ, જ્યાં સુધી હું ટ્રસ્ટી છું ત્યાં સુધી અમારા મંદિરમાં એ ઢેડ લોકોને આવવા નહિં જ દઉં. મી. શાંતિલાલ મારી તો તમને પણ એ સલાહ છે કે તમે આ બધાં

ધતીંગ છોડી દો અને બીજું કંઇ કામ કરો.

**શાંતિલાલ** [હરિજનો માટે કામ કરનાર]: શેઠ, આપ તો સ્વરાજની ચળવળમાં આજ સુધી આગળ પડતો ભાગ લેતા હતા, અને ખાદી માટે ભાષણો આપતા હતા........

**ઇંદુરાય** [ગુસ્સાથી—વચ્ચે જ]: એ શું અમારો ગુન્હો થયો? અમને સ્વરાજ જોઇએ છે, પણ ધર્મનો નાશ જોઇતો નથી!

**શાંતિલાલ:** પણ માણસ માણસનો સ્પર્શ કરે તેમાં ધર્મનો........

**ઇંદુરાય** [પહેલાંની જ ઢબે]: મિસ્ટર મારે તમારૂં ભાષણ સાંભળવું નથી. તમે અહિંથી ચાલ્યા જાઓ.

[શાંતિલાલ ચાલવા માંડે છે ઇંદુરાય ગુસ્સામાં બેસી રહે છે]

**રમા:** [ધીરેથી પતિ પાસે આવી મમતાળુ ભાવે]: તમે કિરણની સામે તો જુવો. એની ખાતર......

**ઇંદુરાય** [વચ્ચેજ]: શું તમે બધાંએ મને ચીડવવાનો જ સંકેત કર્યો છે?

**દાકતર:** શેઠ, હમણાં કિરણને જરા ઉંઘ આવી છે. પરંતુ જાગે ત્યારે તમે એને આશ્વાસન આપશો તો એને ઠીક થશે.

**ઇંદુરાય** [જરા સંયમ સાથે]: દાકતર, એતો રતનને બોલાવવાની જીદ પકડે છે.

**દાકતર:** અત્યારે દર્દીની સ્થિતિ એવી છે કે જો તમારે એને જલદી સાજો કરવો હોય તો રતનને બોલાવવો જોઇએ.

**રમા** [કરગરતી]: આપણા એ એકના એક લાડકવાયા માટે તમે એટલું પણ ન કરી શકો?

**ઇંદુરાય:** શું મારે વૈષ્ણવના ઘરને અભડાવવું?

**રમા:** અત્યારે તો બધા જ એમને અડવા તૈયાર છે.

**ઇંદુરાય:** એટલે મારે પણ ગાડરીઆ પ્રવાહમાં તણાવું?

**દાકતર:** ચાલો સાહેબ, હું હવે જઇશ. જો મારી જરૂર પડે તો મને 'ફોન' કરજો. પણ શેઠ તમે બીજા કોઇની ખાતર નહિં તો કિરણની ખાતર પણ નમતું મૂકો એવી મારી સલાહ છે.

(દાકતર જાય છે રમા કરુણભાવે પતિ સામે જોઈ રહે છે)

(પડદો પડે છે.)

## દ્રશ્ય બીજું

**સ્થળ:** એ જ, **સમય:** ત્રીજો પ્રહર

(ઇંદુભવનમાં નોકરચાકરોની દોડાદોડ ઘટી જણાય છે. એક મોટર એકાએક દરવાજા પાસે આવી ઉભી રહે છે, તેમાંથી ઉતરી દાકતર ઉતાવળે પગલે દિવાનખાનામાં પ્રવેશે છે. બારણા આગળ જ ઇંદુરાય દાકતરને મળે છે.)

**દાકતર:** કેમ છે કિરણને?

**ઇંદુરાય** [ચિંતિત]: તમારા ગયા પછી બે કલાક ઠીક ગયા, પણ તે પછી તો તે બહુ જ ઉશ્કેરાય છે.

**દાકતર:** ચાલો, જોઇએ એને.

(બન્ને કિરણવાળા ઓરડા તરફ જાય છે. દાકતરને જોતાં જ રમા તેની તરફ ધસે છે. એની બન્ને આંખમાંથી આંસુ દદડતાં હોય છે)

**રમાઃ** દાક્તર, દાક્તર, મારા કિરણને બચાવો.

(બધો વખત કિરણનો બડબડાટ ચાલુ હોય છે.)

**કિરણઃ** બાપાજી આવ્યા?–અરે, એ તો પેલા બિચારાઓને લાકીએ મરાવશે–તમને પગે લાગું, બાપાજી એ બિચારો નિર્દોષ છે–રતનને તમે ન ધમકાવો એને તો હું જ લઇ આવ્યો છું–તમેજ કહેતા નહોતા કે માણસ માત્ર ભગવાનનાં બાળક છે અને એનાં દર્શન કરવાથી તો પતિત પણ પાવન થાય–એટલે જ હું રતનાને પાવન કરવા દેવઘર આગળ લઇ આવ્યો–ના, ના, એને ન ધમકાવો, એનો કંઇજ વાંક નથી, વાંક મારો છે, જોઇએ તો મને મારો,

(તે ઉછળીને બેઠા થાય છે, આમ તેમ હાથ વીંઝતો, તે ઇંદુરાય આગળ હાથ જોડે છે)

**દાક્તર** [ આગળ જઇ, કિરણને સુવાડતાં ]: કિરણ, ભાઇ, સુઇ જા. હવે તો રતનને રોજ આવવા દેવાનું બાપાજીએ કહ્યું છે.

**કિરણઃ** એમ, એમ,–વાહ, વાહ,–ના, ના. પણ મને વિશ્વાસ નથી બેસતો.–બાપાજી એ બાપડાને જરૂર મારશે...

(રડતી આંખે રમા પતિ સામ જુએ છે. ઇંદુરાયની આંખ પહેલી જ વખત નરમ બનતી જણાય છે.)

**રમા** [ પાસે જઇ ]: તમને આ છોકરાની યે દયા નથી આવતી ?

**ઇંદુરાયઃ** હું શું કરૂં, કહે ?

**રમાઃ** એક વખત તો એની પાસે આવી એને સમજાવો. આ તો પિતૃત્વની કસોટી છે. તમને તમારા એકના એક દિકરા કરતાં યે આભડછેટીઓ ધર્મ વધુ વહાલો છે ?

(ઇંદુરાય ગંભીર બને છે. તેનાથી બોલી શકાતું નથી. પણ એની આંખમાં પિતૃત્વ પ્રગટે છે.)

**ઇંદુરાય** [ છેક તેની પાસે જઇ, એને કપાળે હાથ મૂકી ]: બેટા, કિરણ, હું તારા રતનને નહિં મારૂં, હો.

**કિરણઃ** એમ, એમ–સાચેસાચ.

**દાક્તરઃ** કિરણ, બાપાજી હવે કદી એને નહિં મારે.

**ઇંદુરાય** [મમતાથી]: હા ભાઇ, તું શાંતિથી હમણાં સુઇ જા.

**કિરણઃ** બાપાજી, હવે મને આનંદ થયો, બસ હવે તો હું સુઇ નહિ રહું. મારે રતનાને લઇને સરઘસમાં જવાનું છે–હું હવે એને ગળે ભેટી પડીશ.–વાહ વાહ, બાપાજી કેવા ભલા છે?–રતન, રતન, હવે તને આ ઘરમાં કોઇ અટકાવવાનું નથી.

(રતનને જોતો હોય તેમ તે હવામાં હાથ ફેરવે છે.)

**દાક્તર** [કિરણને સુવરાવવા મથતો]: ભાઇ તું નિરાંતે ઉંઘી જા તો. તને પછી સરઘસમાં મોકલાવીશું હો.

**કિરણઃ** નહિં, નહિં, દાક્તર કાકા, હવે તો હું સુવાનો નથી. હવે તો રતનની સાથે જ રમીશ.–વળી પાછા બાપાજી કદાચ ગુસ્સે થાય તો?–એમણે પેલાઓને કેવો માર મરાવ્યો હતો ?

**રમા** [ દાક્તરના મોં પરના પલટાતા ભાવ જોઇ તેની પાસે જઇ ]: દાક્તર, કેમ લાગે છે ?

**દાક્તર** [ ગંભીર ભાવે ]: હૃદય ખુબ જોરથી દોડે છે, માથાપર લોહીનું દબાણ વિશેષ છે, છતાં બહુ ચિંતા કરવા જેવું નથી.

રમા: દાકતર સાચું કહેજો હાં, મારી તો એ એકની એક આશાનો દીપક છે. તમે હમણાં અહિંજ રહેજો. [ ઇંદુરાય તરફ જોઇ ] એમને આ શું સુઝયું ?

( ઇંદુરાય આમતેમ ફરતો હોય છે )

કિરણ [પથારીમાંથી ઉછળતો]: ચાલો, ચાલો સરઘસ આવી પહોંચ્યું-હરિજનોનુ સરઘસ ચાલ્યું-[તે ઉભો થવા જાય છે, તેને તેમ કરતાં દાકતર રોકે છે]-તમે મને પાછા કેમ રોકો છો?-શું મને સરઘસમાં નથી જવા દેવાના?-બાપાજીએ તમને ધમકાવ્યા?-જુઓ, સાંભળો, એ બધા-ના, ના, મારા રતનો મને બોલાવે છે, મને કોઇ ન રોકશો, જવાદો

( ફરીથી તે જોરથી ઉછળે છે. દાક્તર તેને પકડે છે. તેટલામાં કિરણનું મુખ વક્ર બને છે, તેની આંખો ફાટી જાય છે, તે જોઇ )

રમા [ ચીસ પાડીને ]: દાકતર, મારો કિરણ, એને બચાવો, બચાવો, ઓહ. મારો એકનો એક આશાદીપ બુઝાઇ ચાલ્યો, ઓહ

[ તેને મુર્છા આવે છે.]

ઇંદુરાય તેને મદદ કરવા દોડે છે. એટલામાં દાકતરના હાથમાં જ કિરણનો છેલ્લો શ્વાસ સદાને માટે બંધ થઇ જાય છે. )

દાકતર: શેઠ, શેઠ !

ઇંદુરાય [ ચમકીને ]: દાકતર !

દાકતર: કિરણ ગયો.

ઇંદુરાય: હેં-એ-એ-

( તેનું ગળું ફાટી જાય છે.)

તે પણ ઢળી પડે છે. એના તુટક તુટક શબ્દો સંભળાય છે )

કિરણ-ગયો-મારી જીદ-રતન તુંજ હવે. તો મારો કિ-ર-ણ—

—પડદો પડે છે—

# પ્રગતિના



**ડૉ. હીરાભાઈ પટેલ.**
જેમણે યુનાઈટેડ કીંગડમ સ્કોલરશીપ મેળવી એમ. બી. બી. એસ. વધુ ડાકટરી અભ્યાસ માટે યુરોપ તરફ પ્રયાણ કર્યું છે. એમને વીદાયનું માન નામદાર ગાયકવાડના બંધુ બેરીસ્ટર સંપતરાવ ગાયકવાડના પ્રમુખપણા હેઠળ આર્યના સમાજ હોલમાં આપવામાં આવ્યું હતું.



**મીસ લેલા શરોટર.**
પેરેસ્યુટમાં ખુબ ઉંચે વીમાનમાં ઉડવાનો રેકર્ડ આ જર્મન બાળાએ તોડયો છે.

હિંદની સ્ત્રી જનતા વિજળીક વેગથી ઉંચા સ્થાનો ઉપર ઓગો નીમાતી તેઓ સફળ થાય છે. તે આમ સ્ત્રી- ફોટાઓ પ્રત્યેક માસે રજુ કરવાનો આશા છે કે વાચક સમુદાય

# પંથ પર



ડૉ. ઈન્દુમતી પંડીત.
કોલ્હાપુરની કોલેજની આ વીદ્યાર્થીનીને
કોલ્હાપુરની કોલેજની બાળાઓની
વક્તૃત્વકળાની હરીફાઈ માટે
પહેલું ઈનામ મળ્યું છે.

સર્વલક્ષી પ્રગતિ સાધી રહી છે. ઉંચા જાય છે. ઉંચી મનાતી પરીક્ષાઓમાં જનતાનું ગૌરવ વધારનારી બ્હેનોના હવેથી અમોએ નિરધાર કર્યો છે. અમને સહકાર આપશો—તંત્રી.



**મીસ સીસીલીયા પરેરા.**
હીન્દના પહેલા બાનુ સોલીસીટર.

# શારદા એક્ટ અને વયમર્યાદા

**આ સામાજીક સુધારાને નિષ્ફળ જવાના કારણોની સમાલોચના આ ન્હાનકડા લેખમાં રજુ થાય છે**

—લેખિકા—

**શ્રીમતી સ્નેહલતા.**

સામાજીક સુધારાઓમાં સર્વોત્તમ મનાતો એવો શારદા એક્ટ પસાર થયે લગભગ બે વર્ષ તો વીતી ગયાં છે. આ અલ્પકાળનો અનુભવ શીખવે છે કે આ કાયદાનું ધારાપોથી ઉપર અસ્તિત્વ હોવા છતાં પણ બાળલગ્નો કાયમ રહ્યાં છે. તેમજ પ્રતિબંધાન લગ્નો દેશી રાજ્યની સરહદમાં ચાલુ રહ્યાં છે. અને કોઇપણ પ્રકારની બીક વગર માતપિતાઓએ પોતાનાં ન્હાનાં બાળકોને 'પરણાવી'ને લગ્નનો લાવો લીધો છે. મુસ્લીમ કોમે તો આ કાયદાની ખુલ્લી અવગણના કરી છે. અને કેટલાક ધર્માન્ધ આગેવાનોએ તો આ કાયદો માત્ર મુસ્લીમ કોમને જ લાગુ પાડવો જોઇએ એવી જોરશોરથી જાહેરાત કરી છે. એટલું જ નહીં પણ અન્ય કોમના પ્રગતિશત્રુઓએ પણ આ કાયદાને પોતાની કોમને લાગુ ન પાડવામાં આવે એવા અર્થનાં નીવેદનો મોકલ્યાં છે. આમ પ્રત્યેક જગ્યાએથી શારદા એક્ટનો એકધાગે વિરોધ થઇ રહ્યો છે. તેમજ વિદેશી સરકારતંત્રને આવા સામાજીક સુધારાઓ માટે જરા પણ પરવા નહીં હોવાથી આવો સુંદર કાયદો ક્યાં સુધી સફળ થઇ શકે તેની કલ્પના આપમેળેજ થઇ શકે છે.

આથી જ શારદા એક્ટ નીચે સમગ્ર દેશભરમાં ભાગ્યે ડઝન જેટલા કેસો મંડાયા છે. ગામડાઓને આ ધારાનું અસ્તિત્વ છે કે કેમ તે પણ યાદ રહ્યું નથી. તેમજ શહેરોમાં મચી રહેતી ધમાચકડીમાં શારદા એક્ટને યાદ કરવાની કે તેને માટે કંઇક આંદોલન ઉપાડવાની જરૂરીઆત કોઇને લાગતી નથી. અહીંતહીં કોઇ સુધારક પત્રોએ શારદા એક્ટના ખુલ્લા ભંગ સામે પોતાનો નબળો અવાજ રજુ કર્યો છે, પણ તે ઉપરાંત આ વર્ગે કંઇજ કર્યું નથી.

અત્યાર સુધી દક્ષિણમાં અખીલ હિંદ સ્રીસંસ્થાએ શ્રીમતી વિશાલાક્ષીના નેતૃત્વ નીચે શારદા એક્ટને અનુસરાવવા માટે આંદોલનો ઉપાડયાં છે, તેઓએ એક સમિતિ નીમી છે. આ સમિતિએ આ દીશામાં કંઇક કામ કર્યું છે. પણ એકંદરે એમ જણાય છે કે હિંદની ધારાપોથીમાં માત્ર શોભાના આભુષણ જેવો આ ધારો સંઘરી રાખવામાં આવ્યો છે.

[૨]

ત્યારે આવા સુંદર ધારા પરત્વે લોકસમુહની આવી ઉદાસીનતા કેમ છે? શા માટે હિંદના લોકો આ ધારાનો જાણી જોઇને ભંગ કરી રહ્યાં છે? રાષ્ટ્રિય પતનને સ્તંભાવવા, તેમજ જાતીય વિનાશને અટકાવવા માટે યોજાયેલા આ ધારા તરફ શા માટે લોકવૃત્તિ આટલી અળખામણી રૂપ ધરી બેઠી છે? આ પ્રશ્ન ખરેજ અતી વિચારણીય છે.

**પ્રગતિના** પુજકોનો મહાન વિજય રૂપ, સામાજીક ક્રાંતિના સ્તંભરૂપ આ ધારાને અભિનંદવાને બદલે અત્યારે પ્રત્યેક પ્રાંતમાં તેની અવગણના થઇ રહી છે, અહીંતહીં છવાયેલા દેશી રાજ્યો તેના ભંગને માટે સારી તક આપે છે. તેમજ સરકાર તંત્રનીઉદાસીનતાએ લોકવર્ગની બીક ટાળી છે.

ત્યારે આવા સુંદર ધારાને નિષ્ફળ નિવડવાનાં કયાં કારણો છે? કયી વસ્તુઓ હજુ પણ લાખ્ખોની સંખ્યામાં થઇ રહેલાં બાળલગ્નો માટે જવાબદાર છે? આ સર્વે વસ્તુઓનું સાચું પૃથક્કરણ, અને તેને નિષ્ફળ બનાવનારા બળોની સાચી સમજણ આ ક્ષણે અતી આવશ્યક છે.

[૩]

હિંદ દેશનો સામાજીક સુધારાઓનો ઇતિહાસ આવા અનુભવથી છલોછલ ભરેલો છે. પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવાનો ધારો પણ નિષ્ફળ નીવડયો છે. અનીતિના મથકો ઉપર અંકુશ મૂકવાના ધારાએ પણ તદ્દન નિષ્ફળતા નોંધાવી છે. બાળકોના સંરક્ષણ માટે રચાયેલો કાયદો પણ કોઇ પાળતું નથી. આમ સામાજીક સુધારાઓ માટે યોજાયેલા લગભગ પ્રત્યેક ધારાઓની અસર શુન્ય સમી છે. આથી જ શારદા એકટ જ્યારે વડી ધારાસભામાં પસાર થયો ત્યારે તેના દેશવ્યાપી સાફલ્ય માટે ખુબ શંકાઓ રહેતી હતી. અને એ અતી શોકપ્રદ છે કે છેલ્લા બે વર્ષના અનુભવમાં આ અમંગળ શંકાઓ આખરે સાચી પડી છે. શારદા એકટ બાળલગ્નો અટકાવવા નિષ્ફળ નીવડયો છે.

આમ થવાનાં મૂખ્ય ત્રણ કારણો છે. પ્રથમ તો સામાજીક સુધારા પછવાડે પ્રચંડ લોકબળ હોવું જોઇએ. આ લોકબળ વગર ઉપરથી ઠોકી બેસાડાયેલા કોઇ સુધારાઓ સફળ થયા નથી. ભલે, સુધારાઓ ગમે તેટલા સુંદર હોય છતાં પણ જ્યાં સુધી આ સુધારાઓ પછવાડે લોકબળ ન હોય ત્યાં સુધી આવા સુધારાઓ નિષ્ફળ જ નીવડવાના.

**પણ** શારદા એકટ પછવાડે લોકબળ નથી એમ તો નાજ કહી શકાય. અલબત્ત પ્રત્યેક લેખકે, અને પ્રત્યેક રાજદ્વારી પક્ષે બાળલગ્નો ઉપર આકરા શ્રાપ વરસાવ્યા છે. છતાં પણ આ સંગીન સુધારા માટે પુરતો પ્રચાર નથીજ થયો. હિંદમાં યુવાન લેખકોના આદેશ કરતાં મંદીરના મહંતના શબ્દોને વધુ માન સાંપડે છે એટલે જ આવા સુધારા માટે લોકબળની ભૂમિકા તૈયાર કરવા માટે સતત શ્રમ કરવાની જરૂર હતી. છતાં તેમ નથી કરવામાં આવ્યું. શારદા એકટને નિષ્ફળ જવાનું આ એક કારણ છે.

આ ઉપરાંત બીજું પણ તેટલુંજ ઉપયોગી કારણ તો એ છે કે શારદા એક્ટ એ યુગજૂની ધાર્મિક માન્યતાઓ ઉપર પોચું આક્રમણ છે. આ ભૂમીના લોકોને માટે ૫૦૦૦ વર્ષ પૂર્વેની સામાજીક પદ્ધતિઓ હજુ પણ બુદ્ધિગમ્ય લાગે છે. આથી જ ધાર્મિક અફીણની અસરને ઉતાર્યા શીવાય, ઇશ્વર અને તેના સાગરીતોના દંભને તોડયા શિવાય શારદા એક્ટ માટે યોગ્ય લોકબળ થઇ શકે તે માનવુંજ અશકય છે. જ્યાં સુધી હિંદુના માનસમાં રહેલાં ધાર્મિક તત્વ ઉપર સીધું આક્રમણ નહીં કરવામાં આવે ત્યાં સુધી સામાજીક સુધારાઓ થવા લગભગ અશક્ય છે.

પણ એક ત્રીજા દ્રષ્ટિકોણથી પણ આ સવાલ ચર્ચવાની જરૂર છે. હિંદમાં માતપિતાની અસહ્ય ગરીબાઇ પોતાના બાળકોને વહેલા પરણાવવાની પ્રેરણા આપી રહી છે. ખાસ કરીને છોકરીનાં માતપિતા તો એમજ સમજે છે કે છોકરીને સાસરે મોકલવાથી તેના આહાર અને તેની પાછળ થતું ખર્ચ પણ ઉગરશે.

હિંદના ૮૦ ટકા જેવડા આમવર્ગમાં આ સ્થિતિ છે. જ્યારે તેઓને પેટપુરતું અન્ન ના મળતું હોઇ ત્યારે તેઓ સંતાનને પરણાવીને જવાબદારીમાંથી મુક્ત થવાની સ્વાભાવિક ઇચ્છા થાય એમાં જરાયે અકુદરતી નથી. પણ આ દ્રષ્ટિબિંદુનો જવાબ આપતાં કોઇ કહેશે કે જો અન્નની ઓછપ એ જો બાળલગ્નની અનિષ્ટ પ્રથાની સહાયક હોય તો પછી ભૂખે મરતા માતપિતા પોતાના પુત્રને પરણાવે શું કરવા? શા માટે તેઓ પુત્રને પરણાવીને કંગાલ ઘરમાં એકનો ઉમેરો કરે? તેનો જવાબ નીચે પ્રમાણે છે. પણ માતપિતા પોતાના સંતાનને પરણાવે છે કારણ કે "વહુ" ઘરમાં કામ કરે તો માતા પછી ખેતરમાં કામ કરવાને માટે મુક્ત થાય છે. આથીજ તેઓ પોતાના સંતાનોને પરણાવતાં જરાયે સંકોચ નથી પામતાં. આમ આપણા પ્રદેશની આર્થિક ગરીબાઇ બાળલગ્નની ચાલુ રહેલી પ્રણાલિકા માટે ઠીક ઠીક જવાબદાર છે.

ત્યારે શું થઇ શકે? શારદા એક્ટ જેવા સંગીન સુધારાને અમલમાં આણવા માટે શું ઉપાયો યોજવા જોઇએ?

પ્રથમ તો શારદા એક્ટને સમજાવવા માટે પ્રત્યેક પ્રાંતે પ્રાંતે સ્ત્રીઓએ મુખ્ય મથક સ્થાપવાં જોઇએ. તેમ જ બાળલગ્નેથી થતાં અનર્થો આમવર્ગની આંખ સામે લાવવાને માટે શકય હોય તેટલા યત્નો કરવા જોઇએ.

તેમજ પ્રાંતમાંથી પ્રત્યેક તાલુકાવાર શારદા એક્ટની સમિતિ સ્થાપવી જોઇએ. આ સમિતિએ થનારા લગ્નોની બરાબર નોંધ રાખી, બાળલગ્નને પ્રથમ જાહેરમાં વ્યંજના કરીને (Ridicule) અટકાવવું જોઇએ. જો એવા કોઇ માતપિતા જાહેર પ્રજામતની અવગણના કરીને પણ પોતાના સંતાનોનું ભાવી બગાડવા તૈયાર થાય તો પછી આ સમિતિએ કાયદાનો આશ્રય લઇને પણ આવાં લગ્નો અટકાવવાં જોઇએ.

આ એક સુચના છે. આ ઉપરાંત બીજી એક સુચના પણ જે અતી અગત્યની છે તે એ છે કે વયમર્યાદા ઉપર પુષ્કળ પ્રચાર કરવાની જરૂર છે. આથી જ પ્રત્યેક નીશાળમાં અને પ્રત્યેક કોલેજમાં વૈજ્ઞાનિક જાતિય શિક્ષણ આ-

પયું જોઇએ. જ્યારે વૈજ્ઞાનિક જાતિય શિક્ષણ સહજ અને સરળ બનશે ત્યારે માતપિતાઓ પોતે જ બાળલગ્નો કરવા નહિં પ્રેરાય. અલબત્ત, આ કાર્ય અતી કઠણ છે. પણ બાળલગ્નોનો નાશ કરવા માટે આ જ એક અસરકારક સાધન છે.

તેમજ જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં સ્ત્રીઓએ શારદા એક્ટને સફળ બનાવવા માટે આંદોલનો ઉપાડવાં જોઇએ. દેશી રાજ્યોને આવો ધારો તેમના રાજ્યમાં જાહેર કરવાની ફરજ પાડવી જોઇએ આમ થશે તો જ દેશીરાજ્યની સરહદમાં જઇને સુખેથી બાળલગ્નો કરીને આનંદ કરનારાઓ અટકી જશે.

આ સુચનાઓ પ્રમાણે જો ગુજરાતમાં કામ આરંભવામાં આવે તો સંભવ છે. કે શારદા એક્ટને માટે કંઇક ખરેખર સક્રિય પગલાં ભરી શકાય. પણ આવા કામ માટે તો અથંગ ઉત્સાહ અને અણનમ ખંત જોઇએ. ગુજરાતના સમાજસેવકોમાં આ એમાંનું કંઇ નથી. નથી તેમની પાસે ઉત્સાહબળ કે નથી ભાવનાબળ. અત્યારે બે ત્રણ સમાજસેવકો આ આ શર્તને પાર પાડવા માટે મુંગી સેવા કરી રહ્યા છે તે સિવાય આ ક્ષેત્રમાં કામ કરનાર અન્ય કોઇ નથી.

પણ સમગ્ર ગુજરાત અત્યારે તો રાજકીય જાગૃતિના જોરમાં ઉછળી રહ્યું છે. આથી જ રાજકીય જાગૃતિના ફણગા રૂપે સામાજીક સુધારાઓની ચળવળમાં થોડીઘણી પ્રગતિ થાય એવો સમય નજીક આવી રહ્યો છે. સમગ્ર આલમમાં પરિવર્તનને આણવાને માટે મથનારાં બળો ગુજરાતના બારણા ઉપર ટકોરા મારી રહ્યાં છે. નવજનતાનો શબ્દ વાતાવરણમાં ગુંજે છે. ભૂતકાળની અનિષ્ટ પ્રણાલિકાઓને છેદતો કાળ કુચ કરે છે. સાથ પ્રગતિકારાને સાનુકુળ છે. આથી આજ નહીં તો આવતી કાલે પણ આ સુંદર સ્વપ્ન સિદ્ધ થશે એમ તો ચોક્કસ છે.





# સ્ત્રીઓનું શોષણ

અ * ટ * કા * વો

હિંદના ગરીબ વર્ગોમાં એ કરૂણાજનક પ્રણાલીકા પડી ગઇ છે કે સ્ત્રીઓ ઘરકામ પણ કરે એટલું જ નહીં, પણ પતિદેવની અલ્પ આવકમાં કંઇક ઉમેરો આપવા માટે કારખાનામાં શ્રમ પણ કરે. આમ અત્યારે હિંદના પ્રત્યેક કારખાનામાં સ્ત્રીઓ મશીન ઉપર પરસેવો પાડી રહી છે. એકલા મુંબાઇ શહેરમાં લગભગ દોઢ લાખથી વધુ સ્ત્રીકામદારો હોવી જોઇએ. આમ આર્થિક દ્રષ્ટિએ તેઓ સ્વતંત્ર બની છે પણ તેથી તો તેમની સ્થિતિ અતી અસહ્ય બની છે.

અને હિંદના સાત લાખ ગામડાઓમાં પણ ગરીબવર્ગની સ્ત્રીઓને નશીબે તો અહોનીશ મહેનત જ સર્જાયેલી છે. ગામડામાં તો તેઓને પ્રભાતના પાંચ વાગે ઉઠીને ઘરકામ પરવારીને, સવારનો સૂર્ય ઉગતાં જ ખેતરમાં નિંદવા કે એવું કંઇક કામ કરવા જવું પડે છે. સાંજે બબ્બે મણનો ઘાસનો ભારો માથે મુકીને પાછી પલટતી સ્ત્રીઓના દ્રશ્ય કંઇ અસામાન્ય નથી. અહીં પણ તેઓ શહેરની મજુરણોની માફક સવારથી રાત્રી સુધી મહેનત કરીને મરી જાય છે. ગામડામાં પણ સ્ત્રીઓને ચોખ્ખી હવા વગેરે મળતું હોવાથી જ તેમના શરીરને ખાસ હાની નથી પહોંચતી.

આમ આપણી ગૃહવ્યવસ્થા તેમને નીચોવી રહી છે. આર્થિક વ્યવસ્થા તેમને ખેતર ઉપર કે કાળાં કારખાનામાં દશ દશ કલાકના કામ કરવાની ફરજ પાડે છે.

લેખિકાઃ—
અ. સૌ. તરૂલતા

એટલે ગરીબ સ્ત્રીઓનું એ બમણું શોષણ છે. એક તો કોઇ પણ પ્રકારના વિશિષ્ટ વળતર વિના તેઓ ઘરમાં મજુરી કરે છે અને ઉપરાંત તેઓ ખેતર ઉપર કે અન્ય જગ્યાઓ ઉપર પણ પરસેવો પાડી નાણું દેખે છે.

શ્રમજીવી સમુદાયના સ્ત્રીત્વનું આ બે માર્ગોએ થઇ રહેલું શોષણ એ સીધો અન્યાય છે. શારીરિક દ્રષ્ટિએ અતિ નુકસાનકારક છે, વૈજ્ઞાનિક દ્રષ્ટિએ અતિ અહિતકર છે, સામાજીક દ્રષ્ટિએ શ્રમની અસરખી વહેંચણી છે.

કેટલાંય શતકોથી સ્ત્રીઓનું આ પ્રમાણે શોષણ થતું આવ્યું છે. હજુ પણ ક્યાં સુધી આ શોષણ ચાલુ રહેશે તે કલ્પી શકાય તેમ નથી. પ્રણાલિકાના પ્રતાપથી આપણી આંખોને તે અસહ્ય નથી લાગતું,-સ્ત્રીઓના માનસમાં પણ તે સામે ઝાઝો કચવાટ જણાતો નથી. શતકોની ગુલામી મનોદશાથી ઓતપ્રોત બનેલા શ્રમજીવી સ્ત્રીત્વના માનસને તેમાં કંઇજ અયોગ્ય કે અતિ નુકસાનકારક નથી લાગતું.

પણ આ સ્થિતિમાં રહેલો અન્યાય તો પ્રત્યેક ભાવભીના હૃદયને સાલવો જ જોઇએ. આ પધ્ધતિમાં રહેલું ગેરવ્યાજબીપણું એટલું તો ખુલ્લું છે કે તેને સમજાવવાને વધુ શબ્દો આલેખવા વ્યર્થ છે. એક જ હકિકત આ બમણા શોષણનું ભયંકર પરિણામ બતાવવા માટે પુરતી થશે. છેલ્લી વસ્તીગણત્રીના આંકડા પ્રમાણે પુરૂષ વર્ગનું સરાસરી આયુષ્ય ૨૪ છે ત્યારે સ્ત્રીઓનું તો માત્ર ૨૦ જેટલું છે. પુરૂષો અને સ્ત્રીઓની આયુષ્યમર્યાદા વચ્ચેનું આ અંતર સમાજે સ્થાપેલી આ અયોગ્ય, અનીતિમાન, ગેરવ્યાજબી શોષણ પદ્ધતિમાં સમાયેલું છે.

## [૨]

શા માટે સમાજના આ ગરીબ સમુદાયની સ્ત્રીઓએ આટલું બધું કામ કરવું જોઇએ એવો વિચાર પણ કોઇને આવતો નથી. તેમાં તેમને જરાય અસ્વાભાવિકતા નથી લાગતી. તેઓ તો માની લે છે કે એમાં કશુંય ખરાબ નથી. સમયના વહેણ સાથે આ પ્રથા પણ હવે સામાન્ય બની ગઇ છે એટલું જ નહીં, પણ અનેકને લાગ્યું છે કે આ જે અનિષ્ટ હોય તો તે જરૂરી અનિષ્ટ [Necessary evil] છે અને તે જરૂર જ સહન કરવું જોઇએ. તેઓએ ધીમે ધીમે આ માન્યતા આગળ ફેલાવી છે અને હવે તો તેઓ આ દ્રષ્ટિબિંદુથી તેનો બચાવ કરવા લાગ્યા છે.

સામાજીક અનિષ્ટો અને પુરાતન માન્યતાઓ સામે જેહાદ જગાવનારાઓએ પણ આ વિષય ઉપર દોષપૂર્ણ મૌન સેવ્યું છે. સમાજ સાથે હંમેશાં સંસર્ગમાં આવવા છતાં સ્ત્રીત્વને થઇ રહેલો આવો ઉઘાડ અન્યાય તેમની દોષ શોધતી દ્રષ્ટિએ ન માલમ પડે તેમ માનવું એ અતિ અસંભવિત છે. તેમને પણ આ સત્ય જણાયું હોવું જ જોઇએ. છતાં શક્ય એટલા સુધારા મેળવવાની તમન્નામાં તેમણે સ્ત્રીત્વના પ્રાથમિક હક્કોની અવગણના જ કરી છે. પણ આ અન્યાય હવે આપમેળે બોલે છે. તેને અવગણવાનો યત્ન હવે અવગણી શકાય તેમ છેજ નથી.

પણ આપણા સમાજસુધારકો આ સમસ્યાનો ઉકેલ કરવા કદીયે તત્પર નહીં બને. ગરીબ મજૂરણ માટે કે ગામડાની અહોનીશ કામથી સુકાઇ જતી ખેડુત સ્ત્રી માટે વિચાર કરવાનો તેની પાસે અવકાશ નથી. તેઓ તો હજુ પણ સમાજમાં વિધવાઓ કેટલી છે તેનું સંખ્યાબળ કહાડવામાં રોકાયેલા છે.

પણ આ સવાલ અત્યારે જગતના ચોકમાં ન્યાય માગે છે. હિંદનું સુસાપ્ત સ્ત્રીત્વ આ અન્યાયને વધુ ક્ષણો સહન કરવા સાફ ના પાડે છે. આ યુગ જુની પ્રણાલિકાને ભાંગીને ફોડી નાંખવાને માટે તેઓ તૈયાર બન્યા છે. ઇતિહાસમાં પહેલી જ વાર કચડાતા શ્રમજીવી સમુહને શબ્દ સાંપડ્યા છે. પહેલી જ વાર તેઓએ પોતાના દર્દની કથા આલમની આંખ સામે ધરી છે.

આથી જ આ અગત્યના પ્રશ્ન ઉપર સર્વ કોઇ પ્રગતિના પ્રેમીઓનું ધ્યાન કેંદ્રિત કરવાની જરૂર છે. પણ એક વસ્તુ અતિ શોકપ્રદ છે કે જેટલો તે અગત્યનો છે તેટલો જ તેનો ઉકેલ અઘરો છે.

[૩]

ગામડાની ખેડુતણની જીવનપ્રણાલી તરફ નજર કરશો તો જણાશે કે તેના જીવનમાં ચૌદ ચૌદ કલાકનું કામ વણાઇ ગયું છે. ગામડાની આ ગરીબ સ્ત્રી સવારના ચાર વાગતા જ ઉઠીને ભેંસને ચારો નાંખવા માટે તૈયાર થાય છે. કોઇ કોઇ જગ્યાઓએ તો ચાર વાગે ઘંટીઓ શરૂ થાય છે. અને કુટુંબ માટે અનાજ દળીને તૈયાર કર્યા પછી સવારનો નિત્યક્રમ શરૂ થાય છે. તેઓ ભેંસને ચારો નાખી, દુધ દોહી, કુવામાંથી પાણી ભરી આવી વાસીદું-વાળી, સવારમાં રોટલા તૈયાર કરે છે. કર્યા પછી તે ખેતર પર કામ કરવા જાય છે. ખેતરમાં પણ તે સારોય દિવસ પરસેવો પાડે છે; અને પરસેવો પાડતા છતાં પણ સાંજ પડે બે મણ ઘાસનો ભારો ઉઠાવીને તે ઘેર પહોંચે છે. રાત્રીના પણ સવારના જેવું જ અને જેટલું જ કામ તેમને પણ આપે છે.

શહેરની મજુરણ પણ સવારના સાડા ચાર વાગતા ઉઠે છે, પાણી ભરે છે, કપડાં ધુવે છે, રોટલા ઘડે છે અને સાત વાગતા મીલ તરફ વળે છે. ત્યાં દશ કલાકનો સતત શ્રમ કરીને ઘર તરફ પાછી વળે છે. સાંજના પાછું તે હમેશની માફક કુટુંબ માટે રોટલા પકાવે છે, બાળકોને નવડાવે છે, કપડાં ધુવે છે અને એ પ્રમાણે છેક રાત્રીના દશ વાગ્યા સુધી તે સતત કામ કરીને શરીરને સુકવે છે.

આ પ્રકારનો સતત શ્રમ શ્રમજીવી સમુદાયની સ્ત્રીઓની તાકાતને તોડી નાંખે છે. તેમના શરીરના લોહીને સુકવી નાંખે છે એટલું જ નહીં, પણ પુખ્ત વયની ઉમ્મર થતાં અકાળ રીતે મરણ પામે છે. કોઇ પણ પ્રકારના પ્રવર્તતા દર્દનો તે ભોગ થઇ પડે છે.

આ ઉપરાંત એક વધુ ધૃણાજનક અને અતિ કમનશીબ પરિણામ તો મજૂરવર્ગના બાળકો ઉપર આવે છે. આ બાળકોને માતપિતાથી ફરજીયાત વેગળા થવાની ફરજ પાડે છે. જો કે ખેડુતણો તો પોતાના છોકરાઓને ખેતરોમાં લઇ જઇ શકે છે, પણ ગરીબ મજૂરણોને તો પોતાના

બાળકોને પાડોશણને સોંપી જવા શિવાય બીજો કંઇ ઉપાય જ હોતો નથી. એટલે આ ડબલ શોષણના સીતમ બાળમજૂરો માટે કેટલા તો શ્રાપસમાન છે તેની કલ્પના સારી રીતે થઇ શકે તેમ છે.

જેમને આ શબ્દો અસત્ય લાગતા હોય, જેમને આ અતિશયોક્તિ લાગતી હોય, તેઓ જો એકાદ દીવસ વરલીની પાસે જ કે વરલીની સીમેંટ ચાલીઓમાં મજૂરવર્ગના જીવન જાણવાને જશે તો આ શબ્દો આલેખાઇ શકે તેના કરતાં પણ વધુ ભયંકર દ્રશ્ય તે ત્યાં જોશે. અહિં જીવન્ત નર્કાગારસમા આ લત્તાઓમાં હિંદનાં જીવનનો વિશાળ સમુદાય દબાઇ જાતો જોઇ શકાશે. તેમ જ પોતાના ગામડામાં જઇને જરા જોશે તો ખેડુતણના જીવન આથી પણ વધુ ખરાબ છે.

ત્યારે આ પરિસ્થિતિમાં શું ઉપાય છે?

## [૪]

**આ** પરિસ્થિતિનો એક માત્ર ઉકેલ તે સ્ત્રીઓ પાસેથી એક પ્રકારનું કામ ન લેવામાં રહેલું છે. કાં તો તેમને ગૃહકામથી મૂકત કરવી જોઇએ કે કાં તો તેમને ઔદ્યોગિક કામમાંથી મૂક્ત કરવી જોઇએ. આ બેમાથી એક ઉપાય લેવામાં આવે ત્યારે જ સ્ત્રીઓને સહન કરવાં પડતાં કષ્ટો અટકે. ત્યારે જ સ્ત્રીઓને સહન કરવી પડતી શારીરિક યાતનાઓ ઓછી બને.

પણ આ વસ્તુ શકય નથી એમ કેટલાક માને છે.

શકય હોય કે ન હોય છતાં પણ આમ કર્યા શિવાય આ પરિસ્થિતિમાં બીજો માર્ગ જ નથી.

આ વસ્તુમાંથી વચલો માર્ગ એમ નીકળી શકે કે સ્ત્રીઓને કારખાનામાં માત્ર ત્રણ જ કલાક કામ લઇને ભરપૂર મજુરી આપવી. કારણ કે જો અત્યારે એકદમ સ્ત્રીઓની મજુરી બંધ કરવામાં આવે તો પુરૂષ કામદારોના એટલા પગાર નથી કે જેથી બે શરીરોનું પોષણ થઇ શકે. એટલે અત્યારે ઔદ્યોગિક કામ કરનારી સ્ત્રીઓમાં એક સાથે જ પ્રતિબંધ કરવો એ તેમની મુશ્કેલીઓમાં વધારો કરવા યોગ્ય જ મનાશે. જે જરૂરનું છે તે વસ્તુ એ છે કે સ્ત્રીઓને ઉદ્યોગોમાં કામ કરતા અટકાવતા પહેલાં તેમની આર્થિક સ્થિતિને માટે પુરતી જોગવાઇ કરવી જોઇએ.

તેમજ જ્યાં જ્યાં શકય હોય ત્યાં સામુદાયિક રસોડાં અને સામુદાયિક રહેણી કરણીની શરૂઆત કરવી જોઇએ. કારણ કે સ્ત્રીઓ ઉદ્યોગોમાં ભાગ લે તેમાં કંઇ જ અનિષ્ટ નથી. ઉલટું તેઓ પુરૂષવર્ગની આર્થિક આધિનતામાંથી મૂક્ત થાય એ અતિ ઇચ્છવાયોગ્ય છે. એટલે જ તેમને ગૃહકામની જંજાળમાંથી મૂકત કરવાની જરૂર છે. આ જંજાળમાંથી તેઓ છુટા થાય એ સૌથી વધુ ઇચ્છનીય છે. પણ આ એકદમ તાત્કાલિક શકય નહીં હોવાથી જ મેં ઉપલો ઉપાય સુચવ્યો છે.

આજ માર્ગ દ્વારા આ દ્વિમુખી શોષણનો અંત આણવાનો ઉપાય છે.



# દીપોત્સવીનો રસથાળ

**દીવાળી** એ નથી હિંદી ઉત્સવ કે નથી હિંદુ ઉત્સવ. છતાં શતકોથી આ ઉત્સવ હિંદની વિશાળ જનતાએ અપનાવ્યો છે. ગુજરાતભરમાં તો આ ઉત્સવની ઉજવણીમાં સઘળી કોમો સાથ આપે છે. ઘેર ઘેર દીપમાળાઓ પ્રગટે છે. વર્ષાઋતુના અંત સાથે ઉજવાતા આ ઉત્સવમાં ભાગ લેવા માટે સૌ કોઇ તલપાપડ બને છે અને આમ અતુલ આનંદની લાગણીઓના પૂરને વહેતા મૂકતી દીપોત્સવી પગલાં મૂકે છે.

પણ આજે તો ઇતિહાસમાં અસમાન્તર એવી વિશ્વવ્યાપી આર્થિક મંદીની ઝાપટે ગુજરાતના નરનારીઓને એટલા તો નિર્ધન બનાવી મૂક્યાં છે કે આજે દીપોત્સવીને ઉજવવા માટે કોઇને ઇચ્છા થતી નથી. આંગણે પ્રકાશનાં કોડીયાં મુકવાની કોઇને વૃત્તિ થતી નથી. દ્વાર પર આશોપાલવના પાંદડાનું તોરણ બાંધવાને કોઇને સ્પૃહા પણ ઉદ્ભવતી નથી.

**આવી** વૃત્તિ, આવી ગમગીની, આ પ્રકારની શોકછાયા દીવાળીને અનુલક્ષીને સર્જાયેલા સાહિત્ય ઉપર થઇ છે. સાપ્તાહિકો તેમજ માસિકોના પ્રગટ થયેલા દીપોત્સવી અંકો ઉપર આ પ્રકારની આપદ્છાયા તરવરે છે. આ સર્વ પ્રતિકુળતાઓ વચ્ચે પણ ગુજરાતના આ ઉત્સવ પ્રસંગે ઉપજેલું સાહિત્ય અતિ સંતોષકારક છે. ખાસ કરીને કેટલુંક તો કાયમી સાહિત્ય પણ રચાયું છે એ અતિ આનંદજનક વસ્તુ છે.

## હિંદુસ્તાન-પ્રજામિત્ર દીવાળી અંક

**દીવાળી** અંકોમાં સૌથી વધુ પાનાં અને કદ માટે જો કોઇ અંક એકદમ ધ્યાન ખેંચે તેમ હોય તો તે હિંદુસ્તાન પ્રજામિત્રનો દીવાળી અંક છે. આ અંકમાં યુવાન લેખકોએ પોતાની વિચારશકિતના સારાં પ્રદર્શન આપ્યા છે. ખાસ કરીને ક્રાંતિવાદનું તત્વજ્ઞાન, જલતું ચીન, ઇતિહાસની આરસીમાં આયર્લેન્ડ, વંશવૃદ્ધિ, સોવિયેટ ચિત્રપટ, વગેરે લેખો તો કાયમી સાહિત્યમાં સહેલાઇથી સ્થાન લઇ શકે તેવા છે. તેમજ આનંદજનક સાહિત્યનો પણ સારો સંચય આ અંકમાં દીસે છે. અટકચાળો, અમૃતલાલ, અને સ્વર્ગનું રાજ્યતંત્ર બન્ને પ્રકારના લેખો હાસ્યની ઉંચી કોટીના છે.

**ખાસ** કરીને સંવત્સરને આરે, આંતર-રાષ્ટ્રિય રાજકારણના ભરતી અને ઓટ, અને મજુર પ્રવૃત્તિનું વિહંગાવલોકન એકંદરે સારા અવલોકનો છે. આ ઉપરાંત વૈવિધ્ય પણ સારૂં સચવાયું છે.

કલાની દ્રષ્ટિએ પણ લેખોની તેમજ ચિત્રોની પસંદગી સારી થઇ છે. પ્રત્યેક લેખની ગોઠવણી આવતીકાલની Futurist કલાની સારી વાનગીઓ પુરી પાડે છે. શ્રીયુત બકુલેશે આ દીશામાં કરેલો અભ્યાસ અતિ પ્રશંસનીય છે; તેમજ આ ગોઠવણીની કલા ઉપર મેળવેલું સહજ પ્રભુત્વ પ્રશંસા માગી લે છે.

ચિત્રોની પસંદગીમાં શ્રી. છતુભાઈએ ઉંચા પ્રકારનો સ્વાદ બતાવ્યો છે. તેમજ લેખોની પસંદગીમાં પણ સંપાદકે સારો શ્રમ લીધો છે. આવો સુંદર અંક કહાડવા માટે સંપાદક શ્રી. છતુભાઈ પ્ર. મહેતા જરૂર જ ગુજરાતના અભિનંદન માંગી લે છે.

## બે ઘડી મોજ-દીવાળી અંક

**સાપ્તાહિકોના** દીવાળી અંકોમાં સ્પર્ધા કરતો 'બે ઘડી મોજ'નો દીપોત્સવી અંક હંમેશની માફક શિષ્ટ ગણાતા લેખક સમુદાયની રસસામગ્રીને ગુજરાતને ચરણે ધરે છે. વિદેશના પંકાયેલા પ્રગતિમાન લેખકોની કલમ પણ આ અંકમાં દીસે છે. અપ્ટન સિંકલેર, અને જ્યોર્જ લેન્સબરીએ આ અંક માટે ખાસ લેખો લખ્યા છે. પણ આમાં અપ્ટન સિંકલેરનો લેખ જ અતિ રસપ્રદ અને વિચારપૂર્ણ છે. આ અંકમાં આનંદજનક લખાણ પણ ઠીક ઠીક પીરસવામાં આવ્યું છે. કાવ્યસાહિત્યમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનું આત્માનંદ કાવ્ય ધ્યાન ખેંચનારૂં છે. ચિત્રકલાની દ્રષ્ટિએ અંકમાં ઠીક ઠીક સામગ્રીઓ મૂકવામાં આવી છે. 'સ્મૃતિ' અતિ આકર્ષક છે. 'કુદરત અને કૃત્રિમતા' ચિત્ર અંકમાં ન મૂકાયું હોત તો કલાની દૃષ્ટિએ અંક અપૂર્ણ ન ગણાત. બીજા ચિત્રો ભાવવાળી છે.

અંકમાં આનંદજનક સાહિત્ય પણ સારી રીતે એકત્ર કરવામાં આવ્યું છે. ગુજરાતના હાસ્યસાહિત્યના લેખકો જેવા કે શ્રી. ઓલીયા જોશી, ધનસુખલાલ મહેતા, જ્યોતિંદ્ર દવે વિગેરે વિગેરેએ સારા લેખો આ અંકદ્વારા ગુજરાતને આપ્યા છે. અંતમાં શ્રી શયદાને આવો વૈવિધ્યથી ભરપૂર અંક કહાડવા માટે અમારા હાર્દિક અભિનંદન છે.

## વિસમી સદી-દીવાળી અંક

**૧૫૨** પાનાંના આ દળદાર ગ્રંથને 'દીવાળી અંક' તરીકે પોતાના ગ્રાહકોને વિના મુલ્યે આપીને 'વિસમી સદી'ના સંચાલકોએ એક સરસ સાહિત્યકૃતિ તેમના ગ્રાહકોને આપી છે. અરદેશર ફરામરોજ નું કાવ્ય 'અર્જુનની જાગૃતિ' સરસ છે. ચિત્રકલાની દ્રષ્ટિએ રા. ધુરંધરના ચાર ચિત્રો મૂકયાં છે. મુખપૃષ્ઠ પરનું ચિત્ર તદ્દન સામાન્ય કોટીનું છે, અને તેમાં નીચે લખેલી લીટીઓ 'કેરમની ગોટી' એ હલકા સ્વાદને પોષવાને જ લખાયેલી હોય એમ જ દીસે છે. લગભગ દશેક વાર્તા અને ડઝન જેટલા કાવ્યોથી ભરેલો આ દળદાર અંક કાઢવા માટે સંચાલકો જરૂર જ અભિમાન લઇ શકે. લેખોમાં શ્રી. કૃષ્ણલાલ ઝવેરીનો લેખ 'કંપની સરકાર અને બાદશાહી ફરમાનો' વાળો લેખ મધ્યયુગના ઇતિહાસ પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે.

## નવચેતન-દીવાળી અંક

**કલકત્તાથી** પ્રસિદ્ધ થતા આ પ્રસિદ્ધ માસિકનો નવેમ્બર અંક દીવાળી અંક તરીકે ભાઇશ્રી ચાંપશીએ રજુ કર્યો છે. અંકને સુંદર ચિત્રોથી સુશોભીત કરવામાં આવ્યો છે. 'ગોદાવરીને તીરે' એ ચિત્ર અતિ મનોરમ્ય છે. 'કર્ણ અને કુંતિ'નું ચિત્ર પણ અતિ આકર્ષક છે. લેખો પણ એકંદરે સરસ રજુ થયા છે. 'ગંધર્વ નગરી દર્શન'વાળું શ્રી. નરસિંહરાવ ભોળાનાથનું કાવ્ય સાહિત્યની દ્રષ્ટિએ સારૂં ગણાય. 'સુવર્ણના નિશ્વાસ' નામવાળી શ્રીયુત બકુલેશ ની નવલીકા વાર્તાની સંકલનામાં નવું દ્રષ્ટિબિંદુ રજુ કરે છે. હળવું સહિત્ય પણ ઠીક ઠીક છે. એકંદરે દીવાળી ના ટાંકણે જ્ઞાન સાથે ગમ્મત આપે એવો અંક સહજ સાફલ્યથી પ્રસિધ્ધ કરવાને માટે અમે શ્રી. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશીને મુબારકબાદી આપીએ છીએ.

## કુલછાબ-દીવાળી અંક

**સરળ** અને રસપ્રદ સહિત્ય આપવા માટે જાણીતા થયેલા આ સાપ્તાહિક

પોતાની જ શૈલીમાં દીવાળી અંક આપ્યો છે. લેખોની વરણી સરસ થઇ છે. એ સવા લખોમાં આ યુગની મથામણને ઝીલવાનો યત્ન સ્પષ્ટ દેખાઇ આવે છે. ઉદાહરણ તરીકે ગામડાનો આર્તનાદ, કામદારસંઘો, મનુષ્ય અને જીવન અતી અભ્યાસપૂર્ણ અને રસપ્રદ છે. 'સાયુજ્ય' એને 'જીભ' એ બંને આરટીકલો આનંદજનક છે. કનુ દેસાઇનું ચિત્ર મંથન અને મહીયારી એ ચિત્રો આંખને ગમે છે. એકંદરે ચાર આનાના અલ્પ મૂલ્યમાં આવો સરસ અંક આપવા બદલ શ્રી. ગુણવંતરાય આચાર્ય અને તેમના સાથીઓ વ્યાજબી ગર્વ લઇ શકે.

## ગુણસુંદરી–દીવાળી અંક

ગુણસુંદરીના આ દીવાળી અંક કોઇ પણ પ્રકારની વિશિષ્ટતા વિનાનો છે. મુખપૃષ્ટ ઉપર શ્રમજીવી સ્ત્રીનું એક સુંદર ચિત્ર આપવામાં આવે છે. 'વિહંગદૃષ્ટિ' એ કાવ્ય સરસ છે. લેખોની પસંદગી સારી છે. રાજ્યનું રત્ન, વાતનું વતેસર, સોવીયેટ રશીયાનો સ્ત્રીસમાજ, એ લેખ માહીતીથી ભરપુર છે. પણ જે દૃષ્ટિબિંદુએ સ્ત્રીઓની નવી આઝાદીને જોવી જોઇએ તે દ્રષ્ટિ લેખકમાં નહીં હોવાથી તેઓ ઉપસંહારમાં કેટલાંક અવળાં અને બુદ્ધિશુન્ય મંતવ્યો ઉપર ઉતરી પડયા છે. ગરીબની ગૃહલક્ષ્મિ એ એક સફળ અનુવાદકૃતિ છે.

## ગુજરાતી–દીવાળી અંક

**સનાતન** હિંદુત્વની પડખે રહનાર આ પત્રના દીવાળી અંકમાં વૈષ્ણવોને ગમે તેવા લેખો મ્હોટા પ્રમાણમાં દીસે છે. કલાકાન્તના ચિત્રોથી અંક શણગારવામાં આવ્યો છે. લેખોની પસંદગી ઠીક ઠીક છે. ચિત્રો સામાન્ય કોટીના છે. શ્રીયુત મસ્તફકીરનો ભૂરાભાઇની ભિખ્ખ પ્રતિના અતિ હાસ્યપ્રધાન છે. સોવીયેટ રશીયાની ઇસ્પીતાલોના બાળકો માટે દુધ આપતી સ્ત્રીઓના કેટલાક ચિત્રો અતિ રસિક છે. પણ જો સંચાલકોએ વધુ ચીવટ વાપરી હોય તો આથી સુંદર ચિત્રો સોવિયેટ રશીયા વિશે જરૂર જમાવી શકયા હોત.

# કુચકદમ

ભલે તમારી સામે પ્રત્યાઘાતની પહાડો ખડકાયા હોય, સરકારતંત્રનું સમગ્ર બળ ત્હમારી સામે હોય, સમાજના સંપત્તિવાનો ત્હમારી સામે લાલ આંખથી જોતા હોય,–

છતાં ત્હમો તેમની પરવા કર્યા વગર આગળ ધપો. હમેશાં યાદ રાખો કે ઇતિહાસનું આખું બળ ત્હમારી પડખે છે. કાળ ત્હમારી સાથે કુચ કરે છે. પૃથ્વીના પટ પર પ્રવર્તતા અન્યાયોને જગતની તવારીખમાંથી ઉખેડી નાંખવા માટે વિજયક્ષણ આખરે આવી પહોંચી છે.

'આગે કુચ' એ આપણો જવાબ છે. પ્રત્યાઘાતી બળો અત્યારે તો અંતીમ શ્વાસ લઇ રહ્યાં છે. પણ તે કંઇ આપમેળે મરશે નહીં. સૃષ્ટિમાં પ્રવર્તતી સંપત્તિવાન સંસ્થા નબળી પડી છે, પણ તેને મીટાવી દેવા માટે શ્રમજીવીઓએ પ્રબળ પ્રયત્ન કરવો જ પડશે. આથી જ સૃષ્ટિના પ્રગતિમાન બળોની કુચકદમ એ આ ક્ષણની સૌથી મ્હોટી જરૂરીઆત છે.

પ્રચંડ પરિવર્તનને આરે વિશ્વ આજ ઉભું છે. મુડીવાદી સંસ્કૃતિ તૂટી પડવાની અણી ઉપર છે. આજે તેમને અદાલતની સ્હાય આપીને ૩૦ લાખ શરીરો નીભાવવા પડે છે પણ આ દુઃખ અને દર્દ વર્ષાવતી આર્થિક સંસ્થાને જડમૂળથી ઉખેડી નાંખવા, અને તેને સ્થાને શ્રમજીવીઓના સાચા લોકસ્વાતંત્ર્ય સ્થાપવા માટે પ્રયત્ન કરવો એ કાળશબ્દ છે.

# કોમી ઐક્ય.

અલ્હાબાદમાં મળેલી ઐક્ય પરિષદે હિંદની સારીય જનતાનું સારું ધ્યાન ખેંચ્યું છે. કેટલાકોએ તો આ ઐક્ય પરિષદને 'સ્વદેશી વર્તુલ પરિષદ' તરીકે ઓળખાવી છે. શૌકતઅલીનું આ એકાએક 'પરિવર્તન' જોઇને મહાસભાવાદી પત્રો આ 'નવા મિત્ર'ને શી રીતે સંબોધવો તેની વિમાસણમાં આવી પડયાં છે. ગઇ કાલના સામ્રાજ્યવાદના મિત્ર તરીકે પંકાઇ ગયેલા મૌલાના શૌકતઅલીને હવે કયા નામથી નવાજવા તે વિશે આ બિચારાં અર્ધ-મુડીવાદી પત્રોને ભારે ચિંતા ઉપજી છે. કેટલાકોએ મૌલાનાના આ યત્નો ઉપર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે, કેટલાકોએ તેમને ખાસ અભિનંદન આપ્યાં છે, ત્યારે કેટલાકોએ હવામાં બાચકા ભરતા હોય તેમ આ યત્નો શંકાની નજરે નિહાળ્યા છે. ગમે તેમ પણ મૌ. શૌકતઅલીએ ગુમાવેલી લોકપ્રિયતા તેઓ કંઇક અંશે પાછી પ્રાપ્ત કરી શકયા છે. એટલે જ ઐક્ય પરિષદ



પં૦ મદનમોહન માલવીયા—જેમણે અલ્હાબાદ પરિષદમાં આગળ પડતો ભાગ લીધો છે.

સફળ થાય કે ન થાય, છતાં મૌલાના શૌકતઅલીને તો જરૂર વ્યકિતગત લાભ થનાર છે, એમાં તો કોઇ પ્રકારનો સંદેહ જ નથી.

ત્યારે જે સમાધાન લંડનમાં શકય ન બન્યું, જે સમાધાન હિંદમાં શકય બન્યું, અને જેમ ન થવાથી વડા પ્રધાનને ખાસ કોમી નિર્ણય આપવો પડયો તે સમાધાન શું શૌકતઅલીના એકાએક પરિવર્તનથી સફળ બને એમ જરાય લાગે છે? અત્યારે આપણી સામે જે સવાલો ઉભા છે તે એ છે કે મૌ. શૌકતઅલીના આ પ્રયત્નો કયાં સુધી હૃદયપલટો દાખવે છે? સામ્રાજ્યવાદના શાગીર્દ મનાતા આ મૌલાના સાહેબમાં એકાએક સમાધાન માટે પ્રેરણા કેમ જન્મી? તેમજ લખનૌ અને અલ્હાબાદ પરિષદની રાજકારણ ઉપર શી અસર થશે? આ પ્રશ્નો અત્યારે તો આપણી સમક્ષ ઉભા થયા છે. ચાલો તેના પર કંઇક વિચાર કરીએ.

# વડા પ્રધાને આપેલા કોમી-



વિજય રાઘવાચારી.
અલ્હાબાદ પરીષદના પ્રમુખ.

[ ૨ ]

પ્રથમ તો લડતો અને અલ્હાબાદ પરિષદની સર્જનની ભૂમિકા ઉપર કંઇક ઉહાપોહ કરવો જરૂરી છે મહાત્માજીના મરણાન્ત અનશનવ્રતની ભિષ્મ પ્રતિજ્ઞાથી સમગ્ર દેશનું ધ્યાન કોમી નિર્ણય ઉપર કેંદ્રિત થયું હતું. આ પ્રતિજ્ઞાપાલન અને તેને અંગે ઉપસ્થિત થયેલો જંગી શોરબકોર, અને અછુત કોમોએ મેળવેલા મુદ્દાઓ જોતાં, કોમી સમાધાન માટે યત્ન કરવાને વાતાવરણ અનુકુળ બન્યું હતું; તેમજ અની અગત્યનું તો એ હતું કે દલીત કોમને મિશ્રમતાધિકાર જીનાં પણ ખાસ બેઠકો અનામત રાખવાની નવી પ્રથા પર મહાત્માજીએ સંમતીની શીલ આપી હતી. આમ અનામત બેઠકો અને મિશ્રમતાધિકાર એકત્ર બનાવવાથી તેમજ તેના ઉપર મહાસભાના એકલા સરમુખત્યાર સભા મહાત્માજીએ સંમતી આપ્યા પછી મુસ્લીમ કોમના એરખાંઓને એમ જરૂરજ લાગેલું કે આ હાણે હિંદુઓ પાસે તેઓ તેમના ચૌદ મુદ્દાઓનો સ્વીકાર કરાવી શકશે. શૌકતઅલીના માનસના મુસ્લીમ નેતાઓને લાગ્યું કે આખરે ક્ષણ આવી પહોંચી છે.

આ એક વસ્તુસ્થિતિ હતી. મહાસભાવાદી હિંદુ નેતાઓ પણ સમજી ગયા હતા કે મુસ્લીમ કોમના પ્રતિનિધિઓ સાથે વાટાઘાટ કરવી અગત્યની હતી. દલીતોની માફક જો મુસલીમો પણ કોમી ઐક્ય સ્થાપી શકે તો સામ્રાજ્યવાદ સામે એકત્ર સામનો થઇ શકે એવી કંઇક કંઇક ઇચ્છા પંડીત માલવીઆ, બાબુ રાજેન્દ્રપ્રસાદ તેમ જ ડૉ૦ મુંજે જેવા નેતાઓની પણ હતીજ. આથી જ શૌકતઅલીના આ એકજ અંગા (Gesture) બધા નેતાઓ એક સાથે વાટાઘાટ કરવા તત્પર બની ગયા. કેટલાક બનારસથી અલ્હાબાદ, કેટલાક લખનૌથી દિલ્હી, અને દિલ્હી



ડૉ૦ મુંજે.
હિંદુ નેતા.



મૌ. અબુલકલામ આઝાદ.

# -નિર્ણયને ફેરવવાને જેઓ પ્રયત્ન કરી રહ્યા છે.

થી અલ્હાબાદ પ્રયાણો શરૂ કર્યાં. શૌકતઅલી નાͦ વાઇસરોયને મળ્યા, મહાત્માજીને મુક્ત કરવાની વિનંતી કરી, પગે પડયાં. મહાસભાના બીજા આગેવાનોએ પણ પ્રેરણા આપી. 'મહાત્માજીને મુક્ત કરો' એવો વ્યવસ્થિત પોકાર થયો. સામ્રાજ્યવાદના પ્રતિનિધિઓએ એક ઇંચ જેટલું પણ નમતું આપવાની ના પાડી. પરિણામે કંઇક સંદીગ્ધ વાતાવરણમાં અલ્હાબાદની ઐકય પરિષદ શરૂ થઇ.



બાબુ રાજેન્દ્રપ્રસાદ.

પણ અલ્હાબાદ પહેલાં લકનૌમાં રાષ્ટ્રવાદી મુસ્લીમો સાથે શૌકતઅલીમીયાં તડજોડ કરી આવ્યા હતાં. આ તડજોડમાં રાષ્ટ્રવાદી મુસ્લીમ નેતાઓ-જેવા કે ડો. સૈયદ મહમદ, અબુલ કલામ આઝાદ વિગેરેએ શૌકતઅલીની સુચનાનો લગભગ સ્વીકાર કર્યો હતો. એટલે આમ રાષ્ટ્રવાદી મુસ્લીમોનો સાથ મેળવીને, તેમજ તેમનો સહકાર મેળવીને હિંદુ નેતાઓ સાથે સમાધાન કરવું કંઇ કઠણ ન હતું. કારણ કે રાષ્ટ્રવાદી મુસ્લીમ પક્ષની શરતોએ હિંદુ મહાસભા સમાધાન કરવા તત્પર જ



મૌ. શૌકતઅલી.

હતી. ત્યારે કોઇ સવાલ કરશે કે શા માટે અલ્હાબાદમાં હજુ પણ ઐકયનો જન્મ નથી થયો? તો તેનું કારણ એ છે કે રાષ્ટ્રવાદી મુસ્લીમ નેતાઓએ પોતાની શરતો શૌકતઅલી પાસે સ્વીકરાવવાને બદલે શૌકતઅલીની સમાધાનીની શરતો તેઓએ સ્વીકારી છે. અર્થાત કે રાષ્ટ્રવાદી મુસ્લીમ નેતાઓએ સમાધાનની વાટાઘાટમાં રાષ્ટ્રિયત્વ અળગું કરીને શૌકતઅલીને સાથ આપ્યો છે.

છતાં પણ જે સમુદાયને ઉપલા વિધાનમાં કંઇક પણ શંકા રહી ગઇ હોય તે સમુદાય લકનૌ પરિષદે પસાર કરેલો

નીચેનો ઠરાવ વાંચી જશે તો તેની જરૂર ખાત્રી થશે.

મી૦ જીન્નાએ સુચવેલા ચૌદ મુદ્દાઓ-માંના તેર નીચે પ્રમાણે છે તેનો પરી-પદમાં સ્વીકાર કરવામાં આવ્યો છે, તથા ટહેને મઉલાના શૌકતઅલીએ ટેકો આપ્યો હતો. આ ઠરાવને આરટરી.

(૧) ભાવી સરકાર ફેડરેલ હોવી જોઈએ.

(૨) રીસ્યુડીઅરી સત્તા પ્રાંતો હસ્તક



આખેરે તેઓ ત્યાં પહોંચ્યાં છે.

રહેવી જોઇએ. (૩) બલુચીસ્તાનમાં સુધારા દાખલ કરવા. (૪) સીંધને અલગ પાડવું. (૫) સરહદ પ્રાંતને સમાન દરજ્જો આપવો, (૬) બંગાલ અને પંજાબમાં મુસ્લીમોને સ્ટેચ્યુટરી બહુમતી મલવી જોઇએ. (૭) ફેડરલ ધારાસભામાં મુસ્લીમોના ૧-૩ પ્રતીનીધીઓ જોઇએ. (૮) મુસ્લીમ લઘુમતી માટે વેઇટેજ. (૯) જે કોમને લાગુ પડતું હોય તે બીલ પર જો તેજ કોમના પોણા ભાગના સભ્યોનો વિરોધ હોય તો કોઇપણ ધારાસભામાં પસાર કરવું નહીં. (૧૦) ધાર્મિક અને કેલવણીને લગતી સલામતીઓ જોઇએ. (૧૧) પ્રાંતીક તેમજ ફેડરેલ કેબીનેટમાં મુસ્લીમોની બહુમતી રાખવી. (૧૨) લાયકાતના પ્રમાણમાં સરકારી નોકરીમાં મુસ્લીમોનું ઓછામાં ઓછું પ્રમાણ રાખવું. (૧૩) ફેડરેશનમાં રહેલાં સઘળાં યુનીટો એકમત થઇ માગણી ન કરે ત્યાં સુધી બંધારણમાં કાંઇ ફેરફાર ન કરવો.

આ મુદ્દાઓ ૧૯૨૯ માં દિલ્હી ખાતે મળેલી અખીલ હીંદુ મુસ્લીમ પરીષદમાં સ્વીકારવામાં આવ્યા હતા જહેનું પ્રમુખસ્થાન ના૦ આગાખાને લીધું હતું.

[ ૩ ]

આમ રાષ્ટ્રવાદી મુસ્લીમોના મંતવ્યની નડતર માર્ગમાથી મૂકત થતાં અલ્હાબાદમાં ઐકય પરિષદનો માર્ગ માત્ર કંઇક સરળ, તેમજ કંઇક કંટાળો પણ થયો પડયો હતો. લકનૌ પરિષદમાં પસાર થયેલા આ તેર મુદ્દાઓ હિંદુઓ તેમ જ શીખ નેતાઓને ગળે એકદમ ઉતરી જાય એવી આશા રાખવી અશકય છે. આથી પરિષદનું નાવ સારી રીતે ઝોલાં ખાઇ રહ્યું હતું જો આ ચૌદ મુદ્દાઓ-ઉપર હિંદુ કોમના નામધારી અગ્રણીઓએ અત્યાર પહેલા સંમતી આપી હોત તો વડા પ્રધાનને કોમી નિર્ણય આપવાની ફરજ પણ ન પડત. પણ તેમ કરવાને બદલે હજુ સુધી તેઓ મક્કમ રહ્યા હતા. હવે આ અણીના અવસરે સહેલાઇથી મુસ્લીમોની માંગણીઓ હિંદુ તેમ જ શીખ કોમના અગ્રેસરો કબુલ રાખે એ વધુ પડતી સંભાવના છે. આથી જ અલ્હાબાદની પરિષદ સફળ થશે એવી આશા રાખવી વધુ પડતી છે.

અને આ પરિષદ સફળ થય તો પણ મુસ્લીમ કોમની આ માગણીઓનો સ્વીકાર કરવાથી જ સફળ થઇ શકે. તેમ અને તો કોમી નિર્ણયમાં અસરકારક ફેરફાર થઇ શકે એવો જરાયે સંભવ નથી. આ સર્વ વાટાઘાટનું પરિણામ એક જ આવશે કે પંજાબ અને બંગાળાના ઇલાકાની મુસ્લીમ કોમને જે કાયદેસર બહુમતી નથી મળી તે કદાચ મળે.

બાકી કોમી નિર્ણયમાં સમાયેલું કોમી તત્વનું ઝેર આ પરિષદ નિર્મૂળ કરવા સાવ અશકત છે. તેનામાં તે તાકાત નથી. માત્ર જે વડા પ્રધાને આપ્યું છે તેને ફેરવીને તેઓ પોતાના નામનું કરવા ઇચ્છે છે. આથી હિંદના બંધારણ ઉપર ખાસ ફેર કંઇ જ પડનાર નથી. આથી જ હિંદના રચાતા ઇતિહાસમાં અલ્હાબાદનું મહત્વ કંઇ મ્હોટું નથી.

[ ૪ ]

અલ્હાબાદની આ દોડધામ આમ સમાજવાદના દ્રષ્ટિબિંદુએ વ્યર્થ દોડધામ છે. એટલું જ નહીં પણ પ્રદેશના પ્રત્યાઘાતીઓનો અત્યારે એકતાનો સ્વાંગ સજીને અરસપરસ સમાધાન કરવાનો એ હીન

યત્ન છે. સ્થાપીત સ્વાર્થવાળાઓનો તે તડજોડ કરવાનો પ્રયાસ છે. આ આખા પ્રયત્નમાં મુસ્લીમ જનતા કે હિંદુ જનતાને તો કંઇજ લાગું પડતું નથી. તેઓ તો જરાય કોમીવાદી નથી. કેટલાકને અમારૂં આ વિધાન અસત્ય લાગશે. પણ આજે જીવનના પ્રત્યેક અંગમાં, ધંધામાં, તેમજ ખેતીમાં હિંદુ અને મુસ્લીમ ખેડુતો એક સાથે કામ કરી રહ્યા છે. ઓફીસોમાં હિંદુ અને મુસ્લીમ બીરાદરો એક સરખા નીચોવાઇ રહ્યા છે. એટલે જ અમો ફરીથી કહીએ છીએ કે જનતા તો જરાય કોમીવાદી નથી. કોમીવાદ માત્ર વસે છે જનતાના ઉપલા થરમાં અને આ ઉપલો થર પોતાના વ્યક્તિગત લાભ માટે કોમીવાદનું ભૂત ઉભું કરીને પોતાનો સ્વાર્થ સાધી રહ્યો છે.

સાચું કોમી સમાધાન તો અત્યારે હિંદમાં ક્યારનુંય સ્થપાઇ ગયું છે. અત્યારે ઔદ્યોગિક કલહમાં હિંદુ–મુસ્લીમ બીરાદરો એક સાથે સંગ્રામ કરે છે. તેમજ યુક્તપ્રાંતના ના–કર જંગમાં પણ પ્રત્યેક કોમના ખેડુતોએ સાથે જ સહચાર આપ્યો હતો. આમાં જ કોમી સમાધાનની આકરી કસોટી થાય છે. જ્યારે પ્રચંડ ઔદ્યોગિક કલહમાં હિંદુ–મુસ્લીમ કામદારોને એક સાથે ખભા મીલાવીને મુડીવાદીઓ સાથે સંગ્રામ કરતા જોઇએ છીએ ત્યારે અલ્હાબાદની એકતા પરીષદ આવી એકજ હડતાલ આગળ ઝાંખી પડી જાય છે.



સળગતુ શેપે.

# સળગતું ચીન.

લેખક: 'સર્ચલાઇટ'

**ચી**ન એટલે પ્રજાસ્વાતંત્ર્યનો સળગતો જ્વાલામુખી. આ પ્રખર જ્વાલામુખીમાંથી ધગધગતો લાવા જ્યારે ઉંચો ઉછળે છે ત્યારે ચીનના શરીર પર મઝા માણનારાં વિદેશી ગીધડાંઓ દાઝી ઉઠે છે. તે ક્ષણોમાં આ નફાભૂખ્યા નરરાક્ષસો ચીચીયારી પાડે છે. અને તરતજ ચીનમાં 'લુંટારૂઓ જન્મે છે.' અને આ 'લુંટારૂઓ સામે' ચીનની ભૂમી ઉપર વિદેશીઓના ભાડુતી સૈન્યો ખડકાય છે. મશીનગનોના ગળામાંથી ગર્જનાક અવાજ ઉત્પન્ન થાય છે. જગતના કોઇ કોઇ વર્તમાનપત્રો છાપે છે કે 'લુંટારૂઓનો નાશ કરવામાં વિદેશી સૈન્યે સુંદર સાફલ્ય સાધ્યું છે.' આ કંઇ કલ્પીત કથા નથી. આવી ઘટનાઓની સ્મૃતી હજુ તો તાજીજ છે. માત્ર ચાર માસ પહેલાં 'બદમાશોને દૂર કરવા' માટે જાપાને શાંઘાઇને સળગતી જ્વાલાઓમાં હોમ્યું હતું. ૪૮ કલાક સુધી આકાશેથી બોંબ ફેંકી સંહારનું તેણે સુત્ર શરૂ કર્યું હતું. શેપીના પ્રત્યેક આવાસ ઉપર સાક્ષાત મૃત્યુ ઉતર્યું. સેંકડો શરીરો સ્ત્રીઓ, બાળકો અને વૃધ્ધોએ સદાને માટે નેત્રો મીચ્યાં. માનવશરીરોનો સંહાર કરવા જાપાની નૌકાસૈન્યોની તોપો ગડગડી, રાયફલોએ ગોળીઓની રમઝટ રેલાવી. શાંઘાઇની શેરીઓમાં શબો ઉભરાવા લાગ્યાં. યાંગસ્ટે નદીનાં જળ માનવલોહીથી રક્તવર્ણા બન્યાં. આ સ્વરક્ષણ માટેના આક્રમણમાં શાંઘાઇના લગભગ ૧૨૦૦૦ ચીનાઓ મૃત્યુ પામ્યા.

આ સર્વ ગઇ કાલનો ઇતિહાસ છે. મંચુરીયામાં લશ્કરી સ્વામિત્વ સ્થાપ્યા પછી શાંઘાઇમાં જાપાની સામ્રાજ્યવાદે વર્તાવેલા કાળાં કેરથી માનવસંસ્કૃતિની તવારીખમાં જાપાનને કાળું કલંક ચોંટયું છે. જેમ જલીઆનવાળા બાગની કત્લેઆમ હજુ પણ જનરલ ડાયરના દયાહીન કૃત્યની સ્મૃતિરૂપે ઇતિહાસમાં આલેખાય છે તેવીજ રીતે સળગતું શેપે ચીનના

સ્વાધીનતાના ઈતિહાસમાં જાપાની સામ્રાજ્યવાદે કરેલા અત્યાચારની સ્મૃતીરૂપે સદાય જીવન્ત રહેશે.

## પૂર્વ ઇતિહાસ

**૧૯૧૦ ની સાલમાં ચીનની** ભૂમી ઉપર શહેનશાહત ભોગવતા મંચુરીયાનું રાજ્ય આપમેળે તૂટી પડયું. હિંદનું મોગલ સામ્રાજ્ય જેમ જીર્ણ થઈને ભાંગી ગયું અને પ્રત્યેક પ્રાંતના સુબાઓ સત્તાના સરનશીન થઇ બેઠા તેવી જ રીતે આપમેળે ખખડી ગયેલી મંચુ શહેનશાહત જતાં પ્રાંતના સુબાઓ સત્તાનશીન થઇબેઠા. તેઓએ પેકીંગમાં નામનું પ્રજાસત્તાક તંત્ર સ્થાપ્યું. મંચુરાણીનો છેલ્લો પ્રધાન પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ બન્યો. બે વર્ષમાં જ તેણે પ્રજાસત્તાક તંત્રનો ભૂરંખા કરી દીધો. વિદેશીઓનાં મુખ મલકયાં અને શાંધાઇના સંપત્તિવાનોના મુખ પર સ્મિત ફરકયાં. વિદેશીઓએ આપમેળે થઇ બેઠેલા શહેનશાહને સંપતિની મદદ આપી. અમેરિકન ડોલરો અને લંડનના પાઉંડો પેકીંગના સરકારતંત્રને સોંપાયા. ચીનની જગાતને ગીરે મુકીને આ શહેનશાહતે આ પૈસા મેળવ્યા. અને પછી ચીનની પ્રજા સામે જ તેણે મશીનગનો ગોઠવી.

પણ આ આતતાયીનાં શાસન બહુ ટકયાં નહીં. બે વર્ષમાં તો તે પણ પડયાં. પછીથી પ્રત્યેક પ્રાંતના સેનાપતિઓએ તલવાર ઉગામી. પ્રત્યેક સત્તા માટે સ્પર્ધા આરંભી. અને અનિવાર્ય, ભયંકર, અને જગતના ઈતિહાસમાં કદી નહીં આલેખાયલું એવું બીજું આંતર-યુદ્ધ (Civil war) તે કમનશીબ ભૂમી ઉપર શરૂ થયું.



જાપાની સૈનિકનો ચીની કેદી.

૧૯૨૩ ની સાલ સુધી ચીનની ભૂમી પર આંતર-વિગ્રહ અણુસ્તંભ્યો આગળ વધ્યો. લાખો શરીરો તેમાં હોમાયાં. યાંગત્સે નદીની આજુબાજુ લશ્કરોની કુચકદમો શરૂ થઇ. એકસંગાથે સારૂં ચીન સળગ્યું. ઉત્તરમાં સરદાર યાંગ-સો-લીન, પૂર્વમાં સુન-ચુઆન, મધ્યમાં વા-પે-ફુ અને દક્ષિણ ચીનમાં સેનાપતિ ફેંગ-યુ-શીઆંગના સૈન્યોએ સત્તા માટે જોરદાર જંગ જમાવ્યો. સમગ્ર ચીન ઉપર સૈન્યબળે સત્તા સ્થાપવાનાં સ્વપ્ન ધરાવનારા આ સેનાપતિઓએ અરસપરસ ભયંકર કલહ આદર્યો. ક્ષણભર તો એમ જ લાગતું હતું કે આ સનાતન દાસતા આંતરવિગ્રહની આગમાં સારૂંયે ચીન સળગી જશે! તેમણે મચાવેલા જાલીમ જંગ જોતાં સ્વાભાવિક શંકા થતી કે ચીનનાં ક્રાંતિ

કારી બળો આ આંતરયુદ્ધમાં જળીને ખાખ થઇ જશે ! અને ખરેખર ૧૯૨૦-૨૧ માં તો ચીનના સાચાં પ્રજાસત્તાકની સ્થાપના માટે મથનારાં તત્વો તો ભસ્મ થઇ ગયાં હતાં. પણ આ ભસ્મમાં પાછું ચૈતન્ય પ્રગટયું. નવા ઉદ્યોગપતિઓએ પ્રજાસત્તાક માટે ઘોષણા કરી. ડૉ. સુન-યાટ-સેને ૧૯૨૩ માં કોમીન્ટાંગની [ચીનનો રાષ્ટ્રિય પક્ષ] પુનર્વ્યવસ્થા કરી. દક્ષિણમાં તરત જ પ્રજાસત્તાકનો નિલવર્ણો ધ્વજ આકાશમાં ફરફર્યો. એકી સંગાથે કેન્ટનમાં પ્રજાસત્તાકની સ્થાપના થઇ અને સાથે જ સાચા પ્રજાસત્તાકનાં વર્તુલો વેગથી વિસ્તાર પામવા લાગ્યાં.

પણ તેથી ચીનના દર્દનો ઉકેલ આવ્યો નહીં. વિદેશીઓની સંપત્તિથી મશીનગનો ખરીદનારા સ્વાર્થાન્ધ સેનાપતિઓએ નવા પ્રજાસત્તાક સામે આક્રમણ કરવાનું ચાલુ રાખ્યું. ઉત્તરથી ચાંગ-સો-લીન નામનો નાનીચો સેનાપતિ પોતાના ભાડુતી સૈન્યના વિશાળ ધાડા સાથે પ્રજાસત્તાકના મુખ્ય ધામ કેન્ટન ઉપર ધસી આવ્યો. પશ્ચિમથી ફેંગ-શુ-સીઆંગનાં ધાડાં ઉલટયાં. અને મધ્ય ચીનમાં સેનાપતિ વુ-પે-ફુના સૈન્યને કેન્ટન તરફ કુચ કરવાનો હુકમ મળ્યો. એક સાથે આટલા વિશાળ સૈન્યનો સામનો કરવા માટે પ્રજાસત્તાકના પીઠ પુરૂષોએ પગલાં લીધાં. પ્રજાની સહાયથી આ સૈન્યો આવતાં અટકયાં. કોમીન્ટાંગના જોરદાર પ્રચાર આગળ ભાડુતી સૈન્ય બરફની માફક ઓગળી ગયું. પ્રજાસત્તાકના પવિત્ર આદેશોના જોરદાર પ્રચાર આગળ આ ભાડુતી સૈન્યોના સૈનિકો વિપ્લવી સૈન્યને જઇ મળ્યાં. પલટનો પછી પલટનો પલટાઇ. અને ચીનના પ્રજાસત્તાકતંત્રની સુંદર ભૂમિકા બંધાઇ. રશીયન સલાહકારોની સુંદર મદદથી, તેમ જ ખાસ કરી વિરટ સેનાપતિ ગેલેનની અપૂર્વ યુદ્ધકળાથી પ્રજાસત્તાક સૈન્યનો વિજય થયો. યાંગસ્ટે નદીના ખળખળતા જળ ઉપર લટાર મારતી વિદેશીઓની ગનબોટોને પણ ઉચાળા ભરવા પડયા. દક્ષિણમાં નીલવર્ણો ધ્વજની આણ વર્તી. ચીનના પ્રજાવિપ્લવની એક ભૂમીકા આમ ૧૯૨૬-૧૯૨૭ માં નખાઇ.

## ચીનમાં વિદેશીઓનાં હિત

**ચીનના રસકસથી** ભરપૂર પ્રદેશમાં વિદેશીઓએ લગભગ ૧૦૦૦૦૦:૦૦૦ પાઉંડ રોકયા છે. આ વિશાળ રકમમાં બ્રીટનનો ફાળો લગભગ ૨૫૦૦૦૦૦૦૦ પાઉંડ છે. આટલું વિશાળ ધન હોંગકોંગ અને દક્ષિણમાં રોકાયું છે. યાંગસ્ટે નદીની આસપાસ ઇંગ્લાંડની સંપત્તિએ રોપેલાં વૃક્ષ ખીલ્યાં છે. એકલા શાંઘામાં બ્રિટીશ મુડી લગભગ ૫૩૦૦૦૦૦૦ પાઉંડ ખડકાઇ છે. ઉત્તરમાં પેકીંગ નજીકની લોખંડ અને કોલસાની ખાણો ઉપર યુનીયન જેક ઉડી રહ્યો છે. પણ જ્યારે જાપાન ઉત્તર ચીનમાં પગપેસારો કરી રહ્યું છે ત્યારે ચીનના વાયવ્ય વિભાગમાં ઇંગ્લાંડના લશ્કરી પડઘમના પડઘાઓ વાતાવરણમાં ઘુમરી ખાય છે. તેમ જ તીબેટના લામાઓને તે ઉશ્કેરે છે. અને પાસેના પ્રાંત રીશવાન અને ચીનાઇ તુર્કસ્તાન ઉપર ચઢાઇ કરવા લામાને પ્રેરણા પાઇ રહ્યા છે.

**જાપાની સામ્રાજ્યવાદે** લગભગ ૨૫૦૦૦૦૦૦૦ પાઉંડની દોલત આ ભૂમીમાં રોકી છે. આવું વિશાળ ધન લગભગ મંચુરીયામાં રોકાયું છે. પણ મંચુરીયાથી દૂર દૂર શાંઘાઇમાં જાપાની મીલોની કાળવીસલ ચીનના કામદારોને

પ્રત્યેક દીને આમંત્રે છે. અમેરિકન સામ્રાજ્યવાદની મુખ્ય ભૂમીકા શાંઘાઇ છે. આ સ્થળમાં તેમણે લગભગ રૂ. ૫૦૦૦૦૦૦૦ પાઉંડ રોકયા છે. શાંઘાઇ લાઇટ એન્ડ પાવર કંપની ડોલરદેવના આધિપત્ય નીચે છે. ફ્રેંચ સામ્રાજ્યવાદ ઇંડો–ચીનની સરહદ ઉપર નજર રાખે છે. બીજા સામ્રાજ્યવાદીઓની માફક તેણે પણ રેલ્વે ઉપર ધન રોકયું છે. ફ્રાંસે રોકેલી સંપત્તિ લગભગ ૭૦૦૦૦૦૦૦ પાઉંડ થવા જાય છે. બ્રિટનની માફક તે પણ સત્તાના ટુકડા મેળવવા મથે છે. ગયા વર્ષે ફ્રાંસના ભાડુતી સોલ્જરોએ યુનાન ઉપર ચઢાઇ કરી હતી એ કોઇ વિસરી ગયું નથી. બેલ્જીયમે લગભગ ૩૭ મીલીયન પાઉંડ રોકયા છે; ત્યારે ઇટાલીએ પણ લગભગ ૭ મીલીયન પાઉંડ ચીનની ભૂમીને સોંપ્યા છે.

આ ભયંકર મુડીના રોકાણથી પરિણામ એ આવ્યું છે કે રેલ્વે ઉપર રોકાયેલી સંપત્તિના ૮૫ ટકા વિદેશીઓને હસ્તક છે. લોખંડના ઉદ્યોગમાં રોકાયેલી મુડીના લગભગ ૭૩ ટકા વિદેશી છે, કોલસાના ઉદ્યોગમાં લગભગ ૫૬ ટકા પરદેશીઓના હાથમાં છે. કપાસના ઉદ્યોગમાં અર્ધોઅર્ધ મુડી વિદેશીઓની છે. અને લગભગ બધી જ મોટી બેંકો વિદેશીઓના હાથમાં છે.

**આ મુડીથી અઢળક નફો ઉત્પન્ન થાય છે. બ્રિટીશ મુડીથી ચાલતી હોંગકોંગ અને શાંઘાઇ બેંકે છેલ્લા દશ વર્ષમાં ૪૦ ટકા ડીવીડન્ટ તેના શેરહોલ્ડરોને વહેંચ્યું છે. તેમજ બ્રિટીશ મુડીથી ચાલતી ચીનની એન્જીનીયરીંગ અને માયનીંગ કંપની જે પ્રત્યેક વર્ષે લગભગ ૪૦૦૦૦૦૦ ટન કોલસો કહાડે છે તે કંપનીએ છેલ્લા દશ વર્ષથી ૧૪૬ ટકા ડીવીડન્ટ પ્રત્યેક વર્ષે આપ્યું છે.**

વિદેશીઓએ રોકેલી અપાર સંપત્તિના આ આંકડાઓ છે. આ સંપત્તિને સંરક્ષવા માટે **બ્રિટનનાં ૪૫ લડાયક બેટલશીપો** યાંગસ્ટે નદીમાં ચીનની પ્રજાને ડારતાં ઉભાં છે. તેમજ તેટલી જ સંખ્યાનાં અમેરિકન લડાયક વહાણો પણ ચીનના સાગરજળ ઉપર પ્રબળ ભય ફેલાવી રહ્યાં છે. આ લડાયક વહાણો ઉપરાંત વિદેશીઓનું લશ્કર પણ ત્યાં અડ્ડો નાંખીને ઉભું છે, જાપાનના લગભગ ૫૦૦૦૦ જેટલા સૈનીકો પોતે સ્થાપેલા મંચુકો પ્રજાસત્તાકનું રક્ષણ કરવા ઉભા છે. બ્રિટનના પણ લગભગ ૧૦૦૦૦ જેટલા સોલ્જરો સંપત્તિના સંરક્ષણ માટે ખડે પગે તૈયાર છે. આથી જ ચીનમાં વિદેશીઓની નીતિને 'ગનબોટ' નીતિ તરીકે ઓળખાવવામાં આવી છે.

વિદેશીઓએ બંદુકના બળ ઉપર ચીન દેશ પાસેથી અપમાનયુકત સંધીઓ ઉપર સહી કરાવી છે એટલું જ નહીં પણ યુનાન, મંચુરીયા, તેમ જ એવા બીજા કેટલાય ફળદ્રુપ પ્રાંતો ઉપર અધિકાર મેળવ્યો છે. આ કાળી કથા છે, અને વિદેશીઓનું આર્થિક આક્રમણ આ દુઃખદ ઇતિહાસનું સૌથી વધુ શ્યામવર્ણું પ્રકરણ છે.

## રાષ્ટ્રિય પક્ષનું ઉત્થાન અને દ્રોહ

૧૯૨૪ માં કુમિન્ટાંગ પક્ષની પુનર્વ્યવસ્થા કરવામાં આવી હતી. ડૉ૰ સુન–યાટ–સેનના નેતૃત્વ નીચે ચીનનાં ક્રાંતિકારી બળો એકવાર ફરીથી એકત્ર મળ્યાં હતાં અને યાંગસ્ટેની દક્ષિણે પહેલી વાર પ્રજાસત્તાકનો વિપ્લવી વાવટો પાછો ફરકયો હતો. ૧૯૨૬–૨૭ માં ક્રાંતિકારી



મંચુરીયા પર આક્રમણ કરવાની યોજના ઘડતા જાપાની સેનાપતિઓ.

સૈન્યોએ એક પછી એક પ્રાંતો પર પોતાનો અધિકાર સ્થાપ્યો. ૧૯૨૭ માં શાંઘાઇ સર થયું અને તરત જ ક્રાંતિકારી બળના નેતાગણે આગળ વધવાને બદલે આમવર્ગની સાચી અભિલાષાઓનો સંહાર કરવા માટે કડક પગલાં લેવાનો કાર્યક્રમ આદર્યો.

રાષ્ટ્રિય પક્ષના આ એકાએક નીતિપલટાનું રહસ્ય સમજવા માટે આ ઘટના ઉપર વિચાર કરવાની જરૂર છે. ૧૯૨૮ ના આ એકાએક નીતિપલટાથી અનેકને અજાયબી થઇ છે. જે કામદારોની મદદથી શાંઘાઇ સર થયું તે જ કામદારોની ક્રૂર કત્લેઆમ કરવાનો હુકમ ચાંગ-કૈ-શેકે આપ્યો હતો. આનું કારણ સમજવા માટે માર્કસીઝમની મદદ લેવી જરૂરની છે. વસ્તુ એમ બની હતી કે ચાંગ-સો-લીન, વુ-પે-ફુ વિગેરે સેનાપતિઓ વિદેશીઓની આર્થિક સહાય ઉપર જ જીવતા હતા. પણ આ જીર્ણ થઇ ગયેલા વર્ગમાં પૈસાનો પ્રાણવાયુ પુરવાથી ચેતન ચમકે તેમ નહોતું. ઉમરાવશાહીનાં સડેલ શરીર હવે વધુ પળ જીવી શકે એ અશક્ય હતું. આ સત્ય સામ્રાજ્યવાદીઓ પણ જોઇ શકતા હતા. તેથી જ તેઓએ નીતિ પલટી અને રાષ્ટ્રિય પક્ષના અગ્રેસરો સાથે મંત્રણાઓ શરૂ કરી. એટલેજ શાંઘાઇના આ સંપત્તિવાન સજ્જનોએ ઉમરાવશાહીને આધાર આપવાને બદલે ચીનના મુડીવાદી માંધાતાઓને હાથમાં લેવા માંડયા. પરિણામે વિપ્લવી મુડીવાદીઓ તો વિદેશીઓની મધલાળ આગળ એકદમ ચોંટી ગયા. રાષ્ટ્રિય સરકાર માત્ર નામની જ બની ગઇ. ૧૯૨૮ થી કોમીન્ટાંગ વિપ્લવી મટીને વિપ્લવવિરોધીના કાળા કેમ્પમાં દાખલ થયો. ત્યાર પછી તે અત્યારની

ક્ષણ સુધી કોમીન્ટાંગના સભ્યોએ માને આમવર્ગના આદર્શોને મૂર્તિમંત થતા અટકાવવા માટે આકાશપાતાળ એક કર્યા. ખેડુતોને જમીનભૂખ લાગી હતી. પણ કોમીન્ટાંગના મુડીવાદીઓને જાગીરદારોની કુમક જોઇતી હતી. એટલે ખેડુતોની જમીનભૂખ સંતોષવાને બદલે આવા વિપ્લવી ખેડુતોનાં શરીર ગોળાથી વીંધી નાંખ્યાં. શાંઘાઇમાં વધુ પગાર માટે હડતાલ પાડનારા કામદારોની કત્લેઆમ થઇ. કેંટનમાં ખેડુતોના શરીરમાં બેયોનેટો ઘોંચાઇ. હજારો શરીરોનો સંહાર કરીને આમવર્ગના અવાજને રુંગળાવવાનો યત્ન કરવામાં આવ્યો.

પણ જ્યારે ખેડુતો અને કામદારોએ જોયું કે પ્રજાસત્તાકની સ્થાપના થતાં કરવેરા તો એટલા જ ક્રૂર અને ભયંકર રહ્યા, ત્યારે તેમની આંખો ઉઘડી. ચીનમાં ૧૯૨૨માં સ્થપાયેલા સામ્યવાદના વાવટા નીચે તેઓ આવવા લાગ્યા. આ પક્ષનાં લાખો સભ્યોએ વિપ્લવી કોમીન્ટાંગને શરૂઆતમાં સાથ આપ્યો હતો. પણ જ્યારથી સ્વાર્થાન્ધ બનેલા મુડીવાદીઓએ વિપ્લવી ભાવનાને વેગળી ખસેડી, ત્યારથી કોમ્યુનીસ્ટ પક્ષ અને કોમીન્ટાંગ પક્ષ જુદા પડયા. વિપ્લવને પરીપૂર્ણ કરવાનું અને ક્રાંતિના ઝંડાને ઉડતો રાખવાનું ભગીરથ કાર્ય આ ન્હાનકડા કોમ્યુનીસ્ટ પક્ષ પર આવી પડ્યું. પણ પ્રત્યાઘાતીઓનાં અમાપ બળ સામે આ પક્ષથી ખુલ્લી રીતે ઝઝુમી શકાય તેમ હતું જ નહીં એટલે પારાવાર અથડામણ પછી જંગલમાં અને પર્વતો ઉપર સામ્યવાદીઓ પાછા હટયા. સને ૧૯૨૯નું એ વર્ષ હતું.



શાંઘાઇ સળગતું હોવા છતાં જરાય મદદ ન કરનારા ચીનના આ બેવફા પ્રમુખ-ચાંગ-કૈ-શેક.

(અપુર્ણ)

# "મુક્તિ પામેલાં!"

## એક ટૂંકી વાર્તા.

'છુટનેકા કેદી નિકાલો' કેદીઓની લાંબી એરેક આગળ સુબેદા-રનો શબ્દ ગાજી રહ્યો. પ્રત્યેક પ્રભાતે આ જ શબ્દ સંભળાતો. પ્રત્યેક સવારે અનેકો આ શબ્દમાં સમાયેલા આનંદને અનુભવવાને તત્પર રહેતા. કેદીઓને માટે એ મુક્તિ-મંત્ર હતો.

સપાટાબંધ ચાવીઓ ફરી. ચાર સુકલકડાં શરીરો કોટડીમાંથી બહાર પડ્યા. આફતાબ ઉગ્યો હતો. કેટલા ય વર્ષો પછી આજે તેમને પ્રભાતમાં પણ કંઇ અપૂર્વ આનંદ દીસ્યો.

'નંબર્સ!'

'એક, દો, તીન, ચાર.'

'અંધારીકા કેદી આ ગયા?'

'હાં સા'બ'

'અચ્છા, ચલો'

થોડી ક્ષણો પછી જેલરની ઓરડીમાં ચાર કેદીઓને 'ખડા' કરવામાં આવ્યા. તરત જ એક સંજ્ઞા સાથે બે પોલીસોએ તેમની ઝડતી લેવી શરૂ કરી. એકે બંડી તપાસી. બીજાએ પાયજામો તપાસ્યો.

સુબેદારની ખાત્રી થઇ ગઇ કે કેદીઓ જેલના ત્રાસની સ્મૃતિ શવાય અન્ય કંઇ જ લઇ જતા નથી.

'સા'બ કે પાસ ચલો' આખરે સુબેદારે મુક્તિવિધી આ-ટોપતાં કહ્યું. છુટવાની ક્ષણ જેમ જેમ નજીક આવતી ગઇ તેમ તેમ સુબેદારના અવાજમાં સત્તાશાહી અવાજ પણ ઓછો આવવા લાગ્યો.

'ઝડતી લીયા?' કાગળો પર કંઇક ટપકાવતા જેલરે સવાલ કર્યો.

'કુછ બી નહીં' સુબેદારે રીપોર્ટ આપ્યો.

'ઉન્કુ ઉસ્કા કપડાં દો' અધીં મુસલમાનીમાં જેલરે સુબેદારને આજ્ઞા કરી.

થોડી ક્ષણો પછી પાંચ વર્ષ પર પહેરેલાં કપડાં કેદીઓને પાછાં મળ્યાં. આ અર્ધ ખવાઇ ગયેલાં કપડાં પહેરીને કેદીઓને સુપ્રિન્ટેન્ડન્ટ પાસે આખરી વિદાય માટે ઉભા કરવામાં આવ્યા.

'દેખો' સાહેબે હમેશની માફક ઉપદેશ આપતાં કહ્યું. 'અબી એસા મત કરના, ચોરી ઓર ધીંગાણા મત કરના નહીં-તર ફીરસે ઇદરહી આના પડેગા.' સાહેબની આંખ કેદીઓના શરીર ઉપર ફરવા માંડી.

'ઓર તુમ...' અંધારીમાંથી આણેલા કેદી તરફ કરડાકીથી સાહેબે શરૂ કર્યું......ફીરસે

મજૂર લોકમેં સરકારકી સામને અસંતોષ ફેલાયગા તો તુમકો અભી અંધારીસે ભી બડી સજા દીયા જાયગી' ......પણ 'દેખો' સાહેબે અવાજ બદલ્યો. 'તુમ્ તો પઢે લીખેલા આદમી હો. અભી કુછ કામ પર લગ જાવ. એ લત છોડ દો.'

ચારે કેદીઓ શાંતિથી સાહેબનો આ ઉપદેશ સાંભળી રહ્યા. સામો જવાબ આપી શકાય તેવી સ્થિતિ હતીજ નહી. તેમ જ એકેને તેમ કરવાની ઇચ્છા પણ નહોતી. તેઓને તો એકજ ઝંખના હતી અને તે 'મુક્તિ' આથી જ આ છેલ્લી પાંચ મીનીટો તેમને પાંચ માસ જેટલી લાંબી લાગી.

'જેલર!'

'સાહેબ'

'સબકો ફીરાયા દીયા?'

'હાં સાહેબ'

'અચ્છા જાવ:'

*

* *

ક્ષણવારમાં જેલનો દરવાજો તેમણે વીતાવી દીધો. જેલ અને શહેર વચ્ચેનો લાંબો રસ્તો સપાટાબંધ કપાવા લાગ્યો. તેઓએ લગભગ દોટ જ મુકી. પાછળ જોવાની તેમને વૃત્તિજ ન હતી. અને માઇલ પસાર થઇ ગયો પણ ચારમાંથી એકે પણ પળવાર પાછળ જોયું નહીં.

બધાના મનમાં એકસરખી જ બીક લાગી હતી કે રખેને તેમની છોડવાની તારીખ ગણવામાં કંઇક ભુલ થઇ ગઇ હોય અને તેમને પાછા લઇ જવામાં આવે!

આથી જ તેઓ સપાટાબંધ જેલથી દૂર જતા હતા. રસ્તાની આજુબાજુ આવેલાં હરીયાળાં ખેતરો જોવાનો તેમને અવકાશ નહોતો. વાડ પર ખીલેલાં જંગલી ફુલોની ફોરમ લેવાની આ ક્ષણે તેમને વૃત્તિ હતી. રસ્તે ચાલતાં રાહદારીઓનાં ટોળાં તેમને આકર્ષતાં ન હતાં: ટોપલાઓ લઇને બજારમાં જતી ગ્રામ્યબાળાઓ તરફ નજર નાંખવાની પણ તેમને ફુરસદ ન હતી. લીલોતરીથી ભરપૂર ખેતરોમાં પક્ષીઓના ટહુકાર સાંભળવાની તેમને લાલસા ન હતી. અત્યારે તો તેમના આખા અંગમાં એક જ અવાજ બહાર પડતો. 'જલ્દી ચાલો'

એક માઇલનો પત્થર પસાર થયો.

કુંવરજીએ આખરે વાર્તાની શરૂઆત કરી. પહેલાં જેલના જીવનની અને પછી જગતની વાત ચાલવા માંડી. આખરે એક હોટલ આગળ રથંભ્યા.

'અલ્યા ખીમા, આપણા બધા પૈસા કુંવરજીભાઇને સોંપી દો. એ ભણેલા છે એટલે બધાની ટીકીટો કઢાવશે.'

સુચના એકંદરે બધાને પસંદ પડી. કુંવરજીભાઇને પૈસા આપ્યા.

પાસેથી એક પોલીસમેન પસાર થયો. શાથી પણ ચારે જણ એકાએક ખંચકાઇ ગયા. પોલીસમેનની નજર પડતાં જ તેઓમાં ધ્રુજારી આવી ગઇ. પાંચ વર્ષથી સીપાઇઓના સતત ત્રાસ નીચે વસતા આ ચારે માજી કેદીઓના માનસમાં એટલો તો ધાક વસી ગયો હતો કે પોલીસમેનની એક દ્દષ્ટિજ તેમને શાંત કરી દેવા સમર્થ હતી.

*

* *

જેલમાં રહીને માનવ એમ જ માને છે કે જગત તો બહુ વેગથી પલટાય છે. કેદીઓ હંમેશા બહારના જગતના ભવ્ય કલાના ચિત્રો આંકે છે. ચાર દિવાલો વચ્ચે વસતાં આ શરીરો આથીજ બહાર આવતા કંઇક નિરાશ બને છે.

આવુંજ કંઇક આ મુક્ત પામેલા કેદીઓના સંબંધમાં બન્યું હતું. તેઓએ પણ બહારની દુનીયા વિશે મ્હોટી મ્હોટી આશાઓ રાખેલી. પણ બહુજ થોડી ક્ષણોમાં તેમની ખાત્રી થઇ ગઇ કે જગતની પ્રગતિ કંઇ બહુ ઝડપભેર નથી.

શહેરની દુકાનો સમીપ આ ચાર જણનું જુથ ક્યારનુંય આવી પ્હોંચ્યું હતું. પેલી દાણાવાળાની દુકાનમાં મોદી ગુણમાં ચોખા નાંખી રહ્યો હતો. પણે શાકવાળી 'દીકરીએ દોન મુળા' કરી રહી હતી. પણે ન્હાની ન્હાની દુકાનમાં મધમાખો બણબણે તેમ ગ્રાહકો આવજાવ કરી રહ્યા હતાં. પેલી વેશાંગ કંપનીનો ધોબી કપડાને ઇસ્તરી કરી રહ્યો હતો. બધું સાવ સ્વાભાવિક જ લાગતું.

'આપણને વધાવવાં માટે કોઇએ તૈયારી કરી લાગતી નથી' ખીમાએ કટાક્ષમાં કહ્યું.

'તેમને ખબર તો હોવી જ જોઇએ કે આપણે આવનાર છીએ!' કાળાજીએ હસ્તાં હસ્તાં કહ્યું.

'ઘેર જા અટલે તારી હીરાં ત્હારે માટે સેવા કરશે. બાકી અહીં તો સેવ ગાંઠીયા જ મળશે.' કુંવરજીએ સંભળાવ્યું.

'ચાલો, તે તો પેટમાં નાંખીએ.'

'અરે પેલું સરઘસ શેનું જણાય છે?' કુંવરજીની દૃષ્ટિ પડી.

'અને તેમને માટે તો વાજાં વાગે છે ને?'

'હશે કોઇનો વરઘોડો.'

'અરે એ તો પોલીસ પલટન પરેડ પર જાય છે.' કુંવરજીએ પોલીસ ટુકડી જોઇને ખુલાસો કર્યો.

'આપણા કરતાં તેઓ શી રીતે સારા છે?' ખીમાએ કહ્યું.

'સારા?' કાળાજીનો મીજાજ ઉકળી આવ્યો. 'હરામખોરો.....બદમાશો....એક દિવસ હું બદલો લઇશ!'

"ધીમે.....ધીમે....." કુંવરજીએ શાંત પાડવાનો પ્રયત્ન કર્યો.

'હું તો બોલીશ. શાલાઓએ પાંચ પાંચ વર્ષ સુધી......'

'ચુપ કર' કુંવરજીએ આવતી પોલીસ તરફ આંગળી ચીંધી.

પોલીસ ટુકડી પસાર થઇ. ચાર જણે હોટલમાં પ્રવેશ કર્યો.

* * *

'એવું તે એવું ખાવાનું!' કાળાજીએ ટીકા કરી.

'બાજરાના રોટલા કરતાં કંઇક ઠીક છે.' ખીમાએ કહ્યું.

'શાંત રહો નહીંતર કોઇ જાણશે કે આપણે કોણ છીયે.' કુંવરજીએ સલાહ આપવા માંડી.

'તેમાં શું થઇ ગયું?' ખીમાએ અક્કડ રહેવા યત્ન કર્યો.

'જગત કંઇ બદલાયું લાગતું નથી.' શીવાએ આખરે મૌન તોડયું.

'એજ ગાંઠીયા...એ જ શેવ...એ જ શીંગના ચ્હા....' ખીમાના શબ્દોમાં કંઇક કડવાશ હતી.

'અને પેલા શ્રીમંતો ત્યાં મઝા માણે છે અને આપણે.....' રસ્તામાં જતી મોટરકાર તરફ આંગળી ચીંધી ખીમાએ કહ્યું.

'શેવ, ગાંઠીયા ને સીંગના ચ્હ'....' કુંવરજીએ ટકોર કરી.

'તેમનામાં અને આપણામાં શું ફરક ?.... તેઓ લાખ્ખો લોકોને લુંટે છે. કંપનીઓ કહાડીને અનેકોને રોવડાવે છે. મ્હોટાં બુંગળાં ઉભા કરી આપો. નફો 'ચાંઉ' કરી જાય છે છતાં તેમને કોઇ પુછતું નથી. અને આ ખીમાએ બાજરી ચોરી તેમાં પાંચ

વર્ષ.....' શીવાએ વરાળ કાઢવા માંડી.

'ખરેખર, શિવાભાઈ, કાળાજીએ ભૂખ ભાંગવા માટે મીઠાઈ ઉપર જરા હાથ માર્યો તેમાં ૭ વર્ષથી આ કેદખાનામાં સડવા મોકલી આપ્યો...' ખીમાએ ટેકો આપવા માંડયો.

'અત્યા કેટલા વાગ્યા હશે?'

'લગભગ સાડા નવ'

'ત્યારે તો જેલમાં જમવાનો ટાઇમ થયો હશે.'

'ભઈજી, ધુળા, વગેરે બીચારા હજુ સડે છે!'

'ધુળાને તો હજુ બીજાં સાત વર્ષ છે.'

'અને મહમદ મીયાને પણ ત્રણ વર્ષ બાકી છે.'

'ઘંટ વાગી ગયો હશે.'

'શું જેલ! શું યાતના!'

'આમાંથી બીજા ગ્રાહકો તરફ આંગળી ચીંધી ખીમાએ કહ્યું કોઈને કલ્પના છે કે બે હજાર શરીરોને બે માઇલ દૂર વ્યવસ્થિત રીતે રીબાવવામાં આવે છે.'

'કોને પરવા પડી છે?'

'બે હજાર જેટલા તો ખરાજ!'

'અને આપણા ૧૯ સાથીઓ'

'એ બધાય ક્યારે બહાર પડશે?'

'અરે, જેલ તો અહીંથી પણ દેખાય છે!'

ઉંચી ટેકરી પર આવેલી જેલ તરફ આંગળી ચીંધી કુંવરજીએ બધાને દેખાડી. એકાએક આપત્તિ આવી પડી હોય તેમ બધાના મુખ પર શોકછાયા ફરી વળી. એ ભયંકર ચાર દિવાલોની પછવાડે વસ્તા તેમના સાથીઓના સંભારણા ક્ષણવારમાં તાજા થયા.

'ચુપ કર પેલો પોલીસ આ તરફ આવે છે.' કુંવરજીના છેલ્લા શબ્દ પછી ચ્હા પીવી અશક્ય થઇ પડી.

મુંગે મોઢે બધાય ઉઠયા. ચ્હા કે નાસ્તો લીધા શિવાયજ તેઓ બહાર નીકળ્યા. કુંવરજીએ બીલ ચુકવ્યું.

હોટેલનો માલિક તો આ ગ્રાહકોનું વિચિત્ર વર્તન જોઇજ રહ્યો.*

---

* માઇકલ ગોલ્ડની ઇંગ્લીશ વાર્તાને આધારે.

# સારા માણસો!

પરંતુ, જગતમાં સારા માણસોની નામના અતી સારી છે. 'ભાઇતો બહુ ભલા છે' એ શબ્દોથી તેમની ઓળખાણ સાંપડે છે. 'જગતમાં એમના જેવું કોકજ' એ શબ્દોમાં તેમની પ્રશંસા સંભળાય છે. 'પેટમાં જરાય પાપ નહી' એવા વાકયોથી તેમને પ્રમાણપત્ર આપવામાં આવે છે. અને છતાં શા માટે તેમને ભલા કહેવામાં આવે છે, શા માટે તેમના સદ્‌ગુણોનું અનુકરણ કરવાને બદલે તેમની પ્રશંસા કરીને લોક આત્મસંતોષ અનુભવે છે, એ સર્વનો ઝીણો વિચાર કરવાની સામાન્ય માણસ જરાય તસ્દી લેતો નથી. આગળ વધવાની તેનામાં આકાંક્ષા નથી. વ્યક્તિના ચારિત્ર્યની અંદર ઉંડા ઉતરવાની તેનામાં અભિલાષા નથી. એટલે જ 'સારા માણસો' બહુ ક્ષણવારમાં પ્રસિદ્ધિ મેળવી જાય છે. 'સારા માણસ'ના પાડોશીઓ એ વસ્તુ કહેવાનું કોઇ દિવસ ભૂલી જતા નથી. મિત્રો પણ આ વસ્તુ અન્યને કહેવા ચુકતા નથી. સામાન્ય રીતે 'સારા માણસો'નો સ્ટેમ્પ એક વખત મળ્યા પછી તેને ઓળખનારાઓ એકદમ વધી જાય છે. જૂદા જૂદા ઘરમાં તેઓ સન્માન પામતા થઇ જાય છે. અને આમ બહુ જ અલ્પ સમયમાં આખા ગામની એ આદર્શ વસ્તુ (માત્ર વખાણવા પુરતી જ) બની જાય છે.

**સામાન્ય રીતે** આપણે કોને સારો માણસ કહીએ છીએ? પ્રથમ તો તે ઇશ્વરમાં માનનારો હોવો જોઇએ. દેવદર્શને નીયમીત જતો હોય, સવારના કોઇ બાવો આંગણે આવે તો પાશેર લોટ આપનારો હોય, અથવા તો આંધળા ભીખારીને જોતાં ગજવામાંથી ખાસ સંઘરેલી પાઇ આપતો હોવો જોઇએ. આ ઉપરાંત તેના વિચારો એવા હોવા જોઇએ કે જે સમાજમાં સન્માન પામતા હોય. ઉદાહરણ તરીકે તેના વિચારો એવા હોવા જોઇએ કે જે સામાન્ય રીતે ઉદ્દામ પણ ન કહેવાય તેમજ એવા ન હોવા જોઇએ જેથી અતી પ્રત્યાઘાતી ગણાય.

અનેકવાર આટલી શકિત બસ થતી નથી. સારા ગણાવા માટે માણસે પોશાકમાં, બોલવા ચાલવામાં, તેમજ અન્યનું કામ કરી આપવાની વૃત્તિ પણ ઠીક ઠીક

## એક હળવો નિબંધ.

બતાવવી પડે છે. પોતાના પાડોશીઓ સાથે મિત્રતાભર્યો સંબંધ રાખવા ઉપરાંત તેઓ ઓફીસમાં ખંતથી ગધેડા માફક કામ કરે છે, પ્રમાણિકપણે શેઠનો હિસાબ સાચવે છે, તેમજ બોલવા ચાલવામાં પણ અતી સુંદર સભ્યતા જાળવે છે. આવો સારો માણસ કોઇ પણ સમાજે ન સ્વીકારેલા વ્યસનમાં પડતો નથી. દારૂ કે અફીણને

અડતો નથી, અને સીગારેટ પીએ તો પણ અતી અલ્પ સંખ્યામાં. અલબત્ત, તેનું ચારિત્ર્ય તો નિષ્કલંક હોવું જ જોઇએ.

અને એકંદરે તમે જુઓ તો જણાશે કે આપણા 'ખરાબ માણસો' કરતાં આ સારા માણસો જગતનું બહુ ભલું કરતા નથી. ખરાબ માણસો એટલે સારા માણસોથી ઉલટો માનવ! જેઓ સીગારેટ પીતા હોય, દેવદર્શને જતા ન હોય, ખાસ છાપી શકાય એવો જેનો વાર્તાલાપ ન હોય, રવિવારે અનેશ્વર ઉદ્દામ વિચારકોની સભામાં જતો હોય, આવી વ્યક્તિઓને જગત ખરાબ માણસો તરીકે ઓળખે છે. આવા માણસો સમાજના પ્રશ્નો ઉપર 'અળખામણા' થઇ પડેલા વિચારો ધરાવે છે. દાખલા તરીકે શાંતિની નીતિ માટે તે એમ માને છે કે સાચેસાચ શાંતિ માટે સરકારે તૈયારી કરવી જોઇએ, અને નહીં કે યુદ્ધને ખાતર. સ્વાભાવિક રીતે લગ્નની બાબતમાં તે એમ માને છે કે કન્યા પસંદ કરવાનો અધિકાર માતપિતાની પાસે ન હોવો જોઇએ. વળી આ 'ખરાબ માણસ' કહે છે કે, કેદખાના અને ફાંસી એ સમાજના ગુનેગારો માટે જરાય ઉપાય નથી, પણ તમારે તેમની માનસિક સુધારણા કરવી જોઇએ. વિચારની બાબતમાં તો તે ખૂબ જ વિપ્લવી બન્યો છે. તે કહે છે કે, આપણી વિચારસરણી સાવ ખોટી અને બુદ્ધિશુન્ય છે. એટલેથી બસ ન હોય તેમ સમાજ જેમને ગાંડા અને વ્યવહારશૂન્ય કહે છે તેમના સાથમાં તે ભમે છે.

જીવનમાં આવા ખરાબ માણસો શક્ય હોય તેટલું ઓછું કામ કરે છે. બાકીના વખતમાં તે કાં તો મઝા માણે છે અથવા સામાજીક દર્દો દુર કરવા માટે યત્ન કરે છે.

આવા માણસોને સમાજ 'ખરાબ' કહે છે. જગતના સારા માણસો તેમની સાથે સંસર્ગ રાખતાં અચકાય છે. શાળાના શિક્ષક તરીકે, કે ન્યાયાધીશ તરીકે 'ખરાબ' માણસો કદીય નીમાતા નથી. અને કદાચ નીમાઇ જાય તો તેની નિમણુંક સામે સઘળા સારા માણસો સામટો પોકાર ઉઠાવે છે.

*
**

સાહિત્ય, કલા, અને જીવનના બીજા અંગોમાં પણ 'સારા માણસો'એ ખાસ વિશિષ્ટ લાભદાયી પગલું ભર્યું હોય એમ જણાતું નથી. દાખલા તરીકે, કવિ નર્મદાશંકરે જ્યારે 'ખરાબ માણસ' હતા ત્યારે સારાં કાવ્યો લખેલાં. જ્યારે તેમણે તે સમયની સુધારકવૃત્તિને અળગી કરીને 'સારા' વિચારોને પાછા અપનાવ્યા ત્યાર પછી તેમણે 'ખરાબ કવિતા' લખી છે. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ જ્યારે 'ખરાબ' હતા ત્યારે ગુજરાતનો નાથ અને પાટણની પ્રભુતા લખ્યાં. બે વર્ષથી 'સારા' બન્યા પછી તેમણે લખેલું સાહિત્ય જરાયે આકર્ષક નથી. સારા માણસ તરીકે પંકાએલા નરસિંહરાવે કંઇજ સારૂં નથી લખ્યું. ત્યારે 'ખરાબ માણસ' તરીકે જાણીતા થયેલા કાંતે વધુ ભાવનાવાહી કાવ્યો લખ્યાં છે. કલાપી પણ જ્યારે 'ખરાબ' હતો ત્યારે જ સારૂં કાવ્ય–સાહિત્ય સર્જી શકયો હતો. આમ કવિતાના ક્ષેત્રમાં જોઇએ તો જણાશે કે સારા માણસો કરતાં ખરાબ માણસોએ સારૂં સાહિત્ય સર્જ્યું છે.

**યુરોપમાં** પણ જોઇએ તો જણાશે કે ડારવીન બહુ 'ખરાબ' ગણાતો હતો. અત્યારે પણ 'કાર્લ' માકર્સ' સમાજને ભયરૂપ મનાય છે. જ્યારે કંઇક સારૂં અને સાચું લાભદાયી સાહિત્ય તો આ ખરાબ માણસોએ જ સર્જ્યું છે.

કળાના ક્ષેત્રમાં પણ સારા અને પવિત્ર પુરૂષો કરતાં 'ખરાબ' મનુષ્યોએ જ સારાં ચિત્રો દોર્યાં છે. એ સાવ સત્ય છે.

આપણા શહેરમાં પણ જુઓ. આપણા શહેરનું બાળમરણપ્રમાણ પણ અતી મ્હોટું છે. પણ સ્થાનિક સતાવાળાઓ બાળમરણને અતી અગત્યનો પ્રશ્ન ગણતા નથી. કોરપોરેશનમાં બેસના સભ્યો એમ જ માને છે કે જ્યાં સુધી કોટ અને એપોલો વિસ્તારમાં રસ્તાઓ આસ્ફાલ્ટથી બંધાઇ ન રહે ત્યાં સુધી 'બાળમરણ' માટે ચિંતા કરવાની જરૂર નથી, કારણ કે કોરપોરેશનમાં બધા જ 'સારા માણસો'નો આ અભિપ્રાય છે. માત્ર કેટલાક 'ખરાબ માણસો'જ બાળમરણ માટે કંઇક શોરબકોર કરી રહ્યા છે.

આખાય જગતમાં આવું જ ચાલે છે એવો મ્હારો અનુભવ છે.

*
**

**આવા 'ખરાબ' માણસોની** કથાઓની અળખામણી યાદને જરા અળગી કરીને 'સારા' માણસોની જીવનકથા તરફ જરા લક્ષ આપીએ.

કહે છે કે મોગલ શહેનશાહતનો મહાન શહેનશાહ ઔરંગઝેબ બહુ જ 'સારો' શહેનશાહ હતો. પોતાના વ્યક્તિગત ખર્ચ માટે ખજાનાની એક પાઇ પણ વાપરતો નહિ. પોતાના ખાનગી ખર્ચ માટે તે ટોપીઓ સીવીને પૈસા પેદા કરતો તે દરરોજ ચાર વખત નીમાઝ પઢતો. રાત્રીના સુતી વખતે પણ ખુદાની બંદગી કરતો. કુરાન શિવાય ફુરસદની વેળામાં પણ તે અન્ય ગ્રંથ વાંચતો નહિ. તેનું ચારિત્ર્ય પણ તેટલું જ નિષ્કલંક મનાય છે.

છતાં આ 'સારા' રાજાની ધાર્મિક નીતિથી મોગલ શહેનશાહત તુટી પડી.

**જર્મનીનો આ** માજી શેહનશાહ ઇશ્વરનો ભક્ત હતો તે તો બધા જાણે છે. તેના ખાનગી જીવનની નિષ્કલંકતા તો હવે જગજાહેર છે. છતાં આ 'ભલા માણસે' લશ્કરવાદને ઉત્તેજન આપીને મહાન વિગ્રહનો મહાસંગ્રામ સૃષ્ટિ પર ઉતાર્યો. ફ્રાંસના રણમેદાનો ઉપર ખેલાયેલા ભયાનક યુધ્ધોની જવાબદારીમાં આ ઇશ્વરના ઉપાસક કૈસરની જવાબદારી પણ કંઇ સાવ અલ્પ ન હતી એમ ઇતિહાસની અન્વેષણા આપણને શિખવે છે. આ ભલા કહેવાના માણસોએ દુનીઆનું ભલુ કરવાને બદલે દુઃખ અને સંતાપના ઉંડા ખાડામાં તેને ધકેલી દીધી છે.

*
**

**'સારા માણસો'નો એક** માત્ર ઉપયોગ ખરાબ માણસો પોતાનાં દુષ્કૃત્યો ઢાંકવામાં કરે છે. એટલું જ નહીં પણ અનેકવાર અનિચ્છનીય માણસને અળગો કરવામાં સારા માણસનો ઠીક ઠીક ઉપયોગ થાય છે. ઉદાહરણ તરીકે, જ્યારે કોઇ જાહેર પુરૂષ 'ખરાબ' કામ કરે છે ત્યારે એક સારો માણસ સાચી રીતે અને બીજા અગ્રણી ખોટી રીતે તેના વર્તન તરફ ધિક્કાર જાહેર કરે છે. એથી અત્યારે એ પરિણામ આવ્યું છે કે જાહેર વ્યક્તિ જ્યારે અમુક ટોળીને નાપસંદ પડે છે

ત્યારે તરતજ તેના ખાનગી જીવનની તપાસ શરૂ થાય છે. અને આ અરસામાં જો સમાજની મર્યાદાથી કંઇક પણ અવળું કૃત્ય તેનાથી થઇ જાય છે તો તરત જ બહુજ સહેલાઇથી તેને દૂર કરી શકાય છે.

બીજું, સારા માણસોનો બીજો ઉપયોગ તો કેટલાક 'ખરાબ' માણસો પોતાના કૃત્યો છુપાવવામાં કરે છે. દાખલા તરીકે બેંકના મેનેજીંગ ડીરેકટર એવા 'સારા' 'ડીરેકટરો' તરીકે પંકાયેલા માણસો નીમે છે. પસંદગી કરે છે, એટલે જલ્દી જલ્દી શેરો ભરાઇ જાય છે. અત્યારની આગેવાન કંપનીના ડીરેકટરોની નામાવલી જોશો તો પણ ત્હમારી ખાત્રી થઇ જશે.

આમ સાંપ્રત સમયમાં 'સારા માણસો'નો જગતમાં એક માત્ર ઉપયોગ આવો થાય છે. તેમણે જગતનું ભલું કરવાને બદલે જગતનું અનિષ્ટ અધિક કર્યું છે, એ તો નિર્વિવાદ વસ્તુ છે.



# બેકારીનો એક અપ્રતીમ ઉપાય

## અર્થશાસ્ત્રી

-ટૂંકી વાર્તા-



વસંત પગલાં પાડતી હતી. ઝાડને નવા પાંદડાઓ આવ્યાં હતાં. પાનખર ઋતુના અંત સાથે વનશ્રીએ નવો સ્વાંગ સજ્યો હતો. વાતાવરણમાં અકલ્પનીય આનંદ છવાયો હતો.

આવા મોહક વાતાવરણને લીધે પશ્ચિમઘાટની હારમાળા અત્યારે અતી મનોહર અને સુરમ્ય લાગતી હતી ઉંચા ઉંચા પહાડો વીંધી અમારી વીજળિક ગાડી પુરપાટ માર્ગ કાપતી હતી. પણ આજે આગ ગાડીનો કંટાળાને સ્થાને હું આહ્લાદ અનુભવી રહ્યો હતો. લોનાવલાના ઉંચા ટેકરાઓ અમારી દ્રષ્ટિએ પડતા ત્યારે કેટલાક કુતુહલપ્રેમીઓ ક્ષીતિજમાં લોહગઢના ઓછાયા જોવાનો શ્રમ કરતા.

ખંડાલા પસાર થઇ ગયુ ...અને તલેગાવ તરફ અમારી આગગાડી માર્ગ કાપવા લાગી.

આગગાડીની અંદર ચા અને કેકવાળાનુ કઠોર સંગીત બંધ પડી ગયું હતું. પુના પાસેજ હોવાથી ઉતારૂઓ પણ સ્વસ્થ ચિન્તેજ બેઠા હતા. કોઇ કોઇ જગ્યાએ પાનાની 'કેડ' દેખાતી.

પણ સુંદર વનશ્રી પણ અમુક સમય પછી તો કંટાળો આપે છે. પહાડો પર પથરાયેલા લીલા ઝાડના વૃંદોને જોતાં જોતાં મ્હારા નેત્રો આખરે થાકી ગયાં. એટલેજ સહેજ પાછો ફરીને મ્હારા સ્થાન પર પડેલું વર્તમાનપત્ર વાંચવા લાગ્યો.

પણ મ્હારી બાજુમાં જ ખંડાલાથી બેઠેલા નવા ઉતારૂએ મ્હારૂં ધ્યાન ખેંચ્યું. તેના કપડા તો સાવ સામાન્ય હતાં. પણ તેનું ભવ્ય કપાળ, ઉંડી ગયેલી આંખો, અને જાડા ચશ્મા પરથી મ્હને લાગ્યું કે જરૂર આ કોઇક સાવ સામાન્ય વ્યકિત તો ન હતીજ.

"ક્યાં જશો" મેં અર્ધ મરાઠીમાં પ્રશ્ન કર્યો.

"પુણે"

જવાબ પરથી મ્હારી ખાત્રી થઇ ગઇ કે સરકારી કચેરીના આ તાત્યારાવ જરૂરજ કારકુન હોવા જોઇએ. અને હતું પણ તેમજ. પુનાની સરકારી કચેરીના આર્થિક ખાતામાં વર્ષોથી કામ કરીને હવે નિવૃત્ત થયેલા તેઓ મી. શંકરરાવ ખટખટે હતા.

વાત પર વાત નિકળતા મેં તેને જણાવ્યું કે હું એક ગુજરાતી ડોકટર હતો. સરકારી નોકરી મેળવવા માટે ખટપટ કરવા પુના જતો હતો. અને મ્હારા ગજવામાં સરજન જનરલના

ખાનગી મદદનીશ ઉપર એક ભલામણ પત્ર હતું.

છતાં મ્હારી નોકરી મળવાની વસ્તુ પર શંકરરાવ ખટખટેની શંકા ટળી નહિ. 'આતા નોકરી આહેત કુઠે?' એમ કહીને મ્હારામાં વસવસો ઉત્પન્ન કરવાનો યત્ન કર્યો.

'કેટલા લોક બેકાર છે!' બીજા ઉતારૂએ મ્હારા તરફ સહાનુભૂતી દર્શાવી.

'ભણ્યા પણ કોણ ભાવ પૂછે છે?' ત્રીજાએ ટેકો આપ્યો.

'કેટલાય ડૉક્ટર પાટીયાં મારી બેઠા છે પણ કોઇ દરદી આવતું નથી!'

'પાસે પૈસા હોય તો આવે ને?'

'બેકારી પણ કેટલી?'

'પણ એનો કંઇ ઉપાયજ જડતો નથી.'

મ્હને એક ઉપાય હવે યાદ આવે છે'–ફુદકો મારીને શંકરરાવ ખટખટે બોલ્યા. પણ આ સાંભળી ત્હમો હસી પડશો. હું જ્યારે ફરી વિચાર કરૂં છું ત્યારે મ્હને લાગે છે કે આ યોજના સાવ ખોટી તો નહતી. એક વખત જ્યારે સરકારે નીમેલી કરકસરની કમીટીમાં હું મદદનીશ મંત્રી તરીકે કામ કરતો હતો ત્યારે બહારના એકજણે સુચવી હતી. ત્હમારી ઇચ્છા હોય તો કહી બતાવું.

*
**

વસ્તુ એમ બની હતી કે બપોરના સમયમાં અમો સર્વ કામકાજથી કંટાળી ગયા હતાં. બપોરનો સમય અને મુંબઇનો તાપ. એટલે અમારા જેવા પુનાના માનવીઓને કપાળે પરસેવો થાય એમાં કંઇ નવાઇ નથી. આથી જ કમીટીને મ્હેં સુચવ્યું કે સભા સંધ્યાકાળની રાખવી. પણ ઘણાખરા સભ્યોને સાંજે શેઠ લીલાચંદની ગાર્ડન પાર્ટીમાં જવાનું હોવાથી મ્હારી સુચના નામંજુર રહી.

પણ જેવા અમો અમારા કાર્યમાં પ્રવૃત થતા હતા ત્યાં એકાએક એક માણસ ધસી આવ્યો.

અમો એમ સમજ્યા કે આ કોઇ જુબાની આપનાર સદ્‌ગ્રહસ્થ હશે. એટલે અમો એકદમ શાંત બની જઇને અમારા મોભાને છાજે તેવી ગંભીરાઇ ધારણ કરીને બેઠા.

'આપનું નામ?' પ્રમુખે પ્રશ્ન કર્યો.

'કોઢીલચંદ્ર વિનાયક વિદુપી.'

'ધંધો.'

'અર્થશાસ્ત્રી.'

'ત્હમારી શું સુચનાઓ છે?'

'સુચનાઓ તો એવી છે,' ગજવામાંથી ટાઇપ કરેલા કાગળીયા કહાડતા મી૰ વિદુપી બોલ્યા–'કે જો તેનુ અનુપાલન કરવામાં આવે તો બેકારી એક સાથે અદ્રશ્ય થઇ જાય.

"હેં...હેં..." એક સામટા કમીટીના સર્વ સભાસદોના મુખમાંથી બહાર પડેલા શબ્દો ઓરડામાં ગાજી રહ્યા.

'હા સાહેબ,' કાગળની થોકડી પ્રમુખ તરફ ફેંકતા વિદુપીએ જયઘોષ કર્યો.

'એવી તે કઇ યોજના છે?'

'બહુ જ સરસ, બહુ જ સરસ. લાવો હું જ તમને સમજાવું!'

'જરૂર'

'જુઓ ત્યારે હું આશા રાખું છું કે ત્હમો બધામાં દયા અને પ્રેમ હજુ જીવતાં છે. અર્થાત્ કે અત્યારે ત્હમો કબુલ કરશો કે આપણા સમાજમાં એવા કેટલાય શક્તિશાળી કુટુંબો છે કે જેઓમાં પ્રાણીમાત્ર પ્રત્યે સ્નેહ ઉછળી રહ્યો છે–'

'અલબત્ત'

'એટલું જ નહિ પણ અત્યારે આપણી અધોગતી થઇ રહી છે, આપણી જાતિ નાશ થવાની અણી પર છે, તેમજ સમાજવ્યવસ્થા અનિચ્છનીય વ્યક્તિઓથી ઉભરાય છે એ વસ્તુ ત્હમો કબુલ કરશોજ.

'જરૂર' સામટી સંમતી મળી.

'—અને આથીજ તમો આ ક્ષણે આપણે અનિચ્છનીય વ્યક્તિઓની વધતી સંખ્યાને અટકાવવા માટે, સમાજમાંથી માંયકાંગલા મનુષ્યો મીટાવી દેવા માટે, તેમજ સૃષ્ટિ પર પ્રવર્તતી બેકારીને નિર્મુળ કરવાને માટે આપણે પ્રખર પ્રયત્ન કરવાનો છે—'

'હવે ત્હમારા મુદ્દા ઉપર આવો' પ્રમુખે ચેતવણી આપી.

'જરૂરજ. આટલી પ્રસ્તાવના સાથે હું હવે મ્હારી યોજના ત્હમારી સમક્ષ મુકવા માગુ છું.

આ યોજનાને સમજવા માટે હું એ એક વસ્તુ અતી ટુંકમાં પતાવી જઇશ. હવે એ તો ત્હમો કબુલ કરશોજ સર વિશ્વેશ્વરાયના આંકડા પ્રમાણે ભરતખંડ વિશે ૪ કરોડ માનવો બેકાર છે...અને આ સર્વ ખેતર પર કે ઉદ્યોગોમાં સમાઇ શકે તેમ નથી કારણકે અનાજના ભાવ બેસી જવાથી ખેડુતો ખેતી મુકતા જાય છે અને ઔદ્યોગિક ઉત્પન્નના ભાવ બેસી જવાથી કારખાનાં બંધ પડતા જાય છે. એટલે આ દિશામાં એક પણ ઉકેલ નથી એટલેજ મ્હારી યોજના આ પ્રશ્નના ઉકેલમાં નવી દિશા સુચવે છે—

કમીટીના સભ્યોના મુખ પર ઉત્સુકતાની છાયા છવાઇ ગઇ.

*
**

'ત્હમો જાણો છો'–અતી ગંભીર મુખમુદ્રા ધારણ કરી કોકીલચંદ્રે કહેવા માંડયુ–'કે આપણા આર્યાવ્રત [હિંદુસ્તાન] વિશે ૬૦૮૦૬૮૪ જેટલા કુતરાઓ છે. આ કુતરાઓનો મુખ્ય ભાગ તો રસ્તામાં રખડે છે અને બહુ જ ઓછા પ્રમાણમાં આપણા લોક કુતરા પાળે છે–

'એટલે ત્હમો શું કહેવા માંગો છો?'

—એટલે જેમ યુરોપીઅનો કુતરા પાળે છે તેમ હિંદીઓએ પહેલા કુતરા પાળવાનો શોખ કેળવવો અને પછી—

અમો બધા તો જોઇજ રહ્યાં. કોકીલચંદ્રે આગળ ચલાવ્યુ—

જ્યારે કુતરાથી કંટાળો આવે ત્યારે માણસ પાળતા થઇ જવું.

'એટલે?'

'ત્હેમાં નવાઇ જેવું જરા પણ નથી મહાશય પ્રમુખ, આપણે કુતરો કેમ પાળીએ છીએ? પ્રથમ તો રાત્રે આપણા ઘરનું રક્ષણ કરે. બીજુ આપણી સાથે ફરવા આવે. દરીયાના મોજામાં આપણે ખાલી નાળીયેર નાંખીએ તો લઇ આવે. દડો ફેંકીએ તો દડો પાછો આણી આપે.

આવી આવી રમતો માટે આપણે કુતરા-ઓને પાળીએ છીએ–

અને ત્હમો મ્હને કહો કે જે વસ્તુ એક કુતરો–પ્રમુખ મહાશય, યાદ રાખો કે એક કુતરો કરી શકે તે શું માનવ નહિ કરે?

'આથી જ'–કોકીલચંદ્રે ગંભીર થઇને જણાવ્યું કે, આ દેશમાં જેમની આવક વર્ષે દોઢ હજારની ઉપર હોય તેમને પ્રથમ કુતરા પાળવાની અને પછીથી કુતરાની જગ્યાએ માણસ પાળવાની ફરજ પાડનારો ધારો ઘડાવો જોઇએ.—

—અને એવી જ બીજી અગત્યની સુચના અને યોજના ઘોડદોડની શરતોમાં ઘોડાને બદલે માણસ મુકવાની છે. પ્રમુખ મહાશય, ત્હમો જાણો છો કે યાંત્રિક જમાનામાં ઘોડાની જરૂર હવે છે જ નહિ. છતાં પણ જો ઘોડાની જગ્યાએ માણસ મુકવામાં આવે તો–

—જેમ ઘોડાની ઓલાદ સુધારવા માટે તનતોડ યત્નો થઇ રહ્યા છે તેમ જ માણસની ઓલાદ સુધારવા માટે યત્નો થશે. ક્ષણભર કલ્પો મહાલક્ષ્મીના મેદાન ઉપર ૪૦ ઘોડાને બદલે ચાલીસ લઠ્ઠ માણસો દોડવાને માટે સીગ્નલની રાહ જોઇને ઉભા હોય, તોટમાં આ ૪૦ માણસો ઉપર જોરદાર બેટીંગ થઇ રહ્યું હોય, અને શરત શરૂ થાય. કોઇ માણસ 'વીન' માં આવે કે કોઇ પ્લેસમાં આવે અને ઇનામ વહેંચાય. આમ થાય તો માણસની ઓલાદ સુધરે અને હજારો ઘોડાઓને બદલે માણસોને કામ મળે......

—હશે, હવે અહિંથી બંધ કરીએ. સ્ટેશન આવ્યું સાહેબજી! શંકરરાવ ખટખટે પાનની એલચીને વિંટાળીને કોટમાં મૂકતાં બોલ્યા. હું પણ કોકીલચંદ્ર વિનાયક અર્થશાસ્ત્રી વિષે વિચાર કરતો બહાર પડયો.*

* લીઆમઓ ફ્લેરટીની 'Worse than Dogs' ની વસ્તુ ઉપરથી ઉપજાવેલી.

# રૂશો-જાપા-

## એક-



રશીયાનો લોક નેતા
[સ્ટેલીન.]

**મો**સ્કોને આજે જાપાનના આક્રમણની બિલકૂલ બીક રહી નથી. સોવિયેટ સરકાર ૭ મહિના પહેલાં ભવિષ્યની જે ચિંતા કરતી હતી તે ચિંતા હવે ઓસરી ગઇ છે. આનું કારણ એ છે કે પોતાના પ્રદેશમાંજ તેમ જ મંચુરીયામાં ઉભા થયલા પ્રશ્નો જાપાનને અતિ મુંઝવી રહ્યા છે. એટલું જ નહિ પણ સોવિયેટ સરકાર હવે બચાવ ખાતર લાલ લશ્કર પર નિર્ભર બની છે. જગતના સેનાપતિઓએ લાલ લશ્કરના શિક્ષણ તેમજ નિયમનના ખુબ વખાણ કર્યાં છે. જાપાનને પણ ખબર છે કે જો તે રશિયા સાથે યુદ્ધમાં ઉતરે તો તેને માત્ર ઝારના લાલચુ અને બીનઅનુભવી સૈનિકો સાથે કામ લેવાનું નહી હોય, પણ બહાદુર લાલ સૈન્ય સાથે સંગ્રામ કરવો પડશે. પરદેશના પ્રવીણ યોદ્ધાઓ પણ સોવિયેટ સાથેના યુદ્ધમાં જાપાન જીતે કે કેમ તેની શંકા લાવે છે. ગમે તેમ થાય પણ આ યુદ્ધ જરૂરજ લંબાય અને બન્ને દેશોને ખુબ આર્થિક ખાનાખરાબી સહન કરવી પડે. આમ થાય તો ચીનમાં જાપાન વિરોધી આંદોલનો જોરદાર બને એટલું જ નહીં પણ જાપાની ખેડુતો અને શ્રમજીવીઓ વિરોધ કરે એવો સારો સંભવ છે. મોસ્કોમાં એવી માન્યતા છે કે જો ટોકીઓના મુત્સદીઓ અક્કલ ગુમાવી બેસે તોજ તેઓ રશિયા સાથે એકલા હાથે જંગ માંડે. પણ ભૂતકાળમાં મુત્સદીઓએ આવી જ ભૂલો કરી છે, એટલે જ જાપાનરશિયા જંગ સાવ અશક્ય નજ મનાવો જોઇએ.

**છતાં** પણ મોસ્કોના મુત્સદીઓને યુદ્ધના અવાજો સંભળાય છે. આંતર રાષ્ટ્રિય રાજ્યનીતિનો કોઇ પણ અભ્યાસી એમ જ ધારે છે કેજ્યાં સુધી પોલાંડ અને રૂમાનીઆ રશિયાની પશ્ચીમ સરહદ પર આક્રમણ કરવાની જાપાનને ખાત્રી ન આપે ત્યાં સુધી જાપાનીસ સરકાર રશિયાની પુર્વ સરહદ પર આક્રમણ કરતાં અચકાશે જ. આવી ખાત્રી તુરતાતુરત અપાય એવો સંભવ નથી. ફ્રાન્સ અને પોલાંડ જાપાન માટે સારી સહાનુભુતિ ધરાવે છે. અમેરિકાના બેંકરોને ક્યારની શંકા હતી કે ફ્રાન્સ જાપાનના યેનના ધોરણને

## -ની જંગ?

**—અભ્યાસ.**



જાપાનનો શહેનશાહ
મીકેડો.

ટેકો આપી મુત્સદ્દીથી તેને મદદ કરે છે. છતાં પણ તે પોલાંડને રશિયા પર આક્રમણ કરવા ઉશ્કેરે તો પરિણામો ભયંકર આવે એમ છે. તેથી જ તેણે એવી નીતિ લીધી નથી. વધુમાં ફ્રાન્સ ઉશ્કેરે તો પણ પોલાંડમાં આક્રમણ કરવાની શક્તિ નથી. થોડા દિવસ પૂર્વે જ એક પોલાંડના પરદેશખાતાંના અમલદારે જણાવ્યું હતું કે રશિયા પાસેથી જાપાન વ્લાડીવોસ્ટોક અને મેરીટાઇમ પ્રાંતો પડાવી લે તો પોલાંડ ખુશ થશે. પણ પોલાંડની આર્થિક મુંઝવણ તથા આંતરિક પરિસ્થિતિ બહુ ખરાબ હોવાથી તે યુદ્ધમાં ઉતરી શકે તેમ છે જ નહિ. અત્યારે તો પોલાંડના સુત્રસંચાલકો રશિયા કરતાં જર્મનીમાં બનતા બનાવો તરફ વધુ લક્ષ આપી રહ્યાં છે.

[ ૨ ]

**જર્મનીમાં નાઝીપક્ષનો ચડતો સૂર્ય** પોલાંડના નેતાઓને જરાય પસંદ નથી. નેશનલ સોશિઆલીસ્ટો, સ્ટીલ હેલ્મેટ્સ અને જર્મન નેશનાલીસ્ટોની આંખ પોલાંડની પુર્વ સરહદ પર ક્યારનીય ચોંટી છે. નાઝીઓની આ મહત્વાકાંક્ષા છે. આથી પોલેન્ડ પણ ડરે છે. ફ્રાન્કો-જર્મન મસલતની ચાલુ વાતોથી પોલાન્ડના મુત્સદ્દીઓ વધુ વિમાસણમાં પડયા છે. ખરૂં જોતાં તો જર્મનીને પોલાંડની પુર્વ સરહદ સોંપી દેવાની ફ્રાન્કો-જર્મન મસલત સફળ થાય એ જ શક્ય નથી. વધુમાં ચાલુ આંતરરાષ્ટ્રીય આર્થિક મંદીનાં કાળમાં આવા કરારો થવા અશક્ય છે. તો પણ પોલાંડની આર્થિક સ્થિતિ ખરાબ હોવા છતાં ફ્રાન્સ કંઇ સહાય આપતું હોવાથી પોલાંડ ગભરાય છે.

આવા સંજોગોમાં પોલાંડના રશિય પરના આક્રમણનો સંભવ અતી અલ્પ છે. પણ યુરોપની દિવાનાશાળામાં શું બને અને શું ન બને તે કહી શકાય જ નહિ. છેલ્લા ૭ માસમાં પોલાંડની શુભેચ્છા છતવા માટે રશિયાએ પણ પ્રયત્નો કર્યા છે. વર્તમાનપત્રોને પોલાંડ રાજ્ય તરફ માન રાખવાનો હુકમ સોવિયેટના સંચાલકોએ કર્યો છે. પોલીશ-સોવિયેટ વ્યાપાર પણ સુધરતો જાય છે જાપાન પણ પોલાંડની સહાનુભૂતિ

મેળવવા અથાગ યત્નો કરે છે પણ તે જો સાઇબીરીયાના પ્રાંત પર આક્રમણ કરે તો પોલાંડ તેને સહકાર આપે એવો જરાય ભરોસો નથી. તેમ જ રૂમાનીઆનાં સહકાર વિશે પણ જાપાનને ખાત્રી નથી.

આમ પોલાંડની તટસ્થ રહેવાની નીતિથી પૂર્વના પ્રદેશની સ્થિતિ વિષે ગંભીર ધાસ્તી રાખવા જેવું જરા પણ નથી; પણ જાપાની વડા પ્રધાન ઇનુકઇના ખૂનથી અને ઉદ્દામ લશ્કરવાદીઓનું લશ્કરી થાણું અતી નજીક હોવાથી રશિયન પત્રો જાપાન વિરૂદ્ધ પ્રચાર કરી રહ્યાં છે.

[ ૩ ]

કોઈ પણ રાષ્ટ્ર પોતાને અરક્ષિત રાખી શકે નહીં. રશિયા પણ એમ માની બેસી ન રહે કે જાપાનીઓ બધી બાબતનો વિચાર કરીને જ યુદ્ધમાં ઉતરશે. લડાઇની નીતિ અનુસરનારી પ્રજા પોતા પર પણ કોઇ વાર નુકશાન કરી બેસે છે. એમ લાગે છે કે જાપાન બીજા રાજ્યોની સક્રીય સહાય વિના રશિયા સાથે લડાઇ ન જ કરે. પણ આ બાબતમાં વિશ્વાસ રાખવાનું પાલવે તેમ નથી.

જાપાને મંચુરીયા પર સ્વારી કર્યા બાદ તુરત જ સાયબીરીયન સીમા પર આક્રમણ કર્યું હોત તો તેનો જરૂર વિજય થાત, પણ હવે તો આ સત્તાશીલ રાજ્ય પોતાની સરહદ પાસે હોવાથી રશિયાએ યુદ્ધની તૈયારી કરી રાખી છે. એક જબરજસ્ત લાલ વિમાની સૈન્ય ત્યાં રાખવામાં આવ્યું છે. હવે જો જાપાન યુદ્ધમાં ઉતરવાનો જરાયે યત્ન કરે તો રશિયા વિમાનોમાંથી તેનો સામનો કરી શકે તેમ છે. વ્લાડીવોસ્ટોક હવે પુરેપુરૂં સજ્જ બનાવાયું છે અને તે જાપાનને થોડા માસ સુધી તો બહાર જ રોકી શકે. પણ જો તે સામનો ન કરતાં જાપાનીઓને અંદર ઘુસવા દે તો પ્રચંડકાળ સમું લાલ સૈન્ય સામનો કરવા તૈયાર છે. જાપાનને ત્યાં વિજય મળવો એ સહેલી વાત નથી જાપાનને આથી પારાવાર નુકસાન જ થાય.



લાલ સૈનિક—
જેના બળ ઉપર રશીયા અત્યારે નિર્ભય બન્યુ છે.

હથિયાર સામગ્રી બનાવવાની પ્રવૃત્તિથી રશિયન પ્રજાને થોડું સહન કરવું પડે છે. જે યંત્રો દૈનિક વપરાશની ચીજો બનાવવાને વપરાવાં જોઇએ તે હવે તો યુદ્ધસામગ્રી માટે વપરાવા લાગ્યાં છે. એક શબ્દમાં કહીએ તો યુદ્ધ એ શબ્દથી જ પૂર્વ અંકાયેલી આર્થિક યોજનામાં જરા ચેકો પડ્યો છે. યુદ્ધથી ખેડૂતો પોતાનો માલ બજારમાં વેચતાં ખંચાય છે. જ્યારે જ્યારે ઓફીસીઓ યુદ્ધની આગાહી કરે છે ત્યારે ખેડૂતો દાણો

સંઘરવા મંડી પડે છે. આમ ૧૯૧૭ની સાલથી માંડીને કેટલીયે વાર બન્યું છે. વધુમાં, પોતાના વિરૂદ્ધ પક્ષના લોકોની લાગવગ વધતી અટકાવવાને પણ રાજદ્વારીઓ યુદ્ધની આગાહીઓ કરી લોકોને ચમકાવે છે. આગળના ભાગને મજબૂત બનાવવામાં પાછળનો ભાગ ઘણીખરી વાર નરમ બને છે. છતાં પણ બોલ્શેવીકો ગમે તે ખર્ચના ભોગે પણ ટ્રાન્સ-સાઇબીરીયન રેલ્વે-લાઇન બેવડાવવા માગે છે રશિયાના દરેક ભાગે ૧૯૧૮-૨૧ ના વિગ્રહોથી નુકશાન ખમ્યું છે અને આથીજ યુદ્ધના નામથી જ તેઓનું માનસ લડાયક બની રહે છે.

જો કે શિયાળામાં જરા રાહત મળશે પણ ઉનાળામાં તો ફરી પાછી યુદ્ધની વાતો થવાની જ. જાપાન શાંતિ જાળવશે એમ સંપૂર્ણ ખાત્રી રખાય તેમ નથીજ. આથી રૂશો-જાપાનીઝ દુશ્મનાવટ ઓછી કરવાને માટે રશિયા યત્નો કરે છે. બને દેશો વચ્ચે રાજકીય-સંબંધ જળવાઇ રહે તે માટે યત્નો થાય છે અને ભવિષ્યમાં કદાચ રશિયન લેખકો અને ચિત્રકારો જાપાનમાં મુસાફરી કરે તો પણ નવાઇ જેવું નથી. પણ વધુ અગત્યની વાત તો એ છે કે જાપાન સાથે સામસામા આક્રમણ ન કરવાની શરતો કરાવવા મોસ્કો ઇચ્છા રાખી રહ્યું છે.

પ્રજાસંઘમાં મીકાડોના પ્રતિનિધિ તરીકે ગયેલ યોશીઝાવા પરદેશખાતાંના પ્રધાન બનવા માટે રશિયામાં થઇને જાપાન જતા હતા ત્યારે લીટવીનોવ અને કારખાન તેને સ્ટેશન પર મળ્યા હતા. અને પરસ્પર આક્રમણ ન કરવાની સંધી કરવા સૂચવ્યું હતું. પણ આનું કંઇજ પરિણામ આવ્યું નહિ. જાપાને જો કે નવ સત્તાની સંધી અને કેલોગ-પેક્ટનો ભંગ કર્યો છે; છતાં પણ વખત આવે આ સંધીઓ તુરતાતુરત યુદ્ધને શરૂ થતાં અટકાવે છે. ટોકીઓને રસ્તો સાફ રાખવાની ઇચ્છા હતી: પણ મોસ્કો તો જાપાન પાસે આ સંધી કરાવવા માટે મક્કમ છે. હાલમાં અગત્યની વાતચીતો પણ ચાલી જ રહી છે.

અમેરિકાની સહાનુભૂતિ દર્શાવવાની વાતથી પણ રશિયાના હાથ મજબૂત બન્યા છે. પેસીફીકમાં સતત્ શાંતિ પણ આથી જ જળવાઇ રહી છે. ભાવિ યુદ્ધમાં અમેરિકા રશિયાને મદદ કરશે એમ જો જાપાનને લાગે તો જાપાનીસ લશ્કરવાદીઓ જરૂર જ ખંચાઇ જાય. પણ અનુભવ પરથી જણાય છે કે અમેરિકાને સોવીયેટનું સરકારતંત્ર અંતી અળખામણું છે. પણ જો વિગ્રહને અટકાવવાની સાચી ધગશ અમેરિકામાં હોય તો તેણે મોસ્કો સાથે સારો સહકાર આપવો જ જોઇએ.

[ ૪ ]

પેસીફીકમાં જાપાનીઓના આક્રમણથી અમેરિકાને આર્થિક રીતે ખુબ સહન કરવું પડે તેમ છે. અમેરિકાએ પોતાનો બધો લડાયક કાફલો પેસીફીક મહાસાગરમાં રાખ્યો છે. મી. સ્ટીમ્સને જાહેર કર્યું છે કે ફીલીપાઇન્સને સ્વાતંત્ર્ય આપવાથી તો તે જાપાનનો ભોગ બનશે. હવાયન ટાપુમાં પણ જાપાન વિરૂદ્ધ પ્રચાર થાય છે. ચીન બહુ ઓછા પ્રમાણમાં જાપાનીસ માલ ખરીદે છે અને અમેરિકા વેપારમાં ખુવે છે. આ બધી અપ્રિય બાબતોથી ભવિષ્યમાં જાપાન અને અમેરિકા વચ્ચે ખુલ્લી દુશ્મનાવટ થાય તેમ લાગે છે. જાપાનના બીન જોખમદારી છાપાંઓ લખે છે કે રશિયા પછી અમેરિકા તરફ આક્રમણ થવાની જરૂર છે. બીજા યુદ્ધેચ્છુઓએ નક્કી કર્યું નથી કે પહેલાં રશિયા પર આક્રમણ કરવું કે અમેરિકા પર.

જો રૂશો-અમેરિકન સહકાર થાય નહિ તો રશિયાને તો પોતાના પગ પર જ ઉભવાનું રહ્યું. સાઇબીરીયામાં ૧૯૩૨ માં કરેલ લશ્કરી પ્રચારથી આજે ટોકીઓ સામે મોસ્કો વધારે મજબુતીથી બોલી શકે છે અને નવી જાપાનીસ સરકારને પણ રશિયાની લશ્કરી પ્રગતિની પુરેપુરી માહિતી છે. જર્મનીનું ત્રણ લાખનું બાહોશ લશ્કર પણ હંગેરીને ૧૯૧૭ માં સંપુર્ણ રીતે જીતી શક્યું નહોતું. તેમજ જાપાન પણ મંચુયાને સ્વાંહા કરી શકશે કે કેમ તે એક શંકા છે. જો ચીન અને રશિયા સામે જાપાન યુદ્ધ માંડે તો તેને ખોવાનું જ રહે.



# ડોલરની ડગમગ-

લેખકઃ શ્રી.

ડોલરની દિવ્યભૂમિ તરીકે ઓળખાતા અમેરિકાએ અત્યાર સુધી આલમભરને અજબ રીતે આંજી નાખી હતી. અલખતના અંબાર તો ફક્ત અમેરિકામાં જ છે એમ સારી યે દુનિયાની દ્રઢ માન્યતા ડોલરદેવની પ્રચંડ પ્રભાથી જ થઇ હતી. આબાદીના શિખર સમા ગણાતા અમેરિકાના રસ્તામાં કાંકરાની માફક ડોલરો હજી હમણાં સુધી મળતા હતા. અમેરિકાનો પ્રિય પ્રભુ ડોલર જ મનાયો છે. એ ડોલરદેવના પ્રતાપે જ અમેરિકાનો પ્રત્યેક પ્રજાજન પોતાના ઘરે મોટર વસાવવાના સુનેરી સ્વપ્નાં સેવતો થયો હતો. ડોલરદેવનું સ્વામિત્વ સારા યે જગતમાં વિસ્તરી રહ્યું હતું. એ ડોલરદેવના પનોતાં પગલાં જ્યાં જ્યાં થતાં હતાં ત્યાં ત્યાં શોષણના કારમા સાંચાઓ ઝડપથી ગોઠવાઇ જતા હતા અને ત્યાંનો ઇતિહાસ લાલ લોહીથી લખાતો હતો. હાઇતી, નિકારાગુઆ, સાનડામીંગો, ક્યુબા, કેરિબીયન વિગેરે ટાપુઓ એ ડોલરદેવની પધરામણીથી થયેલી પાયમાલીનો પુરતો પુરાવો આપે છે. છેલ્લું મહાયુદ્ધ પણ એ ડોલરદેવની દયાથી જ લંબાયું હતું. એ ડોલરદેવે માનવસંહાર કરવામાં કંઇ કચાસ રાખી નથી.

પણ અત્યારે એ ડોલરદેવનાં સિંહાસનો ડગમગવા લાગ્યાં છે. આજે સારું યે

## જ્યાં રોટીના ટુકડા માટે સમુદાય ટળવળે છે!



# -ની દુનિયાં

દયાશંકર ભ. કવિ.

યુરોપ એ ડૉલરદેવનું સ્વામિત્વ નકારવાને ટટાર થઇ ઉભું છે. ડૉલરની એ દિવ્ય ભૂમિ આજે બેકારીના દાવાનળથી ભભુકી ઉઠી છે. વિશ્વવ્યાપી આર્થિક-મંદીએ જ્વાળામુખી પહાડમાંથી વહેતા લાવા રસની માફક આજે અમેરિકાને ઘેરી લીધું છે. આજે અમેરિકાનો આમવર્ગ આર્થિક આફતથી તોબાહ પોકારી રહ્યો છે. અમેરિકાનું દુનિયા પરનું આર્થિક પ્રભુત્વ નાશ પામ્યું છે. આજે અમેરિકાને આર્થિક આંધીમાં ચક્કર મારવાં પડે છે. અમેરિકામાં આજે એક કરોડ જેટલા માનવ પ્રાણીઓ ક્ષુધાના સંતાપથી પિડાઇ રહ્યાં છે. આખા યે અમેરિકામાં અત્યારે ભાગ્યે જ એવો કોઇ મજૂર હશે કે જેની મજૂરીનો દર ઘટ્યો નહિ હોય અગર તો ત્હેના કામ કરવાનો વખત લંબાયો નહિ હોય. અમેરિકાની કોંગ્રેસે-પાર્લામેન્ટે મંજૂર કરેલી નાણાંની મોટી રકમથી ભૂખમરાનો ભય હમણાં થોડા દિવસ તો ટાળી શકાયો છે; પણ અમેરિકાની અકથ્ય વેદના તો છ જેવી ને તેવી જ છે. આવી ભયંકર સ્થિતિ અમેરિકાએ કદિ અનુભવી ન હતી.

આ ભયંકર ભૂખમરાના ભોગ તો વિશેષ કરીને કળાકારો બન્યા છે. તવંગરોની તરંગી મોજો ઉપર નભતા ચિત્રકારો અને શિલ્પકારોને આ દર્દની પ્રથમ અસર થઇ છે. એમનાં ચિત્રો અને મૂર્તિ-

## જ્યાં ભૂખમરાના ખેલાડીઓ ખેલ ખેલે છે.

ઓની અસર એકદમ બેસી ગઇ છે. કળામાં એકરંગી થઇ સારી નામના મેળવનારા સારામાં સારા કળાકારની હૃદયને કમકમાવી નાખે તેવી તંગ હાલત થઇ ગઇ છે. હમણાં જ કળાકારો અને કવિલેખકોના પ્રિય ગ્રામ ગ્રીનવીચના વોશીંગટન ચોકમાં ચિત્રકારોએ પોતાનાં મહામૂલાં ચિત્રો વેચવા મુકયાં હતાં. પાણીના મૂલે એ ચિત્રો વેચાયા છતાં ય ચિત્રકારોને પુરૂં મહેનતાણું ન મળ્યું.

શિલ્પકારોને પણ બહુ જ સહવું પડયું છે. આજકાલ બાંધકામ મુદ્દલ ચાલતું નથી. શિલ્પકારોની મ્હોટી પેઢીઓમાં આગળ સેંકડો ડ્રાફ્ટસમેનોને રોજ મળતી હતી ત્યાં આજે બે ત્રણ ડ્રાફ્ટસમેનોથી કામ નભાવી લેવામાં આવે છે. આટલી કરકસર કરવા છતાં ય ત્હેમને નુકશાનીનો પાર નથી. રહેવાનાં કે ઓફીસો માટે નવાં મકાનો આજકાલ ભાગ્યે જ બંધાય છે. કદાચ આ મંદીનો અંત જલ્દી આવે તો ય હજી એકાદ દશકો નવાં મકાનો ચણાવે તેમ તો ધારી શકાય તેમ નથી.

વેપારી પેઢીઓની માફક જ પુસ્તકપ્રકાશન કાર્યાલયોને પણ બહુ જ ભયંકર રીતે સહવું પડયું છે. કેટલાક પ્રકાશન કાર્યાલયોએ તો દેવાળાં કાઢયાં છે; અને કેટલાકોએ તો ઉતાવળથી ધંધો આટોપી દીધો છે; અને દેવાળાથી બચી ગયા છે. પ્રકટ થયેલા પુસ્તકોની સંખ્યા પણ બહુ જ ઘટી ગઇ છે. જે પુસ્તકો પ્રકટ કરી શકે તેમ છે તે વેચી શકતા નથી કારણ કે જનતાની ખરીદવાની શક્તિ ઓછી થઇ ગઇ છે; ડોલરદેવની ત્હેમના પર અત્યંત અવકૃપા થઇ રહી છે.

અમેરિકાના જીવનમાં અજબ ભાગ ભજવતા પ્રજાપ્રિય અઠવાડીક, પખવાડીક અને માસિક પત્રોને પણ બહુ જ શોષવું પડયું છે. બેકારીનો આઉ ત્હેમને પણ વળગી રહ્યો છે. સ્પેકટેટર જેવું જ અમેરિકાનું અગત્યનું અઠવાડીક પત્ર આઉટલુક અને ઇન્ડીપેન્ડન્ટને અનેક વર્ષોની ઉજ્વળ કારકિર્દી પછી પોતાનું પ્રકાશન બંધ કરવું પડયું છે. આ ઉપરાંત લગભગ પચાસેક માસિકો પ્રસિદ્ધ થતાં બંધ થયાં છે. દરેક પખવાડીક પત્રોએ પોતાની ન્હાની આવૃત્તિઓ કાઢી, નોકરોના પગારો ટુંકા કરી નાખી સખ્ત કરકસર કરવા માંડી છે. પૈસા આપી લેખો લખાવવાનું બંધ થવાથી ઘણા યે લેખકોની દુર્દશા થઇ છે.

અમેરિકામાં લેખકોનાં મંડળો છે. એવાં મંડળોએ પોતાના પ્રખ્યાત લેખક સભ્યોની દર્દભરી મદદની માગણી જાહેર કરી છે. પોતાના લેખક સભ્યોને નાણાભીડમાં મદદ કરવાને એ મંડળો સારૂં ભંડોળ એકઠું કરે છે પણ અત્યારે એ ભંડોળમાં રાતી પાઇ પણ રહી નથી. અને મદદની માગણી વધી પડી છે. આ આર્થિક આફતમાંથી ઉગરવાને હમણા એ મંડળો તરફથી "બંડલ શોપ" (Bundl Shop) ખોલવામાં આવ્યાં છે. આ બંડલ શોપમાં ઉતરેલપાતરેલ કપડાંલત્તાંઓ-વાસણકુસણ અને રાચરચીલું વિગેરે જનતા અર્પણ કરે છે, અને ત્હેનું જાહેર લીલાઉ કરી પૈસો ઉત્પન્ન કરવામાં આવે છે. આવી રીતે એકઠો કરેલો પૈસો લેખકોને મદદ તરીકે આપવામાં ખર્ચાય છે.

પત્રકારોની પણ પરમ શોચનીય દશા થઇ છે. દૈનિકોએ પણ પોતાના પ્રકાશન બંધ કર્યાં છે ન્યુયોર્ક ઇવનિંગ ગ્રાફીક

થોડા જ દિવસની નોટીસ આપી ત્રણસો માણસોને નોકરીમાંથી કમી કર્યા છે. ન્યુયોર્ક શહેરમાં જ બે હજાર પત્રકારો બેકાર બેઠા છે. બીજાં ન્હાના મ્હોટા શહેરો અને ગામડામાં પણ આ જ દશા પ્રવર્તે છે.

પત્રકારો, લેખકો અને ચિત્રકારોની દશા જેવી જ ગાયકોની દશા થઇ છે. એમનાં દુઃખ દર્દો તો આજે સારી યે આલમમાં મશહુર છે. સિનેમાગૃહોમાં જ્યારથી ટોકી ફીલ્મો બતાવવી શરૂ થઇ છે ત્યારથી જ ત્હેમની પાયમાલી શરૂ થઇ છે. ટોકી ફીલ્મો નહોતી શરૂ થઇ ત્યારે તેમનાં અપૂર્વ માનપાન હતાં. સિનેમાગૃહો, નાચગૃહોમાં તેમની બહુ જ માંગ હતી. અત્યારે તેમનો કોઇ ભાવ પૂછતું નથી.

ડોલરની એ દુનિયામાં ભૂખમરાનો જ્વાળામુખી ફાટી નિકળ્યો છે. હજી થોડા અઠવાડીયાં પહેલાં જ માજી સૈનિકોએ વોશીંગટન પર આક્રમણ કર્યું હતું; અને ભૂખમરાની કારમી ચીસોથી પાયતખ્ત શહેરને ગજાવી મુક્યું હતું. મામલો એટલે સુધી બીચકી ગયો કે સંયુક્ત રાજ્યના લશ્કર (United States troops) ને તાબડતોબ બોલાવવામાં આવ્યું અને એ માજી સૈનિકોને મારી હઠાવવાની ફરજ પડી હતી. એ બેકાર માજી સૈનિકો પર ઝેરી હવા, બોમ્બો અને એવા જ ભયંકર લડાઇના ઇલાજો અજમાવવામાં આવ્યા જેના પરિણામમાં એક સૈનિક જાનથી મરી ગયો અને ચાલીસ જેટલા સૈનિકો ભયંકર રીતે ઘવાયા. જો કે મામલાને હાલ તુરત તો હાથ કરવામાં આવ્યો છે પણ એની ભયંકર પ્રત્યાઘાતી અસર તો ગામડે ગામડે ફેલાતી જાય છે.

અમેરિકાની આ સત્ય પરિસ્થિતિ હોવા છતાં મુડીવાદીઓ અને ત્હેમના શાગીર્દો એ પર પડદો પાડવાના જીવતોડ પ્રયત્નો કરી રહ્યા છે. અમેરિકાના આમજનતાને સમજાવવામાં આવે છે કે મંદીની ભયંકરતા હવે હદ ઓળંગી ગઇ છે અને આબાદી અને સુખના દહાડા નજીક દેખાય છે. આવી જાતના પ્રચારકાર્યમાં વર્તમાનપત્રો મુખ્ય ભાગ ભજવે છે. કોઇ કારખાનું ફરીથી ચાલુ થાય છે તો તે સમાચાર મ્હોટા અક્ષરે પ્રસિદ્ધ કરે છે. અમેરિકાના નાણાશાસ્ત્રીઓ અને વોલસ્ટ્રીટના દલાલોના અભિપ્રાયો રેડીઓથી બ્રોડકાસ્ટ કરે છે; અને મૂળ પરિસ્થિતિ પર ઢાંકપીછોડો કરી બહારની દુનિયાને બનાવે છે. પણ એ ધુંધવાતો ભૂખમરાનો અગ્નિ ક્યારે પ્રચંડતાથી પ્રજ્વળી ઉઠશે તે કહેવું એ ભવિષ્યની વાત છે.

# અમેરીકાના નવાં પ્રમુખ

# ફ્રાંકલીન ડી. રૂઝવેલ્ટ

## તેમના જીવન પર એક ઉડતી નજર.

યુનાઇટેડ સ્ટેટ્સના નવા વરાયેલા પ્રમુખ ફ્રેંકલીન ડી. રૂઝવેલ્ટની કારકીર્દિ બહુ જ્વલંત છે. તેનો જન્મ પ્રખ્યાત શ્રીમંત કુટુંબમાં થયો હતો. હાર્વર્ડ યુનિવર્સિટીમાં તેણે 'ક્રીમ્ઝન'ના નિડર તંત્રી તરીકે કામ કરી કીર્તિ સંપાદન કરી. તેનાં લગ્ન તે વખતના પ્રમુખ થીઓડોર રૂઝવેલ્ટની ભત્રીજી સાથે થયાં હતાં. ૧૯૦૭ માં તેને કાયદાશાસ્ત્રીની પદ્વી મળી પણ તેના કુટુંબની ચાલતી આવતી પ્રથાને અનુસરીને તેણે રાજકારણમાં બહુ રસ લેવા માંડયો. થીઓડોર રૂઝવેલ્ટના અપવાદ સિવાય રૂઝવેલ્ટ કુટુંબનો પ્રત્યેક માણસ ડેમોક્રેટ હતો. ફ્રેંકલીનને સેનેટના એક ડેમોક્રેટ ઉમેદવાર તરીકે ઉભા રહેવાનું સમજાવવામાં આવ્યું; અને પોતાના પ્રાંતમાં જ્યાં રીપબ્લીકનનું વધુ જોર હતું ત્યાંજ આ ડેમોક્રેટ રૂઝવેલ્ટ ચુંટણીમાં સફળ નીવડયો.

**સેનેટર** તરીકે તેની લાગવગ વધવા લાગી. પણ ૧૯૧૩ માં કમનશીબે તેને સેનેટ છોડવી પડી. ૧૯૧૨ માં પ્રમુખની ચુંટણી વખતે તે વીલ્સનની તરફેણમાં હતો; પણ જોસેફ ડેનીઅલ્સે તેને દરિયાઇ ખાતાના ઉપમંત્રી તરીકે જગ્યા આપવાથી તેણે સેનેટમાંથી રાજીનામું આપ્યું. ઉપમંત્રી તરીકે તેણે બહુજ સારૂં કામ બજાવ્યું. મહા વિગ્રહની શરૂઆત પહેલાંજ તેણે બચાવની તૈયારી કરી રાખી હતી. વિગ્રહ દરમિયાન તે એક લશ્કરવાદી હતો અને વિજય મેળવવાને તેણે અથાગ યત્નો આદર્યા હતા. વર્સેલ્સની પરિષદમાં તેણે અગત્યનો ભાગ ભજવ્યો હતો.

**વિગ્રહ** પછીથી તેની લશ્કરવાદી પ્રકૃતિ નરમ પડી અને ત્યાર પછી તે શાંતિને માટે ઝંખતો આવ્યો છે. ૧૯૨૧ માં તે ઠંડા પાણીમાં તરવાને ગયો હતો અને બહુજ ઠંડી પડવાથી તેનાં ગાત્રો એટલાં તો થીજી ગયાં હતાં કે બીજે દિવસે ચાલવાને તે તદ્દન અશક્ત બની ગયો. પણ તેણે પોતાની તબિયતની ખાસ કાળજી રાખી અને ૧૯૨૪ માં તો સારો થઇને તેણે સેંકડો ભાષણો આપ્યાં.

**૧૯૨૮** સુધી તો તેને બહુ ઓછા દુસ્મનો હતા. રિપબ્લીકનો પણ તેને બહુ સારા આશયવાળો, યુવાન સમજતા. સામાન્ય માન્યતા તો એ હતી કે ટેમની તેને ફરીથી જાહેર જીવનમાં ભાગ લેવાનું અશક્ય બનાવશે. તે પોતે પણ હવે જાહેર ભાગ ભજવવા માગતો ન હતો. સેનેટર

કે ગવર્નરની ઉમેદવારીની સાફ ના પાડીને તે તો પોતાની તબિયત સુધારવા પાછળ જ લાગ્યો રહ્યો.

**૧૯૨૮ માં** પોતાના મિત્ર ડેમોક્રેટ આલ્ફ્રેડ ઇ. સ્મીથને તેના પ્રાંતના સેનેટર તરીકે ચુંટી કઢાવવામાં તેણે સુંદર કાર્ય કર્યું. પાછળથી જ્યારે સ્મીથે તેને ન્યુયોર્કના ગવર્નર તરીકે ઉભા રહેવનું સુચવ્યું ત્યારે તેણે સાફ ના પાડી હતી. પણ છેવટે સ્મીથે તેને તેમ કરવાનું બહુજ દબાણ કર્યું ત્યારે તેણે ઉમેદવારી જાહેર કરી અને બહુમતી સાથે ચુંટાયો પણ ખરો.

**પાછળથી તેની** તેની કારકીર્દિ વધુ ગુંચવણવાળી થઇ પડી. રિપબ્લીકનો તો હવે તેની સાથે વેરભાવ રાખતા હતા. વધુમાં તેને પોતાનાજ પક્ષના માણસો સાથે ટક્કરો કરવો પડ્યો અને આથી કેટલેક ઠેકાણે તે અળખામણો થઇ ગયો. ગવર્નર તરીકે તેને મુંઝવણનો સામનો કરવો પડ્યો. તેની પહેલાંના ગવર્નર અલસ્મીથે એવી નીતિ અખત્યાર કરી હતી કે ઇલેક્ટ્રીક પાવર ખાનગી કંપનીના હાથમાં આપવો પણ રૂઝવેલ્ટે સામનો કરી સુચવ્યું કે 'ન્યુયોર્ક' શહેરે પોતેજ પોતાનો પાવર વ્યવસ્થા કરવી. તે કહેતો કે 'જાહેર ખાતાંઓની સંસ્થાઓ આપણી શેઠ ન હોતાં નોકર રહેવી જોઇએ.' આ બાબત પર જ ખાસ કરીને બંને પાર્ટી વચ્ચે વિરોધ હતો. ૧૯૩૦ માં પણ રૂઝવેલ્ટ ફરીથી ગવર્નર તરીકે ચુંટાયો અને આ વખતે તો ટેમનીએ પણ તેને સાથ આપ્યો હતો.



પ્રમુખ ફ્રાંકલીન ડી. રૂઝવેલ્ટ.

**બીજી વખતના** ગવર્નરપદથી તેણે રિપબ્લીકન ધારાસભાઓએ ઘડેલાં બીલ પર સહી કરી હતી. તેણે સુધારકોને શાંત કરવા કંઇ ન કરતાં ટેમનીને શાંત કરવા ઘણું કર્યું છે. ઘણા ટીકાકારોએ આથી તેની નિંદા કરવા માંડી હતી પણ તેનું પ્રમુખ તરીકે નામ સુચવાયું તેજ બતાવી આપે છે કે ન્યુયોર્ક બહારના લોકો તેને દોષયુક્ત ગણતા નહતા. આખરે તે પ્રમુખ તરીકે પણ ચુંટાયો છે. અને માર્ચ મહિનામાં તે પોતાનો ઓપ્ધો લેશે.

**પ્રમુખ** રૂઝવેલ્ટ બહુ મીલનસાર અને ઠંડી પ્રકૃતિનો છે. બધા વર્ગના લોકો સાથે તે ભલાઇથી વર્તે છે. પહેલાં તો તે મવાળ પક્ષમાં માનતો પણ હવે તે ઉદ્દામ બન્યો છે. તે આજે કરોડાધિપતિઓ માટે નથી ઉભો પણ તેને તો નાના ખેડુતોનું હિત હૈયે છે. કામદારોને સુધારા અપાવવા તે કોશીશ કરશે એમ લાગે છે. કેટલાકો તેને સમાજવાદી પણ ધારે છે. ખરી રીતે તો તે ગરીબોનો ઉદ્ધાર કરવાને તે મોટી મોટી વાતો કરે છે. પણ ધનિકોને જરા પણ નુકશાની ખમવા દેવા તૈયાર નથી.

ગાંધીજીના ઐતિહાસિક ઉપવાસ પછી અસ્પૃશ્યતા સામે પ્રચંડ આંદોલનો ઉપડયા છે. મહાસભાના જેલમાં નહિ જવાની ઇચ્છા ધરાવતા નેતાઓએ ડુબતું માણસ તરણું પકડી લે તેમ આ હિલચાલને અપનાવી છે. મુંબાઇના શ્રીમતી હંસા મહેતા, જયસુખલાલ કે. મહેતા, ડૉ. દેશમુખ અને એવા સેંકડોને એકાએક અસ્પૃશ્યતાના કલંકને મીટાવી દેવાનો ઉભરો આવ્યો છે. સમગ્ર દેશભરમાં અસ્પૃશ્યતાવિરોધક મંડળો સ્થપાયાં છે. પ્રીતિભોજનની પરંપરા શરૂ થઇ છે અને સારાએ દેશમાં અસ્પૃશ્યતા નિવારણ માટે પ્રયત્નો ઠીક ઠીક થઇ રહ્યા છે.

અસ્પૃશ્યતાના ઉકેલ તરફ સામ્રાજ્યવાદે પણ ઠીક ઠીક પસંદગી જાહેર કરી છે. તેઓએ મહાત્માજીને આ સંબંધી પ્રચાર કરવાની તેમજ મુલાકાતો લેવાની છુટ આપી છે. તેમનાં 'ટાઇમ્સ' જેવાં પત્રો મહાત્માજીના ત્રણ ત્રણ કોલમનાં નિવેદનો દરરોજ પ્રસિદ્ધ કરે છે. સરકારતંત્ર આવી પ્રવૃત્તિને અભીનંદે છે, એટલું જ નહિં પણ તેના સાફલ્ય માટે સગવડ આપે છે. આમ સરકારતંત્ર,

**અંત્યજો યાદ રાખે કે તેમની સાચી સ્વાધીનતા અને સરખાપણું મંદિર પ્રવેશનો હક્ક માગવામાં નહિ પણ—**

# અસ્પૃશ્ય—

ગાંધીજી—મહાસભા એ સર્વ અસ્પૃશ્યતાની બાબતમાં તો સરખાં દ્રષ્ટિબિંદુ ધરાવતાં જ માલમ પડે છે. સુધારક પ્રવૃત્તિના આ મુખ્ય અંગ ઉપર સુવર્ણકલશ ચઢાવવામાં શકય હોય તેટલી સહાય મહાત્માજીને સરકાર આપી રહી છે.

આવા અભિનંદનીય પ્રયાસો સામે, આવી સુંદર દિસતી સામાજીક પ્રવૃતિ સામે ચેતવણીનો શબ્દ ઉચ્ચારવાનું કોઇને પણ ન પ્રિય હોય. છતાં અસ્પૃશ્યતા સામે હાલ ઝુંબેશ જામી રહી છે, એટલું જ નહિં પણ જે માર્ગે ચાલી રહી છે તે ઉપર ઉંડો વિચાર કરવાની જરૂર છે. હિંદના ૬ કરોડ શરીરની અસ્પૃશ્યતાને મીટાવી દેવા માટે આપણે લીધેલો માર્ગ અંતીમ સાફલ્ય માટે કેટલો શ્રેયસ્કર છે તે વિચારવું એ અત્યારે પ્રત્યેક હિંદીની સીધી ફરજ છે.

[ ૨ ]

કહે છે કે અસ્પૃશ્યતા ધાર્મિક માન્યતાઓ ઉપર રચાઇ છે. કેટલાક કહે છે કે અસ્પૃશ્યતાની ભાવના સામાજીક પ્રણાલીકા ઉપર રચાઇ છે. સંભવ છે કે આ

**હિંદના અસ્પૃશ્યો માગે છે કે જે તકો હિંદુઓને—**

**—કારખાનામાં અને જમીન પર સરખા હકક મેળવવામાં રહ્યું છે. અત્યારે આ વસ્તુ પ્રત્યેકની આંખ સ્હામે લાવવાની જરૂર છે.**

# -તાનો ઉકેલ

અને દ્રષ્ટિબિંદુ ખોટાં હોય. જગતનો ઇતિહાસ શીખવે છે કે ધર્મ કે સામાજીક પ્રણાલિકા સર્જાય છે માનવની આર્થિક સ્થિતિમાંથી અર્થાત કે માનવની ભૌતિક જરૂરીઆતોમાંથી. વર્ણાશ્રમ ધર્મ એ આર્યન સામ્રાજ્યવાદીઓના શાસન માટે જરૂરનો હતો એટલે તે ઉભો થયો. આમ અસ્પૃશ્યતા પણ ઉપલા થરની જરૂરીઆતમાંથી તેમજ અસ્પૃશ્ય મનાતા વર્ગના ભૌતિક જીવનમાંથીજ ઉભી થયેલી હોવી જોઇએ.

આ સિદ્ધાંત પ્રમાણે અસ્પૃશ્યતાના ઉદ્ભવનું આપણે પૃથક્કરણ કરીએ તો તેનાં સાચાં મૂળ ઉપર આવી પહોંચીએ છીએ. અસ્પૃશ્યતા સર્જાઇ છે અસ્પૃશ્ય ગણાતા લોકના ચામડાં કેળવવાના ઉદ્યોગથી. આ ઉદ્યોગને અંગે સંકળાયેલી વસ્તુઓ એટલી તો દુર્ગંધ મારતી હોય છે કે ક્ષણવાર પણ પાસે ઉભા રહેવું શકય નથી હોતું. આથી જ આવું કામ કરનારો સમુદાય વસ્તીથી આઘો વસતો. મરેલા ઢોરની ચામડીને સુધારનાર વર્ગ આમ તેમના ધંધાને લીધે લોકથી દૂર રહેવા લાગ્યો. અને આમ અસ્પૃશ્યતાનો જન્મ થયો. ગામના લોકોએ તેમને સ્પર્શ કરવાની ના પાડી. કોઇ પંડિતે આ પ્રણાલિકાને સનાતન કરવા ચાર પાંચ સંસ્કૃત શ્લોક બનાવીને મનુસ્મૃતિમાં પણ ઘુસાડી દીધા હોવા જોઇએ. એટલે કે જે વસ્તુ તેમના ભૌતિક જીવનમાંથી ઉદ્ભવી તે વસ્તુ પ્રણાલિકા થઇ પડી, અને વર્ષો વીતતાં તે ધાર્મિક થઇ પડી.

પણ આજે યુગબળના પ્રતાપે આ વર્ગ જુની પ્રણાલિકાઓના કાંગરા તુટતા જાય છે. જે વસ્તુ કબીરજી કે મહંત ચૈતન્ય ન કરી શકયા તે અત્યારનું યંત્રબળ કરી રહ્યું છે. આગગાડીની આવજાવે પરસ્પર સ્પર્શ ન કરવાના વિચારોને મારી નાંખ્યા છે. શહેરના ઉપાહારગૃહોએ ઉંચ અને નીચના અળખામણા ભેદોને દૂર કર્યા છે. કારખાનાંઓ અસ્પૃશ્ય કે સ્પૃશ્ય માનવ વચ્ચે ભેદભાવ સ્વીકારવાની ના પાડે છે. અને એ સર્વની સાથે સાંપ્રત કેળવણીએ યુવાન જનતાના માનસ ઉપર ઉંડી અસર કરી છે. પરિણામે આજે કોઇ બુદ્ધિમાન

**—મળતી હોય તે તકો તેમને પણ મળવી જોઈએ.**

યુવાન એક અસ્પૃશ્યને માત્ર તેના જન્મની ખાતર અસ્પૃશ્ય ગણવા તૈયાર નથી.

અને યંત્રબળના અનિવાર્ય વેગ આગળ અન્ય ભાવનાઓની સાથે અસ્પૃશ્યતાની ભાવના પણ ઓસરતી ચાલી છે.

આથી જ આવી પ્રચંડ ચળવળ ઉભી ન થઇ હોત તો પણ અસ્પૃશ્યતા તો જરૂર જ અદશ્ય થઇ જાત.

આમ માનવસંજોગોએ સર્જેલી વસ્તુ સંજોગો પલટાતાં જરૂરજ બદલાતી હતી.

[૩]

જે આર્થિક બળો આ અ[illegible]મણી પ્રથા ઉપર આક્રમણ કરી રહ્યા છે તેને વધારવામાં અસ્પૃશ્યતાનો સાચો ઉકેલ રહેલો છે. એ જ કુદરતી અને સાચો ઉપાય છે. ઉદ્યોગવાદને અપનાવવામાં અને ચામડાં કેળવવાના ઉદ્યોગને યાંત્રિક બનાવવામાં અસ્પૃશ્યતાનો ઉકેલ છે. તેમજ અત્યારે પ્રત્યેક સ્થળે ગટર સીસ્ટમ શરૂ કરીને તેમજ ફ્લશ લેટ્રીન સ્થાપીને અત્યારે પ્રવર્તતા આ ગંદા ગણાતા કામને અળગાં કરી શકાય. આમ કરવામાં આવશે તો જણાશે કે હાલનો અસ્પૃશ્ય કાંતો ખેડૂત બનશે કે કાંતો કામદાર બનશે. આ બન્ને માર્ગોએ તેની અસ્પૃશ્યતા ચાલી જશે.

હિંદના ઉત્ક્રાંતિકારક બળો આ દિશામાં જઇ રહ્યાં છે તે માટે તો જરાય શંકા નથી.

અત્યારે પણ આ દેશમાં યાંત્રિક પદ્ધતિથી ચામડાં કેળવવાનાં કારખાનાં પુષ્કળ સ્થપાયાં છે; અને અત્યાર સુધી મુસ્લીમ ઉદ્યોગપતિઓએ અપનાવેલા આ ધંધામાં હિંદુઓ પણ હાલમાં ભાગ લઇ રહ્યા છે.

તેમજ હિંદના મુખ્ય મુખ્ય શહેરોમાં ફ્લશ લેટ્રીન અને ગટર સીસ્ટમ ક્યારનીય શરૂ થઇ ચુકી છે એટલે હવે અસ્પૃશ્યોને કારખાનાના કામદાર બનવા સિવાય બીજો માર્ગ જ રહ્યો નથી. કાં તો આ સમુદાય ખેડૂત બને કે કાંતો કામદાર બને એ સત્ય અત્યારે પણ તેમને દેખાઇ ચુક્યું છે. એકલા મુંબઇમાં જ મીલોના વણકરખાતામાં કામ કરનારા 'અસ્પૃશ્યો' ની સંખ્યા ૩૦૦૦૦ થી વધુ હોવી જોઇએ. અમદાવાદના મીલોનો પણ આજ અનુભવ છે.

[૪]

**આમ** અસ્પૃશ્ય વર્ગ એ લગભગ નીચલા થરનો વર્ગ હોવાથી, તેમ જ તેનું વિશાળ સંખ્યાબળ જોતાં રાજકીય દ્રષ્ટીએ તેની અગત્ય વિશેષ થવાથી હિંદુ કોમના નેતાઓએ તેમને સોડમાં લેવાનો યત્ન કર્યો છે. અત્યારે અસ્પૃશ્યો માટે ઉભરાઇ આવેલી લાગણીનું આ એક માત્ર રહસ્ય છે મહાત્માજીના અનશન વ્રતનું આ એક કારણ છે. હિંદના રાજકારણમાં હિંદુ ઉદ્યોગપતિઓનું પ્રભુત્વ કાયમ રાખવા માટે તેમજ તેમના પક્ષને વધુ મજબૂત બનાવવાને માટે તેઓ યત્ન કરી રહ્યા છે. અત્યારે થઇ રહેલી પ્રવૃત્તિઓનું આ રાજકીય રહસ્ય છે.

આ રાજકીય રમત કંઇક અંશે સફળ થતી જણાય છે. અસ્પૃશ્યોના ઉપલા થરે હિંદુ કોમના અગ્રણીઓ સાથે સમાધાન કરી લઇને વરિષ્ઠ ધારાસભામાં હિંદુ તરીકે મતાધિકાર મેળવવાનું કબૂલ કર્યું છે. આમ ફેડરલ અને પ્રાંતિક ધારાસભામાં હિંદુ બ્લોક ઉભો કરવાની હિંદુઓની દાનત સાવ સ્પષ્ટ છે.

[૫]

પણ અત્યારે થઇ રહેલા પ્રીતિભોજનો અને મંદિરો ખુલ્લાં મુકવા માટે થઇ રહેલા ધમપંછાડા જેવી પ્રવૃત્તિ સામે વિરોધનાં સુર ઉચ્ચારવાની જરૂર છે. અસ્પૃશ્યો જે ઇચ્છે છે તે આર્થિક અગવડ અને મુશ્કેલીઓનો નાશ છે. અત્યારે મીલઉદ્યોગમાં પણ કેટલાંક ખાતામાં અસ્પૃશ્યોને દાખલ કરવામાં આવતા નથી. તો શા માટે અસ્પૃશ્યતાને માટે પ્રેમ ધરાવનારા હિંદુ મીલમાલેકો પોતાના કારખાનામા અસ્પૃશ્યોને સરખી તક આપતા નથી? આ મુખ્ય સવાલ છે. **જે હિંદુ જાગીરદારો અને મુડીવાદીઓને અસ્પૃશ્યતા મીટાવી દેવા માટે ખરેખરી તમન્ના છે તેઓએ પોતાની જાગીરોમાં અને કારખાનાઓમાં અસ્પૃશ્યોને સરખા હકક આપી શરૂઆત કરવી જોઇએ.** જો આમ ન કરવામાં આવે તો ખાલી દંભજ ગણાય. હિંદુ મુડીવાદીઓ અને હિંદુ જાગીરદારોને અસ્પૃશ્યતાને દુર કરવાની સાચી તક પ્રાપ્ત થઇ છે. ૭ કરોડ અંત્યજો અત્યારે સવાલ કરે છે કે જો તહમારામાં અમારી અસ્પૃશ્યતા મીટાવી દેવાની સાચી ધગશ હોય તો અમને ખરેખર સાચી તક આપો. હિંદુઓને જેટલી તક જીવનમાં મળતી હોય તેટલી તક અસ્પૃશ્યોને આપો.

આ સાચી વસ્તુ છે. પણ તે સામે આજે આંખમીંચામણા કરવામાં આવે છે. જ્યારે મુખ્ય સવાલ પેટનો છે ત્યારે અસ્પૃશ્યોને મંદિરોમાં જવા દેવાના સવાલ ઉપર આટલો ઉહાપોહ કરવામાં આવે છે. જ્યારે સાચો સવાલ અસ્પૃશ્યોને પડતી મુશ્કેલીઓનો છે ત્યારે તેમને એક જ કુવામાંથી પાણી લેવા દેવું કે કેમ તે ઉપર આંદોલનો ઉપાડવામાં આવે છે. જ્યારે સત્ય વસ્તુ આર્થિક અવદશા છે ત્યારે મહાસભા દલિતોદ્ધારના ઉજળા નામ નીચે તેમને શાકાહારી બનવાનું સુચવે છે.

આમ સાવ નિષ્ફળ અને તદ્દન બીનજરૂરી માર્ગો ઉપર અંત્યજોને ઉદ્ધરવાની પ્રવૃત્તિ ચાલી રહી છે. અંત્યજો યાદ રાખે કે તેમની સાચી સ્વાધીનતા અને સરખાપણું મંદિરપ્રવેશનો હક્ક માંગવામાં નહિં પણ કારખાનામાં સરખા હક્ક મેળવવામાં છે. અત્યારે આ વસ્તુ પ્રત્યેકની આંખ સામે લાવવાની જરૂર છે.

જો આમ નહિં કરવામાં આવે તો અસ્પૃશ્યતાની વાત સાવ ખાલી દંભ છે. અત્યારે તો અસ્પૃશ્યતા માટે થઇ રહેલી પ્રવૃત્તિ પછવાડે રાજકીય ચળવળ સંકેલી લેવાનો આશય છે. પણ અસ્પૃશ્યોએ યાદ રાખવું જોઇએ કે ખરેખર અસ્પૃશ્યતા મીટાવી દેવી હોય તો તેઓએ ખરેખર તત્પર બનવું જોઇએ. આર્થિક ઉન્નતિમાં તેમની આદર્શસિદ્ધી સમાયેલી છે.

# રશિયા મુડીવાદને પંથે?

'પાંચ વર્ષની યોજના તો નિષ્ફળ નિવડી છે' એવા પ્રચંડ સુરથી સામ્રાજ્યવાદી વર્તમાનપત્રો શોરબકોર કરી રહ્યાં છે. સંપત્તિવાનોના ભાડુતી લેખકો પોતાની લેખનકલાને રશિયાની વર્તમાન સ્થિતિને શક્ય હોય તેટલી કાળી ચીતરવા લાગ્યા છે. રશિયાવિરોધી પુસ્તકો અતિ અલ્પ કિંમતે મળે એવી વ્યવસ્થા થઇ છે. એટલુંજ નહીં પણ પ્રચંડ ઔદ્યોગિક યોજના જ્યારે આગેકુચ કરી રહી છે અને પ્રથમ પંચવર્ષીય યોજના આવતા માસના અંતમાં સંપૂર્ણ થનાર છે ત્યારે આવા પ્રકારનો પ્રચાર અત્યંત હાસ્યપદ છે.

રશિયાની સામુદાયિક ખેતીવાડીને અંગે બહાર પડેલી નવી ડીક્રીઓને ટાંકીને સામ્રાજ્યવાદી વર્તમાનપત્રોએ પોતાનું પ્રિય કોરસંગીત શરૂ કર્યું છે કે રશિયા મુડીવાદ તરફ પાછું વળે છે. આ નવા વટહુકમો ટાંકીને જગતના મુડીવાદી વર્તમાનપત્રો કહે છે કે સમાજવાદનો સામુદાયિક ખેતીવાડીનો કાર્યક્રમ તૂટી પડયો છે...સ્ટેલીને જાહેર કર્યું છે કે સામ્યવાદના સિદ્ધાંતો સાચા નથી...અને કાર્લ માર્કસનું કથન સાવ અસત્ય છે...

આ-કંઇ પ્રથમવાર નથી. લેનીને જ્યારે ઇ. સ. ૧૯૨૨ માં નવી આર્થિક નીતિ જાહેર કરી ત્યારે પણ લંડન અને પેરીસના પત્રોએ જાહેર કર્યું હતું કે રશિયા મુડીવાદ તરફ ઢળ્યું છે. પણ પરિણામ જુદુંજ આવ્યું. ૧૯૨૮ માં જ્યારે પ્રચંડ પાંચ વર્ષની યોજના શરૂ થઇ ત્યારે પણ આવાજ શબ્દો આલેખાયા હતા. આજે પાંચ વર્ષની યોજના ચાર વર્ષમાં ખતમ થાય છે છતાં મુડીવાદી પત્રો અત્યારે પણ સોવિયેટની સામાન્ય નિષ્ફળતાને મહાન સ્વરૂપ આપીને જગતને મનાવવાને મથે છે કે રશિયા તેના ઔદ્યોગિક અખતરાઓમાં સાવ નિષ્ફળ નિવડયું છે.

પણ સત્ય હકિકત તેથી સાવ વેગળી છે. રશિયાએ અત્યાર સુધી પોતાની આગેકુચ અણુસ્તંભી ચાલુ રાખી છે. માત્ર સમય અને સંજોગ પુરતો તેનો વેગ જલ્દી કે ધીમો કર્યો છે.

સામુદાયિક ખેતીવાડીના સંબંધમાં પણ રશિયાના સામ્યવાદી પક્ષે નીતિમાં સહેજ ફેરફાર કર્યો છે. કારણકે અત્યાર સુધીમાં થયેલી અપૂર્વ પ્રગતિને મક્કમ પાયા ઉપર મૂકવાની તેમને જરૂર લાગી છે.

## પુર્વ ઇતિહાસ.

ઝારના સમયમાં સઘળી જમીન જમીનદારોના હસ્તક હતી. મોટી મોટી જાગીરો ઝારના બાંધીયા



૧૯૧૮માં જમીન-સર્વ-ની જરૂરીઆત પ્રમાણે વહેંચવામાં આવી.

ખેડુતો પર આકરા કરવેરા કાઢી નાંખવામાં આવ્યા. સાંથ પ્રથ્ધ-તીને હંમેશને માટે સુવાડી દેવામાં આવી, માત્ર "એક જ કર"ની પદ્ધતી ત્યાં સ્થપાઇ.

**રશીયાના બાળકો કસરત કરી રહયાં છે.**

ઉમરાવોના હાથમાં રહેતી. આમ સમગ્ર રશિયાની જમીન પર કામ કરનારા ખેડુતો માત્ર ૧૦૦૦૦ જેટલા જમીન-દારોના જુલ્મી વહિવટ નીચે નીચોવાતા હતા. આ વખતે ખેડુતો લગભગ અર્ધ ગુલામી દશામાં રીબાઇ રહ્યા હતા. આ અરસામાં એટલે કે ૧૮૬૨ માં ખેડુતોને

પણ રશિયાના કામ-દારો જોઇ શકતા હતા કે ઔદ્યોગિક વિકાસને માટે પૂર્વ-કાલીન પદ્ધતિ પર ખેતી કરવાથી રશિ-યાના ખેડુતોની પ્રગતિ નહિં થાય. તેમજ વ્યકિતગત પ્રમાણ ઉપર ખેતી કરવામાં ખેડુતોની શકિતનો થઇ રહેલો વ્યય તેમ જ તેમાંથી ઉપજતું આર્થિક ઉત્પન્ન એટલું તો અલ્પ હતું કે ખેડુતોની

**રશિયાના શ્રમજીવીઓ આ સવાલ સાંભળીને હસે છે—અને કહે છે કે અમો તો પ્રત્યેક દીવસે મજબુત બનીએ છીએ અને સમાજવાદી સમાજ રચનાના મુળ ઉંડા નાંખીએ છીએ.**

જમીન ખરીદ કરવાનો હક્ક આપવામાં આવ્યો. પણ આ હક્કનો ઉપયોગ કરવો અશક્ય હતો કારણકે ખેડુતોની આર્થિક સ્થિતિ અતિ કંગાળ હતી. એટલે જ જમીન મેળવવા માટે ખેડુતોએ કામદા-રોને સાથ આપ્યો. તેઓએ ઝારના શાસન ઉખેડી નાંખ્યાં. નબળા મુડીવા-દીઓને ઉગતા જ દાબી દીધા. અને

પ્રાથમિક જરૂરીઆતો પુરી પાડવી અશ-કય હતી. એટલે જ તેઓએ સામુદાયિક ખેતીના ફામ સ્થાપ્યાં.

સામુદાયિક ખેતીના ફામ એટલે લગ-ભગ સો જેટલા ખેડુતો પોતાની જમીનને એકત્ર કરીને યંત્રથી ખેડે, વાવે તેમજ લણે. આમ કરતાં જે ઉત્પન્ન થાય

તેમાંથી ૬૨ બાદ જતાં જે બાકી રહે તે સરખે ભાગે વહેંચી લેવું.

આ પદ્ધતિને ઉત્તેજવા માટે આવાં સામુદાયિક ફાર્મને યંત્રોની મદદ આપવામાં આવતી. અત્યારે સમગ્ર રશિયાની ખેતીવાડીના ૬૨ ટકા સામુદાયિક રીતે યંત્રોની મદદથી ખેડાય છે. સરકારી ફાર્મ લગભગ વીસ ટકા છે એટલે માત્ર રશિયાની ખેડાણ જમીન માત્ર વીસજ ટકા વ્યકિતગત રીતે જ ખેડાયે છે.

પણ છેલ્લાં ત્રણ વર્ષથી ચાલી રહેલા સામુદાયિક ખેતીવાડીના અખતરાને હવે વધુ મક્કમ પાયા ઉપર મુકવાની તક આવી પહોંચી છે. અનુભવથી એમ જણાય છે કે સામુદાયિક ખેતીવાડીનું ઉત્પન્ન વધારવા માટે વધુ અસરકારક પગલાં લેવાની જરૂર તેમને લાગી છે. આથી જ યંત્રોના વપરાશના વળતરમાં સરકારી કોઠારને આપવા પડતા અનાજને ઓછું કરવામાં આવ્યું છે અને આ અનાજને મારકેટના ભાવે વેચવાની વ્યવસ્થા કરવામાં આવી છે.

પણ સોવિયેટ સરકારનો સૌથી મ્હોટો 'ગુન્હો' તો નવી આર્થિક નીતિને અનુલક્ષીને પૈસાદાર બનેલા ખેડુતોને નિર્મૂળ કરવાનો છે. આ 'ગુન્હા' પછી સોવિયેટ સરકારતંત્ર માટે જે કંઇ થોડી ઘણી સહાનુભૂતી સામ્રાજ્યવાદીઓના હૃદયમાં હતી તે પણ હવે નીકળી ગઇ છે! છતાં રશિયાએ અતિ સફળતાથી પ્રત્યેક અંગમાંથી શ્રીમંત ખેડુત ઉપર સફળ આક્રમણ કર્યું છે. આથી જ આ શ્રીમંત સમુદાય વિપ્લવવિરોધી પ્રવૃત્તિ કરતો જાય છે અને આવી પ્રવૃત્તિઓને વાધા સજાવીને રીગાના ખબરપત્રીઓ જગતને મોકલે છે.

સામુદાયિક ખેતીવાડીને અંગે થયેલા સુધારાઓ મુખ્યત્વે ત્રણ છે. પ્રથમ તો પ્રત્યેક ખેડુતને કામ બદલ જ વળતર આપવી એવી વ્યવસ્થા. બીજું જ્યાં યંત્રો પુરતા મળી શકતાં ન હોય ત્યાં સામુદાયિક ફાર્મના જોડાણમાંથી નવા Super Farm સ્થાપવાની મનાઇ કરનારી ડીક્રી બહાર પાડવામાં આવી છે. ત્રીજું પ્રત્યેક ખેડુતને પોતાના ગાય, બળદ, ઘેટાં, મરઘાં એ સર્વને સામુદાયિક ફાર્મની સંભાળ નીચે રાખવા કરતાં તેને પોતાની સંભાળ નીચે જ રાખવાં દેવાં. આ ત્રણ ડીક્રીઓનો એવો અર્થ તો ન જ થઇ શકે કે રશિયા મુડીવાદી પદ્ધતિ તરફ પાછું વળતું જાય છે.

એ યાદ રાખવું અતિ અગત્યનું છે કે ૧૯૨૮ માં શરૂ થયેલા સામુદાયિક ખેતીવાડીના અખતરામાં ખેડુતોની યંત્રોના ઉપયોગમાં બીનઅનુભવના પરિણામે કેટલાંક સ્થળોએ પાક ઓછો ઉત્પન્ન થયો છે અથવા ઓછું વાવેતર થયું છે. પણ આજ વર્ષે ૧૭ મીલીયન એકર વધુ જમીન સામુદાયિક ફાર્મ નીચે ખેડાવાની છે એ વસ્તુ શું અતિ આશાજનક અને આહલાદજનક નથી?

છતાં જ્યારે સામ્રાજ્યવાદી વર્તમાનપત્રો વારંવાર એક જ વસ્તુ પોપટની માફક ઉચ્ચારે છે કે રશિયાનો સામુદાયિક ખેતીવાડીનો અખતરો સાવ નિષ્ફળ નિવડયો ત્યારે આવાં છીંછરા પ્રયત્નો જગતની મહેનતુ માનવતાના તિરસ્કાર જ માંગી લે છે.

**સામ્રાજ્યવાદ** ગમે તેવા યત્નો કરે છતાં પહેલી પાંચ વર્ષની યોજના તો સંપૂર્ણ થવાની હવે ક્ષણો ગણાઇ રહી છે. આ યોજનાએ રશિયાને અત્યારે એટલું તો સામર્થ્ય આપ્યું છે કે તેના પર આક્રમણ કરતાં ફ્રાંસ અને જાપાનને પણ જરા ડર લાગે છે. સાથે જ રશિયાની ઔદ્યોગિક ઉત્પન્નમાં વધારો થતાં હવે તેઓ એક રીતે નિર્ભય બન્યા છે. રશિયા હવે ઉદ્યોગોની દિશામાં સ્વાશ્રયી બન્યું



આનંદ માણતા ખેડુતોનું એક દ્રશ્ય.

છે એ એક જ વસ્તુ અત્યારે તો અતિ અર્થસુચક છે.

આ સ્વાશ્રયીપણાએ રશિયાના મોભાને પણ ઠીક ઠીક વધાર્યો છે. અત્યાર સુધી ફરના લીલામ કરવાને માટે રશિયાના વેપારીઓને લંડન આવવું પડતું. હવે આ લીલામ મોસ્કોમાં જ થાય છે અને પેરીસમાં અને લંડનના વેપારીઓને હવે મોસ્કો જવું પડે છે. આ તો એક જ ઉદાહરણ છે. પણ આવું પ્રત્યેક ઉદ્યોગમાં બન્યું છે.

તેમ જ આટલેથી ન અટકતાં તેણે કૌશલ્યથી યંત્રોને લગતું આખું વિજ્ઞાન રશિયાના યુવાનોને માટે સરળ બનાવ્યું છે. અત્યારે સેંકડો લાલ ઇંજનેરો સોવિયેટ રશીયાના ઉદ્યોગોને સાચવી રહ્યા છે, અને તેને સંભાળી રહ્યા છે. આમ યંત્રકુશળ વ્યક્તિઓની ખોટ પણ દૂર કરવાનો યત્ન સાથે જ સફળ થયો છે.

અને આ યોજના સમગ્ર જગતની ખેતીવાડી ઉપર અસર કરશે એ યાદ રાખવું જરૂરનું છે. યાંત્રિક ખેતીથી ઉત્પાદન વધતાં સારાયે મુડીવાદી જગતમાં તે એટલા સસ્તા ભાવે અનાજ વેચી શકશે કે તેની હરિફાઇમાં જગતના અન્ય મુડીવાદીઓને યાંત્રિક ખેતીવાડીની યોજના અપનાવવી પડશે.

આમ દૂર દૂર આ સામુદાયિક ખેતીવાડીના અખતરાની અસર વિશ્વવ્યાપી થશે. હિંદ ઉપર પણ તેની અસર થશે. આથી હિંદમાં પણ યાંત્રિક ખેતીની શરૂઆત ઠીકઠીક પ્રમાણમાં થાય એ અતી ઇચ્છવાયોગ્ય છે.

# લોહીના રોટલા.

## એક ટુંકી વાર્તા.

જી. આઇ. પી. રેલ્વેના કામદારોએ હડતાલ પાડી. પ્લેગ કરતાં પણ ત્વરિત ગતિથી હડતાલની સાંકળ કામદારોને વિંટળાઇ વળી. અધિકારીઓએ કામદારોને ઘણા સમજાવ્યા, પરન્તુ વ્યર્થ.

રેલ્વેના કામદારો હડતાલ પર ગયા છે, એવી ગંધ કોઇને પણ ન આવે એવા ઉપાયો યોજવામાં અધિકારીઓ પડયા.

"અરે ગાંડા થઇ ગયા છું? હડતાલ શી, ને વાત શી! હડતાલ તો તમારૂં મોત ઉતારશે; ને જીવતા રહેશો તો ખાવાનાં ફાંફા પડશે, સમજ્યા? એવાં ધતીંગો કરવા કરતાં તમારૂં કામ કર્યે રાખો." એક સ્ટેશન માસ્તર ત્યાંના રેલ્વે કામદારોને સમજાવતા હતા.

પરન્તુ કામદારો સ્ટેશનમાસ્તરના શબ્દે ભોળવાય એવા નહોતા. એક પણ કામદાર કામ પર હાજર થવા તૈયાર ન થયો.

છતાં એ સ્ટેશનના અધિકારીઓએ આશા નહોતી ખોઇ. કામદારોને આડું અવળું સમજાવ્યા; ને અભણ એવા એ કામદારો બહારની પ્રવૃત્તિથી અજાણ હોવાથી કામ પર ચઢયા.

—પરંતુ રાતના બાર વાગે કામ પર ચઢેલા કામદારોને સમાચાર મળ્યા કે રેલ્વેના સમગ્ર કામદારો હડતાલ પર ગયા છે. આ સમાચાર મળતાં જ એ કામદારોએ કામ બંધ કર્યું.

તેમણે પોતાના કાન બહેરા બનાવી દીધા, ને એક કલાકમાં તો સ્ટેશન પર નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઇ ગયું.

*
**

સવારના ચાર વાગ્યાની પેસેન્જર આવવાનો સમય થયો. આગળના સ્ટેશનથી ખબર આવી. 'અહિંથી ગાડી ઉપડી ગઇ.'

ડેપ્યુટી સ્ટેશન માસ્તરે સિગ્નલમેનને બૂમ મારી.

'કરીમ, ઓ કરીમ!'

કોઇએ જવાબ ન આપ્યો. ચોમેર 'કરીમ' શબ્દના પડઘા વાતાવરણમાં અનેકગણા થઇ ઘુમવા લાગ્યા.

'હરદાસ! જ્વાલાપ્રસાદ!' ડેપ્યુટી ફરી બરાડયો.

ડેપ્યુટીના ઘોંઘાટથી હડતાલ—રોગગ્રસ્ત વ્યક્તિઓની બેહોશી દૂર ન થઇ.

'પેસેન્જર' આવીને સિગ્નલ પાસે થોભી, વાતાવરણમાં ચિચિયારી ઓ ગજાવતી. 'પેસેન્જર'નો આંખો પ્રકાશ એ નાન-

—: લેખક :—

**શંકરજતી ગોસાઇ.**

કડા સ્ટેશનને અજવાળવા વ્યર્થ પ્રયત્ન કરી રહ્યો. તેની કાન ધમધમાવી નાખે તેવી ચિચિયારી હડતાલગ્રસ્તોના કાનમાં પેસી પણ ન શકી.

ડેપ્યુટી સ્ટેશનમાસ્તર પોતાની ઓરી-સમાંથી બહાર નીકળ્યો. જ્યાં જુએ ત્યાં અંધારૂં. એક પળમાં મામલો તેના ધ્યાનમાં આવી ગયો.

"યાદ રાખજો, કમબખ્તો!" ડેપ્યુટી દાંત કચકચાવી બબડયો.

—ને ટ્રેન ચિડાઇ ચિડાઇને પોતાનો ધારો અને નિઃસ્તબ્ધતાનું અંતર ચીરી રહી હતી.

ઠંડીના એ દિવસો હતા. થરથરતા ડેપ્યુટીએ ફાનસ હાથમાં લીધું, ઓવરકોટ ચડાવ્યો, ને વણ ફર્લાંગ દૂર ઉભેલી પેસેન્જર'ને મનાવી લાવ્યા.

સવારે સ્ટેશનમાસ્તરના કાને વાત ગઇ. સ્ટેશનમાસ્તરને આશ્ચર્ય થયું કે આટલો સખ્ત બાપતો અને સમજાવટ છતાં હડતાલનાં બીજ અહિં કયાંથી આવ્યાં.

અને મુંઝવણ એ ઉભી થઇ કે હવે માણસો કયાંથી લાવવાં? ડી. ટી. એસ. ને હડતાલ સંબંધી સુચના કરી ચાર નવા માણસ લાવવાનો ઠરાવ કર્યો.

*
**

'કેમ હરીયા! તારા ગામમાંથી ચાર માણસ મળશે કે?' સ્ટેશનમાસ્તરે પૂછ્યું.

"કેમ નહિ? ચાર તો શું જેટલા કહેશો તેટલા. આજકાલ મજદુરનો વળી ટોટો કયાં છે? પણ શા કામ માટે માણસોની જરૂર છે?' હરીયાએ પૂછ્યું.

"એની તારે શી પંચાત? મેં કહ્યું એટલું તારે કરવાનું. ફકત ચાર જ માણસ જોઇએ, અબઘડી."

"જેવો હુકમ."

એક કલાકમાં હરીયો ચાર માણસો સાથે સ્ટેશન પર પહોંચી ગયો. એક કાછીઓ હતો, બે ચમાર હતા, ને એક હતો કોળી. એ ચારેય ભૂખની ભઠ્ઠીમાં જલતા હતા, ને કેવળ અન્ન માટે પણ કામ કરવા તૈયાર હતા.

એ ચાર જણને નોકરીમાં રાખી લીધા. દરરોજના ચૌદ આના પગાર ઠરાવ્યો, ને ખાવાપીવાનું જૂદું. ખાવાપીવાનું પૂરૂં પાડવાનો ઉદ્દેશ એ હતો કે એ લોકો જો ગામમાં જાય, અને હડતાલની વાત જાણે, તો કદાચ મામલો પલટો ખાઇ જાય.

કોળીએ પૂછ્યું,

"સ્ટેશન પર વધારે નોકરોની જરૂર પડી છે?"

"વધારે નોકરોની જરૂર નથી. ચાર જણને બરતરફ કરવામાં આવ્યા છે; ને તેમની જગ્યાએ તમને ચાર જણને રાખ-વામાં આવે છે. પણ એક વાત ધ્યાનમાં રાખજો! કોઇની સાથે વાતચીત કરશો નહિ. વાવટો બનાવવો, ફાનસ બતાવવું, માલ ઉતારવો. આટલું જ કામ કરવાનું! આટલું ય કામ પેલા હરામખોરોથી ન થયું, ત્યારે જ અમારે બરતરફ કરવા પડ્યાને! જાઓ ત્યારે, બધા કામ પર ચડી જાવ.' સ્ટેશન માસ્તરે બધું સમજાવ્યું.

*
**

બપોરે માલગાડી આવી. સ્ટેશનમાસ્તર જાતે એક માણસ સાથે લઇ જઇ સિગ્નલ પાડી આવ્યો. 'લાઇન-કલીઅર' પણ એણે જ આપી.

આવેલા નવા માણસો પર ડેપ્યુટી ને સ્ટેશનમાસ્તર સખ્ત જાપ્તો રાખતા. બહારથી કોઇ માણસ હડતાલના સમાચાર ન લાવે તેની કાળજી રાખતા.

બપોરના બાર વાગ્યા. સ્ટેશન પર ચકલું ય ફરકતું નહોતું. સ્ટેશનની આ વિજનતા પેલા નવા માણસોને સાલી. તેમના મનમાં અનેક તર્કવિતર્ક ઉઠયા, અને શમ્યા. તેમણે એક માણસને પુછ્યું. પેલો માણસ જવાબ આપતો હતો એટલામાં જ સ્ટેશનમાસ્તર ધુરકયા. પેલો માણસ ચાલતો થયો. સ્ટેશનમાસ્તર પેલા નવા માણસ પર ઉતરી પડયા, અને સખ્ત તાકીદ આપી કે તમારે કોઇની પણ સાથે વાતચીત કરવી નહિ.

*
**

સુર્યનું બિંબ પશ્ચિમની છાતીમાં સમાઇ ગયું, ને ડેપ્યુટી લોટ, ચોખા, દાળ ને ઘી લઇને હાજર થયો. પેલા ચાર જણના હૃદયમાં આનંદ રંગની ઉઠયો. ડેપ્યુટી સામાન આપી ચાલ્યો ગયો.

લાઇન પર ઝાડ નીચે આગ ચેતાવી, લોટના રોટલા બનાવ્યા. એકે કહ્યું, "મીઠું કયાં છે?"

"કોઇએ માગ્યું કેમ નહિં?" બીજાએ કહ્યું.

'અરે ચાલશે, મીઠા વગર.' એમ કહી એકે રોટલો મોંમાં મૂકયો. પરંતુ મીઠા-વાળા રોટલા ખાવાની ટેવને લીધે રોટલો ફીકકો લાગ્યો.

"મીઠા વગરનો માણસ, ને મીઠા વગરના રોટલા કશાય કામના નહિ."

વૃદ્ધ નાનજીએ કહ્યું.

"પણ છે કયાં તે લાવશો?" એકે પૂછ્યું.

નાનજીએ ચારે તરફ નજર પાથરી. થોડે દૂર એક કવાર્ટર હતો. નાનજીએ કહ્યું 'પેલા ઘેરથી હમણાં માગી લાવું છું'.

નાનજી ઉઠયો...ને કવાર્ટર તરફ ચલવા લાગ્યો.

નાનજી કવાર્ટરમાં પહોંચ્યો. એક ઓરડીની બહાર ઉભો રહયો. અંદરથી કોઇના બોલવાનો અવાજ તેણે સાંભળ્યો. તે થોભ્યો. અંદર થતી વાતચીતનો શબ્દે શબ્દ તેને સંભળાતો હતો.

'પણ નોકરી જશે ને?' સ્ત્રીનો અવાજ નાનજીના કાને અથડાયો.

'અરે નોકરી કયાં જવાની છે? દોઢ લાખ કામદારો હડતાલ પર છે. સરકાર કેટલાકને ફારેગ કરશે?'

સ્ત્રી સહજ રોષથી બોલી; "ચાર તો આજે આ સ્ટેશન પર આવ્યા છે?"

'કોણ?'

'પેલા રોટલા બનાવતા હતા એ. બીજા કોણ?'

'એ બિચારાઓએ આપણું શું બગાડયું?'

'અહિં કામ પર આવી પારકાના પેટ પર પગ દીધો, એ બગાડયું. બીજું શું?'

'અરે આવ્યા હશે. બિચારા કરે પણ શું? પેટ બહુ ખરાબ ચીજ છે.'

'તો અમારૂં ય કયાં પેટ નથી?'

'તારૂં ય પેટ છે; પણ બે દિવસમાં ભૂખથી મરી નહિ જવાય.'

'તમારી બુદ્ધિજ બહેર મારી ગઇ છે. હું કહું છું તે માનો, ને કામ પર ચઢી જાઓ.'

'કામ પર ચઢું? એ ન બને! નોકરી જાય, તો ભલે પણ સાથીઓને દગો નહિ દઉં.'

નાનજીની આંખો ઉઘડી. બધી વસ્તુસ્થિતિ પતિ–પત્નીની વાતચીત પરથી તેના જાણવામાં આવી ગઇ. એટલામાં કોઇએ પાછળથી બૂમ મારી,

'કોણ છો? ક્યાં રહો છો? શા માટે આવ્યા છો?'

નાનજીએ ઉત્તર દીધો: "હું અહિં સ્ટેશન પર નોકરી કરૂં છું ને સીધું લેવા આવ્યો છું."

"હા! હા!" ફેબીનભેને અટ્ટહાસ્ય કર્યું, "બુઢ્ઢા! તને શરમ નથી આવતી શું?"

"શરમ! શા માટે? કેવી શરમ!"

"કેવી શરમ? વાળ પણ સફેદ થઇ ગયા છે છતાંય કૈં વિચાર ન કર્યો? અમે લોકોએ હડતાલ પાડી છે ને તમે કામ પર ચડયા!"

"હડતાલ! પેલા સાહેબ તો કહેતા હતા કે તમને નોકરી પરથી બરતરફ કરવામાં આવ્યા છે."

"બરતરફ! વાહ! વાહ! કેવી ગપ અરે, બુઢ્ઢા! અમે તો અમારી જાતેજ નોકરી છોડી દીધી છે. ચોવીસ કલાક સતત મહેનત કરવા છતાં યે દસ રૂપીઆ પગાર; જેનાથી અમે અમારૂં પેટ પણ ભરી શકતા નથી; તો પછી બાલબચ્ચાંને તો ખવાડીયે જ શું? આવી નોકરી કરતાં તો મજૂરી કરીએ તે ય સારૂં! સરકારને આ સ્પષ્ટપણે સમજાવવા માટે રેલ્વેના સર્વ કામદારોએ હડતાલ પાડી છે; સરકાર સામે લડાઇ જગાવી છે; ત્યારે તમે સરકારને મદદ કરી રહ્યા છો."

આટલું કહી સિગ્નલર પાસેની નાની કોટડીમાં ચાલ્યો ગયો.

નાનજી તો આ સાંભળી દિંગ થઇ ગયો; થોડી વાર પછી તે પોતાના સાથીઓ પાસે ગયો, અને બધા રોટલા ભેગા કરવા લાગ્યો.

એક જણે પુછ્યું. "તમે આશું કરો છો? અને સીધું ક્યાં છે?" પણ નાનજીએ કૈં ન સાંભળ્યું. એ તો ધુનમાં ને ધુનમાં બોલવા લાગ્યો!

"અરે રે! અરે રે! આવી નોકરી? લાવ રે હર દેવ! બધા રોટલા અહીં લાવ. આવું લોહીનું અન્ન તે કોણ ખાય?'

નાનજીના સર્વે સાથીઓ આશ્ચર્યચકીત થઇ તેની તરફ જોઇ રહ્યા. નાનજીએ બધા રોટલા ભેગા કરતાં પોતાના સાથીઓને સર્વ બીનાથી વાકેફ કર્યા અને કહ્યું. "ચાલો! ઠીક થયું, ઉગરી ગયા.

તેઓ બધા સ્ટેશનમાસ્તરની ઓફીસમાં ગયા અને રોટલા ટેબલ પર મુકતાં કહ્યું. સાહેબ! લ્યો આ રોટલા. હડતાલીઓના પેટ પર પગ દઇ લોહીનું અનાજ ખાવા અમે નથી ઇચ્છતા."

સ્ટેશનમાસ્તર આ સાંભળી ક્રોધથી પ્રજ્જ્વલીત થઇ ધુરકયો: 'ક્યાં જાવ છો, બદમાસો?"

તેના આ શબ્દો સાંભળવા ઉભા ન રહેતાં તેઓ સડસડાટ ચાલ્યા ગયા.

સ્ટેશન માસ્તર ગુસ્સામાં ટેબલ પર મુક્કી પછાડી હવામાં હાથ વિંઝવા લાગ્યો.

# ચર્ચાના ચોગાનમાં—

નવયુગમાં પ્રસિદ્ધ થતા કેટલાય લેખો એવાં હોય છે કે જેને સમજવાને માટે વાંચક બીરાદરોને ભારે શ્રમ લેવો પડે છે. તેથી કેટલાક સિદ્ધાંતવિષયક લેખો એમ અણવંચાયાંજ રહે છે. એટલું જ નહીં પણ અનેક જણ વાંચે છે તેમને તેમના સિદ્ધાંતોના સત્યપણા વિશેની ખાત્રી નથી થતી. આવા વાંચકો કોક જ વાર તેમની મુશ્કેલીનો ઉકેલ કરવાને માટે તંત્રી ઉપર કાગળ લખે છે અથવા લેખક પાસેથી જવાબ મેળવવાની આશા રાખે છે.

પણ આ પદ્ધતિ અતિ અનિચ્છનીય છે. કોઇએ લખ્યું છે માટે સ્વીકારી લેવાની વૃત્તિ એ અતિ શોકજનક છે. આ વૃત્તિને નિર્મૂળ કરવાને માટે, તેમજ નવયુગના પ્રસિદ્ધ થતા લેખો ઉપર ચર્ચા શરૂ કરવા માટે આ અંકથી આ કોલમ શરૂ થાય છે. આશા છે કે નવયુગનો પ્રત્યેક વાંચક, પ્રસિદ્ધ થયેલા લેખોની બુદ્ધિયુક્ત ચર્ચા શરૂ કરે. અમો આ પ્રયત્નમાં સર્વ વાંચક બીરાદરોનો સહકાર માંગી લઇએ છીએ. આ સાથે અત્યાર સુધીમાં મળેલા પત્રોમાંથી એક પત્ર અને તેનો પ્રત્યુત્તર રજુ થાય છે—**તંત્રી.**

## સીઆમનો પ્રજાવિપ્લવ.

સાહેબ,

સીઆમના પ્રજાવિપ્લવ સંબંધી ગુજરાતમાં ઠીક ઠીક ખબર છપાઇ છે. લગભગ પ્રત્યેક વર્તમાનપત્રોમાં સીઆમના વિપ્લવની કથા આવી છે. પણ નવું બંધારણ જોતાં જણાય છે કે આ 'પીપલ્સ પાર્ટી' એ તો ઇટાલીના ફેસીસ્ટ જેવી છે. એમાં લોકતંત્ર જેવું જરા પણ નથી. તો આ સંબંધી આપ જાહેર ઉલ્લેખ કરશો તો આભારી થઇશ.

બાંગકોક. —સીયામીઝ.

[લેખકની વસ્તુ સાવ સાચી લાગે છે. કમનશીબે સીઆમનું રાજ્ય બંધારણ અમારી સમીપ નથી એટલે અમો આ નવી સરકારતંત્રના સ્વરૂપ વિશે માહિતી આપી શકતા નથી. પણ આ લોકતંત્ર તો નથી જ એ સાબીત કરવા માટે એક જ વસ્તુનો ઉલ્લેખ પુરતો છે. પીપલ્સ પાર્ટીના આગેવાનોએ જાહેર કર્યું છે કે જ્યારે તેમને લાગશે કે ચુંટણીનો અધિકાર ભોગવવાને માટે લોક લાયક થયા છે ત્યારે તેઓ ચુંટણી કરશે અને ત્યાં સુધી આ સરકાર ચાલુ રહેશે. આ એકજ વસ્તુ બતાવી આપે છે કે સીઆ-

મમાં સ્થપાયેલું રાજ્યતંત્ર એ લોકતંત્ર નથી પણ અમુક ટોળીએ લશ્કરની મદદથી સ્થાપેલું સરકારતંત્ર છે. અલબત્ત આપખુદ રાજશાહી કરતા આ વસ્તુ વધુ લાભદાઇ હોય છતાં તે પ્રગતિમાન તો નથી જ.

—તંત્રી.

## એક સરખામણી.

સાહેબ,

ઇટાલીમાં ફેસીઝમની દશમી સંવત્સરી ઉજવતાં મુસોલીનીએ ફેસીસ્ટ વિરોધી આંદોલનો ઉપાડવા માટે જેલમાં ગયેલાઓને માફી બક્ષી છે. પણ આ સંબંધી રશિયાનો દાખલો વધુ ઉજ્જવલ અને વધુ ભવ્ય છે. ઉદાહરણ તરીકે ૧૯૨૭ માં જ્યારે રશિયાએ લોકવિપ્લવની દશમી સંવત્સરી ઉજવી ત્યારે નીચે પ્રમાણે નક્કર સુધારા લોકસમુદાયને મળ્યા હતા.

(૧) આઠ કલાક કામને બદલે સાત કલાકનું કામ.

લોકો-
પર ચડયા.

(૨) ખેડુતો ... [illegible] (કિસાન શ્રમજીવીઓ માટે પાંચને બદલે ચાર કલા-

."હડતાલ! પેલા ... કે તમને નોકરી પરથી બરતરફ કર... આવ્યા છે."

"બરતરફ! વાહ! વાહ! કેવા ગપ અરે, બુદ્ધ! અમે તો અમારી જાતેજ નોકરી છોડી દીધી છે. ચોવીસ કલાક સતત મહેનત કરવા છતાં યે દસ રૂપીઆ પગાર; જેનાથી અમે અમારૂં પેટ પણ ભરી શકતા નથી; તો પછી બાલબચ્ચાંને તો ખવાડીયે જ શું? આવી નોકરી કરતાં તો મજૂરી કરીએ તે ય સારૂં! સરકારને આ સ્પષ્ટપણે સમજાવવા માટે રેલ્વેના સર્વ કામદારોએ હડતાલ પાડી છે; સર-

(૭) પ્રત્યેક બાળકને અઢાર વર્ષ સુધી રાજ્યને ખર્ચે શિક્ષણ.

આમ જ્યારે રશિયાની ક્રાંતિએ દશ વર્ષની સંવત્સરી ઉજવી ત્યારે આવા નક્કર લાભો સમાજને સાંપડયા હતા, પણ ઇટાલીમાં ઉજવાયેલી ફેસીસ્ટ સંવત્સરી વખતે શબ્દો શિવાય ઇટાલીયન જનતાને કશું જ સાંપડયું નથી. યોગ્ય લાગે તો આ પ્રસિદ્ધ કરશો.

—નેપલ્સનો નિવાસી.

[નેપલ્સથી એક ગુજરાતી ભાઇએ મોકલેલું આ ચર્ચાપત્ર અતિ આનંદથી અમો પ્રસિદ્ધ કરીએ છીએ. આશા છે કે અન્ય વાંચક બિરાદર પણ અમોને આવું વિચારભર્યું સાહીત્ય લખી મોકલશે.

—તંત્રી

## મંચુરીયા અને જાપાન.

સાહેબ,

લીટન રિપોર્ટ પ્રસિદ્ધ થયે લગભગ છ અઠવાડીયા વીતી જવા આવ્યાં છે. પ્રજાસંઘ પણ બહુજ ધીમેથી પગલાં ભરે છે. મને તો લાગે છે કે પ્રજાસંઘ ચર્ચા કર્યા કરશે અને અહિં મંચુરીયા પર જાપાન સ્વાહા કરી જશે. પણ આ અમે નથી ઇચ્છતે એક પ્રશ્ન અતિ મુંઝવી ... જે કે જાપાનમાં આ

સ્ટેશનમાસ્તર આ સતો વિરોધ કરનારા મજ્જાવસ્થીત થઇ ધુરકયોઃ 'પાનના ખેડુતો છો, બદમાસો?"

'દી સાહ-

તેના આ શબ્દો સાંભળવા ઉભા ...ઇજ રહેતાં તેઓ સડસડાટ ચાલ્યા ગયા.

સ્ટેશન માસ્તર ગુસ્સામાં ટેબલ પર મુક્કી પછાડી હવામાં હાથ વિંઝવા લાગ્યો.

[જાપાનમાં સામ્રાજ્ય વિરોધક પક્ષ અસ્તિત્વ ધરાવે છે એ વસ્તુ Asia જેવા માસિકના લેખોમાંથી દેખાય છે. પણ જાપાનમાં દમનનીતિ એટલી જોરદાર છે કે આવા સામ્રાજ્ય વિરોધી આંદોલનો ખુલ્લી રીતે બહાર પડે એવો સંભવ નથી. છતાં ટોકીયોમાં મંચુરીયામાં જાપાને શરૂ કરેલી નીતિ સામે કામદારોએ અને વિદ્યાર્થીઓએ અનેકવાર દેખાવો કર્યા છે. અત્યારે લગભગ ૮૦૦ જાપાની વિદ્યાર્થીઓ મંચુરીયાની નીતિ સામે વિરોધ કરવા માટે કારાગૃહમાં છે. એ તો હવે લગભગ સર્વ સ્વીકાર્ય વસ્તુ થઇ પડી છે કે જાપાન ઉદ્દામ બનતું જાય છે. આથી જ જાપાનના મુડીવાદીઓ લશ્કરવાદની સહાય લઇ રહ્યા છે.

જાપાનના ખેડુતો અને કામદારોનો સાચો પ્રતિનિધિ સામ્યવાદી પક્ષ જાપાનમાં ગુપ્તપણું જાળવે છે. એટલે જ યુદ્ધ વિરોધી આંદોલનો કેટલાં છે અને કેવાં છે તેનો અંદાજ માપવો અશક્ય છે.

તેમજ જાપાનમાંથી મળતા સમાચારે અહિં રૂટરની સામ્રાજ્યવાદી સર્વિસ દ્વારા આવતા હોવાથી આવા આંદોલનોની નોંધ રૂટર ન લે તે સમજી શકાય તેમ છે.

બાકી એ ચોક્કસ છે કે જાપાનમાં સામ્રાજ્ય-વિરોધી ચળવળ જરૂર હસ્તી ધરાવે છે. તંત્રી.

## જે પુસ્તકે યુરોપના હજારો નવજવાનોને-

**આધુનિક સમયમાં** અરાજકતાવાદે યુવાન પ્રજાનું ખુબલક્ષ ખેંચ્યું છે. આ રાજકીય તત્વજ્ઞાનની ભુમિકા વિષે બહુ અલ્પ સાહિત્ય સર્જાયું છે. 'બોંબ અને પિસ્તોલ'ના માર્ગમાં રહેલી નિષ્ફળતાને પ્રત્યેક દ્રષ્ટિકોણથી ચર્ચતું સાહિત્ય ઉત્પન્ન કરવાની આ ક્ષણે સૌથી વધુ જરૂર છે. હિંદમાં કોઇ રાજકીય ખૂન થતાંજ મહાસભાવાદીઓ બહાદુર અરાજકતાવાદી ઉપર ધિક્કારના શબ્દો વરસાવવા મંડી જાય છે, પણ તેથી અરાજકતાવાદ મરશે નહિ.

# અરાજકતાવાદ

## પ્રકરણ ૨ જું. સમાજવાદની સાચી ભૂમિકા

જર્મનીના એ મહાન તત્વવેત્તાઓ—હેગલ અને શીલીંગ-મનુષ્ય સ્વભાવના દ્રષ્ટિબિંદુનું સંપૂર્ણ પૃથક્કરણ કરી-તેની અપૂર્ણતા સમજ્યા હતા. "ઇતિહાસનું તત્વજ્ઞાન" એ નામના પુસ્તકમાં હેગલ ઉત્તમ બંધારણની શોધમાં રખડતા આમરાપૂરીવાંચ્છુ વિચારકોની મશ્કરી કરે છે. જર્મનીના આ તત્વજ્ઞાનીના દ્રષ્ટિબિંદુ પ્રમાણે કાયદા અને કાનુનોની અનુસાર ઇતિહાસ ચાલે છે અને ઐતિહાસિક પ્રગતિ પછવાડે રહેલ કાર્યશકિત મનુષ્યસ્વભાવની બહાર વસેલ છે એમ તેઓ માનતા હતા. આ એક સત્ય તરફ ભરાયેલું મહાન પગલું હતું. પણ એ વિચારકોએ આ કાર્યશકિતને Idea મા નિહાળી અને ઇતિહાસના તત્વદર્શનમાં તેઓ બતાવે છે તે પ્રમાણે તે Idea–વિચારવાની પદ્ધતિનો એક ભાગ હતો. એટલે જુના ભૌતિકશાસ્ત્રીઓનું તત્વજ્ઞાન તેઓએ ફરીથી દાખલ કર્યું. એ મનુષ્ય સ્વભાવનું તત્વજ્ઞાન; પણ આ ભાવના નવીન વાઘા સજીને પાછી આવી. કુદરતને બારણેથી હાંકી કાઢી-તે બારીદ્વારા પ્રવેશી

જર્મન વિચારકોએ જે સામાજીક સેવા બજાવી છે તે બાદ કરતાં ફ્રેન્ચ તત્વવેત્તાઓએ એ તત્વજ્ઞાનનું જેટલું પૃથક્કરણ કર્યું છે તેટલું જર્મન વિચારકોએ નથી કર્યું. પ્રજાની એ ઐતિહાસીક ચળવળ પછવાડે રહેલું સત્ય શું છે? કોઇને કાંઇ પણ ખબર ન હતી. આ ઉપર ફેલાવાયાં જે જ્ઞાનકિરણો છુટ્યાં હોય તે જ. અને તે પણ અપૂર્ણ દશામાં.

અંતે કાર્લ માર્કસના તત્વજ્ઞાનની ખુબીઓ બહાર પડી.

માર્કસ કહે છે તે પ્રમાણે "મનુષ્યસ્વભાવની સામાન્ય કે અસામાન્ય ક્રિયાઓમાંથી કાયદેસર સંબંધોનો-

## —અરાજકતાવાદને પંથે જતા અટકાવ્યા—

**તે**મને તો તેમના દ્રષ્ટિબિંદુમાં રહેલી ભુલ સમજાવવાની જરૂર છે, આ દ્રષ્ટિએ રશીયાના મહાન વિચારક જી. પ્લેક્રેનાફના વિશ્વવિખ્યાત પુસ્તક "અરાજકતાવાદ અને સમાજવાદ"નું ભાષાંતર અહિં રજુ કરવાનો અમોએ નિર્ધાર કર્યો છે. આ અનુવાદને શકય હોય તેટલો સરળ બનાવવાની કાળજી અનુવાદકારે લીધી છે, જે માટે અમે તેમના આભારી થયા છીએ—

તંત્રી.

# અને સમાજવાદ

**મનુષ્ય સ્વાભાવ નહીં પણ નક્કર આર્થિક સ્થિતિ.**

અર્થ ગુઓટ માટે ગુઢતાથી ભરપૂર હતો. કારણંકે તેણે મનુષ્યસ્વભાવનું પૃથક્કરણ કરી તેનો અર્થ શોધવા વ્યર્થ પ્રયત્ન કર્યો. માર્કસનું તત્વજ્ઞાન એનો સચોટ અર્થ કરે છે કે "સમાજના અમુક વર્ગ હસ્તક ઉત્પત્તિના સાધનો"ને આધારે "મિલ્કતની સ્થિતિ છે. ઉમરાવ સમાજ એટલે રાજ્યદ્વારી અર્થશાસ્ત્રનો ચોપડો." માર્કસ એ ઇતિહાસનું પૃથક્કરણ આમ કરે છે.

"સામાજીક જીવનની શરૂઆતમાં મનુષ્યો જરૂરી સંબંધો બાંધે છે. આ સંબંધો તેમની ઇચ્છાની બહાર હોય છે. આ સંબંધો ઉત્પત્તિના સંબંધો વિષેના છે. જેવાં કે રાજ્યની પદ્ધતિઓનો —અભ્યાસ થઇ શકતો નથી પણ તેમનું સત્ય પ્રકરણ જીવનની એ ભૌતિક દશામાં સમાયેલ છે; મૂળ ધાલી બેઠેલ છે જેને અઢારમી સદીના અને અંગ્રેજોની વર્તણુંકને અનુસરી હેગલ કહેતો—"ઉમરાવનો સમાજ." ગુઇઝોટનું પણ એ જ કહેવું હતું. તેણે એમ કહ્યું કે રાજ્યદ્વારી સંસ્થાઓનાં મૂળ "મિલ્કતની સ્થિતિમાં" છે. પણ "મિલ્કતની સ્થિતિ" ઉત્પત્તિના સાધનોના સંબંધ ઉપર આધાર રાખે છે. આ ઉત્પત્તિના સાધનોના સંબંધનો સમૂહ આધાર સમાજનો આર્થિક પાયો ચણે છે. જેમાંથી ન્યાય અને રાજ્યદ્વારી બંધારણો જન્મે છે. આમાંથી જ રાજ્યદ્વારી ચૈતન્ય ઝરે છે. ભૌતિક જીવનની ઉત્પત્તિની ક્રિયા જીવનની સામાજીક—રાજકીય અને બુદ્ધિમય ક્રિયાઓને દોરે છે. આ જ ચૈતન્યને લીધે મનુષ્યની શક્તિ નિર્માણ થાય છે. આ ક્રિયાની અમુક હદ આવતાં— સમાજની ઉત્પત્તિના સાધનો—ઉત્પત્તિના સંબંધ સાથે અથડામણ કરે છે. આ ઉત્પતિનો સંબંધ—સંબંધી મટી જાય છે

અને બેડી બને છે. હવે આવ્યો સામાજીક બળવો."

ઇતિહાસનું ભૌતિક દિગ્દર્શન એ આ યુગની વિશિષ્ટતા છે. કાર્લ માર્કસનો સામાજીક બળવો, કોપર્નિકસીયરાની ભૂસ્તરશાસ્ત્રની શોધ જેવો છે. કોપર્નિકસીયરાની પહેલાના તત્વવેત્તાઓ એમ માનતા હતા કે પૃથ્વી શાંત, સ્થાયી છે અને સૂર્ય તેની આજુબાજુ ફરે છે. કોપર્નિકસીયરે કહ્યું કે આ તો સત્યથી બીલકુલ ઉંધું છે. તેવીજ રીતે માર્કસ સુધીના તત્વવેત્તાઓએ મનુષ્યસ્વભાવ દ્વારા ઇતિહાસનું પૃથક્કરણ કરવા પ્રયત્ન કર્યો. જ્યારે મનુષ્ય જીવવા માટે, પોતાની બહારની કુદરત ઉપર ખેલે છે ત્યારે તેને અનુસાર તે સંબંધ બાંધે છે. અને પોતાનો સ્વભાવ ફેરવે છે. મનુષ્યની કુદરત ઉપર ક્રિયા એજ એવું સુચવે છે કે તેની પાસે શસ્ત્ર છે—જુદાં હથીઆરો છે. એટલે કે ઉત્પતિનાં હથીઆરો અને તેમના ઉત્પતિના હથીઆરો પ્રમાણે તેઓ એક બીજાના સંબંધમાં ઉતરે છે. અને એટલે આ સંબંધ પ્રમાણે મનુષ્યની રીતભાતો, તેમની ઉર્મિઓ, તેમની ઇચ્છાઓ, તેમની વિચાર કરવાની રીતો—ટુંકામાં તેમનો સ્વભાવ ફરે છે. એટલે મનુષ્યનો સ્વભાવ ઇતિહાસીક પ્રગતિને ન સમજાવે પણ એ ઇતિહાસીક પ્રગતિ હંમેશાં મનુષ્યને પોતાની ઇચ્છા પ્રમાણે ઘડે છે.

પણ જો આમ હોય તો એ સંપૂર્ણ ધારાતંત્રની ગડમથલ એ નકામી વસ્તુ છે? તેની કિંમત જ નથી? ના! તેમનો દિવસ હવે ચાલ્યો ગયો છે. આ વિચારના દુર થવા સાથે અમરાપુરીવાંચ્છુઓના રંગ અને પડછાયા દુર થવા જ જોઇએ. આપણી આજની મહાન બળવાખોર ટોળી આ જુના વિચારો ઉપર બંધાયેલ નથી. પણ શાસ્ત્રીય પદ્ધતિથી આર્થિક બંધારણના પીઠબળપર બંધાયેલ છે. અને તેથી જ આપણી ટોળી અજીત છે—જેટલી આર્થિક સ્થિતિ છે.

ઉત્પતિનાં સાધનો અને લેવડદેવડનાં સંબંધ ઉપર ઉમરાવોએ પોતાનો પાયો નાખ્યો જે ફ્યુડલ બંધારણમાં પરિણમ્યો. અમુક સમયે આ ઉત્પતિના સાધનો અને લેવડદેવડના સંબંધના ઉત્પાદનોમાં, જે સ્થિતિમાં એ ઉત્પતિનું કામ થતું, જે સ્થિતિમાં ખેતી અને ઉદ્યોગ વધતો હતો, તે સ્થિતિ ચાલુ ઉત્પત્તિ માટે નકામી થઇ બંધનકર્તા થઇ પડી. એ સાંકળો તોડવી જોઇએ. અંતે એ સાંકળો તૂટી પડી! તેની જગ્યાએ છૂટથી વેપાર તથા સ્પર્ધા શરૂ થઇ. આવીજ એક ચળવળ આપણી સામે અત્યારે ચાલે છે. ચાલુ મુડીવાદીઓનો જમાનો, તેમના ઉત્પત્તિનાં સાધનો—તેનાં મહાન, વિશાળ યંત્રો—તેની આર્થિક લેવડદેવડની પધ્ધતિ એ સર્વ એક જાદુ સમાન થઇ પડયાં છે જેનામાં પોતેજ ઉત્પન્ન કરેલ કાલ્પનિક દુનિયા બોલાવવાની શક્તિ જ નથી! મુડીવાદીઓની હૈયાતી માટે અને તેમની સત્તા માટેનાં ઉત્પત્તિનાં સાધનો અને સંબંધોનો ઇતિહાસ એ ઉત્પત્તિનો બળવો છે. એટલે હવે એ સૂચવવું જ રહ્યું કે ઉમરાવશાહી સત્તાને ઉખેડી નાખવા જે શસ્ત્રો મુડીવાદીઓએ વાપર્યાં હતાં ને હવે તેમની સામે જ વપરાશે!

મુડીવાદીઓએ રાજાઓનો નાશ કર્યો: મજુરો હવે મુડીવાદીઓનો નાશ કરશે. મુડીવાદી અને મજુરો વચ્ચેની લડત એટલી જ સત્ય છે—જેટલી મુડીવાદી અને રાજાઓ વચ્ચે હતી. વર્ગીય લડાઇ એ એક રાજદ્વારી લડાઇ છે. જાગીરદારશાહી સમા-

જથી દૂર થવા મુડીવાદીઓને શસ્ત્રો ઉંચકવા પડ્યા અને રાજ્યની સત્તા હાથ કરવી પડી; અને હવે મુડીવાદી સમાજને દૂર કરવા મજુરોને તેમ કરવું જ જોઇએ. તેમનાં કાર્યની દિશા તો કેટલાએ સમયથી આગળથી બનાવોએ દોરી રાખી છે.

માર્ક્સના બહાર પડવા સાથે જ સમાજવાદે વર્ગીય લડતનું રૂપ લીધું; અમરાપૂરીવાંચ્છુ સમાજવાદીઓને આનું સાચું ભાન ન હતું. અને તેથી જ તેઓ મુડીવાદી તત્વવેત્તાઓની પછવાડે રહી ગયા.

ભવિષ્યના સમાજ માટે "મનુષ્યસ્વભાવ"ના નૂતન વિચારો જો ચોક્કસ સંજ્ઞાઓ આપવાના હોય તો શાસ્ત્રિય સમાજવાદ આવા ધતીંગોથી વધારે ચેતતો રહે છે. સમાજના બંધારણનો આધાર પ્રજાનાં ઉત્પત્તિનાં સાધનો ઉપર રહે છે. મજુરો જ્યારે સત્તામાં આવશે ત્યારે શું સ્થિતિ હશે તે આપણે જાણતા નથી. આપણે એટલું જાણીએ છીએ કે અત્યારની સુધરેલી મનુષ્ય જાતીના કબજામાં રહેલ ઉત્પત્તિનાં સાધનો પ્રજા માટે સ્થાપવા જોઇએ. આપણે ઉંધે રસ્તે ચઢી ન જાઇએ તેને માટે આટલું સારૂં છે. "આપણા દેશમાં મજુરવર્ગનો ઉન્નત ભાગ સામ્યવાદીઓ છે. વળી તેઓને આગળ વધવાની દિશાનું સંપૂર્ણ ભાન છે અને મજુર ચળવળનો અંત શું હશે તે તેઓ સારી રીતે સમજે છે." આ ૧૮૪૮ માં લખાયેલું વાક્ય સત્ય છે પણ તેમાં મજુરસંઘને સામ્યવાદીસંઘથી બ્હાર લેખવામાં આવેલ છે. આજે મજુરસંઘ એજ ખરો મજુરસંઘ છે, જે સામ્યવાદની એરણ ઉપર ઘડાય છે.

એટલે તે વખતના અમરાપૂરીવાંચ્છુઓની એ માગણી કે "સર્વ વસ્તુ મનુષ્ય સ્વભાવનું પરિણામ છે" એ ખોટી પડે છે. આપણા સમાજવાદનો પાયો સત્ય આર્થિક સ્થિતિ છે.

તેથી મનુષ્ય સ્વભાવનાં ગીત ગાનારા એ જાગીરદારોના દલાલોએ શાસ્ત્રીય સમાજવાદીઓ ઉપર શું અસર કરી છે તે સહેલાઇથી સમજાશે. કુબેરના વખતનાઓએ જેવો ડાર્વિન ઉપર હલ્લો કર્યો તેના જ જેવું આ છે. વળી આશ્ચર્યજનક બીના એ છે કે હર્બર્ટ સ્પેન્સર જેવા ઉત્ક્રાંતિવાદી પણ એ સુરો બજાવતા નથી.



# ...હાસ્યનાં છાંટણાં...



રશિયા સંબંધી સામાન્ય રીતે ગુજરાતના તંત્રીઓ કેટલું સરસ જાણતા હોય છે તેની તાજી પ્રતિનિ માટે 'લોકલ મીલ' નામના અમદાવાદથી પ્રસિદ્ધ થતા માસિકમાં આવેલું આ રત્ન જુવો.

સામ્યવાદના આચાર્ય મહાત્મા લેલીને રાજક્રાંતિદ્વારા ઝારશાહીને દફનાવ્યા બાદ પ્રજાવાદની શવીયટ સરકાર સમક્ષ ગણત્રી બાંધી ૧૯૨૧ ના માર્ચમાં એક યોજના રજુ કરી. દરેક રાષ્ટ્રની સ્વતંત્રતા ખેતી ઉપર વધારે અવલંબે છે. અને તેમાં લેલીને સામુદાયીક ખેતી ખીલવવાના સ્વપ્નાઓ સિદ્ધ કરવા ખેડુતો રાજક્રાંતિ બાદ પોતાની જમીનોના માલિક થઇ આપણી સ્થિતિ કોઇ દિવસ પગભર બનાવીશું એવી આશાઓ સેવતાં હતાં, તેઓ હવે પોતાની આશાઓ ફળીભૂત કરવા તક મળી, અને તેઓએ મા. લેલીનને પીઠબળ આપી સ્વસ્વ મા. લેલીનના ચરણે ધર્યું".

-'લોકલ મીલ'

'જાપાન કે અમેરીકા, ઇટાલી કે બીજા કોઇ દેશનો માલ બેડી બંદરે ઉતરી શકે તેમ નથી.'

—બે ઘડી મોજ

ભૂગોળ શિખવાની જરૂર છે.

* * *

પરન્તુ તેર જણાથી કંઇ ચેમ્બર સ્થપાય નહીં અને સ્થપાય તો પણ અપશુકનીઆળ નીવડે.

—બે ઘડી મોજ

યુરોપના વહેમો પણ હવે અહીં મનાવા લાગ્યા છે.

* * *

'પળાવી પ્રાઇમોજેનીચર,
લઘુ બંધુ બને ઘરચર
લક્ષ્મણ રામ સામના અનુચર,
અભિલાષા અમારે એ'

—ક્ષત્રિય મિત્ર

લેખક ભૂલી ગયા છે અત્યારે સરખા હક્ક અને સરખી તક માટે પુરૂષો તો શું પણ સ્ત્રીઓ પણ લઢી રહી છે.

* * *

'દલીત વર્ગો અને ઉચ્ચ કોમના હિંદુઓ વચ્ચે ભ્રાતૃભાવ સ્થપાઇ ગયો છે.-

-કૌમુદીકાર

હિંદુસ્તાનમાં કેટલાકો દીવસે પણ દેખતા હોતા નથી.

* * *

'સમાજને ટકાવવો, રક્ષવો, અને એનો વિકાસ કરવો તે આજે સમાજના અગ્રગણ્ય નેતાઓ, પટેલો, અને કાર્યકર્તાઓના હાથમાં છે.

—નાગર જગત

સરકાર માબાપ પણ એમજ કહે છે

* * *

'મુંબઇ સમાચાર, હિંદુસ્થાન અને પ્રજામિત્ર, બે ઘડી મોજ, નવચેતન, ગુણસુન્દરી, હિંદી આફ્રિક, ફુલછાબ, સીનેમા ફેન, બહુરૂપી, બાલજીવન, નવજીવન (મરાઠી), પ્રતાપ, મોઢ મહોદય, દેશીમિત્ર, ગુજરાતી, ફુરસદ, સત્યપ્રકાશ અને સ્વદેશ, એ સર્વ ભાઇબંધ પત્રોના દીપોત્સવી અંકો અભિપ્રાય અર્થે મળ્યા છે. સૌએ પોતપોતાને ધોરણે લેખો અને ચિત્રોથી અંકોને શણગારવાના સ્તુત્ય પ્રયાસો કર્યા છે. દીપોત્સવી અંકનો આ વર્ષનો રસથાળ ગયા વર્ષથી ઉતરે તેવો નથી. લેખો અને ચિત્રોની બાબતમાં મહા ગુજરાતનાં પત્રો આ વર્ષે એક પગલું આગળ વધ્યાં છે એમઆ અંકોના અવલોકનકાર જરૂર કહી શકશે.

'વિચાર નોંધ'-'શારદા'

એ લીટીમાં અવલોકન તે આનું નામ!

* * *

'ગાંધીજીએ પોતાના નિવેદનથી, મહર્ષિ મનુ, યાજ્ઞવલ્ક્ય, પરાશર વિગેરે અનેક પ્રાચીન વિદ્વાન રૂષીઓ થી રચીત પુરાતન ધર્મશાસ્ત્રો જે તેના સ્પષ્ટ શબ્દોમાં સ્પૃશ્યાસ્પૃશ્ય, ભક્ષ્યાભક્ષ્ય તથા લગ્ન વિગેરે બાબતોમાં નિયમોનું ધાર્મિક વિધાન કરવામાં આવ્યું છે. તેનું ગૂઢ અજ્ઞાન પ્રદર્શીત કર્યું છે.

—મનુભાઈ સી. પંડ્યા.

સોલીસીટર.

કહેવાય છે કે આ શાસ્ત્રો વાંચીને શ્રી. મનુભાઇ પોતે બ્રાહ્મણ હોવાથી સોલીસીટરપણું મૂકી દઇને વનમાં જઇ રૂષી બનનાર છે એવી અફવા ખોટી છે એમ ખાત્રીદાર સ્થળોએથી જાહેર કરવામાં આવ્યું છે.

એક ગુજરાતી—સટ્ટા દલાલ.
બે ગુજરાતી—બીઝનેસ.
ત્રણ ગુજરાતી—લીમીટેડ કંપની.

—o—

એક મદ્રાસી—સેક્રેટરીએટનો કારકુન.
બે મદ્રાસી—ડીબેટીંગ કલબ.
ત્રણ મદ્રાસી—ફ્રી પ્રેસ જરનલ.

એક દક્ષિણી—સ્કુલમાસ્તર.
બે દક્ષિણી—કાય ગોષ્ટ.
ત્રણ દક્ષિણી—સામાજીક સુધારાની સંસ્થા.

—o—

એક કોમ્યુનીસ્ટ—કોલેજીયન.
બે કોમ્યુનીસ્ટ—પક્ષોની સ્થાપના.
ત્રણ કોમ્યુનીસ્ટ—હતા ત્યાં ને ત્યાં.



# સામયિક કટાક્ષ ચિત્રો.

## પર્દા પરિષદ




જાદુગર: હોરે-જુઓ-આ પરિષદ જુઓ. કેટલી સુંદર દેખાય છે?
આમંત્રાયેલા પ્રતિનિધિઓ-બહુજ સરસ! બહુજ સરસ! બહુજ સરસ.

## અલાહાબાદનું કોમીઐક્ય.




અલાહાબાદ પરીષદે વીકટ પગથીઆં પરથી પસાર થઇ એક્તાનું ફળ હાથ ધરવાની તક મેળવી છે—હવે તે મળશે?

## આ ઘર તો ભાંગ્યું !




અસ્પૃશ્ય લોકોના આંદોલનોથી સનાતનીઓ ખુબ અકળાઇ ઉઠયા છે.

## ન્યાયદેવીની નિષ્ફળતા.




**જાપાની સામ્રાજ્યવાદ**—શું ત્હમો એમ સમજો છો કે હું ત્હમારી પરવા કરૂં છું! ના—જરાયે નહીં.

[ મંચુરીયા માટે નિમાયેલા પ્રજાસંઘના કમીશને બહાર પાડેલા નિવેદનમાં સુચવાએલી શરતોનો જાપાની સામ્રાજ્યવાદે અસ્વીકાર કર્યો છે. ]



# પ્રકૃતિ, પ્રભુ, માનવ

## અકસ્માત્ વિ૦ —

લેખાંક

### અકસ્માતની સમજણ

આ માજીક ઘટનાઓ પરસ્પરાશ્રિત છે, એટલે અકસ્માત્ અથવા કિસ્મત્ જેવું કંઇ જ જગતમાં હોઇ શકે નહીં. એમ છતાં આપણને ઘણીવાર વ્યક્તિગત અને સામાજિક અકસ્માતો નડે છે, તે ઉપરથી કેટલાક વિદ્વાનો એમ કહે છે કે ઇતિહાસમાં અકસ્માતો ઘણીવાર અગત્યનો ભાગ ભજવે છે. સામાન્ય રીતે તો લોકો, જ્યારે કંઇ અણધાર્યું બને ત્યારે તેને અકસ્માત્ કહે છે. રસ્તે જતા માણસ ઉપર ઇંટ પડે અને તે મરી જાય, અચાનક કોઇ આદમી પોતાના ગુમ થએલા મિત્રને મળી જાય, કિસ્મતના પ્રતાપે લોટરીમાં પૈસા પ્રાપ્ત થાય, અજાણપણે આપણને સસ્તી કિંમતે ભારે હીરો હાથ લાગે, એ સર્વ ઘટનાઓ આવશ્યક ને ઉત્પાદક કારણો છે. અમુક શહેરમાં અકસ્માત્ મળી ગએલો મિત્ર એ શહેરમાં ચોક્કસ કામ માટે વારંવાર ચોક્કસ સમયે કે સમયાંતરે જતો હોવો જોઇએ. બરાબર એ જ વખતે બીજો માણસ એ જ શહેરમાં અને એ જ સ્થળે જાય એટલે બન્નેનો મિલાપ થયા વિના રહે નહીં'...પાસા રમવામાં પાંચ કે દશની સંખ્યા આવે તેથી જીત થાય અને ફરી વખત પાસા નાખવાથી બીજી સંખ્યા આવવાથી હાર થાય, તેમાં પણ અકસ્માત્ કે કિસ્મત્ નથી. પાસા હાથમાં લઇ તેના પર અમુક બળ વાપરવાથી અને ચોક્કસ પ્રમાણમાં ને ચોક્કસ દિશામાં આંગળીઓની ગતિ કરવાથી પાંચનો આંક આવે જો ઓછું ... બળ ઓર-



# અને સમાજવ્યવસ્થા

## — કારક અનિવાર્યતા.

ત્રીજો

ફરી પાસા નાખવાથી એ જ આંક પાછો અવશ્ય આવે. પણ પાસા રમનારે એ રીતે આંગળીઓની ગતિ પર અભ્યાસથી કાબુ મેળવ્યો ન હોય તો જુદો જ આંક આવે. અમુક આંક હારનો કે જીતનો છે. એ તો પહેલેથી જ મુકરર હોય છે અને ધાર્યો આંક મેળવવો એ ટેવ અને અભ્યાસનો વિષય છે, એટલે તેમાં અકસ્માત્ કે કિસ્મતને સ્થાન નથી. માત્ર અજ્ઞાનને આપણે 'અકસ્માત્–કિસ્મત'નું નામ આપીએ છીએ. આપણો મિત્ર અમુક શહેરમાં ખાસ કામ માટે અથવા નિયમિત રીતે ચોક્કસ વખતે જાય છે તેની આપણને ખબર નથી હોતી એટલે તેના મેળાપમાં અકસ્માત્ જણાય છે.

ઘણીવાર કારણોની અનેક માલાઓ અમુક પરિણામ લાવે છે. મિત્રને 'અકસ્માત્' મળવામાં બે જાતની કારણમાળાઓ મોજુદ છે. એક પ્રકારની કારણમાળા અમુક શહેરમાં આપણા મિત્રના જવામાં રહેલી છે અને બીજી કારણમાળા આપણા પોતાના ગમનમાં સમાએલી છે. આમાંથી એક કારણમાળા આપણે જાણીએ છીએ અને બાકીનાં કારણોથી બીનવાકેફ છીએ એટલે મિત્રના મેળાપમાં 'અકસ્માત્' ભાસે છે. જો મિત્રની પ્રવૃત્તિઓ આપણે જાણતા હોઇએ તો અવશ્ય અગાઉથી જ કહી શકીએ કે અમુક દિવસે અમુક વેળા પર અમુક શહેરમાં જવાથી એ મિત્ર આપણને મળશે.

આ ઉપરથી 'અકસ્માત્'ની સમજણ માટે આ પ્રમાણે વિધાન કરી શકાય:

> "એકબીજીને સ્પર્શતી બે ઘટનાઓની બે કે તેથી વધારે કારણમાલાઓમાંથી જો આપણે એક જ માલા જાણતા હોઇએ તો એ પરસ્પર સ્પર્શનું પરિણામ આપણને અકસ્માત્ જેવું લાગશે.

વ્યાસ બી.એ.એલએલ.બી.,

પરંતુ ખરૂં જોતાં એ ઘટનાઓનો એકબીજી જોડેનો સ્પર્શ ગતિ અને સમયના ચોક્કસ નિયમ પ્રમાણેજ બનેલો હોય છે."

xxx

## ઐતિહાસિક અકસ્માત્

ઇતિહાસમાં 'અકસ્માત્' જેવા ભાસતા જે બનાવો બની ગયા છે, એ પણ કારક સંયોગોનોજ પરિણામ છે. જેમ કુદરતમાં પ્રત્યેક વસ્તુ અને ઘટના ચોક્કસ પ્રાકૃતિક નિયમને અધીન છે તેમ માનવ સમાજમાં યે હરેક ઘટના એજ નિયમને વશ વર્તે છે. ૧૯૧૪–૧૮ ના વિશ્વવિગ્રહની શરૂઆત 'અકસ્માત' થઇ એમ ઘણા વિચારકો કહે છે. પાણીપતના યુદ્ધમાં પેશ્વાઇની પડતી 'અકસ્માત' થઇ એમ મનાય છે. અકસ્માત્ ૧૯૩૦ માં માલના બજારભાવો બેસી ગયા એમ સહુ બોલે છે. વસ્તુતઃ આમાંથી કોઇ પણ ઘટનામાં આકસ્મિકતા નહોતી. ઓસ્ટ્રીઆના આર્કડ્યુકનું અચાનક ખુન કોઇએ કર્યું તેથી વિશ્વવિગ્રહ સળગી ઉઠયો એમ કહેવું એ સાવ જુઠું છે. આર્કડ્યુકનું ખુન ના થયું હોત તોયે યુરોપમાં યાદવાસ્થળી જામ્યા વિના રહેત નહીં. મુડીવાદના આંતરવિરોધો [illegible] બનવાથી સશસ્ત્ર સામ્રાજ્યવાદી [illegible] છે. જુદા જુદા દેશોની મુડી [illegible] હરીફાઇ, બજાર માં [illegible], એક બીજાની સામે ઉંચી ચડતી હરીફ જકાતો, તેમાંથી ઉભી થતી આર્થિક આફત અને તેને અંતે સશસ્ત્ર વિગ્રહ–મુડીવાદી સમાજરચનાનો આ ઐતિહાસિક ને અનિવાર્ય ક્રમ છે. ૧૯૧૪ના વિશ્વવિગ્રહની વેળાએ આ બધાયે સંયોગો મોજુદ હતા. પરિણામે લડાઇ ફાટી નીકળી. આર્કડ્યુકનું ખુન એ તો કેવળ બહાનું હતું. લડાઇ માટેની તૈયારીઓ વર્ષોથી ચાલુ હતી. આર્કડ્યુક મરવાને બદલે સો વર્ષ જીવ્યો હોત તોયે ૧૯૧૪ ની આસપાસ વિશ્વવિગ્રહ થયા વિના રહેત નહીં. હવે ફરી એકવાર મુડીવાદના આંતરવિરોધો આકરા બન્યા છે, હરીફાઇઓ વધી છે, બજારો સંકોચાયાં છે, જકાતી દીવાલો ઉંચી ચઢી છે, લશ્કરી તૈયારીઓ ચાલુ છે, ચોમેર આર્થિક મંદી વ્યાપી છે, અને રશીઆમાં વ્યાપક પ્રગતી ચાલી રહી છે, માટે થોડાં વર્ષોમાં વળી પાછો સશસ્ત્ર સામ્રાજ્યવાદી જંગ જામવો જોઇએ. બીજો હથીઆરબંધ ખુનખાર વિગ્રહ જગતની વિષમતાઓને વિદારવા અનિવાર્ય છે. એના આગમન માટે ઐતિહાસિક કારણો એટલે કે સંયોગોમાંથી વિકસતાં કારણો અત્યારે એકઠાં થઇ રહ્યાં છે.

xxx

## કારક અનિવાર્યતા

આમ વિશ્વમાં તમામ વ્યતિકરો (Phenomena) ચોક્કસ કારણોનાં આવશ્યક પરિણામો છે. આને ભૌતિકવાદની પરિભાષામાં 'કારક અનિવાર્યતા' કહેવામાં આવે છે. આવશ્યક પરિણામો હંમેશાં સારાંજ હોય છે એમ નથી. જે ફળ અમુક કારણોમાંથી અવશ્ય નીપજે એ 'આવશ્યક' ફળ છે. અહીં 'આવશ્યક'નો અર્થ 'અનિવાર્ય' થાય છે. કોઇ ઘટના ઇચ્છવાયોગ્ય હોય અને તેથી તેને 'આવશ્યક' ગણવામાં આવે એ વસ્તુસ્થિતિને ઐતિહાસિક આવશ્યકતા (અનિવાર્યતા) સાથે કંઇ લેવા દેવા નથી. જેમ જેમ યંત્રોનો વિકાસ થાય તેમ તેમ

ઔદ્યોગિક શ્રમજીવી વર્ગની વૃદ્ધિ થાય છે. આમાં શ્રમજીવી વર્ગની સંખ્યાવૃદ્ધિ એ યંત્રપ્રગતિનું આવશ્યક ફળ છે. મુડીવાદના વિકાસથી યુરોપમાં જમીનદારશાહીનો લય થયો એ આવશ્યક પરિણામ હતું. મહાત્મા ગાંધીની પ્રગતિ–વિરોધક પ્રવૃત્તિઓથી અને આત્મલક્ષી જાહેર ચળવળથી બ્રીટીશ સામ્રાજ્યવાદ હિંદમાં મજબુત બને એ આવશ્યક છે. પુના-કરાર અને અલ્હાબાદ પરિષદથી હિંદમાં પ્રત્યાઘાતી તત્ત્વો રાજકીય ક્ષેત્ર જોશ પકડે એ આવશ્યક એટલે કે અનિવાર્ય છે. ખાદી, અંત્યજોદ્ધાર, અને આત્મશુદ્ધિમાં ગાંધીજીના આદેશ પ્રમાણે સારા દેશસેવકોની શક્તિ રોકાવાથી હિંદની સ્વતંત્રતાની ચળવળ નબળી બનવી જ જોઇએ. આમ જે પરિણામ કારક સંજોગોમાંથી અવશ્ય ઉત્પન્ન થાય તે 'આવશ્યક' પરિણામ લેખાય છે.

* * *

## સમાજશાસ્ત્ર અને ભવિષ્યકથન

અત્યાર સુધી કરેલા પ્રતિપાદન ઉપરથી કોઇ એમ કહે કે સામાજિક વ્યતિકરોની આગાહી અગાઉથી આપી શકાય છે તો એ વાત ખરી છે. પણ એ આગાહી 'ભવિષ્યવેત્તા'ની આગાહી નથી. અદ્દભૂત અને અલૌકિક શક્તિનો દાવો કરનારાઓ દુનીઆને છેતરવા પ્રલયકાળ, 'ડાગળીઉં', મરકી, આફત વગેરેનું ભવિષ્યકથન કરે છે એ જુઠાણાને સમાજશાસ્ત્રના અભ્યાસીની આગાહી સાથે સ્નાનસૂતકનો સંબંધ નથી. જેમ ભૌતિકશાસ્ત્રના અભ્યાસીઓ કયે દિવસે કયા ગ્રહનું કેટલું ગ્રહણ થવાનું છે અને કયો તારો ક્યારે ખરી પડવાનો છે તે ખગોળવિદ્યાની ગણત્રીથી ભાખી શકે છે, એવી જ રીતે સામાજિક બનાવોના અભ્યાસના આધારે સમાજશાસ્ત્રી આવતી લડાઇ, સમાજવાદની પ્રગતિ, આર્થિક મંદી, મુડીવાદના આંતરવિરોધો વિગેરેની આગાહી આપી શકે છે. જપાને જ્યારે મંચુરીઆ ઉપર સંગ્રામ માંડયો ત્યારે જપાનીઝ સરકારે એમ જાહેર કર્યું હતું કે જાપાનની ઇચ્છા મંચુરીઆને હજમ કરી જવાની નથી. એજ વેળા આંતરરાષ્ટ્રીય રાજકારણના અભ્યાસી સમાજવાદીઓ બોલતા હતા કે જાપાન કેવળ જુઠાણું હાંકે છે પણ તેની ખરી દાનત એક કે બીજા બહાના તળે મંચુરીઆ ઉપર આર્થિક ને રાજકીય આધિપત્ય સ્થાપવાની છે. આ બીજી આગાહી સાવ સાચી ઠરી છે. ખગોળશાસ્ત્રીઓ અને વાયુશાસ્ત્રીઓ સૂર્ય, ચન્દ્ર, ગ્રહો, તારા, પૃથ્વી, પવન, ઇશ્વર વગેરેનાં અયનો ને ગતિઓ જાણે છે, તેથીજ સુર્ય અને ચંદ્રની વચ્ચે પૃથ્વી ક્યારે આવશે અને ચંદ્રગ્રહણ ક્યારે થશે અથવા હવાઇ તુફાનો કયા દિવસે ફાટી નીકળશે કે પછી વરસાદનો અતિરેક થશે એ કહી શકે છે. આમ ફક્ત અભ્યાસ અને અવલોકનનો વિષય છે. પણ મહાત્મા ગાંધી અમુક વારની અમુક ઘડીએ પાછલે પહોરે જન્મ્યા હતા માટે ૧૯૩૨ ના નવેમ્બરની ૩૦ મી તારિખે એમને જેલમાંથી મુક્તિ મળશે એમ કહેવું જેટલું જુઠું અને અવૈજ્ઞાનિક છે એટલું જ અયોગ્ય ને અડબંગ એમ કહેવાનું છે કે તેરમી તારિખે રાતે આકાશમાં ધુમકેતુ ઉગ્યો અગર ચન્દ્રની આસપાસ વાદળમાં પાણીનું કુંડાળું દેખાયું અથવા તો અચાનક આબુ પર્વત ઉપર માતા આરાસુરીની મૂર્તિ તુટી પડી, માટે કોઇ મહાસમ્રાટ મરી જશે

અથવા ખૂનખાર આંતરરાષ્ટ્રીય વિગ્રહ જાગશે. કારક બળોના અવલોકન ઉપરથી જ પરિણામોની આગાહી સમાજમાં કરી શકાય છે. ઉત્પાદનનાં સાધનોની પ્રગતિ, યાંત્રિક વિકાસ, સામાજિક ઉત્ક્રાન્તિના નિયમો, અને એ ઉત્ક્રાન્તિની દિશા આપણે ભૂતકાળના અભ્યાસથી જાણતા હોઇએ તો જરૂર આપણે આવતી સામાજિક ઘટનાઓનું ભવિષ્યકથન કરી શકીએ. ૧૯૩૧માં આ લેખકે, મહાત્મા ગાંધી રાષ્ટ્રીય મહાસભાના દરજ્જાને નીચો નમાવી લૉર્ડ અરવીન સાથે સમાધાન કરશે અને અરવીન સાહેબની સમક્ષ 'તાબેદારીનું તહનામું' નોંધાવશે એમ આગાહી કરેલી. એ આગાહીની પાછળ મહાત્માજીની પાછલી કારકીર્દિ, અલ્પતારૂદ મનોદશા અને જેલ માંહેથી એમણે પ્રસિદ્ધ કરેલાં નિવેદનોના અભ્યાસનું બળ હતું. એ જ રીતે હવે મહાત્માજી ફરી એકવાર વધારે નમતું આપી, રાજકીય ચળવળને અલગ કરી, સમાધાન કરી લેશે એમ કહેવાને માટે કારણો ઉભાં થયાં છે. પુના–પેક્ટ, અલ્હાબાદ પરિષદ, જેલમાંથી અંત્યજોદ્ધારને લગતા ગાંધીજીના ફતવા, અસ્પૃશ્યતાનિવારણમાંજ બધી શક્તિઓ રોકવાની એમણે ઉચ્ચારેલી હાકલ–એ સર્વ સંયોગો આગામી તાબેદારીના સૂચક છે. ગાંધીભક્તોને અને સમાજશાસ્ત્ર નહીં સમજનારાઓને આ વાત 'વાહીઆત' લાગશે, પણ જેનો મજબુત સંભવ છે એ અવશ્ય બનશે, શિવાય કે આગળ જતાં, આપણે અત્યારે જાણતા નથી એવા અન્ય સંયોગો ઉભા થાય. આ ભાવી સંભાવનાઓનો મુકરર સમય આપણે ન કહી શકીએ કારણકે મહાત્માજીના મનમાં શું છે, તેમની જોડે સરકાર શા સંદેશા ચલાવે છે, બ્રીટનના પ્રધાનોની ખાનગી યોજનાઓ શી છે, મહાત્માજી અને તેમના મિત્રોએ કેટલી હદ સુધી નમી પડવાની ઇંતેજારી બતાવી છે તે આપણે જાણતા નથી. જેમ ગ્રહોની ઝડપનું માપ આપણે ચોક્કસ રીતે જાણીએ છીએ તેમ સામાજિક 'ગ્રહો'ની ગતિનું માપ પણ જાણતા હોઇએ તો જરૂર સામાજિક ઘટનાઓનો સમય મુકરર કરી શકીએ. પણ એ જ્ઞાન અસંભવિત છે, એટલે આગાહીરૂપે સામાજિક વ્યાતિકરોનું માત્ર દિશાસુચન શક્ય છે.



# વિશ્વના વર્તમાનપત્રોમાંથી

## કાળાગોરાનો ભેદ

કોમી ચુકાદાથી યુરોપીઅનોને વધુ બેઠકો મળે છે. પણ તેથી કંઇ આશ્ચર્ય જેવું નથી. મહારાણી વિકટોરીયાના પવિત્ર જાહેરનામાં છતાં પણ કાળાગોરાનો ભેદ તો ચાલ્યો જ આવે છે. જ્યાં ત્યાં ગોરાઓને જ ઉંચા પગારની જગ્યા પર રાખવામાં આવે છે. મી૦ કે. ટી. શાહે 'સાઠ વર્ષનું હિંદી નાણાં પ્રકરણ' બહાર પાડી આ બાબતને વધુ પ્રકાશમાં આણી છે. હિંદી સનદી નોકરીમાં આ ભેદ કેમ રખાય છે તે નીચેના આંકડાઓથી જણાશે.

| પગાર. | બ્રિટીશરોનું પ્રમાણ. | હિંદીઓનું પ્રમાણ. | એંગ્લો-ઇંડીયનોનું પ્રમાણ. |
|---|---|---|---|
| ૨૦૦–૩૦૦ | ૧૨ ટકા | ૬૪ ટકા | ૨૪ ટકા |
| ૩૦૦–૪૦૦ | ૧૯ ,, | ૬૨ ,, | ૧૯ ,, |
| ૪૦૦–૫૦૦ | ૩૬ ,, | ૪૯ ,, | ૧૫ ,, |
| ૫૦૦–૬૦૦ | ૫૮ ,, | ૩૧ ,, | ૧૧ ,, |
| ૬૦૦–૭૦૦ | ૫૪ ,, | ૩૬ ,, | ૧૦ ,, |
| ૭૦૦–૮૦૦ | ૭૮ ,, | ૧૪ ,, | ૮ ,, |
| ૮૦૦–૯૦૦ | ૭૩ ,, | ૨૧ ,, | ૬ ,, |

આવી જ રીતે ઇંડીયન મેડીકલ સર્વિસ અને એવી બીજી નોકરીમાં પણ ચાલે છે.

## મહાવીગ્રહનો મહા સંહાર

જગતમાં અસમાન વ્હેંચણીને અંગે જે આર્થિક મંદી આવી છે તેનો ઉકેલ મુડીવાદી અર્થશાસ્ત્રીઓ કરી શકતા નથી. મુડીવાદી દેશો તેઓનાં વધુ ઉત્પાદનને ઠેકાણે પાડવા નવાં નવાં બજારો શોધી રહ્યા છે. અને આમ કરવાથી તેઓને યુધ્ધમાં ઉતરવું પડે છે. ગત મહાવિગ્રહ પણ આવા આર્થિક કારણોને અંગે થયો હતો. આ વિગ્રહથી જગતને શું મળ્યું તે નીચેની બાબત પરથી જણાશે.

૧૨,૯૯૬,૫૭૧ માણસોનાં ખૂન થયાં.
૧૬,૨૫૭,૦૦૦ માણસો ઘાયલ થયા.
૫,૬૬૯,૦૦૦ જીંદગી સુધી અશક્ત બન્યા.

૮૪,૫૧૦,૦૦૦,૦૦૦ ડોલરની મિલ્કતનો નાશ કરવામાં આવ્યો અને કુલ્લે ખર્ચ ૧૮૬,૨૩૩,૬૩૭.૦૯૭ ડોલર થયો. અને આજે પણ આપણે તે ભરીએ છીએ.

જો આ વિગ્રહ થયો ન હોત તો જે અખુટ ખર્ચ થયું તેમાંથી યુનાઇટેડ સ્ટેટસ, ગ્રેટ બ્રિટન, કેનેડા, ફ્રાંસ, રશિઆ, જર્મની અને બેલ્જીયમના દરેક કુટુંબને

૪૦૦૦ ડોલરની મિલકત મળી હોત. વધુમાં, ઉપલા દેશોના એ લાખથી વધુ વસ્તીવાળાં દરેક શહેરમાં એક કરોડ ડોલરની યુનિવર્સિટી, પચાસ લાખ ડોલરની લાયબ્રેરી અને પચાસ લાખ ડોલરની હોસ્પીટાલ સ્થપાયાં હોત. એટલું જ નહિ પણ એક હજાર ડોલરના વાર્ષિક પગારવાળા ૧૨૫,૦૦૦ શિક્ષકો અને ૧૨૫,૦૦૦ આજીવન નર્સો આપણે રાખી શકયા હોત.

આને બદલે, આપણે **કરોડની બેકારી** સહન કરી રહ્યા છીએ.

## દક્ષિણ આફ્રીકામાં બેકાર હિંદીઓ

**બેકારી** હવે પરદેશમાં પણ પ્રવેશી ચુકી છે. આથી જ નોકરીને અભાવે પરદેશ જવા ઇચ્છતા હિંદીઓ માટે આ માર્ગ પણ લગભગ બંધ થઇ ગયો છે. આથી જ સામયિક અખબારમાં આવેલું નીચેનું અમો ઉતારી લઇએ છીએ.

> "એમ સત્તાવાર રીતે સમજાય છે કે દક્ષિણ આફ્રીકાની ભૂમી પર વસતા હિંદીઓમાં વધી પડેલી બેકારી અને સરકારી રાહતની જરૂર વિષે હિંદના એજંટ કુંવર મહારાજ સીંગે સાઉથ આફ્રીકન પાર્લામેન્ટના વડાપ્રધાન જનરલ હર્ટઝોગનું રાહત આપવાની જરૂર તરફ ધ્યાન ખેંચ્યું હતું. હિંદીએ પણ સાઉથ આફ્રીકાના વતનીઓ છે અને તેથી તેમને પણ રાહત આપવાનું સરકારતંત્રે સ્વીકારવું જોઇએ. તેમ જ આમ કરવાથી હિંદી પર પણ સારી અસર થશે."

**દક્ષિણ** આફ્રીકામાં બેકારોને રાહત આપવાના સરકારી પગલાં નીચે પ્રમાણે છે. હમણા જ કેપટાઉનની પાર્લામેન્ટ ગોરા બેકારોને રાહત આપવા માટે ૫૦૦૦૦૦ પાઉંડ મંજુર કર્યા છે. એ યાદ રાખવું જોઇએ કે સાઉથ આફ્રીકાના હિંદી વતનીઓ પણ ટેક્ષ આપે છે અને જો ગોરા બેકારોને રાહત આપવામાં આવતી હોય તો હિંદી બેકારોને પણ રાહત આપવાની એટલી જ જરૂર છે. આમ માત્ર ગોરા સમુદાયને રાહત આપવાના પ્રશ્નોમાં રહેલો અન્યાય યાદ રાખવાની જરૂર છે.

## અમેરીકાના નાદારો

**નાદારી**નો પવન એકલા હિંદમાં છે એમ નથી. મુડીવાદીઓના સ્વર્ગ સમા મનાતા અમેરીકામાં ઔદ્યોગિક મંદીના પ્રતાપે ઉદ્યોગો બંધ પડતા જાય છે, કંપનીઓ નાદારીમાં જાય છે, અને કારખાનાઓ બંધ પડતા જાય છે.

> 'આંતર-રાષ્ટ્રિય ન્યુઝ સર્વિસ' પ્રમાણે એકલા જુલાઇ માસમાં ૨૫૯૬ ઔદ્યોગિક કંપનીઓએ નાદારી નોંધાવી હતી. પ્રત્યેક માસે આટલી જ સંખ્યા નાદારી નોંધાવતી જાય છે અને કારખાનાંઓ ભાંગતા જાય છે, દાખલા તરીકે નવેમ્બરમાં ૨૧૯૫, ડીસેમ્બરમાં ૨૭૫૮, જાન્યુઆરીમાં ૩૪૫૮, ફેબ્રુઆરીમાં ૨૭૩૨, માર્ચમાં ૨૯૫૫, એપ્રીલમાં ૨૮૧૬, મેમાં ૨૭૮૮, જુનમાં ૨૬૮૮ અને જુલાઇમાં ૨૫૯૬.

## કેનેડા અને કાપકુપ

**જ્યારે** હિંદી રેલ્વેઓ કરકસરના ઓથા નીચે સેંકડો કામદારોને રજા આપે છે ત્યારે બ્રિ. સંસ્થાન કેનેડામાં જુદુંજ દૃશ્ય નજરે પડે છે. હિંદી રેલ્વેઓ પર બધા મળીને ૭૦૦૦૦ કામદારોને રજા આપવામાં આવી છે. આ સર્વ છતાં બેકાર બની બેઠેલા કુટુંબોને રાહત આપવાને સરકારે કંઇજ કર્યું નથી. ઉલ્ટું રેલ્વેની આવકમાંથી સરકારના ભરણે જતા આઠ કરોડ રૂપીયા કાયમ રાખીને કામદારોનાં દુઃખમાં વધારો કરી રહી છે. આથી જ કેનેડાની સરકારે લીધેલા પગલાંઓ અત્રે આપવાનું પ્રલોભન અમો અટકાવી શકતા નથી.

ઓટાવાથી ૧૪ મી ઓકટોબરે મળેલા વર્તમાનમાં જણાવવામાં આવે છે કે સરકારે કેનેડાની પેસીફીક રેલ્વેને ૩૦૦,૦૦૦ ડોલરની મદદ આપવાનું મંજુર કર્યું છે. આ મદદ એટલા માટે આપવામાં આવશે કે જેથી કંપની પોતાના ૮૦૦૦ કામદારોને રાખી શકે. જો આમ ન કરવામાં આવ્યું હોત તો કંપની કામદારોને રજા આપત અને હડતાલ પડવાનો સંભવ રહેત. બેકારોને રાહત આપવાના ધારા નીચે આ પૈસા આપવામાં આવશે.

## ઈંડો આયરીશ ઇન્ડીપેન્ડન્સ લીગ

**ડબ્લીનમાં** 'હિંદુસ્તાન'પત્રના માજી તંત્રી શ્રી. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિકના સતત શ્રમથી. આ સંસ્થા સ્થાપવામાં આવી છે. મી. વી. જે. પટેલ આ સંસ્થાના ખાસ સહાયક છે. આ સંસ્થાએ અત્યાર પહેલાં હિંદમાં તેમજ આયર્લેન્ડમાં ઠીક ઠીક લક્ષ ખેંચ્યું છે. આ સંસ્થા નીચે ભરાયેલી સભાઓનો અહેવાલ 'આયરીશ પ્રેસ'માં છપાય છે. આ સંસ્થાના ઉદ્દેશો સંબંધી બહાર પડેલા નિવેદનમાં નીચેના હેતુઓ જણાય છે.

૧ આયર્લેન્ડમાં અને બીજે જ્યાં શક્ય હોય ત્યાં બ્રિટિશ માલના બહિષ્કારની યોજના કરવી.

૨ હિંદી સ્વતંત્રતાના આંદોલનોની સાચી ખબર પુરી પાડવી. તેમજ સામ્રાજ્યવાદ જે જુઠાણા ફેલાવી રહ્યો છે તેનો જવાબ આપવો.

૩ સામ્રાજ્યવાદી પદ્ધતિ સામે આયર્લેન્ડ અને હિંદની ચળવળને જેટલી શક્ય બને તેટલી સંયુક્ત કરવી.

૪ હિંદ અને આયર્લેન્ડ વચ્ચે વહેપારના વિકાસ માટે આર્થિક અને વ્યાપારી કરારો કરવા.

૫ જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં આવી સંસ્થાઓ સ્થાપવી.



# ચીનનો ઉદ્દામ વિચારક—

# યુજેન ચેન

ચીનની ભૂમિનો સૌથી પ્રખ્યાત મુત્સદ્દી પાક્યો હોય તો તે યુજેન ચેન છે. સામ્રાજ્યવાદના કટ્ટા શત્રુ મનાતા આ મહામાનવ પુરી ચીનાઇ ભાષા પણ જાણતા નથી. જન્મથી તેને અમેરિકાની આઝાદ ભૂમીમાં શિક્ષણ મળ્યું હતું. શિક્ષણ પછી તે સીધા ચીનમાં આવ્યા હતા. ચીનમાં તે તરત જ કોમીન્ટાંગ પક્ષમાં જોડાયા.

એકદમ અંધકારમાંથી પ્રકાશમાં ઝબકનાર વ્યકિતઓની માફક યુજેન ચેન ૧૯૨૭ માં સ્થપાયેલી રાષ્ટ્રિય સરકારના પરદેશખાતાના સચીવ નીમાયા ત્યારે જ જગતનું લક્ષ તેમના તરફ ખેંચાયું. તે કાળ તો રાષ્ટ્રિય પક્ષના ઉત્થાનનો કાળ હતો. સામ્રાજ્યવાદને પણ જરા બીક લાગી હતી. આથી જ યુજેન ચેને અતિ સફળતાથી બ્રિટીશ સામ્રાજ્યવાદ પાસેથી હેંકોનો વિશિષ્ઠ વિભાગ પાછો મેળવ્યો છે. એટલુંજ નહીં પણ હેંકો, કેંટન, અને નાનકિંગમાં આવેલા પરદેશીઓના વિશિષ્ઠ વિભાગો રદ કરાવવામાં યુજેન ચેનનું મુત્સદ્દીપણું ઝળક્યું હતું. દક્ષિણ અને મધ્ય ચીનમાંથી વિદેશીઓ સામે આકરી લડત ચલાવીને હકકો મેળવનાર આ મહાન મુત્સદ્દી યુજેન ચેનની અજબ શકિતના વખાણ તો સામ્રાજ્યવાદીઓને પણ કરવા પડયા છે.

રાજકીય દ્રષ્ટિએ આ નર ચીનની સંપૂર્ણ સ્વતંત્રતામાં માને છે. ડૉ. સુન-યાટ-સેનના આ અનુયાયીમાં ચીનની ભૂમી પરથી વિદેશીઓ સામે આકરી ટકકર લેવાના અભિલાષ છે. હોંગકોંગ અને શાંઘાઇના આંતર-રાષ્ટ્રિય વસાહતો તેની આંખમા કણી માફક ખુંચે છે. ચીનની જમીન પર વિદેશીઓના ઉડના વાવટાઓ સામે તે લાલ આંખથી જુવે છે. અને તેમનું નિકંદન કાઢવા માટે તે આંદોલનો ઉપાડે છે.

ચીનના આ પ્રખર સામ્રાજ્યવિરોધી જેવા મુત્સદ્દીગીરીમાં કુશળ છે તેવા જ સિદ્ધાંત ભકત છે. જ્યારે ૧૯૨૮-૧૯૨૯ માં ચીનના રાષ્ટ્રિય પક્ષના નેતાઓએ સ્વાતંત્ર્ય સંગ્રામનો દ્રોહ કર્યો ત્યારે તેણે પરદેશખાતાના પ્રધાનની જગ્યાનું રાજીનામું આપી મોસ્કોનો માર્ગ લીધો. મોસ્કોમાં તેમણે ચાઇનીસ યુનીવરસીટીની વ્યવસ્થામાં ભાગ લીધો. ત્યાર પછીના બે વર્ષ તેમણે રશીયામાં અભ્યાસ કરવામાં ગાળ્યાં.

પણ ૧૯૩૨ માં તેમની તક પાછી આવી. શાંઘાઇ ઉપર જાપાની સામ્રાજ્યવાદે વર્તાવેલા કાળા કહેર છતાં જ્યારે ચાંગ-કૈ-શેક અને તેના સાથીઓએ કંઇ જ પગલાં ન લીધા ત્યારે લોકવર્ગે જાણ્યું કે આ મુડીવાદના પ્રતિનિધિઓ કેટલા બેવફા છે. ત્યાર પછી આ પ્રધાન મંડળને રાજીનામું આપવું પડયું અને મોસ્કોથી પાછા આવવાનું આમંત્રણ યુજેન-ચેનને મળ્યું.

૧૯૩૨ માં ચીનની પરદેશનીતિના પાછા તે પરદેશમંત્રી બન્યા છે. આ પદ પર તે કયાં સુધી રહેશે તે તો કહી કહી શકાય તેમ નથી; પણ જ્યાં સુધી તેઓ આ સ્થાન પર રહે ત્યાં સુધી તો સામ્રાજ્યવિરોધક નીતિ જરૂર તેઓ રાખશે એમાં સંદેહ નથી.

# પોષી શકાય તેટલીજ પ્રજા ઉત્પન્ન કરો

ગયા અંકમાં શ્રી.. અમૃતલાલ હ. પટેલે અતિપ્રજાના સંતાપથી પીડાતી કેટલીક સ્ત્રીઓના કરૂણ પત્રો પ્રગટ કર્યા હતા. આ પત્રોને જાહેર વાચક સમુદાય તરફથી મળેલો સુંદર જવાબ જોતાં આવા પત્રોનું પ્રકાશન ચાલુ રાખવાનું અમોને યોગ્ય લાગ્યું છે. અન્યના અનુભવમાંથી શિખવાની વૃત્તિ અતિ આવકારનીય છે. આથીજ સંતતિનિયમનના સાધનોના ઉપયોગથી સુખી થયેલા એક કુટુંબના વડા તરફથી મળેલો આ પત્ર અમો અતિ આનંદથી પ્રસિદ્ધ કરીયે છીયે. આખોય પત્ર તો ઘણો જ મ્હોટો છે પણ જગ્યાને અભાવે તેમાંથી ઉપયોગી ભાગ જ આપવાની ફરજ પડી છે. એટલા માટે વાચક બિરાદરો ક્ષમા કરશે એવી આશા છે.—તંત્રી.

સાહેબ,

છેલ્લા થોડા વર્ષોથી હિંદમાં શરૂ થયેલી સંતતિનિયમનની ચળવળના સંસર્ગમાં હું ઠીક ઠીક આવ્યો છું. ત્હમોને જો યાદ હોય તો ૧૯૨૮ ના અરસામાં પ્રોફેસર એન. એસ. ફડકેના પ્રયાસથી 'સંતતિનિયમન સંસ્થા' સ્થપાઇ હતી. આ સંસ્થા અત્યારે જીવંત છે કે કેમ તે તો હું જાણતો નથી, પણ આ સંસ્થાના સંસર્ગથી મ્હને વ્યકિતગત જે હીત થયું છે તે હીત સંબંધી ઉલ્લેખ કરવો આશા છે કે અસ્થાને નહીં મનાય.

* * *

પ્રથમ તો ટુંકમાં આપશ્રીને જણાવીશ કે ૧૯૧૭ ની સાલમાં મ્હારા લગ્ન થયાં હતાં, અને ત્યારથી અમો મુંબાઇમાં વસીયે છીયે. તે વખતે તો મ્હારો પગાર પચાસ રૂપીયા હતો. પણ અમારા દંપતિનું ગાડું સુખમાં ચાલતું. માહીમમાં દશ રૂપીયાની ઓરડીમા અમો વસતાં અને આનંદથી અમારા દીવસો પસાર થતા. મ્હારી પત્નિ પણ સુશિક્ષિત હોવાથી તે નવરાશની વેળામાં અન્ય સ્ત્રીઓને અક્ષરજ્ઞાન આપતી. આમ અમારૂં યુગલ લોકસમાજમાં પણ ઠીક ઠીક પ્રિય થઇ પડયું હતું.

* * *

પણ ૧૯૧૯ માં મ્હારી પત્નિને પ્રથમ ગર્ભ રહ્યો. સાહેબ, તે વખતે તો અમને ખૂબ આનંદ થયો. મ્હારો પગાર પણ વધીને રૂ. ૬૦ થયો હતો, એટલે મ્હને

આર્થિક ચિંતા તો જરાયે ન હતી. મ્હારી
પત્નિને પણ 'સીમંત' ના કોડ હતાં.
એટલે ૧૯૧૯ માં સીમંત આવતાં અમો
દંપતિ ખૂબ આનંદ પામ્યા. પાંચમે માસે
મ્હારી પત્નિનો ખોળો ભરાયો. તેના માત-
પિતા તરફથી સુંદર સાડી વિગેરેની ભેટ
મળી અને અનુક્રમે ચાર માસ પછી
અમારા કૂળમાં પહેલા કૂળદીપક પધાર્યા.

* * *

ત્યાર પછી તો અમારી મુશ્કેલીઓ
વધતી ગઇ. સાંજના હમો છુટથી દરીયા
કીનારે ફરવા જતાં પણ હવે 'બાળકને
શરદી લાગશે" એ બીકે ફરવા જવાનું
માંડી વાળવું પડ્યું. બપોરની મ્હારી
પત્નિ અન્ય સ્ત્રીઓને નવરાશમાં શિખવા-
ડતી તે પ્રવૃત્તિ પણ બંધ કરી દેવી
પડી, એટલુંજ નહીં, પણ દીવસ જતાં
આ બાળકને સંભાળવા તથા રમાડવા
મ્હારો તેમ જ મ્હારી પત્નિનો એટલો
બધો સમય જવા લાગ્યો કે ત્યાર પછી
અમોએ લાયબ્રેરીનું એક પણ પુસ્તક
વાંચ્યું નથી; એટલું જ નહીં, પણ સવા-
રના અને સાંજના 'એ અધમણીયા'ને
ઉંચકીને હું બહાર લઇ જાઉં ત્યારે જ
મ્હારી પત્નિ ખાવાનું કરી શકતી.

નવા બાળકના આગમન પછી અમો
જે દર મહીને દશ રૂપીઆ બચાવતા તે
તો-ક્યારનાય અદ્રશ્ય થઇ ગયા, પણ તેની
દવાદારૂ અને ઝબલાનાં ખર્ચ માટે થોડું
દેવું પણ કરવું પડ્યું.

અને આ સંતાપમાં બીજું બાળક
જગતમાં પધારવાની તૈયારી કરવા લાગ્યું.

* * *

સાહેબ, હું સાચું જ કહું છું કે બીજા
બાળકના જન્મ પછી એક પણ આરા-
મનો દીવસ મેં જોયો નથી. સાઠ રૂપી-
યામાં બે બાળક અને અમો દંપતિનું
ક્રમ પોષણ કરવું એ મ્હારા માટે ખરે-
ખર એક મ્હોટો પ્રશ્ન થઇ પડ્યો. અને
આમ ચિંતામાં ને ચિંતામાં મ્હારૂં તેમજ
મ્હારી પત્નિનું શરીર પણ સુકાવા લાગ્યું.
સાંજે ફરવા ન જવાથી તથા બાળકોનાં
પોષણના ભારથી તેની શકિત તુટી જતી
ચાલી. દાકતરની બાટલી ઘરમાં આવવા
લાગી. ખાવાનું પણ વખતસર થવા ન
લાગ્યું અને પરીણામે અમો અભ્યાસ કર-
વાને બદલે નોકરી અને છોકરાંની સંભાળ,
એ બેજ પ્રવૃત્તિ વચ્ચે અમારો દીવસ પસાર
થવા લાગ્યો. અને આમ અમો મહા-
મુશીબતે જીવન ગુજારતાં હતાં ત્યારે ત્રીજા
બાલકને આવવાનો વખત થયો.

* * *

સાહેબ; જે દીવસે મ્હારી પત્નિએ
ત્રીજા બાલકના ગર્ભ રહ્યાની વાત કરી
ત્યારે મ્હારા જીવને કેટલો સંતાપ થયો હશે
તેની કલ્પના પણ હમેં નહીં કરી શકો.
મ્હારી પત્નિ પણ રડી રહી હતી. અમો
બન્નેને વધુ સંતતિ કાળ જેવી લાગતી.
પણ અમો પણ આખરે માનવ હતાં.
હશે, 'બાલક બાલકનું નસીબ લેતું આવશે'
એમ માનીને આશ્વાસન મેળવ્યું. પણ
નશીબ કંઇ લાવ્યું નથી. અમારે હવે
૬૦ રૂપીયામાં ત્રણ બાલકો અને અમો
બન્નેનું ખર્ચ નિભાવવું પડતું. તેમાં
કોથી મ્હોટો છોકરો શાળામાં જતો હતો
એટલે એની ફી પણ અમારે આપવી
પડતી હતી.

* * *

ત્યાર પછી ૧૯૨૫ માં ચોથું બાલક
આવ્યું પણ તે જન્મતાં જ મરી ગયું.
સાહેબ, હમો માનશો નહીં પણ આ

બાલકના મૃત્યુ ઉપર ર્હે' કે તેની માતાએ એક પણ આંસુ પાડયુ' નથી. ઉલ્ટો અમોને તો જરા આનંદ થયો. અને ત્હમો કદાચ આ વૃત્તિને રાક્ષસીવૃત્તિ કહેશો, પણ અમોને થયેલું કે આગલા ત્રણે બાલકો જો ચોથાંની માફક મરી ગયાં હોત તો અમો વધુ સુખી હોત.

*   *   *

ત્યાર પછી આ સંસ્થાના સંસર્ગમાં આવ્યો. તેનું સાહિત્ય વાંચ્યું. પહેલું પુસ્તક મેં ડૉ૦ મેરી સ્ટોપ્સનું 'Contraception' વાંચ્યું. અને ત્યારથી અમો ડૉ૦ મેરી સ્ટોપ્સે સુચવેલી પેસરી વાપરીએ છીયે. આ પેસરીઓના ઉપયોગથી અમોએ છેલ્લા ૪ વર્ષથી સાફલ્યથી સંતતિ ઉત્પન્ન થતી અટકાવી છે, અને આથી મ્હારી પત્નિનું શરીર પણ હવે સુધર્યું છે..

હવે અમો વિશેષ સંતતિની ચિંતામાંથી મૂકત થયા હોવાથી આ ત્રણ સંતાનો ઉપર સારૂં લક્ષ આપી શકીયે છીયે. હવે હું રાત્રીના મ્હારા સંતાનોને શિક્ષણ આપું છું, ત્યારે મ્હારી પત્નિ તેમને સંગીત શીખવે છે. હમણાં સવારનું એક ટ્યુશન મળી જવાથી મ્હને વધુ પચીસ રૂપીયા મળે છે અને આમ ૮૫ રૂપીયામાં અમો સુખેથી ઘરસંસાર ચલાવીયે છીયે.

આ પત્ર પ્રસિદ્ધ કરવાની ત્હમોને પરવાનગી છે. બાકી મ્હારે એટલુંજ જાણવું છે કે સંતતિનિયમનના સાધનોના સતત વપરાશથી સ્ત્રીના શરીરને કંઇ ઇજા થાય છે કે કેમ? હજુ સુધી તો અમોને કંઇ જણાઇ નથી, પણ સાવચેતીને ખાતર આ સવાલ આપને પુછયો છે, જેનો આપ જરૂર જવાબ આપશો.

[જવાબમાં જણાવી શકાય કે સંતતિનિયમનના સાધનોના વપરાશથી સ્ત્રીના શરીરને જરાયે ઇજા થતી નથી.]



# ત્હમારી સેવામાં—

## ત્હમારી મુશ્કેલીઓ માટે અમને લખો

[ નવયુગના વાંચક સમુદાય માટે આ માસથી આ નવું જ વિશિષ્ટ અંગ ઉમેરાય છે. તમારે સહન કરવી પડતી મુશ્કેલીઓનો જો વિગતવાર અહેવાલ અમોને આપશો તો અમો અમારાથી શક્ય હોય તેટલી સહાય કરીશું. ખાસ કરીને કાયદા વિષયક પ્રશ્નો પર અમારાં તંત્રીમંડળ સાથે સંકળાયેલા વકીલ પોતાનો અભિપ્રાય આપશે. તંદુરસ્તી સાથે સંકળાયેલા પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા 'ડોક્ટર' સલાહ આપશે અને સંતતિનિયમનના વિભાગના તંત્રી પણ આ મથાળા નીચે ત્હમારા સવાલોના જવાબ આપશે. ઉપરાંત શિક્ષણને લગતી સંસ્થાઓ, વિદેશમાં વિદ્યાર્થીઓને મળતી સગવડો તથા ત્યાંની સસ્તી સંસ્થાઓ વિષે ખાસ માહિતી સંગ્રહીને રજુ કરવાની અમોએ વ્યવસ્થા કરી છે. આશા છે કે નવયુગના વાંચક બિરાદરો આ વિશિષ્ટ અંગનો ખાસ લાભ લેશે. અત્યાર પહેલા અમારા ઉપર દરરોજ કેટલાય પત્રો આવે છે. આ પત્રોના વિવિધ વિભાગોના તંત્રીઓ જવાબ આપે છે. આશા છે કે વાંચક વર્ગ પોતાનું સરનામું ચોખ્ખા અક્ષરમાં લખશે. વાંચક બિરાદરને જવાબ માટે સ્ટેમ્પ મોકલવાની વિનંતી કરવી અયોગ્ય તો નહીં જ મનાય.

—તંત્રી.

ભાઈ કે. એસ. જાણવા માગે છે કે ગુજરાતમાં કન્યાઓને શિક્ષણ આપતી સંસ્થા ક્યાં ક્યાં છે?

પૂનામાં આવેલા કર્વે મહીલા વિશ્વ-વિદ્યાલયમાં તપાસ કરવાથી વ્યવસ્થિત માહીતી મળી શકશે. આ સંસ્થાની વડોદરામાં પણ એક સંસ્થા છે જે મેટ્રીક સુધીનું જ્ઞાન આપે છે.

* * *

ભાઈ વી. એમ. જાણવા માગે છે થોડા સમયમાં સેનીટરી સંસ્થાનો અભ્યાસ

ક્રમ કેવો છે અને કેટલા માસનો છે અને તેને માટે ભવિષ્ય કેવું ક છે?

સેનેટરી સંસ્થાનો કોર્સ ૭ માસનો છે. દર નવેમ્બરે શરૂ થાય છે. તેની ફી ૧૫૦ રૂપીયા છે. પરિક્ષાની ફી ૫૦ રૂપીયા છે. પરીક્ષામાં પાસ થયેલાને 'સેનીટરી ઇન્સ્પેકટર'નું સરટીફીકેટ આપવામાં આવે છે. પ્રવેશ માટે લાયકાત મુંબાઇની કે હિંદની કોઇ સરકારે સ્વિકારેલી યુનીવરસીટીની મેટ્રીકની પરીક્ષાનું પ્રમાણપત્ર છે. પાસ થયા પછી સેનીટરી ઇન્સ્પેકટરની જગ્યા મળે છે. પગાર ૫૦ રૂપીયાથી ૬૦ મળે છે.

* * *

**ભાઇ સી. એમ.** જાણવા માગે છે કે તેઓ પુખ્ત ઉમરના થયા હોવાથી પિતા સાથેથી છુટા થવા માગે છે તો તેમને કંઇ હક્ક મળશે ખરો?

પિતાની વડીલોપાર્જીત મિલ્કત ઉપર જરૂર તેને વારસાહકક મળશે. પણ પિતાએ પોતે ઉત્પન્ન કરેલી મિલ્કતમાં તેનો હક્ક રહેતો નથી.

છુટા થતા પહેલા પુત્ર પૂખ્ત ઉમ્મરનો થયો હોવો જોઇએ. આ વય ૨૧ વર્ષનું છે.

* * *

**એક શ્રીમતી......**જાણવા માગે છે કે સંતતિનિયમનના સાધનોમાં કયું સાધન સૌથી વધુ અસરકારક છે?

જવાબમાં જણાવવાનું કે સારામાં સારૂં સાધન પેસરી છે. ડૉ. મેરી સ્ટોપ્સની પેસરી અત્યાર સુધીમાં અસરકારક માલમ પડી છે. તેના વપરાશથી શરીરને જરાયે નુકશાન થતું નથી. તેની કિંમત ૨-૮-૦ જેટલી હોય છે. પ્રસુતિ ન થઇ હોય તો નંબર એકની પેસરી જરૂર માફક આવશે.

—તંત્રી–સંતતિનિયમન વિભાગ.

* * *

**શ્રીમતી——**જાણવા માગે છે કે નવરાશની વેળામાં મધ્યમવર્ગની સ્ત્રીઓ બેસી રહેવાથી તેમને કબજીયાત અને એવા દર્દો થાય છે તો શું કરવું?

સારામાં સારો ઉપાય તો કસરત કરવાનો છે. આવી કસરતો સાવ સહેલી છે. એટલું પણ ન થાય તો સાંજે દરીયા કીનારે કે બગીચામાં હવા ખાવા જવાની જરૂર છે. આ વખતે જો તેઓ લગભગ માઇલ જેટલું ચાલશે તો જરૂર તેમની કબજીયાતની કડવી ફરીઆદ રદ થશે. એટલું જ નહીં પણ તેઓ પોતાનું શરીર સુધારશે અને કામમાં પણ સ્ફુર્તિ રહેશે.

એ તો હવે પ્રત્યેકના સ્વાનુભવની વાત છે કે બેઠી જીંદગી એ કબજીયાતનું મ્હોટું કારણ છે. જ્યાં સુધી તેનું મુળ કારણ રદ ન થાય ત્યાં સુધી કબજીયાતને જડમુળથી કાઢી નાંખવાની આશા રાખવી વ્યર્થ છે. આથી જ અમો પ્રત્યેક વાર આ વસ્તુ ઉપર ખુબ ભ.ર મૂકીને જણાવીએ છીએ કે જ્યાં સુધી ત્હમારા શરીર માટે ત્હમો સંભાળ નહીં રાખો તો કુદરત જરૂર પોતાનું વેર લેશે.

* * *

**ભાઇશ્રી ડી. વી.** એમ જાણવા માગે છે કે સીફીલીસની સારવાર માટે યુરોપના જેવી અહીં 'Lock Hospital' છે કે કેમ?

આવી સંસ્થાઓ અહીંયા છેજ નહીં. આવી 'Lock Hospital' માત્ર સ્વીટઝરલેંડમાં અને પેરીસમાં છે. આ સંસ્થાઓ સારી સગવડ આપે છે; અને દર્દીઓ જ્યાં સુધી રોગમૂકત ન બને ત્યાં સુધી દવાખાનાની અંદરજ રાખે છે.

આવા દવાખાનાઓ આપણા દેશમાં પણ સ્થપાય તો ઠીક એ આશા રાખી શકાય. પણ સીફીલીસથી પીડાતા પ્રત્યેક બંધુએ યાદ રાખવાની અગત્ય છે કે આ વ્યાધી જરૂરજ સારો થઇ શકે તેમ છે અને પ્રત્યેકે આ દર્દની પુરી સારવાર કર્યા પછીજ સ્વસ્થ બનવાની જરૂર છે.

તંત્રી–તાકાત અને તંદુરસ્તી વિભાગ.

* * *

**ભાઇ કે. ટી.** જાણવા માગે છે કે 'એકાર લીગ' જેવી સંસ્થા છે કે કેમ અને હોય તો તેનો શો પ્રોગ્રામ છે?

મુંબઇમાં બેકાર સંસ્થા જેવી સંસ્થા હજુ સ્થપાઇ નથી. પણ સ્થપાય તો ઠીક. બેકારી હવે મુડીવાદની વ્યવસ્થા સાથે વણાઇ ગઇ છે એટલે જ્યાં સુધી મુડીવાદી આર્થિક પદ્ધતિ જીવન્ત છે ત્યાં સુધી બેકારી મીટાવી શકાય એમ માનવું નકામું છે. આથી જ અત્યારે બેકારોએ શકય હોય ત્યાં સુધી નોકરી મેળવવાનો પ્રયત્ન કરીને નોકરી કેમ મળતી નથી તેનો વિચાર કરવો જરૂરનો છે. તોજ તેમને સમજાશે કે બેકાર સંસ્થા સ્થાપવાની કેટલી જરૂર છે!

[ તાકાત અને તંદુરસ્તી વિભાગ તેમજ વિશ્વ અને વિજ્ઞાન વિભાગ આ અંકમા જગ્યાને અભાવે પ્રસિદ્ધ કરી શકયા નથી. આવતા અંકમા તે રજુ થશે. ]

તંત્રી.



# નવું–સાહિત્ય

## ભુતના ભડકા.

**લેખકઃ—શ્રીયુત ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા, પ્રગટકર્તા ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. કિંમત પોણાએ રૂપિયાઃ—**

હું સમાલોચક કે વિવેચક થવા માંગતો નથી. ખરેખરા ઝવેરી કે પારેખની માફક વ્યકિતને ધ્યાનમાં લીધા વગર–કોઇ અધિકારી કે મોટાં નામવાળી વ્યક્તિની શેહમાં દબાયા વગર તેનાં સર્જનની જ માત્ર તદન અપક્ષપાતપણે કસોટી કરનાર એ જ વિવેચકો આપણે ત્યાં સાહિત્યક્ષેત્રમાં થઇ ગયા છે. એક નવલરામભાઇ અને બીજા રણછતરામ. બાકી આજકાલ તો સાહિત્યક્ષેત્રના જુદા જુદા વાડાઓ બંધાઇ ગયા છે, અને વિવેચકો એ વાડાની અંદરના લેખકોને ચડાવે અને બીજાઓને ઉતારી પાડે, અથવા કોઇની કૃતિ સંગીન અને દોષવિહોણી હોય તો તારીફ તો કરવી પડે પણ એ તારીફ આવા વાડાવાળા વિવેચકો ઉપરછલ્લી રીતે જ કરી શકે.

હું તો માનું છું કે એક કલાકાર અને એક લેખકને બરાબર પુરેપુરો ઓળખવા માટે તેની કળા કે તેનાં સર્જન પ્રત્યે સહાનુભૂતી અને લાગણીના ભાવથી જોવું જોઇએ. અને આવી લાગણી, અને દિલસોજી હોય તો જ એક લેખક કે કલાકારની ખરી કળા સમજી શકાય. યુનીવરસીટીના પરીક્ષકની વલણથી જે માણસ સમાલોચના કરવા બેસે તે કદી બાપડા લેખકને સંપૂર્ણ ઇન્સાફ આપી ન શકે. આપણે ત્યાંની વાત જવા દઇએ, અંગ્રેજી અને યુરોપી સાહિત્યમાં પણ બર્નાર્ડશો, મેકસીમ ગોર્કી, કે ટોલસ્ટોય જેવા, જેમણે પોતાની સર્જનકળાથી લાખ્ખોનાં દિલ જીતી લીધાં છે, તેમને ચક્રમ, હલકટ અને ગમાર ચિતરનારા છાલકા વિવેચકો પણ પડયા છે.

મારા મિત્ર ભાઇ નટવર વીમાવાળાને શ્રીયુત ધનસુખલાલ મહેતાના લેખોનો સારામાં સારો સંગ્રહ મેળવવા માટે હું ધન્યવાદ આપું છું, તે સાથે એમ કહ્યા વગર રહી શકાતું નથી કે જરા વધારે સારૂં ગેટઅપ અને બાઇન્ડીંગ આ પુસ્તકનાં થયાં હતે તો ઠીક થતે.

ઉપર હું જણાવી ગયો તેમ ભાઇ ધનસુખલાલનો "ભૂતના ભાડકા" નામક સંગ્રહ

મત્રભાવે ખરેખર તેની ખુબીઓ જોવાની દૃષ્ટિથી હું આખો ચીપીચીપીને વાંચી ગયો અને અતિશયોક્તિ થવાના ભય વગર કહી શકું છું કે ભાઇ ધનસુખલાલના અત્યાર સુધીમાં બહાર પડેલા બીજા સંગ્રહોમાં આ ગાંડીવ કાર્યાલય તરફથી પ્રગટ થયેલો સંગ્રહ જરૂર તેમાંના લેખોની ઓરીજીનાલીટીને લીધે, તેનાં મામિક કટાક્ષ અને મર્મને લીધે જરૂર પહેલું સ્થાન મેળવશે જ.

કોઇ લેખકનાં નામ સાથે અમુક પ્રકારનું લેબલ લાગી જાય છે, ત્યારે ઘણી વખત તેને ગેરઇન્સાફ પણ થાય છે અને તેને સહન પણ કરવું પડે છે. ભાઇ ધનસુખલાલને તે હાસ્યરસના જ લેખક છે એવું લેબલ લાગી જતાં એ ભાઇ આપણા ગુજરાતમાં માત્ર આંગળીને વેઢે ગણી શકાય એવા જે થોડા નવલિકાકારો છે તેમની સાથે બેસી શકે એવા એક કુશળ અને સમર્થ નવલિકાકાર છે એ વાત ભૂલાઇ જાય છે. આ સંગ્રહમાં આવેલી ભાઇ ધનસુખલાલની ટુંકી વાર્તાઓ તેનાં આયોજનમાં (ટેકનીક) વાતાવરણમાં રા. ધૂમકેતુ અને દ્વિરેફની વાતો કરતાં ચઢીયાતી ન હોય તો પણ તેમની જોડાજોડ મુકી શકાય તેવી તો જરૂર છે જ. લાગણીની અતિશયતા અને બોધ આપવાની ટેવ દાખવી ધૂમકેતુની માફક એ વાર્તાનો અંત બગાડી નાખતા નથી. તેમ રા. રામનારાયણ પાઠકની ટુંકી વાર્તાઓની માફક તેમની વાતો માત્ર ટેકનીક પણ વાતાવરણવિહોણી નથી. ધનસુખલાલની નવલિકાઓમાં તો વચમાં વચમાં માનસ્વભાવનું બારીક નિરીક્ષણ ડોકીયાં કરે છે અને તેમાં આપણા સમાજના કેટલાક પ્રશ્નો તેમજ તેના ડોળ, દંભ સાથે મર્માળા કટાક્ષો હોય છે. થોડા શબ્દોમાં કોઇ પ્રસંગનું આબેહુબ ચિત્ર ખડું કરી દેવાની અજબ શક્તિ ભાઇ ધનસુખલાલમાં છે. દાખલા તરીકે નીચલો પેરેગ્રાફ સુરતી વરઘોડાનું તાદૃશ ચિત્ર છેઃ—

"વાજાંવાળા આવ્યા કે નહી?" 'વરરાજા તૈયાર થયા કે નહી?' 'અરે છગનભાઇ! મગનભાઇને તમે દીઠા છે?" અણીને જ વખતે મણીબ્હેન બહાર ચાલ્યાં જાય છે; એમને ય પછી કહીશું તો ગુસ્સો લાગશે!' 'આવાં સેંકડો વાક્યો, હજારો ઉદ્‌ગારો, વિહ્‌વલ બનેલાં, ઉશ્કેરાયલાં મનુષ્યોના હૃદયમાંથી નીકળતાં જતાં હતાં. 'વાજાંવાળા આવ્યા'ની બુમો થઇ રહી, વાજાવાળા આવ્યા પણ ખરા અને કાન ફાડી નાંખે તેવા અવાજે વાજું શરૂ પણ થઇ ચુક્યું.

આ વાજાંના અવાજને ભેદી ઘાંટો નીકળે તો જ સંભળાય એમ હોવાથી સ્ત્રીપુરુષોના અવાજ પણ મોટા થયા. કોલાહલ ઘણો વધ્યો. બ્હેનો ખોવાઇ ગઇ, વળી જડી, એટલામાં ગોર જ જણાયા નહી, એ જણાયા એટલામાં મામા રીસાણા અને એ મનાયા એટલે વરરાજા યોગ્ય વસ્ત્રભૂષણ પહેરી, ગળામાં મોટા હાર ઘાલી ધીમે પગલે બહાર નીકળ્યા. વરઘોડો ચાલ્યો........."

માત્ર એક જ પેરેગ્રાફમાં આપણા હિંદુ વરઘોડાઓનું કેવું તાદૃશ શબ્દચિત્ર છે?

બીજું લેબલ ભાઇ ધનસુખલાલનાં નામને એ લાગી ગયું છે કે એ ભાઇ હંમેશાં અંગ્રેજીનો આધાર લઇને જ લખે છે. ભાઇ ધનસુખલાલનાં પ્રમાણિકપણા અને નિખાલસતાને લીધે આ લેબલનો

વધુ પ્રચાર થયો છે. અંગ્રેજી સાહિત્યની સારી કૃતિઓની છાયા લઇ ગુજરાતીમાં સર્જન કરવું એમાં કંઇ મોટું પાપ નથી, પરદેશી સાહિત્યનું સારૂં તત્વ ગુજરાતી ભાષામાં ઉતારવાનું કામ કંઇ સહેલું નથી. ઇંગ્લંડમાં વીલીયમ આર્થર જેવા લેખકો ઇબ્સનનાં નાટકોને અંગ્રેજીમાં ઉતારી મશહુર થયા છે.

પણ આ બીજાં લેખલથી ધનસુખલાલને એક મોટામાં મોટો ગેરઇન્સાફ એ થાય છે કે એમનાં બધાં પુસ્તકો અને લેખો દિલસોજીપુર્વક પુરેપુરા નહીં વાંચનાર ધનસુખલાલનું નામ આવતાં ચીબા થઇ મોંહ મરડે છે અને ટીકા કરે છે કે "એ ભાઇ તો અંગ્રેજી પરથી જ બધું લખે છે." "એમનાં લખાણોમાં તો અંગ્રેજી છાયા આવી જાય છે." આવી આવી ઉપરછલ્લી ટીકા કરનારાઓને જવાબરૂપે જ જાણે આ ભૂતના ભડકાનો સંગ્રહ બહાર પડયો છે. અને આ સંગ્રહ વાંચનાર કોઇ પણ જોઇ શકશે કે પોતાની આસપાસનાં જગતનું રા. ધનસુખલાલ અચ્છું નિરીક્ષણ કરી શકે છે. અને ઉંચ્ચ મધ્યમ, ગુજરાતી અને સંસ્કારી હીંદુ કુટુંબોનાં જીવનનાં ચિત્રો સુંદર રીતે કાગળ પર રજુ કરી શકે છે. તેમ રંગીલાં, મોજીલાં, દેખાવ અને ડોળ કરવામાં તથા સામસામા સરસાઇ કરવાના શોખવાળા સુરતીઓનો ચિતાર તો ધનસુખલાલ આબાદ રજુ કરી શકે છે. વધુ ખુબી એ છે કે સુરત જેવાંશહેરના સમાજનો આબાદ ચિતાર રજુ કરવા છતાં મી. ધનસુખલાલના લખાણોમાં કયાંય પણ શિષ્ટતાનો કે સુરૂચીનો ભંગ થતો નથી. એનેટોલ ફ્રાન્સની માફક એક હસ્તા શીલસુફની અદાથી સુરતી જીવનનાં દ્રષ્યો નિહાળી મી. મહેતા પોતાની કલમ મારફત તેમને કલેવર આપે છે.

સ્થળસંકોચને લીધે આ સંગ્રહમાં જે ૧૭ લેખો આપ્યા છે. તે બધાનું જુદું નિરીક્ષણ હું કરી શકું તેમ નથી. પણ તેમ છતાં એટલું કહીશ કે ભૂતના ભડકાવાળા લેખને પ્રથમ સ્થાન મળ્યું છે તે યોગ્ય જ છે. હસતાં અને આનંદી માણસો છીછરાં નથી હોતાં. દિલના ઉંડાણમાં જે આગ જળી રહી હોય તેને ભુલવાને ઘણી વખત હાસ્યરૂપી સાહ્લા પહેરી એવાં માણસો જગતમાં વિચરે છે એ આ સુંદર લેખનો મર્મ છે. એ લેખમાં ભાઇ ધનસુખલાલનું દિલ ઠલવાઇ ગએલું લાગે છે, એમાં એમનો સ્વાનુભવ તો નહિ હોય એમ ઘડીભર લાગે.

પ્રતિબિંબ અને છાયા સુંદર કાવ્યમય ગદ્ય છે. સ્નેહલગ્નમાં એક સાદી સીધી વાતને ખુબીથી ગોઠવીને મૂકી છે. હંમેશ બનતા બનાવોનું તેમાં તાદ્રશ ચિત્ર છે. વડીલવર્ગમાં એ વર્ગનો આબેહુબ ચિતાર આપવાની સાથે તેમના દંભ, ડોળ અને વ્યવહાર કુટીલતા પર ઠીક કટાક્ષો છે. પુસ્તક પ્રકાશનમાં દરેકેદરેક લેખકના અનુભવોનો ખરો ચિતાર છે.

વહુ રાણીમાં સુરતની એક પોળ અને તેમાં 'કુથલી કરતાં બૈરાં' મંડળનું તાદ્રશ ચિત્ર છે.

આમ આ સંગ્રહમાં તો દરેકેદરેક લેખ આપણા ગુજરાતી હીંદુ જીવનમાં હંમેશ અનુભવાતા પ્રસંગોનો આબાદ ચિતાર છે, અને આખુંય પુસ્તક વાંચતાં એમ જરૂર લાગે કે ધનસુખલાલ ગુજરાતના એક અચ્છા નવલિકાકાર અને મર્મજ્ઞ લેખક છે.

ધનસુખલાલ એસીસ્ટંટ કલેકટર હોત, કોઇ સર નાઇટના પુત્ર કે જમાઇ હોત,

કોઇ છાપેલ કાટલાં સાક્ષરના પુત્રરત્ન હોત, કોઇ ધીકતી પ્રેક્ટીસવાળા ધારાશાસ્ત્રી હોત, એમને નોકરી કરવા સંતકુંજમાંથી દરરોજ મુંબઇ આવવું પડે છે તેને બદલે એ પોતે પોતાની ઓફીસનાં બે ચાર માણસોને નોકરી રાખતા હોત તો કયારના એક ધુરંધર સાક્ષર તરીકે એમની ગણત્રી થઇ ગઇ હોત, લાગતા વળગતા ગમે તેટલો ઇન્કાર કરે છતાં આપણાં ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં પણ ડીગ્રી, ઇસ્કોબ, પટ્ટી અને શ્રીમંતાઇ પ્રમાણે લેખકોનાં સર્જનનાં મૂલ્ય અંકાય છે.

મસ્તફકીર.

## પ્રણય કાવ્યો

પ્રયોજક અને પ્રકાશકઃ રમણલાલ નરહરિલાલ બી. એ. ફેલો. વિલ્સન કોલેજ મુંબાઇ નં. ૭ આવૃતિ પહેલી. મુલ્ય ૧-૮-૦

વર્તમાન યુગમાં જ ગુજરાતના કવિઓએ પ્રણયની ભાવનાને શબ્દદેહ આપવાની કંઇક વૃત્તિ બતાવી છે. અહીંતહીં પ્રણયકાવ્યો માસિકોમાં પ્રસિદ્ધ થયાં છે. છતાં માત્ર પ્રણયની ભાવનાને અનુલક્ષીને યોજાયેલાં કાવ્યોનો કોઇ કવિએ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો હોય તો આ પ્રથમ જ છે. ગુજરાતી સાહિત્યમાં પ્રણયકાવ્યો પ્રસિદ્ધ કરવાની નવી પ્રણાલિકા સ્થાપવાનો પ્રયોજકનો પ્રયત્ન પ્રશંસનીય છે. પ્રણયકાળ હમેશાં સ્વાભાવિક તુફાન અને મસ્તીથી છલોછલ ભરેલો હોય છે. આકૃતિના લાગણી સમુદ્રમાં સદાય ભરતી જ દીસે છે. જીવન કોઇ અકથ્ય આનંદસાગરમાં કુદકા મારતું ભાસે છે, પ્રણયસખી જીવનનું મધ્યબિંદુ બને છે. આવી ભાવનાને મૂર્ત કરવાને રચાયેલાં કાવ્યોમાં વિચારોનાં ગાંભિર્ય કરતાં આવેગોનો અતિરેક સામાન્યપણે હોય છે. નવી નવી કલ્પનાઓને કવિતાની સૃષ્ટિમાં ઉડતી કરવાનો આ કાળ છે. આવા પ્રણયકાવ્યમાં ભાવના જેમ વધુ ઉછળે, અને વધુ ઉંડી અને વ્યાપક બને તેમ કાવ્ય વધુ દીપે છે. આ માપથી પ્રણયકાવ્યોના આ સંગ્રહની કસોટી કરીએ તો જણાશે કે લેખકે સાચા પ્રણયની લાગણીઓથી ઉછળતાં કાવ્યો રચ્યાં છે. પણ કવીઓને સહજ એવી–Intensity આ કાવ્યોમાં નથી. પ્રત્યેક કાવ્યમાં યત્ન દેખાયા કરે છે. આ સુંદર સંગ્રહમાં માત્ર આટલી જ ઉણપ છે.

કાવ્યોમાં સુંદર શબ્દલાલીત્ય છે. ભાષા ભભકભરી છે. કાવ્યસાહિત્યમાં લેખકનો આ પહેલો પ્રયત્ન દીસે છે. પણ પ્રયત્ન અતિ આશા આપનારો છે. ભાવિષ્યમાં ભાઇશ્રી રમણલાલ આથી વધુ સુંદર અને ભાવભર્યાં કાવ્યો રચી શકશે એવી ખાત્રી આ સંગ્રહમાંથી જરૂર સાંપડે છે. પુસ્તકનું ગેટઅપ તેમજ મુદ્રણ આકર્ષક છે.

અંતમાં એક સુચના કરું તો? કાવ્યો જેમ લખાયાં તેવા ક્રમમાં મુકયાં હોત તો કવિની પ્રણયયાત્રા સમજવી વધુ સરળ બનત.

# નવચેતનનો
# નારી વિભાગ

—ડીસેમ્બર ૧૯૩૨—





તંત્રી :
કુમારી બચુબહેન લોટવાલા



મુંબઈની મહીલાઓની પરિષદ.

ડૉ૦ મીસીસ મુળગાંવકરના પ્રમુખપણા નીચે મળેલી મુંબઈની સ્ત્રી પરિષદના પ્રમુખ અને કમિટીના સભ્યો તેમજ અન્ય સન્નારીઓનો ગ્રુપ

# નારીવિભાગની નોંધો:

તંત્રીસ્થાનેથી.—

## મલબારમાં સામાજીક સુધારો

શાહજ વખત પર મદ્રાસની પ્રાંતિક ધારાસભાએ સામાજીક રૂઢીઓ નાબુદ કરતાં બે બીલો પસાર કર્યાં છે તે આનંદની વાત છે. એક તરફી કાયદાને દફનાવી દેવાની બહુમતિએ જે ઉદારતા બતાવી છે તેને માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

આ બીલની સહુથી અગત્યની કલમ એ છે કે મલબારના આયર, આયંગાર અને નંબુદીરા બ્રાહ્મણો પોતાની કોમની જ પત્ની હોવા છતાં નાયર કોમની સ્ત્રીઓ સાથે 'સંબંધ' રાખતા તે આથી એકદમ બંધ થશે. હિંદુ કાયદો મરદને એક નહિ પણ તેની સ્વેચ્છા પ્રમાણે ફાવે તેટલી સ્ત્રી સાથે લગ્ન કરવાની છુટ આપે છે. જ્યારે સ્ત્રીઓ પોતાના પતિઓ ગમે તેવા હોય તો પણ કાયદાનાં બંધનમાંથી છુટી શકતી નથી: આવીજ રીતે પુરૂષને કાયદેસર વ્યભિચાર કરવાની છુટ આપતો કાયદો કાઢી નાંખી છુટાછેડાનો કાયદો પસાર કરવામાં આવે એ પરમ આવશ્યકતા છે.

ઉપલા બીલનો સામનો કરતાં કેટલાક સ્વાર્થી પુરૂષોએ એવી દલીલ કરી હતી કે આ જાતનાં ફરજીયાત એક પત્નીવ્રતથી સમાજના વિકાસ કે હીત સાધી શકાય જ નહિ. પતિ કે પત્ની જો રોગી હોય તો અગર બીજી કંઇ ખોડ હોય તો છુટાછેડા કરવાની છુટ મળે છે છતાં આવો વિરોધ કરનારાઓનું માનસ સહેલાઇથી સમજી શકાય એવું છે. વરસોથી સ્ત્રીઓ પર હકુમત ચલાવતા પુરૂષોના હક્ક પર કાપ પડે એ તેમનાથી કેમ સહન થાય? દરેકને પોતાના હક્ક ભોગવવાની છુટ હોય તોજ સમાજનો વિકાસ થાય નહિ કે તેના એક અંગને દબાવી રાખવાથી. આ કલમ પસાર કરાવવાનું માન ધારાસભાના એક સ્ત્રી સભ્ય શ્રીમતી અમ્મેલુ ણુમંગાથા યાને ઘટે છે. સ્ત્રીઓ ધારાસભામાં હોય તો કેટલું ઉપયોગી કામ કરી શકે તે તેમણે પુરવાર કરી આપ્યું છે.

અત્યાર સુધી મલબારમાં નાયરો માટે એવો કાયદો હતો કે વારસાહક્ક ફક્ત છોકરીઓને જ મળે. મરીમક્કથાયમ બીલ પ્રમાણે તેમાં ફેરફાર કરી, મા, પતિ અને બચ્ચાંને મીલ્કતમાં સરખો ભાગ આપવામાં આવ્યો છે. કુટુંબમાંથી કોઇ જુદો પડવા માંગતો હોય તો બહુમતી તરફેણમાં હોય તો તેને પોતાનો ભાગ મળી શકે છે.

મલબારના આયર અને આયંગરો પરણેલા હોવા છતાં બીજી સ્ત્રીઓ સાથે સંબંધ રાખતા હતા અને પડોશીઓની જાણ માટે નામનો લગ્નવિધી કરી નાખતા હતા; પણ હવે વધારે પત્નીઓ બનાવવાનું કાયદા પૂર્વક અલાભકારક બનાવી દેવાથી આ વ્યભીચાર બંધ થશે.

અત્યાર સુધી ધનિક બ્રાહ્મણોમાં બીન-જવાબદારીવાળી સ્ત્રીઓ સાથે સંબંધ રાખવાની પ્રથા પડી ગઇ હતી તે એટલે સુધી કે જે આવી જાતનો સંબંધ ન રાખે તેની સામાજીક પ્રતિષ્ઠા ઓછી થઇ જતી. કેટલાક બ્રાહ્મણો તો એવી હલકી મનોવૃત્તીવાળા હતા કે આ સ્ત્રીઓની કમાણી પરજ પોતાનો ઉદરનીર્વાહ કરતા. હવે ગેરકાયદેસર છોકરાને કોઇપણ જાતનો વારસાહક્ક નહિ મળે. એ કાયદાની તરવાર તેમના પર લટકતી હોવાને લીધે તેઓ વ્યભીચાર કરતા અટકશે. આવી રીતે આ બીલોએ મદ્રાસના સામાજીક જીવનમાં ક્રાંતિ કરી છે. આ પ્રમાણે વડી ધારાસભામાં આવનારૂં છુટાછેડાનું બીલ પસાર થાય અને એકથી વધુ પત્ની કરવી એ ગેરકાયદેસર ઠરે ત્યારેજ હિંદુ-સમાજની બદીઓ નાબુદ થશે અને ત્યારેજ બહુ પત્નીવૃત્તમાં માનનારાઓની શુદ્ધી ઠેકાણે આવશે.

## સ્ત્રીઓ પ્રગતિના પંથ પર છે

મુંબાઇની સ્ત્રીઓએ પ્રગતિમાન હોવાની પ્રણાલિકા સાચવી રાખી છે એ અતિ આનંદની વસ્તુ છે. સ્વદેશીની બાબતમાં જેમ સ્ત્રીઓની સંસ્થા મોખરે છે તેજ પ્રમાણે સામાજીક અને રાજકીય સુધારાની વસ્તુમાં પણ મુંબાઇની સ્ત્રીઓ કેટલી પ્રગતિમાન છે તે વસ્તુ તા. ૫ મી નવેમ્બરે મળનારી હોલમાં મુબાઇ શહેરના શિક્ષીત સમુદાયે ભરેલી પરિષદમાં પસાર થયેલા ઠરાવો બતાવી આપે છે. હિંદુ વિધવાઓના વારસા બીલને ટેકો આપવામાં સ્ત્રીઓએ યોગ્ય જ કર્યું છે. અત્યાર સુધી હિંદુ સ્ત્રીઓએ વારસા-હકકની દ્રષ્ટિએ ખૂબજ સહન કર્યું છે. પણ સમય આવી પહોંચ્યો છે કે જ્યારે હિંદુ કાયદાઓમાં રહેલા આ અન્યાયને બહુ જ અલ્પ સમયમાં ભુંસી નાંખવામાં આવે. આ પરિષદના પ્રશંસનિય ઠરાવો નીચે પ્રમાણે છે.

(૧) આ પરિષદ હિંદુ વિધવાઓના વારસાબીલને ટેકો આપે છે, અને હિંદની તમામ સ્ત્રીઓને મીલ્કત પરના સ્ત્રીઓના હક્કોના કાયદેસર સ્વીકાર માટે મથવાનો આગ્રહ કરે છે.

(૨) કોમી ચુકાદામાં સ્ત્રીઓ માટેની અલગ બેઠકો ધારાસભામાં કોમી ધોરણ પર રીઝર્વ રાખવાના પગલા સામે સખ્ત વિરોધ દર્શાવે છે, અને લાગતાવળગતાઓને ઘટતું કરવાની વિનંતી કરે છે.

(૩) અસ્પૃશ્યતાના કલંકને નાબુદ કરવાની આ પરિષદ સર્વન ભલામણ કરે છે અને અસ્પૃશ્યતાને દુર કરવા માટે રચનાત્મક પગલાં ભરવાની સૌને વિનંતી કરે છે,

(૪) હિન્દી સ્ત્રી વર્ગમાં શિક્ષણનો પ્રચાર કરવાની અગત્ય છે, અને સર્વ જાહેર સંસ્થાઓના સંચાલકોને શકય હોય તે સ્થળે શિક્ષણ સંસ્થાઓ ખોલવાની વિનંતી કરે છે.

(૫) ભીખારીઓ સંબંધે ઘટતાં પગલાં ભરવાની આ પરિષદ સરકાર અને મ્યુ. ને વીનંતી કરે છે.

આ ઠરાવોનું અવલોકન બતાવી આપે છે કે મુંબાઇની મહીલાઓને પોતાના કાર્યક્ષેત્રનું ઠીક ઠીક ભાન છે. અને આથીજ અમો આશા રાખીએ છીએ કે દેશનું ભાવી બંધારણ ઘડવાને માટે જવાબદાર ગણાતા સજ્જનો સ્ત્રીઓના આ સ્પષ્ટ અવાજને માન આપવાની વૃત્તિ દાખવશે.

# પીયેર નહિ આવું!

## પત્ર ૧ લો.

આણંદ તા૦ ૧૭-૩-૨૮.

મુરબ્બી કુસનભાઇ-

વિશેષ વિનયપૂર્વક સેવામાં નિવેદન કે ચિ. બહેન વિમુને ત્યાં આવ્યે ત્રણ મહિના થઇ ગયા છે તો હવે કોઇ સારો સંગાથ જોઇને આ તરફ મોકલી આપશો. નવું સવું છે એટલે એને ત્યાં જરા કઠણ પણ પડતું હશે ને થોડા દહાડા અહિં રહી જશે એટલે ઠીક લાગશે.

એજ અત્રે સૌ સારાં છે. બીજી નવા જૂની નથી.

લિ. આપના પ્રેમાભિલાષી

મણિલાલના

જેશ્રીકૃષ્ણ.

## પત્ર બીજો.

ગોધરા, તા ૨૨-૩-૨૮.

ભાઇ મણિલાલભાઇ.

આપનો પત્ર મળ્યો. વાંચી બીના જાણી. એ પત્ર મેં તરત ચિ. વિમળાગૌરીને આપ્યો હતો. અને પછી કયારે આણંદ જવું છે તેની પુછપરછ કરાવી હતી. ત્યારે તેણે કહ્યું હતું જે મને અહિં સારૂં ગમે છે અને હાલ આણંદ જવાનો વિચાર નથી. આમ ચિ૦ વિમળાગૌરીએ પોતે કહ્યાથી તેને મોકલવાનું અમારાથી બની શકે નહિ. એટલે હાલ ચિ૦ વિમળાગૌરી અહિં જ રહેશે તે જાણશો. બીજી કામ સેવા ફરમાવશો. ચિ૦ રતનલાલ ખુશીમાં છે. સૌ ખુશી આનંદમાં છે.

લિ૦

કુરસનદાસના

યથાઘટિત વાંચશો.

## [ ૭ પત્રો ]

### પાત્રો.

| | |
|---|---|
| વિમળા : | નાયકા. |
| મણિલાલ : | તેનો બાપ ( બી. એ.) |
| રસિક : | વિમળાનો ભાઇ. |
| કુસનદાસ : | ,, નો સસરો. |
| રતનલાલ : | ,, નો વર. |
| " ભાભી " : | ,, ની સાવકી મા. |

: લેખક :

નટવરલાલ વિમાવાળા.

## પત્ર ત્રીજો.

આણંદ, તા. ૨૬-૩-૨૮.

ચિ૦ બહેન વિમળા.

વિશેષ થોડા દિવસ પર મેં તારા પૂજ્ય સસરાજીને પત્ર લખ્યો હતો કે તને કોઇ સારો સંગાથ જોઇને અહિં મોકલી આપે. પરંતુ તેઓશ્રીનો હમણાંજ એ

દિવસ પર કાગળ આવ્યો છે તેમાં તેઓ જણાવે છે કે તનેજ અહિં આવવાનું મન નથી. આ જાણી મને, ભાઇ રસિકને તથા તારી ભાભીને સૌને નવાઇ લાગી છે. સાસરૂં તો રોજનું છે જ. હવે તો એજ તારૂં ઘર છે. ત્યાં રહેવાનું તને ગમે એ અમને પણ ગમે છે. પણ તને અહિં આવવાનું ગમતું નથી એ માનવામાં પણ નહિ આવે એવી વાત છે. આથી કંઇ તારા પૂજ્ય સસરાજી કે સાસુજી વગેરે પર હું કોઇ જાતનો આક્ષેપ કરવા માંગતો નથી; પણ અમને આ વાત ગળે ઉતરતી નથી તો તું તારે હાથે આ કાગળનો જવાબ લખજે જેથી અમને કળ વળે. રોજ તને અહિં ઘરમાં હરતી ફરતી જોયલી એટલે તારા વગર અમને તો ઘર સુનું સુનું લાગે છે. અને તારી ભાભીને તો ક્યારે વિમુ આવે ને તેની સાથે બે વાત કરૂં એવું થયાં કરે છે. તો તું હવે સારા શુકન જોઇને કોઇ સંગાથ સાથે નીકળી આવજે. તારા કાગળ કરતાં તુંજ આવે એવી અમારી સૌની ઇચ્છા છે. આવતાં પહેલાં અમને લખી જણાવજે.

એજ. પડોશમાં તારી બ્હેનપણી મનુ પણ તને બહુ યાદ કરે છે. તો જરૂર આવજે.

લી.

અણિલાલના

આશીર્વાદ.

## પત્ર ૪ થો.

ફાગણ સુદ નોમ.

સવસ્તી સી આણંદ મુકામે ચિ. વિમુને પોંચે વિશેષ ગોધરેથી લખાનંગ તારી ભાભીના આશીસ વાંચશો. બીજું લખવાનું કે તને આને ગણો વખત થઇ ગયો ને તેથી અમોને અહિં ગમતું નથી. વરી આપની નાતના રીવાજ પરમાણે તારે અવે અઇં આવવાને વાંધા જેવું નથી. તો પછી તને આવવાને શું વાંધો છે. ગરમાંથી કાગર લખ્યો તેને આથ દહાડા થઇ ગયા પન તેનો જવાબબી તેં લખો નથી અને તું આવતીબી નથી. હાલે તો વરી તારા સસરાજીનો પન કંઇ કાગર નથી. તો પછી સમજ અમોને કાંથી પડે? તેઃ કાગર મલેથી તું જલદી અમોને જવાબ લખજે. એ જ વધુ લખેથી વધારે નથીઃ તો તું જલદી લખજે. તારી ભાભીના આશીરવાદ વાંચજે. ઘરમાં સૌને મારાં પાયલાગણાં કેજે.

(આ કાગળમાં તારીખ નથી પણ તિથિ છે. તારીખ પાંચમી એપ્રિલ ૧૯૨૮ છે.)

## પત્ર પાંચમો

તા૦ ૧૦-૪-૧૯૨૮ શનિવાર

પ્રિય બ્હેન વિમુ

વિશેષ હાલમાં તારો કંઇ કાગળ નથી. બાપાએ તથા ભાભીએ તને કાગળ લખ્યા પણ તેનો કંઇ જવાબ નથી એટલે બાપાએ મને કાગળ લખવા કહ્યું છે. વચમાં તારા સસરાના દોસ્તાર અંબાભાઇ પટેલ અહિં બાપાને મળ્યા હતા. તેમના પર તારા સસરાએ કાગળ લખ્યો હશે તે મુજબ તેમણે બાપાને કહ્યું કે તમારા કાગળો વિમુને મળ્યા છે પણ તેનીજ મરજી આવવાની નથી એટલે અમે લાચાર છીએ. તેમ છતાં જો તમને પતીજ ન પડતી હોય તો જાતે આવીને મળી જજો. આ પ્રમાણે અંબાભાઇએ બાપાને કહ્યું હતું. હવે અમને બધાને વિચાર

થાય છે તે એજ કે આનું કારણ શું? એટલે બાપાએ મને કહ્યું કે તું કાગળ લખ એટલે કદાચ જવાબ આવશે. હાલમાં પરીક્ષા પાસે આવતી હોવાથી મારાથી કે બાપાથી કોઈથી રજા લઈને અહિંથી તને તેડવા નં કળાય એમ નથી. વળી તારા સસરાજી પાસે માણસનું સુખ સારૂં છે એટલે તેઓ ખુશીથી તને મોકલી શકે તેમ છે. આ બધું છતાં તું જ આવવાની ના પાડે છે એમ જાણીને અમને બધાને નવાઈ લાગે છે તો તું જે તે વાત હોય તે વિગતવાર લખજે તો અમને સમજ પડે. મારાથી કંઈ છાનું રાખવાની જરૂર નથી. તો તું લખે તો અમને તારો વાંધો સમજાય માટે તું બધું લંબાણથી લખજે. બાપાને કહેવા જેવું હશે તે હું કહીશ અને ખાનગી રાખવા જેવું હશે તો તે હું ખાનગી રાખીશ માટે તું જવાબ લખજે. ભાઈની દયા જાણીને પણ લખજે. એજ હવે વધારે તે શું લખું પણ તારો જવાબ આવશે. તો અમને બધાંને બહુ સારૂં લાગશે. એજ

લી. તારો

વ્હાલો ભાઈ

રસિક.

## પત્ર છઠ્ઠો.

ગોધરા તા૦ ૧૩-૪-૨૮

સોમવાર.

વ્હાલાભાઈ રસિકલાલ.

તમારો પત્ર મળ્યો છે. વાંચી બીના જાણી છે. જવાબ લખવાનું કંઈ મને બહુ મન હતું નહિ કેમકે જવાબમાં ખરૂં લખાય એવું નથી ને ખોટું લખવાનું મને ગમતું નથી. અને એવાં બહાનાં પણ હું શું કાઢું? એટલે હું જવાબ લખતી નહોતી. મારા સસરાજી જે લખે છે તે વાત ખોટી નથી. અહિં મને સંગાથનો ટોટો નથી. ઘરમાં પણ માણસનું સુખ છે. મારા પૂજ્ય સસરાજી કે સાસુજી કોઈ હું પીયેર જાઉં તેથી નારાજ નથી. તમારા કાગળો આવ્યાથી એમણે પણ મને કહ્યું કે તું થોડા દહાડા જઈ આવ. પણ છતાં મારો પોતાનોજ વિચાર ત્યાં આવવાનો નથી. ભાઈ રસિકલાલ ખરેખરૂં મારે લખવું જોઈએ કે મને ત્યાં બિલકુલ ગમતું નથી. શા માટે ગમતું નથી. તે વાત હું તને લખી જણાવું છું પણ તું તે વાત બનતાં લગી કોઈને કહીશ નહિ. પછી તને ઠીક લાગે તેમ. પણ તું આ વાત કરશે તો બાપાને ને ભાભીને ને બધાને ખોટું લાગશે ને નાહક તેમના મન કચવાશે. એટલે એવું કરવાની જરૂર નથી. વળી હું કંઈ ત્યાં નથીજ આવવાની એમ નથી. પ્રસંગ પડયે, ખાસ જરૂર ઉભી થયે આવીશ પણ ખરી ને વળી વરસેક પૂરૂં થયે એમને એમ પણ આવી જઈશ. પણ હાલ તો હું આવવાની નથી એ વાત નક્કી છે. તેનું ખરૂં કારણ એ છે કે—હું ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં પરીક્ષામાં પહેલે નંબરે પાસ થઈ હતી તે તને યાદ હશે. તે પછી હું સાતમી ચોપડીમાં બેઠી અને તે પછી ફાઈનલની પરીક્ષા કહેવાય છે તે આપવાનો પણ મારો વિચાર હતો. પરંતુ સાતમીમાં બે મહિના મને ગયા ન થયા પરંતુ મને નિશાળમાંથી બાપાએ ઉઠાડી લીધી. ઉઠાડી લેવાનું કંઈ કારણ હતું નહિ. મારી ઉંમર કંઈ મોટી હતી નહિ. મને ફક્ત તેર પૂરાં થયાં હતાં. મેં તને અને બાપાને બંનેને કહ્યું કે મને ભણવાનું બહુ મન છે અને મને ભણવા

દે તથા ઇંગ્રેજી તો બીજું ભણાય કે નહિ પણ આટલું ફાઇનલ તો પાસ થઇ જવા દો. પણ બાપાએ માન્યું: નહિં.

ઘરમાં એવો કંઇ કામકાજનો ભાર પણ નહોતો કે જેને ખાતર બાપા મને ઉઠાડી લે. આખામાખા ચાર માણસ, તેમાં પણ કોઇ બચ્ચું મળે નહિ. સૌ પોતપોતાની સંભાળ રાખનારાં અને કામ કરનારી કામ કરે. મારે ભણવાને બદલે ઘેર આવીને ફક્ત બેસી જ રહેવાનું અથવા અમસ્તા ટોલટપ્પાં મારવાના ને જેમ તેમ દહાડો પૂરો કરવાનો. આ મને જરા પણ પસંદ નહોતું. ઉઠી ગયા પછી ત્રીજે જ દિવસે અમારાં બહેન (મહેતી) મને રસ્તામાં મળેલાં ને કેમ ઉઠી ગઇ એમ પૂછ્યું ત્યારે મારાથી તેમને જવાબ પણ દઇ શકાયો નહિ કે કેમ ઉઠી ગઇ. મેં કહ્યું: મારા બાપાએ ઉઠાડી લીધી. તેઓ બોલ્યાં:

પણ તું આવી હોંશિયાર છોકરી ને ત્હારા બાપા ઉઠાડી શા સારૂ લે છે?

તે કોણ જાણે: મેં કહ્યું.

ઘરમાં કામકાજ હશે?: તેમણે પૂછ્યું.

મારાથી જુઠી હા ન કહેવાઇ. મેં કહ્યું: ના, એવું તો કંઇ નથી.

ત્યારે પછી?: તેમણે પૂછ્યું.

હું કંઇ બોલી નહિ.

તેઓ કહે: જો, વિમુ! તું ઉઠી તો ગઇ. એમાં મારૂં કંઇ ચલણ નથી. પણ તું ફાઇનલ પાસ થઇ હોત તો સારૂં થાત. તું સારે ઉપલે નંબરે આવત. કદાચ પહેલે નંબર પણ આવત ને એ પાસ થઇ હોત તો ભવિષ્યમાં કોઇ દહાડો કામ લાગે એવું પણ હતું જ. હજુ તું તારા બાપાને કહી જો.

મેં કહ્યું: ના, નહિ માને. મેં કહી જોયું.

ત્યારે તેઓ બોલ્યા: એ તો ભારે નવાઇ ભાઇ! છોકરીને ભણવું છે, છોકરી હોંશિયાર છે, ઘેર કંઇ અડચણ-મુશ્કેલી નથી, ને એવું કંઇ તારૂં શરીર પણ હુલ્લડ કાઢે નથી કે તરત પરણાવી દેવા માટે દોડધામ હોય; છતાં તારા બાપા ભણવાની કેમ ના પાડે છે?

બીજું શું બોલું? મેં કહ્યું: કોણ જાણે!

ને તારા બાપા તો પાછા પોતે બી.એ. થયલા છે, છતાં નથી ભણાવતા એ નવાઇ છે. હશે, પણ તું એક કામ કરજે. તું કંઇ કંઇ પુસ્તકો, ચોપડીઓ, ચોપાનિયા વાંચ્યા કરજે, એટલે તારૂં જ્ઞાન વધ્યા કરશે. બીજું કંઇ ન થાય, તો એટલું તો કરજે. ને તને વાંચવાનો શોખ પણ છે.

એટલું કહી જય જય કરી તેઓ ગયાં. રસ્તામાં તે બીજી કેટલીક વાત થવાની હતી.

ભાઇ, હું તેમને મળ્યા પછી વિચાર કરતી કરતી ઘેર આવી. તેમણે મને વાંચવાની ભલામણ કરી. હું વિચાર કરતી હતી કે હું શું વાંચું?–મારૂં કરમ! ન મળે આપણા ઘરમાં એક ચોપડી, કે એક પુસ્તક! ન આવે કોઇ પણ દહાડો એક ચોપાનિયું. તેમ છતાં ત્રીજા ઘરવાળાં શાન્તાભાભી પાસેથી હું કોઇ કોઇ વાર લાવતી, તો મને યાદ નથી કે દશ મિનિટ પણ મને સુખે કોઇએ વાંચવા દીધું હોય. વગર કામે, વગર જરૂરે પણ ભાભી કે બાપા મને ઉઠાડી મુકે અને નકામનું કામ સોંપે. મારી પીઠ પાછળ ચોપડી-ચોપાનિયાં પાછાં શાન્તાભાભીને ઘેર મોકલી દે. લગ-

ભગ મેં આણેલી બધી જ ચોપડી એમ અધુરી–પચીસ ચાલીસ પાનાં વાંચેલી પાછી ગઇ! મને કોઇ દહાડો સુખે વાંચવા બેસવાનું મળ્યું નથી. ફક્ત જ્યારે બાપા બહાર ગયા હોય ને ભાભી પણ ઘરમાં હોય નહિ, ત્યારે જ મેં થોડું ઘણું વાંચેલું.

ને શું લખું, ભાઇ, તને પણ વાંચવાનો બિલ્કુલ શોખ મળે નહિ. મને શોખ અનહદ, ચોપડી અધુરી મુકીને ઉઠી જવું પડતું ત્યારે મારા હૃદયમાં જે બળતરા થતી તેનું તે શું વર્ણન કરૂં ?

એટલે જ, મને હું પરણીને અહિં આવી તે જાણે સ્વર્ગમાં આવવા જેવું લાગ્યું છે અને અહિંથી ત્યાં આવવાનું મને ગમતું નથી. મારા સાસુ સસરા દરેક તરફથી મને તો અહિં સુખ છે. એમની હોંશથી ને મારા ઉત્સાહથી મને અહિંના પરણેલી સ્ત્રીઓના વર્ગમાં દાખલ કરી છે. બપોરે બારથી ચાર જવાનું હોય છે. હું જમી ખાઇને ચાલી જાઉં છું. ત્યાં ઇંગ્રેજી, સંસ્કૃત, સંગીત વગેરે શીખવે છે તે શીખું છું. અહિં અમારા ઘરમાં પુસ્તકોનો પાર નથી તે વાંચું છું. અને પેલા વર્ગમાંથી એક પણ દિવસ ગેરહાજર રહેતાં મારો જીવ જાય છે મારાં સાસુજી મને દીકરી તરીકે જ રાખે છે. મારી નણંદ કિશોરીબહેન હાલ ઇંગ્રેજી પાંચમી ચોપડી ભણે છે. ઘરકામ તો હું માગીને કરૂં છું, કારણ કે રખેને મારો અભ્યાસ બગડે જાણી મારાં પૂજ્ય સાસુજી મને બહુજ બ્હીતાં બ્હીતાં અને ભાગ્યે જ કામ સોંપે છે.

આ હકીકત છે. અને હવે, ભાઇ, વિચાર કર, કે મારે શા સારૂ અહિંથી ત્યાં આવવું ?–ને તે પણ વગર કારણે, વગર જરૂરે ?

હા, જ્યારે કામ હશે, પ્રસંગ હશે, મારી ફરજ હશે ત્યારે હું આવીશ. પણ અત્યારે તો મારૂં મન માનતું નથી.

ભઇલા ! મારૂં એક કામ કરીશ ? આપણાં સ્વર્ગવાસી પૂજ્ય બાની એક નાની સરખી છબી આપણે ત્યાં છે. દાદરની પાસે તે ધુળ ખાતી ટાંગેલી છે. બાપાને પૂછીને તે છબી તું મને અહિં નહિ મોકલી આપે ?

ભાઇ, ખોટું લાગ્યું હોય તો માફ કરજે. બાપાને અને ભાભીને મારાં ઘણાં ઘણાં પાયલાગણાં કહેજે. ભાભીએ આપણી સાથે સાવકો સંબંધ નથી રાખ્યો એ હું જાણું છું ને સમજું છું. અત્યારે પણ હું ત્યાં નથી આવતી તેનું કારણ કંઇ સાવકું સહીયારૂં નથી એ ખસુસ તને લખું છું, પણ મને તો અહિં જાણે ભણવાનું, વાંચવાનું મળ્યું તે દેવ મળ્યા બરાબર છે. બાપાએ મને અહિં પરણાવી તે માટે હું મારા ચામડાનાં બુટ બનાવી તેમને પહેરાવું તેટલી ઓશીંગણ રહીશ.

આ કાગળ વાંચીને ફાડી નાંખજે. તને ઠીક લાગે તેટલું મોઢે કહેજે પણ બાપાને વાંચવા આપીશ નહિ. કહેજે કે મારી તબીયત ઘણી સારી છે. અહિં સઉ મારા પર બહુ હેત રાખે છે. અને અહિંથી કંટાળા જેવું લાગશે એટલે હું ત્યાં જરૂર આવીશ.

ભાઇ માફ કરજે.

લી૦

તારી વ્હાલી બ્હેન

વિમળાના વંદન.

# અછુતોદ્ધારક!

[ અંધશ્રદ્ધાળુ શ્રીમંતો પોતાના સ્વાર્થ માટે અછુતોદ્ધારની મોટી મોટી વાતો કરે છે; પણ તેમનાં હૃદયમાં અંત્યજો માટે કંઇ લાગણી હોતી નથી. પ્રસ્તુત લેખિકાએ વર્તમાનમાં ખેલાતા ખેલની તાદૃશ કથા આપી છે. વાંચકોએ જરૂર આ વાર્તા વાંચી જવી જોઇએ. તંત્રી ]

: લેખિકા :
ગંગાબ્હેન પટેલ.

મંદિરના ચોગાનમાં ભાવિકોની ભીડ વધતી જતી હતી. મોટરો અંદર પેસતી ત્યારે પગે ચાલતા ભક્તો ઉપર પાણીમાં સારી રીતે પીલાએલો કાદવ ઉડતો. એ તેમનાં સદ્‌ભાગ્ય નહિ તો બીજું શું કહેવાય !

પ્રભુદ્વારનો કાદવ કાંઇ સર્વના નસીબમાં હોય છે? મંદીરમાં ગુલાબી અને પીરોજી સાળુઓ ઉપર ભાતભાતની કીનારીઓમાં ઢંકાએલ યુવતીઓની દૃષ્ટ જાણે વસ્ત્રાલંકારનું પ્રદર્શન હોય તેમ સ્ત્રીઓ પોતે જ એક બીજીને જોયા કરતી હતી. ભગવદ્દર્શનને નામે આવેલા કેટલાએ "ભક્તો" ભગવાન કરતાં એની વિભૂતિ રૂપી સંસારને શોભાવનારી નારી જાતિનાં દર્શન કરી રહ્યા હતા. આરતીને થોડીવાર હતી એટલે પૈસાદાર સ્ત્રીઓ પ્રભુને ચરણે રૂપીઆ મૂકી તે વડે ઠેઠ તેનાં પગથીયાં ઉપર મૂખિયાજી સાથે વાતો કરતી બેઠી હતી, જ્યારે પૈસામાંથી પૈસો બચાવી પ્રભુચરણે ધરનાર ગરીબ બાઇઓ ધક્કા ખાતી હતી. કોઇનો દાગીનો પડી જતો તો કોઇનું બાળક પડી જતું. એવો કોલાહલ એ દેવાલયમાં મચી રહ્યો હતો.

મંદિરની સામે જરા દૂર ઉભો રહીને એક મનુષ્ય અનન્ય ભાવે પ્રભુને સ્તવતો હતો. તેનાં નયન પ્રભુમાં જાણે ચોંટી જ ગયાં હતાં: આટલો મોટો કોલાહલ એના ચક્ષુને કે કર્ણને જરાએ અસર કરી શકતો નથી. સામે જ મંદિરના પગથીઆં ઉપર પ્રભુથી ત્રણ ફુટને છેટે બેઠેલાં એક શેઠાણી ચારે બાજુએ જોતાં જોતાં પૂજારી સાથે વાત કરતાં હતાં. તેમનો હાથ ઘડીમાં પોતાના ગળામાં પડેલા હીરાના હાર ઉપર જતો તો ઘડીમાં હાથની આંગળી પર ફરતો. તેમની નજર દૂરથી એક ધ્યાન ધરી પ્રભુને નિરખતા ભક્ત ઉપર પડી. તે ચોંક્યાં, તેનો ચહેરો એમને જાણીતો લાગ્યો. એમણે ધીમેથી પોતાની પાછંળ ઉભેલી રૂક્ષ્મણી નામની બાઇજીને પૂછ્યું. જુઓ તો! પેલો માણસ આપણે ત્યાં ઝાડુ મારવા આવતો તે ચંદુ તો નહિ? શેઠાણીના હુકમને માથે ઉઠાવી રૂખીબાઇએ ત્યાં જઇ તપાસ કરી, તેમની ખાત્રી થઇ કે એ તો ચંદુ જ. અને

તુરત ચાતક સમ તાકી રહેલાં શેઠાણીનાં નયન સાથે નયન મેળવી અમૃતપાન કરાવ્યું.

એ તો એજ. બાપ રે! શેઠાણી આંખો ચગાવી બોલ્યાં. લક્ષ્મીશંકર, આ શું? આ મંદીરમાં હવે ઢેઢને આવવા દો છો!!!

જરાક ગભરાવાનો દેખાવ કરતા લક્ષ્મીશંકરે પ્રભુપ્રસાદથી પ્રાપ્ત થએલા પેટપર હાથ ફેરવતાં ચંદુની સામે જોયું. અને જાણે ઓળખાણ પડી હોય તેમ બોલ્યા, "આ! કોણ પેલો ચંદુ છે તેને કહો છો ને?"

"અરે! આ શું કરો છો? મંદિરમાં પ્રભુ પાસે એનું નામ દેવાય?" શેઠાણીએ ભૂલેલા પૂજારીજીને ચેતાવ્યા........અને આગળ બોલ્યાં કે "ઝટ કરો કોઇ માણસ પાસે એને બહાર કઢાવો."

"પ......ણ......બા......શેઠે તો આ લોકને અંદર આવવા દેવાનો હુકમ આપ્યો છે, તે દીવસે પૂનેથી આવ્યા ત્યારેજ મને કહી ગયા હતા, અને છાપામાં પણ આપ્યું છે કે આ મંદિર અછુતો માટે ખુલ્લું મૂકવામાં આવ્યું છે; એટલે શું થાય? છતાં અમે તેમના મુકાદમને બોલાવી ખુબ ધમકાવ્યો છે કે ખબરદાર કોઇ મંદીરમાં આવ્યું છે તો, હાડકાં ભાંગી જશે."

પણ એ વાત મારા મંદિરમાં નહિ ચાલે. શેઠને જોઇએ તો દશ હજાર ખર્ચીને બીજું મંદિર બંધાવે સમજ્યા. કાઢો એને બહાર. ક્યાં છે પટાવાળો? પટાવાળા લક્ષ્મણને હુકમ મળ્યો એટલે પૂછવુંજ શું? તેણે ચંદુને ઉંધેકાંધ લીધો. 'લુચ્ચા! ઠાકોરજી તારા બાપના છે કે અહિં દર્શન કરવા આવ્યો છે?" નિકળ સાળા...સુવર...વગેરે પુષ્પાંજલી ભણતો તે ચંદુને ઠેઠ ઝાંપા બહાર મૂકી આવ્યો. નિરાધાર ચંદુએ જતાં પહેલાં "દીનદયાળુ" પ્રભુ સામે જોયું, જાણે કહેતો ન હોય કે તારી "દીનદયાળુતા" ક્યાં ગઇ છે?

ચંદુ તો ગયો પણ એ ઢેઢ હતો... અછુત હતો...એ વિચારથી કેટલાએ "પવિત્રો" અપવિત્ર થઇ ગયા અને પ્રભુને બારણેજ તેનાં બાળકોને હજારો ગાળો દેતા દેતા પ્રભુનેય પડતા મૂકી પોતે ન્હાવા ગયા. શેઠાણી પણ તે દિવસે વહેલાં ઉઠી ગયાં અને ફરીથી આવું ન બનવા દેવા માટે મુખિઆજીને તાકીદ કરી.

## [ ૨ ]

"આવો આવો જમનાદાસ શેઠ તમારીજ ખોટી હતી. આપણા પ્રોગ્રામને આગળ વધારવા માટે શું કરવું ઠીક પડશે એમાં તમારી સલાહ અગત્યની છે." માધવજી શેઠ પ્રસ્તાવના કરતા હોય એમ આવકારમાંજ એટલું બોલી ગયા.

આજે અછુતોદ્ધારક સમિતીની સભા હતી. એટલે માધવજી શેઠના બંગલાની શોભામાં વધારો થયો હતો. કારણ આજે સર મરઘાદાસ કોબરદાસ એમને બંગલે સમિતીના કામકાજને અંગે પધારવાના હતા. એમના મોટા બંગલાને પૂર રોશનીથી અજવાળવામાં આવ્યો હતો. નવા રેશમી ટેબલ કલોથ અને પડદા ઉપરાંત ચાંદીનાં ફલાવર પોટ્સથી દિવાનખાનાંને શોભાવવામાં આવ્યું હતું. તે ઉપરાંત આવેલા માનવંતા મહેમાનો માટે ફુટસ અને રેડીઓ એટલું તો હોય જ.

સર સાહેબ આવી જતાં કામકાજ શરૂ થયું. શેઠ માધવજીભાઇએ આજસુધીના કામકાજનો રિપોર્ટ વાંચ્યો. જેમાં "મંદીર

પ્રવેશ'' ઉપર ભાર મૂકીને લખવામાં આવ્યું હતું કે શહેરના સુપ્રસિદ્ધ શેઠશ્રી માધવજીભાઇ મંગળાભાઇએ પોતાના હસ્તેનું મંદીર પહેલવહેલું ખુલ્લું મૂકીને ઉત્તમ પ્રથાને આગળ વધારી છે. તેમને ત્યાં અછુતો બીજી ઉજળી કોમ સાથે મળીને સુખેથી સાથે સાથેજ દર્શન કરી શકે છે. વળી તેમનાં ધર્મપત્ની ચંદનબાઇએ અસ્રુત બાળકોની કેળવણી માટે રૂા. ૧૦૦૦) દાનમાં આપ્યા છે; તેમ જ અંત્યજ બાળકો અને સ્ત્રીઓનો મેળાવડો કરી તેમને મીઠાઇ અને ખાદીની ભેટ આપી છે. આ પછી બીજી ઘણીએ બીના વંચાઇ ગઇ. તાળીઓના અવાજ વચ્ચે શેઠ બેસી ગયા. હવે આગળના કામકાજ માટે વાતચીત થવા લાગી. ઘણી વાતોમાંથી આખરે એક વાત નક્કી થઇ કે... અછુતો માટે એક "કીર્તન" ગોઠવવું. અને એ દરખાસ્ત એક યુવકે મૂકી હતી. ગડબડવાડીમાં આવેલા શ્રીમંતો સ્થાપીત પ્રભુના મંદિરમાં આવેલા ચોગાનમાં કીર્તન ગોઠવવું. પણ એ ઠરાવ આવતાં જ માધવજી શેઠના મોંઢાનો રંગ ઉડી ગયો. "અ...રે! જગાભાઇ! મંદીરનું શું કામ છે? આ મારી વાડીમાં જ કીર્તન કરાવોને ?"

"પણ શેઠ! ઠેઠ નેપ્યન્સી રોડ પર આવે કોણ? મંદીર શું ખોટું છે?" ઘણી રકઝક પછી મંદીરમાં જ ભજન કરવાનું નક્કી થયું. અને કીર્તનનો ઠરાવ પાસ થયો. અને સમિતીના આજસુધીના સેક્રેટરી શેઠ માધવજીભાઇને ગોઠવણ કરવાની ભલામણ કરવામાં આવી. સર્વ ચાપાણી લઇ ઉઠી ગયા, અને ચાલતી પકડી.

[ ૩ ]

સવારના પહોરમાં બાગમાં ફરતાં માળીએ શેઠના હાથમાં તાજા સમાચાર આપતું બે પાનાવાળું દેવ સમું લાગતું છાપું મૂક્યું. શેઠે ઉઘાડ્યું, હતું તો શેર રૂ, સોનું, વગેરેના ભાવ જોવા, પણ મોખરે જ રાતની સમિતીનો રિપોર્ટ અને કીર્તનની ગોઠવણનો ઠરાવ જણાયો. વાંચીને શેઠના પગ નીચેથી પૃથ્વી સરતી લાગી. તેઓએ ભગીરથ પ્રયત્નથી ઉભા રહી માળીને ભયંકર બુમ મારી કહ્યું કે "આંધળા! દેખતો નથી! ખુરશી લાવ, ખુરશી" અને શેઠની ક્રોધસરેલી ભયંકર બુમથી આકર્ષાઇ શેઠાણી ચંદનબ્હેન પણ આવ્યાં.

"શું છે? શું આવ્યું છે? છાપામાં શું છે? કેમ બુમો પાડો છો?" એમ ને એમ પૂછતાં શેઠ પાસે આવી ઉભાં.

"શું થાય નખ્ખોદ જજો આ જમાનાનું, આ તો કાંઇ જમાનો છે! આ...જ...રા કાંઇ વાત હોય તો સીધી છાપામાં જ, જાણે છાપાવાળાના બાપનું જ રાજ્ય ચાલતું હોય તેમ..." શેઠ તો એક પછી એક બળાખા કાઢતા જ રહ્યા.

"પણ બન્યું છે શું?" શેઠાણીએ પોતાનું પાંચેક મણનું નાજુક શરીર ખુરશીના હાથા પર ગોઠવવા પ્રયત્ન કરતાં કરતાં ફરીથી પૂછ્યું.

"આ પેલા જગાનું જ કારસ્તાન છે. તેણે જ આ પેપરમાં આપ્યું," અછુતો માટેનો "પ્રેમ" ઉભરાવતાં શેઠે ચંદનબ્હેનનું ધ્યાન મોટા અક્ષરથી લખાએલા રાત્રીના અહેવાલ પર ખેંચ્યું.

"પણ આ શું! મેં ક્યારે અછુતોનાં સ્ત્રી...બાળકોને બોલાવ્યાં છે! અને હજાર રૂપીઆ ક્યારે અને કોણે આપ્યા! મુવો જુઠો! સત્યાનાશ જજો આ છાપાવાળાઓનું. કોઇ હલકટ જાત છે. જુઠું

છાપતાં પહેલાં આપણને પુછે તો ખરા?" સત્યાસત્યને છણતાં શેઠાણી બોલી ઉઠયાં.

"અરે! એ તો મેં રિપોર્ટમાં લખેલું; કારણ કે મારે એ મૂર્ખાઓનો લાભ લેવો છે. આવતે વર્ષે મારે શહેરસુધારક સમિતીમાં દાખલ થવું છે. તે આમ મને મત મળે અને જે કામ માટે પાંચ હજાર ખર્ચવા પડે તેજ કામ એક હજારમાં જ પતી જશે. સમજીને?" શેઠે પોતાની ઉદારતામાં રહેલો "નિસ્વાર્થ!" ભાવ પ્રગટ કર્યો.

"અરે સુઇ ગયું તમારૂં શહેરસુધારૂ. મારૂં નામ આમાં શા માટે મૂક્યું? મારે અછુતો અને ખાદી સાથે શું લાગેવળગે? તમને આવી દુર્બુદ્ધિ કોણે આપી?" શેઠાણીએ હૃદયનો ઉભરો ખાલી કર્યો.

"પણ ગાંડી, આટલી બધી શું કરવા ગુસ્સે થાય છે! આ તો તારા નામથી હોય તો આટલી નાની રકમ પણ મોટી દેખાય. મારા નામથી ન ચાલે. હજારમાં શું! એમ કહેવાય." શેઠે આંટી સમજાવી અને શેઠાણી ટંડાં પડયાં.

## [૪]

રવિવારના છાપામાં આવેલી જાહેર ખબરે સર્વનું ધ્યાન ખેંચ્યું. એ નીચે પ્રમાણે હતી:

"ગડબડવાડીમાં આવેલા "શ્રીમંતોસ્થાપીત" શ્રી ઠાકોરજી મંદીરના ચોગાનમાં "હરિકિર્તન" કે બીજા જાહેર મેળાવડા કરવાની મનાઇ કરવામાં આવે છે. એ દેવળ શ્રીમતી બાઇ સુંદરબાઇ મંગળભાઇએ બંધાવેલું છે. તેમાં તેમના પુત્રો શેઠ માધવજીભાઇ કે શેઠ મકનજીભાઇને લાગતું વળગતું નથી."

આ જાહેર ખબરથી અછુતોધ્ધારક સમિતીના સભ્યોમાં મોટો ખળભળાટ મચી રહ્યો. સમિતીની તાત્કાલિક સભા મળી અને હરિકિર્તન જગાભાઇને ઘેર કરવાનું રાખ્યું. દીવાબત્તીના ખર્ચ માટે માધવજી શેઠે કહ્યું કે ગઇ સમિતી વખતે મને ઘણું ખર્ચ થએલું છે; છતાંએ બત્તી મારે ખર્ચે મંગાવજો. બાકી હવે મારાથી મારે ઘેર કાંઇજ બનશે નહી. સમજદારો સમજી ગયા કે માધવજી શેઠની ઉલ બગડી છે. તેમણે રાજીનામું આપ્યું, અને તેમને સમિતીમાંથી મુક્ત કર્યા.

## [૫]

હરિકિર્તન થયું તેમાં ઘણાએ નામાંકિત સજ્જનો આવ્યા. બરાબર ભજન જામ્યું હતું તેમાં ભંગ પડયો. એક ખાટલો ઉંચકીને ચાર વ્યકિત દાખલ થઇ, તેમાં એક જગાભાઇ પણ હતા.

ખાટલામાં લોહીલુહાણ થયેલો ચંદુ હતો. સર્વની ઉત્સુકતા વધી પડી. પુછપરછ કરતાં જણાયું કે ચંદુ મહાર શેઠ માધવજી શેઠે ખુલ્લા મુકેલા મંદિરમાં હંમેશાં દર્શન કરવા જતો તેને છેટેથી દર્શન કરવાનો હુકમ હતો તે પ્રમાણે તે કરતો હતો. પણ ગઇ કાલે શેઠાણીના હુકમથી એને બહાર કાઢવામાં આવ્યો હતો. છતાં આજે તે ફરીથી ત્યાં ગયો હતો. એટલે મંદીરના ચોગાનમાં જ તેને પ્રસાદ "માર" આપવામાં આવ્યો હતો; એટલું જ નહિ પણ લોહીલુહાણ સ્થિતિમાં તેને બ્હાર ફેંકી દેવામાં આવ્યો હતો.

ભેગા મળેલ લોકોએ હાહાકાર કર્યો, પણ કિર્તનકાર જરાએ ડગ્યો નહી, એણે તો કોલાહલ શાન્ત થતાં પ્રાર્થના કરી કે "પ્રભુ તું તે મંદિરમાં તો નહીજ હોય ...જો તું ત્યાં હહો તો તારા સર્વથી... દુર્બળ બાળકનું લોહી તારા આંગણાંમાં ન રેડાય. પ્રભુ! આ કંગાળ શ્રીમંતોના મનની દુર્બળતા દેખીને તું ત્યાં તો નહિ બેઠો હહો આ શ્રીમંતો લક્ષ્મીની લાલચમાં અને ભોગતૃષ્ણાની જાળમાં સર્વને વંદે છે; પણ તારા નામને માટે તને સમદષ્ટિવાળો સિદ્ધ કરવા કંઇજ કરવા તૈયાર નથી. હે! પ્રભુ! એમની આંખો તું ઉઘાડ." અસ્તુ.

# પ્રગતિના—

**શ્રીમતી માયાદેવી ગંગુલી.**

જેઓ અમેરીકન સ્ત્રીઓના જીવન વિષેનો અભ્યાસ કરવા માટે પ્રવાસ કરી રહ્યા છે.

**મીસીસ જેન શેપર્ડ.**

અમેરીકામાં દારૂબંધીને લગતી સ્ત્રી સંસ્થાના પ્રમુખ. જેમણે દારૂબંધીને લગતી યોજના સરકાર સમક્ષ રજુ કરી છે. હાલ તેઓ રૂશીયા, નોર્વે, સ્વીડન અને ડેનમાર્કમાં અમલી દારૂબંધી વીષે અભ્યાસ કરે છે.



# —પંથ પર



## શ્રીમતી સુશીલા બહેરામજી.

જેમના લગ્ન સીવીલ મેરેજ રીતી અનુસાર થયાં છે. શ્રી. પી. બહેરામજી નાગપુરના એક જાણીતા પારસી વેપારીના પુત્ર છે. જ્યારે શ્રીમતી સુશીલા ઇંદોરના એક કુળવાન બ્રાહ્મણ કુટુંબની બાળા છે.



ડૉ૦ મીસીસ માલીની સુખથનકર.



મુંબઇમાં ભરાયલી મહીલા પરિષદના પ્રમુખ.





## ડૉ૦ જાનકી અમ્મલ.

એમ. એ. ડી. એસ. સી. એફ. એલ. એસ.

જેઓ મીસેન્દ્રમની મહારાજા કોલેજ ઓફ સાયન્સમાં વનસ્પતીશાસ્ત્રના પ્રોફેસર નીમાયાં છે. આ પદ પર આવનાર ડૉ૦ જાનકી અમ્મલ પહેલાજ સ્ત્રી છે.

# પ્રગતિના—

**શ્રીમતી માયાદેવી ગંગુલી.**
જેઓ અમેરીકન સ્ત્રીઓના જીવન વિશેનો અભ્યાસ કરવા માટે પ્રવાસ કરી રહ્યા છે



**મીસીસ જોન શેપર્ડ.**
અમેરીકામાં દારૂબંધીને લગતી સ્ત્રી સંસ્થાના પ્રમુખ. જેમણે દારૂબંધીને લગતી યોજના સરકાર સમક્ષ રજુ કરી છે. હાલ તેઓ રૂશીયા, નોર્વે. સ્વીડન અને ડેનમાર્કમાં ચાલતી દારૂબંધી વીશે અભ્યાસ કરે છે.

ખોરાક અઢળક પાકે છે. પણ સ્ત્રીઓને પણ ખોરાકની કેટલીક વસ્તુઓને અડકવાની સાફ મનાઇ હોય છે. આમ છતાં પણ જો કોઇ સ્ત્રી સમાજે સ્થાપેલી આ મર્યાદાનું ઉલંઘન કરે તો 'પતિદેવ' માત્ર એક જ તીર વડે સ્ત્રીના શરીરને શબ બનાવી દે છે.

ટાસ્માનીયામાં સ્ત્રીઓની સ્થિતિ કંઇક અંશે સારી છે. અહીં પુરૂષો સ્ત્રીઓ તરફ સારી ભાવના દર્શાવે છે; તીરકામઠું લઇને પુરૂષ કાંગારૂઓનો શિકાર શોધે છે. આ શિકારની સફળતા પર લગ્નનો ઘણો ખરો આધાર રહે છે.

પણ 'લાલ હિંદીઓ' પતિદેવો તરીકે સૌથી ખરાબ હોય છે. તેઓ પોતાની સ્ત્રીઓ સાથે ગુલામ હોય તેના કરતાં પણ વધુ ખરાબ વર્તણુક ચલાવે છે. તેઓ પોતાની પત્નિને ઇચ્છે ત્યારે મારી નાંખી શકે છે. પણ આ જાતિમાં શીકારીઓ સીવાય અન્ય લાલ હિંદી જાતિમાં સ્ત્રીઓની સ્થિતિ સામાન્યપણે સારી છે.

આમ જ્યારે સ્ત્રીઓ તરફ જંગલી વર્તાવના પ્રસંગો મળે છે ત્યારે બીજી બાજુ એવી પણ કેટલીક જાતિઓ દીસે છે કે જેઓમા સ્ત્રીઓ પોતાના પતિઓને નકામા, રખડુ અને ભામટા તરીકે જ ગણે છે. કેટલાક હિંદી ન્હાના વિભાગમાં સ્ત્રીઓ પોતાના પતિઓને ટોપલામાં મૂકીને લઇ જાય છે.

## સ્ત્રીઓનાં હરણ

જ્યારે જાતિના કુંડાળામાં સ્ત્રીએ. માટે ભાલાંઓ ઉછળવા માંડ્યા, ત્યારે કોઇ વૃધ્ધોએ માર્ગ સુચવ્યો કે પ્રત્યેક બહાદૂર અને હિંમતવાન યુવાને તો અન્ય જાતિમાંથી જ સ્ત્રીઓનું હરણ કરી લાવવું જોઇએ. આ સુચના ઘણા જણને પસંદ પડી અને સ્ત્રીઓનું હરણ શરૂ થયું. ગામના કુવા ઉપર પાણી ભરતી બાળાને ઉઠાવી લાવવામાં આવતી. પણ તે પહેલા પુરૂષને પોતાના ભાલાનો ચમત્કારો દેખાડવો પડતો.

અત્યારે ટાસ્માનીયામાં, પપુઆનમાં, ફયુજીઆનમાં અને લાપા જાતિઓમાં સ્ત્રીઓનાં હરણ કરવાની પ્રથા ચાલુ છે. આ બહાદુરો ઘોડા ઉપર સ્વારી કરીને કન્યાને ઉઠાવી જાય છે. જો કે આમ કરીને પત્નિ મેળવવામાં જીવનનું જોખમ સમાયેલું છે છતાં દરેક વર્ષે સેંકડો યુવાનો પોતાની 'સહચારીણી'ને શોધવાને માટે જીવન સાથે પણ શરત ખેલે છે.

## લગ્ન

લગ્ન પહેલાં વર તેમજ કન્યાને કેટલીક આકરી કસોટીમાંથી પસાર થવું પડે છે. વરને 'લાયક' છે એમ સાબીત કરવાને કેટલાંય શારીરિક કષ્ટો સહન કરવા પડે છે. આંદામાનીઝ યુવકને લગ્ન પહેલાં મધ, કાચબાનું માંસ કે ડુક્કરની ચરબી ખાવાની મનાઇ કરવામાં આવે છે. કેટલાકને દિવસો સુધી જંગલમાં છુપાઇ રહેવું પડે છે. ત્યારે કેટલીક જગ્યાએ તેમને જાગતા જ ઉભા રહેવું પડે છે. વરરાજાને ઉંઘનું એક પણ ઝોકું ન આવી જાય તેટલા માટે ખાસ તજવીજ રાખવામાં આવે છે.

કન્યાને પણ આ જ પ્રકારની કેટલીય મુશીબતોમાંથી પસાર થવું પડે છે. ટીમુશીયાન હિંદીઓમાં તો કન્યાને ૬ માસ સુધી જંગલમાં છુપાઇ રહેવું પડે છે. એટલુંજ નહીં પણ માત્ર લગ્ન સમયે જ તે જંગલમાંથી બહાર આવે છે. તેમ છતાં

જ્યારે સર્વની સમક્ષ તે ખૂબ નાચી બતાવે છે ત્યારે જ લગ્નવીધી આગળ ચાલે છે.

સંતાલ જાતિમાં એવી પ્રથા છે કે વર હંમેશાં કન્યા મેળવવા માટે બજારમાં જાય. અને બજારમાં આવેલી બાળાની પીઠ થાબડે. આ પરથી એમ સમજાય છે કે તેણે આ બાળાને પોતાની પત્નિ તરીકે પસંદ કરી છે. પણ એમ કર્યા પછી તે તરત જ દોટ મૂકીને પોતાના ઘર તરફ પ્રસ્થાન કરે છે. કારણ કે જો કન્યાના સગાંઓના હાથમાં તે આવી પડે તો તેઓ તેને સારી પેઠે પીટે પણ ખરા.

મેક્સીકોમાં કન્યાને પ્રણય કરવો પડે છે. આ જંગલના યુવાન અને યુવતી વારંવાર ઉત્સવમાં મળે છે. આ વખતે છુટથી વહેંચાતો દારૂ પીને યુવતી પોતાના પસંદ કરેલા યુવાન સમક્ષ નાચે છે અને તેને પસંદગી પામવા પ્રયત્ન કરે છે. પછી તે થોડા કાંકરા યુવાન તરફ ફેંકે છે. જો યુવાન આ કાંકરા પાછા ફેંકે તો એમ સમજાય છે કે તેણે યુવતીને પત્નિ તરીકે સ્વિકારવાનો નિર્ણય કર્યો છે. જો કાંકરા પાછા ન ફેંકે તો યુવતી સમજી જાય છે કે તે તેને નાપસંદ પડી છે.

## કન્યાની કિંમત

કોઇ કોઇ જંગલી જાતિઓમાં કન્યાને માટે સારી કિંમત આપવી પડે છે. આમ મધ્ય ગુજરાતમાં વસતી ભીલ પ્રજામાં પ્રત્યેક કન્યા મેળવતાં વરના સગાંવહાલાંઓને લગભગ સો રૂપીયાનો ખર્ચ થાય છે. ઉત્તર અમેરિકાની કવાકીઉતલ જાતિમાં લગભગ બસો જેટલા ધાબળા કન્યાની કિંમત તરીકે આપવા પડે છે. લીબીરીયામાં અત્યારે કન્યાના ભાવ ૬ પીતળની કીટલી, ૧૫ કારતુસો અને પાંચ કપડાંના કટકા છે. ઉત્તર વરજીનીયામાં અત્યારે ૧૫૦ પાઉંડ તંબાકુ આપીને સ્ત્રીના શરીરને ખરીદવાની પ્રથા છે.

ઑસ્ટ્રેલીયામાં પણ વરને બિચારાને નિચોવાવું પડે છે. અહીં પણ તેને કન્યાને માટે આકરી કિંમત આપવી પડે છે. કન્યાને અતિ ખર્ચાળ પોશાક આપવો પડે છે; ન્યુગીનીઆમાં કન્યાને આભુષણો ઓઢાડવાં પડે છે. આમ કન્યાને માટે કિંમત આપવાની પ્રથા જંગલી જાતિઓમાં સામાન્ય હોય છે.

## લગ્નપદ્ધતિઓ

ભીલજાતિમાં પાઘડીનો એક છેડો કન્યાના કુડતા સાથે બાંધીને વરકન્યા સાત વાર અગ્નિની પ્રદક્ષિણા કરે છે ત્યારે કેટલીક જાતિઓમાં વરકન્યા પ્રથમ ઝાડને પરણાવવામાં આવે છે. ત્યારે રાજપૂત જાતિમાં કન્યાને વરની તલ્વાર સાથે પરણાવવામાં આવે છે. મહાલી વરકન્યાઓ પોતાના મિત્રોની કાંધ ઉપર બેસી પાણી ઉછાળતા ઘેર આવે છે. કેરોલાઇના ટાપુમાં કન્યા ઘરમાં આવતાં સાસુ તેના માથામાં તેલ નાખે છે અને વાળ સમા કરે છે. ટોડા જાતિમાં કન્યાના માથાને વર પોતાના પગથી સ્પર્શ કરે છે.

જંગલી પ્રજાના લોકગીતોમાં પણ પ્રેમ અને પ્રણયનાં કાવ્યો ખૂબ દેખાય છે. વરકન્યાના મધુર મીલન ઉપર આ જંગલી પ્રજાઓએ કવિતાઓ રચી છે અને આ પ્રમાણે વિવિધતાથી તેઓ પોતાનું જ્ઞાન પુરૂં કરે છે.

'Romance of the Savage Life' માંથી.



જગતનો મુડીવાદ સઘળે સ્થળે સરખો છે. લંડનમાં ભાડું નહીં ભરવા માટે આ બેકાર કુટુંબને માલિકે પોલીસની મદદથી ઘરબ્હાર કર્યું હતું ત્યારે બાઈ મૂર્છા પામી તૂટી પડી હતી. આવાં દ્રશ્યો [illegible]માં તો સાવ સામાન્ય છે.

# અંતિમ ક્ષણ

મુડીવાદનો જીવનદીપ જેમ જેમ બુઝાતો જાય છે તેમ તેમ આ પ્રખર આર્થિક સંસ્થાના પ્રાણુ ટકાવવા માટે ધમ-પછાડાઓ વધતા જાય છે. તુટી જતી ચેતનાને ટકાવી રાખવા માટે મુડીવાદના સંચાલકો આકાશ પાતાળ એક કરી રહ્યા છે. ઇટાલીનો મુસોલીની, ઇંગ્લાંડનો મોસ્લે અને જર્મનીનો શ્લેશર અત્યારે મુડીવાદની અંતિમ આશા છે. ફેસીઝમ એ તેનો છેલ્લો પ્રયત્ન છે. વિચારક્ષેત્રમાં મુડીવાદનું આ અંતિમ આવિષ્કરણુ (Projection) છે.

પણુ ફેસીઝમની ફીલ્સુફીના આંતરિક વિરોધો હવે સપાટી પર આવતા જાય છે. ફેસીઝમે આદેશેલી રાષ્ટ્રિયતાએ સામ્રાજ્યવાદી ફીલ્સુફીને જન્માવી છે. અત્યારનું ઇટાલી ટ્રીપોલીને વશ કરવા માટે તલસે છે–ફ્રાંસના ફળદ્રુપ પ્રાંતો માંગે છે, જર્મની વધુ શસ્ત્રો વસાવવાની અભિલાષા જાહેર કરે છે–એક શબ્દમાં યુધ્ધ, આક્રમણુ અને સંહાર તરફ ફેસીસ્ટો જઇ રહ્યા છે.

આથી જ અંતિમ ક્ષણુ આખરે આવી પહોંચી છે. મુડી-વાદનો છેલ્લો પાસો પણુ નિષ્ફળ નિવડયો છે. ફેસીઝમનો માર્ગ શિક્ષિત માનવસંસ્થા સાથે સંકળીત થઇ શકે તેમ નથી લશ્કરી સરમુખત્યારીનો ઉપાય આર્થિક સંકડામણુના કાળમાં નભી શકે તેમ નથી. આથી જ મુડીવાદનું નિશ્ચિત પતન સવારના યં સમું અનિવાર્ય છે. આ પતનને જલ્દી લાવવું એ આપણું કામ છે. જેઓ નવી સંસ્કૃતિના પૂજક છે, જેઓ સ્વાતંત્ર્યના પ્રખર પૂજારી છે તેઓની અત્યારના સંસ્કૃતિના ધ્વંસમાં સીધી સહાય આપવાની એક માત્ર ફરજ છે.

# ચાર્ટીસ્ટોની ચળવળ

**ઇંગ્લાંડના** ઇતિહાસનાં પાનાંઓ પાછાં ફેરવાય છે. કાળની કિતાબના ભુલાયેલાં પ્રકરણો ફરી વંચાય છે. જગત આજે પ્રવૃત્તિની ધમાધમમાં આ આંદોલનો વિસરી ગયું છે. શાળાના અભ્યાસક્રમમાં આ આંદોલનોના ઇતિહાસ ઉપર કોઇ શબ્દ પણ ઉચ્ચારતું નથી. છતાં ઇંગ્લાંડના વર્તમાન રાજકારણનાં સર્જનમાં, તેમજ કામદારવર્ગના તત્વજ્ઞાનની ભૂમિકા ઉપજાવવામાં આ ચળવળે અતિ અગત્યનો હિસ્સો આપ્યો છે.

**ઇતિહાસમાં જેનો કદી ઉલ્લેખ થતો નથી એ ચળવળનો રોમાંચક ઇતિહાસ.**

**સો વર્ષ પાછા ચાલો** અને ઇંગ્લાંડની દશા ઉપર એક નજર નાંખો. ૧૮૩૨ માં મધ્યમવર્ગોને પાર્લામેન્ટમાં મતાધિકાર સાંપડ્યો હતો. પણ ઇંગ્લાંડના કેટલાય કામદારો તો જીવતા શેકાઇ રહ્યા હતા. યંત્રવાદે પગલાં પાડયાં હતાં. ચૌદ ચૌદ કલાક સુધી યંત્રો ચાલતાં. ૭ વર્ષના બાલકને પણ કામ સોંપવામાં આવતું. સ્ત્રીઓ દશ દશ કલાક કામ કરતી. ખાણના પેટાળમાં સ્ત્રીઓને મોકલવામાં આવતી. ન્હાનાં ન્હાનાં બાલકોને પણ એવા જ પ્રકારનું કઠણ કામ સોંપાતું. કારીગર વર્ગને પરસ્પર પાંસળા ગણવાનો સમય આવી ગયો હતો. શહેરના કારખાનામાં સીતમ અસહ્ય હતા. ગામડામાં રોજી મળવી મુશ્કેલ હતી. પરિણામે કેટલાય ભૂખથી મરી ગયા. કેટલાકોએ વિરોધ કર્યો. પણ તેનો સ્વર તેમના ગળામાં જ સમાઇ ગયો. કામદારોનું રક્ત ચુસવાને માટે કારખાનામાં ઠીક ઠીક યોજનાઓ હતી. દિવસના બાર કલાકનું કામ તો સામાન્ય હતું.

**૭ વર્ષના બાળમજુરો** તો સાવ સામાન્ય હતાં. મીલની આસપાસ બંધાયેલી ગંધાતી ચાલીઓમાં આ કામદારોને વસવું પડતું. એટલું જ નહીં પણ ફેકટરી એકટ જેવું કંઇ ન હતું. કારખાનાના કામ કરવાના કલાક [illegible] ન હતી. આ સમયે કામદારોને રહેવાને માટે, ન્હાવાને માટે કે ખાવાને માટે કોઇ પણ પ્રકારની સગવડ ન હતી. બ્રિટિશ કામદારનું જીવન ખરે જ અતિ અસહ્ય બની ગયું હતું. એમને વસવાના ઘરો આપણા કરતાં પણ અતિ ખરાબ હતાં. ખાણમાં જે સ્ત્રીઓ અકસ્માતથી મરી જાય તેમના શબ ઉપર




જ્યુરી ભરવાની પ્રથા પણ ન હતી. આવા અકથ્ય સંતાપમાં આ સમુદાય પીડાઇ રહ્યો હતો.*

[ ૨ ]

**ખાસ કરીને ૧૮૩૪ માં** 'પુઅર લૉ' પસાર થયા પછી કામદારોની સ્થિતિ અસહ્ય બની ગઇ. આ કાયદા નીચે પ્રત્યેક રખડતા માણસને પુઅર હાઉસમાં જવાની ફરજ પાડવામાં આવતી. આ સ્થળોમાં દિનભર કામ કરાવવામાં આવતું. છતાં ભાગ્યે જ પેટપુરતું અન્ન આપવામાં આવતું. પણ યંત્રવાદના આગમનથી

## મજૂર ચળવળનો મૂળ ઉત્પાદક.
## મી૦ જોન વાઇકુસ્.

ગરીબ બનેલા બિચારા કામદારોનો આ સિવાય અન્ય કંઇ ઉપાય જ ન હતો. કાં તો પુઅર હાઉસ કે અને કાં તો ફેક્ટરી, અને આથી જ પરોક્ષ દબાણને વશ થઇને ખેડુતોને કામદાર બનવું પડતું.

**પણ દુઃખના દિવસ** પણ પોકાર પાડે છે. આખરે આમવર્ગનો અવાજ પ્રબળ બનવા લાગ્યો. ૧૮૩૭ માં ઉદ્દામ સભાઓ સ્થપાવા લાગી. મંડળો સ્થપાવાં લાગ્યાં. અને લંડન કામદાર મંડળે પોતાની માગણીઓને રાજકીય સ્વરૂપ આપ્યું.

૧૮૩૭ નું આ વર્ષ હતું. સમગ્ર દેશભરમાં ઉદ્દામ વિચારકોની સભાઓ સ્થળે સ્થળે ભરાતી હતી. આખરે આ સર્વ આંદોલનોએ નિશ્ચિત રાજકીય ચળવળનું સ્વરૂપ લીધું. લંડનના શ્રમજીવીઓના સંગઠને નક્કર રાજકીય હક્ક માટે હાકલ પાડી. દિગન્તમાં સંભળાય એવા સ્વરથી તેમણે જાહેર કર્યું કે !- -

'વ્યક્તિગત મતાધિકાર.

સરખા પ્રતિનિધિઓ ધરાવતાં પરગણાં.

બેલટથી મત આપવાની પદ્ધતિ.

પાર્લામેંટના સભ્યોને વાર્ષિક વેતન.

મિલ્કત મતાધિકારનો ત્યાગ.

વાર્ષિક પાર્લામેંટ.'

આ માંગણીઓની નામાવલીને તેઓ ચાર્ટર. Charter કહે છે. અને આ માંગણીઓ મેળવવાને જે પ્રચંડ આંદોલનો ઉભાં થયાં તેને ઇતિહાસ ચાર્ટીસ્ટ આંદોલન તરીકે ઓળખે છે.

* આપણા પ્રદેશમાં પણ અત્યારે એવી જ સ્થિતિ પ્રવર્તે છે. અમદાવાદ, કલોલ, નડીયાદ, મુંબાઇ, અને જમશેદપુર જેવા સ્થળોમાં કામદારોનાં જીવન ઉપર તમે જરા નજર નાંખશો તો પણ તમે જોઇ શકશો કે તેઓ અત્યારે અસહ્ય સ્થિતિમાં જીવે છે. તેમની સ્ત્રીઓ અને બાળકો મીલમાં સારો દિવસ શ્રમ કરવા છતાં કંગાલ મજુરી મેળવે છે.

**ક્ષણવારમાં** ચાર્ટર ચળવળ ઇંગ્લાંડના ગામડે ગામડે ફરી વળી. દાવાનળની ગતિથી ચાર્ટરના આંદોલનો વ્યાપક બનવા લાગ્યાં. ફરગ્યુસ ઓ'કોનર, જે. આર. સ્ટેફન્સ અને રીચાર્ડ ઓસ્ટલેરે ચાર્ટરનો સંદેશો શહેરે શહેર પહોંચાડ્યો. સારો દિવસ શ્રમથી શોષાતા શરીરોએ ચાર્ટર ચળવળમાં તેમની મુક્તિ જોઇ. આમ-વર્ગને આઝાદીના ભણકાર થવા લાગ્યા. લોકહક્કની આ લડાઇએ ગંભીર સ્વરૂપ ધારણ કરવા માંડ્યું. વેલ્સ, યોર્કશાયર અને લીવરપૂલના કામદારોએ ચાર્ટરના ઝંડાને ફરકાવ્યો. લોકગુસ્સો પળવારમાં પ્રચંડ બન્યો. લંડનની સરકાર પણ આ આંદોલનોથી થરથરી ગઇ.

લોવેટ, કોનેર અને એટવુડ ચાર્ટર ચળવળના પ્રણેતા હતા. તેઓએ ચાર્ટ-રને પાર્લામેન્ટ આગળ રજુ કરીને હક્કો મેળવવાની યોજના કરી હતી. કદાચ પાર્લામેન્ટ આમવર્ગની આ નમ્ર અપીલ ના કબુલે તો સામાન્ય હડતાલ પાડવાની ધમકી પણ એટવુડે આપી હતી. અને સામાન્ય હડતાલ પણ જો ન સફળ થાય તો 'ખુલ્લો બળવો' (Insurrection) પોકારવાના સ્વપ્ન કેટલાક ચાર્ટરો સેવતા હતા. આ તેમની યોજના હતી. ઉગતા ઉદ્યોગપતિઓ સામે ઇંગ્લાંડના કામદાર વર્ગનો આ પહેલો સંગ્રામ હતો. મુડી-વાદના દુર્ગ ઉપર શ્રમજીવીઓનું આ પહેલું આક્રમણ હતું.

**રોબર્ટ ઓવેન. મજૂર પ્રવૃત્તિનો બીજો તત્વવેતા. જેમના વિચારોએ મજૂર ચળવળ ઉપર અસર કરી છે.**



**૧૮૩૮–૧૮૩૯** એ ચાર્ટર ચળવળનાં વર્ષો હતાં. ૧૮૩૯ માં ચાર્ટીસ્ટોનું પહેલું કન્વેનશન લંડનમાં મળ્યું. ફેબ્રુઆરીની ૨૯ મી તારીખે લંડનના એક વિભાગમાં સમગ્ર દેશના સેંકડો પ્રતિનિધિઓએ ચાર્ટર મેળવવા માટે પ્રચંડ પોકાર કર્યો. પણ આ ચાર્ટીસ્ટોએ વ્યવસ્થિત સંઘબળ જેવું કંઇ જ જમાવ્યું ન હતું. તેની પછ-વાડે મજૂર મંડળો ન હતાં કે ન હત વ્યવસ્થિત ખેડુત મંડળો. ચાર્ટીસ્ટ ચળ-વળ ઉભી થઇ, થોડો શોરબકોર કર્યો; પણ સંઘબળ અને વ્યવસ્થા વગર તેમનો શોરબકોર ધીમે ધીમે ઘટવા લાગ્યો. ઉત્સાહના સાગરમાં ઓટ આવવા લાગી.

**આખરે ૧૫ લાખ** માણસોએ સહી કરેલું વિનંતીપત્રક પાર્લામેન્ટને સોંપાયું. જુલાઇમાં પાર્લામેન્ટે આ લોકહક્ક આપવા ના પાડી. અને આંદોલનોના પ્રણેતાઓએ સામાન્ય હડતાળ જાહેર કરવા માટે દિવસ મુકરર કર્યો.

**પણ આ જાહેરાત** પછી માત્ર દશ જ દિવસમાં ચાર્ટીસ્ટ ચળવળે સામાન્ય હડ-તાલના આદેશ પાછા ખેંચી લીધા. તેઓ જોઇ શકતા હતા કે ચળવળના જોમમાં સંગઠન કરવાનું સાવ વિસરી



ગયા હતા. માંગણીઓ પછવાડે રાજકીય બળ ઉભું કરવામાં તેઓ નિષ્ફળ નિવડયા હતા. આથી સામાન્ય હડતાલ પડે તેવો સંભવ અતિ અલ્પ હતો, પડે તો પણ કયાં સુધી કામદારો ટકી શકે તે માટે તેમને વસવસો હતો. આમ ચાર્ટીસ્ટોનો પહેલો પ્રયત્ન પરાજયમાં પરિણમ્યો.

[ ૫ ]

**પણ આમ બંધારણીય** માર્ગે નિરાશા મળતાં ચાર્ટીસ્ટોમાંના કેટલાકો બળવાનો માર્ગ લેવા માટે આગળ વધ્યા. યોર્કશાયર, અને વેલ્સમાં ચાર્ટરોએ લશ્કરી ડ્રીલ કરવા માંડી. ચાર્ટીસ્ટોએ હવે સૈન્યની તાલીમ લેવી શરૂ કરી. આ તાલીમ લેવા તેઓએ આગળ વધવા માંડયું. પણ સરકારના સૈન્ય બળ સામે તેઓથી ટકી શકાય તેમ હતું જ નહિં. કેટલાક કપાઇ ગયા. કેટલાય મરાયા. ફ્રોસ્ટ વગેરે આગેવાનોને દેશપાર કરવામાં આવ્યા. ઓ'કોનોર, લેવેટ, એબટ વગેરેને જેલમાં ધકેલવામાં આવ્યા. ખૂનખાર ઝપાઝપીમાં ચાર્ટીસ્ટોની કાળી કત્લેઆમ કરી બ્રિટિશ ઉદ્યોગપતિઓએ કામદારોના પ્રથમ હુમલાનો સફળતાથી સામનો કર્યો. ચાર્ટીસ્ટ ચળવળના અનુયાયીઓના પરાજય સાથે અને નેતાઓના જેલનિવાસ સાથે ૧૮૩૯નું વર્ષ પુરું થયું.

[૬]

**૧૮૪૨** માં પકડાયેલા નેતાઓ પાછા આવ્યા પણ બંધારણીય લડતવાળા વચ્ચે અને વિપ્લવી લડતવાળાઓ વચ્ચે સંધાન શકય ન હતું. લોવેટ અને ઓ'બ્રીઆન હવે એમ માનતા હતા કે મધ્યમવર્ગ સાથે સહકાર કરીને પણ મતાધિકાર મેળવવા માટે લડત ચલાવવી. પણ યોર્કશાયરના ઓ'કોનોરે આકરો વિરોધ કર્યો. 'જે વર્ગે આપણને એકવાર છેતર્યા તે વર્ગની સાથે સહકાર કરવો નકામો છે' કોનોરનું આ કથન હતું. અને કંઇક અંશે તેમાં સત્ય પણ સમાયેલું હતું.

ઓ' કોનોર હમેશાં બળની વાત કરતો. પણ વાપરતાં અચકાતો. ફરીથી પાર્લામેન્ટને અરજી કરવાની વાત ઉપાડવામાં આવી. આવી એક અરજીની શરૂઆત થઇ. આ વખતે લગભગ ૨૫ લાખ ઇંગ્લેંડ નિવાસીઓએ આ ચાર્ટર પત્ર પર પોતાની સહીઓ આપી હતી. ઇંગ્લાંડના પાર્લામેન્ટના મતદારોની સંખ્યા કરતાં આ સંખ્યાબળ વિશાળ હતું.

લોકનેતા ઓ'કોનોર.

ચાર્ટર ચળવળ પછવાડે આ સમયે કામદાર વર્ગનું સારું બળ હતું. પાર્લામેન્ટે આ વખતે પણ અરજ નામંજુર

કરી. તે સમયે તો ચાર્ટીસ્ટોના મ્હોટાં ટોળાં લંડનમાં ભેગાં થયાં હતાં. પણ આખરે વિકટોરીયામાં આ અરજીનો લાંબો લીફાફો પાર્લામેન્ટમાં પહોંચાડવામાં આવ્યો.

પણ મધ્યમવર્ગના પ્રતિનિધિઓથી ભરચક ભરેલી પાર્લામેન્ટે લોકહક્કની આ બીજી વિનંતી પણ નાકબુલી. ત્યાર પછી તો લોકગુસ્સો ઠીક ઠીક પ્રગટયો. પ્રાંતે પ્રાંતે સામાન્ય હડતાલની પડઘમ વાગવા માંડી. યોર્કશાયરના કેટલાક ગામડાઓમાં હડતાલ ખરેખર જાહેર થઇ.

**આમ** જ્યારે ચાર્ટીસ્ટો આગળ વધતા હતા ત્યારે ઓ' કોનોરનો પોતાનામાં આત્મવિશ્વાસ ઓસરી ગયો. તેણે જાહેર કર્યું કે સામાન્ય હડતાલનો ક્રમ તો કાવતરૂં છે.

ત્યાર **પછી** સામાન્ય હડતાલ તૂટી' ક્ષુધાથી પીડાતા કામદારોએ પાછાં પગલાં વાળ્યાં. કારખાનાની ચીમનીમાંથી ધુમાડો પાછો દેખાવા લાગ્યો. અને સરકારે પણ પ્રત્યેક ચળવળખોરની ધરપકડ કરીને ચાર્ટર આંદોલનો પર અસરકારક ઘા કર્યો.

**આ** ક્ષણ પછી ચાર્ટીસ્ટ ચળવળનો આખરી અંજામ આવવો શરૂ થયો. ત્યાર પછી ઓ'કોનોરે ચાર્ટીસ્ટ કોલોની સ્થાપી. નોટીંગહામમાંથી ૧૮૪૭ માં ઓ'કોનોર-બીલે પાર્લામેન્ટમાં ચુંટાયો.

**૧૮૪૮ માં ફ્રેંચ** વિપ્લવ થયો. આ વિપ્લવે કામદારોમાં પાછો ઉત્સાહ આણ્યો. કામદારો પાછા ઉભા થયા. ઓ'કોનોર પણ ખુબ તાનમાં આવી ગયો. તેણે પ્રજાસત્તાકનો કાર્યક્રમ ઘડી કહાડયો. અને પોતે જ પ્રમુખ છે એમ મનાવવા લાગ્યો. આ વખતે એક બીજી અરજી તૈયાર કરવામાં આવી. પણ તેનો પણ પહેલી અરજીઓના જેવો જ અંજામ આવ્યો. લંડન પોલીસે ચાર્ટીસ્ટોનું સરઘસ વિખેરી નાંખ્યું. અને ત્યાર પછી ચાર્ટીસ્ટ ચળવળ હંમેશને માટે તુટી પડી. આ મહાન પ્રયત્ન પછી ચાર્ટીસ્ટોનું સરઘસ નિકળ્યું હોય તો ઓ' કોનોરના મૃત્યુ પ્રસંગે તેની સ્મશાનયાત્રામાં નિકળ્યું હતું. તેના મરણ સાથે ચાર્ટીઝમ વિદાય થયું.

## [ ૪ ]

**પણ ચાર્ટીસ્ટસ ચળવળના** પતનને સમજવા માટે બીજા પણ કેટલાંક કારણો હતાં. ૨૨ વર્ષમાં કારીગર વર્ગ પણ લગભગ નષ્ટપ્રાય થઇ ગયો હતો. ઘણા ઓસ્ટ્રેલીયા અને કેનેડા વસવા ચાલી ગયા હતા. મશીન ઉત્પાદનથી વસ્તુઓ સસ્તી બની. એટલે મજુરોને પણ વધુ સગવડ મળતી ગઇ તેમજ તેમની સ્થિતિ પણ સુધરતી ચાલી. આથી જ ચાર્ટીસ્ટ ચળવળનું પીઠબળ તુટી ગયું.

તેમજ ચાર્ટીસ્ટ ચળવળના જોર પર પાર્લામેન્ટે પણ ફેક્ટરી એક્ટ, માઇન્સ એક્ટ વગેરે ધારાઓ પસાર કર્યા હતા. એટલું જ નહીં પણ સંજોગો બદલાતાં, તેમજ દેશાવરનો વહેપાર વધતાં બ્રિટિશ માલદારો વધુ રોજી આપવાને શકિતમાન થયા હતા.

ચાર્ટીસ્ટ ચળવળના પતનની આ ભૂમિકા છે. પણ આઝાદીના ઇતિહાસમાં આ ચળવળનું સારૂં સ્થાન છે. જે વર્ગ એમ માને છે કે ઇંગ્લાંડમાં હંમેશાં બંધારણીય પ્રગતિ થઇ છે તે વર્ગ ચાર્ટીસ્ટ ચળવળને વિસરી ન જાય એ જ અગત્યનું છે.

ઓર્ડીનન્સોને કાયદાનું સ્વરૂપ અપાયા પછી પ્રશ્ન પુછાય છે—

# હવે શું?

**મહાસભાની ચળવળ લગભગ નષ્ટ થયા છતાં પણ આકરા ઓર્ડીનન્સો કાયમ રહ્યા છે. સરકારે તેમાં ત્રણ વર્ષનું આયુષ્ય બક્ષ્યું છે. એટલેજ હવે નવી પરિસ્થિતિમાં નવો માર્ગ કહાડવાની જરૂર છે. ગાંધીજીની સલાહને અનુસરીને સેંકડોએ સહન કર્યું છે પણ તેનું કંઇજ માતબર પરિણામ નથી આવ્યું. આથીજ મહાત્માજીની વિચારસરણીને દુર કરીને હવે કંઇક નક્કર રાજકીય પ્રોગ્રામ ઉભો કરવા માટે લેખક સુચના કરે છે.**

**—તંત્રી—**

જેમ જેમ ઓર્ડીનન્સની અવધ પુરી થવા આવી તેમ તેમ આ આકરા દમનના આયુધોને કેમ કરીને કાયમી બનાવવાં તે એક પ્રશ્ન સીમલાના સરકારતંત્રને કંઇક મુંઝવી રહ્યો હતો. આખરે વડીધારાસભા સમક્ષ ધારાના સ્વરૂપમાં આ ઓર્ડીનન્સોને મુકીને તેઓએ બંધારણીય માર્ગ લીધો છે. એટલા પુરતું સરકારનું પગલું અભિનંદનને પાત્ર છે. પણ અમારી ખાત્રી છે કે જો વડીધારાસભામાં પ્રજાપક્ષના સભ્યોની વધુમતી હોત તો સરકારે ઓર્ડીનન્સને ધારાનું સ્વરૂપ આપવાને બદલે નવો ઓર્ડીનન્સ જરૂર જ પ્રસિદ્ધ કર્યો હોત. જો સરકાર પ્રામાણિકપણે બંધારણીય માર્ગ અનુસરવા ઇચ્છતી હોત તો ગયા જાનેવારી અને જુન વચ્ચે વડીધારાસભાની એક બેઠક મળી જ હતી. પણ સરકારતંત્રને તેમ કરવાની સ્પૃહા જ ન હતી.

અત્યારની વડીધારાસભામાં સરકારને હાજી હા કરે એવા સભ્યોની સારી વધુમતી હોવાથી જ સરકારે ઓર્ડીનન્સોને કાયદાનું સ્વરૂપ આપ્યું છે. અત્યારે તો આ અખતરો સફળ થયો છે અને સરકારે આવતા ત્રણ વર્ષ માટે તો આકરી સત્તાઓ પોતાના હાથમાં રાખી છે. આ સત્તાઓને આધારે સરકારતંત્ર જે કોઇ વ્યક્તિને 'જોખમકારક' ગણે તે વ્યક્તિને કોઇ પણ પ્રકારનું કામ ચલાવ્યા સિવાય બે માસ સુધી કારાગ્રહમાં ધકેલી શકે છે. પોલીસતંત્રના હાથમાં જ વ્યક્તિને પીડવાની કે મુકત કરવાની આખરી સત્તા

**કાયદાની સીમામાં રહીને જનતાનું સંગઠન કરવાની શરૂઆત કરો.**



લોર્ડ વીલીંગ્ડન જેમના ઓર્ડીનન્સો કાયદાનું સ્વરૂપ પામ્યાં છે.

સોંપાઈ છે. ઓર્ડીનન્સના અમલનો આપણને ઠીક ઠીક અનુભવ છે. પ્રજા-માંથી કેટલાય ઓર્ડીનન્સ નીચે કારા-ગૃહમાં જઈ આવ્યા છે. શ્રીયુત ભુલાભાઇ દેશાઇ, ડૉ. જીવરાજ મહેતા, અને એવા કેટલાય પ્રતિષ્ઠિત મનાતા માનવો પર પણ ઓર્ડીનન્સની આકરી તલ્વાર ઉતરી છે. આવા એકધારા આકરા મનસ્વી અમલને હવે કાયદાનું સ્વરૂપ સાંપડયું છે. એટલે જ પ્રશ્ન અતિ ગંભીર અને નાજુક બન્યો છે.

## [૨]

દુનીઆંનું પ્રત્યેક સરકારતંત્ર પોતાના સંરક્ષણ માટે આખરી ઉપાયો લે છે. તેઓ તેમની સત્તા સામે શબ્દ પુકારનારને ગોળાથી વિંધી નાંખે છે. ઝારની જુલ્મ કથાઓ અને મુસોલીનીની સાંપ્રત શાસનપદ્ધતિ એ તો આ કાળની વસ્તુઓ છે. એથી જ સરકાર સામે આંદો-લનો ઉપાડવાં અને ઓર્ડીનન્સોની આશા ન રાખવી એ અશક્ય છે. સરકારની આ નીતિ સાવ સ્પષ્ટ છે. કોંગ્રેસના પ્રત્યેક આગેવાનને ઓર્ડીનન્સના શસ્ત્રની સારી માહિતી હતી જ. છતાં પણ તેઓએ જ્યારે ઓર્ડીનન્સોની સત્તાને અવગણીને પણ લોકોને હાકલ કરી, ત્યારે ઓર્ડીનન્સની સત્તાઓ વપરાય એ સાવ કુદરતી છે.

ઓર્ડીનન્સોની પરવા કર્યા વગર સેંકડો યુવાનો કારાગૃહમાં હસતે મોંઢે ચાલી ગયા છે. સેંકડોએ ગાંધીજીની આજ્ઞાને સન્માનીને સવિનયભંગ આદર્યો છે. લાખ્ખોએ પોતાના બલિદાન રાષ્ટ્રસેવાને નામે ધર્યાં છે. છતાં લોકલાગણીને કચરી નાંખવામાં, તેમના ઉત્સાહના જોમને હારી દેવામાં, તેમના શક્તિઓને તોડી નાંખ-વામાં અને તેમના સંગઠનને મીટાવી દેવામાં ઓર્ડીનન્સો સફળ થયા છે એમ તો સ્વી-કારવું જ પડશે. આજે મહાસભાની ચળ-વળ મૃતઃપ્રાય બની છે. સવિનયભંગના આંદોલનો તો અદ્રશ્ય થઇ ગયાં છે. બાર-ડોલીમાં 'સરકારી દરબાર' ભરાય છે ગાંધીજીના દુર્ગ સમા મનાતા આ તાલુકામાં સરકારે વફાદારોની સભા સાફલ્યથી ભરી છે. આટલું અપુરતું હોય તેમ સરકારતંત્રે મુંબઇની ધારાસભામાં ઓર્ડીનન્સ બીલ લાવીને પસાર કરાવ્યું છે. આમ એક પછી એક અતિ કુશળતાથી અને અજબ કુનેહથી સરકાર સવિનય ભંગના આંદો-લનો ઉપર અસરકારક આક્રમણ કરી રહી છે.

આ આક્રમણના આવેગ નીચે સત્યાગ્ર-હની ચળવળ સોડ તાણીને સુતી છે. અસહકારનાં આંદોલનો અસ્તવ્યસ્ત બનીને

ઓસરી ગયાં છે અને મહાસભાની ચળવળ આખરી અંજામ અનુભવી રહી છે.

આ જીવન્ત સત્ય છે. આવા વિશાળ અને વ્યવસ્થિત આક્રમણ સામે ક્યાં સુધી ટકી શકાશે એ વિષે પુરતો વિચાર ન કરવામાં કોંગ્રેસે ગંભીર ભૂલ જ કરી હતી. કારણ કે સરકારના મનમાંથી સવિનયભંગની બીક હવે અદ્રશ્ય થઇ ગઇ છે. લોકજુસ્સો તુટી જતાં સરકારતંત્ર જોઇ શકે છે કે કોંગ્રેસનું પીઠબળ કેટલું અલ્પ છે! એટલું જ નહીં પણ એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે હિંદી આંદોલનોની હવે જરા જેટલી પણ બીક સરકારને રહી નથી. આના પરોક્ષ પરિણામ તરીકે વર્તુલ પરિષદની વાટાઘાટમાં તેઓએ કડક વલણ અખત્યાર કરી છે.

[૩]

**અત્યારે મહાસભાની** ચળવળ કેમ નિષ્ફળતા પામી તે સવાલ ચર્ચવાનો સમય નથી. અત્યારે તો આ નવા ઓર્ડીનન્સ સામે શી રીતે કામ લેવું તે જ સવાલ આપણી સમક્ષ ઉભો છે. આ સવાલનો જવાબ આપવાને બદલે મહાત્માજી અસ્પૃશ્યતા નિવારણમાં લોકશક્તિ વેડરી નાંખવાનુ સુચવી રહ્યા છે. પણ જેઓએ રાજકારણનો અભ્યાસ કર્યો છે તેઓને તો આ પ્રકારની ચળવળ જરાયે સંતોષી શકે તેમ નથી. અત્યારે આપણે એવો નક્કર રાજકીય પ્રોગ્રામ ઉભો કરવો જોઇએ કે જેથી કાયદાની સીમામાં રહીને પણ રાજકીય જાગૃતિ ને રચનાત્મક પરિણામો ઉપજાવી શકાય. **આ ક્ષણની આ સૌથી મ્હોટી જરૂરીઆત છે.** અત્યારે કાયદાની સીમામાં રહીને એવી રાજકીય પ્રવૃત્તિ ઉપાડવાની જરૂર છે કે જેથી ઓર્ડીનન્સો હોવા છતાં પણ આપણે આગળ ગતિ કરી શકીએ. એટલુ જ નહીં પણ આપણે એવું રાજકીય બળ ઉભું કરીએ કે જેને ઓર્ડીનન્સોનું બળ પણ ઉખેડી શકે નહિ.

**હિંદની** રાજ્યવ્યવસ્થા હિંદીઓને હસ્તક હોવી જોઇએ એવું જેઓ માને છે તેમણે આ સંબંધી ખૂબ વિચાર કરવો જોઇએ. કારણ કે મહાત્માજીનો માર્ગ 'ઇશ્વર પ્રેરીત' હોવા છતાં પણ સફળ તો નથી જ થયો. મહાત્માજીને મળેલા ઇશ્વરી આદેશ છતાં પણ અત્યારે તો મહાસભાની ચળવળ મરી ગઇ છે. એટલે કોંગ્રેસના પ્રોગ્રામને પાછો સજીવન કરવાની સુચના સાવ નકામી છે. અત્યારના સંજોગોમાં આ અખતરો બહુ ભારે પડશે છે. પુરતા



**સર બી. એલ. મીત્ર.**
ઓર્ડીનન્સ બીલ પસાર કરાવવામાં આ હિંદીએ આગેવાનીભર્યો ભાગ લીધો.



મીઃ લેંગ જેમણે દમનના કાયદા ઘડવામાં આગળ પડતો ભાગ લીધો છે.

લોકબળ વગર અને અધુરાં સંગઠનના અતાપે મહાસભાની ચળવળ તૂટી પડી છે. ઉપરાંત મહાસભાના પ્રોગ્રામમાં પણ સાચી રાજકીય પ્રવૃત્તિ જેવું જરા પણ નહીં હોવાથી આવી ચળવળ નિષ્ફળ નીવડી છે એ પણ ઠીકજ થયું છે.

પણ આ સાથે જ હવે જવાબદારી વિશેષ મ્હોટી બની છે એટલું જ નહીં પણ કામ અતિ કઠણ બન્યું છે. આકરા ઓર્ડીનન્સો વચ્ચે આપણે નવી પદ્ધતિઓથી કામ કરવાનું છે. કાયદામાં રહીને કામ કરવાનું હોવાથી હવે નવી ઢબ ઉપર રાજકીય પ્રવૃત્તિને મૂકવી જોઇએ.

[ ૪ ]

અત્યારે **કાયદાની સીમામાં** રહીને પણ મજુરવર્ગનું આર્થિક સંગઠન થઇ શકે તેમ છે. ખેડુતોનું તાલુકાવાર સંગઠન પણ કરવું શકય છે. અત્યાર સુધીમાં મધ્યમ વર્ગના માનવો માટે તેમજ વિદ્યાર્થીઓને વ્યવસ્થીત કરવા માટે કશાય પ્રયત્ન નથી થયા. આથી જ કાયદાની સીમામાં રહીને પણ આ વર્ગનું પ્રથમ હિંદવ્યાપી સંગઠન કરવું અતિ અગત્યનું છે.

કોઈ સવાલ કરશે કે શા માટે ? આવા સંગઠનોથી શી રીતે ત્હમારો આદર્શ સફળ થશે? શી રીતે ઓર્ડીનન્સો છતાં પણ ત્હમો કામ કરી શકશો ? આ સવાલનો જવાબ નીચે પ્રમાણે આપી શકાય.

પ્રથમ તો જો આપણે વિદેશી બાપ જુદારોનાં આર્થિક શોષણને નિર્મૂળ કરવા માટે ઇચ્છતા હોઇએ તો આપણે સાચું પીઠબળ ઉભું કરવું જોઇએ. આ પીઠબળ ઉભું કરવા માટે હિંદના કરોડો ગરીબોના સળગતા સવાલોનો ઉકેલ કરવા માટે તમારે તત્પર બનવું જોઇએ.

આપણે ઉપર જોઇ ગયા કે હજુ પણ કાયદાની સીમામાં રહીને સારૂં સંગઠન કરી શકીએ તેમ છીએ. એટલું જ નહીં પણ આવું સંગઠન ખૂબ જરૂરનું છે. ભવિષ્યમાં પણ સરકાર સાથે જ્યારે વ્યવસ્થિત રીતે બાથ ભીડવાની જરૂર ઉપસ્થિત થશે ત્યારે પણ જનતાનું પીઠબળ તો જોઇશે જ. આથી જ આવું બળ મેળવવા માટે પણ આપણે જનતાનું સંગઠન શરૂ કરી દેવાની એકદમ જરૂર છે.

ઉપરાંત આપણે સ્વરાજ્ય શા માટે ઇચ્છીએ ? ભૂખથી શોષાઇ જતી જનતાના ભાણામાં રોટલો પડે તેટલા માટે. આથી જ સ્વરાજ્યનો સવાલ એ જનતાનો સવાલ છે. એમ આલેખવામાં જરાય અતિશયોકિત નથી. આથી જ જનતાનું સુંદર સંગઠન એ આપણી રાજકીય લડતનું પહેલું પગલું બનાવવું જોઇએ.

આવું સંગઠન થાય તો જ સરકારતંત્ર ઓર્ડીનન્સ કાઢતાં અટકે. અત્યારની પરિસ્થિતિ અને સંજોગોમાં આ જ આપણું આયુધ છે. એ જ અત્યારે એક માર્ગ છે.

હિંદના ગામડે ગામડે અને શહેરે શહેરે આપણે સંગઠનો સ્થાપવાં જોઇએ. હિંદના દરેક દરેક ખેડુતનું મંડળ સ્થાપવાની જરૂર છે તેમ જ પ્રત્યેક ઉદ્યોગોમાં કામદાર સંઘો સ્થાપવા જોઇએ. આ કામદાર સંઘોએ પોતાનું સંઘબળ જમાવવા માટે થોડો સમય તો રાજકારણથી વેગળા રહી, આર્થિક પ્રશ્ન પર બળને એકત્ર કરવું જોઇએ.

**આવું** સંઘબળ જમાવવા માટે એક રાજકીય પક્ષની જરૂર છે. મહાસભાનો પક્ષ દેશને દોરવાને સાવ નિષ્ફળ નીવડયો છે. આથી જ અત્યારે આપણે નવા પ્રોગ્રામ માટે નવા પક્ષની જરૂર છે. આ નવો પક્ષ સ્થાપવાને માટે શું કરવું જોઇએ, તેનો કાર્યક્રમ કયો હોવો જોઇએ એ સંબંધી ચર્ચા કરવાની જરૂર છે. પણ ઓર્ડીનન્સ સામે અત્યારે તો કાયદાની હદમાં રહીને મજુર અને ખેડુતોનું સંગઠન કરવા સિવાય અન્ય કંઇ ઉપાય જ દેખાતો નથી.

पत्नी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
श्रीयुत દાદાભાઇ આણંદજી ગાવડા
तरफथी [illegible]

# બ ... તી

## ટુંકી વાર્તા

: લેખક :


જીતુભાઇ. પ્ર. મહેતા.


**તમારે**
શયનગૃહમાં ડોકીયું કરવું છે?
મધુરજનીની રંગત નીહાળવી છે?
મધ્યમવર્ગ કુટુંબના હાલ સમજવા છે?
શ્રમજીવીઓ સાથે સફર કરવી છે?

**તો**

નવાજ આયોજનથી લખાયેલી આ કૃતિપર જરૂર નયન ઢાળો!

સુરજ જ્યારે આથમવા જતો ત્યારે બત્તીની જુવાની જાગતી! 'આદર્શ-ગૃહીણી'ની માફક સવારથી સાંજ સુધી આ બત્તીનો કોઇ ભાવ પુછતું નહિ. રાતના જ એનું મહત્વ હસ્તીમાં આવતું!... ગંભીર રાગની માફક અંધારૂં વાતાવરણમાં થરકી સ્થીર થતું ત્યારે કાચના અંચલમાંથી બત્તીનાં નયન કીરણોનો ઘા કરતાં! આ બત્તીએ એવા કીસ્સા નીહાળ્યા હતા કે આપણને એની અદેખાઇ આવે અથવા તો એની દયા આવે! એણે સફર પણ ખુબ કરી હતી–માત્ર એક જ ઓરડામાં રહેવાનું એના નસીબમાં લખ્યું નહોતું! અનેક હાથો એને ઉંચકી ઝુલાવતા! એ હીંડોલથી પ્રકાશ ધ્રુજી ઉઠતો–પણ એ તો એનું કાયમનું જીવન થઇ ગયું હતું. આ બત્તીને શયનગૃહમાં પણ સ્થાન મળ્યું હતું. એકાદ મધુરજનીને પણ એણે દીપાવી હતી. લગ્નની કેદમાં જવલંત કંટાળો અનુભવતાં યુગલો પર એનાં નયન બીછાયાં હતાં–જુવાની ચાલી ગઇ હોય છતાં પરાણે 'મસ્તી' રાખવાનાં ફાંફાં મારતી સ્ત્રીઓની કરૂણ હાલતથી એ વાકેફ હતી! રાતના દસ વાગે કે ઘરેરાટ સુઇ જાય એવા પુરૂષો પર એણે પ્રકાશ પાડયો હતો. 'બાદશાહી યાકુતી'ની ડબ્બીનો સાથ પણ એણે અનુભવ્યો હતો. આ બધા કપરા અનુભવ છતાં એ તો રીવાજ પ્રમાણે રાતના હસી સવારના અવસાન પામતી.

ઉષાની ગુલાબી તો એના મોતનું તેડું હતું. વર્ષાઋતુના રંગો જોતાં બત્તી ચનગની ઉઠતી કારણ કે કાળાં વાદળો પોતાની કાળી છાંય પાથરી બત્તીના જીવનને આયુષ્ય બક્ષતાં.

પણ એક દિવસ બત્તીને સખ્ત આઘાત પહોંચ્યો! એક 'પતિ' એના પ્રકાશ પર તિરસ્કાર પછાડી રહ્યો હતો! બત્તીને સાવ ઓછી કર્યા પછી જ એ પતિને પોતાની પત્ની પાસે જવાની ટેવ પડી ગઇ હતી! પત્ની માટે માન રાખવા ની પતિની આ તરકીબ હતી. પત્ની બોલી ઉઠી.

"પણ મારે તમારૂં મોંએ ન જોવું?"

"ના" અંધારામાં સંભળાયું. પત્નીને એક રીતે ઉડાવવા અને ચળકતાં વાકયો યાદ આવવાથી એ સર્જનની તક ન ગુમાવવા પતિએ લાંબુ લાંબુ બોલવા માંડયું.........

"તને ખબર છે ને કે મને અંધકાર પ્યારો છે! જગતમાં અંધકાર ન હોત તો મારા જેવા તો જીવી જ શકત નહિ! બેશરમ પ્રકાશ જગતને ઉઘાડું પાડી દે છે! રાતનાં અંધારાંને બરતરફ કરી સવારનાં અજવાળાં ઉતરે છે કે તરત જ-ન ગમે એવી નોકરીની મુદત શરૂ થાય છે. એટલે જ અંધકાર મને પવિત્ર લાગે છે!"......આછી જલતી બત્તી આ વાતમાં કાંઇ સમજી શકી નહિ.

અને સારે નસીબે એક દીવસે બત્તીને આવા 'પતિ'ના શયનગૃહમાંથી દૂર કરવામાં આવી! એટલું જ નહિ પણ એને બીજી જગ્યાએ વેચી નાખવામાં આવી! એક મધ્યમ વર્ગના ઘરમાં એને ઘુસાડવામાં આવી—આંહી તો બત્તીએ જીવનઉલ્લાસની એક પણ રંગત અનુભવી નહિ. રાતના એની એ વાત એના પ્રકાશ પર અથડાતી-

"સાળાં આ છોકરાંને કપડાં કયાંથી કરાવી આપશું?" બાપે સાચી વાત કરી દીધી. ત્રણ બાળકો આપનાર માનાથી રહેવાયું નહિ.

"તમે છોકરાંને હલકાં પાડશો નહિ."

શહેરના સહુથી ગીચ લત્તામાં આ ચાલી આવી રહી હતી—અને એક જ ઓરડામાં આ વરવહુ અને છોકરાં વસવાટ કરતાં હતાં. એક જ ઓરડામાં રાંધવાનું અને સુવાનું બનતું! ત્રણ બાળકોના બાપને નોકરીમાંથી હકાલી કાઢવામાં આવ્યો હતો. બૈરીનાં ઘરેણાં વેચી વેચી અત્યાર સુધી તો એણે ઘર ચલાવ્યું પણ હવે તો નોકરી ન મળે તો ભૂખે મરવાનો અવસર આવી પહોંચ્યો હતો—એટલે જ પતિનું મગજ ઉશ્કેરાએલું રહેતું—

પત્ની પરાણે આશાવાદને બેટી જાહેર કરતી—

"તમને નોકરી મળે તો સૌથી પહેલાં તો હું કંસાર રાંધીશ"—રસ્તા-પર ચાલી ચાલી જેના પગમાં ચાઠાં પડી ગયાં હતાં એવા પતિને આ વાકય ઉત્સાહ આપી શકતું નહોતું!—છોકરૂં મોડી રાતે રડી ઉઠતું ત્યારે બાપ ચ્હીડાઇ ગાળોની રમઝટ બોલાવતો!......

સારે નસીબે બત્તીને આ અળખામણું ચિત્ર જોવાનું લાંબું ચાલ્યું નહિ. આ જગ્યાએથી પણ એને "પાણીચું" મળ્યું!...

એક બાગવાનના હાથમાં બત્તી જઇ પડી! બાગવાન જ્યારે જ્યારે રાતની રોન કરતો ત્યારે ત્યારે બત્તીને એ સાથે રાખતો. એકવાર આ બત્તીએ જ શોર મચાવ્યો! બાગના બાંકડા પર કોઇ આશક માશુક લથબથ બની પડયાં હતાં પણ બત્તીના ચશ્મ પડવાથી બારે ખલેલ પડી—આશક બોલી ઉઠયો—

"આ પ્રકાશે નખ્ખોદ વાળ્યું" બત્તીને એકવાર તો એમ લાગી ગયું કે હું કયાં આ રસ્તે ચડી?...આમ સફર કરતી કરતી

બત્તી આખરે રેલ્વે લાઇન પર કામ કરતા ફીટરોના હાથમાં ઉંચકાણી !—આ ફીટરોને જ્યારે રાતપાળી કરવાની આવતી ત્યારે—બત્તાનો પુરે-પુરો પ્રકાશ ખર્ચવામાં આવતો-કોઇ ટ્રેન પાટા પરથી ખસી જાય કે એવા એવા અકસ્માતો વેળાએ દોડી જતા ફીટરને એ માર્ગ બતાવતી! એક જ પ્રકારની નોકરી કરતા આ ચાર શ્રમજીવીઓ રેલ્વેની નાની ચાલીમાં રહેતા. એ ચારે જણા ભાઇઓ હતા—એથી વધુ તેઓ એક બીજાના દોસ્ત હતા. મોટાનું કામ નાનો કરી આવતો અને નાનાનું કામ મોટા પણ ઘણીએ વાર ઉપાડી લેતો ! એ માટે તો હરિફાઇ ચાલતી ! અતિ નાની ચાલીમાં આ બીરાદરોનો કીલ્લોલ બત્તી નોંધી લેતી !......

શીયાળાની રાત હતી. ઠંડી સમસમી રહી હતી. ધાતુના કોઇ પણ ભાગને અડી જતાં બરફ ચંપાયો હોય એવી ટાઢ પડતી હતી. કામ કરવા માટે આંગળીઓને બહાર લાવતાં એ ચીમળાઇ જતી ! ત્યારે આ ફીટરોમાંનો એક વચલો ભાઇ રાતની પાળી બજાવી રહ્યો હતો! એના હાથમાં મોટું સ્પેનર હતું. એના સંગાથમાં પેલી બત્તીએ હતી. ખોટકાઇ ગએલ એંજીનના "વાલ્વ" પર એ હાથ અજમાવી રહ્યો હતો! ખુબ જોર કરી એ નટ ખોલી રહ્યો હતો. એવામાં એના હાથમાંથી સ્પેનર છટકી ગયું અને એંજીનના કાચના ભાગ પર સ્પેનર જઇ પડયું. કાચના કકુસલા ઓલી ગયા. તરત જ એંજીનના ફાયરમેનને બોલાવવામાં આવ્યો! એણે ફીટરને લાતો મારવા માંડી! બે ચાર લાતો તો એણે સહન કરી કાઢી પણ પછી ફાયરમેને એના ભાઇઓ ઉપર પણ અપશબ્દો કાઢવા માંડયા. ફીટરનું મગજ ગયું! સીધી એણે ફાયરમેનને ફેંટ મારી દીધી. ફાયરમેન જમીન પર પછડાયો. અને ફીટર બત્તી લઇ ચાલીમાં દોડી આવ્યો! એના ભાઇઓ ઘસઘસાટ ઉંઘતા હતા. કોઇને જગાડવાની એને હિંમત ચાલી નહિ. એને તો નીંદર કયાંથી જ આવે? એક વિચાર એના મગજમાં સળવળ્યો! પોતાની ખાતર એના ભાઇઓ હેરાન થાય એ ચિત્ર એને સતાવવા લાગ્યું! એણે પોતાની ટોપી હાથમાં લીધી! પેન્સીલથી એક નાની ચીઠ્ઠી લખી એણે ચીઠ્ઠીને બત્તી પાસે મુકી દીધી અને એ ચાલતો થઇ ગયો. બત્તીએ ચીઠ્ઠી પર આંખ દોડાવી—એમાં લખ્યું હતું—

"બીરાદરો;

કાલે સવારે તમને બધી ખબર પડી જશે! મારે લીધે તમે હેરાન ન થાઓ એ માટે તમને છોડી જાઉં છું. હું મારૂં ફોડી લઇશ. ચિંતા કરશો નહિં. નાનાને ઉશ્કેરાવા દેશો નહિ. —સલામ— બત્તીએ એક અચ્છો ગ્રાથી આ રીતે ગુમાવ્યો !.........

* * *

આજ રાતે સૌથી નાના ભાઇને બત્તી દોરે જતી હતી. આ ભાઇના પગ પરાણે રસ્તો કાપતા હતા—એમાં કશું જોમ નહોતું; ઉત્સાહ નહોતો ! ચારમાંથી એક જણને નાસી જવું પડયું એ હકીકત નાનાભાઇને ખ્હેકાવી મૂકતી હતી. એનું મગજ ભમતું હતું—ઠંડી શરીર પર ચાબખા મારી રહી હતી—આમ ને આમ એ પાળીએ ચડવા ચાલ્યો જતો હતો ત્યાં પાછળથી એને કોઇક અડકયું! ભાઇના હાથની બત્તી ધ્રુજી ઉઠી !

"કેમ યાર, નોકરીએ જાય છે?" સ્ટેશન પર કામ કરતા એક શ્રમજીવીએ સવાલ કર્યો.

"બીરાદર, હવે નોકરીમાં મજા આવતી નથી–ફોરમેન મારી નજરે ચડતો નથી એટલું સારૂં છે નહીં તો......"

બીજાએ વાત બદલી–

"આ ટાઢ પણ આપણને ફોરમેનની જેમજ સતાવે છે–એને હટાવાનો રસ્તો મારી પાસે છે."

જરા ખુબીથી આ વાક્ય સરકાવવામાં આવ્યું–

"જો બીરાદર, હું તો બહુ ઠંડી હોય તો આ બાટલીનો ઉપયોગ કરૂં છું–આપણું કામ આકરૂં રહ્યું ને ! કોઇવાર છાંટો લઇ નાખીએ તો મજા આવે"......પેલા નાનાભાઇના થાકેલા મીજાજને આ ઠીક લાગ્યું અને લાંબો વિચાર કર્યા પહેલાં એણે પેલી શરાબની બાટલી પેટમાં ઠાલવવા માંડી ! એના હાથની બત્તી ત્યારથી ડોલવા લાગી! રેલ્વે લાઇનની ટમ ટમ થતી સીગ્નલની ચીરાગ નાનાભાઇની આંખમાં ચક્કર લેવા માંડી ! એના પગ આમ તેમ લડવા લાગ્યા...આસપાસની દુનીઆનું નાનાભાઇને ભાન રહ્યું નહિ–એના હાથની બત્તી પણ મુંઝાઇ રહી હતી. ગુડસટ્રેનના ડબ્બા ધક્કો વાગવાથી પાટા પર દોડી રહ્યા હતા. બત્તી દિશા પર પ્રકાશ પાડે છતાં નાનાભાઇની આંખ કાંઇ જોઇ શકે તેમ નહોતું–નશામાં એ ચકચુર બન્યો હતો. એ આગળ ને આગળ ધસે ગયો. ત્યાં એકાએક એને સખ્ત ચોટ લાગી ! એક ક્ષણ સુધી જીવતી બત્તી ઉંચી નીચી થઇ. નાનોભાઇ ગુડસના ડબ્બા હેઠળ આવી ગયો. લોઢાના પાટા ઉપર જ એનો જીવનદીપક બુઝાઇ ગયો. પેલી બત્તીના પણ સુરેસુરા થઇ ગયા. એ પણ અવસાન પામી, માત્ર અંધારામાં પેલી સીગ્નલ ટમટમી રહી હતી.

## આટલું યાદ રાખો !

દેશની પ્રત્યેક વ્યક્તિને કામ મેળવવાનો જન્મસિધ્ધ હક્ક છે. બેકારી એ માનવરચિત સમાજવ્યવસ્થામાંનું સીધ્ધું પરિણામ છે. એટલેજ સમાજવ્યવસ્થા પલટાવી નાંખીને સર્વને કામ મળી શકે તેવી સમાજરચના સર્જવી જોઇએ. ત્યાં સુધી બેકારને સરકાર તરફથી રાહત અપાવી જ જોઇએ.

દેશની પ્રત્યેક પુખ્ત ઉમરની વ્યક્તિને મતાધિકાર હોવોજ જોઇએ.

વર્તન, વાણી, અને વિચારસ્વાતંત્ર્ય એ પ્રત્યેક વ્યક્તિના પ્રાથમિક હક્કો છે. જે બંધારણમા આ હક્કો ન હોય તે બંધારણ અમોને નાકબુલ છે.

રાજકીય રીતે હિંદનું બંધારણ હિંદીઓએ જ ઘડવું જોઇએ. આ બંધારણ ઘડવ નો એક માત્ર અધિકાર વ્યકિતગત મતાધિકારના હકક ઉપર ચુંટાયેલી પ્રજાપરિષદ (People's Convention)જ કરી શકે.

આર્થિક દિશામાં સર્વને સરખી તક આપે તેવું સામાજીક બંધારણ રચાવું જોઇએ.

સામાજીક દિશામાં મધ્યકાલીન રિવાજોનો નાશ કરીને અર્વાચીન નીતિની ઢબ ઉપર સામાજી બંધારણ મુકવું જોઇએ.

# ઑફીસની અંદર—



# ઑફીસની બહાર

માજી હિંદી પ્રધાન વેજવુડ બેન.

જ્યારે હિંદીપ્રધાન વેજવુડ બેન પ્રધાનમંડળમાં હતા ત્યારે તેઓએ સેમ્યુઅલ હોરની માફક જ ઓર્ડીનન્સદ્વારા આકરો અમલ ચલાવ્યો હતો. ત્યારે જ ઇતિહાસે કદિ નહિ આલેખાયેલી દમનની સત્તાઓને લીધે લગભગ ૮૦૦૦૦ જેટલા યુવાનોને જેલમાં જવું પડયું હતું. કેટલાય ખેડુતોએ જમીન ગુમાવી દીધી હતી. અને લાખ્ખો લોકોને અનેક પ્રકારની યાતનાઓ સહન કરવી પડી હતી.

આપણા સ્મૃતિપટ પરથી આ કંઇ ઓસરી ગયું નથી. ૧૯૩૧ માં થએલા દયાહીન લાઠીચાર્જો લોક હજુ નથી વિસરી ગયા. તે વખતે મી૦ બેન હિંદીપ્રધાન હતા. પણ તે વખતે પણ આ જ નીતિ તેમણે અખત્યાર કરી હતી. એટલું જ નહીં પણ ગાંધીજીના છેલ્લા કારાવાસ પછી વેજવુડ બેને સાંપ્રત નીતિને સાફ શબ્દોમાં ટેકો આપ્યો હતો. એટલે જ બ્રિટનના આ પ્રધાનો કેટલા દાંભિક હોઇ શકે છે તેના એક પ્રમાણ રૂપે ઇંગ્લેંડમાં પ્રસિદ્ધ થતા 'ફલેરીયન' પત્રમાં પ્રસિદ્ધ થયેલો તેમનો આ લેખ અમે અક્ષર આપીએ છીએ.

આ લેખમાં જે જે આક્ષેપો સાંપ્રત બ્રિટીશ સરકારતંત્ર સામે કરવામાં આવ્યા છે તેમજ દમનનીતિની જે સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢવામાં આવી છે તે સર્વ દાંભિક છે. અત્યાર આગમજ મજુરપક્ષે આ જ નીતિ અનુસરી છે. એકલા હિંદમાં જ નહીં પણ ઇજીપ્ત અને પેલેસ્ટાઇનમાં મજુરપક્ષે આવી જ સામ્રાજ્યનીતિને સાથ આપ્યો છે.

એક ઉદાહરણ લઇએ મી. બેન કહે છે કે સાયમન કમીશનને એકલું શ્વેતરંગી બનાવવામાં ગંભીર રાજકીય ભૂલ થઇ

હતી. પણ આ કમીશનનાં બંધારણમાં મજુરપક્ષે સંમતી અને સહકાર આપ્યો હતો એ વસ્તુ અમોને યાદ નથી એમ નથી. તેમના પક્ષના મેજર એટલી અને હાર્ટશોને સાયમન રિપોર્ટમાં સુચવેલી પ્રત્યેક ભલામણો કબુલ રાખી છે. પાર્લામેન્ટમાં પણ અનેકવાર હિંદના પ્રશ્નો પર મજુરપક્ષની અને કોન્ઝર્વેટિવ પક્ષની એકતા અભંગ છે એમ જાહેર થયું છે. છતાં આવા પ્રકારના લખાણો મજુરપક્ષના સભ્યો હિંદની અજ્ઞાન જનતાને છેતરવા માટે કરે છે. નીચલો લેખ મજુર પક્ષની છળનીતિની સપ્રમાણ સાબીતી છે.

એટલું જ નહીં પણ જો અત્યારે મજૂર-પક્ષ-પાછો સત્તાના સ્થાન પર આવે અને વેજવુડ બેન પાછા હિંદમંત્રી નીમાય તો તેઓ દમનનીતિને એકધારી ચાલુ રાખે તેમાં લેશમાત્ર શંકા નથી. છતાં આવી વ્યકિતઓની દાંભિકતા કેટલી હદ સુધી જઇ શકે છે તે દર્શાવવા પુરતો તેમનો ન્હાનો લેખ રજુ થાય છે—**તંત્રી.**

# હવે હિંદમંત્રી દમનનીતિનો વિરોધ કરે છે....

વિશાળ હિંદ અત્રેથી બહુ દૂર છે. ત્યાંથી મળતા ખબરો એટલા ઓછા અને પક્ષપાતી હોય છે કે હિંદી જનતાનો જાહેર અભિપ્રાય જાણવામાં બહુજ અડચણ આવે છે. તેમ છતાં પણ હિંદી જનતાનો અભિપ્રાય જાણવો બહુ અગત્યનો છે કારણ કે એવું સામાન્ય રીતે સમજવામાં આવેલ છે કે હિંદની સ્વેચ્છા સિવાય તેના પર અમલ ચલાવી શકાય નહિ. ઓછામાં ઓછું, શબ્દોમાં તો અહિંનો દરેક રાજદ્વારી પક્ષ હિંદને સ્વરાજ્ય આપવાનું કહે છે; પણ એ સ્વરાજ્યનો અર્થ દરેક પક્ષ જુદો જુદો કરે છે.

સૌને યાદ હોવુંજ જોઇએ કે યુદ્ધના કટોકટીના વખતે હિંદને સ્વરાજ્ય આપવાનું વચન અપાયું હતું; મી. મોન્ટેગ્યુનું કાર્ય ખરી રીતે જોતાં યુદ્ધની ચળવળને લગતા એક ભાગ જેવું હતું. આપણને હિંદની મદદ જોઇતી હતી અને તે હાલ જેલમાં પુરાયેલ કેટલાક નેતાઓએ ખુશીથી આપી હતી. એ વખતે તેઓએ બ્રિટનના કારણને સ્વેચ્છાપૂર્વક માન્ય રાખ્યું હતું કારણ કે તેઓ માનતા હતા કે બ્રિટન પ્રજાઓનાં સ્વરાજ્યના હક્ક માટે ઉભું છે.

મોન્ટેગ્યુની જાહેરાત સામે પાર્લામેંટે બિલ્કુલ વિરોધ ઉઠાવ્યો ન હતો તો પણ જેમ જેમ હિંદી મદદની જરૂર કમી થતી ગઇ તેમ તેમ આ જાહેરાતની વિરૂદ્ધ કામ લેવાવા લાગ્યું. ૧૯૧૯ ના સુધારાથી જો કે હિંદને સ્વરાજ્ય આપવામાં આવશે એવી જાહેરાત પુનઃ કરવામાં આવી પણ તેમાં પાર્લામેંટનાં કાર્યની ફરીથી જાહેરાત એવા શબ્દોમાં થઇ હતી કે જેનો અર્થ હિંદને સ્વરાજ્ય નહિ આપવામાં આવે તેવો કરી શકાય.

આ સુધારાની કલમથીજ તપાસ માટેનું બધા યુરોપીઅન સભ્યોવાળું કમીશન હિંદમાં મોકલવાની ભયંકર ભૂલ થઇ હતી. આ સુધારાપરથીજ સાઇમન કમીશન હિંદમાં મોકલાયું હતું પણ સુધારાની એક પણ કલમમાં લખેલ ન હતું કે કમીશનમાં હિંદી સભ્યો ન રાખવા. આ

કમીશનને મિશ્ર ન બનાવવામાં સરકારે ભયંકર ભૂલ કરી હતી. આના પરિણામે લગભગ તેનો સામાન્ય બહિષ્કાર કરવામાં આવ્યો અને હિંદ અને બ્રિટન વચ્ચે કડવાશની લાગણી ઉભી થવા પામી.

આ સમયેજ મજુરપક્ષ સત્તામાં આવ્યો. હિંદી રાષ્ટ્રિય મહાસભાએ જો હિંદને સંસ્થાનિક સ્વરાજ ન આપવામાં આવે તો અસહકારની ચળવળ ઉભી કરવાની ધમકી આપી હતી. ૧૯૨૯ ના નવેંબરમાં સરકારે એક જાહેરાત બહાર પાડી જણાવ્યું હતું કે હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય આપવાનો તેનો ઉદ્દેશ હતો અને તે કેવી રીતે સાધ્ય કરવો તેનો નિર્ણય કરવા એક પરિષદ બોલાવાઇ.

શાંતિમય વાતાવરણ બનાવવા માટેનાં યત્નથી આખરે ૧૯૩૧ ના માર્ચ માસમાં દિલ્હી ખાતે ગાંધી-ઇરવીન તહ થયો. દરેકે કમીશનનું મંતવ્ય કબુલ રાખવા વચન આપ્યું. કમીશનનું મંતવ્ય સંયોજીત હિંદને બ્રિટિશ લાભોની સલામતીઓ રાખીને જોખમદારીઓ આપવાનું હતું.

આ કરારથી મી૦ ગાંધી લંડન આવ્યા. એક વર્ષ પૂર્વે સેંટ જેમ્સ પેલેસમાં એવા સભ્યો નિરાજ્યા હતા કે જેઓ હિંદમાં અને ઇંગ્લંડમાં સમજુતી શક્ય બનાવી શક્યા હોત.

* કરૂણ કિસ્સો એ બન્યો કે ઇંગ્લંડમાં રૂઢીચુસ્તોએ રાષ્ટ્રિય સરકાર સ્થાપવાનાં બહાનાં તળે બહુમતી મેળવી તેમજ હિંદના અંતિમવાદી એને ઉત્તેજન મળ્યું પુષ્કળ કોંગ્રેસવાદીઓ મેકડોનલ્ડ સાથે સંદેશા ચલાવવાની વિરૂદ્ધ હતા. નોકરશાહીમાં પણ એવા પુષ્કળ હતા કે જેઓ હિંદ સાથે સમાનતાથી સંદેશાઓ ચલાવવામાં ગજબ ભૂલ માનતા હતા. ક્રાંતિકારી જુસ્સા સામે કડક નીતિ અખત્યાર કરવામાં આવી હતી. કેટલીયે ધરપકડો કરવામાં આવી હતી અને શાંતિનો દેખાવ કરવામાં આવ્યો હતો.

પણ વસ્તુસ્થિતિ શું છે? જાહેર જુસ્સો થોડા દિવસ માટે દાબી દેવામાં આવ્યો છે પણ તે આગળ ઉપર ફરીથી વધુ પ્રમાણમાં ફાટી નીકળશે. નવા બંધારણવાળા હિંદમાં જેઓ જનતાના નેતાઓ તરીકે સામાન્ય ભાગ ભજવવા આગળ આવ્યા હતે તેઓ જેલની દિવાલ પાછળ છે, અને સરકાર હિંદી પ્રજાના હૃદયમાં સમાધાન કરાવવાને બદલે એક ઓફીસમાં નવું બંધારણ સ્થાપવાની નિષ્ફળ યોજના પર કામ કર્યે જાય છે.

વહેલે કે મોડે આપણે સહકારની નીતિ ફરીથી હાથ કરવી જ જોઇએ, વ્હેલા કે મોડા મી. ગાંધીને છોડવા જ જોઇએ. **તેમને છોડયા પહેલાં તેઓ કોંગ્રેસને ત્યજી દે તે મિથ્યા ભ્રમ છે.**

પ્રશ્ન માત્ર એ જ રહે છે કે હજુ વખત છે ત્યાં સુધી હિંદ સાથે સમાધાન કરવા માટે છેલ્લો યત્ન કરવાનો તમારો ઇરાદો છે કે હિંદી સરકારના કાયદામાં સમાયલા પ્રોબ્લેમને વળગી રહીને કોન્ઝર્વેટિવ પક્ષને પસંદ પડે તેવાજ નામશેષ સુધારા આપવા ઇરાદો છે? એક દિવસ હિંદ આઝાદી મેળવશે એ ચોક્કસ છે. ત્યારે પ્રશ્ન એ છે કે બ્રિટિશ સામ્રાજ્યના એક સભ્ય તરીકે તે મુક્તિ મેળવશે કે શત્રુ તરીકે?

'ફલેરીયન' પત્રમાંથી.



કમાલપાશા.
તૂર્કીનો રાષ્ટ્રવિધાયક.

# તૂર્કી પ્રજા-દશા

લેખક :—

**ગાઝી** મુસ્તફા કમાલપાશાએ પોતાની શક્તિનો પ્રથમ પરિચય દશ વર્ષ પહેલાં કરી બતાવ્યો હતો. ગ્રીસ અને તુર્કસ્થાન વચ્ચે વિગ્રહ થયો ત્યારે તુર્ક સેનાધિપતિ તરીકે તેણે પોતાનાં લશ્કરી બળનો દુનિયાને ખ્યાલ આપ્યો હતો. ગ્રીસને આ યુદ્ધમાં સજ્જડ હાર ખમવી પડી હતી. ગ્રીસનાં મિત્રરાજ્યો આથી વિમાસણમાં પડયાં. તેઓએ વિજેતા તુર્કો સાથે મસલત ચલાવી અને સંધી પણ કરી. આ સુલેહના સંદેશા ચાલતા હતા તે દમિયાનમાં તો સેનાધિપતિ એક રાજદ્વારીમાં ફેરવાયો. સુધારા પર તેણે બહુ જ લક્ષ આપ્યું અને તેને પરિણામે તુર્કસ્થાનની રાજકીય, સામાજીક અને આર્થિક પરિસ્થતિમાં બહુ મોટો ફેરફાર થયો.

છેલ્લા દશવર્ષમાં તૂર્કી પ્રજાસ-
નના પ્રત્યેક અંગમાં તેઓ આગળ
ન્ટરી પધ્ધતિ સ્થપાઇ છે. સામાજીક
નાવી દીધા છે. પરદો અદ્રશ્ય થઇ
હક્ક મળ્યા છે. કેળવણીને માટે
છે. તૂર્કી ભાષાની અરેબીક લીપીને
આવી છે. એટલુંજ નહીં પણ
ગિક યોજના અપનાવીને એક નવું

વિદેશો સાથે તેઓએ મિત્રતાભર્યો
તંત્ર તરફ નવું પ્રજાસત્તાક અપૂર્વ
તરીકે આ વર્ષે તેઓ જોડાયા છે
તેઓનો સંબંધ મીઠો રહ્યો છે.
સુધારાઓમા સાફલ્ય મેળવ્યું છે
તેમણે તૂર્કી પ્રજાનું સ્વમાન સારી

# -સત્તાકનાં વર્ષ

—બી. ટી. આશર.



કેમાલપાશા.

ત્તાકે અપૂર્વ પ્રગતિ સાધી છે જીવ-
વધ્યા છે રાજકીય દ્રષ્ટિએ પાર્લામે-
દ્રષ્ટિએ તેઓએ જૂના વિચારોને દફ-
ગયો છે. લગ્નમાં સ્ત્રીઓને સરખા
ગામેગામ શાળાઓ સ્થાપવામાં આવી
રદ કરીને ઇંગ્લીશ લીપી અનુસરવામાં
આર્થિક દિશામાં ત્રણ વર્ષની ઔદ્યો-
પ્રકરણ આલેખાયેલ છે.

સંબંધ રાખ્યો છે. રશિયાના સરકાર-
મમતાથી જૂએ છે. પ્રજાસંઘના સભ્ય
અને ઇટાલી તેમજ ઇંગ્લેંડ સાથે
કમાલપાશાએ આમ જેમ આંતરિક
તેવીજ રીતે વિદેશનીતિમાં પણ
રીતે સાચવ્યું છે.

**૧૯૨૨ ના** નવેંબરની પહેલી તારીખે સર્વસત્તા ઓસ્માન વંશમાંથી ઝુંટાવી ગ્રાંડ નેશનલ એસેંબ્લીને સુપ્રત કરવામાં આવી. પાયતખ્ત પણ બદલાઇને અંગોરા થયું. કોન્સ્ટેન્ટીનોપલમાંથી હુકમો છોડતી આ શાહી ઓસ્માન શહેનશાહતનો પાંચસો વર્ષ વિત્યા બાદ આમ અંત આવ્યો.

આ ગ્રાંડ **એસેંબલીનો** અમલ કામચલાઉ હતો. આથી આશરે એક વર્ષ વિત્યા બાદ ૧૯૨૩ ના ઓક્ટોબરની ૨૩ મી તારીખે તુર્કસ્થાનને પ્રજાસત્તાક જાહેર કરવામાં આવ્યું. પ્રજાસત્તાકના પહેલા પ્રમુખ તરીકે નરવીર કમાલપાશાની પસંદગી થઇ. એક મહિનાની મુદતમાં જ ઓસ્માન વંશજોનો 'ખલીફા'નો ખિતાબ રદ કરવામાં આવ્યો અને આ કુટુંબના દરેક સભ્યને તુર્કીમાંથી હદપાર કરવામા આવ્યો.

મિત્રરાજ્ય થઇ પડયું છે. આજે તે ફ્રાંસ સાથે પણ સંધી કરવાની અણી પર છે. તેના શાંતિમય વિચારોની વધુ પ્રતીતિ તે પ્રજાસંઘમાં દાખલ થયું તે છે.

## [ ૪ ]

**પણ કમાલપાશાના** રાજ્ય દર્મિયાન બહુ મોટી ક્રાન્તિ તો સામાજીક બંધારણમાં થઇ છે. આજે તર્કીશ તરૂણીઓ સ્વતંત્ર બની છે-લગ્નના કાનુનો નવા વાતાવરણ અનુસાર કરવામાં આવ્યા છે અને બહુપત્નીવ્રતની કુરૂઢી જડમૂળથી ઉખેડી નંખાઇ છે. આજે ફેઝ ટોપી કે પરદો પહેરનારને કાયદાની નજરે દોષિત ગણાય છે. તર્કીશ ભાષામાં આરબી લીપી હતી તે કાઢીને લેટીન રાખવાનો કાનુન પસાર થયો છે. દરેક ગામમાં શાળા ખોલવામાં આવી છે અને સુલ્તાનની સલ્તનત સમયે જ્યાં ૯૫ ટકા અભણ મનુષ્યો રહેતા ત્યાં કમાલપાશાના અમલ દર્મિયાન દરેક શખ્સને વાંચવા લખવાનું શિખવાની ફરજ પડે છે. આ તો સામાજીક સુધારાનાં થોડાંક દ્રષ્ટાંતો છે. રૂઢીચુસ્ત અને ધર્માંધ દેશમાં આવા અગત્યના સુધારાઓ ફક્ત દશ વર્ષના અરસામાં કરી કમાલપાશાએ પોતાની કમાલ કારકીર્દિ સાબીત કરાવી આપી છે.

**આ બાહોશ** મુત્સદ્દીની આવી અથાગ કાર્યશકિત તેના મૃત્યુ બાદ મરી જશે કે અમર રહેશે તે વિષે કેટલાકોને શંકા રહે છે પણ એ સુધારાઓ તુરતાતુરત મરી જાય એમ માનવાને કંઇ પણ કારણ નથી.

## [૫]

ઈસ્મત અને ફેવ્ઝીપાશા એ કમાલના પરમપ્રિય મિત્રો અને સહાયકો છે. એનેટોલીઆના યુદ્ધમાં ઇસ્મતપાશા પશ્ચિમ સરહદ પરની ટુકડીના નાયક હતા, અને લોસાં પરિષદમાં તુર્કીની નેશનાલીસ્ટ સરકારના પ્રતિનિધિ તરીકે તેમણે તુર્કીને મોટો લાભ અપાવ્યો હતો. છેલ્લાં સાત વર્ષથી તે વડા પ્રધાનનો ઓધ્ધો ધરાવે છે અને આ દર્મિયાન તેણે કમાલને ખૂબ મદદ આપી છે. ફેવ્ઝીપાશા એક અચ્છો લડવૈયો છે અને લશ્કરને વ્યવસ્થિત રાખવાનું માન તેને જ ઘટે છે. ચોકખી ભાષામાં કહીએ તો, લશ્કર તેને પૂજે છે. જો આ બે મુત્સદ્દીઓ તેની પાછળ જીવતા રહે તો તેઓ થયેલા સુધારાને ટકાવી રાખશે.

**પણ ગાઝી વિચાર** જાળવી રાખવાને તુર્કીશ યુવકો કોઇ પણ મુત્સદ્દી કરતા વધુ તૈયાર છે. પ્રત્યેક વર્ષે હજારો યુવક યુવતીઓ બહારના દેશોમાં જઇ જુદા જુદા પ્રકારનું શિક્ષણ મેળવે છે અને આથી તેઓ કમાલની નીતિના અનુયાયીઓ થઇ પડયાં છે. કાલે તેઓ મોટાં થશે અને ફેઝ અને પડદાનું સ્મૃતિપટ પણ તેમની નજર આગળ ઝાંખું થતું જઇ નાશ પામશે. તેઓ પોતાના દેશને પ્રત્યાઘાતી લોકોના હાથમાં જવા દે તેમ માનવું એ પણ મૂર્ખાઇ છે.

## 'લાંબુ જીવો તૂર્કી પ્રજાસત્તાક'

# અવળે માર્ગે કોમી ઐક્ય

આખરે અલ્હાબાદમાં મળેલી સર્વપક્ષ પરિષદે કોમીઐક્યના કરારો કર્યા છે. આમતેમ તડજોડ કરીને અને મુસ્લીમોની લગભગ નવ જેટલી માંગણીઓ મંજુર રાખીને અલ્હાબાદે ઐક્ય સાધવાનો દેખાવ તો જરૂર કર્યો છે. ત્યારપછી લખનૌમાં મળેલી મુસ્લીમ પરિષદે અલ્હાબાદમાં રચાયેલા કોમીઐક્યના કરારોને સ્વીકાર્યા છે. અને હવે બહુ જ અલ્પ સમયમાં અલ્હાબાદમાં દેશવ્યાપી ઐક્યપરિષદ ભરાનાર છે. આ પરિષદમાં સર્વપક્ષ પરિષદે પસાર કરેલા કરારો સંમતી માટે મૂકવામાં આવશે એટલું જ નહી પણ જો આ કરારો મંજુર થાય તો વડાપ્રધાનને કોમીનિર્ણય તેના અનુરૂપ ફેરવવાની વિનંતી કરવામાં આવશે.

સારાયે દેશભરમાં અલ્હાબાદના એકતાના પ્રયાસો ઉપર પ્રશંશાના ઉદ્‌ગારો સંભળાય છે. મહાસભાવાદી વર્તમાનપત્રોએ તો આ પરિષદને સૌથી વધુ અગત્ય આપી છે. હંમેશની માફક સામ્રાજ્યશાહી પત્રોએ આ પરિષદને અતિ ઠંડો આવકાર આપ્યો છે. ત્યારે મુસ્લીમપક્ષના અંતીમ કોમીવાદીઓએ પરિષદમાં પસાર થયેલા ઠરાવો પ્રત્યે ગણગણાટ કર્યો છે. સીમલાના આશ્રિત મુસ્લીમ સભ્યોએ પરિષદની કાર્યવાહી સામે કંઇક વિરોધ કર્યો છે પણ તે એટલો તો અલ્પ છે કે જરાય ગણાય નથી. પણ માત્ર એક જ દિશામાંથી–યાદ રાખો કે એક જ દિશા તરફથી–આખી પરિષદની સમગ્ર કાર્યપદ્ધતિની કડક ટીકા કરવામાં આવી છે. એટલું જ નહીં પણ આ પરિષદ સાથે સહકાર આપવાની પણ તેમણે ના પાડી છે. આ અણધારેલું આક્રમણ મજુરવર્ગ તરફથી આવ્યું છે. રેલ્વે યુનીયનોના વડા તરીકે જમનાદાસ મહેતાએ અલ્હાબાદની એકતા પરિષદની સખ્ત અને સ્પષ્ટ શબ્દોમાં ઝાટકણી કહાડી છે. તેમજ મુંબાઇ ગીરણી કામદાર યુનિયનના પ્રમુખ શ્રી. કંડાલકરે પણ એક લંબાણ નિવેદનમાં અલ્હાબાદ પરિષદની ખબર લઇ નાંખી છે.

આ સાવ અણધારેલી દિશામાંથી આવેલા આક્રમણની અસર સાવ અલ્પ થશે એ સાચું છે. કોમીઐક્યના ખેરખાંઓએ પોતાની પ્રવૃતિ એમને એમ ચાલુ રાખી છે. છતાં પણ કામદારવર્ગના દ્રષ્ટિબિંદુએ જમનાદાસ મહેતાએ જે મુદ્દા ઉઠાવ્યા છે તે મુદ્દાઓનું ટુંકુ અવલોકન કરી જવું એ અસ્થાને નહિં મનાય. મજુરવર્ગે ચેતવણીના ઉચ્ચારેલા આ સુરમાં અત્યારે તો અસર ઉપજાવવાની તાકાત નથી છતાં પણ ઉઠાવેલા મુદ્દાઓ એટલા તો બુદ્ધિગમ્ય અને તર્કસિદ્ધ (Logical) છે કે તેનું અન્વેષણ કરવું એ અત્યારની સૌથી મ્હોટી જરૂરીઆત છે.

**જમનાદાસ મહેતાએ** પ્રજાસત્તાકની મૂખ્ય ભાવનાઓની દ્રષ્ટિએ આ કરારોની ચર્ચા કરતાં નીચેના મુદ્દાઓ ઉઠાવ્યા છે. પ્રથમ તો કોઇ પણ પ્રકારનું કોમી સમાધાન-કોમી તત્વ ઉપર રચાયેલું હોવાથી રાષ્ટ્રિય દ્રષ્ટિએ સાવ અસ્વીકાર્ય છે. બીજું વ્યક્તિમતાધિકાર ઉપર જ મિશ્રમતદાર મંડળ સ્થાપવાં જોઇએ. જ્યારે હિંદીઓના માત્ર વીસ ટકા જેટલા જ સમુદાયને મત આપવાનો અધિકાર હોય ત્યારે ધારાસભામાં કેટલા કેટલા સભ્યો કઇ કઇ કોમના બેસશે તે સવાલ જ ઉભો થતો નથી. કારણ કે આટલું ન્હાનું મતદારમંડળ કોઇ પણ પક્ષને કબુલ નથી. તેમજ રાજકીય ધારાસભામાં પક્ષબળ પર પ્રધાનમંડળો સ્થપાવાં જોઇએ અને નહીં કે કોમસંખ્યા પર. આમ તેમણે અતિ કુશળતાથી આ દ્રષ્ટિબિંદુ રજુ કર્યું છે. ગીરણી કામદાર યુનીયનના પ્રમુખ શ્રી કાંદાલકરે પણ આવીજ દલીલો સ.થે અલ્હાબાદની ઐક્ય પરીષદમાં ભાગ લેવાની સાફ ના પાડી છે. એટલું જ નહીં પણ આ પરિષદમાં જે કંઇ કરારો થાય તે હિંદના શ્રમજીવી સમુદાયને જરા યે બંધનકર્તા નથી એમ સાફ શબ્દોમાં જણાવી દીધું છે.

આમ શ્રમજીવીઓના અગ્રેસરોએ પ્રજાસત્તાકના તંત્રની દ્રષ્ટિએ કોમી સમાધાનના સવાલનો વિરોધ કર્યો છે. એટલું જ નહીં પણ તેમણે તેજ દ્રષ્ટિબિંદુએ અલ્હાબાદ પરીષદની સખ્ત શબ્દોમાં ઝાટકણી કહાડી છે. તેમણે ઉચ્ચારેલા શબ્દોનો સાર એ છે કે ઉપરચોટીયું સમાધાન જરા યે ઇચ્છની ય નથી-થાય તો સ્વીકાર્ય નથી.

[ ૩ ]

**સમાધાનની સામે** સનાતનીઓએ કંઇક શબ્દોચ્ચાર કર્યો છે પણ તેમનો અવાજ બે ફીટ પણ પહોંચી શકતો નહીં હોવાથી, તેમના વિરોધની કોઇ પરવા કરતું નથી. શીખોએ પણ હવે સત્તાની વહેંચણીમાં સમાયેલા કોમી પ્રતિનિધિત્વને સ્વીકાર્યું છે. એટલે હિંદુ-શીખ-મુસ્લીમ કોમોએ કેટકેટલી જગ્યા મેળવવી તે સંબંધી પુરતો વિચાર કરી લીધો છે એટલુંજ નહીં પણ પ્રતિનિધિઓનું સંખ્યાબળ પણ હવે લગભગ નક્કી થઇ ગયું છે.

આમ જ્યારે અલ્હાબાદમાં કોમીઐક્ય માટે મંત્રણાઓ થઇ રહી છે ત્યારે લંડનમાં, ત્રીજી વર્તુલ પરિષદમાં ભાવિ બંધારણના અગત્યના મુદ્દાઓની ચર્ચા થઇ રહી છે. સરકારના કાંધીયા જેવા સભ્યો અહિંતહિં વિરોધનો શબ્દ ઉચ્ચારી રહ્યા છે. પણ એમ છતાં પણ મધ્યસ્થ ફેડરલ ધારાસભામાં હજુ કેટલા સભ્યો હોવા જોઇએ એ વિષય ઉપર નિર્ણય થયો ન હોવાથી અલ્હાબાદની ઐક્યપરિષદે આ સંબંધી નિર્ણય નથી કર્યો.

હિંદના લાખ્ખો ખેડુતો અને કામદારો અને મધ્યમવર્ગના હજારો યુવાનો આજ તો મત આપવાનો અધિકાર માંગી રહ્યા છે. જ્યાં સુધી આ પ્રાથમિક હક્ક ન મળે ત્યાં સુધી કોઇ પણ પ્રકારનું રાજ્ય-

બંધારણ તેઓ કબુલ કરવાના નથી. આ વસ્તુ અલ્હાબાદના ઐક્ય માટે પ્રયત્ન કરનારાઓ તેમજ રાજ્યબંધારણ ઘડવામાં અત્યારે પ્રવૃત્ત થયેલાઓ સારી રીતે યાદ રાખે.

આથી જ અલ્હાબાદના કોમી કરારનો હિંદનાં પ્રત્યેક પ્રગતિમાન બળો વિરોધ કરી રહ્યાં છે અને કરે જશે. આથી જ જમનાદાસ મહેતા અને શ્રી કાંદાલકરે આ કરારો સામે અળખામણો સુર ઉચ્ચાર્યો છે. અત્યારે તો તેમની અવગણના થશે પણ એ વિસરી ન જવું જોઇએ કે કાળબળ તેમની સાથે છે.

આજે તો વર્તુલ પરિષદ સાથે મહાસભાએ જાહેર કરેલા અસહકારની કોઇને નથી પડી. અત્યારે તો જે સુધારાઓ લંડનમાં ઘડાઇ રહ્યા છે તે સુધારાઓને હિંદના મુડીવાદીઓ, રાજાઓ, જાગીરદારો શક્ય એટલા તેમના હિતને અનુરૂપ કરાવવા ઇચ્છે છે. લકનૌ, અલ્હાબાદની પરિષદો અને પોતાની પ્રજાને પીડવાને માટે પંકાયેલા અલ્વરનરેશની શુભાશીષોનો આ અર્થ છે. કોમીઐક્યના કરારો એ ઉપલા થરની પરસ્પર સમજણ છે. બાકી હિંદના કચડાના આમવર્ગની દ્રષ્ટિએ આ કરારોને અવલોકીએ તો જણાશે કે અલ્હાબાદના કોમીઐક્ય પર કરારો થાય અને સફળતા સાંપડે તો પણ હિંદને કશું હિત થવાનું નથી.

આમ રાજકીય લડતના મુખ્ય અંગને વિસરી જઇને કોમીઐક્ય માટે યત્ન કરનારાઓ સરકાર સાથે સહકાર કરી રહ્યા છે. જો પ્રાંતિય ધારાસભાનું પ્રતિનિધિત્વ તેમને સ્વીકારવુંજ હતું તો પછી તે વખતે જ તેમણે કોમીઐક્યનો પ્રશ્ન ઉકેલી નાંખવો હતો. પણ આજ તો કોમીનિર્ણય ઉપર વડાપ્રધાનનો ચુકાદો આવી ગયા પછી આ નિર્ણયમાં અનુરૂપ ફેરફાર કરાવવાનો યત્ન કરવો એ સહકાર નહીં તો અન્ય શું છે? મહાત્મા ગાંધીજીએ અસ્પૃશ્યતાના પ્રશ્ન ઉપર અપવાસ આદરીને કોમીનિર્ણયના એક ભાગને કબુલ રાખ્યો. અને હવે અલ્હાબાદની ઐક્યપરિષદ થરોડામાં શરૂ થયેલી સહકારવૃત્તિને પોષી રહી છે. એટલુંજ નહીં પણ વિકસાવી રહી છે. મહાસભાના અગવળદારો આ ઐક્યપરિષદમાં સાથ આપીને સહકાર કરી રહ્યા છે.

[૪]

પણ આ આખીય ઐક્યપરિષદનું મંતવ્ય અને કોમીનિર્ણય સાચા પ્રજાહક્કની દ્રષ્ટિએ સાવ અસ્વીકાર્ય છે. જ્યારે આપણે વ્યક્તિગત મતાધિકાર માટે પ્રબળ આંદોલન ઉપાડવું જોઇએ, જ્યારે હિંદના પ્રત્યેક પુખ્ત ઉમ્મરના સ્ત્રી અને પુરૂષ માટે મતાધિકાર માટે માંગણી કરવી જોઇએ, ત્યારે આપણે વસ્તીના વીસ ટકા જેટલા સમુદાયના મતાધિકાર સાથે પ્રતિનિધિઓની કોમીસંખ્યાને નક્કી કરવા માટે યત્ન કરી રહ્યા છીએ. સાચી રાજકીય વસ્તુ તો એ છે કે જ્યાં સુધી સંપૂર્ણ મતાધિકાર સાંપડે નહિં ત્યાં સુધી કોઇ પણ પ્રકારનું બંધારણ કબુલ કરવું નહિં. આ સીધો અને સ્પષ્ટ ઉકેલ છે. છતાં આપણા મહાજનો ગણાતા મહાસભાના સજ્જનો કોમીઐક્યની ઉપાસના કરી રહ્યા છે એ ખરે જ અતિ તિરસ્કાર યુક્ત.





બળતું શેપે.

# સળગતું ચીન.

લેખક: 'સર્ચલાઇટ'

લેખાંક બીજો.

## સોવીયેટ ચીનનું ઉત્થાન

**૧૯૩૦ની** સાલથી ન્હાના પ્રમાણ ઉપર ચીનમાં સોવીયેટ સરકારતંત્રની સ્થાપના થઇ. આ સરકારતંત્રે મોસ્કોની ઢબ ઉપર શ્રમજીવીઓની સરમુખત્યારીની શરૂઆત કરી. આ વિસ્તારનો વેગ પ્રત્યેક માસે વધતો ગયો. ધીમે ધીમે દક્ષિણચીનનો વિસ્તાર સામ્યવાદીઓના હાથમાં આવવા લાગ્યો. ત્યાર પછી નિર્મૂળ કરવાને માટે કોમીન્ટાંગ પક્ષે ત્રણવાર સૈન્ય મોકલ્યાં. અને ત્રણવાર આ સૈન્ય પરાભવ પામીને પાછાં વળ્યાં. છેલ્લા વર્તમાન પ્રમાણે નાનકીંગનો અધિષ્ઠાતા ચાંગ–કે–શેક ચોથું સૈન્ય મોકલવાની યોજના કરી રહ્યો છે. પણ અત્યાર સુધીના અનુભવ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે આ ચોથું પ્રસ્થાન પણ જરૂર નિષ્ફળ નિવડશે.

સોવીયેટ ચીનની સ્થાપના અને તેનો વિકાસ એ સાંપ્રત ઇતિહાસની સાચી વિશિષ્ઠતા છે. અને તેથી જ એના ઉપર આટલો ઉહાપોહ જરૂરનો છે. સોવીયેટ ચીન એ ૧૨. વર્ષ પછી જગતમાં આમ વર્ગનો બીજો મહાન જય છે. રશીયાન વિપ્લવ પછી સોવીયેટ ચીન એ વિપ્લવી આકાશનો નવો સિતારો છે. ઇતિહાસ ફરીથી સાચો પડે છે. મુડીવાદી સાંકળનો નબળો અંકોડો તૂટે છે. આમ ખેતી-પ્રધાન ચીન દેશમાં ખેડુતોની હરીયાળી ભૂમી ઉપર શ્રમજીવીઓએ શાસન સ્થાપ્યાં છે. જગતવ્યાપી મુડીવાદી સાંકળનો ચીની અંકોડો ક્ષણભર ઢીલો પડ્યો છે પણ તે તદ્દન તૂટી ગયો નથી. અન્ય દેશોની આર્થિક સહાય ઉપર હજુય તે જીવન્ત છે.

ચીનના સોવીયેટ સરકારતંત્રની સ્થાપનાનું આ એક મહત્વ છે. સાંપ્રત સંસ્કૃતિનું આ એક લાક્ષણિક અંગ છે. શ્રમજીવી વિપ્લવ અમેરિકા, જર્મની કે ગ્રેટબ્રિટનને બદલે ખેડુદેશ જેવા ચીનમાં

થાય છે. એક દશકના અંતર પછી આમવર્ગના એક વિભાગના બંધન તૂટે છે.

૧૯૩૧ ની સાલના નવેમ્બરે ચીનની પહેલી સોવીયેટ કોંગ્રેસ મળી. ક્રીઆંગ્સી પ્રાન્તના પાટનગર શુઇ-ક્રીનમાં આ ઐતિહાસિક પરિષદનો પ્રારંભ થયો હતો. માઉ—ત્સઇ—ટુંગ તેનો પ્રથમ પ્રમુખ ચુંટાયો હતો. આ પરિષદમાં ૬૧૦ પ્રતિનિધિઓ આવ્યા હતા. આ પરિષદનો પ્રોગ્રામ નીચે પ્રમાણે હતો.

૧ બધી બેંકો જપ્ત કરવી.
૨ વાણી અને વર્તનસ્વાતંત્ર્ય.
૩ રાષ્ટ્રીય લઘુમતીને આત્મનિર્ણયનો હક્ક
૪ સોવીયેટ ચીનની સ્થાપના.

સોવીયેટ ચીનના પ્રોગ્રામ પ્રમાણે પ્રત્યેક શ્રમજીવીને પુરતું સંરક્ષણ, ઉંચી રોજી, આઠ કલાકનું કામ, તેમજ ચીનના ખેડુતો માટે જાગીરદારોના અસહ્ય કરવેરામાંથી મુકિત તેમજ આવક પ્રમાણે કર લેવાની પ્રથા શરૂ કરવામાં આવી છે.

સોવીયેટ ચીને અત્યાર સુધી લીધેલાં પગલાંઓ બતાવે છે કે તેમણે જાગીરદારશાહીનો જડમૂળથી નાશ કર્યો છે. ઉમરાવશાહીને તો મૂળથી ઉખેડી નાંખી છે અને આમ જે વસ્તુ ચીનમાં મુડીવાદી. વિપ્લવે કરવી જોઇતી હતી તે વસ્તુ ચીનના કામદારો અને ખેડુતોએ કરી છે. ચીનના બીજા વિપ્લવનું આ લાક્ષણિક અંગ છે. જાગીરદારશાહીનો નાશ એ તેની ભૂમીકા છે અને કામદાર તથા ખેડુતવર્ગની લોકતંત્રસમી સરમુખત્યારી શરૂ થાય છે.

ઇતિહાસમાં સોવીયેટ ચીનના વિપ્લવસમો કોઇ વિપ્લવ હજુ નોંધાયો નથી. તે રશીયન વિપ્લવથી બીજા છે કારણ કે ઉમરાવશાહીના નાશ સાથે મુડીવાદનો પણ તત્કાળ નાશ નથી કરવામાં આવ્યો! સોવીયેટ ચીનમાં કારખાનાના સ્વામીત્વ ઉપર આક્રમણ કરવામાં નથી આવ્યું. પણ કામદારો માટે આરામ અને આશાયેશના કાયદાઓ પાળવાની તેમને ફરજ પાડવામાં આવી છે.

સોવીયેટ ચીનની સીમા ધીમે ધીમે વિસ્તરતી જાય છે. તેના સંરક્ષણ માટે લગભગ ૧૫૦૦૦૦ સૈનિકોવાળું લાલ લશ્કર છે. ચુ-તેટ આ મહાન ક્રાંતિકારી સૈન્યનો સેનાપતિ છે. પેંગ-તે-સુઇ બીજા લાલ સેનાપતિનું નામ છે. આ સૈન્યો એ માત્ર લડાયક શરીરો નથી પણ પ્રચારનાં મ્હોટાં યંત્રો છે. ગામડે ગામડે તેઓ નવી ભાવનાઓ, અને નવા આદેશોનો સંદેશો લઇ જાય છે અને બહુ જ અલ્પ સમયમાં તેઓ સત્તા જમાવતા જાય છે.

આ સૈન્ય પાસે સારૂં શસ્ત્રબળ નથી છતાં પ્રતિક્રાંતિકારી ચાંગ-કૈ-શેકના સૈન્યનો પરાભવ કરવા તેઓ સમર્થ બન્યા છે. માત્ર ૧૨૫૦૦૦ રાયફલવાળા લશ્કરે અપૂર્વ કુનેહ અને લાલ સેનાપતિઓની સુંદર યુદ્ધકળાથી અત્યાર સુધી તો વિપ્લવવિરોધીઓના સઘળા યત્નોને નિષ્ફળ બનાવ્યા છે.

## મંચુરીયા ઉપર આક્રમણ

આમ દક્ષિણ અને મધ્યચીનમાં સોવીયેટ ચીનની સ્થાપના થતી જાય છે ત્યારે મંચુરીયાની ભૂમી જાપાની સામ્રાજ્યવાદની લોલુપતાભરી નજરનો ભોગ થઇ પડી છે. આ સુંદર ભૂમી ઉપર એક કેપ્ટનના ખૂનના બ્હાના નીચે જાપાનીએ સમગ્ર મંચુરીયા કબજે કર્યું છે. પ્રત્યેક શહેરમાં પોતાની સત્તા સ્થાપી છે, અને કેલોગ કરાર અને નવ સત્તાની સંધીના



ચીનના ગામડીઆઓ આવી તોપો વડે અનેકવાર રાષ્ટ્રિય સૈન્યનો સામનો કરે છે.

ટુકડા કરી નાંખીને જાપાને મંચુરીયાની આઝાદીનો નાશ કર્યો છે. ત્યાં પોતાનું એક ન્હાનકડું પ્રજાસત્તાક ઉભું કર્યું છે. આ પ્રજાસત્તાકને જાપાન મંચુકો પ્રજાસત્તાક તરીકે ઓળખાવવાનો પ્રયત્ન કરે છે.

જાપાની આક્રમણનો અસરકારક વિરોધ કરવાને બદલે ચીનની સરકારે લાંબી લાંબી વિરોધયાદીઓ મોકલીને સંતોષ માન્યો. નાનકિંગમાં વસતા ચાંગ–કૈ–શેક અને તેના સાથીઓએ એક પછી એક વિરોધયાદીઓ મોકલી. પણ માત્ર વિરોધયાદીઓથી લશ્કરી સંચાલનો સ્તંભી જાય એ અશક્ય હતું. મંચુરીયામાં જાપાનીઓ જોરદાર રીતે આગળ વધી રહ્યા હતા. પરિણામ એ આવ્યું કે શાંઘાઇમાં પણ જાપાનીઓએ શેપેને સળગાવી મૂકયું ત્યાં સુધી ચાંગ–કૈ–શેકે કંઇ જ કર્યું નહીં. આથી ચીનની પ્રજાની આંખ ઉઘડવા લાગી. વિદ્યાર્થીઓ ઉશ્કેરાયા અને ચાંગ–કૈ–શેકને રાજીનામું આપવાની ફરજ પડી. તેના રાજીનામા પછી તો પાંચ પાંચ દિવસે પ્રધાનમંડળો પલટાયાં. કારણ કે ગમે તે પ્રકારે નાનકિંગમાં સત્તા સ્થિર રાખવાની તેમની ઇચ્છા છે.

રાષ્ટ્રિય સરકારની પ્રતિષ્ઠા આમેય તૂટતી જતી હતી. સોવીયેટ ચીનની કુચકદમ આગળ તેઓ ટકી શકે એમ હતાજ નહીં. તેમાં મંચુરીયાના પ્રશ્ન પર તેમણે લીધેલી વલણ છેલ્લા ફટકા સમાન થઇ પડી છે. મંચુરીયામાં એકલે હાથે ઝઝુમી રહેલા ચીનાઇ સૈનિકોને મદદ નહીં કરવાના કૃત્યથી ચીનની જનતામાં એટલો અસંતોષ થયો કે ચાંગ–કૈ–શેકને સત્તા પરથી ખસી જવું પડયું. અને સન–ફો અને વાંગ–ચાંઇ–વાઇને સત્તાનાં સુત્રો સોંપવાં પડયાં.

## ઉપસંહાર

છીન્નભિન્ન થઇ ગયેલા આ પ્રદેશમાં આશાનું એક કીરણ અત્યારે તો સોવીયેટ ચીન છે. આ પ્રદેશની શીમામાં આઠ કરોડ શરીરો અત્યારે લાલ ધ્વજની આણને આગળ વધારવા યત્ન કરે છે. પણ તે તલ્વારને બળે નહીં. સોવીયેટ ચીન આગળ વધે છે; પણ તે સેનાપતિઓનું આક્રમણ નથી. કારણ કે સોવીયેટ ચીન વીપ્લવને 'ટોપી બેસાડવા' નથી ઇચ્છતું પણ વિપ્લવી બળોને આગળ ખીલવવા માગે છે. તેમને તે દોરે છે, અને એ રીતે વિપ્લવ આગળ વધે છે.

'શું થશે' એ સવાલ કરવાનો અત્યારે અવકાશ નથી. ચીનનું રાજકારણ ચિત્રપટના વેગથી પલટાય છે; અને તેમાં કઇ ક્ષણે રાજકીય બળો કયું સ્વરૂપ લેશે તેની કલ્પના કરવાનો પણ સમય આ પ્રદેશના ઇતિહાસમાં મળતો નથી. સોવીયેટ ચીનનું ધૂમકેતુસમું વેગવંત ઉત્થાન, તેની અપૂર્વ પ્રગતિ, તેનું અદ્દભૂત આધારબળ એ સર્વ વસ્તુઓ ઇતિહાસમાં નવા અક્ષરો લખે છે. જગતની તવારીખમાં કંઇ નહીં આલેખાયલો એવો એ અખતરો છે. તેના સાફલ્ય ઉપર મંચુરીયાની આઝાદી અવલંબે છે; તેના વિજય ઉપર ચીનની આઝાદી આધાર રાખે છે. અને જે ક્ષણે ચીનમાંથી સામ્રાજ્યવાદીઓને ઉચાળા માપવા પડશે તે દિવસે એશીયા સ્વતંત્ર બનશે એ કાળશબ્દ છે.

# નશીબનો સિતારો!

જેને જગત નશીબનો સીતારો સમજે છે તે અંધારી રાત્રે ચમકતો તારો નથી પણ માનવસમાજમાં સંપતીનું માપક યંત્ર છે. મરઘાભાઇનો નશીબનો સીતારો ઝળકયો. એટલે એમ સમજાય કે તેમને બે પૈસાની પ્રાપ્તી થઇ. ગામમાં ઘર થયું ને સીમમાં ખેતર થયું. અમદાવાદના લોકોમાં એમ વાયકા ચાલે છે કે સર ચીનુભાઇ બેરોનેટના પ્રપિતામહ બહુ ગરીબ હતા, પણ એક દીવસ નશીબની આડે ઉભું રહેલું 'પાંદડું' ખસી ગયું ને તરતજ મીલમાલેક બની ગયા. દરેક શ્રીમંત બનેલા પુરૂષ [કારણ કે સ્ત્રીઓ આપમેળે શ્રીમંત બની હોય એવા દાખલાઓ આ દેશમાં બહુજ ઓછા છે] ના ઇતીહાસમાં આવું કંઇક ને કંઇક બનેલું જરા દેખાય છે. મુંબઇના શેઠ સમુદાયના પ્રત્યેકના પ્રપિતામહો ગરીબ હતા અને એક સુંદર સુપ્રભાતે તેઓ શ્રીમંત બની ગયા. આવા સર્વ બનાવો નસીબના 'સીતારા'ના આકસ્મીક ઝળકાટ કે ચમકારથી આપણને સમજાવવામાં આવે છે!

જેવું વ્યક્તિ પરત્વે તેવું દેશ પરત્વે. કહે છે કે ઇંગ્લાંડ પહેલાં બહુ ગરીબ હતું પણ તે દેશનો સીતારો ચમકયો અને હિંદ ઉપર બ્રિટિશ સામ્રાજ્ય સ્થપાયું. જાપાનનો સીતારો ઝળકયો અને જાપાન આજે કોરીયા મુલકનું ધણી થઇ ગયું છે. આમજ અમેરિકાનો સીતારો ચમકયો અને યુરોપની ભયંકર યાદવાસ્થળી ઉભી થઇ. પરિણામે અમેરિકા માલદાર બની ગયું. આજે આ યુધ્ધના અમાપ દેવાં દ્વારા તે આખા યુરોપ પર આર્થિક રાજ્ય ચલાવે છે. આમ જેમ વ્યકતીના નસીબ એકાએક ઉઘડી જાય છે તેવીજ રીતે દેશના નશીબ પણ એકાએક ઉઘડી જાય છે! ગઇ કાલના નીર્ધન દેશોમાં આજે સંપતીની ન્યોછાવળ ઉડે છે. જયાં પાણીના સાંસા હતાં ત્યાં આજે અન્તરકુવારા બાંધવામાં આવ્યાં છે! જેઓ જંગલી હતાં તેઓ આજે સંસ્કૃત આર્ય પ્રજા પર અધિકાર ભોગવે છે! નશીબના સીતારાની આવી કંઇક કંઇક કલ્પનાઓ આપણા સમાજમા સામાન્ય છે. પણ એ અતિ શોકપ્રદ છે કે આવા સીતારાઓ બહુજ ઓછીવાર ચમકે છે પણ જ્યારે ચમકે છે ત્યારે માનવના પગ આગળ સંપતી [] રેલમછેલ કરી દે છે એવો અનુભવ તો તમારે પણ થયો હોવો જોઇએ.

[ ૨ ]

સાહિત્ય, કલા, અને કારીગીરીના ક્ષેત્રોમાં પણ માનવકૃતીનાં મૂલ્ય નશીબના સીતારાઓ ઝળકયા પછીજ અંકાય છે. કવિવર [અને કોઇ કવિસમ્રાટ કહે છે!] ટાગોરને નોબેલ પ્રાઇઝ મળ્યું ત્યાર પછીજ તેમની કૃતીઓ સારી મનાવા લાગી છે. સર રામનને પણ તેમની 'પ્રકાશ'ને લગતી શોધો માટે 'નોબલ પ્રાઇઝ' સાંપડયા પછીજ લોકો

તેમને અભિનંદે છે. અત્યારે પણ અનેક સાહિત્યકોવીદો પોતાની કૃતીઓ માટે 'નશીબના સીતારા'ની રાહ જુવે છે. અરે વિચારકોની પણ એજ દશા છે. કાર્લ માર્કસનું તત્વજ્ઞાન પણ રશિયામાં સારી રીતે સફળ થયા પછીજ લોક સમજવા લાગ્યા છે. કરી ગીરીના ક્ષેત્રમાં પણ આજ સ્વર સંભળાય છે. કનૈયાલાલ મુન્સી લો. 'ગુજરાતી'માં જ્યારે તેઓ ચાલુ વાર્તા લખતા ત્યારે તેમનું મુલ્ય કોઇ આંકતુ ન હતું. પણ એડવોકેટ બનતાં, અને પ્રેકટીસમાં સફળ બનતાં, અર્થાત કે નશીબનો સીતારો ચમકતાં તેમની સાહિત્યકૃતીઓના મુલ્ય ઉંચા અંકાવા લાગ્યા. લેખકોનું પણ લગભગ એવુંજ છે. એટલેજ જીવનના પ્રત્યેક અંગમાં નશીબના આ સીતારાની અસર કેટલી વ્યાપક છે અને કેટલી પ્રબળ છે તેની કંઇક કલ્પના થઇ શકે તેમ છે

[૩]

**નશીબના સીતારા** પર માનવશ્રધ્ધા એટલી તો સજ્જડ અને સનાતન છે કે કેટલાકોએ તો તેના પર મહાન ઉદ્યોગો ઉભા કર્યા છે. લોટરી, સ્વીપ, મોંટે કાર્લો, મેકકો, અને ઘોડદોડની શરત એ સર્વ માનવ નશીબના સીતારાની પ્રચંડ શ્રધ્ધાને આભારી છે. આજે મોન્ટે કાર્લોમાં યુરોપના લાખ્ખો ફકકડદાસો નશીબના સીતારાઓનો ચમકાવવા ઉતરે છે. કેટલાકો મહાલક્ષ્મીના રેસના મેદાનમાં નશીબ અજમાવવા દોટ કહાડે છે ત્યારે કેટલાકો અજબ ખંત અને ધૈર્યથી લોટરીમાં રૂપીયો રૂપીયો ભરે જાય છે. આવી વ્યક્તિઓનાં નશીબ ઉઘડ્યાં કે કેમ એ તો કહી શકાય તેમ નથી પણ દવાખાનાઓએ પણ માનવની આ વૃત્તિનો લાભ લઇને લોટરીની યોજના કરી છે. ત્હમોએ 'આયરીશ સ્વીપ' વીષે તો સાંભળ્યુંજ હશે. આમ દાન સાથે નશીબ અજમાવવાની યુક્તી એના ન્હોટા કમઠાણો ઉભાં કરવામાં આવ્યાં છે. આ બતાવી આપે છે કે ભાવીમાં આપણને કેટલી શ્રધ્ધા છે. આ વૃત્તિ સાચી હો કે ન હો પણ અત્યારે લાખ્ખો માણસો અન્ય લોકોના નશીબ ઉઘાડવામાં મદદ કરીને જીવે છે એ તો ચોકકસ.

આ આખી યોજનાઓ ઉપરટપકે જોઇ જઇશું તો જણાશે કે દશખાંથી એકાદને થોડા પૈસા સાંપડે એવી વ્યવસ્થા હોય છે. એટલે લાખ્ખોની લોટરી ભરાય ત્યારે એ માણસના હાથમાં પચીસ હજાર પડે છે. એટલેજ માનવની શ્રધ્ધા બેંકની પુરાંત ખલાસ થતા સુધી ટકે છે. એટલે મી॰ મનમોહનદાસ પહેલું ઇનામ જીતી જાય એટલે રામકૃષ્ણને એમજ લાગે કે આવતે વર્ષે પહેલું ઇનામ તેમનેજ મળશે. પણ લાખ્ખોમાંથી નશીબનો સીતારો દશ જણનોજ જોર કરે એવી વ્યવસ્થા વીષે કોઇને શંકા થતી નથી એજ વિસ્મયજનક છે.

[૪]

**પણ નશીબ** ચમકવાના બે પ્રકાર છે. પ્રથમ તો આકસ્મીક. એટલે કે ત્હમારા ખેતર પાસે રેલ્વેનું સ્ટેશન બંધાય અને તમારા ખેતરની કિંમત વધે. અથવા તો સ્ટેશન પાસે આવેલા તમારા મકાનની કિંમત એકદમ વધી જાય. આમ આવો આકસ્મીક લાભ એવા પ્રસંગો બહુ ઓછા છે. ઉદાહરણ તરીકે સંજોગ પલટાતા તમારી મિલ્કત (જે બહુ ઓછા માણસો

પ્રમાણે છે) ની કિંમત વધી જાય અને તમો પઇસાદાર બનો એ સાવ સ્વાભાવીક છતાં એટલું તો અલ્પ પ્રમાણમાં બને છે કે આપણે આકસ્મીક રીતે નશીબનો સીતારો ચમકે એવો સંભવ ગણત્રીમાં લેવાય એમજ નથી.

**પણ નશીબના** સીતારાને ચમકવાને માટે પણ કેટલીક વસ્તુઓ જરૂરની છે તે આ ઉપરથી ત્હમને સમજાશે. જગતના ચોકમાં આંખ ઉઘાડી રાખીને ભમશો તો જણાશે કે દૂર દૂર રંગુન કે કલક તામાં ત્હમારે કોઇ શ્રીમંત સગું હોય, આ સગાના સીધા વારસદાર ત્હમે થતા હોવ, અને તેનામાં તેની મીલકત ધર્માદા કરવાને બદલે ત્હમને સોંપવાની તમન્ના હોય તો મ્હારી સલાહ છે કે ત્હમો ખાઇ પીને મઝા કરો. એક દિવસ જરૂરજ ત્હમારૂં નશીબ ચમકશે, અને લાખ્ખોની મીલ્કતના વીલ સમા તેનાં મરત્યુના સમાચાર ત્હમને જરૂર મળશે. આ રસ્તા કરતાં પણ નશીબને ખીલવવાના બીજા રસ્તાઓ છે. પણ બીજા રસ્તાઓ દ્વારા જ્યારે ધનપ્રાપ્તી થાય છે ત્યારે આપણે તેને બુધ્ધિ, અંત, અને એકાગ્રતાનું પરિણામ કહીએ છીએ. પણ તેમાં શ્રમ પડતો હોવાથી સ્વાભાવીક રીતેજ માનવશ્રમ વીના સંપતી મેળવવાના–એટલે કે નશીબના સીતારાઓને ચમકાવવાના અખતરામાં રચ્યો પચ્યો રહે છે.

## [૫]

**પણ નશીબ** ચમકે કે ના ચમકે પણ જગતમાં બહુ ઓછા લોક નશીબ કેમ ચમકતું નથી તેનો વિચાર કરતા નથી. લાખો માંથી કોકજ લોટરીની ટિકીટ મેળવે છે છતાં નેવું હજાર નવસોને નવાણું જણા એમજ માની લે છે કે તેમનું નશીબ તો લોઢીના જેવુંજ કાળું ધબ છે. તેવીજ રીતે આ માર્ગોએ પઇસા ગુમાવનારાઓ પણ વીચાર કરતા નથી કે તેમનાં નશીબમા 'આટા લાવ કે ઠીકરી જલતી હય' જેવી દશા કેમ છે! પણ માનવશ્રધ્ધા નશીબમાં એટલી તો પ્રખર અને ઉંડી છે કે કોઇ પ્રકારની દલીલ આવા માનવને ચળાવી શકવાને અસમર્થ છે.

પણ નશીબ જો ખરેખર હોય તો એક અદ્ભુત કલ્પનાનો આપોઆપ જન્મ થાય છે. જો પઇસા મળશે એવું પૂર્વથી લલાટમાં લખાયું હોય તો પછી સમગ્ર જીવન્ત ઘટનાઓ પણ અમુક યોજનાથીજ ચાલતી ગણાવી જોઇએ. છતાં અતિકંજુસ મારવાડીને ત્યાંથી કોઇ ચોર બીરાદર થોડીશી સંપતી ઉઠાવી જાય ત્યારે 'નસીબના સીતારાને' માનવાને બદલે આપણે તેને જેલ બતાવીએ છીએ. મ્હારા ગજવામાંથી પઇસાનું પાકીટ ઉઠાવી જનારને હું 'નશીબ'ને આધારે લઇ જવા દેતો નથી પણ હું તેની પછવાડે દોટ મુકું છું, અને જ્યારે મ્હારામાં શકતી તુટી જાય છે ત્યારે હું બુમ મારૂં છું કે 'ચોર! ચોર! પકડો! પકડો!'

**તેમજ આપણા** જીવનના વ્યવહારમાં પણ 'નસીબ'નો આશરો બહુ ઓછો લઇએ છીએ. ઘી લાવવામાં કે ખાંડ જોખવામાં આપણી આંખ 'નશીબ' નું ધ્યાન ધરવાને બદલે ત્રાજવાની દાંડી ઉપર એક લક્ષ આપે છે. એટલુંજ નહીં પણ લગ્નની બાબતમાં પણ આપણે નશીબને આધારે બેસવાને બદલે કન્યા લુલી છે કે સાજી, 'આંધળી છે કે દેખતી, વીગેરે ખાસ તપાસ કરાવી આવીએ છીએ. આટલેથી પુરતું ન થતું હોય તેમ અનેકવાર

આપણે જાતે પણ જોઈ આવીએ છીએ. એટ-
લા લગ્નની બાબતમાં શું પણ ખોરાક જેવી
સામાન્ય ચીજોમાં પણ આપણે નશીબને
માનતા નથી. દાખલા તરીકે નશીબ ઉપર
આધાર રાખીને વધુ જમતા નથી કે
ઓછું આરોગતા નથી. છતાં પણ નશી
બની ભાવનાને આપણે ટકાવી રાખીએ
છીએ; અને સંભવ છે કે તે ચાલુજ
રહેશે કારણ કે જ્યાં સુધી સમાજના
વારસાપણાની ભાવના ચાલુ રહેશે ત્યાં
સુધી કેટલાકોના નશીબ તો જરૂરજ ચમ-
કવાનાં, અને દરેક લોટરીમાં પહેલું ઇનામ
કોકને તો જરૂરજ મળવાનું. અને
જ્યાં સુધી આમ શકય બનશે ત્યાં
સુધી શ્રમ વગર સંપત્તીવાન બનવાની
લાલસા અમર રહેવાની-ત્યાંસુધી નશીબ
નો સીતારો જરૂરજ રહેવાનો.

[ ૬ ]

વાંચક બીરાદર, તારે નશીબનો સીતારો પણ જો હજુ સુધી ચમકયો ન હોય તો મ્હારી શીખામણ માનીને ત્હારા પઇસાદાર સગાઓની નોંધ કર. દુર દુરથી વારસો મળે તેવી પ્રવૃતી કર. આ ઉપાયથી ત્હને કંટાળો આવતો હોય તો શેઠીયાઓના જીવનચરીત્રો વસાવ. તેનો ખાસ અભ્યાસ કર, અને લોકોને રોવડાવવાની કળા શીખ અને હું ખાત્રી આપું છું કે ત્હારા નશીબના સીતારા પર જો રાખ પથરાઇ ગઇ હશે તો તેને દૂર કરવાને, કંઇ કીમીઓ ત્હને જરૂર હાથ લાગી જશે. બાકી મ્હારી માફક ત્હારા ઘરમાંજ બેસી રહીશ તો મ્હારી માફક ત્હારો સીતારો પણ અણચમકયોજ રહી જશે.

'સર્ચલાઈટ'

# પ્રભુપ્રેરીત આંદોલનો

લેખક:
શ્રી. 'સર્ચલાઇટ'

એક હળવો નિબંધ

પ્રત્યેક યુગમાં મહાજનો પાકયા છે. એથીજ મહાપુરૂષો ઇતિહાસ સર્જે છે કે ઇતિહાસ મહામાનવો ઘડે છે એવો સવાલ ઇતિહાસવિશારદો ચર્ચી રહ્યા છે. માર્કસ તત્વજ્ઞાનના અનુયાયીઓના મંતવ્ય પ્રમાણે ઇતિહાસ માનવની મહત્તા ઉત્પન્ન કરે છે. સંભવ છે કે ફ્રેંચ ક્રાંતિ ન થઇ હોત તો નેપોલીયન કોર્સીકામાંજ ખેડુત તરીકે ખતમ થઇ ગયો હોત. જો મહાયુધ્ધ ન પ્રગટયું હોત તો લેનીન સ્વીટઝરલેંડમાં હજુ પણ કદાચ હવા ખાતો હોત. તેજ પ્રમાણે વિશ્વવ્યાપી આર્થિક મંદીની જો સખ્ત ઝાપટ હિંદના ખેડુત અને કામદાર અને મધ્યમ વર્ગને ન લાગી હોત તો મહાત્માશ્રી પણ હજુ સત્યાગ્રહ આશ્રમ માંજ ખોરાકના પ્રયોગો કરતા હોત. આ સિદ્ધાંત સાવ સત્ય છે. રાજકીય આંદોલનો રચાય છે જનતાની આર્થિક અવદશા ઉપર.

પણ હિંદુસ્તાનના સારા નસીબે કે કમનસીબે ગયા મહાયુધ્ધ પછી પ્રજાની સ્થિતિ દિવસે દિવસે વધુ ને વધુ બગડતી ચાલી છે. એટલેજ આ દર્દને દુર કરવા માટે અત્યાર સુધી રાજકીય આંદોલનો જન્મ્યાં છે એક પછી એક દેશ નેતાઓએ પોતપોતાની શકિત અનુસાર પ્રોગ્રામ આપ્યાં છે. પણ મહાત્માશ્રીએ ત્યાર પછી આ દર્દના ઉકેલ માટે હવે 'ઇશ્વરપ્રેરીત' પ્રોગ્રામો રજુ કર્યા છે આથીજ તેઓ વીજળીક વેગથી 'નેતા' બની શક્યા છે. આ નક્કર સત્ય છે છતાં અનેકો એમ મનાવવા મથે છે કે ગાંધીજીના વીચારબળમાં રહેલા સામર્થ્યને લીધેજ તેમનું તત્વજ્ઞાન દેશવ્યાપી બન્યું છે. તેમની ન તુટી શકે તેવી દલીલોને લીધેજ અનેકો આજે 'ગાંધી ટોપી' પહેરે છે. પણ આ કયાં સુધી અસત્ય છે તે બતાવવા માટેજ નીચલો નીબંધ લખાયો છે. આશા છે કે તે ખાસ રસમય તો નહિંજ થઇ પડે.

[ ૨ ]

અસ્પૃશ્યતાનો પ્રશ્ન લઇએ. મહાત્માજી કહે છે કે તેમને ઇશ્વર તરફથી 'પ્રેરણા' મળી છે. ૧૯૩૨ માંજ અસ્પૃશ્યતા નિવારણ માટે ગાંધીજીમાં પ્રેરણા મુકવાનું પરાક્રમ કેમ સુઝયું એ પ્રશ્નને બાજુએ મુકીએ તો પણ હિંદની આટલી વિશાળ વસ્તીમાં ઇશ્વરે એકલા ગાંધીજીનેજ કેમ પસંદ કર્યા એ પણ એક શંકાની વસ્તુ નથી? છતાં દલીલને ખાતર માની લઇએ કે અસ્પૃશ્યતા માટે ગાંધીજીનેજ 'અંતરાત્મા'નો 'અવાજ' સંભળાયો હોય તો પણ આ 'કલંક' ગણાતી અસ્પૃશ્યતા મીટાવી

દેવાથી શી રીતે સ્વરાજ્ય મળવાનું હતુ તે પણ શંકાની વસ્તુ નથી? આ ક્ષણે દેશભરમાં સ્વરાજ્ય મેળવવાના પ્રયત્નોને બદલે ગુરૂવાયુર મંદીર પર લોક લક્ષને કેંદ્રીત કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે એ પ્રયત્ન પછવાડેનું રહસ્ય કંઇ છુપું નથી રહ્યું. હવે તો રાષ્ટ્રવાદી મનાતા 'ક્રોનીકલ' જેવા પત્રોએ પણ અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્ન ઉપર આપણી શકિતઓ ખરચવાના પ્રોગ્રામ ઉપર શંકાઓ બતાવવા માંડી છે; એટલુંજ નહિ પણ બીજા અખબારોએ પણ અસ્પૃશ્યતા નિવારણના એકજ કાર્ય સામે વિરોધના શબ્દો ઉચ્ચારવા માંડયા છે. એમ છતાં પણ આવાં બુદ્ધિશુન્ય અને સુધારકવાદી પ્રોગ્રામને પાર પડવા માટે ૧૮ મી ડીસેમ્બરે મહાસભાના અનુયાયીઓ હાથમાં ઝાડુ લઇને ઢેડવાડે ગયા હતા. ગુજરાતના ગામે ગામમાં અસ્પૃશ્યતા દિન ઉજવાયો હતો. ઠેરઠેર સભાઓ મળી હતી. આ સર્વ પ્રવૃત્તિની નીચે શું સાચી સીધ્ધાંત માન્યતા છે? અસ્પૃશ્યતાના નિવારણ માટે મથનારાઓ શું સાચી રીતે એમ માને છે કે સ્વરાજ્યના પ્રશ્ન કરતાં પણ આ સવાલ અતિ અગત્યનો છે? શું આથીજ રાજગોપાલાચાર્ય જેવા કોંગ્રેસ નેતાઓ મહાસભાનું કામ મુકી દઇને મલબારમાં ગુરૂવાયુરના દેવળ અસ્પૃશ્યોને માટે ઉઘાડવા માટે દોડધામ કરી રહયા છે. આ સવાલના જવાબો સાવ સ્પષ્ટ છે. કોઇપણ દષ્ટિએ જોઇએ તોપણ અસ્પૃશ્યતાનો પ્રશ્ન સ્વરાજ્યના સંગ્રામ સાથે સંકળી શકાય તેમ નથી. જેનામાં બુદ્ધિનો કંઇ પણ અંશ હોય તેઓ પણ આ સત્ય સારી રીતે સમજી શકે તેમ છે છતાં આજે ગાંધીજીના એકજ શબ્દને અનુસરીને લાખ્ખો વ્યકતીઓ ઢેડવાડામાં જઇને ઝાડુ કહાડવા તત્પર બને છે ત્યારે ગાંધીજીના શબ્દોમાં અંધશ્રધ્ધા છે એમજ અનુમાન પર આવવું પડે છે.

સ્વરાજ્યની બાબત સહેજ દુર કરીને અને અસ્પૃશ્યોની બાબત ઉપર જરા વિચાર કરીશું તો પણ જણાશે કે ઢેડવાડામાં જઇ ઝાડુ કાઢવાથી તેમની અસ્પૃશ્યતા મટી જવાની નથી. જ્યાં સુધી 'મેલું' કામ કરવાને માટે આજ સમુદાયમાંથી ભરતી કરવામાં આવશે ત્યાં સુધી આ સમુદાય અસ્પૃશ્યજ રહેવાનો એટલે એકજ માસમાં અને એકજ દિવસમાં અસ્પૃશ્યતા દુર કરવાના આ ધમપછાડા કેટલા બુદ્ધિશુન્ય છે તે બાલક પણ સારી રીતે સમજી શકે છે. તેમ છતાં પણ આજે અસ્પૃશ્યતા નીવારણમાં અંધશ્રધ્ધાને આધારે ગાંધીજી એક પછી એક ધડાકાઓ કરી રહયા છે; અને તેઓને જેલમાંથી અસ્પૃશ્યતાના આંદોલનો ચલાવવાની સામ્રાજ્યવાદે પરવાનગી આપી છે; અને દેશભરમાં આજે આ અવાજની પાછળ ઓર્ડીનન્સના આકરા કાયદાઓ સામે વિરોધનો સ્વર ઉચ્ચારવાનું મહાસભાના નેતાઓ ભુલી જાય છે, એ ખરેજ કરૂણાજનક છે. પણ લોકની પ્રચંડ અંધશ્રધ્ધા પણ તેટલેજ અંશે જવાબદાર છે. પણ આથી પણ વધુ શોકપ્રદ એ છે કે આવા સામાજીક આંદોલનોને 'ઇશ્વરપ્રેરીત' તરીકે ઓળખાવીને મહાત્માશ્રી આ અંધશ્રધ્ધાને વધુ મજબુત બનાવી રહયા છે.

[૩]

મહાત્માજીનો બીજો પોગ્રામ લઇએ. દાખલા તરીકે ખાદી.

લેંકેશાયરનું બનાવટનું ધોતીયું પહેરવા છતાં શા માટે અનેકો ખાદીનું

ખમીસ અને ખાદીની ટોપી પહેરે છે? કારણ કે 'ગરીબોને નામે' મહાત્માજી અપીલ કરે છે. 'દરીદ્રનારાયણ'ની સેવા કરવાને નામે તેઓ આગ્રહ કરે છે. ગરીબોની સેવા એ 'પ્રભુસેવા છે એમ તેઓ મનાવે છે. પણ એક વખત ખાદીના પરમ ઉપાસક અનીલ વરણ રોયે આંકડા અને દલીલોથી સાબીત કરી આપ્યું છે કે ખાદીનો કાર્યક્રમ એ ગાંધીજીનું સાવ ધતીંગ છે. જેમને ફુરસદ છે તેઓ ખાદીની કસોટી નામની ન્હાની પુસ્તીકા વાંચી લે. આ ચોપડીમાં તેઓ અનીલ વરણ રોયની સચોટ દલીલો જોઇ શકશે.

ખાદી તો શું પણ બ્રિટિશ માલનો સજ્જડ બહિષ્કાર પણ ઇગ્લેંડને નમાવી શકે તેમ નથી; એ વસ્તુ વીસરી જવી ન જોઇએ. હમણાંજ ચીનમાં જાપાન સામે અતિ વ્યવસ્થાપુર્વક બહિષ્કાર પોકારવામાં આવ્યો હતો. જાપાનની એક પણ વસ્તુ ચીનના બજારમાં વેચાઇ શકતી ન હતી. ૧૯૩૨ પછી શાંઘાઇના જાપાની ઓએ વર્તાવેલો હાહાકાર અને ૨૪ કલાકમાં બહિષ્કારની આખી ચળવળનો આવેલો અંત બતાવી આપે છે કે બહિષ્કારથી કોઇપણ સત્તા નમી નથી અને નમે તેનો સંભવ પણ નથી. 'સ્વદેશી' અને 'બહિષ્કાર'ના યત્નોથી કોઇ પણ પ્રજાને સ્વાધીનતા મળી હોય તેની એક પણ ઘટના ઇતિહાસે આલેખી નથી. છતાં આજે ખાદી અને બહિષ્કારને માંર્ગે સ્વરાજ્ય મેળવવાની વાતો ગાંધીજી કરે છે અને લોકો આ ગપ્પાઓ માને છે. આવીજ દલીલો મહાસભાના કેટલાય પ્રચારકો જોરશોરથી કરી રહ્યા છે. સ્વદેશીમાં સ્વરાજ્ય છે એમ મનાવવાને પ્રયત્નો થયા છે. આ સર્વ છતાં સ્વરાજ્ય એક ઇંચ જેટલું પણ આગળ આવ્યું નથી એ તો હવે પ્રત્યેકના અનુભવની વસ્તુ છે. એટલેજ આ પ્રોગ્રામના અનુપાલનમાં પણ એકજ અનુમાન પર આવવું શકય બને છે. આ અળખામણું અનુમાન એ છે કે ખાદીના પ્રોગ્રામમાં પણ લોકો મહાત્માજીને આંખો મીંચીનેજ અનુસરે છે. જો તેઓ ખરેખર વીચાર કરતા હોત તો તેઓએ અનીલ વરણ રોયની માફક ખાદીના ધતીંગને કયારનીય તીલાંજલી આપી દીધી હોત

[૪]

મહાત્માશ્રી આ વસ્તુ સારી રીતે સમજે છે. એટલે તેઓ સરસ રીતે અંધ શ્રધ્ધાનો ઉપયોગ કરી રહ્યા છે. આટલા માટે તેમણે 'સત્યના શોધક' બનવાનો સ્વાંગ સજ્યો છે. કારણ કે ગાંધીજી જાણે છે કે હિંદુસ્તાનના લોકોમાં મુત્સદી કરતા સંત વધુ પુજાય છે; અને જલ્દી મનાય છે. બુદ્ધિમાન રાજદ્વારી કરતાં પીર અને પરમહંસો ઉપર લોકઆસ્થા વધુ છે. આથીજ મહાત્માજીએ લોકોની અંધશ્રદ્ધાનો ઉપયોગ કરવા માટેજ સાધુતાને સારી રીતે અપનાવી છે, એમ કહેવામાં અતિશયોક્તિ તો નથીજ. કોઇ એમ કહે કે તેમના આત્મભોગની કિંમત વધારવા માટેજ તેઓ કછોટો પહેરે છે. તો તે અર્થહીન આક્ષેપ તો નહિંજ ગનાય કારણ તેઓ કંગાળ જીવનનો પોશાક અપનાવતા છતાં તેઓ જીવનના અન્ય વિભાગમાં કંગાળની માફક નથીજ રહેતા.

પણ આ અંધશ્રધ્ધા ગાંધીજીની સરદારીનો મ્હોટો સ્થંભ છે અને આ અંધશ્રધ્ધાનો ઉપયોગ કરવા માટે તેઓ પોતાના પ્રોગ્રામને 'અંતરાત્માના અવાજ' તરીકેજ ઓળખાવે છે, તેઓ હંમેશા પ્ર

પ્રભુપ્રેરણાને ઠીક ઠીક મહત્વ આપે છે. દાંડી કુચ કરી ત્યારે પણ તેમણે કહ્યું હતું કે ઇશ્વરે તેમને પ્રેરણા આપી છે. આવી 'પ્રભુપ્રેરણા' છતાં પણ ઇશુભક્ત લોર્ડ ઇરવીને તેમને યરોડાના કારાગ્રહમાં ધકેલી દીધા ત્યાર પછી વતુર્લ પરિષદમાં જવાને માટે મંત્રણાઓ થઇ રહી હતી. ત્યારે તેઓ જાહેર કરતા હતા કે તેમને હજુ 'પ્રકાશ સાંપડયો નથી! અને બારડોલીનુ સમાધાન થયા પછી એકાએક 'પ્રકાશ' સાંપડયો હતો. તેમજ કોમી કરારમાં અસ્પૃશ્યોને મળેલા ડબલ મતાધિકારને રદ કરાવવા માટે જ્યારે તેમણે અપવાસ આરંભ્યા ત્યારે પણ પ્રભુ 'પ્રેરણા' મળી હતી એમજ તેમણે જાહેર કર્યું હતું. એટલુંજ નહિં પણ જ્યારે ગુરૂવાયુર મંદીર અાગળ મલબારના સમાજ સુધારક કેલાપને અપવાસ આદર્યા ત્યારે મહાત્માજીએ સંદેશો આપ્યો હતો કે 'કેલાપનને ઇશ્વરી પ્રેરણા મળેલી નહિ હોવાથી તેને અપવાસ કરવાનો અધિકાર નથી. હું નથી સમજી શકતો કે આમાં કયા પ્રકારની દલીલ સમાયેલી છે. પણ મહાત્માજી જાણી જોઇને આવી દલીલો કરે જાય છે. કારણ કે તેમ કરવાથી લોકોમાં એમના વિષે શ્રધ્ધા જામતી જાય છે એ પ્રકારની શાંતી વ્યવસ્થાપુર્વક કેળવવામાં આવે છે. એટલુંજ નહિ પણ 'આ તો ઇશ્વરની આજ્ઞા છે' એમ માનીને અનેકો ગાંધીજીને અનુસરે છે. હિંદ જેવા અધ્યાત્મવાદી દેશમાં 'ઇશ્વરની આજ્ઞા' ને આવું સન્માન મળે તેમાં કંઇજ નવાઇ નથી. સારૂં છે કે ગાંધીજી હિંદુ છે. એટલે ઇશ્વરની પ્રેરણાજ પામે છે. તે મુસ્લીમ હોત અને અલ્લાહની પ્રેરણા મેળવતા હોત તો શું પરિણામ આવત તેની કલ્પના કરતાંજ દીલ થંડુ થઇ જાય છે. પણ આપણા કમનશીબ છે કે જ્યારે જ્યારે મહાત્માજીને ઇશ્વર એક પ્રકારની પ્રેરણા આપી રહયો છે ત્યારે સરકારતંત્રના અધિષ્ઠાતાઓને 'લાઠીચાર્જ' કરવાની પ્રેરણા આપે છે. એટલે 'ઇશ્વરપ્રેરીત આંદોલનો' પણ નિષ્ફળ નિવડયાં છે.

[૫]

આ ઉપરાંત મહાત્માજી અંધશ્રધ્ધાનો ઉપયોગ કરવાને માટે પ્રત્યેક રાજકીય પ્રોગ્રામને ધાર્મિક સ્વરૂપ આપે છે. 'ઇશ્વરી આદેશ' ઉપરાંત મહાત્માજીની આ દિશાની પ્રગતિ પણ એવીજ કૌશલ્ય પૂર્ણ છે. ૧૯૨૧ માં ખિલાફતના ધાર્મીક પ્રશ્નને સ્વરાજ્ય સાથે સાંકળી દઇને મુસ્લીમ વધુમતીને મહાસભાના પક્ષમાં ખેંચવા માટે તેઓ સફળ થયા હતા. હાલમાં મીઠાના કાયદાભંગ વખતે પણ આ આંદોલનોને ધાર્મિક સ્વરૂપ તેમણે આપ્યું હતું. 'સામ્રાજ્યવાદનો નાશ થજો' તેવા પોકારો કરવાને બદલે રામનામની ધુન ચલાવવા માટે તેમણેજ સલાહ આપી હતી. મહાત્માજીની ચળવળમાં 'વૈષ્ણવ જન તો તેનેરે કહીએ' એ ભજન લગભગ 'વંદે માતરમ' જેવુંજ બની ગયું છે. મુત્સદીગીરી કરતાં ચારિત્ર્ય ઉપર ભાર મુકવાની વૃત્તિ તેમણે કાયમ રાખી છે એટલુંજ નહિ પણ તેમણે એકવાર બેધડક જાહેર કરેલું કે 'અસત્યને માર્ગે સ્વરાજ્ય મળતું હોય તો તે મ્હારે નકામું છે.' આમ પ્રત્યેક પ્રોગ્રામને પ્રથમ 'ઇશ્વર પ્રેરીત' બનાવીને અને પછી તેને ધાર્મિક વાઘા સજાવવામાં આવે છે.

પણ એ અણખામણું અને કડવું સત્ય તો એ છે કે આ ઇશ્વર પ્રેરીત આંદોલનો લગભગ નિષ્ફળજ નિવડયાં છે. પરિણામે જનતાની ખાનાખરાબી થઇ છે, ઉત્સાહ ઓસરી ગયો છે અને સામ્રાજ્યવાદનું બળ સુદૃઢ બન્યું છે.

# તેલની તકરાર

ઇરાનની દક્ષિણ ભુમીમાં સમાયેલા અપાર તેલના સ્વામી થઇ પડે લએંગ્લો–ઇરાન ઓઇલ કંપનીનો ૬૦ વર્ષનો ઈજારો કલમના એકજ ઝટકેથી રેઝાશાહે ખતમ કરી નાંખ્યો છે. આથી ઇંગ્લેંડ છંછેડાઇ પડયું છે. પણ દોરદમામની નીતિથી ઇરાન ડરી જાય એવો સંભવ નહિં હોવાથી બ્રિટિશરોએ આ કલહને પ્રજાસંઘની લવાદી પર સોંપ્યો છે. આ તકરાર સાથે સંકળાયેલો રસમય ઇતિહાસ આ લેખમાં રજુ થાય છે.

—તંત્રી.

આખરે લગભગ ૩૨ વર્ષ સુધી તેલના ઉત્પન્ન ઉપર એકહથ્થુ ઇજારો ભોગવ્યા પછી એંગ્લો પર્શિયન ઓઇલ કંપનીનો ઇજારો ઇરાનની સરકારે કલમના એકજ ઝટકેથી રદ કર્યો છે. કંપની તેમજ બ્રિટિશ સરકારે ઇરાની સરકારના આ આકરા હુકમ સામે કાયદાનો સવાલ ઉઠાવ્યો છે. ઇજારાને રદ કરવાના અધિકાર સંબંધી શંકા ઉઠાવવામાં આવી છે અને બ્રિટિશ સરકારે ઇરાનને પાઠવેલી યાદીમાં આ રદ કરવાના હુકમને પાછો ખેંચી લેવાને સાફ શબ્દોમાં જણાવી દીધું છે. આખરે પ્રજાસંઘની કૌન્સીલ સમક્ષ આ આખો ઝગડો ગયો છે અને સંભવ છે કે એક મહિનામાં તો આ ઝગડાનો નિકાલ આવી જશે; કારણ કે પ્રજાસંઘ જ્યારે મ્હોટી સત્તા નિર્બળ રાજ્યો ઉપર આક્રમણ કરે ત્યારે કંઇ જ કરતી નથી પણ જ્યારે કોઇ નબળી સત્તા મ્હોટી સત્તા ઉપર આક્રમણ કરે ત્યારે તે તરત જ પગલાં લે છે. ચીન-જાપાન ઝગડામાં અને ઇરાન-બ્રિટન તકરારમાં આ સત્ય સારી રીતે સાબીત થયું છે.

[૨]

**પણ આ તકરાર** સાથે થોડો પૂર્વ-ઇતિહાસ પણ સંકળાયેલો છે. વસ્તુ એમ હતી કે ઇરાનમાં પહેલાં ઉમરાવશાહીનું સરકારતંત્ર ચાલતું. અત્યારે પણ ઇરાનની પહાડી ભૂમીમાં તાયફાવાળાઓ કુદરત સાથે ખેલે છે. તેઓની સમાજ-વ્યવસ્થા લગભગ પૂર્વકાલીન છે. અફઘાનિસ્તાનની માફક અહિં પણ માનવો ટોળીઓ બાંધી વસે છે. આ ટોળીઓનું જીવન થોડું વિચિત્ર હોય છે. તેઓ ઇરાનના મધ્યસ્થ સરકારતંત્રની સત્તા પણ સ્વીકારતા નથી. આવી ટોળીઓ મુખ્યત્વે દક્ષિણમાં વસે છે. જ્યારે ઉત્તરમાં ખેતીવાડી થતી હોવાથી

ત્યાં જાગીરદાર વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે. આ વર્ગના હાથમાં સત્તા છે. સાથે જ તહેરાનની ભૂમીમાં મુડીવાદ પણ પગલાં પાડે છે આ વર્ગ ઇરાનના રસકસની મદદ વડે ઉદ્યોગો ખીલવવા માગે છે. આંગણે તેલ પાકતું હોવા છતાં તેઓને તેલના ઉંચા ભાવ આપવા પડે છે. આથી જ તેઓ ઉદ્યોગો ખીલવી શકતા નથી. તેમજ તેલની અપાર આવકમાંથી જે કંઇ નફો નીઝરે છે તે સર્વ લંડન તરફ ચાલી જાય છે. એટલે જ તેઓને આ ઇજારો આંખની કણી માફક ખુંચે છે. ઇરાનના યુવાનો આથી જ આ કંપનીના વહિવટ તરફ લાલ આંખથી જુવે છે. આથી જ જ્યારે કંપની-વહિવટનો એકહથ્થુ ઇજારો રદ કરવાની તહેરાનમાં જાહેરાત કરવામાં આવી ત્યારે સારા ઇરાને ઉત્સવ ઉજવ્યો હતો. સીનેમાઓ મફત દેખાડવામાં આવ્યાં હતાં અને લોકોએ રોશની પ્રગટાવી હતી. આ એક જ ઘટના ઇરાનનીવાસીઓની ઇજારા તરફની ધિક્કારભરી વૃત્તિ સારી રીતે જાહેર કરે છે. તેઓ એમ જ માને છે કે ઇરાનની ઔદ્યોગિક પ્રગતિ અને આર્થિક ઉત્કર્ષ આડે આજે કોઇ વસ્તુ ઉભી હોય તો આ ઇજારો છે. આ ઇજારો રદ થાય તો ઇરાન આજે સદીઓની ઔદ્યોગિક પ્રગતિ એક દશકામાં કરી શકે તેમ છે. આ તેમનું દૃષ્ટિબિંદુ છે.

**આ** ઇજારાનો પૂર્વઇતિહાસ પણ એટલો જ રસિક અને રોમાંચક છે. ઇરાનના પહાડો નીચે અઢળક કેરોસીન છુપાયું છે એ ખબર તો અનેકને હતી. પણ ડાર્સી નામના ન્યુઝીલેંડરે આ તેલનો અંદાજ આંક્યો. આ અરસામાં કેરોસીન તેલનું મહત્વ વધતું જતું હતું. આથી જ ડાર્સીને જોઇએ તેટલા નાણાં મળે એ વાતું બ્રિટિશ સરકારે કબુલ કર્યું. એ ઇરાનના માજી વઝીર દ્વારા ડાર્સીએ ૬૦ વર્ષને પટ્ટે કેરોસીન તેલ કાઢવાનો હક મેળવવાનો ઇજારો લીધો. આજે એ ઇજારાને રજુ થયે લગભગ ૩૨ વર્ષ તો પુરાં થઇ ગયાં છે. આ ઇજારાને પરિણામે દક્ષિણ ઇરાનના ૫૦૦,૦૦૦ માઇલના વિસ્તારમાંથી કેરોસીનના કુવા ખોદવાને તેમજ કેરોસીન અને પેટ્રોલ કાઢીને જગતભરમાં વેચવાનો હક્ક કંપનીને મળ્યો. સાત વર્ષના સતત પ્રયત્નોને પરિણામે તેલ સારા પ્રમાણમાં મળી શકે તેવો સંભવ દેખાયો. આ જ અરસામાં ફેંશીશરની આગેવાની નીચે બ્રિટન યુદ્ધ કાફલામાં કોલસાને બદલે તેલથી એંજીનો ચલાવવાની વ્યવસ્થા થઇ હતી. આ તેલથી એંજીન ચલાવવા માટે બીજી એક મુશ્કેલી ઉભી થઇ. ઇંગ્લાંડની ભૂમિમાં તેલ નીપજતું નથી. આથી ઇંગ્લેંડે તેલ મળી શકે તેવા પ્રદેશો મેળવવા માટે પ્રયાસ આરંભ્યો. આ પ્રયાસોમાં ડાર્સીએ ઇરાનની સરકાર પાસેથી મેળવેલો ઇજારાનો હક્ક કામમાં આવ્યો. તરત જ કંપનીની મુડીનો અડધો ભાગ [૨૦૦૦૦૦ પાઉંડ] ધારણ કરવા માટે બ્રિટિશ સરકારતંત્ર તત્પર થયું. તરત જ એંગ્લો-પર્શીયન કંપની રજીસ્ટર કરવામાં આવી. અર્ધ ઉપરાંત મુડીના શેર બ્રિટિશ તીજોરીના તાબામાં હોવાથી નાણાંવિષયક કાબુ તેમનો જ રહે. આ રીતે દરીઆઇ કાફલાને જરૂરી તેલના પ્રશ્નનો ઉકેલ આવ્યો.

પણ ઇરાનનાં સરકારતંત્રને આ ઇજારા બદલ પ્રથમ ૨૦૦૦૦ પાઉંડ આપવામાં આવ્યા હતા. ત્યાર પછી કંપનીના નફાના ૧૬ ટકા ઇરાનની તીજોરી

રીમાં જમા થાય એવી વ્યવસ્થા કરવામાં આવી. ત્યારબાદ ૧૯૧૫ માં ઇરાનની સરકારને ખુશ રાખવા માટે માત્ર ભેટ તરીકે ૧૦૦૦૦૦ પાઉંડ આપ્યાં હતા. આ આવક એટલી તો વિશાળ છે કે ઇરાનના સરકારતંત્રમાં જમીન મહેસુલથી બીજે નંબરે આ આવક આવે છે. પણ વસ્તુ એમ બની કે અત્યાર સુધી તો ઇરાનને આ આવકમાંથી ખૂબ લાભ થતો હતો. ૧૯૩૦ માં તેમને ૧૨૦૦૦૦૦ પાઉંડ મળ્યા હતા. પણ ગયા વરસની અપૂર્વ આર્થિક મંદીના પ્રતાપે આ આવક ઓસરી ગઇ. ૧૯૩૧ માં આ રકમ માત્ર ૩૦૬૦૦ પાઉન્ડ બની ગઇ. આમ લગભગ ૯ લાખ પાઉન્ડનાં ગાબડાએ ઇરાનની સરકારની આર્થિક સ્થિતિ સાવ કફોડી બનાવી. ઇરાનનું સરકારતંત્ર આથી કંપનીના વહિવટ માટે શંકાશીલ બન્યું અને વ્યાજબી જ રીતે હિસાબના ચોપડા તપાસવા માગ્યા. પણ કંપનીના આપખુદ સત્તાધારીઓએ સત્તાના મદમાં આવી વ્યાજબી માગણીને ધિક્કારી કહાડી. આથીજ કંપનીનાં આવાં કૃત્યો ઉપર રોષે ભરાઇને રેઝાશાહે કંપનીનો ઇજારો તા. ૧૦ મી ડીસેમ્બરે રદ કર્યો.

## [૩]

પણ ત્યારપછી તો આ ઝગડો આંતરરાષ્ટ્રિય અદાલત પર લઇ જવાની બ્રિટનની દાનત હતી. કરારના જોરે પોતાનો હક્ક સિદ્ધ કરવાની બ્રિટનની આ લાલસા ઇરાનની સરકારે પ્રજાસંઘની કૌન્સીલને આ કલહ સોંપીને ભાંગી નાંખી છે. પણ પ્રજાસંઘ પણ બ્રિટનની લાગવગનું મુખ્ય મથક હોવાથી આ સ્થળે ઇરાનને કેટલો ન્યાય મળશે તે શંકાભર્યું છે. ચીન–જાપાન ઝગડામાં પ્રજાસંઘે કેટલો ન્યાય આપ્યો છે તે આપણે સારી રીતે જાણીએ છીએ. એટલે જ ઇરાન અને ઇંગ્લાંડની આ રાજકીય અથડામણમાં પ્રજાસંઘ કઇ સન્નાનો પક્ષ લેશે તે કલ્પી શકાય તેમ છે.

બાકી એક વસ્તુ ચોક્કસ છે કે આ કરારોની બાબતમાં રેઝાશાહની સરકારે બે ત્રણ ગંભીર ભૂલો કરી છે. પ્રથમ તો જ્યારે માજી રાજાની સત્તા તુટી પડી અને સરકારતંત્ર રેઝાશાહ પહેલવીના હાથમાં ગયું ત્યારે આ કરારો રદ કરવાની તક પહેલવીને સાંપડી હતી. પણ ત્યારે અંગ્રેજોએ રેઝાશાહને ભરપૂર નાણાં અને દારૂગોળાની સહાય આપી હતી. આથી જ રેઝાશાહે આ ઇજારો રદ કરવાને બદલે કબુલ રાખ્યો હતો. અત્યાર આગમચ દશ વર્ષથી તેઓ ઇજારા બદલ વાર્ષિક ભરણું મેળવે છે. આમ માજી સરકારે કરેલા કરારને સ્વીકારીને પછી દશ વર્ષે એકાએક ઇજારાને રદ કરવાનું જણાવવું એ કાયદાની દૃષ્ટિએ ન ટકી શકે તેવી વસ્તુ છે. રશિઆની સોવિયેટ સરકારે આવા ઇજારાઓના સંબંધમાં શી રીતે કામ લેવું તેનો સુંદર દાખલો આપ્યો છે. ૧૯૧૮ માં રશિઅન સીમામાં કામ કરતા વિદેશી ઇજારાઓને રદ કરીને તેમજ બાકુના પ્રદેશમાં વિદેશીઓના તેલના કારખાના જપ્ત કરીને રશિઆએ સારૂં દિશાસુચન કર્યું છે. પણ બાર વર્ષ સુધી ઇજારાને ચલાવવા દઇને એકાએક ઇજારાને રદ કરવામાં નથી બુદ્ધિકૌશલ્ય કે નથી મુત્સદ્દીપણું.

## [૪]

બ્રિટનને માટે ઇરાનનું તેલ તો પ્રાણવાયુ સમાન છે. ઇંગ્લાંડના વેપાર અને લડાયક કાફલાને જરૂરી

તેલ ઇરાનની ભૂમીમાંથી આવે છે. જો કે હવે પેલેસ્ટાઇન અને બર્માના પ્રદેશોમાં તેલના કુવાઓ ઠીક ઠીક પ્રમાણમાં છે છતાં પણ બ્રિટનને તેલની સૌથી વધુ આયાત આ કંપની પુરી પાડે છે. ઉપરાંત આ કંપનીમાં બ્રિટિશ સરકારનું સીધ્ધું આર્થિક હિત છે. એટલે જ બ્રિટને ઇજારાને રદ કરવાના સવાલ ઉપર સખ્ત વલણ લીધી છે. બ્રિટિશરો ભરણાની બાબતમાં છુટછાટ મૂકવા કે કંઇક વધારો કરી આપવા તત્પર છે. પણ ઇજારાને રદ કરવાના કાર્યને તેઓ કદિ જ સહન કરી શકે તેમ નથી. ઇરાનમાંથી મળતા તેલ ઉપર તેમનું પ્રભુત્વ સમાયેલું છે એ વસ્તુ રેઝાશાહને ખબર ન હોય તે બનવા યોગ્ય નથી. તેમજ બ્રિટનના બળની સાથે મુકાબલામાં રેઝાશાહનું બળ સાવ નજીવું છે તે વસ્તુની પણ ઇરાનના રાજવીને સાવ ખબર નથી તેમ તો નજ કહી શકાય. એટલેજ ઇરાનના સરકારતંત્રના આ વર્તનનો એક માત્ર અર્થ એ છે કે તેઓ ભરણાની રકમને વધારવા ઇચ્છે છે. અને આ જ જો તેમની નેમ હશે તો જરૂર તેઓ સફળ થશે.

બાકી નજદીકના ભવિષ્યમાં લશ્કરી મુકાબલામાં પરાજય પામ્યા વગર તેલનો ઇજારો બ્રિટન આપમેળે મુકી દે એવી આશા રાખી શકાય તેમ નથી. આજે કે આવતી કાલે બ્રિટને તેનો સામનો તો કરવો જ પડશે. ઇરાનના આર્થિક ઉત્કર્ષને માટે તેલનો ઉદ્યોગ એટલો તો અગત્યનો છે કે ઇરાનીઓ આ સંપત્તિને વિદેશમાં ધસડાઇ જતી જોઇ રહેશે નહિ. ઇરાનના ઇતિહાસમાં આ ઇજારાની બાબતમાં કંઇક નવું જ પ્રકરણ લખાશે. ઉગતા ઉદ્યોગપતિઓએ એક ઘા કરી જોયો છે. સંભવ છે કે તેઓ તેમાં નિષ્ફળ નીવડે. પણ આ પ્રકરણ આટલેથી અટકે એમ આશા રાખવાને માટે ક્ષિતિજમાં એક પણ કારણ જણાતું નથી.



# ગેરહાજરી

**એક મૌલિક નવલિકા**

એક જ કલાક અગાઉ પ્રઃવર્ષમાં પ્રકટેલો સૂર્ય મલબાર હીલ્સ ઉપરના બંગલાઓને શિયાળાની ઠંડી સામે મંદ ઉષ્મા આપતો હતો ને શ્રીમંતો મોડા ઉઠી ચા નાસ્તા ઉપર આળસ માણતા બેઠા હતા, ત્યારે ડન્કન રોડને પાછલે છેડે જબ્બર વિસ્તાર રોકીને ઉભેલી એ શ્રીમંતોની તેલ–મીલના દરવાજા પાસે ત્રણ કંગાલ માણસો ભારે પગલે આવી પહોંચ્યાં. એમનામાં એક ગરીબ મજુર હતો, બીજી તેની સ્ત્રી હતી અને ત્રીજો એમનો અગીઆર વર્ષનો છોકરો હતો.

તેલ–મીલનાં બારણાં ત્યારે તાજાં જ ઉઘડયાં હતાં અને ગંદા, વાસ મારતાં, ફાટેલાં કપડાંવાળા મજુરોની હાર એમાં દાખલ થતી હતી.

મીલના દરવાજા પર, યંત્રોમાં, માણસોના શરીર પર, રસ્તામાં અને આસપાસ વાતાવરણમાં તેલની ચીકાશ ભરી હતી.

એ ચીકાશને ચાંપતાં ત્રણે આગન્તુકો દરવાજે થોભ્યાં.

જ્યારે મીલના મજુરોની આખી શ્રેણી ધીમે ધીમે અંદર ચાલી ગઇ ત્યારે નવા આવનાર કંગાલ મજુરે દરવાનને હાથ જોડી કહ્યું,

"બાપુ! આ મારી સ્ત્રી, મારો છોકરો અને હું ઘણા રોજથી કામધંધા વિનાના છીએ. અમને અહિં હમાલ તરીકે રાખશો?"

દરવાને થોડીવાર એમની સામે ટીકીટીકીને જોયા કર્યું અને પછી કરડાકીથી જવાબ આપ્યો,

"જાવ અહિંથી–અહિં કંઇ કામ નથી."

એટલામાં મીલના યાંત્રિક ઘાણાઓને વીજળીએ ધક્કા મારવા શરૂ કર્યા, રાક્ષસોની મહાસેના ભીષણ ડાંગો લઇને કોઇના પર પ્રહાર કરતી હોય એવા અવાજ થવા માંડયા અને મહાકાય લોખંડી દસ્તા બીઆંના જંગી જથ્થાને નિર્દયપણે પીસવા લાગ્યા.

લેખકઃ

**છેલશંકર દ. વ્યાસ.**

એક સામટા એક હજાર ઘાણાઓમાં મગફળી, તલ, જવસ, એરંડી અને એવાં તરેહવાર બીઆંના ચગદાતા સમૂહોનું ગર્ભ-તેલ દબાઇ દબાઇને ઉપર દેખાવા લાગ્યું.

યંત્રોના ધમપછાડા અને પ્રચંડ અવાઝ વચ્ચે પોતાની આજીજીઓને ડુબી જતી જોઇ મા, બાપ, અને છોકરો આગળ ચાલ્યાં.

ઘાણાઓની લાંબી કતાર જ્યાં પૂરી થતી ત્યાં છુટક અને જથ્થાબંધ વેપાર માટે તેલ–મીલના માલેકોએ મોટી વખાર રાખી હતી. એકાર ત્રિપુટી ખુલ્લા પગનાં તળાંમાં તેલનાં કીટાંની ચીકાશને એકઠી કરતી કરતી અહિં આવી.

કાળાં, ચીકણાં લાકડાનાં મેલાં બાર અને તે પર લાગી રહેલા જાડા સળીઆથી રક્ષાએલા એ તેલીઆ ભંડારને મુનીમ ખોલી રહ્યો હતો. તેની બાજુમાં પચીશેક હમાલો ઘેરો વળીને ઉભા હતા.

વખાર ઉઘડી કે તુરત જ હમાલો અંદરના ભાગમાં ત્રણસો ફીટની લંબાઇ આવરીને પડેલી તેલની નાની મોટી કોઠીઓની હારમાં ગોઠવાઇ ગયા. એમને આવતા જોઇ હજારો કોઠીઓની આસપાસ આંટા મારતી મોટા મોટા ઉંદરોની સેના આમતેમ વીખરાઇને જુદાં જુદાં દરોમાં પેસી ગઇ.

મુનીમે થડા ઉપર બેસી ચોમેર નજર ફેરવી. થડા અને ડબ્બાઓ ઉપર રોજ રોજ જામતા ચીકટ મેલને આખો દિવસ લુછી લુછીને ઉખાડનાર નોકરને તેણે દીઠો નહિં એટલે એણે ચીડાઇને ત્રાડ મારી,

"છોકરા! છોકરા! સાલો સુન્વર હજુ સુધી કેમ નથી આવ્યો?"

ચહેરા ઉપર પાંચ મીનીટમાં પચીશ વાર કરચલીઓ પાડી, અનેક વાર અવાઝ નાખી, તેણે આખરે રસ્તા પર નજર ફેરવી. ત્યાં જથ્થાબંધ માલ લેનારાઓની હાજરી જમા થઇ રહી હતી. !

એની વચ્ચે ઉભેલા ત્રણ એકારો પર તેની દૃષ્ટિ પડી. તુરત જ તેણે હાકલ મારી,

"અલ્યા છોકરા! અહિં આવ"

છોકરો, સ્ત્રી અને પુરૂષ ત્રણે તેની આગળ દોડી ગયા. તેણે પુછ્યું,

"છોકરા! તારે અંહિ કામ કરવા રહેવું છે?"

છોકરાએ મા અને બાપ સામે જોયું: એમણે બન્નેએ જવાબ આપ્યો.

"હા શેઠ! છોકરાને ને અમને પણ નોકર રાખો તો તમારો પાડ."

"મારે તમારૂં કામ નથી, છોકરાનું જ કામ છે," મુનીમે કહ્યું,
"બહુ સારૂં સાહેબ! છોકરો કામ કરશે," બાપે છોકરા સામે ફરી કહ્યું. "બેટા, જા, અંદર જા. શેઠ કહે તે કામ કરવા માંડ."

રોજના આઠ આનાના પગારે મુનીમે છોકરાને રાખી લીધો. ભુખે ટળવળતાં માબાપને જાણે ઘણે દિવસે મદદ મળી હોય તેમ તેઓ ઉત્સાહભેર પોતાને માટે રોજી શોધવા ઉતાવળે પગલે ઉપડી ગયાં.

એકાર માબાપ એક સંબંધી કામદારને ઘેર ડુંગરી પર રહેતાં. ત્યાંથી છોકરો દરરોજ પગે ચાલીને તેલ–મીલના વખાર પર જતો અને ટાંટીઆ કોકતો રાતે પાછો ઘેર આવતો.

વખારમાં તેલના ડબ્બા, પીપો, થડાની જાળીઓ, વાસણો, તોલાં, ત્રાજવાં એ સર્વ ઉપરથી સારો દિવસ મેલ ને ચીકાશ લુછી લુછીને તે સાંઝે સાવ થાકી જતો. મુનીમ તેને નાના મોટા કામને માટે આખો દિવસ ખડે પગે રાખતો. ઘણીવાર તો

રાતે તે એને ઘરકામ માટે ઘેર લઇ જતો અને ત્યાં રોટીનો ટુકડો અને એંઠા ભાત આપી સ્હવારના ઘરકામ માટે સુવાડી રાખતો. કોઇ કોઇ વાર બપોરના થાકીને છોકરો એકાદ તેલ–કોઠીને અઢેલી ઝોલું ખાતો ત્યારે મુનીમ એને લાત લગાવી બેઠો કરતો...અને આ આખા દિવસના વૈતરાને અંતે મેળવેલા આઠ આના છોકરો એકાર માતાપિતાના હાથમાં મૂકતો.

તેલની મીલ કેવી રીતે ચાલતી હશે, રોજ હજારો ડબ્બા જેટલું તેલ કેમ નીકળતું હશે અને સેંકડો મણ ખોળનું શું થતું હશે તેનો ખ્યાલ મેળવવા સારૂ મીલનાં યંત્રોને કામ કરતાં જોવાનું તેને ઘણી વાર મન થતું. મુનીમને તે પોતાના માટે મીલમાં નોકરી બાંધવા પણ કહેતો, પણ મુનીમની ઇચ્છા વારંવાર ઘરકામ માટે મફત મળી ગએલા આ અબુધ બાળનોકરને છોડવાની નહોતી. એટલે તે તેને આઠ આનાની રોજી પર જ રાખી વખારમાં તેની કનેથી કામ લેતો. છોકરાના પગાર પેટે એ દર મહિને ત્રીશ રૂપીઆ ઉધારતો, પણ દરરોજ એને આઠ આના આપી, ઉપરના આઠ આના પોતે ખાઇ જતો. બાળકમાં એ સમજવાની શકિત નહોતી, એટલે આ નિષ્ઠુર ચુસણક્રિયા મહિનાઓ સુધી ચાલ્યા કરી.

એક દિવસ મુનીમ એને મીલમાં તેડી ગયો. અહિં એણે જંગી ઘાણાઓ આપમેળે ફરતા જોયા. એના રાક્ષસી મોઢાંઓમાં મજુરો તેલીબીઆંના સુંડલા ભરી ભરીને ઓરતા. એમાંથી નીકળતું તેલ હેઠે ખાડાઓમાં જઇ નળ વાટે જુદા જુદા મોટા હોજમાં એકઠું થતું અને ત્યાં આગળ સેંકડો મજુરો ડબ્બાઓ અને પીપો ભરતા.

કંગાલ પગારે કામ કરતી આ શ્રમજીવીઓની જમાતને દેખી છોકરાને મનમાં ઉલટી ઇચ્છા પ્રકટી કે ઘાણા ઉપર કામ કરવાનું મળે તો કેવું સારૂં; પણ મુનીમ આગળ હવે વાત કરવાની તેનામાં હિંમત નહોતી. એણે માત્ર મનથી જ નિશ્ચય કર્યો કે મોટો થઇને હું બીજા મજુરોની જેમ ઘાણાના જડબામાં બીઆં નાખીશ અને હોજમાંથી તેલનાં પીપ ભરીશ.

રોજ રોજ તેલ–મીલમાં બે હજાર કામદારોની કાયા પીસાતી, અનેકવાર અકસ્માતોમાં કોઇને કોઇ મજુર છુંદાઇ જતો, અને એ બધી ચુસણક્રિયામાંથી જાણે કે નીચોવાઇને કામદારોના લોહી જેવું તેલ નીકળ્યા કરતું, છતાં છોકરાને મુનીમના અહોનિશ શોષક પંજામાંથી છુટવા માટે ઘાણાઓની આસપાસ પીસાતી જમાતમાં જોડાવા સ્પૃહા થતી. મુનીમ તેની કનેથી વખારનું અને ઘણી વાર ઘરનું મળી રોજ અઢાર કલાકનું કામ લેતો તેથી છોકરો ત્રાસી ઉઠયો હતો.

[ ૨ ]

છઠ્ઠે મહિને છોકરાને મુનીમે રોજના બાર આનાનો પગાર કરી આપ્યો. જે દિવસે તેને પગારવધારો મળ્યો તે દિવસે વખારમાં એણે ઉત્સાહના નશાથી રોજના કરતાં બમણું કામ કર્યું.

વખાર રોજ સાંજે સાત વાગે બંધ થતી અને મુનીમ પોતે તાળાંની ચાવી સાથે લઇ ઘેર જતો. પણ આજે કંઇક બહારનું કામ ફુટી નીકળતાં તે દરોગાને ચાવી સોંપી છ વાગતાં જ ચાલી ગયો.

છોકરાનું અંગેઅંગ આ વેળાએ થાકથી કથળી ગયું હતું. શરીરમાં એને કળતર થતી હતી. આંખમાં શ્રમનો ભાર અને ઉંઘ ભરાઇ રહ્યાં હતાં.

મુનીમને વહેલો બહાર જતો જોઇ, તે ખુબ ખુશ થયો અને ઉતાવળે પગલે

કોઠીઓની હારમાં જઇ દૂરની એક કોઠીની પાછળ આરામ લેવા ઢળી ગયો.

અંધારું થઇ ગયું હતું એટલે વખારની ભીંતો અને લાદીઓનાં અનેક દરોમાંથી કોઇ બીલાડી જેવડા, કોઇ ઘુંશ જેવા તો કોઇ સામાન્ય કદના એમ સેંકડો ઉંદરો બહાર આવવાની તૈયારી કરી રહ્યા હતા. એક જંગી ઉંદર છુપાતો છુપાતો બહાર નીકળી છોકરાના પગને ફુંકી પાછો દોડી ગયા અને એની ખબર અડધા કલાકમાં એકેએક દર ઉપર પહોંચી ગઇ.

સાત વાગે તમામ હમાલો કામ છોડી ચાલી નીકળ્યા. દરોગાએ છેલ્લી બૂમ મારી.

"અરે હો! કોઇ અંદર રહી નથી ગયું ને?"

આખી વખાર શાન્ત હતી. એક પણ અવાજ દરોગાને સંભળાયો નહિ.

અને છોકરો ફરી એકવાર ઉંદરની ફુંકથી પગ સંકોચી પડખું ફરી ગયો.

દરોગાએ દરવાજા બંધ કરી, ચાવી ખીસ્સામાં મુકી, મુનીમના ઘર ભણી ચાલવા માંડ્યું.

* * *

બીજા દિવસની સવાર પડી. મજુરોની હર મીલના દરવાજામાં પેસવા માંડી. વીજળીની મહાશક્તિએ ઘાણાઓને ધક્કો મારી ચાલતા કર્યા. યંત્રોના ઘર્ષણમાંથી ઘોર ખડખડાટ ઉઠ્યો. સાડાસાત વાગે મુનીમે વખાર ખોલી. હમાલો અંદર પેઠા. ૭ મહિના પહેલાં જેમ એણે છોકરા માટે ચોમેર નજર નાખી હતી એમ આજેય તેણે આંખ ફેરવી. છોકરાને ક્યાંય નહિ જોતાં તે બબડ્યો.

"એ દરરોજ સાત વાગામાં હાજર થઇ જાય છે, પણ આજે જ કેમ નહિ જણાયો?"

તેણે બૂમ મારી.

"છોકરા! છોકરા!"

ઘાણાઓમાં પછડાતા દરતા અને એ સર્વને ગતિ આપનાર યાંત્રિક ચક્રોના ભડભડાટમાં મુનીમનો સુર શમી ગયો. ફરી એણે હાકલ નાખી,

"છોકરા! છોકરા!"

કંઇ જ જવાબ મળ્યો નહિ. ચીડાઇને મુનીમ બરાડી ઉઠ્યો,

"સાલો સુવ્વર!"

હમાલો સાવરણીઓ લઇને વખાર સાફ કરવા માંડયા. ગેરહાજર છોકરા ઉપર મુનીમની ગાળાગાળી ચાલુ રહી,

એટલામાં તેના કાન પર અવાજ અથડાયો. તેણે પાછું વાળી કોઠીઓની કતાર તરફ નજર કરી.

કેટલાક હમાલો એકઠા મળી, "અરર! અરર!"ના ઉદ્ગાર કાઢી રહ્યા હતા.

"શું છે?" મુનીમે પડકાર કર્યો.

"સાહેબ! અહિં કંઇક છે. માણસના શરીર જેવું છે."

મુનીમ દોડ્યો. હમાલોને ખસેડી એણે જોયું, અને તેનાથી ચીસ નંખાઇ ગઇ,

'અરર!'

એક કોઠી પાસે ચાલીની વચ્ચોવચ્ચ છોકરાનું હાડપીંજર, જરાતરા રહી ગએલા માંસ પર ચોંટેલાં કપડાના ટુકડા સમેત, પડ્યું હતું. એ આખા શરીરને સેંકડો મોટા મોટા ઉંદરોએ ફોલી ખાધું હતું અને રહ્યોસહ્યો ભાગ ખેંચીને ચાલીમાં છોડી દીધો હતો.

હમાલો બોલી ઉઠ્યા, "ગજબ થયો સાહેબ!"

"પણ એને વખારમાં કોણે પુરી રાખ્યો હતો? દરોગાએ વખાર બંધ કરી હતી, તે ક્યાં છે?" મુનીમે પુછ્યું.

દરોગાએ આગળ આવી જવાબ આપ્યો

"સાહબ! હમ કુછ નહિ પૈછાનતા"

મુનીમે છોકરાનાં માબાપ ક્યાં રહે છે એ પુછવાની કદિ પણ તસ્દી લીધી નહોતી. એટલે છોકરાના અવશેષની શી વ્યવસ્થા કરવી તેની તેને ચિંતા થઇ.

થોડાવારે તેણે એ વિભાગના પોલીસ ઓફીસરને ટેલીફોન કર્યો.

એક કલાક પછી પંચક્યાસ શરૂ થઇ. મુનીમે, દરોગાએ, હમાલોએ કેફીયતો નોંધાવી.

થોડા થોડા બાકી રહેલા માંસના આછા ટુકડાઓથી લાલ, ચીકણું, ને ભયંકર ભાસતું એ હાડપીંજર પોલીસ ઓફીસરે ભંગીઓ પાસે બહાર કઢાવ્યું. મ્યુનિસીપલ ટેકાઓ તેને ગાડીમાં નાખી હોસ્પીટલમાં ઉઠાવી ગયા.

સાંઝ સુધી રાહ જોઇ જોઇને છોકરાનાં માબાપ સાડા ૭ વાગે તેલ-મીલ પર આવ્યાં. છોકરાને એમણે ત્યાં દીઠો નહિં. મુનીમને પુછપરછ કરતાં કરડાકીભર્યો જવાબ મળ્યો.

"ચાલ્યા જાવ અહિંથી. તમારો છોકરો ક્યાં છે તેની ખબર રાખવા અમે અહિં બેઠા નથી. સાળો આજે કામ પર પણ આવ્યો નથી."

ભારે પગલે બેકાર બાપ અને માં પાછા ફર્યાં.

બંધ થવાની તૈયારી કરતી તેલમીલના યંત્રોના ખડભડાટમાં એમનો નિઃશ્વાસ મળી ગયો.

રસ્તે ચાલતાં મા બોલી,

"છોકરો રઝળુ છે, એની મેળે એ ચાર દિવસે પાછો ઘેર આવશે."

બાપે ટાપશી પુરી.

"હા, એવો જ નાલાયક છે; નહિંતર આજે કામ પર કેમ ગેરહાજર રહે?"

# પ્રગતિના પંથપર-

ડૉ. જમખંડી ને વધુ અભ્યાસ માટે લંડન ગયાં છે. તેમનો વિરોધ કરનાર ધર્માચાર્યને તેમણે ન-માગ્યો માર્ગ દીધો.



કુમારી કપીલા ખાંડવાલા તેઓ અમેરિકાથી એમ. એ. ની પદવી મેળવી પાછાં ફર્યાં છે.



**બેરનેસ શીઝુગેઈશીમોટો**

જેઓ જાપાનમાં સંતતિનીયમનની ચળવળ ઉપાડનાર પહેલાંજ સન્નારી છે.



**કુંવર અકુરા સાહેબ.**

અઉધના શિક્ષીત રાજકુમારી જેમને સતારા ખાતે ભરાયલા ચિત્રકળા પ્રદર્શનમાં એમના સુંદર ચિત્રો માટે સુવર્ણપદક અપાયો છે.



વિરૂધુનગરનાં પહેલાં સ્ત્રી મેજીસ્ટ્રેટ મીસીસ નાગ્રીમણી.

# કલાધરોને !

ઓ કલા ! મીઠી કલા !
સૌંદર્ય નિતરતી કલા !
ત્હારા ઉપાસક આથડે
છે મ્હોતની છેલ્લી સજા,
એ દુર્દશા !
મૃત્યુ સજા

પેલો દિવાનો 'કુવિચતુર'
હેવાન કહી જન થાય ખૂશ
દ્વારે ઉભો માગે રજા
ધક્કા દઇ કરી દુર્દશા !
કેવી દશા !
એ ક્રૂર સજા

ચક્ષો વિના દેહે ચીરા
અભીત થઇ ભટકે ધીરા
'ચિત્રકાર' તુજ હીન દશા
ના વિશ્વમાં ત્હારી તથા
હસતી ધરા
સૂણી ક્રુર કથા.

મૃદુ ટાંકણાં ધૂળે ભર્યાં
ના જીવનમાં દીઠી મજા.
કલા ગઇ! કંગાલ ઓ!
વનવન ભટકતો એ સજા.
કેવી વ્યથા એ 'શીલ્પીની' બેહદ કથા.

ગીત ત્હારૂં ગાના 'ગાયક'
મઝધાર છોડી જા !
આ બીન ત્હારૂં બંધ કરી
ઘર ઘર ભટકતો થા !
ના આશ જીવન જા;
મૃત્યુને વશ થા.

શાન્તિકુમાર : પંડ્યા.

એક
મૌલિક
ટૂંકી વાર્તા.

# દામોદર પાટીવાળો

સોઢસો ઝુંપડાંઓનાં એ નાનાં ગામડાં પાસેથી વહેતી નાની રેવતી નદીના કાંઠા પર બળતી ચિતાના ભડકા શમતા જતા હતા. ધારના ભૂખે મરતા શેતકરીઓની શક્તિને રોજ રોજ બાળતી, નિત્ય પ્રતિ ઉગતી અને હોલવાઇ જતી કુદરતની ચિતાની છેલ્લી આભા પણ ઓસરતી જતી હતી. અને એ બન્ને ચિતાઓના તાપથી સંતપ્ત બનેલો એક સ્નાયુબદ્ધ આદમી ઠરતી ચિતા સંકોરવા માટે એક જાડું લાકડું હાથમાં લઇ શુન્ય ચહેરે ઉભો હતો. બીજા પાંચ સાત આદમીઓ થોડે દૂર બેસી તમાકુ અને ચુનો ચાવતા હતા. શ્મશાનભૂમિની પછવાડે આવેલા એક ગાડામારગ પર મોડી પડેલી ત્રણ ચાર હાડપીંજર ગાયો પસાર થઇ રહી હતી અને જરા દૂર આવેલા એક ઠુંઠા ખીજડાની ટોચ પર બેઠેલું ગીધ આ બધા પોતાની અક્કલમાં ન ઉતરે એવા તમાશા પર બેવકુફાઇભર્યાં ડોળા ફેરવ્યા કરતું હતું. દૂર બેઠેલા માણસોમાંથી એક, તમાકુનો ફાકડો મારી બળતું કેટલુંક બાકી રહ્યું છે એ જોવાને ઉભો થતો હતો ત્યાં પેલા ચિતા પાસે ઉભેલા આદમીને તમ્મર આવી; તેનું શરીર લથડ્યું પણ તરત જ તેણે પાછું સ્વાસ્થ્ય મેળવ્યું.

"શું થયું?" પેલા ઉભા થનારે પૂછ્યું.

"કંઇ નહિ" દામોદરે જવાબ આપ્યો.

"ના, એમ નહિ" પેલા પાસે આવેલ જુવાનીઆએ પ્રેમથી તેના શરીર પર હાથ ફેરવ્યો. "દામોદર, બાપા, તું હવે બેસી જા" પેલાએ સમભાવભર્યા અવાજે કહેવા માંડ્યું, 'તું આખા દિવસનો ભૂખ્યો છે. હમણાં તારૂં શરીર લથડ્યું તે મેં જોયું. ચિતામાં પડી ગયો હોત

લેખક:–
રવિશંકર
વી. મ્હેતા.

તો? મરનારની પાછળ આપણાથી કંઇ થોડું જ મરી જવાશે?

"હા, હા" કહી બીજા આદમીઓ પણ ઉભા થયા અને તેઓએ દામોદરને એક બાજુ બેસાર્યો.

ખાંધીઆઓએ માટીના ઘડા ભરી ભરી ચિતાના અંગારા ઠાર્યા. પછી સ્નાન કર્યું. દામોદરને પણ નવરાવ્યો અને પછી ગામ ભણી વળ્યા. મુંગે મોઢે મારગ કાપતા એ આઠ આદમીઓનાં કાળાં શરીરને અંધકાર ગળી જતો હતો. ત્યાં એકે પોતાનાં અસ્તિત્વની અને વ્યવહારૂપણાંની સાબીતી આપી.

"બીચારા દામોદર પર દુઃખના ડુંગર ઢળ્યા. પોર વાડી વેંચી નાખવી પડી. અને એણુ બાયડી મરી ગઇ."

"અને બીચારી ૭ વરસની પુંભડાં જેવી છોકરીનું કોણ?" એક બીજાએ આગળ ચલાવ્યું. "પરમેશ્વરને ઘેર પણ ન્યાય લાગતો નથી."

"હાં, હાં, એમ કહેશો નહિ," જાણે કોઇ નવી આફત નિવારવાને પ્રયત્ન કરતો હોય એવો દામોદરનો ખળભળેલો અવાજ આવ્યો. "એ તો જેવી દેવની મરજી."

"શું દેવની મરજી!" દામોદરના સાથી પેલા જુવાનીઆ છોકરાનો મકકરનાભર્યો અવાજ આવ્યો.

"શંકર," દામોદરનો આજીજી છતાં મક્કમતાભર્યો અવાજ આવ્યો, "તું મુંબાઇ જઇને બહુ ડાહ્યો થઇ આવ્યો છે તે જોઇને હું રાજી છું. પણ દેવની મરજી સમજવાનું આપણું શું ગજું? એની મોટાઇમાં આપણે હાથ ન નાખીએ."

"હો, હો" શંકરનો સ્હેજ તિરસ્કારપૂર્ણ હસતો અવાજ આવ્યો. "એની મોટાઇમાં આપણે હાથ ન નાંખીએ અને આપણી ગરીબીમાં તમારો એ દેવ મરજી પડે ત્યારે એફામ રીતે હાથ નાખે, એમ જ ને? "અને, અને," તેનો અવાજ ગાજવા લાગ્યો." આપણી ગરીબાઇની ગટરના કાદવથી કાળા થએલા એના હાથ હવે એ તારી ૭ વરસની છોકરીના આંસુંઓથી બેઠો બેઠો ધોયા કરશે."

શંકરના અવાજમાં રહેલી ભયંકર નિશ્ચલતાએ દામોદર અને તેના બધા સાથીઓને મુંગા બનાવી દીધા. થોડી વારે એક મશ્કરી કરતો અવાજ આવ્યો. "શંકર, કાંઇ તાડી બાડી વધારે પડતી નથી પીધી ને?"

"હા, હા," શંકરનો મશ્કરી અને તિરસ્કારપૂર્ણ જવાબ આવ્યો, "પીધી છે. તમે આંધળી શ્રદ્ધાનાં અફીણ પીને તમારાં દુઃખ ભૂલવા પ્રયત્ન કરો છો; દુનીઆના હરામખોરોએ ભેગા મળીને લાદેલી તમારી લાચારીને ઇશ્વરની ઓથમાં છુપાવી બેવકુફ બનો છો. હું મારી નાસ્તિકતાની, અથવા મારા પોતામાં અને દૂર દૂર બેઠેલા મારા બિરાદરોની ભાવના અને લડતમાં આસ્તિકતાની તાડી પીને મારાં દુઃખોને ભૂલું છું. એક કે બીજા પ્રકારના કેફ વિના આપણામાંનું કોણ જીવે છે?"

મુંબાઇથી ઘોળમંગળ કરી પોતાના વતનમાં પાછા ફરેલા આ નવા નાસ્તિક સામે જીભાજોડી કરવામાં કોઇ ફાવે તેમ નહોતું. એટલે સહુ નિરૂત્તર બન્યા. શંકરને પણ દામોદરની મનોદશાનો ખ્યાલ આવ્યો અને સહુ ચુપ બન્યા. ગામનો ઝાંપો આવ્યો. પેલા લોકો કંઇ ધીમીધીમી ટીકા શંકર પર કરવા લાગ્યા પણ તેમનો અવાજ શિયાળાની આગલી રાતની ઠંડીથી રહેંસાવા માંડેલાં શીઆળીઆંઓની લાવરીમાં ડુબી ગયો.

શંકર છવીસેક વરસનો જુવાન છોકરો હતો. ગામના પ્રમાણમાં એનો બાપ પૈસેટકે અને આબરૂમાં ઠીક ઠીક સુખી ગણાતો. પાસેનાં એક ગામની નિશાળમાં એના બાપે એને ત્રણ ચાર ધોરણ ભણાવ્યો પણ હતો. પણ અઢારેક વર્ષની વયનો થતાં એને ખબર પડી ગઇ કે એના બાપની સારી આબરૂ ગામના નાણાં ધીરનાર બાપુજી બોરેના હાથમાં રમી રહી હતી. એટલે એક રાતે એની માએ મહામહેનતે ભેગા કરેલા પાંચ રૂપીઆ તફડંચી કરી, પાસેના ગામના એક મુંબાઇમાં ઘરઘાટી તરીકે કામ કરનારા પાંડુ નામના પોતાના નિશાળના ગોઠીઆ સાથે મુંબાઇને માર્ગે વહેતાં મૂકયાં હતાં. મુંબાઇમાં આવતાં વેંતજ ગુજરાતણોના ઘાટીનું કામ કરતાં પોતાને નહિ જ આવડે એની એને ખાત્રી થઇ ગઇ હતી. પણ તેને સારે નશીબે બે ત્રણ દિવસ જ ભટકતાં એક મીલમાં નોકરી મળી ગયેલી. તે પછીથી તો તે ૭ વરસ મુંબાઇમાં રહ્યો હતો અને ૭ વરસમાં બીજાને ૭ જીંદગીમાં પણ જાણવા ન મળે એવી અનેક વાતો એ શીખી આવ્યો હતો. કામદારોને માટેની રાત્રીશાળામાં એણે મરાઠી અને ઇંગ્રેજીનો પણ અભ્યાસ કર્યો હતો. "ગીરણી કામગાર યુનીઅનનો" એ એક કદાચ સહુથી વધારે ઉત્સાહી સભ્ય હતો. આજે મીરતની જેલની દિવાલો પાછળ દટાએલા કેટલાએ મજૂર નેતાઓનો એ કુતરા સમી વફાદારી દાખવતો અનુચર હતો. એમનાં ભાષણો સાંભળતાં એનાં રૂંવાડાં ઉભાં થઇ જતાં અને રાતે પથારીમાં પડયાં પડયાં અથવા દિવસે કારખાનામાં પરસેવો પાડતાં એ ભાષણો એ પોતાના મનમાં વાગોળ્યા જ કરતો. એના શબ્દેશબ્દ એને જીભને ટેરવે રમી રહેતા. વર્ગભાને એનાં આખાં ચૈતન્યને આવરી લીધું હતું. તેને લાગતું કે તેનાં બધાં સ્વજન તો મુંબાઇમાંજ છે. એના માબાપે એનાં શરીરને જન્મ આપ્યો હતો, એના સરદારોએ એનામાં વર્ગભાન ચેતાવ્યું હતું. મુંબાઇ તેને ખૂબ જ ગોઠી ગયું હતું. પણ ત્યાં તો એક દિવસ એના સરદાર બીરાદરે એને પોતાની પાસે બોલાવ્યો, "શંકર," તેણે વ્હાલથી તેના ખભા પર હાથ મૂકી કહ્યું. "જો તું અહિઆં પક્ષને ખુબ જ ખપનો છે પણ એથી વધારે કામ કરવાને હવે તારે તૈયાર થવું જોઇએ. જો, તું ખેડુતનો દીકરો છે, ગામડાંના લોકનો તને અનુભવ છે. માટે જા આપણાં સાહિત્યનો, આપણા વિચારોનો, ત્યાં પ્રચાર કર. એ લોકોને વ્યવસ્થિત બનાવ. વર્ગભાનની તારી ચેતતી મશાલથી એમની મશાલો ચેતવ. જા, એ કામ તારે કરવુંજ રહ્યું."

શંકરને પહેલાં તો મુંબાઇ છોડવું ન ગમ્યું, પણ એક માણસ કરતાં પક્ષ મોટો છે અને પક્ષના કરતાં પણ આમવર્ગનું હિત બળવાન છે એ વસ્તુ એ અત્યાર પહેલાં ખૂબ જ શીખી ગયો હતો. એટલે છેલ્લા ૭ માસથી એ પાછો દેશમાં આવ્યો હતો. શરૂઆતમાં પોતાની બાખડા બોલીને લીધે એ જરા અળખામણો થઇ પડયો હતો. પણ દામોદરની સલાહથી જરા શાન્ત પડયા પછી તે લોકપ્રિય બનવા લાગ્યો હતો.

શંકરના સખ્ત વિરોધ છતાં દામોદરે પોતાનું ઘર ગીરો મૂકીને પણ પોતાની

શીનું કારજ કર્યું. પણ એ થઇ રહ્યા પછી તરત જ નાણાં ધીરનારના તકાદા એને મુંઝવવા લાગ્યા. શંકરની ચીઠ્ઠી લઇને એણે પોતાનું તકદીર અજમાવવા માટે, પોતાની નાની દીકરીને એક ભાઇને ઘેર મહિને ત્રણ રૂપીઆ મોકલવાની શરતે રાખીને, મુંબઇનો મારગ લેવો પડ્યો. દામોદર મુંબઇમાં આવ્યો ત્યારે મીલમાં તેને નોકરી તો મળી ગઇ પણ શંકરના બીરાદરોનો લાભ એને બહુ ઓછો મળ્યો. તેને રહ્યાં ૭ આઠ માસ ભાગ્યે જ થયા હશે ત્યાં તો એમાંના ઘણાખરાને નીરતનાં તેડાં આવ્યાં.

[૩]

**શંકરના મનમાં એવી ઉમેદ** હતી કે મુંબઇનું જીવન જેમ પોતાને માટે હતું તેમ દામોદરને માટે પણ એક આત્મવિશ્વાસ કેળવવાની શાળા બની રહેશે. પણ અઢાર વર્ષની વયે ઘર છોડી આવેલા એ તોફાની છોકરા અને પાંત્રીસ વર્ષના દામોદરનાં માનસમાં જે તફાવત હોય તેનો તેને ખ્યાલ નહોતો. દામોદર મુંબઇમાં માત્ર કમાવા અને પુરતા પૈસા બચત થાય તો પોતાની જન્મભૂમિમાં પાછા ફરી પોતાનાં ઘર અને વાડી છોડાવી સુખી જીવન ગાળવાના એક જ ઉદ્દેશથી મુંબઇ આવ્યો હતો. ત્રણ વર્ષના વખત દરમ્યાન દિવસ અને રાતના જ્યારે જ્યારે કામ મળતું ત્યારે તે ઢોરની માફક તેમાં લાગી જતો. નેતાઓનાં ભાષણો વખત મળ્યે સાંભળવા જતો પણ નાની ઉમરના અને લોકમાનસથી બીનપરીચિત એ નેતાઓનાં ભાષણો દામોદરનાં અજ્ઞાન અને આંધળી શ્રદ્ધાની દિવાલોથી રક્ષાએલાં મગજમાં ભાગ્યે જ પ્રવેશ કરી શકતાં. એ દિવાલોના કાંગરા જરૂર ખરવા માંડ્યા હતા પણ અંદરનું દીન અને વ્યક્તિવાદી માનસ તો જેમનું તેમ જ જળવાઇ રહ્યું હતું. બે ત્રણ હડતાલોમાં તેણે ભાગ લીધેલો પણ તે બધી નિષ્ફળ ગઇ એટલે નેતાઓનાં વીરતાભર્યાં ભાષણો છતાં પોતાના વર્ગની સામુદાયિક શક્તિમાં એને શ્રદ્ધા પ્રગટી નહોતી. તે માત્ર એટલું જ સમજી શક્યો હતો કે આ દુનીઆમાં માણસ જાત બે ભાગમાં વહેંચાઇ ગઇ છેઃ કામ કરનાર અને કામ કરાવનાર. અને એ બંનેનાં હિતો પરસ્પર વિરોધી છે. આ જ કારણથી જ્યારે એક લંબાએલી હડતાળને કારણસર તે થોડા વખતને માટે દેશમાં આવ્યો ત્યારે ખૂબ ઘસાએલાં શરીર અને સ્હેજ ઉપસેલી થેલી સિવાય તેનામાં કાંઇ ખાસ બીજો તફાવત પડેલો શંકરને ન જણાયો.

મહામહેનતે બચાવેલા એકસો રૂપીઆ એણે પોતાના લેણદાર શેઠને ભર્યા. પણ ત્રણ વર્ષ દરમ્યાન તેનું મૂળ દોઢસો રૂપીઆનું કરજ વધીને સવાબસો થઇ ગયું હશે એ ખ્યાલ એને નહોતો. "ઠીક છે, બીજા સો રૂપીઆ અને મારાં ઘરનો પાછો હું માલિક થઇ જઇશ" તે ઘણી વખત પોતાનાં મનને કહેતો. બે મહિના તે પોતાનાં વતનમાં રહ્યો. તે દરમ્યાન હડતાળ તૂટી પડી હતી અને જેટલાને પાછા લેવામાં આવ્યા તેઓ સહુ કામે ચડી ગયા હતા. દામોદર મુંબઇ આવ્યો ત્યારે પોતાની અસલ જગ્યાએ તેને માટે સ્થાન નહોતું.

[૪]

**પોતાની સાથે પાછી લાવેલ** દશ રૂપીઆની મુડી પર એણે નોકરીની શોધમાં બે માસ સુધી મુંબઇની શેરીઓ ખુંદી, પણ ૧૯૨૯ ની એ સાલ બહુ કારમી હતી. દામોદરને નોકરીમાં રાખી શકે એવા શેઠીઆઓ પોતે નોકરી વિનાના ગણી

ગયા હતા. શેરીઓમાં રખડવાના થાક કરતાં પણ એનાં ઘર અને એની દીકરીની અને ભવિષ્યમાં પેટ કેમ ભરવું એ ચિંતાથી એનું શરીર વધારે ઘસાવા લાગ્યું હતું પણ હવે તો તે મુંબઇનો ભોમીઓ હતો. પોતાની ઓળખાણના કોઇ ઘાટીની મદદથી એણે સેન્ડહર્સ્ટ રોડ ઉપર કોઇ એક શેઠને ત્યાં ઘરઘાટીની નોકરી મેળવી લીધી. દોઢેક માસ તો બધું ઠીકઠાક ચાલ્યું, પણ તે દરમ્યાન ચીકાર તબીયતવાળી તેની શેઠાણીને ફાવે એવો ઘાટી દામોદર ન જ નિવડયો. એટલે ફરીને તે શેરી પર ફેંકાઇ ગયો. નોકરી દરમ્યાન મળેલી કપડાંની એક જોડી અને પંદરેક રૂપીઆ લઇ તે પાછો નોકરીની શોધમાં ભટકવા લાગ્યો. તે દરમ્યાન નવમી ખેતવાડીના નાકાં પર આવેલાં હનુમાનનાં મંદીરમાં "દેવાંચે પદ" ગાનારી ભજન મંડળીમાં તે ભળતો; અને આખા દિવસની હાડમારી અને ચિંતાઓ ભજનની ધૂનનાં ઘેનમાં ભૂલી જતો. એ મંદીરમાં એકઠા થનારા મિત્રોની સલાહથી તેણે હવે પાટીવાળા તરીકેનું કામ શરૂ કરી દીધું હતું. એથી આઠ આના સુધીની મજૂરી એને પ્રસંગ અનુસાર મળી જતી. રાતના તે ગીરગામ રોડ પર આવેલાં રામમંદીરની બહાર ઉભો ઉભો બુવાની કથા સાંભળતો અને દેવ દેવીઓનાં મનસ્વી પણ વૈભવશાળી જીવનનાં બુવાની કથાએ ઉપજાવેલાં ચિત્રો મનમાં વાગોળતો, જ્યાં ખાલી હોય ત્યાં દુકાનનાં પાટીયાં પર, પોતાની પાટીનાં છાપરાં નીચે સુઇ રહેતો. તે દરમ્યાન તેનું શરીર ઘસાતું જતું હતું. રખડપટ્ટી વધી હતી પણ કામ ઓછું થતું જતું હતું. અને ગમે તેવી તબીયત હોય પણ એક આનાનાં ઉશળ, ચપાટી પર એને દિવસ ગુજારવો પડતો. દામોદરને સમજાવા માંડયું હતું કે "દેવાગી મરણે" દિવસે દિવસે વધુ કારગી બનતી જતી હતી.

તે દરમ્યાન મુંબઇમાં કોમી રમખાણો ફાટી નીકળ્યાં. રસ્તા પર સુનારાઓના જીવ અધર થઇ ગયા હતા, પણ આવા દિવસોમાં તેમને સંઘરે પણ કોણ? 'સંકટ નિવારણ સમિતિઓ'ની જગ્યાઓ "આબરૂદાર" લોકોથી ચીકાર ભરાઇ ગઇ હતી. દામોદર જેવા સમાજના કચરાને માટે ત્યાં સ્થાન નહોતું. એક રાતે મોડી રાત વિતી ગયા પછી બધું શાન્ત થઇ ગયેલું લાગ્યું. તેને ઉંઘ પુરી આવી પણ નહિ હોય ત્યાં કોઇ અજાણ્યો આદમી આવ્યો અને કોણ સુતું છે તે જાણવાની યે પરવા કર્યા સિવાય તેના પર છરીનો ઘા કર્યો. દામોદરથી ચીસ પડી ગઇ. આસપાસના માળાઓમાં વસતા ગુજરાતી શેઠીઆઓનું રક્ષણ કરવા આપમેળે ઉજાગરો કરતા ઘાટીના અન્ય છોકરાઓએ એ ચીસ સાંભળી બુમરાણ મચાવી મુક્યું. ખુની આદમી બાજુની ગલ્લીમાં અદ્રશ્ય થઇ ગયો. જ્યારે ઘાટીઓ નીચે ઉતર્યા ત્યારે દામોદરના ખભામાંથી લોહી વહેતું હતું. તેને થએલો જખમ ગંભીર નહોતો. માળામાં રહેતા એક ડાકટરે તેને પાટો બાંધ્યો. બે દિવસ તે એ અજાણ્યા ઘાટી ભાઇબંદોનો મહેમાન રહ્યો અને પછી વધારે સલામતીભરી જગ્યા શોધવાને એણે પ્રીન્સેસ સ્ટ્રીટનો આશ્રય લીધો.

[૫]

રમખાણો બંધ પડી ગયાં હતાં પણ પાટીવાળાઓનું કામ વધ્યું નહોતું. રોજના ચાર આના મેળવવાનું દામોદર માટે મુશ્કેલ થઇ પડયું હતું. પેટની, પોતાની દીકરીની, ઘરની એ બધી ચિંતાઓ તો રોજ ને રોજ વધુ

ઉગ્ર બનતી જતી હતી. પણ તેમાં એક વધારે સંગીન ચિંતાનો ઉમેરો થવા પામ્યો હતો. છેલ્લાં એકાદ વર્ષના ઉપરાછાપરી બની રહેલા બનાવોથી દેવની દયામયતા, એની શુભ આશય પ્રેરીત મરજી વિશે પાપમય શંકાઓએ તેના ભક્તિપૂર્ણ માનસ પર કારમો ઘસારો આદર્યો હતો. "નહિ, નહિ, એક તો આવી દશા ભોગવી રહ્યો છું તેમાં વળી દેવના આશય વિશે શંકાનો ઉમેરો કરી વધારે પાપના ભાગીદાર શીદ બનવું ?" પણ એ દિવસ પહેલાં મરીન લાઇન્સના પુલ આગળ એણે એક વૃદ્ધ દક્ષિણીને ઇરાદાપૂર્વક ટ્રેન આડે પડી આપઘાત કરતો નજરોનજર જોયો હતો. એ માણસ લાગતો હતો તો બહુ પવિત્ર. ત્યારે એમ કેમ? ઓ-સેસ સ્ટ્રીટની દુકાનોનાં પાટીઆ પર તેની નજીકમાં સુનારા એક મુસ્લીમે એને હજુ થોડા દિવસ પહેલાં જ એવી ખબર આપી હતી કે ભૂખમરાનું દુઃખ સહન ન કરી શકવાથી એક મુસ્લીમે પોતાની બીબી અને બે બચ્ચાંઓનું ખૂન કરી આપઘાત કર્યો હતો. એ કેમ? શું દેવ હમણાં બેદરકાર બનતો જતો હતો? અને જ્યારે છરીની મદદથી રોટી મેળવી લેતો પેલો મુસ્લીમ એને કહેતો કે "યાર, કોઇ પણ રસ્તે રોટી મેળવવામાં ખુદા કદી ખીલાફ થાય નહિ" ત્યારે તેના પર તો તેને તિરસ્કાર આવતો પણ તે સાથે જ પોતાના થોડા વખત પહેલાંના મજુરનેતાઓનાં ભાષણોના અસ્પષ્ટ શબ્દો અને અવાજો તેના મગજ પર અથડાતા. શંકરની તંદુરસ્ત અને અદમ્ય નાસ્તિકતા એને યાદ આવતી. એમાં સાચું શું? એ વિચાર એના નવરાં મગજને ઘેરતો. એ માનસિક ચિંતા અને શંકાના સંધાને એને ક્ષયની બક્ષીસ આપી હતી.

શ્રાવણ મહિનો આવી ચુકયો હતો. બે માસ સુધી વરસાદમાં પલળવાને પરિણામે તેનો ક્ષય વિજળીની ઝડપે આગળ વધ્યો હતો. તેને ચોવીસે કલાક વધારે ઓછો તાવ રહેતો, કામ મળતું નહોતું પણ મળે તો ય કરવાની તાકાત એનામાં હવે નહોતી. પેલો 'પાપી' મુસ્લીમ કયાંકથી પૈસા મેળવી એને એક આનો રોજ આપી જતો તેના પર તે જીવતો.

તે સાંજે મહામુશ્કેલીએ પાટી ખંભે ભેરવી તે ઉભો થયો. મરીનલાઇન્સની રેલ્વે લાઇન તરફ એના પગ વળ્યા. આવા દુઃખમય જીવન કરતાં મરી જવું શું ખોટું? પેલા વૃદ્ધ દક્ષિણીનો માર્ગ લેવાનો એણે નિશ્ચય કરી લીધો હતો, પણ સાંજને વખતે તો ત્યાં સહેલાણીઓની ખૂબ ઠઠ જામી હતી, એટલે અવશ રીતે તે દરીઆકાંઠે ગયો. સામાજીક અસમાનતાઓ જોઇને જાણે શરમથી લાલ બનેલાં મોઢાંવાળો સૂર્ય દરીઆમાં ઝડપભેર ઝંપાપાત કરતો હતો. પણ મરવાને તૈયાર થએલા દામોદરને તે જોઇને ચાર વર્ષ પહેલાંનો પેલો સ્મશાનનો દેખાવ યાદ આવ્યો. પોતાની ગરીબડી સ્ત્રી અને બાળકો સ્મરણે ચડયાં. સમુદ્રનાં મોજાં પરથી આવતા ભીનાશવાળા પવનની લહેરી એનાં તાવવાળાં શરીરને સારી લાગી. એને લાગ્યું કે આપઘાત કરીને મરવું વ્યાજબી નથી. રેલ્વેના પાટા પાસે આવતાં તેને ફરી વિચાર આવ્યો. "ના, ના, આપઘાત કરવો એ તો બરાબર નથી. પાછા સાત અવતાર એવા જ લેવા પડે ને? અને મારી આશા બાઇનું શું? કોણ કહે છે કે હું મરી જવાનો છું?" ત્યારે ગમથી ઘેરી રહેલાં મોતને જાણે પાછું

હડમેલવા પ્રયત્ન કરતો હોય તેમ એ પાછલા શબ્દો એણે મોટેથી ઉચ્ચાર્યા.

રેલ્વેના પાટા ઓળંગી એ પ્રીન્સેસ સ્ટ્રીટમાં પોતાનાં સુવાનાં ઠેકાણાં તરફ પાછો ફર્યો. રસ્તામાં વરસાદનું ઝાપટું પડયું અને એ ખૂબ પલળ્યો. દામોદરની પાતળી પડી ગયેલી જીન્દગીની રેખાને જાણે એ વરસાદે ધોઇ નાખી. પોતાનાં સ્થાને એ પાછો ફર્યો ત્યારે તેના મોમાંથી એક પછી એક લોહીવાળા બડખાની પરંપરા નીકળ્યે જ જતી હતી, એનું શરીર કાંપતું હતું. રાતના દસ વાગ્યા સુધી એ એમનો એમ પડી રહ્યો. તેના શ્વાસોશ્વાસ ઝડપી અને ટુંક થયે જતા હતા. તેનું આખું શરીર ખેંચાતું અને સોવાતું હતું.

દસવાગ્યે દામોદરની એક ખબર લેનાર આખરે મળ્યો. બાજુના એક માળા આગળ એક મોટર ઉભી રહીઅને તેમાંથી એક પાતળો પારસી અને ઝાડી પારસણ નીચે ઉતર્યાં.

"પેલો માનસ તાં' પડયો છે તે જોયો કે?" પારસણે દામોદર તરફ આંગળી ચીંધી. હા, તે આખો દિવસ ત્યાં પડયો પડયો ફુટપાથ પર બડખા ફેંકયા કરે છે. કન્ઝમટીવ લાગે છે, શેરીનું આખું વાતાવરણ જર્મ્સથી ભરી મેલ છ, મ્યુનીસી-પાલીટીએ એને તાંથી રીમુવ (Remove) કરવો જોઇએ. તમે બધા લોક કોર્પોરેશનમાં આખો દિવસ ભેગા મળીને વારૂ શું ? તમુને સીટીની હેલ્થની કંઇ દરકાર કાં છ."

આશુક પાસે મરતબો જાળવી રાખવાને પેલો સદ્ગૃહસ્થ દામોદર તરફ ગયો.

"એય, બુઢ્ઢા, આંય શાનો પડયો છ, અને આય ન્યુસન્સ કર્યા કરે છ. ચાલ ઉઠ ચાલતો થા આંથી"

દામોદરે ઉઠવા પ્રયત્ન કર્યો. પણ તેના પ્રાણ જ ઉડી જવાની તૈયારીમાં હતા એટલે એના શરીરથી ન ઉઠાયું.

"અરે, નહિં રે, જવા ડો ને એ તો બિચારો અત્તારે કાં જસે?" પેલી સ્ત્રીએ પુરૂષને પાછો બોલાવી લીધો.

"નહિં, એ ય લોક સાલા જબરા ન્યુસન્સ છે," પેલો બબડતો બબડતો પાછો ફર્યો.

"ઠીક હોસે," પેલીએ જરા સ્મિત ફરકાવ્યું. અને બન્ને હાથમાં હાથ નાખી માળાનાં પગથીઆં ચડવા લાગ્યાં.

* * * *

સાડાદસ થયા પણ આજ તો અબ્દુલ જલીલ—પાસેના પાટીઆં પર સુનાર પેલો "પાપી" મુસ્લીમ—પણ દેખાતો નહોતો. માળાના ત્રીજા માળ પર એક હાર્મોનિયમ ઘોંઘાટ કરી રહ્યું હતું અને એક મારાજ તેના સાથમાં ગાંગરી રહ્યા હતા:

**"નહી કુલ્યાણ કૃતં પ્રુચ્ચત દુર્ગતિં તાત ગચ્છતિ"**

સંસ્કૃત ભાષાનું ખૂન કરતા એ શબ્દો દામોદરને કાને અથડાયા. સટ્ટાબજાર, લિબર્ટીબાર અને ફોરાસરોડ વચ્ચે જેની રાત્રીઓ સદાય પસાર થતી હતી એવા એક સદ્ગૃહસ્થની આધ્યાત્મિક ઉન્નતિ અર્થે અને તેની તન્દુરસ્ત માદાને પોતાની સમૃદ્ધિનો પાડોશીઓને પરિચય આપવાનો મોકો આપવા માટે સિદ્ધપુરની શેરીઓમાંથી ભૂલા પડેલા કોઇ મા'રાજ આજે શ્રાવણી એકાદશીને દિવસે હરિકથા કરી રહ્યા હતા.

"મારે હે શ્રોતાઓ." મા'રાજે વિવરણ આદર્યું, "જેઓ બીજાનું કલ્યાણ કરે છે, પરમ ધ્યાનમાં વૃત્તિવાળા છે. અને

આવા કઠણ કળિકાળમાં તમારી માફક પુન્યાર્થમાં અને બ્રાહ્મણ અર્ચન ભોજનમાં કાળ અને દ્રવ્ય ક્ષેપ કરે છે એવાઓને માટે સાક્ષાત દ્વારકાધિશ, ગોપીજન વલ્લભ ભગવાન શ્રીમુખે ઉચ્ચારે છે કે, "હે તાન ! જેઓ કલ્યાણના કરવાવાળા છે તેમના તાત એટલે બાપ, અને બાપ તો શું પણ ઇકોતેર પેઢી પણ જે કહેવાય તે, દુર્ગતિમાં જતા નથી તો પછી તેમનું પોતાનું તો શું જ કહેવાનું ? માટે કહ્યું છે કે

નહિ કલ્યાણં......"

શ્રોતાવર્ગના નારી વિભાગમાં એકઠી થએલી લોહાણીઓ, વાણીઅણો અને બ્રાહ્મણીઓમાંની પીઢ સ્ત્રીઓએ પોતાની અર્ધી લાજેમાંથી એક બીજા તરફ જોઇ માથું જરા નમાવી માંશાસ્ત્રીની વિદ્વતાપર પસંદગીની મહોર મારી.

નીચે દામોદર એ શબ્દો સાંભળી રહ્યા "હાય દેવા" તે જાણે દેવ તરફ રોષ Idignation અનુભવતો હોયને તેમ પોતાના મનમાં બોલવા લાગ્યો. "તું પણ આવો જુઠું બોલનાર જ નીકળ્યો ? મેં આખી જીંદગીમાં કોનું ખરાબ કર્યું છે ? કે મારી અત્યારે આ દુર્ગતી થઇ રહી છે ? અને મારી દસ વર્ષની આશાબાઇ, ઓહ, તેને કોણ ઉછેરશે ? કોણ પરણાવશે ? દેવા ! તેં મને ઠગ્યો. શંકર કેવો સમજુ છે ? નહિ, નહિ, દેવા ! તું અને આ કથેકરી બુવો બન્ને જુઠા છો !"

દામોદરને સન્નિપાતની દશા શરૂ થઇ ચુકી હતી. વાત, કફ અને પિત્ત ત્રણે દોષો ખૂબ કુપિત થઇને, શરીરનાં જીવનતત્વ સામે છેલ્લો મરણીઓ સંગ્રામ ખેલી રહ્યા હતા. ચૈતન્યતત્વ પણ પોતાનું છેલ્લું જોર અજમાવતું હતું.

દામોદર થોડીવાર મુંગો પડી રહ્યો. અને પછી પાછો સહેજ ઉભો થઇ મોટેથી બોલવા લાગ્યો.

"ના, ના, ના, ના, હવે છેલ્લી ઘડીએ આ અવિશ્વાસ ન હોય, પણ દેવા ! તું યે બહુ નિષ્ઠુર છો !" છેલ્લા શબ્દો જરા મોટેથી બોલીને તે ફસડાઇ પડયો.

"અરે કયા હો ગયા ?" સામેથી અબ્દુલ જલીલનો અવાજ આવ્યો. તેણે આવી દામોદરને સરખો કર્યો.

"અરે બુઢ્ઢા, આ શું થઇ ગયું તને યાર ? હું તો તારે માટે જો આ આજે દસ રૂપીઆ લઇ આવ્યો છું, તું દેશમાં જા, તારી બેટીને મળ અને સાજો થઇ આવ, આ મુંબાઇની......હવા જ બહુ ખરાબ છે. તું તારા દેશમાં જાઇશ એટલે તરત હોશીઆર થઇ જાઇશ. અબ્દુલ જલીલે કેડે ચડાવેલા કાગળમાં વીટેલા દસ રૂપીઆ બહાર કાઢયા.

પણ ત્યાં તો દામોદરને ઉબરો ચડી આવ્યો. એક આંચકાની સાથે એક લોહીનો બડખો બહાર પડયો. તેનાં શરીરે ચીત વળી ગયાં. અબ્દુલે તેને ફરી સરખો સુવરાવ્યો. પૈસા કબજાના ખીસામાં નાખ્યા. કાચાંની શીંદરી માફક વણાઇ ગએલા પોતાના માથાના વાળમાં આંગળી ઘોંચી વિચારમાં પડી ગયો.

"હું, આજ, મામલા કુછ જાસતી બીગડ ગયા હે. વલ્લા ઇમાન ! સીતારમીયાં પણ આમ જ ગુજરી ગયો હતો ને ! શું કરવું ?"

ચડસ પીને છાકટાં બનેલાં એનાં મગજને એક વિચાર આવ્યો. આને ચાસ પીવરાવું. ઠંડી પણ છે, દમ પણ છે, જરા ઠીક રહેશે. કાલ સવાર સુધી છુટી જાયને તો તો દેશમાં મકેલી દઉં."

એ બિચારને અમલમાં મુકવા તે તરત દોડયો. નજીકની ભાંગગાંજાની દુકાનેથી ચડસ અને નવી ચલમ હાથ કર્યાં. પાછો આવ્યો ત્યારે દામોદર પડયો પડયો કંઇક ધીમું ધીમું લવતો હતો. અબ્દુલે ચલમ તૈયાર કરી.

"લે દોસ્ત, જરા !" તેણે દામોદરને પોતાના ગોઠણને ટેકે બેઠો કર્યો.

દામોદરે ડોકું ધુણાવ્યું.

"બાબા. ઇ તો દવા છે" અબ્દુલે તેને પટાવવા અને પંપાળવા માંડયો. અને ચલમ તેનાં મોઢાં પાસે ધરી.

દામોદરે, એક નીબળ દમ ખેંચ્યો. છતાં કંઇક અસર થઇ, એક બીજો દમ ખેંચ્યો અને અબ્દુલના ખોળામાં ઢળી પડયો, પણ ત્રણ ચારેક મીનીટ થઇ ત્યાં બેઠો થયો. જરા ટટ્ટાર બેઠો.

"બસ યે બાત" અબ્દુલ દામોદર સામે આવી ગોઠણભેર બેઠો. "સો દવા ઔર એક ચડસકી હવા. બસ હવે તારા બધા ય રોગ ભાગી ગયા સમજને!'

અબ્દુલ જલીલ ચડસના નશામાં છાકટો થઇને જ આવ્યો હતો. એટલે એનો લવારો વધ્યે જ ગયો.

"જો યાર, બસ તું આનો હોશીઆર થઇ જા. રાતમાં એક બીજો દમ લેજે. એટલે સવાર. અને સવારે તો યાર તને આંટરોડ આવીને ગાડીએ બેસાડી દઇશ..." અબ્દુલનું ભાષણ તો અટકયા બિના ચાલતું જ હતું. દામોદર તેના તરફ ઘૃણા, કરૂણા અને કૃતજ્ઞતાના ભાવભરી આંખે જોઇ રહ્યો.

"એ તો ઠીક," દામોદરે પૂછયું, "પણ તું આ દસ રૂપીઆ કયાંથી લઇ આવ્યો ?"

"અરે યાર, એ વાત તો જવા દેને? એ તો પોલીસને ખબર પડશે ત્યારે ને ?" અબ્દુલે સહેજ બેફીકરાઇથી જવાબ આપ્યો.

"શા માટે લઇ આવ્યો?" દામોદરે બીજો પ્રશ્ન કર્યો,

"સાચેસાચું કહી દઉં?" પછી તે છોકરો ખડખડાટ હસી પડયો. "જો," તેણે પછી જરા ગંભીર થઇ આગળ ચલાવ્યું, "તને આ હાથ પર છરી કોણે મારી છે ખબર છે ? મેં."

"હેં ?" દામોદરે આશ્ચર્યથી ખેંચાઇ જતાં પૂછયું.

"હા," અબ્દુલ નીચું જોઇ ગયો, "એટલે તો આ બધી તારા માટે માથાકુટ કરૂં છું ને યાર! નહિ તો હું. કોઇના બાપની સાડાબાર કરૂં એવો આદમી છું, યાર ?"

"હું" દામોદરને જાણે પોતાના મનનું સમાધાન થતું લાગ્યું.

"અને તેં મને શા માટે માર્યો ? તેણે સવાલ કર્યો."

"જખ મારવા" અબ્દુલે ખસીઆણા પડી જવાબ આપ્યો. "આપણે......નશાબાજ માણસ, આપણને સબ લોક બેવકુફ બનાવી લે."

"કોણ ?" દામોદરે પુછયું.

"યે સબ બડે બડે લોગ હો બોટે હૈ ને? બોલતે થે કે હિન્દુઓંકા મારનેમેં સવાબ હૈ..."

પણ દામોદરનું ધ્યાન એ સાંભળવામાં નહોતું. મા'રાજ ફરીથી ઉપર આરડી રહ્યા હતા.

"નહિ કલ્યાણ........"

દામોદર ચોંકીને ઉભો થઇ ગયો. અબ્દુલે ઉભા થઇ તેને થોભ્યો. "શું છે યાર !" તેણે ગભરાતાં ગભરાતાં પ્રશ્ન કર્યો.

દામોદરનો શ્વાસ લેવાતો જતો હતો. તે બોલી શકે તેમ હતું નહિ, તેણે ઉપર નજર કરી.

"તમારા હિન્દુ લોકની વાએઝ ચાલે છે ને?" તેણે પુછ્યું. અને દામોદરને પાછો બેસાડ્યો.

"જુઠું, જુઠું બોલે છે" દામોદરે ઉશ્કેરાટપૂર્વક કહ્યું.

"અરે હા યાર" અબ્દુલે તેના સૂરમાં સર મેળવ્યો, "એ આપણા માં'રાજ મોલવી બોક બધા ય જુઠ જ હાંકે છે. આદમીને બેવકુફ બનાવે છે. અરે આદમી આદમી ને મરાવી નાખે છે, યાર! નહિ તો હું તને છરી શા માટે મારૂં? એ તો બધા ગંપ.......' આ છાકટાની જીભની મેલગાડી પાછી ચાલવા માંડી. ત્યાં દામોદર પાછો ઢગલો થઇ પડ્યો.

અબ્દુલને લાગ્યું કે દામોદરે ત્રણ દિવસ થયાં કાંઇ ખાધું નહોતું. એટલે એ ચડસના નશા પર કંઇ ખાય તો તેનું શરીર જરા હોશીઆરીમાં આવે.

દામોદરને ફરી સરખો બેસારી તેણે પુછ્યું. "તું કાંઇ ખાઇશ? પૈસા છે હો મુંજાન્ઞેમાં."

દામોદરે ડોકું ધુણાવ્યું.

"કાંઇ પીશ?"

દામોદર કંઇ જવાબ દે તે પહેલાં પોતે જ બોલી ઉઠ્યો. "હા, હા, યાર થોડુંક દુધ પી. તારી તબીયત લહેરમાં આવી જાય." અબ્દુલ દામોદરની કથળતી તબીયત જોઇ તેને હિંમતમાં રાખવા પ્રયત્ન કરતો હતો.

"એક બે મીનીટ બરાબર બેસજે, હો!" અબ્દુલ તેનો વાંસો પંપાળતો હતો. "હું હમણાં સામે ભૈયાને ત્યાંથી દુધ લઇ આવું છું."

દુધ લેવાને દોડતે પગે ઉપડ્યો.

દામોદરની અપાર્થિવ તેજ ભરી આંખો અબ્દુલની દિશામાં ચોંટી રહી. ત્યાં ફરીથી મંજીરાંના રણકાર સાથે કથાકારનો અવાજ આવ્યો.

"નહિ કલ્યાણ કૃત કશ્ચિત્......"

દામોદર ઉભો થઇ ગયો. તેનામાં અમાનુષિ ઝનુન આવ્યું હતું. માળાન દાદરાની દિશામાં તે જવા લાગ્યો. 'બદમાશો પ્ર...ભુ...અને...મા...રાજ... ઠ...ગા..." લથડતો અને શ્વાસે સોવાતો તે પહેલો દાદરો ચડી ગયો અને ત્યાંજ ફસડાઇ પડયો.

"કોણ કોણ?" બે ત્રણ તીણી અને કર્કશ બૂમો પડી.

"કોણ હૈ સા....ચોર. મવાલી" ઘાટીઓએ બૂમરાણ મચાવ્યું. ઘણીખરી ખોલીઓનાં બારણાં બીડાવા માંડયાં અને શોરબકોર મચી રહ્યો.

થોડીવારે ચારપાંચ ઘાટીઓ હિંમત કરી નજીક આવ્યા .દામોદરનું શરીર નિશ્ચેતન પડયું હતું.

"મવાલી આહેકા," "પીયેલા આહેકા" ઘાટીઓમાં પ્રશ્નમાળા શરૂ થઇ. પાસે આવી એક જણાએ તેને ઉઠવાને પડકાર કર્યો. જવાબ ન મળતાં પાસે આવી બેચાર લાતો લગાવી. પણ દામોદર જવાબ આપી શકે તેમ નહોતું.

"સાલો મરી ગયો કે શું? શું થયું શું?" તે ઘાટીએ કંઇક ખસીઆણા પડી જઇ પોતાના મીત્રોને પુછ્યું.

ઘાટીઓએ માણસ મરી ગએલો જાણી સલામતીભરી જગ્યાઓ શોધી કાઢવા મોં ફેરવ્યાં. પણ એટલામાં તો કંઇ ભય જેવું ન હોવાની ખાત્રી થતાં બહાર

પાણીઆ—બ્રાહ્મણ ભાડુતો લાકડીઓ લઇ બહાર પડયા હતા.

દામોદરને શોધતો, હાથમાં દુધનો પડીયો લઇ અબ્દુલ જલીલ ઉપર આવ્યો. તેની પછવાડે બુમરાણથી આકર્ષાએલાં બીજાં તમાશબીનો પણ ઉપર ચઢી આવ્યાં.

દામોદરને પડેલો જોઇ અબ્દુલ તેની પાસે બેસી ગયો. તેને ઢંઢોળી જોયો; નાક પાસ આંગળી મુકી જોઇ, અને પછી ઉભો થઇ ગયો. કમરે હાથ મુકી મુડદાં-પર દયાભાવે જોઇ રહ્યો.

બસ, ખલાસ, થંઇ ગયો ફેંસલો?! તારા મોલવીની પાસે જાતો તો! ચઢી ગયો આસમાનમાંને?

"લે?" નશા અને ગુસ્સાનાં મિશ્રણથી તે નાટકી રૂવાબમાં આવી ગયો. એણે દુધનો પડીઓ હાથમાં લીધો. દામોદરનાં મુડદાં પર દુધની ધાર કરી. "લે, આ આપણી દોસ્તીનો છેલ્લો હક્ક. તારા ખુદાને ત્યાં એ મારે ખાતે જમા કરાવજે. અને કહેજે કે રોજે કયામતને દિવસે જ્યારે પહેલ-વહેલી મારી આંખ ઉઘડે ત્યારે મારે માટે દુધનો કટોરો તૈયાર રાખે."

પોતાની આસપાસ એકઠાં થએલાં ટોળાંને એણે જોયાં. "હા, હા, હા, હાં, તે ખડખડાટ હસી પડયો, "દેખો સાબ, યે તો સબ બદમાશોકી દુનીયા હે, ગરીબોકા જૂતે" હતો વાકય અધુરૂં રાખી પાછો ઉતરવા જતો, ત્યાં પોલીસ ઇન્સ્પેકટર જ એને બેટયો.

"એવ મીયાં, શું ગડબડ મચાવી છે." ઇન્સ્પેકટરે દમ માર્યો.

"હું ઠીક વાત કરૂં છું સા'બ" અબ્દુલે ધડકયા વિના જવાબ દેંકયો," જો આ તમારા હિંદુ લોકના મોલવીની વાએઝ આણે ન સાંભળી હોત તો એ મરત નહિ બીચારો..."

"બસ" ઇન્સ્પેકટરે એને બોલતો અટકાવ્યો.

ઇન્સ્પેકટરે જરૂરી તપાસ કરી લઇ મુડદાંને લઇ જવા ગોઠવણ કરી. જીવતાં જેણે હજારો મોટરો રોજ પાસેથી પસાર થતી જોઇ હતી, પણ એકેમાં કદિ પગ નહોતો મુકયો, તેનું મૃત શરીર આખરે એક બીનધર્મી બીરાદરના સંગાથમાં મોતને માર્ગે મુસાફરી કરવા લાગ્યું. ત્રીજે માળે મહારાજનો અવાજ ગાજી રહ્યો.

"નહિ કલ્યાણ..."

# પતિતાઓને પાવન બનાવવાનો પ્રયોગ.

લેખિકા:
બચુબહેન લોટવાળા.

દરેક દેશમાં, ખાસ કરીને મોટા શહેરોમાં પતિતાઓનો વાસો મોટા પ્રમાણમાં હોય છે. તો રશિયા આ અપવાદરૂપ ક્યાંથી હોઇ શકે? છતાં બળવા પછી રશિઆએ પતિતોદ્ધારના પ્રશ્ન પ્રત્યે ઉદાસીનતા બતાવી નથી પણ જમાનાથી ચાલી આવતી પ્રથામાં સંગીન સુધારો કરવાની યોજના ઘડી કાઢી છે. કેટલીક સ્ત્રીઓને કુદરતી રીતે જ એક કરતાં વધારે માણસો સાથે સંબંધ રાખવાનું ગમે છે પણ બહુધા સ્ત્રીઓ ગરીબાઇ અને આર્થિક પરતંત્રતાને લીધે જ એ માર્ગ ગ્રહણ કરવાને દોરવાય છે એ નિર્વિવાદ વાત છે. આ ગંદા ધંધા પ્રત્યે રશિઆનો ઓછો રોષ નથી. તે માટે એણે એકલી સ્ત્રીઓને શિક્ષા કરી અન્યાય કરવાને બદલે પુરૂષોને પણ શિક્ષા કરવાનો આરંભ કર્યો છે. ત્યાંનું વાતાવરણ અને સંજોગો સામ્યવાદી પ્રથાએ એવાં બદલી નાંખ્યાં છે કે બહુ થોડાં સ્ત્રી પુરૂષો આવી જીંદગી ગુજારવાને લલચાય છે. રશિઆમાં લગ્ન માટે એવા સરળ કાયદાઓ ઘડવામાં આવ્યા છે કે જેથી વેસ્યાવૃત્તિને માટે સ્થાન ન રહે. લગ્નબંધન સ્વીકાર્યા સિવાય ઉત્પન્ન થયેલાં બચ્ચાંને માટે બાપને જોખમદાર ગણવાથી પુરૂષોને એ કાંટાળે રસ્તે જવાની ધાસ્તી લાગવા માંડી છે. છતાં રશિઆમાં પતિતાઓ નથી એવો દાવો તો કોઇ ન જ કરી શકે.

ખેડુતકન્યાઓ અને બીજી ગરીબ છોકરીઓ ધંધો મેળવવાને અંગે શહેરમાં આવે પણ અજ્ઞાનતા અને અનઆવડતને લીધે કંઇ કામ મળે નહિ અને પરિણામે કુટણખાનાના ધંધા તરફ એમને અનિચ્છાએ પણ ઘસડાઇ જવું પડે એવું બને છે.

રશિઆના મોસ્કો શહેરમાં આ પતિતાઓને માટે પ્રોફેલેક્ટેરીઅમ [Prophelactorium] નામની સંસ્થા છે જ્યાં રોગી સ્ત્રીઓને રાખવામાં આવે છે, ત્યાં તેમને શિક્ષણ અને હુન્નરજ્ઞાન આપવામાં આવે છે, અને સાથે સાથે તેમના રોગ નિવારણને માટે ઉપચાર કરવામાં આવે છે. ૨૦૦ છોકરીઓ આ સંસ્થાનો લાભ લે છે. આ છોકરીઓને રસ્તા પરથી અને મુતરડીઓમાંથી બચાવીને લાવવામાં આવે છે અને કેટલીક પોતાની મેળે આવે છે. ઘરબાર વગરની સ્ત્રીઓને પકડીને પોલીસ આ સંસ્થામાં મુકી આવે છે અને જેને રોગને માટે હોસ્પીટાલમાં રાખવાની જરૂર હોય તેમને ત્યાં લઇ જવામાં આવે છે.

રોગથી તદ્દન વિમુકત થયા પછી જ તેમને હોસ્પીટલમાંથી જવાની રજા આપવામાં આવે છે. આવી રીતે આવની સ્ત્રીઓમાં સેંકડે નેવું ટકા સ્ત્રીઓ ચેપથી પીડાય છે.

આ સંસ્થા ચલાવવામાં બે મુદ્દાઓ સમાએલા છે. એક તો રોગીષ્ઠ સ્ત્રીઓને તદ્દન સારી કરવી અને બીજું તેમને એવા ઉદ્યોગો શીખવવા કે જેથી સંસ્થામાંથી બહાર પડયા પછી નિરાધાર સ્થિ-

તિમાં આવી પછી પહેલાંના જેવી જીંદગી ગાળવાની ઇચ્છા તેમને ન થાય. આ રીતે જેમનાં જીવનને સુધારવામાં આવે છે. તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કોઇ પણ જાતના કારખાનામાં કામ પસંદ કરી લે છે. તેમને તેમની ચપળતા અને હુશીઆરીના પ્રમાણમાં પગાર આપવામાં આવે છે. એ લોકોને એવી જાતની કેળવણી આપવામાં આવે છે કે પોતાની કમાણી ફાવે તેમ ખર્ચી ન નાંખતાં મુશ્કેલીના વખતને માટે બચાવી શકે.

આવી રીતે રશિઆમાં પતિત સ્ત્રીઓ સુધરીને છુટથી સમાજમાં ફરી શકે છે. પતિતાઓને અપનાવી તેમને સમાજમાં સ્થાન આપવા માટે અભિમાન લેવા જેવું છે એટલું જ નહિ પણ આ કારણને લઇને બીજી એવી સ્ત્રીઓને પોતાની જીંદગીમાં પરિવર્તન કરવાની તેથી પ્રેરણા પણ થાય છે. સમાજમાં ભળવાની સ્વતંત્રતા પ્રાપ્ત થવાથી એ લોકોમાં સ્વમાનની લાગણી પેદા થાય છે જે લાગણી આવી સ્ત્રીઓને તેમના ગુનાહને માટે કેદમાં મોકલવાથી કદી ઉત્પન્ન થતી નથી. આ રીતે સમાજે ફરીથી અપનાવેલી સ્ત્રીઓ પરણે છે અને તંદુરસ્ત બચ્ચાંઓને જન્મ આપે છે. પોતાના આ ઉદ્ધારને માટે તેઓ એ સંસ્થા તરફ એટલી મમતા ધરાવતી થઇ જાય છે કે તેઓ વારંવાર એ સંસ્થાની મુલાકાત લે છે. અને પોતાના દાખલાથી બીજી સ્ત્રીઓનાં પતિત માનસ પર તેની ઉંડી છાપ પાડે છે.

રશિઆમાં પતિતાઓનું પ્રમાણ બહુ ઓછું થઇ ગયું છે અને દર વરસે ઓછું ને ઓછું જ થતું જાય છે. ખુદ મોસ્કોમાં તો [રશિઆના પાટનગરમાં] વેશ્યાવૃત્તિ નાબુદ થવાની અણી ઉપર છે. એટલે પ્રોફીલેકટેરીઅમમાં આજુબાજુના ગામમાંથી પતિતાઓને લાવવામાં આવે છે પણ હજુ આ દિશામાં જોઇએ તેટલા પ્રમાણમાં સંતોષકારક કામ થતું નથી. જેમ જેમ રશિઆના સામ્યવાદી વહિવટમાં પ્રગતિ થતી જશે તેમ તેમ સ્ત્રીઓને આવી જાતની વધુ તકો મળશે અને તેથી ત્યાં વેશ્યાવૃત્તિનું નામ નીશાન નહિ રહે એમ માનવાને કારણ છે. હમણાં તો ફક્ત મોસ્કોમાં જ આ કામ હાથ ધરવામાં આવ્યું છે અને તે પણ બહુ જુવાન છોકરીઓની જ બાબતમાં. આ સંસ્થામાં રહેનારી સ્ત્રીઓમાં ૧૬ વર્ષની નીચેની છોકરીઓનું પ્રમાણ મોટું છે.

આપણે ત્યાં પતિતાઓનો તિરસ્કાર કરવો, તેમને સમાજમાંથી હમેશને માટે હડધુત કરવી અને કયા સંજોગોને લીધે તેમને વેશ્યાવૃત્તિ જેવા ધંધા તરફ ઘસડાવું પડયું તેનો વિચાર જ નહિ કરવાની મનોદશા પ્રવર્તે છે. એથી એક વખત ભૂલેચુકે કે સંજોગાધિન બનીને જે બાઇ ફસી પડે, તેને કાયમને માટે પતિતા બનવું પડે છે. અહિં એકપક્ષી જ ન્યાય થાય છે. સ્ત્રીઓને અવળે માર્ગે દોરી જનાર પુરૂષ શિક્ષા વિના છટકી જઇ શકે છે, એટલું જ નહિં પણ સમાજમાં તેઓ સન્માનિત સજ્જન તરીકે પણ ખપી શકે છે!

હિંદીજનોએ તો ખરેખર સ્ત્રીઓને આ ગંદા માર્ગે ફસી પડતાં અટકાવવી હોય તો, સ્ત્રીઓને આર્થિક સ્વતંત્રતા આપવી જોઇએ; બાળલગ્ન, વૃદ્ધલગ્ન, અસમાન લગ્ન, કુલીનવાદ, બહુપત્નીવાદ પર્દાપ્રથા અને સ્ત્રીઓને ઉતરતું પ્રાણી માનવાની રૂઢીઓ સામે જંગ જમાવી, પતિતાઓને સ્વતંત્ર રીતે ગુજરાન ચલાવવાની તાકાત બક્ષી, તેમને સમાજમાં અપનાવી લેવાની રીતો દાખલ કરવી જોઇએ. તે સિવાયના માર્ગો અપચાને લીધે દુઃખતા માથા પર બામ ચોપડવા જેવા નિરર્થક નિવડવાના છે.

જેમને સામાજિક સુધારામાં રસ હોય તેવાં સ્ત્રી પુરૂષો રશિઆ પાસેથી જરૂર માર્ગદર્શન લઇ શકે, અને એને પગલે ચાલીને હિંદમાંથી વેશ્યાવૃત્તિ ઘટાડી શકે.

# સાફલ્યનો સુવર્ણ કળશ: રશિયા ઉ-

રશિઅન પંચવાર્ષિક કાર્યક્રમ સફળતામાં પરિણમ્યો છે. રશિઅન પ્રજાએ અપાર ધૈર્ય અને અદ્દભૂત કાર્યદક્ષતાથી કામ લઇ તેને ચાર વર્ષમાં જ સંપૂર્ણ કરી બનાવ્યો છે.

મોસ્કોમાં રહેતા પરદેશીઓ આ કાર્યક્રમ પર ચર્ચા કરતા નજરે પડે છે. કેટલાકો તેને નિષ્ફળ થયેલ કહે છે પણ આ તો તેમની અદેખાઇને અંગે છે. બીજાઓ તેને થોડેઘણે અંશે સફળ થયેલ માને છે અને તે બાબતમાં ઉત્પન્નના આંકડાઓ ટાંકે છે.

આવા મોટા કાર્યક્રમ માટે આંકડાઓ જો કે જરૂરના છે પણ માત્ર આંકડાથી જ તેની સફળતા કે નિષ્ફળતા સાબિત થતી નથી. જે હેતુને માટે આ કાર્યક્રમ નક્કી થયો હતો તે હેતુ પાર પડયો છે કે નહિ તે પર જ સફળતા કે નિષ્ફળતાની બાબત અવલંબે છે.

કાર્યક્રમ ઘડવા માટે પાંચ મુખ્ય હેતુઓ હતા.

(૧) ખેતી-પ્રધાન રશિઆને ખેતીઉદ્યોગ-પ્રધાન દેશ બનાવવો.

(૨) ખેતીને એકત્ર બનાવીને મશીનરીથી કામ લેવું.

(૩) દેશને ઉદ્યોગશાળી બનાવવાને મોટા મોટા સંચાઓ માટે કારખાનાંઓ ઉભાં કરવાં.

(૪) માત્ર આપલેના ધોરણ પર જ નહિં એવું આર્થિક નિદાન.

(૫) લાખો અજ્ઞાન શ્રમજીવીઓને પુરતું જ્ઞાન.

આ હેતુઓ કેટલે અંશે પાર પડયા છે તેના પર જ સફળતા કે નિષ્ફળતાનો દાવો રજુ કરી શકાય.

ખેતીપ્રધાન દેશને ખેતીઉદ્યોગ પ્રધાન દેશ બનાવવામાં પારાવાર મુસ્કેલીઓ ઉભી થાય. આવી મુસ્કેલીઓ રશિઆમાં પણ ઉભી થઇ હતી. ત્રણ વર્ષ પહેલાં રશિઅન ખેડુતોએ જબરો શોર મચાવી મુક્યો હતો. કારણ કે દેશને ઉદ્યોગશાળી બનાવવા માટે બહુ ભોગની જરૂર હતી અને તે ભોગ આપી દેવા રશિઅન ખેડુતો તૈયાર ન હતા. આનું મૂળ રશિઅન

# ઇતિહાસનું એક પ્રકરણ પૂરું કરે છે.

લેખક: ચંદ્રિકાબ્હેન દ. ઓવરસીયર

જનતામાં સમાજવાદી કાર્યક્રમના જ્ઞાનનો અભાવ હતો. પણ સામ્યવાદી નેતાઓએ આ અસંતોષનું મૂળ જાણ્યા પછી અપાર ધૈર્ય અને હિંમતથી આ અસંતોષ દૂર કર્યો.

**જે**મ જેમ લોકોમાં જ્ઞાનનો ફેલાવો થવા પામ્યો તેમ તેમ તેઓ ભોગની કિંમત સમજવા લાગ્યા અને પરિણામે આજે સમજપૂર્વક કાર્ય કરવાથી તેઓ રશિઆને ઉદ્યોગશાળી દેશ પણ બનાવી શક્યા છે. આજે વોલ્ગા નદીના તટ પર આવેલાં ઇલેક્ટ્રીક કારખાનાંઓ અજોડ છે. આજે તેઓ બેશક કહી શકે કે ખેતી-ઉદ્યોગપ્રધાન દેશ બનાવવાનો તેમનો મૂળ હેતુ સાધ્ય થયો છે. ૧૯૩૧ માં રાષ્ટ્રિય આવકના ૬૦ ટકા તો ઉદ્યોગમાંથી મળ્યા હતા.

**આ** જાતનો વિકાસ કંઇ અણધાર્યો આવી પડ્યો નથી. આ તો એક યોજના ઘડવામાં બુદ્ધિ વપરાઇ હતી અને ખંતપૂર્વક કાર્ય થયું હતું તેનું શુભ પરિણામ છે. અલબત્ત એમ કહી શકાય કે સઘળો કાર્યક્રમ સફળ થયો નથી. દાખલા તરીકે પોલાદ, રેલ્વે વગેરેનો પુરતાં પ્રમાણમાં વિકાસ થયો નથી. પણ એ પણ યાદ રાખવું ઘટે છે કે આજની આર્થિક મંદીનો પ્રસાર જગતભરમાં છે. રશિઆને પણ થોડીઘણી આંચ આવી છે પણ બોલ્શેવિકો આ મળેલી નિષ્ફળતાથી નિરાશ થયા નથી પણ આગળ ધપ્યે જાય છે.

**બો**લ્શેવિકો ત્રણ બાબત પર પોતાની સફળતા પૂરવાર કરે છે. તેઓ જણાવે છે કે તેઓએ રશિઆમાં ઉદ્યોગ માટે સંચાઓ ઉભા કરવાનાં પુરતાં કારખાનાંઓ ખોલ્યાં છે. અને આથી ઉદ્યોગ માટે અસાધ્ય પ્રગતિ સાધી છે. બીજું તેઓએ લાખો શ્રમજીવી યુવકોની સાંચાઓમાં કામ કરવા માટે ભરતી કરી છે. ત્રીજું તેઓએ રશિઆમાં વિશાળ પાયા પર ખેતી શરૂ કરી દીધી છે. અને આમ કરીને દેશને સમાજવાદી બનાવવાની ઇમારતનો પાયો ચણ્યો છે.

**એ**ન્જીનીયરીંગ ખાતામાં તેઓએ કરેલી અપાર પ્રગતિની કોઇ પણ ના કહી શકે તેમ નથી. પહેલાં કોઇપણ મશીન દેશમાં બનતું નહોતું. આનો પ્રત્યક્ષ પુરાવો આપણને મહાવિગ્રહ વખતની રશિઆની મુશ્કેલીથી જડે છે, યુદ્ધમાં દારૂગોળો પૂરો પાડવા માટે સાંચાઓનો અભાવ હતો અને આથી યુરોપનાં મિત્રરાજ્યો તથા

અમેરિકાની મદદ મગાઇ હતી. આજે બોલ્શેવિકો હિંમતપૂર્વક કહી શકે કે દારૂગોળો પૂરો પાડવા માટે તેમની પાસે સંપૂર્ણ સાધનસામગ્રી છે.

જો રશિઆ પોતે મશીન ઉપજાવી કાઢે તેવું બન્યું તેમાં નવાઇ લાગતી હોય તો જે સાદા ખેડુતો ખેતરમાં લાકડાનાં હળનો જ ઉપયોગ કરતા તેને સ્થાને નવી જ ઢબના સાંચાઓ વપરાશમાં આવતા જોઇ વધુ નવાઇ ઉપજે છે. આ બોલ્શેવિકોનાં અજબ બુદ્ધિચાતુર્યનું પરિણામ છે. માર્કસના અનુયાયીઓ તરીકે તેઓ માનતા હતા કે માનસિક સ્થિતિ ઉદ્યોગધંધાની સ્થિતિ પર અવલંબે છે અને આથી જ તેઓએ ઉદ્યોગધંધામાં આગળ પ્રગતિ ઉપાડી છે. નવા સાંચાઓ માટે દરેક માણસ શિક્ષણ મેળવતો હોઇ વ્યાપારમાં તેઓ કેટલા આગળ વધ્યા તે જોવું બહુ ઉપયોગનું નથી.

આ પ્રશ્નની વિશાળતા સમજવા માટે ત્રણ મુખ્ય બાબતોનો અભ્યાસ કરવો જોઇએ. પહેલું તો અજ્ઞાન મજુરોમાં જ્ઞાનનો ઉદ્‌ભવ થયો છે. બીજું, કારખાનાઓમાં વિશાળ ઉત્પાદનની પ્રથા દાખલ થઇ છે અને ત્રીજું આ નીતિને આપલેની નીતિના ધોરણસર નહિ પણ સામાન્ય જવાબદારી અને સામાન્ય લાભ પર લાવીને નવી જ વ્યવસ્થા દાખલ કરવામાં આવી છે.

લાખો મનુષ્યોને લાગુ પડતા આ પ્રકરણ વિષે કંઇ તુરતાતુરત મત બાંધી શકાય નહિં તો પણ આજે એટલું તો જરૂર કહી શકાય કે જે નીતિ અખત્યાર કરવામાં આવી છે તેથી નિરાકરણ તો બહુ જ સુગમ રીતે થઇ શકશે.

કામ એટલું બધું વિશાળ પાયા પર છે કે આજે પણ ત્યાં મજુરોની જરૂર પડે છે. દુનિયાભરમાં જ્યારે બેકારી જણાય છે ત્યારે સોવિયેટ સંસ્થાનોમાં એક પણ બેકાર નજરે પડતો નથી. રશિઆમાં આમ લાખો મનુષ્યોને ઔદ્યોગિક કેળવણી અપાતી જાય છે.

દરેક માનવપ્રવૃત્તિઓમાં સહકારની મુખ્ય જરૂર છે પણ અંકાયેલ આર્થિક યોજનામાં તો સહકાર પ્રાણરૂપ બને છે. આ યોજનાને હાર્દિક સહકાર દેશના ચારે ખૂણાએથી મળતો રહે છે પણ હજુ તે થોડો ઓછો હોય તેમ જણાય છે. આ ઉણપનું કારણ અનુભવ કે બુદ્ધિની ખામીને અંગેનું નહોતાં નવી ઢબને વળગવામાં રહેલી વિલંબનાનું છે. પણ પ્રજામાં નવી ઢબને વળગવાનું જોમ જોશભેર ગતિ કરે છે. અને આથી થોડા જ વખતમાં યોજનાને સંપૂર્ણ સહકાર મળશે એવી વકી રાખી શકાય.

આમ રશિઅન પંચવાર્ષિક કાર્યક્રમ આપણે પૂરો થતો જોઇએ છીએ. તેને ઘડવા માટેના પાંચ મુખ્ય હેતુઓ સફળ નીવડયા છે. ચાર વર્ષમાં જ આ પાંચ વર્ષની યોજના પૂર્ણ કરવા માટેના રશિઅનોની ખંતને ખરેખર ધન્યવાદ જ ઘટે છે. આ વિજયમાં રશિયન સમુહનો ઉલ્લાસ સમાયેલો છે.

[૨]

છેલ્લા ચાર વર્ષમાં પાંચ વર્ષની યોજનાને અપૂર્વ સાફલ્ય સાથે પરિસમાપ્ત કર્યા પછી રશીયાના કામદારો આજે બીજી પાંચ વર્ષની પ્રચંડ યોજના આરંભે છે. પહેલી જાનેવારી ૧૯૩૩ થી બીજી અદ્‌ભૂત યોજનાનાં મંગળાચરણ થાય છે ત્યારે આ ક્ષણે સવાલ ઉપસ્થિત થાય છે કે આ યોજનામાં એવી કઇ વસ્તુઓ છે જેને જગત અભિનંદે છે?

શા માટે રશીયાની આ મહાન યોજનાના સાફલ્યના જગત આખું આજે યશોગાન ગાય છે?

કારણ કે રશિઆની પંચ વર્ષીય યોજના એ એકલો ઔદ્યોગિક વિકાસ નથી પણ મુડીવાદી સંસ્કૃતિ સામે સમાજવાદના વિજયનું પહેલું સીમાચિન્હ છે. જ્યારે ૨૬ મુડીવાદી દેશોમાં ૩ કરોડ માનવ માટે કામ પણ નથી ત્યારે સમાજવાદી સંસ્કૃતિએ બેકારીને અદૃશ્ય બનાવીને ઉત્પાદન વધાર્યું છે. દુનીયાનાં દરેક દેશોના યંત્રો આળસુ પડયાં છે ત્યારે સોવિયેટ યુનીયનની સીમામાં યંત્રો રવિવારની રજા પણ લેતાં નથી. તેઓ તો નિરાત ચાલી રહ્યાં છે એટલું જ નહીં પણ ઉત્પાદનની ધગશમાં તેઓએ ઉત્સવોને પણ જતા કર્યા છે. આમ મુડીવાદે સમાજવાદી સંસ્કૃતિને ફેંકેલી ચેલેંજ ઉપાડી લીધી છે અને ઔદ્યોગિક વિકાસની પહેલી અથડામણમાં મુડીવાદનો પ્રચંડ પરાજય થયો છે.

પણ એટલુંજ નથી. જ્યારે મુડીવાદી દેશોમાં યાંત્રિક વિકાસ થાય છે ત્યારે માત્ર અમૂક અલ્પસંખ્યાને આર્થિક લાભ થાય છે. બાકી કામદારોની દશા તો એટલી જ કારમી રહે છે. દાખલા તરીકે છેલ્લા ચાર વર્ષમાં મહાત્માજીની ચળવળના આધારે અમદાવાદમાં નવી મીલોની સંખ્યા ઠીક ઠીક વધી છે. છતાં કામકરનારા મજુરોને કે મધ્યમવર્ગને જરા પણ લાભ થયો નથી. તેમની સ્થિતિ તો એકસરખીજ ખરાબ રહી છે. ઉલટું મજુરોના વસવાટ માટે મકાનો બાંધ્યા વગર તેઓ મીલો બાંધતા હોવાથી વસ્તી પુષ્કળ વધી છે. અને આથીજ શહેરની સુખાકારી ઘટી છે. બાળમરણ પ્રમાણ વધ્યું છે અને ઉપદ્રવો ભયપ્રદ બન્યા છે; પણ રશિઆના ઔદ્યોગિક વિકાસની સાથે કામદારો, ખેડુતો તેમજ બીજાઓના જીવનસ્થિતિ સુધરી છે, તેમને વસવાને માટે ૩૦૦૦૦૦૦ ઘરો બાંધવામાં આવ્યાં છે. ગામડે ગામડે રેડીયો ગોઠવવામાં આવ્યો છે. કામ કરવાના કલાક આઠના ઘટાડીને સાત કરવામાં આવ્યા છે. દર પાંચ દિવસે એક દિવસ રજાનો મળે છે. વર્ષમાં એક માસની પગાર સાથે રજા મળે છે. નાટકો અને સીનેમાઓ નામની ફી સાથે જોઇ શકાય છે. દરેક ફેકટરી સાથે સ્નાનગૃહો અને બગીચાઓ રચવામાં આવ્યા છે અને જ્યાં એક વખત જુલ્મી ઝારો રાણીઓ સાથે મોજવિલાસ માણતા ત્યાં આજે કામદારો સુખેથી હવાફેર માટે જઇ શકે છે. આમ થવાનું કારણ એ છે કે રશિઆમાં જે કંઇ ઉત્પન્ન થાય છે તેની ઉપર કોઇ એકની માલીકી નથી. પણ સમગ્ર સમાજની છે. એટલે જેમ જેમ ઉત્પાદન વધતું જાય છે તેમ તેમ સૌને વધુ વસ્તુઓ મળતી જાય છે. તેમ તેમ તેમનાં જીવન વધુ સુંદર અને વધુ આકર્ષક બનતું જાય છે.

સોવિયેટ પંચવાર્ષિક યોજનાના વિજયનું આ રહસ્ય છે. સમાજવાદની સ્થાપના વગર આવા પરિણામો ઉપજાવવાં જરાપે શકય નથી એ સુત્ર કોઇએ વિસરી જવું જોઇએ નહિ.



# નવયુગનો નારીવિભાગ

## તંત્રીની વિજ્ઞાપના.

**આ** અંકથી 'નવયુગ' સાથે સંકળાયેલો 'નારીવિભાગ' અદશ્ય થાય છે. ગુજરાતની સ્ત્રીજનતાની પ્રગતિમાં સાથ આપવાના અમારા કોડ આમ અણુસંતોષાયેલા જ સ્તંભે છે. છેલ્લા ત્રણ વર્ષમાં ગુજરાતની સ્ત્રીઓને આ વિભાગમાં અમોએ સાચું રાજકીય અને સામાજીક ક્રાંતિભર્યું સાહિત્ય પીરસ્યું છે. દેશદેશની સ્ત્રીઓની પ્રગતિના અજવાલ આપ્યા છે. આપણી સમક્ષ ઉભી થયેલી કટોકટીની વેળામાં સાચું નેતૃત્વ આપ્યું છે. આપણા સમાજને વિંટળાઈ વળેલા સામાજીક બંધનો સામે જેહાદ જગાવી છે. આપણી સંકુચિત લગ્ન પ્રણાલી સામે સતત બંડ ઉઠાવ્યું છે. સ્ત્રીસમુદાયની અપાર નિરક્ષરતા નિવારવા માટે અમોએ અનેકવાર આંગળી ઉંચી કરી છે. છતાં આજે અમો કબુલ કરીએ છીએ કે અમારો સંદેશ સ્ત્રીઓએ ઝીલ્યો નથી. અમોએ ઇચ્છેલું પ્રોત્સાહન અમને સાંપડયું નથી. અમોએ માંગેલો જવાબ મળ્યો નથી.

જ્યારે વિશિષ્ઠ નારી વિભાગ શરૂ કર્યો ત્યારે દૂર દૂર ક્ષિતિજમાં એવી આશા અમને જરૂર હતી કે આગળ જતાં આ વિશિષ્ઠ વિભાગ એક સ્વતંત્ર માસિકમાં પરિણમશે. આજે આ ત્રણ વર્ષના અનુભવ પછી આ આશા અને આ આદર્શ નિષ્ફળ નિવડયા છે.

કેટલાક અમારા ઉદ્દામ વિચારો જોઈ વાંચવાની પણ ના પાડે છે. અનેક અમારી સ્પષ્ટ વ્યક્તવ્યની નીતિને અમારી નિષ્ફળતા માટે જવાબદાર ગણે છે.

એમ હોય તો ભલે હો. સડેલા સમાજતંત્ર સામે આંખમીંચામણા કરવા કરતાં, પુર્વકાલિન જંગલી પ્રણાલિકાઓ સામે શબ્દ પણ ન ઉચ્ચારવા કરતાં, અમો આ વિભાગને બંધ કરવાનું વધુ ઉચિત સમજીએ છીએ. આ વિભાગ કંઈ સ્ત્રીઓને નવરાશની વેળામાં આનંદ આપવા માટે નહોતો શરૂ થયો. તેવાં કર્ય માટે તો બીજાં ઘણાંય માસિકો અને સાપ્તાહિકો છે. જ્યાં સુધી અમારામાં શકિત છે અને અમારી પાસે સાધન છે ત્યાં સુધી અમો સ્ત્રીજનતાની પરિવર્તનશીલ ભાવનાનો પડઘો પાડવા ઇચ્છીએ છીએ. અમારા કાર્યક્ષેત્રની જવાબદારી અમો સારી પેઠે જાણીએ છીએ, અને એથી જ અમોને ખાત્રી છે કે આવતા વર્ષોમાં અમારૂં પુનરૂત્થાન અનિવાર્ય છે.

બચુબ્હેન લોટવાલા.

# કુદરતના અંચલમાંથી

## ગોંડ લોકોની ગુલામી દેખાય છે.

જમીનદાર ગોંડનો શીકાર ખેલે છે
સાહુકાર એનાં રૂધીર પીએ છે.
વાઘદીપડા એને દિનરાત રંજાડે છે.
મેલેરીઆનો એ મીજબાન બને છે.

### સાંપ્રતકાલની એક શરમકથા

પ્રયોજક :
જી. પ્ર. મ.

### બુઝાતો દીપક

વિકાળ વાઘ અને શીકારી જાનવરો ને પોતાના કોતરમાં સંઘરતા કરંજીઆના ઘીચ જંગલ તરફ તમારા પગ વળે, જાણે સાગરનાં તરંગો થીજીને સ્થીર બની ગયા હોય તેવા પર્વતના તરંગોને સ્પર્શ કરતા તમારા પગ આગળ ને આગળ ચાલ્યા જાય પછી એક શીખર આવે છે–એના પર રોકાઇ રહેવાનું પ્રલોભન તમે રોકી નહિ શકો. આ શીખર રેવારાજ્યનાં એક પહેરેગીર તરીકે ચોવીસે કલાક ખડે પગે ઉભું રહ્યું છે. એની ટોચ પરથી તમે નજર ફેંકો તો એક લાંબુ લાંબુ ભેદી જંગલ–અટુલું, ભુલાએલું, જગતથી કપાઇ ગએલું–આંખમાં સમાશે. દૂર દૂર દષ્ટિ ફેંકો એટલે કરંજીઆનાં ચરણપર ઝુકેલાં ગામડાંઓ તરી આવશે. સાતપુડા પર્વતનો પવન અહિં વાઇ ચાલ્યો જાય છે. અહિંથી દશ માઇલ દૂર નર્મદાનાં નીર્મળ નીર દિનરાત રૂપેરી રાગે ગાયા કરે છે–આની આસપાસના જર્જરિત ઝુંપડામાં ગોંડ નામના લોકો રહે છે, પોતાના પ્રદેશ પર જંગલને થનગનવા દેતો સાતપુડા પર્વત ૩૦ લાખ ગોંડને રોજ જુએ છે–જ્યાં મેલેરીઆતે માતબર મીજબાની મળે છે એવી છીંદવાડાની જાગીરોમાં આ ગોંડ લોકો છુટાછવાયા પડયા છે. બેતુલની નદીએ અનેક ગોંડોને પોતાનાં નીર પાયાં છે! સેઓની દેખાવડી ટેકરીઓ કે જ્યાં ડાકલાંના ભીષણ અવાજો જાગી ઉઠે છે ત્યાં પણ ગોંડની વસતી પડેલી છે. આ ઉપરાંત બસ્તર, સીનોઇ, ચંદા, વાર્ધા, નારસીંગપુર વગેરે સ્થળોમાં ગોંડ લોક વસવાટ કરે છે.

આસામનાં ચ્હાના બગીચાને ૫૦,૦૦૦ ગોંડ પરસેવાથી પલાળે છે.

એમ કહેવાય છે કે આ ગોંડ લોકો રાવણના બીજમાંથી ઉતરી આવેલ છે. દક્ષીણમાંથી આવી તેઓએ મધ્ય પ્રાંતો પર ચડાઇ કરી હતી એવી વાતો સંભળાય છે પરંતુ કોઇ ગોંડને આ વાતની સ્મૃતી રહી નથી. ચઉદમી સદીનો ઇતિહાસ આ ગોંડના નામને ઝીલે છે! ચઉદમી સદીમાંજ બેતુલ, છીનવાડા, મંડલા અને ચંદામાં ગોંડોએ રાજ્યધાની સ્થાપીત કરી. ગોંડ રાજાઓ હેઠળ આ દેશ ઉત્કર્ષ પામ્યો! કીલ્લાઓ, નહેરો, કુવા આ સમયે પહેલીજવાર બાંધવામાં આવ્યા! મહેલની અંદરની તીજોરીઓ ધનથી છલકાવા લાગી! રાજાના નજરાણાં બેહુતો હાથી અને સોનાની મ્હોરોથી કરવા લાગ્યા. ત્યારે અકબરના લશ્કરને ચોરાગઢના કીલ્લામાંથી સોનાની મ્હોરોની સો કોડીઓ મળી આવી હતી. એક હજાર હાથીઓ ઉપરાંત બેનમુન ઝવેરાત અકબરના સૈન્યને હાથે પડ્યું હતું!–આમ ગોંડના રાજાઓએ ઉત્કર્ષની છોળ તો અનુભવી પણ તેઓ વ્યવસ્થાની શક્તિ ધરાવતા નહોતા, જંગને બાથ ભરવાની અક્કલ તેઓમાં ન હોતી. એમાં જ્યારે મરાઠા દરબારોએ આ ગોંડ રાજા સામે સાદ કાઢી યુધ્ધના તણખા વેર્યા ત્યારે ગોંડ રાજ્યાસનો હલમલી ગયાં, હારેલા રાજાઓને ભાગી જઇને જંગલો અને ટેકરીઓમાં ભરાઇ જવાની ફરજ પડી! બસ ત્યારથી ગોંડરાજાઓના જીવન–પ્રકરણનો અંત આવી ગયો.

## લીલા અંચલમાંથી

અને આજે સાતપુડાની યુગ્મ કરનારી એ કુદરતની વાડી શોકનાં સર્પોના રાફડા જેવી બની રહી છે. જે વાડીમાં સુખ અને આનંદ મલકી રહેલાં ત્યાં આજે દુઃખ અને હાડમારીઓની ચીસો સંભળાઇ રહી છે. કુદરતના લીલા અંચલમાંથી આવાં કરૂણ દશ્યો દેખાઇ રહયાં છે! ગારાનાં મલીન ઝુંપડાંમાં ગોંડનાં જીવન ઓછું તેલ પુરેલ બતીની માફક થોડો વખત ચમકી ઓલવાઇ જાય છે. એ જીવનને આવકાર આપનાર ગરીબીજ ખડી રહી હોય છે. આ બધી યાતનાઓ છતાં ગોંડ એક મર્દની માફક આ ગરીબીનો બોજો શીરે લઇ જીવનજંગ ખેલે છે. ગોંડ ઉપર શોષણનો ચીચુડો તો સનાતન ફર્યાજ કરે છે. ગોંડ બચ્ચો ધણીઓનો શીકાર બની રહે છે. જમીનદારો ગોંડના રૂધીરની પ્યાલીઓ પીએ છે. એના પર જગાતના ચાબખા ચાલુજ રહે છે. અન્યાયનું એ રમકડું બની રહે છે. ભુખમરાની સરહદ પરજ આ ગોંડ વસવાટ કરે છે. આકાશમાંથી ગુલો વેરતી ઉષા બહાર આવી હસવા લાગે છે ત્યારથી ગોંડની ગુલામી હુંકારા કરવા મંડી જાય છે પછી તો રાતના ઓળા ધરતી પર ઉતરે ત્યારે મજુરી કરતા ગોંડના ગજવામાં એક આનાથીએ ઓછા પઇસા પડે છે. આખા દિવસની કાળી મજુરી પછી એક આના કરતાંએ ઓછા પઇસા પોતાના થાય એ હાલત કંગાલીયતની છડી પોકારે છે. પાંચ વર્ષની અંદરની વયનાં ગોંડના કુમળાં છોકરાંને પણ પેટના ખાડા પુરવા આટલી નાની ઉમ્મરથી નોકરી ચાકરી કરવી પડે છે. થોડા ચોખાને પાણીમાં બાફી એના રાબ કરી પીવી એ ગોંડનો ખોરાક ગણાય છે–આવો ઓછા પ્રકારનો ખોરાક મહિનાઓ સુધી એના પેટમાં જાય છે–શીઆળો આવે અને પર્વત પર ઠંડીના સુસવતા વાયરા વાય તેની સામે બાથ ભરવા ગોંડના શરીર પર પુરાં વસ્ત્રો હોતાં નથી.

## શીકારીનો રાહ.

આમ છતાં આ હાડપીંજરોને જગાત ઉઘરાવનાર છોડતો નથી. ઢોરાં માટે, ખેતર માટે, ગોંડને ખેધડ વાળી નાખે તેવા કરો ભરવા પડે છે. ગોંડને શીકાર કરવાનોએ હક નથી. નહિં તો જાનવર મારી એ પેટની આગ બુઝાવે. આનું કારણ એ છે કે જો ગોંડ શીકાર કરવા મંડી જાય તો અફસરોનો શીકારનો શોખ માર્યો જાય ને! ગોંડ લોકો પેટના કારણે પણ અફસરોની આવી મજાની આડે નજ આવી શકે! શોપાતા ગોંડને કોઇ છોડતું નથી. સૂર્યના પ્રકાશમાં મેલ હીલોળે ચડવા લાગે છે ત્યાં એકાએક આકાશમાંથી તોફાન ત્રાટકે છે અને થોડી ક્ષણમાં આ તોફાન મેલને ખેદાન મેદાન કરી નાખે છે. ગોંડના ઢોર ચરતાં હોય ત્યાં વાઘ એના પર છાપો મારી ઢોરોનો કોળીઓ કરી જાય છે. ઝુપડાંની અંદર નિંદ્રાને ખોળે ગોંડના બાલકો પડયાં હોય છે ત્યારે પણ દીપડો આવી આ છોકરાંઓને રંજાડવાનું ચુકતો નથી. આ દીપડાથીયે ભયંકર પેલો લ્હેણદાર વાણીઓ ગોંડના ઝુપડાંમાં જ્યારે દાખલ થાય છે ત્યારે બીહામણું વાતાવરણ ઉભું થાય છે. ગોંડના હિતને ભરખી જતો આ શાહુકાર જીભમાંથી મધ ટપકાવી ગોંડની નજર સામે ઉધાર આપવા માટેના રૂપીઆ બતાવે છે, ત્યારે ગોંડ બધાં દુઃખો ભુલી લાંબો હાથ કરે છે અને પરિણામે એની બરબાદીને એ આ રીતે ખરીદી લે છે. પાપ્સા ધીરનાર શાહુકારે કાંઇ બાકી રાખી લીધું હોય તે રીતે દારાબ અને અફીણ ગોંડના શરીરને ફોલી ખાય છે.

આમ ચારે તરફથી ગોંડને આફત ભીંસી મારે છે. પરિણામે ભયંકર દર્દોના એ સંગાથી બને છે—છતાં એ દર્દ હઠાવનારી દવા એને સાંપડતી નથી. એની નજીવી કમાણી તો એણે કદિ નહિં દીઠેલા સૈન્યને નભાવવા માટે મહેસુલદ્વારા ઉંચકાઇ જાય છે, જે સૈન્ય એનું રક્ષણ કરવા માટે નભે છે એ લશ્કરના એણે દીદાર પણ દેખ્યા હોતા નથી. એટલે રક્ષણની તો વાતજ કયાં કરવી? દાખલા તરીકે કરંજીઆની આસપાસના ત્રીસ માઇલમાં બીલકુલ તબીબી મદદ મળવાનું શકય નથી. કારણ કે આ ભાગમાં દવાખાનું હસ્તીજ ધરાવતું નથી. એટલે ગોંડ તો દિનપ્રતિદિન નંખાતોજ જાય છે, એટલુંજ નહિ પણ આવો નબળો શારીરિક વારસો એ સંતતી ઉપર મુકતો જાય છે. નભમાં જ્યારે અભરોની હાર પથરાય, જ્યારે અવની પર વરસાદ છંટકાઇ રહે ત્યારે ગોંડને મેલેરીઆ ખાઇ રહ્યા હોય છે. એના શરીરને ઇજા થાય અને ઘામાંથી રૂધીર વહેવા લાગે તો પણ તબીબના અભાવે એ ઘાવ સુધારી શકાતા નથી—એમાં ધીરે ધીરે સડો પેસવા લાગે છે.

દુધના અભાવે ગોંડના છોકરાં ટળવળી મોતનાં મહેમાન બને છે. ઢોરાં નભાવવા માટેનો ગોંડને જે કર આપવો પડે છે એ એટલો જબ્બર હોય છે કે એનાં છોકરાં પરિણામે દુધ વિનાનાં રહે છે. કેળવણીનો સ્પર્શ તો એને કયાંથીજ થાય? ખેતીવાડીને અંગે જે કાંઇ સુધારાવધારા થયા છે એની એને કશી ખબર હોતી નથી—એ જ્ઞાન વળી એને કોણ આપે?

## કેટલાંક દ્રશ્યો.

આ બધું લખું છું ત્યાં મારા મગજમાંથી અનેક ચિત્રો પસાર થઇ જાય છે. એક રેલ્વે સ્ટેશન પર ભેખુતોના ટોળાં એક ભડકું થઇ ગએલી ચીજ લઇ જાય છે. એકવાર આ ચીજને માનવ કહેવામાં આવતી! અત્યારે પણ એ ચીજમાં જીવ છે! એ ગોંડ પગથી માથા સુધી દાઝયો

છે, કોયલા માફકનો એનો દેહ ચરચરી રહયો છે—આ દૃશ્ય જોતાં ટ્રેનના ઉતારૂઓ "હાય" કાઢી જાય છે. એ દાઝેલા ગોંડની પત્ની સાથેજ છે! પોતાના વરની આ હાલત જોતાં એની આંખમાંથી અશ્રુઓ સરવા માંડે છે. ત્યાં તો ગોંડ ગામડાની ગોરી આવે છે. એની ચટકેલી ચાલ માંથી ડોલન જન્મે છે. એના અધર પર જાદુ જકડાઇ ગયો હોય તેમ લાગે છે.

પણ એ ચમકતી કાયા ઉપર ચાઠાં પડે છે. એની દેહલતા સૌંદર્યથી ઝુલવાને બદલે ગુમડાંથી બેવડ વળે છે. છતાં એ રોગનો ઇલાજ કરનાર તબીબજ કયાં હોય છે?

આગ લાગવાથી રાખ થઇ પડેલા ઝુંપડામાં ગરીબ કુટુંબ બેઠું છે. કલાકો પહેલાંજ એ તેઓનું ઘર હતું. એની રાખ આસપાસ બેસી આ કુટુંબ કલ્પાંત આદરે છે. બ્હેન બોલી ઉઠે છે:

"ભાઇ આપણે ઉઘાડાં થઇ ગયાં. આ ઝુંપડી તો આપણી મા હતી!"......

બીજી નાની બ્હેન ભાઇને સવાલ પુછે છે:

"હેં ભાઇ! આવી ઝુંપડી બંધાવતાં કેટલો ખર્ચ થાય?"

"ભાઇ નિશ્વાસ નાખી જવાબ આપે છે:

"અરે, એટલો જબરો ખર્ચો આપણાથી શે ઉઠાવાય! એને ઉભી કરતાં ચાર રૂપીઆ થાય"......

"ચાર રૂપીઆ? મારા બાપ! એટલા બધા કયાંથી કાઢવા?"

ટાવા નદી પર આવેલા એક ઝુંપડા માંથી રડતી આંખે એક પત્ની પોતાના પતિને વસમી વિદાય આપે છે. ખુનના કેસ માટે આ પતિને જેલ ભેગો કરવામાં આવે છે. ઝુંપડીના અધખોલ્યાં બારણામાંથી પત્નીની આંખો દુર જતા—જેલ જતા—પતીને નીહાળી રહે છે—પછી એકાએક આ 'પત્ની' પર અક્કરસી કાગળ આવે છે—એમાં 'પતિ'નું નસીબ લખાએલું હોય છે—પણ કોઇને વાંચતાં આવડતું નથી એટલે "પત્ની" એ પત્ર પર "ડુસકાં" ભરે છે એની આશાના અક્ષરો એમાં સંતાયા છે. પણ એ કોઇ ઉકેલી શકતું નથી.

અંધારી રાતે ગામડામાં સ્ત્રીઓ એકઠી મળી ગીત ગાય છે. ગોંડનું આ ગામડું એટલું ગરીબ છે કે અંધારામાં બત્તીને ચાલુ રાખવાનું ખર્ચ પણ કોઇને પોષાતું નથી—આવા અંધારામાં સ્ત્રીઓના કંઠમાંથી સંગીતનાં ઝરણ વહે છે. એ વસમા સુરમાં ભારોભાર દર્દ ભર્યું છે, ભુતકાળનાં જવલંત ચીત્રોને એમાં રાગ મળે છે, ખોવાએલા ઉલ્લાસ અને અધીરા ઉમળકા એ ગીતોમાંથી આરપાર નીકળી જાય છે—નીશા પણ આ દીલની આહ સાંભળી થંભી જાય છે. અને રેલ્વે રેસ્ટોરાંમાં એક રૂષ્ટપુષ્ટ આદમી વ્હીસ્કી સોડાનાં ગ્લાસો પેટમાં ઠાલવી રહયો છે. એ આદમી એક કોલસાની ખાણનો મેનેજર છે—એ બોલી નાખે છે:

"મારી ખાણમાં ઘણા ગોંડ લોકો કામ કરે છે. સાળાઓ જંગલી જેવાં! નિયમીતપણામાં તો એ જાનવરો સમજેજ નહિં! પણ અમે તેઓને સીધા કરી દીધા છે. તેઓને શરાબ પર ચડાવી દીધા છે, અફીણના ઘેન ઉપર ચડાવી તેઓને ખરીદી લીધા છે. હવે અમે જે કહીએ તે કરવા તેઓ તૈયાર છે. સારે નસીબે જુગાર રમતાં પણ સાલાઓ શીખી ગયા છે."

## કાળી ગુલામીમાંથી—

આ બધાં બીલ્કુલ સાચાં ચિત્રો છે—અતિશયોક્તિ વિનાનાં. તમે પોતે ગોંડના ગામડાની મુલાકાત લેશો તો ખબર પડશે. ગોંડ લોકોનો સ્વભાવ અતિશય હેતાળ હોય છે. તેઓ સાચકલાએ બહુ હોય છે. તેઓ નૃત્યના પુજારીઓ હોય છે. જીવનનાં આ આકરા લીસોટા ભુલી જવા તેઓ નાચે છે, જંગલના તરૂઓની માફક તેઓ ડોલન અનુભવે છે. પરંતુ નૃત્ય કરતા એ પગો ફરી શોષણના સામ્રાજ્યમાં પ્રવેશ કરે છે—એ કાળી ગુલામીમાંથી ગોંડ મુક્ત થશે નહિ ત્યાં સુધી એવું દૃશ્ય પુર બહારમાં થનગતી ઉઠશે નહિ.

આ લ મ ના
ઉદ્દામ લેખક

# મેકસીમ ગૉર્કી

"બિરાદર નાદિયા! ત્હારી ચમકતી આંખના તેજ માટે! આપણી પાંચ વર્ષની યોજના માટે! લેનીનગ્રાડ... રશિયા.....અને આપણા ગોર્કીની લાંબી જીંદગી માટે!......ચલાવ!........"

ને પોલાદ, લોખંડ અને જીંદગીના પરમેવો જે હાથમાંથી સરી ગયાં હતાં તે હાથે જાડા કાચના જામને ઉપર ઉંચક્યું.

"વાહ! વોડકા!" આટલા શબ્દો સાથે વોડકાની પ્યાલીઓ ઉંચકાઇ.

લેનીનગ્રાડમાંની ભવ્ય અને આલિશાન ઇમારતમાં રશિયાના મજદૂરોનો ભવ્ય મહોત્સવ જામ્યો હતો. રશિયાની નવજવાન નાઝનીનો, રાતા રંગના સ્કર્ટસમાં નિઝની-નોવગોરોડ ખાતેની 'શુ ફેકટરી'માંથી તૈયાર થયેલ લાલ રંગના સાંપ્રત રશિયાના પ્રચારકાર્યના અદીઠ સૂર ફુંકતી મોજડીઓ પહેરી 'ટપક ટપક' ચાલતી હતી.

"વોડકા! વોડકા!"

મહોત્સવ રંગે ચઢતો હતો. નવીન આલમના સર્જનહાર શ્રમજીવીઓની લાખોની સંખ્યા એ વિશાળ મહાલમાં એકત્રિત મળી હતી.

"ઘણું જીવો મેકસીમ ગોર્કી!...',

અને હજારો.....કરોડો ........સમુદાયના હાથમાં—સુંદરીઓના હાથમાં વોડકાની પ્યાલીઓ ભરાઇ.

ઓળખ આપનાર:
બકુલેશ

## મુડીવાદને 'કડવો' થઇ પડેલો કલાકાર

અને ઉત્તરે આહ્લાદક ખીલખીલાટ પ્રસરી રહ્યો.

**સ**પ્ટેમ્બર માસની ૨૫ મી તારીખ હતી. ૧૯૩૨ ની સાલમાં કલમ સાથે બિરાદરી બાંધનાર માટે એ ભૂલી જવાય એવો દિન ન્હોતો.

સારુંય રશિયા મહાન ક્રાન્તિકારી લેખક–કલાકાર મેક્સીમ ગોર્કીનું સન્માન કરી રહ્યું હતું–રશિયનો ત્હેનો ઉત્સવ ઉજવી રહ્યા હતા.

મેક્સીમ ગોર્કી–રશિયાનો મહાન ક્રાંતિકારી લેખક: શ્રમજીવીઓના કારમા જીવનની ગહન કથનીઓને જીવન્ત બનાવનારી કિતાબો–ત્હેના અક્ષરો ગોળ પૃથ્વિના એકેકએક શહેરમાં મશહુર છે.

એની કૃતિઓને આજે ચાલીશ વર્ષો પૂરાં થતાં હતાં. મહાન સામ્યવાદીના જીવનથી ઝરેલાં એ જીવન્ત ઝરણાંએ નવીન આલમના સર્જનના નૂતન વૃક્ષોને પાણી પાયાં હતાં: એ સર્જનો ઇતિહાસમાં અમર સ્થાન ભોગવશે.

એ મેક્સીમ ગોર્કી! નવીન આલમના સર્જનને પોતાની ઝબાનમાં સફળતાપૂર્વક ઉતારનાર રશિયાનો આ મહા લેખક જીંદગીના અનેક જાતના ગહરા પ્રસંગોમાંથી પસાર થયો છે!

એ મેક્સીમ ગોર્કીને ઓળખો!

**૧**૮૬૯ ના માર્ચ માસની ૧૪ મી તારીખે નિઝનીનોવગોરોડમાં રહેતા રંગાલિયતના બિરાદર શા 'અપહોલ્સ્ટરર'–પીંજારા જેવું કામ કરનારા આદમીને ત્યાં એક બાલકે અવતાર લીધો. એની માને લાગ્યું કે એ બાલક પણ એના બાપની મિસાલ ગાદલાં ભરવાનો ધંધો કરશે અગર તો ત્હેના મોસાળની મિસાલ રંગવાનો ધંધો કરશે!

એ બાલકનું નામ એલેક્સી મેક્સીમોવીચ પીશ્કોવ!...એની મા એક રંગારાની બેટી હતી. ગોર્કીના બાપે એના ગામના એક જઇફ રંગારાની બેટી તરફથી ઇશ્કનો જામ પીધો હતો અને ત્હેમાંથી એલેક્સીએ અવતાર લીધો.

પણ એની મા એની બાલવયમાં એને છોડીને ચાલી ગઇ–બીજી દુનિયામાં!...... પીશ્કોવને એકલો મૂકી દઇને. અને ગોર્કીને ત્હેના જુલમગાર અને સીતમગાર સાથમાં રહેવું પડયું પણ ત્યાંથી તે છટકી ગયો. તે ઘર છોડી ભાગી ગયો.

થોડાક માસ એ નિશાળે ગયો. પછી એને શિતળા નીકળ્યાં એટલે તે ઘેર આવીને રહ્યો. સારા થયા બાદ તેને એક મોચીને ત્યાં નોકરીએ રાખવામાં આવ્યો. પણ અહિં પણ એને ન ફાવ્યું અને પછીથી તે વોલ્ગાને કાંઠે આવ્યો.

**શ**રીરના તમામ હાડકાંને ઠારી નાખે એવો બર્ફ પડતો હતો. વહાણ બરફમાં જામી ગયું હતું.–

“એલેક્સી!...હુષ્મેશ!...”

“નાવારીશ,* સાલું સુકાન નીકળતું નથી. બર્ફમાં ઘુસી ગયું છે.”

“ખીલો મારને!”

અને વોલ્ગા તટે વહાણ ચાલતાં; તેમાંના એક વહાણમાં એલેક્સી તુતક ઉપર કામ કરી રહ્યો હતો. અહિં એને રશિયન શાયરીનો શોખ લાગ્યો. એક ખારવા આગળ પુસ્તકો હતાં અને તેમાંથી નેકા-

* ભાઇ! બીરાદર!

સોફ, સોવરીમેમીક, ઇસ્કા વગેરે વાંચી કહાડયાં.

અને ગોર્કીએ સાહિત્ય, કલાની અર્હિંથી પ્રેરણા પીધી. ત્યાંથી ત્હેને કલમના કલેવરો રચવાની મહત્વાકાંક્ષા જાગી. પંદર વર્ષનો જુવાનજોધ પીશકોફ "કૈંક લખું! કૈંક લખું!"ની ઇચ્છા સેવવા લાગ્યો. ત્હેણે સ્ટીમરના સુકાનને સલામ કરી; કાઝાનના મુલ્કની જમીન ઉપર એની આંખ અને ત્હેના પગ ફરી વળ્યા. ત્રણ રૂબલના પગાર વડે તે પોતાના જીવનને ટકાવી રાખવા માટે એક ભઠીયારખાનામાં નોકરી રહ્યો.

અને ત્યાં તેણે "ટ્વેન્ટીસીકસ મેન એન્ડ એ ગર્લ"—"છવીસ આદમીઓ અને એક લડકી!" નામક ટુંકી વાર્તા લખી—આ જ કૃતિ અત્યારે સાહિત્યમાં મશહુર બની છે. આમ એણે જીંદગીના શરાબના કડવા ઘુંટડા પીવા માંડયા.

## અને અહિંથી ગોર્કી કચડાયલા

વર્ગમાં જીંદગી જીવવા લાગ્યો. અનેક જાતના જીંદગીના કપરા અનુભવો. એણે વાર્તાઓમાં વણી લેવા માંડયા. રખડવું એ એનો ખોરાક બની ગયો.

પોલ્કા ડાન્સ ચાલતો હોય, ઝારની છબી ઓની મશ્કરી થતી હોય, વોડકાના રંગ જામ્યા હોય અને રશિયાની રમણીઓ દીલ્લગી કરતી હોય ત્યારે ગોર્કી કાફેના વડા આગળ કંઇ ગુફતગુ કરતો બેઠો હોય....થોડા દિવસ પછી સુન્દરમાં સુન્દર વાર્તા મોસ્કોના માસિકમાં પ્રગટ થયેલી રશિયાના રહેવાસીઓ વાંચતા.

પછી તે ટીફ્લીસ આવ્યો: ટીફ્લીસ રેલ્વેમાં તે એક સાધારણ મજદુર તરીકે નોકરી કરવા લાગ્યો પણ એની કલમના ઝબકારાથી મોસ્કો ચમકી રહ્યું હતું—રશિયામાં 'ગોર્કી'ની પૃચ્છપરછ થવા લાગી.

અને તે વેળા ઝારની જુલ્મ જહાંગીરી દિગંતમાં ગાજી રહી હતી. ગોર્કીએ કલમ ઉપાડી. વિપ્લવની વિજળીશી એની કલમે કાગળ ઉપર રાતા લોહીના અક્ષરો લખવા માંડયા. ઝાર તરફથી એ રાજદ્રોહી ઠર્યો! વિપ્લવી કલાનો પયગામ આપનાર ગોર્કી રશિયન જીવનના ખારાં મોસંબીના રસને પોતાના કિતાબની થાળીમાં રેડવા લાગ્યો.

મેકસીમ ગોર્કીના પ્રત્યેક શબ્દમાં નવીન આલમના સર્જન માટે વિપ્લવનો આવેગ છે. એ એટલો બધો મશહુર બની ગયો કે તેણે એન્તોં શેકોફના નામને બાજુએ મૂકી દીધું. નીતિનો ઢોળ કરનાર ટોલસ્ટોયને પણ આ નવજુવાન કલાકારની અદેખાઇ આવવા લાગી.

રશિયાના કામદાર વર્ગની, કિસાનોની, જેલની દીવાલો પાછળ પીડાતા શોષિતોની અને બીજા કચડાયેલા વર્ગની ત્હેની કલમમાંથી સર્જાયેલી કહાણી આલમમાં અમર બની છે. એ કલાના ટુકડા તરિકે વિપ્લવી કલાના ઇતિહાસમાં આજેયે જોવામાં આવે છે. એમાં સર્જન છે—એમાં પ્રચારકાર્ય છે, એમાં વિપ્લવી જુસ્સો છે.

જ્વાલામુખી જેટલો આવેગ એમાં હોય છે. કામદાર વર્ગ માટે એમાં પડકાર હોય છે.

## અને લેનીનનો એ સાથી બન્યો.

લેનીને ત્હેની સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. આ મહાન ક્રાંતિકારના જીવનના સહકારનો ગોર્કીને અચ્છો સ્પર્શ થયો.

ગોર્કીના શરૂઆતના જીવનમાંથી ટપકતી વાર્તાઓમાં અરાજકતાભર્યા 'રોમાન્સ'ના રંગો દેખાય છે. પણ એમાં જોરદાર—'ડાયનેમીક' પ્રચારકાર્યનો પ્રચંડ પડકાર તો જરૂર સંભળાય છે.

તે વેળા ત્હેણે "સોન્ગ ઓફ પેટ્રોલ" નામનું મશહુર ગીત લખ્યું. અને ૧૯૦૫ માં જે મહાન ઝંઝાવાતે રશિયાને ઘેરી લીધો ત્હેનો તે એક શુરો સૈનિક બની રહ્યો.

જ્યારે બોલ્શેવીક અને મેન્શેવીક પક્ષમાં ભંગાણ પડ્યું ત્યારે, જ્યારે 'રેવોલ્યુશનરી' અને રીફોર્મીસ્ટ' પક્ષમાં ફાટ પડી ત્યારે ગોર્કી તો બોલ્શેવીક અને રેવોલ્યુશનરી-ને જ વળગી રહ્યો.

૧૯૦૫ માં એણે "ધી ન્યુ લાઇફ" 'નવું જીવન' નામક પત્ર કહાડવા માંડ્યું. રશિયાના પ્રેસમાંથી પ્રગટ થતા આ પત્રે તો ક્રાન્તિની જ્વાલાઓ ફેલાવવા માંડી. અને એની કટારોમાં લેનીને માનવતાના ઉદ્ધારના વેણો ભરવા માંડ્યા. સારાય રશિયાની આંખો આમ વિપ્લવની ભિષણ સગડી સમા ગોર્કી તરફ વળી.

ત્હેણે યુરપ અમેરિકામાં ઝારના જુલમને પ્રત્યક્ષ પ્રકાશમાં આણી દીધો. ઝારની સિતમગારીની કહાણીઓ આલમની જીભ ઉપર આવવા લાગી.

મુડીવાદી દુનિયાની ઘોર ખોદવામાં ગોર્કીનો ઘણો જ હિસ્સો છે. એની કલમ તીર, ભાલા, બરછી અને છેલ્લામાં છેલ્લી સ્ટાઇલની ભયંકર રિવોલ્વર જેવું કાર્ય સારી શકે છે. મુડીવાદ ઉપર બોમ્બ સમાન ગોર્કીની ઝબાંને હાહાકાર મચાવી દીધો.

૧૯૧૭ ના ઓકટોમ્બર માસમાં રશિયામાં ક્રાન્તિનાં આગમન થયાં. સારાય રશિયામાં આઝાદીના આફતાબના કિર્ણની સુન્દરી રોશની ફેલાઇ ગઇ. તે વખતે ત્હેણે "મધર" નામક પુસ્તક લખી ભારે લોકપ્રિયતા મેળવી.

લેનીનનો તે માનીતો બિરાદર, રશિયાના બુધ્ધિજીવીઓનો તે દિલારામ છે.

૧૯૧૩ માં પ્રકટ કરેલા "ચાઇલ્ડ હુડ" યાને "બાલ્યવય"થી એણે યુરપના પ્રોલીટેરીઅન કલાકારોને વિચાર માટે ખોરાક આપ્યો.

ક્રાન્તિ દર્મિયાન એણે જોરદાર ઝબાંનના ભાષણો આપવા માંડયા. સામ્યવાદ જ આ આલમના ઉધ્ધારની એક મહાન કુંચી છે!" એવો પ્રચંડ નાદ-ત્હેણે ગજાવવા માંડ્યો. શોષાઇ જતા જગતના શ્રમજીવીઓના ઉદ્ધાર માટે પોકાર કર્યો. મુડીવાદીઓ અને સામ્રાજ્યવાદીઓના સાણસાની ગહરી અને ભયંકર ઇંદ્રજાળને ખુલ્લી કરી નાખી!

માત્ર એક જ માસ પહેલાં તે શસ્ત્રબંધીના પ્રચારકાર્ય માટે, યુધ્ધની સ્હામે જેહાદ જગાવવા માટે ગોર્કી પોતાના બીજા બીરાદરો રોમેરોલાં, હારી બાર્બુસ, વીગેરે સાથે આમસ્ટરડમમાં યુદ્ધ વિરોધ પરિષદમાં હાજરી આપનાર હતાં પણ નાદુરસ્ત તબિયતને અંગે ગોર્કી ગેરહાજર રહ્યા હતા.

રશિયાનો જીવન્ત કલાકાર! મેકસીમ ગોર્કી! સારાય રશિયામાં પોતાની વાણીની જોરદાર શૈલિને લીધે ખ્યાતી મેળવનાર આ કલાકારના સન્માન માટે સપ્ટેમ્બરની ૨૫ મી તરીખે મહોત્સવ ઉજવાયા. એના માનમાં સારૂંયે રશિયા-લેનીનગ્રાડ આનંદથી ગાજી રહ્યું.

"વોડકા! નાકિયા! બીજો પી લે! ગોર્કીના માનમાં!" આવાઝ આવતા હતા.

'ઇન્ટરનેશનલ'-મજદૂરોની આઝાદી જગવતું ગીત જોરદાર સંગીત સાથે ગાજી રહ્યું.

અને પાછળથી વિશાળ માનવ સમુદાયનો આવાઝ આવ્યો:

"ગોર્કી ઘણું જીવો!"

અને હજારો નાદિઆઓએ, હજારો ઇવાનોએ અને હજારો મેકસીમોવીચોએ વોડકાની પ્યાલીઓ પીધી.

"જાગો જગના ક્ષુધાર્તો!" ના જોરદાર સંગીતે આ પ્રસંગ ઝીલી લીધો.

"ગોર્કી" એટલે "કડવો" (ઘુંટડો) લોકો એના માટે આજે તંદુરસ્તીની ઝબાંન કહાડતા હતા!

સ્પેનની સ્ત્રીઓએ કાળની કુચ સાથે સરખા હક્ક મેળવ્યા છે.

# સ્પેનની સ્ત્રીઓ

પ્રાચીન રિત રિવાજો જલ્દીથી નાબુદ થતા નથી; અને સ્ત્રીઓને લાગેવળગે છે ત્યાં સુધી તો પૂર્વકાલીન પ્રથાઓ પડતી મેલવામાં સ્પેન આનાકાની કરે છે. પ્રજાતંત્રે સ્ત્રીઓને સમાન હક્ક આપવાનો કાયદો કાઢ્યો છે તો પણ ચાલતી આવતી રૂઢીઓને અંગે સ્પેનીસ સ્ત્રીઓ આ કાયદાનો છુટથી લાભ લેતી નથી. યુરોપમાં મુસાફરી કરતા કોઇપણ પ્રવાસીને સ્પેન અને યુરોપના બીજા ભાગ વચ્ચેનો ફરક તુરત માલમ પડી આવે છે. જ્યારે ઇંગ્લંડ, ફ્રાન્સ અને બીજા દેશોમાં જાહેર જગ્યાઓમાં સ્ત્રીઓની સંખ્યા પુરૂષોના સમાન જણાય છે ત્યારે સ્પેનમાં તેઓ પ્રમાણમાં ઓછી હોય તેમ લાગે છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની નથી. સ્પેનની સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતાં ત્રણ ગણી છે, પણ તેઓ એકાંતવાસ સેવતી હોઇ કૌટુંબિક કારણો સિવાય પુરૂષો સાથે બહાર ફરવા જતી નથી.

**આ બાબતમાં** ઉત્તર અને દક્ષિણ પ્રાંતોમાં રહેલો ફરક જાણી અજાયબી થાય છે. એન્ડેલુસીઆમાં શ્રમજીવી સ્ત્રીઓના અપવાદ સિવાય રસ્તાઓ પર સ્ત્રીઓ અથવા કુમારીકાઓ એકલી તો ભાગ્યેજ નજરે પડે છે. તેઓ એક અથવા વધુ સ્ત્રીઓના સંગાથમાંજ માત્ર દિવસના વખતમાંજ હરેફરે છે. રાત્રે તો પતિ, માતપિતા અથવા તો કુટુંબના રસાલા સિવાય તેઓ બિલકુલ બહાર જતી નથી. માત્ર ગ્રેનેડા, સેવીલા અને એવાં મ્હોટાં શહેરોમાં જ કન્યાઓ છુટથી હરેફરે છે. પચાસ વર્ષ પહેલાં તો આ સ્ત્રીઓ વર્ષો સુધી રસ્તાનાં દર્શન કરતી નહિ.

**એક પથિકને તુરત ખાત્રી થાય છે** કે સ્પેનીસ સ્ત્રીઓ—ભલે તેણી રંક કે રાણી હો—દેખાવે બહુ ચોકખી જણાય છે. ત્રણ બાબતને અંગે તેણી દેખાવડી લાગે છે. પહેલું તો તેણીનો બાંધો ટટ્ટાર હોય છે, બીજું તેઓને પોતાના ગુચ્છાદાર વાળને બરોબર ગોઠવવાનો શોખ છે. ગરીબ કે તવંગર ગમે તે સ્ત્રી વિખરાયેલા વાળવાળી ભાગ્યેજ નજરે પડે છે. શિરપર તેઓ ઝીણો શો બુરખો પહેરે છે અને સવારે પ્રાર્થના વખતે તે તેઓની હેટનું સ્થાન લે છે. આ બુરખો ચહેરા પર બિલકુલ આવતો નથી પણ પાછળ ખભા પર પડી આગળ આવે છે.

**સ્પેનીશ સ્ત્રીઓનાં** લાવણ્યનું ત્રીજું કારણ એ છે કે તેઓ પોતાના કપડાં સ્વચ્છ અને બંધબેસ્તાં રાખે છે અને બુટની સંભાળ ખૂબ લે છે. ઇંગ્લંડ અને અમેરિકામાં ફ્રેન્ચ સ્ત્રીઓની સીલાઇનાં વખાણ થાય છે પણ સ્પેનમાં પણ ભાગ્યેજ એવી રમણી મળે કે જેને સરસ સીલાઇ કરતાં ન આવડતી હોય.

તેણીનાં ખુબસુરત અને ઘાટીલા ચ્હેરા સાથે ઉપરનાં કારણોથી તેણી વધારે દેખાવડી લાગે છે. મોટી શ્યામવર્ણી આંખોમાંથી ઝરતું તેજ, નાજુક કેડી અને લંબાઇને

સાથે યુવતીઓનું લાવણ્ય ખીલી નીકળે છે. પણ દિલગીરી થવા જેવી વાત એ છે કે ત્રીસ વર્ષ બાદ બહુધા તેઓ શરીરના બાંધામાં વધતી જાય છે. આમ છતાં પણ ટાપટીપમાં તો તેઓ તેટલી જ કાળજી રાખે છે.

સ્પેનીસ શાલો ચળકાટ મારતા રંગોને લીધે પ્રખ્યાત હતી, પણ હવે ભાગ્યેજ આવી શાલો શેરૂમમાં દેખાય છે. બુઢ્ઢી સ્ત્રીઓ આ શાલો ખભા પર નાખીને તહેવારોમાં વિચરતી યુવતીઓનાં અજબ સૌંદર્યની આજે પણ નિસાસા નાંખતાં નાંખતાં વાતો કરે છે.

આજની સ્પેનીસ સ્ત્રીઓ ભૂતકાળની આ વાતો પર શોક કરવા બિલકુલ ઇચ્છતી નથી. આજે તો તે સ્વાતંત્ર્ય તરફ પગલાં પાડે છે. તેને મોટી મુંઝવણોનો સામનો કરવાનો છે પણ બહાદુરીથી તેઓ પ્રગતિ કરે જાય છે.



# ...હાસ્યનાં છાંટણાં...



**આ**જકાલ વર્તુલ પરિષદ પર ગુજરાતી સાપ્તાહિક અને માસિકો ખૂબ નજર નાંખી રહ્યાં છે. આ વર્તુલ પરિષદ પર કેટલાંક પત્રોએ અતિ રસિક ટીકાઓ કરી છે. એક જ વસ્તુ અનેક રૂપે કેમ કહી શકાય તેના આ થોડાક નમુના છે.

"ગોળમેજીને માટે હોર સાહેબ વાંસ, દોરડી, તોરડી ને અંતકાળનો લાડુ અને છાણું લઇને તૈયાર ઉભા છે. સર સેમ્યુઅલ હોરે દેશી રાજાઓને અને અલ્પ સંખ્યા કોમના કહેવાતા પ્રતિનિધિઓને ડાઘુ તરીકે કબ્રસ્તાનમાં જવા માટે તૈયાર રાખ્યા છે.

—વીસમીસદી. તા. ૧૮–૧૨–૩૨.

* * *

બીજી આગાહી જુઓ.

આ ગોળમેજીનું પરિણામ હિંદી સભાસદોના સંગીન ભાષણો છતાંયે પ્રજાકીય દ્રષ્ટિબિંદુથી એક જ આવવાનું છે અને તે મ્હોટું મસ છે.

—ગુજરાતી પંચ. ૧૧–૧૨–૩૨.

* * *

અને આ જુઓ–

આથી જણાશે કે હિંદી વજીર 'સબ્બી તેરા પણ હુકમ મેરા', તીજોરી તારી પણ 'કુંચી મારી' ના જેવો જ ઘાટ ઘડવા માંગે છે.

—ગુજરાતી. ૧૧–૧૨–૩૨.

* * *

કહેવાય છે કે ભૂતકાળમાં કવિઓ શિઘ્રતા માટે સંવાદ ગોઠવતા અને કાવ્યશક્તિનાં માપ કઢાડતા. આવું જ કંઇક આ મહિનામાં બન્યું છે. મુંબાઇના એક અખબારમાં નીચેનું કાવ્ય પ્રસિદ્ધ થયું હતું.

### ક્યા ?

લિખના પઢના ખતમ હુવા–
અબ લિખના ક્યા, ઔર પઢના ક્યા?

કહના સુનના ખતમ હુઆ–
તબ કહના ક્યા, ઔર સુનના ક્યા?

ચઢના પડના ખતમ હુઆ–
અબ ચઢના ક્યા, ઔર પડના ક્યા?

હસના રોના ખતમ હુઆ–
તબ હસના ક્યા, ઔર રડના ક્યા?

**વીઠલદાસ લાલદાસ રોહાવાળા.**

અને બીજેજ અઠવાડીયે જવાબ મળ્યો.

### કહાં ?

લિખના પઢના ખતમ કહાં?
દુનિયા સબ લિખતી પઢતિ હય.

કહના સુનના ખતમ કહાં,
દુનિયા સબ કહતી સુનતી હય.—૧
ચઢતા પડના ખરમ નહીં હૈ,
ચઢતા હૈ વો પડતા હૈ.
હસના રોના ખતમ કહાં હૈ?
હસતા વો રોતા ભી હૈ—૨

**દીવાવાળા.**

* * *

પ્રચાર કલા પણ હવે નવું સ્વરૂપ પામતી જાય છે. દાખલા તરીકે 'આર્યસૃષ્ટિના આંદોલનો' નામના મથાળા નીચે 'આર્ય પ્રકાશ'માં નીચેની વિગત છપાઇ છે.

કુંજરાવમાં પ્રચાર—

........ત્યાર બાદ પ્રો. શાહે જાદુના પ્રયોગો કરી લોકોને ભૂત, પ્રેત અને વહેમ આદીથી બચવા સમજાવ્યું હતું. તે પછી શ્રીમતી શાન્તાદેવીએ સંગીતદ્વારા ભજન ગાઇ સ્ત્રીઓને સદ્બોધ આપ્યો હતો.

બીજે દિવસે સ્ત્રીઓની સભામાં શ્રી. શાન્તાદેવીના ભજનો સાથે ઉપદેશ થયો હતો. અને પ્રો. શાહે જાદુના ખેલો બતાવી બહેનોને ભૂત, પ્રેત, અને વહેમ કાઢી નાંખવા સમજાવ્યું હતું....'

શંકા એટલી જ છે કે પ્રો. શાહના જાદુ જોવા લોકો આવ્યાં હતાં ને 'ઉપદેશ'નો ભોગ થઇ પડયાં હતાં કે ઉપદેશ સાંભળવા આવ્યાં હતાં ને 'જાદુ'નો ભોગ થઇ પડયાં હતાં?

* * *

નામ પાડવા માટે કેટલા પૈસા ખરચવા જોઇએ? 'આર્ય પ્રકાશ'માં આવેલી નીચેની હકીકત વાંચો.

'નામકરણ સંસ્કાર' નીમીતે ભાઇએ—રૂ. બે વેદપ્રચારમાં, રૂ. બે ચિમોડા આર્ય સમાજમાં અને સંસ્કાર કરાવનારને રૂ. ૧ દક્ષીણામાં આપ્યો હતો...

કડકાઇના આ યુગમાં પાંચ રૂપીયા ભારે પડે!

* * *

અવલોકનમાં પણ હવે ચીવટ આવતી જાય છે. દાખલા તરીકે 'ધર્મ સંસ્થાપન' નામના પુસ્તકનું 'ગુજરાતી'માં અવલોકન કરતાં તંત્રી લખે છે કેઃ—

"આ પુસ્તકને અપાયેલું ઉપરનું નામ અઘટીત છે, ધર્મભીરૂ વાંચકને તે ખોટે રસ્તે દોરનારૂં છે. તેની અંદર લખાયેલી વસ્તુ સામગ્રી અને વિચારસરણી જોતાં એનું નામ 'અધર્મનું અભ્યુત્થાન' રાખવું જોઇએ અને એ જ અન્વર્થ છે."

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે ધર્મ સંસ્થાપન એ ગાંધીજીએ અપવાસને અંગે લખેલું સાહિત્ય છે.

* * *

અસ્પૃશ્યતાના સવાલે હિંદુસમાજમાં એટલો તો ઉહાપોહ મચાવ્યો છે કે કેટલાક ખૂબ ગુસ્સે થઇ ગયા છે. આવા કેટલાકોએ કલમ લઇને છાપામાં ઝુકાવ્યું છે. 'ગુજરાતી પંચ'માં પ્રસિદ્ધ થયેલા એક ચર્ચાપત્રમાં નીચેનું રત્ન જુઓ.

મહાભારતમાં અસ્પૃશ્યતા પણ છે, તેની તમને ખબર છે? જો મહાભારતમાં અસ્પૃશ્યતા હોય તો ગીતા પણ તેના અંગરૂપ હોવાથી તેમાં અસ્પૃશ્યતા નથી, તેવા પોકારો કરીને જનસમાજને ભમાવવા તૈયાર થવું એ ખુલ્લી ઉતરપીંડી નથી શું? ગીતામાં અસ્પૃશ્યતાનું નિવારણ કોઇ સ્થળે લખ્યું છે? ઢેડ ભંગીને અડીને નહાવું નહિ, તેમના ઘરમાં ઝાડુ કાઢવું, સંડાસ સાફ કરવાં, વગેરે ઉપ

દેશો શું ગીતામાં છે કે? જો તેમ નથી તો મહાભારતમાં વર્ણવેલી અસ્પૃશ્યતાથી વિરૂદ્ધ ગીતાજી નથી, રાખો તેથી 'ગીતામાં અસ્પૃશ્યતા નથી" એ ગાંધીજીનો નિર્ણય કેવલ ભ્રમ રૂપ છે, ઉલટું "ગીતાજીમાં અસ્પૃશ્યતા છે" એ કહેવું હજુએ ઉચિત ગણાશે.

* * *

આવતા વર્ષ માટે એક યુરોપીય જોશીએ ભવિષ્ય ભાખ્યું છે. એક સાપ્તાહિકમાં પ્રસિદ્ધ થયેલા નીચેના વર્તારામાંથી એક અવતરણ આપ્યું છે.

હિંદુસ્તાન અને સીયામમાં એ વરસમાં જંગલી જાનવરોથી ગજબનાક ખુવારી થશે. અફીણનું વ્યસન લોકોમાં કુદકે અને ભુસકે વધી જશે, મોટાં શહેરોના લોકોની રાતની જીંદગી મોટો હોહાકાર કરાવનારી થઇ પડશે અને લંડનમાં ચાલતી અનીતી એક અગત્યના સવાલ જેવી થઇ પડશે. સ્ત્રીઓ વિચીત્ર ફેશનો ગ્રહણ કરશે અને નગ્ન હાલતમાં ફરનારાઓના ચક્રચાર કરાવનારા કેસો ઉભા થશે. સ્ત્રીઓના પાવડર તથા કોસ્મેટીકોમાં સમાયલા ઝેરી સત્વો વિગેરે એ વરસમાં જાહેર તપાસ ચલાવવામાં આવશે, કાંઇ ઝેરી ચેપથી ચોંકાવનારા મરણો નીપજશે. સીનેમા ફીલમો પીક્ચરો, રાતની જીંદગી અને રમત ગમતે ઘણાં લોકપ્રીય થઇ પડશે.'

* * *

પણ ઉપલું વાંચ્યા પછી ત્હમને કદાચ આનંદ થાય છતાં ત્હમારૂં લોહી થીજાવી નાંખવા માટે જોશી કહે કે-

> 'મંગળના ગ્રહની અસરથી મ્હોટી આગ લાગશે અને ઝનુની ગુન્હા થશે. ××××× મેક્ષીકો, હિંદુસ્તાન, તથા મંચુરીયામાં ધરતીકંપ થશે: મેક્ષીકો અને હિંદુસ્તાનમાં મ્હોટી ધાર્મિક લડાઇ જાગશે. ××××'

ઇન્સ્યુરન્સ કંપનીઓ આ વાંચીને તૈયારી કરી રાખે તો સારૂં!



# સહેલી સુવાવડ

ખાવું, પીવું અને ઉંઘવું જેટલું સ્વાભાવિક છે એટલું જ હમેશનું રહેવું અને પ્રસવ થવો એ સ્વાભાવિક છે. અલબત્ત હજારોમાં કોઇ એકાદને પેટ ચીરીને બાળક બહાર કહાડવું પડે છે. પણ એવા પ્રસંગો કવચિત જ બને છે અને બને છે ત્યારે પણ કવચિત જ ગુમાવવું પડે છે. જીવલેણ નીવડે છે.

ખાસ કરીને સગર્ભાવસ્થામાં ગર્ભિણી કોઇ હુશિયાર ડોકટરની દેખરેખ નીચે હોય કે તેની સલાહ પ્રમાણે વર્તતી હોય તો પ્રસૂતિમાં તેને જુજ જ જોખમ રહે છે. અમેરિકાના એક પ્રખ્યાત ડોકટર જેમ્સ એલ. સીગલ. એમ. ડી. કહે છે કે સરેરાશ એક હજાર પ્રસૂતિના કેસમાં તેમનો માત્ર એક જ કેસ બગડે છે અને એ બગડતા કેસો ખાસ કરીને અસ્વાભાવિક જ હોય છે.

આ ઉપરથી થનાર-માતા, સીધા પ્રસવમાં બીલકુલ દર્દ નથી થતું એમ ન માની લે. પણ જો તે કાળજીપૂર્વક રહી હશે અને શારીરિક તંદુરસ્તી સારી રાખી હશે, તો તેને પ્રસવ સહેલાઇથી નહિ થાય એમ માનવાને કોઇ પણ કારણ નથી.

માટે ખૂબ આનંદમાં રહો. બ્રાઉનીંગે કહ્યું છે કે "Look up trust your self, nor be afraid—" અને તેણે સાચું જ કહ્યું છે. સંપૂર્ણ આત્મવિશ્વાસ રાખી શાંતિપૂર્વક રહેવા પ્રયાસ કરો અને મનમાંથી ખોટી આશંકાઓ અને ભયાનક વિચારો હાંકી કહાડજો.

[૨]

**થનાર-માતા ડોકટરને** પહેલો પ્રશ્ન ખાસ કરીને એ જ પૂછવા માંગે છે કે

લેખકઃ
**ચિનુભાઈ ડૉક્ટર**

"હું ચોકક્સ ગર્ભવતી છું તે કેવી રીતે જાણી શકું?"

ગર્ભ રહ્યો છે કે નહિ તે નીચેની નિશાનીઓ ઉપરથી ઘણે ભાગે કહી શકાય છેઃ—

(૧) અટકાવ બંધ થવો.

(૨) સ્તનમાં થતા ફેરફાર.

(૩) સવારમાં ઉબકા, મોળ અને બકારી.

જો આ ત્રણ નિશાનીઓ બરાબર જણાય તો ૫૦ ટકા ગર્ભ રહ્યો છે તેમ માની લેવું.

**છતાં, બીજી** બાજુ ગર્ભ રહ્યા પછી પણ અટકાવ દેખાયા કરે એ બિલકુલ શંકાભરેલું છે. કેટલાક કેસોમાં ગર્ભ રહ્યા પછી પણ અટકાવ દેખાયા કરે છે પણ તે ખરો અટકાવ નથી હોતો પણ બીજા કારણને લીધે હોય છે તેવા સંજોગોમાં કસુવાવડ થઇ જવાનો ઘણો જ ભય રહે છે.

આ નિશાની ઘણી વખત કુમારિકાઓ પણ અનુભવે છે, પરન્તુ બીજે મહિનો થતાં ડીંટડી મોટી અને **કાળાશ પડતી** થાય છે. ડીંટડીની આજુબાજુ ચાગઠીનું વર્તુલ પણ કાળું થાય છે આ ભાગમાં ઝીણી ઝીણી ફોલ્લીઓ જેવું. ઉપસી આવે છે.

**સવારની બીમારી,** ઉબકા અને ઉલટી—ગર્ભની એક ઘણે ભાગે ચોકક્સ નિશાની ખાસ કરીને સવારમાં ઉંઘમાંથી ઉઠયા પછી ૫૦ થી ૭૫ ટકા સગર્ભા સ્ત્રીઓમાં જોવામાં આવે છે. અને છતાંય આજ નિશાની પાચનના કે બીજા દર્દને લીધે હોઇ શકે છે. તો પણ બીજી જણાવેલી ત્રણે નિશાનીઓ સાથે તે હોય તો ગર્ભ હોવાનું એ ચોકક્સ નિર્દેષ કરે છે.

**ગર્ભ** છે એમ ચોકક્સ ખાત્રી થયા પછી થનાર-માતા ડૉકટરને બીજો પ્રશ્ન એ પૂછવા માંગશે કે "મને પ્રસવ ક્યારે થશે?" પ્રસૂતિની સરેરાશ મુદ્દત ગર્ભ રહ્યા પછી ૨૭૩ દિવસની હોય છે. પરંતુ ગર્ભ રહ્યાનો ચોકક્સ દિવસ ખબર ન પડતો હોવાથી સીમંતની મુદ્દત ૨૮૦ દિવસ ગણવામાં આવે છે. છેલ્લો અટકાવ જે દિવસે દેખાયો હોય ત્યારથી ૨૮૦ દિવસ આગળ ગણી કહાડો અથવા તો ૮૫ દિવસ પાછા ગણી એક વરસ ઉમેરી દો. સૌથી સહેલી રીત તો એ છે કે ત્રણ મહિના પાછા ગણો અને પછી સાત દિવસ ઉમેરો—દાખલા તરિકે છેલ્લો અટકાવ ઓકટોબરની ૩૦ મીએ દેખાયો હોય તો ત્રણ મહિના બાદ કરતાં જુલાઇની ૩૦મી આવે, અને સાત દિવસ ઉમેરતાં ઓગસ્ટની ૬ ઠ્ઠી આવે. એ દિવસે પ્રસૂતિ થવાનો સંભવ ખરો.

**એટલું સ્મરણમાં** રાખજો કે આ ચોકક્સ ગણત્રી નહિ પણ અનુમાન છે. ધાર્યા કરતાં બે અઠવાડિયાં કે તેથી વધારે પહેલાં પણ પ્રસવ થાય અથવા તેના કરતાં એક બે અઠવાડિયાં વધારે સીમંત લંબાય તો જરા પણ ચિંતા કરશો નહિ. અને યાદ રાખજો કે નાજુક સ્ત્રીઓ કરતાં તંદુરસ્ત સ્ત્રીઓમાં સીમંત લંબાવાનો વધારે સંભવ છે. અને પાછલા

મહિનાઓમાં આળસુ પડી રહેનાર સ્ત્રીઓમાં પણ જે સ્ત્રીઓ કામ, અને કસરત કરી પ્રવૃત્તિમાન રહે તેના કરતાં વધારે લંબાવાની વકી છે.

ધારેલી તારીખ ઉપર એ અઠવાડિયાંથી વધુ સમય વીતી જાય તો ડોકટરની સલાહ લેવી કે કૃત્રિમ ઉપાયોથી પ્રસવ કરાવવાની જરૂર છે કે નહિં. આ રીતે બાળક બહુ મોટું થઇ જતાં અટકાવી શકાય, કારણ કે મોટા બાળકનો પ્રસવ વધારે અઘરો અને વધારે દર્દમય હોય છે.

[ ૩ ]

**એક બીજા પ્રશ્નનો** ઉત્તર ડોકટરોને હજારો વખત આપવો પડે છે. તે એ છે કેઃ "મારા બાળક ઉપર 'અસર' ન થાય તે માટે મારે શી સાવચેતી રાખવી?"

ના, ના, તમે જરાયે ચિંતા કરશો નહિં. માત્ર તમારૂં શરીર સ્વચ્છ અને તંદુરસ્ત રાખજો. તત્વવાળો પચી જાય તેવો ખોરાક, પુષ્કળ સ્વચ્છ હવા અને ખુલ્લામાં કસરત; શાંતિ અને આરામ; અને લોહી સારૂં થાય તેવી દરેક ક્રિયા કરી આવનાર બાળકને દરેકે દરેક લાભ આપજો.

**યાદ રાખજો** કે ગર્ભાશયમાં રહેલા બાળક ઉપર માતાની અસર થતી હોય તો તે Nerve Tissue માંથી પસાર થતી જ્ઞાનતંતુઓની ક્રિયાથી જ થઇ શકે છે; અને ગર્ભ અને માતા વચ્ચે એવો કોઇ જાતનો સંબંધ નથી. માત્ર એક જ સંબંધ Umbilical cord નો છે. પરંતુ તે બાળકની રકત-પરિભ્રમણ ક્રિયાનો એક ભાગ હોવાથી આનંદ કે ઉદાસીનતાની છાયા બાળક ઉપર પહોંચી શકતી નથી.

અલબત્ત માતાના લોહીમાંથી જતાં પોષણથી જ બાળક મોટું થાય છે. પણ આ પોષકતત્વ માત્ર બાળકના કદ ઉપર અસર કરી શકે છે; નહિં કે તેની માનસિક કે નૈતિક ખાસીયતો પર બાળકની નસોમાં ફરતું લોહી પણ તેનું પોતાનું જ હોય છે. માતાના લોહીથી તે તદ્દન નીરાળું જ હોય છે.

**માતા** આગળ વધતાં પુછે છે કે "મારા બાળકને વધવામાં મદદ કરે તેવો કોઇ ખાસ ખોરાક ખાવાની મારે જરૂર છે?"

થનાર માતાએ 'બમણું' ખાવું જોઇએ એવી ખોટી માન્યતા ઘણામાં ઘર કરી બેઠેલી હોય છે. ખાસ કરીને આ 'અકરાંતીયાપણા'ને લીધે જ સીમંતના પાછલા મહિનાઓમાં મુત્રાશયો બરાબર કામ કરી શકતાં નથી. અને કેટલીક વખત આંચકીઓ અને મૂર્છા આવી જાય છે. આંચકી આવવાનું ખરૂં કારણ આ છે. જ્યારે આપણી ડોશીઓ 'હરખ-ચમક' ને લીધે તે આવે છે એમ કહે છે! ખોરાક હલકો પણ પુષ્ટિકારક હોવો જોઇએ. દુધ, ફળ, અને લીલી ભાજી વધારે પ્રમાણમાં લેવાં જોઇએ અને ઓછામાં ઓછા સાતથી આઠ પવાલા પાણી પીવું જોઇએ. જેથી નીચલા આંતરડા ઉપર કમળ (Gravid uterus) ના દબાણને લીધે થતી કબજીયાત દૂર થવામાં મદદ રહે છે.

માતાના ખોરાકમાંથી બાળકને જરૂરી પોષણ મળી રહે છે.

આયર્ન પાંદડાવાળી અને બીજી ભાજીમાંથી ફળમાંથી તથા અનાજમાંથી બાળકને પોષણ મળી રહેશે. થનાર-માતા રોજ બશેર દુધ પીશે તો તે પૂરતું છે. ફોસ્ફરસ, પોટાશીયમ, અને બીજા મીનરલ્સ પણ ખોરાકમાંથી જ મળી રહે છે. ભારે ખોરાક કે મિષ્ટાન કવચિત જ લેવાં જોઇએ. ફળ, તડબુચ, ફાલુદો, [દુધ, ઇંડા અને સાકરની રાબડી], આઇસક્રીમ [વારંવાર નહિં] ખાઇ શકાય છે. ખાવી જ હોય તો ખાંડ બને તેટલી થોડી ખાવી.

[ અપૂર્ણ. ]

[ સ્થળ સંકોચને લીધે આ લેખ અમો સંપૂર્ણ નથી આપી શકતા તે માટે દીલગીર છીએ. આ લેખનો બાકી રહેલો ઉપયોગી ઉત્તરાર્ધ આવતા અંકમાં પ્રગટ થશે. ]

"હું ચોક્કસ ગર્ભવતી છું તે કેવી રીતે જાણી શકું?"

ગર્ભ રહ્યો છે કે નહિ તે નીચેની નિશાનીઓ ઉપરથી ઘણે ભાગે કહી શકાય છેઃ-

(૧) અટકાવ બંધ થવો.

(૨) સ્તનમાં થતા ફેરફાર.

(૩) સવારમાં ઉબકા, મોળ અને બકારી.

જો આ ત્રણ નિશાનીઓ બરાબર જણાય તો ૫૦ ટકા ગર્ભ રહ્યો છે તેમ માની લેવું.

**છતાં, બીજી** બાજુ ગર્ભ રહ્યા પછી પણ અટકાવ દેખાયા કરે એ બિલકુલ શંકાભરેલું છે. કેટલાક કેસોમાં ગર્ભ રહ્યા પછી પણ અટકાવ દેખાયા કરે છે પણ તે ખરો અટકાવ નથી હોતો પણ બીજા કારણને લીધે હોય છે તેવા સંજોગોમાં કસુવાવડ થઈ જવાનો ઘણો જ ભય રહે છે.

લેખકઃ

## ચિનુભાઈ ડૉક્ટર

આ નિશાની ઘણી વખત કુમારિકાઓ પણ અનુભવે છે, પરન્તુ બીજે મહિનો થતાં ડીંટડી મોટી અને **કાળાશ પડતી** થાય છે. ડીંટડીની આજુબાજુ ચામડીનું વર્તુલ પણ કાળું થાય છે આ ભાગમાં ઝીણી ઝીણી ફોલ્લીઓ જેવું ઉપસી આવે છે.

**સવારની બીમારી,** ઉબકા અને ઉલટી— ગર્ભની એક ઘણે ભાગે ચોક્કસ નિશાની ખાસ કરીને સવારમાં ઉંઘમાંથી ઉઠયા પછી ૫૦ થી ૭૫ ટકા સગર્ભા સ્ત્રીઓમાં જોવામાં આવે છે. અને છતાંય આજ નિશાની પાચનના કે બીજા દર્દને લીધે હોઇ શકે છે. તો પણ બીજી જણાવેલી ત્રણે નિશાનીઓ સાથે તે હોય તો ગર્ભ હોવાનું એ ચોક્કસ નિર્દેષ કરે છે.

**ગર્ભ** છે એમ ચોક્કસ ખાત્રી થયા પછી થનાર-માતા ડૉક્ટરને બીજો પ્રશ્ન એ પૂછવા માંગશે કે "મને પ્રસવ ક્યારે થશે?" પ્રસુતિની સરેરાશ મુદત ગર્ભ રહ્યા પછી ૨૭૩ દિવસની હોય છે. પરંતુ ગર્ભ રહ્યાનો ચોક્કસ દિવસ ખબર ન પડતો હોવાથી સીમંતની મુદત ૨૮૦ દિવસ ગણવામાં આવે છે. છેલ્લો અટકાવ જે દિવસે દેખાયો હોય ત્યારથી ૨૮૦ દિવસ આગળ ગણી કહાડો અથવા તો ૮૫ દિવસ પાછા ગણી એક વરસ ઉમેરી દો. સૌથી સહેલી રીત તો એ છે કે ત્રણ મહિના પાછા ગણો અને પછી સાત દિવસ ઉમેરો—દાખલા તરીકે છેલ્લો અટકાવ ઓકટોબરની ૩૦ મીએ દેખાયો હોય તો ત્રણ મહિના બાદ કરતાં જુલાઇની ૩૦ મી આવે, અને સાત દિવસ ઉમેરતાં ઓગસ્ટની ૬ ઠ્ઠી આવે. એ દિવસે પ્રસુતિ થવાનો સંભવ ખરો.

**એટલું સ્મરણમાં** રાખજો કે આ ચોક્કસ ગણત્રી નહિ પણ અનુમાન છે. ધાર્યા કરતાં બે અઠવાડિયાં કે તેથી વધારે પહેલાં પણ પ્રસવ થાય અથવા તેના કરતાં એક બે અઠવાડિયાં વધારે સીમંત લંબાય તો જરા પણ ચિંતા કરશો નહિ.

અને યાદ રાખજો કે નાજુક સ્ત્રીઓ કરતાં તંદુરસ્ત સ્ત્રીઓમાં સીમંત લંબાવાનો વધારે સંભવ છે. અને પાછલા

મહિનાઓમાં આળસુ પડી રહેનાર સ્ત્રીઓમાં પણ જે સ્ત્રીઓ કામ, અને કસરત કરી પ્રવૃત્તિમાન રહે તેના કરતાં વધારે લંબાવાની વકી છે.

ધારેલી તારીખ ઉપર બે અઠવાડિયાંથી વધુ સમય વીતી જાય તો ડૉકટરની સલાહ લેવી કે કૃત્રિમ ઉપાયોથી પ્રસવ કરાવવાની જરૂર છે કે નહિં. આ રીતે બાળક બહુ મોટું થઇ જતાં અટકાવી શકાય, કારણ કે મોટા બાળકનો પ્રસવ વધારે અઘરો અને વધારે દર્દમય હોય છે.

[ ૩ ]

**એક બીજા પ્રશ્નનો** ઉત્તર ડૉકટરોને હજારો વખત આપવો પડે છે. તે એ છે કે: "મારા બાળક ઉપર 'અસર' ન થાય તે માટે મારે શી સાવચેતી રાખવી?"

ના, ના, તમે જરાયે ચિંતા કરશો નહિં. માત્ર તમારૂં શરીર સ્વચ્છ અને તંદુરસ્ત રાખજો. તત્વવાળો પચી જાય તેવો ખોરાક, પુષ્કળ સ્વચ્છ હવા અને ખુલ્લામાં કસરત; શાંતિ અને આરામ; અને લોહી સારૂં થાય તેની દરેક ક્રિયા કરી આવનાર બાળકને દરેકે દરેક લાભ આપજો.

**યાદ રાખજો** કે ગર્ભાશયમાં રહેલા બાળક ઉપર માતાની અસર થતી હોય તો તે Nerve Tissue માંથી પસાર થતી જ્ઞાનતંતુઓની ક્રિયાથી જ થઇ શકે છે; અને ગર્ભ અને માતા વચ્ચે એવો કોઇ જાતનો સંબંધ નથી. માત્ર એક જ સંબંધ Umbilical cord નો છે. પરંતુ તે બાળકની રકત-પરિભ્રમણ ક્રિયાનો એક ભાગ હોવાથી આનંદ કે ઉદાસીનતાની છાયા બાળક ઉપર પહોંચી શકતી નથી.

અલબત્ત માતાના લોહીમાંથી જતાં પોષણથી જ બાળક મોટું થાય છે. પણ આ પોષકતત્વ માત્ર બાળકના કદ ઉપર અસર કરી શકે છે; નહિં કે તેની માનસિક કે નૈતિક ખાસીયતો પર બાળકની નસોમાં ફરતું લોહી પણ તેનું પોતાનું જ હોય છે. માતાના લોહીથી તે તદ્દન નીરાળું જ હોય છે.

**માતા** આગળ વધતાં પુછે છે કે "મારા બાળકને વધવામાં મદદ કરે તેવો કોઇ ખાસ ખોરાક ખાવાની મારે જરૂર છે?"

થનાર માતાએ "બમણુ" ખાવું જોઇએ એવી ખોટી માન્યતા ઘણામાં ઘર કરી બેઠેલી હોય છે. ખાસ કરીને આ 'અકરાંતીયાપણા'ને લીધે જ સીમંતના પાછલા મહિનાઓમાં મુત્રાશયો બરાબર કામ કરી શકતાં નથી. અને કેટલીક વખત આંચકીઓ અને મૂર્છા આવી જાય છે. આંચકી આવવાનું ખરૂં કારણ આ છે. જ્યારે આપણી ડોશીઓ 'હરખ-ચમક'ને લીધે તે આવે છે એમ કહે છે! ખોરાક હલકો પણ પુષ્ટિકારક હોવો જોઇએ. દુધ, ફળ, અને લીલી ભાજી વધારે પ્રમાણમાં લેવાં જોઇએ અને ઓછામાં ઓછા સાતથી આઠ પવાલા પાણી પીવું જોઇએ. જેથી નીચલા આંતરડા ઉપર કમળ (Gravid uterus) ના દબાણને લીધે થતી કબજીયાત દૂર થવામાં મદદ રહે છે.

માતાના ખોરાકમાંથી બાળકને જરૂરી પોષણ મળી રહે છે.

આયર્ન પાંદડાવાળી અને બીજી ભાજીમાંથી ફળમાંથી તથા અનાજમાંથી બાળકને પોષણ મળી રહેશે. થનાર-માતા રોજ બશેર દુધ પીશે તો તે પૂરતું છે. ફોસ્ફરસ, પોટાશીયમ, અને બીજા મીનરલ્સ પણ ખોરાકમાંથી જ મળી રહે છે. ભારે ખોરાક કે મિષ્ટાન કવચિત જ લેવાં જોઇએ. ફળ, તડબૂચ, ફાલુદો, [દુધ, ઇંડા અને સાકરની રાબડી], આઇસક્રીમ [વારંવાર નહિં] ખાઇ શકાય છે. ખાવી જ હોય તો ખાંડ બને તેટલી થોડી ખાવી.

[ અપૂર્ણ. ]

[સ્થળ સંકોચને લીધે આ લેખ અમો સંપૂર્ણ નથી આપી શકતા તે માટે દીલગીર છીએ. આ લેખનો બાકી રહેલો ઉપયોગી ઉત્તરાર્ધ આવતા અંકમાં પ્રગટ થશે.]

# ત્હમારી સેવામાં—

## ત્હમારી મુશ્કેલીઓ માટે અમને લખો

[નવયુગના વાંચક સમુદાય માટે આ માસથી આ નવું જ વિશિષ્ટ અંગ ઉમેરાય છે. તમારે સહન કરવી પડતી મુશ્કેલીઓનો જે વિગતવાર અહેવાલ અમોને આપશો તો અમો અમારાથી શક્ય હોય તેટલી સહાય કરશું. ખાસ કરીને કાયદા વિષયક પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા વકીલ પોતાનો અભિપ્રાય આપશે. તંદુરસ્તી સાથે સંકળાયેલા પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા 'ડોક્ટર' સલાહ આપશે અને સંતતિનિયમનના વિભાગના તંત્રીશ્રી પણ આ મથાળા નીચે ત્હમારા સવાલોના જવાબ આપશે. ઉપરાંત શિક્ષણને લગતી સંસ્થાઓ, વિદેશમાં વિદ્યાર્થીઓને મળતી સગવડો તથા ત્યાંની સસ્તી સંસ્થાઓ વિષે ખાસ માહિતી સંગ્રહીને રજુ કરવાની અમોએ વ્યવસ્થા કરી છે. આશા છે કે નવયુગના વાંચક બિરાદરો આ વિશિષ્ટ અંગનો ખાસ લાભ લેશે. અત્યાર પહેલાં અમારા ઉપર દરરોજ કેટલાય પત્રો આવે છે. આ પત્રોના વિવિધ વિભાગોના તંત્રીઓ જવાબ આપે છે. આશા છે કે વાંચકવર્ગ પોતાનું સરનામું ચોખ્ખા અક્ષરમાં લખશે. વાંચક બિરાદરને જવાબ માટે સ્ટેમ્પ મોકલવાની વિનંતી કરવી અયોગ્ય તો નહિજ ગણાય —તંત્રી.

ભાઈ આર. કે. લખે છે કે અમેરિકામાં સાયન્સની પ્રગતિ આલેખનાં કેટલાં માસિકો છે? માસિકોમાં 'પોપ્યુલર સાયન્સ, સાયન્ટીફીક અમેરિકન, આમચ્યોર સાયન્સ, પોપ્યુલર મીકેનીક્સ, સાયન્સ એન્ડ ઇન્વેન્શન્સ વગેરે છે. આ માસિકો લગભગ સત્તાવાર છે અને તેમાં આપેલી માહિતી સાચી હોય છે. સાયન્સમાં રસ લેના સમુદાયને માટે આ માસિકો અતિ આનંદજનક છે.

**ભાઈ વી. એમ.** જાણવા માગે છે કે ઇંગ્લાંડમાં દાકતરી અભ્યાસક્રમ માટે શું વ્યવસ્થા છે? જવાબમાં જણાવવાનું જે ત્હમારે જે કંઇ માહિતી જોઇતી હોય તે માહિતી 'ઇન્ડીયન ટ્રેડ કમીશનર! એજ્યુકેશન ડીપાર્ટમેન્ટ' પાસેથી મળશે. ત્હમારે ત્યાં ત્હમારી લાયકાત, તમે અહિં પસાર કરેલી પરીક્ષાઓ વિગેરે વિસ્તારથી જણાવશો. એટલે ઇંગ્લેંડની કઇ કોલેજ ત્હમોને અનુકુળ આવશે તે ત્હમોને લખી જણાવશે. કાગળ લખતી વખતે ત્હમારૂં સરનામું ચોખ્ખા કેપીટલ અક્ષરોમાં કરવું જોઇએ જેથી કાગળ ગેરવલ્લે પડે નહિ.

* * *

**ભાઇ સી. દત્ત** જાણવા માગે છે કે કલકત્તાની 'સ્કુલ ઓફ ટ્રોપીકલ મેડીસીન' શું શીખવે છે? અને કયો ડીપ્લોમા આપે છે? જવાબમાં જણાવવાનું જે આ શાળામાં ડી. ટી. એમ. અને ડી. પી. એસ. ની પદ્વી આપવામાં આવે છે. પણ આ માટે યુનીવર્સીટીની દાકતરી પરીક્ષા પસાર કરવી જોઇએ. આ પરીક્ષામાં પસાર થયા પછી જ આ સંસ્થામાં વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે.

* * *

**ભાઇ ટી. એસ.** જાણવા માગે છે કે ક્ષયરોગના કેટલાં કેટલાં સેનેટોરીયમ છે? જવાબમાં જણાવાનું કે આવાં લગભગ સાતેક સેનેટોરીયમ છે. આ સેનેટોરીયમમાં સૌથી સરસ લોનાવલાનું છે. કેટલાંક સરકારને ખરચે ચાલે છે. ત્યારે કેટલાંક જાહેર ધર્માદાને ખર્ચે ચાલે છે. પંચગનીનું મેનેટોરીયમ પણ સારૂં છે. પણ અમારા અભિપ્રાય પ્રમાણે લોનાવાલાનું સેનેટોરીયમ સૌથી સરસ અને વ્યવસ્થાપૂર્ણ છે. અમો અમારા ગ્રાહકોને આ સેનેટોરીયમનો લાભ લેવાનું સુચવીએ છીએ.

* * *

**ભાઇ ટી. કે.** જાણવા માગે છે કે પેસરીના ઉપયોગ પછી ક્યારે તેને બહાર કાઢીને સ્વચ્છ કરવી જોઇએ? જવાબમાં જણાવાનું કે પેસરી સવારના ન્હાતી વખતે સ્ત્રીએ પોતાની મેળેજ કાઢી લઇને બોરીક લોશનમાં ધોઇને ઉંચી મુકી દેવી. આમ કરવાથી અનુકુળતાઓ સચવાશે. સહવાસ પછી તરત જ પેસરીને દૂર કરવાની ભૂલ કદાપિ ન કરવી જોઇએ.

**તંત્રી–સંતતિનિયમન વિભાગ.**

* * *

**ભાઇ એસ. વાય.** જાણવા માગે છે કે સીવીલ મેરેજ કરવાને માટે સ્ત્રી અને પુરૂષની ઉમ્મર કેટકેટલી હોવી જોઇએ? જવાબમાં જણાવવાનું કે બન્ને પુખ્ત વયનાં એટલે પુરૂષ એકવીસ વર્ષનો અને સ્ત્રી અઢાર વર્ષ ઉપર હોવી જોઇએ. સીવીલ મેરેજ કરવાની ઇચ્છા ધરાવનારાઓ મેજીસ્ટ્રેટ આગળ જઇને પણ લગ્ન નોંધાવી શકે છે. મુંબાઇના સેક્રેટરીઅટમાં તેને માટે એક ખાસ રજીસ્ટાર છે.

* * *

**ભાઈ વી. ડબલ્યુ.** જાણવા માગે છે કે સીવીલ મેરેજ કરવાથી ખાસ લાભ શું છે? જવાબમાં જણાવાનું કે પ્રથમ તો પતિપત્ની જો ન બનતું આવે તો અરસ્પરસની સંમતીથી છુટાછેડા લઇ શકે છે. બીજું પુરૂષની અડધી મિલ્કત સ્ત્રીઓને મળે છે. છોકરીઓને સરખો વારસો મળે

છે. આમ પત્ની તેમજ છોકરીના હકકોને રક્ષણ મળે છે.

* * *

## સંયુકતકુટુંબપ્રથા તોડી નાખો

સાહેબ,

આપણા હિંદુ સમાજમાં સૌથી મુખ્ય સુધારાની જરૂરીઆત હોય તો સંયુકત કુટુંબની પ્રથાને ભાંગી નાંખવાની જરૂર છે. જ્યારે પ્રત્યેક વ્યકિત ૨૧ વર્ષની થાય ત્યારે તેનો જે કંઇ વારસા પ્રમાણે ભાગ આવતો હોય તે ભાગ તેને સોંપી દઇને તેને ઘરમાંથી અળગો કરવો જોઇએ. આથી નીચેનો લાભ થવા સંભવ છે.

(૧) પુરૂષ સ્વતંત્ર બનતાં સાહસિક બનશે.

(૨) બીજું આવક પ્રમાણે ખર્ચ રાખવાની ટેવ પડશે.

(૩) સ્ત્રીઓને સમગ્ર ઘરકામનો બોજો ઉપાડવો પડે છે તે નહિં ઉપાડવો પડે.

(૪) જુદા રહેવાથી ઘરમાં નાહક કજીયા અને કંકાસ થતા અટકશે અને આથી પરસ્પર સ્નેહ વધુ જળવાશે

(૫) બેકારો અત્યારે સં. કુટુંબ વ્યવસ્થાને લીધે નભી રહ્યા છે તેઓને કાં તો સરકાર પાસેથી રાહત મેળવવાની ફરજ ઉભી થશે અથવા જાહેર સદાવ્રત સ્થાપવાં પડશે.

(૬) આમ અત્યારે બેકારીને નિભાવવાને જે ભાર માત્ર મધ્યમ અને ગરીબ વર્ગ ઉપર પડે છે-તે ભાર સરકારતંત્ર ઉપર જશે.

(૭) બાલકોની કેળવણી ઉપર વધુ સારૂં લક્ષ આપી શકાશે.

આ નકકર લાભો સંયુકત કુટુંબ પ્રથાને તોડી નાંખવામાં સમાયેલા છે. આપ આપના વિચારો જણાવશો.

નંદબાર. **એમ. ટી. મહેતા.**

* * *

[અમારા સંયુકત વિચાર ઉપર વિચારો પ્રસિધ્ધ કરવાનું આ ક્ષણે મુલત્વી રાખીએ છીએ. અમો વાંચક સમુદાયને આ સુચના ઉપર ચર્ચા કરવાનું સુચવીએ છીએ]

## સંતતિનિયમનના સાધનોની સમજણ.

સાહેબ,

આપનાં માસિકમાં સંતતિ-નિયમન વિભાગ રાખી આપ જનતાની સારી સેવા કરી રહ્યા છો. પણ સાથે જ હું આપને એક સુચના કરૂં તો આપ ક્ષમા આપશો. આપના લખાણો વાંચીને અનેક સંતતિનિયમનના સાધનો વાપરવા પ્રેરાય છે તે તો આપ જાણતા જ હશો. પણ આ સાધનો શી રીતે વાપરવાં તેની સમજ પાડવા માટે જો હમો હમારા અમૂલ્ય સમયનો થોડો ભોગ આપો તો મુંબાઇમાં વસતા ગ્રાહકો તેમજ વાંચકો તેનો લાભ લઇ શકે.

લી०

**આર. ટી. શાહ.**

* * *

[જવાબમાં જણાવવાનું કે અમારી ઓફીસ પ્રત્યેક ગ્રાહકને માટે ખુલ્લી જ છે. નવયુગમાં આવતા વિચારો ઉપર ચર્ચા કરવાને માટે કે સાધનો સમજવાને માટે કોઇ પણ ગ્રાહક અમને કોઇ પણ પ્રકારના સંકોચ વગર મળી શકે છે. અત્યારે પણ અમારા તરફથી આવી સુચનાઓ આપવામાં આવે છે એટલે જ વધુ વર્ગ પણ અમારી ઓફીસનો લાભ લેશે તો અમો જરૂર આનંદથી આ માહિતી આપીશું. —તંત્રી.]

* * *

રા. તંત્રી સાહેબ,

'નવયુગ'ના ડીસેમ્બર અંકમાં 'અર્થશાસ્ત્ર' વાર્તા ઉપર 'ગુજરાતી પંચ'માં જે ટીકા આવી છે. તે તદ્દન ખોટી લાગે છે. પ્રથમ તો ભાઇ મસ્તફકિરે 'પ્રજામિત્ર-કેસરી'માં નહિં પણ હિંદુસ્તાનમાં આ વાર્તાનો અનુવાદ આપ્યો હતો. પ્રજામિત્ર-કેસરી'માં ભાઇ 'અકુલેશ' એ વાર્તાનો સીધો અનુવાદ આપ્યો હતો.

ત્યારે 'અર્થશાસ્ત્ર'એ વાર્તાનો અનુવાદ નથી પણ મૂળ વસ્તુ ઉપરથી ઉપજાવી કાઢેલી આખી વાર્તા છે. આમ જણાય છે કે ભાઇ સાકીએ આ ત્રણેમાંથી એકે વાર્તા વાંચી નથી. મુળ ઇંગ્લીશ વસ્તુ તે સમાજને અનુકુળ છે એટલે જ તેનો સીધો અનુવાદ કરવા કરતાં આ પ્રકારે વાર્તાની વસ્તુ લઇને રચેલી આ વાર્તા મ્હને સારી લાગી છે.

—'તટસ્થ'

* * *

ભાઇ શ્રી. 'તટસ્થ' ના વિચાર સાથે અમો સંમત થઇએ છીએ. બાકી અમે ત્રણે વાર્તાઓ વાંચી છે. અને આ ત્રણમાં આ ઉપજાવેલી વાર્તા "અર્થશાસ્ત્ર" અમને વધુ સારી લાગેલી એટલે જ અમોએ પ્રસિદ્ધ કરી છે. —તંત્રી

* * *

## અસ્પૃશ્યતાનાં ધતીંગ.

સાહેબ,

હાલ અસ્પૃશ્યતા સામે જોરદાર આંદોલનો ચાલ્યાં છે. પ્રત્યેક ગામમાં મંદીર-પ્રવેશના હક્ક ઉપર ચર્ચા ચાલી છે. પણ મને નથી સમજ પડતી કે શી રીતે મંદીર-પ્રવેશ કરવાનો હક્ક આપવાથી અસ્પૃશ્યતા ઓસરી જશે દાખલા તરીકે જે અસ્પૃશ્ય ભાઇઓ મેલું ઉપાડવાનું કામ કરે છે તે ભાઇઓ તેમના કામથી પરવાર્યા પછી સારી પેઠે સ્નાન કરીને શુદ્ધ થશે કે કેમ તે એક શંકા છે ! તેમજ સ્નાન કરવાને માટે પણ કેટલી સગવડ છે ? ઉપરાંત સ્નાન કર્યા પછી પણ સ્વચ્છ કપડાં પહેરવા માટે કેટલી જોગવાઇ છે? ત્હમોને કદાચ અજાયબી લાગશે પણ અહિં ગામડામાં ભંગીને ઘરદીઠ માત્ર બે આના મળે છે. આ પ્રમાણે તેમની આવક ભાગ્યે જ આઠ રૂપીયાથી વધુ થતી હશે. આથી જ તેમને અન્ય હિંદુઓ જે રીતે જીવન ગાળે છે તે રીતે જીવન ગાળવાનો કેટલો અવકાશ હશે તે તમે કલ્પના કરી લેશો.

બીજું માત્ર મંદીર પ્રવેશનો હક્ક આપવાથી અસ્પૃશ્યોનું શું હિત થાય તેમ છે ? જે ભગવાન દુનીયામાં નથી તે માયાવી ઇંદ્રજાલને ટકાવવાથી શું લાભ છે? આ સ્પષ્ટ છે. છતાં આજે મંદીર પ્રવેશની બાબત પર ઉહાપોહ કરવાથી શી વસ્તુ સરે છે તે તેઓ જ જાણે.

આ પત્રને પ્રસિદ્ધ કરીને આભારી કરશોજી.

લી. **વી. કે. પટેલ.**

* * *

## એક સુંદર સુચના.

શ્રીયુત તંત્રી મહાશય
"નવયુગ" કાર્યાલય.

આપે નવયુગના વાંચક સમુદાય માટે નવી યોજના આપના "નવયુગ"ના ડીસેમ્બર માસના અંકથી દાખલ કરી વાંચકવર્ગની ઘણીક શંકાઓનું નિવારણ કરવાની તસ્દી લીધી તે અભીનંદનીય છે.

વાચકોની શંકાઓ પૈકી કાયદો, તંદુરસ્તી, સંતતિનિયમન અને શિક્ષણ સંબંધી શંકાઓનું નિરાકરણ કરવાની યોજના રચી આપે ઘણી સેવા કરી છે. પણ વાંચકોની અર્થશાસ્ત્ર સંબંધી શંકાઓનું પણ નિરાકરણ થાય તેવી રીતે તે પ્રશ્નોની છણાવટ કરવાની યોજના પણ સાથે દાખલ કરવાની તસ્દી લેશો તો વાચકો તરફની આપની સેવાઓમાં જરૂર વધારો થશે.

ઉપરની દરખાસ્ત સંબંધી યોગ્ય ખુલાસો "નવયુગ"ના આવતા અંકમાં ચોક્કસ આપશો એવી આશા સાથે અંતરેચ્છા છે.

લી.
**તારાચંદ હીરાચંદ સોલંકી.**
કામરેજ વાયા-કઠોર,
તા૦ ૭-૩૨-૩૨.

લેખક સાથે અમારી સંમતી છે.

તંત્રી,

નવયુગના વાંચક બિરાદરોને

# આશાનો એક સંદેશ.

વિશ્વને આંગણે ઉતરેલી આર્થિક મંદીની ઝાપટથી આપણે સૌ ત્રાસી રહ્યા છીએ. આપણામાંથી અનેકોએ કરકસરની કુહાડી નીચે આવી જઇને નોકરી ગુમાવી છે. આપણા ખેડુત બંધુઓના પાકના ભાવ બેસી જતાં ભૂખમરો તેમના ઘરમાં ડોકીયું કરી રહ્યો છે. આપણા કામદાર બંધુઓના પગારમાં પણ કાપ પડયો છે. ત્યારે કેટલાય માણસોને ફરજીયાત ઘેર બેસવું પડયું છે.

આથી જ આ આપદ્દકાળમાં એકમેકની પડખે ઉભા રહેવામાં, એકમેકને સાથ આપવામાં તેમજ શકય બને ત્યાં સુધી પરસ્પર સહકાર આપીને આ કટોકટીનો કાળ વિતાવી દેવાની મદદ કરવાની આપણી સૌની એક માત્ર ફરજ છે.

આથી જ 'નવયુગ'ના વાંચક બિરાદરોને અમારી એક અપીલ છે. તમો જાણો છો કે 'નવયુગ' અમુક અમુક આદર્શોને વરેલું માસિક છે. આ આદર્શોના પ્રચારમાં આપણા સર્વની આઝાદી સમાઇ છે. તેને મૂર્તિમંત કરવા માટે મથવામાં આમવર્ગની સાચી મુકિત સમાયેલી છે. એટલે 'નવયુગ'નો વાંચક સમુદાય એ એક વિશિષ્ટ સમુદાય છે. આદર્શની ભાવના તેમને એક બીજાને સાંકળે છે. અને આથી જ ધીમે પણ મકકમ રીતે આપણું ટોળું વિશાળ બનતું જાય છે.

પણ એ સર્વ સત્ય હોવા છતાં 'નવયુગ'ના બેકાર બનેલા વાંચકો તરફ કંઇ સક્રિય સહાનુભૂતિ બતાવવાની તક–અમોને લાગે છે કે આવી પહોંચી છે. પરસ્પર સહાયભૂત થવાની આ ક્ષણ છે.

આથી જ 'નવયુગ'ના જે વાંચકો અન્યને નોકરી આપવા શકિતમાન હોય તે શકય હોય ત્યાં સુધી 'નવયુગ'ના વાંચકોમાંથી જ પસંદગી કરે.

તેમજ જે વાંચકો બેકાર બન્યા હોય તેઓ જો પોતાની લાયકાત અને અનુભવ અમોને લખી મોકલશે તો તેમની જાહેરાત કોઇ પણ પ્રકારના ચાર્જ વીના 'માસિક'માં કરવામાં આવે એવો પ્રબંધ અમોએ કર્યો છે. આશા છે કે આ યોજના કંઇક અંશે પણ બેકાર બનેલા બંધુઓને મદદરૂપ નીવડશે. તંત્રી—

# મુક્તિગાન.

વાગી હો રણભેરી મજદૂર ચલો હો
ઝૂકાવો રણજંગે—મજદૂર.

જુગજુગનાં જોબર જાગોને,
ભારતનાં કામદાર ઉઠોને,
નહિ તો પળ એ વહી જશેને,
એળે અવસર જાશે—મજદૂર.

મરવાનું મુઠ્ઠીમાં રાખો,
ટટ્ટાર થઇ જંગે ઝૂઝો,
'મરીશ' કહી જાગી ઉઠો,
જૂલ્મી સત્તા નાશે—મજદૂર.

ચાલો ચાલો સૌ મુક્તિજંગે,
રણદુંદુભિ વાજે ગાજે,
મહામોલી મુક્તિને કાજે,
ધૂમો મૃત્યુ ધારે—મજદૂર.

મજુરમુક્તિનો જંગ મચાવો,
સેતાન મુડીવાદ મીટાવો,
પ્રાણેપ્રાણ ચેતન પ્રગટાવો,
એ મુક્તિ-મૈયા માટે—મજદૂર.

કેશવલાલ એમ. શાહ.

# મ્યુનીસીપાલીટીઓએ સંતતિનિયમનના દવાખાના સ્થાપવાં જોઇએ.

**સ**મયના વહેવા સાથે સંતતિનિયમનનાં વિજ્ઞાન સામે લોકદ્વેષ ઓછો થઇ ગયો છે. હવે તો આ વિષય ખુલ્લી રીતે ચર્ચાય છે અને તે ઉપર ગુજરાતી ભાષામાં પણ ચારેક પુસ્તક લખાયાં છે.

સર એમ. વિશ્વેશ્વરાયા જેવા અર્થવિશારદે સંતતિનિયમનના વિજ્ઞાનને અપનાવવાની ખુલ્લી હાકલ કરી છે. માઇસોર રાજ્યે પોતાના સ્ટેટમાં સંતતિનિયમનના સાધનો અને તેને વાપરવાની રીતનું જ્ઞાન આપવા ચાર દવાખાનાં કહાડ્યાં છે.

મુંબાઇ શહેરમાં સંતતિનિયમનનું જ્ઞાન આપતી ત્રણ ખાનગી સંસ્થાઓ છે. આ સંસ્થાનો લોકવર્ગ સારો લાભ લે છે.

એટલું જ નહિં પણ હવે પેસરી અને ફ્રેંચ લેધર બનાવવાનું કારખાનું મુંબઇમાં સ્થપાયું છે. એ બતાવી આપે છે કે લોકોની માંગણી કેટલી બધી છે.

દરેક દિવસે સંતતિનિયમનના વિજ્ઞાન સામે સંકળાયેલા વહેમ અદૃશ્ય થઇ રહ્યા છે.

[ ૨ ]

**સા**થેજ હિંદની વસ્તી નિરંકુશ રીતે વધી રહી છે. ગયા વસ્તીપત્રક પ્રમાણે સંખ્યા ૩૧ કરોડ હતી. દશ . વર્ષમાં સંખ્યા વધીને ૩૫ કરોડ બની છે.

એક દશકમાં હિંદની વસ્તી ચાર કરોડ વધી છે. આ જ વેગથી વધે તો બીજા ત્રીસ ચાળીસ વર્ષમાં હિંદની વસ્તી સહેજે બમણી થશે.

છતાં કોઇ પણ પ્રકારની કલ્પના કર્યા વગર આપણે પ્રજોત્પાદન કરી રહ્યા છીએ.

હિંદની વસ્તી વધી છે. પણ ઔદ્યોગિક, કે ખેતીવાડી ઉત્પાદન એટલા પ્રમાણમાં વધ્યું નથી-એ ચોક્કસ છે.

૧૯૨૦ અને ૧૯૩૦ ના આંકડાઓ સરખાવીએ તો જણાશે કે ઉત્પાદન વધવાને બદલે ઘટ્યું છે.

એટલે આપણે વધુ ગરીબ બનતા જઇએ છીએ. માથા દીઠ આવકમાં લગભગ વીસ ટકા ઘટાડો થઇ ગયો છે. અને છેલ્લા બે વર્ષથી તો દેશમાં દુષ્કાળ જેવી સ્થિતિ જ પ્રવર્તે છે.

તેમ છતાં હિંદના વસ્તીવિકાસના પ્રશ્ન પર જોઇએ તેટલું લક્ષ આપવાની ફુરસદ નથી.

આ સ્થિતિને આગળ વધતી અટકાવવી એ ત્હમારા હાથમાં છે. સાધન સાવ સહેલું અને સરળ છે.

[ ૩ ]

સંતતિનિયમન એ અત્યારે એક જ માર્ગ છે.

વધેલી વસ્તીને આપણે પરદેશ વસવા મોકલી શકતા નથી. સંસ્થાનોએ આપણને વસવા દેવાની ના પાડી છે. અમેરિકાએ એશીયાટીક નામ માત્ર સંઘરવાની ના પાડી છે. એશીયાના અન્ય દેશો વધુ વસ્તીથી પીડાય છે. એટલે હિંદીઓ વિદેશે વસવાટ કરવા જઇ શકે તેમ નથી.

એટલે જ હિંદમાં સંતતિનિયમન કર્યા વગર હિંદીઓને માટે બીજો ઉપાય નથી.

[ ૪ ]

અતિ પ્રજાના સંતાપ તો હવે જાણીતા છે.

વધુ પ્રજાથી વ્યકિતને નુકસાન થાય છે તેમજ જાતિનું પતન થાય છે. જેમ છોકરાં વધુ થાય તેમ માતપિતાને વધુ હાડમારી વેઠવી પડવાની અને જેમ વધુ પ્રજા તેમ જાતિના સુંદર તત્વો ઓસરી જવાના.

આથી જ હવે આ વધુ પ્રજાના પ્રશ્નનો હમેશને માટે ઉકેલ આણવો જોઇએ.

જો તેમ નહિ કરીએ તો દેશના કરોડો માતપિતાને સહન કરવું પડશે. એટલું જ નહિ પણ દેશના બાળકોને રસ્તાના રઝળતા ભીખારીની માફક જીવન ગાળવું પડશે.

ત્હમોને શું પસંદ છે ? કેળવણી પામેલ, સંભાળ લેવાયેલાં બાલકો કે રસ્તાના રઝળતા ભીખારીઓ ? અમોને ખાત્રી છે કે ત્હમારો જવાબ અમારા તરફ છે.

[ ૫ ]

પણ સંતતિનિયમનના સાધનો સંબંધી જ્ઞાન મેળવવામાં મ્હોટી મુશ્કેલી છે. પ્રથમ તો હિંદ વિશાળ દેશ છે અને સંતતિનિયમનના સાધનોની સમજણ આપનારાં સ્થળો બહુ ઓછાં છે.

હિંદનું સરકારતંત્ર સંતતિનિયમનના વિજ્ઞાનમાં રસ નથી લેતું; સંભવ છે કે તે નહીં જ લે. કારણ કે હિંદના ભાવીની આ સરકારતંત્રને કંઇ જ પડી નથી.

હિંદની જાહેર સંસ્થાઓ પણ આ વિષયને ચર્ચતાં શરમાય છે.–કંઇક સંકોચ પામે છે. પૂર્વના પ્રદેશો જાતિય વિજ્ઞાનમાં રસ લેવા છતાં જાહેર રીતે ચર્ચતાં અચકાય છે.

ત્યારે એક જ આશા આપણી મ્યુનીસીપાલીટી તરફ રહે છે. મ્યુનીસીપાલીટીઓ ધારે તો આખા હિંદને બે વર્ષમ સંતતિનિયમનનાં સાધનો વાપરતું બનાવી નાંખે.

મ્યુનીસીપાલીટીને સર્વ પ્રકારની સગવડ છે. તેના દવાખાનાઓમાં સંતતિનિયમનનાં સાધનોની સમજ પાડવા માટે એક ઓરડો જુદો પાડતાં તેમને કોઇ અટકાવી શકે તેમ નથી.

લંડન, બર્મીંગહામ, અને લીવરપુલની મ્યુનીસીપાલીટીઓએ ખાસ મથકો ખોલ્યાં છે. વીયેના શહેરમાં તો દરેક જાહેર મુત્રીમાં સંતતિનિયમનનાં સાધનો કેમ વાપરવાં તેની સમજ પાડનારાં પોસ્ટરો મુકવામાં આવે છે.

યુરોપના આ પાટનગરોની મ્યુનીસીપાલીટીઓની કાર્યવાહીમાંથી આપણી મ્યુનીસીપાલીટીઓ કંઇ શીખશે ખરી ?

# નવું–સાહિત્ય



## પેશાવરથી મોસ્કો

લેખકઃ મુહાજરીન. પ્રકાશક ગાંડીવ સાહિત્યમંદીર. ફેળાંપીઠ સુરત. મુલ્ય ૧–૦–૦.

પૃથ્વીના વિશાળ પટ પર એવી વ્યક્તિઓ હમેશાં ઉદ્‌ભવે છે કે જેઓ જીવન સાથે જંગ ખેલવામાં જ મઝા સમજે છે. આવી વ્યક્તિઓનાં જીવન બહુ જ ઓછા જાણે છે. કારણ કે ક્વચીત જ આવી સાહસિક વ્યક્તિઓની જીવનકથા શબ્દદેહ પામે છે. આવી એક વ્યક્તિની સાહસકથા એટલે પેશાવરથી મોસ્કો. વાર્તાની વસ્તુ નીચે પ્રમાણે છે.

હિંદનો એક યુવાન મુસ્લીમ ગયા મહાયુદ્ધમાં તૂર્કી સલ્તનતનાં બ્રિટીશરોએ કરેલા ટુકડાથી રોષે ભરાયો. ગુસ્સામાં ને ગુસ્સામાં હિંદને છેલ્લી સલામ ભરવા માટે તે આતુર બન્યો. હિજરત કરનારાઓના એક સંઘ સાથે કાબુલનો માર્ગ પકડ્યો. અહીં અફઘાનિસ્તાનના માજી રાજા અમાનુલ્લાએ તેમને અભિનંદન આપ્યાં. પછી ને આગળ વધ્યો. તૂર્કી સલ્તનત સુધી પહોંચવાની તેના સાથીઓમાં તમન્ના હતી. પણ આ મુહાજરીનની ધાર્મિક અંધશ્રદ્ધા કાબુલમાં જ ઓસરી જવા માંડી હતી. કાબુલમાં તેણે સત્ય જોયું કે અફઘાનો પહેલાં અફઘાન હતાં અને પછી ઇસ્લામી હતાં. આથી જ ખીલાફતી દોસ્તો સાથે તેને તકરાર થવા લાગી. તેના સંગાથીઓ સાથે એક દિવસ ઓખારા આવ્યો...કેદ પકડાયો...જાસુસ તરીકે ગોળીથી ઠાર કરવાનો હુકમ અપાયો ...અહીંથી રશીયાઇ તુર્કસ્તાનમાં–ત્યાંથી સોવીયેટ સાથે આંતરવિગ્રહમાં. એક કિલ્લાનુ માત્ર સાત મુહાજરીનોએ કરેલું સંરક્ષણ...ત્યાંથી મોસ્કો...અને નવી દુનીયામાં...ઝંપલાવ્યું.

આ સાહસકર્મોની મુળ કથા ઇંગ્લીશમાં આલેખાઇ છે. પણ તેનું ગુજરાતી ભાષાંતર પણ આબેહુબ કરવામાં આવ્યું છે. એટલા માટે અનુવાદકનો યત્ન જરૂર અભિનંદનીય છે. પુસ્તકનું કદ જોતાં તેમજ તેમાં સમાયેલી વસ્તુ જોતાં મૂલ્ય અતિ યોગ્ય છે.

## ગીતસંગ્રહ

સંગ્રાહક, સીતારામ નથુભાઇ. પ્રકાશક ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ. ચોથી આવૃતિ. કિંમત ૦–૨–૬

ગુજરાતના કાવ્ય સાહિત્યમાંથી રાસો ચુંટીને સંગ્રાહકે ન્હાની કુમારીકાઓ માટે આ ગીતસંગ્રહ યોજ્યો છે. એકંદરે પસંદગી ઠીક છે. જો કે આ યુગની ભાવનાઓ જોતાં . સાસુ, મેંદી રંગ લાગ્યો એ, વગેરે પ્રત્યાઘાતી ગરબાઓ ન જ લેવાયા હોત તો સંગ્રહ અપૂર્ણ ન રહેત. ઉપરાંત પંદર તીથીઓ જેવા તદ્દન અર્થહીન રાસ સંગ્રાહકે શી દ્રષ્ટિએ ઉમેર્યો હશે તે તો તેમને ખબર.

એક જ કડી લો.

ચોથે ચંચળ નાર ચતુરા ચાલે રે
પેલા વડોદરાનો વૈદ દુખડાં ટાળે રે...

બાકી આપણાં કાવ્ય સંગ્રહોમાં ગુજરાતીયત્વ કરતાં હિંદુત્વ વધુ સ્થાન પામતું જાય છે. આપણા સંગ્રાહકોએ પોતાનાં દ્રષ્ટિમર્યાદાનાં વર્તુલ વિશાળ કરવાની જરૂર છે. તેમણે જાણવું જોઇએ કે ગુજરાત એટલે એકલા હિંદુઓ જ નહીં પણ જૈન, પારસી, મુસ્લીમ અને એંગ્લો ક્રિશ્ચીયનોનું પણ ગુજરાત છે. આથી જ સંગ્રાહકે રાસની પસંદગી વખતે પ્રત્યેકને મનોગમ્ય થાય તેવા સામાન્ય રાસની પસંદગી કરવી જોઇએ. નંદલાલના મહીના તેમજ લાલજીના મહીનાના રાસમાં આંધળી ધર્મભક્તિથી બુદ્ધિ ગુમાવી બેઠેલા હિંદુઓ શીવાય અન્ય કોને રસ પડે તેમ છે?

## જય સ્વદેશી

તંત્રી, ભીમજી હરજીવન સુશીલ. સૌરાષ્ટ્ર સ્વદેશી સંઘનું મુખપત્ર. પુસ્તક પહેલું. અંક પહેલો. વાર્ષિક લવાજમ રૂ. ૫. છુટક નકલ આનો ૦—૧—૬ પ્રકાશક 'જય સ્વદેશી' રાણપુર.

સ્વદેશીનો સંદેશ કાઠિઆવાડના સંતાનોને પહોંચાડવા માટે આ પત્રની સ્થાપના થઇ જણાઇ છે. સંચાલકોની સ્વદેશીની ભાવના મુખ્યત્વે કાંતણ અને ખાદીની આસપાસ સમાઇ જાય છે એમ પહેલા અંક ઉપરથી પ્રતીત થાય છે. આગળ જતાં હિંદના ઉદ્યોગપતિઓની વગર પૈસે જાહેરાતમાં આ સાહસ પરીણમે તો અમો નવાઇ નહીં પામીએ. પહેલા અંકમાં જ હિંદની ઔદ્યોગિક પ્રગતિના અભ્યાસવાળો લેખ એક પણ ન હોય તે જોઇ અમો નીરાશ થયા છીયે,

## કલામંદિર.

સાપ્તાહિક; તંત્રી ભાનુપ્રસાદ વ્યાસ. એમ. એ. પુસ્તક પહેલું, અંક પહેલો. પ્રકાશન સ્થળ ગુર્જર ગૌરવ પ્રેસ, પોપટવાડી, કાલબાદેવી.

સીનેમાની ફીલ્મના બ્લોકોથી ભરચક ભરેલો આ પ્રથમ અંક આનંદ અને આરામની લાગણીઓને અપીલ કરી શકે તેમ છે. આખા અંકમાં સીનેમા તત્વ એટલું બધું ઓતપ્રોત થઇ ગયું છે કે 'કલા' શબ્દનો દુરૂપયોગ થતો દેખાય છે. 'વીમો અને તેની આવશ્યકતા' એ લેખ કલાના કયા દ્રષ્ટિબિંદુથી તંત્રીએ સ્વીકાર્યો હશે અથવા પ્રસિદ્ધ કર્યો હશે એ તો તંત્રી જ જાણે.

સાપ્તાહિક આમ આકર્ષક છે. સીનેમાના શોખીનોને તે સારૂં રસમય સાહિત્ય પુરૂં પાડશે એમ લાગે છે બાકી કલાવિદોને તો 'કલામંદિર'માં નીરાશા જ સાંપડશે.

## સોરઠની સાગરકથાઓ.

સંપાદકઃ ગુણવંતરાય આચાર્ય પ્રકાશકઃ ફુલછાબ કાર્યાલય. મૂલ્ય ચાર આના.

એકંદરે 'ફુલછાબ'માં પ્રસિદ્ધ થઇ ગયેલી આ વાર્તાઓનો આ નાનકડો સમુચ્ચય લોકાદરને પાત્ર થશે એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. આપણા સાહિત્યમાં સાગરકથાઓ અતિ જુજ છે. કારણ કે ગુજરાતના લેખકો દરીયાની લહેર કરતાં ઘરના કંકાસને પોતાની વાર્તાની વસ્તુ બનાવવા જલ્દીથી પ્રેરાય છે. આથી જ આ દિશામાં થઇ રહેલા યત્નો અતિ અભિનંદનીય અને અનુકરણીય છે. આ સંગ્રહમાં 'સાગરતત્વ' કેટલું છે તે તો કહી શકાય તેમ નથી પણ એકંદરે પ્રયાસ સરસ થયો છે એમ જરૂર જ કહેવું પડશે.

## અપ્રસિદ્ધ અક્ષયવાણી:

સંગ્રહકાર શ્રી. ભગવાનજી મહારાજ. પ્રકાશક હિરાલાલ ત્રિભુવનદાસ પારેખ. ગુજરાત વર્નાક્યુલર સોસાયટી મુલ્ય રૂપીયો એક.

અખોભગત ગુજરાતનો એક અજોડ વેદાન્તિ હતો. તત્વજ્ઞાનના ગહનમાં ગહન પ્રશ્નોને તેણે લોકવાણીમાં સરળ રીતે ઉતાર્યા હતા. જીવનની ઝીણામાં ઝીણી બાબતોમાં અખાને તત્વજ્ઞાનની સમસ્યાનો ઉકેલ દેખાતો તે એણે જુના સાહિત્યની પ્રથા અનુસાર કવિતામાં સર્જન કરીને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે. અખાની વાણી નામનું પુસ્તક અમુક વખત પહેલાં પ્રસિદ્ધ થયું હતું તે ખુબજ લોકાદરને પામ્યું હતું. એના અપ્રસિધ્ધ કાવ્યોનો આ સંગ્રહ પણ એટલોજ લોકભાગ્ય બનશે તેવી અમારી ખાત્રી છે. બત્રીસ પાનાના આ દળદાર ગ્રંથને એક રૂપીયામાં રજુ કરીને સોસાયટીએ સાહિત્યની સુંદર સેવા કરી છે.

## ધર્મ અને સમાજ:

પુસ્તક પહેલું. લેખક સ્વર્ગસ્થ સર રમણભાઇ મહીપતરામ નિલકંઠ. પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. મુલ્ય એક રૂપીયો.

સ્વર્ગસ્થ સર રમણભાઇ સ્મારક ગ્રંથમાળાનો આ ત્રીજો મણકો છે સર રમણભાઇ એક અઠંગ સામાજીક સુધારક અને પ્રખર વિચારક હતા. ધર્મ સાથે સંકળાયેલા સિધ્ધાંતો ઉપર તેમણે સુક્ષ્મ ચર્ચા કરી છે. કેટલીક જગ્યાએ તેમણે હાલના યુગને-બુદ્ધિગમ્ય ન બને તેવા વિચારો જાહેર કર્યા છે. ઉદાહરણ તરીકે પાપનું પ્રકરણ લો. અહિં તેમણે મિલ્ટન વગેરે ટાંકીને તેઓએ મધ્યકાલિન વિચારોને સાચા ઠરાવવા યત્ન કર્યો છે. છતાં આ સર્વ વસ્તુઓને તેમણે એટલી સરસ રીતે છણી છે કે વાંચકને ખુબજ વિચારવાનું સાંપડે છે.

## ભૂસ્તર-વિજ્ઞાન:

લેખક: ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. મુલ્ય એક રૂપીયો.

સાયન્સમાં જે કોઇને રસ છે તે સર્વને આ પુસ્તક પહેલી તકે વસાવવાની અમો ભલામણ કરીએ છીએ. ભૂસ્તર વિજ્ઞાન પર ગુજરાતમાં એક પણ સુંદર વૈજ્ઞાનિક પુસ્તક નથી. આવા સંજોગોમાં આ પુસ્તક એક અતિ અભિનંદનીય ઉમેરો કરે છે એ જોઇને અમને આનંદ થયો છે. હિંદુસ્તાનની ભૌગોલિક રચના ઉપર તે સુંદર પ્રકાશ પાડે છે. આખું પુસ્તક અનુરૂપ ચિત્રોથી સરળ બનાવવામાં આવ્યું છે અને વિષયને સાવ સરળ અને બુદ્ધિગમ્ય બનાવવામાં આવ્યો છે. આશા છે કે આવા પ્રકારના વૈજ્ઞાનિક પુસ્તકોનો સારો ઉઠાવ થાય. પુસ્તકના પ્રમાણમાં મૂલ્ય સાવ નજીવું જ ગણી શકાય.

## જાલંધર આખ્યાનઃ

સંપાદક—રા. રા. રામલાલ ચુનીલાલ મોદી. પ્રકાશક ગુજરાત વર્નાકયુલર સોસાયટી. કીંમત ૧૨ આના.

ગુજરાતના ત્રણ જુના કવીઓની કૃતિઓનો આ સંગ્રહ છે. આ કવિઓ તે ભાલણ, વિષ્ણુદાસ, અને શિવદાસ. આ ત્રણે કવિઓએ એક જ વસ્તુ પર જુદાં જુદાં વ્યાખાન લખ્યાં છે. આ જુની પ્રતને સંભાળપૂર્વક સુધારવામાં આવી છે. અને ક્ષેપક ભાગો વિશે સુંદર માહિતી રજુ કરી છે. આ ભાગો અતિ રસિક છે. સાહિત્યના શોખીનોએ આ પુસ્તક વસાવવું જ જોઇએ. બીજું કંઇ નહીં તો પણ તે કાળના કવિઓના મનસ, તે સમયના લોકાચાર વિગેરે સમજવા માટે પણ આ સરળ બને તેમ છે.

## ધર્મ સંસ્થાપન—

લેખકઃ ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ, પ્રકાશકઃ જે. કે. મહેતા. અખીલ ભારત અસ્પૃશ્યતા નિવારણ સંઘ. રેકબુઝ, મર્ઝબાન રોડ, કોટ, મુંબઇ. મુલ્ય ત્રણ આના.

ગાંધીજીના અનશનવ્રત પછી અસ્પૃશ્યતા માટે લખેલા ઇંગ્લીશ લેખોનો આ સરળ અને સીધો અનુવાદ છે. ગાંધીજીની વિચારસરણી અને અમારા દ્રષ્ટિબિંદુ વચ્ચે રહેલા વિશાળ અંતરને લીધે આ પુસ્તકને અમો સહર્ષ આવકાર આપી શકતા નથી. પુસ્તકની છપાઇ સારી છે. ગેટઅપ આકર્ષક છે. ભાષા સરળ અને સહેલી છે.

## કાનમાં કહું ?

લેખકઃ એક તરૂણ. પ્રકાશક ફુલછાબ કાર્યાલય. મુલ્ય ચાર આના.

જાતિયતત્વ પર લખાયેલાં બહુ જ અલ્પ સંખ્યાનાં પુસ્તકોમાં આ ન્હાનકડાં પુસ્તકથી ઠીક ઠીક ઉમેરો થયો છે. આજથી લગભગ દોઢ વર્ષ પર દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભુવનના કોઇ અધ્યાપકનું 'કોઇએ મ્હને કહ્યું નહોતું' એ ન્હાનું પુસ્તક ઠીક ઠીક લોકાદર પામ્યું હતું પણ આ ન્હાનકડા પુસ્તકમાં લેખકે જાતિય પ્રશ્નને પ્રત્યેક દ્રષ્ટિબિંદુથી ચર્ચ્યો છે એટલું જ નહીં પણ તેમાં જાહેર થયેલા વિચારો અત્યારે જાતિય વિજ્ઞાનનો લગભગ સત્વ છે એમ આલેખવામાં જરાય અતિશયોકિત નથી. દરેક પુખ્ત ઉમરનો પુરૂષ અથવા સ્ત્રી આ પુસ્તક વાંચે એવો અમારો ખાસ આગ્રહ છે.

## હોમીયોપેથીક વૈદકસાર અને મટીરીયા મેડીકા.

લેખક ડો. એમ. કે. પાખીંલ એમ. ડી. (હોમ) પ્રકાશકઃ વર્ધમાન એન્ડ સન્સ. મૂલ્ય રૂપીયા બે.

ડો. પાખીંની હોમીયોપેથીક વૈદકસાર અને મટીરીયા મેડીકાનું પુસ્તક ગુજરાતી દાકતરી સાહિત્યમાં એક અમુલ્ય પુસ્તકનો વધારો કરે છે. આપણી ભાષામાં ઉપચાર કરવાની આ વૈજ્ઞાનિક પદ્ધતિ વિશે બહુ જ જૂજ

લખાયું છે. અનેક શિક્ષિતો હોમીયો-પેથીકને હજુ પણ ધતીંગ માને છે. આ સમુદાય આ પુસ્તક ઉપર એક ઉડતી નજર પણ નાંખી જશે તો જણાશે કે તેઓની માન્યતા કેટલી ભૂલભરેલી અને બીનપાયાદાર છે.

લેખકે પુસ્તકમાં દરેક વાર હોમીયોપેથીક સારવાર આપી છે. આશા છે કે દરેક હોમીયોપેથીક ડાકતરને પણ આ પુસ્તક પોતાના જ્ઞાનને વધારવા માટે અતી ઉપયોગી નીવડશે.

તેમજ સામાન્ય માણસને પણ આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળી શકે તેમ છે. સરળ ભાષા અને પદ્ધતિસર માહિતીવાળું આ અપૂર્વ પુસ્તક પ્રત્યેક ગુજરાતીના ઘરમાં હોવું જોઇએ એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી.

ડૉ. પી. રાય. કે. શાસ્ત્રી.
માકુંભા. એમ. ડી. (હોમ.).
એફ. એમ. એચ. સી.

## પ્રાણીપુરાણ

લખનારઃ નટવરલાલ વિમાવાળા
પ્રકાશકઃ ગાંડીવ સાહિત્ય મંદીર
મૂલ્ય ત્રણ આના.

ભાઇ નટવરલાલ જેવા ઉદ્દામ લેખક જે તેવા જ રમુજી, સરળ અને રસમય ભાષામાં બાળકો સાથે એકતાનતા સાધી શકે છે તેવી પ્રતિતિ તેમના આ પુસ્તકમાંથી સાંપડે છે. એકંદરે રીંછ, ચિત્તો, દીપડો, વરૂ, નોળીયાભાઇ, બે ગધેડા સાહેબ, કુત્તા વગેરે પ્રાણીઓની ઓળખ આપી છે. દરેક પિતાઓએ પોતાનાં સંતાન માટે આ પુસ્તક ખરીદવું જોઇએ.

## દરેક સ્ત્રી વાંચે

લખનારઃ વાસુદેવ વિનાયક જોશી. પ્રગટકર્તાઃ ગાંડીવ સાહિત્ય મંદીર. ૧૮૦ ફૂળાં-પીઠ સુરત.

હિંદુ સ્ત્રીનું કાયદામાં સ્થાન એ નામની લેખમાળા 'સ્ત્રીશકિત'માં આવી ગઇ હતી. આ લેખમાળા જ્યારે પ્રસિદ્ધ થતી હતી ત્યારે જ તેના પર સારૂં ધ્યાન ખેંચાયું હતું. આથી જ આ લેખમાળાને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવા માટે ગાંડીવ સાહિત્ય મંદીર જરૂર અભિનંદન લઇ શકે. હિંદુ સ્ત્રીઓના કાયદેસર હક્ક કેટલા છે તેનું અતિ વિસ્તારપૂર્વક વિવેચન આ લેખમાળામાં કરવામાં આવ્યું છે. પુસ્તકના પાછલા ભાગમાં સીવીલ મેરેજના માર્ગે લગ્ન કરવાથી ઉપજતા ફાયદાઓ વર્ણવવામાં આવ્યા છે. નવયુગની પ્રત્યેક સ્ત્રી વાંચકે આ પુસ્તક બહુ જ જલદીથી વસાવવું જોઇએ.

## એક અન્યાય

### વંદયા

આ પુસ્તકનું અવલોકન 'નવયુગ' ના ઓગષ્ટ અંકમાં અપાયું હતું આ અવલોકનમાં નીચેનું વાકય લેખકની મૌલિકતાને અન્યાય કરે છે. આ વાકય તે નીચે મુજબ છે.

"આખી વસ્તુ બંગાળી ઉપરથી યોજવામાં આવી છે." વાર્તાની ઢબ અને પદ્ધતિથી અમોને એમ લાગેલું કે આ વાર્તા પણ બંગાળી સાહિત્યમાંથી ઉપાડેલી હોવી જોઇએ પણ હમારી ખાત્રી થઇ છે કે લેખક શ્રી. છગનલાલ કલ્યાણરાય મેશ્રાની આ મૌલીક કૃતિ છે. આ જાણીને અમોને અતી આનંદ થયો છે. આવી ઉચ્ચ પ્રકારની કલ્પના અને વસ્તુસંકલના સર્જવાને માટે અમો લેખકને અભિનંદન આપીએ છીએ અને અમારાથી તેમને થયેલા અન્યાય માટે ક્ષમા યાચીએ છીએ.

તંત્રી.



વર્ષ : ચોથું. **નવયુગ** અંક : અગીયારમો

જગક્રાંતિનો મહાન ઉપાસક : લીયો ટ્રૉટસ્કી.
તેમના રશિયા ઉપરના લેખ માટે અંદર જૂઓ.

# ક્ષુધાર્તોનો આર્તનાદ

**અ**મેરિકામાં કપાસનું વાવેતર અડધું કરવામાં આવનાર છે. સીલોનમાં રબ્બરના ઉત્પાદન ઉપર આકરો અંકુશ મુકવામાં આવ્યો છે. પંજાબમાં ખેડુતો જમીન ખેડવાને બદલે શહેર તરફ વળતા જાય છે. ગુજરાતમાં પણ ગરીબ ખેડુત અનાજના ભાવ ઓછા થઈ જવાથી ઉંડા નિશ્વાસ નાંખી રહ્યા છે.

**શું** જગતમાં ધાન્યની જરૂર નથી? શું હિંદમાં ધાન્યની જરૂરીઆત નથી? સર્વને પેટપુરતું અન્ન મળે છે?

**જરાય** નહિં. આજે હિંદમાં આઠ કરોડ માણસો ભાગ્યે જ એકવાર અન્ન દેખે છે. બંગાળ, મહારાષ્ટ્ર અને મદ્રાસ ઇલાકામાં લાખો શરીરો ભાજીપાલા ઉપર જીવન ગુજારે છે.

**આજે** અન્ન અપાર પ્રમાણમાં ઉત્પન્ન થતું હોવા છતાં કરોડો માણસ અન્ન મેળવી શકતા નથી. આજે કાપડ પુષ્કળ પ્રમાણમાં ઉત્પન્ન થતું હોવા છતાં જનતા શરીરને ઢાંકી શકતી નથી. આજે સુની મ્હેલાતો અને મંઝીલો છતાં આલમના આમવર્ગને રાતના સુવા માટે છ ફીટ પણ સાંપડતા નથી!

**આમ** કેમ છે? શા માટે આટલું ઉત્પાદન થતું હોવા છતાં આલમ ક્ષુધાના સંતાપથી પીડાય છે એ વિષે ત્હમોએ કદિયે વિચાર સરખો કર્યો છે?

**તેનું** કારણ એ છે કે આપણી સમાજવ્યવસ્થા મુડીવાદના સિધ્ધાંતો ઉપર સ્થપાયેલી છે. આથી જ આટલું દુઃખ અને યાતના માટે આ સમાજવ્યવસ્થા સીધી જવાબદાર છે.

**આથી** જ જગતના સમાજવાદીઓ કહે છે કે મુડીવાદી સમાજવ્યવસ્થાને મીટાવી દીધા સિવાય અને સમાજવાદના સિધ્ધાંતો ઉપર સંસ્થાનો સ્થાપ્યા વગર અન્ય કંઇ ઉપાય નથી.

# યુગબલનાં આંદોલનો

**યુગબળ** એ શી વસ્તુ છે, તેમજ શા માટે એક જ સમયમાં જૂદા જૂદા યુગબળો દ્રષ્ટિએ પડે છે તેની સુક્ષ્મ ચર્ચા કરતો નીચેનો અભ્યાસપૂર્ણ લેખ મનનીય છે. લેખક કહે છે કે યુગબળ અવલંબે છે ઉત્પાદની પદ્ધતિ પર. આ પદ્ધતિ બદલાતા નવો યુગ શરૂ થાય છે. નવીન સમાજરચના સર્જાય છે અને નવું યુગબળ ઉત્પન્ન થાય છે—

—તંત્રી.

યુગબળ એ સાવ સંદીગ્ધ શબ્દ છે. પ્રત્યેક પ્રદેશમાં યુગબળો જુદા જુદા સ્વરૂપમાં દેખાય છે. એટલું જ નહિં પણ અનેકો આ શબ્દને એટલી વિશાળ ભૂમિકા ઉપર વાપરે છે કે તેનો ચોક્કસ અર્થ મેળવવો સાવ અશક્ય છે. 'સામાજીક સુધારાઓ પછવાડે આજે યુગબળ ઉભું છે' એમ સુધારાવાદીઓ જોરશોરથી જાહેર કરે છે. ત્યારે તેટલા જ ભારથી મહાસભાના આગેવાનો કહે છે કે 'સ્વતંત્રતાના સંગ્રામ પછવાડે આજે યુગબળનું પીઠબળ છે' તેટલા જ ભારપૂર્વક ઇટાલીનો આપખુદ માંધાતા જાહેર કરે છે કે ફેસીઝમના પછવાડે યુગબળનું અમાપ બળ ખડકાયેલું છે. ત્યારે પ્રત્યેક શહેરનો સામ્યવાદી એમ ભારપૂર્વક માને છે કે સમગ્ર સૃષ્ટિની સમાજ રચનાઓ શ્રમજીવીઓની સરમુખત્યારી તરફ અનિવાર્ય ધસડાઈ રહી છે. આથી જ જ્યારે તે શ્રમજીવીનાં ઓથાં નીચે જનતાને જોરદાર હાકલ કરે છે ત્યારે અપૂર્વ આત્મવિશ્વાસથી તે કહે છે કે 'યુગબળને ઓળખો, ઓ બીરાદરો, ત્હમારે કંઇ જ ગુમાવવાનું નથી. સિવાય કે ત્હમારાં બંધનો.

આમ એક જ જગ્યાએ અનેક અર્થમાં યુગબળ વપરાય છે. છતાં એ સત્ય છે કે ઇતિહાસમાં પણ યુગો છે. પ્રત્યેક શતકમાં ઇતિહાસ અમુક ચોક્કસ સ્વરૂપમાં પરિવર્તન પામ્યો છે. આવાં પરિવર્તનો જગતવ્યાપી બન્યાં છે. એક દેશના સફળ આંદોલનોએ આલમને આદેશ અર્પે

ઉત્સાહ પાડ્યો છે. અને આવી ઘટનાઓ યુગપ્રવર્તક તરીકે ઓળખાય છે. ફ્રેંચ-ક્રાંતિએ પ્રજાસત્તાકનો યુગ પ્રવર્તાવ્યો. રશીયનક્રાંતિએ સરમુખત્યારીનો યુગ શરૂ કર્યો છે તે તે કાળમાં આ યુગભાવનાને પ્રચારવાને લાખ્ખો લેખકોએ કલમ પકડી છે. તેને સંરક્ષવા માટે કરોડો યુવાનોએ સમશેર પકડી છે. સેંકડોએ પોતાના ઉન્હાં આત્મબલિદાન વડે યુગઝંડાને ઉડતો રાખ્યો છે.

[ ૨ ]

ત્યારે યુગબળ એ શું વસ્તુ છે? આપણે કઇ વસ્તુને યુગબળ તરીકે ઓળખીએ છીએ? શા માટે આપણે આંદોલનોના પ્રચારમાં 'યુગબળ'નો સાથ શોધીએ છીએ?

કારણ કે યુગબળની ભાવનાઓ સામે કોઇ બંધ બાંધી શક્યું નથી. તેની સામે કામ કરનારાઓ આપમેળે ઉખડી ગયા છે. સમયના પ્રવાહની સામે થનારાઓ કાળની કિતાબમાંથી અદશ્ય થઇ ગયા છે. એટલે જ આપણે પ્રત્યેક પ્રગતિશીલ પ્રવૃત્તિની પછવાડે યુગબળનો સાથ શોધીએ છીએ તેથી જ પ્રત્યેક સુંદર દિસતી પ્રવૃત્તિ પછવાડે યુગભાવના સમાયેલી કહેવાય છે. એટલું જ નહિં પણ આપણે ઉપાડેલા આંદોલનો યુગબળને અનુરૂપ છે તેમ સમજાવવાનો સખત યત્ન કરીએ છીએ.

પણ પ્રત્યેક આંદોલનોની પછવાડે યુગબળ જરા જેટલું પણ હોય છે એમ માનવાને એક પણ કારણ નથી. અમુક જ આંદોલનો અતિ ટુંક સમયમાં સર્વવ્યાપી થઇ શકે છે. અને એવાં જ આંદોલનો આગળ વધી વિકાસ સાધે છે. પણ યુગબળની સહાય વગર ઉભા થયેલાં આંદોલનો માત્ર નામશેષ બન્યાં છે એ તો પ્રત્યેકના અનુભવની વાત છે. અત્યારે મજુર ચળવળો અને ખેડુતના સંગઠનો વિજળીક વેગથી બળવાન બનતાં જાય છે; કારણ કે યુગબળ તેમની પડખે છે. પણ બુધ્ધિવાદીઓનું મંડળ (Rationalist Assosiation) કે યુજેનીક સોસાઇટી જેવી સંસ્થાઓમાં સો જેટલા સભ્યો પણ ભાગ્યે જ હશે. આ બતાવી આપે છે કે યુગબળ તેમની પડખે નથી. વિનીતોનું મંડળ તો દર વર્ષે ક્ષીણ થયા જ કરે છે; આ બતાવી આપે છે કે યુગબળ તેમની સામે છે.

પણ યુગબળની અસર માપવાનાં આ માપ સામે અનેકો શંકા બતાવશે. જર્મનીના ફેસીસ્ટોના જામતા જોર તરફ આંગળી ચીંધી અનેકો કહેશે કે ફેસીઝમ એ લોકસત્તાક તંત્રનું વિરોધી હોવા છતાં શા માટે તેઓનું સંખ્યાબળ વધી રહ્યું છે! આ સીધા સવાલના જવાબમાં જણાવી શકાય કે લોકસત્તાક તંત્રનો યુગ હવે આથમે છે. આથી જ સરમુખત્યારીનો પૂજતા આંદોલનોનું સંખ્યાબળ વધતું જાય છે. તેવી જ રીતે સામ્યવાદીઓનાં સંગઠનો પણ હવે મ્હોટાં બનતાં જાય છે. એટલે આપણે જોઇ શકીએ છીએ કે આવા પક્ષોની વધતી સંખ્યા નવા યુગની સંસ્થાપના સમી છે.

[ ૩ ]

યુગબળ એ સારી રીતે લોકભાવનાનું બળ છે. આજે હિંદના લાખ્ખો ખેડુતો કામદારો અને મધ્યમવર્ગના માનવીએ આઝાદીની ઝંખના કરે છે. તેને માટે તેઓ અંતિમ આત્મભોગ આપવા પણ તત્પર છે. આથી જ આપણે જોઇ શકીએ છીએ કે આઝાદીના આંદોલનોની પીઠે યુગભાવનાનું બળ છે.

પણ યુગો ઉત્પન્ન થાય છે ઐતિહાસિક પરિસ્થિતિ પર અને આ ઐતિહાસિક સંજોગો બદલાય છે ઉત્પાદનની પદ્ધતિ પર. જ્યારે હળ અને બળદથી ખેતી થતી તેમજ રેંટીઆ અને શાળથી કાપડ ઉત્પન્ન થતું ત્યારે રાજતંત્ર નવાબજાદાઓ અને પેશ્વાઓનું હતું. ઈંગ્લેંડમાં પણ રાજ્યતંત્ર ઉમરાવોના હાથમાં હતું. ફ્રાંસમાં પણ તેમજ હતું. પણ ત્યારપછી ઉત્પાદનની પધ્ધતિ પલટાતાં, અને યંત્રોનો ઉદ્‌ભવ થતાં ઉમરાવશાહી રાજ્યતંત્રનો યુગ આથમી ગયો. અને નવા યુગનાં મંડાણ થયાં. કારખાનાની સ્થાપના થતાં ઈંગ્લાંડમાં યુગ પલટાયો. જમીનદારોનાં જુથ સામે લડવાને માટે તેઓએ પ્રચંડ પ્રયત્ન કર્યા. આખરે મુડીવાદી વર્ગનું પ્રભુત્વ સ્થપાયું. આ યુગને આપણે મુડીવાદી યુગ કહીએ છીએ. પણ આજે ઉત્પાદનની પદ્ધતિ પાછી ફેરવાઇ છે. વીજળીની શોધે નવાં યંત્રો ઉત્પન્ન કર્યાં છે. સેંકડો માણસો બેકાર બનતા જાય છે. આથી સમાજરચના નવી વ્યવસ્થા માગી લે છે. અને નવા યુગનાં મંડાણ થાય છે. ઉત્પાદનની પદ્ધતિમાં પરિવર્તન નવીન સમાજરચનાને સર્જે છે. હવે તમે જોશો કે સમાજવાદના સિદ્ધાંતોની સ્થાપના માટે લોકસમુહ વિજળીક વેગથી તત્પર કેમ બનતો જાય છે. કારણ કે આ યુગઆદેશ છે. સમાજવાદ પછવાડે યુગબળ છે.

પ્રત્યેક યુગના પણ પ્રકાર હોય છે. દરેક ક્ષેત્રમાં ભિન્નભિન્ન યુગો મનાય છે એમ કેટલાક માને છે. પણ આપણે જોઇ ગયા કે યુગની ભૂમિકા ઉત્પાદનની પધ્ધતિ ઉપર અવલંબે છે. આથી જ એક વખત આ ઉત્પાદન પદ્ધતિમાં પલટો થાય કે પછી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં પલટો થાય છે. કળામાં પણ યુગપલટો પ્રવેશે છે, સાહિત્યમાં પણ યુગપલટો દેખા દે છે. શિલ્પમાં પણ નવો યુગ દેખાય છે. જીવનના અન્ય વિભાગોમાં આવેલા આ પરિવર્તનો નવી કળા, નવું સાહિત્ય, નવું શિલ્પ એ નામથી ઓળખાય છે. એ નવી કળા બહુ જ અલ્પ સમયમાં પ્રજાપ્રિય થઇ પડે છે કારણ કે તેની પછવાડે યુગબળ હોય છે. અને આમ જીવનના બધા અંગો ઉપર નવો યુગ પોતાનુ સ્વરૂપ બેસાડે છે.

અત્યારના સમયમાં મુડીવાદે કળા, સાહિત્ય અને શિલ્પ ઉપર પોતાની લાક્ષણિક અસર કરી છે. હાલના સાહિત્યમાં શબ્દોની રમત કરતાં ઉપયોગી તત્વ વ્યાપક બનતું જાય છે. તેવી જ રીતે કળા અને શિલ્પમાં પણ આ જ વૃત્તિ માલમ પડે છે. પણ જ્યારે મુડીવાદના યુગને આથમવાને હવે ક્ષણો ગણાય રહી છે ત્યારે જીવનના આ અંગોમાં પણ કળા અસ્ત પામતી ભાસે છે. છેલ્લા દશકામાં એક પણ મુડીવાદી લેખકે, કળાકારે કે શિલ્પીએ કાયમી બને તેવું કશું જ નથી કરી બતાવ્યું. ત્યારે આ જ યુગમાં વિપ્લવી કવિઓએ રચેલાં ક્રાંતિગીત સેંકડો જણના કંઠમાં રમે છે, આમ થવાનું કારણ એ છે કે મૂડીવાદ એ આથમતો યુગ છે. સમાજવાદ એ ચઢતો યુગ છે.

યુગબળનું આ પૃથક્કરણ છે. ઉત્પાદનની પધ્ધતિ ઉપર યુગ રચાય છે. યુગ ઉપર યુગબળ ઉભું થાય છે. યુગબળના આખરી વિજયમાં નવા યુગનાં મંડાણ થાય છે.

# નવી પરિસ્થિતિ-

—સાંપ્રત સંજોગોનું—
—એક અવલોકન—

**વ**તુંલ પરિષદનાં બંધારણની સ્થાપના આવતા વર્ષોમાં નવું જશે. નવા સુધારાઓ નીતિ લેવી તેની ચર્ચા કરે છે. લેખક ધારાસભામાં જઈને સરખો સામનો કરવો દેશભરમાં કામદારો મધ્યમ વર્ગોનું જોર જોઈએ.—તંત્રી.

**આ**ખરે હિંદના પ્રદેશ માટે નવું બંધારણ ઘડવા નિમીતે શરૂ થયેલા નાટકનો ત્રીજો અંક ખતમ થયો છે. લંડનના શિતળ વાતાવરણમાં ભરાયલી ત્રીજી વતુંલ પરિષદ પર પડદો પડી ચુકયો છે. હિંદીના પ્રજાના પ્રતિનિધિઓ તરીકે સરકારે આમંત્રેલા સજ્જનો પણ સ્વદેશમાં આવી ચુકયા છે. આથી જ આ ત્રીજા તમાશાએ ઉભી કરેલી પરિસ્થિતિ, ભાવી બંધારણમાં તેનું સ્થાન, તેમજ હવે પછી રાજકીય પક્ષોએ કયું વલણ લેવું જોઇએ એવા પ્રશ્નો આપણી સમક્ષ ઉભા થયા છે. આવા પ્રશ્નોની છણવટ આ ક્ષણે અતિ જરૂરની છે.

હિંદીઓના વિશાળ સમુદાયે આત્મનિર્ણયના અધિકાર ઉપર મક્કમ બનીને વતુંલ પરિષદનાં પરિણામો સ્વીકારવાની સીધી ના પાડી છે. હિંદની મહાસભાએ પણ બંધારણ ઘડવામાં સીધો સાથ નથી આપ્યો. તેમજ ગયે વર્ષે મદ્રાસમાં મળેલી અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસે પણ વતુંલ પરિષદ સામે નાપસંદગીનો સ્પષ્ટ ઠરાવ કર્યો છે. એટલે હિંદની વસ્તીનો વિશાળ ભાગ તો આ પરિષદમાં પસાર થયેલા બંધારણને સ્વીકારવા કે અનુસરવા તત્પર નથી. છતાં આ વિશાળ બહુમતી વતુંલ પરિષદને સ્તંભાવી શકી નથી. મહાસભાનાં ઉગ્ર આંદોલનો છતાં, અને હિંદના કામદાર સમુદાયનો મક્કમ બહિષ્કાર છતાં પણ વતુંલ પરિષદ મળી છે અને નવા બંધારણની રૂપરેખાઓ લગભગ ઘડાઇ ગઇ છે. એટલે જ આ વતુંલ પરિષદને આપણે ન સ્વીકારીએ છતાં પણ નવા બંધારણ સંબંધી હવે કયી વલણ લેવી તે બાબત ઉપર વિચાર કરવો જરૂરી છે.

[૨]

**હિં**દનાં નવાં બંધારણને અંગે ઉભા થયેલા પ્રશ્નો પર સરકારે નીમેલા હિંદીઓ અને બ્રિટિશ-પ્રતિનિધિઓ એક મુદ્દા ઉપર એકવાકયતા સાધી શકયા નથી તે તો સૌ જાણે છે. ત્રણ ત્રણ વતુંલ પરિષદો છતાં પણ નાણાખાતું, લશ્કર, બર્મા, સુપ્રીમ કોર્ટ અને સલામતીઓના સવાલ ઉપર હિંદ અને ઇંગ્લાંડના વાટાઘાટ કરનારાઓ જરાયે એકમત નથી: સલામતીઓનો સવાલ હજુ ઝોલાં ખાઇ રહ્યો છે. મતાધિકારના સવાલ પર લોધીયન રિપોર્ટથી અનેકને અસંતોષ થયો છે.



લેખકઃ—
**પી. જે.**

—નવા કાર્યક્રમની—
—આછી રૂપરેખાઓ—

# —નવા માર્ગો.

અહિંતહિં સહેજ સુધારા વધારા સિવાય નવું બંધારણ એ સાયમન રિપોર્ટની બીજી આવૃત્તિ છે. ફેડરેશન, પ્રાંતિક સ્વતંત્રતા, અને લશ્કર અને નાણાંખાતાના સવાલ ઉપર સાયમન રિપોર્ટમાં સુચવાયેલી સર્વ સુચનાઓ નવા બંધારણમાં સલામતીઓ તરીકે સ્વીકારવામાં આવી છે. વસ્તુતઃ સાયમન રિપોર્ટ અસહકારના આંદોલનોની ધાક નીચે લખાયેલો હોઇ, તેમાં જવાબદારીનું તત્વ કંઇ વિશેષ પ્રમાણમાં આપવામાં આવ્યું છે ત્યારે નવા બંધારણમાં જવાબદારીના સવાલને છેક અભરાઇ ઉપર ચઢાવવામાં આવ્યો છે.

[ ૩ ]

ત્યારે અત્યારના સંજોગોમાં નવા બંધારણ માટે એક જ અનુમાન ઉપર આવવું શક્ય છે કે ત્રીજી વર્તુલ પરિષદની કાર્યપદ્ધતિ પ્રમાણે જ આવતું બંધારણ અમલમાં આવવાનું. હવે આ બંધારણમાં સુધારાવધારા કરવા અશક્ય છે. હિંદને પસંદ પડે કે ન પડે છતાં સીમલાની નોકરશાહીએ આ બંધારણને આપણા ગળે બાંધવાનો મક્કમ નિર્ણય કર્યો છે એટલે જ હવે ઉભી થયેલી નવી પરિસ્થિતીમાં નવો માર્ગ કાઢવાની જરૂર છે.

જ્યાં સુધી નવા બંધારણને લાગે વળગે છે ત્યાં સુધી તો એમ ચોક્કસ છે કે આ વર્ષના અંતભાગમાં પ્રાંતિક સ્વતંત્રતા વાળો ખરડો પસાર થઇ જશે. ત્યારપછી લગભગ બે વર્ષ પછી મધ્યસ્થ સમવાયી તંત્ર દાખલ થશે. એટલે ૧૯૩૫ માં આ બંધારણ અમલમાં આવશે એવી આશા રાખવાને માટે અત્યારે ઠીક કારણ છે.

તેમજ ડેવીડસન કમિટીના રિપોર્ટથી પણ કોઇ રાજાને કે બ્રિ. હિંદના પ્રતિનિધિને સંતોષ થયો નથી. આથી જ ત્રીજી વર્તુલ પરીષદ પુરી થયા છતાં પણ સર્વને માન્ય થઇ શકે તેવું બંધારણ ઘડવામાં આ પદ્ધતિ સાવ નિષ્ફળ નિવડી છે. અત્યારે જે મુદ્દાઓ ઉપર બંધારણ ઘડવામાં આવનાર છે તે મુદ્દાઓ માત્ર બ્રિટીશ સરકારે સ્વીકારેલા મુદ્દાઓ છે. અર્થાત ઇંગ્લાંડને જ મનગમતું બંધારણ પાંચ વર્ષ પછી અમલમાં આવશે એવી આશા સાથે હિંદી પ્રતિનિધિઓ અત્યારે પાછા ફર્યા છે.

અત્યારના મુદ્દાઓ અને સાયમન રિપોર્ટ વચ્ચે સરખામણી કરીએ તો જણાશે કે

ખતમ થવા સાથે નવા અનિવાર્ય છે. આ કે બંધારણ સ્થપાઈ તરફ કયા પ્રકારની લેખક આ ! લેખમાં કહે છે કે આપણે સરકારની નીતિનો એક જોઇએ. સાથે જ અને ખેડુતો અને દ્વાર સંગઠન સર્જવું

ભટ.

વિલાયતની નોકરશાહી અને તેમના હિંદી આડતીયાઓએ હિંદમાં મધ્યસ્થ જવાબદાર તંત્ર સ્થાપવાનાં ઓઠાં નીચે પોતાની સ્થિતિ ખૂબ મજબુત બનાવી છે. નવાં બંધારણમાં પ્રત્યેક રાષ્ટ્રહિતની બાબતો પરદેશીઓએ પોતાની પાસે રાખી છે. લશ્કર, નાણાંખાતું, અને પરદેશનીતિનાં સુત્રો સામ્રાજ્યવાદીઓએ પોતાની હાથમાં લીધાં છે. તેમજ સલામતીઓની સાંકળથી બંધાયેલું આ નવું તંત્ર હિંદની રાષ્ટ્રીય આકાંક્ષાઓ અને કોઇ પણ રાજકીય પક્ષના આદર્શોને સંતોષી નહિ જ શકે એવી આગાહી કરવાને સારૂં સ્થાન છે. એટલું જ નહીં પણ અત્યારે જે સ્વરૂપમાં મધ્યસ્થ તંત્ર રજુ કરવામાં આવ્યું છે તે સ્વરૂપને મધ્યસ્થ-યુકત તંત્ર કહી શકાય કે કેમ તે જ એક મહાપ્રશ્ન છે.

પણ આ હાલ તો હિંદને માટે નવું બંધારણ રચાયું છે તે તરફ આપણી નીતિ ચોખ્ખી કરવાની જરૂર છે. આવતા દશ વર્ષ સુધી આ બંધારણનો આંકડો બદલાય તેમ નથી એટલે જ હવે આ પરિસ્થિતિમાં આ બંધારણના પ્રશ્નને દરેક દ્રષ્ટિબિંદુએથી છણીને જનતાને નક્કર પ્રોગ્રામ આપવાની જરૂર છે.

[ ૪ ]

નવાં બંધારણ સામે હિંદનો સત્વહીન લીબરલ પક્ષ કઇ વલણ લેશે એ તો અત્યારથી સારી રીતે કલ્પી શકાય તેમ છે. સરકારી જગ્યાઓ માટે વડા હાકેમોના બુટ પોલીસ કરનારા આ કાંધિયાઓ તો જરૂર જ એમ કહેવાના કે નવાં બંધારણને એક તક તો જરૂર જ આપવી જોઇએ. આ સપ્રુઓ, આ જયકરો અને આ રામસ્વામીઓ સહકારનો શંખનાદ કરતાં જરી ય થાકશે નહિ. આલમનો ઇતિહાસ આ સત્ય આપમેળે સાબીત કરે છે. ભૂતકાળમાં પણ નવા સુધારા સાથે સહકાર કરવાની વસ્તુ તેમણે જ ઉપાડી હતી. આજે પણ સમગ્ર હિંદની પ્રજાની બહિષ્કારની હાકલ છતાં તેઓ વર્તુલ પરિષદમાં ગયા હતા. તેમજ જ્યારે હિંદમાં ઉગ્ર દમનનીતિ ચાલતી હતી ત્યારે લંડનના હોટેલોમાં પરસ્પર સન્માનની મીજલસો ઉડાવનારા આ વિનીતોને સહકાર કરવા સિવાય અન્ય કંઇ સુઝે તેમજ નથી.

પણ દલીલ ખાતર આપણે તેમની સલાહને અનુસરીએ તો શું, લાભ કે ગેરલાભ થાય તેનો કંઇક અંદાજ કહાડીએ પ્રથમ તો બંધારણ અમલમાં આવે પણ આ બંધારણમાં હિંદીઓ આપમેળે પોતાની નીતિ નક્કી કરી શકે તેવું જરા પણ નથી. એટલે હિંદનું હિત જળવાઇ શકે તેમ નથી. હિંદના ઉદ્યોગોને ઉત્તેજન આપી, શકાય એવો અવકાશ નથી. હિંદના ખેડુતોને રાહત મળે એવો યોગ નથી કામદારોના સંબંધમાં પણ તેમજ છે. એટલે સરકારતંત્રને નવા બંધારણમાં સહકાર આપવાથી દેશનું ભલું તો શું પણ એક પણ વર્ગનું ભલું કરી શકાય તેમ નથી. માત્ર આપણાં સપ્રુઓ, જયકરો પ્રધાન બને અને મ્હોટા પગાર મેળવે એ સિવાય ખાસ લાભ એકે નથી. એટલે જ સલામતીઓની જંજીરથી જકડાયેલી ધારાસભામાં સરકાર સાથે સહકાર કરવાનો માર્ગ આપણે માટે તો સાવ અર્થશુન્ય છે.

ત્યારે ત્હમો સવાલ કરશો કે શું તમો ધારાસભાના બહિષ્કારનો માર્ગ સુચવો છો ? આ સવાલનો સ્પષ્ટ જવાબ આપવાની જરૂર છે. કોઇ પણ સરકારી તંત્ર સામે નકારાત્મક બહિષ્કાર પોકારવાથી કંઇ જ અસર થતી નથી. રાજકારણનો એ સનાતન સિદ્ધાંત છે. એટલે ધારાસભાનો બહિષ્કાર પુકારવાથી કંઇ જ અર્થ સરશે નહિ એ અમો સારી રીતે જાણીએ છીએ.

એટલે જ ધારાસભાના બહિષ્કારને બદલે ધારાસભામાં જવાની ચોખ્ખી સલાહ જનતાને મળવી જોઇએ. પણ ધારાસભામાં ચુંટાયા પછી આ સભ્યોએ સરકારી ત્રુટીઓ ખુલ્લી પાડવામાં, સરકારની રાજરમતો સામે બંધારણીય સામનો કરવામાં, તેમજ ધારાસભાની વ્યાસપીઠ પરથી જનતાની માંગણી જાહેર કરવામાં એકલક્ષ આપવું જોઇએ.

રહેમો જણાવશો કે આ સ્વરાજ્ય પક્ષનો પ્રોગ્રામ પાછો રજુ થાય છે. પણ તેમાં અને આ પ્રોગ્રામમાં એક ફરક છે. આ ફરક તે એ છે કે સ્વરાજ્ય પક્ષે ધારાસભામાં ગયા પછી જનતાનું સંગઠન મૂકી દીધું. તેમજ જ્યાં જ્યાં શક્ય બન્યું ત્યાં ત્યાં સરકારી હોદ્દાઓ [જેવા કે વડીધારાસભાનું પ્રમુખપદ] તેમણે લીધા પણ ખરા. જનતાનું સંગઠન અને એકસરખી, સુસંગત અને સતત વિરોધ કરવાની નીતિ આપણે અપનાવવી જોઇએ. જ્યાં સુધી હિંદની આઝાદીની સંપૂર્ણ માંગણી સ્વીકારવામાં ન આવે, ત્યાં સુધી હિંદીઓએ આજ નીતિ અખત્યાર કરવી જોઇએ.

જ્યાં સુધી મહાસભાને લાગુ પડે છે ત્યાં સુધી તો એમ ખાત્રીપૂર્વક કહી શકાય કે આ સંસ્થામાં ધારાસભાના પ્રવેશ ઉપર જરૂર મતભેદ ઉભો થશે. મહાત્મા ગાંધીની મનોદશાવાળા નેતાઓ નકારાત્મક બહિષ્કાર પુકારીને સરકારનો માર્ગ પાછો સરળ કરી આપશે એવો અત્યારે ગંભીર ભય ઉભો થયો છે. એટલે જ આ ભય સામે તેમજ ધારાભામાં ગયા પછી પણ પ્રમુખપદના પ્રલોભનમાં નહિ પડવા માટે અત્યારથી જ ઠીક ઠીક ચર્ચા ચલાવવાની જરૂર છે. સંભવ છે કે નવા બંધારણ સાથે જ મહાત્મા ગાંધીજીને પણ મૂકત કરવામાં આવે. તેમ થાય તો પણ તેઓ સ્વરાજ્ય પક્ષની નીતિને પાછી અમલમાં મૂકે તેવો સંભવ અતિ અલ્પ છે.

[ ૫ ]

**આ**મ એક બાજુ જ્યારે ભાવી બંધારણ માટે સરકારતંત્ર મક્કમ પગલાં લઇ રહ્યું છે ત્યારે હિંદીઓની દુર્દશા પણ વિજળીક વેગથી વધી રહી છે. હિંદી એકારીની સંખ્યા કુદકે અને ભુસકે વધી રહી છે. છેલ્લા અંદાજ પ્રમાણે લગભગ આઠ કરોડની સંખ્યા બેકાર બની છે. તેમ જ હિંદની મીલો પણ જાપાનીસ હરીફાઇ સામે ટકવા સાવ અસમર્થ નીવડી છે. પાઉંડનો ભાવ તૂટતાં હિંદમાં વિદેશી વસ્તુઓ લગભગ ત્રીસ ટકા સસ્તી સાંપડે છે. એટલે જ હિંદના ઉદ્યોગો ઉપર જબ્બર આર્થિક ફટકો પડયો છે. ખેડુતોની દશા પણ એટલી તો બેહાલ બની ગઇ છે કે તેઓ જમીન વાવવાને સાફ ના સુણાવે છે. અલ્વર અને બર્માના ખેડુતોએ તો ખુલ્લો બળવો જ જગાડયો છે અને સરકારના લશ્કરી બળની મદદ વગર આ બળવાઓ કચરાઇ શકત કે કેમ તે એક શંકા છે. હિંદના લગભગ બધા જ પ્રાંતમાં આવી સ્થિતિ પ્રવર્તે છે. પ્રત્યેક પ્રાંત પ્રત્યેક ક્ષણે એટલો તો નિર્ધન બનતો જાય છે કે આવતા વર્ષનું જમીન મહેસુલ સરકારને મળશે કે કેમ તે જ એક મોટો પ્રશ્ન ઉભો થઇ ગયો છે.

આ આર્થિક આપદ્ રાજકીય ઉમામાં ફેરવાઇ જાય તો તેને અટકાવવા માટે સરકારતંત્રે ઓર્ડીનન્સના કાયદાઓ બનાવ્યા છે. પણ ત્યારે સવાલ એ ઉત્પન્ન થાય છે કે નવા સુધારાઓ શી રીતે હિંદી જનતાની આર્થિક ભૂખ ભાંગી શકવાના હતા ?

આ પરિસ્થિતિ ઝંઝાવાત અને તુફાન તરફ હિંદને લઇ જઇ રહી છે. કઇ ક્ષણે આ આખીય સમાજરચના કકડા થઇને તૂટી પડશે તે તો કહેવાય નહિ પણ હિંદની સહનશકિતનો અંત તો હવે મર્યાદામાં દીસે છે. પ્રકાશ પણ ઓલવાતાં પહેલાં ચમકારો મારી લે છે તો પછી હિંદ જેવું વિશાળ રાષ્ટ્ર કંઇ જ નહિ કરે?

આ આવતા તુફાન સામે નવું બંધારણ શી રીતે ટકી શકવાનું હતું ?

# જ્યોર્જ બર્નાર્ડ શૉ

: લેખક :

નીશાચર.

જગતની રંગભુમી પર પોતપોતાના ગુણોની વિશેષતા અને મહત્તાને લીધે માનવતાનું ધ્યાન આવરી રહેલ વ્યક્તિઓમાંની એક–જ્યોર્જ બર્નાર્ડ શૉ–મુંબાઇને આંગણે થોડાક દિવસો માટે મહેમાન બનેલ હતી. એ વખતે એ મને વિષે કંઇ લખી આપવાનાં 'નવયુગ'ના તંત્રીનાં આમંત્રણનો સ્વીકાર કરતાં મને જરા ક્ષોભ થાય છે. એક વખત એવો હતો કે જ્યારે ઇશ્વરની મહત્તા ન સમજી શકવાને લીધે માણસ જેમ તેની સામે માથું નમાવી રહે છે તેમ બર્નાર્ડ શૉની બાબતમાં મને થતું. તે પછી તેને સમજી તેનાં વખાણથી ઉભરાતા રહી તેના વીચારોનો પ્રચાર કરવામાં મને અભિમાન લાગતું. આજે હવે બર્નાર્ડ શૉ જેવો પ્રતાપી પુરૂષ પણ જેની પાસે વામનજી જેવો લાગે એવા વીરાટકાય દાર્શનીકો અને વીચારકોની સાથે બુધ્ધીનો



પરીચય સાધ્યા પછી જેનાં ગુણગાન કરવામાં આખું મુંબઇ જ્યારે ગરકાવ થઇ ગયું હતું તેને વીષે નાને મોઢે મોટી વાત કરતાં જરા આંચકો આવે એ સ્વાભાવીક છે. પણ બર્નાર્ડ શોનાં પુસ્તકોનો અને એમને વિષે બીજાઓએ દર્શાવેલા વીચારોનો મેં ઠીક ઠીક અભ્યાસ કર્યો છે અને તેથી આજે જ્યારે બધાંએ બુધ્ધીજીવી અને સાહિત્યપ્રિય માણસો જી. બી. એસ. વિષે જ વીચાર કરી રહ્યાં છે અને એમને વિષે કંઇક વધારે જાણી લેવાને આતુર બન્યાં છે ત્યારે બ્રિટનના એ 'ગ્રાંડ ઓલ્ડમેન' વીશે મારાં મગજમાં જે સંસ્કાર ભર્યાં છે તે વાંચકો આગળ રજુ કરવાની તક જતી કરવાનું મને વ્યાજબી નથી લાગ્યું.

એંશી વર્ષને આરે ઉભેલા એ મહામાનવનું જીવન નાના ચમત્કારોની પરંપરાથી ભર્યું છે; જાણે ફટકીઆં મોતીની સેર. ૧૮૪૬ માં એમનો

ડબ્લીનમાં જન્મ થયો. ત્યારથી તે છેક ૧૮૭૬ માં એમણે લગ્ન કર્યું અને પોતાનાં- સાહિત્યજીવનની નાટકોના અવલોકનકાર તરીકે શરૂઆત કરી ત્યાં સુધીમાં શોને સંસાર ના કડવા ઘુંટડા ખુબજ ગળવા પડેલાં. એ વખત દરમ્યાન એની માએજ એનું પોષણ કરેલું. જન્મ અને સંયેગોના અકસ્માતને લીધે જીવનના એ એક મોટા ક્ષેત્રના માલીક થઇ બેઠેલા વહેંતીઆ અને ત્રણ દોકડાની કિંમતના માણસોની ક્રોણીઓ શોને ખુબજ વાગેલી. પણ તે નીરાશ થાય તેમ નહોતું. નીરાંશેયુ જેવો શબ્દ શોના શબ્દકોશમાં નહોતો. પારદર્શી બુધ્ધી અને તપસ્વી-Austere-મક્કમતા અને આશાવાદ એ બે એ જગતની વીચીત્ર વીભુતીનાં જીવનના પ્રધાનસુરો છે. એ એની મદદથી એણે મુડીવાદી વર્ગની હરોલ તોડી તેમાં પોતાનું સ્થાન મેળવી લીધું. પણ આગલાં જીવન દરમ્યાન મુડીવાદી સમાજરચનાની જે વસમી વાસ્તવીકતા એણે જોઇ હતી તે તેનાં બહુઆડી મગજમાંથી દુર થાય એમ નહોતું. તેમાંથી ઉપજેલી કડવાશ એનાં વીશાળ સાહિત્યના એકેએક શ્વાસમાં માલુમ પડે છે. પણ ઉજળીઆત વર્ગનું સુખમય જીવન એને પણ-અલબત પોતાનેજ પ્રભાવે-મળી ગયું હતું એટલે તેની કડવાશે આગળ જતાં દુશ્મનીનું સ્વરૂપ ધારણ કરવાને બદલે અણગમતી સલાહ આપનાર મીત્રનું સ્વરૂપ ધારણ કર્યું. દુનીઆનાં દંભ, જુઠાણાં, અભીમાન વગેરે પર એણે કરૂર પ્રહારો કરવા માંડયા અને વીરોધી ટીકાનાં તીડનાં ટોળાં એના પર ઉતર્યાં એને એણે પોતાની જવલંત બુધ્ધીમન્તાના ધુંવાડાથી વીખેરીજ નાખ્યાં. આજે હવે એના ટીકાકારો પોતાની નાનમ પામી ગયા છે. એની મોટાઇને સ્વીકારી લેવાની ફેશન પડી ગઇ છે, અને તેથીજ તેના બુધ્ધીના ચાબખા ભોજા ભગતના "ચાબખા"ની માફક આદર અને બુધ્ધીની મીજબાનીનો વીષય થઇ પડયા છે. તે વ્યવહારમાં ઉતારવા યોગ્ય છે કે કેમ એ વાતનો કોઇ વીચારેય નથી કરતું.

છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન શોની સાહિત્ય-પ્રવૃત્તિ અસ્ખલીત સરીતાની માફક એકધારી સમે વહેણે વહયા કરી છે. અને એ પેઢીના કાળ દરમ્યાન પોતાની વાંચક જનતાને મંત્રમુગ્ધ બનાવી રાખે એવી એની અર્થપુર્ણ અને વીશાળ સાહિત્ય કૃતીઓની નામાવલી પર નજર નાખી જતાં પણ ઠીક ઠીક વખત લાગે તો એ બધીએ સમજપુર્વક વાંચી જવાતુ તો કોઇકથીજ બની શકે. છતાં છેલ્લા સાત આઠ વર્ષથી શોનાં જે જે પુસ્તકો મળે તે વાંચી જવાની તક ન ગુમાવવાને પરિણામે મને એનાં નીચેનાં પુસ્તકો ખાસ પસંદ પડયાં છે. એના ત્રણ "અનપ્લેઝન્ટ પ્લેઇઝ"માંથી "મીસસ વેરેન્સ પ્રોફેશન મને ગમે છે. યુરોપનાં વર્તમાન જીવનની વ્યભીચાર લીલા પરથી પડદો ઉઠાવી લેવાનો શોએ એમાં પ્રયત્ન કર્યો છે. એના ચાર "પ્લેઝન્ટ પ્લેઇઝ "માંથી "કેન્ડીડા" અને " આર્મ્સ એન્ડ મેન " એ બેજ મને પ્લેઝન્ટ--સરસ--લાગ્યાં છે. જગતનાં વિનાશનાં યંત્રો-લશ્કરો--ની હલકી બાજુ અને તેની પછવાડે રહેલા હેતુઓની ક્ષુદ્રતાની શોએ એમાં ઝાંખી કરાવી છે. "સીઝર એન્ડ કલીઓ પેત્રા" પણ "નીતિ"ના ઉપાસકોએ વાંચવા જેવું છે. "મેન એન્ડ સુપર મેન"મ ૫૫ પુન્ય

ની ભાવનાઓ અને જીવનનું રહસ્ય–તત્વ
જ્ઞાન સમજાવવાનો એણે પ્રયત્ન કર્યો છે.
શૉના વાંચનારાઓમાં આ નાટક કદાચ
વધારેમાં વધારે ઓછું સમજાયેલું
અને પ્રશંસાને પાત્ર બનેલું હશે. "ડૉક-
ટર્સ ડાયલેમા"માં દાકતરોની પેટ ભરવા
નીચ પ્રવૃત્તિ અને તેમના અંખતરાના
શોખ અને વૈજ્ઞાનીક વહેમોને એણે
ખુલ્લાં પાડયાં છે. "ગેટીંગ મેરીડ"માં
અત્યારની લગ્ન સંસ્થાઓની નાલાયકી
ખુલ્લી પાડી લગ્ન જીવનના મઉલીક
સિદ્ધાંતોની એણે ચર્ચા છેડી છે. "એન્ડ્રો
કલીસ એન્ડ ધી લાયન"માં એણે ક્રાઇ
સ્ટની ધર્મભાવનાને રજુ કરવાનો પ્રયત્ન
કર્યો છે. "પીગ્મેલીઅન" એ કદાચ એકજ
એવું નાટક છે કે જેમાં શૉએ પ્રચારક
મટી માત્ર કલાકાર બનવાનો પ્રયત્ન કર્યો
છે. અને આમ ટુંકો પરીચય તો, "જોન
બુલ્સ અધર આઇલેન્ડ," "હાર્ટબ્રેક હાઉ
સ," "ઇન્કા ઓફ પેરૂસાલેમ," "આન્ના
જનસ્ક–બળવાખોર, 'સેન્ટ જોન' એપલ
કાર્ટ, વગેરેનો આપણે જવાની લાલચ
રોકી શકાય એમ નથી; પણ સ્થળસંકો
ચને લીધે એની 'ઇન્ટેલીજન્ટ વુમન્સ
ગાઇડ ટુ શોશ્યાલીઝમ" વીગેરે થોડુંક
કહીને આ વીવેચન સંકેલું.

આ પુસ્તકમાં શૉએ મુડીવાદી સમાજરચનાની અસમાનતાઓ પોતાની લાક્ષણીક રીત પ્રમાણે ખુલ્લી પાડી છે અને મુડીવાદની એ માનવભક્ષી ગાંડાઇમાંથી ઉગરી જવું હોય તો સમાજવાદી તંત્ર–કે જેમાં સહુની શક્તી પ્રમાણે દરેક કામ કરે અને પોતાની જરૂરીઆત પ્રમાણે મેળવી લે–સ્થાપવાની જરૂરીઆત પુરવાર કરી છે. શૉએ એ પુસ્તકદ્વારા એ રીતે માનવકુલની બહુ ભારી સેવા બજાવી છે. પણ આખુંયે પુસ્તક તેણે એવી માન્યતા પર રચ્યું છે કે મુડીવાદની મુર્ખાઇઓ જો માણસને સમજાઇ જાય તો માણસ જાત આપમેળેજ તે તોડી પાડી તેની જગ્યાએ સમાજવાદ આણવા તત્પર થશે. એને એ ખ્યાલ નથી રહ્યો કે એ કામ કરવાને તો જેને મુડીવાદની અસમાનતાઓ સાલતી હોય તેજ તઇયાર થાય. અને આજે તો જગતભરમાં માણસો બે વર્ગોમાંજ વહેંચાઇ ગયાં છે. મીલ્કતદાર અને રોજીના ગુલામો એ વર્ગોનાં હિત પરસ્પર વીરોધી બની ગયાં છે, અને તેથી પોતાના માનવહક્કો મેળવવા માટે રોજીના ગુલામો તૈયાર થાય ત્યારે મુડીવાદી સમાજ રચનાથી જેને ઘીકેળાં છે એવો મીલ્કતદાર વર્ગ તેમનાં એ આક્રમણ સામે જીવ જતાં સુધી વીરોધ કરેજ. જે તકરાર છે તે ઉત્પન્ન થએલાં દ્રવ્યની વહેંચણી પુરતીજ નથી, પણ ઉત્પાદનનાં સાધનોજ આજે સામુદાયીક પ્રયત્ન માગી લે છે અને તેથી ઉત્પન્ન થએલાં દ્રવ્ય પર ખાનગી અથવા વ્યક્તિગત નહી પણ જાહેર અથવા સામુદાયીક માલેકીજ હોવી જોઇએ. આ વાત આજ તો સહુને દીવા જેવી સાફ દેખાય એમ છે. જેમને નહિ દેખાતી હોય તેમને જલ્દી દેખાવા માંડશે એવો નખતે નજીક ચાલ્યો આવે છે. એવે વખતે બર્નાર્ડ શૉ જેવો પારદર્શી વીચારક જગતની ગુલામ જનતાને આશાનો સંદેશો, ઉત્સાહનાં વચનો અને પોતાની ગુલામી જંજીરો તોડી નાખવા માટે મર્દાનગી ભર્યો પડકાર આપવાને બદલે પોતાના મીલ્કતદાર વર્ગને વધારેમાં વધારે ડાહ્યા બનવાનો–ચાબખા જેવી ભાષામાં–ઉપદેશ આપી તેજ સંતોષ પકડે એ કેમ જ ચાલે? ઇતિહાસના એકત્રીત થએલા અનુભવની

મશાલ હાથમાં લઇ માનવતાના ભાવી પંથ પર પ્રકાશ ફેંકનારા કવીઓ, લેખકો અને ફીલ્સુફોએ આજે તો આમ વર્ગના ઉગતા સુર્ય તરફ આંગળી ચીંધવી ઘટે. એ નહિ કરે તે લેખક ગમે તેવી ભાષાની જાદુગરી કરનારો હશે તો પણ ભાવી વીપ્લવનાં પુરમાં તણાઇ જશે. કવીઓ, લેખકો અને ફીલ્સુફોએ તો ઇતિહાસનાં પુરના કાંઠા બાંધવાના છે. આવતાં પુરને ખાળવા જે વચમાં ઉભો રહેશે તે અવશ્ય તણાઇ જશે. પછી તે બર્નાડ શો હોય કે મહાત્મા ગાંધી હોય. અપાર પ્રતીભાશાળી શો આ વાત સમજી ગયો લાગે છે. રશિઆની પોતાની મુલાકાતમાંથી પાછા ફર્યા પછી એણે દુનીઆને સંભળાવી દીધેલું કે કાંતો સંપુર્ણ માકર્સીસ્ટ–લેનીનીસ્ટ બનો અને કાં આભાસી સમાજવાદનાં અટક્ચાળાં છોડો. છતાં પ્રખ્યાત લાલ નદીનો એ માલીક આજે સફેદ નદી થયે પાંકા ઘડા પર નવા કાંઠા ચઢાવવાની હિંમત કરી શકતો નથી. વર્ગહીતનાં બંધનો સહુથી બળ બળવાન છે એવું સામ્યવાદી સિદ્ધાંતકારોનું કહેવું શો જેવા તટસ્થ બુદ્ધિની પરાકાષ્ટાએ પહોંચેલા પુરૂષની બાબતમાં પણ સાચું પડતું લાગે છે.

કોઇ જાહેર કે સામાન્ય વ્યક્તિનાં અંગત અથવા ખાનગી જીવનમાં ડોકીયું કરવાની મને ટેવ નથી. આ કારણથીજ અત્યારે લેખાતી ઘણી ખરી જીવનકથાઓ મને વાંચવી ગમતી નથી. એ કારણસરજ શોનાં ખાનગી જીવન વિષે મને કંઇ માહિતી નથી. પણ આવું અપ્રતીમ સાહિત્ય સર્જનાર માણસનાં જીવનનાં નીયામક તત્વો શાં છે તે જાણવાનો મેં પ્રયત્ન કર્યો છે અને તેને પરિણામે શો વિષે આટલું જાણવું સહુ કોઇને માટે રસ અને બોધદાયક છે એમ હું માનું છું. આટલી ઉમરે પણ શો એક સારી રીતે તંદુરસ્ત આદમી છે. કહેવત રૂપે થઇ પડેલી સાહિત્યની બેન તમાકુ ને ભાષામાં મોહીની ભરનાર મદીરાનો શોએ સ્વપ્ને પણ સંગ નથી કર્યો. ધંધાદારી કસરતબાજોની સદાએ મશ્કરી કરનાર શો પોતે કસરતનો શોખીન છે. પગે ચાલીને માઇલોના માઇલો હજુ આજેય એ ફરે છે. લાકડાં ફાડવાની કસરત પણ કયારેક કયારેક કરે છે. પણ તે તંદુરસ્તી જાળવવા પુરતુંજ. મોટાં મસલ્સ પર એને ભારી તિરસ્કાર છે. ક્રીકેટ ફુટબોલ જેવી રમતગમતો પર એને ભારી તીરસ્કાર છે. ખોરાકમાં તે મીતાહારી છે. અને આખો દીવસ કામમાં ગુંચવાઇ ગએલા રહેવાનો એને ભારી શોખ છે. એનું અંગત જીવન પ્રગતિનાં પંથ પર વિના મુસ્કેલીએ આગળ વધવાને તત્પર થએલાં માણસો માટે એક આદર્શરૂપ છે.

પરંતુ શોની બાબતમાં સૌથી વધારે ધ્યાન ખેંચનારી વસ્તુ તો એનું વ્યક્તિત્વ છે. એનું વ્યક્તિત્વ બહુ અનોખું છે. પરસ્પરવીરોધી paradoxical–વચનો ઉચ્ચારવામાં શો પાવરધો મનાય છે, પણ એનાં વ્યક્તિત્વમાં એ વીરોધોનો સુંદર સમન્વય જ દ્રષ્ટિગોચર થાય છે. પૃથ્વીના માંધાતાઓને પણ મોઢે ચડાવતાં શરમ આવે એવાં અભીમાનભર્યા વીધાનો શોએ પોતાને માટે સદાય કર્યાં છે. છતાં એને બરાબર ઓળખનાર દરેક માણસ જાણે છે કે શોના જેવો નિરભીમાની માણસ બીજો કોઇ ભાગ્યેજ હોઇ શકે. ઉપર ઉપરથી ઝળકી રહેતી એની સખ્તાઇ ભરી તટસ્થતા, નીષ્ઠુરતા અને તિરસ્કાર

પુરું મશ્કરાપણાંની પછવાડે ભારોભાર સૌજન્ય, ઉદારતા અને માનવકુલનાં ઉજળાં ભાવીની આગ્રામયતા ભર્યાં છે. મી૦ એ. જી. ગાર્ડીનરે કહ્યું છે તેમ શૉ પોતાનાં સાહિત્યમાં લોકોનો રસ સજીવ રાખવા માટે સીને માની. પબ્લીસીટી કરવા માટે જેમ વિચીત્ર વેશવાળાં માણુસો નીકળે છે, તેમ વીચીત્ર વેશજ ધારણ કરે છે. શૉને પુજનારા અનેક છે, તેની મીત્રાચારી શોધવામાં દુનીઆનો કોઇ પણ માણુસ અભીમાન લે છે, તેના અંગત પરીચય માં અનેક માણુસો આવે છે. તે સહુને તે "જુજવે રૂપે અનન્ત ભાસે" છે, છતાં સાચી વાત એ છે કે શૉએ પોતાને અસ્પૃશ્ય બનાવી મુકયો છે. ભલમનસાઇનાં અપાર પાણીથી ભરેલાં માનવસરોવરની વચ્ચે તે કમળની માફક ઉભો છે: એકલો અને અટુલો, સફેદ સુંદર અને ઉપાસનાપાત્ર છતાં અસ્પૃષ્ટ અને અસ્પૃશ્ય. શૉ એક તપસ્વી માણુસ છે.

શૉ રલાના ટુકડા માટે અંદરો અંદર લડી મરતાં કુતરાંની માફક સ્વાર્થની આંખામણી બાજીઓ ખેલતા માનવસમુદાય તરફ એ પોતાનાં ડહાપણને ડુંગરે બેસીને હસ્યા કરે છે. માનવ જીવનની એકેએક પ્રવૃતિની કાળી મોળી બાજુ એ બરાબર પારખે છે. માનવ પ્રવૃત્તિઓના હેતુ પરનો બુરખો એણે પોતાની બુદ્ધિની જાદુઇ લાકડીથી ઉંચકી નાખ્યો છે અને પોતાનાં એ દર્શન-જ્ઞાન-નો લાભ એ પોતાની એકેએક સાહીત્ય કૃતીમાં લે છે. એનાં લખાણોની પછવાડે જે વીરોધી અર્થવાળાં વચનોના જોડકાં ઠેકઠેકાણે નજરે ચડે છે તેનું એ કારણ છે. શૉ સામાજીક નિર્માણવાદ–Social Determinism–માં નથી માનતો એટલે એની વ્યવસાયાત્મીકા જેવી બુદ્ધિને આ જગત ગાંડાઓની ધર્મશાળા જેવું હસવા અને તજવાયોગ્ય લાગે છે. પણ એ Creative Evolution-સ્વભાવસીદ્ધ ઉત્ક્રાન્તીવાદમાં માનતો હોવાને લીધે આ બધી મુર્ખાઇપરંપરા એક દિવસ એની મેળે ઠેકાણે પડી જશે એવો ઉજળો છતાં અણુજ આશાવાદ એ સેવે છે.

શૉ મહાન છે, તપસ્વી છે. એની બુદ્ધિ નીચલા મધ્યમ વર્ગના આદમીની બુદ્ધિની વીશદતાની પરાકાષ્ટાએ પહોંચી છે. પણ એથી વીશેષ કંઇજ નહી. ઐતિહાસીક ભૌતિકવાદનાં જળથી ધોવાઇને જેમની દ્રષ્ટિ નિર્મળ બની છે, જેમની બુદ્ધિ આખરી સત્ય-સોએ સો ટકા સત્ય-સમજી જઇ "સત્યાગ્રહી-મહાત્મા" બનવાની મુર્ખાઇ ભરી ધોડીએ ચડયા વિના સામાજીક ઘટનાઓનાં પ્રતિબીંબ તેમનાં ઐતિહાસીક સ્વરૂપમાં ઝીલી શકે છે (એથી વધારે થઇ શકેજ નહિ કારણકે સ્વતંત્ર બુદ્ધિ Pure Reason જેવી કોઇ વસ્તુ Catagorey હસ્તીધરાવતીજ નથી) તેઓ જ્યોર્જ બર્નાર્ડ શૉને બ્રિટિશ ઉજળીઆત વર્ગનો વિદુષક–harlequin of the British bourgeoisie–ગણે છે. તેમનાં એ વીધાનમાં એક વાસ્તવીક સત્યને વર્ગવેરની કાલી માનો ઓળો પડે છે એમ હું માનું છું. પણ શૉ જો પોતાનાં અત્યાર સુધીનાં લખાણોને તેનાં વર્ગીય સ્વરૂપમાં નીહાળવાની ચોક્કસ સુચના ભાવીમાં નહિ આપે તો સરવાળે તેના ઉપદેશોનું પરિણામ તો એજ આવવાનું એ વિષે મને જરાએ શક નથી.

છતાં એ માણસે માનવતાની મહાસેવા બજાવી છે. માણસની દરેક દરેક પ્રવૃત્તિમાં માનવ નર–માદાની

જાતીય વાસનાઓના ઓળા પારખનાર ફ્રૂડ-Freu-ની ફીલ્સુફીને રંગભુમીનાં એકે એક નાટકમાં રજુ કરનાર જગતની, અને ખાસ કરીને બ્રિટનની રંગભુમીને એ ઘેલછામાંથી ઉગારી લેઇ જીવનના અનેક પ્રશ્નોને નાટકનાં પાત્રો મારફતે છેડનાર શૉએ રંગભુમીના ઉદ્ધારમાં મોટો ફાળો આપ્યો છે. લખાણમાં જો જીવ હોય તો નિબંધ-Unfettered-કલા સદાય વીજયવંતી બને છે અને લોકોનાં જીવનને સ્પર્શ કરી શકે છે એ એણે સાબીત કરી આપ્યું છે. કલાનાં અને જીવનનાં-અચળ નીયમો' રૂઢીઓ, પ્રથાઓ, માન્યતાઓ, વહેમો-વગેરેબંધનો પર એણે સજીવતાની કાતરથી કાપ મુકયો છે. શૉની કિંમત મુર્તીભંજક-iconoclast તરીકે અજોડ છે અને રહેશે. નવાં મુલ્ય આંકવાનો પ્રયાસ એણે એજોજ કર્યો છે; અને માર્ગદર્શક-રચનાત્મક-creative કલાકાર તરીકે શૉની ફેબીઅન ફીલ્સુફી, એનો આભાસી સમાજવાદ તદ્દન નીરૂપયોગી છે. એની એ દિશાની પ્રવૃત્તિનો ક્રાન્તીનાં બળોની ભરતીના આ કાળમાં દુરૂપયોગ ન થાય એટલુંજ શૉની કીર્તિ અને સેવા અને માનવતાના કલ્યાણની દ્રષ્ટીએ ઇચ્છીએ.

વિસમીસદીમાં સામ્રાજ્ય સ્થાપવાની નવી જાપાની પદ્ધતિ.

# આજનું મંચુકો.



ફ્રાંસ અને જર્મની જેવડા વિશાળ પ્રાંત મંચુરીયા ઉપર લશ્કરી સ્વામિત્વ સ્થાપીને જાપાને ત્યાં મંચુકોનું નામધારી પ્રજાસત્તાક સ્થાપ્યું છે. ઇતિહાસના અભ્યાસીઓ તેને સામ્રાજ્ય સ્થાપવાની નવી પદ્ધતિ તરીકે વર્ણવે છે. ૧૯૨૧–૨૨ ના રૂહરના પ્રાંતમાં આવું નામધારી પ્રજાસત્તાક સ્થાપવાનો ફ્રાંસનો યત્ન સાવ નિષ્ફળ નિવડયો હતો. પણ જાપાને તો મંચુકોને આવતા પાંચ વર્ષ સુધી તો કાયમી મનાવાનો નિર્ણય કર્યો હોય એમ જ તેની સાંપ્રતનીતિ ઉપરથી દીસે છે. લેખક નીચેના લેખમાં સાંપ્રત પરિસ્થિતિની ચર્ચા કરે છે. —તંત્રી.

જાપાનીઓએ લશ્કરી તરવાર હજુ પણ મ્યાન નથી કરી. છેલ્લાં સોળ વર્ષમાં તેણે ત્રણ-ચાર નિર્બળ ચીન ઉપર હુમલો કર્યો છે. સાઉથ મંચુરીયન રેલ્વે ઉપર થયેલા કાલ્પનિક બોંબઅત્યાચારના ઓથા નીચે સમગ્ર મંચુરીયા જાપાન સ્વાહા કરી ગયું છે. તેવી જ રીતે જાપાની અધિકારને ભાંગી નાંખવ માટે શાંઘાઇમાં કાળો કેર વર્તાવ્યો હતો. આજે શાનહાઇક્વાન નામના નગરને જાપાનીઓએ જમીનદોસ્ત કર્યું છે.

આમ પ્રજાસંઘના વિરોધ છતાં, અને યુરોપીય પ્રજાની દાંભિક વિરોધી વાદીઓ છતાં જાપાન ચીન ઉપર સત્તા જમાવવાની એકધારી નીતિ ચાલુ રાખી રહેલ છે. ધીમે ધીમે તે આગળ વધે છે. માઇલ પછી માઇલ સુધી તેની સત્તાની મર્યાદાઓ વિસ્તરે છે. મંચુરીયા ઉપર સ્વામિત્વ સ્થાપ્યા પછી આજે પેકીંગ અને ટીનસ્ટીનના શહેરો સર કરવાને માટે જાપાની લશ્કરવાદીઓ આગળ વધે છે. એક શબ્દમાં કહીએ તો સમગ્ર ચીનને સર કરવાની બેરન ટનાકાએ દોરેલી યોજના પ્રમાણે જાપાનીઓ આગળ વધી રહ્યા છે.

[૨]

'ચીન નિર્બળ રાષ્ટ્ર છે' એમ અનેકવાર કહેવાય છે. પણ વસ્તુતઃ તેમ નથી. તેઓની પાસે લાખ્ખોનું લશ્કર છે. સુંદર લશ્કરી વિમાનો છે. અને પ્રત્યેક પ્રાંતિય સરકાર પાસે પોતાનું લશ્કર છે. આ સર્વ લશ્કરોની સંખ્યા સો ઉપરાંત થવા જાય છે. પણ આ નાનકિંગની મુડીવાદી સરકારને જાપાન સાથે ખુલ્લા સંગ્રામમાં ઉતરવાની જરાયે તમન્ના નથી. હમણાં જ દક્ષિણનાં લાલ લશ્કરો સામે નાનકીંગની સરકારે

મોટા ખર્ચે લશ્કરો પાઠવ્યાં. હતાં પણ જાપાની લશ્કરો સામે એક ટુકડી પણ મોકલવાને નાનકીંગની સરકારે ના પાડી હતી. શાંઘાઇના ઐતિહાસિક બનાવોમાં પણ કેંટનના શુરવીર લશ્કરે ત્રણ દિવસ સુધી સતત સામનો કર્યા છતાં પણ નાનકીંગથી એક પણ લશ્કર ઉપડયું નહતું. આખરે અસહાય કેંટનના લશ્કરને પરાજય પામીને પાછા ફરવું પડયું હતું. આ જ દશા મંચુરીયાના ચીનાઇ લશ્કરની થઇ છે. આ પ્રમાણે મધ્ય ચીનમાં પણ નાનકીંગની સરકારે કંઇ જ કર્યું નથી. આમ નાનકીંગના લશ્કરવાદીઓ જાણી જોઇને જાપાની લશ્કરનો સામનો કરતા નથી.

આમ થવાનાં બે કારણો હોઇ શકે. એક તો ચીનના મુડીવાદી માંધાતાઓ જાપાનની સરકાર સામે જો જંગ મચાવે તો તેઓ વિજય પામે કે કેમ તે એક શંકાભર્યું છે. ચીનની નદીઓમાં પરદેશીઓનાં લડાયક વહાણો વર્ષોથી પડાવ નાંખીને બેઠાં છે. શાંઘાઇમાં બ્રિટિશ, ફ્રેંચ, ઇટાલીઅન, અને જાપાનના લશ્કરો ખુલ્લી રીતે લશ્કરી ડ્રીલ કરી રહ્યાં છે. અને આ જંગ જામે તો સંભવ છે કે ઇંગ્લાંડ, ફ્રાંસ, અને અમેરિકા પણ જાપાનને જ મદદ કરે. આથી જ ખુલ્લા સંગ્રામ કરતાં ચીનના મુડીવાદીઓને બીક લાગે છે.

બીજું ચીનના મુડીવાદી લશ્કરવાદીઓ આપસઆપસમાં લડે છે. આ સતત આંતરવિગ્રહનો લાભ જાપાન ઠીક ઠીક લે છે. એક પ્રાંતિક સરકાર બીજા પ્રાંતના સેનાપતિના લશ્કરોનું બળ કેમ તુટી પડે તે જોવા આતુર હોય છે. એટલે જ તેઓ એક થઇને જાપાનનો સામનો કરી શકે તેમ નથી.

આથી ચીન નિર્બળ છે એમ માનવાને બદલે એમ જ મળવું જોઇએ કે ચીનના મુડીવાદી લશ્કરવાદીઓ એક થઇને જાપાન સામે ઝઝુમવા ઇચ્છતા નથી. એટલું જ નહિ પણ નાનકીંગમાં આવી એકતા આણવાની તાકાત નથી.

[ ૩ ]

લીટન રિપોર્ટ પ્રસિદ્ધ થયે પુરા ચાર માસ તો વીતી ગયા છે. છતાં પ્રજાસંઘે લીટન રિપોર્ટ ઉપર કંઇ જ પગલાં નથી ભર્યાં. નજદીકના ભવિષ્યમાં પ્રજાસંઘ આવાં પગલાં ભરે એવો સંભવ બહુ અલ્પ છે. કારણ કે જીનીવામાં પ્રજાસંઘની કાર્યવાહીમાં ઇંગ્લેંડ અને ફ્રાંસનો મુખ્ય હાથ છે અને ફ્રાંસ અને ઇંગ્લેંડે જાપાનની નીતિને ખુલ્લી રીતે ટેકો આપ્યો છે. દોઢ વર્ષમાં ઇંગ્લેંડ અને ફ્રાંસે અઢળક શસ્ત્રો જાપાનને વેચ્યાં છે. ફ્રાંસે તો એક લાંબી લોન પણ આપી છે ઇંગ્લેંડ સાથે મંચુરીયાની બાબતમાં પણ ગુપ્ત કરારો છે. એટલે જ પ્રજાસંઘે આવી નિર્માલ્ય નીતિ લીધી છે.

એટલું જ નહિ પણ પ્રજાસંઘે તો વ્યવસ્થિત રીતે ચીનના પ્રશ્નને અભરાઇ ઉપર ચઢાવવા માટે પ્રયત્ન કર્યો છે. પ્રથમ મંચુરીયામાં જાપાની લશ્કરે આક્રમણ કર્યું ત્યારે પણ ચીન અને જાપાને આપસઆપસમાં સમજવું જોઇએ એવી નીતિ અખત્યાર કરવામાં આવી હતી.

જ્યારે જાપાની આક્રમણ બહુ ઉગ્ર બન્યું ત્યારે લીટન કમીશન નીમીને તેણે સંતોષ માન્યો. અને આ કમીશનનો રિપોર્ટ બહાર પડી ગયો ત્યારે હવે આ રિપોર્ટને શી રીતે વિસરી જવો એ જ કાર્યક્રમમાં પ્રજાસંઘ અત્યારે તો ગુંથાઇ ગયુ છે.

પ્રજાસંઘ આમેય સામ્રાજ્યવાદીઓની સંસ્થા છે. આવી સંસ્થા જાપાન સામે પગલાં ભરે એમ માનવું અશક્ય છે. લોકોને છેતરવા માટે જ આવી સંસ્થાની સ્થાપના કરવામાં આવી છે. એટલે જ ચીન–જાપાન ઝગડામાં પ્રજાસંઘ સહાય આપે એ અશક્ય છે. એટલું જ નહિ પણ મંચુરીયાના આઠ કરોડ શરીરોની સ્વતંત્રતાનો નાશ કરવામાં પ્રજાસંઘ સીધી જવાબદાર છે એમ જાહેર કરવામાં જરાયે અસત્ય નથી.

જાપાનનું દષ્ટિબિંદુ આ પ્રશ્નમાં અતિ અટપટું છે. દેશભરમાં જાપાની સામ્રાજ્યવાદીઓ સામે વિરોધનો જૂવાળ જામતો જાય છે. જાપાની તીજોરી પણ તળીયું દેખી રહી છે. આર્થિક આપદ્કાળમાં જાપાની જનતા પણ ખૂબ પીડાઇ રહી છે. છતાં જાપાનીઓ આંખો મીંચીને લશ્કરી આક્રમણ આગળ વધારી રહ્યા છે.

આમ થવાનાં બે કારણ છે. પ્રથમ તો જાપાની સામ્રાજ્યવાદીઓ લોકજુસ્સાને મંચુરીયા અને ચીન તરફ વાળી નાંખીને પોતે સુરક્ષીત રહેવા માગે છે. તેમજ મંચુરીયા જેટલો વિશાળ પ્રાંત કબજે કર્યા પછી થોડા વર્ષોમાં પણ મંચુરીયામાંથી ઠીક ઠીક આવક જાપાન તરફ જશે એવી આશા રહે છે. તેમ જ જ્યારે મંચુરીયા અને ચીન સાથે લગભગ અર્ધ-સત્તાવાર સંગ્રામ ચાલી રહ્યો હોય ત્યારે જાપાનમાં આંતરિક વિપ્લવ થાય એવી આશાઓ સાવ ઓછી છે.

તેમજ જાપાન જાણે છે કે મંચુરીયા અને જેહોલનો પ્રાંત પચાવી પાડવું આ ક્ષણે સાવ સહેલું છે. તેને તેમ કરતાં કોઇ અટકાવી શકે તેમ નથી. ઉત્તરમાં રશિયા જાપાની સામ્રાજ્યવાદને અવરોધી શકે તેમ નથી. યુરોપી રાજ્યોને તો પરવા જ પડી નથી. એટલે જાપાને આ તકનો લાભ લઇને સફળ ધા કર્યો છે. અને સંભવ છે કે તેઓ તેમાં જરૂર સફળ થશે.

જાપાને આમ એકલા મંચુરીયાના પ્રશ્ન પર જ નહિ પણ પ્રત્યેક વસ્તુમાં આક્રમણનીતિ અપનાવી છે. શંઘાઇમાં જાપાની બહિષ્કારને તોડી નંખાવવા માટે તેમણે લશ્કરનો ઉપયોગ કર્યો હતો. તેમજ સાઇબીરીયાની સરહદ ઉપર પણ જાપાની લશ્કરોએ જ હુમલો કર્યો હતો. આમ ચારે બાજુ આજે જાપાન લશ્કરી સાટકો જોરશોરથી વીંઝી રહ્યું છે. અને આ ક્ષણે આ ભયંકર નીતિ ક્યાં જઇને અટકશે તે કહેવું અશક્ય છે. મંચુરીયા, પછી મોંગોલીયાનો વારો આવશે. જેહોલ તો તેઓ જરૂર લઇ શકશે. ત્યારે સવાલ એ થાય છે કે જાપાની સામ્રાજ્યવાદ આટલી લુંટથી પણ સંતોષાશે કે કેમ?

[૪]

સમયના પ્રવાહ સાથે સામ્રાજ્યવાદીઓએ મુલ્ક છતવાની નવી નીતિ અખત્યાર કરી છે. પહેલાંના સમયમાં તેઓ લશ્કરી બળ ઉપર વિશાળ મુલ્કો કબજે કરીને તરત જ સામ્રાજ્ય સાથે જોડી દેતા. પણ આજે આ નીતિએ

સ્વરૂપ બદલ્યું છે. જાપાનીઓએ મંચુરીયા જીત્યું છે. પરિણામે તેઓએ ત્યાં મંચુકોનું શાસન સ્થાપ્યું છે. મંચુકો એ લોકસત્તાક ગણાય છે. પણ સત્તા જાપાનીઓ જ ચલાવે છે. સામ્રાજ્ય વસાવવાની આ નવી નીતિ છે.

મંચુકોનું સરકારતંત્ર આમ સ્પષ્ટ રીતે જાપાનીઓનું સરકારતંત્ર છે, મંચુકો એ મંચુરીયાના માજી શહેનશાહનો લાંચખાઉ યુવાન છે. તેણે જાપાન જે કહે તેમ કરવાનું કબુલ કર્યું છે. આથી જ જાપાને તેને પાછો સત્તા ઉપર બેસાડ્યો છે.



નામધારી મંચુકોના રાજ્યતંત્રના વડા પ્રધાન.

હવે જાપાન આ નામધારી રાજાને નામે પેકીંગ અને જેહોલનો પ્રાંત પણ પચાવવા માગે છે અને ચીનાઓની શંકા સાચી હોય તો જેહોલ પ્રાંત પર અધિકાર મેળવવાને માટે તેમણે ક્યારનાંય પગલાં લીધાં છે.

## આટલું યાદ રાખો!

દેશની પ્રત્યેક વ્યક્તિને કામ મેળવવાનો જન્મસિદ્ધ હક્ક છે. બેકારી એ માનવરચિત સમાજવ્યવસ્થામાંનું સીધું પરિણામ છે. એટલેજ સમાજવ્યવસ્થા પલટાવી નાંખીને સર્વને કામ મળી શકે તેવી સમાજરચના સર્જવી જોઇએ. ત્યાં સુધી બેકારને સરકાર તરફથી રાહત આપવી જ જોઇએ.

દેશની પ્રત્યેક પુખ્ત ઉપરની વ્યક્તિને મતાધિકાર હેવોજ જોઇએ.

વર્તન, વાણી, અને વિચારસ્વાતંત્ર્ય એ પ્રત્યેક વ્યક્તિના પ્રાથમિક હકકો છે. જે બંધારણમા આ હકકો ન હેય તે બંધારણ અમોને નાકબુલ છે.

રાજકીય રીતે હિંદનું બંધારણ હિંદીઓએ જ ઘડવું જોઇએ. આ બંધારણ ઘડવ નો એક માત્ર અધિકાર વ્યકિતગત મતાધિકારના હક્ક ઉપર ચુંટાયેલી પ્રજાપરિષ (People's Convention)જ કરી શકે.

આર્થિક દિશામાં સર્વને સરખી તક આપે તેવું સામાજીક બંધારણ રચાવું જોઇએ.

સામાજીક દિશામાં મધ્યકાલીન રિવાજોનો નાશ કરીને અર્વાચીન નીતિની ઢબ ઉપર સામાજી બંધારણ મુકવું જોઇએ.

અને આ અસહ્ય ભારને હળવા કરવાને માટે મીંઓ પ્રજાએ વ્યવસ્થિત પગલાં નથી ભર્યાં? અમારી સ્મૃતિ પ્રમાણે તો કચરાતી આમવર્ગની આ દુઃખદ કહાણી અનેકવાર અલ્વરનરેશની આંખ આગળ લાવવામાં આવી હતી. છતાં પણ સત્તા અને લશ્કરી બળ ઉપર મુસ્તાક બનીને બેઠેલા અલ્વરનરેશને મીંઓ પ્રજાની વ્યાજબી માંગણીઓ ઉપર વિચાર કરવાનો સમય પણ ન સાંપડ્યો. આથી જ આખરે જ્યારે અસહાય બનેલી મીંઓ પ્રજાએ તોફાન અને ધિંગાણાનો માર્ગ લીધો ત્યારે તેઓ કોમીવાદી છે એમ કહીને તેમને કચરવામાં સહાય માંગવી એ માનવતાની છેતરપીંડી નથી?

આ નક્કર સત્યો છે. અલ્વરનરેશ આટલા માસથી ઉંઘતા ન હતા. કેટલાય માસથી આ ચળવળ શરૂ થઇ હતી. શૌકતઅલી જેવા કટ્ટર કોમીવાદીએ પણ અલ્વરનરેશની આંખ ઉઘાડવા માટે યત્ન કર્યો હતો. છતાં પણ અલ્વરનરેશે રાહત માટે કશું જ કર્યું નહિં. આ વસ્તુ કંઇ જગત વિસરી ગયું નથી.

અલબત્ત આ સત્ય છે કે અલ્વરની મુસ્લીમ ખેડુતોની માંગણીઓને બ્રિટિશ હિંદની મુસ્લીમ પ્રજાએ ઠીક ઠીક સાથ આપ્યો છે. પણ બ્રિટિશ હિંદના કોમીવાદીઓને અલ્વરની મુસ્લીમ પ્રજાના અકથ્ય સંતાપો કોમી લાગણીને ઉછાળવામાં સફળ થયા તેનું કારણ એ છે કે બ્રિટિશહિંદની હિંદુ પ્રજાએ મુસ્લીમ ખેડુતોના આર્થિક સવાલને કોમી બનવા દીધો છે. દેશી રાજ્ય પ્રજા પરિષદ જ્યારે કોઇ સ્ટેટમાં હિંદુ પ્રજા ઉપર કંઇક ત્રાસ ગુજરે ત્યારે જ મોટી ગો ગાદવાની દોડધામ કરે છે. પણ અલ્વરરાજ્યના મુસ્લીમો માટે આ સંસ્થાએ અત્યાર સુધીમાં શું કર્યું છે?

આ પરિસ્થિતિમાં બ્રિટિશ હિંદના મુસ્લીમ પ્રત્યાઘાતીઓ અને કોમીવાદીઓને એક સુંદર તક મળી. આ તકનો તેઓએ બરાબર ઉપયોગ કર્યો. જેમ કાશ્મીરના કિસ્સામાં બન્યું તેવી જ રીતે અલ્વરના આંદોલનનું નેતૃત્વ આપમેળે તેમના હાથમાં જઇ પડયું.

## [ ૩ ]

**પ**ણ ત્યારે શું થઇ શકે? અલબત્ત અલ્વરના આંદોલનો તો લશ્કરી બળોથી તૂટી ટુકડા થઇ પડશે. અલબત્ત, મીંઓ પ્રજાએ જાણવું જોઇતું હતું કે આ યુગમાં પ્રાથમિક સાધનો વડે બળવો કરવો એ આત્મવિનાશને આમંત્રવા બરાબર છે. અલ્વર સ્ટેટનો સશસ્ત્રી સામનો એ મૂર્ખતાની પરાકાષ્ટા સમો છે. જ્યાં સુધી બ્રિટિશ સરકારનું બળ અલ્વરરાજ્યની પછવાડે ઉભું હોય ત્યાં સુધી જગતમાં એવી કોઇ સત્તા નથી કે જે અલ્વરના રાજાને સત્તાના સ્થાન ઉપરથી ઉખેડી શકે. દેશી રાજ્યોની પ્રજાએ આ સિદ્ધાંતોને સારી રીતે જાણવા જોઇએ. તેમજ તેના ઉપર પુરતો વિચાર કરી રમખાણ અને ધિંગાણાના માર્ગને અળગો કરવો જોઇએ.

ઉપરાંત અલ્વરરાજ્યના મુસ્લીમ ખેડુતોએ જાણવું જોઇએ કે રમખાણ કે ધિંગાણા મચાવવાથી આ ક્ષણે જરાયે અર્થ સરે તેમ નથી. તેને માટે તો વ્યવસ્થિત સંગઠન અને કાયદાની સીમામાં રહીને શક્ય હોય તેટલો સામનો કરવાની જરૂર છે. કાશ્મીરના કરૂણ પરિણામો

હજુ તો સ્મૃતિપટમાંથી ભુંસાયાં પણ નથી ત્યાર પહેલાં અલ્વરના રાજ્યની નિર્ધન જનતા આવી ગંભીર ભૂલ ફરીથી કરે એ ખરે જ અતિ કરૂણાજનક છે.

કારણ કે બર્મા, કાશ્મીર, અને અલ્વર-રાજ્યના ખેડુતોનાં આંદોલનોની નિષ્ફળ-તામાંથી આખા હિંદ પર નિરાશાવાદનું મોજું ફરી વળશે. સમસ્ત દેશના ખેડુ-તોની તમન્ના તુટી જશે. આપણો આર્થિક આઝાદી માટેનો સંગ્રામ દશ વર્ષ પાછો હઠશે.

[ ૪ ]

**આથી** જ પ્રત્યેક દેશી રાજ્યોની પ્રજાએ કોમીવાદીઓથી સાવધાન રહેવાની જરૂર છે. જેમ અલ્વરની બાબતમાં મુસ્લીમ કોમીવાદીઓએ તેમના રમખાણને અવળે માર્ગે દોરીને પોતાની સ્વાર્થી નીતિ જ સંતોષવાનો યત્ન કર્યો છે તેમ કોઇ મુસ્લીમ સ્ટેટમાં હિંદુ કોમીવાદીઓ નહિં કરે તેની કશી ખાત્રી આપણી પાસે નથી. આજે તો આર્થિક મંદીની જોરદાર ઝાપટ નીચે દરેક રાજ્યમાં આર્થિક અસંતોષ શુ થવાઇ રહ્યો છે. આ અસંતોષનાં લાકડામાં તણખો પડે તેટલી જ વાર છે. હિંદના બંને કોમી-વાદીઓ તક શોધી રહ્યા છે. તેમના સ્વાર્થ ખાતર તેઓ નિર્ધન પ્રજાને આત્મનાશક માર્ગે આગળ લઇ જાય છે અને પરિણામે ભયંકર ખાનાખરાબી પછી માત્ર આ કોમીવાદીઓને તેનો લાભ મળે છે.

કાશ્મીરનો કિસ્સો આ માટે સરસ ઉદાહરણ છે. અત્યારે ત્યાં જમીન મહેસુલ ઓછી થવાને બદલે ઉલટાં ત્યાં ત્રણ ચાર ગોરા દેવો વિશાળ પગારના ધોરણ પર ઘુસી ગયા છે. તેવું જ અલ્વરમાં બને તો કોમીવાદીઓને સંતોષ થશે. પણ આથી કંઇ ખેડુતોની આર્થિક સ્થિતિ સુધરતી નથી. તેઓ તો નક્કર રાહત ઇચ્છે છે. આ રાહત કંઇ હિંદી દીવા-નને બદલે યુરોપીયન દીવાન આણવાથી મળતી નથી.

[ ૫ ]

**આમ** અલ્વારનાં રમખાણો એ ખેડુ-તોની આર્થિક ખુવારીનાં સીધાં પરિણામ છે. આ આર્થિક ખુવારી જેટલી મુસ્લીમ ખેડુતોને પીડી રહી છે તેટલી જ હિંદુ ખેડુતોને પણ સતાવી રહી છે. મહારાજાના બંને કોમના ખેડુતો સરખા પીડાય છે. એટલે આ સવાલ એક કોમી નહિં પણ વર્ગીય છે. અને તેને એ પ્રમાણે જ સમ-જવો જોઇએ. અત્યારે જે પ્રચાર થઇ રહ્યો છે તે કેટલો અસત્ય અને ઉપજાવી કહાડેલો છે તે આ ઉપરથી સારી રીતે સાબીત થાય છે.

વિદેશી નોકરશાહીને અલ્વરનાં રમ-ખાણોમાં એક સુંદર તક સાંપડી છે. કારણ કે ખેડુતોનો આર્થિક અસંતોષ આમ કોમી તકરારની વ્યર્થ અથડામ-ણુના માર્ગે વળી જાય તો તેઓ ખૂબ ખુશી થાય. ઉપરાંત રાજ્યતંત્ર પણ ગોરા અમલદારોને સહેલાઇથી સુપ્રત કરી શકાય.

[ ૬ ]

**આમ** અત્યારે અલ્વરમાં શાંતિ સ્થપ-પવી હોય તો અલ્વર રાજ્યે પ્રજાને પ્રાથમિક હક્કો બક્ષવા જોઇએ. ૫૫ લાખની આવકમાંથી લગભગ વીસ લાખ રૂપીયા મહારાજ પોતાના વ્યક્તિગત ખર્ચમાં જ વાપરે છે. તે તરત જ બંધ થવું

જોઇએ. જમીન મહેસુલ ખેડુતોના હિતમાં જ વાપરવી જોઇએ. આ સિદ્ધાંત અલ્વર નરેશે જેમ બને તેમ જલ્દીથી શિખવાની જરૂર છે.

ઉપરાંત અલ્વરનરેશે જાણવું જોઇએ કે વ્યવસ્થિત આંદોલનો સામે આંખમીંચામણા કરવાથી કોઇ સરકારતંત્ર નહીં ટકી શકે. ખેડુત પ્રજાની માંગણીઓ સંતોષાવી જ જોઇએ. બ્રિટિશહિંદમાં વસ્તી મીંઓ જાતિ પર જ્યારે કરનું પ્રમાણ ઓછું હોય અને અલ્વરરાજ્યમાં ખૂબ આકરું હોય ત્યારે આપમેળે અસંતોષ જન્મે છે. આથી પહેલી તકે જમીન મહેસુલનું પ્રમાણ બ્રિટિશ હિંદના પ્રમાણસર હોવું જોઇએ.

તેમજ બ્રિટિશ સરકારે પણ અલ્વરનરેશની કુમકે સૈન્ય મોકલતાં પહેલાં રાજાનો કેટલે અંશે વાંક છે તે ઉપર ખાસ વિચાર ચલાવવો જોઇએ. આર્થિકશક્તિ કરતાં વધુ કરવેરા જ્યારે કોઇ રાજ્યે નાંખ્યા હોય ત્યારે એ રાજ્યમાં સરકારતંત્રમાં અવ્યવસ્થા છે એમ આપમેળે સાબીત થાય છે. આવા સમયમાં બ્રિટિશ સરકારને પ્રજાને પડખે ચઢીને રાજાની સાન ઠેકાણે લાવવાનો ચોખ્ખો અધિકાર છે. આ અધિકારનો ઉપયોગ ભૂતકાળમાં અનેકવાર તેમણે કર્યો છે. અલ્વરરાજ્યની બાબતમાં પણ તેમણે તેમજ કરવું જોઇતું હતું.

સૃષ્ટિના સર્જન પછી ઇશ્વરની કલ્પના ક્યારે અસ્તિત્વમાં આવી તે નક્કી કરવાની આ વેળા નથી. જગત ઉપર જ્યારથી માનવ જન્મ્યો છે ત્યારથી એક અથવાં બીજી રીતે તેણે ઇશ્વરની કલ્પના સ્વીકારી છે. માત્ર સાંપ્રત સમયમાં વિજ્ઞાનની વિજળીક પ્રગતિથી માનવ કુદરતને તેના સત્ય સ્વરૂપમાં સમજવા સફળ થયો છે. આથી જ ઇશ્વરની કલ્પના હવે વેગથી ઓસરતી જાય છે.

જેમ જેમ વિજ્ઞાનનું બળ વધતું જાય છે, તેમ તેમ શ્રદ્ધા અને અજ્ઞાનના વાદળાં, વિખરાતાં જાય છે. જેમ જેમ જ્ઞાનના પ્રકાશનાં વર્તુલો વિશાળ બનતાં જાય છે તેમ તેમ ઇશ્વર વિષેનો વ્હેમ વેગથી અદૃશ્ય થઇ રહ્યો છે.

હજારો વર્ષોથી માનવજ્ઞાન ઉપર પછેડો પાથરેલી આ કલ્પના આખરે હવે બળહીન બનતી જાય છે. સેંકડોને શમશેરની ધાર પર ચઢાવનાર આ ભયાનક કલ્પનાના ઓજસ ઓસરી ગયા છે. દરેક દેશના બુદ્ધિવાદીઓ ઇશ્વરની કલ્પનાને દેશવટો આપી રહ્યા છે. અને સંભવ છે કે બહુ જ થોડા સમયમાં ઇશ્વરની કલ્પના સમગ્ર પૃથ્વીના પટ પરથી વિસરાઇ જશે.

આ યુગશબ્દ છે. એક શતક પહેલાં નિરિશ્વરવાદીઓની સંખ્યા આંગળીના વેઢે ગણાય તેટલી જ હતી. આજે આ સંખ્યા લાખોના આંકડામાં રહે છે.

આ સવાલનો જવાબ આપતાં લેખક જણાવે છે કે માનવસમાજને માટે આ કલ્પના જરાયે હિતકારક નથી.

# ઇશ્વરની ઉપયોગીતા કેટલી ?

પહેલાં નિરિશ્વરવાદી હોવું એ પાપ મનાતું. આજે નિરિશ્વરવાદ બુદ્ધિશક્તિનું સીધું માપ છે. સમાજનો હવે સર્વમાન્ય સિદ્ધાંત છે કે ઇશ્વરના વહેમમાં માત્ર બુદ્ધિવિહોણા જ માની શકે.

* * *

પણ આજે જીવન પર હું દૃષ્ટિ કરૂં છું ત્યારે મ્હને લાગે છે કે ઇશ્વરની કલ્પનાની જરૂર પણ હવે નથી રહી. આજે જીવનનો એક પણ પ્રસંગ હું યાદ કરી શકતો નથી કે જેમાં ઇશ્વરની કલ્પનાની જરા જેટલી પણ જરૂર પડે. તેમજ હું અન્યના જીવન ઉપર દૃષ્ટિ કરીને પણ કહી શકું છું કે તેમને પણ ઇશ્વરની ભાગ્યેજ જરૂર પડે છે. પહેલાં તો ઇશ્વર

લેખક : 'સત્યશોધક.'

કે અલ્લાહમાં માનનારાઓ નક્કર લાભ મેળવતા. આજે મુડીવાદના વિકાસ સાથે આ લાયકાતનું મહત્વ ઓસરી ગયું છે. આજે કારખાનાનો માલિક જ્યારે કામદારને રાખે છે ત્યારે પહેલી વસ્તુ યંત્રની આવડત જુવે છે. અતિ ચીવટથી તે સવાલ કરે છે કે 'ત્હને અમૂક યંત્ર ચલાવતાં આવડે છે?' અને જો આ કામદારને યંત્ર ઉપર કામ કરતાં આવડતું હોય તો જ નોકરી મળે છે. તે જ પ્રમાણે જ્યારે કોઇ શેઠ સાહેબ પાસે જઇને મધ્યમવર્ગનો મેટ્રીક પાસ થયેલો વિદ્યાર્થી નોકરી માગે છે ત્યારે શેઠ તેને પ્રથમ સવાલ નો આ કરે છે કે ત્હને હિસાબી કામ આવડે છે કે કેમ? આમ મુડીવાદી સંસ્કૃતિએ ઇશ્વરના અસ્તિત્વને જીવન વ્યવહારમાંથી દેશવટો આપ્યો છે અત્યારના યુગમાં માત્ર ઇશ્વરમાં શ્રદ્ધા રાખવાથી નથી નોકરી મળતી કે નથી સંપત્તિ સાંપડતી.

તેમજ મુડીવાદી સંસ્કૃતિએ ઇશ્વર સામે એકજ ક્ષેત્રમાં જેહાદ જગાવી નથી. જીવનના પ્રત્યેક અંગમાં પ્રત્યેક દીશામાં મુડીવાદીઓ ઇશ્વરની કલ્પના સામે સંગ્રામ કરે છે. અને મુડીવાદના લગભગ બધા જ સંચાલકો નિરિશ્વરવાદી હોય છે.

એટલું જ નહિં પણ ઇશ્વરની ઇચ્છાને આધીન થવાને બદલે મુડીવાદ ભૌતિક વસ્તુઓને પોતાના જ લાભમાં વાળવાની યોજનાઓ રચે જાય છે. મ્હોટી મ્હોટી નદીઓમાં બંધ બાંધીને વિજળીક બળ ઉત્પન્ન કરે છે. પહાડો આદીને આગગાડીનો રસ્તો કરે છે. પાતાળમાં પેશીને ખનીજ પદાર્થો લઇ આવે છે. મુડીવાદે ઇશ્વરી આનંદમાં મઝા માણવાને બદલે માનવસુખ માટે સીનેમા, રેડીયો, એરોપ્લેન સર્જ્યાં છે. એક શબ્દમાં આલેખાયે તો મુડીવાદે આધુનિક વિચારસરણીના આદર્શ બદલ્યા છે. મોક્ષને બદલે માનવસુખ એ આ યુગનો આદર્શ છે.

* * *

**આજે** વિશ્વના વિશાળ પટ પર ઇશ્વરની કલ્પનામાં માનનારાઓની સંખ્યા વેગથી ક્ષીણ થઇ રહી છે. પણ દલીલને ખાતર એમ સ્વીકારી લઇએ કે ઇશ્વરનું અસ્તિત્વ છે તો પણ માનવજીવનને માટે તે જરાય જરૂરનું નથી એમ સારી રીતે સાબીત થઇ શકે એમ છે. ઇશ્વર જો હોય તો પણ અત્યારે આપણે તેના વગર ચલાવી શકીએ એમ છીએ. આથી જ હવે ઇશ્વરના અસ્તિત્વ ઉપર વ્યર્થ વાદ-વિવાદમાં સમય ગુમાવવાને બદલે કંઇક બીજાં માનવહિતનાં કાર્યમાં સમયનો સારો ઉપયોગ કરવો જોઇએ.

ત્હમો આ સિદ્ધાંત કદાચ ન સ્વીકારો. પણ હું ખાત્રી આપું છું કે ત્હમે ઇશ્વરમાં નહિં માનો તો પણ ત્હમો સારી રીતે જીવી શકશો. ત્હમો ઇશ્વરમાં નહિં માનતા હશો તો પણ ત્હમો એક દિ જ મરી જશો. જગત ઇશ્વરમાં નહીં શ્રદ્ધા રાખે તો પણ સંતાન અવતરશે. બાળક મ્હોટાં થશે. યુવક અને યુવતીઓ લગ્ન કરશે અને જીવનચક્ર એમ ચાલ્યા જ કરશે. ઇશ્વરમાં શ્રદ્ધા રાખવાથી આ ચક્ર ઝપાટાબેર ચાલતું નથી; નહિં માનવાથી તે સ્તંભતું નથી.

આજે વૈજ્ઞાનિકો ઇશ્વરની પરવા કર્યા વગર વિજળીક બળથી અપૂર્વ પ્રગતિ સાધી રહ્યા છે. આ પ્રગતિ એમ ને એમ આગળ વધશે.

તેમજ વનસ્પતિના જગતમાં પણ ત્હમો બી વાવશો તો વૃક્ષ બનશે. વૃક્ષને ફળ આવશે. આ ફળમાંથી બીજ ઉત્પન્ન થશે અને એ બીજને ભેગાં કરીને બીજને દેશમાં લઇ જઇને વાવશો તો પણ ત્યાં આના જેવું જ વૃક્ષ ઉત્પન્ન થશે.

જેમ વનસ્પતિના જગતમાં ઇશ્વરી માન્યતામાં વિશ્વાસ કે અવિશ્વાસથી લેશ માત્ર ફરક પડનાર નથી તેવી જ રીતે પ્રાણીજગતમાં પણ ઇશ્વરી માન્યતાનો અભાવ કશું જ નુકસાન કરી શકે તેમ નથી.

પૃથ્વીના વિશાળ પટ પર ખેલતાં પ્રાણીઓ ત્હમારા ઇશ્વરની પરવા કર્યા વગર જન્મે છે, મ્હોટાં થાય છે અને મરી જાય છે. ત્હમો પ્રાણીની ઠીક ઠીક સંભાળ રાખો છો તો શરીરે તે રૂષ્ટપુષ્ટ બને છે. જો સંભાળ ન રાખો અને ખોરાક ન આપો તો તે મરી જાય છે.

એક રાયફલ લઇને આ પ્રાણી ઉપર નાકો તો તે વિંધાઇ મરી જાય છે. ઇશ્વરની ઇચ્છા હોય તો પણ તેને તે બચાવી નહિં શકે. માણસને ગળામાં દોરડું લટકાવી દો એટલે જરૂર જ શબ થઇ પડે છે. હિંદુસ્તાનની જેલના જેલરો સવારના સેંકડો જણને ફાંસીએ ચઢાવે છે.

આમ ઇશ્વરની મરજી હોય કે ન હોય છતાં જ્યારે ન્યાયાધીશ આરોપીને ફાંસીની સજા સંભળાવે છે ત્યારે આપણે જાણીએ છીએ કે આરોપી ૪૮ દિવસ પછી જરૂર જ મરી જવાનો. આમ ઇશ્વરની પરવા કર્યા વગર અથવા તેની મરજી જાણ્યા વગર આપણે આપણો કાયદો અમલમાં મૂકીએ છીએ.

આમ પ્રત્યેક બુદ્ધિશાળી વ્યક્તિ સમજી શકશે કે ઇશ્વરી આસ્થામાં શ્રધ્ધા રાખ્યા વગર પણ સંસારચક્ર [આને ચક્ર કહેવું કે કેમ તે એક પ્રશ્ન છે] ચાલ્યા કરશે. અનેકો આપણા સંસારને ઘટમાળ કહે છે પણ આવી પ્રગતિ વર્તુલ આકારની તો નથી જ તેની તો આપણને ખાત્રી જ છે.

# આ આંદોલ-

**ગયા** વર્ષમાં શરૂ થયેલી આ ચળવળ આપમેળે આ ક્ષણે નાબુદ થવાની અણી ઉપર છે. ગયા વર્ષ સાથે સરખાવતાં આ ચળવળ માત્ર પડછાયા સમી છે. અત્યારે હિંદભરમાં લાગ્યે જ કોઈ શહેરમાં કે કોઇ ગામડામાં મહાસભાનો પ્રોગ્રામ અમલમાં આવે છે. આ પરિસ્થિતિમાં આવા આંદોલનોને અટકાવવાં જોઇએ.

ગયા જાન્યુઆરી માસમાં શરૂ થયેલી સવિનયભંગની ચળવળે હવે આખરી ઝોક લીધો છે. પ્રત્યેક માસે જેલયાત્રા કરનારાઓનું સંખ્યાબળ ઘટતું જાય છે. ગયા જાન્યુઆરીમાં સમગ્ર દેશભરમાંથી લગભગ ૧૫૦૦૦ જણ કારાગૃહની કાળી દીવાલો પાછળ પહોંચ્યા હતા. એટલું અપુરતું હોય તેમ અનેક પોતાની જમીન ગુમાવી. સેંકડો રૂપીયાનો માલ જપ્તીમાં સરકાર થઇ ગયો. તેમજ લગભગ ૫૦૦૦૦ માણસોના સ્વાત્મભોગ પછી પણ સ્વરાજ્ય હજુ તેટલુંજ દૂર છે.

એટલુંજ નહિ પણ હવે જનતાની શ્રદ્ધા પણ ઉતરતી ચાલી છે. પ્રત્યેક માસે સંગ્રામસમિતિ કે પીકેટીંગ માટે બહાર પડનારી વ્યક્તિઓની સંખ્યા તૂટતી જાય છે. અને જો વાતાવરણમાં ચર્ચાઇ રહેલી વાત સાચી હોય તો મહાસભાના સંચાલકોને સંગ્રામસમિતિને માટે સભ્યો શોધવા પડે છે. ખૂબ પૈસા વેરવા પડે છે અને પારાવાર ખર્ચ પછી પણ કોંગ્રેસ બુલેટીન અમુક લત્તાઓમાં જ બહાર પડે છે.

એટલે જો આપણે આપણી આંખો ઉઘાડી રાખીને ફરીએ તો જણાશે કે મહાસભાની ચળવળ હવે લગભગ ઓસરી ગઇ છે. તેનામાં પહેલાનાં જેવું તેજ પણ નથી. ગયા વર્ષે જાન્યુઆરીની પહેલી તારીખે મુંબાઇ શહેરમાં લશ્કર આણવું પડ્યું હતું. આ વર્ષે મહાસભાએ સ્વાતંત્ર્યદિન ક્યારે ઉજવ્યો તે પણ કોઈને ખબર પડી નહિ.

શહેર બહાર ગુજરાતપ્રાંત પર પણ નજર નાંખીએ તો ત્યાં પણ આવા જ નિરાશા અને નિરૂત્સાહના સૂર સંભળાય છે. બારડોલીમાં તો નાકરની ચળવળ ખતમ થઇ ગઇ છે. બોરસદ તાલુકામાં પણ નાકર જંગ લગભગ પરવારી બેઠો છે. યુક્તપ્રાંતનો ના-સાથ જંગ પણ સરકારી દમનનીતિ સામે સોડ તાણીને સુઇ ગયો છે. પંજાબ, બંગાલ, અને મહારાષ્ટ્રમાં તો સંગ્રામસમિતિઓ પણ નથી સ્થાપાતી. પ્રાંતિક પરિષદો ભરવાનો યત્ન પણ સાવ અફળ નિવડ્યો છે. અને આમ દરેક દીશામાં મહાસભાની ચળવળ પાછી પડી છે.

# -નો અટકવાં જોઇએ

આ નક્કર સત્યો છે. ભલે તે કડવાં લાગે. પણ આ સત્યો ઉપર વિચાર કરવાને સમય આવી પહોંચ્યો છે આ અફળદાયી પ્રવૃત્તિને આવા માર્ગે આગળ વધતી અટકાવવાને બદલે સ્તંભાવવાની તક આવી પહોંચી છે.

[ ૨ ]

રાજકારણનો સિદ્ધાંત છે કે પરાજય પામવામાં જરાયે શરમ નથી. માત્ર શરણે જવામાં શરમ છે. સરકારતંત્ર સામે ઉઠાવેલા આ આંદોલનોમાં પરાજયનો સ્વીકાર કરી લેવામાં જરાય નહાનમ નથી. કારણ કે તેમ ન કરવામાં કંઇજ અર્થ સરતો નથી. આ ચળવળને આગળ ચલાવવાથી એક પણ હિત ન જળવાતું હોય એટલુંજ નહિ પણ માત્ર નુકશાન જ થતું હોય તો આપણે આ ચળવળને ક્ષણ માત્રનો વિલંબ કર્યા વગર સ્તંભાવી દઇને પરાજયનો સ્વીકાર કરી લેવો જોઇએ. એમાંજ રાજકીય બુધ્ધિચાતુર્ય છે. રાજકારણી સંગ્રામોની એ જ સાચી વ્યુહરચના (Tactic) છે.

આજ આ આંદોલનો હિંદનું કંઇ પણ હિત સાધતાં હોય તો તેમને લંબાવવાનો અર્થ છે. પણ જ્યારે આ આંદોલનો લંબાવવાથી સરકારતંત્રને માટે દમનના આયુધો સજવાનું કારણ થઇ પડે ત્યારે આવાં આંદોલનો આગળ ચલાવવાથી ચોખ્ખું નુકશાન થાય છે. દાખલા તરીકે આજથી ત્રણ માસ પહેલાં મહાસભાના સંચાલકોએ આ આંદોલનને સંકેલી લેવાના આદર્શો બહાર પાડયા હોત તો અત્યારે ધારાસભાઓમાં ઓર્ડીનન્સો કાયદારૂપે ન ટકી શકત. અને પરિણામે અત્યારે વ્યક્તિના વર્તન અને વાણીના છુટાપણાં ઉપર જે આકરા અંકુશો મૂકવામાં આવ્યા છે તે ન આવત.

આથી જ જ્યારે આ આંદોલનો હવે છેક છેલ્લી કક્ષા ઉપર આવી પહોંચ્યાં છે, જ્યારે આ આંદોલનો આપમેળે જ નાબુદ થાય એવો સંભવ છે. ત્યારે આ ચળવળને કૃત્રિમ રીતે શબ્દોમાં જીવતી રાખવાનો જરાય અર્થ નથી. નથી તેમાં રાષ્ટ્રહિત કે નથી તેમાં મહાસભાનું હિત.

પણ આ ચળવળ સંકેલાઇ જાય તો યુવાન જનતાએ પોતાની સર્વ શક્તિઓ અસ્પૃશ્યતા જેવા સામાજીક ક્ષેત્રમાં વેડફી નાંખવાને બદલે આ ચળવળ કેમ નિષ્ફળ પામી તેનો વિચાર કરવો જોઇએ. એટલુંજ નહિ પણ–હવે બધાએ એકત્ર મળીને આ નવા રાજકીય પ્રોગ્રામ ઉપર નવી ચળવળ શરૂ કરવી જોઇએ.

[ ૩ ]

**મ**હાત્માજીને પણ હવે આ વસ્તુની પ્રતિતિ થઇ ગઇ છે. તેમના જેવા ચાલાક મુત્સદ્દી હવે જે સલાહ જનતાને સંભળાવે છે તે સલાહ તેમણે ત્રણ મહીના આગળ આપવી જોઇતી હતી. પણ આખરે મોડી મોડી પણ મહાત્માજીએ સવિનય-ભંગની ચળવળને સંકેલી લેવાની પરોક્ષ આજ્ઞા આપી છે. યરોડાના કારાગ્રહમાંથી તેમણે બહાર પાડેલાં એક લંબાણુ નિવેદનમાં તેઓ જણાવે છે કે–

> "મ્હારી પાસે તો પસંદગીનો સવાલ હતો જ નહિ. પણ જેઓ જેલની બ્હાર છે તેઓ સવિનય-ભંગની ચળવળ કે અસ્પૃશ્યતા નિવારણનાં આંદોલનો વચ્ચે પસંદગી કરી શકે...... મ્હને પુછ્યા સિવાય દરેક વ્યક્તિ–સ્ત્રી કે પુરૂષ આ સંબંધી નિર્ણય કરી લેવો જોઇએ......જેઓ બહાર છે તેઓ આનો નિર્ણય કરી જો તેમને શંકા લાગતી હોય તો પરસ્પર એકત્ર થઇને યોગ્ય માર્ગ વિચારી કાઢે. પણ જેઓના દીલમાં શંકા નથી તેમને હું સંસ્કૃત વાક્ય યાદ આપીશ કે 'થોડું વધારે દ્દ્યછે છે અને સઘળું ખૂવે છે.'

સવિનયભંગને સંકેલી લેવાની આજ્ઞા આ સિવાય બીજા કયા સારા શબ્દોમાં કહી શકાય? આ શબ્દોમાં મહાસભાના રહ્યાસહ્યા આગેવાનોને એકત્ર મળીને લડતને સંકેલી લેવાનો આદેશ છે. મહાત્માજીએ રાજગોપાલાચારીઅર જેવા આગેવાનોને આ શબ્દોમાં સ્પષ્ટ સલાહ આપી છે. અને અમારી ખાત્રી છે કે આ સલાહનો અમલ બહુ જલ્દીથી થશે.

આખરે પણ મહાત્માજીએ સવિનય ભંગના નાટકી આંદોલનોને સમાપ્ત કરવાની જરૂર જોઇ છે એ અતિ હર્ષનો વિષય છે. જેલમાં બંધનોથી જકડાયેલા મહાત્માજીએ આખરે પણ પોતાની પ્રતિષ્ઠા સાચવવા માટે એક આદર્શ ઉપાય લીધો છે.

[ ૪ ]

**મ**હાત્માજી આમ મહાસભાના જેલ બહાર રહેલા નેતાઓને સવિનય ભંગના આંદોલનોને સંકેલી લેવાનું સુચવી પોતાની પ્રતિષ્ઠા જાળવવા માગે છે. તેઓ તો હજુ પણ એમ જ કહેશે કે સવિનયભંગના સાધનમાં તેમની શ્રધ્ધા સનાતન અને હિમાલય જેવી અવિચળ છે. એટલે પોતાની આબરૂ સચવાય અને લડત સંકેલાઇ જાય એવો માર્ગ તેમણે યોજ્યો છે.

આવા અનુભવ કંઇ સાવ અસામાન્ય નથી. મહાત્માજીએ જ્યારે જ્યારે લડત ચલાવી છે અને લડતો પરાજયમાં પરિણમી છે ત્યારે તેમણે તેનો સઘળો દોષ પ્રજા ઉપર ઢોળ્યો છે. ૧૯૨૧ માં પણ તેમણે ચોરીચોરીના ઓઠા નીચે લડતને સંકેલી લીધી હતી. આ વખતે લડતને સંકેલી લેવાની જવાબદારી મહાસભાના જેલ બ્હાર રહેલા નેતાઓ ઉપર ઢોળવાની તેમની આ રમત છે.

બીજું મહાત્માજી આ નેતાઓ ઉપર સવિનયભંગને સંકેલી લેવાની જવાબદારી ઢોળશે એટલું જ નહીં પણ સમગ્ર મહાસભાની ચળવળને અસ્પૃશ્યતા નિવારણના સામાજીક ક્ષેત્રમાં વાળી દઇને મહાસભાના યુવાનોને આવા વ્યર્થ પ્રોગ્રામમાં વાળી દેવાનો પણ સાથેજ પ્રપંચ હાલ તેઓ ખેલી રહ્યા છે.

## [૫]

પણ લડત સંકેલાઇ જાય તો આપણે જોવું જોઇએ કે આ લડત અસ્પૃશ્યતા-નિવારણના અવળ: માર્ગમાં વેડફાઇ ન જાય. ગાંધીજી અને તેમના અનુયાયીઓએ તો આ દીશામાં કયારનાંય પગલાં મૂકયાં છે. ગુજરાતમાં તો હવે અસ્પૃશ્યતા એ જ સંગ્રામસુત્ર થઇ પડયું છે. એટલે જ રાષ્ટ્રીય લડતના સંકેલવા સાથે મહાસભાના યુવાનોએ સામાજીક ક્ષેત્રમાં તેમની શક્તિઓ વેડફી નાખવાને બદલે આ લડત કેમ નિષ્ફળ નીવડી તેના કારણોની ચર્ચા કરે, વિચારે અને નવાં બુદ્ધિયુક્ત આંદોલનો શરૂ કરે.

અત્યારે તો આવા આંદોલનોમાં અભ્યાસ, વર્તુલોની સ્થાપના, ખેડુતસંઘોની સ્થાપના અને યુવકસંઘોની સ્થાપના કરવી જોઇએ. જનતાના પ્રાથમિક હકકોને લડતનું મધ્યબિંદુ બનાવીને આપણે એ હકકો મેળવવાને માટે જનતાનું સંગઠન શરૂ કરવું જોઇએ.

બાકી અત્યારે તો આ નાટકી આંદોલનો પર હંમેશને માટે પડદો પડે તો જ યોગ્ય કહેવાશે. મહાત્માજીની મરજી પ્રમાણે ચાલવાને બદલે જનતાએ જાગૃત બનીને પોતાનું જ નેતૃત્વ ઉભું કરવું જોઇએ. રાષ્ટ્રને ભોગે અહિંસક અસહકારના અખતરા બહુ ભારે થઇ પડયા છે. આલમના ઇતિહાસમાં હિંદ હાંસીપાત્ર બન્યું છે. આ કલંક જલ્દીથી મીટાવી દેવાની જરૂરીઆત વિષે હવે શંકાને સ્થાન જ નથી.

કોની તું વાટ જૂવે ઓ જુવાન ?

# યુવાનોને આમંત્રણ

સમગ્ર સૃષ્ટિના આઝાદીની ભાવના પર પ્રાણ અર્પણ કરનારાઓનો ઇતિહાસ આલેખવામાં આવે તો આ ઇતિહાસ જગતના યુવાનોનો ઇતિહાસ બનશે. કાળની કિતાબે તેમનાં સ્મરણ સાચવ્યાં છે. અન્ય પ્રજાઓના સ્વાતંત્ર્યજંગનાં સંભારણાં આજે ય યુવાનોની અપૂર્વ કુરબાનીની કથા સંભળાવે છે. જગતના શોષિતો આજે તેમના યુવાનો તરફ નજર નાંખે છે. સૃષ્ટિને સંકળાયેલી સાંકળો તોડવાને માટે આજે આમવર્ગનો યુવાન ઉભો થયો છે.

પણ પુરતા અભ્યાસ વગરના, પુરતાં રાજકીય શિક્ષણ વગરના તેમજ પુરતા માનસિક વિકાસ વગરના આ યુવાનોને જગતભરના સ્વાર્થી સામ્રાજ્યવાદીઓ દેશભક્તિને કાજે રણજંગમાં કત્લ થવા સારૂ મોકલી આપે છે. હિંદમાં મલીન મુડીવાદના સ્વાર્થોને સંતોષવા માટે, વર્તુલ પરિષદમાં કંઇક કંઇક છુટછાટ મેળવવા માટે, તેમજ હિંદની રાજકીય જાગૃતિનો જુવાળ અન્ય માર્ગે વાળી દેવાને માટે હિંદના જોરદાર ભાવનાપૂર્ણ યુવાનોને જેલની પાછળ રવાના કરવામાં આવે છે. સંગ્રામસમિતિઓ અને પ્રાંતિક પરિષદો દ્વારા લગભગ ૫૦૦૦૦ યુવાનો આજે જેલ પછવાડે જઇ બેઠા છે.

આ યુવાનો એમ માને છે કે સરકારની જેલો ભરવાથી, મીઠાનો કાયદાભંગ કરવાથી, વિદેશી વસ્ત્રોની દુકાન ઉપર શાંત પીકેટીંગ કરવાથી, તેમજ સરઘસ કાઢીને વાવટા ફરકાવવાથી સ્વરાજ્ય સાંપડશે.

એ આશામાં ને આશામાં સેંકડો જણ જેલ ગયા છે. અને કેટલાક બહાર આવીને પણ પાછા જેલમાં જાય છે.

આજે હિંદની વસ્તીનો વિશાળ ભાગ આ જ કાર્યક્રમને સાચો માર્ગ માને છે. સ્વરાજ્ય મેળવવા માટે આ એક જ માર્ગ તેમને સુઝે છે અને તેથી જ તેઓ તેને અનુસરે છે.

[૨]

પણ છેલ્લા દશ વર્ષનો ઇતિહાસ પોકારી પોકારી સંભળાવે છે કે આ માર્ગ નિષ્ફળ નિવડયો છે. કોઇ પણ વિદેશી સરકાર આ રીતે નહીં જ તુટી પડે, કોઇ પણ સરકારતંત્ર આ પ્રમાણે

નહીં જ નમે. કોઇ પણ નોકરશાહી આ માર્ગે નહીં જ હારે.

૧૯૨૧ માં આપણે જેલમાં ગયા. ૧૯૨૮ માં આપણે જેલમાં ગયા. લાઠીઓ ખાધી. ૧૯૨૯-૩૦ માં આપણે ઘરબાર છોડીને વગડે વસ્યા. ૩૦-૩૧ માં સરઘસો કહાડયાં. તડતડના અવાજો સાથે આપણાં ગીરે લાઠીઓ પડવા માંડી. આ સર્વ સહન કર્યું. આજે આપણે આ પોગ્રામ બનાવનાર મહાપુરૂષ મનાતા મહાત્માને પૂછી શકીએ કે સ્વરાજ્ય ક્યાં છે? આઝાદી કઇ બાજુ છે? સ્વતંત્રતા કેટલે દૂર છે?

વસ્તુતઃ આપણે જોઇ શકયા છીએ કે જેમ ૧૯૧૪ માં સ્વદેશભક્તિને નામે ઇંગ્લાંડના મૂડીવાદીઓએ પોતાના યુવાનોને જેલમાં મોકલ્યા તેમ ૧૯૩૧-૩૨ માં હિંદના મુડીવાદીઓએ વર્તુલ પરિષદમાં છુટછાટ મેળવવા માટે આપણને કારાગૃહની કાળી દીવાલો પાછળ સબડવા મોકલી આપ્યા.

અલબત્ત લાભ થયો છે. હિંદના મુડીવાદીઓને, જમીનદારોને, રાજાઓને સામ્રાજ્યવાદે બક્ષિસના ટુકડા નાંખ્યા છે. હિંદના ખેડુતોને ભોગે જાપાની માલ સામે વિદેશી સરકારે હિંદી ઉદ્યોગપતિઓને ૫૦ ટકાનું રક્ષણ આપ્યું છે. આવતા સુધારામાં મ્હોટા પગારની જગ્યાઓ હિંદીઓને આપવાની હા પાડી છે. નાણાખાતા ઉપર કંઇક સૂચનાઓ કરવાની સંમતી આપી છે. આવી આવી કંઇક છુટછાટો આપણા બળ ઉપર મુડીવાદીઓએ મેળવી છે.

પણ જ્યાં સુધી હિંદના ખેડુતોને લાગેવળગે છે ત્યાં સુધી તો એક પણ સુધારો ક્ષિતિજમાં નથી દેખાતો. કામદારોના કંગાલ જીવન ઉપર અમદાવાદના ગાંધીભક્ત મીલમાલેકોએ જ પહેલો હુમલો કર્યો છે. અને અલબત્ત સ્વદેશીની મહાન ચળવળથી અમદાવાદની મીલોના ડીવીડન્ડ શુન્યમાંથી સો ટકા ઉપર પહોંચ્યાં છે.

એટલે આપણા આત્મભોગથી નથી આઝાદી આવી. આપણી જેલયાત્રાથી નથી સ્વતંત્રતા નજદીક આવી. આપણા પીકેટીંગથી પરતંત્રતા નથી ગઇ.

[ ૩ ]

એટલે જ ગુજરાતના યુવાનોએ હવે આગળ પગલું મૂકતાં ગંભાર વિચાર કરવાની જરૂરીઆત છે. આપણા પ્રાંતની સુંદર યુવક ચળવળ સરકારી આક્રમણ નીચે સાફ બનીને સુતી છે. યુવાનોને લગતાં માસિકો હવે 'વિધવા અંક' કહાડે છે. કેમ જાણે રાજકીય સંગ્રામ સમાપ્ત થઇ ગયો હોય! બીજા માસિકો અને સાપ્તાહિકો હવે અસ્પૃશ્યતાનાં નિવારણમાં પડયાં છે. 'પ્રસ્થાન' જેવા રાજકીય મનાતાં માસિકો કાલ્પનિક પ્રભુનાં મંદિરમાં હરીજનો મોકલવા માટે આકાશ પાતાળ એક કરે છે. કેમ જાણે સ્વતંત્રતાની ભાવનાને સ્પર્શ કરવાની પણ હવે જરૂર ન હોય!

આજે આ પરિસ્થિતિ છે. અસહકારની નિષ્ફળતાએ યુવાન જનતાને નિરાશાના વાદળામાં વિંટાળી દીધી છે. આજે પ્રત્યેક સ્થળેથી આવા જ સ્વર સંભળાય છે. અને ગુજરાતના યુવકો ઉંડે ઉંડે પણ એમ વિચાર કરવા લાગ્યા છે કે જે સરકારતંત્ર સવિનય ભંગની વ્યાપક ચળવળ સામે પણ ટકી શકયું તે સરકારતંત્ર બીજી કઇ ચળવળથી નમવાનું હતું?

આવી મનોદશામાં કંઇક કંઇક જીવંત યુવક પ્રવૃત્તિની રહી સહી ચળવળને પણ ગાંધીભક્તો અસ્પૃશ્યતાના જંગલમાં

કે'મ દાખી છે. એટલે જ હવે આગળ પગલું ભરતાં પહેલાં ગુજરાતના યુવાનોએ ભાવીનો ઠીક ઠીક વિચાર કરી લેવો ઘટે.

[૪]

**ત્યારે** એ સવાલ ઉપસ્થિત થાય છે કે સવિનયભંગ સિવાય પણ નોકરશાહીનો સામનો કરવાનો અન્ય માર્ગ છે કે કેમ? આ માર્ગ હોય તો તે સફળ થઇ શકે છે કે કેમ? અને આવા માર્ગના સાફલ્યને માટે કેવા પ્રકારનું અને કેવું સંગઠન જરૂરી છે? અને છેલ્લો સવાલ એ છે કે ગુજરાતમાં આ નવા માર્ગ માટે સાનુકુળ પરિસ્થિતિ છે કે કેમ?

આપણા રજુ કરેલા સવાલો ઉપર ઉંડો વિચાર કરીશું તો જણાશે કે સવિનયભંગની લડત સિવાય પણ રાજતંત્ર સામે સંગ્રામ કરવાના બીજા કેટલાય માર્ગો છે. ઇંગ્લેંડનું રાજ્યતંત્ર લઇએ તો પણ આપણને તેનાથી નવા કાર્યક્રમ માટે પ્રેરણા મળી શકે તેમ છે. જર્મની, ઓસ્ટ્રીયા અને હંગેરીનો વર્તમાન ઇતિહાસ અત્યારના આપણા સંજોગો જોતાં અતિ અગત્યનો છે.

ત્યાં જનતાએ પોતાનાં સંગઠનો સ્થાપ્યાં છે. ત્યાં દરેક દરેક ઉદ્યોગમાં કામદારો નેવું ટકા વ્યવસ્થિત (organised) હોય છે. ખેડુતોનો પ્રત્યેક જણ રાજકીય પક્ષનો સભ્ય હોય છે. અર્થાત જનતાનો ૯૫ ટકા જેટલો ભાગ વ્યવસ્થિત રીતે સંગઠીત થયો હોય છે.

તેમજ આ દેશોમાં મધ્યમવર્ગના યુવાનો પણ સંગઠીત થયા હોય છે. તેઓ કાં તો Young Comrads–કહાવે છે અથવા તો Young Socialist કહાવે છે.

આવું કંઇ આપણે ન કરી શકીએ?

[૫]

તમે સવાલ કરશો કે તેમ કરવાથી સ્વરાજ્ય શી રીતે મળશે? આઝાદી શી રીતે સાંપડશે?

આ સવાલનો જવાબ એમ આપી શકાય કે જ્યારે હિંદના કરોડો ખેડુતો, ૭૦ લાખ જેટલા કામદારો, અને લગભગ ૫૦ લાખ મધ્યમવર્ગના યુવાનો સુસંગઠીત થાય તો પછી આપણી અભિલાષાઓને પાર પાડવા સામે ઉભા રહેવાની કોઇની તાકાત નથી. જો એક સાથે સમગ્ર હિંદના કામદારો અને ખેડુતો એક જ માગણી પછવાડે તેમનું સમગ્ર બળ વાપરવા તત્પર થાય તો પછી કોઇ પણ પ્રકારની નોકરશાહીની મગદૂર નથી કે આપણી સામે અસરકારક સામનો કરી શકે.

આ ક્ષણે આ એક જ પ્રોગ્રામ યુવાન જનતાને આકર્ષી શકે તેમ છે. ગામડે ગામડે ખેડુતમંડળો સ્થાપો અને શહેરે શહેરે કામદારસંઘો સ્થાપો એ આ સમયનો યુગધર્મ છે.

દરેક દેશે આ માર્ગે જ સ્વતંત્રતા મેળવી છે. ઇંગ્લાંડમાં પણ લોકશાસન આ જ માર્ગે મળ્યું છે. ફ્રાંસનો ઇતિહાસ પણ આ જ અનુભવ ઉચ્ચારે છે અને જર્મનીની તવારીખ પણ આ જ સંદેશો આપણને સંભળાવે છે.

આ જ કાર્યક્રમને આપણે હિંદમાં અમલમાં આણવો એ કાર્ય યુવાનોનું છે. જે યુવાનોમાં હજુ પણ આઝાદીની ભાવના જવલંત રીતે ઝળકે છે. જેના હૃદયમાં મેંકડો–નહીં બલ્કે કરોડો હિંદીઓનાં આર્થિક દુઃખ કાપવાને માટે નિવારવાની તમન્ના છે, જેમના હૃદયમાં શોષાતા માનવસમુહ માટે સહેજ પણ અનુકંપા છે, તે સર્વને આ હાકલ છે.

આથી આપણે પ્રથમ તો યુવકચળવળને નવા કાર્યક્રમ ઉપર ઉભી કરવી જોઇએ. આપણામાં રાજકીય અભ્યાસની ઉણપને ટાળવા માટે ગામડે ગામડે અને શહેરે શહેરે અભ્યાસ વર્તુલો સ્થાપવાં જોઇએ. આ વર્તુલો સ્થપાય બાદ સંગઠનનું કામ શરૂ કરવું જોઇએ.

## નવયુગના વાંચક બિરાદરોને

# આશાનો એક સંદેશ.

વિશ્વને આંગણે ઉતરેલી આર્થિક મંદીની ઝાપટથી આપણે સૌ ત્રાસી રહ્યા છીએ. આપણામાંથી અનેકોએ કરકસરની કુહાડી નીચે આવી જઇને નોકરી ગુમાવી છે. આપણા ખેડુત બંધુઓના પાકના ભાવ બેસી જતાં ભૂખમરો તેમના ઘરમાં ડોકીયું કરી રહ્યો છે. આપણા કામદાર બંધુઓના પગારમાં પણ કાપ પડ્યો છે. ત્યારે કેટલાય માણસોને ફરજીયાત ઘેર બેસવું પડયું છે.

આથી જ આ આપદ્કાળમાં એકમેકની પડખે ઉભા રહેવામાં, એકમેકને સાથ આપવામાં તેમજ શકય બને ત્યાં સુધી પરસ્પર સહકાર આપીને આ કટોકટીનો કાળ વિતાવી દેવાની મદદ કરવાની આપણી સૌની એક માત્ર ફરજ છે.

આથી જ 'નવયુગ'ના વાંચક બિરાદરોને અમારી એક અપીલ છે. ત્હમો જાણો છો કે 'નવયુગ' અમુક અમુક આદર્શોને વરેલું માસિક છે. આ આદર્શોના પ્રચારમાં આપણા સર્વની આઝાદી સમાઇ છે. તેને મૂર્તિમંત કરવા માટે મથવામાં આમવર્ગની સાચી મુક્તિ સમાયેલી છે. એટલે 'નવયુગ'નો વાંચક સમુદાય એ એક વિશિષ્ટ સમુદાય છે. આદર્શની ભાવના તેમને એક બીજાને સાંકળે છે. અને આથી જ ધીમે પણ મક્કમ રીતે આપણું ટોળું વિશાળ બનતું જાય છે.

પણ એ સર્વ સત્ય હોવા છતાં 'નવયુગ'ના બેકાર બનેલા વાંચકો તરફ કંઇ સક્રિય સહાનુભૂતિ બતાવવાની તક–અમોને લાગે છે કે આવી પહોંચી છે. પરસ્પર સહાયભૂત થવાની આ ક્ષણ છે.

આથી જ 'નવયુગ'ના જે વાંચકો અન્યને નોકરી આપવા શકિતમાન હોય તે શકય હોય ત્યાં સુધી 'નવયુગ'ના વાંચકોમાંથી જ પસંદગી કરે.

તેમજ જે વાંચકો બેકાર બન્યા હોય તેઓ જો પોતાની લાયકાત અને અનુભવ અમોને લખી મોકલશે તો તેમની જાહેરાત કોઇ પણ પ્રકારના ચાર્જ વીના 'માસિક'માં કરવામાં આવે એવો પ્રબંધ અમોએ કર્યો છે. આશા છે કે આ યોજના કંઇક અંશે પણ બેકાર બનેલા બંધુઓને મદદરૂપ નીવડશે.

તંત્રી—

# ગાંધીજીનું

લેખકઃ—

એશિયાંના અપૂર્વ પુરૂષ તરીકે ઓળખાતા ગાંધીજી વિષે સામાન્ય જનસમુહમાં એવી માન્યતા છે કે તેમણે રાજકીય ચળવળને જન્મ આપ્યો. તેમના લાખ્ખો અનુયાયીઓ એમ પ્રમાણિકપણે માને છે કે સુતેલી હિંદી પ્રજાને જગાડનાર આ જ મહાન ભડવીર છે. સેંકડો સ્ત્રીઓ અને પુરૂષો આ જ તેમને હિંદની રાજકીય જાગૃતિના મશાલચી મ ને છે.

આ કંઇ મહાત્માજીના જીવનમાં સાવ અસ્વાભાવિક નથી. ઇતિહાસની એ પ્રણાલિકા છે. અત્યાર સુધી આપણને એમ જ સમજાવવામાં આવે છે કે નેપોલીઅન પોતાનાં આંતરિક વ્યકિતત્વને લઇને ફ્રાંસના યુવાનોમાં પ્રેરણા મુકી શકયો. નેપોલીઅનની સરદારી નીચે ન્હાના ન્હાના છોકરાઓ પણ ગોળીઓના વરસતા વરસાદ નીચે આગળ વધતા. તેવું જ મહત્વ આજના મુસોલીની, કમાલપાશા, અને સ્ટેલીનને અપાય છે. એક વાકયમાં આલેખીએ તો આપણને એમ જ સમજાવવામાં આવ્યું છે કે આ મહાપુરૂષોએ પૃથ્વી ઉપર પોતાનાં પનોતાં પગલાં ન મુકયાં હોત તો ઇતિહાસ કંઇક જુદો જ હોત.

આ ભાવના સૈકાઓ થયાં સાચી મનાતી આવી છે. પ્રત્યેક મુડીવાદી લેખકે આવી અસાધારણ વ્યકિતઓનાં જીવન આલેખતાં તેમને "સર્વશકિતમાન દેવ" જેવા જ વર્ણવ્યા છે. એટલું જ નહિં પણ મુડીવાદી લેખકોએ લેનીન, સ્ટેલીન, અને ટ્રોટસ્કી જેવા વ્યકિતવાદના કટ્ટા વિરોધીઓને પણ એ જ ઢબે વર્ણવ્યા છે.

આવા લેખકોએ ગાંધીજીમાં હિંદની રાજકીય જાગૃતિનું જન્મસ્થાન જોયું છે. તેમણે બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે થઇ રહેલા સંગ્રામના આદી પ્રણેતા તરીકે તેને ઓળખાવ્યા છે. તેમણે શોષણ સામે થઇ રહેલા આક્રમણના જનતાના નેતા તરીકે ગાંધીજીને જણાવ્યા છે. એક વાકયમાં આલેખીએ તો તેમની દ્રષ્ટિએ ગાંધીજી એ વર્તમાન રાજકીય જાગૃતિનું મધ્યબિંદુ છે. તે આજે હિંદની આશા છે!

[ ૨ ]

એ સાચું છે?

આ સવાલનો જવાબ આપવાને આપણે મુડીવાદના સ્થાપેલા સિધ્ધાંતની ઠીક ઠીક તપાસ લેવી પડશે. આ સરળ અને સીધા પ્રશ્નના જવાબને સુયોગ રીતે સમજવા માટે મહાપુરૂષોના મહત્વની ભૂમિકા ઉપર જ પ્રથમ આપણે વિવેચન કરવું પડશે.

કહે છે કે મહાપુરૂષોના સતત પ્રયત્ન વડે આમ થયું કે તેમ થયું. લેનીને રશીયન રાજ્યવિપ્લવ કર્યો અને ગાંધીજીએ હિંદના લોકોને ઉશ્કેર્યા. પણ આ બનાવો ઉપર જો કોઇ વિચાર કરશે તો જણાશે કે મહાયુધ્ધથી રશિયન સૈનિકો કંટાળી ન ગયા હોત, જો તે ક્ષણે રશિયામાં અર્ધ દુષ્કાળ જેવી સ્થિતિ ન પ્રવર્તતી હોત તો રશિયન રાજ્યવિપ્લવ આવત કે

* * * * * * * * * *

# નેતૃત્વ.

* * * * * * * * * *

*—શ. અભ્યાસી.*

કેમ તે પણ એક શંકા છે, તેવી જ રીતે ઇટાલીમાં પણ જોરદાર મધ્યમવર્ગ તેમજ જમીનદારવર્ગનો સીધો સહકાર ન હોત તો મુસોલીનીની 'રોમ પર કુચ' હજુ પણ ન થઇ હોત. તેજ રીતે વર્સેલ્સની સંધીએ તૂર્કસ્તાનના ટુકડા ન કરી નાખ્યા હોત તો કમાલપાશા ક્યાં હોત તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. આમ મહાપ્રસંગો–ઇતિહાસિક ઘટનાઓ મહાપુરૂષો સર્જે છે અને નહિ કે મહાપુરૂષો દુનીયામાં મહાન ઘટનાઓ નીમેં છે.

પ્રથમ આપણે જે સમાજમાં રહીએ છીએ તેનું બંધારણ વર્ગીય છે. આપણા અને યુરોપના કોઇ પણ દેશોમાં સમાજરચના વર્ગીય તત્વો પર રચાય છે. અને રશિયા શિવાય આજે દરેક દેશમાં મુડીવાદી શાસનપધ્ધતિનું જ સામ્રાજ્ય છે. આમ કોઇ વ્યક્તિ પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી મ્હોટી નથી બનતી. પણ વર્ગના સહકારથી મહાન બને છે. **તેની 'મહાનતા' એ વર્ગ સેવાનું એક ઇનામ છે.** ઇટાલીમાં મુડીવાદ વર્ગે પોતાની સેવા માટે 'મુસોલીનીને' મહાન ગણાવ્યો છે, તે જ પ્રમાણે કમાલપાશા, રીઝા પાશા, ચાંગ-કૈ-શેકની મહત્વતા અવલંબે છે. આવતી કાલે ઇટાલીનો મુસોલીની, તુર્કનો કમાલપાશા આમવર્ગનો પક્ષ લે તો તરત જ મુડીવાદ તેને આપેલું મહત્વ એક ક્ષણવારમાં ઓસરી જશે.

[ ૩ ]

હવે ગાંધીજીના પ્રભુત્વ ઉપર વિચાર કરીએ. ૧૯૧૬ માં આ મહાન ગણાતા પુરૂષે હિંદની ભૂમી ઉપર પગલાં મુક્યાં. ત્યાર પછી છેલ્લા મહા વિગ્રહમાં હીંદીઓ તરફથી સાથ આપવામાં તેમનું 'પ્રભુત્વ' દેખાતું હતું, પણ મહાયુધ્ધે હિંદમાં મોંઘવારી ઉભી કરી હતી. જીવનની જરૂઆતોના ભાવ એટલા તો ઉંચા ગયા હતા કે મધ્યમવર્ગ અને ગરીબવર્ગ તો લગભગ ભૂખમરાની અણી ઉપર જઇ પહોંચ્યો હતો. આથી જ હિંદનો કચવાતો આમવર્ગ કંઇક જાગૃત થયો હતો. તેણે વિચાર કરવાની શરૂઆત કરી હતી. અને પોતાના આર્થિક સંતાપોને માટે તે સઘળો દોષ બ્રિટિશ સરકારતંત્ર ઉપર મૂકતો હતો. ગયા મહાયુધ્ધમાં જર્મનો સામે આપણને જરા ય દુશ્મનાવટ ન હતી. તેઓએ હિંદ ઉપર આક્રમણ કર્યું ન હતું છતાં પણ હિંદી સૈનિકો ઇંગ્લાંડના સંરક્ષણ માટે વર્ડુનમાંના મેદાનોમાં ખપી ગયા. હિંદનું અનાજ યુરોપ ઉપડી ગયું. હિંદને જરૂરીઆતની વસ્તુઓ મળતી બંધ થઇ. આ સર્વ છતાં જ્યારે સરકારે રોલેટ બીલ પસાર કર્યું ત્યારે આમવર્ગનો ગુસ્સો બહાર પડ્યો. તેજ ક્ષણે ગાંધીજીએ રાજકારણી વ્યોમમાં ખરેખર દેખાવ દીધો. લોકો આ કાયદાને રદ્દ કરવાને માટે તત્પર હતા. તે જ વસ્તુને તેમણે પોતાનું સંગ્રામસુત્ર બનાવ્યું અને આથી જ તેઓ વિજળીક વેગથી પ્રસિદ્ધિ પામ્યા.

આ ઉપરાંત ગયા મહાન વિગ્રહે લોકોને વર્તમાનપત્રો વાંચવાની ફરજ પાડી હતી. સાથે જ દેશદેશના રાજકીય બંધારણોનો તેમને અનુભવ થયો હતો.

તેમજ સંગ્રામમાં ગયેલા સૈનિકોએ સ્વતંત્ર દેશો જોયા હતા. તેઓએ પાછા આવીને આ વસ્તુ વાતાવરણમાં ઠીક ઠીક પ્રસારી હતી. તેમજ ઇજીપ્તમાં થઇ રહેલા આંદોલનોની તેમને ઠીક ઠીક માહિતી હતી. તેમજ રશિયન રાજ્યવિપ્લવ, જર્મન પ્રજાસત્તાકની સ્થાપના વગેરે બનાવોએ હિંદીઓના મનમાં પણ સ્વતંત્રતા માટે આશાઓ રોપી હતી. તેમજ હિંદીઓ માનતા પણ હતા કે યુધ્ધ પુરૂં થયા પછી હિંદીઓને સંસ્થાનિક સ્વરાજ્ય સમુ બંધારણ આપવામાં આવશે. પણ ૧૯૧૯–૨૦ માં બહાર પડેલા મોંટેગ્યુ–ચેમ્સફોર્ડ સુધારાઓ હિંદીઓની આંકાક્ષાને સંતોષવા સાવ નિષ્ફળ નિવડયા.

આ નિરાશાએ વિરોધના ભયાનક અગ્નિને પ્રજ્વલીત કર્યો હતો. જલીયાનવાળા બાગની કતલે આ અગ્નિમાં ઘી હોમ્યું.

આ ક્ષણો–આ ઐતિહાસિક ઘટનાઓ રાજકીય જાગૃતિની સાચી પિતા છે. નિરાશા–અને જલીયાનવાલા બાગ હિંદના રાજકીય આંદોલનોના સાચાં જનેતા છે. બ્રિટિશ સરકારતંત્ર સામે જનતાએ કરેલા આક્રમણની અહિથી શરૂઆત થાય છે.

આ ઘટનાએ મહાત્માજીને મહાન બનાવ્યા છે.

[ ૪ ]

આ કટોકટીની વેળામાં–જ્યારે બ્રિટિશ સરકારતંત્ર સામે હિંદની સમગ્ર જનતા સંગ્રામ કરવા તત્પર હતી ત્યારે રાજકીય જાગૃતિના આ કહેવાતા જનેતા ગાંધીજીએ શું કર્યું?

આવી ક્ષણોમાં લેનીનની માફક જો મહાત્માજીએ જાગૃતિનાં બળોને સરકારતંત્ર સામે સાચી રીતે વાપર્યાં હોત તો ૧૯૩૨ ની સાલમાં સીમલાના શીખર પર વાઇસરોય તરીકે લોર્ડ વિલિંગ્ડન હોત કે કેમ તે તો કહી શકાય તેમ નથી. પણ એટલું તો ચોકકસ છે કે આપણે આપણી પ્રગતિમાં પાછળ હઠવાને બદલે ખૂબ આગળ વધ્યા હોત. પ્રત્યાઘાતના માછલો પાછા કાપવાને બદલે પ્રગતિના કંઇક ફર્લાંગો જરૂર જ વધ્યા હોત.

પણ મહાત્માજીએ આવીને જનતા આગળ જે માર્ગે સ્વરાજ્ય કદિ પણ ન સાંપડી શકે તેવો પ્રોગ્રામ રજુ કરીને હિંદની રાજકીય જાગૃતિને અવળે માર્ગે ચઢાવી દીધી છે. જ્યારે બ્રિટિશ સામ્રાજ્યવાદની સાચી ભૂમિકા આર્થિક શોષણ ઉપર આક્રમણ કરવું જોઇએ ત્યારે તેમણે ચરખો અને ખાદી આપ્યાં. જ્યારે હિંદી ધારાસભાઓમાં જઇને સરકારતંત્રને ખુલ્લું પાડવાનો પ્રયત્ન કરવા જોઇએ. ત્યારે તેમણે ધારાસભાનો બહિષ્કાર પોકાર્યો. તેમજ જાણે ઇલ્કાબના આધાર ઉપર બ્રિટિશ સામ્રાજ્ય ટકતું હોય તેમ ઇલ્કાબો અને ખીતાબો પાછા સોંપવાની માંગણી કરી. આ વખતે મહાત્માજી વિસરી ગયા કે ઇલ્કાબો અને ખીતાબો તો મુખ્યત્વે જમીનદારો અને માલદારોને મળે છે. આ વર્ગ તો બ્રિટિશ સામ્રાજ્યવાદના કાંધીયા જેવો વર્ગ છે. છતાં મહાત્માજીએ આ સુત્ર જનતાને આપ્યું હતું એ તો સુવિદિત છે.

તેમજ જ્યારે ના–કર જંગ દેશવ્યાપી કરવો જોઇએ ત્યારે એક ન્હાનકડા તાલુકામાં આ જંગને ઉતારી નાંખવામાં તેમને આંચકો લાગ્યો નહિ. એક તાલુકામાં તો બ્રિટિશ સરકારનું બળ સારી રીતે પહોંચી શકે તેનું ભાન તો મહાત્માજીને હોવું જ જોઇતું હતું.

આથી તેમના નેતૃત્વને પરિણામે આપણે આગળ વધવાને બદલે પાછળ હઠયા છીએ. પ્રગતિ સાધવાને બદલે પીછેહઠ સાધી છે. તેમના આંદોલનોની નિષ્ફળતા અત્યારે ઇતિહાસે બતાવી આપી છે. તેમની પ્રવૃત્તિથી માત્ર બ્રિટિશસામ્રાજ્ય વધુ સુરક્ષિત બન્યું છે.

# એક શોષક ઓછો થયો!

પોષ મહિનાની ઠંડી શરીરમાંના રક્તને થીજવી નાખતી હતી. એ ટાઢનો સામનો કરવા ગરમ કપડાં ન હોવાથી રંગપુરના કણબીવાડમાં એક એવા છાપરાવાળી માંડવીમાં, ભાંગેલા માટીના ગોળાના કાંઠલા પરની ડીબમાં તાપણી સળગાવી કેટલાક પટેલીઆ ઠંડા થઇ ગયેલાં શરીરોમાં ગરમી લાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. દિલ બહેલાવવા તેઓ નાળીએરી હોકડી ગગડાવતા હતા.

"ભાઇ, ગામની કંઇ નવાજુની સાંભળી ?"

"ના કાકા, અમારે તો દહાડો ને રાત ખળામાં પડી રહેવાનું એટલે નહિ ઘરના ને નહિ ગામના જેવા છીએ."

"શું બન્યું છે ?"

"લક્ષ્મીદાસ શેઠે કાલે આપઘાત કર્યો."

"હેં એં એં... !"

"શું કહો છો ?"

"ખરૂં કહું છું ભાઇ."

"શા માટે ?"

"સટ્ટામાં ભારે ખોટ ગઇ તેથી આબરૂ બચાવવા."

"બહુ જ ખોટું થયું."

"બિચારા ઘણા જ ભલા માણસ હતા."

"રંગપુરમાં એવા માણસો ઓછા હશે."

"ખરેખર એમણે આપણી કણબીવાડમાં અનેક માણસોની જતી આબરૂ ટકાવી રાખવામાં મદદ કરી હતી."

"બાપુ, આ તો હળાહળ કળજુગ છે."

"ખરૂં કાકા, કળજુગમાં તો ધર્મીને ત્યાં ધાડ ને કસાઇને ઘેર કુશળ હોય છે."

લક્ષ્મીદાસના આપઘાતના સંબંધમાં આટલે સુધી તો આમ સંવાદી વાર્તાલાપ ચાલ્યો.

પરંતુ એ બધી વાતચિતો ધ્યાનથી સાંભળી રહેલા પરસોતમે વાતમાં પુરાઇ, ચર્ચાનું વલણ બદલી નાખ્યું. તેણે ગંભીર ભાવે કહ્યું.

"લક્ષ્મીદાસના આપઘાત માટે આપણે શા માટે અફસોસ કરવો ?"

સહુની દૃષ્ટિ એ જુવાનીઆ તરફ ખેંચાઇ.

"કેમ અલ્યા ?" તાપણી મંડળના વિધિરહીતના પ્રમુખ કરસન કાકાએ ભવાં ચડાવીને, બોખા મોંઢામાંથી હોકલીનો ધુમાડો કાઢતાં કહ્યું. "લક્ષ્મીદાસ આપણો ધીરો હતો. તારા દાદાના બારમા વખતે એણે જ તારા બાપને પૈસા ધીરીને તારા કુટુંબની આબરૂ બચાવી હતી."

લેખક:

**સીતારામ જે. શર્મા.**

"તેમાં એણે કંઇ મારા બાપ પર ઉપકાર કર્યો નહોતો. સાનમાં ખેતરો

## આઝાદ રૂશીયા— આલમના ઇતિ-

કોઇ પણ બુદ્ધિશાળી મનુષ્યના મગજમાં રશિઅન ક્રાન્તિની શી અસર થાય? પહેલાં તો, આ બળવાનો જન્મ શા માટે થયો? બીજું, આ બળવો પરીક્ષામાં પસાર થયો છે? પહેલી નજરે જોતાં તો ઝારની સત્તા તળે કચડાતા આ પછાત રશિઆ જેવા દેશમાં કામદારવર્ગની પ્રથમ વારની છતથી અજાયબી ઉત્પન્ન થાય. ખરી રીતે જોતાં તો તેની પાછળ આખો ઇતિહાસ આવેલો છે અને એ ઇતિહાસને અનુસરીને જ આ બળવો ઉત્પન્ન થયો. આ બળવા વિષે પહેલેથી જ ભવિષ્ય ભાખી શકાય તેવું હતું અને તેમ થયું પણ હતું. એટલું જ નહિ પણ આ ભવિષ્ય પર આધાર રાખીને આવતા બનાવો માટે ક્રાન્તિકારીઓએ પગલાં ભર્યાં હતાં.

આ વખતે મેં ૧૯૦૫ માં લખેલ લેખનો એક પારાગ્રાફ ટાંકવા જેવો છેઃ—

"એક આર્થિક રીતે આગળ વધેલા દેશ કરતાં એક આર્થિક રીતે પછાત રહેલા દેશમાં કામદારવર્ગના હાથમાં જલ્દીથી સત્તા આવી શકે. અમારા મત મુજબ રશિઅન ક્રાંતિ એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરે છે કે જેથી મધ્યમવર્ગના ફળદ્રુપ ભેજાંઓ પોતાની બુદ્ધિ દોડાવે નહિ તે પહેલાં તો કામદારવર્ગ પોતાના હાથમાં સત્તા લઇ શકશે."

આ ફકરો ટાંકવાનું કારણ એટલું જ કે ઓકટોબરની ક્રાંતિના કેટલાંક વર્ષો પૂર્વે અમે રશિઅન બળવાનો સિદ્ધાંત જાહેર કર્યો હતો તેનો ખ્યાલ આવે.

૧૯૦૫ થી બનેલા બનાવોનું મને સંક્ષિપ્ત નિવેદન કરવા દો. તેના તાત્કાલિક કાર્ય તરફ જોતાં તો તે રશિઅન મુડીવાદીઓની ક્રાંતિ હતી પણ રશિઅન મુડીદારો તો તદ્દન પ્રતિક્રાંતિકારી બની ગયા હતા. આથી રશિઅન ક્રાંતિનો વિજય તો શ્રમજીવીવર્ગનો વિજય થાય તો જ થઇ શકે તેમ હતો. પણ આ વિજયી શ્રમજીવીવર્ગ માત્ર મુડીવાદી પ્રોગ્રામથી જ અટકી જાય તેમ નથી, તે તો સમાજવાદ તરફ આગળ અને આગળ પ્રગતિ કરશે.

આ મારો કાયમી ક્રાન્તિનો સિદ્ધાંત મેં ૧૯૦૫ માં રજુ કર્યો હતો જેને

## —હાસમાં નવું પ્રકરણ શરૂ કરે છે.

'ટ્રોટસ્કીવાદ' ના નામ હેઠળ ઘણીવાર સખ્ત પ્રહારો ખમવા પડ્યા છે. આથી એ સ્પષ્ટ થાય છે કે માર્કિસ્ટ લોકોને ક્રાન્તિનાં સામાન્ય કારણોની તે અસ્તિત્વમાં આવી તે પૂર્વે કેટલાંયે વર્ષોથી ખબર હતી.

આનું પ. હેલું અને બહુ

ક્રાન્તિકારી પ્રજાઓ પર સીતમ વરસી રહ્યો હતો. આ ઉપરાંત ૧૯૦૫ ના બળવાનો તેમને અનુભવ થયો હતો. આ બળવાને લેનીને ૧૯૧૭ ના બળવાના 'રિહર્સલ' તરીકે વર્ણવ્યો છે. આ બળવાથી પહેલી જ વાર સોવિયેટનું સ્થાપન થયું અને શાહીયુધ્ધો ખેલાયાં.

સામાન્ય કારણ તો એ છે કે રશિઆ એક પછાત દેશ હતો, પણ જગતની મુડીવાદી આર્થિક નીતિનો એક ભાગ હતો.........

આમાં જ રશિઅન ક્રાન્તિના વિજયનું ખરૂં કારણ રહેલું છે; ક્રાન્તિ થઇ કારણ કે બરોબર સમય સધાયો હતો અને દેશમાં અસંતોષ ફેલાયો હતો. રાજાવાદી નીતિથી ઉત્પન્ન થયેલ અસંતોષી પરિણામો અને વધારામાં મુડીવાદીઓની ચુસણનીતિ–આનું પરિણામ એક ભયંકર બળમાં આવ્યું જે બળે શ્રમજીવી વર્ગમાં પગપેસારો કર્યો.

મુખ્ય વસ્તુસ્થિતિ તો એ હતી કે આખા રશિઅન સામ્રાજ્યના કુલ્લે ૫૭ ટકા જેટલી સરહદ પર વસતી જુદી જુદી

છેલ્લું, પણ અતિ અગત્યનું કારણ એ છે કે માનવઇતિહાસમાં સૌથી મોટી બળવાખોર પાર્ટી–બળવાન બોલ્શેવિક પાર્ટી અસ્તિત્વમાં આવી હતી. રશિઅન આધુનિક ઇતિહાસનું એ જીવંત સત્વ છે. ૧૯૦૫ થી ૧૯૧૭ સુધીના બાર વર્ષોમાં બનતા મહાન બનાવોથી તેણે સામાજીક નબળાઇનો અભ્યાસ કર્યો હતો. આથી તેણે વ્યવસ્થિત રીતે સભ્યો વધારવા અને તેઓને પ્રચાર કરવાનું શિક્ષણ આપવા લાગ્યા. તેઓની ક્રાન્તિકારી ચળવળનો પાયો તેમના સિદ્ધાંત પર અને

**લેખક: લીયોટ્રોટ્સ્કી**

પોતાના નેતૃત્વ પરના વિશ્વાસ પર હતો. આ પાર્ટીની સ્થિતિ ૧૯૧૭માં આવી હતી.

અત્યાર સુધી છુપાતા ફરતા લેનીને સપ્ટેમ્બરમાં ચેતવણી આપી કે 'વખત આવી લાગ્યો છે; હુમલો કરવો જોઇએ.' આમાં તે સાચો હતો. મુડીવાદીઓએ છેવટે મસ્તક ખોયું. પ્રજાસત્તાકવાદી પક્ષોએ છેવટે પ્રજામાં રહેલ તેમના વિષેનો વિશ્વાસ પણ ગુમાવ્યો. રશિઅન લશ્કર હવે વધુ વખત પરદેશી સામ્રાજ્યોની ઇચ્છા માટે લડવા માગતું ન હતું. કચડાતા રાષ્ટ્રવાદીઓએ પેટ્રોગ્રેડની નોકરશાહી સામે બળવો જગાડયો. સોવિયેટ રશિયાના મુખ્ય મથકોમાં બોલ્શેવિકોનું બળ વિશેષ હતું. સોવિયેટે કાર્ય કરવાની હાકલ કરી. હુમલો કરવાનો વખત આવી લાગ્યો હતો.

માત્ર આવીજ રાજકીય અને સામાજીક પરિસ્થિતિમાં હુમલો કરવો શક્ય હતો, અને આમ તે આવી લાગ્યો. પાર્ટીએ શાંત રહીને ઓકટોબરનો બળવો અમલમાં મુકયો અને એના પરિણામ રૂપ બોલ્શેવિકોને દુનિયાનાં છઠ્ઠા ભાગ પર સત્તા મળી.

હવે પ્રશ્ન એ થાય છે કે:– બળવાની આવી ઉંચી કિંમતના બદલામાં શું મળ્યું? કેટલાક ઇર્ષાળુ ટિકાકારો કહે છે કે સોવિયેટ પ્રદેશમાં આથી કંઇ સારી સ્થિતિ થઇ નથી. બળવાએ શું કર્યું અને શા માટે અપાયેલો ભોગ યોગ્ય છે?

મને કહેવા દો કે સોવિયેટની ભૂલ, મુશ્કેલીઓ અને કાયદાઓ બીજાના જેટલા જ મને માહિત છે. પણ ટિકા તો યોગ્ય રીતે કરવીજ જોઇએ. પંદર વર્ષ! એક મનુષ્યના જીવનમાં પંદર વર્ષ એ કંઇ નાનો સમય નથી. પણ એક પ્રજાના જીવનમાં પંદર વર્ષ એ તો માત્ર ઇતિહાસ રૂપી ઘડીયાલની એક મિનિટ માત્ર છે. યુનાઇટેડ સ્ટેટસના આંતરવિગ્રહમાં ૫૦,૦૦૦ માનવજીવોનું બલિદાન અપાયું હતું.

અમેરિકન સમાજના પ્રગતિવાન બળોના દષ્ટિબિંદુએ આવાં બલિદાન ન્યાયી ગણાય? અલબત્ત! અને માનવવિકાસના દ્રષ્ટિબિંદુએથી જોતાં આ વિષે કંઇ પણ શક ન રહે.

આંતરવિગ્રહથી આજનો પ્રગતિમાન યુનાઇટેડસ્ટેટસનો જન્મ થયો. પણ સૌથી ઉંડી, ભૌતિક અને સામાજીક પ્રગતિમાં અજોડ સ્થિતિ તો રશિઅન ક્રાંતિમાંથી જન્મી છે. બહુ જ થોડા વખતમાં અંકાયેલી આર્થિક નીતિના પરિણામે પૂર્વે કદિ ઉત્પન્ન થયેલ નહિ એટલી પેદાશ થઇ છે.

આમ આપણી પાસે બળવા દમિયાન જનતાના ભોગ વિષે કારણો છે. સોવિયેટ પ્રજા આજે અડચણો સહન કરે છે પણ તે તો સ્વેચ્છાએજ. પોતાના શ્રમથીજ તેઓ સારૂં ભવિષ્ય ઉત્પન્ન કરે છે. કંઇ પણ ભોગે તેઓ તેમ કરશે. પણ આ શાંત જનતા પર પોતાનું દબાણ લાવવા કોઇપણ રાષ્ટ્ર પ્રયાસ કરી જુએ અને તેને ખબર પડશે કે તે પ્રજા કેવી છે.



# થોમસ સમિતિ-એક તલસ્પ-

લેખક:-

**દ**રેક વર્ષે ઇલાકાના અંદાજ પ્રચંડ ખોટ આવે છે. આ ભયંકર શકય હોય ત્યાં પૂનર્વ્યવસ્થા સુચવવા અહેવાલની આ લેખમા ચર્ચા

લેખકે કમીટીની કેળવણી કરી છે એટલું જ નહીં પણ કેટલી અર્થહીન છે તે દર્શાવી

## ઇલાકોના સરકાર તંત્રની પૂનર્વ્યવસ્થા

**આ**ર્થિક આપદ્દકાળની શરૂઆત સાથે પ્રત્યેક ઉદ્યોગતંત્રમાં પૂનર્વ્યવસ્થા કરવાની પદ્ધતિ શરૂ થઇ છે. આ પ્રવૃત્તિને તેઓ 'રેશનાલાઇઝેશન' (Pationalisation) કહે છે. આ પ્રવૃત્તિનો એક માત્ર ઉદ્દેશ ઓછામાં ઓછા ખર્ચે વધુમાં વધુ ઉત્પાદન કરવાનો છે પણ આ પ્રવૃત્તિ ત્યાંથી જ અટકી નથી. હવે તો જગતની સરકારોએ પણ બજેટનાં પાસાં સમતોલ ન થવાથી રેશનાલાઇઝેશન કરવા માંડયુ છે. આથી જ હિંદની સરકારે પણ યુરોપને પગલે પગલે પોતાના તંત્રમાં પૂનર્વ્યવસ્થા કરવા માટે કમીટીઓ નીમી છે. એટલું જ નહિં પણ મુંબાઇ ઇલાકાનાં સરકારી તંત્રની પૂનર્વ્યવસ્થા સુચવવા માટે નીમાયેલી સમિતિનો અહેવાલ સાતમી જાન્યુઆરીએ પ્રસિધ્ધ થઇ ચુકયો છે.

૧૯૩૨ ની ૧૧ મી જુલાઇએ આ કમીટી નીમાઇ હતી. તેમાં પ્રમુખ તરીકે માજી હોમમેમ્બર મી. જી. એ. થોમસને નીમવામાં આવ્યા હતા. અને સભ્યો તરીકે મી. જી. કોલા, અને મી. ડી. જી. હેરીસને નીમવામાં આવ્યા હતા. તેમજ મી. ઇ. ડબલ્યુ પેરી આ સમિતીના મંત્રી હતા.

આ સમિતીએ લગભગ ચાર માસ સુધી સતત શ્રમ કર્યા પછી ૩૧૬ પાનાનું ઝીણા ટાઇપનું દળદાર પુસ્તક બહાર પાડયું છે. અને ઇલાકાના સરકારતંત્રે જાહેર પ્રજામત માટે આ આખો ય અહેવાલ તેમની ભલામણો વગર પ્રસિદ્ધ કર્યો છે. આ કમિટીને અંગે સરકારને રૂ. ૮૫૬૦૦ ખર્ચ થયો છે. એમ તેના અહેવાલમાં જ જણાવવામાં આવ્યું છે.

### મૂખ્ય ભલામણો

**આ** કમીટીએ સુચવેલી પૂનર્વ્યવસ્થા પર વિચાર કરતાં પહેલાં કમીટીની મુખ્ય મૂખ્ય ભલામણોનું એક ઉડતું અવલોકન અતિ જરૂરી છે. ઇલાકાના સરકારી તંત્ર સાથે સંકળાયેલા લગભગ દરેક ખાતાની તેમણે પુનર્વ્યવસ્થા સુચવી છે. એટલું જ નહીં પણ જ્યાં જ્યાં શકય હોય ત્યાં

# ની ભલામણોનું
# શી અવલોકન.

રા. જયકુમાર.

પત્રકમાં લગભગ સવાબે કરોડની ખોટનો ખાડો પુરવા માટે તેમજ માટે સરકારે નીમેલી થોમસ કમીટીના કરવામાં આવી છે.

વિષયક ભલામણો ઉપર આકરી ટીકા થોમસ કમીટીએ કરેલી ભલામણો આપ્યું છે.

ત્યાં પગારમાં નવા નવા સુધારાઓ સુચવ્યા છે. તેમણે નોકરી માટે નવા સ્કેલો સ્થાપ્યા છે. અને અહિંતહિં તેઓએ કેટલાંક ખાતાંઓને એકત્ર કરવાની જરૂરીઆત બતાવી છે. પણ તેમની મુખ્ય ભલામણો તો કેળવણીખાતાનાં છે. કમિટીના મંતવ્ય પ્રમાણે સરકારી કોલેજો સાવ બીનજરૂરી છે. અને આ કોલેજો લોકોએ ફંડ એકત્ર કરીને ચલાવવી જોઇએ. તેમજ કલા, વેપાર, અને ખેતીવાડીને લગતી કોલેજો બંધ કરવાની કમિટીએ ભલામણ કરી છે. બીજા ખાતાંઓમાં ઉપરી અમલદારોના પગારમાં પ્રશંશનિય ઘટાડો સુચવ્યો છે. અને આઇ. સી. એસ. કોટીના અમલદારોને મળતાં ભથ્થાં ઉપર કાપ મૂકવાની સુંદર સુચના કમીટીએ કરી છે. ઉદ્યોગખાતાં સંપૂર્ણ બંધ કરવાનું સુચવે છે. એટલું જ નહિં પણ દવાખાનાઓની બાબતમાં કમીટી ભલામણ કરે છે કે તાલુકાની ડીસ્પેનસરીઓ લોકલ બોર્ડને સોંપાવી જોઇએ. આ બધી ભલામણોને અંતે આ કમીટી એમ જાહેર કરે છે કે જો તેની ભલામણો અનુસાર સરકાર લગભગ વીસ વર્ષ સુધી ચાલે તો આજે સવા કરોડ રૂપીયાની ખોટ આવે છે તે બદલાઇને બે કરોડ રૂપીઆ પુરાંત રહેશે. એટલુંજ નહિં પણ સરકારતંત્રને ૧૭૯ લાખ રૂપીયા આ ભલામણોને અનુસરવાથી બચત થશે. એમ કમીટી માને છે.

## ખોટનો ખાડો

**જ્યારથી** મુંબઇ શહેરનો વિકાસ કરવા માટે ભૂતપૂર્વ ગવર્નર સર લોઇડે પોતાની મૂર્ખાઇ ભરેલી યોજના ઉપાડી ત્યારથી ઇલાકાનું એક પણ વર્ષ એવું નથી ગયું કે જેમાં ખોટ ન આવી હોય. છેલ્લા કેટલાય વર્ષોથી બબ્બે કરોડની ખોટ સરકારતંત્રને આવતીજ જાય છે. આ પ્રચંડ ખોટને પહોંચી વળવા માટે સરકારતંત્ર નવા નવા કરો નાંખે છે. દરેક વર્ષે કરનું પ્રમાણ વધી રહ્યું છે. છતાં પણ દરેક માર્ચ માસમાં સરકારની બજેટમાં ખર્ચ અને આવકનાં પાસાં વચ્ચે જબ્બર તફાવત દેખાયાજ કરે છે. આ આપમેળે બોલતા આંકડાઓ લઇએ.

(લાખના આંકડામાં)

| | ૧૯૨૯-૩૦ | ૧૯૩૨-૩૩ | ઘટ. |
|---|---|---|---|
| આવક | ૧૫૨૯ | ૧૩૮૫ | ૧૪૪ |
| ખર્ચ | ૧૫૬૮ | ૧૪૫૮ | ૧૧૦ |
| ખોટ | ૩૯ | ૭૩ | |

પણ જેમ જેમ સમય પસાર થતો જાય છે તેમ તેમ સરકારની આવક ઘટતી જ જાય છે. જમીન મહેસુલની આવક પણ પ્રમાણસર ઓછી થતી જાય છે. અને અનાજના ભાવ બેસી જતાં જમીન મહેસુલની આવક આવવાને બદલે વર્ષો સુધી આ આવક તૂટતી જ ચાલશે એમ માનવાને વ્યાજબી કારણ છે.

આવા વાતાવરણ વચ્ચે કમીટીએ આ પ્રચંડ ખોટનો ખાડો પુરવા માટે, તેમજ સરકારતંત્રની સુવ્યવસ્થા માટે જે પગલાંઓ સુચવ્યાં છે તે કયાં સુધી આ હેતુ પાર પાડી શકશે તે ઉપર વિચાર કરવો જોઇશે. કમીટીના સભ્યોએ પણ તેમની ભલામણોને આ જ માપથી અવલોકી છે અને એ જ દ્રષ્ટિબિંદુએ તેમની ભલામણોનો વિચાર કરીએ તો આશા છે કે અયોગ્ય તો નહીંજ મનાય.

## અસત્ય આશાવાદ

પ્રથમ તો ૨ ૧/૪ કરોડની ખોટમાંથી કમીટીએ એક કરોડ ઓછા ગણ્યા છે. કારણ કે કમીટી એમ માને છે કે ઇલાકાનાં આવતાં વર્ષો સારાં આવશે. એટલે જમીન મહેસુલ પાછી પહેલાંની કક્ષા ઉપર આવશે અને આમ એક કરોડની ખોટ તો આપમેળે જ ઓછી થઇ જશે. કમનશીબે કમીટીનો આ આશાવાદ કોઇ પણ સ્વિકારી શકે તેમ નથી. આવતાં વર્ષો સારાં આવશે એવી એક પણ આગાહી ક્ષિતિજમાં દેખાતી નથી. વિશ્વને વ્યાપી વળેલી આર્થિક આંધી હજી સુધી જરાય ઓસરી નથી. અનાજના ભાવમાં એક પૈસાનો પણ વધારો થયો નથી. છતાં એમ માની લેવું કે કોઇ ચમત્કારથી વિશ્વને વ્યાપી વળેલો આ વંટોળીયો ઓસરી જશે એ નર્યો અસત્ય આશાવાદ છે. આર્થિક મંદી ઉભી થઇ છે મુડીવાદની ઉત્પાદન પદ્ધતિમાંથી. આ મંદી કંઇ મી. થોમસ આશા રાખે એટલે ઘટી જનાની નથી. એટલેજ જમીન મહેસુલ પાછી પગભર થઇને એક કરોડનો ખાડો પુરી આપશે એવી થોમસ સમિતિની વિચારણામાં કોઇ સાથ આપી શકે તેમ નથી. વસ્તુતઃ આ ખોટ એટલી તો પ્રબળ બનતી ચાલશે કે કરકસર કરવા અને ખર્ચ ઘટાડવાને માટે નવા માર્ગો શોધવાને માટે સરકારને બહુ જ અલ્પ સમયમાં જરૂર પડશે એવું અનુમાન કરવાને માટે અત્યારે આપણી પાસે વ્યાજબી કારણો છે. આથી જ સવાકરોડની ખોટનો અંદાજ લઇને કમીટીએ કરેલી ભલામણો મૂળથીજ ખોટી ભૂમિકા ઉપર રચાયેલી છે એમ આલેખવામાં જરાય અતિશયોક્તિ નથી.

## અવળી કરકસર

તેમજ કમીટીએ કરકસરના ઓઠા નીચે કેળવણીના ક્ષેત્ર ઉપર જે કાતિલ આક્રમણ કર્યું છે તે ખરેખર અતિ તિરસ્કારપાત્ર છે. કેળવણી એ તો સંસ્કૃતિનો પાયો છે. કોઇ પણ રાષ્ટ્ર પછી તે ગમે તે કક્ષાનું હો પણ તેની પ્રાથમિક ફરજ રાષ્ટ્રને વિકાસ કરવાની અનુકુળ તક આપવાની છે. આથી જ કેળવણીની દીશામાં કમીટીએ સુચવેલી કરકસર તેમજ નવી યોજનાઓ પ્રજાએ પહેલી તકે જ ઉડાવી દેવી જોઇએ. કમીટી સીડનહામ કોલેજ, ખેતીવાડી કોલેજ, અને આર્ટસ કોલેજને તો સદંતર બંધ કરી નાંખીને બાકી આર્ટસ કોલેજોને ખાનગી સંસ્થાઓને સોંપવાની ભલામણ કરે છે. આ

સુચના કેટલી મૂર્ખાઇભરેલી અને વિચાર-શૂન્ય છે તે આલેખવાની ભાગ્યે જ જરૂર છે. કમીટી કહે છે કે આવા શિક્ષણથી પ્રજાને વિશિષ્ટ લાભ થતો નથી. પણ તો તેનું કારણ શોધી કઢાડવાની તેમજ તેના શિક્ષણમાં પ્રજાઉપયોગી તત્વો દાખલ કરવાની જરૂર છે. અત્યારે આ મહાવિદ્યાલયોમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ પછવાડે જે ખર્ચ થઇ રહ્યો છે તે ખર્ચના બદલામાં ઇલાકાને પુરતો આર્થિક કે અન્ય લાભ ન થતો હોય તો પણ કમીટીના સભ્યોએ એ યાદ રાખવું જોઇએ કે સંસ્કૃતિ અને શિક્ષણનાં મૂલ્ય રૂપીઆ, આના, પાઇમાં આંકી શકાય નહીં. અને તેથી જ જો આ શિક્ષણસંસ્થાઓ અત્યારે પોતાનાં અસ્તિત્વનાં આર્થિક દ્રષ્ટિએ વ્યાજબી કારણો ન રજુ કરી શકે તેમ હોય છતાં પણ ઇલાકાના વતનીઓના સર્વલક્ષી વિકાસ માટે આ સંસ્થાઓ અતી જરૂરી છે, રાષ્ટ્રજીવનના પ્રાણ સાથે સંકળાયેલી આ સંસ્થાઓ ઉપર કરકસરની કુહાડી ચલાવવાથી કંઇ જ અર્થ સરતો નથી.

થોમસસમિતિની અવળી કરકસરનો તો આ પહેલો નમુનો છે પણ બીજાં ખાતાંઓ ઉપર તેમણે સુચવેલી પૂનવ્યંવસ્થા પણ આ જ પ્રકારની નીતિની સાબીતી આપે છે. દાખલા તરીકે સરકાર ઉદ્યોગોને સલાહ આપવા માટે સ્થપાયેલું ખાસ ખાતું પણ તરત જ બંધ કરવાની સુચના કમીટી કરે છે. તેવી જ રીતે પ્રજાજીવનને અતિ ઉપયોગી દવાખાનાઓની સંખ્યા પણ ઘટાડવાની વાત કરે છે. આ જ પ્રમાણે તેઓ કોર્ટની વ્યવસ્થામાં પણ અળખામણી સુચનાઓ કરે છે.

આમ સવાકરોડની ખોટ પૂરવા માટે થોમસસમિતિને કરકસરનાં બીજાં ક્ષેત્ર નથી મળ્યાં એ ખરે જ શોકજનક છે. કરકસરનાં સાચાં ક્ષેત્ર અસ્તિત્વમાં નથી એમ કહેવું અસ્થાને છે. ઇલાકાના સરકારતંત્રનો કોઇ પણ અવલોકનકાર કહી શકશે કે ખરી કરકસર તો ઉપરી અમલદારોના અતિશય મ્હોટા પગારો ઘટાડવામાં રહેલી છે. તેમજ જાહેર બાંધકામ, કોંત્રાક્ટ, તેમજ કંટીજન્ટ ખાતા પછવાડે થઇ રહેલો આંધળો ખર્ચ અટકાવી શકાય તેમ છે. કમીટી જો ખરેખર કરકસરને માટે પ્રમાણિક હોત તો પૂનામાં પ્રચંડ સેક્રેટરીએટ નીભાવવાની કદીયે ભલામણ ન કરત. અત્યારે પોલીસ, જેલ, પબ્લીક વર્કસ, પબ્લીક હેલ્થ વગેરે ખાતાંઓના સેક્રેટરીઅટ પૂનામાં છે. તે ખસેડીને મુંબાઇમાં લાવવાં જોઇએ. આમ કરવાથી બન્ને સેક્રેટરીએટને અંગે થઇ રહેલો અઢળક ખર્ચ અટકી જશે એટલું જ નહીં પણ કંઇક સાચી કરકસર પણ થઇ શકશે.

## કરવેરા હલકા કરો

તેમજ ઇલાકાનાં સરકારી તંત્રની પુનર્વ્યવસ્થા કરવાની સમિતિએ જાણવું જોઇએ કે ઇલાકાની વસ્તીની આર્થિક સ્થિતિ ઉપર જ સરકારતંત્રનું ખર્ચ રચાવું જોઇએ. અત્યારે આપણા ઇલાકામાં સીધું અને પરોક્ષ કરનું પ્રમાણ એટલું તો પ્રચંડ છે કે આ વસ્તુને લક્ષમાં લઇને જ પૂનર્વ્યવસ્થા સુચવવી જોઇતી હતી. આ આખી ભલામણોને પરિણામે જાહેર પ્રજાને કરવેરાના અસહ્ય ભારમાંથી જરાયે મૂક્તિ મળે તેમ માની શકાય તેમ નથી. તેમજ તેવી સુચના પણ નથી કરી.

આખા રીપોર્ટનું બારિક અવલોકન કરી જોઇએ તો આ વિચાર ઉપર એક વાક્ય પણ જડતું નથી. આથી જ જમીન મહેસુલની આવકમાં ઘટાડો થઇ શકે, એવી એક પણ સુચના ન કરવામાં કમીટી સાવ નિષ્ફળ નીવડી છે.

તેમજ ઉપરી અમલદારોના પગારમાં જે ઘટાડો સુચવવામાં આવ્યો છે તે પણ અતિ ઓછો છે. હિંદ જેવા નિર્ધન દેશમાં ૩૦૦૦ રૂપીયાના હાઇકોર્ટ જજની કંઇ જરૂર નથી. તેમજ વડા અમલદારોને ૧૨૫૦ અને ૧૫૦૦ની રકમ પણ અતિ મ્હોટી છે. આ નવાં ધોરણો આથી પણ વધુ વિશાળ બનવાં જોઇએ. તેમજ પ્રાંતિક સરવીસના પગારો પણ હજુ અતિ મ્હોટા રાખવામાં આવ્યા છે. આ મ્હોટા પગારો પણ ઘટાડવા જોઇએ.

છતાં પણ થોમસસમિતિની આટલી ભલામણો—ખાસ કરીને ઉપરી અમલદારોના પગારના નવા નિયમો અને નવા ગ્રેડ સંબંધીની સુચનાઓ મુંબાઇ ઇલાકાનું સરકારતંત્ર જલ્દીથી અમલમાં મૂકશે એવો જાહેર પ્રજામતને આશા રાખવાનો જરૂર હક છે.

# સ્વપ્નસૃષ્ટિમાં ઉલટો અનુભવ

[ભવિષ્ય કાળમાં કુદકો મારવાનો તો કેટલાય લેખકોએ યત્ન કર્યો છે. કલ્પનાને પાંખ આપીને પોતાને પસંદ પડે તેવી સ્વપ્નભૂમિ ચિતરવાનો ઘણાખરા લેખકોને નાદ લાગ્યો છે. આવી કૃતિઓ સાહિત્યની સફળ કૃતિઓ તરિકે પંકાયી છે. પણ આવા લેખકોમાં કોઇએ નવો ચીલો પાડયો હોય તો તે અત્યારના મશહુર લેખક સ્ટેફ્ન્સ લીકોક છે. તેમનું છેલ્લું પુસ્તક Afternoon in Utopia આમ અનેક દ્દષ્ટિએ આનંદજનક છે.

સામાન્ય રીતે જ સ્વપ્નભૂમિને યાંત્રિક કક્ષાની સૌથી ઉંચી કક્ષા સમજવામાં આવે છે. માનવકલ્પના છે કે એક સમય એવો આવશે કે જ્યારે વ્યક્તિની સર્વ જરૂરીઆતો આપમેળે ઉત્પન્ન થશે અને માનવશરીરને શ્રમ કરવા જેવું જરાય નહીં રહે. આવી આવી કલ્પનાઓ વડે અત્યારે તો કેટલાયે સ્વપ્નભૂમિને મોહક બનાવી છે.

પણ સ્ટીફેન્સ લીકોક આથી ઉંધું જ કહે છે. તે માને છે કે અત્યારે જેઓ સ્વપ્નભૂમિ પર શબ્દોના અલંકારો વર્ષાવી રહ્યા છે તેઓ જો ખરેખર સ્વપ્નભૂમિમાં જાય તો તેઓને જીવનમાં રસ નહીં પડે. તેમની ફીલસુફી પ્રમાણે જીવનની મઝા અપાર અસ્વાભાવિકતામાં વસી છે. આ અસ્વાભાવિકતાના વાતાવરણમાંજ માણસને મઝા પડે છે. માનવઆનંદ આદર્શપ્રાપ્તિ મેળવવામાં રહ્યો છે. જ્યાં આદર્શ જેવી વસ્તુ નથી, જ્યાં જીવન વિતાવવું એ જ માત્ર પ્રવૃત્તિ હોય ત્યાં સુખ કેટલું?]

—તંત્રી.

મુળ લેખક:—

**સ્ટીફેન્સ લીકોક.**

સર થોમસ મુરથી તે આ ક્ષણ સુધી સાહિત્ય કૃતીઓમાં જે વસ્તુએ અતિ લાભ આપ્યો છે તે વસ્તુ-સ્વપ્ન ભુમીમાં પ્રવાસ કરવાનો નિર્ણય કર્યા પછી મ્હને લાગ્યું કે લગભગ સો વર્ષ સુધી ઉંઘ આવે એવું ઔષધ મ્હારે શોધી કહાડવું જોઇએ.

મેં તેમ કર્યું

* *

જાગીને મેં જોયું તો હું પલંગ ઉપર પડ્યો હતો. ઓરડો વીશાળ હતો. સીલીંગ સુંદર હતી. આખા ઓરડામાં અદ્રશ્ય રીતે પ્રકાશ પથરાયેલો હતો. આ પ્રકાશ ક્યાંથી આવે છે એ જાણવાની મેં આશા રાખી ન હતી. એટલે મ્હને ખાસ અચંબો ન થયો.

દરેક સ્વપ્નભુમીમાં પ્રકાશ ધીમો પણ મોહક હોય છે એની મ્હને ખબર હતી. ખરી વસ્તુ તો એ હતી કે મ્હારા જુના જગતમાં પણ પ્રકાશ આપવાની આ કરામત મેં જોઇ હતી.

આથી આ દિવસ છે કે રાત્રી તે હું કહી શકતો ન હતો. પણ તેથી મ્હને ખાસ સંતાપ થયો નહિ. મેં મ્હારા ઘડીઆળ સામે જોયું. પણ તે તો બંધ પડી ગયું હતું.

ઓરડામાં ફરનીચર જેવી વસ્તુઓ ઝાઝી ન હતી. પણ જે કંઇ થોડું ફરનીચર હતું તે જુદીજ ઢબનું હતું. પણ ફરનીચર સ્ટોરમાં કામ કરેલું નહીં હોવાથી નવી કળા ઉપર હું ખાસ મોહ પામી શક્યો નહીં. તેમજ નીચે પથરાયેલા સુંદર ગાલીચા પણ મ્હને આકર્ષી શક્યા નહિ. આવી ચીજો મ્હને કદિ આકર્ષતી નથી.

સ્વપ્નભુમીના સાહિત્ય સાથે સારો પરિચય હોવાથી હું જાણતો હતો કે બહુ થોડી ક્ષણો બાદ જરૂર કોઇ નોકર આવશે. મ્હારી ધારણા સાવ ખોટી ન હતી. થોડીક મીનીટ બાદ એક નોકર આવ્યો તેના અમુક ઢબમાં સીવાયેલાં કપડાં પરથીજ મ્હને લાગ્યું કે આ નોકર તે જો ન આવ્યો હોત તો હુંજ તેને લઇ આવત.

નોકર પાસે આવ્યો. પ્રણામ કર્યાઅને બહુજ ધીમેથી મ્હને કહ્યું કે 'ઉમ ત્હમને બોલાવે છે.

મ્હેં મ્હારા નેકટાઇ અને કોટ ઠીક કર્યાં અને નોકરની પછવાડે પછવાડે ચાલ્યો. આખરે તે અને હું બન્ને એક ઓરડા આગળ અટક્યા. નોકરે ધીમે ધીમે ઓરડા ઉપર ટકોરા માર્યા.

બારણું આપમેળે અર્ધું ઉઘડયું. આ કરામત પણ કંઇ નવી ન હતી.

ઓરડામાં પ્રવેશતાંજ એક જ્ઞાનવૃધ્ધ અને વયોવૃધ્ધ દિસતા એક સજ્જન મને દેખાયા. લાંબી દાઢીથી તેમની પ્રતિભા વધી રહી હતી. ઉંડી આંખો અને એ બે વચ્ચે તેમનું તીણું નાક અને ભવ્ય કપાળ અભ્યાસ દર્શાવતાં હતાં.

'અજાણ્યા, હું તને આવકાર આપું છું' માનાર્થે બહુવચન વાપરવાની પધ્ધતી સ્વપ્નભુમીમાં નથી એ જાણીને મ્હને જરા નવાઇ લાગી.

'શું જોઇશે ?'

'ત્હમને જો ન વાંધો હોય તો ચ્હાપાણી અને નાસ્તો.'

'ત્હમારી ક્ષમા માગું છું.' મી૦ ઉમ વદ્યા, 'પણ હું એ ભુલીજ ગયો. અમો એ બાબત ઉપર [બહુ ધ્યાન આપતા નથી.'

તેણે તાળી પાડી.

એકાએક બે નોકરો દેખાયા. જાણે જાદુથી. 'નાસ્તો અને ચ્હા આણો' ઉમે આજ્ઞા આપી.

'ત્હમે કંઇ નહિ લો ?' મેં સવાલ કર્યો.

'હું આહારની દરકાર રાખતો નથી. અમારા શરીર અને અમો જે પ્રકારનું જીવન ગાળીએ છીએ તેથી ખોરાકની જરૂર રહેતી નથી. સવારમાં હું નાસ્તો કરૂં છું. બપોરના હું ખાણું લઉં છું. ચાર વાગતાં હું ફળાહાર કરૂં છું અને રાતના વાળુ કરૂં છું. આવી નીયમીત જીંદગીએ અજાણ્યા મનને નિર્મળ બનાવે છે, દેહને શુધ્ધ બનાવે છે, આત્માના આનંદને ઉંચે ચડાવે છે.

હમારા જુના જગતમાં પણ આવુંજ ચાલતું હતું; તે વખતે પણ આવા વીચાર ચાલતા હતા.' મેં થંડુ પાણી રેડયું.

'લે, ત્હારો ખોરાક આવ્યો.'

ખરેખર ખોરાક સાદો છતાં સત્વપુર્ણ હતો. સાથે એક વાસણમાં ચ્હા જેવું હતું.

'આ ચ્હા છે ?'

'ના. પણ એક બીજા પ્રકારનું પીણું છે.' તેને આ જગતમાં 'સ્લુચ' કહેવામાં આવે છે. આ પ્રવાહીને શોધીને અમો દારૂબંધીના સવાલનો સીધો ઉકેલ કરી નાંખ્યો છે. અમોએ આ એવા પીણાની શોધ કરી છે કે ચેતનાપ્રેરક હોવા છતાં પણ કેફી નથી. આથી દારૂના પીણાનો સવાલજ ઉભો થતો નથી.

મ્હારા મોહોં ઉપર જરાય ભાવ આવ્યો નહિ. થોડીક ક્ષણો શાંતિમાં વહી ગઇ.

* * *

'હું ધારૂં છું કે ત્હમારે મ્હને ઘણા સવાલો પુછવાના છે. ત્હમો નવા જગત વિષે ખુબ જાણવાની જીજ્ઞાસા ધરાવતા હશો'—આખરે મી૦ ઉમે મઉન તોડતા મ્હને જણાવ્યું.

'બોલો, ત્યારે કયા પ્રશ્નથી શરૂઆત કરીશું? ચાલો ત્યારે નાણાં અને ચલણ વિષે કંઇક કહું! આ સમસ્યા ઉપર ત્હમને રસ પડશેને?'

'ના'—મ્હારામાં હતી તેટલી બધી હીંમત એકઠી કરી મેં કહયું: 'આ સવાલમાં મ્હને જરાય રસ નથી પડતો. જુના જગતમાં પણ આ સવાલો ઉપર મ્હને ઝાઝું જ્ઞાન ન હતું.'

'સોનાનું ધોરણ'-મી૦ ઉમે વીષય બદલ્યો.

'અરે એ તો મ્હારા સમયમાંજ નાશ પામ્યું હતું—બીજું કંઇક કહો.'

મી૦ ઉમના મુખ ઉપર નિરાશા છવાઇ 'ત્યારે ત્હમો મ્હને મુડીવાદીઓ અને મજુરોના પરસ્પર સંબંધ વીષે સવાલ કરવા જરૂર ઇચ્છતા હશો. ચાલો હું તે વીષે ત્હમને કહું!'

'મહેરબાની કરીને એ વાત તો ઉચ્ચારતાજ નહિ. મ્હારા સમયમાં આ વાત એટલી જોરશોરથી ચર્ચાતી હતી કે મ્હને તેથી સાચો કંટાળો આવ્યો. આથી તો મ્હને ઉંઘી જવાની ઇચ્છા થઇ.'

'એ સવાલ તો અતિ અટપટો નીવડ્યો. પણ આખર જતાં એ સાવ સરળ નીકળ્યો. પણ તે સમજવા માટે જરા પુર્વ ઇતિહાસ જાણવાની જરૂર છે. ત્હમો ઓદ્યોગીક ઇંગ્લાંડ વિષે તો જાણતાજ હશો.'

'ડો૦ ઉમ—હું ધારૂં છું કે ત્હમો ડોકટર છો...પણ મહેરબાની કરીને આ વીષય ઉપર તો મ્હને જરાય જીજ્ઞાસા નથી. આ સિવાય કંઇક રોમાંચક—કંઇક ખરેખર અદ્ભુત કહો.'

ઉમે પાછું શરૂ કર્યું:

'આ જગતમાં-ત્હમો એક વસ્તુ ખાસ જોઇ શકશો કે માનવ આયુષ્ય અતિ મ્હોટું બન્યું છે. ત્હમારા જુના જગતમાં સરાસરી માણસનું આયુષ્ય માત્ર ૫૮.૪ વર્ષ હતું. પણ મ્હારી ખાત્રી છે કે જ્યારે અમારા એંસી વર્ષના વૃધ્ધો જોશો ત્યારે ખરેખર ત્હમને નવાઇ લાગશે.'

'એ તો ઠીક છે–એ તો હું આંકડા બુકમાંથી મેળવી લઇશ. પણ કંઇક ખરેખર અદ્‌ભુત–કંઇક સાત કોલમ મથાળું મુકી શકાય તેવું કંઇક કહો તો ઠીક.'

'યુધ્ધ અને શાંતિ વીષે કંઇક કહું?'

'ઓહો, એ તો હું સારી રીતે કલ્પના કરી શકું છું' મેં જવાબ આપ્યો. 'હું ધારૂં છું કે પ્રજાઓનાં પ્રતિનિધિઓ એકત્ર મળ્યાં અને યુધ્ધને નાબુદ કર્યું'.

'બરાબર' ડૉ૦ ઉમે જવાબ આપ્યો: '૩૧ વિરૂધ્ધ ૩૦ મતે આ સુચના સ્વીકારાઇ. છેક છેલ્લે સુધી રસાકસી ચાલી હતી અને આખરે તે પસાર થઇ.'

આખરે ડૉ૦ ઉમે પીણાનો એક પ્યાલો ગળામાં ઠાલવ્યો.

'અરે મેં એક ભુલ કરી?' ઉમે ઉચ્ચાર કર્યો.

'મ્હને પણ એમજ લાગે છે!'–મેં કહ્યું.

'ત્હમારે નવું જગત જોવું જોઇએ અને ત્યાર પછીજ ત્હમો મને સવાલ કરજો.'

'વીચાર ઘણો સરસ છે. ચાલો અહિથી અગાશીમાં જવાય છે એ રસ્તો કયાં છે?'

'ત્હમને કયાંથી ખબર પડી?'

'બધી સ્વપ્નભુમીઓમાં આમજ બને છે.

મી૦ ઉમનું મ્હોઢું પડી ગયું.

# વિશ્વનાં વર્તમાન પત્રોમાંથી

## 'એલ્યુમીનીયમના ઉદ્યોગને કાતિલ ફટકો'

'હીન્ડીયન રીવ્યુ' નામના આગેવાન માસિકમાંથી નીચેની હકીકત ઉતારી લઇએ છીએ.

હિંદમાં આવેલા એલ્યુમીનીયમના કારખાનાંઓના હિંદી માલીકોના પ્રતિનિધિઓએ હિંદી સરકારના વેપારખાતાંને એક યાદી મોકલી બ્રિટિશ અને બીન-બ્રિટિશ એલ્યુમીનીયમ પરની જગાતની અસમાનતાની સામે વિરોધ જાહેર કર્યો છે.

. તેઓ જણાવે છે કે બ્રિટિશ એલ્યુમીનીયમ પર ૨૦ ટકા જગાત અને બીન-બ્રિટિશ માલ પર ૩૦ ટકા જગાત નાંખવાથી હિંદમાં આવેલ બ્રિટિશ અને કેનેડીયન એલ્યુમીનીયમનાં કારખાનાંઓમાં અસમાનતા રહેશે અને એના પરિણામે હિંદી માલીકીનાં કારખાનાંઓ નાબુદ થશે. તેઓ ભારપૂર્વક કહે છે કે આથી હિંદી માલીકોને કાચા એલ્યુમીનીયમ માટે બ્રિટિશ અને કેનેડીયન હરિફોની દયા પરજ જીવવું પડશે.

## બ્રી. ગીએનામાં હિંદીઓની નિરક્ષરતા

બ્રિટિશ ગીઆનાના ડેમેરારા નગરમાં વસતા ભાઇ એફ. કવાલે કવિશ્રી રવિન્દ્રનાથ ટાગોરને ત્યાં વસતા હિંદીઓની સ્થિતિ વિષે એક પત્ર લખ્યો છે. આનો સંક્ષિપ્ત સાર અત્રે આપવો યોગ્ય બનશે.

ઇ. સ. ૧૮૭૬ માં ફરજીયાત શિક્ષણનો કાયદો પસાર કરવામાં આવ્યો હતો પણ હિંદી બાળકોના સંબંધમાં ખાસ કરીને તે કાયદો અમલમાં મૂકાયો નથી. પરિણામે આજે હિંદી બાળકો નિરક્ષર રહ્યાં છે. અજ્ઞાન માબાપોને જ્ઞાનનું રહસ્ય સમજાયું નહિં અને આથી પોતાનાં બચ્ચાંઓને શિક્ષણ મેળવવાની તેઓએ કંઇપણ વ્યવસ્થા કરી નહિં. આથી બાળકોમાં અને સામાન્ય રીતે કન્યાઓમાં બહુ જ નિરક્ષરતા માલમ પડે છે. અહિં વસતી પંચરંગી પ્રજામાં આપણી આ નિરક્ષરતા વધારે શરમજનક બની છે. કારણ કે આપણી વસ્તી ૧૩૦,૫૪૦ જેટલી છે. અમોને આશા છે કે કોઇ દિવસે માતૃભૂમિ હિંદ શિક્ષણ સેવકો અને શિક્ષકો અત્રે મોકલશે. જો ઇંગ્લાંડ અને અમેરિકા પોતાના ધર્મ પ્રચારાર્થે હિંદમાં મીશનરીઓ મોકલે તો શા માટે હિંદ પોતાનાં બચ્ચાંઓનાં શિક્ષણ માટે શિક્ષકો અત્રે ન મોકલવા? હું દરેક હિંદીને આથી જાહેર અપીલ કરૂં છું કે તેણે અત્રે વસતા તેમના દેશબંધુઓના શિક્ષણ વિષે ખાસ કાળજી રાખવી. આ પ્રદેશમાં વસતા દેશબંધુઓમાં શિક્ષણપ્રચાર ઉપાડી લેનાર કોઇ પણ હિંદી નેતા નથી?

## હૃદય ઉપર અદ્‌ભૂત અખતરો

હૃદયરોગના જ્ઞાન અને તેને અટકાવવા માટે સ્થપાયેલ વીટકીન ફાઉન્ડેશનના ડીરેકટર ડૉ. આલ્બર્ટ એસ. હીમેને મરેલાંને સજીવન કરવાના યંત્ર વિષે વિવેચન કર્યું હતું.

સામાન્ય હૃદય ધરાવના મનુષ્યો જેઓ આંચકાથી મૃત્યુ પામ્યા હતા તેમને ફરીથી સજીવન બનાવવામાં આ યંત્ર ૫૯.૬ ટકા સફળ થયું હતું. આ યંત્ર મૃત્યુ બાદ દશ મિનિટ સુધીમાં વાપરવું જ જોઇએ.

આ યંત્રને એક સોય રાખવામાં આવેલ છે જે હૃદયમાં ખોસવામાં આવે છે. પછી વીજળીક બળથી હૃદયમાં બનાવટી સંકોચ થાય છે. જેથી હૃદયને ચેતન મળે છે. આ યંત્ર સીમેન્સ હેલ્સ્કનાટની જર્મન વેપારી કંપની બનાવે છે. આ જાતના મશીન યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ થોડાં વખતમાં બનાવવામાં આવશે.

ડૉ. હીમેન આ યંત્રને બનાવટી ધડાકા ઉત્પન્ન કરનાર તરીકે વર્ણવે છે. હૃદયના જમણા ભાગના ધડાકાથી લોહીનું વહન સરળ રીતે થાય છે. આ કુદરતી ધબકારા બંધ થતાં આ યંત્રના બનાવટી ધબકારા થવા માંડે છે.

ડૉ૦ હીમેનના કહેવા મુજબ જમણા હૃદયની પાસે નાના નાના પરમાણુઓ છે જે એક વોલ્ટના હજારમાં પાવર જેટલા બળથી વૃદ્ધિમાન થાય છે. આ યંત્રમાં રહેલ સોનાની સોય જમણા હૃદયમાં ભોંકવાથી બનાવટી ધડાકા થવા માંડે છે.

આ યંત્ર વજનમાં ફક્ત ચાર રતલ છે અને એવી રીતે બનાવવામાં આવ્યું છે કે અકસ્માતની જગ્યાએ તુરતમાં જ લઇ જઇ શકાય.

–સાયન્ટીફીક અમેરીકન

## ઇજીપ્તમાં સીદકીપાશાનું સરકારતંત્ર

'લીબરટી'નો કેરો નગરનો ખબરપત્રી સીદકીપાશાના સરકારતંત્ર ઉપર ખૂબ પ્રકાશ નાંખે છે. ઇજીપ્તમાં સીદકી-પાશાનો દોર ઇટાલીના મુસોલીની સરખો ચાલે છે. પોતાના વિરૂદ્ધ પક્ષોને જાહેર સભાઓ ભરવામાં અટકાવ નાખી ચુંટણીમાં પરાજીત કરવામાં આવ્યા હતા. ઇજીપ્ત પ્રકરણના પુરા જાણકાર મી. જે. એ. સ્પેન્ડર 'ન્યુસ ક્રોનિકલ' નામના પત્રમાં આનું વર્ણન કરે છે. તેઓ લખે છે કેઃ—

"મારા વિશ્વાસપાત્ર ખબરપત્રીઓ લખે છે કે ઇજીપ્તમાં બ્રિટન વિરોધી લાગણી જરા યે ઓછી નથી થઇ. સીદકી-પાશા ભલે એમ કહે કે નવી ચુંટણીથી તેની સ્થિતિ સદ્ધર બની છે. પણ વાસ્તવિક રીતે તો આ ચુંટણી એવી રીતે ગોઠવવામાં આવી હતી કે તેના પ્રતિપક્ષીઓને એક પણ તક ન મળે. સામાન્ય ચુંટણીને લગતી સભાઓ ભરાઇ શકી ન હતી. વિરોધી વર્તમાનપત્રોને દબાવી દેવામાં આવ્યાં હતાં. આથી જ તેઓ નિષ્ફળ નિવડયા અને પાર્લામેન્ટમાં સીદકીપાશાના સભ્યો જ ચુંટાઇ ગયા. વર્તમાનપત્રો પર આકરા અંકુશો મુકવામાં આવ્યા છે અને રાષ્ટ્રિયપક્ષને એક પણ જાહેર સભા ભરવા સામે પ્રતિબંધ મુકાયો છે. સરકાર વિરૂદ્ધના દેખાવો સખ્ત હાથે બંધ કરવામાં આવ્યા છે. આથી જ બ્રિટિશરોના એજન્ટ મનાતા આ સીદકી-પાશા સામે લોકઅણગમો કુદકે અને ભુસકે વધતો જાય છે.

## તુર્કી સ્રીઓની આગે કુચ

મુસ્તફા કમાલપાશાના અમલ દરમિયાન તુર્કસ્થાનમાં ઘણા સુધારાઓ થયા છે. આમાંનો એક તો પડદાપ્રથા નષ્ટ કરવામાં આવી તે છે. 'લંડન ટાઇમ્સ'નો તુર્કી પ્રતિનિધિ લખે છે કેઃ–

"અગાઉ એક સ્ત્રી ફક્ત પોતાના અતુ નજદીકના કુટુંબીઓ પાસેજ બુરખો કાઢી શકતી. તેણીનાં લગ્ન તેણીની સંમતિ સિવાય કોઇ અજાણ્યા શખ્સ સાથે કરવામાં આવતાં અને આ લગ્નના છુટાછેડા બે સાક્ષીની પાસે જો તેણીનો પતિ લગ્ન રદ કરવાનું કહે તો થઇ શકતા. હવે પડદાપ્રથા દૂર થઇ છે. લગ્ન અને છુટા છેડાના કાયદાઓ કાઢવામાં આવ્યા છે. સ્ત્રીઓને પુરૂષો સમાન દરજ્જો આપવામાં આવ્યો હોઇ તેઓ પોલીસખાતામાં કામ કરે છે, વકીલો બને છે અને ન્યાયાધીશ પણ નીમાઇ શકે છે. દરેક ધંધામાં તે પ્રવેશ કરી શકે છે. મ્યુનિસિપાલીટીમાં તે મત આપી શકે છે અને ધારાસભા માટે પણ તે થોડા વખતમાં મત આપી શકશે. કલા અને સંસ્કૃતિમાં આમ તેણી આગળ વધી છે."

## અમેરિકાને કેટલા પૈસા ન મળ્યા?

ગયા ડિસેંબરની ૧૫મી તારીખે યુનાઇટેડ સ્ટેટસના ૭ કરજદારો નામે બ્રિટન, ઇટાલી, ઝેકોસ્લોવેકીઆ, ફીન્લેંડ, લેટવીઆ અને લીથુઆનીઆએ પોતાનું કરજ ભરી આપ્યું છે જેનો કુલે સરવાળો ૧૨૫૦ લાખ ડોલર થાય છે. પાંચ દેશ નામે ફ્રાંસ, બેલ્જીઅમ, પોલાંડ, એસ્ટોનીઆ અને હંગરીએ પોતાનું કરજ ભર્યું નથી જે કરજ આસરે ૨૫૦ લાખ ડોલર થવા જાય છે.

—લીટરરી ડાયજેસ્ટ.

## ખેડુત બેકારો

હિંદમાં બેકારોની સૌથી મોટી સંખ્યા ખેતીના ઉદ્યોગોમાં કામ કરતા કામદારોની છે. આપણી વસ્તીના આસરે ૮૦ ટકા લોક ખેતી પર નભે છે પણ માત્ર ખેતી પર જ ખાસ કરીને નભતી સંખ્યા આસરે દશ કરોડની છે. આ મોટી સંખ્યા વરસમાં પાંચ માસ, ચાર માસ કે ઓછામાં ઓછા ત્રણ માસ સુધી આળસુ રહે છે. આ સંખ્યા ખરા કામ કરતા કામદારોના આસરે ૭૨ ટકા છે. આથી શ્રમશકિતમાં પારાવાર નુકશાન થાય છે. છતાં પણ આપણે તે સહન કરવું પડે છે. આનું કારણ એ નથી કે આપણને વધારે માનવશ્રમની જરૂર નથી પણ ખરૂં કારણ એ છે કે આપણી જરૂરીયાતો યોગ્ય રીતે વેચવામાં આવી નથી. આજે કામદારોની બેકારી ઉપર સમગ્ર જગતમાં આટલો ઉહાપોહ થઇ રહ્યો છે ત્યારે ખેડુત બેકારોનો કોઇ ભાવજ પુછતું નથી એમના તરફ પણ નજર દોડાવવાની તક આવી પહોંચી છે.

—ઇન્ડીઅન રીવ્યુ.

## સોનાનું પ્રસ્થાન

તા. ૧લી ડિસેંબર સુધીમાં મુંબઇના બારામાંથી આસરે રૂપીઆ ૩,૧૦,૭૭,૯૩૬ નું સોનું પરદેશ ચડયું હતું. આ જથ્થો નીચે પ્રમાણે મોકલાયો હતો.

| | કિંમત. |
|---|---|
| ન્યુયોર્ક ચડેલું સોનું | ૨,૫૨,૯૩,૮૦૯ |
| લંડન ચડેલું સોનું | ૪૦,૪૩,૩૧૧ |
| આમ્સ્ટર્ડામ ચડેલું સોનું | ૧૭,૪૦,૮૧૬ |

બ્રિટને સોનાનું ધોરણ ત્યજી દીધા પછી મુંબઇના બારામાંથી રૂપીઆ ૯૯,૧૭,૨૭,૮૪૫ નું સોનું પરદેશ ચઢયું હતું.

## મોસ્કોમાં મહાન સ્ટુડીયો.

આવતા વર્ષે વિશ્વમાં સૌથી વિશાળ આર્ટ સ્ટુડીયો મોસ્કો શહેરમાં બાંધવામાં

આવનાર છે, ૨૫ એકરઉપર આ સ્ટુડીયો બાંધવામાં આવશે. આ સ્ટુડીયોમાં મોસ્કોના કલાકારો પોતાની કલાનું પ્રદર્શન કરી શકે એવી વ્યવસ્થા રહેશે.

આ સ્ટુડીયોમાં પંદર ખાતાંઓ રાખવામાં આવશે. શીલ્પકામ, તેમજ ચિત્રકામ ઉપર ખૂબ ધ્યાન આપવામાં આવશે. તેમજ ચિત્રકામાં પણ કપડા પરના ચિત્રકામ ઉપર ખાસ લક્ષ આપવામાં આવનાર છે.

કલાને લગતી સઘળી વસ્તુઓ અહીં બતાવવામાં આવશે અને પ્રત્યેક ક્ષેત્રના કલાકારોને અહિં સ્થાન આપવામાં આવશે.

## ઇંગ્લાંડના ઉદ્દામ ઇશ્વર-વિરોધીઓ

ઇંગ્લાંડના ઉદ્દામ ઇશ્વરવિરોધીઓ કેટલાક સમયમાં ધર્મ તેમજ દેવળો સામે આકરી જેહાદ જગાવવાના છે. આ માટે તેઓએ કયારનીય ચળવળ શરૂ કરી છે. આને માટે એક પ્રાથમિક પરિષદ પણ ભરાનાર છે એમ વિલાયતનાં વર્તમાપત્રો જણાવે છે.

આ સામ્યવાદીઓ ઇશ્વર તેમજ ધર્મના વહેમ સામે ઝઝુમવા માટે જે પ્રવૃત્તિ ઉપાડવાના છે તે પ્રવૃત્તિ આવતા એપ્રીલથી શરૂ થનાર છે.

સામ્યવાદી પક્ષના કાર્યક્રમની સરખામણીમાં તેઓ આ આંદોલનોને ગૌણ મનાવે છે. ઇંગ્લાંડનાં દેવળોમાં ચાલતાં ધતિંગો ઉપર પ્રકાશ પાડવા માટે તેમજ ધર્મથી સમાજને થતું નુકશાન સમજાવવાને માટે તેઓ વ્યવસ્થિત યત્ન કરનાર છે.

દેવળોએ શરૂ કરેલી સદાવ્રતની સંસ્થા કેટલી હદ સુધી હાનીકારક છે તે દર્શાવવાનો તેઓ ખાસ પ્રયત્ન કરશે. આ સંસ્થાનું નવું નામ નીચે પ્રમાણે છે. બ્રીટીશ સેકસન ઓફ ધી પ્રોલીટેરીઅન ફ્રી થીંકર્સ.

## વિજળીનું ચલણ

**આ** ટલાંટિક સીટીમાં વિજ્ઞાનના વિકાસ માટે સ્થપાયેલી સંસ્થા સમક્ષ ભાષણ આપતાં ડો. જોન પી. નોરટને જાહેર કર્યું હતું કે ખાનગી તેમજ જાહેર લેવડદેવડ માટે સોનાના સિક્કાને બદલે વિજળીનું ચલણ દાખલ કરવું જોઇએ.

તેમણે કહ્યું કે અમેરિકાએ અત્યારે સોનાના ધોરણનો ત્યાગ કરીને વિજળીક બળના ધોરણનો સ્વીકાર કરવો જોઇએ. આથી પરિણામ એ આવશે કે રાષ્ટ્રના જાહેર દેવાનો પા ભાગ તો જરૂર ઘટી જશે. તેમજ આ ધોરણ એટલું તો સ્થિર અને સ્થાયી રહેશે કે દેશના ચલણને ખૂબ લાભ થશે.

એક વિજળીક ડોલર-અથવા આપણે આપણા વિજ્ઞાનશાસ્ત્રીની સ્મૃતિ જાળવી રાખવા માટે એડીસન ડોલર કહીએ-તે ડોલરની કિંમત ૪૦ કીલોવાટ કલાક હોવી જોઇએ.

સમગ્ર જગતભરમાં ૪૦ કીલોવાટ કલાક એક જ સ્વરૂપના હોય છે અને તેને ઉત્પન્ન કરતાં સરખું ખર્ચ આવે છે. એ આ નવા સુચવાયેલા ચલણનું મહત્વ છે.

# સંગીતનાં મૂલ્ય

એક સ્વીડીશ નવલિકા.

અનુવાદક:—

યજ્ઞેશ શુક્લ.

એ પૂરાણા નાટયગૃહની પાંચમી ગેલેરી ઉપર હું ઉભી હતી. આજે તેને ૩૫ વર્ષ થઇ ગયાં. પહેલવહેલું મેં તેનું સંગીત સાંભળ્યું. 'અવતાર' નાટકમાં તેણે 'શ્રદ્ધા' નો પાઠ અત્યુત્તમ રીતે ભજવ્યો હતો. તેનો અવાજ સુંદર અને ભરેલો હતો. આંખો કાળી, અને મલમલના જેવી મુલાયમ હતી. તેના ચહેરા ઉપર પીળાશ આવી ગઇ હતી અને તેમાં માતૃહ્રદયની બધી વેદનાઓ પ્રતિભાસિત થતી હતી. મને એ ચોક્કસ યાદ છે કે એ સંગીતમય નાટક જેઇને હું નીકળી ત્યારે મારાં ૧૫ વર્ષના હ્રદયમાં 'શ્રદ્ધા'નું ચિત્ર અંકિત થઇ ગયું હતું અને તેણે મને સ્તંભીત કરી નાખી હતી.

અચાનક એક એવો પ્રસંગ આવી લાગ્યો કે અમારી બન્નેની મુલાકાત એક મિત્રને ત્યાં થઇ ગઇ. ભોજન કર્યા બાદ તેણે સ્વીડીશ લોકસંગીત સંભળાવ્યું. બધા શ્રોતાઓ આનંદમાં મસ્ત થઇ ગયા હતા. હજીય એ અવનત મુખમંડળનું સ્વરૂપ મારી આંખોની સામે જ હોય એમ મને લાગે છે. થોડાંક વર્ષ પછી, હુંજેને ત્યાં મને ફરી આવું સંગીત સાંભળવા મળ્યું. પણ તે સમયે તો એલેન રીએને હું તદન ભૂલી ગઇ હતી. તે વિદેશમાં ચાલી ગઇ હતી. એકાદ વખત યુરોપના સમાચારપત્રોમાં તેનું નામ વાંચ્યું હતું. જગતમાં પ્રખ્યાત થવાની તેનામાં ઉત્કૃષ્ટ અભિલાષા હતી. આ દરમ્યાન કદાચ એ ઇચ્છા પૂર્ણ કરવામાં તે રોકાઇ ગઇ હોય! ગમે તેમ હોય સ્વીડનમાં તો લોકો તેને ભૂલી ગયા હતા.

ગયે વર્ષે, વસંતમાં, એક દિવસ હું કોપનહેગનમાં સહેલગાહે નીકળી; શહેરથી ઘણે દૂર ક્રિશ્ચિયાનશાફનમાં રહેતા એક મિત્રને ત્યાં ભોજન કરવાનું મને નિમંત્રણ હતું. શહેરમાં બરફ પડયો હતો. પવન પણ ઘણો ઠંડો હતો. છત પરથી પાણી ટપકી રહ્યું હતું. કપડાં પર પડતાંની

સાથે તે પરસેવાની માફક સરી જતું હતું. ઠંડીથી હું અક્કડ થઇ ગઇ હતી અને મને પોતાને હું ગૃહહીન હોઉં એમ લાગ્યા કરતું હતું. એટલામાં મને એ નિમંત્રણનો ખ્યાલ આવ્યો અને એથી મારા હૃદયમાં એક પ્રકારનો આનંદ ઉત્પન્ન થયો. ગરમીવાળો ઓરડો, ઉત્તમ ભોજન અને નિમંત્રિત મિત્રમંડળનું દૃશ્ય સુખદાયી લાગ્યું. કોણ જાણે, કોણ કોણ ત્યાં મળશે? પરંતુ ત્યાં, સર્વ કલાવંત, નિપુણ અને બુદ્ધિમાનો આવશે એટલું તો ચોક્કસ. મારા મિત્રનું ઘર આવી નાની નાની મહેફિલો માટે આદર્શ સ્થાન છે. ખાવું, પીવું અને મોજમજાહ કરવી એવા ઉદ્દેશવાળા લોકોનો ત્યાં જમેલો જામે છે; હા, કદિ કદિ કોઇ સજ્જન જરા વધારે પી પણ નાખે છે!

અંદરના ઓરડામાં જ સુંદર રંગ બેરંગી હેટ લટકી રહી હતી અને અંદરથી સ્ત્રીઓના હાસ્યનો અવાજ સંભળાઇ રહ્યો હતો. શરૂઆતથી જ હાસ્યવિલાસની શરૂઆત થઇ ચુકી હતી મને તરત માલમ પડયું કે હું મારી પ્યારી માતૃભૂમિમાં નથી. ત્યાં તો આવી મહેફિલો નિરાનંદ રૂપે, ગંભીરતાપૂર્વક, શરૂઆત પામે છે. આજે ખૂબ લહેર અને મોજમજાહ ઉડશે, એવો મારા મનમાં આનંદ થઇ રહ્યો.

મારો મિત્ર અવિવાહિત હતો. અમે દશ જણ નિમંત્રિત હતાં. આમાં જેનને હું વ્યક્તિગત નહોતી ઓળખતી, તેમનાથી સમાચારપત્રોદ્વારા હું પરિચિત હું. કોઇ નટ છે; કોઇ સંપાદક છે તો કોઇ સાહિત્યકાર છે. અમારી વચ્ચે માત્ર ત્રણ સ્ત્રીઓ છે. એક સફેદ વાળવાળી બુઢ્ઢી પીયાનો શીખવે છે; એક યુવતી ઘૂસવાર થીએટરની નર્તકી છે. અને ત્રીજી વૃદ્ધ સ્ત્રીનો પરિચય મેરો હૌસનરને નામે કરાવવામાં આવ્યો; તે સ્વીડીશ ઘણું અચ્છું બોલે છે.

ભોજનનો સમય આવ્યો એટલે રંગ જામવા માંડયો. આપસમાં ખૂબ હળીમળીને વાત થવા લાગી અને બધાના ચહેરા પર શરાબનો હલકો રંગ પણ ચઢી ગયો. સિગાર અને સિગારેટનો ધુમાડો ટેબલ પર રેશમના પડદાની માફક છવાઇ ગયો. જમી પરવારીને મિત્રે પોતાનાં સુખદુઃખના અનુભવ અને ભાગ્યની આસમાની સુલતાનીનું વર્ણન કરવા માંડયું. વીસ વર્ષ સુધી આ દુનીયાનું પર્યટન કરી તેણે જે કાંઇ વિચિત્રતા જોઇ અને જે કાંઇ અનુભવ મેળવ્યો, તેનું વર્ણન તે કરવા લાગ્યો. જાણે તેણે સર્વ કાંઇ જોયું છે અને એક પણ વાત તે ભૂલ્યો નથી; એમ લાગવા માંડયું!

જ્યારે તે બોલતાં બોલતાં થાકી ગયો ત્યારે એક નવી સૂચના થઇ, કે સર્વ પોતપોતાની સફળતાનું વર્ણન કરે! પણ એ સફળતા એવી નહિ કે જે દુનીયા જાણતી હોય; જેના પર છાપાંના કોલમનાં કોલમ ભરાયાં હોય પરંતુ એવી સફળતા કે જે અમારૂં અંતરતમ હૃદય સૌથી અધિક મહત્વવાન સમજતું હોય. એને માટે અમારી સ્મૃતિ અને વિવેકને અમારે ખૂબ કસવો પડયો. દરેકની આત્મકથા માર્મિક તથ્યનો એક એક ખંડ હોવી જોઇએ. પસંદ કરેલી મિત્રમંડળીમાં જ સંભવિત હોય એવાં રહસ્યનું અમારે ઉદ્ઘાટન કરવાનું હતું.

એટલામાં એક તરફથી અવાજ આવ્યો: "શ્રદ્ધા!" બધાની આંખો મિસિસ હૅાસનર તરફ વળી. દિવસભરમાં તે કાંઇ બોલી ન હતી. તેના ચહેરા ઉપર કોઇ વિશેષ વેદના ટપકી રહી હતી. તેના આખા ચહેરામાં મને તેની મોટી, મોટી, અને કાળી કાળી આંખો અત્યંત સુંદર લાગી. શરીર ભારી અને લાકડાં જેવું થઇ ગયું હતું; અને ચહેરા પર કરચલીઓ પડી ગઇ હતી. લગભગ પચાસ વર્ષની ઉંમર હશે. હું ઉત્સુકતાપૂર્વક બોલી ઉઠી; "શ્રદ્ધા ?" મંદ મંદ હસી, તે બોલી "એ મારૂં ઉપનામ છે. હું જન્મે સ્વીડીશ છું અને અહીં ઓપેરાઓમાં મેં સંગીત ગાયું છે." તેને પૂરેપૂરી સાંભળતાં પહેલાં મારા મુખમાંથી શબ્દો નીકળી પડયાઃ એલેન રીબે ?'

"કદાચ તમને મારૂં સ્મરણ હોય," તેણે કહ્યું; અને એ જ જુનું ધીમું હાસ્ય તેના ચહેરા ઉપર ઝલક્યું અને તેની માનસિક વેદના વધુ વ્યકત થઇ ગઇ. મને ત્રીસ વર્ષનું જુનું સ્મરણ થયું. ઠીક આ તો એલેન રીબે છે ! કેવા વિચિત્ર સંયોગમાં એની મુલાકાત એકવાર ફરી થઇ ! તે મારા તરફ આભારભર્યાં નેત્રોથી જોવા લાગી. આ મુલાકાતથી તે ખુશ થઇ હોય એમ મને લાગ્યું. તેણે કહ્યું. "મને માફ કરો. હું શું કહું ? મારા જીવનમાં કદિ સફળતા મળી હોય તો પણ હું તે ભૂલી ગઇ છું. અને માણસ જે વાત ભૂલી નહિ શકે તેના ઉપર તો મૌન રાખવું જ હું ઉચિત સમજું છું. એ તો એવો પ્રસંગ છે કે જેને પોતાનાં હૃદયની સાથે કબરમાં જ લઇ જવા જીવ ચાહે છે. પરંતુ, એક કહાણી હું તમને કહી શકું એમ છું." એટલું કહેતાં તેની આંખો ચમકવા લાગી. એલન રીબેએ પોતાની કથા શરૂ કરી.

ધીમે ધીમે અને જાણે શબ્દો ખોળી ખોળીને બોલતી હોય તેમ તેણે બોલવાનો આરંભ કર્યો. તેનાં શાંત શબ્દોથી મિત્રમંડળીમાં પણ અત્યંત શાંતિ અને ગંભીરતા છવાઇ ગઇ. તેના પોતાના સિવાય તે ત્યાં બીજા કોઇને જોતી ન હોય એવી રીતે તેણે પોતાની કહાણી કહેવા માંડી.

"ઘણા સમયની એ વાત છે. અઠવાડિયાં પહેલાંથી બરફ ખૂબ પડી રહ્યો હતો અને તેનું વિચિત્ર સૌન્દર્ય મનને મોહ પમાડતું હતું સ્ટોકહોમનાં હોપ્ટ પ્લાત્સમાં મોટું બઝાર ભરાયું હતું. એનું વર્ણન હું નહિ કરૂં. એ તો એક જોવા જેવી ચીજ છે!" મારા તરફ જોઇને તે બોલી: 'કેમ,બરાબર છે ને ?" મેં માથું હલાવીને સંમતી પ્રકટ કરી. તેણે આગળ કહેવા માંડયું; "સ્ટોકહોમનાં બધાં નરનારીઓની માફક હું પણ બરફ પર દ્રઢતાથી પગલાં માંડતી ચાલી રહી હતી, દુકાનો જોઇ રહી હતી અને મીઠાઇ તેમજ નાનાં મોટાં રમકડાં વગેરે ખરીદી રહી હતી. વાત એમ હતી કે મારી બહેનને બે બાળકો હતાં અને તેને માટે હું એ ચીજો ખરીદી રહી હતી. મારી બહેન વિધવા હતી. તે એક નાની સરખી દુકાન ચલાવતી હતી. એ મામુલી દુકાનમાં જુનાં કપડાં અને વાજાં વેચાતાં હતાં. તેનો પતિ મરણ પામ્યો, તેને નિસ્સહાય છોડીને મરણ પામ્યો એટલે પિતાજીએ આ દુકાન તેને સોંપી દીધી. હું એ દુકાનનો ખુણેખુણો જાણતી હતી અને એના ત્રણ અંધારા જેવા ઓરડાઓ સાથે તો મને પ્રેમ થઇ ગયો હતો. તે

વેળા તો આ દુકાન મારો સંસાર હતી, ઉનાળામાં એક બે દિવસ એના પડદાની અંદર સુરજનાં કિરણો પ્રવેશતાં હતાં અને એ દુકાનની પાસેની ગલીમાં પથ્થરોની વચ્ચે ઉગેલું લીલું ઘાસ પણ નજરે પડતું હતું. ઉનાળો આવ્યો છે, એમ એથી મને માલમ પડતું. અને જ્યારે આકાશ સંકોચાઇ જતું. અને તેની સુરત એક ભૂરા થેલાના જેવી થઇ જતી ત્યારે હું સમજતી કે પાનખર આવી પહોંચી. બરફ પડવા માંડતો ત્યારે જાણતી કે ઠંડીની ઋતુ આવી પહોંચી, ગમેતેમ હોય પણ એ દુકાન મને પરમ પ્રિય હતી. એમાં રાખેલાં નાનાં 'હારમોનિયમની અંદર મારે માટે સ્વર્ગ છુપાયું હતું. એના સૂરમાં જ મેં પહેલું ગીત ગાયું હતું. તેની સ્મૃતિ તો હજી યે મને કેટલો આનંદ આપે છે! જ્યારે જ્યારે મને સ્ટોકહોમ યાદ આવે છે ત્યારે ત્યારે મારું ધ્યાન સૌથી પહેલું એ નાની અંધારી દુકાન તરફ જાય છે. આજે તો તેનું નામનિશાન પણ બાકી રહ્યું નથી. કારણ કે મારી બહેન તો મરી ગઇ છે અને નવું 'હારમોનિયમ' મારે માટે એક અપરિચિત પદાર્થ છે. મારા બાળપણનાં વાજાંમાંથી જે સૂર નીકળતો હતો તે હવે નવા વાજાંમાંથી નીકળતો નથી. જવા દો! એ બધી વાતો કહેવાથી હવે શો ફાયદો?"

"હું બધો સામાન લઇને બહેનને ત્યાં ગઇ. ચાલીસ વર્ષોમાં તો તે બુઢ્ઢી થઇ ગઇ હતી અને તેનો અવાજ ઘોઘરો થઇ ગયો હતો. દર્દથી તેમજ હંમેશાં બંધ ઓરડામાં રહેવાને લીધે તેનો ચહેરો બગડી ગયો હતો. આ જ કારણોને અંગે તેના મનમાં મારે માટે ઇર્ષ્યાનો ભાવ પણ ઉત્પન્ન થઇ ગયો હતો. જો કે એની અમારા મળવા કરવામાં કાંઇ વાંધો પડયો નહિ. આ દુકાનમાં અમારી શાંતિનો ભંગ ભાગ્યે જ થતો. કારણ કે કોઇ ભૂલ્યો પડેલો ગ્રાહક જ ત્યાં આવતો.

"એક ડીસેમ્બરની સાંજે અમે બન્ને બહેનો ભેગી બેઠી હતી અને હું અત્યંત પ્રેમથી મારી બહેન સાથે વાતો કરી રહી હતી. નાટયશાળામાં મને તરતની જ સફળતા મળી હતી અને અત્યારે ઘણા દિવસે હું રજા ભોગવી રહી હતી. રમત, ગમત અને વ્યાયામ માટે હું ઉત્તર સ્વીડન તરફ જવા ઇચ્છતી હતી. પરંતુ મારી દુર્દશાગ્રસ્ત બહેનના વિચારે મને સ્ટોકહોમમાં રોકી રાખી હતી. વચ્ચે તે બોલી ઉઠી: "જો આજે સાંજે હું છુટી હોત તો શ્રી લુડવીકને ત્યાં જાત. આજે તેને ત્યાં ભાગ્યગણનાનો દિવસ છે.'

"ભાગ્યગણના?"

'હા, તે મનુષ્યનું ભવિષ્ય કહે છે. પરંતુ દુકાન અને બચ્ચાંને છોડી હું કેમ જઇ શકું? આજે નોકરડી પણ ચાલી ગઇ છે.'

'ઠીક, હું અહિં રહીશ. તું ત્યાં જા. તું તો દુકાન બંધ પણ કરી શકે છે. હજી થોડાક કલાક તો બાકી રહ્યા છે?"

'બંધ તેણે ક્રુધ્ધ અને અપમાનિત થઇને કહ્યું બંધ. આ દુકાન સમય પહેલાં ત્યારે જ બંધ થશે કે જ્યારે હું આ સંસારમાં નહિ રહું.'

"હું સમજી ગઇ. મેં તેને મર્મવ્યથા ઉપજાવી છે. તેથી તેનું કર્તવ્યજ્ઞાન અને અંધવિશ્વાસ જાગૃત થઇ ઉઠયો છે. મેં તેને કહ્યું 'પ્યારી બહેન, તું કાંઇ પરવા

ન કર. અને ભાગ્યગણુના માટે ચાલી જા. ગમે તે થઇ જાય; તું જ્યાંસુધી પાછી નહિ આવે, ત્યાંસુધી હું દુકાન ખુલ્લી રાખીશ. કોઇ ગ્રાહક આવી જાય, એ સંભવિત છે.' તે બોલી: 'હા, 'સંભવિત છે!' તેણે એક એવી આહ નાખી કે તેથી મને ઘણું દુઃખ ઉપજ્યું. કોઇ પણ પ્રકારે મેં તેને દુકાનમાંથી વિદાય કરી. દુકાન છોડતી વખતે પણ તે તેના તરફ એક મહોબ્બતની નજર નાખતી ગઇ."

"બાળકોને સુવડાવી હું દુકાન પર જઇ બેઠી. દુકાનમાં સોદો વેચવાવાળી સ્ત્રીની જેમ હું દેખાઉં તે માટે મારા પગ ઉપર મારી બહેનની માફક મેં કપડું વીંટાળી દીધું."

"દુકાનની ખડકીમાં બરફ પડી રહ્યો હતો. ઘણા ઓછા લોકો એ ગલીમાંથી પસાર થઇ રહ્યા હતા. અવરનવર કોઇ દુકાનની પાસે ઉભા રહીને દુકાનમાં ડોકીયું કરી આગળ ચાલી જતું. દુકાન આગળ કોઇપણ માણસને જોતાં હું સાવચેત થઇ જતી કોઇ માછલી જાળમાં ફસાય છે? આજ સમયે મને સમજાયું કે દુકાનમાં બેસીને જીવનમાં કેવો અનુભવ થાય છે! કલાકના કલાક, દિવસ પર દિવસ, વર્ષ પર વર્ષ એક જ સ્થાન પર શાંતિ, ધીરજયુક્ત, ઉત્સુક અને સાથે સાથે ઉદાસીન તથા પરિશ્રાંત જીવન વીતાવવું એનું નામ દુકાનદારી! બહાર જોતાં રહેતાં માણસો આમતેમ જતાં માલમ પડયાં. મને વિચિત્ર પ્રકારની વ્યથા થઇ. ગલીમાંની ગેસની રોશની પણ જાણે સુવા જતી લાગી, કદિ ઝગઝગ બળતી, તો કદિ સરખી બળતી. જુનાં સાફ કરેલાં કપડાં ખુંટીઓ ઉપર ટીંગાડેલાં હતાં. તેમાંથી ચિરપરિચિત ગંધ આવી રહી હતી. મારી તબીયત બેચેન થવા લાગી. કોઇ માણસ મારી પાસે આવી જાય તો ઠીક એમ મને લાગ્યું. પળે પળે મારી વ્યગ્રતા વધી રહી હતી. જો હું કોઇ સામાન વેચી શકું તો મારી બહેન કેમ હર્ષથી વિસ્મિત ન થાય? પરંતુ કોઇ ગ્રાહક ન આવ્યું. એટલામાં અચાનક મારૂં શરીર જર્જરિત થઇ ઉઠ્યું. દુકાનની સામે બે પુરૂષો ઉભા હતા. તેઓ હારમોનિયમ જોઇ રહ્યા અને પરસ્પર વિનિમય કરવા લાગ્યા. થોડોક સમય સુધી શ્વાસ રોકીને અત્યંત ઉત્સુકતાથી હું બહાર તેમની તરફ જોઇ રહી. આખરે બારણું હાલ્યું અને તે લોકો અંદર આવ્યા."

"વ્હાલા મિત્રો!" આ બે અપરિચિતો તરફ જોતાં મારા હૃદયમાં એક પ્રકારનો સંશય પેદા થઇ ગયો હતો. મેં મારા પ્રસંશક શ્રોતાઓ તરફ પણ એટલા પ્રેમપૂર્વક હસીને નથી જોયું. એમાંના એક જણે તો મારા હૃદય ઉપર ઘણી જ ખરાબ અસર પાડી હતી. તે ઠીંગણો હતો અને તેનું શરીર સ્થળે સ્થળે વાંકું હતું. આંખો ઘણી જ ચંચળ હતી અને એક કાનની નીચે મોટો ઘા હતો. ઘા ચપ્પુનો હોય એમ લાગતું હતું. તેનો સાથી ખેડુતનો બદચાલનો છોકરો લાગતો હતો. તેનાં કપડાં ચિથરાં જેવાં થઇ ગયાં હતા અને પેટભરીને તેને ખાવાનું પણ મળ્યું ન હોય એમ લાગતું હતું."

"તે મારી સાથે વાત કરવા લાગ્યો. કબાટમાંથી હારમોનિયમ લાવીને હું બતાવી શકું કે કેમ તે મને તેણે પૂછ્યું. મેં હારમોનિયમ કાઢયું અને યુવકે તે ઉલટાવી સુલટાવી જોયું. તેના સૂર જોવા

માટે તેણે ઉપર હાથ પણ ફેરવ્યો, દરમ્યાન તેનો સાથી દુકાનમાં આમતેમ જઇને બધી ચીજો જોવા લાગ્યો."

મેં કહ્યું: 'ઘણું સારું વાજું છે.' એટલું કહેતાં તો મારો ચહેરો લાલ લાલ થઇ ગયો હોય એમ મને લાગ્યું કારણ કે હું શું કહી રહી છું તેનું મને પોતાને પણ ભાન ન હતું.

'એની કિંમત શી છે?'

"હવે હું વિચારમાં પડી. એની કિંમત શી છે તેની મને ખબર ન હતી. પાંચથી તે પચાસ ક્રોન સુધીની કિંમત હોઇ શકે.

મેં કહ્યું: 'દશ ક્રોન.' આ કિંમત કાંઇ વધુ નથી અને બીજાં લક્ષણો જોતાં મને લાગ્યું કે મારું અનુમાન ઠીક છે, કારણ કે મારા ગ્રાહકના ચહેરા ઉપર કાંઇક એવો ભાવ આવી ગયો હતો. આ ક્ષણે મને માત્ર એક જ વાતનું ધ્યાન હતું. કોઇપણ રીતે આ વાજું વેચવું અને જે માછલી જાળમાં ફસાઇ છે તેને છટકવા ન દેવી. પછી ભલે થોડી કિંમત ગાંઠની પુરવી પડે. મારી માનરક્ષાને માટે આ વાજું વેચાઇ જાય એ અત્યંત આવશ્યક હતું. મેં વાજું ઉઠાવ્યું, મારી સામે મુક્યું અને ગ્રાહકને એની ખૂબીઓ બતાવવા માંડી. કેટલી સુંદર રીતે આ બધું હું કહી રહી છું તેની પણ મને ખબર ન પડી.

મેં તેને કહ્યું: 'એનો સૂર કેવો છે તે તો જરા સાંભળો!' બાળપણમાં હું વાજું વગાડતાં શીખી હતી. અત્યારે જે રાગ યાદ આવ્યો તે એના પર હું વગાડવા લાગી. બન્ને યુવકો આશ્ચર્યની દૃષ્ટિએ મારા તરફ જોવા લાગ્યા. બીજો નવયુવાન જે દુકાનના બીજા ભાગમાં ચક્કર લગાવી રહ્યો હતો તે મારી સામે આવીને મિત્રની પાસે ઉભો રહી ગયો અને સાંભળવા લાગ્યો.

મારા હૃદયમાં તો એક જ અવાજ થઇ રહ્યો હતો. 'આને વેચ! વેચ!' અને પરિસ્થિતિ સમજાય તે પહેલાં તો મેં ગાવા માંડયું. હવે જ મને માલુમ પડયું, કે હું વાજું વગાડી રહી છું અને મારી સમક્ષના બે શ્રોતાઓ આગળ હું વેર્મલેંડ પ્રાંતનું લોકગીત ગાઇ રહી છું. પેલો ઠીંગણો અને કદરૂપો બોલી ઉઠયો 'શાબાશ! બહુ જ સુન્દર! તમે તો જાણે ઓપેરાની ગાયિકાના જેવું ગાઇ રહ્યાં છો! હું મારા તરફથી તેમજ મારા મિત્ર યોકે તરફથી આપનો ખરાં હૃદયપૂર્વક આભાર માનું છું. યાર, યોકે, શું તું હારમોનિયમ ખરીદશે? ગાંઠમાં પૈસા છે? હું તો ખાલી એની કિંમત જ પૂછવા ચાહું છું. મિસ સાહેબા! આપે કૃપા કરીને જે કષ્ટ ઉઠાવ્યું છે તે માટે ક્ષમા કરજો!' એટલું કહીને તેણે સ્વભાવત, શિષ્ટાચાર માટે માથા ઉપરથી ટોપી ઉતારવાની ચેષ્ટા કરી અને બોલ્યો: 'યોકે ચાલ!'

"પરંતુ યોકે ને તો જાણે કોઇએ હોંસો માર્યો ન હોય તેમ મારા તરફ તાકીને જોવા લાગ્યો. જાણે તેને કોઇએ દુકાનના ટેબલ પર જકડી દીધો ન હોય! તેની આંખોમાંથી આંસુ નીકળી રહ્યાં હતાં! સંભવ છે કે તે વેર્મલાંડ પ્રાંતનો નિવાસી હોય અને એ પુરાણા લોકગીતથી તેના હૃદયની તંત્રીનો કોઇ તાર ઝણઝણાવી દીધો હોય! આ જોઇને તેના મિત્રે તેનો હાથ બગલમાં દબાવ્યો અને આવી જ અવસ્થામાં તેને બહાર ઘસડયો.

હું એકલી પડી એટલે આ ઘટના ઉપર ખૂબ હસી! મેં જે જે યુક્તિઓ કરી તે સર્વ અત્યારે મને અસ્વાભાવિક અને હાસ્યાસ્પદ, તદ્દન અસંભવિત જેવી લાગી. જો આ સમયે હું એ બનાવનું વર્ણન કરું તો કોઈ સાચું પણ ન માને; તેમ હું પોતે પણ એ સાચું ન માનું. ગમે તેમ હોય; હું ગ્રાહકને વાજું ખરીદવા માટે ફસાવી ન શકી. મેં એ આશા છોડી દીધી અને કલાક સુધી બહેનના આવવાની રાહ જોતી રહી. મેં હારમોનિયમ તેની જગા પર ગોઠવી દીધું. બાળકોને જોયાં; કદાચ જાગી ન પડયાં હોય! પછી પાછી હું મારાં નિયત સ્થાન ઉપર બેઠી અને થાક તેમજ ચિંતાને કારણે બગાસાં ખાવા લાગી.

હજી યે કેટલીક છાયાઓ દુકાન સામેથી પસાર થઇ રહી હતી. એટલા ઉપર ઘણો બરફ ઝામી ચુકયો હતો. પવન સુસવાટાભેર વાઇ રહ્યો હતો, અને ઘડીયાળના ટકોરાનો દબાયલો અવાજ ક્વચિત આવતો હતો. એટલામાં મારી આંખમાં ઝોકું આવી ગયું. અચાનક બારણું ખુલ્યું અને એક લાંબી, બરફથી ઢંકાયલી સુરત ઉતાવળે આવીને ટેબલ પાસે ખડી થઇ. હું ચીસ પાડવા જતી હતી. પરંતુ એટલામાં મેં એ આકૃતિ ઓળખી લીધી. પેલા બે ગ્રાહકોમાંનો તે એક હતો. આ લાંબા કદવાળી વ્યકિતની આંખો હજી સુધી આંસુઓથી તર હતી. બરફને લીધે તે વધુ ભીંજાઇ ગઇ હતી. કંપતા હાથે તેણે મેજ ઉપર એક પડીકું મૂકયું. આશ્ચર્યચકિત તેમજ ચિંતાતુર થઇને હું એકીટસે તેના તરફ જોઇ રહી.

ભારી અવાજે અને વ્યથાપૂર્ણ સ્વરે તે બોલ્યો: 'આ આપનું છે. મારા મિત્રની પાસેથી હું એ લઇ આવ્યો છું', અમે અહિં આવ્યા હતા ત્યારે તે એ ઉઠાવી ગયો હતો. અમે આપની દુકાનમાં ચોરી કરવા આવ્યા હતા. જો તમે એ વાતની પોલીસને ખબર આપવા માંગતા હો તો મારા મિત્રને બદલે હું સજા ખમવા તૈયાર છું. હું અહિંજ ખડો રહીશ. આપે એટલું સુન્દર, મનોહર સંગીત ગાયું હતું! આપને જેમ યોગ્ય લાગે તેમ હવે કરો! જરૂર, આપે ચોર, ડાકુઓને સંભળાવવા તે ગીત ગાયું ન હતું! હું આપની લાખલાખ વાર ક્ષમા યાચું છું.'

આ અંતિમ શબ્દો તેણે એવી રીતે કહ્યા, કે કોણ જાણે કયાંકથી શોધી શોધીને એ કાઢયા ન હોય! પોતાના વિચાર તે સારી ભાષામાં કેમ પ્રકટ કરે તેનો તે વિચાર કરતો હતો. તેથી તેના શબ્દોમાં કરૂણાની માત્રા વધી ગઇ હતી. થોડો સમય તો હું સ્તબ્ધ રહી ગઇ. અને એને શું કહેવું એ પણ મારી સમજમાં ન આવ્યું. છેવટે મારા મુખમાંથી એટલાજ શબ્દો નીકળ્યા: 'બસ, બહુ થયું. જલદી ચાલી જા.'

નીચા નમીને તેણે મને સલામ કરી અને તે અંધકારમાં લીન થઇ ગયો. એ જ સમયે મારી બહેન પણ આવી ગઇ, પેલું પડીકું કયાંક છુપાવી દેવા જેટલો પણ મને સમય ન મળ્યો. એની અંદર ડબ્બો હતો અને તેની અંદર ચાંદીના ચમચા હતા. મેં મારી બહેનને કહ્યું: 'પ્યારી બ્હેન, અત્યારે એક ગ્રાહક આવ્યો હતો. તેણે આ સામાન લગભગ ખરીદ કર્યો હતો......'

મારૂં માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. એ સ્થળેથી અંધારાને ચિરતી હું ઘરે ગઇ તો અચાનક મારા હૃદયમાં અપૂર્વ પ્રકાશ થયો અને એક મધુર સુખદ સ્મરણનો મને અનુભવ થયો. સંગીતનું મૂલ્ય શું છે તે હું સમજી."

ફ્રો હોસનરે કહ્યું: "બસ, આ ઘટનને હું મારાં જીવનની એક માત્ર સફળતા સમજું છું." *

* 'વિદેશની વાતો' નામના તૈયાર થતા સંગ્રહમાંની એક કહાણી.

# ત્હમારી સેવામાં—

## ત્હમારી મુશ્કેલીઓ માટે અમને લખો

[નવયુગના વાંચક સમુદાય માટે આ નવું જ વિશિષ્ટ અંગ ઉમેરાય છે. તમારે સહન કરવી પડતી મુશ્કેલીઓનો જો વિગતવાર અહેવાલ અમોને આપશો તો અમો અમારાથી શક્ય હોય તેટલી સહાય કરશું. ખાસ કરીને કાયદા વિષયક પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા વકીલ પોતાનો અભિપ્રાય આપશે. તંદુરસ્તી સાથે સંકળાયેલા પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા 'ડૉક્ટર' સલાહ આપશે અને સંતતિનિયમનના વિભાગના તંત્રીશ્રી પણ આ મથાળા નીચે ત્હમારા સવાલોના જવાબ આપશે. ઉપરાંત શિક્ષણને લગતી સંસ્થાઓ, વિદેશમાં વિદ્યાર્થીઓને મળતી સગવડો તથા ત્યાંની સસ્તી સંસ્થાઓ વિષે ખાસ માહિતી સંગ્રહીને રજુ કરવાની અમોએ વ્યવસ્થા કરી છે. આશા છે કે નવયુગના વાંચક બિરાદરો આ વિશિષ્ટ અંગનો ખાસ લાભ લેશે. અત્યાર પહેલાં અમારા ઉપર દરરોજ કેટલાય પત્રો આવે છે. આ પત્રોના વિવિધ વિભાગોના તંત્રીઓ જવાબ આપે છે. આશા છે કે વાંચકવર્ગ પોતાનું સરનામું ચોખ્ખા અક્ષરમાં લખશે. વાંચક બિરાદરને જવાબ માટે સ્ટેમ્પ મોકલવાની વિનંતી કરી અયોગ્ય તો નંહિજ મનાય —તંત્રી.

ભાઈ એસ. ટી. જાણવા માગે છે કે 'નવયુગ ક્લબ' સ્થાપવા માટે ત્હમારી પાસે કંઇ યોજનાઓ છે તેમજ આવી ક્લબ સ્થપાય તો તેની કાર્યમર્યાદા કેટલી?

જવાબમાં જણાવવાનું કે દરેક ગામના નવયુગના ગ્રાહકો પહેલાં પરસ્પર મળે. તેમજ વિચારોની આપલે કરે, 'નવયુગ'માં પ્રસિદ્ધ થતા લેખો ઉપર ચર્ચા કરે. દલીલોમાં જો ત્રુટીઓ દેખાય તો લેખકનું ધ્યાન ખેંચવા યત્ન કરે એટલું જ નહીં.

પણ જે મુદ્દા સમજી શકાય તેમ ન હોય તે મુદ્દા ઉપર તંત્રીને લખે. આ પ્રમાણે કરવાથી પ્રથમ તો આપમેળે એક ન્હાનકડું મિત્રમંડળ ઉભું થશે. સરખા વિચારો એ કાયમી મિત્રતાને માટે સૌથી મહત્વની વસ્તુ છે. એટલુંજ નહીં પણ 'નવયુગ' એ અમૂક ચોક્કસ આદર્શોનું માસિક હોવાથી આ વિચારો સુંદર સંગઠનથીજ બળવાન બની શકે. આજે આ વિચારો સો જેટલા માણસો ઉપાડી લે તો વિચાર સો ગણો બળવાન બને છે. એ યાદ રાખવાની જરૂર છે કે 'તણખામાં'થી જ્વાલા પ્રગટશે. આજે ગુજરાતના ગામડે ગામડે એવી પરિસ્થિતિ અસ્તિત્વ ધરાવે છે કે આજે આ વિચારો ફેલાવવામાં આવે તો જાગૃતિની જ્વાલાઓ અનુભવવી આઘી નથી.

પણ તેમ કરવાને માટે ત્હમારે જ તત્પર થવાનું છે. પણ આ સંદેશ અસરકારક રીતે પહોંચાડવાને માટે ત્હમારે સંઘબળની જરૂર છે. આ સંઘબળની સ્થાપનાની શરૂઆત તરીકે ત્હમારા ગામમાં 'નવયુગ'ના વાંચનારાઓ એકત્ર મળે અને 'નવયુગ કલબ' સ્થપાય.

આ કલબને અંગે ઉદ્દામ સાહિત્યની ન્હાની લાયબ્રેરી સ્થાપી શકાય. આ લાયબ્રેરીની સ્થાપનામાં અમો સહાય આપીશું, એટલું જ નહીં પણ આ પુસ્તકોની પસંદગીમાં તેમજ તેને લગતી વસ્તુઓમાં અમો સાથ જરૂર આપશું.

આમ ઉદ્દામ પુસ્તકાલયની સ્થાપના પછી પ્રથમ કાર્ય તો જનતાના જીવનને દોરવાનું છે. દરેક શહેરમાં મધ્યમવર્ગના યુવાનોએ શાળાની ફી ઘટાડવા માટે, પ્રાથમિક કેળવણી ફરજીયાત અને મફત કરવાને માટે તેમજ શિક્ષણને વધુ વ્યાપક અને જનતાના હીતનું બનાવવા માટે યત્ન કરવો જોઇએ. કામદાર અને ખેડુત યુવાનો તેમના મંડળમાં 'નવયુગ' માં આદેશાયેલા વિચારો વ્યાપક બનાવવા માટે યત્ન કરે.

ઉપરાંત આપણા યુવાનોએ જ્ઞાતિના ધોરણ પર યુવકમંડળો સ્થાપવાની પ્રવૃત્તિને નીલાંજલી આપવાની નિરર્થકતા અન્ય યુવકોને સમજાવવી જોઇએ નાતિ-સંસ્થાના અનિષ્ટ આપણે તેમને સમજાવવાં જોઇએ અને ગામવાર કે તાલુકાવાર યુવક મંડળોની સ્થાપના કરવી જોઇએ.

આવાં અનેક કામો આપણે ઉપાડવાં જોઇએ 'નવયુગ કલબ' આવાં અનેક સમાજ ઉપયોગી અને પ્રગતિકારક આંદોલનોમાં ભાગ લઇ શકે.

* * *

ભાઇ વી. એમ. જાણવા માગે છે કે વિધવાઓ હિંદુ ધર્મ અનુસાર લગ્ન કરી શકે કે કેમ?

જવાબમાં જણાવવાનું જે હિંદુ ધર્મ પ્રમાણે તો વિધવાને સ્થાન ન હતું. પણ 'વીડોસ રીમેરેજ એક્ટ' નામના ખાસ કાયદાને આધારે હવે વિધવાઓને હિંદુ કાયદા પ્રમાણે પરણવાની છુટ મળી છે. આ કાયદો અત્યારે હિંદના કાયદાના અવિભાજ્ય અંગ સમો બનાવવામાં આવ્યો છે એટલે હવે હિંદુ વિધવાઓને સીવીલ મેરેજ એક્ટના આશરા નીચે લગ્ન કરવાનું નાપસંદ હોય તો તેઓ હવે આ કાયદાને આધારે લગ્ન કરી શકે છે.

* * *

ભાઇ વી. એલ. જાણવા માગે છે કે

વડોદરામાં છુટાછેડાના કાયદાને આધારે કેવી છુટછાટો અપાય છે?

આ સંબંધી હમોએ હમણાંજ પ્રસિદ્ધ થયેલો છુટાછેડાનો કાયદો અભ્યાસ માટે મંગાવ્યો છે. તે દરમીયાન જો કોઇ વાંચક આ સંબંધી સંપૂર્ણ માહીતી લખી મોકલશે તો ઉપકાર થશે.

* * *

ભાઇ એમ. સી. એમ જાણવા માગે છે કે અમદાવાદના મજૂર મહાજને 'મજુર બેન્ક' કહાડી છે. આવી પ્રવૃત્તિ ઇચ્છવાયોગ્ય છે?

મુડીવાદનો નાશ કરવા મથનાં મંડળો આવી પ્રવૃત્તિ ઉપાડતાં નથી. સિદ્ધાંતની દ્રષ્ટિએ મજુર મંડળોએ પોતાની સમગ્ર શક્તિ વર્ગભાવના ખીલવવા ઉપર જ વાપરવી જોઇએ. આ દ્રષ્ટિએ વિચાર કરીશું તો જણાશે કે મજુર બેંક સ્થાપવામાં શક્તિનો ખોટો વ્યય થઇ રહ્યો છે. પણ કેટલાંક મજુર મંડળો પોતાના કામદારોમાં કરકસરની શક્તિ વધે તેટલા માટે આવી બેંકો સ્થાપે છે પણ મજૂર મંડળોએ યાદ રાખવું જોઇએ કે જો આ બેંકમાં કંઇ પણ પૈસા જમે થશે તો તરત જ માલિકો એ વસ્તુને યાદ રાખીને રોજને વધારવાની માગણીને નકારશે. તેના કરતાં 'પોસ્ટલ સેવિંગ બેંકમાં આવાં ખાતાઓ ખોલવાનું મજૂરોને કહેવાનું વધુ ઠીક છે.

* * *

ભાઇ કે. એલ. કહે છે કે તેમના ગામમાં એક જ મંદીર છે તે પણ વૈષ્ણવોનું. આ મંદીરમાં જુના વિચારવાળાઓ સિવાય ભાગ્યે જ કોઇ જાય છે ત્યારે આ મંદિરમાં અસ્પૃશ્ય સમુદાયને દાખલ કરવાની વસ્તુ તમને નથી લાગતી કે બીન-જરૂરી છે?

આ સવાલનો જવાબ નવયુગમાં પ્રસિદ્ધ થયેલ અન્ય લેખોમાં અપાઇ ગયો છે. એટલે તેની ચર્ચામાં ઉતરવાને બદલે અમે એટલું જ કહીશું કે અછુતોને ભગવાન કરતાં ભાખરીની વધુ જરૂર છે.



# મલાયાની-

મલાયાની માનિની એક નયન છટકાવનારી નાઝનીન હોય છે. એનામાં એક કિસમની ઝલક હોય છે. અજબ તરહના ચમકારા એના મુખડા ઉપર ચમકે છે. તામ્બુલ ચાવીને તે પોતાના બે હોઠને રાતા ચણોઠી જેવા બનાવે છે. મધ્ય બાંધાની, આછાભૂરા રંગની, બેઠા ઘાટની આ રૂપગર્વિતા નારી પોતાના બહુધા ગોળ ચ્હેરાની ખુબસુરતી અને નયનોના પલકારા વડે આદમીને આકર્ષે છે.

ગોળ મુખડું, બેઠું નાક, કાળા કાળા ચમકતા લીસા બાલો અને સાધારણ કમર મલાયન નાઝનીનનાં ખાસ અંગો છે. એની મ્હોટી આંખોમાં એ અજબ શુરમો આંજે છે. અને ચ્હેરા ઉપર તે જે પાઉડર લગાડે છે તે ચોખાના બારીકમાં બારીક આટામાંથી બનાવેલ હોય છે. તમામ કિસમના સુશોભનો, આભુષણોને અંગ ઉપર આકર્ષક રીતે ધારવામાં તે પોતાને ગૌરવશાલિની માને છે. પણ ખાસ કરીને આ નાઝનીન હાથમાં બ્રેસલેટ, પગમાં ઝાંઝર અગર ઝૂમણાં, ગળામાં ચંદનહાર અને આંગળીઓમાં આકર્ષક અંગુઠીઓ પહેરે છે. ત્હેના પાતીલા બદનની આસપાસ વીંટાળવામાં આવતા અનેકરંગી વસ્ત્રોને તેઓ "કાઇલી" તરીકે ઓળખે છે. ઝીણું ફીન ખાબનો અગર રેશમનો એક કબજો જેની ઉપર સુન્હરી ભરતો હોય છે તે ત્હેના સાનાને ભરાવદાર બનાવે છે. ઘણી જ કલામય અને સુન્હરી કારીગીરીની મોજડી પગમાં ઘાલી તે નયનહારક ચાલે ચાલે છે.

લેખકઃ—

ઈમાનમાં આ ઓરતો મુસ્લીમ હોય છે લેકિન, મલાયાની આ નાઝનીનો ઘરની ચાર દિવાલ વચ્ચે નથી રહેતી તેમ જ તેઓ પોતાના ચ્હેરાને પડદાથી ઢાંકીને રસ્તે ભટકતી પણ નથી પણ મુંબાઇમાં ખોજા બાનુ જે અદાથી અને જે રંગથી ચાલે છે તે જ રંગે મલાયાની ઓરતો ચાલે છે. અજાણ્યા લોકોની તીણી નઝરમાંથી બચવા માટે તેઓ 'ઝીણો' પરદો રાખે છે. મલાયાની અંદર આ નાઝનીનો હિંદી ઓરતો કરતાં ઘણી વધારે આઝાદી ભોગવે છે.

**મલાયાની** સ્રીઓ જો કે આર્થિક દ્રષ્ટિએ આઝાદ નથી તો પણ હિંદી સ્રીઓની સરખામણીમાં ખુબ આગળ છે. તેઓ મુસ્લીમ ધર્મ પાળતી હોવાથી છુટાછેડાનો હકક તેમને આપમેળે મળ્યો છે. તેઓનું જાહેર જીવન હજી શુન્ય સમું છે.

# -સ્ત્રીઓ

## શ્રીમતી સલીમા.

ઇરાન, તુર્કસ્તાન અને હિંદમાં તેમજ બીજા ઇસ્લામી દેશોમાં પરિવર્તન થયાં છે. અને ૧,૬૨૭,૧૦૮ મલાયાલોકોને પણ આની અસર થઇ છે. પણ તેઓની સ્ત્રીઓ તો જે દરજ્જામાં રહેતી તેજ દરજ્જામાં આજે રહે છે. સમાજમાં અગર જીવનમાં પોતાની સ્ત્રી આગળ વધે કે નહિ, તે ઉત્કંઠા મલાયાવાસીને હોતી નથી, અને તેથી જ આ આલમની ઓરતની ચળવળમાં મલાયન માનીનીઓનું નામ જણાતું નથી.

કેળવણી તેમને મન એક વિચિત્ર આદર્શ દીસે છે. ૩,૨૫૫ મલાયન લડકીઓ માટે સીર્ફ ૬૭ નિશાળો છે. અને તે પણ કુરાને શરીફના પાઠ માટે જ અત્યાર સુધીમાં ૪૬ લડકીઓએ પ્રણાલિકાભંગ કરીને અંગ્રેજી ભાષાની શાળામાં દાખલ થવાની હિંમત દાખવી છે. અને તેઓ આગળ વધવાની મુરાદ ધરાવે છે.

બ્રિટિશ શાસકો આ લડકીઓને કેળવણી આપવાના સંબંધમાં જુદો જ મત દર્શાવે છે.

સ્ટ્રેઇટ સેટલમેન્ટસમાં અપાતી કેળવણીના સંબંધમાં ત્યાંના ડીરેક્ટરે ૧૯૨૩ ના અહેવાલમાં એવા શબ્દો આલેખ્યા છે કેઃ—

> "મલાયન છોકરીઓની શાળા એક કઠિન પ્રશ્ન થઇ પડ્યો છે. એવું જણાય છે કે શિક્ષણ પામેલી છોકરીઓ પોતાની વિદ્યાનો ઉપયોગ ઇશ્કના પત્રો અને મહોબ્બતની મીઠી ઝબાનના વિષયમાં કરતી રહેશે. માબાપો છોકરીઓને રસ્તા ઉપર એકલી જવા દેવામાં ગભરાય છે. માબાપો પોતાની લડકીઓને રોજ રોજ પોતાની સાથે નિશાળે લઇ જવાનું કામ ઘણું મુશ્કીલ સમજે છે."

**ખાસ કરીને** મલાયાની છોકરી ચૌદ અને વીશ વર્ષની વયે શાદી કરે છે. અને તેમની શાદી કરવાની રીત બીજી ઇસ્લામી પદ્ધતિઓ જેવી હોય છેઃ વરની પસંદગી ઘણું કરીને માબાપો કરે છે



**મલાયાની** સ્ત્રીઓ નૈસર્ગિક સૌંદર્ય માટે મુલ્કમશહુર છે. તેમજ તેમના જીવનમાંથી હિંદી સ્ત્રીઓને સારૂં શીખવાનું સાંપડી શકે તેમ છે. આ દ્રષ્ટિએ આ લેખ અહિં રજુ થાય છે.



વસ્તુ ઘણીવાર લડકી પણ પોતાના ખાનદાનના દિલદાર સાથે શાદીનાં નયન મીંચાવે છે. તેઓ શાદી નહિ કરેલી છોકરીને રસ્તામાં રખડવા દેતા નથી.

મલાયામાં "બહુસ્ત્રી"ઓ પરણવાનો રિવાજ પ્રચલિત છે. જો મર્દ પૈસાદાર હોય તો તે ચાર વખત શાદી કરે છે. ઓરતો પણ એક મર્દ પછી બીજો મર્દ કરી શકે છે. તલાક આપી દેવાનો રિવાજ પણ અહિં છે. કોઇ વાર એક સ્ત્રી એવા મર્દની સાથે શાદી કરે છે કે જે બીજી ત્રણ સ્ત્રીઓને પરણ્યો હોય છે. આ ત્રણ ઓરતો જુદા જુદા ઘરોમાં રહેતી હોય છે

છુટાછેડા પણ સહેલાઇથી મેળવી શકાય છે. જો સ્ત્રી પુરૂષને બનતું ના હોય તો સ્ત્રી એકદમ કાજી (કાદી) પાસે જાય છે અને કાજી પોતાને સરકાર તરફથી મળેલ સત્તા પ્રમાણે ત્હેમને છુટાછેડા આપે છે. જો કાજીનો નિર્ણય વાંધામાં પડયો હોય તો તે મામલો અંગ્રેજ અદાલતમાં જાય છે અને અંતિમ નિર્ણય થાય છે.

પુરૂષ કરતાં સ્ત્રી વધારે સહેલાઇથી છુટાછેડા મેળવી શકે છે. ઘણું કરીને આમ થવાનું કારણ તો પુરૂષની કુટુમ્બને નભાવી નહિ શકવાની શક્તિ જ હોય છે, અગર તો પતિ દારૂડીયો હોય છે. એક પુરૂષ છુટાછેડા એ રીતે પણ લઇ શકે છે કે પત્ની ત્હેને ગમતી નથી.

તલાક અને છુટાછેડા લીધા પછી મલાયન ઓરત મુસ્લીમ કાયદા અનુસાર ૧૦૦ દિવસ સુધી પરણતી નથી. પછી તે પોતાની મરજીમાં આવે ત્હેની સાથે શાદીથી બંધાય છે. આમ તે ૬૦ વર્ષની વય સુધી કરી શકે છે.

આંતરજાતીય લગ્નો અટકાવવામાં આવતાં નથી. પણ જે માણસને મલાયન ઓરતની સાથે શાદી કરવી હોય ત્હેને ઇસ્લામી મઝહબ અંગીકાર કરવાની જરૂર છે. આ પ્રમાણે ઘણા

મલાયાના બજારનું એક દ્રશ્ય.
હિંદ સાથે સામ્યતા નિહાળો.



## મલાયાની સ્ત્રીઓ સૌંદર્યની દૃષ્ટિએ અતિ આકર્ષક હોય છે.



હિન્દીઓ મલાયામાં મુસ્લીમપંથી બન્યા છે. જ્યારે કેટલાયે યુરપીઅનોને મલાયન સ્ત્રીઓ હોય છે. પણ યુરપીઅનોને મુસ્લીમ-પંથ સ્વીકારવાની જરૂરત હોતી નથી.

ગ્રામ્ય પ્રદેશમાં મલાયાની સ્ત્રી પોતાના કિસાન પતિને મદદ કરવા માટે ખેતરની અંદર મદદ કરવા કામ કરે છે. મલાયન સ્ત્રીઓ ખેતર ખેડવાના કામથી માંડીને છેક અનાજને ખળામાં તૈયાર કરવાના કામ સુધીનું તમામ કામ કરે છે. બીજાં વાવણીઓ ઉપર તેઓ હમાલી પણ કરે છે.

મલાયા સંસ્થાનનાં સ્વતંત્ર સંસ્થાન કિલાહની ઉપર દેશી રાજાની સત્તા છે. તેના રાજ્યમાં ઓરતો પોતાના કપડાં હાથે કાંતે છે તેમજ વણે છે. કિલાહ, પરલીસ અને ટ્રેનાગાનું પ્રાન્તોમાં રેંટિયો એક લોકપ્રિય વસ્તુ થઇ પડી છે. દરેકને ત્યાં એક શાળ પણ હોય છે. અને ત્યાં તેઓ દરરોજ કામે લાગે છે. બારીક, દિલ બહેલાવે એવી જાતનું રેશમ પણ તેઓ વણે છે. એક એક શાળ પાંચ કાપલી વણી શકે છે. એક કાપલીમાંથી એક ચણીયો થઇ શકે છે. કેટલીક છોક-રીઓ આવી જાતના ધંધા ઉપર પોતાનો નિર્વાહ કરે છે. પણ ઘણેખરે અંશે કુટુ-મ્બમાં તૈયાર થયેલે માલ કુટુમ્બમાંજ વપરાય છે.

મલાયન સ્ત્રીનો બીજો ધંધો ટોપલી-ઓ ગુંથવાનો છે. દર અઠવાડીએ સેંકડોની સંખ્યામાં ટોપલીઓ એક સ્ત્રી તૈયાર કરે છે. કેટલીક સ્ત્રીઓ દરિયાકાંઠે મચ્છી પકડવા માટે પણ જાય છે. કેટલીક ઘર-કામ કરનારી હોય છે. કેટલીકો યુરપીઅન કુટુમ્બોમાં નર્સ કે નોકરડી તરિકે પણ હોય છે.

રસ, લાલિત્ય, શૃંગાર અને સાહસની વાર્તા પણ મલાયાની માનીનીઓને ગમે છે. આથી તેઓનાં દિમાગ આઝાદ હોય છે. રોમાન્સના રંગો ત્હેમને સ્પર્શ્યા હોય છે. કેટલીક મલાયન લડકીઓ રંગભૂમિ ઉપર નૃત્યકલાનો હિસ્સો પણ રાખવે છે. "અરેબિયન નાઇ-

(વધુ માટે જુઓ પાનું ૮૧.)

છેલ્લાં દસ વર્ષથી યુદ્ધકરણનાં સવાલે આંતરરાષ્ટ્રિય વેપારમાં અડચણો ઉભી કરી છે. પણ આ સવાલે નવેંબરની બાવીસમી તારીખથી નવું સ્વરૂપ ધારણ કર્યું છે. તે દિવસે ગ્રેટબ્રિટન, ફ્રાંસ અને એવાં બીજાં દેવાદાર રાષ્ટ્રોએ પોતાના દેવાના હિસ્સાની રકમ મોકુફ રાખવા તેમ જ તેમાં અંતીમ ઘટાડા માટે અમેરિકાને અરજી કરવાથી પ્રમુખ મીં૦ હુવર અને નવા ચુંટાયેલા પ્રમુખ રૂઝવેલ્ટ આ

ખરીદતી જ્યારે કેટલીક પરદેશીઓને હસ્તક રહેલી અમેરિકન જામીનગીરીઓ ખરીદીને તેનાં નાણાં ડોલરના રૂપમાં ચુકવતી. આ નાણાંનો અમેરિકામાંથી લડાયક સરંજામ ખરીદવામાં ઉપયોગ થતો.

પણ યુનાઇટેડ સ્ટેટ્સના યુદ્ધપ્રવેશ બાદ તુરત જ પ્રમુખ વીલ્સને મિત્રરાજ્યોને છુટથી ધીરધાર કરવાની હિમાયત કરી. એપ્રિલ માસની ચોવીસમી સુધીમાં તો અમેરિકન કોંગ્રેસે પાંચ અબજ ડોલરની લોન કાઢવાની પરવાનગી આપી

# યુદ્ધકરણ—અને યુ

પ્રશ્ન પર ભાવિ અમેરિકનનીતિ ઘડવા માટે એકત્ર મળ્યા હતા.

## કરજનું કારણ

આ કરજનું બીજારોપણ મહાવિગ્રહ વખતે થયું. ૧૯૧૭ ના એપ્રિલની છઠ્ઠી તારીખે યુનાઇટેડ સ્ટેટ્સ યુદ્ધમાં ઉતર્યું તે પહેલાં મિત્રરાજ્યોએ પરસ્પર નાણાંની ધીરધાર કરી હતી જેનો કુલ સરવાળો આઠ અબજ ડોલર થવા જાય છે. આમાંના ૭ અબજ ડોલર તો ગ્રેટબ્રિટને જ ધીર્યાં હતા. પોતાની તટસ્થ સ્થિતિને લીધે યુનાઇટેડ સ્ટેટ્સે કોઇ પણ રાષ્ટ્રને નાણાં ધીર્યાં ન હતાં પણ ખાનગી સંસ્થાઓ જેવી કે બેંક અને વેપારી પેઢીઓ અંગત રીતે નાણાં ધીરતી હતી. આમાંની કેટલીક મિત્રરાજ્યોની લોન

જેમાંથી ત્રણઅબજ ડોલર તો યુનાઇટેડ સ્ટેટ્સના દુશ્મનો વિરૂદ્ધ લડનાર રાષ્ટ્રોને ધીરવાના હતા.

લૉસાં પરિષદ પછી યુરોપના કે અમેરિકા યુદ્ધનાં દેવાંને રદ પર અમેરિકન નીતિમાં યુરોપે યુદ્ધકરણને રદ કરવાની સાફ યુરોપમાં ભારે ખળભળાટ ઉપર અતિશય શ્રમ કરીને આખા સવાલને ચર્ચ્યો છે. ભાષામાં આ આખા સવા-

—અમેરીકા— રદ કરશે ?

સંપાદક:

આમ લોનની પરંપરા વધતી ચાલી જે વિગ્રહ દરમિયાન સાત અબજ ડોલરની થઇ. શાંતિ પછી બીજા ૨૫૦ કરોડ ડોલર અપાયા અને લડાઇને અંગેની રાહત આપવા માટે બીજા ૭૪ કરોડ ડોલર અપાયા. આમ આ લોનનો કુલ સરવાળો ૧૦૨૪ કરોડ ડોલર થાય છે.

આ લોન કંઇ રોકડ રકમમાં આપવામાં આવી ન હતી પણ ફેડરલ રીઝર્વ બેંક સાથે સ્થાપેલ વહેવારમાં આપવામાં કરવામાં સગવડતા મળી હતી. વાસ્તવિક રીતે તો મિત્રરાજ્યોને અપાયેલી થાપણ તો ખુદ યુનાઇટેડ સ્ટેટ્સમાં જ વપરાઇ હતી. મિત્રરાજ્યોએ યુનાઇટેડ સ્ટેટ્સમાંથી ખરીદ કરેલ સામગ્રીની કિંમત ૧૧૮૦ કરોડ ડોલર થવા જાય છે જે તેણે ધીરેલ નાણાં કરતાં પંદર ટકા જેટલી વિશેષ છે. કેટલીક ખરીદાયેલ સામગ્રી જે યુદ્ધ માટે ન હતી તેનો યુદ્ધસામગ્રીમાં સમાવેશ કરવાથી થોડો કલહ ઉત્પન્ન થયો છે. વળી વિગ્રહ

---

# ક્ષ્દ્દંડની ઊંડી ગૂંચ.

મનમાં એવી આશા જન્મી હતી કરશે. પણ મંચુરીયાના પ્રશ્ન સહકાર ન કરવાથી તેમણે ના પાડી છે. આથી સમગ્ર મચી ગયો છે. આ સવાલ લેખકે આંકડાઓ સાથે આ અને જેમ બને તેમ સરળ લને રજુ કર્યો છે.

—તંત્રી.

**—જર્મની—**
**દંડ ન આપે તો**

બી. ટી. આશર.

આવી હતી. આથી મિત્રરાજ્યો ને અમેરિકન માલ ખરીદીને તેના નાણાં પોતાને ખાતે ઉધાર પછીના ઓર્ડરને પણ યુદ્ધસામગ્રીમાં ગણાય તેની સામે વિરોધ બતાવાય છે. વિગ્રહ પછીનાં દેવાં થવાનું કારણ તો એજ છે કે જો વિગ્રહ વખતના ઓર્ડરો રદ કરવામાં આવે તો અમેરિકન ઉદ્યોગોને સખ્ત રીતે સહન કરવું પડે. આથી જ ઓર્ડર અપાયેલ સામગ્રી ખરીદવાના નાણાં ધીરવાનું વધારે યોગ્ય ધારીને જ આ નાણાંની ધીરધાર થઇ હતી. કેટલાક સંજોગોમાં દયાપ્રેરિત કારણો દર્શાવવામાં આવ્યાં હતાં જ્યારે કેટલાકમાં ખેતીની પેદાશના ભાવો ચાલુ રાખવાનાં કારણો અપાયાં હતાં.

### કમીશન નીમાયું

મિત્રરાજ્યોને મળ વહેવારનાં નાણાં નોટ પર આપવામાં આવ્યાં હતાં. વિગ્રહ-

બાદ પોતાનું લેણું ભરપાઇ કરવાને કોંગ્રેસે મહાવિગ્રહ પરદેશી દેવાં કમીશન કાઢયું. આ કમીશન નીમવાને લગતા ૧૯૨૨ ના કાયદાએ આ કરજ પચીસ વર્ષમાં નાણાં ભરપાઇ કરવા અને તે નાણાં પર સાડાચાર ટકા વ્યાજ લેવાની સુચના કરી હતી. તે ક્ષણથી માંડીને આ કરજનો સવાલ આંતરરાષ્ટ્રિય બન્યો. આ કમીશન સાથે ગ્રેટબ્રિટને સૌથી પહેલી ચર્ચા કરતાં આટલી ટુંક મુદત અને વ્યાજના દર સામે વિરોધ બતાવ્યો. આ બંને બાબતો પર કમીશને નમતું મેલ્યું. બ્રિટન પાસે નીકળતા ચાર અબજ ડોલરને સરાસરી ૩.૩ ટકાના વ્યાજે ભરપાઇ કરવાને બાસઠ વર્ષની મુદત અપાઇ. આમ તેને કુલ્લે વ્યાજસહિત ૧૧ અબજ ડોલર આપવાના રહ્યા. ૧૯૨૩ ના ફેબ્રુઆરીમાં કોંગ્રેસે પોતે પસાર કરેલ કાયદામાં છુટછાટ કરીને કમીશનને વિશેષ સત્તા આપી અને એમ કરીને બ્રિટન સાથેના સમાધાનને અનુમતિ આપી. આવી જ રીતે બીજાં વીસ દેવાદાર રાષ્ટ્રો સાથે સમાધાન થયું. દરેક બાબતમાં મુદ્દલ તો પૂર્ણ લેવાનું ઠરાવાયું પણ વ્યાજના દર, આપવાની શક્તિ પર નક્કી થયા. આમ ગ્રેટબ્રિટન, પોલાંડ, ઝેકોસ્લોવેકીઆ અને રૂમાનીઆને ૩.૩ ટકા વ્યાજ ભરવાનું ઠર્યું, ફ્રાંસ પાસેથી ૧.૬૪ ટકા વ્યાજ લેવાનું નક્કી થયું જ્યારે ઇટાલી પાસેથી માત્ર ૦.૪૦૫ ટકા લેવાનો ઠરાવ થયો.

આમ આંતરરાષ્ટ્રિય લેણું જે ૧૦ અબજ ડોલર હતું તે વ્યાજ સાથે મળીને કુલ્લ ૨૨ અબજ ડોલર થવા ગયું. ૧૯૩૨ ના જાન્યુઆરીની પહેલી તારીખ સુધીમાં યુનાઇટેડ સ્ટેટ્સને કુલ્લે વ્યાજ અને મુદ્દલ પેટે ૨૬૦ કરોડ ડોલર મળ્યા. જેમાંના ૭૩ ટકા જેટલા એટલે કે ૧૯૦ કરોડ ડોલર તો ગ્રેટબ્રિટને જ ભર્યા. ફ્રાંસે ૪૮૬૦ લાખ ડોલર ભર્યા જ્યારે ઇટાલીએ ૯૮૦ લાખ ડોલર ભર્યા.

## કરજ કેમ ભરાતું હતું ?

આ કરજ ભરણાનું સમાધાન થયા બાદ ઠેઠ ૧૯૩૧ સુધી મિત્રરાજ્યો પાસેથી કરજ લેવું તે ડહાપણ ભરેલું છે કે કેમ તે પર યુનાઇટેડ સ્ટેટ્સમાં ચર્ચા ચાલી પરદેશી વ્યાપારમાં કુશળ અને અર્થશાસ્ત્રીઓ કહેવા લાગ્યા કે આથી યુનાઇટેડ સ્ટેટ્સના પરદેશી બજારો ઓછાં થશે જ્યારે પરદેશી માલથી યુનાઇટેડ સ્ટેટ્સ ચીકાર થઇ જશે. બીજી અગત્યની ટોળી એમ માનતી કે કરજદારો કરજ ભરી શકશે જ નહિ. પણ યુનાઇટેડ સ્ટેટ્સમાંથી નિકાશ તો પહેલાં જેટલી જ



**રામ્સે મેકડોનાલ્ડ–**
**અમેરીકા સાથે થનાર વાટાઘાટમાં બ્રિટનના મુખ્ય પ્રતિનિધિ તરીકે કામ કરનાર છે.**



## પ્રમુખ હુવર—
યુરોપના યુદ્ધઋણને રદ્દ
કરવાની સાફ ના પાડી છે.

થતી હતી અને કરજદાર રાષ્ટ્રો નિયમસર કરજ ચુકાવતાં હતાં. આથી બંને પક્ષોની ધારણા ખોટી હતી એમ પુરવાર થયું. પણ આ પક્ષ આનો પ્રત્યુત્તર એવી રીતે વાળતા કે આ બધું કરજ તો યુનાઇટેડ સ્ટેટ્સની ખાનગી સંસ્થાઓ પાસેથી લોન લઇને અપાતું હતું અને જો આ લોન અપાતી બંધ પડે તો કરજ પણ અપાતું બંધ થઇ જાય.

મિત્રરાજ્યોએ પોતાના બજેટમાં ઉધાર ખાતે જર્મનીના યુદ્ધદંડની રકમ રાખી હતી જ્યારે જમા ખાતે યુનાઇટેડ સ્ટેટ્સને ભરવાનું કરજ રાખેલ હતું. મિત્રરાજ્યો અને જર્મની વચ્ચે યુદ્ધદંડને અંગે ચર્ચા ચાલી જેના પરિણામે રૂહર પર ચઢાઇ કરવામાં આવી, ડોઝ યોજનાથી રીશ બેંક પર પરદેશી દેખરેખ રખાઇ અને ત્યારપછી યંગયોજના અમલમાં આવી જેમાં રીશ બેંકને સ્થાને બેંક ઓફ ઇન્ટરનેશનલ સેટલમેંટને 'ટ્રાન્સફર એજન્સી' (Transfer agency) તરીકે રાખવામાં આવી. ૧૯૨૧ માં જર્મનીએ 'મિત્રરાજ્યોને ૩૨ અબજ ડોલર આપવાનું નક્કી થયું હતું. ડાઝ અને યંગયોજના તળે ડૉ૦ જાલમાર સ્કાટની ગણત્રી મુજબ તેમને જર્મની પાસેથી ૫૨૦ કરોડ ડોલર મળ્યા હતા.

## ઐતિહાસિક 'મોરેટોરીયમ'

૧૯૩૦ માં ભાવો ગગડી ગયા હોવાને પરિણામે જર્મની આ દંડ નિયમીત ભરી શક્યું નહિ અને આથી મિત્રરાજ્યોના બજેટમાં પણ ખોટ આવવા લાગી. ચારે તરફથી આર્થિક મંદીના સૂરો સંભળાવા લાગ્યા આનું કારણ સરકારી બજેટમાં ખોટ આવતી હતી એ જ ન હોતાં ખાનગી મિલ્કત ધરાવનારાઓ પણ ટકી શકશે કે નહિ તે શંકાને અંગે હતું. બેંકો પોતાનાં નાણાં પરદેશી બેંકો પાસેથી કઢાવતી ગઇ અને આમ બેંકોની સ્થિતિ નબળી પડતી ગઇ. આથી બેંકોની જામીનગીરીઓ બહુ સસ્તા ભાવે મળતી ગઇ. આ વખતે એટલે કે ૧૯૩૧ ના જુન માસમાં પ્રેસિડંટ હુવરે જાહેર કર્યું કે જો મિત્રરાજ્યો પરસ્પર મોરેટોરીઅમ આપે તો યુનાઇટેડ સ્ટેટ્સ તેમને મોરેટોરીયમ આપે. પ્રેઝિડેંટને બીજે દિવસે જ આ સૂચના સ્વીકારી જ્યારે ફ્રાંસે તે બે અઠવાડિયાં બાદ સ્વીકારી. બાકીનાં રાષ્ટ્રો પણ આ બંનેને અનુસર્યાં.

૧૯૩૧ માં યુનાઇટેડ સ્ટેટ્સની કોંગ્રેસ રમળી ત્યારે આ મોરેટોરીયમનો ઠરાવ



ફ્રાંસના માજી વડા પ્રધાન
હેરીઅટ–
યુદ્ધઋણ ઉપર અમેરીકન
આગ્રહતાને લીધે તેનું પ્રધાન-
મંડળ તુટી પડયું હતું.

પસાર થયો પણ આટલા શબ્દો ઉમેરવામ આવ્યા. 'કોઇપણ યુનાઇટેડ સ્ટેટ્સના કરજદારનું આથી કરજ માફ કરવામાં કે ઓછું કરવામાં આવે તે કોંગ્રેસની નીતિ વિરૂધ્ધ છે, અને આ નીતિમાં કદિ પણ ફેરફાર થશે નહિ.'

પ્રેસિડંટ હુવરના મોરેટોરીયમ પછી તુરતજ નવેંબરની ૧૯ મી તારીખે જર્મન સરકારે બેંક ફોર ઇન્ટરનેશનલ સેટલમેંટને અરજ કરી કે યંગયોજના તળે એક ખાસ સલાહકારક કમીટી નીમવી કારણ કે 'અમો એવા મત પર આવ્ય છીએ કે વધારે વખત આ યુધ્ધદંડ આપવાથી અમારી આર્થિક સ્થિતિને સજ્જડ ધક્કો લાગશે.' આથી આ બેંકના બોર્ડે સાત જણની એક કમીટી નીમી અને ૧૯૩૧ ના ડિસેંબરની ૨૩ માએ આ કમીટીએ રિપોર્ટ કર્યો કે 'આવતા વર્ષમાં જર્મની પોતાનો હિસ્સો ભરવા શક્તિમાન બનશે નહિ.' વધુમાં, આ કમીટીએ આ આપત્કાળની ભયંકરતા તરફ મિત્રરાજ્યોનું ધ્યાન ખેંચ્યું અને જણાવ્યું કે જર્મન પરિસ્થિતિ જગતને ભય સમાન છે અને જો તેનું નિરાકરણ મિત્રરાજ્યો નહિ કરે તો આર્થિકમંદી જગત પર ઉતરી આવશે.

આવી જાતની સુચનાઓને અંગે જ ૧૯૩૨ ના જુનની ૧૬ મી તારીખે લોસાં પરિષદ 'બાસ્લે અર્થશાસ્ત્રીઓના રિપોર્ટ પરથી ઉદ્ભવેલ પ્રશ્નો અને જગતની આર્થિકમંદીની આર્થિક અને નાણાં વિષયક મુંઝવણો દૂર કરવા માટે છેલ્લું સમાધાન કરવાને' બોલાવવામાં આવી. જે દિવસે તે બોલાવવામાં આવી તેજ દિવસે આ પરિષદમાં પહેલું તો એ નક્કી થયું કે 'પરિષદમાં ભાગ લેતાં રાજ્યોનું લેણું'' આ વખતે મોકુફ રાખવું. પરિષદ જુલાઇની ૯ મી સુધી ચાલી જેમાં એ નક્કી થયું કે યુદ્ધદંડની રકમ જે ૧૯૨૧ માં ૩૨ અબજ ડોલરની નક્કી થઇ હતી તે આસરે ૭૧૪૦ લાખ ડોલર રાખવી.

અમેરિકામાં જર્મનીને અપાયેલી રાહતથી સંતોષ વ્યાપી રહ્યો પણ બીજે દિવસે અમેરિકાના કરજ બાબત પણ સમાધાનકારક નિકાલ શક્ય તોજ આ શરત રહે તેવું વધારાનું જાહેરનામું આવવાથી તે થોડો મંદ પડયો.

આમ આ જે શરતી ઠરાવ હતો તેનો નિકાલ કરવાને માટે નવેંબરની ૨૨ મીએ હુવર–રૂઝવેલ્ટ મંત્રણા થઇ.

નવેંબરની દશમીએ અમેરિકન સેક્રેટરીએટને બ્રિટન તરફથી જણાવવામાં આવ્યું કે યુદ્ધને લગતા પ્રશ્ન ફરીથી ચર્ચાવા જોઇએ અને જ્યાં સુધી તે ચર્ચાય ત્યાં સુધી કરજ મોકુફ રાખવું જોઇએ. એ જ દિવસે ફ્રાંસ તરફથી પણ એવો ખરીતો મળ્યો કે લોસાં પરિષદમાં ફ્રાંસે જબરો ભોગ આપ્યો હોઇ તેનું કરજ ભરણું મોકુફ રાખવું જોઇએ.

આ ખરીતાઓ મળ્યા કે તુરત જ પ્રમૂખ હુવરે નવા ચુંટાયેલ પ્રમૂખ રૂઝવેલ્ટને તાર કરી આ બાબતમાં મંત્રણા કરવા બોલાવ્યા. તેણે રૂઝવેલ્ટનું ખાસ ધ્યાન ખેંચતાં જણાવ્યું કે બીજાં રાજ્યો પણ આવી અરજીઓ કરનાર છે અને એક રાષ્ટ્ર તો પોતાનો હિસ્સો નવેંબરની ૧૦ મીએ ભરવામાં નિષ્ફળ ગયું છે અને બીજાએ આમ કરવાની નોટીસ આપેલ છે.

તેણે રૂઝવેલ્ટને જણાવ્યું હતું કે કરજદાર રાષ્ટ્રોની માંગણીઓ કોંગ્રેસના ઠરાવની બહાર ગઇ છે અને કોંગ્રેસે કરેલ ઠરાવથી પ્રમુખની સત્તાની હદ બંધાઇ ગઇ છે જેથી તે દેવું મોકુફ રાખી શકે નહિ તેમ જ એવી રીતે વર્તી ન શકે કે જેથી કરજદાર પ્રજાઓને કરજ વધારે ઓછું કરાવવાની આશા રહે. વધુમાં આ ચર્ચા રૂઝવેલ્ટના અમલ સુધી લંબાય પણ ખરી. વધુમાં તેણે કહ્યું કે 'કંઇપણ ફેરફાર તમોને પોતાના નેતા માનનાર કોંગ્રેસના સભ્યો જ કરી શકે' અને આ જાતની પરિષદમાં કોઇપણ ડેમોક્રેટ કોંગ્રેસ સભ્યો તમો ચુંટી કાઢશો તેઓને પરીષદમાં લેવા હું ઘણો રાજી થઇશ.'



આવી જાતના રૂઝવેલ્ટને મળેલ આમંત્રણથી સારા અમેરિકાનું ધ્યાન આ બાબત તરફ ખેંચાયું. આનું કારણ માત્ર તેઓ અમેરિકાના આર્થિક અને રાજકીય લાભોને સંડોવતા પ્રશ્નમાં ભાગ લેવા માંગતા હતા એ જ ન હોતાં આવી જાતની સુચિત પરિષદ પહેલી જ જાતની હતી તે હતું.

આ જાતની બંને પ્રમૂખોની મસલત પછી કંઇ જાહેરનામું બહાર પાડવામાં આવ્યું નહિ પણ બીજે દિવસે એટલે કે ૨૩ મી નવેંબરે પ્રેસિડંટ હુવરે યુધ્ધ-રૂણ અને યુધ્ધદંડ વચ્ચે કંઇ સંબંધ નથી એનો ખ્યાલ આપતા કરજના ઇતિહાસ વિષે સ્ટેટમેંટ બહાર પાડી ૧૯૩૧ ના ડિસેંબરના કોંગ્રેસના ઠરાવથી તેની સત્તાની હદ વિષે ખ્યાલ આપ્યો. તેની

**ભાવિ પ્રમુખ રૂઝવેલ્ટ–**
**તેમના નિર્ણય ઉપર યુરોપના**
**યુધ્ધરૂણ અને યુધ્ધદંડનું**
**ભાવી અવલંબે છે.**

માન્યતા હતી કે કોંગ્રેસના આ ઠરાવથી પોતાનો મત આપવાની તેની જવાબદારી કંઇ ઓછી થતી નથી. તેને લાગ્યું કે રૂણવિરામ માટે કંઇ કારણ ન હતું પણ બીજી બાજુએ તે માનતો હતો કે જગતવ્યાપી આર્થિક મંદીના અંગે દેવાંનો બોજો વધી પડવાથી દરેક દેશ સાથે સ્વતંત્ર રીતે ચર્ચા કરી શકે એવું કમીશન જો કોંગ્રેસ નીમે તો તે ડહાપણભર્યું ગણાશે. પાછળથી તે જ દિવસે રૂઝવેલ્ટે પણ તેવો જ મત ઉચ્ચારતું પોતાનું સ્ટેટમેંટ બહાર પાડયું. પણ કમીશનને બદલે તેણે આ નિશ્ચય સરકારી ખાતું કરે તેવો મત ઉચ્ચાર્યો. નવેંબરની ૨૬ મી એ આ દ્રષ્ટિબિંદુઓ રજુ કરતા કાગળોયાઓ ગ્રેટબ્રિટન અને ફ્રાંસને મોકલાવ્યાઅમેરિકા માટે બે ખુલ્લા માર્ગ છે (૧) કાં તો કરજ પૂરેપૂરૂં લેવા દબાણ કરવું અથવા તો (૨) દેવાદાર પ્રજાઓની માંગણીઓને માન આપી ફરી ચર્ચામાં ઉતરી કરજની રકમ ઓછી કરવી.

જો અમેરિકા પહેલી નીતિ અખત્યાર કરી નાણાંની માંગણી કરે અને કોઇ દેશ તે આપવામાં નિષ્ફળ જાય તો યુધ્ધ સિવાય એક પણ માર્ગ ન રહે અને કરજ વસુલ કરવા માટે યુદ્ધમાં ઉતરવું તે હાંસીપાત્ર છે.

આથી પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે મિત્રરાજ્યો કરજ આપી શકે કે કેમ અને જો તે આપી ન શકે તો તેમની સામે અમેરિકાએ બળજબરી વાપરવી કે નહિં. જો અમેરિકા કરજને માટે માગણી કર્યા જ કરે તો ઇંગ્લેંડ, ફ્રાંસ વિગેરે રાષ્ટ્રો પોતાના દેશમાં કર વધારીને પણ કરજ ભરી શકે. જો દેશોને કરજ ભરવામાં અશક્ત બનાવવામાં આવે તેઓ અમેરિકા તેમજ બકારના દેશો સાથેની વ્યાપારિક અને નાણાંવિષયક સંબંધમાં મુશ્કેલી ઉભી કરે. વધુમાં, એક વખતની અશક્તિનો અર્થ આખું કરજ ભરવાની સાફ ના જેવો થાય. આથી એમ જ અનુમાન પર અવાય, કે થોડાં મોટાં રાષ્ટ્રોને બાદ કરતાં કરજનો એક અગત્યનો ભાગ તો વસુલ ન જ થાય.

આનાથી પણ અગત્યનો પ્રશ્ન તો એ છે કે આ કરજ ભરપાઇ થઇ શકે તેમ હોય પણ તે સ્વીકારવાથી અમેરિકાની આર્થિક નીતિને લાભ છે કે કેમ? જેમ આટલી મોટી રકમ આપવાની કરજદારોને મુશ્કેલી થાય તેવી રીતે આટલી રકમ સ્વીકારવાથી લેણદારોને પણ મુશ્કેલી ઉપજે જ.

વારંવાર એમ કહેવામાં આવ્યું છે કે દેવાદાર રાષ્ટ્રો આ કરજ વસ્તુના રૂપમાં ભરી શકે કારણ કે જે કરજ થયું છે તેનાં અર્ધા ભાગનું સોનું પણ તેઓના હસ્તક ન હોઇ તેઓ સોનાના રૂપમાં તે ભરી શકે નહિ. ૪૫ દેશોની મધ્યસ્થ બેંકોમાં રહેલ સોનાની કિંમત ૧૧ અબજ ડોલરની છે જેમાંથી ૪ અબજ ડોલરનું સોનું એકલા અમેરિકામાં છે. જો અમેરિકા વસ્તુના રૂપમાં કરજ માગે તો એ અર્થ થાય કે તેણે નિકાસ કરતાં આયાત વધારે પ્રમાણમાં કરવી. આથી દેખીતી રીતે જ વ્યાપારિક નીતિમાં અગત્યના ફેરફારો કરવા પડે અને દેશની ઔદ્યોગિક ચળવળને પણ ધકકો પહોંચે. સામાન્ય સંજોગોમાં તો અમેરિકાની આયાત તથા નિકાશ લગભગ સરખી જ હોય છે. આથી અમેરિકન કારખાનાવાળાઓ પર મુશ્કેલી ઉભી થશે એટલુંજ નહિ પણ દેવાદાર

પ્રજાઓને પોતાની શક્તિ કરતાં પણ વિશેષ માલ ઉત્પન્ન કરી નિકાશ કરવી પડશે.

એમ કહેવાયું છે કે ગ્રેટબ્રિટનને અમેરિકામાં વધુ નિકાશ કરવાની જરૂર નહિ રહે. આ કરજ તો પરોક્ષ રીતે ભરાઇ પણ જાય. દાખલા તરીકે બ્રિટન બ્રાઝિલમાં નિકાશ કરે અને આનાં નાણાં અમેરિકા બ્રાઝિલથી જે આયાત કરે છે તેની કિંમતના બદલામાં વપરાય. આ જાતની કરજ ભરપાઇ કરવાની રીત શકય અને સામાન્ય છે તો પણ કરજ તો વસ્તુના રૂપમાં જ આપી શકાય. જે સુચિત થયું છે તેનો અર્થ તો એ જ કે બ્રિટન આ રીતે બ્રાઝિલમાં ઝાઝી નિકાશ કરે તેથી અમેરિકાએ ત્યાં ઓછી નિકાશ કરવી. પણ અમેરિકાએ ઉત્પન્ન બહુ કર્યું છે અને આયાત કરતાં નિકાશ વધારે કરવાનો તેની પાસે પ્રશ્ન છે.

અમેરિકન પ્રજાએ આથી આ સુચના સ્વીકારવાની ના પાડી છે અને કરજનો પૂર્ણ હિસ્સો ભરવાની માંગણી કરતી ખતેજ આ કરજભરણામાં કેટલાંક વિઘ્નો નાખ્યાં છે જે નીચેમુજબ છેઃ–

(૧) બે વખત તેણે આયાત ઓછી કરાવવા માટે જગાતી દિવાલો નાખી છે અને આમ કરીને દેવાંદાર પ્રજાને વધુ મુંઝવણ પહોંચાડી છે. (૨) અમેરિકાથી વધારે માલ નિકાશ કરવાની નીતિ કરજના હપ્તા સ્વીકારવાની સીધી વિરૂદ્ધ છે. (૩) પરદેશની સફર પર મુકાયેલા આકરા અંકુશોને લીધે અમેરિકન સંપત્તિ બહાર જતી અટકે છે. (૪) અમેરિકાની નૌકાનીતિને પરિણામે દેશી વહાંણોને ઘણી જ છુટછાટ હોઇને પરદેશી વહાંણોને બિલ્કુલ લાભ થતો નથી.

અમેરિકામાં એમ સુચના કરવામાં આવી છે કે દેવાંદાર રાષ્ટ્રોને વસ્તુના રૂપમાં કરજ આપવા કરતાં ખાનગી દેવું કરીને નાણાંના રૂપમાં કરજ ભરવું. અલબત્ત આનો અર્થ કંઇ કરજ ભરવું કહેવાય નહિ. વાસ્તવિક રીતે તો કરજ ભરવાને આવી જ રીતે છેલ્લા દશ વર્ષથી ચાલતું આવ્યું છે. પરદેશી મ્યુનિસીપાલીટીઓ અને અંગત ખાતાંઓએ અમેરિકામાં લોન કાઢીને પોતાનાં કરજ ભર્યાં છે. આવી રીતનાં કરજ ભરપાઇ કરવાથી અમેરિકાને ૨૬૦ કરોડ ડોલર મળ્યા છે પણ આમ કરવામાં અમેરિકામાં ૯૬૦ કરોડ ડોલરની લોન કાઢવામાં આવી હતી જે ખાનગી સંસ્થાઓએ અને આસામીઓએ રાખી લીધી હતી.

બીજો મુદ્દો એ મુકવામાં આવે છે કે જો આ દેવાંદાર રાષ્ટ્રો શસ્ત્રાસ્ત્રમાં ઘટાડો કરે તો કરજ ભરવાને તેઓ શક્તિમાન થાય. પણ આ કરજ ભરપાઇ કરવાના અને શસ્ત્રાસ્ત્ર ઘટાડવા વચ્ચે કંઇ સંબંધ નથી. પરદેશી સરકારને કરજ ભરપાઇ કરવા બે ચીજની ખાસ જરૂર છે. (૧) ખર્ચ કરતાં આવક વધારે. પણ પરદેશી લશ્કરોના ઘટાડાથી જે બચત તેઓને રહે તે બચતનું તો ડોલરમાં રૂપાંતર થવું જોઇએ અથવા તો અનુભવીઓના કહેવા મુજબ અમેરિરિકામાં જવા જોઇએ આ માત્ર ત્યારે જ થઇ શકે કે જ્યારે કરજદાર રાષ્ટ્ર લેણદાર રાષ્ટ્રમાં આયાત કરતાં નિકાશ વધારે કરી શકે.

વધુમાં એવી પણ સુચના થઇ છે કે આ યુધ્ધરૂણ પરદેશી બજારોમાં ઇજારો લઇ રદ કરવું. આનો અર્થ તો પરદેશી

રાષ્ટ્રને ઋણમુક્ત કરવાની આશા આપી તેનાં બજારો પોતાને હાથ કરવાં એ થાય. પણ આ કંઇ બહુ સારી સુચના નથી.

ઉપરે, કેટલાક લોકો એવી વાત રજુ કરે છે કે અમેરિકાને નિકાશ કરવાની જરૂર નથી. તેઓ એવું કારણ આપે છે કે ૧૯૨૯ના સારા વખતમાં પણ અમેરિકાએ માત્ર ૧૦ ટકા જેટલી પેદાશની જ નિકાશ કરી હતી અને આટલી નિકાશ પણ ન થાય તો કંઇ બહુ નુકસાન આવે નહિ. આમ કરવાથી અમેરિકાને સ્વબળ પર ઉભું રહે અને જગાતી દિવાલોથી પરદેશી માલ અંદર ન આવી શકે

એ ખરૂં હોય કે માત્ર કુલ પેદાશના દશ ટકાની જ અમેરિકા નિકાશ કરે છે પણ એ ભૂલવું જોઇએ નહિ કે ૧૯૨૯માં તેણે ઘઉંના ૧૭ ટકા, તમાકુના ૩ ટકા, રૂના ૫૦ ટકા, ત્રાંબાના ૪૦ ટકાની નિકાશ કરી હતી. આથી જો નિકાશ સદંતર બંધ કરવામાં આવે તો ત્રીજા ભાગનો ખેતી ઉદ્યોગ નષ્ટ થવા પામે આજની આર્થિક મંદીનું મુખ્ય કારણ તો આ ઉદ્યોગના માલની નિકાશ નથી થતી તે છે. વધુમાં જો આ માલ નિકાશ કરવાની પરવાનગી આપવામાં આવે તો આયાત પર પ્રતિબંધ મૂકવો જોઇએ નહીં.

આમ દેવાદાર રાજ્યો કરતાં અમેરિકા ખુદને જ આ નાણાં પાછાં લેવામાં મુશ્કેલી આવી છે. આનાથી તેના ઉદ્યોગો પર ભારે નુકસાન પહોંચ્યું છે. આથી સવાલ એ થાય છે કે યુરોપ કરજ ભરી શકે કે નહિ પણ અમેરિકા તે લે તો તેને લાભકારક છે કે નહિ. પણ યુરોપે જે મુંઝવણો રજુ કરી છે તે હવે અમેરિકા ધીરે ધીરે સમજતું જાય છે.

पमनी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
**श्रीयुत** [illegible] આનંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



# મલાયાની સ્ત્રીઓ.

(૭૧ મા પાનાનું ચાલુ.)

ટસ" અગર તો હિન્દી લોકકથાઓ તથા પૂરાણો પરથી ઉપજાવેલી કથાઓના નાટકો તૈયાર કરવામાં આવે છે. ઘણેખરે અંશે આ નાટકો મુસ્લીમ હોય છે—એટલે નાટકના વિષય માટે મોગલજમાનો પણ પસંદ કરવામાં આવે છે. મલાયન ગીતો અને ગઝલો ગાઇ મલાયન છોકરીઓ દિલજીત અભિનય કરે છે. મલાયન રંગભૂમિ આપણી ગુજરાતી રંગભૂમિ કરતાં વધારે કલામય દેખાય છે. હિન્દની સંસ્કૃતિને અદ્દલ રીતે તેઓ પોતાના અભિનયદ્વારા સચોટ રીતે દાખવે છે. તે ઉપરાંત મલાયન છોકરીઓ પોતાના રાગ અને રંગમાં આંતરરાષ્ટ્રિય રંગો આણવા મહેનત કરે છે. મીસ રિઓટ જે એક મશહૂર મલાયન નર્તકી અને એક્ટ્રેસ છે તે "રામોના" નામની બોલતી ફીલ્મની અંદર ડોલરે ડોલરીઓ જે ગીત ગાય છે તે ઘણા સુન્દર સૂરે ગાઇ જનતાને છક કરી નાખે છે. એક રાત્રિના ૨૦ ડોલર તેને પગાર મળે છે.

મલાયન દ્વિપકુલ્પના દરેક વિસ્તારમાં અભિનયમાં આગળ આવતી એક્ટ્રેસો તેમજ ગાનારી ગાયિકાઓ જોવામાં આવે છે. તેઓ નૃત્યકલામાં ભારે કલાપટુ હોય છે, તેમના નૃત્યને તેઓ પોતાની ભાષામાં "રૉન્ઝેન્ગ" તરિકે ઓળખે છે. જો કોઇ બ્રિટિશ અમલદાર ત્યાંથી પોતાને વતન રજા ઉપર જાય છે તો તે વેળા ત્હેને આવા પ્રકારના નાચગાનની 'રૉન્ઝેન્ગ"ની પાર્ટી આપવાનો ત્યાં રિવાજ હોય છે. કોઇ ચાઇનીઝ અગર યુરેપિયનને ત્યાં શાદીની મહેફીલ હોય તો તે વેળા પણ નાચગાન કરવામાં આવે છે.

નૃત્યકુલાની અજબ છટા દાખવનારી આ મલાયન નાઝનીનોની જુવાની જોનારને દીવાના બનાવી નાખે છે. એના રૂપને તેઓ ઘણીજ આકર્ષક રીતે સાચવી રાખે છે. પંદરથી પાંત્રીશ વર્ષ સુધી ભરજુવાનીને તેઓ પોતાની કંચુકીમાં ઘણીજ તંગ રીતે સંભાળપૂર્વક સાચવી રાખે છે. સીઆમીઝ કે જાવાનીઝ નાઝનીનની મિસાલ તેઓ જૂદાં જૂદાં વસ્ત્રોપરિધાન નથી કરતી પણ તેઓ પોતાની ફુમાશદાર રેશમની "કાઇલી"વતી લોકોના જીગરને આકર્ષે છે. આસપાસ તબલાંવાળો, બંસી વગાડનાર અને મુખ્ય નાઝનીનની આસપાસ બીજી બે ત્રણ છોકરીઓ જુવાનીને છલકાવતી ઢબે પગનો ઠરસો દાખવે છે અને આમ નાચની શરૂઆત થાય છે. દરેક રાત્રિએ પાંચ કલાક સુધી આ કાર્યક્રમ ચાલે છે.

મલાયાના વડા વઝીરોની, સત્તાધીશોના ઓરતોજેને રાણી તરીકે ઓળખવામાં આવે છે તેઓને ઘરમાં જ રહેવું પડે છે. અત્યારે મલાયન ઓરતોને આનંદનું સાધન માત્ર "સીનેમા" જ છે. સિંગાપોર, કુઆલાલમ્પર, પીનાન્ગ વિગેરે શહેરોમાં હજારો નાઝનીનો સીનેમા જોવા ઉપડે છે. આજકાલ આ સ્ત્રીઓ પોતાના પતિદેવો સાથે પણ બહાર ફરવા નીકળે છે. ખાસ કરીને સીનેમામાં જાય છે,

એકન્દરે મલાયાની માનિનીનું જીવન કુદરતની ઘટામાં ટહુકતાં પંખીઓ જેવું છેઃ પણ આર્થિક રીતે તેઓની ઉપર કાળા પડછાયા પડતા હોઇ તેમની પ્રગતિ રૂંધી નાખે છે.

# પ્રગતિના-



શ્રીમતી વસંત મોનાની. ગયા મે માસમાં તેમણે આંતરકોમી લગ્ન કર્યું હતું અને જેઓ વધુ અભ્યાસ માટે વિલાયત જનાર છે.



શ્રીમતી કનકાવતી અગ્રમલ. તેઓ કુંડલી-રમના ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયાં છે.



મીસીસ બેરારે જોગ્લેકર: મીરતના આગેપી સાથે જેમણે સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન કર્યાં છે.

# -પંથપર



મીસ એફ. એ. કાપડીઆ, એમ. બી. બી. એસ. ની છેલ્લી પરીક્ષા ફર્સ્ટ ક્લાસમાં તેમણે ભારે માન સાથે પસાર કરી છે. તેમને વાઇસરોયનો ગોલ્ડ મેડલ, મેડીકલ વીમેન ફોર ઇન્ડીયા ફંડની સ્કોલર-શીપ મેળવ્યાં છે.



લાહોરમાં મળેલી મહીલા પરિષદના ગુજરાતી ભાત પ્રમુખ, લેડી વિદ્યાગવરી રમણભાઇ

## સમયના પ્રવાહમાં



### મીરત કેસ!

આખરે ૪૬ મહીને મીરત કાવતરાં કેસમાં ન્યાયાધીશ મી૦ યોર્કે ૧૬ મી જાન્યુઆરીએ સજાઓ સંભળાવી દીધી છે. આ સજાઓના સખ્તપણા માટે સમગ્ર દેશભરમાં ભારે ઉહાપોહ જામ્યો છે પ્રત્યેક પ્રજાકીય પત્રે આ સજાઓ ઉપર સખ્ત શબ્દોમાં ટીકા કરી છે એટલું જ નહીં પણ પ્રત્યેક પત્રે ન્યાયાધીશ યોર્કના ચુકાદા સામે નાપસંદગીના સુર ઉચ્ચાર્યા છે. આ ભયંકર શિક્ષાઓ કરવાનો હેતુ ગમે તે હોય પણ એક વસ્તુ તો ચોક્કસ છે કે આવી આકરી શિક્ષાઓથી આ ફેલાતા તત્વજ્ઞાનને પ્રસરતું નહીં જ અટકાવી શકાય પણ એથી ઉલટું પરિણામ આવવા ચોખ્ખો સંભવ છે. આ ચુકાદાથી સામ્યવાદના વિચારો ઉપર શહાદતની ભાવના આરોપણ થવાથી પ્રાણવાન યુવાનોને તે વધુ આકર્ષશે એવું અનુમાન બાંધવાને માટે વ્યાજબી કારણો નથી એમ કોણ નહીં કહી શકે ?

સામ્યવાદ—આ તત્વજ્ઞાનથી સૃષ્ટિના સંપત્તિવાનો થરથરે છે. દેશદેશ સામ્યવાદનું ભૂત તેમને આરામની એક ક્ષણ પણ નથી અનુભવવા દેતું. અમેરિકામાં આ દુષ્ટ સામ્યવાદીઓ (!) હબસી લોકોના આઠ બાળકો માટે સુપ્રિમ કોર્ટનાં બારણાં ખખડાવે છે. ક્ષુધાર્તોનું સંગઠન કરે છે અને પાટનગર વોશીંગ્ટનમાં અમેરિકાની ગરીબાઈ ઉઘાડી પાડે છે. કેટલું ખરાબ! આજે અમેરિકાના કોટ્યાધિપતિ મોરગનો કહે છે કે અમારી પાસે અબજો ડોલર છે. પણ આ ખરાબ સામ્યવાદીઓ કહે છે કે અમેરિકામાં કરોડો વ્યક્તિઓ ભૂખે મરે છે. જાપાનને એક રાતમાં બે હજાર જેટલા સામ્યવાદીઓની ધરપકડ કરવી પડી છે. હેલ્સીંગફોર્થમાં ફીનલાન્ડની ફેસીસ્ટ સરકારે ૭૮ જેટલા સામ્યવાદીઓ ઉપર કેસ ચલાવ્યું છે ત્યારે જર્મનીમાં સામ્યવાદીઓની સભાઓ સામે આકરા અંકુશો મૂકવામાં આવ્યા છે. ઇંગ્લાંડમાં સામ્યવાદી હેનીંગટનને ક્ષુધાર્તોનું સંગઠન કરવા માટે બે વર્ષની સજા કરી છે ત્યારે આયર્લેન્ડની સરકારે આઈરીશ સામ્યવાદી ટોમમેનને આયર્લેન્ડમાંથી દેશપાર કર્યો છે. આમ જગતભરમાં સામ્ય-

વાદ સામે જેહાદ થતી જોઇએ છીએ. આમ વિશ્વવ્યાપી દમનનીતિનું એક માત્ર કારણ એ છે કે દુનીયાનાં પ્રત્યેક સમાજતંત્રના સંચાલકો એમ સારી રીતે માને છે કે જો જગતનો આમવર્ગ સામ્યવાદનું તત્વજ્ઞાન અપનાવે તો જરૂર મુડીવાદનું પ્રભુત્વ કટકા થઇને તુટી પડશે.

સામ્યવાદમાં આવું પ્રચંડ બળ છે કે કેમ તે તો કહી શકાય તેમ નથી પણ અત્યાર સુધીનો અનુભવ શિખવે છે કે જ્યાં જ્યાં જગતમાં દુઃખ અને દર્દ પડયાં છે, જ્યાં જ્યાં વર્ષોથી ભૂખમરાએ અડ્ડો જમાવ્યા છે, જ્યાં જ્યાં ખેડુતો અને કામદારોનાં જીવન કંગાલ બન્યાં છે ત્યાં ત્યાં સામ્યવાદની ફીલસુફી આપમળે ઉત્પન્ન થઇ છે. જગતના કચડાતા સમુદે સામ્યવાદમાં આશાનો એક સંદેશ જોયો છે. તેમણે આ તત્વજ્ઞાનમાં પોતાની મૂક્તિ નીહાળી છે. આથી જ માત્ર અર્ધી સદીમાં દુનીયાના દરેક દેશમાં સામ્યવાદે પોતાનું થાણું સ્થાપ્યું છે.

પણ મુડીવાદ આજે જગત વ્યાપી સામ્યવાદ સામે પ્રચંડ આંદોલનો ઉપાડે છે. ત્યારે સવાલ એ ઉપસ્થિત થાય છે કે વિશ્વવ્યાપી દમનનીતિનાં પોતાનું સંરક્ષણ શોધવાને બદલે તેઓ જગતમાં વ્યાપેલા આર્થિક સંતાપનો નાશ કરવા માટે કેમ તત્પર બનતા નથી? આ દીશામાં અમેરિકામાં બનેલી એક ઘટના અતિ મનનીય છે. વસ્તુ એમ હતી કે ખેડુતોનું પ્રતિનિધિમંડળ પ્રમુખ હુવરને મળવા ગયું હતું. ત્યારે ખેડુત પ્રતિનિધિએ પ્રશ્ન પૂછ્યો હતો કે તેમના ઉત્પાદનના ભાવ ઉતરી ગયા છે, તેમ જ તેમનો માલ હજુ ખેતરમાં જ ખડકાયેલો પડી રહેલો છે. તો સરકાર શું કરનાર છે? આ સવાલનો જવાબ આપતાં પ્રમુખે જણાવ્યું કે તેઓ અમેરિકન અનાજ પરદેશના બજારમાં વેચી શકાય તેવી વ્યવસ્થા કરતા હતા. આ જવાબનો પ્રતિનિધિએ પ્રત્યુત્તર આપતાં જણાવ્યું કે 'શા માટે? ઓ પ્રમુખ, અમેરિકામાં કરોડો જણ સવારના ભાખરી પણ મેળવતા નથી, સેંકડો બાળકો સાંજ પડે અન્નનો કણ પણ મેળવતા નથી તે શા માટે તમે એવી વ્યવસ્થા કરતા નથી કે જેથી અમેરિકન અનાજ અમેરિકન ક્ષુધાર્તોને સાંપડી શકે? તેઓ જ આ અનાજનો ઉપયોગ કરી શકે. (ન્યુ રીપબ્લીક)

ખેડુત પ્રતિનિધિના આ શબ્દોમાં મુડીવાદની અશકિત ખુલ્લી પડી ગઇ છે. આજે કરોડો મણ અનાજ ઉત્પન્ન થાય છે છતાં ૬૦ કરોડ માણસો ભૂખે મરે છે. લાખ્ખો વાર કાપડ ઉત્પન્ન થાય છે છતાં સખ્ત ઠંડીમાં ટાઢથી ધ્રુજનારાઓની સંખ્યા કરોડોના આકડામાં રમે છે. મુડીવાદના સમાજતંત્રમાં આ ઉલંઘી ન શકાય તેવો વિરોધ ઉત્પન્ન થયો છે.

મુડીવાદ આ કોયડાનો ઉકેલ સાધી શક્યો નથી. માનવહીનને ત્રાજવે આ સમાજવ્યવસ્થા નિરર્થક નીવડી છે. સામ્યવાદીઓને શિક્ષા કરવાથી કે જેલ મોકલવાથી એ સામ્યવાદી પ્રવૃત્તિ અટકવાની નથી. ઇતિહાસ શિખવે છે કે અટકી નથી. તેનું જન્મસ્થાન મુડીવાદના આંતરિક વિરોધમાં વસ્યું છે. આથી જ સમાજવાદનું ભાવીમાં ઉત્થાન એ આવતી કાલના સુર્ય સમું અનિવાર્ય જણાય છે. વિશ્વવ્યાપી દમનનીતિ સામ્યવાદના આવતા પુરને અટકાવી શકશે એ માન્યતા ભૂલભરી છે. ઇતિહાસનું તે ઉગતું બળ છે. મીરત કાવતરાં કેસ હિંદમાં સામ્યવાદનું

વિકાસનાં સિમાચિન્હ લેખી શકાય. ભલે ચીરતના આરોપીઓએ દર્શાવેલા માર્ગ સાથે અનેકને વિરોધ હોય છતાં પણ તેમની આદર્શ માટે ખપી જવાની તમન્ના, વર્ષો સુધી જેલ વસવાટની સખ્ત બીક છતાં પણ તેમનું અણનમ ભાવનાબળ, જાલમના ઇતિહાસમાં નોંધાઇ રહેશે એ નિશ્ચિત છે.

## યુવક પરિષદની જરૂર

છેલ્લાં ત્રણ વર્ષથી ગુજરાતની રાજકીય પ્રવૃત્તિ એટલે મહાસભાની પ્રવૃત્તિ થઇ પડી છે. યુવક પરિષદ પણ મહાસભાના એક અંગરૂપ બનતાં તે પણ ગેરકાયદેસર ઠરી છે. પણ જ્યારે આ ચળવળ હવે લગભગ નષ્ટપ્રાય બની બેઠી છે ત્યારે હવે જેલમાંથી પાછા ફરતા યુવાનોને માર્ગદર્શક થઇ પડે તેટલા માટે કંઇક રાજકીય કાર્યક્રમની જરૂર છે આ સંબંધી 'નવયુગ'માં પ્રસિદ્ધ થયેલા 'યુવાનોને આમંત્રણ' વાળા લેખ ઉપર અમે યુવાન વાંચકોનું ધ્યાન ખેંચીએ છીએ. અત્યારે પણ કાયદાની સીમામાં રહીને ઘણું કરી શકાય તેમ છે એ વસ્તુને લક્ષમાં રાખવાની જરૂર છે.

આ માટે અમો સુચવીએ છીએ કે નવો કાર્યક્રમ સુચવવા માટે યુવાનોએ એકત્ર મળીને પ્રથમ તો પરિષદ બોલાવવી જોઇએ. આ પરિષદમાં જનતાનું સંગઠન, શાળાઓમાં તેમ જ મહાવિદ્યાલયોમાં પડતી મુશ્કેલીઓનો ઉકેલ કરવાના અને રાજકીય શિક્ષણ માટે મધ્યસ્થ સંસ્થા સ્થાપવાના મુદ્દા ઉપર ચર્ચા કરવાની જરૂર છે.

આશા છે કે ગુજરાતના યુવાનો સમગ્ર હિંદને આ દીશામાં નેતૃત્વ આપશે એટલું જ નહીં પણ રાજકીય અને સામાજીક અને આર્થિક આઝાદી મેળવવાનો સાચો માર્ગ બતાવશે.

## ખેડુતોની બેહાલ દશા

ગુજરાતના ખેડુતો બેહાલ બની ગયા છે એ તો હવે દરેકના સ્વાનુભવની વાત થઇ પડી છે. આ વર્ષે જમીન મહસુલ લગભગ એક કરોડ રૂપીયા ઓછું આવ્યું છે. એ એક જ વસ્તુ આ પરીસ્થિતિની ગંભિરતા સુચવવા માટે પુરતી છે.

પણ અનાજના ભાવ બેસી જવાનાં બે કારણો છે. પ્રથમ તો અમેરિકા, ઓસ્ટ્રેલીયા, અને યુરોપમાં યાંત્રિક સાધનો વડે ખેતી થતી હોવાથી તેઓ બહુ જ સસ્તાઇથી ધાન્ય નીપજાવી શકે છે. આથી જ જગતના બજારમાં અનાજના ભાવ ઘટયા છે. પણ હિંદમાં તો હજુ પણ પૂર્વકાલીન હળ અને બળદથી ખેતી થતી હોવાથી સસ્તાઇથી ધાન્ય નીપજાવવું અશકય છે. આથી જ જગતના બજારોમાં હિંદી ખેડુત હરીફાઇ કરી શકતો નથી એટલું જ નહીં પણ ઓસ્ટ્રેલીયન ખેડુત આજે હિંદમાં સસ્તા દરે અનાજ ખડકી શકે છે.

બીજું કારણ એ છે કે હિંદમાં કરવેરાનું પ્રમાણ, વ્યાજનો દર અને સામાજીક ખર્ચો એટલાં વિશાળ છે કે ખેડુત જે કંઇ ઉત્પન્ન કરે છે તે સર્વ જમીનદાર અને શાહુકાર સફાચટ કરી નાખે છે.

આમ જ્યાં સુધી આ બન્ને કારણો દૂર થાય નહીં ત્યાં સુધી ખેડુતોની આર્થિક સ્થિતિ સુધારવી અશકય છે.

આથી જ હિંદમાં યંત્રમય ખેતી કરવાની જેમ બને તેમ જલ્દીથી શરૂઆત કરવી જોઇએ. એટલું જ નહીં પણ દેવાં ઉપર તરત જ તેઓએ મોરેટોરીયમ જાહેર કરવું જોઇએ.

## કલામંદિર સામે આક્રમણ

આર્થિક કરકસરના ઓઠાં નીચે ઇલાકાની પુનર્વ્યવસ્થા માટે નીમાયેલી સમિતિના સરનશીન મી૦ થોમસે પોતાના અહેવાલમાં જે. જે. સ્કુલ ઓફ આર્ટને બંધ કરવાને માટે સ્પષ્ટ ભલામણ કરી છે. આ કલાના દુશ્મનો આવી અત્યાઘાતી સુચના માટે દલીલો કરતાં જાહેર કરે છે કે આ સંસ્થાથી સમાજનું કંઇ જ હીત સરતું નથી. તેમ જ તેનો લાભ અખીલ હિંદના વિદ્યાર્થીઓ લેતા હોવાથી મુંબઇ ઇલાકાને માથે આ સંસ્થાનું ખર્ચ નાંખવું તે અન્યાયી છે. તેમ જ આ અહેવાલના લખનારાઓ આખરે સવાલ પુછે છે કે જે ઇલાકાનું આર્થિકતંત્ર નાદારીની સીમા પર પહોંચ્યું હોય તે તંત્રને કલા માટે પૈસા ખર્ચવાનો અધિકાર છે ખરો ?

આ સવાલનો જવાબ આપવા જઇએ તો પ્રજા સામો પ્રશ્ન પુછી શકે કે જે ઇલાકાનું આર્થિકતંત્ર નાદારીની સીમાએ પહોંચ્યું હોય તે તંત્રને ઇલાકાના અધીકારીઓના પગાર પેટે ૪૦૦૦ રૂપીયા ખર્ચવાનો અધિકાર છે ખરો? વસ્તુતઃ કમીટીએ ઉપજાવેલો આખો સવાલ અતિ બાલીશ છે. ખરી વસ્તુ તો એ છે કે કલાના વિકાસ માટે અત્યારે દોઢ લાખ રૂપીયાની જે રકમ ખર્ચાઇ રહી છે તે કમીટીની આંખમાં કણુની માફક ખુંચે છે તેમજ કમીટી કહે છે કે આ સંસ્થા દેશવ્યાપી છે. આ દલીલ સાથે આપણે સંમત થઇએ તો પણ તેનો જવાબ એ છે કે ઇલાકાના સરકારતંત્રે આ મુદ્દા ઉપર મધ્યસ્થ સરકારતંત્રની મદદ માંગવી જોઇએ.

પણ તેમ કરવાને બદલે આ અવળા કરકસરીયાઓએ કલાના એકમાત્ર મંદિર સામે આક્રમણ કર્યું છે. સમગ્ર વિશ્વનાં સુધરેલાં સરકારતંત્રો કલાનાં મંદિરો નિભાવે છે. સંગ્રહસ્થાનો ઉભાં કરે છે અને એ રીતે સંસ્કૃતિને સમૃધ્ધ કરે છે. પણ આપણા ઇલાકાના માજી સ્વદેશમંત્રી માને છે કે કલામંદિરની કંઇ જરૂર નથી! અમો આશા રાખીએ છીએ કે મુંબાઇ સરકાર આ મૂર્ખાઇ ભરેલી સુચના અમલમાં નહીં મુકે.





# સહેલી સુવાવડ

**લેખાંક: બીજો.**

કેટલીક સ્ત્રીઓ પૂછે છે કે "બાળકનાં હાડકાં કઠણ ન થાય અને સુવાવડ સહેલાઇથી થાય તે માટે મારે લાઇમ અને બીજાં મીનરલ સોલ્ટ ઓછાં ખાવાં જોઇએ કે?"

એમ માનવામાં આવતું હતું કે ખોરાકમાં મીનરલ્સ ઓછા કરી નાંખીએ તો બાળકનાં હાડકાં નરમ થાય અને પ્રસવ સરળતાથી થાય. પણ હવે ચોક્કસ વિદિત થઇ ગયું છે કે કુદરત માત્ર બાળકની જ સંભાળ રાખે છે. માતાની તેને પરવા નથી હોતી. માતાના ખોરાકમાં જો પૂરતા પ્રમાણમાં લાઇમ, શીલીકા, ફોસ્ફેટ્સ અને અન્ય દાંત અને હાડકાં બાંધતાં તત્વો ન હોય તો ગર્ભ પોતાની જરૂરીયાત માટે માતાના દાંત અને હાડકાં ઉપર ઝૂંટ ચલાવે છે. વળી કોઇ માતા પોતાનું બાળક માંદલું અને કમજોર થાય એમ ન જ ઇચ્છતી હોય.

એક સવાલ તો લગભગ દરેકે દરેક સગર્ભા પૂછે છે: "સવારમાં ઉબકા અને ઉલટી રોકવા માટે મારે શું કરવું?"

હોજરીની આ બીમારી રોકવા માટે સૌથી સંતોષજનક સૂચનાઓ નીચે પ્રમાણે છે:—

(૧) ધીરે ધીરે ખાવું; ખોરાક બરાબર ચાવવો અને ન સદતી હોય તેવી કોઇ પણ ચીજ ખાવી નહિ.

(૨) રોજ બે વખત સાફ ટટ્ટી જવાય તેમ કરવું. પણ તે માટે રોજ એનીમા લેવાની ટેવ ન પાડવી. આંતરડાના સ્નાયુઓની ચેતનતા ઉપર એનીમાથી ખરાબ અસર થાય છે. અને રોજ લેવામાં આવશે તો Paristaltic સ્નાયુ એટલા નબળા પડી જશે કે ફરી કૃત્રિમ દબાણ સિવાય તે કામ કરશે જ નહિ.

(૩) પેટ ઉપર બરફની કોથળી રાખવી અથવા બરફપાણીમાં નીચોવીને કપડું પેટ

ઉપર મુકવું. સુતાં ન હો ત્યારે ફ્લાલીનનો પાટો પેટ આસપાસ બાંધી રાખવો.

(૪) છેલ્લા ઉપાય તરિકે જરૂર જણાય તો એ ચમચી Milk of magnesia અર્ધા ગ્લાસ ભાંગેલા બરફમાં હલાવીને લઇ લેવું અને પછી થોડી મીનીટ હાલ્યા વિના પડી રહેવું.

છાતી બળે અથવા તો પેટમાંથી ઉડીને ગળામાં આવતી બળતરા માટે ખાધા પહેલાં દસ-પંદર મીનીટ પુર્વે એક નાનો પ્યાલો મલાઇ; એક ચમચી મીઠું તેલ કે એક ગ્લાસ દુધ પી લેવું.

તે ઉપરાંત શરીર બંધારણ માટે સગર્ભાવસ્થાના પહેલા ચાર મહિના કસરત કરવી જોઇએ. નીચા વળવાની, શરીર મરડવાની અને વાંકા વળવાની કસરતો જે પેટના સ્નાયુઓને મજબુત કરે અને સ્થિતિ-સ્થાપક બનાવે તે કરવી જોઇએ. મને ફરી કહેવા દો–મહેનત પડે તેવી અને આખા શરીરને ફાયદો કરે તેવી કસરતો સગર્ભાવસ્થાના પહેલા ચાર મહીના કરવી જોઇએ.

વળી પ્રમાણભૂત વ્યકિતઓએ કહેલી, સ્ત્રીઓને ફાયદાકારક અને શરીરને મજબુત અને ઘાટીલું બનાવતી તેમજ પેટના સ્નાયુઓને પ્રસવ માટે તૈયાર કરતી, કસરત દરેક સ્ત્રીએ કરવી જોઇએ. આ રહી તે કસરત:—

લેખક:
**ચિનુભાઈ ડૉક્ટર**

(૧) ટટાર ઉભા રહી વારાફરતી પેટને અંદર અને ઉપર બને તેટલું ખેંચો અને એ સ્થિતિમાં પાંચ ગણો ત્યાં સુધી રાખો. તે પછી આરામ લો, અને પેટને બને તેટલું નીચે દબાવો, અને પાંચ ગણો ત્યાં સુધી તેમ જ રાખો. આ પ્રમાણે ૫ થી ૧૦ વખત કરો. આમ દિવસમાં ત્રણ-ચાર વખત કરવું. પેટ અદ્દર ઉંચકયા પછી નીચે મુકતાં તમને પરિણામથી આશ્ચર્ય અને આનંદ થશે.

(૨) ૧૦-૨૦ વખત હાથ બને તેટલા ઉંચા કરો. દિવસમાં વારે ઘડીએ એ પ્રમાણે કરવું અને પેટ અંદર ખેંચવું.

(૩) રોજ દિવસમાં કેટલીક વખત વાંદરાની માફક હાથ પગ ઉપર ચાલવાની ટેવ પણ રાખજો. એવી રીતે નીચે નમવું કે તમારા પગ તેમજ હાથ બંને ઉપર 'ઉભેલાં હો' પછી એ સ્થિતિમાં તમારા ઓરડામાં થોડા આંટા મારજો. રોજ એ ત્રણ વાર આમ કરવું, કસરત માટે પૂરતું છે. આથી ગર્ભાવસ્થાનાં થતાં ઘણાં દર્દ અને દુઃખાવા બંધ થઇ જશે.

એ ધ્યાનમાં રાખજો કે ફરી અટકાવ દેખાવો શરૂ થતાં Ovaries ફરી કામ કરવું શરૂ કરે છે. એના લીધે જ Endocrine મજા પ્રમાણ ઉપર આવી જાય છે અને ગર્ભાવસ્થામાં અને પ્રસવ પછીના બાળકને ધવરાવવાના કેટલાક મહીના જ્યાં સુધી Ovaries કામ કરતી

છે. શિક્ષણને નામે વિદ્યાર્થીઓના મગજમાં આત્માની મહાન અભિલાષાઓને અપરિચિત બાબતો ભરવામાં આવે છે.

* * *

ગુજરાતના એક કવિએ 'કલા'ના ૧૪ મા અંકમાં બર્નાર્ડ શોનું સ્વાગત નીચે પ્રમાણે કર્યું છે–

વદ્યા હતા કૃષ્ણ 'વિભૂતિ મ્હારી
દ્રષ્ટે પડે ત્યાં મુજ અંશ પેખજે'
પ્રતિતિ એ સત્યતણી કરાવતો
વિલોકતો વિશ્વ સમગ્ર તું ઉભો.

બર્નાર્ડ શો કૃષ્ણના અંશ છે કે વિભૂતિ છે તે જ સવાલ થઇ પડ્યો છે.

* * *

નવા વર્ષે ભલી લાગણી બતાવવા માટે 'વિરાંગના'એ નીચેનું કાવ્ય પ્રસિદ્ધ કર્યું છે.

નવા વર્ષે, નવા બ્હેની,
નવા લ્હાવા લેજો
* * *
સાસુ, સસરા, દીયરજીને
નવાં ભોજન દેજો.
જેઠાણી દેરાણી, નણંદી,
નવલાં મેણાં સહેજો.
* * *
નવાં પટોળાં પહેરી બ્હેની
મંદીરીયે નિત્ય જજો.

પણ અમો આ બે લાઇન ઉમેરવાની આગ્રહભરી ભલામણ કરીએ છીએ:–

'નવી ઉપાધી ઉભી થાય તો
નવાં છાણીયાં લેજો !'

મીરતના આરોપીઓ વિષે લગભગ બધાં જ પત્રોએ અગ્રલેખો લખ્યા છે. પણ પ્રાસાનુપ્રાસ માટે મુંબઇના એક અગ્રણી છાપાએ પોતાના લેખનું મથાળું નીચે પ્રમાણે બાંધ્યું હતું.

મીરતના મુરતીઆઓ !

(મુંબઇ સમાચાર)

કેમ જાણે જેલ એ સાસરૂં ન હોય ?

* * *

કહેવાય છે કે ખાનસાહેબનું ગુજરાતી વ્યાકરણ વેચાતું મળી શકતું નથી, પણ આથી ગભરાવાની કંઇ જરૂર નથી. કહેવત વિભાગ માટે હવે પૈસા ખરચવાની જરૂર નથી. 'મુંબાઇ સમાચાર'ના. અગ્રલેખનાં મથાળા ઉપર નજર નાખી જશો તો પુરતું થઇ પડશે.

નીચે થોડા નમૂના આપ્યા છે.
સાચને કદી ન લાગે આંચ !

(૨૫-૧-૩૩)

બેંશ ભાગોળે, છાશ છાગોળે અને ઘરે ધમાધમ,

ખાલી ખીસ્સે દોરદમામ.

(૧૧-૧-૩૩)

બાપ મરેંગે ઓર બેલ બોટેંગે.

(૯-૧-૩૩)

બગીયાના બે ભાગ.

(૫-૧-૩૩)

'જય સ્વદેશી'એ પોતાના મુખપૃષ્ઠ ઉપર હરીજન તેમજ બીનહરીજન (આ શબ્દપ્રયોગ મ્હારો પોતાનો છે. સરકાર જેમ મુસ્લીમ અને બીનમુસ્લીમ વિભાગ પાડે છે તેવો જ આ યત્ન છે) બાળકોનો સંયુક્ત ફોટો આપ્યો છે. નીચે લખ્યું છે કે 'આ બાળકોને કોઇ જુદા

પાડી આપશે ?' અમો કહીશું કે કોઇ સનાતની બ્રાહ્મણને ત્યાં જમવા મોકલો એટલે તે જરૂર જુદા પાડી આપશે.

* * *

ગુજરાતમાં છેલ્લા મહીનામાં કેટલાંક પુસ્તકો બહાર પાડવામાં આવ્યાં છે. તેમના મથાળાં જોતાં જણાય છે કે ગુજરાતમાં ચોમેર આગ ફેલાશે.

ધૂમકેતુએ અમદાવાદમાંથી 'તણખા' વેર્યા. છતાં આગ ન લાગી એટલે રાણપુરથી ભાઇ શ્રી. ઝવેરચંદ મેઘાણીએ 'ચિતાના અંગારા ફેંક્યા' એટલે તો ખરેખર સળગ્યું. પરિણામે ચુનીલાલ વર્ધમાન શાહને 'જ્યોત ને જ્વાળા' દેખાયાં, ત્યારે શ્રી. શર્માને 'સળગતો સંસાર' નજરે પડ્યો. અને ત્યાર પછી થોડા જ વખતમાં તેમણે 'ભભુકતી જ્વાળાઓ' પ્રગટી નિકળ્યાની ખબર બહાર પાડી છે. હમો હવે પોકાર પાડી જાહેર કરીએ છીએ કે હવે 'બંબાવાળા'ની જરૂર છે. નહિંતર મોડું થઇ જશે.

* * *

'જય સ્વદેશી'માં એક ભાઇનો અનુભવ અતિ મનરંજક છે. કૌંસ અંદરની ટીકા અમારી છે.

ભાવનગરના એક સેવક લખે છે.'આ જ મ્હને મ્હારા શહેર માટે શરમ આવે છે [બહુ મોડી આવી] ભાવનગર ઉપરથી દંભનો પડદો સરી જાય છે. હું બહુ બ્હાર નીકળતો નથી. [લિખકના જેવા ઘણા ય લોકો ઘરમાં રહેતા જ લાગે છે તેનું જ આ પરિણામ લાગે છે]***

'ગઇ તા. ૧૪ મીની સાંજના કાપડ બજારે ગયો હતો. થોડીવાર હું ત્યાં રોકાયો, ત્યાં દૂરથી ઝાલર, શંખ, ભેરી એવા વાદ્યોના નાદ સાથે કોઇ ટોળાના અસ્પષ્ટ અવાજો સાંભળ્યા. મેં ધાર્યું કે કોઇ બાવાઓની જમાત જતી આવતી હશે. પણ મારી આ માન્યતા ખોટી પડી મારી અજાયબી વચ્ચે મારી નજર આગળ જ ઘાંટા પાડતા પાઘડીવાળા બ્રાહ્મણો, ગોળ ફરતાં ને બૂમો પાડતાં છોકરાં, માથું ને લાકડી હલાવતા સનાતની ગ્રહસ્થોનું એક ટોળું પસાર થયું તેના અવાજોમાં 'ગાંધીનો બહિષ્કાર' એ નાદ પ્રાધાન્ય ભોગવતો હતો, અને 'વાણીયે વટલાવ્યો આખા દેશને' એ ગીત જોરશોરથી ગવાતું હતું.

[હીપ હીપ હુર્રે!! હીપ હીપ હુર્રે!!!]



# સંતતિનિયમન એટલે સારી સંતતિ.

## સ્ત્રીઓ અને સંતતિનિયમન

સંતતિનિયમનની હીલચાલને માટે ઘણાનું એમ માનવું છે કે આ હીલચાલ, સુધરેલા જમાનાની અનેક બદીઓમાંની એક બદી છે. તેમજ આ હીલચાલ વ્યવહારીક કે કુદરતી નથી. કેટલાક વળી આ હીલચાલનાં મુખ્ય કારણ તરીકે સુધરેલી પ્રજાઓની આર્થિક હાડમારીને રજુ કરે છે. પરંતુ સંતતિનિયમનની હીલચાલનો ઉંડો અભ્યાસ કરતાં એમ જણાય છે કે આ હીલચાલ કાંઇ ઓગણીસમી સદીની પેદાશ નથી. તેનાં મુળ બહુ ઉંડાં અને પ્રાચીન છે અને ભૂતકાળમાં પણ આ હીલચાલ એક અથવા બીજા સ્વરૂપમાં ચાલુ જ હતી.

લેખક:—
ડૉ. અમૃતલાલ હ. પટેલ.
પી. પી. એચ. (લંડન.)

સ્ત્રીજાતિની સ્વતંત્રતાની લડતનું મુખ્ય અંગ તો સંતતિનિયમનની ચળવળ છે તેમ સમાજશાસ્ત્રીઓ માને છે. દુનિયાના દરેક યુગની અને દરેક દેશની સ્ત્રીઓની કુદરતી મનોદશા અતિશય પ્રજોત્પત્તિની સખત વિરૂદ્ધ છે. કેટલાક માણસો એમ માને છે કે સ્ત્રીઓની આવી મનોદશા તે હાલની આર્થિક હાડમારીનું પરિણામ છે અને ઉપલક દૃષ્ટિએ જોનારને આ માન્યતા સત્ય લાગે છે. પરંતુ સ્ત્રીજાતિની સ્વતંત્રતાનો આખો ઇતિહાસ આપણે નિષ્પક્ષપાતપણે વાંચીએ તો આપણને ખાત્રી થશે કે આર્થિક હાડમારી તે તો આ લડતનું એક ગૌણ અંગ છે જ્યારે ખરૂં કારણ તો સ્ત્રીઓની સ્વતંત્ર બનવાની અને મર્યાદિત સંખ્યામાં બાળકો ઉત્પન્ન કરવાની કુદરતી ઇચ્છા છે. જગતના સુધરેલા તેમજ જંગલી દેશોમાં પણ સ્ત્રીઓની આ બે પ્રબળ ઇચ્છાઓ એક અથવા બીજી રીતે સ્પષ્ટ દેખાઇ આવે છે.

માતૃત્વના અનુભવથી સ્ત્રીઓ એટલું ચોક્કસ સમજી શકી છે કે મર્યાદિત સંખ્યામાં સંતાનોત્પત્તિ તેમના સંસારીક તેમજ શારીરિક સુખમાં વધારો કરે છે અને તેમના જીવનના આદર્શોને ઉંચ્ચ બનાવે છે અને તેમના માતૃત્વના આદર્શને કેળવે છે. અમર્યાદિત સંતાનો-

ત્પત્તિ તેમની જીંદગી દુઃખમય અને નિરાશા ભરેલી બનાવે છે અને તેગ્ન દરેક આદર્શોને અધોગતિએ પહોંચાડે છે લગભગ દરેક જમાનાની અને દરેક કક્ષાની સ્ત્રીઓનો આ જ જાતનો અનુભવ હોવાથી તેઓ હંમેશાં કુદરતી રીતે જ થોડાં બાળકો ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે છે અને જ્યારે પુરૂષજાતિ તેમની મરજી વિરૂદ્ધ તેમને વધારે સંતાનોની માતા બનાવે છે ત્યારે સ્ત્રીઓ આ જુલમ વિરૂધ્ધ લડત ચલાવે છે અને પુરૂષજાતિની આ જોહુકમી તોડી પાડવા તેઓ અનેક ઉપાયો શોધી કાઢે છે. આનાં સીધાં પરિણામરૂપે જગતમાં સંતતિત્યાગ, ગર્ભપાત અને બાળહત્યા ઉત્પન્ન થયેલ છે. અને આધુનીક જમાનામાં નુતન માલ્થુસ સિદ્ધાંત ઉપર રચાયલા સંતતિનિયમનની હીલચાલ પણ આ વસ્તુસ્થિતિનાં પરિણામરૂપે જ છે.

સ્ત્રીજાતિ જ્યારે આ સઘળા ઉપાયોમાંથી એક પણ ઉપાયનો આશરો લેવા-પુરૂષજાતિની જાહાંગીરીને લીધે-અશકિતમાન બને છે ત્યારે જ લાચારીએ તે ફરજીયાન માતૃત્વને આધીન થાય છે.

પ્રાચીન ગ્રીસના આલિશાન અને સુંદર મકાનોમાં રહેવાવાળી રસીક ગ્રીક યુવતી અથવા ચીન દેશની નીરતેજ ઝુંપડીઓમાં રહેવાવાળી ગરીબ અબળા, આફ્રિકાના જંગલોમાં વસતી અજ્ઞાન સીદણ અથવા ભારતના મહેલોમાં વસવાવાળી આર્યલલના, આ દરેક સ્ત્રીઓએ, જ્યારે જ્યારે અતિશય પ્રજાવૃદ્ધિ, તેમની સ્વતંત્રતાની લડતની આડે આવેલ છે ત્યારે ત્યારે તેની વિરૂદ્ધ તેમણે ગંભીર યુદ્ધ મચાવેલ છે. જો કે આ યુદ્ધમાં તેમને ભૂતકાળમાં-પુરૂષજાતિની જબરજસ્તીને લીધે બહુ ફત્તેહ નથી મળી છતાં એટલું તો ચોકસ જણાય છે કે અનેક વખત તેમનો પરાજય થવા છતાં તેમણે આ યુદ્ધમાં બલિદાન આપવા પાછી પાની નથી કરી અને તેનું ફળ પ્રાચીન કાળની સ્ત્રીઓ ભોગવવા ભાગ્યશાળી નથી બની છતાં તેનો લાભ આધુનિક જમાનાની સ્ત્રીજાતિને ચોકસ રીતે મળતો જાય છે.

ઐચ્છિક માતૃત્વના આદર્શ વિરૂદ્ધ પુરૂષજાતિ હંમેશાં યત્ન કરતી રહી છે. સ્ત્રીઓના આ આદર્શને દાબી દેવા પુરૂષજાતિએ ધર્મ, કાયદો અને પુરૂષવર્ગના જાહેરમતનો ઉપયોગ સારી રીતે કર્યો છે. આમ હોવા છતાં આ હીલચાલ સતત રીતે આગળ વધતી રહી છે. પાપ, નર્ક અને સામાજીક બહિષ્કારનો ભય પણ સ્ત્રીઓને આ હીલચાલ આગળ ધપાવવામાં રોકી શકેલ નથી.

પ્રાચીનકાળમાં વિજ્ઞાનની પ્રગતિ નહિ હોવાથી સંતતિનિયમનના ઉપાય તરીકે તે જમાનાની સ્ત્રીઓને ગર્ભપાત, બાળહત્યા અથવા બાળત્યાગનો આશરો લેવો પડયો હશે. આધુનિક જમાનાની સ્ત્રી આવા જંગલી અને પાપમય ઉપાયોનો ઉપયોગ નહિ કરતાં નવિન માલ્થુસ સિદ્ધાંત અનુસાર વિજ્ઞાનની મદદથી ઉત્પન્ન થયેલાં કૃત્રીમ સાધનનો ઉપયોગ કરે છે. સંતતિ-નિયમનના આ નવિન ઉપાયોથી આ હીલચાલ નિર્દોષ, નીતિમય અને ઉચ્ચ આદર્શવાળી બની છે. કાયદાનો તેમ જ નીતિનો બાધ તેમાં આવી શકતો નથી. અત્રે જણાવવું જરૂરી છે કે જંગલી પ્રજાઓમાં સંતતિનિયમનના કોઇ પણ ઉપાયને પાપમય ગણવામાં આવતો હતો નહિ. અને પુરૂષજાતિ સ્ત્રીઓના સંતતિનિયમનના કાર્યમાં જરા પણ દખલ કરતી હતી નહિ.

ગ્રીસ અને રોમનો પ્રાચિન ઇતિહાસ જોતાં આપણને જણાય છે કે તે દેશના વિદ્વાન નેતાઓ સંતતિનિયમનના ઉપાય તરીકે બાળહત્યાને એક યોગ્ય ઉપાય તરીકે ગણતા હતા. નિર્બળ અને રોગગ્રસ્ત બાળકોનો નાશ કરવા માટે ગ્રીસ દેશમાં આવાં બાળકોને જંગલ અને પર્વતોમાં ત્યાગી દેવામાં આવતાં તે બહુ જાણીતી વાત છે. ગ્રીસના મહાન તત્વવેત્તા એરીસ્ટોટલની એવી માન્યતા હતી કે દરેક દંપતિને મર્યાદિત સંખ્યામાં જ બાળકો ઉત્પન્ન કરવા દેવાનો હક્ક રાજ્યનો છે. એરીસ્ટોટલનો આ વિષે નીચે મુજબ અભિપ્રાય છે:-

"વધારે સંખ્યામાં ઉત્પન્ન થતાં બાળકોનો ત્યાગ કરવાની વિરૂધ્ધ જો રાજ્યનો કાયદો હોય તો રાજ્ય તરફથી–દરેક દંપતિએ કેટલી સંખ્યામાં બાળકો ઉત્પન્ન કરવાં તે નક્કી થવું જોઇએ અને જો કોઇ દંપતિને નક્કી કર્યા કરતાં વધારે સંતાન ઉત્પન્ન થવાનો સંભવ હોય તો ગર્ભના બાળકના શરીરમાં જીવાત્મા અને લાગણીઓનો પ્રવેશ થાય તે અગાઉ ગર્ભનો નાશ કરવા ઉપાયો કરવા જોઇએ. ગરીબાઇ અને તેને અંગે ઉત્પન્ન થતા પરિણામોને રોકવા માટે પ્રજાવૃદ્ધિ અમુક સંખ્યાથી વધવી જ ન જોઇએ."

ચીનદેશમાં અતિશય ગરીબાઇના કારણસર ગર્ભપાત, બાળહત્યા અને બાળત્યાગ બહુજ પ્રચલીત છે. કેળવાયેલા ચીનાઓ જો કે આ રીવાજોની વિરૂદ્ધ છે છતાં તેઓ તથા ચીનના અમલદારો પણ આ પ્રથાને સહન કરી લ્યે છે અને આવા ગુનાઓ સામે આંખમિંચામણા કરે છે.

તુર્કસ્તાન દેશમાં દરેક ગરીબ અથવા તવંગર દંપતિને બે કે ત્રણ બાળક ઉત્પન્ન થાય તે પછી સંતાનવૃદ્ધિ રોકવા માટે ગર્ભપાતનો આશરો લેવામાં આવતો હતો.

જર્મન દેશમાં બાળહત્યા કરવા માટે સખતમાં સખત સજા ફરમાવવામાં આવતી હતી અને એક ધર્મચુસ્ત રાજાએ તો લગભગ વીસ હજાર સ્ત્રીઓને દેહાંત દંડની સજા બાળહત્યા માટે કરી હતી છતાં તે દેશમાં બાળહત્યાની પ્રથા મંદ નહોતી પડી.

અત્યારના જમાનામાં પણ ગર્ભપાત, બાળહત્યા અને બાળત્યાગને માટે દરેક દેશમાં સખતમાં સખત સજા હોવા છતાં આ ગુનાઓ ચાલુ થયે જાય છે. પરંતુ જે દેશોમાં સંતતિનિયમનનું આધુનિક વૈજ્ઞાનિક જ્ઞાન ફેલાતું જાય છે ત્યાં આ ગુનાઓની સંખ્યા બહુ ઓછી થતી જાય છે.

ઉપર વર્ણન કરેલા ઐતિહાસીક દાખલાઓ અને અવતરણો વાંચવાથી આપણને એવી ખાત્રી થશે કે સ્ત્રીજાતિ અતિશય અને ફરજીયાત સંતાનવૃધ્ધિ વિરૂદ્ધ જમાનાઓથી વિરોધ કરતી આવી છે અને તેમના આ કુદરતી અને સ્વભાવજન્ય વિરોધને શમાવવા માટે સમાજ પાસે ફક્ત બે માર્ગ ખુલ્લા છે. પહેલો માર્ગ એ છે કે સ્ત્રીજાતિના આ વિરોધને દાબી દેવા માટે, અગાઉના પુરૂષો જેમ કરતા આવ્યાં છે તેમ સ્ત્રીજાતિને ગુલામી દશામાં ચાલુ રાખવી અને તેમનો ઉપયોગ સંતાનોત્પાદક યંત્ર તરીકે કર્યે જવો અને જો તેઓ તેની વિરૂદ્ધ વર્તન કરે તો, પુરૂષોએ રચેલા, ધર્મ, નીતિ અને કાયદાના પુસ્તકોનું શરણ લઇ તેમને સજા કરવી. પરંતુ આ માર્ગ નેવાનાં પાણી મોભે ચઢાવવા જેવો છે અને તેમાં પુરૂષજાતિને કદાપિ ફત્તેહ મળશે નહિ.

બીજો માર્ગ એ છે કે દરેક સ્ત્રીને તેની ઇચ્છા મુજબ મર્યાદિત સંખ્યામાં બાળકો ઉત્પન્ન કરવા દેવાનો તેનો કુદરતી અને વ્યાજબી હક્ક માન્ય રાખવો અને તે હક્ક પ્રાપ્ત કરવા માટે તેને સંતતિનિયમનનું વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવા છુટ આપવી એટલું જ નહિ પણ તેને માટે દરેક પ્રકારની સગવડ કરી આપવી

મુદ્રક અને પ્રકાશક : રા. રા. ગોવિંદલાલ દલાભાઇ ભટ્ટ, 'એડવોકેટ ઓફ ઇન્ડીયા પ્રેસ' ૯, બેંક હાઉસ લેન, કોટ, મુંબઇ.

મહાત્મા ગાંધીજી–જેઓ યરો-
ડાની જેલમાં વસીને પણ
આંદોલનોને દોરી રહ્યા છે.



સ્પૃશ્યો પણ મંદીરપ્રવેશના હક્ક માટે કંઇ ઉત્સાહ બતાવતા નથી. આ વસ્તુનો હિંદી સરકારે પણ પોતાના નિવેદનમાં નિર્દેપ કર્યો છે એટલે જ જે વસ્તુ મેળવવા માટે–જે આદર્શ જલ્દીથી પ્રાપ્ત કરવા માટે જ્યારે અસ્પૃશ્યો જ આતુર ન જણાતા હોય ત્યારે આ આંદોલનો ઉપર ગંભીર વિચાર કરવાની આપણી ફરજ નથી?

[૨]

**મં**દીરપ્રવેશના હક્ક ઉપર અસ્પૃશ્યતાનું નિવારણ અવલંબે છે એ માન્યતા સાચી છે? મ્હને તો નથી લાગતી. કારણ કે મંદીરપ્રવેશના હક્ક મળવાથી ઢેડને કે ચમારને અન્ય જણ અડકશે એવી એક પણ ખાત્રી નથી. અસ્પૃશ્યતા ઉત્પન્ન થવાનું એક માત્ર કારણ મેલું ઉપાડવાનો તેમનો ધંધો છે. જ્યાં સુધી તેઓ આ ધંધો ચાલુ રાખશે ત્યાં સુધી હિંદમાંથી અસ્પૃશ્યતા નાબુદ થાય એવો જરા પણ સંભવ ક્ષીતીજમાં દેખાતો નથી.

સાથે જ આપણે સવાલ કરી શકીએ કે મંદીરમાં દર્શન કરવાથી અછુતોને શું વિશિષ્ઠ લાભ થવાનો હતો? અમો તો નિરિશ્વરવાદી હોવાથી ભગવાનનું અસ્તિત્વ સ્વિકારતા જ નથી છતાં દલીલને ખાતર પ્રભુનું અસ્તિત્વ સ્વિકારીએ તો પણ મંદીરપ્રવેશથી અમને કંઇ લાભ દેખાતો નથી. જો ભગવાન ખરેખર અસ્તિત્વ ધરાવતો હોય તો પણ તેની પ્રતિમાનાં દર્શન કરવા આવનાર તરફ જ તે ખૂશ થાય એમ માની શકાય તેમ નથી. તેમ જ હમણાં જ જગદ્‌ગુરૂ તરીકે પોતાને ગણાવતા શ્રી કૃષ્ણમૂર્તિએ મુંબાઇ આગળ જાહેર ભાષણ આપતાં મંદીરદર્શનની બીનજરૂરીઆત ઉપર ખાસ ભાર મૂકયો હતો, એટલું જ નહીં પણ હિંદુ ધર્મના પરમ સિદ્ધાંતવાદી મનાતા શ્રી સ્વામી વિવેકાનંદથી માંડીને કેટલાંય જણે મંદીરની બીનજરૂરીઆત ઉપર કડક ટીકાઓ કરી છે. તો પછી જે વસ્તુ શિક્ષિત હિંદુઓ અનિચ્છનીય ગણે છે–જેનો હિંદુ સમાજનો મ્હોટો વર્ગ લાભ પણ લેતો નથી તે વસ્તુ–મંદીરદર્શન–શી રીતે અછુતોને લાભકારી નીવડશે તે એક કોયડો છે.

પણ આટલેથી ન અટકતાં મંદીરપ્રવેશની બાબતમાં અછુતોને અપમાન કરવા સમુ કાર્ય તો એ છે કે તેમને અમુક હદ

સુધી જ આવવા દેવાની ચર્ચા ચાલે છે. અત્યારે પણ ડાકોરમાં રણછોડરાયનાં દર્શન અછુતોને ગોમતીના કિનારાથી, એટલે લગભગ બે ફર્લાંગ દૂરથી કરવા પડે છે, આવી અપમાનજનક સીમાઓ સ્થાપવાથી અછુતોનું શું હીત સધાવાનું હતું ?

મંદીરપ્રવેશને માટે એમ કહેવામાં આવે છે કે આથી લોક પરસ્પર સમાગમમાં આવશે અને આથી અસ્પૃશ્યતા ધીમે ધીમે ભૂલાઇ જશે ! પણ જો પરસ્પર સમાગમ અને સહવાસ એ જ એક આશય હોય તો અછુતોનાં બાળકોને શાળામાં સાથે બેસાડવાં જોઇએ, અછુતોના યુવાનોને અન્ય ધંધામાં જવાની તક સાંપડવી જોઇએ અને સ્થળે સ્થળે એકત્ર સમારંભ કરવા જોઇએ. એજ સાચો માર્ગ છે ! મંદીરપ્રવેશથી પરસ્પર સમાગમમાં આવે અને અસ્પૃશ્યતા ઓસરી જાય એમ માનવું એ માત્ર આકાશમાં ફુલ ઉગશે એવું માન્યા બરાબર છે.

[ 3 ]

**સાથે** જ 'મહાત્માશ્રી'એ મંદીરપ્રવેશના હકને માટે વડી ધારાસભાનો આશ્રય શોધ્યો છે. જે સરકારતંત્રને જડમૂળથી ઉખેડીનાંખવા માટે આજથી બે વર્ષ પહેલાં જેમણે દાંડીકૂચ આરંભી હતી તેઓ જ આજે આ જ સરકારતંત્રના વડા લોર્ડ વીલીંગ્ડનને આ ધારાને સંમતી આપવાની આગ્રહભરી અરજ કરે છે. 'વિદેશી સરકારે રચેલી ધારાસભાઓ હિંદનું કોઇ પણ પ્રકારનું હીત સાધી શકે તેમ નથી' એમ પોકારનાર મહાત્માશ્રી આજે આ જ ધારાસભાનો આશ્રય લે છે. એટલું જ નહીં પણ વડી ધારાસભાનો બહિષ્કાર પોકારનાર અને તેમાં ચુંટાવા ઉભી થનારી વ્યક્તિઓને દેશદ્રોહીનું બિરૂદ આપનાર આ સજ્જન રંગાઆયર અને સુબ્રામન્યમ જેવા સભાસદોને બીલ ઉપર સુચનાઓ પાઠવે છે એટલું જ નહીં પણ પોતાનો ઐતિહાસિક ઉપવાસ પણ મુલતવી રાખે છે.

આમ મંદીરપ્રવેશની બાબતમાં મહાત્માજીની ગુલાંટ અતી મ્હોટી છે. તેમના આ એક જ કૃત્યે 'ધારાસભાના બહિષ્કાર'ના પ્રોગ્રામનું સત્વ હણી લીધું છે. આ એક જ વસ્તુએ તેમના આખા કાર્યક્રમને કાતીલ ફટકો લગાવ્યો છે. કારણ કે ધારાસભા દ્વારા જનતાનું કંઇક પણ હીત શકય છે એ આ ઉપરથી આપમેળે સાબીત થાય છે.

પણ મ્હારી તો ખાત્રી છે કે જે કરૂણ પરિણામ આપણા સામાજીક સુધારાના સુંદર બીલ શારદાએકટનું આવ્યું છે તેવું જ પરિણામ આ બન્ને ધારાઓનું આવે તો અમો નવાઇ પામીશું

**અછુતોના આગેવાન-ડૉ. આંબેડકર-તેઓ મંદીર પ્રવેશની બાબતને મહત્વની ગણતા નથી.**





### શ્રી. રંગાઆયર-જેમનું મંદીર-પ્રવેશને લગતું બીલ વડી-ધારાસભામાં રજુ થનાર છે.

નહીં. અત્યારે લગભગ ચાર વર્ષથી શારદા-એક્ટ અમલમાં આવ્યો છે છતાં ભાગ્યેજ બાળલગ્નો ઉપર જરાયે અંકુશ પડયો છે. આવું જ પરિણામ આ મંદીરપ્રવેશનો હક્ક આપતા ધારાનું આવે તો કોઇને નવાઇ નહીં થાય.

અત્યારે તો અતી અજાયબીની એક વસ્તુ તો એ છે કે શારદાએક્ટના પરિણામનો આપણને ઠીક ઠીક અનુભવ હોવા છતાં પણ શા માટે મહાત્માજી રંગાઆયરના આ ધારા ઉપર આટલું મહત્વ મૂકે છે? અમારે મન તો આ એક મ્હોટી સમસ્યા જ છે. એટલું જ નહીં પણ દરેક વિચારવંત પુરૂષ કબુલ કરશે કે બાળલગ્ન પ્રતિબંધક ધારો જો સફળ ન થઇ શક્યો તો પછી રંગાઆયરનો આ ધારો સફળ થાય એવો સંભવ બહુ ઓછો છે.

[ ૪ ]

આ ઉપરાંત એક બીજી વસ્તુ પણ લક્ષમાં રાખવાની જરૂરી છે. શારદા-એક્ટ માટે તો સમાજના વિશાળ સમુદાયની સારી સંમતી હતી. કેટલાય વર્ષોથી આપણી સામાજીક સંસ્થાઓએ આ વિષે ખૂબ ચળવળ ચલાવી હતી. પણ અસ્પૃશ્યતા નિવારણની બાબતમાં તો આ આંધળા સનાતનીઓ એક સામટા સામા પડયા છે. આ પ્રત્યાઘાતીઓ વાઇસરોય પર તાર પર તાર કરતા જાય છે. જાણે કે ઇશ્વર તેમને સ્વર્ગ આપી દેનાર ન હોય! આ લાગણીશૂન્ય સ્વાર્થાન્ધો આઠ કરોડ શરીરનો જન્મસિધ્ધ હક્ક આપવા માટે પણ તત્પર નથી! આ નરરાક્ષસ સમા સનાતનીઓ શાસ્ત્રને નામે હજુ પણ એકજ કક્કો ઘુંટયા કરે છે. છતાં પણ તેમનું સંખ્યાબળ સારૂં હોવાથી તેમના વિરોધની અવગણના કરવી જરાયે શકય નથી.

દક્ષિણ અને ઉત્તરના સનાતનીઓએ આ જરૂરી સુધારા સામે ભારે ઘોંઘાટ મચાવ્યો છે. પણ જે ઢબે અસ્પૃશ્યતા નિવારણનું કામ ઉપાડવામાં આવ્યું છે તે ઢબમાં સનાતનીઓનો વિરોધ સ્વાભાવિક છે. અમને હજુ પણ સમજ નથી પડતી કે શા માટે મંદીરપ્રવેશના અર્થશૂન્ય હક્ક ઉપર સનાતનીઓ સાથે ગાંધીજી જીભાજોડી કરે છે? અછુતોના આર્થિક ઉત્કર્ષ અને ઉત્થાનનો કાર્યક્રમ જો અમલમાં મૂકવામાં આવ્યો હોત તો સનાતનીઓનો વિરોધી સૂર ઉઠત કે કેમ તે પણ શંકાભરેલું છે. સનાતનીઓ અને તેમના સનાતન ઇશ્વરને એક બાજુએ રાખવાની જરૂર હતી.

તેમ ન કરવામાં મહાત્માજીએ દેશમાં નાહકના પક્ષો ઉભા કર્યા છે એટલું જ નહીં પણ સનાતનીઓને સામ્રાજ્યવાદની સોડમાં મોકલી આપ્યા છે. આમ સામ્રાજ્યવાદની એક રીતે આલેખીએ તો સેવા કરી છે.

[૫]

ત્યારે આ આંદોલનો ઉપર એક ઉડતી નજર નાખીએ તો પણ ખાત્રી થાય છે કે તેની ભૂમિકા ખોટા પાયા પર રચાયેલી છે. તેમ જ આખી અસ્પૃશ્ય કોમને આ મુદ્દા માટે જરાય ઉત્સાહ નથી. એટલું જ નહીં પણ ધારાસભામાં કદાચ આ બીલ પસાર થઇ જાય તો પણ અસ્પૃશ્યતા આ દેશમાંથી ખસી જાય એવો સંભવ અતી અલ્પ છે.

આ સંજોગોમાં સૌથી સારી વસ્તુ તો આ અસ્પૃશ્યતાના નિવારણના ધતિંગને સંકેલી લઇને કંઇક નક્કર રાજકીય કાર્યક્રમમાં આપણી શકિતઓ ખરચવાની છે. આથી કોઇ એમ કલ્પના ના કરે કે અસ્પૃશ્યતા નિવારણની ધગશમાં અમો બીજા કરતાં એક અણુભાર પણ ઓછા છીએ! અમો આ સામાજીક કલંકને ધોઇ નાખવા માટે આતુર છીએ. પણ અમો માનીએ છીએ કે આઠ કરોડ લોકોને મંદીરપ્રવેશ કરતાં પણ સારૂં જીવન, શિક્ષણ, વધુ પગાર અને સરખી તક વધુ જરૂરની છે.

આથી તેમના આર્થિક ઉત્થાનમાં તેમજ તેમના આર્થિક સંગઠનમાં અમારૂં આખું બળ તેમની પડખે ખડકવા તૈયાર છીએ. અમારી ખાત્રી છે કે એ જ માર્ગે તેઓની મૂક્તિ છે.

આથી જ અમારા અસ્પૃશ્ય બાંધવોને આદેશ છે કે તેઓ શ્રમજીવી છે એમ પહેલાં સમજે, તેમની મહેનત ઉપર મુડીવાદીઓ જીવે છે એ જાણે અને આ મહેનતના બદલામાં વધુમાં વધુ રોજી મેળવવાની માંગણી કરે.

**આ માગણી તેઓ કોમ તરીકે નહીં પણ મજૂર તરીકે કરે.** જ્યાં જ્યાં તેઓ મજૂરી કરતા હોય ત્યાં અન્ય મજુર બંધુઓના સાથમાં આર્થિક લાભ માટે મજુરસંઘો સ્થાપે, સંગઠનો કરે અને જો માલિક સમુદાય તેમની આ વ્યાજબી માગણીઓ આપવાની ના પાડે તો હડતાલનું આયુધ અજમાવે.

આ બીરાદરોએ યાદ રાખવું જોઇએ કે સનાતનીઓ ત્હમારા સાચા શત્રુ નથી. ત્હમારા પ્રાથમીક હકકની આડે આવનારા, ત્હમારા જીવનને ગરીબાઇની ઉંડી ખીણમાં ધકેલી દેનારા સમાજના સંપત્તિવાનો છે. તેઓ ત્હમારા સાચા શત્રુ છે. જ્યાં સુધી ત્હમે ત્હમારા શ્રમ ઉપર રાચતી આ સંપત્તિવાનોની ન્હાનકડી ટોળીને ઉથલાવી પાડશો નહીં ત્યાં સુધી ત્હમારી ગરીબાઇ જનાર નથી, અને જ્યાં સુધી ગરીબાઇ જનાર નથી ત્યાં સુધી અસ્પૃશ્યતા ટળનાર નથી, અસ્પૃશ્યતાનાં કલંકને દૂર કરવાનો આ એક જ માર્ગ છે.



# ગાંધીજીની

## વાંકીચુંકી ચાણકયનીતિ

એક વસ્તુને ફેરવી ફેરવીને, તેના પર લાગણીની શેતરંજ પાથરીને, શબ્દાર્થની એકીબેકી રમીને, અને છટકબારીઓ ઉભી કરીને ખરી સ્થિતિથી ઉલટું જ ચિત્ર ખડું કરવાની કલામાં મહાત્મા ગાંધીની જોડી જડે તેમ નથી. જ્યારે જયારે એમને પોતાની કોઇપણ પ્રવૃતિની નિષ્ફળતા સમજાય છે, ત્યારે ત્યારે તેઓ પોતાની જ અયોગ્ય અને અવળમાર્ગી કાર્યપધ્ધતિનો દોષ સ્વીકારવાને બદલે બીજાને બારણે બધી જવાબદારી મુકતા આવ્યા છે. ૧૯૨૨ માં ચૌરીચૌરાના રમખાણ માટે આખી પ્રજાને અપરાધી ઠરાવી એમણે રાષ્ટ્રિય મહાસભાની લડત પર પાણી ફેરવ્યું ત્યારથી માંડી ૧૯૩૩ માં સનાતનીઓના આંધળા તરંગો ઉપર અંત્યજોના મંદીરપ્રવેશના અધિકારને મહાત્માજીએ વહેતો મુકયો ત્યાં સુધીના સમયમાં એમણે અનેકવાર રાજકીય અને સામાજીક લડતોને ફેરવી તોળવાના અખતરા કર્યા છે. એવા પ્રત્યેક પ્રયોગમાં તેઓ પ્રજાને સીધી કે આડકતરી રીતે નાલાયકીની પાઘડી પહેરાવ્યા વીના રહ્યા નથી. પણ એ અજબ કલાનો સૌથી ચાલાકીભર્યો અખતરો તો એમણે જાનેવારી માસમાં સત્યાગ્રહીઓની ફરજ વિષે એક નિવેદન બહાર પાડીને કર્યો છે. એમાં એમણે વાણીનો વીપર્યય, દલીલોની ઉથલપાથલ, સુચનની સોદાગરી, અને અર્થની

જયારે જયારે રાજકીય ચળવ: ત્યારે ત્યારે કાર્યક્રમમાં રહેલી તેનો સર્વ દોષ અન્યના શિર સ્વભાવજન્ય નિર્બળતા છે. થોડે કે ઘણે અંશે હોય છે. નિર્બળતાનો સ્વીકાર કરી કૃત્યોને વ્યાજબી મનાવવા એમની આત્મકથામાંથી લેખકે અહીં એકત્ર ઉપરથી જણાય છે કે વર્તનમાં સંજોગો કુદકા

પડા- બાજી એવી અં જમ મુ- બીથી ક- રેલ છે કે જે કદાચ એ સીધા સંત પુરૂષની વાંકી- ચુંકી ચાણકય- નીતિમ અપ્ર- તીમ પ્રકરણ ત- રીકે અમર રહી જશે.

લેખક:—

* * *

## પાછલી કારકીર્દી

પરંતુ મહાત્મા ગાંધીની એ અદ્રીતીય શક્તિનું અનીષ્ટપણું એટલું જ છે કે તેને રાષ્ટ્રોન્નતિનાં કાર્યોમાં યોજવાને બદલે ગાંધીજી દેશની અધોગતી કરનાર ચળવળોમાં રોકે છે. મહાત્માજીએ જોરશોરથી શરૂ કરેલી અને પાછળથી પડતી મુકેલી અનેક મામુલી તેમજ મોટી લડતોનો અત્યાર સુધીનો

# ગુલાંટો

ળમાં જુસ્સાનો ઓટ આવ્યો છે. ભૂલ સ્વીકારવાને બદલે તેઓ 'પર ઢોળી દે છે. માનવની એ દરેક વ્યક્તિમાં આ નિર્બળતા પણ મહાત્માજીએ તો આ લેવાને બદલે તેમના સર્વ યત્ન કર્યો છે. આથી જ આ પ્રસંગો વીણી વીણીને કર્યા છે. આ પ્રસંગો ગાંધીજીએ વિચાર અને પ્રમાણે કેટલા માર્યા છે!

નુક- શાન- કારક સરવા- લો એ વાતની સાક્ષી પુરે છે.

'મકરકેતુ'

ઘણામાંથી થોડા જ દાખલા લઇએ:

(૧) ૧૯૨૧ માં સરકારને ચોકળ દમદાટી આપવા માટે એમણે નાકર અને સત્યાગ્રહની લડતનો પડકાર કર્યો, તેનો જવાબ આપવા પ્રજાએ તૈયારી કરી કે તુરતજ પોતાની ગણત્રી બહાર મામલો જાય છે એમ જણાતાં ગાંધીજીએ બધી બાજી સંકેલી લીધી. પરિણામે પ્રજા દશ વર્ષ પછાત પડી. લોકોએ જે કંપ ભોગો આપ્યા તે મહાત્માજીના ફરી બેસવાથી એળે ગયા.

(૨) એ પછી જેલ સીધાવી મુક્ત થયા પછી ગાંધીજીએ તમામ રાજકીય પ્રવૃત્તિઓને રૂખસદ આપી અને આખી રાષ્ટ્રિય મહાસભાને 'સુત્રમતાધીકાર' દ્વારા એક પ્રકારના ચરખામંડળમાં ફેરવી નાખી

(૩) આ ચરખાપ્રચાર નિષ્ફળ નિવડયો છતાં તેમણે તેની પાછળ દર સાલ દેશના લાખો રૂપીઆની બરબાદી કરે રાખી, પણ ૧૯૨૭ની સાલથી એ ચરખાતૂતને યે ગૌણ બનાવી તેમણે દેશી કાપડની મીલોની વકીલાત શરૂ કરી.

(૪) ૧૯૨૪ ની આસપાસ ગાંધીજીએ ક્ષેત્રસંન્યાસ શરૂ કર્યો અને અંત્યજોધ્ધાર, આશ્રમસુધારણા, બ્રહ્મચર્યપ્રચાર, આરોગ્યજ્ઞાન, આત્મશુદ્ધિ વગેરે પ્રવૃત્તિઓ પર પોતાની શકિત કેન્દ્રીત કરી અને પ્રજાને પણ એ નીરૂપયોગી વિષયોમાં વાળવા પ્રયાસ કર્યો.

(૫) ૧૯૨૭ ની સાલથી એમણે જોયું કે પ્રજા તો રાજકીય કાર્યક્રમ માગે છે અને જવાહરલાલ નેહરૂ તેમજ સુભાષ બોઝની સરદારી નીચે 'સંપૂર્ણ' સ્વતંત્રતા અને 'સમાજ-

વાદની ચળવળમાં દોરાય રહી છે, એટલે ફરી એકવાર દેશની ખરી રાજકીય ચળવળ ઉપર લગામ મુકવા એમણે ક્ષેત્રસંન્યાસનો ત્યાગ કર્યો અને મદ્રાસની મહાસભામાં ઝુકાવ્યું. એ વખતે એમણે પુનઃ રાજકારણમાં ભળવાનાં પોતાનાં પગલાંને વાજબી ઠરાવવા સારૂ એમ જાહેર કર્યું કે મને જ્યારે જ્યારે અંતઃકરણ અને ઇશ્વરનો અવાઝ એમ સંભળાય કે દેશને યોગ્ય માર્ગે દોરવાની મારી ફરજ છે ત્યારે ત્યારે મારે કર્મયોગ કરવો જ જોઇએ. પોતે જ પ્રજાને દોરવાને લાયક છે એમ કહી મહાત્માજીએ મદ્રાસમાં સંપૂર્ણ સ્વતંત્રતાના ઠરાવનો વિરોધ કર્યો (કારણ કે બ્રીટનની મૈત્રીમાં તેમને અડગ શ્રધ્ધા હતી અને હજુએ છે.) પરંતુ બહુમતીએ તો સંપૂર્ણ સ્વતંત્રતાનો જ ઠરાવ કર્યો એટલે બાપુજી રીસાઇને મહાસભાની બેઠક અધુરી મુકી અમદાવાદ સીધાવી ગયા. એ પછી તો એમણે સંપૂર્ણ સ્વતંત્રતાવાદીઓ સામે 'નવજીવન' અને 'યંગ ઇન્ડીઆ'માં વર્ષભર પ્રચારકાર્ય કર્યું અને કલકત્તાની મહાસભામાં ફરી એકવાર રાજકીય જાગૃતિને ઝાડુ મારવા પ્રયાસ કર્યો.

(૬) હીંદમાં સહુ કોઇ જાણતું હતું કે બ્રીટીશ મુત્સદીઓ હીંદને કેનેડા, ઓસ્ટ્રેલીઆ અને દક્ષીણ આફ્રીકા જેવો સાંસ્થાનીક દરજ્જો આપે તેમ નથી જ. એમ છતાં ગાંધીજીએ કલકત્તાની મહાસભામાં ભાતભાતની ચાણકયબાજી ખેલીને રાજકીય લડત એક વર્ષ તહકુબ રખાવી અને વળી પાછું એક વર્ષ સુધી તેમણે સંપૂર્ણ સ્વતંત્રતાવાદી દેશબન્ધુઓ સામે આકરૂં પ્રચારકાર્ય કર્યું.

(૭) પણ જેલમાં નીપજેલાં જતીનદાસનાં અવસાનથી દેશમાં વાતાવરણ ખૂબ ગરમ બન્યું, જવાહરલાલની સરદારી નીચે સંપૂર્ણ સ્વતંત્રતાવાદીઓનો સંઘ મજબુત બન્યો અને ગાંધીજી ઉપર વ્યવસ્થીત લડત ઉપાડવાનું સામુદાયીક દબાણ થવા લાગ્યું, એટલે મહાત્માજીએ હીંસાપરાયણ ત્રાસવાદીઓનો પ્રશ્ન ઉભો કરી, યુરોપીઅનોનાં છુટાંછવાયાં ખૂનો માટે મહાસભાને અને આખી પ્રજાને જવાબદાર ઠરાવવાનો વિચિત્ર પ્રયોગ આદર્યો. સંપૂર્ણ સ્વતંત્રતાવાદીઓ અને 'નોજવાનો'ને ચુપ કરવા માટે તેમણે નામદાર વાઇસરોયને દીલ્હી—બોમ્બ—ઘટનામાંથી બચી જવા માટે અભીનંદન આપનારો અને ત્રાસવાદીઓ સામે અણુગમો બતાવનારો ઠરાવ સ્વતંત્રતાના ઠરાવમાં મૂખ્ય અંગ તરીકે ભેળવીને લાહોરની મહાસભામાં રજુ કર્યો. એમ કરવામાં તેમની દલીલ એમ હતી કે કોઇપણ એક હીન્દીના અપકૃત્ય માટે આખી પ્રજાએ શરમાવું જોઇએ અને પ્રાયશ્ચિત કરવું જોઇએ. ઠરાવ પેશ કરતી વેળા તેમણે સ્વતંત્રતાવાદી નવજુવાનોને ચેલેન્જ ફેંકી કે કાં તો તમે ખુલ્લી રીતે

હીંસાની હીમાયત કરો અને નહીં તો આ આખા યે ઠરાવનો સ્વીકાર કરો.

(૮) લાહોરની મહાસભામાં ગાંધીજીએ જવાહરલાલને પ્રમુખ બનાવી સ્વતંત્રતાવાદી પક્ષની ઝુંબેશનું બળ હરી લીધું અને પોતે લડતની સરમુખત્યારી મેળવી. એ પછી પણ બે મહીના તેઓ ચુપ બેસી રહ્યા અને 'પ્રજા તૈયાર નથી' એમ જાહેર કરી રાજકીય જાગૃતિ અવરોધવા ખૂબ મહેનત કરી.

(૯) છેવટે ૧૯૩૦ ના ફેબ્રુઆરી મહીનામાં તેમને લડતનો નિશ્ચય કરવો પડયો. પણ એમાં યે તેમણે અધેલીની કીંમતનું મીઠું બનાવવાનો કાર્યક્રમ આપી પ્રજાની શકિતઓ મહીનાઓ સુધી નમાલી લડતમાં બરબાદ કરી અને સરકારને આવા નકામા કાર્યક્રમના બહાના નીચે તમામ રાજકીય ચળવળ દાબી દેનારાં પગલાં ભરવાની સગવડ કરી આપી.

(૧૦) દાંડીને કીનારેથી સંપૂર્ણ સ્વતંત્રતા લીધા વીના પાછા નહીં ફરવાની અને દરીયામાં પોતાનો દેહ તરતો મુકવાની જાહેરાતો કરીને આખરે એમણે અગીઆર મુદ્દામાં સ્વતંત્રતાનો સમાવેશ કર્યો, અગીઆરમાંથી ચાર મુદ્દા પર અને ચારમાંથી છેવટે બે મુદ્દા ઉપર 'સ્વતંત્રતાના સાર'ને મુકી દીધો. અન્તે પ્રજાને 'તમને ઠીક લાગે તેમ લડજો' એમ કહી પોતે જેલમાં સીધાવવાનું પસંદ કર્યું. "હું પકડાઉં તો" એમ વારંવાર બોલીને છેવટે જેલમાં જતી વેળા કંઇ જ કાર્યક્રમ પ્રજાને આપ્યો નહી.

(૧૧) એ પછી લોર્ડ અરવીન સાથેનું સમાધાન આવ્યું. આમાં પણ ગાંધીજીએ મહાસભાની તમામ માગણીઓ જતી કરી વાઇસરોયને ચરણે તાબેદારી નોંધાવી. આથી મહાસભાની મામુલી લડતને ય જબ્બર ફટકો પડયો, અને સરકારના હાથ મજબુત બન્યા. પરાજયને માથે વિજયના વાઘા પહેરાવી ગાંધીજીએ આ સંધીથી પ્રજાને મોટા ભ્રમમાં નાંખી દીધી.

(૧૨) હીન્દુ-મુસ્લીમ એકતા નહીં સ્થપાય તો પોતે લંડન પરીષદમાં નહીં જાય એમ રોજ રોજ જાહેર કરીને, નજર સામે પોતાની જ અવળી નીતિથી ઉભા થએલા કોમી ઝઘડા જોવા છતાં, તેઓ લંડન સીધાવી ગયા. ત્યાં જઇને તેમણે જુદાં જુદાં જાહેર તેમજ ખાનગી ભાષણોમાં એવી ફરતી વાતો કરી અને મહાસભા તરફથી એટલી મોટી મુફલીસી બતાવી કે બ્રીટનના મુત્સદ્દીઓ મહાત્માજીનું પોકળ સમજી ગયા.

(૧૩) ગોળમેજી પરીષદમાં ગાંધીજીએ સલામતીઓનો સિધ્ધાંત તરીકે સ્વીકાર કર્યો. ઉપરાંત લઘુમતીઓનું સમાધાન માથે વહોરી જગત સમક્ષ પોતાની અને હીન્દી પ્રજાની નાલાયકીનું પ્રદર્શન સમાધાનની અશકયતા વાટે કર્યું. બ્રીટીશ માલને પસંદગી આપવાની જાહેરાત કરી

તેમણે હીન્દની "ઉદાર ભાવી મૈત્રી"ની સાબીતી આપી! અને હીંદને આંતરીક બળવા શમાવવા અને બહારના હુમલા સામે દેશને રક્ષવા બ્રીટીશ લશ્કરની જરૂર છે એમ જાહેર કરી સ્વરાજ્ય માટેની નાલાયકીનો નમુનો આપ્યો.

(૧૪) પુના પેક્ટથી હીન્દુ કોમને વિભક્ત કરવાનો ગાંધીજીએ મેકડોનલ્ડના કોમી ચુકાદા કરતાં યે ભયંકર પ્રયોગ કર્યો અને વળી પ્રાથમીક ચુંટણીનાં તૂતદ્વારા અંત્યજોના અલગ મતાધિકારને પ્રમાણપત્ર આપ્યું.

(૧૫) પ્રજાનું ધ્યાન અસ્પૃશ્યતા નિવારણમાં પરોવી એમણે સ સવીનય કાનુનભંગની લડતની નિષ્ફળતા વિસરાવી દીધી અને સમુદાયને નાની એવી સામાજીક પ્રશ્નોમાં રોકી રાજકીય લડત પર અંધાર પછેડો નાખ્યો.

(૧૬) મંદીરપ્રવેશ ઉપર ચીકકટ રીતે વળગી રહીને ગાંધીજીએ હવે હીન્દુ–હીન્દુમાં અને હીન્દુ–અંત્યજ વચ્ચે કાયમી વીખવાદ ઉભો કર્યો છે. આથી રાષ્ટ્રિય મહાસભાના દળમાં પણ તડાં પડી ગયાં છે. મંદીરપ્રવેશની ગાંધીજીની લડતે તો નવો કોમીવાદ નીપજાવ્યો છે.

(૧૭) એ મંદીરપ્રવેશ અને અંત્યજોધ્ધારની બાબતમાં પણ ગાંધીજીએ ઉેસ્લી ધડીએ બાજી ઉથલાવી છે અને સનાતનીઓ સાથે સનાતની પ્રેરણે જ સમાધાન કરી, મંદીરપ્રવેશ માટે સવર્ણો અને અવર્ણોના જુદાજુદા કલાકો રાખી, અંત્યજોના પ્રવેશ પછી મંદીરની શુધ્ધી કરવાની રીતનો સ્વીકાર કરી, અસ્પૃસ્યતાને પ્રમાણપત્ર આપ્યું છે.

આ રીતે મહાત્માજીની ચાણક્યનીતિ પ્રજાને પઠાન પાડવામાં, બ્રીટીશ મુત્સદ્દીઓને જોઇતી સ્થિતિ ઉભી કરવામાં, સામ્રાજ્યવાદને સીધી અગર આડકતરી રીતે મદદ કરવામાં અને રાષ્ટ્રહિતોને ડુબાવવામાં સફળ નિવડી છે.

* * *

## જેલમાંથી બહાર આવવાનો આખરી દાવ

હવે ગાંધીજીએ સત્યાગ્રહીઓને ઉદ્દેશી બહાર પાડેલા કાબેલ નિવેદનનું અવલોકન કરીએ:

અહીં પ્રથમ પગલે એક વાત સમજી લેવી આવશ્યક છે, ને તે એ કે મહાત્મા ગાંધી સ્વભાવે સમાધાનવાદી છે. બ્રીટીશ સામ્રાજ્યના તેઓ મોટામાં મોટા મિત્ર છે અને બ્રીટીશ સંબંધમાં તેમને અખુટ વિશ્વાસ છે પણ ઘણી વાર પ્રજાકીય દબાણ નીચે અને ખાસ કરીને પોતાનું નેતૃત્વ અભંગ જાળવવા તેમને ઉદ્દામ રાજકીય ચળવળનો દેખાવ કરવો પડે છે. આ દેખાવ કરવા જતાં તેમને બ્રીટીશ સરકારની ખફગી વહોરવી પડે છે. પણ સરકાર તેમને જેલમાં મોકલીને તેમની સમાધાનવૃતીને સતેજ કરે છે. આની અસર નીચે મહાત્માજી મહાસભા તેમજ પ્રજાના

ભેગોનો જરાયે ખ્યાલ કર્યા વીના તાબે દારીનું તહનામું નોંધાવે છે. પણ સમાધાન અને તાબેદારીની આ તાલાવેલીને કોઇ મહાન કાર્ય રૂપે પ્રજાની નજરમાં મુકવી જોઇએ. અથવા તો એ તાબેદારીને બીજા કોઇ બીનઉપયોગી કામના કૃત્રીમ કોલાહલમાં પ્રજાની નજર સામેથી વેગળી રાખવી જોઇએ, નહીંતર મહાત્માજીની મહત્તા ઓસરી જાય, એટલે તેઓ ઉપવાસ, અંત્યજોધ્ધાર, અસ્પૃશ્યતાનિવારણ, શાસ્ત્રાર્થ, મંદીરપ્રવેશ વગેરે મુદ્દાઓ ખડા કરે છે. પ્રજાની શક્તિ આ નિરર્થક બાબતોમાં યોજાય તેથી ગાંધીજીને એમ કહેવાને કારણ મળે કે પ્રજા પોતે જ સત્યાગ્રહ કરવા માગતી નથી, એટલે મારે પોતાને પણ એકલા અસ્પૃશ્યતા નીવારણ પર ધ્યાન આપ્યા વીના અન્ય માર્ગ નથી—આવી સ્થિતિ ઉભી કરીને ગાંધીજી જેલમાંથી બહાર આવવા અને શાસનસુધારામાં સહકાર આપવા મથી રહ્યા છે. પોતાને ખુલ્લી રીતે સામુદાયીક સત્યાગ્રહ સંકેલી લેવાની ફરજ ન પડે અને સરકાર સાનમાં સમજી જઇને મુક્તી આપે એવી તરકીબ ગાંધીજીએ છેલ્લા છ મહીનાથી અજમાવવી શરૂ કરી છે. વડા પ્રધાન સાથેના પત્રવહેવાર, ઉપવાસોની ધમકી, મંદીરપ્રવેશની મ્હોકાણ વગેરે ઘટનાઓ એ તરકીબના 'ચોપદારો' તરીકે મોજુદ છે. પણ સર સેમ્યુઅલ હોર એમ સ્હેલાઇથી સમજે એવો અમલદાર નથી. એને તો મહાત્મા ગાંધી તરફથી એવો કોઇ સ્પષ્ટ ઇશારત (Gesture) જોઇએ છે કે જેથી સત્યાગ્રહ સમેટાઇ ગયો છે તેની ખુલ્લી ખાત્રી સરકારને સાંપડે. આ પ્રકારનું પગલું ગાંધીજીએ સત્યાગ્રહીઓ માટે બહાર પાડેલા નિવેદન દ્વારા ભર્યું છે.

## સત્યાગ્રહીઓની વીમાસણ

કેટલાક સત્યાગ્રહીઓ (સવિનય કાનુનભંગમાં માનનારા મહાસભાવાદીઓ) એ તેમને પુછ્યું છે "બાપુજી! આપ જેલની દીવાલો પાછળ રહી અસ્પૃશ્યતા–નિવારણ અને મંદીર–પ્રવેશની ચળવળ ચલાવો છો તેથી અમને શંકા થાય છે કે અમારે આ અંત્યજોધ્ધારનું કામ કરવું કે સવિનય કાનુનભંગની પ્રવૃત્તિ આગળ ધપાવવી?" આ પ્રશ્ન ખરું જોતાં અસ્થાને છે, કેમકે મહાત્માજીએ હીંદના દરેક માણસ ઉપર અંત્યજોધ્ધારની તાત્કાલીક ફરજ મુકીને આડકતરી રીતે સવીનય કાનુનભંગની અટકાયત કરી છે. એમ છતાં જ્યારે સત્યાગ્રહીઓ તેમને અણસમજુ બનીને ખુલ્લો પ્રશ્ન પુછે છે ત્યારે પ્રજા ઉપરજ સત્યાગ્રહની નિષ્ફળતાની જવાબદારી આરોપવાની અને સત્યાગ્રહ હવે ચલાવવામાં આવશે જ નહી એવી સરકારને પરોક્ષ ખાત્રી આપવાની તક મહાત્માજીને મળતી હોવાથી તેનો લાભ તેઓ એકદમ લઇ લે છે અને સઘળી ગરજ સારનારો ખંધો જવાબ આપે છે.

* * *

## મુદ્દો પહેલો—જેલની શીસ્ત

આ જવાબમાં ત્રણ અગત્યના મુદ્દા છે. (૧) જેલમાં કેદીએ પાળવી જોઇતી શીસ્ત (૨) સત્યાગ્રહીની ખાસ ફરજ (૩) શંકાશીલોએ લેવો જોઇતો રસ્તો...આ ત્રણ મુદ્દા પર વિસ્તાર કરતાં ગાંધીજીએ નાનો અંગત ખુલાસો પણ આપ્યો છે અને તેમાં જણાવ્યું છે કે "મને તો અત્યારે મારા અંત્યજોધ્ધારના કાર્યમાં મારી આગલી લડત જોડે કંઇ જ

અસંગતી દેખાતી નથી. પ્રભુએ મને જે બુધ્ધશકિત આપી છે તેનો ઉપયોગ મને જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે કરવો એ મારી ફરજ છે. સત્યાગ્રહ માટેની બધી ઇશ્વરદત્ત બુધ્ધીનો ઉપયોગ મેં કરી નાખ્યો છે. હવે મને લાગ્યું છે કે મારી કને હરીજનોની સેવા કરવાની બુદ્ધિ છે એટલે તેનો ઉપયોગ હું કરી રહ્યો છું." આ ઉપરથી એમ સુચન નીકળે છે કે જ્યારે કોઇ પણ માણસને સત્યાગ્રહ માટેની શક્તિ ખતમ થએલી લાગે ત્યારે તે બીજી કોઇ દીશામાં બીજી શકિતનો ઉપયોગ કરવાને છુટો છે. એટલે કે ગાંધીજીએ સવિનય કાનુન-ભંગને તીલાંજલી આપી છે તેમ બીજા બધા આપે તો તેમાં કંઇ ખોટું નથી.

આમ અંગત ખુલાસાનાં ઓઠાં તળે દીશાસુચન કરી મહાત્મા ગાંધી પહેલા મુદ્દા ઉપર આવે છે. તેમાં તેઓ જેલની શીસ્તનાં બહાનાં હેઠળ સત્યાગ્રહીઓને સલાહ આપવાની અશકિત બતાવી, ઉપરના દીશાસુચનને જરા ઢાંકીઢો પ્રાણાયામની રીતે આગળ ધપાવે છે. "હું જેલમાં છું છતાં મને અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ માટે સરકાર ઘણી છુટ આપે છે, માટે હું એ છુટનો ઉપયોગ સત્યાગ્રહીઓને દોરવામાં ન જ કરી શકું" એમ કહેતાં પહેલાં તેઓ આટલી સ્પષ્ટ વાત તો કહી જ નાખે છે કે કાનુનભંગની ચળવળ ચાલુ રાખવી કે અસ્પૃશ્યતા નિવારણની લડત ઉઠાવવી તેનો નિશ્ચય સત્યાગ્રહીઓએ પોતે જ કરી લેવો ઘટે છે. ઉપરાંત તેઓ ઉમેરે છે કે આ બાબતમાં મારી સલાહ કોઇએ લેવી જોઇએ નહીં. પણ પોતાના તમામ અનુગામીઓને તેઓ જુદાં જુદાં અનેક નિવેદનોદ્વારા અસ્પૃશ્યતાના પ્રશ્ન પર જ મંડી પડવા આગ્રહ કરતા આવ્યા છે અને જો જાહેર કાર્યકર્તાઓ આ ફરજ ન બજાવે તો ગમે તે કાળે ઉપવાસ ચાલુ કરવાની ધમકી તો મોજુદ જ છે, એટલે સત્યાગ્રહીઓએ એમ જ સમજવું રહ્યું કે ગાંધીજી તેમને માત્ર અંત્યજોધ્ધાર પર ધ્યાન આપવા આગ્રહ કરે છે.

* * *

## બીજો મુદ્દો—સત્યાગ્રહીની ખાસ ફરજ

એમ છતાં જો સત્યાગ્રહીઓ મહાત્માજીનું માનસ સમજી શકતા ન હોય તો મહાત્માજી તેમને બીજા મુદ્દામાં સાફ સમજાવી દે છે કે મારૂં મન વાંચવું એ તમારૂં કામ નથી, મેં તો આખી હીંદુ કોમને લક્ષમાં રાખીને જ અસ્પૃશ્યતા નિવારણની લડત ઉપાડી છે, દરેકે દરેક હીન્દુની ફરજ એ કાર્ય ઉપાડી લેવાની છે, અને સાચા "સત્યાગ્રહીને" જો એમ લાગે કે હવે સત્યાગ્રહનું જોશ ઉતરી ગયું છે અને સવીનય સામનો વિનયહીન બની ગયો છે તો તેને અસ્પૃશ્યતા—નિવારણના કામ માટે પોતાની ખાસ ફરજ સમજાય પણ ખરી. આવા સમજુ સત્યાગ્રહીઓને ગાંધીજી કેદી તરીકેની શીસ્તનો 'સવિનય ભંગ' કર્યા શીવાય એક પરમ સત્ય સંભળાવી દે છે કે હવે સત્યાગ્રહ માટે બહુ તાણાતાણ કરવામાં સાર નથી, કારણ કે "બહુ તાણતાં બાજી તુટી જાય છે." અંગ્રેજીમાં કહેવામાં આવે તો, Much wants more and loses all. સત્યાગ્રહ

કે સવિનય કાનુનભંગની વાત હવે જતી કરવામાંજ ડહાપણ છે એજ આ પરમ 'સત્ય'નો પ્રધાનસુર છે. ગાંધીજીની આ સીધી છતાં ગાંધીજીને તો અલીપ્તજ રાખનારી સલાહ મહાસભાવાદી ગાંધીભકતો શીર પર ચઢાવે એમાં નવાઇ નથી......વળી દરેક હીંદુની સૌથી પહેલી ફરજ અસ્પૃશ્યતા સામે લડત ચલાવવાની છે એમ મહાત્માજી કહે જ છે. આ ભલામણમાં રહેલી સુચના પણ સમજવા જેવી છે. ગાંધીજી જાણે જ છે કે રાષ્ટ્રિય મહાસભામાં આંગળીને વેઢે ગણી શકાય એવા બીન-હીંદુઓ શીવાય બધા જ હીંદુઓ છે. જે બીન-હીંદુઓ છે એ સત્યાગ્રહનો સ્પર્શ સરખોયે કરતા નથી. એટલે હીંદુઓને એકલી અંત્યજોધ્ધારની પ્રવૃત્તિ કરવાની ભલામણ કરવાનો અર્થ એટલો જ થાય છે કે મહાસભાએ અને સત્યાગ્રહીઓએ પણ બીજું બધું છોડી હરીજનોના ગાંધી-પ્રેરીત ઝઘડામાં ઝુકાવવાનું છે.

* * *

## ત્રીજો મુદ્દો–વાણીઓ મગનું નામ પાડે નહીં

પણ આ આખીયે ગુલાંટની જવાબદારી ગાંધીજીને પોતાના ઉપર લેવી નથી અને સવિનય કાનુનભંગની અટકાયત પ્રજાએ થાકી જઇને અથવા તો અશક્તિને લીધે અથવા તો કાનુનભંગ અવિનયી થઇ જવાથી આપમેળે જ કરી છે એમ સહુના મનમાં ઠસાવવું છે. તેથીજ ગાંધીજી ફરી ફરીને એક જ વાત પર ભાર મુકે છે કે "સત્યાગ્રહીઓને માર્ગસુચન કરવાની ફરજ મારી નથી." છેલ્લા અને ત્રીજા મુદ્દામાં તેઓ એજ જાહેરાત કરે છે કે જેલની બહાર રહેલા મહાસભાવાદીઓને સત્યાગ્રહની શકયતા અને સફળતા વિષે શંકા હોય તો તેમણે એકઠા મળીને હવે શું કરવું એનો જાતેજ નિર્ણય કરી લેવાનો છે. જેઓ શાણા પુરૂષો છે એમને તો તેઓ કહીજ દે છે કે બહુ તાણવામાં સાર નથી, એટલે આ શાણાઓ હવે એકઠા મળશે, પોતાની પાસે શંકાશીલ સત્યાગ્રહીઓને બોલાવશે અને કહી આપશે કે સત્યાગ્રહને તીલાંજલી આપો. આ રીતે સવિનય કાનુનભંગની લડત–કે જેના આધારે મહાત્માજી પોતાની જાતને 'સૌથી મોટા બળવાખોર' કહાવતા હતા–તેનો કરૂણ અંત આવશે અને એ અંતની જવાબદારી ગાંધીજીની ગેરરીતીઓ પર હોવા છતાં પ્રજા ઉપરજ ઓળવી દેવામાં આવશે.

* * *

## ઈશ્વરદત્ત શકિતનો દુરૂપયોગ.

ગાંધીજી જેને ઇશ્વરદત્ત શકિત અને અંતઃકરણનો અવાઝ કહે છે અને જેના આધારે પોતે નીષ્પાપ માણસ તરીકે હંમેશાં વાજબી કર્મો કરવાનો દાવો કરે છે એ શકિત અને એ અવાઝનાં ઓઠાં તળે જાહેર પ્રજાની આંખે પાટા બાંધવાનો, પ્રજાએ ઇશ્વરના પ્રતિનિધિના અવિચારી શબ્દો પર આપેલા અપાર ભોગો ધુળમાં મેળવવાનો અને દેશને પોતાની મહત્તા અને ઘેલછા ખાતર ઉંડા પાણીમાં ઉતારવાનો કરપીણ અને ભયંકર અખતરો આથી બીજો કોઇ હોઇ શકે જ નહી.



હેર હીટલેર.

# જર્મનીના રાજકીય રંગો.

જર્મનીના રાજકીય રંગો ચિત્રપટના વેગથી પલટાતા જાય છે. આખરે પ્રમુખ હિંડનબર્ગે નાઝી નેતા હેર હીટલેરને સત્તાનાં સુત્રો સોંપ્યાં છે. એ સાથે જ જર્મનીમાં ફેસીઝમની શરૂઆત થાય છે. એ ઘટના સાથે સંકળાયેલા સંજોગો ઉપર લેખકે મનનીય વિચારો જાહેર કર્યા છે— તંત્રી.

અર્ધ લશ્કરી સરમુખત્યારી સ્થાપવાના અનેક અખતરાઓ પછી આખરે જર્મન સરકારતંત્રની સત્તાનાં સુત્રો નાઝીનેતા હેર હીટલરના હાથમાં મુકાયાં છે. આ ઘટનાએ આખા યુરોપમાં ખૂબ ખળભળાટ મચાવ્યો છે; કારણ કે નાઝીનેતા ઇટાલીના મુસોલીનીની માફક પ્રજાસત્તાક તંત્રનો કટ્ટર વિરોધી છે એટલું જ નહિ પણ વર્સેલ્સની સંધીનો તે પ્રખર વિરોધી છે. આથીજ ફ્રાંસ અને ઇંગ્લાંડમાં સત્તાના સિંહાસન પર હેર હીટલેરના આગમનથી અનેક શંકાઓ જન્મી છે. સાથે જ નાઝીનેતા સામ્યવાદનાં તત્વજ્ઞાનનો અંતિમ શત્રુ હોવાથી જર્મનીની આંતરિક શાંતિ પણ જોખમમાં આવી પડી છે એમ અનેકનું માનવું છે. છેલ્લા સમાચાર પ્રમાણે બર્લીન શહેર અને અન્ય શહેરોમાં નાઝીઓ તેમ જ સામ્યવાદીઓ વચ્ચે થયેલી ઝપાઝપીઓથી આ માન્યતા કેટલી આધારભૂત છે તે આપમેળે સાબીત થાય છે.

આમ જર્મનીની આ એક જ ઘટનાએ સમગ્ર જગતનું લક્ષ જર્મની તરફ કેંદ્રિત કર્યું છે. આજે જગતના કામદારો જર્મની તરફ નઝર નાંખી રહ્યા છે. કારણ કે, નાઝીનેતાના—જર્મન કામદારોના રાજકીય પક્ષ—સામ્યવાદી પક્ષ ઉપરના એક સરખા આક્રમણનો જે જવાબ જર્મન શ્રમજીવીઓ આપશે તેના ઉપર જગતના મુડીવાદનું ભાવી અવલંબશે. જો સરકારતંત્ર દ્વારા સામ્યવાદી પક્ષ કચરાઇ જશે તો પછી જગતના મુડીવા-

દને કેટલાંક વર્ષોનું આયુષ્ય સાંપડશે. જો નાઝીનેતાનું પતન થશે તો સમગ્ર યુરોપનો નકશો પલટાઇ જશે. આથી જ જર્મનીના સાંપ્રત રાજકારણ ઉપર આપણને પણ આટલું લક્ષ આપવું જરૂરનું છે.

[ ૨ ]

આ ઘટનાઓમાં એક વસ્તુ તો નિર્વિવાદ છે કે જર્મન પ્રજાસત્તાકનું શબ જે છેલ્લા દોઢ વર્ષથી કોફીનમાં સાચવી રાખવામાં આવ્યું હતું, તેને હવે કબ્રસ્તાનમાં લઇ જવાની તૈયારીઓ થઇ રહી છે. છેલ્લા અઢાર માસથી જર્મન પાર્લામેન્ટની પરવા કર્યા વગર આપમેળે સરમુખત્યાર બની બેઠેલા રાષ્ટ્રિય પક્ષના નેતાઓએ પ્રમુખની સીધી સહાય વડે રાજ્યતંત્ર ચલાવ્યું છે. બજેટ જેવી વસ્તુઓ પણ વટહુકમના સ્વરૂપમાં પસાર કરવામાં આવી છે. જર્મન પ્રજા ઉપર નવા કરો લાદવામાં આવ્યા છે. તેમની સ્વતંત્રતા ઝુંટવી લેવામાં આવી છે. તેમના પ્રાથમિક હકકો ઉપર તરાપ પડી છે. બર્લીન શહેરમાં 'લશ્કરી કાયદો' જાહેર કરવામાં આવ્યો છે. આ સર્વ ગંભીર ઘટનાઓ પાર્લામેન્ટની લેશ માત્ર પરવા કર્યા વગર બ્રુનીંગ, પેપેન, શ્લેશર અને હેર બ્રાકરે કરી છે. આંજકાલ કરતાં લગભગ અઢાર માસ તો વીતી ગયા છે. આમાં પાર્લામેન્ટની ૭ વાર ચુંટણી થઇ છે. અને છએ વાર પાર્લામેન્ટને વિખેરવામાં આવી છે. અને હેર હીટલેરે પણ પોતાના સરકારતંત્રની શરૂઆત પાર્લામેન્ટને વિખેરીને કરી છે. અને પાંચમી માર્ચે નવી ચુંટણી કરવાની જાહેરાત કરી છે.

એટલે જર્મન પ્રજાસત્તાક તંત્ર તો કયારનું ય મરી પરવાર્યું છે. હવે તો તેનો પડછાયો જ માત્ર રહ્યો છે. અને આ પડછાયાને પણ કબ્રમાં દાટી દેવાને માટે હેર હીટલેરના હાથમાં સરકારતંત્રની સત્તા સોંપાઇ છે.

જર્મનીમાં અત્યારે પ્રમુખ અને વડાપ્રધાનની મરજી એ જ કાયદો મનાય છે. આ બન્ને જણાઓ ફાવે તેમ વટહુકમો બહાર પાડી રહ્યા છે. એટલું જ નહિ પણ તેઓ સામ્યવાદી પક્ષની પ્રવૃત્તિઓ ઉપર આકરા અંકુશો મૂકી રહ્યા છે. એટલે જ જર્મનીના પ્રજાસત્તાક તંત્રનો અંત આવ્યો છે એમ આલેખવામાં જરા યે અતિશયોક્તિ નથી, કે લેશ માત્ર અસત્ય નથી.

[ ૩ ]

**આ** સાથે જ નાઝીપક્ષના સિદ્ધાંતોની ટુંક ઓળખ આપવી અગત્યની છે. કારણ કે આ સિધ્ધાંત સમજ્યા પછી જ આ ઘટનાનું સાચું મહત્વ સમજાઇ શકે છે. ૧૯૨૦–૨૧ માં આ પક્ષની સ્થાપના જર્મનીમાં થઇ છે. ઇટાલીમાં મુસોલીનીના



હીંડનબર્ગ.

પ્રજાસત્તાક તંત્ર જેણે વરસેલ્સની સંધીનો સ્વીકાર કર્યો હતો તે તંત્ર સાથે તેણે ખૂબ બખાળા કાઢવા માંડયા. સાથે જ મુસોલીનીની માફક નાટકી આડંબર અને છુટે હાથે વચનો આપવાની પ્રવૃત્તિ હેર હીટલેરે ચાલુ રાખી.

આથી આ વ્યકિત ઉદ્યોગપતિઓ તેમ જ રાજવાદીઓને ખૂબ ગમવા માંડી. હેર હીટલેરની તીજોરીમાં જર્મન કચસરે નાણાં આપ્યાં. ઉદ્યોગપતિઓએ પણ તેને છુટે હાથે મદદ કરી.

આવી આર્થિક મદદ સાંપડતાં જ હેર હીટલેરની પ્રવૃત્તિ જોરદાર રીતે વધવા માંડી. પાર્લામેંટમાં પણ તેમના પ્રતિનિધિઓ દેખાવા માંડયા. ૧૯૨૮ માં તેમની સંખ્યા માત્ર આઠ હતી ૧૯૩૧ માં આ સંખ્યા વધીને ૨૩૦ પર પહોંચી.

આ વિજળીક વિકાસનું એક કારણ એ હતું કે જર્મનીનો દરેક યુવાન પોતાના દુઃખ માટે તેમજ પોતાને નોકરી નહિં મળતી હોવાનાં કારણરૂપ વર્સેલ્સની સંધીને ગણતો. તેમ જ દરેક રાજકીય પક્ષ પોતાના સભ્યોને એમ જ સમજાવતો કે જર્મન જનતાને સહન કરવાં પડતાં સર્વ કષ્ટનું એક માત્ર કારણ યુદ્ધદંડ છે. આ બન્ને વસ્તુઓ રદ કરવાનું હેર હીટલેરે વચન આપ્યું હતું. આથી જ બહુ જ ટુંક સમયમાં તે આટલો લોકપ્રિય બની શકયો હતો.

તેમ જ છેલ્લાં વર્ષોમાં આર્થિક આપદ્કાળને લઇને જર્મનીનો મધ્યમ વર્ગ ખૂબ ખૂવાર બનીને બેઠો હતો. કોલેજમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓ માટે આશાનું એક પણ કિરણ ન હતું. મ્હોટી મ્હોટી ડીગ્રીઓ મેળવ્યા પછી



શ્લેશર.

વિજય પછી એ જ પ્રકારે જર્મનીના રાજકારણની ગુંચ ઉકેલવાના કોડ કેટલાક મધ્યમ વર્ગીય યુવાનોમાં જાગ્યા હતા. આ યુવાનોએ એકત્ર મળીને રાજકીય પક્ષ સ્થાપ્યો. આ પક્ષનું સાચું નામ છે રાષ્ટ્રિય સમાજવાદી શ્રમજીવીઓનો પક્ષ. પણ આમાં રાષ્ટ્રિયત્વ ઘણું છે પણ સમાજવાદી તત્વ તો નામનું પણ નથી. આ પક્ષે ૧૯૨૩ માં મુસોલીનીને પગલે બર્લીન પર કુચ કરવાનો અખતરો કર્યો હતો. પરિણામે હેર હીટલેરને જેલ મળી હતી. પણ સાથે જ એક જ રાત્રીમાં હેર હીટલેર જગવિખ્યાત બની શકયો.

ત્યાર પછી હેર હીટલેરની ચળવળ વધી. તેણે વર્સેલ્સની સંધી અને યુદ્ધદંડનો એક સરખો અવરોધ જાહેર કર્યો.



પેપેન.

આ વિદ્યાર્થીઓને બેકારોની માફક સદાવ્રતની સહાય લેવી પડતી. આ સર્વને હેર હીટલેરના વચનમાં વિશ્વાસ દેખાયો. અને આથી તેમની સંખ્યામાં આવો વિજળીક વધારો થયો. અત્યારે પણ નાઝી પક્ષનું પીઠબળ મધ્યમવર્ગના યુવાનો છે. તે કામદાર વર્ગમાં કે ખેડુત સમુદાયમાં નાઝી પક્ષની અસર બહુ ઓછી છે.

નાઝી પક્ષના પ્રોગ્રામમાં પાર્લામેન્ટરી પધ્ધતિની અવગણના, વ્યક્તિગત મતાધિકારની સીધી ના, તેમજ એક પક્ષીય સરકારતંત્ર છે. તેઓ માને છે કે બેંકોને રાષ્ટ્ર હસ્તક મુકવી જોઇએ, તેમજ જુદા જુદા ઉદ્યોગોમાં સર્વ સત્તા સરકારને આધીન હોવી જોઇએ. તેઓ કામદારોના સંગઠનની સાફ ના પાડે છે. હડતાળ પાડવાનો હક્ક તેઓ સ્વીકારતા નથી અને જાહેર કરે છે કે કામદારોના ભોગે પણ ઉદ્યોગો ચાલવા જ જોઇએ.

ઉપર જે વર્ણવવામાં આવ્યું છે તે તેમની સ્થાનિક નીતિ છે. આંતર-રાષ્ટ્રીય નીતિમાં તેઓ વર્સેલ્સની સંધી ભાંગી નાંખવા માંગે છે. જર્મન સામ્રાજ્ય પાછું સ્થાપવાના તેમના મનોરથ છે અને યુદ્ધ-દંડ ન જ આપવાનું તેઓએ વચન આપ્યું છે.

આ બન્નેમાં આંતર-રાષ્ટ્રિય નીતિમાં નાઝીઓનું કામ પેપેન અને સ્લેશરે સમાપ્ત કર્યું છે. યુદ્ધદંડ પર લોસેન પરિષદ પછી આખરી પડદો પડી ગયો છે અને વર્સેલ્સની સંધીમાં જર્મનીને લગતી કેટલીક કલમો રદ કરવામાં આવી છે. આમ જર્મન સંસ્થાનો સિવાય તેમને કંઇ બહુ મેળવવાનું બાકી રહ્યું નથી



થાલમેન.

[ ૪ ]

ત્યારે સવાલ એ ઉપસ્થિત થાય છે કે જો પ્રપંચી પુરૂષ તરીકે પંકાયેલા પેપેનનું પ્રધાનમંડળ ટકી ન શક્યું, તેમજ લશ્કરના સેનાપતિ મનાતા શ્લેશરનું પ્રધાનમંડળ ન ટકી શક્યું તો હેર હીટલેરનું પ્રધાનમંડળ લાંબો કાળ ટકી શકશે ખરૂં ?

આ સવાલ સંબંધી બે વસ્તુઓ કહી શકાય. એક તો હેર હીટલેર આવતી ચુંટણીમાં વધુમતી મેળવવામાં નિષ્ફળ નીવડે તો તે પ્રધાનપદ પરથી બંધારણીય રીતે ઉતરી પડે એવી આશા રાખવી જોઇએ. પણ હેર હીટલર, પ્રમુખ હિંડનબર્ગ કે હેર વોન પેપેનને બંધારણની જરાય પરવા પડી નથી. એકવાર સરકારતંત્રનો કાબુ મેળવી ચુકેલા આ સજ્જનો આપમેળે સત્તાના સુકાનો મુકી દે એવી આશા રાખવી અશક્ય છે. અમારી તો ખાત્રી છે કે આવતી ચુંટણીમાં નાઝી પક્ષને વધુમતી ન મળે તો પણ તેઓ હવે સત્તાના સ્થાન પર ટકી જ રહેશે. એટલું જ નહિં પણ પાર્લામેન્ટની સ્પષ્ટ અવગણના કરવામાં આવશે.

પણ નાઝી પક્ષની સત્તાની સ્થાપના થતાં જર્મન જનતાના માનસમાં પણ પરિવર્તન થશે એમ માનવાને કારણો છે. એક તો એ છે કે હેર હીટલેરે આંખો મીંચીને લોકોને વચન આપ્યાં છે. એનું એક પ્રસિદ્ધ ગીત નીચે પ્રમાણે છે.
હેર હીટલેરનો વાવટો શહેરે ફરફરશેને–
જશે ગુલામીના દુઃખદ દીન—

[Herr Hitler's Banners will wave in cities and age of serfdom shall soon be past]

પણ આ અપાયેલા વચનોમાંથી કેટલાં પાળી શકશે તે એક સવાલ છે. અત્યાર આગ્રહમય હેર હીટલેરે જાહેર કર્યું છે કે તેના વચન પ્રમાણે જર્મનીને સુખ અને સમૃદ્ધિ પર લઇ જતાં ચાર વર્ષ લાગશે. પણ આ આર્થિક આપદ્‌કાળમાં નાઝી પક્ષ બેકારોની સંખ્યામાં એકનો પણ ઘટાડો કરી શકે તેમ નથી એ ચોક્કસ છે. તેમ જ કામદારોના પગારમાં હવે વધુ ઘટાડો કરી શકાય તેમ છે જ નહિં એટલે એ દિશામાં પણ નાઝીઓ કંઇ કરી શકે તેમ નથી. ખેડુતો અત્યારે પણ જર્મન જમીનદારોના ત્રાસથી પીડાય છે. આ ત્રાસમાંથી બચાવવા માટે તે જમીનદાર વર્ગનો સામનો કરી શકે તેમ નથી કારણ કે અત્યારની ક્ષણોમાં તેનું પીઠબળ મુડીવાદીઓ, ઉદ્યોગપતિઓ, બેંકરો અને જમીનદારોનું બનેલું છે. આથી સાંપ્રત સમયમાં આમવર્ગને આશાયેશ આપવાનું તેની પાસે એક પણ સાધન નથી. બેકારી ઘટાડવાને માટે પ્રધાન પેપેને ઘણો જ યત્ન કર્યો હતો. પણ તે સાવ નિષ્ફળ નિવડ્યો છે. એટલે જ એ દિશામાં તે સાફલ્ય સાધી શકે એવી આશા રાખવી અસ્થાને છે.

આમ જ્યારે સક્રિય રીતે જર્મનીનાં આર્થિક જીવનને ઉંચે લાવવા માટે નાઝીઓ કંઇ જ કરી શકે તેમ નથી ત્યારે સામ્યવાદી પક્ષને કચરી નાંખવાની તેમની તમન્નામાં તેઓએ કામદાર વર્ગનો જોરદાર વિરોધ આપમેળે આમંત્રી લીધો છે. તેઓ સામ્યવાદી પક્ષ સાથે પોતાના બળનું માપ અજમાવવા માટે આગળ પડ્યા છે.

આ વર્ગીય કલહમાં કયા પક્ષનો વિજય થશે એ સંબંધી આ ક્ષણે આગાહી કરવી અશક્ય છે. જર્મનીના શ્રમજીવીઓ સુસંગઠીત, જોરદાર અને ઉદ્દામ છે. સામ્યવાદી પક્ષ પછવાડે ૬૦ લાખ જેટલી વ્યક્તિઓનું જોર છે. એટલે જ આ રાજકીય પક્ષને એકદમ કચડી શકાય તેવી આશા બાંધવાને માટે એક પણ કારણ નથી.

આ નાઝી–સામ્યવાદી સંગ્રામમાં નાઝી પક્ષનો પરાજય થાય તો? યુરોપનો ઇતિહાસ પલટાય એ ચોક્કસ છે.

# આળસની ઉપાસના

## એક હળવો નિબંધ.

લેખક: 'સર્ચલાઈટ.'

જગતના કેટલા કે એમ ખાત્રીપૂર્વક માને છે કે માનવ જન્મથી જ આળસુ હોય છે! આળસ એ ભૂખની માફક શરીરજન્ય સદ્‌ગુણ છે. આપણાં કમનશીબ છે કે સમાજમાંથી બહુ જ ઓછા સમુદાયને આ સદ્‌ગુણને અમલમાં મુકવાની તક સાંપડે છે. પણ આથી આ સત્ય નથી, અથવા 'આળસ' એ અનિચ્છનીય દુર્ગુણ છે એમ જરાય ઠરતું નથી. માનવજાતે આળસુ માનવોને મહાન ગણાવ્યા છે. એટલું જ નહિ પણ જગતના પ્રાકટ્યથી માંડીને મનુષ્યના ઉદ્‌ભવ અને ઉત્થાન સુધીમાં સૃષ્ટિની વિચારવંત વ્યક્તિઓએ આળસને અપનાવવા માટે યત્ન કર્યા છે. 'કાયમી આળસ' એ તેમનું સ્વપ્ન છે જ. વીસમીસદીના વિકાસથી આ આદર્શ આખરે સિદ્ધ થશે એવો સંભવ હવે ક્ષિતિજમાં દીસે છે.

**આ**ળસની શોધમાં માનવે યાંત્રીક પ્રગતિ કરી છે. હાથથી લખવાનો કંટાળો આવતાં તેણે 'ટાઇપરાઇટર' શોધી કઢાડ્યું છે. પગે ચાલવું ન પડે તેટલા માટે જ બાઇસીકલની શોધ કરી છે, મોટર બનાવી છે, આગગાડીઓ ઉભી કરી છે.' વળી પુરૂષો હંમેશાં પરદુઃખભંજન હોવાથી સ્ત્રીઓને માટે નળની ચકલી, સ્ટવ, વિજળીક લેમ્પ, કુકર તથા વેક્યુમ ક્લીનર શોધ્યા છે આજે આ સાધનો ન હોત તો સ્ત્રીઓને કેટલું કામ કરવું પડત? પણ પુરૂષો આળસને જીવનલક્ષ માનતા હોવાથી જ આ શોધો કરવામાં આવી છે એ વસ્તુ હવે નિર્વિવાદ છે.

**ય**ંત્રોનો એક માત્ર ઉદ્દેશ માનવ મહેનત બચાવવાનો હોય છે. આ વૃત્તિનું એકમાત્ર કારણ એ હોય છે કે માનવને મહેનત કરવી જરાય ગમતી નથી. જગતમાં સોમાંથી ૯૮ ટકા જેટલા માણસોને કામ કરવું પસંદ નથી. એ સત્ય છે. સવારના ઉઠીને ઓફીસે આવવાનું મ્હને જરાય મન થતું નથી. છતાં પણ 'ન છુટકે'જ જવું પડે છે. તેમજ મ્હારા સાથીઓ પણ કબુલ કરે છે કે તેઓની પાસ પણ સંપત્ત હોત તો તેઓ જરાયે શ્રમ કરત નહિ. આ વસ્તુ બતાવી આપે છે કે આપણે આળસના અભિલાષી છીએ અને આથી જ શ્રમજીવી કે બુદ્ધિજીવી રવીવારની અતિ આતુરતાપૂર્વક રાહ જુવે છે.

આપણને સમાજવાદના સિદ્ધાંત પ્રત્યે ખૂબ માન છે. એક રીતે આલેખીએ તો તે આપણને ખૂબ ગમે છે. એક રાત્રીમાં આખી સમાજરચના ફેરવાઇ જાય તો આપણે તે દિવસે ખાસ આનંદ કરીએ. શા માટે? કારણ કે આપણને દરરોજ દશ કલાક કામ કરવું પડે છે ત્યારે સમાજવાદમાં લગભગ સાતેક કલાક કામ કરવું પડશે. રશિઆનો અનુભવ શીખવે છે કે ત્યાં માત્ર સાત જ કલાક કામ કરવાથી જીવનની જરૂરીઆતો સાંપડી શકે છે. આથી જ આપણને સમાજવાદ સારો લાગે છે. રશિયામાં પણ મનુષ્યો આળસપ્રિય હોય છે એ તો હવે બધા જ જાણે છે. આથી જ તો સોવીયેટના સંચાલક સ્ટેલીનને કામ કરવામાં પણ દાખલો બેસાડવા માટે Shock Brigades સ્થાપવી પડે છે.

આમ આલમના આળસુ લોકોને સમાજવાદ અતિ પ્રિય હોય છે. એટલું જ નહિં પણ સમાજવાદીઓ પણ આ સત્યથી સારી રીતે જ્ઞાત હોય છે. આથી જ સમાજવાદના સઘળા નેતાઓ જોરશોરથી કામ કરવાના કલાકો ઘટાડવાની વાત કરે છે. રશિયા આઠ કલાકના દિવસ પછી સાત કલાકના દિવસના આદર્શ પર ક્યારનું ય પહોંચી ગયું છે. અને સ્ટેલીને જાહેર જગતને વચન આપ્યું છે કે જો તેનું ચાલશે તો ૧૯૩૭ માં રશિયામાં કામદારોને કામ કરવાના કલાકો સાતમાંથી ૭ થશે. આમ ધીમે ધીમે કામ કરવાના કલાકો ઓછા કરવાની પ્રવૃત્તિનું અંતિમ લક્ષ મુદ્દલ કામ ન કરવાનું છે. એટલે જ ભવિષ્યની સમાજવાદી સૃષ્ટિમાં દિવસનો અર્ધો કલાક કામ કરીને ૨૩ ૧/૨ કલાક આરામ અને આરામેશમાં લોક ગાળશે એમ તેમના આગેવાનો કહે છે. અર્થાત આળસુની માફક બગીચામાં જઇને ફુલ વીણશે કે સંધ્યાકાળે સાગરને કીનારે બેસીને આથમતા સૂર્ય ઉપર શબ્દોનાં જોડકણાં રચશે. સમાજવાદી સંસ્કૃતિ એ આરામ, આશાયેશ અને આળસની ઠીક ઠીક પ્રણેતા હોવાથી જ જગતભરમાં આટલા અલ્પ સમયમાં આટલી પ્રિય થઇ પડી છે.

* * *

કાર્લ માર્ક્સ કહે છે કે કલા એ ફુરસદમાંથી જન્મે છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો નવરાશ એ કલાની જનેતા છે. [All art is Product of leisure] આ સિદ્ધાંત સાચો નથી. બાકી ખરૂં સત્ય તો એ છે કે સમાજમાં જેમને ઝાઝી નવરાશ સાંપડે છે અથવા તો જેઓને આળસથી જીવન વીતાવવાની મોંઘેરી તક સાંપડી છે તેઓ અન્ય જનોની ટીકામાંથી બચવાને ખાતર જ કલાની ઉપાસના કરે છે.

આ સમુદાય પોતાની નવરાશની વેળામાં ગપ્પા હાંકવાને બદલે સાહિત્ય સર્જે છે. કોઇ આળસુ ચિત્રમાં રંગો પુરે છે, ત્યારે અન્ય કોઇ આળસુ પત્થર પર હથોડા મારી શીલ્પ સર્જે છે.

આ આળસુઓ સૌથી ઓછું કામ કરે છે અને બાકીનો સમય તેઓ આનંદ વિલાસમાં જ પસાર કરે છે. પોતાની આળસવૃત્તિને છુપાવવા માટે તેઓ અનેકવાર કહે છે કે આજે તો કામ કરવાની ઇચ્છા (Mood) જ થતી નથી. આવી ઇચ્છા મહિનામાં ભાગ્યે જ એકાદ વાર થાય છે. જ્યાં તેમની કૃતિઓનાં મૂલ્ય ઉંચા અંકાય છે કારણ કે તેઓ

આવી કૃતિઓ લખવામાં વર્ષ બે વર્ષ વીતાવી દે છે. આમ બે વર્ષને અંતે લખાયેલી કૃતિઓ સારી હોય તેમાં ખાસ નવાઇ નથી. મ્હારી ઓફીસના બધા જ લેખકો એમ માને છે કે તેઓ અપૂર્વ બુધ્ધિશાળી-Genious છે. માત્ર તેમને નવરાશ નથી એટલે જ તેમની કૃતિઓનાં મૂલ્ય ઓછાં અંકાય છે. અમારા એક મિત્રનું માનવું છે કે જો તે દરરોજ લખવાને બદલે વર્ષમાં એકાદ વાર જ સાહિત્યનું સર્જન કરતા હોત તો તેમની કૃતિઓનાં મૂલ્ય ઉંચા અંકાત. આમાં સત્ય નથી એમ કોણ નહિં કહી શકે?

* * *

જેઓએ કલાકાર, સાહિત્યક, તેમ જ અપૂર્વ શીલ્પીઓ તરીકે પ્રસિદ્ધિ પામેલા પુરૂષો અને સ્ત્રીઓનાં જીવનચરીત્રોનો ખાસ અભ્યાસ કર્યો છે તેઓ જોઇ શકશે કે આ સર્વ કળાકારો આળસના પરમ ઉપાસક હતા. કલાના સર્જન માટે કોઇ સરોવરને તીરે વિહાર કરવા જતું કે કોઇને પર્વતમાળા ઉપર પ્રવાસ કર્યા વગર કલ્પના જ સ્ફુરતી નહિં. આ સર્વ સાવ ધતીંગ છે. તેઓએ પોતાના સાથીઓની ટીકાના મારમાંથી બચવા માટે જ ઉભાં કરેલાં અનુષ્ઠાનો છે. બર્નાર્ડ શો જગતના પ્રવાસે નીકળ્યો છે. આ પ્રવાસની સાથે સાથે તેઓ નાટક પણ લખી રહ્યા છે. એ વસ્તુની જ્યારે મુંબાઇમાં ખબર પડી ત્યારે અનેકને આશ્ચર્ય થયું. પણ મી૦ શોનો ધંધો જ લખવાનો છે. એટલે આખો દિવસ ફરતા ફરતા એકાદ કલાક લખવામાં ગાળતા હોય તેમાં નવાઇ નથી. પણ આ વસ્તુને પ્રસિદ્ધ કરવાની જરૂર પડી એનું કારણ એ હતું કે અમો બધા શો કંઇજ નહિ કરતા હોય તેવી આશા રાખતા હતાં આથી જ તેઓ કામ કરે છે એ જાણીને જ અનેકને અજાયબી થઇ હતી. અને તેમને અજાયબ થવાનું કારણ ન હતું એમ કોણ નહિં કહી શકે?

* * *

આમ આળસની ઉપાસના એ માનવપ્રવૃત્તિનું એક માત્ર કેન્દ્ર છે. બધા જ શ્રમથી દૂર ભાગે છે. આથી જ તેઓએ રજાઓ-હકકની રજાઓ-જાહેર તહેવારો વીગેરે ઉભા કર્યા છે. આટલું અપુરતું હોય તેમ હવે આપણે આ કુદરતી રજાઓમાં વધારો માગીએ છીએ.

એટલું જ નહિં પણ માનવને શ્રમ ન કરવો પડે તેવી શોધોને ખાસ ઉત્તેજન આપીએ છીએ. આ શોધકોને સારૂં સન્માન આપીએ છીએ; આથી જ આ શોધકો આપણા સુખને માટે અઢળક બુદ્ધિ ખરચીને નવાં યંત્રો બનાવે જાય છે. દાખલા તરીકે અમેરિકામાં ભાગ્યે જ ખાવા સિવાય અને ચેકબુક ઉપર સહી કર્યા સિવાય બીજું કંઇ કામ માલદારો કરે છે. તેમના વિચારને ઝીલી લેવાને માટે ડીકટેફોન તત્પર હોય છે. તેને ચાલવું ન પડે તેટલા માટે લીફટની વ્યવસ્થા હોય છે, સંગીત સાંભળવા માટે રેડીયો હોય છે દિવસના વર્તમાનપત્રો વાંચવાનો કંટાળો હોય તો તે બ્રોડકાસ્ટીંગ તેને સંદેશાઓ સંભળાવે છે. ટેબલ પરનું બટન દાબતાં સેક્રેટરી હાજર થાય છે, દરીયાપારના દેશો સાથે તે વાતો કરી શકે છે. એટલુંજ નહિં પણ આજે તે જરાપણ કામ ન કરે તેને માટે સાય-

ન્યીરો સારી સંભાળ રાખે છે. આથી તો આ વ્યક્તિઓને કસરત ઉપર ખૂબ ભાર મુકવો પડે છે.

* * *

કેટલાક કહેશે કે આરામ અને આળસ એ જુદી જુદી વસ્તુઓ છે. આરામ એ થાકેલા શરીરની વિશ્રાંતી છે. આળસ એ કામ કરવાની વૃત્તિનો અભાવ છે. આ મુદ્દાના જવાબમાં જણાવી શકાય કે ઓછું કામ કરવાની વૃત્તિ–અને આખરે કંઇજ ન કામ કરવું પડે તેવી સમાજરચના એ આરામ અને આશાયેશની લાગણી સુચવતા નથી પણ ચોક્કસ રીતે આળસવૃત્તિનુંજ સુચન કરે છે. આપણે જોઇ ગયા કે કામ કરવાની વૃત્તિનો અભાવ શરીરજન્ય સ્વભાવ છે. જેઓ આજે શ્રમ કર્યા વગર જીવી શકે છે તેઓ શ્રમ કરવાની સાફ ના પાડે છે. આ બતાવી આપે છે કે આળસ એ એક ઇચ્છનીય સદ્ગુણ છે. આવા પુરૂષો પોતાની વૃત્તિને 'કલા'ના સુંદર નામ નીચે છુપાવવા માંગે છે પણ આપણે જોઇ શકીએ છીએ કે તે તેમનો દંભ છે. અન્ય તેમની અદેખાઇ ન કરે તેટલા માટેજ તેઓ કલાકારનો બુરખો પહેરે છે. બાકી વસ્તુતઃ તો તેઓ આળસુ જ હોય છે.

આ વૃત્તિ સત્ય અને સનાતન છે. માનવો 'આળસુ' લોકોને કામે લગાડવાને બદલે કામે લાગેલાઓ કામ વગરના કેમ બને તે માટે જ યત્ન કરે છે. સંસ્કૃતિના વિકાસનું આ એક માપકયંત્ર થઇ પડયું છે!

# કલાવતીનો કીસ્સો-૭

......આલેખનાર ......
પી. જે. ભટ.

**પતિની પાશવતા, વિષયલાલસા અને બીનજવાબદાર માલેકીના ભોગ બનનારી સ્ત્રીઓને હિન્દુ ધર્મ અને હિન્દુ કાયદો રક્ષણ ન આપી શકે તો તે હસ્તીમાંથી ઉખડી જવાં જોઇએ.**

**અ**મદાવાદના દશા ઘોઘારી વાણીયા કોમની એક અબળાની આ દુઃખકથા છે. જગત જેટલું જાણે છે તે પ્રમાણે તો આ યુવતિના યુવાન પતિદેવ બીજી સ્ત્રી કરવા બહાર પડ્યા છે. પતિદેવની આ અળખામણી પ્રવૃત્તિ ઉપર મનાઇ હુકમ મેળવવા માટે કલાવતીએ કોર્ટને અપીલ કરી હતી; પણ હિંદુ કાયદામાં પુરૂષને એકથી વધુ પત્ની કરવાનો હક્ક છે એમ જણાવીને કલાવતિના પતિને બીજીવાર લગ્ન કરવા માટે મેજીસ્ટ્રેટે મંજુરી આપી છે. સંભવ છે કે આ અક્ષરો પ્રસિદ્ધ થાય ત્યાર પહેલાં આ પતિદેવે અન્ય યુવાન બાળાને બીજી ગૃહરાણી તરીકે સ્થાપી પણ દીધી હશે.

હિંદુ સમાજ સામે નજર નાંખશો તો આવી અનેક કલાવતીઓનાં જીવન ધૂળમાં રગદોળાયેલાં જોશો, ત્હમારામાં જો અનુકંપા હશે તો આ પીડાતી વનિતાઓનાં ઉન્હા પણ મુંગા નિશ્વાસથી ત્હમારૂં હૃદય બળીને ખાખ થઇ જશે. આજે કલાવતીનો પ્રશ્ન એ એક સ્ત્રીનો પ્રશ્ન નથી, પણ સેંકડો સ્ત્રીઓનો એ સળગતો સવાલ છે. ગુજરાતનાં ગામડાંઓમાં અને શહેરોમાં આવી સેંકડો કલાવતીઓ અતિપત્નીના અનિષ્ટ રીવાજનો ભોગ થઇ પડીને અસહ્ય યાતનામાં મૃત્યુની વાટ જોઇ રહી છે.

આ ત્યજાયેલી તરૂણીઓને માટે આનંદ કે ઉત્સવ જેવી વસ્તુ જ જગતમાં રહેતી નથી. સારો ય જન્મારો પતિદેવ તરફથી દર મહીને મળતા દશ કે પંદર રૂપીઆ ઉપર જ નીભાવ કરવાનો હોવાથી તેમની આર્થિક સ્થિતિ કેટલી કફોડી બનતી હશે તેની કલ્પના જ કરી શકાય તેમ નથી. આ ઉપરાંત સામાજીક અપમાનો તેમને સહન કરવાં પડે છે. એક વિધવા કરતાં પણ અતિ દુઃખદ જીવન તેમને ગાળવું પડે છે કારણ કે વિધવા ધારે તો પૂનર્લગ્ન પણ કરીને સુખી થઇ શકે છે. ત્યારે આવી હિંદુ સ્ત્રીઓને માટે આવો માર્ગ પણ મોકળો રહેતો નથી.

* * *

**આ**પણાં એ કમનશીબ છે કે હિંદુ કાયદાના આધારે પુરૂષ ઇચ્છે એટલી પત્નીઓ કરી શકે છે. પુરૂષની ઇચ્છાને આડે આવે એવી એક પણ મર્યાદા નથી કાયદામાં કે નથી સામાજીક રીવાજોમાં. અનેકવાર સંતાનપ્રાપ્તિના ઓઠાં નીચે કુળવાનો અને માલદારો એક ઉપર બીજી, અને બીજી ઉપર ત્રીજી પત્નીઓ લઇ

ન્ટીસ્ટો સારી સંભાળ રાખે છે. આ થતાં નથી. તો આ વ્યક્તિઓને કસરત ઉપર ખૂબ તેઓ જ ભાર મુકવો પડે છે. રોગથી મુક્તિ પોતાને છુપાવવા

* * *

કેટલાક કહેશે કે આરામ અને આળસ એ જુદી જુદી વસ્તુઓ છે. આરામ એ થાકેલા શરીરની વિશ્રાંતી છે. આળસ એ કામ કરવાની વૃત્તિનો અભાવ છે. આ મુદ્દાના જવાબમાં જણાવી શકાય કે ઓછું કામ કરવાની વૃત્તિ—અને આખરે કંઇ જ ન કામ કરવું પડે તેવી સમાજરચના એ આરામ અને આશાયેશની લાગણી સુચવતા નથી પણ ચોક્કસ રીતે આળસવૃત્તિનું જ સુચન કરે છે. આપણે જોઇ ગયા કે કામ કરવાની વૃત્તિનો અભાવ શરીરજન્ય સ્વભાવ છે. જેઓ

વામાં આવે તો જ સ્ત્રીઓના પ્રાથમિક હક્કો સંરક્ષાઇ શકે તેમ છે. પુરૂષને એક પત્નીવ્રત પાળવાની ફરજ પડે છે એટલું જ નહિ પણ જો સ્ત્રી અને પુરૂષ વચ્ચે અણબનાવ થાય તો લગ્નવિચ્છેદ કરવાનો અતિ જરૂરી હક્ક પણ સોંપે છે. શકીએ છીઆથી જ ગુજરાતનાં પ્રત્યેક માતપિતા જો અન્ય તેમની અંતઃસંતાનોનું શુભ ઇચ્છતા હશે તો માટે જ તેઓ કલાકારોજેતા કાયદા પ્રમાણે પોતાના છે. આપી વસ્તુતઃ તો તેઅનુસરણવાની સલાહ આપશે હોય છે. નેક પુખ્ત ઉમરે

આ વૃત્તિ સત્ય અને સનાતન છે. માનવ ગો પણ આજ 'આળસુ' લોકોને કામે લગાડવાને બદલે એવું સુખ કામે લાગેલાઓ કામ વગરના કેમ બને તે તોજ માટે જ યત્ન કરે છે. સંસ્કૃતિના વિકાસનું આ એક માપકયંત્ર થઇ પડયું છે!

નારી કલમ દાખલ કરવી જોઇએ. વિજ્ઞાન શિખવે છે કે જાતિસુધારણાની દ્રષ્ટિએ એક પત્નીવ્રત (Monogamy) ઇચ્છનીય છે. એક પત્નીવ્રતનો આદર્શ પ્રત્યેક સુધરેલી સંસ્કૃતિએ સ્વીકાર્યો છે. કમાલપાશાએ પણ એક ખાસ કાયદા દ્વારા એક જ પત્નીવ્રતના આદર્શ ને તુર્કસ્તાનમાં સ્વીકાર કરાવ્યો છે. યુરોપ તો આખું એક પત્નીવ્રત પાળે છે. અમેરિકામાં પણ એક જ પત્નિ કરવાના આદર્શ મનાય છે. માત્ર આફ્રીકાના જંગલીઓ અને આપણા હિંદીઓ જ હજુ પણ એકથી વધુ પત્ની કરવાના હક્ક પુરૂષોને આપે છે.

બહુપત્નીની પ્રથાનાં અનિષ્ટ આખું જગત સ્વીકારે છે. દરેક દ્રષ્ટિએ એ પ્રથા અતિ હીન અને હલકી મનાતી આવી છે. જે પ્રથા એક વ્યક્તિનાં જીવનના કટકા કરીને અન્યને સુખ મ્હાણવાની તક આપે તે પ્રથાનો લાભ લેનારાઓ માનવો મનાવાને બદલ જીવતાં નરરાક્ષસો જ મનાવા જોઇએ.

જાતિસુધારણાની દ્દષ્ટિએ—વ્યક્તિનાં જીવનની દ્દષ્ટિએ, આદર્શ લગ્નભાવનાની દ્દષ્ટિએ અને સાચા પ્રણયની દ્દષ્ટિએ એકથી વધુ પત્ની કરવાની પ્રથા અનિષ્ટ અને અનિચ્છનીય છે. આવી પ્રથા સંસ્કૃતિનું સીધું કલંક છે. આ કલંકને દૂર કરવામાં જ કલાવતીઓનાં કરૂણ જીવનની આખરી સમસ્યાનો ઉકેલ સમાયેલો છે.

* * *

આજે ગુજરાતનું સ્ત્રીત્વ યાચના કરતું નથી પણ તેના પ્રાથમિક હક્ક માંગે છે. અત્યારની કલાવતીઓ દયા માંગતી નથી પણ તેમના જીવન જીવવાના હક્કોના સ્વીકાર કરાવવા મથે છે. આ હક્કો ત્હમે નહિં સ્વીકાર કરો, ત્હમે નહિ આપો તો ત્હમારી સંસ્કૃતિ, ત્હમારી સમાજરચના, અને ત્હમારા ધારાઓ એ સર્વની સામે સ્ત્રીઓ પોતાનું સમગ્ર બળ ખડકશે અને જેમ અન્ય દેશમાં પણ આખરે સ્ત્રીત્વના પ્રાથમિક હક્કો સ્વીકારવા પડયા છે તેમ તમારે સ્વીકારવા પડશે.

કલાવતીનું કોર્ટનો આશરો લેવાનું પગલું આથી અતિ ઘણું અભિનંદનીય છે. તેમના આ પગલાંએ હિંદુ કાયદાનું જંગલીપણું તેના નગ્ન સ્વરૂપમાં રજુ કર્યું છે. તેમાં રહેલો એકપક્ષિય અન્યાય ઉઘાડો પાડયો છે. હિંદુ સ્ત્રીઓને સહન કરવા પડતાં કષ્ટોને વાચા આપી છે.

પણ ત્યાંથી આ વસ્તુ અટકાવવાને બદલે ગુજરાતની સ્ત્રી સંસ્થાએ આ આખા સવાલને ઉપાડી લેવો જોઇએ. શહેરે શહેરે કલાવતીના પતિએ ભરેલાં પગલાંની તિવ્ર ટીકા કરનારા ઠરાવો થવા જોઇએ. અને સાથે જ લગ્નવિચ્છેદના હક્ક માટે અણનમ લડત આરંભવી જોઇએ. ગુજરાતની સ્ત્રીઓનું એ કાર્ય છે. એવી લડત ઉપાડવામાં તેમનો પ્રાથમિક હકક સમાયેલો છે. આ સ્ત્રીઓ જો યુગબળને ઓળખીને આવેલી આ અમુલ્ય તકનો લાભ લઇને આંદોલનો ઉપાડશે તો ગુજરાતના સઘળા પ્રગતિકારી બળો તેને સાથ આપશે એ ચોક્કસ છે. ગુજરાતની સ્ત્રીઓ યાદ રાખે કે આખુંય કાળબળ તેમની કુમકમાં છે.

૫

# ટેકનોક્રસીનું તત્વજ્ઞાન.

—: લે ખ ક :—
રા. જયકુમાર.

---

આલમના આમવર્ગને સમાજવાદી સિદ્ધાંતથી દૂર રાખવા માટે મૂડીવાદના ભાડુતીઓ અનેકવાર તત્વજ્ઞાનોની પરંપરા ઉભી કરે છે. મહાન ગણાતા અર્થવિશારદો નવા સિદ્ધાંતો સર્જે છે. આજે તેઓએ એક ડગલું આગળ વધીને ટેકનોક્રસીનું તત્વજ્ઞાન ઉભું કર્યું છે. આ તત્વજ્ઞાનની તલસ્પર્શી સમાલોચના કર્યા પછી લેખક કહે છે કે સૃષ્ટિના શ્રમજીવીઓ માટે તો એકજ આશા સમાજવાદમાં સમાયેલી છે.

—તંત્રી.

---

વિશ્વવ્યાપી આર્થિક આફતથી મુંઝાતા જગતને આશ્વાસનનો એક સંદેશ આપતાં અમેરિકાની જગવિખ્યાત કોલંબીયા વિદ્યાપીઠના વૈજ્ઞાનિક જાહેર કરે છે કે, મુડીવાદે ઉભી કરેલી કાળી સંકડામણોનો ઉકેલ તેમને સાંપડ્યો છે. એકારીને નિવારવાનું આખરે ઔષધ જડયું છે. નિર્ધનતાનો નાશ કરવાનો કીમીયો હાથ લાગ્યો છે !

અમેરિકન આમવર્ગનું દુઃખ હરવા માટે શોધાયેલા નવા તત્વજ્ઞાનને તેઓ ટેકનોક્રસી કહે છે. આ તત્વજ્ઞાનને આજે લગભગ સો જેટલા સાયન્ટીસ્ટોએ ટેકો આપ્યો છે. અને આખા અમેરિકામાં એક સપાટે ટેકનોક્રસીનું તત્વજ્ઞાન પ્રસિદ્ધ થવા માંડયું છે. એટલું જ નહિં પણ આ વિચારોએ આટલાંટિક ઓળંગીને ઇંગ્લાંડ અને યુરોપના અન્ય દેશોમાં પણ અનેકને આકર્ષ્યા છે. હિંદમાં પણ છેલ્લા માસમાં દૈનિકો તેમજ સાપ્તાહિકોમાં ટેકનોક્રસી ઉપર ખૂબ આલેખાયું છે એટલે જગતની આધીઉપાધી માટે શોધાયેલા નવા સાધનનું શુક્ષ્મ અવલોકન કરવું આ ક્ષણે અતિ જરૂરનું છે.



મુંબઈની હાઈકોર્ટ ટેનીસ ચેંપીઅનશીપ જીતનાર
**મીસીસ રાવ અને મીસ લીલા રાવ.**

**શ્રીમતી અમલ—**
મદ્રાસના જાહેર જીવનમાં આગળ
પડતો ભાગ લેનારાં સન્નારી.





**મીસીસ ફ્રેની ન. ઝાબવાળા,**
મુંબઈનાં પહેલાં પારસી બાનુ એડવોકેટ.

## ટેકનોક્રસીની ફીલસુફી

'માંચેસ્ટર ગાર્ડીયન' નામના વજનદાર પત્રમાં જણાવ્યા પ્રમાણે—

'ટેકનોક્રસીની ફીલસુફી અમેરિકાના યાંત્રિકબળના કાળજીપૂર્ણ અભ્યાસ ઉપર રચાયેલી છે. આજના યાંત્રિકવિકાસને જોતાં અત્યારના ઉદ્યોગોમાં માનવશક્તિની ઓછામાં ઓછી પડતી જરૂર ઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે કોલંબીયા વિદ્યાપીઠના લગભગ સો જેટલા વૈજ્ઞાનિકો આ અભ્યાસ કરી રહ્યા છે ત્યારે એક ન્હાનું મંડળ લગભગ દશ વર્ષથી આવો અભ્યાસ કરી રહ્યું છે.

ટેકનોક્રેટો કહે છે કે યાંત્રિક વિકાસ તેમજ માનવની જગ્યાએ યંત્રો મૂકવાની પદ્ધતિએ અત્યારે એવી સમસ્યાઓ ઉભી કરી છે કે જેનો ઉકેલ આધુનિક ઉપાયોથી થઇ શકે તેમ નથી. તેઓ કહે છે કે ૧૩૦૦૦૦૦૦ બેકાર વ્યક્તિની અત્યારે ઉદ્યોગમાં જરૂર પણ નથી.

[જો ઉદ્યોગનો વિકાસ ન થાય અને આજ કારખાનાંઓ કાયમ રહે તો આ વ્યકિતઓને પાછું કામ શોધવું અશક્ય છે–તંત્રી] તેમજ અત્યારે શોધાયેલી સર્વ યાંત્રિક શોધો જો અમલમાં મૂકવામાં આવે તો અત્યારના ઉદ્યોગમાંથી લગભગ ૧૦૦૦૦૦૦૦ વધુ માણસોને રજા આપવી પડે.

પણ જો અમેરિકન વહેપાર અને અમેરિકન જીવન આ જ કક્ષા ઉપર ટકી રહે તોજ ઉપલી ધારણા સાચી પડે. જો અમેરિકન વહેપાર ઘટે અને જીવનનું ધોરણ નીચું બને તો બેકારી હજુ પણ વધે એ ચોક્કસ છે.

ટેકનોક્રસીના અનુયાયીઓ કહે છે આ આકરી સમસ્યાઓમાંથી ઉગરવાનો એક જ માર્ગ 'કિંમતનું ધોરણ' રદ કરવાનો છે. તેઓ કહે છે કે સામ્યવાદી પદ્ધતિમાં નાણાનું ચલણ રાખવામાં આવ્યું છે એ જોતાં એ ઓછું ઉદ્દામ છે. પણ ટેકનોક્રસીના તત્વજ્ઞાનીઓ કહે છે કે જો સમાજબંધારણ તેમના મંતવ્ય પ્રમાણે સ્થાપવામાં આવે તો ૨૫ થી ૪૫ વર્ષ વચ્ચેની વ્યકિતઓ વર્ષે લગભગ ૬૦૦ કલાક કામ કરે તો અમેરિકન રાષ્ટ્રને જરૂરી વસ્તુઓ ઉત્પન્ન કરી શકશે. જીવનનું ધોરણ ૧૦૦૦ ગણુ વધશે. અને આ વસ્તુઓ પૈસાના માપથી નહીં પણ જરૂરીઆતોના માપથી પુરી પાડવામાં આવશે

તેઓ કહે છે કે અમો કંઇ વિપ્લવ માટે યોજનાઓ ઘડતા નથી. પણ અમો માનીએ છીએ કે મુડીવાદી પદ્ધતિ માનવતાને ત્રાજવે નિષ્ફળ નિવડી છે. આથી આ સમાજરચનાને આર્થિક અરાજકતામાંથી બચવું હોય તો અમારા સિદ્ધાંતો અપનાવ્યા સિવાય અન્ય માર્ગ નથી.

સાથે જ યાદ રાખવું જોઇએ કે અમેરિકા જેવા યાંત્રિક ઉદ્યોગોમા

આગળ વધેલા દેશોમાં જ આ તત્વજ્ઞાનને અમલમાં મુકવાના સંજોગો છે.

'માંચેસ્ટર ગાર્ડીયન'ના અખબાર-નવેશે ઉપર દોરેલા ચિત્ર ઉપરથી જણાશે કે આ આખીય યોજના એક કલ્પનાકાવ્ય સમી છે. યાંત્રિક વિકાસથી કામદારોને રજા મળે છે એ સત્ય છે છતાં પણ એ અધુરૂં સત્ય છે. આજે આપણી ઉદ્યોગપદ્ધતિ મુડીવાદીપદ્ધતિ ઉપર સ્થપાયેલી હોવાથી જ કામદારોને રજા મળે છે. આવતી કાલે સમાજવાદી-પદ્ધતિ ઉપર ઉદ્યોગો ચાલતા હોય તો બેકારીને નાબુદ કરવી સાવ શક્ય છે. રશિયામાં આજે એક પણ માણસ બેકાર નથી. એ એકજ વસ્તુ સમાજવાદીપદ્ધતિની સર્વોપરિતા સાબિત કરવાને પુરતી નથી?

પણ બેકારીનો ઉકેલ શોધતાં શોધતાં વૈજ્ઞાનિકોએ જે નવા તત્વજ્ઞાનને જન્મ આપ્યો છે તે તત્વજ્ઞાનનો ઉંડો અભ્યાસ કરતાં આપણને નરી નિરાશા જ સાંપડે છે. આવા અપૂર્વ બુદ્ધિશાળી મનાતા વૈજ્ઞાનિકોની આખીય યોજના શૂન્ય સમી હોય એ ખરેખર અતિ કરૂણાજનક છે. પણ વૈજ્ઞાનિકો પાસેથી આથી વધુ સરસ યોજનાની આશા રાખવી અશક્ય છે. તેઓ સાયન્ટીસ્ટ હોવાથી જીવનની વાસ્તવિકતા (Realism) સમજી શકે છે પણ સમાજના જીવનનો અનુભવ નહિ હોવાથી તેમની દષ્ટિમર્યાદા ટુંકી હોય છે. આથીજ તેઓ સમાજપરિવર્તનની જરૂર જોઇ શકતા નથી.

આ શોધક સમુદાય સ્વીકારે છે કે અસારની કાર્યપદ્ધતિથી મુડીવાદે ઉભાં કરેલાં અનિષ્ટો દૂર થઇ શકે છે. અલબત્ત સમાજવાદીઓ પણ એમ જ માને છે. પણ સમાજવાદીઓ માને છે કે જ્યાં સુધી મુડીવાદી ઉત્પાદન પદ્ધતિ ઉથલાવી પાડવામાં ન આવે ત્યાં સુધી એક પણ સામાજીક દર્દનો ઉકેલ થઇ શકે તેમ નથી. આ સત્ય તરફ આંખમિંચામણા કરવામાં ટેકનોક્રેટોની આ આખી યોજના અર્થશૂન્ય બની જાય છે.

જગતના આમવર્ગને અત્યારે સૌથી મ્હોટી જરૂર તો મુડીવાદનો નાશ કરવાની યોજનાની છે. પણ તેમ કરવાને બદલે આ વૈજ્ઞાનિકોની ન્હાની ટોળીએ ઉત્પાદનની વહેંચણીની કલ્પનાઓ શરૂ કરી છે. તેઓ સમાજમાં ચાલી રહેલા વર્ગવિગ્રહ ઉપર એક શબ્દ પણ બોલતા નથી. સમાજની અંદર શેઠ અને નોકર, માલિક અને કામદાર, અને જમીનદાર અને ખેડુત વચ્ચે ચાલી રહેલા સનાતન વર્ગવિગ્રહ તેઓ જોઇ શકતા નથી. સાથે જ શેઠ, માલિક, અને જમીનદારની સંસ્કૃતિનો નાશ કર્યા વગર ઉત્પાદન આમવર્ગમાં વહેંચી શકાય તેમ નથી એ વસ્તુ તેમને દિવસ છતાં દેખાતી નથી.

આ સિવાય એક અન્ય કારણ પણ તેટલું જ મહત્વનું અને ગંભીર છે. આજે સમગ્ર ઉત્પાદન ઉપર મુડીદાર વર્ગનો કાબુ છે. આ વર્ગ આપમેળે એક સુંદર પ્રભાતે પોતાના કારખાનાની ચાવીઓ કોલંબીયા વિદ્યાપીઠના આ વૈજ્ઞાનિકોને જઇને સોંપી આવે એવી આશા કેટલા બુદ્ધિમાન મનુષ્યો રાખી શકશે? અને જ્યાં સુધી ઉત્પાદનના સાધનો ઉપર લોકમાલિકી સ્થાપી શકાય નહિ ત્યાં સુધી વૈજ્ઞાનિકોની આ આખી યોજના એક અણુમાત્ર પણ કામ આવી શકે તેમ નથી.

સાચી વસ્તુ તો એ છે કે વૈજ્ઞાનિકોની આ યોજના એક સ્વપ્નભૂમિ છે. સમાજવાદી સૃષ્ટિમાં અમલમાં મુકી શકાય તેવો આ પ્રોગ્રામ છે. બાકી સમાજવાદી માર્ગને બદલે આ તત્વજ્ઞાન જરાયે કામ આવી શકે તેમ નથી. જે તત્વજ્ઞાન આલમની ઉપાધીનું મૂળ નિવારવાને સાવ અશક્ત હોય તે તત્વજ્ઞાન સૃષ્ટિના શ્રમજીવીઓને શું કામનું?

* * *

**પણ આ વૈજ્ઞાનિકો** સાયન્ટીસ્ટ હોવાથી સત્ય વસ્તુસ્થિતિ નીહાળી શકે છે. તેઓ મુડીવાદની પદ્ધતિને તૂટતી જોઇ શકે છે. તેઓ સાચું જ કહે છે કે મુડીવાદે ઉભી કરેલી સમસ્યાઓ કોઇ પણ રીતે ઉકેલી શકય તેમ નથી. આથી જ તેઓએ મુડીવાદની ઉત્પાદન પદ્ધતિને ઉથલાવી પાડવાનો માર્ગ બતાવવો જોઇએ. પણ તેમ કરવાને બદલે તેઓએ એક કલ્પનાભૂમિ સર્જી કહાડી છે. પણ સાથે જ આ વૈજ્ઞાનિકો જાણીજોઇને કે અજાણતાં મુડીવાદના હાથમાં રમી જાય છે. આ વૈજ્ઞાનિકો દ્વારા મુડીવાદીઓ પોતે ઉભા કરેલા દુઃખની ભૂતાવળ યાંત્રિક વિકાસ ઉપર ફેંકી શકે છે. સમાજને સહન કરવાં પડતાં સર્વ દુઃખનો દોષ તેઓ યાંત્રિકવિકાસ ઉપર મુકી શકે છે. એટલું જ નહિ પણ જો ટેકનોક્રસીનો વાદ વધુ ચાલશે તો પણ મુડીવાદને બદલે યાંત્રિકવિકાસને જ સાંપ્રત બેકારી માટે જવાબદાર ગણતા થઇ જશે. આમ તેઓ અજાણતાં મુડીવાદીઓના હિતમાં જ કામ કરી રહ્યા છે. આથી જ યાંત્રિકવિકાસ ઉપર વધુ ભાર મુકવાની વૃત્તિ ઉપર મર્યાદા મુકાવી જોઇએ.

* * *

**હવે તેમની** મૂલ્યપદ્ધતિ પર આવીએ. ટૂકનોક્રસીના સિદ્ધાંત પ્રમાણે બે કલાકનો શારીરિક શ્રમ જગતની જરૂરીઆતો મેળવવા માટે પુરતો મનાય છે. આ સિદ્ધાંત મૂળ માર્કસીઝમનો છે From all according to his abilities to all according to his needs–'શક્તિ અનુસાર સૌ કોઇ આપે અને જરૂરીઆત પુરતું સૌ કોઇ લે' એ ભાવના ઉપર તેમણે તેમની મૂલ્યપદ્ધતિ ગોઠવી છે પણ મુડીવાદના પતન પછી અને સાચા સમાજવાદની સ્થાપના વચ્ચેના સંક્રાંતિ કાળમાં તેમની આ વ્યવસ્થા જરાયે ચાલે તેમ નથી. સંક્રાંતિકાળમાં [Transitional period] શ્રમનું વર્ગીકરણ કરવું જરૂરનું છે. તેમજ જે દેશમાં યાંત્રિકવિકાસ હજુ વિશાળ હદ સુધી પહોંચ્યો નથી ત્યાં લગભગ છ કે સાત કલાકના શ્રમની પણ જરૂર પડશે એ નિર્વિવાદ વસ્તુ છે. આથી જ ટેકનોક્રસીનું તત્વજ્ઞાન અમેરિકા સિવાયના અન્ય પછાત દેશોમાં કંઇ જ કામ આવી શકે એમ નથી. એટલું જ નહિ પણ એકલા અમેરિકામાં પણ આ તત્વજ્ઞાનનો શી રીતે અમલ થઇ શકશે એ બાબત અતિ શંકા ભરેલી છે.

* * *

**ત્યારે ઉપલી અન્વેપણા** પછી દેખાશે કે ટેકનોક્રસી એ વૈજ્ઞાનિકોનું નવું તૂત છે. આમવર્ગનું લક્ષ મુડીવાદથી અળગું કરીને યાંત્રિક વિકાસ તરફ દોરવાની એ માત્ર એક યુક્તિ છે.

જનતા આવા તત્વજ્ઞાનથી ન ભરમાઇ જાય એ જોવું અગત્યનું છે. જનતાના આર્થિક, રાજકીય, સામાજીક ઉત્કર્ષ માટે સમાજવાદ સિવાય અન્ય કોઇ માર્ગ નથી એ ફરીથી એકવાર સાબીત થયું છે. મુડીવાદીઓના ભાડુતી બુદ્ધિમાનો કામદારવર્ગને ચુંથવી નાંખવા માટે અનેકવાર નવા નવા નુસ્ખાઓ શોધે છે. આજથી બે વર્ષ પહેલાં સ્વાધીન અર્થવાદ હતો. આ યુક્તિ નિષ્ફળ જતાં અમેરિકાના મુડીવાદે ટેકનોક્રસીનું તત્વજ્ઞાન ઉભું કર્યું છે. સ્વાધીન અર્થવાદની માફક આનું આયુષ્ય પણ અલ્પજીવી નીવડશે એ ચોક્કસ છે.

# સોવિયેટ રશિઆનો—

મુડીવાદી અને સમાજવાદી એટલે ઉભેલાં રશિઆના માનવ- અને સામ્યવાદી વર્તમાનપત્રો અનેક વચ્ચેથી સાચી પરિસ્થિતિ પારખવાનું મુશ્કેલ બને છે. આ કારણથી તટસ્થ અભ્યાસી સીડનીવેબના લેખનો સાર- કાલનાં અજવાળાં ઝીલવાનો જેમને વાંચવાનું ન જ ચુકે:-

આર્થિકમંદી જ્યારે આખી આલમને આવરી રહી છે અને એનાં પરિણામે બેકારીનો બાઉ જગતના મોટા ભાગ પર ડોળા વિકસાવતો ઉભો છે ત્યારે શ્રમજીવીઓના પ્રાણ સમા એ સોવિયેટ રશિઆમાં બજેટની અંદર એ અબજ રૂબલનો વધારો થયો છે. ત્યાં નથી કોઇ એક પણ બેકાર અને નથી ત્યાં સામ્રાજ્યવાદી દેશના શ્રમજીવીઓ સરખી કંગાળ સ્થિતિ. સોવિયેટના શ્રમજીવીઓની સ્થિતિ વિષે જુદાં જુદાં સામ્રાજ્યવાદી પત્રો જનતાને ખોટો ખ્યાલ આપી રહ્યાં છે અને તેથી જ ત્યાંના 'શ્રમજીવીઓ વિષે થોડી માહિતી આપવી અસ્થાને નહિ ગણાય.

રશિઆમાં ઉત્પાદન કરનારા માણસોના ચાર મુખ્ય ભાગો પાડી શકાય.

(૧) આજ સુધી સ્વતંત્ર રીતે કામ કરતાં ૮૦ લાખ ખેડુત કુટુંબો છે. તેઓ બહારના મજુરો રોકતા નથી. તેઓ પોતે ઉત્પાદન કરેલ માલની ગમે તેમ વ્યવસ્થા કરી શકે છે.

(૨) આથી બમણી સંખ્યામાં આવેલ કુટુંબો ભેગા મળીને મોટા પાયા પર ખેતી ચલાવે છે. સામાન્ય રીતે તેઓ રાજ્યની મદદથી જે કંઇ ઉત્પન્ન કરે છે તે પર પોતાની સ્વતંત્ર માલીકી ધરાવે છે અને કેટલેક ઠેકાણે 'કોમ્યુન્સ' પણ સ્થપાયાં છે.

(૩) વધુમાં આને મળતાં આવતાં જ વીસ લાખથી ત્રીસ લાખ કારીગર કુટુંબો છે જેઓ સંયુકત સંચાઓ વાપરે છે અને ઉત્પન્ન થયેલ માલ રાજ્યને અથવા તો ખરીદ કરનારી સહકારી સંસ્થાઓને વહેંચે છે. આ સાથે જ શિકારીઓનાં, મચ્છીમારોનાં અને એવા કેટલાક બીજે ધંધો કરનારાઓ પણ સંયુકત થઇને કામ કરે છે.

(૪) છેલ્લો પણ બહુ અગત્યનો એવો વર્ગ તો કારખાનામાં કામ કરી જીવન- સામગ્રીઓ ઉત્પન્ન કરતો વર્ગ છે. આ વર્ગની સંખ્યા આખી વસ્તીના ચોથા ભાગ જેટલી છે. તેઓને મહેનતના બદલામાં પગાર મળે છે.

આ ચોથા વર્ગ વિષે અત્રે થોડી માહિતી આપવામાં આવેલ છે.

આ કામદારો ખાણોમાં, વહાણોમાં, રેલ્વે પર કે કારખાનાંઓમાં કામ કરી

# શ્રમજીવી સમુદાય.



સમાજરચનાના વચ્ચેના સંક્રાન્તિકાળને જીવનની વ્યવસ્થા વિષે મુડીવાદી પ્રકારનાં વિધાનો કરે છે. તે બંને કામ બહારની દુનિયાં માટે બહુ વૃત્તિવાળો અને સમાજરચનાના અઙ્ગ ભાગ નીચે આપ્યો છે. આવતી શોખ હોય તે સૌ આ લેખ

—તંત્રી.



રહેલ છે. ફક્ત આ જ કામદારો કામદાર સંઘના સભ્યો હોઇ વ્યવસ્થિત બનેલ છે. તેઓને મળતા પગાર વિષે ચોકકસપણે કંઇ કહી શકાય તેમ નથી. તેઓને મહેનતાણા બદલ માસિક ૫૦ થી ૫૦૦ રૂબલનો પગાર મળે છે, પણ આ પગાર પર કંઇ સુખ-સામગ્રીનો આધાર રહેતો નથી. રહેઠાણોનાં ભાડાં અને વસ્તુની કિંમત એક માણસની આવક પર અવલંબે છે. વધુમાં જો વસ્તુ ખરીદાતી ન હોય તો નાણાંની કિંમત કોડીની પણ નથી અને કેટલીક વખત જોઇતી ચીજો બજારમાં મળી શકતી નથી. આ બાબતમાં તો દરેક માણસે કોઇ પણ સહકારી સંસ્થા અથવા રેસ્ટોરાંનો સભ્ય થયે જ છુટકો. દરેક કામદાર પોતાના રહેઠાણ માટે આવકના ૧૦ ટકા ભાડું આપે છે. કંઇ પણ ફી લીધા સિવાય તેનાં બચ્ચાંઓને શિક્ષણ અપાય છે તેમ જ દવા પણ મફત મળે છે. સ્ત્રી કામદારોને પ્રસવ પહેલાં બે માસની તેમ જ પ્રસવ પછી બે માસની પગાર વગારે રજા મળે છે. વધુમાં તેઓનાં મફત વિમા ઉતરાવવામાં આવે છે.

૧૯૧૪ માં રશિઅન કામદારોની સ્થિતિ હતી તે કરતાં ૧૯૩૨ માં તે ઘણી સુધરી છે. તેમના જીવનધોરણમાં દિન-પ્રતિદિન સુધારો થતો જાય છે. સૌથી અગત્યની વાત તો એ છે કે તેને ચાલુ કામ મળે છે અને છેલ્લાં બે વર્ષથી તેને એક પણ દિવસ બેકાર રહેવું પડયું નથી. આ બાબતમાં તે અમેરિકન કે ઇંગ્લીશ કામદાર કરતાં વધારે સુખી છે.

શ્રમજીવીઓનું સ્થાન અને તેઓનાં બંધારણ વિષે વિચાર કરવો વધુ અગત્યનો છે. તેમને હંમેશ એમ સમજાવવામાં આવે છે કે તેઓનાં માટે જ સર્વે વસ્તુઓ છે અને તેઓ જ કોઇ પણ બાબતનો નિકાલ કરી શકે છે. હજી પણ કહેવાય છે કે ગુલામી રદ કરવાનો કાયદો કર્યા છતાં ગુલામી રહી છે તો સ્પષ્ટપણે કહેવા દો કે અત્રે વસના ગુલામો માને છે કે તેઓ જ શેઠ છે.

કામદારોની ખાસ સંસ્થા ટ્રેડ યુનીઅન છે. બીજા કોઇ પણ દેશમાં ટ્રેડ યુનીઅનને જેટલું મહત્વ અપાતું નથી તેટલું અહિં અપાય છે. તેના સભ્યોની સંખ્યા આસરે ૧૨૦ લાખની છે. દરેક કામદાર આનો સભ્ય હોય છે જ. રશિઅન ટ્રેડ યુનીઅનનું

કામ બીજા દેશનાં યુનીઅન કરતાં નિરાળું જ છે. આ ફરક દેખાડી આપે છે કે બીજા દેશો કરતાં રશિઆ કેટલું આગળ પ્રગતિ કરી રહ્યું છે. બીજા દેશોમાં ટ્રેડ યુનિઅન કામદાર વર્ગના બળવાની સંસ્થા ન હોય તો પણ મુડીવાદી કારખાનાંવાળાઓ સામે શ્રમજીવી વર્ગની આર્થિક લડત લડનારી સંસ્થા તો છે જ. પણ રશિઆમાં તો મુડીવાદ નષ્ટ થયેલ હોવાથી આ સંઘ રાજકારભારમાં પોતાનો હિસ્સો આપે છે અને ઉત્પાદનની વ્યવસ્થા કરે છે.

બીજા દેશોમાં ફક્ત એક જ ધંધો કરતા શ્રમજીવીઓનું સંગઠન થાય છે અને આખા કારખાનામાંથી ફક્ત જે જાતના સભ્યો યુનીઅનમાં હોય તેઓના જ આર્થિક લાભ માટે લડત કરવામાં આવે છે. એક કારખાનામાં કામ કરતા માણસો આથી એક જ યુનીઅનના સભ્ય બની શકતા નથી. પણ રશિઆમાં તો આથી જુદું જ છે.

. રશિઆમાં પગાર મેળવનાર કામદારોની મોટી ઔદ્યોગિક સંસ્થાઓ ૪૬ છે જેમના પેટા ભાગો જ્યાં ત્યાં ફેલાયેલ છે. આમાં સભ્યોની જાત, ધર્મ, વય વિગેરે કંઇ લક્ષમાં લેવાતું નથી. દરેક કામદાર એક સંસ્થાનો સભ્ય બને છે અને લવાજમ તરીકે પોતાની આવકના બે ટકા ભરે છે. કારખાનાંનો દરેક સભ્ય-ભલે તેનું ખાતું જુદું હોય-તોપણ એક જ યુનીઅનનો સભ્ય બને છે. જો કોઇ કામદાર પોતાનું કારખાતું છોડી બીજે કામ કરવા જાય તો તે પહેલાંના યુનીઅનનો સભ્ય મટી જઇ નવા યુનિઅનનો સભ્ય બને છે.

આમ દરેક કામદાર પોતે કયા ધંધામાં આગળ પડતો છે એથી ન ઓળખાતાં તે કયા કારખાનામાં કામ કરે છે તેથી ઓળખાય છે. આથી દરેક માણસ પોતાના કારખાનાને જેમ બને તેમ વિશેષ લાભ કરવા યત્નો કરે છે.

એક કારખાનામાં કામ કરનારાઓ પોતાનું નાનુંશું યુનીઅન સ્થાપે છે અને વખતોવખત ચર્ચા માટે કે ફેક્ટરી કાઉન્સીલના પ્રતિનિધિઓ ચુંટવા માટે મળે છે આ ફેક્ટરી કાઉન્સીલમાં આસરે બાર સભ્યો હોય છે. તેઓ અવારનવાર કામકાજ માટે ભેગા મળે છે અને પ્રાંતિક પરિષદોમાં પ્રતિનિધિઓની ચુંટણી પણ તે જ કરે છે.

આમ ગામમાંથી શહેર, શહેરમાંથી પ્રાંત, પ્રાંતમાંથી ઇલાકો અને ઇલાકામાંથી દેશ એમ સોવિયેટની રીત પ્રમાણે સંસ્થાઓ અને બંધારણો ઘડાય છે. દરેકમાં કારોબારી કમીટિ, પ્રીસીડીઅમ, પ્રેસિડંટ, સેક્રેટરી વિગેરે ચુંટાયેલા હોય છે. આમ લાખો રશિઅન મજુરો ભિન્નભિન્ન યુનીઅનોના સભ્યો બન્યા છે. આ ૪૬ મુખ્ય યુનીઅનોમાંથી ઓલ-યુનીઅન ટ્રેડ યુનીઅન કોંગ્રેસમાં સભ્ય સંખ્યા મુજબ પ્રતિનિધિઓ પાઠવવામાં આવે છે. આ મુખ્ય કોંગ્રેસની સાથે મસલત કરીને જ સરકાર પ્રજાકીય ઉદ્યોગોનું માર્ગદર્શન આંકે છે

આ ટ્રેડ યુનીઅનો પોતાના સભ્યોની ફરિયાદો સાંભળીને યોગ્ય નિકાલ કરે છે. માત્ર ખોરાક કે પગારથી જ ન અટકતાં તે પોતાના સભ્યોના સામાજીક વિમા, સારાં રહેઠાણો વિગેરે બાબતોની ચાંપતી દેખરેખ રાખે છે. કામના કલાક અને પગારનું પ્રમાણ પણ યુનીઅન જ ઠેરવે છે. આથી કોઇ પણ વખતે હડતાલ પડવાનો સંભવ રહેતો નથી.

સાધારણ રીતે પગારોનાં ધોરણ બાંધવામાં આવેલ છે. આ ધોરણ 'સામાજીક અગત્યતા'ને અંગે બંધાયેલ છે. સૌથી ઓછામાં ઓછો પગાર જીવનના ધોરણને ટકાવી રાખવા જેટલો તો છે જ. સામાન્ય રીતે આવાં આઠથી દશ ધોરણ હોય છે.

અમુક ધોરણમાં અમુક જ માણસ રોકવાં એવો કંઇ નિયમ નથી. જેમ લાયકાત વધતી જાય તેમ કામદારોને ઊંચુ ધોરણ અપાતું જાય છે. આથી ઇર્ષ્યાને ત્યાં સ્થાન રહ્યું નથી. સૌથી ઉંચા ધોરણમાં કામ કરનારને સૌથી નીચા ધોરણના કામદાર કરતાં આસરે ચારગણો પગાર મળે છે.

ઘણે અંશે તો કામદારો જ પોતાનું ધોરણ ઠરાવે છે. દરેકને પોતાના કરતાં ઉંચા ધોરણમાં મરજીમાં આવે ત્યારે બદલી કરવાની અરજ કરવાની છુટ છે; અને જો તે ઉપલા ધોરણને લાયક હોય તો તુરત જ તેની બદલી કરી ઉંચે ચઢાવવામાં આવે છે. આ બાબતનો નિકાલ ત્યાંના કાર્યકર્તાઓ કરે છે. જો કાર્યકર્તાઓના ન્યાયથી કોઇ કામદારને સંતોષ ન થાય તો તેને ઉપર અપીલ કરવાનો સંપૂર્ણ હક્ક છે. સાધારણ રીતે કંઇ પણ અસંતોષ માલુમ પડતો નથી કારણ કે હંમેશ તેમને યાદ દેવામાં આવે છે કે સોવિયેટનો નિર્ણય જેમ બને તેમ વધારે બુધ્ધિશાળીઓ ઉત્પન્ન કરવાનો છે અને આથી સર્વત્ર તેમને શિક્ષણ આપવાની શાળાઓ કાઢવામાં આવેલ છે કામદારોનો બહુ મોટો ભાગ આ શાળાઓમાં શિક્ષણ લે છે. જેમ તેઓ જલ્દી ઉંચા ધોરણમાં આવે કાર્યકર્તાઓ તેમ વધારે ખુશી થાય છે.

કામદારોને અમુક કામ કરવા બદલ અમુક પગાર નિયત કરવામાં આવેલ છે પણ જો તે આનાથી વધારે કામ કરે તો તેને પ્રમાણમાં વધુ પગાર મળે છે. મુડીવાદના નાશથી તેમના પગાર--કાપ થવાની ધાસ્તી સદંતર નાબુદ થઇ છે. આથી શ્રમજીવીઓ સ્વેચ્છાએ વધારે કામ કરે છે અને દેશની પેદાશમાં વધારો કરે છે. આમ પગાર બાબતમાં કામદારોને કાળજી કરવાનું રહ્યું નથી. દરેક કામદાર અતિ ઉત્સાહથી પોતાનું કામ શીખે છે અને એટલા જ ઉમંગથી નવા શીખનારાઓને શીખવે છે; કારણ કે તેમનું ધ્યેય જેમ બને તેમ વધારે શીખાઉ કામદારોની ભરતી કરવાનું છે. આથી જ તેઓ નિયમસર હાજર રહે છે અને કદિ પણ ખાડા કરતા નથી તેમ જ વખત નકામો ગુમાવતા નથી. વિશેષમાં, તેઓમાંથી કેટલાક તો સ્વયંસેવકો બનીને વિશેષ કામ વગર પગારે કરે છે. અને એમ કરીને જે યોજના અંકાઇ હતી તેમાં કોઇ કારખાનું પછાત રહી ગયું હોય તો તેની પેદાશ પુરી કરી આપે છે.

રશિઆની પ્રગતિ આ શ્રમજીવીઓને જ અંગે છે. આ કામ લંબાણ ચર્ચાના પરિણામરૂપ છે. ત્યાં આજે મુડી અને મજુરીના ઝગડા નથી રહ્યા. ધીમે પણ મક્કમતાથી ખાનગી મિલ્કતોનો નાશ કરવામાં આવે છે.

આમ શ્રમજીવીઓને પાર્થિવ લાભ મળ્યો છે એટલું જ નહિ પણ યુદ્ધ પૂર્વે તેઓની જે સંસ્કૃતિક સ્થિતિ હતી તે અત્યારે ઘણી સુધરેલી દીસે છે. આજે કેળવણીનો પ્રચાર ત્યાં જોસભેર ગતિ કરી રહ્યો છે. પહેલાં તો સામાન્ય રીતે કામદાર અભણ અને અજ્ઞાન, ગંદો, દારૂડીયો, ખર્ચાળ અને અનિયમીત હતો. આજે શહેરમાં વસતો દરેક કામદાર સામાન્ય બ્રિટિશ કે અમેરિકન કામદાર કરતાં વિશેષ ચોપડીઓ વાંચે છે, તે બરોબર નિયમસર કામ કરવા આવે છે, તેનાં કપડાં હવે ચોકખાં અને સારાં હોય છે, તે સીનેમા અને નાટકોમાં વારંવાર જાય છે. આ સીનેમામાં સામ્યવાદનો મૂખ્ય પ્રચાર હોય છે. આજે જો તે જર્મન કામદાર જેટલી ઉદ્યોગોમાં બુદ્ધિ ધરાવતો ન હોય તો પણ તે બહુ જ તિમ ગતિથી પ્રગતિ તરફ પગલાં પાડી રહ્યો છે. શહેરોમાં સર્વત્ર મ્યુનિસિપાલીટીઓ તેઓ માટે નવાં રહેઠાણો બાંધી રહેલ છે. મોસ્કોમાં આજે સારાં અને વ્યવસ્થિત ઘરો આવેલાં છે.

ટુંકામાં, સોવિયેટના શ્રમજીવીઓએ છેલ્લા દશકામાં બીજા કોઇ પણ દેશના શ્રમજીવી કરતાં અપૂર્વ પ્રગતિ સાધી છે.

એક એકાંકિ નાટિકા



# ગ્રાન્ડ રિહર્સલ—



જનતા જે નાટકો જોઇને મલકાય છે, જે નાટકશાળાઓ જન-સમાજને માટે શિક્ષણશાળાઓ છે એમ કહેવાય છે, તે નાટક ભજવનારાઓનાં જીવન કરૂણ નાટકમય હોય છે. મુડીવાદીઓની દાસી બની ચુકેલી રંગભૂમી પણ શ્રીમંતોના ધનશોષણનું સાધન બની ગઇ છે. તેમાં કલાકારોની કલાનું અને તેમના ચેતનનું ધીરે ધીરે ખૂન થાય છે. એ નાટકશાળાનું આ નાટક તેનો પોલો વાંસો રજુ કરે છે.

## દૃશ્ય પહેલું

સ્થળ: રંગભૂમિ.

સમય: સ્હવારના સાત

[રંગભૂમિ પર થોડાક પર્દા બે'ચ-નારા મજુરો પર્દાની ગોઠવણની મજુરી કરી રહ્યા છે. એક તરફ વેર-વિખેરવાળ વાળા ૨૦—૨૫ છોકરાઓ આંખોમાં ઉંઘ સાથે ટોળે વળીને બેઠા બેઠા હાર્મોનિયમ સાથે સુરને તાલીમ આપવા સા—રી—ગ—મ લાંબે સુરે પોકારે છે. ત્યાં નૃત્યશિક્ષક આવે છે.]

### નૃત્યશિક્ષક

[મોટેથી સત્તાવાહી સ્વરે] ચાલો, છોકરાઓ.

[છોકરાઓ આજ્ઞાનો ઝડપી અમલ કરતા નથી એમ માની લઇ]

અલ્યા, મગનીયા, પસલા, અમલા, પભલા ચાલો જલ્દી કરો, હમણાં રિહ-ર્સલ શરૂ થશે.

[છોકરાઓ ઝપઝપ કરતા ઉઠી, રંગભૂમિની મધ્યમાં ગોઠવાયે છે. નૃત્યશિક્ષક એક ખુરશી ખેંચી લાવી તે પર બેસીને, આજ્ઞા કરતાં]

ચલાવ. નાચ શરૂ કરો. કેમ અલ્યા છગનીયા, આજે પેલી ભૂલ ફરી નહિં થાય ને?

છગનીયો

મેં તૈયારી તો કરી છે.

નૃત્યશિક્ષક

વારૂ ત્યારે, ચાલો જોઉં. તા, થૈ; થ,થ; થૈ; થ,થ,થ,થ, થા, થૈ.

[છોકરાઓ નાચવા લાગે છે. એક છોકરાની ભૂલ પડતાં]

હં. ત્યાં બધાઓએ એક સામટા પગ સ્થિર કરી દેવાના સમજ્યા.

[રંગભૂમિ પર ઘંટ વાગે છે. અને મોટી ઉમ્મરના નરો એક પછી એક આવવા લાગે છે. તે જોઈ]

ચાલો હવે, સાંઝે ત્રણ વાગે બરાબર હાઝર થઈ જજો.

# →લેખકઃ—સીતારામ જે. શર્મા

અલ્યાઓ ઉભા રહો. અલ્યા પેમલા આમ આવ.

[પેમલો તેની પાસે જાય છે. તેના ગાલ પર સણસણતી લપડાક લગાવીને]

સાળા, હજી તું એની એ ભૂલ કરે છે. આજે રાત્રે તો ગ્રાન્ડ રિહર્સલ છે. તારો બાપ તને ને મને આજને આજ કાઢી મૂકશે, ખબર નથી.

[બીજી લપડાક લગાવે છે.]

બરાબર ધ્યાન રાખ. તારે બરાબર વચ્ચે વાંકા વળીને ઉભું રહેવાનું છે. જો હવે ભૂલ ન કરતો.

[પેમલો જાય છે]

ચાલો જોઉં, ફરીથી. તા, થૈ, થ, થ, થૈ.

[નાચ ચાલે છે. થોડીક ક્ષણો પછી]

અલ્યા છગનીયા, તું તો સાળો ડફોળ જ રહ્યો.

[ખુરશીની બાજુમાં પડેલી સોટી લઈને તેની પાસે જઈ પગ પર બે ત્રણ ચમચમાવી દે છે. છગનીયો જેમ તેમ ડુઠવાને રોકી ભૂલ સુધારે છે.]

## દૃશ્ય બીજું.

સ્થળઃ એ જ. સમયઃ સ્હવારના આઠ.

[મજુરો થોડા બાંકડા ગોઠવી જાય છે. એક તરફ ટ્રીપોય, તેની પાસે ગાદીવાળી ખુરશી અને થોડીક બેન્ટવુડની ખુરશીઓ મૂકે છે.

દરવાજા પાસે એક માણસ એક્ટરોની હાજરી પુરતો ઉભો હોય છે.

બધા એક્ટર્સ ગોઠવાઈ જાય છે, તે પછી કંપનીનો મૂખ્ય સ્ત્રીપાત્ર જે એસીસ્ટંટ ડાયરેક્ટર છે તે આવે છે. બધા બેઠે બેઠે તેને બે હાથ જોડી જય જય કરે છે. તેટલામાં પુરૂષપાત્રમાં પ્રખ્યાતી મેળવનાર ડાયરેક્ટર આવે છે. બધા તેને ઉઠીને જય જય કરે છે.

ડાયરેક્ટર ગાદીવાળી ખુરશી પર બેસે તેટલામાં તેનો નોકર નાટકની 'પ્લે' લાવીને ટ્રીપાઈ પર મૂકે છે.]

ડાયરેક્ટર.

ચાલો, માણેકલાલ.

[માણેકલાલ આગળ આવે છે. તેને દમામદાર ગંભીરતાથી]

શરૂ કરો.

## માણેકલાલ.

હા જી.

[પ્રોમ્પટર તેની નજીક આવીને નાટકની નકલ લઇ ઉભો રહે છે.

માણેકલાલ સૂત્રધરનો પોતાનો પાર્ટ બોલવા માંડે છે]

ઓહો! આજનું વાતાવરણ કેવું હુલ્લાસમય છે...

## ડાયરેક્ટર.

[તેને અટકાવીને] તમે તો ન્યાતે હજામ તે હજામ જ રહ્યા. મેં કેટલી વખત કહ્યું કે 'ઉલ્લાસમય' બોલવાનું ધ્યાન રાખો, છતાં તમારો 'હુ' ગયો જ નહિં. અને બોલો છો તે પણ કેવું રોતલ! જુઓ આમ બોલજો. [સાભિનય]

ઓ-હો! આજનું વાતાવરણ કેવું ઉલ્લાસમય છે. સમજ્યા. ચાલો, બોલો જોઉં?

## માણેકલાલ

[જરાયે અપમાન ન લાગ્યું હોય તેવા શાંતિથી, નમીને] હાજી

ઓ-હો! આજનું વાતાવરણ કેવું હુ-ઉલ્લાસમય છે.

## એસી. ડાયરેક્ટર

કેવું ઉપર ભાર મૂકવાનો. અને આકાશ તરફ દ્દષ્ટિ રાખી પ્રેક્ષકો સામે આમ હાથ હલાવીને વાતાવરણ બનાવવાનો અભિનય કરવો જોઇએ.

## સંગીતશિક્ષક

[બીજે ખુણેથી આવીને]

ચાલો દયારામ તમારૂં ગાયન ગાઇ જાઓ.

[દયારામ ઉઠીને જાય છે.]

[એક ખુણે હાર્મોનીયમ માસ્તર અને તબલચી બેઠા હોય છે. બાજુમાં સંગીતશિક્ષકની ખુરશી છે. અને સામે ગાનારાની ખુરશી પડી છે. તેની પર દયારામ જઇને બેસે છે એટલે]

હં, શરૂ કરો.

## દયારામ

[ગાવા માંડે છે]

કેએએવું સુખદ મમ ભાગ્ય......

## સં. શિક્ષક

[વચ્ચેથી અટકાવીને] ભા લંબાવવો જોઇએ. તમે તો એવા ને એવા જ રહ્યા [ખેદ દર્શાવી] જુઓ કે એ એ એવું સુખદ મમ ભા આ આ ગ્ય.

[દયારામ એનું અનુકરણ કરે છે. તે વખતે રંગભૂમિના સામે છેડેથી ગુસ્સાનો અવાજ સંભળાય છે]

## ચિત્રકાર

[પોતે જે પર્દો ચિતરી રહ્યો હોય છે, તેની પર સુતારે નવા 'સેટીંગ' ની દોડાદોડીમાં લાકડું પાડવાથી રંગતું કુંડું ઢોળાઇ જવાથી ગુસ્સે થઇ બરાડા પાડતો]

સાળા, હરામખોર આંધળો છે? પાજી નહિં તો? હવે આનું શું થશે!

## સુતાર

[નરમ બની ગયેલો]

મેં કંઇ જાણી જોઇને પાટીઉં પાડી નાખ્યું નથી...

## ચિત્રકાર

[ગુસ્સામાં વધારો કરતો]

એ બધાં તારાં બહાનાં છે. સાળા, બબુચક.........

### સુતાર

મોં સંભાળીને વાત કરો.

### ચિત્રકાર

સાળા, ચોરી પર શિરજોરી કરે છે.

[ ટીસ્કવેર લઇને તે એની ઉપર ધસે છે. બન્ને વચ્ચે મારામારી શરૂ થાય છે. ખળભળાટ વધે છે. અને એકટરો, ઘાટીઓ, ડાયરેકટર વગેરે ત્યાં દોડી જાય છે. ]

## દ્રશ્ય ત્રીજું

**સ્થળ:** એ જ **સમય:** રાત્રિના સાડાઆઠ

[ પ્રેક્ષકોને સ્થાને નાટક મંડળીના માલિક, તેના બેચાર મિત્રો, લેખક, કવિ, ડાયરેકટર વગેરે બેઠા છે. ચાર દિવસ પછી ભજવવાના નાટકનું ગ્રાન્ડ રિહર્સલ ચાલુ છે

હાઇકોર્ટનો દેખાવ ન્યાયાધિશ સમક્ષ એક મુકદમો ચાલતો હોય છે. ]

### માલિક

[ પોતે સહુનો ભાગ્યવિધાતા છે એની વણમાગી ખાત્રી આપતો હોય તેવા સત્તાવાહી અવાજે ]

અલ્યા એ ઉભો રહે.

[ એકટર્સમાં મૌન પથરાય છે. ]

[ ન્યાયાધિશ પાત્રને ઉદ્દેશી ] તું અહિં કોણ છે તે ખબર છે?

### એક્ટર

[ ડરતાં ડરતાં ]
મારે ન્યાયાધિશની ભૂમિકા ભજવવાની છે.

[ બે હાથ જોડે છે ]

### માલિક

પણ તું તો શાક વેચવા બેઠો હોય તેવો લાગે છે. જરા ટટાર, ગંભીર, જજને શોભે તેમ બેસવું જોઇએ, સમજ્યો?

### એક્ટર

હાજી, મારી ભૂલ થઇ.

[ તે ફરીથી બે હાથ જોડી પગે લાગે છે ]

### માલિક

વારૂ, આગળ ચલાવો.

[નાટક આગળ ચાલે છે]

[ સગૌરવ ] મલજી મારૂં કહેવું બરાબર છેને?

### મલજી

[તે નાટક મંડળીનો ડાયરેકટર છે]
જી હા. મેં એને કેટલીયે વાર ટોંકયો પણ બાધા જેવો છે.

[રંગભૂમિ પર દશ્યપલટો થાય છે. તે વખતે બગીચામાં મૂકેલા ફુવારા વચ્ચેનું પુતળું પડી જાય છે]

### માલિક

[ મોટેથી બરાડો પાડી ]

કયાં ગયો પેલો સાળો અર્જુન?

### અર્જુન

[સુતારખાતાંનો એ આગેવાન અંદરથી એકદમ દોડતો વીંગ આગળ આવીને]

કેમ સાહેબ?

### માલિક

આ શું છે? પેલું પુતળું કેમ પડી ગયું? સાળા તમે લોકો બધા ખીચડીખાઉ છો. [ઉકળે છે ને બીભત્સ ભાષાનો આશરો લે છે] શનિવારે આવું થશે તો લોકોમાં મારી હાંસી થશે તેનો તને ખ્યાલ છે?

### અર્જુન

[ગભરાતો, બે હાથ જોડી]

સાહેબ, મારો દોષ નથી. ધાડીઓએ કંઈક ગોટાળો કર્યો છે. હું હમણાં જ બધું દુરસ્ત કરું છું. [દોડતો અંદર જાય છે]

### માલિક

સાળા, બધા જ મફતના પગાર-ખાઉઓ છે.

[નાટક આગળ ચાલે છે. લેખકને પાસે બોલાવી] જુઓ, આ ભાગ બહુ જ ઢીલો જાય છે. તમે મોટા લેખક થયા, પણ પ્રેક્ષકોનો 'ટેસ્ટ' શું છે તેનું તમને ભાન નથી.

### લેખક

[નમ્ર ભાવે]

આપ શ્રીમાનની આજ્ઞા અને ઇચ્છા હોય તેવો ફેરફાર કરી આપવા સેવક તૈયાર છે.

### માલિક

તમે સફાઇથી ચીપી ચીપીને બોલવાનું જ સમજ્યા છો, [પાછળ બેઠેલા કારકુનને] અલ્યા, મણિલાલ ભૂલપત્રકમાં નોંધી લે, અહિં સુધારો કરવાનો છે તે.

### કારકુન

જી, નોંધું છું.

[બીજો અંક શરૂ થાય છે. નાટકની નાયિકા જે સતિ છે. તે પોતાના પતિને ખરાબ દોસ્તોની સોબતનો ત્યાગ કરવા સમજાવી રહી હોય છે]

### માલિક

[આજ્ઞાસૂચક સ્વરે]

એલા એ ડાયલા! મોટી સતિનું કામ કરે છે અને હાવભાવ તો વેશ્યા જેવા કરે છે. ખબર છે પ્રેક્ષકો તારા એ ચેનચાળા જોઇને શું કહેશે?

### ડાહ્યલો

જી,

### માલિક

જોઉં ફરીથી બોલવા માંડો.

[વળી એ જ ભાગ ફરીથી ભજવાય છે.]

ત્યાં એવાં ટાયલાં ન કર 'પ્રાણનાથ' એમ કહેતાં સતિનાં મોંઢા પર કેવા ભાવ હોવા જોઇએ? આ તુ નાટક નથી કરતો, પણ ખરેખરી ઘટના બની રહી હોય તે ભજવે છે એ યાદ રાખજે.

### ડાયલો

વારૂજી.

[ચંદ્રિકામાં રસીલો ને રસીલી સ્નેહ સંવનન કરતાં દેખાય છે. રસીલી શૃંગારનું ગાયન લલકારે છે]

### માલિક

[બીજે છેડે બેઠેલા કવિને ઇશારતથી બોલાવી]

આ ગાયન બહુ જ પોચું છે. તે નહિં ચાલે.

### કવિ

[નાટકના કવિને છાજતા વિનયપૂર્વક]

આમાં ચંદ્રિકાની સરખામણી અને અલંકાર...

### માલિક

[તોછડો બનતાં]

એ તમારા અલંકાર બલંકારને નાખો જહાન્નમની ખાડીમાં. તમે જાણો છો કે હું છેલ્લાં પચીસ વર્ષથી આ કંપની ચલાવું છું. મને તમારા કરતાં વિશેષ અનુભવ છે. મારે આ ગાયન જોઇએ નહિં.

### કવિ

[ વિશેષ નમ્ર બને છે ]

વારૂજી, આપ શ્રીમાનની જેવી ઇચ્છા હું કાલે સવારે જ નવું ગાયન આપી દઇશ.

### માલિક

મારે તો સાત વખત વન્સમોર પડે તેવાં ગાયનો જોઇએ........

[એટલામાં રંગભૂમિ પરનો બીજો ટ્રાન્સફર સીન આવે છે. પરંતુ તેજ વખતે વીજળીની બત્તીઓ થવી જોઇએ તે થતી નથી. અને રંગભૂમિ પર અંધકાર છવાય છે. તેથી એકદમ ઉશ્કેરાઇ]

અલ્યા શું થઇ ગયું આ? કયાં ગયો પેલો સાળો વામનરાવ!

[શેઠને ગુસ્સે થયેલા જોઇ કેટલાક માણસો વામનરાવને બોલાવવા દોડાદોડ કરી મુકે છે. માલિક તે દરમિયાન વધારે ઉશ્કેરાય છે]

સાળાઓ બધા મફતનો પગાર ખાવા એકઠા થયા છે.

[તે હલકી ભાષા વાપરવા લાગે છે]

### વામનરાવ

[હાંફ્લો ફાંફ્લો દોડતો આવી.]

કેમ સાહેબ!...

### માલિક

તારો સાહેબ ગયો જહાન્નમમાં. આ બધું શું ગોટાળો છે? સાળાઓ જાણતા નથી......

### વામનરાવ

[સગૌરવ]

સાહેબ, ગાળ આપવાનું કંઇ કારણ નથી......

### માલિક

[ઘણો જ ઉશ્કેરાઇ]

કેમ તું મોટો બાજીરાવનો દીકરો થઇ ગયો કેમ? સાળાને ઘણો મિજાજ...

### વામનરાવ

શેઠ, મોં સંભાળીને વાત કરો. મને તમે ગાળ સાંભળવાનો પગાર આપતા નથી...

### માલિક

[ઉશ્કેરાઇને એકદમ સ્ટેજ પર જવા ધસે છે. ઘણા માણસો તેને સમજાવવા દોડે છે. 'સાળો એ શું સમજે છે?' એ અને બીજી ગાળો શેઠના મોંમાંથી નીકળતી હોય છે.

સ્ટેજ પર વામનરાવ આવતા ઘાવ ઝીલવા અને આત્મસંરક્ષણ માટેની તૈયારી સાથે મર્દની માફક ટટાર ઉભો હોય છે]

### ડાયરેક્ટર

આપ, શાંત થાઓ હું ઘટતું કરૂં છું.

### કવિ

શ્રીમાન આપ આમ ન ઉશ્કેરાઓ.

### લેખક

..સાહેબ, નોકર માણસ સાથે આપ...

### માલિક

[બરાડા પાડતો]

એ મારી સામે બોલે? ત્રણ ટકાનો ચટણો આમ મને ધમકાવે?–નહિ, નહિ, એને હમણાં ને હમણાં અહિંથી લાત મારીને હાંકી કાઢો [હાંફે છે]–સાળાને એક મિનિટ પણ અહિં ઉભો રહેવા ન દો.

### વામનરાવ

[સ્ટેજ પરથી]

હું હમણાંજ ચાલી જવા તૈયાર છું, પણ તમારી ગાળ...[બે ત્રણ એક્ટરો એના મોં આડો હાથ દાબે છે]

### માલિક

પોલીસને બોલાવો—બસ, પોલીસને બોલાવો, પોલીસ, પોલીસ...

[બરાડા મારે છે. બીજાઓ તેને સમજાવવા મથે છે]

—પર્દો પડે છે—



# વિકૃતા (!)

(સુપ્રસિદ્ધ અંગ્રેજી નાટ્યકાર બર્નાર્ડ શૉ. જે પોતાની હમણાંની જ હિંદની મુલાકાતથી આપણા વર્તમાનપત્રોમાં વધુ પ્રસિદ્ધ થયેલ છે. તેણે પોતાના નાટ્યજીવનના આરંભમાં જ નોર્વેજીયન નાટકકાર હેન, રીક ઇબ્સનની કલા અને ઇબ્સનની સમાજશાસ્ત્ર સંબંધેની ભાવનાઓનું વિવેચન કરતું એક પુસ્તક લખેલું છે. તેમાંના એક શુદ્ધ સિદ્ધાંતલક્ષી, અને પ્રત્યેક રાષ્ટ્રનાં સ્ત્રીજીવનને સ્પર્શતા એક પ્રકરણ 'The Unwomanly Woman'નો આ અનુવાદ છે લેખકે પોતે સ્ત્રીજીવનના આ જ આદર્શને સ્પષ્ટ કરતા થોડાએક લેખો અત્યાર અગાઉ અપણા જુદા જુદા સામાયીકોમાં આપેલા છે. નીચે રજુ થતા લેખનો પ્રારંભીક ભાગ અજાણ્યા માણસોને સમજવાને માટે થોડી ઘણી વિગતોની જરૂર છે. પરંતુ લેખનો એ ભાગ બહુ મહત્વનો ન હોવાથી તેને સમજવાની જરૂર જ લાગતી નથી એટલે એટલી હકીકત મુકી દઇ જ્યાંથી વિવેચન શરૂ થાય ત્યાંથી જ એકાગ્ર રીતે સમજવાની વિનંતી છે.—લેખક.)

ઇ. સ. ૧૮૯૦ ની સાલમાં 'મેરી બેશકરસેફની ડાયરી' પ્રસિદ્ધ થતાં આપણાં સાહિત્યમાં એક જાતનો વિચિત્ર આવેશ ઉત્પન્ન થઇ રહ્યો હતો. આ પુસ્તકની ટુંકી રૂપરેખા "રીવ્યુ ઓફ રીવ્યુઝ"માં મી૦ વીલીયમ સ્ટેડે આપેલી છે; અને રાષ્ટ્રજીવનના પ્રાથમીક સિદ્ધાંત તરીકે જાતિય પવિત્રતાને પ્રથમ સ્થાન આપવાના આદર્શના મોહમાં આ પુસ્તકની



લેખક : શ્રી :

સામે તેમણે કેટલીક ટીકાઓ પણ કરેલી છે. મી૦ સ્ટેડમાં કેટલીક ઇબ્સેનાઇટ શક્તિઓ છે; એનામાં આત્મશ્રદ્ધા છે, નિશ્ચયાત્મકતા છે, સહૃદય મતસ્વાતંત્ર્ય છે, અને સૌથી વધુ તો એ છે કે પોતાને જે કહેવું હોય તે દુનિયાને સાંભળવાની ફરજ પાડી શકે છે. એણે માનેલા કેટલાક મહાન આદર્શોમાં મુખ્ય આદર્શ સ્ત્રીત્વનો છે. આ આદર્શના સમર્થનમાં

# નારી ભાવના



## બાવચંદ માવજી વડેરા

બી. એ., એલ. એલ., બી.

દરેક આદર્શવાદીના સંબંધમાં બને છે તેમ તે ગમે તેવું વિચિત્ર અને દેખીતું અસત્ય વિધાન પણ માનવા તૈયાર થઇ જાય છે. જ્યારે ઉપરોક્ત પુસ્તક તેમણે જોયું ત્યારે તેમને થયું કે કાં તો મેરી સ્ત્રી ન હોવી જોઇએ, અગર તો પોતાનો સ્ત્રીત્વનો આદર્શ ખોટો હોવો જોઇએ, કારણ કે મેરીએ પોતાના જીવનનો આપેલો હેવાલ મી૦ સ્ટેડની આદર્શસ્ત્રી કરતાં તદ્દન વિરૂદ્ધ સ્વરૂપનો હતો. સાચેસાચ એમણે માન્યુ કે મેરી સ્ત્રી નથી. તેમણે લખ્યું છે કે "શુદ્ધ સ્ત્રીત્વના અંશો મેરીના જીવનમાં દેખાતા જ નથી. સાચી સ્ત્રીના તદ્દન વિરોધી ગુણો એમાંથી પ્રકટ થાય છે." મી૦ સ્ટેડની મુખ્ય દલીલ એ હતી કે સ્ત્રીત્વના એમણે માનેલા આદર્શનો પહેલો મુદ્દો સંયમ અને આત્મબળ મેરીમાં બિલ્કુલ નથી. છતાં તેમને કબુલ કરવું પડયું છે કે મેરીએ સતત છ વર્ષ સુધી દરરોજના દશ દશ કલાકના હિસાબે શ્રમ કરી પોતાની ધંધાદારી કલાનો વિકાસ સુંદર રીતે સાધ્યો હતો અને તે પણ સંજોગોના કોઇ પણ પ્રકારના દબાણ વિના માત્ર સ્વેચ્છાથી. આ હકીકતને સંયમ કે આત્મબળના સાક્ષીરૂપ ન માનનાર કોઇ માણસને માત્ર છ જ મહિના સુધી આટલો શ્રમ કરવાનું મારૂં આવ્હાન છે. છતાંયે વિલીયમ કહે છે કે સંયમ નથી.

પરંતુ એનો મુખ્ય વિરોધ તો નીચેના શબ્દોમાં જણાય છે, "મેરી કલાકાર હતી, સંગીતકાર હતી, બુદ્ધિમાન હતી, તત્વજ્ઞાની હતી, અભ્યાસી હતી, ગમે તે હતી; પરંતુ એને સ્ત્રીનું કુદરતી પ્રેમાળ હૃદય ન હતું, એને સ્ત્રીનો સ્વાભાવિક પતિ કે પુત્ર માટે આત્મબલિદાન આપી શકે તેવો ભવ્ય આત્મા નહતો." સાચી વાત તો એ છે કે સમાજને કુંઠીત કરતી આદર્શોની મુર્ખાઇમાં સૌથી વધુ ભયંકર મુર્ખાઇ એ છે કે સ્ત્રીને માટે આત્મભોગ આપવો એ સ્વાભાવિક છે એમ સ્ત્રીની

પાસે જ મનાવી તેના જીવનમાં પરાણે આત્મભોગ ઉપજાવવો. અને આટલા આટલા પ્રયાસ છતાં કોઇ સ્ત્રી એમ જાહેર કરે કે એવો આત્મભોગ પોતે નથી આપવા માગતી તો એમ જાહેર કરવું કે તે સ્ત્રી જ નથી. હિંદુસ્તાનમાં તો આ મુર્ખાઇ એટલી હદ સુધી લઇ જવામાં આવી છે કે ત્યાં એવું મનાય છે કે, સ્ત્રી પોતાના પ્રેમાળ, વફાદાર, અને ક્ષમાશભર્યા સ્વભાવને લીધે પતિના મરણ પછી જીવી જ શકતી નથી. અને જે ચિતા પતિના મરેલા શરીરને બાળે છે તે ચિતામાં તેણે પણ હોમાવું. આશ્ચર્યની વાત છે કે બિચારી સ્ત્રીઓ પોતે સાચી સ્ત્રીઓ નથી એવું મનાઇ જવાની બીકથી—પોતાનામાં પોતાના જાતિય સ્વભાવથી વિરૂદ્ધ કૃત્રિમ માનવતા રહેલી છે તેવું સિદ્ધ થવાની બ્હીકથી લાગણીના આવા માદક ઘેનનાં ઉન્માદમાં પોતાની જાતને જીવતી સળગાવી દે છે. બ્રિટિશ રાજ્ય થતાં આ સતી થવાની રૂઢી બંધ કરવામાં આવી છે. છતાં સ્ત્રીજાતિનાં આવાં બલિદાનો જુદા જુદા સ્વરૂપમાં એટલી જ વિઘાતક રીતે પ્રચલિત છે. મી. સ્ટેડ આ આદર્શના સૌથી મોટા ગુરૂ છે. એક સ્ત્રીની ડાયરીમાં એવા શબ્દો આવે કે 'હું મારી જાતને જ ચાહું છું'' અગર તો, ''હું ધર્મ સિદ્ધાંતના, ઇશ્વરના—મારી જાતના સોગંદ ખાઇ કહું છું કે મારે ચાર વર્ષમાં પ્રખ્યાત થવું જ છે.'' ત્યારે મી. સ્ટેડના આ આદર્શને કેટલો આઘાત પહોંચતો હશે? આ જુવાન ઓરત પોતાની પ્રતિભા અને શક્તિને પોતાના જીવનને માટે વાપરતી હતી; જ્યારે મી. સ્ટેડના આદર્શ પ્રમાણે એ બધું એણે પતિ કે સંતતિનાં જીવન માટે વાપરવું જોઇએ. પછી મી. સ્ટેડ મેરીને માટે માને કે ''સાચે સાચ તે પ્રતિભાસંપન્ન હતી. પરંતુ સ્ત્રી તો હતી જ નહિં.'' તો તેમાં શી નવાઇ?

હવે આપણે એ આદર્શનું પૃથક્કરણ કરીએ. મેરી સ્ત્રીત્વના સ્થાપીત આદર્શનાં ચોકઠામાં સમાતી આજની સ્ત્રી કરતાં તદ્દન વિરૂદ્ધ પ્રકારનું વ્યક્તિત્વ ધરાવતી હતી; મી. સ્ટેડને પણ એટલું તો સ્વીકારવું જ પડ્યું છે. પોતાની દ્દઢતા, મહત્ત્વાકાંક્ષા અને ઉલ્લાસભર્યા સ્વભાવથી મેરી સર્વત્ર આનંદનું મોહક વાતાવરણ પ્રસરાવતી. જ્યારે આદર્શ ગણાતી સ્ત્રીની નિર્બળતાનો હંમેશાં લાભ લેવાય છે, એટલું જ નહિં પરંતુ તેના વેદનાભર્યા જીવનથી—બલિદાનથી માત્ર વેદના જ ઉપજે છે. તેના તરફ એક પ્રકારનો અણગમો સહુને ઉપજે છે. કોઇ પણ પુરૂષ એવું જાહેર નથી કરી શક્યો. કે તેના આત્માને આવા આત્મબલિદાનથી સંપૂર્ણ સંતોષ ઉપજે છે. આવું બોલનારને આપણે કાયર અને ઢોંગી ગણી કાઢીએ છીએ. પુરૂષત્વનો સાચો વિકાસ મેરીએ જે લાગણી પોતાના જીવન માટે પાળી છે તે લાગણી પર જીવવામાં છે. અને આ કારણથી માત્ર પુરૂષ તરફનો સ્નેહ કોઇને બોજો થતો નથી. સ્વાશ્રયી માણસના સાનિધ્યમાં કોઇ પણ માણસને મુશ્કેલીઓ આવતી નથી. જ્યારે આત્માનુ બલિદાન આપવાની વાતો કરનાર માણસ એક જાતના બોજારૂપ, જવાબદારી રૂપ એક પ્રકારની આડખીલી અને સનાતન વેદના સમો લાગે છે †જે માણસ પોતે

---

† મહાત્મા ગાંધીજીનું જીવન અને તેના વખતોવખત આવતા અપવાસો આ સાથે જરા સરખાવી જોવા જેવા નથી લાગતા?

વિજય મેળવી શકે છે તેજ બીજાને અપાવી શકે. અને બીજાની વિજયાકાંક્ષા તરફ તેને જ સહાનુભૂતિ હોય કે જેને જીવનના વિજયની કલ્પના સાંપડી હોય.

આદર્શઘેલા સમાજમાં બલિદાન અને સમર્પણ આપતી સ્ત્રીઓને આવશ્યક તત્ત્વ તરીકે સ્વીકારવામાં આવેલ છે. પણ વસ્તુતઃ આવા સમર્પણથી ઉપજતી વિકૃત અસરોના પરિણામથી સ્ત્રી અને પુરૂષ બંન્ને અજાણ્યા નથી. આ વિકૃત પરિણામનો સૌથી ગંભીર દાખલો સ્ત્રીઓમાંથી જાતિય વાસનાનો સદંતર અભાવ થતો જાય છે, તે છે. આ સમર્પણની વેદના જેણે એકવાર ભોગવી છે, તે પળેપળે એથી દૂર થવા મથી રહે છે. પ્રેમ જ્યાં સ્વતંત્ર નથી. ત્યાં એની મોહકતા ઉડી જાય છે અને પ્રેમ આપવાની ફરજ પછી તે રૂઢીથી આવતી હોય કે કાયદાથી અગર ખોટા લાગણીવશ થવાના ચેપી રોગથી આવતી હોય, પણ તેની અસર સર્વત્ર સરખી જ હોય છે. એવા પ્રસંગે પ્રેમ ધિક્કારપાત્ર બને છે. એની પવિત્રતા ગુંગળાઇ જાય છે. જ્યાં સુધી પોતાની જાત અને પોતાની તાકાતથી ઉપજતાં સુખો પોતે સ્વાધીન રીતે સાચવી શકે તેવી સત્તા માણસમાં નથી હોતી ત્યાં સુધી એ સુખો બીજાને આપવાની કલ્પનાથી સામા માણસમાં એ સુખ માટે માનવૃત્તિ ઉદ્ભવતી નથી. સ્ત્રીમાં કે પુરૂષમાં ગમે તે જાતિમાં સાચો પ્રેમી એ જ ગણાય છે જે માનભરી રીતે પ્રેમ લઇ દઇ જીવન જીવવા માગે. અગર પ્રેમ વિના ચલાવી શકે. આજના કાયદેસર થતાં લગ્નોથી આવી જાતની સ્વતંત્રતા એમાંથી એકેય પક્ષને નથી. કારણ કે કાયદાથી ઉપજતા ફરજીયાત લગ્નસંબંધથી પ્રથમ તો એમાંથી ઉપજતા ફરજીયાતપણાના તત્વને હળવું પાડવા લગ્નને આદર્શ બનાવનાર સાહિત્યનું સર્જન થાય છે;—ગમે તેવા આ ફરજીયાત લગ્નો પ્રતિકુળ હોય પણ સમાજને સજીવ રાખવા માટે તેની આવશ્યકતા તો છે જ. બીજું પરિણામ એ આવે છે કે આવો સુંદર આદર્શ છતાં એ જ લગ્નની વિષમતાને નિવારવા છુટાછેડાનો કાયદો ઘડવો પડે છે અને લગ્ન છતાંયે એ સંબંધમાં જોડાવાની અનિચ્છાને નિભાવવી પડે છે.

છેવટે એ જ લગ્નના આ તત્વનો નાશ, આપણે એમાંથી ઉપજતા બચ્ચાઓની સંભાળ એના ઉત્પાદકોએ નહિં પણ સમાજે અને રાજ્યે રાખવી એમ કહીને કરી નાખીએ છીએ. †

આમ વસ્તુસ્થિતિ હોવાથી અને આપણો સમાજ સીધી રીતે પુરૂષતંત્રથી જ ચાલતો હોવાને લીધે, આપણે સ્ત્રીજીવનને પુરૂષજીવનની માફક એક સ્વતંત્ર અને સ્વસંપૂર્ણ જીવનની નથી માનતા. સ્ત્રી આપણે મન પુરૂષની ભૂખને ઉત્તેજવા અને સંતોષવા ઉપજાવાઇ હોય તેમ લાગે છે.. આદર્શ સ્ત્રીની આપણી વ્યાખ્યા એ કે તેણે આદર્શ પુરૂષની આજ્ઞાંકિત દાસી તરીકે રહેવું. કોઇપણ વ્યકિતને સ્વાલંબી, સ્વતંત્ર વસ્તુ તરીકે નહિ પણ બીજી કોઇ વસ્તુના માટે જ ઉપજેલી ગણવી તેનો અર્થ એ કે તેના જીવવાના સદંતર હકકને છીનવી લેવો. જે પુરૂષો સ્ત્રીઓના સ્વતંત્ર જીવનના હક્કનો અસ્વીકાર કરી રહેલ છે તે જ પુરૂષોની કામવાસના સંતો-

† અહિંથી કેટલીક હકીકત વાંચકોને રસ નહિં પડે એમ માનીને મુકી દીધી છે.

પત્નામાં સ્ત્રીજીવનનું શ્રેય માનવું તે કોઈપણ સ્વમાની માણસ માટે અપમાનજનક છે. સ્ત્રી જો આ સમજી શકે તો તેણે કાં તો બળવો કરવો જોઈએ અગર તો પોતાની જાત અને શરીરનો આવો દુરૂપયોગ થાય તે સામે અણગમો ઉપજાવવો જોઈએ. જ્યારે જ્યારે સંજોગો અનુકુળ હોય છે, જ્યારે જ્યારે સ્ત્રી પોતાની પ્રતિભાથી સમાજમાં પોતાને મળેલું સ્થાન ન ગુમાવવું પડે તેવી ચાલાકીથી પોતાનું ચારિત્ર્ય ગુમાવી શકે છે, ત્યારે ત્યારે સ્ત્રી જરૂર બળવો કરે છે. પણ અણગમો સ્ત્રી બતાવે છે ખરી? જરાય નહિં કારણ એ છે કે, સ્ત્રી હંમેશા પોતાની જાતને છેતરે છે. પોતાનો પ્રિયતમ જે પ્રેમ એના તરફ ઢોળી રહ્યો છે તેમાં દેહભૂખ–અને કામવાસનાનું તત્વ જરાય નથી. સ્ત્રી માને છે કે પ્રિયકરનો પ્રેમ સુંદર, નિસ્વાર્થી, પવિત્ર, શુધ્ધ અને ભવ્ય છે. આ પ્રેમથી પુરૂષનો આત્મા ઉચ્ચ બને છે, સ્ત્રીનો આત્મા ભવ્ય બને છે. સ્ત્રીની વિચારદશા જ એવી છે કે જ્યારે કોઈ માણસ એમ જાહેર કરે કે આ પુરૂષનો પ્રેમ તે પ્રાણીશાસ્ત્રની પ્રાથમીક જરૂરીઆત દેહભૂખનું જ ઉજળું સ્વરૂપ છે, ત્યારે તે જાહેર કરનાર તેને વક્રદર્શી લાગે છે. પુરૂષ સ્ત્રીના આ ભ્રમને હંમેશાં પંપાળ્યા કરે છે. કારણ કે સત્ય એને પણ અણગમતું છે. એને પોતાને પણ સ્નેહની ગાંઠ બાંધવી હોય છે. માત્ર ધંધાદારી કરાર નથી કરવો હોતો. સાચા પ્રેમના અંશો બંનેમાં છે. જો કે અત્યારે તો સ્ત્રીપુરૂષના સંબંધમાં જે ભૂખને તેઓ છાવરવા પ્રયાસ કરે છે તે ભૂખ સિવાય બીજું કંઈ જ નથી. પરિણામે આપણો સાધારણ ધંધાદારી માણસ આદર્શ પ્રણયની ભ્રમણામાં પડી લગ્ન કરે છે. બંને પતિપત્ની સાથે મળી પોતાનું લગ્ન અત્યંત ભવ્ય આદર્શમાં પરિણમશે એમ નક્કી કરે છે. અને પછી આ આવી યોજના ભાંગી પડે છે. યુવાન વહુને પાછળથી એમ લાગે છે કે એનો વર પોતાને તરછોડી ધંધા તરફ વધુ ધ્યાન આપી રહે છે. એના પતિની આવી જીંદગી–એની સમગ્ર પ્રવૃત્તિ–એના બધા હર્ષાનન્દો બધું એના ઘરની બ્હાર એ ભોગવે છે. ઘરમાં માત્ર તેનો એક જ સ્વાર્થ હોય છે. અને તે સ્વાર્થ તે એ પુરૂષની શરીરભૂખ. આ સ્વાર્થ પૂરતાં જ લગ્ન હતાં. એમ એ લગ્ન સમારંભ વખતે કહેનારને લોકો આદર્શદ્રોહી ગણતા.

પછી સ્ત્રીનું કર્તવ્ય માત્ર એક જ. એની જરૂર પડે ત્યારે જવું અને બાકીના કલાકો ઉદાસીનતામાં ગાળવા. આ પરિસ્થિતિમાં સ્ત્રી બિચારી શું કરી શકે? તે જો એની સામે થાય તો સ્વાધીન માણસ તેના વિના ચલાવી લેવા તૈયાર હોય છે. જ્યારે સ્ત્રી પોતે તો પોતાની સામાજીક સ્થિતિ, આહાર, વ્યકિતગત ચારિત્ર્ય, પ્રતિષ્ઠા, અને જીવનની બીજી બધી જરૂરીઆતો માટે તેના પર જ આધાર રાખી બેઠી હોય છે. જ્યારે આવાં લગ્નો અને એના તેમાંથી મળતા પતિની વિરૂધ્ધ પહેલી જ વાર અણગમો થાય છે ત્યારે સ્ત્રીને આ બધું સુઝી આવે છે. પણ ગમે તેવી કમનસીબ સ્ત્રીના સંબંધમાં પણ આ અણગમાથી ઉપજતી વેદના લાંબો કાળ ચાલતી નથી. પત્ની તરીકે જે સ્વમાન તેણે ગુમાવ્યું હોય છે તે માતા તરીકે સ્ત્રી મેળવે છે. ધંધામાં જેટલી જરૂરીઆત પુરૂષની હોય છે. તેટલી જ માતા બનવામાં સ્ત્રીની છે.

પોતાના બાળકોને ઉછેરવા માટે તેની સર્વ કાળે, સર્વ સ્થળે જરૂર પડયા કરે છે. બિચારી સ્ત્રી પતિ હંમેશાં ધંધા અને વેપારનું ચિંતવન કરતો ઘર બહાર ફર્યા કરે છે તેનો અફસોસ બાંધો કાળ ન નીભાવતાં છોકરાંમાં વીંટાઇ જાય છે. એ સ્વરૂપે જ્યારે સ્ત્રી જીવે છે ત્યારે પતિની હાજરી પણ અસહ્ય થઇ પડે છે. આ રીતે લગનના આદર્શ સંબંધ બાબતનો તેનો ભ્રમ તદ્દન દૂર થયો હોવા છતાં પરિણામે કંઇક શાંતી મળતી હોવાથી લગ્ન તરફ તેનો બહુ જ તિરસ્કાર નથી રહેતો. છેવટ કંઇ નહિં તો છોકરા છોકરીઓને ઠેકાણે પાડવા માટે પણ આવાં હોય તેવાં લગ્નોની પણ જરૂર છે એમ તે માને છે. પરંતુ તે ચોક્કસ માને છે કે જે જ્ઞાન તેને આજે થાય છે તે છ માસ અગાઉ થયું હોત તો તે જરૂર લગ્ન ન કરત.

માતૃત્વનું સ્વાસ્થ્ય એ આ બધાનું એક વ્યવહારીક નિરાકરણ છે. પરંતુ તે પણ પુરેપુરૂં સંતોષજનક નથી સાધારણ રીતે ઠીક સ્વભાવનો ધણી હોય ત્યાં સુધી તેની સાથે રહીને પણ ગૃહવ્યવસ્થા અને બાળઉછેર પર પોતાની વૃત્તિઓને વાળી લેવાય એવા આકસ્મીક સ્ત્રી સ્વભાવને લીધે એ નિરાકરણ મળી આવે છે. આમાંથી એક બીજો નિષ્ઠુર આદર્શ ઉત્પન્ન થાય છે. અને તે એ કે સ્ત્રીઓને માટે સુંદર ગૃહવ્યવસ્થા અને બાળઉછેર એ બે વસ્તુ જ સ્વાભાવિક અને કુદરતી ધર્મ હોવો જોઇએ. માટે જે સ્ત્રીઓમાં આ બે તત્વ ન હોય તે સ્ત્રીઓ જ નથી હોતી. એ તો જાણે કોઇ ત્રીજી જ જાતિમાં આવે. સાચી વાત એ છે કે આ ગૃહજીવન દરેક સ્ત્રીને સ્વાભાવિક જરાયે નથી, જેમ દરેક પુરૂષને લશ્કરી જીવન સ્વાભાવિક નથી તેમ. રાષ્ટ્રીય આવશ્યકતા વખતે જેમ ઘણીવાર દરેક સશક્ત પુરૂષને હથીઆર ઉઠાવવાની ફરજ પડે છે. તેમ કોઇ પ્રસંગો પર દરેક સ્ત્રીને સંતતિની પથારી પર જ રહેવું ફરજીયાત ગણી શકાય. પણ આથી એમ ન માનવું કે સ્ત્રીના સ્તનમાંથી જેમ દૂધ ઉત્પન્ન થાય છે તેટલી જ સ્વાભાવિકતાથી સ્ત્રીમાં ગૃહજીવન જીવવાની હોંશ અને નૈસર્ગીક વાસના ઉદ્ભવે છે. મોટે ભાગે સ્ત્રીઓ બાળકો પ્રત્યે મમતાવાળી હોય છે. તેમજ બીજાનાં બાળકો કરતાં પોતાનાને વધુ ચાહે છે તે વાત સાચી પણ એ જ પ્રમાણે કેટલાક પુરૂષો પણ બાળકો પ્રત્યે મમતાવાળા હોય છે. આથી કંઇ એવું સાબીત કરાય કે પુરૂષોએ પણ સંતતિ ઉછેર માટે જ જીવન ખર્ચવું. આ સિદ્ધાંત વધુ સ્પષ્ટ કરવા એક સ્હેજ વિચિત્ર દાખલો લઇએ. ઘણી સ્ત્રીઓ બીજાં કેટલાંક પ્રાણીઓ† તરફ વધુ સ્નેહાળ હોય છે. અને બીજાએ પાળેલાં પ્રાણી કરતાં પોતાનાં પ્રાણી તરફ વધુ પ્રેમ દર્શાવે છે. પણ આમાંથી એવો અર્થ કાઢી શકાય ખરો કે સ્ત્રીઓએ માત્ર એવી જાતના પ્રાણીઓની જ સારવારમાં જીવનને વાળી લેવું? સ્ત્રીઓ માટે રસોડું અને બાળકની પથારી સ્વાભાવિક સ્થાન છે એમ માનવું તે પોપટને માટે પાંજરૂં જ સ્વાભાવિક સ્થાન છે એમ માનવા જેટલું જ બાલીશ અને મૂર્ખતાભર્યું છે. સાધારણ સ્થિતિનાં વ્યવહારીક પક્ષીઓ કદાચ તેમના માલીક જોડે સહમત થઇ કબુલ કરતા

† ઇંગ્લાંડમાં કુતરા. આપણે ત્યાં ગાય, ભેંસ વિ.

હશે કે જ્યાં સુધી ખાવાનું, પુરતું ખાવાનું મળતું હોય ત્યાં સુધી પીંજરામાં પણ ઠીક છે. કેટલાક આદર્શવાદી પક્ષીઓ પણ હશે કે જે એમ પણ માનતા હોય કે પક્ષીજાતનું જીવન ઘરેઘરે આનંદ આપવામાં, કાલા કાલા શબ્દો બોલવામાં અને આત્માનું—અને સ્વતંત્રતાનું બલિદાન આપી જીવનને સફળ બનાવવામાં જ વિતાવવું જોઇએ. તેમ વખતે તત્ત્વજ્ઞાની પક્ષીઓ પણ હોય કે જે પીંજરાની પરાધીનતા વેદનાભરી હોવાને લીધે એ ઇશ્વરની સજા હશે એમ પણ માનતાં હોય. પરંતુ એવાં બુદ્ધિમાન ગણાતાં પક્ષીઓ પણ હશે કે જે એમ માનતાં હોય કે પીંજરામાંથી પક્ષીને બ્હાર કાઢવાં અને ક્રુર બિલાડીઓનો ભોગ થવા જવા દેવાં. અગર તો વિષમ જીવનસંગ્રામમાં એ નાજુક પક્ષીને ઘડેલી તેમની સુંદર પ્રતિભાને મુંઝવી નાખવી તે ઘાતકીપણું છે. આમ છતાં એકાદ સ્વતંત્ર વાસનાભર્યું પક્ષી એવું પણ હશે કે જે જીવન જીવવાની અને ઉલ્લાસભર્યું બનાવવાની પ્હેલી શરત તરીકે સ્વાધીનતા માગતું હોય. એ પક્ષી સ્વાર્થી છે એમ તમે કહેશો. પોતાના કુંટુંબનાં હિત કરતાં પોતાનું હિત વધુ ઉંચુ ગણે છે એમ પણ તમે કહેશો. કદાચ જગતની સેવા કરતાં પણ જીવનના ભોગને વળગી રહે છે એવું પણ તમે જાહેર કરશો. માણસજાતનાં સ્વાધીન જીવનનું અનુકરણ કરવામાં આ પક્ષીએ પોતાનું પક્ષીપણું ગુમાવ્યું છે એમ માનવા છતાં પણ તમારે તેની ભાવનાને પ્રશંસવી જ પડશે. કારણ કે એની સાથેના તમારા સંબંધમાં તમારે કાં તો તેને છોડી મુકવું પડશે અગર તો મારી નાખવું પડશે.

આ બધાનો સાર એ છે કે જ્યાં સુધી સ્ત્રી પોતાના ઉપર પડતી વિવિધ ફરજો જેવી કે આવા આદર્શ પ્રત્યેની, પતિ પ્રત્યેની, પુત્ર પ્રત્યેની, સમાજ, કાયદો અને નીતિ પ્રત્યેની ફરજોનો નાશ નહિં કરે ત્યાં સુધી તેની મુક્તિ નથી. એની સૌથી મોટી ફરજ પોતાની જાત પ્રત્યેની છે. પરંતુ પોતાની જાત પ્રત્યે માણસને ફરજ હોઇ જ શકે નહિં, કારણ કે લેણદાર અને દેણદાર બંને એક જ વ્યકિત હોય ત્યારે લ્હેણું રદ થઇ જાય છે. આ રીતે પોતાની નિરંકુશ વાસના, સ્વાધીન મનોદશા અને વૃત્તિ પર સંયમો ને બંધનો નાખતી રાક્ષસી ફરજોનો નાશ કરવામાં જ પોતાની જાત પ્રત્યેની ફરજ બજાવાઇ જાય છે—આ કારણથી સ્ત્રીએ ફરજ માત્રનો વિરોધ કરવાનો રહે છે. આ વિરોધમાં જ એના સ્વસંપૂર્ણ જીવનની કલા ખીલશે. કારણ કે સ્ત્રી પુરૂષની ગુલામ છે એમ કોઇપણ કહી શકે તેમ નથી. લોકો તો એમ કહે છે કે સ્ત્રી પોતાના સમાજ પ્રત્યેના અને વ્યકિત પ્રત્યેના ધર્મ અને ફરજની ગુલામ છે. સાચી વાત એ છે કે પુરૂષે જેમ વિધવિધ ફરજોને છુંદી નાખી પ્રગતિ સાધી છે, તેમ સ્ત્રીએ પણ કરવાનું છે. ઘણીવાર બને છે તેમ સ્ત્રી કદાચ પોતાની આ મૂર્તિભંજક મનોદશાનો એવી રીતે બચાવ કરે કે પોતાના આદર્શો અને ફરજો આ સ્વાધીન ભાવનાથી વધુ સુરક્ષિત થાય છે. સાધારણ બુદ્ધિના માણસો આમ માની લેશે પણ ખરા. પરંતુ સાચી વાત તો એ છે કે આવા આદર્શોના કોથળા ભરી ભરીને દૂર ફેંકવાથી જ સ્ત્રી અને પુરૂષ વચ્ચે સાચી સમાનતા આવશે. જે લોકોને આ જાતનું ખંડન ન ગમતું હોય ને ત્રાસ વછુટતો હોય તેમણે આશ્વાસન લેવુ

કે આ રદ્દી સિદ્ધાંતોને બદલે નવજીવન્ત સિધ્ધાંતો તુર્ત જ ગોઠવાઇ જશે અને સંસાર વધુ સરળતાથી ચાલશે. હંમેશાં એમ જ બને છે કે "આદર્શ મરી ગયો—આદર્શ ઘણું જીવો." આદર્શોના સંબંધમાં તો હંમેશ જ બને છે કે નવો આદર્શ જુના કરતાં વધુ સ્પષ્ટ અને ઓછો ભ્રમમૂલક હોય છે. આ કારણથી આદર્શના ઘાતકો સમાજના દુસ્મનો મનાય છે. પણ ખરી રીતે તો તેઓ સમાજનું સાચું શ્રેય જ કરતા હોય છે.×

---

× આ લેખમાં આજના લગ્નનું પ્રથમ પરિણામ આદર્શ કલ્પનામાં આવે છે. એવું જણાવ્યું છે. આ હકીકત આપણા સમાજ માટે સત્ય નથી. આપણાં લગ્નોમાં તો એટલુંય મોહક તત્વ નથી. સાચી વેદનાને ઢાંકવાં માટે આદર્શનો આશ્રય લેવાય છે, એવું શૉ કહે છે; પણ આપણે તો એટલા બધા જડ થઇ ગયા છીએ કે આપણામાંના મોટા ભાગને વેદનાનું પણ ભાન થતું નથી. કંકાસ અને પરસ્પરના વૈરભાવથી ભરેલા આપણા કુંટુંબોમાં કુદરતી રીતે થાય તેટલી વેદનાને જંગલી માણસની માફક વ્યકત કરવાની એક જ રીત ચાલી રહી છે. જીવતા માણસની વેદના શમાવવાની નાની જેવી પ્રકૃતિ આદર્શ રચના પણ આપણને આવડતી નથી. —લેખક.

# યુવક—

લેખક:—

સાહસિક કાર્યો કરવાનો સૌથી સારો સમય યુવાનીનો છે. બુઢ્ઢા ભણુચકો અને જગતને શિખામણ આપવાનો ભાર સ્વશીરે વહોરનારાઓ યુવાનીને દિવાની ભલે કહે પણ એ દિવાની મઝાની છે.

જેમ બધા વૃધ્ધો રૂઢીચુસ્ત અને સાહસશત્રુ હોતા નથી તેમ બધા યુવકો કંઇ રૂઢીવિરોધી અને સાહસપ્રિય હોતા નથી. પણ આ જાતના યુવકો માટે જેટલું ઓછું કહીએ તેટલું ઠીક. જે યુવાનોમાં કંઇ પ્રગતિકારી કાર્ય કરી મરી ફીટવાની તમન્ના નથી તેઓ ખરી રીતે જીવતા નથી પણ ફકત શ્વાસોશ્વાસની કુદરતી ક્રિયા કરે છે. ખરા યુવાનો તો તે જ કે જેઓ માનવતા માટે નથી પરવા કરતા જરની, કે જોબનની.

પણ કોઇ એક યુવાન પ્રમાણિકપણે ઇચ્છે તેથી સમાજપરિવર્તન થઇ શકતું નથી. આવી આદર્શસિદ્ધી માટે પક્ષબળ અને સંગઠનની જરૂર છે. આથી જ તેઓ સૃષ્ટિના શ્રમજીવીઓનાં સંગઠન સ્થાપે છે; તેમાં જ સાથે રહીને એક સમુદમાં કાર્ય કરે છે. આમાં કેટલાક ક્રાન્તિકારી વૃધ્ધો પણ હોય પણ મોટે ભાગે તો આ સંસ્થા યુવકોથી જ ભરેલી હોય છે. આમાં તેઓ વર્ગીય વિજયની નીતિ આંકે છે અને તે નીતિને જ વળગીને આ સાહસપ્રિય શૂરવીરો જંગમાં ઝુકાવે છે. આ જંગને જ આપણે યુવકોની ચળવળના નામથી સંબોધીએ છીએ.

યુવકોની ચળવળ જુદી જુદી જાતની હોય છે. તેમાંથી મુખ્યત્વે આર્થિક, સામાજીક અને રાજકીય હોય છે.

આર્થિક ચળવળે યંત્ર યુગ શરૂ થયો ત્યારથી જન્મ લીધો છે. એક તરફ હજારો શ્રમજીવીઓને સાંચા સમાન સમજનાર પુંજીપતિ અને બીજી તરફ ગરીબાઇ અને આર્થિક ગુલામી સહન કરતા માનવપ્રાણીઓ. કારખાનાઓમાં હજારો માનવપશુઓની મહેનતના ભોગે પાકા થયેલ પુંજીપતિઓ આલીશાન મકાનમાં રહે છે, જ્યારે બીજી બાજુએ લોહીનો પરસેવો કરી રાતદિન કાળી મજુરી કરનાર શ્રમજીવીઓ ક્ષુધાર્ત દશામાં જ અંધારી ઓરડીમાં જીવન વિતાવી રહે છે. મુડીવાદીઓ જેમ બને તેમ શ્રમજીવીઓને ઓછું આપી મોટો હિસ્સો ઓહીયાં કરવા યત્ન કરે છે; શ્રમજીવીઓ ધનિકોની પાસેથી બને તેટલું વધારે લેવા ઇચ્છે છે આ બે વર્ગો વચ્ચેનો કલહ સનાતન છે. યુવકોમાંથી કેટલાક તો આ શ્રમજીવીઓના સમુહમાંથી ઉતરી આવેલ હોય છે આ યુવાન શ્રમજીવી યુવકોની સાથે ક્રાન્તિકારી મધ્યમવર્ગના યુવાનો આવી મળે છે અને આ બંનેની જે સંસ્થા ઉત્પન્ન થાય છે તે મજુરવર્ગના આર્થિક હિતને માટે આંદોલનો ઉપાડે છે અને સમાજવાદ તરફ જગતને પગલાં ઝડપું બનાવવા સતત કાર્ય કરે છે.

સામાજીક ચળવળ ઘણી જુની છે. સમાજમાં જે ઉંચનીચનો ભેદ રખાય છે

**************

# -ચળવળ

**************

—બી. ટી. આસર.

ખાસ કરીને સ્ત્રીઓને નીચો દરજ્જો આપવામાં આવે છે—તે તોડી પાડવા માટે જ કેટલાએ યુવકો આ ભેદ ભાંગી નાખવા માટે એક સંસ્થા ઉભી કરે છે અને ત્યાં સમાન હક્ક, છુટાછેડાનો કાયદો અને એવી બીજી જાતની ચળવળ ચલાવે છે.

રાજકીય ચળવળ પણ કેટલાએ વખતની જુની છે. ખાસ કરીને યુવકો પરિવર્તનમાં માનનારા હોય છે. તેમને એક જ પ્રથાથી ચાલતો રાજ્યકારોબાર પસંદ નથી આવતો. તેમને એ રાજનીતિની સૂગ આવે છે અને તેથી કરીને જ કેટલાએ યુવાન રાજદ્વારીઓ ભેગા મળીને જુદા જ પ્રકારની રાજનીતિ ચલાવવા મથી રહ્યા હોય છે અને તે માટે તેઓ ભારે પ્રચાર કરે છે.

આમ યુવકોની ચળવળ જુદા જુદા પ્રકારે ચાલુ જ હોય છે. આ ચળવળ કંઇ પોતાના પગ પર સ્વતંત્ર રીતે તો હોતી જ નથી, પણ દેશમાં તેના જેવી જ બીજી ચળવળ જોસભેર ચાલતી હોય તેની સાથે તે સંમિશ્રિત થાય છે.

યુવક ચળવળ પણ પક્ષકીય હોય છે અને આથી તેના ભાગલા પડે છે.

આથી જ આપણે હિંદી યુવક ચળવળને રાષ્ટ્રિય કોંગ્રેસ સાથે રહીને કામ કરતી જોઇએ છીએ. હિંદી યુવકસંઘો આજે કોંગ્રેસને મળેલા છે. કેટલીકવાર યુવકોની પણ દિશાભૂલ થઇ જાય છે અને આ રીતે જ છેલ્લી સત્યાગ્રહ લડતમાં હિંદી યુવકોની ભૂલ થઇ. જનતાના આર્થિક લાભોને ન જોતાં આ યુવકો મહાત્મા મનાતા એ ગાંધીના સત્યાગ્રહ અને રેંટીયાની જાળમાં આવી ગયા. જેલ ભરવાથી સ્વરાજ નજીક આવશે એવું માનીને હજારો યુવકો જેલમાં ગયા અને આમ કરી પોતે માતૃભૂમિની સેવા કરી કૃતાર્થ થાય છે એમ સમજવા લાગ્યા. આ તેમનો મિથ્યાભ્રમ હતો અને આજે તેમનો મોટો ભાગ એ સમજવા લાગ્યો છે. અસ્પૃશ્યતાનું તૂત ઉભું કરી ગાંધીજીએ તમામ ચળવળ બંધ કરી છે અને યુવકો પાસે કંઇ રચનાત્મક કાર્ય ન હોઇ તેઓ પણ અસ્પૃશ્યો માટે મંદિરો ઉઘાડવાનાં એ મ્હોટા કામ પાછળ મથી રહેલ છે. જે લોકો થોડા દિવસ પૂર્વે આ મંદિરોની વિરૂદ્ધ હતા તેઓ આજે અસ્પૃશ્યો માટે મહાન સેવા કરતા હોય એવી રીતે આજે સહભોજન અને મંદિરપ્રવેશ માટે ધમપછાડા કરી રહ્યા છે. અંત્યજો જેનાથી ખરેખર સહન કરે છે તે તો આર્થિક બાબત છે. તેઓની આર્થિક સ્થિતિ ખરાબ હોઇને તેઓ કેળવણીમાં પછાત રહ્યા છે અને અંત્યજો પર ઉપકાર કરનાર એ મહાત્મા કે તેમના યુવાન સાથીઓ આ આર્થિકસ્થિતિ સુધારવા માટે કંઇજ કરતા નથી. તેઓ તો માત્ર રેંટીઆ તરફ આંગળી ચીંધે છે અને આ યંત્રવાદનાં યુગમાં રેંટીઆની શુ કિંમત એ તો આ માસિકનો દરેક વાંચક જાણે છે. આ ભાનભૂલા યુવકે

પણ હવે તે સમજવા લાગ્યા છે પણ તેમને કયાંઇ ખરૂં નેતૃત્વ બળ દેખાતું નથી.

આથી જ હવે ફરીથી યુવકચળવળ પુનઃ ઉભી કરવાનો સમય આવી લાગ્યો છે; પણ તે હવે મહાત્માજીની છત્રછાયા નીચે માનભંગ રીતે શરૂ ન થવી જોઇએ. હવે તો આપણને નવા પ્રોગ્રામની જરૂર છે. જે રચનાત્મક હોવો જોઇએ.

આ ચળવળ ઉભી કરવાને અખિલ હિંદ યુવકોનું સંમેલન તુરતમાં જ થવું જોઇએ. અને તેમાં ખરેખરી યુવકચળવળને શોભાસ્પદ એવા ઠરાવો કરવા જોઇએ. આ સ્થળે કંઇક સુચનાઓ કરવી અસ્થાને નહિ જ ગણાય.

ખાસ કરીને શાળાઓમાં અને કોલેજમાં અભ્યાસ કરતા યુવકોએ પોતાનું મજબૂત સંગઠન બનાવવું જોઇએ. આ સંગઠનનો યુવકસંઘો સાથે સંબંધ હોવો જોઇએ. આ સંસ્થાનો પ્રોગ્રામ મવાલ ન હોતાં ઉદ્દામ હોવો જોઇએ કારણ કે યુવાનોની રગેરગમાં બલિદાનનું રક્ત વહેતું હોય છે અને મવાલનીતિ પકડવાથી બિલકુલ આગળ ધપાય તેમ નથી.

આ સંસ્થાઓએ ખેડુતો અને કામદારોમાં પ્રચારકાર્ય કરવાને પોતાના અનુભવી સભ્યો ગામડે ગામડે મોકલવા જોઇએ કે જેથી કરીને જનતામાં જ્ઞાનનો ફેલાવો થાય અને એ રકત ચુસણીયા વ્યાજખાઉ વાણીયાઓના હાથમાંથી ખેડુતવર્ગ સ્વતંત્ર બને. ખેડુતોમાં જ્ઞાનનો પ્રચાર વધતાં તેઓ નવી નવી ઢબનાં યંત્રો ખરીદશે. આ ખરીદ કરવાનાં નાણાં અપાવવા માટે પણ યુવકોએ જ્યાં ત્યાં સહકારી બેંકની ગમે તે પ્રયત્ને સ્થાપના કરવી જ જોઇએ. જો આ યંત્રોનો ઉપયોગ વધે તો ઉપાર્જનશકિત વધે અને ખેડુતોનું જીંદગીનું ધોરણ પણ ઉંચે ચડે. આજે તો તેઓ આખો દિવસ કામ કરે છે છતાં પણ પુરતું અન્ન મેળવવા પામતા નથી. તેમને પુરતું અન્ન મેળવવા માટે રેંટીયાની જરૂરીયાત ન હોતાં જ્ઞાનની જરૂર છે કે જેથી તેઓ યાંત્રિક મદદથી પેદાશમાં વધારો કરી શકે અને સુખી બને.

ખરૂં સ્વાતંત્ર્ય તો ત્યારે જ મળ્યું કહેવાય કે જ્યારે વિચાર, વાણી અને વર્તનમાં સર્વ કોઇને સંપૂર્ણ સ્વતંત્રતા હોય આ જાતની સ્વતંત્રતા છેલ્લા સુધારા નીચે સરકારે હિંદીઓને આપી નથી. આ સ્વતંત્રતા માટે યુવકોએ જબરાં આંદોલનો ઉપાડવાં જોઇએ અને સ્થળે સ્થળે સભાઓ ભરી વર્તમાનપત્રોને સ્વતંત્રતા અપાવવા માટેના ઠરાવો કરવા જોઇએ. વર્તમાનપત્રો સ્વતંત્ર બને તો જ તેઓ પ્રજાનો પુરો દુઃખી દર્દમય અહેવાલ આપી શકે. યુવકસંસ્થાઓએ આ જાતના સ્વાતંત્ર્યનો શોર મચાવી પોતાનાં પત્રો કાઢવાં જોઇએ કે જેમાં દુઃખી જનતાનાં આર્તનાદોની કરૂણ કથની હોય અને આ લોકોને દુઃખી બનાવનાર મુડીવાદીઓ પર ધિક્કાર વરસતો હોય.

વાણીની છુટ પણ બહુ અગત્યની છે કારણ કે આપણે તુરતાતુરત તો કંઇ વર્તમાનપત્રો કાઢી શકવાના જ નહિ. વળી જનતામાં પુરતી જાગૃતિ લાવવા માટે ભાષણોની તો ખૂબ જરૂર છે. બીજા દરેક દેશોમાં વાણીનું સ્વાતંત્ર્ય એ પ્રાથમિક હકકમાં આવી જાય છે પણ હિંદમાં એમ નહિ હોવાને અંગે લોકોમાં જાગ્રતિ લાવવા માટે ભારે મુસ્કેલી આવે છે. આ માટે જ વાણીસ્વાતંત્ર્ય માટે યુવકસંસ્થાઓએ ભારે પ્રચાર કરી મુકવો જોઇએ.

આમ વિચાર, વાણી અને વર્તનને જો ખરૂં સ્વાતંત્ર્ય અર્પવામાં આવે તો જ આમ જનતામાં ખરા જ્ઞાનનો ફેલાવો થાય. આ માટે જ યુવકચળવળનું ધ્યેય આ જાતની સ્વતંત્રતા ગમે તે ભોગે મેળવી કામદાર ખેડુત સંઘો સ્થળે સ્થળે સ્થાપન કરવાનું હોવું જોઇએ.

# ક્રાન્તિનાં કારખાનાં

—: અવલોકનાર :—

**અભ્યાસી.**

**મુડીવાદી** સમાજરચના નીચે કામદારોમાં વર્ગભાન અને ક્રાન્તિકારી જુસ્સો આપમેળે અને અનિવાર્ય રીતે કેવી રીતે સર્જાય છે તે આ લેખમાં સરળ રીતે સમજાવવામાં આવ્યું છે.

- તંત્રી.

સૈકાઓ થયાં માનવહૃદય સુખનાં સાધનો શોધવા મથી રહ્યું છે. મનુષ્યજીવનમાં દુઃખો એટલાં પ્રત્યક્ષ છે કે તે કેટલાંક લાગણીવશ અને સહૃદયી મનુષ્યોનાં માનસ પર અસર કરે છે અને પરિણામરૂપે પોતાને તત્વજ્ઞાની કહેવડાવતા મનુષ્યોના અથાગ અને અવાસ્તવિક આદર્શો ચાલુ રહે છે.

આ સ્વપ્નમય આદર્શો અવાસ્તવિક છે અને તેનું કારણ આડે રસ્તે દોરવાઇ જવાનું અથવા બુદ્ધિનો અભાવ નહોતાં સામાજીક પરિસ્થિતિનાં ઐતિહાસિક અને આર્થિક જ્ઞાનનો અભાવ છે.

વર્તમાન સમાજમાં જ વિજ્ઞાનના વિસ્તારથી આપણે મનુષ્યજાતિનું સુખ કઇ જાતની સમાજરચના કરવાથી થાય તે જાણી શક્યા છીએ.

આ જ્ઞાનથી માહિતગાર થઇને જ માર્ક્સ, એન્જલસ વિગેરે અર્થશાસ્ત્રીઓ એવા મત પર આવ્યા છે કેઃ–

૧ સમાજ પરિવર્તનશીલ છે.

૨ સમાજનું પરિવર્તન ક્રાન્તિને અંગે થાય છે (ઐતિહાસિક વખતમાં દરેક બાબતમાં.)

૩ આ ક્રાન્તિ હંમેશ ક્રાન્તિકારી વર્ગનું સમજણથી ભરેલ પગલું છે.

ઇતિહાસ બતાવે છે કે રાજ્યસત્તા પોતાને હસ્તક લેનાર વર્ગ તે વખતનો ક્રાન્તિકારી વર્ગ હોય છે, પણ એક વર્ગ બે વખત ક્રાન્તિકાર હોતો નથી. ઉગતો ક્રાન્તિકારી વર્ગ રાજ્યસત્તા જે વર્ગ હસ્તક હોય તેના હાથમાંથી આ સત્તા છીનવી લેવા યત્ન આદરે છે, પોતાનો પાયો મજબુત કરે છે અને જે સામાજીક પાયા પર તેમને સત્તા મળી હોય તે ચાલુ રાખવાને હંમેશ તત્પર રહે છે. અત્રે તે પ્રતિક્રાન્તિકારી બનતો જાય છે.

વખત વિતતાં ચાલુ સમાજરચનાએ લાદેલ સ્થિતિ કરતાં ઉદ્‌પાદન બળો વધી જાય છે અને નવી સમાજરચના કરવા માટે નવો ક્રાન્તિકારી વર્ગ ઉત્પન્ન

થાય છે. આથી વર્ગ-વિગ્રહ થાય છે જેના પરિણામે એક નવી સામાજીક ક્રાન્તિ અમલમાં આવે છે.

મુડીવાદ જમીનદારશાહીનો નાશ કરી શક્યો તેનું કારણ કે જમીનદારશાહી જમીનમાલીકીના પાયા પર ઉભી હતી. જમીન તે વખતે ઉદ્દપાદનનું માત્ર એક જ બળ હતું પણ તે વખતે તે અગત્યનું મનાતું હતું. પણ જમીનદારોની શકિત બહારનું બીજું ઉદ્દપાદનનું એક બળ અસ્તિત્વમાં આવ્યું જે વેપારીઓનું દ્રવ્ય હતું. પાછળથી તે બળ કારખાનાવાળાઓનું દ્રવ્ય બન્યું. આ બળના માલીકો, મુડીવાદીઓ આથી ક્રાન્તિ અમલમાં આણી શક્યા અને આજે તેઓ પ્રતિક્રાન્તિકારી બન્યા છે.

આજ સુધીમાં, દરેક સત્તામાં આવનાર વર્ગ પોતા સાથે પોતાનાં નાશનાં બીજ પણ લઇ આવેલ છે કારણ કે દરેક વર્ગ પોતાની અંદર રહેલ અમુક વિભાગ પર ચુસણનીતિ આદરી રહેલ હોય છે. આ ચુસાતો વર્ગ ક્રાન્તિના વિજયી અંતે તદ્દન જુદો અને પ્રત્યક્ષ બને છે.

પણ મુડીવાદ તળે ઉદ્દપાદન બળ મુડીવાદીઓનાં હસ્તક જ હોય છે. બીજો કોઇ મિલ્કત ધરાવનાર વર્ગ તેની સત્તાને તોડી શકે તેમ નથી. રાજકર્તાઓ પોતાનાં જ પતન માટે જ્ઞાત અને તે તો અશક્ય જ છે, અને માત્ર માહિતગાર મનુષ્યો જ ક્રાન્તિ લાવી શકે કારણ કે એક પ્રથાનો કંઇ પણ જ્ઞાન સિવાય અંત લાવી શકાય પણ આ પ્રથાને બદલે બીજી પ્રથા અમલમાં આણવાને—આનું નામ જ ક્રાન્તિ—તો પુરતા જ્ઞાનની જરૂર છે. સમાજવાદ અમલમાં મેલવા માટે ક્રાંતિકારી વર્ગ કોણ બનશે? જે વર્ગ હવે ક્રાન્તિ લાવવા માટે બાકી રહેલ છે તે શ્રમજીવી વર્ગ છે.

પણ આ કાર્યની યોગ્યતા મેળવવા માટે શ્રમજીવીઓમાં જાગૃતિની જરૂર છે. આ જાગૃતિ જ્યારે તેઓને પોતાની વર્ગ-સ્થિતિનું ભાન થાય ત્યારે જ આવી શકે. તેઓએ જાણવું આવશ્યક છે કે જ્યાં સુધી ચાલુ પ્રથા અસ્તિત્વમાં છે ત્યાં સુધી તેઓ ભલેને બધું દ્રવ્ય ઉત્પન્ન કરે તો પણ તેમનો હિસ્સો તો માત્ર તેમને દ્રવ્યોપાર્જન કરનાર રાખી શકે તેટલા પુરતો જ છે. બીજા શબ્દોમાં કહીએ તો તે માત્ર આજીવિકા બહુ કઠીનતાથી ચાલી શકે તેટલા પુરતો છે. તેઓએ એ પણ જાણવું જોઇએ કે ચાલુ પ્રથા નીચે તેમને હંમેશ માટે બેકારીની, બેકારીની ધમકીની અને દારિદ્રની વ્યાધિઓમાં સબડવું પડશે. આ જાણ્યા પછી જ તેઓને પોતાની સ્થિતિનું ખરૂં ભાન થશે અને તેઓ જાણશે કે પોતાની સ્થિતિ સુધારવાની એક જ આશા જે સમાજવ્યવસ્થા તેને પોતાનો શ્રમ વેંચનાર બનાવી મુકે છે, જે તેને મુડીવાદીઓની ચુસણનીતિનો ભોગ બનાવે છે, તે વ્યવસ્થાનો નાશ કરવામાં જ રહેલી છે.

તેઓ ત્યાર પછી જાણશે કે આથી તો ચુસનાર વર્ગના હાથમાંથી શોષણનાં સાધનો લઇ લેવાં જોઇએ અને આ માટે બે વર્ગ વચ્ચે વિગ્રહ હોવો જોઇએ. એક વર્ગ ચાલુ પ્રથા કાયમ રાખી ખાનગી મિલ્કત ધરાવવા માગે છે અને બીજો વર્ગ આ માલીકીનો નાશ કરી આ મિલ્કતને સમાજહસ્તક સોંપવા માગે છે. પોતાની સ્થિતિ કાયમ રાખી ચુસણનીતિ ચાલુ રાખનાર એક વર્ગ અને આ ધુંસરીમાંથી સ્વતંત્ર થવા ઇચ્છતા બીજા વર્ગ વચ્ચેનો આ વિગ્રહ છે. આનું જ નામ વર્ગ-વિગ્રહ છે.

**જે વર્ગ આ બાબત** જાણે છે તેને આપણે વર્ગ—જાગૃતિ કહીએ છીએ. ક્રાન્તિનાં યોગ્ય હથિયાર બનવા માટે તેણે માત્ર આગળ વધવાનાં સાધનો અને નીતિ જ વિચારવાનાં છે.

**દરેક સામાજીક પ્રથામાં** સમાજને માટે દ્રવ્યોપાર્જન કરતા લોકોનું સમાજમાં ચોક્કસ સ્થાન હોય છે. આમ પહેલાંનો ગુલામ એ એક વસ્તુ હતો એટલે કે તે મિલ્કતનો એક ભાગ હતો અને તેને ખરીદી કે વ્હેંચી શકાતો. જે વ્હેંચવામાં આવતી હતી તે તેની જાત હતી અને નહિ કે તેની શ્રમશકિત. તેની સ્થિતિ એક ઘોડા સમાન હતી તેમ કહેવામાં કંઇ અજુગતું નથી.

**પરંતુ આજનો શ્રમજીવી** એ કંઇ મિલ્કત નથી આજે જે વસ્તુ છે તે તે પોતે નહિ પણ તેની શ્રમશકિત છે. શ્રમશકિત પેદા કરનાર તે એક જાતનું યંત્ર છે. બધા યંત્રો પેઠે તેની પણ ભાંગતુટ થાય છે અને દરેક યંત્ર પેઠે જો તેનામાં પણ કંઇ મુકવામાં આવે નહિ તો કંઇ મળી શકે નહિ.

વસ્તુસ્થિતિ આટલેથી જ ન અટકતાં, જેમ દરેક યંત્ર પોતાથી ઉતરતા યંત્ર કરતાં થોડા ખર્ચે વધારે માલ ઉત્પન્ન કરે તેવી જ રીતે શ્રમ વ્હેંચનાર માનવ-યંત્રને પણ તેના માટે જેટલું ખર્ચાય તેથી ઘણું જ વધારે ઉત્પન્ન કરવાનું છે કારણ કે તેના પણ હરીફ તો હોય છે જ.

આ હરીફ તે યંત્ર અને પધ્ધતિઓ છે. જેમ શ્રમશકિતની કિંમત વધુ તેમ યંત્ર પણ વધારે તિવર ગતિવાળાં બને છે અને પદ્ધતિમાં પણ સુધારો થાય છે. અને જેમ તેઓ ઝડપભેર આગળ વધે તેમ બહુ જુજ પગારે કામ કરનાર શ્રમજીવીઓમાં બેકારોની સંખ્યા વધારે થતી જાય છે. આમ આ વિરોધી બળોના કાર્યના પરિણામે પગાર માત્ર જીવન નીભાવવા પુરતા જ મળે છે.

આ મુશ્કેલી ઉભી કરતાં કારણો વિચાર કરીએ. પગાર જીવનધોરણ પુરતા હોય છે એમ કહેવાથી આ જીવનધોરણ કોણ સ્થાપે છે તે ચોકખું થતું નથી. આપણે સારી પેઠે સમજીએ છીએ કે જુદા જુદા મુડીવાદી દેશોમાં જીવનધોરણ પણ જુદું જુદું હોય છે. શા માટે આ જીવનધોરણ ઓછું કે વધારે નથી? શા માટે તે જેમનું તેમ છે?

સરાસરી રીતે, ભાવોમાં ફેરફાર થાય છે તે બાજુએ મૂકયા પછી દરેક બીજી વસ્તુની કિંમત તેની ઉપયોગીતા પર અવલંબે છે. એક વસ્તુની કિંમત તેને ઉત્પાદન કરવા માટેના કામના કલાક પર આધાર રાખે છે. આથી વસ્તુઓની અદલાબદલી તેમનાં ઉત્પાદન માટેના વખતના ધોરણ પર થાય છે.

આ પરિણામ મુડીના ચલણથી કરવામાં આવે છે. જે દિશામાં વધારે લાભ હોય તે દિશામાં મુડી રોકાય છે. બીજી બાબતો સમાન હોય ત્યારે જો કિંમતમાં અમુક ધોરણ કરતાં ઘટાડો થાય તો ઓછો લાભ મળે છે, આથી જે વસ્તુની કિંમત વધારે હોય તે ઉત્પન્ન કરવા પાછળ મુડી રોકવામાં આવે છે કારણ કે આથી વધારે લાભ થાય છે. આ કારણથી ઉંચી કિંમતની વસ્તુઓ બજારમાં ભરાઇ જાય છે અને તેનાં પરિણામે તેની કિંમતમાં ઘટાડો,

થવા માંડે છે. આમ હલકી કિંમતની અને ઉંચી કિંમતની વસ્તુઓનું ઉદ્‌પાદન સરખું થાય છે અને કિંમત પણ પૂર્વ પ્રમાણે સ્થપાઇ જાય છે.

**પરંતુ શ્રમજીવી** તેના ઉદ્‌પાદનનાં બળ (ખોરાક વગેરે) ને શ્રમશકિત સિવાય બીજી કોઇપણ વસ્તુના ઉદ્‌પાદનમાં ફેરવી શકતો નથી. એ ખરૂં કે તે જે ધંધામાં વધારે કમાણી હોય તેમાં પડવા યત્નો કરે પણ આથી કંઇ વિશેષ લાભ થતો નથી.

ખરી હકિકત તો એ છે કે મુડીવાદ પોતેજ પોતાની જરૂરીયાત પુરતી પાડવા માટે શ્રમજીવીઓનું ધોરણ આંકે છે. મુડીવાદીઓને શિક્ષિત શ્રમજીવી વર્ગની જરૂર હોવાને અંગે જ તેઓને શ્રમજીવી-વર્ગને શિક્ષણ આપવાની ફરજ પડી છે. શિક્ષણથી શ્રમજીવીઓને બીજી જરૂરી-યાતો પણ લાગે છે અને શિક્ષણ તેને આ જરૂરીયાત પુરતી પાડવાના સાધનો આપતું નથી. આથી આ જરૂરીયાતો સંતોષવા ખાતર કામદારોને ઝગડવાની ફરજ પડે છે. જેમ જરૂરીયાતો વિશેષ તેમ જીવનધોરણ પણ ઉંચે આવવું જોઇએ અને આ માત્ર પગારમાં વધારો થાય તો જ થઇ શકે. આ પગારમાં

અત્રે એ પણ યાદ આપવું જોઇએ કે શ્રમજીવીવર્ગના દરેક જીવનધોરણ સાથે તેટલા જ પુરતું શોષણ, બેકારી વિગેરે હોય છે અને આથી જીવનધોરણ ઉંચ્ચું કે નીચું બનાવવામાં આવે તો પણ છેવટે તો મુડીથી જે જાતની શ્રમશક્તિ જોઇએ તે ઓછામાં ઓછી કિંમતે ઉત્પન્ન કરવામાં આવે છે અને વધુમાં વધુ કિંમતે વ્હેંચાય છે. આથી શ્રમજીવીઓની સ્થિતિ નિરાશાયુકત છે, તેમણે જીવનધોરણ તેમનું તેમ ટકાવી રાખવા ઝગડવું પડે છે અને આથી કંઇ વિશેષ તેઓ કરી શકતા નથી. જે કંઇ વિશેષ અને ઉપયોગી સુધારણા ઉદ્‌પાદનમાં કરવામાં આવે છે તેનાથી માલીકોને વિશેષ લાભ થતો રહે છે પણ શ્રમજીવીઓને માટે તો તેથી વિશેષ ભારીક સ્થિતિ ઉભી થાય છે. આજે બેકારોને દૂર કરો અને આવતી કાલે યંત્રોએ તેમને ફરી ઉત્પન્ન કર્યા હશે. શ્રમજીવીઓને મફત ગૃહ કે રોટી આપો-પોતાની બીજી જરૂરીયાતો માટે તેમને ઝગડવું જ પડશે.

સુધારો કરવાના કોઇપણ યત્ન આથી મિથ્યા છે. આજની હરિફાઇની પ્રથાના

# કોણ શરૂઆત કરે?

**મ**હાસભા અને સરકાર વચ્ચે આજે પ્રતિષ્ઠાના પ્રશ્ન પર ભારે મતભેદ ઉભો થયો છે. સરકાતંત્ર કહે છે કે સમાધાનનો સફેદ વાવટો પહેલાં ગાંધીજીએ ચઢાવવો જોઇએ. ગાંધીજી કહે છે કે સીમલાએ પહેલાં સામાન્ય મૂક્તિ જાહેર કરવી જોઇએ. આ ખેંચતાણ વચ્ચે સમાધાનનું નાવ પ્રતિષ્ઠાના ખડક પર અથડાઇને ભાંગી જશે એમ લેખક કહે છે.

—તંત્રી.

**મ**હાસભા અને સરકાર વચ્ચેની અથડામણનો પારો હવે શૂન્યના આંકડા તરફ સપાટાબંધ જઇ રહ્યા છે. પ્રાંતે પ્રાંતે હવે સત્યાગ્રહના સંગ્રામો માત્ર બુલેટીન પ્રકાશનની પ્રવૃત્તિમાં જ પરિણમ્યા છે. દિવસે દિવસે વર્તમાનપત્રોમાં પણ આ અથડામણો વીશે ઓછી ને ઓછી લીટીઓ આલેખાય છે. જેઓ આંખો ખુલ્લી રાખી ને જુવે તે તો જોઇ શકશે કે આ આખી ચળવળના ઇતિહાસનું અંતીમ પ્રકરણ શરૂ થઇ ચુકયું છે. મહાસભાના મહાન દુર્ગ મનાતા મુંબાઇ શહેરમાં પણ મહાસભાના આંદોલનોમાં અંતીમ ઓટ આવી છે. બહાર રહેલા રહ્યાસહ્યા મહાસભાવાદીઓએ કાયદાભંગની પ્રવૃત્તિનું કામ પડતું મુકીને સનાતનીઓ સામે અસ્પૃશ્યતા નિવારણને માટે સંગ્રામ શરૂ કર્યો છે. આ પ્રવૃત્તિનું સૌથી સુંદર ઉદાહરણ તો તામીલનાડના નેતા શ્રી. સી. રાજગોપાલાચારી અને કેલાપનમાં સાંપડે છે. આ ધુરંધરો મનાતા મહાસભાવાદીઓ મલબારમાં અછુતોદ્ધારના કાર્યમાં એક લક્ષ આપી રહ્યા છે. એટલું જ નહિં પણ એ આખી પ્રવૃતિના એકમાત્ર સંચાલક ખુદ મહાત્માજી પોતે જ હવે સામ્રાજ્યવાદની સંમતીથી જેલમાં હોવા છતાં પણ 'હરીજન' પત્રદ્વારા અસ્પૃશ્યતા નિવારવાને ઉભા થયેલા આંદોલનોને દોરી રહ્યા છે.

આવા સંજોગોમાં મહાત્માજીને મૂકત કરવાની, જેલમાં ગયેલા મહાસભાવાદીઓને માફી આપવાની તેમજ મહાસભા સાથે વાટાઘાટ કરવાની સુચનાઓ સરકારને પ્રત્યેક રાજકીય પક્ષ કરી રહ્યો છે. મુંબાઇના ઉદાર મતવાદીઓ પગે પડીને પોકારે છે કે નવા સુધારાઓને અમલમાં મુકી શકાય એવા હેતુથી અનુકુળ વાતાવરણ ઉત્પન્ન કરવું જરૂરી છે. આથી તેને માટે ઓછામાં ઓછી સામાન્ય

તો તેઓએ મહાત્માજીની સલાહ શિરોમાન્ય કરીને આ પ્રશ્નનો ઉકેલ આણવો જોઈએ.

આ ક્ષણે મહાત્માજી 'સામાન્ય મૂક્તિ' અને ઓર્ડીનન્સ બીલને રદ કરવાની શરત સાથે સવિનયભંગનાં આંદોલનો સંકેલી લે તો પ્રજાને નુકસાન થવાને બદલે પારાવાર લાભ થવાનો સંભવ છે. બીજું કંઈ નહિં તો સંકળાયેલી જનતાને થાક ખાવાની થોડીક મીનીટો તો મળશે એ યાદ રાખવાની ઠીક ઠીક જરૂર છે. વચગાળાના વખતમાં જનતા પોતાની શક્તિઓને પાછી મેળવી શકશે એટલું જ નહિં પણ વધુ ફળદાયી કાર્યક્રમમાં તે પોતાની શક્તિઓ વાપરી શકશે. એવો સારો સંભવ છે.

દરેક રાજકીય સંગ્રામની વ્યુહરચનામાં સંગ્રામને સ્તંભાવવાની જોગવાઈ હોય છે. હડતાળના સમયમાં પણ તેઓ Statuo quo રાખી કામ ઉપર ચઢે છે તે. પછી આવો પ્રચંડ રાજકીય સંગ્રામ જ્યારે આપમેળે અદૃશ્ય થવાની અણી ઉપર હોય ત્યારે પરાજયનો સ્વીકાર કરીને પૂર્વવત્ સ્થિતિ પાછી મેળવવામાં શું અયોગ્ય છે?

આથીજ અમો આગ્રહ રાખીને જણાવીશું કે સમાધાન કરવાની સુંદર તક માટે રાહ જોવાને બદલે મહાત્માજીએ ઓર્ડીનન્સો રદ કરવાની તેમજ સામાન્ય મૂક્તિની શરત ઉપર સવિનય અનાદરની લડત અને કાયદાભંગની પ્રવૃત્તિ અટકાવવી જોઈએ. તેમાં જ આપણું તેમજ મહાસભાનું હીત રહેલું છે.

## આટલું યાદ રાખો !

દેશની પ્રત્યેક વ્યક્તિને કામ મેળવવાનો જન્મસિધ્ધ હક્ક છે. બેકારી એ માનવરચિત સમાજવ્યવસ્થામાંનું સીધ્ધું પરિણામ છે. એટલેજ સમાજવ્યવસ્થા પલટાવી નાંખીને સર્વને કામ મળી શકે તેવી સમાજરચના સર્જવી જોઈએ. ત્યાં સુધી બેકારને સરકાર તરફથી રાહત અપાવી જ જોઈએ.

દેશની પ્રત્યેક પુખ્ત ઉમરની વ્યક્તિને મતાધિકાર હોવોજ જોઈએ.

વૃર્તન, વાણી, અને વિચારસ્વાતંત્ર્ય એ પ્રત્યેક વ્યક્તિના પ્રાથમિક હક્કો છે. જે બંધારણમા આ હક્કો ન હોય તે બંધારણ અમોને નાકબુલ છે.

રાજકીય રીતે હિંદનું બંધારણ હિંદીઓએ જ ઘડવું જોઈએ. આ બંધારણ ઘડવાનો એક માત્ર અધિકાર વ્યકિતગત મતાધિકારના હકક ઉપર ચુંટાયેલી પ્રજાપરિષદ (People's Convention)જ કરી શકે.

આર્થિક દિશામાં સર્વને સરખી તક આપે તેવું સામાજીક બંધારણ રચાવું જોઈએ.

સામાજીક દિશામાં મધ્યકાલીન રિવાજોનો નાશ કરીને અર્વાચીન નીતિની ઢબ ઉપર સામાજી બંધારણ મુકવું જોઈએ.

# જાસૂસીની જાળમાં—

લેખિકાઃ—
**શ્રીમતિ સલિમા.**

સમગ્ર યુરપ, સમગ્ર સંસાર આજે એક અકલ્પ્ય ઝંઝાવાતના વંટોળમાં પોતાને સલામત રાખવા વૃથા પ્રયત્નો કરી રહેલ છે. આગામી યુદ્ધના ભણકારા વાગે છે. ચોતરફથી એવા પ્રચંડ પોકારો સંભળાય છે કે ૧૯૧૪–૧૮ ના મહાન વિગ્રહ કરતાં યે વધુ ભયંકર અને ખૂનખાર વિગ્રહ હવે વિશ્વના નભઘૂમ્મટમાં ઘૂમરીઓ ખાઇ રહ્યો છે. એ ભયંકર વંટોળના આક્રમણ હવે આલમ ઉપર ક્યારે ઉતરશે એ ક્ષણ ચોક્કસપણે કહી શકાય નહિ.

સારાય વિશ્વનાં રાજ્યો–પ્રજાસંઘના સભ્યો તરિકે જિનિવાનગરીમાં શસ્ત્રસન્યાસ સેવવા માટે ચર્ચા કરતાં બેઠાં હોય છે. સ્વિટઝરલેન્ડની એ દિલચસ્પ ભૂમિના હવામાનમાં અપશ્ર ઉડાવતા એ રાજ્યપુરૂષો શસ્ત્રબંધીની વાતો ઉપર ચર્ચા કરી ઠરાવો પસાર કરે છે. 'શસ્ત્રસંન્યાસ!' યુદ્ધને અટકાવવા માટે શસ્ત્રોને તિલાંજલી આપો! આવા ઠરાવો વડે તે રાજપુરૂષો કાગળના રીમ નહિ પણ ગાંસડીઓની ગાંસડીઓ જેટલા કાગળો બગાડે છે. સફેદ કાગળો ઉપર કાળી શાહીની કલમો ચાલે છે–"શસ્ત્રબંધી કરો"—

......પણ જીનિવા તો જાસૂસનગરી છેઃ વિશ્વના તમામ રાજ્યોના પ્રતિનિધિઓ પોતાના રાજ્યના દારૂગોળા, શસ્ત્રો, તેમજ લશ્કરીબળનો ક્યાસ પ્રજાસંઘના વિશાળ મેજ સમક્ષ રજૂ કરે છે. અને આ વખતે જિનિવામાં ન સ્હમજાય એવે સ્થળે રહેતા સજ્જનોની ચિત્તા જેવી ચમકતી આંખો આ આંકડાઓ–પ્રમાણ ઉપર નઝર નાખે છે. ક્યા રાજ્ય પાસે કેટલી શક્તિ છે ત્હેનો આ જાસૂસો અજબ રીતે ક્યાસ કહાડી લે છે અને જાસૂસો પોતાને કામે વળગે છે. બાજીની શરૂઆત તો ક્યારની યે થઇ ચુકી હોય છે. દારૂનો કુવો તૈયાર જ છે. ફક્ત તેમાં એક જ ચીન્ગારી પડે એટલી જ ખોટી છે. જાસૂસોએ સારાય યુરપને દારૂના કુવા જેવું બનાવી નાખ્યું છે.

# સપડાયલું યુરપ

**યુ**રપમાં જાસૂસોની કમી નથી. જિનીવામાં જ્યારે શસ્ત્રબંધીની વાતો ચાલતી હોય ત્યારે જાસૂસી સંસ્થાઓ વડે નવીન પ્રકારના શસ્ત્રોનાં સર્જન કરાવવા માટે સંતલસો ચાલી રહી હોય છે. જાસૂસોની ચાલબાજી કેવા પ્રકારની હોય છે, યુરપમાં જાસૂસો કેવી રીતે કામ કરે છે એ વિષે ચોંકાવનારી વાતો જાસૂસીખાતાને લગતા એક નિષ્ણાત આદમીએ નીચે પ્રમાણેની ઘટનામાં એક કિસ્સો ઘણી જ જોરદાર ઝબાનમાં વર્ણવ્યો છે:–

**'માઈકલ** બોરિસોફ જણાવે છે કે- જર્મનીનું પાટનગર! અપ્સરાઆરામની વાટિકા!–'બર્લિન'ને છોડી હું જ્યારે વાર્સો આવ્યો ત્યારે હું મેજર ડેમ્બોવસ્કીને મળવા ગયો. મેજર ડેમ્બોવસ્કી જર્મન પાટનગરના એક રંગીલા અમલદાર અને સેનાની હતા. ત્હેણે મ્હને ત્હેના દિલચસ્પ શહેર બર્લિનનું રાતનું જીવન બતાવવાનું વચન આપ્યું હતું.

મ્હારી અજાયબી વચ્ચે ત્હેના આવાસના દ્વાર એક પોલીસમેને ઉઘાડયાં. એ મેજરની પાછળ બે હથિયારબંધ પોલીસ ખડા હતા. હું ત્યાં ગયો. અને મ્હને મ્હારો પોતાનો અહેવાલ રજૂ કરવાનું જણાવવામાં આવ્યું. જો કે હું રશિયન છું છતાં યે હું તો ભૂતપૂર્વ શાસનકાળનો હોવાથી રાજરમતમાં પ્રવીણ હતો. જ્યારે જેન્ડારમીએ મ્હારાં કાગળીયાં તપાસ્યાં અને પોલીસ ચોકી ઉપર તેમજ ફ્રેન્ચ એમ્બસી (કે જ્યાં મ્હારા ઘણા અંગત દોસ્તો છે)માં ટેલીફોન કર્યો ત્યારે તેઓની મ્હારી સાથેની વર્તુણુકમાં પલ્ટો થયો. મ્હને નમ્રતાપૂર્વક જણાવવામાં આવ્યું કે હવે મ્હારી મરજી મુજબ કયાં પણ જવાની છૂટ હતી.

"પણ આ બધું છે શું ?" મેં તઆજ્જૂબીથી પ્રશ્ન કર્યો, "મેજર ડેમ્બોવસ્કી કયાં છે ?

જેન્ડાર્મના વડા સાર્જન્ટે જરાક ટાળમાં જવાબ વાળ્યો, "આજે પરોઢીએ મેજર

**સોવિયટનો ભેદ જાણવા મથતા યુરપીઅન રાજ્યોની જાસૂસી જાળ.**

ડેમ્બોવસ્કીને ગોળીથી ઠાર-વીંધી નાંખવામાં આવ્યો છે !......"

તેઓ મ્હારી સ્હામે તાકીને જોઇ રહ્યા વધારે શબ્દોની હવે જરૂર ન્હોતી. હું તમામ પ્રસંગ સ્હમજી ગયો. પોલેન્ડના પોલીસ સૈન્યમાં એ મેજર ડેમ્બોવસ્કીએ મહાન દેશદ્રોહ કર્યો હતો. ત્હેને દેશદ્રોહી તરીકે ઠાર કરવામાં આવ્યો.

ત્યાર પછી તો મ્હને બધી વાતો મળી. આ બધી વિગતો એવી છે કે જે સમગ્ર યુરપમાં એક રોમાંચક કથની તરિકે લોકોની જીભે રહી ગઇ છે. દૌલત !... મુદ્રી ! .. દ્રવ્ય...! અમુક જાતના ભેદને ફોડી નાખવાની શરતે પરદેશી સત્તાધીશો તરફથી લલચાવનારી માગણી અપાઇ! મેજરના દિદાર બદલાયા! પરમુલ્કના રાજસત્તાધીશોની ઘણી જ છૂપી ગુફતગુ-કૈંક ગયબભરી મસ્લત!... અને પૈસાની જબ્બર લાલચ આગળ ભેદ સરકી ગયો-રમત સ્હામા પક્ષને કહી દીધી. જાસુસે પોતાના દેશનો દ્રોહ કર્યો-પણ એની પાછળ પણ જાસુસો હતા. આ વાતની ખબર પડી ગઇ. 'કોર્ટ માર્સ્યલ' ની શરૂઆત થઇ-અને છેલ્લે પ્રાણદંડ-! ગોળીબાર !

એક જાસુસ તરીકે મેજર ડેમ્બોવસ્કી ઘણો લાપરવાહ હતો. પોલાન્ડની જબરજસ્ત સૈન્યરચના વિષેની યોજના અને ત્હેને લગતી વિસ્તૃત વાતોનો ભેદ તે સોવિયટ એમ્બસી આગળ કહી આવ્યો. કાગળોનું એક બંડલ, લશ્કરી વ્યુહરચનાના નકશાઓ વીગેરે સાથે તેને પકડવામાં આવ્યો. યુદ્ધકચેરીએ ત્હેને આબાદ પકડયો હતો. પણ નવા જાસુસો કરતાં આ જુદી જ કીસમનો આદમી હતો.

જ્યારે દુનિવામાં શસ્ત્રબંધીની પરિષદ ભરાય છે ત્યારે બીજી બાજુ હજારો જાસુસો યુરપના પટ પર ઘૂમતા હોય છે. એક રાજ્યના છૂપા નકશાઓ હાથ કરવા તેઓ બાજી રમતા હોય છે. એકબીજાના ભેદ માટે મ્હોટી કિંમત લેવા તેઓ જબરજસ્ત ખટપટ કરતા હોય છે.

'જાસુસોનાં ટ્રસ્ટો' નીમાયાં હોય છે: જે પ્રમાણે દારૂચોરી, દાણચોરી અથવા એવી બીજી છૂપી ચળવળ ચલાવવા માટે છૂપી ટોળીઓ તૈયાર હોય છે તે પ્રમાણે જાસુસોની પણ એક ટોળી હોય છે. એક રાજ્યની છૂપી વાત જાણી ત્હેને બીજા રાજ્યમાં જઇ ભારે કિંમત લઇ વ્હેંચે છે, સોવિયટ રશિયા ઉપર સામ્રાજ્યવાદીઓની નઝર હોઇ ત્હેને આથી સાવધાન રહેવું પડે છે અને રાજ્યોની બાજી જાણવા માટે, પોતાના સંરક્ષણ માટે ભારે રકમો વેરવી પડે છે. તે પ્રમાણે યુરપની બીજી બે સત્તાઓ પણ પોતાનું કામ આગળ ધપાવી રહી છે.

બ્રિટિશ ઇન્ટેલીજન્સ સર્વીસ તેમજ છુપી પોલીસ ખાતું હમણાં ભારે ધમાલમાં રોકાયેલું છે. પરદેશી જાસુસોના પ્રયત્નોને ધુમ ભેગાં મીલાવવા માટે તેઓ પ્રચંડ પ્રયાસો કરી રહ્યા હોય છે. બ્રિટનના વાયુસૈન્ય, રાજકીય, નાણા સંબંધી ભેદ જાણવા ઇચ્છતા પરદેશી જાસુસોથી તેઓને ભારે સાવચેત રહેવા માટે અનેક જાતની બાજીઓ રમવી પડે છે.

ખાસ કરીને નાણા સંબંધી ભેદ ફુટવો જોઇએ નહિ. છતાંયે બ્રિટનની વાતો કોણ જાણે કેવી રીતે બહારના રાજ્યોને ખબર પડી જતી. આથી આંતરરાષ્ટ્રીય

## જાસૂસીની જાળમાં સપડાયેલું યુરપ



**યુરપમાં** આગામી યુદ્ધનાં વાદળાં ઘેરાય છે—જ્યારે બીજી બાજુ જીનીવામાં શસ્ત્રબંધીની પરિષદ ભરવામાં આવે છે; ત્યારે એક સત્તા બીજી સત્તાના દારૂગોળા અને ભીતરની વ્યુહરચનાનો ભેદ પામવા માટે જાસૂસી જાળનો આશ્રય લે છે. યુરપમાં ઠેર ઠેર જાસૂસો જોવામાં આવે છે; પણ જાસૂસ પોતાના કાર્યમાં પકડાઇ જતાં ગોળીબારનો ભોગ બને છે! ... ... ... ... ....

[ લેખ માટે જુઓ પાનું ૬૦ ]

ડેમ્બોવસ્કીને ગોળીથી ઠાર-વીંધી નાંખવામાં આવ્યો છે !......"

તેઓ મ્હારી સ્હામે તાકીને જોઇ રહ્યા વધારે શબ્દોની હવે જરૂર ન્હોતી. હું તમામ પ્રસંગ સ્હમજી ગયો. પોલેન્ડના પોલીસ સૈન્યમાં એ મેજર ડેમ્બોવસ્કીએ મહાન દેશદ્રોહ કર્યો હતો. ત્હેને દેશદ્રોહી તરીકે ઠાર કરવામાં આવ્યો.

ત્યાર પછી તો મ્હને બધી વાતો મળી. આ બધી વિગતો એવી છે કે જે સમગ્ર યુરપમાં એક રોમાંચક કથની તરિકે લોકોની જીભે ચ્હડી ગઇ છે. દૌલત!... મુડી!..દ્રવ્ય...! અમુક જાતના ભેદને ફોડી નાખવાની શરતે પરદેશી સત્તાધીશો તરફથી લલચાવનારી માગણી અપાઇ! મેજરના દિદાર બદલાયા! પરમુલ્કના રાજસત્તાધીશોની ઘણી જ છૂપી ગુફતગુ-કંઇક ગયબભરી મસ્લત!... અને પૈસાની જબ્બર લાલચ આગળ ભેદ સરકી ગયો-રમત સ્હામા પક્ષને કહી દીધી. જાસુસે પોતાના દેશનો દ્રોહ કર્યો-પણ એની પાછળ પણ જાસુસો હતા. આ વાતની ખબર પડી ગઇ. 'કોર્ટ માર્શલ' ની શરૂઆત થઇ-અને છેલ્લે પ્રાણદંડ-! ગોળીબાર !

એક જાસૂસ તરીકે મેજર ડેમ્બોવસ્કી ઘણો લાપરવાહ હતો. પોલાન્ડની જબરજસ્ત સૈન્યરચના વિષેની યોજના અને ત્હેને લગતી વિસ્તૃત વાતોનો ભેદ તે સોવિયટ એમ્બસી આગળ કહી આવ્યો. કાગળોનું એક બંડલ, લશ્કરી વ્યુહરચનાના નકશાઓ વીગેરે સાથે તેને પકડવામાં આવ્યો પુલીસચોકીએ ત્હેને આબાદ પકડયો હતો. પણ નવા જાસુસો કરતાં આ જુદી જ કીસમનો આદમી હતો.

જ્યારે જીનિવામાં શસ્ત્રબંધીની પરિષદ ભરાય છે ત્યારે બીજી બાજુ હજારો જાસુસો યુરપના પટ પર ઘૂમતા હોય છે. એક રાજ્યના છૂપા નકશાઓ હાથ કરવા તેઓ બાજી રમતા હોય છે. એકબીજાના ભેદ માટે મ્હોટી કિંમત લેવા તેઓ જબરજસ્ત ખટપટ કરતા હોય છે.

'જાસુસોનાં ટ્રસ્ટો' નીમાયાં હોય છે: જે પ્રમાણે દારૂચોરી, દાણચોરી અથવા એવી બીજી છૂપી ચળવળ ચલાવવા માટે છૂપી ટોળીઓ તૈયાર હોય છે તે પ્રમાણે જાસુસોની પણ એક ટોળી હોય છે. એક રાજ્યની છૂપી વાત જાણી ત્હેને બીજા રાજ્યમાં જઇ ભારે કિંમત લઇ વ્હેંચે છે, સોવિયટ રશિયા ઉપર સામ્રાજ્યવાદીઓની નજર હોઇ ત્હેને આથી સાવધાન રહેવું પડે છે અને રાજ્યોની બાજી જાણવા માટે, પોતાના સંરક્ષણ માટે ભારે રકમો વેરવી પડે છે. તે પ્રમાણે યુરપની બીજી એ સત્તાઓ પણ પોતાનું કામ આગળ ધપાવી રહી છે.

બ્રિટિશ ઇન્ટેલીજન્સ સર્વીસ તેમજ છુપી પોલીસ ખાતું હમણાં ભારે ધમાલમાં રોકાયેલું છે. પરદેશી જાસુસોના પ્રયત્નોને ધુળ ભેગાં મીલાવવા માટે તેઓ પ્રચંડ પ્રયાસો કરી રહ્યા હોય છે. બ્રિટનના વાયુસૈન્ય, રાજકીય, નાણા સંબંધી ભેદ જાણવા ઇચ્છતા પરદેશી જાસુસોથી તેઓને ભારે સાવચેત રહેવા માટે અનેક જાતની બાજીઓ રમવી પડે છે.

ખાસ કરીને નાણા સંબંધી ભેદ ફુટવો જોઇએ નહિ. છતાંયે બ્રિટનની વાતો કોણ જાણે કેવી રીતે બહારના રાજ્યોને ખબર પડી જતી. આથી આંતરરાષ્ટ્રીય

સટ્ટાબાજોના મંડળને બ્રિટિશ સરકાર અને ત્હેની એકેની વાતોની ખબર પડી જતી. શું સરકારના સોનાના ધોરણમાં ગાબડું પડશે?—ખરેખર, એવી યોજના ગોઠવાઇ હતી? આંતરરાષ્ટ્રીય સટ્ટાબાજોના મંડળને આ બધો ભેદ જણાયો. અને ત્હેણે 'બ્હેંચવા' માંડયા. બ્રિટનના નાણા ધોરણમાં ગાબડું પડયું. અને પેલા મંડળને ૨૦૦,૦૦૦ પાઉન્ડનો ખર્ચ બાદ કરતાં ૧૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ કરતાં વધારે નફો એક અઠવાડિયામાં થયો.

જર્મનીના જાસુસો તો ઘણું જ ત્વરાપૂર્વક કામ કરી રહ્યા છે. "પોકેટ બેટલ શીપ્સ"નો ભેદ ઉકેલવા માટે અને જર્મનીના વાયુસૈન્યને અજેય અને આઘ્રાત કરવા માટે તેઓ અજબ બાજીમાં રોકાયા છે. તેઓની પોલાદી યોજનાઓમાંથી કેવી રીતે નવીન પ્રકારની અજેય અને અભ્રાત સબમરિનો બની શકે અને ઝેરી વાયુ તથા ઝેરી રસાયણોને કેવી અસરકારક રીતે તૈયાર કરવામાં આવે ત્હેની ધમાલમાં તેઓ મશગુલ છે.

સંખ્યાબંધ ઔદ્યોગિક જાસુસો સોવિયટ રશિયામાં કામમાં રોકાયેલા છે: કારણ કે બ્રિટન, જર્મની, ફ્રાન્સ, જપાન અને અમેરિકા સોવિયટના ભેદી અને રહસ્યમય મુલ્કમાં શું થઇ રહ્યું છે એની 'ખરી' હકીકતો જાણવા માટે ઘણા જ ઇન્તેજાર છે. પાંચ વર્ષની વિરાટ યોજનામાં ગુંથાયેલા રશિયાની પરિસ્થિતિ જાણવા બીજા રાજ્યો અનેક જાસુસોને કામે લગાડે છે.

રાતા રંગની એ ભૂમિ—રશિયાનાં ભાવિનાં તમામ આધાર ત્હેની આર્થિક પ્રગતિ ઉપર રહેલા છે. એ તો સોવિયટના સુત્રધારો સારી રીતે સમજે છે. અને એટલે જ જે પ્રમાણે બ્રિટિશો પોતાના દરિયાઇ કાફલાને બરાબર સુસજ્જિત રાખે છે તે પ્રમાણે રશિયનો પોતાની નવીન ફેકટરી, નવીન ખાણોનું ઘણું જ રક્ષણ કરી રહ્યા છે. અને તેથી જ તેઓ દર અઠવાડિયે ચાર જાસુસોને પકડે છે અને હમણાં તાજેતરમાં એક અઠવાડિયામાં તેઓએ તેવીશ જાસુસોને પકડયા હતા અને તેમને જાનથી ઠાર કર્યા.

સોવિયેટ રશિયામાં એક જાસુસને ભારે મુસ્કેલી પડે છે.—અરે! ત્હેને રહેવાને ભાગ્યે જ માર્ગ મોકળો થાય છે. રશિયાની પાસે છુપા જાસુસોની જબરજસ્ત યોજના છે. અસંખ્ય છુપી પોલીસો શહેરમાં ફરતી હોય છે. ત્યાં પરદેશીઓને પડદામાં રહેવાનું એક પણ સ્થાન મળતું નથી. કારણ કે ત્યાં તો સામુદાયિક ભાવના પ્રસરેલી હોય છે. તે ઉપરાંત દરેક પરદેશીનો "પાસપોર્ટ" સોવિયેટની પોલીસ ઘણી જ કુનેહપૂર્વક તપાસી જૂએ છે.

પોલાન્ડ જે વેળા ઝારના શાસન હેઠળ હતું તે વેળાથી ત્યાંના લોકોને રશિયન આબાદ બોલતાં આવડતું હોવાથી પોલ લોકો રશિયન તરિકે ઠસી જવાના પ્રયત્નો કરે છે. ખોટાં કાગળિયાં અને ખતપત્રનો આશ્રય લઇને પોલીશ આદમીઓને આજે વર્ષો થયાં પોલાન્ડની છુપી પોલીસની સરકાર સોવિયટનો સાચ્ચો ભેદ પામવાના પ્રયત્નો માટે રશિયામાં મોકલી રહેલ છે. અને જેટલાઓ પકડાય છે ત્હેને તો ગોળીથી ઠાર કરવામાં આવે છે. પહેલાં તો આ પોલ ચાલવા લાગી પણ એકાએક બધો ભેદ ફુટી ગયો. પોલાન્ડ વિચારમાં પડી ગયું.

**પો**લાન્ડની છુપી પોલીસના નેતા-ઓને પરાજીત થતાં ઘણું વસમું લાગ્યું. આટલી આટલી કાળજી હોવા છતાંયે આ ભેદ કેમ ફૂટી જતો હશે?...શું કોઇ પોતાનો જ આદમી આ ભેદને ફોડી પૈસા તો નહિ કમાતો હોય?! તેઓએ આ ભેદ પામવા માટે બાજીની શરૂઆત કરી. આખરે ખબર પડી કે છુપી પોલીસનો એક વડો અમલદાર એક કેબેરેટ-ડાન્સર-નર્તકીની રોજ મુલાકાતે જતો હતો. જલતા સૌન્દર્યમાં, મદમાતા જોબનમાં ઝળહળતી મોજુસ્કાના નયનશરથી તે ઘાયલ થયો હતો. ઇશ્ક!...સુમ્બન!...અને નયનોની મીલાવટ!...'આશક' અને 'માશુક'ની પાછળ છુપી પોલીસ પડી હતી. એક રાત્રિએ ટેલીફોનની ઘંટડી વાગી. પોલીશ છુપી પોલીસનો છુપો-અતિ છુપો પહેરો ત્યાં ચાલુ હતો. એકદમ, વિજળીની મિસાલ મોજુસ્કા એક બીજા આદમી સાથે 'સેલુન-કાર'માં દાખલ થઇ અને સરહદનો રસ્તો લીધો. તે જ વેળા ડેન્ઝીગ રોડ પર 'સુલેન-કાર'-ગાડી અટકાવવા માટે સરહદના સત્તાધારીઓને ખબર મોકલવામાં આવ્યા. "સલુનકારને અટકાવો. મોજુસ્કા અને ત્હેના સાથીઓને પકડો! અને ત્હેમને પોલીસ હેડક્વાર્ટર્સ પર લઇ આવો!'

**ડે**ન્ઝીગને આરે સોવયેટ એજંટ તો બાચારો રાહ જ જોયા કરતો હતો. મોજુસ્કા પોતાનામાં એટલી બધી ખુશ અને ઉશ્કેરાઇ ગઇ હતી કે એને પોતે ક્યાં જઇ રહી છે એનું ભાન ન્હોતું. વધુ પડતી શ્રદ્ધા રાખી તેણે પોતાની ન્હાનકડી 'બેગ'માં રચિયામાં ફક્ત પોલેન્ડના જાસુસોના છેલ્લામાં છેલ્લા આંકડા વિષયક વિગતોનું લીસ્ટ રાખવાની જબરજસ્ત ભૂલ કરી હતી. ત્હેની પાસે તમામ જાસુસોના સરનામાં, નામો તથા વર્ણનો હતાં. બે દિવસ બાદ પોલીશ માતાહારી અને ત્હેના સાથીઓને ગોળીબારથી વીંધી નાખવામાં આવ્યા હતા. ૨૪ કલાક બાદ ત્હેની સાથે દિલ્લગી કરનાર વડા અમલદારને પણ ગોળીથી ઠાર કરવામાં આવ્યો.

**બ્રિ**ટન, ફ્રાન્સ, અને અમેરિકા તે જાસુસોને કેદ કરે છે. ઘણીવાર ત્હેમને બરતરફ કરે છે. પણ પોલાન્ડ, રૂમાનિઆ, ઝકોસ્લોવેકીઆ તેમજ બીજા યુરપીઅન દેશોમાં જાસૂસો ઉપર ગોળીબારના વર્ષાદની ઝડી વરસે છે. ફાંસીનું દોરડું તેમને માટે આખરી અંજામ બની રહે છે. બ્રિટનની છુપી પોલીસનો એજન્ટ કેપ્ટન રેઇલી રશિયામાં ગયો અને ત્યાં ક્યાંક ગાયબ થઇ ગયો. સોવિયેટ સરકારને કંઇ ખબર ન્હોતી. પણ એટલી વાત તો બહાર પાડી કે, "સોવિયેટની સરહદ પર દાણચોરી કરનાર એક આદમીની ધરપકડ કરવામાં આવી હતી અને ત્હેને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો. પાછળથી તપાસ કરતાં ખબર પડી કે ત્હેની પાસે કેપ્ટન રેઇલીનનાં કાગળીયાં હતાં." વાહ! 'દાણચોરી કરનાર!'

**બ**ર્લિનમાં જુદી જુદી જાતના સત્તર રાષ્ટ્રીય જાસૂસી ખાતાં છે. પેરીસમાં એકવીસ છે, અને વોર્સોમાં તેર ખાતાં છે. આ ખાતાંઓ અજબ રીતે, ભેદી રીતે, રહસ્યમય રીતે કામ કરી રહ્યાં છે. આજે યુદ્ધ પછી, સેંકડો જાસૂસો અજબ રીતે રમત રમી રહ્યા છે. એક બીજાનાં રાષ્ટ્રીય

સત્તાનાં માપ કહાડવાં, એકબીજાની બાજીઓ ઉંધી વાળવી—એવાં ચેોંકાવનારા કાર્યોમાં તેઓ મશગુલ હોય છે.

બર્લીનમાંની ફ્રેન્ચ એમ્બસીએ તો એક જઇફ રશિયન જનરલને દ્વારપાલ તરિકે રાખ્યો હતો. એમ્બસી ઉપર આવતાં પેકેજો—વીગેરે વસ્તુઓ લેવાનું કામ દ્વારપાળનું જ હતું. એક દિવસ સૈન્યખાતાંને એક ઘણી જ અગત્યતાથી ભરપૂર 'પેકેજ' મળવાનું હતું: પણ તે નહિં આવ્યું હોવાથી એમ્બસીના વડાએ દ્વારપાળને પુછાવ્યું. પણ ત્યાં દ્વારપાળ હતો જ નહિ ! જનરલ ક્યાંક ગાયબ થઇ ગયો હતો—'પેકેજ' સાથે લઇને. !

આવે વખતે પોલીસને પણ બોલાવી શકાય નહિ કારણ કે પોલીસ વળી એમાં શું હતું, શા માટે હતું, કોના તરફથી હતું, એવા સવાલો કરે—અને મામલો વધારે ગુંચવામાં આવે. ફ્રેન્ચ જાસૂસો પાછા પડી ગયા. પેલો વૃદ્ધ દ્વારપાળ એકદમ બર્લિનની સરહદે ગયો. અને ફ્રેન્ચ જાસૂસીખાતાએ આ કામ કરવા માટે કયા જાસૂસે પોતાની અક્કલ વાપરી હતી 'તે' શોધી કહાડવા પાછળ પાંચ માસ ગુમાવ્યા...

# જેમ્સ કોનોલી—

આયર્લૅન્ડનો એ ઉદ્દામ વિચારક–સમાજવાદી સિધ્ધાંતોના પ્રખર પ્રચારક જેમ્સ કોનોલીની જીવનકથા અતિ રોમાંચક છે. એડીનબર્ગ શહેરનો કચરો વાળતાં તેણે સમાજવાદનાં સિધ્ધાંતો આપમેળે સમજ્યા હતાં અને પછી તો તેનો પ્રચાર અને મજુરસંઘોની સ્થાપના એ બન્યાં તેના જીવનલક્ષ્યો.

આયર્લૅન્ડના સ્વાતંત્ર્યજંગની આ એક ઉજ્જવળ કથા છે. શહીદોના શોણીતથી આ પ્રકરણ આલેખાયું છે. ૧૯૧૬માં જ્યારે ફ્રાંસની સંગ્રામભૂમિ પર તોપગોળાની ઝડીઓ ઝમકતી ત્યારે ડબ્લીનના એક સરીયામ રસ્તા પર આવેલા એક મકાન ઉપર ક્રાંતિનો વાવટો ચડયો. ત્યારથી આયર્લૅન્ડનો જગવિખ્યાત આંતરવિગ્રહ શરૂ થયો. ડબ્લીન શહેર ક્ષણવારમાં ક્રાંતિકારીઓના હાથમાં જઇ પહોંચ્યું. અને સાતસો જેટલા આ શુરવીર સ્વયંસેવકોએ ઇંગ્લાંડના અડગ સૈન્ય સામે ડબ્લીન શહેરને સાચવ્યું–સંરક્ષ્યું.

આ ક્રાંતિનો નેતા હતો જેમ્સ કોનોલી. આ શુરવીર પુરૂષને આખરે ફાંસી મળી. પણ તેણે પ્રગટાવેલી વિપ્લવની ચીનગારી હજૂય આયર્લૅન્ડના દરેક વતનીના હૃદયમાં જલે છે. હજૂય હજારો આયરીશ પ્રજાજનો જેમ્સ કોનોલીને સ્વાતંત્ર્યનો શહીદ સમજીને જપે છે. શાળામાં તેનાં સંભારણાં તાજાં કરવામાં આવે છે; યુવાનોનાં સંગઠનોમાં તેના સ્મરણદેહને અપૂર્વ ભાવથી પૂજવામાં આવે છે. એવા એ જેમ્સ કોનોલીની જીવનકથા રજુ કરવી આશા છે કે આ ક્ષણે અતિ રસમય થઇ પડશે.

* * *

આયર્લૅન્ડના હિતશત્રુઓ આ પ્રચંડ વિપ્લવને 'માસ્તરોનો બળવો' એવું ઉપનામ આપી હસે છે! કારણ કે ૧૯૧૬ની આયરીશ ક્રાંતિના આ ઝંડાધારીઓ મુખ્યત્વે ઉંચા પ્રકારના લેખકો હતા, સાહિત્યકારો હતા. કોઇએ અપ્રતિમ કાવ્યો રચ્યાં હતાં. કોઇએ શાળામાં અક્ષરજ્ઞાન શિખવ્યું હતું. કોઇએ મહાવિદ્યાલયમાં ગણીતના અઘરા વિષય ઉપર વ્યાખ્યાનો આપ્યાં હતાં. પણ આ 'અભ્યાસીઓનો' નેતા હતો. એકજાત શિખાઉ કામદાર–જેમ્સ કોનોલી.

ઉત્તર આયર્લૅન્ડનો એ મુળ વતની. નોકરીની શોધમાં તેના પિતા સ્કોટલેન્ડ જઇ વસ્યા હતા. પણ આ પિતાની આવક પુરતી ન હતી. અગીઆર વર્ષની વયે પિતાની ઓછી આવકમાં કંઇક વધારો કરવા માટે તેણે નોકરીની શોધ કરવા માંડી આખરે એક પ્રુફ રીડર તરીકે તેને જગ્યા સાંપડી.

૨૧ વર્ષની કાચી વયમાં તેના પિતાને એક અકસ્માત નડયો, અને આના બદ-

# —ની જીવન કથા

લામાં એડીનબર્ગની મ્યુનીસીપાલીટીએ તેને રસ્તાના કચરા ઉઠાવનાર તરીકે જગ્યા સોંપી. અને આ જગ્યા ઉપર તેણે કેટલાય વર્ષ કામ કર્યું.

* * *

કચરો સાફ કરવાનું આકરૂં કામ છતાં પણ તે અભ્યાસ માટે ગમેતેમ કરીને સમય મેળવતો. ક્રાંતિનું લોહી તો તેની નસોમાં વહેતું હતું. ૧૭૯૮ માં એક બળવાખોર તરીકે તેના દાદાએ ફાંસીનો માંચડો દીઠો હતો. ૧૮૬૭ માં તેના કાકાએ બળવામાં ભાગ લીધો હતો. એટલે સ્વાભાવિક રીતેજ આયર્લેન્ડના સ્વાતંત્ર્ય સંગ્રામ તરફ આ ભડવીરની પહેલી નજર પડી.

પણ કામદાર તરીકે એડીનબર્ગ શહેરનો કચરો ઉઠવતાં જેમ્સ કોનોલીને એક નવી દિશા સાંપડી હતી. આયર્લેન્ડ કરતાં પણ વધુ અગત્યના સવાલો તરફ તે લક્ષ આપતો હતો. સમગ્ર શ્રમજીવી સમુદાયના દ્રષ્ટિબિંદુને સમજવાને તેણે યત્ન કર્યો અને આ સતત યત્નમાં તે યશસ્વી બન્યો.

જગત ત્યારથી તેને સમાજવાદી તરીકે ઓળખવા લાગ્યું. આ સિદ્ધાંતોમાં તેણે સૃષ્ટિના શ્રમજીવીઓનું સાચું હીત જોયું અને ત્યારથી તેણે ઘોષણ કરી કે 'જગતના કામદારો એક હો જાવ.

અને સમાજવાદી તરીકે એડીનબર્ગની મ્યુનીસીપાલીટીના સભ્ય તરીકે તેણે ઉમેદવારી નોંધાવી. પણ મ્યુનીસીપાલીટીના સભ્યોની ખુરશી શોભાવતા સદ્‌ગૃહસ્થો આ દૃશ્યથી અકળાઇ ગયા. આખરે એક જરીપુરાણા કાયદાને આધારે જેમ્સ કોનોલીની ઉમેદવારી રદ કરવામાં આવી.

---

**સ**માજવાદના સિધ્ધાંતો સાથે જ આયર્લેન્ડના સ્વાતંત્ર્ય સંગ્રામમાં તેણે આપેલો હીસ્સો એટલો જ છે. આયર્લેન્ડના પ્રજાસત્તાક તંત્રનો વાવટો ફરકતો રાખવા તેણે અપુર્વ યુધ્ધકલાથી ડબ્લીન શહેરને સાત દીવસ સુધી બ્રિટીશરોના સુસજ્જ સૈન્યબળ સામે સાચવ્યું હતું. તેની જીવનકથા આ ન્હાનકડા લેખમાં રજુ થાય છે.

---

ત્યાર પછી તેણે આયર્લેન્ડની સોશીયાલીસ્ટ રીપબ્લીકન પાર્ટીની સ્થાપના કરી. પાંચ વર્ષ સુધી તેણે એકલે હાથે સંગ્રામ કર્યો. પણ આખરે તેઓ હાર્યા. પાર્ટી વિખરાઇ ગઇ અને કોનોલી અમેરિકા વસવા ચાલ્યો ગયો.

* * *

**સા**ત વર્ષ સુધી અમેરિકામાં સમાજવાદી તરીકે કાર્ય કર્યા પછી આયર્લેન્ડમાં તે પાછો ફર્યો. અહિં તેણે આયરીશ ટ્રાન્સપોર્ટ અને જનરલ વર્કર્સ યુનીયન સ્થાપ્યાં. બહુજ અલ્પ સમયમાં આ મજુરસંઘો મહાબળવાન થઇ પડયા.

૧૯૧૩ માં આ મજુરસંઘોએ માલીકગણનો એકત્ર સામનો કર્યો. માલીકોએ પણ દાંત કચકચાવીને મજૂરસંઘોનું બળ તોડી પાડવા માટે પ્રયત્ન કર્યો. પણ આખરે તેઓ સફળ થયા નહિં. મહીના-

ઓની સતત લડત પછી પણ સંઘબળ સારી રીતે ટકી શક્યું.

પણ આ હડતાલનું પરોક્ષ પરિણામ તો એ આવ્યું કે 'સીટીઝન આરમી' (શહેરી લશ્કર) સ્થપાયું. હડતાલ વખતે પોલીસનો જુલ્મ એટલો તો હતો કે કામદારોને પોતાને જ પોતાનું સ્વયંસેવક સૈન્ય તૈયાર કરવું પડયું હતું.

આગળ જતાં આ સૈન્યે આયરીશ-ક્રાંતિમાં સરસ હિસ્સો આપ્યો છે.

* * *

૧૯૧૪માં રણસંગ્રામનાં દુંદુભી વાગ્યાં. ઇંગ્લેંડે જર્મની સામે જંગ માંડયો. આખાં સામ્રાજ્ય ઉપર સંગ્રામ ભય શરૂ થયો. ફ્રાંસના રણમેદાનો ઉપર હોમાવા માટે યુવાનોને આમંત્રણ આપતા મેનીફેસ્ટો બહાર પડયા.

ત્યારે જેમ્સ કોનોલીને લાગ્યું કે આખરે હથીયાર ઉગામવાની મોંઘેરી તક આવી પહોંચી છે. આખી રાત કામ કરીને તેણે વાવટો તૈયાર કર્યો. સવારનો સુર્ય ઉગતાં ડબ્લીન શહેરના એક નિવાસ ઉપર એક વાવટો ફરકતો હતો. આ વાવટામાં લખ્યું હતું કે—

'રાજાની નહિં, કૈસરની નહિં, માત્ર આયર્લેંડની સેવા જ અમો કરીએ છીએ.

આ સુત્ર વાંચવા માટે સારૂં શહેર એકત્ર મળ્યું; આખાય આયર્લેંડમાં શબ્દ પહોંચ્યો. 'આયર્લેંડની જ સેવા' એ શબ્દોમાં રહેલા જાદુએ સેંકડોને ઉઠાડયાં.

* * *

૧૯૧૬માં વિપ્લવનો વાવટો ઝળક્યો. શહેરે શહેરે યુવાનો ઉઠયા. ગામડે ગામડે ખેડુતો જાગ્યા. ડબ્લીનમાં પ્રજાસત્તાક તંત્રની જાહેરાત કરવામાં આવી.

પેટ્રીક પીઅર્સ તેના બાળસૈનિકો સાથે વિપ્લવવાદીઓની કુમકમાં આવી ઉભો. દ વલેરા અને તેના સાથીઓએ બીજા શહેરોમાં વિપ્લવી આગ સળગાવી.

આયરીશ યુવકોની આ જવાંમર્દી જોઇ જગત સારૂંયે અજાયબ થઇ ગયું. જર્મનોના મન મલકયાં. ઇંગ્લાંડમાં ચિંતા વધી. અમેરિકન આયરીશોને ખૂબ આનંદ થયો.

આ વિપ્લવને કચરી નાંખવાને માટે ઇંગ્લાંડથી સૈન્ય ઉપડયું. ડબ્લીન શહેર પર ધગધગતા ગોળાઓ વરસાવવામાં આવ્યા. આ ધસારા સામે ડબ્લીન શહેરને સંરક્ષવાનું કામ જેમ્સ કોનોલીને સોંપવામાં આવ્યું.

'મ્હને પંદરસો માણસો આપો અને પંદર દિવસ સુધી ડબ્લીન મ્હારા હાથમાંથી નહિં ચસે' એવી ખાત્રી જેમ્સ કોનોલીએ અન્યને આપી હતી. તેની ગણત્રી હતી કે પંદર દિવસમાં તો આખુંય આયર્લેંડ સળગશે. અને ત્યાર પછી ?...

પણ વર્ષોથી વિપ્લવી ગણત્રી કરનારા આ યુવાનની ગણત્રી ખોટી પડી. જર્મનીથી આવનારો સરંજામ યોગ્ય સમયમાં આવી શકયો નહિં. પરિણામે ઇંગ્લેંડના સુસજ્જ સૈન્ય સામે સામનો કરવો અશક્ય હતો.

છતાં પણ બરાબર સાત દિવસ સુધી ડબ્લીન શહેર ઉપર પ્રજાસત્તાકનો વાવટો જેમ્સ કોનોલીએ ફરકતો રાખ્યો. આ શૌર્યભર્યા સંગ્રામની કથા ઉપર તો અત્યારે કેટલાંય પુસ્તકો લખાયાં છે. આ સાત દિવસની અંદર ૨૦૦ જેટલા સ્વયંસેવક લશ્કરે દાખવેલી અપૂર્વ શૌર્યતાનાં વખાણ તો શત્રુઓને પણ કરવાં પડયાં છે.

આખરે જેમ્સ કોનોલી ઘાયલ દશામાં પકડાયો. તેને અને તેર સાથીઓને ગોળીએ વિંધી નાંખવામાં આવ્યા અને એ પ્રમાણે ડબ્લીનના પહેલાં પ્રજાસત્તાક તંત્રનો કરૂણ અંત આવ્યો. આજે પણ આ શહીદની ગાથા અનેક યુવાનોના શુન્ય-હૃદયમાં પ્રેરણાઓ જન્માવી રહી છે. જ્યારે પણ આયર્લેન્ડ સ્વતંત્ર થશે ત્યારે પ્રજાસત્તાક માટે પ્રાણ પાથરનારા તરીકે તેનું સ્મારક રચાશે તે નિર્વિવાદ છે.



'જાપાનીસ બહિષ્કાર'ના પોકાર કરતા વિદ્યાર્થીઓ.

## મંચુરીયા ઉપર લશ્કરી સ્વામિત્વ સ્થાપ્યા પછી સામ્રાજ્યવાદી જાપાન

# જેહોલના પ્રાંત પર કેમ આક્રમણ કરે છે?

ચીન પાસે મંચુકોનું સરકારતંત્ર સ્વીકાર કરાવવા માટે જ જાપાને જેહોલ ઉપર આ આક્રમણ શરૂ કર્યું છે એમ લેખક આલેખે છે.

આખરે જાપાનના સામ્રાજ્યવાદીઓએ મંચુરીયા ઉપર લશ્કરી સ્વામિત્વ સ્થાપ્યા પછી જેહોલપ્રાંત પર આક્રમણ કરવાની યોજનાઓ ઘડી દીધી છે. સંભવ છે કે આ અક્ષરો પ્રસિદ્ધ થાય ત્યાર પહેલાં જાપાની લશ્કરો જેહોલપ્રાંત પર કુચ કરતાં હશે. પણ એ ઘટનાસાથે જ ચીન-જાપાન સંગ્રામમાં એક નવું પ્રકરણ શરૂ થાય છે. અત્યારના પલટાયેલા સંજોગોમાં મંચુરીયાની માફક સહેલાઇથી જેહોલપ્રાંત જશે કે કેમ તે એક વિવાદનીય વસ્તુ બની છે. ગમે તેમ હોય પણ એક વસ્તુ તો નિર્વિવાદ છે કે જાપાનને જેહોલને લેતાં મંચુરીયાના પ્રમાણમાં કંટ-

લુંય વધારે શોણીત રેડવું પડશે. તેમ છતાં પણ જેહોલનો પ્રાંત તેમને મળશે કે કેમ તે એક સાચી શંકા છે!

પણ આ આક્રમણથી જાપાનની ઇચ્છા પુરી પાડવાને બદલે સમગ્ર ચીન ઉપર સામ્રાજ્ય વિરોધી આંદોલનોનો ઝંઝાવાત ઉભો થશે એવી આગાહી કરીને લેખક સવાલ પુછે છે કે આ પ્રચંડ સામના સામે આર્થિક દ્રષ્ટિએ અતિ નિર્બળ બની ગયેલું જાપાન ટકી શકશે ખરૂં?

ભૌગોલિક દૃષ્ટિએ જેહોલનો પ્રાંત ઉત્તર-ચીનની દક્ષિણે આવેલો છે. મંચુરીયા અને જેહોલની સીમા નક્કી કરવા માટે ચીનાઓએ એક મહાન દીવાલ બાંધી છે. આ મહાન દીવાલને તેની ઉત્તર અને પશ્ચિમ મર્યાદાઓ છે. પૂર્વની સીમા ઉપર સાગરની છોળો ઉડે છે ત્યારે દક્ષીણ સીમા મધ્યચીન સાથે સંકળાયેલી છે. જેહોલપ્રાંતમાં જ પેકીંગ અને ટીટીશહરના જેવાં મ્હોટાં શહેરો આવેલાં છે. આ આખા પ્રાંતનો વહેપાર હોંગકોંગના બ્રિટિશ બંદર દ્વારા જળમાર્ગ શોધે છે. રાજકીય રીતે પણ જેહોલ ચીનનો આંતરિક વિભાગ છે. વર્ષોથી મહાન દીવાલ હાલના વતનીઓને તેમના ચીનાઇ નાગરીકત્વનું ભાન કરાવી રહી છે. એટલું જ નહિં પણ પ્રત્યેક ઇતિહાસકારે અને પ્રવાસીએ સ્વીકાર્યું છે કે જેહોલ એ ખરેખરો ચીનનો જ વિભાગ છે. તેની ભાષા ચીનાઇ છે, સંસ્કૃતિ ચીનાઇ છે અને યુગોથી જેહોલનિવાસીઓ ચીનને જ માતૃભૂમિ તરીકે માને છે.

આમ હોવા છતાં પણ જાપાનના જુઠ્ઠા સામ્રાજ્યવાદીઓ જ્યારે જાહેર કરે છે કે જેહોલ એ મંચુકોનો વિભાગ છે, ત્યારે સામ્રાજ્ય લોભ કઇ હદ સુધી જઇ શકે છે તેની સરળ પ્રતીતિ સાંપડે છે. આજે જો જેહોલ લેવામાં જાપાનીઓ સફળ થશે તો જાપાન એમ પણ કહે કે સમગ્ર ચીન એ જુની મંચુ શહેનશાહતનો ભાગ છે માટે સમગ્ર ચીને મંચુકોનું શાસન સ્વીકારવું. ચીનના પ્રજાસત્તાકના સંચાલકે આ સત્ય સારી રીતે સમજે છે. આથી જ તેઓએ જેહોલ પ્રાંતને જતો અટકાવવાને આખરી પગલાં લેવા માંડયાં છે. એટલું જ નહિં પણ આ પ્રાંતને સંરક્ષવાને માટે તેઓ ઠીક ઠીક તૈયારીઓ પણ કરી ચુકયા છે.

* * *

**મંચુરીયાના પ્રશ્ન** પર હવે આખરી પડદો પડતો જાય છે. અઢાર માસની વિલંબ નીતિ પછી પ્રજાસંઘની કમીટી નકારાત્મક નિર્ણય ઉપર આવીને ઉઠી ગઇ છે. તેઓએ કરેલી ભલામણોનો



'બાંદાકર'ને અમલમાં મુકવા માટે નીકળેલા સરઘસ.

સાર એ છે કે મંચુકોના સરકારતંત્રનો કોઇ રાજ્યે સ્વીકાર કરવો નહિં. આથી વિશેશ સક્રિય ભલામણો કરવાનું તેમને સુઝ્યું નથી. પણ જગત આખું જાણે છે કે અમુક સરકારતંત્રનો માત્ર સ્વીકાર ન કરવાથી કંઇ જ અર્થ સરતો નથી. સોવિયેટ રશિયાને અમેરિકાનું મુડીવાદી તંત્ર હજુ પણ સ્વીકારતું નથી. તેથી સોવિયેટ રશિયાને ખાસ હાની નથી થઇ. એમ તો ચીનનું રાષ્ટ્ર પણ વર્ષો સુધી અનસ્વીકારાયેલ હતું પણ તેથી તેની પ્રગતિમાં વાંધો આવ્યો ન હતો. એટલે મંચુકોશાશનનો સ્વીકાર ન કરવાથી મંચુકોને નુકશાન થાય એવી શક્યતા ઘણુ ઓછી છે.

એટલું જ નહિં પણ મંચુકોના અસ્વીકારની પાછળ પ્રજાસંઘનો એક ઘણો જ ગંભીર આશય પણ છુપાયેલો છે. આ તે એ છે કે જાપાન આગળ જતાં મંચુકોને પોતાનાં સામ્રાજ્ય સાથે સંકળી દે તો કોઇ પણ પ્રકારનો રાજકીય વાંધો ન આવે. વસ્તુતઃ પ્રજાસંઘની આ પરોક્ષ સલાહ છે. અને બહુ જ અલ્પ સમયમાં જેમ કોરીયામાં બન્યું તેમ મંચુકોની સરકાર 'પોતાની ઇચ્છાથી' જાપાનના સામ્રાજ્યમાં સંકળીત થઇ જાય તો કોઇ નવાઇ નહિં પામે.

તેમજ એ યાદ રાખવું જોઇએ કે મંચુરીયાના નવા સરકારતંત્ર સાથે સીધો સંબંધ ધરાવતાં માત્ર બેજ મહાન રાષ્ટ્રો છે. આ રાષ્ટ્રો તે સોવિયટ સરકાર અને ચીન. આ બંન્નેમાંથી સોવિયેટ સરકારે તો મંચુકોના શાશનનો પરોક્ષ (Defacto) સ્વીકાર કયારનોય કરી લીધો છે. આજે મંચુલી અને એવાં બીજાં રશિયન શહેરોમાં ચીનના એલચીને બદલે મંચુકોએ નીમેલા એલચીઓ રહે છે. આમ સોવિયેટ સરકારે મંચુકોના પ્રતિનિધિઓને સગવડ કરી આપીને મંચુકોના સ્વીકાર આડે રહેલી મ્હોટી મુશ્કેલી દૂર કરી છે. હવે રહ્યું ચીન. આ દિશામાં પણ જાપાનીઓ માને છે કે તેઓ મંચુકોનો સ્વીકાર બળપૂર્વક કરાવી શકશે એટલે જ તે પ્રજાસંઘના આ નકારાત્મક નિર્ણયથી જરાયે ડરતા નથી.

* * *

ત્યારે સામાન્ય સવાલ ઉપસ્થિત થાય છે કે શા માટે જેહોલપ્રાંત પર જાપાન ચઢાઇ કરી રહ્યું છે? જાપાની સામ્રાજ્યવાદની દૃષ્ટિએ શું જેહોલપ્રાંત એટલો અગત્યનો છે? શું જાપાની વહેપાર માટે આ પ્રદેશ અતિ જરૂરનો છે? જ્યારે મંચુરીયામાં હજુ સંપૂર્ણ શાંતિ સ્થપાઇ પણ નથી ત્યારે શા માટે જેહોલ તરફ જાપાન ધસારો લઇ જવાની ઉમેદ રાખે છે? આ સામાન્ય સવાલો આ ક્ષણે વિચાર કરવાની ગંભીર ફરજ પાડી રહ્યા છે.

આ દૃષ્ટિએ વિચાર કરતાં બે અનુમાન પર આવવું સરળ બને છે. સંભવ છે કે ચીનની આંતરિક અવ્યવસ્થાને લીધે આ પ્રાંત સહેલાઇથી મેળવી શકાશે એવી જાપાનની ગણત્રી હોય. તેઓ એમ માનતા હોય કે મંચુરીયાના વિશાળ પ્રાંતને કબજે કરતાં તેમને કોઇ અટકાવી ન શક્યુ તો પછી જેહોલ લેતાં ચીનાઓ અસરકારક વિરોધ નહિં જ કરી શકે.

પણ એક બીજા અનુમાન પર આવવું પણ એટલું જ સરળ છે. સંભવ છે કે જાપાનીએ જેહોલપ્રાંતને કબજે કર્યા પછી કે કબજે કર્યા પહેલાં તેને વ્યુહરચનાના દાવ તરીકે વાપરે. એટલે કે જો ચીનાઓ

મંચુકોનો સ્વીકાર કરે કે અધિષ્કાર પાછો એંચી લે તો જાપાન જેહોલ પરના આક્રમણને મુકી દે. આવી કંઇ રમત જાપાનીઓનાં મનમાં હોય એમ માનવાને કંઇ ઓછાં પ્રબળ કારણો નથી. ચાલો તેની ચર્ચા કરીએ.

પ્રથમ તો એ વસ્તુ યાદ રાખવાની જરૂર છે કે જાપાનની આંતરિક શાંતિ જરાયે સધ્ધર નથી. મંચુરીયાના વિગ્રહે તેની તીજોરીનું તળીયું દાખવ્યું છે. સાથે જ જાપાની માલના અસરકારક બહિષ્કારને પરિણામે જાપાની માલ અન્ય દેશોમાં પાણીના ભાવે ખડકવો પડે છે. આવા સંજોગો વચ્ચે જેહોલપ્રાંત પર તે ખરેખર આક્રમણ કરવા તત્પર થાય એમ સહેલાઇથી માની શકાય તેમ નથી. સાથે જ જાપાનીઓ સારી રીતે સમજતા હશે કે શાન–હાઇ–કવાન જેવા બંદરને લેતાં તેઓને ચાર દિવસ લાગ્યા હતા તો જેહાલપ્રાંતને કબજે કરતાં સહેજે વર્ષ વીતી જાય. ખાલી તીજોરી આગળ વર્ષને માટે વ્યવસ્થિત સંગ્રામની યોજના ન જ ચાલી શકે. તેમજ જાપાનમાં પણ રાજકીય પ્રજામત મંચુરીયન નીતિ સામે ઉગ્ર બનતો જાય છે. સામ્રાજ્યવાદીઓની સ્વાર્થલાલસાને માટે સેંકડો લુવાન જાપાનીઓએ પોતાનો આત્મભોગ આપ્યો છે. કરનું પ્રમાણ એકદમ ઉંચુ ચઢી ગયું છે, ખેડુતો તદન ખુવાર થઇ ગયા છે અને જાપાની માલને જગતનાં બજારોમાં ખપાવવાની મુસ્કેલીઓ પડે છે. આ સર્વ સંજોગો જોતાં જાપાન જેહોલપ્રાંત પર આક્રમણ કરવા એકદમ તત્પર થાય એ જરા ન સમજી શકાય તેવી વસ્તુ છે.

આથી જ એમ માનવાને માટે પુરતાં કારણો છે કે ચીન ઉપર દબાણ લાવવાને અને તેની પાસે મંચુકોનો સ્વીકાર કરાવવાને માટે જાપાને આ પગલું લીધું છે. આમ જો ચીન ઉપર દબાણ લાવવાથી મંચુકોનો સ્વીકાર થઇ જાય તો પ્રજાસંઘની મુસ્કેલી આપમેળે દૂર થઇ જાય એટલું જ નહિં પણ મંચુકોનું સરકારતંત્ર વધુ સ્થિર અને દ્રઢ બને તેવી જાપાનની સામ્રાજ્યવાદીઓની ગણત્રી હોય તો તેમાં નવાઇ પામવા જેવું કશુંજ નથી.

જેહોલપ્રાંત પરના આ વ્યવસ્થિત આક્રમણની જબ્બર અસર તો ચીન ઉપર થશે. સંભવ છે કે ચીનના અંદર અંદર લઢીને ખુવાર થઇ જતા સેનાપતિઓ આખરે એક બનીને જાપાનનો સામનો કરે. જેમ જેમ જેહોલપ્રાંત પરના આક્રમણનો ભય નજીક આવતો જાય છે તેમ તેમ ચીનના સેનાપતિઓ એકત્ર બનતા જાય છે એ તો હવે વિદેશી અવલોકનકારો પણ કબુલ કરે છે. એટલે જ આ દ્રષ્ટિએ જેહોલ પર જાપાની આક્રમણ ચીનને હીતકારક થઇ પડે એવી આશા રાખવાને માટે ઠીક ઠીક સ્થાન છે. ભૂતકાળમાં ચીનાઇ સરદારોએ વિદેશીઓનો એકત્ર સામનો કર્યો છે. શાંઘાઇ ઉપર જ્યારે બોંબનો વર્ષાદ વરસાવવામાં આવ્યો ત્યારે પણ જુદા જુદા પ્રાંતના સેનાપતિઓ એકત્ર મળ્યા હતા તો આ ક્ષણે પણ તેઓ વ્યક્તિગત ઝેરવેરને વીસરી જઇને જાપાની સામ્રાજ્યવાદનો જોરદાર સામનો કરવા એકત્ર મળે તો જગત અજાયબ થશે નહિં. જેઓએ વર્ષોથી ચીનાઇ માનસનો અભ્યાસ કર્યો છે તેઓએ આ આગાહી કરી છે અને આ આક્રમણમાંથી જો એકતા

સ્થપાય અને અમંગળ આંતરવિગ્રહ ઓસરી જાય તો જાપાની સામ્રાજ્યવાદને જેહોલ લેવું ભારે થઇ પડશે એ ચોક્કસ છે.

વળી જો જાપાનીઓ એમ આશા રાખતા હોય કે તેઓ ચીનના બહિષ્કારને જેહોલના આક્રમણથી ભાંગી નાંખવામાં સફળ થશે તો પણ તે ભૂલ જ છે. ચીનનો બહિષ્કાર એ રાજકીય દૃષ્ટિએ સચેતન શસ્ત્ર છે. જે રાષ્ટ્ર પ્રતિ આ આયુધ ઉગામાય છે તે રાષ્ટ્ર ખુવાર બને છે. છેલ્લા વર્તમાન પ્રમાણે જાપાને આ અસરકારક બહિષ્કારથી અકથ્ય ખુવારી સહન કરી છે. તેની સ્ટીમરો નકામી બની ડોકમાં પડી રહી છે. તેના ઉદ્યોગો ખપતના અભાવે બંધ પડયા છે. તેનાં કારખાનાંઓના દરવાજે તાળાં પડતાં જાય છે. અને જાપાનીઝ બેંકો દેવાળું કાઢતી જાય છે. ચીનની ભૂમી પર એક વાર પણ જાપાની કાપડ ખપાવવું અશકય થઇ પડયું છે એક રમકડું પણ ચીનને વેચી શકાય તેમ નથી. અને જ્યાં સુધી મંચુરીયાની ભૂમી પર જાપાની વાવટો ફરકતો રહેશે ત્યાં સુધી આ બહિષ્કાર તૂટે તેમ નથી. એમ સર્વકોઇ કબુલ કરે છે. શાંઘાઇમાં બહિષ્કાર તોડવામાં મળેલી નિષ્ફળતા તો જાપાનીઓએ પણ કબુલ કરી છે અને આજે આટલો ત્રાસ છતાં પણ શાંઘાઇમાં જાપાન વિરોધી મંડળો ગુપ્ત રીતે બહિષ્કારની ચળવળને દોરી રહ્યાં છે એ નિર્વિવાદ છે.

તેમજ અત્યાર સુધી પ્રજાસંઘ પર મૂકેલો વિશ્વાસ બરફની માફક પીગળી જતાં ચીની જનતા જાપાન સામે મક્કમ વલણ લેશે એ વસ્તુ તો સહેલાઇથી સમજી શકાય તેમ છે. એટલે જ નજદીકના ભવિષ્યમાં પ્રજાસંઘ ઉપર વિશ્વાસ મુકનારાઓ પણ ઉદ્દામ વર્ગ સાથે મળી જઇ જાપાનનો સામનો કરે એવો સંભવ છે. આ સર્વ બળો એક સાથે મળતાં ચીનની ભૂમિ ઉપર સામ્રાજ્ય વિરોધી પ્રચંડ આંદોલનો ભભૂકી નહીં ઉઠે?

* * *

**આમ** ચીનની ભૂમિ પર રાજકીય બળોનું નવું વર્ગીકરણ શરૂ થાય છે. મધ્યકાલીન જમીનદારો અને વિદેશી સંપત્તિનાં ઓઠાં નીચે રાચતા સંપત્તિવાનો અને વિદેશી સામ્રાજ્યવાદીઓનું બળ એક બાજુ એકત્ર મળશે ત્યારે તેની સામે ચીનના રાષ્ટ્રીય મુડીવાદીઓ, મધ્યમવર્ગના સામ્રાજ્યવિરોધી યુવકો, વિદ્યાર્થીઓ, અને જનતાનું બળ તેની સામે ગોઠવાશે. એક રીતે આલેખીએ તો જાપાન સામે સાચા સામ્રાજ્યવિરોધી સંગ્રામની હવે જ શરૂઆત થાય છે. ત્યારે સવાલ એ ઉપસ્થિત થાય છે કે ચીનમાં શરૂ થનારા સામ્રાજ્ય વિરોધી આંદોલનો સામે જાપાન કેટલી ક્ષણ ટકી શકશે? આ આવતા ઝંઝાવાતને રોકવાનું સામર્થ્ય નથી જાપાનમાં કે નથી વિદેશી સામ્રાજયવાદમાં.

અત્યારે તો જાપાનની સામે વિરોધનો વંટોળીયો સમગ્ર ચીનભરમાં ઉઠયો છે. યુવાનો શસ્ત્ર સજી રહ્યા છે. ખેડુતો અને કામદારો સામ્રાજયવાદી આક્રમણનો સામનો કરવા માટે અધીરા બન્યા છે આ આવતો ઝંઝાવાત જો જાપાની સામ્રાજ્યવાદને શિકસ્ત આપી શકે તો તે દિવસે એકલા ચીનની નહિં પણ એશીયાના સાચા સ્વાતંત્ર્ય જંગની શરૂઆત થશે.

આવી અફળદાયી યોજનાઓ પાછળ શક્તિ વેડફી નાંખવાને બદલે ખેડુતોની અસહ્ય નિર્ધનતાને દૂર કરવાનાં સાચાં કારણો શોધો, અને તેને દૂર કરવા યત્ન કરો......તંત્રી.

# ખેડુતોની ખરી સેવા કેમ થાય ?

કાઠીઆવાડના કોઇ એક શહેર અમરેલીમાં સ્વદેશીના નામે ખાદી પ્રચારનું મૂખ્ય મથક સ્થાપવામાં આવ્યું છે! આ સંસ્થાના સંચાલકોએ કેટલાક માસથી તેમની અનેકલક્ષી પ્રવૃત્તિઓમાં 'જય સ્વદેશી' નામના પાક્ષિક પત્રના પ્રકાશનનો ઉમેરો કર્યો છે. શરૂઆતના એક બે અંકોમાં તો રૂ-સ્વદેશીને [ Cotton Swadeshites ] અંગે લખાયેલા ઠીક ઠીક લેખો પ્રસિદ્ધ થયા હતા. પણ હમણાં તો આ સંસ્થાના સંચાલકોને 'સ્વદેશીને' બદલે હરીજન-ઉદ્ધારનો રસ લાગ્યો હોવાથી 'જય સ્વદેશી' નાં લગભગ અર્ધાં પાનાં હરીજન-ઉદ્ધાર માટે જૂદાં પાડતાં જણાય છે. આખરે હરીજનો પણ આપણા સ્વદેશના જ છે ને! એટલે તેમનો ઉદ્ધાર એ પણ 'સ્વદેશી' ના ઉદ્ધાર માટે શરૂ થયેલા પત્રમાં સ્થાન પામે તેમાં કંઇ નવાઇ છે?

પણ આ દર મહીને માત્ર બેજ વાર પ્રસિદ્ધ થતાં આ પાક્ષિક પત્રે સ્વદેશીના ઉદ્ધારમાં જો કંઇ પણ રચનાત્મક યોજના બહાર પાડી હોય તો તેમની રૂ સંઘરવાની યોજના છે. ત્યારપછી એમ જણાય છે કે યોજનાને પુરતો લોકાદર નહિં સાંપડતાં હાલમાં આ સંસ્થાએ માત્ર વીસ રૂપીઆમાં બીજાને માટે ત્રણ મણ રૂ સંઘરવાની યોજના પ્રસિદ્ધ કરી છે. આ રૂને સંઘરીને, પીંજાવીને, કંતાતાવીને તેમજ ત્યારપછીથી વણાવતાં જેટલું કાપડ ઉત્પન્ન થાય તે વીસ રૂપીઆ ભરનાર વ્યક્તિને આપવામાં આવે એવી આ યોજના છે.

અર્થાત કે આ યોજનાથી ગૃહઉદ્યોગ ગણાતા રેંટીયા તેમજ વણાટના ઉદ્યોગને કંપનીની ભૂમિકા ઉપર લઇ જવાનો આ એક પરોક્ષ પ્રયત્ન છે. આજે મીલ ઉભી કરનાર મુડીવાદી પણ પચીસ પચીસ રૂપીયાના શેર કાઢે છે, આ શેરની દોલત એકઠી કરીને યંત્રો ખરીદે છે, બજારમાંથી રૂ ખરીદે છે, આ રૂને યંત્રોની મદદથી પીંજે છે, કાંતે છે, અને કાપડ વણે છે. આ વણાયેલું કાપડ બજારમાં વેચે છે. રામજીભાઇ પણ આ વણાયેલું કાપડ વેચી આપે તો પછી કંપની ઉદ્યોગમાં અને તેમની પદ્ધતિમાં કંઇ જ ફરક રહેતો નથી. આ ઉપરથી જોઇ શકાશે કે તેમની યોજના અને આધુનિક કંપની ઉદ્યોગની યોજના વચ્ચે પ્રાથમિક ફરક કંઇ જ નથી.

આમ રામજીભાઇની આ યોજના ગૃહઉદ્યોગના મૂળ ભાવનાની સીધી ઘાતક છે. એટલુંજ નહિં પણ ખાદી ઉત્પાદનના ઉદ્યોગને ખેડુતોને માટે જે કામચલાઉ ગૌણ (Secondary Industry) ઉદ્યોગ ગણાવવામાં આવે છે તે આ યોજના પછી ટકી શકતું નથી. કારણ કે જ્યારે કંતાવવાનો, પીંજવવાનો અને વણાવવાનો ઉદ્યોગ વિશાળ પ્રમાણ ઉપર શરૂ થાય ત્યારે તેનું ગૌણતત્વ નીકળી જઇને તે પ્રાધાન્ય બની જાય છે.

રામજીભાઇને કદાચ એક બીજી વસ્તુ પણ નહિં સમજાય. પણ અત્યાર સુધીનો અનુભવ શિખવે છે કે સંસ્થાનોની સ્થાપનાની શરૂઆત સાથેજ કાંતનાર અને કંતાવનાર, વણનાર અને વણાવનાર, પીંજનાર અને પીંજાવનાર એવા બે વર્ગો આપમેળે ઉભા થાય છે કંતાવારની એકમાત્ર દૃષ્ટિ, ઓછામાં ઓછે પૈસે વધુમાં વધુ કંતાવવાની બનશે. વણાવનારની એકમાત્ર નેમ ઓછામાં ઓછા પૈસે વધુમાં વધુ વણાવવાની હોયજ. તેમજ પીંજાવનારની એકમાત્ર ઇચ્છા પીંજનારા પાસેથી વધુમાં વધુ કામ લેવાની હોય. તેવીજ રીતે કાંતનાર, વણનાર, અને પીંજનારના દૃષ્ટિબિંદુએ ઓછામાં ઓછી વળતરે વધુમાં વધુ પૈસા મેળવવાની વૃત્તિ સ્વાભાવિક જન્મે છે. આમ આ સંસ્થા અને આ પ્રકારના ઉદ્યોગો સમાજમાં રહેલા વર્ગીયભેદને તીવ્ર બનાવી રહી છે. અમોએ તો કહ્યું છે કે સમાજનું વર્ગીય વર્ગીકરણ સાંપ્રત યુગને કુચકદમ સાથે અનિવાર્ય છે. માત્ર મહાત્માજી જ માને છે કે આ બે પરસ્પર વિરોધી હીતોવાળા વર્ગો વચ્ચે કાયમી મિત્રસંબંધ સ્થાપવા શક્ય છે!

આમ મહાત્માના આ આંધળા અનુયાયીઓએ અજાણતાં વર્ગીયકલહનાં બી વાવ્યાં છે. તામીલનાડમાં પણ તેમજ બન્યું છે. હિંદના અન્ય ખાદી મથકોમાં પણ તેમજ બન્યું છે અને કાઠીઆવાડમાં પણ તેમજ બનશે તેવી અમારી ખાત્રી છે.

'જય સ્વદેશી'ના સંચાલકો જો સ્વદેશીને માટે ખરેખરા પ્રામાણિક હોય અને માત્ર ખાદીની ઘેલછાથી દોરવાતા ન હોય તો, તેઓ ખેડુતોના ખરા દુઃખનો ઉકેલ કરવા પ્રયત્ન કરે. આજે ખેડુત અપાર મણ ધાન્ય નીપજાવે છે છતાં તે અને તેન બાલકો કેમ ભૂખે મરે છે તેનો તેઓ જવાબ શો ઘે; આજે ખેડુત અપાર મણ કપાસ ઉત્પન્ન કરતો હોવાં છતાં પણ તેના શરીર પર એક કુડતું પણ ન હોય તેના કારણોની તેઓ તપાસ કરે. અનેકોએ તેના સાચાં કારણોની શોધોમાં વર્ષો વિતાવ્યાં છે. આ દર્દ કંઇ એકલા હિંદના ખેડુતોનું નથી પણ દરેક દેશના ખેડુતોનું દર્દ છે. અને તેને દૂર કરવાને માટે લેવાઇ રહેલાં વિશ્વવ્યાપી પગલાંઓનો તેઓ અભ્યાસ કરે.

જો તેઓ પ્રમાણિકપણે ખેડુતજીવનને સમજવાને પ્રયત્ન કરશે તો અમારી ખાત્રી છે કે તેઓ પણ કબુલ કરશે કે ખેડુતોની અકથ્ય નિર્ધનતાનું સાચું કારણ તો રાક્ષસી જમીનમહેસુલ, સીધા અને પરોક્ષ આકરા કર, વાણીયાનું વ્યાજ, અને જમીનદારનો ભાગ કે સાથ છે. છેલ્લાં બે કારણો તો સરકાર પણ કબુલ કરે છે. અને જમીન મહેસુલ કેટલું આકરૂં છે એ તો સ્વર્ગસ્થ ગોખલેથી માંડીને અત્યારના દરેક દેશનેતાએ અનેકવાર જાહેર કર્યું છે. એટલે ખેડુતોની જો ખરેખર સેવા કરવી હોય તો 'જય સ્વદેશી' ના સંચાલકોએ જમીન મહેસુલ ઓછી કરાવવા, કરવેરાનું પ્રમાણ હલકું કરાવવા, વાણીયાના વ્યાજ પર આકરો અંકુશ મુકાવવા તેમજ જમીનદારની સાંથ કે ભાગ ઘટાડવા માટે સખત ઉપાયો લેવા જોઇએ. તેમ કરવા માટે ખેડુતસંઘો સ્થાપાવા જોઇએ. આ ખેડુતસંઘોએ ખેડુતોને રાહત આપવા માટે તેમજ અપાવવા માટે જરૂરી પ્રોગ્રામ ઉઠાવી લેવો જોઇએ.

અંતમાં 'જય સ્વદેશી' ના સંચાલકો યાદ રાખે કે હરીજનોના ઉદ્ધાર કરતાં પણ ગામડાની નરી નિર્ધનતાનો પ્રશ્ન વધુ અગત્યનો અને વધુ જરૂરી છે તેના ઉકેલમાં આમવર્ગનો રોટલો સમાયેલો છે.

# શીતળાનો ઉપદ્રવ

—o—

લેખક : એક 'ડૉક્ટર'

જ્યારે જ્યારે શીયાળાના શીતળ વાયરા વાય છે કે શહેરે શહેરે શીતળાનો ઉપદ્રવ ઉભો થાય છે. અદૃશ્ય રીતે વ્યક્તિઓને તાવ આવવા લાગે છે. બે દિવસમાં આખું અંગ લાલ લાલ ચાઠાંથી ઉભરાઇ આવે છે અને અનેકો આ દર્દથી પીડાઇને મૃત્યુ પામે છે.

છેલ્લા બે માસથી મુંબાઇ શહેરમાં શીતળાનો ઉપદ્રવ એક સરખા, અણઅટક્યો આગળ વધ્યો છે. તેણે ગરીબ લત્તાઓમાં તો હાહાકાર જ મચાવ્યો છે. સેંકડો બાળકો તેનાં ભોગ થઇ પડયાં છે અને અનેકે પોતાનાં આપ્તજનો ગુમાવ્યાં છે.

આ ભયંકર ઉપદ્રવ ગુજરાતના શહેરે શહેરે પ્રસરે એવો સારો સંભવ છે. આથી જ અમદાવાદ, સુરત, ભરૂચ વગેરે શહેરોમાં આ આવતાં દર્દ સામે પાળ બાંધવા માટે અત્યારથી જાહેર વેક્સીનેશન કરવાની શરૂઆત કરી દીધી છે. મુંબાઇમાં પણ આ દર્દ સામે શક્ય હોય તેટલાં પગલાં લેવાઇ રહ્યાં છે.

## ઉપદ્રવનું કારણ

અત્યાર સુધી અણઓળખાયેલાં કોઇ જંતુ શીતળાનું સાચું કારણ છે એમ મનાય છે. હિંદ, સુદાન, અને ઉત્તર આફ્રીકામાં આ દર્દ હમેશાં જીવતું જ હોય છે. ઇતિહાસકારો આલેખે છે કે લગભગ ૨૨૦૦ વર્ષ પહેલાં કાર્થેજીયન લશ્કરમાં આ દર્દ દેખાયું. કહેવાય છે કે એલેકઝાંડરનું લશ્કર જ્યારે હિંદમાં આવ્યું ત્યારે તેના લશ્કરને પણ આ રોગ લાગુ પડયો હતો. ઇ. સ. ૧૬૫ થી ૧૮૦ સુધીમાં રોમન સામ્રાજ્યમાં પણ આ પીડાની નોંધ લેવામાં આવી છે.

ત્યાર પછી આ દર્દ દરેક દેશમાં તેમજ દરેક જાતિમાં પ્રસર્યું છે. દૂર દૂર ઇંગ્લાંડના કિનારા પર પણ શીતળાના ઉપદ્રવે ચડાઇ કરી હતી. ૧૭૪૪–૬૩ સુધીમાં એકલા એડીનબર્ગમાં જ ૧૧૬૧૩ મરણ થયાં હતાં અને સંભવ છે કે જો વેક્સીનેશનની શોધ ન થઇ હોત તો હજુ પણ આ ઉપદ્રવ એટલો જ જોરદાર હોત. પણ ૧૭૯૬ માં આ વેક્સીનેશનની શોધથી આ ઉપદ્રવનો આગળ વિકાસ અટકી ગયો છે.

આ એક અતિ ભયપ્રદ દર્દ છે એટલું જ નહિં પણ તેનું મૃત્યુપ્રમાણ પણ સેંકડે પચાસ ટકા છે. જેઓ નશીબવશાત જીવે છે તેઓના શરીર પર કાયમી ચિન્હ

રહી જાય છે. અને વ્યકિત હંમેશને માટે કુરૂપ બને છે.

### ચિન્હો

થોડા થોડા તાવ સાથે સારાયે શરીર પર પ્રથમ લાલ ચણોઠી જેવાં ચાઠાં દેખાયા છે. આ ચાઠાં ધીમે ધીમે વધે છે, મ્હોટાં થાય છે, આગળ વધે છે. ધીમે ધીમે તેમાં પરૂં ભેગું થાય છે અને આ કક્ષાએ પહોંચ્યા પછી માણસ કદાચ ખતમ થઇ જાય છે કે તેના ચાઠાં સુકાવા લાગે છે. ધીમે ધીમે તે સુકાં થઇ જઇ ખરી પડે છે અને પછી તે જગ્યા આગળ ખાડાવાળાં ચિહ્ન રહે છે.

સાથે જ શીતળાના ગુમડાં શરીરના કોઇ પણ ભાગમાં થાય એવો સંભવ છે. જો છુટાં છુટાં થાય તો આ વ્યાધીને Discrete કહેવામાં આવે છે. જો એક સાથે ભેગા ભેગા થાય તો Confluent કહે છે.

હાલમાં આપણા દેશમાં વેકસીનેશન ફરજીયાત હોવાથી બનતાં સુધી શીતળા બહુ નરમ રૂપમાં શરીર ઉપર આક્રમણ કરે છે. પણ એથી એમ ઠરતું નથી કે શીતળાના ઉપદ્રવમાં મૃત્યુભય ઓછો થયો છે.

### જરૂરી ઉપાયો

શીતળાના ઉપદ્રવ સામે પગલાં લેવાનું કામ સરકારનું તેમજ મ્યુનીસીપાલીટીનું છે. આથી દરેક શહેરમાં શીતળા તથા તેવા જ રોગના ભોગ થઇ પડેલાઓને માટે એક જુદી જ હસ્પીતાલ નિભાવવામાં આવે છે. આવી એક હસ્પીતાલ તે 'આર્થરરોડ ઇન્ફેકશીયસ ડીસીસ હસ્પીતાલ' છે. આ હસ્પીતાલ મુંબાઇમાં સારૂં કામ કરી રહી છે.

તેમજ વેકસીનેશન એ ખાસ ઉપાય છે. માણસ પોતે વેકસીનેશન કરાવ્યા પછી ૯૯ ટકા ભયમુકત બને છે. તેને શીતળા થવાનો સંભવ પછી અતિ અલ્પ છે.

આથી કોઇ કુટુંબમાં શીતળાનો, ઓરીનો, અછબડાનો, કે માતાનો કોઇ એક કેસ થાય તો તરત જ તેઓએ તે કેસને હસ્પીતાલમાં રવાના કરવો જોઇએ. ઘેર કરતાં હસ્પીતાલમાં સારવાર સારી થાય છે અને વ્યકિતનું જીવન ત્યાં બચાવવું વધુ શકય હોય છે એ યાદ રા વું જોઇએ.

તેમજ તે વ્યકિતનાં કપડાં, ચાદર, તથા વાપરવાની અન્ય વસ્તુઓ ગરમ કકળતા પાણીમાં નાખીને જંતુમુકત કરવી જોઇએ આમ કરવાથી ઉપદ્રવ આગળ વધતો અટકે છે.

સાથે જ ઘરની દરેક વ્યકિતએ તરત જ વેકસીનેશન કરાવી લેવું જોઇએ. આમ કરવાથી ઘરના કુટુંબીઓને શિતળા લાગવાનો સંભવ બહુ ઓછો રહેશે.

પણ આ તો વ્યકિતગત ઉપાયો છે. પણ શહેરને કે ગામને શીતળાના ઉપદ્રવથી ભયમુક્ત બનાવવા માટે દરેક શહેરીએ વેકસીનેશન કરાવી લેવું જોઇએ. ખાસ કરીને શાળાઓમાં અભ્યાસ કરતાં બાળકોનું વેકસીનેશન તો તરત જ કરાવી લેવું જોઇએ.

### અપીલ

યાદ રાખજો કે આ ઉપદ્રવ બાળકોમાં સાવ સામાન્ય છે. એટલું જ નહિં પણ બાળકમાં આ ઉપદ્રવ સામે ટકી શકવાની શકિત પણ અતિ ઓછી હોવાથી તે સામાન્ય રીતે મૃત્યુ પામે છે.

આવા સંજોગોમાં દરેક માતપિતા પોતાની જવાબદારી જાણી લે. તેમની બેદરકારીને લીધે બાળકનું શરીર બગડે અથવા બાળક શીતળાથી પીડાય એ અક્ષમ્ય મનાવું જોઇએ.

આથી જ હમો તથા હમારા બાળકોને પરેશી નકે વેકસીનેશન કરાવી લેવાની આ આગ્રહભરી અપીલ છે. આશા છે કે આ અપીલ નિષ્ફળ નહિં નીવડે.

# ત્હેમારી સેવામાં—

## ત્હેમારી મુશ્કેલીઓ માટે અમને લખો

[નવયુગના વાંચક સમુદાય માટે આ નવું જ વિશિષ્ટ અંગ ઉમેરાય છે. તમારે સહન કરવી પડતી મુશ્કેલીઓનો જો વિગતવાર અહેવાલ અમોને આપશો તો અમો અમારાથી શક્ય હોય તેટલી સહાય કરશું. ખાસ કરીને કાયદા વિષયક પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા વકીલ પોતાનો અભિપ્રાય આપશે. તંદુરસ્તી સાથે સંકળાયેલા પ્રશ્નો પર અમારા તંત્રીમંડળ સાથે સંકળાયેલા 'ડોક્ટર' સલાહ આપશે અને સંતતિનિયમનના વિભાગના તંત્રીશ્રી પણ આ મથાળા નીચે ત્હમારા સવાલોના જવાબ આપશે. ઉપરાંત શિક્ષણને લગતી સંસ્થાઓ, વિદેશમાં વિદ્યાર્થીઓને મળતી સગવડો તથા ત્યાંની સસ્તી સંસ્થાઓ વિષે ખાસ માહિતી સંગ્રહીને રજુ કરવાની અમોએ વ્યવસ્થા કરી છે. આશા છે કે નવયુગના વાંચક બિરાદરો આ વિશિષ્ટ અંગનો ખાસ લાભ લેશે. અત્યાર પહેલાં અમારા ઉપર દરરોજ કેટલાય પત્રો આવે છે. આ પત્રોના વિવિધ વિભાગોના તંત્રીઓ જવાબ આપે છે. આશા છે કે વાંચકવર્ગ પોતાનું સરનામું ચોખ્ખા અક્ષરમાં લખશે. વાંચક બિરાદરને જવાબ માટે સ્ટેમ્પ મોકલવાની વિનંતી કરી અયોગ્ય તો નહિજ મનાય —તંત્રી.

સુરતથી એક બાઇ કે. એલ. જાણવા માગે છે કે ઓસ્ટ્રેલીયામાં રમાતી ટેસ્ટ-મેચમાં 'લેગથીઅરી' એ શી વસ્તુ છે?

જવાબમાં જણાવાનું કે ઇંગ્લાંડના બોલરો બરાબર નીયમસર બોલીંગ કરવાને બદલે બેટસમેનના શરીર સામે તાકીને જ બોલ ફેંકે છે. આથી બેટસમેનને ઇજા થાય છે. બીજી ટેસ્ટમેચ વખતે ઓસ્ટ્રેલીયાના બે ચુનંદા ખેલાડીઓને ઇજા થઇ હતી. આથી જ તેઓએ શરીરને લક્ષીને જ રમાતી બોલીંગ સામે વાંધો વિરોધ દાખવ્યો છે. ઇંગ્લાંડના

ક્રીકેટરોની ટીમ સારી નહિં હોવાથી અને ઓસ્ટ્રેલીયન ટીમના મુકાબલામાં દરેક વર્ષે પરાજય પામતી હોવાથી જ આખરે આવો રસ્તો તેઓએ લીધો છે. સાથે જ સંસ્કૃતિમાં પણ મુડીવાદના પતનનું આ એક સુંદર સિમાચિન્હ છે. જ્યારે અમુક ઉત્પાદન પદ્ધતિ ભૂતકાળમાં વિલીન થવા માંડે છે ત્યારે તેની અસર જીવનના સર્વ અંગોમાં પડે છે. આજે મુડીવાદી સાહિત્ય નવું સર્જવાને બદલે મજાક મશ્કરીને આશ્રય લે છે. આજે કળા નવું સર્જવાને બદલે પડછાયાઓ કાઢવામાં પ્રવૃત્ત બની છે. તેજ પ્રમાણે ક્રિકેટનું પણ બન્યું છે. શરીર સામે તાકીને બોલ ફેંકવાની પદ્ધતિનો એક વખત સત્તાવાર સ્વીકાર થશે એટલે ક્રિકેટ રમત ખતમ થશે એવી આગાહી કરવાને માટે વ્યાજબી કારણો છે.

* * *

**અ**મદાવાદથી એક ભાઇ જાણવા માગે છે કે હિંદી વિદ્યાર્થીઓને નૌકાબળની તાલીમ લેવી શકય છે કે કેમ?

**જ**વાબમાં જણાવવાનું કે નૌકાબળની તાલીમ આપવા માટે સમગ્ર હિંદમાં સરકારે એક જ સ્થળ સ્થાપ્યું છે. આ સંસ્થા મુંબાઇમાં છે. આ સંસ્થા સાથે એક સ્ટીમર ડફરીન છે. આ ડફરીન સ્ટીમર પર છોકરાઓને વહાણવટું શિખવવામાં આવે છે. લગભગ ત્રણ વર્ષનો કોર્સ છે. મેટ્રીક સુધીનો અભ્યાસ જરૂરનો છે. સાથે જ સમગ્ર હિંદભરમાંથી આ સંસ્થામાં શિક્ષણ લેવા માટે અરજીઓ આવતી હોવાથી પસંદગીનું ધોરણ અતિ ઉંચું છે. માટે જ જે છોકરાઓ આ દિશામાં જવા ઇચ્છતા હોય તેમણે ઉંચા પ્રકારની લાયકાત દાખવવી પડે છે. પાસ થયા પછી ન્હાની સ્ટીમરના કપ્તાનની જગ્યા આ વિદ્યાર્થીઓને મળી શકે છે. છેલ્લા ચાર વર્ષમાં આ સંસ્થા તરફથી લગભગ ૧૨ જેટલા વિદ્યાર્થીઓ પાસ થઇને બહાર પડયા છે. ફી તેમજ ચોક્કસ અભ્યાસક્રમ માટે ત્યાં જ બારોબાર લખી જણાવવાથી જવાબ મળશે.

* * *

**વ**લસાડથી એક ભાઇ એસ. એલ. જાણવા માગે છે કે સીવીલ મેરેજ કરતાં પહેલાં પોતાના ધર્મ પ્રમાણે લગ્ન થઇ શકે ખરાં?

**જ**વાબમાં જણાવવાનું કે જો લગ્ન સીવીલમેરેજ અનુસાર જ કરવું હોય તો પોતાના ધર્મ પ્રમાણે લગ્ન ન થઇ શકે. સીવીલમેરેજ કરતી વખતે જ ધર્મનો અસ્વીકાર કરવો પડે છે અને પછી જ કાયદાઅનુસાર લગ્ન થાય છે. સીવીલમેરેજ પ્રમાણે લગ્ન કર્યા પછી કોઇ પણ રીતે લગ્ન ઉજવવાની મનાઇ નથી.

સીવીલમેરેજ દરેક શહેરમાં મેજીસ્ટ્રેટની સન્મુખ થાય છે. મુંબાઇમાં તો આવાં લગ્નો વધુ થતાં હોવાથી તેને માટે એક ખાસ રજીસ્ટ્રાર છે. એટલે વધુ સગવડ છે.

વડોદરા રાજ્યમાં પણ સીવીલમેરેજ અનુસાર લગ્ન થઇ શકે છે. ત્યાં તો હિંદુ કાયદામાં પણ લગ્નવિચ્છેદનો હકક હિંદુ સ્ત્રીઓને આપવામાં આવ્યો છે. આ હકકનો ઉપયોગ યોગ્ય કેસોમાં સ્ત્રીઓએ કરીને સુધારાની યથાર્થતા સાબીત કરવાની જરૂર છે. નહિંતર એમ થશે કે હીંદુ સ્ત્રીઓ આ હકક ઇચ્છતી નથી.

* * *

**ન**વસારીથી એક સન્નારી શ્રીમતી... દેશાઇ જાણવા માગે છે કે જો સ્ત્રીઓનું ગર્ભાશય જરા પછવાડે ઢળેલું હોય તો પ્રસુતી રહેવાનો સંભવ ખરો? અને સંભવ હોય તો શું ઉપચાર કરવાથી સુવાવડ સહેલાઇથી અને સારી રીતે થાય?

જવાબમાં જણાવવાનું કે શ્રીમતી દેસાઇ બ્હેન 'નવયુગ'ના જાન્યુઆરી અને ફેબ્રુઆરી અંકમાં પ્રસિદ્ધ થયેલા સહેલી સુવાવડવાળા લેખો ધ્યાનપૂર્વક વાંચો. આ લેખોમાં આ બાબત અતિ ઝીણવટથી અને લંબાણથી ચર્ચવામાં આવી છે. છતાં પણ સારરૂપે જણાવી શકાય કે આવી સ્ત્રીઓને ગર્ભાધાન રહેવું શકય છે. એટલું જ નહિં પણ જો ગર્ભાશયનો ઢોળાવ બહુ ઓછો હોય તો પ્રસુતી સારી રીતે આવવા સંભવ છે. પણ જો વિશેષ હોય તો ગર્ભપાત થવા સંભવ છે.

સૌથી સરસ વસ્તુ કોઇ કુશળ ડૉક્ટરને બતાવવાની છે. જો ગર્ભાશય બહુ ઓછું ઢળી ગયું હશે તો પેસરી મુકવાથી સીધું રહે છે. તેમ ન થાય તો પછી ઓપરેશન કરાવવાની જરૂર છે. ઓપરેશન કર્યા પછી ગર્ભાશય બરાબર થઇ જાય છે અને પ્રસુતી માટે જરાય વાંધો આવતો નથી

—'ડૉક્ટર'–તંત્રી તાકાત અને તંદુરસ્તી વિભાગ.

* * *

અમદાવાદથી એક ભાઇ લખે છે કે આજકાલ વર્તમાનપત્રોમાં પ્રસિધ્ધ થતી સંતતિનિયમનના સાધનોની જાહેરાત આપના લક્ષમાં આવી હશે. કોઇ અમુક દવા ખાવાની વાત કરે છે ત્યારે કોઇ ટીકડી જેવી પેસરી વાપરવાનું કહે છે. તો આવાં સાધનો સંબંધી આપની શું સલાહ છે?

જવાબમાં જણાવવાનું કે ગર્ભ અટકાવવાને માટે રબ્બરની પેસરી સિવાય બીજી કોઇ પણ સારી વસ્તુ નથી. આ પેસરી સ્ત્રીઓએ વાપરવાની હોય છે. આ સાધન સિવાય અમારી સલાહ છે કે અન્ય કોઇ પણ સાધન કોઇએ વાપરવું નહિં. અમુક દવા ખાવાથી સંતાન ન થાય એ સાવ ખોટું છે તેમજ ટીકડી જેવી પેસરીઓ પણ કંઇજ અર્થ સારી શકે તેમ નથી.

દરેક વિજ્ઞાન પ્રજાપ્રિય થવા માંડે કે તરતજ તેનો લાભ લેવાને કેટલાય લેભાગુ બહાર પડે છે. આથી જ જાહેર પ્રજાએ સંતતિનિયમનના સાધન સંબંધી પણ કોઇ કુશળ ડૉકટરની સલાહ લેવાની જરૂર છે. જ્યાં જ્યાં શકય બને ત્યાં સંતતિનિયમનના દવાખાનામાં જઇને જ આ યોગ્ય પેસરી લઇ આવવાની ભલામણ ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછો છે.

* * *

અમદાવાદથી એક ભાઇ પુછે છે કે તેઓ નવયુગ કલબ સ્થાપવા તત્પર હોવા છતાં પણ અન્ય સરખા વિચારવાળા નહિં મળતા હોવાથી તેઓ સ્થાપી શકતા નથી તો શું કરવું?

જવાબમાં જણાવવાનું જે આવા સમુદાય ન મળે તો પણ થોડેથી શરૂ કરવાની જરૂર છે. 'નવયુગ કલબ' એ એક અભ્યાસ વર્તુલ સમી છે અને જો ત્હમો બરાબર યત્ન કરશો તો ત્હમારા વિચારને ઝીલનારા પાંચ યુવાનો તો ત્હમારી પોળમાંથી પણ મેળવી શકશો.

આમ તમો એકત્ર મળીને ચર્ચા કરવાની શરૂઆત કરશો કે ત્હમારૂં સંખ્યાબળ સપાટાબંધ વધવા માંડશે. આ સંખ્યાબળ આગળ જતાં એક વિશિષ્ઠ સંખ્યામાં પરિણમશે એવી અમારી ચોક્કસ ખાત્રી છે.

'તણખામાંથી જ્વાળા પ્રગટશે', લેનિનના આ અમર સુત્રને યાદ રાખીને કામ કરીશું તો પછી બહુ અલ્પ સમયમાં આપણે નક્કર પરિણામો ઉપજાવવા શક્તિમાન થઇશું એ ચોક્કસ છે.

# સમયના પ્રવાહમાં



## ટોલના ત્રાસ સજીવન ના કરો

હિંદુસ્તાનમાં તો કંગાળ ખેડુતને અનેક રીતે કચરી નાંખવામાં આવે છે. આવા નિર્ધન દેશમાં જમીન-મહેસુલનું પ્રમાણ તેની આવકના ૪૨ ટકા જેટલું થવા જાય છે. આ ઉપરાંત જે કંઇ વધે છે તે ગામના વાણીયાઓ ઉપાડી જાય છે અને જે કંઇ પાક થાય છે તે જમીનનો માલિક હજમ કરી જાય છે. આવી પરિસ્થિતિમાં પણ મુંબઇ ઇલાકાની નોકરશાહીએ ખેડુતો ઉપર જ નવા કરો નાંખવાની સુચનાઓ બહાર પાડી છે. આવો એક નવો કર તે ટોલ છે. સંભવ છે કે આ ધારાસભામાં ટોલની સુચના મંજુર થઇ તો પછી ગામડાના ગરીબ ખેડુતોના શરીર પર જ આ નવો કર નંખાશે એ નિર્વિવાદ છે.

એ તો જગત જાણે છે કે ખેડુત જે જમીનમાંથી પેદા કરે છે તે શહેરમાં વેચે ત્યારે જ તે નાણાં ઉત્પન્ન કરી શકે છે. આથી વાવણીની ઋતુમાં તો તેને દરરોજ આજુબાજુના શહેરમાં જવું પડે છે. આમ જો ટોલ પડશે તો તેને દરરોજ લગભગ બે આના ટોલને માર્ગે સરકારને સોંપવા પડશે. ટોલના ત્રાસ તો આખું ગુજરાત જાણે છે. એટલું જ નહિં પણ જ્યારે સરકારતંત્રની મૂખ્ય ફરજ ખેડુતને પોતાના માલની ખપત માટે જોગવાઇ કરી આપવાની તે છે, ત્યારે અહિં તો તેના માલની ખપતને આડે બંધ બાંધવામાં આવે છે એ જ ઓછું ટીકાપાત્ર છે?

આજે ખેડુત જે પાણી પીએ છે તેને માટે પણ તે કર આપે છે. જે અનાજ પોતે પકવે છે તેના ઉપર પણ કર આપે છે. બજારમાંથી કાપડ લે છે ત્યારે પણ કર આપે છે, એટલું જ નહિં પણ જો તેના બાળક માટે એકાદ રમકડું લે તો પણ તે કર આપે છે. આ આકરા કરવેરાના વળતરમાં તે શું મેળવે છે? તેને પોતાને માટે જરાય રાહત નથી. તેના બાળક માટે અક્ષરજ્ઞાન લેવાની મફત શાળા નથી. તેના માલને માટે પુરતું સંરક્ષણ નથી. તેની માંદગીને માટે દવાખાનાંઓ નથી. આમ વળતરમાં તે લગભગ શુન્ય જ મેળવતો હોવા છતાં પણ આજે તેના પર જ એક પછી એક નવા કરો નંખાતા જાય એમાં અન્યાય નથી?

આનું એક કારણ એ છે કે આજે ખેડુતોના અવાજને રજુ કરે તેવો કોઇ પક્ષ નથી કે તેમના અન્યાયોને દૂર કરાવી શકે તેવું સંઘબળ નથી. આથી જ ખેડુત-સંઘોની જરૂરીઆત ઉપર જેટલો ભાર મુકીયે તેટલો ઓછો છે. અમો જેલમાંથી પાછા ફરતા પ્રત્યેક મહાસભાવાદી અને યુવાન અધિકારીઓને આ પ્રશ્ન હાથમાં ઉપાડી લેવાનું સુચવીએ છીએ. અને આશા રાખીએ છીએ કે આવતા વર્ષોમાં ખેડુતોના આર્થિક હીતનો ઉકેલ સાધવા માટે ખેડુતસંઘો સ્થપાશે.

## અધુરી કરકસર

મુંબાઇ ઇલાકાની નોકરશાહી આખરે થોમસ સમીતિના સરકારતંત્રની પુનર્વ્યવસ્થા સુચવતા અળખામણા રીપોર્ટને સરકારી લાયબ્રેરીની એક ઉંચી અભરાઇ ઉપર ચઢાવવામાં સફળ થઇ છે. આ સમીતિએ સુચવેલી અનેક ભલામણોને સરકારે સ્વીકારવાની સાફ ના પાડી છે, એટલું જ નહિં પણ મુંબાઇ શહેરને જ ઇલાકાનું પાટનગર બનાવવાની કમીટીની વ્યાજબી સુચનાઓ પણ સરકાર સ્વીકારી શકી નથી એ વસ્તુ ખરે જ અતિશોચનીય અને ટીકાપાત્ર છે. 'ટાઇમ્સ' જેવા અર્ધ સરકારી પત્રોને પણ સરકારના નિર્ણયો ઉપર આકરી ટીકા કરવી પડી છે ત્યારે પ્રજાકીય દ્રષ્ટિબિંદુએ આ નિર્ણયો કેટલા અસંતોષજનક હોવા જોઇએ તેની કલ્પના વાંચક સમુદાય જ કરી લે.

પણ સરકારતંત્રના આ નિર્ણયોમાં સૌથી અક્ષમ્ય નિર્ણય તો એ છે કે તેઓએ સમીતિએ સુચવેલા કરનાં નવાં સાધનો એક સપાટે સ્વીકારી લીધાં છે. કમીટીએ સુચવેલો ટોલ ટેક્ષ, ઇલેકટ્રીસીટી ટેક્ષ અને એવા બીજા કરો નાખવાની અપૂર્વ ઉત્સુકતા તેમણે દર્શાવી છે તો પછી તેઓએ સાથે જ કમીટીએ સુચવેલી કરકસરની જગ્યાઓ તેમજ પગારમાં કાપકુપ કરવાની ઉત્સુકતા પણ બતાવવી જોઇતી હતી. દાખલા તરીકે કમીટીએ ઇલાકાના અધિકારીઓના નવા ગ્રેડ સુચવ્યા છે. વડા અધિકારીઓના પગારમાં વ્યાજબી કાપ સુચવ્યા છે. આ અમલમાં મુકવાનું તેમને કેમ સુજતું નથી?

આમ એકંદરે થોમસ સમીતિ ઉપર ખર્ચાયેલા લગભગ રૂ. ૮૫,૬૦૦ પાણીમાં જ ગયા છે. જો માત્ર અમુક પટાવાળાઓ જ ઓછા કરવાનો સરકારનો નિર્ધાર હતો તો પછી આવી કમીટી નીમવાનો કંઇ જ અર્થ ન હતો. આશા છે કે હજુ પણ જાહેર પ્રજામતને અનુસરીને કમીટીની મ્હોટા અમલદારોના પગારમાં કાપ મુકવાની સુચનાઓ સરકાર અમલમાં મુકે.

## અલ્વર

ગામડાંઓના ગરીબ કિસાનોને કાબુમાં રાખવા માટે મોકલાયેલું બ્રિટિશ લશ્કર હજુ બે મહીનાથી ત્યાં થાણું નાખીને પડયું છે. છતાં પણ મહારાજા સાહેબની મુશ્કેલી પુરી થઇ હોય તેમ લાગતું નથી. વસ્તુસ્થિતિ એમ બની છે કે યુકતપ્રાંતમાંથી ગયેલા ઇબટસન સાહેબ અને મહારાજા વચ્ચે મતભેદ પડયો છે. અને પરિણામે મી૦ ઇબટસન અલ્વર છોડીને દિલ્હી પાછા ગયા છે. આ સર્વ ઘટનાઓ ઉપર અત્યારે તો ગુપ્તતાની ચાદર પથરાયેલી છે પણ અલ્વરના આંદોલનોની અંદરની બાબત જાણનારાઓના અનુમાન

પ્રમાણે મી૦ ઇમર્સન મહારાજાના હકકો ઉપર આક્રમણ કરતા હતા એમ કહેવાય છે. ગમે તેમ હોય પણ અલ્વરના ગરીબ કિસાનોને હજુ કંઇજ રાહત સાંપડી નથી એ નિર્વિવાદ છે. તેમની કંગાલીઅતને દૂર કરવાને માટે કે તેમની વ્યાજબી માંગણીઓને સંતોષવાને માટે હજુ નથી અલ્વર નરેશે કંઇ કર્યું કે નથી મી૦ ઇમર્સને એ દિશામાં પ્રગતિ કરી.

આથીજ માંઓ પ્રજાની વ્યાજબી માંગણીઓને મંજુર કરવા માટે તેમજ તેમને થયેલા અન્યાયોને દૂર કરવાને તત્કાળ પગલાં લેવાં જોઇએ. આ સંબંધી બ્રિટિશ હિંદનું લશ્કર મોકલીને હિંદી સરકારે ગંભીર જવાબદારી વહોરી લીધી છે. અલ્વરરાજ્યના કિસાનોની વ્યાજબી ફરીયાદો અલ્વર નરેશ પાસે દૂર કરાવવા માટે હિંદી સરકાર નૈતિક રીતે બંધાયેલી છે. જો તેમ નહિં કરવામાં આવે અને એકધારો લશ્કરી અમલ ચાલુ રહે તો પછી માંઓ પ્રજાને સહન કરવાં પડતાં અનેક કષ્ટો માટે દિલ્હીની નોકરશાહીની રીત પણ જવાબદાર ગણાશે એ ચોકકસ છે.

## ઇલાકાનું અંદાજપત્રક

આંકડાના આડા અને ઉભા કોઠા સાથે ઇલાકાનું અંદાજપત્રક બહાર પડયું છે. સાથેજ આ અંદાજપત્રકમાં પ્રજાને કંઇ પણ રાહત આપવાને બદલે ગૃહમંત્રીએ ૨૫ લાખના નવા કરો માટે ધારાસભાની સંમતી માગી છે. આટલું અપુરતું હોય તેમ સરકારતંત્રની ઓછી આવક માટે આ પ્રધાન જાહેર કરે છે કે ધારાસભાની મદ્યનિષેધ નીતિથીજ અમારી આવકમાં અતિ મ્હોટો ઘટાડો થયો છે. સંભવ છે કે સરકારતંત્રનું જો ચાલે તો આ નીતિ પડતી મુકીને દારૂપીણા ઉત્તેજન ખાતું સ્થાપે. પણ વસ્તુસ્થિતિ એથી જુદી છે. દારૂપીણાની આવકમાં થયેલો ઘટાડો સરકારની મદ્યપાન નિષેધક નીતિ કરતાં વિશ્વવ્યાપી આર્થિક મંદીને આભારી છે. અત્યારે જે કંઇ આવક ઘટી છે તેનું એકમાત્ર કારણ પ્રવર્તતી બેકારી અને નિર્ધનતા છે.

અત્યારના સંજોગોમાં સરકારતંત્ર કહે છે કે તેમની આવક ૧૪,૮૬ લાખ છે ત્યારે ખર્ચનો અડસટ્ટો ૧૫,૨૧ ધારવામાં આવે છે. આમ આવતા વર્ષમાં પડનારો ૩૫ લાખનો ખાડો પુરવા માટે સરકારે સુચવેલા એક પણ પગલાં સાથે કોઇ પણ સંમત થઇ શકે તેમ નથી. સાચો માર્ગ તો દશ ટકા કાપને બદલે સો રૂપીયાથી વધુ પગાર મેળવનારાઓના પગારમાં પંદર ટકા કાપ મૂકવામાં રહેલો છે તેને બદલે તેઓએ આ કાપમાં પાંચ ટકા ઘટાડો કર્યો છે.

આમ આ આખું ય અંદાજપત્રક નિરાશાજનક છે. નથી તેમાં કાબેલ અર્થવિશારદનું બુદ્ધિપ્રાબાલ્ય કે નથી તેમાં કોઇ સ્નોડન સમા નાણામંત્રીના અપૂર્વ તેજસ્વીતા. પણ સર ગુલામહુસેન હીદાયતુલ્લાની ગણત્રીમાં અંદાજપત્રકમાં આવતી ખોટ નવા કરો નાંખીનેજ પુરવા સિવાય અન્ય માર્ગ નહિં હોય તો તે નિષ્ફળ નિવડવા સર્જાયેલું છે. કરવેરાને સહન કરવાનું લોકગણીત આથી જુદું છે એમ તેઓશ્રી યાદ રાખે.

આનું એક કારણ એ છે કે આજે ખેડૂતોના અવાજને રજૂ કરે તેવો કોઇ પક્ષ નથી કે તેમના અન્યાયોને દૂર કરાવી શકે તેવું સંઘબળ નથી. આથી જ ખેડુત-સંઘોની જરૂરીઆત ઉપર જેટલો ભાર મુકીએ તેટલો ઓછો છે. અમો જેલમાંથી પાછા ફરતા પ્રત્યેક મહાસભાવાદી અને યુવાન અભ્યાસીઓને આ પ્રશ્ન હાથમાં ઉપાડી લેવાનું સુચવીએ છીએ. અને આશા રાખીએ છીએ કે આવતા વર્ષોમાં ખેડુતોના આર્થિક હીતનો ઉકેલ સાધવા માટે ખેડૂતસંઘો સ્થપાશે.

## અધુરી કરકસર

મુંબાઇ ઇલાકાની નોકરશાહી આખરે થોમસ સમીતિના સરકારતંત્રની પુનર્વ્યવસ્થા સુચવતા અળખામણા રીપોર્ટને સરકારી લાયબ્રેરીની એક ઉંચી અભરાઇ ઉપર ચઢાવવામાં સફળ થઇ છે. આ સમીતિએ સુચવેલી અનેક ભલામણોને સરકારે સ્વીકારવાની સાફ ના પાડી છે, એટલું જ નહિં પણ મુંબાઇ શહેરને જ ઇલાકાનું પાટનગર બનાવવાની કમીટીની વ્યાજબી સુચનાઓ પણ સરકાર સ્વીકારી શકી નથી એ વસ્તુ ખરે જ અતિ શોચનીય અને ટીકાપાત્ર છે. 'ટાઇમ્સ' જેવા અર્ધ સરકારી પત્રોને પણ સરકારના નિર્ણયો ઉપર આકરી ટીકા કરવી પડી છે ત્યારે પ્રજાકીય દૃષ્ટિબિંદુએ આ નિર્ણયો કેટલા અસંતોષજનક હોવા જોઇએ તેની કલ્પના વાંચક સમુદાય જ કરી લે.

પણ સરકારતંત્રના આ નિર્ણયોમાં સૌથી અક્ષમ્ય નિર્ણય તો એ છે કે તેઓએ સમીતિએ સુચવેલા કરનાં નવાં સાધનો એક સપાટે સ્વીકારી લીધાં છે. કમીટીએ સુચવેલો ટોલ ટેક્ષ, ઇલેક્ટ્રીસીટી ટેક્ષ અને એવા બીજા કરો નાખવાની અપૂર્વ ઉત્સુકતા તેમણે દર્શાવી છે તો પછી તેઓએ સાથે જ કમીટીએ સુચવેલી કરકસરની જગ્યાઓ તેમજ પગારમાં કાપકુપ કરવાની ઉત્સુકતા પણ બતાવવી જોઇતી હતી. દાખલા તરીકે કમીટીએ ઇલાકાના અધિકારીઓના નવા ગ્રેડ સુચવ્યા છે. વડા અધિકારીઓના પગારમાં વ્યાજબી કાપ સુચવ્યા છે. આ અમલમાં મુકવાનું તેમને કેમ સુજતું નથી?

આમ એકંદરે થોમસ સમીતિ ઉપર ખર્ચાયેલા લગભગ રૂ. ૮૫,૬૦૦ પાણીમાં જ ગયા છે. જો માત્ર અમુક પરાવાળાઓ જ ઓછા કરવાનો સરકારનો નિર્ધાર હતો તો પછી આવી કમીટી નીમવાનો કંઇ જ અર્થ ન હતો. આશા છે કે હજુ પણ જાહેર પ્રજામતને અનુસરીને કમીટીની મ્હોટા અમલદારોના પગારમાં કાપ મુકવાની સુચનાઓ સરકાર અમલમાં મુકે.

## અલ્વર

ગામડાંઓના ગરીબ કિસાનોને કાબુમાં રાખવા માટે મોકલાયેલું બ્રિટિશ લશ્કર હજુ બે મહીનાથી ત્યાં થાણું નાખીને પડયું છે. છતાં પણ મહારાજા સાહેબની મુશ્કેલી પુરી થઇ હોય તેમ લાગતું નથી. વસ્તુસ્થિતિ એમ બની છે કે યુક્તપ્રાંતમાંથી ગયેલા ઇબટસન સાહેબ અને મહારાજા વચ્ચે મતભેદ પડયો છે. અને પરિણામે મી૦ ઇબટસન અલ્વર છોડીને દિલ્હી પાછા ગયા છે. આ સર્વ ઘટનાઓ ઉપર અત્યારે તો ગુપ્તતાની ચાદર પથરાયેલી છે પણ અલ્વરના આંદોલનોની અંદરની બાબત જાણનારાઓના અનુમાન

પ્રમાણે મી૦ ઇમ્પટસન મહારાજાના હકકો ઉપર આક્રમણ કરતા હતા એમ કહેવાય છે. ગમે તેમ હોય પણ અલ્વરના ગરીબ કિસાનોને હજુ કંઇ જ રાહત સાંપડી નથી એ નિર્વિવાદ છે. તેમની કંગાલીઅતને દૂર કરવાને માટે કે તેમની વ્યાજબી માંગણીઓને સંતોષવાને માટે હજુ નથી અલ્વર નરેશે કંઇ કર્યું કે નથી મી૦ ઇમ્પટસને એ દિશામાં પ્રગતિ કરી.

આથી જ મીંઓ પ્રજાની વ્યાજબી માંગણીઓને મંજુર કરવા માટે તેમ જ તેમને થયેલા અન્યાયોને દૂર કરવાને તત્કાળ પગલાં લેવાં જોઇએ. આ સંબંધી બ્રિટિશ હિંદનું લશ્કર મોકલીને હિંદી સરકારે ગંભીર જવાબદારી વહોરી લીધી છે. અલ્વરરાજ્યના કિસાનોની વ્યાજબી ફરીયાદો અલ્વર નરેશ પાસે દૂર કરાવવા માટે હિંદી સરકાર નૈતિક રીતે બંધાયેલી છે. જો તેમ નહિં કરવામાં આવે અને એકધારો લશ્કરી અમલ ચાલુ રહે તો પછી મીંઓ પ્રજાને સહન કરવાં પડતાં અનેક કષ્ટો માટે દિલ્હીની નોકરશાહીની રીત પણ જવાબદાર ગણાશે એ ચોકકસ છે.

## ઇલાકાનું અંદાજપત્રક

આંકડાના આડા અને ઉભા કોઠા સાથે ઇલાકાનું અંદાજપત્રક બહાર પડયું છે. સાથે જ આ અંદાજપત્રકમાં પ્રજાને કંઇ પણ રાહત આપવાને બદલે ગૃહમંત્રીએ ૩૫ લાખના નવા કરો માટે ધારાસભાની સંમતી માગી છે. આટલું અપુરતું હોય તેમ સરકારતંત્રની ઓછી આવક માટે આ પ્રધાન જાહેર કરે છે કે ધારાસભાની મદ્યનિષેધ નીતિથી જ અમારી આવકમાં અતિ મ્હોટો ઘટાડો થયો છે. સંભવ છે કે સરકારતંત્રનું જો ચાલે તો આ નીતિ પડતી મુકીને દારૂપીણા ઉત્તેજન ખાતું સ્થાપે. પણ વસ્તુસ્થિતિ એથી જુદી છે. દારૂપીણાની આવકમાં થયેલો ઘટાડો સરકારની મદ્યપાન નિષેધક નીતિ કરતાં વિશ્વવ્યાપી આર્થિક મંદીને આભારી છે. અત્યારે જે કંઇ આવક ઘટી છે તેનું એકમાત્ર કારણ પ્રવર્તતી બેકારી અને નિર્ધનતા છે.

અત્યારના સંજોગોમાં સરકારતંત્ર કહે છે કે તેમની આવક ૧૪,૮૬ લાખ છે ત્યારે ખર્ચનો અડસટ્ટો ૧૫,૨૧ ધારવામાં આવે છે. આમ આવતા વર્ષમાં પડનારો ૩૫ લાખનો ખાડો પુરવા માટે સરકારે સુચવેલા એક પણ પગલાં સાથે કોઇ પણ સંમત થઇ શકે તેમ નથી. સાચો માર્ગ તો દશ ટકા કાપને બદલે સો રૂપીયાથી વધુ પગાર મેળવનારાઓના પગારમાં પંદર ટકા કાપ મૂકવામાં રહેલો છે તેને બદલે તેઓએ આ કાપમાં પાંચ ટકા ઘટાડો કર્યો છે.

આમ આ આખું ય અંદાજપત્રક નિરાશાજનક છે. નથી તેમાં કાબેલ અર્થવિશારદનું બુદ્ધિપ્રાબાલ્ય કે નથી તેમાં કોઇ સ્નોડન સમા નાણામંત્રીની અપૂર્વ તેજસ્વીતા, પણ સર ગુલામહુસેન હીદાયતુલ્લાની ગણત્રીમાં અંદાજપત્રકમાં આવતી ખોટ નવા કરો નાંખીને જ પુરવા સિવાય અન્ય માર્ગ નહિં હોય તો તે નિષ્ફળ નિવડવા સર્જાયેલું છે. કરવેરાને સહન કરવાનું લોકગણીત આથી જુદું છે એમ તેઓશ્રી યાદ રાખે.

## બકલેનો 'ઘરભાડા'નો કાયદો

આખરે એક વર્ષ સુધી કાયદામંત્રીની કચેરીમાં પડી રહીને મજુરનેતા મી. બકલેનો 'ઘરભાડા'નો કાયદો સ્થાનિક ધારાસભા સમક્ષ પહેલાં વાંચન માટે રજુ થયો છે. ધારાસભાના બહિષ્કારની નકારાત્મક નીતિ પુકારનારાઓ જોઇ લે કે ધારાસભામાં જો સાચા રાષ્ટ્રવાદીઓ અને લોકહીતૈષી સભ્યો હોય તો કંઇક સારાં પરિણામો ઉપજાવવાં શક્ય છે. અલબત્ત આથી અમો એમ સુચવતા નથી કે જનતાએ તેનું સર્વ લક્ષ ધારાસભા ઉપર કેંદ્રિત કરવું જોઇએ પણ ધારાસભાના એકલા બહિષ્કારથી આવા સમુહહીતકારી ધારાઓ પણ પસાર થવા મુશ્કેલ બને છે એમ સૌ કોઇ યાદ રાખે તો ઠીક.

વિ. ઘરભાડું એ પણ વ્યાજના જેવો જ ધંધો છે. જો સરકારતંત્રને વ્યાજના દર પર અંકુશ મુકવાની અગત્ય લાગે છે અને મુકે છે તો પછી ઘરભાડાં ઉપર પણ શા માટે સરકારી અંકુશ ન હોય તે સમજી શકાય તેમ નથી. સરકારે વ્યાજની બાબતમાં જેવી તેવી રાહત ખેડુતોને આપી છે તો પછી આવી જ રાહત ઇલાકાના ઘરભાડુતોને આપવાની અગત્ય છે.

ઘરભાડાનો સવાલ એકલા મુંબાઇનો જ નહિં પણ ઇલાકાના દરેક ઉગતા શહેરોનો છે. અમદાવાદમાં ઘરભાડું કુદકે અને ભુસકે વધ્યું છે. કરાંચીમાં પણ તેવી જ સ્થિતિ છે. શોલાપુરમાંથી પણ તેવો જ સુર સંભળાય છે. આ સ્થિતિમાં આ ધારાને મુંબાઇની મર્યાદાઓમાં જ અમલ કરવાને બદલે ઇલાકાવ્યાપી અમલ કરવાની અગત્ય છે.

ધારાસભામાં હજુ આ ધારો પહેલા વાંચન માટે રજુ થાય છે. સંભવ છે કે સરકારની મધ્યમવર્ગના આ ઉકળતા પ્રશ્ન સામે ઉદાસીનતા હોવાથી આ ધારો જલ્દીથી પસાર નહિં થાય. એટલું જ નહિં પણ ઇલાકાની ધારાસભામાં ચુંટાઇ ગયેલા મુડીવાદીઓ અને જમીનદારોના પ્રતિનિધિ સમા સભ્યો જોતાં આ ધારો પહેલા વાંચનમાંથી પણ પસાર થશે કે કેમ તેની અમને શંકા છે.



# રૂપરાણીઓ

લેખક: "નથ્થુભાઇ."

**આ**પણે ત્યાં રૂપરાણીઓની હરીફાઇ કેમ નહિ થતી હોય ?

આ પ્રશ્ન વીલાયતથી તાજા આવેલા એક મિત્રે એક મીજલસમાં પૂછ્યો અને ઘણાં સ્ત્રીઓ ચોંકી ઉઠયા. એ ભાઇનો વિચાર નવો હતો અને શુદ્ધ હતો. એને એમ લાગ્યું કે, આપણા દેશમાંથી પણ અનેક સૌંદર્યવતી લલનાઓને Beuty Competition માં ભાગ લેવા દેવામાં આવે તો તેમાંની કોઇ 'મીસ ઇન્ડીયા' 'મીસ એશિયા' થાય, ને કદાચ–કદાચ 'મીસ યુનીવર્સ' તરીકે નામના મેળવે. તુર્કીની એક મુગ્ધા કુ. કરીમને ૧૯૩૨ ના વર્ષની 'વિશ્વમાં સૌથી સુંદર સ્ત્રી તરીકે કીર્તિ મેળવી ત્યારથી આ ભાઇને આ વિચાર આવ્યા કરતો હતો અને પાશ્ચાત્ય વાતાવરણમાં ઉછરેલા અને ત્યાંના વિચારોથી રંગાયલા અનેક જુવાન મિત્રોને એ વિચાર વધાવી લેવા જેવો લાગ્યો. પરંતુ આપણા દેશમાંની રહેણીકરણી, જન્મના સંસ્કાર અને વાતાવરણ એવાં છે કે, આ વિચારને ઝાઝી પુષ્ટી મળે એ હાલ બનવાજોગ નથી. આપણે ત્યાં ઘરકામમાં ગુલામડી સરખી મનાતી કે પોતાનાં નાનાં બાળકોની આયા તરીકે રહેવા સરજાયેલી ગૃહદેવીનો વિચારવિકાસ હજી એવો થયો નથી કે જગતના સૌંદર્ય પ્રદર્શનમાં ભાગ લેવાનું પણ તેમને સુઝે. વિનયની મૂર્તિરૂપ, શાંત સરોવર જેવી, નમ્ર અને નમણી હિન્દી સ્ત્રીને મન આ વિચાર પણ કદાચ વધારે પડતો લાગે



૧૯૩૨ માં વિશ્વની રૂપરાણી
કુ. કરીમન.

એવો સંભવ ખરો. રૂપનાં આવાં પ્રદર્શન એ નાટકી તમાસા છે એમ પણ મનાય.

અને એ વાત પણ શું સાચી નથી કે, રૂપવતી લલનાઓ પોતાનાં સૌંદર્યનું પ્રદર્શન કરાવવા માટે હરીફાઇમાં જોડાય એ અર્થહીન છે? ઘણાંને ધનનું અભિમાન હોય છે, બીજાઓ સત્તાના અભિમાનમાં મદમસ્ત બને છે ને તેજ રીતે રૂપનું અભિમાન પણ મગજમાં ખુમારી લાવે છે. છતાં જેમ ધન કે સત્તાના અભિમાન રાખ્યાં રહેતાં નથી તેમ રૂપનું અભિમાન પણ મીથ્યા નીવડે છે. જે સ્ત્રી પોતે સુંદર છે એવું અભિમાન સેવી રૂપરાણી થવાનો યત્ન કરે છે તે સ્ત્રીનું અભિમાન ઘડીએ ઘડીમાં, વર્ષ એ વર્ષમાં ફના થાય છે. જેને એક વખત જોવાને અનેક રસિક જનની આંખો ખેંચાતી હોય તે સ્ત્રી

માટે, વખત જીતતાં કોઈ શુ કે પણ નહિ એવો પ્રસંગ આવી પહોંચે છે. રૂપ-ગર્વિતાઓ માટે રૂપ વધારે સંકટરૂપ ને કેટલીકવાર પ્રાણઘાતક પણ નીવડે છે. દ્રૌપદી રૂપવંતી હતી એટલે દુર્યોધન તેના પર મોહ્યો: અને તેથી જ ઘણીય વાર દ્રૌપદીને પણ લાગ્યું કે હું આવા રૂપ વિનાની રમણી હોત તો વધારે સારૂં; ને જ રીતે ઇતિહાસ સાક્ષી પુરે છે કે, પદ્મિની પર મોહી પડનાર અલાઉદ્દીન ખીલજીએ ભારે જંગ મચાવ્યો. આમ સૌંદર્યવતી સન્નારીઓના શીર પર પણ ઓછો ભય ઝઝુમતો નથી. અને ઘણીયે વાર તો એવું પણ બને છે કે એક વખત રૂપના અભિમાનમાં છકી ગયલી અનેક સ્ત્રીઓ જ્યારે વર્ષો પછી પોતાની કાયા નીહાળે છે ત્યારે તેમને થીંથરેહાલ દશામાં જીવનનાં વર્ષો વીતાવવાં ભારે થઇ પડે છે.

જે રૂપરાણીઓ યુરોપ–અમેરિકાની આવી હરીફાઇઓમાં ઉતરી છે ને વિજયી નીવડી છે તેઓ પણ પાછળથી પસ્તાતી માલમ પડે છે. મલ્લકુસ્તીમાં ઉતરવા માટે જેમ પહેલવાનોને વારંવાર પ્રેકટીસો કર્યા કરવી પડે છે અને ક્રીકેટમેચના ખેલાડીઓ અનેક ટ્રાયલ મેચો રમી હરીફાઇની મેચમાં ઉતરે છે તેમ વારંવાર તેલ, અત્તર ને માલીશથી દેહ દીપાવવાના પ્રયાસો આ સુંદરીઓ કરે છે અને હસતે મુખડે હરીફાઇમાં ઉતરે છે. પણ એ જ પળોમાં તેઓ રૂપનું અભિમાન ધરાવતી થઇ જાય છે. ને તે અભિમાન લાંબે કાળે તેમનું જીવન હણે છે.

એકવાર તે રૂપરાણી થઇ, પછી તે કુદરતી રીતિ હરી ફરી શકતી નથી. તેને તેના વાળોની લટો બરાબર રાખવી પડે છે, હોઠ અને ભવાં રંગવા પડે છે, અને સમાજમાં ફરતાં હરતાં પણ આંખોના બનાવટી પલકારા મારવા પડે છે. સંભાળથી અને સ્મિતથી વાત કરવી પડે છે. પગ લથડે નહિ ને કમર અચકાય નહિ તે માટે સાવચેત રહેવું પડે છે. તેને ઉંચે સ્વરે ગાવું હોય કે તોફાન કરવું હોય, સ્કેટીંગ રમવું હોય કે રાંધવું હોય તો પણ તેને તેનું અભિમાન આડું આવે છે. દિવસ અને રાત તે શરીરસૌંદર્યની સાચવણીના વિચારો સેવ્યા કરે છે, અને એ રીતે તેનું જીવન યંત્રવત્ બની રહે છે.

જીંદગીમાં એક વાર આવી નારીઓ સૌંદર્ય માટે સુવિખ્યાત થાય છે. પણ થોડા દિવસ પછી એક બે વર્ષ પછી તેને લોકો ભૂલી જાય છે. તેઓને પોતાના નિત્યક્રમ પ્રમાણે રહેવું પડે છે અને કુસુમ કરમાય તે પ્રમાણે સુંદરતા સુકાય તો એ રીતે રહેવું પણ તેમને ભારે પડે છે. એટલે, Beuty Competition પાછળ આવી ઘણી કરૂણ ઘટનાઓ બને છે.

થોડા જ માસ પર, મોલ્ડાવીઆમાં બારીસાડ ગામમાં આગ્લાઇઆ રીટા નામની ૨૦ વર્ષની મુગ્ધા એવી જ આફતમાં આવી પડી હતી: આખું શહેર નહિ પણ આખો દેશ તેની સુંદરતાની મુક્તકંઠે પ્રશંસા કરતો હતો પણ એ સૌંદર્યથી તે અકળાઇ ગઇ; એક સાંજે વિષ પી તેણે જીંદગીનો અંત આણ્યો. બીજો એક આવો દાખલો થોડા વર્ષ પર બન્યો હતો. વોર્સોમાં ઇરીન વીઝબીકસ નામની કન્યાને પોતાના રૂપનો ભારે ગર્વ હતો; એ સૌંદર્યની હરીફાઇમાં ઉતરી અને જ્યારે પરીક્ષકોએ એવો મત દર્શાવ્યો કે, "ઇરીનને 'મીસ વોર્સો' તરીકે પાસ ન કરી શકાય." ત્યારે તેનો જીવ મુંઝાયો,

તેનું અભિમાન મોડાયું અને માનવ મેદનીમાંથી ભારે કરૂણ ચીસ પાડી તે દોડી ગઇ: એ કલાકમાં સ્થાનિક વર્તમાનપત્રોએ મોટાં મથાળાનાં પોસ્ટરો કાઢયાં: "મીસ ઇરીનનો ડ્રેસીંગ રૂમમાં આપઘાત."

૧૯૨૬ માં ઓસ્ટ્રેલીયાની રૂપરાણીનું માન ધરાવનાર દુલરી બારકલેએ ત્રણ વર્ષ બાદ ઝેર પીધું હતું ને એ રીતે બીજી એક રૂપરાણી પેગીડેવીસ જેના પર એક અમેરિકન કરોડપતિ મોહ્યો હતો તેનું શબ ફ્રેન્ચ રીવેરા પાસે એક ભાંગેલી મોટરકાર પાછળથી મળ્યું હતું. તેણે પિતાને ચીઠ્ઠી લખી જણાવ્યું હતું કે, "હવે મારે વધારે જીવવું નથી."

આવા આપઘાતના બનાવો બ્હાર પડે છે એટલે આપણે માત્ર તે વિષેજ જાણીએ છીએ. બાકી તેઓ કેટલી હતાશ થઇ જીવ બાળતી હશે અને કેવું નિરાશામય જીવન ગાળતી હશે એ કોણ જાણે છે? અનેક આવી રૂપરાણીઓ હોલીવુડમાં જઇ પોતાનું નસીબ અજમાવે છે. પણ ત્યાં ફિલ્મના અભિનયમાં એકલું રૂપ જરૂરનું હોતું નથી એટલે ત્યાં પણ તેમને નિરાશા સાંપડે છે અને તેથી ઘણીવાર એવી રૂપરાણીઓ જેમની રંગીન છબીઓ અને આકર્ષક વર્ણનોથી વર્તમાનપત્રો ભરપુર બન્યાં હોય તેઓ કયા રસ્તા પર રખડી રઝળી મરી જાય છે તે પણ કોઇ જાણતું નથી.

રૂપરાણીઓની આવી અવદશા થાય છે. અને છતાં કોઇકનાં મનમાં એવો વિચાર આવે છે કે, આપણે ત્યાં રૂપરાણીઓની હરીફાઇ કેમ નહિ થતી હોય?

# સંતતિનિયમન એટલે સારી સંતતિ.

## સંતતિનિયમન

### સંબંધી સીધી વાતો

**આ**લમના ઇતિહાસમાં વસ્તીગણત્રી ક્યારથી શરૂ થઇ તે તો અત્યારે સાંપડી શકે તેમ નથી છતાં એ તો હવે સર્વમાન્ય સિદ્ધાંત છે કે દર દશ વર્ષે થતી વસ્તીગણત્રીએ માનવજાતિની અમૂલ્ય સેવા કરી છે. તેણે દર દશ વર્ષે વિકાસ પામતી વસ્તીના આપમેળે બોલતા આંકડાઓ આપ્યા છે, જુદા જુદા ઉદ્યોગોમાં રોકાયેલા અને જુદા જુદા ધંધામાં પ્રવૃત્ત થયેલી વ્યક્તિઓનું સંખ્યાબળ દેખાડયું છે, વસ્તીનું વર્ગીકરણ આપ્યું છે, અને સમાજમાં પ્રવર્તતી ભયંકર નિરક્ષરતા તરફ આંગળી ચીંધી છે. આ સર્વ લાભને પણ એક કોરે મુકી દે એવો લાભ તો એ છે કે વસ્તીપત્રોએ દર દશ વર્ષે વસ્તીમાં થઇ રહેલા અધીક વધારા તરફ આપણું લક્ષ ખેંચીને એ વિષય ઉપર વિચાર કરવાની આપણને ફરજ પાડી છે. આમ વસ્તી ગણત્રી એ સંતતિનિયમનના વિજ્ઞાનની પરોક્ષ પ્રણેતા છે.

લેખકઃ— ૨૦ 'ડોક્ટર'

જગતનું વસ્તીપત્રક દાખવે છે કે દરેક રાષ્ટ્રની વસ્તી વધી રહી છે. આપણે એકલા હિંદનો દાખલો લઇએ તો પણ જણાશે કે છેલ્લા ચાર દશકામાં હિંદની વસ્તીમાં કુલ્લે ૪ કરોડનો વધારો થયો છે. ૧૯૨૧ માં હિંદની વસ્તી માત્ર ૩૧ કરોડ હતી. આજે ૩૫ કરોડની સંખ્યામાં આપણી વસ્તીના આંકડાઓ રમે છે. પણ વસ્તીના આ નિરંકુશ વિકાસથી નવા પ્રશ્નો જન્મ્યા છે, નવી સમસ્યાઓ ઉભી થઇ છે અને એક રીતે આલેખીએ તો અત્યારની કોઇ પણ પદ્ધતિથી ન ઉકેલી શકાય એવા કોયડાઓ ઉભા થયા છે.

દરેક રાષ્ટ્રના મર્યાદાઓ આજે વધતી માનવસંખ્યા માટે ન્હાની બનતી જાય છે. જાપાનના મંચુરીયા ઉપરના આક્રમણ નીચે વધેલી વસ્તીને માટે સંસ્થાન સ્થાપવાની ઇચ્છા કંઇ ગુપ્ત નથી. તેવી જ રીતે તુમાખી મુસોલીની ઇટાલીની વધેલી વસ્તીને માટે જમીન શોધવા માટે ટ્રીપોલી તરફ નજર નાંખે છે. બ્રિટિશરો કેનેડામાં બેકારોને વસવા માટે મોકલી આપે છે. પણ હવે પૃથ્વીનો પટ પણ માનવવસ્તી માટે ન્હાનો બનતો જાય છે. દરેક દેશ આજે અન્ય દેશના વતનીઓને અંદર આવવાની સાફ ના પાડે છે. હિંદ તો પરાધીન રાષ્ટ્ર હોવાથી તેના વતની માટે કોઇ જગ્યાએ જવાય એવો માર્ગ જ નથી. આજે દક્ષિણ આફ્રીકાએ તેમજ પૂર્વ આફ્રીકાએ આપણા વતનીઓ સામે કાળા કાયદાઓ કર્યાં

છે. અમેરિકા તો એશીયાટીક નામ માત્રને સંઘરવાની ના પાડે છે. ત્યારે ઓસ્ટ્રેલીયા, જાવા, સુમાત્રા વગેરે દેશો પણ હિંદીઓને પગ પણ મૂકવા સામે આકરા પ્રતિબંધો મૂકે છે. આમ હિંદીઓ માટ તો પરદેશ વસવાટનો એક પણ માર્ગ રહ્યો નથી.

તેમજ યુદ્ધ, ઉપદ્રવ, અને દુષ્કાળ જેવા કુદરતી અંકુશો પણ સારા નશીબે ઓછા થતા હોવાથી વસ્તીના વિકાસ ઉપર અંકુશ પડે એમ માનવું અશક્ય છે. આમ દરેક દૃષ્ટિકોણથી જોઇએ તો પણ જણાશે કે હિંદની વધેલી વસ્તી અન્ય દેશમાં જઇ શકે તેમ નથી તેમજ આપમેળે તે ઓછી થાય તેમ નથી.

આ સ્થિતિ જો એમ ને એમ ચાલ્યા કરશે તો બહુ જ થોડા સમયમાં—માત્ર દશ વીશ વર્ષમાં—હિંદની વસ્તી દોઢી બની જશે. હિંદના અર્થશાસ્ત્રીઓને સીધો સવાલ પુછી શકાય કે આટલી વિશાળ વસ્તીનું પોષણ થઇ શકે તેટલું ઉત્પન્ન હિંદમાં થાય છે?

* * *

ઓગણીસમી સદીના પહેલા અર્ધમાં યુરોપના એક પ્રખર વિચારકે વસ્તીના નિરંકુશ વિકાસ સામે ચેતવણીનો શંખનાદ કર્યો હતો. તેનું નામ માલ્થસ. આ મહા વિચારકે ગણીતની મદદથી સાબીત કરી આપ્યું હતું કે જગતની વસ્તી ભૂમિતિના ક્રમમા વધી રહી છે ત્યારે જગતનું ઉત્પાદન અંકગણીતના ક્રમમાં વધી રહ્યું છે. અર્થાત્ કે જગતની વસ્તી ૧: ૨: ૪: ૮: ૧૬: ૩૨: ૬૪: ૧૨૮: ૨૫૬ ના ક્રમમાં વધી રહી છે ત્યારે જગતનું ઉત્પાદન ૧: ૨: ૩: ૪: ૫: ૬: ૭: ૮: ૯: ના ક્રમમાં વધી રહ્યું છે. આ ગણીતને આધારે તેણે અર્થસુચક ભવિષ્યવાણી કરી હતી કે એક શતક પછી જગતની વસ્તી એટલી તો વિપુલ બનશે કે તેને પોષવાને માટે જરૂરી અનાજ પણ નહિં હોય.

તેના અવસાન પછી જગતમાં ભયંકર યુધ્ધો, દુષ્કાળો અને ઉપદ્રવો ન પડયા હોત તો આજે ભવિષ્યવાણી સાચી પડી હોત એમ પ્રત્યેક દેશના આગેવાન અર્થશાસ્ત્રી સ્વીકારે છે.

આ અતિ અર્થસુચક આગાહીએ આખાયે યુરોપને વિચાર કરતું કરી દીધું. અનેક અર્થવિશારદોએ તેના આ અળખામણા અનુમાનને અસત્ય ઠરાવવા માટે તનતોડ પ્રયાસ કર્યો. પણ એક શતકના અનુભવે સાબીત કરી આપ્યું છે કે માલ્થસના સિદ્ધાંતો સાવ સાચા હતા. આ વિધાન હિંદની વસ્તીને કેટલું અનુરૂપ છે તે તો બી. ટી. રણદીવેએ (એમ. એ.) પોતાના અપ્રતિમ પુસ્તકમાં (Population Problem of India) સપ્રમાણ સાબીત કરી આપ્યું છે.

આ સમસ્યાની વિચારણામાં સંતતિનિયમનનો જન્મ થાય છે જગતની વિપુલ પ્રમાણમાં વધતી વસ્તી ઉપર અંકુશ મુકાવો જોઇએ એવા પ્રયત્નમાં સંતતિનિયમનના વિજ્ઞાનનો જન્મ થાય છે. અતિ વસ્તીના ઉકળાટથી પીડાઇને માનવ માર્ગ શોધે છે અને એ માર્ગ તેને સંતતિનિયમનના વિજ્ઞાનમાં જડે છે. કુદરતની આ અરાજક પ્રવૃત્તિ ઉપર આખરે મર્યાદા મુકાય છે. માનવ જાહેર કરે છે કે અમોએ કુદરતના આ છેલ્લા કિલ્લાને પણ જમીનદોસ્ત કર્યો છે.

માનવ હવે વસ્તીને નિરંકુશ રીતે વધવા દેવા તૈયાર નથી. તેઓ કહે છે કે દરેક કુટુંબ પોતાની આર્થિક સ્થિતિને અનુલક્ષીને જ સંતાનો ઉત્પન્ન કરશે. અને જેમ કુટુંબો આ મર્યાદા જાળવશે તેમ સમગ્ર રાષ્ટ્ર પણ આ મર્યાદાઓ આપમેળે જાળવશે.

એટલે જ પછી માલ્થસની ભયંકર આગાહી સાચી પડવા માટે સંભવ રહેશે નહિં. પણ એ રીતે સંતતિનિયમનના વિજ્ઞાનની શોધ કરવાની ફરજ પાડવામાં માલ્થસે સ્થાપેલા સિદ્ધાંતોએ સરસ ભાગ ભજવ્યો છે એ જોતાં સંતતિનિયમનના વિજ્ઞાનના એ પિતા મનાય છે એમાં લેશ માત્ર અસત્ય નથી કે અતિશયોક્તિ નથી.

પણ આ અમંગળ આગાહીએ જે મંગળ વિજ્ઞાનની શોધ કરી તે વિજ્ઞાન વ્યક્તિની દૃષ્ટિએ તેમજ રાષ્ટ્રની દૃષ્ટિએ કેટલું હિતકારક છે તે આપણે આવતાં પ્રકરણોમાં જોઇશું.

# ચર્ચાના ચોગાનમાં–

**ન**વયુગના વાંચકો ચર્ચામાં સારો રસ લઇ રહ્યા છે એ અતિ આનંદની વસ્તુ છે. અમો આશા રાખીએ છીએ કે નવયુગનો પ્રત્યેક વાંચક આ મથાળા નીચે થતી ચર્ચામાં ભાગ લે એટલુંજ નહિ પણ અમુક વિચારોને સ્પષ્ટ કરવામાં અમારા યત્નોને સહાય આપે. આ મહીને કેટલાક લેખો ઉપર આવેલાં ચર્ચાપત્રો તેના જવાબ સાથે અત્રે પ્રસિધ્ધ કર્યાં છે:–

## યુગબળનાં આંદોલનો

રા. અધિપતિ સાહેબ,

સાહેબ, આપના ફેબ્રુઆરી અંકમાં 'યુગબળના આંદોલનો' નામનો એક સરસ વિચારપૂર્ણ લેખ પ્રસિદ્ધ થયો છે. આ લેખમાં લેખકે યુગબળ સમજાવવાનો સારો પ્રયત્ન કર્યો છે. પણ હું માનું છું કે આપે જે મથાળું મુકયું છે તેમાં એક જ વસ્તુ બે વાર કહેવાય જાય છે. દાખલા તરીકે યુગબળ–એ પોતે જ આંદોલન સમું છે. તેના કંઇ જુદાં આંદોલનો હોતાં નથી. યુગબળને પ્રગતિમાન ગણીએ તો દરેક પ્રગતિકારક પ્રવૃત્તિ યુગનાં આંદોલનો સમી છે. તેનું પ્રગતિતત્વ તે તેનું યુગબળ છે. આમ આ મથાળામાં એક જ વસ્તુ બે વાર કહેવામાં આવે છે એ દેખાશે.

અમદાવાદ–

–લી૦ રમણીકલાલ કે. દલાલ.

[ 'યુગબળનાં આંદોલનો' માં ભાઇશ્રી રમણીકલાલે બતાવેલા દોષ સાથે અમો સંમત થઇએ છીએ. પણ આખા લખમાં લેખકે યુગબળને અનુરૂપ આંદોલનોને યુગબળનાં આંદોલનો સાથે ઓળખાવ્યાં હોવાથી જ અમો ઉપલું મથાળું મુકવા પ્રેરાયા હતા.

તંત્રી. ]

## ખોટી શરમ !

રા. અધિપતિ સાહેબ,

'આ આંદોલનો અટકવાં જોઇએ' એ લેખમાં સમાયેલી દલીલો સંબંધી મ્હારે કંઇ કહેવું નથી. પણ હું કહીશ કે શા માટે આ પ્રવૃત્તિને સંકેલી લેવી જોઇએ? ત્હમો જાણો છો કે આર્થિક આપદ્ તો જરાય ઉતરી નથી. ખેડુતોના ઉપર કર-વેરાનો ભાર તો જરાય હલકો બન્યો નથી. કામદારોના પગાર પ્રત્યેક દિવસે કપાઇ રહ્યા છે. મધ્યમવર્ગની બેકારી વધતી જાય છે. લોકો ધાન્યને અભાવે લુંટફાટ ઉપર ચઢયા છે. પંજાબમાં પડતી ધાડોનું આ મુખ્ય કારણ છે. ગુજરાતમાં

પણ ધાડો પડવા માંડી છે. આ સ્થિતિ બનાવી આપે છે કે સરકાર દમનના આકરા કાયદાઓ હેઠા મૂકી શકે તેમ નથી. આર્થિક દુઃખથી ઉપજતો અસંતોષ સંગઠનનું સ્વરૂપ લે ત્યાર પહેલાં જ તેને કચરી નાંખવા માટે યોજનાઓ સરકારના મથકમાં થઇ રહી છે એમ સંભળાય છે તો પછી નિષ્પ્રાણ બનેલી પ્રવૃત્તિને પણ ચાલ્યા જ કરવા દેવી એમાં જ લોકનું, મહાસભાનું તેમજ આખરે સર્વકોઇનું હિત નથી એમ કોણ નહિં કહી શકે?'

—લે: 'ધ્યાનપૂર્વક વાંચનાર'

[જવાબમાં આ ભાઇ જાણી લે કે આ પ્રવૃત્તિથી સરકારતંત્રના કિલ્લાની એક કાંકરી પણ ખરી પડતી હોત તો અમો આવો લેખ લખત નથી. પણ મહાસભાના પ્રોગ્રામમાં-કે અત્યારે ચાલી રહેલાં આંદોલનોમાં નથી વ્યવહારિકપણું કે નથી રાજકીય વ્યુહરચના. સંપત્તિવાનોના સાથમાં શરૂ થયેલી આ પ્રવૃત્તિ આઝાદીના આદર્શ નજીક આપણને લઇ જઇ શકે તેમ નથી. તમો કદાચ આ વિધાન સ્વીકારવાની ના પાડો. પણ જો તમો જરા ઉંડો વિચાર કરીને જોશો તો મહાસભાના આંદોલનો છતાંય સરકારને લગભગ પુરું ભરેલુલ સાંપડયું છે, તેની આવક અકબંધ રહી છે અને હમણાં જ સરકારે માગેલા પંદર કરોડ રૂપીયા માત્ર દશજ મીનીટમાં લોકના સંપત્તિવાનોએ આપ્યા છે. આ બનાવી આપે છે કે આવાં આંદોલનો પછવાડે અપૂર્વ આત્મભોગ આપવા છતાં પણ સામ્રાજ્યવાદનો એક પણ આધારસ્તંભ તુટયો નથી. આમ અનુભવ શીખવે છે કે આવી પ્રવૃત્તિમાંથી કંઇ પણ નક્કર રાજકીય પરિણામ ઉપજાવવું અશક્ય છે. ત્યારે આ પ્રવૃત્તિ આગળ ચલાવવાથી શું અર્થ છે? શું લોકહિત છે?

તેમજ તમો કહો છો કે આર્થિક આપદ્વેળા (crises) હજુ સનાતન હોવાથી સરકાર દમનનાં આયુધો નીચાં મૂકી શકે તેમ નથી. અલબત્ત એ સાચું છે. પણ સરકારે અનેકવાર કહેલું છે કે જો મહાત્મા ગાંધીજી સવિનય અનાદરની લડત પાછી ખેંચી લે તો ઓડીનન્સો રદ કરે. અમો કહીએ છીએ કે મહાત્માજીએ દમનના આયુધો મ્યાન કરવાની શરતે તરત જ સમાધાન કરવું જોઇએ.

સાથે જ જનતાએ પણ હવે આ પ્રોગ્રામ ઉપર ખૂબ વિચાર કરવાની જરૂર છે. મહાસભાનો રાજકીય કાર્યક્રમ કેમ નિષ્ફળ નિવડયો તે ઉપર ખૂબ વિચાર કરીને નવો કાર્યક્રમ સર્જવાની જરૂર છે. લીબરલોની માફક અમો આઝાદીની ભાવનાને સંકેલી લેવાનું સુચવતા નથી; મોડરેટની માફક આમવર્ગની આખરી લડત માટે અમારામાં અશ્રદ્ધા નથી; પણ અમો કહીએ છીએ કે જો તમારી ભાવના ખરેખર પ્રામાણિક હોય તો શહેરે શહેરે કામદારસંઘો સ્થાપો, અને ગામડે ગામડે ખેડુતસંઘો સ્થાપો. કાયદાની સીમામાં રહીને તેમ કરવું શક્ય છે. આથી જ આર્થિક કારણો ઉપર આવા દેશવ્યાપી સંઘો સ્થાપીને રાજકીય લડત માટે સાચું પીઠબળ ઉભું કરવું જોઇએ. —તંત્રી

## યુવાનોને આમંત્રણ

રા. અધિપતિ સાહેબ,

ફેબ્રુઆરી અંકમાં પ્રસિદ્ધ થયેલો 'યુવાનોને આમંત્રણ'વાળો લેખ અતિ અભ્યાસપૂર્ણ અને મનનીય છે પણ આપે એકાર

યુવાનોનાં દુ:ખ તરફ આંગળી પણ ચિંધી નથી એ અતિ ખોટું કર્યું છે. આપ જાણો છો કે શારદા એકટ હોવા છતાં પણ ગુજરાતના લગભગ ૮૦ ટકા જેટલા જુવાનો પરણેલા હોય છે. તેમ જ તેમાંથી લગભગ ૪૦ ટકા જેટલા સમુદાયને તો પોતાના માતાપિતાનું પણ પોષણ કરવું પડે તેમ હોય છે. આવા યુવાનોની આર્થિક સ્થિતિની તો કલ્પના જ કરી શકાય તેમ નથી. સાથે જ આવા આર્થિક ભારથી કચડાયેલા આપણા યુવાનો નિષ્પ્રાણ અને નિર્જીવ દીસે તેમાં નવાઇ છે?

આટલું અપુરતું હોય તેમ આજે તેઓ બેકારીના વંટોળીયામાં સપડાઇ ગયા છે. ગુજરાતના પાંચમાંથી ત્રણ યુવાનો બેકાર છે એમ જો હું કહીશ તો ત્હમોને અતિશયોકિત લાગશે પણ એ સાવ સત્ય છે.

આ યુવાનોને માટે પ્રથમ પ્રશ્ન નોકરીનો છે ત્યાર પછી જ તેઓ રાજકીય અને આર્થિક આઝાદીની વાતો કરી શકે!

—'બેકાર'

[ભાઇશ્રી 'બેકારે' જણાવેલી વસ્તુ સાચી છે પણ આ બેકાર યુવાનો સમજી લે કે જ્યાં સુધી મુડીવાદી ઉત્પાદનપદ્ધતિ કાયમ રહેશે ત્યાં સુધી બેકારી ઘટવાની નથી. આવતીકાલે હિંદને સ્વરાજ્ય મળે અને આ જ સમાજરચના કાયમ રહે તો પણ બેકારીનો ઉકેલ કંઇ આવવાનો નથી. ઇંગ્લાંડ, જાપાન, જર્મની વગેરે દેશોનો અનુભવ શિખવે છે કે બેકારી એ મુડીવાદી સમાજરચનાનું જ સીધું પરિણામ છે. આથી જ બેકાર યુવાનોને માટે સૌથી સરસ માર્ગ તો સમાજવાદની સ્થાપના માટે પ્રયત્ન કરવાનો છે. મુડીવાદના નાશમાં જ બેકાર યુવાનોના સનાતન દર્દનો કાયમી ઉકેલ સમાયેલો છે.

આથી જ આવા યુવાનોને આમંત્રણ છે કે નોકરી માટે દિનભર શ્રમ કરવાને બદલે ત્હમારી શકિત સમાજવાદની સ્થાપનાના શુભ કાર્યમાં ખરચો. યાદ રાખશો કે ત્હમારા આ આદર્શના સાફલ્ય ઉપર ત્હમારા એકલાનું નહિં પણ સમગ્ર માનવજાતિનું સુખ અવલંબે છે.

— તં.



# નવું–સાહિત્ય

## લાડકાવ્યો :

> પ્રયોજક: નટવરલાલ વીમાવાળા, પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદીર, સુરત. પ્રથમ આવૃત્તિ મુલ્ય ચાર આના.

આકર્ષક રંગોમાં છાપેલાં આ સુંદર પુસ્તકને અવલોકતાં અમને અતિ આનંદ થાય છે. લાડકાવ્યો ખરેખર અતિ આનંદજનક છે. બાળકોને આ કાવ્યો ખુબ પસંદ પડશે એ તો નિઃશંક છે. કવિતાની સાથે સાથે અનુરૂપ ચિત્રો હોવાથી આ પુસ્તક વધુ આકર્ષક બન્યું છે. અમો દરેક માતાપિતાને આ પુસ્તક વસાવવાની ભલામણ કરીએ છીએ ભાઇ નટવરલાલે બાળસાહિત્યમાં મક્કમતાથી પ્રવેશ કર્યો છે. અમો તેમને આ દિશામાં સાફલ્ય ઇચ્છીએ છીએ.

## બેટરી :

> પ્રકાશક : ગાંડીવ સાહિત્ય મંદીર, ૧૮૦, કેળાંપીઠ સુરત. મુલ્ય છ આના.

'સ્ત્રીશક્તિ ગ્રંથમાળા'નું આ પાંચમું પુષ્પ છે' ગૃહજીવનના સામાન્ય પ્રશ્નો પર બેધડક ચર્ચા કરતી આ વાર્તાઓ સાંપ્રત સમાજરચનાને અતિ બોધપ્રદ અને સાથે જ આનંદજનક છે. એકંદરે આમાં પાંચ વાર્તાઓ છે. વાર્તાની વસ્તુ સાથે સુસંગત ચિત્રો છે. પુસ્તકનું કદ જોતાં, તેમજ આકર્ષક ગેટઅપ જોતાં મુલ્ય નામશેષ જેવું છે. દરેક ઘરમાં આવું પુસ્તક હોય એ અતિ અગત્યનું છે.

## કડીયા યુગાન્તર :

> તંત્રી : મગનલાલ જી. પરમાર. પ્રકાશક : વ્યવસ્થાપક કડીયા યુગાન્તર, ધોરાજી, કાઠીઆવાડ. વાર્ષિક લવાજમ રૂ. ૪. અંક પહેલો.

કડીયા કોમ એ આખી શ્રમજીવી કોમ છે. આથી તેમના પ્રશ્નોને ચર્ચવાને, તેમજ તેમના સામાજીક વિકાસમાં સહાય આપવાને માટે ઉભા થયેલા આ પત્રને અમો સફળ કારકીર્દી ઇચ્છીએ છીએ.

આશા છે કે આ માસિક સામાજીક સેવાના ન્હાના ક્ષેત્રમાં જ નહિં પડી રહે. કડીયા કોમને માટે આર્થિક પ્રશ્નો તેટલા જ ઉગ્ર છે. ચોમાસામાં આ આખી કોમ લગભગ બેકાર જેવી રહે છે. આવા પ્રશ્નોની છણુવટ આ માસિક ઉપાડી લે એવી સલાહ આપવી, આશા છે કે, અસ્થાને નહિં મનાય.

## સુમનાવલી–પુસ્તકાલયની પુરવણી.

સુંદર આર્ટપેપર પર છાપેલાં આ નીતિવચનો આ યુગને કેટલાં અનુરૂ । છે તે ઉપર પ્રકાશકોએ વિચાર કરવાની જરૂર છે. ધાર્મિક ધતિંગોનો કાળ તો કયારનો ય કુચકદમ કરી ગયો છે. ભાખરીની ભૂખ આગળ અધ્યાત્મવાદી તત્વજ્ઞાન કયારનું ય ભાંગી પડયું છે એટલે જ આ પુસ્તક પ્રગટ ન થયું હોત તો જનતાને નુકશાન થાત નહિં એવી અમારી ચોક્કસ માન્યતા છે.

## અર્ધાંગના

પ્રગટકર્તા: ગાંડીવ સાહિત્ય મંદીર. ૧૮૦ કેળાંપીઠ સુરત. મુલ્ય ચાર આના.

"સ્ત્રીશક્તિ"માં પ્રગટ થઇ ગયેલી આ વાર્તાઓનો ન્હાનકડો સંગ્રહ અનેક રીતે આવકારણીય છે. સમાજજીવનની ભૂમિકા ઉપર રચાયેલી વાર્તાઓ એકલી આનંદપ્રેરક નથી પણ સાથે તે વિચારપ્રેરક છે. એકંદરે પાંચ વાર્તાઓ છે. અર્ધાંગના, વડપૂજન, કલામયી, બનારશી શેલું અને માણસાઇ. સાથે જ અનુરૂપ ચિત્રોય પણ આપવામાં આવ્યાં છે. ગુજરાતની સ્ત્રીજનતામાં આ પુસ્તક અતિ પ્રિય થઇ પડશે એ ચોક્કસ છે.

## રંગતરંગ

લેખકઃ જ્યોતિંદ્ર હ. દવે. પ્રકાશક ગાંડીવ સાહિત્યમંદીર. કેળાંપીઠ, સુરત. મુલ્ય સવા-રૂપીયો.

'ગુજરાત' તેમજ અન્ય મ સિકોમાં પૂર્વે પ્રગટ થઇ ગયેલી ભાઇશ્રી જ્યોતિંદ્ર દવેની સાહિત્યકૃતિઓનો આ એક મનોરમ્ય સમુચ્ચય છે. બધી મળીને બાવીસ વાર્તાઓ રજુ થઇ છે. આ બાવીસ વાર્તામાં કઇ વાર્તા વધુ સરસ છે, કઇ વાર્તા ઓછી સરસ છે તે કહેવું અશકય છે. અમને તો બધી ય ગમી છે. એટલે ભાઇશ્રી જ્યોતિંદ્રની હાસ્ય ઉપજાવવાની શકિત વિશે જ કંઇક ઉલ્લેખ કરવો આશા છે કે આ સ્થાને સુસંગત મનાશે.

ભાઇશ્રી જ્યોતિંદ્રનું હાસ્ય પ્રસંગો કરતાં પાત્રોના બુદ્ધિપ્રાબલ્ય ઉપર વધુ અવલંબે છે. એટલું જ નહિ પણ અમૂક વસ્તુના આયોજનથી તેઓ સારી રીતે હાસ્ય સર્જી શકે છે. દાખલા તરીકે 'ઘાટીને ખુલ્લો પત્ર'માં–

> 'મ્હારા એક ઓળખીતાને ત્યાં એક મહીનામાં અઠાવીસ ઘાટીઓ બદલાયા હતા. ૩૦ નહિ ને ૨૮ જ તેનું કારણ એટલું હતું કે તે ફેબ્રુઆરી માસ હતો.'

આ આયોજનમાં સમાયેલું હાસ્ય અતિ ઉંચી કક્ષાનું છે. તેમ જ 'એ કોણ હતી?' તેમાં લેખક કલ્પનાને પાંખો આપીને એવા તો પછાડે છે કે આપણને હસવું આવે છે. તેમ જ 'અસત્ય'માં તેમણે પ્રચાર સાથે હાસ્યને સારૂં સંમિશ્રણ કર્યું છે.

પ્રત્યેક પ્રત્યેક વાર્તા તેમની આ ઉંચ

પ્રકારનું હાસ્ય ઉપજાવવાની શક્તિની સારી પ્રતિતિ આપે છે. પ્રત્યેક પાત્ર બુદ્ધિની તેજસ્વિતાનું કંઈક કંઈક ભાન કરાવે છે. આમ તેમનું હાસ્ય અમુક કક્ષાના વાંચકો માગી લે છે. તેઓ સમાજજીવનને સ્પર્શતા નથી. તેઓ વ્યક્તિના જીવનની ન્હાની ન્હાની બાબતો ઉપર મજાક કરતા નથી. પણ કલ્પનાના જોર પર નવી વસ્તુનું જ વિધાન કરે છે. અને આથી જ તેમના હાસ્યરસે નવું સ્વરૂપ લીધું છે.

સાથે જ બરટ્રાન્ડ રસેલની માફક વિચાર ગાંભિર્ય સાથે હળવા નિબંધો લખવાનું શરૂ કરે તો જ્યોતિંદ્ર હવે સારી પ્રગતિ કરી શકશે એવી આશા તેમના આ હાસ્ય સમુચ્ચય ઉપરથી જરૂર જણાય છે. આશા છે કે જેવા તેમના લેખો પ્રસિદ્ધ થયા હતા ત્યારે લોકાદર પામ્યા હતા તેવી જ રીતે આ પુસ્તક પણ લોકવર્ગ અપનાવે.

'૫'

## નાશની નોબત

લેખક. રા૦ કુમુદ સી. નાણાવટી. પ્રકાશક શ્રી. શંકરપ્રસાદ એસ. નાણાવટી. તંત્રીઃ માતૃભૂમી, ઠે. આકાશેઠ કુવાની પોળ, અમદાવાદ. મુલ્ય રૂ. ૧.

ઉપરોક્ત પુસ્તક અમદાવાદથી પ્રસિદ્ધ થતાં અઠવાડીક પત્ર 'માતૃભૂમી'ના પ્રથમ વર્ષની ભેટ તરીકે પ્રસિદ્ધ થયું છે. ભાઈ કુમુદ સી. નાણાવટી, ભીન્ન ભીન્ન વર્તમાનપત્રોનાં પાનાંઓ પર વાર્તાઓ, નવલીકાઓ, તથા ચર્ચાપત્રો રૂપે અવારનવાર દેખા દે છે તેમના જ લખ્યા મુજબ આ તેમનો પ્રયાસ પ્રથમવારનો જ હોઈ ક્યાંક ક્યાંક ત્રુટીઓ જણાવા વિષે તેમને ભિતી છે; પરંતુ અમને એવી ત્રુટીઓ જણાતી નથી. હા, ક્યાંક ક્યાંક નાટ્યપ્રયોગનું ભાન કરાવે તેવાં વાક્યો ડોકીયાં કરી જાય છે, તેટલું જ. તે સિવાય, એમની ભાષાની ભભક, લેખનશૈલી તથા વાર્તાના વમળમાં વાંચકને છેવટ સુધી ગુંથાયલા રાખવાની ઢબ સરસ છે. વાર્તાનો પ્રસંગ પણ લેખકે સરસ પસંદ કર્યો છેઃ કેટલાંય રાજ્યો આ પુસ્તકમાં જણાવ્યા મુજબની નીતિ-પ્રકરણતામાં હજમ થઈ ગયાં, કેટલાય રાજવીઓએ પોતાની સ્વાર્થપીપાસાના પોષણ પાછળ પોતાની પ્રજાનાં જીવનની આહુતીઓ અર્પી દીધી છે. આવો જ એક કીસ્સો ચુંટી ભાઈ કુમુદે તેના પરથી નવલકથા સર્જી છે. અમો "માતૃભૂમી"-ના તંત્રીને ભાઈ કુમુદનું પુસ્તક પ્રગટ કરવા બદલ અભિનંદન આપીએ છીએ. સાથોસાથ ભાઈ કુમુદને પણ પાત્રાલેખન પર તથા ભાષામાં ક્યાંક ક્યાંક આવતાં નાટકીય વાક્યો ભવિષ્યમાં ન આવે તે પર વિશેષ લક્ષ આપી પોતાનો પ્રયાસ જારી રાખે તેવો ભલામણ કરીએ છીએ.

(ક)

